

મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ-અમદાવાદ
મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠક.

સિવાય કે—

૧. સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના ઇતિહાસ વિભાગના અધ્યક્ષનું ભાષણ-મુંબાઇના સાહિત્ય પ્રેસના મેનેજર હાઋશંકર પ્રભુરામ ભટ્ટે,

૨. વિજ્ઞાન વિભાગના અધ્યક્ષનું ભાષણ-મુંબઇના મનોરંજન પ્રેસના મેનેજર ડી. આર. ચિત્રે,

૩. જૈન વિભાગના અધ્યક્ષનું ભાષણ-પંડિત સુખલાલ સંઘવીનો "જૈન ન્યાયનો ક્રમિક વિકાસ" નામનો નિબંધ અને શેઠ કુંવરજી આણંદજીનો "કર્મ સંબંધી જૈન સાહિત્ય" નામનો નિબંધ-એ ત્રણે ભાગો ભાવનગરમાં આનંદ પ્રિન્ટીંગ પ્રેસના મેનેજર શેઠ દેવચંદ દામજીએ,

૪. ચિત્રો-મુંબઇમાં લક્ષ્મીઆર્ટ પ્રીંટીંગ પ્રેસના મેનેજરે છાપેલ છે

સામાન્ય મંત્રીઓ, નીલકંઠ મહાદેવની શેરી, ભાવનગર
પ્રસિદ્ધસ્થાન : ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ઓફીસ, અમદાવાદ
એન એમ. ત્રિપાઠીની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.



મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી

તેઓનો સંદેશ –

“હું ગુજરાતી ભાષાના પ્રચારને બનીશકે તેટલો ટેકો આપીશ”

# ૧ વિભાગાનુક્રમણિકા.

# વિષયાનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

### સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદનો વૃત્તાંત.

## ભાગ ૨ જો.

પ્રમુખો તથા અધ્યક્ષોનાં ભાષણો—



## ભાગ ૩ જો.

સાહિત્ય વિભાગ—

## ભાગ ૪ થો

### ઇતિહાસ વિભાગ

## ભાગ ૫ મો

વિજ્ઞાન વિભાગ.—



## ભાગ ૬ ઠ્ઠો

જૈન વિભાગ.—



## ભાગ ૭ મો

સાહિત્ય વિભાગ, પૂરવણી—

# ૩ ચિત્રાનુક્રમણિકા.

# ભાગ ૧ લો

## સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદનો વૃત્તાંત.

( અધિવેશન-વિ. સં. ૧૯૮૦, ઈ. સ. ૧૯૨૪ના એપ્રિલ માસમાં
મુ. ભાવનગર. )

# ક–અધિવેશન પૂર્વનો વૃત્તાંત.

Valabhjee Ramjee

## ૧ પૂર્વવૃત્ત.

ઇ. સ. ૧૯૨૦ ( સં. ૧૯૭૬ ) મા અમદાવાદમા મળેલી છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદની સભામા રા. વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા તથા રા માનશંકર પીતાબરદાસ મહેતાએ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદને ભાવનગરમા મળવાનું આમંત્રણ કર્યું, ત્યારે તેઓ કેવી જવાબદારી માથે લે છે, તેનો તેઓને પૂરેપૂરો ખ્યાલ આવ્યો ન હતો. ભાવનગરથી કેટલાક સાહિત્યવિલાસીઓ તે પરિષદમા ભાગ લેવાને આવ્યા હતા તેઓના એકત્ર આમહથી જ તેઓને તે પગલું ભરવુ પડ્યું હતું પરંતુ તે પ્રસંગે પણ તેઓના જાણવામા હતુ કે–ઇ. સ. ૧૯૦૭ મા મુબઇમા ભરાયેલી બીજી સાહિત્ય પરિષદના ઠરાવ મુજબ ત્યાર પછી સાહિત્ય પરિષદ્ ક્યાં બોલાવવી, તેનો વિચાર કરવાને ઇ. સ. ૧૯૦૯ મા રાજકોટ મુકામે એક સભા ભરાઇ હતી તે પ્રસંગે કેટલાક સભ્યોએ ભાવનગરે આમંત્રણ કરવાનો ભાવનગરના પ્રતિનિધિઓને બહુ આગ્રહ કર્યો હતો તે જ મુજબ ઇ. સ. ૧૯૦૯ મા સુરતમા પાચમી સાહિત્ય પરિષદ્ ભરાઇ હતી, તે પ્રસંગે પણ ત્યાર પછીની પરિષદ્ ભાવનગર, નડિયાદ અથવા ભરૂચે બોલાવવી, એમ ઘણા સભ્યોએ અભિપ્રાય આપ્યો હતો. પરંતુ તે સમયે તે ત્રણમાથી કોઇ પણ સ્થળ તૈયાર ન હોવાથી ઇ. સ ૧૯૨૦ મા છઠ્ઠી સાહિત્ય પરિષદ્ અમદાવાદમા ભરાઇ. મહાત્મા ગાધીજી, જગત્કવિ રવીન્દ્રનાથ ટાગોર અને શ્રીમતી સરલાદેવી જેવી દર્શનીય વ્યક્તિઓથી તે પરિષદ્ બહુ આકર્ષક થઇ પડી હતી. અમદાવાદને ભૌગોલિક સ્થિતિને લઇને સાહિત્ય ક્ષેત્રમા જે લાભો મળ્યા, તેવા લાભો ભાવનગરને મળી શકે નહિ. છતા જ્યા સુધી ભાવનગરમા સાક્ષરવર્ય મણિશંકર રત્નજી ભટ્ટ, પ્રોફેસર જેક્સિનદાસ જેઠાભાઇ કણિયા, શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ જેવા સાક્ષરોના આંદોલનોથી ભાવનગરની પ્રજાની સાહિત્યવૃત્તિનું ઉદ્દીપન થતું રહેતું હોય, કેળવણીના વિષયમા નવીન પ્રયોગોથી ભાવનગરની પ્રજામા નવનવા સંસ્કારો જાગ્રત કરનાર દક્ષિણામૂર્તિ ભવન વિદ્યમાન હોય, ત્યા સુધી ભાવનગરમા સાહિત્ય પરિષદને નિમંત્રણ કરનારાઓને સંકોચ રહેવાનું કંઇ કારણ ન હતું. અને ભાવનગરની પ્રજાની અને રાજ્યની પ્રથમથી સંમતિ મેળવવાની તો આવશ્યકતા હતી, તેમ છતા પણ આમંત્રણ કરનારાઓનો પ્રજા અને રાજ્ય ઉપર પૂરેપૂરો વિશ્વાસ હોવાથી એટલું મોટું સાહસ કર્યું હતું. તે સમયે ભાવનગરની પ્રજા રાજકીય વાતાવરણથી એટલી બધી છવાઇ ગઇ હતી કે સાહિત્ય પ્રવૃત્તિનો પત્તો લાગે તેમ ન હતું. જગત્કવિ રવીન્દ્રનાથ ટાગોરના દર્શનથી ભાવનગરની પ્રજાની લપાઇ રહેલી સાહિત્ય પ્રવૃત્તિ એકદમ આગળ ધસી આવશે, એમ માનીને તેઓએ મહાત્મા ગાધીજીને, જગત્કવિ રવીન્દ્રનાથ ટાગોરને અને શ્રીમતી સરલાદેવીને ભાવનગર આવવાનું આમંત્રણ કર્યું. મહાત્મા ગાધીજી અને શ્રીમતી સરલાદેવી અનિવાર્ય કારણને લીધે તે આમંત્રણ સ્વીકારી શક્યા નહિ. પરંતુ જગત્કવિ રવીન્દ્રનાથ ટાગોર પધાર્યા. ભાવનગરની આખી પ્રજાએ, અધિકારી-વર્ગે તેમજ શ્રીયુત

સંસ્કારો ઉદ્‌બુદ્ધ કર્યા, જેને પરિણામે આખી પ્રજા આગામી સાહિત્ય પરિષદ્-મંડળના મંત્રીઓ શ્રીયુત રમણભાઇ મહીપતરામ નીલકંઠ તથા શ્રીયુત હીરાલાલ ત્રિભુવનદાસ પારેખનો ભાવનગરમા સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવાની ઉઘરાણીનો તા. ૨૫-૪-૧૯૨૨ નો પત્ર આવ્યો. તા. ૧૫-૧૦-૧૯૨૨ (સંવત ૧૯૭૮ ના ભાદ્રપદ શુદી ૫ વાર રવિ) ને રોજ શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટના પ્રમુખપણા નીચે ભરાયેલ સાહિત્યસભાની વાર્ષિકસભા સમક્ષ તે પત્ર મંત્રીઓએ રજુ કર્યો, અને "સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ઇ. સ. ૧૯૨૩ ના અકટોબર માસમાં ભરવાનો અને તે બાબતની શરૂઆત કરવા માટે એક માસમાં ભાવનગરની જાહેર સભા બોલાવવાનો" તે સભાએ સર્વાનુમતે ઠરાવ કર્યો. તે ઠરાવનો અમલ કરતા પૂર્વે આખી ગુજરાતી પ્રજાની જાણ માટે મંત્રીઓએ ગુજરાતના સઘળાં સાપ્તાહિક અને દૈનિક પત્રોમા એક પત્રિકા પ્રસિદ્ધ કરી. (જુઓ, સાથેનું પરિશિષ્ટ અંક ૬ ની પત્રિકા) પરંતુ શુભ કામ શરૂ કરતા જ તેમા વિઘ્નો આવ્યા વિના રહેતા નથી. જેઓને સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને બીજી હરકોઇ પરિષદ્‌થી અપૂર્વ બનાવવાની તીવ્ર ઉત્કંઠા હતી, તે શ્રીયુત કૌશિકરામ ભાઇએ ભાવનગરના રાજ્યની નોકરી સાથે સાહિત્ય સભાનો પણ કાયમી સંબંધ છોડયો. તેઓની ખામી ડગલે પગલે જણાવા માડી. તે ખામી દૂર કરવા ગુજરાતી સાહિત્ય પરિષદ્-મંડળના મંત્રીઓ શ્રીયુત રમણભાઈ મહિપતરામ નીલકંઠને અને શ્રીયુત હીરાલાલ ત્રિભુવન પારેખને હવે પછી ભરાવાની ભાવનગરની જાહેર પ્રજામા હાજર રહેવાનું આમંત્રણ કર્યું તે આમંત્રણ તેઓએ બહુ ઉત્સાહપૂર્વક સ્વીકાર્યું. સંવત ૧૯૭૯ ના કાર્તિક્ય વદ ૩ વાર રવિ તા. ૫-૧૧-૧૯૨૨ ને રોજ ભાવનગર હાઇસ્કૂલમા શ્રીયુત પટ્ટણી સાહેબના પ્રમુખપણા નીચે ભાવનગરની જાહેર સભા ભરવામા આવી.

## ૩ પરિષદ્ ભરવાની તૈયારીઓ.

તે સભામા આશરે ૨૦૦ ગૃહસ્થો પધાર્યા હતા. શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટે બહુ અસરકારક શબ્દોમા સભા બોલાવવાનો હેતુ કહી સંભળાવ્યો. તેમજ રાવબહાદૂર રમણભાઇએ પણ પરિષદ ભરવાનો ઉદ્દેશ, નિબંધો કેવા પ્રકારના હોવા જોઇએ, પરિષદ ભરવામા કેવી વ્યવસ્થા કરવી જોઇએ, તેમજ પરિષદ્‌ના પ્રમુખની નિમણૂક કરવામા માત્ર તેઓની વિદ્વત્તાની યોગ્યતા જ ધ્યાનમા લેવી જોઇએ, વગેરે બાબતોનું બહુ સ્ફુટ રીતે વિવેચન કર્યું. તે સભાએ ૧૯૨૩ ના અકટોબર માસમા સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવાનો ઠરાવ કર્યો. સત્કાર મંડળ અને કારોબારી મંડળનું લગભગ ૭૨ સભ્યોનું એકત્ર મંડળ નીમ્યું. સાહિત્ય સભાના અધિકારીઓને તે સભાના અધિકારીઓ નીમ્યા. કામ કરવામા એકત્ર મંડળની યોજના અગવડતા ભરેલી લાગવાથી તા. ૮-૧૨-૧૯૨૨ ને રોજ શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટના પ્રમુખપણા નીચે તે એકત્ર મંડળની એક સભા બોલાવવામા આવી. તે સભાએ સત્કાર મંડળથી કારોબારી મંડળ અલગ કરી નાખી લગભગ ૫૮ સભ્યોનું એક જુદું કારોબારી મંડળ નીમ્યુ તે મંડળના પ્રમુખ તરીકે મહેરબાન પ્રભાશંકર દલપતરામ પટ્ટણીને, ઉપપ્રમુખો તરીકે ર. બ. ત્રિભુવનદાસ કાળીદાસ ત્રિવેદી, મહેરબાન કૈપ્ટન જોરાવરસિંહજી, મહેરબાન ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ મહેતા, મહેરબાન લવજી જસમેરજી

પટ્ટણી સાહેબે હૃદયના અનેરા ભાવથી તેઓને વધાવી લીધા. તે પ્રસંગ કદી પણ વીસરાય તેવો નથી. તે જ સમયથી ભાવનગરના રાજકીય વાતાવરણમાં સાહિત્ય પ્રવૃત્તિ માટે જોઇએ તેટલો અવકાશ પડી ગયો. આમંત્રણ કરનારાઓએ તેનો તુરત લાભ લીધો; તા. ૧૫-૭-૧૯૨૦ ને રોજ ભાવનગર હાઇસ્કૂલમાં પચીશ ત્રીશ સાહિત્યરસિકો એકઠા થયા અને તેઓએ કેટલોક ઉહાપોહ કર્યા પછી ભાવનગરમાં સાહિત્યસભા સ્થાપવાનો નિર્ણય કર્યો.

## ૨ સાહિત્ય સભા

શ્રીયુત પટ્ટણી સાહેબે તે વિચારને ઉત્સાહપૂર્વક અનુમોદન આપ્યું. તા. ૨૬-૯-૧૯૨૦ ને રોજ તેઓના પ્રમુખપણા નીચે ભાવનગર પ્રજાની જાહેર સભા બોલાવી તે પ્રસંગે શ્રીયુત કાશિકરામભાઇએ સાહિત્યસભાને માટે ભાવનગર કેટલું બધું યોગ્ય છે, સભા દ્વારા એ સાહિત્યરસિકોની રસવૃત્તિ વિકસિત કરવી જોઇએ અને ગુજરાતી સાહિત્ય સમૃદ્ધિ વધારવામાં ભાવનગરે યોગ્ય ફાળો આપવો જોઇએ, વગેરે વિવેચન કર્યું હતું. તે સાથે ગુજરાતી સાહિત્ય પરિષદને નિમંત્રણ કરવામાં આવ્યું છે, તે માથે વ્હોરી લીધેલું કાર્ય પાર ઉતારવામાં પણ સાહિત્યસભાની પૂરી આવશ્યકતા છે, તે પણ તેઓએ શ્રોતાજનોને સમજાવ્યું હતું. શ્રીયુત પટ્ટણી સાહેબે નિમન્ત્રિત સાહિત્ય પરિષદને પોતાથી બની શકશે તેટલી મદદ આપશે, એમ સ્પષ્ટ જાહેર કરી દીધું. પરંતુ સાહિત્ય સભાની પ્રવૃત્તિ માત્ર સાહિત્ય પરિષદને માટે તૈયારી કરવા પૂરતી જ ન હોવી જોઇએ. પરિષદ ગયા પછી પણ તેની પ્રવૃત્તિ સતત ચાલુ રહેવી જોઇએ, એવી ઇચ્છા દર્શાવી હતી. તુરત સાહિત્ય સભાનું રીતસર બંધારણ બાંધવામાં આવ્યું. શ્રીયુત પટ્ટણી સાહેબે સાહિત્ય સભાનું કાયમી પ્રમુખપદ સ્વીકારી લીધું; શ્રીયુત કાવસજી જમશેદજી સંજાણા સાહેબ, શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટ. શ્રીયુત જેકિસનદાસ જેઠાભાઇ કણિયા, શ્રીયુત પ્રભુદાસ ભગવાનદાસ નગરશેઠ, તથા શ્રીયુત કુંવરજી આણંદજી શાહને ઉપપ્રમુખો નીમવામાં આવ્યા. તદુપરાંત બીજા સાત સાહિત્યરસિકો અને બે મંત્રીઓની બનેલી વ્યવસ્થાપક કમિટિને સાહિત્યસભાની વ્યવસ્થા કરવાનું સોંપ્યું * વ્યાખ્યાનમાળા શરૂ કરવામાં આવી. ગુજરાતી કવિતાવાટિકામાં અશ્રુતપૂર્વ ગુંજારવ કરનાર કવિ નાનાલાલ દલપતરામને આમંત્રણ કરવામાં આવ્યું. તા ૩૧-૧૦-૧૯૨૦ ને રોજ 'જગતના સાહિત્યમાં ગુજરાતી રસસાહિત્યનું સ્થાન'—એ વિષય ઉપર વ્યાખ્યાન કરી ભાવનગરની રસભીની પ્રજાને તેઓએ પોતાની રસીની ગિરાનું પાન કરાવી વિશેષ ઉત્કંઠિત કરી. ત્યાર પછી ઉત્તરોત્તર વ્યાખ્યાનો થતાં જ રહ્યા. શ્રીયુત ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, શ્રીયુત રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક, પ્રોફેસર હનુમંતરાવ બળવંતરાવ ભીડે, શ્રીયુત મૂળશંકર સુંદરજી દવે, ગુજરાતી સાહિત્યને અનેરાં આંદોલનોથી હચમચાવી મુકનાર શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી તથા શ્રીયુત મગનભાઇ ચતુરભાઇ પટેલ, વગેરે સાક્ષરોએ ભાવનગરની સાહિત્યવિલાસી પ્રજાના

---

* રા રા કોશિકરામ વિઘ્નહરરામ, રા રા વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા, રા રા હનુમંતરાવ બળવંતરાવ ભીડે, રા રા. ગુલાબરાય ગોવિંદરામ દેસાઇ, રા રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકા, રા. રા વૃન્દાવનદાસ રઘુભાઇ ઠક્કર, રા રા ફરામજી ખરસેદજી કોચમીલ્ડર, એ સાત સભ્યો અને રા. રા. માનશંકર પીતામ્બરદાસ મહેતા તથા રા રા. વિઠ્ઠલદાસ ખીમજી પટેલ એ મંત્રીઓ (રા. વિઠ્ઠલદાસ પટેલને બદલે તા ૧૫-૭-૧૯૨૨ની વાર્ષિક સભામાં પ્રો. રમણલાલ યાજ્ઞિક નીમાયા)

સંસ્કારો ઉદ્બુદ્ધ કર્યા, જેને પરિણામે આખી પ્રજા આગામી સાહિત્ય પરિષદ્–મંડળના મંત્રીઓ શ્રીયુત રમણભાઇ મહીપતરામ નીલકંઠ તથા શ્રીયુત હીરાલાલ ત્રિભુવનદાસ પારેખનો ભાવનગરમા સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરવાની ઉઘરાણીનો તા. ૨૫–૪–૧૯૨૨ નો પત્ર આવ્યો. તા. ૧૫–૧૦–૧૯૨૨ (સંવત ૧૯૭૮ ના ભાદ્રપદ શુદી ૫ વાર રવિ) ને રોજ શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટના પ્રમુખપણા નીચે ભરાયેલ સાહિત્યસભાની વાર્ષિકસભા સમક્ષ તે પત્ર મંત્રીઓએ રજુ કર્યો, અને "સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ઇ. સ. ૧૯૨૩ ના અકટોબર માસમાં ભરવાનો અને તે બાબનની શરૂઆત કરવા માટે એક માસમાં ભાવનગરની જાહેર સભા બોલાવવાનો" તે સભાએ સર્વાનુમતે ઠરાવ કર્યો. તે ઠરાવનો અમલ કરતા પૂર્વે આખી ગુજરાની પ્રજાની જાણ માટે મંત્રીઓએ ગુજરાતના સઘળા સાપ્તાહિક અને દૈનિક પત્રોમા એક પત્રિકા પ્રસિદ્ધ કરી. (જુઓ, સાથેનું પરિશિષ્ટ અંક ૬ ની પત્રિકા) પરંતુ શુભ કામ શરૂ કરતા જ તેમાં વિઘ્નો આવ્યા વિના રહેતા નથી. જેઓને સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને બીજી હરકોઇ પરિષદ્‌થી અપૂર્વ બનાવવાની તીવ્ર ઉત્કંઠા હતી, તે શ્રીયુત કૌશિકરામ ભાઇએ ભાવનગરના રાજ્યની નોકરી સાથે સાહિત્ય સભાનો પણ કાયમી સંબંધ છોડયો. તેઓની ખામી ડગલે પગલે જણાવા માડી. તે ખામી દૂર કરવા ગુજરાતી સાહિત્ય પરિષદ્–મંડળના મંત્રીઓ શ્રીયુત રમણભાઈ મહિપતરામ નીલકંઠને અને શ્રીયુત હીરાલાલ ત્રિભુવન પારેખને હવે પછી ભરાવાની ભાવનગરની જાહેર પ્રજામા હાજર રહેવાનુ આમંત્રણ કર્યું તે આમંત્રણ તેઓએ બહુ ઉત્સાહપૂર્વક સ્વીકાર્યું. સંવત ૧૯૭૯ ના કાર્તિક્ય વદ ૩ વાર રવિ તા. ૫–૧૧–૧૯૨૨ ને રોજ ભાવનગર હાઇસ્કૂલમા શ્રીયુત પટ્ટણી સાહેબના પ્રમુખપણા નીચે ભાવનગરની જાહેર સભા ભરવામા આવી.

## ૩ પરિષદ્ ભરવાની તૈયારીઓ.

તે સભામા આશરે ૨૦૦ ગૃહસ્થો પધાર્યા હતા. શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટે બહુ અસરકારક શબ્દોમા સભા બોલાવવાનો હેતુ કહી સંભળાવ્યો. તેમજ રાવબહાદુર રમણભાઇએ પણ પરિષદ્ ભરવાનો ઉદ્દેશ, નિબંધો કેવા પ્રકારના હોવા જોઇએ, પરિષદ્ ભરવામા કેવી વ્યવસ્થા કરવી જોઇએ, તેમજ પરિષદ્‌ના પ્રમુખની નિમણુક કરવામા માત્ર તેઓની વિદ્વત્તાની યોગ્યતા જ ધ્યાનમા લેવી જોઇએ, વગેરે બાબતોનું બહુ સ્ફુટ રીતે વિવેચન કર્યું. તે સભાએ ૧૯૨૩ ના અકટોબર માસમા સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરવાનો ઠરાવ કર્યો. સત્કાર મંડળ અને કારોબારી મંડળનું લગભગ ૭૨ સભ્યોનું એકત્ર મંડળ નીમ્યું સાહિત્ય સભાના અધિકારીઓને તે સભાના અધિકારીઓ નીમ્યા. કામ કરવામાં એકત્ર મંડળની યોજના અગવડતા ભરેલી લાગનાથી તા ૨–૧૨–૧૯૨૨ ને રોજ શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટના પ્રમુખપણા નીચે તે એકત્ર મંડળની એક સભા બોલાવવામા આવી. તે સભાએ સત્કાર મંડળથી કારોબારી મંડળ અલગ કરી નાખી લગભગ ૫૮ સભ્યોનું એક જુદું કારોબારી મંડળ નીમ્યુ તે મંડળના પ્રમુખ તરીકે મહેરબાન પ્રભાશંકર દલપતરામ પટ્ટણીને, ઉપપ્રમુખો તરીકે ગ. બ. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ત્રિવેદી, મહેરબાન રેવન્યુ જોરાવરસિંહજી, મહેરબાન ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ મહેતા, મહેરબાન ભવસિંહજી જસમેરજી

સંજાણા, મહેરબાન મણિશંકર રતનજી ભટ્ટ, મહેરબાન જેકિસનદાસ જેઠાભાઇ કણિયા, મહેરબાન પ્રભુદાસ ભગવાનભાઇ નગરશેઠ તથા મહેરબાન કુંવરજી આણંદજી શાહને તેમજ સામાન્ય-મંત્રીઓ તરીકે રા. રા. શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા અને રા. રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકને નીમવામાં આવ્યા. તદુપરાંત તે સભામાં ૨૦ સભ્યોની એક નિબંધ-નિમંત્રણ કમિટિ નીમવામાં આવી, તે કમિટિના મુખ્ય મંત્રી તરીકે રા. રા. હનુમંતરાવ બળવંતરાવ ભીડેની અને પ્રકાશન વિભાગના મંત્રી તરીકે રા. રા. કપિલરાય પરમાનંદદાસ ઠક્કરની યોજના કરવામાં આવી. તે સિવાય ભંડોળ એકઠું કરવાને માટે ૩૩ સભ્યોની એક ભંડોળ કમિટિ નીમવામાં આવી. તે કમિટિના પ્રમુખ તરીકે મહેરબાન પ્રભુદાસ ભગવાનભાઇ નગરશેઠ અને મંત્રીઓ તરીકે રા. રા. શ્રી ગુલાબરાય ગોવિંદરામ દેશાઇ તથા રા. રા. શ્રી મણિલાલ મગનલાલ પારેખને નીમવામાં આવ્યા. ( જુઓ પરિશિષ્ટ અંક ૭ તથા ૧૩ થી ૧૫ ) નિબંધ નિમંત્રણ કમિટિએ પોતાનું કામ શરૂ કરી દીધું. પરિશિષ્ટ અંક ૮ માં આપવામાં આવી છે, તે પત્રિકા નં ૨ સાક્ષરોને જાહેર રીતે આમંત્રવા માટે જાહેર પત્રોમાં પ્રસિદ્ધ કરવામાં આવી. તે આમંત્રણ પત્રિકા સાથે નિબંધોની વર્ગવારી કરી માર્ગસૂચક યાદી જોડવામાં આવી છે. અમદાવાદમાં ભરાયેલ છઠ્ઠી સાહિત્ય પરિષદના કારોબારી મંડળે જે પદ્ધતિ ગ્રહણ કરી હતી, તે પદ્ધતિનો તેમાં સ્વીકાર કરવામાં આવ્યો છે. છઠ્ઠી સાહિત્ય પરિષદનો રિપોર્ટ વાંચતાં જણાશે કે-તે પરિષદના નિબંધોની વર્ગવારીમાં જૈન વિભાગ અલગ રાખવાની સૂચના થઇ હતી. પરંતુ તે સૂચના બહુ મોડી થવાથી તેનો અમલ થઇ શક્યો ન હતો. ( જુઓ, છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ, પરિષદનો હેવાલ, પૃ. ૧૧ ). ભાવનગર તો જૈન સાહિત્યનું કેન્દ્રસ્થાન છે. જૈન સાહિત્યને પ્રકાશમાં લાવવા અને ખીલવવા ભાવનગરના જૈનોએ જેટલો ફાળો આપ્યો છે, તેટલો ફાળો બીજાં ઘણાં ઓછાં સ્થળોએ આપ્યો હશે. એમ હોવાથી અહીં તો જૈન સાહિત્યની વિશેષતા પરિષદમા ખાસ રીતે દર્શાવી શકાય તેવી યોજના કરવાની પૂરી આવશ્યકતા હતી. તે સઘળા સંયોગો ધ્યાનમાં રાખી નિબંધ નિમંત્રણ કમિટિએ જૈન વિભાગ જુદો પાડવાનું ઠરાવ્યું. જે યાદી છેવટ નિબંધ નિમંત્રણ કમિટિએ મુકરર કરી, તે યાદી શ્રીયુત મણિશંકર રતનજી ભટ્ટ વગેરે સાક્ષરોને વંચાવવામાં આવી હતી. તેઓએ કરી આપેલા સુધારા વધારા પછી જ તે પત્રિકા ગુજરાતી ભાષામાં નીકળતાં સઘળાં મુખ્ય મુખ્ય દૈનિક પત્રો, સાપ્તાહિક પત્રો અને માસિક પત્રોને પ્રસિદ્ધ કરવા મોકલવામાં આવી. એટલુંજ નહિ પણ ગુજરાત, કાઠિયાવાડ, મુંબઈ, પુના, કરાંચી, કલકત્તા, રંગૂન વગેરે સ્થળોએ રહેતા ગુજરાતી સાહિત્યરસિકોમાંથી જેઓનાં નામ ઠામ જાણવામાં આવ્યાં, તેઓને એકેક નકલ મોકલી આપી. આ સ્થળે અમને કહેવાની જરૂર પડે છે કે-અમોએ લગભગ પાંચસો છસેં પત્રિકાઓ મોકલી હતી, છતાં તેના પ્રત્યુત્તરો તો પાંચ સાતથી વધારે ગૃહસ્થો તરફથી અમને મળ્યા ન હતા તો પણ ગુજરાતની છૂટી છૂટી સાહિત્ય સભાઓએ અમારા પરિશ્રમની કદર કરી હતી. ઉક્ત પત્રિકા સાથે આપેલ યાદી ઉપર કેટલીક સભાઓમા રસભેર ચર્ચા કરવામાં આવી, જેને પરિણામે વડોદરાની સાહિત્ય સભા તથા અમદાવાદની સાહિત્ય સભાએ ખાસ પત્રો લખી અમોને કેટલીક સૂચનાઓ કરી હતી.

એ પ્રમાણે કાર્યની શરૂઆત કરવા માંડી કે તુરત પ્રથમ પ્રમાણે [illegible]ની પેઠે

એકદમ વિઘ્ન ઉપસ્થિત થયું. કાર્યકર્તાઓને જેઓની સલાહની વરંવાર અને નિત્ય જરૂર હતી, જેઓની કાર્યદક્ષતાથી સ્ખલનો થવાનો સંભવ ઓછો હતો, તેવા કારોબારી મંડળના ઉપપ્રમુખ શ્રીયુત જેકિશનદાસ જેઠાભાઇ કણિયાને ક્રૂર કૃતાંતે એકાએક ઝડપી લીધા. પરિષદની કાર્યવ્યવસ્થામા ખામી આવી હોય તો તે શ્રીયુત કણિયા સાહેબની ગેરહાજરીનુ પરિણામ હતું. હજી તે ઘા તો તાજેજ હતો, દરમ્યાન શ્રીયુત મણિશંકર રતનજી ભટ્ટ પંજાબ અને કાશ્મીરના પ્રવાસે ગયા, અને શ્રીયુત પટ્ટણી સાહેબને હવા ફેર કરવા માટે સ્વીટ્ઝર્લાંડમા જવું પડ્યું. આવી પરિસ્થિતિમા કાર્યવાહકોનો ઉત્સાહ એકદમ અટકી પડે તે સ્વાભાવિક જ હતું જેઓના બલ ઉપર પરિષદના વિજયનો આધાર હતો, તેઓ સઘળાની ગેરહાજરીમા 'હવે શુ કરવુ ?' તે પ્રશ્ન ઉપસ્થિત થયો શ્રીયુત મણિશંકરભાઇ બેચાર માસ પછી પ્રવાસમાથી પાછા પધારનાર હતા, અને શ્રીયુત પટ્ટણી સાહેબ પણ સાલ આખરમા આવી જવાના હતા. તેથી પરિષદ્ તેઓની હાજરીમા જ ભરવી, તેવો નિશ્ચય થયો ૧૯૨૩ના ઑકટોબર માસ પછી કોઇ પણ સમય અનુકૂળ હોય તો ઇ સ. ૧૯૨૪ના ઇસ્ટરના તેહેવારો જ હતા. તા ૨૯–૭–૨૩ ને રોજ કારોબારી મંડળ તથા સત્કાર મંડળની એકત્ર સભા બોલાવવામા આવી. તે સભાનુ પ્રમુખસ્થાન રાવબહાદુર ત્રિભુવનદાસ કાળીદાસ ત્રિવેદીને આપવામા આવ્યુ હતુ. તે સભાએ નીચે પ્રમાણે ઠરાવો પસાર કર્યાં.

ઠરાવ ૧—સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ઇ સ. ૧૯૨૩ ના અકટોબર માસને બદલે ઇ. સ. ૧૯૨૪ના ઇસ્ટરના તેહેવારોમા ભરવી સાક્ષરોને પોતાના નિબંધો તા ૩૧–૮-૧૯૨૩ ને બદલે તા. ૧૫–૧–૧૯૨૪ સુધી મોકલી આપવાની વિનંતિ કરવી.

ઠરાવ ૨—વડોદરા સાહિત્ય સભાના તા. ૨૦–૨–૧૯૨૩ના પત્રમા પ્રથમ દરખાસ્ત એ હતી કે-અહીંથી સાક્ષરોને મોકલેલી આમંત્રણપત્રિકા સાથે જોડેલી યાદીમા કેળવણી વિભાગ તથા પ્રજાજીવન અને રાજકીય જીવન વિભાગ—એ બે વિભાગો ઉમેરવા. તેના સંબંધમા ઠરાવવામા આવ્યુ કે—અહીંથી મોકલેલી યાદી માત્ર માર્ગદર્શક જ છે સાક્ષરો તરફથી લખાઇ આવેલા નિબંધો ઉપરથી, તે નિબંધોનું વાચન કેટલા વિભાગોમા વહેંચવુ, તે કામ નિબંધ નિરીક્ષણ કમિટિનુ હોવાથી, તે દરખાસ્ત મંત્રીઓએ તે કમિટિ પાસે મૂકવી

તે પત્રમા તે સિવાય બીજી જે સૂચનાઓ કરવામા આવી હતી, તેના સંબંધમ ઠરાવ કરવામા આવ્યો કે-સદરહુ સૂચનાઓ સંબંધી વિચાર કરી નક્કી કરવાનું કામ વિષયવિચારિણી કમિટિનું હોવાથી, તે સૂચનાઓ મંત્રીઓએ તે કમિટિ સમક્ષ રજુ કરવી.

ઠરાવ ૩—અમદાવાદની ગુજરાતી સાહિત્ય સભાના તા. ૧૮–૪–૨૩ ના પત્રમાં પણ અહીંથી મોકલેલી નિબંધ-નિમંત્રણ યાદીના સંબંધમા એવી દરખાસ્ત કરવામા આવી હતી કે-"ભાવનગર સાહિત્ય પરિષદમા નાટ્ય વિભાગ જૂદો રાખવો." તે બાબતમા ઠરાવ કરવામા આવ્યો કે-તેઓની દરખાસ્ત નિબંધ નિરીક્ષણ કમિટિને લગતી હોઇને, તે દરખાસ્ત મંત્રીઓએ કમિટિ સમક્ષ રજુ કરવી.

એ પ્રમાણે બન્ને ઠરાવોના ખબર તે તે સાહિત્ય સભાને આપવામા આવ્યા, તેમજ

પરિષદ ભરવાનો સમય બદલ્યાના ખબર પત્રિકા નં ૩ મુજબ જાહેર પત્રોમા પ્રસિદ્ધ કરવામાં આવ્યા, એટલુંજ નહિ પણ તે પત્રિકાની એકેક નકલ સાક્ષરો ઉપર પણ મોકલવામાં આવી. પત્રિકા નં. ૨ પ્રમાણે તો સાક્ષરો પાસેથી નિબંધો તા. ૩-૮-૨૩ સુધીમાં આવી જવાની આશા રાખી હતી. પરંતુ પરિષદ ભરાવાનો સમય લંબાયાથી નિબંધો મગાવવાના સમયમાં પણ ફેરફાર કરી તારીખ ૧૫-૧-૧૯૨૪ તે માટે રાખવામા આવી. તે જ કારણથી સઘળા સાક્ષરોને ફરી પત્રિકા મોકલવાની જરૂર પડી હતી. ( જુઓ, પરિશિષ્ટ અંક ૪ ) છતાં તે પ્રસગે પણ પાચ સાત સાક્ષરોએ જ જવાબો લખવાની કૃપા કરી હતી. પરિષદ્‌ની સફલતા સાક્ષરોની સારી સંખ્યામાં હાજરી અને મનનશીલ નિબધો ઉપર છે. બન્નેને માટે કાર્યવાહકોના અંતઃકરણમા ચિંતાએ પ્રવેશ કર્યો. તે અરસામાં શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટનું અમૃતસરથી લાહોર આવતા માર્ગમા ટ્રેનમાં મૃત્યુ થયાના સમાચાર આવ્યા; જેઓના અવસાનથી આખા ગુજરાતને, અરે! ગુજરાતી ભાષાને ન પૂરી શકાય તેવી ખોટ પડી. તેઓના મરણના સમાચારથી કાર્યવાહકો નાસીપાસ થાય, તે સ્વાભાવિક હતું. પરંતુ ઇશ્વરેચ્છા પાસે મનુષ્યનો ઉપાય ન હતો. પરિષદની ખરી તૈયારી તો હવે જ કરવાની હતી. તેવામાં વળી પરિષદના મહેમાનોને પોતાના કાવ્યમાધુર્યના રસથી ન્હવરાવી નાખે તેવા ભાવનગર રાજ્યના મરત કવિ શ્રીયુત ત્રિભુવન પ્રેમશંકરે પણ પોતાના પ્રાણરૂપ મિત્ર શ્રીયુત મણિશંકરભાઇની પાછળ અનુગમન કર્યું. એ પ્રમાણે શ્રીયુત કણિયા સાહેબ, શ્રીયુત મણિશંકરભાઇ તથા શ્રીયુત મસ્ત કવિની ગેરહાજરીમાં કાર્યવાહકોની દૃષ્ટિ બોટાદમાં રહેતા પ્રતિભાશાલી કવિ દામોદર ખુશાલદાસ બોટાદકર ઉપર જાય, તેમાં આશ્ચર્ય શું? કવિ બોટાદકર સાથે કાર્યકર્તાઓનો ચિરકાલિક અંગત સંબંધ હતો. છતાં તેઓ તેઓનું વિસ્મરણ કરે, તે બની જ શી રીતે શકે? તેઓના જાણવામા હતું કે શ્રીયુત બોટાદકરની પ્રકૃતિ સ્વસ્થ રહેતી નથી. છતા તેઓએ તેમને પરિષદની પ્રવૃત્તિમા બની શકે તેટલો ભાગ લેવાને માટે ભાવનગર આવવાની અને તેને માટે જોઇતી સગવડ કરી આપવાનો તા. ૨૮-૧૨-૧૯૨૪ ને રોજ એક પત્ર લખી મોકલ્યો. તે પત્રના જવાબમા તેઓએ પોતાની શારીરિક પ્રકૃતિ એટલી બધી અશક્ત જણાવી કે ફરીથી તેઓને વધારે આગ્રહ કરવાનું યોગ્ય લાગ્યું નહિ. ( જુઓ શ્રીયુત બોટાદકરનો તા. ૨-૧-૧૯૨૪ નો પત્ર પરિશિષ્ટ અંક ૩ ).

એ રીતે કાર્યપરંપરા ચાલી રહી હતી. દરમ્યાન શ્રીયુત પટ્ટણી સાહેબ વિલાયતથી પાછા આવી ગયા હતા વર્તમાન પત્રો અને માસિકોમા સાહિત્ય પરિષદના પ્રમુખ નીમવાના સંબંધમા બહુ જોશભેર ચર્ચા ચાલી રહી હતી. પ્રમુખની નીમણૂંક કરવાનો સમય ભરાઇ ગયો હતો. તેમજ નિબંધનિમંત્રણ પત્રિકાની યાદીમાં નિબધોના ચાર વર્ગો પાડયા હતા, તે ચારે વર્ગો માટે જુદા જુદા અધ્યક્ષો પણ નીમવાના હતા. અધ્યક્ષોની બાબતમા પણ જાહેર પત્રોમા કંઇ કંઇ સૂચનાઓ થતી શ્રીયુત કવિ નાનાલાલભાઇએ સાહિત્યવિભાગના અધ્યક્ષ થવાની અમારી માગણી સ્વીકારી ન હતી, છતા ભાવનગરના રાજ્ય સાથે તેમજ તેના અધિકારીઓ સાથેનો તેઓનો ગાઢ સંબંધ જોતા, તેઓ આ પરિષદમા તો આવ્યા વિના નહિ રહે એવી આશા ગણીને, તેઓની પરિષદના ઉપપ્રમુખ તરીકે નિમણૂક કરવાનું નક્કી કરવામા આવ્યું.

છેવટ તા. ૨૦-૧-૧૯૨૪ ને રોજ રા. બ. ત્રિભુવનદાસ કાલીદાસ ત્રિવેદીના પ્રમુખપણા નીચે સત્કારમંડળની સભા ભરવામા આવી. તે મંડળના પ્રમુખ તરીકે શ્રીયુત પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબની અને ઉપપ્રમુખ તરીકે ઑનરેબલ લલુભાઇ સામળદાસ મહેતાની નિમણુક કરવામાં આવી. પરિષદના પ્રમુખ તરીકે હિંદુ યુનિવર્સિટીની કોલેજના પ્રિન્સીપાલ આચાર્ય આનંદશંકરભાઇ માટે અને ઉપપ્રમુખ માટે શ્રીયુત કવિ નાનાલાલ માટે દરખાસ્ત મુકવામાં આવી.

જાહેર પત્રોમાં નીચે લખેલ સાક્ષરોને પરિષદના પ્રમુખ નીમવાની આગ્રહપૂર્વક ભલામણ કરવામા આવી હતી.

૧ રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, ૨ શ્રીયુત અરદેશર ફરામજી ખબરદાર, ૩ શ્રીયુત નાનાલાલ દલપતરામ કવિ, ૪ રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, અને ૪ શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી.

તેઓ પ્રત્યેકની યોગ્યતા માટે જે કંઇ વિવેચન કરવામાં આવ્યું હતું, તે સઘળું મંત્રીઓએ નિવેદન કર્યું, તે ઉપરથી કેટલાક સભ્યોનો અભિપ્રાય રા. બ. કમળાશંકર ભાઇ માટે અને કેટલાકનો રા. બ. રમણભાઇ માટે થયો હતો. છતાં છેવટે જ્યારે મત લેવામાં આવ્યા, ત્યારે તો સઘળા મતો શ્રીયુત આનંદશંકરભાઇને માટે પડયા હતા. તે જ પ્રમાણે–

શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિ–પરિષદના ઉપપ્રમુખ,
શ્રીયુત અરદેશર ફરામજી ખબરદાર–સાહિત્ય વિભાગના અધ્યક્ષ,
શ્રીયુત ખુશાલ તલકચંદ શાહ–ઇતિહાસ વિભાગના અધ્યક્ષ,
શ્રીયુત કાંતિલાલ છગનલાલ પંડ્યા–વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ,
અને શ્રીયુત પંડિત ફત્તેહચંદ કર્પૂરચંદ લાલન જૈન વિભાગના અધ્યક્ષ,
તરીકે સર્વાનુમતે નીમાયા.

સત્કાર મંડળના સભ્યની ફીના રૂ. ૧૦-૮-૦ તો રાખવામાં આવ્યા હતા, તે સિવાય નીચે પ્રમાણે ફીના દરો ઠરાવવામા આવ્યા.

| | |
|---|---|
| પરિષદના સભ્યની ફી | રૂ. ૩-૦-૦, |
| સંભાવિત પ્રેક્ષકોની ફી | રૂ. ૧૦-૦-૦ |
| પ્રેક્ષકોની ફી | રૂ. ૨--૦-૦ |
| વિદ્યાર્થીઓ તથા સ્ત્રી પ્રેક્ષકોની ફી. | રૂ. ૧—૦-૦ |

તથા ભાવનગર રાજ્યની પ્રાથમિક શાળાઓના શિક્ષકોને મફત પાસ.

તદુપરાંત તે સભામાં એક અગત્યનો ઠરાવ પ્રસાર કરવામાં આવ્યો. કારોબારીમંડળ તથા સત્કારમંડળના સભ્યોની સંખ્યા ચાલુ કામ કરવાને માટે જોઇએ તે કરતાં વધારે હતી. તેથી હવે પછી પરિષદ્નું હરકોઇ કાર્ય કરવા માટે આડત્રીસ સભ્યોની એક કાર્યવાહક કમિટિ નીમવામાં આવી. તે કમિટિના પ્રમુખ તરીકે રા. બ. ત્રિભુવન કાળીદાસ ત્રિવેદીને, સામાન્ય મંત્રીઓ તરીકે રા. માનશંકર પીતાંબરદાસ મહેતા તથા રા. રમણલાલ

કનૈયાલાલ યાજ્ઞિકને, હીસાબી તરીકે શેઠ ગુલાબચંદ આણંદજી શાહને, હીસાબ તપાસનારાઓ તરીકે શેઠ કુંવરજી આણંદશાહ તથા રા. રા. ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતાને અને તીજોરર તરીકે રા. ઇંદુલાલ બાપાલાલ મહેતાને નીમવામા આવ્યા. ( જુઓ પરિશિષ્ટ અંક ૧૮ )

તે સિવાય પરિશિષ્ટ અંક ૧૬ મા દર્શાવ્યા પ્રમાણે ૨૩ સભ્યોની એક નિબંધ નિરીક્ષક કમિટી નીમવામા આવી.

તા. ૨૦–૧–૨૪ની સભાએ કરેલા ઠરાવો મુજબ લાગતા વળગતાઓને ખબર આપવામા આવ્યા, એટલું જ નહિ પણ પત્રિકા નં. ૫ મુજબ જાહેર પત્રોમા તેની પ્રસિદ્ધિ કરાવવામા આવી. ( જુઓ, પરિશિષ્ટ અંક ૧૧ ). પ્રમુખની તેમ જ અધ્યક્ષોની કરેલી પસંદગી માટે લગભગ સઘળાં પત્રોએ સતોષ જાહેર કર્યો હતો. અમદાવાદની સાહિત્ય સભાએ તો તા. ૩૧–૧–૧૯૨૪ ને રોજ ખાસ બેઠક કરી પરિષદમાં રચનાત્મક કાર્યો શા શા થઇ શકે, તે બાબતની ચર્ચા કરી હતી. કેટલાક પત્રોએ પણ તે ચર્ચા ઉપાડી લીધી હતી પ્રમુખ, ઉપપ્રમુખ અને અધ્યક્ષોને તે તે પદ સ્વીકારવાને માટે વિનતિપત્રો લખી મોકલ્યા હતા. સઘળા અધ્યક્ષોએ અમારી વિનતિ ઉત્સાહપૂર્વક સ્વીકારી. શ્રીયુત નાનાલાલભાઇને આગ્રહપૂર્વક લખ્યા છતા ઉપપ્રમુખપદ સ્વીકારવાની તેમણે ના લખી મોકલી. તેટલામાં વળી શ્રીયુત આનદશંકરભાઇને પ્રમુખપદ સ્વીકારવાનો જે વિનંતિપત્ર લખી મોકલ્યો હતો, તેના જવાબમાં આખા એપ્રિલ માસ સુધીમાં યુનિવર્સિટીનું બજેટ વગેરે કામનો પ્રસંગ હોવાથી તેઓથી આવી શકાશે નહિ, એમ તા. ૨૯–૧–૨૪ મીએ તેઓએ તાર કરી મોકલ્યો. વળી પાછી મુશ્કેલી ઉભી થઇ. ભાવનગરમાં એપ્રિલ માસમાં જ તાપ એટલો બધો પડે છે કે–જેઓને તેટલી ગરમી સહન કરવાનો પરિચય ન હોય, તેઓ તે ઋતુમા ત્યાં આવવાની ઇચ્છા કરે નહિ. તેટલાજ માટે ઇસ્ટરના દિવસોમા પણ સવાર સાંઝ પરિષદની બેઠકો કરવી, એમ ઠરાવ્યું હતું. શ્રીયુત ખબરદારે લખી મોકલ્યુ હતું કે તાપની ઋતુમા તેઓ પ્રવાસ કરી શકે, તેવી તેઓની શારીરિક સ્થિતિ નથી, અને તેથી હવે પછી પરિષદ્ ભરવાનો સમય ન ફેરવવાની શરતે જ તેઓએ સાહિત્ય વિભાગના અધ્યક્ષપદનો સ્વીકાર કર્યો હતો. એટલુંજ નહિ પણ પરિષદ્ એક વાર ઇ૦ સ૦ ૧૯૨૩ ના અકટોબરમા ભરવી, એવો ઠરાવ કર્યા પછી, તે મુદત પણ ફેરવવી પડી હતી. કેટલાક પત્રોને તે ફેરફાર રુચ્યો નહોતો અને તેને માટે સખ્ત ટીકા કરી હતી. એ સઘળા કારણોને લીધે પરિષદના સમયમા બીજી વાર ફેરફાર કરવાની કાર્યવાહકોની હિમ્મત ચાલી નહિ. તા. ૨૦–૧–૨૪ ને રોજ ભરાયેલ કાર્યવાહક સમિતિની સભામા થયેલ ચર્ચાનુસાર જ્યારે શ્રીયુત આનંદશંકર ભાઇએ પ્રમુખપદ સ્વીકારવાની અશક્તિ દર્શાવી, ત્યારે કાર્યકર્તાઓએ તાર દ્વારા એ સઘળી હકીકત રા. બ. કમળાશંકરભાઇને નિવેદન કરી અને પ્રમુખપદ સ્વીકારવાને આગ્રહપૂર્વક વિનંતિ કરી. સદ્ભાગ્યે, તેઓએ તે વિનંતિ તાર દ્વારા જ સ્વીકારી

દરમ્યાન નિબંધો માટે લખેલા ઉઘરાણીના પત્રોના બીજા પ્રસિદ્ધ સાક્ષરો તરફથી કંઇ પ્રત્યુત્તરો આવ્યા ન હતા. જે નિબંધો આવ્યા હતા, તેની સંખ્યા સ્વલ્પ હતી અને પરિષદમાં રજુ કરવા યોગ્ય તો તેથી પણ સ્વલ્પ હતા. એટલામા ભાવનગરમાં શ્રીયુત ગુલાબરાયભાઇ અને શ્રીયુત કુંવરજીભાઇએ કંઇ એકઠું કરવાની શરૂઆત કરી દીધી હતી.

પરંતુ પરિષદના સઘળા ખર્ચને પહોચી વળાય, તેટલુ ફંડ માત્ર ભાવનગરમાથી જ એકઠું થઇ શકે, તેની બિલકુલ આશા ન હતી તેથી ભાવનગર રાજ્યના મબઇમા વસતા શેઠીઆઓનો આશ્રય લીધા વિના છુટકો ન હતો. તે કારણથી તેમજ સાક્ષરોને રૂબરૂમા મળી આમત્રણ કરવા માટે કાર્યકર્તાઓમાથી કોઇને જાતે જવાની જરૂર જણાઇ.

તા ૧૦-૨-૧૮૨૪ ને રોજ રા બ ત્રિભુવનદાસ કાનીદાસ ત્રિવેદીના પ્રમુખપણા નીચે કાર્યવાહક સમિતિની એક સભા બોલાવવામા આવી. તે સભાએ રા બ કમળાશકરભાઇએ પ્રમુખપદનો સ્વીકાર કર્યો, તે બાબતના ઉપકાર સાથે તેઓની એકમતે પ્રમુખ તરીકે નિમણુક કરી, તે સાથે સાક્ષરોને આમત્રણ કરવાને તેમજ મુંબઇમા વસતી ભાવનગરની પ્રજા પાસેથી ફડ એકઠુ કરવાને તેમજ કઠિયાવાડમા પણ સાહિત્યરસિકોને આમત્રણ કરવા જવાના ખર્ચ માટે રૂ ૩૦૦ ) સુધીનો ખર્ચ કરવાની મત્રીઓને મજુરી આપી.

તુરત રા. બ કમળાશકરભાઇને તે ઠરાવના ખબર તારથીજ આપી દીધા અને જાહેરપત્રમા પણ તે ઠરાવ પ્રસિદ્ધ થવા મોકલી આપ્યો પ્રમુખની તે પસદગી વણુ કરીને સઘળા પત્રોએ પસદ કરી હતી, એટલુજ નહિ પણ કેટલાક પ્રસિદ્ધ સાક્ષરોએ તો ખાસ પત્રો લખી પોતાના સહમતો દર્શાવ્યા હતા.

સામાન્ય રીતે આવી પરિષદો સાથે કળાપ્રદર્શન અથવા પ્રાચીન હસ્તલેખોનું પ્રદર્શન ભરાય છે વડોદરામા તો કવિ પ્રેમાનન્દનુ નાટક પણ ભજવી બતાવવામા આવ્યુ હતુ. અહીંના કેટલાક યુવકોને પણ તેવો લ્હાવો લેવાની ઇચ્છા થાય, તે સ્વાભાવિક હતું પરતુ અહીંઆ રાજકીય પરિષદની સાથે થોડાજ સમય પહેલા હુન્નર ઉદ્યોગનુ પ્રદર્શન ભરાયુ હતું, એટલુજ નહિ પણ અમદાવાદમા તા ૧૦-૨-૧૯૨૪ ને રોજ કળાપ્રદર્શન મોટા પાયા ઉપર ભરવાની તૈયારીઓ થતી હતી તેવી પરિસ્થિતિમા ભાવનગરમા કળા પ્રદર્શન માટે બિલકુલ અવકાશ ન હતો. દરમ્યાન શ્રીયુત મોતીભાઈ નૃસિંહભાઇ અમીનનો વડોદરેથી પત્ર આવ્યો, તેમા તેઓએ ગુજરાતી સામયિક પત્રોનુ પ્રદર્શન ભરવાને મજબુત આગ્રહ કર્યો હતો

કાર્યવાહકોને તે સૂચના પસદ પડી, અને ગુજરાતી પત્રકારોને પોતાના પત્રોની નકલો વગેરે મોકલવા માટે વિનતિ પત્રો લખી મોકલ્યા ( જુઓ પત્રિકા નં ૪ પરિશિષ્ટ અક ૧૦ ) અહીંના ઉત્સાહી યુવકોએ નાટક ભજવી બતાવવાની પણ ઇચ્છા દર્શાવી હતી. પરતુ તે વિચાર કાર્યવાહકોને પસદ આવ્યો નહિ કાઠિયાવાડની પરિષદ સાથે નાટક ભજવી બતાવાય તેને બદલે તેના ચારણ કવિઓમા હજુ પણ કેટલું જોમ રહ્યુ છે, તે પરિષદના સાક્ષરોને પ્રત્યક્ષ કરાવવાની જરૂર હતી તે કામમા અહીં રાજકવિ પીગળશી પાતાભાઇ ગઢવીએ અમને બહુ ઉત્સાહપૂર્વક મદદ આપી તેઓએ ગુજરાત કાઠિયાવાડમાથી પ્રસિદ્ધ કવિઓને બોલાવી આપવાનું માથે લીધુ તેઓની સૂચના મુજબ તેવા ચારણ કવિઓને પણ આગ્રહપૂર્વક આમત્રણ કરવામા આવ્યુ તે સાથે ગુજરાત કાઠિયાવાડના દેશી રાજ્યોને અને કોલેજો અને પ્રસિદ્ધ સાહિત્ય સસ્થાઓને પ્રતિનિધિઓ મોકલવા વિનતિ પત્રો મોકલવામા આવ્યા

દરમ્યાન કેટલાક પ્રસિદ્ધ સાક્ષરો તરફથી નિબંધો પણ આવવા લાગ્યા હતા પરંતુ ફેબ્રુઆરી માસ પુરો થવા આવ્યો ત્યાં સુધી પચીશ ત્રીશથી વધારે સંખ્યા થઇ ન હતી. તેથી તા. ૧૦-૨-૧૯૨૪ની કાર્યવાહક કમિટિએ કરેલા ઠરાવ મુજબ રા. રા. શ્રી વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા અને રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતાએ પ્રથમ ગુજરાત અને મુંબઇ જવું અને ત્યાર પછી રા. રા. શ્રી ગુલાબરાય ગોવિંદરાય દેશાઇ અને રા. રા. શ્રી રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકે કાઠિઆવાડમા જઇ સાક્ષરોને આમંત્રણ કરવા તથા ફંડ એકઠું કરવું, એ રીતે નક્કી થવાથી તે કામ શરૂ કરવામાં આવ્યું.

## ૪ આમંત્રણ પ્રવાસ.

તા. ૨૮-૨-૧૯૨૪ ગુરુવારની રાત્રિએ રા. વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા તથા રા. માનશંકર પીતાંબરદાસ મહેતા અમદાવાદ જઇ પહોચ્યા. બીજે દિવસે સવારે તેઓ ગુજરાતી સાહિત્ય પરિષદ્—મંડળના મંત્રી રા. હીરાલાલ ત્રિભુવન પારેખની સાથે પ્રસિદ્ધ સાક્ષરોને મળ્યા. તે જ સાંજે રા. હીરાલાલભાઇએ સાક્ષરોના મેળાપને માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના કાર્યાલયમાં એક સભા બોલાવી હતી. રા. બ. કેશવલાલભાઇ ધ્રુવ, શ્રીયુત દેરાશ્રી, રા. બ. રમણભાઇ, શ્રીયુત ફેખુશરૂ અરદેશર બાલા, રા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ, રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇ, રા. મણિલાલ નથુભાઇ દોશી, વગેરે અનેક સાક્ષરો સા પ્રીતિપૂર્વક પધાર્યા હતા. તેઓને મળીને મંત્રીઓના અંતઃકરણમા પરિષદની સફળતાને માટે જે કંઇ આશંકા હતી, તે એકદમ દૂર થઇ. મંત્રીઓએ ભાવપૂર્વક આમંત્રણ કર્યું. છેવટની ઘડી સુધી હજુ સાક્ષરોએ નિબંધો મોકલવાની તસ્દી લીધી નથી, તે સ્થિતિ ઉપર ધ્યાન ખેંચ્યું. પરિષદ્‌માં કંઇ રચનાત્મક કાર્યો થવા જોઇએ અને તેની ચર્ચા આજથી સાક્ષરોએ જ ઉપાડી લેવી જોઇએ, વગેરે પોતાના હૃદયમાં જે જે લાગણીઓ ભરાઇ રહી હતી, તે ખાલી કરી. તુરત જોશભેર ચર્ચા શરૂ થઇ. પરિષદ્‌ની કંઇ આવશ્યકતા જ નથી, એવા અવાજો પણ આવવા લાગ્યા. પરંતુ રા. હરિપ્રસાદ ડોક્ટરે વિરુદ્ધ દલીલોનું બહુ યુક્તિપૂર્વક નિરસન કરીને ગત પરિષદોએ ગુજરાતી ભાષા ઉપર કંઇ ઓછો ઉપકાર કર્યો નથી, તે સિદ્ધ કરી આપ્યું. છેવટે સઘળા સાથીઓએ ભાવપૂર્વક મંત્રીઓનું આમંત્રણ સ્વીકાર્યું અને નિબંધો જેમ બને તેમ જલદી મોકલી દેવાની કબુલાતો આપી. પરિષદ્‌મા રચનાત્મક કાર્યો કરવા સંબંધમા વિચાર કરવાને એક કમિટિ નીમવામા આવી. મંત્રીઓએ એટલેથી જ સંતોષ માની લીધો નહિ તા. ૧-૩-૧૯૨૪ને રોજ રા. હીરાલાલભાઇની સાથે તેઓએ પુરાતત્ત્વ મંદિરના સાક્ષરોને પણ જાતે મળી આમંત્રણ કર્યું. સાહિત્યક્ષેત્રથી આગળ વધી ધર્મક્ષેત્રમાં જ જીવન ગાળવાની ઇચ્છા રાખનાર અમારા કૌશિકરામભાઇને તો મળ્યા, આગ્રહ કર્યો, પણ તેઓ અમારી વિનંતિનો સ્વીકાર કરી શક્યા નહિ. છેવટ શ્રીયુત નાનાલાલભાઇને બહુ જ નિવૃત્તિથી મળવાનું રાખ્યું. શેઠ હઠીસિંગને બગલે તેઓ મળ્યા તે સમયે તેઓ બહુ પ્રવૃત્તિમાં હતા. કળાપ્રદર્શનની પૂર્ણાહુતિ પછી તેને આટોપવાના કામમાં પડી ગયા હતા અને વળી તુરત કંઇક જવાના હતા. ફરીથી તેઓને સાગ્રહ આમંત્રણ કર્યો છતાં, તેઓએ પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. ગુજરાત વિદ્યાપીઠ બંધ હોવાથી અને સત્યાગ્રહાશ્રમના અમશીઓ ગામમાં નહિ હોવાથી ત્યાં જઇ શકાયું નહિ. વળી આ સમયે એક નવું વિઘ્ન પણ થયું.

સાહિત્ય પરિષદ્ ભરાવાના જ અવસર ઉપર એટલે તા. ૧૫-૧૬-૧૭ એપ્રિલના દિવસોએ બોરસદમાં ગુજરાત રાજકીય પરિષદ ભરવાનું ઠર્યું હતું. મંત્રીઓએ તે જ વખતે રાજકીય પરિષદના મંત્રીવર્ગોને વિનંતિપત્ર લખી બની શકે તો તારીખો વધારે આગળ પાછળ રાખવાની માગણી કરી. તેઓને પણ રમજાન મહીનો હોવાથી તે તારીખો ફેરવવાની જરૂર હતી, અને તેથી બે માસમાં રાજકીય પરિષદની બેઠકો રાખવામાં આવશે એમ તેઓનો પ્રત્યુત્તર આવી જવાથી નિવૃત્તિ થઇ. મંત્રીઓ પાસે તે તારીખ સુધીમા લગભગ ત્રીશ નિંબધો આવ્યા હતા, તે સઘળા તેઓએ નિબંધ નિમંત્રણ કમિટિના અમદાવાદના સભ્યોને તપાસવાને આપી દીધા. તે જ રાત્રીએ એટલે તા. ૧-૩-૨૪ ને રોજ તેઓ વડોદરે જઇ પહોચ્યા.

બીજે દિવસે સવારે તેઓ રા. મટુભાઇ હરગોવિંદનદાસ કાંટાવાળાને તેઓની મીલની ઑફીસમા મળ્યા. રા. મટુભાઇને તેઓનો પત્ર પહોચ્યો ન હતો; એટલે તેઓએ અગાઉથી કંઇ તૈયારી કરી રાખી ન હતી. છતા તે જ દિવસે સાઝે સાક્ષરોની મેળાપ સભા ગોઠવવાને માટે તુરત તેઓએ બંદોબસ્ત કરી દીધો. સાઝરે રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાને ઘેર સાક્ષરોની મેળાપસભા બોલાવવામાં આવી હતી. રા. બ. હરગોવિંદદાસભાઇ પોતે ત્યાં હાજર હોય, તેમા તો કંઇ આશ્ચર્ય નહિ, પરંતુ તેઓએ મંત્રીઓનું એટલા બધા પ્રેમપુર્વક આતિથ્ય કર્યું, તથા ત્યાં આવેલ ગૃહસ્થોને પરિષદમાં જવાને માટે તથા નિબધો લખી મોકલવાને માટે એટલા બધા હૃદયપૂર્વક આગ્રહ કરી ઉત્સાહ બતાવ્યો, તે કદી વિસરાય તેવો ન હતો. તે સભામા શ્રીયુત નંદનાથ કેદારનાથ દીક્ષિતજી, રા. બ. ગોવિંદભાઇ, રા. ભાનુસુખરામભાઇ, રા. મોનીભાઇ અમીન, રા. જોષીપરા, સિયાજીવિજયના તંત્રી રા. હરિરાય, રા. મંજુલાલ, રા. ડૉક્ટર સુમંત, રા. જગજીવનદાસ મોદી, રા. ભરતરામ, વગેરે પધાર્યા હતા; તેઓએ પણ ઓછો ઉત્સાહ દર્શાવ્યો ન હતો. રા. મટુભાઇએ અમારૂં ઘણું સારૂં આતિથ્ય કર્યું હતું.

તા. ૩-૩-૨૪ સોમવારે મંત્રીઓ સુરત જઇ પહોચ્યા. રા. બ. કમળાશંકરભાઇને તથા રા. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળને અગાઉથી ખબર આપ્યા હતા. રા. બ. કમળાશંકરભાઇ તો રાહ જોતા બેઠી રહ્યા હતા. જેવા તેઓ તેઓને મકાને પહોચ્યા કે તુરત તેઓએ બહુ વિવેકથી અને હૃદયના સાચા ભાવથી તેઓનો સત્કાર કર્યો. આટલી વૃદ્ધ ઉમ્મરે પણ તેઓ સરસ્વતીની સેવામા એટલા બધા ઉદ્યોગશીલ રહેતા કે તેથી આશ્ચર્ય થયા વિના રહેવાય નહિ. તે પ્રસંગે તેઓ ભાણ્ડારકર રીસર્ચ ઇન્સ્ટીટયુટ તરફથી પ્રક્રિયા કૌમુદી નામના વ્યાકરણનો બૃહદ્ ગ્રંથ સંપાદન કરતા હતા. પરિષદમાં બની શકે તેટલા રચનાત્મક કાર્યો કરવાની તેઓને ઉગ્ર ઇચ્છા હતી, અને તેને માટે તેઓ તૈયારી પણ કરતા હતા. રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, રા. રા. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ, રા. રા. અમૃતલાલ દાણી વગેરે સાક્ષરોની સાજ મુલાકાત થઇ હતી.

રા. ગ. શ્રી સરદાર સાહેબ જનાર્દન પાઠકજીને પણ તેઓને મકાને જઇને મળ્યા. તેઓએ ભાવનગરના સાહસ માટે બહુ સહાનુભૂતિ બતાવી અને બની શકે તો પરિષદમાં આવવાની કબુલત આપી. સાંજરે રા. રા. દૂરકાળે પોતાને ઘેર સાક્ષરોની મેળાપસભા બોલાવી હતી. રા. રા. શ્રી મોહનલાલભાઇ, રા. સરદાર સાહેબ પાઠકજી, રા. ચંદ્રવિદ્યાનંદ

પંડયા, રા. છબીલરામ પંડયા વગેરે સાક્ષરો તથા સુવાન પત્રકારો અને રાષ્ટ્રીય કેળવણીના અગ્રણીઓ વગેરેની સારી સંખ્યા જામી હતી. પધારેલા સઘળા ગૃહસ્થોએ બહુ ઉત્સાહ દર્શાવ્યો હતો. પરંતુ જ્યારે રા. રા. શ્રી દૂરકાળના વૃદ્ધ માતુશ્રી ગં. સ્વ. જસુમા, જેઓએ વેદાન્તના તત્ત્વચિંતનને તેમજ ઇશ્વિરભક્તિને જ પોતાનું શેષ આયુષ્ય અર્પી દીધું છે, તેઓએ ગુજરાતી સાહિત્યની ઝાંખી રૂપરેખા દોરી, હવે પછી તેનો વિકાસ કરવાને પરિશ્રમ કરવાની કેટલી બધી જરૂર છે વગેરે બહુ સહૃદય અને પ્રેમાળ વાણીમાં કહ્યું, ત્યારે તો શ્રોતાઓનાં હૃદયોમાં કંઇ અનેરો આનંદ થયો, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. તે સૌ ભાઇની રજા લઇને મંત્રીઓ તા. ૪-૩-૨૪ ની રાત્રિએ મુંબઇ જઈ પહોંચ્યા.

મુંબઇ નગરી જેટલી વિશાલ અને બહુરંગી છે, તેટલી જ ત્યાંની પ્રવૃત્તિઓ પણ વિશાલ અને બહુરંગી હોય, તેમાં કંઇ આશ્ચર્ય નહિ એક તરફ મંત્રીઓનું કાર્ય સાક્ષરોને જાતે મળવાનું, આમંત્રણ કરવાનું, પત્રકારોનું સહકાર્ય મેળવવાનું, તેમજ જૂનાં જૂના મંડળોની સહાનુભૂતિ સંપાદન કરવાનું હતું, ત્યારે બીજી તરફ પરિષદના ખર્ચ માટે ફંડ એકઠું કરવાનું હતું. સદ્‌ભાગ્યે રા. રા. શ્રી ગુલાબરાય ગોવિંદરાય દેસાઇ અગાઉથી ત્યાં પોતાના ખાનગી કામે આવ્યા હતા. તેઓ માત્ર એકાદ બે દિવસ રહેવાના હતા; પરંતુ ફંડનો પાયો નાંખવામાં તેઓના જેવા પ્રભાવશાલી ગૃહસ્થની જરૂર હતી. તેઓએ પ્રથમના બે દિવસોમા ફંડને માટે જે શ્રમ લીધો હતો, તે લીધો ન હોત તો જેટલું ફંડ પાછળથી એકઠું થઇ શક્યું, તેટલું થઇ શક્યું ન હોત. સાક્ષરો પણ નગરને એક છેડેથી બીજે છેડે રહેતા હોવાથી, સઘળાઓને મળવામાં બહુ મુશ્કેલી આવતી હતી. મંત્રીઓ તા. ૫-૩-૨૪ ને રોજ સવારમાં સૌથી પહેલા શ્રીયુત ચંદ્રશંકર નર્મદાશંકર પંડયાને મળ્યા. ત્યા વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ શ્રીયુત કાંતિલાલભાઇ પણ હતા. તે બન્ને ભાઇઓએ પરિષદની સફળતા માટે જોઇએ તેટલી મદદ આપવાનું કહ્યું. બીજે દિવસે પહેલું કામ ફંડનું કરવું, તેવો નિશ્ચય થવાથી, મંત્રીઓ રા. રા. શ્રી ગુલાબરાયભાઇ સાથે સાતાક્રુઝમાં ભાવનગરના શેઠ નરોત્તમ ભાણજીને મળવા ગયા. તેઓએ જોઇએ તેટલું ફંડ એકઠું કરી આપવાનું વચન આપ્યું. ખરેખર, શેઠ નરોત્તમ ભાણજી અને ભાવનગર રાજ્યની પ્રજાપરિષદના પ્રમુખ રા. રા. શ્રી ગિરિજાશંકર ભગવાનજી ત્રિવેદીએ ફંડ એકઠું કરવાને જેટલો ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો, તેટલો ન લીધો હોત તો ફંડ કદી પણ એકઠું થઇ શકત નહિ. તે જ દિવસે મધ્યાનોત્તર શ્રીયુત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યને કોર્ટમાં તેઓની ઓફીસમાં મળ્યા. જૂદા જૂદા સાક્ષરોને શી રીતે મળવું, સાક્ષરોની મેળાપ સભા કોણે અને ક્યા બોલાવવી અને મુંબઇના પારસી લેખકોની સહાનુભૂતિ મેળવવા શા શા ઉપાયો લેવા, વગેરે યોજના તેઓએ યોજી કાઢી. તુરત સાહિત્ય સંસદના કાર્યાલયમાથી રા. રા. શ્રી લાભશંકર પ્રભુરામ ભટ્ટને બોલાવ્યા અને શ્રીયુત મુનશીજીની સલાહ લઇને સાક્ષરોની મેળાપસભા બોલાવવા તેઓએ સઘળી વ્યવસ્થા કરવી તેવી સૂચના કરી. તેઓની વાતચીત ઉપરથી લાગ્યું કે રવિવાર સિવાય તેવી સભા બોલાવી શકાશે નહિ; એટલે અમદાવાદ, વડોદરા અને સુરતની જેમ એક બે દિવસમાં અહીંનું કાર્ય પતી જાય તેમ ન હતું. ત્યાથી ઇતિહાસ વિભાગના અધ્યક્ષ શ્રીયુત ખુશાલ તલકચંદ શાહને યુનિવર્સિટિના મકાનમાં મળ્યા. તેઓની પ્રકૃતિ અસ્વસ્થ હતી, છતાં તેઓને પ્રમુખ તરીકેનું ભાષણ તો લખવા માંડ્યું હતું. ગરમીના

કારણથી પરિષદમા તેઓ કદાચ નહિ આવી શકે, તેમ તેઓની સાથે વાતચીત ઉપરથી જણાયું તે પ્રસંગે તેઓ યુનિવર્સિટીના બંધારણમા ફેરફાર કરવાની હીલચાલ કરવામા રોકાયા હતા. તેઓની ઇચ્છા હતી કે-અમદાવાદમા જૂદી યુનિવર્સિટી સ્થાપવાની માગણી પરિષદે કરવી ત્યાંથી ગુજરાતી પ્રેસમા ગ. રા. શ્રી નટવરરાય ઇચ્છારામ દેસાઇ તથા રા રા શ્રી અંબાલાલ બુલાખીરામ જાનીને મળ્યા. તેઓએ પરિષદની પ્રવૃત્તિને ઉત્તેજન આપનારા લખાણો પોતાના પત્રમા કરવાની કબુલત આપી. એ રીતે તે દિવસ તો સાક્ષરોને મળવા હળવામા કાઢી નાખ્યો. તા ૭-૩-૨૪ શુક્રવારની સવારે મંત્રીઓ શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશીને તેઓને મકાને મળ્યા. સવા વર્ષ પહેલા શ્રીયુત મુનશીજી જ્યારે ભાવ-નગર આવ્યા ત્યારે તેઓના એક અઠવાડીયાના સહવાસમા તેઓએ ભાવનગરને પોતાનું જ કરી દીધુ હતું ભાવનગર ઉપર તેઓનો એટલો બધો અનુરાગ થઇ ગયો કે ભાવનગરની સાહિત્ય પરિષદને તેઓ પોતાના જ માનતા હતા. પરંતુ તે સમયે તેઓ ઘરની ઉપાધિમા જેટલા આવી પડ્યા હતા તેટલી ઉપાધિ તેઓને માથે આવી પડી ન હોત તો જરૂર ભાવન-ગરની પરિષદને તેઓ જુદે રંગે રંગી શક્યા હોત તેટલી બધી ઉપાધિ છતા તેઓએ મંત્રીઓને જોઇતી મદદ આપવામા ઊણપ રાખી ન હતી. તા ૯-૨-૨૪ રવિવારની સાંજે તેઓએ પોતાને જ મકાને સાહિત્ય સંસદને નામે સાક્ષરોની મેળાપસભા બોલાવવાની ગોઠવણ કરી દીધી બપોર પછી શેઠ નરોત્તમ ભાણજીની સાથે ફરીથી ફંડ એકઠું કરવાનુ કામ શરૂ કરી દીધુ ભાવનગરના સુપ્રસિદ્ધ શેઠ કુંવરજી આણંદજીના ભત્રીજા શ્રીયુત મોતીચંદ ગિરધર કાપડીયાને પણ મળ્યા તેઓએ પણ ફંડ એકઠું કરી આપવામા સહાનુભૂતિ બતાવી બીજે દિવસે ખાસ કરીને પારસી લેખકોને આમંત્રવાનુ હતુ તે પહેલા શ્રીયુત મુનશીજીની સાથે શ્રીયુત નૃસિંહરાવ ભોળાનાથ દીવેટિયાને વાદરે જઇ તેઓને બંગલે મળ્યા તેઓએ મંત્રીઓનો બહુ પ્રેમપૂર્વક સત્કાર કર્યો પરંતુ ગરમીની ઋતુને લીધે પરિષદમા આવવાની તેઓએ અનિચ્છા દર્શાવી બપોર પછી કોટમા જઇ શ્રીયુત જીવણજી જમસેદજી મોદી, શ્રીયુત મસાણી સાહેબ, જામેજમસેદના તંત્રી શ્રીયુત મરઝબાન અને મુંબઇ સમાચારના તંત્રી શ્રીયુત બેલગામવાળાને મળ્યા પારસી લેખકો પરિષદમા મોટી સંખ્યામા હાજર રહે તેવા લખાણો પોતાના પત્રોમા કરવાની તંત્રીઓએ કબુલત આપી. શ્રીયુત જમસેદજી જીવણજી મોદીએ તો પારસી લેખકમંડળની સભા બોલાવવાની તજવીજ કરી અને તે મંડળ તરફથી પ્રતિનિધિઓ મોકલવાનો ઠરાવ કર્યો તે જ રાત્રીએ મુંબઇ વડનગરા નાગર મંડળના મંત્રીઓ તથા નાગરનેત્રમણિના વ્યવસ્થાપક સાહેબ અને શ્રીયુત લલિત વગેરે ગૃહસ્થો મંત્રીઓને ઉતારે મળવા આવ્યા હતા તેઓએ પણ તા ૯-૩-૨૪ ને રોજ બપોરે પોતપોતાને મકાને મંત્રીઓનો સત્કાર કરવાને અર્થે મેળાપસભાઓ ગોઠવી દીધી ઇશ્વરભક્તિમા તલ્લીન થઇ ગયેલા શ્રીયુત લલિત પોતાને ભાવનગરવાસી ગણાવે તો તેમા કઇ આશ્ચર્ય જેવુ નથી તેઓએ તો સત્કાર મંડળના સભ્યની ફી આપી ફંડની શરૂઆત કરી દીધી તેઓના જેવા શુદ્ધ હૃદયના ભગવદ્ભક્તને હાથે ફંડનુ મંગળાચરણ થવાથી, તેનું ઉજ્જવલ પરિણામ આવ્યા વિના રહ્યુ નહિ.

તા. ૮—૩—૨૪ રવિવારે સવારે મંત્રીઓ શ્રીયુત શેઠ રેવાશંકર જગજીવનદાસને બંગલે શ્રીયુત ખરશેદજી ફ. ભરૂચાને મળવા ગયા ત્યા તેઓની સાથે સ્વામી શ્રી સત્યદેવજી

અને શેઠ રેવાશંકરભાઇનો પણ મેળાપ થયો. તેઓને પરિષદમાં પધારવાનું આમંત્રણ કર્યું, તે તો તેઓ ન સ્વીકારી શકયા. પરંતુ શ્રીયુત ભરૂચાએ પાછલી પરિષદોની હકીકત મંગાવી. જાહેર પત્રોમાં તે ઉપરથી એક ઉત્તેજક લેખ લખી મોકલ્યો. છેક સાંજરે શ્રીયુત મુનશીજીના મકાને સાક્ષરોની મેળાપ સભામાં ગયા. શ્રીયુત મુનશીજીએ જેવા ઉલ્લાસથી આમંત્રણો કર્યાં હતાં, તેવાજ ઉલ્લાસથી મુમબઇમા રહેનાર સાક્ષરો પૈકી રા. રા. નૃસિંહરાવ ભોળાનાથ દીવેટિયા, સૌ. બ્હેન લીલાવતી, રા. મનહરરામ, રા. લલિત, રા. વિભાકર, શ્રીયુત ખુશાલ તલકચંદ શાહ, રા. ચંદ્રશંકર પંડયા, રા. કાંતિલાલ છગનલાલ પંડયા, રા. અંબાલાલભાઇ રા. ચિતળીયા, રા. શંભુલાલ, રા. હિમતલાલ ગણેશજી અંજારીયા, રા. મોતીચંદ ગિરધર કાપડીયા, રા. પરમાનંદ કુંવરજી શાહ, રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય, રા. લાભશંકર પ્રભુરામ ભટ્ટ રા. કાંતિલાલ કેશવલાલ ઓઝા વગેરે લગભગ પચાસ સાઠ સાક્ષરો ત્યાં પધાર્યા હતા. અમદાવાદ વગેરેની સભાઓની જેમ અહીંઆં પણ મંત્રીઓએ પોતાનું આવવાનું કારણ જણાવ્યું. રા. વિભાકર, રા. ચંદ્રશંકર પંડયા, રા. મુનશી અને રા. નૃસિંહરાવ દીવેટિયા વગેરે સાક્ષરોએ મંત્રીઓની વિજ્ઞપ્તિને અનુમોદન આપ્યું અને પરિષદમાં કરવાનાં રચનાત્મક કાર્યોનો વિચાર કરવાને માટે એક કમિટિ નીમી. ત્યા પધારેલા સાક્ષરોએ બહુ રસભર્યો ભાગ લીધો હતો અને પરિષદમાં સાક્ષરોની સારી સંખ્યા હાજરી આપશે, એવી આશા ઉત્પન્ન કરી હતી. અહીં પણ શ્રીયુત મુનશીજીએ અમારૂં આતિથ્ય કરીને નિર્મળ પ્રેમનો સાક્ષાત્કાર કરાવ્યો હતો. સાક્ષરોને આમંત્રણ કરવાનું કામ સમાપ્ત થયું, પરંતુ ફંડ એકઠું કરવાને માટે બીજા ઓછામાં ઓછા પાંચ દિવસો ભાંગવા પડયા. તે દરમ્યાન તા. ૧૧–૩–૨૫ ને રોજ રા. રા. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને અને તા. ૧૩–૩–૨૪ ને રોજ રા. રા. શ્રી લલુભાઇ સામળદાસ મહેતાને મકાને જઇ મંત્રીઓએ આમંત્રણ કરતાં, તેઓએ બહુ હર્ષ સાથે તેનો સ્વીકાર કર્યો. તે જ તારીખે સાંજરે રા. રા. શ્રી વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા મહાત્માશ્રી ગાંધીજીને જૂહુના બંગલામાં આમંત્રણ કરવા ગયા હતા; તેઓને પરિષદમાં પધારવાનો ઘણો આગ્રહ કર્યો; પરંતુ તેઓની પ્રકૃતિ જોઇએ તેટલી સ્વસ્થ થઇ ન હતી તેથી તેઓ આમંત્રણનો સ્વીકાર કરી શકયા નહિ, છતાં પરિષદની ફતેહ માટે ઊંડા દિલથી આશીર્વાદ આપ્યો. ત્યારબાદ તા. ૧૪–૩–૨૪ સુધીમા ફંડના કામનો લગભગ પરવાર આવી જવાથી મંત્રીઓ તે જ દિવસે સાંઝરે ભાવનગર આવ્યા. અમારો પ્રવાસ આટલો બધો સરળ થશે, શ્રી અને સરસ્વતીના ઉપાસકો આટલી બધી અમને મદદ આપશે, એમ અમે કદિ ધાર્યું ન હતું. એ સાફલ્યનું કોઇ પણ નિમિત્ત કારણ હોય તો રા. રા. શ્રી વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા જ હતા. તેઓએ પોતાના નોકરીને અંગે આવતી અગવડતા વેઠીને પણ પોતાના સમયનો એટલો બધો ભોગ આપ્યો હતો. જ્યારથી તેઓએ સાહિત્ય પરિષદને આમંત્રણ કર્યું હતું, ત્યારથી તેને શી રીતે પાર ઉતારવી, તેની યોજનાનો અમલ કરવામાં અને તે મુજબ સતત પરિશ્રમ કરવામા તેઓ જંપીને બેઠા ન હતા. મંત્રીઓ તરીકે અમે તેઓનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો જ છે.

## ૫ પરિષદ ફંડનો હીસાબ.

પરિષદ ફંડનો હીસાબ પરિશિષ્ટ અંક ૨૫ માં તા. ૧–૧–૨૩ થી તા. ૩૧–૩–૨૫ સુધીનો આપ્યો છે. તે હીસાબ હીસાબી રા. રા. ગુલાબચંદ આણંદજી શાહે મેળવ્યો છે,

અને હીસાબ તપાસનારા રા. રા. ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા તથા રા. રા. કુંવરજી આણંદજી શાહે તપાસ્યો છે. ત્યાર પછી તા. ૧૯–૭–૧૯૨૫ ને રોજ મહેરબાન સંજાણા સાહેબના પ્રમુખપણા નીચે ભરાયેલી કાર્યવાહક સભાએ તે હીસાબ મંજુર કર્યો છે. પરિશિષ્ટ અંક ૨૩–૨૪ ઉપરથી ધ્યાનમાં આવશે કે સત્કારફંડના કુલ રૂ. ૬૨૮૨—૦—૦ ઉપજ્યા છે, જેમાં મુંબઇના શેઠીઆઓનો ફાળો રૂ. ૪૪૫૬—૦—૦ નો અને ભાવનગરના શેઠીઆઓ તથા ગૃહસ્થોનો ફાળો રૂ ૧૮૨૬—૦—૦ નો છે. તદુપરાંત પરિષદ સભાસદના રૂપીઆ ૩૭૮–૦–૦,સત્કાર મંડળ સભાસદના રૂ. ૬૨૦–૦–૦ તથા પ્રેક્ષક ટીકીટ વેચાણના રૂ.૧૪૭–૦–૦ મળી ને ત્રણ બાબતોના રૂ. ૧૪૮૧–૦–૦ ઉપજ્યા છે. તે સિવાય રૂ. ૬૩–૪–૩ વ્યાજના અને રૂ. ૧૫–૦–૦ સ્વ. કવિ બોટાદકરના ફંડના છે. એ રીતે કુલ રૂ. ૭૮૦૫–૪–૩ ઉપજતાં તેમાથી નાણા વસુલ કરવાના કમીશન ખર્ચના રૂ. ૨૯૦–૦–૦ જતાં ઉપજ રૂ. ૭૫૧૫ –૪–૩ ની થઇ છે. તે જ સરવૈયામાં ઉધાર બાજુએ કુલ ખર્ચના રૂ. ૪૧૧૩–૦–૧ મૂક્યા છે, તેમા પરિષદના પ્રમુખોનાં ભાષણો, પત્રિકાઓ અને સભા નિમંત્રણ પત્રિકાઓ છપાવવાનો ખર્ચ રૂ. ૮૭૩—૧—૩ તથા રિપોર્ટ છપામણી પેટે અગાઉથી આપેલા રૂ. ૧૧૮૭–૧૨–૦ નો સમાવેશ થાય છે. રિપોર્ટ છપામણી, બંધામણી અને પોસ્ટદ્વારા વહેંચણીનો કુલ ખર્ચ રૂ. ૪૦૦૦—૦—૦ નો અટકળવામાં આવે છે. તે પૈકી ઉપર દર્શાવ્યા મુજબ અપાયેલી રકમ બાદ જતાં હજુ ઓછામાં ઓછા રૂ. ૨૮૦૦) નો ખર્ચ થવાનો સંભવ છે. છેવટ કુલ ખર્ચનો પાકો હીસાબ થતાં સુધી ચોક્કસ રકમ કહી શકાય નહિ, તોપણ ઉપરના અડસટા મુજબ લગભગ રૂ. ૬૦૦) સુધી સીલીકે રહેવાની આશા રાખી શકાય.

## ૬ સ્વાગત વગેરેની તૈયારીઓ.

મુંબઇથી જોઇએ તેટલું ફંડ એકઠું થઇ શક્યું હતું, અને હજુ મેહમાનોના સ્વાગતને માટે ઘણી તૈયારી કરવી બાકી હતી; તેથી કાઠીયાવાડમાં જવાનું બંધ રાખ્યું. તા ૩૦—૭ —૧૯૨૪ ને રોજ કાર્યવાહક સમિતિની સાધારણ સભા રા. બ. ત્રિભુવનદાસ કાલીદાસ ત્રિવેદીના પ્રમુખપણા નીચે ભરાઇ. તે સભાએ નીચે મુજબ ૭ સમિતિઓ નીમી.

૧ સ્વાગત સમિતિ, મેહેરબાન કૃષ્ણચંદ્રસિંહજી–અધ્યક્ષ અને મેહેરબાન કેપ્ટન જોરાવરસિંહજી–મંત્રી, તદુપરાંત બીજા સાત સભ્યોની.

૨ મંડપ સમિતિ, રા. રા શ્રી વલ્લભદાસ ઉત્તમચંદ પારેખ–અધ્યક્ષ અને રા. રા. શ્રી મણિલાલ પરમાનંદદાસ મંત્રી, તદુપરાંત બીજા છ સભ્યોની.

૩ ટિકિટ સમિતિ, રા. રા. શ્રી રતિલાલ જગન્નાથ જાની–મંત્રી, ઉપરાંત બીજા છ સભ્યોની

૪ પત્ર પ્રદર્શન સમિતિ, રા. રા. શ્રી હનુમંતરાવ બળવંતરાવ ભીડે સાહેબ–મંત્રી, ઉપરાંત બીજા ७ સભ્યોની.

૫ પ્રકાશન સમિતિ, રા. રા. શ્રી કપિલદાસ પરમાનંદદાસ ઠક્કર તથા રા. રા. શ્રી મુનિકુમાર મણિશંકર ભટ્ટ–સંયુક્ત મંત્રીઓ, ઉપરાંત બીજા આઠ સભ્યોની.

૬ સ્વયંસેવક યોજક કમિટિ, રા. રા. શ્રી વીરેન્દ્રરાય ચંદ્રપ્રસાદ દેસાઇ, રા. રા. શ્રી સુખવંતરાય શિવજી મહેતા, ભાવનગર આલ્ફ્રેડ હાઇસ્કૂલના બોયસ સ્કાઉટસના કેપ્ટન

રા. રા. શિવપ્રસાદ કરુણાશંકર ખૂચ તથા સનાતનધર્મ હાઇસ્કૂલના બોયસ સ્કાઉટના કેપ્ટન રા. રા. સંતોષરામ પ્રેમજી ભટ્ટ, એઓ અધિકારીઓ તથા અન્ય સભ્યોની.

( જુઓ પરિશિષ્ટ અંક ૧૭ )

દરેક સમિતિ પોતપોતાનું નિયત કાર્ય કરવા મંડી પડી. સ્વાગતનો ભાર રાજ્યખર્ચના આસીસ્ટંટ અધિકારી મેહેરબાન મચેગ્શા દોરાબજી ઉમરીગરે ઉપાડી લેવાથી, સમિતિનું કામ સરલ થઇ ગયું. રા. રા. શ્રી વીરેન્દ્રરાય ચંદ્રપ્રસાદ દેશાઇએ પોતાનો મંગળ મહેલ આપવાની ઉદારતા કરી હતી. તે સ્થળ મેહેરબાન પ્રમુખ સાહેબ અને તેઓની સાથે આવતા મેહમાનોને માટે રાખ્યું. રાજ્યના મોજીરાજની વાડી અને નાકુબાગ તે અન્ય મેહમાનોને માટે તેમજ પાનવાડીના બંગલાઓ પારસી મેહમાનો માટે રાખવામા આવ્યા. રાજ્ય તરફથી મ્હેમાનોની સેવામાં બની શકે તેટલી ગાડીઓ પણ સોંપી દેવામાં આવી હતી. તેથી સ્વાગતના કાર્યમાં કંઇ ઊણપ રહેવાની શંકા પણ રહી નહિ. જૈન મેહમાનો માટે શેઠ કુંવરજી ભાઇએ અને ચારણ મેહમાનો માટે રાજકવિ પીંગળશી પાતાભાઇ ગઢવીએ સગવડ વ્યવસ્થા કરી દીધી હતી.

ભાવનગર સનાતન ધર્મ હાઇસ્કૂલના ઉદાર માલેકોએ તેઓનું નિશાળનું વિશાલ મકાન સોંપી દીધું હતું, તેના ભવ્ય કમ્પાઉન્ડમા મંડપ પણ ઉભો કરી દેવામા આવ્યો, અને તેમાં વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરીમાંથી આવેલી સાક્ષરોની છબીઓ યથાસ્થાન ગોઠવી દેવામાં આવી.

દરમ્યાન સ્વયંસેવક યોજક સમિતિ પાસે શહેરના એક ઉત્સાહી યુવકોની અરજી આવી ગઇ હતી. તદુપરાંત નીચેનાં મંડળો તથા સંસ્થાઓના સ્વયંસેવકોના કેપ્ટનોએ પણ પોતપોતાના સબળા સ્વયંસેવકો સાથે પરિષદની સેવામાં હાજર કરવાને ઇચ્છા દર્શાવી. તે ઉપરથી તા. ૯-૩-૨૪ ને રોજ સ્વયંસેવક સમિતિની એક બેઠક થઇ તેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર કરવામાં આવ્યા.

ઠરાવ ૧

નીચે લખ્યા મુજબ સ્વયંસેવકો સ્વીકાર્યા તથા કેપ્ટનો નીમ્યા.

૪૦ ભાવનગર નાગર જીમખાના મંડળના સ્વયંસેવકો તથા શહેરના બીજા કેટલાક સ્વતંત્ર ઉમેદવારોનો વર્ગ-કેપ્ટન-મી. તનસુખરાય ચુનિલાલ મહેતા—

૩૦ ભાવનગર આલફ્રેડ હાઇસ્કૂલના બોયસ્કાઉટસ-કેપ્ટન-મી. રામચંદ્ર ગડકરી.

૩૦ ભાવનગર સનાતન ધર્મ હાઇસ્કૂલના બોયસ્કાઉટસ
કેપ્ટન-મી. કનૈયાલાલ વ્રજલાલ ઠક્કર

૨૫ દક્ષિણા મૂર્તિભવન તથા ઓદીચ્ય બૉર્ડિંગના સ્વયંસેવકો.
કેપ્ટન-મી. મયાશંકર ભાણશંકર જાની.

તદુપરાંત મી. વનમાળીદાસ શંકરલાલ દવે તથા મી. મેરૂભા કલ્યાણસિંહને સામાન્ય દેખરેખ રાખનારાઓ નીમવામા આવ્યા.

ઠરાવ ૨

પાટલીઓ વગેરેના તેમજ બીજા પરચુરણ ખર્ચ માટે રૂ. ૧૨૫) સુધી ખર્ચવાનો ઠરાવ કર્યો.

ઠરાવ ૩

જૂદે જૂદે ઉતારે, સ્ટેશને અને મંડપમા હાજર રહેવાને છ ટુકડીઓ પાડી, દરેકને પોતપોતાનું કર્તવ્ય નિયત કર્યું.

## ૭ નિબંધ નિરીક્ષક સમિતિની બેઠક.

( તા ૧૩–૪–૧૯૨૪ રવિવાર )

એ રીતે તૈયારી થઇ રહી હતી, તે દરમ્યાન ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળના મંત્રીઓ પૈકી રા ગ. શ્રી હીરાલાલ ત્રિભુવન પારેખે અગાઉથી અહીં આવી, અમારા કામમા સહાય કરવાનું સ્વીકાર્યાથી તેઓ તા. ૧૩–૪–૨૪ રવિવારે અમદાવાદથી આવી પહોચ્યા, અને બીજે જ દિવસે રા. રા. શ્રી ભરતરામ ભાનુસુખરામ મહેતા પણ તે જ હેતુથી વડોદરેથી આવી ગયા. અમારે સ્પષ્ટ કહી દેવું જોઇએ કે–આ બે ભાઇઓ આવી પહોચવાથી અમારૂં અધિવેશન સબંધીનુ કાર્ય બહુ સરલ થઇ ગયું. વસ્તુતઃ તે સઘળા કાર્યનો ભાર તો તે બન્ને ભાઇએ જ ઉઠાવ્યો હતો ગ. હીરાલાલભાઇની તો પ્રકૃતિ પણ ઘણી અસ્વસ્થ હતી, છતા રાતદિવસ શરીરે કષ્ટ વેઠીને પણ તેઓએ તા. ૧૩ થી તા. ૨૧ સુધી અતઃકરણ પૂર્વક જે પરિશ્રમ લીધો હતો, તેવો પરિશ્રમ લેનાર અન્ય વિરલ જ મળી આવે.

તે જ દિવસે એટલે તા. ૧૩–૪–૨૪ રવિવારને રોજ મહેરબાન સંજાણા સાહેબના પ્રમુખપણા નીચે બાર્ટન લાઇબ્રેરીમા નિબધ નિરીક્ષક સમિતિની સભા ભરાઇ રા. હીરાલાલભાઈ અમદાવાદ તપાસવા આપેલા ૩૦ નિબધો લેતા આવ્યા હતા. ત્યાર પછી તા ૧૨–૪–૨૪ સુધીમા લગભગ ૪૦ નિબધો આવ્યા હતા. નિબધો એટલા બધા મોડા આવ્યા કે ખરી રીતે તપાસવાનુ તો અશક્ય જ હતું છતા અહીંના નિબધ નિરીક્ષક કમિટિના સભ્યોએ બની શકે તેટલા તપાસ્યા હતા. જૈન વિભાગના નિબધો શેઠ કુંવરજી આણદજી શાહે તપાસ્યા હતા. તે દિવસ સધીમા ઇતિહાસના નિબંધો ઘણા થોડા આવ્યા હતા, તેથી સાહિત્યના અને ઇતિહાસના નિબધ એક વિભાગમા, અને વિજ્ઞાનના તથા જૈનસાહિત્યના નિબધો બે જૂદા જૂદા ભાગોમા વાચવા, એવો તે સભાએ ઠરાવ કર્યો. તા. ૧૮–૪–૨૪ થી તા ૨૦–૪–૨૪ સુધીના દિવસોમા જે કાર્યક્રમ ગોઠવવામા આવ્યો, તેમા સાહિત્ય અને ઇતિહાસના ૨૭ નિબધો વાચવાનું ઠરાવ્યુ; વિજ્ઞાનની જૂદી બેઠકમા બની શકે તેટલા નિબધો વાચવાનુ અને જૈન વિભાગમા જૈનના કુલ ૨૦ નિબધો આવ્યા હતા તેમાથી ૧૯ નિબધો વાચવાનું નક્કી કરવામા આવ્યુ. તેમ જ પરિષદના અધિવેશનનો સમય સવારે ક ૮–૩૦ થી ક. ૧૧–૦ સુધી અને સાજરે ક. ૪–૦ થી ક.૭–૦ સુધી રાખવામા આવ્યો.

આ સ્થલે અમારે એક બે બાબતોના ખુલાસા કરવાની જરૂર જણાય છે.

૧ જે છપાવેલા કાર્યક્રમની નકલો મડપમા વહેચવામા આવી હતી, તે કાર્યક્રમમા નિર્દિષ્ટ નિબંધલેખકો પૈકી કેટલાક આવ્યા ન હતા એકાદ બે લેખકોએ હાજર

૨ તા. ૧૮-૪-૨૪ રવિવારની રાત્રિએ વિષયવિચારિણી સભા ભરાઇ હતી તે પ્રસંગે જૈન વિભાગ જૂદો ન રાખતા એક સાથે તે નિબંધો વાચવાનું કર્યું હતું.

૩ ઉપરનાં કારણોને લીધે અમારે દરરોજ તે તે સમયે જ કાર્યક્રમમાં ફેરફાર કરવાની જરૂર પડી હતી. જે નિબંધલેખકો હાજર ન હતા, હા૦ ર છતાં જેઓએ વાચવાની અનિચ્છા દર્શાવી હતી, તેઓની જગ્યાએ જૈન નિબંધો ગોઠવવામા આવ્યા હતા.

૪ એ રીતે ફેરફાર થતા પરિશિષ્ટ અંક ૪ માં દર્શાવ્યા પ્રમાણે નીચે મુજબ નિબંધો વંચાયા હતા.

૨૮ સાહિત્ય, ઇતિહાસ અને જૈન વિભાગના નિબંધો એક બેઠકમાં વંચાયા.

૮ વિજ્ઞાનના નિબંધો જૂદા વિભાગમા વંચાયા.

---

૩૬

૫ તા. ૧૭-૪-૨૪ સુધી નિબંધો આવતા જ રહ્યા હતા કુલ નિબંધો ૮૫ આવ્યા હતા (જૂઓ પરિશિષ્ટ અંક ૫) તે પૈકી આ રિપોર્ટ સાથે સાહિત્યના ૨૭, ઇતિહાસના ૯, વિજ્ઞાનના ૮ અને જૈનવિભાગના ૧૧ મળી કુલ ૫૫ નિબંધો છપાયા છે. ઉપરાત પ્રમુખ સાહેબ તથા ચાર અધ્યક્ષ સાહેબોના ભાષણો મળી પાંચ ભાષણો પણ એક ભાગમા એકી સાથે છપાયા છે. સત્કારમંડળના પ્રમુખ સાહેબ તથા ઉપપ્રમુખ સાહેબોએ મોઢેથી બહુ ટુંકામા ભાષણો કર્યાં હતા, તે ભાષણોના સારો પણ છાપવામા આવ્યા છે.

૬ ઇસ્લામી સાહિત્યના લેખક રા. અનિસે પોતાનો નિબંધ અમને તા. ૧૭-૪-૨૪ ને રોજ રજુ કર્યો, અને છેક છેવટે તો છેવટે પણ વાંચવા દેવાનો આગ્રહ કર્યો. ને નિબંધની લિખિત પ્રતમાં પ્રમુખ વગેરે ઉપર છાપેલી પ્રતમા તેઓએ જે ટીકા ઉમેરી છે. તે ટીકા નથી જ. બીજે દિવસે પ્રમુખ સાહેબ અને અધ્યક્ષોના ભાષણો થયા પછી તેઓએ સદરહુ ટીકા ઉમેરી પોતાનો નિબંધ છેવટને વખતે મંડપમાં તેઓએ વહેંચ્યો હતો, એટલે તે હકીકત મંત્રીઓના ધ્યાન બહાર જાય, ને સ્વાભાવિક છે. રિપોર્ટ સાથે તેઓનો નિબંધ છપાયો છે, તેમા પાછળથી ઉમેરેલો ભાગ કમી કરવામા આવ્યો છે.

૭ ઇતિહાસ વિભાગના અધ્યક્ષ મહેરબાન કે. ટી. શાહ આવવાના હતા, એમ અમારા જાણવામા આવ્યુ હતું; પરંતુ અસ્વસ્થ પ્રકૃતિને લીધે તેઓ આવી શક્યા નહિ. છતાં તેઓનું ભાષણ રા વિઠ્ઠલરાયભાઇ પાસે વંચાવવાની ગોઠવણ કરી હતી. તા. ૧૮-૪-૨૪ ને રોજ સાજરે અધ્યક્ષોના ભાષણો વંચાયાં, ત્યારે સમય બહુ વીતી જવાથી તે ભાષણ વંચાઇ શકાયું નહિ.

તા. ૧૪—૪—૨૪ થી તા. ૧૭—૪—૨૪ સુધીની પ્રવૃત્તિ.

તા. ૧૬—૪—૨૪ થી મેહમાનો આવવા ગયા. ખાસ કરીને તે દિવસે શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તથા શ્રીયુત ખબરદાર, શ્રીયુત બાવા સાહેબ, શ્રીયુત કાનુગાજી, શ્રીયુત બળવંતરાય કલ્યાણરાય ઠાકોર આવ્યા હતા. તા ૧૭-૪-૨૫ ને રોજ સવારે મેહેરબાન પ્રમુખ સાહેબ કમળાશંકરભાઇ તથા સત્કાર મંડળના ઉપપ્રમુખ મહેરબાન લલ્લુભાઇ સાહેબ

અને તેઓની સાથે મુંબઇ, અમદાવાદ, વડોદરા અને સુરતના ઘણા ખરા સાક્ષરો પધાર્યા હતા. પ્રમુખ સાહેબને સત્કાર કરવા મહેરબાન પટ્ટણી સાહેબ તેમજ રાજ્યના મોટામોટા અધિકારીઓ, શેઠીઆઓ, મહેરબાન સંજાણા સાહેબ, તેમજ શ્રીયુત કેશવલાલ ભાઇ તથા શ્રીયુત ઠાકોર વગેરે સ્ટેશને પ્રથમથી જ આવી ગયા હતા. ખાખી પોષાકમા સજ્જ થયેલા બોયસ્કાઉટોએ તેઓને લશ્કરી માન આપ્યું હતું. વેટીંગ રૂમમાં તેઓ પધાર્યા બાદ વેદમૂર્ત્તિ બ્રાહ્મણોએ વૈદિક મંત્રોમાં તેઓને આશિર્વાદ આપ્યો હતો. ત્યાર પછી યોગ્ય સ્વારીના આકારમાં બજારમાં થઇ પ્રમુખ સાહેબને મંગળ મહેલમાં લાવવામાં આવ્યા હતા. તે જ તારીખે સાંજરે સઘળા સાક્ષરો આવી પહોંચ્યા હતા શ્રીયુત બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનું તે દિવસે ગુજરાત વિદ્યાપીઠ ઉપર ભાષણ રાખવામાં આવ્યું હતું. સાંજરે પાંચ વાગતે ભાવનગર આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં તે ભાષણ સાભળવાને શહેરના અનેક સાહિત્યવિલાસી ગૃહસ્થો અને શાળાઓના તથા કોલેજના વિદ્યાર્થીઓ આવ્યા હતા. મહેરબાન લલુભાઇ સાહેબ પ્રમુખસ્થાને બીરાજ્યા હતા. વિષય પોતેજ ચર્ચાસ્પદ હતો, તેમાં શ્રીયુત ઠાકોરની વિવાદ પદ્ધતિએ પુષ્કળ ચર્ચા ઉપસ્થિત કરી હતી અને તેમ થવાથી શ્રોતાઓને બહુ આનંદ ઉપજ્યો હતો. તે જ રાત્રિએ મંત્રીઓએ રા. હીરાલાલભાઇ અને ભરતરામની મદદ લઇને વિષયવિચારણી સભાના સભાસદોની યાદી બીજે દિવસે પરિષદમાં દરખાસ્ત રૂપે મૂકવા તૈયાર કરી હતી ઇ. સ. ૧૯૨૦ ની સાહિત્ય પરિષદે તે સબધી જે નિયમ કર્યો હતો, તે મુજબ તો ઘણા જ થોડા સભાસદોનો સમાવેશ થઇ શકે તેમ હતું. તેમ જ સત્કાર મંડળના ઘણા પ્રતિષ્ઠિત અને વિદ્યાવિલાસી સભ્યો રહી જતા હતા. તેથી લગભગ ૫૦ પરિષદના સભાસદોમાથી અને ૫૦ સત્કાર મંડળના સભ્યોમાથી મળી ૧૦૦ સભ્યોની યાદી તૈયાર કરી હતી. એ રીતે કરવાથી પરિષદના નિયમ મુજબ જે જે સભાસદો આવવા જોઇએ, તેઓ આવી ગયા હતા. સદરહુ યાદી એટલી લાંબી કરવામાં મંત્રીઓનો બીજો કંઇ હેતુ ન હતો.

તે જ અરસામાં ગુજરાત કાઠિયાવાડ અને મુંબઇના જાહેર પત્રોના પ્રતિનિધિઓ પરિષદનો રિપોર્ટ લેવાને આવી ગયા હતા. ઘણું કરીને, બોમ્બેક્રોનીકલ, ટાઇમ્સ ઑાવ ઇંડીયા, ગુજરાતી, સાંજ વર્ત્તમાન, મુંબઇ સમાચાર, હિંદુસ્થાન, જામેજમશેદ, નવયુગ, નવાજીવિજય, પ્રજાબંધુ, ગુજરાતી પંચ, સૌરાષ્ટ્ર, કાઠિયાવાડ ટાઇમ્સ, સાબરમતી વગેરેના પ્રતિનિધિઓ આવ્યા હતા.

નિમંત્રિત ચારણો પૈકી જામનગરના રાજકવિ માવદાનજી ભીમાજીભાઇ, લાઠીરાજ કવિ રામભાઇ પાતાભાઇ, મેથળીના રહીશ કવિ વીસાભાઇ નાગભાઇ, ગુંદાળાના રહીશ માધવદાન ભાઇ આવ્યા હતા. રાજકવિ પીંગળશીભાઈ અને તેમના ચિરંજીવી ભાઇ તેઓના સત્કાર કર્ત્તા તરીકે હાજર જ હતા.

તે સિવાય જૂદી જૂદી સંસ્થાઓને, કોલેજોને, તથા દેશી રાજ્યોને પ્રતિનિધિઓ મોકલવા આમંત્રણ કર્યું હતું, તેઓએ પણ પરિશિષ્ટ અંક ૨૦ મુજબ પોતાના પ્રતિનિધિઓ મોકલવા મહેરબાની કરી હતી.

# ખ. અધિવેશનનો વૃત્તાંત.

(તા. ૧૮, ૧૯, ૨૦ એપ્રિલ ઈ. સ. ૧૯૨૪)

## ૧ પ્રથમ દિવસ તા. ૧૮–૪–૧૯૨૪ શુક્રવાર.

તા. ૧૮-૪-૧૯૨૪ શુક્રવારે સવારે બરાબર સાડા આઠ વાગતે સાહિત્ય પરિષદના પ્રથમ દિવસનું કાર્ય શરૂ થયું હતું. ભાવનગર સનાતન ધર્મ હાઇસ્કૂલના વિસ્તીર્ણ મેદાનમા ભવ્ય મંડપ નાખવામાં આવ્યો હતો, અને બની શકે તે મુજબ તેને શણગારવામાં આવ્યો હતો. આઠ વાગતા પહેલા તો શહેરના અનેક સાહિત્યરસિકો, અધિકારીઓ, સાક્ષરો, વિદ્યાર્થીઓ અને સ્ત્રીઓ તથા કન્યાઓથી આખો મંડપ ચીકાર ભરાઇ ગયો હતો. કુલ સંખ્યા છસેં સાતસેં સુધીની હતી, જેમા બહારથી આવેલા સાક્ષરોની સંખ્યા લગભગ ૧૫૦ ની તેમ જ સ્ત્રીઓ તથા કન્યાઓની સંખ્યા પણ લગભગ તેટલીજ હતી આખી પોષાકધારી બોયસ્કાઉટો સઘળી વ્યવસ્થા જાળવવામા પૂરે પૂરો ઉત્સાહ લેતા હતા. લગભગ સવા આઠ વાગતે પરિષદના પ્રમુખ રા. બ કમળાશંકરભાઇ પધાર્યા હતા સ્ટેજ ઉપર તેઓની સાથે પ્રમુખ રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ, રા. ખબરદાર, શ્રીયુત પંડિત લાલન, રા. કાંતિલાલ છગનલાલ પંડયા, રા. કાબરાજી, રા. બાલા સાહેબ, રા. રૂસ્તમજી નાનાભાઇ રાણીના, રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, રા. મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા, રા. જયસુખરાય જોષીપુરા, રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત, રા મોહનલાલ પાર્વતીશંકર દવે, રા. જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ, રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી વગેરે કેટલાક સાક્ષરો બીરાજ્યા હતા.

તેઓ સર્વના સત્કાર માટે સત્કાર કમિટિના પ્રમુખ શ્રીયુત પ્રભાશંકર દલપતરામ પટ્ટણી લેડી પટ્ટણી સાથે હાજર થયા હતા. તદુપરાંત ઉપપ્રમુખ ઓનરેબલ લલુભાઇ સામળદાસ, મહેરબાન વિજયસિંહજી મંગળસિંહજીભાઇ, રા. બ. ત્રિભુવનદાસ કાલિદાસ ત્રિવેદી, મહેરબાન કૃષ્ણચંદ્રસિંહજી, મહેરબાન કેપ્ટન જોરાવરસિંહજી, મહેરબાન પ્રભુદાસ ભગવાનભાઇ નગરશેઠ, મહેરબાન કાસમજી જમમેદજી મંજાણા નાહેબ, રા. બરજોરજી અરદેશર ઓંટીસાહેબ. રા ગુલાબરાય ગોવિંદરામ દેસાઇ, રા. ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા, રા. વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા વગેરે ગૃહસ્થો અગાઉથી આવી ગયા હતા.

પરિષદના કાર્યારંભે "વિશ્વભારતીને વંદન"નુ સુમધુર સુંદર ગીત મહારાજ કન્યાશાળાની બાળાઓએ લલકાર્યું. (જુઓ પ્રમુખોનાં ભાષણો વિભાગ ૨ પૃ. ૩) એક ન્હાની, નમણી નાજુક કન્યા સરસ્વતી દેવીના શ્વેત સ્વાગમા સુસજ્જ થઈ હતી, અને બીજી કન્યાઓ જાણે તેની પરિચારિકાઓ હોય તેમ તેની ફરતી ફરી વળીને વિશ્વભારતી ને ભારતવર્ષ ઉપર પોતાની કૃપા અને પોતાનો પ્રભાવ વર્ષાવવા વિનવતી હોય તેમ તેમણે વંદનગીતનું ગાન કર્યું હતું. પછી સ્વર્ગસ્થ શ્રીમાન્ કાન્તનું રચેલું "પરિષત્સત્કાર"નું ગીત પણ તે બાળાઓએ સુમધુર સંગીત સાથે ગાયું હતું. (જુઓ ભાગ ૨ પ્રમુખોના ભાષણો પૃ ૧) અને અહીંના રાજકવિ પીંગળશી પાતાભાઇએ એક સત્કાર ગીત ગાયુ હતું

પછી સત્કાર કમિટિના પ્રમુખ મહેરબાન સર પ્રભાશંકર દ પટણી સાહેબે પધારેલા વિદ્વાનોના સત્કારમા સંક્ષેપમા મોઢેથી ભાષણ કર્યું હતું. (જુઓ પ્રમુખોના ભાષણો ભાગ ૨ પૃ. ૭)

ત્યારપછી સત્કાર મંડળના ઉપપ્રમુખ ઓનરેબલ લલુભાઇ સાહેબે પણ ટુંકામા પણ બહુ ચિત્તાકર્ષક ભાષણ કર્યુ. (જુઓ પ્રમુખનાં ભાષણો ભાગ ૨ જો પૃ ૮) એ રીતે પ્રસ્તાવ કર્યા પછી તેઓ સાહેબે કેટલાક વિદ્વાનો જેઓ પધારી શકેલા નહિ, અને જેમણે તારો કે પત્રદ્વારા પરિષદના કાર્યમા સહાનુભૂતિ તથા ફત્તેહ ઇચ્છી હતી તે તારો અને પત્રોનો સાર વાચી સંભળાવ્યો હતો

તારદ્વારા કે પત્રદ્વારા શુભેચ્છા અને સહાનુભૂતિ દર્શાવનારા વિદ્વાનો નીચે મુજબ હતા:–

૧ આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
૨ સર મનુભાઇ નંદશંકર મહેતા દીવાન સાહેબ, વડોદરા.
૩ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી.
૪ રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.
૫ રા ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.
૬ રા. રમણીવરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.
૭ રા. પુરુષોતમ વિશ્રામ માવજી.
૮ સૌ. બહેન લીલાવતી.
૯ રા. રામમોહનરાય જસવંતરાય.
૧૦ વડોદરા સાહિત્યસભાના મંત્રી.
૧૧ રા. ઇંદુલાલ સેવકરામ દવે.
૧૨ રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.
૧૩ રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય–બારીસ્ટર.
૧૪ રા. હરિપ્રસાદ નજરાય ડૉક્ટર.
૧૫ રા. જનાર્દન વીરભદ્ર પાઠકજી.
૧૬ પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટ.
૧૭ રા તંત્રી–નવચેતન અને તંત્રી–રંગભૂમિ.
૧૮ રા. બટુભાઇ ઉમરવાડીયા
૧૯ રા. બળવંતરાય વિજયાશંકર છાયા.
૨૦ રા હરિરાય ભગવંતરાય બુચ, સિયાજી વિજયના તંત્રી.

છેલ્લા ત્રણ તારો મોડા આવેલા તેથી પાછળથી વંચાયા હતા.

---

પછી અહીંની સાહિત્ય સભાના મંત્રી રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકે જણાવ્યું કે– "વડોદરા સેંટ્રલ લાયબ્રેરીના સેક્રેટરી રા મોતીલાલ અમીનની સૂચનાથી આ પરિષદને અંગે એક માસિકો અને સામુદાયિક પત્રોનું પ્રદર્શન પણ ભરવામા આવ્યુ છે તે સાહિત્ય કેવું છે, તેમા કેવા કેવા ફેરફારો કરવા, તેને કેવે માર્ગે દોરવું, અને તેને કેવું ઉત્તેજન

આપવું જરૂરનું છે તે વિચારી શકાય એવા હેતુથી લગભગ ૭૦ થી ૮૦ જેટલાં માસિક વગેરેનું પ્રદર્શન પણ આ સનાતન ધર્મ હાઇસ્કૂલના એ ખંડોમાં તૈયાર કરવામાં આવ્યું છે. તે આજે બપોરે ચાર વાગે ખુલ્લું મુકાશે તે જોવા અને તેને રસમય બનાવવા તથા તેને જોવા માટે અત્રે પધારેલા સાક્ષરો અને સન્નારીઓને નિમંત્રણ કરવામાં આવે છે.

વિશેષ જણાવતા હર્ષ થાય છે કે-વિશ્વકોષ-સાયક્લોપીડીયા જેવું કામ જે અનેક વિદ્વાનોના સમૂહથી બની શકે તેવો વિશ્વકોષ અહીંના સદ્ગત શ્રી સવાઇલાલ છોટમ વોહરાએ એકલ હાથે તૈયાર કરવા માંડેલો તે પ પૈકી પેશવા શબ્દ સુધી લગભગ ૧૦૫૯૧ પૃષ્ઠોમા તેમના હાથથી તૈયાર થવા પામેલો, અને તે પછી અધુરો રહ્યો છે. અને જેમ પ્રેમાનંદનો દશમ સ્કંધ અધુરો રહેતા તેમના પુત્ર વલ્લભે પૂરો કર્યો હતો, તેમ સદ્ગત સવાઇલાલ ભાઇના પુત્ર કદાચ તે પુરો ન કરી શકે એવું હોય, તો તે તેમના કોઇ પણ સાક્ષરપુત્ર પૂરો કરે એમ ઇચ્છું છું. ઇસ્માઇલ ભાઇઓને માટે પણ સાહિત્યનું જુદું ટેબલ તૈયાર રાખવામા આવ્યુ છે તે સાહિત્યને પણ બનતી સહાય આપવી એવી સૂચના છે."

ત્યારપછી સામળદાસ કોલેજના માજી પ્રીન્સીપાલ અને સુપ્રસિદ્ધ ગણિતશાસ્ત્રી મ. સંજાણા સાહેબે આ પરિષદના પ્રમુખની દરખાસ્ત કરતા બહુ વિસ્તારપૂર્વક, પરંતુ તેઓની યોગ્યતાને સંપૂર્ણ રીતે સિદ્ધ કરનારૂં નીચે મુજબ ભાષણ કર્યું.

સર પ્રભાશંકર પટ્ટણી, આ. શ્રીયુત લલ્લુભાઇ સામળદાસ, સન્નારીઓ અને સદ્ગૃહસ્થો,-

સ્વાગત મંડળના પ્રમુખથી થતું વિવેચન મે સર પ્રભાશંકર માંદગીના સબબે કરી શક્યા નથી તે માટે જે દિલગીરી આ. શ્રીયુત લલ્લુભાઇએ પ્રદર્શિત કરી છે તેમા આપણે સર્વે અંતઃકરણ પૂર્વક શામેલ છીએ. સર પ્રભાશંકર એમની બળવાન કાર્યદક્ષતનો, એમના દેશવિદેશના અનુભવનો તેમજ એમના પરિપક્વ શાણપણનો આપણને બીજા તરફથી અલભ્ય એવો લાભ આપત એ નિઃસંદેહ છે. એમના ભાષણથી જે આપણને આનંદ અને બોધ મળત તે મળ્યો નથી એ શોચનીય છે. પરંતુ હર્ષની વાત છે કે એમણે થોડા ઘણા શબ્દો મહત્ત્વના કહ્યા છે, અને કાઇક દેહનું કષ્ટ પણ વેઠીને અત્રે પધારી આ મંડપની શોભામા અભિવૃદ્ધિ કરી છે; એ પ્રત્યે એમનો આભાર આપણે જેટલો માનીએ તેટલો થોડો છે.

રાવ બહાદુર કમળાશંકર ત્રિવેદી એક સાહિત્યપ્રેમી મોટા સાક્ષર છે, ને એમની કારકીર્દી સામાન્ય રીતે ત્રણ વિભાગોમા વહેંચી શકાય- સંસ્કૃત ભાષા અને સાહિત્યના ગ્રંથોનું એમણે કરેલું વિદ્વત્તાભર્યું પ્રકટન, ગુજરાતી સાહિત્યની એમણે કરેલી ઉપયોગિતાવાળી સેવા અને શિક્ષક પદ ઉપર ચિર સમયસુધી એમણે બજાવેલું મહત્વ ને અગત્યનું કામ.

રાવ બહાદુર કમળાશંકર ભાઇએ ઘણાક સંસ્કૃત ગ્રંથોનું સંશોધન કરી ટીકા અને ટિપ્પણ સહિત પ્રસિદ્ધ કર્યા છે. એમાના મહત્વના ગ્રંથો Bombay Sanskrit Series નામની મુંબઇ સરકારના આશ્રય હેઠળ નીકળતી પુસ્તકમાળામા છપાય છે. આ પુસ્તકમાળાએ હિંદુસ્થાનમા સારી નામના મેળવી છે. એટલું જ નહિં પરંતુ પારીસ-લંડન-બર્લિન ઇત્યાદિ સ્થળોના પ્રાચ્યશાસ્ત્રીના અભ્યાસી મંડળોમા પણ એ ઘણી પ્રતિષ્ઠા પામી છે. એ ગ્રંથો પૈકી મુખ્ય ગ્રંથોનું અત્રે ટુંક વર્ણન આપું છું.—

**महाकाव्य**—પદ્યમાં લખાએલો અલંકાર અને વ્યાકરણશાસ્ત્ર વિશેનો ગ્રંથ. આ આવૃત્તિની ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરે ઘણી પ્રશંસા કરી છે.

**एकावली**—અલંકારશાસ્ત્ર વિષયક ગ્રંથ, મલ્લિનાથની ટીકા સાથે. એની પણ વિદ્વાન વર્ગમાં ખ્યાતિ છે અને આ આવૃત્તિ મદ્રાસ યુનિવર્સિટીએ કેટલાંક વર્ષો સુધી એમ. એ. ના અભ્યાસક્રમના પાઠ્યપુસ્તકોમાં દાખલ કરી હતી.

**प्रतापरुद्रिय**—અલંકાર શાસ્ત્રનો ગ્રંથ, કુમારસ્વામિની ટીકા અને ભામહના કાવ્યાલંકારના પરિશિષ્ટ સાથે આપણા જૂના પ્રખ્યાત અલંકારશાસ્ત્રી દંડીના કરતાંએ આ ભામહ પૂર્વકાલીન છે એમ કમળાશંકરભાઇએ સિદ્ધ કરી દેખાડયું છે.

**व्याकरणभूषण**—વ્યાકરણશાસ્ત્રની તત્વવિદ્યા (શીલસુરી) વિશેનો ગ્રંથ. પ્રસ્તાવના અને વ્યાખ્યામાં સારૂં સ્પષ્ટીકરણ આપ્યું છે.

**षड्भाषा चन्द्रिका**—હેમચંદ્રનાં અપભ્રંશ સૂત્રો સહિત. સંસ્કૃતમાંથી ઉત્પન્ન થતી જે છ મુખ્ય પ્રાકૃતો આપણી આધુનિક આર્યભાષાઓની માતૃભાષા ગણાય છે તેનું આ ઘણા મહત્ત્વના ગ્રંથમાં પ્રતિપાદન થયું છે. આ આવૃત્તિમાં કમળાશંકરભાઇએ આ છએ પ્રાકૃતો વિશે ઉપયોગી વિવરણ વિસ્તારથી આપ્યું છે. હેમચંદ્રસૂરિના આ ગ્રંથમાં આપેલા અપભ્રંશ ભાષા ઉપરના સૂત્રો આપણી યુનિવર્સિટીના એમ. એ. ના ગુજરાતી અભ્યાસક્રમમા દાખલ કરવામા આવ્યાં છે. આ હેમચંદ્ર સંસ્કૃત ભાષા અને સાહિત્યનું અગાધ જેવું જ્ઞાન ધરાવનાર એક જૈન મહા વિદ્વાન હતા, અને એ અપભ્રંશ ભાષા નામની પ્રાકૃત આપણી ગુર્જર ભાષાની જનેતા છે એમ વિદ્વાન વર્ગમાં સિદ્ધાન્તરૂપ ગણાય છે.

**रेखा गणित**—બે પુસ્તકોમાં, ગણિતશાસ્ત્ર વિષયક ગ્રંથ. સદ્ગત હરિલાલ ધ્રુવની માન્યતા હતી કે જો કે એ ગ્રંથ મહાન ગ્રીક ગણિતશાસ્ત્રી યુક્લિડના ભૂમિતિના મૂલતત્ત્વોના અનુવાદ જેવો દેખાય છે તો એ એમાના સિદ્ધાન્તો આપણા દેશમા સ્વતંત્ર રીતે ખોળી કહાડવામા આવ્યા હતા. એમના સ્વર્ગવાસ પછી આ આવૃત્તિ બહાર પાડવાનું કામ રાવ બહાદુર કમળાશંકરભાઇને સોપાતા એમણે ખંતથી કાળજીભરી શોધખોળ કરી દૃઢપણે પણ સભ્યતાથી દેખાડી આપ્યું કે ગ્રંથ તો એક ફારસી ભાષામા લખાએલા ગ્રંથનો અનુવાદ છે અને તે ફારસી ગ્રંથનો મુખ્ય આધાર યુક્લિડના પ્રખ્યાત પુસ્તક ઉપર જ રખાયો છે

ગુજરાતી સાહિત્યની પણ રા. બ. કમળાશંકરભાઇએ બહુ સારી સેવા બજાવી છે. 'બ્રહ્મસૂત્રો ઉપરનાં શાંકરભાષ્ય' નો એમણે કરેલો અનુવાદ ઘણો ઉપયોગી છે અને ગુજરાતના વિદ્વાનોમા એની ઉચ્ચ ગણના થઇ છે. જેમ વ્યાકરણ અને અલંકારશાસ્ત્રોમા તેમજ વેદાંતશાસ્ત્રમા પણ એઓ અતિ નિપુણ હોવાથી આ કપરાં અને ગૂઢાર્થ સૂત્રોનું એમણે કુશળતાથી પ્રકટ વિવરણ કર્યું છે. વળી શંકરાચાર્યના બીજાં લખાણોનોએ એમણે સારો પરિચય મેળવ્યો છે, જેને લઇને શંકર જયન્તી ઉજવતી વેળા સુરત, અમદાવાદ, ખંભાત વિગેરે સ્થળોએ એમને ભાષણો આપવા બોલાવવામા આવ્યા હતા. એમની 'શંકરજયન્તી વ્યાખ્યાનમાળા' ની ઘણી પ્રશંસા થઈ છે. એમનું ગુજરાતી

ભાષાનું ' બૃહદ્ વ્યાકરણ ' શાસ્ત્રીય પદ્ધતિથી રચાએલું અને મહત્ત્વનું છે. શિક્ષકોના ઉપયોગ માટે ખાસ લખાએલો એમનો ' શિક્ષણશાસ્ત્રનાં મૂલતત્ત્વો ' નો ગ્રંથ સામાન્ય વાંચનારને પણ બોધકારી થઇ પડે એવો છે. એ ઉપરાંત ' ગુજરાતી ' ઇત્યાદિ પત્રોના દીવાળી અંકોમાં, ' સમાલોચક ' ઇત્યાદિ માસિકોમાં એમણે ઘણાક નિબંધો લખ્યા છે; એમાંનો ' કાવ્યશાસ્ત્ર વિનોદ ' નિબંધ લોકપ્રિય થયો છે અને ' અનુભવ વિનોદ ' માં સાર ગ્રહણ કરવા જેવું વાચન સમાએલું છે. રાવબહાદુર કમળાશંકરભાઇએ બીજા નાના નિબંધો અને અનુવાદ ઘણા લખ્યા છે, જેમાંના માત્ર એકનુંજ નામ હું અહીં દઇશ. એ ' ઇંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ ' છે, જે Buckle's History of Civilization ના આધારે રચાએલો અને સામાન્ય વાચકને જ્ઞાનદાયક થઇ પડે એવો છે.

શિક્ષક તરીકેની રાવ બહાદુર કમળાશંકરભાઇની કારકીર્દી ગૌરવભરી છે. કેટલીક મુદ્દત સુધી સામળદાસ, ડેક્કન, એલ્ફીન્સ્ટન કૉલેજોના એઓ સંસ્કૃતના પ્રોફેસર હતા; પાંચ વર્ષ સુધી નડીઆદ હાઇ સ્કુલના હેડમાસ્તરનું અને બાર વર્ષ સુધી અમદાવાદની ટ્રેનીંગ કૉલેજના પ્રિન્સીપાલનું કામ એમણે બજાવ્યું છે. વળી બાર વર્ષ સુધી ' ગુજરાત શાળાપત્ર ' ના તંત્રી રહ્યા હતા, જે અરસામાં એ પત્રમાં શિક્ષણ સંબંધી તથા સાહિત્ય ને ભાષા વિશેના લેખો મોટી સંખ્યામાં એમણે આપ્યા છે; એટલે મુખ દ્વારા તેમજ લેખ દ્વારા એમણે બહોળા શિષ્ય વર્ગપર સારાં શિક્ષણની છાપ પાડી છે. એ જ શિષ્યો મોટે ભાગે વર્તમાન સમયના વિદ્યાર્થીઓના શિક્ષકો છે; તો રાવબહાદુરને **गुरूणां गुरुः** ની સંજ્ઞા આપવામાં કાંઇએ અતિશયોક્તિ થતી નથી. એમણે લખેલા ' અનુભવ વિનોદ ' અને ' શિક્ષણશાસ્ત્રનાં મૂલતત્ત્વો ' ની મેં આગળ નોંધ લીધી છે. ઉપરાંત એમણે ' સંસ્કૃત શિક્ષક ' નામનો ગ્રંથ અંગ્રેજીમાં રચ્યો છે; એના ગુજરાતી, મરાઠી, હિન્દી અને બંગાલી ભાષાઓમાં અનુવાદો થયા છે અને અલ્હાબાદ યુનિવર્સિટીએ ત્યાંની પ્રવેશન પરીક્ષામાં એ ગ્રંથને પાઠ્યપુસ્તક તરીકે નીમ્યો છે. પહેલીથી સાતમી ચોપડી સુધીના વાચનનો સમાવેશ થાય એવી એમણે ' ત્રિવેદી વાચનમાળા ' પ્રસિદ્ધ કરી છે. કમીટીઓએ નિયોજેલી વાચનમાલાથી આ કેવળ સ્વતંત્ર છે અને એમાં આર્યજીવન તથા સ્વદેશી સાહિત્યને લગતા વિષયો લેવામાં આવ્યા છે.

પંદર વર્ષ સુધી એઓ સરકારી પાઠ્ય પુસ્તક મંડળ (Text Book Committee) ના સભ્ય હતા અને લગભગ છત્રીસ વર્ષ થયા મુંબઇ સરકાર માટે ગુજરાતી પુસ્તકોનું અવલોકન કરતા આવ્યા છે; તો એઓ હમણાના ગુજરાતી સાહિત્યના નિકટ સંસર્ગમાં રહ્યા છે અને કેટલાક વર્ષથી પ્રસિદ્ધ થતા ગુજરાતી ગ્રંથો—સારા કે નરસા—થી સુપરિચિત થયા છે. એટલે આપણા સાહિત્યની ખુબી-ખામીઓ દર્શાવવા કમળાશંકરભાઇ પુરતા કેળવેલ છે અને સાહિત્યનો પ્રવાહ કઇ દિશામાં જવાથી લોભ થાય તે વિશે ઉપયુક્ત બોધ દેવા કેવળ સમર્થ છે

સંસ્કૃત વિદ્યાભ્યાસમાં કમળાશંકરભાઇએ મુખ્યત્વે અલંકાર, વેદાંત અને વ્યાકરણ શાસ્ત્રોનું ગહન અધ્યયન કર્યું છે; પણ એમના પાંડિત્યની આટલાથી જ પરિસીમા બંધાતી નથી. આજ પચીશ વર્ષ થયાં એઓ મુંબઇ અને પંજાબની યુનિવર્સિટીની પરીક્ષાઓમાં સંસ્કૃતના પરીક્ષક નીમાતા આવ્યા છે અને બી. એ. ના વૈકલ્પિક તેમજ એમ. એ. ના

વિષયો પણ તપાસતા રહ્યા છે; વળી પટણા, બનારસ ઇત્યાદિ સ્થળોની પાછળથી સ્થપાએલી વિદ્યાપીઠોમાં પણ ઉંચામાં ઉંચી પદ્વી સુધીની પરીક્ષાઓમાં પરીક્ષક થયા છે. તેઓ સુવિસ્તીર્ણ અને અતિ ગંભીર સંસ્કૃત શાસ્ત્રોના મહાસાગરોમાં માત્ર આ ત્રણ નાના સાગરોમાંથીજ નહિં પણ બીજાએ—ન્યાય-તર્ક—વૈદિક શબ્દશાસ્ત્ર ( Philology ) ઇત્યાદિ સાગરો અને ઉપસાગરોમાંથી સહેલાઇથી અને સાચી દિશાએ તરી જઇ પારંગત થવાનાં બળ અને કૌશળ એમણે પ્રાપ્ત કર્યાં છે જ.

ગયા વીસ વર્ષમાં છપાએલા Bombay Sanskrit Series ગ્રંથોના લેખકોમાં રાવ બહાદુર કમળાશંકર મુખ્ય ગણાય. હમણાં પણ એ માળામાં સિદ્ધાન્ત કૌમુદીથી જૂના પ્રક્રિયા કૌમુદી નામનો ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું કામ એમને સોંપાએલું છે. એટલે આ માળામાં જે નામાંકિત વિદ્વાનો આગળ મોટે ભાગે લખાણ કરતા હતા—જેવા કે પાશ્ચાત્યો ડૉકટર બુહ્લર અને ડૉકટર કીલહૉર્ન અને આપણા પોતાના શ્રી રામકૃષ્ણ ભાંડારકર અને ન્યાયમૂર્તિ કાશીનાથ તેલંગ—તેમની પંક્તિમાં, તે જંગીઓની સાથે, મુકાવાનું માન એમણે સંપાદિત કર્યું છે.

પોતાના પ્રાચીન શાસ્ત્રોનું પુરતું જ્ઞાન, સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં પ્રવીણતા અને એમાં લખાએલા સાહિત્યનું વિદ્વત્તાભર્યું અધ્યયન એ સર્વેની ગુજરાત અને કાઠીયાવાડમાં ઘણી ન્યૂનતા છે એવી માન્યતા ત્રીસ ચાલીસ વર્ષ પહેલાં બીજા પ્રદેશોમા હતી અને પાણ્ડિત્યના આ કહેવાતા દારિદ્રય માટે આપણી ગુર્જર પ્રજાની અવગણના થતી હતી. બ્રિટીશ અમલની સ્થાપના પછી આપણામાં અલબત્ત ઘણા સારા પંડિતો થઇ ગયા હશે; ઉપર જણાવેલા પક્ષમા તથ્ય હોય તો તે આટલું છે કે એ વિદ્વાનો સમયના પરિવર્તનને લક્ષમા ન રાખતાં શોધખોળ કરતા અને માત્ર જૂના શાસ્ત્રોનો અભ્યાસ ગતાનુગતનથી વધારતા. પરંતુ ગયા પચીસ ત્રીસ વર્ષમાં પ્રાચ્ય અને પાશ્ચાત્ય સાહિત્યમા અતિ નિપુણ અને ઐતિહાસિક ને શાસ્ત્રીય પદ્ધતિથી શોધખોળ કરનાર કેટલાક સુશિક્ષિત પંડિતો આપણી આ માતૃભૂમિમાં ઉદ્ભવ્યા છે. એમ કહેવામા કાંઇ ખોટું નથી કે એ બધાઓમાં ભાઇશ્રી કમળાશંકરે અગ્રેસરી ને ઘણો મહત્ત્વનો ભાગ લીધો છે અને વિદ્વત્તાના દારિદ્રયના દૂષણમાથી ગુર્જર જનસમુહને ઘણે અંશે મુક્ત કર્યો છે.

મનુષ્ય જાતની ધાર્મિક, સાંસારિક કે આર્થિક, રાષ્ટ્રીય કે શાસ્ત્રીય, સાહિત્ય કે કળા સંબંધી પ્રત્યેક પ્રવૃત્તિમાં સત્યપંથની શોધખોળ કરનાર અભ્યાસીને બે મુખ્ય સૂત્રો ધ્યેય તરીકે રાખવાં પડે છે;—પહેલા તો પોતાના અધ્યયન ક્ષેત્રના દરેક ભાગનો પુરતી ખંત, કાળજી અને સાવચેતી વાપરી નિષ્પક્ષપાત બુદ્ધિથી જેટલો બની શકે તેટલો ઊંડો અભ્યાસ કરવાનું, અને પછી જ્યારે એવા પંથ વિશે તેને જે પ્રમાણો કે સિદ્ધાન્તો શુદ્ધ મનથી સત્ય જણાય તે પાકી દૃઢતા અને સતત આગ્રહથી પરંતુ નરમાશ અને સભ્યતાવાળી ભાષામા જન સમક્ષ મૂકવાનું; આવી શોધખોળમાં—નહિ સુહૃદો પ્રત્યે આદર રાખતા, નહિ કે વિદ્વિષથી ડરતાં—માત્ર સત્ય ઉપર જ એકાગ્ર દૃષ્ટિ રહોટાડી કામ લેવાનું રહે છે મારા ધારવા પ્રમાણે જ્યારે જ્યારે એ સૂત્રો ઉપર અમલ કરવાના પ્રસંગ આવ્યા છે ત્યારે ત્યારે રાવ બહાદુર કમળાશંકર પોતાના મતો નિડરપણે પ્રસિદ્ધ કરતા ચુકયા નથી. વળી એમનામાં પંડિતને

શોભે-વિદ્વત્તાને શોભાવે-એવા વિનય પ્રધાન ગુણોનું પ્રાચુર્ય જોવામા આવે છે. એકમાર્ગીપણું, સહનશીલતા, પોતાના અભ્યાસથી અન્ય વિદ્યાર્થીઓને સહાયતા આપવાનો ઉમંગ, સુજનતા, સૌમ્યતા એ ગુણો એમના આચાર વિચારમા દેખાઇ આવે છે.

કેટલાક આત્મતત્ત્વવેત્તા અને ધર્મશાસ્ત્રકારોનો એવો મત છે કે આ ભવ એક નિશાળ સમાન છે જેમા તાલીમ લઇ આવતી જીંદગીમા ભવ્ય અને ઉચ્ચ તાલીમ લેવાને લાયક થવાની પ્રત્યેક માનવીની ફરજ છે. એટલે કવિ વર્ડ્‌સવર્થના એક કાવ્યના બે ચરણોમા બે નાના ફેરફાર કરી એમ પણ કહેવામા કાઇ ઝાઝી અતિશ્લાઘા નથી કે-જીંદગીની તાલીમ લેનાર આ ખરો ભાગ્યશાળી અભ્યાસી છે કે જેના જેવો થવા માટે એવી તાલીમ લેનાર પ્રત્યેક નિશાળીઓ આકાક્ષા રાખે—

This is the happy scholar; this is he
Whom every man at school should wish to be.

તો બન્ધુઓ અને ભગિનિઓ તમો આગળ દરખાસ્ત રજુ કરૂં છુ કે—

આ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્-એ પરિષદ્‌ના પ્રમુખપદે રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીને નીમવાના ઠરાવ ઉપર આવે છે.

હુ પૂર્ણ ઉમેદ રાખું છુ, ખાત્રીપૂર્વક માન્યતા ધરાવું છુ કે આ દરખાસ્તને તમો સર્વે એકદિલથી એક અવાજે વધાવી લેશો."

રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠે માજી પ્રિન્સીપાલ સંજાણા સાહેબની ઉપયુક્ત દરખાસ્તને ટેકો આપતા જણાવ્યુ કેઃ—

"મારા પૂજ્ય ગુરૂ પ્રિન્સીપાલ સંજાણા સાહેબની દરખાસ્તને ટેકો આપવાની હુ વિનંતિ કરૂ છુ. રા. બ કમળાશંકરભાઇને માટે મહેરબાન સંજાણા સાહેબે તેમની વિદ્વત્તા, પાંડિત્ય અને કાર્યપ્રદેશ વિષે વિસ્તારથી કહી બતાવ્યું છે, એટલે મારે કંઇ વિશેષ કહેવાનું રહેતું નથી. સંસ્કૃતમાથી ગુજરાતીમા ઉતારેલુ તેઓનું શારીરભાષ્ય અદ્વિતીય છે, તેમની ત્રિવેદીવાચનમાળા પ્રસિદ્ધ છે અને સસ્કૃતના અધ્યાપક તરીકે અને પરીક્ષક તરીકેની તેમની કારકીર્દી સુવિદિત છે. એટલે પ્રમુખપદ માટે તેઓશ્રીને નિયુક્ત કરવાની દરખાસ્તને મારી સાથે સૌ ટેકો આપશો."

ગ ગ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ સદરહુ દરખાસ્તને યોગ્ય શબ્દોમા અનુમોદન આપ્યા પછી, તે દરખાસ્ત સર્વાનુમતે પ્રસાર થઇ. ત્યાર બાદ પ્રમુખશ્રીએ પોતાનું ભાષણ વાંચવું શરૂ કર્યું. ભાષણ બહુ લાંબુ હોવાથી વચમા વચમા કેટલાક ભાગો મૂકી દેવાયા છતા ભાષણ પૂરૂ થતા લગભગ દોઢ કલાક વીતી ગયો હતો ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ અને તેની ઉપર કરેલુ વિવેચન તથા સાહિત્યની ઉન્નતિ કરવા માટે દર્શાવેલા ઉપાયો, વગેરે બાબતો ઉપર તેઓએ કરેલા ઊહાપોહથી શ્રોતાઓ સામાન્ય રીતે પ્રસન્ન થયેલા જણાતા હતા. મધ્યાનોત્તર ચાર વાગને જૈન વિભાગના અધ્યક્ષ શ્રીયુત પંડિત લાલનના ભાષણથી શરૂઆત થઇ; ત્યાર પછી વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ શ્રીયુત કનૈયાલાલ છગનલાલ ખંડ્યા

અને સાહિત્ય વિભાગના અધ્યક્ષ શ્રીયુત ખબરદારના ભાષણથી શ્રોતામંડલ એટલુ બધુ આકૃષ્ટ થયેલું જણાતું હતું કે નિયત સમય વીતી ગયા છતા, તે ભાષણો સાભળવાને સૌએ આતુરતા દર્શાવી હતી ત્યાર બાદ મંત્રી રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકે વિષયવિચારિણી સભા તે દિવસે રાત્રીએ ૯ વાગતે મંડપમા ભરાશે, તેની દરખાસ્ત રજુ કરતા, તે સભાના સભ્યોની પસદગીની એક યાદી વાચી સંભળાવી. રા. રા. શ્રી મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળાએ તે દરખાસ્ત સામે વાધો લીધો કે છઠ્ઠી સાહિત્ય પરિષદે સભ્યો પસંદ કરવાનો જે નિયમ કર્યો છે, તે નિયમાનુસાર સભ્યોની પસંદગી કરવી જોઇએ. મંત્રી રા. માનશંકર પીતાબરદાસ મહેતાએ ખુલાસો કર્યો કે સદરહુ નિયમ મુજબ પસંદગી કરવાથી (૧) આ પરિષદના સભ્યોમાથી તેમજ (૨) અહીંના રાજકાર મંડળમાથી ઘણા ઓછા સભ્યોનો સમાવેશ થઇ શકે તેમ છે, એટલું જ નહિ પણ કુલ સભ્યોની સંખ્યા પણ જોઇએ તેટલી થશે નહિ; અને તેટલા માટે સમિતિના સભ્યોની સંખ્યા મોટા પ્રમાણમા આવી શકે અને સત્કાર મંડળના સભ્યોને પણ તેનો લાભ મળે, તેવા હેતુથી તે દરખાસ્ત લાવવામા આવી છે. છતા પણ જ્યારે તેઓએ પોતાનો વાધો પાછો ન ખેંચી લીધો ત્યારે રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠે ખુલાસો કર્યો કે છઠ્ઠી સાહિત્ય પરિષદ્ મંડળના ઘણા નિયમો અત્યાર સુધી અમલમા આવી શક્યા નથી એટલે આ પ્રસગે જ્યારે મંત્રીશ્રી કહે છે તેમ મુશ્કેલી આવતી હોય તો આ એક જ નિયમ અમલમા લાવવાની જરૂર રહેતી નથી. રા. રા. મટુભાઇને તે ખુલાસાઓ સતોષકારક લાગ્યા નહિ, અને તેથી એવો સુધારો મૂક્યો કે આ પરિષદના સઘળા સભ્યોને વિષયવિચારિણી સમિતિના સભ્યો નીમવા. તે સુધારાને રા. જોષીપુરાએ ટેકો આપ્યો. મંત્રી રા. માનશંકરભાઇએ તે સુધારા સામે એવો વાધો દર્શાવ્યો કે સદરહુ સુધારો છઠ્ઠી પરિષદે કરેલા નિયમાનુસાર નથી, માટે તેને ગેરકાયદેસર ઠરાવવો. આ પ્રસંગે પુષ્કળ ચર્ચા થઇ, છેવટે કઇ તોડ નીકળે તેવું ન હોવાથી, સત્કાર મંડળના પ્રમુખ મહેરબાન પટ્ટણી સાહેબે જાહેર કર્યું કે સત્કાર મંડળના જે સભ્યો વિષયવિચારિણી સભામા આવશે, તે સઘળાઓની સભ્યો તરીકેની ફી તેઓ પોતે આપશે. આ ઉપરથી તકરારનો અંત આવ્યો અને રા. મટુભાઇએ રજુ કરેલ સુધારા પ્રમાણે પરિષદના સઘળા સભ્યોને વિષયવિચારિણી સમિતિમા નીમવાનો ઠરાવ પ્રસાર થયો.

**વિષયવિચારિણી સભા:**—રાત્રીએ નવ વાગતે મંડપમા પરિષદના ઘણા ખરા સભ્યો તેમજ સત્કાર મડળના ભાગ્યે બેચાર સભ્યો આવી ગયા હતા બધા મળી લગભગ ૭૦ સભ્યોએ હાજરી આપી હતી (જુઓ પરિશિષ્ટ અંક ૨૧). સભાનું પ્રમુખ પદ રા. બ. કમળાશકરભાઇએ લીધા પછી કામ શરૂ થયુ હતું. પરિશિષ્ટ અંક ૧ મા છપાયા છે તે ઠરાવો, લગભગ થોડી ઘણી ચર્ચાઓ સાથે પ્રસાર થયા હતા. માત્ર એક દરખાસ્ત રા નારણજી પુરુષોત્તમ સાગાણીએ એવી મતલબની કરી કે "ગુજરાતમા એક જૂદી યુનિવર્સિટી કરવી." તે દખારત ઉપર લંબાણથી ચર્ચા થઇ હતી, છેવટે મત લેતા બહુ વિરુદ્ધ મતે ઉડી ગઈ હતી. સમિતિનું કામ સાગોપાગ શાન્તિથી ચાલ્યુ અને નિર્વિઘ્ને સમાપ્ત થયુ, તેનો યશ પ્રમુખ મહાશયને તો ઘટે જ છે પરંતુ ઓનરેબલ લલુભાઇ સામળદાસે જે દક્ષતાથી દરખાસ્તો મૂકવાનું કામ લીધુ, તેવી દક્ષતા ન વપરાઇ હોત તો આવું સતોષકારક પરિણામ આવત નહિ.

## તા. ૧૯-૪-૧૯૨૪ શનિવાર

તા. ૧૯-૪-૨૪ ને રોજ સવારના સાડા આઠ વાગતે પરિષદનો કાર્યક્રમ શરૂ થયો હતો. વિજ્ઞાન વિભાગના નિબંધો જૂદી બેઠકમાં વાંચવાની કેટલાક વિજ્ઞાન રસિકોએ ઇચ્છા દર્શાવી અને અધ્યક્ષ રા. કાન્તિલાલભાઇએ તે દરખાસ્તને અનુમોદન આપવાથી-સનાતન ધર્મ હાઇસ્કુલના પ્રધાનખંડમાં તે વિભાગની બેઠક કરવામા આવી હતી. તેમાં રા. પ્રીતમરાય વ્રજરાય દેશાઇ, રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ, રા જોષીપુરા વગેરે સભ્યોએ બહુ ઉત્સાહ પૂર્વક ભાગ લીધો હતો. ઉપરા ઉપરી બે દિવસો સુધી તે વિભાગની બેઠકનું કામ ચાલ્યું હતું તેનો સવિસ્તર રિપૉર્ટ પરિશિષ્ટ અંક ૨ મા પ્રસિદ્ધ કરવામા આવ્યો છે, તે ઉપરથી સઘળી હકીકત જાણવામા આવશે.

૨. તે સિવાય મંડપમાં સઘળા વિભાગોના નિબંધોના વાંચનો એકઠા કરવાનું ઠર્યું હતું. શરૂઆતમાં બાળાઓએ રા. રા. શ્રી લલિતજીનું આ પ્રસંગને માટે બનાવેલું "ગીત-મંજરી" નામનું ગીત ગાઇને શ્રોતાઓનાં ચિત્તો હરી લીધા હતા. ત્યાર પછી કાર્યક્રમ (પરિશિષ્ટ અંક ૪) માં દર્શાવ્યા મુજબ સવારે અને મધ્યાનોત્તર થઇને ૧૭ નિબંધો વંચાયા હતા, જે પૈકી રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, ને રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર અને રા. રા. ગોકુળદાસ દ્વારકાદાસ-રાયચુરાના નિબંધોએ બહુ ધ્યાન ખેચ્યું હતું. મધ્યાનોત્તર શરૂઆત રા. રા. લલિતજીએ રા. રા. ખબરદારનું બનાવેલું સંગીત ગાઇ સંભળાવી શ્રોતાઓના મનરંજન કર્યા હતાં. તે જ બેઠકમા એક સુબાઇના રસિક ગૃહસ્થે ઉત્તમોત્તમ અમુક ભાવનાવાળો શ્લોક બનાવી આપનારને રૂા. ૨૫) ઇનામના આપવાની ઇચ્છા દર્શાવવાથી, પ્રમુખ મહાશય તરફ રા. બ. કેશવલાલ ભાઇએ તેમની લાક્ષણિક રસિકતાથી શ્લોકનું ચોથું ચરણ ' એની ભાન વિનાની ચાલ નીરખી ચન્દ્રે ચૂક્યો ચાતુરી '-અને ભાવ વગેરે કહી બતાવ્યા. તે ઉપરથી જૂદા જૂદાં ૩૬ કાવ્યો ત્યાંઇ આવ્યા હતા. પરીક્ષક મંડળને તે પૈકી સૌ બ્હેન જયમન તથા રા. ગજેન્દ્રરાય બુચના શ્લોકો ઉત્તમોત્તમ જણાયાથી તે પ્રત્યેકને રૂ ૧૨-૮-૦ મુજબ ઇનામના આપવામા આવ્યા હતા. તે સિવાય બીજા ઘણા શ્લોકો સુંદર હતા. આ રિપોર્ટમા તે પૈકી બધા મળી ૧૧ શ્લોકો છાપવામા આવ્યા છે (જુઓ સાહિત્ય વિભાગ. પૃ. ૧૮૦ થી ૧૮૨) આ ઉપરાંત રા. રા શ્રી રૂપશંકર ઓઝા તરફથી પ્રમુખ મહાશયે "ગાંધી યુગ અને તે પૂર્વના યુગની સરખામણી" નામનો નિબંધ લખી મોકલનારાઓ પૈકી ઉત્તમોત્તમ નિબંધ લેખકને રૂ. ૧૦૧) આપવાનું જાહેર કર્યું હતું.

૩. રાત્રિએ માજીરાજમાની વાડીમા સાહિત્ય રસિકોએ કૌમુદી મહોત્સવ ઉજવ્યો હતો. રા. રા. લલિતજીએ કવિ નાનાલાલ અને કાન્તના સુંદર ગીતો ગાયાં હતાં અને રા. મેઘાણીએ કવીન્દ્ર રવીન્દ્રનાથ ટાગોરના ગીતો ગાઇને તેમજ મહેરબાન કેપ્ટન જોરાવરસીંહજીની ભજનમંડળીએ આખું વાતાવરણ આનંદના રસથી છાઇ દીધું હતું.

# તા. ૨૦–૪–૧૯૨૪ રવિવાર.

સવારમા સાડા આઠ વાગતે બાળાઓએ મનોહર હાવભાવથી શ્રીયુત ખબરદારકૃત "ભારત દેવીનું" ગીત ગાઈ સભળાવ્યા બાદ સાક્ષરો તરફથી ૧૧ નિબધો વચાયા હતા. પરંતુ આરંભમા જ સૌ. ચૈતન્યબાળાએ તો નિબધની વર્ણનાથી અને વાણીના માધુર્યથી આખા મડપને રસમા તાગબોળ કરી દીધો હતો. તેઓના વચન સુધાનું આસ્વાદન કરતા કરતા શ્રોતાઓને તૃપ્તિ થતી જ નહતી, અને તેથી નિયત સમય કરતા તેઓને પ્રમુખ મહાશયે બમણો ત્રગણો સમય આપ્યો હતો મધ્યાનોત્તર વિષયવિચારિણી સભાએ પ્રસાર કરેલા ઠરાવો પરિષદ સમક્ષ રજુ કરવામા આવ્યા હતા તે સઘળા ઠરાવો આ સાથેના પરિશિષ્ટ અંક ૧ મા છાપવામા આવેલ છે. બીજા સઘળા ઠરાવો તો યથાવિધિ પ્રસાર થયા હતા, પરંતુ જોડણીને લગતો નં–૧૦ ઠરાવ પ્રસાર થતા કેટલીક ચર્ચા ઉપસ્થિત થઇ હતી, તેની ટુંક નોધ નીચે પ્રમાણે આપવામા આવે છે.

આ ઠરાવ રજુ કરનાર રા રા મટુભાઇ હ કાંટાવાળાએ તે બાબતની તરફેણમા અને જોડણી મુકરર કરવાની અવશ્યકતા વિશે વિવેચન કર્યા પછી તે ઠરાવને રા. રા. જય સુખરાય જોશીપુરાએ ટેકો આપ્યો, અને તે પછી આ ઠરાવની તરફેણમા કે વિરુદ્ધમા કોઇને કંઇ કહેવાની જરૂર જણાય તો બોલવાની છુટ માનનીય પ્રમુખ મહાશય તરફથી અપાઇ, એટલે પ્રથમ રાવ બહાદુર રમણભાઇ નીલકંઠ ઉભા થયા અને જણાવ્યુ કે "તેમને પોતાને જોડણી અમુક જ રીતે રાખવા આગ્રહ નથી, પરતુ કેટલાક સાક્ષરો પોતાની જોડણી અમુક જ રીતે રાખવા આગ્રહ રાખે છે, અને તેમને તેમ કરવામા તેઓ પાસે કારણો પણ છે. જોડણીનો સવાલ ગભીર છે અને તેનો નિર્ણય જલદી આવી જાય તેવું નથી વળી પરિષદ તરફથી જેટલા પુસ્તક બહાર પડે તેટલામા એક સરખી જોડણી રાખવાથી કાઇ બીજાઓ તેનુ જ અનુકરણ કરશે એવુ નહિ બને. સરકારી વાચનમાળાની જોડણી અમુક રીતે એક સરખી રાખવા તે ખાતાએ ઘણા કાળથી પ્રયાસ કર્યો છે છતા તેને સૌ અનુસરે છે ખરૂ? વળી જો પરિષદ મડળ અમુક જ જોડણી નક્કી કરશે, અને તેવી જોડણી વગરના લેખો પરિષદમા નહિ લેવા કે નહિ છાપવા આગ્રહ રાખશે તો કેટલાક સારા સાક્ષરોના લેખો જ તેમા આવતા અટકી જશે. માટે તાણે તુટી જાય એટલો આગ્રહ આ બાબતમા રાખવા જેવું નથી લાગતુ વળી જ્યારે આ ઠરાવ કમિટિમા મુકાયો ત્યારે પણ તે સર્વાનુમતે પસાર નથી થયો પણ બહુમતે થયેલો છે તેથી તેની મહત્તા કેટલી છે તે સમજાય તે ખાતર આ હકીકત જણાવુ છુ"

ત્યાર પછી રા. રા. અરદેશર ખબરદાર આ ઠરાવની તરફેણમા બોલ્યા કે–"આજે લગભગ ૨૦ વરસથી આપણી ગુજરાતી પરિષદ્ શરૂ થઇ છે, અને જોડણીનો સવાલ વખતો વખત ચર્ચાય છે છતા આપણે એક નિર્ણય ઉપર આવી શકતા નથી તે ઘણી દિલગીરીની વાત છે. પણ આવી લેખનની અરાજકતા હવે કયા સુધી ચાલવા દેશો? તમે પારસીઓને કહો છો કે તમારી જોડણી ખરાબ છે, તમારા છાપામા જોડાક્ષર નથી, પારસીઓમા હ્રસ્વાઇ વરડુ કે દીર્ઘાઇ વરડુ તેમજ હ્રસ્વાઇ દીર્ઘાઇનો ઢગલડો નથી, વગેરે આક્ષેપ તમે

પારસી લેખક ભાઇઓ ઉપર કરો છો, પણ તમારામાંજ એક સરખો નિયમ ક્યાં છે ? કોઇ ત્હમને લખે છે, અને કોઇ તમ્હને લખે છે. કોઇ હ્રસ્વાઉ વરડુ લખે છે, તો કોઇ દીર્ઘાઊ વરડું પસંદ કરે છે. આમ જ્યાં સુધી છે ત્યાં સુધી પારસી કે બીજાઓને માથે આક્ષેપો વર્ષાવવા માટે તમને શું હક છે ? વળી આ વાતનો નિર્ણય જલદી થાય તેવું નથી એમ કહીને શું આપણે કાંઇ પણ ધોરણ નક્કી કરવું જ ન જોઇએ. ઇંગ્રેજી ભાષામા પણ લગભગ ૧૬ મા ૧૭ મા સૈકા સુધી જોડણીની અનિયમિતતા આવીજ હતી, પણ ત્યાના વિદ્વાનોએ એકઠા થઇ અમુક ધોરણ મુકરર કર્યું તે આજે દોઢસો વરસથી ચાલુ છે, અને તેમાં ફેરફાર થયો નથી. માત્ર અમેરિકામાં કોઇ કોઇ શબ્દમાંથી કોઇક એકાદ સ્વર પડતો મુકવાની પ્રથા થઇ છે. માટે વાચન લેખનની સરલતા માટે જોડણી મુકરર થવી જ જોઇએ,"

પછી રા. રા. બળવંતરાય ક. ઠાકોરે આ બાબતમાં પોતાના વિચારો નીચે મુજબ જણાવ્યા:—

ખરૂં કે આ સવાલ એકમતિથી નહિ પણ બહુમતિથી રજુ થયો છે, એટલે સર્વાનુમત આમા નથી એ વાત સિદ્ધ છે. હાલ જોડણીની જે અવ્યવસ્થા અગાઉ હતી તે કેટલેક અંશે ઘટી છે, અને ભવિષ્યમા એ ઘટાડો વધારે ઝડપથી અમલમાં આવશે. પણ તેને તાત્કાલિક અમલમા મુકવા સંબંધે હું એકજ શબ્દમાં કહું છું કે 'ખામોશ.'

હજી આપણી ગુજરાની ભાષાનું, તેના વ્યાકરણનું, જુની ગુજરાતી ભાષા અને તેની ઉત્પત્તિ વગેરેનું જ્ઞાન આપણા મોટા ગણાતા વિદ્વાનોને પણ યત્કિંચિત્ છે. રા. રા. કેશવલાલ હ. ધ્રુવ પોતે પણ ૢ દીર્ઘ વરડુ લખતા, તે હવે ુ હ્રસ્વ વરડુ લખતા થયા છે. સામળ, પ્રેમાનંદ, દયારામ વગેરેની હસ્તલિખિત જુની પ્રતોમા પણ બધે જુદી જોડણી છે. જોડણીમાં અવ્યવસ્થા જે ખૂંચે છે તે લાગણી સાથે હું પણ એકદિલ છું. પણ ખામોશ થોડા દાયકા પકડો એટલી મારી વિનંતિ છે. સામાન્યતઃ 'હિસ્ટૉરિકલ ગ્રોથ' બહુ ધીમે ધીમે થાય છે. વિલાયતમાં જોડણી મુકરર થયાનો ભાઇ ખબરદારે દાખલો આપ્યો, પણ ચોસરના સૈકાથી ૧૮ મા સૈકા સુધીમાં કેટલા સૈકા થયા ? તેનો વિચાર કરો. ત્યા છેલ્લા ઓછામા ઓછા ચાર સૈકા લગીના ભાષાજ્ઞાનના પરિપાકને અંતે જોડણી મુકરર થઇ શકી. અહીં આપણે તો સને. ૧૮૫૭ ના નવેમ્બરમાં શાળાઓ રીતસર સ્થપાઇ અને ભાષાજ્ઞાનની શાસ્ત્રીય રીતે શરૂઆત થઇ કહેવાય. તેને આજે ૬૬ વર્ષ થયાં, અને એટલાં જ વરસમાં ભાષાના વિકાસનું જ્ઞાન થાય નહિ. જે જોડણીની બાબતમા અવ્યવસ્થા છે તે વિદ્વાનોની હઠને લીધે હોવાનું કહેવાય છે, પણ ખરૂં જોતા તો તે તેમની થોડી માહીતીને લીધે છે. અને જે અવ્યવસ્થા હાલ છે તે મુદ્દત જતાં એની મેળે ઘટી જશે. કાયદો કાંઇ પળાવ્યાથી પળાય તે ખરો હુકમ નથી પણ જો ખરા દિલથી પળાય તો તે હુકમ ખરો કહેવાય, અને તેમ કરતાં જેટલો કચવાટ રહે તેટલો જુલમ જ ગણાય. આ બાબતમાં અહીં પધારેલા ૫૦૦ જેટલા સાક્ષરોમા પાંચ પંદર તો મારા મનના હશે. પણ આ બાબતમાં મત લેવાવાળાને અને નાવાળાને ઉભા કરવા અને જુદા જુદા રાખી ગણવા, અને એ રીતે આ તકરારી સવાલનું મૂળ શોધી નિર્ણય કરતાં ઘણો વખત લાગે એવું છે. વળી તેની આજ ને આજ અગત્ય નથી. માટે આ વાત મહેરબાન પ્રમુખ સાહેબના નિર્ણય ઉપર છોડું છું. "

રા. દેવચંદ દામજીએ પોતાના વિચારો જણાવ્યા કે—આપણે અહી ગુજરાતી ભાષાના સાહિત્યના વિચારો કરવા એકઠા થયા છીએ ત્યારે જો ગુજરાતીની જોડણીની અરાજકતા દૂર ન કરી શકીએ તો આપણે કાંઇ કામ કર્યું નથી આવા વિષયમા મતભેદ અને આ ઠરાવમા વિરોધ થાય તો આપણે કેવળ વાતો જ કરી ગણાશે જો કોઈ રાજ્યબંધારણમા નિયમ કે કાયદો ન હોય તો તે રાજ્ય સ્વસ્થ રીતે ટકી શકે નહિ, તેમ સાહિત્ય કે ભાષાના બંધારણમા નિયમ વગર સ્થિરતા આવે નહિ માટે નિયમ તો જોઇશે "

ગ. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ આ ઠરાવના સ્વરૂપમા સુધારો મુક્વા દરખાસ્ત કરી કે—" જે પુસ્તકો પરિષદ્‌થી બહાર પાડવામા આવે તેમા એક સરખી જોડણી રાખી શકાય તે માટે એક સરખી જોડણી નક્કી કરવી."

( આ સુધારો મૂળ વિષયવિચારિણી કમિટિમા આવેલ ન હતો તેથી તેને out of order હોવાનું રા. મટુભાઈ કાંટાવાળાએ જણાવ્યુ ).

રા. રા કેશવલાલ હ. ધ્રુવે જણાવ્યું કે—" જોડણીની અનેક પદ્ધતિમાથી ધીમે ધીમે પ્રજા ગમે તે એક સ્વીકારી લેશે. આગ્રહ કરતા કદાચ છુટા પડી જવાય એવો ખાલી વિરોધ શુ કરવા કરવો આપણે જે સુધારો અત્યારે દાખલ કરશુ તે પણ કાળે કરીને અને અનુભવને પરિણામે બદલાશે, અને ખરૂ કહૂ તો ર ભાઇ ઠાકોરે કહ્યુ તેમ હજી આપણા વિદ્વાનોને ગુજરાતી જુની ભાષાનો જેવો જોઇએ તેવો સપૂર્ણ અભ્યાસ થયો નથી, અને એ કારણથી જ જોડણીનો મતભેદ ઉભો થયો છે. તેમ છતા પરિષદ્ એક સંસ્થા તરીકે જે કરવું હોય તે કરી શકે. ગુજરાતી ભાષાનો ખરો શાસ્ત્રીય અભ્યાસ તો હજી છેલ્લા પાચ વર્ષથી જ યુનિવર્સિટીએ દાખલ કર્યો છે. માટે હજુ થોડો વખત ખમો "

ગ. રા. કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ કહ્યુ કે—" જોડણી એક શાસ્ત્ર છે અને તેના વિકાસ માટે ઘણો સમય જોઇશે, એ વાત ખરી છે. તો પણ કઇ ન કરવું તે યોગ્ય નથી. કંઇક કરવુ તો જોઇએ અને પછી વળી જરૂર હશે, તો સુધારશુ માટે પરિષદ્‌મંડળે જોડણી માટે કંઇક નિર્બંધ કરવો જ જોઇએ. ખરૂ છે કે જ્યા સુધી પરિષદે કઇ નિશ્ચય ન કર્યો હોય, ત્યા સુધી બીજા વિદ્વાનોને અમુક જ જોડણીમા નિબધો લખી મોકલવાની ફરજ પડાય નહિ. પરિષદ્-મડળે એક જોડણીનું ધોરણ નક્કી કરવુ અને ઠરાવમાથી અપ્રિયતા ઉત્પન્ન કરનારી બાબત હાલ તુરત પડી મુકવી "

રા. ગ. મટુભાઇ કાંટાવાળાએ છેવટ પ્રત્યુત્તરમા કહ્યુ કે—" જોડણી મુકરર અને એક ધોરણની થવી જોઇએ. આપણા ગુજરાતમા ગુજરાતી ભાષાના રા. રા. કેશવલાલભાઇ જેવા વિદ્વાનો જો નક્કી નહિ કરે, તો અમે અમારી મેળે નક્કી કરી લઇશુ. રા. રા. ઠાકોર, કૃષ્ણભાઇ વગેરે ધીમે ધીમે અને હાલ ખામોશ રાખવા કહે છે, પણ તેથી તો ઉલટો ગુચવારો વધુ ઉભો થાય છે."

રા. રા. ગયપુરાએ વળી પાછું તેની પુષ્ટિમા કહ્યું અને છેવટ સુધારેલા ઠરાવ વિરુદ્ધ મત લેવા તે ઉડી ગયો. અને ગ. મટુભાઇનો ઠરાવ ૫૦ વિરુદ્ધ ૩૩ મતે પસાર થયો.

ત્યાર પછી કાર્યક્રમમા ચારણોના કાવ્યો વાચવાની બાબત મુકરર કરી હતી. પરંતુ વખતના અભાવે, તે કાર્ય તે સમયે બાકી રાખવામા આવ્યુ. તે દિવસે રાત્રિએ એકઠા થવાની સઘળાઓની સમ્મતિ જણાતા મંત્રીઓએ રાત્રિએ મંડપમા સૌ ગૃહસ્થોને પધારવાની વિનતિ કરી

એ રીતે કાર્યક્રમ પૂરો થવાથી પરિષદના પ્રમુખ રા. બ. કમળાશંકરભાઇએ ઉપસંહારમા ઉપકાર માનતા કહ્યું કે—"હવે પરિષદનુ કામ પૂરૂં થાય છે. આ વેળા આવેલા ૮૫ નિબધોમાથી ૨૮ નિબધો વચાયા છે. નિબધોના વાચન ઉપગત સંગીત કામનું પણ બીજારોપણ થયુ છે. ભાવનગરના સાહિત્યરસિકોએ આપણા બધાનું આતિથ્ય બહુ સારી રીતે કર્યું છે, અને રાજ્યે પણ વ્યવસ્થા કરવામા કોઇ પણ પ્રકારની ન્યૂનતા રાખી નથી. સ્વયંસેવકોનુ કાર્ય પણ સ્તુત્ય છે પરિષદ્ વતી હુ તેઓ સર્વનો આભાર માનું છુ." તેના પ્રત્યુત્તરમા સત્કાર મંડળના પ્રમુખ શ્રીયુત પટ્ટણી સાહેબે પધારેલા મહેમાનોનો ઉપકાર માન્યો અને કહ્યું કે—"તમોએ અમોને સ્વાગતનું માન આપ્યુ છે તે માટે હુ તમો સર્વનો આભાર માનું છુ" બાજી પ્રિન્સીપાલ સંજાણાના ભાષણ વખતે લબાણ થયાથી કેટલાક શ્રોતાઓએ થોડો ઘોઘાટ કરી મુકયો હતો, તેને ઉદ્દેશીને તેઓએ કહ્યુ કે–એ ઉચિત ગણાય નહિ. વિદ્વાનોની સભામા તો સંપુર્ણ શાતિ રહેવી ઘટે; એટલુ જ નહિ પણ વિદ્વતા આચરણમા ઉતારવી જોઇએ, એમ હું માનુ છુ જોડણી વિષેની ચર્ચામા વ્યક્તિ પરત્વે ટીકાઓ થઇ જાય અને અસહિષ્ણુતાનુ ભાન થાય, તે પણ વિદ્વાનોની સભાની ઊણપ જેવું લાગે તેવે પ્રસગે ટીકા સહન કરનાર કરતા ટીકા કરનારને જ પરિણામે હાનિ થવાનો ભય છે. એવા જ એક પ્રસગે મારા એક વિદ્વાન્ મિત્રે તેવી ટીકાઓ આનદ સાથે સહન કરવાની મને સલાહ આપતા, એક પ્રાચીન શ્લોક કહ્યો હતો તે મને આ પ્રસગે યાદ આવે છે. તે શ્લોક એ છે કે—

> कश्चिन्नरो क्षिपति मां प्रति रुक्षवाक्य
> सोऽहं मनोभुवनमेत्य मुद्र प्रयामि ।
> शोक व्रजामि पुनरेयमयं तपस्वी
> चारित्र्यतः स्खलितयानिति मन्निमित्तम् ॥

અને તે યથાર્થ જ કહ્યુ છે. વાગ્બાણ સહનશીલ અને ક્ષમાવાન્ પુરુષ પ્રતિ વ્યર્થ જાય છે. પરંતુ તે ફેંકનાર પોતાના ચારિત્ર્યથી બીજાને ખાતર સ્ખલિત થાય છે, તેનો જ તેને શોક થાય છે, તે વાત વિચારવા જેવી છે.

શ્રીયુત ખબરદારના સાક્ષર જીવન તથા ઉચ્ચ શક્તિઓની તેમણે બહુ પ્રશસા કરી હતી.

છેવટે ભાવનગરના એક પ્રજાજને વિષકોષ લખી ગયો છે, તે ઉપયોગી જણાતા પ્રસિદ્ધ કરવામા આવશે, તો તેમા મદદ તરીકે રૂ ૩૦૦૦) નામદાર મહારાજા સાહેબ તરફથી આપવાનું જાહેર કર્યું હતું.

ત્યાર બાદ શ્રીયુત ખબરદારે મેહમાનો તરફથી ઉપકારની લાગણી દર્શાવવાને તે પ્રસગે ખાસ રચેલું વિદાયગીત ગાઇ સભળાવ્યુ હતું. તે જ પ્રમાણે સત્કર્તાઓ તરફથી મેહમાનોના

ઉપકાર માનવાનું એક ખાસ ગીત રચાવવામાં આવ્યું હતું, તે ગીત બાળાઓએ ગાયા પછી પરિષદનું કાર્ય સમાપ્ત થયું હતું. ( જુઓ ભાગ ૨ પ્રમુખોનાં ભાષણો, પૃ-૩-૪. )

સાંજરે મોતી બાગમાં શ્રીયુત પટ્ટણી સાહેબ તરફથી મહેમાનોને ગાર્ડનપાર્ટી આપવામાં આવી હતી. તે પ્રસંગે સ્ત્રીઓ તથા કન્યાઓની એક ગરબાપાર્ટી પણ ગોઠવવામાં આવી હતી. પારસી અને નાગર જેવી સંસ્કારી કોમની સ્ત્રીઓએ તથા કન્યાઓએ તેમાં બહુ ઉત્સાહ પૂર્વક ભાગ લઇને જ્યારે 'શો બ્રહ્મનાદ ગાજે?' તથા કવિ કાન્તકૃત 'સખી ! રમી લો રાસ રંગમાં !' એ ગરબાઓ ગાઇ સંભળાવ્યા, ત્યારે શ્રોતાઓનાં મન બહુ રંજન થયાં હતા. ગરબાપાર્ટીની સઘળી વ્યવસ્થા રા. રા. કપિલરાય ભૂપતરાય મહેતાએ કરી હતી, અને તે કાર્ય ફતેહમંદ પાર ઉતાર્યું, તેનું સઘળું માન તેઓ બાઇને ઘટે છે.

## સ્નેહસંમેલન

રાત્રિએ નવ વાગતે શહેરના ઘણાખરા સાહિત્યરસિકો મહેમાન સાક્ષરો શ્રીયુત પટ્ટણી સાહેબ વગેરે આશરે એક હજાર ગૃહસ્થોથી મંડપ ભરાઇ ગયો હતો. તે પ્રસંગને માટે રાજકવિ પીંગળશીભાઇની સૂચનાનુસાર કાઠિયાવાડ ગુજરાતના પસિદ્ધ ચારણોને આમંત્રણ કરવામાં આવ્યું હતું. પરંતુ તેઓ પૈકી જામનગરના રાજકવિ માવદાનજી ભીમજી ભાઈ, લાઠી રાજકવિ રામભાઇ પાનાભાઇ, મેથળી ગામના રહીશ કવિ વિસાભાઇ નાગભાઇ અને ગુંદાળાના કવિ માધવદાનભાઇ આવ્યા હતા. રાજકવિ પિંગળશી ભાઇની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી તેઓ આવી શકયા નહતા, પરંતુ તેઓના ચિરંજીવી હરદાનભાઇ જેઓ હાલમાં રાજ કવિની જગ્યોએ છે, તેઓએ પોતાના પિતાની ગેરહાજરીની ખામી જણાવા દીધી નહતી. આરંભમાં તેઓએ ભાવનગરની સ્થાપનાનું તે સમયે એક ચારણે બનાવેલું સુંદર ગીત ગાઇને પછી સ્વ. મહારાજા સાહેબ ભાવસિંહજી તેમજ હાલના મહારાજા સાહેબ કૃષ્ણકુમારજીની પ્રશસ્તિના કાવ્યો ગાઇ બનાવીને શ્રોતાઓને આનંદ પમાડયો હતો.

ત્યાર પછી શ્રી રાયચૂરાએ એક કાઠિયાવાડી લોકસાહિત્યનુ કાવ્ય ગાઇને શ્રોતાઓને કાઠિયાવાડના જૂનાં કાવ્યોની વાનગી ચખાડી હતી. આ પ્રસંગે ગવાયેલું 'મને કરે કાંટો વાગ્યો', વાળું લોકગીત કદીય ભૂલાશે નહિ. પરંતુ જ્યારે જામનગરના રાજકવિ માવદાનજીભાઇએ આ વૃત્તાંતને અંતે છપાયેલ સ્વામીનારાયણ કવિ બ્રહ્માનંદ કૃત 'નટવરનૃત્ય'નો રેણકીછંદ લલકાર્યો, ત્યારે આખું શ્રોતામંડળ મંત્રમુગ્ધ થઇ ગયું હતું. તેજ મુજબ બીજા ચારણ કવિઓ રામભાઇ, વિસાભાઇ અને માધવદાનભાઇએ જૂનાં કાવ્યો ગાઇ સંભળાવી, શ્રોતાઓનાં મન રંજન કર્યાં હતાં. શ્રીયુત પટ્ટણી સાહેબે તે પ્રસગે માવદાનજીને રૂ. ૫૦-૦-૦ તથા બીજા ત્રણ કવિઓને, પ્રત્યેકને રૂ. ૨૫-૦-૦ મુજબ રાજ્ય તરફથી ઇનામના આપ્યા હતા. ચારણો સિવાય ગ. શિવજીભાઇ, રા. મેઘાણી, ગ. ઠક્કર રામુભાઇ અને છેવટે રા. લલિતે જૂનાં જૂના કાવ્યો અને ભજનો ગાઇ સંભળાવ્યાં ત્યારે તો સ્નેહનો સાગર છૂટયો હોય નહિ, તેમ થઇ રહ્યું હતું.

ઉપસંહારમાં શ્રીયુત પટ્ટણી સાહેબ ગુજરાતી ભાષા ઉપર મહાત્મા શ્રી ગાંધીજીએ કરેલ ઉપકારનું ઋણ ચુકવતા હોય નહિ, તેમ તેઓએ નીચે પ્રમાણે સ્વરચિત ખાદીની કવિતા ગાઇ સંભળાવી.

" કૃષ્ણભગવાનના પ્હેરવાના પીતાંબર થકી પુનિત ગાંધીની ખાદી,
રાજ, મહારાજ, સમ્રાટના તાજથી સોગણી કીમ્મતી સાદી ખાદી;
દેશ આબાદીનું મૂળ મશહૂર, સ્વાતંત્ર્યને જન્મ દેનાર ખાદી,
સર્વ સામાન્ય ઢાંકણ ધનીગરીબનું હિંદના રાજની રાજગાદી. "

તે કવિતાથી શ્રોતાઓ બહુ પ્રસન્ન થયા હતા, અને લગભગ રાત્રીના બે વાગતે મેળા વડો વિસર્જન થયો હતો.

## આભારદર્શન

અમારે તંત્રીઓએ કોનો આભાર માનવો અને કોનો ન માનવો ? જેની જેની અમો સહાય્ય માગી હતી, તેઓએ પ્રસન્નવદને અમને સહાય્ય આપવામાં કચાસ રાખી નહ શ્રીયુત પટ્ટણી સાહેબે તો પોતે જ પરિષદ્ બોલાવી હતી. અમે તો તેઓની ઇચ્છાનુસ કાર્યકર્તા હતા. છતાં રાજ્ય તરફથી સ્વાગતને અંગે તેઓએ જે જે મદદ આપી હતી, ન અપાઇ હોત તો પરિષદ્નું કામ આટલું ફતેહમંદ થયું હોત નહિ. તેઓનો તો જેટ ઉપકાર માનીએ તેટલો ઓછો છે. નાણાં ભણનાર ગૃહસ્થોનો, ખાસ કરીને ના ભરાવનાર ગૃહસ્થો શેઠ નરોતમ ભાણજી અને રા. રા. ગિરિજાશંકર ભગવાનજી ત્રિવેદી તો અમારે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવો જ જોઇએ. અધિકારીઓ પૈકી રા. બહા ત્રિભુવનદાસ ભાઇ, મહેરબાન કૃષ્ણચંદ્રસિંહજી, મહેરબાન કેપ્ટન જોરાવરસિંહજી અ આસીસ્ટંટ રાજ્ય ખર્ચ ખાતાના ઉપરી મહેરબાન મંચેરશા ઉમરીગરના ઉપકારો કંઇ ઓ થયા નથી. ઓનરેબલ લલ્લુભાઇ સાહેબે પ્રમુખ મહાશયની પડખે બેસીને પરિષદ્નું ન ખડકે ચડવા ન દીધું, એ તેઓની કાર્યદક્ષતા અને પરિશ્રમ માટે અમે તેઓનો ખા ઉપકાર માનીએ છીએ. સનાતન ધર્મ હાઇસ્કૂલના માલેકો રા. પ્રાણજીવનદાસ અને ગોપાળ જીભાઇએ તો આખું મકાન સર્વ સાહિત્યો સાથે અમને સોંપી દીધું હતું, તેઓનો તેમ અધિવેશનના કાર્યનો રિપોર્ટ લેનાર રા. વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસથીનો તેટલોજ ઉપક માનીએ છીએ. ખાખી પોશાકમાં સજ્જ થઇ સેવા કરવામાંજ કૃતાર્થ માનનાર સ્વયંસેવ ને તો ભૂલાય જ કેમ ! તેઓ તો પરિષદ્ વ્યવસ્થાની ક્રિયાશક્તિ જ હતા. તેઓનો અ તેઓના નાયકોનો અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. રા. રા. શ્રી હીરાલા ત્રિભુવન પારેખે માત્ર પરિષદ્ની શરૂઆત પહેલાં પધારીનેજ મદદ આપી હતી એટલુંજ હતું, પણ પરિષદ્ને અમે નોતરી ત્યારથી છેવટે તેની પૂર્ણાહુતિ થઈ ત્યાં સુધી સાગો મદદ આપ્યા કરી છે. તેઓનો, તેમજ રા. બરતરામ ભાનુસુખરામભાઇનો અમે અંતઃ રણ પૂર્વક આભાર માનીએ છીએ. છેવટે પધારેલા સાક્ષર બંધુઓએ પણ અમારી અને

ખામીઓ હશે, તે તરફ બીલકુલ લક્ષ ન આપતા, અમારી તરફ સતત સહાનુભૂતિ દર્શાવતા હતા, તે બાબતમા તેઓનો પણ આભાર માનવાની જરૂર જણાય છે.

ઉપસંહારમા અમારે કહેવું જોઇએ કે ભાવનગર વસ્યે બસેં વર્ષ પૂરા થયા કે તુરત આવા સરસ્વતીના મહાન્ યજ્ઞના દર્શન કરવાને ભાવનગરની પ્રજા ભાગ્યશાળી થઇ છે, તે સઘળો પ્રતાપ ભાવનગરના ઉત્તરોત્તર મહારાજાઓ અને તેઓના કાર્યદક્ષ અને ઉદારચિત્ત કાર્યભારીઓની રાજનીતિનું જ પરિણામ છે. હવે પછી બીજા બસેં વર્ષો દરમ્યાન ભાવનગર શહેરની ઉન્નતિ અને અભિવૃદ્ધિ થશે, એમ અમે આશા રાખીએ તો તે અતિશયતામય નથી.

સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્
ભાવનગર.
સંવત્ ૧૯૮૨ ના પૌષ શુદી ૨
ગુરુ તા. ૧૭ ડીસેંબર ઇ. સ. ૧૯૨૫

માનશંકર પીતાંબરદાસ મહેતા.
રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
સામાન્ય મંત્રીઓ

# ॥ अथ रासाष्टकम् ॥

**ब्रह्मानंद कृत.**

એક સમે શશી ઉદીત અતિ, હોય મન અધિક હુલ્લાસ,
યમુના ત્રટ વ્રજનોર જુત, રચ્યો મનહર રાસ. ૧

ભરભર તન સજ આભરણ, વરતન કરન વિહાર,
કરકર ગ્રહ નટવર કૃષ્ણ, સરસર અનુસર સાર. ૨

( છંદ રેણકી )

સરસર પર સધર અમર તર અનુસર, કરકર વરધર મેલ કરે;
હરિહર સુર અવર અજર અતિ મનહર, ભરભર અતિ ઉર હરખ ભરે,
નિરખત નર પ્રવર પ્રવર ગણ નિર્જર, નિકર મુકટ શિર સવર નમે;
ધણરવ પટ ફરર ધરર પદ ઘૂઘર, રંગભર સુંદર શ્યામ રમે. ૧

ઝણણણણણ ઝણણ ખણણ પદ ઝાંઝર, ગોમ ધણણ ગણણ ગયણે;
તણણણ બજતંત ઠણણ ટંકાર મંજ; રણણણ સુર ઘણણણ રયણે,
ત્રહ ત્રહ અતિ ત્રણણ ધણણ બજ ત્રંસા, ભમર ભમર તરમણ ભમે;
ધણરવ પટ ફરર ધરર પદ ઘુઘર રંગભર સુંદર શ્યામ રમે—સુંદર શ્યામ રમે. ૨

ઝટપટ પટઉલટ પલટ નટવત ઝટ, લટપટ કટ ધટ નિપટ લળે,
કોકટ અતિ ઉકટ ત્રુકટગતી ધીનકટ, મનહર મટ લટ લપટ મળે;
યમુનાં ત્રટ પ્રગટ અમટ અટ રટ, જૂટ સૂર થટ ખેખટ તેણ સમે,
ધણરવ પટ ફરર ધરર પદ ઘુઘર રંગભર સુંદર શ્યામ રમે. ૩

ધમધમ અતિ ધમક ઠમક પદ ઘૂઘર, થમથમકમ સમ હોત ધરા;
ભ્રમ ભ્રમવત વિષમ પરિશ્રમવત ભ્રમ ખમખમદમ અહિ વિશ્મખરા;
ગમગતિ અતિ અગમ નિગમનલહતગમ, નટવત્ રમઝમ ગમ મનમેં
ધણરવ પટફરર ધરરપદ ઘૂઘર, રંગભર સુંદર શ્યામ રમે. ૪

ગતગત પર ઉગત તુગત નૃત્ય પિયગત, રત ઉનમત ચિત વધત રતિ,
તત્પર ધરત નચત ઉચ્ચન મુખ થૈ તત, આપ્રત અતઉન ભમત અતિ,
ધીધીતતગત બજત મૃદંગ સૂર ઉઘઘત કત ભ્રર નરનત અતંત ક્રમેં,
ધણ રવ પટ ફરર ધરરપદ ઘૂઘર રંગભર સુંદર શ્યામ રમે. ૫

થનગનતન નચત પવન પ્રચલન થન, સુગમ ગગન ધુન મગન સુરા,
મનમન વર કૃષ્ન પ્રસન ધન તન મન, ધનધન વન ધન તાસ ધરા;
વીસરે તન ભાન ખાન પાન વીધિ, ગાનતાન જોહી કાન ગમે,
ધણરવ પટફરર ધરર પદ ઘૂઘર, રંગભર સુંદર શ્યામ રમે. ૬

ઝલઝલ રંગ પ્રગલ અદલ જનપર દલઝલ અણકલ તેજ ઝરે,
ખલખલ ભુજસુડ ચપલ અતિ ખલકત, દાન દકીક પ્રબલ કરે;

વલવલ ગલ હસ્ત તુમલયચચિત વલ, જુગલજુગલ પ્રતિરંગ જમે;
ઘણુરવ પટ ફરર ઘરર પદ ઘૂઘર રંગભર સુંદર શ્યામ રમે. ૭

સરવ સવશ મોહદરસ સુયથીર શશિ, અરસપરસ તૃપ ચરસ અતિ,
રસબસ ખુસ હસ વરસ રતિ,
દસનવ રસ સરસ ભયો બ્રહ્માનંદ અંનરસ મન તરસ અથમે:
ઘણ રવ પટ ફરર ૦ સુંદર શ્યામ રમે-રંગભર સુંદર શ્યામ રમે૦ ૮

(છપ્પય)

રમત મનોહર રાસ, સદા સુખ વાસ સ્વતંતર,
પ્રબલ ગોપાળ જન પામ, કમલ આભાસ શશીકર;
વિહરત કરત વિનોદ, મોહ અંતર ન સમાવે,
અરસ પરસ એક તાર, દરસ નવરસ દર સાવે;
સુખ રૂપ સદા અશરણુ શરણુ, ફના કરણુ ભવં ફંદ કે,
સંત સાથ સદા ખેલત સહી, નાથ સો બ્રહ્માનંદ કે. ૧

---

# अथ रासाष्टकम् २

(ચરચરી છંદ)

એક નિશ શશી ઉજાશ, પ્રૌઢ ઋતુ શરદ પ્રકાશ, રમતરાસ જગનિવાસ, ચિતવિલાસ કને,
મોરલી ધુન અતિ રસાળ, ગેહેર સુર કર ગોપાળ, તાનમાન સુભયતાલ, મનમોરાળ લીને;
વ્રજત્રિય સુનભર ઉછાવ, બન ઠન તન અતિ બનાવ, ચિતવત ગતનૃત ઉછાવ, હાવભાવ છાજે;
હરિહર અજ હેરહેર, બિકસત સુર ખેર ખેર, પનઘટ પર ફેર ફેર, નટવર નાચે. ૧

ઠૈં ઠૈં બજ ત્રંબક ઠોર, મેં સેં સરણાઇ સોર, ધેં ધેં બજપખ્વ ઢોલ, ધેં ધે બોલે,
ઝુક ઝુક બાજત ઝાઝ, ટુક ટુક મંજીર રંજ, હુજ હુજ ઓપંગ ચંદ, અતિ ઉમંગ ડોલે;
દગડદા દગડદા પખાજ, પગડદા થૈ થૈ સમાજ, કુકડદા કુકડદા દુકડ; મુકટ ધન રાચે,
હરિ, હર, અજ હેર હેર, બિકસત સુર ખેર ખેર, પનઘટ પર ફેર ફેર, નટવર નાચે ૨

સંતન અભિરામ ધામ, ક્રમન ગ્મત ભ્રમત ઠામ, પ્રમત શ્રમત નમત ગ્રામ, વામ હામ લોભે,
અટન ધટન અતિ ઉદામ, થનતતન ઠામ ઠામ, તજ વિશ્રામ, અતિ વિશ્રામ, શ્યામ સુંદર શોભે,
જમુના કે નીર તીર, ખેલન બલવીર વીર, ચહુવટ ઘટ સઘટ ભીર, કટિ સુધીર કાચે;
હરિ હર અજ હેર હેર, બિકસતસુર ખેર ખેર, પનઘટ પર ફેર ફેર નટવર નાચે. ૩

ઝલલલલ તન કાંતિ ઝલક, ખલલલ ભુજ ચૂડ ખલક, સલલલ જેહી વિજ સલક, ભલક ભાવ સાજે,
અટપટ લટ છૂટ અલક, ત્રટ ઘટ શુભકિન તિલક, હટદટ ઘટ ચૂટ હલક, નટ વિલાસ રાજે,
તન તન પ્રતિ સુગત તાન જન જન મન એક જાણુ, કતકિ મૂખ કાન કાન, માનગાન માચે,
હરિહર અજ હેર હેર, બિકસતસુર ખેર ખેર, પનઘટ પર ફેર ફેર, નટવર નાચે. ૪

ધમમમ ઘુઘર ઘમંક, ઠમમમ ઝાંઝર ઠમંદ, ધમમમમમ ભૂધમ ધમક, ગતનીસંઠ ગાવે,
ઝગ ઝગ ઝગ ઝગમગાટ, થગ થગ થગ થૈન દાડ, નૌતમ પગ દગ નિરાટ, લલિત નાટ નાવે,
હથ બથ હથ ગુંથ લીન, પથ પથ પ્રિય સથ પ્રવીન, કથકથ ગ્રંથ શેષ ફીન, જુથ નવીન જાચે;
હરિહર અજ હેર હેર, બિકસતસુર બેર બેર, પનઘટ પર ફેર ફેર, નટવર નાચેઃ

નૌતમ છબી નંદ નંદ, મુખસહાસ મંદ મંદ, દંપતી જુત દ્વંદ દ્વંદ, જગતવંદ ડોલે;
વિનતાસુર વૃદ વંદ, નિરખત આનંદ કંદ, ગતિ અતિ સ્વછંદ છંદ, જય જય બોલે;
જુગલિત કર જોર જોર, દમક ઝમક ઠોર ઠોર, વિમલ તાન તોર ઘોર મોરલી વાજે;
હરિહર અજ હેરહેર, બિકસત સુર બેર બેર, પનઘટ પર ફેર ફેર, નટવર નાચે. ૬

લખ છબી સુરપતિ લજિત, ગુણ ગાન તાન ગીત, પ્રિયા પીઉસહિત પ્રીત, સમરજીત શોભે;
રમત ભ્રમત અજબ રીત ચકિત ઝુકિત, થકિત ચિત, લલિતહલિત મલિત લીત, નિરખ મિત્રલોભે;
લુંબ ઝુંબ એક લગન, વિમલિત દગ જાત વિગન, તકતક ચક હોત તગન, પ્રૌઢ મગન પ્રાચે;
હરિહર અજ હેર હેર, બિકસતસૂર બેર બેર, પનઘટ પર ફેર ફેર નટવર નાચે. ૭

તતતતતત હોત તાન, અચુંબીત ગત આન આન, ધૂરજટી ઘટ છૂટત ધ્યાન, કાન બાન સુનતે,
ગેહરી ધુન હોત ગાન, મંગલ સુર માન માન, ભૂલ ભાન ખાન પાન, પ્રાણ જાન બનતે;
ધીધીકટ નૃત ધાર ધાર શ્રીમિત્રતહાં સતાર તાર, બ્રહ્માનંદ વારવાર, ચરનન ચિત રાચે;
હરિહર અજ હેરહેર, બિકસત સુર બેરબેર, પનઘટ પર ફેરફેર, નટવર નાચેઃ ૮



## પરિશિષ્ટ અંક ૧

# ગુજરાતી સાહિત્યપરિષદની સાતમી બેઠકમાં પસાર થયેલ ઠરાવો.

ઠરાવ ૧:—નીચેનાં સાહિત્યરસિકોના, છેલ્લી પરિષદ પછી થયેલા અવસાનની આ પરિષદ ખેદપૂર્વક નોંધ લે છે:—

સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, સ્વ. કણીયા, સ્વ. સૌ. કનુબ્હેન દવે, સ્વ. કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયા, સ્વ. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી, સ્વ. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, સ્વ. ત્રિભુવન પ્રેમશંકર કવિ, સ્વ. દેવશંકર વૈકુંઠજી, સ્વ. મણિશંકર રતનજી ભટ, સ્વ. મનસુખલાલ રવજીભાઇ મહેતા, સ્વ. દી. બા. રણછોડભાઇ ઉદયરામ, સ્વ. વામનરામ સોમનારાયણ દલાલ, સ્વ. મુનિશ્રી વિજયધર્મસૂરી, સ્વ. સવાઇલાલ છોટાલાલ વોરા, સ્વ. હસમનરામ કર્પૂરરામ મહેતા અને સ્વ. હાજીમહમદ અલારખિયા શિવજી. (પ્રમુખસ્થાનેથી)

ઠરાવ ૨:—ગુજરાતી ભાષાના પરમ સેવક મહાત્મા ગાંધીજી કારાગૃહવાસમાંથી હમણાંજ મુક્ત થયા અને ગુજરાતી સાહિત્યની સેવામાં પુનઃ પ્રવૃત્ત થયા છે તે પ્રસંગે આ પરિષદ મહાત્મા ગાંધીજીનું બહુ આનંદપૂર્વક અભિનંદન કરે છે અને તેઓ દીર્ઘાયુષ્ય અને સંપૂર્ણ આરોગ્ય ભોગવી ગુજરાતી સાહિત્યની દિન પ્રતિદિન ખૂબ સેવા કરતા રહે એવી આ પરિષદ પરમાત્માને પ્રાર્થના કરે છે. (પ્રમુખસ્થાનેથી)

ઠરાવ ૩:—ગુજરાતી સાહિત્ય પરિષદનું કામકાજ સતત ચાલુ રહે અને તે સ્થાયી અને સંગીન કાર્ય પાર પાડી શકે એ આશયથી છેલ્લી સાહિત્ય પરિષદને ' ગુજરાત સાહિત્ય પરિષદ્ મંડળ " સ્થાપવાનો ઠરાવ કર્યો હતો, અને તે પરિષદ મંડળ પરિષદ ભંડોળ કમિટી સાથે જોડી દેવાની યોજના કરવામાં આવી હતી. પરંતુ તે યોજના અમલમાં આવી નથી, અને તેથી "ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ" સ્થાપન કરવાની જરૂર જણાય છે. માટે આ પરિષદ ઠરાવ કરે છે કે.—

(૧) ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ સ્થાપવું.

(૨) સદરહુ પરિષદ મંડળનું બંધારણ પાકી રીતે તૈયાર થઇ અમલમાં આવે ત્યાં સુધીને માટે હાલ તુરત નીચેનું કામચલાઉ મંડળ નીમવામાં આવે છે.

| | |
|---|---|
| રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી | મર. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી |
| રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા | ગ. રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક |
| રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | રા. ગ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ |
| રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા | રા. ગ. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર |
| રા રા. પુરુષોત્તમ વિશ્રામ માવજી | રા રા. હરિલાલ માધવજી ભટ |
| રા. રા. અરદેશર ફરામજી ખબરદાર | ડૉ જીવણજી જમશેદજી મોદી |

રા. રા. મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા
રા. રા. પ્રીતમરાય નૃસિંહરામ કચ્છી
રા. રા. જયેન્દ્રરાવ ભગવાનલાલ દુરકાળ
રા. રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા
રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા
રા. રા. હિમતલાલ ગણેશજી અંજારીઆ
રા. રા. ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય
રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ
રા. રા. જન્મશંકર મહાશંકર બુચ
રા. રા. રાજેંદ્ર સોમનારાયણ દલાલ
રા. રા. ગુલામહુસેન પારસ દેવશી અનિલ
રા. રા. રમણભાઇ મહિપતરામ નીલકંઠ
રા. રા. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ
રા. રા. અંબાલાલ બુલાખીદાસ
રા. રા. કલ્યાણરાય નથુભાઇ જોશી
ઓ. શ્રીયુત લલ્લુભાઇ શામળદાસ
રા. રા. વિઠ્ઠલરાય મહિપતરાય મહેતા
રા. રા. જયકૃષ્ણ ઇંદ્રજી
રા. રા. જયસુખરામ પુરુષોત્તમરાય જોષીપુરા
રા. રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
મુનિશ્રી જિનવિજયજી
રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ
રા. રા. કરીમ મહમદ માસ્તર.

રા. રા. મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા
રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ } મંત્રીઓ
રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા

( ૩ ) સદરહુ મંડળના મંત્રીઓએ સદરહુ પરિષદ મંડળનું બંધારણ છ માસની અંદર તૈયાર કરી મંડળને રજુ કરવું:—

( ૪ ) ઉપર મુજબ જે બંધારણ તૈયાર થાય તે સદર મંડળે સને ૧૮૬૦ ના ૨૧ મા એક્ટ મુજબ રજીસ્ટર કરાવી લેવું અને આગામી પરિષદ મળે ત્યારે સદર મંડળે પોતાના કામકાજનો અહેવાલ રજુ કરવો.

( ૫ ) આ પ્રમાણે સદર મંડળ રજીસ્ટર થયેલી રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા જેમણે છેલ્લી પરિષદને પોતા તરફથી રૂ. ૧૯૯૯૦ ) અને રા. નરભેશંકર ઉમિયાશંકર તરફથી રૂ. ૫૮૮૦ ) મળી એકંદર રૂપીઆ ૧૫'૮૦ ) પંદર હજાર રૂપીઆ આપવાનું જાહેર કર્યું હતું તે રકમ આ મંડળે માગી લેવી. આ મંડળે પરિષદ ભંડોળ કમિટિનું ભંડોળ પોતાના ભંડોળમા સાથે એકત્ર કરવા તજવીજ કરવી.

( ૬ ) આ પ્રમાણે ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ સ્થપાય તે પોતાના મંડળના નિયમો સાથે પરિષદના બંધારણના નિયમો વિચારી તેમા યોગ્ય સુધારા કરી આવતી પરિષદ આગળ મંજુર થવા રજુ કરશે

દરખાસ્ત મુકનાર—રા બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ
ટેકો આપનાર રા. મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા

ઠરાવ ૪:—આ પરિષદ્ "ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ" ને સૂચના કરે છે કે:-
( ૧ ) પ્રાચીન સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિનું સંશોધન અને પદ્ધતિસર અભ્યાસ માટે વ્યવસ્થા કરવી; તથા જૂના હસ્તલિખિત પુસ્તકો; લોકગીત અને લોકકથા, ચિત્રો અને ઐતિહાસિક અવશેષો વગેરેનો સંગ્રહ કરવો અને તેની નોંધ રાખવી

( ૨ ) (ક) શિષ્ટ સાહિત્યના પ્રયોગો અભ્યાસ જનસમૂહમા વધે અને સાહિત્યના

સંસ્કારની છાપ તેના પર વિશેષ પડે એ હેતુથી ગુજરાતી સાહિત્યમાંથી ઉત્તમ ગદ્યના અને પદ્યનાં પુસ્તકો પસંદ કરી તેમાં પ્રતિ વર્ષે ઉંચા અને નીચા ધોરણમાં પરીક્ષા લેવાની વ્યવસ્થા કરવી.

(ખ)—આ યોજનાથી જનસમાજ પરિષદના કામકાજથી પરિચિત રહેશે એટલુંજ નહિ, પણ પરિષદ્ સાહિત્યના ઉચ્ચ સંસ્કારની છાપ પ્રજા ઉપર પાડવા શક્તિમાન થશે એવી આશા રહે છે.

( ૩ ) જનસમાજમાં જ્ઞાનનો પ્રચાર વધારવાને, ખાસ કરીને વિજ્ઞાનનું શિક્ષણ આપવાને યુનિવર્સિટી એક્સ્ટેન્શન વ્યાખ્યાનમાળાની જેમ પ્રતિ વર્ષે બે કે ત્રણ વિષયો કરી તે પર ત્રણથી છ ભાષણોની એક વ્યાખ્યાનમાળા યોજવાનો અને જુદે જુદે સ્થળે તે ભાષણો અપાવવાને તજવીજ કરવી.

ઠરાવ ૪:—મુંબાઇ યુનિવર્સિટીએ એમ. એ. અને બી. એ. પાસ કોર્સમાં ગુજરાતીને સ્થાન આપ્યું છે એ યોગ્ય થયું છે. પણ ગુજરાતીનો પદ્ધતિસર અને શાસ્ત્રીય રીતે અભ્યાસ કરવાનું વધુ સુગમ બને એ માટે કોલેજના પહેલા વર્ષથી ગુજરાતીનો ક્રમસર અભ્યાસ દાખલ કરવા અને યુનિવર્સિટીની બધી પરીક્ષામાં તેને સ્થાન આપવા આ પરિષદ મુંબાઇ યુનિવર્સિટીને આગ્રહપૂર્વક ભલામણ કરે છે, અને તે સંબંધી યોગ્ય તજવીજ કરવા ગુજરાત સાહિત્ય પરિષદ મંડળને સૂચના કરવામા આવે છે.

દરખાસ્ત મૂકનારઃ—પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.
ટેકો આપનારઃ—પ્રો. મોહનલાલ પાવતિશંકર દવે.

ઠરાવ ૫:—ગુજરાતી ભાષામાં છપાતાં તમામ પુસ્તકોનો બને તેટલો સંપૂર્ણ સંગ્રહ કરવા માટે ગુજરાતી લેખકોને તેમના પુસ્તકોની એક એક પ્રત પરિષદ પુસ્તકાલયને ભેટ મોકલી આપવાને આ પરિષદ્ સૂચના કરે છે. તેમજ વળી છાપખાનાના કાયદાની રૂએ સરકારને જે નકલો ભરવામા આવે છે તેમાની એક પ્રત આ પરિષદ્ પુસ્તકાલયને મળે એવો પ્રબંધ થવા મુંબાઇ સરકારને રીતસર અરજ કરવી. ( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૬:—(ક) સાહિત્ય પરિષદ્‌ની ગત વિજ્ઞાન સમિતિએ કરેલા કાર્યને માટે પરિષદ તે સમિતિને અભિનન્દન આપે છે.

(ખ) ગત વિજ્ઞાન સમિતિએ આરંભેલા કાર્યને ચાલુ રાખવાને તથા આગળ વધારવાને નીચેના ગૃહસ્થોની નવી વિજ્ઞાન સમિતિ નીમવામા આવે છે. વિજ્ઞાન વિભાગના અધ્યક્ષના વ્યાખ્યાનના ઉપસંહારમા ( પૃ ૩૩ ) સૂચવેલા માર્ગ પ્રમાણે આ સમિતિ વિજ્ઞાનપ્રસારનું તથા વિજ્ઞાન સાહિત્ય વિષેનું કાર્ય કરશે.

ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડયા (પ્રમુખ) — રા. રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇ ( મંત્રી )
,, છુળજ્જરામ ખાંડવાળા (તિજોરર) — ,, પોપટલાલ ગોવિન્દલાલ શાહ
પ્રો. વીરમિત્ર ભીમરાવ દીવેટિયા — ,, દુર્ગાશંકર કેવળદાસ શાસ્ત્રી
રા રા. કલ્યાણદાસ નથુભાઇ જોષી

( ગ ) આ વિજ્ઞાન સમિતિના સહાયમા કામ કરવાને માટે નીચેના ગૃહસ્થોનું એક સલાહકાર મંડળ નીમવામા આવે છે. એ મંડળમા જરૂર પ્રમાણે વધારે નામો ઉમેરવાની સત્તા વિજ્ઞાન સમિતિને રહેશે.

### ભૌતિકશાસ્ત્રો.

પ્રો. ડાહ્યાભાઇ ભા. નાયક
પ્રિન્સીપાલ છોટાલાલ વી. વોરા
રા. મણિલાલ એમ. મહેતા

### ગણિત, ખગોળ ઇત્યાદિ શાસ્ત્રો.

પ્રિન્સીપાલ નગીનદાસ માણેકલાલ શાહ
પ્રો. જેઠાલાલ ચિ. સ્વામીનારાયણ
રા. રા. ગિરજાશંકર દ. જોશી
પ્રો. ત્રિભુવનદાસ પીતાંબરદાસ ત્રિવેદી
રા. રા. જોગીલાલ કે. પટવા
„ અમૃતલાલ શાસ્ત્રી

### રસાયન.

રા. રા. રવિશંકર વલ્લભજી આચાર્ય
„ વલ્લભદાસ ઉત્તમચંદ પારેખ
„ કપિલરામ હરદેવરામ વકીલ
પ્રો. નટવરલાલ મગનલાલ અંતાણી
રા. રા. પર્જન્યરાય વ. મેઢ
રા. રા. સાંકળચંદ જેઠાભાઇ શાહ
„ મદનભાઇ જેકીસનદાસ ગજ્જર
„ હરિલાલ મૂળશંકર મૂલાણી
ડૉ. કુંવરજી ગોસાઇ નાયક

### આરોગ્ય, વૈદક, ને તત્સંબન્ધી શાસ્ત્રો.

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ
ડૉ. વિઠ્ઠલરાય માધવજી ભટ્ટ
ડૉ. સુમન્ત મહેતા
રા. રા. મોતીલાલ અસભૌલા

### જીવનશાસ્ત્રો.

રા. રા છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી
„ ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા
રા. રા. જયકૃષ્ણ ઇન્દ્રજી પાઠક

### કૃષિ શાસ્ત્ર.

રા. રા. રૂપશંકર ઉદયરામ ઓઝા
રા. રા. હીરાલાલ હરગોવિંદ પંડ્યા

### ભૂસ્તર શાસ્ત્ર.

રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ
„ લલિતાપ્રસાદ શિવરામ દવે
પ્રો. ટી એન વાડીઆ

### પરિભાષા.

પ્રો. સાંકળચંદ જે. શાહ
પ્રો. વીરમિત્ર ભીમરાવ દીવેટિયા
રા. રા. ભાનુસુખરામ નિ. મહેતા
„ જયસુખરામ પુરુષોત્તમરાય જોશીપુરા

ઠરાવ ૭;—ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં પુસ્તકોમાંથી શાળા અને લાયબ્રેરીને ઉપયોગી થાય તેમજ પ્રજાને વાંચન માટે માર્ગદર્શક અને એવી એક સારાં પુસ્તકોની યાદી ગુજરાતી સાહિત્ય પરિષદ્ મંડળ વખતો વખત બહાર પાડે એમ આ પરિષદ્ તે મંડળને સૂચના કરે છે. પરિષદ્ વળી આશા રાખે છે કે લેખક વર્ગ, પુસ્તક પ્રકાશક મંડળો અને બુકસેલરો તેમના તરફથી પ્રસિદ્ધ થતા પુસ્તકો પરિષદ્ મંડળને મોકલી આપી આ કાર્યમાં બનતી સહાયતા આપશે.

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૮:—ગુજરાતી ભાષામાં રેફરન્સનાં પુસ્તકો જેવાં કે વિશ્વકોષ, ઇયરબુક, ચરિત્રમાળા વગેરે રચાયાં નથી. પણ તે ખામી જેમ બને તેમ જલદી પૂરી પડે એવાં વ્યવહારૂ

પનલા પરિષદ્ મંડળ અન્ય સાહિત્ય વિષયક સંસ્થાઓ સાથે સહકાર કરી ઉપાડી લે એ આવશ્યક છે. દરમ્યાન સ્વ. સવાઇલાલ છોટમલાલ વોરાએ વિષકોષ ' ૫ ' અક્ષર સુધી લખી તૈયાર કર્યો છે તે યોગ્ય માલૂમ પડે તો એક કમિટી નીમી અમુક સંખ્યામાં ગ્રાહકો અગાઉથી મેળવી પ્રતિવર્ષે ચાર ભાગ બહાર પાડવાની યોજના કરવા તેનું તંત્રીપદ રા. માનશંકર પીતાંબરદાસ મહેતાને સોંપવા આ પરિષદ્ ઠરાવ કરે છે.

ઠરાવ ૯:—ગુજરાત સાહિત્ય પરિષદ્ મંડળનું મુખ્ય કાર્યાલય અમદાવાદમાં રાખવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૦:—પરિષદ્ તરફથી જેટલા પુસ્તક બહાર પડે તેટલામાં એક સરખી જોડણી રાખવી, અને તે જોડણી પરિષદ્ મંડળે નક્કી કરવી.

દરખાસ્ત મુકનાર—રા. રા. મટુભાઇ હ. કાંટાવાળા
ટેકો—રા. રા. જયસુખરામ પુ. જોશીપુરા

ઠરાવ ૧૧—પ્રમુખ સાહેબનો ઉપકાર.

દરખાસ્ત મુકનારઃ—રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીયા
ટેકોઃ—રા. ગ. નન્દનાથ કેદારનાથ દિક્ષિત

ઠરાવ ૧૨:- નેક નામદાર મહારાજા સાહેબનો ઉપકાર.

પ્રમુખસ્થાનેથી

ઠરાવ ૧૩.—સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી ઓનરેબલ શ્રીયુત લલ્લુભાઇ સામળદાસ, સામાન્ય મંત્રીઓ સત્કાર મંડળના અન્ય સભ્યો કાર્યકર્તાઓ સ્વયંસેવકો વગેરે ગૃહસ્થોએ આ પરિષદ્ ભરવામા જે સહાનુભૂતિ દર્શાવી છે તે ખાતર તે સૌની સેવાની ઉપકારસહ નોંધ આ પરિષદ્ લે છે.

દરખાસ્ત મૂકનારઃ—ગ. રા. જે. કે. એન કાબરાજી
ટેકો આપનારઃ—રા. રા મટુભાઇ હ. કાંટાવાળા

ઠરાવ ૧૪:—આવતી સાહિત્ય પરિષદ્ મુબઇ તરફના નિમંત્રણથી ત્યા ભરવાનું ઠરાવવામાં આવે છે. ( પ્રમુખ સ્થાનેથી )

# પરિશિષ્ટ અંક ૨

## વિજ્ઞાન વિભાગની બેઠકનો રિપોર્ટ

### (તા ૧૯ એપ્રિલ ઇ. સ. ૧૯૨૪ સોમવાર)

### લેખક રા. રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇ.

વિજ્ઞાન સમિતિની બેઠક સ્વારના નવ વાગે મળી હતી તે પ્રસગે સમિતિના સભ્યો તથા વિજ્ઞાનમા રસ લેતા ગૃહસ્થો મળી આશરે ૩૫ જણ હાજર હતા. શરૂઆતમા પ્રમુખ ડૉ. કાન્તીલાલ છગનલાલ પંડયાએ અત્યારસુધી થયેલા કાર્ય ઉપર વિવેચન કર્યું હતું અને હવે પછી કરવાના કાર્યની રૂપરેખા સંબધી વિવેચન કર્યું હતું, આ રૂપરેખા સબધી લબાણ ચર્ચા ચાલી હતી અને થોડા સભ્યોની વિજ્ઞાનસમિતિ અને ઘણા સભ્યોનું સહાદકાર મંડળ સ્થાપવાનો ઠરાવ મંજુર થયો હતો.

વિજ્ઞાન સમિતિના મંત્રી રા પ્રીતમરાય વ્રજરાય દેસાઇએ પ્રસિદ્ધ કરેલો "વિજ્ઞાન સમિતિનો રિપોર્ટ" મંજુર થયો હતો.

(તા. ૨૦-૪-૨૪)

વિજ્ઞાન વિભાગની બેઠક સવારના નવ વાગે મળી હતી તે પ્રસગે આશરે ૩૫ ગૃહસ્થો હાજર હતા. હાજર રહેલાઓમા ડૉ. કાન્તીલાલ છગનલાલ પંડયા, રા. પોપટલાલ ગોવિન્દલાલ શાહ, રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇ, ડૉ. તુળજારામ ચુનીલાલ ખાંડવાળા, રા રૂપશંકર ઉદયશંકર ઓઝા, રા. રવિશંકર વલ્લભજી આચાર્ય, રા. જયસુખરામ પુરુષોત્તમરાય જોષીપુરા, પ્રિન્સીપાલ છોટાલાલ હરજીવન વોરા, પ્રો. ખીમચંદ ચાપશી શાહ, રા. રેવાશંકર ઓઘડભાઇ સોમપુરા, રા. ભાનુસુખરામ નિર્ગુણરાય મહેતા, રા. ભાઇશકર ગૌરિશકર સિહોરી, પ્રો. વલ્લભદાસ ઉત્તમચંદ પારેખ, પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, કલ્યાણરાય નથુભાઇ જોષી, રા. મોહનલાલ ગોપાલજી દવે, રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત, રા. અચ્યુત વિઠ્ઠલદાસ મહેતા વગેરે મુખ્ય હતા.

પ્રમુખ ડૉ કાન્તિલાલ પડયાએ વિજ્ઞાન સમિતિ તરફથી બધાને આવકાર આપ્યો અને હવે પછી કામ કેવી રીતે લેવુ તે સબધી વિવેચન કર્યું.

મત્રી રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇએ વિજ્ઞાન વિભાગ માટે આવેલા નિબધોનો સાર કહી સભળાવ્યો અને નિબધો વાચી લીધેલા માની લેવામા આવ્યા

પ્રમુખે જણાવ્યુ કે પારિભાષિક શબ્દો યોજાય તેમા દરેક યોજકે પોતાની પદ્ધતિ જાહેર કરવી જોઇએ અને એ પદ્ધતિ ઉપર જાહેર ટીકા થાય અને ઉહાપોહ પછી પદ્ધતિ બહુમતે માન્ય થાય તો કામ ઘણુ સરલ થાય વડોદરા રાજ્ય તરફથી પ્રસિદ્ધ થએલા વૈજ્ઞાનિક શબ્દસગ્રહના બધા ભાગ સાથે આપણે કદાચ મળતા ન થઇ શકીએ અને તેમા કેટલાક દોષો પણ છે અને આવા કામમા હમેશા ભેદ અને મતભેદને અવકાશ પણ છે તે છતાએ ઘણું કાર્ય થયું છે જો તેની યોજનાના મૂળભૂત સિદ્ધાન્તો આપણને જણાવવામાં આવે તો ઘણો લાભ થાય તેથી ભાઇ જોષીપુરાને તેમના સિદ્ધાન્ત સમજાવવા હું વિનતિ કરૂં છુ.

રા. જયસુખલાલ. પુ. જોષીપુરાએ નીચે પ્રમાણેના સિદ્ધાન્તો ઉપર તેમના કોશની રચના થઇ છે એમ જણાવ્યું.

(૧) આ દિશામા સૌથી પ્રથમ કામ કરનાર પ્રો. ગજ્જર હતા અને તેમણે કેટલાક શબ્દો યોજેલા છે. ખાસ બાધકારક ન હોય ત્યાં સુધી પ્રો ગજ્જરના શબ્દો કાયમ રાખ્યા છે.

(૨) બંગાળા, મહારાષ્ટ્ર અને ઉત્તર હિંદમા આ પ્રકારના પ્રયાસો થયેલા છે તે કોશોમાં ઐક્ય કયા છે અને ભેદ ક્યાં છે તે ક્રમવાર જુદા પાડયા. જ્યાં ત્રણે ભાષામા ઐક્ય છે તે શબ્દો કબુલ રાખ્યા છે, જ્યા ભેદ છે ત્યાં ગુજરાતીમા વધારે અનુકૂળ પડે તેવો શબ્દ લીધો છે,

(૩) વેદ, પુરાણ, ધર્મશાસ્ત્રો, તંત્ર અને વૈદકના ગ્રંથો તપાસ્યા અને તેમાંથી જે શબ્દો મળી આવ્યા તે લીધા. વાયુપુરાણમાથી એવા ઘણા શબ્દો મળી આવ્યા. Eugenics ના પણ ઘણા શબ્દો એવી રીતે મળી આવ્યા છે. પ્રાચીન સંસ્કૃતિના શબ્દોનો ઉપયોગ કરવાથી આપણી ઘણી મુશ્કેલીઓ દૂર થાય છે.

(૪) ભાષાશાસ્ત્રનો ઉપયોગ કર્યો. લગભગ સરખા ધ્વનિવાળા અને સરખા અર્થના જે શબ્દો મળી આવે તેને પસંદગી આપવી. લેટીન અને ગ્રીક શબ્દોને મળતા ધ્વનિના અને અર્થના શબ્દો સંસ્કૃતમા મળી આવવા મુશ્કેલ નથી.

(૫) શબ્દ યોજવા માટે suffix અને prefix ના અર્થ નક્કી કર્યા અને વચલા પદ માટે તેનો અર્થ મુકયો, દાખલા તરીકે *logy* ને માટે વિદ્યા નક્કી કર્યો તો *logy* વાળા શાસ્ત્રોને વિદ્યા કહેવા અને બીજાંઓને શાસ્ત્ર કહેવા.

આપને ટુંકમાં અમારા મુખ્ય સિદ્ધાન્તો જણાવ્યા. આપ એ સિદ્ધાન્તો ઉપર ટીકા કરી શકો અને બીજા દેખાડી શકો અને મોઘમ ટીકા કરવાને બદલે constructive (રચનાત્મક) ટીકા કરો તો ઉપકાર થશે. અમારો અમુક શબ્દ ખરાબ છે એમ કહેવાને બદલે આ શબ્દને બદલે આ શબ્દ વાપરવો એમ કહેવા કૃપા કરશો. મોઘમ ટીકાથી કાર્ય આગળ વધતું નથી.

અમે બધા શાસ્ત્રો જાણતા નથી; અમારી વિદ્વત્તા સંપૂર્ણ છે એવો અમે દાખલો પણ કરતા નથી. આ તો અમારો પ્રયાસ છે તેમા બધાની સહાનુભૂતિની જરૂર છે.

દિલગીરી સાથે જણાવવું જોઇએ કે ગુજરાતમાથી અમને જોઇએ તેવા અભિપ્રાયો નથી મળ્યા. મહારાષ્ટ્ર, બંગાળ, પંજાબ વગેરે પ્રાંતોના વિદ્વાનોએ તેના ઉપર સંભાળથી ધ્યાન આપ્યુ છે અને કેટલીક સૂચનાઓ પણ મોકલી છે. તેમાની કેટલીક સ્વીકારવા જેવી પણ છે અને કેટલીકમા ગેરસમજુત પણ થએલી છે તે સંબંધી પત્રવ્યવહાર ચાલે છે. મરાઠી સાહિત્ય પરિષદે એ કોશ ઉપર ચર્ચા કરવા એક દિવસ ખાસ રોકયો હતો અને હવે મરાઠીમા પ્રસિદ્ધ થતા પુસ્તકોમા તેનો તેઓ છૂટથી લાભ લે છે. આપણા બધા શબ્દો તેઓ વાપરે છે એમ કહેવાનો હેતુ નથી પણ આપણામાથી તેમણે ઘણું સૂચન લીધુ છે અને આપણી મહેનતનો તેઓ પૂરો લાભ લે છે.

અમારા ઉપર એક આક્ષેપ ગમે તેવા શબ્દો યોજી કાઢવાનો અથવા જુનાં શબ્દો નવા અર્થમાં ઠોકી બેસાડવાનો છે. પ્રાચીન શબ્દો સમજવા માટે એટલું અંગ્રેજીનું જ્ઞાન કામ નહિ લાગે. તેને માટે તો પ્રાચીન પુસ્તકોજ તપાસવાં પડશે.

દાખલા તરીકે અમે "આંગિરસ" એ શબ્દ Carbo Hydates ના અર્થમાં વાપર્યો તે સંબંધી અમારી ઉપર ટીકા થાય છે. હું એમ કહેવા માગું છું કે એ શબ્દ એજ અર્થમાં પ્રાચીન પુસ્તકોમાં વપરાયલો છે. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજીને જે પુસ્તકસંગ્રહ મળી આવ્યો છે તેમાં પણ એ જ અર્થમા વપરાયલો છે અને અમારાથી સ્વતંત્ર રીતે સ્વ સવાઈલાલ છોટાલાલ વોરાનો વિશ્વકોશ જે પ્રદર્શનમાં રજુ થયો છે તેમાં પણ એ શબ્દ માલમ પડે છે. હું ધારૂં છું કે આટલી ચર્ચા પછી કેટલાક મતભેદો દૂર થશે.

પ્રમુખે રા. જોષીપુરાનો ઉપકાર માન્યો અને બધું કાર્ય રચનાત્મક દૃષ્ટિથી કરવા વિનંતિ કરી અને જણાવ્યું કે પહેલી વખતે કોશનું કાર્ય પુરૂં થતું જ નથી તેમજ એકલે હાથે પણ થતું નથી; તેમા સંપ અને સહકારની જરૂર છે. અને છેવટે નવી સમિતિ અને સલાહકાર મંડળ આવતી પરિષદ્ પહેલાં વધારે સંગીન કાર્ય કરી દેખાડશે એવી આશા બતાવી હતી.

રા. પોપટલાલ ગોવિંદલાલ શાહે જાહેર કર્યું કે "લોઢું અને પોલાદ" એ બન્નેના ઉદ્યોગની સ્લાઈડો કરાવી આપવા એક ગૃહસ્થે વચન આપ્યું છે. તે જાહેરાતને સભાએ સહર્ષ સ્વીકારી અને સભા બરખાસ્ત થઇ.

---

## પરિશિષ્ટ અંક ૩

બોટાદ તા. ૨-૧-૧૯૨૪

પરમ કૃપાસાગર મુરબ્બી શ્રી આનશંકરભાઇની સેવામાં

ભાવનગર.

આપનો તા. ૨૮-૧૨-૨૩ નો કૃપાપત્ર મળ્યો.

"સાહિત્ય પરિષદ્"ની પ્રવૃત્તિમા ભાગ લેવા આપે મ્હને આમંત્રણ કર્યું, તેથી ઉપકૃત થયો છું, જીવનમાં કવચિત મળતા આનંદજનક પ્રસંગોમાનો તે એક હોવાનું હું સમજું છું. અને ભાવનગરના પ્રજાજન તરીકે, સાહિત્યસેવક તરીકે એ કાર્ય કરવાની મારી ફરજ માનું છું. પરંતુ દુર્દૈવવશાત્ આજકાલ મ્હારી પ્રકૃતિ અતિશય અસ્વસ્થ રહે છે. પંદરેક દિવસ તાવ આવી જવાથી અત્યારે મારૂં શરીર અત્યંત દુર્બલ થઇ ગયું છે. ઘેરથી શાળા સુંધી પણ પરાકાષ્ટાએ જઇ શકું છું, અને સહજ પણ પરિશ્રમ થઇ શકતો નથી. વૃદ્ધ વય, ચાલુ અગ્નિમાંદ્ય અને અસાધારણ દુર્બલતાને લીધે સંપૂર્ણ આરોગ્ય અને આવશ્યક શક્તિ પ્રાપ્ત થતા કેટલોક સમય નીકળી જશે, એમ ભૂતકાળની માંદગીના અનુભવથી જણાય છે. તેથી સાહિત્ય-પરિષદ્‌ની સેવા માટે આપ જણાવો છો, તે સમયપર મ્હારાથી આવી નહિ શકાય, તેની ક્ષમા યાચું છું. વૈદ્યોના કહેવા પ્રમાણે અને ઉપક્રમના અનુભવે પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરતાં બે-અઢી માસ લાગશે, એમ જણાય છે. જેથી એ પ્રવૃત્તિ માટે અન્ય કોઇ પુરૂષની યોજના કરવા વિનંતિ કરૂં છું.

સત્કારનું ગીત તૈયાર કરવાની આપની આજ્ઞા સ્વીકારવા પ્રયાસ કરીશ. કયા રાગમાં તેની યોજના કરવી? તે જણાવશો, તો વિશેષ સરલતા થશે.

શરીર સારૂં થશે તો પરિષદ્ પહેલાના પખવાડીયામાં કદાચ આવી શકીશ.

આજ્ઞાંકિત સેવક
દામોદર ખુસાલદાસ બોટાદકરના
સવિનય સા. દં. પ્રણામ.

## પરિશિષ્ટ અંક ૪

### કાર્યક્રમ.

( પ્રથમ નક્કી કરેલા કાર્યક્રમમાં સુધારા વધારા સાથે )

તા. ૧૮—૪—૨૪ શુક્રવાર

( સવારે ક. ૮–૩૦ ( સ્ટા. ટા. )

૧ સરસ્વતી સ્તુતિ.
૨ સત્કાર સંગીત.
૩ સત્કાર કવિત.
} ક. ૮–૩૦ થી ક. ૯–૦ સુધી.

૪ સત્કાર મંડળના મહેરબાન પ્રમુખ સાહેબનું ભાષણ.
૫ સહાનુભૂતિદર્શક આવેલા તારો તથા પત્રો વાંચવા.
૬ પરિષદના પ્રમુખની નિમણુક માટે દરખાસ્ત મૂકવી.
દરખાસ્ત કરનાર—મે. કાવસજી જમસેદજી સંજાણા.
ટેકો આપનાર—રા બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ.
અનુમોદન આપનાર—રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
૭ મહેરબાન પ્રમુખ સાહેબનું ભાષણ.

---

તા. ૧૮—૪—૨૪ શુક્રવાર.

( મધ્યાહ્નોત્તર ક. ૪—૦ સ્ટા. ટા. )

૧ જૈન વિભાગના મે. અધ્યક્ષ સાહેબનું ભાષણ.
૨ વિજ્ઞાન વિભાગના મે. અધ્યક્ષ સાહેબનું ભાષણ.
૩ સાહિત્ય વિભાગના મે. અધ્યક્ષ સાહેબનું ભાષણ
૪ ઇતિહાસ વિભાગના મે. અધ્યક્ષ સાહેબનું ભાષણ.
૫ વિષયવિચારણી સભાની બેઠક ( રાત્રીએ ક. ૯–૦ સ્ટા. ટા., મંડપમાં )

---

તા. ૧૯—૪—૨૪ શનિવાર

( સવારે ક. ૮—૩૦ સ્ટા. ટા. )

[ વિજ્ઞાન સમિતિની બેઠક તે જ વખતે સનાતન ધર્મ હાઇસ્કૂલના મકાનના મધ્ય ખંડમાં થશે. ]

૧ ગરબીઓ—
૨ ગીર્વાણ કવિ જયદેવના સત્કર્તા–રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ ૧૫ મિ.
૩ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ઉગેલાં વિવેચના અંકુરો—
રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ ૨૦ મિ.
૪ કર્મ સંબંધી જૈન સાહિત્ય–શેઠ કુંવરજી આણંદજી ૧૫ મિ.

૫ વઢવાણના કેટલાક શિલાલેખો–રા. રા. ચુનીલાલ વર્ધમાન શાહ ૧૦ મિ.
૬ રાસપંચાધ્યાયીનો વાચ્યાર્થ–રા. રા. જયેન્દ્ર ભગવાનલાલ દુરકાળ ૧૫ મિ.
૭ કવિવર સમયસુંદર–રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ. ૧૦ મિ.
૮ કાઠિયાવાડનું લોક સાહિત્ય–રા. રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચૂરા ૧૫ મિ.
૯ શ્રીમદ્ દેવચંદ્રજી–રા. રા. મણિલાલ મોહનલાલ પાદરાકર ૧૦ મિ.

---

તા. ૧૯–૪–૨૪ શનિવાર

( મધ્યાહ્નોત્તર ક–૪–૦ (સ્ટા. ટા.)

૧૦ કવિતા શિક્ષણ–રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર ૨૦ મિ.
૧૧ લિપિનો ઇતિહાસ–રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા ૧૫ મિ.
૧૨ કાવ્યકળા–રા રા. મોહનલાલ પાર્વતીશંકર દવે ૧૫ મિ.
૧૩ વિકાસવાદ–રા. રા. રેવાશંકર ઓઘડભાઇ સોમપરા ૧૫ મિ.
૧૪ પ્રાચીન ગુજરાતી જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ–પંડિત લાલચંદ ભગવાન ૧૫ મિ.
૧૫ ગુજરાતના ધાર્મિક ઇતિહાસની રૂપરેખા–
રા. રા. દત્તાત્રેય બાલકૃષ્ણ ડીસ્કલકર ૧૫ મિ.
૧૬ અખો અને તેની કવિતા–રા. રા. વિઠ્ઠલદાસ ખીમજી પટેલ ૧૫ મિ.
૧૭ જૈન રાસાઓમાં ગુજરાતી ભાષાનું પ્રથમ સ્થાન–
રા. રા. વલ્લભદાસ ત્રિભુવનદાસ શાહ ૧૦ મિ.
૧૮ ઓખામંડળનું ભાષાવૈશિષ્ટ્ય–રા રા. કલ્યાણરાય નથુભાઇ જોષી ૧૦ મિ.
૧૯ ગુજરાતી જૈનસાહિત્ય અને તેનો ઇતિહાસ–રા. રા. માધવજી દામજી ૧૫ મિ.

---

તા. ૨૦–૪–૨૪ રવિવાર

( સવારે ક. ૮–૩૦ સ્ટા. ટા. )

[ વિજ્ઞાન સમિતિની બેઠક એ જ વખતે સનાતન ધર્મ હાઇસ્કૂલના મકાનના મધ્ય ખંડમા થશે. ]

૨૦ સંગીત ૧૫ મિ.
૨૧ લલિતકળા–સૌ. ચૈતન્યબાળા મંજુલાલ મજમુદાર ૧૦ મિ.
૨૨ લોકવાર્તાનું સાહિત્ય–રા. રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકા ૨૦ મિ.
૨૩ ભર્તૃહરિના વૈરાગ્ય શતકમાંના કેટલાક શ્લોકો–રા. રા. કાવસજી જમસેદજી સંજાણા ૧૫ મિ.
૨૪ જૈન દર્શનનો અન્ય દર્શન સાથે મુકાબલો–રા રા. જગજીવનદાસ
કાલીદાસ પાઠક ૧૦ મિ.
૨૫ સરસ્વતીચંદ્રની સમાલોચના–રા. રા. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી ૧૦ મિ
૨૬ જૈન ધર્મનું રહસ્ય–રા. રા. ગોકુલદાસ કાનજીભાઇ ગાવી ૧૦ મિ.
૨૭ સાહિત્ય દર્શન–રા રા. શાંતિલાલ સારાભાઇ ઓઝા ૧૫ મિ.
૨૮ ભવાઇનું ગુજરાતી રંગભૂમિમાં સ્થાન–રા. રા રૂસ્તમજી નાનાભાઇ રાણીના ૧૫ મિ.
૨૯ જૈન કવિઓ–રા. રા. શિવજી દેવશી ૧૦ મિ.
૩૦ કર્ણનું બલિદાન–રા. રા. લક્ષ્મીશંકર ત્રિભુવન ત્રિવેદી ૧૦ મિ.
૩૧ ઇસ્લામી સાહિત્ય–રા. રા ગુલામે હુસેન અનિલ ૧૫ મિ.

તા. ૨૦-૪-૨૪ રવિવાર

(મધ્યાહ્નોત્તર ૬. ૪—૦ સ્ટા. ટા.)

૧ વિષયવિચારિણી સભાએ પ્રસાર કરેલી દરખાસ્તો ઠરાવો રૂપે રજુ કરવામાં આવશે.

૨ ચારણ કવિઓનાં કાવ્યો—

૩ વિદાય સંગીત.

ટીપ—૧ જૈન વિભાગની બેઠક જૂદી કરવાનું પ્રથમના કાર્યક્રમમાં ઠરાવ્યું હતું; પરંતુ જૈન વિભાગના મે. અધ્યક્ષ લાલનની માગણીને મે. પ્રમુખ સાહેબે સ્વીકાર કરવાથી, પ્રથમના કાર્યક્રમમાં જે ગૃહસ્થોના નિબંધો વાંચવાનું ઠરાવ્યું હતું, તે ગૃહસ્થો હાજર ન હોવાથી તેઓની જગોએ જૈન નિબંધકારોને ગોઠવવામાં આવ્યા હતા. તેમ જ ઇતિહાસ વિભાગના મે. અધ્યક્ષ સાહેબની ગેરહાજરીને લીધે તેઓનું ભાષણ વંચાઇ શકાયું ન હતું.

૨ તા. ૧૭-૪-૨૪ ગુરુવારને રોજ સાંજરે પાંચ કલાકે ભાવનગર હાઇસ્કૂલના મકાનમાં રા. રા. લલ્લુભાઇ સામળદાસ મહેતાના પ્રમુખપણા નીચે રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે "ગુજરાત યુનિવર્સિટી" ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

૩ તા. ૧૯-૪-૨૪ શનિવારે મધ્યાહ્નોત્તર બેઠકના આરંભમાં ગ. રા. લલિતજીએ રા. રા. ખબરદારનું બનાવેલું એક સંગીત ગાઇ સંભળાવ્યું હતું.

૪ તા. ૧૯-૪-૨૪ શનિવારે મહારાજબાની વાડીએ કૌમુદી મહોત્સવ ઉજવાયો હતો. રા. રા. લલિતજીએ પોતાના લાલિત્યપૂર્ણ ભજનોથી તેમજ રા. મેઘાણીએ કવિવર ટાગોરના ગીતો ગાઇને શ્રોતાઓને બહુ આનંદ આપ્યો હતો.

૫ તા. ૨૦-૪-૨૪ રવિવારના મધ્યાહ્નોત્તર કાર્યક્રમમા "ચારણોનાં કાવ્યો" નો ક્રમ ગોઠવવામા આવ્યો હતો. સમયના અભાવે તે ક્રમ પડતો મૂકવામાં આવ્યો હતો. પરંતુ તે જ દિવસે રાત્રિએ પરિષદના મંડપમા સઘળા ગૃહસ્થોને પધારવાનું આમંત્રણ કરવામા આવ્યું હતું. તે પ્રસંગે રાજકવિ હરદાન પીંગળશીભાઇ ગઢવી તથા નગર તાબાના ગામ કાળાવડના ગઢવી માવદાનભાઇ વગેરે કવિઓએ જુની ચારણી કવિતાઓ ગાઇ સંભળાવી હતી. ગઢવી માવદાનભાઇનું નટવર-નૃત્ય નામનું ગીત કાવ્ય બહુ આકર્ષક થઇ પડ્યું હતું. તદુપરાંત રા ગયચુરા, રા. શિવજીભાઇ, રા. લલિતજી રા. મેઘાણી વગેરે સંગીતરસિકોએ સંગીતો ગાઇ શ્રોતાઓને બહુ આનંદ આપ્યો હતો.

૬ તા. ૨૦-૪-૨૪ રવિવારે સાંજરે ક. ૬-૦ સ્ટાં-ટા. મોતી બાગમા નામદાર કાઉન્સીલ-ઑવ-ઍડમિનિસ્ટ્રેશનના મેહેરબાન પ્રેસીડંટ સાહેબ તરફથી ગાર્ડન પાર્ટી આપવામા આવી હતી. ત્યા નાની મોટી-બાળાઓએ અને સ્ત્રીઓએ ગરબાઓ ગાઇને પધારેલા ગૃહસ્થોના મનરંજન કર્યા હતા.

૭ તા. ૧૯-૪-૨૪ શનિવારે એક ગૃહસ્થે ઉત્તમોત્તમ અમુક ભાવવાળો શ્લોક બનાવી આપનારને રૂ ૨૫) નું ઇનામ આપવાની ઇચ્છા દર્શાવી હતી. તે ઉપરથી સૌ બ્હેન જયમન્ પાઠકજી અને રા. ગજેન્દ્રરાય ગુલાબરાય બુચ-પ્રત્યેક ને રૂ. ૧૨-૦-૦ મુજબ આપવાનું રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે જાહેર કર્યું હતું.

૮ તા. ૨૦-૪-૨૪ રવિવારે રા. રા રૂપશંકર ઉદયશંકર ઓઝાએ અમુક વિષયનો ઉત્તમોત્તમ નિબંધ લખનારને રૂ. ૧૦૧) ઇનામના આપવાની ઇચ્છા દર્શાવવાથી, રા. બ. કેશવલાલભાઇએ તે હકીકત જાહેર કરી હતી.

## પરિશિષ્ટ અંક ૫

### સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ પાસે રજુ થયેલાં ભાષણો તથા નિબંધો.

## ભાષણો.

૧ સત્કાર મંડળના પ્રમુખ મહેરબાન પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબના ભાષણનો સાર.
૨ સત્કાર મંડળના ઉપપ્રમુખ મહેરબાન લલ્લુભાઇ શામળદાસ મહેતાના ભાષણનો સાર.
૩ સાહિત્ય પરિષદના પ્રમુખ મહેરબાન કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનું ભાષણ.
૪ સાહિત્ય વિભાગના અધ્યક્ષ મહેરબાન અરદેશર ફરામજી ખબરદારનું ભાષણ.
૫ ઇતિહાસ વિભાગના અધ્યક્ષ મહેરબાન ખુશાલ તલકચંદ શાહનું ભાષણ.
૬ વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ મહેરબાન કાંતિલાલ છગનલાલ પંડ્યાનું ભાષણ.
૭ જૈન વિભાગના અધ્યક્ષ મહેરબાન પંડિત ફત્તેહચંદ કર્પૂરચંદ લાલનનું ભાષણ.

## નિબંધો.

### ૧ સાહિત્ય વિભાગ.

૧ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ઉગેલાં વિવેચનનાં અંકુરો–રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ.
૨ કવિતાશિક્ષણ–રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.
૩ લિપિનો ઇતિહાસ–રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા.
૪ લલિતકળા–સૌ. બહેન ચૈતન્યબાળા મજમુદાર
૫ સાહિત્યનો વિકાસક્રમ–રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
૬ વલ્લભ ધોળકો–રા. રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.
૭ લોકવાર્તાનું સાહિત્ય–રા. રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકા
૮ દ્રૌપદી–સૌ. બહેન લીલાવતી.
૯ કાવ્યકળા–રા. રા મોહનલાલ પાર્વતીશંકર દવે.
૧૦ રાસપંચાધ્યાયીનો વાચ્યાર્થ–રા. રા. શ્રી જયેન્દ્ર ભગવાનલાલ દુર્કાળ.
૧૧ ગુજરાતના શિષ્ટ સંવાદો–રા. રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.
૧૨ અખો અને તેની કવિતા–રા. રા. વિઠ્ઠલદાસ ખીમજી પટેલ.
૧૩ બે પાદપૂર્તિના શ્લોકો–૧ સૌ. બહેન જયગૌરી સોમેશ પાઠકજી તથા રા. રા. ગજેન્દ્રરાય ગુલાબરાય બુચ
૧૪ ભર્તૃહરિના કેટલાક શ્લોકો–રા. રા. કાવસજી જમશેદજી સંજાણા
૧૫ રસિકતા–રા. રા. મનહરરામ હરિરામ મહેતા.
૧૬ કાઠિયાવાડનું લોકસાહિત્ય–રા. રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચૂરા.
૧૭ સરસ્વતીચંદ્રની સમાલોચના–રા. રા. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી
૧૮ ઓખામં[illegible] ભાષા[illegible]ત્ય–રા. રા. કલ્યાણરાય નથભાઇ જોષી

## ૨ ઈતિહાસ વિભાગ

૮૧ જૈન રાસાઓનું ગુજરાતી ભાષામાં પ્રથમ સ્થાન—
રા. રા. વલભદાસ ત્રિભુવનદાસ શાહ
૮૨ જૈનદર્શન, તુલનાત્મક દૃષ્ટિએ—રા. રા. ફતેહચંદ ઝવેરચંદ શાહ
૮૩ ગુજરાતી જૈનસાહિત્ય અને તેનો પ્રતિહાસ—રા. રા. માધવજી દામજી માસ્તર.
૭૪ જૈનદર્શનનો અન્ય દર્શન સાથે મુકાબલો—રા. ગ. જગજીવનદાસ કાળીદાસ પાઠક
૮૫ પાશ્ચાત્ય વિદ્વાનો અને જૈન સાહિત્ય—રા. રા. ફુલચંદ હરિચંદ શાહ.
૮૬ જૈનધર્મનું રહસ્ય—રા. રા. ગોકુલદાસ નાનજીભા ગાંધી.



પરિશિષ્ટ અંક ૬

# સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

તા ૧૫-૧૦-૧૯૨૨ રવિવારને રોજ ભાવનગર સાહિત્ય સભાની વાર્ષિક સભા ભાવનગર હાઇસ્કુલનાં મકાનમાં ભરવામાં આવી હતી. સભામાં લગભગ ૧૦૦ ગૃહસ્થોએ હાજરી આપી હતી. સભાના કાયમી પ્રમુખ મહેરબાન સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબની પ્રકૃતિ અસ્વસ્થ થઇ જવાથી તેઓ પધારી શકયા નહતા; તેથી સભાનું પ્રમુખપદ મહેરબાન મણિશંકર રતનજી ભટ્ટને આપવામાં આવ્યું હતું. સભાના મંત્રીઓ તરફથી વાર્ષિક રીપોર્ટ વગેરે વંચાયા બાદ આવતા વર્ષ માટે પ્રમુખ, ઉપપ્રમુખો, મંત્રીઓ તથા વ્યવસ્થાપક મંડળના સભ્યોની સર્વાનુમતે નીમણૂંક કરવામાં આવી હતી. ત્યારબાદ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સામાન્ય મંત્રી સાહેબોનો આવેલો પત્ર મંત્રીઓએ સભા સમક્ષ વાંચી સંભળાવ્યો હતો. અને તે ઉપરથી સભાના ઉપપ્રમુખ મેહેરબાન શેઠ કુંવરજી આણંદજી શાહે નીચે પ્રમાણે દરખાસ્ત મૂકી હતીઃ—

"આ સભા ઠરાવ કરે છે કે—ઇ. સ. ૧૯૨૩ ના ઓક્ટોબર માસમાં હવે પછી મુકરર કરવામાં આવે તે તારીખે સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ અહીંઆં ભરવી. અને તે બાબતની શરૂઆત કરવા માટે તથા સત્કાર કમિટિ નીમવા વગેરે કાર્ય કરવા માટે આ સભાના મંત્રીઓએ હવે પછી એક માસની અંદર જાહેર સભા બોલાવવી."

સદરહુ દરખાસ્તને શ્રીયુત રા. રા. વિઠ્ઠલરાય મહિપરાય મહેતાએ ટેકો આપ્યા બાદ સર્વાનુમતે પસાર થઇ હતી આવતા માસમાં ભાવનગર શહેરપ્રજાની જાહેર સભા બોલાવવામાં આવશે, અને તે પ્રસંગે ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સામાન્ય મંત્રીઓ શ્રીયુત રા. રા. રમણભાઇ મહિપતરામ નીલકંઠ તથા શ્રીયુત રા. રા. હિરાલાલ ત્રિભુવનદાસ પારેખને સભામાં હાજરી આપવાનું આમંત્રણ કરવામાં આવ્યું છે. તે સભામાં સત્કાર કમિટિ નીમાયા બાદ પરિષદ્ ભરવાની સઘળી તૈયારી કરવાની શરૂઆત કરવામા આવશે.

ભાવનગર સાહિત્ય સભા, } માનશંકર પીતામ્બરદાસ મહેતા.

ભાવનગર. તા. ૧૭-૧૦-૨૨ } રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

મંત્રીઓ.



## પરિશિષ્ટ અંક ૭

# સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ

### પત્રિકા નં. ૧.

તા. ૫-૧૧-૧૯૨૨ રવિવારે ભાવનગર શહેરના પ્રજાજનોની એક જાહેર સભા ભાવનગર હાઇસ્કુલનાં મકાનમાં મહેરબાન સર પ્રભાશંકર પટ્ટણી સાહેબના પ્રમુખપદ નીચે ભરાઇ હતી. તે પ્રસંગે સાહિત્યસભાના આમંત્રણને માન આપી અમદાવાદથી ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળના સામાન્ય મંત્રીઓ, શ્રીયુત રા. રા. શ્રી રમણભાઇ મહીપતરામ નીલકંઠ શ્રીયુત રા. રા. હિરાલાલ ત્રિભુવનદાસ પારેખ પધાર્યા હતા. ત્રીજા મંત્રી શ્રીયુત રા. રા. શ્રી કૈશિકરામ વિઘ્નહરરામ મહેતાને આમંત્રણ કરવામાં આવ્યું હતું, પરંતુ તેઓ અનિવાર્ય કારણને લીધે પધારી શક્યા નહતા. શરૂઆતમાં શ્રીયુત રા. રા. શ્રી રમણભાઇએ ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવાનો વિચાર શી રીતે ઉપસ્થિત થયો, તેનો મુખ્ય ઇરાદો શો છે, તેમાં કેવા પ્રકારના નિબંધો આપવા જોઇએ, પરિષદના પ્રમુખની ચુંટણી કરવામાં માન આપવાનો કે લેવાનો ભાવ હોવો જાઇએ નહિ, પરંતુ જેઓએ પોતાની પ્રતિભાથી સાક્ષરતા સિદ્ધ કરી હોય તેમજ જેઓએ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવામાં સારો ભાગ લીધો હોય, તેવા સાક્ષરવર્યનીજ પ્રમુખ તરીકે ચુંટણી કરવી જોઇએ, પરિષદ ભરવામાં કેવી કેવી તૈયારીઓ કરવાની જરૂર છે, અને કેવી કેવી મુશ્કેલીઓ આવવાનો સંભવ છે, ભાવનગરમાં તો સત્કાર મંડળનું પ્રમુખપદ મહેરબાન પટ્ટણી સાહેબ સ્વીકારવાની કૃપા કરશે તો તેઓના નેતૃત્વ નીચે પરિષદનું નાવ કંઇ પણ વિઘ્ન ઉપસ્થિત થયા વિના સહિસલામત કિનારે પહોંચી શકશે વગેરે બાબતોનું સવિસ્તર વિવેચન કર્યું હતું. ત્યાર પછી નગરશેઠ સાહેબ પ્રભુદાસ ભગવાન ભાઇએ નીચે પ્રમાણે દરખાસ્ત સભા સમક્ષ રજુ કરી હતી.

"ભાવનગરના પ્રજાજનોની સભા તા. ૧૫-૧૦-૧૯૨૨ ને રોજ ભરાયેલી સાહિત્યસભાએ કરેલા ઠરાવ મુજબ ઠરાવ કરે છે કે—ઇ. સ. ૧૯૨૩ ના ઓકટોબર માસમાં, હવે પછી મુકરર કરવામાં આવે તે તારીખે, સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગરમા ભરવી અને તે પરિષદ ભરવાના સંબંધમાં સઘળા પ્રકારની વ્યવસ્થા કરવા માટે ભાવનગર સાહિત્યસભાના અધિકારી વર્ગ સહિતના વ્યવસ્થાપક મંડળના સઘળા સભ્યોનું, હવે પછી સભ્યો વધારવાની સત્તા સાથે, એક કારોબારી મંડળ નીમવામાં આવે છે. સદરહુ કારોબારી મંડળના સઘળા સભ્યો અને નીચે આપેલા સદ્‌ગૃહસ્થો તેમજ હવે પછી જેઓ જોડાય તેઓ સત્કાર મંડળના સભ્યો ગણાશે. સદર સત્કારમંડળના સભ્યોની ફી ઓછામા ઓછી રૂ. ૧૦) ની રાખવાનું ઠરાવવામા આવે છે."

સદરહુ દરખાસ્તને શેઠ સાહેબ કુંવરજી આણંદજી શાહે ટેકો આપ્યો હતો, અને તે સર્વાનુમતે પસાર કરવામા આવી હતી ત્યારબાદ મહેરબાન પટ્ટણી સાહેબે જાહેર કર્યું કે આગામી પરિષદનું મંડપારોપણ આપણે આજે શરૂ કર્યું છે. આપણે મંડળીયા છીએ; અને આપણે સાક્ષરોની જાન નોતરી છે. પરમાત્માની કૃપાથી સહુ સારાં વાના થશે. ત્યાર-

બાદ પ્રમુખ મહાશયને અને મહેમાનોનો રા. રા. ગુલાબરાય વકિલે આભાર માન્યા પછી સભા વિસર્જન કરવામાં આવી હતી.

ઉપરની આ દરખાસ્તમાં દર્શાવ્યા પ્રમાણે સદસદ ગૃહસ્થો જેઓમાં રાજ્યના સઘળા મુખ્ય મુખ્ય અધિકારી સાહેબોને શમાવેશ થઇ જાય છે તેઓએ સત્કાર મંડળમાં જોડાવાની ઇચ્છા દર્શાવી છે. તે મંડળના સભ્યો વધારવાનું કામ ચાલુ છે, અને આખા ભાવનગરના રાજ્યમાથી તેમજ કાઠિયાવાડનાં મોટાં મોટાં શહેરો અને ગામોમાંથી સારી સંખ્યામાં તે મંડળના સભ્યો થશે, એવી આશા રાખવામાં આવે છે.

કારોબારી મંડળમાંથી કાર્યોના વિભાગવાર પેટા કમિટિઓ નીમાયા બાદ ગુજરાત કાઠિયાવાડના સાક્ષરોને નિબંધો માટે નિમંત્રણપત્રો મોકલવાનું કામ શરૂ કરવામાં આવશે.

સાહિત્ય પરિષદ્ જેવી વિદ્વાનોની મંડળીને એકઠી કરવાનું કામ ભાવનગરની પ્રજાને માથે આ પેહેલીજ વાર આવી પડયું છે; તેથી તેમા ઘણી ત્રુટિઓ આવવાનો સંભવ છે. વિદ્વાનો અને વિચારરસિકો એ પરિસ્થિતિ ધ્યાનમાં લઇને અમારાં કોઇ સ્ખલનની ક્ષમા કરશે, અને અમારા પ્રયાસને સફળ બનાવવાને અંતઃકરણપૂર્વક સાહાય્ય કરશે, એવી અમારી નમ્ર પ્રથના છે.

સાહિત્ય પરિષદ માત્ર ભાવનગરની નથી, ગુજરાત કે કાઠિયાવાડની નથી, પરંતુ ગુજરાતી ભાષા બોલનારી આખી ગુજરાતી પ્રજાની છે. તે એક મહાન્ સરસ્વતી યજ્ઞ છે, જેના યજમાનો પણ સરસ્વતીદેવીના અનુગ્રહવાળા વિદ્વાનો છે; તેમજ ઋત્વિજો પણ તેઓ જ છે. સરસ્વતીના ઉપાસકોનો ધર્મ છે કે, તેમાં જે કંઇ હુત દ્રવ્ય જોઇએ, તે સઘળું તેઓએ જ પુરૂં પાડવું જોઇએ. આ મહાન્ સરસ્વતીયજ્ઞમા સાક્ષરો સમિત્પાણિ થઇ પધારશે અને યથાશક્તિ ઋત્વિકકર્મ કરીને યજ્ઞને નિર્વિઘ્ન પૂર્ણાહુતિએ પોહોચાડવામા પોતનું ઋષિઋણ અદા કરશે એવી આશા છે.

| | |
|---|---|
| સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્દનું<br>કારોવારી મંડળ.<br>ભાવનગર, તા. ૧૨-૧૧-૧૯૨૨ | માનશંકર પીતાંબરદાસ મહેતા<br>રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક<br>મંત્રીઓ. |

પરિશિષ્ટ અંક ૮

# સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ્–ભાવનગર

પત્રિકા નં. ૨

ભાવનગર

રા. રા.

વિનંતી કે આવતા અકટોબર માસમા (હવે પછી મુકરર કરવામા આવે તે તારીખે ભાવનગરમા સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ્ ભરવાનો તા. ૫-૧૧-૨૨ ને રોજ ભરાયેલી ભાવનગરની જાહેર સભાએ ઠરાવ કર્યો છે, તે હકીકત વર્તમાન પત્રો ઉપરથી આપના જાણવામા આવી હશે. સાહિત્યપરિષદ્‌ના જેવી વિદ્વાનોની મંડળીને એકઠી કરવાનું કામ ભાવનગરની પ્રજાને માથે પહેલીજ વાર આવી પડ્યુ છે. સાક્ષરો, સાહિત્યના અભ્યાસીઓ અને સાહિત્યમા રસ લેનારા ગૃહસ્થોની સંપૂર્ણ સહાનુભૂતિ અને સહકાર વિના તે કાર્ય સિદ્ધ થઇ શકે નહિ, તે સ્પષ્ટ છે. સાહિત્યપરિષદ્‌ની સાર્થકતા પણ વિદ્વત્તાપૂર્ણ નિબધો અને પરિષદમા હાજર રહેલા વિદ્વાનોની સંખ્યા ઉપર અવલબે છે. અમે તેટલા માટે, આપને નિબધ લખી મોકલવા અને પરિષદમા પધારવાને અંતઃકરણપૂર્વક નિમંત્રણ કરીએ છીએ આશા છે કે આપ અમારૂં નિમત્રણ સ્વીકારશો અને આપ જે નિબંધ લખવા ઇચ્છતા હો, તેનું નામ બનતી ત્વરાએ લખી મોકલવા કૃપા કરશો.

અમારી કમિટિએ નિબધો માટે તૈયાર કરેલી માર્ગદર્શક યાદીની નકલ આ સાથે મોકલવામા આવી છે.

આ યાદીમા જૈનસાહિત્ય વિભાગ વધાર્યો છે. તેમજ જૈનસાહિત્યના સાક્ષરો તથા અભ્યાસીઓને પણ નિમંત્રણ કરવામા આવ્યુ છે ગુજરાતી સાહિત્યનું જૈન સાહિત્ય બહુ મહત્ત્વનુ અંગ છે જૈન સાક્ષરો અમારી યોજનાનો ઉત્સાહપૂર્વક આદર કરશે એવી આશા છે.

આવેલા નિબધોનું વખતસર નિરીક્ષણ થઇ શકે તેટલા માટે આપનો નિબંધ તેમજ બની શકે તો તેના મુદ્દાઓની ટુંક નોધ (Synopsis) તા. ૩૧મી ઓગષ્ટ પહેલા અમને મોકલાવશો તો અમને બહુ અનુકૂલતા થશે, એમ આપને પણ જણાશે.

સાહિત્ય પરિષદ માત્ર ભાવનગરની નથી. ગુજરાત કે કાઠિયાવાડની નથી, પરતુ ગુજરાતી ભાષા બોલનારી આખી પ્રજાની છે. તે એક મહાન્ સરસ્વતીયજ્ઞ છે. જેના યજમાનો પણ સરસ્વતી દેવીના અનુગ્રહવાળા વિદ્વાનો છે, તેમજ ઋત્વિજો પણ તેઓ પોતેજ છે. આ મહાન સરસ્વતી યજ્ઞમા સાક્ષરો સમિતપાણિ થઇ પધારશે અને યથાશક્તિ ઋત્વિકર્મ કરીને યજ્ઞને નિર્વિઘ્ને પૂર્ણાહુતિએ પહોચાડવામા પોતાનું ઋષિઋણ અદા કરશે, એવી આશા છે.

પ્રભાશંકર દલપતરામ પટ્ટણી–પ્રમુખ

ત્રિભુવનદાસ કાલીદાસ ત્રિવેદી
મણિશંકર રતનજી ભટ્ટ } ઉપપ્રમુખ
કુંવરજી આણંદજી શાહ

ભાવનગર સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદનુ કારોબારી મડળ.

તા ક.—પત્ર વ્યવહાર નીચે લખેલ શિરનામે કરવાની વિનતી છે

પ્રોફેસર હનુમંતરાવ બળવંતરાવ ભીડે,
મત્રી, નિબંધનિમંત્રણ કમિટિ
યશોનાથમંદિર. ભાવનગર.

# નિબંધોને માટે માર્ગદર્શક યાદી.



## ૧ સામાન્ય સાહિત્યવિભાગ

### (અ) ભાષા અને સાહિત્ય.

૧ ગુજરાતી ભાષા અથવા સાહિત્યનો ઇતિહાસ, વિકાસ, તુલના, આધુનિક સ્થિતિ સુધારાની આવશ્યકતા અને તેના ઉપાયો

૨ ગુજરાતી ભાષા અથવા સાહિત્યને સંસ્કૃત હિંદી, ફારસી, મરેઠી વગેરે બીજી ભાષા અથવા સાહિત્યની થયેલી અસર, સરખામણી, તુલના વગેરે.

૩ કાવ્યશાસ્ત્ર અથવા નાટ્યશાસ્ત્ર પ્રાચીન અને અર્વાચીન.

૪ ગુજરાત અથવા કાઠિયાવાડનું ચારણી સાહિત્ય અથવા લોકકથા અથવા લોક ગીતો. તેના સાધનો, ઇતિહાસ, સમાજ ઉપર તેની થયેલી અસર, તુલનાત્મક સમાલોચના

૫ બાલ સાહિત્ય.

૬ શિક્ષણ સાહિત્ય.

૭ વ્યાકરણ, ઐતિહાસિક અને તુલનાત્મક

૮ ગુજરાતી લિપિ તેની ઉત્પત્તિ, વિકાસ, પ્રચાર, તુલના વગેરે.

૯ એક લિપિ અથવા એક ભાષા

૧૦ પરિભાષા, શૈલી, નિબંધ, સમાલોચના, વગેરે

૧૧ અપભ્રંશ અને ગુજરાતી.

૧૨ ગુજરાત અથવા કાઠિયાવાડના કવિઓ, સાક્ષરો અને તેઓના જીવનવૃત્તાંતો

૧૩ વર્તમાનપત્રનું સાહિત્ય.

૧૪ ગુજરાતી માસિકો

### (બ) ધર્મ, તત્ત્વજ્ઞાન, સમાજ.

૧ ગુજરાતના ભિન્ન ભિન્ન ધર્મો સંપ્રદાયો અથવા જ્ઞાતિઓ, તેઓનો ઇતિહાસ, વિકાસ, પરિણામ.

૨ હિંદુધર્મ, બૌદ્ધધર્મ, જૈનધર્મ, તેમજ બીજા વિદેશીય ધર્મો તેઓનો પરસ્પર સંસર્ગ, સંબંધ, પરિણામ.

૩ ગુજરાત કાઠિયાવાડના સાહિત્યમાંથી પ્રાપ્ત થતી ગુજરાત કાઠિયાવાડની સામાજિક, ધાર્મિક, આર્થિક અને રાજકીય સ્થિતિ.

૪ રૂઢિયો, તેઓનું સમાજ ઉપર બલાબલ, ઉત્પત્તિ, ઇતિહાસ વગેરે

૫ સમાજબંધારણ અને વ્યવસ્થા

૬ ગુજરાત કાઠિયાવાડના સાહિત્યમાંથી પ્રાપ્ત થતું તત્ત્વજ્ઞાન, તેની સમાલોચના.

૭ વેદાન્ત, ન્યાયાદિ જુદા જુદા દર્શનો, તેઓની પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની શાખાઓ સાથે સમાલોચના.

૮ પ્રાચીન ગુજરાત કાઠિયાવાડનો વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ, વ્યાપારના બંદરો, પ્રસિદ્ધ ગામો અથવા શહેરો વગેરે.

૯ સામાજિક પ્રશ્નો, સુધારાની આવશ્યકતા, તેના ઉપાયો.

## ૨ ઇતિહાસ વિભાગ.

૧ ગુજરાત કાઠિયાવાડનો વેદ, પુરાણ, મહાભારત, રામાયણાદિમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ

૨ પુરાણાદિક સાહિત્યમાંથી પ્રાપ્ત થતી ગુજરાત કાઠિયાવાડની ભૌગોલિક મર્યાદા, દેશો પ્રાંતો પર્વતો, નદીઓ, તીર્થો, જાતિઓ—તેઓની ઉત્પત્તિ, ઇતિહાસ વગેરે.

૩ ગુજરાતી સાહિત્ય ઉપરથી અથવા શિલા-

ઓ, તામ્રપત્રો, શિલાલેખો વગેરે ઉપરથી ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ, તેના સાધનો વગેરે.

૪ પરદેશી મુસાફરોની નોંધ.

૫ ગુજરાતકાઠિયાવાડના અર્વાચીન ઇતિહાસનો વિકાસ સમાલોચના વગેરે

૬ ગુજરાતકાઠિયાવાડના જૂદા જૂદા દેશી રાજ્યો, તેઓનુ રાજ્ય બંધારણ, પરસ્પરનો સંબંધ, ગુજરાતની સામાજિક તથા રાજકીય પરિસ્થિતિ ઉપર તેથી થયેલી અસર.

૭ ગુજરાત અથવા કાઠિયાવાડમા બ્રિટિશ રાજ્યનું બંધારણ.

૮ મુદ્રકળા અને વ્યૂહરચના.

૯ ચારણી સાહિત્યમાથી મળી આવતો કાઠિયાવાડ અથવા ભાવનગરનો ઇતિહાસ.

૧૦ રાજનીતિશાસ્ત્ર-પ્રાચીન અને અર્વાચીન.

## ૩ વિજ્ઞાન કલા વિભાગ.

૧ વિજ્ઞાનના ગુજરાતી સાહિત્યની સમાલોચના.

૨ રસાયનશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, પ્રાણીવિદ્યા વૈદ્યકશાસ્ત્ર માનવતત્ત્વશાસ્ત્ર, જીવનવિદ્યા પુરાણવસ્તુશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, જ્યોતિર્વિદ્યા નીતિશાસ્ત્ર, ખગોળવિદ્યા, પુરાતત્ત્વશાસ્ત્ર, ભુસ્તરવિદ્યા તેમજ

૩ ચિત્રકલા, સંગીતકલા, અભિનયકલા, વાદનકલા, શિલ્પ અને સ્થાપત્યકલા વગેરે તેમજ

૪ ગુજરાત કાઠિયાવાડના પ્રાચીન દેવમંદિરો, મહાલયો વગેરે સ્થળોની બાંધણી, ઇતિહાસ વગેરે-તેમજ

૫ ગૃહકળા.

[ ઉપર લખેલા વિષયોની સમાલોચના, અન્વેષણ વગેરે ]

## ૪ જૈનસાહિત્ય વિભાગ.

૧ જૈનસાહિત્ય અને તેનો ઇતિહાસ, વિકાસ, સમાલોચના વગેરે

૨ જૈનધર્મ અથવા સાહિત્યની હિંદુસમાજ ઉપર થયેલી અસર, પરસ્પર સંબંધ વગેરે

૩ જૈન દાનવીરો, રાજકુશળ પુરુષો, કવિઓ આચાર્યો-વગેરેના જીવનચરિત્રો

૪ જૈન ભૂગોળ, જૈન ઇતિહાસ-હિંદુઓના ઇતિહાસ અથવા ભૂગોળ સાથે સરખામણી, સમાલોચના વગેરે

૫ જૈન દર્શન-તુલનાત્મક

૬ જૈન તીર્થો, ઇતિહાસ, શિલ્પકામ વગેરે.

૭ જૈન સાહિત્ય અને બ્રાહ્મણસાહિત્યની તુલનાત્મક સમાલોચના

૮ જૈનાચાર્યોએ મુસલમાન રાજકર્તાઓ ઉપર કરેલી અસર.



# પરિશિષ્ટ અંક ૯

## પત્રિકા નં. ૩.

ભાવનગર, સાહિત્યપરિષદ કાર્યાલય.
તા. — —૧૯૨ .

શ્રીયુત મહાશય

વિનંતિ કે-પત્રિકા નં. ૩ માં વિનંતી કર્યા મુજબ સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ્ આવતા વર્ષના ઇસ્ટરના તહેવારો (તા ૧૮-૧૯-૨૦, એપ્રિલ, ઈ. સ. ૧૯૨૪) મા ભરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. તેમજ નિબંધો મોકલવાની છેવટમાં છેવટના તા. ૧૫ જાન્યુઆરી ઈ સ. ૧૯૨૪ ની ઠરાવી છે. પરંતુ તે તારીખ પહેલાં નિબંધો આવી જાય તો નિબંધ નિરીક્ષક કમિટિને તપાસીને ક્રમવાર ગોઠવવાની સવડતા થઇ શકે; તેટલા માટે આપને જેમ બને તેમ આપનો નિબંધ અને તેનો સંક્ષિપ્ત સાર તા. ૩૧-૧૨-૧૯૨૩ પહેલા નીચે લખેલ શિરનામે મોકલી દેવાની વિનંતિ કરવામાં આવે છે. કૃપા કરી અમારી વિનંતી આપના ધ્યાનમાં લેશો અને જેમ બને તેમ જલદીથી આપનો નિબંધ મોકલાવવા તસદી લેશો. નીચે લખેલ શિરનામે નિબંધો મોકલાવશો.

**માનશંકર પીતાંબરદાસ મહેતા** ⎫ **હનુમંતરાવ બળવંતરાવ ભીડે.**
સાહિત્ય પરિષદ્ કાર્યાલય, ભાવનગર. ⎭ મંત્રી, નિબંધ નિમંત્રણ કમિટિ

---

## આગામી સાહિત્ય પરિષદે શું કરવું ?

————————— ના મેહેરબાન અધિપતિ સાહેબ,

આપણી ગઇ છ સાહિત્યપરિષદે શું સંગીન કામ કર્યું ? એ પ્રશ્ન કોઇ પૂછે તો તેનો જવાબ અસ્તિ પક્ષમાં આપવા પહેલાં ઘણો વિચાર કરવો પડશે એમ અમારો નમ્ર અભિપ્રાય છે. સાતમી પરિષદ્ પણ એ જ પંક્તિમા મૂકવા યોગ્ય ન થાય તો સારૂં એમ દરેક સાહિત્ય-ભક્ત ઇચ્છતા હશેજ. એ જ ઇચ્છાને પરિણામે નીચેની સૂચનાઓ સરસ્વતીના ઉપાસકોને વિનંતિરૂપે કરવાનું મન થાય છે.

૧ સૌથી મહત્વનું કામ અમને એ લાગે છે. અત્યારે છાપાઓમા University Reform વિશે ચર્ચા ચાલી રહી છે, તેમા ગુજરાતને માટે સ્વતંત્ર યુનિવર્સિટી સ્થાપવાનો એક મુદ્દો છે, તે સાહિત્યપરિષદે ઉપાડી લેવો જોઇએ. ગુજરાતને માટેજ એક વિદ્યાપીઠની જરૂરીઆત તો છે તેમાં કોઇ ના પાડતા હશે એમ અમે ધારતા નથી. સાહિત્ય પરિષદ્મા તેની ચર્ચા થવી જોઇએ. કાર્યની વિગતો નક્કી કર્યા પછી વજનદાર વિદ્વાનોની એક કમિટી નીમવી. કમીટીએ મુખ્યતઃ બે કાર્યો કરવાં; એક ફંડ ભેગું કરવાનું સરકારના અને ધનિકોના સહાય્યથી-બીજું, વિદ્યાપીઠ બને તેટલું વહેલું સ્થપાય તે માટે સરકાર સાથે પત્ર વ્યવહાર કરવો, યોજના ઘડવી વિગેરે.

પરિષદ્ જેવી અધિકારી સંસ્થા એ કામ હાથમા ન લે તો બીજું કોણ લઇ શકે ? ગુજરાતી સાહિત્યના વિસ્તારને માટે પણ વિદ્યાપીઠની અત્યંત આવશ્યક છે. અત્યારે વધારે વિગતોમાં ઉતરવા અમે માગતા નથી. જરૂર છે તે સૌને કબુલ હશે જ.

બીજું કાંઇ ન હોય તો પણ આ મહત્ત્વના પ્રશ્નને મૂર્ત સ્વરૂપમાં મૂકવામાં સાહાય્ય કરવા ખાતર સર્વ ન્હાના મોટા સાહિત્યકારો પરિષદમાં હાજરી આપશે એવી આશા રાખીએ તો તે નિષ્ફળ થશે ?

૨. સાહિત્યનો વિસ્તાર ગ્રંથ વૃદ્ધિથી થાય છે. પ્રતિભાયુક્ત ગ્રંથો હુકમથી તૈયાર થતા નથી એ ખરૂ, પરંતુ ઉપયુક્ત ગ્રંથો પ્રતિભા વિના કેવળ ખંત હોય તો નિર્માણ કરી શકાય. એ બીજા પ્રકારના ગ્રંથો તૈયાર કરવાની કોઇ યોજના પરિષદ્ ઘડાવી શકે. અમારા મત પ્રમાણે હાલ ત્રણ જાતના ગ્રંથો પ્રકાશિત કરી શકાય.

અ–અત્યારે સંસ્કૃત પ્રાકૃત ગ્રંથોનું ચિકિત્સક દૃષ્ટિથી અધ્યયન કરવું હોય તો અંગ્રેજી વિના ભાગ્યેજ ચાલે નહિ, તેથી ગુજરાતી વાચકોનું વિદ્યાક્ષેત્ર ઘણુંજ મર્યાદિત રહ્યું છે, અને સાહિત્યનો પ્રસાર અટકયો છે. માટે અમારી સૂચના છે કે સંસ્કૃતાદિ સાહિત્યના શિષ્ટ ગ્રંથો ગુજરાતી પ્રસ્તાવના, ટિપ્પણી અને ભાષાંતર સહિત પ્રકાશિત કરવા. લલિતવાઙમય તેમજ શાસ્ત્રીય ગ્રંથો, બધાનું કાલાંતરે પ્રકાશન થવું જોઇએ દર વર્ષે એકાદ બે ગ્રંથ પરિષદ્ માર્ફત પ્રસિદ્ધ કરવાનુ અશક્ય નથી પરિષદ્‌ની અને વિદ્વાનોની કેવળ ઇચ્છા જોઇએ.

આ–તેમજ અંગ્રેજી ગ્રંથો વિશે. અંગ્રેજી સાહિત્યની પ્રસાદી કેવળ ગુજરાતી વાંચકોને શા માટે ન આપવી જોઇએ ? તેથી ગુજરાતી સાહિત્યને લાભ થયા વિના રહેશે નહિ.

ઇ–પૂર્વકાલીન ગુજરાતી સાહિત્યના પ્રકાશન વિશે અમારી કલ્પના આ પ્રમાણે છે. અત્યાર સુધી જેટલા કવિઓ અને લેખકો થઇ ગયા છે તેઓનો સ્વતંત્ર કાવ્યસંગ્રહ કે લેખસંગ્રહ ચિકિત્સક દૃષ્ટિથી શોધીને છાપવો. ગયા પચીસ વરસની અંદર થયેલા ગ્રંથકારો બાદ કરીએ તો ચાલે, પણ એ બાબત ગૌણ છે. અંગ્રેજીમા શેકસ્પીઅરની 'વ્હેરીઓરમ' એડિશન છે તેનું ધ્યેય આપણા પ્રકાશકોએ દૃષ્ટિ સામે રાખવું જોઇએ. ગ્રંથના આરંભમાં ચિકિત્સક પ્રસ્તાવના–જેમા ગ્રંથકારનું ઇતિવૃત્ત, સાહિત્યની સમાલોચના વિગેરે આવે–ગ્રથના પાઠભેદ, અને અન્તે સ્પષ્ટીકરણ માટે ટિપ્પણીઓ એટલા વિષયો ગ્રથની અંદર આવે. પ્રસ્તાવના જુદી છપાય તો English Men of Letters જેવી 'માલા' પણ થઇ શકે.

૩ રાજકોટની પરિષદ્ વખતે વ્યાખ્યાનમાલાની એક યોજના થઇ હતી, પણ તે અમલમા ન મુકાઇ. અત્યારે તેવી યોજના સફલ ન થાય ? રાજકોટની યોજનામાં એક દોષ હતો–અતિ લોભનો. બધાય વિદ્વાનોને એક સામટું નોતરૂ આપવામા આવ્યું હતું, જાણે, એકજ માલામા બધાને ગોઠવીને બીજી માલાની જરૂરી રાખવી નહોતી ! અમારી સૂચના એ છે કે ફક્ત જ્ઞાનવૃદ્ધ અનુભવી સાક્ષરોને જ વ્યાખ્યાનો આપવાની વિનંતિ કરવી. દર વરસે ત્રણ વ્યાખ્યાનકારોને ચુંટી કાઢવા. જે વિષયોમા તેઓએ ખાસ પ્રાવિણ્ય મેળવ્યું હોય તે વિષયો પર તેઓએ ત્રણથી ૭ સુધી વ્યાખ્યાનો આપવા. ત્રણ જણે જુદે જુદે ત્રણ સ્થળે વ્યાખ્યાનો આપવા–બે સ્થળો ગુજરાતમા અને એક કાઠિઆવાડમાં, તેઓને 'पत्रं पुष्पं फलं तोयं ( Honorarium )' તરીકે પરિષદ્ માર્ફત કાંઇ અપાય તો સારૂં. એવી જાતની વ્યાખ્યાનમાલાઓ દર વરસે ચાલૂ રહે એવી કાંઇક ગોઠવણ કરવી જોઇએ. બને તો તે વ્યાખ્યાનોને પુસ્તક રૂપે છપાવવા જોઇએ જેથી સાહિત્યમા કાયમનો વધારો થશે.

હાલ તો એટલી સુચનાઓ છે. વધારે અને ઉપયોગી સુચનાઓ આવે તો તેમનો વિચાર જરૂર થશે જ.

| | | |
|---|---|---|
| સાતમી સાહિત્ય પરિષદ્ કાર્યાલય, બાર્ટન લાઇબ્રેરી ભાવનગર. તા. ૬–૩–૨૪. | વિઠ્ઠલરાય મહીપતરામ મહેતા.<br>હનુમંતરાવ બળવંતરાય ભિડે.<br>માનશંકર પીતાંબરદાસ મહેતા.<br>રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક. | સામાન્ય મંત્રીઓ |

# પરિશિષ્ટ અંક ૧૦

## પત્રિકા નં ૪

સાહિત્યપરિષદ્ ઑફીસ, બાર્ટન લાઇબ્રેરી,
ભાવનગર, તા. ૨-૩-૨૪.

________________ના મે. અધિપતિસાહેબ.

ભાવનગરમાં આવતા ઇસ્ટરના તહેવારો દરમ્યાન સાતમી સાહિત્યપરિષદ્‌ના અધિવેશન સમયે, ગુજરાતી ભાષાના સઘળા પત્રો, દૈનિક, અઠવાડિક, માસિક, વિગેરનું એક પ્રદર્શન કરવાનો ઠરાવ પરિષદ્‌ની કાર્યવાહક સમિતિએ કરેલો છે.

એ પ્રદર્શન ફતેહમંદ થાય તેને માટે આપના સહકારની અમને પુરી જરૂર છે, અને તેને ફતેહમંદ કરવા માટે આપને વિનંતી કરીએ છીએ કે આપના પત્રની છેલ્લા વરસની ફાઇલ અને છેલ્લામાં છેલ્લો અંક અમને મોકલી આપવા માટે કૃપા કરશો.

એ ઉપરાંત આપને વિનંતી કરીએ છીએ કે ગુજરાતી વર્તમાનપત્રના સાહિત્યનો કેટલોક ઉપયોગી ઇતિહાસ જાણી શકાય તેટલા માટે આપના પત્ર માટેની નીચેની હકીકત અમને પુરી પાડશો.

| | |
|---|---|
| ૧ માસિકનો હેતુ. | ૨ ટુંકો ઇતિહાસ. |
| ૩ કઈ સાલથી નીકળે છે. | ૪ સચિત્ર છે કે નહિ. |
| ૫ ગ્રાહકોની સંખ્યા. | ૬ લવાજમ. |
| ૭ ખાનગી મદદ મળતી હોય તો તે કેટલી. | ૮ ખરચ પુરો થાય છે? હાનવ રહે છે? |
| ૯ કંઇ ખાસ લેખો. | ૧૦ પત્ર ચલાવવામાં નડતી કંઇ ખાસ મુસીબત. |
| ૧૧ આપના પત્રને લગતી કંઇ ખાસ વિશેષ હકીકત. | |

ઉપરની હકીકત માસિકની ફાઇલો સાથે માર્ચ ૧૫ મી તારીખ સુધી અમને મળી જાય તેવી ગોઠવણ કરશો તો ઘણા આભારી થઇશું.

આપના સેવકો,

**માનશંકર પીતાંબરદાસ મહેતા.**
**રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક.**
ગુજરાતી સાતમી સાહિત્ય પરિષદ્‌ના
મંત્રીઓ.

## પરિશિષ્ટ અંક ૧૧

# સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્

### પત્રિકા. નં ૫.

તા. ૨૦—૧—૧૯૨૪, રવિવારને રોજ ભાવનગર હાઇસ્કૂલમા રાવબહાદૂર ત્રિભુવન કાનાદાસ ત્રિવેદીના પ્રમુખપણા નીચે સત્કાર મંડળની સાધારણ સભા ભરાઇ હતી. તે સભામા સત્કારમંડળના પ્રમુખ તથા ઉપપ્રમુખની, સાહિત્ય પરિષદના પ્રમુખ તથા ઉપપ્રમુખની, પેટા વિભાગોના અધ્યક્ષોની તેમજ નિબધનિરીક્ષક કમિટિના સભ્યોની નિમણુક કરવા, વગેરેનો કાર્યક્રમ રાખ્યો હતો. આરંભમા મહેરબાન સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબને, અને ઓનરેબલ લલ્લુભાઈ સામળદાસ મહેતાને ઉપપ્રમુખ તરીકે નીમવાનો સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો હતો.

ત્યારબાદ, સાહિત્યપરિષદના પ્રમુખ તથા ઉપપ્રમુખની નિમણુક કરવાની દરખાસ્ત મૂકવામા આવી. પ્રમુખની પસંદગી કરવાના સંબંધમાં જાહેર પત્રોમા જે જે ચર્ચા થયેલી છે અને કેટલાક ગૃહસ્થોએ ખાનગી પત્રો લખી પોતાના અભિપ્રાયો દર્શાવ્યા છે, તે વિષે મંત્રીઓએ સઘળી હકીકત સ્પષ્ટતાથી અને વિસ્તારપૂર્વક રજુ કરી. રાવબહાદૂર કમળાશંકરભાઇ, સાક્ષરવર્ય આનંદશંકરભાઇ, સાક્ષરવર્ય અરદેશર ફરામજી ખબરદાર, કવિશ્રી નાનાલાલભાઇ, રાવબહાદૂર રમણભાઇ, તથા સાક્ષરવર્ય કનૈયાલાલ માણેકલાલ મુનશી—તેઓમાના દરેકને માટે જે જે કારણો અને દલીલો આપવામા આવી હતી, તેનું યોગ્ય વિવેચન કરવામા આવ્યુ.

સૂચવાયેલા વિદ્વાનોની તુલનાત્મક પરીક્ષા કરવાની અને તેવી પરીક્ષા કરીને તેમાના હરકોઇ એકને સર્વોત્કૃષ્ટ ઠરાવવા સભાની ઇચ્છા ન હતી, તેમ શક્તિ પણ ન હતી. તેવી પરિસ્થિતિમા દરેક સભ્યને પોતાના અંતઃકરણની રુચિ પ્રમાણે મત આપવાની જરૂર પડી હતી. લાંબા વખત સુધી રસભેર ચર્ચા ચાલ્યા પછી, મત લેતાં સાક્ષરવર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવનું નામ પસંદ થયુ હતું, અને તેથી તેઓને પ્રમુખ તરીકે ચુંટી કાઢ્યેલા જાહેર કરવામા આવ્યા હતા.

ત્યાર બાદ ઉપપ્રમુખ તરીકે સાક્ષરવર્ય નાનાલાલ દલપતરામ કવિ, સાહિત્ય વિભાગના અધ્યક્ષ તરીકે સાક્ષરવર્ય અરદેશર ફરામજી ખબરદાર, ઇતિહાસવિભાગના અધ્યક્ષ તરીકે સાક્ષરશ્રી ખુશાલચંદ તલકચંદ શાહ, વિજ્ઞાનવિભાગના અધ્યક્ષ તરીકે કાંતિલાલ છગનલાલ પંડ્યા, અને જૈન વિભાગના અધ્યક્ષ તરીકે પંડિત ફતેહચંદ કપૂરચંદ લાલનને નીમવામા આવ્યા. ઉપપ્રમુખ તરીકે કવિશ્રી નાનાલાલભાઇની સાથે એક મુસલમાન સાક્ષરને નીમવાની કેટલાક ગૃહસ્થોની સૂચના હતી છતા કોઇ પણ સભ્ય તરફથી તેવા મુસલમાન સાક્ષરનું નામ રજુ ન થવાથી, તેમ થઇ શક્યું ન હતું. અગાઉની કોઇ પણ પરિષદમા એક વખત જે સાક્ષર જે કામ માટે નીમાયેલ હોય, તેઓની તે કામ માટે ફરી નિમણુંક કરવી નહિ, એવું ધોરણ રાખવાથી ઇતિહાસ વિભાગના અધ્યક્ષ તરીકે

સાક્ષરવર્ય બળવતરાય કલ્યાણરાય ઠાકોરને નીમવા કેટલાક સભ્યોની ઇચ્છા હોવા છતા તેઓની તે ઇચ્છા ફલીભૂત થઇ શકી નહિ.

ત્યારપછી, પચીશ સાક્ષરોની નિબંધનિરીક્ષક કમિટિ નીમવામા આવી. જે જે સાક્ષરાને તેમા નીમવામા આવ્યા છે તેઓને જુદા પત્રો લખી મોકલવામા આવ્યા છે તે કામ થઇ રહ્યા પછી સત્કારમંડળની એક કાર્યવાહકકમિટિ નીમવામાં આવી, તેમા ભાવનગરના સ્થાનિક સભ્યોનો જ સમાવેશ કરવામા આવ્યો છે.

ત્યારબાદ, સભ્યો અને પ્રેક્ષકોની પાસેથી લેવાની ફીનો દર નક્કી કરવાનો ઠરાવ પ્રસાર કરવામા આવ્યો. સભ્યની રૂા ૩-૦-૦, સંભાવિત પ્રેક્ષકોની રૂા. ૧૦—૦—૦ પ્રેક્ષકોની રૂા. ૨—૦—૦. વિદ્યાર્થી અથવા સ્ત્રીપ્રેક્ષકની રૂા. ૧—૦—૦, એ પ્રમાણે ફી રાખવામા આવી છે.

સત્કારમંડળના સભ્યની ફી રૂા. ૧૦—૦—૦ રાખવાનો ઠરાવ તો અગાઉની સભામા થઇ ગયો છે.

એ પ્રમાણે સાહિત્ય પરિષદના પ્રમુખ, ઉપપ્રમુખ, અધ્યક્ષો વગેરેની નિમણુંકો થઇ ગઇ છે. પરિષદ ભરવાને હવે માત્ર અઢી માસ બાકી રહ્યા છે, છતા અમને બહુ આશ્ચર્ય લાગે છે કે આજ દિવસ સુધીમા અમારી પાસે માત્ર ૧૧ નિબંધો આવી ગયા છે. તે પૈકી પ્રસિદ્ધ લેખકોના તો માત્ર બે ત્રણ નિબંધો જ છે. સાહિત્યપરિષદનું કર્તવ્ય માત્ર નિબંધલેખન અથવા નિબંધવાચનમા જ પર્યાપ્ત થતું નથી, તે ખરૂ છે. પરંતુ ત્રણચાર વર્ષે ભરાતી સાહિત્યપરિષદમા જો ઉત્તમોત્તમ નિબંધો ન આવે તો ફરીથી સાહિત્યપરિષદ ભરવાની આવશ્યકતા રહેશે કે કેમ તેનો વિચાર ગુજરાતી સાહિત્યના પ્રસિદ્ધ વિદ્વાનોએ કરવાનો છે. ભાવનગર પોતે તો તે ત્રુટિ પૂર્ણ કરવાને શી રીતે શક્તિમત હોઇ શકે? ભાવનગર તો વિદ્વાનોને પોતાનુ હૃદય અર્પણ કરી શકે, હૃદયપૂર્વક સત્કાર કરી શકે. પરિષદની તેજોવૃદ્ધિનો સઘળો આધાર અતિથિઓની તેજસ્વિતા ઉપરજ છે

અમે સઘળા સાક્ષરલેખકોને અંતઃકરણપૂર્વક વિનતિ કરીયે છીએ કે ભાવનગરના સાહસને નિર્વિઘ્ને પાર પાડવાને ખુલ્લા દિલથી તેઓ મદદ કરશે, અને દરેક લેખક પોતાનો નિબંધ જેમ બને તેમ સત્વર અમારી તરફ મોકલવા કૃપા કરશે. જાણે અજાણે અમો જેઓને આમંત્રણ પત્રિકા પહોચડાવી શકયા ન હોઇએ, શિરનામાના અજ્ઞાનથી મોકલ્યા છતા પહોચી ન હોય, તેઓ સઘળા અમને ક્ષમા કરશે, અને સઘળા લેખકો તેમજ સાહિત્યરસિકોને અમો આ પત્રિકાદ્વારા જાહેર આમંત્રણ કરીયે છીએ, તે તેઓ સ્વીકારશે, એવી આશા રાખીએ છીએ.

ભાવનગર, સાહિત્ય પરિષદ કાર્યાલય
તા ૨૭—૨—૧૯૨૪

માનશંકર પીતાંબરદાસ મહેતા,
રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
મંત્રીઓ.

---

પરિશિષ્ટ અંક ૧૨

# ગુજરાતી સાહિત્ય પરિષદોના અધિકારી વર્ગની યાદી.

( ઇ. સ. ૧૯૦૫ થી ઇ. સ. ૧૯૨૪ સુધી )

| પરિષદ અંક | સ્થળ. | વર્ષ | પરિષદના પ્રમુખો વગેરે | સત્કાર કમિટિના પ્રમુખો વિગેરે | સામાન્ય મંત્રીઓ. |
|---|---|---|---|---|---|
| પેહેલી | અમદાવાદ | ઇ. સ. ૧૯૦૫ | સ્વ. સાક્ષરશ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી-પ્રમુખ. | | |
| બીજી | મુંબઇ | ઇ. સ. ૧૯૦૭ | સાક્ષરશ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ-પ્રમુખ. | સાક્ષરશ્રી શેઠ પુરુષોત્તમદાસ વિશ્રામ માવજી-પ્રમુખ. | રા. રણજિતરામ વાવાભાઇ<br>રા. હિંમતલાલ ગણેશજી અંજારીયા<br>રા. ઠાકોરલાલ હરિલાલ દેસાઇ. |
| ત્રીજી | રાજકોટ | ઇ. સ. ૧૯૦૯ | સ્વ. સાક્ષરશ્રી અંબાલાલ સાકરલાલ દેસાઇ-પ્રમુખ. | ગોંડળના ને. ના. રાણીસાહેબ અ. સૌ. નંદકુંવરબા-પ્રમુખ | રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.<br>રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મેહેતા<br>રા. બળવંતરાય વિજયશંકર છાયા. |
| ચોથી | વડોદરા | ઇ. સ. ૧૯૧૨ | સ્વ. સાક્ષરશ્રી રણછોડભાઇ ઉદયરામ-પ્રમુખ. | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પાંચમી | સુરત | ઇ. સ. ૧૯૧૫ | સાક્ષરશ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા-પ્રમુખ. | રા. રા. મધુવ્રચ્છારામ બળવન્તરામ હોરા—પ્રમુખ.<br>રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી—ઉપપ્રમુખ. | રા. મનહરરામ હરિરામ મહેતા |
| છઠ્ઠી | અમદાવાદ | ઇ. સ. ૧૯૨૦ | રા. બ. રા. રા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા-પ્રમુખ.<br>રા. બ. રમણરામ મહીપતરામ નીલકંઠ-સાહિત્ય વિભાગના અધ્યક્ષ.<br>સાક્ષરશ્રી બળવંતરાય કલ્યાણરાય ઠાકોર-ઇતિહાસ વિભાગના અધ્યક્ષ.<br>સાક્ષરશ્રી સાકળચંદ જેઠાલાલ શાહ. વિજ્ઞાન-વિભાગના અધ્યક્ષ. | સાક્ષરશ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવ-પ્રમુખ. | રા. રામમોહનરાય જસવંતરાય દેસાઈ.<br>રા. હરિપ્રસાદ વ્રજદાસ દેસાઇ<br>રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ<br>રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુ.<br>રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ. |
| સાતમી | ભાવનગર | ઇ. સ. ૧૯૨૪ | રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી પ્રમુખ.<br>સાક્ષરશ્રી અરદેશર ફરામજી ખબરદાર સાહિત્ય વિભાગના અધ્યક્ષ<br>સાક્ષરશ્રી ખુશાલ તલકચંદ શાહ-ઇતિહાસ વિભાગના અધ્યક્ષ.<br>સાક્ષરશ્રી કાનિલાલ છગનલાલ પંડ્યા વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ.<br>સાક્ષરશ્રી પંડિત ફતેહચંદ કપૂરચંદ લાલન-જૈન વિભાગના અધ્યક્ષ. | મહેરબાન સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબ-પ્રમુખ<br>ઓનરેબલ લલુભાઇ સામળદાસ મહેતા- ઉપપ્રમુખ. | રા. ગાનશંકર પીતાંબરદાસ મહેતા.<br>રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક |

## પરિશિષ્ટ અંક ૧૩

### કારોબારી મંડળ—

મહેરબાન પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબ—પ્રમુખ

મહેરબાન ત્રિભુવનદાસ કાળીદાસ ત્રિવેદી
,, કૅપ્ટન જોરાવરસિંહજી સાહેબ
,, ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ મહેતા
,, કાશવજી જમસેદજી સંજાણા સાહેબ } ઉપપ્રમુખ
, જેકિસનદાસ જેઠાભાઇ કણિયા સાહેબ
,, મણિશંકર રત્નજી ભટ્ટ
, પ્રભુદાસ ભગવાનભાઇ નાગરશેઠ સાહેબ
,, કુંવરજી આણંદજી શાહ

રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા } સામાન્ય મંત્રીઓ
,, રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

,, ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા
,, વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા
,, ગુલાબરાય ગોવિંદરામ દેસાઇ
,, હનુમંતરાવ બળવંતરાવ ભીડે સાહેબ
,, વૃંદાવનદાસ રતુભાઇ દફ્તરી
,, નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ
, ગિરિજાશંકર ભગવાનજી બધેકા
,, બરજોરજી અરદેશર એમી સાહેબ
,, પાનાચંદ જેચંદ મહેતા
,, પીંગળશી પાતાભાઇ રાજકવિ
,, બાનુભા મધુભા ગાયજાદા
,, નારૂભા સાહેબ
,, મોતીચંદ ઝવેરચંદ મહેતા
,, મણિલાલ હરિલાલ મહેતા
,, મણિશંકર જગાનંદ ભટ્ટ
, મણિલાલ મગનલાલ પારેખ
,, વિપિનરાય ભૂપતરાય મહેતા
,, કાંતરાય માકનલાલ મહેતા
,, કપિલરાય પરમાનંદદાસ
, ઘનશ્યામલાલ રતિલાલ વોરા
,, મૃદુલાલ બાપાલાલ મહેતા
,, વિઠ્ઠલદાસ ખીમજી પટેલ

,, મહાસુખરામ જટાશંકર વ્હોરા
,, डाक्तर સાહેબ પુરુષોત્તમરાય વિનાયકરાય કાણેસાહેબ
,, ગુલાબચંદ આણંદજી શાહ
,, કુંવરજી મૂળચંદ શાહ
,, રવિશંકર મહાશંકર રાવળ
,, ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા
,, કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી
,, વલ્લભદાસ ઉત્તમચંદ પારેખ
,, ચંદ્રપ્રસાદ હરિપ્રસાદ પંડ્યા
,, રતિલાલ જગન્નાથ જાની
,, હિંમતરાય દોલતરાય મહેતા
,, મનુભાઇ અનુપરામ પંડયા
,, વલ્લભદાસ ત્રિભુવનદાસ
,, જૂઠાભાઇ સાકરચંદ વોરા
,, ગિરધર ગોરધનદાસ વ્હોરા
,, જમનાદાસ અમરચંદ ગાંધી
,, જગજીવન અમરચંદ વ્હોરા
,, વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ
,, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
,, રણછોડભાઇ ઉદયરામ
,, નૃસિંહરાવ ભોળાનાથ દીવેટિયા
,, હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા } હુદ્દાની રૂએ
,, રમણભાઇ મહીપતરામ નીલકંઠ
,, હીરાલાલ ત્રિભુવન પારેખ
,, કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

---

## પરિશિષ્ટ અંક ૧૪

### ભડોળ સમિતિ

મહેરબાન પ્રભુદાસ ભગવાન નગરશેઠ સાહેબ

" બરજોરજી અરદેશર એંજીસાહેબ } મંત્રીઓ
" ગુલાબરાય ગોવિંદરામ દેશાઈ } મંત્રીઓ
" મણિલાલ મગનલાલ પારેખ } મંત્રીઓ
" ઇંદુલાલ બાપાલાલ મહેતા —તીજોરર
" ગુલાબચંદ આણંદજી શાહ —હીસાબી
" ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા } હીસાબ તપાસનારાઓ
" કુંવરજી આણંદજી શાહ } હીસાબ તપાસનારાઓ
" વૃંદાવનદાસ રઘુભાઈ ઠક્કર } હીસાબ તપાસનારાઓ
" વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા
" ગિરજાશંકર ભગવાનજી વહોરા
" મોતીચંદ ઝવેરચંદ મહેતા
" કપિલરાય ભૂપતરાય મહેતા
" ઘનશ્યામલાલ રતિલાલ વહોરા
" દોલતરાય સાકરલાલ મહેતા
" મણિલાલ હરિલાલ મહેતા
" મહાસુખરાય જટાશંકર વહોરા
" મણિશંકર જયાનંદ ભટ્ટ
" રતિલાલ જગન્નાથ જાની
" મનુભાઇ અનુપરામ પંડયા
" વલ્લભદાસ ત્રિભુવનદાસ
" જુઠાભાઇ સાકરચંદ વહોરા
" ગિરધર ગોરધન વહોરા
" જમનાદાસ અમરચંદ ગાંધી
" જગજીવન અમરચંદ વહોરા
" શાંતિલાલ ચુનીલાલ મહેતા
" નારૂભા સાહેબ
" બાપુભા પથુભા રાયજાદા સાહેબ
" હિંમતરાય દોલતરાય મહેતા
" ડા. પુરશોત્તમરાય વિનાયકરાવ હાળેસાહેબ
" માનશંકર પીતાંબરદાસ મહેતા } મંત્રીઓ
" રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક } મંત્રીઓ

# પરિશિષ્ટ અંક ૧૫



## નિબંધ નિમંત્રણ સમિતિ

### ૧ પત્રવ્યવહાર વિભાગ.

ગ. રા. શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ
,, શ્રી જેકિસનદાસ જેઠાભાઈ કણિયા સાહેબ
,, શ્રી વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા
,, શ્રી હનુમંતરાવ બળવંતરાવ ભીડે સાહેબ—મંત્રી
,, શ્રી કુંવરજી આણંદજી શાહ
,, શ્રી વિઠ્ઠલદાસ ખીમજી પટેલ
,, શ્રી કુંવરજી મૂળચંદ શાહ
,, શ્રી નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ
,, શ્રી ગિરિજાશંકર ભગવાનજી બધેકા
,, શ્રી ભાનુશંકર માનશંકર મહેતા
,, શ્રી દિનકરરાય ગુલાબરાય દેસાઈ
,, શ્રી બળવંતરાય ગોપાળજી મહેતા
,, શ્રી બળવંતરાય માણેકલાલ મહેતા
,, શ્રી કૃષ્ણપ્રસાદ શંકરપ્રસાદ મહેતા

### ૨ પ્રકાશન વિભાગ.

ગ. રા. કપિલરાય પરમાનંદદાસ ઠક્કર—મંત્રી
,, નવિનચંદ્ર રતિલાલ મહેતા
,, મુનિકુમાર મણિશંકર ભટ્ટ
,, લાભશંકર લક્ષ્મીશંકર મહેતા
,, માનશંકર પીતાંબરદાસ મહેતા } સામાન્ય મંત્રીઓ હોદ્દાની રૂઇએ
,, રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક }

## પરિશિષ્ટ અંક ૧૬

### નિબંધ નિરીક્ષણ સમિતિ.

રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી
રા. રા. ખુશાલચંદ તલકચંદ શાહ
,, કાંતિલાલ છગનલાલ પંડ્યા
,, પંડિત ફતેહચંદ કપૂરચંદ લાલન
,, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
,, રમણભાઇ મહીપતરામ નીલકંઠ
,, હીરાલાલ ત્રિભુવન પારેખ
,, કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા
,, હરિલાલ માધવજી ભટ્ટ
,, બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
,, મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા
,, અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
,, કાવસજી જમસેદજી મંજાણા સાહેબ
,, બરજોરજી અરદેશર એંટી સાહેબ
,, વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા
,, હનુમંતરાય બળવંતરાવ ભીડે સાહેબ
,, કુંવરજી આણંદજી શાહ
,, નરસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ
આચાર્યશ્રી જિનવિજયજી
રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા } મંત્રીઓ
,, રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

## પરિશિષ્ટ અંક ૧૭



### વિશિષ્ટ સમિતિઓ

#### ૧ સ્વાગત સમિતિ

મહેરબાન કૃષ્ણચંદ્રસિંહજી
" કેપ્ટન જોરાવરસિંહજી—મંત્રી
" ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા
" મંચેરશાહ દોરાબજી ઉમરીગર
" કુંવરજી આણંદજી શાહ
" રાજકવિ પીંગળશી પાતાભાઈ ગઢવી.
" સામાન્ય મંત્રીઓ, હુદ્દાની રૂઇએ.

#### ૨ મંડપ સમિતિ

મહેરબાન વલ્લભદાસ ઉત્તમચંદ પટેલ
" મણિલાલ પરમાનંદદાસ પટેલ
" કપિલરાય ભૂપતરાય મહેતા
" ગોપાલજી ઓધવજી ઠક્કર
સામન્ય મંત્રીઓ–હુદ્દાની રૂઇએ

#### ૩ ટિકિટ વ્યવસ્થાપક સમિતિ

" રતિલાલ જગન્નાથ જાની—મંત્રી
" મણિલાલ પરમાનંદદાસ
" કપિલરાય ભૂપતરાય મહેતા
" ગોપાલજી ઓધવજી ઠક્કર
" મણિલાલ જીવનરામ જોષી
" વૃંદાવન રઘુભાઇ ઠક્કર

#### ૪ પત્ર પ્રદર્શન સમિતિ

" હનુમંતરાવ બળવંતરાવ લાડે સાહેબ—મંત્રી
" વિદ્યાશંકર ઇચ્છાશંકર દવે
" મણિલાલ છગનરાજ દોશી
" જયન્તરયામ વલ્લનિવારણી
" વલ્લભદાસ ત્રિભુવનદાસ
" ભાનુશંકર માનશંકર મહેતા.

#### ૫ પ્રકાશન સમિતિ

" કપિલરાય પરમાનંદદાસ ઠક્કર } મંત્રીઓ
" મનિકમાર મણિશંકર ભટ્ટ }

" નવીનચંદ્ર રતિલાલ મહેતા
" ફરામજી ખરસેદજી કોચબીહડર
" ચિનુભાઇ શંકરપ્રસાદ દેશાઇ
" ગૌરીશંકર કુબેર જોષી
" કુંવરજી આણંદજી શાહ
" વલ્લભદાસ ત્રિભુવનદાસ
" સામાન્ય મંત્રીઓ-હુદ્દાની રૂએ

## ૬ સ્વયંસેવકયોજક સમિતિ

૧ રા. રા. શ્રી વીરેન્દ્રરાય ચંદ્રપ્રસાદ દેશાઇ
૨ " સુખવંતરાય શિવજીભાઇ મહેતા
૩ " શિવપ્રસાદ હરગુણશંકર બુચ
૪ " સંતોષરામ પ્રેમજી ભટ
૫-૬ " સામાન્ય મંત્રીઓ.

# પરિશિષ્ટ અંક ૧૮

---

## કાર્યવાહક સમિતિ

મહેરબાન ત્રિભુવનદાસ કાળીદાસ ત્રિવેદી–પ્રમુખ
,, લલ્લુભાઇ સામળદાસ મહેતા
,, કૃષ્ણચંદ્રસિંહજી
,, કેપ્ટન જોરાવરસિંહજી
,, પ્રભુદાસ ભગવનભાઇ નગરશેઠ
,, કેશવલાલ ગિરિધરલાલ ત્રિવેદી
,, કાવસજી જમસેદજી સંજાણા સાહેબ
,, બરજોરજી અરદેશર એંટી સાહેબ
,, ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા—હીસાબ તપાસનાર
,, ભાસ્કરરાય વિઠ્ઠલદાસ મહેતા
,, વીરેન્દ્રરાય ચન્દ્રપ્રસાદ દેશાઇ
,, ત્રિકમલાલ દયાભાઇ
,, વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા
,, ગુલાબરાય ગોવિન્દરામ દેશાઇ
,, મણિલાલ હરિલાલ મહેતા
,, દોલતરાય સાકરલાલ મહેતા
,, હનુમંતરાવ બળવંતરાય ભીડે સાહેબ
,, કુંવરજી મૂળચંદ શાહ
,, મણિશંકર જયાનંદ ભટ્ટ
,, રતિલાલ જગન્નાથ જાની
,, વર્ધમદાસ ઉત્તમચંદ પારેખ
,, મણિલાલ મગનલાલ પારેખ
,, નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ
,, ગિરિજાશંકર ભગવાનજી બધેકા
,, કપિલરાય પરમાનંદદાસ ઠક્કર
,, જૂઠાભાઈ સાકરચંદ વ્હોરા
,, અમૃતલાલ દલપતરામ શેઠ
,, ગોપાળજી ઓધવજી ઠક્કર
,, રાજકવિ પીંગળશી પીતાભાઇ ગઢવી
,, શેઠ વલ્લભદાસ ત્રિભુવનદાસ
,, શા. ફત્તેહચંદ ઝવેરભાઇ
,, કુંવરજી આણંદજી શાહ—હીસાબ તપાસનાર
,, કપિલરાય ભૂપતરાય મહેતા
,, બાલુભા રાયજાદા સાહેબ
,, ગુલાબચંદ આણંદજી શાહ–હીસાબી
,, માનશંકર પીતામ્બરદાસ મહેતા } મંત્રીઓ.
,, રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક }
,, ઈંદુલાલ બાપાલાલ મહેતા—તીજોરર.

## પરિશિષ્ટ અંક ૧૯

### ભાવનગર સાહિત્ય પરિષદના સભાસદોની યાદી.

૧ રા. રા. વિષ્ણુપ્રસાદ રણછોડજી ત્રિવેદી
૨ ,, ,, પ્રો. કાળીદાસ લલુભાઇ
૩ ,, ,, વકીલ શામજી શવજી વીરાની
૪ ,, ,, કૉંટ્રાકટર મોહનલાલ પુરુષોત્તમદાસ
૫ ,, ,, ઠક્કર રણછોડદાસ ગોપાલજી
૬ ,, ,, બાલચંદ્ર નાનુભાઇ ઓઝા
૭ ,, ,, ભરતરામ ભાનુસુખરામ મહેતા
૮ ,, ,, ભાનુસુખરામ નિર્ગુણરામ મેહેતા
૯ ,, ,, પીરોજશાહ પાલનજી ડમરી
૧૦ ,, ,, પ્રાણજીવન ભાઇશંકર આચાર્ય
૧૧ ,, ,, રવિશંકર ભોળાનાથ યાજ્ઞિક
૧૨ ,, ,, જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ
૧૩ ,, ,, જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપરા
૧૪ ,, ,, ગોકુલદાસ દ્વારકાદાસ રાયચૂરા
૧૫ ,, ,, મણિશંકર રત્નજી ઉપાધ્યાય
૧૬ ,, ,, શિવપ્રસાદ દલપતરામ પંડિત
૧૭ ,, ,, નારણજી પુરુષોત્તમ સાગાણી
૧૮ ,, ,, રવિશંકર વલ્લભજી આચાર્ય
૧૯ ,, ,, ત્ર્યંબકનાથ શિવનાથ વ્યાસ
૨૦ ,, ,, ડાહ્યાભાઇ પી. દેરાશ્રવી
૨૧ ,, ,, મૂલજીભાઇ જગજીવન ત્રિવેદી
૨૨ ,, ,, પુરુષોત્તમદાસ હીરજીભાઇ જોષી
૨૩ ,, ,, નારણભાઇ લાધાભાઇ વિઠ્ઠલાણી
૨૪ ,, ,, મોહનલાલ ચંદરભાઇ મહેતા
૨૫ ,, ,, ભાઇશંકર કુબેરજી શુકલ
૨૬ ,, ,, પ્રાણજીવન લાલજી જોષી
૨૭ ,, ,, પ્રભુદાસ સુંદરજી
૨૮ ,, ,, બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
૨૯ ,, ,, ચંદ્રનંદન મહેતા
૩૦ ,, ,, જી. એલ ધોળાજા
૩૧ ,, ,, અનિલ
૩૨ ,, ,, જી. એચ. મુખી
૩૩ ,, ,, દેવચંદ શામજી

૩૪ „ પરમાનંદદાસ મોતીલાલ
૩૫ „ દેવશંકર કાળીદાસ
૩૬ „ હરિચંદ છગનલાલ વકીલ
૩૭ „ અમૃતલાલ દેવરામ
૩૮ „ નગીનદાસ ગિરિધરલાલ
૩૯ „ ભગુભા નથુભા
૪૦ „ હસનઅલી શરીફભાઈ
૪૧ „ રજબઅલી ખાનમહમદ
૪૨ „ બાદરભાઈ સબુરભાઈ
૪૩ „ હસન શરીફભાઈ
૪૪ „ નર્મદાશંકર મુરારજી
૪૫ „ બચુભાઈ રાવત
૪૬ „ કેશવજી પરમાર
૪૭ „ સવાઈલાલ છોટાલાલ
૪૮ „ કલ્યાણરાય નથુભાઈ જોષી
૪૯ „ વિશ્વનાથ મગનલાલ બુચ
૫૦ „ મહાસુખરાય જટાશંકર
૫૧ „ પંડિત લાલચંદ ભગવાનદાસ
૫૨ „ છોટાલાલ હ. વહોરા
૫૩ „ મટુભાઈ હરગોવિંદદાસ કાંટાવાળા
૫૪ „ સામળદાસ પરમાનંદદાસ
૫૫ „ ભાઈશંકર અંબાશંકર ત્રિવેદી
૫૬ „ અમૃતલાલ મોતીલાલ
૫૭ „ ટી. સી. ખાડવાળા
૫૮ „ ઘનશ્યામલાલ રતિલાલ વ્હોરા
૫૯ „ અજિતરાય વિઠ્ઠલરાય મહેતા
૬૦ „ જમનાદાસ અમરચંદ
૬૧ „ જેઠલાલ પ્રભુદાસ
૬૨ „ શાંતિલાલ સારાભાઈ ઓઝા
૬૩ „ કરુણાશંકર જયશંકર
૬૪ „ અમૃતલાલ લક્ષ્મીદાસ
૬૫ „ રૂસ્તમજી બાલા
૬૬ „ નર્મદાશંકર સુખદેવ
૬૭ „ હેમુ સુખદેવ
૬૮ „ પી. ટી. મહેતા

૬૯ „ મનહરરાય રૂપશંકર
૭૦ „ જયાનંદ સંતોષરામ
૭૧ „ કમળાશંકર પ્રાણશંકર
૭૨ „ ભાઇચંદ વીરજી
૭૩ „ છગનલાલ માવજી
૭૪ „ ખીમચંદ ધારશી
૭૫ „ વામનરાય રતનલાલ
૭૬ „ પ્રીતમરાય વ્રજરાય દેશાઇ
૭૭ „ જયન્તીલાલ શિવલાલ
૭૮ „ નિહાલચંદ લક્ષ્મીચંદ
૭૯ „ મણિલાલ વ્રજલાલ
૮૦ „ ચાંપશી ગુલાબચંદ
૮૧ „ જેઠાલાલ હરજીવન
૮૨ „ રણજિતભાઇ
૮૩ „ ભિક્ષુ અખંડાનંદજી
૮૪ „ ત્ર્યંબકલાલ
૮૫ „ રમણલાલ ચુનિલાલ
૮૬ „ ભીખાભાઇ કુબેરભાઇ
૮૭ „ મોતીભાઇ નરસિંહભાઇ અમીન
૮૮ „ વીરચંદ ધનજી
૮૯ „ જટાશંકર નથુરામ
૯૦ „ ચમનલાલ ઝવેરચંદ
૯૧ „ હેમચંદભાઇ રામજીભાઇ
૯૨ „ મણિલાલ હેમચંદ
૯૩ „ રતિલાલ ગોવર્ધન
૯૪ „ જાદવજી ઝવેરભાઇ
૯૫ „ મોહનલાલ
૯૬ „ રામલાલ ચુનિલાલ મોદી
૯૭ „ શિવજીભાઇ
૯૮ „ ગટુલાલ ગોપીલાલ ધ્રુ
૯૯ „ કુંવરજી આણંદજી શાહ
૧૦૦ „ પરમાનંદ કુંવરજી શાહ
૧૦૧ „ અનોપચંદ હરિભાઇ
૧૦૨ „ મોહનલાલ દેશાઇ
૧૦૩ „ હીરાલાલ અમૃતલાલ શાહ
૧૦૪ „ ચુનિલાલ લવજી

૧૦૫ „ ભાયાલાલ છોટાલાલ ઠક્કર
૧૦૬ „ જે. કે. કાબરાજી
૧૦૭ „ રમણલાલ વસંતરાય દેસાઈ
૧૦૮ „ મીસીસ કાબરાજી
૧૦૯ „ અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
૧૧૦ „ મોહનલાલ પાર્વતીશંકર દવે
૧૧૧ „ રાજેન્દ્રરાય સોમનારાયણ દલાલ
૧૧૨ „ વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠક
૧૧૩ „ અનંતકૃષ્ણ હરિકૃષ્ણ દવે
૧૧૪ „
૧૧૫ „ અમૃતલાલ એલ. ઠક્કર
૧૧૬ „ નન્દનાથ કેદારનાથ દીક્ષિતજી
૧૧૭ „ હીરાલાલ અમૃતલાલ
૧૧૮ „
૧૧૯ „ મોતીચંદ ગિરધર કાપડીયા
૧૨૦ „ સન્સુખલાલ પંડયા
૧૨૧ „ હરિલાલ માધવજી ભટ્ટ
૧૨૨ „ ન્યાલચંદ લક્ષ્મીચંદ
૧૨૩ „ મણિલાલ એમ. મહેતા
૧૨૪ „ ગુલાબચંદ આણંદજી શાહ
૧૨૫ „ કૃષ્ણલાલ મોહનલાલ
૧૨૬ „

ટિપ્પણઃ—ખાલી આમનવાળા નંબરોની ટીકીટ ધરાવનારાઓનાં નામો જણાયા નથી, તેથી અહીં લખવામા આવ્યા નથી.

હુદ્દાની રૂએ.

૧૨૭ „ રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. માજી પરિષદ પ્રમુખ
૧૨૮ „ રા બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ સાહિત્ય, પ. મં. ના મંત્રી
૧૨૯ „ અરદેશર ફરામજી ખબરદાર—સાહિત્ય વિભાગના અધ્યક્ષ
૧૩૦ „ કાંતિલાલ છગનલાલ પંડયા—વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ
૧૩૧ „ પંડિત લાલન —જૈન વિભાગના અધ્યક્ષ
૧૩૨ „ હીરાલાલ ત્રિભુવન પારેખ—સાહિત્ય પ. મં. ના મંત્રી
૧૩૩ „ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી—સત્કાર મંડળના પ્રમુખ
૧૩૪ „ ઓ. લલ્લુભાઇ સામળદાસ મહેતા— „ ઉપપ્રમુખ
૧૩૫ „ માનશંકર પીતાંબરદાસ મહેતા } સામાન્ય. મંત્રી
૧૩૬ „ રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

| | | | |
|---|---|---|---|
| ૧૩૭ | ,, | પ્રો. હનુમંતરાય ભગવંતરાવ બીરસાહેબ | અન્ય મંત્રીઓ (પેટા સમિતિઓના) |
| ૧૩૮ | ,, | ગુલાબરાય ગોવિન્દરામ દેસાઈ | |
| ૧૩૯ | ,, | કેપ્ટન ભૈરવદસિંહ | |
| ૧૪૦ | ,, | રતિલાલ જગન્નાથ જાની | |
| ૧૪૧ | ,, | કપિલરાય પરમાનંદદાસ ઠકર | |
| ૧૪૨ | ,, | મણિલાલ પરમાનંદદાસ | |
| ૧૪૩ | | મનુકુમાર મણિશંકર ભટ્ટ | |

# પરિશિષ્ટ અંક ૨૦



## રાજ્યો તથા સંસ્થાઓના પ્રતિનિધિઓની યાદી.

૧ વડોદરાના નામદાર ગાયકવાડ સરકારના રાજ્ય તરફથી—
રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત
„ મોતીભાઇ નરસિંહભાઇ અમીન
„ અતિસુખશંકર કમલાશંકર ત્રિવેદી
„ મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા
„ જયસુખરામ પુરુષોત્તમરાય જોષીપુરા
„ ભાનુસુખરામ નિર્ગુણરાય મહેતા
„ કલ્યાણરાય નથુભાઇ જોષી
„ રમણલાલ વસંતરાય દેશાઇ

૨ પાલીતાણાના રાજ્ય તરફથી
રા. રા. મણિલાલ વ્રજલાલ વછરાજાની
„ દેવશંકર કાળીદાસ ભટ્ટ
„ ચાપશી ગુલાબચંદ શાહ
„ જેઠાલાલ હરજીવન મહેતા

૩ અમદાવાદ સાહિત્ય સભા તરફથી
રા. રા. હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ
„ શંકરરાય અમૃતલાલ સદીયડ
„ ચુનીલાલ શાહ
„ જયન્તીલાલ સી. કવિ
„ ડાહ્યાભાઇ પટેલ
„ સોમેશ્વર સી. પંડ્યા
„ રણજિતભાઇ ડાહ્યાભાઇ દેરાશ્રી
ગ. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
„ રમણભાઇ મહીપતરામ નીલકંઠ
„ ડાહ્યાભાઇ પી. દેરાશ્રી
„ પ્રીતમરાય વ્રજરાય દેસાઇ
„ હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
„ ચુનિલાલ વર્ધમાન શાહ
„ જેઠાલાલ ગોવર્ધન શાહ

૪ મુંબાઇ સાહિત્ય સંસદ તરફથી
ગ. રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય
„ જન્મશંકર મહાશંકર બુચ
„ ગોકુલદાસ દ્વારકાદાસ રાયચૂરા

૫ મુંબઇ જ્ઞાનપ્રચારક મંડળ તરફથી
„ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
„ રૂસ્તમજી નાનાભાઇ રાણીના

૬ ભરૂચ સાહિત્ય સભા તરફથી

રા. રા. મટુભાઈ ગોપીલાલ ત્રે

„ વિશ્વનાથ એમ. ભટ્ટ

૭ ગુજરાત કોલેજ તરફથી

રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

૮ સુરત સાર્વજનિક કોલેજ તરફથી

રા. રા. જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ

૯ વોટસન મ્યુઝીયમ-રાજકોટ-તરફથી

રા. રા. દત્તાત્રેય બાલકૃષ્ણ દીસ્કલકર

રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

—પરિષદના મહેરબાન પ્રમુખ સાહેબ

મહેરબાન પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબ

—સત્કાર મંડળના પ્રમુખ સાહેબ

મહેરબાન રમણભાઈ મહીપતરામ નીલકંઠ ,

મહેરબાન લલ્લુભાઈ સામળદાસ મહેતા

—સત્કાર મંડળના ઉપપ્રમુખ

Vallabhji Ramjee

# પરિશિષ્ટ અંક ૨૧



## વિષય વિચારિણી સમિતિમાં હાજર રહેલા સભ્યોની યાદી

રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા
,, હિરાલાલ ત્રિભોવનદાસ પારેખ
,, અરદેશર ફરામજી ખબરદાર
,, જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરા
,, જયેન્દ્રરાય ભગવાનલાલ દુર્કાળ
,, રાજેન્દ્ર સોમનારાયણ દલાલ
,, અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.
,, મટુભાઇ હરગોવનદાસ કાંટાવાળા
,, વામનરાવ રતનલાલ ધોળકીઆ
,, મોહનલાલ પાર્વતીશંકર દવે
,, વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી
,, છોટાલાલ હરજીવન વ્હોરા
,, મંજુલાલ રણછોડદાસ મજમુદાર
,, સન્મુખલાલ ઝવેરીલાલ પંડયા
,, અનંતકૃષ્ણ હરિકૃષ્ણ દવે
,, ભાઇશંકર કુબેરજી શુકલ
,, કલ્યાણરાય નથુભાઇ જોષી
,, વિશ્વનાથ મગનલાલ ભટ્ટ
,, પ્રાણજીવન જોષી
,, શામળદાસ ત્રિભોવનદાસ ગાંધી
,, મૂળજીભાઇ જગજીવનદાસ ત્રિવેદી
,, રવિશંકર ભોળાનાથ યાજ્ઞિક
,, કાન્તિલાલ છગનલાલ પંડયા
,, બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
,, ચંદ્રવદન ચમનલાલ મહેતા
,, કુંવરજી આણંદજી શાહ
,, ડૉ. ડી. સી. ખાડવાળા
,, મોતીચંદ ગિરધર કાપડીયા
,, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
,, પ્રીતમરાય વ્રજરાય દેસાઇ
,, નન્દનાથ કેદારનાથ દીક્ષિત
,, ભરતરામ ભાનુસુખરામ મહેતા

" સુમન્ત મહેતા
" હનુમંતરાવ બલવંતરાવ બીડે
" ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા
" રામલાલ ચુનીલાલ મોદી
" ચુનીલાલ વર્ધમાન શાહ
" શાન્તિલાલ સારાભાઇ ઓઝા
" શિવપ્રસાદ દલપતરામ પંડિત
" વિઠ્ઠલદાસ ભીમજી પટેલ
" પોપટલાલ ગોવિંદલાલ શાહ
" ગુલાબચંદ આણંદજી
" રવિશંકર વલ્લભજી આચાર્ય
" જમનાદાસ અમરચંદ ગાંધી
" ન્યાલચંદ લક્ષ્મીચંદ સોની
" નારણજી પુરુષોત્તમ સાગાણી
" જેઠાલાલ પરભુદાસ પારેખ
" ચુનીલાલ લવજી કપાશી
" જયન્તિલાલ શિવલાલ કવિ
" સવાઇલાલ છોટાલાલ મહેતા
" પ્રાણજીવન વાલજી જોષી
" પ્રભુદાસ સુંદરજી નંદાણી
" શિવજીભાઇ
" રમણલાલ વસંતરાય દેસાઇ
" મોહનલાલ દલીચંદ દેશાઇ
" રૂપશંકર ઉદયશંકર ઓઝા
" બાલશંકર અંબાશંકર
" પુરુષોત્તમ હીરજી જોષી
" મોહનલાલ શંકરલાલ મહેતા
" જી. એચ. સુખી
" ફરજીભાઇ
" નજમઅલી ખાનમામંદ
" ગુલાબકરીન ટી. અનિલ
" હીરાલાલ અમૃતલાલ શાહ
" પરમાણંદદાસ કુંવરજી
" કવિરાય પરમાણંદદાસ કર
" રતિલાલ જમનાલાલ જાની

# પરિશિષ્ટ અંક ૨૨



## સત્કાર ફંડમાં ભાવનગરના જે ગૃહસ્થોએ નાણાં ભર્યા તેઓની યાદી.

રૂા. ૪૦૦) મહેરબાન સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબ.
૧૨૫) ,, પ્રભુદાસ ભગવાનભાઇ નગરશેઠ સાહેબ
૧૦૦) ન્યુ જહાંગીર મીલ્સ તરફથી—ભાવનગર
૧૦૦) ન્યુ જહાંગીર મીલ્સ તરફથી—અમદાવાદ
૭૫) મહેરબાન ત્રિભુવનદાસ કાળીદાસ ત્રિવેદી
૭૧) ,, શેઠ નરોત્તમ ભાણજી
૭૧) ,, હરિભાઇ વિજયશંકર ઓઝા
૭૧) ,, શેઠ કુંવરજી આણંદજી શાહ
૬૧) ,, વીરેન્દ્રપ્રસાદ ચંદ્રપ્રસાદ દેશાઇ
૫૧) કોટન એસોસીએશન તરફથી
( શેઠ મકનદાસ તથા શેઠ રણછોડભાઇ )
૫૧) મહેરબાન પોપટભાઇ કાળીદાસ ચાહવાળા
૫૧) ,, શેઠ મગનલાલ નાનાભાઈ પારેખ
૫૦) ,, ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા
૫૦) ,, ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ મહેતા
૪૧) ,, દિનશા અમનજી
૪૧) ,, હિરાલાલ અમૃતલાલ શાહ
૩૫) ,, ઇન્દુલાલ બાપાલાલ મહેતા
૩૫) ,, શાન્તિલાલ ચુનીલાલ મહેતા
૩૫) ,, કુબેરદાસ કલ્યાણજી
૩૧) ,, રતિલાલ કે. મોદી
૨૫) ,, જોરાવરસિંહ હરિસિંહજી
૨૫) ,, કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી
૨૫) ,, કાવસજી જમશેદજી સંજાણા
૨૫) ,, બરજોરજી અરદેશર એંટી
૨૫) ,, જોરાવરસિંહજી કેસરીસિંહજી
૨૫) ,, મણિલાલ છગનલાલ બક્ષી
૨૫) ,, જીવરાજ દેવચંદ
૨૫) ,, નૃસિંહપ્રસાદ ધરણીધરદાસ દેસાઇ
૨૫) ,, છોટાલાલ પીતાંબરદાસ
૨૫) ,, જુદાભાઇ સાકરચંદ વ્હોરા
૨૧) ,, શેઠ નથુભાઇ કીરપારામ
૧૦) ,, શેઠ માહેબ મુસાભાઇ અલાદીન

૧૮૨૬) કુલ રૂપિયા ૩૨

| | | | |
|---|---|---|---|
| ૫૧) | ,, | વ્રજલાલ જીવણદાસ | |
| ૫૧) | ,, | હરજીવનદાસ ગોરધનદાસ | |
| ૨૫) | ,, | નર્મદાશંકર હરજીવનદાસ | |
| ૨૫) | ,, | સુંદરજી વલ્લભદાસ | |
| ૨૫) | ,, | મોહનલાલ ગોપાળજી દવે | |
| ૨૧) | ,, | મૂળશંકર હરજીવનદાસ | |
| ૨૧) | ,, | પ્રાણજીવન મેનજી | |
| ૨૧) | ,, | પરમાણંદદાસ અબજી | |
| ૧૧) | ,, | હરિલાલ રામકૃષ્ણ | |
| ૪૪૫૬) | કુલ રૂપૈયા | | ૬૦ |

## પરિશિષ્ટ અંક ૨૪



સત્કાર મંડળના સભ્યોની યાદી—

૧૦) રા. રા. સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબ
૧૦) ,, ત્રિભુવનદાસ કાળીદાસ ત્રિવેદી
૧૦) ,, શાવકશા આદરજી
૧૦) ,, કેપ્ટન જોરાવરસિંહજી હરિસિંહજી
૧૦) ,, પ્રભુદાસ ભગવાનભાઇ નગરશેઠ
૧૦) ,, ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ મહેતા
૧૦) ,, કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી
૧૦) ,, ફરામરોઝ સાહેબ
૧૭) ,, ચીમનરાવ ભુદરભાઇ
૧૦) ,, પાનાચંદ જયચંદ મહેતા
૧૦) ,, બરજોરજી અરદેશર એટી
૧૦) ,, સરદાર બહાદુર સરદારસિંહજી સાહેબ
૧૦) ,, મોહનસિંહજી સાહેબ
૧૦) ,, હમીરસિંહજી સાહેબ
૧૦) ,, કાવસજી જમશેદજી સંજાણા
૧૦) ,, કુંવરજી આણંદજી શાહ
૧૦) ,, ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા
૧૦) , હરિભાઇ વજેશંકર ઓઝા
૧૦) ,, વિઠ્ઠલરાય મહિપતરામ મહેતા
૧૦) ,, હનુમંતરાવ બળવંતરાવ ભીડે
૧૦) , ગુલાબરાય ગોવિંદરામ દેસાઇ
૧૦) ,, દોલતરાય સાકરલાલ મહેતા
૧૦) ,, ગુલાબચંદ આણંદજી શેઠ
૧૦) ,, વૃંદાવનદાસ રેવાભાઇ ઠક્કર
૧૦) , ખરશેદજી બહેરામજી
૧૦) ,, ગુલામહુસેન નુરમામદ વઝીર
૧૦) ,, વ્રજલાલ ડાહ્યાભાઇ બારૈયા
૧૦) ,, જીવરાજ ઓધવજી દોશી
૧૦) ,, પ્રો ટી કે. શહાણી
૧૦) ,, પ્રો મણિશંકર જયાનંદ ભટ્ટ
૧૦) , મુસાભાઇ અલાદીન
૧૦) ,, મગનલાલ નાનાભાઇ પારેખ

૧૦) ,, મણિલાલ મગનલાલ પારેખ
૧૦) ,, દેવજીભાઇ મધુભાઇ
૧૦) ,, પુરુષોત્તમ વિનાયકરાય કાણે
૧૦) ,, મણિલાલ હરિલાલ મહેતા
૧૦) ,, ત્રિભોવનદાસ ડાહ્યાભાઇ માંડલીય.
૧૦) ,, માનશંકર પીતાંબરદાસ મહેતા
૧૦) ,, રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક
૧૦) ,, કૃષ્ણચંદ્રસિંહજી કાળુભા સાહેબ
૧૦) ,, ઘનશ્યામસિંહજી કાળુભા સાહેબ
૧૦) ,, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
૧૦) ,, સુમન્ત મહેતા
૧૦) ,, રમણભાઇ મહીપતરામ નીલકંઠ
૧૦) ,, હરગોવિંદદાસ મણિશંકર
૧૦) ,, ઇન્દુલાલ બાપાલાલ મહેતા
૧૦) ,, સામળદાસ બાપુભાઇ વ્હોરા
૧૦) ,, વીરેન્દ્રરાય ચંદ્રપ્રસાદ દેસાઈ
૧૦) ,, સુમનરાય ચંદ્રપ્રસાદ દેસાઇ
૧૦) ,, શંકરપ્રસાદ હરિપ્રસાદ દેસાઇ
૧૦) ,, બેજનજી હોરમસજી ઉમરીગર
૧૦) ,, ત્રિકમભાઇ કબાભાઇ મહેતા
૧૦) ,, નાનચંદ બેચરદાસ દોશી
૧૦) ,, બાપુભા નારણજી
૧૦) ,, રાજ્યકવિ પીંગળશી પાતાભાઇ ગઢવી
૧૦) ,, બાલુભા પથુભા રાયજાદા
૧૦) ,, મણિલાલ છગનલાલ બક્ષી
૧૦) ,, રૂપશંકર ઉદયશંકર ઓઝા
૧૦) ,, શાન્તિલાલ ચુનીલાલ મહેતા
૧૦) ,, ઉદયશંકર દેવશંકર ભટ્ટ
૧૦) ,, કુંવરજી મૂળચંદ શાહ
૧૦) ,, રવિશંકર મહાશંકર રાવળ
૧૦) ,, રતિલાલ જગન્નાથ જાની
૧૦) ,, ચંદ્રપ્રસાદ હરિપ્રસાદ પંડ્યા
૧૦) ,, હિંમતરાય દોલતરામ મહેતા
૧૦) ,, વલ્લભદાસ ત્રિભોવનદાસ
૧૦) ,, જુહાભાઇ સાકરચંદ વ્હોરા
૧૦) ,, જગજીવન અમરચંદ વ્હોરા

| | | |
|---|---|---|
| ૧૦) | ,, | વિઠલદાસ ખીમજી પટેલ |
| ૧૦) | ,, | નૃસિંહપ્રસાદ ધરણીધરદાસ દેસાઇ |
| ૧૦) | ,, | વલ્લભદાસ ઉત્તમચંદ પારેખ |
| ૧૦) | ,, | છોટાલાલ દલપતરામ કવિ |
| ૧૦) | ,, | ગિરજાશંકર ભગવાનજી બધેકા |
| ૧૦) | ,, | અમૃતલાલ દલપતરામ શેઠ |
| ૧૦) | ,, | જન્મશંકર મહાશંકર બુચ |
| ૧૦) | ,, | ત્રિભુવનદાસ પીતાંબરદાસ ત્રિવેદી |
| ૧૦) | ,, | બળવંતરાય વજેશંકર છાયા |
| ૧૦) | ,, | જહાંગીરજી સોરાબજી ગબીરજી |
| ૧૦) | , | કપિલરાય ભૂપતરાય મહેતા |
| ૧૦) | ,, | પ્રતાપરાય મોહનલાલ મોદી |
| ૧૦) | ,, | પ્રેમચંદ રતનજી શાહ |
| ૧૦) | ,, | હરિભાઇ લલ્લુભાઇ મહેતા |
| ૧૦) | ,, | પ્રાણજીવનદાસ ઓધવજી ઠક્કર |
| ૧૦) | ,, | ગોપાળજી ઓધવજી ઠક્કર |
| ૧૦) | ,, | કપિલરાય પરમાણંદદાસ ઠક્કર |
| ૧૦) | ,, | રામજીભાઇ મગનલાલ |
| ૧૦) | ,, | પેસ્તનજી બરજોરજી |
| ૧૦) | ,, | હરગોવિંદદાસ અંબાશંકર જાની |
| ૧૦) | ,, | પોપટલાલ ગોવિંદલાલ શાહ |
| ૧૦) | ,, | દત્તાત્રેય બાલકૃષ્ણ ડીસકળકર |
| ૧૦) | ,, | ફતેહચંદ ઝવેરભાઇ |
| ૧૦) | ,, | હિરાલાલ હરગોવિંદદાસ |

૯૨૦) કુલ રૂપીઆ. ૯૨

# પરિશિષ્ટ અંક ૨૫

## ભાવનગર સાહિત્યપરિષદનું ઉપજ ખર્ચનું તા. ૧-૧-૧૯૨૩ થી તા. ૩૧-૩-૧૯૨૫ સુધી માસ ૨૭નું એકંદર સરવૈયું,

ઉ

—૦—૦ સત્કારફંડની.ભેટ ખાતે જમા
૪૪૫૬—૦—૦ મુંબાઇના ફાળાના
૧૮૨૬—૦—૦ ભાવનગરના ,,

૬૨૮૨—૦—૦

૨૬૫—૦—૦ કમીશન ખર્ચના

૬૦૧૭—૦—૦

—૦—૦ સત્કારમંડળના સભ્યોની ફી ખાતે જમા.
૯૨૦—૦—૦ સભ્યો ૯૨ ની ફીના દર રૂ. ૧૦) મુજબ

૨૫—૦—૦ કમીશન ખર્ચના

૮૯૫—૦—૦

—૦—૦ સભ્યો ૧૨૬ ની ફીના, દર રૂ. ૩) મુજબ

—૦—૦ પ્રેક્ષક ટીકીટ વેચાણની ઉપજના
૩૦—૦—૦ સંભાવિત પ્રેક્ષક ટીકીટ ૩ના દર રૂ.૧૦ મુજબ.
૬૮—૦—૦ પ્રેક્ષક ટીકીટ ૩૪ના દર રૂ. ૨ મુજબ
૪૯—૦—૦ વિદ્યાર્થીઓની ટીકીટ ૪૯ ના દર રૂ. ૧ મુજબ.

૧૪૭—૦—૦

—૪—૩ વ્યાજ વટાવની ઉપજના
—૦—૦ સ્વ. ઓટાદકર ફંડ ખાતે જમા

૭૫૧૫—૪—૩

---

૮૭૩—૧—૩ પત્રિકાઓ, આમંત્રણ પત્રિકાઓ વગેરે પરચુરણ છપામણી ખર્ચ ખાતે ઉધાર
૧૧૮૭-૧૨—૦ રિપોર્ટ છપામણી ખર્ચ ખાતે તા. ૩૧—૩—૧૯૨૫ સુધી થયેલો ખર્ચ.
૭૯૮—૦—૬ મંડપ ખર્ચ ખાતે ઉધાર.
૧૨૮-૧૩—૩ સ્વયંસેવકોની બાબતમાં થયેલા ખર્ચખાતે ઉધાર.
૧૨૧-૧૧—૦ સ્વાગત ખર્ચખાતે ઉધાર
૨૨૦—૪—૬ રેલ્વે મુસાફરી ખર્ચખાતે ઉધાર
૯૦—૮—૦ દીવાબત્તી ખર્ચખાતે ઉધાર
૧૫૧—૧—૯ તારટપાલ ખર્ચખાતે ઉધાર
૫૧—૬—૦ ઘોડાગાડી-સાઇકલ ભાડા ખર્ચ ખાતે ઉધાર
૭૭—૮—૯ પરચુરણ ખર્ચખાતે ઉધાર
૧૫૬—૮—૦ નોકર પગાર ખર્ચખાતે ઉધાર
૨૭—૨—૬ પત્ર પ્રદર્શન ખર્ચખાતે ઉધાર
૭૬—૬—૯ સંગીત ગરબા પાર્ટી ખાતે ઉધાર
૧૦૦—૦—૦ ફોટોગ્રાફ ખર્ચખાતે ઉધાર
૫૨-૧૨—૦ કંટીજંટ ખર્ચખાતે ઉધાર

૪૧૧૩—૦—૦

૨૦૦૦—૦—૦ વડોદરા બેંકમાં એક વર્ષને માટે વ્યાજે મૂકેલ રકમ ખાતે
૧૦૩૦—૦—૦ વડોદરા બેંકની સેવીંગ્સ બેંક ખાતે ઉધાર.
૩૪૧—૩—૦ વડોદરા બેંકમાં ચાલુ ખાતા ખાતે ઉધાર
૧૨—૦—૦ જોષી માધવજી ગાંડા ખાતે
૬—૮—૦ સાહિત્યસભાના મંત્રીઓ ખાતે.

૩૩૮૯-૧૧-૦

૧૨—૯—૦ સીલીક રોકડ

૭૫૧૫—૪—૩

ઇંદુલાલ બાપાલાલ મહેતા તીજોરર

## તા. ૧—૧—૧૯૨૩ થી તા. ૩૧—૩—૧૯૨૫ સુધી માસ ૨૭ નું સાલ આખર લેણદેણનું સરવૈયું.

| જમા | ઉ |
|---|---|
| ૩૩૮૭—૪—૦ પરિષદ ફંડ ખાતે જમા | ૨૦૦૦—૦—૦ વડોદરા બેંકમા ફીક્સડ ડીપોઝીટના |
| ૭૭૯૦—૪—૩ ફંડની કુલ ઉપજના | ૧૦૩૦—૦—૦ ,, સેવીંગ્સ બેંક ખાતે |
| ૨૯૦—૦—૦ કમીશન ખર્ચના | ૩૪૧—૩—૦ ,, ચાલુ ખાતા ખાતે |
| | ૧૨—૦—૦ જોષી માધવજી ગાંડા ખાતે |
| ૭૫૦૦—૪—૩ બાકી એ ઉપજના | ૬—૮—૦ સાહિત્ય સભાના મંત્રીઓ ખાતે |
| ૪૧૧૩—૦—૩ માસ ૨૭નો ખર્ચ | ૩૩૮૯—૧૧—૦ |
| | ૧૨—૯—૦ સીલીક રોકડ |
| ૩૩૮૭—૪—૦ કુલ અનામત બાકી | |
| ૧૫—૦—૦ સ્વ. કવિ બોટાદકર ફંડ ખાતે | ૩૪૦૨—૪—૦ |
| ૩૪૦૨—૪—૦ | ઇંદુલાલ બાપાલાલ મહેતા તીજોરર |

સદરહુ હીસાબ અમોએ વાઉચરો સામે મેળવી બરાબર તપાસ્યો છે.

તા. ૩૦—૪—૧૯૨૫

ગુલાબચંદ આણંદજી શાહ હીસાબી

સદરહુ હીસાબ અમોએ વાઉચરો સામે મેળવી બરાબર તપાસ્યો છે અને તે ખરો છે.

તા. ૨૧—૫—૧૯૨૫

ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા
કુંવરજી આણંદજી શાહ
હીસાબ તપાસનારાઓ

# સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્

## ભાવનગર

### ભાગ ૨ જો.

## ૧ સત્કાર સંગીતો.

[ શુક્રવાર તા. ૧૮ એપ્રિલ ૧૯૨૪. ]

### ૧ સરસ્વતી સ્તવન.

વંદન ! જય ! વંદન ! જય વિશ્વભારતી !
સ્વજનસેવ સુખદ સર્વથા સુહાવતી. —ટેક.

પુણ્યમય, પ્રકાશતી, દિવ્ય જ્યોત ધારતી,
અવિરત વર્ચસ્વ વિશ્વમા વધારતી. વંદન૦

પરિમલ પ્રિય પુષ્પપુંજના પ્રસારતી,
અમિત રસભરિત સરિત લલિત વહાવતી. વંદન૦

ગ્રથિત ગીત ગજાવતી, રસિક ઉર રીઝાવતી,
ખંડ ખંડમા અખંડ ઐક્ય સારતી. વંદન૦

ભારત રત સતત ગુર્જરી ગિરાવતી,
સુમનમ્ સૌરાષ્ટ્ર સર્વ શ્રેષ્ઠ સ્થાપતી. વંદન૦

દેશ પ્રેમ દાખતી મોહન માન રાખતી,
અભિનવ ઉત્કર્ષ હર્ષસાથ સાધતી. વંદન૦

બુલબુલ.

---

### ૨ પરિષત્સત્કાર.

( ઝુલણા-ગીત )

નવલ યુગનો દિસે સૂર્ય આજે ઉદિત,
હિંદસંતાન ઉલ્લસિત ફરતા;
બાલ વીરો અને પ્રૌઢ વીરો સહિત,
ગીર્ માતા તણા વૃંદ સરતા !
આવ્યો સંઘનું કાર્ય ઉછરંગમા,
આર્ય મમાર્ગ સુખ વધારો,

પૂજ્યે પરિષદે પુનિત પગલાં અમે,
બન્ધુઓ ને બહેનો પધારો !
પરિષદો છે પુરાણી પ્રથા આપણી,
નવલ આનંદ શો આજ રેલે !
સર્વના નયનમણિ દીપ્તિમય ભાસતા,
હૃદયના રંગ શા રાસ ખેલે !
કેળવો દેશમાં દિવ્ય શિશુવાટિકા,
સજ્જનો ! પ્રથમે નિજ ઘર સુધારો !
પૂજ્યે પરિષદે પુનિત પગલાં અમે,
બન્ધુઓ ને બહેનો, પધારો !

કાંત.



[ શનિવાર તા. ૧૯ એપ્રિલ ૧૯૨૪. ]

## ૩ ગીત ગુર્જરી.

( મરાઠી સાખી–આરા )

૧

સરસ્વતીના સ્વરાજ્ય-હંસલ ! સુમન-ગુર્જરી ઉજવિયે
વસંતના ડોલર ફૂલડાં સમ, સુગન્ધ મૃત્ય મચવિયે
ત્યાંને જન્મભૂચરિત પ્રભાવ,
સ્વભાષા સાહિત્યે, જગ ઝુલાવ !

૨

માનસરોવરના કલ હંસલ ! રસ ગુર્જરી ગજવિયે
હૃદય-કમળના રસમૌક્તિકથી જય શૃંગાર સુહવિયે
ત્યાંને રસાત્મચરિત સુસ્હાવ,
ધરિયે સપ્તપદસખ્ય ભાવ !

૩

પ્રાણુ સંગીતના પરમ હંસલા ! સુર ગુર્જરી જગવિયે
ધીરી ત્વરાએ, સ્વતંત્રતાના જીવિત લલિત જોગવિયે
ત્યાંને દિવ્ય ચરિત્ર, મહાન
મંત્રદ્રષ્ટા, હો મહાનુભાવ !

જન્મશંકર લલિત.



[ રવિવાર તા. ૨૦ એપ્રિલ ૧૯૨૪. ]

## ૪ અનન્ય ભારત.

માત-હો ! મ્હાઉં તનમનથી,
માત હો ! મ્હાઉં તનમનથી,
નથી નથી તુજ દેવી, ભારત ! જગમાં અનન્ય નથી,—માત હો ( ધ્રુવ )

જ્યાં પ્રભુ સુખના રસબોલ પ્રથમ બોલાયા,
જ્યાં અગમ નિગમના ભેદ પ્રથમ ખોલાયા,
જ્યાં ધર્મ કર્મના યોગ ખરા તોલાયા:
જે વસાઇ સુરજનથી,
ભલી જે વસાઇ સુરજનથી—માત હો !

જ્યાં ઋષિ ઋષિના નક્ષત્ર અચળ ઝળઝળતા,
જ્યાં નવજીવનના અમી યુગેયુગ મળતા,
જ્યાં વહ્યા ભક્તિરસ નીર ગંગ શું બળતા,
જે સજાઇ ઉરધનથી,
ભવ્ય જે સજાઇ ઉરધનથી—માત હો !

જુગ જુગમાં જય ટંકાર, માત તે કીધા,
તુજ આત્મ પ્રકાશ અનેક પ્રજાએ પીધા,
તુજ આશ્રમના આધાર અનાથે લીધા,
તું તવાઇ નિજ તનથી,
સદા તું તવાઇ નિજ તનથી—માત હો !

અમ આત્મ આત્મ સંદેશ લઇ તુજ ફરશું,
તુજ નવ ચેતના ભેખ ધરી ઉર બરશું,
સુખ ધરી પુણ્યભર નામ જીવશું મરશું
તું જડાઇ જીવનથી
માત ! તું જડાઇ જીવનથી—માત હો !

નથી તુજ જેવી ભારત ! જગમાં અન્ય નથી,—
માત હો !

ખબરદાર.

Valabhjee Ramjee

—

## ૫ વિદાય

( સોહામણી સ્વર્ગની વાટ-એ રાહ )

મોંઘા મૂલા મેમાન, પુન પધારજો અમ ધામ
શા શા કરીએ સન્માન, ગુણીજન આવજો અમ ધામ-ટેક૦

સત્સંગત પારસમણી સાંપડતા સદ્‌ભાગ્ય,
સ્પર્શન કંચન જન બને, રંજન મન મહા ભાગ

અનુપમ અમ આંગણ અજવાળ્યા,
હેતભર્યાં હૈયાં વિકસાવ્યાં
પ્રેરિત દિવ્ય પ્રભાવ સુહાવન,
પ્રસરાવી પરિમલ કરી પાવન

સ્વીકારી અંતર આમંત્રણ, કરુણા જળ વરસાવજો અમ ધામ
શા શા કરીએ સન્માન, ગુણી જન આવજો અમ ધામ-મોંઘા મૂલા૦

બુલબુલ.



## ૬ વિદાય*

( કર્તા-મે. અરદેશર ફરામજી ખબરદાર )

નમનતણાં અમ ગાન
સ્વીકારો, દુલા અમ જજમાન!

ઋતુગઋતુગજૂના જગજનણીતા ભાવનગરના ભાવ
ખટરસ ભોજન નવરસ ગુંજન લીધા લાખેણા લ્હાવ
સ્વીકારો, દુલા અમ જજમાન! ૧

કૃષ્ણ ને શ્યામલ હોઠે પ્રભાભર વંશી વહાવે સૂર
આજ તમારે મ્હોંને અમે પ્રિય રંગ ઉગાવ્યા પૂર
સ્વીકારો, દુલા અમ જજમાન! ૨

ખીની કમળની પાદડી ને ખીલ્યા ઉંડા આકાશ
મીઠી મ્હેમાનીના મોંઘા છે સોણા ને મોંઘેરા ભાવવિલાસ
સ્વીકારો દુલા અમ જજમાન! ૩



* આ ગીત તા. ૨૦-૪-૨૯ ને રોજ સાંજના બેઠકની સમાપ્તિએ મ્હેમાનો તરફથી મે. અરદેશર ફરામજી ખબરદારે ગાયું હતું

## ૫ વિદાય

( સોહામણી સ્વર્ગની વાટ-એ રાહ )

મોઘા મૂલા મેમાન, પુન: પધારજો અમ ધામ
શા શા કરીએ સન્માન, ગુણીજન આવજો અમ ધામ.-ટેક૦

સત્સગત પારસમણી, સાંપડતા સદ્‌ભાગ્ય,
સ્પર્શન કંચન જન બને, રંજન મન મહા ભાગ

અનુપમ અમ આંગણ અજવાળ્યા,
હેતભર્યાં હૈયાં વિકસાવ્યા;
પ્રેરિત દિવ્ય પ્રભાવ સુહાવન,
પ્રસરાવી પરિમલ કરી પાવન.

સ્વીકારી અંતર આમંત્રણ, કરુણા જળ વરસાવજો અમ ધામ,
શા શા કરીએ સન્માન, ગુણી જન આવજો અમ ધામ.-મોઘા મૂલા૦

બુલબુલ.



## ૬ વિદાય*

( કર્તાઃ-મે. અરદેશર ફરામજી ખબરદાર )

નમનનણા અમ ગાન
સ્વીકારો, દુલા અમ જજમાન !

જુગજુગજૂના જગજાણીતા ભાવનગરના ભાવ:
ખટરસ ભોજન, નવરસ ગુંજન લીધા લાણેણા લ્હાવઃ
સ્વીકારો, દુલા અમ જજમાન ! ૧

કૃષ્ણ ને શ્યામલ હોઠે પ્રભાભર વંશી વહાવે સૂર:
આજ તમારે મ્હોલે અમે પ્રિય રંગ ઉડાવ્યા પૂર:
સ્વીકારો, દુલા અમ જજમાન ! ૨

ખાની કમળની પાંદડી, ને ખીલ્યા ઉંડા આકાશ.
મીઠી મ્હેમાનીના મોંઘા છે સોણા ને મોંઘેરા ભાવવિશ્વાસ:
સ્વીકારો, દુલા અમ જજમાન ! ૩



* આ ગીત તા ૨૦-૪-૨૮ ને રોજ સાગર બેઠકની સમાપ્તિએ રંગમાનો તરફથી મે અરદેશર ફરામજી ખબરદારે ગાયું હતું.



ઓનરેબલ લલ્લુભાઇ સામળદાસ મહેતા.
1. આઇ. ઇ. સત્કાર કમિટિના ઉપપ્રમુખ સાહેબ.

મહેરબાન સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબ
કે. સી. આઈ. ઇ. સત્કાર કમિટિના પ્રમુખ સાહેબ.

રા. બ. ત્રિભુવનદાસ કાળિદાસ ત્રિવેદી
કાર્યવાહક કમિટિના પ્રમુખ સાહેબ.

## ૨ સત્કાર મંડળના પ્રમુખ મહેરબાન

# પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સાહેબના ભાષણનો સાર.

### સાક્ષરવર્ય શ્રીયુત કમળાશંકરભાઈ અને તેઓની સાથે પધારેલું વિદ્વન્ મંડળ!

સામાન્ય વહીવટ પ્રમાણે 'સન્નારીઓ અને સદ્ગૃહસ્થો'–એ રીતે આ મંડળમા હું ઉદ્દેશતો નથી. કેમકે અહીં આજે મારે જૂદે જૂદે સ્થળોએથી પધારેલા વિદ્વાનો અને સાક્ષરોને સત્કારવા છે. એટલા માટે હું વિદ્વન્મંડળને ઉદ્દેશીને ઉપર મુજબનું સંબોધન વાપરૂં છુ. ગુજરાતના પ્રખર વિદ્વાનોએ અત્ર પધારીને જે માન અમને અને આ શેહેરને આપ્યું છે, તે માટે તેઓનો હૃદયપૂર્વક આભાર માનું છું. આવી પરિષદમા પોતાના કાર્યથી સાક્ષર તરીકે જેઓ અંકિત થયા ન હોય, તેઓને મોટું ભાષણ કરવાનો હક નથી. મેં એ દિશામા કશું કર્યું નથી, હું તો રાજકીય કાર્યભારના મહાન્ અને અગાધ સમુદ્રમા હજુ થોડા છીછરા પાણીમા ફરનાર એક ન્હાનું મત્સ્ય છું. માટે મહાન્ અને પ્રખર વિદ્વાનોની સમક્ષ મોટું ભાષણ કરવું, એ મને યોગ્ય નથી લાગતું. તો પણ એટલી હું ખાત્રી આપુ છું કે ભાવનગર જે હૃદયભાવ માટે પ્રસિદ્ધ છે, તેવા હૃદયભાવથી સ્વાગત આપવામાં જરા ઉણપ રહેવા દેશે નહિ. તેમ છતાં કંઇ અમારી ઉણપ લાગે તો ક્ષંતવ્ય ગણશો, એવી આશા રાખું છું: કેમકે વિદ્વાનો સ્વાગતની ખામીને ગણતા નથી. અમે આહં તો સ્વાગતકાર્યમાં કાયમ ટેવાયેલા છીએ, અને મને અધિકારના મિથ્યાભાનથી કહી દેવાનું મન થાય છે કે અમે આપ વિદ્વાનોનું સ્વાગત ખુશીથી કરશું. પણ તે સિવાય બીજી બાબતો વિશે અહીં મારાથી ઘણા વધારે પ્રમાણમાં પ્રખર વિદ્વાનો હાજર છે, ત્યા કશું વિશેષ કહેવા હું માગતો નથી. તો પણ ભાવનગરને અનુકૂળ વાત પ્રસંગાનુસાર ન બોલાય, તો પણ તે એક ત્રુટિ ગણાય. મને આ વખત એક હકીકત યાદ આવે છે કે પ્રખ્યાત સદ્ગત દીવાનસાહેબ વિઠ્ઠલભાઇ નોકરીથી મુક્ત થયા પછી તેમની છાયામા રહીને જ અમારો વ્યવહાર ચાલતો હતો. જ્યારે જ્યારે આવા પ્રસંગો આવતા ત્યારે ત્યારે અમે સૌ એકમતે તેઓને માથે પ્રમુખની ઉપાધિ નાખતા હતા, અને તે ઉપાધિ તેઓ એક શરતે સ્વીકારતા. તેઓ કહેતા કે પ્રમુખનીવતી બોલવા વગેરેની બીજી ઉપાધિ અમારામાથી કોઇએ વ્હોરી લેવી. હવે એ જ રીતે આજે મેં સ્વીકારેલા પ્રમુખપદની ઉપાધિ અહીં પધારેલા ઉપપ્રમુખ ઑનરેબલ* લલુભાઈ સાહેબ ઉપાડી લેશે કેમકે મારી તન્દુરસ્તી સારી નથી અને હું હવે વિશેષ બોલી શકીશ નહિ.

### ૩ સત્કાર મંડળના ઉપપ્રમુખ મેહેરબાન

# લલ્લુભાઇ સામળદાસ મહેતાના ભાષણનો સાર

વિદ્વાન્ સાક્ષરો અને સન્નારીઓ !

મેહેરબાન સર પ્રભાશંકરભાઇએ મારી પાસેથી મારા મુરબ્બીભાઇનું જે ઋણ લેવાનું કહ્યું છે, તે એટલું બધુ અને એટલું મોટું છે કે તે કોઇ રીતે હું પૂરૂં કરી શકું તેમ નથી. એમણે તેમની કરેલી સેવા એટલી વિશાળ હતી કે તેનો અંશ પણ હું અદા કરી શકીશ નહિ. અત્ર જે કંઇ હું તેમનીવતી બોલીશ, તેથી પણ તેમનુ ઋણ તો જેમનું તેમ ઉભું જ રહેશે.

સાક્ષરમંડળ પાસે ઉભા થઇને બોલવામા તેમણે જેમ પોતાનો અધિકાર નહિ હોવાનુ કહ્યું, તેવી જ રીતે મે પણ સાહિત્યક્ષેત્રમા કંઇ કામ કર્યું નથી, પણ ભાવનગરના રહીશ તરીકે મારે સત્કારનું કાર્ય કરવું જોઇએ, એ હું મારી ફરજ સમજુ છુ. તેઓએ મને આઠ દિવસ પેહેલા નોટીસ તો આપી હતી કે તેઓની વતી સ્વાગત વિશે મારે કંઇક બોલવું. પણ હુ નહોતો માનતો કે મારે તે કાર્ય કરવું જ પડશે. હું ધારતો હતો કે અઠવાડિયામા તેઓની પ્રકૃતિ સ્વસ્થ થઈ જશે, અને તેઓ પોતે જ સત્કારનુ ભાષણ આપશે, અને મારે માથે તે ભાર આવશે નહિ. આવો પ્રસંગ એક વખત મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડના ખરડાની સભામા મારે અણધાર્યો આવ્યો હતો, તે મને યાદ આવે છે. સર વિઠ્ઠલદાસ ઠાકરશી સાથે દીનશા-વાચ્છા અને મારે જવાનું થયુ. સર વિઠ્ઠલદાસને જ્યારે પુછવામા આવ્યુ, ત્યારે તેઓએ કહ્યુ કે રાજકીય વિષયનું તેઓએ અધ્યયન કર્યું નથી, પણ લલ્લુભાઇએ તેનું અધ્યયન કર્યું છે, તેથી તેઓ જવાબ આપશે. આમ તે વખતે મારે માથે તે બોજો અચાનક આવી પડયો હતો.

સર પટ્ટણી સાહેબને મિત્રતાને ભાવે મજાક કરવાનો સ્વભાવ આટલી વયે પણ રહ્યો છે, તે હું માનતો ન હતો. પણ ખરૂં કહું તો ગુજરાતી સાહિત્યમા બાળકોને જેટલું જ્ઞાન હશે, તેટલું પણ મારામા નથી. મને લાગે છે કે હવે જો આપણે ગુજરાતી સાહિત્યનો અને ગુજરાતી ભાષાનો પ્રચાર યથાશક્તિ ન કરીએ તો આપણે કંઇ જ કર્યું નથી. જે ભાષા લોકો સમજી શકે તે ભાષામા જ લોકોની જોડે કામ લેવું જોઇએ અમે અંગ્રેજી ગમે તેવુ સારૂં લખવાબોલવાનો ડોળ કરીએ, પણ અમારી બ્હેનો અને વગર કેળવાયેલા ભાઇઓ આપણા અંગ્રેજી વિચારો સમજી શકે નહિ. માટે તેમને આપણા કામમા ભાગ લેતા કરવા હોય તો તેઓ સમજી શકે એવી ભાષામા કામ થવું જોઇએ.

મહાત્મા ગાંધીજીએ નવજીવનદ્વારા ટુંક સમયમા જે પ્રગતિ કરી છે, તે ગુજરાતી ભાષા ન હોત તો તો જેટલી જાગૃતિ હાલ ઘેર ઘેર થઇ રહી છે, તેવી થઇ શકત નહિ માટે આપણે આપણી ગુજરાતી ભાષાને ખીલવીને તે દ્વારાએ જ આપણા અજ્ઞાત ભાઇબ્હેનોને જીવનનો સંદેશ આપવો જોઇએ.

મારા અહીં આવ્યા અગાઉ ચાર દિવસ પહેલાં મહાત્મા ગાંધીજીને મળ્યો હતો, અને પરિષદને અંગે કંઇ તેઓના તરફનો સંદેશ મોકલવા વિનતિ કરી હતી તેઓએ ગુજરાતી ભાષાના પ્રચારને બને તેટલો ટેકો આપવાનો સંદેશ આપ્યો છે. તે સંદેશને આપણે વધાવી લઇશું, તો આપણે કંઇક કર્યું ગણાશે

હું જો કે ભાવનગરથી હાલ ઘણે દૂર રહું છું, પણ મારી રગેરગમાં ભાવનગરનું જ લોહી વહે છે, એટલે આપ સર્વેએ અહીં પધારવાની તસ્દી લીધી, તેને માટે ભાવનગર તરફથી આપ સર્વેનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું





રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. બી. એ.

સાતમી ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખ.

## ૪ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ-નિયુક્ત

# રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનું ભ

( ભાવનગર, તા. ૧૮ એપ્રીલ ઇ. સ. ૧૯૨૪. )

शरण करवाणि कामदं ते चरणं वाणि चराचरोपजीव्यं
करुणामसृणैः कटाक्षपातैः कुरु मामम्ब कृतार्थसार्थवाहम्

જે સરસ્વતીદેવીના સત્રમા ઉપાસનાવે આપણો સર્વ સાર્થવાહ સાર્થવાહ કૃતાર્થ થાઓ એમ હુ દેવીના ચરણકમળને શરણે જઇ ર

**ઉપકાર સાથે પ્રમુખપદનો સ્વીકાર**—સન્માનકારિણી સ અન્ય સભ્યો અને સાહિત્યબંધુઓ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ' સાહિત્યપરિષદ્‌ના સાતમા અધિવેશનનુ પ્રમુખપદ મને આપવા હુ આપનો આભારી થયો છુ ને તે મે ઉપકાર સાથે સ્વી મારા મનની સ્થિતિ પ્રગટ કરવાની જરૂર છે આપના પ્ર પ્રિન્સિપલ આનદશંકરભાઇ એમના વિસ્તૃત વાચનનો, ( અને પાશ્ચાત્ય સાહિત્યના ઊંડા અધ્યયનનો આપણને સ વિદિત અને નિર્વિવાદ છે. એમણે એ પદ સ્વીકાર્યુ ! ઘણોજ આનદ થાત. મને તો ખાસ આનદ થાત, કારણ અને મારી તરફ ગુરુભાવની પૂજ્ય વૃત્તિ ધરાવે છે. એમના એ પદ , સર્વેએ એ અનન્ય લાભ ખોયો છે, એ અતિશોચનીય છે એમની મધુરી, આલ - હૃદયગમ ભાષાનો ને પ્રૌઢ વિચારનો અદ્વિતીય લાભ પરિષદ્‌ને ન મળ્યો તેથી આપણે ત - હતાશ થયા છીએ. એમના ના કહેવાથી આપના મ ત્રિઓએ-રા. માનશંકરભાઇ અને મારા પ્રેમપાત્ર રા રમણલાલ યાજ્ઞિકે મને તાર મૂક્યો ને તેનો ઉત્તર તારથી જ માગ્યો ' અમારી મુશીબત સમજીને પ્રમુખપદ સ્વીકારવાનો તાર મૂકી અમને ચિન્તામુક્ત કરો ' એવા તારના અસરકારક શબ્દો વાચી મારા મનની સ્થિતિ ઘણી કફોડી થઇ પડી

રાત્રિના દસનો સુમાર થયો હતો. તે સમયે મારે ત્યા ચિ. મોહનલાલ યુનિવર્સીટિના ફેલો તરીકે ચુટાયા તેના આનન્દનિમિત્તે એક નાનુ સ્વજનમડળ ભેગુ થયુ હતુ તાર ઉઘાડતા તો પ્રથમ મન ચિન્તાગ્રસ્ત થયુ, તે ખોલ્યો ને વાચ્યો તે સમયે તરફ ર જનાર્દન વીરભદ્ર પાઠકજી મારી પાસે બેઠા હતા તેઓ તથા તેમના ચિ પ્રો વ્યોમેશ પાઠકજી તથા ચિ મોહનલાલ ને મારી પુત્રી, એ બધા એકમત થઇ ગયા ને બધાએ મને આગ્રહપૂર્વક કહ્યુ કે ના તો ન જ કહેવી બધો વિચાર કરીને મેં સવારે સ્વીકારનો તાર મૂકવાનો નિશ્ચય કર્યો

હવે હું બહુધા નિવૃત્તિમય જીવન નિર્ગમન કરૂ છુ ગુ વ સોસાઇટિ મને વ્યાખ્યાન આપવા બે વર્ષ થયા નિમન્ત્રણ કરે છે તેની પણ એ જ કારણથી હું ના કહું છુ તે તે સોસાઇટિ જાણે છે.

શ્રીયુત આનંદશંકરભાઇ જેવા ઉત્સાહ, બુદ્ધિ, કાર્યશક્તિ, અને સર્વદેશીય કૌશલ્યથી સંપન્ન કાર્યધુરંધરે સાહિત્યપરિષદની કાર્યધુરા બહુજ સુગમતાથી વહન કરી હોત, તે કાર્યધુરા મારા મગજ પર પડતી જોવા હું નારાજ હતો; પરંતુ તારની ભાષા એવી હૃદયદ્રાવક હતી અને મારા પર બધા ગૃહમંડળનું ને સ્વજનમંડળનું એવું દબાણ થયું કે એ તાર મૂકનારા સજ્જનોના પ્રેમપાશમાં બદ્ધ થઇ અન્તે ગુર્જરસાહિત્ય પ્રત્યે મારી ફરજ મારે અદા કરવી જોઇએ એવી બુદ્ધિથી હુ આ ઉચ્ચ પદની સ્વીકારવા અનિચ્છતો પણ આકર્ષાયો છું.

**તરુણ પુરુષનું આ કાર્ય**—મારા સમજવા પ્રમાણે આવું કામ તરુણ પુરુષોનું છે. તરુણ પુરુષો ઉત્સાહ ને કાર્યશક્તિને બળે પ્રગતિ ને વૃદ્ધિ તથા ઉત્કર્ષ સાધવામા અગત્યનો ભાગ ભજવે છે. તેઓ ગુજરાતી સાહિત્યની ખિલવણી ને અભિવૃદ્ધિના માર્ગો શોધવા ને યોગ્ય ઉપાયો યોજવા ઉદ્યુક્ત થશે તો સાહિત્યનો વિકાસ સર્વગામી થશે એ નિઃસંશય છે.

**કાઠીઆવાડની ઐતિહાસિક ને પવિત્ર ભૂમિ**—આપનો પ્રદેશ ઐતિહાસિક, પ્રાચીન, ને પવિત્ર છે. પ્રાચીન સુરાષ્ટ્રની, પાછળથી સૌરાષ્ટ્રની ખ્યાતિ પામેલા દેશની, સીમા વિસ્તીર્ણ હતી. તે છેક સિંધુ નદીથી દમણ લગણ ફેલાયલી હતી. હાલનું કાઠીઆવાડ એ વિસ્તૃત પ્રદેશમા અન્તર્ગત હતું. સુરાષ્ટ્ર દેશનો અતિપ્રાચીન ગ્રન્થોમાં ને તામ્રપત્રોમા નિર્દેશ એની પ્રાચીનતા સ્પષ્ટ દર્શાવે છે. ઇ. સ. પૂ. ના ૮ મા સૈકાના ભગવાન્ પાણિનિના '**कार्तकौजपादयश्च**' ॥ ६।२।३७ એ સૂત્રને લગતા ગણપાઠમા '**कुन्तिसुराष्ट्राः**' એમ સુરાષ્ટ્રનો નિર્દેશ છે. મહાભારતમા વનપર્વમા ૮૯ મા અધ્યાયમા ધૌમ્ય ઋષિ યુધિષ્ઠિરને વિવિધ તીર્થનું વર્ણન કરે છે તેમાં સુરાષ્ટ્ર દેશનું વર્ણન છે ને તેમાના પુણ્ય સ્થળો, નદીઓ, તળાવો ને આશ્રમો દર્શાવ્યા છે. એ સુરાષ્ટ્ર પ્રદેશમાં જ પ્રભાસ ને દ્વારામતી વર્ણવેલાં છે. રુદ્રદામન્ અને સ્કન્દગુપ્તના ગિરનારના ને કેટલાક વલભીનાં તામ્રપત્રોમા સુરાષ્ટ્રનો ઉલ્લેખ છે.

**તીર્થમય પ્રદેશ**—આ પ્રાચીન અને પુણ્ય પ્રદેશના વિસ્તીર્ણ ક્ષેત્રમા અવતારી દિવ્ય પુરુષ શ્રીકૃષ્ણના નિવાસથી પવિત્ર ને પ્રખ્યાત થયલી, સપ્ત મોક્ષદાયિકા નગરીમાની એક શ્રીમતી દ્વારામતી, મહેશ્વરના જ્યોતિર્લિંગોમા પ્રથમ જ્યોતિર્લિંગ સોમનાથથી વિરાજિત પ્રભાસ નગરી, ને તેની સમીપનું ત્રિવેણીસંગમનું તીર્થ ભારતવર્ષનાં ભિન્ન ભિન્ન સ્થળોથી હજારો યાત્રાળુઓને પ્રતિવર્ષ આકર્ષે છે ને પાવન કરે છે. એ જ પવિત્ર પ્રદેશમા શ્રીકૃષ્ણે પોતાના સહાધ્યાયી સુદામાને, દ્રોણને દ્રુપદે તિરસ્કાર્યા ને વૈરભાવનું બીજ રોપ્યું તેમ વધુતા ન દર્શાવતા વિલક્ષણ રીતે તેમનું સન્માન કરી દરિદ્રાવસ્થામાથી હમેશને માટે એવા વિમુક્ત કર્યા કે

'ક્યા ગઇ મારી તૂટી ઝુંપડીઆં, કાંચન મહેલ બને રે'—

એમ સુદામાનો સાશ્ચર્ય ઉદ્ગાર થયો, એ ભક્તરાજ, સ્વાભિમાની, ને યાચનાને અવગણનાર સુદામાની સુદામાપુરી, હાલનું પોરબંદર–મહાત્મા ગાંધીજીનું જન્મસ્થાન–વિરાજમાન છે. જેમણે પોતાની દૃઢ શ્રદ્ધા ને ભક્તિના અનુપમ બળ ને પ્રભાવથી અશ્રદ્ધાળુ ને ટીકાખોર નાગરોને અનેક ચમત્કારો દર્શાવી ચકિત કર્યા હતા, અને જેઓ ગુજરાતી ભાષાના જૈનેતર કવિઓમા અગ્રિમ ને પ્રતિષ્ઠિત સ્થાન ભોગવે છે તે આદિ કવિ ભક્તરાજ નરસિંહ મહેતાનું જન્મસ્થાન

ભક્તોના અને વેદાન્તીઓના પદપકજથી પવિત્ર થયલુ પ્રાચીન ને પુણ્યશાળી જુનાગઢ એ જ વિસ્તીર્ણ સુરાષ્ટ્રપ્રદેશમાં આવેલું છે એ જીર્ણનગરમાં પવિત્ર શીલની વેદિ પર આત્મદેહને હોમનારા રાણકદેવી જેવા સ્રીરત્નો પેદા થયાં છે. એ જ નગરની પાસે શ્રીમન માઘકવિએ 'શિશુપાલવધ'ના ૪ થા સર્ગમા ભિન્ન ભિન્ન વૃત્તોમા જેનું અલૌકિક સૌન્દર્ય વર્ણવ્યુ છે એવો રૈવતક ગિરિ-મહાભારતમા જેનું ઉજ્જયન્ત નામ આપ્યું છે તે-ગિરનાર પર્વત આવેલો છે. એ પર્વતની રમ્યતા જોઇ દ્વારકાથી ઇન્દ્રપ્રસ્થ જતાં શ્રી કૃષ્ણ વારવાર અપૂર્વવત્ વિસ્મય પામ્યા હતા એમ વર્ણવી માઘકવિએ રમ્યતાનું લક્ષણ આપ્યું છે કે જે ક્ષણે ક્ષણે નવીન લાગે તે જ ખરૂં રમ્ય છે. એ પવિત્ર ગિરિ અનેક તીર્થોથી અને ઐતિહાસિક શિલાલેખોથી ભરેલો છે આવા રમ્ય ને પુણ્ય પ્રદેશમા સાપ્રત સમયમા પણ શતાવધાની નૌઘ્ર કવિવર, આચાર્યવર્ય શ્રીમાન્ ગટ્ટુલાલજી તથા શીઘ્ર કવિ શાસ્ત્રીજી શકરલાલ તથા કવિશ્રી કેશવરાય હરિરાય, વગેરે અનેક નરરત્નો ઉદ્ભવ પામ્યા છે આ પવિત્ર પ્રદેશનુ ભવ્યનગર ભાવનગર માત્ર અખિલ કાઠીઆવાડને જ નહિ પરતુ આખા મુંબઇ ઇલાકાને અલૌકિક બુદ્ધિપ્રભાવ ને ઉચ્ચતમ રાજકીય નાગરિકત્વ ને મુત્સદ્દીપણાથી શોભાવનાર સ્વર્ગસ્થ ગૌરીશકરભાઇએ પોતાના જન્મથી અલકૃત કર્યું હતું એમના તેજસ્વી રાજ્યતન્ત્રે ભાવનગરના ઉત્તરોત્તર ઉત્કર્ષના બીજ રોપ્યા છે, જે કાલક્રમે શાખાપ્રશાખારૂપે સર્વત્ર પ્રસાર પામી રહ્યા છે એવા પ્રદેશમાં આપણે ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે ભેગા થયા છીએ બન્ધુઓ, પવિત્ર સ્થાનનું માહાત્મ્ય અલૌકિક છે તેની તાત્કાલિક અસર જાદુઇ છે પવિત્ર સ્થાનના ચમત્કારથી ગમે તેવો અશ્રદ્ધાળુ પુરુષ પણ ક્ષણ વાર પવિત્ર બને છે બ્રહ્મગિરિના વર્ણનમા કવિશ્રી નર્મદે ખરૂં કહ્યું છે કે

> 'સસાર સંધો વિસરી જવાએ, પાપી પ્રપચો મનમાંથી જાએ,
> લીના પિતા હૈ નથિ રે ધરાતો, એવો તપસ્વી ગિરિ છે જ આ તો'

**કાઠીઆવાડમાં ભાવનગરનું સ્થાન**—સામાન્ય આબાદી, વેપારરોજગાર, ને કેળવણીની બાબતમા ભાવનગર કાઠીઆવાડમા અગ્ર સ્થાન ભોગવે છે ભાવનગરની સપત્તિ મહારાજા સાહેબ ભાવસિહજી અને વખતસિહજીના પરાક્રમ ને દૂરઅદેશીપણાને આભારી છે એ કામમા સદ્ગત રૂપજી દેસાઇએ મંત્રી તરીકે તેમજ સરદાર તરીકે અગ્રેસર ભાગ લીધો છે કલાભવન સ્થાપી ઔદ્યોગિક કેળવણીનો પ્રસાર કરવાની યોજના પણ હાલ અહિજ થઇ છે સ્વ સર ગૌરીશકરભાઇ જેવા નાગરિકોએ તેની અભ્યુન્નતિને માટે જે બીજ રોપ્યું છે તે તેમની પછીના બાહોશ રાજ્યતન્ત્રીઓએ સારી રીતે પોષી વિસ્તાર્યું છે હાલ એ રાજ્યનો કારભાર બહુશ્રુત, અનુભવસપન્ન કાર્યદક્ષ રાજ્યતન્ત્રી શ્રીમાન્ સર પટ્ટણી સાહેબના હાથમા છે એઓ સાહિત્યક્ષેત્રમાં વિશારદ ને સાહિત્યના પોષક છે આવા તપસ્વી પ્રદેશમા, બુદ્ધિની શીતલ જ્યોત્સ્ના સર્વત્ર પ્રસરી રહી છે એવા વાતાવરણમા આપણું કાર્ય સાધવા આપણે મળ્યા છીએ, તો એના ઉચ્ચ સસ્કાર આપણી સાધનસપત્તિ ખિલવશે અને આપણા પ્રયાસને સફળ કરશે એવી મારી આશા છે

બન્ધુઓ, આ રમ્ય નગરમા હું ૩૪ વર્ષ ઉપર અહિની સામળદાસ કૉલેજમા સસ્કૃત પ્રોફેસર તરીકે એક વર્ષ રહ્યો હતો તે સમયના પ્રિય મરણના સસ્કાર મારા મનમા

આજ જાગ્રત્ થાય છે અને હાલની અનેક દિશાની પ્રગતિ જોઇને હું અતિહર્ષમાં મગ્ન થાઉં છું

**સાહિત્યસેવકોના સ્વર્ગવાસની નોંધ**—પ્રથમ તો, હાલ થોડા જ વખત પર જે સાહિત્યસેવકોને આપણે ખોયા છે તેમને વિષે આપણો શોક પ્રદર્શિત કરવો એ આપણો ધર્મ છે. એમાના મુખ્ય પુરુષ દીવાન બહાદુર રણછોડભાઇ છે. એમની સાહિત્યસેવા સુવિ- દિત છે. વૃદ્ધાવસ્થામા પણ એમનામા જુવાનીનો ઉત્સાહ ને કાર્યશક્તિ અવસાન પર્યંત જોવામા આવ્યા હતા એ ખરેખરૂં પ્રશંસનીય છે. બીજો ખેદકારક શોક તનસુખરામભાઇના સ્વર્ગવાસનો છે. એમનું જીવન વ્યાધિગ્રસ્ત હતું, તેથી કોઇ વિષય પર એઓ મોટો ગ્રન્થ રચવા પામ્યા નથી. પરંતુ વેદાન્ત અને ન્યાયશાસ્ત્રનો એમનો ઊંડો અભ્યાસ, પ્રાચીન વિષયોની એમની સંશોધકવૃત્તિ, અને ભાષા અને સાહિત્યનું ગંભીર જ્ઞાન એમના માસિકોમાના લેખોમા સ્પષ્ટ જણાય છે. સાહિત્ય ને શાસ્ત્રના એવા અભ્યાસક વિરલ છે. એમના અકાલ સ્વર્ગવાસથી ગુજરાતી સાહિત્યના વિકાસને મોટી હાનિ થઇ છે. ત્રીજો સ્વર્ગવાસ સદ્ગત ઉત્તમલાલ કેશ- વલાલ ત્રિવેદીનો થયો છે. એઓ સારા સાહિત્યસેવક ને પ્રૌઢ અભ્યાસક હતા. થોડા વર્ષ થયા એમનું આરોગ્ય સારૂ રહેતું નહોતુ. લોકમાન્ય તિલકના ભગવદ્ગીતાના પુસ્તકનું એમનુ ગુજરાતીમા ભાષાન્તર આપણા સાહિત્યક્ષેત્રમા એમની વિજયધ્વજા તરીકે પ્રકાશિત રહેશે. એઓની સાથે તેમજ એમના કુટુંબની સાથે મારો સંબંધ ઇ. સ. ૧૮૮૦ માં મારી અમદા- વાદમા બદલી થઇ ત્યારનો હતો. અમદાવાદ હાઇ સ્કૂલમા ને એલ્ફિન્સ્ટન કૉલેજમા એઓ મારા પ્રિય વિદ્યાર્થી હતા અને મારા તરફ એમની ઘણી પૂજ્યબુદ્ધિ હતી. ગયે વર્ષે સુરતમા નર્મદજયન્તીના સમારંભમાં કવિશ્રી ન્હાનાલાલભાઇના વ્યાખ્યાન સમયે સદ્ગત ઉત્તમલાલ પ્રમુખસ્થાને હતા. એઓનો નિવાસ મારે ત્યા હતો અને પ્રાસંગિક વાતમા એમણે મને કહ્યું હતું કે હું પ્રાચીન ગુજરાતનો ઇતિહાસ તૈયાર કરવા ઇચ્છું છું ને એની સામગ્રી એકઠી કરૂં છુ. મારી યોજના પૂરી થયે હું એક દિવસ તમારી સાથે એ વિષે ચર્ચા કરી સંમતિ મેળવી પુસ્તક રચવા માડીશ. પરંતુ યમરાજાના દારુણ પ્રહારના પંજામા એઓ સપડાઇ જવાથી આપણે એમની તરફથી એ અમૂલ્ય લાભ મેળવવો ખોયો છે એ ખેદની વાત છે. સદ્ગત કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆનો સ્વર્ગવાસ પણ શોચનીય છે એઓ રસિક ને સંસ્કારી શૈલીમા પ્રસંગે પ્રસંગે સાહિત્યની સેવા કરતા હતા એમના અવસાનથી ગુજરાતી સાહિત્યે એક ખેલાડી લેખક અને. મેં એક પ્રિય મિત્ર ખોયો છે. વળી આપણે, સાહિત્યસેવકો પ્રો. જેઠીસનદાસ ક્યુરીઆ અને સ્વ. દામુભાઇને પણ એ જ અરસામાં ખોયા છે. તેમજ આપણે ત્રણ ત્રણ કવિરાજ ખોયા છે—રા. કાન્ત, ગ. મસ્ત, અને રા. નથુરામ. ત્રણે મોટા કવિ હતા. કાન્તની સાહિત્યસેવા વિવિધ હતી. મહૂમ ચીમનલાલ દલાલના સ્વર્ગવાસથી જૂની ગુજરાતી ભાષાના સાહિત્યપર સારો પ્રકાશ પાડનાર એક અમૂલ્ય રત્ન આપણે ખોયુ છે. છેલ્લો સ્વર્ગવાસ જેની નોધ લેવાની જરૂર છે તે સ્વ. મનસુખલાલ રવજીનો છે. રાજકીય બાબતની ચર્ચા સાથે એઓ જૈન સાહિત્યના વિકાસમાં પણ સારો ભાગ લેતા હતા. એ બધા જીવાત્માને શ્રદ્ધાંજલિ અર્પવી ને ઇશ્વર એમના આત્માને શાન્તિ અર્પે એવી પ્રાર્થના કરવી એ જ આપણું અવશિષ્ટ કર્તવ્ય રહે છે.

બન્ધુઓ, આપની સમક્ષ પ્રાચીન સમયથી આધુનિક સમય સુધી ગુર્જર સાહિત્યવા- ટિકામા જે જે રમ્ય કુસુમો ને લતાઓ ફૂલીફાલી છે તેમાંના મુખ્યનો નિર્દેશ કરવા તથા

તેમાંના કેટલાક સુગંધી પુષ્પોનો સુવાસ પમરાવવા હું ઇચ્છું છું. વાડીમા નીંદવા જેવું ઘાસ પણ હોય છે તેમજ ગુલાબ જેવા સુંદર છોડોમા પણ કાંટા હોય છે. હું આપની સમક્ષ રમ્ય વૃક્ષો ને પુષ્પોનું જ પ્રદર્શન કરીશ. પછી આધુનિક સમયના આરંભમા બ્રિટિશ ગવર્મેન્ટની સ્થાપનાથી સર્વત્ર સલાહશાંતિના પ્રસાદથી આપણા જનસમાજમા તેમજ સાહિત્યમા અનેક દિશામાં પ્રગતિ થઇ જે લાભાલાભ થયા છે તે તરફ, તેમજ પ્રાચીન અને નવીન પ્રવૃત્તિઓની તુલના કરી દેશકાલાનુસારે શું યુક્ત છે તે તરફ આપનું લક્ષ ખેંચીશ. આધુનિક સમયમા કાવ્ય, નાટક, નવલકથા, જીવનચરિત્ર, ઇતિહાસ, ને વિજ્ઞાનના સાહિત્યમા કેવી પ્રગતિ થઇ છે, કેવી થાય છે, ને કેવી ઇષ્ટ છે, તેનું દિગ્દર્શન કરાવીશ. પારસી ને મુસલમાન લેખકોએ, સ્ત્રીલેખકોએ, તેમજ દૈનિક ને માસિક પત્રોએ કેવી સાહિત્યસેવા બજાવી છે ને બજાવે છે તે પણ આપના મો આગળ મૂકીશ. વળી જે જે સંસ્થાઓ સાહિત્યને ખિલવે છે તેમનાં કરેલા કામોની નોંધ કરી કર્તવ્યમાર્ગ સૂચવીને છેવટે, સાહિત્યપરિષદના સ્થાયી મંડળની આવશ્યકતા સ્થાપિત કરીશ તેમજ એ મંડળના બંધારણ ને કર્તવ્ય વિષે મારા વિચાર દર્શાવીશ.

ગુર્જર સાહિત્યના ચાર કાળ—પદ્ય એ સાહિત્યનું કર્ણપ્રિય, મધુર, અને સ્મરણ શક્તિને વિશેષ સુગમ એવું અંગ હોવાથી સર્વ ભાષાના સાહિત્યમા તેનો વિકાસ ગદ્ય કરતાં વહેલો થાય છે. ગુજરાતી ભાષામા પણ એ જ સત્ય પ્રવર્ત્યું છે. સ્થૂલ દૃષ્ટિએ નિહાળતાં આપણા પદ્યસાહિત્યના ચાર કાળ થઇ શકે છે. ૧. પ્રાકૃત કાળ; ૨. આદિ કાળ, ૩. મધ્ય કાળ, ૪. અર્વાચીન કાળ. પ્રાકૃત કાળમાં અપભ્રંશમાથી નીકળેલી પ્રાચીન ગુજરાતીમા લખાયલા કાવ્યોનો સમાવેશ થાય છે. એ વર્ગમા પદ્મનાભ કવિકૃત 'કાન્હડદે પ્રબન્ધ' તથા ભાલણકૃત 'કાદમ્બરી' ને ભીમકવિકૃત 'હરિલીલા સોળકળા', શ્રીધર વ્યાસકૃત 'રણમલ્લ છંદ' તથા કર્મણ મંત્રિકૃત 'સીતાહરણ', ઉપાધ્યાય મેરુસુંદરનું 'પુષ્પમાલા પ્રકરણ', તેમજ જૈનોના રાસાઓ એટલે પદ્યબદ્ધ કથાઓ—ઇ. સ. ના ૧૨મા સૈકામા રચાયલા 'સપ્તક્ષેત્રી રાસા' તથા નરસિંહ મહેતાના સમયની કંઇક પૂર્વે રચાયલો શ્રીવિજયભદ્ર મુનિનો 'શ્રીગૌતમરાસ,' વગેરે જૈન ગમાઓ અન્તર્ગત થાય છે. આ પ્રાચીન ગુજરાતી ભાષા અપભ્રંશમાંથી નીકળેલી છે. અપભ્રંશના નિયમો સિદ્ધહેમચંદ્રે પોતાના વ્યાકરણમા દર્શાવ્યા છે તેમજ તેનાં ઉદાહરણરૂપદો પણ આપ્યા છે. વળી લક્ષ્મીધરના 'षड्भाषाचन्द्रिका' મા, 'रूपावतार' મા, તેમજ માર્કંડેયના 'प्राकृतसर्वस्व' મા પણ અપભ્રંશનું વિવેચન છે. અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી ભાષા, એ ભાષાના વિકાસની શાસ્ત્રીય શોધ કરનારાને બહુ ઉપયોગી છે. સામાન્ય વાચકવર્ગને તે સમજવી [illegible]

ચૌદ, ૭૨ કળા, ને ૬૪ વિજ્ઞાન વર્ણવ્યા છે. ઈ. સ ના ૧૫ મા સૈકામા ઉપાધ્યાય મેરુસુદરે 'પુષ્પમાળ પ્રકરણ' રચ્યુ છે, તેમાથી કવિ નર્મદે 'નર્મકોશ'ની પ્રસ્તાવનામા ઉલ્લેખ આપ્યો છે, તેમા તે સમયની ભાષાનુ સ્વરૂપ જણાય છે.

**રાસાની ભાષા**—જૈનોના રાસા છેક ઈ સ. ના ૧૮ મા સૈકા સુધીના છે. એ રાસાઓમા જે ભાષા જોવામા આવે છે તે જ ભાષા છેક ૧૮ મા સૈકા સુધી તે સમયના લોકોમા પ્રચલિત હતી એમ તો કહી શકાશે નહિ વસ્તુસ્થિતિ એવી જણાય છે કે જૈન ગ્રન્થકારોને પ્રાકૃત ભાષાનો વિશેષ અભ્યાસ હોવાથી તેમજ તેમના સૂત્રો–શાસ્ત્રગ્રન્થો માગધી કે અર્દ્ધમાગધીમા લખેલા હોવાથી એ ભાષાની અસર તેમના પર થાય એ સ્વાભાવિક છે. બ્રાહ્મણોમા જેમ સસ્કૃતમા લખનાર વિશેષ કીર્તિ પામતો તેમ જૈનોમા પ્રાકૃતમા લખનાર અધિક સન્માન પ્રાપ્ત કરતો. આથી જૈન લેખકોએ જનમડળમા ચાલતી ભાષામા લખવાને બદલે પ્રાકૃતમિશ્ર ભાષામા લખવાનું જારી રાખ્યુ આથી જ છેક ૧૮ મા સૈકામા રચેલા જૈનગ્રન્થોની ને બ્રાહ્મણગ્રન્થોની ભાષામા ફેરફાર છે

**નરસિંહ મહેતા**—ગુજરાતી ભાષાના બ્રાહ્મણ કવિઓમા આદ્ય કવિ નરસિંહ મહેતા છે એમના કાવ્યો, પદો, ને પરભાતીઆ ભક્તિરસથી છલકાતા છે. શૃગારના પદો પણ ભક્તિમા જ પરિણામ પામે છે. નરસિહ મહેતાના નીચેના જેવા પદો તો સામાન્ય સ્ત્રીપુરુષોને મુખે પણ સાભળવામા આવે છે—

'નારાયણનુ નામ જ લેતા, વારે તેને તજિયે રે,
મનસા, વાચા, કર્મણા કરીને લક્ષ્મીવરને ભજિયે રે'

* * *

'ભોળા ભોળા શભુ તમને વિશ્વ વખાણે રે,
મૂળની વાતો તમારી કોઈ નવ જાણે રે
જોગીન્દ્રપણુ, શિવજી, તમારુ મે જાણ્યુ રે,
જટામા ઘાલીને, શિવજી, આ ક્યાથી આણ્યુ રે'

* * *

'પઢો રે પોપટ સીતા રામના, સતી સીતા પઢાવે.
પાસે બાધી પાંજરે, મુખે નામ જપાવે.'

* * * *

'મારા મનગમના મહારાજ, મારે ઘેર આવો રે,
હુ તો તલનુ તમારે કાજ, હસીને બોલાવો રે.'

* * * *

તેમજ નીચેના જેવા પરભાતીઆ પણ ઘણા લોકો ને યાચકો ગાય છે—

'જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના, ધેનમા કુણ જાશે.'

* * * *

'રાત રહે જાહરે પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સુઇ ન રહેવુ,
નિદ્રાને પરહરિ સમરવા શ્રીહરિ, એક તું એક તું એમ કહેવુ.'

નરસિંહ મહેતાના પરભાતીઆમા ઉપદેશ, તત્ત્વજ્ઞાન, ને કૃષ્ણસ્તુતિના વચનો ઝાઝે છે એમને તત્ત્વજ્ઞાન કરતા પ્રેમરસ જ ઇષ્ટ લાગે છે, તેથી કહે છે કે—

' પ્રેમરસ પાને તું, મોરના પીંછધર, તત્ત્વનુ ટુંપણું તુચ્છ લાગે '

તોપણ મહેતા તત્ત્વજ્ઞાનની અનેક વાર સ્તુતિ કરી કહે છે કે

' જ્યાલગી આતમા તત્ત્વ ચિન્યો નહીં, ત્યાલગી સાધના સર્વ જૂઠી,
માનુષદેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી. '

* * *

' ભણે નરસૈયો કે તત્ત્વદર્શન વિના રત્નચિંતામણી જન્મ ખોયો

નરસિંહ મહેતામા શુદ્ધ ભક્તિપૂર્ણ હૃદયના સ્વાભાવિક ભાવોના તરગો ઊછળે છે એમા કૃત્રિમતા નથી કે અલકાર ધરાવવાનો પ્રયત્ન નથી તોપણ મીરાબાઇના ગીતોમા જેમ

' બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા,
સાકરશેરડીનો સ્વાદ તજીને, કડવો તે લીમડો ઘોળ મા રે.
રાધાકૃષ્ણ૦ '

એ પદમા નિદર્શના અલકારની છાયા છે, તેમ

' પૂર્ણ પુરુષોત્તમ નવરંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે,
કોટિ ચિંતામણિ કામધેનુ તજી, અહિણીના પુત્રનું દૂધ દોહે '—

એ પદમા નિદર્શના અલકાર છે અલકારો ને ગુણો વિનાપ્રયત્ને, સ્વાભાવિક રીતે જ સારા કવિઓના કાવ્યોમા સ્ફુરી આવે છે

લઘુતાવાચક પ્રત્યયો —નરસિંહ મહેતાના કાવ્યમા અનેક સ્થળે લઘુતાવાચક પ્રત્યયો અને ઘણે સ્થળે એવા બેવડા પ્રત્યયો નજરે પડે છે એ પ્રત્યયો બહુધા વાત્સલ્યવાચક, લઘુતાવાચક, કે તિરસ્કારવાચક હોય છે, ને કેટલેક સ્થળે નિરર્થક–માત્ર સ્વાર્થવાચક હોય છે અન્ય કવિના કાવ્યોમા જોવામા આવે છે તેટલો નરસિંહ મહેતાના કાવ્યમા એનો પ્રયોગ વાચકનું લક્ષ આકર્ષે એવો છે જેમકે ' વણેરું, ' ' સેજલડી, ' ' વિનતડી, ' ' દેહડી, ' ' સરીખડા, ' ' આગનડી, ' ' મગટલડો, ' ' કાકડલે, ' ' મારગડે ' ' એકલડા, ' ' વહાલડો, ' ' વાઝલડું, ' ' નાહનડીઆ ' ' નાહાનલ્લા, ' ' બોલ્લડીયા, ' ' ઉધરેરા, ' ' ગોપિકાકેરા ' ( એમા પ્રત્યય પર પણ )

**મીરાંબાઇ**—એ જ સમયમા પાટણના કવિ ભાલણ સિદ્ધપુરના ભીમ, અને એને છાજે એવાં, લજ્જાયુક્ત, મર્યાદિત શૃંગારના કૃષ્ણભજન ગાઇ વાચકને કૃષ્ણભક્તિના રસમા તરબોળ કરનાર મેડતાના મીરાબાઇ ગુજરાતી સાહિત્યના આદિકાળના ક્ષિતિજમા તેજસ્વી તારાના જેવા પ્રકાશમાન થાય છે

ભાલણે ' કૃષ્ણલીલા, ' ' રામબાળલીલા, ' ' નળાખ્યાન, ' ' ધ્રુવઆખ્યાન, ' ' રુક્મિણીહરણ ' ' દશમસ્કંધ ' આદિ ગ્રન્થો રચ્યા છે એના નીચેના પદો જીઓ ગાય છે —

'ઊભી રહે રે આહીરડી, તું બોલની વાકા બોલ,
તારી આખડીને મેં ઓળખી રે, અવર નહીં કોની તોલ, ઊભી૦'

'બીખુભાનકેરી બેટી રાધા છે મારૂં નામ.
દધિતણો જો ખપ કરો આવજો ગોકુળગામ. બીખુ૦'

'છબીલા નંદના રે તારી ચાલનો ચટકો જો,
છોરા આહીરના રે તારા મુખનો મટકો જો, છબીલા૦'

મીરાંબાઇના ચરિત્રનું વાતાવરણ અનેક અસત્ય વૃત્તાન્તોથી દૂષિત થયુ છે. એ વિષયમા સદ્ગત તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ ઊંડું મંશોધન કરી ઘણો સત્ય પ્રકાશ પાડ્યો છે. એનું કવિત્વ ઉચ્ચ પ્રકારનું છે ને વાચકને ભક્તિરસમા કલ્લોલ કરાવે છે. મહાત્મા ગાધીજી કહે છે તેમ હૃદયમાંથી પ્રસરેલા મનોભાવના એ ઝરણા છે. એ લોકવૃત્તિને તૃપ્ત કરવા પ્રસરેલાં નથી. એની ભાષા હિંદીમિશ્રિત મધુર ગુજરાતી છે. એના ઘણાં કાવ્યો ભક્તજનોને ને સ્ત્રીઓને મુખસ્થ છે. થોડાંક ઉત્તમ કાવ્યો નીચે દર્શાવ્યા છે—

'રામ રમકડું જડિયું રે, રાણાજી મને રામ રમકડું જડિયું.'

'મેરો મન હરિ લિયો રાજા રણછોડ,
કેશવ, માવધ, શ્રીપુરુષોત્તમ, કુબેર કલ્યાણકી જોડ, મેરો મન૦'

'બંસીવાલા આજો મેરા દેશ
આજો મેરા દેશ, હો બંસીવાલા આજો મેરા દેશ.'

'આવત મેરી ગલિયનમેં ગિરિધારી મૈં તો છુપી હું, લાજકી મારી, આવત૦'

'પ્રેમની પ્રેમની પ્રેમની રે મને લાગી કટારી પ્રેમની.'

'બોલ મા બોલ મા બોલ મા રે રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા

સાકરશેરડીનો સવાદ તજીને, કડવો તે લીમડો ઘોળ મા રે, રાધા૦'

'ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે

મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે.'

'ના રે ગાશો ગોકુળમા જઇ વસિયે, અને સંતે લગાડી એ નસિયે રે, ગાશો૦'

'મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા મુખડાની માયા લાગી રે.'

'વિપત પડે ત્યારે હરિને સંભારો મારી નહારે ચડો વનમાળી રે.'

'મંદિર દેખીને ડરે રે સુદામા મંદિર દેખી ડરે રે૦'

**મધ્યકાળ પ્રેમાનન્દ**—મધ્ય કાળમા અનેક કવિઓ થયા, તેમા જો કે પ્રેમાનંદે પોતાના પૂર્વગામી કવિઓ—નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની, વગેરે,—એ કવિઓનો કંઇક આધાર આખ્યાનની પસંદગીમા અને શૈલી, વગેરેમા લીધો હતો, તોપણ એ કાળમા એ કવિચન્દ્ર સાહિત્યક્ષિતિજમા પોતાની પૂર્ણ જ્યોત્સ્ના સર્વત્ર પ્રસરાવી, અન્ય કવિતારકોને ક્ષીણ, નિસ્તેજ જેવા કરે છે, અને રસની જમાવટ, ભાષાનો કાબુ, વર્ણનની શૈલી, મનુષ્ય હૃદયનું અને કુદરતનું જ્ઞાન, આદિ અનેક ગુણોથી વાચકના હૃદયમા અમીરસ રેડી તેને રસભીનું કરી આનંદની લહરીમા આંદોલન કરાવે છે ગુજરાતી ભાષા તે સમયે 'શુ શા પૈસા ચાર' તરીકે નિંદાતી હતી અને જે તે તે હિંદીમા કવિતા રચી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા પ્રયાસ કરતા હતા એવી અધમ સ્થિતિમાથી ગુજરાતી ભાષાને ઉદ્ધારી સંસ્કૃતના જેવી પ્રતિષ્ઠાએ પહોચાડવા આ કવિરત્ને પ્રયત્ન આદર્યો અને 'શક્તિ ઉપરાત કામ સ્વીકારવુ નહિ એ જેમ બુદ્ધિલક્ષણ છે તેમ આરંભેલા કાર્યનો નિર્વાહ કરવો એ પણ બુદ્ધિલક્ષણ છે,' એ નીતિવચનને અનુરોધે જ્યાસુધી ગુર્જર ભાષા પ્રતિષ્ઠિત પદ પામે નહિ અને પોતે અંગીકાર કરેલા કાર્યનો એ રીતે નિર્વાહ થાય નહિ ત્યાસુધી પોતે જ પ્યા નહિ રામાયણ અને મહાભારત જેવા અનુપમ ગીર્વાણકાવ્યો જ્ઞાનના ને નીતિના આકરગ્રન્થો છે, તેમાથી આખ્યાનો પસંદ કરી તેમા જનસમાજને અનુકૂળ ને હૃદયંગમ થાય એવા યોગ્ય ફેરફાર કરી ઉત્તમ કાવ્યો રચી, ગુર્જર ભાષાને ઉચ્ચ કોટિમા આણી, જનસમાજની ધાર્મિક ને રસિક વૃત્તિ પોષી અને એ જ પ્રમાણે ભાષાનો ઉત્કર્ષ કરે એવુ રત્નેશ્વર, વલ્લભ, સુન્દર, વીરજી, હરિદાસ, વગેરે ૧૦૦ સ્ત્રીપુરુષનું કવિમંડળ પોતાની આસપાસ એકઠું કરી તેને જેમ ઘટે તેમ કામ સોપ્યુ જેમ રોમમા ઑગસ્ટસ રાજાના સમયમા સાહિત્ય પુષ્કળ કેળવાયુ ને ખીલ્યુ હતું, અને જેમ ઇંગ્લંડમા ઍન રાણીના રાજ્યમા અંગ્રેજ સાહિત્યનો અનેક દિશામા વિકાસ થવાથી ઇતિહાસકારો ઍનના રાજ્યને અંગ્રેજી સાહિત્યનો ઑગસ્ટન યુગ કહે છે તેમ આ મધ્યકાળને ગુર્જર સાહિત્યનો પ્રેમાનન્દયુગ—પ્રેમયુગ કહી શકાય કવિ પ્રેમાનંદે ગુર્જર સાહિત્યની અનન્ય સેવા બજાવી છે ને

'સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી,
પાદે પાદ રસાળ ભૂષણની થાઓ સખી ઉપરી,
જે ગીર્વાણ ગિરા ગણાય ગણુતા તે સ્થાન એ નો વરી
થા) શ્રેષ્ઠ સઈ સખીજન થકી એ આશ ,'

એ પદ્યમા કહ્યું છે તેવી આશા રાખીને ભગીરથ પ્રયત્ન કર્યો છે એમ સ્થાપન કરવામાં લેશ પણ અતિશયોક્તિ ને ચાટૂક્તિ નથી.

**પ્રેમાનંદનું કવિમંડળ· વલ્લભ**—કવિ પ્રેમાનંદે પોતાની આસપાસ એકત્રિત કરેલા મંડળને જે કામ સોપ્યું હતું તે કેટલેક અંશે યથાશક્તિ થયું, પરંતુ જોઇએ તેવું દીપી નીકળ્યું નહિ. રત્નેશ્વર સંસ્કૃત ભાષામા વિદ્વાન્ હતો, તેણે ભાષાન્તરરૂપ કેટલાક ગ્રંથ રચ્યા અને કવિપુત્ર વલ્લભે પિતાની સ્તુતિ ને સામળભટ્ટની નિંદા કરી પોતાનાં કાવ્યોની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડી. તેણે 'કુન્તી-પ્રસન્નાખ્યાન,' 'દુઃશાસનરુધિરપાન,' 'યુધિષ્ઠિરવૃકોદરસંવાદ,' 'યક્ષપ્રશ્ન' આદિ ગ્રન્થો રચ્યા છે. ગીર્વાણ ભાષા જેવી ભાષા વિષે તેણે એક સિદ્ધ પુરુષને પૂછ્યું ત્યારે તેમણે તેને ગુર્જર ભાષા જ બતાવી, એમ વર્ણવી વલ્લભે જે ગુજરાતી ભાષાનું ગૌરવ પ્રતિપાદન કર્યું છે તે દરેક સાહિત્યસેવકે હૃદયમા કોતરી રાખવા જેવું છે.

'ઉમર મૂકી અને તું, ડુંગરને પૂજે કેમ ?
ગોદમાનો સુત ભૂપે, જાણ્યું નહિ જેમણે.
તારી ભાષા છે જ તેવી, જાણ્યું નવ તેં જરૂર,.
વિચારી જો વારંવાર, ગુણથી ઘટે ગણે.
કોમળતા કમળથી, અધિક દેખાય જેમા.
મધુ સુધા મિષ્ટપણે, હારી હારી જાય છે.
અમલતા એના જેવી, નથી કોઈ ભાષામધ્ય,
પ્રાચીનપણું તો જેનું, મોટેરૂં મનાય છે.

* * * *

ગુર્જર ગિરાની તુલ્ય, ઉપમા ઉર્વીમા નથી,
સર્વગુણસંપન્ન છે, ઉચ્ચાર રસાળ શો !'

**સામળભટ્ટ અને અખો**—એજ યુગના કવિ સામળભટ્ટે ને કવિ અખાએ પ્રેમાનંદથી જુદી જ દિશાએ સબળ પ્રયત્ન કર્યો છે. રામાયણમહાભારતના આખ્યાનો જનસમાજને ગાઇ બતલાવવાને બદલે પોતાની કલ્પનાશક્તિને પ્રભાવે 'મદાપચ્ચીસી,' 'સુડાબોતેરી,' 'મદનમોહના,' પદ્માવતી,' 'નંદ બત્રીસી,' 'નંદબત્રીસી,' વગેરે વાર્તાઓ તેમજ 'ઉધમકર્મસંવાદ,' 'અંગદવિષ્ટિ,' 'રાવણમંદોદરીસંવાદ,' આદિ અનેક કાવ્યો કવિ સામળે રચ્યા છે, તેમા તેણે વસ્તુસંકલનાની અદ્ભુત શક્તિ, જનસ્વભાવ આલેખવાનું કૌશલ્ય, અને અલૌકિક જ્ઞાન તેમજ બહુશ્રુતતા ને વ્યવહારકુશળતા દર્શાવ્યા છે. ઉપમા તો કાલિદાસની એમ એક પ્રાચીન સંસ્કૃત પદ્યમાં કાલિદાસની પ્રશંસા કરી છે તેમ છપ્પા તો સામળભટ્ટના એમ કહેવામા લેશ પણ અત્યુક્તિ નથી.

**અખો**—સંસારથી વિરક્ત થયલો, કીધેલા ઉપકારના બદલામા નિંદા ને દોષારોપણ પામેલો, આદર્શાનૂન નીતિ દર્શાવનાં કારાગ્રહમા ગોંધાયલો અખો કવિ સંસારનો ત્યાગ કરી મનની શાન્તિ પ્રાપ્ત કરવા સદ્ગુરુની શોધમા નીકળી પડે એ સ્વાભાવિક છે. એ શોધમા એને બેત્રણ સ્થળે સ્વાર્થી અને સંસારમાં મચ્યાપચ્યા રહેલા ગુરુઓ મળવા પડે છે એટલે એવા ગુરુઓ પર પોતાની કવિતામા એ સચોટ પ્રહાર કરે એ પણ સ્વાભાવિક છે. આખરે, કાશીમા મણિકર્ણિકાના ઘાટ પર એને જોઈતા ગુરુ મળે છે, તેમના નજરથી જોતાં તેનાન

શાસ્ત્રના ગૂઢ રહસ્યનું જ્ઞાન થાય છે અને એ જ્ઞાન તે 'ગુરશિષ્યસંવાદ,' 'અખેગીતા,' 'ચિત્તવિચારસંવાદ,' 'પંચીકરણ,' આદિ ગ્રન્થોમા દર્શાવે છે. એને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહોતું, તેમજ છન્દશાસ્ત્ર કે કાવ્યશાસ્ત્રથી પણ એ પરિચિત નહોતો. જેવી કવિતા સૂઝી આવી તેવી કવિતામા એણે પોતાના વિચાર દર્શાવ્યા છે. મૂળ તો વેદાન્તનો વિષય જ ગહન અને તે વળી કવિતામા ઉતારવો એ કામ ઘણું દુષ્કર, એટલે એના કાવ્યો સુગમ ને લોકપ્રિય થાય નહિ એમા નવાઇ નથી. તોપણ એના કાવ્યોનો કેટલોક ભાગ વ્યાવહારિક હોવાથી તેમજ તે સાદી, સરળ, ને સીધી ભાષામા રચાયલો હોવાથી ઘણો લોકપ્રિય થયો છે. એણે લોકોને તીખી ભાષામા ઉપદેશ આપ્યો છે. એના કેટલાક પદ્યો લોકોક્તિમા સામાન્ય પ્રચાર પામ્યા છે, કેટલેક સ્થળે અસંસ્કારી ભાષા વાપરી પોતાનો હેતુ સાધવામા કવિ ચૂકયો નથી. નીચેના જેવા પદ્યો ઘણા લોકપ્રિય થયા છેઃ–

'તિલક કરતા ત્રેપન વહ્યા, જપમાળાના નાકા ગયા,
તીરથ ફરિ ફરિ થાકયા ચર્ણ, તોય ન પોતા હરિને શર્ણ.'
'કથા સુણી સુણી ફૂટયા કાન, તોએ નાવ્યુ બ્રહ્મજ્ઞાન,
એક મુરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ,
પાણીને દેખી કરે સ્નાન, તુળસી દેખી તોડે પાન.
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાની વાત.'

'ફુટકળ અંગ'મા એવા ઘણા સરળ, સીધા, ને સચોટ પદ્યો છે.

'આવિ નગરમા લાગિ લાય, પંખિને રહ્યો ધોખો થાય,
ઉદર બિચારા કરતા ગેર, જેને નહીં ઉડયાનું જોર.
અખા જ્ઞાની ભવથી કેમ ડરે, જેની અનુભવપાખ આકાશે ફરે.'

\+ \+ \+ \+

ગુરૂ થઇ બેઠો સેનો સાધ, સ્વામિપણાની વળગી વ્યાધ,
તે પીડાથી દુખિયો થયો, રોગ કરાર અનુભવથી ગયો.
વાયક જાળમા ગુચાી મરે, અખા જ્ઞાનીનું કહ્યુ કેમ કરે.'

\+ \+ \+ \+

'સ્વામી થઇને બેઠો આપ, એ તો મનને વળગ્યુ પાપ,
શિષ્ય ગાખ્યાનો શિર પર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર.
આશા રજ્જુને બાંધ્યો પાશ, અખા શુ જાણે જ્ઞાનીની આશ.'

\+ \+ \+ \+

'દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતા વધ્યુ શેર,
ચર્ચા વદતા તોલું થયો, ગુરુ થયો ત્યા મણમા ગયો,
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન તે મૂળગું ખોય.'

\+ \+ \+ \+

'આત્મ અનુભવે હોય પ્રકાશ, અખા અહંકાર તે પામે નાશ,
અહંકૃતિ તજી સ્મરણ કરો, મન કર્મ વચન હરિ વડે આદરો,
ગુણગાવ્યા જવ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ.'

'ધન ધન જ્ઞાની જનનુ ગાત્ર, જગત ગણ્યું જેણે તૃણમાત્ર,
જ્ઞાની તે જે કરે વિચાર, પરપંચ તજે ને સંઘરે સાર;
સકળ કામના સઘળી હરે, વાસના વપુ ઠેકાણે ઠરે,
ટાળે આપ ને ભાળે ઈશ, અખા એવા પુરુષને મળે જગદીશ.'

આમ કેટલેક સ્થળે અખો ઘણી સ્ફુટ ને કડવી પણ સત્ય વાણીમા તે સમયના સ્વાર્થી ગુરુનુ સ્વરૂપ ઉઘાડુ કરી વેદાન્ત સિદ્ધાન્તોનો ઉપદેશ કરે છે.

'ભાષાના અંગ'મા અખો કહે છે કે—

'ભાષાને શુ વળગે ભૂર, જે રણમા જીતે તે શૂર,
સસ્કૃત બોલે તે શુ થયુ, કાઇ પ્રાકૃતમાથી નાશી ગયુ ?
બાવનનો સઘળો વિસ્તાર, આખા ત્રેપનમો જાણે પાર.'

**શીલવતીનો રાસ**—આજ મધ્યકાળમા જૈન કવિ નેમિવિજયે 'શીલવતી રાસો' નામનો ઉત્તમ રાસો રચ્યો છે અને વલ્લભે 'બહુચરાજીનો' ગરબો વીરરસમા યોજ્યો છે.

**ધીરો ભક્ત**—આની પછીના ૧૮ મા સૈકામા પણ ધીરો ભક્ત નીરાત, તેમના શિષ્ય બાપુસાહેબ ગાયકવાડ, તથા લજ્જારામ અને પ્રીતમદાસ, તેમજ સ્વામિનારાયણના પથના મુક્તાનદ, બ્રહ્માનદ, ને નિષ્કુલાનંદ, એ ભક્ત કવિના કાવ્યોમા ધર્મ ને નીતિની ભાવના ઓતપ્રોત થઇ છે. સદ્ગુરુના સસર્ગથી કેટલો લાભ થાય છે તે ધીરાની કવિતાથી જણાય છે. એને કેળવણીનો સસ્કાર મળ્યો નહોતો, તોપણ એક સંન્યાસીના સત્સગથી એને જ્ઞાન પ્રાપ્ત થયુ. એના કાવ્યોમા ગુરુભક્તિ ને વેદાન્તજ્ઞાન સ્થળે સ્થળે જણાઇ આવે છે. જેમ છપ્પા સામળના તેમ કાફી તો ધીરા ભક્તની જ. એ કાફી ઘણી લોકપ્રિય થઇ છે. નીચેની ઉત્તમ છે —

' તરણા ઓથે ડુગર રે, ડુગર કોઈ દેખે નહીં '
+ + + +
' અતે સતને તેડાવે રે, હરિનુ ભજન કરશું '
+ + + +
પ્રભુ તમ સાથે રે મારે પ્રીત ઘણી. '
+ + + +
' વાડા વાળી બેઠા રે પોતાનો પથ કરવાને '
+ + + +
' જેને રામ રાખે રે, તેને કુણ મારી નાખે ? '
+ + + +
' હીરાની પરીક્ષા રે ઝવેરી હોય તે જાણે. '
+ + + +

ધીરા ભક્તે 'સ્વરૂપ' કાવ્યમા લક્ષ્મીનુ, યૌવનનું, કાયાનુ, માયાનું, તેમજ મનનું સ્વરૂપ ઉત્તમ રીતે ગાયુ છે તેમા 'લક્ષ્મીના અગ'મા નીચેની કાફીઓ ઉત્તમ છે —

'કમળકેરૂ પુષ્પ જ રે, પ્રભાત તો થાયે જ્યારે,
ખીલવા કંઇક માંડે રે, સુગંધ અતિ દે ત્યારે '

* * *

અને

'સોમન જેવી સાચી રે, ખાતા ન લાગે ખારી
વિધ વિધ રંગી દેખાયે રે, આશા વધે અવિધારી '

**લજ્જારામ**—લજ્જારામે 'અભિમન્યુ–આખ્યાન' રચ્યુ છે, તેની ભાષા પ્રાસાદિ છે ને તેમા કવિએ કેટલેક સ્થળે રસની ઝમાવટ ઉત્તમ કરી છે નીચેની જેવી પંક્તિઓ ઘણું લોકપ્રિય થઇ છે—

'તુંજ વિના રહિશ હું કેમ ટોળા વછુટી હરણી જેમ,
'સિંહ દેખી પશુ પામે ત્રાસ, તેમ સાભળી હું થઇ નિરાશ
ખોળે બેસારીને હું બાળ, ભોજન કરાવું તતકાળ,
આખથી અળગા થાઓ છો બાળ, પ્રાણ હરી જાઓ છો તતકાળ
ફરી શુ કહેવરાવે તુય, રણે નહિ જાવા દેઉ હુય,

* *

'મને બાલુડો ન કહેશો, મારી માવડી રે'.—

' વગેરે જેમા વય કઇ તેજનો હેતુ નથી એવી ભાવના ઉત્તમ રીતે ઘગાવી છે.

'મને મારીને રથડા ખેડ રે, બાળા ગજા રે,
મને જુદ્ધે સાથે તેડ રે, બાળ રાજા રે'

એમ કહી અભિમન્યુને યુદ્ધમા જતો અટકાવવા પ્રયાસ કરી તેમા નિષ્ફળ થઇ ને સ્વામી યુદ્ધમા જશે એમ ખાત્રી થઇ, ત્યારે—

'ઉત્તરા કુંવરી વાણી બોલી, સાભળ મુજ ભરથાર
તમે જુદ્ધ કરવા સંચરો છો ચક્ર-યુદ્ધમોઝાર
મરજો કે મારજો તમે, નવદેશો પુઠ લગાર,
સહિયર મેણુ મારી કહેશે, કાયરની આ નાર
અવની પર જે અવતર્યો તેને મરવુ એક જ વાર
મોત થકી ડરિયે નહિ, તે માટે ભરથાર'

'વેણીસહાર'મા પણ અશ્વત્થામા કૌરવસૈન્યને પાછુ હઠતું જોઇ એવા જ વિચાર દર્શાવે છે કે સમરાગણનો ત્યાગ કર્યાથી મૃત્યુનું ભય જ જતું રહેતું હોય તો ત્યાથી અન્યત્ર જવુ યુક્ત છે. પરંતુ જો મરણ પ્રાણિમાત્રને અનિવાર્ય છે તો હે સૈનિકો, તમારો યશ નકામો શા માટે મલિન કરો છો ?

**પ્રીતમદાસ ને નિષ્કુલાનંદ**—પ્રીતમદાસના જ્ઞાન ને ભક્તિના પદો પણ સારા છે

'આનંદે આવો રે, સ્વજન જમવાને,
નડુ પાક ગનાપુ રે, ગિરિધિર ગમવાને

તેમજ

'કાયા રે તારી કામ નહીં આવે, જો કરે કોટિ ઉપાય રે,'
વણશી જોતાં વાર નહીં લાગે, જો કુંદન કાપીને ખાય રે.'

અને

'રહે રસના તું રામ ભજનમાં, હંસ દશા દિલ આણી;
કહું છું કુટિલ વચન નવ કાઢિ, વૃથા વાયસવાણી. રહે૦'

જેવાં પદો વાચકને ભક્તિરસમાં તરબોળ કરે છે.

નિષ્કુલાનંદે 'ધીરજાખ્યાન'માં અનેક હરિભક્તો—પ્રહ્લાદ, ધ્રુવ, હરિશ્ચંદ, શિબિ, રંતિદેવ, મયૂરધ્વજ, વગેરેનાં આખ્યાન ગાયાં છે. એમાં નીચેનું પદ ઉત્તમ છેઃ—

'ધીરજ સમ નહિ ધન રે, સંતો ધીરજ૦
આવે અર્થ કોઇકે દિન રે, સંતો ધીરજ૦'

તેમજ વૈરાગ્ય વિષેનું નીચેનું પદ પણ ઘણું લોકપ્રિય થયું છેઃ—

'જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી,
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીડો આગજી. જનની૦'

**મુક્તાનંદ**—મુક્તાનંદે 'સતીગીતા'માં સતી સ્ત્રીઓનો પ્રભાવ વર્ણવ્યો છે, એમાં નીચેની ગરબી વાચકના હૃદયને કરુણરસમાં તરબોળ કરે છેઃ—

'રસિયા વર રણછોડ છોગાળા, સાંભળો વિનતિ અમારી રે;
મર્માળા મુને જાણી પોતાની, હાથ ગ્રહો ગિરધારી રે.'

**બ્રહ્માનંદ**—બ્રહ્માનંદે કૃષ્ણકીર્તનનાં પદો ગાયાં છે; નીચેનાં ઉત્તમ છેઃ—

'નારાયણ સુખકારી ભજી લે, નારાયણ સુખકારી;
સાધુજનની માન શિખામણ, વિષય વિકાર વિસારી. ભજી લે૦'

\+ \+ \+ \+

'ઓરા આવો નટવર નાનડિયા, તમે મારા જીવ સાથ જડિયા. ટેક૦
શોભો છો સોનેરી પટકે, છબી રંગ ચોળતણે ચટકે;
લીધું મન હાથતણે લટકે. ઓરા૦'

\+ \+ \+ \+

એનાં નીચેનાં જેવાં જ્ઞાનભક્તિનાં પદો પણ ઉત્તમ છેઃ—

'આ તનરંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધનસંપતિ મેલી, તારી નજરો આગેજી.'

\+ \+ \+ \+

'પેટ કટારી રે, પેહેરીને સનમુખ ચાલ્યા;
પાછા ન વળે રે, કોઇના તે ન રહે ઝાલ્યા.

\+ \+ \+ \+

એમણે ભાષાન્તર કર્યું છે. એઓ સ્વભાવે સ્વતન્ત્ર અને આગ્રહી હતા. એમણે **वल्लभमतखण्डन** નામનો સંસ્કૃત વાદગ્રન્થ રચ્યો છે એમને ફારસી ભાષાનું પણ સારૂં જ્ઞાન હતું. એ ઉપરાંત વેદાન્તવિચારથી અંકિત 'મનોહરકાવ્ય' પણ એમણે રચ્યું છે. એમાંની કેટલીક સુંદર પંક્તિઓ નીચે આપી છે, પંથ ચલાવનારા પાખંડી લોકોને એમણે નિન્દ્યા છે કે—

'કંઇ પાખંડે પંથ ચલાવે, પ્રભુ થઇને પૂજાય,
શિષ્યતણો સંશય નવ ટાળે, ધૂર્તાને ધન ખાય.'

કવિએ સત્ય કહ્યું છે કે જ્યાંસુધી કામનાનો નાશ થતો નથી ત્યાંસુધી આન્તર મલિનતા ધોવાતી નથી—

'પત્થર તેટલા દેવ કરે, તીરથમાં ડુબકાં ખાય,
વ્રત ઉપવાસે દેહ દમે પણ, મનનો મેલ ન જાય.
કામ, ક્રોધ, મદ, મોહ, મચ્છરનું, મનમાં જોર ન માય,
વિષય પામવા વલખાં વીણે, રાંક, રળાઉ, ગાય.
માયા કાળતણાં બંધનમાં, લાલચથી બંધાય.
મરીચિકાજળમોહોમાં નાવે, આશા અદકી થાય
ગુરુવેદાન્તવચનથી તેણે, નિજ સ્વરૂપ સમજાય,
વૃત્તિ અખંડ જ્ઞાનમય રાખે, જન્મમરણભય જાય '

બ્રહ્માનન્દનો સ્વાનુભવ થવાથી કેવું સુખ થાય છે?

'બ્રહ્માનંદ મગનમાં વિલસે, ત્રિવિધ તાપ ટળી જાય;
દેહ છતે દેહભાવ તજે, દઢ સંશયશોક પળાય.
હસે, રમે, સ્વયમાં સ્વય ખેલે, સ્વયમાં બોલે, ગાય;
સ્વગતાદિક માયિક ઉરમાંથી, ભેદ અશેષ વિલાય.
એ સુખ જે માણે તે જાણે, વાણે નવ કહેવાય,
મનોહર હરિગુરુપૂર્ણકૃપાથી, આત્માનંદ પમાય.'

આમાં અને અન્ય સ્થળે 'भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥'
અને 'यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥

આદિ ઉપનિષદ્વાક્યોની છાયા આવે છે. તેમજ

'જે અપાણિપાદ ગ્રહે ગતિ કરનાર રે,
આંખ્યો કાનો વિના દેખે સુણે દારોદાર રે
બુદ્ધિચિત્તવેણો સર્વે જાણે ને સંભારે રે,
અખંડ જ્ઞાન છે જેનું કદી ન વિસારે રે,
એને કો ન જાણી શકે, સહુનો એ જાણ રે,
નિત્ય જગદાદિ રાજે, પુરુષપુરાણ રે.'

તેની પેરે રે, હરિજન પણ જોઇને તીખા;
અંતર શત્રુને રે, લાગે અતિરજ સરીખા.
માથું જાતાં રે, મુખનું પાણી નવ જાવે;
બ્રહ્માનંદ કહે રે, તે સંત હરિને મન ભાવે'.

**૧૯મા સૈકાનાં કાવ્ય**—૧૯ મો સૈકો એ કાળનો છેલ્લો સૈકો છે. એમાં ગિરિધર, ભોજોભક્ત, મનોહરસ્વામી, આદિ કવિઓએ ગુર્જરસાહિત્યવાટિકાને ખિલવી છે. ગિરધર કવિએ 'તુલસીવિવાહ' આદિ ગ્રન્થો રચ્યા છે; પરંતુ એનું 'રામાયણ' લોકોમાં અતિપ્રિય થયું છે. ઉત્તર હિંદમાં જેવું તુલસીકૃત 'રામાયણ' પ્રિય છે તેવું ગુજરાતમાં ગિરધરકૃત 'રામાયણ' પ્રિય છે. એની ભાષા સરળ ને પ્રાસાદિક છે, ને એ લોકપ્રિય રાગોમાં રચેલું હોવાથી જનસમાજમાં ઘણું પ્રચાર પામ્યું છે.

'ત્યારે માતા કૌશલ્યાજી બોલીયાં, હો વાલા રે,
તુને નહીં જાવા દેઉં વન, કુંવરજી કાલા રે.'

ઇત્યાદિ.

રામચંદ્રજીને વનમાં જતા અટકાવવા કૌશલ્યાના વચન કરુણારસથી ભરપૂર છે ને માતાના અકૃત્રિમ સ્નેહરસનો ખરો ચિતાર આપે છે. તેમજ પોતાની સાથે તેડી જવા સીતાજીએ રામચંદ્રને કહેલાં વચન પણ હૃદયદ્રાવક છેઃ—

'અહો નાથ હું દાસી તમારી વિજોગ નવ સેહેવાય;
તમ વિના હું કેમ રહું એકલી, એક ઘડી જુગ થાય.
જળ વિના જળચર કેમ જીવે, જો કરિયે કોટિ ઉપાય,
હું છાયા તમારા દેહતણી, પ્રભુ કહો કેમ અળગી થાય.
કનકકાન્તિ જેમ દીપશિખા, રવિરશ્મિ સદા રહે પુરી;
તે કલ્પાન્તે વિલક્ષણ ન થાય, જે પરિમલ ને કસ્તુરી.
એમ હું તમથી ન' રહું વેગળી, સુણિયે શ્રીરઘુરાય;
જેમ સદા વિવેક સાધુનું હદે તજી કલ્પાંતે નવ જાય.'

એની કેટલીક ગરબીઓ પણ ઉત્તમ છેઃ—

'આવો આવો રે નંદના લાલ, મારે ઘેર આવો રે.'

+ + + +

'મુને મળિયા સુંદરશ્યામ, આજે મારે દીવાળી.'

**મનોહરસ્વામી**—મનોહરસ્વામી એ વડનગરા નાગર મૂળ જુનાગઢના વતની હતા. પણ ભાવનગરમાં સદ્ગત ગૌરીશંકરભાઈના આશ્રય નીચે આવીને રહ્યા હતા. પાછળથી એમણે સંસારથી વિરક્ત થઇ સંન્યાસ ગ્રહણ કર્યો હતો અને સચ્ચિદાનન્દ નામ ધારણ કર્યું હતું. પછી શ્રીયુત ગૌરીશંકરભાઇને પણ એમણે સંન્યાસની દીક્ષા આપી હતી. એઓ શાંકરમતના દૃઢ હિમાયતી હતા અને એમણે વલ્લભમતના ખંડન વિષે કાવ્ય રચ્યું છે. એઓ ગીર્વાણભાષામાં પ્રવીણ હતા અને 'ભગવદ્‌ગીતા' ને 'રામગીતા'નું ગુજરાતી કાવ્યમાં

એમણે ભાષાન્તર કર્યુ છે. એઓ સ્વભાવે સ્વતન્ત્ર અને આગ્રહી હતા. એમણે **वल्लभमत-खण्डन** નામનો સંસ્કૃત વાદગ્રન્થ રચ્યો છે એમને ફારસી ભાષાનું પણ સારૂં જ્ઞાન હતું. એ ઉપરાંત વેદાન્તવિચારથી અંકિત 'મનોહરકાવ્ય' પણ એમણે રચ્યું છે એમાંની કેટલીક સુંદર પંક્તિઓ નીચે આપી છે, પંથ ચલાવનારા પાખંડી લોકોને એમણે નિન્દ્યા છે કે—

'કંઇ પાખંડે પંથ ચલાવે, પ્રભુ થઇને પૂજાય,
શિષ્યતણો સંશય નવ ટાળે, ધૂર્તાને ધન ખાય.'

કવિએ સત્ય કહ્યું છે કે જ્યાંસુધી કામનાનો નાશ થતો નથી ત્યાંસુધી આન્તર મલિનતા ધોવાતી નથી —

'પત્થર તેટલા દેવ કરે, તીરથમાં ડબકા ખાય,
વ્રત ઉપવાસ દેહ દમે પણ, મનનો મેલ ન જાય.
કામ, ક્રોધ, મદ, મોહ, મચ્છરનું, મનમાં જોર ન માય,
વિષય પામવા વલખાં વીણે, ગાઠ, રળાઉ, રાય.
માયા કાળતણા બંધનમાં, લાલચથી બંધાય,
મરીચિકાજળમોહોમાં નાવે, આશા અદકી થાય
ગુરુવેદાન્તવચનથી તેણે, નિજ સ્વરૂપ સમજાય,
વૃત્તિ અખંડ જ્ઞાનમય રાખે, જન્મમરણભય જાય '

બ્રહ્માનન્દનો સ્વાનુભવ થવાથી કેવું સુખ થાય છે?

'બ્રહ્માનંદ મગનમાં વિલસે, ત્રિવિધ તાપ ટળી જાય,
દેહ છતે દેહભાવ તજે, દૃઢ સંશયશોક પળાય.
હસે, રમે, સ્વયમાં સ્વય ખેલે, સ્વયમાં બોલે, ગાય,
સ્વગતાદિક માયિક ઉરમાંથી, ભેદ અશેષ વિલાય.
એ સુખ જે માણે તે જાણે, વાણે નવ કહેવાય,
મનોહર હરિગુરુપૂર્ણકૃપાથી, આત્માનંદ પમાય.'

આમાં અને અન્ય ગ્રંથે '**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥'**
અને '**यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः**
**अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥**

આદિ ઉપનિષદ્વાક્યોની છાયા આવે છે તેમજ

' જે અપાણિપાદ ગ્રહે ગતિ કરનાર રે,
આંખ્યો કાનો વિના દેખે સુણે હારોહાર રે
બુદ્ધિચિત્તવેણો સર્વે જાણે ને સંભારે રે,
અખંડ જ્ઞાન છે જેનું કદી ન વિસારે રે,
એને કો ન જાણી શકે, સહુનો એ જાણ રે,
નિત્ય જગાદિ કાજે, પુરુષપુરાણ રે'

આમાં પરબ્રહ્મનું સ્વરૂપ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ના

'अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥'—

એ વાક્યનું સંસ્મરણ કરાવે છે.

ધર્મનો ઢોંગ કરનારા, દંભી ભગતફકિરોના પર કવિએ સખત પ્રહાર કર્યો છેઃ—

'કપટી પાપ આપતો, હીંડે ઠારેઠાર.
ચપટી ચોખા લઈ ફરે, સર્વ દેવનાં દ્વાર.
કર જોડીને વીનવે મારાં પાપ નિવાર.' કપટી૦

પણ કામાદિનો નાશ થયો નથી ત્યાંસુધી સિદ્ધિ થતી નથીઃ—

'પાપતણાં તો મૂળ છે, કામાદિક મનમેલ;
ત્યાંસુધી નહીં સાંભળે, દેવ ગણે છે ફેલ.
પાપ ટાળવા ચાહે તો કામાદિકને ટાળ;
સત્ય દયા સંતોષની, આડી કરની પાળ.
નિર્મળ થઈ હરિભજન કર, રાખી દૃઢ વિશ્વાસ;
મનોહર સહુ મુકાવશે, કાપી પાતકપાશ.' કપટી૦

વળી—

'શત સંવત્સર તૂંબડી, જળમાં ડબકાં ખાય;
અંતર ધોયા વિણ કદી, કડુતાઇ નવ જાય.'—

જેવી પંક્તિઓમાં મન નિર્મળ કરવાનો યોગ્ય ઉપદેશ કર્યો છે. જીવન્મુક્ત ક્યારે થવાય તેને માટે નીચેનું પદ ગાયું છેઃ—

'જે કોઈ સદ્‌ગુરુશરણે જાય, તેના સંશય દૂર પલાય;
કામ, ક્રોધ, મદ, મોહ, મત્સર, આશા, તૃષ્ણા લય થાય,
અતિશયિતાદિક દોષ વિષયના, ફરી માંહે દેખાય. જે કોઈ૦
* * * *
સમરસવ્યાપક સચ્ચિદ આનંદ, રૂપ થઈને વિલસાય;
મનોહર મરજીવણો ભય ભાગે, જીવન્મુક્ત કહેવાય. જે કોઈ૦'

વળી નીચેનાં જેવાં પદ સંસારનું સત્ય ચિત્ર દર્શાવી મનને બોધ ને શાન્તિ આપે છેઃ—

'મન તું મેલ મૂકી જંજાળ, માથે ભમે અચાનક કાળ. ટેક.
ભવસાગરમાં ચાર ખાણના, જંતુ લખ્યું વિશાળ;
અગણિત પ્રગટે, અગણિત મારે, કાળ પાથરી જાળ. મન તું૦
કાળતણો જે કાળ નરહરિ, તે સાચો રખવાળ;
તેને શરણ ગ્રહે તે હરિજન, સેવે શીઘ્ર સંભાળ. મન તું૦
ચેત ચેત રે ચેત શીઘ્રથી, મૂકી આળપંપાળ;
મનોહર માંહ્ય ધણી મહાલે, ચિદ્‌ઘન દીનદયાળ. મન તું૦'

**ભોજો ભક્ત**—ભોજો ભક્ત પણ કાઠીઆવાડનો વતની હતો ને એ જ સમયમા થઇ ગયો. એ અસંસ્કારી કુટુંબમા જન્મ્યો હતો ને એને વિદ્યાનો સંસ્કાર મળ્યો નહોતો તોપણ કુદરતની બક્ષિશથી એણે અસરકારક પદો ગાયા છે. એના 'ચાબખા' કેટલેક સ્થળે અસરકારી, સીધી ને સચોટ ભાષામા હોવાથી અને હૃદયના અન્તર્ભાગમાથી નીકળેલા હોવાથી વાચકના હૃદયને ભેદે છે. જેમ ધીરો 'કાફી' માટે પ્રસિદ્ધ છે, તેમ ભોજો ભક્ત 'ચાબખા' માટે પ્રસિદ્ધ છે. નીચેના ચાબખા લોકપ્રિય થયા છે—

'પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.'
× × × ×
'મુરખા મોહી રહ્યો મારૂં રે, આમા કાંયે નથી તારૂં રે.'
× × × ×
'મનનિયુ મોટાઇ મેલો રે, આ તો અવસર છે છેલો રે.'
× × × ×

તેમજ નીચેની જેવી 'હોરીઓ'

'નાથ મોરી અરજ સુણો અવિનાશી,
હુ તો જનમ જનમ તોરી દાસી—નાથ૦'

અને 'કાચબોકાચબી'

'કાચબો કહે છે કાચબી, તુ ધારણુ રાખની ધીર'—

એ ગરબી જનમંડળમા બહુ પ્રચાર પામી છે.

**કવિ દયારામ**—જેમ આદિકાળની સાહિત્યમાળાનો મધ્ય મણિ નરસિંહ મહેતા અને મધ્ય કાળની સાહિત્યમાળાનો મધ્ય મણિ કવિ પ્રેમાનંદ છે, તેમ અર્વાચીન કાળની મધ્ય માળાનો મધ્ય મણિ સહૃદય ને ફાંકડો કવિ દયારામ છે. એણે અનેક ગ્રન્થો ગુજરાતી ને હીંદીમા રચ્યા છે. એના મધુર કોકિલકંઠે એ અનેક રસિક ગાયનો, ભજનો, ને ગરબીઓ લલકારતો કહે છે કે એમાના કેટલાક પદો તો એના ભક્તોથી ઉતારી શકાયા પણ નથી. કવિ નર્મદે એના કાવ્યો તેમજ જન્મચરિત્રની હકીકત એકઠી કરવા અતિશય પ્રયાસ કર્યો છે

કવિ વૈષ્ણવ મતનો દૃઢ હિમાયતી હતો. એણે નવ પ્રકારની ભક્તિમા દસમો પ્રેમલક્ષણા ભક્તિનો પ્રકાર ઉમેર્યો છે—

'શ્રવણ, કીરતન શ્રીકૃષ્ણનું, સ્મરણ, સેવન, અરચન,
વંદન, દાસત્વ, સખ્યતા,' વળી આત્મનિવેદન.
આત્મનિવેદન નવધા કહીએ, પ્રેમલક્ષણા દશમી લહિયે.
એ ભક્તિ સહુ સાધન તાજ, જે પામે વશ થાયે વ્રજરાજ.'

આગળ ચાલતા કવિએ પ્રેમ, સ્નેહ, ને પ્રેમભક્તિનું સ્વરૂપ સરસ રીતે દર્શાવ્યુ છે—

'રૂપ, દ્રવ્ય, ગુણ, ત્રણ એ કારણ પ્રીતિ થવાના કહાવે,
ગોપીજન નિષ્કારણ સહજ, સ્નેહ તે શ્રીકૃષ્ણથી ભાવે

ભાવે એ પ્રેમે વહાલો વશ થાએ, તેણે મૂકી ક્ષણ દૂર નવ જાએ,
તે જને માન્યું મત એહ, જેમ તેમ થાયે સુખી પ્રભુ તેહ.
પ્રેમ, આસક્તિ, વ્યસન એ, ત્રણે રૂપ સ્નેહના લહયે,
તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઇએ ન કહિયે.
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ,
વિજોગ થાય ત્યારે તપે તન, તાહાનું તાહાં વળગ્યું મન.
એક વાર પણ આખા દિવસમા, મળ્યા વિના નવ રહેવાએ,
જો ન મળે તો વિકળ થાય, આસક્તિ એ કહેવાએ. '

એ જ પ્રમાણે વ્યસન ને પ્રેમલક્ષણા ભક્તિનું લક્ષણ આપી તેનાં સ્વરૂપ સુંદર શબ્દોમાં સમજાવ્યા છે—

' પ્રેમલક્ષણા વળી દરરુચિ સ્મૃતી અભિલાખા ઉદ્વેગ ચાર. '

ગોપીની શ્રીકૃષ્ણ પ્રતિતી ભકિત એ એવી ચાર પ્રેમલક્ષણા ભક્તિ છેઃ—

'જાતી જુઓ તો આહીરની, તેમ અબળા અધમ અવતાર,
વેદાદિક નોતી ભણી, નોતો ઉત્તમ કર્મ અધિકાર.
અધિકાર વણ એક પ્રેમપ્રતાપ, કર્યા અધીન શ્રીકૃષ્ણ જે આપ;
ગોપીની પદરજ વદે ઇશ, કર્યા પ્રેમલક્ષણા તે સહુને શીશ. '

દયારામના કાવ્યો ત્રણ વિભાગમા વિભક્ત થાય છેઃ—

૧. ભકિતના ને નીતિનાં કાવ્ય, ૨. જ્ઞાનનાં કાવ્ય, ૩. ગરબીઓ.

' ઓધવજી છે અળગી રે વાત એક પ્રેમનણી '—

એ ' પ્રેમપરીક્ષા ' ના કાવ્યમા ઓધવજી જ્ઞાન કરતા ભકિતનો અધિક પ્રભાવ દર્શાવી કવિએ જ્ઞાની ઓધવજીનું મત પ્રેમ તરફ વાળ્યું છેઃ—

' એવા વચન સુણીને રે, ઓધવજીની છાતી ટળી;
જોગજંજાળ છૂટી રે, ગયુ મન સ્નેહમા મળી.
અભિમાન મૂકીને રે, ઓધવ ગોપીપાય પડ્યા,
કહું દયાનો પ્રીતમજી રે, નિશ્ચે એક તમને જડ્યા. '

કવિશ્રીનુ ' માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે '—એ પારણું તેમજ

' એક સમે હનુમાન ગરુડ બેઉ એક સ્થળે મળિયા,
કોઇ કોઇના ગાજ્યા ન જાય, એમ અકેકપે' બળિયા'—

એ હનુમાનગરુડ-સંવાદની લાવણી ઘણી લોકપ્રિય થયા છે.

**દયારામની ગરબીઓ**—ગરબીઓમા અનેક ગરબીઓ ગરબાના દહાડામાં કે અન્ય પ્રસંગે સ્ત્રીઓ લલકારીને ગાય છે. મીરાબાઇનાં ભજનો ને દયારામની ગરબીઓ સ્ત્રીવર્ગમા અતિશય પ્રચાર પામ્યા છે. એવી ગરબીઓમાથી માત્ર થોડીનો જ નીચે નિર્દેશ કર્યો છે—

' સુણો શામળા, હુ તમ મારે ઘેની થઈ જો. '

× × ×

'સાભળ રે તું સજની મ્હારી, રજની કયાં રમી આવીજી.'

'પ્રેમની પીડા તે કોને કહિયે રે, હો મધુકર, પ્રેમની૦'

'શીખ સાસુજી દે છે રે, વહુજી રેહો ઢંગે.'

'આઠ કુવા ને નવ વાવડી રે લોલ.'

'ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ.'

'મોહોલે પધારો મહારાજ, મણીધર મોહોલે૦

'લોચન મનનો રે કે ઝઘડો લોચન મનનો'

'કાનુડો કામણગારો રે, સાહેલી આ તો કાનુડો કામણગારો રે.'

'મીરાં મન મોહનશું માન્યું.'

'સખિ હું તો જાણીતી જે સુખ હશે સ્નેહમાં.'

'ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે.'

**નીતિભક્તિનાં પદો**—નીતિભક્તિના પદોમાં

'હરિ જેવા તેવા હુ દાસ તમારો, કરુણસિંધુ ગ્રહો કર મારો.'

'ચિત્ત તું શિદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે.'

'સર્વ તજીને ભજિ લે શ્રીગોવિંદને.'

'શું જાણે વ્યાકર્ણી વસ્તુને શું જાણે વ્યાકર્ણી ?'

'હરિ તુંને પ્રસન્ન તે કેમ થાએ ?'

'ગર્ભવાસમાં રાખ્યો રે ફિરથી તને બહુ કરી'

ગો॥ ૫૦ ઉનમ છે

**હિંદી કાવ્યો**—કવિએ 'સતસૈયા' નામનું મોટું હિંદી કાવ્ય રચ્યું છે, તેમા કલ્પના શક્તિનું ઊંચુ ઉડ્ડયન છે, તથા પ્રૌઢ વિચાર ને શબ્દચમત્કૃતિના સુંદર દાખલા છે

**'રસિકવલ્લભ'**—'રસિકવલ્લભ' એ કવિના જ્ઞાનકાવ્યોમાંનુ મુખ્ય છે. એમા કવિએ વેદાન્તનુ સારૂ જ્ઞાન દર્શાવ્યુ છે. પરંતુ પુષ્ટિમાર્ગનું પ્રતિપાદન કરીને અટકવાને બદલે કવિએ શાંકર મત પર આક્ષેપ કર્યો છે અને એમ કરવામા ન્યાય ને તર્કને બદલે યુક્તિ પ્રયુક્તિનો પ્રયોગ કર્યો છે કૃષ્ણ ને રાધાનું અદ્વૈત માની,

'શ્રીકૃષ્ણ રાધા નામ બે, વસ્તુતા જોતા એક,<br>
જેમ અગ્નિજ્વાળા, ચદ્રકૌમુદી, સિંધુ ને વળી છોળ<br>
કહેવા ભિન્ન અભિન્ન બધે, વસ્તુ એક જ ખોળ<br>
જે એકમેવાદ્વિતીય બ્રહ્મ, કહ્યું શ્રુતિ જુગજાણી,<br>
નહિ તો થયું ધ્રુવ એવ શબ્દે, અદ્વિતીય શિદ વાણી'—

એ પદોમા કવિ કહે છે કે 'એવ' શબ્દથી નિશ્ચયનો અર્થ વાચ્ય થાય છે તો તેના પછી 'અદ્વિતીય' શબ્દની નિષ્પ્રયોજક પુનરુક્તિ છે, એથી એટલુ જ વ્યગ્ય થાય છે કે દ્વિતીય છે, રાધા ને કૃષ્ણનુ યુગ્મ જાણીને જ શ્રુતિએ એમ કહ્યુ છે આવે સ્થળે તેમજ—

'હરિએ વળી સમવાયી કારણ વિવર, ચક્ર, ને દંડ'

એમા નિમિત્તકારણને કવિએ સમવાયી કારણ માન્યુ છે. એવે સ્થળે ન્યાય અને વેદાન્તશાસ્ત્રના ગૂઢ તત્ત્વનું કવિનું અજ્ઞાન સ્ફુટ થાય છે.

**ગદ્યસાહિત્યનો ઉદ્ભવ**—આ પ્રમાણે આદ્ય, મધ્ય, અને અર્વાચીન સમયના ગુજરાતી સાહિત્યનું સિંહાવલોકન કર્યું, ને મુખ્ય કવિઓના કેટલાક ઉત્તમ કાવ્યોનુ દિગ્દર્શન પણ કર્યું ઉપસંહારરૂપે કહેતા આ બધા સમયમા પદ્યસાહિત્યનો જ વિકાસ થયો હતો ગદ્યસાહિત્યમા શાસ્ત્રીય ગદ્ય સિવાય રૂઢ ગદ્યનો હજી ઉદ્ભવ જ થયો નહોતો પદ્યસાહિત્યમા પણ બધા આખ્યાનો, વાર્તાઓ, નીતિ, ભક્તિ, જ્ઞાન, અને ઈશ્વરપ્રાર્થનાના જ કાવ્યો રચાયા હતા બધા પદ્યોનો પ્રવાહ આ એક જ દિશા તરફ વળેલો હતો

આ સાહિત્યમાનુ આદિ ને મધ્ય કાળનુ સાહિત્ય અગ્રેજ અમલ થયા પહેલા રચાયુ હતું અર્વાચીન સમયનુ કેટલુંક સાહિત્ય એ અમલ થયા પછીનુ હતું તોપણ તેમા અગ્રેજી કેળવણીના સંસ્કાર પડયા નથી

**બ્રિટિશ રાજ્યથી સાહિત્યને થયેલા લાભાલાભ**—અગ્રેજ સરકારનો અમલ થયાથી કેળવણીને બહુ લાભ થયા તેની સાથે કેટલાક ગેરલાભ પણ થયા જાનમાલની સહી સલામતી થવાથી ને દેશમા શાન્તિના શીતલ કિરણ પ્રસરવાથી લોકોના ચિત્ત સાહિત્યની ખિલવણી કરવા પ્રવૃત્ત થયા. અગ્રેજી ભાષાનુ વિજ્ઞાન, સરકારી, ને ભિન્ન ભિન્ન રંગે રંગાએલું ને ભિન્ન માર્ગમા પ્રવૃત્તિવાળુ સાહિત્ય શીખવાથી વ્યક્તિસ્વાતન્ત્ર્યના ને સામાજિક સુધારાનાં બીજ વાચકના મનમા રોપાયા મિલ, બર્ક, મેકોલે, કાર્લાઇલ, બેકન, હૅલમ જેવા ઉત્તમ ગ્રન્થકારોના ગ્રન્થોનુ અધ્યયન ને પરિશીલન કરવાથી વાચકની બુદ્ધિ ખીલી તેના વિચારો પ્રૌઢ થયા, અને તેનુ લક્ષ ઓરૂપ્પી ને સામાજિક સુધારાની [illegible] આકર્ષાયુ

સ્ત્રીવર્ગનો અજ્ઞાનાધકારમાંથી ઉદ્ધાર કરી તેની અધમ દશા સુધારવા તરફ તેનું લક્ષ્ય ગયું. પરદેશગમનનો માર્ગ ઉઘડ્યો. એ વિષે લોકોના વિચાર ફેરવાયા. ઘરફૂકડાની પેઠે ઘરમા ભરાઇ રહેવાને બદલે વેપારરોજગારને કે જ્ઞાન સંપાદન કરવાને અર્થે લોકો પરદેશ જતા થયા. પ્રવાસથી અને સુધરેલા લોકોના સમાગમથી તેમનો દૃષ્ટિકોણ વિશાળ ને વિસ્તીર્ણ થયો, અને વિચારક્ષેત્ર ને કાર્યક્ષેત્ર ભિન્નભિન્ન માર્ગે પ્રવર્તું ને ખીલ્યું. આમ પુરુષનું વચનમાત્ર પ્રમાણભૂત છે એમ માની લેવાની વૃત્તિ ઓછી થતી ગઈ. દરેક લખાણને અને વચનને બુદ્ધિ અને તર્કની કસોટીએ ચઢાવી તેની સમ્યક્ પરીક્ષા કર્યા પછી જ તેને સત્ય ને પ્રમાણભૂત તરીકે સ્વીકારવાની વૃત્તિનો ઉદ્ભવ થયો. અંગ્રેજો સાથેના સહવાસથી તેમના સમાજબંધારણનું જ્ઞાન થયું. ગુજરાતી સાહિત્યમા નવલકથાઓ અને વિજ્ઞાનનાં પુસ્તકો રચાવા માડયા વિવેચક ને સંશોધક શક્તિનો ઉદ્ભવ ને વિકાસ થયો. માનસિક દૃષ્ટિની મર્યાદા ઉદાર, વિશાળ, ને વિસ્તીર્ણ થઈ.

**ગેરલાભ**—અંગ્રેજ જેવી કેળવાએલી પ્રજાના સમાગમ ને સંસર્ગથી અને તેના શિષ્ટ ને સંસ્કારી વાઙ્મયના અધ્યયનથી આવા ઘણા લાભ થયા સંસ્કૃત, ફારસી, ને અરબી, એ પ્રાચ્ય ભાષાઓની કેળવણી આપવી કે પાશ્ચાત્ય ભાષા અંગ્રેજીની, એ પ્રશ્નનો નિર્ણય કરવાનુ કામ મેકોલેના હાથમા આવ્યુ તેણે અંગ્રેજી ભાષાની જ કેળવણી આપવી ને તે અંગ્રેજી ભાષા મારફતે જ એવો નિર્ણય કર્યો અને એ નિર્ણયને અનુસરીને બ્રિટિશ કેળવણીનું બંધારણ યોજાયુ. તેથી દેશી ભાષાઓની કેળવણીને ભારે નુકસાન પહોચ્યું. માતૃભાષાની ખિલવણીને મોટો પ્રતિબન્ધ નડયો અને એ હાનિના અનિષ્ટ ને કડવા ફળ હજી પણ આપણને ભોગવવા પડે છે

**પ્રાચીન અને નવીન**—જેટલુ પાશ્ચાત્ય એટલુ સ્તુત્ય ને ગ્રાહ્ય અને પ્રાચ્ય એટલુ ગર્હ્ય ને ત્યાજ્ય એવો કુવિચાર ઉત્પન્ન થવાથી કેટલાક લોકો ઉન્માર્ગે પ્રવૃત્ત થયા. પાશ્ચાત્ય આચારવિચાર સારા, પાશ્ચાત્ય રહેણી કરણી ઉત્તમ, પાશ્ચાત્ય સામાજિક સ્વતંત્રતા આવશ્યક, પાશ્ચાત્ય પોશાક ને પાશ્ચાત્ય ભોજન આરોગ્યને વિશેષ હિતકર, જેટલું પાશ્ચાત્ય એટલુ સંસ્કારી ને ગ્રાહ્ય ને પ્રાચ્યમાત્ર તિરસ્કાર્ય, એવી અનિષ્ટ વૃત્તિનો કેટલાક તરુણ ને બિન અનુભવી પુરુષોમા જન્મ થયો અને તેમનો સંસર્ગદોષ બીજાઓને વળગ્યો. પ્રાચ્ય સાહિત્યમા ને ધર્મમા કંઈ સત્ત્વ નથી એ બધુ દરિદ્ર નિસત્ત્વ, અને મનને કોઇ પણ પ્રકારે કેળવે નહિ એવું છે એવો અકલ્યાણકારક વિચાર ઉત્પન્ન થવાથી પ્રાચ્ય આચારવિચારથી લોકો ભ્રષ્ટ થવા માડયા. પ્રાચ્ય ભાષાનો ને દેશી ભાષાનો અભ્યાસ નષ્ટપ્રાય થયો. શાસ્ત્રીય પદ્ધતિનો વિધ્વંસ થયો ને ઉપલકીઆ અભ્યાસ તરફ લોકોનુ વલણ થયું. ગ્રન્થકાર, કવિ, કે પત્રકાર થતા પહેલા તેને માટે શી સાધનસંપત્તિ આવશ્યક છે તેનો વિચાર કરવાની પણ જરૂર રહી નહિ. નિયમમાત્રનો ત્યાગ કરવા તરફ પ્રબળ વલણ થયુ પ્રાચીન નિયમબદ્ધ કાવ્યને બદલે સ્વચ્છંદી છન્દોમા કે ગદ્યમા પણ પદ્ય રચાવા માડયા. ગદ્યમા કાવ્યત્વ હોય, પણ પદ્યમા ગેયત્વ આવશ્યક છે એનો પણ અસ્વીકાર થવા માડયો. સાહિત્યમાં આત્મખ્યાતિ તરફ અશ્રદ્ધા ઉત્પન્ન થવાથી તર્જુમીઆ લખાણો તરફ મન આકર્ષાયું. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ ને વડોદરાનુ ભાષાન્તરખાતુ તેમજ સાહિત્યપરિષદ્ની ભંડોળકમિટિ પણ બહુધા એવા તર્જુમીઆ લખાણોને જ ઉત્તેજન આપતા જણાય છે એ બે સાથે કહેવું

પડે છે. ઉંચા શાસ્ત્રીય ગ્રન્થોના દેશકાલાનુસારી રૂપાન્તર કે ભાષાન્તરની જરૂર અંશે છે એની ના કહેવાશે નહિ. પરંતુ સ્વતંત્ર ગ્રન્થોની ઘણી આવશ્યકતા છે એ નિઃસંશય છે.

**મોહક નવીનતા**—નવીનતાનો મોહ મનુષ્યમાત્રને માદક પદાર્થની પેઠે પરવશ કરે છે ને તેની વિચારશક્તિનો લોપ કરે છે. કવિકુલગુરુ કાલિદાસે કાવ્યના સંબંધમાં કહ્યું છે તેમ વસ્તુમાત્રમાં બધું પ્રાચીન કંઇ પ્રાચીનતાને લીધે જ ઉત્તમ નથી, તેમજ બધું નવીન કંઇ નવીનતાને લીધે જ ગર્હ્ય નથી. સાધુ પુરુષો નીરક્ષીરન્યાયે સારાસારનો વિવેક કરીને જ પ્રાચ્ય કે પ્રતીચ્ય, એમાંથી એકનું ગ્રહણ કરે છે. સ્વતંત્ર બુદ્ધિથી વસ્તુઓની તુલના કરી સારનું ગ્રહણ કરવાને બદલે બુદ્ધિને તિલાંજલિ આપી પારકાના વિચારથી જ દોરાય છે તે મૂઢ છે, વિવેકશૂન્ય છે. દેશકાળનો ને પરિસ્થિતિનો વિચાર કરીને આચારવિચારમાં તેમજ સાહિત્યમાં ફેરફાર કરવો એ જ ઉત્તમ માર્ગ છે.

**અંગ્રેજી કેળવણીનો આરંભ સુરતમાં**—ગુજરાતમાં અંગ્રેજી કેળવણીનો દીપ પ્રથમ સુરતમાં પ્રગટયો અને ત્યાંથી તેનો પ્રકાશ ગુજરાતના બીજા ભાગમાં તથા કાઠીઆવાડમાં ને કચ્છમાં પ્રસર્યો. એક સમય એવો પણ હતો કે ત્યારે સુરતના વતનીઓ ગુજરાત ને કાઠીઆવાડની હાઇ સ્કૂલોમાં હેડ માસ્તરો હતા; તેમજ અમદાવાદ ને રાજકોટની ટ્રેનિંગ કૉલેજોના પ્રિન્સિપલો અને ઘણાખરા ડેપ્યુટિ ઈન્સ્પેક્ટરો સુરતી હતા. આધુનિક ગુજરાતી સાહિત્યનો આરંભ પણ સુરતમાં જ થયો. ત્યાં સાહિત્યક્ષેત્રમાં ત્રણ રત્નો એકી વખતે ઝળહળી નીકળ્યાં. એ રત્નોએ સાહિત્યનો વિકાસ જુદા જુદા માર્ગમાં કર્યો. એ રત્નોમાં સાહિત્યની અનન્ય સેવા કરી વિવિધ માર્ગે ખિલવનાર, 'રુઠ, રમતી, ને મર્માળી' ભાષામાં ગુજરાતી ગદ્યના ઉત્પન્ન કરનાર, ગુજરાતી કોશના આદ્ય પ્રણેતા, સંસારસુધારાનો ઝુંડો ઉઠાવનાર, વહેમદુર્ગનો વાગ્બાણના વજ્રપ્રહારથી નાશ કરનાર, 'આંખમાં ઝળઝળીઆં સાથે' કલમને ખોળે બેસનાર, કલમને ખોળેજ ૨૪ વર્ષ લાડ લડાવનાર, એ ટેક જવાનો સમય આવતે દિલગીરીથી તે છોડવો પડયો ત્યારે અવશિષ્ટ જીવન ખેદથી નિર્ગમન કરનાર, સાહિત્યસેવામાં જીવન અર્પણ કરવાની આદર્શભૂત પ્રતિજ્ઞા અવસાનપર્યન્ત પાળનાર, જુવાનીના ઉચ્છેદક વિચારોના ત્યાગપૂર્વક સંરક્ષણ વિચારોનો સ્વીકાર દર્શાવનાર 'ધર્મગ્રન્થ' પ્રસિદ્ધ કરવાની અડગ હિંમત ધરાવનાર, ધીટ નરવીર, 'ગરવી ગુજરાત' ને સાહિત્યમાં ઉચ્ચતમ સ્થાને પહોંચાડનાર, 'પ્રેમશૌર્ય' અને સ્વદેશાભિમાનની ઉચ્ચ વૃત્તિ જનસમૂહમાં જગવનાર ને ઉત્તેજનાર, સ્વાનુભવરસિક કવિ નર્મદે અદ્વિતીય સાહિત્યસેવા બજાવી છે; ને દ્રવ્યની આપત્તિમાં એકલે હાથે, સરકાર કે રાજ્યના આશ્રય વિના ગુજરાતી સાહિત્યની જે ભિન્ન ભિન્ન દિશામાં ખિલવણી કીધી છે તે હાલના, પ્રગતિની વાતોમાં જ કાર્યની પરિસમાપ્તિ માનનાર, વાચાળ જમાનામાં એક આદર્શભૂત ને સર્વથા અનુકરણીય દૃષ્ટાન્ત છે. તરુણ લેખકોએ આની નકલ યથાશક્તિ કરવા પ્રવૃત્ત થવું જોઇએ. તેઓ સાહિત્યની સંગીન સેવા બજાવવા તત્પર થશે તો સાહિત્યવૃક્ષ શાખાપ્રશાખાથી ચારે તરફ ફાલી સમૃદ્ધ થશે.

**સાહિત્યસેવા માટે અધિકાર પ્રાપ્ત કરવાની આવશ્યકતા**— પરંતુ તરુણ સાહિત્યસેવકોએ એક વાત લક્ષમાં લેવા જેવી છે. પ્રાચીનકાળથી આપણા વિદ્વાનો અધિકાર પ્રાપ્ત કર્યા વિના કોઇ પણ કાર્ય માથે લેતા નહિ. ગુરુચરણની નમ્રભાવે સેવા કરી તેમની

પાસેથી અધિકાર પ્રાપ્ત કર્યા પછી જ ગુરુપ્રસાદથી મેળવેલી વિદ્યાનો તેઓ ઉપયોગ કરતા પ્રાચીન શ્રુતિમા આખ્યાનરૂપે કહ્યુ છે તેમ ગુરુને પણ એવી આજ્ઞા હતી કે શ્રદ્ધાળુ, નિંદા ન કરનાર, પવિત્ર ને ઋજુ પુરુષને જ વિદ્યાદાન આપવુ એથી હુ વીર્યવતી થઈશ એમ વિદ્યાએ કામરૂપિણી થઈ બ્રાહ્મણ પાસે જઈ તેને કહ્યુ છે કાવ્ય લખતા પહેલા કવિ નર્મદે જયદેવના અલંકારગ્રન્થ 'ચંદ્રાલોક'નો અને 'વૃત્તરત્નાકર' 'શ્રુતબોધ,' આદિ પિંગળગ્રન્થોનો અભ્યાસ કર્યો અને એક કડીઆના ઘરમા દાદુપથી સાધુકવિ લાલદાસના સંગ્રહમાથી 'છંદરત્નાવળી' નામનુ પુસ્તક શોધી તેને ઘેર દરરોજ જઈ તેની નકલ કરી, અને તે સમયે ગુજરાતીમા પિંગળ છપાયુ નહોતુ તેથી એ રીતે છંદશાસ્ત્રનુ જ્ઞાન મેળવ્યુ વળી ભાષાના સંસ્કારી જ્ઞાન માટે કવિ 'સારસ્વત', 'લઘુ સિદ્ધાન્તકૌમુદી', ને 'રઘુવંશ' આદિ સંસ્કૃત કાવ્યો શાસ્ત્રી પાસે શીખ્યા આટલો અધિકાર પ્રાપ્ત કર્યા પછી પોતે લેખક થયા અને પોતાના બુદ્ધિપ્રભાવે ને ઉત્સાહે સાહિત્યક્ષેત્રમા પોતાનો અમર કીર્તિસ્તંભ સ્થાપ્યો હાલમા તો નવલરામભાઈ કહે છે તેમ જે ને તે કવિ થવા ઇચ્છે છે અને પોતાના નામની પૂર્વે 'કવિ' (તેમા 'વિ' હ્રસ્વને બદલે દીર્ઘ હોય તો ફિકર નહિ') એવુ ઉચ્ચપદ મૂકવા અભિલાષા રાખે છે પ્રતિભા, શાસ્ત્રનો પાસ કરેલો અભ્યાસ, બહુશ્રુતપણુ કાવ્યશાસ્ત્રનું ને ઉત્તમ કાવ્યોનુ પરિશીલન, એ બધા અત્યાવશ્યક સાધનો પ્રાપ્ત કર્યા વિના કાવ્ય રચવા એ ઉપહસનીય જ થાય છે સૉક્રેટીસના વિચાર પ્રમાણે દુનિયામા ઉત્તમમા ઉત્તમ પ્રાપ્ત કરવાની વસ્તુ જ્ઞાન છે, અને ઉત્તમમા ઉત્તમ જ્ઞાન આપણા પોતાના વિષેનુ છે આપણુ પ્રમાણુ આપણે પોતે માપવુ જોઈએ. જેમ આપણે આપણી શક્તિને વધારે ઓળખીશુ તેમ આપણું જ્ઞાન કેવુ સ્વલ્પ છે તે આપણને સમજાશે વળી આપણી સ્વલ્પ જ્ઞાનમર્યાદામા જે ઘણુ સત્ય ભાસતું હતુ તે મર્યાદા વિસ્તીર્ણ થયે અસત્ય છે એમ ખાતરી થશે

કવિ નર્મદ—કવિ નર્મદના સમયથી કાવ્યસાહિત્યનો માર્ગ બદલાયો અગાઉ માત્ર જ્ઞાન, નીતિ, ને ભક્તિના જ ક્ષેત્રમા કાવ્યસાહિત્ય વિચરતુ હતુ, તેને બદલે હવે તેનુ ક્ષેત્ર વિસ્તૃત થયુ સામાજિક બંધનો, વહેમો, વાધાભરેલી રૂઢિ, વ્યસનો, કુંપ, વિધવાનુ દુઃખ, પુનર્વિવાહ, સ્વતંત્રતા, સ્વદેશાભિમાન, દેશદાઝ અને કુદરત, એ બધા વિષયો પર કાવ્યો રચી કવિએ તેના પ્રવાહની દિશા બદલી 'વનવર્ણન' 'રૂખીઆવડ,' અને 'પ્રવાસવર્ણન'મા કવિએ કુદરતના સ્વરૂપનુ ઉત્તમ ચિત્ર આપ્યુ છે 'શૂરવીરના લક્ષણ'ના પદોમા કવિએ દાસત્વને નિંદી, સાહસ કરવાની વૃત્તિ ઉત્તેજી, સ્વતંત્રતાની રૂડી ભાવના વાચકના હૃદયમા જાગ્રત કરી છે એમાના નીચેના પદો ઉત્તમ છે —

'રડયા કરે શું વળશે, ભાઇ, રડયા કરે શું વળશે?'

* *

'દાસપણુ ક્યાસુધી કરવુ દાસપણુ ક્યાસુધી?'

'પગલા ભરવા માડો રે હવે નવ વાર લગાડો'

'ડગલુ ભર્યું કે ના હઠવુ ના હઠવુ'

'રણ તો ધીરાનું ધીરાનું, નહિ ઉતાવળા કાયરનું.'

* * * *

'સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે,
યા હોમ કરીને પડો, ફત્તેહ છે આગે'—

એ પદ તો જનસમાજમા અત્યન્ત પ્રચાર પામ્યુ છે.

'વાદળ ફાટવા માંડ્યું હવે છે, ધ્રુવાદિ કંઇ કંઇ નજરે પડે છે'—

એ પદ બાળાઓ પ્રેમથી લલકારે છે.

'હિંદુઓની પડતી', 'પ્રેમશૌર્ય'—જેમા દેશપ્રેમ, પ્રાચીન ઐતિહાસિક સ્થળોની મહત્તા ને રજવાડા, તથા ગુજરાત ને દક્ષિણના શૂરવીરોનું ચરિત્ર નિરૂપ્યું છે, એ બધા કાવ્યે રોલાવૃત્તમા છે

'આ તે શા તુજ હાલ, સુરત, સૂનાની મૂરત ?'
ને 'સ્નેહશૌર્ય તો નથી, દેશમા સ્નેહશૌર્ય તો નથી'—

એવા કવિના રોલાવૃત્ત ઘણા સુંદર છે પ્રાર્થનાની ગરબીઓમા

'સુણુ સાહેલી, ઇશ્વરકેરી માયા અપરંપાર જો !

* * *

'પીની પીની પ્રેમાનંદ પ્યાલો, મરી જશે કળંતો બાલો રે. પીની૦'

* * * *

'ઘટઘટમા તૂં રામ
રામ ઉપજાવે, રામ બચાવે, મારે તે પણ રામ રામ રે, ઘટઘટમા૦'

* *

'દુનિયા જૂઠાની, જૂઠાની, એ અનુભવવાત પ્રમાણી'

* * *

'કોની કોની છે ગુજરાત'—

(એ ગરબીઓ ઉત્તમ છે. 'જય જય ગરવી ગુજરાત' એ તો ઉત્કૃષ્ટ પ્રતિષ્ઠા પામી છે એ યુક્ત જ છે

'નવ કરશો કોઈ શોક, રસિકડાં નવ કરશો કોઇ શોક'—

એ પદમા કવિએ આત્મપરીક્ષા કરી ખરૂં જ કહ્યુ છે કે-

'ધીર, સત્ય, ને રસિક રેડિયાં અરિ પણ ગાશે દિલથી.'

* * * *

'મ્હેરની મ્હેરની મ્હેરનીરે, મ્હેની, નીતિની સાડી મ્હેરની'—

એ નીતિની ગરબી સ્ત્રીઓ હોંસે હોંસે ગાય છે.

રામાયણ, મહાભારત, અને પુરાણોમાથી પ્રાચીન સ્ત્રીપુરુષોની હકીકત એકઠી કરી કવિએ 'કથાકોષ'મા આપી છે. એ કોષ ઘણો ઉપયોગી છે

'નાગરસ્ત્રીઓમા ગવાતા ગીત' પણ રીતભાતની સમજુતી સાથે કવિએ એકઠા કર્યા છે. એ પુસ્તકને અનુસારે અમદાવાદમા હાલ સ્વર્ગવાસ પામેલા બાજાગૌરીએ ને નડીઆદમા ગ. નરહરિએ પણ આચાર ને રીતરિવાજના પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે.

**નર્મગદ્ય**—'નર્મગદ્ય' મા 'નિબંધો,' 'રામાયણ ને મહાભારતનો સાર,' 'કવિ ને કવિતા', 'પ્રેમાનંદ આદિ કવિઓના જીવનચરિત્ર', 'પ્રાચીન ને અર્વાચીન જગતનો ઇતિહાસ,' 'મહા-પુરુષો, તત્ત્વવેત્તા, ને સંશોધકોના જીવનચરિત્રો,' અને 'ગુજરાતની ને મેવાડની હકીકત'મા બહુ ઉપયોગી ને એમના સમયમા વાચકને અન્યત્ર દુષ્પ્રાપ્ય બાબત જુસ્સાદાર ને સંસ્કારી ભાષામા કવિએ આપી છે. 'રાજ્યરંગ'ના આદિ વાક્યો નર્મદની કીર્તિસ્તંભના મોખરાના લેખ છે.

'એક છે, અનેક છે, નિવર્તે છે, પ્રવર્તે છે' ઇત્યાદિ, તેમજ

'બ્રહ્માંડમા પૃથ્વી શુ? પૃથ્વી ઉપર જનસમૂહ શુ? રાજ્ય શુ? રાજ્યના રંગ શુ? ને નર્મદ શુ? એ સધુ રસસિંધુના કંઠ ઉપરની કણિકા પણ નથી, તોપણ તે કાંઇ છે ને રંગ છે એ રંગ હું મારી તોતની વાણીથી વર્ણવવા ઇચ્છુ છુ હે પ્રસાદ–રંગાઉ–ઉદય–ઉદય શ્રીરંગ'! ધન્ય છે કવિના વિનયને!

'પિંગળપ્રવેશ' અને 'અલંકારપ્રવેશ'મા કવિએ છન્દો ને અલંકારોનુ વિવેચન કર્યું છે. 'રસપ્રવેશ'મા રસ અને વ્યભિચારી ભાવોનું વિવરણ છે. 'નાયિકાવિષયપ્રકાશ'મા નાયકનાયિકાના સ્વરૂપનું વર્ણન છે

કવિએ 'શ્રીકૃષ્ણાકુમારી', 'દ્રૌપદીદર્શન', વગેરે નાટકો પણ રચ્યા છે, એ નાટકોમા ગદ્યભાગ વિશેષ છે, પદ્યભાગ થોડો છે પણ 'રામજાનકીદર્શન'મા પદ્યો સારા છે ને પૂરતી સંખ્યામા છે 'ગુજરાતી' પત્રના તન્ત્રીએ એ નાટકોની નવીન આવૃત્તિ પ્રસિદ્ધ કરવી જોઇએ.

જે સમયમા હાલના જેટલો ઉચ્ચ કેળવણીનો પ્રચાર અને સુગમતા નહોતા તે સમયે એકલે હાથે કવિએ કરેની આ અનુકરણીય સેવાની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે

**કવિનુ શિષ્યમંડળ**—કવિના રસતરંગમા એના શિષ્યો સદ્‌ગત સવિતાનારાયણ, વિજયાશંકર, વગેરે હમેશ ન્હાઇ અજ્ઞાનરૂપી મેલ ધોઇ ઉચ્ચ સંસ્કાર પામતા હતા કવિ વિજયાશંકરની 'વિજયવાણી' એ આ સમાગમનુ ફળ છે એ જ કવિનુ 'સૃષ્ટિસત્ત્વ' સરળ ભાષામા સંવાદરૂપે વેદાન્તના ગૂઢ તત્ત્વનું જ્ઞાન આપે છે એમા ગુરુશિષ્યના સંવાદના રૂપમા ઘણુ તત્ત્વજ્ઞાન છે વાર્તાઓ, પૌરાણિક દૃષ્ટાન્તો સાથે તેમજ ઉપનિષદો, ગીતા, યોગવાસિષ્ઠ, અને શંકરાચાર્યના ગ્રન્થોમાથી ઉતારા આપી એમણે રસિક રીતે બહુ જ્ઞાન આપ્યુ છે. દિલગીરી સાથે કહેવુ પડે છે કે આવો વિદ્વત્તાભરેલો ગ્રન્થ લોકોમા પ્રચાર પામ્યો નથી. એટલુ જ નહિ પણ એનુ નામ પણ કેટલાકના જાણવામા નહિ હોય, જેમ કવિઓ ન હોય તો રાજાઓના ચરિત્રોની મહત્તા ન થાય એવુ એક સંસ્કૃત કાવ્યમા કહ્યુ છે, તેમ વિદ્વાનોની કૃતિઓ પણ પ્રસિદ્ધિમા આણનાર મિત્ર ન હોય તો જગતમા અપ્રસિદ્ધ જ રહે છે સવિતાનારાયણના 'કાવ્ય' તેમજ 'અલંકારચન્દ્રિકા' પણ એ ગુરુચરણસેવાના પ્રાસાદરૂપ છે

**નવલરામભાઇ**—સુરતના ત્રણ નરનાથી નિર્દેશાતા ત્રણ નરરત્નોમાના બીજા સદ્‌ગત નવલરામભાઈ હતા તેમનુ જીવન સાહિત્યમય હતુ બાલ્યાવસ્થાથી જ તેમને ઊંડા વિચારમા નિમગ્ન થવાની ટેવ હતી એ ટેવને લીધે તેમને વર્ગમા કર્ટિસ સાહેબે પખોડ્યા હતા કે ઊંઘો છો કે શુ? ત્યારથી જ તેમને આત્મનિરીક્ષણ ને આત્મપરીક્ષણની ઉત્તમ ટેવ હતી એક

વખત પોતાના એક મિત્રને આશ્રય મળવાનો સંભવ જાણી પોતાનું મન ઇર્ષ્યાથી કલુષિત થયું નવલરામભાઇ લખે છે કે 'મને લાગ્યુ કે તેને જો આશ્રય ન મળે તો આ પાપી મન ખુશ થાય ખરૂ' પોતે ઇર્ષ્યાથી પ્રેરાઇ કઇ અનિષ્ટ પગલુ ભર્યું નથી, પરતુ મનની નિર્મળતા પોતે તપાસી શકયા, એ એમની મહત્તાનુ પ્રબળ પ્રમાણ છે. એમણે 'વીરમતી' ને 'ભટ્ટનું ભોપાળુ' એ નાટકો, 'અકબર ને બીરબલના હિંદી કાવ્યો', અને 'નર્મદચરિત્ર', એ સ્વતન્ત્ર ગ્રન્થો રચ્યા છે, નવા યોજેલા મેઘચ્છન્દમા 'મેઘદૂત'નુ ભાષાન્તર કર્યું છે, તેમજ 'માલતીમાધવ', 'મૃચ્છકટિક', 'રત્નાવલી', આદિ નાટકો તથા પુરાણોનો સાર આપ્યો છે 'શિક્ષણશાસ્ત્ર'ના અનેક વિષયો એમણે ચર્ચ્યા છે શિક્ષણ રસિક કેમ થાય, 'પરસ્પર સભાષણપદ્ધતિ'નો શિક્ષણમા કેવી રીતે ઉપયોગ થાય વાચન અને અન્ય વિષયો કેવી રીતે ઉત્તમ શિખવાય—આવા અનેક શિક્ષણના વિષયોનું એમણે વિવરણ કર્યું છે 'વાતાવરણ', 'ધરતીકપ', 'બરફના ડુગર', 'કાવીના તામ્રપત્ર વગેરે સામાન્ય જ્ઞાનના અને વિદ્વત્તાના વિષય પર પણ એમણે પ્રકાશ પાડયો છે

નવલરામભાઇ પોતાની સાધનસપત્તિમા હમેશ વધારો કર્યા જ કરતા તેઓ વાચન ને વિચારણામા જ પોતાનો સમય નિર્ગમન કરતા હતા એ બે સપત્તિ વિષે પોતે સતૃપ્ત ન થાય ત્યાસુધી લેખનના કાર્યમા ઉદ્યુકત થતા નહોતા વય જતા એમના વિચાર વિશેષ પરિપક્વ થયા. એ પરિપકવતા કવિ નર્મદ અને દલપતરામ વિષેના પાછલી વયે દર્શાવેલા વિચારમા પ્રત્યક્ષ થાય છે.

નવલરામભાઇની અપૂર્વ તેજથી ઝગઝગી રહેલી કીર્તિ તેમની આટલી સાહિત્યસેવા—જે કઇ ઓછી નથી—તેને લીધે નથી. એ તો એમની 'પુસ્તકપરીક્ષા'ને લીધે છે એ પરીક્ષા કરવામા એમનું ક્ષેત્ર અત્યાર સુધી બિનહરીફ રહ્યુ છે, એ એમની કીર્તિ જેવી તેવી નથી એ ક્ષેત્રમા એમની કીર્તિના કિરણો કોઇ પ્રતિસ્પર્ધીના કિરણોથી ઝખવાયા નથી.

**ઉત્તમ ગ્રન્થાવલોકનનું સ્વરૂપ**—ઉત્તમ વિવેચનમા સમગ્ર ગ્રન્થ પર વિચાર જોઇએ, એકદેશ પર નહિ. વિવેચક રાગદ્વેષરહિત, ગુણદોષની યોગ્ય તુલના કરનાર, નિષ્પક્ષપાતી જોઇએ. ગમે તેવો વિદ્વાન્ હોય તોપણ માત્ર છિદ્રાન્વેષી ઉત્તમ વિવેચક કદી થઇ શકતો નથી વિવેચનમા ગુણ ને દોષ, બંનેની પરીક્ષા જોઇએ ગુણની યોગ્ય કદર ને દોષનો નિર્દેશ તેના ભવિષ્ય માર્ગને સહાયભુત થાય એવી સૂચના સાથે જોઇએ તરુણ ઊગતા ગ્રન્થકારની મહેચ્છાને જોઇતુ ઉત્તેજન મળવુ જોઇએ વિદ્વાનોના ગ્રન્થ પર ઘટતુ, વિદ્વત્તાભરેલુ, ગુણ દોષશોધન, પ્રૌઢ વિવેચન જોઇએ તેમા પણ તેના ગુણની યોગ્ય તુલના ને દોષને માટે માર્ગસૂચક બોધ જોઇએ

**ઉત્તમ વિવેચક**—આ બધા ગુણો નવલરામભાઇનામા હતા તેમના વિવેચનથી વાચકને ઘણી જાણવા જેવી હકીકતનું જ્ઞાન થાય છે ને ગ્રન્થકારને ન્યાય મળે છે 'કરણઘેલો' ને 'કાન્તા' પરના તેમનાં વિવેચન ઉત્તમ છે તેમા રસક્ષતિ કયા ને કેવી રીતે થાય છે તે તેમણે ઉત્તમ રીતે દર્શાવ્યું છે 'કરસનદાસ મૂળજીના' ને 'દુર્ગારામ મહેતાજીના ચરિત્રમા જીવનચરિત્રમા કયા ગુણો આવશ્યક છે તે એમણે પ્રતિપાદન કર્યું છે એ જ પ્રમાણે યોગ્ય પ્રસગે ઉત્તમ નાટક ને ઉત્તમ વાર્તાનું સ્વરૂપ પણ એમણે દર્શાવ્યું છે એમણે સસ્કૃતમય

ભાષાની નિંદા કરી છે. તે યુક્ત છે અપરિચિત સંસ્કૃત શબ્દોના પ્રયોગથી વાચકને ભાષા કઢંગી ને ક્લિષ્ટ લાગે છે. 'વાચનમાળા કેવી જોઈએ' તે વિષે એમણે વિવેચન કર્યું છે. જોડણી વિષે પણ એમણે પોતાના વિચાર દર્શાવેલા છે, તે મનનીય છે. ભાષાનું સ્વરૂપ જ બદલાઇ જાય એવી જોડણી એમને માન્ય નથી, તેમજ પ્રાન્તિક ઝઘડો ઊભો કરે એવી જોડણી પણ એમને ઇષ્ટ નથી.

નવલરામભાઇના કલમ ને વિચાર અનેક દિશામા પ્રવર્તતા હતા 'માસિકો' કે અન્ય વર્તમાનપત્રોમા, લેખોમા કે પત્રોમા કે પુસ્તકો રચવામા, કંઇ ને કંઇ લખવામા તેઓ રોકાએલા રહેતા. તેઓ જીવનપર્યન્ત અભ્યાસી હતા. 'કાવ્યાદર્શ', બેકનનું 'નોવમ ઑર્ગેનમ', 'તર્કશાસ્ત્ર', ને 'સાહિત્યદર્પણ' જેવા પુસ્તકોનો તેમણે અભ્યાસ કર્યો હતો. જે સમયમા અંગ્રેજી કેળવણીની શરૂઆત જ થયલી અને સંસ્કૃત વિદ્યા શાળામા સંપાદન કરવાનો એમને લાભ મળેલો નહિ, તે સમયમા આ ખાનગી અભ્યાસ ઘણો ઊંચો ગણાય.

નવલરામભાઇ જેવા જ્ઞાની, ગંભીર વિચારક અને ન્યાય વિવેચનકારની આપણા સાહિત્યમા મોટી ખોટ છે.

**માસ્તર સાહેબ નન્દશંકરભાઇ**—સુરતના ત્રણ પ્રસિદ્ધ નામામાના ત્રીજા, માસ્તર સાહેબના નામથી જાણીતા સદ્ગત નન્દશંકરભાઇ છે. એમણે 'કરણઘેલો' નામની સુવિખ્યાત ઐતિહાસિક નવલકથા રચી એ નવીન માર્ગમા સાહિત્યનો પ્રવાહ પ્રવર્તાવ્યો છે. માસ્તર સાહેબે આ એક જ નવલકથા રચી છે, પરંતુ તેમા વસ્તુના ને રીતભાતના વર્ણન પુષ્કળ છે ને તે એવા તો ચમત્કારી ને અસરકારક છે કે એ એક જ પુસ્તકથી તેમણે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા પોતાની કીર્તિ અમર કરી છે. 'કરણઘેલા'ની ભાષા ઘણી તેજસ્વી છે. ગ્રન્થકર્તાની વાણીનો પ્રવાહ અવિચ્છિન્ન ચાલ્યો જાય છે તે વાચકને એટલો મોહક ને લોહચુંબકની પેઠે આકર્ષક થાય છે કે વાર્તા પૂરી થાય ત્યાસુધી વાચકને હાથમાથી પુસ્તક મૂકવું ગમતું નથી

**સંગીન સાહિત્યસેવાકાર**—આ પ્રમાણે અંગ્રેજી કેળવણી આપણા દેશમા દાખલ થયાના આરંભકાળમા કવિ નર્મદ, નવલરામભાઇ, તથા નન્દશંકરભાઇએ ગુજરાતી સાહિત્યની જુદી જુદી દિશામા અમૂલ્ય સેવા બજાવી છે. સમયપરત્વે વિચાર કરતા કવિ નર્મદ ને નવલરામભાઇના જેવી સંગીન સાહિત્યસેવા બજાવનારની હાલના સમયમા ખોટ છે એમ ભારે ખેદ સાથે કહેવું પડે છે.

**કવીશ્વર દલપતભાઇ**—સુરતના શૃંગારરૂપ કવીશ્વર નર્મદ અને નવલરામભાઇ જે સમયે આ ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરતા હતા તે સમયે અમદાવાદમા, મૂળ કાઠીઆવાડના વતની કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, જેમના સંક્ષિપ્ત ક. દ. ડા થી પ્રાથમિક શાળાના બાળકો પણ પરિચિત છે, તેઓ જનસમાજનું રંજન કરે એવા કાવ્યો પ્રાસાદિક વાણીમા રચી ગુજરાતી કાવ્યસાહિત્યનો વિકાસ કરતા હતા. કવિશ્રીએ ફૉર્બ્સ સાહેબના પ્રયત્નથી સ્થપાયલી ને વૃદ્ધિ પામેલી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિની સારી સેવા બજાવી હતી. તેઓ અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમા કવિતાનો વિષય શિખવવા જતા હતા, એ તે વખતના ભાગ્યશાળી શિષ્યને મોટો લાભ હતો કવિએ હુન્નરની ખિલવણી, સંસારસુધારો, વ્યસન, ધર્મ,

નીતિ, કેળવણી, અને અનેક પ્રાસંગિક વિષયો પર સભારંજની કવિતા રચી સરકારની તેમજ જનમંડળની પ્રીતિ સંપાદન કરી હતી. તેઓ ગુજરાતના રાજકવિની ઉચ્ચ પ્રતિષ્ઠા પામ્યા હતા. પ્રભાત, સૂર્યોદય, ચન્દ્રોદય, સાયંકાલ, અને ઋતુ વિષેના તેમના કાવ્યોમાં કેટલાકમા કવિની કલ્પનાશક્તિ સારી ખીલેલી જણાય છે —

પરોઢિયે શીતળ વાયુ વાય, તેથી પડે ટાઢ અને ધ્રુજાય,
કુરાજ્યમા જેમ જનો ન જંપે, બીકે બધા લોકની કાય કંપે
કુકૂસ્વરો કુર્કટ તો કરે છે, સર્વત્ર જેના સ્વર સંચરે છે,
જાણે રવીરાવ પધારનારો, તેના છડીદારતણો ઉચ્ચારો
વાજે રૂડા ચોઘડિયા નગારા, જે લોકને નિત્ય જગાડનારા,
જાણે નવા રાજ્યની ફોજ આવે, તેની બડી નોબત આ બજાવે
વિદ્યારથી પાઠ ઉઠી કરે છે, જાણે રવીના જશ ઉચરે છે,
પ્રભાતિયા ગાય સુભક્ત પ્રીતે, જાણે રવિના ગુણ ગાય ગીતે.'

આમા સ્વભાવોક્તિ સાથે ઉપમા કે ઉત્પ્રેક્ષા અલંકાર તથા માધુર્ય ને પ્રસાદ ગુણની સારી જમાવટ છે.

નીચેના પદ્યો પણ એવા જ સુંદર છે —

'આદિત્ય આભાસ વિશેષ થાય, શશાંક ઝાંખો પડતો જણાય,
બલિષ્ઠનો આગમ જાણિ જેમ, ઝાંખો પડે નિર્બળ ભૂપ તેમ.
શશાંકનો છેક ઘટ્યો પ્રકાશ, દેખો દિસે પશ્ચિમ દીશ પાસ
જાણે બજાના ઘડિ પૂર્ણ થાતે, આકાશ ટાંગી ઘડિયાળ આ તે.
ભાનુથકી ચંદ્ર પ્રકાશ લે છે, તેથી જ તે શીતળતા ધરે છે,
ભિક્ષાય પામે અતિરિદ્ધિ આપ, પડે ન તેનો જગમા પ્રતાપ

જુઓ જુઓ આ રવિ દિવ્ય કાય, ભુમિ ભણી તે નમતો જણાય
જાણે ચઢેલો અમરાપુરીમા, પતંગ દીસે પડતો મહીમા
અરે જુઓ વિશ્વ અનુભવીને, પૂજે જનો સૌ ઉગતા રવીને,
આવી પડે અસ્ત થવાનુ જ્યારે, કોઈ ન છાંટે લઇ કંકુ ત્યારે.'

કવિ ગણપતરામ—કવિ દલપતરામની શૈલીમા બુલાખીરામ છોટાલાલ, ને ગણપતરામે કાવ્યો રચ્યા છે, પણ તે તેવા લોકપ્રિય થયા નથી. કવિ ગણપતરામે 'પ્રતાપનાટક'મા વીરરસની જમાવટ સારી કરી છે. 'લઘુ મહાભારત'ના પાંચ પુસ્તકોમા કવિએ બહુધા દેશી રાગોમા મહાભારતનો સાર કંઇ પણ ઉપયોગી અંશ મૂકી દીધા વગર સારી રીતે વર્ણવ્યો છે. એ ગ્રન્થ રચવામાં કવિએ બહુ પરિશ્રમ લીધો છે ને શેઠ ચીનુભાઇ જેવા ઉદાર પુરુષે એ પુસ્તકો પ્રસિદ્ધ કરવા આશ્રય ન આપ્યો હોત તો એ કદી પ્રસિદ્ધ પામ્યા ન હોત. એકંદર કાવ્ય પ્રાસાદિક ને તેજસ્વી શૈલીમા છે, પણ છંદો બહુધા એક જ જાતના લાબા સવાયા કે હરિગીતને ઢબે ગવાય એવા હોવાથી તેમા નવીનતાને અભાવે પુસ્તકની લોકપ્રિયતામા હાનિ આવે છે

**કેશવકૃતિ**—પોરબંદરના પ્રશ્નોરા નાગર સદ્‌ગત કેશવરામ હરિરામ ભટ્ટના કાવ્ય સ્વદેશપ્રેમ, ઉચ્ચ નીતિ ને ધર્મની ભાવના, તેમજ વેદાન્તતત્ત્વના વિચારોથી પરિપૂર્ણ છે એમના નીચેના કાવ્યો ઉત્તમ છે —

'દોડ મા, ગમાર, દૂર, ઇશ્વર છે આહી,
પૂર્ણ ને પ્રકાશમાન, માન સર્વમાહી—દોડ મા૦'

'પખીનો મેળો ભેળો રહે કેમ ભાઇ ?
કોઇ કયાહિથી કોઇ કયાહિથી આવે એમ તણાઇ. પખી૦'

'હે ચિત્તચકોર, નિરખ પૂર્ણાનંદ પ્રકાશક ચન્દ્રને,
શીતલ, સાચા, સ્વાભાવિક, સર્વોત્તમ સુખના કંદને.'

'અમે તો આજ તમારા, બે દિનના મેમાન
સફલ કરો આ સફલ સમાગમ, સુખનું એ જ નિદાન અમે તો૦'

આ છેલ્લુ પદ્ય જનમંડળમા યથાર્થ રીતે અસન્ત લોકપ્રિય થયુ છે

**ગોવર્ધનરામભાઇ-સરસ્વતીચન્દ્ર**—ધીમે ધીમે અંગ્રેજી કેળવણીનો પ્રચાર ને પ્રકાશ વૃદ્ધિ પામતો ગયો હાઇ સ્કુલોમા ને કૉલેજોમા સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ વધતો ગયો, પાશ્ચાત્ય અને સંસ્કૃત સાહિત્યના અધ્યયનથી વિદ્યાર્થીઓની સ્વતંત્ર ને સંશોધકવૃત્તિ ખીલતી ગઇ, ને પ્રાચીન સાહિત્ય ને વિચાર તરફ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ સામાજિક અને ધાર્મિક સ્થિતિ વિષે લોકોના વિચાર બદલાયા જનમંડળમા સ્ત્રીઓના સ્થાન વિષે તેમજ સ્ત્રીની કેળવણી વિષે લોકોમા નવી નવી ભાવનાઓ ઉત્પન્ન થઇ રાજકીય સ્થિતિની ચર્ચા દેશમા સર્વત્ર ખુબ જોશમા ચાલવા લાગી, સમસ્ત પ્રજામા નવી જાગૃતિ ઉત્પન્ન થઇ રાજકીય, સામાજિક ધાર્મિક, વગેરે વિષયોમા નવીન વિચારો ને નવીન ભાવનાઓ અને નવીન જ્ઞાનને પોષે ને સંતોષે એવા સાહિત્યની અપેક્ષા થાય એ સ્વાભાવિક છે વિદ્વાનોની તેમજ સામાન્ય વાચકવર્ગની આવી નવીન વાછના પૂરનાર, જેને જેવું ભોજન જોઇએ તેને માટે તેવુ તૈયાર કરનાર ને પીરસનાર, જે નરરત્ન ઇશ્વરકૃપાથી યોગ્ય સમયે ઉત્પન્ન થયુ તે સદ્‌ગત ગોવર્ધનરામભાઈ. એમનો 'સરસ્વતીચંદ્ર એ ગુજરાતી સાહિત્યનો અપ્રતિમ કીર્તિસ્તંભ છે નવલકથા તરીકે એના પર વિવેચન કરનારને વસ્તુસંકલનામા દોષો તથા રસક્ષતિના દૃષ્ટાન્તો સહજ જડશે પરંતુ એ તો મનુષ્યસ્વભાવનિરૂપણનો અને વિવિધ જ્ઞાનનો આકરગ્રન્થ છે ચાર ભાગમાના પહેલા બે ભાગ વિશેષ લોકપ્રિય થયા છે બીજો ભાગ સ્ત્રીઓને ઉત્તમ વાચન પૂરૂં પાડે છે ગુણસુંદરી તે ખરેખરો ગુણનો ભંડાર છે એવું ચરિત્ર ગ્રન્થકારે અપૂર્વ શક્તિ ને ઝીણવટથી આલેખ્યુ મરણશય્યામા પડેલી ગુણસુંદરીએ ગાએલું

'દયા ના દીસે રેજ પણ, જમ તુજ આખમા રે, બીહામણ ઝાખમા રે

હાર મુજ હૈયાનો એ તો ! નથી એ તહારી પેઠે નમ્હેરો !
રોના રે રોના દે મુને, રોઇ લેવા દે જમ્હી એની બાથમા રે. દયા૦

વ્હાલા ! વ્હાલ વીસારો તમારૂં, જમ આ કહ્યું ન માને મ્હારૂં,
તમને જપતી મરતી મરતી, રોતી રોતી પણ હસતી હું આશમાં કે
પામીશ મારો ચતુર અવર અવતારમાયે ! દયા હરિ આખમા રે ! દયા૦'

આ ગાન કરુણરસથી કેવું પરિપૂર્ણ છે ! શિલા રુદન કરે છે ને વજ્રનું પણ હૃદય ફાટે છે એ કવિ ભવભૂતિનું વચન આ ગાયન યથાર્થ કરે છે. ત્રીજા ભાગમા દેશી રાજ્યોના વહીવટનું સત્ય ને સંપૂર્ણ ચિત્ર છે. ચોથો ભાગ પાશ્ચાત્ય અને પ્રાચ્ય ગ્રન્થોમાંના ઉતારાથી ભરપૂર છે. મલ્લભવન, મહાભારતનો અર્થવિસ્તાર, ને ભારતનું ભવિષ્યકથન, એટલા ભાગ ખાસ આકર્ષક છે. ચારે ભાગનો આ વિસ્તૃત ગ્રન્થ ગુર્જર સાહિત્યના વિશાળ ક્ષેત્રમા અપ્રતિમ પ્રદીપ છે. જ્યાસુધી ગુર્જરભાષા છે ત્યાંસુધી એ અપૂર્વ, અદ્વિતીય પ્રદીપની શાખા સમાન જ્યોતિથી ઝગઝગ્યા જ કરશે. ગ્રન્થકારે જાતે ગ્રન્થને અન્તે ખરૂ કહ્યું છે કે ' પ્રિય વાચનારી ! તું પુરુષ હો કે સ્ત્રી હો, સાક્ષર હો કે પ્રાકૃત જન હો......હો તે હો,— સર્વથા તું જે હોય-તેને માટે યથાશક્તિ, યથામતિ થોડી થોડી સામગ્રી આ ગ્રન્થના કોઇક કોઇક પાનામા તને મળી આવે ને કંઇ પણ ભાવતું ભોજન ન મળવાથી નિરાહાર પાછા જવાનો વારો ત્હારે ન આવે. ' આ ગ્રન્થ વિદ્વદ્વર્ગમા ને સાધારણ વાચકવર્ગમા જેટલો લોકપ્રિય થયો છે તેટલો બીજો કોઈ ગ્રન્થ થયો નથી, એથી વિશેષ એ ગ્રન્થની સ્તુતિ શી હોઇ શકે ? પાશ્ચાત્ય ફિલસુફી ને ઉપનિષદાદિ ગ્રન્થોમાની પ્રાચ્ય વિદ્યા - તેમજ પ્રાચ્ય ને પાશ્ચાત્ય કવિ, નાટકકાર, ને અન્ય ગ્રન્થકારના ઉત્તમ ગ્રન્થો—એ બધામાથી સ્થળે સ્થળે ઉત્તમ વાક્યના ઉતારા વિદ્વાન્ વાચકવર્ગના મનને ઉત્તમ વિચારો પૂરા પાડે છે ને હૃદયની ઉચ્ચ ભાવનાને સંતૃપ્ત કરે છે. સ્થળે સ્થળે ગ્રન્થકારે રસથી છલકાઇ જતાં પદ્યો પૂરાં પાડી સહૃદય અને કવિજનની રસવૃત્તિને પોષવાનું બાકી રાખ્યું નથી. એવાં થોડાંક પદ્યોનું દિગ્દર્શન નીચે કર્યું છે:—

' સુદર ગિરિના શૃંગ ચુંબતા જળધરગણને,
પવિત્ર સાધુવૃન્દ જગતના ત્યાજ્ય અલખને '

* * *

' ઉત્તરમા છે તમ વાસ, વ્હાલા માત ને તાત !
છેલા કરું છું પ્રણામ—છેલા કરું છું પ્રણામ !
વ્હાલા માતાપિતાને નમુ ! '

* * *

ડૂબવા તૈયાર થયલી માતાપિતાને સંભારતી કુમુદનો આ વિલાપ હૃદયદ્રાવક છે. જળમાં કેડ સુધી ડૂબેલી કુમુદસુંદરીને કર્ણે પડેલું ચન્દ્રાવલીનું નીચેનું ગાયન—

' ધીમી ધીમી ચાલી તું તો કરવા ત્હારૂં કામ'
માઝની ઇચ્છા એવી છે કે પાછી વળે તું આવ. ધીમી૦

* * *

સાવર આવો આભસરીખો, ઘોર ગાજે દિનરાત,
ક્યાં એ ને ક્યા કોમળ કળી સમી દીકરી, ત્હારી જાત ' ધીમી૦

સાયરને ત્યજી માર્જીને મોધે ખોળે તું બેઠા, બેશ,
ખોટી રે કાયા, ખોટી માયા, માઉજ માઉ હમેશ. ધીમી૦'

વાચકના હૃદયમા સમુદ્રના તરંગની પેઠે સક્ષોભ કરે છે. તેમજ કુમુદને કહેલા સરસ્વતીચન્દ્રના નીચેના વચન ઉત્તમ આદર્શ ખડો કરે છે—

'હવે ગિરિરાજ પર આવ્યા, સુધર્મી સાધુને ભાવ્ય,
પ્રિયા ! ત્યજ સર્વ ભયને તું ! પ્રગાર્પ્રોતિયત્ત રચને તું '

માગ ખોળામા સૂતી છે તે કરતા તને શુ શિલા વધારે ગમે છે !—

'સુતી, વ્હાલી, તુ મુજ ખોળે, સુખેથી કેમ ના બોલે ?
શિલાને આર્યો શું સારી, ગણે શય્યા, તું ગુર્ણી નારી.'

બળાત્કારે વાળવા માંડેલી દૃષ્ટિ ત્યાથી પાછી વળતી જ નથી ત્યારે કહે છે કે—

'અતિરમણીય એ વેલી ! ઉરે મુજ વાસના રેની !
ધડકતું ઉર તુજ ભાગુ, સમાવા ત્યા જ લોભાઉ'

છેવટે, લિંગ શરીરનો સયોગ ઉત્તમ ને અસરકારક રીતે આલેખે છે.

'હવે આવ્યા નવે દેશે, હવે ફરીશે નવે વેશે,
નથી સસારની ભીતિ, ત્યજી સસારની રીતિ.
સગા સસારના છોડયા, છુટ્યા તેઓથી તરછોડયા,
વિશુદ્ધ જ સાધુનો પન્થા, ધરીએ આપણે કન્થા.
ગિરિવર રમ્ય પાવન આ, જગતમા ના જડે એ સમા,
અહીં એકાન્ત ને શાન્ત, વસીએ વ્હાલી, રહી દાન્ત'

આખા પુસ્તકમા ચરિત્રનિરૂપણ અને વર્ણનો તેમજ જુદી જુદી પરિસ્થિતિનો ચિતાર ઉત્તમ છે એમા ગ્રન્થકારની મનુષ્યહૃદયની પરીક્ષા-માનસશાસ્ત્રનુ સૂક્ષ્મ જ્ઞાન અને તેનો ઝીણવટથી ચિતાર આલેખવાની અપૂર્વ શક્તિ સ્થળે સ્થળે સ્પષ્ટ જણાઇ આવે છે વસ્તુસકલના ને કેટલાક પાત્રના ચિત્રનિરૂપણમા કલ્પનાનો પ્રભાવ વિશેષ જણાય છે

ભાષા—પુસ્તકના ચાર ભાગમાના છેલ્લા બે ભાગમા ભાષા સાધારણ વાચકને કઠણ થતી જાય છે. પરતુ તે ઘણે સ્થળે તેજસ્વી, જુસ્સાદાર, ને પ્રૌઢ છે શૈલી આકર્ષક છે કેટલેક સ્થળે સસ્કારી વાચકને જ તે આનન્દદાયક થાય છે, સામાન્ય વાચકને દુર્ગમ થાય છે. પણ ગ્રન્થકારે સર્વ પ્રકારના વાચક માટે વાનગી ધરી છે, ને જેને જે રુચે તે તેમા રમે એવી યોજના કરી છે ખરેખર, 'સરસ્વતીચન્દ્ર' કોઈ પણ ભાષાના સાહિત્યને ભૂષણ રુપ છે. એ ગ્રન્થનું અન્ય દેશી ભાષામા ભાષાન્તર થયુ છે એ એની વિસ્તૃત પ્રદેશમા લોકપ્રિયતાનું સ્પષ્ટ પ્રમાણ છે

અન્ય ગ્રન્થો—સ્વ.ગત ગોવર્ધનરામભાઇના અન્ય ગ્રન્થો 'લીલાવતીની જીવનકળા,' 'દયારામનો અક્ષર દેહ,' ને 'સાક્ષરજીવન' છે. 'સ્નેહમુદ્રા' કાવ્યમા પોતે બહુ ઉંચી ભાવના પોષી છે.

'જતી તિમિર તનિ જગ છોડી જતી ધ્રુવ૦
છોડી જતી ! સતાઇ જતી ! જતી૦'

* * * *

જોતામા સળગે શોક, સહચરી ! જોતામા સળગે શોક. ટેક
તિમિરસુતા છતી આનંદ દુઃખતી તે
રજનિ ઝરે દુઃખ આજ. સહચરી૦'

* * * * *

'મ્હારો ક્ષમા કરે અપરાધ, પુત્રી ! પ્રિય પ્રાણ ! 'પણી તું ડાહી.
તુજ ઉર મ્હે ખોસી—અરે—અજાણ્યે' ખરે—કટાર જ સાહી'

આ અને એવા બીજાં કાવ્યો ઉચ્ચ કલ્પનાશક્તિ ને કવિપ્રતિભાનું ઉત્તમ પ્રમાણ છે.

**દ્વિવેદી મણિલાલભાઇ**—ગોવર્ધનરામભાઇની સાહિત્યસેવાની પેઠે સદ્ગત મણિલાલ નભુભાઇ દ્વિવેદીની પણ સાહિત્યસેવા ઘણા ઊંચા પ્રકારની છે. એઓ સંસ્કૃત-સાહિત્યમા નિષ્ણાત હતા અને ન્યાયશાસ્ત્ર ને વેદાન્તશાસ્ત્રના ઊંડા અભ્યાસી હતા. ગાયકવાડીય સંસ્કૃત પુસ્તકાવલીમા **तर्ककौमुदी** ની એમની આવૃત્તિ વિદ્વદ્વર્ગમા ને શિષ્યવર્ગમા ઘણું સન્માન પામી છે. પ્રાચીન આર્યસંસ્કૃતિના એઓ પ્રબળ સમર્થક હતા ને સંસારસુધારાના સંબંધમા એમને રા. બ. રમણભાઇ સાથે માસિકોમા જબરો વાદ ચાલ્યો હતો. એમના લેખોએ આર્યસિદ્ધાન્તો ને આર્યસંસ્કૃતિ પર સારો પ્રકાશ પાડ્યો છે. 'સિદ્ધાન્તસાર' અને 'સુદર્શન-ગદ્યાવલિ' મા એમના ઊંચા પ્રકારના ને વિદ્વત્તાભરેલા લેખ છે. 'સિદ્ધાન્તસાર'મા આર્યતત્ત્વજ્ઞાનનુ બહુ ઉત્તમ વિવરણ છે. છ એ દર્શનો, તથા અન્યથાખ્યાતિઓ અને વિવર્તવાદ, અવચ્છેદવાદ, વગેરે વાદ પર એમણે બહુ સારો પ્રકાશ પાડ્યો છે. તત્ત્વવિદ્યાના જિજ્ઞાસુઓને આ ગ્રન્થ ઉત્તમ છે. એમણે સંસ્કૃત નાટ્યશાસ્ત્રના નિયમોને અનુસરતું નહિ, પણ અંગ્રેજી નાટકોના નિયમોને અનુસરતું 'કાન્તા' નામનું નાટક રચ્યું છે. એમા શૂરસેન કાન્તાને શોધે છે અને પ્રાણીને ને વનસ્પતિને પૂછે છે કે મારી સ્ત્રી જોઇ છે ?—એ ભાગ ઉત્તમ છે અને 'વિક્રમોર્વશીય' મા પુરૂરવસ્ ઉર્વશીને વનમા શોધે છે, એ પ્રવેશની વાચકને સ્મૃતિ કરાવે છે. એમણે 'ન્યાયશાસ્ત્ર' ગુજરાતીમા રચ્યું છે, તેમા અંગ્રેજી ન્યાયશાસ્ત્રના પરામર્શખંડનું વિવેચન છે અંગ્રેજી ને સંસ્કૃત ન્યાયશાસ્ત્રની તુલના કરી તે તૈયાર કર્યું હોત તો તે વિશેષ ઉપયોગી થાત એમણે ભવભૂતિના **उत्तररामचरित** ने **मालतीमाधव** ના ગુજરાતીમા ભાષાન્તર કર્યા છે, તે સંસ્કારી ને એકંદર પ્રાસાદિક છે. સમશ્લોકી કાવ્યોમા કોઇક સ્થળે ક્લિષ્ટતા કે અપરિચિત શબ્દોનો પ્રયોગ અગતિક થાય છે, તેથી જ 'દુઃખકલ્પાકુલી દૃષ્ટિ', 'નીવારૌદનમંડ ઉષ્ણ મધુરૂં', 'લોલોલ્લોલક્ષુભિત કરણોદ્વેગ' જેવા સમસ્ત પદો ને અપરિચિત શબ્દો નજરે પડે છે. પરંતુ **'दलति हृदय गाढोद्वेग०'**, **'हा हा देवि स्फुटति हृदय०'**, **'न किल भवतां स्थानं देव्या०'**, **'विना सीतादेव्या०'**ના નીચે નિર્દેશેલા ભાષાન્તરો ઉત્તમ છે—

'હૃદય ન પડે ફાટી, દુઃખે દબાઇ પીડાય છે'

* * * * *

'ભિઝાય છે હૃદય અતિશે, દેહી ગાત્રો ગળે છે,'

* * * * * *

'રચ્યું ન તમને દેવીકેરૂ, ગણે ન્હચું કે તજે,'

* * * *

'વિના સીતા દેવી શું શું ન-દુઃખ વેઠે રઘુપતિ!'

* *

એમનું 'બાળવિલાસ' એ વડોદરા રાજ્યે રચાવેલું સ્ત્રીઓ માટેનું નીતિપુસ્તક છે. રાજ્યે નીમેલી મંડળી ને ગ્રન્થકાર વચ્ચે વિચારમાં સંમતિ ન થવાથી ગ્રન્થકારે તે ખાનગી રીતે પ્રસિદ્ધ કર્યું. એ પુસ્તકમા કન્યા, પુખ્ત સ્ત્રી, ને માતા માટે ઉપયોગી લેખો ને સતી આર્ય સ્ત્રીઓનાં જીવનચરિત્ર છે. ભાષા શિષ્ટ ને સરળ છે. એ પુસ્તક ઘણું લોકપ્રિય થયું છે. 'પ્રિયંવદા' ને 'સુદર્શન'માં અનેક લેખોથી તેમજ ધર્મવિષયક ગ્રન્થોથી એમણે પ્રાચીન આચારવિચાર તરફ લોકોને વાળવા સમર્થ પ્રયત્ન કર્યો છે, તે ખરેખરો સ્તુત્ય છે. પ્રાચીન ભાવના પર પ્રેમ ઉત્પન્ન કરનાર એવા સમર્થ લેખકની દેશને ને સાહિત્યને મોટી ખોટ છે. રા. દ્વિવેદીનું જીવન લંબાયું હોત તો તેઓ આથી પણ વિશેષ સંગીન સાહિત્યસેવા કરી શકત. તેમણે જેટલી સેવા કરી છે તેટલી પણ ઘણા ઊંચા પ્રકારની છે.

**અન્ય સાહિત્યસેવકો**—નડીઆદના બીજા સાહિત્યસેવકોએ પણ ગુર્જર સાહિત્યને ખિલવવામાં સારો ફાળો આપ્યો છે. કવિવર કાલિદાસના 'અભિજ્ઞાન શકુન્તલા' નાટકનું પ્રથમ ગુજરાતીમાં ભાષાન્તર કરનાર સ્વર્ગસ્થ ઝવેરીલાલભાઇ હતા. ત્યાર પછી એ જ ગ્રન્થના બીજાં ત્રણ ભાષાન્તર થયા છેઃ—રા. દલપતરામ ખખ્ખરકૃત, પ્રો. બલવન્તરાયકૃત, ને રા. મગનલાલ ચતુરભાઇ પટેલકૃત, તે બધામા સદ્ગત ઝવેરીલાલભાઇનું ને સદ્ગત ખખ્ખરનું એ ભાષાન્તરો લોકપ્રિય થયાં છે. સદ્ગત મનઃસુખરામભાઇ હમેશ શુદ્ધ સંસ્કારી ભાષાના દૃઢ હિમાયતી હતા અને તેમનો 'અસ્તોદય' એવી ભાષાશૈલીમા રચેલો છે. સદ્ગત દોલતરામ કૃપાશંકર પંડ્યાએ 'કુસુમાવલી' નામની નવલકથા, 'ઇંદ્રજિત્-વધ' નામનું સંસ્કૃત મહાકાવ્યની શૈલીમાં તૈયાર કરેલું મહાકાવ્ય, ને 'અમરસત્ર' નાટક રચ્યાં છે; તેમાંના નવલકથા ને કાવ્ય લોકપ્રિય થયાં છે. એ જ નગરીના અન્ય સાક્ષર બાલાશંકરે સુંદર ગઝલ રચી કાવ્યક્ષેત્રને વિસ્તાર્યું છે. રા. છગનલાલભાઇએ બાણ કવિની 'કાદમ્બરી'નું અપૂર્વ ભાષાન્તર રચી અન્ય ભાષાન્તરકારોને એ દિશામાં માર્ગ દર્શાવ્યો છે. એ જ ખેડા જિલ્લાના મહુધાના વતની સદ્ગત રણછોડલાલભાઇએ અવસાનપર્યન્ત ગુર્જર સાહિત્યની ખિલવણી કરી તરુણ અભ્યાસકોને ને લેખકોને સાહિત્યસેવાનો અનુપમ દૃષ્ટાન્ત પૂરો પાડ્યો છે. 'લલિતાદુઃખદર્શક' જેવા એમના રચેલા નાટકે રંગભૂમિ પર ભજવાતા શ્રોતૃમંડળને રસમા ન્હવરાવી નેત્રમાથી અશ્રુધારા પડાવી છે. 'રણપિંગલ' રચનામા એમણે ઘણો પરિશ્રમ લીધો છે, તેમજ હિંદુસ્તાનના વ્યાપારના ઇતિહાસના મોટા ગ્રન્થો તૈયાર કરવામા ઘણું સંશોધન કર્યું છે. એમનું 'લઘુ સિદ્ધાન્તકૌમુદી'નું ને 'હિતોપદેશ'નું ભાષાન્તર તથા 'નાટ્યપ્રકાશ' એમની બહુમાર્ગી ને ઉદ્યોગી પ્રવૃત્તિ દર્શાવે છે. ફૉર્બ્સના 'રાસમાળા'ના ગ્રન્થની એમણે નવીન આવૃત્તિ શોધિતવર્ધિત કરી છે. એ જ જિલ્લાના ઉમરેઠના વતની રા. બ. હરગોવિન્દદાસભાઇ પણ એવી જ અનેકમાર્ગી સાહિત્યપ્રવૃત્તિ દર્શાવી વૃદ્ધાવસ્થામા પણ સાહિત્યની સેવા કરતાં ચૂકતા નથી. 'ટચુકડી સો વાતો'એ બહુ રસિક વાચન પૂરૂં પાડ્યું છે.

**કલાપી ને કાન્ત**—કાવ્યપ્રદેશમા કલાપીના નામથી પ્રસિદ્ધ થયેલા સુરસિંહજીએ કાવ્યનો પ્રવાહ નવીન દિશામા વહાવ્યો છે. એમના કાવ્યમા મનોભાવના ઝરણાં એવા સુંદર ને નિર્મળ વહ્યા જાય છે કે તે ખરેખરા હૃદયદ્રાવક થાય છે. તેની સાથે ભાષા પણ વહી

પ્રાસાદિક હોવાથી 'કલાપીનો કેકારવ' ગુજરાતના સ્ત્રીપુરુષોમા અત્યન્ત લોકપ્રિય થયું છે અને ઘણા તરુણ લેખકોએ તેનું અનુકરણ કરવા માંડયું છે 'કાન્ત' નામથી પ્રખ્યાત સદ્‌ગત મણિશંકર રતનજી ભટ્ટે ઉત્તમ કાવ્યો રચ્યા છે. એમા અન્યોક્તિઓ છે તેમા કવિની કલ્પનાશક્તિએ ઘણું ઉચ્ચ ઉડ્ડયન કર્યું છે. 'પૂર્વાલાપ'મા એમાના થોડાક પ્રસિદ્ધ થયા છે. એમનો 'શિક્ષણશાસ્ત્રનો ઇતિહાસ' એ પુસ્તક સદ્‌ગત પ્રો. ગજ્જરના તન્ત્રીપણા નીચે ચાલતી 'શ્રી સયાજીજ્ઞાનમજૂષા'મા પ્રસિદ્ધ થયુ છે. એમના સ્મરણાર્થે પ્રો. ઠાકોરે 'કાન્તમાળા'ની સુંદર યોજના યોજી છે ને તે સફળ થવાની તૈયારીમા છે.

**અમદાવાદના સાહિત્યસેવકો**—અમદાવાદમા સદ્‌ગત ભોળાનાથભાઈ તથા સદ્‌ગત ભીમરાવના કાવ્યો સરકારી છે સદ્‌ગત રા સા. મહીપતરામભાઈએ અનેક શાલોપયોગી પુસ્તકો રચી પાઠયપુસ્તકોની ખોટ પુરી પાડી છે. એમની 'વનરાજચાવડો' નામની નવલકથા લોકપ્રિય થઇ છે. એમણે 'કરસનદાસ મુળજી'નું ને 'દુર્ગારામ મહેતાજી'નુ જીવનચરિત્ર પણ આલેખ્યું છે. સદ્‌ગત હરીલાલ ધ્રુવે 'કુંજવિહાર' આદિ ઉચ્ચ ભાવનાના કાવ્યો સંસ્કૃતમય ભાષામા રચ્યા છે. તેમા રા. ડાહ્યાભાઇ પીતામ્બર દેરાસરીના પણ કાવ્યો છે. એમનુ 'પ્રવાસપુષ્પાંજલી' કાવ્ય એમના સ્વર્ગવાસ પછી એમના પુત્રે પ્રગટ કર્યું છે 'શ્રીવસન્તવિલાસિકા' નામની એક અ કવાળી એમની રચેલી વિલાસિકા પ્રસિદ્ધ થઇ છે.

અમદાવાદના અન્ય સાહિત્યસેવકોમા શાસ્ત્રીજી વ્રજલાલ કાલિદાસે 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ,' તથા 'ઉત્સર્ગમાળા' જેવા ગ્રન્થોમા પ્રાકૃત ભાષાના નિયમો ને શબ્દવ્યુત્પત્તિ-પર સારો પ્રકાશ પાડયો છે. વળી એમણે ટેલર સાહેબને વ્યાકરણ રચવામા મદદ કરી હતી. દી બ અબાલાલભાઇએ અંગ્રેજી-ગુજરાતી કોશ, રેવ મૅકડોનલ્ડ ને સ્વ મણિધરપ્રસાદની સાથે પ્રસિદ્ધ કર્યો છે ને તેની બીજી આવૃત્તિ પોતે એકલાએ સુધારીવધારી પ્રગટ કરી છે, તેમજ *'અર્થશાસ્ત્ર'નું એમનું ભાષાન્તર ઉત્તમ છે સ્વ લાલશંકરભાઈની સેવા ગુજરાત વર્નાક્યુલર* સોસાઇટિને અંગે સુવિદિત છે. એઓ પણ સાહિત્યપ્રેમી હતા

સુરતમા રા રા. મધુવચરામભાઇની કેટલીક પ્રાસાદિક કવિતાઓ સરકારી વાચનમાળામા છપાઇ છે. સ્વ લલિતાશંકરે પ્રાસગિક કાવ્યો ને નાટકો રચ્યા છે. રા રા ઇન્દિરાનન્દ લલિતાનન્દ પડયા પાસે મોટો સગ્રહ હસ્તલિખિત રૂપમા છે, તે પ્રગટ કરવા યોગ્ય છે. એમાના થોડાક કાવ્યો એમણે મને મુબઇમા વાચી સભળાવ્યા હતા, તેમા રસની જમાવટ સુંદર હતી

તરુણ લેખકોમા કેશવ હ શેઠ, શેલત વાસુદેવ રામચદ્ર, સાગર, પડયા ચદ્રશંકર, પ્રો મોહનલાલ, વગેરેના કાવ્યો જ્યારે માસિકમા આવે છે ત્યારે સારા આવે છે રા. મનહરરામે પણ 'રામાયણ રામ જ્દમા ઉતાર્યું છે

**પારસી ગ્રન્થકારોની સાહિત્યસેવા: મલબારી**—પારસી લેખકોમા મર્હૂમ બહેરામજી મહેરવાનજી મલબારીના 'અનુભવિકા', 'નીતિવિનોદ', ને 'સંસારિકા', એ કાવ્યો શુદ્ધ ગુજરાતીમા છે ને ઊચી પ્રતિના છે. એમનો કાવ્યસગ્રહ એમના પુત્રે કવિશ્રી ખબરદારના ઉપોદ્ઘાત સાથે પ્રસિદ્ધ કર્યો છે એમાના નીચેના કાવ્ય ઉત્તમ છે—

'વ્હાણું વાયુ જાગ, સખી રે, વ્હાણું વાયુ જાગ,
સુખમા તારી વીતી રાતનડી, ગા દિનકરગુણરાગ મખી રે'

* * * *

'વ્હાલા! રહો મુજ પાસે ક્ષેમ, વ્હીલી મૂકી ન્હાસો કેમ ?
લીલી સૃષ્ટિમા વ્હીલી મૂકે, એદીલી દેખાય;
કર્મ ફેરી દુઃ-મરણુ જ આણું, આ ભવ ખાવા ધાય, વ્હાલા૦'
'હે દેશીઓ સામાસામી શું જુઓ ?
જોતાં જોતાં આખો મીંચાઇ જાય જો;
ભવિષ્યને જ ભરોસે ઘેલા! કા સુઓ,
ઊઠો, સત્વર બ્હાર પડો, જગમાંય જો, હે દેશીઓ૦'
'કરણી કરશે સજા, જીવ! તને કરણી કરશે સજા.
વીજળીથી વધુ વેગે ઉડતી, દેવધર્મની એ ધજા! જીવ! તને૦'

હાલના કવિ ખબરદારના કાવ્યો અત્યન્ત લોકપ્રિય થયાં છે. તે શુદ્ધ ને પ્રાસાદિક છે ને તેમા રસની ઝમાવટ સારી છે.

**પારસી ગ્રન્થકારોની નવલકથા ને અન્ય ક્ષેત્રોમાં સેવા**—નવલકથાના ક્ષેત્રમા પણ કેખશરૂ નસરવાનજી કાબ્રાજીની 'દારાશાના' ને 'ભીખો ભરભડીઓ' એ નવલકથાઓમા વસ્તુસકલના સારી છે. ભાષા સાધારણ રીતે ઠીક છે. ડૉ. જીવણજી જમશેદજી મોદીના 'શાહનામુ', ને 'શાહનામાના દાસ્તાનો' એમની ઊંડી વિદ્વત્તાના પ્રમાણરૂપ છે. અરદેશર ફ્રામજી મૂસ તથા નાનાભાઇ રુસ્તમજી રાણીનાનો અંગ્રેજી-ગુજરાતી શબ્દકોશ ૧૬ ભાગોમા હતો, તેમા શબ્દો તેના જુદા જુદા અર્થ ને ઉતારા સાથે આપેલા છે. કહેવતો પણ બન્ને ભાષાની સરખાવી છે. જેમ પહેલું છાપખાનું તેમજ પહેલું વર્તમાનપત્ર કાઢનાર પારસીઓ હતા, તેમ પહેલો અગ્રેજી-ગુજરાતી કોશ પ્રસિદ્ધ કરવાનું માન નાનાભાઇ રુસ્તમજી રાણીનાને ઘટે છે. એમના એક મિત્રે ખરું કહ્યું છે કે "જેમ પહેલુ છાપખાનું ને પહેલુ વર્તમાનપત્ર કાઢનાર પારસીઓ હતા, તેમ પહેલો શબ્દકોષ કાઢવાનું માન પણ નાનાભાઈની જહેમતથી પારસીઓને ફાળે આવ્યું છે.' પ્રથમ 'જ્ઞાનચક્ર'ના પણ લેખક પારસી ગૃહસ્થ રતનજી ફ્રામજી સેટના છે. એ જ્ઞાનચક્ર ઘણું અપૂર્ણ છે, પરતુ એવું પણ રચવાનું માન ઓછું નથી. રા. બરજોરજી પાલણજી દેસાઇએ 'ફિર્દુસીનું જીવનચરિત્ર' અને 'સૅસૅનાઇડીઓનો ઇતિહાસ' રચ્યા છે તે તેમના વિદ્વાન્ પુત્ર રા. પાલણજી બરજોરજી દેસાઇએ પ્રસિદ્ધ કર્યા છે. ખા. બા. જમશેદજી અરદેશર દલાલે પ્રો. અતિસુખશકરના 'નિવૃત્તિવિનોદ'નુ રા. બ. હરગોવિન્દદાસના આમુખ સાથે 'અવલોકન' રચ્યુ છે. આટલા ટૂંકા નિરૂપણ ઉપરથી સમજાશે કે પારસી લેખકોએ પણ સરળ ને સાધારણ શુદ્ધ ગુજરાતી ભાષામા પુસ્તકો રચી ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. પ્રતિવર્ષ નીકળતા 'સાંજવર્તમાન'ના પટેટી અકોમાં પણ ઘણા સારા લેખો આવે છે. વળી આ વાત પણ યાદ રાખવાની છે કે આપણાં દૈનિક વર્તમાનપત્રોમા પારસી પત્રોએ પહેલ કરી છે અને સારો ભાગ લીધો છે. દિન પર દિન તેની ભાષા શુદ્ધ થતી જાય છે. આવી કેળવાએલી કોમની માતૃભાષા ગુજરાતી જ છે. આપણા તરુણ લેખકોએ એ ભાષા ક્લિષ્ટ ને સંસ્કૃત શબ્દના આડંબરવાળી કરી કેળવાએલા વર્ગની સહાનુભૂતિ ખોવી ને વાચકવર્ગનું મંડળ સંકુચિત કરવું યુક્ત નથી.

**મુસલમાન લેખકો**—મુસલમાન લેખકોમા રા. નાનજીઆની કરીમઅલી રહીમભાઇના

'નિબંધકરમાળા' અને બીજાં પણ પુસ્તકો છે. તેમજ ખા. બ. મહેબુબમીઆ, રા કરીમ મહમદ, અને રા. જાફર રહિમતુલ્લાનાં પણ કેટલાક પુસ્તકો છે.

**સ્ત્રીઓની સેવા**—સ્ત્રી એ હૃદયની અધિષ્ઠાત્રી દેવી છે અને કોમલ મનોભાવનું ભાજન છે. એની ભાવનાઓ સ્વાભાવિક રીતે જ લલિત ને સુકુમાર પદોમાં આવિર્ભાવ પામે છે. મીરાંદેવીના ભજનો અત્યન્ત હૃદયંગમ થયાં છે. ઈ. સ. ના ૧૮ ને ૧૯મા સૈકામા ડભોઈની દીવાળીબાઈ તથા વડનગરની ને ડુંગરપુરની નાગરસ્ત્રીઓ કૃષ્ણાબાઈ ને પુરીબાઈએ સુંદર કાવ્યો રચ્યા છે. આધુનિક સમયમાં શ્રીયુત લલ્લુભાઈ સામળદાસની પુત્રી સ્વ. સુમતી બેને 'હૃદયઝરણાં' નામનું ઉત્તમ કાવ્ય રચ્યું છે, તેમા ટેનિસન ને બ્રાઉનિંગના કાવ્યોનું ઉત્તમ રૂપાન્તર છે. સૌ. બેન વિદ્યાગૌરી, સૌ. બેન શારદાગૌરી, તથા સૌ. લીલાવતી, સૌ. બેન હંસા, અને બીજી સ્ત્રીઓ માસિકોમાં ઉત્તમ લેખ લખી ગુર્જરસાહિત્યની સેવા કરે છે, એ સ્ત્રીકેળવણીનું શુભ લક્ષણ છે. એ દિશામા રા. રા. રામમોહનરાય જસવન્તરાયના 'સુંદરીસુબોધ'ની સેવા અતિસ્તુત્ય છે.

**સ્ત્રીઓને ઉપયોગી સાહિત્ય**—સ્ત્રીમંડળને ખાસ ઉપયોગી સાહિત્ય રચવાની દિશામાં પણ પ્રયત્ન આદરાયો છે એ ઘણી ખુશીની વાત છે. સદ્ગત શાસ્ત્રી પ્રાણજીવન હરિહર અને રા. મણિલાલ છબારામ ભટ્ટનું 'પતિવ્રતા સ્ત્રીઓ' નામનું પુસ્તક પ્રાચીન ને અર્વાચીન સતી સ્ત્રીઓનું ચારિત્ર્યનિરૂપણ ઉત્તમ રીતે કરે છે. સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીઆરના 'સંસારસ્વર્ગ,' 'સ્વર્ગની સુંદરીઓ', વગેરે પુસ્તકો ઉત્તમ છે. વિષય ઘણો સારો છે ને તે એમણે ઓજસ્વી ને પ્રૌઢ ભાષામાં નિરૂપિત કર્યો છે. ગ્રન્થકારની ભાષાનો પ્રવાહ અતિવેગે અવિચ્છિન્ન ચાલ્યો જાય છે. એમની સરળ, શુદ્ધ, ને તેજસ્વી ભાષા અનુકરણીય છે. રા. ડાહ્યાભાઈ રામચન્દ્ર મહેતાએ 'સ્ત્રીસુબોધ ગ્રન્થમાળા' રચવાની યોજના કરી છે ને એ ગ્રન્થમાળામાં 'સીતાદેવી'નું પુસ્તક પ્રસિદ્ધ થયું છે, તે સારૂં છે. એમણે 'રામકૃષ્ણ પરમહંસ' અને 'સ્વામી વિવેકાનંદ'ની હકીકતોના અત્યુત્તમ પુસ્તકો પૂરાં પાડી સાહિત્યસેવા સારી કરી છે.

**નવીન શૈલીના કવિઓ**—નવીન શૈલીના કાવ્યમા કવિ નરસિંહરાવ, કવિ નાનાલાલ, કવિ લલિત, અને કવિ ખબરદારના કાવ્ય ઉત્તમ છે. પદલાલિત્યને માટે કવિ નાનાલાલ ને લલિતનાં કાવ્યો પ્રસિદ્ધ છે; તેમા પણ કવિ નાનાલાલના કાવ્યોમા તેમજ અન્ય લેખોમાં પદલાલિત્ય અલૌકિક-ઓરજ છે. કોલરિજે બરાબર કહ્યું છે કે ઉઘાડે હાથે, શસ્ત્ર વિના મિનારામાંથી પત્થર ખસેડવો એના કરતા પણ મિલ્ટન કે શેકસપીઅર જેવા ઉત્તમ કવિના કાવ્યમા અર્થની પ્રૌઢતા કે ચમત્કૃતિમા વિકાર ન થાય એવી રીતે એક શબ્દને બદલે તેનો પર્યાય શબ્દ મૂકવો એ વધારે અઘરું છે. કાવ્યશાસ્ત્રમા જેને શય્યા એટલે પરસ્પર પદમૈત્રી કહે છે એવી પદમૈત્રી જે કાવ્યમા હોય તે ઉત્તમ કાવ્ય છે. એવી પદમૈત્રી કેટલેક સ્થળે રા. નાનાલાલભાઈના વચનોમા છે. એક પદને સ્થળે તેનું પર્યાયપદ મૂકી ન શકાય, કેમકે તેમ કરવાથી રસમાં ક્ષતિ થાય એવું અદ્‌ભુત પદલાલિત્ય કવિ નાનાલાલના વચનને મોહનમન્ત્રનું બળ આપે છે. એ મોહકતામા અર્થપરિપ્રૌઢતા, જેને કાવ્યશાસ્ત્રમા પાક કહે છે, તે પાક વૃદ્ધિ કરે છે અને વાચકના હૃદયને તેમા લીન કરે છે. 'જયા અને જયન્ત' અને 'ઇન્દુકુમાર' નાટકો આ નવીન શૈલીમા રચેલા છે કવિ નરસિંહરાવે 'કુસુમમાળા',

'હૃદયવીણા', આદિ કાવ્યોમા અંગ્રેજી ને સંસ્કૃત કાવ્યોની ઉચ્ચ ભાવના વાચકના હૃદયમાં બહુ સુંદર રીતે જગવી છે. કવિ બોટાદકર દામોદર ખુશાલરાયનાં 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની', 'નિર્ઝરિણી', આદિ કાવ્યો પ્રાસાદિક ને સંસ્કારી છે.

એક ગંભીર વિચારકે ડહાપણના બોલ કહ્યા છે કે જે પુરુષમાં મરજીમાં આવે ત્યારે બાળક બનવાની શક્તિ હોય અને જે પુરુષનું મગજ વૃદ્ધ ને પરિપક્વ થયું હોય પણ હૃદય બાળકના જેવું લાગણીનું ભરેલું હોય તે જ પ્રતિભાશાલી છે. એવો પુરુષ મનોભાવનું ઉત્તમ ચિત્ર આલેખી શકે છે ને તે સુકુમાર, કાલી ભાષામાં આલેખાય છે ત્યારે ઉત્તમ કાવ્ય બને છે.

'બુદ્ધનું ગૃહાગમન', 'ઉર્મિલા', આદિ કાવ્યોમાં રસનિષ્પત્તિ ઉત્તમ છે, વૃત્તોનો ભેદ પણ યથાર્થ ને હૃદયંગમ છે. એમનાં કાવ્યો સરળ ને શિષ્ટ ભાષામાં વાચકના હૃદયમાં ઊંચો ભાવ જગવે છે. એ બધાં યોગ્ય ઉત્તેજનને પાત્ર છે. 'સ્રોતસ્વિની'માં 'દુહિતા'નું ચિત્ર ઉત્તમ છે, હૃદયને રસથી આર્દ્ર કરે એવી ઉત્તમ રીતે એ ચિત્ર કવિ આપે છે.

'ઊભી ત્યાં વાટ જોતી પ્રણયસરિત્તશી માવડી સ્વાન્ત મીઠી,
દોડી દીઠી ન દીઠી વિકળસમ જઇ કારમી કંઠ બાઝી;
ચાપી અંગે ઉમંગે હૃદય ભરી ભરી પ્રેમપીયૂષ પીતી,
ના છોડી ને ન છૂટી, જડસમ ઉરના ઐક્યથી બેય ઊભી.

*

ભલે પુત્રતણી મીઠી, વ્હાણુ છે મનુજાતને;
પરંતુ વ્હાણુ લાખોની, દીકરી એક ખાણ છે.
પીયૂષ પ્રાણને પાતી, કર્કશત્વ નિવારતી,
સ્નેહસ્રોત સદા વ્હેતી, દુહિતા દિવ્ય નિર્ઝરી.'

**મહાકાવ્યની આવશ્યકતા**—કાવ્યસાહિત્યમા હજી સંસ્કૃત મહાકાવ્ય જેવાં મહાકાવ્ય રચાવાની જરૂર છે. જે પ્રગટ થયાં છે તે બહુધા ખંડકાવ્ય છે.

**જીવનચરિત્ર**—જીવનચરિત્રોનું આપણું સાહિત્ય હજી જોઇએ તેવું ખીલ્યું નથી. જ્યાં સુધી આપણામા જીવનની દૈનિક નોંધ રાખવાની વૃત્તિ ઉત્પન્ન થઇ નથી તેમજ મહાન્ પુરુષોના મિત્રો પણ તેમના ખાનગી જીવનના નાના નાના પ્રસંગોની નોંધ કરતા નથી, ત્યાંસુધી સામગ્રીને અભાવે નમુનાદાર જીવનચરિત્રો રચાવાનો સંભવ નથી. મહાપુરુષોનું જાહેર જીવન તો જાણીતું હોય છે, પરંતુ મનુષ્યની પ્રકૃતિ ખરેખરી દર્શાવનાર તેના ખાનગી જીવનના સૂક્ષ્મ પ્રસંગ જ છે અને તેના પર જોઇતો પ્રકાશ પાડનાર હકીકત મળે નહિ ત્યાંસુધી તેના ચરિત્રનું યથાર્થ નિરૂપણ થઇ શકતું નથી. પરંતુ સાહિત્યનો એ માર્ગ તદ્દન ખેડાયા વિના રહ્યો નથી. માસ્તર સાહેબ નન્દશંકરભાઇનું જીવનચરિત્ર એમના પ્રસિદ્ધ પુત્ર રા. વિનાયકરાવે આલેખ્યુ છે; એમાં માસ્તર સાહેબના જમાનાની ઘણી હકીકત વાચકને જાણવામાં આવે છે. સ્વ. ગોવર્ધનરામભાઇનું જીવનચરિત્ર એમના વિદ્વાન્ ભાણેજ રા. કાન્તિલાલે પ્રસિદ્ધ કર્યું છે, બંને ગ્રન્થકારો નિકટના સંબંધી હોવાથી ઘણી ઝીણી બાબતોનું વિવેચન બંને ચરિત્રોમા છે. સદ્ગત રણછોડલાલભાઇનું જીવનચરિત્ર સ્વ. ભગવાનલાલ બાદશાહે અને સ્વ. માન્ય-મુનિવર ગૌરીશંકરભાઇનું ચરિત્ર રા. કૈલાસકરામ વિશ્વદરરામ મહેતાએ રચ્યુ છે. એ વિસ્તૃત પુસ્તકમા ગ્રન્થકારે કાઠીઆવાડના ને ભાવનગરના પ્રાચીન ઇતિહાસની રૂપરેખા આપવા ઉપ-

રાંત નાગરોના પ્રાચીન ઇતિહાસ પર પણ પ્રકાશ પાડ્યો છે. સદ્ગત ગૌરીશંકરભાઇનાં જીવનની સંપૂર્ણ હકીકત તથા એમણે કરેલા રાજ્યમાંના સુધારા તેમજ એમની પ્રતિભાનાં કાર્યોની હકીકત રા. કૌશિકરામે બહુ સરળ ને શુદ્ધ ભાષામાં આપી છે. એમના વેદાન્તશાસ્ત્રના ઊંડા જ્ઞાનનું એમનું 'સ્વરૂપાનુસંધાન' પુસ્તક પ્રમાણભૂત છે.

સ્વ. ભાઇશંકર નાનાભાઇકૃત 'મારા અનુભવની નોંધ' એ કર્તાએ રચેલું પોતાનું જીવનચરિત્ર છે. એમાં સુંદર પદ્યો ને સરળ પણ પ્રૌઢ ને શિષ્ટ ગદ્યમાં કર્તાએ ઘણી જાણવા જેવી નોંધ આપી છે. પોતાનાં પદ્ય પર અલંકાર વગેરેની પોતે રચેલી ટિપ્પણી છે. શેઠ પ્રેમચંદ રાયચંદની સાદાઇનું વર્ણન, શેઠ દલપતભાઇ ભગુભાઇમો કોઇના જામીન ન થવાનો બોધ, વગેરે અનેક હકીકત વાચકને આનંદ આપે ને ઉપયોગી થાય એવી છે. એ જ ગ્રન્થમાં ગ્રન્થકારે ભર્તૃહરિના 'વૈરાગ્યશતક'નું સમશ્લોકી ભાષાન્તર આપ્યું છે તે ઘણું પ્રાસાદિક છે. છેવટે તેમણે પ્રાસંગિક પરચુરણ પદ્યો આપ્યાં છે તે ઘણાં સારાં છે. જેમનું જીવન ઘણું વ્યવસાયી હતું તેમણે આટલી ને તે ઊંચા પ્રકારની કરેલી સાહિત્યસેવા ખરેખરી સ્તુતિપાત્ર છે.

એમને આશ્રયે ચાલેલી રેવાબાઇ શિક્ષણમાળામાં પણ થોડાંક સારાં પુસ્તકો રચાયાં છે.

**નવલકથા**—નવલકથાના ક્ષેત્રમાં રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીનાં પુસ્તકો વાચકોમાં અતિપ્રિય થયાં છે. તેમજ રા. રા. ચુનીલાલ વર્ધમાન શાહનાં ને રા. રા. મોતીલાલ સટ્ટાવાળાનાં, સ્વ. ભોગીન્દ્રનાં તેમજ રા. રા. રાજેન્દ્રલાલ સોમનારાયણ દલાલનાં 'વિપિન' જેવાં પુસ્તકો સારાં છે. પરંતુ એ દિશામાં ઉત્તમ પ્રયત્ન માટે હજી ઘણો અવકાશ છે. બંગાળી, કે અંગ્રેજી કે બીજી પાશ્ચાત્ય ભાષાનાં ભાષાન્તર કે રૂપાન્તરથી એ ક્ષેત્ર શોભવાનું નથી. એમાં સ્વતન્ત્ર સારાં પુસ્તકોની જરૂર છે. નિર્મર્યાદ શૃંગારનું નિરૂપણ કર્યા વિના નીતિના નિયામક અંકુશમાં રહી સમાજનાં વિવિધ અંગની આધુનિક સ્થિતિનો જેમાં ચિતાર યથાર્થ આવે; તેમ જ જેમાં આવશ્યક સુધારાના માર્ગનું સૂચન થાય, એવી વસ્તુસંકલનાનું ને પાત્રનિરૂપણનું તથા અનેક સૂક્ષ્મ પરિસ્થિતિનું, જુદે જુદે પ્રસંગે ઉત્પન્ન થતા વિકારો, જેને નવલરામભાઇ 'રીતભાત' કહે છે, તેનું સંપૂર્ણ અને આબેહૂબ વર્ણન —એ નવલકથાઓમાં આવશ્યક છે. એવાં સ્વતન્ત્ર, ઉત્તમ પુસ્તકોની ન્યૂનતા પૂરી પાડવા એ ક્ષેત્રમાં પ્રસિદ્ધિ પામેલા લેખકોએ તેમજ અન્ય તરુણ લેખકોએ પ્રયત્નશીલ થવું જોઇએ.

**નાટક**—નાટકનું ક્ષેત્ર જોઇએ તેવું વિકસ્યું નથી. ઉત્તમ નાટક રચનારને નાટ્યશાસ્ત્રનું જ્ઞાન અને સંસ્કૃત ને અંગ્રેજી ભાષાનાં ઉત્તમ નાટકોનું પરિશીલન આવશ્યક છે. આધિકારિક વસ્તુની સંકલના કેવી રીતે કરવી, પ્રાસંગિકનો–પ્રકરી કે પતાકાનો–સંબંધ તેની સાથે કેવી રીતે ઘટાવવો, કાર્યનો ક્રમિક વિકાસ આક્ષેપી કાર્યસિદ્ધિને તેના હેતુઓ સાથે કેવી રીતે જોડી તેનો નિર્વાહ કરવો - વસ્તુસંકલનાનું આ બધું જ્ઞાન ગ્રન્થકારને આવશ્યક છે. પાત્રભેદ, ભિન્ન ભિન્ન પાત્રોનું યથાર્થ નિરૂપણ, કાર્યની એકતા, અને રસની જમાવટ, એ નાટકનાં આવશ્યક અંગ છે. નાટકકારે પ્રત્યક્ષ નીતિબોધ આપવાનો નથી. એ બોધ તેનાં પાત્રોનાં આચરણથી પરોક્ષ રીતે વાચકનાં મન પર પડે છે, ત્યારે વિશેષ અસરકારક થાય છે. નાટકમાં પદ્યનો ભાગ પરતો જોઇએ ને નાટકકારમાં રસિક પદ્યો બનાવવાની શક્તિ જોઇએ. નાટક

એ દૃશ્ય કાવ્ય છે એ ભુલવુ નહિ. આટલી સાધનસંપત્તિ પ્રાપ્ત કર્યા વિના ઉત્તમ નાટક રચી શકાય નહિ રા. બા. રમણભાઈનુ 'રાઇનો પર્વત' એ લોકપ્રિય થયુ છે પ્રો ખુશાલદાસ તલકશી શાહ પણ માસિકોમા નાટકો લખે છે.

રંગભૂમિ પર ભજવાતા નાટકોમા ભપકાદાર રંગભૂમિ ને પથ્યની રચના તથા વેશના કૃત્રિમ આડંબર પર વિશેષ લક્ષ અપાય છે. શૃગારી ગાયનોમા ને ફાર્સોમા ગ્રામ્ય ને અશ્લીલ ઉક્તિથી શ્રોતૃમંડળની અધમ માનસિક વૃત્તિને પોષવામા આવે છે તોપણ એમા પણ સુધારો થઇ ભક્તિરસમય નાટકો રંગભૂમિ પર ભજવાતા થયા છે, તેથી લોકોના મન પર સારી અસર થાય છે. એવા રંગભૂમિ પર ભજવાતા નાટકોમા પણ કેટલાક બહુ ઉત્તમ કાવ્યો હોય છે. 'ભરથરી નાટક'મા વાઘજી આશારામના, તેમજ 'મન માયાના કરનારા રે, જોની જોની વિચારી તારી કાયા' જેવા ડાહ્યાભાઇ ધોળશાના કાવ્યો અને 'કાદમ્બરી', 'મન સ્વા'માના ને 'સાવિત્રીના યમ સાથેના સંવાદ'ના ફૂલચંદ ઝવેરદાસ શાહના ગાયનમા કવિત્વ સારૂં છે હાલમા રા. ફૂલચંદે પ્રૌરાણિક કથાપુરુષોની કથા સંક્ષેપમા કાવ્યમા ચિત્ર સાથે આપવાનો પ્રયત્ન આદર્યો છે ને 'શ્રીકૃષ્ણચન્દ્રોદય-ચિત્રકથા'નુ સંક્ષિપ્ત સચિત્ર કાવ્ય પ્રગટ કર્યું છે તે સ્તુત્ય છે. એ શૈલી પર 'શ્રીરામચન્દ્રોદય-ચિત્રકથા', 'શ્રીગીતાગુણાનુવાદ' વગેરે પુસ્તકો રચવાનો એમનો પ્રયત્ન યોગ્ય દિશામા છે.

**લોકગીત**—સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતા, જેઓ સાહિત્યપરિષદ્‌ના સ્થાપક, ચાલક, અને જીવન હતા, તેમણે 'લોકગીત'ના સાહિત્ય વિષે ૧ લી સાહિત્યપરિષદ્‌મા નિબંધ વાંચ્યો હતો તેમણે ઘણા લોકગીત એકઠા કર્યા હતા, પરંતુ તેમના અકાલ ને શોચનીય સ્વર્ગવાસથી તે પોતે એ સંગ્રહ પ્રસિદ્ધ કરી શક્યા નહિ., સુરતની રણજીતરામસ્મારક કમિટિએ એ સંગ્રહ છપાવ્યો છે રણજીતરામના એકઠા કરેના મોટા સંગ્રહમાથી છાપવા લાયક ગીતો તારવી કાઢવાનુ કામ ગ રા ચુનીલાલ ગમચંદ્ર શેલત, જેઓ સારા કાવ્ય રચી જાણે છે, તેમણે સંભાળથી કર્યું છે. રા દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકરે 'રસાસ્વાદ' રૂપી એ ગ્રન્થનો ઉપોદ્ઘાત રચ્યો છે. એ દિશામા પણ વિશેષ પ્રયત્ન થવાની જરૂર છે, તેમજ કાઠીઆવાડના લોકપ્રચલિત 'દુહા' ને 'સોરઠા'ને એકઠા કરી તેનુ સંશોધન કરી વિવરણ સાથે પ્રસિદ્ધ કરવાની જરૂર છે. રાજકોટ 'પ્રકાશમંદિર'માથી રા રા ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા 'શારદા' નામના માસિકમા 'કાઠીઆવાડનું લોકસાહિત્ય' પ્રગટ કરવા ઇચ્છે છે એ ઇચ્છા સ્તુત્ય છે.

**ઇતિહાસ**—ઇતિહાસનું ક્ષેત્ર પણ હજી અવિકસિત છે શાળોપયોગી પુસ્તકો રચાયા છે ને રચાશે પણ ગુજરાતના પ્રાચીન ઇતિહાસ અને હિંદુસ્તાનના પ્રાચીન ને અર્વાચીન ઇતિહાસ પાશ્ચાત્ય દૃષ્ટિથી નહિ પણ આપણી દૃષ્ટિથી વિસ્તૃત સંશોધન સાથે રચાવાની જરૂર છે તેમજ મોટા પ્રાચીન રાજ્યોનો—આસીરિઆ, ઇરાન, ઇજિપ્ટ, ગ્રીસ, ને રોમનો—સંક્ષેપમા રસિક રીતે ઇતિહાસ જનસમાજના બોધ અને જ્ઞાનને માટે રચાવાની જરૂર છે એમા રાજાની વંશાવળીની જરૂર નથી એ રાજ્યોનો ઉદય શાથી ને કેવી પરિસ્થિતિમા થયો, એની ઉન્નતિ શા શા કારણોથી ને કેટલી થઇ, એમા રાજ્યબંધારણનુ સ્વરૂપ અને પ્રજાની સામાજિક સ્થિતિ કેવા હતા, તથા એ રાજ્યોનો અસ્ત શાથી થયો, એવી હકીકત સારી રીતે વર્ણવાની જરૂર છે આવા કાર્યને માટે હાલમા સાધનસંપત્તિ પુષ્કળ છે અને અધિ-

કારી પુરુષો પણ છે. પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરે 'હિંદના રાજ્યતંત્ર' વિષે વિસ્તૃત પુસ્તક અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ કર્યું છે. એમના કાવ્યો 'ભણકાર' ને નામે પ્રગટ થયા છે ને યુનિવર્સીટિમાં પાઠ્યપુસ્તક તરીકે સ્વીકારાયા છે. 'અભિજ્ઞાનશાકુન્તલ'નું ભાષાન્તર, 'પ્લુટાર્ક'નાં જીવનચરિત્રો,' અને 'ઉગતી જુવાની'નું નાટક રચી એમણે પોતાની સાહિત્યપ્રવૃત્તિ અનેક દિશામાં ઉત્તેજી છે. એ ઉત્સાહ અને શક્તિ તેઓ પોતાના ખાસ વિષય ઇતિહાસમાં યોજી ઐતિહાસિક સાહિત્યને સમૃદ્ધ કરશે એવી આશા છે. રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ પણ એ દિશામાં પ્રયત્ન કરે છે તે ઉત્તેજને પાત્ર છે.

ભાષાન્તરો—ગુજરાતી સાહિત્યમાં સ્વતન્ત્ર ગ્રન્થોની જરૂર છે. અત્યાર સુધી બહુધા ભાષાન્તરો જ કે રૂપાન્તરો જ થયા છે, એ ફરિયાદમાં બહુ વજૂદ છે. પરંતુ સાહિત્યની વૃદ્ધિને માટે કેટલેક અંશે ભાષાન્તરો પણ આવશ્યક છે. કાદમ્બરી, સંસ્કૃત નાટકો, ઉપનિષદો, વેદાન્ત ભાષ્યો, દર્શનગ્રન્થો—આવા પુસ્તકોના ભાષાન્તર ન હોય તો સંસ્કૃત ન જાણનાર ગુજરાતી વાચકોને સંસ્કૃત સાહિત્ય કેવું સમૃદ્ધ છે, તેમાં ભાષાશૈલી કેવા પ્રકારની છે, રસની જમાવટ કેવી સુંદર છે, એ વગેરેનું તેમજ તે તે વિષયોનું જ્ઞાન ક્યાંથી થાય? માટે રા. બ. કેશવલાલભાઈએ ભાષાન્તર દ્વારા ગુજરાતી સાહિત્યની અપૂર્વ સેવા બજાવી છે એ નિઃસંશય છે. વળી એમની પ્રકૃતિસિદ્ધ ઝીણવટથી એમણે હસ્તલિખિત પુસ્તકો તપાસી શુદ્ધ પાઠો તારવી કાઢ્યા છે ને ગ્રન્થકારના સમય વગેરે પર બહુ પરિશ્રમ કરી અપૂર્વ પ્રકાશ પાડ્યો છે. એ ઉત્કૃષ્ટ શૈલીએ રચાયલા એમના 'પરાક્રમની પ્રસાદી', 'મેળની મુદ્રિકા', 'પ્રિયદર્શના', 'અમરુશતક', 'ગીતગોવિંદ', તથા 'ભાસ'ના નાટકોના ભાષાન્તરો અત્યુત્તમ છે. બંને ભાષા પર અપ્રતિમ પ્રભુતા, અને પદ્યના રસને ઘટે એવા સુંદર પદો પસંદ કરવાનો વિવેક, એવા ગુણો વિના આવા સુંદર ભાષાન્તરો યોજાય નહિ એ નિર્વિવાદ છે. એમના 'પ્રેમાનંદ', 'વાગ્વ્યાપાર', આદિ લેખોમાં પણ એમણે સૂક્ષ્મ સંશોધન દર્શાવ્યું છે. બાલણની 'કાદમ્બરી' ભા. ૧ લાની એમની આવૃત્તિ એવી જ સુંદર છે. તેના ટિપ્પણમાં પ્રાકૃત ને જૂની ગુજરાતી ભાષામાં થયલા વિકારો ને વ્યુત્પત્તિ પર એમણે સુંદર પ્રકાશ પાડ્યો છે.

રા. રા. કીનાબાઇ ઘનશ્યામના 'વિક્રમોર્વશીય' ને 'મેઘદૂત'ના ભાષાન્તર પણ શુદ્ધ અને પ્રાસાદિક હોવાથી લોકપ્રિય છે.

ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ—રા. ગ. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆકૃત 'કાવ્યમાધુર્ય' ને 'કવિતાપ્રવેશ'માં તેમજ રા. રા. ખાનસાહેબ અને સ્વ. દેશભક્તકૃત 'સાહિત્યરત્ન' અને રા. રા. રતનરામ ઉત્તમરામ ભટ્ટકૃત 'સાહિત્યવિલાસ'માં ગુજરાતી સાહિત્યની રૂપરેખાનું સ્થૂલ ચિત્ર આલેખવામાં આવ્યું હતું, પણ સમગ્ર ચિત્ર દૃષ્ટાન્તો સાથે નિરૂપવાનું માન રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ઘટે છે. 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' પ્રથમ અંગ્રેજી ભાષામાં અને હાલ ગુજરાતી ભાષામાં પ્રગટ કરી એમણે ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. વધારે વિસ્તૃત ને વિવેચનવાળા ગ્રન્થની જરૂર છે એ તો હરકોઇ કબૂલ કરશે. રા. બ. કેશવલાલભાઈ, રા. આનંદશંકરભાઈ, રા. નરસિંહરાવભાઈ, કે રા. બ. રમણભાઈ જેવા ગુજરાતી સાહિત્યના ઊંડા અભ્યાસકની કલમે એનો વિસ્તૃત અને પુષ્કળ દૃષ્ટાન્તોવાળો તથા કાવ્યશાસ્ત્રની દૃષ્ટિથી રસ, ગુણ, દોષ, અલંકાર આદિનું વિવરણ કરનારો ગ્રન્થ રચાય તો તે અવશ્ય સાહિત્યના અલંકારરૂપ થાય

**સાહિત્યની અભિવૃદ્ધિ કરનારી સંસ્થાઓ**—એવી સંસ્થાઓમા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ મુખ્ય છે. એ મંડળે અનેક ગ્રન્થોના ભાષાન્તર કરાવ્યાં છે, તેમા કેટલાંક સંસ્કૃત ગ્રન્થોના પણ છે. ઘણા સારા ગ્રન્થો–તેમા કેટલાક સ્વતન્ત્ર ગ્રન્થો પણ છે–લખવા ઘણો વખત થયાં સોપાયા છે, પરંતુ હજી તૈયાર થયા નથી.

હાલમા પ્રાચીન કાવ્યો પ્રસિદ્ધ કરવાનુ કામ સોસાઇટિએ માથે લીધુ છે એ સ્તુત્ય છે. રા. રા. અંબાલાલ બુલાખીરામ જાનીને સોસાઇટિએ ભીમની 'હરિલીલા' સંશોધન કરી પ્રસિદ્ધ કરવાનું કામ સોપ્યુ છે, એ ગ્રન્થ અને સંશોધન કરનાર બંનેની પસંદગી સારી થઈ છે. એમની 'સુભદ્રાહરણ'ની આવૃત્તિ ઉત્તમ છે, તેમ જ 'કાવ્યદોહન'ના ૮ મા અંકમા 'કવિ નાકર' વિશેનો એમનો લેખ ગુજરાતી સાહિત્યના ઊંડા અભ્યાસ અને સૂક્ષ્મ સંશોધકવૃત્તિની સાક્ષી પૂરે છે. એ જ દિશામા રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા પણ ઘણું સારૂં કામ કરે છે.

એ જ માર્ગમા રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદારે ખાનગી રીતે પ્રસિદ્ધ કરેલું 'સુદામાચરિત્ર'નું પુસ્તક ગ્રન્થકારનો પરિશ્રમ, વિદ્વત્તા, ને સંશોધનની સારી સાબીતી આપે છે.

સાહિત્ય પરિષદ્‌ની ભંડોળકમિટિ પણ પુસ્તકો પ્રસિદ્ધ કરતી સાહિત્યને ઉત્તેજન આપે છે. એમા રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીકૃત 'મ્હારી કમળા અને બીજી વાર્તાઓ' સારૂ પુસ્તક થયું છે, તેમજ પ્રો. મૅક્ડોનેલકૃત 'સસ્કૃત વાઙ્મયના ઇતિહાસ'નુ પ્રો. મોહનલાલ પાવર્તીશંકર દવેએ કરેલું ભાષાન્તર, જે પ્રસિદ્ધિ પામવાની તૈયારીમા છે, તે પુસ્તક ગુજરાતી ભાષાના વાચકોને બહુ ઉપયોગી હકીકત પૂરી પાડશે. ભાષાન્તરકારે ગ્રન્થકાર પાસેથી બીજી આવૃત્તિમા કરવામાં આવનાર વધારાની હકીકત મેળવી તે ભાષાન્તરમા આપેલી હોવાથી અને મૂળ ગ્રન્થની ૨ જી આવૃત્તિ હજી પ્રસિદ્ધ થયલી ન હોવાથી એ પુસ્તક કૉલેજના વિદ્યાર્થીઓને પણ ઉપયોગી નીવડશે.

સ્વામી અખંડાનંદે 'સસ્તાસાહિત્ય'મા 'રામાયણ,' 'મહાભારત,' 'ભગવદ્‌ગીતા' જેવા પુસ્તકોના અનુવાદ, 'સ્વામી રામતીર્થ,' 'ટોલસ્ટૉય' જેવા મહાત્માઓના જીવનચરિત્ર, 'કલાપીનો સંવાદ,' 'સ્વીડનબર્ગના ધર્મવિચાર,' 'અખાના કાવ્ય,' આદિ અનેક ઉપયોગી ગ્રન્થોની સસ્તી આવૃત્તિ છાપી સાહિત્યનો પ્રચાર જનમડળમા વધાર્યો છે એ અતિસ્તુત્ય છે.

સ્વ. નારાયણ હેમચદ્રે પણ અનેક ઉપયોગી ગ્રન્થો સંક્ષેપમા પ્રસિદ્ધ કર્યા છે, પણ ભાષા સરળ ને શુદ્ધ ન હોવાથી તે જોઇએ તેવા ઉપયોગી થયા નથી.

જાણીતા 'ગુજરાતી' પત્રના અધિપતિ સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ અનેક રીતે ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ કરી છે. 'કાવ્યદોહન'ના મોટા ૮ અંકો તેમણે પ્રસિદ્ધ કર્યા છે, તેમાં ગુજરાતી ને જૈન કવિઓનાં કાવ્યોનો સંગ્રહ આપ્યો છે. બીજા બે અંકો જેટલુ લખાણ હસ્તલિખિતરૂપમા એમની પાસે છે. તેમ જ 'નરસિંહ મહેતાના કાવ્યો'નો સંગ્રહ પણ તેમણે છાપ્યો છે. વળી વાર્ષિક ભેટના પુસ્તકોમા રા નારાયણ વસનજી ઠક્કુરકૃત નવલકથાઓ છાપી છે અને 'દીવાળીના અંક'માં વિદ્વાન્ સાક્ષરોના ને સાહિત્યસેવકોના ઉપયોગી લેખો પ્રસિદ્ધ કરી સાહિત્યવૃક્ષને પોષ્યું છે.

વડોદરા રાજ્યના વિદ્વાન્, સાહિત્યપ્રેમી, ને પ્રિય મહારાજા સાહેબ શ્રીમન્ત ગાયકવાડ સરકારના રાજ્યમાં ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિને અપૂર્વ પોષણ મળ્યુ છે. એમના

સુજ્ઞ, પરોપકારશીલ વિદ્યાપ્રેમી દીવાન શ્રીમન્ત મણિભાઇ જસભાઇ સાહેબના સમયમા રા બા હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા વિદ્યાધિકારી હતા ત્યારે 'પ્રાચીન કાવ્યમાલા'ના ૩૦ ગ્રન્થો સંશોધન ને ટિપ્પણ સાથે પ્રસિદ્ધ થયા છે, તેમા રા રા. છોટાલાલ નરભેરામ કૃત અલંકારાદિ દર્શાવતું ટિપ્પણ સારૂં છે. પ્રો ગજ્જરના અધ્યક્ષપણા નીચે 'શ્રીસયાજીજ્ઞાન-મંજૂષા'મા અનેક ઉપયોગી ગ્રન્થો પ્રસિદ્ધિ પામ્યા છે ૪ થી સાહિત્યપરિષદ્ વડોદરામા ભરી તે સમયે શ્રીમન્ત મહારાજા સાહેબે ગુજરાતી, મરાઠી, ને હિંદી ભાષાના સાહિત્યની વૃદ્ધિને અર્થે એક લાખ રૂપીઆની મોટી રકમ અલાયદી કાઢી, તેના વ્યાજમાથી સર મનુભાઇ જેવા વિદ્વાન્ ને વિદ્યાવિલાસી દીવાન સાહેબના વિદ્યાભિવૃદ્ધિ ને સાહિત્યની ઉન તિને માટેના પ્રેમને લીધે વિદ્યાધિકારીઓ, મિ મસાણિ, મિ કલાર્ક અને રા રા નંદનાથ કેદારનાથ દીક્ષિત જેવા સાહિત્યપ્રેમી વિદ્વાનોના અધ્યક્ષપણા નીચે 'શ્રીસયાજીસાહિત્યમાળા' મા 'વિજ્ઞાન-ગુચ્છ,' 'ચરિત-ગુચ્છ,' 'ઇતિહાસ-ગુચ્છ,' 'વાર્તા-ગુચ્છ,' 'ધર્મ-ગુચ્છ,' 'નીતિ-ગુચ્છ,' 'શિક્ષણ-ગુચ્છ,' અને 'પ્રકીર્ણ ગુચ્છ' એવા ૮ ગુચ્છોમા અનેક પુષ્પો વિકાસ પામ્યા છે, તેમાના કેટલાક સૌરભ ને ઉપયોગિતા માટે જનમંડળમા પ્રકાશ પામશે એ નિસંશય છે એ પુસ્તકાવલીમા ઘણા પુસ્તકો ભાષાન્તરાત્મક છે, પરંતુ ચરિત્ર-ગુચ્છ માના કવિઓના જીવનચરિત્રોમા પુસ્તકો સારા છે. એ ખાતામા ગ. જોશીપરાની સેવા સ્તુત્ય છે. વિજ્ઞાન-ગુચ્છમા રા રા. નર્મદાશંકર દેવશંકરનું 'સુપ્રજનનશાસ્ત્ર'નુ પુસ્તક તથા રા હીરાલાલ મજમુખલાલદાસ શ્રોફનું રચેલુ 'સત્યાર્થમીમાંસા'નુ પુસ્તક ઉત્તમ છે આ પુસ્તકાવલી સાથે 'શ્રી સયાજીબાળજ્ઞાનમાળા' પણ છપાય છે, તેમા પણ 'પાવાગઢ,' 'સુરત,' 'બૌદ્ધ ગુફાઓ,' 'મહાબળેશ્વર' તેમજ 'ગ્રહણ,' 'વાતાવરણ' જેવા ઉપયોગી વિષયો પર લઘુ પણ ઉપયોગી લેખો છે

વળી વડોદરા રાજ્યે સાક્ષર આચાર્યવર્ય આનંદશંકરભાઇ પાસે 'નીતિશિક્ષણ' 'ધર્મપોથીનુ પુસ્તક,' તથા રામાનુજનું 'વેદાન્તભાષ્ય' એ ઉત્તમ પુસ્તકો તૈયાર કરાવી સાહિત્યમા સંગીન અભિવૃદ્ધિ કરી છે એ જ દિશામા વડોદરા રાજ્યે શાસ્ત્રીજી રામકૃષ્ણ પાસે કરાવેલુ 'નર્ણયસિંધુ'નુ ભાષાન્તર અને સ્વ મણિલાલ ન દ્વિવેદી પાસે કરાવેલુ 'વિવાદતાણ્ડવ'નું ભાષાન્તર એ ઉપયોગી ધર્મશાસ્ત્રના ગ્રન્થો છે

વડોદરાના શ્રીમન્નૃસિંહાચાર્યના અનુયાયીઓના શ્રેયસાધક-અધિકારીવર્ગ તરફથી સ્ગત છોટાલાલ જીવણલાલના તન્ત્રીપણા નીચે પ્રગટ થતા 'મહાકાલ'મા ઘણા ધાર્મિક, ઉપયોગી વિષયો આવતા, તેમજ 'શ્રીસિદ્ધાન્તસિંધુ' આદિ ગ્રન્થો પણ છપાયા છે એ વર્ગના લેખકોમા ગ રા નગીનદાસ સંઘવી તેજસ્વી ભાષામા ધર્મના વિષય પર સુંદર પ્રકાશ પાડે છે. એમના વ્યાખ્યાન ને લેખો સીધા, સચોટ, ને મરોડદાર છે, તેનો સંસ્કાર શ્રોતા ને વાચકના હૃદય પર ઊંડો પડે છે એ જ માર્ગના પ્રો કણિયા જેકીસનદાસનુ 'યોગશાસ્ત્ર'નુ ગુ.વ મો એ કરાવેલુ ભાષાન્તર ઉત્તમ છે

ગુજરાત પુરાતત્ત્વમંદિર—આ સંસ્થા તરફથી પણ પુસ્તકો પ્રસિદ્ધ પામવા માડયા છે ને તેમાના કેટલાક બહાર પડી ચૂકેલા ઉપયોગી છે 'પાલીપાઠાવલી' ને 'પ્રાકૃત કથાસંગ્રહ' પ્રાકૃતભાષાના અભ્યાસકને ઉપયોગી થશે રા ગ રામનારાયણ વિ પાઠકકૃત 'પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા,' ગ કાલેલકરકૃત 'ઉપનિષત્ પાઠાવલી,' તથા 'હિંદુઓના

નહેવારોનો ઇતિહાસ, ' આ પુસ્તકોની પ્રસિદ્ધિ, એ ઉપયોગી માર્ગમા પ્રયત્ન છે ને તે આદરણીય છે દક્ષણી લેખકોમા પ્રો. ભીડે ને રા કાલેલકરના લેખો ઊચી પ્રતિના છે.

**વાચનમાળા**—અગ્રેજી ભાષામા વિવિધ વાચનમાળા ભિન્ન ભિન્ન દૃષ્ટિથી રચાઇ છે ગુજરાતી ભાષામા દુર્ભાગ્યે સરકારી વાચનમાળા, પ્રથમ હોપકૃત ને પછી કૉવર્ન્ટનકૃત સિવાય અન્ય ગ્રન્થમાળા અત્યાર સુધી નહોતી અમે સપૂર્ણ ' ત્રિવેદીવાચનમાળા ' યથાશક્તિ, યથામતિ રચી છે ત્યાર પછી રાષ્ટ્રીય વાચનમાળાના કેટલાક પુસ્તકો પ્રગટ થયા છે રા પુરુષોત્તમ મૂળશકર ભટ્ટે ' ભૃગુપુરનિવાસગ્રન્થાવલિ ' પ્રસિદ્ધ કરવા પ્રયત્ન આદર્યો છે ને તેનો પ્રથમ ખંડ ' જ્ઞાનમદિર બહાર પડયો છે. આવા પ્રયત્ન સરકારની કે રાજ્યની સહાયતા વિના થવા દુષ્કર છે. એમા પ્રાથમિક કેળવણીના તત્ત્વનું જ્ઞાન, પરિશ્રમ, અને ચિત્રો તથા ચિત્રો માટે ખોખા તૈયાર કરાવવાનો ખરચ એ બધી સાધનસપત્તિની જરૂર છે. એવા પ્રયત્ન ઉત્તેજનને પાત્ર છે એની તો કોઇથી ના કહી શકાય એમ નથી પ્રયત્ન માત્ર આરભમા સપૂર્ણ હોઇ શકતા નથી ધીમે ધીમે તેમા જનમડળની રુચિ પ્રમાણે સુધારા થાય છે, અને અનેક હાથે અને અનેક શિષ્ટ લેખકો પાસે તૈયાર કરાવેલી કૉવર્ન્ટનની વાચનમાળા પણ સરકારે નીમેલી ત્રણચાર કમિટિના કરેલા સુધારા અમલમા મુકાયા પછી જ હાલની સ્થિતિએ પહોચી છે, ને હજી પણ એમા અનેક સુધારાની અપેક્ષા છે એમા વિજ્ઞાનના પાઠોમા ઘણી બાબત મનમા ઉતારી ન શકાય એવી રીતે ખીચોખીચ ઠાસીને ભરેલી હોવાથી એ પાઠો લેશ પણ માન્ય થવા પામ્યા નથી.

**ભાષા: ભાષાશૈલી**—મહાભાષ્યકાર પતજલિ કહે છે કે ભગવાન્ વાર્ષ્યાયણિએ ક્રિયાના છ પ્રકારના વિકાર દર્શાવ્યા છે—ઉત્પન્ન થાય છે, વિપરિણામ પામે છે, વધે છે, અપક્ષય પામે છે, અને વિનાશ પામે છે પદાર્થમાત્રના આ છ વિકાર થાય છે. ભાષામા પણ નવીન શબ્દરૂપો ઉદ્ભવ પામે છે ને જૂના નષ્ટ થાય છે જીવન્ત ભાષાઓમા આ નિયમ હમેશ પ્રવર્તે છે સસ્કૃત મૃત ભાષા થઇ અને માત્ર શિષ્ટ વર્ગમા જ જીવતી રહી ત્યારે જ ભગવાન્ પાણિનિ જેવા સમર્થ વૈયાકરણે તેને નિયમબદ્ધ કરી એમને પણ ઘણા વૈકલ્પિક રૂપો માન્ય કરવા પડયા છે. અસસ્કારી વર્ગના જિહ્વાદોષ, ઉચ્ચારની સરળતા, આદિ કારણોને લીધે સસ્કૃત ભાષામા વિકાર થઇ ક્રમે ક્રમે પાલી, પ્રાકૃત, અને અપભ્રશ ભાષાઓ થઇ અને અપભ્રશ ભાષામાથી દેશી ભાષાઓ જન્મ પામી એ વિકારો પણ ગમે તેમ મનુષ્યના સ્વચ્છદ પ્રમાણે થયા નથી, વિકારો પણ નિયમોને અનુસરીને જ થયા છે એ લક્ષમા રાખવાથી પ્રાકૃતનો અભ્યાસ ઘણો સુગમ થશે સસ્કૃતમા સધિનિયમોના કારણો શોધતા તે પણ જડશે બે ત્રણ દાખલાઓથી જ આ વાત સ્પષ્ટ થશે અ+ઇ=એ, અ+ઉ=ઓ, એ સકારણ જ છે સધિસ્વર ' એ ' નુ સ્થાન કઠતાલુ ( 'અ'નુ કણ્ઠ ને 'ઇ'નુ તાલુ હોવાથી ) છે, ' ઓ ' નુ કણ્ઠૌષ્ઠ ( 'અ' નુ કણ્ઠ ને 'ઉ' નુ ઓષ્ઠ હોવાથી ) છે દુગ્ધ જેવા શબ્દોમા બે જોડાક્ષરો ભિન્ન સ્થાનના હોવાથી ઉચ્ચારની સરળતાથી એક સ્થાનના થઇ दुद्ध થયું स्तम्भ જેવા શબ્દોમા એવી જ સરળતાથી સ્તમાનો એક વર્ણ લોપાઇ તે ત્ભ ને મહાપ્રાણ હોવાથી અલ્પપ્રાણ ત્ નો મહાપ્રાણ થ્ થઇ थम्भ થઇ ' થાભલો ' ( લો લઘુતાવાચક ) થયો એ જ પ્રમાણે स्कन्धनु खन्ध થઇ ' ખાધ ' થયુ છે આમ કારણો શોધતા અભ્યાસ રસિક ને સુતર થશે અન્ય પ્રજાના ને કોમોના સમાગમથી ગુજ-

રાતી ભાષામાં ફારસી, અરબી, પોર્ટુગીઝ, અંગ્રેજી, ને દેશ્ય શબ્દો દાખલ થયા છે. પણ ગુજરાતી ભાષાના બંધારણ પર એ વિદેશીય ભાષાની અસર થઈ નથી.

ભાષાશૈલી અને શબ્દશુદ્ધિમાં કાલક્રમે ઘણો સુધારો થયો છે. અગાઉ જેટલા જોડાણીના દોષ હાલ આવતા નથી. છતાં હજી પણ નીચેનાં અશુદ્ધ રૂપો ઘણા ગ્રન્થોમાં જોવામા આવે છે—

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| પૌર્વાત્ય | પૌરસ્ત્ય | નર્ક | નરક |
| | કે પ્રાચ્ય | પઢી | પદવી |
| શ્રીયુત્ | શ્રીયુત | વિક્રાળ | વિકરાળ |
| સતત્ | સતત | શુદ્ર | ક્ષુદ્ર |
| ક્લેષ | ક્લેશ | શાશ્વત્ | શાશ્વત |
| બુદ્ધિવાન્— | બુદ્ધિમાન્, | આર્શિર્વાદ | આશીર્વાદ |
| નીતિવાન્ વગેરે | નીતિમાન્, વગેરે | સદૃઢ | દૃઢ—સુદૃઢ |
| મિમાંસા | મીમાંસા | સશક્ત | શક્ત |
| ઐક્યતા | ઐક્ય | સગવડતા | સગવડ |
| ધૈર્યતા, વગેરે | ધૈર્ય, વગેરે | વિરામતા | વિરામ |
| અદ્‌ભૂત | અદ્‌ભુત | દરેક વસ્તુઓ, | દરેક વસ્તુ, |
| દ્રષ્ટાન્ત, દ્રશ્ય | દૃષ્ટાન્ત, દૃશ્ય | માણસો, વગેરે | માણસ, વગેરે |

નીચેના જેવી ભાષા હવે ઓછી લખાય છે એ ખુશીની વાત છે.—

અંગ્રેજી શૈલીનું અનુકરણ: કૃત્રિમ રચના:—

'પાત્રતા અથવા સામર્થ્ય તે છે કે જેને લીધે જ ગૃહસ્થના સ્વભાવનો માણસ હિંદુસ્તાન સાથેના સંબંધમા તો તે એક વિજયાસક્ત વીર કરતા વધારે કાઇજ નહોતો.'

'વેશધારી વૈતાળ સમાન વિકાળ બનશે તો ઝાઝી વીટંબણા વેઠવા કાજે, વેશધારીનો વાવટો તે વેદનાનો વાંસડોજ, વેશધારીના વણતર તે સદા વિઘ્નોના વિંટાળા જ; વેશધારીનું વાહાણું તે વરણાગીનો વિકાસ; વેશધારીનો વારસો તે વ્યથાના વ્યાજ'

'પોતાના ઉત્સાહ તથા દેશપ્રેમમા પરંપરાન્વિત સાતત્ય તૂટશે તેહેનું ભાન ન રહ્યું'.

**ભાષાશૈલી**—ભાષાશૈલી વિષયને ધટે તેવી, પ્રૌઢ ઘટે ત્યા પ્રૌઢ, મૃદુ ને કોમળ ઘટે ત્યાં મૃદુ ને કોમળ, તેજસ્વી ઘટે ત્યા તેજસ્વી પણ સર્વત્ર પ્રાસાદિક જોઇએ. વળી ભાષા એકધારી જોઇએ. સરળ ભાષા ચાલતી હોય ત્યા વચ્ચે શબ્દાડંબર આવે તો તે હાસ્યજનક થાય છે. બંગાળી ભાષાના પુસ્તકોમા એવું ઘણું જોવામા આવે છે. બંગાળી ભાષામાં આપણી ભાષા કરતા સંસ્કૃત શબ્દો ઘણી છૂટથી વાપરવામાં આવે છે. આપણી ભાષામા જે સંસ્કૃત શબ્દો અપરિચિત જેવા લાગે તે બંગાળીમાં રૂઢ થઇ ગયલા હોય છે. ભાષાન્તરકારો એવા શબ્દો ગુજરાતીમા વાપરી વાચકવર્ગને ક્લેશ ઉત્પન્ન કરે છે. નવલકથાના જેવા પુસ્તકોમા એકધારી સરળ ભાષા ચાલતી હોય ત્યાં વચ્ચે 'ઉભયકૂલપ્લાવિની' ('કૂલ' જોઇએ, 'તટ'નો અર્થ છે) 'કલાવિલાપટીયસી', 'રમણીકુલલલામભૂતા', 'ઉચ્ચશિક્ષાસંપન્નામયી', 'શૈલપાદમૂલવિ-

હારિણી,' જેવા મોટા સમાસથી ભાષા કઢંગી થાય છે; એથી કંઈ ભાષાની શોભા વધતી નથી.

**વર્તમાનપત્રો ને માસિકો**—વર્તમાનપત્રો ને માસિકો પણ સાહિત્યની ખિલવણીમાં સારો ભાગ લે છે. અગાઉ પારસી દૈનિક પત્રો બહુ અશુદ્ધ ને ક્લિષ્ટ ભાષામા લખાતાં. હાલ તેમાં ઘણો સુધારો થયો છે. દિન પર દિન ભાષા શુદ્ધ ને જુસ્સાદાર બનતી જાય છે. સાપ્તાહિક પત્રોમા 'ગુજરાતી' અને 'પ્રજાબંધુ' અગ્રસ્થાન લે છે. 'ગુજરાતી' અનેક દિશાએ સાહિત્યને વિકસાવે છે. એના દીવાળીના અંક વાચકોને બહુ ઉપયોગી વાચન પૂરૂં પાડે છે. દેશીરાજ્યનાં પત્રોમાં 'સયાજીવિજય' સારી સેવા બજાવે છે. માસિકોમાં 'વસન્ત', 'બુદ્ધિપ્રકાશ', 'સાહિત્ય', સમાલોચક', 'ગુજરાત', 'ગુણસુંદરી', ને 'યુગધર્મ' એ અગ્રેસર માસિકો છે. એમાં ઘણા શિષ્ટ લેખ આવે છે. એક દાયકો 'વસન્તે' સાહિત્યની ઘણી અતુલ સેવા કરી હતી. અગાઉ જેમ 'શાળાપત્ર'માના લેખો માટે વિદ્વદ્વર્ગ આતુર રહેતો તેવી રીતે 'વસન્ત'ના લેખો માટે પણ વાચકવર્ગમા આતુરતા જોવામા આવતી હતી. એનુ માન રા. આનંદશંકરભાઇને ઘટે છે. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, રા. ગિજ્જિશંકર ભ. બધેકા, રા. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, પ્રો. મંજુલાલ, રા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ, રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ, પ્રો. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક, રા. રતિપતિરામ ઉમેદરામ પંડ્યા, રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા, રા શંભુપ્રસાદ મહેતા, રા. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, રા. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, રા. કેશવ હ. શેઠ, રા. મણિલાલ નથુભાઈ ડોશી, રા. અંબાલાલ બુલાખીરામ જાની, વગેરે લેખકોના લેખ વાચવાલાયક હોય છે.

માસિકોમા રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતાની વાર્તાઓ ઘણી ખુબીદાર હોય છે. એમા રસિકના, વર્ણનશૈલી, ને હાસ્યરસની છાયા—એ બધાની ઝમાવટ ઉત્તમ હોય છે.

'રંગભૂમિ' નામનું ત્રિમાસિક રા. વિભાકરના અધિપતિપણા નીચે પ્રગટ થાય છે, તે સચિત્ર હોય છે ને તેમા લેખો સારા હોય છે.

કેટલાક કોમીય માસિકો નીકળે છે—જેવા કે 'નાગરનેત્રમણિ' રા. ઉછરંગરાય કેશવરાયના તંત્રિત્વ નીચે સાંટાક્રૂઝમાથી પ્રગટ થાય છે, તેમજ 'સમસ્તદશાલાડમિત્ર' ભરૂચમાં રા. ઠાકોરદાસ નગીનલાલ ગુંદરીઆ વગેરેના અધિપતિપણા નીચે નીકળે છે. બારોટો માટેનું 'બ્રહ્મભટ્ટ' નામનું માસિક રા. પુરુષોત્તમદાસ માતરવાળા ચલાવે છે.

કોમીય લેખોના સંબંધમા નાગરોની ઉત્પત્તિ માટેનો રા. રા. માનશંકરભાઇનો 'નાગરોત્પત્તિ' નામનો લેખ ઉત્તમ છે ગ્રન્થકારે એમાં ઘણું સંશોધન કરી પોતાનો પક્ષ સ્થાપિત કર્યો છે ને વિરુદ્ધ મતોનું ખંડન વિદ્વત્તાપૂર્વક ને યુક્તિપુરઃસર કર્યું છે.

**સાહિત્યવિચારનો ઉપસંહાર**—આ પ્રમાણે ભૂત અને વર્તમાન સાહિત્યપ્રવાહ કેવો ચાલ્યો છે ને તેને કયા માર્ગમા વાળવાની જરૂર છે તેનું દિગ્દર્શન કર્યું. એ પ્રવાહમાં જ્યાં જ્યા સૌન્દર્ય છે, જ્યા જ્યા નિર્મળ જળ છે તેનું પ્રદર્શન કર્યું. એ પ્રવાહો કેટલેક સ્થળે કાદવ અને ખાડાખૈયામા થઇને જતા હોવાથી સૌંદર્યની સાથે વિરૂપતા પણ છે; પણ તેની સમાલોચના કરવી એ મેં પ્રમુખ તરીકેના મારા કર્તવ્યમા ગણ્યું નથી. જે જે સુંદર છે તે દર્શાવી સાહિત્યમાર્ગમા વિચરનારાઓનું લક્ષ તે તરફ પ્રેર્યું તથા સાહિત્યપ્રવાહમાં

ખેલનારાઓને યોગ્ય માર્ગે પ્રવાહ પ્રવર્તાવવાનુ સૂચન કરવું એ જ પ્રમુખનું કર્તવ્ય હું સમજું છું.

**ઉત્તેજનનો અભાવ**—સરકાર તરફથી તેમજ દેશી રાજ્યો તરફથી ગુજરાતી સાહિત્યને જોઇએ તેવું ઉત્તેજન મળતું નથી એમ ખેદ સાથે કહેવું પડે છે. અગાઉ ડિરેક્ટર ઑફ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન પાસે થોડીક રકમ ઉત્તેજનાર્થે રહેતી હતી, તેમાંથી યોગ્ય પુસ્તકોની થોડીક નકલો ખરીદાતી ને તે શાળામા પુસ્તકાલયોને માટે મોકલવામા આવતી. આ રકમ બહુ થોડી હતી અને તેમાથી બહુ નજીવું ઉત્તેજન મળતું ને તે પણ બહુધા મરાઠી પુસ્તકોને મળતું પરંતુ, હાલ તો એટલું પણ ઉત્તેજન મળતું જણાતું નથી.

દેશી રાજ્યોમા પણ સર્વત્ર ઉત્તેજનફંડ હોતાં નથી.

આ વસ્તુસ્થિતિ સારી નથી. સરકાર તરફથી તેમજ દેશી રાજ્યો તરફથી યોગ્ય પુસ્તકોનો સત્કાર થાય તો સાહિત્યની વૃદ્ધિ કરવામા તે સહાયભૂત થાય.

પ્રતિવર્ષ ઉત્તમ લખાએલા સ્વતન્ત્ર પુસ્તકોના કર્તાને સારૂં ઇનામ આપી સાહિત્યનો વિકાસ પોષે એવી યોજના એકાદ દેશી રાજ્યે ઉપાડી લેવી જોઇએ. ગુજરાતી સાહિત્યને માટે 'નોબેલ પ્રાઇઝ'ના જેવી યોજના કોઇક દેશી રાજ્યે વ્યવસ્થિત રૂપમા કરવી જોઇએ.

**ગુર્જર સાહિત્યની દરિદ્રતા**—ગુર્જર સાહિત્ય દરિદ્ર છે? ઉપર દર્શાવ્યા પ્રમાણે ફેલાએલા સાહિત્યને દરિદ્ર કહી શકાય? આપણી હાલની અપેક્ષાએ તે તેમ કરતું નથી એટલું દરિદ્ર છે જ. ત્યારે એમા શી શી ન્યુનતા છે? એમાં—

૧. નવીન શૈલી પર રચેલા પ્રાસાદિક મહાકાવ્યો નથી.

૨. સારા ગદ્યગ્રન્થો, જેમા ભાષા ઉત્તરોત્તર ચઢતી હોય અને વિષયનું નિરૂપણ ઉત્તરોત્તર પ્રૌઢ થતું હોય, એવા નિબંધાત્મક, નીતિમય, ચરિત્રાત્મક, અને ઐતિહાસિક ગ્રન્થો નથી.

૩. સાહિત્યમાળાઃ—પ્રેમાનંદ, નરસિંહ, વગેરે કવિઓના મુખ્ય ગ્રન્થોની હસ્તલિખિત પુસ્તકોના સંશોધનને આધારે તૈયાર કરેલી, કવિના જીવનચરિત્ર અને કઠિન પદ ને પંક્તિઓ પર પ્રકાશ પાડે એવી ટિપ્પણીસમેત સરખી ને સોંઘી આવૃત્તિની ન્યૂનતા છે.

૪. કાવ્યપ્રકાશ જેવા કાવ્યશાસ્ત્રના પ્રમાણભૂત ગ્રન્થને આધારે તૈયાર કરેલું કાવ્યશાસ્ત્રનું પુસ્તક નથી. એવા પુસ્તકની જરૂર છે. એમાં કાવ્યસ્વરૂપ, કાવ્યલક્ષણ, કાવ્યત્વના બીજને પોષક કારણો, લક્ષણા, વ્યંજના, રસ, ધ્વનિઓ, ભાવ, રસાભાસ, ભાવાભાસ, ગુણ, દોષ, ને અલંકારનું પ્રાચીન ને અર્વાચીન ગુજરાતી કાવ્યોમાંથી એકઠા કરેલા દષ્ટાન્તો સાથે નિરૂપણ જોઇએ. આ બધા વિષયોના છૂટક છૂટક નાના ગ્રન્થો થયા છે. કવિ નર્મદે ને કવિ સવિતાનારાયણે, દી. બ. રણછોડભાઇએ, ને રા. બ રમણભાઇએ અને યથાશક્તિ મેં પણ એ વિષય પર થોડું થોડું લખ્યું છે. રા. નાગરદાસ પટેલે 'નરવલ્લરી'મા અલંકારની સારી ચર્ચા કરી છે. રા. છોટાલાલ નરભેરામનું રચેલું 'રસશાસ્ત્ર' એ દિશામા છે. કોઇએ અલંકારના નિરૂપણમાં 'કુવલયાનન્દકારિકા'નો આધાર લીધો છે, કોઇએ અન્ય ગ્રન્થનો, પણ એક જ ઉત્તમ પ્રમાણભૂત મનાતા 'કાવ્યપ્રકાશ' જેવા ગ્રન્થને આધારે સમગ્ર વિષયનું દળદાર પુસ્તક રચાવાની ઘણી જરૂર છે.

૫ ઉપનિષદ્‌ની આખ્યાયિકાઓનુ પુસ્તક નથી. એવુ પુસ્તક ઉપનિષદ્‌ના રહસ્યનુ ઘણું રસિક જ્ઞાન આપશે, તેમજ જાણીતા પરથી અજાણ્યા પર જવાની જે રીતનુ પાશ્ચાત્ય શિક્ષણશાસ્ત્રના ગ્રન્થોમા પુષ્કળ નિરૂપણ કરેલુ હોય છે, એવીજ, વ્યાવહારિક દૃષ્ટાન્તોથી તાત્ત્વિક રહસ્ય વાચકના મનમા ઉતારવાની ઉત્તમ શૈલી આપણા આકરગ્રન્થોમા છે, તેનુ વાચકને કઇંક ભાન થશે

૬ પ્રમાણભૂત વિસ્તૃત કોશનો અભાવ છે નર્મદ કવિને 'નર્મકોશ' કર્યાને ઘણા વર્ષ થયા, પણ સારો વિસ્તીર્ણ કોશ–જેમા શબ્દની વ્યુત્પત્તિ સાથે તેના જુદા જુદા અર્થ પ્રાચીન કાવ્ય કે ગદ્ય ગ્રન્થોમાથી દાખલા સાથે આપ્યા હોય એવો કોશ–હજી પ્રસિદ્ધ થયો નથી. એ દિશામા પ્રયત્નો તો થયા છે —

(અ) ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ સપૂર્ણ કોશ ભાગોમા છપાવી પોતાના જીવન પર્યન્તના સભ્યોમા તેની નકલ વહેચી છે. એ પ્રયત્ન ના મણિભાઈ છબારામનો છે, તે અનેક રીતે અપૂર્ણ છતા જેવો થયો છે તેવી સ્થિતિમા પણ સ્તુત્ય છે. એની બીજી આવૃત્તિ નીકળવાની છે એમ સભળાય છે એની નકલો સભ્યો સિવાય બીજાઓને મળતી નથી એ વ્યવસ્થા ઠીક નથી.

(આ) રા. રાણીનાના અગ્રેજી–ગુજરાતી કોશની પણ સુધારા સાથે બીજી આવૃત્તિ છપાવાની છે.

(ઇ) નર્મકોશની નવી આવૃત્તિ કવિએ ભેગા કરેલા નવા શબ્દો સાથે 'ગુજરાતી' છાપખાનાના તન્ત્રી. ગ. મણિલાલ ઇચ્છારામ દેશાઇ છપાવે છે.

(ઈ) રા રા ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા મોટો ગુજરાતી–અગ્રેજી શબ્દકોશ છપાવે છે.

૭ સારા 'જ્ઞાનસગ્રહ'નો અભાવ છે. મરાઠીમા બહુ સારો જ્ઞાનસગ્રહ તૈયાર થાય છે ગુજરાતીમા એ થયો છે? એ દિશામા આરભક પ્રયત્ન કરવાનુ માન પારસી ગ્રન્થકાર રા રા રતનજી ફરામજી સેટનાને ઘટે છે, એ અગાઉ કહ્યુ છે. અગ્રેજીનું જ્ઞાન જે વાચકવર્ગમા નથી તેને એવો સગ્રહ ઘણો ઉપયોગી થશે એમા સશય નથી.

૮. સ્ત્રીઓ ને બાળકો માટે સારા સક્ષિપ્ત નીતિનો બોધ પરોક્ષ રીતે આપે એવા પુસ્તકોની ખોટ છે. 'સ્ત્રીબોધ' ને 'બાળમિત્ર' જેવા માસિકો નીકળે છે, તેમજ 'સુદરીસુબોધ'. અને બે વર્ષ થયા સૌ વિદ્યાગૌરી ને સૌ શારદાગૌરી 'મહિલામિત્ર' નામનું ઉપયોગી પુસ્તક પ્રગટ કરે છે, તે પ્રયત્નો સ્તુત્ય છે પરતુ સ્ત્રીઓને ને બાળકોને લગતું સાહિત્ય હજી બહુ ખેડાવાની જરૂર છે

૯ વિજ્ઞાનના પુસ્તકોની મોટી ખોટ છે હાલની વૈજ્ઞાનિક શોધો–'રૉન્ટગન કિરણો', 'તાર વગર સદેશો પહોચાડવાની વિદ્યા', 'રેડિઅમ', 'જલાન્તસચારિણી નૌકા', 'વિમાન', વગેરે વિષયોના, લોકો સમજી શકે એવા ચિત્રો સાથે સરળતાથી સમજાય એવા પુસ્તકોની જરૂર છે. તેમજ વધારે જ્ઞાન મેળવવા ઇચ્છનાર પુરુષો માટે વિશેષ જ્ઞાન આપે એવા વિસ્તીર્ણ પુસ્તકોની પણ જરૂર છે.

**આધુનિક પ્રવૃત્તિઓમાં સાહિત્યપરિષદ્‌ની પ્રવૃત્તિને સ્થાન:**—બંધુઓ, આપ સર્વને વિદિત છે કે મહાત્મા ગાધીજીએ અખિલ ભારતવર્ષમા ગુર્જર પ્રદેશને ઉચ્ચતમ,

પ્રતિષ્ઠિત સ્થાને પહોચાડયો છે. તેમણે દેશમા અનેક માર્ગમા નવુ ચેતન રેડયુ છે ને ચિર કાળની સુસ્તી ઉડાડી નવીન જાગૃતિ પ્રેરી છે. રાજકીય ને રાષ્ટ્રીય કેળવણીને લગતી તેમની પ્રવૃત્તિને લીધે બધા દેશની નજર ગુજરાત પર છે. એ પ્રગતિની અસર સાહિત્ય ને ભાષા પર પણ થયા વિના રહી નથી ભાષા સસ્કારી ને જોમદાર તથા ખરેખર બનવા માંડી છે. મહાત્મા પોતાના વિચાર માતૃભાષામા દર્શાવે છે તેમજ માતૃભાષા ખિલવવામા અભિમાન ને અભિનિવેશ ધરાવે છે. મહાત્માએ પોતે શિષ્ટ ને સરળ તેમજ તેજસ્વી ને પ્રૌઢ ભાષાનો પ્રયોગ કરી દર્શાવ્યુ છે કે ભાષામા બળ લાવવા અપરિચિત શબ્દો કે કિલષ્ટ રચના દાખલ કરવાની જરૂર નથી હૃદયના અન્તર્ભાગમાથી નીકળતા વિચારો સીધી ભાષામા વાચકના હૃદયના અન્તર્ભાગમા પ્રવેશી જેવો સસ્કાર પાડે છે તેવો સસ્કાર આડમ્બરી ભાષામા આડ બરી વિચારો પાડી શકતા નથી. સાહિત્યપરિષદે નવીન વાતાવરણમાથી વિમુખ રહેવુ યુક્ત નથી. તેણે કેળવણી ને સાહિત્યના વિષયમા રચનાત્મક કાર્યક્રમ હાથમા લેવો જોઇએ કે જનસમાજની રુચિને અનુસારે કઇક સગીન કાર્ય થાય.

*ગુજરાત યુનિવર્સિટી*—હાલમા, હિદુસ્તાનમા કેળવણીની પ્રગતિ પૂર જોસમા ચાલી રહી છે ઉત્તરમા ઘણે સ્થળે નવી નવી યુનિવર્સિટિઓ અસ્તિત્વમા આવી છે. ગુજરાતમા પણ એક યુનિવર્સિટિ હોવી જોઇએ એ વિચાર અત્યારે આખા ગુજરાત પ્રાન્તને તેમજ કાઠીઆવાડને સમત હોવો જોઇએ જ્યા સુધી આપણી જરૂરીઆત સાધે એવી યુનિવર્સિટિ નથી, ત્યાસુધી ગુજરાતી ભાષાના વિકાસને તેમજ આપણા જ્ઞાનના સર્વ અગોને આપણી ઇચ્છાનુસાર આપણે પુષ્ટિ આપી શકીશુ નહિ એ દેખીતું જ છે. અમદાવાદ એ ગુજરાત અને કાઠીઆવાડનુ મધ્ય સ્થળ છે વ્યાપારમા, જ્ઞાનમા, ને બીજી દરેક પ્રવૃત્તિમા તે ઘણે આગળ પડતું છે આવી યોજનાને પાર ઉતારે એવા વિદ્વાનો તથા ધનાઢય પુરુષો એમા વસે છે કાઠીઆવાડના રાજ્યો તરફથી પણ આ યોજનાને સહાયતા મળવાનો સભવ માની શકાય માટે એ કામો માટે બે મડળીઓ નિમાવી જોઇએ, ૧. ગુજરાત ને કાઠીઆ વાડના આગળ પડતા પુરુષોની અને ૨ બને પ્રાન્તોના વિદ્વદ્ગર્ગની પહેલી મડળી એ કામને માટે જોઇતી રકમ એકઠી કરે અને બીજી મડળી તેને માટે વ્યવસ્થિત યોજના ઘડી કાઢે આ કામ આ પરિષદ ઉપાડી લે તો તેણે ખરૂ રચનાત્મક કાર્ય કર્યું કહેવાય આવી માટે માત્ર ઠરાવો કરી સતુષ્ટ થવાનું નથી તે સત્વર ને અવશ્ય અમલમા મુકાય એવા પગલા ભરાય નહિ ત્યા સુધી સગીન કાર્ય સિદ્ધ થયલું કહેવાય નહિ

**વડોદરા યુનિવર્સિટિ**—મહારાજા ગાયકવાડે પોતાના રાજ્યમા કેળવણીના પ્રચારને માટે ઉત્તમ પગલા ભર્યા છે બ્રિટિશ પ્રાન્તોમા ફરજીઆત કેળવણી દાખલ કરવાનો વિચાર થયો તે પહેલા મહારાજા સાહેબે પોતાના રાજ્યમા તે દાખલ કરી હતી વડોદરામા ઉત્તમ પુસ્તકાલય છે વાચનનો પ્રચાર વધારવા ફરતા પુસ્તકાલયની યોજના એ રાજ્યમા છે. વડોદરામા 'કલાભવન' જેવુ વિજ્ઞાન પ્રાપ્ત કરવાનું ઉત્તમ સ્થળ છે, તેનો લાભ લેવા મુબઇ ઇલાકાની બહારથી પણ શિષ્યો આવે છે વડોદરાની ઇસ્પિતાલ પણ વિશાળ છે, તેમા રેડિઅમ, એક્સ-રેઝ, વગેરેના પ્રયોગ માટે સુદર વ્યવસ્થા છે અને શારીર શાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન આપી શકે એવા વિદ્વાન્ દાક્તરો છે એ ઇસ્પિતાલનો લાભ લેવા ઘણા દર્દીઓ દૂરથી પણ આવે છે રના પાન્ના ભીઆગામ ને નવમારી જેવા મોટા ગામો એ રાજ્યમા છે એ રાજ્યમા ચ્હોરીમાં ને

શહેરસુધરાઇખાતામા બધુ કામ દેશી ભાષામાં ચાલે છે, એ ઘણું સ્તુત્ય છે. આ પ્રમાણે યુનિવર્સિટિ માટે સાધનસંપત્તિ પુષ્કળ છે, ને પરિસ્થિતિ અનુકૂળ છે. મ્હૈસુર જેવા રાજ્યમા પોતાની યુનિવર્સિટિ છે, તો વડોદરા રાજ્ય માટે વડોદરામાં જુદી યુનિવર્સિટિ હોવી ઇષ્ટ છે. મહારાજા સાહેબની સમક્ષ વ્યવસ્થિત યોજના મૂકવામા આવે તો તેનો સત્કાર થવાનો સંભવ માની શકાય. જુદી યુનિવર્સિટિથી મહારાજા સાહેબ કેળવણીને અનેક દિશામા જે સ્વરૂપ આપવું હશે તે આપી શકશે વ્યાપારી કેળવણી, ઔદ્યોગિક કેળવણી, ને વિજ્ઞાનની વ્યાવહારિક કેળવણી, તેમજ ખેતીની કેળવણીથી જ્ઞાનમાર્ગ સર્વદેશી થશે અને સમસ્ત પ્રજાનું શ્રેય થશે. મહારાજા સાહેબે પોતાની પ્રજાના હિતને અર્થે અનેક સારી યોજનાઓ ઘડી છે ને સંસ્થાઓ ઉઘાડી છે, તો કેળવણી જેવા અગત્યના વિષયમા આ અગત્યનું પગલું ભરી પ્રજાનું વિશેષ કલ્યાણ તેઓ સાધશે એવી આશા આપણે રાખી શકીએ તેમા કંઇ અજુગતું નથી.

આ બે કે બેમાથી એક યુનિવર્સિટિ સ્થપાશે તો માતૃભાષા દ્વારા કેળવણી આપવાના વિષયનું એની મેળે જ નિરાકરણ થઇ જશે એ વિષે આપણે કોઇની ભીખ માગવાની રહેશે નહિ

**સાહિત્યપરિષદનું કર્તવ્ય**—પહેલી સાહિત્યપરિષદ ઇ સ ૧૯૦૫ મા મળી હતી, તેને લગભગ વીસ વર્ષ જેટલો લાંબો સમય થયો છતા વ્યાવહારિક દૃષ્ટિથી જોતા પરિષદે બહુ ઉપયોગી કાર્ય કર્યું હોય એવું જણાતું નથી, એ બાબત આસનમા ખાસ વિચારી કંઇક રચનાત્મક કાર્ય થાય એવી યોજના ઘડવી એ આ સત્રનુ ખાસ કર્તવ્ય છે. વિદ્વાનોના પરસ્પર સંમીલનથી ઘણા લાભ થાય છે, એ નિર્વિવાદ છે, પરંતુ જ્યાસુધી પરિષદ્ કંઇ સંગીન કામ કરતી નથી ત્યાસુધી આના સમારંભથી જનસમાજ તૃપ્ત થતો નથી. નિબંધો લખાવવાની હવે બહુ જરૂર નથી. વર્તમાનપત્રોના ખાસ અંકો તથા સારા માસિકોમા તેને માટે જોઇએ તેટલો અવકાશ છે જોડણી જેવા વિષયનો પણ પરિષદ્થી નિર્ણય થઇ શક્યો નથી. એ વિષય ઘણો વિકટ છે ને સાક્ષરોના મતભેદને લીધે એનો નિર્ણય થઇ શકતો નથી પરંતુ નિર્ણય કરવો જ હોય તો ન જ બની શકે એમ નથી આ વાત મે 'ગુજરાતશાળાપત્ર'મા તેમજ મારા 'બૃહદ્ વ્યાકરણ'મા ચર્ચી છે ત્યા જે માર્ગ દર્શાવ્યો છે તે માર્ગે જ નિર્ણય થઇ શકે એમ છે વીસપચીસ વિદ્વાનોનું એક વ્યાપક મંડળ એકઠું કરવુ જોઇએ, તેમા જેમની શિષ્ટ લેખકમા ગણના થતી હોય એવા હિંદુ, પારસી, મુસલમાન વિદ્વાનો, સારૂ ગુજરાતી જ્ઞાન ધરાવનાર પાદરીઓ, પ્રસિદ્ધ માસિક, સાપ્તાહિક, ને દૈનિક પત્રોના તંત્રીઓ, સરકાર તરફના ને વડોદરા ને કાઠીઆવાડના બબ્બે ત્રણ ત્રણ પ્રતિનિધિઓનું વિસ્તૃત મંડળ એવું થવું જોઇએ. એ મંડળ બહુમતે જે નિયમો કરે તે પરિષદે માન્ય કરવા એવો નિશ્ચય પરિષદ્ કરે તો કંઇ નિકાલ આવે. હિંદુ સભ્યોમા જુદી જુદી રીતીના હિમાયતીના પ્રતિનિધિઓ જોઇએ. હાલ તો એ વિષયમા અરાજકતા પ્રવર્તે છે તરુણ લેખકો કંઇ પણ વિચાર કર્યા વિના સ્વચ્છંદે-રુચે તે માર્ગે-પ્રવર્તે છે. કોઇ બધા શબ્દો, જેના ઉચ્ચારમા હકાર મહેજ પણ સંભળાતો હોય એવા તમામ શબ્દોમા હકાર લખે છે, કઢંગુ લખાણ કે છાપવાની મુસ્કેલીનો તેઓ વિચાર કરતા નથી. કેટલાક અર્ધજરતીય ન્યાયને અનુસરી થોડા શબ્દોમા હકાર લખે છે ને થોડામા નથી લખતા. કેટલાક અત્યારસુધી હ્રસ્વ ઉ લખાતો

એવા સાધારણ શબ્દો–'બહુ, પાછું', જેમાં બધા ઉપર દીર્ઘ લખે છે ભાષાના સ્વરૂપમાં આમ અશાન્તતા ચાલવા જ દેવી છૂટ નથી છતા, સાક્ષરો પોતાનો મત તજવા તૈયાર ન જ હોય ને ઉપર દર્શાવ્યુ તેવુ મંડળ જે નિયમો ઘડે તે સ્વીકારી તેને અનુસરવા તત્પર ન હોય તો એ વિષય પડતો જ મૂકવો કાળક્રમે જનમંડળની રુચિ જ અનુસરવી પડશે ને તે જ વિજયી થશે.

**સ્થાયી મંડળ**—ઉપર દર્શાવેલા જેવા કામોનો નિકાલ કરવા સાહિત્યની વૃદ્ધિને યોગ્ય માર્ગે જે ઉત્તેજન અપાવી શકે અને જેના કાર્ય પ્રમાણભૂત ને વજનદાર ગણાવાથી ગ્રાહ્ય જ થાય એવા સ્થાયી મંડળને સાહિત્યપરિષદે નીમવુ જોઇએ એ મંડળ નીમવાની જરૂર માન્ય થશે તો એનું બંધારણ સહેલથી નક્કી કરી શકે એવા વ્યવહારદક્ષ અને અનુભવી પુરુષો–શ્રીયુત સર પટ્ટણી અને શ્રીયુત લલ્લુભાઇ સાહેબ જેવાની સલાહ નીચે કામ કરનારા પુરુષોની અહિં ખોટ નથી એવા સ્થાયી મંડળના બંધારણ તથા કર્તવ્ય વિષે મારી નમ્ર સૂચના નીચે પ્રમાણે છે—

**બંધારણ**—સુરત, વડોદરા, અમદાવાદ, તથા મુંબઇ જેવા શહેરોમાં 'સાહિત્યસભા' કે 'સાહિત્યસંસદ' છે. એવે સ્થળે એ સભા કે સંસદ અનુક્રમે ૩, ૩ ૪ ને ૬ પ્રતિનિધિ સ્થાયી મંડળ માટે નીમે એ પ્રતિનિધિઓ સભાના કે સંસદના સભ્ય હોવાની જરૂર નથી નડીઆદ, ભરૂચ ગોધરા ને કાઠીઆવાડમાં એવી સભા હોય તો ત્યાંથી પણ શહેરોમાંથી બબ્બે પ્રતિનિધિ ને કાઠીઆવાડ પ્રાંતમાથી ચાર પ્રતિનિધિ એ સભા નીમે એ સ્થળોએ એવી સભા ન હોય તો અન્ય સ્થળોના પ્રતિનિધિઓનું મંડળ એ સ્થળેથી એટલા વિદ્વાનોની વરણી કરે

એવા સ્થાયી મંડળનું કામ કરવા બે મંત્રીઓ નીમવા બને તો એ મન્ત્રીઓ પગારદાર નીમવા પગાર લીધા વિના કામ કરવા ઉત્સુક પુરુષો માગી આપે તો તેમની સેવા ઉપકાર સાથે સ્વીકારવી

મંડળ ઘણુંખરૂ કામ મન્ત્રીના પત્રવ્યવહારથી જ કરે

વર્ષમાં જે જે પુસ્તકો પ્રસિદ્ધ થયા હોય તેમાના સારા, નોંધ લેવાલાયક પુસ્તકો કયા છે તે વિષે મન્ત્રીઓએ સ્થાયી મંડળના સભ્યો પાસ બહુ ટૂંકુ લખાણ માગવુ અને એ લખાણની બહુમતિ પ્રમાણે મંત્રીઓએ ટૂંકો વાર્ષિક રિપોર્ટનો ખરડો તૈયાર કરી તે એ મંડળના સભ્યોમાં ફેરવવો તેમની સૂચના થાય તો તેનો અમલ કરી એ રિપોર્ટ પ્રસિદ્ધ કરવો.

પ્રતિવર્ષ એવો રિપોર્ટ પ્રસિદ્ધ થવો જોઇએ

સાહિત્યપરિષદનુ નવુ અધિવેશન થાય ત્યાસુધી આ સ્થાયી મંડળ ચાલુ રહે પછી નવુ મંડળ નિમાય તે નવા સત્ર સુધી જારી રહે

સ્થાયી મંડળનું સ્થાન અમદાવાદમાં રાખવુ ત્યાં મંત્રીઓને કામ કરવા પ્રેમાભાઇ હૉલમાં કે અન્ય સ્થળે જગા માગી આપવી

**સ્થાયી મંડળનુ કર્તવ્ય**—

**૧. ઉત્તેજનને માટે ભલામણ**—સાહિત્યની ન્યૂનતા કઇ કઇ દિશામાં છે તે ઉપર દર્શાવ્યુ છે એ દિશામા સાહિત્યસેવકો તરફથી પ્રયત્નો થાય તેમાંનો જે ઉત્તેજનને યોગ્ય

હોય તેને ઉત્તેજન આપવા વાર્ષિક રિપોર્ટમાં ભલામણ કરવી. આવા મંડળનો મત વજનદાર ગણાશે. સરકારથી તેની ઉપેક્ષા કે તિરસ્કાર કરી શકાશે નહિ. દેશી રાજ્યો તેને માન્ય ગણશે. આથી લેખકને પોતાના કામમાં પ્રોત્સાહન મળશે. જનમંડળને પણ આવા મંડળની ભલામણવાળા પુસ્તકો વાચવાની ઇચ્છા થશે, વાચકવર્ગમાં સારા ગ્રન્થો તરફ અભિરુચિ ઉત્પન્ન થશે અને સાહિત્યના જ્ઞાનનો પ્રચાર વધશે.

૨. **પુસ્તકપરીક્ષાકમિટિ: બંધારણ ને કાર્યમાં ખામી**—સાહિત્યને સરકાર તરફથી જોઇએ તેવી મદદ મળતી નથી. સરકારના પુસ્તકપરીક્ષામંડળના બંધારણ અને કાર્યમા ખામીઓ છે, એમાંની થોડીક નીચે દર્શાવું છું. રથાથી મંડળ એ તરફ સરકારનું લક્ષ ખેંચી શકે.

**ઉત્તેજન માટે પુસ્તકો મોકલવાની કઢંગી પદ્ધતિ**—પુસ્તકો અધિકારી તરફ મોકલવાના ગ્રન્થકારે પાળવાના નિયમો કઢંગા છે. સાધારણ રીતે પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરાવવાના પુસ્તકો જે જાતની શાળામાં-પ્રાથમિક કે માધ્યમિકમાં-તે ચલાવરાવાની ગ્રન્થકારની ઇચ્છા હોય, તે શાળાના કોઇ શિક્ષકે પોતાની ભલામણ સાથે તે પુસ્તક કેળવણીખાતાના ઇન્સ્પેક્ટરને મોકલવું. પ્રતિષ્ઠિત લેખકો પોતાના પુસ્તક ઇન્સ્પેક્ટરને બારોબાર મોકલે તો તે સ્વીકારવાની તેને સત્તા છે, પરંતુ સાધારણ રીતે તેને શાળાના શિક્ષકની મારફતે જ તે પુસ્તક મોકલવાની ફરમાશ કરવામા આવે છે. અગાઉ ગ્રન્થકાર પોતાનાં પુસ્તક બારોબાર ઇન્સ્પેક્ટરને કે ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને મોકલી શકતો હતો. હાલનો નિયમ દેખીતો જ વિચિત્ર છે. લેખકની સ્વતન્ત્રતા પર ખોટો પ્રતિબન્ધ છે. સારા લેખકને પોતાના પુસ્તકની ભલામણ કરાવવા અન્ય પુરુષ મારફતે પ્રયત્ન કરવો ન ગમે એ હરકોઈ સમજી શકે એવું છે. સરકારી અમલદારોના લક્ષમા આવી સાધારણ બાબત પણ કેમ ન આવી તે સમજી શકાતું નથી. મેં એ નિયમ કેવો કઢંગો છે તે દર્શાવી તે તરફ રિ. પ્રાન્જપેનુ-કેળવણીખાતાના પ્રધાનનુ-ધ્યાન ખેચ્યું હતું; પરંતુ એમનો અંશે પદ્ધતિનો સમર્થક ને અંશે કંઇક જવાબ જ મને મળ્યો હતો. વળી આ નિયમને સરકારે જોઇએ તેવી પ્રસિદ્ધિ આપી નથી. પરિણામ એવું આવ્યું છે કે મ્યુનિસિપલ પ્રાથમિક શિક્ષકોની તેમજ લોકલ બોર્ડના શિક્ષકોની એવી અરજી તેમના ઉપરિ અધિકારીઓ સ્કૂલ-બોર્ડના પ્રમુખે ને ડેપ્યુટિ એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે ઇન્સ્પેક્ટરને રવાને કરવા ના પાડી છે. એક વખત એક એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે ડિરેક્ટરને સરકારી રીતે પૂછ્યુ કે તમારા નામની જે જે અરજી માગ પર આવે તે બધી તમને રવાને કરવાને હુ બંધાયલો છું કે મને જે યોગ્ય લાગે તે જ હું રવાને કરી શકું, ત્યારે ડિરેક્ટરે ઇન્સ્પેક્ટરને યોગ્ય ઉત્તર આપ્યો હતો કે તમે મારા નામની દરેક અરજી મને મોકલવાને બધાયલા છો. તમને રુચે તેવા શેરા સાથે પણ તમારે તે મોકલવી જ જોઇએ. આ નિયમ પળાતો નથી ને ઘણા અધિકારીઓ હાથ નીચેના નોકરોની પોતાના ઉપરિ અધિકારી તરફ કરેલી અરજી દબાવી રાખે છે. પ્રસંગવશાત્ આ દુર્વ્યવસ્થાની નોંધ લીધી

**બંધારણમાં ખામી**—પુસ્તકપરીક્ષામંડળમાના સભ્યો કેળવણીના અનુભવી અને સાહિત્યના જ્ઞાતા હોવા જોઇએ. અમુક અધિકારીને તે સાહિત્યનો જ્ઞાતા હોય કે ન હોય તોપણ અધિકારની રૂએ જ સભ્ય નીમવો એ દેખીતું જ ઉપહાસને પાત્ર છે. જ્યાં જ્ઞાનની

જરૂર હોય ત્યા અધિકાર શુ કરી શકે? પરિણામ એવુ અનિષ્ટ આવે કે અધિકારીમા સાહિત્યનું કે ભાષાનુ પૂરતું જ્ઞાન ન હોય તો તે પોતાના તાબેના માણસનો અભિપ્રાય લે. અર્થાત્, સભ્ય તરીકે અધિકારીને બદલે તેના તાબાનો માણસ કામ કરે આ બાબત પર સરકારનું લક્ષ જતું નથી તે ખેચવુ એ આના સ્થાયી મડળનું કામ છે

**અયોગ્ય અતિવિલબ**—પુસ્તકો પર નિર્ણય આપતા બહુ કાળ ન લીતે માટે સરકારે ચારેક વર્ષ થયા નવી કમિટી નીમી છે ને તેણે ત્રણ મહીનામા ઓછામા ઓછુ એક વાર મળીને જલદી નિર્ણય કરવો એવો સરકારનો હુકમ છે કોઇ પણ પુસ્તક પર નિર્ણય આપવામા છ માસથી વધારે વખત ન જવો જોઇએ, ને કમિટિના વધુ મત પ્રમાણે નિર્ણય આપવો એવો પણ સરકારનો નિયમ છે છતા સખેદ કહેવુ પડે છે કે એ બધા નિયમોની કોઈ કોઇ વાર અવગણના થાય છે નિયમ મનુષ્યમાત્રને સરખો બધનકર્તા હોવો જોઇએ, પણ હાલ વસ્તુસ્થિતિ એવી છે કે નિયમ સાધારણ મનુષ્યના નિયામક છે, કેટલાક અધિકારીને નહિ અધિકારી તેના પર પણ પોતાના અધિકાર ચલાવી તેનું ઉલ્લઘન કરી શકે છે છ માસને બદલે વરસ થવા આવે છે કે થઇ જાય છે તોપણ પુસ્તકના નિકાલ થતો નથી

**ઉત્તેજન નામનું જ છે**—પાઠ્યપુસ્તક તરીકે મજૂર થયલા પુસ્તકોને પોતાની શાળામા ચલાવવાની શિક્ષકોને છૂટ છે, પરતુ હાલ વર્ષ થયા ડિરેક્ટર સાહેબે એવો નિયમ કર્યો છે કે અમુક વિભાગની બધી સરકારી હાઇ સ્કૂલોમા અમુક ધોરણોમા સરખા જ પુસ્તકો ચાલે આમ થવાથી કેળવણીને ને સાહિત્યને કેટલી બધી હાનિ પહોચે છે? હેડ માસ્તરોની સ્વતંત્રતા નષ્ટ થાય છે નબળી નિશાળને ચઢીઆતી નિશાળ સાથે ખેચાવવુ પડે છે કે ચઢીઆતી નિશાળને નબળી નીચી સ્થિતિમા ઉતરવુ પડે છે, કેમકે એક જ જાતના પુસ્તકો બધી નિશાળોને સરખા માફક આવી શકે જ નહિ. આ મડળના બધારણ ને કાર્યમા સુધારો સૂચવવો એ સ્થાયી મડળનું કામ હુ સમજુ છુ

**૩. યુનિવર્સિટિના અભ્યાસક્રમમાં માતૃભાષાને સ્થાન**—આપણી યુનિવર્સિટિએ માતૃભાષાને યોગ્ય સ્થાન આપ્યુ નથી માત્ર એમ એ ના ને બી એ. ની પાસ પરીક્ષા ના અભ્યાસક્રમમા જ ન છૂટકે સ્થાન આપ્યુ છે બીજી ભાષાની સાથે માતૃભાષાને દરેક પરીક્ષામા સ્થાન જોઇએ તેને માટે બીજી ભાષાનો અભ્યાસક્રમ ભલે ઓછો કરાય કે વિદ્યાર્થીના શિર પર બોજો ન પડે માતૃભાષાના સારા જ્ઞાન વગર તે પર પ્રેમવૃત્તિનો ઉદ્ભવ ને વિકાસ થવા વિના પદવીધરો પોતાના ઊંચા જ્ઞાનનુ સક્રમણ જનસમાજના પ્રાકૃત માણસોમા કરી શકતા નથી આથી જ્ઞાનનો પ્રચાર અટકે છે ને માતૃભાષાનો વિકાસ પણ હ્રાસ પામે છે.

માતૃભાષાને સ્થાન આપવામા વિરોધીઓ એવો વાધો લાવે છે કે દેશી ભાષામા યોગ્ય ને ક્રમિક સાહિત્ય નથી ઉપર દર્શાવ્યા પ્રમાણે એ વાધો છેક અસત્ય નથી પણ મનુષ્યને જરૂરીઆત પડે છે એટલે કાર્ય કરવાની શક્તિ ને ઉત્સાહ ઉત્પન્ન થાય છે એ સૂત્રનુ વિસ્મરણ થવુ યુક્ત નથી

આ વિષય પર યુનિવર્સિટિનું લક્ષ ખેચવુ એ સ્થાયી મડળનું કર્તવ્ય થશે પરિષદ પણ એ બાબતનો ઠરાવ કરી શકે

**માતૃભાષામાં કેળવણી**—વિદેશીય કેળવણી વિદેશી ભાષા દ્વારા આપવાની સૃષ્ટિક્રમથી વિરુદ્ધ પદ્ધતિ આપણા જ દેશમાં છે. મનુષ્યમાત્ર પોતાની માતૃભાષામા જ વિચાર કરે છે, પર ભાષામા કરતો નથી. આપણા દેશમા વિપરીત પદ્ધતિ ચાલે છે. તેથી નીચે દર્શાવેલા ગેરલાભ થાય છેઃ—

૧. જ્ઞાન સંગીન થતું નથી.

૨. સ્મરણશક્તિ પર નિરર્થક ભાર પડે છે.

મારી હાઇ સ્કૂલની નોકરી દરમ્યાન પાચમા ધોરણમા એડિથ થૉમ્સનકૃત ઇગ્લંડનો ઇતિહાસ એ પાઠ્યપુસ્તક હતું. ધોરણ માટે એની ભાષા અઘરી પડે એમ છે. શિક્ષણ તેમજ પરીક્ષા અંગ્રેજી ભાષામા હોવાથી મને યાદ છે કે એક શિક્ષક વિદ્યાર્થીઓ પાસે જુદા જુદા પરિચ્છેદો મોએ જ કરાવતો અને પરિચ્છેદનું મથાળું બોલી તેમની પાસે બધો પરિચ્છેદ મોએ બોલાવતો. વળી Feudal System વિષે શિષ્યો ગોખેલું લખી કાઢે ને Feudal System એટલે શું એમ પૂછીએ તો એ જમીનને લગતો ધારો હતો એટલુ પણ જાણે નહિ એ કેવું ઉપહસનીય છે! આ પ્રમાણે વિદેશીય ભાષામા શિખવવાથી માત્ર સ્મરણશક્તિ પર જ નકામો બોજો પડે છે.

૩. સંસ્કૃત ભાષાનું જ્ઞાન માતૃભાષા દ્વારા સહેલાઇથી આપી શકાય છે. ઘણા શબ્દો બંને ભાષામા સામાન્ય હોય છે. ગુજરાતી ભાષાનુ વ્યાકરણ શિખવાતું નથી એ શોચનીય છે એ જો વિદ્યાર્થી બરાબર શીખ્યો હોય તો સધિ, સમાસ, ને તદ્ધિત ને કૃત્પ્રત્યયોનું જ્ઞાન તેને સંસ્કૃત ભાષાનું વ્યાકરણ શીખવામા ઘણું ઉપકારક થાય

એક એવો પૂર્વપક્ષ ઉઠાવવામા આવે છે કે વિષયોનુ જ્ઞાન માતૃભાષા દ્વારા આપવાથી વિદ્યાર્થીનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું નબળુ થશે. પરંતુ એ પૂર્વપક્ષ ખોટો છે. માતૃભાષા દ્વારા અગાઉ કહ્યુ તેમ વિષયોનુ જ્ઞાન સુગમ ને સગીન થશે, સ્મરણશક્તિ પર નકામો બોજો અટકશે, અને થોડા વખતમા વધારે સારૂ જ્ઞાન મળશે આમ કરવાથી જે સમય બચશે તેનો ઉપયોગ અંગ્રેજી ભાષાનું સંગીન જ્ઞાન આપવામા કરી શકાશે. આથી અંગ્રેજી ભાષાના અભ્યાસને ગેરલાભ થવાને બદલે ઘણો લાભ થશે.

લોકોની માગણી ઉપરથી સરકારનું લક્ષ એ તરફ ગયું છે. સંસ્કૃત ને ઇતિહાસ જેવા વિષયો માતૃભાષા દ્વારા શિખવવા મંડાયા છે. 'સ્કૂલ-લીવિંગ પરીક્ષા'મા એ વિષયોની પરીક્ષા માતૃભાષામા પણ લેવી એવી સરકારની ઇચ્છા છે, પણ યુનિવર્સિટિને ખરચ વધારે પડવાથી તે એ યોજના અમલમા મૂકતી નથી.

હમણા આપણી યુનિવર્સિટિ કોઇ પણ પ્રકારના સુધારા કરવા તરફ દુર્લક્ષ રહે છે. લાંબા સમયના પડેલા ચીલામા જ પોતાનો માર્ગ લે છે, ચીલાથી સહેજ પણ બહાર નીકળવાની પ્રજ્ઞા તેને હજી નથી

**પ્રાથમિક શિક્ષકોની ટ્રેનિંગ સંસ્થાની દુર્દશા**—સરકારે એક તરફ કેળવણી ફરજીઆત કરી છે અને તેમ કરી જનમંડળ ઉપર મોટો ઉપકાર કર્યો છે ત્યારે બીજી તરફ તેણે ટ્રેનિંગ સસ્થામા ઘટાડો કરી કેળવાયલા શિક્ષકની સંખ્યામા ઘટાડો કરી પ્રાથમિક કેળવણીની દુર્દશા કરી છે. સરકાર એમ માનતી જણાય છે કે ટ્રેનિંગ સસ્થાના ત્રણ વર્ષના અભ્યાસક્રમમા માત્ર પહેલા વર્ષની કેળવણી જ બસ છે. અત્યાર સુધી પહેલા વર્ગમા પાસ

થયલા શિષ્યો કૉલેજ છોડી જતા રહ્યા હોય તો તે ટ્રેન્ડ ગણાતા જ નહિ. બીજું ને ત્રીજું વર્ષ પસાર કર્યું હોય તે જ ટ્રેન્ડ ગણાતા; અને એ જ વાસ્તવિક હતું; કારણ કે પહેલા વર્ષના અભ્યાસક્રમમા વિદ્યાર્થીઓને બહુધા જે શીખી ગયા હોય તેનું પુનરાવર્તન જ કરવાનું હોય છે. અગાઉ તો સંસ્કૃત ને અક્ષરગણિત એ બે વિષયો નવા હતા; હવે તો તે પણ કાઢી નાંખ્યા છે. આવી અપૂર્ણ કેળવણી મેળવેલાને ટ્રેન્ડ કહી પ્રાથમિક શાળાનું શિક્ષણ તેમને સોંપવું એ દેખીતું જ અનેક રીતે શિષ્યને તેમજ શિક્ષકને બંનેને હાનિકારક છે. પ્રાથમિક શાળાના નીચલા ધોરણો શિખવવા સરકારને સારા કેળવાયલા શિક્ષકોની જરૂર ન હોય તો અંગ્રેજી નિશાળોમા નીચેના ધોરણો શિખવવા મોટા પગાર આપી પદવીધરોને રાખવાનું શું કામ છે ?

બીજા ને ત્રીજા વર્ષની કેળવણી આપી તેમને પગાર આપવો સરકારને ભારે પડે છે, તો મોટા અધિકારીઓને મોટા પગાર આપવા કેમ ભારે પડતા નથી ? મોંઘવારીનો ભાર થોડા પગારવાળાને કે મોટા પગારવાળાને ચ્યસહ્ય છે ? સરકારે પગાર વધારવામા નીચેના નોકરોના પગાર વધારવાની શરૂઆત કરી ઉપલા અધિકારી સુધી જવાને બદલે વિપરીત માર્ગ લીધો છે; અને એવી મોટી ભૂલ કરી હવે પૈસાની ભીડ પડવાથી પ્રાથમિક કેળવણીનું મોટું અકલ્યાણ કર્યું છે.

સંસ્કૃત, ફારસી, એ બીજી ભાષાને ને અક્ષરગણિતને અભ્યાસક્રમમાથી કમી કરતી વખત સરકારે વિચાર કર્યો નહિ કે પચાસ વર્ષ થયા—જ્યારથી એ સંસ્થા સ્થપાઇ ત્યારથી—એ વિષયો શિખવાય છે, તો તેને કાઢી નાખતા પહેલા પોતાના અધિકારી સિવાય અન્ય અનુભવી પુરુષોના અભિપ્રાય લેવો જોઇએ. પરંતુ તે લીધો નહિ ને પ્રાથમિક શિક્ષકોની પોતાની તેમજ જનમંડળની ફરિયાદ પર લક્ષ આપ્યું નહિ ને હવે પાચેક વર્ષને અન્તે ઠરાવ બહાર પાડી સરકારને પોતાની ભૂલ કબુલ કરવી પડી છે કે ત્રીજું વર્ષ અગાઉ કરતાં નબળું થયુ છે, તેના કારણોમા સંસ્કૃત ને અક્ષરગણિતના વિષયો કમી કરવામા આવ્યા છે એ પણ છે।

સ્થાયી મંડળ આવી સરકારની ભૂલો તરફ તેનું લક્ષ ખેંચી શકે અને એ મંડળ મેં દર્શાવેલે માર્ગે કામ કરશે તો એનું લખાણ પ્રમાણભૂત ગણાશે ને સરકારને ને યુનિવર્સિટિને તે માન્ય કરવુ પડશે એમ હું ધારું છું.

**સ્કૂલ-લીવિંગ પરીક્ષા**—આ પરીક્ષાના બે વિભાગ છે; ૧. મૅટ્રિક્યુલેશન અને ૨ સ્કૂલ ફાઇનલ એમાની પહેલી પરીક્ષા એ યુનિવર્સિટિ-કેળવણીનું પ્રવેશદ્વાર છે ને બીજી સરકારી નોકરીનું. પહેલી પરીક્ષામા દેશી ભાષા ને વિજ્ઞાન જેવા અગત્યના વિષયોની પરીક્ષા લેવાનું કામ યુનિવર્સિટિએ છોડી દીધું છે. તેને બદલે તે હેડ-માસ્તરોના ઉમેદવારને આપેલા પ્રમાણપત્રથી જ સંતુષ્ટ થાય છે; આ પદ્ધતિ ઘણીજ વાંધાભરેલી છે, તેના કારણો નીચે દર્શાવ્યા છે—

૧. આ અગત્યના વિષયો બરાબર શિખવાતા નથી

૨. મૅટ્રિક્યુલેશનમા જેટલા ઉમેદવારો હોય છે તેમાના તૃતીયાંશ કે ચતુર્થાંશ પરીક્ષામાથી ઉત્તીર્ણ થાય છે, પરંતુ નાસીપાસ થયલા બધા ઉમેદવારોએ વિજ્ઞાન ને માતૃભાષા

તથા ભૂગોળના વિષયમાં પ્રમાણપત્ર મેળવેલાં હોય છે. આનો અર્થ દેખીતો એ જ છે કે હેડ-માસ્તરો એ વિષયનાં પ્રમાણપત્ર આપવામાં ઘણા ઉદાર છે.

૩. માતૃભાષાની કેળવણી ને સાહિત્યની પ્રગતિ અને પ્રસાર માટે જનમંડળ ચારે તરફથી પોકાર કરી રહ્યું છે તેવે પ્રસંગે એ ઉપયોગી વિષયના શિક્ષણ પર યુનિવર્સિટિએ દુર્લક્ષ રહેવું યુક્ત નથી.

૪. વિજ્ઞાનનો વિષય સરકારે છેક નીચલાં ધોરણોમાં પણ દાખલ કર્યો છે. શાળાઓની પ્રયોગશાળામાં સંપૂર્ણ ને નવા પ્રકારનાં સાહિત્યો છે કે નહિ તેને માટે સરકાર પોતાના એ ખાતાના ઇન્સ્પેકટર મારફત તપાસ રાખે છે. આવી સ્થિતિમાં છેક ઉપલા ધોરણમાં એ વિષયના શિક્ષણ તરફ યુનિવર્સિટિ આટલી બધી બેદરકાર રહે છે એ તે પોતાના કર્તવ્યમાંથી ભ્રષ્ટ થાય છે.

૫. અમુક વિષયોમાં પ્રમાણપત્રથી ચલાવી લેવું અને અમુક વિષયોની પરીક્ષા લેવી, એથી એટલું જ સિદ્ધ થાય છે કે જે વિષયોમાં તે પ્રમાણપત્ર સ્વીકારે છે તે વિષયોને તે બીજા વિષયોથી હલકા ગણે છે.

આ વાંધાભરેલી પદ્ધતિ કાઢી નાંખી એ વિષયોમાં પરીક્ષા શરૂ કરે કે શિક્ષણમાં સુધારો થાય, એ બાબત યુનિવર્સિટિના લક્ષમાં લાવવી એ આ સ્થાયી મંડળનું કર્તવ્ય છે. પરિષદ્ પણ આ વિષયનો ઠરાવ કરી શકે.

શાળાઓના અભ્યાસક્રમમાં પણ સુધારાનો પુષ્કળ અવકાશ છે. દરેક શિષ્યે કોઇ પણ પ્રકારની શારીરિક કસરત લેવી જ જોઇએ. તે માટે એ વિષયને અભ્યાસક્રમમાં સ્થાન જોઇએ. તેમજ ગાયન જેવા વિષયને અભ્યાસક્રમમાં સ્થાન નથી તે અપાવવું, અને પરીક્ષાના પ્રશ્નપત્રને અનુસરીને શાળામાં શિક્ષણ ઘડાય વ્યુત્પત્તિ અને વ્યાકરણ જેવા અગત્યના વિષયોના પ્રશ્નો પુછાતા બંધ થયાને લીધે એ વિષયના શિક્ષણનો પણ શાળાએ બહિષ્કાર કર્યો છે તે વાત સરકારના કે યુનિવર્સિટિના લક્ષમાં પણ કદાચ નહિ હોય, તે લક્ષમાં લાવવી, એ આ સ્થાયી મંડળનું કર્તવ્ય થશે.

વળી કેળવણી એકદેશી છે, તેને વિવિધ દિશામાં ફેરવવાની જરૂર છે. ઔદ્યોગિક ને વૈજ્ઞાનિક કેળવણીની હાલ દેશમાં આવશ્યકતા છે—આ અને બીજા અનેક કેળવણીને ને સાહિત્યને લગતા કૂટ પ્રશ્નોનું નિરાકરણ કરવા સ્થાયી મંડળની જરૂર છે.

ઉપસંહાર—ગૃહસ્થો, આપણા સાહિત્યની પૂર્વ દશાનું અને આધુનિક દશાનું તેમજ તેમાં શી શી અપેક્ષા છે તેનું અને માત્ર સંભાષણો ને વાદ કરવાને બદલે, કે નિબંધોના વાચનથી તૃપ્ત થવાને બદલે રચનાત્મક કાર્ય કેવી રીતે થઇ શકે તેનું પણ યથામતિ તમને સૂચન કર્યું. કાર્ય કરવું, પછી તે સુધરશે. દુનિયામાં માનવકૃત્યમાં સંપૂર્ણતા ક્યાંથી હોય? રસ્કિને ખરૂં કહ્યું છે કે મનુષ્ય યન્ત્ર જેવી સંપૂર્ણતાથી કામ કરી શકે જ નહિ. તેના હાથનાં આગળાં યન્ત્રના જેવું અને પગ દાંતાવાળા ચક્ર જેવું ચોક્કસ કામ કરી શક્તાં હોય તો પછી મનુષ્યત્વ નહિ, દેવત્વ છે. શારીરિક કાર્યમાં જે નિયમ પ્રવર્તે છે તે માનસિક કાર્યમાં પણ પ્રવર્તે છે.

અન્તે, તરુણ સાહિત્યરસિકોને બે બોલ કહેવા અવશિષ્ટ રહે છે. બંધુઓ, ગુજરાતી સાહિત્યનું ભવિષ્ય તમારા જ હાથમાં છે. તમે એ સાહિત્યનો પ્રાણ છો, તમે જ એનો આત્મા છો તમારા પ્રયત્ન પર જ એના શ્રેયનો ને ભાવી કલ્યાણનો બધો આધાર છે. તમારી પૂર્વના લેખકોએ જે જ્ઞાનપ્રદીપ પ્રગટાવ્યો છે તેની જ્યોતને ઝગઝગતી કરો, તેનો પ્રકાશ ચારે તરફ ફેલાવો, અને સાહિત્યક્ષેત્રનો સર્વ પ્રદેશ એવો તો પ્રકાશમય બનાવો કે અન્ય સાહિત્યક્ષેત્રમાં વિચરનારને તે આદર્શભૂત થાય.



## ૫. સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સાહિત્ય વિભાગના અધ્યક્ષ

# શ્રીયુત અરદેશર ફરામજી ખબરદારનું ભાષણ.

( ભાવનગર, તા. ૧૮ એપ્રિલ ઇ. સ. ૧૯૨૪. )

સાહિત્યવિલાસી બહેનો અને બંધુઓ,

તમારી આજ્ઞાને અહિં મારે માથે ચડાવવામાં અને મારી પુણ્યભૂમિ ગુજરાતે મારી પાસે માગેલી સેવા બજાવવામાં જ હું મારી ફરજ અને મારૂં અહોભાગ્ય સમજું છું. આપણા વીર કવિ નર્મદે સાચા સ્વદેશાભિમાનથી એક મહાપ્રશ્ન પોતાના ગુજરાતી ભાઇઓને પૂછ્યો હતો કે "કોની કોની છે ગુજરાત ?" અને એ પ્રશ્નનો તેણે જ સ્પષ્ટ સત્યતાથી અને ખરી ઉદારતાથી યોગ્ય જ ઉત્તર આપ્યો હતો, કે—

"પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વદ્યા,
કોઇ રીતની તો પણ ..............
વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટા કર્યાં,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું તે ભાઇ ઠર્યા;
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત."

સુજ્ઞ જનો ! કેવો અંતરનો ઉમળકો ઉભરાઇ જાય અને મુખ આનંદે ભરાઇ જાય તેવો સ્નેહપૂર્ણ શબ્દ એ "ભાઇ" છે ! એ શબ્દને તમે આજે સાર્થક કર્યો છે, અને અહિં આજે તમારા એ ભાઈ જેવો તમારી પાસે રહી તમારા સ્નેહના મધુર અનુભવ હું લઉં છું ત્યારે મારૂં જીવન હું ધન્ય જ ગણું છું. એથી જ તમને સર્વને પ્રથમ "બહેનો અને બંધુઓ" જેવા શબ્દોથી મેં સંબોધન કર્યું, તે માત્ર શિષ્ટાચાર લેખે નહીં, પણ એ શબ્દોમા રહેલી અને આજે પ્રત્યક્ષ કીધેલી એવી ખરી સ્નેહભાવનાને લીધે જ છે. તમારા એ 'ભાઇ' ને તમે જે સ્નેહ અને માનનું સ્થાન આપ્યું છે, તે માટે હું તમારો આભાર માનું છું, અને આશા રાખું છું કે જે ઉદાર વૃત્તિથી અને પ્રેમભાવથી તમે મને તમારી સેવા કરવાનો આ ધન્ય પ્રસંગ આપ્યો છે, તેમા તે જ વૃત્તિથી તમે સર્વ બહેનો અને બંધુઓ મને નિભાવી લેશો.

**સાહિત્યનો પ્રશ્ન.** જે ગુર્જર સાહિત્યની ઉન્નતિના વિચાર અર્થે આપણે અહિ ભેગાં મળ્યાં છીએ, એ સાહિત્ય એટલે શું, અને ખરૂં સાહિત્ય કોને કહેવું, એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે. આપણા જીવનનો મનોવ્યાપાર પોતે જ પ્રશ્નોની હારમાળા રૂપ છે, તે તો આપણા જન્મથી ઐહિક જીવનના અંત સુધી આપણી નજર આગળ જે નવનવા અનુભવ અને નવનવી સૃષ્ટિ દેખા દે છે તે જ બતાવી આપે છે. સાહિત્યમાં રસ રાખનારને કે સાહિત્યમય જીવન ગાળનારને એ સાહિત્યની સાચી પિછાન કરવાની જરૂર પડે છે, અને તેથી "સાહિત્ય એટલે શું" એ પ્રશ્નનો ઉહાપોહ આજ સુધી હજારો વિદ્વાનોએ કીધેલો હોવાથી તેની નવીનતામા કે યોગ્યતામાં લેશ પણ ઘટાડો થતો નથી.

દુનિયામાં કેટલાક મહા પ્રશ્નોના ઉત્તર એ દુનિયાને ફરી પૂછવા ન પડે તેવા ગળાતા જ નથી. જનતા પૃથ્વીના પારણામાં હિંચકા ખાતી હતી ત્યારથી એ પ્રશ્નો પૂછતી આવી છે, હજીયે પુછે છે, અને અનંત કાળ સુધી પૂછ્યા જ કરશે. પ્રભુ શું છે, ક્યાં છે, કોણ છે, કેવો છે, કદી તેની સંપૂર્ણ બુદ્ધિપૂર્વક પ્રતીતિ થઇ શકશે કે કેમ, વગેરે અનેક પ્રશ્નો જેમ હજી પૂછાયા જ કરે છે, તેમ માનવજાતિએ પોતાની બુદ્ધિનું મંદિર રચ્યા પછી એ મંદિરના અધિષ્ઠાતા દેવનું સ્વરૂપ કલ્પવા અને નિર્ધારવા આજ સુધી પ્રશ્નો પૂછ્યા જ કીધા છે. હજારો લેખ લખાયા છે, લાખો ચર્ચા થઇ છે, વિચારકો અને રસવેત્તાઓએ ક્રોડો ચિંતન કીધાં છે, પણ સાહિત્ય એટલે શું, તેની સંપૂર્ણ અને સર્વમાન્ય વ્યાખ્યા હજી કોઇ આપી શક્યું નથી.

આવી સ્થિતિમા સાહિત્યની વ્યાખ્યા આપવાનો મારે અલ્પમતિએ પ્રયત્ન કરવો એમા બાલિશતા છે, એમ જો કોઇ મને કહે તો તે હું માન્ય રાખું છું. પણ જે સાહિત્યની સેવા જીવનભર કરવાનું મને માન છે, તે સાહિત્યને હું કેવા સ્વરૂપમા જોઉં છું તે દર્શાવવાની મારી પ્રથમ ફરજ છે. ભૂતકાળમાં નાખી શકાય તેટલી દ્રષ્ટિ આપણે નાખીએ છીએ, વર્તમાનનું નાટક તો આપણે પ્રત્યેક પળે જોતા જોતા જ જીવનમા ધપીએ છીએ, અને એ ભૂત તથા વર્તમાનને સાંકળીને આપણે ભવિષ્યના ઊંડા આકાશમાં તારાઓની પાર પણ આપણી કલ્પનાના પતંગોને ઉડાવીએ છીએ. જમાના જમાનાના સાહિત્યરસિયાઓ કાળનાં સદોદિત આગળ પડતા પગલાંમા નવા રંગો જોતા જ રહે છે, અને તેના નવા રહસ્યો ખોળતા ખોળતા દુનિયાના સમગ્ર સાહિત્યાનુભવના રત્નપુંજમા કદી કદી એકાદ નવું રત્ન પણ ઉમેરતા રહે છે. બધા સાહિત્ય–સેવકો કુદરતની અને માનવહૃદય તથા માનવબુદ્ધિની ખાણમા કામ કરનારા છે, અને એ ખાણમાથી પથ્થરો તથા માટીના ઢગલા ફેરડતાં કે તોડતાં અથાગ શ્રમે પણ એકાદ રત્ન મેળવવાની તેઓ અભિલાષા રાખે છે. એ રત્ન કદી એકનિષ્ઠાથી એ ખાણ ખોદનારને મળે છે, કે કદી એના પથ્થરો અને માટીના ઢગલા વહેનારને પણ તેમાંથી જડી આવે છે. એ રત્નપ્રાપ્તિ સકામવૃત્તિથી હો કે નિષ્કામવૃત્તિથી હો; આપણે તો માત્ર ખાણમાં જ કામ કરવાનું છે.

**સાહિત્યનો આરંભ.** માનજીવન શરૂ થયું ત્યાંથી જ માનવસાહિત્યનો આછામાં આછો પણ આરંભ થયો હોવો જોઇએ, એવી કલ્પના જો આપણે કરીએ તો તેમાં આપણે માનવહૃદયનો એક સામાન્ય ભાવ જ દર્શાવીએ છીએ. વાણીનુ સ્વરૂપ બંધાયા પછી તેમા બુદ્ધિ અને કલ્પનાના તારો વણાતા જેને આજ આપણે વાઙ્મય કહીએ છીએ તેનુ આછામા આછું આદ્ય સ્વરૂપ પ્રથમ હસ્તીમા આવ્યું હશે. જીવનના ઉત્ક્રમમાં માનવી જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ તેના ભાવમાં, વિચારમાં, બુદ્ધિમાં, કલ્પનામાં, એમ તેના તમામ મનોવ્યાપારમા વિકાસ થતો જ ગયો, એટલે રોજના વહેવારની સાદી બોલી ઉપરાંત એ વિકાસને લગતાં હૃદય અને કલ્પનાના તત્ત્વોને કોઇ ખાસ અને યથોચિત વાણી-સ્વરૂપમા મૂકવાની તેને અગત્ય જણાઇ. એ અગત્યતામાં જ તેના નિર્વાહની કુંચી હતી, એટલે એનાં મનોદ્વાર ખોલ્યા, અને એ ખોલવામાં જ વાઙ્મય ઉત્પન્ન થયું. વિચારો અને ભાવોના ઉદ્ગારોને મૂર્ત સ્વરૂપ આપવા

લેખનકળાનો જન્મ ઘણો મોડેથી થયો માનવઇતિહાસમાં નોંધાયલો છે, પણ તે પહેલા પણ વાઙ્મય તો હસ્તીમાં હતું, અને તે જેને આપણે આજે પણ કંઠસ્થ સાહિત્યને નામે ઓળખીએ છીએ તેને મળતા કોઇક સ્વરૂપમાં માનવજાતિએ વંશપરંપરા જાળવી રાખ્યુ હતુ. એ કંઠસ્થ સાહિત્ય ના હોત તો માનવજાતિ અન્ય પ્રાણીઓથી કશી વિશેષતા પામત નહીં, કારણ કે તેના ભાવ અને કલ્પનાના અમૃત ઝીની રાખવાનું સાધન ના મળતા તેની જીવનભૂમિ રેતીના રણ જેવી સૂકી જ રહેત, અને માનવજીવનની જે લીલા આજે આપણે અનુભવીએ છીએ તે લીલાનો ઉદ્‌ભવ જ ના થતા માનવજીવન પશુજીવનથી કોઈ પણ રીતે ખરી વિશિષ્ટતા મેળવત નહીં.

પશુજાતિની જેમ માનવજાતિને પણ પોતાના સામાન્ય જીવનનિર્વાહને માટે, એટલે શરીરની રક્ષા કરી આયુષ્યની દોરી પૂરી કરવાને માટે, વાઙ્મય કે સાહિત્યની જરૂર નથી, એ તો આપણે આજની પણ જંગલીમા જંગલી માનવજાતિના ટોળાઓના મોટે ભાગેના વહેવાર પરથી જોઇ શકીએ છીએ હુ ' મોટે ભાગે ' ખાસ કહુ છુ, કારણ કે એ જંગલી ઓની જાતિમા પણ બહુ ઓછામા ઓછા સ્વરૂપમા વાઙ્મયના દર્શન તો થાય છે જ, તે તેમના નાચ, તેમના એકાદ લયની પૂર્તિનો આભાસ આપતા આનંદગીતો, તેમની પ્રાણીપૂજા કે પદાર્થપૂજા, તેમના વહેમો, તેમની માન્યતાઓ, એવી એવી વસ્તુઓ બતાવી આપે છે. એ જાતિઓમા પણ બહુધા કંઠસ્થ સાહિત્ય તેના સાદામા સાદા સ્વરૂપમા હસ્તી ધરાવે છે પશુ અને માણસની વચ્ચેનો ફેર એ પશુબુદ્ધિ અને કલ્પનાશક્તિના ફેરનો ઇતિહાસ છે, અને એ કલ્પનાશક્તિથી જ તુલના કરતો માનવી આજે પ્રભુના અમૃત ઝીલવાનો અધિકારી બન્યો છે

માનવજીવનનો એ વાઙમય એટલે સાહિત્ય સાથેનો સંબંધ માનવજાતિના બીજમાં જ રહેલો છે, એવુ ધૃષ્ટ અનુમાન કરીએ તો તેમા કાંઇ ખોટુ નથી એ સંબંધ કાંઇ બહારથી આવીને થયેલો નથી, કે નથી એ સંબંધ દેહ અને તેના વસ્ત્રઢાંકણ જેવો. એ તો એની કીકીનું તેજ છે, એના હૈયાનુ રુધિર છે, એના ફેફસાના શ્વાસોચ્છ્‌વાસ છે, એના મનની પ્રતિકૃતિ છે, એના આત્માનો અકથ્ય આનંદ છે.

**વાણી અને સાહિત્યની સાન્ધ્યભૂમિ**

માનવજીવન સાથે સંકળાયલુ એવુ એ વાઙ્મય કે સાહિત્ય તે શુ હશે ? એ એવો તે કેવોક પારસમણિ હશે કે જે પોતાના સ્પર્શથી વાણીના લોહને સાહિત્યના કંચનમા ફેરવી નાખે છે ? એ પારસમણિ લોહચુંબક જેવો માત્ર એક જ ગુણ કે તત્ત્વ પ્રદર્શિત કરે છે, કે કિરણોની સાતરંગી કળા જેવો વાણીના અનેક તત્ત્વોને એકીસાથે સ્પર્શ કરી તેમા અવનવા ચમત્કારના દર્શન કરાવે છે ? આવી પ્રશ્નમાળાના અનેક દાણા આપણે ફેરવતા જઇએ, તોપણ એ સાહિત્યના આત્માનું સ્પષ્ટ દર્શન આપણે કરી શકીએ તેમ નથી. માત્ર પરિણામે જ આપણે એટલુ કહી શકીએ કે સાધ્યભૂમિની દષ્ટિમર્યાદા આગળ આ આપણી ગમ આવતો દેખાતો સીધો વિસ્તાર તે આપણી પૃથ્વીનો પાટ છે, અને ઉપર ગોળાકારે સુંદર રંગોથી રંગાયલુ આપણી પૃથ્વીથી પર રહેલુ ભવ્ય દશ્ય તે ઉંડુ અગાધ આકાશ છે વાણીપ્રદેશ અને સાહિત્યપ્રદેશની એવી સ્પષ્ટ સીમાદોરી આપણે જોઈ શકીએ, છતા એ દોરીની પાસે તેને ઝાલવા જઇએ તો તે ત્યાથી અદશ્ય થઇ પાછી દૂરને દૂર જ

જાય ઊભી રહે, એવો એનો માયારૂપ ચમત્કાર છે. લોટ એટલે દળાયલા દાણાનો બારીક ભૂકો, એવી સ્થૂળ વસ્તુની વ્યાખ્યા આપણે આપી શકીએ; ઘંટી ચાલતી જાય, ઘંટીમા દાણા નખાતા જાય, એ દાણા દળાતા જાય, બીજી બાજુએથી ચોતરફ એનો લોટ થઈ પડતો જાય, એ બધી ક્રિયા આપણે જોઇ શકીએ અને વર્ણવી પણ શકીએ. પણ એ દાણા ભૂમિમા બીજ રૂપે વવાય, તેમા ખાતરપાણી અપાય, અને એ દાણામાથી છોડ થઈ તેમા પાછા દાણા ઊગે, એ ક્રિયા સ્થૂળ નથી પણ સૂક્ષ્મ છે, અને બીજતત્વમાનું ફળદર્શન છે. એ ફળદર્શનનો અમુક હદ સુધી આપણે વિચાર કરી શકીએ, પણ એ પેલા દાણાના લોટની ક્રિયાથી જૂદી જ જાતની સૂક્ષ્મ ક્રિયા હોવાથી તેની કેવળ સ્પષ્ટ વ્યાખ્યા દોરી શકાતી મુશ્કેલ છે. એનો એ દેહ છતા આત્માના તેજ સંકેલાઇ જતા તેની બધી ક્રિયા બધ પડે છે, તેથી જ દેહથી પર એના આત્માનું આપણને અનુમાન અને ભાન થાય છે, તે જ પ્રમાણે એની એ જ વાણી હોવા છતા તેને સાહિત્ય તરીકે લેખવવા માટે એવા કોઇ સૂક્ષ્મ તત્ત્વની આવશ્યકતા રહે છે. સાહિત્યની રગભૂમિનું આકાશ વાણીની પૃથ્વી સાથે સકળાયલુ લાગતા છતા વાણીથી તે પર છે, અને તેથી જ એ રગભૂમિની પાસે હોવા છતાં અને તેના રંગોને પોતાની પીંછીમા ઉતારવાની શક્યતા છતા માત્ર પૃથ્વીની જ ધૂળમા નજર રાખનાર માણસથી એ સાધ્યભૂમિની સીમાદોરી ઓળંગીને ઉપરની આકાશની ભવ્ય રંગભૂમિમા પ્રવેશ કરી શકાતો નથી. એના એ જ સાધનો છતા કલ્પનાની આખ જ્યા સુધી ઊચે જોઇ શકતી નથી ત્યા સુધી વાણીનું સ્વરૂપ સાહિત્યના સ્વરૂપમા બદલાતું નથી. "એ તો તત્ત્વે તત્ત્વ શ્વસાય ત્યારે લોહનુ પારસ થાય." એ પ્રમાણે વાણીના તત્ત્વને કલ્પનાનું તત્ત્વ સ્પર્શ કરે ત્યારે જ વાણીમાથી સાહિત્ય ઉત્પન્ન થાય છે.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે જે કાંઇ બોલાય કે લખાય તે સાહિત્યની ગરિમા આવી શકે નહીં. માનવજાતિને કુદરતમાથી જે જે સત્યના કે સૌંદર્યના દર્શન થતા ગયા, તે તે સર્વને તે પોતાની કલ્પનાના રસમા બોળીને ઘાટ આપતી ગઇ, અને એ ખાસ ઘાટને વાણીમા ઉતારતી ગઇ એ વાણીમા તેથી જે ચેતન આવ્યુ તેમાથી જ તેનો ચમત્કાર ઊભો થયો, એટલે એવી જીવત વાણીનો પ્રાદુર્ભાવ થયો. એનું જ નામ તે સાહિત્ય કે વાઙ્મય

**સાહિત્યનું મુખ્ય તત્ત્વ-કલ્પના**

સાહિત્યનું બીજ માનવજાતિની કલ્પનામા જ એવી રીતે જોયા પછી આપણે એ બીજનો વિકાસ કેમ થાય છે તે જોઇએ, તો સાહિત્ય શાને કહેવુ તેની કસોટી આપણે કોઇક અંશે પામી શકીએ, અને એ સાહિત્યની વ્યાખ્યા સાહિત્યના નજીકમા નજીક સ્વરૂપને ઓળખાવી શકે તેવી બાધી શકીએ. માનવજાતિના આજ સુધીના વિકાસક્રમમા અનુભવ અને કલ્પનાશક્તિ એ બે સાધનોએ મુખ્ય ભાગ ભજવ્યો છે. માનવજીવનમા જેમ જેમ ખરા ખોટાનો અનુભવ થતો ગયો તેમ તેમ માનવજાતિ સત્ અને અસત્‌ને કલ્પનાના ત્રાજવામા તોલતી ગઇ, અને એ અનુભવના પ્રમાણમા સત્ અને અસતના તત્ત્વોની કદિક પુરી તો કદિક અધૂરી પિછાન કરતી ગઇ એણે અનુભવથી જેમ સત્યના તત્ત્વની પિછાન કીધી તેમ કલ્પનાથી એ સત્યનું સૌંદર્ય પણ જોયુ, અને કુદરતમા ઠેરઠેર ડોકીયા કરતા સૌંદર્યનુ સત્ય પણ નિહાળ્યુ. માનવજાતિએ આજ સુધીમા વાણીના ચમત્કારયુક્ત જીવત સ્વરૂપમા જે સાહિત્ય સઘરી

રાખ્યું છે તે કાંતો સત્યના કે કાંતો સૌંદર્યના કોઇ પણ તત્ત્વને જ લગતું છે. દુનિયામાં આજ સુધી લખાયલા ને સંઘરાયલાં તમામ શાસ્ત્રો એ બે વર્ગમાં જ સમાવી શકાશે. પણ સત્યના કે સૌંદર્યના તત્ત્વનું ગમે તેવું લેખન કે કથન એ સાહિત્યમા ગણી શકાય નહીં. એમ કરવા જઇએ તો "આઠે દોઢે બાર" એ પણ સત્યનું તત્ત્વ છે, છતાં એ તત્ત્વ માત્ર કહી કે લખી નાખ્યાથી તેનું સાહિત્ય ઉત્પન્ન થતું નથી. ગણિતશાસ્ત્રના આંકડાઓની અમુક સ્થિતિ તે સાહિત્યદર્શનમાં નથી, પણ એ આકડાઓમાં રહેલા ચમત્કારનું કોઇ કલ્પનાપૂર્વક દર્શન કરાવે તેવો લેખ લખાય કે તેવું કથન કરાય તો તે સાહિત્ય તરિકે ગણી શકાય. એ જ પ્રમાણે સૌંદર્યનું કોઇ તત્ત્વ સાહિત્યમય બનાવવા માટે તેનાં દર્શન કરાવવા કલ્પનાની જ સહાય પાછી લેવી પડે છે. ગિરનાર પર્વતનું સૌંદર્ય તેની લંબાઈ પહોળાઇના માપ કાઢી બતાવવામા કે તે કેટલા મણ માટી પથરાનો બનેલો છે તે દર્શાવવામા નથી, પણ કોઇ પ્રચંડ જોદ્ધો આકાશે પોતાનું શિર અડાડીને ઉભો હોય અને તેના જોનારના મનમા વીરતા, વિશાલતા, ભવ્યતા, અડગતા, પ્રતાપ, આદિ અનેક ગુણોનો આવિર્ભાવ ઉત્પન્ન કરે એવી મૂર્તિ કલ્પનાના ચમત્કારથી વાણીમા ઉભી કરાય, ત્યારે જ તે વાણી પાછી સાહિત્ય નામને યોગ્ય થાય. આ પરથી આપણે જોઇએ છીએ કે એ સત્ય અગર એ સૌંદર્યના તત્ત્વને કલ્પનાનો સ્પર્શ થાય, ત્યારે જ તેને લગતો લેખ કે તેને લગતું કથન સાહિત્ય તરીકે ગણાવાની યોગ્યતા ધારણ કરી શકે.

**સાહિત્યમાં ઔચિત્યનું પ્રાધાન્ય**

પણ હજી એવા લેખ કે કથનને સાહિત્યનું સંપૂર્ણ નામ આપતા કાંઇક ઘટ પડતી હોય તેવુ લાગે છે. સાહિત્યનું સંપૂર્ણ નામ કોઇ પણ લેખ કે કથનને તેમાં ઉપલા ત્રણ તત્ત્વો સમાયા છતા પણ આપવા અગાઉ ફરી વિચાર કરવો પડશે શું એવો લેખ કે એવું કથન ગમે તેની વાણીમા ઉતાર્યાથી તે સાહિત્યનું સંપૂર્ણ અને ઉચ્ચ નામ પ્રાપ્ત કરી શકશે? આ પ્રશ્ન આપણને સાહિત્યના જીવન માટે વિભાગોની યાદ આપે છે, અને કોઇ પણ જીવન્ત વસ્તુ માટે આત્મા અને શરીર એમ બન્નેની વ્યવસ્થા કરવી પડે છે આત્મા વગર શરીરમાં ચેતનશક્તિ નથી, અને શરીરની સમરૂપતા અને શરીરના આરોગ્ય વગર આત્માની સંપૂર્ણ જ્યોતિ એ શરીર મારફતે ઉતરી શકતી નથી. સાહિત્યનું શરીર તે એની વાણીનો શબ્દસમૂહ છે, અને એ શબ્દસમૂહની શુદ્ધિ, તેનો યોગ્ય વપરાશ, તેની રચનાનો સંવાદ, અને એ સર્વને એકાકાર કરી તેમાથી બહાર પડતી અર્થની સ્પષ્ટતા, એ સર્વ શરીરતત્ત્વોની સસાર યોજના અને ક્રિયા, એ બધુ મળીને સાહિત્યનું સુંદર શરીર બંધાય છે. એ બધી ક્રિયા માટે એક જ મહાગુણની આવશ્યકતા છે, અને એ મહાગુણ તે ઔચિત્યનો અથવા વિવેકયુક્ત યથાર્થતાનો છે, માટે જ સાહિત્યને યોગ્ય ગણાતા લેખ કે કથનમા ભાષાશુદ્ધિ, શબ્દશુદ્ધિ અને અર્થશુદ્ધિ મુખ્યપણે આવશ્યક છે. હવે જ આપણે સમજી શકશું કે સાહિત્યના વિષયમાં આપણે પ્રવેશ કરીએ છીએ ત્યારે કેવી ગંભીર જવાબદારી આપણે શિરે આપણે વહોરી લઇએ છીએ. એ જવાબદારી જો આપણે નહીં સમજીએ, તો સાહિત્યના ક્ષેત્રમા આપણે માત્ર કાંટા જ વાવીએ, અને એ ક્ષેત્રમા નકામાં ઝાંખરાં ઉગાડી એ જમિને અપવિત્ર જ કરીએ.

સાહિત્ય ખરૂં કોને કહેવુ તે માટેની કસોટી તૈયાર કરવા ઉપર વિસ્તારથી આપણે વિચાર કરી ગયા પછી હવે તેની વ્યાખ્યા બાધવાનો પ્રયત્ન કરીએ **સાહિત્યની વ્યાખ્યા.** સત્યના કે સૌંદર્યના તત્ત્વનું કલ્પનાયુક્ત ઉચિત લેખન કે કથન તે સાહિત્ય એવી વ્યાખ્યા કરીએ તો આપણે સાહિત્યના ખરા સ્વરૂપની નજીકમા નજીક આવ્યા છીએ એવુ કાઇક મને લાગે છે એ વ્યાખ્યા હું તમો સર્વ સાહિત્યવિલાસી સજ્જનોને ભેટ ધરૂં છુ, અને એને તમારી પોતાની કસોટીએ ચડાવી જોવાની વિનતિ કરૂં છુ

**સાહિત્યનો માનવ જીવન સાથે સંબધ.** માનવવાણીનુ એવુ જે ઉત્કૃષ્ટ સ્વરૂપ એ સાહિત્ય, તેનો માનવજીવન સાથેનો સબધ એ વાણી જેટલો જ જૂનો છે એ સાહિત્યમા જ માનવજાતિની મોઘી પ્રસાદી વશપરંપરા અને જાતિપરંપરા આજ સુધી ઉતરતી આવી છે 'સાહિત્ય એ આત્મસંસ્કૃતિનું ફળદર્શન છે,' માટે જ તેના મોઘા આત્માને સ્થાપી અને સસ્કારી શરીરમા માનવજાતિએ પોતાના જીવથીયે વહાલો ગણી સાચવી રાખ્યો છે સાહિત્ય એટલે માનવહૃદયના મોઘા સસ્કાર સાહિત્ય એટલે સત્ય અને સૌંદર્યની શોધ, સાહિત્ય એટલે આત્માના ઉંડા સ્વપ્ના, સાહિત્ય એટલે કલ્પનાની વીજળીના ચમકારા, સાહિત્ય એટલે માનવજાતિના સુખદુખનો ઇતિહાસ, સાહિત્ય એટલે વાણીના સરોવર પર પડતો મનોનયનનો ઝગઝગતો ચદ્રિકાપાટ, સાહિત્ય એટલે જગતની સસ્કૃતિનુ સગ્રહસ્થાન, સાહિત્ય એટલે મનુષ્યમાત્રને બંધુભાવથી સાકળતું સ્નેહબધન,–અરે સાહિત્ય એ તો મનુષ્યની પ્રભુતાનું મંદિર છે. એના શબ્દે શબ્દે એ પ્રભુતાના પગના પડેલા છે, અને એ પ્રભુતાનાં પગલા જોતા જોતા, અને તેમા આપણા પગલા પાછા પાડતા પાડતા, આપણે ખુદ પ્રભુધામે જવાના માર્ગ પર પડીએ છીએ એ પુણ્યપગલામા રહેલી પ્રભુતા જ્યારે આપણે સ્પષ્ટ રીતે જોઇ શકશુ, ત્યારે તેમા આપણા આત્માની પ્રભુતા પણ ભેળાતી જશે, અને આપણી પાછળ આવતી જનતાને માટે, અમેરીકન કવિ લોંગફેલો કહી ગયો છે તેમ, આપણે પણ આ જીવનને છોડી જતી વેળા કાળના રણુ પર એવા પગલા આપણી પૂઠે મૂકતા જઇશુ અસ્તુ

**સાહિત્યથી માનવ-જીવનની યથાર્થતા અને ઉપયોગિતા.** માનવજીવન સાથે સાહિત્ય આવું ગાઢ જોડાયલુ છે, છતા એ સાહિત્ય તરફ આપણા ઘણા બહેનો અને ભાઇઓ હજી કેટલા બેદરકાર છે ? એવા કેટલાએ આપણને કેટલીયે વાર પ્રશ્ન પૂછ્યા છે કે, ભાઇ, આ શી માથા દુખણુ ? આ સાહિત્યથી તમારો શો 'શુક્કરવાર' થવાનો છે ? એની સેવા કરતા તમારા બાળકોને રોટલીના કેટલા ટુકડા મળી શકશે ? એ 'ધરમના ધક્કા' થી અને ઘર વેચીને તીરથ કરવાથી શો લાભ મળશે ? એવા એવા વચનો કાઢનાર મનુષ્ય માનવજાતિના જે વશવેલા પર બેઠા છે તેની પર જ અજ્ઞાનમા કુહાડી મારે છે સાહિત્ય ના હોત તો માનવજીવન અને પશુજીવનમા શો ફેર હોય તેનો બોલનારે વિચાર સરખોયે કદી કીધો હશે ? સાહિત્યે ગુજતા ગુજતા અનાજ ઉગાડ્યુ છે, સાહિત્યે વસ્ત્ર બનાવ્યા છે, સાહિત્યે સોમરસ ગાયો છે સાહિત્યે સ્નેહના રગભવનોમા ચિત્ર આલેખ્યાં છે, સાહિત્યે ઉદરનિર્વાહના સાધનો આપ્યા છે

સાહિત્યે ઉદ્યોગ, વેપાર, કળા વગેરે તનમનની ઉન્નતિના માર્ગ બાંધ્યા છે, સાહિત્યે સમાજ સ્થાપ્યા છે, સાહિત્યે રાજ્યો અને મહારાજ્યોની વ્યવસ્થા કરી છે, સાહિત્યે પીરામિડો બંધાવ્યા છે, સાહિત્યે તાજમહેલની મૂર્ત્ત સુંદરતા સચેત રાખી છે, સાહિત્યે મંદિરોમાં સ્વર્ગ ઉતાર્યાં છે, સાહિત્યે આંખમાં સુધા ઉભરાવી છે, સાહિત્યે પ્રાણનાં ઓજસ્ હલવાવ્યાં છે, સાહિત્યે દિવ્યતામાં માનવતાને ચઢાવી છે, સાહિત્યે માનવતામાં દિવ્યતાને ઉતારી છે, સાહિત્યનાં અમૃત દેવોના અમૃતથીયે મીઠાં છે. સાહિત્ય ના હોત તો કહાનાની બંસરીના સૂર ક્યાં ઝીલી રખાત? સાહિત્ય ના હોત તો ઋષિમુનિઓના આદેશ આપણા કર્ણમાં કેવી રીતે ફૂંકાત? સાહિત્ય ના હોત તો પેગંબરોના પેગામ કોણ પૂગાડત? દેવો ઊડી જાત, નંદનવનમાં રેતીના રણ ઉડત, દિવસ ધગધગતો જ રહેત, રાત્રિના અંધારમાં તારાની ભાત નહી જ પડત, ઉપર આકાશ, નીચે ધરતી, તેમાં માનવી પશુ જેવો માત્ર નીચે મુખ રાખી પોતાનું ઉદર ભર્યા જ કરત, અને એક રોજ કાળાવાયુના વટોળીઆમાં ઝલાઇને તૂટી પડી ખાકમાં ખાક મેળવી દેત!

**સાહિત્ય સાથે પ્રજા-જીવનનો ગાઢો સંબંધ.**

સાહિત્યની આવી મહત્તા છે, તેનો આવો પ્રભાવ છે, તેનું આવું અમરત્વ છે ક્ષણે ક્ષણે બદલાતી પ્રકૃતિનું અને પળે પળે મૃત્યુના મુખમાં હોમાતી માનવસૃષ્ટિનું એ નવજનક અમૃત છે. સાહિત્યની આવી મહત્તા જે જાણી શકે તે જ માનવજીવનની મહત્તા પિછાની શકે અને માનવજીવનમાં મહત્તા લાવી પણ શકે. જૂદી જૂદી પ્રજાઓની ઉન્નતિ કે અધોગતિ તે તે પ્રજાઓનાં સાહિત્યની ઉન્નતિ કે અધોગતિ સાથે પરસ્પર સંકળાયલી રહે છે, સાહિત્યની ઉન્નતિમાં પ્રજાજીવનનો ઉત્કર્ષ છે, અને પ્રજાજીવનના ઉત્કર્ષમાં સાહિત્યની ઉન્નતિ છે. પ્રજાપ્રજાઓના સમર્થ સાહિત્યગ્રંથો લો તો તે તે ગ્રંથો ગ્રથિત થયા તે કાળમાં તે તે પ્રજાઓ સંસ્કૃતિની પરમ સ્થિતિમાં હતી એવું તુરત પ્રત્યક્ષ થશે. સાહિત્યની ઉન્નતિ એટલે પ્રજાના મનોબળનાં પ્રખર દર્શન, પ્રજાની પુણ્યભાવનાઓનું દેવમંદિર, પ્રજાની આત્મશક્તિના વિપુલ ઝળકારા. કોઇ પણ પ્રજા સૂતેલી છે કે જાગતી છે, તે તેના સમકાળિક સાહિત્યની દશાવડે થોડે વત્તે અંશે જરૂર સ્પષ્ટ કરશે. પૃથ્વીનાં રાજ્ય કરતાં આત્માના મનોરાજ્ય વધારે વિશાળ અને વધારે બળવંતા છે. પ્રજાની અધોગતિ એટલે એ મનોરાજ્યની અધોગતિ. "નંદનવનના પ્રસાદોની ટોચ" પરથી સરી પડતો એ મનોરાજ્યનો વિજયધ્વજ જ્યારે પૃથ્વીની ધૂળમા રગદોળાતો થાય છે, ત્યારે તેની સાથે એ વિજયધ્વજને ધારતી પ્રજા પણ ધૂળમા હવાતિયા મારે છે. જ્યાં સુધી એ વિજયધ્વજને પોતાના હૃદય નીચોવીને તેના રંગથી એ પાછો ન રંગે, અને તેને પાછો સમર્થ હાથે ઝાલી વીરતાથી તે જ નંદનવનના અમરદ્રુમની ટોચે ચઢાવી ફરફરતો ન કરે, ત્યા સુધી એ પ્રજાનું પ્રજા તરીકેનું જીવન અસ્તવ્યસ્ત જ રહેવાનું. એને પરાઇ હાંલ્લી ધોવી પડશે, પારકા ચૂના ફૂંકવા પડશે, ફેંકી દીધેલાં વસ્ત્રો દિલે ચઢાવવાં પડશે, અરધા કરડીને નાખેલા ટૂકડા ખાવા પડશે, પરાયા બાળકોના હાલરડાં ગાવા પડશે, એના તનમનને ગુલામીનું સ્નાન લેવું પડશે, અને પવિત્ર ગંગોદકની અમૃતધારા નજર સામે વહેતી જતી છતા એના આત્માને જ્વાલામુખી પર્વતના જેવો ધગધગતો રહી આજુબાજુ

અધોગતિની જ અસિધારા ઉઠાવવી પડશે પ્રજાનું જીવન એ પ્રજાના સાહિત્યભુવનનુ નિવાસી છે એ ભુવનની મરામત ચાલુ ના રાખે, એને વળગેલા અને વળગતા જાળા હમેશા સાફ ના કરે, એની બારીઓ અને અટારીઓમાથી રોજ રોજ નવપ્રકાશિત સૂર્યના પ્રાણપ્રેરક અને પ્રાણપૂરક કિરણો એના તમામ ઓરડાઓમા પ્રકુલ્લપણે પ્રવેશતા ના દે, એની ભીતો અને છતો પરના સોનાજડ્યા અને રંગમઢ્યા કળાલેખનના ઝમકારા નવા નવા દૃષ્ટિકોણથી ના જોય, એના જૂના રાચરચીલાની 'પ્રાણસમા સ્વજનના' જેવી વહાલથી સંભાળ લઈ યુગયુગના અને જમાના જમાનાના નવા નવા સાજનો તેમા ખુમીદાર ઉમેરો ના કરે, એ મહાનુભવમા પ્રજાની ઉન્નતિ ઇચ્છનાર એ પ્રજાના રક્ષક પહેરેગીરો અને નેતાઓ પિતૃતર્પણની જેમ સાહિત્યતર્પણમા પોતાના આત્મા ના સમર્પે, અને એ પુણ્યભવનને 'વર જેવુ મીઠું' ગણી પ્રજા એને માટે ઘેલી ના બને, તો એ પ્રજાજીવનને વિશાળ આકાશની હેઠે કાળના સખત તડકામા તપીને વિલાવુ પડશે, અને વાયુના ધમસાણોમા કે વરસાદની રેલરેલામા તણાઇ જઇ કદી પૃથ્વીથી પણ તેને જડમૂળથી ઉખડી જવુ પડશે એ સાહિત્યભુવના જેના જેના ભાગી ગયા કે તેના ખંડિયેર થયા કે અવગણમા માત્ર તેની ઝાખી સ્મૃતિ જ રહી, તે તે પ્રજાનું પણ પૃથ્વીમા માત્ર નામજ અવશેષમા રહ્યુ છે માટે પ્રજાજીવનની પ્રતિકૃતિ તેના સાહિત્યમા છે, તેમ સાહિત્યની પ્રતિકૃતિ તેને પોષનાર પ્રજાના હૃદયબળમા છે પ્રજાજીવનમા જેમ જેમ ચેતન આવતુ જાય, તેમ તેમ તેનુ સાહિત્ય પણ નવચેતનવંતું થતું જાય છે પ્રજા માત્ર ઉદરનિર્વાહના પશુકાર્યમા જ ગુંથાઇ રહે, પ્રજા માત્ર એશઆરામમા જ મશગુલ રહે, પ્રજા માત્ર સરસ્વતીનું સેવન લક્ષ્મીના રંગભુવનના દ્વારમા પેસવા પૂરતું જ કરે, અને પ્રજા માત્ર પૂર્વજોએ સચિત કીધેના સાહિત્યભંડારની કીર્તિની વાતો કરવામા જ ગર્વ અને ગૌરવ માને કે એ સાહિત્યભંડાર પર તાળા મારી તેમા પોતાના પરાક્રમની મુઠીભર પ્રસાદી પણ ના ઉમેરી શકે એવી સ્થિતિએ તે પૂગે, ત્યારે એ પ્રજાની અધોગતિ શરૂ થઇ કે થઇ ગઇ છે એમ નક્કી જાણવુ એ પ્રજાને માટે પૂર્ણિમાની આકાશ ભરતી પ્રભાસુધા નથી કે નથી તેને માટે શુક્લચદ્રની દિનદિન વધુ વધુ ભરાતી ચાંદરણાની ભરતીઓ ની મોતી વરસતી બાળા એને માટે તો અમાસના જ અંધારા છે એક ઠેકાણે મે કહ્યુ છે કે—

"રસ ન ઝરે, પ્રભુતા ન સ્ફુરે, શું
આ તુજ એવી અમાસ ?
ઘુંઘટ ઉઘાડ, ખિલાવ કળા, સખી !
વેરી દે તુજ હાસ !"

જે પ્રજાના જીવનમા એ સાહિત્યના રસ નહીં ઝરે, કે એના હૃદયની અને બુદ્ધિની પ્રભુતા નહીં સ્ફુરે, તે પ્રજાને માટે તો આખરે અમાસની જ દશા નિર્માણ થયલી છે જો પ્રજાએ એ દશા ના લાવવી હોય, કે એ દશા આવી જો ગમતી જતી હોય તે પ્રજાએ તો પોતાના જીવનની કળાને હજાર પ્રયત્ને પણ ચઢતી કરી ખિલાવવી પડશે, અને પોતાના હૃદયની રસિકતા તથા મનની પ્રભુતા વિકસાવવા માટે રાતદિન મથવુ પડશે એ મથન થશે ત્યારે જ પાછા પેલા દિનદિન ચઢતી કળાના ચરણો આકાશભરમા તેનો પ્રભાત પાડશે, અને પછી જ પૂર્ણિમાની સોનેરી રુપાળી પદડીઓ જેવા તેના હાસ્ય જગાડવા અને અમૃત ઝરશે

**સાહિત્યનો ઇતિહાસ તે જ પ્રજાનો ઇતિહાસ.**

પ્રજાનું સાહિત્ય એટલે એ પ્રજાનો પુરુષાર્થ, એ પ્રજાની વીરતાનો પુરાણુ છતાં દિનદિન નવા વિજય ઉડાવતો ધર્મસ્તંભ, એ પ્રજાના સતત સ્ફૂર્તિભર્યા વિજયગીતોમાં નવી નવી ચેતના પૂરતો અને ફૂંકતો શંખનાદ. કોઇ પણ પ્રજાનો પુરુષાર્થ નષ્ટ કરવો હોય, તો તેના સાહિત્યનો નાશ આવશ્યક છે, એ ક્રૂર મર્મ માનવજાતિને જૂના કાળથી જાણીતો છે. પૂર્વકાળમા યુનાની સિકંદરે જ્યારે તે વેળાનું મહાબળી ઇરાન જીત્યુ ત્યારે તેની મુખ્ય પુસ્તકશાળાને બાળી નાખી હતી. આ પુરાણા સાહિત્યનો નાશ તે પછીની ઇરાનની વેદકાળ-જૂની પ્રજાની ઉત્તરોત્તર અધોગતિ પામેલી દશાનું મુખ્ય કારણ થઇ પડ્યો હતો. ઉત્તરકાળમાં ઇગ્લંડે આયર્લેંડ જીત્યું, અને ત્યાં પણ આયર્લેંડના સાહિત્ય પર પડદો ઢાળવા તેના પ્રજાસાહિત્યને ખોળંબે નાખીને નિશાળોથી માંડી તમામ લોકવહેવાર અને રાજ્યવહેવારમા અંગ્રેજી ભાષાની જ સ્થાપના કીધી, અને તેનો જ પ્રસાર સારા દેશમા કરાવ્યો. બહુ લાંબા કાળ સુધી આયર્લેંડની પ્રજાનો આત્મા એમા કચ્ગવા કીધો, અને આખરે આજથી ત્રીશેક વર્ષ ઉપર ત્યાંના વિચારકો, કવિઓ અને રસવેત્તાઓએ પાછો પોતાની પુરાણી ભાષાનો અને તેના ખૂણે ખોચરે છુપાવી રાખેલા સાહિત્યનો ઉદ્ધાર કરવાનો ખંતથી પ્રયાસ કર્યો, તથા એ પ્રયાસ કરતા પ્રજાની નાડીઓમા પાછું કેવું નવચેતન અને નવજીવન આવ્યું, અને પોતાની વહાલી સ્વતંત્રતા કેટલા મહાભોગ આપીને પણ પાછી મેળવી, એ તો આપણી નજર આગળ બનેલો આજનો ઇતિહાસ છે. આપણા આ પુરાણ ભારતદેશનો આ છેલ્લા દોઢસો વર્ષનો પણ એવો જ કાંઇ ઇતિહાસ આપણે જોઇએ છીએ આપણી કથાઓ અને આખ્યાનોના ગામે ગામે અને શેરીએ શેરીએ થતા મેળાવડાઓ ઓછા ઓછા અને નહીં જેવા થતા ગયા, આપણા ધર્મગ્રન્થોને પણ પાશ્ચાત્ય ફિલસૂફીની કસોટીએ ચઢવું પડ્યું, આપણા ઇતિહાસને પણ પરબુદ્ધિએ ગણી જોઇને આપેલી વિરૂપતા આપણે ખરી માની તેવો જ વિરૂપ માનતા થયા, આપણા અખાડાઓ, આપણા તાલીમખાનાઓ, આપણી યુદ્ધવિદ્યા, આપણા સ્વયંવરો, આદિ આપણી મર્દાનગીના સાહિત્ય ગુમ થયા, આપણા ગરબાઓની હૈયા હલાવતી હીંચ તથા આપણા રાસડાઓની તાલબદ્ધ છલંગો ભૂલાતી અને નિર્માલ્ય થતી ગઇ, આપણું કંઠસ્થ સાહિત્ય, આપણી અનુભવરસિક લોકકથા, આપણાં ગૃહભાવફળા લોકગીત, આપણી લલિત કળાઓ, વગેરે સર્વ ધીરે ધીરે અદૃશ્ય થતું ચાલ્યું, આપણે સ્વજનમય મટી પરજનમય બન્યા,–એ સર્વ આપણી ભાષાને અને આપણા સાહિત્યને ખૂણે બેસાડી પરભાષા અને પરસાહિત્યને ઝોલે ચઢાવવાના પરિણામો છે આપણા લોહીમા આપણી પોતાની સંસ્કૃતિના રાતા કણો બહુ કમી થઇ ગયા છે, અને તે સાટે આપણી રગોમા પરભાષાના સાહિત્યની મોહનીભર પીચકારી મારી આપણે આપણા પોતાના આત્મા અને હૃદયની શક્તિ તથા પ્રભુતા ભૂલી બેઠા છીએ આપણી પ્રજા તરીકેની અધોગતિ આપણા સાહિત્યની અધોગતિનું જ પરિણામ છે. આ સત્ય ભલે અપ્રિય હોય, ભલે કડવું હોય, પણ એ સત્ય આપણે તેના સ્પષ્ટ રૂપમા જોવું જ પડશે સત્યનું શુદ્ધ સ્વરૂપ જોવા જ જો આપણે અશક્ત હોઇએ, તો સત્યને શુદ્ધ રીતે આપણે કેમ દર્શાવી કે દેખાડી શકશું? સત્ય જેવી ભવ્યતા કોઇ નથી, સત્ય જેવી પ્રગલ્ભતા કોઇ નથી, સત્ય જેવી નવીનતા કોઇ નથી એ સત્યને પ્રત્યક્ષ કરશું ત્યારથી જ આપણી આ તમામ પાછી ગઇ કાલની ગણાશે,

અને આપણી પ્રજા તરીકેની ચઢતી કળા તે જ પળથી વધવા માંડશે આપણી ગંગા અને યમુના, આપણી સિંધુ અને સાબરમતી, આપણી તાપી અને નર્મદા એ સર્વ પવિત્ર નદીઓની રેલ હાલ ખારા સમુદ્રમા ઢોળાઈ અકારત જાય છે, તેના સભર પ્રવાહોને પાછા આપણા સરોવરમા વાળો, તેના પુણ્યોદકમા આપણા આત્મા અને હૃદયને અઘોળ કરાવો, અને તેની વહી જતી શક્તિઓને આપણા જીવનમા જ એક વાર પાછી સમાવો ! આપણા વિદ્વાનો અને પંડિતો જ્ઞાનના પોટલા નહીં પણ પ્રજ્ઞાના પ્રભાકર થાય, આપણા કવિઓ ઘરના ભાગળીઆ પર માળો બાંધી ચીંચી કરતી ચકલીઓ નહી પણ આકાશ વીંધતા ગરુડ બને, આપણા ગવૈયાઓ અને સંગીતશાસ્ત્રીઓ ગ્રામોફોનની ચૂડીઓ નહીં પણ નંદન વનની પ્રાણભર મોરની બને, આપણા ધર્મશાસ્ત્રીઓ મંદિરોની પૂજા પાતરી નહીં પણ મંદિરોના દેવોની આકાશવાણી થાય, આપણા કળાધરો ભીંતના રંગો કે પથ્થરની હથોડી નહીં પણ સૌંદર્યના સરોવરમા નીરક્ષીરને જૂદા પાડતા રાજહંસ બને કે તાજમહેલના જેવા ભાવનાપૂર્ણ મિનારા થાય, આપણા વેપારીઓ દલાલ અને દુભાસીઆ નહીં પણ નરસિંહ મહેતાની કુંવરબાઈનુ મામેરૂ કરતા દામોદરદોશી બને, આપણા વિદ્યાર્થીઓ વિદ્યાપીઠના બાંકડા નહીં પણ સરસ્વતીના રસભુવનના ડોલતા મોરલાઓ થાય, આપણી મહિલાઓ ઘરના વાસણો કે રમવાની પૂતળીઓ નહી પણ રસની રાણીઓ અને ગૃહમંદિરની ચેતનવતી દેવીઓ બને,—અરે આપણે પોતે જીવનના ગાડા નહી પણ પુરુષાર્થના ગાંડિવટંકાર કરતુ આપણા સાહિત્યનુ પ્રબળ રણશિંગડુ બનીએ, તો જ આ સાહિત્યમા પાછુ નવજીવન રેડી શકાશે, અને એના નવજીવન સાથે આપણી શુકન કળાનો ચક્રકુંભ દિનપરદિન અમૃતથી વધુ વધુ ભરાતો જતા આપણુ પ્રજા તરીકેનુ જીવન પણ પાછુ પ્રફુલ્લ બનશે, અને ત્યારે જ—અરે ત્યારે જ આપણે આંગણે પાછા મોતીના ચોક પૂરાશે, આપણે કપાળે લક્ષ્મીજી રોજ પોતાને હાથે ચાંદલો કરશે, અને વીણાધારી સરસ્વતીના ગાન આપણા જીવનમા સતત પ્રભુતા અને ઉલ્લાસ ભરશે એ પ્રભુતા અને ઉલ્લાસ આપણા આ દેશમા જલદી લાવવા મહાકૃપાળુ કિરતાર શક્તિ અને પ્રેરણા આપો ! આમીન !

**પ્રજાના સાહિત્ય-શરીરનું આરોગ્ય.**

પ્રજાજીવનમા આરોગ્ય, શુદ્ધિ અને વૃદ્ધિ માટે એ પ્રજાના સાહિત્યના આરોગ્ય, શુદ્ધિ અને વૃદ્ધિની એવી રીતે આવશ્યકતા રહે છે, અને એ સાહિત્ય શરીરને નિરોગી, વીર્યવાન તથા તેજસ્વી રાખવા માટે ચાલુ પ્રયત્નો કરવા પડે છે પ્રજાના નેતાઓએ એ શરીરની શક્તિને ટકાવવા તથા વધારવા માટે એની નાડી ઉપર વખતો વખત હાથ મૂકી તેની ગતિની ચિકિત્સા કરી જોઇએ, અને કાળધર્મને અનુસરીને તેની જીવનશક્તિમા અવનવુ તેજ પૂરવા નવા નવા રસાયનો ખોળવા જોઇએ એના દેહના ઘડતરમા એના કર્તાએ એના જન્મની સાથે જ આપેલી એની ધર્મભાવનાની જેટલી જરૂર છે, તેટલી જ એના શ્વાસોચ્છ્વાસને માટે સારી દુનિયામા વ્યાપી રહેલી પ્રભુના શ્વાસરૂપ ચોખ્ખી હવાની પણ અગત્ય છે એને પુષ્ટ કરવા અનેકવિધ જ્ઞાનના વિવેકશીલ ખોરાકની જરૂર છે, તેટલી જ એના પ્રભાવમા નવચેતન લાવવા રસ અને કલ્પનાના સંભાર ભરવા પહેરવાન પાનની પણ અગત્ય છે એની આંખમા અખંડ સૌંદર્યભાવના જગાડવી પડશે, એના મુખમાથી રાત્રિના આકાશમા લટકતી લાગે રૂપેરી ઘંટડીઓના રવ જેવુ દિવ્યજીવન ઉમંગ રેલાવવુ પડશે, એના

શબ્દોમા હિમાલયને પીગળાવે એવા ઊંડા કરુણભાવ ભરવા પડશે, એનાં સ્વપ્નામાં ઇંદ્રધનુષ્યની અલૌકિક અદ્‌ભુતતા ઉતારવી પડશે, એના અંતઃકરણમા બધા બોધને સમેટી લેતી બુદ્ધની શાંતિ વસાવવી પડશે, કે એના હૈયામાં પ્રહ્લાદભગ્ને છતી આવવાનાં ઉત્સાહ અને વીરત્વ ઉભરાવવાં પડશે. પ્રજાના સાહિત્યશરીરને આવું શુદ્ધ, સુંદર અને બળવાન કરી પ્રજાની બધી ધર્મ્ય પ્રવૃત્તિઓ માટે તેને સદા તૈયાર રાખવું એ કાંઇ નાનું કામ નથી એવું કામ કાંઇ જોગીબાવાના હાથ ફરતાની સાથે દુ:ખ ભસ્મ થઇ જાય તેવું અને તેટલું સુકર અને સહેલું નથી આ પરિસ્થિતિને સમજનારા જ આ કાર્યની ગંભીરતા પૂરેપૂરી પિછાની શકે છે. એ ગંભીરતાને પિછાનનારા જ પ્રજાના આ મહાશરીરની યોગ્ય સંભાળ રાખી શકે છે. એ સંભાળ રાખનાર ધનવંતરીઓ જ એને કુપથ્ય પદાર્થના સેવનથી મુક્ત રાખી શકે છે. એની સેવાનો તો સૌને જ હક છે. પ્રજાના બ્રાહ્મણો અને ક્ષત્રીઓ, પ્રજાના વૈશ્યો અને શૂદ્રો, સર્વ એ સેવામાં સરખી રીતે ભાગ લઇ શકે છે. સાહિત્યનું તો ખરેખરૂં પ્રજારાજ્ય જ છે. એમા કોઇ પણ વ્યક્તિની જુલમી સત્તા ઝાઝો વાર ટકી જ શકતી નથી હૃદયની ભાવના, બુદ્ધિના ચમત્કાર અને અખંડ લગની, એ જ એ સાહિત્યની સેવા કરવા માટેના પરવાના છે.

**દુનિયાના મહાત્માઓએ લીધેલાં સાહિત્યનાં તપોવ્રત.**

પ્રજાજીવનના આ મહાશરીરની સેવા, ઇતિહાસની નજર ભૂતકાળમા જ્યાં સુધી પૂગી શકે છે ત્યા સુધી પૃગાડતા દરેક પ્રજાના મહાત્માઓએ અખંડ તપે કીધી છે. વેદ અને વેદાંગના ઋષિમુનિઓ, હજારો શ્લોકોના પૂરવાળા રામાયણ અને મહાભારતના વાલ્મિકી અને વ્યાસ, સંસ્કૃત વાણીના ભવ્યભવનને વ્યવસ્થિત કરનાર ભગવાન પાણિનિ, વિધવિધ શાસ્ત્રોના અધિષ્ઠાતાઓ, શુક્રાચાર્ય અને ભાસ્કરાચાર્ય ચાણક્ય અને વિદુર, ભરત અને નારદ, કાલિદાસ અને ભવભૂતિ, અને એવા અનેક આ પુણ્યખંડ ભારતદેશના સાહિત્યતપસ્વીઓના તપની વિભૂતિ આપણી આગળ હજારો વર્ષ થયા છતા આજે પણ મોજુદ છે. પશ્ચિમખંડ તરફ દૃષ્ટિ કરતા ત્યા પણ હોમર અને વર્જિલ, ઓશયન અને દાન્તે, રૂસો અને વૉલ્તેર, વિક્ટર હ્યુગો અને ગોથ્થે, શેક્સપીઅર અને મિલ્ટન, શેલી અને સ્કોટસ જોનસન અને કોલરિજ, રસ્કિન અને બ્લેક, ડાર્વિન અને હેકલ, મીલ અને કોમ્ત, એમરસન અને થોરો, ન્યૂટન અને લેન્ડોર, કાર્લાઇલ અને ટોલ્સ્ટૉય, આદિ અનેક પ્રખર ભક્તોએ સાહિત્યસેવામા જ જીવન ગાળ્યા છે વર્તમાનકાળમા જોતા ખુદ આ આપણા ગુજરાત દેશમાં પણ નરસિંહ મહેતો, ભાલણ, પ્રેમાનંદ, સામળ, અખો, દયારામ, અને આપણા ગઇ કાલના જ પ્રચંડ સાહિત્યભક્તો દલપતરામ, નર્મદાશંકર, નવલરામ અને ગોવર્ધનરામ જેવા પુણ્ય નામો તો હજી આપણી જીભ ઉપર તાજાં જ છે. ભારતના જગદ્‌વિખ્યાત આધુનિક કવિવર શ્રીયુત રવીંદ્રનાથ ટાગોરની અસ્ખલિત સાહિત્યભક્તિ તો હજીયે ધોધના જેવો ભર્યોભર્યો ભવ્ય સ્વર કાઢતી જ રહે છે વર્તમાન ભારતના સનાતન સત્યની મૂર્તિ જેવા મહાત્મા ગાંધીએ પણ એ જ સાહિત્યની જેવી તેવી સેવા બજાવી નથી. એમના અપૂર્વ ચેતનબળથી ગુજરાતી સાહિત્યની બહુ વર્ષથી આકાશમા જ વહેતી અમૃતગંગાને એમણે પાછી નીચે ઉતારી ઘેર ઘેર વહેતી કીધી છે આપણા કેટલાક હૈયાત સાક્ષરો પણ વિધવિધ રીતે પોતાની ઊંડી સાહિત્યભક્તિના પુણ્યદર્શન આપણને કરાવી રહ્યા છે. આ સર્વ તપસ્વીઓએ પ્રજાની ઉન્નતિ માટે સાહિત્યની જ સમાધિ ચઢાવેલી છે એ તપસ્વીઓએ

પ્રજાના હૃદયઘાટ ઉપર કાળનાં મોજાં અથડાતાં અને એ ઘાટના પણાક પથ્થરોને ઢીલા પડતા જોતાં પોતાની ભક્તિ અને પોતાનાં તપ બેવડી પ્રાણશક્તિથી અપૂર્વ રીતે દીપાવ્યાં છે. એમના તપમાં સ્વર્ગના રાજ્યની આકાંક્ષા ન હતી, એમની ભક્તિમાં ધર્મપીઠ પામવાની આશા ન હતી, કે એમના અખંડ સ્નેહ માટે દયા બદલાની માગણી ન હતી. પ્રભુની પ્રજામાત્રને પ્રભુના પ્રસાદ અખંડ મળતા રહે એ જ તેમનું ધ્યેય હતું. એ જૂના જોગીડાઓ જૂના છતાં આજે પણ નવીન જ છે, અને તેમનું તપ કાળજૂનું છતાં હજુયે અખંડ જ ચાલી રહ્યું છેઃ—

" જૂનાં છે કાળનાં મોજડાં,
ને છે જૂનો અમારો ઘાટ રેઃ
જોગીડા જૂના જૂના રે,
લીધાં તપોવન સ્નેહનાં,
તહિં ઉભા અખંડ જોઇ વાટ રેઃ
જોગીડા જૂના જૂના રે."

આવા અખંડ સ્નેહનાં તપોવ્રત જ્યારે આપણે લઇએ, ત્યારે જ એ તપસ્વીઓનાં તપ કેવાં ઉગ્ર હતાં તેનો કાંઇક ખ્યાલ આપણને આવી શકે, પ્રભુ એવા તપસ્વીઓને આપણા ગુજરાતી સાહિત્યમાં જમાનાએ જમાનાએ અને યુગે યુગે નવું ચેતન રેડવા જન્મ આપો! અસ્તુ!

**ગુજરાતી સાહિત્ય-ની ગતિનો કયાસ.**

સાહિત્યના સર્વવ્યાપક આકાશનું આ સામાન્ય દિગ્દર્શન કીધા પછી હવે આપણે એ આકાશમાના એક સૂર્યમંડળ જેવું આપણું ગુજરાતી સાહિત્ય છે, તેનું સિંહાવલોકન કરીએ, અને જગતના સાહિત્યાકાશમાં આપણા ગુજરાતી સાહિત્યનું સૂર્યમંડળ કેવી ગતિ ધારણ કરી રહ્યું છે તે જોઇએ. આપણે જેટલુ ખુલ્લી આંખે જોઇ શકીએ તેટલું તેમ જોઇશું, અને દૂર્બીનનું કામ પડતા તેનો પણ યથાવિધ ઉપયોગ કરશું એ દૂર્બીનનો કાચ જેમ સાફ રાખવો પડશે, તેમ એ દૂર્બીનનું કેંદ્ર પણ બરાબર ગોઠવવું પડશે. આપણા દૃષ્ટિમાર્ગમા જે જે ચાલક શક્તિઓ કે પ્રેરકબળો આવશે તેની નોંધ રાખતા જઇશું, અને એવી રીતે એની પૂર્વ અને વર્તમાન ગતિને માપતા માપતા એની ભાવિ ગતિનો કયાસ કંઇક કલ્પનાસંચારે કાઢીશું.

ભુતકાળ તરફ નજર નાખતા એ સૂર્યમંડળના ગ્રહો અને ઉપગ્રહો જે જે આપણી દૃષ્ટિમર્યાદામાં આવી ગયા છે તે તે સર્વની ગતિ તો આપણી આગળ હવે બહુધા ખગોળવિદ્યાના પ્રથમ પાઠની જેમ પ્રત્યક્ષ થયલી છે. આ સાહિત્ય પરિષદમા જ એના આગલા વિદ્વાન પ્રમુખોએ તેમ જ બીજા સાહિત્યના પૂર્વશોધકોએ આપણી ભાષા કેમ બંધાઇ, તેનું બીજ ક્યાથી આવ્યું, તેનો વિકાસ કેવો થયો, તેના ગ્રહો ઉપગ્રહો વગેરે કેવી રીતે હસ્તીમા આવ્યા, તેઓએ કેવી ગતિએ ભ્રમણ કર્યું, તેમના માર્ગોનો ચાસો કેમ પડ્યો, વગેરે ઝીણી વિગતોમા ઉતરીને આપણા ગુજરાતી સાહિત્યના પૂર્વકાળના વિધાયકોનું ઠીક ઠીક દર્શન આપણને કરાવ્યુ છે, નરસિંહ મહેતા અને મીરાંબાઇની ભક્તિની જ્વાળાઓના હૃદયભડકા;

અખા ભગતના વાદળ ફોડીને ધુમના અનુભવ ટંકારના ગગડાટા, સામળના લોકબુદ્ધિના અંધારા માર્ગો પર સતત પડતા ચાતુર્ય વિલાસવતી વીજળીના ચમકારા, પ્રેમાનંદના ભાષાભિમાને ડોલતા હૃદયસાગરની ગગન ગજાવતી અને ધરણી ધ્રુજાવતી પ્રચંડ રસભરતીઓ, વલ્લભ, વીરજી, રત્નો, ધીરો, ભોજો, ગિરધર, વગેરે લઘુ ગ્રહોના નાના, મીઠા અને ઉપકારક ઝરણા, અને દયારામની જીવનના વન-ઉપવનમા મીઠા કલ્લોલ કરતી અને રસિકોના હૈયાને હિચોળતી કનૈયાસુખી પ્રાણભર મોરલીના ઊંડા તનમનાટ, એ સર્વના દર્શન આપણા એ વિદ્વાનોની દુર્બીનોએ સારી પેઠે કરાવ્યા છે. એ દર્શન કરી આપણે કૃતાર્થ થઇએ છીએ એટલુ જ નહીં, પણ એ દર્શનથી આપણી આખના ઘણાક પડળો ઉઘડી જાય છે, અને આપણી વર્ત્તમાન ગતિ માટે કે ભાવિ માર્ગના સૂચન માટે એ દર્શનથી આપણા હૃદયને શક્તિમાન્ આશાવંતા થવાની વિભૂતિ જડે છે આપણુ પ્રજાતરીકેનું જીવન કેવુ હતુ, આપણા પૂર્વજોની ધર્મ્ય અભિલાષાઓ, તેમના વિલાસો, તેમની આનાઓ, તેમની રૈયા ગુચો, તેમની રહેણીકહેણી, તેમના જ્ઞાનભંડાર, તેમની ભાવનાઓ, તેમના ધ્યેયો, વગેરે બહુ બહુ માર્ગપર એ દર્શનથી પ્રકાશ પડે છે આપણા સાહિત્યના સૂર્યમંડળનું બીજ કેવી રીતે વિકાસ પામ્યુ, અને તેનો ઉત્ક્રમ કેમ આગળ ચાલ્યો, તે જો આપણે જાણીએ, તો એની પ્રકૃતિનુ જ્ઞાન એના હવે પછીના ઉત્ક્રમ માટે ઘણુ જરૂરનું થઇ પડશે, એ જ્ઞાન જે ગુજરાતીને મળ્યુ નથી કે જે ગુજરાતીએ તે મેળવવાની દરકાર રાખી નથી, તે ખુદ પોતાના સાહિત્યગોત્રને જ જાણતો નથી એવો ગુજરાતી જો ગુજરાતી સાહિત્યમા કલમ દોડાવવા ચાહે તો તે તેનો પ્રયત્ન કદી પણ સંપૂર્ણ સફળતા નહીં પામે. જે બાગમા રોપાઓ ઉગાડવવા જઇએ તે બાગની મટોડીની કે તેમા ઉગી શકતા ઝાડપાનની આપણને પિછાન જ નહીં હોય, તો તે બાગમા આપણે કેવા રોપાઓ અને તે કેમ રોપી ઉગાડી શકીશુ ? એ જ રીતે જે સાહિત્યનું સ્થિતિજ્ઞાન આપણને ન હોય તે સાહિત્યમા આપણાં લખાણોથી આપણે કશુ ઉપકારક કામ કરી શકશુ નહીં ગુજરાતી સાહિત્યમા લેખક તરીકેની અભિલાષા રાખનાર પ્રત્યેક વ્યક્તિને ગુજરાતી ભાષાના મૂળ અને પ્રાચીન સાહિત્યનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે પ્રજાવર્ગને આજ સુધી પ્રિય થઇ પડેલી એ પ્રાચીન લેખકોની ભાષામા શો ચમત્કાર સમાયલો છે તે જાણ્યા વગર માત્ર આપણા મગજમા ઉત્પન્ન થતા વિચારોને ભાષામા ઉતારતા આપણે એ પ્રજાહૃદયના બારણા ખોલવાની કૂચી મેળવી શકતા નથી સાહિત્ય જેમ મનુષ્યની ઊંચી શક્તિઓના દર્શનનું સંગ્રહસ્થાન છે, તેમ સાહિત્ય એ જ મનુષ્યની આશાઅભિલાષાઓની સ્વપ્નભૂમિ છે એમા માત્ર ભૂતકાળના જ ભણકા નથી, માત્ર વર્ત્તમાનના જ ચિત્રો નથી, પણ ભવિષ્યના પ્રભાતકૃત જેવા કલકાગયે છે. દરરોજ ઉગડતા પ્રભાતમા ઉષાએ નવા નવા રંગ પૂરવાના છે, પણ એ ભૂતકાળને અવગણીને કે વર્ત્તમાનને જ જોઇને નહીં. એણે તો ભૂતકાળની તારાજડિત રજનીને ભવ્ય તેજભર દિવસ સાથે જોડવાની છે એણે તો લાખો દીવીઓની જ્યોતમાથી ભભુકતી મહા સૂર્યજ્યોત જગાડવાની છે. એ દીવીઓ પણ પોતપોતાના સ્થાનમા સૂર્યનું જ કામ કરી રહેલી છે એ આકાશમા આપણે પણ આપણા સૂર્યને ભભુકાવવાનો છે, અને આપણે પણ આપણો દિવસ પૂરો થતા એ જ દીવીઓની હારમા સમાવુ છે. આ દર્શન જો આપણને સ્પષ્ટ થાય, તો એ ભૂતકાળની દીવીઓના જીવન-આલેખન અને

તેઓની વિજયવાર્તા જોવા-સાંભળવામાં અને આપણાં હૈયામાં ઉતારવામાં આપણી સિદ્ધિના પ્રથમ પગથિયા પર આપણે દૃઢતાથી ચઢ્યા છીએ, એવો સંતોષ પામી શકીએ.

**પ્રાચીન સાહિત્યનો અભ્યાસ અને લોકહૈયાં ખોલવાની કૂંચી.**

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે આપણા પ્રાચીન સાહિત્યનો અભ્યાસ આપણા સમાજના ખોરાક માટે કેટલો અગત્યનો છે. એ પ્રાચીન સાહિત્ય મુખ્યપણે કવિતામાં જ સમાયલું છે. એ પ્રાચીન સાહિત્યનું જીવન હજી કેવું પ્રવાહી રહ્યું છે તે તો આપણાં ગામડાઓમાં જ આપણે પ્રત્યક્ષ કરીએ છીએ. હજીપણ લોકો નરસિંહ-મીરાંના પદો, સામળની વાર્તાઓ તથા એના છપ્પાઓ, પ્રેમાનંદના જૂનાં જૂનાં આખ્યાનો, અખાના સોનાગીપણી જેવા કહેવતરૂપ બનેલા શબ્દ-હાં મારતા છપ્પાઓ, દયારામની મધુરી ગરબીઓ, વગેરે કેવા ભક્તિભાવથી કે આનંદપ્રકાશથી ગાય છે, તે જ પ્રાચીન સાહિત્યના અમરપ્રાણની સાખ પૂરે છે. તમારે લોકોના હૈયામાં જો ઉતરવું હોય, તો કયી કૂંચીઓથી એ હૈયાના બારણાં ઉઘડી શકે છે તેની પિછાન કરી જ જોઇએ. ભાલણ, નરસિંહ મહેતા અને વિષ્ણુદાસની કવિતાઓએ જેમ પ્રેમાનંદ જેવા મહાકવિને એ કૂંચીઓ આપી હતી, તેમ દયારામે પણ એ જ કૂંચીઓને જોઇ પોતાની નવી ઝગઝગતી કૂંચીઓ કરાવી હતી, અને એવી જ કૂંચીઓથી નર્મદ-દલપતે પણ લોકહૈયાના તાળા ખોલ્યા હતા. આજના જમાનામાં પણ એ કૂંચીઓનો ભેદ જાણનારા જે નવા કવિઓ ધીરેધીરે એનો ચમત્કાર સમજતા થયા છે, તે સર્વ લોકહૈયાને ટુંક સમય પણ ખોલી શકયા છે, બાકી તો એ કૂંચીઓને અવગણનાર કે એનો ભેદ ના જાણનાર બીજા લેખકો માત્ર કાગળપરના કવિઓ જ રહ્યા છે! નથી એ લેખકો એ લોકહૈયાના અચળ સ્થાનમાં પ્રવેશ કરી શકયા, કે નથી એ લોકહૈયાએ એમની કશી પરવા રાખી. પક્ષી આકાશમાં ભલે ઉડે, અને સૂર્યના તેજ આંખોમાં ભરી પવનની પાંખ સાથે પોતાની પાંખ ઘસીને તે ભલે આનંદ માણે, પણ એ પક્ષીનો માળો તો નીચે ઝાડ પરજ કે કોઇ પથ્થરની બખોલમાં જ રહેવાનો. એને ત્યાં ઉતર્યા વગર છૂટકો નથી. આપણા નવા લેખકોએ અને કવિઓએ એ ભેદ હમેશા ધ્યાનમાં રાખવાનો છે એ ભેદ લોકહૈયાને તરછોડીને પછી પાછી તેની બેપરવાઈની ફરિયાદ કરવી એ અણજુગતું છે. સૂર્ય ભૂમિને મળવા જાય ત્યાં જ એના રંગો ખીલી રહે છે. એ ઊંચો અને અતડો રહે તો એને તપવું જ રહ્યું છે

**સાહિત્યનું વૃક્ષ અને લોકહૈયાંનો સ્પર્શ.**

સાહિત્યનું પણ વૃક્ષ કહેવાય છે, એટલે એનો કોઇ પણ વિભાગ જ્યાં સુધી એના મૂળમાંનો રસ મેળવી શકે છે ત્યાંસુધી તે એ વૃક્ષની સાથે જોડાયો અને જીવતો રહે છે એ વૃક્ષને વખતો વખત નવનવાં પાંદડાં અને નવનવો ફાલ આવ્યે જ જાય છે, પણ તે માટે એ વૃક્ષની અનેક રીતે સંભાળ રાખવી પડે છે. એને ડાળખીઓ આવતી જાય, અને તે પર પાંદડા, ફૂલો અને ફળો પણ ઉગતાં જાય. પણ એ સર્વનું પોષણ એ વૃક્ષના મૂળમાંના રસથી જ થવાનું. જે ડાળખીને એ રસ પહોંચતો બંધ થાય તે સૂકાઇને ખરી જાય છે આ વૃક્ષની બીજી પણ કુદરતી ખુબી છે એને પોતાની ડાળખીઓ ઉગે તેનું પોષણ કરે એ તો સ્વાભાવિક છે, પણ એ વૃક્ષમાં કોઈ એવા જ બીજાં સજાતીય વૃક્ષની ડાળખીની કલમ કરે અગર ખુંપી મારે અને સંભાળથી તેની બરદાસ્ત રાખે,

તો એ નવી બહારથી આવેલી ડાંખળી સૂકીતી સૂકાતી પણ એ વૃક્ષના અંતરમાં મળી જાય છે, અને પછી તેનું જ સુંદર અંગ બનીને રહે છે પણ એ માટે પણ એ વૃક્ષના મૂળમાંથી આવતા રસને જ તે આભારી છે એ મૂળના રસ વગર એ નવી ડાખળીનું જીવન કદી રહેવા પામે નહીં. આ સત્ય સાહિત્યને પણ સંપૂર્ણ રીતે લાગુ પડે છે માટે જ મારા તમામ નવીન લેખકબંધુઓને મારી નમ્ર સૂચના છે, કે તમે બધી નવીનતાઓ આપણા સાહિત્યમાં ભલે લાવો; બલ્કે હમેશાં લાવો, અને તમારી નવી વિદ્યામાંથી પ્રેરાતી અનન્ય પ્રતિભાના ચમત્કાર ભલે ચમકાવો, પણ એ તમામ હૃદયસ્વપ્નામાં જોયલી સુંદરતાઓને એ સાહિત્યમાં કાયમનું સ્થાન આપવા ઇચ્છતા હો, અને એ તમારા પ્રયત્નોને લોકહૈયામાં સદાના સમાવવા માગતા હો, તો એ વૃક્ષની ડાખળીઓ સાથે માત્ર બહારથી દોરી વીંટી લીધાથી તમારી ડાખળીઓ સજીવન રહેવા પામશે નહી, પણ એ નવી ડાખળીઓની એ સાહિત્યના વૃક્ષમાં ખૂંટીઓ મારવી પડશે, અને એમને એ સાહિત્યવૃક્ષના મૂળમાંના રસથી જ પોષણ આપવું પડશે વૃક્ષ જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ ભલે તે ફેલાતું જાય, અને તેને નવાં નવાં પાદડાં અને ફૂલો પણ આવતાં જાય, પણ એ સર્વમાં એ જ મૂળનો રસ પહોંચે છે અને તેથીજ તે સમૃદ્ધિવાન્ છે નરસિંહ–મીરાંના ભજનના કે શૃંગારના પદો જુઓ, પ્રેમાનંદના આખ્યાનોના અનેક રાગમાં અને ઢાળમાં લખાયેલાં ગીતો કે કડવાં સુણો, કે દયારામની રસવિલોલ ગરબીઓ સાંભળો આપણા ગત કાળમાં જ દલપતરામની ગરબીઓની પણ મીઠાશ આરોગો એ સર્વ મહા કવિઓ આ જ સત્ય જાણતા જ હતા, અને તેથી એ સર્વની ભાષામાં આપણે એકસરખો અકથ્ય ચમત્કાર જોઇએ છીએ ભાષા ભલે આગળ અને આગળ વધતી જાય, તેમાં અનેક સુંદર અંગોનો વિકાસ થાય, પણ એનો પ્રવાહ તોડી શકાય નહી એક જ દાખલો બસ થશે નર્મદ–દલપત સુધી આપણી એ બાલભાષાનો પ્રવાહ સારી પેઠે વહ્યો, અને ભાષામાં ઉગતા નવીન વિચારોનો નિભાવ પણ એ કવિતાઓએ એ બાલભાષાના મૂળ રસથી જ કીધો ત્યાર પછી ગોવર્ધનરામની "સરસ્વતીચંદ્ર" બહાર પડી એ ઉંચી કલ્પના ભર્યા કાવ્યગ્રંથમાં ગોવર્ધનરામથી મોટે ભાગે એ બાલભાષાનો મૂળ રસ ઝીલાયો નથી, અને તેથી એમાના કાવ્યો ગુજરાતી સાહિત્યના પોતાના ફૂલો જેવા મોટે ભાગે ઉગ્યા જ નથી એ કાવ્યોએ લોકહૈયાને સ્પર્શ સરખો કીધો નથી, અને એ લખાયાને લગભગ ચાળીસ વર્ષ થયા તો પણ હજી તે અતડા જ રહ્યા છે એ જ પુસ્તકમાંના ત્રણ ચાર કાવ્યો, જેવા કે કોયલ, નદી ઉષા, ચકનાકી, અને મરમરી પુત્રીના વૃદ્ધ પિતાને કહેલા હૃદયવેધક વચનોવાળું કાવ્ય, કે જે ગુજરાતની કોઇ પણ વ્યક્તિને ડોલાવે તેવાં છે, તે એ જ બાલભાષામાં લખાયેલાં છે "સરસ્વતીચંદ્ર" માંની ગઝલો અને લાવણીઓ તેમજ જોગીરાજ વાળું કાવ્ય પણ એ જ બાલભાષાનો અખંડ પ્રવાહ ધારીને લખાયલાં છે, અને તેથી તે લોકહૈયાને સ્પર્શ કરી શક્યાં છે, અને ગુજરાતી ભાષામાં તે અમર પણ રહેશે કલાપીની ભાષામાં પણ એ જ પ્રવાહીપણાનો મૂળ ગુણ રહેલો છે આપણા હૈયાત કવિઓ પણ એ મૂળ રસનો પ્રસાદ જ્યાં જ્યાં ઝીલી શક્યા છે, ત્યાં ત્યાં એમની વાણીએ લોકહૈયાને જીત્યાં છે જ, અને આપણા તમામ ઉગતા કવિઓ અને લેખકો આ શુદ્ધ પણ સાહિત્યને લગતું સનાતન સત્ય જેટલું જલદી જોઈ શકે તેટલું તેમને તેમજ આપણા સાહિત્યને પણ લાભકારક જ છે

**અર્વાચીન ગુજરાતી સાહિત્ય વિશે વિચાર.**

હવે આપણે અર્વાચીન ગુજરાતી સાહિત્યની સ્થિતિ અને પ્રવૃત્તિ જોઈએ દુનિયાની બીજી પ્રજાઓની માફક આપણે પણ આપણા સાહિત્યનું અભિમાન રાખીએ તેમા કશુ ખોટુ નથી એ આપણુ સ્વજન છે, હૃદય છે, અને પ્રાણ પણ છે. અનંત બ્રહ્માડમા સૂર્ય શુ, ચદ્ર શુ, આપણી પૃથ્વી શુ, અને આપણે શું, પણ ન્યાયી ઇશ્વરે એ સર્વને તેમ આપણને પણ વ્યક્તિત્વ આપેલું છે, એટલે આપણી પોતાની મર્યાદામા આપણી સેવા એ માયાળુ પ્રભુના ચરણમા દેવાતું આપણને યોગ્ય અભિમાન હોઇ શકે ગુજરાતી સાહિત્ય સસ્કૃત જેવુ પ્રૌઢ ન હોય, અંગ્રેજી જેવુ વિશાળ ન હોય, કદાચ એના બાળબધુ બગાળી જેવુ નવસમૃદ્ધ પણ ન હોય પણ એ સુદર અને મધુર તો છે જ, અને આપણુ પોતાનું હોવાથી વહાલુ પણ છે જ. એને આપણા સિવાય બીજા કોણ લાડ લડાવશે, એની અભિલાષાઓ બીજા કોણ પુરી કરશે, એની નાની મોટી સેવા બીજા કોણ ઉઠાવશે, અને દુનિયામા એને આગળ પડતું કરવા માટે આપણા સિવાય બીજા કોણ એને માથે કીર્તિની કલગી ખોસશે, એવા એવા કોડ આપણ સર્વ ગુજરાતી બધુઓમા સતત ઉછળતા રહેવા જોઇએ એને માટે પ્રેમાનદે જીવનભર માથે પાઘડી બાધી નહી, એને માટે નર્મદે કેસરીઆ લઇ પેટે પાટા બાધ્યો, એને માટે દલપતરામે દરબારે દરબારે વકીલાત કરી લક્ષ્મીજાયાઓ પાસે ભિક્ષા માગી, અને આપણી નજર સામે એને માટે ગોવર્ધનરામે લક્ષ્મીજીના સુવર્ણધામ છોડી વનવાસ સેવ્યો. બ્હેનો અને બધુઓ, એવી એ આપણી ગુજરાતી ભાષા અને એવુ એ આપણુ ગુજરાતી સાહિત્ય કોને પ્રિય ન હોય ? એનું અભિમાન આપણે કેમ ન રાખીએ ? એની સેવામા આપણે કેમ નાનમ માણીએ ? એનું રક્ષણ કરવા આપણે કેમ પાછી પાની કરીએ ? જેવુ છે એવુ એવુ એ સાહિત્ય આપણું છે, અને આપણી સેવા ઉપર એનો જન્મસિદ્ધ હક્ક છે પણ આપણી સેવા એની પ્રશસાના બણગા ફૂકવામા નથી એની દિન ઉગ્યે વધતી સમૃદ્ધિમા આપણે ફૂલ નહી તો ફૂલની પાખડીયે ઉમેરવાની છે એમ કરવા જતા આપણા પ્રયાસો વાકાચૂકા થઇ ન જાય તે સંભાળવાનું છે સેવાના આવેશમા આપણે જે પૂજ્યના ચરણ ચાપીએ તેને આરામ આપવાને બદલે વિવેકહીણુ બળ વાપરી તેના " હાડકાનો ખુરદો " કરી ઉલટી પીડા કરીએ તેમ ના બને તે તપાસવાનું છે આગળ પાછળનો વિચાર કર્યા વિના માત્ર કાઇક ચમત્કાર કરી બતાવવાની ઇચ્છાથી જ ઉચ્છેદકવૃત્તિ ધારણ કરતા સાહિત્યના કોઇ અગત્યના અગને જ નુકસાન પહોચવાથી ' ચમત્કાર ' પણ જાય અને ' નમસ્કાર ' પણ જાય એવી સ્થિતિમાથી એનું રક્ષણ કરવાનું છે ટુકામા, ગુજરાતી સાહિત્ય દુનિયાની બીજી ભાષાઓના સાહિત્યની હરોળમા નહી તો તેની હારમા પણ ઉભુ રહે એવુ થયતુ જોવામા આપણુ અભિમાન તૃપ્ત થાય એમ તો આપણે સર્વે ઇચ્છી રહીએ

**ગુજરાતી સાહિત્યનો મંથનકાળ.**

આપણા સાહિત્યના એવા સાચા અભિમાનથી આપણે હવે એની વર્તમાન સ્થિતિને તપાસીએ, અને જોઇએ કે આપણે એનો પ્રવાહ કેવી રીતે આગળ વહેવડાવીએ છીએ અંગ્રેજી કેળવણીના આગમનથી આખા હિંદુસ્થાનની જૂદી જૂદી ભાષાઓનો મથનકાળ શરૂ થયેલો કહેવાય જૂદી જૂદી સંસ્કૃતિમા ઉછરેલી પ્રજાઓ અનિવાર્ય ... ... ...

આવતાં નવી સ્થિતિઓ અહિં તહિં ઉભી થાય એ સ્વાભાવિક છે, અને તેથી એ જૂદી જૂદી પ્રજાનાં સાહિત્યપર પણ તેવીજ અસર થાય છે. નદી અને દરિયાના સંગમ સ્થાને જેમ મોજાંઓ ઘણાં ઉછળે છે, તેમ ત્યાં રેતી અને કાદવના ઢગ પણ ઉંચા થાય છે. આપણે ત્યાં પણ એવું જ બન્યું છે. અંગ્રેજી ભાષાના અભ્યાસ સાથે સંસ્કૃતનો અને કંઇક અંશે ફારસીનો નવી દૃષ્ટિથી અને નવી પદ્ધતિથી અભ્યાસ થવા માંડ્યો, એટલે એ ભાષાઓનાં સાહિત્ય જેવું આપણી ગુજરાતી ભાષાના સાહિત્યમાં પણ કંઇક જોઇએ, એવી નવી અભિલાષાઓ આપણા નવીન અભ્યાસી વર્ગમા ઉત્પન્ન થાય તે સ્વાભાવિક છે. એ સંગમકાળનાં પ્રથમ ભાગમાં દલપતરામે અને નર્મદાશંકરે એ નવી આશાઓને તે કાળની પ્રજાને રૂચે એવા એવાં નવાં રૂપ આપ્યા. અલબત્ત, દયારામ કવિ મારફતે મળેલો સાહિત્યની બાલભાષાનો દીપ એ બંને કવિઓએ નવું તેલ પૂરતાં પણ જળતો રાખ્યો. એમ કરતા તેઓએ પણ કંઇક દીવીઓ અને કોડીઆ બનાવ્યા ને ભાગ્યા; પણ એ દીપને તો સતત જળતો જ રાખ્યો. એ સંગમકાળના પ્રથમ ભાગ પછી અંગ્રેજી કેળવણીની ભરતી કાંઇક વધુ જોરથી ભરાતી ગઇ, અને તેને પરિણામે દેશના આચાર વિચારોમાં તેમજ દેશના સાહિત્યમાં પણ જબરો મંથનકાળ શરૂ થયો. સંસ્કૃતમાનું એટલું બધુ ઉત્તમ, અંગ્રેજીમાંનું કે ફારસીમાંનું એટલું બધુ અનુકરણ યોગ્ય, એવા વિચારોની ભરતી ભરાતા આપણા સાહિત્યની નદીના કિનારા ડૂબતા ગયા, પાળો કહિં કહિં ભાગતી ગઇ, અને નદીનાં પાણી ડહોળા તેમજ ખારાં પણ થયાં. એ થાય એ કુદરતી હતું. એ મંથનકાળ પણ ઉપકારક છે.

**મંથનકાળનો બીજો ભાગ.**

આ સંગમકાળના બીજા ભાગમાં આપણા સાહિત્યની નવી નવી પ્રવૃત્તિઓ બહુ જોશભેર ચાલી રહી. કવિતામાં કેવળ નવો જ માર્ગ લેનારા નીકળ્યા, અંગ્રેજી, સંસ્કૃત કે ફારસી કવિતાઓની અનુકૃતિઓની નાની નાની પણ કેટલીક સુંદર ભેટ ગુજરાતી સાહિત્યને તેના નવીન પૂજકો તરફથી મળી. હૃદય ઉમળકા ભર્યાં હતાં, સાહિત્યસેવાના કોડ હતા, નવી વિદ્યાનો મદ પણ હતો, ગુજરાતી પ્રજાને કાંઇક નવું નવું કરી દેખાડવાની અભિલાષા હતી. ઘણું ઘણું હતું; પણ એ સર્વ સંગમકાળનાં મોજાં હતા, એટલે ન હતી એમા નદીના પાણીની મૂળ મધુરતા, કે ન હતું નદીનું બાપીકું પુર. એમા તો ખારા સમુદ્રના ઉછળતાં ફીણ હતાં, તેમાં કચરોયે હતો, અને એ સંગમસ્થાને થતા રેતી અને કાદવના પણ ઢગ હતા. કુસુમમાળા, કુંજવિહાર, અભેદોર્મિ, હરિપ્રેમપંચદશી, કલાંત કવિ, સ્નેહમુદ્રા, વગેરે સર્વ એ કાળના જ મોજાં હતાં. એ સર્વમાં નદીનું મૂળ પાણી બહુ થોડું ભળ્યું હતું ત્યાયે એ લોકહૈયાને અસ્પર્શ્ય લાગ્યું. મંથનકાળની સજા એના ફળને ઝીલનાર અને ઝીલાવનાર એ બંનેને લાગે છે. આપણા સાહિત્યના આ મંથનકાળમાં પણ તેવું જ બનતું આપણે જોયું છે. નવીન લેખકોને તેમજ લોકહૈયાને સરખી રીતે તપવું પડ્યું છે. નવીન લેખકોએ પોતાની પૂર્વેના લેખકોની લોકહૈયાને સાંકળતી પરંપરાને સર્પ જેવી જાણીને તરછોડી કાઢી, તો લોકહૈયાએ આ નવીન લેખકોની કૃતિઓને પોતાનાં આંગણાંમાં કુંકાસ્ને ઢગ થયલી ધૂળ જેવી ગણીને વાળી નાખી ! બંનેને રીસામણા જ રહ્યાં. જૂના અને નવા વિચારોની અથડામણ જોશભેર થતી ચાલી, જૂનું એગલું ધરેડિયું, માટે ચાવીને ટૂંચો થયલું, ફેંકી દો

એને ઉકરડાપર, નવું એટલું વિદેશી, સારા સંસારને અભડાવતું, મૂકો એને ન્યાતબહાર ! આવા હડાયુદ્ધની સ્થિતિમા આ સંગમકાળનો બીજો ભાગ જતો હતો. નદીનુ પુર સમુદ્ર ભણી તેના મોજાંને હઠાવવા પ્રયત્ન કરતું હતું, તો એ મોજાં પણ વધુ વધુ સામે ધસી એ પુરમા ભળતાં ભળતા નદીમા પ્રસરતા હતા. એવામા ગુજરાતી સાહિત્યની કીર્ત્તિને સર્વકાળ ઉજળી દીપાવે એવો એક ચમત્કાર બન્યો. વિષ્ણુ અને મહાદેવનુ તુમુલ યુદ્ધ અટકાવતો એક મહાયોગી પ્રગટ થયો, અને "હું તો બેઉને લાગુ પાય, નમો નમો" એવો મધુર પણ ઊંડી ભક્તિનો સત્તાધારી સૂર એ મહાયોગીની "સરસ્વતીચંદ્ર" ની રસજ્ઞાનચક્ર જેવી નવલકથાએ એ જ કાળમા કાઢ્યો લોકહૈયાનું ઊંડુ નિરીક્ષણ કરીને, તેની કથાપરંપરાને ઉપયોગમા લઇને, તેના અનુભવભંડારના મોઘા રત્નોને ચૂંટીને તથા સાફ કરીને, તેના સાહિત્યની બાલભાષાને ઠેર ઠેર સવિવેક વાપરીને, એ સમર્થ અમર લેખકે નવી વિદ્યાની મુક્ત હવા ફૂંકી તેના પ્રચંડ, શક્તિમાન્ અને સભરસ પૂર્ણ મોજાંઓનો વિજયવંતો સબળ યોગ એ નદીના પાણી સાથે કરાવ્યો. પ્રભુની વિભૂતિ ફરી એકવાર ગુજરાતના એ મહા લેખકદ્વારા ઉતરી. ગોવર્ધનરામ કવિ હતા, પણ એમનું કવિત્વ "સ્નેહમુદ્રા" ની દેવઝાડીમા ગુંચવાઇ પડ્યું હતું. એ કવિત્વની રસરેલ તો "સરસ્વતીચંદ્ર" મા જ સમાઇ શકી અને લોકહૈયાને પણ તેમા ડૂબાડી શકી ગુજરાતના લેખકો અને વાચકો બંને એમા ભીંજાયા. પ્રાચીન સાહિત્યના અમર રંગો એ મહા લેખકે જ પાછા પૂર્ણ પ્રકાશભર બતાવ્યા નવીન પ્રેરક બળોની છોળોના મોઘા મોતી પણ એણે જ જાદુભરી રીતે આપણે આંગણે વેરાવ્યા. સંગમકાળનો બીજો ભાગ મને તો હજીયે ચાલતો જ દેખાય છે, કારણ આ મહાલેખક પછી એવો બીજો કોઇ લેખક હજી થયો નથી, કે જે સારી ગુજરાતના સાહિત્યમા એવી પ્રખર વિદ્વત્તા, એવું તલસ્પર્શી જ્ઞાન, એવો ઊંડો અનુભવ, એવું વિશાળ વાચન, એવી અગાધ વિવેચનશક્તિ, એવી વેગભર રસરેલ, એવી હંસન્યાયવૃત્તિ, એવી દૂરગામી કલ્પના, અને ટૂંકમા કહીએ તો એવી અદ્‌ભુત લેખનકળાના દર્શન કરાવી શક્યો હોય, અને જ્યા સુધી એવો બીજો સમર્થ લેખક કે કવિ ગુજરાતમા દર્શન આપશે નહીં, ત્યા સુધી તો એ મંથનકાળનો બીજો ભાગ ચાલુ જ રહેલો કહેવાશે, અને તેની ઉપર ગોવર્ધનરામનુ જ આધિપત્ય રહેશે. આ છેલ્લા ત્રીસ વર્ષના ગાળામા થોડા સારા લેખકો અને થોડા સારા કવિઓ પણ થયા છે, પણ એ બધા આકાશમાના તારા જેવા. એ કવિઓએ અને લેખકોએ પણ ગુજરાતી સાહિત્યની ઉન્નતિમા પોતપોતાને માર્ગે યથાયોગ્ય ફાળો આપ્યો છે.

એક કવિની ઉગતી કવિતા જોઇ સ્વર્ગસ્થ કાન્તે તેને "અમીવર્ષણ ચંદ્રરાજ" ની સુધા જેવી ગણાવી હતી, પણ એ કવિ, ખરૂં પૂછો તો, ધૂમકેતુના જેવો જ ઉગ્યો હતો. એ ધૂમકેતુએ આપણી દષ્ટિ કૌતુક અને આશાથી ભરી નાખી, જોતજોતા આકાશની મધ્યમા એ આવ્યો, માર્ગમા કંઇક તારાઓને એણે પોતાના પૂછના પ્રકાશમાં નવડાવ્યા, અને આંજ્યા, અને ઘડીભર આપણ સર્વને તે આ આકાશ તેજથી ભરી દેશે એવું લાગ્યું. પણ એ ધૂમકેતુના કૌતુકમા જ એનું પ્રબળ પણ હતું. એ કૌતુક પણ જોતજોતા ઉડી જતું જણાયું, કારણ એમા અચળ રેશાની કેંન્દ્ર તારાની સ્થિરતા ન હતી, કે શુભ્રચંદ્રના જેવી નિયમિત ગતિથી એના અમૃતકુંભમાથી આપણી પૃથ્વીને વધુ અને વધુ શુદ્ધ

અમૃતજળ દિનપરદિન મળતું ન હતું. એની લીલા જોતજોતાં સંકેલાતી લાગી, અને હવે તો માત્ર પૂંછનો જ પ્રકાશ પશ્ચિમાકાશની દૃષ્ટિમર્યાદામા ઉતરતો લાગે છે. આપણા સાહિત્યાકાશમાં એણે પણ પોતાની શકિત અનુસાર ઠીક ઠીક તેજ રેલાવ્યાં છે. એની કવિતા જ્યા જ્યાં આપણા સૂર્યમંડળની શુદ્ધ પ્રકૃતિને વફાદાર રહી છે ત્યાં ત્યા તેણે સુંદર ચમત્કાર બતાવ્યા છે, પણ એ સૂર્યમંડળના વર્તુલની બહાર ધૂમકેતુની સ્વાભાવિક ભ્રમણ પ્રવૃત્તિ હોવાને લીધે એનું વાતાવરણ કાંઈક જૂદું જ છે, અને એની ગતિ પણ કાંઈક ભિન્ન જ છે. એથીજ એના તેજમાં અંજાઇ એને અનુસરવા જનાર એ ધૂમકેતુના સ્વાભાવિક ભ્રમણને પામી શકતો નથી. સૂર્યમંડળની પ્રકૃતિ અને ગતિથી જે ભિન્ન પ્રકૃતિ અને ગતિ ધારણ કરે, તે એ સૂર્યમંડળનું સ્થાયી અંગ મટી ના રહે તો તેમા નવાઈ નથી. ખુદ કાન્તે પણ આ સત્ય પાછળથી જોયું હતું, અને જે આજે એ જોઇ શકતા નથી તે વખત જતાં જરૂર જોશે. સાહિત્યમા સત્ય જ નિભી શકે છે, એટલે એ સાહિત્યનું કેવળ સત્યની દૃષ્ટિથી અને નિષ્પક્ષપાત વૃત્તિથી દિગ્દર્શન કરાવતા કોઇ પણ બધુને તે અપ્રિય લાગે તો હું તેની ક્ષમા જ માગી લઉં છું, પણ અસત્યની કે અર્ધસત્યની ઓથ તો હુ ના જ લઉં. જ્યા આખા આકાશનું આપણે દિગ્દર્શન જ કરવા બેઠા ત્યા એ સત્યથી અને સ્નેહથી બધું બતાવવું જ રહ્યું. મારી દુર્બ્યાનિમા ખામી હોય તો તે શુદ્ધ કરવા તત્પર છું, પણ મારા હૃદયની સંપૂર્ણ નિખાલસતાની અને મારા શુદ્ધ બંધુભાવની તો હું સર્વને ખાત્રી આપુ છુ. આપણા કવિ મને એ ધૂમકેતુના જેવા જ લાગ્યા છે. એના ચમત્કાર અને એની તેજભર નવી લીલા આપણી સ્મૃતિમાથી ખસે તેમ નથી એના પણ આપણે ઋણી છીએ, ચંદ્ર વગરના આકાશમા એણે આપણી નજરને કૌતુકથી અને કદી કદી પોતાના તેજની અવનવી પિચ્છકળાથી ખેંચી રાખી આપણને આનંદ આપ્યો છે.

પણ—પણ આ મંથનકાળમા હજી આપણા માખણ ઉતર્યા નથી. આપણો મહા કવિ કહેવાતો નહીં પણ ખરો મહા કવિ–આપણા આ નવયુગને પોતાની ગગનગર્જનાથી છાઇ દેતો અને પોતાના રસામૃતના વરસાદની મૂશળધારાથી સારા ગુજરાતને અને જગત સુદ્ધાને તરબોળ કરતો એવો આપણો મહાકવિ હજી આપણને મળ્યો નથી. ઉદયાકાશમા વાદળા ચઢી આવે છે, કદી થોડી ગર્જના પણ થાય છે, કદી અદ્ધડી વરસાદના ઝરમરિયા પણ વરસે છે; પણ એ પેલો ચોમાસાનો મહા અધિપતિ મેઘરાજ નહીં, પણ મહામાસના માવઠાં હજી અષાઢની હેલીઓ, શ્રાવણના સરસરિયા અને ભાદરવાના ભરપૂર ભરણા દૂર છે. બાકી તો આપણે આપણા પ્રિયજન માટે જે વધુ પડતું બોલીએ તે તો આપણી સ્નેહ-પ્રથા જ છે. આપણું મન મનાવવામાં સંતોષ હશે, પણ સ્થિતિનું સત્ય જ્ઞાન કે પ્રગતિની ખરી ધગશ તેમા નથી.

**નવી ગુજરાતી કવિતાની સ્થિતિ.**

ગુજરાતી સાહિત્યના જૂદા જૂદા અંગોનો વિકાસ આ મંથનકાળમા કેવો થાય છે તેનું સમગ્ર દિગ્દર્શન હવે કરી લઇએ. પ્રથમ આપણે કવિતાનું અંગ તપાસીએ. મુખ્ય ભાગે તો આપણને હજી નાના સંગીતકાવ્યો જ મળે છે. એમાં પણ આજ વીસ વર્ષથી જે બે ચાર કવિઓ સાગ અને મંથનકાળના નવા નવા ચીલા પાડતા ગણાતા આવ્યા છે, તેઓ સિવાય

હજી કોઇ તેઓના જેવો પણ નવો કવિ ખરી રીતે બહાર આવ્યો નથી એ જો દાયકા આગળના બહાર પડેલા કવિઓની નવી કૃતિઓમા પણ મોટે ભાગે ચઢાવ નહીં પણ નીચે જતો ઢોળાવ જ લાગે છે. કેટલાકનાં રસઝરણા સૂકાયા છે, છતાં તેમા કદી કદી ફર પડતા વરસાદના પાણી આવી જાય છે તે પરતા જ તે રહ્યા છે. કાઇક નવું કરવું, કાંઇક મોટું કરી બતાવવું, એ અભિલાષા હજીએ કેટલાકના મનમા રહી છે, પણ કાં તો એ અભિલાષાને કાર્યમા ઉતારવાની શક્તિ હવે તેઓમા રહી નથી, કે કા તો એને ફળીભૂત કરવા માટે યોગ્યપણુ ખોળાતો ખરો માર્ગ તેઓને મળતો નથી કેટલાક કવિ-કેસરીઓ જીવનભર પ્રશંસાના ફૂલદડગમા જ દટાઇ હવે અદ્રશ્ય થતા આવ્યાં છે, કેટલાક પોતાને કીર્તિટોચે પુગી ગયલા માની પોતાના નાના મંડળના અધિદેવતા બની માથે લટકતા છત્રમા જ ઢંકાઇ જવા માડયા છે, કેટલાક હજી ઘરના બારવટીઆ પર બેસી ચીંચીં કરતા થાક ખાવા લાગ્યા છે, અને કેટલાકે તો પોતાનો દિવસ સંકેલી પણ લીધો છે. એકાદ બે જ ધીમે ધીમે પણ મક્કમ અને બળવાન પગલે ચઢાવ ચઢયા જાય છે, અને જો કે તેમનાં પગલા ધીમા છે પણ તે ગુજરાતી સાહિત્યના આ મંથનકાળમા સારી પેઠે માર્ગદર્શક થતાં જાય છે. જે સર્વ ઢોળાવપર ઉતરતા જાય છે તેઓની એવી ગતિ કેટલેક અંશે આપણી અતિ પ્રશંસાને લીધે જ થઇ હોય એમ લાગે છે. આપણે આર્યજનો તેત્રીસક્રોડ દેવતાના પૂજારી પડયા, એટલે આપણી એ વેદકાળજૂની રૂઢિ પ્રમાણે એ દેવતાઓને વધારતા જ જઇએ. એ પૂજનવિધિ આપણા સાહિત્યના આ મંથનકાળના નાનામોટા બધા લેખકોને આપણા દેવનાસ્થાને બેસાડે છે. અને જેમ એ દેવતાઓને તેઓનું તેજચક્ર આપણે જ ચીતરી કે કોતરી આપી એવી રીતે તેઓનું દેવત્વ સ્થાપી આપીએ છીએ, તેમ એ લેખકોને પણ આપણે જ એવા દિવ્ય અધિકારી કરી બેસાડીએ છીએ. એથી આપણને તેમજ એ લેખકોને પણ હાનિ થાય છે. એ સમજે છે કે—ચાલો, અમે હવે મહા લેખક કે મહા કવિ થયા, આ બધા અમને પૂજે છે, અમારી આસપાસ મધમાખ જેના ગુંજે છે, જ્યા જઇએ ત્યા અમને સ્ટેશનપર કે ડક્કાપર માનભર લેવા અને મૂકવા આવે છે, અમારી મહત્તા હવે પૂરી અંકાઇ, અમારૂં જીવન હવે સાર્થક થઇ ગયુ, ચાલો હવે વધુ કરવાનું નથી, હવે તો ઓઢેથી પડયા વેરો ચટ ઝીલાઇ જટ કહેવત રૂપજ થઇ જવાના. આવી રીતિથી એ લોકોના ઉન્નતિમાર્ગ બંધ થઇ જાય છે, અને સાહિત્યનો ડુંગર એવા લેખકોથી પૂરો ચઢી શકાતો નથી. સાહિત્યની તો અખંડ સમાધિ ચઢાવવી જોઇએ. એને માટે દિલના આતશ હમેશા ધગધગતા રાખવા જોઇએ. લેખકોના શરીરે નહી પણ લેખકોના જીગરે ફકીરીનો સાલો ઓઢવો જોઇએ, અને એ સાહિત્યમા ગુલતાન થયલા જીગરે સાહિત્યની ધુન અને સાહિત્યની "અનલ—હક" ની બાંગ પુકારવી જોઇએ. કવિતા માટે કહો કે સાહિત્યના બીજાં ક્ષેત્રો માટે કહો, પણ સતત પરિશ્રમ વગર મોટા પરિણામો કદી નીપજતા નથી. તેમા આ મથનકાળમા તો જ્યા બધુ નવેસરથી ઘડાવા માંડયુ છે, ત્યા તો પોતાની જોખમદારી સમજનારા લેખકોને ચાલુ ઉદ્યોગની અને નિરંતર સાવધાનીની મુખ્ય જરૂર છે. સાહિત્યતુ યે કારખાનું છે, ત્યા ભલભલા નાનામોટા, તીણાબુઠ્ઠા ઓજારો પડેલા છે. એ કારખાનામા કામ કરનારે સાવધાની રાખવાની છે, કદી હાથ પગ કપાય, કદી ખોટા ઓજારો વપરાશમા લેતા કામ બરાબર સધાય નહીં અને ઓજારો પણ બગડે. એમા પણ અનુભવની જરૂર છે. પ્રતિભા ગમે તેવી હોય તોપણ

યોગ્ય ઓજારો યોગ્ય વખતે યોગ્ય કામે જ લગાડાય તો જ કાર્યસિદ્ધિ થાય. કારીગર કળાવાન હોય, તેમજ સતત ઉદ્યોગી અને સાવધાન હોય તો અનુભવથી અને કળાને યોગ્ય ક્રિયાસિદ્ધિ પામ્યાથી તે પોતાને તેમજ જગત સુદ્ધાને પ્રગતિમા આગળ વધારે છે.

**પ્રજ્ઞા અને મહા પુરુષોનાં વચનો.**

મહાકાશી કવિઓ અને લેખકોને મહાકાર્યની સિદ્ધિ માટે જે જે ગુણોની આવશ્યકતા છે તેમા ખરી પ્રજ્ઞાની જ પ્રધાનપણે જરૂર છે. જ્ઞાન એ તો વસ્તુઓ અને વસ્તુઓના સંબધોને લગતી સમજશક્તિ પ્રદર્શિત કરે છે, ત્યારે પ્રજ્ઞા—અલૌકિક ડહાપણ—એ તો સત્યને યથોચિત સાધનોની તેમજ સત્યને યથોચિત પરિણામોની ચૂંટણી કરી મન અને આત્માનો સયોગ કરાવે છે પ્રજ્ઞા એ કાંઇ મગજમા ઘણામા ઘણી વસ્તુઓનુ પ્રદર્શન એકઠું કરવામા નથી, કે નથી એ વસ્તુઓના તત્વના તારેતાર ઉકેલવામા, પણ જે વસ્તુઓ આપણા ચિરકાળ કલ્યાણ અને સત્ય ગૌરવની પ્રાપ્તિ માટેના માર્ગ તરફ અચૂક રીતે દોરવે, તે વસ્તુઓની વિવેકપૂર્વક ચૂંટણી કરવામા અને તેને સાધીને અર્થસિદ્ધિ કરવામા ખરી પ્રજ્ઞા ખરી આત્મદૃષ્ટિ—સમાયલી છે એવી આત્મદૃષ્ટિ આ જગતના ગુરુઓ કે આ પૃથ્વીના પુસ્તકો આપી શકે તેમ નથી તે તો પ્રતિભાના જેવો પ્રભુનો જ પ્રસાદ છે મહાકવિ કે મહાલેખક કયા ચમત્કારી ગુણથી સાહિત્યાકાશમા પોતાની અલૌકિક પ્રભા ચોમેર ફેલાવે છે, તેનું ગુહ્ય આ વસ્તુદર્શનથી સમજાશે ગમે તેવા મનુષ્યના મહાવચનો જગતમા પૂજાતા કે હૈયામા કોતરી રખાતા નથી, પણ મહાપુરુષોના વચનો જગતમા પૂજાય છે અને સદાસર્વદા સ્મરણમા સાચવી રખાય છે, કારણ કે ગમે તેવી ઊંચી રીતે કહેલા વચનોમા ચેતન નથી, પણ મહાપુરુષોમા જે ચૈતન્યરૂપ પ્રજ્ઞા છે તે એ જડ વચનોમા ચૈતન્યનુ સામર્થ્ય પૂરે છે.

**આજકાલની ગુજરાતી કવિતાની સ્થિતિ.**

ગુજરાતી કવિતાની આજકાલની સ્થિતિ તપાસતા અપક્ષપાત અવલોકનકારને કાંઇક નિરાશા જ ઉપજે. પ્રમાણમા મોટા ગણાતા કવિઓની આખમાથી કવિત્વનું પ્રાણપખીડું ઉડી ગયલું લાગે છે, અને તેમ થતા તેઓના આત્મા વૃદ્ધાવસ્થાનો ડાગ જેવી ફિલસૂફીને પકડીને જાણે કવિતાનો જ માર્ગ કાપતા હોય તેવી રુગમત બતાવે છે, અગર બીજી ભાષામાની કવિતાના અનુવાદ કરી એ ઉડી ગયલા પ્રાણપખીને પાછુ બોલાવવા મથી રહે છે. બાકીના ઘણાખરા બીજા કવિનામશેષો જગતને આરે જ જાણે ઊભા રહીને સનમને જ બોલાવી રહ્યા છે ત્રીસ ત્રીસ વર્ષના એ પુકાર "દે-દાના"-ની ચિટવાને જીવત રાખી રહ્યા છે કા નહી? બાળાશકર, મણિલાલ અને કલાપી શુ "સનમ" ના જ કવિ નહોતા? અને "સનમ" વગરના કવિ કોઈ દીઠા છે? કવિ કહેવડાવવું હોય તો સનમને ગાવી જ જોઇએ એ આ જમાનાના ઊગતા કવિઓની લાલસા સનમ પણ બહેશ્તની હુરી હોય તો તો ઠીક, પણ આ તો નવલગામે ગાયની ચૂનામા ચિતવાણીયે સનમ નહીં પણ બાળકોને રમવાની કાષ્ટની ઢીંગલી જ! મારા ઉત્સાહી નવજુવાન કવિબંધુઓના ઉછળતાં હૈયાઓને હું ભ્રમ નહીં કરૂ. સાહિત્યમા કાંઇ પણ કરવુ એવી એમની તીવ્ર ઇચ્છા એ જ એમનો દિવ્યાગ કનાપીએ કેટા ય કર્યા છે તે ગુજરાને સબર હશે ઝીલ્યા છે હવે

એ જ સ્વરો એ બધુએ પણ કાઢે, બસૂરા પણ ન હોય એવા, તો પણ એ તો ગ્રામોફોનની ચૂડીઓ જેવા, એ એમણે સમજવાનું છે. એ ચૂડીઓ હવે નવો સૂર ઓગ નહીં કાઢે. સનમના જ સૂર કાઢવા હોય, તો તે કલાપીએ જોયલી અને દેખાડેલી સનમના નહીં પણ એમના સાચા જીગરે પરખેલી નવા જ વ્યક્તિત્વથી ભરેલી નવરંગ સનમના હોવા જોઇએ. કવિતાના વિકાસ અને નવદર્શન માટે કુતૂહલવૃત્તિની ઘણી જરૂર છે કુતૂહલવૃત્તિથી જ જ્યાં ત્યાં નવો પ્રકાશ પડી શકે છે એ કુતૂહલવૃત્તિને કેળવ્યાથી જ કવિના સ્વપ્ના વિસ્તાર પામી શકે છે અને જીવત વાણીમા આખરે સ્થાન પણ મેળવી શકે છે.

**ઉગતા કવિઓને સૂચના.**

કવિતાની ખીલવણી માટે ગુજરાતના ઉગતા કવિઓની સામે પહોળું ક્ષેત્ર પડેલુ છે એ ક્ષેત્રમાના મુખ્ય ચીલા તો ક્યારનાએ પડી ગયલા છે. લોકહૈયા પણ હવે નવી કવિતા માટે કાઇક અંશે તૈયાર બની વાટ જુએ છે. જૂના કે નવા બધા કવિઓના જે જે કાવ્યો હવે સારી પેઠે લોકપ્રિય થયા છે, તે તે સર્વમા કયા ચમત્કારી ગુણો છે તેની પરખ પ્રથમ કરવી જોઇએ, અને પોતાની વૃત્તિને સુદૃઢ લાગતા એવા ખાસ કવિની શૈલીને હૃદયમા ઉતારવી જોઇએ એમ કરતા હાથ બેસતો જશે અને કલા ખીલતી જશે. કવિતાની ધુન, લાગણીના ઉભરા, પ્રેરણાના ધોધ, એવુ બધુ બીજા કવિઓ કે મહાકવિઓ માટે સામાન્ય જનોની માન્યતાઓમા ઘણુયે ભરાયલુ હોય, પણ ઉગતા કવિ માટે તો એ ઉક્તિઓ વળગાડ જેવી બની તેઓના વિકાસમા આડ નાખે છે. કવિ જે લખે તે કવિતા, એમા 'જે'ની ઉપર ભાર મૂકી એનો ખોટો અર્થ કરી ગમે તેવા વાક્યોમા વિચારોના બાવરા ઢોરોની ધમાચકડી મચાવ્યાથી કે લાગણીભર વચનોના ઘોડાની લગામ છોડી દીધાથી કવિતા ના જ થાય. શિલ્પીને માટે પથ્થર, છીણી ને હથોડી, ચિત્રકારને માટે ફલક, રંગ ને પીંછી, અને કવિને માટે વાણી, અર્થ ને ભાવ હોય છે શિલ્પીનુ પૂતળુ કાંઇ પણ વ્યવસ્થા વગર જેમ ગમે તેમ છીણી માર્યાથી ઘડાતું નથી તેમ કવિની કવિતા વાણી, અર્થ કે ભાવનો પ્રવાહ ગમે તેમ વહેવડાવ્યાથી બનતી નથી. શિલ્પી પૂતળું ઘડે તે પહેલા તેની સામે પથ્થરનો ચોરસ ટૂકડો જ હોય છે, પણ એ શિલ્પીના અંતરાત્મામા જે મૂર્તિ કલ્પાયલી છે, તે મૂર્તિ તેને તેની જ પણ આમેહમ એ પથ્થરના ચોસલામા કલ્પનાદૃષ્ટિએ દેખાય છે મૂર્તિ તો ચોસલામા છે જ, માત્ર એ ચોસલામાનો જે બિનજરૂરી ફાલતુ ભાગ છે તે એ શિલ્પીની છીણીએ સંભાળથી તોડી ઉખેડી નાખવાનો છે એ અણજોઇતો ભાગ એ પથ્થરમાથી નીકળી જાય એટલી શિલ્પીની કલ્પનાદૃષ્ટિ અને સ્થૂળ નજર ચોક્સ રહે, અને એની છીણી એટલુ અણચૂકયુ કામ કરે, ત્યારે જ પેલી કલ્પનામાની મૂર્તિ એ પથ્થરના ચોસલામાથી ઉત્પન્ન થાય છે સર્જક કળા આવી છે. કવિની નિર્માણશક્તિ એમ જ કામ કરે છે એના હૃદયમા જે ભાવના ઉત્પન્ન થાય છે, એની કલ્પનામા જે ચિત્ર ઉભુ થાય છે, તેનો વાણીમય આકાર એની દૃષ્ટિમા પણ એમજ તરે છે વાણીના જે શબ્દો એ ભાવનાને, એ ચિત્રને ઉચિત મૂર્તરૂપ આપી શકે તે જ રાખી બીજા શબ્દોનો એ ત્યાગ કરે છે, એટલે પેલુ કવિની કલ્પનામા વસેલુ ચિત્ર શબ્દમાથી પદ્યવાણીરૂપે સ્થિત થઈ તેની કવિતા બને છે. એથી જ કવિતાને જેટની પ્રતિભાની જરૂર છે તેટલી જ વાણીના યથોચિત રચની પણ

આવશ્યકતા રહે છે. વાણી ગમે તેમ ઉચરાય તો તેની કવિતા નહીં જ બને. આટલો ભેદ જો એ ઉગતા કવિઓ પ્રથમથી સમજી શકે, તો જે નકામા જોડકણાંઓના ઉકરડાનો સાહિત્યના આંગણામાં ઢગ વળે છે, અને જે ડોલતા કે ભયંકર શબ્દસાઢિયાઓના વખાણ કે અનુકરણ થાય છે, તે બંધ પડે, અને ખરી કવિતાના ફૂલોનો પમરાટ એ આંગણામાં પ્રસરી રહે.

**કવિમાં શોધક-બુદ્ધિની જરૂર.**

ગુજરાતી કવિતામાં નાના કાવ્યોના કવનમાં પણ અનેક સૂચનાઓ આપી શકાય. આપણા જૂના ઇતિહાસમાંથી તેમજ ગુજરાત અને કાઠિયાવાડની લોકકથામાંથી કવિઓના કવન માટે બહુ બહુ અંશો જડી આવે એમ છે. પ્રેમના, સાહસના, વીરત્વના, સતીત્વના, અદ્‌ભુતતાના વગેરે અનેક વિગલ ગુણોને પ્રદીપ્ત કરતા હજી બહુ બહુ ગીતો, સંગીત-કાવ્યો, ખંડ કાવ્યો ઉપર જણાવેલી ખાણોમાં ચમકારા મારે છે. આપણા સાહિત્યમાં એ સર્વમાંથી સુંદર કથાગીતો–બૅલેડ–થઇ શકે તેમ છે: સુરતની કલગીતોરાની લાવણીઓમાં અને કાઠીયાવાડની હડગણીઓના કેક ગીતોમાં આવા જ કથાગીતોની છાયા છે. ગુજરાતની રાધા-કૃષ્ણની ગરબીઓ પણ એ જ કથાગીતોમાં સમાવી શકાય. એમાં રહેલી ક્રિયા એ જ એના રસનું ખરૂં જીવન કહેવાય પ્રસિદ્ધ કે લોકકથામાંના બનાવોની રસમય ચુંટણી કરી તેને કલ્પનાથી ખીલવી શકાય છે. ગુજરાતી કવિતામાં આવા આવાં અંગોનો નવીન દૃષ્ટિએ ઉમેરો કીધાથી ઉગતા કવિઓને તેમજ સાહિત્યને ઘણો લાભ થશે. એમ કરતાં કોઇ મોટો વિષય જડી આવશે, અને કળા સુદૃઢ બનતા કોઇ મહાકાવ્ય પણ તેમાંથી ઉત્પન્ન થશે. કવિ થનારામાં શોધકબુદ્ધિનો ગુણ પણ આગળ પડતો હોવો જોઇએ. કુદરત હજી કોડવરણી છે, મનુષ્ય હજી અનંત લાગણીઓને ઉભરાવે છે, કવિએ પોતાના હૃદયના દ્વારોને તથા આંખની કીકીઓને સદા ઉઘાડા રાખવાના છે. ભૂતકાળમાં ઘણુંયે જોવાઈ ગયું હશે, તેથી હાલ જોવાનું કાંઇ રહ્યું નથી એમ તો નથી જ, જુગ જુગ થયા અગણિત માનવીઓની લાગણીઓ કવિઓએ અનુભવી તેથી હાલ માનવીઓની લાગણીઓ બંધ થઇ નથી, કે કવિઓના હૃદય એ લાગણીઓ સમજવા અને ઝીલવા ના પાડતા નથી જગતસુન્દરી પોતાના કવિપ્રીતમ આગળ પોતાનો ઘુંઘટ ખોલવા સદા તૈયાર છે.

**અજ્ઞાન અને પ્રતિભા.**

કેટલાક કહે છે કે જ્ઞાન અને વિદ્યા વધી ગયા છે, અને તેથી જગતમાંથી કવિતા ઓછી થતી જાય છે. એ વાદ ટકે તેમ નથી. સંસ્કૃતિ જો દુઃખનું મૂળ થાય તો કવિતા પણ આનંદહીન થાય. અજ્ઞાનથી આત્માનો જો ખરો આનંદ હોય તો મનુષ્યને પાછું પશુ થવું પડે. પણ માનવજાતિનું એ લક્ષ્ય નથી. અજ્ઞાન અને પ્રતિભા એ કાંઇ એકમેકના પર્યાય નથી કે જ્ઞાન અને સંસ્કૃતિ વધતા કવિતા હ્રાસ પામતી જાય.' જ્યાં સુધી મનુષ્યને હૃદય છે અને આત્માનો આનંદ મેળવવાની ઇચ્છા છે, ત્યાં સુધી કવિતાના ઝરણ વહેતા જ રહેવાનાં. દૃષ્ટિમર્યાદામાં પર્વતોની ઊંચી કિનારો દેખાય તેથી કાંઇ દુનિયા એ પર્વતો આગળ જ અટ-

હતી નથી. એ પર્વતોને જે વટાવી જાય, કે એની ટોચ ઉપર જે ચઢે, તે જોઇ શકશે કે એ પર્વતોની પેલી મેર પાછી બીજા પર્વતોની હાર છે. એવી જ રીતે કવિતા કોઇ નાનની મર્યાદામાં બંધાઇ જતી નથી.

**રાષ્ટ્રસેવા ને રાષ્ટ્રગીતો.** ગુજરાતી કવિતાનું એક બીજું અંગ પણ હાલ ચમકારા મારી રહ્યું છે. આખા દેશમાં રાષ્ટ્રસેવાનો વંટોળીઓ ફરી વળ્યો છે. એટલે દેશની કવિતા જે તેના સાહિત્યનું હૃદય છે તે તેની સાથે ઉડવા માગે એ સ્વાભાવિક છે. એને લીધે માતૃભૂમિની પ્રશંસા અને કર્તવ્ય-ભાવનાં ગીતો ચોમેર આકાશ ગજવી રહ્યાં છે. પણ એમાં પણ લાગણીનો ખરો રણકો હોય અને કર્તવ્ય કરવા પ્રેરે એવા વાદળના ગગડાટ અને વીજળીના ચમકારા થાય, ત્યારે જ વંટોળીઆની આંખ ભરી દેતી ધૂળને દાબી દેતો મૂશળધાર વરસાદ પડે, અને તેમાંથી ખરી કવિતાની રસરેલ ઘેરઘેર કર્તવ્યભાન કરાવી શકે. બાકી તો માત્ર જૂદી જૂદી લોકપ્રિય રાહમાં તેના તે વિચારોનું પિષ્ટપેષણ કર્યા કીધાથી રાષ્ટ્રકવિતા બનતી નથી. વળી રાષ્ટ્રકવિતા માટે મોટી મોટી ફિલસૂફીઓના સંભાર નથી જોઇતા, માતૃભૂમિની મોટાઇ બતાવાય એવી કવિતાને ગળે મોટા મોટા પહાણ જેવા હીરામોતીના અલંકાર નથી જોઇતા, કે શબ્દોના ભયંકર ખડકો એને પગે બાંધીને તેના ઝંકાર કરાવવા પણ નથી જોઇતા. એવી કવિતાનું પ્રથમ લક્ષ્ય લોકહૈયાંને આરપાર હલાવવાનું જ હોવું જોઇએ, અને તે માટે ખરી લાગણીના રણકા તેમાંથી ઊઠીને આકાશભરમાં ટંકાર કરે, તથા લોકહૈયાંને જગાડીને દોડાવે એવી કરુણ કે વીરરસથી ભરેલી વાણી જોઇએ. લડાઇના મેદાનમાં ક્ષત્રીયાણીનાં વિલોલ નહીં પણ મર્દોને મર્દના હુંકારા અને હલકારા જોઇએ. દેશકાળનું ઔચિત્ય મોટા કવિઓ પણ ના પાળે તો તેમની કવિતાઓમાં ગમે તેવું કવિત્વ છતાં એવી રાષ્ટ્રકવિતામાં તે ખરી રીતે સ્થાપ ન પામે. હાલ જે નવાં ગીતો લખાયાં છે તેમાં કેટલાક તો ગુજરાતી કવિતામાં અમર સ્થાન લેશે. જે એવાં ગીતો લખાયા છે તેની ખરી કસોટીથી ચૂંટણી થાય, અને રત્ન ભેગાં કાંકરા પણ નહીં ગોઠવાય, તો મને લાગે છે કે બંગાલી કે કોઈ પણ બીજી ભાષાનાં રાષ્ટ્રગીતોથી આપણાં ઉત્તમ રાષ્ટ્રગીતો કોઇ પણ પ્રકારે ઉતરતા નથી. તેમાં પણ વીરરસનાં રાષ્ટ્રગીતો તો મુખ્યે આપણાં જ છે. વિશેષમાં, કવિનું હૈયું જો કરામતી નહીં પણ કુદરતી લાગણીભર્યું હોય, અને તેની આસપાસ નજરે પડતી વસ્તુઓને પોતાના આદર્શમાં પ્રતિબિંબ પાડવા જેટલું તે સાફ હોય, તો એ કવિથી રાષ્ટ્રસેવાની ગમે તેવી ધુનના જમાનામાં અળગું કે મૂગું બેસી શકાય નહીં. રાષ્ટ્રસેવા પણ કુદરતનું જ અંગ છે. રાષ્ટ્રચેતન હોય ત્યાં જ જીવન ચેતન પ્રદિપ્ત રહે, અને કવિએ તો ઠેરઠેર ચેતન જ રેડવાનું છે. એની દૃષ્ટિ ભૂતની તેમજ ભવિષ્યની પાર પણ જોઇ શકે છે, રાષ્ટ્રજીવનમાં ઉત્સાહભરી વાણીથી હૃદયબળ અને માર્ગદર્શન આપી શકે છે. માત્ર એક જ વસ્તુથી ખરા કવિએ એમાં સંભાળવાનું છે, અને તે એ કે રાષ્ટ્રસેવાના વંટોળીઆમાં પોતે જાતે ઘસડાઇ જઇ એણે પોતાનું વ્યક્તિત્વ ખોઇ દેવું ન જોઇએ. તેમ એ કરે તો એ દૃષ્ટા મટી જાય છે, અને વંટોળીઆના વમળમાં તણાતાં એની આંખ ધૂળથી ભરાઇ કશું શુદ્ધ જોઇ શકે નહીં. ઉગતા કવિઓને આટલું સૂચન બસ થશે.

**ગુજરાતી કવિતામાં પદ્યરચના.**

પદ્યરચનામાં ગુજરાતી કવિતાની સ્થિતિ બહુ સંતોષકારક તો નહીંજ કહેવાય. અંગ્રેજી કવિ પોપના જમાનામાં કવિતા મોટે ભાગે દરબારી અને ઝાકઝમાળવાળી થઇ પડી હતી, અને કવિતામા પ્રતિભા કરતાં પદ્યરચના પર જ વિશેષ અને મુખ્ય લક્ષ અપાતું હતું, તેથી એવી મહા કૃત્રિમ રચનામાં જકડાઇને ગુંગળાતી અંગ્રેજી કવિતાને પાછી તેના સત્ય પદે લાવવા માટે વર્ડ્સ્વર્થ જેવા સમર્થ કવિએ બંડ ઉઠાવ્યું હતું, અને પદ્યરચના સામાન્ય ઝોકદાર ગદ્યરચનાથી ભિન્ન ના હોવી જોઇએ એવો બંડખોર વાદ તેણે ઉઠાવ્યો હતો. એ વાદમા કેટલું સત્ય હતું, અને તે કેવો વિપથગામી હતો, તે તો તેના જ મિત્ર કોલરિજ જેવા મહા સમર્થ વિવેચકે સ્પષ્ટ શબ્દોમાં અનેક રીતે બતાવી આપ્યું. કવિ દલપતરામની "સરસ સરસ રસ શબ્દ" ધારણ કરેલી અને અર્થને ભોગે પણ પદ્યશાસ્ત્રના નિયમોને ચીવટાઇથી વળગી રહેલી કવિતાની બાનીના અનુકરણે જે જાતના કવિનામશેષો ઉપજાવ્યા, તેની સામે આ સંગમકાળના બીજા વિભાગના કેટલાક કવિઓ અને વિવેચકોએ ભારે બંડ ઊઠાવ્યું. પણ કવિતા સુંદરીના મોહક અંગ પર જે દોરીઓના ગુંછળા સખત જકડાયલાં હતાં, તે દોરીઓને કાપતા જતા એ લોકોએ તેના અંગનો પણ વિચ્છેદ કીધો. પરિણામે પદ્યરચનામાં આજકાલ ભારે અનવસ્થા ચાલી રહી છે. કેટલાકે પદ્યરચનાને કવિતાનો દેહ નહીં પણ એ દેહનો અલંકારજ માની લીધો, અને પદ્યરચનાનો સમૂળો ઉચ્છેદ કરવા જતા તેમને હાથે એવું પરિણામ આવ્યું કે કવિતાનો આત્મા તેના સુંદર દેહની પ્રતિમા બંધાયા વગર સ્વર્ગે જ રાહ જોતો બેઠો! આ સ્થિતિ ઉપર હમણા હમણા બહુ ઠેકાણેથી સારી પેઠે ઉહાપોહ થયો છે, અને ઉગતા કવિઓને ગુજરાતી કાવ્યસાહિત્યના સાગરમાં આ ખડકે કેટલાં વહાણોને ડુબાવ્યાં છે કે ભાગીને ખોખરાં કીધાં છે તે બતાવી સાવધાન કરવામાં આવ્યા છે. પદ્યરચના કાંઇ બંધનકર્તા છે જ નહી. દેહી કવિત્વનો એ સુંદર દેહ છે. આપણે પાછળ જોઇ ગયા તેમ કવિતાને વાણીમા મૂર્ત કરવાનો એ તો પેલા શિલ્પીના જેવોજ વિધિ છે. એને તરછોડતાં જ શુદ્ધ કવિતા પોતાનું ખરૂં સ્વરૂપ કદી પણ વાણીમા પ્રગટ કરી શકશે નહીં. કવિત્વનો રણકો જો સાચો હશે તો તે પોતાની મેળે પોતાનું ઉચિત સ્વરૂપ શોધી લેશે. કવિતાના ભાવને અનુકૂળ કેવી પદ્યરચના જોઇએ તેની સાચી પરખ તે કરી લે છે.

**અખંડ પદ્યની શોધ.**

ગુજરાતી પદ્યરચનામાં બહુ બહુ નવા પ્રયોગો માટે પૂરતો અવકાશ છે. એવા સફળ પ્રયોગો પણ ઘણા થયા છે. અંગ્રેજી 'બ્લૅંક વર્સ' એટલે અખંડ પદ્ય જેવું ગુજરાતી પદ્યરચનામાં લાવવા ઘણા કવિઓએ ને રસિકોએ જૂદી જૂદી રીતે પ્રયત્નો કીધા છે, પણ હજી સુધા તેમાં કોઇ સફળ થયા નથી. પણ એ વિષય માટે અગાઉ જેટલી અંધાધુંધી ગુજરાતના લેખકો અને વાચકોમા ચાલતી હતી તેટલી બધી આજે નથી. અપદ્યાગદ્ય તે "બ્લૅંક વર્સ" નથી જ, એ તો ક્યારનું બતાવાઇ ગયું છે, "બ્લૅંક વર્સ" મા જે જાતની અમીરી છૂટ વીરકાવ્યો લખવા માટે જોઇએ તે આપણી જૂની ચીલે ચાલતી કેવળ અક્ષરમેળ કે માત્રામેળવાળી પદ્યરચનામાથી મળવી મુશ્કેલ છે. એ માટે હું પચ્ચીસ વર્ષથી શોધ કરતો હતો, અને હું ધારૂં છું કે તે મને મળ્યું છે. એ પ્રિય ફળ પણ હું ગુજરાતને ચરણે જલદી મૂકીશ.

**સર્જન અને રચનાની એકતામાં જ કવિતાનો ખરો પ્રસાદ.**

સર્જન અને રચના એ પ્રભુના વિશ્વનું માયા સ્વરૂપ છે. પ્રકૃતિ પંચતત્ત્વની બનેલી છે, પણ એ તત્ત્વોની પાછળ જે અદ્રશ્ય સર્જનકળા કામ કરે છે તેનાથી જ એ પ્રકૃતિના જૂદા જૂદા રૂપ ઉત્પન્ન થાય છે. ફૂલની પાદડીઓમા પ્રકૃતિ છે, પણ તેના તત્ત્વોનું જે રચનાથી મિશ્રણ થાય છે, તે રચના કાઇ ફૂલનું વ્યક્તિત્વ દર્શાવી શકે નહીં. ફૂલની પાડડીઓ કાઇ તૈયાર બહારથી લાવીને ગોઠવેલી નથી, કે તેનો સુવાસ બહારથી અંદર સમાવવામા આવેલો નથી ફૂલ ફૂટવા માડે ત્યારથી તે પૂર્ણ ખીલી રહે ત્યા સુધી સર્જન અને રચના બને સાથે સાથે જ આગળ ગતિ કરે છે. પ્રકૃતિ ધર્મ ને સર્જન સાચવે છે અને સર્જનના આત્માને પ્રકૃતિ અણુએ અણુએ ધારણ કરે છે. ફૂલની નાનામા નાની કળીથી માડી તે પૂરેપૂરું મોટું થઇ ખીલી રહે ત્યા સુધીની તમામ ક્રિયા પ્રથમથી તે અંત સુધીની સંપૂર્ણપણે જ ચાલી રહે છે, અને જે નાનામા નાનું હતુ તે જ સર્વાંગે અદ્રશ્ય રીતે ખીલી મોટામા મોટું થાય છે કવિના મનોવિશ્વનુ માયા સ્વરૂપ કવિતા પણ એમજ પ્રગટ થાય છે આ સૂક્ષ્મ ભેદ કવિઓએ ધ્યાનમા રાખવાનો છે કવિની સર્જનકળા જેવી અને જેટલી તેના આત્માને સાચી હશે, તથા જેવી અને જેટલી તે ખીલેલી હશે, તેવી અને તેટલી સુંદર તેની રચનાકળા પણ દેખાશે. એથી જ કવિતાના સંપૂર્ણ અને સર્વાંગસુંદર સ્વરૂપ માટે સર્જન અને રચના બને ઓતપ્રોત જોઇએ, અને તેમ હોય ત્યારે જ કવિતાનો ખરો પ્રસાદ મળી શકે છે.

ગુજરાતી કવિતાની ખીલવણી માટે અહિં જરા વિસ્તારથી ચર્ચા કરવી પડી છે, પણ શુદ્ધ સાહિત્યનુ એ ઉત્તમ અંગ આજકાલ અનેક આડાઅવળા પવનોના ફૂંકારાથી જરજરિત જેવું થઇ ગમે તેમ ઘસડાતું જાય તે માત્ર જોઇ રહેવામા આપણો ધર્મ સચવાય નહીં. બીજા વિષયોને માટે તેમ કવિતા માટે પણ ભિન્ન ભિન્ન રુચિને લીધે મતભેદ હોઇ શકે. એવો મતભેદ સત્ય સ્વરૂપની શુદ્ધિ જાળવવા માટે હિતકર પણ છે પણ તે સુરુચિ હોવી જોઇએ, કુરુચિ નહી. સુરુચિનો ગુણ રસજ્ઞતા વગર આવી શકે નહી, અને જ્યા એ રસજ્ઞતા જ ના હોય, ત્યા રુચિભિન્નતાની શુદ્ધિ જળવાઇ શકે નહીં.

**નવલકથા અને ટુંકી વાર્તાઓનું સાહિત્ય.**

ગુજરાતી સાહિત્યના બીજા અંગોમા નવલકથાઓ અને ટુંકી વાર્તાઓ આજકાલ તો ઘણી લખાય છે. પણ "કરણઘેલા" ની શિષ્ટ, સરલ અને શાંત મધુરતા પછી "સરસ્વતીચંદ્ર" ના જે સર્વાંગભવ્ય દર્શન આપણને થયા તેનું જ સામ્રાજ્ય હજી ચાલે છે. સંસારી અને ઐતિહાસિક નવલકથાઓ ઘણી લખાય છે, પણ આપણી નવલકથાઓનું મૂળ અંગ્રેજી "નોવેલ" ના અનુકરણમાથી આવેલું છે તે જોતા તેમા જે જે અંગોની વિવિધતા અને સમરૂપતા આવે છે તે તે અંગો, જેવા કે વસ્તુસંકલના, પાત્રભેદ અને પાત્રોની સ્વાભાવિક ક્રિયાપરંપરા, ભાવનાઓનું પ્રભાવશાળી દર્શન, જીવનના અટપટા પ્રશ્નો, અને એ સર્વને સમતોલપણે રાખી તેમા રસની અખંડ ધારા વહી શકે એવી પ્રાસાદિક રચના —એ સર્વની ગુંથણી હજી સારી રીતે ખીલેલી લાગતી નથી પણ આપણા સાહિત્યમા નવલકથાનું અંગ માત્ર પચાસેક વર્ષથી જ દાખલ થયુ છે તે જોતા "સરસ્વતીચંદ્ર" જેવી

વિશ્વસાહિત્યના દરબારમાં પણ ગૌરવભર્યા મુખે ઊભી રહી શકે તેવી ઉત્તમ નવલકથા આપણા સાહિત્યે ઉત્પન્ન કીધી છે, એ આપણો ઓછો યશ નથી. આજે પણ એ ક્ષેત્રમાં "ગુજરાતનો નાથ" જેવી સુંદર નવલકથા આપણને મળી છે, અને તેમાની ઊજળી બાજુ જોતાં તેમા ચમત્કારદર્શન અને રસની સુંદર જમાવટ દેખા દે છે, તેજ આપણી ભાવિ આશાને પોષવા બસ છે "ગુજરાતનો નાથ" ના લેખકમાં પ્રતિભા છે, શક્તિ છે, રસદષ્ટિ છે, અને એમનું હૃદય તથા એમનું મગજ સાધનસંપન્ન પણ છે, એટલે આગળ ઉપર જતાં તેમની પાસેથી ગુજરાતને ઉચ્ચતર નવલકથા મળે એવી આપણે જરૂર આશા રાખીશું. બીજા આગળ પડતા લેખકોના પ્રયત્નો પણ આ દિશામા જારી રહેશે, તો સાહિત્યના આ અતિ આનંદદાયક અને બોધપ્રદ અંગની ખીલવણી જરૂર થશે. ટુંકી વાર્તાઓ પણ માસિકોમાં ઘણી લખાવા લાગી છે, પણ બહુધા તેમાં અનુવાદો જ છે. પણ હવે તો કોઇ પ્રતિભાશાળી લેખક પોતાની બલવંત લેખિનીથી એ ટુંકી વાર્તાઓમા ઘટ રસ જમાવી અંગ્રેજી કે બંગાલીમાંની એવી વાર્તાઓ સાથે હરિફાઇમા ઉતરે એવું તો ખચીત ઇચ્છીશુ. બીજું આ વિષયને અંગે પ્રોફેસર બેઇને જાણે અસલ સંસ્કૃતમાથી અનુવાદ હોય તેવી કલ્પનાશીલ અને રૂપકપ્રધાન જે અદ્ભુત વાર્તાઓ અંગ્રેજીમા લખી છે, અને જેમાની કેટલીકના અનુવાદો આપણી ભાષામા પણ થયા છે, તે વાર્તાઓ પર પણ ધ્યાન ખેંચવાની જરૂર છે. "ઓલીવ સ્કીનર" નામની એક અંગ્રેજ વિદુષી બાઇએ અતિ સુંદર રૂપકોથી સંસારના અનેક સત્યોનાં દર્શન રસમય રીતે કરાવવા ટુંકી ટુંકી વાર્તાઓ લખી છે, તેમા કલ્પનાનો અદ્ભુત પ્રભાવ છે. એમાની એકાદ બે વાર્તાઓના અનુવાદ એક બે માસિકમા પ્રગટ થયેલા છે, (જો કે એ અનુવાદો છે એવું ખુલ્લી રીતે ત્યા જણાવ્યું ન હોતુ), અને એવી સ્વતંત્ર ટુંકી વાર્તાઓ એવા સુંદર રૂપકોથી આપણી ભાષામા લખાય તો રસાનંદ આપવા સાથે તે અતિ બોધદાયક પણ થઇ પડે.

**નાટકનું સાહિત્ય.** નાટકનુ સાહિત્ય પણ આપણામા અંગ્રેજી ધોરણે જ બહુધા ઉતરી આવેલું છે સાધારણ રીતે આજે તો શહેરે શહેર અને ગામે ગામ નાટકો ભજવાય છે, પણ સાહિત્યદષ્ટિએ જેને શુદ્ધ નાટક કહી શકીએ તેવાં ટેટલાંક જ કહી શકાય નાટકોનોયે ધંધો છે, એટલે એમા સરસ્વતીની પાસ લક્ષ્મીની પૂજા કરાવવી પડે છે, અને સરસ્વતી એમા પોતાનુ વ્યક્તિસ્વાતંત્ર્ય અને ટેક જો જાળવે તો તેને ગુલામી જ કરવી જ પડે. વિદ્વાનો અને સાહિત્યવિવેચકો એવી ફરિયાદ કરતા આવ્યા છે કે રંગભૂમિ પર આજકાલ બહુધા અધમ નાટકો જ ભજવાય છે, ત્યારે નાટકશાળાના ચાલકો એવું કહે છે કે દેશકાળને અનુસરતા અને નાટકના તમામ અંગોને ખરી રીતે ધારણ કરતા નાટકો અમને વિદ્વાનો તરફથી મળતા જ નથી, એટલે ધંધાની દષ્ટિએ 'થર્ડ કલાસ' નાટકોથી લઇ ચલાવવું પડે છે. આ બંને ફરિયાદમાં વજુદ છે; પણ સરસ્વતીના ઉપાસકો જે વિદ્વાનો છે તેઓની જોખમદારી આ વિષયમા વિશેષ છે. નાટકો તો એ વિદ્વાનો પણ લખે છે, ત્યારે એ નાટકો ભજવાતા કેમ નથી! ઊંડા ઉતરીને જોતા એનું ખરૂં કારણ જડી આવે છે, અને તે એ છે કે એ કહેવાતા ઊંચી પંક્તિનાં નાટકોમા આકર્ષકતા નથી. નાટકનું મુખ્ય વ્યક્તિત્વ એને જોવામા અને સાભળવામા છે. એટલે જેને

એ દેખાડવવું અને સંભળાવવું છે તેને એ પૂરૂં થાય ત્યાં સુધી એની તરફ આકર્ષી રાખવાનું પ્રથમ કર્તવ્ય પ્રાપ્ત થાય છે. આપણા વિદ્વાનોએ લખેલા ઊંચી પ્રતિના નાટકોમાં એ જાતની " આકર્ષકતા " છે કે, તે જ મુખ્ય પ્રશ્ન છે. નાટકની કળા કાળમાન છે, એટલે એના વસ્તુની ગતિ એકધારી સતત વહેવી જોઇએ. એનાં વસ્તુમાથી જે બોધ જનસમાજને પાવાનો છે, તે ફિલસુફીનાં કે નીતિના સીધાં ને લાબાં ભાષણોથી નહીં, પણ એની કાર્ય-કારણપરંપરાની ગતિમાથી પોતાની મેળે મળી આવવો જોઇએ. ઊંચી પ્રતિના નાટકોમા કવિતા તેના ગીતોમાં પ્રધાનપણે અને તેના વસ્તુની ખીલવટમાં ગૌણપણે આવે એવી જોઇએ. બાકી મુખપૃષ્ટ ઉપર નાટકનું નામ લખી પુસ્તકની અંદર પાત્રોનાં નામ સાથે તેઓ વચ્ચે કવિતામાં કે ગદ્યમા સંવાદ કરાવ્યાથી કદી પણ તે નાટક બને કે કહેવાય નહીં. એવી જાતનાં લખાણો અંગ્રેજીમાં જેને " Dramatic Poem " એટલે " નાટકરૂપ કવિતા " કહે છે તે જ વર્ગના છે એ કાંઇ સંસ્કૃતમા કે અંગ્રેજીમા જેને ખરા નાટક કહે છે તે નથી જ. લેખકો પોતે જો ખરા પ્રતિભાશાળી હોય તો નાટક નામને યોગ્ય, દેશકાળને અનુસરીને, ખરી આકર્ષક અને નાટકના ખરા ગુણોને પ્રદર્શિત કરતી કૃતિ ઉપજાવી શકે, અને એવી કૃતિ લોકહૈયાને આનંદ આપવા સાથે તેને સંસ્કારી પણ કરી શકે. પ્રજાજીવન ગમે તેવું હોય, તોપણ એક ટાગોર કે એક ગાંધીજી તેમા કેટલું પરિવર્તન કરી તેને પોતાને અનુકૂળ કરી શકે છે, તે તો આપણે આજે પણ પ્રત્યક્ષ કરીએ છીએ. ખામી લોકહૈયાંની નથી, પણ એ લોકહૈયાંને જગાડનારી જાદુઇ લાકડીની જ છે. એ દિશામાં પણ એવો જાદુઇ પ્રતિભાવાળો નાટકકર્ત્તા જનમશે, ત્યારે તેને પણ ચોમેર અજવાળશે. આજે તો આપણે આ સ્થિતિની ખરી નોંધ લઇ આપણા ઉગતા નાટકકારોને તે વિષે જાગ્રત રાખવાનું છે.

**લોકકથા અને લોકગીતો.**

લોકકથા અને લોકગીતોમાના બે ચાર સારા સંગ્રહો હાલ બહાર પડયા છે. હજી એવા પુષ્કળ ગ્રંથો બહાર પડવાની જરૂર છે, કારણ કે એમા આપણી પ્રજાનું જીવનસાહિત્ય સંચિત થયલું છે. આપણા બાલજીવનની વાર્તાઓ અને બાલજીવનના ગીતો આપણાં મન પર જીંદગી સુધી છાપ પાડી રહે છે, તેમ આ આપણા સાહિત્યની બાલજીવનની કથાઓ અને તે જીવનના ગીતો આપણા સાહિત્યમા જળવાઇ રહે તો એ સાહિત્યજીવનનો અને તે સાથે પ્રજાજીવનનો વિકાસ કેમ થયો છે તે સહેજે સમજાય. " કુરબાનીની કથાઓ ", " કાઠીઆવાડની જૂની વાર્તાઓ ", " સૌરાષ્ટ્રની રસધાર ", " જૈનકથાસંગ્રહ ", એ નવા પુસ્તકો આ વર્ગમા બહુ આવકારપાત્ર ઉમેરો છે.

**ગુજરાતી સાહિત્યનાં બીજાં અંગો**

ઇતિહાસ, જીવનચરિત, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, વેપાર, હુન્નરઉદ્યોગ, રાજનીતિશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, વગેરે અનેક દિશામાં ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ સ્વતંત્ર અને ચિંતનાત્મક લેખોથી કરવાની ઘણી જરૂર છે. બીજી ભાષાઓમાથી અનુવાદ રૂપે એ વિષયોમા થોડાક લેખો કે ગ્રંથો બહાર પડયા છે, પણ સ્વતંત્ર પ્રતિભાવાળા લેખો હજી બહુ થોડા જ જણાય છે. ચાલુ અભ્યાસ, શોધવૃત્તિ, જનસમાજની જુદી જુદી પ્રવૃત્તિઓના પ્રવાહનો સહૃદય સંસર્ગ, પોતાની શક્તિનું સાચું માપ, અને એ સર્વ ગુણોની

મદદથી જે જે વિષયનું સ્વતંત્ર સાહિત્ય ઉપજાવવું હોય તે તે વિષય તેના અધિકારવાળો વાચકવર્ગ માગી લે એવી યોગ્ય ભાષાથી લખાય, ત્યારેજ એ જાતનું સાહિત્ય ઉપકારક થઇ શકે છે. દાખલા તરીકે, વેપારને લગતું ધંધાદારીને માર્ગદર્શક સાહિત્ય જોઇએ તેમાં વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાનને લગતી પરિભાષા વપરાય તો કયો વેપારી તે વાચવાની દરકાર કરશે? અહિં પણ દેશકાળનું ઔચિત્ય સચવાય તો જ એ સાહિત્ય પ્રજાજીવનને કામનું છે.

**બાલસાહિત્યની અગત્ય.**

બાલસાહિત્ય પણ આપણી ભાષામાં હજી નજીવું જ છે. છેલ્લી સાહિત્ય પરિષદે આ દિશામા ખાસ પ્રવૃત્તિ કરવાની ગોઠવણ કીધી હતી, પણ હજી સુધી તો કાંઇ ખાસ નોંધવા જેવું થયલું લાગતું નથી. હાલમાં રાષ્ટ્રકેળવણીની દિશામાં પ્રવૃત્તિ ચાલે છે તેને અંગે બાળપોથીઓ નીકળી છે એ ખરૂં પણ બાલસાહિત્ય કાંઇ તેમા સમાઇ જાય નહીં. અંગ્રેજીમા સાહિત્યનો આ વિભાગ પણ ઘણો ખેડાયલો છે. બાળકોની કલ્પનાના પ્રદેશને ધ્યાનમાં રાખીને જો સાહિત્ય ઉપજાવવામા આવે તો તે ઘણું રસમય અને ઉપકારક થઇ શકે. " એક હતો રાજા ને એક હતી રાણી ", એ તો જગતનાં તમામ બાળકોનો રોજનો વિનોદ છે. એમની પરીઓની અને દેવતાઓની દુનિયા સ્થૂલ દુનિયા જેવીજ જીવતી જાગતી હોય છે. એમની ઢીંગલીઓ, એમનાં રમકડાઓ, એમના લાડકા, પશુઓ અને પક્ષીઓ, એમનાં વાત કરતા ફૂલો અને પાદડાંઓ, એમને રોજરોજ આંખ મારતા તારાઓ, એમની કાગળની હોડીઓ, એમના રેતીના ઘરો, એમના પત્તાના મહેલો, એમની માતપિતા બનવાની હોંસ, એમના મહેતાજીની ખુરસીએ ચઢી બેસી માસ્તર બની જવાના કોડ, એમના લાકડાના ઘોડા, એમની આગગાડીની સીસોટીઓ અને એમના ગાર્ડની "ઑલ રાઈટ", એમની કાગળપત્રોની ચીતરામણ અને તે ટપાલમા નાખવાની હલામણ, એમના સીપાઇ, એમના અડંગજડંગ અને કાકડીઆ કુમાર; વગેરે અનંત નવી નવી કલ્પનામા ખીલતું બાલજીવન એ કલ્પનાનું પોષક સાહિત્ય માગી લે છે. એમની ચિત્રસૃષ્ટિ પણ જીવંત હોય છે. આવું બાલસાહિત્ય અંગ્રેજીમા તો ઘણું પડયું છે, અને સહજસુલભ છે. આ દિશામા પણ આપણા વિદ્વાનોએ હજી ઘણું કામ કરવાનું છે. હાલ બે નવાં માસિકો પણ ખાસ બાળકોને માટે ગુજરાતમાં નીકળે છે, તેમાં બાળકોને રંજન કરી સન્માર્ગે દોરવાના કેટલાક ઠીક પ્રયાસો થતા દેખાય છે. એના તંત્રીઓને ઉપરની સૂચનાઓ કાંઇક ઉપયોગી થશે. આરંભના પ્રયાસોમા ભૂલો પણ થાય તેથી [illegible]ાવાનું નથી, પણ એક વેળા માર્ગનું સ્પષ્ટ ભાન થાય તો પછી પ્રયત્નોને અનુકૂળ કરવાનું [illegible] આવે છે,

**રાષ્ટ્રસાહિત્ય.**

આજકાલ આખા દેશના સામાન્ય સાહિત્યમાં રાષ્ટ્રસાહિત્યનો વેગ જોશભર ચાલતો થયો છે, એમા આપણુને એટલે આપણા સાહિત્યને તો નવયૌવન જેવી ગતિ આવેલી જ ગણી શકાય. પાછળ કહ્યું છે તેમ એ હાલ તો વંટોળીઆ જેવું છે, પણ તે જ આપણા નવજીવનનું શુભ ચિહ્ન છે. યુગ બદલાયો છે અને યુગના મહાત્મા પ્રગટ થયા છે, તેનું ચૈતન્ય જ બધી પ્રવૃત્તિ ચોમેર ફેલાઈ રહ્યું છે. આ વંટોળીઓ અમીરોના મહેલોને તેમજ ગરીબોની ઝૂંપડીને ફૂંકી રહ્યો છે, અને મારી તો સંપૂર્ણ શ્રદ્ધા છે કે જે ખરી જાગ્રતિ આજની રાષ્ટ્રસેવાની ધુનથી સામાન્ય

જનસમાજમાં આવી છે તે પરિણામે સાહિત્યને ઘણી ઉપકારક જ થશે. મહાત્મા ગાંધીજીએ પોતાની સરલ, સચોટ અને જાદુઇ વાણીથી લોકહૈયાને ઠેરઠેર જગાડ્યાં છે, અને જનસમાજમાં સ્વાધીનતાનો જે પ્રબળ શંખ એમણે ફૂંક્યો છે, તેથી લોકહૈયામા જ્ઞાનની અને શક્તિપ્રકાશની ઝંખના ઊઠી છે. ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના પણ એમના સુધારક હાથે જ થઇ છે, એ પણ કાંઇ જેવી તેવી સાહિત્યમાર્ગની સેવા નથી. એમના "નવજીવન" પત્રમાંના લેખોએ આપણા સાહિત્યમાં નવું જોમ અર્પ્યું છે. એમના વિશિષ્ટ મંડળો તરફથી યુગધર્મ, પુરાતત્ત્વ, સાબરમતી, સૌરાષ્ટ્ર જેવાં સાહિત્યની અને જનસમાજની જૂદે જૂદે માર્ગે સેવા કરનારાં માસિકો ને પત્રો નીકળ્યાં છે. એમની પ્રવૃત્તિમાંથી ચાર પાંચ સારા અભ્યાસીઓ ગુજરાતી સાહિત્યની સેવામાં ઉમેરાયા છે. સર્વત્ર ઉત્સાહ પ્રવર્તે છે. ભરતી આવતાં જેમ આખો દરિયો જ ઉંચો થાય છે, તેમ આ પ્રજાજીવનમાં પણ તેવું જ દેખાય છે, અને સાહિત્યમા પણ તેવું જ થશે. આ ભરતીનાં મોજાંઓ પર તેની ઉંચાઇ, તેનો પ્રવાહ, તેનો વેગ, તેની દિશા, વગેરેનું યથાયોગ્ય માપ જે સાહિત્યસેવક લઇ શકશે, તે જ પોતાનું નાવ આ પ્રજાજીવનના દરિયામાં સફળ ખેડી શકશે. ખરો નાવિક ભરતીના મોજાંઓથી ડરતો નથી, એ તો તેનો બરાબર કયાસ કાઢી તેને પોતાના નાવની ગતિને અનુકૂળ કરીને તે ઉપર એ નાવને ચલાવ્યો જાય છે. એ મોજાં એક તરફ જાય અને એ નાવ તેની ઉલટી દિશાએ જાય, તો નાવની ગતિ ધીમી પડી જાય એટલું જ નહીં, પણ એ મોજાંઓની છોળ એ નાવને કદી પાણીથી ભરી દે કે નાવિક સાવધાન ન રહે તો નાવને ડૂબાડી પણ દે. ગુજરાતના સાહિત્યસેવકોએ તો આ રાષ્ટ્રસેવાની ભરતીને વધાવી જ લેવાની છે, કારણ કે એ તો પ્રજાની ઉછળતી વીરતાનું બહુ મંગળ ચિહ્ન છે. જે પ્રજાના હૃદયમાં એ ચેતન નથી, તે પ્રજાનું સાહિત્ય ચેતનવંતું નહીં જ થાય. આ નવયુગમાં પ્રજાની નવી નવી ઊર્મિઓ જાગતી જશે, તેમ તેમ તેને લગતું સાહિત્ય પણ તે પોતે જ માગી લેશે. પ્રજાની પ્રબળ ઇચ્છા વિના સાહિત્યમા ખરૂં ચેતન આવતું નથી, એટલે આપણે તો આ ચળવળને ઉપકારક જ ગણવાની છે. જે ગઇ કાલે ન હતું તે આજે મળે છે. તે તરફ સાધુઓ જેવી ઉદાસીનવૃત્તિ સાહિત્યપ્રદેશમા રાખી શકાય નહીં. સાહિત્ય તો જૂનું રાખી તેનો વિકાસ કરે છે, તેમ નવું પણ પોતાનામા સમાવી તેમાંથી નવાં ઝરણો વહેવડાવે છે. જૂનામા સત્ત્વ અને સાવધાનતા હશે તો નવામાં ઉત્સાહ અને વીરતા મળશે. જૂનું પણ એક વેળા નવું હતું, તે જ નવાને જૂનામાં સ્થાન આપી શકશે.

**વર્ત્તમાનપત્રોનું સાહિત્ય.**

વર્ત્તમાનપત્રોનું સાહિત્ય પણ ગુજરાતીમા વધતું જાય છે. પણ ગુજરાતનાં વર્ત્તમાનપત્રોમા હજી કોઇ દૈનિક ગુજરાતીમા બહાર પડતું દેખાતું નથી. જે દૈનિક પત્રો છે તે બધા મુંબઇમાં જ છે, અને એક બે સિવાય બીજાં બધા પારસીઓ જ ચલાવે છે. જે દૈનિકો હિંદુ તંત્રીઓના હાથ હેઠળ ચાલે છે તે પણ ભાષામા અને છાપવામા પારસીપત્રોથી મોટે ભાગે જૂદા પડતા નથી. વર્ત્તમાનપત્રો પ્રજાજીવનનું હૃદયમાપક યંત્ર છે, એટલે તેની ભાષારચના સરલ તેમ શુદ્ધ પણ જોઇએ. પ્રજાના તમામ વાચકવર્ગમાં એની કુતૂહલતા રોજની છે, એટલે એનો સંસર્ગ પણ રોજનો છે. આવી વસ્તુમા અશુદ્ધ ભાષા, અશુદ્ધ જોડણી, અશુદ્ધ વાક્યરચના, વગેરે ઘણા અનિષ્ટ અંશો પ્રજાજન રોજ

રોજ જોય અને મગજમાં અજાણતાં ઉતારે, એનું પરિણામ પ્રજાની, ભાષાની કે તેના સાહિત્યની ઉન્નતિમાં નહીં જ આવે. વર્ત્તમાનપત્રોના અધિપતિઓએ પોતાની જોખમદારી પૂરેપૂરી સમજવી જોઇએ. આ વિષે આગળ ઉપર હું પારસી સાહિત્ય માટે જે કાંઇ કહેવાનો છું, તેમા વધુ વિસ્તારથી આપણે ઉતરીશું.

**માસિકોનું સાહિત્ય.** માસિકોનું સાહિત્ય તો ફૂદકા મારતું આગળ ધપે છે. કવિ દલપતરામે એક ઠેકાણે ઊંટવૈદોની ટકોર કરતા લખ્યું છે કે "પથરો લેવા જ્યાં નમુ, આવે વૈદ જ હાથ." તેમ હાલ તો નવો ગાસ ઉલટયો કે તેની સાથે કોઇક નવું માસિક જાણે હાથ આવેલું જ છે! આગળ જણાવી ગયલાં નવાં માસિકો યુગધર્મ, પુરાતત્ત્વ, અને સાબરમતી ઉપરાંત, ગુજરાત, નવચેતન, રંગભૂમિ, સુવર્ણમાળા, કુમાર, વગેરે કેટલાંક સુંદર માસિકો ને ત્રિમાસિકો ઉમેરાયાં છે. ગુજરાતના અમર કળાફકીર હાજી મહમદના "વીસમી સદી" ની રાખમાથી જ એ સર્વનો જન્મ થયલો પ્રત્યક્ષ દેખાય છે. ચિત્રની નવીનતાનો શોખ ઠેરઠેર જાગ્યો છે, પણ ચિત્રની ઝાકઝમાળ હેઠે સાહિત્યના શુદ્ધ અંશોની બેપરવાઇ ના થાય તે એ માસિકોના ચાલકોએ હમેશાં તપાસવાનું છે. માસિકોની પૃથક્ના પણ ધીરે ધીરે જામતી જાય છે, એ શુભ ચિહ્ન છે. સ્ત્રીઓને માટે ખાસ ઉપયોગી એવું એક જૂનું માસિક ખોળએ પડયું છે, ત્યારે "ગુણસુંદરી" નામે નવું માસિક બહાર પડયું છે. હવે તો એમજ લાગે છે કે આપણી કોઇ વિદુષી અને સાધનસંપન્ન બ્હેન પોતાની જૂની સંસ્કારિતા અને નવી વિદ્યારસિકતાના સુયોગરૂપ કોઇક સુંદર સ્ત્રીઉપયોગી માસિક કાઢે, અને તેમા ગુજરાતની નવી ઘડાતી ગૃહલીલાઓને સન્માર્ગે દોરે, તો સાહિત્યની તેમજ પ્રજાસમાજની ઘણી મોટી સેવા થાય. "ગુજરાત" અને "નવચેતન" માં જાગ્રતિનાં અમૂક ચિહ્નો છે અને સાહિત્યસેવાની ધગશ પણ છે. સાહિત્યમાં ચિત્રકળાનું સખીપણું આનંદદાયક છે, પણ એ સખીપણું સાહિત્યના સુંદર અંશોને ચિત્રકળાની આકર્ષક શક્તિએ વધુ પ્રકાશમા લાવવા પૂરતું હોય ને થાય, તો જ એ બનેને લાભ છે, એ બંનેનો સંબંધ આ મૂળ ભાવથી જેટલો વેગળો જાય તેટલો અનર્થકારક છે, એ સૂત્ર આપણા માસિક પ્રવર્તાવનારાઓએ અને ગ્રંથકર્તાઓએ ખચુસ ધ્યાનમા રાખવાનું છે. શુદ્ધ ચિત્રકળાનો માર્ગ નિરાળો છે, અને માસિકો, વર્ત્તમાનપત્રો કે ગ્રંથો સાહિત્યની અને જનસમાજની ઉન્નતિ માટે છે, તેથી ચિત્રકળાનાં જે દર્શન કે યોગ એમાં કરાવવામાં આવે છે તે એ ઉન્નતિને હલકી રુચિ પર ઉતારવા નહીં પણ તેને પોષીને આગળ વધારવા મદદ કરે તે પૂરતા જ તેમા જોઇએ, એ મુખ્ય વાત કદી લક્ષ બહાર જવી ના જોઇએ. જૂનાં પ્રતિષ્ઠિત માસિકોમાં સાહિત્ય, વસંત, સમાલોચક, બુદ્ધિપ્રકાશ, સ્ત્રીબોધ, વગેરે હજી પોતાનાં વ્યક્તિત્વ અને પ્રભાવ સાચવી રાખી શકયાં છે. "સાહિત્ય" માસિકની સરળ અને તળપદી રૂઢ ભાષાનો આમદ ચાલુ જ છે, અને તેનું અચૂક નિયમિતપણું અનુકરણીય છે. ગુજરાતી સાહિત્યની પ્રવૃત્તિની એ ચાલુ નોંધ રાખે છે, અને આજના ઘણા ઉગતા આશાજનક લેખકોને એણે જ સાહિત્યપ્રવેશ કરાવ્યો છે. ગુજરાતી ભાષા બોલતી અનેક કોમોના લેખકોનો યોગ્ય સત્કાર એણે સાધ્યો છે, અને એ સત્કાર્યમાં ગુજરાતી ભાષાને આગળ ઘણો લાભ જ થશે. એ માસિકમાં જે મોટા ગુણો દેખાય છે, તેમા એના તંત્રીનું નૈતિક બળ અને સ્પષ્ટવકતાપણું મુખ્ય છે. તેની નિડર વાણીના અને શુદ્ધ એકરારોના દાખલા એમાથી ઘણા મળી

આવે છે. શુદ્ધ ગુજરાતી એટલે તળપદી રૂઢ ગુજરાતી ભાષાની સચોટતા એમના લેખોમાં અનેરૂં બળ દર્શાવે છે. એ માટેનો એમનો આગ્રહ આપણા માનને પાત્ર થવો જોઇએ. ઘણી વેળા સારાનો પણ અવળો અર્થ આ દુનિયામાં લેવાય છે, તેમ એમના એવી રૂઢ ગુજરાતીના આગ્રહ માટે કેટલેક ઠેકાણે અર્થહીન ટીકા થાય છે. વિષય પ્રમાણે ભાષા અને શૈલી જોઇએ, તેનો અર્થ એ નહીં કે કોઇ પણ ખાસ શાસ્ત્રને લગતા વિષયમા તેની પરિભાષા ના વાપરવી, પણ જે તે વિષયને બધી રીતે રૂઢ ભાષા પોતાના શુદ્ધ, તળપદા અને જનસમાજમાં પજોટાઇ ગયેલા શિષ્ટ શબ્દો પૂરા પાડી શકતી હોય તો દૂરના અજાણ્યા સંસ્કૃત, ફારસી કે બીજી કોઇ ભાષાના શબ્દો તેવા વિષયવાળા લેખમા વાપરવાની કશી જરૂર નથી. વળી આપણી ભાષામા અનેક ધંધાને લગતા અતિ રૂઢ ને સહેલા શબ્દોની ખાણ છે, પણ લેખકનો પોતાનો એ રૂઢ ભાષાનો અભ્યાસ જ ના હોય, તો તે તો બસ એમજ ધારી લે કે એ શબ્દો ગુજરાતીમાં નથી, અને તેથી સંસ્કૃતનો કે બીજી ભાષાનો તે આસરો શોધે છે. એક બીજી વાત–રૂઢ ગુજરાતીમા તત્સમ શબ્દોનું પ્રમાણ પણ કાંઇ ઓછું નથી, પણ જે શબ્દો સદીઓથી ગુજરાતીમાં તદ્‌ભાવ થઇ ગયા હોય, અગર મૂળ ગુજરાતીના દેશ્ય હોય, અને જે જનસમાજમાં ચલણી રૂપીઆની માફક શુદ્ધરૂપે જ ચાલતા હોય, તે છોડી દઇ માત્ર પંડિતાઇ બતાવવા જ જો પજેપજ સંસ્કૃત શબ્દો–અને તે પણ અપરિચિત–વાપરવામા આવે, તો તેવી ભાષાને ગુજરાતી કહેવી કે "જબાને ઉર્દુ હરફે ગુજરાતી" એવું જે ઉર્દુ નાટકોનાં ગીતોની ચોપડીઓપર મુબઇની નાટકશાળાઓમાં છાપવામાં આવે છે તેમ "શબ્દોએ સંસ્કૃત વ્યાકરણે ગુજરાતી" સમજવી? સાહિત્યના તંત્રીનો આગ્રહ કાંઇ દુરાગ્રહ નથી; તેને ખરા પ્રકાશમા જોઇ શકીએ તો તે જ ખરો ભાષાભિમાનીને છાજે તેવો સદાગ્રહ છે.

**"સસ્તું સાહિત્ય"**

સાહિત્યનો પ્રચાર આમવર્ગમા વિસ્તારથી કરવાની પહેલ "સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય" તરફથી કરવામા આવી ત્યારથી એ સંસ્થાએ ગુજરાતની ઘણી સેવા બજાવી છે. સામાન્ય વર્ગમા જ્ઞાનનો પ્રચાર જ્યા સુધી પૂરતો થાય નહીં, ત્યાં સુધી પ્રજાની ઉન્નતિ ચોતરફથી થઇ શકે નહીં. એ સંસ્થા તરફથી ધર્મ, સમાજ અને સાહિત્યને લગતા પ્રિય વિષયોના નાના મોટાં પુસ્તકો બહુજ જૂજ કિંમતવાળા બહાર પડ્યાં છે, અને તેથી બહુ ગરીબ માણસ પણ પોતાની ટુંક કમાણી છતા એ પુસ્તકોનો લાભ પૂરતો મેળવી શકે છે. અંગ્રેજીમાં People's Books ના જેવી પુસ્તકમાળા પ્રાચીન અર્વાચીન કવિતાઓના જુદા જુદા નાના નાના સંગ્રહ કરી બહાર પાડે તો તેથી પણ સાહિત્યનો પ્રચાર ઘણો થાય. ભિક્ષુ અખંડાનંદનો આ મહાસ્તુત્ય પ્રયાસ સાહિત્યમા નોંધવા જેવો છે, અને ગુજરાતના ધનાઢ્યોએ તથા વિદ્વાનોએ એ પ્રયાસોને ઘટતી સહાય આપવી જોઇએ.

**સાહિત્ય મંડળોની જરૂર.**

સાહિત્યની ચર્ચા વિદ્વાનો અને લેખકો એક ઠેકાણે સાથે મળીને કરી શકે એવાં ઘણાં મંડળોની પણ આપણે ત્યાં જરૂર છે. ગામેગામ અને શહેરેશહેર એવાં મંડળો પોતપોતાના પ્રમાણમા બંધાવા જોઇએ, અને સાહિત્યની શુદ્ધ ચર્ચા તથા જનસમાજને પ્રિય થઇ પડે એવા આખ્યાનો અને વ્યાખ્યાનો ત્યાં વખતોવખત થાય તેની યોજના કરવી જોઇએ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ગુજરાત સાહિત્ય સભા, સાહિત્ય સંસદ, પારસી લેખકમંડળ, ફારબસ સભા, શ્રેયસ્ સાધક અધિકારી મંડળ, વગેરે થોડાંક મંડળો આવી જાતનુ કામ કરે છે, પણ તેમા હજી ઘણા ઉત્સાહની અને ઘણી કાર્યદક્ષતાની જરૂર છે. આવા મંડળોમા ઉત્સાહી યુવકોને માથે કાર્યભાર નાખી મોટેરા વિદ્વાનો તેમા વખતો વખત પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપતા રહે, અને સાહિત્યને લગતા સામાન્ય વિષયોની સરળ ભાષામા ત્યા ચર્ચા કરાય, તો સાહિત્યને જનસમાજમા આકર્ષક કરી શકાય. ઔચિત્યની અહિં પણ ખરી જરૂર છે, અને દેશકાળને અનુસરીને કામ મંડાય ને કરાય તો સિદ્ધિ ને સફળતા પણ મળે

**શિક્ષણશાસ્ત્રના સાહિત્યની અગત્ય**

શિક્ષણસાહિત્યને લગતા પુસ્તકો પણ આપણી ભાષામા ઘણા થોડા છે જે દેશમા સ્વભાષામા શિક્ષણ અપાય નહીં, તે દેશની ભાષાને ઘણું ખમવું પડે છે "માલ ત્યા ખપ" નુ નવુ સૂત્ર સાહિત્યમા પણ અચૂક રીતે લાગુ પડે છે હવે રાષ્ટ્ર વિદ્યાપીઠ સ્થપાઇ છે, સરકારી વિદ્યાપીઠમા પણ ઊંચી પરીક્ષાઓમા ગુજરાતીને સ્થાન મળ્યુ છે, એટલે હવે એને લગતા સાહિત્યની આપોઆપ માગણી જાગી છે, અને તેને લગતા નવીન પુસ્તકો પણ રચાવા લાગ્યા છે. આ જાતનુ મુખ્ય સાહિત્ય ખાસ કરીને વિદ્યાપીઠમા અને કેળવણીમંડળોમા કામ કરતા અધ્યાપકોનુ છે, કારણ કે તેઓ પોતાના પૃથક્પૃથક્ ખાસ વિષયોના જ્ઞાન અને અનુભવનો લાભ વિદ્યાર્થીઓને સીધી રીતે અને અભ્યાસકોને આડકતરી રીતે આપી શકે છે. આવા શિક્ષણશાસ્ત્રને અંગે રા અંબાલાલ બુલાખીરામ જાનીનુ "સુભદ્રાહરણ" અને ગ મંજુલાલ મજમુદારનુ "સુદામાચરિત્ર" બહુ સારી વિદ્વત્તાથી અને શોધકબુદ્ધિથી લખાયલા લાગે છે. આ દિશામા કવિતા અને ઇતિહાસને લગતા શિક્ષણશાસ્ત્રમા આપણા માનનીય સાક્ષર શ્રીયુત બલવંતરાય ઠાકોર બહુ ઉત્તમ માર્ગદર્શક કામ કરી શકે તેમ છે, અને એ માટે એઓ સાહેબને હુ ગુજરાત તરફથી આમંત્રણ કરૂ છુ આ સાહિત્ય પરિષદના પ્રમુખ સાહેબ રા. બ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ પણ એ દિશામા જીંદગીભર કામ કરેલુ છે, અને એમના ઊંડા અભ્યાસ અને અનુભવનો લાભ હજી પણ ગુજરાતને જ મળે તેની આશા આપણે જરૂર રાખી શકીએ. આ જમાનામા એમને હાથે "ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ" જેવુ શિષ્ટ, શાસ્ત્રીય અને સત્તાધારી પુસ્તક આપણા સાહિત્યમા ઉમેરાયું છે એ કાંઇ ઓછા સંતોષની વાત નથી

**વિવેચનનુ સાહિત્ય.**

ગુજરાતી સાહિત્યના મુખ્ય અંગોની પ્રવૃત્તિ જોઈ ગયા પછી હવે એ બધા અંગોની નાડીતપાસ કરનારૂ જે વિવેચનનું સાહિત્ય છે તે જોઇએ. ગ બા. રમણભાઇના 'કવિતા અને સાહિત્ય" વાળા મોટા ગ્રંથ સિવાય બીજો કોઇ એવો ગ્રંથ બહાર પડ્યો નથી રા. અંજારીઆનુ "સાહિત્ય પ્રવેશિકા" જૂના-નવા સાહિત્યની અને તેના લેખકોની સામાન્ય પિછાન જ કરાવે છે અને તેમા પણ ચોક્કસ વર્ગની લીલા જ મુક્તકંઠે ગાવામા આવેલી દેખાય છે. તે છતા સાહિત્યમા પ્રવેશ કરવા ઇચ્છનારને માટે સાહિત્યમા સામાન્ય પિછાન આપવાનો એ સારો પ્રયાસ છે. એ સિવાય વિવેચનના સાહિત્યમા બીજા કોઇ ખાસ ધ્યાન ખેંચે એવું

નવું પુસ્તક બહાર પડેલું જાણમાં નથી. છૂટક છૂટક લેખો માસિકોમાં, વર્તમાનપત્રોમાં અને તેઓના વાર્ષિક અંકોમા કે કોઇ પુસ્તકના ઉપોદ્ઘાતમાં આવે છે તે જ હાલ તો એ સાહિત્યની પૂર્તિ કરે છે. પણ "નવલ ગ્રંથાવળી" મા વિવેચનની જે ખરી પદ્ધતિ કેળવાતી હતી તેવી તો હજી બીજો કોઇ પણ વિદ્વાન દેખાડી શકયો નથી વિવેચનકળા એટલે ઉદારતાની કળા, સહનશીલતાની કળા, ન્યાયતોલનની કળા, એ મુખ્ય વાત ભૂલાઇ ગઇ છે. વિવેચન એટલે સાહિત્યના સદ્ અસદ્ અંશોની ગ્રહણશક્તિ અને તુલનાશક્તિનું દર્શન. વાચવું, સમજવું, પિછાનવું, સમભાવ કરવો, ગુણપર વધુ પ્રકાશ નાખવો, દોષથી પ્રકાશને હાનિ છે તે સપ્રેમ બતાવવું, સમાન કાર્યોની તુલના કરવી, પ્રભુનો દિવ્ય અંશ માટીમા પણ છુપાયલો છે તે ખોળી કાઢી બતાવવો, અને કલાપીએ એક મહાસત્ય કહ્યું છે તેમ "કળા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણ કળા નહી." એવી કળાની ઊંડી ભૂખ જે કદર તેનો ઉદારતાથી વપરાશ કરવો એ સર્વ ખરા વિવેચકના અને ખરી વિવેચનકળાના મુખ્ય ગુણો છે. જંગલો કાપીને તેમાથી દાતખોતરણી બનાવી આપવી, કે ઘાસની ગંજીમા પડેલી સોયને ખોળી કાઢવા આખી શહેનશાહતના લશ્કરને રોકવું, એમા વિવેચનકળાની પરાકાષ્ઠા નથી. આપણા ભાઇનો છોકરો કાષ્ટના ઘોડાપર ઘાસનું પૂછડુ બાધી તેની ઉપર કેવી સુંદર સ્વારી કરી રહ્યો છે તેની ખુબી દર્શાવવા સાહિત્ય પ્રદેશના અરબી ઘોડાઓ અને આરબ સવારોની સાથે તેની તુલના કરી તેના અદ્ભુત દર્શન કરાવવા, અને આપણા પાડોશીનો ભાઇ તેજલી કાઠીઆવાડી ઘોડી લાવ્યો છે તેના કાનનુ માપ કાઢવા જવું અને તેના ઠણુઠણતા પગ જોઇ ગામના ખચ્ચરો વધુ લાત ઝાડવા મંડી જાય તેના ભયથી ગામને બચાવવા માટે ચળવળ કરી મૂકવી, એ કાઇ વિવેચનકળાની મહત્તા નથી. ખરા વિવેચકે વિવેકશીલ અપક્ષતાનું ત્રાજવું પકડવાનું છે. એ ત્રાજવાને જેટલા જોરથી ઉચે ચઢાવો કે નીચે ઉતારો, તેટલાજ જોરથી તે પાછું તેથી ઉલટી દિશાએ જરૂર જાય છે, ત્રાજવામાની વસ્તુ પણ એના ધક્કાથી કદાપિ બહાર પડી જાય છે, અને વેરાઇ જાય છે. મર્યાદિત પ્રશસા અને મર્યાદિત ટીકા ન હોય ત્યા વિવેચક વિવેચક મટી વકીલ બની જાય છે, અને કા તો ભાટાઇનું કે કા તો નિંદાનું જ સેવન કરે છે. આપણે ત્યા ચોર્યાસી હજાર ન્યાતોમા વિવેચકોની બીજી ચોર્યાસી ન્યાતો ઉમેરાય તો સાહિત્ય આનંદ અને શિક્ષણનુ સાધન મટી પક્ષાપક્ષી અને તકરારોનું તાલીમખાનું બને વિવેચનકળા એ વકીલનુ વકાલતનામુ નહી, પણ ન્યાયાધીશનો અપક્ષપાત છતા માયાળુ ચૂકાદો માગી લે છે.

**સાહિત્યમાં અધિકાર-શાસન કે પ્રજાશાસન.**

એક બીજી વાત. સાહિત્યમા રસ લેના અને તેના આકર્ષક પ્રદેશમા દાખલ થવા[illegible] હોંશીલા નવયુવકોની આજકાલ ઠેરઠેર એવી ફરિયાદ છે કે ગુજરાતી સાહિત્યમાં પણ "બ્યુરોક્રસી" એટલે અધિકારશાસન બંધાયુ છે, અને તેના અધિકારીઓ પોપના જેવી સત્તા ચલાવે છે આ ફરિયાદમા કેટલું સત્ય છે તે બારીકાઇથી તપાસવાનુ આ સ્થાન નથી, પણ કેટલીક સૂચના સાહિત્યના લાભ માટે તો આપણે કરી શકીએ. સાહિત્યપ્રદેશની હિસ્સેદારી એના રક્ષક વિદ્વાનોએ કરવાની ફરજ છે, અને એ ફરજ પુગતો પોતાનો અધિકાર કોઇ પણ રીતની શખરખાટ વગર અને શુદ્ધ મને એ અધિકારીઓ ચલાવે તો તે સાહિત્યને ઉપકારક છે. સાહિત્યનું તો પ્રજાશાસન છે, એટલે અધિકારીઓ પ્રજાજનના સ્નેહી હોવા

'જોઇએ એટલા પૂરતું એઓ સમજે તો બસ છે. બાકી બાઇબલમાં જણાવ્યા પ્રમાણે પર-' મેશ્વરે પોતાની ઉત્તમમાં ઉત્તમ કૃતિને સર્પની દયા પર ફેંકી દીધી હતી, એવો ઝાંખો ભાસ પણ એ હોંસીલા નવયુવકોને આવે તો તેમાં સાહિત્યપ્રદેશના નેતાઓ પોતાની સામે બંડખોર વૃત્તિને જ ઉત્તેજન આપે છે. બીજી બાજુએ આ ઉત્સાહી નવયુવકોએ એટલું સમજવાનું છે કે સાહિત્યપ્રદેશમાં કાંઇ ગમે તેવા છરીકુહાડા પકડવાથી સીપાઇ કે નાયક થઇ જવાતું નથી. એને માટે પ્રજાશાસનમાં પણ વ્યવસ્થાપૂર્વક કવાયત તો લેવી જ જોઇએ. જે હુકમ પાળી શકે તે જ ખરો હુકમ આપી પણ શકે, એ પણ યાદ રાખવાનું છે. જો સીપાઇમાં ખરૂં તત્ત્વ હશે તો તે પણ એક દિન નેપોલિયન જેવો શેહેનશાહ થઇ શકશે. સાહિત્યમાં પણ ત્રણ જાતનાં ફળ પાકે છે. એક જાતનાં ફળ શિયાળાનાં ફળ જેવા હોય છે, અને તે બહુ દિન સુધી ઘાસમાં કે બંધ કોઠીમાં રાખ્યાથી જ પાકે છે; બીજી જાતના ફળ ઉનાળાનાં ફળ જેવાં જલદી પાકી જાય છે; અને ત્રીજી જાતનાં ફળ પકવીને ખાવાનાં નહીં પણ સારી પેઠે સૂકવીને ખાવાનાં હોય છેઃ આ ઝીણો ભેદ સમજી આપણે તેનો વિવેક રાખીએ, અને મોસમ પ્રમાણે તથા ફળની જાત પ્રમાણે ધૈર્ય રાખીએ તો પ્રભુની દુનિયામાં તેમજ સાહિત્યની સૃષ્ટિમાં પણ આપણી કૃતિ પોતાનો નાનામા નાનો ફાળો પણ જરૂર આપશે જ. કીર્ત્તિની પાછળ તમે જશો તો તે દૃષ્ટિમર્યાદાની મ.ફક દૂર ને દૂર જ જશે. કીર્ત્તિને પાછળ નાખી તમે તમારા કર્ત્તવ્યને જ સૂર્ય જેવું સામે જોતા જોતા આગળ ધપશો તો કીર્ત્તિ તમારી છાયાના જેવી તમારી પૂઠે પૂઠે આવશે; અને કીર્ત્તિ પણ લક્ષ્મીના જેવી ચંચળ છે, ત્યાં કીર્ત્તિ કરતાં કર્ત્તવ્ય જ મોટું છે.

ગુજરાતી ભાષાના સાહિત્યનું અને તેના મુખ્ય મુખ્ય અંગોનું દિગ્દર્શન ઉપર કરી ગયા પછી એમા સમાયલી વિશિષ્ટ પ્રવૃત્તિઓ જોવાનું પ્રાપ્ત થાય છે.

**બિન-હિંદુ કોમોનું ગુજરાતી સાહિત્ય.** ગુજરાત દેશ એક છતા તેમા અનેક કોમો વસે છે, અને અનેક ધર્મવાળાઓની એ માતૃભૂમિ છે. જેમ સામાન્ય રીતે એ દેશના મૂળવતનીઓ હિંદુઓ છે, તેમ બીજી કોમવાળાઓ પણ સહેલાઇથી એના જૂના વતનીઓ જ ગણાવી શકાય છે. ગુજરાતી ભાષાનું ભાષા તરીકેનું વિશિષ્ટ સ્વરૂપ સાતસેં વર્ષથી વધુ જૂનું નથી. ત્યારે આ બિન-હિંદુ કોમોનો ગુજરાતમાંનો વસવાટ હજાર વર્ષથી ઉપરનો છે. જૈન, પારસી, મુસલમાન, ખ્રિસ્તી, વગેરે જૂદી જૂદી કોમો તદન જૂદા જૂદા ધર્મો પાળે ત્યાં એ ધર્મોની મૂળ ભાષામાના તેઓના પરિચિત શબ્દો એવી સામાન્ય ભાષામાં જરૂર દાખલ થાય. વળી દરેક કોમનું ધર્મનું સાહિત્ય પણ જૂદું જ હોય, અને એવા ધર્મના સાહિત્યનો તેને આગ્રહ પણ હોય. આ સત્ય વસ્તુસ્થિતિને આપણે પ્રથમ લક્ષમાં લાવીએ તો જ આ બિન-હિંદુ કોમોનાં વિશિષ્ટ સાહિત્યોનો ખુલ્લો ક્યાસ કાઢી શકીએ. જૈનોના મૂળ ધર્મગ્રંથો માગધી ભાષામાં હોવાથી એના કેટલાક શબ્દો જૈન લેખકોની ભાષામાં સ્વાભાવિકપણે આવી જાય. એ જ પ્રમાણે પારસીઓ અને મુસલમાનોના મૂળ ધર્મગ્રંથોની ભાષાઓમાંના તેમજ તેમના પૂર્વજો ઈરાન કે અરબસ્તાન કે તુરકસ્થાનથી આવેલા તે તે દેશોની ભાષાઓમાના શબ્દો પણ ગુજરાતી ભાષામા તેમનાથી અનાયાસે વપરાઇ જાય. આવી રીતે ગુજરાતી ભાષા એક છતાં તેમા જૂદી જૂદી કોમોના પૂર્વજોની મૂળ ભાષાના શબ્દો દાખલ

થયા. ગુજરાતના ગૌરવને એથી કશી હરકત પૂગી નહીં. ઉલટું જ્યારે ગુજરાતી ભાષા ઘડાતી હતી ત્યારે એવા અનેક શબ્દોના જીવંત ઉમેરાથી તેમાં નવું બળ આવતું ગયું. જૈન લોકોની રહેણી કહેણી તો બહુધા હિંદુઓના જેવી જ હોવાથી તેમનો માર્ગ જૂદો પડ્યો નહીં, અને તેમના સમર્થ ધાર્મિક વિદ્વાનો તે વેળાનાં ગુજરાતના રાજ્યોના અધિકારીઓ કે સલાહકારો પણ હતા, એટલે તેઓએ પોતાનું સાહિત્ય સમૃદ્ધિમાન્ બનાવ્યું. જૈનોનું હિંદુઓ સાથેનું સહજીવન ઘણું ગાઢું હતું, એટલે તેઓના ભાષાજીવનોમાં પણ તેવી રીતનો ગાઢો સંબંધ રહેવા પામ્યો. મુસલમાનોથી પણ તેઓમાની ખોજા કોમે ગુજરાતીમાં જે સાહિત્ય ઉપજાવ્યું તે હિંદુઓના જેવું જ છે, તેનું એક કારણ એ છે કે એ મુસલમાની ધર્મના ફાંટામાં હિંદુ-ઓના વૈષ્ણવ ધર્મના સાહિત્યનો ઘણો અતલગનો સંબંધ લાગે છે. આમ હોવાથી જે સાહિત્ય ખોજા કોમે ઉપજાવ્યું છે અને જેની કવિતાઓની પિછાન રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ છઠ્ઠી સાહિત્ય પરિષદના સંમેલન વેળા આપી હતી, તે સાહિત્યની ભાષા શુદ્ધ હિંદુ ગુજરાતી છે.

**પારસી ગુજરાતીનું સાહિત્ય અને તેનું જૂદાપણું.**

પણ પારસી કોમના સંબંધમા લગાર જૂદું જ પરિણામ આવેલું દેખાય છે, અને તેનું કારણ ઉપર જણાવ્યા પ્રમાણે તેમને હિંદુ ધર્મના કે હિંદુ સમાજજીવનના ગાઢા સંબંધની ન્યૂનતા જ છે. પારસી ધર્મને લગતા કે પારસી સાહિત્યને લગતા ત્રણસેં ચારસેં વર્ષ પર લખાયલા જૂના લેખોમા પારસીઓની ગુજરાતી ભાષા "તે વેળાના હિંદુઓની ગુજરાતી ભાષાના જેવી જ લાગે છે, જો કે તેમા પણ પારસીઓના ધર્મને લગતા ઝંદ, પાઝંદ કે ફારસી શબ્દો વપરાયલા દેખાય છે. પોતાનો જીવથી વહાલો ધર્મ સાચવવા પોતાના દેશનો પણ ત્યાગ કરીને પારસીઓ જ્યારે પ્રથમ ગુજરાતમાં આવી વસ્યા, ત્યારે તે વેળાના હિંદુ રાજાએ તેમને હથિયાર વાપરવાની મનાઇ કીધી હતી, અને એ સર્વ લડાયક શરવીરોને ખેતી અને વેપારના શાંત ધંધામાં પડી જીવન ગુજારવું પડ્યું. એમ કરતાં એ લોકની ભાષા હિંદુઓના જે વર્ગની સાથે એ રહેતા હતા તેઓના જેવી જ બંધાઇ. પારસીઓ આજે જે ગુજરાતી ભાષા ગુજ-રાતનાં ગામડાંઓમા બોલે છે તે મુખ્ય કરીને સુરત જીલ્લાની છે, અને તેમાં પણ ખાસ કરી એ જીલ્લાના અનાવલાઓની અને વાણીઆ વહીઆતોની છે. એ કોમોમાં કેળવણીનો પ્રચાર વિશેષ ન હતો, અને બહુધા તે ખેતી અને વેપારમા પડેલી હતી એટલે તેમની ભાષા કાંઇક અંશે અણઘડાયલી અને ગ્રામ્ય જ રહેતી. અંગ્રેજી કેળવણીના આગમન સાથે પારસીઓએ કેળવણીને માર્ગે પ્રથમ ઝૂકાવ્યું અને પશ્ચિમ દેશોના સાહિત્યોના સંબંધમાં આવતાં ત્યાના આચારવિચારોની પણ ઝડપથી નકલ કરવા માંડી. ખુદ ગુજરાતી ભાષાના અક્ષરોનાં બીબા પણ પ્રથમ એક પારસી મર્હુમ ફરદુનજી મર્ઝબાને ઇ. સ. ૧૮૧૪ માં પાડ્યાં, અને તે જ વર્ષમાં તેમણે છાપખાનું પણ કાઢ્યું. ઇ. સ. ૧૮૨૧ માં તેમણે જ મુંબ-ઇના પ્રથમ વર્તમાનપત્ર "મુંબઇ સમાચાર" ને પ્રગટ કર્યું. ગુજરાતી ભાષાનો શિષ્ટ અભ્યાસ એ આરંભના પારસી ચાલકો અને ઉસ્તાદસિકોને ન હતો, એટલે જેમ તેઓ ઘરમાં બોલતા તેમ તેઓ લખતા અને છાપતા પણ હતા. ભાષા જ્યા સુધી બોલાતી કે માત્ર લહીઆઓથી

મર્યાદામાં લખાતી રહે, ત્યાં સૂધી તે ઘણી પ્રવાહી રહી શકે, અને તેમાં કેવળ જૂદા ફાંટાઓ ન પડે, કે પડે તો તેનું સ્વરૂપ કેવળ જૂદી રીતે જ બંધાય. પણ અહિં તો વર્ત્તમાનપત્રો, માસિકો, પુસ્તકો, વગેરે કંઇ કંઇ પારસીઓ પોતાના સ્વાભાવિક સાહસિકપણાથી બહાર પાડતા જ ગયા, અને તેમાં તેઓના ચોક્કસ વર્ગોના સંબંધમાંથી જ ઉદ્ભવેલી ઘરગથ્થુ ગુજરાતી બોલીનો જ પ્રચાર કરતા ગયા. હિંદુઓ બહુ વર્ષ સૂધી સાહિત્યની આ પ્રચુર પ્રવૃત્તિથી દૂર રહ્યા, અને તેઓનું સાહિત્ય મોટે ભાગે ધર્મ વિષયોમાં તે વેળા સમાયલું હોવાથી પારસીઓના સામાન્ય વાચકો અને લેખકોને પ્રિય કે માર્ગદર્શક થયું નહીં. જ્યાં પારસીઓ વર્ત્તમાનપત્રો પર વર્ત્તમાનપત્રો નવાં નવાં કાઢતા જ ગયા, ત્યાં એ પત્રોના વાંચનારાઓ પર ચોક્કસ રીતની જ છાપ પડતી ગઈ, અને જોતજોતાંમાં આ "પારસી ગુજરાતી"નું વ્યક્તિત્વ બંધાઈ ગયું. આ અકસ્માતનાં મુખ્ય કારણો જો સંભાળથી આજથી પચાસ વર્ષ પરના હિંદુ વિદ્વાનો શોધી શક્યા હોત, તો આ ઉગતી અનિષ્ટતાથી ગુજરાતી ભાષાને બચાવી લેત. દાયકાઓ થયા આપણા હિંદુ વિદ્વાનો પણ ગુજરાતીને પાછી સંસ્કૃત તરફ વાળવાના ખોટા પ્રયત્નો કરવા લાગ્યા, એટલે એ બંને કોમોનો ભાષાવેગ એકમેકથી ઉલટી દિશાએ જ વહેવા માંડ્યો. હિંદુ લેખકો ગમે તેવી પ્રાંતિક ભાષા બોલે કે લખે, જોડણી અને તત્સમ શબ્દો પણ ગમે તેમ ચીતરે, તો હરકત નહીં; પણ પારસીએ લેખ લખ્યો છે એવું જોતાં જ તેમાં શબ્દે શબ્દે પૂંચ કાઢવાની જ વૃત્તિ કેટલાક હિંદુઓએ ધારણ કીધી. આનાં પરિણામો ભાષાના લાભમાં નહીં પણ ગેરલાભમાં આવ્યાં. એકમેકનાં મન ઉંચાં થયાં, પણ તેમાં ગુજરાતી ભાષાને કેટલુંક ખરૂં નુકસાન પૂગ્યું છે. પારસીઓએ પોતાનો વાચકવર્ગ માત્ર પારસીઓમાંથી જ નહીં પણ મુસલિમ અને હિંદુ વર્ગમાંના થોડી કેળવણી પામેલાઓમાંથી બનાવી લીધો. આજે જુઓ તો પારસી જેવી નાની કોમે હજાર ઉપર ગ્રંથો પારસી ગુજરાતીમાં લખેલા મળી આવશે. એમાં કાચી ઘરગથ્થુ અશુદ્ધ ગુજરાતીથી માંડી ચઢીઆતર ભાષા વપરાતાં વપરાતાં કેટલાક ગ્રંથો તો કેવળ શુદ્ધ અને રૂઢ ગુજરાતીમા લખાયલા માલમ પડશે. આવી સાહસિક અને ઉદ્યોગી કોમનો સહકાર હિંદુઓ શુદ્ધ ગુજરાતી ભાષા માટે મેળવવા પામે, તો ગુજરાતી ભાષાને તથા સાહિત્યને ઘણો લાભ થાય.

**પારસીઓની સાહિત્યસેવા.**

પારસીઓએ ગુજરાતી સાહિત્યની, પોતાની ગમે તેવી શક્તિએ પણ ઠીક ઠીક સેવા બજાવવી છે. પહેલું વર્ત્તમાનપત્ર, પહેલું ચોપાનીઉં, પહેલો અંગ્રેજી-ગુજરાતી કોષ, પહેલું જ્ઞાનચક્ર, એ બધું પારસીઓને જ હાથે થયલું છે. પારસીઓએ જેમ રાજદ્વારી અને સાંસારિક ક્ષેત્રોમાં પોતાની આગેવાનીનો લાભ આખા દેશને આપ્યો છે, તેમ લોકમત કેળવવામાં પણ પારસી પત્રોની ચળવળે કાંઇ કમી હિસ્સો આપ્યો નથી. વળી થાકેલા મનને બેઘડી ગમ્મત આપે એવું રમતિયાળ અને હસમુખું સાહિત્ય કે જેને અંગ્રેજીમાં light literature એટલે "સુગમ સાહિત્ય" કહેવામાં આવે છે, તે પણ એમને હાથે ઠીક પ્રમાણમાં બહાર પડ્યું છે, પારસીઓમાં હવે એક એવો લેખકવર્ગ પણ ક્રમભાગ્યે ઊભો થયો છે કે જે એમનું અશુદ્ધ ગુજરાતી બોલીનું વ્યક્તિત્વ જાળવી રાખવાની હોંસ અને વડાઇ રાખે છે. પણ મર્હુમ બહેરામજી મલબારીએ વિલક્ષણ હિંમતથી અને જબરા પ્રયત્નથી શુદ્ધ ગુજરાતી ભાષામાં જ કવિતા કીધી, અને પારસીઓના મોટા ભાગને આ 'બંડખોર' લેખકની

ભાષા નહીં જ ગમી, છતાં વખત જતાં એમને પગલે ચાલનારા ઘણા પારસીઓ નીકળ્યા. પારસી વર્તમાનપત્રોમાં પણ આજની ભાષા ત્રીસ વર્ષ પરની ભાષા કરતાં ઘણી આગળ વધેલી અને શુદ્ધિ તરફ ઢળેલી વપરાય છે.

**પારસીઓની ગુજરાતી ભાષાને શુદ્ધિ તરફ વાળવાની અગત્ય.**

એ બધું તો ખરૂં જે બનવાનું હતું તે બન્યું. પણ હવે કાંઇ એ સ્થિતિનો ઉપાય થાય તેવું હોય તો તે મહા પ્રયત્ને પણ કરવાની જરૂર છે. શુદ્ધ ગુજરાતીના હિંદુ લેખકો જ્યાંસુધી અતિ સંસ્કૃતના ભેળવાળી ગુજરાતી ભાષા વાપરે, ત્યાંસુધી પારસી લેખકોનો મદદગાર તેમને પુરેપુરો મળી શકે નહીં "સાહિત્ય" માસિકના વિદ્વાન તંત્રીનો રૂઢ ભાષા માટેનો આગ્રહ એને લીધે જ છે. હિંદુ વિદ્વાનોનું આકાશે ટળેલું ત્રાજવું પાછું કાંઇક નીચે ઉતરે, અને પારસી લેખકોના જોડાક્ષરો ટાળવાને મળવાનો ખરા દિલથી પ્રયત્ન કરે, તો હું ધારૂં છું કે પારસીઓને અશુદ્ધ બોલીના પાશમાંથી છોડવી શુદ્ધ રૂઢ ગુજરાતી ભાષા જ સાહિત્ય લેખનમાં વાપરતા કરવાના સહાયકારી ઉપાયો યોજી શકાય તેમ છે.

**પારસી ગુજરાતીની ઉત્પત્તિનાં કારણો.**

આજના જમાનામાં આપણો રોજનો વેપાર ધંધો રોજગાર થોડે અંશે પણ દુનિયાના તમામ દેશો સાથે સંબંધ ધરાવે છે, અને તેને લગતી વાતો જાણવા આપણે હમેશાં આતુર રહીએ છીએ થોડું ઘણું પણ શીખેલાઓ આજકાલ વર્તમાનપત્રો વાચવા સાંભળવાનો સ્વાભાવિક શોખ ધરાવે છે, અને ખાસ કરીને મોટા શહેરોમાં તો સવાર સાંઝની ખબરો રોજ જાણવા માટે લોકો ઉત્સુક હોય છે વર્તમાનપત્રોની જરૂરીઆત એ કારણથી વધતી જાય છે, અને તેથી લોકના રોજના વેહેવારની ભાષા ઉપર એ વર્તમાનપત્રોના ચાલુ વાચનની અણદીઠી અસર થયા જ કરે છે એ વર્તમાનપત્રોના તંત્રીઓ અને લેખકોને હાથે ભાષાને લગતા ખરા ખોટા પ્રયોગો ચાલુ જ રહે તો તેના પ્રયોગો વખતના વહેવા સાથે પાછા ચલણી થઇ જાય પારસીઓને હાથે જ ચાલતા વર્તમાનપત્રોમાં વપરાતી ભાષા આવા ખોટા પ્રયોગો કરે છે એમ નથી, પણ હિંદુઓના વર્તમાનપત્રોની ભાષાના ઘણા ખોટા પ્રયોગો જે હવે ચાલુ થઇ ગયા છે, તે માટે પણ આપણા ભાષાશાસ્ત્રીઓએ ફરીયાદો કીધી છે આ વિષયને માટે તપાસ કરતાં મને એમ જણાયું છે કે એ વર્તમાનપત્રોની અશુદ્ધ અને ઘણી વાર નકલી ભાષાને વધારે બગાડનાર મુંબઇ શહેરની વિચિત્ર સ્થિતિ છે મુંબઇ ગુજરાતીઓનું એટલે અસલ ગુજરાતી હિંદુ પારસી મુસલમાનો વગેરેનું છે તેમજ આપણા દક્ષણી મરાઠી ભાઇઓનું પણ છે. ઘણે ભાગે છાપખાનાઓમાં બીબાં ગોઠવનાર કમ્પોઝીટરો અને બીજા કામદારો એ દક્ષણી ભાઇઓ જ છે ગુજરાતીઓ જેવી રીતે કામચલાઉ મરાઠી બોલીમાં મરાઠી ભાઇઓ સાથે બોલે, તેવી રીતે મરાઠી ભાઇઓ કામચલાઉ ગુજરાતી બોલીમાં ગુજરાતીઓ સાથે બોલે આ સંસર્ગના પરિણામ કેવા આવે તે આપણે હવે સમજી શકશું. **બીજું** એ કે એ વર્તમાનપત્રોના છાપાખાનાઓમાં પુરતા જોડાઅક્ષરોના બીબાં પણ રાખવામાં આવતા નથી, અને એવા એક છાપાખાનામાં મારી પોતાની કવિતાઓ છપાવતાં મને એના માલિકો પાસે એવા જોડાક્ષરોની ખાસ ખરીદી કરાવવી પડી હતી.

ત્રીજું એ કે દૈનિક વર્તમાનપત્રોનું કામ વીજળીની ઝડપે રોજ ચલાવવું પડે, ત્યાં પૂરતા 'પ્રુફરીડરો' એટલે છાપાખરડા વાચનારા ના રખાય તો લેખો શુદ્ધ રીતે ક્વચિત જ છપાય. એ છાપાખરડા વાચનારનું ગુજરાતી ભાષાનું પોતાનું જ્ઞાન બહુ જૂજ હોય તો તે પણ લેખો અશુદ્ધ રીતે બહાર પડવાનું મુખ્ય કારણ છે. મારા પોતાના પુસ્તકો મેં હિંદુ તેમજ પારસી માલિકીના છાપાખાનાઓમાં છપાવ્યાં છે, અને બન્નેમાં મને એક સરખો જ અનુભવ મળ્યો છે. જ્યાં સારા છાપાખરડા વાચનારા જ ના મળે ત્યાં ચાર ચાર પાંચ પાંચ વખત એવા ખરડા આપણે સુધારીને મોકલીએ છતાં કાંઇક ભૂલો તો રહેવા જ પામે. ચોથું એ કે દરેક વર્તમાનપત્રમાં બીજી ભાષાઓમાં છપાયલી ખબરો કે લખાયલા લેખોના ભાષાંતરો કરવામાં આવે છે, અને તે માટે ખાસ મદદનીશો રોકવામાં આવે છે. આ મદદનીશોને ગુજરાતી ભાષાનું અધકચરૂં જ્ઞાન હોય તો તે શુદ્ધ રૂઢ ગુજરાતીમાં એવા પરભાષાના લેખો ક્યાંથી ઉતારી શકે ? એટલે જે ભાષામાંથી એવાં ભાષાંતર કરવામાં આવે છે તેના રૂઢ પ્રયોગોનું જ 'ઓરેઓલ' ભાષાંતર આપણી ભાષામાં થાય છે આ અને આવાં બીજાં કારણો ભાષાનો ચાલુ બગાડ કર્યાં જ કરે છે એક તો મૂળમાં તંત્રીઓ અને તેમના લેખકમંડળનું ભાષાજ્ઞાન ઘણા સામાન્ય પ્રકારનું હોય, તેમાં આવાં દુષ્ટ કારણોનો ઉમેરો થયાથી ભાષાને ચાલુ નુકસાન થયાં જ કરે. આવી અતિ અશુદ્ધ ભાષા લોકોના અને ખાસ કરી ઉગતા યુવકોના કાનપર રોજ પડ્યા જ કરે, તો એ દુષ્ટચક્ર ગોળગોળ ફર્યાં જ કરે, અને ભાષાને સુધારવાના બીજા બહારના પ્રયત્નો મિથ્યા જ થાય

**આ સ્થિતિની સુધારણા માટે વસ્તુ વિચાર.**

આ ઉપર જણાવેલાં મુખ્ય કારણો જો વ્યાજબી હોય, તો એ કારણોનો જ ઉચ્છેદ કીધા વગર કાર્યનો ઉચ્છેદ કદી નહી થવાનો. ગુજરાતના શિષ્ટ લેખકો અને વિદ્વાનો ભલે બોલ્યા જ કરે, અને મુંબઇના વર્તમાનપત્રો પોતાની અસલ રાહે ચાલ્યા જ કરે. માત્ર પરિષદમાં કે હિંદુઓના શિષ્ટવર્ગમાં ઉલ્લેખ કર્યાં કીધાથી આ સ્થિતિમાંથી કશો ઉગારો થવાનો નથી. ગુજરાતી ભાષા માટે પરિષદના ચાલકોને ખરી દાઝ હોય તો એ સ્થિતિ હવે વધુ વાર ચલાવવા દેવી ના જોઇએ. ગુજરાતી ભાષા વાપરતી બે સાહસિક અને બળવાન કોમો એક જ શિષ્ટ ભાષાનું સમાન અભિમાન રાખે, તોજ ત્યાં ભાષાની વૃદ્ધિ અને કોમકોમ વચ્ચેની પ્રીતિ વધે.

પરિષદના ચાલકો અને ગુજરાતના હિંદુ વિદ્વાનો આ વિષયમાં ખરા ઉમંગથી કામ લેવા તત્પર થાય, અને વહેવારૂ રીતે ગુજરાતી ભાષાની એકતા સાધવા પ્રયત્ન કરે, તથા સઘળી બાજુથી બન્તીના રોજાં મારફત એકસામટા તત્પરી રહે, તોજ કાળક્રમે પારસી ગુજરાતીના વિપથ જતા પ્રવાહને પાછો મૂળમાં સમાવી શકાશે એ માટે મારા પારસી બંધુઓને મારી નમ્ર અરજ છે કે એક કરોડ હિંદુઓની જે ભાષા છે તે જ આપણી હવે માદરજબાં પણ છે જેવી રીતે ગુજરાતના પ્રાંતપ્રાંતમાં ઘરગથ્થુ ભાષા તે તે પ્રાંતની આબોહવા અને વિશિષ્ટતાને લીધે કોઇ કોઇ પ્રયોગોમાં જૂદી પડે છે, તેવી રીતે આપણી પારસીઓની ઘરગથ્થુ ભાષા પણ ભલે પોતાનું તેવું જ જૂદાપણું રાખી રહે પણ તેથી એમ કરવું નથી કે

જેવુ આપણે ઘરમા બોલીએ તેવુ જ ભાષાના શિષ્ટ વેહેવારમા પણ લખી નાખીએ. અંગ્રેજી ભાષા ઇંગ્લંડના જુદા જુદા પરગણામા જેવી રીતે બોલાય છે, તેમજ ખુદ સ્કૉટલૅંડમા પણ અંગ્રેજી ભાષાના જે વિપરીત પ્રયોગો થાય છે, તેવી રીતે કોઇ પણ શિષ્ટ લેખમા કે ઇંગ્લંડના કોઇ પણ વર્તમાનપત્રમા અંગ્રેજી ભાષા લખાતી કે છપાતી નથી. લોકો ભણેલા કે અભણ ગમે તેમ બોલે, પણ લેખકો કે વક્તાઓથી જાહેરમા તેવી ભાષા કદી લખાય કે બોલાય નહી. તેમ જો કોઇ કરે તો માત્ર કૌતુકદર્શન સિવાય તેનો લેખ કોઇ છાપે નહી, અને કદી છપાય તોપણ હસી જ કઢાય. અંગ્રેજી ભાષા પ્રાંતપ્રાંતમા કે ઘરવેહેવારમા બોલાય ગમે તે રીતે, પણ લખાય તો "King's English" મા જ એટલે રાજરૂઢ શિષ્ટ અંગ્રેજીમા જ. વર્તમાનપત્રોના અને માસિકોના પારસી તંત્રીઓ અને લેખકો ગુજરાતીમા લખે તો એવી રૂઢ ગુજરાતીમા જ લખે એવો ટેક રાખે, તો ભાષાજ્ઞાન મેળવવુ પારસીઓને કાંઇ અઘરુ નથી. પારસીઓ જો ચાહે તો છેલ્લા સો વર્ષની ભૂલને દસ વર્ષમા ધોઇ નાખે. વળી પારસી લેખકોને પણ એક મોટો લાભ એ થશે કે તેમના પત્રો, માસિકો અને પુસ્તકો વાચનાર વર્ગ હિંદુઓની મોટી વસ્તી જોતા બહુ બહોળો થવા પામશે, અને શુદ્ધ ગુજરાતી ભાષાની તથા તેના સુંદર સાહિત્યની ઉન્નતિ ઝપાટાબંધ થશે.

**શુદ્ધિ માટેના ઉપાયોની સૂચના**

ઉપર જે કારણો ભાષાબગાડના જણાવવામા આવ્યા છે, તે કારણો દૂર કરવા માટે અહિં થોડાક મુખ્ય ઉપાયોનુ સૂચન કરેલુ વ્યર્થ જશે નહી —

૧. મુંબઇના પારસી કે હિંદુ માલિકી હેઠળ ચાલતા છાપાખાનાઓમા બનતા સુધી ગુજરાતી, એટલે ગુજરાતી જ ભાષા જન્મથી બોલનાર, કંપોઝીટરો રાખવા.

૨. છાપાખાનાઓમા શુદ્ધ ગુજરાતી ભાષામા વપરાતા તમામ જોડાક્ષરોના બીબા માલિકો પૂરતા જથ્થામા રાખે એવી વ્યવસ્થા આગ્રહપૂર્વક રખાવવી.

૩. પ્રુફરીડરો એટલે છાપાખરડા વાચનારા જરા વધુ સારો પગાર ભલે લે, પણ તે શુદ્ધ અને રૂઢ ગુજરાતી ભાષાના ઠીક જાણનાર જોઇએ. આ માટે પરિષદના ચાલકો અને પારસી લેખકમંડળના અધિકારીઓ મુંબઇમા એવા સારા ગુજરાતી ભણેલા અને જાણનાર માણસો જાહેર ખબર થી કે અન્ય રીતે મેળવીને મુખ્ય વર્તમાનપત્રો અને માસિકો જે છાપાખાનામા છપાતા હોય તેમા બંદોબસ્ત કરીને તેઓને રખાવી શકે. તંત્રીઓ કે લેખકો ગમે તેવી ભાષામા લેખો ચીતરી કાઢે, પણ આ ખાસ છાપાખરડા વાચનારાએ તો તે લેખોની ભાષા બનતા સુધી સુધારીને પછી જ તેવા લેખોને છાપવા દેવા. આમ કરતા તંત્રીઓને તેમજ લેખકોને પણ ચાલુ મહાવરાથી શુદ્ધ પ્રયોગોનુ જ્ઞાન થશે, અને પછી શુદ્ધ ચક્ર ચાલુ થતા ક્રમે ક્રમે પોતાની મેળે તેઓ પોતે પણ રૂઢ ગુજરાતી લખતા શીખશે.

૪. બીજી ભાષાઓમાથી ભાષાંતર કરનારા માણસો પણ સારુ ગુજરાતી ભણેલા જ દરેક વર્તમાનપત્રની ઓફિસમા રખાવી આપવા.

**મે માટે રચનાત્મક ાર્યની આવશ્યકતા.**

આ મુખ્ય રચનાત્મક કાર્ય પ્રથમ થવું જ જોઇએ એ જો નહીં થાય તો ખાલી ભુમરાણ મચાવ્યાથી અશુદ્ધ પારસી ગુજરાતીની હસ્તી કદી નાબુદ ના થાય હિંદુ અને પારસી વિદ્વાનોએ તથા લેખકોએ, અને ખાસ કરી વર્તમાનપત્રોના તથા માસિકોના તંત્રીઓએ તથા માલિકોએ આ વિષયમા શુદ્ધ મને સહકાર કરવો જ જોઇએ. મારી સંપૂર્ણ શ્રદ્ધા છે કે આટલું મુખ્ય રચનાત્મક કાર્ય જો એવા સહકારથી થાય તો જોતજોતા ગુજરાતી ભાષા, એટલે એક જ શિષ્ટ અને રૂઢ ગુજરાની ભાષા, ઠેરઠેર લખાતી થશે અને આજકાલ ભાષામા જે મહા મોટી અરાજકતા ચાલે છે તે બંધ થતા, તેમજ હિંદુ તથા પારસીઓનો વાચકવર્ગ વધુ બહોળો થતા, આપણી સર્વ ગુજરાતીઓની મીઠી માદરજબાની ખીલવણી અને ચડતી બહુ જલદીથી થશે.

**વિદ્વાન હિંદુભાઇ-ઓને વિનંતિ.**

બીજી બાજુથી મારા વિદ્વાન હિંદુ ભાઇઓને પણ મારી ખાસ વિનતિ છે પારસી ગુજરાતી ભાષા જેવી રીતે લખાય છે તે કઢંગી છે તેની ના નથી. પણ એ દોષના ખરા કારણો પ્રેમપૂર્વક શોધીને તે નિવારવાના શુદ્ધ મને પ્રયત્ન કરવાને બદલે માત્ર જ્યા ત્યા પારસી લેખકોના—અને સારા શુદ્ધ લેખકોના પણ—દોષ પર હસતા બેસતા આગળી જ મૂકયા કરો તો એ દોષ સુધરવાના નથી, અને ઉલટુ તમે એક સાહસિક, આપબળથી આવળ વધનારી, અને આખા હિંદની પ્રગતિમા ખરા ઉત્સાહથી મૂળથી ભાગ લેતી આવતી કોમને તમારાથી દૂર કરો છો. પારસીઓમા કેળવણી મોટા પ્રમાણમા પ્રસરેલી છે, અને વાચકવર્ગ પણ બહોળો છે. એ લોકના આ વિશિષ્ટ અને વિચિત્ર ભાષાપ્રવાહને જો તમે હજી પણ અણરોક્યો આગળ વધવા દેશો, તો એ લોકની ગુજરાતી ભાષા શિષ્ટ ભાષાથી તદ્દન જૂદી જ બનવા પામે. આશાનુ એક શુભ કિરણ હજી પણ એ છે કે એ વર્ગમા પણ કેટલાક શુદ્ધ ભાષા લખનારાના સફળ પ્રયોગો જોયાથી તેવી ભાષા વાપરવા હમણા હમણા ઘણી બાજુએથી પ્રયત્નો થાય છે. "નવરંગ" માસિકના અધિપતિ મિ અરદેશર ખબરદારજી દેશાઇ પોતાના માસિકમા પારસીઓ સાથે હિંદુ લેખકોને પણ સારી પેઠે આવકાર આપે છે, અને શુદ્ધ ગુજરાતી ભાષામા લખાયલા લેખો તેરાજ શુદ્ધ છપાઇ બહાર પડે તેની પણ કાળજી રાખે છે. "જામેજમશેદ" જેવા વગદાર પારસી દૈનિકના અધિપતિ મિ. પીરોજશાહ જહાગીર મર્ઝબાન (પીજ્મ) પોતે સારૂ ગુજરાતી લખે છે, અને પોતાના મુખ્ય લેખોની ભાષા દિનપરદિન વધુ વધુ રૂઢ અને શુદ્ધ આવતી જાય તેવા શુભ પ્રયત્નો કરે છે. બીજાં દૈનિકો અને માસિકો પણ ભાષાની બાબતમા ઘણો આશાજનક સુધારો બતાવે છે. આ પ્રયત્નોને પ્રેમથી વધાવી લો, તેને બની શકતુ ઉત્તેજન આપો. તમે મહાવિદ્વાનો છો, તો વિદ્યાનુ ફળ હાસી કરવામા નહી, પણ તમારા ઓછા જ્ઞાનસંપન્ન બાંધવોને સમભાવથી મધુર સુખે તમારી તરફ આકર્ષી તેમને તેમના જ્ઞાનમા આગળ વધારવામા રહેલું છે. બીજી એક વાત તો હુ ઉપર દર્શાવી જ ગયો છું, અને તે અતિ સંસ્કૃત ભાષાનો ત્યાગ કરી શુદ્ધ અને રૂઢ ગુજરાતી ભાષા જ વાપરવાને લગતી છે. અંગ્રેજી ભાષાનુ આજનુ રૂપ જોવા જો મર્હુમ ડૉક્ટર જોનસન પાછા આવે તો તે જરૂર અજબ થાય કે એ ભાષાની ખીલવણી મા ર મોટા મોટા ગ્રીક કે લેટીન મૂળના શબ્દોથી નહીં પણ શુદ્ધ એંગ્લો-સેક્સન મૂળના

શબ્દોથી જ વધુ થઇ છે. સંગતતામા જ પ્રવાહીપણું છે, અને સરલતામા જ સમગ્ર જન સમાજને સાથે લઇને આગળ વધાય છે. પ્રજાની કોઇ પણ દિશા તરફની પ્રવૃતિ તેના નેતાઓ અને જનસમાજ વચ્ચેનો અંતર વધારવામા સફળ થતી નથી, પણ એ અંતર ઘટાડીને નેતાઓ પોતાની આગળીએ જનસમાજની આગળી ગુંથીને જ આગળ વધવાની સફળતા પામે છે જ્ઞાનને પણ વ્યવસ્થાની જરૂર છે, નહી તો સર્જનાની પ્રભુના તેજબિંદુ રૂપ તારાઓ પણ આકાશમા ગમે તેમ ભમી અથડાયા કુટાયા કરત.

**સાહિત્ય પરિષદની ખાસ પ્રવૃત્તિની આવશ્યકતા.**

આ શુભ કામને અંગે બીજી પણ ગૌણ પ્રવૃત્તિઓ સાહિત્ય પરિષદની કમિટી અનેક રીતે કરી શકે. ઉપર જણાવેલું મુખ્ય રચનાત્મક કાર્ય બરાબર ચાલતું રહે તે માટે શરૂઆતમા એ કામ માટે નીમેલા ખાસ ચાવકોએ સતત જાગ્રત રહેવું પડશે આ કામ માટે દેશાભિમાની અને ભાષાભિમાની ઘણા યુવકો મળી શકશે. પરિષદ કમિટીના સભાસદો પણ વખતોવખત મુંબઇના વર્ત્તમાનપત્રો અને માસિકોના તંત્રીઓને, તેમ જ આ વિષયમા સમભાવ બતાવી કાંઇ પણ સહાય આપી શકે એવા હિંદુ પારસી વિદ્વાનો અને ધનવાનોને મળી કાર્ય પ્રવૃત્તિને અંગે જે જે નવા પ્રશ્નો ઉઠે તેનો પ્રસંગાનુસાર નિકાલ કરતા રહે, પારસી લેખક મંડળની સભાઓ ભરી એ કામમા તેના સભાસદોની સાથે મસલત કરી તેઓનો વેહેવારૂ સતકાર મેળવે, અને એવી જ પ્રવૃત્તિ ગુજરાતના બીજાં મોટા શહેરોમા જ્યા જ્યા પારસી વર્ત્તમાનપત્રો, માસિકો કે પુસ્તકો બહાર પડતા હોય ત્યા ત્યા પણ તેઓએ બની શકતી કરવી હિંદુ અને પારસી માસિકોમા એકમેકના સારા અને શુદ્ધ ગુજરાતીમા લખાયલા લેખો પ્રગટ થાય તેની વ્યવસ્થા કરાવી આપવાને પણ તેઓએ બનતું કરવું આ માત્ર કાર્યની રૂપરેખા જ છે. એકવેળા હિંદુ પારસી વિદ્વાનો અને મુખ્ય વર્ત્તમાનપત્રો અને માસિકોના તંત્રીઓ સાથે મળી એકમેકના શુદ્ધ વિચારોની આપલે કરશે, ત્યારે આ કાર્યને સંપૂર્ણ રીતે સફળ કરવા માટે બીજી અનેક સૂચનાઓ પોતાની મેળે મળી રહેશે. વાટ માત્ર આ વિકટ લાગતા પ્રયત્નનો સમારંભ કરવાની જ છે એ કરો, અને તે પર ખંતથી મંડી રહો, તો વિજયફળનો મહાસંતોષ આપણા સર્વ ગુજરાતી ભાઇઓને મળશે, અને પ્રભુના આશીર્વાદ પણ ઉતરશે. અસ્તુ

સાહિત્યવિલાસી બહેનો અને બંધુઓ ! આપણા ગરીબ પણ સુંદર સાહિત્યની સેવા જો આપણે અંતરથી ચાહીએ તો બ્રહ્મપુત્રનુ હિમાલયમાથી આણેલુ પાણી જેમ હજાર મુખે સાગરમા ઠલવાતું રહે છે તેમ આપણે પણ કરી શકીએ. પણ આ 'જો' અને 'તો' આપણી આતરશકિતના માર્ગમાપક હદીઓ જ છે. આપણે આગળ ચાલીએ તો એ પાછળ હઠતા જાય છે અને આપણી શક્તિનુ માપ આપણે જ્યા કાઢવા જઇએ ત્યા એ દર્શાવવા તત્પર જ ઊભેલા દેખાય છે આપણે ચાલીએ જ નહી તો એની હારની હાર આપણી નજર પુગે ત્યા સુધી લબાયલી જ લાગે છે અને આપણી આતરશક્તિને માત્ર જોવાની જ ક્રિયામા ખપાવી દે છે. આટઆટલી વેળા પરિષદના સમેલનો મળ્યા પણ માત્ર વાતો કરી સર્વ વિદ્વાનો અને રસિકો છૂટા પડયા, અને હજી કશું સંગીન કાર્ય કરી શકયા નથી, એવો આરોપ બહુ ઠેકાણેથી આ પરિષદને માથે ઠોકાયો છે હું ધારું છુ કે

આ શિષ્ટ ગુજરાતી અને પારસી ગુજરાતીનો મુખ્ય ભેદ ટાળી નાખવા જો સાહિત્ય પરિષદના ચાલકો અંતઃકરણપૂર્વક પ્રયત્નો કરે, તો તેઓ ગુજરાતી ભાષાને લગતા આ કૂટ પ્રશ્નનો નિકાલ કરી શકે; અને આ એક જ કાર્ય પરિષદની હસ્તી સાબીત કરવા પૂરતું છે. ગુજરાતી ભાષા વાપરનારી તમામ બિન-હિંદુ કોમો એક જ શિષ્ટ ભાષા વાપરતી થાય અને તેને માટે ખરૂં અભિમાન રાખતી થાય તો ગુજરાતી સાહિત્યના તે ધન્ય દિન માટે પરિષદ વ્યાજબી ગર્વ ધારી શકશે.

**ગુજરાતી સાહિત્યની ખાતાવહીનું વાચન અને સરવાયું.**

ગુજરાતી સાહિત્યના જમે ઉધાર પાસાં તપાસી ગયા પછી હવે આપણે તેનું સરવાયું કાઢીએ. ઉધાર પાસું જોતાં હજી આપણે બહુ કરજ ભરવાનાં છે. આપણી ભાષાને લગતો સત્તાધારી સંપૂર્ણ કોષ હજી બહાર પડયો નથી. આપણી મૂડી કેટલી વેરાઇ પડી છે તે તો પ્રથમ જાણવું જ જોઇએ. જોડણીનો નિર્ણય આ વીસ વર્ષે પણ થયો નથી, અને કરોળીઆનાં જાળા જેવી બારીક ગુંથણીઓની ઓથે રહી હજી પણ ઉડતી માખોને તેમાં પકડવાનું જારી રહ્યું છે. એથી તીજોરીની કોથળીઓમા ચલણી નાણું કેટલું છે અને કેટલું ખરૂં ખોટું ઘુસી ગયલું છે, તેનો પત્તો મળતો નથી અને હિસાબ તપાસનારને ગોટાળો જ લાગે છે. ભાષાનો ઇતિહાસ અને સાહિત્યના ઇતિહાસ એ બે મોટાં ખાતાઓ હજી નામ માટે રાખેલાં કોરાં જ પડયાં છે. પણ "સાહિત્ય સંસદ" તરફથી મોટી રકમોની આશા અપાઇ છે. જુના હિંદુ અને જૈન કવિઓ તથા લેખકોના સંગ્રહ હજી પુષ્કળ બહાર પડવાના રહ્યા છે, એટલે આપણી બહુ મૂડી વગર વ્યાજે કે વેપારે બંધાઇ પડી છે. પરિષદનું માસિક તાત્કાલિક જમે ઉધાર કરવા માટે હજી ચોપડે ચડયું નથી. અને સૌથી અગત્યનું ખાતું, એ બધાં ખાતાઓને નિભાવી શકે એવું જે પરિષદના ફંડનું, તે હજી આપણને નિરાશી જ ઉપજાવે છે. જમા પાસામા રા. બ. કમળાશંકર ત્રિવેદીનું "બૃહદ્ વ્યાકરણ" ગુજરાતી ભાષામાં મહત્ત્વનો ઉમેરો કરે છે. રાષ્ટ્રસેવાની ચળવળે સુંદર લોક-ભોગ્ય સાહિત્ય પૂરૂં પાડયું છે. મહાત્મા ગાંધીજીના લેખોએ ભાષાને નવું જોમ આપ્યું છે, અને સરલતા સાથે સચોટતા પણ તેમાં આણી છે. આજકાલ તો એ જ ખાતામાં વધુમાં વધુ બારનિસીઓ નોંધાયલી દેખાય છે. ગુજરાત, નવચેતન, યુગધર્મ, પુરાતત્ત્વ, રંગભૂમિ, કુમાર, બાલજીવન, વગેરે નવા નવા ઉત્સાહી માસિકો ભાષાની અને જ્ઞાન ગમ્મતની ખાધખોરાકીની સિલક સારી બતાવે છે. કેળવણીના વિષયમા રાષ્ટ્ર વિદ્યાપીઠ, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન, ભરૂચ કેળવણીમંડળ, વગેરે તરફથી સ્વભાષામાં શિક્ષણને લગતી પોથીઓના અવેજો આવતા જાય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, 'ગુજરાતી' છાપખાનું, સાહિત્યસંસદ, ચરોતર એજ્યુકેશન સોસાઇટી, ગુજરાત સાહિત્ય સભા, વગેરે મંડળોએ અને સંસ્થાઓએ જૂની નવી પ્રસાદીઓ માટે નવી નવી રકમ આપવાનું જારી રાખ્યું છે. પારસી લેખક મંડળે "ગુજરાતી શૈલી અને લેખનપદ્ધતિ" ઉપર સારૂં પુસ્તક તૈયાર કરાવી ગુજરાતી ભાષાના ખાતામાં સારી જેવી નવી રકમ જમા કરાવી છે. રા. બોટાદકરની "રાસતરંગિણી," કાન્તનો "પૂર્વાલાપ," તથા "રાષ્ટ્રગીત" એ સુંદર કાવ્યસંગ્રહોથી ગુજરાતના સંગમકાળની જૂની નવી ભાવનાઓ અને અવનવા ઉમળકાઓથી ભરેલી કાયમની નવી મૂડી જમે થઇ છે. પરદેશોમાંથી પણ ખપતી ચીજો લાવી માલખા-

તામાં ઉમેરાવી છે. પરિષદના આડતિયાઓએ ચોમેરથી દેશપરદેશનો માલ. બંદોળખાતામાં ભરવા માંડ્યો છે. આપણા સાહિત્યનું આ બેચાર વર્ષનું સરવાયું સારી આશા આપનારું જ કહેવાય. આપણા મોટેરા વિદ્વાનો અને કવિઓ હજી પણ બનતું કરી પોતાનાં ખાતાં નિભાવી રાખવાની સદિચ્છા બતાવી રહ્યા છે. હવે નવે ચોપડે નવા કુંકુમલેખો માંડવા સર્વ લેખક બંધુઓ આગળ પડો અને ધન્ય બનો, એ જ પ્રાર્થના.

સુજ્ઞ બહેનો અને બંધુઓ! એક ગમથી આકાશ પશ્ચિમે ઉતરતું જાય છે તો બીજી ગમથી પૂર્વનું આકાશ ચડતું જાય છે, અને દૃષ્ટિમર્યાદામાં નવા નવા તારાઓનાં દર્શન થતાં જાય છે. ચોમેર ચાલતી નવી પ્રવૃત્તિઓ બહુ આશાજનક છે. આપણી પેઢીની આંટ વધતી જાય છે, એટલું નહીં પણ સમસ્ત ભારતની અને આખી દુનિયાની નજર ગુજરાતની કર્મભૂમિ તરફ કુતૂહલથી, માનથી, અને આશાથી પણ ઢળી રહી છે. આપણાં નવયુવકોમાં નવું બળ અને નવો ઉત્સાહ આવતાં નવી શક્યતાઓ ઉત્પન્ન થાય છે. આશાના મહેલો આકાશને અથડીને ઊભા રહેલા છે. જે કીધું છે એ ઠીક છે; જે કરવાનું છે તે માટે અનંત કાળ અને અનંત આકાશ સામે ઊભાં છે. આપણી આજની શક્યતાઓ આપણા દૂરના ધ્યેય પર જવાનાં પગથીયાં છે. આપણી નિસરણી સાતમે કે સીત્તેરમે માળે નહીં, પણ છેક ચંદ્રના માળ પર અડાડી ઊભી રાખવી જોઇએ; પણ એનો અર્થ એમ નહીં કે આપણાં મીઠાં સ્વપ્નાંઓને જ માત્ર ત્યાં પૂગાડીએ, અને આપણું શરીર, આપણું ચારિત્ર્ય તો નીચે ધૂળમાં જ ઘસડાતું રહે. વિચારસૃષ્ટિની સાથે જીવનસૃષ્ટિને નદીના બે નોખા નોખા કાંઠા જેવી નહીં પણ બે ધોધ એક જ થાળામાં સાથે પડી એક જ નદીરૂપે વહે તેવી ઓતપ્રોત રાખવી. પ્રભુએ આપણા આત્માનું વ્યક્તિત્વ જુદું રાખવાનું અને તેને સ્વતંત્ર રીતે પોષી બળવાન કરવાનું યોગ્ય ધાર્યું છે, તો આપણો ધર્મ છે કે આપણી એ સ્વાધીનતાને દરેક પ્રયત્ને કેળવવી, અને કોઇના તેજમાં ના અંજાતાં આપણા નાના તેજને જ વધુ વિસ્તારવા બનતું કરવું. આપણે સર્વ એકમેકના ઋણી છીએ.''જે ભૂમિ ઉપર નદીનો પાટ પડેલો છે તે ભૂમિની માટીનો રંગ જરા પણ લીધા વગર કોઇ પણ નદી વહી શકતી નથી. માત્ર તમારા પોતાના આત્માની રેલ એમાં નૂતનવી જીવનશક્તિ પૂરી શકે અને તમારી આજુબાજુની ભૂમિને તેનાં પાણીમાં રસબોળ કરી શકે તો તમારૂં જીવન ધન્ય છે.

**વરતારો અને ભવિષ્યના ભણકારા.**

રસિક બહેનો અને બંધુઓ! ગુજરાતી સાહિત્યનાં જન્માક્ષર જોઇ હું જે આ વરતારો કાઢી રહ્યો છું, તે તમે ધૈર્યથી, ઉત્સાહથી અને આશાથી સાંભળ્યો અને શુભ છે, તે માટે હું તમારો આભાર માનું છું. ભવિષ્યવેત્તાની પણ મર્યાદા હોય છે, અને તેથી એમાં કાંઇ ઘટતું કે વધી પડતું માલમ પડે, તો તે માનવતાનું જ અવધચિહ્ન છે એમ જાણી ઉદાર દૃષ્ટિથી તેની ઉપેક્ષા કરશો. કવિઓનાં હૈયાના પડદા પાતળા અને પારદર્શક હોય છે, અને એમની આંખની કીકીઓમાંથી ભવિષ્યના ઝબકારા એ પડદા પર પડતા રહી નવાં રત્નચિત્રો સિનેમાની ફીલ્મ જેવાં એકધારે સરતાં જ રહે છે. ગુજરાતી સાહિત્યનું ભવિષ્ય મને દરેક રીતે ઊજળું જ દેખાય છે. આપણામાંના ઘણાઓએ જોયું અને ગાયું છે, આપણે કંઇક જોઇએ અને ગાઇએ છીએ, અને ઓ! આ પૃથ્વીની પાદરેથી આકાશનો ચંદરવો ઉઘાડતા નવા

ગાનારાઓના મંગળ સૂરો આવતા સંભળાય છે. સાહિત્યના અવતારી માનવદેવો વખતોવખત આની દુનિયાને નવા નવા સંદેશા આપ્યે જ જાય છે. એવા નવા અવતારીઓનાં પગલાંના ધબકારા પાસે પાસે આવતા હું સાંભળી રહ્યો છું. ડંકા વાગી ચૂકયા છે, નિશાનો ફરફરી રહ્યા છે. પક્ષીઓના ઉડતા વાદળા એને માથે દૂર દૂરથી પાંખો ફફડાવતા આવતા દૃષ્ટિએ પડે છે. એવી આ સાહિત્યના નવા અવતારની સ્વારી પુણ્ય પગલે તેજના ફુલો ઉડાડતી અને વેરતી આગળ અને આગળ આવતી જ જાય છે એના પગલામાં નવરંગ પ્રભાત ભરેલા છે, એના મુખમાં નવરમ વસંતના હાસ્ય મલકી રહ્યા છે. આવો, બહેનો અને બંધુઓ!' એ સ્વારીમાં આપણે પણ ગાના ગાતા સ્નેહભર સામેલ થઇએ.

"મેં દીઠા એના ડંગ ઠોકાતા ઠામેઠામ,
મેં શંખ સુણ્યા ફૂંકાતા એના શહેર ગામેગામ,
ઓ વીર! ધમો ધ્વનિ કરતા એ ધ્વજ પૂઠે અભિરામ!
હો! પ્રભુની સ્વારી જાય"

**અરદેશર ફરામજી ખબરદાર.**



કે "હેસ્ટીંગ્સનું યુદ્ધ" યોગ્યનામ: અથવા તો તેમાં અમુક લશ્કરે કાષ્ટનાડ-ગન્તરકોટ ઉપયોગ કર્યો હતો કે નહિ: એવા પ્રશ્નનોજ નિર્ણય કરવામાં ઇતિહાસનુ તમામ ઉત્કૃષ્ટ સર આવી જતું હોય તો વ્યવહારબુદ્ધિવાળા લોકને અણગમો ઉત્પન્ન થયા વિના ન રહે. ઇતિહાસ અભ્યાસથી માત્ર પુરાણા ત્યજી દેવાયલા ખ્યાલો સતેજ થતા હોય, જીર્ણ અને અનિષ્ટ ઠરે સમાજમંજોગો પુનઃ સબળ બનતા હોય, વિસ્મરાયલી વિકાળ પશુસમ વ્યક્તિઓની પુન ઉપલક ઓળખાણ થતી હોય તો તેથી સમય અને શક્તિનો વ્યર્થ વ્યય થતો ઘણાકને લાગ તે સંભવિત છે. પણ વાસ્તવિકપણે, સૂક્ષ્મદષ્ટિએ, ઇતિહાસનો અભ્યાસ કે તેનુ રહસ્ય મા મનુષ્યની સ્વભાવની કુતુહલ જિજ્ઞાસાને સમર્થ કરવા માટે નથી. ઇતિહાસમાં મનુષ્યભાવની ઉંડી લાબી, વિધવિધ પિછાન થવાનો સભવ રહે છે, કારણ તેમાં અનેક મંજોગોમાં અનેક પ્રકા રના મન-શક્તિ અને બુદ્ધિબલના પ્રયોગ અને ઉપયોગ જોવાનુ મળે છે. મનુષ્યસ્વભાવની ઓળખાણ કાલિદાસ કે શેક્સપિયર જેવા મહાકવિઓની કૃતિ પણ કરાવે છે ખરી. પણ કવિઓની કલ્પિત ઓળખાણ અને ઇતિહાસની યથાસ્થિતિ પિછાનમાં ફેર એટલોજ કે કવિ પોતાના આદર્શ રચનાને યોગ્ય પડે તેમજ દશ્ય ચીતરે છે, જ્યારે ઇતિહાસ-ખરો માનનીય ઇતિહાસ-તો જરાય ઘાલમેલ કર્યા વિના યથાસ્થિત ચિત્ર આપી, તેનું રહસ્ય ગ્રહણ કરવુ વાચનારની શક્તિપર રહેવા દે છે. શેક્સપિયરનો સીઝર કે બ્રુટસ અને ઇતિહાસનો સીઝર એક વ્યક્તિ નથી નવલકથાકારના ઓરંગઝેબ કે શિવાજી અને જદુનાથ સરકારે બતાવેલા તેજ પાત્રો અનેક અંશે ભિન્ન સહજ દેખાય છે. કવિએ પોતે પ્રત્યક્ષ કરેલું દશ્ય કવિની મરજી મુજબ વાંચકને માનવું પડે, તેના કરતા વાચનાર પોતેજ બનાવો, મંજોગો, વ્યક્તિઓનો ઇતિહાસમા મળતો યથાસ્થિત ખ્યાલ કરી પોતાનો નિર્ણય કરે, તે માનસિક ખીલવણીમાં વધારે સંગીન કામ કરી શકે. ભૂતકાળમા થયલી ભુલ અટકાવવી હોય, નીતિશાસ્ત્ર કે રાજ્યબંધારણને લગતા સૂત્રો કે દૃષ્ટાંત ગોધવાં કે સમજવાં હોય, વર્તમાન કાળનાં તમામ શક્તિ, તત્ત્વો, પ્રવાહો ઓળખી તેને યથેચ્છ કાબુમાં રાખવા હોય; ભવિષ્યમાં બનનાર સંજોગ કે સમાજરચનાને અમુક નિર્ધારેલી પ્રનાલિકાએ રચવા હોય, તો ઇતિહાસજ્ઞાન અનિવાર્ય તેટલુંજ લાભદાયક ગણાશે.

પ્રખ્યાત જર્મન વિદ્વાન્ હેગલ પોતાના "ફિલૉસોફી ઓફ હિસ્ટરી" નામના ગ્રંથમા લખે છે કેઃ-

History in general is, therefore, the development of Spirit in *Time*, as Nature is the development of Idea in *Space*:—

અર્થાત્ ઇતિહાસ એટલે કાળરૂપ અધિષ્ઠાનમા આત્મતત્ત્વની વિશુદ્ધિ, અને પ્રકૃતિ એટલે દેશરૂપ અધિષ્ઠાનમાં ભાવની વિશુદ્ધિ, આ આત્મિક ઉન્નતિ માત્ર વ્યક્તિગત ન સમજવી ' વ્યક્તિગત ઇતિહાસ-જીવન-ચરિત્ર-ને ઇતિહાસનું નામ આપી શકાય ખરું; પણ જે વ્યક્તિનું ચરિત્ર આલેખાતું હોય તે પોતાના કાળમાં, પોતાના સમાજમાં, છેક સર્વોત્કૃષ્ટ શિખરે ના પહોંચ્યો હોય, સમકાલીન વ્યક્તિ કે વિચારના સમાગમમાં અનેક રીતે ન આવ્યો હોય;

તે સૌ પર પોતાના વ્યક્તિત્વને બળે વિધવિધ છાપ ના પાડી હોય,–તો તેવાના જીવન ચરિત્રો ક્ષુદ્ર, નીરસ કદાચ ના લાગે, તોપણ તેથી તે સમાજ કે જમાનાનુ સર્વાંશે તાદૃશ્ય ચિત્ર મળે છે એમ તો નજ કહી શકાય અમુક ઉત્કૃષ્ટ તુગે પહોચવાની આવશ્યકતા છે, કારણ તે વિના દૃષ્ટિ મર્યાદા વધતી નથી, જનસમાગમ સાપડતો નથી વિચારપ્રૌઢતા ગભવતી નથી માદામ દુબારી (Mme Du Barry) ના સ્મરણો, અને અકબર કે અશોક,–સિકદર કે સીઝરના જીવનચરિત્રોમા ફેર છે આના જીવનચરિત્રો ઇતિહાસનુ એક અગ છે આકૃતિની એક કડી છો ઇતિહાસ પ્રવાહનુ મૂળ છે, ઇતિહાસ–બનાવના નિમિત્ત કારણ છે પણ માદામ દુબારીના સ્મરણ ઇતિહાસગૃહની રજ ઉપમાને પણ લાયક ભાગ્યેજ કહી શકાય સજોગો મહાપુરૂષો ને ઉપજાવે છે, કે મહાત્માઓના તેજ પોતના વ્યક્તિબળે યથેષ્ટ સજોગો ઉભા કરે છે એ ગૂઢ પ્રશ્નનુ નિરાકરણ અહિ ના કરીએ, તોપણ મહાપુરષોના જીવનચરિત્ર,–તેમના બુદ્ધિ, બળ, તેજ વડે, ઇતિહાસના નિમિત્તકારણો થઇ પડે છે, પોતાની સમકાલીન પ્રજાના તેમજ વશ જોના જીવન અને સમાજ રચનાપર ઉડી છાપ બેસાડે છે તેની ના પાડી શકાતીનથી દેવા ત્માઓજ માત્ર કહી શકે કે यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत अभ्युत्थानमधर्मस्य तदात्मानसृनाम्यहम પણ નેપોલયન કે બિસમાર્ક, પેરીકલીસ કે સીઝર, ચદ્રગુપ્ત કે બાબરના જીવનચરિત્ર અભ્યાસથી પણ એટલુ તો સ્પષ્ટ જણાય છે કે આવી મહાપરાક્રમી વ્યક્તિઓની ઉત્પત્તિ ખરાખરીને પ્રસગેજ થતી લાગે છે અને તેથીજ તેઓ પોતાની છાપ સમકાલીન તેમજ ભવિષ્યના જમાનાપર પાડી શકે છે

પણ જમાનામા સર્વોત્તમ ગણાતી સમાજમા અપૂર્વ છાપ બેસાડતી ભવિષ્યને પણ અનેક રીતે યથેચ્છ રચતી વ્યક્તિ કેટલી હોય ? કરોડે પણ એક અલભ્ય ઇતિહાસમા માત્ર તેમનોજ આત્મા સ્ફુરે છે એમ બુદ્ધ કે મહમ્મદ, જીસસ કે કન્ફ્યુસ્યસ માટે પણ કહેવુ તે અતિશયોક્તિભર્યું લાગે, તો બીજા સામાન્ય લોકને માટે તો કેમજ કહેવાય મુસા, ઇસા, મહમ્મદ, મનુ, બુદ્ધ ઇત્યાદિ મહાત્માઓએ પ્રનાલિકા રચી આદર્શ નીમ્યો, પણ તે કયા લગી ટકયા ? ભાષાની અપરિપૂર્ણતાને લીધે દતકથાની અશ્રદ્ધાને અગે–મનુષ્યબુદ્ધિની મર્યાદા ને લઇને આવા મહાવીરોના ચરિત્રો અને કર્મો કે કથનો તત્ક્ષણ ભૂલાયા નહિ તો તેનો અનેકધા અનર્થ થવા માડયો એટલે તેમનોજ આત્મા જગમા કાળાનુકાળ લગી સ્ફુરે છે, સજીવ રહે છે, એમ માની નથી શકાતુ છતા પ્રજામા સમાજમા પ્રજાકીય–સામાજિક આત્મા છે એમ ઇતિહાસના અભ્યાસથી સિદ્ધ થાય છે અને એજ સમાજાત્મા–એટલે કે પરમાત્માના એક અગને–ઓળખવાથી મહાત્મા પણ ઓળખવો સભવે છે જીવ અને અજીવ ઉભય વચ્ચે બાહ્ય નજરે તફાવત પરીક્ષવો હોય તો આટલુ બસ છે કે જીવમા વિકૃતિ અને વિવૃદ્ધિ (change and development) સદા જાગી રહે છે, જ્યારે અજીવમા પરિસ્થિતિ બદલાતી નથી અને વૃદ્ધિ સભવતી નથી મનુષ્યસમાજ તમામમા તેમજ તેના પ્રત્યેક વિભાગમા આદર્શ, ભાવ, રચના પ્રતિદિન બદલાતા નજર આવે છે, અને તે વિકૃતિને અગેજ વૃદ્ધિ સભવે છે. એક રીતે ઇતિહાસમા યથેચ્છ પ્રયોગ કરવા–રસાયણ શાસ્ત્રીના કાર્યાલયમા થતા અખતરા તુલ્ય પ્રયોગ કરવા–મનુષ્યશક્તિ અશક્ત દેખાય છે. ત્યારે

# સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ્—ઈતિહાસ વિભાગ

સજ્જનો અને સન્નારીઓ.

સાહિત્યપરિષદ્‌ના એક વિભાગનું પ્રમુખપદ મેં સ્વીકાર્યું તેને માટે પરિષદ્‌ના કાર્યવાહકોનો આભાર માનું,—કે એ સ્વીકારવાની મેં ધૃષ્ટતા કરી માટે તેમની અને આપ સર્વની ક્ષમા માગું ? આ પ્રશ્ન અત્યારે મ્હને અતિશય મુઝવે છે. હું ઇતિહાસનો અભ્યાસક હોઉં તો પણ એ ક્ષેત્રમાં મેં કશી કૃતિ કરી નથી, એટલે સાહિત્યપરિષદ્‌ના ઇતિહાસ-વિભાગનું પ્રમુખપદ સ્વીકારવું તે એક રીતે તો ખરેખર ધૃષ્ટતાજ દેખાય છે. અને સાથે ગુજરાતી ભાષામાં તો ઇતિહાસ વા અર્થશાસ્ત્રમાં પણ મેં હજી લગણ બહુ કંઇ કર્યું નથી, એટલે મ્હારી ધૃષ્ટતા ઉલટી વધતી જણાય છે. આથી હું પોતાને દોષપાત્રજ સમજી ક્ષમા યાચું તો તે અયોગ્ય ન કહેવાય. મ્હારા બચાવમાં ફક્ત એટલું જ કહી શકાય કે પરિષદ્‌ના બંધારણ મુજબ અર્થશાસ્ત્રનો ખાસ નિરાળો વિભાગ ન હોવાથી, તેમજ તેના કાયદા પ્રમાણે વધારે યોગ્ય, પ્રૌઢ વિદ્વાન્ ઇતિહાસ વેત્તાની ચુંટણી કરવામાં કાર્યવાહકોને વાંધા નડવાથી અને અર્થશાસ્ત્રના મ્હારા ખાસ વિષયને ઇતિહાસ સાથે નિકટનો સંબંધ હોવાથી મ્હારી ધૃષ્ટતા આપની નજરમાં ક્ષમા પાત્ર જણાય, અને તેને માટે ક્ષમા કરશો તો હું સહૃદયે આભારી બનીશ. આમ ક્ષમા યાચી, તેનેજ માટે આભાર દર્શાવવાથી, હું એમ જણાવવા નથી ઇચ્છતો કે આ પ્રમુખપદના અપૂર્વ માનની મ્હને કિમ્મત નથી. મ્હને તો એની એટલી બધી કિમ્મત લાગે છે કે, ધૃષ્ટ ગણાવાના જોખમે પણ મેં તે સ્વીકાર્યું છે. એટલે એને માટે હું કેટલો આભારી હોઇશ તે મ્હારે કહેવા કરતાં આપ સૌને સમજવું તેવું વધારે સુગમ પડશે.

પ્રારંભમાંજ બીજો મહત્ત્વનો પ્રશ્ન ઉભો થાય છે. ઇતિહાસ એટલે શું ? મનુષ્યજીવનમાં, સમાજશાસ્ત્રમાં, તેનું સ્થાન કયું ? સામાન્યતઃ આપણી નિશાળો અને પાઠશાળાઓમાં ઇતિહાસની વ્યાખ્યા, જાણી જોઇને નહિ તો વ્યગ્રપણે, પોપટિયા જ્ઞાનની ઉપમાને એટલે અંશે લાયક થઇ પડે છે, કે ઇતિહાસના અભ્યાસનું મૂલ્ય વ્યવહારિક નજરના લોકને બિલકુલ નથી લાગતું. ઇતિહાસ એટલે કેટલીક લડાઇઓના સ્થાનસ્મરણ અને તારિખની યાદિ, કેટલાક નામ અને બનાવોની નોંધ. આમજ જો માની લઇએ તો અવશ્ય કબૂલવું પડે કે એના શાસ્ત્ર (?)ના અભ્યાસ કે ખીલવણીથી આ જમાનાને કોઇ લાભ સંભવતો નથી. પ્રખ્યાત અંગ્રેજ ઇતિહાસકાર ફ્રીમેને જણાવ્યું હતું કે જે યુદ્ધના પરિણામે ઈંગ્લંડમાં નૉર્મન રાજ્યની સ્થાપના થઇ તેને "હેસ્ટીંગ્સનું યુદ્ધ" નહિ પણ "સેનલાકની લડાઇ" ને નામે ઓળખવું. અને તે યુદ્ધમાં સૅક્સન ફોજે પોતાની આસપાસ મજારગેટ ઉભો કર્યો હતો. "સેનલાકની લડાઇ" ખરૂં નામ

બીજી નજરે ઇતિહાસ માત્ર અખ્તરાનોજ સંચય જણાય છે. મનુષ્યકૃત પ્રયોગ રાજનીતિ, સમાજવિધિ, અને કાયદા બધનના ફેરફારમાં, અને તેથી સંભવતી સમાજની અદલાબદલીમાં દેખાય છે ખરા; પણ તે ઉપરાંત વધારે સૂક્ષ્મ, વધારે અજ્ઞેય અખ્તરા–તમામ માનવલોકને લાગુ પડતા પ્રયોગો પણ વિશાળ દૃષ્ટિએ ઇતિહાસ અભ્યાસ કરતાં નજર આવે છે. એ પ્રયોગો કેવા હોય છે, કેમ સભવે છે, કેવાં પરિણામ લાવે છે તેનો સંપૂર્ણ વિચાર ઇતિહાસના અભ્યાસ વડેજ સંભવે; અને તે વિચારથીજ એ સૌના પ્રેરક કે નિયામક આત્માની ઓળખાણ પડે; મનુષ્યજાતના ભવિષ્ય અને નેમ સમજાય.

પણ સમાજાત્માના સ્વરૂપની સર્વાંશે ઓળખાણ ઇતિહાસની અપરિપકવતાને લીધે ન થઇ હોય ત્યા લગી પણ તે સમૂહાત્માના અસ્તિત્વની ના નહીં પડાય ઇતિહાસનુ આ તત્ત્વ હવે દિન પ્રતદિન સર્વમાન્ય થતુ જાય છે કે વ્યક્તિજીવનમા તેમજ સમાજજીવનમા વિકૃતિ સભવે પણ વિપ્લવ જેવુ કશુ નથી—સિવાય કે દેખીતો વિપ્લવ માત્ર વિકૃતિ કે ઉન્નતિનું એક અગત્ય હોય સામાજિક તેમજ વ્યક્તિગત જીવનમાં દેખાતી વિકૃતિ ખરેખર તો મૂળ પાયા પર બંધાતી બદલાતી ઇમારત રૂપજ સમજવી, નહિં કે સદતર, સર્વાંગે નૂતન આદર્શ, વિચાર, કે સંસ્થાના ઉમેરો. ઉદાહરણમા લો આપણુ ભારતીય જીવન. યુરોપીય લેખકો નિર્વિકારી, નિર્વિકલ્પ, અવિક્રય પૂર્વાત્ય પ્રજાની ભ્રમણામાં એટલા બધા નિમગ્ન થઇ ગયા છે કે તેમણે લખેલા ભારતીય ઇતિહાસમા ભારતીય પ્રજાકીય આત્મસ્વરૂપ જણાતુજ નથી. એ દેશ અને પ્રજા પ્રાણહીન દેખાય છે, તેમા અભિવૃદ્ધિને સ્થાન જડતુ નથી. અને કદાચ જરૂર પણ નથી. પણ ભારતીય ઇતિહાસના સહૃદયે અભ્યાસ કરનારને, ભારતીય પ્રજાના જીવનમ ત્રને જાગૃતપણે પિછાણનારને આપણા સામાજિક આત્માની પિછાન પડયા વિના રહેજ નહી. ભારતીય પ્રજા મૂળથીજ એક છે–There is a Fundamental Unity of India, તે શ્રી. મુકરજીએ પ્રત્યક્ષ કર્યા અગાઉ પણ વિચારશીલ, સમજદાર ઇતિહાસવેત્તાને સિદ્ધ હતુ. અને તેનાજ એક રૂપ માફક, આવિર્ભાવ કે સ્પષ્ટીકરણ સમ–આપણે વિદિત અને માન્ય ઇતિહાસના આરભ કાળથીજ અંગીકૃત કરેલ સાર્વભૌમત્વ કે ચક્રવર્તિપણાનો ખ્યાલ હું ઉદાહરણમા આપુ છું હિન્દી પ્રજામા પ્રાદુર્ભાવ જાગૃતિ, જુસ્સો, અને શક્તિ ખીલતા દેખી, ઘણાએ અગ્રેજ લેખકોએ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે કે ભારતવર્ષ મૂળતઃ એક નથી ઐક્ય કરતા ભિન્નતાનું બળ તેમને વધારે લાગ્યું; અને તેથીજ તેમણે ઐક્ય વધારનાર દરેક પ્રગતિ અટકાવવા પ્રયત્ન કર્યો છે–તે ઠેઠ એટલી હદ લગી કે હગધડા વિનાના, તેમણે ફાવે તેમ રચેલા, પ્રાંતિક કુંડાળાઓને પરસ્પર નોખા પાડી, તેમને સ્વતંત્ર–એટલે કે પરસ્પર અદેખાઇ કરતા–બનાવવાની તેમની કુટિલતાને માન્ય કરી, તેમા આપણે જાતે પણ આજ ફસાયા લાગીએ છીએ છતા ભારતીય ઇતિહાસ તો સ્પષ્ટ સૂચવે છે કે ભારતવર્ષ એક છે, તેનો પ્રજાતમા પણ એક છે, તેના સંસ્કાર આદર્શ ઉદ્દેશ પણ એક છે. કેવળ સ્વાર્થી બુદ્ધિના ઇતિહાસકારો ગમે તેમ કહે, પણ હું તો નિ:સદેહ માનુ છું કે આ ઐક્યતા તાદૃશ્ય કરવા–ગૂઢ હોય તો પ્રગટ કરવા–ભૂતકાળમાં ચક્રવર્તિની આણ વર્તાવવા જે જે પ્રયત્નો થયા હતા, તે સૌનો એકજ ઉદ્દેશ, એકજ રહસ્ય. ભરતખંડ જેવા મહાદેશમા આવી ઐક્યબુદ્ધિ પ્રગટે કે પ્રગમે તે અલબત્ત તેની ભિન્નતાપર રાચતી, મ્હાલતી

નાની પરદેશી પ્રજાના સ્વાર્થી ઇતિહાસકારોને ન પરવડે પણ તેથી આપણને-હિન્દવાસીઓને-એમ માની લેવાની અગત્ય નથી કે મૂળથી આપણામાં ઐક્ય નથી, અને હવે તે આવશેજ નહિ આજ કાલ મંજુર થયલી પ્રાંતિકસ્વતન્ત્રતાવિધિ Provincial autonomy માત્ર અંગ્રેજોની સ્વાર્થબુદ્ધિએ પ્રગટાવેલી કપટજાળજ છે તેમા ન ફસાઇએ આપણે તે કબૂલ કરી તે વડે આપણેજ પગે આપણેજ હાથે કુહાડો ન મારીએ,-એટલા વાસ્તે સાચા ઇતિહાસના સચેત અભ્યાસની અતિમ અગત્ય છે ભારતીય ઇતિહાસ તમામ સમૂળો ફરીથી લખાવાની જરૂર છે. પુરાણકાળને અલગ કરી, સાંપ્રત કાળનોજ વિચાર કરીએ, તો ચન્દ્રગુપ્તે આચાર્ય વીર ચાણાક્યની સહાયથી એકત્ર કરેલા સામ્રાજ્યનો અમ્મતરો કેવો સંગીન અને કેટલા દીર્ઘકાળ સુધી અક્ષતપણે ચાલ્યો હતો! તેના પછી ગુપ્ત અને ચોલા વંશના મહારથીઓએ એજ પ્રતાનિકા કેટલી સદીઓ લગી સાચવી હતી, પછી શ્રી હર્ષે તે કેમ વધારી હતી; જયચંદ્ર અને પૃથુરાજે તે કેમ સંગ્રહી હતી જગદીશ્વરની ઉપમા ધરાતા અનેક પઠાણ દિલ્હીશ્વરે તે કેમ સતેજ રાખી હતી, મુગલકુલદીપક હિંદના સર્વોત્તમ શહેનશાહ અકબરે તે કેમ પ્રત્યક્ષ કરી દોઢસો વર્ષ લગી—ઔરંગઝેબના અવસાન કાળ લગી-તે અમર કરી હતી અને તેને અનુસરનાર મરાઠી વીર અને આખરે પરદેશી વેપારબુદ્ધિપ્રધાન રાજનીતિવાળા અંગ્રેજોએ પુન કેમ સજીવ કરી, સાક્ષાત્ બનાવી એક સદી લગભગ અવિચ્છિન્ન રાખી છે -તે સૌનો અભ્યાસ કરતા, વિચાર કરતા, મ્હને તો માત્ર એકજ તત્ત્વ સિદ્ધ થતુ જણાય છે ભારતીય ઐક્ય અશોક અને હર્ષના અન્તરા અલગ રાખી, માત્ર સાંપ્રતકાળના મુગલસામ્રાજ્યનોજ વિચાર કરીએ, તોપણ તે હિંદમાં અંગ્રેજ સામ્રાજ્ય કરતા વધારે વખત ટકેલુ, અને વધારે નહિ તો તેટલુંજ સંગીન અને સર્વવ્યાપક બનેલુ હોવાથી, પ્રજામા ઐક્યબુદ્ધિ અનિવાર્યપણે આવવીજ જોઇએ "ખલક ખુદાકા-મલક પાદશાહકા" એ સિદ્ધાન્ત એટલો સામાન્ય થઈ ગયો હતો કે ખુદ પાલખી ઉપાડનાર ભોઈ લોકો પણ પરિશ્રમ મંદ કરવા એ શબ્દગાન કરતા

ભારતીય સામ્રાજ્યીય બુદ્ધિના ઉદાહરણ ઉપરાત પણ હિંદી પ્રજાના ઐક્યરૂપ-સામાજિક આત્માના સ્વરૂપતુલ્ય-બીજાં પણ દૃષ્ટાંત ઘણાએ દેખાશે ભારતીય ગ્રામરચના—પ્રત્યેક ગામમા આત્મગત સ્વતન્ત્રતા-ભારતીય સમાજરચનાના અતિ સૂક્ષ્મ પ્રતિબિંબરૂપ, આપણા તમામ ઇતિહાસમા અક્ષત અને અક્ષયપણે અવિચળ રહી છે

चला लक्ष्मीश्चलाः प्राणा चलं सर्वत्र शासनम्
चराचले हि साम्राज्ये ग्राम एको हि निश्चल

આપણી ગ્રામરચના માત્ર ભારતીય નથી, પણ સમગ્ર આર્યલોકની સર્વત્ર અમોલ નિશાની છે રશિયાનુ મીર, જર્મનીનુ માર્ક, ઇંગ્લંડનું મેનર, ફ્રાન્સાદિ રોમન કે લેટીન દેશનુ વિલા, એ સૌ ભારતીય ગ્રામરચનાના મૂળતત્ત્વાનુસાર રચેલા એકજ પ્રજાના ભિન્ન ભિન્ન નમૂના, એકજ પ્રજાકીય આત્માના આવિર્ભાવ અંગ્રેજ સત્તાએ આપણી અનાદિ અને અનંત જેવી સાદી ગ્રામરચનાનો નાશ કરવા પ્રયત્ન કર્યો છે ખરો પણ હજુ સુધી ગ્રામરચના નિર્બળ

અને નિરતેજ થઇ હોય, તોપણ તે સદંતર નિર્જીવ બની નથી. અને તે નિર્જીવ કદાપિ નહિ થાય. ઉલટી ભવિષ્યની પ્રજાને પ્રજાકીય રાજતંત્ર સ્થાપવાની હોંસ હશે-અને સામ્રાષ્ટ્રીય ઐક્ય અને બળ ત્યજવાની આકાંક્ષા નહિ હોય-તો આપણી પુરાણી, સ્વાભાવિક ગ્રામરચનાનેજ પુનઃ સજીવ કરી, સતેજ બનાવવામાં પ્રજાકીય હોંસનું સાર્થક દેખાય છે. આપણા આજના પ્રાંતો કઢંગા અને હાનિકારક—માત્ર રાજ્યવહીવટની સુગમતાખાતર- બનાવેલા વિભાગો છે. તેમા નૈસર્ગિક પ્રજાસ્વભાવને માફક આવે તેવું કશું નથી. એટલે તેમાથી પ્રજોદ્ધારની આશા રાખી શકાતી નથી. પણ ગ્રામરચનાનો પુનરુદ્ધાર-એ તદ્દન જુદી વાત છે.

ઇતિહાસ અભ્યાસને પરિણામે પ્રજાકીય આત્માની ઓળખાણ થાય છે; પ્રજાકીય વા સામાજિક આશય ઉદ્દેશની માહિતી મળે છે; મનુષ્યજાતિની પ્રગતિ કે ઉત્ક્રાંતિક્રમ સમજાવા લાગે છે. એટલુંજ નહિ, પણ તેને લીધે આપણને સામાજિક સંસ્થાનુ હાર્દ સમજાય છે; પ્રજાજીવન પર તેની અસર ઓળખાય છે; અને પ્રતિદિન બદલાતા સંજોગો વચ્ચે પણ આવી સંસ્થાઓ કેમ સુધારવી વધારવી તેની સારી સમજૂતિ આવે છે. આપણે ગ્રામરચનાનું ઉદાહરણ જોયું. અહિં દલીલ ખાતર વર્ણભેદનુ દષ્ટાંત લઇએ. અત્યારે સુધરેલા હિન્દીવાનો જ્ઞાતિભેદને હાનિકારક સમજતા થયા છે; અને મોટે ભાગે જ્ઞાતિબંધનો હાનિ ન કરે એવી પ્રવૃત્તિ આદરી બેઠા છે. પણ જ્ઞાતિબંધારણ-વર્ણશ્રેણીની ઉત્પત્તિ, પ્રકૃતિ, અને કાળાનુક્રમે થયલી વિકૃતિ યથાસ્થિત સમજવા વિના જ્ઞાતિભેદ પરનો હલ્લો મિથ્યા જાય એવી ભીતિ રહે છે. હું અત્યારે અહિ જ્ઞાતિભેદનો-વર્ણાશ્રમધર્મનો નથી પક્ષ પકડવાનો કે નથી દોષ કઢાડવાનો, તિરસ્કાર કરવાનો. મ્હારા આપેલા આ ઉદાહરણનું પ્રયોજન અને તાત્પર્ય માત્ર એટલુંજ કે દરેક પ્રજામા જ્ઞાતિભેદ જેવી અનેક સામાજિક સંસ્થા પરંપરાએ ચાલી આવી છે, કે જેનુ હાર્દ યથાસ્થિત સમજ્યા વિના તેની ટીકા કે પક્ષપાત સમાન હિસ્સે અયોગ્ય ગણાશે અને વ્યર્થ નીવડશે આવી સંસ્થાનો એકજ ફટકે નાશ કરવો જેટલે અંશે અશક્ય તેટલેજ અંશે તે અનિષ્ટ છે. કારણ એમ નાશ કરવા જતાં ખુદ તે સમાજનાંજ મૂળ કપાઇ જવાની ધાસ્તી રહે છે. આવાં કારણને લીધે ઉંડા સામાજિક ફેરફારો ધીરે ધીરેજ થાય છે. વિપ્લવ સમયે દેખીતા ઘણાએ સમૂળા ફેરફાર થવા લાગે; તો પણ જેવો વિપ્લવપ્રવાહ નષ્ટ થયો કે તરતજ તે પુનઃ સજીવ થાય છે. ફ્રાન્સમાં વિપ્લવ થયો, અને તેને અંગે ઘણાય ઉલટપાલટ ફેરફાર થયા. પણ દશ કે પંદર વર્ષની અંદર વિપ્લવકારોએ કરેલી તમામ વિકૃતિ નષ્ટ થઇ ગઇ. ભાવાર્થ એટલોજ કે જેમ ધરતીકંપ વા જ્વાળામુખી પૃથ્વીની સપાટી પર થતા ફેરફારનાં અનેક કારણોમાંના છે તેમ વિપ્લવ મનુષ્યજાતના ઉત્ક્રાંતિક્રમમાં ફેરફાર માટે એક કારણ-પ્રયોજનરૂપ છે. પરંતુ પવન અને પાણીના મંદ પણ સતત પ્રયાસથી જે સંગીન કાયમના ફેરફાર પૃથ્વી તટપર નીપજે છે તેવા કાયમના ફેરફાર જ્વાળામુખી અને ધરતીકંપ ન કરી શકે. તેવીજ રીતે મનુષ્યજીવનમાં સમાજરચનામાં પણ જે ફેરફારો આસ્તે આસ્તે થાય છે તે સદાના સંગીન બનવાની ઘણી વધારે આશા રહે છે. વળી આવા સામાજિક ફેરફારો-જ્ઞાતિભેદટાળન, કે વિધવાવિવાહઉત્તેજન કે, બાળવિમોચનસંપાદનને વ્યક્તિ સાથે અંતિમ, નિકટ સંબંધ રહે છે, ખરો; પરંતુ તેથી જો કોઇ વ્યક્તિ પોતા પર તમામ

ત્વામદારી વ્હોરી લઇ પોતેજ એકલે હાથે તે ફેર કરવા નીકળે તો મોટે ભાગે તેને સમવું પડશે સમાજ રાક્ષસ છે તે ભોગ લે અને છતા લાભ ન આપે ઉંડા સામાજિક ફેરફારોમા વ્યક્તિનો હાથ રહે ખરો, અને અમુક વ્યક્તિની આત્મભોગ આપવાની તત્પરતા વના અને આરંભ કરવાની હિમ્મત વિના એ ફેરફારો બહુધા અસંભવિત છે. છતા ઇતિહાસ વદિત કેટલીક મહાપ્રતાપી વ્યક્તિઓને બાદ કરીએ,–વિશ્વામિત્ર કે પરશુરામ, ઈસુ કે લ્યુથર જેવા મહાત્માઓને અપવાદરૂપ ગણી અલગ રાખીએ–તો અવશ્ય એમ દેખાશે કે સમાજના પ્રવર્તિત બંધારણમા છચોક ફેર કરવાની ધૃષ્ટતા કરનાર વ્યક્તિને સમાજ ભયંકરમા ભયંકર દંડ દેવા તત્પર થશે

ઇતિહાસનો અભ્યાસ જો આ તત્ત્વ સિદ્ધ કરતો હોય તો સમાજાત્માની અભિવૃદ્ધિ અને ખીલવણીમા વ્યક્તિગત પ્રયોગ બહુધા ભોગરૂપજ નીવડે છે અને, અમુક મહાતેજસ્વી, શક્તિમાન્ મહાવ્યક્તિ ઉપરાંત, સામાન્ય પ્રાણીની આવા આત્મભોગે અખતરા આદરવાની બુદ્ધિ પણ ના હોય અને શક્તિ પણ ના નભાવે,–તો સાથે એટલુ પણ સિદ્ધ થયુ સમજવુ પડશે - સતત, ઉંડો ઇતિહાસનો અભ્યાસ આવા પ્રયાગની સુગમ વિધિ–એકત્ર યુક્તિ–(Collective method) બતાવે ખરા. ઉપર્યુક્ત મહાવ્યક્તિઓએ સમાજના તમા ઉપજાવેલા–આત્મગત વા સામાજિક–મહા ફેરફારો તેમની આંતરિક પ્રેરણાથી થયા કે તેમના ઇતિહાસના અભ્યાસથી નીપજ્યા, એ પ્રશ્નનો નિર્ણય કરવાની અહિ અગત્ય નથી તેમ ભાવષ્યમા પણ મ્હને શ્રદ્ધા છે, એટલે ભવિષ્યમા પણ આવાજ મહારથીઓ ઉદ્‌ભવશે, કે જેમની ઇતિહાસબુદ્ધિથી વા આંતરિક પ્રેરણાથી સમાજમા મોટા ફેરફાર થવાના પણ તથી સામાન્ય વ્યક્તિએ નિરાશા આણવાની નથી સામાન્ય વ્યક્તિને પણ સમાજમા રહેવુ છે, અને તેને પણ સમાજના કઢંગા રિવાજો કે કાયદાઓ નડે છે એટલે એને પણ, બુદ્ધિ અને શક્તિ કમતી હોવા છતા, આવા અરૂચતા રિવાજો અને કાયદાઓ ફેરવવાનુ મન તો જરૂર થાય અટલા માટે ઇતિહાસનો સતત અને ઉંડો અભ્યાસ ઉપયોગનો સમાજચક્રને રીતસર, ધૈર્યસર, કેમ ફેરવવુ તે ઇતિહાસનો અભ્યાસજ યથાર્થપણે શીખવી શકે કારણ તે વડેજ સમાજની પ્રકૃતિ અને વિકૃતિ સમજી સજ્જ થવાનુ સંભવે છે અત્યારે ઐતિહાસિક વિધિ The historical method–લગભગ દરેક શાસ્ત્રમા યોજાય છે અર્થશાસ્ત્રમા ધર્મશાસ્ત્રમા, સમાજશાસ્ત્રમા ઐતિહાસિક વિધિને પ્રભાવે ભિન્નભિન્ન પ્રજાના ભિન્નભિન્ન સંજોગો, અને પ્રયોગોનુ વર્ણન અને જ્ઞાન દિનપ્રતિદિન વધવા લાગ્યા છે. એટલે મનુષ્યસ્વભાવ તેમજ તેણે રચેલા સમાજના મૂળતત્ત્વો સારી પેરે સમજાશે અને તે સમજાયા બાદ સામાજિક વિકૃતિ વધારે વેગથી–પણ સાથે વધારે નિયમાનુસાર અને નૈસર્ગિકપણે–થવી સંભવે છે, કે જેથી હાનિઓ થતી અટકે અને લાભનો વધારો થાય

ઇતિહાસનો અભ્યાસ મનુષ્યજીવન અને સમાજમા રહેલી સંકલના અને સત્તા બતાવે છે તેનો એક દાખલા જોઈતો હોય તો હિન્દુસ્થાનના પ્રાચીન અને અર્વાચીન વેપારઉદ્યોગનુ અધ્યયન કરો માત્ર આંકડાજ જોવા લાગીએ તો આજનો આર્યાવર્તનો વેપાર ભૂતકાળમા કદીએ નહોતો એટલો બ્હોળો અને કિંમતી દેખાય છે પણ તેથી હિંદુસ્થાનને લાભ–વટાવ તેટલોજ થાય છે કે ( લગભગ ૨૦૦૦) વર્ષ પર રામના પ્રખ્યાત ઇતિહાસકાર પ્લીનીએ પોતાના અમર ગ્રંથમા

જણાવ્યુ છે કે, રોમન શાહેનશાહતમાં ભારતવર્ષમાંથી જે માલની આયાત થતી તેના પ્રમાણમાં નિકાસ એટલી નિર્જીવ જેવી હતી કે પ્રતિવર્ષ રોમન સામ્રાજ્યના વ્યાપારીઓને હીંદી વેપારીઓને દોઢ કે બે કરોડ રૂપીઆ જેટલું નગદ દ્રવ્ય મોકલવુ પડતુ આજે પણ હિંદુસ્તાનનો વેપાર એજ ખૂબી બતાવે છે. હિન્દમાં માલની આયાત કરતા હિંદમાંથી નિકાસ વધારે, અને તેને પરિણામે હિંદને પરદેશમાથી ખજાનાની આયાત કરવી જોઇએ આ ખૂબી સ્હાગ અભ્યાસ મુજબ ત્રણ કે ચાર હજાર વર્ષોથી ચાલુજ રહી છે છતા આજે, એટલે કે છેલ્લી સદીમાં, એ ખુબીથી લાભ નથી પણ બેસુમાર હાનિ મળવે છે. પ્રાચીનકાળનો હિન્દી વેપાર ઉદ્યોગના સગીનપાયાપર રચાયો હતો. અને છેલ્લી સદી લગી અવિચ્છિન્ન ચાલુ રહ્યો હતો. એટલે ભૂતકાળમા ભારતીય વ્યાપાર ભારતની પોતાની તમામ જરૂરિયાતો પૂરી કરવા ઉપરાંત વધારાના માલની નિકાસ કરવામા સમાવેશ કરતો અને તેથી પરિણામે ભારતને નગદ નાણાનો મેટો, ચાલુ, અખૂટ લાભ. તેનુ પ્રમાણ જોઇતુ હોય તો ખ્યાલ કરો કે સામાન્યતઃ આ દેશમા સુવર્ણની પેદાશ નથી અથવા હોય તો તે નજીવી હશે છતા હિંદુસ્થાનના અનેક રાજભંડારમા—અગણિત દેવાલયોમા—અપાર દ્રવ્યસંચય ભૂતકાળમાં હતો એ તો આપણો ઇતિહાસ સહજ સિદ્ધ કરે છે. સોમનાથની સ્વારીમાથી મહમ્મુદ ગઝનવીને જે દ્રવ્ય મળ્યુ હતું; દક્ષિણની ચ્હડાઇમાથી અલ્લાઉદ્દીન ખીલજીના સમયમા કાફુરે જે દ્રવ્ય આણ્યુ હતુ, વિજયનગરની જાહોજલાલી વેળા તેના રાજમહેલ અને રાજભંડારમા જે ખજાનો હતો તેના વર્ણન, અને તેની પડતી વેળા પણ તેમાથી કરેલી લૂટનો વિચાર, અકબરશાહના અવસાન કાળે તેણે મૂકેલા દ્રવ્ય ઇત્યાદિ સર્વનો ખ્યાલ કરીએ તો સહજ આશ્ચર્ય થશે કે આટલું સોનુ, રૂપું, ઝવાહિર હિંદુસ્થાનમા આવ્યું ક્યાથી? કેવળ ભૂતકાળના વેપારને પરિણામે વર્તમાનકાળે પણ દેખીતો વેપાર આયાતનિકાસ વચ્ચે આપણી તરફેણમા દર વર્ષ મારી રકમ બતાવે છે પણ આજે સંજોગો તદ્દન પલટાઇ ગયા છે વેપાર હિંદીઓનાના ઉદ્યોગનું પરિણામ નથી, પણ હિંદનો કાચો માલ અને ખોરાક તેમજ ખનિજ પદાર્થ તાણી જવાની વિધિ થઈ ગયો છે. તેથી દેશમા ખરી સમૃદ્ધિ નથી વધતી, પણ ઉલટી ગરીબી જાગે છે અને દેખીતી રીતે જો કે આજનો હિન્દી વેપાર પણ આપણાજ લાભમા દરસાલ મોટુ લ્હેણુ દેખાડે છે, તોપણ આ નામના લ્હેણા સામે આપણને રાજદ્વારી કારણે અને બીજા વધારે ગૂઢ આર્થિક કારણે એટલું બધુ દેવુ રહે છે કે આપણને ન છુટકે દરસાલ કર્જમા વધારોજ કરવો પડે છે. વેપારને અંગે આપણી પ્રજાને દરસાલ પરદેશ સામે રૂ. ૫૦ કરોડનું લ્હેણુ રહેતુ હશે, તો રાજદ્વારી બ્હાને ૬૦ કરોડનું, પરદેશી મિલ્કતપર વ્યાજ વટાવ બ્હાને ૧૦ કરોડનુ; પરદેશી વ્હાણવટીઓને નૂર માટે ૪૦ કરોડનુ પરદેશી નાણાવટી, દલાલ અને બીજા અનેક વચવગરાને વ્યાજ, હુંડિયામણ, દલાલી, હકશીને નામે બીજા ૪૦ કરોડનું, એમ મળી દરવર્ષ ૨૦૦ કરોડનુ દેવુ રહેતું હશે તેથી દેશને દરસાલ મોટી ખંડણી ભરવી પડે છે એટલુંજ નહિ, પણ વેપારની આજકાલ જે રીતે ખીલવણી કરવામાં આવે છે તેથી દેશા સંપત્તિના મૂળ કારણોનો પણ નાશ સાધવે છે

આ ઉદાહરણ આપવાનુ કારણ એટલુજ કે ઇતિહાસના અભ્યાસ વિના આધુનિક સમાજની અને તેના અંગોપાંગની ખરી પ્રકૃતિ સમજાશે નહી અને તે સમજણ વિના જોઇતા ફેરફારો કરી શકાશે નહિ આ દેશમા પ્રવર્તિત ઇતિહાસ અભ્યાસ સામે મ્હને હજાર વાંધા છે હિન્દમા ઇતિહાસતત્ત્વ પ્રાચીન કાળે હતુ કે નહિ, ભારતભૂમિમા હેરોડોટસ-(હીરદત્ત ?) જેવા સર્વજ્ઞ, થુસીડેડિસ જેવા વિચારશીલ, ટેસીટસ જેવા તત્વજ્ઞ સીઝર જેવા જાતઅનુભવી ઇતિહાસકારો હતા કે નહિ તેનો અહિ વિચાર કરવાનો નથી-જો કે અહિ પણ એટલુ તો ઉમેરવાની આવશ્યકતા લાગે છે કે આપણા પુરાણકારો, આપણા કલ્હણ, આપણા અલબીરૂની, અલ્હુગ, ભટ્ટાઓની અબુલફઝલ કે બખ્ખરકારોની ખરી કદર કરનારી આધુનિક ઇતિહાસ વેત્તાઓને હજુ ફુરસદ મળી લાગતી નથી અહિ ખાસ એ જોવાનુ છે કે હિન્દનો તમામ ઇતિહાસ નવેસરથી પુન લખાવાની, અભ્યાસાવાની અગત્ય છે અને તે માત્ર વ્યકિતગત બનાવોની કસોટી કરવા માટે નહી, પણ તમામ આર્યાવર્તનુ તાદૃશ્ય દૃશ્ય આપવા માટે ચદ્રગુપ્ત અને અશોકની ખરી ઓળખાણ કરવા ઔરગઝેબના સ્વભાવની કળ બૂઝવા, શિવાજીના પરાક્રમની કિમ્મત કરવા વ્યકિતગત સશોધનની પણ આવશ્યકતા છે અને કલકત્તાના કહેવાતા કારાગૃહ જેવા બિનપાયાદાર કલક માટે પણ સશોધન કરવાની જરૂર છે પણ તે સૌ ઉપરાત શાસ્ત્રીય નજરે પ્રજાકીય વિધિએ રાષ્ટ્રીય બુદ્ધિએ, હિન્દુસ્થાનનો તમામ ઇતિહાસ નવેસરથી લખાવાની અને અભ્યાસાવાની અનિવાર્ય અગત્ય છે એવા અભ્યાસ વિના આપણાથી નથી સમજાવાની બરાબર આપણી સમાજ રચના કે તેની અભિવૃદ્ધિ અને નથી કળાવાની ભવિષ્યમા થનાર વિકૃતિની પ્રણાલિકા ભવિત વ્યતા પર ગમે તેટલો ભાર મુકીએ તો પણ મનસ્વી થઇ સ્વતત્ર નિરૂપાય બની બેશી નહિ રહેવાય कर्मयोगा विशिष्यते અને તે સિદ્ધ કરવા આવા અભ્યાસની અગત્ય છે

આવા કારણોને લીધે આ દેશમા અત્યારે ઇતિહાસ સશોધન અને અભ્યાસની ખાસ અગત્ય જણાય છે સાહિત્યપરિષદ્મા ઇતિહાસ વિભાગને સ્થાન મળ્યુ તે આ જરૂરિયાતની પિછાનરૂપ હુ માની લઉછુ પણ એ પિછાનનુ વાસ્તવિક સ્વરૂપ ત્યારેજ આવ્યુ ગણાય કે જ્યારે આવી પરિષદો કે વધારે કાયમની સસ્થાઓને અગે ઇતિહાસ અભ્યાસ ખરા સ્વરૂપમા મપ્રેમ સહારો આગળ વધારવાનો સગીન સતત પ્રયાસ શરૂ થાય અદ્યાપિ આપણે ત્યા રાષ્ટ્રીય કેળવણી બાબત ઘણીએ ચળવળ થઇ રહી છે પણ હજુ સુધી રાષ્ટ્રીય કેળવણીની વ્યાખ્યા કે તેના લક્ષણ ક્યાય મે નિશ્ચય પૂર્વક કે સતોષકારક સાભળ્યા નથી કોઇ કહે રાષ્ટ્રીય કેળવણી એટલે સ્વભાષામા અપાતુ જ્ઞાન કોઇ કહે રાષ્ટ્રીય કેળવણી એટલે તે સબધી સર્વ સસ્થામાથી સરકારી તત્ત્વનો બહિષ્કાર જ્યા સુધી આ દેશમા પરદેશી હકુમત અને અમલ છે ત્યા સુધી રાષ્ટ્રીય સસ્થાઓ સ્વાભાવિકપણે પરદેશી પરત્વે વિરોધભાવ પ્રગટાવશે પણ તે માત્ર બાહ્યચિન્હ અતર્ગત કે સ્વભાવ ફેર નહિ અને ઉચ્ચતમ કેળવણી સ્વભાષામા આપવાની અગત્ય સૌ કોઇ પિછાને તો પણ એવુ નથી માની લેવાનુ કે માત્ર ભાષા બદલવાથી ભાવ પણ બદલાઇ જશે કેળવણીમા ખરેખર જો રાષ્ટ્રીય તત્ત્વ દાખલ કરવુ હોય તો તેને માટે સર્વોત્કૃષ્ટ અગત્ય તો ભાવ બદલાવવાની છે અને એ ભાવ બદલી

કરવામાં ઇતિહાસ અભ્યાસ-ઉંડો, દીર્ઘ, સતત ઇતિહાસ અભ્યાસ—આપણને પરમ ઉપયોગી થઇ પડશે ખરા ઇતિહાસ અભ્યાસના લક્ષણોનું પૃથક્કરણ કરતાં એક સ્થળે અંગ્રેજ લેખક ફ્રેડરિક હેરીસને કહ્યું છે કે પ્રથમ તો મળતી તમામ વિગત અને બાતમીમાં અવિશ્રાંત સંશોધન જોઇએ, બીજું મનુષ્યજાતિના ઉત્ક્રાંતિક્રમ સંબંધી પાકું નિશ્ચિત તત્ત્વજ્ઞાન જોઇએ ત્રીજું પ્રત્યેક કાળમાં ખરા મહાત્મા અને કાળગુણભાવ દર્શક બનાવો અને પ્રવાહો શોધી કહાડવાની આન્તરિક બુદ્ધિ જોઇએ! અને ચોથું, આ તમામ બાતમી, વિગત એકત્ર કર્યાં પછી, મહાપુરૂષો અને મહાબનાવો ઓળખ્યા પછી, તે સર્વનું યથાસ્થિત ખરા ચિત્રકારની બુદ્ધિ પ્રમાણે નિયમસર, વિધિસર આલેખન થવું જોઇએ. આ ચતુર્વિધ ગુણમાંથી આપણી પાસે અત્યારે તો એક પણ જોઇએ તેટલે અંશે ખીલતો જોવામાં નથી આવતો જદુનાથ સરકાર જેવા વિરલ અભ્યાસીઓએ એ પથે પ્રયાસ આરંભ્યો છે ખરો પણ તેને સફળ કરવા, સપ્રુત્તેજિત રાખવા માટે જરૂર જોગી દ્રવ્ય યોજના નથી તેમજ તેટલો ઉત્સાહ આપનાર સંસ્થા પણ નથી કમનસીબે અત્યારે આ દેશમાં સર્વત્ર પરીક્ષા બુદ્ધિ વ્યાપેલી હોવાથી, ઇતિહાસને નામે ગ્રંથો સ્થાના હશે, તોપણ તેમાંના મોટા ભાગનો આશય માત્ર વિદ્યાર્થીઓને જેમ બને તેમ તેમની અનેક પરીક્ષા પસાર કરવાના સુગમતા કરી આપવા ઉપરાંત કશો નથી પણ આવા ક્ષુદ્ર આશયથી દેશકલ્યાણ કે સમાજની ખરી પિછાન કેમ થાય? ચિત્રાંગની ખરી કળા કેમ સંભવે? તત્ત્વજ્ઞાનીનું ખરૂં જ્ઞાન કેમ દીપી નીકળે? પરીક્ષાકૃત મસ્કેલી અને ક્ષુદ્ર આશય ઉપરાંત બીજી પણ એક મોટી મુશીબત હિન્દમાં આધુનિક ઇતિહાસ વેત્તાઓને નડે છે, અને તે એ કે, જાણે અજાણે અહીં ઇતિહાસ સંબંધી આપણી નજરબંધી થવા લાગી છે હિંદી પ્રજા પોતાનું ભૂતગૌરવ, અતીત કીર્તિ, ગતપરાક્રમ સારી રીતે સમજે તો નવાજ પ્રકારના સ્વદેશપ્રેમની જ્યોત પ્રગટવાનો સંભવ રહે છે પણ એમ જો થાય તો વર્તમાન વ્યવસ્થાને કેટલેક અંશે—શારીરિક નહિ તો આત્મિક બુદ્ધિએ—આંચકા આવે માટે હિંદના ઇતિહાસની હિંદીવાનોને ખરી માહિતી મેળવવી પણ અલભ્ય થઇ પડી છે હિન્દના ઇતિહાસને લગતા મૂળ ગ્રંથોનો—પેશવાની નખ્ખરનો—અમુક અંગ્રેજ ઇતિહાસકારે સ્વાર્થ કે દ્વેષ બુદ્ધિએ નાશ કર્યો કહેવાય છે આવી દંતકથા ન માનીએ તોપણ એટલું તો સ્પષ્ટ જણાય છે કે પરદેશી ઇતિહાસકારો હિન્દી પ્રજાની ખરી ઓળખાણ આપી શક્યાજ નથી કર્નલ ટૉડે રાજસ્થાનની જાહોજલાલી વર્ણવી છે, ડ્યુનવર્ટ કીન, એલ્ફિન્સ્ટન આદિ લેખકોએ પડાણ અને મુગલ સામ્રાજ્યના ચિત્રો ખડા કરવા પ્રયત્ન કર્યો છે પણ કોણ જાણે શાથી એ સૌનો અભ્યાસ કરવાથી હિન્દી અભ્યાસી અતૃપ્ત રહે છે અસંતુષ્ટ રહે છે અશોક અને અકબરના જીવનચરિત્રો સ્વર્ગસ્થ વિન્સેન્ટ સ્મિથે ઘણી કાળજીપૂર્વક, અતિ સંશોધન ને અંતે લખ્યા લાગે છે તેણે આપેલું ઉભય મહાવીરોનું ચિત્ર સપ્રેમે આલેખાયલું લાગે છે તોપણ તેમાં કંઇક અવાચ્ય ખામી જણાય છે અને મૉરલૅન્ડ જેવા ઇતિહાસકારો આર્થિક નજરે તો ચોખ્ખા વકીલવૃત્તિ અંગીકાર કરી ભૂતકાળના સામ્રાજ્યનો વર્તમાન સામ્રાજ્ય જોડે મુકાબલો કરી, ભૂતકાળની ખામી કહાડવામાંજ પોતાનું કર્તવ્ય અને જીવન સાર્થકતા સમજતા દેખાય છે. આ વૃત્તિ પ્રધાન

સુદૃઢ બનવાથી, હિન્દી પ્રજાકીય બુદ્ધિએજ જો કોઇ હિન્દીવાન ભારત ભૂમિનો ઇતિહાસ લખવા બેસે, તો તેને કેટલી વિપત્તિ નડે તેનો ખ્યાલ તો જેને વીતી હોય તેનેજ યત્કિંચિત હોય. લખાણમાં પક્ષભાવનો દોષ સામાન્ય થઇ પડયો છે; અને કેટલીકવાર ન છુટકે આવી જાય છે. છતાં આજ કાલ એવીજ પદ્ધતિ થઇ પડી છે કે આ દોષ હોય કે નહોય, પણ હિન્દી લેખકને ઘણીવાર આરોપવામા આવે છે, જ્યારે પરદેશી લેખક ગમે તેવો ક્રૂર, અને અસંબદ્ધ કે અન્યાયી પક્ષભાવ બતાવે તો પણ તેનામાં તે ગુણરૂપજ ગણાય છે—એક જાતનો અલંકાર. મ્હારાં ત્રણ કે ચાર પુસ્તકોપર વિલાયતમા તેમજ આ દેશમા જાહેર વર્તમાનપત્રોમાં ટીકા થઇ છે: અને લગભગ દરેક ટીકામાં દરેક વેળા એ દોષ મ્હને આરોપવામાં આવ્યો છે. ઘણીએવાર લખતાં લખતાં એવો દૃઢ સંકલ્પ કર્યો છે કે એ દોષપાત્ર ન થવું. ખાસ નિશ્ચય કરી તટસ્થ શાસ્ત્રીય બુદ્ધિ રાખવા પ્રયત્ન કર્યો છે છતાં પણ એજ ટીકા ઉદ્દભવી यत्नेकृतेऽपि न सिध्यति कोऽत्र दोष આ વાકયના બે અર્થ સંભવે, તેમાંથી આપ સાને ગમે તે સ્વીકારજો. મ્હારે તો હવે ચામડી કઇક કઠણ થઇ ગઇ લાગે છે એટલે કદાચ પાડાની પીઠપર પાણી જેવુ થતું હશે. પણ જાત અનુભવનું આ દૃષ્ટાંત અહીં આપવાનુ પ્રયોજન એટલુંજ કે ભારતનો ઇતિહાસ પુનઃ સજીવ, સતેજ કરવાની આજે જેટલી અગત્ય છે, તેટલીજ તેમાં મુસ્કેલી છે. છતા તે સજીવ તો અવશ્ય કરવોજ પડશે; કારણ તે વિના રાષ્ટ્રીય કેળવણીનુ બીજ માત્ર પણ સંભવતુ નથી. શાસ્ત્રીયબુદ્ધિનો ઇતિહાસકાર યથાશકિત પક્ષભાવના દોષથી વિમુખ રહેવાના પ્રયત્નો સ્વાભાવિકપણે અવશ્ય કરશે. પણ તે દોષ ક્વચિત, અનાયાસે, અણધાર્યો આવી જશે,– અથવા કમળાની નજરવાળા ટીકાકારોને તે દોષ સમૂળો નહિ હોય છતાં તેનો ભાસ થશે- आत्मवत् सर्व भूतेषु એ સૂત્રાનુસાર) એવી બીતિથી ભારતીય ઇતિહાસનો પુનરુદ્ધાર કરવોજ નહિ તે સદતર અનિચ્છવા યોગ્ય છે.

ઇતિહાસ અનેક પ્રકારના–અથવા અનેક દૃષ્ટિ બિન્દુએ લખાય છે આગળ મેં આપને હેગલનું વાકય ટાંકી બતાવ્યું છે. તેજ લેખક ઇતિહાસ ત્રિવિધ ગણે છે. Original History, યાને ઇતિહાસ મૂળ; Reflective History અથવા ઇતિહાસ મીમાંસા, અને Philosophical History અર્થાત ઇતિહાસ રહસ્ય. પ્રથમ વિભાગનાં લક્ષણ દર્શાવતાં એજ લેખક કહે છે કે હેરોડોટસ અને થુસીડિડેસ જેવા મૂળ ઇતિહાસકારોએ ફકત દુનિયામાં બાહ્યવિશ્વમાં બનતા બનાવોની નોંધ લઇ તેને બુદ્ધિમય જગતમાં ખડી કરી દીધી. An external phenomenon is thus translated into an internal conception ( આથી બાહ્યબનાવનું અંતર્ગત ખ્યાલ રૂપે રૂપાંતર થયું.] બીજા વિભાગના ઇતિહાસના તેણે ચાર પેટા વિભાગ કર્યા છે, જે પૈકી પ્રથમ વિભાગના ઇતિહાસકારની મકસદ અમૂક પ્રજા કે દેશની તમામ તવારિખનો એક સામટો ખ્યાલ લઇ લેવાની હોય છે. એમા ઇતિહાસની જે મૂળ બાતમી હોય–કાચો માલ હોય–તેને ચિત્રપટે કેમ ખુબીથી ગોઠવવી એજ માત્ર પ્રશ્ન રહે છે. ચિત્રકાર પોતાનીજ બુદ્ધિએ ચિત્ર ઉપજાવે છે. અને જોકે તે ચિત્ર ઉપજાવવામાં વાપરેલા પદાર્થની અસર તો અવગ્ય જણાય; તો પણ તેમાં મુખ્ય ભાગ તો ચિત્રકારની બુદ્ધિ–આત્મા–જ

જણાવે છે મોટલીએ ડચ પ્રજાની સ્વતંત્રતાનો ઇતિહાસ લખ્યો. તેની મૂળ બાતમી તો મોટલીને બીજા લખનારાઓએ પૂરી પાડી, પણ એ તમામ વસ્તુ એકત્ર કરી નવું ચિત્ર ઉપજાવ્યુ તે ખરેખર મોટલીની કૃતિ સાહિત્યના બીજા વિભાગમાંથી સમાન દ્રષ્ટાંત લઇએ તો રોમન સામ્રાજ્યના પ્રખ્યાત શહેનશાહ જુલિયનનો ઇતિહાસ તો જગમશહૂર છે, પણ તેમાથી ઉપજાવેલુ ઇબ્સનનું નાટક તો નિઃસંદેહ ઇબ્સનનીજ કૃતિ ગણવી પડશે આમ ઇતિહાસ લખવા જતા સંભવ રહે છે કે ભૂતકાળનું વર્ણન આપતા અણધાર્યે તેમા વર્તમાનની છાયા પડી જાય છે, અથવા ઇતિહાસકાર પાડવા દેઇ જો ઇતિહાસમા આ ખુબી સંભવે તેને બીજા મૂળ વિભાગનો દ્વિતીય પેટા વિભાગ ગણ્યો છે અને તેમા વર્તમાનોપયોગી સાર ગ્રાહક બુદ્ધિ પ્રધાન રહેવાથી ભૂતકાળના બનાવો અને બનાવોનુ એવી રીતે વર્ણન અપાય છે કે જેથી જાણી જોઇને તેમાથી વર્તમાનોપયોગી સાર નીકળી આવે મેકોલેનો ઇંગ્લંડનો ઇતિહાસ—જો એને નિર્દોષપણે ઇતિહાસનુ નામ આપી શકાય—તો આ પેટા વિભાગનો દાખલો છે ત્રીજો પેટા વિભાગ ક્રિટિકલ critical ઇતિહાસ લેખકો છે એની ખૂબી મૂળ વિગત તેમજ મૂળ વિચારની સંકલનામા રહેલી છે એ ખૂબી વાળા લેખકો મૂળ વિગતમા જે પ્રત્યક્ષ નહોય તે શોધી કહાડી, ત્યાર કે યથાર્થનુ સ્પષ્ટીકરણ કરે છે અને છેલ્લો પેટા વિભાગ તો માત્ર પ્રજાકીય જીવનની એક કલા કે અંગનેજ ઇતિહાસ આપવામા સમાઇ જાય છે ધર્મનો ઇતિહાસ કળાનો ઇતિહાસ, નીતિનો ઇતિહાસ એ સૌ આ વિભાગના નમૂના સુવિખ્યાત ફ્રેન્ચ ઇતિહાસવેત્તા (Guizot) ગીઝોના યુરોપીય સભ્યતાની તવારિખ (History of European Civilisation) આ મૂળ વિભાગમા લેખીએ, તો પણ તે દ્વિવિધ છે પ્રથમ તેમજ અંતીમ પેટા વિભાગના તેમા ચિન્હો છે અને આખરના ત્રીજા મૂળ વિભાગમા—ઇતિહાસ તત્ત્વ માટે તો વિવેચનની જરૂર નથી

ઇતિહાસની આ વિભાગ-રચના આપ સૌને મંજૂર હોય કે નહિ, પરંતુ એના પર મનન કરતા મ્હને એટલું તો જણાય છે કે હિન્દુસ્થાનમા આવા સર્વ પ્રકારના ઇતિહાસ-અભ્યાસ વધારવાની અતિ જ અગત્ય છે ઇતિહાસ માત્ર વિદ્યાપીઠના અભ્યાસક્રમનુ એક અંગ કે પરીક્ષા પાસ કરવાનો વિષય ન સમજવો પણ મનુષ્યના મનુષ્યપણાનું-સમાજની સંસ્કૃતિનું-એક ચિન્હ માનવુ જોઇએ એ માન્યતાનુસાર ઇતિહાસ લેખન પણ એક કલા સમજવી પડશે ગ્રીક લોકોએ સંસ્કૃતિની નવ દેવીઓમાની ખાસ એક અધિષ્ઠાની દેવી ઇતિહાસ માટે કલ્પી હતી અને અત્યારે આપણી સાહિત્ય પરિષદમા પણ ઇતિહાસ વિભાગને ખાસ સ્થાન આપવામાં આવ્યુ છે તે પણ એજ સૂચવે છે એટલે ઇતિહાસ લેખનમા સાહિત્યની ખૂબી—કલા કૌશલ્ય—આવવુ જ જોઇએ કે જેથી સામાન્ય વાચનારને પણ તે વાચવમા રસ પડે ઐતિહાસિક નવલકથા વાચવી ઘણાયને રુચિકર હોય છે પણ તેથી ઇતિહાસ પર અણગમો નહિ તો દુર્લક્ષ થવો જરૂર સંભવે છે ઇતિહાસકાર કળા આદર્શ માટે મૂળ બાતમી વિપરિત કરે—મેકોલેની માફક ઇતિહાસમા ગદ્ય-પદ્યની ખૂબી દાખવવા મૂળ વિગતને મરડી મચડી નાખે—તે સર્વથા અનિષ્ટ છે પણ મૂળ વિગતને વિપરિત કર્યા વિના પણ સાહિત્યરૂપ ઇતિહાસ લખી શકાય અને લખાવા જોઇએ મ્હને એ પ્રશ્ન ઘણોજ દુર્ઘટ લાગે છે કે ઇતિહાસકારે

કેટલે અંશે સાહિત્યકારની–ચિત્રકારની–વૃત્તિ અંગીકાર કરવી. પણ થોડે કે વધારે અંશે એ વૃત્તિ રાખવી તો પડશે એમ મને લાગે છે. ગિબન જેવા ઇતિહાસકારો ઇતિહાસ લખે–છતાં તેમાં સાહિત્યપ્રેમ વાક્યે-વાક્યે અને શબ્દેશબ્દે વિરાજિત કરી શકે. અને જ્યાં સુધી તે સામાન્ય વ્યક્તિને પણ રસ પડે એવી રીતે ઇતિહાસનું રસિક લખાણુ નહિ થાય ત્યાં લગી લેખકોમાં ખામી સમજવી પડશે. એટલુંજ નહિ; પણ જે ઉદ્દેશથી આપણે ઇતિહાસજ્ઞાનની અભિવૃદ્ધિ ચાહીએ તે ઉદ્દેશ સિદ્ધ નહિ થાય.

ગિબનનું દૃષ્ટાંત આપતાં આ સ્થળે એક બીજા પ્રશ્ન પર પણ વિવેચન કરવા કારણ મળે છે. એ પ્રખ્યાત ઇતિહાસકારે લગભગ ૧૦૦૦) વર્ષની વિગત,-સ્પેનથી તુર્કસ્થાન અને સ્કૉટલૅંડથી સાહારા સુધીના મુલકની બિના વર્ણવી છે. છતા પોતાની મૂળ દૃષ્ટિ–કેન્દ્રબિન્દુ–કદીએ ચૂકી નથી ગયો. રોમન શાહેનશાહતની અધોગતિ અને વિનાશનો ચિતાર આપનાજ–અને તે આપવા અર્થેજ–તેણે બીજી સર્વ પ્રજા, દેશો, પુરૂષો અને બનાવોની નોંધ લીધી છે. છતાં તે અપ્રધાન માર્ગે આવતા વિષયોના ચિતારમા તેણે અપૂર્ણતા રહેવા દીધી નથી સામાન્ય પુસ્તકના ૩૦૦૦ પાનામા આ અદ્ભુત સમાવેશ કરનાર કારિગર દરરોજ જન્મ લેતો નથી, તે ખરૂ છતા તેણે બતાવેલ આદર્શ સર્વમાન્ય હોઇ શકે, અને તેને બળે ઇતિહાસ અભ્યુદય કરી શકાય. ભારતીય ઇતિહાસમા ખાસ કરીને આવી સર્વગામી દૃષ્ટિની આવશ્યકતા છે. આર્યાવર્ત એક છે, ભારતીય પ્રજા–સમાજ મૂળ એક, અવિભાજ્ય છે એવી મ્હારી પકી નિષ્ઠા છે છતા ભારતીય પ્રજાના ભિન્નભિન્ન અંગનો ઇતિહાસ પૃથક પૃથક્પણે લખાય તે અનિવાર્ય છે. ભારતીય ઐક્ય અને પ્રાંતિક અસ્મિતા વચ્ચે મ્હને તો બહુ વિરોધ જણાતો નથી. અને હોય તો તેને ઉત્તેજવાની મ્હને ઉત્કંઠા નથી. પણ વિધવિધ પ્રજાનો ઇતિહાસ પણ ઐક્ય દૃષ્ટિએ લખી શકાય છે। ભારતીય પ્રજાને મૂળતઃ હુ એક માનનો હોવાથી ભૌગોલિક, સામાજિક, ધાર્મિક તેમજ રાજકીય સંજોગો, સસ્થાઓ, સંસ્કૃતિ અને સિદ્ધાંતો આ દેશમા એકજ હોવાથી; ભારતી। પ્રજાનો ઐતિહાસિક પુનરુદ્ધાર મ્હારી નજરે તો ગિબન જેવા લેખકનુ અનુકરણ કરવામા સમાયલુ લાગે છે. એક કેન્દ્રસ્થાન એક કેન્દ્ર બિન્દુ ધારી લઇએ તો આ જાતનો ઐક્યમય-એકત્ર ઇતિહાસ-અસભાવ્ય નથી. યુરોપખંડમા ભૂતકાળે રોમન શાહેનશાહતે ઐક્યતા આણી હતી, અને મધ્યકાળે ખ્રીસ્તી સંપ્રદાયે ઐક્યતા જાળવવા પ્રયત્ન કર્યો હતો, તેના કરતા પણ ભારતીય પ્રજાના દેખીતા અનેક વિભાગ હોવા છતા તેનુ ઐક્ય અખડ છે. વર્તમાનકાળે આપણી નજર સન્મુખ તરતા નવા અંકુરો, નવી સ્ફુરણા, નવા આશય પણ એજ ઐક્યતામા દર્શાવે છે. આપણા ધર્મશાસન કે કાયદા કાનુનનાં બીજ એકજ છે. આપણી સામાજિક સંસ્થાનાં મૂળ એકજ છે; આપણા રાજકીય અભિલાષોના ઉદ્દેશ એકજ છે. તે બીજને પોષવા ને ઉદ્દેશને ઉત્તેજવા આપણને એકત્ર ભારતીય ઇતિહાસની અનિવાર્ય અગત્ય છે. તાજમહાલની કારીગિરીમાં હજાર જુદી જુદી કણીઓએ રચાયલું ચિત્ર જેમ આખર જોવામા તો એકજ સ્વરૂપે આવે છે,–તેમજ હિન્દની વિધવિધ પ્રજાનો ઇતિહાસ ભલે પ્રત્યેક પ્રાંત પરત્વે લખાય; પણ જો આ મૂળ ઐક્યની ઓળખાણુ અગાધર થઇ હશે, તો આખરે જેમ એકજ સચાનાજુદાજુદા

વિભાગો સંયોજનાર સર્વાંગે સંપૂર્ણ સમો ઉત્પન્ન કરે—તેમ એકત્ર ભારતીય ઇતિહાસ તત્ત્વ-ઉદ્ભવને

આવા ઉદ્ભાવમા સાહિત્યપરિષદ્ જેવી સંસ્થાનુ સ્થાન બતાવવાની હું ધૃષ્ટતા નહીં કરે માત્ર ગોરનુજ ઉમેરીશ કે સાહિત્યપરિષદ્ અદ્યાપિ સ્વતંત્ર, પ્રજાકીય સંસ્થા છે. તે ચાહે તો સ્વતંત્ર ઇતિહાસસાહિત્યને ઉત્તેજી શકે તેના દૃષ્ટિરૂપ વ્યવસ્થિત વિદ્યાપીઠિય સહકારી તત્ત્વ હજુ અતિ બળવાન છે, એટલે સ્વતંત્ર બુદ્ધિએ ઉપજેલ ઇતિહાસ સાહિત્યને એવી અમલદારી સંસ્થાઓ દેખીતાજ કારણે ન સમુત્તેજે તે વાસ્તવિક અને સંભવિત છે. ગુજરાત સાહિત્ય પરિષદ્ જેવી સંસ્થા, અલબત્ત, ગુજરાતી ઇતિહાસનેજ પ્રધાન પદ આપવા ચાહે તે સહજ સમજી શકાશે પણ મૂળ દૃષ્ટિબિન્દુ ખોટું ન હોય તો આવા પ્રયાસથી કશી હાની મ્હારી નજરે નથી સંભવતી. સર્વજ્ઞાન આખરે એકજ છે—જો કે અત્યારે મનુષ્યશક્તિ અતિ મર્યાદિત હોવાથી આપણને ન છુટકે તેના વિભાગ પાડવા પડે છે—અભ્યાસની સગવડ ખાતર પણ અભ્યાસની સગવડ ખાતર માત્ર શાસ્ત્રના વિભાગ પાડયા તેથી શાસ્ત્રીય ઐક્યતા (Synthesis of Knowledge) ઘટવાની નથી તેવીજ રીતે ભારતીય ઇતિહાસની મળ ઐક્યતા આવા વિભાગથી નષ્ટ થવાની નથી પણ એને ગમે તે રીતે ફાવે તે માર્ગે સચોટ પ્રેરવાની, પોષવાની અગત્ય તો અનિવાર્ય છે, અને તે પરત્વે, મેં આગળ કહ્યું તેમ—સાહિત્ય પરિષદનુ સ્થાન કે કર્તવ્ય બતાવવાની હું ધૃષ્ટતા કરવાનો નથી

"સાહિત્ય પ્રેસ, કોટ, મુંબઈ"



ડૉક્ટર કાન્તિલાલ છગનલાલ પંડ્યા
એમ એ, પી એચ, ડી સાતમી ગુજરાતી સાહિત્યપરિષદના વિજ્ઞાનવિભાગના અધ્યક્ષ

# સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ્-ભાવનગર.



## વિજ્ઞાનવિભાગના અધ્યક્ષનું ભાષણ.



સાહિત્યવિજ્ઞાનરસિક સન્નારીઓ ને સજ્જનો.

આપના સત્કારમંડળે મ્હારો આ સ્થળે નિયોગ કર્યો એ સમાચાર મ્હારા જાણવામાં આવ્યા તેવામાં કિંગ્ઝલીની "વેસ્ટવર્ડ–હો!" નામની ઇલિઝાબેથન વીરોની પરાક્રમ-કથા હું વાંચતો હતો. અજાણ્યા સમુદ્રો તથા અમેરિકાના અજાણ્યા પ્રદેશો તરફ "શોધખોળ" ને માટે મોકલાતા એક પરાક્રમી વીરનું વચન તે વેળાએ મ્હારા વાંચવામાં આવ્યું ને હૃદયમાં ઠેઠ ઉતરી ગયું. તે વચન આ હતું: "The best reward for having wrought well already is to have more to do" આપના આમંત્રણ માટે મ્હારો આભાર પ્રકટ કરવાને આથી વધારે સારા શબ્દો મ્હને પણ મળશે નહિ, કે "મ્હેં જો યત્કિંચિત્ સારૂં કર્યું હોય તો એનો ઉત્તમ બદલો એ જ છે કે વિશેષ કાર્ય કરવાનો મ્હને લાગ મળે." જો કે હું ભુલતો નથી કે ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યને માટે હું જો કાંઇ પણ કરી શક્યો હોઉં તો તે બહુ થોડું છે: મ્હારા મનોરથના પ્રમાણમાં તો ઘણું જ થોડું છે, ને આપણી ગરજના પ્રમાણમાં તો નહિ જ જેવું થોડું છે. છતાં આપનું ઉત્તેજન તથા આપની પ્રેરણા મ્હને બહુ મૂલ્યવાન થયાં છે.

તે ઉપરાંત હું વિશેષ ઋણી એટલા માટે છું કે આજે લગભગ પંદર વર્ષે ભાવનગરનાં ફરીથી દર્શન કરવાનો આનન્દ મ્હને પ્રાપ્ત થયો છે. ખરેખર, મ્હારી આ પહેલાંની ચારે મુલાકાતોનાં બહુ મીઠાં સ્મરણો મ્હારા સ્મરણપટ ઉપર મુદ્રિત થયાં છે, અને આપને, સૌથી ય વિશેષ, ખાતરી આપું છું કે આ પંદર વર્ષ દરમ્યાન હિન્દ યૂરોપ તથા અમેરિકાનાં ઘણાં શહેરોમાં વિવિધ પ્રકારની પણ અસન્ત માયાળુ મહેમાનગીરીઓ પામવાનું મ્હારૂં સદ્‌ભાગ્ય થયેલું છે તે છતાં, મ્હારા જીવનના આરંભમાં લગભગ પહેલી જ વાર દીઠેલી એવી ભાવનગરી મહેમાનીની મીઠાશ મ્હારા સ્મરણમન્દિરમાં હજી પણ એવોને એવો સુવાસ પ્રસારી રહી છે. ખરૂં છે કે તે તે કાળના, પોતાની અમીભરી પ્રીતિથી આતિથ્યના અનુપમ પાઠ શીખવનારા, મ્હારા સ્નેહીઓમાંના ઘણા અત્યારે નથી. આજના ગમે તેવા ઉલ્લાસમાં પણ એ વાતનો શોક વિસરાય તેવો નથી. પરંતુ સૃષ્ટિનો નિયમ છે કે વ્યક્તિઓ જતી જાય ને તેઓના ગુણો વિશેષ ચિરંજીવ રહે, તેમ આ ભાવનગર, કેટલાક નામાંકિત

ગુજરાતીઓની જન્મભૂમિ, કેટલાક શ્રેષ્ઠ સાહિત્યકારોના સંસર્ગથી પુનિત થયેલી આ નગરી, સંસ્કારિતા વિદ્યાનુરાગ તથા આતિથ્યના સુન્દર ભાવોના નગર હોવાનો પોતાનો ટેક હજી પણ જાળવી રહેલ છે. ત્હેના પુનર્દર્શનનો યોગ, સાહિત્યપરિષદ્‌ના અન્ય સુયોગની સાથે, મ્હારાં પૂર્વનાં સંસ્મરણોને અધિક ઉત્તેજિત તથા આહ્‌લાદક બનાવે છે.

**પ્રથમ અર્ઘ્ય.**

આજે ચાર વર્ષના અન્તરાય પછી વિજ્ઞાનવિભાગનુ કાર્ય ફરીથી આરંભીએ તે પહેલાં, આપણા વિજ્ઞાનસાહિત્યને પોતાની સેવા અર્પનારા ત્રણ ગુજરાતીઓનાં આ અરસામાં થયેલાં અવસાનની સખેદ નોંધ લેવાનું અને તેઓને આપણી કદરના તથા સન્માનના અર્ઘ્ય આપવાનું ધર્મકાર્ય આપણે કરી લેવુ જોઇએ. આ ત્રણ પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, પ્રો. હસમનરામ કર્પૂરરામ મહેતા ને શેઠ હાજી મહંમદ અલારખીઆ શિવજી: એક રીતે જરા મેળવગરની ટોળી તો ખરી; પણ અકાળ મૃત્યુને લીધે ત્રણેની આશાભરી કારકીર્દિ અધવચ જ કપાઇ ગઇ અને ત્રણેની વિજ્ઞાન-સાહિત્યની સેવા એકમેકથી તદ્દન નિરાળી હોવા છતાં મૂલ્યવતી ને સત્કારયોગ્ય તો ખરી જ.

**પ્રો. હસમનરામ મહેતા**

આ ત્રણમાં વિજ્ઞાની લેખક તો પ્રો. હસમનરામ મહેતા જ હતા. ભૌતિકશાસ્ત્રના વિદ્વાન તથા શિષ્યવૃન્દને પ્રિય થઇ પડેલા એ શિક્ષકને નેત્રના અસાધ્ય વ્યાધિએ યુવાવસ્થામાં જ નિવૃત્તિ લેવરાવી—ને તેવામાં જ પહેલી ને છેલ્લી વાર મ્હારે એમનો મેળાપ થયો હતો—ત્યારે, મ્હારી પેઠે ઘણાઓએ આશા બાંધી હતી કે, નેત્રહાનિથી વિજ્ઞાનના પ્રયોગાત્મક અભ્યાસને માટે અશક્ત થયા છતાં, તેઓ વિજ્ઞાનના સાહિત્ય સાથેનો પરિચય ચાલુ રાખી શકશે અને ગુજરાતીમાં વિજ્ઞાનનો પ્રકાશ ઉતારતે ઉતારતે પોતાની શારીરિક પીડા વિસરી શકશે. તેઓ પોતે પણ ઉત્સુક હતા. પણ ભાવી જુદું હતું. અને આજે આપણે આપણા વૈજ્ઞાનિક કાર્યકર્તાઓના ન્હાનકડા દળમાંથી એક કુશળ સાથીને ગુમાવ્યાનો અફસોસ જ કરવાનો બાકી રહે છે.

**હાજી મહમદ**

હાજી મહંમદનું નામ "વીસમી સદી"ના વિધાતા તરીકે ગુજરાતને સુવિદિત છે. એમની કૃતિનું તેજ ગુજરાતની બહાર, "બૃહદ્ ગુજરાત"માં, અને તેથી ય દૂરના કળારસિક વિદેશીઓ લગી, પ્રસરેલું હતું. એમના અકાળ અવસાન પછી ગુજરાતે એમની કાંઇક કદર પ્રકટ કરી છે ને હજી વધારે કરશે. તેઓ કાંઇ વિજ્ઞાની ન્હોતા, પરંતુ વિજ્ઞાનસાહિત્યના પ્રકાશક તરીકેની એમની હોંશ તથા એમની કૃતિ આપણી સાભાર કદરને યોગ્ય છે. "વીસમી સદી"ના આરંભથી જ, તેઓએ મ્હને, "સમાલોચક"ના તંત્રવાહકોની પેઠે, સંમતિ આપી હતી કે બનશે તો "સદી"ના પ્રત્યેક અંકમાં વૈજ્ઞાનિક લેખને તેઓ સ્થાન આપશે. પણ બીજાઓમાં ને હાજીમાં એ ફેર હતો કે એક વાત મન ઉપર લીધા પછી ત્હેને સારામાં સારી રીતે પાર પાડવામાં હાજી ર્હેજ પણ કચાશ રહેવા દેતા નહિ. આ પ્રમાણે સારા આકર્ષક વિજ્ઞાનલેખો તૈયાર કરાવવા તેઓ તત્પર રહેતા, એટલું જ નહિ પણ તે પાછળ લાક્ષણિક ઉમંગથી શ્રમ દ્રવ્ય આદિનો પુષ્કળ વ્યય

કરતા. ડૉ. જગદીશચન્દ્ર બોસના કાર્યનું વિવરણ "સદી"ના વાચકોને યાદ હશે, તેમ મ્હને પણ તે સમયનો એમનો ઉત્સાહ હજી સાંભરે છે. ખરે, "વીસમી સદી"ના ટુંકા પણ અતિ તેજસ્વી જીવનની અંદર એમણે જે મનોરંજક તથા જ્ઞાનદાયક વૈજ્ઞાનિક સાહિત્ય પ્રકટ કર્યું છે તે આપણા સામયિક સાહિત્યમાં સ્મરણીય રહેશે. ગુજરાતી વિજ્ઞાનસાહિત્ય માટે હાજી જેવા કદરદાન પ્રકાશકની જરૂર હમેશ રહેવાની, અને એમના જેવા ઘણા પ્રકાશકો ગુજરાત જોવા પામે એમ ઇચ્છવાનુ છે.

**ગજ્જર સાહેબ.**

'ગજ્જર સાહેબ'’નું સ્થાન તથા વ્યક્તિત્વ આ બન્ને કરતાં જુદું, ને આખા ગુજરાતમાં ય અનેરૂં, હતું રસાયનવિદ્યાના એક આચાર્ય તરીકે, વડોદરાના "કળા-ભુવન"ના આદ્ય પ્રણેતા તરીકે, મુંબ્રાધમાં વિજ્ઞાનના શિક્ષણને તથા રાસાયનિક ઉદ્યોગને વેગ આપનાર તરીકે, અથવા તો અસામાન્ય શક્તિશાળી તથા અસામાન્ય સંયોગોમાં મૂકાયલી વ્યક્તિ તરીકે, એમનું નિરૂપણ કરવાનું આ સ્થાન નથી. તેવી જ રીતે જે સહગામી ત્રુટિઓએ તથા દુર્ભાગ્યસંયોગોએ એમનુ ઉત્તરજીવન આટલું નિષ્ફળ કરુણ ને દુઃખમયું બનાવ્યું તે વિષે ય અત્યારે મૌન જ ઉચિત છે. એમના જીવિતની રસાયનસમી પ્રેરણાઓ તેમ જ ગંભીર ચેતવણીઓ અવિદિત રહી નથી. પણ અત્યારે આપણે એ નોંધ લેવી ઘટે છે કે પ્રો. ગજ્જર, પોતે લેખક કે પ્રકાશક ન્હોતા છતાં, ગુજરાત ને ગુજરાતી ઉભયમાં વિજ્ઞાનનું અવતારણ કરવાની, લગભગ સૌથી પહેલી અને, તે કાળની સગવડોના પ્રમાણમાં, ઘણી હિંમતભરી અભિલાષાનઓના, યોજનાઓના તથા પ્રવૃત્તિઓના પણ પિતા હતા. ગત વિજ્ઞાનવિભાગના અધ્યક્ષ રા. ભાઈ સાંકળચંદ શાહે બહુ યોગ્ય રીતે આપણું ધ્યાન ખેંચ્યું છે[1] તેમ, વિજ્ઞાનની પરિભાષા ગુજરાતીમાં રચવાના ભગીરથ પ્રયાસ એમણે આરંભ્યા હતા તથા "કળા-ભુવન"ના શિક્ષણમાં ને કેટલાંક પાઠ્ય-પુસ્તકોની તૈયારીમાં એમનો શ્રમ સફળ પણ થયો હતો. એ સઘળું કાર્ય જ્યારે આપણી સમક્ષ પ્રસિદ્ધ થશે ત્યારે ગુજરાતી વિજ્ઞાન-સાહિત્યની ઉત્પત્તિનું આ પહેલું પ્રકરણ આપણે બરોબર જાણી શકીશું, એટલું જ નહિ પણ આજથી લગભગ પાંત્રીશ વર્ષ પહેલાં પણ કેવા પ્રયાસ થયા હતા ત્હેના ભાનથી આપણે એકદમ નમ્ર ને ઉત્સાહી બની શકીશું. એમના કાર્યનું ચોકસ મૂલ્ય આંકવાનાં સર્વ સાધનો આપણી આગળ નથી તે છતાં એ આખા કાર્યની મહત્તા વિષે કોઇને સંશય રહે એમ નથી. અધવચ છોડી દીધેલા આ કાર્ય તરફ, કદાચિત્ ગોવર્ધનરામના સમાગમને લીધે, એમનું મન ઘણી વાર પાછું વળતું હતું, ને "જ્ઞાન-મંજૂષા"ની ઉમળકાભરી વાતો કદી કદી એમને મુખેથી સાંભળવામાં આવતી હતી. એમની પાછળ એક બે ભાષણ સિવાય બીજું કાંઇ ગુજરાતે કર્યું નથી, અને એમની કૃતિનો વિશેષ અહેવાલ પ્રસિદ્ધ થાય ત્યાં લગી તો એમની તેજસ્વી પ્રતિભા, અસામાન્ય વેગવાળી કલ્પના, આવેશભર્યા તથા આવેશ આપી શકે એવા આદર્શ, ભીષણ ઉદ્યોગશક્તિ, અને, સૌની ઉપર, એમનું પ્રેરણાદાયક વ્યક્તિત્વ—એ સર્વની સ્મૃતિમાત્ર જ એમનો ખરો અવશેષ થઇ રહેશે. સાહિત્યપરિષદ્‌ની દૃષ્ટિ

---

૧. અમદાવાદની છઠ્ઠી ગુજરાતી સાહિત્યપરિષદ્‌નો રીપૉર્ટ, વિજ્ઞાનવિભાગના અધ્યક્ષનું ભાષણ. પૃ. ૪, ૫, ૬

વિજ્ઞાની સાહિત્ય તરફ ખરેખર વળી ત્યારે, પ્રથમ વિજ્ઞાનવિભાગની બેઠકને સમયે, તે અત્યન્ત બિમાર હતા. તે પછી ત્રણ માસની અંદર જ એમણે દેહ છોડયો. આજે હવે એ વિજ્ઞાન-નાયકને આપણા શોકનાં તથા આભારનાં અશ્રુઓનો અર્ઘ્યમાત્ર જ ગુજરાતી સાહિત્યપરિષદ્ આપી શકશે.

## સાહિત્યપરિષદ્ અને વિજ્ઞાન.

આજથી લગભગ ઓગણીસ વર્ષ ઉપર, ગુજરાતના રાજનગરે આપણી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ને જન્મ આપ્યો તે સમયે ત્હેના સ્થાપકો તથા પ્રણેતાઓ ગુજરાતી વિજ્ઞાન-સાહિત્યનો પ્રશ્ન વિસર્યા ન હતા; એટલું જ નહિ પણ પરિષદ્‌ને હાથમાં લેવાના આઠ વિષયોમાં " ઇતિહાસ અને પદાર્થવિજ્ઞાનનું સાહિત્ય ગુજરાતી ભાષામાં કેવી રીતે ઉત્પન્ન કરવું" તથા " પદાર્થવિજ્ઞાનની પરિભાષા ગુજરાતીમાં શી રીતે ઉતારવી " એ બે વિષયો સૂચવીને[1] આ વિષયનું પૂર્ણ મહત્ત્વ સ્વીકાર્યું હતું. ખરે, આપણી પરિષદ્‌ની આખી સંસ્થાના મૂળ પ્રાણરૂપ સદ્‌ગત ભાઈ રણજિતરામ, એમના જેવા વ્યાપક દૃષ્ટિવાળા ચિન્તની પાસેથી આશા રહે તેમ, આ પ્રશ્નના ગૌરવને સમજ્યા હતા તે, એમની સાથેની વાતચિતોથી તેમ જ પ્રથમ સાહિત્ય-પરિષદ્‌ના રીપોર્ટના એમના મર્મગ્રાહી આમુખથી, પૂરેપૂરી રીતે સ્પષ્ટ થયેલું છે. તે ઉપરાંત તે પરિષદ્‌ના સત્કારમંડળના પ્રમુખ રા. રા. રમણભાઇએ પોતાના વ્યાખ્યાનમાં પદાર્થવિજ્ઞાનના સાહિત્ય તથા પરિભાષા સંબન્ધી બહુ ટુંકામાં, પરંતુ આજે પણ મહત્ત્વના લાગે એવા વિચારો રજુ કર્યા હતા ( પૃ. ૭ ). વળી તે જ પરિષદ્‌માં રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી તથા રા. રા. શિવપ્રસાદ શંભુપ્રસાદ મહેતાએ વિજ્ઞાનનાં સાહિત્ય તથા પરિભાષાની ઉપર લેખો રજુ કર્યા હતા.

ત્યાર પછીનાં પંદર વર્ષોમાં વિશેષ કાંઇ થયું નહિ : પ્રત્યેક પરિષદ્‌ની વિષયોની યાદીમાં વિજ્ઞાનસાહિત્યને સ્થાન મળતું, તે ઉપર એક કે વધુ નિબન્ધ રજુ થતા, અને ઘણા-ખરા પ્રમુખો પોતાનાં ભાષણોમાં ત્હેને વધતો ઓછો સ્પર્શ કરતા, તે સિવાય બીજું કાંઇ કામ થયું નહિ. તે પછીથી સન ૧૯૨૦ ના ઇસ્ટરમાં અમદાવાદે ફરીથી સાહિત્યપરિષદ્‌ને વધાવી લીધી ત્યારે અમદાવાદે જ પાછો વિજ્ઞાની સાહિત્યના પ્રશ્નને વધારે આગળ કર્યો.

કારણ કે સાહિત્યપરિષદ્‌ની છઠ્ઠી બેઠકને મહાત્મા ગાંધીજી તથા કવિવર ટાગોરની વિભૂતિઓથી જ્યોતિર્મયી કરવા ઉપરાંત, સાહિત્યપરિષદ્‌ની સંસ્થાને વધારે દૃઢ, વધારે સ્થાયી તથા વધારે સજીવ કરવાના, તેમ જ ત્હેના કાર્યપ્રદેશને વધારે ઊંડો ને વધારે વિશાળ કરવાના, એમ બન્ને પ્રયાસો અમદાવાદે કર્યા હતા. પહેલા પ્રકારના પ્રયાસનો આરંભ રાજકોટની બેઠકથી જ થયો હતો, ને તે પછીનાં અગીઆર વર્ષો લગી તે પ્રયાસ આપણી ગુજરાતી રીતપ્રમાણે "ચાલુ" રહ્યા હતા, પણ તે કદી ખરેખર ફાવ્યા ન્હોતા, અને અમદાવાદના એ પ્રયાસો પણ ફાવ્યા નથી, એટલે સાહિત્યપરિષદ્‌ના પ્રદત્ત સ્થાયીપણાનો તથા સજીવ સંયોજનનો પ્રશ્ન હજી આપણી સ્હામે એમને એમ ઉભો છે.

[1] પ્રથમ ગુજરાતી સાહિત્યપરિષદ્‌નો રીપોર્ટ, રા. રા. રમણભાઇ મહીપતરામનું ભાષણ, પૃ ૨.

આ અવસ્થાની હાનિ વિજ્ઞાનસાહિત્યની પ્રવૃત્તિને પણ, અન્ય વિષયોનાં સાહિત્યની માફક, લાગી છે, તે છતાં સદ્ભાગ્યે, અમદાવાદના બીજા પ્રયાસ વધારે સફળ થયા અને પરિષદ્‌નો કાર્યપ્રદેશ વધારે વિશાળ ને ઊંડો કરવાના યત્નોમાં વિભાગ-રચનાનું મહત્ત્વનું પગલું લેવાયું. ખાસ કરીને વિજ્ઞાનવિભાગની રચના-ને તે ક્ષેત્રમાં કામ કરનારાઓએ અસંદિગ્ધ ઉત્સાહથી વધાવી લીધી છે. વિજ્ઞાનના ગુજરાતી વિદ્વાનો તથા લેખકોની એક ખરી જરૂર આવી રીતે પૂરી પડી છે, કારણ કે તેઓની છૂટીછવાઇ વિખરાયલી સંખ્યાને ભેગી કરવાની ને વધારવાની, તથા પરસ્પરના ઓળખાણથી તેઓનાં સહકારી સંયોજનો રચવાની, અપૂર્વ તક હવે ઉત્પન્ન થઇ છે. વળી એથી લેશ પણ ઓછા મહત્ત્વનું નથી તેવું બીજું એ પણ થયું છે કે, સાહિત્ય તથા વિજ્ઞાનનું એક સંસર્ગતીર્થ ગુજરાતમાં રચાયું તેથી તે બન્નેના ભક્તો તથા રસિકોને એકત્ર થવાની સરસ સરળતા જન્મ પામી છે. આ બન્નેનાં ભાવી કલ્યાણોનો વિચાર કરતાં હું હિંમતથી કહી શકું છું કે વિજ્ઞાનવિભાગની રચના એ ગુજરાતી વિજ્ઞાનસાહિત્યના ઇતિહાસમાં (જ્યારે તે ઇતિહાસ લખાશે ત્યારે) એક મહત્ત્વના સ્મરણાંક તરીકે રહેશે, અને અમદાવાદના કાર્યકર્તાઓ તે માટે ઘણાં અભિનન્દનને પાત્ર છે.

વિજ્ઞાનવિભાગ.

વિભાગરચનાનો પ્રાથમિક આશય નિબન્ધવાચનની સગવડ વધારવાનો જ હતો, તે છતાં સમસ્ત સાહિત્યપરિષદ્‌ની પ્રવૃત્તિના જે મુખ્ય ઉદ્દેશો છે, જે પ્રથમ પરિષદ્‌ના રીપૉર્ટમાં રા. ભાઇ રણજિતરામે તથા ગ. રા. રમણભાઇએ વર્ણવ્યા છે, અને છઠ્ઠી પરિષદ્‌ના રીપૉર્ટની પ્રસ્તાવનામાં અમદાવાદના મંત્રીઓએ ફરીથી આલેખ્યા છે, તે ઉદ્દેશો પોતાના ક્ષેત્રમાં પાર પાડવાનું કાર્ય વિભાગોને સ્વયમેવ પ્રાપ્ત થાય છે. વિજ્ઞાનસાહિત્યના સંબન્ધમાં તો વિશેષ રીતે આમ છે, એવી સમજ પ્રથમ વિજ્ઞાનવિભાગમાં હાજર રહેલા સર્વ સભ્યોની હોવાથી, તેઓએ, એક પગલું આગળ ભરવું એમ કરીને, એક વિજ્ઞાનસમિતિની સ્થાપના કરી, ને સમસ્ત પરિષદે તે સ્વીકારી. અલબત આ પગલું એક પ્રયોગ જેવું જ હતું, પણ તે પ્રયોગથી હવે એટલું નિર્ણીત થયું છે કે આ દિશામાં વધારે કામ કરવાને આપણે શક્તિમાન થઇશું. એ વિજ્ઞાનસમિતિના ઉત્સાહી મંત્રી રા. રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇએ હમણાં પ્રકટ કરેલ " રીપૉર્ટ " ઉપરથી આપ એટલું જોઇ શકયા હશો કે આ ચાર વર્ષનો ગાળો તદ્દન નકામો તો નથી જ ગયો, બલ્કે તે અરસામાં કેટલુંક ઉપયોગી કાર્ય શરૂ થઇ ચૂકયું છે. એમાં સૌથી વધારે આશા-જનક તથા વિજ્ઞાનના પ્રસારમાં બહુ ઉપયોગી એવું કાર્ય વૈજ્ઞાનિક વ્યાખ્યાનોનું છે. એ કાર્યને વધારે સંઘટ્ટ કરવાનું તથા વધારે વિકસાવવાનું, તેમ જ અન્ય દિશાઓમાં શરૂ કરેલાં કાર્યોને આગળ વધારવાનું કર્તવ્ય આપણું છે. મ્હારી ખાત્રી છે કે વિજ્ઞાનસમિતિનું કાર્ય આપના સત્કારને પાત્ર થશે અને આપણા વિભાગની બીજી બેઠકમાં, આપની નિખાલસ સૂચનાઓથી તથા આપના સહકાર વડે, હાથમાં લીધેલા તે કાર્યને આપણે હજી વધારે સારા ઘાટમાં મૂકીશું અને એ કદમ વધારે આગળ વધી શકીશું.

વિજ્ઞાનસમિતિ.

વિજ્ઞાન.

વિદ્વાન તથા વિદ્યાનુરાગી જનોના આવા સંમેલનની સમક્ષ વિજ્ઞાન એ શું છે અને વિજ્ઞાનનું સાહિત્ય ગુજરાતને શા માટે જોઇએ છે તે કહેવાની આવશ્યકતા રહે જ નહિ. પરંતુ આજના કાળમાં આવાં પ્રત્યેક સંમેલનની બહાર વાચકોની આલમનાં અનેક મ્હોટાં સંમેલનો રહેલાં છે, જેઓને આપણો શબ્દ પહોંચશે અને જે આપણા શબ્દ તથા કાર્યને જાણવાને તથા સમજવાને ઘણાં આતુર હોય છે. તે સર્વને ખાતર, આજના સંમેલનના થોડાઘણા સભ્યોને તદ્દન પરિચિત થયેલી, અથવા પ્રાથમિક દેખાતી, થોડીક હકીકતો સંક્ષેપમાં કહું તો ત્હેને આપ સહી લેશો.

અંગ્રેજીમાં જેને "સાયન્સ" કહે છે અને ગુજરાતીમાં પણ જે સાયન્સ, પદાર્થવિજ્ઞાન, ઇત્યાદિ નામોથી ઓળખાવાય છે ત્હેને માટે "વિજ્ઞાન" એ જ શબ્દ ઉત્તમ છે. સંસ્કૃત સાહિત્યમાં આ શબ્દના અનેક અર્થ હોવા છતાં ઘણીખરી હિન્દી ભાષાઓએ પણ "વિજ્ઞાન" શબ્દ જ સ્વીકારી લીધો છે, અને તે યોગ્ય છે. એના વિશાળમાં વિશાળ તાત્ત્વિક અર્થમાં "સાયન્સ" એ "વ્યવસ્થિત વા સંયોજિત જ્ઞાન" (Systematised or organised Knowledge) છે, અને "વિજ્ઞાન"નો "વિશિષ્ટ જ્ઞાન" નો અર્થ પણ ત્હેને મળતો છે.

આ વિજ્ઞાનનો વિકાસ એ માનવસાહસની મ્હોટામા મ્હોટી ફતેહ છે, "કાળા માથાના માનવી"ની શક્તિ તેમ જ શક્તિમર્યાદા ઉભયનું એક મ્હોટામાં મ્હોટું માપ છે, અને મનુષ્ય-જાતિના સમગ્ર ઇતિહાસનુ એક અત્યન્ત રસીલું ને અદ્ભુત પ્રકરણ છે. વિજ્ઞાનનો ઇતિહાસ જેટલો બોધદાયક છે તેટલો જ વિનોદક ને પ્રોત્સાહક છે. અનેક અંગોમાં વિસ્તાર પામેલા, અને હજી પામ્યા કરતા, વિજ્ઞાનનો એ ઇતિહાસ કોઇ રસિક ગુર્જર વિદ્વાનની ફાંકડી કલમ ગુર્જરપ્રજાને ચરણે ધરે એ જેટલું ઇચ્છવાયોગ્ય છે તેટલુ જ—બની શકે તો તેથી ય વધુ—ઇચ્છવાયોગ્ય એ જ કે વિજ્ઞાન તરફ વળવા માંડેલી ગુર્જર પ્રતિભા વિજ્ઞાનના ભાવિ ઇતિહાસને ઘડવામાં પણ સામિલગિરી આપીને તેમાં પોતાનુ નામ કીર્તિવન્ત કરે.

વિજ્ઞાનવિકાસ.

આ વિજ્ઞાનનાં બીજ તો "સર્જનજૂના" કાળમાં રોપાયાં હતાં, પણ માનવજાતિના અતિશિશુકાળમાં તે સ્પષ્ટ વર્તી શકાય એવો વિકાસ પામ્યાં ન્હોતાં. પરિસ્થિતિને જાણવાની સમજવાની તથા સ્વસુખને માટે અનુકૂળ બનાવવાની નૈસર્ગિક આતુરતા તથા આવશ્યકતા-માંથી જન્મ પામેલ વિજ્ઞાનની કુંપળો, અગણ્ય કાળ લગી, મનુષ્યને જ્ઞાન શક્તિ તથા સુખવૈભવ દેતે દેતે, ધર્મ તથા ફિલસુફીની છાયા તળે જ પોષણ પામ્યા કરી. ધીરે ધીરે ગણિત, આકાશ, વનસ્પતિ, રસાયન, વૈદક તથા કેટલીક કળાઓનું જ્ઞાન વધવા તથા એકત્ર થવા લાગ્યું: તેમ તેમ આ બાળવૃક્ષનો વિકાસ વધવા લાગ્યો. આખરે ધર્મની ( ખરૂ કહીએ તો ધર્માન્ધતાની ) સંકોચક નિયંત્રણા ત્હેના વિકાસને અસહ્ય તથા ત્રાસદાયક થઇ પડી. યૂરોપખંડના ક્ષેત્રમાં આ નિયંત્રણા સ્હામે યુદ્ધ કરી વિજ્ઞાને મુક્તિ તથા સ્વાતંત્ર્ય મેળવ્યાં.

હિન્દ જેવા અન્ય દેશોમાં એ સ્થિતિ હજી આવી નથી એ વાત આપણા જીવનની પુષ્કળ હકીકતો તેમ જ આપણી સંસ્કૃતિરચનાનાં ઘણાં તત્ત્વો સ્પષ્ટ રીતે જાહેર કરે છે.

આરોગ્ય, દેહશુદ્ધિ, ખાનપાન, ઉત્સવો, ધંધાઓ, પહેરવેશ, મુસાફરીઓ અને એવી અસંખ્ય બાબતો હિન્દુજીવનમાં ધર્મના ધ્વજ તળે જ ગોઠવાઇ છે, ને હજી ઘણે અંશે રહી પણ છે. આ લોકવ્યવસ્થાના ગર્ભમાં રહેલાં ઊંડાં રહસ્યોની તથા તેમાંથી પ્રાપ્ત થયેલાં સંરક્ષક કલ્યાણોની અવગણના થઇ શકે એમ નથી; આ સર્વ વિષયો તત્ત્વતઃ કે આચારવ્યવહારમાં ધર્મથી તદ્દન અલગ ને સ્વતંત્ર જ છે તથા રહેવા જોઇએ એવું પણ સર્વાંશે સ્થાપિત થયું નથી; તેમ લગભગ સમગ્ર જીવન ઉપર પ્રવર્તતી આવી ધર્મસત્તા યૂરોપઅમેરિકાની જનતાના ઘણા વર્ગોમાં, હજી પણ વધતા ઓછા પ્રમાણમાં, સ્પષ્ટ દેખી શકાય છે: એ સઘળું સ્વીકાર્યા પછી પણ, ઉપર કહેલું સત્ય અબાધિત રહે છે કે મધ્યકાળમાં ધર્મના ત્રાસમાંથી છૂટ્યા પછી જ વિજ્ઞાનની ખરી ખિલવણી થઇ, સૃષ્ટિના સત્યોની શોધખોળના ધોરી માર્ગ બંધાવા લાગ્યા અને માનવજીવનની ઉપર અવનવા પ્રકાશોની તેજધારાઓ પડવા લાગી.

પૃથ્વી ઉપરના જુદા જુદા ખંડોમાં વિખરાયલી માનવ જાતિએ અલગ અલગ ભરેલા ને ગુપ્ત રાખેલા જ્ઞાનભંડારો ધીરે ધીરે ભેગા ને પ્રકટ થવા લાગ્યા હતા. અનેક દેશોમાં અનેક સદીઓ લગી વીકસેલી વિજ્ઞાનશાખાઓના બન્યા તેટલા ટુકડાઓ મેળવી, બરોબર ઉકેરી, યૂરોપીય પ્રજાઓએ થોડી સદીઓની અંદર વિજ્ઞાનવૃક્ષનાં મૂળ ઘણાં ઊંડાં પ્રસારાવ્યાં, અને અરાઢમી સદીમાં તો એ વૃક્ષ ઘણી શાખાઓ પલ્લવો તથા ફળફુલોથી શોભવા લાગ્યું. ઓગણીસમી સદીને વૉલેસે "The Wonderful Century" કહી છે તેવી જ વિસ્મયકારક ને હતી, અને એનાં વિસ્મયોને પણ ભુલાવી શકે એવો માત્ર વીસમી સદી જ થઈ છે, અને તે પણ હેનો પ્રથમ પાદ પૂર્ણ થાય તે પહેલાં.

આજે વિજ્ઞાન મનુષ્યજીવનના પ્રત્યેક વિષયને સ્પર્શી રહ્યું છે. એની તીવ્ર જિજ્ઞાસુ તથા સત્યશોધક વૃત્તિ સમસ્ત સૃષ્ટિજીવનના સત્યને ગ્રહણ કરવા મથે છે. વિજ્ઞાનના એકત્ર તળે

**વિજ્ઞાનની શાખાઓ.**

અત્યારે કેટલાં ય શાસ્ત્રો ફુલ્યાંફાલ્યાં છે, ને હજી બીજાં કેટલાં નવાં પલ્લવિત થશે તે તો કોઇ પણ કહી શકે નહિ. અગણિત મનુષ્યો, સ્ત્રીઓ તથા પુરુષો બન્ને, અત્યારે એના અભ્યાસમાં રોકાયાં છે ને ગભરાવી નાંખે તેવી ઝડપથી હેના વિકાસને વધારે છે. આજે વિજ્ઞાન એટલે કોઇ એક જ "પદાર્થવિજ્ઞાન' નથી: ભૌતિક, રસાયન, જીવન, પ્રાણી, વનસ્પતિ, ભૂમિ, ભૂગર્ભ, ભૂગોળ, સમુદ્ર, હવા, આકાશ, શરીર, ગણિત ઇત્યાદિનાં જ શાસ્ત્રો છે એમ પણ નથી: પરંતુ આરોગ્ય, વૈદક, કૃષિ, ઉદ્યોગ, કળા હુન્નર, યંત્ર, નૌકા, વિમાન, યુદ્ધ, એન્જીનીઅરીંગ ઇત્યાદિનાં અનેક વ્યવહારોપયોગી શાસ્ત્રો: તેમ જ સમાજ, મનુષ્યજાતિ, મન, અર્થ, વાણિજ્ય, ભાષા, પુરાતત્ત્વ ઇત્યાદિના લગભગ અપ્રયોગાત્મક શાસ્ત્રો—અને એ ઉપરાંત બીજાં ઘણાં, જેઓનાં અગર સાચાં ગુજરાતી નામ મળે તો પણ તે સમજવાં કઠિન પડે એવાં, શાસ્ત્રો-એ સર્વ વિજ્ઞાનના ધ્વજ તળે ગોઠવાયાં ને સમૃદ્ધિ પામ્યાં છે.

પ્રત્યેક શાસ્ત્રની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તે બીજાં શાસ્ત્રોની ઉપર નવો પ્રકાશ ફેલાવે છે, અને કદી કદી આમ વિજ્ઞાનની બે ત્રણ શાખાઓમાંથી વળી કોઇ નવીન શાસ્ત્ર પણ રચાય છે. કદી કદી કોઇ પ્રતિભા કોઇ એક શાખાના સમગ્ર ક્ષેત્રને નવા તેજથી અજવાળે છે,

જાણીતી હકીકતોના નવા અન્વયો રચે છે અને નવા નિયમ ને નવા વાદ સ્થાપે છે. કદ્મિ એથી ય મ્હોટી પ્રતિભા પેશ્વર, આઇન્સ્ટાઇન આદિની પેઠે મૌલિક શોધો વડે ઘણાં વિજ્ઞાનશાસ્ત્રોમાં નવા યુગ પ્રવર્તાવે છે. આપણા ડૉ. જગદીશ ચન્દ્ર બોસનું કાર્ય આ જાતનું છે. પરન્તુ તે ત્હેવા ઉંચા પ્રકારનું હોય એમ અર્વાચીન વિજ્ઞાનની આલમને હજી પ્રતીત થયું નથી.

આ વિરાટ્-દેહી વિજ્ઞાનનું ખરૂં બળ ત્હેની લાક્ષણિક પદ્ધતિમાં રહેલું છે. એ પદ્ધતિ વિજ્ઞાનશાસ્ત્રીનું મોંઘું અસ્ત્ર છે. તે વડે જ તે અન્ય સાધનોને ઉત્પન્ન કરે છે ને જીવનનાં રહસ્યો ભેદે છે. આ પદ્ધતિને લીધે તથા વિચાર ને કૃતિનાં એનાં ઊંડાં પરિણામોને લીધે, વિજ્ઞાને અર્વાચીન જગત્‌ની એક મ્હોટામાં મ્હોટી પરિવર્તનશક્તિનું પદ મેળવ્યું છે.

આજના દિવસમાં જીવવા ઇચ્છતી કોઇ પણ પ્રજા એનાથી વિમુખ રહી શકે નહિ—તેમાં ય જગત્‌ની એક મહાપ્રજાના ગૌરવ તથા સામર્થ્યને ઇચ્છતી પ્રજાએ તો વિજ્ઞાનની બની શકે તેટલી સંપૂર્ણ સિદ્ધિ મેળવવી પડશે.

**વિજ્ઞાન ને ધર્મ.**

આ વિજ્ઞાન સ્વયમેવ ધર્મનાશક છે એવો ડર કોઇને થવો જોઇએ નહિ. યૂરોપમાં વિજ્ઞાન તથા ધર્મની વચ્ચેના કલહ થયા હતા ત્હેના પડઘા હજી પણ આપણા દેશમાં પડે છે. વસ્તુતઃ પ્રાચીન કાળમાં તો ઘણા દેશોમાં વિજ્ઞાનનું શિશુત્વ ધર્મગુરુઓની તથા ધર્મમન્દિરોની છાયામાં જ પોષણ પામ્યું હતું. વળી યૂરોપના ધર્માધિકારીઓ સાથેના મન્થનમાંથી ઉભયનું હિત થયેલું છે. પ્રત્યેકને પોતાની મર્યાદાઓનું હવે ભાન થયું છે, અને વિજ્ઞાને જેમ જડવાદનો ત્યાગ કર્યો છે તેમ કાઇસ્ટના પવિત્ર નામની ઉપર જામેલા ભ્રમ અજ્ઞાન આદિના અનેક પોપડાઓ ઉખડ્યા છે અને અર્વાચીન ખ્રિસ્તિ ધર્મ વિશેષ શુદ્ધ ને ઉદાર થઇ શક્યો છે. આ છેલ્લી વાતનો સ્વીકાર ડીન ઇંગ જેવા તે જ ધર્મના કેટલાક ઉત્તમ આચાર્યો ને વિચારકો મુક્તકંઠે કરે છે, અને વિજ્ઞાન તથા ધર્મ અન્યોન્યના શત્રુ થવાને બદલે સહાયક થાય છે એમ બન્ને તરફનાં શ્રેષ્ઠ "ચિત્ત" દાવો કરે છે. ધર્મપરાયણતાને ચ્હાનારી તથા આધ્યાત્મિકતાની ખ્યાતિ પામેલી હિન્દી પ્રજામાં "અઘટિતઘટના પટીયસી" પ્રતિભા પણ ઇતિહાસસિદ્ધ છે: વિજ્ઞાનના શુદ્ધ આત્માના સ્વીકારથી આપણે પણ ધર્મશુદ્ધિ કેમ ન સાધી શકીએ?

હું તો એથી પણ વધારેની ખાતરી રાખું છું કે ઇતિહાસ તથા વિજ્ઞાનનાં સત્યો જેમ જેમ વધારે પ્રસાર પામશે ને માનવ સમજની અંદર ઉતરશે તેમ તેમ ધાર્મિક વ્હેમ ઝનુન દ્વેષ ને કલહો ઓછાં થશે. ધર્મની અધર્મ્ય દિવાલોથી વહેંચાયલી ને ધર્મને નામે લ્હડતી માનવતા વિજ્ઞાનના પ્રકાશમાં આ ભેદોની અસારતા જોશે, અને મનુષ્યની મૌલિક એકતાની અનુસાર મૌલિક એક જ વિશ્વધર્મ—"World-Religion" જોઇ, અનેક ભેદોને શમાવશે. અનેકોમાં એકતત્ત્વને, અને એકમાં અનેકોના તત્ત્વાંશને, માનવતા સમજશે. ત્યારે ધર્મ ધર્મ, જાતિ જાતિ ઇત્યાદિના વિગ્રહો બન્ધ થશે, એટલુ જ નહિ પણ ધર્મ ને વિજ્ઞાન એક પરમ સત્યમાં મળી ગયાં હશે. આ શ્રદ્ધા કોઇને અતિશ્રદ્ધા પણ લાગે: પણ મ્હને તો તે બહુ સાધાર તથા આશાદાયક લાગે છે. આવી અતિશ્રદ્ધામાં હું તદ્દન એકલો નથી, અને મ્હારો તાજમાં તાજો

સાથી એચ જી વેલ્સ છે. આ “અંગ્રેજી-બોલતી આલમની મ્હોટામા મ્હોટી વિભૂતિ” એ પોતાના “ઇતિહાસના રેખાદર્શન”મા ધર્મનું “ભવિષ્યદર્શન” આવુ જ સૂચવ્યું છે ને !

“પાશ્ચાત્ય” વિજ્ઞાન

વિજ્ઞાન પશ્ચાત્ય છે અને તેથી તે આપણને ઇષ્ટ નથી એવું પણ કોઇ રખે માની લેતુ-પૂર્વ પૂર્વની રીતે જ રહે ને પશ્ચિમ પશ્ચિમની રીતે રહે એ હવે અશક્ય છે. તેમ વિજ્ઞાન કાંઇ પાશ્ચાત્ય જ નથી, ને પશ્ચિમવાસીઓના ઇજારાનો તે વિષય નથી. છેલ્લાં દોઢસો બસો વર્ષોમાં પશ્ચિમે જ વિજ્ઞાનનો આવો વિકાસ કર્યો છે એ ખરૂ, પણ તે પહેલાં આપણે વિજ્ઞાનનો ઓછો આદર કર્યો ન્હોતો, અને પુરાતન કાળમાં તો વધારે જ કર્યો હતો હિન્દે વિજ્ઞાનમાં શું શું આપેલુ છે ત્હેની બધી હકીકત જાણીતી નથી તો પણ આપણા પ્રાચીન પૂર્વજો ઋષિ-મુનિઓ તથા અન્ય શોધકો, ( ભલે તેઓનાં નામ ને ચોકસ કામ ઇતિહાસને પાને ચઢ્યા ન હોય, ) તેમા ઘણાઓએ વિજ્ઞાનનાં મૂળ સ્થાપવામા જેવી તેવી મદદ કરી નથી. એટલું જ નહિ પણ બોસ, રામાનુજમ્ ને રામન જેવા હિન્દપુત્રોએ આજે આપણો ફાળો જગતના વિજ્ઞાનમાં પાછો શરૂ કર્યો છે, અને જાપાનની પ્રજાએ ઘણા પ્રકારની વિજ્ઞાનસંસિદ્ધિ કરી પણ લીધી છે, એ બન્ને વાત ઉપરથી દરેક જણ સમજી શકશે કે વિજ્ઞાનમા પૂર્વપશ્ચિમના તથા બીજા ભૂગોળ-જાતિ-વર્ણ-ભાષાઆદિના ભેદો ટકી શકતા નથી. વિજ્ઞાનમન્દિરની રચનામાં લગભગ દરેક પ્રાચીન પ્રજાએ, ગુપ્ત કે પ્રકટ રીતે, કાંઇક અર્પણ કરેલું છે અને અત્યારે પણ દરેક અર્વાચીન પ્રજા અર્પણ કરી શકે-જો તે ઇચ્છે ને તૈયાર થાય તો. માનવકૃતિનું આ મન્દિર ખરૂ જોતા સમસ્ત મનુષ્ય જાતિને ખુલ્લું છે, અને એમા પૂજાતા દેવ સત્યાન્વેષણ તથા જગત્કલ્યાણ જ હોઇ શકે. એટલુ છે કે એ મન્દિરના પૂજારીઓ પણ માણસ જાત હોવાથી માનવ નિર્બળતાને વશ થઇ આ દેવોને સતાડે, કે કદી અન્ય અ-દેવોને દેવ ઠરાવે: જેમ ગત યૂરોપીય યુદ્ધને સમયે થયુ હતું તેમ. પણ એવા વટાળને નિવારવાના ઇલાજ સ્થાને છે, નહિ કે સમસ્ત મન્દિરનો જ ત્યાગ. હિન્દની સંસ્કૃતિનો આત્મા જ કદાચિત્ એ ઇલાજ જગદ્વિદિત કરશે.

પૂર્વ અને પશ્ચિમ

આ વિષયમા જરા વધારે ઉતરવાની જરૂર છે. આપણી વાણી તથા વિચારમાં “પૂર્વ” અને “પશ્ચિમ” એ બે તદ્દન અલગ ને લગભગ સર્વાંશે વિરોધી તત્ત્વો તરીકે સ્થાપવામાં આવ્યાં છે. આ ભેદની ઉપર એટલુ કહેવાયુ તથા રચાયુ છે કે સાધારણ મનુષ્ય ત્હેને એક પ્રાથમિક સત્ય તરીકે સ્વીકારે છે, અને આ બન્નેની તળે રહેલી સામાન્ય માનવતાને તેમ જ આ ભેદની ઉપર રચાયલી અનેક અત્યુક્તિઓને તે દેખી પણ શકતો નથી. વારંવાર મ્હોટા માણસો પણ વિવેક વિના ત્હેનો ઉપયોગ કરે છે.

આ પ્રમાણે એવું કહેવાય છે કે પૂર્વવાસી મનુષ્ય વિચાર-ચિન્તન-શ્રદ્ધા-આર્ષદર્શન ઇત્યાદિ આધ્યાત્મિક ગુણોથી સંપન્ન છે, પણ ત્હેનામાં ચોકસાઇ-માપ-અવલોકન-પ્રયોગાત્મક અન્વેષણ ઇત્યાદિ ન્યૂન છે. એની ખામી તે પાશ્ચાત્યનું બળ છે, અને એના ગુણ એ પાશ્ચાત્યની ખામી છે. પશ્ચિમનું બળ વિજ્ઞાન ને પૂર્વનું બળ ધર્મ. પ્રત્યેકને પોતાની ખામી પૂરવાને માટે

બીજાનું બળ મેળવવાની જરૂર છે. આ વાત આવા અતિસામાન્ય રૂપમાં ને સહગામી મર્યાદાઓની સમજપૂર્વક કહેવાય તો તેમાંનું સત્ય સ્પષ્ટ થાય ને તે સહાયક પણ થાય. ત્હેને બદલે પૂર્વપશ્ચિમની વિરોધ-ઉક્તિઓએ સાધારણ રીતે એવું ફળ ઉત્પન્ન કર્યું છે કે પશ્ચિમવાસી એમ માને છે કે પોતે હુશિયાર, ઉદ્યોગી, પ્રવૃત્ત, વિજ્ઞાનસંપન્ન, પોતાની ને પારકાંની સંભાળ લેવાને લાયક છે, ને પૂર્વવાસી આ ગુણવિહીન હોવાથી મન્દ ઉપહાસને, તિરસ્કારને ને હકૂમતને લાયક છે. પૂર્વવાસીને ધાર્મિક તથા ફિલસુફ તથા આધ્યાત્મિક કહીને ય ત્હેના તે ગુણ તરફ એને લેશ પણ માન થતું નથી, કારણ કે એ સર્વ ક્રિયાહીન પરાક્રમહીન મડદાં છે એમ તે માને છે. પીછી પાસથી પૂર્વવાસીનું વલન પણ ઘણે અંશે આના પ્રતિધ્વનિરૂપ હોય છે: તે પોતાને નીતિધર્મપરાયણ, તત્ત્વજ્ઞાની, ઐહિક કરતાં પારલૌકિક સુખનો વધુ વિચાર કરનારો, રસસૌન્દર્ય સમજનારો ને અનન્તતામાં વિહરનારો માનીને પશ્ચિમવાસીને શુષ્ક, જડવાદી, પાર્થિવ પદાર્થો માટે હમેશ તરફડીઆં મારતો, લોભી, સ્વાર્થી પામર જન્તુ કલ્પે છે, અને પોતાના ઉંચા આધ્યાત્મિક આસન ઉપરથી, ગમે તેવી ઉતરતી કે પરાધીનતા સાંસારિક અવસ્થામાં પણ, ત્હેના ઉપર એવા જ તિરસ્કારથી નિહાળે છે. પરિણામે "ઓરિયેન્ટલ" ફિલસુફી, ધાર્મિકતા, આધ્યાત્મિકતા ઇત્યાદિ તરફ પાશ્ચાત્યને જેટલો તિરસ્કાર બંધાયલો છે તેટલો જ તિરસ્કાર "પાશ્ચાત્ય" સમર્થના, "પાશ્ચાત્ય" વિજ્ઞાન ઇત્યાદિ તરફ પૂર્વગામીને પણ થયો છે. તેઓ બન્ને એક બીજાને જુદી જુદી જાતનાં પશુતુલ્ય ગણે છે, ને ખરી માણસાઇનો ઇજારો પોતે જ લીધો છે એમ નિરાંતે માને છે. આ મ્હારા અવલોકનમાં એટલા બધા અપવાદો હું જાણું છું કે અહીં હું દરેક અથવા લાક્ષણિક પૂર્વવાસી કે પશ્ચિમવાસી મનુષ્ય વિષે બોલવાને બદલે અકેક વલનના સંબન્ધી જ બોલું છું. પરંતુ આવાં વલનો ઘણાં વ્યાપક ને બળવાન છે, તથા તે બંધાવનાર મ્હોટે ભાગે તે લોકો છે જેઓ પૂર્વ ને પશ્ચિમ એવા શબ્દોની પરિભાષામાં જ સઘળું સારૂં નરસું કહી શકે છે. હાસ્યવિનોદને જ માટે તથા મર્યાદાઓના પૂરા જ્ઞાનથી "Indian punctuality" કે "કાઠિઆવાડી મીઠાશ," "ફ્રેન્ચ સભ્યતા" કે "સ્કૉચ કરકસર" એવા પ્રયોગો વાપરવા એક વાત છે, અને તેવાં વચનોને સોએ સો ટકા નહિ તો નવાણુ ટકા સાચાં લક્ષણો માની અભિપ્રાય બાંધવો એ તેથી બહુ જ જુદી વાત છે. છતાં પૂર્વ પશ્ચિમ એ બે શબ્દોને વિષે આવુ જ થયુ છે ને હજી થાય છે. પરિણામે અન્યોન્યની કદર તથા ગુણગ્રાહકતા કમ થાય છે, ને માનવતા સંકુચિત ને દરિદ્ર રહે છે.

મ્હારા વિષયને વધારે પ્રસ્તુત વાત એ છે કે આપણા ઘણા સારા વિચારશીલ ને વિદ્વાન આગેવાનોમાં ય, કાંઇક આવા કારણોને લીધે, "પાશ્ચાત્ય" વિજ્ઞાનનો તિરસ્કાર નહિ તો અનાદર જરૂર દૃષ્ટિએ પડે છે. આનું એક અસાધારણ ઉદાહરણ મ્હને અત્યારે યાદ આવે છે, તે મ્હારા એક કરતાં વધારે મુદ્દાઓને પ્રકાશિત કરે છે એટલે એનું કાંઇક નિવેદન આવશ્યક છે. વળી એ પ્રસંગ પણ જરા રસ પડે એવો છે.

ટાગોર ને વિજ્ઞાન.

આપણી પરિષદ્‌ની છેલ્લી બેઠકમાં થયેલું કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું ચમત્કારિક વ્યાખ્યાન હજી ઘણાઓને યાદ હશે. અવિસ્મરણીય ભવ્યતાથી વંચાયેલ એ મોહક સન્દેશમાં કવિશ્રીએ પાશ્ચાત્ય દ્રવ્યપૂજાનાં તથા સ્વાર્થસાધક લોભવૃત્તિનાં અનેક પશુકૃત્યોની ઉપર સજ્જડ પ્રહારો કર્યા હતા. તે સમયની એમની મૂર્તિ, કવિતાઇ વક્તૃત્વના સુન્દર આવેશમાં, જાણે આ "પાશ્ચાત્ય દૈત્યો"ને બાળીને ભસ્મ કરવાને આધ્યાત્મિક ક્રોધના અંગાર વર્ષાવતી, વિશ્વામિત્ર જેવા કોઇ

પ્રાચીન ઋષિના અર્વાચીન અવતાર સમી, ઘણાનાં હૃદયમાં ઊંડી કોતરાઈ રહી હશે. એમના આર્ષ કોપના ઝપાટામાંથી વિજ્ઞાન પણ બચવા પામ્યું ન્હોતું એટલું જ નહિ પણ આ કલિકાળમાં ખરો ગુનેહગાર વિજ્ઞાન જ હોય એવી રીતે ત્હેને એવું આરોપપાત્ર બનાવી મૂકાયું હતું કે વિજ્ઞાનનો કોઇ પણ શુદ્ધ ઉપાસક તેથી બેબાકળો જ બને. કવિશ્રી યૂરોપ અમેરિકા ફરીને વિજ્ઞાનને ત્હેના આજના ઘરમાં જ જોઇ આવ્યા હતા, તેથી મ્હેં ઠેઠ લગી આશા રાખી હતી કે એમના વ્યખ્યાનમાં કોઇ પણ સ્થળે, કોઇ પણ રીતે, કાંઇ નહિ તો છેવટે એકાદ ઉપવાક્ય ઉમેરીને કે "કૌંસ"માં ઢાંકીને પણ, કવિશ્રી વિજ્ઞાનની "બીજી બાજુ" (જેને હું વધારે ખરી બાજુ માનું છું તે)ની તથા પોતાની આન્તરદર્શનની અચૂકતાની ઝાંખી કરાવશે. પણ અન્ત લગી આ બહુ અપેક્ષિત શબ્દ વા ઉપવચન નીકળ્યું જ નહિ. કવિશ્રીનો આખો સન્દેશ આ અપૂર્ણતાને લીધે હું અમિશ્ર હર્ષથી ઝીલી શક્યો નહિ.

પણ વિજ્ઞાનના ખરા આત્માની કદર, તથા તે સમયે જાણ્યેઅજાણ્યે રોકી રાખેલ વચન, તે પછીથી અન્ય સ્થળે કવિશ્રીએ ઘણી ઉત્તમ રીતે પ્રકટ કરેલ છે. આપણી પરિષદ્ પછીથી તરત જ કવિ ફરીથી યૂરોપ અમેરિકાની યાત્રાએ નીકળ્યા હતા: આ યાત્રા ખાસ કરીને ફ્રાન્સ, જર્મની, હૉલેન્ડ આદિ યૂરોપીય દેશોમાં એક અર્વાચીન દિગ્વિજય સમાન નિવડી હતી. તે દરમ્યાન એમણે જે ભવ્ય ને લાક્ષણિક વ્યાખ્યાનોથી આ યૂરોપીય દેશોને અધિક મુગ્ધ કરી મૂક્યા હતા, અને જેમાંનાં ઘણા ખરાં આપણા "મૉડર્ન રીવ્યુ" એ આપણને સુલભ કર્યાં છે, તેઓમાં કવિએ વિજ્ઞાન વિષે જુદો, ને વધારે ખરો, સૂર કાઢ્યો છે. આ વિજ્ઞાનકદર પહેલી જ વાર અત્યારે જન્મ પામી હતી કે વિશેષ પુરાણી હતી તે હું કહી શકતો નથી; તેમ એ સવાલ કાંઇ વિસાતનો પણ નથી. ફક્ત હું તો એટલું જ ઉમેરીશ કે મ્હારા પોતાના જે મત વિજ્ઞાન તથા કવિદૃષ્ટિ વિષે બંધાયલા હતા ત્હેને, અને બન્નેમાં ઉચ્ચ શ્રદ્ધા રાખનાર મ્હારા હૃદયે ઉભયના પરસ્પરના યોગ્ય ઓળખાણની આતુર આશા રાખી હતી ત્હેને, જે આઘાત આપણી પરિષદ્વેળાએ પહોંચ્યો હતો તે નિવૃત્ત થયો, અને વિજ્ઞાન તથા ટાગોર બન્નેની મ્હારી કદર સાચી પડેલી જોયાનો આનન્દ મ્હને મળ્યો.

આ પ્રકરણ યોગ્ય રીતે પૂરૂં કરવાને આપનું લક્ષ્ય આપણા આ વીસમી સદીના ઋષિ તથા જગદ્વિખ્યાત ફ્રેન્ચ તત્ત્વવેત્તા બર્ગસન એની વચ્ચે થયેલી વાતચિત તરફ ખેંચીશ. કારણ કે તત્ત્વજ્ઞાનીની પૃથક્કરણ–સૂક્ષ્મતાથી અને ફ્રેંચ કુશળતાથી બર્ગસને પૂર્વપશ્ચિમની પ્રતિભાઓને અન્યોન્યના બળની તથા પ્રકાશની જરૂર છે અને પૂર્વખંડની પ્રતિભાને વિજ્ઞાનસંસિદ્ધિની આવશ્યકતા છે એમ સૂચવ્યું, ને કવિએ તે સ્વીકાર્યું[1]. વળી "ઇસ્ટ ઍન્ડ વેસ્ટ" નામના પોતાના એક અનુપમ વ્યાખ્યાન-નિબન્ધમાં કવિએ બન્ને તરફનાં સત્ય જોવાનો વધારે સફળ પ્રયાસ કર્યો છે, અને "The need of the East is Science"[2] એમ પ્રતિપાદિત કરી જે લાક્ષણિક વચનો ઉચ્ચાર્યાં છે તે અવતરણ કરવા યોગ્ય છે. પૂર્વપશ્ચિમના સંગમ વિષે બોલતાં તેઓશ્રી કહે છેઃ[3]

---

૧. મૉ. રી. જાન્યુઆરી ૧૯૨૧. પૃ. ૨૫. ૨ પૂર્વની ગરજ વિજ્ઞાન છે. ૩ મૉ. રી સપ્ટેમ્બર ૧૯૨૧. પૃ. ૨૮૨.

"Yes, the East did meet the West profoundly in the growth of her life. Such union became possible because the East came to the West with the ideal that is creative and not with the passion that destroys moral bonds. The mystic consciousness of the infinite, which she brought with her, was greatly needed by the man of the West to give him his balance.

" On the other hand, the East must find her own balance in science—the magnificent gift that West can bring to her. Truth has its nest as well as its sky. That nest is definite in structure, accurate in the law of construction; and though it has to be changed and rebuilt over and over again, the need of it is never-ending and its laws are eternal. For some centuries the East has neglected the nest-building of truth. She has not *been attentive to learn its secret. Trying to cross the trackless infinite,* the East has relied solely upon her wings. She has spurned the earth, till, buffeted by storms, her wings are hurt, and she is tired, sorely need*ing help.* But need she then be told that *the messenger of the sky and* the builder of the nest shall never meet ?" ×

આપણે જો સાથેસાથ જગતની આત્મશાસનવાળી મહાપ્રજાઓમાંની એક થવું હોય, અને તે પણ આજકાલની કોઇ કહેવાતી મહાપ્રજાની નકલમાત્ર જ નહિ, પરંતુ આપણા લાક્ષણિક આદર્શોને તથા આપણી સંસ્કૃતિનાં કેટલાંક પુરાણાં કાળસિદ્ધ તત્ત્વોને જગતમાં પ્રકાશિત કરનારી મહાપ્રજા થવું હોય, તો આપણી સંસ્કૃતિમાં તથા સૂક્ષ્મસંપત્તિમાં વિજ્ઞાન-સંસિદ્ધિ ઉમેરવી જ પડશે, અને આપણી આધ્યાત્મિક શક્તિને વિજ્ઞાનબળનો ચિરંજીવ આશ્રય આપવો જ પડશે.

---

× **ભાવાર્થ**—પોતાના જીવનના વિકાસમાં પૂર્વ પશ્ચિમનો ગાઢ સંગમ પામ્યુ તો ખરૂ આ સંગમ થઇ શક્યો ત્હેનું એટલું જ કારણ હતું કે પશ્ચિમની કને પૂર્વ આવ્યુ ત્યારે ત્હેની સાથે નૈતિક ગ્રન્થિઓ તોડનાર રાગ અથવા પ્રબળ વિકાર ન્હોતો, પણ સર્જનશીલ આદર્શ હતો. અનન્તતાનું રહસ્યમય ભાન, જે પૂર્વે પોતાની સાથે, પશ્ચિમને ઉપહાર આપવા, આણ્યુ હતું ત્હેની પશ્ચિમના મનુષ્યને, પોતાનું સમ-તોલપણુ જાળવી રાખવાને માટે, ખરેખરી જરૂર હતી બીજી પાસથી, પૂર્વને પોતાનું સમતોલપણુ વિજ્ઞાનથી મેળવવું પડશે. પશ્ચિમ પોતાની સાથે પૂર્વને માટે જે ભવ્ય ઉપહાર લાવી શકે તે વિજ્ઞાન જ છે. સત્યને પોતાનું આકાશ છે તેમ પોતાનો માળો પણ હોય છે. તે માળાની બાંધણી વ્યવસ્થિત તથા નિયત છે, ત્હેની રચનાના મહાનિયમ ચોકસ છે; અને જો કે ત્હેને વારંવાર બદલવો પડે છે, ને ફરી ફરી બાંધવો પડે છે તો પણ તે માળાની જરૂર હમેશાની છે તથા ત્હેના સિદ્ધાન્તો સનાતન છે. સત્યનો આ માળો બાંધવાનું કામ, કેટલીક સદીઓ થયાં, પૂર્વે વિસાર્યું છે. તથા ત્હેનાં રહસ્ય શીખવા ઉપર લક્ષ્ય આપ્યું નથી અનન્તતાનો પગથી વગરનો પન્થ કાપવાને માટે ત્હેણે પોતાની પાંખો ઉપર જ આધાર રાખ્યો છે. ત્હેણે પૃથ્વીનો તુચ્છકાર કર્યો છે, પણ હવે સખ્ત તોફાનોના આઘાત ખમી ખમીને એની પાંખો ઇજા પામી છે, તે થાકી ગયેલ છે, અને ત્હેને મદદની ખરી જરૂર પડી છે. પણ એને શું એવુ સાંભળવું પડશે કે આકાશી દૂત તથા માળાનો બાંધનાર કદી મળતા જ નથી ?

આવું બળદાયક રચનાત્મક વિજ્ઞાન એ કેવળ પુસ્તકીઉં જ્ઞાન અથવા દૂરનો ગહન, કે પ્રદર્શનમાં જ જોવા યોગ્ય, વિષય નથી. પ્લેગ કે ઇન્ફ્લુએન્ઝા આવે ત્યારે જ સંભારવાનો ને બાકી હમેશ સંગ્રાહઘરોમાં ને લૅબોરેટરીઓમાં પૂરી રાખવાનો, એવો કવચિત્ કામ આવનારો વિષય પણ તે નથી. તે તો આપણી આખી દિનચર્યામાં ઉતરનારો ને જીવનના પટેપટમાં ચેતના આપી શકે એવો મિત્રતુલ્ય સાથી છે. આપણા વ્યક્તિજીવનની તથા પ્રજાજીવનની કેટલી અસંખ્ય હકીકતો આજે વિજ્ઞાનપ્રકાશની રાહ જોતી બેઠી છે ! એ પ્રકાશ કેવળ "પાશ્ચાત્ય વિજ્ઞાન" જ નહિ આપી શકે: એ અર્વાચીન વિજ્ઞાન ને આપણે "અપનાવીશું," આપણી મુશ્કેલીઓના ઉકેલને માટે વાપરીશું, અને ભૂત ભાવી ને વર્તમાન ત્રણે સ્થિતિઓના સંબન્ધમાં ત્હેના નિર્ણયો માગીશું, ત્યારે જ એ વિજ્ઞાનમય પ્રકાશ આપણા જીવનના ખૂણેખૂણામાં વ્યાપી રહેશે અને આપણામાં ખૂટતાં તત્ત્વો પૂરવા માંડશે.

વળી, હિન્દના અગ્રગણ્ય પુરુષોએ હિન્દની ઉન્નતિને માટે જે જે સાધનો તથા માર્ગો તરફ આપણું લક્ષ્ય વારંવાર ખેંચ્યું છે તે સર્વની સિદ્ધિ વિજ્ઞાન વિના કદી પણ થશે ? દેશની અંદરના તથા બહારના વ્યાપારની વૃદ્ધિ કરવાને જળસ્થળમાર્ગો સુધારવા હોય તથા જળસ્થળ ને હવામાર્ગનાં વાહનો બરોબર વસાવવા હોય, હિન્દી રેલ્વેઓ–હિન્દી વહાણો–હિન્દી મૉટારો ને હિન્દી વિમાનો રચવાં હોય તો વિજ્ઞાનનાં કેટલાં બધાં શાસ્ત્રો આપણે ત્યાં સ્થાપવાં પડશે ? સ્વરક્ષણને માટે, થોડામાં થોડું છતાં સમર્થમાં સમર્થ સૈન્ય સજાવવું હોય તો જળસ્થળ ને હવાની ઉપર વળી વધારે પ્રભુત્વ મેળવવું પડશે, તે માટે તથા અર્વાચીન શસ્ત્ર–અસ્ત્ર આદિની સિદ્ધિને માટે વળી કેટલાં બીજાં વિજ્ઞાનશાસ્ત્રો અંહીં આણવાં પડશે ? છેલ્લા મહાભારત યુદ્ધે એટલું સિદ્ધ કર્યું છે કે સૈનિક એકલો, અંગબળથી ને શસ્ત્રબળથી જ, જય મેળવી શકતો નથી; એની પાસે રક્ષણની પૂરતી સામગ્રી, એના નિર્વાહને માટે ઉચિત અન્નવસ્ત્રની યોગ્ય સામગ્રી, ત્હેના આરોગ્યને માટે સ્વચ્છ પરિસ્થિતિ ઔષધોપચાર આદિની સમર્થ સામગ્રી, ઇત્યાદિ અનિવાર્ય છે, તે સૌને માટે કેટલાં વિજ્ઞાનશાસ્ત્રો આપણને હસ્તગત થયાં હોવાં જોઇશે ! યુદ્ધ સિવાયની આજની કહેવાતી સુલેહશાન્તિમાં, આપણાં લાખ્ખો ને કરોડો માણસો ભૂખ્યાં તરસ્યાં ને નવરાં ફરે છે; ત્હેમની પહેલી જરૂરીઆતો નિવારવા આપણી ખેતી ને ઉદ્યોગો વધારે સબળ ને વધારે સફળ કરવાં પડશે, તે જ કાર્ય વળી આપણા વિજ્ઞાનવૃક્ષની કેટલી બધી શાખાઓનો સબળ આશ્રય માગશે ! વળી આવી જ સુલેહશાન્તિમાં, આપણા દેશમાં દરવર્ષે મેલેરીઆથી, ક્ષયથી, તથા બીજા રોગો ને ઉપદ્રવોથી મૃત્યુ પામે છે તે માણસોની સંખ્યા એક કરોડની નજીકમાં છે; એ જીવોને બચાવવા હોય અને આ રોજી રોકાય તેવા ગંભીર મ્હોટા ઘસારાથી પ્રજાદેહનું રક્ષણ કરવું હોય તો વિજ્ઞાનના ત્વરિત આશ્રય વિના કેમ ચાલશે ? આપણી રહેણીકરણી, આહારવિહાર, ખાનપાન એ સઘળું બદલાતું જાય છે, જૂનો કસ ગયો છે ને શાસ્ત્રીય વિચારથી જે નવી શક્તિ આવવી જોઇયે ત્હેને બદલે નવી હાડમારીઓ ને નવા ત્રાસ જ મળ્યાં છે. આપણો ખોરાક, આપણાં ઘરબાર, આપણા રીતરીવાજ એ સૌ વારંવાર વૈજ્ઞાનિક દૃષ્ટિયે તપાસવાં જોઇએ. બાળમરણોની

વિજ્ઞાનનું સામર્થ્ય,

આટલી મ્હોટી સંખ્યા, યુવાવસ્થા પહેલાં અન્ત ન પામે તો તેમાં જ નિઃસત્ત્વ થઈ જતાં શરીરો, કૌવત તથા જોમનું ઝરણું આપણા જીવનમાં અલ્પ કાળ જ દેખાવાનું, બાકીનું આયુષ્ય રોગગ્રસ્ત કે અકાળ વિરામને ન પામે તો, આપણી મશહૂર હિન્દુસ્તાની સુસ્તીથી જ અંકિત, "ચલનેસે ઠાડા ભલો, ઠાડેસે બેઠાન" એ જ આપણું લક્ષણદર્શક સૂત્ર : આ સર્વનાં કારણો તપાસવામાં ને ઇલાજો અજમાવવામાં વિજ્ઞાનશાસ્ત્રી વિના આપણી શી ગતિ થાય !

વિજ્ઞાનના પરાક્રમો

વિજ્ઞાને આજ લગીમાં ઘણું કર્યું છે. દૂરમાં દૂર તારાઓ તથા મ્હોટામાં મ્હોટાં સૂર્યમંડળોથી માંડીને તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ, અણુથી પણ અણુ ને પરમાણુથી પણ અતિલઘુ એવાં વિદ્યુદણુઓ (ઇલેક્ટ્રૉન્સ) નાં માપ વિજ્ઞાને કર્યાં છે. સૃષ્ટિની તખ્તી ઉપર આ સૌ જે અસંખ્ય નાટકો ભજવે છે ત્હેનો પડદો કાંઇક ઉપાડી તે ઉપરના નટોની તથા તેઓની અનન્ત વિવિધરંગી શક્તિની આપણને કાંઇક ઝાંખી કરાવી છે. પૃથ્વીને પણ એક કણતુલ્ય બનાવી દે એવા વિશાળ આકાશની સમગ્ર સૃષ્ટિરચના તથા તે પૃથ્વીના જ એક ન્હાના કણમાં રહેલું સૂક્ષ્મ જગત્ એ બન્નેનું વિરાટ્-દર્શન વિજ્ઞાને હવે શક્ય બનાવ્યું છે. સજીવ તથા નિર્જીવ સૃષ્ટિમાં વિલસતા ચેતનની એકતા વિજ્ઞાને જ સિદ્ધ કરવા યત્ન કર્યો છે. તે સિવાય વધારે વ્યાવહારિક રૂપે આજે પૃથ્વીને એક છેડાથી બીજા છેડા લગી વિજ્ઞાનસેતુએ જોડી દીધી છેઃ કુદરતની અસલની જંગલી ભયંકરતાને કમ કરી કુદરતી બળોને વધારે ઉપયોગી હિતકારક ને આનન્દદાયક પણ બનાવ્યાં છે. ઉજડ જમીનને વિજ્ઞાને ફળદ્રુપ બનાવી છે, પનામા જેવા પ્રદેશને મેલેરીઆ-મુક્ત કરી જાણે નવા નિવાસપ્રદેશ પૃથ્વી ઉપર ઉમેર્યા છે, અને રોગી આજારી અપંગ ઇત્યાદિના ઉપર ઘણાં આશાજનક કિરણો પ્રસાર્યાં છે. વિશ્વના ભેદ અનન્ત છે ને સૃષ્ટિની લીલા અપાર છે. વિજ્ઞાન તે જાણે છે, તેમ તે પોતે પ, સનાતન વિશ્વનિયમો ઉપર સ્થાપિત થયા છતાં, સદૈવ વિકસતું ને અજરામર છે. ભવિષ્યકથન હમેશ મુશ્કેલ છે, પરંતુ વિજ્ઞાનનાં ભવિષ્યનાં પરાક્રમોમાં હિન્દ જેવા પ્રાચીન દેશનો પુનરુદ્ધાર હોય તો તે આશ્ચર્યકારક નથી, કદાચિત્ તેમ થશે તો તેમાં વિજ્ઞાનનું પોતાનું હિત ને મનુષ્યજાતિનું વિશેષ કલ્યાણ બન્ને પ સધાશે.

**વિજ્ઞાનનું સાહિત્ય.**

આવા વિજ્ઞાનનું હિન્દમાં યથાર્થ અવતારણ કરવાને માટે એક કરતાં વધારે ઇલાજો યોજાવા જોઇશે ; પણ તે સર્વમાંના એકની જ સાથે આપણને અત્યારે કામ છે. તે ઇલાજ વૈજ્ઞાનિક સાહિત્યનો છે.

અર્વાચીન વિજ્ઞાનસાહિત્યનો દેહ મુખ્યત્વે જર્મન, ઑસ્ટ્રિઅન, રસ્યન, ફ્રેન્ચ, અંગ્રેજી વગેરે યુરોપીય ભાષાઓમાં બંધાયો છે, અને તે તે દેશોમાં નિરન્તર ચાલતા સંશોધનકાર્યથી તે સાહિત્ય હમેશાં વધતું જ જાય છે. આપણી પ્રજાનો લગભગ ૯૯ ટકા ભાગ તે ભાષાઓથી તદ્દન અજાણ છે, તેથી તે પરભાષાઓમાં ગમે તેટલી વિજ્ઞાનસમૃદ્ધિ હોય તો પણ આપણી ભાષાઓમાં તે આણ્યા વિના તે આપણી પ્રજાને કદી પણ બરોબર પહોંચી શકે નહિ. તેથી,

જો કે આપણા વિજ્ઞાનશાસ્ત્રીઓને તો આ પરભાષાઓના સંપર્કમાં હમેશ રહેવું જ પડશે તો પણ, સામાન્ય પ્રજામાં વિજ્ઞાનશાસ્ત્રોની સમજ તથા તેઓનાં ફળો બરોબર ઉતરે તે માટે આપણી ભાષાઓમાં વિજ્ઞાની-સાહિત્ય બને તેમ વ્હેલું ઉત્પન્ન કરવું જોઇશે.

જે હિન્દની જરૂર છે તે ગુજરાતની પણ છે. હિન્દના સામાન્ય પ્રશ્નોના ઉપરાંત ગુજરાતના પોતાના પ્રશ્નો પણ પુષ્કળ છે જે વિજ્ઞાનની સમજણની તથા વિજ્ઞાનવેત્તાની અપેક્ષા રાખે છે. ગુજરાતી વિજ્ઞાનસાહિત્ય એ આપણી એક મ્હોટામાં મ્હોટી જરૂરીઆત તરીકે આ પ્રમાણે સિદ્ધ થાય છે.

મ્હારી ખાતરી છે કે "સાહિત્ય"ની વ્યાખ્યામાં ઉતરવાની આપ મ્હને ફરજ નહિ પાડો. ગત પરિષદ્‌ના સાહિત્યવિભાગના વિદ્વાન્ અધ્યક્ષે, હું જાણું છું કે, સાહિત્ય-વિજ્ઞાન-વિજ્ઞાનસાહિત્ય એ સર્વનું પરિષદ્‌માં શું સ્થાન છે ઇત્યાદિ ઉપર ઘણી પ્રકાશક તથા સફાઇદાર ચર્ચા કરેલી છેઃ તે બહુ મનનીય ને આદરયોગ્ય છે. છતાં, સાહિત્યપરિષદ્ આગળ કેટલું વૈજ્ઞાનિક સાહિત્ય આવી શકે અને વૈજ્ઞાનિક ગ્રન્થોમાંના કીયા "સાહિત્ય"માં ગણી શકાય તથા કીયા ન જ ગણી શકાય, એ મહત્ત્વના પ્રશ્નોના કરતાં ય વધારે મહત્ત્વનો ને વધારે વિશાળ દૃષ્ટિનો પ્રશ્ન આપણી પાસે આજે ઉભો છે. અને તે એ કે વિજ્ઞાનનો બરોબર પ્રસાર કરી શકે એવું સાહિત્ય કીયું છે? વિજ્ઞાનનુ સત્યદર્શન કરાવી શકે અને તે દર્શન પ્રજાની રગેરગમાં ઉતારી શકે—આખા વિજ્ઞાનનું તેમ જ (જેમ વધારે સભવિત છે તેમ) વિજ્ઞાનનાં પ્રત્યેક અંગનું—એવું પ્રમાણરૂપ તથા સમર્થ સાહિત્ય જોઇએ. એ જ આપણી મુખ્ય કસોટી છે. સાહિત્યના ઉંચા આદર્શો તે જેમ વધારે સાચવશે તેમ તે વધારે સમર્થ થશે અને સાહિત્યવિષયક ગુણવત્તા તેમાં જેટલી વધારે હશે તેટલું તે અધિક આદરપાત્ર થશે એ ચોક્કસ છેઃ પણ બીજી પાસથી વૈજ્ઞાનિક મહત્તાવાળો અમુક ગ્રન્થ સાહિત્યની કોઇક સાંકડી વ્યાખ્યામાં આવી ન શકે છતાં વિજ્ઞાનના આત્માના દેહ તરીકે વિજ્ઞાનના ઇષ્ટ પ્રસારમાં અથવા સંશોધનમાં ઘણો ઉપયોગી હોય તો તે આપણી ગણનામાં આવવા જ જોઇએ.

વિજ્ઞાની સાહિત્યના બે મ્હોટા પ્રકાર પાડી શકાય.

**૧. સંશોધનનું વિદ્વદ્‌ભોગ્ય વિજ્ઞાનસાહિત્ય.**

સંશોધકો પોતે જ્યારે પોતાનાં સંશોધનોને પ્રકટ કરે છે, ત્યારે તેઓનાં નિવેદનો મુખ્યત્વે અન્ય સંશોધકો તથા અભ્યાસકોની જાણ તથા વિવેચનને માટે અને જ્ઞાનની તેટલી પ્રગતિની નોંધ રાખવાને ખાતર લખાયલાં હોવાથી, સ્વાભાવિક રીતે વિષયની પરિભાષાથી એટલાં બધાં રંગાયલાં હોય છે કે તેઓ સામાન્ય વાચકવર્ગને કઠિન તથા અબોધક લાગે છે. આવું શોધખોળોના દેહવાળું વૈજ્ઞાનિક સાહિત્ય જ્યાં સ્વતન્ત્ર શોધખોળો ચાલતી હોય છે ત્યાં જ ને તે શોધખોળોના પ્રમાણમાં પ્રકટ થાય છે. સાધારણ રીતે વિજ્ઞાનપત્રોમાં, વિજ્ઞાનસભાઓની અંદર અથવા વિજ્ઞાનીઓનાં જાહેર સંમેલનોની સમક્ષ તે રજુ કરવામાં આવે છે. અવૈજ્ઞાનિક જનતાને અગમ્ય હોવા છતાં આ જ સંશોધનાત્મક સાહિત્યમાં વિજ્ઞાનનો ખરો પ્રાણ રહે છે. વિજ્ઞાનની ખરી ઉન્નતિ આ જ સાહિત્યની ઉન્નતિ ઉપર રહેલી છે. અને નવું જ્ઞાન ખોળવાની પાછળ જેઓ લાગેલા છે તેઓનો તે મ્હોટો આધાર છે.

આપણે ત્યાં વૈજ્ઞાનિક સંશોધન એટલું જૂજ છે કે આવું સંશોધનાત્મક સાહિત્ય પણ તે જ પ્રમાણમાં જૂજ હોય એ સ્વાભાવિક છે. ગુજરાતને તેના સાહિત્યની પણ બહુ ગરજ છે, કારણ કે વિજ્ઞાનનો ખરો આત્મા આપણે ત્યાં આવીને વસ્યો છે ત્હેની એ અચૂક, ને લગભગ એક જ, સાબીતી છે. પણ ત્હેનો આધાર શોધખોળોની ઉપર છેઃ અને શોધખોળો હુકમ કર્યે થઇ જતી નથી. તે તો ધીરે ધીરે જ વધી શકે, પરંતુ ધીરે ધીરે સંશોધન આપણે ત્યાં જડ ઘાલે એવાં પગલાં તો બને તેટલાં વ્હેલાં લેવાં જોઇએ. યુનિવર્સિટિઓ વિદ્યામન્દિરો ને સાહિત્યસંસ્થાઓ આમાં હમેશ પહેલ કરી શકે છેઃ સાહિત્યપરિષદ્ પોતે પ સંશોધનની મહત્તા સ્થાપવામાં, સંશોધનની સગવડો રચવા ને વધારવામાં, તથા સંશોધકોની કદર કરવામાં ઉત્તમ દાખલો બેસાડી શકે. વૈજ્ઞાનિક સંશોધનની કદર એ સાહિત્યપરિષદ્‌ની મર્યાદાબહારનો વિષય કોઇને, કદાચિત્ ઘણાને, લાગશે. પણ ખરેખર ઉત્તમ પ્રકારનું વૈજ્ઞાનિક સાહિત્ય જોવાની આશા આવા સંશોધન વિના કોઇ પણ રાખી શકશે કે? વાસ્તવિક રીતે ગુજરાતે જે જે ખ્યાતિઓ મેળવી છે તેમાં વૈજ્ઞાનિક સંશોધનની ખ્યાતિ આવી ગઇ હોય એવું મ્હારી જાણમાં નથી. આપણી આ મુખ્ય ખામી પૂરીશું નહિ ત્યાં લગી આ ઉચ્ચતર વિજ્ઞાન–સાહિત્ય ગુજરાતમાં જોવાની આશા નિષ્ફળ જ થવાની છે.

પરંતુ લગભગ તદ્દન અંધારા આકાશમાં પ આપણને પ્રકાશની આશાનાં ચિહ્ન ઉદય થતાં દેખાય છે. ત્હેવા બેનો જ ઉલ્લેખ અત્ર કરીશ.

પુરાતત્ત્વ મન્દિર.

એક તો અમદાવાદનું પુરાતત્ત્વ મન્દિર છે; હજી તે બાળકમાત્ર છે, અને સંશોધનમાં સંશોધકના વ્યક્તિત્વમાત્રથી જ ઓછી અગત્યના અંશો કાળ ને અનુભવ છેઃ છતાં સંશોધનના સુન્દર–ને હું ઇચ્છું છું કે સ્થિર–સંયોજનનો આરંભ ગુજરાતે હવે કર્યો છે એ નક્કી છે. આ મન્દિરના આપણા બન્ધુઓને આવકાર તથા અભિનન્દન આપી, આપ સૌની સાથે હું એટલું ઇચ્છીશ કે તેઓના ઉચ્ચ–આશો સિદ્ધ થાય એવી અનુકૂળતા તેઓને પ્રાપ્ત થાય, અને પુરાતત્ત્વશાસ્ત્રના ગુજરાતી સાહિત્યની મહત્ત્વની વૃદ્ધિ કરવા તેઓ સમર્થ થાઓ.

રા. જયકૃષ્ણ ઇન્દ્રજી.

બીજું, વનસ્પતિશાસ્ત્રને લગતું છે. રા. રા. જયકૃષ્ણ ઇન્દ્રજી ઠાકરના જેવા અનુભવી અભ્યાસી તથા સંશોધક કાર્યકર્તા ગુજરાતમાં આંગળીને વેઢે ગણાય એટલા ભાગ્યે હશે. એમનો ગ્રન્થ "વનસ્પતિશાસ્ત્રઃ કાઠિયાવાડના વરડા ડુંગરની જડીબુટ્ટી, તેની પરીક્ષા અને ઉપયોગ" એ એવા પ્રકારની શોધખોળથી તથા શૈલીની વિશદતાથી અંકિત થયેલો છે કે અન્ય દેશમાં તે એકદમ વિદ્વાનો તથા સંશોધકોની સાભાર કદરને પાત્ર થયો હોત. વનસ્પતિશાસ્ત્ર, વૈદ્યક, સ્થાનિક વનસંપત્તિ ઇત્યાદિની દૃષ્ટિઓથી પ્રધાનપણે મહત્ત્વનો એવો આ ગ્રન્થ તે શાસ્ત્રોની વૈજ્ઞાનિક પરિભાષાની દૃષ્ટિએ વળી અધિક આકર્ષક તથા ઉપયોગી છે. એ ગ્રન્થના પ્રકાશનને આજ લગભગ ચૌદ વર્ષ થયાઃ આવા વયોવૃદ્ધ સંશોધકની કદર સાહિત્યપરિષદ પણ કેઈ કાળે કરી શકી હોત તો તેથી તે પોતે જ સંમાનિત થાત એટલું જ નહિ પણ ખરદ

મૂલ્યવાળા સંશોધનની કદરથી ગુજરાતમાં સંશોધનને અધિક પ્રેરણા આપત. સદ્‌ભાગ્યે શ્રી કચ્છનરેશ, જેઓ પોતે વનસ્પતિશાસ્ત્રના શોખીન તથા વિદ્વાન છે, તેઓએ એમને કચ્છ-સંસ્થાનની વનસ્પતિના વર્ણનનું કાર્ય સોંપી આ ગુજરાતી વનસ્પતિશાસ્ત્રીની યોગ્ય કદર કરી છે. મ્હારી સમજ પ્રમાણે આ કાર્ય પૂરૂં પણ થયું છે ને નવો ગ્રન્થ મુદ્રાલયમાં છે.

૨. લોકપ્રિય વિજ્ઞાનસાહિત્ય.

તદ્દન સંશોધનાત્મક સાહિત્ય, પછી તેમાંનાં સંશોધનો પહેલી વાર ગુજરાતીમાં પ્રકટ થનાં હોય કે અન્યભાષાઓમાંથી ગુજરાતી સંશોધકોને માટે આણવાં હોય તેવું સંશોધનોનું સાહિત્ય ગુજરાતી વિજ્ઞાનના પ્રાણરૂપ હમેશ રહેશે,

ત્હેનું સ્વરૂપ

તે છતાં ત્હેને એકદમ રચી શકાય એમ નથી. પરંતુ આ બીજા પ્રકારનુ સાહિત્ય જેને, ગોવર્ધનરામની ભાષામાં, પ્રથમ પ્રકારના વિદ્વદ્‌ભોગ્ય સાહિત્યથી જુદું પાડવા લોકભોગ્ય વૈજ્ઞાનિક સાહિત્ય કહી શકાય, તે વ્હેલું તથા જથ્થામાં પ્રકટ કરવું એ આપણા હાથની વાત છે. આ સાહિત્ય લોકભોગ્ય ને લોકપ્રિય હોવું જોઇએ, એટલે કે સાહિત્ય તથા વિજ્ઞાનથી તદ્દન અજાણ્યા અથવા થોડા જ જ્ઞાનવાળા જન-સમુદાયને તે વિજ્ઞાનનું જ્ઞાન આપી શકે તથા રસથી આકર્ષી શકે એવું હોવું જોઇએ. બને તેટલી ચોકસાઇવાળું હોવા છતાં પરિભાષાનો તે કમમાં કમ ને તે પણ સ્પષ્ટ સમજ પાડીને જ ઉપયોગ કરનારૂં, વિદ્વાનો તથા સંશોધકોની મૂળ શોધખોળોના લેખોનું સરળ દોહન કરી રસિક જીજ્ઞાસુ બુદ્ધિશાળી પણ અ-વિજ્ઞાની જનસમાજને ત્હેનું મુખ્ય તારતમ્ય ગળે ઉતાર-નારૂં, શોધખોળોનાં પ્રાણરૂપ તત્ત્વો ફળો વિધિઓ ઇત્યાદિનો પણ બને તેટલો તાદૃશ ને આકર્ષક ખ્યાલ આપી શકે એવું તે હોવું જોઇએ. આ સાહિત્ય વિજ્ઞાનના વિકાસની તથા ઇતિહાસની માહીતી આપશે, વિજ્ઞાનની લાક્ષણિક પદ્ધતિ સમજાવશે, વિજ્ઞાનનાં સંખ્યાબંધ શાસ્ત્રોના મૌલિક સિદ્ધાન્તો તથા વાદો મનમાં ઠસાવશે, વિજ્ઞાનના વ્યવહારૂ ને લાભકારક ઉપ-યોગો જાણમાં લાવશે, શિષ્ટતા અથવા ઐતિહાસિક મહત્તા પામેલા પ્રયોગોનું સ્પષ્ટ વર્ણન આપશે, નામાંકિત વિજ્ઞાનશાસ્ત્રીઓનાં તથા મહાભારત શોધખોળોનાં રસીલાં વૃત્તાન્ત રજુ કરશે, હિન્દની પ્રાચીન વિજ્ઞાનકૃતિનો બરોબર ખ્યાલ ફેલાવશે તથા બોસ-રાય-રામાનુજમ્‌-રામન જેવા અર્વાચીન હિન્દી વિજ્ઞાનીઓની કૃતિ વારવાર પ્રજાની સમક્ષ રાખશે, આપણા દેશની ઘણી પ્રાચીન હુન્નરકળાઓનું જ્ઞાન જે અત્યારે મ્હોટે ભાગે મનમાં જ સમાઇ રહ્યું છે ને મુખથી તથા ક્રિયાથી અપાને અપાતે અત્યારે નિર્જીવ તથા સત્ત્વહીન થવા લાગ્યું છે ત્હેને એકઠું કરી ત્હેનો પ્રસાર તથા રક્ષણ કરશે, અને આજના દિવસમાં જે અનેક કર વડે વિજ્ઞાન આપણા જીવનને વધુ ને વધુ સ્પર્શ કરી રહ્યું છે ત્હેની ખરી સમજ અસરકારક રીતે આપણી પ્રજાના સર્વ વર્ગોમાં ફેલાવશે.

ત્હેનું સ્વરૂપ પણ ત્હેના પ્રાથમિક ઉદ્દેશોની અનુસાર વિવિધપ્રકારનું થશે. તે વિચારપૂર્ણ નિબન્ધો, શાસ્ત્રીય વાચનમાળાઓ, ઐતિહાસિક વૃત્તાન્તો ઇત્યાદિનું ગભીર સ્વરૂપ ધારણ કરશે તેમ નોંધો, સમાચારો, કથાઓ, જીવનચરિતો, ખુલાસાઓ, વ્યાખ્યાનો, ચર્ચાઓ ઇત્યાદિનું વધારે

મનોરંજક સ્વરૂપ પણ લેશે. કદી કદી મ્હોટા સંશોધકો ય તેમાં પોતાની પ્રસાદી ઉમેરશે અને સ્પેન્સર, હક્સ્લી, ટીન્ડૉલ, લૅન્કેસ્ટર ઇત્યાદિના ગુજરાતી અવતારો પણ આપણે જોઇ શકીશું. તો પણ મ્હોટે ભાગે આવા સાહિત્યનો ભાર સંશોધકોના ઉપર મૂકી શકાતો નથી. તેઓની પ્રેરણા સલાહ ને દેખરેખ મળતાં રહે તો પણ ઘણું છે. મ્હારી સમજ પ્રમાણે એટલું મેળવવું આવશ્યક છે, નહિ તો આ લોકપ્રિય વિજ્ઞાનસાહિત્યની શિષ્ટતા ને સફળતા બહુ જોખમમાં આવી પડશે.

જે જે દેશોમાં આજે વિજ્ઞાનનો અભ્યાસ તથા અન્વેષણ ચાલે છે ત્યાં આ બન્ને પ્રકારનું વિજ્ઞાનસાહિત્ય, કેવળ બહુ વિપુલ ને સમૃદ્ધ છે એટલું જ નહિ પણ, બહુ ઝડપમાં વધતું જાય છે. અંગ્રેજી ભાષામાં જે લોકભોગ્ય વિજ્ઞાનસાહિત્ય છે ત્હેનો અમુક ભાગ આપણા અંગ્રેજી ભણેલા વર્ગોમાં પણ પ્રસરે છે, તે છતાં ત્હેનો પૂરો ખ્યાલ તો તે દેશમાં જ આવી શકે છે.

આ અંગ્રેજી સાહિત્યની સમાલોચના અથવા લક્ષણદર્શન, ઉપયોગી હોવા છતાં, અત્યારે અસ્થાને છે. પરંતુ તે સમર્થ ને અતિ વિવિધ છતાં અતિ અસરકારક એવા સાહિત્યને ઉત્પન્ન કરનારી કેટલીક શક્તિઓનો સંક્ષિપ્ત ઉલ્લેખ અપ્રસ્તુત નથી.

ઇંગ્લન્ડમાં, તેમ જ અન્ય દેશોમાં, ઘણી મ્હોટી મ્હોટી સભાઓ તથા સંસ્થાઓ વિજ્ઞાનના પ્રસારનું તથા વિજ્ઞાનની વૃદ્ધિનું કાર્ય ઉત્તમ રીતે કરે છે. તેઓ એકંદરે બન્ને પ્રકારનાં વિજ્ઞાનસાહિત્યને પોષણ આપે છે, જો કે મ્હોટામાં મ્હોટી સંસ્થાઓ તો સ્વાભાવિક રીતે વિદ્વાનોને માટે જ હોય છે. આ સંસ્થાઓની રીતિ તથા પ્રણાલીનું જ્ઞાન આપણને ઘણી રીતે સહાયક થઇ શકશે:

અંગ્રેજી સાહિત્ય.

એટલે કે લોકભોગ્ય વિજ્ઞાનસાહિત્યના પ્રશ્ન ઉપર તો તે પ્રકાશ નાંખશે જ, પણ તે ઉપરાંત સંશોધન ને સંશોધનાત્મક સાહિત્ય, ગુજરાતની સાહિત્યસંસ્થાઓનું સહકારી સંયોજન, અને આખી સાહિત્યપરિષદ્‌ની કાર્યપદ્ધતિ વિષેનો બહુ ચોળાયલો પ્રશ્ન—એ સર્વની ઉપર પણ તે ઉપયોગી ને સૂચક પ્રકાશ નાંખશે.

આ સંસ્થાઓમાંની કેટલીક તો જાણે જગદ્વિદિત છે. કેટલીકના નમૂનાઓ ઉપર આપણે ત્યાં રચનાઓ પણ થઇ ચૂકી છે તે સૌમાં "બ્રિટિશ એસોસિએશન ફૉર ધી એડવાન્સમેન્ટ ઑવ સાયન્સ" નામની સંસ્થાની પ્રતિકૃતિઓ અન્ય સસ્થાનોમાં, અમેરિકામાં તથા કેટલાક યૂરોપીય દેશોમાં પણ છે. આપણી "ઇન્ડિઅન સાયન્સ કૉંગ્રેસ" પણ ઘણે અંગે એના જ ઘાટ ઉપર ચાલે છે. લન્ડનનું "રૉયલ ઇન્સ્ટિટ્યૂશન" એ સંશોધન તથા પ્રસાર બન્ને કાર્યો એક સરખી શિષ્ટ રીતે કરે છે, ને તે રીતે તે અદ્વિતીય છે. વૈજ્ઞાનિક પર્યેષણાના અગ્રણીઓની સપ્રયોગ વ્યાખ્યાનમાળાઓ પ્રતિવર્ષ ત્યાં ચાલે છે. તે વ્યાખ્યાનો, શ્રોતાઓની પાસેથી વિજ્ઞાનની ઠાઇક સમજની, તથા સરળતાથી રજુ કરેલી વૈજ્ઞાનિક હકીકતો ગ્રહણ કરવાની બુદ્ધિની, અપેક્ષા રાખે છે, તેમ—મ્હારે ઉમેરવું જોઇએ કે—શ્રોતાની પાસે થોડીક "ગીની"ઓની પણ અપેક્ષા રાખે છે.

આવા દાખલાઓ છતાં એકંદરે એ વાત કબુલ કરવી પડશે કે આ વિજ્ઞાનમંડળો, વિજ્ઞાનસંસ્થાઓ, યુનિવર્સિટિઓ વગેરે, ઉંચા પ્રકારનું પુષ્કળ વૈજ્ઞાનિક સાહિત્ય ઉત્પન્ન કરીને પણ, આખરે તો મુખ્યત્વે વિદ્વાનોની અંદર જ વિજ્ઞાનપ્રચાર કરે છે. ત્હેની બહાર જે મ્હોટો જનસમુદાય છે, "The great Public" છે, ને જે "અ-વૈજ્ઞાનિક" છે, ત્હેની તરસ છીપાવવાનું ખરૂં કામ તો દેશની "પ્રેસ" જ કરે છે. સર્વ પ્રકારનાં, વર્તમાન તથા સામયિક, પત્રો તેમ જ ગ્રન્થપ્રકાશકો જ મ્હોટે ભાગે આ સેવા કરે છે. કુશળ લેખકોની સેવા પણ તેઓ જ મેળવે છે, અને જનસમાજની રુચિને ઉશ્કેરીને ત્વરિત સંતોષ પણ તેઓ જ આપે છે.

તેઓએ આ કાર્ય કેવુ વિવિધ, કેવું હૃદયંગમ ને કેવુ સંગીન બનાવ્યુ છે! દૈનિક "ટાઇમ્સ" જેવ પત્રનાં વૈજ્ઞાનિક "કૉલમ" થી માંડીને તે, "સાયેન્ટિફિક અમેરિકન," 'સ્ટ્રેન્ડ", "લન્ડન", ઇત્યાદિના સચિત્ર લેખોમા થઈ, મી લિ "િચલ્ડ્રન્સ એન્સાઇક્લોપીડીઆ," ટૉમ્સનની "આઉટ—લાઇન્સ ઑવ સાયન્સ" ઇત્યાદિની મોહક પુસ્તકમાળાઓમાં થઇ, હક્સલી ટિન્ડૉલ લેન્કેસ્ટર જેવાના નિબન્ધો તથા "રોમાન્સ ઑવ સાયન્સ," "હીરોઝ ઑવ સાયન્સ," "વન્ડર્સ ઑવ સાયન્સ," "પીપલ્સ બુક્સ," "હોમ યુનિવર્સિટિ લાઇબ્રેરી" ઇત્યાદિની લગભગ અગણિત ગ્રન્થમાળાઓમાં ફરી, જૂલ વર્નની કથાઓથી લઇને એચ. જી. વેલ્સની છેલ્લી નવલકથાઓ લગીમા કેટલી બધી વિજ્ઞાનવાચન-સમૃદ્ધિ અંગ્રેજી વાચકની પાસે રજુ થઈ ચૂકી છે! આખા વિજ્ઞાનના આટલા વ્યાપક થયેલા ને હજી વધારે વ્યાપક થતા ક્ષેત્રના કોઇ પણ વિભાગમા એક નવી મહત્ત્વની શોધ થઇ, એક નવો બનાવ બન્યો કે એક નવો વાદ પ્રકટ થયો કે સંખ્યાબંધ લેખકો—જેઓ જાતે વિજ્ઞાનશાસ્ત્રી ન હોય તો વિજ્ઞાનની સારી સમજ તો ધરાવે જ છે અને જેઓની લેખનશકિત સિદ્ધ થયેલી છે તેઓ—ત્હેને એકદમ હાથમાં લઇ જુદા જુદા પ્રકારે પ્રજાની સમક્ષ રજુ કરે છે. આવા કુશળ લેખકોનું મ્હોટું દળ, "જ્ઞાનની ન્હાની ન્હાની દુકાનદારીઓ"ના કામથી શરમાયા વિના, પત્રકારો તથા ગ્રન્થપ્રકાશકોના આશ્રય તળે, વિજ્ઞાનનાં કઠિન તત્ત્વો તથા દુર્ગમ રહસ્યોને, પરિભાષાદિની ગૂંચવણી-માંથી બને તેટલાં તારવી લઇ, નિરન્તર ઉત્સુક જનસમાજના હાથમાં પહોચાડે છે. તેઓનાં લખાણોમાં કેટલાંક તાત્કાલિક અલ્પાયુષી ને ધાંધળવાળાં પણ હોય છે, પણ બાકીનાં વધારે મૂલ્યવાળા ને વિશેષ સ્થાયી તત્ત્વવાળાં જુદાં પડી શકે છે.

આ વિષય ઉપર એક સુન્દર અગ્રલેખ "Science and Publicity" ના નામથી "નેચર" નામના સુપ્રસિદ્ધ અંગ્રેજી વિજ્ઞાનપત્રમા થોડા સમય ઉપર ( ૧૫ સપ્ટેમ્બર ૧૯૨૩ ના અંકમાં ) પ્રકટ થયો હતો. લોકભોગ્ય વિજ્ઞાનસાહિત્યની આવશ્યકતા તથા સાધનો બન્નેનો વિચાર ઘણી સારી રીતે, જો કે ઇંગ્લંડની દૃષ્ટિથી, એમાં રજુ થાય છે. અમેરિકામાં તો આ પ્રશ્નનુ મહત્ત્વ વધારે સમજાયુ છે, અને આ વિષયમા પણ અમેરિકા વધારે જાગૃત, વધારે સજ્જ, ને વધારે પ્રવૃત્ત છે એ સ્પષ્ટ થયેલુ છે. અમેરિકાવાસીઓએ લાક્ષણિક રીતે આ ખોટ પૂરવાની વ્યવસ્થા પણ રચી રાખી છે, અને "સાયન્સ સર્વિસ"ના નામથી ત્હેની યોજના તથા પ્રવૃત્તિ સફળતા પણ પામી છે. એક ધનાઢ્ય અમેરિકને દશ લાખ

ડૉલરની સખાવત કરી આરંભ રહેલો કરી આપ્યો છે, પ્રથમ પંક્તિના કેટલાક અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રીઓ ત્હેની "બોર્ડ ઑવ ટ્રસ્ટીઝ"માં નિમાયા છે અને આ સંસ્થા વિજ્ઞાનનું લોકભોગ્ય સાહિત્ય, સરળ ચિત્તાકર્ષક ને પ્રમાણરૂપ લઘુ લેખ વડે, અમેરિકાનાં પચાસ કરતાં વધુ પત્રોને પૂરૂં પાડે છે.

**ગુજરાતનું લોકપ્રિય વિજ્ઞાનસાહિત્ય.**

ગુજરાતનું સંશોધનાત્મક સાહિત્ય બહુ જૂજ હોય તો આ બીજા પ્રકારનું લોકગમ્ય સાહિત્ય કેટલું છે? કેવું છે? અને ત્હેને વધારેમાં વધારે સારી રીતે પણ થોડામાં થોડા વખતમાં કેવી રીતે ઉત્પન્ન કરી શકાય? વિજ્ઞાનવિભાગની આગળ આજે મ્હોટામાં મ્હોટા પ્રશ્નો આ જ છે.

**સરવૈયું.** આપણને શરમની સાથે ભાન થાય છે કે અત્યાર લગીના ગુજરાતી વિજ્ઞાનસાહિત્યનું સરવૈયું પણ આપણે હજી કાઢ્યું નથીઃ એ સાહિત્ય ક્ષુદ્ર તથા સ્વલ્પ હોય તો પણ ત્હેની યાદી પ્રકટ થઇ નથી. રા. ભાઇ રણજીતરામની વિષયોની યાદીમાં, પરિષદ્‌ના પ્રારંભથી જ, એને માટે માગણી હતી, પણ હજી લગી આ ક્ષેત્ર લગભગ તદ્દન વર્જિત રહેલું છે. "લગભગ" શબ્દ મૂકવાનું કારણ એક જ છે, અને તે અભિનન્દનયોગ્ય છે, કે આપણી વિજ્ઞાનસમિતિના ઉત્સાહી મંત્રી રા. ભાઇ પ્રીતમરાયે આ બહુ જરૂરી કાર્યનું મંગળાચરણ કર્યું છે. એમણે હમણાં જ પ્રકટ કરેલા આપણી સમિતિના રીપૉર્ટનાં ૯૨ થી ૯૬ લગીનાં પૃષ્ઠોએ આપનું ધ્યાન ખેંચ્યું હશે તો તેમાં આવી સમાલોચનાને માટે પ્રાથમિક અગત્યની એક નોંધ આપે દીઠી હશે.

જુદા જુદા વિષયોનાં મળી કુલ ૧૯૧ વિજ્ઞાનપુસ્તકો એમની ગણત્રીમાં આવ્યાં છે, ને તેમાં રહી ગયેલાં બીજાં ઉમેરીએ તો પણ વધુમાં વધુ ૨૫૦થી વધારે વિજ્ઞાનપુસ્તકો ગુજરાતીમાં નહિ હોય એમ એમને લાગે છે: આ ઉપરાંત એમણે વિષયાનુસાર એક કોઠો આપ્યો છે તે પણ ઉપયોગી છે.

આ કાર્ય આગળ વધારી પૂરૂં કરવામાં આવે તો તેથી વિજ્ઞાની લેખકોને તથા ગુજરાતી વાચકોને ઉભયને સવડ પડશે. વિજ્ઞાનનાં જાણીતાં શાખાશાસ્ત્રોનાં નામ તળે ગુજરાતનાં સઘળાં વિજ્ઞાનપુસ્તકોને ગોઠવવામાં આવે, અને આ વિષયવાર યાદી, પુસ્તક લેખક તથા પ્રકાશકોનાં પૂરાં નામ સાથે, તેમ જ ત્હેનાં મૂલ્ય પૃષ્ઠસંખ્યા તથા મુદ્રણતિથિ સહિત, પ્રકટ કરવામાં આવે તો આપણા સરવૈયાનું બીજું પગલું આપણે લીધું એમ થશે. આટલી યાદી પણ ઘણી ઉપયોગી થશે, અને ત્હેની ઉપયોગિતા ચાલુ રાખવાને નવાં પ્રકટ થતાં પુસ્તકોની એ જ પદ્ધતિની યાદી ત્હેના વધારા તરીકે પ્રતિવર્ષ પ્રકટ થવી જોઇએ.[1] તે પછી એક જ કાર્ય બાકી રહે છે કે પ્રત્યેક શાસ્ત્રના પુસ્તકસંગ્રહની સામાન્ય સમાલોચના તે તે શાસ્ત્રના જાણનાર વિદ્વાને કરવી. રા. ભાઇ પ્રીતમરાયે આરંભ કરેલ કાર્યની પૂર્તિ તેઓ પોતે જ કરી શકે તો આપણને વધારે હર્ષ પામવાનું કારણ મળે.

---

૧. અંગ્રેજી વિજ્ઞાન-પત્ર "નેચર" સઘળા વૈજ્ઞાનિક પુસ્તકોની યાદી, આ સર્વ વિગતો સાથે, ઘણુ કરીને પ્રતિમાસે, અલગ બાંધી શકાય એવી રીતે પ્રકટ કરે છે, અને ત્હેનાં સાપ્તાહિક અન્યાવલોકનોની સાથે આ માસિક યાદી સઘળા કાર્યકર્તાઓને તથા વાચકોને સહાયક થાય છે.

રા. ભાઇ પ્રીતમરાયે પ્રકટ કરેલા આંકડાઓ ઉપરથી આપણા મનના કેટલાક સંસ્કારો દૃઢ થાય છે. તેમાંનો એક એ છે કે આ પુસ્તકોનો મ્હોટો ભાગ, અર્ધાથી સ્હેજ ઓછો ભાગ, વૈદક આરોગ્ય શરીર ને તત્સમ અન્ય વિદ્યાઓને લગતાં પુસ્તકોનો છે. આ વિદ્યાઓનું આખું ક્ષેત્ર સાહિત્યમાં તેમ જ પ્રજાજીવનમાં જે મહત્ત્વને યોગ્ય છે ત્હેની અત્યુક્તિ થઇ શકે એમ નથી. પરંતુ એટલું યાદ રાખવાની ખાસ જરૂર છે કે આપણા દેશમાં પ્રચલિત થયેલી તે તે વિદ્યાઓનો, અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રની ભૂમિ ઉપર, અંગ્રેજી વિદ્યાઓની સાથે સમન્વયાત્મક અભ્યાસ થશે ત્યારે જ આ ક્ષેત્રમાં ખરેખરી કીમતવાળું સાહિત્ય પાકશે. અને આ સત્ય લોકગમ્ય તેમ જ સંશોધક બન્ને પ્રકારનાં આ વિજ્ઞાનશાસ્ત્રોના સાહિત્યોને લાગુ પડે છે. વળી બીજી એક નોંધ અસ્થાને નહિ ગણાય કે ગુજરાતમાં વિજ્ઞાન-પત્રો નથી તે છતાં આ વિષયોને લગતાં એક કરતાં વધારે માસિકો કેટલાં ય વર્ષો થયાં ચાલે છે. અલબત, એ પત્રોમાં જાહેરખબરો, નુસખાઓ, તાત્કાલિક વાપરવાની દવાઓ, અકસ્માતના ઇલાજો, ઇત્યાદિ પુષ્કળ હોય છે, જે ઉપયોગી હોય તો પણ વૈજ્ઞાનિક સાહિત્યમાં ગણી ન શકાય. પણ ત્હેની સાથે એ પણ કબુલ કરવું જોઇએ કે ઝંડુ જેવા ગુજરાતી વૈદ્યરાજોની જીવનકથાઓને લગતી અથવા તેઓની વૈદકપદ્ધતિને લગતી, સ્થાનિક ઔષધિઓના ગુણદોષાત્મક અભ્યાસની તથા કદી કદી વૈજ્ઞાનિક અન્વેષણો વિષેની હકીકતો પણ દૃષ્ટિગોચર થાય છે. તે પત્રોના પ્રયોજકો શાસ્ત્રીય મહત્ત્વની વધારે સામગ્રી રજુ કરવા યત્ન કરે એ ઇષ્ટ છે.

આ સિવાયનાં બીજાં ગુજરાતી પુસ્તકો મુખ્યત્વે કૃષિશાસ્ત્ર તથા પ્રાણિશાસ્ત્રને લગતાં છેઃ મ્હોટે ભાગે "કેળવણી ખાતાને માટે અથવા શાળાઓના ઉપયોગને માટે પ્રસિદ્ધ થયેલાં છે." તે સઘળાં પુસ્તકોનો કેટલામો હિસ્સો લગભગ શબ્દશઃ ભાષાન્તર છે એ જાણવું અગત્યનું છે, તેમ તેવાં પુસ્તકોના પ્રચાર તથા આકર્ષક શક્તિની જેટલી હકીકતો મળી શકે તેટલી ઉપયોગી છે. સ્વતન્ત્ર અભ્યાસને પરિણામે લખાયલાં પુસ્તકો આમાંથી કેટલાં થોડાં નીકળશે !

આ સર્વ પુસ્તકોમાં આવી ગયેલા સાહિત્યની ઉપરાંત કેટલુંક ખરેખરૂં સારૂં લોકપ્રિય સાહિત્ય આપણાં સામયિક પત્રોમાં દટાઇ ગયું છે. તેમાંનું કેટલુંક તો અલગ ગ્રન્થરૂપે, અથવા સંગ્રહમાં, પ્રકટ થવાને હજી પણ લાયક છે. ત્હેને વીણી કાઢવાનો તથા ફરીથી પ્રકાશમાં લાવવાનો ઉત્સાહ કોઈ બતાવશે ખરૂં કે ?

આ પ્રશ્ન નિરર્થક નથી. છેલ્લાં સાતેક વર્ષોમાં ગુજરાતી વિજ્ઞાનસાહિત્યની પ્રવૃત્તિને સારો વેગ મળ્યો છે, અને જેમ ગ્રન્થપ્રકાશનમાં ત્હેને પરિણામે સંખ્યાબંધ પુસ્તકોનો પાક ઉતર્યો છે તેમ સામયિક પત્રોમાં ત્હેને લીધે વિજ્ઞાનના ઝરણે અનિયમિત છતાં સ્પષ્ટ દેખાવ ચાલુ રાખ્યો છે. આરંભની તથા બીનઅનુભવની મુશ્કેલીઓ તથા ખામીઓ સ્વાભાવિક છે; પરંતુ વિચાર ને પ્રયાસથી, અવલોકન તથા સંયોજનથી તે કમ થશે એ પણ નક્કી છે.

નવો ફાળો.

એ પણ એક નવાઇની, જો કે સાચી, વાત છે કે પ્રકટ થયેલાં પુસ્તકોના કરતાં આ સામયિક પત્રોમાંનું સાહિત્ય, એકંદરે લોકપ્રિય વિજ્ઞાનસાહિત્યના આવશ્યક લક્ષણોમાં, વધારે સમૃદ્ધ છે. અત્યારની હાલતમાં તો મ્હને એ સામયિક સાહિત્યનું ક્ષેત્ર વધારે આશાસ્પદ લાગે છે.

આ નવા ફાળામાં ઘણા જુદા જુદા વિષયોનાં પુસ્તકોનો સમાવેશ થાય છે. મ્હારી લાંબી ગેરહાજરીને લીધે તે સર્વની સાથે હું મ્હારી ઇચ્છા જેટલો નિકટ પરિચય મેળવી શક્યો નથી. છતાં મ્હને જે બે મુખ્ય સંસ્કારો પડ્યા છે ત્હેને આપનામાંથી જેઓએ તે પુસ્તકોને બરોબર જોયાં હશે તેઓ સંમત થઇ શકશે એવી આશા રાખું છું. પ્રથમ તો એ કે નવા નવા વિષયો ગુજરાતી વિજ્ઞાનસાહિત્યની અંદર લાવવામાં આવ્યા છે અને વિષયોનું વૈવિધ્ય આ પ્રમાણે વધ્યું છે, જો કે આપણી જરૂર પૂરે તેટલી વિશાળ વિવિધતા તો હજી ઘણી દૂર છે. બીજો સંસ્કાર એ છે કે લગભગ સર્વ ભાષાન્તર છે, તે એટલે સુધી કે વિજ્ઞાનસાહિત્ય રચવાનો એ જ શાહી માર્ગ હોય એવો ભ્રમજનક ઘોષ પણ આપણે કાને પડે છે.

આ નવી સમૃદ્ધિનો સૌથી મ્હોટો હિસ્સો વડોદરાના શ્રીમંત મહારાજ સાહેબના ઉદાર આશ્રયને આભારી છે. ત્હેની કેટલીક હકીકત રા. રા. ભરતરામ મહેતાએ "વડોદરા રાજ્યની સાહિત્યસેવા" નામના લેખમાં આપી છે.[1] તે લેખ ઉપરથી માલૂમ પડે છે કે, "શ્રી સયાજીસાહિત્યમાળા"ના "વિજ્ઞાનગુચ્છ"માં લગભગ ૧૭-૧૮ વૈજ્ઞાનિક પુસ્તકો ગુજરાતીમાં પ્રકટ થયાં છે, અને "શ્રીસયાજી બાળજ્ઞાનમાળા"માં બીજાં ૧૬ પુસ્તકો પ્રકટ થઇ ચૂક્યાં છે. આ બીજી માળાનું દરેક પુસ્તક ૭ ૭ આને મળી શકે છે અને એમાંનાં કેટલાંક બીજી આવૃત્તિ પામ્યાં છે એ તેઓની "લોકપ્રિયતાની સાક્ષી પૂરે છે" પરંતુ "શ્રી સયાજી સાહિત્યમાળા"નાં વૈજ્ઞાનિક પુસ્તકોની પાંચસેં પાંચસેં નકલો પણ પાંચ વર્ષ લગીમાં ખપી ગઇ હોય, ને એકકેની બીજી આવૃત્તિની જરૂર પડી હોય, એમ દેખાતું નથી, તે હકીકત પણ તે જ ન્યાયે વિચારવા જેવી છે.

આટલાં પુસ્તકો ઉપરાંત, આ રાજ્યના ભાષાન્તરખાતાએ "શ્રી સયાજી વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ" બહાર પાડ્યો છે તે વિષે એ જ ભાઇ આપણને જણાવે છે કે "તેનાં સર્વત્ર મુક્તકંઠે વખાણ થયાં છે"—જે વાત મ્હને તથા આપમાંના ઘણાને તદ્દન નવા જ સમાચાર જેવી છે. દુર્ભાગ્યે આ ભાઇનો આખો લેખ આ જ ધાટીના પ્રશંસાત્મક નિવેદનનો છે. આ આખા કાર્યના આટલા સમૂહ માટે, વિજ્ઞાન ઉપર તેઓએ આટલું લક્ષ આપ્યું તે માટે અને આ સઘળા કાર્યની પાછળ જે પરિશ્રમ હોવો જ જોઇએ ત્હેને માટે આ પુસ્તકોના પ્રયોજકોને સર્વ કોઈ પૂરેપૂરા અન્તઃકરણથી અભિનન્દન આપશે. તેઓએ સ્વીકારેલી પદ્ધતિ તથા પ્રકટ કરેલાં પુસ્તકોની વિજ્ઞાનસાહિત્યની દૃષ્ટિએ કીમત એ બન્ને પણ તેટલાં જ સંમાનયોગ્ય હોત તો આપણને

૧. "યુગધર્મ" આસો, ૧૯૭૯, પૃ ૫૫-૬૭.

અધિક આનન્દ થાત. કારણ કે આ બન્ને સંબન્ધી તેઓની તથા ગુજરાતના બીજા ઘણા વિજ્ઞાની કાર્યકર્તાઓની વચ્ચે ગંભીર મતભેદ છે એ છાનું રહે એમ નથી. આપણા દેશમાં વિજ્ઞાની સાહિત્યની જે મુશ્કેલીઓ છે તે જોતાં વડોદરાના આ ઉત્સાહી પ્રયોજકોની કૃતિમાં ન્હાની ન્હાની ખામીઓ હોય તે વિસરવા સર્વ કોઇ તૈયાર છે. પણ આ મતભેદ એવા મહત્ત્વના વિષયનો છે, જે પદ્ધતિ સ્વીકારવામાં આવે ત્હેનાં પરિણામ ગુજરાતના વિજ્ઞાનસાહિત્યને એટલાં પ્રાણરૂપ છે, વગી વડોદરારાજ્યની સાહિત્યસેવા અત્યાર લગી એવી ઉજ્જ્વળ છે, કે આ વિષયમાં કોઇને ય કાંઇ પણ જોરથી કહેવું પડે તો તે સત્યને જ ખાતર, વિજ્ઞાનસાહિત્યની ઉત્પત્તિ તથા ઉન્નતિ એ સર્વમાન્ય ફળને જ ખાતર, તથા વિજ્ઞાન ને સાહિત્ય ઉભયનાં શિષ્ટ ધોરણો આપણા વિજ્ઞાનસાહિત્યમાં સચવાવાં જોઇએ એવી ચીવટને જ લીધે, કહેવાવું જોઇએ. આવા વિવેચનથી ઉત્સાહીઓનો ઉત્સાહભંગ ન થાય અને કાર્ય કરવાની શક્તિવાળાઓ વધારે વિવેક તથા દીર્ઘદૃષ્ટિથી પોતાનો માર્ગ પસંદ કરે, ને પસંદ કરેલો તપાસે, એ જ ઇષ્ટ ઉદ્દેશ છે.

ભાષાન્તરો.

મુખ્ય વાત એ છે કે જે નવું સાહિત્ય વડોદરાએ પ્રકટ કર્યું છે ને હજી પ્રકટ કરવા માગે છે તે સઘળું એકેકા અંગ્રેજી પુસ્તકના ભાષાન્તરના પાયા ઉપર જ થયું છે ને થવાનું છે. ભાષાન્તરને માટે મ્હને તિરસ્કાર નથી, તેમ ત્હેની સામે દુરાગ્રહ નથી. સાહિત્યસર્જનમાં ને સાહિત્યવૃદ્ધિમાં ભાષાન્તરો આવશ્યક અનિવાર્ય ઉપકારક પણ હોય છે. પણ ત્હેની મર્યાદા છે, ને તે ઓળંગવી એમાં સમય–શક્તિ–દ્રવ્યનો દુર્વ્યય ને સાહિત્યના લાઘવનું ભય બન્ને છે. આખો પ્રશ્ન તેથી કરીને આ મર્યાદા નકકી કરવાનો જ છે.

પરભાષાના શિષ્ટ ગ્રન્થો, પ્રથમ પંક્તિના લેખકોની કૃતિઓ, વિદ્વત્તાભરી પર્યેષણાઓ, માનવતાના સામાન્ય પ્રશ્નો ઉપર નવીન પ્રકાશ પાડનારાં પુસ્તકો વગેરે આપણા દેશના ખપ પ્રમાણે તથા વાચકોની ગ્રહણશક્તિ પ્રમાણે, આપણી ભાષામાં ઉતારવાં જ પડશે, અને તે કામ પણ બહુ સમજ વિવેક તથા શક્તિથી થાય તો જ સાર્થક છે. પણ આ એક વાત છે, અને પરભાષામાં જુદી જ ભૂમિકાવાળા વાચકોને માટે તથા તે જ લોકોના વિનોદને માટે તૈયાર થયેલી આખી વાચનમાળાઓ ગુજરાતીમાં ઉતારવાનો લોભ કરવો, અથવા "હોમ યુનિવર્સિટિ લાયબ્રેરી," "પીપલ્સ બુક્સ," "ચિલ્ડ્રન્સ એન્સાઇક્લોપીડીઆ" વગેરે ગુજરાતીમાં તરજુમો કરીને આખીને આખી ઉતારવી એ તદ્દન જુદી વાત છે. તેમાં પણ આવા તરજુમાઓના, અને તે પણ ગમે તેમ પસંદ કરેલાં પુસ્તકોના તરજુમાઓના, ઢગલાથી "ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યના ઉષઃકાલ" ની આશા બાંધવી એ મોહ તો શોકજનક જ છે. એ મોહ મ્હેં પણે એક સમયે અનુભવ્યો છે અને આપણા કેટલાક વિદ્વાનો તેમાં ફસાઈ ગયા હોય એવું ય મ્હેં દીઠું છે, પરંતુ મ્હારી ખાતરી થઇ છે કે આ પહેલી નજરે સ્હેલોસટ તથા ઝડપદાર દેખાતો રસ્તો આખરે લાંબો ને વિફળ નિવડે છે. વિજ્ઞાન જેવા વિષયને માટે તો ખરેખર તેમ જ છે. આપણે પરસાહિત્યનાં જે તત્ત્વો તથા જે સામગ્રી

જોઇએ તે જરૂર લેવાં, પણ તે સંસ્કારો—ભૂમિકા—વાતાવરણ આદિને અનુકૂળ કરીને રજુ થાય ત્યારે જ સફળ અવતાર પામે. વડોદરાની સાહિત્યમાળાનાં વૈજ્ઞાનિક પુસ્તકો માટે પસંદ થયેલાં અંગ્રેજી પુસ્તકો વિજ્ઞાન તરફ ગુજરાતી પ્રજાને આકર્ષવાને માટે એકંદરે યોગ્ય નથી, અને તેઓના ઘણા ખરા શબ્દશઃ તરજુમાઓએ તો અસલ પુસ્તકમાં જે કાંઇ સત્ત્વ હતું તે પણ ન્યૂન કર્યું છે. આવાં પુસ્તકો, ખાસ કરીને ભાષામાં પહેલી વાર યોજાતાં હોય ત્યારે, જે પદ્ધતિ ઉપર ઇંગ્લન્ડમાં રૉસ્કો લૉકીયર આદિ વિજ્ઞાનશાસ્ત્રીઓએ "સાયન્સ પ્રાઇમર" યોજી હતી, તેની પદ્ધતિના આશ્રય ઉપર રચાવાં જોઇએ. વિજ્ઞાનમાં પ્રજાને નવો રસ ઉત્પન્ન કરાવવાને માટે ખરેખરા વિદ્વાનોએ જ પ્રાથમિક પુસ્તકો તૈયાર કરવાં જોઇએઃ તેઓ પરસાહિત્યના શિષ્ટ નમૂનાઓ ધ્યાનમાં રાખશે, પ્રજાને તરત સમજ તથા રસ પડે એવી રીતે પરિચિત દૃષ્ટાન્તો આપી પુસ્તક રચશે, અને તે વિષયના વિદ્વાન હોવાથી એક જ વિદેશી પુસ્તકનાં પાનાંઓમાં સમાયલા જ્ઞાનથી બંધાઇ રહેવાની કષ્ટદાયક જરૂર ત્હેમને નહિ રહે. શેકસ્પીઅરે લખેલ નાટકનું તો ભાષાન્તર કે અનુવાદ જ હોઇ શકેઃ પણ શેકસ્પીઅરનાં જીવન, કૃતિ, સાહિત્યસેવા આદિનું ગુજરાતને જ્ઞાન આપનાર પુસ્તક બે પ્રકારની પદ્ધતિથી થઇ શકે, કાં તો તે કોઇ જાણીતા વિદેશી લેખકના તેવા એક પુસ્તકનું ભાષાન્તર હોય, અથવા તો આપણા કોઇ રસિક વિદ્વાન-શેકસ્પીરીઅન સાહિત્ય બરોબર વાંચી શેકસ્પીઅર ઉપર લખાયલું બરોબર પચાવી તે સર્વનો સુન્દર અર્ક કાઢી પોતાની રીતે તે આપણી પાસે રજુ કરે. આ બે રસ્તાઓમાં વધારે રહેલો કાયો છે એ જેમ સ્પષ્ટ છે તેમ જ વધારે મૂલ્યવાન તથા ચિરંજીવ સાહિત્ય પ્રકટ કરનાર કયો છે એ પણ શું સ્પષ્ટ નથી?

આ સર્વ પ્રશ્નો તથા ત્હેનો વિચાર કેવળ વડોદરાની માળાઓના પ્રયોજકોને માટે નહિ, પરંતુ આપણી અન્ય સાહિત્યસંસ્થાઓના નાયકોને માટે તેમ જ મ્હારા અન્ય ઉત્સાહી બન્ધુઓને માટે પણ રજુ કરું છું.

ગુજરાતની સાહિત્યસંસ્થાઓ.

કારણ કે વડોદરાના ભાષાન્તરખાતા ઉપરાંત બીજી સંસ્થાઓ પણ ગુજરાતી વિજ્ઞાન-સાહિત્યના પ્રશ્નમાં રસ લે છે, પણ ભાષાન્તર સિવાયનો બીજો માર્ગ હજી લગી કોઇએ ઘડ્યો નથી, ને ભાષાન્તરોમાં ય કોઇએ એવી ધ્યાન ખેંચે એવી ફતેહ મેળવી નથી. દાખલા તરીકે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ અત્યાર લગીમાં જે વિજ્ઞાનપુસ્તકો પ્રકટ કર્યાં છે ત્હેની કુલ સંખ્યા જાણી શકાય એમ નથી, અને તે પ્રચાર પામ્યાં નથી, તો પણ તે સંખ્યા તો ન્હાની નથી જ. "ગુજરાતી" પ્રેસ તરફથી, "ફાર્બસ સભા" તરફથી, જીવનલાલ અમરશી જેવા પ્રકાશકો તરફથી પણ એક કે વધારે વિજ્ઞાનપુસ્તકો પ્રકટ થયાં છે.

ગુજરાતની આવી સાહિત્યપ્રકાશક સંસ્થાઓ, સંખ્યા તથા સમૃદ્ધિ બન્નેમાં, એકંદરે સારી સ્થિતિમાં છે એ વાતની સાબીતી રા. રા. હીરાલાલ ત્રિ. પારેખનો "સાહિત્યપ્રકાશક સંસ્થાઓ"ના સંક્ષિપ્ત દિગ્દર્શનનો લેખ આપે છે.[1] બીજી એ વાત પણ તેટલી જ સ્પષ્ટ છે

---

૧. "યુગધર્મ" આસો, ૧૯૭૮. પૃ. ૨૩.

કે પ્રત્યેક સંસ્થા પોતપોતાને ચીલે કામ કરે છે, અને પ્રત્યેકની પૂરેપૂરી સ્વતંત્રતા જાળવીને સૌના સર્વમાન્ય ઉદ્દેશોને માટે તેઓની વચ્ચે કોઈ જાતનો સંપ, કાર્યવિભાગની વહેંચણી, કે સહકારી સંયોજનની રચના કરવાના પ્રયાસ હજી શરૂ પણ થયા નથી. સાહિત્યપરિષદ્ પોતે ય, સમસ્ત ગુજરાતની સંસ્થા તરીકે, તે સર્વનો સમન્વય કરવાને પ્રવૃત્ત થઈ નથી. આ સર્વ સંસ્થાઓ તથા પ્રકાશકો વિજ્ઞાનસાહિત્ય તરફ વધારે ધ્યાન આપે અને તેમાં પણ સ્વતન્ત્ર અભ્યાસથી સાહિત્ય રચનાના માર્ગને પૂરેપૂરો સ્થાપિત કરે એ ઘણું આવશ્યક છે.

ગુજરાતી પત્રો.

વિજ્ઞાનસાહિત્યનું વધારે ગંભીર, વધારે શ્રમવાળું ને સંયોજનની વધારે અપેક્ષા રાખતું કાર્ય આવી સંસ્થાઓ ઉપાડી લે તો ત્હેનું વધારે હળવું, મનોરંજક, ત્વરિત થઇ શકે તેવું ને તાત્કાળિક જિજ્ઞાસાને પૂરે એવું બીજું કાર્ય આપણા પત્રકારો ઉપાડી શકે. અલબત, આવી કોઈ અડગ વહેંચણી થઇ શકે નહિ તેમ તે કરવાની જરૂર પણ નથી. છતાં કેટલુંક કાર્ય કરવાની પત્રકારોને ખાસ સવડ છે ને વારંવાર લાગ મળે છે ત્હેનો લાભ લેવાની આ એક સૂચના જ છે. વિજ્ઞાનની રુચિ કેળવવા, વિજ્ઞાનની સમજ ને વિજ્ઞાનમાં રસ ફેલાવવા, તથા વિજ્ઞાનની જિજ્ઞાસા તૃપ્ત કરવા જેટલું ને જેટલી ત્વરાથી આપણાં પત્રો કરી શકશે તેટલું ને તેટલી ત્વરાથી અન્ય કોઇ પણ કરી શકશે નહિ. સદ્ભાગ્યે આપણા પત્રકારોએ આ કાર્યની કદર કરવાની શરૂઆત કરી છે. જો કે તદ્દન વિજ્ઞાનનાં સામયિક પત્રો-"પુરાતત્ત્વ" સિવાય-ગુજરાતને અજાણ્યાં છે, તો પણ અન્ય સામયિક પત્રો આ વિષય તરફ જોતાં થયાં છે, ને દૈનિક-સાપ્તાહિક પત્રો પણ પ્રસંગોપાત્ત વિજ્ઞાન તરફ દૃષ્ટિ કરે છે. તેઓનું વલન અનુકૂળ છે, તથા વિજ્ઞાનની ઉપયોગિતા પણ તેઓ સ્વીકારે છે. જરૂર એટલી જ બાકી રહી છે કે તેઓ વધારે પ્રવૃત્ત બને, સારા લેખો ને સારૂં સાહિત્ય મેળવવા વધારે યત્ન ને સાહસ કરે, અને વિજ્ઞાનપ્રસારમાં તેઓનું જે મ્હોટું સ્થાન છે તે તેઓ ખરેખર પ્રાપ્ત કરે. આ વિષયનું વધુ વિસ્તારપૂર્વક દર્શન મ્હેં અન્યત્ર[1] હમણાં જ કરેલું છે, એટલે પુનરુક્તિની જરૂર નથી.

વિજ્ઞાની લેખકો.

પરંતુ સંયોજકો ને પ્રકાશકો કરતાં લેખકો કોઇ રીતે ગૌણ મહત્ત્વના નથીઃ ઉલટું, કેટલીક વાર ને કેટલાક પ્રસંગમાં લેખકો સ્પષ્ટ રીતે ગુરુપદે છે. અન્ય સાહિત્યની પેઠે વિજ્ઞાન-સાહિત્યને માટે ય ઘણા લેખકો ને જુદા જુદા પ્રકારના લેખકોની જરૂર છે. તેમાં ય પ્રતિભાશાળી લેખકોની જરૂર તો સર્વત્ર હોય જ. ગુજરાતી વિજ્ઞાનસાહિત્યની સેવામાં એક ગોવર્ધનરામ કે એક ગાંધીજી, એક ન્હાનાલાલ કે એક મુનશી, ઉદ્ભવ પામે તો તે સાહિત્યની પ્રગતિ કેટલી ઝડપથી થવા લાગે ! પણ પ્રતિભાની ઉત્પત્તિનાં કાંઇ શાસ્ત્ર કે નિયમ હોતાં નથી—હશે તો હજી જડ્યાં નથી, અને તેવાઓને " હે લસેસ " પેદા કરવાનાં કારખાનાં હજી કલ્પી પણ શકાતાં નથી. એવા કોઇ લેખક કે લેખકોને વિજ્ઞાનસાહિત્ય માટે ગુજરાત મેળવે ત્યાં લગી આપણા જેવા પ્રાકૃતજનોએ આપણા ઉત્સાહથી તથા શ્રમથી એવા આગમનની તૈયારી માટે ઘણું પ્રાથમિક કાર્ય, ઘણું "spade-work,"

---

૧. "નવચેતન." એપ્રિલ ૧૯૨૪, પૃ. ૫–૯

કરી રાખવું પડે છે. તેમ આપણી ન્હાની સંખ્યા પાકા સંગઠનથી, પ્રતિભાનું તો નહિ, પણ મ્હોટી સંખ્યાનું કાર્ય તો બેશક સાધી શકશે. "કાકા" કાલેલકર જેવો એક જ લેખક, વિજ્ઞાનસાહિત્યના કોઇ એક કે વધુ અંગ તરફ પોતાનું જ્ઞાન ને શક્તિ વાળે તો બીજા કેટલા ય લેખકોના એક દળ કરતાં ય વધુ મૂલ્યવાન ફળ અર્પી શકે !

ખરૂં જોતાં, આપણી યુનિવર્સિટિઓ, ત્હેની રાક્ષસી અપૂર્ણતાઓ છતાં, વૈજ્ઞાનિક લેખકોની ગુપ્ત ખાણ છે. કારણ કે બીજા થોડાક અપવાદો બાદ કરીએ તો વિજ્ઞાનનો પ્રસાર અત્યારે યુનિવર્સિટિઓ દ્વારા જ આપણા દેશમાં થાય છે. હિન્દના બીજા મુખ્ય પ્રાન્તોના કરતા ય મુંબઇમાં વિજ્ઞાનનું શિક્ષણ અત્યારે ઓછું ને ઉતરતું છે, અને, મુંબાઇમાં "રૉયલ ઇન્સ્ટિટ્યૂટ ઑવ સાયન્સ"નો આરંભ થયા છતાં ય, વિજ્ઞાનશાસ્ત્રોના અભ્યાસની તથા શોધખોળની સગવડ કમ છે. સંશોધન પોત ય લગભગ નહિ જેવું છે. પણ આ સ્થિતિ સુધરશે, "કાળ પોતે ત્હેની તરફ છે," અને વિજ્ઞાનનું શિક્ષણ લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા છેલ્લાં ચાર વર્ષમાં ઝડપથી વધી છે. વિજ્ઞાનનાં જે થોડાં શાસ્ત્રો અંહીં શીખવાય છે ત્હેના અભ્યાસક તથા વિજ્ઞાનની જુદી જુદી ડીગ્રી મેળવનાર ગુજરાતીઓની સંખ્યા હરસાલ વધતી જાય છે, એટલું જ નહિ પણ મુંબાઇમાં, બૅંગલોરમાં ને પરદેશમાં વિજ્ઞાનનાં કોઇ શાસ્ત્રનો આગળ અભ્યાસ કરનારા તેમ જ સંશોધન કરનારા ગુજરાતીઓની સંખ્યા—બગાળ પંજાબ આદિને મુકાબલે ન્હાની હોવા છતાં—વધતી જાય છે. આ એક શુભ ચિહ્ન છે.

વળી આપણા ઇલાકાની અંદર તેમ જ ઇલાકાની બહાર, શાળાઓ, કૉલેજો ને યુનિવર્સિટિઓમાં જુદા જુદા પ્રકારના અધ્યાપકની પદવીઓ ઉપર જે ગુજરાતીઓ છે તેઓમાંનું સારૂં પ્રમાણ રસાયન–ભૌતિક–વનસ્પતિ–ગણિત–સમાજ–અર્થ–ભૂમિ ઇત્યાદિના વિજ્ઞાનશાસ્ત્રોમાં નિપુણ છે. તેઓ વિજ્ઞાનના અભ્યાસમાં તથા શિક્ષણમાં રસ લે છે અને ગુજરાતી વિજ્ઞાનસાહિત્યની સેવા માટે શોખ ધરાવે છે, અથવા ધરાવી શકે છે. આ સેવાને માટે તેઓને અસાધારણ અનુકૂળતા તથા ખાસ લાયકાત છે. "સાક્ષરતા," "સાહિત્ય" વગેરેથી ભડકવાની કે ગભરાવાની તેઓને જરૂર નથી. માતૃભાષામાં રહેલી ને સાદી રીતે લખવાની ટેવ પાડવી એ મુશ્કેલ નથી—મુશ્કેલ લાગે તો પણ અશક્ય નથી, અને કર્તવ્યરૂપ તો છે જ. ઘણાઓ એમ મોડી ઉમરે શીખ્યા છે ને સારા લેખક થયા છે. વળી મદદ કરનાર અન્ય ગુજરાતી લેખકો ને વિદ્વાનો અલભ્ય નથી.

### વિજ્ઞાનની પરિભાષા.

પણ વિજ્ઞાનના ગુજરાતી સાહિત્યને લગતી આપણી મ્હોટામાં મ્હોટામાં મ્હોટી મુશ્કેલી વિજ્ઞાનની પરિભાષાની છે. પ્રત્યેક અનુભવી વિદ્વાન જાણે છે તેમ આપણને સૌથી વધારે અવરોધક તથા સૌથી વધારે વિલમ્બકારક આ જ મુશ્કેલી છે. એક રીતે એનો સંતોષકારક નિકાલ જેમ બને તેમ વ્હેલો આવે તો લેખકો તથા વાચકો બન્નેને ઘણી સરળતા થાય. નહિ તો વાચકો ને અભ્યાસકોને ગોટાળા થશે, ઘણા લેખકોનો ઉત્સાહ આ પહેલી જ મુશ્કેલીથી ભાગી જશે, વાચનસામગ્રીનું દારિદ્ર્ય વધારે કાળ લંબાશે, અને તે દરમ્યાન કેટલાક લેખકો—

ત્વરાને લીધે, માર્ગદર્શનના અભાવને લીધે તથા, પરિભાષાના સમગ્ર ક્ષેત્ર તરફ સ્વાભાવિક રીતે તેઓનું અલક્ષ્ય હોવાથી, સંકુચિત દૃષ્ટિને લીધે–એવા પણ શબ્દો દાખલ કરી દેશે જે આગળ ઉપર નડશે.

એકપાસથી આટલી તાકીદ હોવા છતાં, આ વિષયમાં લગાર પણ ઉતરનાર દરેક જણે જોયું જ હશે કે વિજ્ઞાનની પરિભાષાનું કામ કઠિન, નવીન પ્રકારનું ને ઘણી રીતે અટપટું છે. તેથી તે ઘણી ધીરજભરી સંભાળથી, ઘણી બાજુઓના વિચાર પછી અને ઘણા વિદ્વાનોના સહકારી પરિશ્રમવતી જ સિદ્ધ થાય એવું છે. વળી ભાષાનો વિષય જ એવો છે કે બે ચાર વિદ્વાનોએ દસવીસ હજાર શબ્દો, પોતાના અભ્યાસગૃહમાં, તૈયાર કર્યા, પછી પ્રકટ કર્યાં, કદાચિત્ થોડાં પુસ્તકોમાં કે લેખોમાં તે વાપર્યા, તેટલા જ માત્રથી તે શબ્દો ચલણી સિક્કા થઇ ભાષામાં રૂઢ થતા નથી. ખરી પરિભાષા, અને તે પણ અહીની પેઠે આરંભની પરિભાષા, પોતાના સ્વીકાર તથા વૃદ્ધિને માટે બીજાં બળોની તથા ઘણાં વર્ષોની અપેક્ષા રાખે છે.

ત્વરા ને ધીરજની આવી વિષમ આવશ્યકતા છતાં, પરિભાષાનો પ્રશ્ન ગુજરાતની પાસે કાંઇ પહેલી જ વાર ઉભો થયો નથી, અને વળી એ પ્રશ્ન કાંઇ એકલા ગુજરાતનો જ નથી.

અત્યાર લગીના પ્રયાસો

આ પ્રશ્નના મહત્ત્વને ઉચિત ગાભીર્યથી તથા વિદ્વત્સંયોજનથી એને હાથમાં લેનાર સૌથી પહેલા પ્રો. ત્રિભુવનદાસ ક. ગજ્જર હતા. સન ૧૮૮૮ માં–તે પહેલાં આવો પ્રયાસ હિન્દમા કોઇ સ્થળે થયેલો મ્હારી જાણમાં નથી–એમણે કેવળ ગુજરાતી જ નહિ પણ ગુજરાતી–મરાઠી–હિન્દી વિજ્ઞાન–કોષ રચવાની અપૂર્વ તૈયારી કરી હતી. સંયોગવશાત્, આપણે સૌ જાણીએ છીએ તેમ, આ કાર્ય એમને અધવચ છોડવું પડ્યુ હતું.

તે પછીનો નોંધવા લાયક પ્રયાસ (શ્રીયુત જોગશચન્દ્ર રાયના એક લેખ પ્રમાણે[1]) કદાચિત્ બંગીય સાહિત્યપરિદનો હતો, પણ કટકે કટકે કેટલોક શબ્દસંગ્રહ બહાર પાડ્યા પછી તેઓએ તરત જોયુ કે નથી તેમા કોઇને રસ કે નથી થતો હેનો કાંઈ ઉપયોગ ! આથી નિરાશ થઇ તેઓએ આ કાર્ય છોડી દીધું.

તે પછીનો પ્રયાસ કાશીની નાગરી–પ્રચારિણી સભાએ શ્રીયુત શ્યામસુન્દર દાસના સમર્થ નાયકપણા નીચે કર્યો. આ કાર્ય વધારે નમ્ર પણ સૌથી વધારે સંગીન થયુ. ઘણા વિદ્વાનો તેમાં સામેલ હતા, ઘણાં વર્ષોનો શ્રમ હતો, અને જો કે વિજ્ઞાનની થોડીક જ શાખાઓનો હેમણે વિચાર કર્યો હતો–જીવનશાસ્ત્ર, વનસ્પતિ ને પ્રાણિશાસ્ત્ર આદિનો પણ સ્પર્શ ન્હોતો કર્યો–તો પણ, તે તે શાખાના પ્રાથમિક અગત્યના પારિભાષિક શબ્દો તૈયાર કરાવી, તે તે શાખાની તળે ગોઠવી, સન ૧૯૦૬ માં એમણે "હિન્દી વિજ્ઞાનકોષ" પ્રકટ કર્યો ત્યારે અન્ય ભાષાઓના વિદ્વાનો પણ તેથી પ્રસન્ન થયા. આટલે વર્ષે હેની ખામીઓ વધારે મ્હોટી દેખાય એ બને, પણ તે કાર્ય ને કાર્યપદ્ધતિ બન્ને સંમાનયોગ્ય હતાં. તે પછી લગભગ દરેક વર્ષે પ્રયાગની "વર્નાક્યુલર સાયેન્ટિફિક સોસાયટી" એ હિન્દી ભાષામાં "વિજ્ઞાન"

---

૧. "મૉડર્ન રીવ્યુ," ઑગસ્ટ, ૧૯૨૨, પૃ ૧૬૧.

નામનું માસિક પ્રકટ કરવા માંડયું. ત્હેને અંગે ત્હેના પ્રયોજકોએ હિન્દી વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ' ભંડોળ વધાર્યું એટલું જ નહિ પણ ઘણાં વજ્ઞાનશાસ્ત્રોના શબ્દો તૈયાર કર્યા. છેલ્લાં ચારે વર્ષ થયાં તેઓના સંસર્ગમાં હું નથી તેથી તેઓની સફળતા કેટલી થઇ તે બરોબર કહી શકતો નથી.

પંજાબી, મરાઠી તથા દક્ષિણની દ્રાવિડ ભાષાઓમાં ય જાણવા જેવા પ્રયાસો થયા હશે. તેમ નિઝામ સરકારની ઉસમાનીઆ યુનિવર્સિટિને અંગે પદવી લગીનું સર્વ વિષયોનું શિક્ષણ ઉર્દુમાં જ આપી શકાય તે માટે ઉર્દુ સાહિત્ય તૈયાર થવા માંડયું હતું. તેઓએ સ્વીકારેલી વૈજ્ઞાનિક પરિભાષામાંથી પણ ગુજરાતીને કાંઇક પ્રકાશ મળશે. આ પ્રત્યેક વિષેની વધારે હકીકતો કોઇ જાણનાર પ્રકટ કરશે તો બહુ ઉપયોગી થશે.

આજે ગુજરાતે ફરીથી આ સવાલને આગળ કર્યો છે, ને તે માટે ખરો ધન્યવાદ વડો-દરાના કેટલાક કાર્યકર્તાઓને ઘટે છે. " શ્રી સયાજી વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ " વડોદરારાજ્યના " વિદ્યાધિકારી કચેરી–ભાષાન્તર શાખા " તરફથી તૈયાર થયો

આજના ગુજરાતી પ્રયાસો છેઃ ત્હેની " વિભૂતિના એક અંશમાત્ર " જેવો એક સંગ્રહ પ્રકટ

થયો છે. તે " કેવળ નમૂનારૂપે પ્રસિદ્ધ કરવામાં આવેછે, " અને ત્હેના પ્રયોજકો વડોદરાના બે ઉત્સાહી સાક્ષરો, રા. રા. જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરા અને રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા છે. સાહિત્યપરિષદ્‌ના આ બે માજી મંત્રીઓને આપ સૌ જાણો છો જ. ફક્ત એટલું કહેવું જોઇએ કે પ્રો. ગજ્જરે લગભગ પાંત્રીસ વર્ષ પહેલા શરૂ કરેલા કાર્યનો આમાં કેટલો ઉપયોગ થયો છે એ અગત્યની તથા જાણવા જેવી હકીકત ઉપર કાંઇ પ્રકાશ હજી લગી પડ્યો નથી.

આ ઉપરાંત અમદાવાદની વિદ્યાપીઠે " ગણિતની પરિભાષા" વિષે થોડુંક પ્રકટ કર્યું છે,[1] અને આપણી વિજ્ઞાનસમિતિના "રીપૉર્ટ"ને અન્તે, પ્રો. વીરમિત્ર દીવેટીઆ, રા. રા. પ્રીતમ-રાય, વડોદરાની "કેમિસ્ટ ક્લબ" વગેરેની પ્રસાદીઓ, વિશેષ શબ્દસંગ્રહ તરીકે, આપની સમક્ષ રજુ થઈ છે.

આ સર્વ પ્રયાસોના ભાવને આપ જરૂર વધાવી લેશો. વૈજ્ઞાનિક પરિભાષાનું કાર્ય કાવ્ય કે કથાવાચનના જેવું આકર્ષક નથી, તે છતાં ગુજરાતે તે કઠિન ને શુષ્ક જણાતું કામ હાથમાં લીધુ એ "આવકારલાયક" છે. તે કામ હવે આગળ વધે ને, કદાચિત્ ધીરે ધીરે પણ, યોગ્ય રીતે સંતોષકારક ઉત્કર્ષ પામે એ હવે બાકી છે.

આ પ્રયાસોની વિગતવાર તુલનાનું કામ તો વિજ્ઞાનીઓની તથા ભાષા–શાસ્ત્રીઓની મિશ્ર સમિતિ જ કરી શકે. તેથી કેટલાંક સામાન્ય અવલોકનો જ અંહીં આપની વિચારણાને માટે રજુ કરીશ.

---

૧ રા. હીરાલાલ ત્રિ. પારેખ, "યુગધર્મ" શ્રાવણ ૧૯૮૫, પૃ ૪૦૦

આ સર્વ પ્રયાસોમાં, તેમ જ તે સિવાયનાં કેટલાંક ભાષાન્તરી પુસ્તકોમાં ભાષાન્તર-કર્તાઓએ પોતે જ બનાવેલા ને વાપરેલ શબ્દસંગ્રહોમાં, એક સામાન્ય ન્યૂનતા દૃષ્ટિએ પડે છે, અને તે આવા શબ્દસંગ્રહના આધારરૂપે પ્રયોજકે

**સામાન્ય નિયમોનો નિશ્ચય.**

માનેલા ને પાળેલા નિયમોનું સંપૂર્ણ અકથન છે. વિજ્ઞાનપરિભાષા રચવામાં જે જે દૃષ્ટિઓ સામાન્ય રૂપમાં હાજર રહેવી જોઇએ તથા જે જે પરસ્પર વિરોધી દાવાઓ ઉત્પન્ન થાય છે તેઓના નિર્ણયમાં કીયાં ધોરણ, કીયા નિયમ ને શી પદ્ધતિ સ્વીકારાઇ છે, તથા એ નિર્ણયો પણ શા છે, તે સર્વનું સ્પષ્ટ નિવેદન કોઇ સ્થળે દેખાયું નથી. ખરે, "સયાજી વૈજ્ઞાનિક શબ્દ-સંગ્રહ" જેવા, સોળ વિદ્યાઓની પરિભાષાનો તથા આઠ હજાર વૈજ્ઞાનિક શબ્દોનો સમાવેશ કરતા, મ્હોટા કોષમાં પણ મૌલિક નિયમો કીયા છે તે વાચકે જ ખોળી કાઢવાનું રહ્યું છે, અને-સત્યને ખાતર ઉમેરવું જોઇએ કે-તે ખોળ્યા પછી પણ ઘણી વાર સ્પષ્ટ માલૂમ પડતું નથી.

તે છતાં એ તો દેખીતી વાત છે કે આવાં નિવેદન સિવાય કોઇ પણ શબ્દ-સંગ્રહને ન્યાય થઈ શકે નહિ, ત્હેની ઉપર યોગ્ય ચર્ચા પણ થઇ શકે નહિ, અને તે વિના નિર્ણય પણ થઇ શકે નહિ. જો કે આ પ્રશ્નમાં વિગતોનું મહત્ત્વ કમ થઇ શકે એમ નથી અને સામાન્ય નિયમો નક્કી કર્યાં પછી પણ વિગતો કેવી રીતે નક્કી થાય છે એના ઉપર આખી સફળતાનો પુષ્કળ આધાર છે, તો પણ પરિભાષાના ભૂમિકા-કાર્યમાં જ સામાન્ય નિયમો નક્કી કરવાની પહેલી જરૂર ઉભી થાય છેઃ ત્યાર પછી જ, અને અન્ય પ્રયોજકો, અન્ય વિચારકો ને અન્ય વિદ્વાનોના વિવેચન પછી જ, કાંઇક એવી એકમતીની, અથવા લગભગ એકમતીની, આશા રાખી શકાય જે ગુજરાતી વિજ્ઞાનપરિભાષાના પ્રશ્નમાં, અન્ય પ્રશ્નોની માફક, મૌલિક રીતે આવશ્યક છે.

આજે ગુજરાતમાં જુદા જુદા કાર્યકર્તાઓએ આ સવાલ ઉપાડ્યો છે તેમાંથી એક લાભ એ મળી શકશે કે જુદી જુદી દૃષ્ટિઓ વધારે અસરકારક રીતે રજુ થઇ શકશે. 'સયાજી વૈજ્ઞાનિક શબ્દ-સંગ્રહ" ના પ્રયોજકોએ કેવળ શબ્દો ઘડ્યા છે એટલું જ નહિ પણ તેઓનો લગભગ ૩૫-૩૬ પુસ્તકોમાં ઉપયોગ પણ કર્યો છે. કોઇને આ ઉતાવળ લાગી હશે, તો બીજી પાસથી એમના પ્રયોગ તપાસવાનું એમને તથા અન્ય જનોને એક વધારે સાધન મળ્યું છે એ પણ સ્વીકારાશે. એ પ્રયોજકોએ સ્વીકારેલી પદ્ધતિ સ્હામે ઘણા મત પ્રકટ થયા છે અને અત્યારના ગુજરાતી વૈજ્ઞાનિક કાર્યકર્તાઓમાંનો મ્હોટો ભાગ મ્હારી જાણ પ્રમાણે એ પદ્ધતિને પસંદ કરતો નથી. આ સ્થિતિમાંથી બહાર નીકળવાનો, અને વિજ્ઞાનપરિભાષાનું કામ આગળ વધારવાનો ખરો માર્ગ મ્હેં ઉપર સૂચવ્યો તે જ છે કે, વડોદરાના પ્રયોજકો, અન્ય પ્રયોજકો તથા આમાં રસ લેતા અન્ય વિદ્વાનો સૌ પોતપોતે યોગ્ય માનેલા નિયમો સંક્ષેપમાં પણ સ્પષ્ટ ખુલાસાની સાથે પ્રકટ કરે. મ્હારી સમજ પ્રમાણે વિજ્ઞાનસમિતિ આટલી વ્યવસ્થા હાથમાં લઇ શકે. તે પછી જ ખરી શાસ્ત્રીય ચર્ચા થઇ શકે અને આપણે કાંઇક નિર્ણયો કરી આગળ વધી શકીએ. આવા નિર્ણયો એકદમ, એક જ ચર્ચામાં, કે

એક જ વર્ષમાં પણ થઇ જાય એમ ન બને તો આપણને વધારે ધીરજ ને વધારે ખંત રાખવી પડશે.

આ વિચારણામાં સહાયક થાય એવી બીજી કેટલીક સામગ્રી આપણી કને મોજૂદ છે તે વિસારવી ન જોઇએ. સાહિત્યપરિષદ્‌નાં જુદાં જુદાં પ્રમુખસ્થાનોએથી આપણા સાહિત્યને જે મૂલ્યવાન સમૃદ્ધિઓ મળેલી છે તેઓમાંનાં ઘણામાં વિજ્ઞાનપરિભાષાના પ્રશ્નનો સંક્ષેપમાં પણ મુદ્દાસર સ્પર્શ કરેલો છે. જો કે તેઓમાં, ગત વિજ્ઞાનવિભાગના પ્રમુખ સિવાય, કોઇ પણ વિજ્ઞાનશાસ્ત્રી ન્હોતા, તો પણ ભાષા ને સાહિત્યનાં શાસ્ત્રોના તેઓ ઊંડા અથવા વ્યાવહારિક અભ્યાસી હોવાથી, તેઓએ જે પ્રકાશ નાંખ્યો છે તે થોડો હોવા છતાં મ્હને અનુભવ ને ડહાપણનાં તત્ત્વોથી સમૃદ્ધ લાગ્યો છે. એ ભલામણો મ્હને લાગે છે કે આપણી વિચારણામાં ઘણી સહાયક થવી જોઇએ. વળી વિજ્ઞાનપરિભાષા વિષે જ કેટલાક લેખો પરિષદ્‌ના અહેવાલોમાં છપાયા છે, ને બીજા અન્યત્ર પ્રકટ થયા હશે. સૌથી વધારે માર્ગદર્શક બે લેખો મ્હારા જાણવામાં છે, અને જો કે કોઇની એકેકેએક ભલામણની સાથે પ્રત્યેક જણ સંમત ન થાય એ સ્વાભાવિક છે, તો પણ એકંદરે તે બન્ને તલસ્પર્શી ને ગ્રાહક દૃષ્ટિ પ્રકટ કરે છે એ નિઃસંશય છે. એક રા. રા. પોપટલાલ ગોવિન્દલાલ શાહનો "ગુજરાતી વિજ્ઞાન કોષ" ઉપર "સાહિત્ય" પત્રમાં (સન ૧૯૨૦ના સપ્ટેમ્બર અંકમાં) પ્રકટ થયેલો વિવેચનાત્મક લેખ અને બીજો, તેથી ય વધારે મૌલિક વિચારણાવાળો, શ્રીયુત જોગેશચન્દ્ર રાયનો, "સયાજી વૈજ્ઞાનિક શબ્દ-સંગ્રહ"ની સમાલોચનાનો "મૉડર્ન રીવ્યુ" (ઑગસ્ટ ૧૯૨૨) માં પ્રકટ થયેલ અંગ્રેજી લેખ.

**કેટલીક ખાસ મુશ્કેલીઓ.**

બીજી એક વાત વિસરવા યોગ્ય નથી. સામાન્ય શબ્દકોષ અને ગુજરાતી ભાષાના આવા વૈજ્ઞાનિક શબ્દકોષની વચ્ચે કેટલીક બાબતમાં મ્હોટો ફેર છે. સામાન્ય શબ્દકોષમાં ભાષામાં પ્રચલિત થઇ ગયેલા શબ્દોનો જ સંગ્રહ હોય છે, અને તેઓના જુદા જુદા રૂઢ અર્થોનો નિર્દેશ કરેલો હોય છે. આપણું કામ આ અને એ કરતાં ય વધારે છે. પ્રચલિત વૈજ્ઞાનિક શબ્દોનો સંગ્રહ કરવો એ તો આવા કોષકારનાં કામોમાંનુ એક છેઃ અત્યાર લગીમાં જે જે વિજ્ઞાનપુસ્તકો ને વિજ્ઞાનલેખો ગુજરાતીમાં પ્રકટ થયેલાં છે તેઓમાં, તથા જે જુદાં જુદાં વ્યાવહારિક વિજ્ઞાન-શાસ્ત્રો ગુજરાતના હુન્નરકળાને લગતાં છે, જે ઉપર પુસ્તકો પ્રકટ થયાં નથી, અને જેના પારિભાષિક શબ્દો તેઓના ખાસ કારીગરો તથા ઉસ્તાદોમાં જ મુખ્યત્વે ફરી વળે છે તેઓમાં જેટલું શબ્દભંડોળ છે તે સઘળું ભેગું કરવાનું કાર્ય, એ તો હજી એક જ કામ થયું. કેટલાક પ્રચલિત શબ્દોનો અર્થનિર્ણય કરવાનું તથા ત્હેને મળતા અંગ્રેજી શબ્દોનો નિર્ણય કરવાનું કામ પણ આની સાથે જ કરવાનું છે. કેટલાક શબ્દો તો અર્ધપ્રચલિત જેવા હોય છે, કારણ કે કોઇ લેખકોએ તેઓને નવા જ યોજી ઉપયોગમાં લીધા હોય છે, તેઓની યોગ્યતા તથા તેઓની પ્રચલિતતા બન્નેનું ખરૂં મૂલ્ય આંકવું બહુ મુશ્કેલ પડે છે. તો પણ વિવેક તથા ઉદાર દૃષ્ટિથી તે કાર્ય પણ કરવા યોગ્ય છે.

આમાં જે એક મુશ્કેલી હમણાં જ ઉભી થઇ છે ને જે થવી જોઇતી ન હતી તે "સયાજી વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ"ના યોજકોની એક રીતિને આભારી છે. આ રીતિ ઉપર તેઓ બને તેટલો જલ્દી વિચાર કરે ને ત્હેનો ત્યાગ કરવાનું યોગ્ય સમજે એ આ દૃષ્ટિએ બહુ જ જરૂરનું છે. તે મુશ્કેલી અંગ્રેજી શબ્દોને સંસ્કૃત વેશ પહેરાવી, બન્ને મૂળમાંથી તેઓને ખસેડી એકદમ સાહિત્યમાં ઉમેરવાથી ઉત્પન્ન થઇ છે. દાખલા તરીકે આ સંગ્રહમાંથી પુષ્કળ શબ્દો આપી શકાય એવા છે તેમાંના કેટલાક, ખાસ કરીને રસાયનવિદ્યાને લગતા, સ્પષ્ટતા માટે, નીચે રજુ કરૂં છુંઃ

| અંગ્રેજી. | નવો રચેલો. | અંગ્રેજી. | નવો રચેલો. |
|---|---|---|---|
| આર્ગોન. | આર્જન. | ઑસ્મિઅમ. | આમોદક. |
| એરિયમ. | ભારાય. | સેલીનીઅમ. | સૌમ્ય. |
| બિસ્મથ. | વિષમથ. | ટેન્ટેલમ્ | તંત્રિલીય. |
| નીઓંન. | નવીન. | નાઇટ્રોજન. | નત્ર. |

આ કૃત્રિમ તથા ભ્રમજનક રીતિને કોઇ પણ ભાષાશાસ્ત્રી અનુમતિ આપે તો મ્હને આશ્ચર્ય થાય. કોઇ અંગ્રેજી શબ્દ ઘણાં વર્ષો લગી રૂઢ થઇ જનતાને મુખે આવા પ્રકારની વિકૃતિ પામ્યો હોય, ત્હેને સ્વીકારવો એ એક વાત છે, અને આમ પહેલેથી વિકૃત કરી, સંસ્કૃત ધ્વનિથી કાંઇ અર્થમયતાનું સૂચન પણ કરવું, એ તદ્દન જુદી વાત છે. એક તદ્દન અનાવશ્યક મુશ્કેલી આ પ્રમાણે ઉભી થાય છે, અને તે વધે તે પહેલાં ત્હેને રોકી દેવી એ ડહાપણ છે.

આ ઉદાહરણોમાં ગુજરાતી પર્યાય તરીકે મૂકાયલા શબ્દો સંસ્કૃત વેશ ધારી હોવા છતાં કાંઇ પણ અર્થરહિત હતાઃ બીજા કેટલાક શબ્દો સંસ્કૃત તથા અર્થવાળા હોવા છતાં, અનુચિત અર્થવાળા હોય છે અને તેથી ય મુશ્કેલી થાય છે. એ ખરૂં છે કે તદ્દન નવા શબ્દો બનાવવાને બદલે કોઇ જૂનો શબ્દ અથવા શબ્દસમૂહ નવો અર્થ પ્રકટ કરવાને સમર્થ હોય તો તે રસ્તો વધારે સારો છે. પણ તે શબ્દની અર્થશક્તિનું પૂરેપૂરૂં તોલ તો કાઢવું જ જોઇએ. દાખલા તરીકે નીચેના પર્યાયો અર્થરહિત નથી છતાં અયોગ્ય ને ભ્રમજનક અર્થનો જ ધ્વનિ કરે છે.

હાઇડ્રોજન માટે આર્દ્રવાયુ. એમોનિઆ માટે અપાનવાયુ,
હાઇડ્રૉલિસિસ ,, જલહરણ. હાઇડ્રો-કારબન ,, આર્દ્રાંગિરસ.

પ્રત્યેક વિજ્ઞાની લેખક આ રીતિએ અનુસરીને પોતાની મોજી મરજી માફક શબ્દો વાપરવા અને રચવા લાગે, તો ગુજરાતી શબ્દસંગ્રહ એકદમ મ્હોટો તો થઇ જાય!

વિજ્ઞાનશબ્દકોષની મ્હોટામાં મ્હોટી મુશ્કેલી, આ પ્રમાણે, નવીન અર્થોનો નિર્ણય કરવાની અને નવીન શબ્દો ખોળી કાઢવાની છે. આ વિષયની સ્વાભાવિક મુશ્કેલી વધવાનાં કારણોમાં કૃત્રિમ એકરૂપતા માટેનો આગ્રહ પણ એક છે. કેટલાકને દરેક શબ્દ સંસ્કૃત અથવા સંસ્કૃતવેશી હોય તો જ સંતોષ થાય છે, ત્યારે કોઇકને આખી પરિભાષા એકદમ અંગ્રેજી ઉપરથી ઉતારી લીધી હોય તો જ ચ્હેન પડે છે. વળી કોઇક એવા પણ હશે કે એક જૂનો શબ્દ મળી આવતો હોય તો પછી તે ઉપરાંત તે જ અર્થનિર્દેશ માટે બીજો સંસ્કૃત કે અંગ્રેજી

પર્યાય સહન કરી શકે નહિ. આ મુશ્કેલી રસાયન, પ્રાણી, વનસ્પતિ, ભૂમિ, શરીર ઇત્યાદિ શાસ્ત્રો માટે ખાસ ઉભી થાય છે, કારણ કે તેઓનો મ્હોટો ભાગ વર્ણનાત્મક હોવાથી પ્રત્યેકને માં હજારો નવા પદાર્થોનાં નામ ખોળવાની જરૂર પડે છે : તે તે શાસ્ત્રની ગુજરાતીમાં બહુ થોડી ખિલવણી હોવાથી ગુજરાતીમાં તેમાંના ઘણા પદાર્થોનું જ્ઞાન ને નામ પણ હોતાં નથી.

આવાં વિજ્ઞાનશાસ્ત્રોને માટે શબ્દો રચવામાં કોઇ એક સામાન્ય પદ્ધતિના અને તદનુસારિ એકરૂપતાના ફાયદા સમજી શકાય એવા છે. પણ દેખીતી રીતે અહિં અતિયોગ પણ થાય એમ છે. કેટલાંક સ્વાભાવિક ને પ્રાણપ્રદ તત્ત્વોને "બૉયકૉટ" કરવાની વૃત્તિ પણ જન્મ પામી શકે છે અને ભાષાની સમૃદ્ધિનાં કેટલાંક નૈસર્ગિક દ્વાર બંધ પણ કરાય છે. તેમાં, ખાસ કરીને જરા વધુ વપરાશના સામાન્ય શબ્દોને માટે, એમ પણ પૂછવું પડે છે કે તે અર્થ અથવા તે પદાર્થને સૂચરનાર એક કરતાં વધારે શબ્દ ભાષામાં હોય તો શું ખોટું છે?

આખરે ય જેવી પ્રજા તેવી ભાષા. ગુજરાતી ભાષા કોની છે? ગુજરાત કોની છે! ગુજરાતી પ્રજા કોણ છે? એ સર્વ વિષે લગભગ અર્ધી સદી ઉપર "વીર" નર્મદે આપણ-ને અમર શબ્દોમાં શીખવ્યું છે તે આપણાથી કદી ભૂલી જવાશે કે!

આપણી વિજ્ઞાનપરિભાષાનો પાયો (૧) સંસ્કૃત, (૨) ફારસી, અરબ્બી, કે (૩) અંગ્રેજી એમાંથી શેનો હોવો જોઇએ એ સૌથી વધારે વિવાદકારક ને સૌથી વધારે મૌલિક પ્રશ્નનું

નિર્ણયભૂમિ.

સમાધાન, (૧) ગુજરાતી ભાષાનું વ્યક્તિત્વ, (૨) પ્રત્યેક સાધન-માર્ગની અનુકૂળતા ને સામર્થ્ય, (૩) અન્ય હિન્દી ભાષાઓએ સ્વીકારેલાં ધોરણ, અને (૪) હિન્દની બહારની સમસ્ત વિજ્ઞાનની આલમ સાથે ગુજરાતી વિજ્ઞાનને તથા ગુજરાતી વિજ્ઞાનસાહિત્યને જાળવવાનો સંબન્ધ—એ સર્વની વિવેકપૂર્ણ વિચારણાથી જ થઇ શકશે. એ ચારમાંથી પ્રત્યેકને એકી વખતે પૂરેપૂરૂ માન આપવું અશક્ય છે, કારણ કે ઘણીવાર પ્રત્યેકની માગણી અન્યના વિરો-ધમાં ઉભી થશે. પરંતુ એ પણ નિર્વિવાદ છે કે એ ચારમાંથી કોઇની ય તદ્દન અવગણના કરવી અને વિજ્ઞાનની ગુજરાતી પરિભાષાનો સ્થાયી ને અચળ પાયો નાંખવાની આશા રાખવી એ અશક્ય છે,

આ ઉપરાંત બીજા ઘણા સવાલો પરિભાષાને અંગે ઉભા થશે, પણ તેઓમાંના ઘણા ખરા વિગતના છે (જો કે તેથી અગત્યવિનાના છે એમ સમજવાનું નથી).

સંક્ષેપમાં, આ સમગ્ર પ્રશ્નનું અવલોકન કરતાં એમ જણાય છે કે વિજ્ઞાનની ગુજરાતી પરિભાષાને માટે એક પાસથી જૂની ગુજરાતી, ભાષાશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર, સાહિત્યવિકાસ આદિનું પૂરેપૂરૂં જ્ઞાન જોઇશે; બીજી પાસથી સંસ્કૃત, ફારસી, અરબ્બી, અંગ્રેજી, વગેરેના જે જે સમુદ્રોમાંથી આપણે નવાં શબ્દરત્નો આણવાનાં છે તેઓનું તથા તેઓમાં પરિભાષાની કાંઇ સંપત્તિ હોય તો ત્હેનું સંપૂર્ણ જ્ઞાન જોઇશે; ત્રીજી પાસથી, ગુજરાતની પેઠે અન્ય હિન્દપ્રાન્તોમાં જે પ્રયાસો થતા હોય ને જે સિદ્ધ પામ્યા હોય તેઓનો સજીવ સંપર્ક જોઇશે, એટલું જ નહિ પણ જ્યારે આવા પ્રયાસો "અખિલ ભારતીય" સહકારને પામીને,

કોઈ "સકલ હિન્દના" કે "ઑલ-ઇન્ડિઆ" સંયોજનથી કામ કરવા માંડે ત્યારે તેમાં આપણું સ્થાન લેવા તૈયાર રહેવું જોઇશે; અને ચોથી પાસથી (કેટલાક ઉત્સાહીઓ વિસરી જાય છે કે) વિજ્ઞાનશાસ્ત્રોનું પોતાનું તાઝું ઊંડું ને ચોકસ જ્ઞાન જોઇશે, કારણ કે એ વગરના સઘળા પ્રયાસો વૃથા છે.

આ ચાર ઉપરાંત બીજા કશાની જરૂર હોય તો, આપણાં અન્ય સાર્વજનિક કાર્યોમાં પણ જેની ઘણી જરૂર પડે છે તે, કામ કરવાની શુદ્ધ વૃત્તિ, નિખાલસ ચર્ચા, સમર્થ સહકાર, અહંતા-તરંગીપણ-ખૉયકાટવૃત્તિ એ સર્વને સ્થાન જ ન આપવું એવો નિશ્ચય, અને પરિભાષાનું તથા વિજ્ઞાનનું ચિરંજીવ મન્દિર ગુજરાતમાં ઉભુ કરવાની ઉલ્લાસભરી પ્રતિજ્ઞાઃ એ જ છે.

પરિભાષા ઉપરાંત બીજા પણ પ્રશ્નો આપણે વિચારવાના છે. વૈજ્ઞાનિક વ્યાખ્યાનમાળા, વિજ્ઞાનના વાતાવરણની રચના, સંગ્રહસ્થાન-પ્રદર્શન-"Conversazione" આદિની સ્થાપના, શિક્ષણક્રમમા વિજ્ઞાનનું સ્થાન, ને શિક્ષણપુસ્તકો માટે સૂચના, વગેરે વગેરે. પણ હુ ધારૂ છુ કે એક વ્યાખ્યાનમાં આવી શકે તેથી ઓછુ મ્હેં કહ્યુ નથી, કોઈ કહેશે કે વધારે કહી દીધુ છેઃ તેથી તે પ્રશ્નો આપણા વિભાગની સભાને માટે તથા તે વિષે બોલવાને ખાસ તૈયાર હોય તેનાઓને માટે રાખીશ, અને આપની હવેની વિચારણામા ખાસ ઉપયોગી થાય એવી બાબતો સંક્ષેપમા ઉપસંહારરૂપે રજુ કરીશઃ

ઉપસંહાર.

૧. એક સ્થાયી વિજ્ઞાનસમિતિ બની શકે તો પ્રત્યેક મુખ્ય મુખ્ય વિજ્ઞાનશાસ્ત્રના એક કે વધુ પ્રતિનિધિની બનેલી. ત્હેના સભ્યો ટપાલદ્વારા કે મળીને સંસર્ગ સાચવે, ને બને તો વર્ષમા એક વાર પણ ભેગા થાય. વિજ્ઞાનસાહિત્યને લગતી પ્રવૃત્તિઓ આરંભે તથા ચાલુ રાખે.

૨. ગત પરિષદમાં નીમાયલી સમિતિએ શરૂ કરેલી વ્યાખ્યાનમાળા ચાલુ રાખે અને, તેના ઉદ્દેશ અનુસાર આગળ ખીલવે.

૩. એક જાતના પ્રકાશક-મન્દિર ("પબ્લીસીટી બ્યુરો")નુ કાર્ય તે કરેઃ એવી રીતે કે વિજ્ઞાનના સત્તાવાર લેખો સમાચાર વગેરે સરળ રૂપમાં લખાય ને નિરન્તર પ્રગટ થાય. તે માટે લેખકો તથા પ્રકાશકો બન્નેના સંસર્ગમાં રહે. ગુજરાતના પ્રકાશકો તથા સાહિત્યસંસ્થાઓ પણ, જરૂર પડ્યે, લેખો માટે, લેખકોને માટે, ગ્રન્થાવલોકન માટે, તથા એવી અન્ય સહાયતા માટે, તે સમિતિના સભ્યોને પુછી શકે વિજ્ઞાનશિક્ષણના ગુજરાતી સાહિત્ય સમ્બન્ધી પણ પુછવા યોગ્ય સ્થાન તે થઇ શકે.

૪. વિજ્ઞાનની ગુજરાતી પરિભાષાના આધારરૂપ નિયમો મેળવવાને માટે, તથા ત્હેનું આ કામ આગળ વધારવાને માટે, જરૂરી પ્રયાસ કરે.

૫. વિજ્ઞાનસાહિત્યને લગતી બીજી કોઇ પ્રવૃત્તિ કરવા તે શક્તિમાન હોય તો તે માટે સભા, સમેલન, ઉપસમિતિ આદિની યોજના કરે.

સન્નારીઓ અને સજ્જનો! વિજ્ઞાન અને સાહિત્ય ઉભયના શિષ્ટ સમ્પ્રદાયને પાળીને કાર્ય કરવાના આપણા આદર્શને ઘણી મુશ્કેલીઓ નડશે. તે સૌને ધીરજ ને સંપથી વટાવીને

આપણે સર્વાંગસમૃદ્ધ, લોકગમ્ય તેમ જ સશોધનાત્મક, વિજ્ઞાનસાહિત્ય ગુજરાતમાં પ્રકટ કરી શકીએ જેથી, પ્રાતઃકાળના સૂર્યની પેઠે, વિજ્ઞાનનો પ્રકાશ ધીરેધીરે આપણી પ્રજાના સમગ્ર જીવનની અંદર વ્યાપી રહે. એના પાયારૂપ કાર્યો આપણે યોજવાનાં છે. આરંભશૂરતાના જાણીતા રોગમાંથી બચવાની જરૂર છે, તેમ માત્ર આરંભની જ મુશ્કેલીઓથી ડરી જવું પણ જોઈતું નથી. ધારેલી સિદ્ધિ ઝટ ન મળી તેથી જેમ ગભરાવાનુ નથી તથા પરાજય પોતે જ ઘણી વાર જયમાર્ગ તરફ લઈ જાય છે એ યાદ રાખી આગળ ને આગળ જ વધવાનું છે, તેમ અતિ ઉતાવળા થઇ બધુ સ્હેલુંસટ છે એમ માની લઇ પાછળથી પસ્તાવામાં પડવાને બદલે "चलत्येकेन पादेन तिष्ठत्येकेन बुद्धिमान् ।" એ સુવર્ણસૂત્ર પણ યાદ રાખવા જેવું છે. આપણે ગુજરાતના કાર્યકર્તાઓમાંના આટલા આજ એકત્ર થયા છીએ, અને બીજા ઘણા આપણી પાછળ છે, તો એ જ ઉચિત છે કે અત્યારલગી થયેલા કામને આગળ વધારીને જ આપણે છૂટા પડીએ, અને છૂટા પડયા પછી પણ બેસી ન રહીએ.

વિજ્ઞાની કાર્યકરમડળની બહારનાં પણ વિજ્ઞાનરસિક તથા સાહિત્યવિલાસી જે અન્ય સ્ત્રીપુરુષો અંહીં ભેગાં થયાં છે તેઓને એક છેલ્લો શબ્દ કહેવાની રજા લઉં છુ.

ઈંગ્લડના આજના મ્હોટામાં મ્હોટા, ને મ્હારા પ્રિયમાં પ્રિય, નાટકકાર જેમ્સ બેરી ( સર જેમ્સ બેરી )નું એક વચન મ્હારા મન આગળ આજ વારંવાર આવ્યુ છે "The man of science appears to be the only man who has something to say just now—and the only man who does not know how to say it" અર્થાત્ "વિજ્ઞાની મનુષ્ય આજે એવો એક જ માણસ દેખાય છે કે જેને કાઇક કહેવાનું છે—અને એવો એક જ માણસ દેખાય છે જે તે કેવી રીતે કહેવું એ જાણતો નથી." આપના દિલમાં પણ એવુ આવ્યુ હશે ?

મ્હને તો એક વાત બ્રહ્માના અક્ષર જેવી અચળ ને નિર્દિષ્ટ દેખાય છે, અને તે જ મ્હારી ત્રુટિત રીતે કહેવાનો મ્હેં આજ પ્રયાસ કર્યો છે, કે ગુજરાતે-હિન્દે વિજ્ઞાનનો સન્દેશ ગ્રહણ કરવો જોઇએ. જગતની આ નવી શક્તિનો પ્રભાવ, જે હજી વૃદ્ધિમન્ત જ છે, ત્હેને વિજ્ઞાનમંડળની બહારના વિચારકોએ પણ સ્વીકાર્યો છે. આપણી પડતી શરૂ થઈ ત્યારે ને ત્યારથી આપણે વિજ્ઞાનને વિસાર્યું છે, અને અત્યારે અર્વાચીન વિજ્ઞાનનાં મ્હોટામા મ્હોટાં ફળો તથા કૃતિઓથી આપણે કાં તો તદ્દન અજ્ઞાન છીએ, અથવા તો ત્હેના પડઘા જ આપણી સ્વપ્નશીલ વૃત્તિ સાંભળે છે. હકૂમત, દ્રવ્ય લોભ, રાજકીય લભ ઇત્યાદિ બળો પોતાના સ્વાર્થને ખાતર વિદેશથી કાંઇ કાંઇ વિજ્ઞાનસિદ્ધિ આપણી કને આણે છે ત્હેને આપણે અજ્ઞાનના દીનકૌતુકથી અથવા તત્ત્વજ્ઞાનના સગર્વ તુચ્છકારથી જોઇએ છીએ. આપણી પ્રજામાં આજે પણ કેટલા ટકા માણસો એવા નીકળશે જેઓએ રૈનિકેનના પરિચિત "હ-હલો" અને "બ્રૉડ-કાસ્ટિંગ" કદી સાભળ્યાં પણ ન હોય! અથવા જેઓ અતિસામાન્ય મોટાર ને એન્જીનની કરામત લેશ પણ સમજ્યાં ન હોય ! તો પછી "ઇલેક્ટ્રૉન" ને આઇનસ્ટાઇનની તો વાત જ શી કરવી ? છતાં જૂની ને નવી દુનિયાની વચ્ચે ખરો તફાવત કરનાર વિજ્ઞાનમગ વિના આપણો ઉદ્ધાર શક્ય છે ?

કોઇ કહેશે કે વિજ્ઞાન તો હવે હિન્દમાં આવ્યુ જ છે ને આવ્યાં જ કરશે. તો પછી આટલી લાંબી ફિકર શા માટે? ત્હેનો ઉત્તર એ જ છે કે વિજ્ઞાનનું આ આક્રમણ તદ્દન સાચું છે, પણ શું તે આપણી વિભૂતિથી જીતી આણેલી શક્તિ તરીકે આવેલ છે? આજે એ ભલે આપણી કેટલીક સગવડો વધારે, પણ એકંદરે એ આપણી પરાધીનતા અને આપણુ દાસત્વ જ વધારે છે એ નક્કી છે. અને આક્રમણ અનિવાર્ય છે ત્યારે ખરેખરો સવાલ તો એ જ છે કે એના આપણે દાસ થઇશુ કે આપણે ત્હેને સસિદ્ધ કરી અને આપણો ખરો મિત્ર બનાવીશુ? આ સવાલનો એક જ જવાબ હોઇ શકે. અને ત્હેના માર્ગ વિજ્ઞાન-શૂદ્ધિ, વિજ્ઞાનપ્રસાર તથા વિજ્ઞાનની સ્પષ્ટ સમજ જ છે.

હું વિજ્ઞાનનો નમ્ર ભક્ત છુ' પણ વિજ્ઞાનભક્તિ એટલે જડવાદ-યાન્ત્રિકતા-દ્રવ્યલોભ-જાતીયસ્પર્ધા-વર્ણદ્વેષ ઇત્યાદિની પૂજા નથી. એ સર્વને આપણે "પાશ્ચાત્ય" કહીએ છીએ, -અને પશ્ચિમે તે જાહેર રીતે પ્રકટ કર્યાં છે ત્હેની કોણ ના કહી શકશે?--પણ આપણા પૂર્વમાં, આપણા જ દેશમા ને આપણા જ ઘરમાં શું તે નથી કે? તે તો માનવપ્રકૃતિના અંશ છે કંઇ કહેવાતા પૂર્વપશ્ચિમનાં લક્ષણુ નથી. તેઓ વિજ્ઞાનને પોતાની સેવામાં જોડે માટે વિજ્ઞાન અને તે એક જ થઇ જતા નથી. આ દુષ્ટ અંશો સર્વત્ર નિન્દ્ય છે. પણ તેઓને ગાળ દેનાર માત્ર ગાળ દીધાથી પવિત્ર થઇ જતો નથી.

આપણો ખરો શત્રુ અજ્ઞાન છે: એના છત્ર તળે દારિદ્ર રોગ, પરાધીનતા, ભીરુતા, કુસંપ આદિ અનેક સરદારો ભેગા થઇ, એના જ શાસનથી, આપણી ઉપર રાજ્ય કરે છે

એમ ન માનતાં કે હું વિજ્ઞાનનો અન્ધપૂજક છુ આપણા ઉદ્ધાર માટે જે જે શક્તિઓ આપણે મેળવવાની છે તેઓમા મ્હોટામા મ્હોટી એક વિજ્ઞાનની છે એટલું જ મારૂ વક્તવ્ય છે. બીજીઓ વિષે અન્ય વિચારકો તથા દષ્ટાઓ વારવાર આપણને કહે છે. તેઓ કા તો વિજ્ઞાનને જાણતા નથી અથવા વિસરી જાય છે વસ્તુત, મહાત્માજીએ બતાવેલો શુદ્ધિ તથા સ્વાશ્રયનો અહિંસાત્મક માર્ગ અને કવિશ્રી ટાગોરે બતાવેલ પૂર્વપશ્ચિમના સંસ્કૃતિસંગમથી, સમન્વયથી, ઘડાનાર નવીન શ્રેષ્ઠ મનુષ્યત્વનો માર્ગ-એ બન્નેના જેટલી જ મહત્તાવાળો અને એ બન્નેની સાથે સમતાથી મળનારો એવો આ ત્રીજો માર્ગ, વિજ્ઞાનના શુદ્ધ તત્ત્વને, પદ્ધતિને તથા પ્રકાશને આપણા જીવનના પટપટાન્તરોમા ઉતારવાનો છે.

કવિવર ટાગોર કહે છે તેમ, પણ નમ્રતાથી, વિજ્ઞાનસાહિત્યનો પ્રત્યેક ભક્ત કહી શકે કે,

"The idea is great I accept it. I fully believe in it, it is leading me on in an unknown path, *yet how ludicrously small we are!* The petty complications of our daily life, how insignificant and yet how obstructive! We have our path across the *mountains*, but rubbish heaps made of daily refuse of life, lying scattered on our path, cause trouble and delay and produce fatigue But the sun is shining overhead, and God's blessing is in my heart, the call is clear and help is waiting by the road side

કાન્તિલાલ છગનલાલ પંડ્યા.

સાતમી ગુજરાત સાહિત્ય પરિષદ્‌ના જૈન વિભાગનાં અધ્યક્ષ
શ્રીયુત્ પંડિત ફત્તેહચંદ કર્પૂરચંદ લાલનનું ભાષણ.

# જૈન સાહિત્યની હિતાવહ દિશા.

यो विश्वं वेदवेद्यं जननजलनिधेर्भंगिनः पारदृष्वा,
पूर्वापर्याविरुद्धं वचनमनुपमम् निष्कलंकं यदीयम्;
तं वंदे साधुवंद्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विपन्तम्,
बुद्धं वा वर्द्धमानं शतदलनिलयं केशवं वा शिवं वाँ[1]. १
बोधागाधं सुपदपदवीनीरपूराभिरामम्,
जीवाऽहिंसाऽविरललहरिसंगमागाहदेहम्;
चूलावेलं गुरुगममणिसंकुलं दूरपारम्,
सारंवीरागमजलनिधिं सादरं साधु सेवे[2]. २

---

१—જેમના જ્ઞાને જાણવા યોગ્ય સમગ્ર વિશ્વને જાણ્યું છે, જેઓના દર્શને સંસારરૂપ મહાસમુદ્રનો પાર દીઠો છે, જેમનું પ્રવચન ( આગમ ) પૂર્વાપર અવિરૂદ્ધ છે, અનુપમ છે, ને નિષ્કલંક છે, જેઓ સાધુજનોને પણ વંદ્ય છે, સકળ ગુણના ભંડાર છે, દોષ-રૂપ શત્રુનો નાશ કરનાર છે, એવા કોઇપણ પુરૂષવિશેષને હુ વંદન કરૂં છું. પછી જોઇએ તો તે બુદ્ધ હો, વર્ધમાન હો, બ્રહ્મા હો, વિષ્ણુ હો, કે મહાદેવ હો.

૨—જેમ સમુદ્ર અથાગ હોય છે તેમ અપરિમિત જ્ઞાનવાળા જિનાગમો પણ અથાગ છે. જળની અતિશયતાને લીધે જેમ સમુદ્ર સુંદર લાગે છે, તેમ લલિત પદોની રચનાને લઇને આગમ પણ સુંદર લાગે છે. ઉપરાઉપરી મોજાઓ ઉડતા હોવાથી સમુદ્રમાં પ્રવેશ કરવો કઠણ લાગે છે, તેમ જીવદયા સંબંધી સૂક્ષ્મ વિચારોથી જિનાગમો પરિપૂર્ણ હોવાથી તેમાં એકદમ પ્રવેશ કરવો કઠણ લાગે છે. સમુદ્રમાં મોટા મોટા તટ હોય છે તેમ આગમમાં પણ મોટી મોટી ચૂલિકાઓ-પૂરવણી હોય છે. સમુદ્રમાં રત્ન-મોતી અને પરવાળા જેવી વસ્તુઓ છે તેમ આગમમા ઉત્તમ ગમ-આલાવા ( અર્થાત્ અનેકાર્થ બોધવાળા સદૃશ પાઠ ) હોય છે. સમુદ્રની જેમ આગમનો પાર પામવો-અર્થાત તે સંપૂર્ણ રીતે સમજવું અત્યંત કઠિણ હોય છે. એવા આગમોની હું ભક્તિ તથા વિધિપૂર્વક સેવા કરૂં છું.



શ્રીયુત ફતેહચંદ કર્પૂરચંદ લાલન

સાતમી ગુજરાતી સાહિત્યપરિષદના જૈનવિભાગના અધ્યક્ષ

## સાહિત્યરસિક આત્મપ્રિય સુશીલ બ્હેનો અને સુજ્ઞ બાંધવો !

સમાજસેવા અને જ્ઞાનસેવા કરવા જેટલું ભાગમાં બળ હો કે ડહાપણ હો યા ન હો પણ મારા અંતરને તે અત્યંત પ્રિય છે; એટલા માટે જ્યારે આ પરિષદ્‌ના વિદ્વાન્ મંત્રીઓ તરફથી પરિષદ્‌ના જૈન વિભાગનું પ્રમુખપદ સ્વીકારવાનો આદેશ આવ્યો ત્યારે મને મારી અયોગ્યતાનું સંપૂર્ણ ભાન હોવા છતાં મેં તે આદેશ શિરસાવંદ્ય કર્યો. એટલુંજ નહી પણ સાહિત્યના ક્ષેત્રમાં મને સેવા કરવાની એક અલભ્ય તક આપી તે માટે તેજ વખતે મેં તેમને અંતઃકરણ પૂર્વક ઉપકાર માન્યો. અત્યારે ફરીથી વાણીથી એ ઉપકાર હું વ્યક્ત કરૂં છું.

વક્તૃત્વકળાને અપનાવવા જે કાંઇ મેં શ્રમ લીધો છે તેવો લેખ લખવાનો પ્રયત્ન ન થવાથી સ્વાનુભવદર્પણનો દુઃખદ પ્રસંગ અને યાદ આવ્યા વિના રહેતો નથી. ફુટનોટમાં રહેલ પ્રમાદને લઇ મ્હારો સમાજ મ્હારા આશયને સમજી શકયો નહીં. જાતે મૂર્તિપૂજક, શ્રદ્ધાએ મૂર્તિપૂજક અને મૂર્તિદ્વારા પ્રભુપૂજનમાં કેવો આનંદ રસ લેવાય છે તેવાં ભાષણો આપવા છતાં અને એ મારો લેખ મારા આશયને બીલકુલ સંદિગ્ધ ન કરતો હોવાથી હું હજુપણ એ લેખની ધીરજપૂર્વક ફુટનોટ વાંચી જવાની ભલામણ કરૂં તો મને ક્ષમા થશે. એટલું કહી આ લેખના શબ્દો કરતાં આશયપર વિશેષ લક્ષ આપવાની સુજ્ઞ શ્રોતાજનોને પ્રાર્થના કરી આ લેખ વાંચવા પ્રારંભ કરૂં છું.

**જૈનોનું વાઙ્મય સાહિત્ય**—જૈનોના વાઙ્મય સાહિત્ય ઉપર હું જ્યારે વિચાર કરૂં છું ત્યારે મને એમ લાગે છે કે જ્ઞાન એક એવી પવિત્ર પૂર્ણ અને અદ્‌ભુત વસ્તુ છે કે શબ્દમાં આવતાં તેની પવિત્રતા વધવાને બદલે કંઇક ન્યૂન થતી હોય અને લિપિમાં ઉતરતાં તો તેથી પણ વિશેષ ન્યૂન થતી હોય. શ્રી તીર્થંકરોના ઉપદેશ વિષે દિગંબર સંપ્રદાયનો એવો મત છે કે તીર્થંકરો માત્ર ૐ નોજ ધ્વનિ કરે છે અને તેમના મુખ્ય શિષ્યો તેનો ભાવ સમજી વાણીમાં ઉપદેશ આપે છે. શ્વેતાંબર સંપ્રદાય એવો મત ધરાવે છે કે શ્રી તીર્થંકર પ્રભુઓ પોતાના ગણધરોને ઉત્પાદ વ્યય ને ધ્રુવ ( ઉત્પત્તિ, વ્યય, અને સ્થિતિ ) એ પ્રકારની ત્રિપદીમાં ઉપદેશ આપે છે અને ગણધરો તેને શબ્દમાં ગુંથે છે. આ રીતે વાઙ્મયની પવિત્રતા છેક મહાવીરથી માંડીને ઇ. સ. ના પાંચમા-

---

[1] ૧ ધ્વનિમય ૨ વાઙ્મય ૩ લેખમય, ૪ મુદ્રામય

છઠ્ઠા સૈકા સુધી રહી પછી જેમ જેમ સ્મૃતિભ્રંશ થવા લાગ્યો તેમ તેમ ગણધરો અને શ્રુતકેવળીઓ વિગેરેના ઉપદેશેલા પાઠ ભૂલાવા લાગ્યા. એ સંબંધે એક એવી કથા છે કે 'એક વેળા એક મુનિશ્રીએ કાન ઉપર હળદરનો ગાંઠીયો રાખેલો તે પાછો વાપરવો ભૂલી ગયા; તેથી સમજાયું કે હવે સ્મૃતિભ્રંશ થવા લાગ્યો છે.' એટલે ત્યાર પછી જ્ઞાનને પુસ્તકારૂઢ કરવાનું ઠર્યું અને સઘળા જૈન શ્રમણોએ તે કબુલ રાખ્યું. પછી મથુરામાં સૌ પ્રથમ મુનિપરિષદ મળી અને જે જે મુનિઓને પાઠ યાદ હતા, તે તે તેમણે લખાવ્યા. આ રીતે વાઙ્મય સાહિત્ય હતું તે ગ્રંથસાહિત્યનું સ્વરૂપ પામ્યું. ત્યારપછી શ્રી દેવર્ધિક્ષમાશ્રમણ સૂરિના પ્રમુખપણા નીચે વલ્લભીપુરમાં બીજી મુનિપરિષદ મળી, અને તે વખતે પણ પહેલાની જેમ વાઙ્મય સાહિત્ય ગ્રંથારૂઢ થયું. મથુરાની સાહિત્ય સંયોજનાને માથુરી વાંચના અને વલ્લભીપુરની સાહિત્ય સંયોજનાને વલ્લભી વાંચના તરીકે જૈન સાહિત્યમાં ઓળખાવવામાં આવે છે. ત્યારપછી વિદ્વાન જૈનાચાર્યોએ અનેકાનેક વિષયો વિષે ગ્રંથો લખ્યા અને તેનો પ્રચાર કર્યો. એ ભૂતકાળના પ્રસંગને છોડી હવે આપણે વર્તમાન ઉપર આવીએ.

આજથી લગભગ ૪૦ કે ૫૦ વર્ષ ઉપર જૈન સાહિત્યને છપાવી બહાર પાડવાનો પ્રયત્ન થયો, ત્યારે જેઓ પરંપરાની પવિત્રતાને સાચવી રાખવા ઉત્સુક હતા તેમના તરફથી તેનો વિરોધ કરવામાં આવ્યો; કારણ કે તેઓ એમ માનતા હતા કે એમ થવાથી વાઙ્મયની પવિત્રતા નહીં જળવાય. પરંતુ કાળબળે પોતાનું કામ કર્યું અને આજે પણ કર્યે જાય છે. એટલું તો નિર્વિવાદ છે કે વાઙ્મય સાહિત્ય કરતાં લેખન સાહિત્ય વિશેષ પ્રચાર પામે છે અને હસ્તલિખિત સાહિત્ય કરતાં મુદ્રિત થયેલું સાહિત્ય બહોળા પ્રમાણમાં વંચાય છે. સ્મૃતિ શક્તિનો અનાદર કરી જડ સાધનોનો આશ્રય લેવો એ એક પ્રકારનું પરાવલંબન તો છેજ, પણ જે વખતે સ્મૃતિભ્રંશ વધતો જતો હોય, તે વખતે સ્મૃતિને સહાયક થાય તેવા સાધનોનો ઉપયોગ ન કરવો તે કદાગ્રહજ લેખાય અને એવો કદાગ્રહ અનેકાંત મતના ઉપાસકોને તો બીલકુલ શોભાસ્પદ ન ગણાય. પ્રસંગોપાત હું મારા પરંપરાપ્રિય અને પ્રગતિપ્રિય પૂજ્ય મુનિવરો અને ગૃહસ્થોને સૂચના કરવાની રજા લઉં છું કે હવે વિશેષ સ્મૃતિભ્રંશ ન થાય એટલા માટે ગ્રંથનો ફળવિસ્તાર વધારવાનો તથા જુના-ઉપયોગી ગ્રંથોનો ઉદ્ધાર કરવાનો આપણે બને તેટલો પ્રયત્ન કરવો જોઈએ.

જૈન સાહિત્યનો વિસ્તાર માપવો એ સહજ નથી. જૈનાચાર્યોએ તેને ચાર ભાગમાં વહેંચી નાંખ્યું છે. (૧) દ્રવ્યાનુયોગ (૨) ગણિતાનુયોગ (૩) ચરિ-

તાનુયોગ અને (૪) ચરણકરણાનુયોગ. આ ચારે અનુયોગમાં ચાર વેદની પેઠે જૈન સાહિત્ય જીવે છે અને જીવશે.

વિશ્વના સાહિત્યમાં હિંદના સાહિત્યનું સ્થાન કયાં છે અને હિંદના સાહિત્યમાં જૈન સાહિત્યની જગા કયે સ્થળે છે તે આલેખવાનો પ્રયત્ન કરવો એ મારી શકિતની બહાર છે; તથાપિ જૈન સાહિત્ય જેટલું પ્રકટ થઇ શકયું છે અને અપ્રકટ રહેલું પ્રકટ થાય તો હિંદ સાહિત્યનું ગૌરવ કેટલું વધે અને તેથી વિશ્વના સાહિત્યમાં કેવું મનોજ્ઞ અભિવર્ધન થાય એ દાખવવા યથાશક્તિ પ્રયત્ન કરીશ.

માનવસૃષ્ટિની ઉન્નતિ કે અવનતિ તેની વિચારની કક્ષા ઉપર આધાર રાખે છે. જેવા વિચાર મનુષ્ય પ્રકટ કરે છે તેવો તે થાય છે. ઉચ્ચ વિચારના સૃષ્ટા પ્રતિભાશાલી વિદ્વજ્જનો છે અને તેમની ગ્રંથસૃષ્ટિ તથા વ્યાખ્યાનસૃષ્ટિના ઉપજીવી માનવજીવો જેવી સૃષ્ટિમાં રહે છે તેવા બને છે.

જૈન-સાહિત્ય શોધખોળનો વિષય—આનંદની વાત છે કે બૌદ્ધ-સાહિત્યના જેટલું નહીં પણ કેટલેક અંશે જૈનસાહિત્ય પણ બૌદ્ધસાહિત્ય-ની પેઠે પાશ્ચાત્ય દેશોમાં ને હિંદમાં પણ હવે શોધખોળનો વિષય થઇ આદર પામવા લાગ્યું છે. વેદબાહ્ય પણ આર્યદર્શનોમાં ગણાતા બુદ્ધ ભગવાન્ કોણ હતા ? અને બૌદ્ધ ધર્મ કેવો છે ? એમ જો પછવામાં આવે તો સૌ કોઈ સમજુ ઉત્તર આપે કે બુદ્ધ મહારાજ એક મહાન્ ધર્મના ઉત્પાદક હતા અને એ ધર્મનું મુખ્ય લક્ષ્ય નિર્વાણપ્રાપ્તિ છે. એ નિર્વાણ આખા ભૂમંડળના સર્વ જીવોપર અનુકંપા રાખી વર્તવાથી પ્રાપ્ત થાય છે. બુદ્ધ ભગવાનના સ્વર્ગારોહણ પછી એમના ઉપદેશેલા ધર્મે માત્ર બે એક સૈકામાંજ હિંદનો ધર્મમહિમા વિસ્તારી મૂકયો, એટલુંજ નહિ પણ પોતાની વિજયપતાકા પૂર્વ એશિયાના જાપાન, ચીન ને પાસીફીક મહાસાગરના દ્વિપો, ને સેબીરીયા ઉપર પણ ફરકાવી. બુદ્ધ ધર્મનું સાહિત્ય હાલ તે તે દેશોમાં, યુરોપમાં અને તેમાં પણ જર્મનીમાં વિશેષ છે.

જૈન કોણ છે ? અને જિનધર્મ શો છે ? એ પ્રશ્ન વિદ્વજ્જનોને પૂછવામાં આવે તો તેનો મનમાનતો ઉત્તર આ દેશમાં બહુ થોડા આપી શકે. યુરોપ અમેરિકામાં તે વિષયના અભ્યાસીઓ હોવાથી તે પ્રશ્નનો ઉત્તર આપનારા કોઇ કોઇ મળે છે. આપણી ધર્મપ્રકૃતિ અને સંસ્કારના પ્રમાણમાં

આપણે આ દેશના વિદ્વાનો અને શોધકો પાસે જિનધર્મ અને જૈનદર્શનના સંબંધમાં ઘણી આશા રાખી શકીએ. આપણી એ આશા સંપૂર્ણપણે કેમ ન ફળી ? એ પ્રશ્ન વિચારવાનું મને મન થાય છે. બૌદ્ધધર્મે જે દયાનો ઉપદેશ કર્યો છે, તેના કરતાં જિનધર્મે શું કોઇ પણ પ્રકારે ન્યૂન ઉપદેશ કર્યો છે ? બુદ્ધ ભગવાનના જીવન કરતાં જિનભગવાનનું જીવન શું કોઇ પણ પ્રકારે માનવકલ્યાણમાં પછાત છે ? મને તો લાગે છે કે જૈનધર્મનો સાહિત્યમેરૂ સર્વ કરતાં ઉચ્ચતર અને ઉપકારક છે, માત્ર તેનો અદ્યાવધિ જેવો જોઇએ તેવો પ્રકાશ અને પ્રચાર નથી થયો. આજે હિંદની સંસ્કૃતિ પર તેનો અલ્પતર વિસ્તાર પણ કેવો મહત્વનો ભાગ ભજવી રહ્યો છે અને હિંદના ધર્મો તથા નીતિબંધારણો પર વિશેષે કરી તે કેવી અસર કરી રહ્યો છે, તેમજ કળા ને વિજ્ઞાન, સાહિત્ય ને ભાષા વિગેરેમાં નિગૂઢભાવે રહ્યો રહ્યો કેવાં મીઠાં ને મધુર ફળો ઉપજાવી શક્યો છે તે સર્વ કોઇ ઉદાર હૃદયને જાણવા યોગ્ય છે.

બુદ્ધધર્મના પ્રભાવ વિસ્તારને એક કાળે ઘણા સારા સંયોગો હતા. પરંતુ તેમનું સાહિત્ય સ્થાય ને વિસ્તરે તે પૂર્વે, એટલે કે આઠમા સૈકામાં બુદ્ધધર્મ હિંદભૂમિપરથી પલાયન થઇ ગયો. જૈનધર્મ તેનો સહયોગી હોવા છતાં હિંદમાં જ ટકી રહ્યો અને આર્યસંસ્કૃતિની પ્રત્યેક શાળામાં પ્રવેશ કરી, નવો જ રસ અને બળ પ્રેર્યાં. જૈનધર્મ અનુસરનારા જૈનોના બે વિભાગ થયા. દિગંબર ને શ્વેતાંબર.

દિગંબર સંપ્રદાયના અધ્યાત્મગ્રંથો સાથે મને થોડો પરિચય થયો છે, કોઇ કોઇ ગ્રંથપર મનન કરી વિવેચનો પણ લખ્યાં છે; પરન્તુ સ્વાભાવિક રીતે જ શ્વેતાંબર સાહિત્યનો મને વધારે અનુભવ છે. જૈનસાહિત્યમાં શિરોમણિરૂપે શ્રી જિનાગમ છે. જે જિનાગમો શ્વેતાંબર સંપ્રદાય માને છે તેજ નામવાળા ગ્રંથો દિગંબરો પણ માને છે. પરંતુ નામ એક હોવા છતાં બન્ને ગ્રંથોમાં વસ્તુ તો ભિન્ન જ હોય છે. દિગંબરોનું માનવું એવું છે કે શ્રી તીર્થંકરોના ઉપદેશો અને આગમોનો તો ક્યારનોએ વિચ્છેદ થઇ ગયો છે.

સૂત્ર-અધિકાર—હિંદુઓના મોટા ભાગની એવી માન્યતા છે કે વેદનો અધિકાર અબ્રાહ્મણો કે સ્ત્રીઓને નથી; તેમ શ્વેતાંબર સંપ્રદાયમાં જે વર્ગ દેરાવાસીના ઉપનામથી ઓળખાય છે તેમની એવી માન્યતા છે કે મુનિવર્ગ સિવાયના ગૃહસ્થ એવાં સ્ત્રી-પુરૂષોને જિનાગમો વાંચવાનો કે ભણવાનો અધિકાર નથી. મુનિવર્ગમાં પણ સાધ્વીજીઓને અમુક અંશે એ અધિકાર નથી. જિના-

ગમોના લગભગ બધા વિષયો ઉપર પૂર્વાચાર્યોએ પ્રકરણ ગ્રંથો લખ્યાં છે તેથી જિનાગમની ખોટે ઘણે અંશે પૂરી પડે છે. શ્વેતાંબર સંપ્રદાયમાં જે વર્ગ સ્થાનકવાસીના ઉપનામથી ઓળખાય છે તેઓ ૮૪, ૬૩ કે ૪૫ આગમસૂત્રોમાંના માત્ર ૩૨ ને માને છે અને સાધુ, સાધ્વી કે શ્રાવક, શ્રાવિકાને સર્વને વાંચવા-ભણવાની છૂટ આપે છે. સ્થાનકવાસી સંપ્રદાયમાં પ્રકરણ ગ્રંથો કે જેના વિષયો સર્વ કોઇ સહેલાઇથી સમજી શકે તેવી શૈલીથી લખાયા છે તેનો બહુ પ્રચાર નથી. તેઓ ૩૨ સૂત્રો શિવાય તેની ટીકા વિગેરેને કે અન્ય ગ્રંથોને માનતા નથી—સ્વીકારતા નથી.

**કંચનશ્રીનો મહિમા**—અમારા પરમપૂજ્ય આચાર્યો કેવળ-જ્ઞાનશ્રીથી જ વિશેષે કરીને શોભતા, અને અમારો જૈનવર્ગનો મ્હોટો ભાગ જ્ઞાનશ્રીનેજ પૂજનારો ગણાય છે, છતાં આજે અમારા જૈનસમાજમાં કંચનશ્રીનો મહિમા વધી પડ્યો છે; અને તેથી જ્ઞાનનો રત્નાચળ મ્હોટે ભાગે ઉપેક્ષિત રહ્યો છે. અમારા બધા સૂત્રોમાં આચાર સૂત્રોપર મને વિશેષ ભક્તિ હોવાથી મુનિઓના આચારને દર્શાવનારૂં **શ્રી આચારાંગ સૂત્ર** અને શ્રાવકોના આચારને દર્શાવનારૂં **શ્રી ઉપાશક દશા સૂત્ર** મારા જોવા—જાણવામાં આવ્યાં છે. અમારા આદર્શ પુરૂષ શ્રી મહાવીરનું ચરિત્ર ગૃહવાસમાં અને મુનિપણામાં કેવું ઉત્તમોત્તમ હતું તેનો ખ્યાલ તે સૂત્રો ઉપરથી આબેહુબ આવી શકે છે. વિષયાંતર નહીં પણ વિસ્તારભયથી કંપિત હૃદય હોવા છતાં, શ્રી વીરે સ્વબળે કેવળજ્ઞાન સંપાદન કરી સ્વચરિત્રથી સ્વાવલંબનનો પાઠ માનવજગતને કેવો શીખવ્યો ? એ કહેવાની લાલચ હું રોકી શકતો નથી. તે માટે આચારાંગ સૂત્રના ૨૪ મા અધ્યયનમાંથી હું થોડું અવતરણ અહીં ટાંકુ છું:—

"ભગવાન માગશર વદિ ૧૦ ના સુવ્રત નામના દિને, વિજય મુહૂર્તે, છઠ્ઠા પહોરે, પાણીવગરના બે ઉપવાસે, સહસ્રવાહિની ચંદ્રપ્રભા નામની શિબિકા-પાલખી ઉપર ચડી, દેવ, મનુષ્ય તથા અસુરોની પર્ષદાઓ સાથે ચાલતાં 'ચાલતાં ક્ષત્રિયકુંડપુરના મધ્યમાં થઇને જ્યાં જ્ઞાતવનખંડ નામે ઉદ્યાન હતું ત્યાં આવ્યા. આવીને ભૂમિથી એક હાથ ઉંચી શિબિકા સ્થાપી. પછી ધીમે ધીમે તેમાંથી ઉતર્યા. ઉતરીને ધીમે ધીમે પૂર્વાભિમુખે સિંહાસન ઉપર બેસી આભરણ અલંકાર ઉતારવા લાગ્યા. શક્રેંદ્રે ગોદોહાસને રહી ગ્રહેદ વસ્ત્રમાં આભરણ-અલંકાર ગ્રહણ કર્યાં. तओणं समणे भगवं महावीरे दाहिणे दाहिणं त्यारપછી શ્રમણ ભગવન મહાવીરે જમણા હાથથી જમણી તરફનો—અને वामेण वामं ડાબા હાથથી ડાબી તરફનો पंचमुट्ठियं लोयं करेइ-પંચમુષ્ટિ લોચ કર્યો.

શક્રદેવેન્દ્રે તે વાળ રત્નના થાળમાં ગ્રહણ કરી, ક્ષીરસમુદ્રમાં પહોંચાડ્યા. પ્રભુના ખભા ઉપર એક વસ્ત્ર મુકયું. આ પ્રમાણે ભગવાને લોચ કર્યા પછી **णमो सिद्धाणं**–શ્રી સિદ્ધને નમસ્કાર કર્યા. પછી **करेमि सामाइयं**–હું સામાયિક-સમાધિયોગમાં રહીશ, મારા શુદ્ધ સ્વરૂપમાં રહીશ, **सव्वं मे अकरणिज्जं पावकम्मं**–મારે કોઈ પણ પ્રકારનું પાપકર્મ કરવું નહીં; એ રીતે ભગવાને સામાયિક ચારિત્ર લેવાની પ્રતિજ્ઞા કરી. તુર્તજ ભગવાનને મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું, અર્થાત્ સર્વ કોઈના મનોભાવ તેમને દેખાવા લાગ્યા.

પ્રવ્રજ્યા લીધા પછી ભગવાન પોતાના મિત્ર, જ્ઞાતિજનો તથા સગાસંબંધીઓની આજ્ઞા લઇ પોતે ત્યાંથી અન્યત્ર જવા ચાલ્યા. અને એવો અભિગ્રહ લીધો કે:—

" મુજ આત્મવિકાસ કરીશ સદા, હર એક પળે ધરી તત્પરતા;
મુજ સાધ્ય વિષે યદિ કાંઇ નડે, મન વાચ શરીર તણીજ જરી,
પ્રકૃતિ ઝટ દૂર કરીશ વળી, બસ જીવ સટોસટ યત્ન કરી. "

પ્રભુના સાધનકાળના કેટલાક નિશ્ચયો પણ જાણવા જેવા છે:—

( ૧ ) પરસહાયની અપેક્ષા ન રાખતાં પોતાના જ વીર્યથી જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવવું; કારણકે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં આત્મબળજ ઉપયોગી છે.

( ૨ ) જે કંઈ ઉપસર્ગો એટલે કે દેવ–દાનવ કે માનવકૃત વિઘ્નો કે કલેશો આવી પડે તેમજ પરિસહો-નૈસર્ગિક આપત્તિઓ આવી પડે તેમાંથી નાસી છુટવાનો બીલકુલ પ્રયત્ન ન કરવો. કારણ કે ઉપસર્ગો અને પરિસહો સહન કરવાથીજ પાપકર્મનો ક્ષય થાય છે, ચિત્તની શુદ્ધિ થાય છે. દુઃખ માત્ર પાપકર્મનું ફળ છે. ફળ ભોગવવાની કાયરતાવાળા પ્રાણીઓ તેમાંથી બચવા પ્રયત્ન તો કરે છે. પણ તેનું પરિણામ એ આવે છે કે આજનું દુઃખ માત્ર આવતી કાલ ઉપર ઠેલાય છે. જેઓ શાંતિ અને હિમ્મતથી પોતાના પાપકર્મના પરિપાકરૂપ દુઃખને વેદે છે તેઓ જ પોતાનું આત્મબળ ખીલવવાવાળાં ભાગ્યશાળી થાય છે.*

* શ્રી મહાવીર પ્રભુનું ચરિત્ર, મનુષ્યોને માટે એક આદર્શ ચરિત્ર છે. જૈનોમાં જેઓ મુનિ-વર્ગના નામથી પ્રસિદ્ધ છે, તેઓ મ્હોટે ભાગે તેમના આદર્શ ચરિત્રને જ અનુસરે છે અને દીક્ષા લેતી વખતેજ એવી પ્રતિજ્ઞા કરે છે કે **करेमि भंते सामाइयं**–હે ભગવાન્ ! હું આત્મ સ્વરૂપમાં–પરમાત્મસ્વરૂપમાં સ્થિર રહીશ, **सव्वं सावज्जं जोगं पच्चक्खामि**–પ્રત્યેક પાપબા

આધ્યાત્મિક સાહિત્યના અભ્યાસીઓ બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માની વાત તો સારી પેઠે જાણતા હશે. જૈનસિદ્ધાંતે ઠામ ઠામ નોબત વગાડીને જાહેર કર્યું છે કે પ્રત્યેક જીવ પોતાના નશીબનો-સદ્‌ભાગ્યનો કે દુર્ભાગ્યનો વિધાયક છે. પોતાની કૃતિથી જ તે પોતાને માટે નરક રચે છે અથવા નરકમાં ઉતરી પડે છે અને પોતાની કૃતિથીજ ઉંચામાં ઉંચા સ્વર્ગ ઉપર આરોહણ કરી શકે છે; એટલુંજ નહીં પણ આત્મબળે કર્મજાળને છેદી નાંખી સકળ સંસારસમુદ્રની પેલી પાર એવા મોક્ષને-મહા આનંદમય સ્થિતિને-પામી શકે છે. વસ્તુતઃ જૈનદ્રષ્ટિએ મનુષ્ય કે ઇતર પ્રાણીઓનો નિયંતા પોતાની જ અંદર રહેલ ઇશ્વર-આત્મા છે; અર્થાત્ પોતાના સિવાય બીજું કોઇ નથી. આ રીતે જૈનદર્શન પુરૂષાકાર કે આત્મબળવાદી છે. યજ્ઞમાં પશુના બલિદાનથી કે કોઇ એક તારણહારના ભોગથી જૈનો પોતાની મુક્તિ થશે એમ માનતા નથી. પોતાને જન્મ જન્માંતરની સાંકળે બાંધનાર અથવા છોડનાર જો કોઇ હોય તો તે પોતાનો જ આત્મા છે. જૈન સાહિત્ય, ખરૂં જોતાં, પંચ કારણનો સ્વીકાર કરવા છતાં મુખ્યતઃ આત્મબળ અથવા આત્મપ્રભાવ બતાવનારૂં સાહિત્ય છે. જૈન સાહિત્યનો આત્મા જ **સ્વાવલંબન** છે એમ કહું તો અતિશયોક્તિ નહીં ગણાય.

જેમના સાહિત્યમાં, આચારમાં ને વિચારમાં આવો પુરૂષાકાર, સ્વાવલંબન ભર્યો હોય એવો જૈનસમાજ કેવળ-એકાંતે કર્મવાદી ગણાઇ જાય અથવા તો તેમનાપર એવો આક્ષેપ લાવવામાં આવે એ શું સમયની જ બાલહારી નથી ? કર્મગ્રંથોનો અભ્યાસી સ્હેલાઇથી જોઈ શકે એમ છે કે જો કર્મનો અર્થ નસીબ કે એવો જ કંઇ થતો હોય તો જીવ તેને જીતી શકે નહીં અને જો જીતી ન શકે તો તે જિન કે જૈન શી રીતે થઇ શકે ? હું જેટલું જોઇને વિચારી શક્યો છું તે પરથી મને તો એમજ લાગ્યું છે કે પોતાના ભાગ્યનો

---

પારનો હુ ત્યાગ કરૂ છુ, **तिविहं तिविहेण** મન, વચન અને કાયાના યોગથી કોઇ પણ પાપ કાર્ય **न करेमि न कारवेमि करंतमपि अन्नं न समणुजाणामि** કરૂ નહી, કરાવુ નહી, કરનારને અનુમોદન આપુ નહી. આ નિયમ યાવત્જીવન પાળીશ- **जावज्जीवाए पज्जुवासामि** અને આમ કરતા ભૂલુ તો તુર્તજ **पडिक्कमामि** માગ શુદ્ધ સ્વરૂપમાં પાછો ફરૂ, અને **तस्स निंदामि**-એ વૃત્તિને નિંદુ, ગુરૂસાક્ષીએ **गरिहामि**-ગર્હુ, **अप्पाणं वोसिरामि** અને દેહાત્મભાવને સર્વથા ત્યાગ કરૂ છુ આમ મુનિઓ જીવન પર્યંત અને શ્રાવકો પોતાના નિત્યકર્મમાં ઓછામાં ઓછુ બે ઘડી કે એક મુહૂર્ત્ત પર્યંત સામાયિક, યોગ કે સમાધિધ્યાન કરે છે

વિધાયક કે સૃષ્ટા પોતાને જ માનવામાં જૈન સિદ્ધાંત બીજા બધા કરતા અગ્રણી છે. જૈનાગમનું રહસ્ય ' દૂરપારં '–બહુ દૂરવર્તી છે એમ કહેવામાં શ્રી હરિભદ્રસૂરિજી જૈનસિદ્ધાંતના અભ્યાસીઓના હૃદયનો જ પડઘો પાડી રહ્યા હોય એમ મને લાગે છે.

**વિશ્વવિદ્યા**—પ્રત્યેક જીવમાં કેટલીક શક્તિઓ સ્વાભાવિકપણેજ રહેલી હોય છે. જૈનસિદ્ધાંત તેને ' પર્યાપ્તિઓ ' (Capacities) ના નામથી ઓળખાવે છે. ચૈતન્ય પોતાની આંતર કે ઉચ્ચતર શક્તિઓને છુપાવી–છદ્મ રાખી–એ પર્યાપ્તિ કે બાહ્યશક્તિવડે આ વિશ્વપ્રકૃતિમાંથી પુદ્ગલના સ્કંધોને આકર્ષી, તેનો રસ કરી, ( આહાર પર્યાપ્તિથી ) પોતાની શરીર રચના કરી, ( શરીર પર્યાપ્તિ ) ઇન્દ્રિયો ( ઇંદ્રિય પર્યાપ્તિ ) ઘડી, એક કુશળ શિલ્પકાર અથવા વિશ્વકર્માની પેઠે, પ્રાણ સર્જી, ( શ્વાસોશ્વાસ પર્યાપ્તિ ) ભાષા ( ભાષાપર્યાપ્તિ ) અને મનની ( મનઃપર્યાપ્તિ ) પણ રચના કરી શકે છે. દાખલા તરીકે વૃક્ષમાં રહેલું ચૈતન્ય પોતેજ પોતાની શક્તિઓવડે, પોતાની આસપાસ રહેલા પ્રકૃતિ સમુદ્રમાંથી પુદ્ગલ પરમાણુના સ્કંધોને આકર્ષી–ગ્રહી એવું રૂપ આપે છે કે જેથી આપણે તેને વૃક્ષરૂપે ઓળખી શકીએ છીએ. એ રીતે વૃક્ષમાં રહેલું ચૈતન્ય જ વૃક્ષનો સૃષ્ટા, વિધાતા અથવા નિયામક છે, અને એજ ચૈતન્ય પોતાની વિકસિત શક્તિના પ્રમાણમાં બીજી ઉન્નત શરીરરચનાઓ પણ કરી શકે છે. તેવી જ રીતે જળ, અગ્નિ, વાયુ, પર્વત, પૃથ્વી, વનસ્પતિ, જંતુ, પશુ, પક્ષી, જળચર, સ્થળચર, મનુષ્ય, નારક, ચંદ્ર, સૂર્ય અને દેવ વિગેરે દેહોનો સૃષ્ટા–વિધાતા પણ જીવ પોતે જ છે. ચિત્રકાર પોતાની કલ્પના અને મનોભાવને વ્યક્ત કરવા નાના પ્રકારના ચિત્રો આલેખે છે, તેમ જીવરૂપી ચિત્રકાર પણ પ્રકૃતિપટ પર પોતાની નામકર્મરૂપી શક્તિવડે નાના પ્રકારના ચિત્રો રચે છે. આથી સ્પષ્ટ થશે કે ચૈતન્ય પોતાની શક્તિપર જ નિર્ભર રહેવાવાળું છે.

**અંતઃશક્તિ પ્રભાવ**—જેમ બાહ્ય શક્તિથી–પર્યાપ્તિથી ચૈતન્ય પોતાની બાહ્ય શરીરરચના કરી લે છે તેમ અંતઃશક્તિ કિંવા અંતરાત્માથી પોતાના આંતર ગુણોનો પણ વિકાસ કરે છે. તે એટલે સુધી કે પોતાનું પૂર્ણ સચ્ચિદાનંદ સ્વરૂપ પોતે જ પ્રકટાવે છે. એ ભાવના ઉદ્‌ગારોથી જૈનસાહિત્ય પરિપૂર્ણ છે. આપનામાંથી કદાચ કેટલાકોએ શ્રીપાળ–મયણાસુંદરીના ચરિત્રનું વાંચન કર્યું હશે; અથવા તો તે ચરિત્ર પરથી સ્વ. ડાહ્યાભાઇ ધોળશાજીએ રચેલું વીણાવેલી નાટકનું વસ્તુ જોયું કે સાંભળ્યું હશે. અમારા જૈનસમાજમાં તો વર્ષમાં બે વાર શ્રીપાળરાજાના રાસનો પાઠ થાય છે. એ આખા ચરિત્રમાં સ્વ-

કર્મવાદ અથવા આત્મબળનોજ સિદ્ધાંત પ્રરૂપવામાં આવ્યો છે. આ પ્રકારનું કથા સાહિત્ય તેમજ તાત્વિક સાહિત્ય તો સંપૂર્ણપણે બહાર આવે અને તેનો પૂરેપૂરો પ્રચાર થાય તો જનતાને કેટલો લાભ થાય ?

**અહિંસા પ્રભાવ**—આત્મબળની જેમ અહિંસાના સિદ્ધાંતને પણ જૈનોએ કેવો અપનાવ્યો છે તે વાત હવે ગુજરાતની પ્રજાને નવેસરથી કહેવાની કંઈ જરૂર ન હોય. જીવવું ને જીવવા દેવું, મરવું પણ મારવું નહીં એ અમારી મૂળ ભાવના છે.* પ્રત્યેક જીવની સાથે દર્શનોપયોગે અભેદ અને જ્ઞાનોપયોગે સમભાવ–પહેલાથી એકતા અને બીજાથી વિધવિધ પણ સમતા, એમ જૈનધર્મના સિદ્ધાંતો ઠામ ઠામ ઉપદેશી રહ્યાં છે. જૈનસાહિત્યરૂપી સમુદ્રમાંથી નિરંતર "माहण"[1] નો જ ગંભીર નાદ નીકળી રહ્યો છે. ધર્મના નામે યજ્ઞમાં થતી પશુહિંસા અને તેનો वेदोक्त हिंसा न भवति–વેદમાં ઉપદેશાયેલી હિંસા એ હિંસા જ ન કહેવાય એવો થતો બચાવ હવે હિંદુસમાજમાં ઘણા થોડાજ માનતા હશે. કળિકાળમાં હિંસાવાળા યજ્ઞો બંધ કરવા જોઇએ–कलौ यज्ञो निषेधयेत्, એવા જે વચનો જૈનેતર ગ્રંથોમાંથી મળી આવે છે તે જૈન સાહિત્યમાં પ્રરૂપાયેલ અહિંસા અને જૈનજીવનમાં ઉતરેલી આચરણાનો જ પ્રભાવ છે. એ વાત હવે સૌ કોઇ સ્વીકારે છે. એ રીતે એક તરફ પશુહિંસા સામે અને બીજી તરફ અધઃપાત પામેલા વામતંત્ર સામે જૈનસાહિત્યને યુદ્ધ કરવાં પડ્યાં છે. અમારા પૂર્વજોએ પોતાના સુંદર ચારિત્ર્યની રાજા—મહારાજાઓ અને સામાન્ય જનતા ઉપર પણ એટલી સરસ રીતે છાપ પાડી હતી કે આજે અમે જૈનો મહાજનના ગૌરવભર્યા નામથી ઓળખાઇએ છીએ. દયા અને પ્રાણીસેવા એ અમારો વારસો લેખાય છે. અને એ વારસો સાવ નિષ્ફળ ગયો છે એમ પણ શી રીતે કહેવાય ? અમારા અહિંસાવાદના પ્રતાપે જૈનપ્રજામાંથી કોઈ ખુની તો ભાગ્યે જ જડે, માંસાહારી કે શીકારી કોઈ જૈન હોઇ જ ન શકે. કેદખાનાના સરકારી રીપોર્ટોના આધારે પણ ફોજદારી ગુન્હાનું પ્રમાણ બીજી સમાજો કરતાં જૈનસમાજમાં અત્યંત ન્હાનું હોય છે.

---

* એમ છતાં હિંસાથી રંગાયેલાં રેશમી વસ્ત્રો અને સંચામાં બનેલાં કપડાં વાપરવાનો રીવાજ જૈનસમાજમાં વધી પડ્યો એ દુર્ભાગ્યની વાત છે.

1 माहण નો પાઠ–જપ કરનારા પાછળથી બ્રાહ્મણો ગણાયા એવી એક વિચાર પ્રણાલી છે બ્રાહ્મણો અને જૈનો વચ્ચે વિચારભેદ હોવા છતા, સદ્‌ભાગ્યે એવો સુસંપ સ્થપાયો છે કે હાલમાં જૈનોના મંદિરોમાં મ્હોટે ભાગે બ્રાહ્મણ પૂજારીઓજ હોય છે "हस्तिना ताड्यमानोपि" વાળી વાર્તા હવે કોઇ યાદ પણ નથી કરતુ.

સ્થાપત્યકળા - ચારિત્ર્ય એ જીવનનો પાયો છે. એ ચારિત્ર્ય ઉપર જૈન-સાહિત્યે કેવો પ્રભાવ વિસ્તાર્યો છે એ મેં ટુંકામાં કહ્યું. પરન્તુ તે સિવાય જૈન-સાહિત્યે, સાહિત્યની બીજી ઘણી શાખા-પ્રશાખાઓમાં રસ ભર્યો છે. અને આ પ્રસંગે મારા જર્મન વિદ્વાન્ મિત્ર પ્રો૦ હર્મન જેકોબીનો એક પ્રસંગ યાદ આવે છે. પ્રો૦ જેકોબી અને હું ગુજરાત અને રાજપુતાણાના પ્રદેશમાં પ્રવાસ કરતાં કરતાં પાટણ પહોંચ્યા અને ત્યાં જૈનભંડારમાંના તાડપત્રપર તેમજ બીજા કાગળોપર સુંદર અક્ષરોએ લખેલા શ્રી જૈન સાહિત્ય દેવીનાં દર્શન કર્યાં. મેં મારી ભકિતકુસુમાંજલી પ્રેમાશ્રુવડે સમર્પી. તે વખતે અમને શ્રી હિંમત-વિજયજી નામના એક સ્થાપત્યવિદ્યામાં નિષ્ણાત યતિવર્યનો સહજ સમાગમ થયો. મ્હારા વૃદ્ધ મિત્ર-પ્રો૦ જેકોબીએ મને નમ્ર સ્વરોમાં પૂછ્યું કે—"ભાઇ ! આ યતિવર્ય મને પોતાનો શિષ્ય બનાવી તેમની ચરણસેવા કરવાની તક ન આપે ?" જે સ્થાપત્યકળા એક વાર જૈન પ્રજાના પ્રતાપે ઉન્નતિની ટોચે પહોંચી હતી તે કળા વિષે આજે ગણ્યાગાંઠયા જૈનો જ રસ લેતા જણાય છે.

જૈન મંદિરોની સ્વચ્છતાની પાશ્ચાત્યો પર અસર ને કળાપૂજા— ગુજરાતને શિલ્પકળા અને સ્થાપત્યકળાથી સમૃદ્ધ કરવા જૈનોએ લાખો રૂપિયા ખર્ચ્યા છે. જૈન મંદિરો અને ગૃહદેરાસરોની સ્વચ્છતા જોઇ મારા મિત્ર પૉલ રીશાર, પ્રો૦ હર્મન જેકોબી તથા ડૉ. એફ. ડબલ્યુ થૉમ્સ મુગ્ધ થયાનું મેં જાણ્યું છે. માત્ર ગુજરાતમાં જ નહીં પણ હિંદના જુદા જુદા પ્રાંતોમાં પણ જૈનોએ પોતાની કળાપૂજાની ભાવના સાર્થક કરવા પ્રાસાદો, પૈષધશાળાઓ અને તીર્થક્ષેત્રોને બને તેટલાં મનોહર બનાવ્યાં છે. કઠણમાં કઠણ આરસ પત્થરમાં પુષ્પની મૃદુતા જોવી હોય તો આબુના જૈન મંદિરોની એકવાર મુલાકાત લઈ આવશો. એમ કહેવત છે કે એક શ્રી આદીશ્વરના મંદિરમાં વિમળશાએ (આબુ પર) ઓગણીશ કરોડ રૂપિયા ખર્ચ્યા છે; અને નેમિનાથના મંદિરમાં વસ્તુપાળ તેજપાળે કરોડો રૂપિયા ખરચ્યા છે. મહિસુર રાજ્યમાં આવેલા દિગંબર આમ્નાયમાં મનાતા શ્રવણ બેલગુલની શ્રી ગોમટેશ્વરની પ્રતિમાજી પણ ભવ્યતાનો એક ઉંચામાં ઉંચો નમુનો છે. એ પ્રતિમાજી લગભગ એક હજાર વર્ષોથી એ સ્થળે છે. તેની ઉંચાઈ અઠ્ઠાવન ફીટની છે. શિરોભાગથી તે કાન સુધી છ ફીટ અને છ ઇંચ છે. જૈનસમાજની કળાપૂજાનો આપને એટલાપરથીજ ખ્યાલ આવી શકશે.

લોક પ્રકાશ—Jain Encyclopaedia-જૈન સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં ભિક્ષોપજીવી-નિર્ગ્રંથ-ત્યાગી મુનિવરે એ શા શા સાહિત્યરત્નો વેર્યાં છે ? તેનું વર્ણન એક કલાકમાં તો શું પણ ત્રીશ દિવસ સુધી એક એક કલાક કહેવામાં

આવે તો પણ પૂરૂં ન થાય. હું માત્ર લોકપ્રકાશ તરફજ આપની દ્રષ્ટિ આકર્ષું છું, આપને લાગશે કે EncycloPaedia નો વિચાર એક કાળે પૂર્વાચાર્યોને જરૂર હોવો જોઈએ.

શ્રી હેમાચાર્ય—જૈન સાહિત્યમાં ચક્રવર્તી સમા પ્રભાવશાલી કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના અસાધારણ સામર્થ્ય અને પ્રતિભા વિષે આપે અવશ્ય કંઈક સાંભળ્યું હશે. એમ કહેવામાં આવે છે કે એ એકજ આચાર્યે સાડાત્રણ ક્રોડ જેટલી શ્લોક સંખ્યા જૈન પ્રવચન માતાના ચરણકમળમાં ધરી દીધી છે. સાહિત્ય, વિજ્ઞાન, દર્શન, ઇતિહાસ, ભૂગોળ, જ્યોતિષ કે રાજનીતિનો એવો એક પણ વિષય નથી કે જેને શ્રી હેમચંદ્રાચાર્યે ન વિકસાવ્યો હોય. ડૉ. કીલહોર્નના લખવા પ્રમાણે તેમનો 'અષ્ટાધ્યાયી' નામનો વ્યાકરણનો ગ્રંથ પાણિનીની 'અષ્ટાધ્યાયી' સાથે સ્પર્ધા કરે છે. ( જુઓ, જર્મનીનું ઓરીઅન્ટલ રીવ્યુ. ) તેમના અભિધાન ચિંતામણિ અને દેશી નામમાળા વિગેરે કોષો, તેમની છંદશાસ્ત્ર અને અલંકારશાસ્ત્ર વિષેની રચનાઓ, તેમનું ત્રિષષ્ટી શલાકાપુરૂષ ચરિત્ર, તેમના ન્યાયશાસ્ત્ર, જ્યોતિષ્શાસ્ત્ર, તર્કશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, અર્હન્નીતિ જેવા કાયદા શાસ્ત્ર વિગેરે વિષયોના ગ્રંથો તરફ આપની મૌની દ્રષ્ટિ આકર્ષું છું. યોગના વિષય ઉપરનું તેમનું યોગશાસ્ત્ર, વાદના વિષય ઉપરનું વાદશાસ્ત્ર, ભક્તિભાવભર્યાં તેમનાં સંસ્કૃત સ્તોત્રો અને પાણિની મુનિની જેમ ધાતુપાઠ, ગણપાઠ, લિંગાનુશાસન, ઉણાદિપાઠ વિગેરે ગ્રંથો પણ વિદ્વજ્જનોને આશ્ચર્ય પમાડે એવાં છે. દ્વાશ્રય નામનું તેમનું એક કાવ્ય ગુજરાતની ઐતિહાસિક સામગ્રી ગણાય છે. એ કાવ્ય ભટ્ટીકાવ્યની સ્પર્ધા કરે છે. તેનો એક અર્થ ગુજરાતના મહારાજા સિદ્ધરાજને લાગુ પડે છે અને બીજો અર્થ પોતે રચેલી વ્યાકરણ વિષયક અષ્ટાધ્યાયીને લાગુ પડે છે.

ભાષા—જૈન લેખકોએ કેવળ સંસ્કૃત કે પ્રાકૃત સાહિત્યજ નથી ખેડ્યું, પણ માગધી, અર્ધ માગધી, અપભ્રંશ, જુની મહારાષ્ટ્રીય ભાષા, હિંદી, જુની ગુજરાતી અને પર્શીયન ભાષામાં પણ પોતાનું સાહિત્ય લખ્યું છે. તામીલ અને કાનડી ભાષામાં દિગંબર જૈન સાહિત્ય પ્રચૂર પ્રમાણમાં મળી આવે છે એમ બ્રીટીશ મ્યુઝીયમના ઓરીયંટલ ડીપાર્ટમેંટના લાઇબ્રેરીયન ડા૦ બાર્નેટે મને કહ્યું હતું. આ ભાષામાં ગ્રંથોનો પરિચય અંગ્રેજી જૈન ગેઝેટ દ્વારા તેના વાચકોને થયો હશે.

ઇતિહાસ—ડા૦ ભંડારકર, પ્રો. પીટરસન, મેકેન્જી, વેબર, કોલબ્રુક,

કીલ્હોર્ન તથા ડૉ૦ ગેરીનો વિગેરે વિદ્વાનોએ જૈનસાહિત્યના સંશોધનને લગતા જે રીપોર્ટો બ્હાર પાડ્યા છે તે જૈનનું ઐતિહાસિક સાહિત્ય કેટલું અગાધ છે તેનો અચ્છો ખ્યાલ આપે છે. જેમને બહુ અવકાશ ન હોય તેઓ આ રીપોર્ટો જોઈ જવાની તકલીફ લેશે તો પણ તેમાંથી તેમને ઘણું નવું જાણવાનું મળી આવશે. તેમાં મૂળ ગ્રંથ, ગ્રંથોનો વિષય, ગ્રંથનું પ્રમાણ, ગ્રંથની શૈલી અને ભાષા તથા છેવટે ગ્રંથની પ્રશસ્તિઓ પણ આપવામાં આવી છે. તે પરથી ગ્રંથ રચાયાના કાળની તથા ગ્રંથકર્તાની તેમજ તેમના પૂર્વ પુરૂષની પણ સંક્ષિપ્ત માહિતી મળી શકે છે. જૈનગુરૂઓની પટ્ટાવલી કે જે લગભગ છેલ્લા અઢી હજાર વર્ષની મળે છે તે પણ ઇતિહાસપ્રેમીઓને માટે એક અગત્યનું સાધન છે.

પુસ્તક ભંડાર—પાટણમાં ૭ પ્રાચીન ગ્રંથ ભંડારો છે, અમદાવાદમાં બે, જેસલમીર, ખંભાત, લીંબડી, કચ્છનું કાશીરૂપ કોડાય વિગેરે સ્થળે એક એક અને મુંબઈમાં દશા ઓશવાળનો તથા દિગંબર બંધુઓનો મળી બે, તેમજ (પુના) ડકનકોલેજમાં, રાધનપુરમાં અને જામનગરમાં જુનાં જૈન ગ્રંથોના ભંડારો છે.

લિપિ કૌશલ્ય—જુના જૈન સાહિત્યનું લિપિકૌશલ્ય પણ જરા મોહ પમાડે તેવું છે. લહિયાઓએ એ સાહિત્ય તાડપત્રો પર, દેશી કાગળો પર, તેમજ શીલાલેખો ઉપર ઉતારવાના યત્નો કર્યા છે. કોઈ કોઈ પ્રાચીન પ્રતમાં છાપખાનાના અક્ષરોને પણ મ્હાત કરે એવા સુંદર અને સોનેરી-રૂપેરી શાહીથી લખાયેલા લેખો મળી આવે છે. પ્રસંગને છાજતા પ્રાસંગિક ચિત્રો પણ તે કાળની ચિત્રકળાનું દર્શન કરાવે છે.

પુસ્તક પ્રસિદ્ધિ—છેલ્લા એક બે દશકામાં જૈન આચાર્યોએ તથા તેમના શિષ્ય પરિવારે જૈન સાહિત્યનો ઉદ્ધાર કરવા જે કમ્મર કસી છે તેનો હું અત્રે આનંદપૂર્ણ ચિત્તે ઉલ્લેખ કર્યા વિના રહી શકતો નથી. તે સિવાય જૈન ધર્મ પ્રસારક સભા, આત્માનંદ સભા, વિદ્યા પ્રસારક વર્ગ, અમદાવાદની વિદ્યાશાળા, શ્રી દેવચંદ લાલભાઈનું પ્રકાશન મંદિર, પરમશ્રુત પ્રભાવક મંડળ, આરાનું સેંટ્રલ પબ્લીશીંગ હાઉસ, પં. હિરાલાલ હંસરાજનું જૈન ભાસ્કર ગ્રંથ પ્રસિદ્ધિ ખાતું, આગ્રાની આત્માનંદ સભા, આગમોદય સમિતિ અને શા. ભીમસિંહ માણેક વિગેરેએ એ દિશામાં ઘણા આવકારદાયક પ્રયાસો કર્યા છે. એ સંસ્થાઓના પ્રતાપે જૈન ગ્રંથો ગુહાઓને છાડી પુસ્તકાલયોમાં અને જ્ઞાન-મંદિરોમાં અધિષ્ઠિત થઈ પોતાનું મંગળ દર્શન આપી રહ્યાં છે.

**નવું કોષ વ્યાકરણ સાહિત્ય**—નવું સાહિત્ય હાલમાંજ પં. બેચરદાસજીએ પ્રાકૃત વ્યાકરણ સાંપ્રતકાળની પદ્ધતિએ લખી બ્હાર પાડ્યું છે, તેમજ પં. હરગોવિંદદાસે એક પ્રાકૃત કોષ બહાર પાડી પ્રાકૃત ભાષાના અભ્યાસીઓ ઉપર મોટો ઉપકાર કર્યો છે. પં. શ્રી રત્નચંદ્રજીએ આગમાભ્યાસી મુનિવરોની સગવડ માટે એક માગધીભાષાનો શબ્દ સંગ્રહ પ્રકટ કર્યો છે. આ નવાં સાધનોથી, મને આશા છે કે જૈનસાહિત્યના સંસ્કૃત અને પ્રાકૃત પ્રદેશોનો પ્રવાસ કેટલેક અંશે સુગમ થઇ પડશે.

**લોકોપકારક સાહિત્ય**—જૈનાચાર્યો સિવાય જે બ્રાહ્મણ પંડિતોએ પ્રાચીન કાળમાં ગ્રંથો લખ્યા છે તેઓમાંનો મ્હોટો ભાગ ઘણું કરીને કોઈ રાજા-મહારાજાને રીઝવવા અર્થેજ લખાયો હોય એવો ભાસ થાય છે. કારણ કે જુના કાળમાં વિદ્વાનોને સારો રાજાશ્રય મળતો એ નિર્વિવાદ છે અને તેથી તેઓ રાજદરબારમાં કીર્તિ કે પ્રતિષ્ઠા મેળવવા પોતાની શક્તિ વાપરે એ સ્વાભાવિક છે. જૈનાચાર્યોએ રાજ્યનો અને પ્રજાનો આશ્રય મેળવ્યો છે. તેઓએ કેવળ રાજકર્તાઓને રીઝવવા માટે જ ગ્રંથો નથી લખ્યા. રાજસભામાં પૂજાવા છતાં તેમણે સાધારણ જનસમાજ તરફ જરાય દુર્લક્ષ નથી કર્યું. વિક્રમના દરબારમાં કવિવર્ય ધનપાળ એક કવિરત્ન તરીકે પંકાયા છે, કુમારપાળ અને સિદ્ધરાજના દરબારમાં શ્રી હેમચંદ્રાચાર્યનું સ્થાન અતિ ઉચ્ચ છે. અને અકબરની રાજસભામાં શ્રી હીરવિજયસુરિજીનો પ્રભાવ ઇતિહાસપ્રસિદ્ધ છે. છતાં તે તે આચાર્યોનું સાહિત્ય લોકસેવાની ભાવનાથી અળગું નથી થયું એ એક અભિમાનનો વિષય છે. તત્ત્વજ્ઞાન, કાવ્ય, વૈરાગ્ય કે નાટ્ય વિગેરે વિષયો ઉપરાંત જૈનાચાર્યોએ ધનુર્વિદ્યા, ગજવિદ્યા, અશ્વવિદ્યા, રસાયણવિદ્યા અને વૈદકવિદ્યા વિષે પણ ઘણા ગ્રંથો લખ્યા છે. તે સિવાય મંત્રવિદ્યા, જ્યોતિષવિદ્યા, સુવર્ણપરીક્ષા અને રત્નપરીક્ષા જેવા વિષયો વિષે પણ ઘણું સાહિત્ય મળી આવે છે. એક ફ્રાન્સના વિદ્વાને રત્નપરીક્ષા નામનો જૈન ગ્રંથ ફ્રેંચ ભાષામાં અનુવાદ કરાવી બહાર પાડ્યો છે. જૈનધર્મ પાળતા ઝવેરીઓને પણ પોતાના સાહિત્યની જે માહિતી ન હોય તે યુરોપીયન વિદ્વાનો હજારો કોસ દૂર રહેવા છતાં મેળવી રહ્યા છે.

**જૈન સાહિત્યની સમન્વય દ્રષ્ટિ**—જૈન સાહિત્યની વિશેષતાઓમાં તેની સમન્વયપદ્ધતિ પણ એક છે. એ પદ્ધતિએ ઘણા વિદ્વજ્જનોને આકર્ષ્યા છે. કેટલાકો તો એ સમન્વયપદ્ધતિને આશ્રયીને એટલે સુધી માનવાને તૈયાર થયા છે કે જૈન એ કોઈ ધર્મ ( Religion ) નથી, પણ જગતને નવું દ્રષ્ટિબિંદુ આપનાર એક દર્શનવિશેષ જ છે. ( Philosiphy ) હું તેમ માનતો નથી. કારણ કે જો જૈન

કેવળ દર્શન જ હોત તો આજે વૈશેષિક, સાંખ્ય કે મિમાંસક દર્શનની જેમ તે માત્ર એક પાઠ્ય દર્શનજ બની ગયું હોત. જૈન એ ધર્મ છે, અને તે જ વખતે દર્શન પણ છે. હવે જૈન દર્શન અમને જુદા જુદા માર્ગો વિષે કેવું સમાધાનભર્યું સમન્વય કરી આપે છે. તે ટુંકામાં કહીશ.

શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કેઃ—

અ " ષડ્ દર્શન જિન અંગ ભણીજે,
ય સર્વાંગી સર્વ નય ગ્રહી રે;
ક સાગરમાં સઘળી તટિની છે,
તટિનીમાં સાગર ભજના રે. "

અ—જિનશાસનરૂપી પુરૂષનું મસ્તક જૈનદર્શન છે, તેમનો જમણો હાથ વેદાંતદર્શન છે, ડાબો હાથ બૌદ્ધ દર્શન છે, જમણો પગ યોગદર્શન છે, ડાબો પગ સાંખ્ય દર્શન છે, અને કુખ ( પેટ ) લોકાયત ( ચાર્વાક ) મત છે કે જે કેવળ પ્રત્યક્ષપ્રમાણને જ માને છે. વળી શ્રી નેમિનાથ પ્રભુના સ્તવનમાં તેઓ કહે છે કેઃ—

" ષડ્ દર્શન નિજ અંગ ભણીજે,
ન્યાય ષડંગ જો સાધે રે;
નમિ જિનવરના ચરણ ઉપાસક,
ષડ્દર્શન આરાધે રે— "

છએ દર્શન જિનના અંગ કહેવાય છે. તે શી રીતે ? જિનેશ્વર ભગવાનની આકૃતિમાં છ અંગોને વિષે એ છએ દર્શનની સ્થાપના કરવી. શ્રી નેમિનાથ જિનેશ્વરના ચરણ ઉપાસકો—અર્થાત્ ખરા જૈનો–એ છએ દર્શનની આરાધના કરે છે.

પણ એ સ્થાપના (ન્યાસ) શી રીતે કરવી ? તે વિષે તેઓ કહે છે કેઃ—

" જિન સુરપાદપ પાય વખાણુ,
સાંખ્ય જોગ દોય ભેદે રે;
આતમસત્તા વિવરણ કરતાં,
લહો દુગ અંગ અખેદે રે. "

એટલે કે જિનેશ્વર ભગવાનરૂપ કલ્પતરૂ તેના પાય ( મૂળિયાં ) રૂપે બે

પગ વખાણ્યા. હવે જિનેશ્વરનાં તે બે અંગો કયા ? સાંખ્ય અને યોગ. આ બન્ને અંગો આત્માની સત્તા માને છે. એ અપેક્ષા શ્રી જિનની પણ હોવાથી તે અપેક્ષાએ સાંખ્ય અને યોગને બે પગરૂપ કહ્યા છે. એ પ્રમાણે ગ્રંથકાર પોતાની આગ્રહરહિતતા પ્રકટ તો કરે છેજ પણ સાથે વાચકવર્ગને પણ ભલામણ કરે છે કે એ વાત તમે ખેદરહિતપણે ગ્રહો.

ભેદવાદી અને અભેદવાદી અથવા સુગત ( બુદ્ધ ) પ્રણિત બૌદ્ધદર્શન અને જૈમિનિપ્રણિત પૂર્વ મિમાંસા તથા વ્યાસ પ્રણિત ઉત્તર મિમાંસા (વેદાંત) મળી મિમાંસા દર્શનને બે હાથ કહેતાં કહ્યુ છે કેઃ—

" ભેદ અભેદ સુગત મિમાંસક,
જિનવર દોય કર ભારી રે;
લોકાલોક અવલંબન ભજિએ,
ગુરૂગમથી અવધારી રે. "

શ્રી જિનદર્શનમાં સ્વભાવમાં જુદા જુદા જ્ઞેયના જ્ઞાનરૂપ અને વિભાવમાં-કર્મને આશ્રિત પુદ્ગલથી પ્રાપ્ત થયેલ દેહોમાં પર્યાયને ક્ષણે ક્ષણે બદલાતા માન્યા છે; અને બૌદ્ધ દર્શને પર્યાયનો ફેરફાર મૂળના ફેરફાર રૂપ માન્યો છે. મિમાંસકો આત્મા એક જ છે, નિત્ય છે, અબદ્ધ છે, ત્રિગુણબાધક નથી એમ માને છે. જિનદર્શનના નિશ્ચય નયની અપેક્ષાએ એ વાત યોગ્ય જ છે.

જુદા જુદા દર્શનો પ્રત્યે આવી રીતે ઉદાર દષ્ટિ રાખવામાં શ્રી આનંદઘનજી મહારાજે પોતાની મતાંતરક્ષમતા તેમજ જિનદર્શનની મહત્તા પ્રકટ કરી છે. ચાર્વાક અથવા જેને નાસ્તિક કહીએ તેમના પ્રત્યે પણ ખંડનમય દ્રષ્ટિથી જોવાને બદલે બહુ જ ઉદાર ભાવથી નજર નાંખી છે; પણ વિસ્તારના ભયથી એ વાત અહીં ન લખતાં જતી કરૂં છું.

**જિનદર્શન પૂર્વાપર અવિરૂદ્ધ શી રીતે?**—જિનદર્શનમાં અનેક નિશ્ચયો, અપેક્ષાઓ, અને દષ્ટિઓનો સમાવેશ થઈ જાય છે, કારણ કે બ્રહ્માંડના જડ-ચૈતન્ય વિગેરે દ્રવ્યો પોતેજ અનેક ધર્મવાળા છે. તેને જો એક ચોકસ દ્રષ્ટિથી જોઇએ તો સત્ય ન પામીએ એટલા માટે અનેક દ્રષ્ટિથી જ જોવાની રીત રાખવી ઘટે. કોઈ પદાર્થ વિષે બોલતી વેળા મુખ્ય ધર્મને બોલવાની પદ્ધતિ છે, પણ તેજ વેળા તેના અનેક ગૌણધર્મોનો અધ્યાહાર હોય છે, એ વાત લક્ષમાં હોવી જોઈએ એજ કારણથી જૈનવાદને સ્યાદ્વાદ કે અનેકાંતવાદ

કહેવામાં આવે છે. જેમ એક પદાર્થ ઉત્પત્તિ અને લયની અપેક્ષાએ અનિત્ય કે નાશવંત છે, ક્ષણિક કે પર્યાયવંત છે તેમ તેજ પદાર્થ મૂળરૂપે સત્ છે. સોનાની મુદ્રિકામાં મુદ્રાપણાની કે આકારપણાની ઉત્પત્તિ અને વિનાશ પણ છે, પરંતુ સુવર્ણરૂપે તો તે સત્ અને નિત્ય જ છે. એ દ્રષ્ટિએ બ્રહ્માંડના છએ દ્રવ્યોને નિત્યાનિત્ય કહેવામાં આવ્યા છે.

કોઈ મુમુક્ષુના કલ્યાણ માટે, ઉપદેશ કરતાં પહેલાં તેની ભૂમિકા વિચારવી પડે છે અને એ ભૂમિકા અનુસારે નય કે અપેક્ષાની પદ્ધતિનો સ્વીકાર કર્યે જ છુટકો થાય છે. શ્રી હરિભદ્રસૂરિ મહારાજ યોગબિંદુમાં ૧૩૨ મા શ્લોકમાં કહે છે કેઃ—

चित्रा तु देशनैतेषां, स्याद् विनेयानुगुण्यतः ।
यस्माद् एते महात्मानो, भवव्याधिभिषग्वराः ॥

અર્થાત્—" તમે જે મહાત્મા કપિલ, મહાત્મા બુદ્ધ, મહાત્મા મહાવીર, મહાત્મા કણાદ, મહાત્મા ગૌતમ વિગેરેના નામની ખાતર અને તેમના વચનના સમર્થન માટે લડવા ભેગા થયા છો તે તમારો વ્યામોહ છે. તેમણે આત્મા નિત્ય છે અથવા આત્મા અનિત્ય છે, પરમેશ્વર કર્તાહર્તા છે એ પ્રકારે જુદી જુદી દેશનાઓ આપેલી છે તે બધી તે તે વિનેયો–શિષ્યોની અનુકૂળતા અને યોગ્યતા તરફ લક્ષ્ય રાખીને જ આપેલી છે. કારણ કે ( ટીકાકાર લખે છે કે ) જે પુરૂષો મહાત્માઓ અને સર્વજ્ઞ હતા તેઓ આ સંસારરૂપ વ્યાધિ નાબુદ કરવા માટે ઉત્તમ વૈદ્ય સમાન હતા."

વળી લખે છે કે—" શ્રોતાને–શિષ્યને જે પ્રકારે સમજાવવાથી આત્મજ્ઞાનના બીજનું આધાન થવાનો સંભવ હોય અને તે સંભવ પણ પ્રતિદિન વર્ધમાન હોય તો શિષ્યને તેઓએ તે તે પ્રકારે–જુદી જુદી દ્રષ્ટિએ સમજાવ્યું હોય એ બનવા જોગ છે.

" અથવા કદાચ તેઓએ તો એકસરખી દેશના કરેલી હોય તોપણ જુદી જુદી ભૂમિકાપર રહેલા સાંભળનારા અને જુદી જુદી ભૂમિકાપર રહેલા સમજનારા એ બધાની બુદ્ધિમાં તરતમતાનો ભેદ હોવાથી સંભવિત છે કે એકદેશના પણ અનેક રૂપમાં સમજાઇ હોય.

જુદી જુદી વાનીઓ જેમ જુદા જુદા જમનારના ચિત્તને સંતોષ આપે છે,

તેમ જુદી જુદી દેશનાઓ દરેક સાંભળનારને તેની યોગ્યતા પ્રમાણે કંઈ ને કંઇ લાભ તો કરે છે જ; માટે એ દેશનાઓને અવંધ્ય કહેવામાં કશો બાધ નથી. અને દેશ કાળ તથા નયોને લક્ષ્યમાં રાખી તત્ત્વદ્રષ્ટિએ જોતાં એ દેશનાના મૂળમાં દેશના જ પ્રતીત થશે. "

**શ્રી હરિભદ્રસૂરિજીની મતાંતરક્ષમતા**–શ્રી હરિભદ્રસૂરિજી યોગદ્રષ્ટિ સમુચ્ચયમાં કહે છે કે–" આપણે સૌએ વાદવિવાદ, ખંડનમંડન કે તર્કજાળ છોડીને મહાપુરૂષના માર્ગનો આશ્રય કરવો જોઇએ. " ટૂંકામાં જે રીતે સાંભળનારાઓનો મિથ્યા મોહ દૂર થાય, દેહાધ્યાસ છુટે, આત્મજ્ઞાનનું બીજ રોપાય અને સંસારના પ્રપંચ તરફ દુર્લક્ષ રહે તે રીતે ઉપદેશ આપવો એ જ એક સૌનું લક્ષ્ય હોવું જોઇએ. "

કોઇ મુમુક્ષુ ગુરૂજન પાસે આવીને કહે કે:—" હું તો મરી જઇશ, અરે રે ! મારૂં કલ્યાણ શી રીતે થશે ? મારી ઉમર પણ બહુ થઈ ગઇ ! " આવા કાળભીરૂ અને કાયરને તેના ગુરૂ જવાબ આપે કે–"ભાઇ ! તું મુંઝા મા. (શરીરરૂપી વ્યંજનમાં શાશ્વત સ્વરની પેઠે રહેલો) તું પોતે તો કદિ મરતો જ નથી, તું નિત્ય છે, તારે વળી કાળની બીક શી ? કાળ—દેશને અને કાર્ય કારણને માપનાર તો તું જ છે. તને તેઓ શી રીતે માપી શકે ? તું તારૂં સાધન કરે જા. " આ પ્રકારે કાળભીરૂ શિષ્યની નિરાશા અને કાયરતા દૂર કરવા તથા તેની આત્મસાધનાને નિરંતર ચાલુ રાખવા માટે શરીરાદિ પર્યાયોને ગૌણ કરી અને દ્રવ્યને પ્રધાન રાખી અદ્વૈતવાદ ઉપદેશવામાં આવે તો શું સર્વાંગી જૈનદર્શનનું જ તે એક અંગ નથી ?

વળી કોઇ બીજો મુમુક્ષુ શિષ્ય ભોગો ભોગવવામા જ શૂરોપૂરો રહેતો હોય અને મહાત્મા ટોલસ્ટોય[1] કહે છે તેમ એ ભોગોની પાછળ કેટલાય પામર પ્રાણીઓની હાયવરાળ રહેતી હોય તો એ જડાભ્યાસી–વિષયાસક્ત પુરૂષના મનને ઠેકાણે લાવવા બુદ્ધ ભગવાનનો ક્ષણિક વિજ્ઞાનવાદ કે ટોલસ્ટોયનો સમાનવાદ કામમાં લાવી શકાય અને તેને કહી શકાય કે—" ભાઇ ! તું આંખો બંધ કરીને બેઠો છે. આ બધું જે તું જુએ છે અને ભોગવે છે તે ક્ષણસ્થાયી છે. ઘડી પછી તેમાંનું કંઈ જ નહીં હોય. તું આ સર્વને સ્થાયી માની બેઠો છે તે તારી અજ્ઞાનતા છે. " આવી રીતે દ્રવ્ય ( રૂપ સ્વર ) ને ગૌણ કરી ( વ્યંજન-

---

૧ First step.

૩૫) શરીરપર્યાયને મુખ્યત્વે સ્થાપી સમજાવવામાં આવે તો એ અનિત્યવાદના ઉપદેશને પણ જૈનદર્શનનું એક અંગ કેમ ન લેખાય?

સત્ય મહાન્ છે, વ્યાપક છે, મન-બુદ્ધિની પેલી પાર ગયા વિના તેની ઝાંખી થતી નથી અને જે ઝાંખીમાં આવે છે તે શબ્દવડે સંપૂર્ણપણે વ્યક્ત કરી શકાતું નથી. છતાં સઘળા દર્શનો પોતાને સર્વગ્રાહી અને બાકીનાને અંશગ્રાહી કહેવાની હિમ્મત કરે છે. શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ એવા અંશગ્રાહી પ્રત્યે પણ કેવી ઉદાર દૃષ્ટિથી નીહાળે છે તે તમે જોશો તો મને ખાત્રી છે કે એ ઉદાર પુરૂષ માટે તમને અભિમાન સ્ફુર્યા વિના નહીં રહે.

કોઇકને હાથી જોતાં તેની હડપચી સુંદર લાગે અને તેથી તે તેને કુંજર કહે, બે મ્હોઢથી પાણી પીતો જોઇ દ્વિપ કહે, તેના બ્હાર આવેલા દાંતોને જોઈ કોઈ તેને દંતી કહે, કોઇ મદ ઝરતું જોઇ તેને મતંગજ કહે, કોઇને ઉંચો પહાડ જેવો લાગવાથી નાગ કહે, સૂંઢવડે ઘણા કામ કરતો જોઇ કોઇ હસ્તી કહે તો તેથી શું એ બધાને આપણે અંધ કહી શકીએ? સૂંઢ જોનાર અથવા દાંત જોનાર આખા હસ્તીને તો જુએ છે જ, પણ તે આખા સત્યને વ્યકત કરવા એક અંશનો આશ્રય લે તેથી શું થયું? એવી જ રીતે સત્યનો સાક્ષાત્કાર કરનાર દર્શનો કોઇએક અંશ વર્ણવે તો તેથી આપણે તેને અંધની કોટીમાં મુકવાનું સાહસ ન કરી શકીએ.[૨] એવા ભાવનું શ્રી હરિભદ્રસૂરિએ પોતાના શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય અને યોગબિંદુ વિગેરે ગ્રંથોમાં નિરૂપણ કર્યું છે. (જુઓ ચાર સંજીવીની ન્યાય.) શ્રી આનંદઘનજી મહારાજે પણ મેઘ સમા ગંભીર સૂરમાં ગાયું છે કે:—

"રામ કહો રહેમાન કહો, કોઇ કહાન કહો મહાદેવરી;
પારસનાથ કહો કોઈ બ્રહ્મા, સકળ બ્રહ્મ સ્વરૂપ રી."

અર્થાત્—રામ, રહેમાન, કાન, મહાદેવ, પાર્શ્વનાથ, બ્રહ્મા એ સર્વ શુદ્ધાત્માનાં જ નામો છે. કારણકે જે સમયે પોતે નિજરૂપમાં રહે છે ત્યારે આત્મા રામરૂપ બને છે, જ્યારે સર્વપર કરૂણા (રહેમ) કરે છે ત્યારે તેજ આત્મા રહેમાન બને છે અને જ્યારે કર્મનું નિકંદન કરે છે ત્યારે તે કાન કે કૃષ્ણ થઇ જાય છે. આવું સર્વ દૃષ્ટિઓ, સર્વ અંશો અને સર્વ ખંડોનું સમન્વય જૈનોનું

---

૨ વાદવિવાદ ન થાય તેટલા માટે કદાચ સર્વ અંશને જણાવનાર શબ્દ બનાવીએ તો તે કેવો લાંબો અને બેહુદો થઇ પડે તેનું એક ઉદાહરણ આપું છું. चतुष्पादद्विहस्तपृष्ठवेत्रगुंफितकिल्किलखचीतासनम् (ખુરશી)

યોગસાહિત્ય કરી શકે છે. પણ તે માટે અપેક્ષાઓ, અને નયો વિગેરેના અભ્યાસ જરૂરનો છે.

જૈન ઔપદેશિક સાહિત્ય—જેને જૈન પરિભાષામાં ધર્મકથાનુયોગ કહેવામાં આવે છે તેવા ઔપદેશિક સાહિત્યથી જૈન સાહિત્ય ભરપૂર છે. સાધારણ સંસારી જનોને માટે રસાત્મક કથાઓ ઘણી ઉપકારી ગણાય છે. જૈન લેખકોએ આવા કથાનકો ગદ્યમાં, પદ્યમાં, રાસારૂપે, ચરિત્રરૂપે, રૂપકરૂપે કે આખ્યાન રૂપે બહોળા પ્રમાણમાં લખ્યાં છે. હું આપને તેમાંના થોડા કથાનકોનો વાનગીરૂપે પરિચય કરાવીશ:—

ષટ્પુરૂષ ચરિત્ર—આ ચરિત્રમાં આખી માનવ જાતિને ૭ વિભાગમાં બહેંચી અંગ્રેજીમાં જેને Reprenstative અર્થાત્ પ્રતિનિધિ સ્વરૂપ મનુષ્યો કહીએ તેનું આમાં વર્ણન છે. મનુષ્યોમાં ( ૧ ) અધમાધમ ( ૨ ) અધમ ( ૩ ) મધ્યમ ( ૪ ) વિમધ્યમ ( ૫ ) ઉત્તમોત્તમ અને ( ૬ ) ઉત્તમ—કોણ કહેવાય તેનું નિરૂપણ આ ષટ્પુરૂષ ચરિત્રમાં છે. આ પ્રત્યેક વર્ગમાં એકેક ચરિત્ર તેની પ્રકૃતિ પ્રમાણે આલેખ્યું છે. આ ગ્રંથ વાંચવાથી વાચક કે શ્રોતા પોતે જ પોતાની કોટી નક્કી કરી શકે છે (અને) પોતાનામાં જાણતાં–અજાણતાં જે કંઇ અધમતા રહી ગઈ હોય તેને ખંખેરી આગળ વધવાના અભિલાષ બાંધે છે.

પ્રતિજ્ઞાપાલન—આ વિષય ઉપર ચાર ગૃહલક્ષ્મી–વહુની કથા છે. તેનું સંક્ષિપ્ત કથાનક આ પ્રમાણે છે:—એકવાર એક સસરાને વિચાર થયો કે ચાર પુત્રવધુમાંથી કઈ વહુને ઘરનું કયું કામ સોંપ્યું હોય તો સમુચ્ચયે સર્વને અનુકૂળ થાય ? તેનો નિર્ણય કરવા સસરાજીએ ચારે વહુને બોલાવી ' જ્યારે માગું ત્યારે આપજો ' એમ કહી, પાંચ પાંચ શાળના દાણા આપ્યા. દરેક વહુએ આ દાણાનો કેવો ઉપયોગ કરવો તેનો પોતાની બુદ્ધિ પ્રમાણે નિર્ણય કર્યો. એક વહુએ દાણાને નિરૂપયોગી ગણી વાસીદાની સાથે કાઢી નાંખ્યા, બીજી વહુ ખાઈ ગઈ, ત્રીજીએ પોતાના દાગીના સાથે એ દાણા પણ સાચવી રાખ્યા અને ચોથીએ પોતાના ભાઈને મોકલી આપ્યા અને કહેવરાવ્યું કે ' આ દાણા આપણા ખેતરમાં વાવજો, એટલું જ નહીં પણ જે પાક ઉતરે તે પણ ફરી ફરીને વાવ્યા કરજો.' સસરાએ પાંચ વર્ષ પછી ચારે વહુને બોલાવી પેલા દાણા માગ્યા. પહેલી વહુએ કહ્યું કે "મેં તો નકામા જાણી વાસીદામાં કાઢી નાંખ્યા." બીજીએ કહ્યું કે:—"હું તો ખાઈ ગઈ." ત્રીજીએ કહ્યું કે:—"મેં મારા ઘરેણાં સાથે મંઘરી રાખ્યા છે"

અને ચોથીએ કહ્યું કે-"મારે પીયર ગાડાં મોકલી મંગાવી લ્યો." આ પરથી સસરાએ પહેલી વહુને વાસીદા વાળવાનું સોંપ્યું; કારણકે તેને નાંખી દેતાં ઠીક આવડતું હતું અને તેનું નામ ઉજ્ઝિતા રાખ્યું. બીજી વહુને રસોડાનું કામ સોંપ્યું, કારણ કે જેને ખાતા આવડે તે કદાચ સારી રીતે ખવરાવી પણ શકે, અને તેનું નામ ભક્ષિકા રાખ્યું. ત્રીજીને સારી રીતે સાચવતા આવડ્યું એટલે તેને પટારાની ચાવીઓ સોંપી, અને તેનું નામ રક્ષિતા રાખ્યું. ચોથીને ઘરનો મોભો વધારનારી સમજી ઘરની ઉપરી નીમી અને તેનું નામ વર્ધિતા (રોહિણી) પાડ્યું.

પ્રતિજ્ઞા પાળવામાં ઉત્સાહ પ્રેરવા અર્થે આ કથા ઘણી ઉપયોગી ગણાય છે. વર્ધિતા નારીએ જેવી રીતે પાંચ દાણામાં અસંખ્ય ગણી વૃદ્ધિ કરી તેવી રીતે વ્રતી જીવોએ ક્રમે ક્રમે પોતાના વ્રત-જપ-તપમાં પણ વૃદ્ધિ કરવી જોઇએ, એવો આ કથાનો ધ્વનિ છે. દીક્ષા લેનાર સ્ત્રી-પુરૂષને ખાસ કરીને આ કથાનું વસ્તુ સમજાવવામાં આવે છે અને ક્રમશઃ સંયમપાલનમાં આગળને આગળ વધવાની પ્રેરણા કરવામાં આવે છે.

**ઉપમિતિ ભવ પ્રપંચા કથા**—આ એક રૂપક કથા છે અને પ્રબોધ ચંદ્રોદય નાટક અથવા Pilgrim's Progress ની સાથે રૂપક, રસ અને ભાષામાં સ્પર્દ્ધા કરે તેવું છે; તેનું ભાષાસૌંદર્ય કાદંબરીની સ્મૃતિ કરાવે છે. છતાં ખુબી એ છે કે તેમાં કલ્પનાનું કે લાંબા લાંબા સમાસોનું કાઠિન્ય નથી. જીવ-સ્વભાવની હલકામાં હલકી સ્થિતિ-નિગોદની સ્થિતિથી લઇને તે ઠેઠ મોક્ષની સ્થિતિએ શી રીતે પહોંચાય તેનું આમાં સુંદર વર્ણન છે. કથાની સાથે જૈનતત્ત્વ અથવા સિદ્ધાંતોની પણ ઘણી સુંદર રીતે ગુંથણી કરવામાં આવી છે. તેનાં ગુજરાતી તથા હિંદીમાં પણ ભાષાંતરો થયા છે, અને પ્રો. હર્મન જેકોબીએ એકવાર તેનો અંગ્રેજી અનુવાદ કરવાની તત્પરતા દર્શાવી હતી. કથાના કર્ત્તા કલિકાળ કેવળીનું બિરૂદ ધરાવનાર શ્રી સિદ્ધર્ષિગણિ છે. આને મળતી દિગંબર સાહિત્યમાં એક ચેતન કર્મકથા પણ મળી આવે છે, અને તેનો અનુવાદ પણ થયો છે.

**સમરાદિત્ય કેવળીનો રાસ**—આ રાસમાં બે મિત્રોના, જન્મજન્માંતરથી ચાલતા આવતા એકપક્ષી વેરની વાર્તા છે. આખરે એ વેર શી રીતે ભાંગે છે તેનો સરસ રીતે ખ્યાલ આપવામાં આવ્યો છે. રાસના વાંચનથી વાંચનારને કર્મની કઠિનતાનું અને તેમાંથી છૂટવાનું સામર્થ્ય સ્ફુરે છે. મનુષ્ય

ઘણી વાર પોતે પોતાના કર્મથી ઉપજાવેલાં ફળો ભોગવવામાં કાયરતા દાખવે છે એ દુર્બળતા છે. જેણે નારકીના અને તિર્યંચપણના અનેક અસહ્ય દુઃખો ભોગવ્યા છે તે દુઃખ કે કલેશથી નિરાશ તો ન જ થાય, ઉલટું તે આત્મબળે ભોગવી કર્મથી છૂટવાનો જ નિશ્ચય કરે. આ રાસથી જુનાં કર્મો ભોગવી લેવાનું અને નવાં પાપ ન કરવાનું દૃઢીભૂત થાય છે.

પંડિતજી સુખલાલજીએ કર્મગ્રંથની પ્રસ્તાવનામાં લખ્યું છે કે:—

प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान् नाप्युत्तरैः श्लिष्यतां ।
प्रारब्धं त्विहभुज्यतामथपरब्रह्मात्मना स्थियताम् ॥

અર્થાત્—"પહેલાના બાંધેલા અશુભ કર્મોને જ્ઞાનબળથી ગાળી નાંખો, આત્મબળથી નવા અશુભ કર્મના બંધનમાં ન બંધાઓ, અને આત્મવીર્યથી પ્રારબ્ધ કર્મને ભોગવતાં ક્ષીણ કરી નાંખો. એ રીતે આખરે બ્રહ્મપદમાં અનંતકાળ પર્યંત સ્થિર રહો."

**ઇલાયચી કુમારની કથા**—આ કથા બહુ રસિક અને બોધપ્રદ છે. મોહવશ પ્રાણીઓ શુભ ધ્યાનમાં આરૂઢ થતાં કેવી રીતે આત્મજ્ઞાન અને કેવળજ્ઞાન પામે છે તેનું મનોહર નિરૂપણ આ કથામાં છે. હું ટુંકામાં તેનો સાર કહી જઉછું.

ઇલાયચીકુમાર એક ધનવાન શ્રેષ્ઠીનો કુમાર છે. તરૂણાવસ્થામાં તે એક નાટક જોવા જાય છે. ત્યાં નટની એક રૂપવતી પુત્રી ઉપર મોહી પડે છે અને નાટક ખલાસ થવા છતાં વિચારમાં ને વિચારમાં તે ત્યાંને ત્યાંજ બેસી રહે છે. તેના મિત્રો તેને સમજાવી પટાવી ઘેર લઇ જાય છે. ઘેર જવા છતાં તેનું ચિત્ત કેમે શાંત થતું નથી. તે એક ભાંગલી-તૂટલી ખાટલી ઉપર પડે છે. ( પૂર્વકાળમાં કોઇ કુમાર રીંસાય ત્યારે ભાંગલી-તૂટલી ખાટલીનાજ આશ્રય લેતા અને પછી મોટેરાંઓ આવી સમજાવટ કરતા ) ઘરના વડીલ અને વૃદ્ધ પુરૂષો તેને સમજાવવા આવ્યા. પણ તેણે તો એકજ વાત કર્યા કરી કે—"મને પેલી નટની પુત્રી સાથે પરણાવો." કુળવાન અને ધનવાન શેઠનું કુટુંબ એકદમ એક નીચ કુળની નટી સાથે પોતાના કુળદીપકનું લગ્ન કરવાને શીરીતે તૈયાર થાય ? શરૂઆતમાં તો તેમણે આનાકાની કરી, પણ લાડકવાયા પુત્રનું મન સંપાદન કરવા આખરે તેમણે સમ્મતિ આપી. નટે પોતાની પુત્રી પરણાવવાનું કબુલ્યું, પણ એક એવી આકરી સરત કરી કે—"એ ઇલાયચીકુમાર નાટકકળામાં કુશળ બની,

કોઈ એક રાજાને રીઝવી, તેની પાસેથી દ્રવ્ય મેળવી, એ દ્રવ્યવડે અમારી આખી નાતને ભોજન કરાવે તો હું મારી પુત્રી તેને પરણાવું." રૂપમુગ્ધ કુમારે તે સરત પણ સ્વીકારી. પછી તેણે નાટ્યકળાની તાલીમ લેવા માંડી. ક્રમે ક્રમે તે એક કુશળ નટ બન્યો. પછી એક રાજા પાસે જઇ તેણે પોતાનો ખેલ બતાવવાની રજા માગી. રાજાએ તે આપી અને પોતે પોતાની રાણી તથા બીજા અમલદારો સાથે નટના ખેલમાં હાજર થયો. ઇલાયચીકુમારે એક પછી એક એવા અદ્‌ભુત ખેલ કર્યા કે આખો પ્રેક્ષકવર્ગ ચકિત થઇ ગયો. ખેલ ખલાસ થવા આવ્યો, પણ રાજાજીએ ઇનામ સંબંધે એક શબ્દ સરખો પણ ન ઉચ્ચાર્યો. ઇલાયચીકુમારની આટઆટલી કુશળતા અને શ્રમ તરફ તેનું લક્ષ્ય પણ ન ખેંચાયું; કારણકે તે તો કુમારની કુશળતા જોવાને બદલે પેલી રૂપવતી નટપુત્રીની સુંદરતા નિહાળવામાંજ ચકચૂર બની ગયો હતો. મોહાંધ મનુષ્યનું મન પોતાના મોહપાત્રને છોડી બીજી તરફ જઈ શકતું નથી. કુમારે ફરી ફરીને બે ત્રણ વાર પોતાના પ્રયોગો કરી બતાવ્યા, પણ રાજાનું ચિત્ત પેલી ઢોલ વગાડતી નટપુત્રીમાં પરોવાયેલું તે કેમે કરતાં કુમાર તરફ ન વળ્યું તે નજ વળ્યું. તે ચિંતવવા લાગ્યો કે—" આ ઉંચા વાંસ ઉપર આધાર વગર નાચતો કુમાર જો નીચે પડે અને મરી જાય તો કેવું સારૂં ? જો તેમ થાય તો આ સુંદર નટી મને પ્રાપ્ત થાય." બરાબર તેજ વખતે ઉંચા વાંસને છેડે ચડેલા ઇલાયચીકુમારે એક અદ્‌ભુત દૃશ્ય જોયું. ગામની એક પોળમાં એક મુનિ મહારાજને એક અત્યંત રૂપ-સૌંદર્ય–લાવણ્યવતી નારી નિર્ભયપણે આહારાદિ સામગ્રી વ્હોરાવી રહી છે અને પેલા સંયમી મુનિરાજ પૃથ્વી તરફ નીચાં નેત્રો ઢાળી શાંત ભાવે ઉભા છે. ઇલાયચીકુમારે વિચાર કર્યો કે–પોતાની સામેજ જગતના સમસ્ત સૌંદર્યના ભંડાર ખુલ્લા હોવા છતાં આ મુનિમહારાજનું તે તરફ લેશમાત્ર ચિત્ત નથી જતું એ કેવું આશ્ચર્ય ? તેમના પોતાના મનમાંજ કેટલું અગાધ સૌંદર્ય હોવું જોઇએ કે જેથી આ સામેનું સૌંદર્ય તેમને તુચ્છ અને તૃણવત્ લાગે છે ? ધન્ય છે તેમના સંયમને, ધન્ય છે તેમની અચંચળ મનોવૃત્તિને ! આ રીતે શુભ વિચારની શ્રેણીએ ચડતાં તેનો મોહનો પડદો હટ્યો અને આત્મજ્ઞાનનો ઉદય થયો. રાજાને પેલી નટીમાં અને રાણીને પોતાનામાં મોહમુગ્ધ થયેલાં પોતાના જ્ઞાનદર્પણમાં જોયાં. અંતે તેમને સૌને પણ તેના ઉપદેશથી આત્મસૌંદર્યનું દર્શન થયું. આ કથા અમારા જૈનસમાજમાં સારી પેઠે પ્રચાર પામેલી છે અને તેને લગતાં ચિત્રો પણ કોઈ કોઇ મંદિરોમાં જોવામાં આવે છે. અષ્ટવિધ સામાયિકમાં પરિજ્ઞાનાત્મક સાતમી સામાયિક સાથે આ કથાનો સંબંધ છે.

**જૈન કથા સાહિત્યનો ઉપયોગ અને જાળવણી**—જૈન કથાનું સાહિત્ય એ તો માત્ર ફુરસદને વખતે વાંચવાનું સાહિત્ય હોત તો આટલું જળવાત કે કેમ ? એ એક શંકા છે. મુનિમહારાજાઓ સવારના વ્યાખ્યાનમાં આવું એકાદ કથાનક પસંદ કરી શ્રોતાઓને સંભળાવે છે અને તે એક આવશ્યક ધર્મકર્તવ્ય ગણાય છે. બપોરના વખતમાં ઉપાશ્રયમાં સ્ત્રીસમુદાયમાં સાધ્વીજીના કે કોઇ શીક્ષિતા શ્રાવિકાના અધ્યક્ષપણા નીચે રાસ કે ચરિત્ર વાંચવાનો રીવાજ છે; અને સાયંકાળે પ્રતિક્રમણમાં, સજ્ઝાયમાં અથવા તે પછી કેટલેક સ્થળે આવો વાતો ચર્ચાય છે. આથી કરીને જૈન કથા સાહિત્ય સંપૂર્ણ યથાર્થ રૂપમાં અત્યારસુધી જળવાઈ રહ્યું છે અને જ્યાંસુધી એ ક્રમ અખંડિત રહેશે ત્યાંસુધી જળવાશે એ નિર્વિવાદ છે.

**બૌદ્ધ કથાનક સાથે તુલના**—ઘણીખરી જૈન કથાઓને અંતે કથાકાર કેવળીને અથવા સર્વજ્ઞ જિન ભગવાનને લાવે છે અને તેમની દ્વારા જન્મ જન્માંતરના વિવિધ કારણો પ્રકટ કરાવી સમગ્ર ઘટનાનું રહસ્ય ખુલ્લું કરે છે. જૈન વાર્તાકારોની આ પદ્ધતિ બૌદ્ધ જાતક કથાનું સ્મરણ કરાવે છે; પરંતુ જાતકો કરતાં જૈન કથામાં એક વિશેષતા છે. જાતક કથાઓ એવી રીતે શરૂ થાય છે કે ઘણે ભાગે સમજવું મુશ્કેલ થઇ પડે. અમુક સાધુને અમુક થયું એવી રીતે જાતક કથાનો પ્રારંભ થાય છે. પછી બુદ્ધ ભગવાન્ પધારે છે. અને પ્રશ્નના ઉત્તરમાં બુદ્ધ ભગવાન્ તે શ્રમણના પૂર્વજન્મનું વૃત્તાંત કહી સંભળાવે છે. જાતકની મુખ્ય કથા ભૂતકાળને ઉદ્દેશી હોય છે; જ્યારે જૈન કથા ભવિષ્ય કે પરિણામ તરફ વહેતી હોય છે. લગભગ બધી જાતક કથાઓમાં બોધિસત્વ કે ભાવિ બુદ્ધ પોતેજ ભાગ લેતા હોય છે. જૈન કથાઓમાં તેમ નથી હોતું. આનું કારણ મને એમ લાગે છે કે જાતક કથાઓ પ્રાયઃ હિંદુસ્તાનની જુદી જુદી લોકકથાઓમાંથી જન્મ પામી હોય છે તેથી તેમાં રસિકતા, અદ્ભુતતા અને વૈચિત્ર્ય જળવાય છે પણ તેને સુઘટિત બનાવવા કેટલાક પરિવર્તન કરવાં પડે છે; અને આમ પરિવર્તન કરવાથી કોઇ કોઇ વાર મૂળ કથા શુષ્ક પણ બની જાય છે. જૈન લેખકોએ મૂળ પ્રચલિત લોકકથાઓનો આશ્રય લીધો છે પણ પોતાને અનુકૂળ બનાવવા તેમાં વિરૂપતા આવે એવી કાપકુપ નથી કરી. બનતાં સુધી તો તેમણે લોકરીવાજ અને યુગની ભાવના તેના ખરા સ્વરૂપમાં જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો છે. બુદ્ધ કથામાં અર્થકથા કે રાજકથા પાપરૂપ છે. જૈન લેખકો એ વિષયમાં સ્વતંત્ર છે. તેઓ તો વાર્તામાંના પાત્રોને સદ્‌ગુણી કે દૈવી ચિતરવાને પણ બંધાતા નથી.

કારણકે તેઓ જાણે છે કે વાર્ત્તાનો સાર કંઇ વાર્ત્તામાં બનેલા બનાવો ઉપરજ અવલંબતો નથી, પરંતુ કેવલી ભગવાન્ વાર્ત્તાને અંતે જે રહસ્ય બતાવશે તેના ઉપરજ અવલંબે છે. આથી જૈન લેખકો વાર્ત્તાના પાત્રોને પૂરેપૂરી સ્વતંત્રતાથી ઘાત પ્રતિઘાત અને સુખ દુઃખમાં થઈને લઇ જાય છે. આખરે કેવલી ભગવાન્ આવી પાત્રોને પડેલા દુઃખો ક્યા ક્યા દુષ્કર્મના ફળ છે તે સમજાવે છે અને પડદો ઉંચકી જતાં અનંત પ્રકાશ પ્રાપ્ત થાય છે. જૈન લેખકોએ જેમ જુની પ્રચાલત લોકકથાઓમાં વિવિધ રંગ પૂર્યા છે તેમ ધર્મપ્રચાર અને ધર્મદેશના માટે સિદ્ધાંતને દૃષ્ટિમાં રાખી ઘણી ઘણી નવી કથાઓ પણ રચી છે.

**જૈન સાહિત્યની અસર**—જૈન સાહિત્યનો પ્રભાવ કેવળ તેની સાંપ્રદાયિક સીમામાં જ સમાપ્ત નથી થતો. પોતાના પાડોશી સાહિત્ય ઉપર પણ તેણે અસર કરી છે. ડો. વેલર કહે છે કે જૈન ધર્મ સંબંધી મારૂં જ્ઞાન પણ ઘણે અંશે બ્રાહ્મણોના શાસ્ત્રમાંથી જ આવ્યું છે. શ્રીમદ્ ભાગવદ્‌માં બુદ્ધ ભગવાનને જેમ વિષ્નુના અવતાર માન્યા છે, તેમ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવને પણ વિષ્ણુના અવતાર તરીકે ઓળખાવ્યા છે. યોગવાશિષ્ટમાં રામ પોતાના ગુરૂ શ્રી વશિષ્ઠને કહે છે કે:—

नाहं रामो न मे वाञ्छा, भावेपु च न मे मनः ।
शांतिमासितुमिच्छामि, स्वात्मनीव जिनो यथा ॥

શાન્તિપર્વના મોક્ષપર્વમાં પણ લખ્યું છે કે:—

एतदेवं च नैवं च, न चोभे नानुभे तथा ।
कर्मस्था विपर्यं ब्रुयुः, सत्त्वस्थाः समदर्शिनः ॥

એ જ પ્રકારે જૈનસાહિત્યે પણ હિંદના સાહિત્યમાંથી ઘણું સારૂં લાગ્યું તે ઝીલવામાં સંકોચ નથી કર્યો. કાલીદાસના મેઘદૂત ઉપર કેટલાક જૈન કવિઓ મુગ્ધ થઇ ગયા છે અને તેમણે મેઘદૂતના અનુકરણમાં ઘણા સરસ કાવ્યો જૈનસાહિત્યને ભેટ ધર્યાં છે. મેઘદૂતના પ્રત્યેક શ્લોકના અંતીમ ચરણને લઇ અને કેટલાકમાં પ્રત્યેક ચરણને લઇ જૈન કવિઓએ સરલ કલ્પનાવૈભવ તથા ભાષાલાલિત્ય પ્રકટ કર્યાં છે. કેટલાક વિદ્વાન જૈન લેખકોએ જૈનેતર ગ્રંથો ઉપર પોતાની વ્યાખ્યાઓ અને વૃત્તિઓ પણ રચી છે. આમ ધર્મસિદ્ધાંતમાં મત મતાંતર હોવા છતાં સાહિત્યમાં તો જૈન લેખકોએ ભેદભાવને એક કોરે રાખી એક ચિત્તે અને શુદ્ધ ભાવે સાહિત્યસાધના કરી છે.

ॐ वीर.

# ઉપસંહાર.

સજ્જનો ! ચાર વેદની પેઠે જૈનસાહિત્યના પણ ચાર ભાગ છે. પ્રથમ દ્રવ્યાનુયોગ Philosophy of Religion, જેમાં તત્વજ્ઞાન, અધ્યાત્મજ્ઞાન, ન્યાય જ્ઞાનના સાહિત્યનો સમાવેશ થાય છે. બીજા ભાગમાં ચરણકરણાનુયોગ Conduct of Religion જેમાં ધર્મને આચારમાં ઉતારવાના સિદ્ધાંતોનો સમાવેશ થાય છે. ત્રીજો ભાગ કે જેને ધર્મકથાનુયોગ Demonstraation of Religion કહે છે. આ ભાગમાં ઉપર કહેલા બન્ને અનુયોગના સિદ્ધાંતોને અમલમાં મુકનારના ચરિત્રો હોય છે અને ચોથોભાગ ગણિતાનુયોગ Tne jain Cosmology નો છે. જેમાં ક્ષેત્રસમાસ તથા જૈન ભૂગોળ-ખગોળનો સમાવેશ થાય છે. આ ચારે ભાગના સાહિત્યનો યથાવિધિ અભ્યાસ કરે તો જૈન પરમાત્મવિદ્યા ( Theology ), આત્મવિદ્યા, ( Psycology ), વિશ્વવિદ્યા ( Bosmology ), અને પરલોકવિદ્યા ( Estachology ) એ ચારે વિષયોનો જૈન માન્યતા સંબંધીનો નિર્ણય અભ્યાસીને જણાઈ આવે તેમ છે

જૈન આગમમાંથી માત્ર મેં આચાર વિધાનવાળા સૂત્રોનોજ ઉલ્લેખ કર્યો છે. જૈનના ન્યાય સાહિત્ય, તત્ત્વજ્ઞાન સાહિત્ય, ભાષાસાહિત્ય, અને વિજ્ઞાન સાહિત્ય વિષે કુશળ જૈન વિદ્વાનો આપણને વિશેષ કહેશે. મારા લેખમાં મેં ઉપદેશિક સાહિત્યનો ઉલ્લેખ કર્યો છે અને તેનું વર્ણન આ લોકમાં શુભ પ્રવૃત્તિ કરાવવાનું અને અધ્યાત્મ દ્વારાએ જીવનના અંતિમ સાધ્ય મોક્ષ કે મહાનંદ તરફ લઈ જવાનું છે એ જણાવ્યું છે. મારા લેખમાં ઘણી ત્રુટીઓ રહેલી છે એમ હું જાણું છું, તથાપિ લેખ લખીને નિબંધ વાંચવાનો આ મ્હારો પ્રથમ પ્રયાસ હોવાથી આપ ઉદારતાથી ક્ષમા કરશો. છેવટે મારા આ લેખને મારા જર્મન મિત્ર પ્રો. હર્મન જેકોબીની જૈન સાહિત્યની પ્રગતિ વિષેની ગાથા ટાંકી સમાપ્ત કરૂં છું.

जिणपवयणं पसिद्धं, जंबुदिवम्मि चेव सव्वम्मि ।
कीत्ति जस्सं च अचिरा, पायवो सयल पुढविए ॥

इति शुभम्.

# પરિશિષ્ટ.

## સાહિત્યની પરસ્પર અસર.

૧ જૈન સૂત્ર ગ્રંથમાં કલ્પસૂત્ર પણ ગણાય છે. પવિત્ર સૂત્રોમાં આ સૂત્ર અગ્રગણનીય એટલા માટે ગણાય છે કે આમાં શ્રી તીર્થંકરોના સંક્ષિપ્ત પણ મૂળ ચરિત્રો છે. અને કયા વર્તનથી તેમણે કેવળજ્ઞાન ને મોક્ષનો મહા આનંદ પ્રાપ્ત કર્યો હતો એ વર્તનરૂપ આચાર જેને સાધુસમાચારી કહે છે તે પણ તેમાં છે. આ પવિત્ર સૂત્રમાં ગણધરવાદ છે. તેમાં શ્રી મહાવીરસ્વામીએ ઈંદ્રભૂતિ નામના ગૌતમગોત્રી વિદ્વાન બ્રાહ્મણનો સંશય—

विज्ञान घन एव एतेभ्यः भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्यसंज्ञाऽस्तीति એ વેદ પાઠનડે દૂર કર્યો હતો.

૨ જૈનયોગ ગ્રંથો—યોગબિન્દુ, યોગદૃષ્ટિસમુચ્ચય, યોગવિંશિકા, યોગશાસ્ત્ર, યોગશતક, યોગસાર, સમાધિ શતક, પરમાત્મ પ્રકાશ, જ્ઞાનાંકુશ, સમભાવશતક, ધ્યાનશતક, ધ્યાનસાર, ધ્યાનદીપીકા, ધ્યાનવિચાર, અધ્યાત્મ ઉપનિષદ્, અધ્યાત્મબિન્દુ, અધ્યાત્મતરંગિણી, અધ્યાત્મ ગીતા—વિગેરે.

૩ પ્રથમ જ્યારે મેં આચારાંગ સૂત્ર અવલોક્યું ત્યારે મને તેમાં સમજણ પડી હતી નહી, પરન્તુ જ્યારે Francis of Assisi નું ચરિત્ર વાંચ્યું કે આચારાંગસૂત્ર સમજાયું એટલુંજ નહી, પણ એ ફ્રેંચ સાધુ ચરિત્ર કરતાં જૈની દીક્ષા મને કાંઇ ન્યૂન ન લાગી. ફ્રાન્સિસે જ્યારે બ્રહ્મચર્ય ( Chastity ), અકિંચનત્વ ( Poverty ), વિનય ( Obedience ) અને શ્રદ્ધાને ( Faith ) મુખ્ય કર્યાં હતા ત્યારે જૈન સાધુના ચારિત્રમાં ઉપરના સદ્ગુણો ઉપરાંત અહિંસા, સત્ય વિગેરે બીજા પણ ગુણો ક્રિયાગત છે, અને કાળાનુસાર હાલ પણ ઘણેક અંશે યથાશક્તિ તે ગુણોનું સેવન થયા કરે છે.

૪ જૈન સાહિત્ય પોતામાં રહેલા આત્મા સિવાય બીજા કોઇને જગતના કર્તા, ભોક્તા કે હર્તા માનતું જણાતું નથી, તથાપિ તે નાસ્તિક નથી, કારણકે પાણિની મુનિ કહે છે કે—

परलोकोऽस्तीति मतिर्यस्यास्तीति आस्तिकः।
परलोको नास्तीति मतिर्यस्यास्तीति नास्तिकः।

પરલોક છે એવું માનનાર આસ્તિક છે. અને એવું નહીં માનનાર નાસ્તિક છે.

૫ આદર્શ પુરૂષોને જૈનો શલાકા પુરૂષ- મહા પુરૂષ ને યુગપ્રધાન અને ધર્મનો પ્રભાવ વધારનારને જૈન સાહિત્યમાં પ્રભાવિક પુરૂષ ગણેલા છે.

૬ સમાજવાદના એક પ્રશ્નનો નિવેડો જૈનમાન્યતા દાખવી શકે એવું

તેમના સાહિત્યમાં મળી આવે છે. મનુષ્યે ખાવા માટે અન્ન, પહેરવા માટે વસ્ત્ર, અને રહેવાને માટે નિવાસસ્થાન એટલા ઉપરાંત કાંઈપણ મીલકત ન રાખવી. આવી મર્યાદા કરનાર લોભનો નિગ્રહ કરવા પરિગ્રહનું પ્રમાણ કરે છે. પરિમાણ ઉપરાંત જે મીલકત હોય તે શુભ કામમાં ખર્ચી નાંખે છે. આ ઉપરથી અમેરીકામાં સાંભળેલ એક વિચારનું સ્મરણ થાય છે કે જે મનુષ્યની દોલત ત્રણ કરોડ ડાલર કરતાં વધારે હોય તે વધારાની દોલત દેશના લોકોને આપી દેવા તેમણે ગવર્મેન્ટને સોંપવી.

૭ જૈન સાહિત્યે પોતાના કાવ્યોમાં, કથાનકોમાં, રાસોમાં, નાટકોમાં નવે રસને પોષ્યા છે. તદ્હેતુને લઈ શૃંગારરસને ગૌણ રાખી શાન્ત રસને પોષે છે. આ દેશમાં જ્યારે બાળલગ્ન નહિં હતા, અને બ્રહ્મચારી આશ્રમમાંજ બારબાર વર્ષ સુધી વિદ્યાર્થી અભ્યાસ કરતા, ત્યારપછી પતિ-પત્ની થનારાઓને વાત્સાયન શાસ્ત્રનો અભ્યાસ કરાવતા પરંતુ આ કાળે શૃંગારરસે સ્વચ્છંદ બિભિત્સરસ અને વ્યભિચારનું સ્વરૂપ લીધું છે, ત્યારે શૃંગારનું પોષણ સમાજને હિત કરતાં હાનિકર્તા વિશેષ છે, એવું સમજી જૈનસાહિત્યકારોએ શૃંગાર ગૌણ કરી શાન્ત રસને પોષ્યો હોય એવું અનુમાન થાય છે.

૮ જૈનો જ્ઞાનપંચમીને દિવસે વ્રત કરી જ્ઞાનપૂજા કરે છે. આ દિવસ દર વર્ષે કાર્તિક શુદિ પંચમીએ આવે છે. પૂર્વના વખતમાં જ્ઞાનપંચમીનું વ્રત કરનાર વ્રતની પૂર્ણાહુતી વખતે ઉજમણું કરીને જ્ઞાનના સાહિત્યો એટલે સાપડા, નવકારવાળી, કાગળ, કલમ, ઉપરાંત પુસ્તકો લખાવી કિંમતી પાઠાઓમાં રાખી, દાબડામાં મૂકી ભંડારમાં રખાવતા હતા. હાલમાં એ પ્રચાર ઓછો થઈ ગયો છે.

૯ કળિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય કેવા જ્ઞાનશ્રીમંત હતા, તેમનું ઉદાહરણ આ પ્રમાણે છે. તેઓ શતાવધાન કરતા, વિશેષ અવધાનો પણ કરતા, ગાદીના કુંડની આસપાસ એકી સાથે પાંચસો લહિયાઓને લખવા બેસાડતા, અને પ્રત્યેક લહિયાને ભિન્ન ભિન્ન વિષયોપર વારાફરતી શ્લોકો લખાવતા હતા.

૧૦ જૈન દર્શન છે કે ધર્મ ? Philosiphy or Religion ? કેટલાએક જૈનેતર વિદ્વાનોનું માનવું એવું સંભળાય છે કે ન્યાયાદિ ષડ્ દર્શનોની પેઠે જૈન એક દર્શનજ છે—એક પ્રકારની દૃષ્ટિ છે, એટલે કે વસ્તુને અનેક સ્વરૂપે જોવાની દૃષ્ટિ છે. જૈન સાહિત્યનું વિશેષ અવલોકન કરનારને માલુમ પડશે કે જૈન દર્શન કે ફીલસુફી તો છેજ પરંતુ તેનું વિશેષ લક્ષ્ય ધર્મ કે રીલીજીયનપર છે; કારણકે પોતાનામાં રહેલા શુદ્ધાત્મા કે પરમાત્માને પામવાને, તેના માનનારને સર્વે જીવોપર સમભાવ શિખવવો પડે છે, અને એ સમભાવના આચરણ પછીજ મનુષ્ય શુદ્ધાત્મા અર્થાત્ પરમાત્માનું ધ્યાન--દર્શન--પૂજન--મનન--ભક્તિ યથાર્થ રીતે કરી શકે છે; અર્થાત્ ધર્મની ભીંતપર જૈન--સાહિત્યનો પ્રાસાદ નિર્ભર છે. સમભાવ તેના હૃદયમાં છે, અને સ્યાદ્વાદ તેના મુગટનો ચૂડામણિ છે.



સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ્—ભાવનગર.
તા. ૧૮, ૧૯—૨૦ એપ્રીલ ઈ. સ. ૧૯૨૪.

## સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્,

## ભાવનગર.

## ભાગ ૩ જો.



# ૧. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ઉગેલા વિવેચનના અંકુર.

( લેખક- રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ )



વિક્રમ સંવત્ના ૧૮ મા સૈકાના અંત સુધી ગુજરાતી ભાષામાં વિવેચન ( criticism )-નું સાહિત્ય હતું નહિં. પ્રાચીન ગુજરાતી સાહિત્ય જે રીતે ઘડાયું તેમાં વિવેચનનો અવકાશ હતો નહિં ભક્તિના ભાવ અને જ્ઞાનના વિચાર પ્રકટ કરનાર આદ્ય ગુજરાતી કવિઓ પોતાની માનસિક સૃષ્ટિમાં એવા તલ્લીન હતા કે તે બહાર જઈ બીજા લેખકોની કૃતિઓ વિશે કલમ ચલાવવાની વૃત્તિ તેમને થઇ નહિં. વ્રજ ભાષાની કવિતા તેમના અભ્યાસનો વિષય હોવા છતાં તે કવિતાની અલંકારમય શૈલી તેમની ભક્તિવાદી તથા જ્ઞાનદર્શી કવિતામાં દાખલ થઇ નહિં રસ તથા અલંકારના શાસ્ત્રના વ્રજ ભાષાના ગ્રન્થોનું વાચન એ સમયમાં વિદ્વત્તા પ્રાપ્ત કરવા માટે આવશ્યક હોવા છતાં ગુજરાતના વિદ્વાન લેખકો ઉક્ત પ્રકારની કવિતારચનામાં વ્યાપૃત થવાથી રસ અથવા અલંકારના ગ્રન્થો પણ ગુજરાતી ભાષામાં લખાયા નહિ. આગળ જતાં રામાયણ, મહાભારત, ભાગવત અને પુરાણમાંથી આખ્યાનો અને આખ્યાયિકાઓ લઇ ગુજરાતીમાં કાવ્યો લખાયાં ત્યારે તે રચનાઓમાં અલંકાર વિશેષ દાખલ થયા તોપણ વિદ્વાનોની એ પ્રથા કાયમ રહી કે લેખક પોતાની વિદ્વત્તા અને કલ્પના વડે પોતાના ભાવ અને વિચાર પ્રકટ કરનારા ગ્રન્થ લખે પણ બીજા લેખકોના ગ્રન્થની પરીક્ષા કરે નહિં. ધાર્મિક ગ્રન્થોમાંની કથાઓ મુકી દઇ સંસાર વ્યવહારના પ્રસંગોની વાર્તાઓ લખનાર વચ્છરાજ અને સામળભટ સરખા કવિઓએ પણ એ પ્રથા ચાલુ રાખી. આ રીતે પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વિવેચનના ગ્રન્થ ઉત્પન્ન થયા નહિ પ્રાચીન સાહિત્યનો ઘણો મ્હોટો ભાગ પદ્યમાં લખાયો અને ગદ્ય લેખો તો ઘણા જુજ લખાયા અને તે માત્ર સાધારણ લેખકોને હાથે લખાયા એ પણ આ સ્થિતિનું એક કારણ છે. Speculative Criticism ના ( વિવેચનના સિદ્ધાન્તો દર્શાવનારા ) ગ્રન્થો કેટલીક વાર પદ્યમાં લખાયા છે ખરા, પરંતુ, એવા લખાણ માટે પદ્ય શૈલી અનુકૂળ નિવડી નથી. રસ અને અલંકારના શાસ્ત્રના ગ્રન્થો સંસ્કૃતમાં પદ્યમાં લખાયા છે, પણ તે શાસ્ત્રમાં પણ પદ્યકારિકા સાથે ગદ્યવૃત્તિ સામેલ કર્યાથી જ યથાર્થ વિવેચન થઇ શક્યું છે પોપનો Essay on Criticism નામનો વિવેચન વિષેનો નિબંધ પદ્યમાં છે પણ એ વિષયના નિબંધ તરીકે તેમાં કાંઇ ગુણ નથી અને

વિવેચનની ચર્ચા તરીકે તે ઉપયોગી નથી બાયરનનુ English Bards and Scotch Reviewers નામનું અંગ્રેજ કવિઓ અને સ્કોચ ટીકાકારો સબધી કાવ્ય પદ્યમા છે, પણ તેમા માત્ર આક્ષેપનો આવેગ છે, વિવેચનનું મૂલ્ય નથી–એમા Speculative Criticism ( વિવેચનના સિદ્ધાન્ત ) નથી તેમ જ Judicial Criticism ( ગુણદોષની પરીક્ષા કરનાર વિવેચન ) નથી. વિવેચનમા વિવેચકનો કલ્પનાપ્રભાવ આવિર્ભૂત કરવાનો નથી હોતો, અને, વિવેચકના પોતાના ભાવ પ્રકટ કરી રસનિષ્પત્તિ કરવાની નથી હોતી વિવેચનમા ગભીર મનનથી સદસદ્‌વિવેક કરવાનો હોય છે, એવા વિવેકનો માર્ગ દર્શાવવાનો હોય છે, ગુણદોષની પરીક્ષા કરવાના ધોરણની ચર્ચા કરવાની હોય છે, સારાસારની તુલના કરવાની હોય છે અને, એ બધા વિચારવ્યાપાર માટે પદ્ય નહિ પણ ગદ્ય જ અનુકૂળ થાય છે તેથી, પ્રાચીન ગુજરાતી સાહિત્યમા સમર્થ લેખકો પદ્યરચના તરફ જ વળ્યા એ પણ વિવેચનસાહિત્યના અભાવનુ એક કારણ છે

ભક્તિ અને જ્ઞાનની કવિતા રચનાર લેખકોને બીજા લેખકોની કૃતિ વિશે ચર્ચા કરવાની વૃત્તિ ઉપર કહ્યુ તેમ થઇ નહિ, તેજ રીતે, ધાર્મિક કથાઓનો વિસ્તાર કરનાર લેખકોની કૃતિઓના નાયકનાયિકાઓ સર્વત્ર પૂજ્ય હોવાથી એ કૃતિઓના વાચનથી એ પૂજ્યભાવ પુષ્ટ કરવામા વાચકોનું અને વિદ્વાનોનું ચિત્ત એવુ ગુથાયેલુ રહેતુ કે એ ભાવમાથી નિકળી કવિની કૃતિની પરીક્ષાની વૃત્તિમા તેમનુ ચિત્ત જતું નહિ. ઐતિહાસિક વિષયના વીરરસ કાવ્યોનું અને સસાર વ્યવહારના પ્રસગ ચિતરનાર કાવ્યોનુ સાહિત્ય બહોળુ થયુ હોત તો ધર્મમાથી નિકળી માનુષ વિષયમા આવતા પરીક્ષાની વૃત્તિ ઉદ્‌ભૂત થાત, પણ 'કહાનડદે પ્રબંધ' રચાયા પછી ઇતિહાસના વિષય લઈ વીરરસ કાવ્યો રચનાર થયા નહિ અને સસાર વ્યવહારની વાર્તા લખનાર વચ્છરાજ અને સામળભટ સરખા બીજા થયા નહિ વિવેચનસાહિત્યના અભાવનુ આ પણ કારણ છે

પરતુ, સાહિત્યમા પ્રવૃત્તિ કરનાર વિદ્વાન લેખકોને વિવેચનના વિચાર સ્ફુર્યા વગર રહે એમ બને નહિ પ્રાચીન ગુજરાતી સાહિત્યમા વિવેચનસિદ્ધાન્તોનો જ્યોતિર્મય દીપ પ્રકટ થયો નથી તે છતા એ પ્રમાણના કિરણો કદી કદી પ્રવિષ્ટ થયા છે અને, ગુણદોષ પરીક્ષાનો શોધક અગ્નિ મળ્યો નથી છતા એ પાવકના સ્ફુલિંગો કદી કદી ચેત્યા છે રસથી દૂર રહેલા, વેદાન્ત સરખા વિષયના નિરૂપણમા તલ્લીન થયેલા અખાની વાણીમા પણ

'કવિતા ઘણા કવી ગયા, અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા,
વળી આગળ કવસે બહુ કવી મનની વૃત્ય જોઈ જોઈ અનુભવી
અખા મનાતીત ત્યમનુ ત્યમ, મનની વૃત્યમા મનની ગમ્ય,
જ્ઞાનીની કવિતા ન ગણીશ,* કિરણ સૂર્યના કેમ વરણીશ'

( કવિ અગ )

'ઉધ્યા મરશે પન્ડિ કવિ, જે મનની વૃત્તિ રહ્યા અનુભવી'

( આત્મનદી અગ )

---

* 'જ્ઞાનીને કવિમા ન ગણીશ' એવો પાઠ બીજી સાહિત્ય પરિષદમાં 'અખાભક્ત અને તેમની કવિતા' વિશે રા રા અબાલાલ બુલાખીરામ જાનીએ વાચેલા નિબધમા આપ્યો છે

'ભાષાને શું વળગે ભૂર, જે રણમા જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઇ પ્રાકૃતમાંથી નાશી ગયું.

* *

સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, જેમ કાષ્ટવિંધે રત્નો ભાથાકણે;
તે છોડમાં બાણો ના'વે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ.'

(ભાષા અંગ.)

એવા વિવેચનના સિદ્ધાન્તો પ્રકટ થયા છે. અને કવિઓ મનની વૃત્તિનો અનુભવ પ્રાદુર્ભૂત કરે છે, કવિ સરખી મનની વૃત્તિમાં આવ્યાથી તેની વૃત્તિ ગમ્ય થાય છે, જ્ઞાન એ કવિતાનો પ્રત્યક્ષ વિષય નથી, જ્ઞાની તે કવિથી જુદા છે, મનની વૃત્તિ પ્રકટ કરનારા પંડિતોની અને કવિઓની કલ્પનાઓ તે સ્વમની ઝાંખી સરખી હોય છે. ભાષા કરતા વક્તવ્ય વિષયનું વધારે મહત્ત્વ છે, જે પ્રાકૃત ભાષા આપણે નિત્ય બોલતા હોઇએ તેનો અનાદર કરી કેવળ સંસ્કૃતને વળગી રહેવાથી લક્ષ્ય વસ્તુએ પ્હોચાતું નથી, પ્રાકૃત બોલનાર માટે વિવક્ષિત વાત પ્રાકૃતમાં જ યથેષ્ટ કહી શકાય છે; એ અખાએ કહેલા સિદ્ધાન્તો વિવેચનસાહિત્યમાં ઘણા મૂલ્યવાન છે.

આવાં વચનો અમૂર્ત (abstract) વિચાર પ્રકટ કરનાર જ્ઞાનપરાયણ લેખકની વાણીમાં પ્રસંગવશાત્ આવવાનો વિશેષ સંભવ છે, ભાવવાહક મૂર્તિમંત (concrete) ચિત્રો આવિર્ભૂત કરનાર રસપરાયણ લેખકની વાણીમા એવો સંભવ બહુ ઓછો છે. તેથી, પ્રેમાનંદ સરખા કવિનાં કાવ્યોમાં આવાં વચનો નજરે પડતા નથી. સામળભટ વાર્તારૂપ મૂર્તિમંત્ર ચિત્રો ઘણાં રચે છે, પરંતુ, સામાન્ય વિચારો, પ્રસ્તાવિક વચનો, સમસ્યાઓ, કહેવતો અને શિખામણની વાતો પ્રકટ કરવાનો તેનો શોખ તેની વાર્તાઓમા પણ દાખલ થયો છે. વાર્તા કહેતા પણ તે સંબદ્ધ અસંબદ્ધ સાધારણ સ્થિતિઓના વ્યાપનની ઉક્તિઓમાં ઉતરી પડે છે. એવા એક પ્રસંગમાં તે કહે છે.

'કહ્યું કથે તે શાનો કવિ, શીખી વાત તે શાની નવી,'

(નંદબત્રીશી.)

કામવાસનાથી પ્રધાનને ઘેર જવા રાત્રે બહાર નિકળેલા નંદસેન રાજાની સ્થિતિના વર્ણનમાં કવિત્વ વિશેનું આ વચન કેવળ અપ્રસ્તુત છે. પરંતુ, જારબુદ્ધિ હોય ત્યાં લાજ ન હોય એ વચન કહી સામળભટ ઘણા અપ્રસ્તુત વચનોના કથનમા ઉતરી પડે છે, અને ભિક્ષા હોય તેને ભોગ ન હોય, અકર્મીને ઉદ્યોગ ન હોય, સંતોષીને દુઃખ ન હોય, કંઠ વિના ગાયન ન હોય, વહેવાર વિના વેપાર ન હોયઃ એવા અનેક અસંબદ્ધ વચનોની વચમાં કવિત્વ વિશેનું આ વચન તે મુકી દે છે. આ વચનમા પ્રેમાનંદ કવિ સામે આક્ષેપ છે, ધાર્મિક ગ્રન્થોમાની જુની કથાઓ લઇ પ્રેમાનન્દે આખ્યાન રચ્યા અને એ રીતે કહેલી વાત કહી એમા કવિત્વ શાનું? એમાં નવીનતા શી?-એવો આક્ષેપ કરવાનો આ વચનનો હેતુ છેઃ એ માન્યતા સંભવિત લાગે છે. અલબત્ત, પ્રેમાનન્દ સામેનો આવો આક્ષેપ યથાર્થ નથી. જુની વાર્તાઓ વસ્તુ રૂપે લઇ પ્રેમાનન્દે પોતાની રસિકતા અને કલ્પનાથી વિસ્તારી આખ્યાનો લખ્યા છે તે નવીન કૃતિઓ જ છે, એમાની કવિતા કહેલી

વાત કથતી નથી. એ પ્રમાણે જુની વાર્તાઓનો આધાર લઇ તે ઉપરથી નવીન સૃષ્ટિ રચવાનો પ્રકાર કાલિદાસ, શેક્સ્પીઅર, મિલ્ટન વગેરે મહાન્ કવિઓએ ગ્રહણ કર્યો છે અને તેમની રચનામાં એ દોષ નથી. પરંતુ, પ્રેમાનન્દની કૃતિઓને લક્ષ્ય કરવામાં સામળભટની ભૂલ હોવા છતાં તેણે દર્શાવેલો સિદ્ધાન્ત શુદ્ધ સ્વરૂપે ખરો છે. કવિ જે કહે તે કોઇએ કહેલું હોવું ન જોઇએ, કવિતામાં નવીનતા હોવી જોઇએ, કવિ રસમય દર્શનથી જે તત્ત્વ શીખવે તે પૂર્વે બીજા કોઇએ શીખવેલું હોય તો ચમત્કાર જતો રહે: એ સિદ્ધાન્તો વિવેચનસાહિત્યમા કવિની શક્તિ અને કલા પરત્વે ઘણા અગત્યના છે.

વિવેચનનો બીજો એક સિદ્ધાન્ત સામળભટ ' પ્રશ્નોત્તરવિષય છપ્પા ' મા દર્શાવે છે

' ધિક કવિતા કવિકેરી કૃપણના જશ જો જોડે. '

શેને ધિક્કાર છે ?

કવિતામાં અપાત્ર મનુષ્યની પ્રશંસા કરવામાં આવે તો રસક્ષતિ થાય છે, અને પ્રશંસા ગમે તેટલી કલ્પનાપૂર્ણ કે ભાવપૂર્ણ હોય તોપણ નાયક નાલાયક હોય ત્યા અરુચિકરતા જ થાય છે એ સિદ્ધાન્ત યથાર્થ છે. કૃપણના દૃષ્ટાન્તથી સર્વ અયોગ્ય પાત્ર વક્તવ્ય છે. આ વચનમાં પ્રેમાનન્દ ઉપર કોઇ આક્ષેપ હોઇ શકે નહિં કેમકે પ્રેમાનન્દે પોતાની કથાના નાયક નાયિકા સિવાય કોઇની સ્તુતિ કરી જ નથી. નંદુરબારના રાજા તરફથી પ્રેમાનન્દને ઇનામ મળતાં પણ પ્રેમાનન્દે કદિ તેની કીર્તિ ગાઇ નથી. સામળભટને સિંહુજના પાટીદાર રખીદાસનો ઉદાર આશ્રય મળ્યો હતો અને સામળભટે

' રખીદાસ ગુણ રાજવી ભૂપતિ બીજો ભોજ, '

( છપ્પા. )

' કણબી કરણ સમો વસે રખિચલ તેનું નામ, '

( નંદબત્રીસી. )

એવાં વચનોથી તેની સ્તુતિ કરી છે. એ આશ્રયદાતાની સહાયતાની કદર કરવામાં કાંઈ અયોગ્યતા નહોતી, પરંતુ, સામળભટ સાથેની સ્પર્ધાથી પ્રેરાઇ પ્રેમાનન્દ ઉદ્‌ગાર કઢાડે છે કે

' કવિઓ નૃપના કે ગ્રીના, હળધર બળધર ત્રાસ,
જગતીસુર હું લોભી તો, પણ વટપતન વાસ. '

( દ્રૌપદીહરણ. )

અર્થાત્ કવિઓ રાજાઓના કે ગ્રામેતીના, હળધર-ખેડુતોના, કે બળધર-બળવાનોના ત્રાસ વેઠે છે. જગતીસુર ( બ્રાહ્મણ ) હોઇ લોભી છું છતા વડોદરામાં જ વાસ કરૂં છું. આ રીતે ખેડુતનો આશ્રય લીધા માટે સામળભટને પ્રેમાનંદ ઉપાલમ્ભ દે છે. એવી જ હરીફાઇના આવેગથી સામળભટ કહે છે,

' ઘર ઘર રાગ તાણું નહિં, ન પુત્ર મુજ ગુણ ગાય;
રાજદરબારે રઝળું, મેળવી નથી પસાય.
ભાટ બ્રાહ્મણને ભાંડવા, લાંબી મુકે પોક;
રીઝી ભલા ભલા કરે, તેથી થાયેશોક.

રીઝવે ગાન ને તાનથી, હાથે લઈ કરતાલ;
શિષ્યો ગુરનો ગાઈશે, વા : વા : ત્યાં શો માલ '

( મદનમોહના )

પ્રેમાનંદ માણભટની કથા કરતા, તેમનો પુત્ર વલ્લભ પોતાના પુસ્તકોમા તેમની સ્તુતિ લખતો, નંદુરબારના રાજા સાથે પ્રેમાનંદને મિત્રાચારી હતી અને તે પ્રેમાનંદને ઘણીવાર બોલાવી તેમની કવિતા સાંભળતા, અને પ્રેમાનંદને વિસ્તારી શિષ્યમંડળ વિંટલાયેલું હતું, એ બધી હકીકત સંબંધે અહીં ઉપહાસ સાથે ઇશારો કર્યો છે.

પરંતુ, આ પ્રકારની ટીકા વિવેચનસાહિત્યમા કાંઈ કિંમતની નથી. એથી વિવેચન-સિદ્ધાન્તોનું પ્રતિપાદન થતું નથી, ગ્રન્થના ગુણદોષની પરીક્ષા કરવાનો માર્ગ મળતો નથી, તેમ જ, ગ્રન્થનું વિવરણ કરવામા સહાયતા થતી નથી. આક્ષેપનો હેતુ છતા પણ જ્યાં સામળભટ

' જેમ તેમ શબ્દો ગોઠવી, રચે ઘાટ કુંભાર;
ક્લિષ્ટ કાવ્યથી રાચશે, કવિન્દ્ર ને કુંભાર *

\+ + + + +

સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક;
સાદામા શિક્ષા કથે, તેજ કવિજન એક. +

( મદન મોહના )

એવા વચનો કહે છે ત્યા વિવેચનના સિદ્ધાન્તનું દર્શન થાય છે, પણ તે એટલું જ કે કાવ્યની રચના ક્લિષ્ટ હોવી ન જોઇએ, કાવ્યની ભાષા તેમ જ વાત સાદી હોવી જોઇએ અને વિવેકવાળી હોવી જોઇએ. અને, સામળભટ જ્યા.

' જહા ગતિ નહિ સૂર્ય ચદ્રની, ત્યા સુધી ગતિ કરતા કવિ '*

( રાવણમંદોદરીસંવાદ. )

એવું વચન કહે છે ત્યા તો ' કહ્યું કથે ' છે. સાધારણ ઉક્તિનો અનુવાદ કરે છે.

પ્રેમાનન્દના પુત્ર વલ્લભે કવિઓની કૃતિના ગુણદોષની વીગતવાર પરીક્ષાનો પ્રયાસ કર્યો નથી. પણ, કવિઓની કૃતિઓની તુલનાનો એક પ્રસંગ આદર્યો છે. 'પૃથિરાજ રાસા'ના કર્તા ચંદ વરદાઇ અને પ્રેમાનદની સરખામણી કરતા તે કહે છે,

ચદે છદબદ્ધ રચ્યો. રાસ આશ આણી ઉર,
પ્રેમાનંદ આગે મદ, ગતિ તેની લેખિયે,

* આ કડીઓ તેમ જ ઉપર ઉતારલી ' ઘર ઘરે રાગ ' ૦ ઇત્યાદિ કડીઓ રા. રા ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ પ્રસિદ્ધ કરેલા ' બૃહત્ કાવ્યદોહન ' મા છે. રા. બ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકરે ત્રિમાસિક પ્રાચીન કાવ્યોમા પ્રસિદ્ધ કરેલી ' મદનમોહના ' મા આ કડીઓ નથી

\+ ત્રિમાસિક પ્રાચીન કાવ્યના અંકમા ' સાદી ' થી શરૂ થતી કડી છે પણ બીજી લીટી ' મતના,દીપાડું આપણાપું નરપતિ કેરા ન- ' એવી છે

ભારત સમુ પ્રમાણ, નાસાના તમાસા ભાળો,
કર્યાં ભારત બે ત્રણ, આરત ઉવેખિયો,
પૃથ્વીશ પ્રશંસા કથી, માન શેનુ મોઘુ તેમા ?
પ્રેમાનંદની કવિતા, સવિતાશી પખિયે,
બ્રાહ્મણથી ભાટ થયા, વંશજ વિધિના આ તો,
કવીશ્વરના પિતાથી ચદમદ દેખિયે. ૧
બિચારો બરદિયો જે, દેવીભક્ત દુનિયા કે,'
ભોગ આપે અજા કેરો, ડરે શાર્દૂલથી

મદિરામા મસ્ત બન્યા, જો જો ચદથી ચતુર,
લાચ્છન લગાડી લઇ, રીઝ્યા રક્ત ફૂલથી,
આડ કરી અહો કહ્યુ, દેવીએ સંકટ દહ્યુ,
પ્રસન્ન થૈ પૂરેપૂરી, વેધી અંગ શૂળથી,
પત રાખી બા'ના કેરી, બર્દિયો ત્યારે બનાવ્યો,
ભારતીના ભક્તને તે મળે ક્રિયા મૂળથી ? ૨.

પૂજા કરતા પરોઢ, ચતુરાની ચૂક પડી,
યવન ઉપાયા આઇ, ભક્ષી ગયા ભક્તને,
ચડી હડી પડી નહિ, મંડી ખડી મારવાથી,
આર્યાવર્ત તર્ત તોડયો, જાહેર છે જક્તને,
ચદ થઈ ગયો મદ, ગ્રથે ગાયો જીવતો તે,
ભારતીના ભક્ત આગે, કોણ લેખે શક્તને ! ૩

પ્રેમાનદ પિતા મારા, ભારતીના પૂરા ભક્ત,
બર્દિયાને બાધી ઘટ, લખે ગમા લાખને,
પ્રેમ ને આનદ બને, લાચ્છન વિના લજ્જા,
કહો મોટા કોણ ત્યારે, સાચી દઇ સાખને !
ભગવતી ભક્ત થયા, પછે નવ ભજ્યા કોઇ,
દેવ દેવી ગયા ભૂલી, બાગી થયા રાખને,
સ્વધર્મ એ સાચો માન્યો, પરધર્મ પૂજ્યો નહિ,
ભારતીના ભક્ત થતા, માગી ન માખને ! ૪.

કવી જેની કવિતા, નિકદન તેનું કરાવ્યુ,
પાચ સાત નારી ભેગી, નર નિપજાવિયો,
તોડ્યા ચન્દ છોડ્યા નહિ, જોડ્યા કર તોય ચૂર્યા,
ઉગ્ર રસિકે ન જોયુ ભાવ ભો ભજાવિયો !
પેર કાજે ચેક કરી, હઠ તેય પોંચ્યા નહિ,
બેગ લૂડી ગ ક કાજે, દેગ આ તજાવિયો

ઝવેરી ઝવેર જાણુ, કરૂં શા મુખે વખાણુ,
મંદ ચંદ લખી ચંદ-છંદથી સજાવિયો ૫.

ભારે ભાર ભાટ કેરો, વધતો વધારી દીધો,
ચંદના તો છંદ ભાખ્યા, ધન્ય છે રસિકને;
અવગુણ નવ આણ્યો, એક ગુણ શુદ્ધ જાણ્યો,
વખાણ્યો વધાર્યો પંથ, માની નહિ છીંકને,
રત્નની પરીક્ષા કરી, જત્ન થકી જાળવીને,
એમ જેમ જોઈ નહિં, હાક કશો હીકને;
એવે દેશ જન્મ દેજે, રસિકનો વાસ જ્યાહી!
કથીર કંચન કરે, બાળી મૂકે બીકને. ૬.

ધિક્ ગુર્જર! છે ધિક્, રસિક ન સાથ રાખ્યો,
પ્રતાપી પ્રભાકરને, પિછાણ્યો ન કોઈએ!
છંદ પ્રેમ કેરા ઘણા, પદમા તો શેની મણા,
દુહા ને ચોપાઈ ઘણી, સાખ બંધ જોઈએ;
ચાર જણે જેહ કર્યું, એક જણે કર્યું આ તો,
એવું નવ જુએ કોઈ, ખાતે ખરૂં ખોઈએ,
મૂગા મૂઢ નિર્લજ સૌ, પેરે પડિયા પાષાણ,
ગુજરાત શુષ્ક થયો, શું રસાન ખોઈએ? ૭.

એક નિશાવન નગ, એક નારી પૃજ્ય ધારી,
તે વડે નીપાવ્યા મોટા, લક્ષાવધિ દેવતા;
કર્યું રૂડું સર્વ કેરૂં, વિઘ્નનું ન નામ સુણ્યું,
તાર્યા રાય ના બૂરાડ્યા, ગ્રંથપંથ સેવતા,
દુખિયાના દુઃખ ટાળ્યા, સુખિયાને દિધા સુખ,
કવિના મકાવ્યા માન, ચંનોહી ને દેવતા;
અરસિક જાણે કશું, રત્ન પડયું રંક હાથ,
નિઃશંકી ને શંકી સર્વ મૃત્તિકાથી રેવતા? ૮.

ચદે એક રાસો લખ્યો, સવાલક્ષ પૂરકેરો,
એક પુત્ર શા હિસાબે? દુનિયાનો રાહ છે!
ગમા જેરડા બૃહત, પૂરમા અધિક એથી,
ત્રણ ગ્રંથ લખ્યા પ્રેમે, કોની વાહવાહ છે!
સુત મારા જેવા કવિ, રવિ જોઈ ઝાંખો પડે!
ચંદનો તે છંદ કશો? મંદ સૌ ઉજાડ છે!
ઠામી ઠેકી ઢોલ વાઈ, કવીશ્વર વલ્લભ કે,'
મંદ ચંદ પ્રેમ પૂર, આનંદ અનાદ છે. ,,

(કુન્તીપ્રસન્નાખ્યાન)

આ લીટીઓમા બડાઇના અને અવિચારીપણાના વચનો છે તે બાજુએ મુકી વિવેચનના ઉદ્દેશની ઉક્તિઓ છે તે જુદી પાડીશું ચંદ કરતા પ્રેમાનંદનું ચઢીઆતાપણું સાબીત કરવા લખનાર નીચેના અંશ દર્શાવે છે—

ચંદે મહાભારત જેવડો મ્હોટો ગ્રંથ 'પૃથિરાજ રાસો,' એ નામે લખ્યો છે પણ પ્રેમાનંદના ગ્રન્થોનું બે ત્રણ મહાભારત જેટલું પ્રમાણ થાય છે.

ચંદે પોતાના આશ્રયદાતા રાજાની પ્રશંસા કરી છે, પણ પ્રેમાનંદે કોઇની એવી પ્રશંસા કરી નથી.

ચંદ દેવીનો ભક્ત હતો પણ પ્રેમાનંદ ભારતી (સરસ્વતી) નો ભક્ત છે. બરદિયો (શ્લેષથી–બળદિયો) ચંદ મદિરાથી મસ્ત બનેલો અને તેણે પોતાનું અંગ તરવારથી વીંધ્યું ત્યારે દેવી પ્રસન્ન થઈ પ્રેમાનંદે એવું કાંઈ કરેલું નહિ. દેવીની ભક્તિમાં ચંદની ચૂક થઈ તેથી દેવીએ કોપાયમાન થઇ યવન ઉપજાવ્યા તેમને હાથે છેવટે ચંદ મરાયો એ દેવીના કોપથી આર્યાવર્ત દેશ યવનોને હાથ ગયો પણ, ભારતીએ પ્રેમાનંદને લાબુ આયુષ્ય આપ્યું. પ્રેમાનન્દે સરસ્વતી સિવાય બીજા કોઈની ભક્તિ કરી નહિ, કવિધર્મ સિવાય બીજો ધર્મ ગ્રહણ કર્યો નહિં, યુદ્ધ કર્યું નહિ, હિંસા કરી નહિં.

ચદે જેની કવિતા કરી તે પૃથ્વીરાજનું નિકંદન કરાવ્યું, પાચ સાત ભાષાઓનું મિશ્રણ કરી રાસો કર્યો, અને શબ્દરચના આણવા શબ્દો તોડયા–બગાડયા, તે શબ્દોએ તોબાહ થઇ હાથ જોડયા તોપણ તેમને છુટયા તોપણ રસિક જનોએ ચંદના દોષ જોયા નહિ, તેના ગ્રથમા શો ભાવ ભજવ્યો છે તે જોયું નહિ. ચંદે પેટ માટે આ બધો પ્રયાસ કર્યો તે પણ સફળ થયો નહિ. ચદંને દેશ તજવો પડયો અને યવનોના મુલકમા તેનું મરણ થયુ. એમ છતા, ઝવેરાત પારખનાર ઝવેરીઓ–રસિકોના શા વખાણ કરૂ? તેમણે ચંદના છદને* ઉત્તમ કહ્યા.

આ રીતે ચંદનો મહિમા વધ્યો છે, તેના અવગુણ કોઇ જોતું નથી. દેખાદેખી સહુ તેની પ્રશંસા કરે છે ઇશ્વિર! એવા જ દેશમા જન્મ આપજે કે જ્યા આવા જનોનો વાસ હોય, જ્યા એ રસિકજનો કથીરને કંચન કરે–દોષને ગુણ માની લે અને ગુણહીન લેખકોની બીક કહાડી નાખે

ગુર્જર! તને ધિક્કાર છે. તારા દેશમા રસિકનો સાથ નથી કોઇએ સૂર્ય સરખા પ્રતાપી પ્રેમાનદની કદર ન કરી. પ્રેમાનંદના પણ ઘણા છદ છે, તેના પદમા મણા નથી, તેના દુહા અને ચોપાઇઓ ઘણી છે. ચંદ, સુરદાસ, બિહારીદાસ અને તુલસીદાસ; એ ચારે જે કર્યું તે પ્રેમાનંદે એકલાએ કર્યું છે એ કોઇ જોતું નથી. ખરી વાત ખોવામા આવે છે. સહુ મૂઢ થઈ મૂગા બેઠા છે. ગુજરાત શુષ્ક થઇ ગયો છે રસાળ નથી.

---

* चद छद पद सूरके, दुहा बिहारीदास,
चोपाई तुलसीदासकी केशव कवितविलास.

એ સ્તુતિને અહીં ઉદ્દેશ છે

પ્રેમાનંદ એકનિષ્ઠાવાન નર છે, તેણે એક માત્ર સરસ્વતીની જ, પૂજા કરી, તેની કૃપાવડે લક્ષાવધિ દેવતા નિષ્પન્ન થયા, બધી કથાઓમાં શુભ પરિણામ આણ્યાં, તેને વિઘ્ન નડ્યાં નહિ, તેણે પોતાના ગ્રંથવર્ણનમાં રાજાઓને તાર્યા, બગડ્યા નહિ, દુખિયાનાં દુઃખ ટાળ્યાં, સુખિયાને વિશેષ સુખ અપાવ્યાં, ચતુરાઈ ને દેવના જુદા પાડી બતાવ્યાં, અને કવિઓનાં માન મૂકાવ્યાં. પણ આ લોકોને એની કદર નથી, રંકને હાથ રત્ન પડ્યું છે, અને એ રત્ન છે એવી શંકા વગરના અને એવી શંકાવાળા સહુ એ રત્નને માટીથી ઢાંકે છે.

ચંદે સવા લાખ શ્લોકનો એક રાસો લખ્યો તો પ્રેમાનંદે એવડા ત્રણ ગ્રંથ લખ્યા છે અને પ્રેમાનંદને વલ્લભ જેવો પુત્ર છે, જેની આગળ રવિ ઝાંખો પડે. ચંદ મંદ છે અને પ્રેમાનંદ પરિપૂરો આનંદરૂપ છે.

આ ઉક્તમાં કવિની કૃતિના ગુણદોષ સાથે કવિના જીવનની સમવિષમતાને ભેળી દીધી છે, પણ, સુભાગ્યવાળા કવિને હાથે સારી કૃતિ થાય, અને સારી કૃતિ કરે તે સુભાગ્યવાળો થાય; એમ કહેવાનો આશય છે. વાસ્તવિક રીતે વિવેચનસિદ્ધાન્તોમાં આવા અંગત સુભાગ્યદુર્ભાગ્યનો સમાવેશ થતો નથી. ચંદને ઘણા સંકટ પડેલા, ચંદને દેશ તજવો પડેલો અને ચંદને પરાક્રમી પુત્ર નહોતો; એ હકીકત તેના કાવ્યના ગુણદોષની પરીક્ષામાં નિરર્થક છે. ચંદે પેટ ભરવા માટે 'પૃથિરાજ રાસો' લખ્યો એમ કહેવું એ ખરૂં નથી અને વાજબી નથી.

વલ્લભે કવિઓની કૃતિઓના ગુણદોષ માટે જે ધોરણ દર્શાવ્યાં છે તે યથાર્થ છે કે કેમ તેના કરતાં એવાં ધોરણ પ્રકટ કરવા તેણે પ્રયાસ કર્યો એ પ્રસ્તુત પ્રસંગે વિશેષ મહત્ત્વની વાત છે. ગ્રન્થનું કદ એ ગ્રંથકારની શક્તિની મ્હોટી કસોટી નથી. પરંતુ, એ ખરૂં છે કે વીરરસ કાવ્ય અને બીજાં મહાકાવ્ય મ્હોટાં વિસ્તારવાળા હોવા જોઇએ. ઘટતી રીતે વસ્તુનો ભરાવ થાય માટે એવાં કાવ્યોમાં લાંબો વિસ્તાર આવશ્યક છે; એવું વિસ્તારી કાવ્ય લખી શકે નહિં તેની એ વિષયની શક્તિ ન્યૂન ગણાય. પરંતુ, ચંદનો લખેલો સવા લાખ શ્લોકનો 'પૃથિરાજ રાસો' એવી ન્યૂનતાવાળો નહોતો. બીજા કોઇનો ગ્રન્થ એથી પણ મ્હોટો હોય તો તેટલા પરથી ચઢતાપણું-ઉતરતાપણું નક્કી થાય નહિં; ગ્રન્થમાંની રચનાના ગુણદોષ પરથી તે નક્કી થાય. પ્રેમાનન્દે એવા ત્રણ ગ્રન્થ લખ્યા તો તેની કલ્પનાની ગ્રાહકતાનું એ કાંઇક પ્રમાણ ગણાય ખરૂં.

આશ્રયદાતાની પ્રશંસા એ ચન્દના કાવ્યમાં દોષ છે એમ વલ્લભ લેખે છે અંગત લાભના કારણથી ખોટી પ્રશંસા કરવી એ દોષ છે ખરો, પણ, પૃથ્વીરાજ ચૌહાણના વીરત્વની પ્રશંસામાં કોઇ રીતની અયથાર્થતા રહેલી નથી. એ વીરત્વ ખરેખરૂં હતું અને તે વર્ણવી ચંદે જનસમાજની મહાસેવા કરી છે.

ચંદ દેવીભક્ત હતો અને પ્રેમાનંદ ભારતીભક્ત હતો, એ વિરોધ વલ્લભ દર્શાવે છે તે યથાર્થ નથી. ચંદ પણ ભારતીભક્ત હતો. બધા કવિઓ અને લેખકોને સરસ્વતીના ભક્ત ગણી શકાય છે. 'પૃથિરાજ રાસો'ની રચનામાં ચંદે પોતાની દેવીભક્તિનો પ્રસંગ દાખલ કર્યો છે, તે દેવીના મંદિરમાં હતો ત્યાં દ્વાર બંધ થઇ જવાથી તે પુરાઇ ગયો અને ત્યાં

તેણે એ ગ્રન્થ રચ્યો એમ તેણે કહ્યું છે. તે પરથી એમ કહી શકાય નહિં કે તેની કાવ્ય-રચના એ સરસ્વતીનું કાર્ય નહોતું ચંદ દેવીભક્ત હતો તેમ પ્રેમાનન્દમા પણ ધાર્મિક ભક્તિવિહીનતા નહોતી. વિવેચનના સિદ્ધાન્તો સાથે આવી હકીકતને સંબંધ નથી. તેમ ચંદ મદિરાથી મસ્ત બનેલો કે કેમ અને તેણે દેવીને પ્રસન્ન કરવા પોતાનું અંગ વિંધેલું કે કેમ એ આ વિષયમાં અપ્રસ્તુત છે.

ગ્રન્થમાં વર્ણવેલી કથા સુખકર છે કે દુ:ખકર છે એ પણ વલ્લભે પરીક્ષાનું ધોરણ ગણ્યું છે, અને ચંદની કૃતિમા મુસલમાનોની ચઢાઇ વર્ણવી છે, તથા આર્યાવર્ત મુસલમાનોને હાથ ગયાનું વર્ણવ્યું છે અને પ્રેમાનન્દના કાવ્યોમા એવી કોઇ અનિષ્ટ વાતો કહી નથી પણ સહુનું સારૂં થયુ વર્ણવ્યું છે એ તેની ઉત્તમતા વલ્લભે કહી છે; આ ધોરણ પણ સ્વીકારી શકાય તેમ નથી. કવિના વર્ણનમા રસિકતા છે કે કેમ, ઉચ્ચ અને સુંદર કલ્પના છે કે કેમ, કલા છે કે કેમ, એ જોવાનું છે, વર્ણવેલી વાત બની હોય તો સારૂ કે ન બની હોય તો સારૂં એ જોવાનું નથી વળી ચંદે તો ઇતિહાસમા બનેલી વિપત્તિઓ વર્ણવી છે, અને એવી વિપત્તિઓથી કાવ્યનો વિષય થવો જોઇએ નહિં એમ કહી શકાશે નહિં.

કાવ્યના નાયકનો નાશ વર્ણવવો એ અપકર્ષ છે એ ધોરણ લઈ વલ્લભ કહે છે ચદે પૃથ્વીરાજનું નિકંદન વર્ણવ્યું છે તે મોટો દોષ છે. પ્રેમાનંદે પોતાના કોઇ નાયકનો નાશ વર્ણવ્યો નથી, સહુનો ઉદ્ધાર વર્ણવ્યો છે, એ તેનો ઉત્કર્ષ તે બતાવે છે. સંસ્કૃત સાહિત્યમા આ મત માટે આધાર છે,* પરતુ પરાક્રમી પુરુષોનો નાશ થાય છે એ હકીકત પણ ઇતિહાસમા બને છે, અને કરુણરસ પણ રસ છે અને તેના આસ્વાદથી આહ્લાદ થાય છે એ લક્ષમા લેતા એ મત સ્વીકારી શકાતો નથી. મહાકવિઓએ આવા વિષયને પોતાના કાવ્યમા ગુંથ્યા છે એ વાત પણ પ્રતીતિ કરાવે છે કે આવા વિષયથી કાવ્યનો અપકર્ષ થતો નથી.

ચદે પોતાના ગ્રથમા પાચ સાત ભાષાઓનુ મિશ્રણ કર્યું છે તે દોષ છે એમ વલ્લભ કહે છે. પરંતુ, આવો સામાન્ય સિદ્ધાન્ત થઇ શકતો નથી ભાષાઓના મિશ્રણમા ચમત્કાર હોય ત્યા તે રુચિકર થાય છે અને એવા ગુણ વિના કરેલુ મિશ્રણ દોષ થાય છે. કેટલાક પ્રાચીન ગુજરાતી કવિઓએ પોતાના કેટલાક કાવ્યો હિન્દીમા રચ્યા છે એટલુ જ નહિ પણ કેટલીક વાર ગુજરાતીનું અને હિન્દીનું, ગુજરાતીનું અને મારવાડીનું, અથવા ગુજરાતીનું અને મરાઠીનું મિશ્રણ કર્યું છે ઉદાહરણાર્થ,

'મહાસંત શિરોમણી સાધુ, ગોરખ દેવ મહારાજ હે;
નામ નિરંજન જાણી જેનું, સિદ્ધ કરના સહુ કાજ હે.
કાશીપુરીમા ગયા ગોરખજી, મિલ્યા સર્વ સમાજ હે,
મોગ મોટા લોક આવ્યા છે, કાસીકા જ્યા રાજ હે'

(મુકુંદ–ગોરક્ષ ચરિત્ર)

---

* 'निर्दिशेत् नाधिकारिवधं क्वापि दशरूपक।' અધિકારી (નાયક) નો વધ કદી દર્શાવવો નહિં.' અલબત્ત, દશરૂપકનું આ વચન નાટકના નાયક માટે છે

'થારી નથ ઠારો મોતી ઝુમણુ લળકે છે'
દેખ મોહ્યો બ્રજમોહન પ્યારો કસેજમેં સલકે છે.
ભ્રખુભાન દુલારી થારા મુખડી સોભા ચંદન સરસ ઘની ચલકે છે;
કહી ન સકે દયો વે આનક જબ, મંદ મધુરો મુખ મલકે છે.'
(દયારામ—શૃંગાર.)

'એમ આનંદ ઓચ્છવ હોઈ રે,
કૃષ્ણ દેવ આલા મંડપ મોઇ રે;
ગુણ ગાતી રાધીબાઇ અપાર રે.
રાધી લમાસ ઝાલી નૈપાર રે.
કરતી વિશાખા કારભાર રે;
ધન્ય ધન્ય દેવા કૃષ્ણ રાયા રે.'
(રાધાબાઇ—કૃષ્ણવિવાહ.)

આ મિશ્રણ અરુચિકર નથી લાગતા અને ચંદે **षट्भाषा पुरानं च कुरानं कथितं मया** એમ કહી જુદી જુદી ભાષાઓ પોતાના ગ્રંથમા દાખલ કરી છે તે હકીકત જાતે જ અરુચિકરતા ઉત્પન્ન કરતી નથી.+

અલંકારરચના માટે શબ્દો તોડવા અને બગાડવા એ દોષ છે એમ વલ્લભ કહે છે એ ખરૂં છે. વ્રજભાષાનાં કાવ્યોમાં આ દોષ ઘણો સામાન્ય છે, પણ, ચંદની વાણીમાં આ દોષ કરતાં ગુણનું ઘણું આધિક્ય છે એમ કહેવું જોઇયે.

रंग राग घागन थट्टयं, घन घोर सोर प्रगट्टयं ।
सुनि अलख वीर स जग्गयं, सिर पलट उंधिय पग्गयं ॥

આવી રચનાઓમા ચંદે શબ્દોને મરડયા છે છતા વાણીનો પ્રતાપ ઢંકયો રહેતો નથી.

પ્રેમાનંદે શબ્દોને કદર્થિત કર્યા નથી એ તેની સરસાઇ છે એ ખરૂં છે.

પ્રેમાનંદની યથાયોગ્ય કદર થઇ નહિં એમ વલ્લભ ફરીયાદ કરે છે. તે સાથે વિરોધમાં ચંદની લોકપ્રિયતાને તે નિન્દે છે તે યોગ્ય નથી. ચંદની લોકપ્રિયતા અસ્થાને નથી. વળી, પ્રેમાનંદના સમયમાં તેની કદર કેટલી થઇ હશે તે બરાબર કહી શકાય નહિં, પણ તેનાં કાવ્યોનો ફેલાવો થયો અને તેનો અભ્યાસ પ્રસર્યો તેમ તેની કૃતિઓ ગુજરાતમા લોકપ્રિય થઇ અને માન પામી અને એ માટે કાલક્રમની આવશ્યકતા છે એ લક્ષમાં લેવું જોઇએ.

કવિનાં કાવ્યો અમુક છન્દમા હોય, કે પદમા હોય એને વલ્લભ મહત્ત્વ આપે છે તે અકારણ છે. વિષયને અનુકૂળ પદ્યરચના હોવી જોઇએ એટલું જ આવશ્યક છે. પ્રેમાનન્દે પણ છંદમાં, દુહામા અને ચોપાઇમા કવિતા કરી છે એમ વલ્લભ બચાવ કરે

---

+ સાહિત્યદર્પણમા **रासक**નું એક લક્ષણ **भाषाविभाषाभूयिष्ठम्**। ('ઘણી ભાષા અને વિભાષાવાળું') એવું કહ્યુ છે. **रासक** પરથી 'રાસો' શબ્દ થયો છે એમ રા. રા. નરસિંહરાવનો મત છે

છે, પણ, દેશીઓમા પ્રેમાનન્દે જે કવિતા કરી તે તેની કૃતિ ઉત્તમ છે એ ખરો બચાવ છે.

દુખીના દુખ ટાળવા, સુખીના સુખ વધારવા, અને વાર્તાનું શુભ પરિણામ આણવુ એ પ્રકારમા વલ્લભ ઉત્તમતા માને છે અને એ સિદ્ધાન્ત Poetic Justice (રસસૃષ્ટિની ન્યાયમયતા) ને અનુરૂપ છે પરતુ, વિધાતાની સૃષ્ટિમા એથી ઉલટુ પણ બને છે અને કાવ્યમા તે રસિક રીતે વર્ણવી શકાય છે એ પણ લક્ષમા લેવુ જોઇએ Poetic Justice નો સિદ્ધાન્ત કરુણરસને લાગુ પાડવામા આવતો નથી અને એ સિદ્ધાન્ત ઇતિહાસ ખોટો કરવાનો આગ્રહ કરતો નથી છુટક બનાવો ગમે તેવા બને પણ આખર સરવાળે દુનિયામા ન્યાય છે એ તેનુ ખરૂં તાત્પર્ય છે

આવી રીતે મગળાચરણમા નિદા કરવી એ 'આગમ વિરુદ્ધ' છે, પ્રાચીન કવિઓને વખોડવા નહિ, 'પ્રાચીન પડિતને ન, અર્વાચીન પોંચી શકે' એવો આરોપ કરનારને ઉત્તરમા વલ્લભ કહે છે 'નવ નવ તમે માનવાનો કાદ નથી'

> 'પોથા જેવા પોથા ભાળી, પ્રાચીનો તણા હું વદુ,
> કચરી કરીશ છીબ, શેણે જાઉ ના મરી'

પોતાની ટીકા સત્ય છે એ વલ્લભનો આગ્રહ છે, અને પ્રાચીનો તરફની ભક્તિ ખાતર નિર્માલ્ય કૃતિને ઉત્તમ કહેવા કરતા મરવુ સારૂ એવો તેનો મત છે

હિદી કરતા ગુજરાતી ભાષા ચઢીઆતી છે એ દાવો પણ વલ્લભ આજ અભિમાન ભરી શૈલીથી કરે છે

> 'ભાષણમા ભાષા તારી ઢીલામા તો ઢીલી દીસે'

એવા હિદુસ્તાની તરફથી ગુજરાતી પ્રતિ થતા આરોપના ઉત્તરમા તે કહે છે,

> 'હિદુસ્તાન મધ્ય ભાળી ભાષા તેની ભલી જોડ,
> યવનથી ભ્રષ્ટ થઇ હજી નથી લાગતી,
> સારો શબ્દ રૂપી નગ, ઝડપી લે જોતા માહી,
> ભટ કરે પછે તેને એમ અનુરાગતી'

અને ગુજરાતી ભાષા તો

> 'કોમળતા કમળથી, અધિક દેખાય ત્યા,
> મધુ સુધા મિષ્ટપણે, હારી હારી જાય છે
> અમલતા એના જેવી, નથી કોઇ ભાષા મધ્ય,
> પ્રાચીનપણું તો જેનું, મ્હોટું મનાય છે.'

માટે પૂર્વપક્ષ કરનારને તે કહે છે,

> અવ્યા હિદુસ્તાની! બસ, હવે બોલવો ન કાંઈ,
> કાળપ લગાડય મુખ, પડય જઇ કૂપમા
> કઈકથી તરી તો, સુતની ન લાગે સત્ય,
> ઉતરી જે વાત હવે, ગૂર્જરીના રૂપમા.'

(યુધિષ્ઠિરનો ગર્વ નાશાખ્યાન)

વલ્લભના કેટલાક સિદ્ધાન્તો અગ્રાહ્ય છે, તેનું અભિમાન અરુચિકર છે, તેનાં આક્ષેપ-વચનો જુગુપ્સાકર છે, તોપણ ગુજરાતી ભાષાના સાહિત્યમાં તેણે એક વિશેષ કાર્ય કર્યું છે કે વિવેચનનું કાર્ય કરવાનો તેણે પ્રયાસ કર્યો છે અને વિવેચનના સિદ્ધાન્તો પ્રતિપાદન કરવાનો આરંભ કર્યો છે. પોતાના પિતાનું મહત્ત્વ અભિમાનથી સિદ્ધ કરવાનો પ્રયત્ન તેણે છોડી દીધો હોત અને ગદ્યમાં પોતાના વિચાર ગોઠવવાનું તેણે આદર્યું હોત તો તેની વિવેચક વૃત્તિ તેને એક નવું અને ઉપયોગી સાહિત્ય ઉત્પન્ન કરવા તરફ દોરી જાત એમ લાગ્યા વિના રહેતું નથી.

Criticism of Interpretation ( નિરૂપણાત્મક વિવેચન ) નું એક જ કાર્ય પ્રાચીન ગુજરાતી સાહિત્યમા થયું છે અને તે દયારામના હિંદી કાવ્ય ' સતસૈયા ' ઉપરની ગુજરાતી ગદ્ય ટીકા. એ ગ્રન્થની સમાપ્તિએ દુહો છે કે,

यथामति यह ग्रंथको कीनो अर्थ प्रकाश ।
दीन दास रनछोरने करुनाचल अविनाश ॥

એ રીતે આ ટીકા લખનારનું નામ ' રણછોડ ' આપ્યું છે, પરંતુ, કવિ નર્મદાશંકર કહે છે, ' હું ધારૂં છું કે પોતાના શિષ્યનુ માન વધારવાને માટે અથવા ગ્રંથકારે પોતાના ગ્રંથની ટીકા પોતે કરવી એ કવિના મનમા અવિવેક જેવું લાગ્યું હશે માટે, ટીકા કરેલી તો કવિયે પોતે જ પણ ટીકાકારનું નામ રણછોડનું રાખેલું. ' ( દયારામકૃત કાવ્યસંગ્રહ. )

આ સિવાય બીજું વિવેચનકાર્ય પ્રાચીન ગુજરાતી સાહિત્યમા માલમ પડતાં નથી. વિક્રમની વીસમી સદી બેઠા પછી ગુજરાતી ભાષામા આવેલા નવા બળથી પ્રોત્સાહિત થઇ કવિ નર્મદાશંકરે ગુજરાતીમા શિષ્ટ ગદ્ય લખવાનો આરંભ કર્યો, તેમા ' કવિ અને કવિતા ' વિશે નિબંધ લખ્યો અને પ્રાચીન ગુજરાતી કવિઓના ચરિત્ર લખ્યા ત્યારથી ગુજરાતી ભાષામા વિવેચનસાહિત્યના બીજ રોપાયા. અને નવલરામે વિવેચનની વાડી ફલવંત કરી ત્યારથી ગુજરાતી ભાષામા એ સાહિત્યનો નવો યુગ શરૂ થયો.

# ૨ કવિતાશિક્ષણ.

( લેખકઃ–રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. )

<u>પ્રકરણ ૧ઃ ઉછરતા લેખકો.</u>

લખતાં લખતાં હાથ બેસે છે, કલ્પના અને લાગણી વાણીનું સાધન વાપરતાં શીખે છે, અને યદૃચ્છાએ ફણગો ફૂટી કલાવેલ વિચારવૃક્ષને વળગે છે, તથા બંને સાથે સાથે જીવનને જીવતાં, લડાવતાં, અને ઉકેલતાં, એક બીજાને પોષીને વધેખીલે છે. આમાં મોટે ભાગે તો લેખક પોતે જ ગુરુ છે અને પોતે જ શિષ્ય છે, પોતે જ વિધાયક અને વિવેચક અને ભોક્તા ત્રણે છે. અને તોપણ ઉછરતા લેખકને તેના પ્રયાસના આરંભમાં જ તેની કૃતિઓના ગુણદોષ વિશે સકારણ અન્વેષણા અને સજીવન ચર્ચા કરનાર કરાવનાર સમભાવી મિત્રગુરુ મળી જાય, તો તેનો વિકાસ જલદી અને અંગાંગમાં કંઈક પ્રમાણસર થવા સંભવ છે. જેમ જોડણી, શબ્દાર્થ, વ્યાકરણ, ભાષાવિકાસ અને વ્યુત્પત્તિનું શાસ્ત્ર, દલીલનું શાસ્ત્ર, છંદોનાં સ્થૂલ રૂપ, અને અલંકારોનાં અંગોપાંગ શીખવી શકાય છે, તેમ ગદ્યપદ્યદેહી કલાકૃતિઓનાં વધારે ઊંચાં ઊંડાં મર્મસ્થ લક્ષણો પણ અમુક હદ સુધી બતાવી અને શીખવી શકાય છે. જે પ્રજાઓમાં કેળવણી ઊંચામાં ઊંચા પગથિયા સુધી માદરી જબાંમા અપાય છે, ત્યાં નિબંધલેખન, પદ્યરચના, અલંકાર, ટૂંકી વાર્તા નાટક નવલ કાવ્યાદિમાં વસ્તુસંકલના, શૈલી અને વિષયના સંવાદવિસંવાદ, પાત્ર વસ્તુ અને વાતાવરણના સંબંધ, સાહિત્યના વિશિષ્ટ રૂપોના લક્ષણ, એ દરેક રૂપના ઐતિહાસિક ઉદયાસ્ત, વગેરે ઘણું ઘણું સ્વભાષાની ઉત્તમમધ્યમ કૃતિઓને પદાર્થપાઠની જગાએ રાખીને, શાસ્ત્રીય પૃથક્કરણના વિષય બનાવીને, તેમ સાથેસાથે શિષ્યને પોતાને મનોયત્નો આપીઆપીને, અને દરેક ન્હાના મોટા નિર્ણયનાં કારણો તેની બુદ્ધિ આગળ અનેકાનેક રીતે ધરીને, શીખવવામાં આવે છે. આવું શિક્ષણ જ સાહિત્યશિક્ષણનું ઉત્તમાંગ છે. આપણા દેશમાં આપણી ભાષાદ્વારા ઊંચું શિક્ષણ આપવાની શરુવાત હવે થતી આવે છે, તો આપણે ત્યાં પણ સાહિત્યશિક્ષણનાં આ ઊંચા અંગો ધીમે ધીમે ખીલ્યા વગર નહીં રહે. પરંતુ હાલ તો એમાંનું કંઇ જ છે નહીં. દરેક લેખક સાહિત્યના આંગણામા પેમતા ઉમરેથી ઠોકરો ખાય છે. ઘણાખરા એ ને એ ઠોકરો ખાય છે, અને જરામા ત્યજી શકાય એવા દોષોથી ભરેલી બલ્કે એવા દોષો વડે જ નિર્માયેલી જેવી કૃતિઓ ઢગલાબંધ આપણાં વધતાં જતાં માસિકો અને ન્હાના મોટાં પુસ્તકોમાં ઉભરાય છે. લખાય છે વધારે અને વધારે, પરંતુ સારી, ફરીફરીને વાંચવા લાયક, અને ચિરંજીવી તેજસ્વી કૃતિઓનું પ્રમાણ વધતું જણાતું નથી. અનુવાદો અને અનુકૃતિઓમા પણ મલની ખૂબી ક્યા છે શી છે અને કેમ સાધેલી છે, તે પકડવાની શક્તિ તેમ તે ગુજરાતીમાં ઉતારવાની શક્તિ વધતી જણાતી નથી. સાહિત્યક્ષેત્રના જુદા જુદા ક્તિામાથી અત્યારે સૌથી માઠી સ્થિતિ કવિતાની જણાય છે. દોષોથી ખદબદતી અને નિઃસત્ત્વ કવિતાઓ જેઠકી-ચોમાસાના આરંભમાં પ્રકટ થતી લાખ઼ જીવાત સમી-ઉભરાય છે, તેટલી અને તે પ્રમાણમાં બેડોળ અને ગંદી, આજનાં માસિકો આદિમા ટૂંકી વાર્તાઓ પણ ઉભરાતી નથી વળી [illegible]

સારી ગણાય એવી તેમ સારી ન જ ગણી શકાય એવી કૃતિઓ લખે છે અને પ્રકટ કરે છે; જે ચોક્ખું બતાવી આપે છે, કે લેખકને પોતાને પોતાની ઘટનાઓમાં સારૂં શું અને ઉતરતું શું છે, તેની ચોક્ખી સમજ ઓછી છે. કોઇ કોઇ સારી કૃતિ પ્રકટ કરી હોય એવા લેખકો પણ બીજી કૃતિઓમાં અક્ષમ્ય દોષો રહેવા દે છે. કવિતામાં દોષો અને ગુણો કોને કહેવા, તેનું કેમ જાણે સર્વમાન્ય વા શાસ્ત્રીય ધોરણ હોય જ નહીં, એ જાતની અનવસ્થા ચાલી રહેલી લાગે છે. બેશક, સાહિત્ય અને કલાની સૃષ્ટિમાં કવિતાનો પ્રદેશ કેટલાક મોટા અને ગંભીર મતભેદોનું માનીતું ક્ષેત્ર છે. એક પણ મોટા લેખક સંભારી શકાતો નથી, જેની દૃષ્ટિએ બીજા એવા જ મોટા લેખકમાં કેટલાક (પોતાને) અસહ્ય દોષો ના હોય: વાલ્મીકિ અને વ્યાસ, કાલિદાસ અને ભવભૂતિ, તુલસી અને ચંદ, બંકિમ અને રવીંદ્ર, હોમર અને વર્જિલ, સોફોક્લીસ અને યુરિપિડીસ, હિરોડોટસ અને થ્યુસિડાઇડીસ, પ્લેટો અને એરિસ્ટોટલ, શેકસ્પીયર અને સ્કૉટ, ટેનિસન અને બ્રાઉનિંગ, મિલ્ટન અને વર્ડ્સવર્થ, ડિકન્સ અને થેકરે, ડૅન્ટી અને ગ–અ–થ, બાર્કલી અને શોપનહાવર, કૅન્ટ અને હેગલ, મોલિયેર અને સર્વેન્ટીસ,–દિલ ચાહ્ય તે જોડકું લ્યો અને વિચાર કરી જુવો. પરંતુ તેથી શું? જુદી જુદી જાતિ અને ભિન્ન ભિન્ન શૈલીઓના અકારણ અનુચિત ખીચડાને રુચિવૈવિધ્ય વા સિદ્ધાન્તભેદની ઢાલ રક્ષી શકે નહીં. સામાન્ય વિષયે ઉપરની સામાન્ય કૃતિઓમાં ઉંડી પર્યેષણાના બચાવ આગળ કરવામાં આવે એ વિતંડાવાદનો જ એક પ્રકાર. વળી ઘણાઘણા દોષ કોઇ પણ દૃષ્ટિએ દોષ જ ગણાય, એવી શાસ્ત્રીય ચોક્સાઈ તો કવિતાના પ્રદેશમા પણ છે જ. કવિતાના પ્રદેશમાં પણ ચર્ચા આરંભીશું, અને ચલાવ્યે રાખીશું, તો એકમતિની–સકારણ એકમતિની આણ ઘણી છે એમ જોવામાં આવશે, અને તે વધારે જીવન્ત અને દૂરગામી થની અનુભવાશે. આવી એકમતિવિધાયક ચર્ચાનો આરંભ સમય પોતે જ માગી રહ્યો છે અને તેમાં બને તો સહાયભૂત થવું એ સીધી કર્ત્તવ્યબુદ્ધિથી પ્રેરાઇને આ નિબંધ લખવામા આવે છે. એમા જે જે કૃતિઓના દાખલા ટાકવામા આવશે તે તેના કર્તાઓની બીજી કે બધી કૃતિઓને માટે કશો સામાન્ય સમગ્ર અભિપ્રાય ઉચ્ચારવાનો અગર તેમની જરા પણ અંગત ટીકા કરવાનો આશય છે જ નહીં. નમૂનાઓના દોષ અને ગુણ બન્ને બતાવીશ. તેમ દોષપ્રધાન નમૂના જ નહીં લઉં, ગુણપ્રધાન નમૂના પણ આપીશ. તથાપિ શુદ્ધ શાસ્ત્રીય પ્રયાસમા ય આવાં લાંછન કલ્પીને તે છે જ એમ માની લેઈ અન્યને બતાવવા મથનારા કલહરસિક નારદજીઓનો તોટો હોતો નથી, એટલે પ્રસંગોપાત્ત આટલો ઇશારો કરી લઇને આરંભુ છું.

સુભાગ્યે પ્હેલા ચાર દાખલા ટાકું છું તેના કર્તાઓના નામ જાહેર છે નહીં અને જાહેર થવાનાં પણ નથી. દાખલો ૧લો અને ૩જો ઉછરતા લેખકોએ લખેલા છે. એમણે એ કરતા સારી કવિતા લખેલી છે, અને આગળ ઉપર વધારે સારી લખી શકે એવા છે આ કૃતિઓ શિષ્યભાવે એમણે એક મિત્રને દેખાડી, તેણે તેમાંના દોષ બતાવી આપવાના

* કવિઓ હ્રસ્વદીર્ઘની છૂટ અત્યંત લે છે,—ના ચિહ્ન પણ બહુ ઓછા મુકે છે; કેટલી બધી છૂટ લેવાય છે, તે પૂરેપૂરૂં જણાઇ આવે એ પ્રમાણે કલંક મુદ્રણ વખતો વખત થતું હોય, તો આ અતિશિષ્ટ જાતે શરમાઇને કંઇક મર્યાદામા આવે; એટલે આ છાપવાઓ નમુના તરીકે

હેતુથી દાખલો ૩જો અને ૪થો લખેલા છે. એ પણ સારી કવિતાના દાખલા નથી, મનોયત્ન માત્ર છે. મૂલ વિષયો અને પંક્તિઓને બનતાં સુધી વળગીને અને તેમાં ન છૂટકે જ ફેરફાર કરીને લખેલાં મનોયત્નો છે.

૧લા દાખલામાંની નકામી વિગત ૨જામાં છોડી દીધી છે, ૩જાની પુનરુક્તિઓ ૪થામાં છોડી દીધી છે. ૧લો અને ૩જો બંનેમાં પંક્તિઓ અસ્પષ્ટ છે, અને આખા વિષયની પણ ચોકખી છાપ ઉઠતી નથી, એ દોષ મનોયત્નોમાં નથી. ૪થા દાખલામા વિષયને સુગ્રથિત રૂપે અને ટૂંકામાં મુકતાં સ્પષ્ટતા આવી છે, તો ૨જામાં ધુમસ અને રણની ભ્રાંતિના દેખાવને તથા તે દૂર કરનાર સવિતાના કિરણને વર્ણવવામાં ઉચિત લંબાણ વડે, તથા જે બોધ પ્રાર્થના રૂપે એ કૃતિનું વક્તવ્ય છે, તેની રેખા વિશેષ ઉપસાવવાથી, સ્પષ્ટતા આવી છે. અને કર્તાઓએ પોતાની કૃતિઓનાં પાડેલાં નામ પણ મનોયત્નોમાં સ્પષ્ટતા સાધવાની ખાતર જ ફેરવી નાખ્યાં છે. આ દાખલાઓ ઉપર આથી વધારે સમય નહીં લઇયે. (૧) છંદ રચના; (૨) દૃષ્ટિચંદ્રકિરણને બદલે ત્વદક્ષિસુધા, દેહવન્ત વિભુનો ને ઠેકાણે **મૂર્તી વિભુપ્રણયની;** (૩) હાર્યોનહૂ તદપિ, **શાંતિ ન લેશ છાંડી** એવી વિષયને પ્રતિકૂલ પંક્તિનો ત્યાગ; વગેરે અગત્યની પણ ઝીણી બાબતો ઉપર લંબાણ નહીં કરિયે. અને દાખલા ૨ અને ૪ના દોષ—વિષયના પોતાના દોષ તે જાણે એ મનોયત્નના દોષ ન ગણાય, તથાપિ તેના કથનમાં રહેવા દીધેલા દોષ; અથવા **ફૂલકોમલ દેહ** એવો મૂલમાનો અંશ નથી રાખ્યો એ પ્રકારના દોષ;—એવું એવું પણ વાંચનારને જાતે જોવા ઉપર રાખીશું.

હાથ હજી બેઠો નથી ત્યા સુધીની કૃતિઓમાં જે એક દોષ સામાન્ય રીતે આવે છે, તે ઉપલા દાખલાઓમા ખાસ ધ્યાન ખેંચતો નથી. નવા લેખકોની અસ્પષ્ટતા તેમના મગજમા અનેક વિચારતંતુઓની ગૂંચને લીધે, તેમના લખાણમા આ કારણથી આવતા રૂપકખીચડાને લીધે, અને ભિન્ન ભિન્ન દિશાનાં સૂચનો વડે વાચનારના મગજમાં અર્થ ટપકતા ટપકતા જ ડહોળાઇ જવાને લીધે થાય છે. દાખલા ૫માની પ્હેલી લીટી જ તપાસો.

અંધારે જ્યોતિરેખા શી લસે છે વ્યોમદીપિકાઃ—

તું ગૃહદેવી છે, ઘરદીવી છે, તે એવી સુંદર કે ગૃહદીપિકા તો શું વ્યોમદીપિકા છે, અંધારે ઝગતી જ્યોતિરેખા—? આકાશગંગા? તારાઝુમખી–જેવી છે. કર્તા કહેવા માગે છે આ; એ કહી શકે તો તે કથનમાં કવિત્વ પણ હોય કદાચ. પરંતુ વિચારશીલ વાચનાર જાતે વપરાયલા શબ્દોના સૂચનો ઉપરથી વિચારનુ જે પૂરૂં રૂપ ઉપજાવી શકે તેમા કવિતા હોય, તે કંઇ એ મૂલ શબ્દોમાની કવિતા ના ગણાયઃ વિચારને ઇષ્ટ અને યોગ્ય રૂપમા શબ્દો જાતે કથી શકે, તો જ તે શબ્દોમા વિચારમાં હોય તેટલી અને તેવી કવિતા.

---

છાપવાના છે જ, તો તેમા લઘુગુરુ જેમ વૃત્ત માગી લે તે પ્રમાણે રાખ્યા છે, અને તે પ્રમાણે જ છાપ્યા છે. બધી કવિતામા અહીં પ્રમાણે જોડણી કરવી એમ કહેવા કે સૂચવવા ગણુ નથી માગતો. કવિઓને કોઇ કોઇ વખત તો એમના ઉચ્ચારણની અતિકૃત્રિમતાનું પ્રતિબિંબ બનાવવું જોઇયે, તે બતાવવા માટે જ આ વિશેષ તસ્દી લીધી છે

ઉપલી પંક્તિના શબ્દો કર્તાના મગજમા ચારપાચ ગૂચવાયેલા તંતુ રૂપે પડેલો વિચાર યથાયોગ્ય કહી શકે છે એમ ભાગ્યે મનાશે

બીજી લીટી જુવો: જે હૈયામા દૂમો વ્હાલો હોય તેની પ્રથમ જરૂર શી છે? માર્ગદર્શનની? કર્તાની સાથે પૂરેપૂરો સમભાવ રાખીને જોઇએ તોપણ–દૂમો વ્હેડેલ હૈયાનુ ઉપમાન રાત્રિ છે, અને રાત્રિમા જેમ વ્યોમદીપિકા જ્યોતિરેખા તેમ દૂમો વ્હેડેલ હૈયાને તું, એક માર્ગદર્શક અને બીજી દૂમાનો ઉતાર, આ બે ય અર્થ માટે એક શબ્દ જોઇયે અને તે વળી દીપિકા સાથે કાફિયો મળતો આવે એવો પંથદર્શિકા શબ્દ કાફિયો મેળવી આપે છે અને એક અર્થ કચે છે, ત્યારે બીજો રહી જાય છે કર્તાના મગજમા

બીજા શ્લોકનો ઉત્તરાર્ધ વિચારો. ઉરને ઉર થકી ગૂંથું, વારુ, અને તે બિછાવૂં. અહીં તે એટલે? પોતાનું ઉર, વ્હેનનુ ઉર, કે ગુથેનુ ઉરયુગલ? વળી કયા બિછાવવુ છે? બિછાવીને શુ કરવુ છે? અથવા બિછાવૂં એ ઉપમાનાર્થ હોય તો તે પાછળ ઉપમેયાર્થ કંઇક હોવો જોઇયે તે શો છે? કર્તા વળી વાત્સલ્યમૂર્તિ શબ્દ વાપરે છે તે બીજા કયા શબ્દ સાથે જાય છે? એ શબ્દ પ્રભુનું વિશેષણ છે, કે પોતાના ઉરનુ, કે વ્હેનના ઉરનુ, કે ગૂથેના ઉરયુગલનુ? કે કર્ણપ્રિય પાદપૂરક ઉચ્ચારણ જ અહીં ગોઠવી દીધુ છે કેવલ? વાત્સલ્યમૂર્તિ પ્રભુને ચરણે કર્તા કયુ ઉર ધરાવે છે, અથવા પ્રભુને ચરણે કઇ વાત્સલ્યમૂર્તિ ધરાવે છે, ચરણે ધરાવે છે શુ, બિછાવે છે શુ?– એ કશુ જ કળાય એમ નથી જેના મગજમા ગૂચવણ તેની કવિતા વાચનારને મૂઝવણ

આગળ ચાલિયે દૃષ્ટિસ્પર્શનમા સ્પર્શન શબ્દ કેવલ પાદપૂર્તિ નથી તો શુ ઉમેરી આપે છે? દર્શનને સ્પર્શે સ્પર્શે અથવા તો દર્શનનો સ્પર્શ માત્ર એ પ્રમાણે વક્તવ્ય હોય તો આખી લીટીનો અર્થ સારો છે, જો કે ‘દર્શને દર્શને’ અથવા ‘દર્શન માત્ર’ એટલાથી જ તે વધારે સાદી અને અસરકારક રીતે કહેવાત Poetic diction કવિત્વમય પદાવલિ ઉછરતા લેખકોને બહુ આકર્ષે છે અને બીચારાઓની બુદ્ધિને આડી મારી દોડને પછાડે છે ઉછરતો લેખક વિચારશક્તિવાળો હશે તે કવિત્વમય પદાવલિના બાહ્ય આકર્ષણો અને આગન્તુક સૂચનોથી આઘો આવો પોતાના વિચારને સીધે માર્ગ જ જશે દરેક સાચો કર્તા પોતાને ફાવતી અન્તઃકરણ સામગ્રી, વિશિષ્ટ પદાવલિ, આદિ ધીરે ધીરે, લખતા લખતા પોતે જ ઉપજાવી લે છે. રૂઢ અલંકારો અને લોકપ્રિય કવિતામા સુદર ગણાઇ ચુકેલા શબ્દ ગુચ્છો, આદિ જ વાપરી જાણે તે કવિ નહીં, સારી કવિતા તરીકે પ્રતિષ્ઠિત સુદરતાનો છાયો કે પ્રતિધ્વનિ માત્ર ખરેખર નવી સુદરતા ઉપજાવવાની સર્ગશક્તિવાળો હોય તે જ કવિ. છાયો અને પ્રતિધ્વનિ સારો હોય છે તે શરવાનમા વધારે ધ્યાન ખેચે એ કુદરતી છે, કેમકે વાચનારાઓમા સ્વતન્ત્ર વિવેક અને પરખનારા થોડા જ હોય. પરતુ એવી સસ્તી લોકપ્રિયતા ટકતી નથી, અને અક્ષર કવિતાની ધીમે ધીમે પણ અવશ્યમેવ વધતી જતી લોકપ્રિયતાથી તો તે સો ગાઉ વેગળી છે

ભગિનીસ્નેહમા, ભગિનીસ્નેહ દ્વારા પણ, બ્રહ્મદર્શન સુધી પહોચાય. એ વિચાર સારો છે, ઊચો છે, કથવા જેવો છે, એ કલાથી કહેવાય તો તે ઉક્તિ ઊચી કવિતા બની રહે પણ તેને માન કથી નાખવામા કવિતા નથી

ચોથો શ્લોક મુકાબલે સારો છે; પણ ગૂઢ એટલે શું તેનો વિચાર કર્તાને થયો હોત તો વધારે બંધબેસતું વિશેષણ યોજવા અથવા તો આખી ઉક્તિ જુદી રીતે મુકવા પ્રેરાત. પાંચમો શ્લોક મ્હડિયાતો છે, જો કે એમાં ય એકબે શબ્દ પૂરો વિચાર કર્યા વગર લખી નાખ્યા છે. એ શબ્દ કયા ? કઇ ? ના, ઓછીવત્તી ઉજાળે એ તો ઠીક કહ્યું છે. મ્હને વાંધા પડતો લાગે છે સર્વ, અને તેથી ઓછા પ્રમાણમાં કુંળી.

પછીના શ્લોકમાં કર્તા કહેવા માગે છે " સૌમાં પ્હેલી;" પ્રથમ સોનો એ અર્થ થઇ શકતો નથી. વળી આપણા જીવનમાંની છેક સામાન્ય બાબતની પાછળ આટલા શબ્દો અને " કવિતા ! " વાપરિયે, તો તે બાબત લડાવીને કે લલિત નવીનતાથી કહેવી જોઇયે.

એ પછીનો શ્લોક છે ત્યાં મુકવામાં ક્રમભંગ છે. કવિના મનમાં વિષયનો જે સારબોધ છે તેનો એક અંશ આ શ્લોકમાં કહ્યો છે, તો તેનું યોગ્ય સ્થાન કૃતિના અંત આગળ છે.

આઠમા શ્લોકનું વક્તવ્ય છઠ્ઠાના જેવું સામાન્ય નથી. કર્તાના મનમાં-બ્હેન અને ચંદ્ર, બ્હેનનું ગાન અને ચાંદની, કાળી રાત્રી અને પોતાના મનમાની ભુંડી ચિન્તા, અને ચાંદની અને ચંદ્ર જેમ તેમ બ્હેન અને બ્હેનનું ગાન મનની અને રાત્રીની સ્થિતિનો પૂરેપૂરો વિપર્યય શી શાત મીઠી અમોઘ રીતે કરનારાં-એ પ્રમાણે વક્તવ્ય છે; જે ખરે જ સુંદર કવિતા છે, પરંતુ તેને માટે એમણે જે શબ્દો યોજ્યા છે, તેમાં એ સમજાય અને સુંદર લાગે એમ ઉતર્યું છે ખરૂં ?

પછીના શ્લોકોની તપાસણી વાચનારને સોંપીશું. કર્તાએ પોતાના વિષય ઉપર વધારે મનન કરીને વિચારો, વર્ણન, ભાવ, અને સારબોધનાં અંગો અન્યોન્ય પોષક બની રહે એમ એકરૂપ સંવાદી બુટ્ટીગુચ્છ ઉપસાવ્યું હોત, એટલે કે લખતાં લખતા ઉત્તેજિત કલ્પનાના કીમિયા વડે એમ બની આવે ત્યા સુધીની ધીરજ રાખી હોત, તો કૃતિ વધારે ટુંકી વા લાંબી પણ વધારે સારી થાત એમાં શક નથી.

દ્દઠા દાખલામાં ઉછરતા લેખકોમાં સામાન્ય રીતે જણાતા બીજી જાતના દોષો જોવામાં આવે છે. ક્યા અટકવું તેની જ એવા ઘણા લેખકોને ખબર હોતી નથી. છઠ્ઠી કડી વિષયનાં શીર્ષકમાં જ આવી જાય, અને કડી ૩, ૪, અને ૫ થી કશો જ લાભ નથી. આ દાખલામાં બીજી ખામી tone ( ટોન-માપ; પ્રમાણ ) ના છે. ટોન માટે આપણે હું ધારું છું કે રંગમાત્રા શબ્દ વાપરી શકિયે. આ કાવ્યનો વિષય કરુણ રસનો છે ખરો, પરંતુ તે ઘેરા રંગનો કે આછા ? રંગમાત્રાની ભૂલો સવેદનામાં પૂરતી સૂક્ષ્મતા ન હોવાથી થાય છે, તેમ તે વિચારશક્તિ, જ્ઞાન, અનુભવ આદિ ઓછા હોવાથી પણ થાય છે. અહીં વિષયનું સમ્પૂર્તિરૂપે અન્યત્ર ( complementary part ) પણ લલિત રીતે અંદર લઇ લેઇયે તો કરુણ રસ ઓછો બને છે, અને સાથે આલેખન વધારે સાચું બને છે, તે કર્તાની પ્હેલી બે કડીઓને દાખલામાં આપેલી નવી કડીઓ સાથે સરખાવતાં જણાશે

આ સર્વ દાખલાઓમાં કર્તા સાચી ઊર્મિથી પ્રેરાયો છે, અને લખતાં લખતાં કંઈક વિચાર અને કલા ઊર્મિ સાથે ભળ્યા છે. વિચાર અને કલા પૂરતાં ન આવી શક્યાં એ

તેમની ખામી મોટી છે, પણ તેમની ખામી એ જ. પરંતુ ઊર્મિ, વિચાર, વિષય, કે પ્રસંગ કશા વગર, કવિતા "રચવી" એવા હેતુથી જ ઘણા લખનારા કાગળ ઉપર કલમ હંકારે છે, અને રમ્ય લાગતો શબ્દરણકાર ઉપજાવે છે. આવી કૃતિઓના દાખલા આપવા વ્યર્થ છે. હાલના કોઇ પણ માસિકના અંકોમાંથી જોઇએ તેટલા મળી રહેશે. વિચારપ્રવાહ જ ન મળે, ત્યાં આરંભ, મધ્ય, અને અંતની કે બીજી કોઇ રીતની સ્પષ્ટતા હોય ક્યાંથી, અને એવા દાખલાના પૃથક્કરણથી સાર પણ શો હાથ આવે?

મોટા કવિઓની રચનાપદ્ધતિ વિશે જે કંઇ વિશ્વસનીય નોંધાયું છે તે ઉપરથી જણાય છે જે કેટલાકને હાલતાં ચાલતાં રાત ને દિવસ કવિતાની લગની જ લાગી રહેતી. કંઇ પણ જુવે, વાંચે, મગજ જરા સળવળે, ને બે પાંચ પંક્તિ રચાઇ જાય. કોઈ કોઇ કવિ એવા પણ થઇ ગયા છે, જેઓ આવી પંક્તિઓ–ચિત્રકારો જેમ રેકેચો (skotches) ને, વિજ્ઞાનશાસ્ત્રીઓ જેમ નમૂનાને, તેમ-સંઘરી રાખે, અને પોતે જે કોઇ ખાસ કૃતિ ચાક પર ચ્હડાવેલી હોય અને "રચતા" હોય, તેમાં આવી પંક્તિઓ

"રચેલી" કવિતા તે કૃતિમ, નિસર્ગ અને નિખાલસતાથી વેગળી, અર્થાત્ નહીં અને ઇંબી નહીં ત્યારે પણ ઉતરતી, એવા એવા મત છેક બાલિશ છે કળા અને કલાના વાહન (આર્ટી–વાણી) ઉપર કાબૂ વગર કલાકૃતિઓ સંભવે નહીં. જીવન, વિચાર, અને સર્ગશક્તિના ત્રેવડા ઘર્ષણ વિના સાચી કલાકૃતિ અસંભવિત છે. એકાદ અચ્છો ફટકો વાગી બી જાય, પણ તેથી તે રમનારો ખેલાડી ન ગણાય. ઈશ્વરદત્ત પ્રતિભા, નૈસર્ગિક ઉમરો, એ વગર સજીવનતા ન આવે, એ જેટલું ખરૂં છે તેટલું આ પણ નગદ સત્ય છે, કે જમાને જમાને બીચારા સેંકડો વિચક્ષણ કિશોરો એકાદ ફટકો અચ્છો વાગી જતાં-હાં! હમ ભી ખેલાડી, હું યે કવિ, કેમ નહીં?–એવા મસ્તિષ્કવ્યાધિમાં સપડાય છે. વિચારપક્વ નિબંધ, અભ્યાસસિદ્ધ અનુવાદ, શોધક ઇતિહાસ, ખરી અને ઉપયોગી માહિતી, તર્કગ્રથિત અને સરલ ગદ્ય, આગલા સાહિત્યના સમભાવી વિવરણ, રસિક વર્ણન, છટાદાર બોધ, એવી એવી અસંખ્ય પ્રકારની સાચી સેવા તરફ એકે કલમ વળતી નથી, અને ફાડિયામકોડિયા કવિઓના રાફડા ચોતરફ ફાટી નીકળે છે. માત્ર રચેલી હોય તે ઊંચી કવિતા ના જ હોય, પ્રયાસ ગમે તેટલો યશસ્વી હોય તથાપિ તેની પાછળ, **તેના આત્માને સ્થાને "દર્શન" હોવું જોઇયે, અને એ "દર્શન" ના જે ગુણ, તેથી ઉચ્ચતર ગુણવત્તા એ પ્રયત્નના પ્રતિબિંબમાં ના જ હોયઃ** આ મહાસત્યનો "રચેલી તે કવિતા નહીં" એવો ક્ષુલ્લક વિપર્યય, વિદૂષક રાજાની ગાદીએ ચડી જાય એમ, સાહિત્યની અમુક સ્થિતિમાં પોતે જ મહાસત્ય જેવો મનાય છે ઊર્મિલલકારના "રસાનુભવરસિક" ઉદ્દગારો તે જ શુદ્ધ અને ઉત્કૃષ્ટ કવિતા, બીજી કવિતાઓમાં પણ આ આવે તેટલો અંશ જ ઉત્કૃષ્ટ, એ દૃષ્ટિબિંદુ વ્યક્તિવિકાસ વ્યક્તિવિલાસ અને વ્યક્તિફુલ્લારાને અમુક પગથિયે સર્વોપરિ થાય છે ખરૂં, પરંતુ ધર્મ, રાજ્ય, અને સંસારના વિષયોમાં જેમ એ જ વ્યક્તિવિકાસ, વ્યક્તિવિલાસ, વ્યક્તિફુલ્લારાના સમયમાં રાજા થઇ બેઠેલા વિપર્યયોનો, તેમ સાહિત્યપ્રદેશમાં આ વિપર્યયનો, આ વિદૂષક–રાજાનો, કીર્તિકાલ લાંબો હોતો નથી.

હું યે કવિ! કેમ નહીં?—એ રોગમાં સપડાયેલામાંથી કોઇક જ સારો લેખક નીવડી આવે છે. ગો. મા. ત્રિ. નો જાણીતો રૂપક વાપરિયે તો "તડતડિયા" અને "તણખા" થી વધારે ઉષ્મા અને પ્રકાશ એમાંના કોઈકમાં જ આવે છે કવિતા અને કલા તો દેવીઓ છે; દીર્ઘ, અવિરત, શ્રદ્ધાન, નિર્મલ, નિર્મમ, બુદ્ધિનીત પરમ ભક્તિ વડે જ તેઓ રીઝે તો રીઝે, જેના ઉપર જેટલી રીઝે તેટલું તેનું અહોભાગ્યઃ આવી નીતિરત્નિમાંથી જ સારા કવિ પાકી ગયે મોટા કે સંયમ દરેક

ઘટતા ફેરફાર સાથે યોગ્ય સ્થલે ગોઠવી દે. મહાકવિઓને× માટે આ પદ્ધતિ ખોટી નથી પ્રતિભા બધો વખત એક સરખી સ્ફુરતી નથી. તેથી એની ન્હાનામાં ન્હાની લીલા આમ સંગ્રહી રાખવામાં વિનમ્રતા અને સદુપયોગની હાથોટી બંને છે. વળી એ પણ યાદ રાખવાનું છે કે એઓ બે ચાર આવા ટુકરાઓનો ઉપયોગ કરતા હશે તો બીજા સંખ્યાબંધ ટુકરાઓને નાપાસ કરી કચરામાં વિસર્જન પણ કરતા હશે. પણ આપણે તો અહીં કવિપદ મેળવવાની મહાકાંક્ષાથી પ્રેરાતા નવાસવા લેખકોની વાત ચાલે છે. અને એવા ભાઈઓને સ્પષ્ટ સદાગ્રહથી સલાહ આપવી પ્રાપ્ત થાય છે કે આવી પદ્ધતિ એમને માટે છેક જ ખોટી છે. સારા કવિઓ અને ઉત્તમ કવિતા વાંચો, ઉત્કૃષ્ટ સાહિત્યનો મનન કરી

---

સાચો કવિ અનન્ય ભક્ત હોવો જ જોઇયે. ભક્ત નહીં તે બધા યે ઉપકવિ. કવિને વળી અભિમાન હોય? હાથી ભસકણો હોઇ શકે તો અભિમાની માણસ સાચો કવિ હોઇ શકે!

(આગળ પણ જુઓ નિબંધના અંતભાગમાં)

જીવન્ત પ્રગતિમાન સાહિત્યમાં જમાને જમાને ઉપકવિઓ ઘણા પાકવા જોઇયે. ગદ્યપદ્યાત્મક કલા જૂના સાહિત્યરાશિના ગ્રંથોમા સંગ્રહાયલી, એ ગ્રંથો જમાને જમાને તેમનામાંના પ્રકાશ, પ્રેરણા અને સત્યને માટે જોવાતા રહે તેની સાથે સાથે જોવાય છે, શીખાય છે, ચર્ચાય છે, ખીલવાય છે. ભાષાશિક્ષણ અને સંસ્કૃતિશિક્ષણ વિદ્યા અને સંસ્કૃતિસંપન્ન શ્રી પુરુષો કેળવી આપે છે. તે કાર્ય જેટલે અંશે સારૂં સધાય છે, તેટલે અંશે રસિક ઉપકવિઓને પણ ઉત્પન્ન કરી શકે છે અને આવા ઉપકવિઓ ઘણી ઘણી રીતે ઉપયોગી છે અને સાહિત્ય તેમ જીવનમાં ઘણી યે સેવા બજાવી શકે છે. સ્વ. ભોગીંદ્રરાવ દીવટિયા કે મણિલાલ નભુભાઇ દ્વિવેદીમાં સર્ગશક્તિ મધ્યમ જ હતી, વિદ્યમાન કેટલાક લેખકોમાં જરા યે જણાતી નથી, તથાપિ તેમને હાથે સેવા કાર્યોનો સારો સંચય વાઙ્મયમા ઉમેરાયો છે અને ઉમેરાય છે. ઉચ્ચ સાહિત્યશિક્ષણમાં જેટલા સારા ઉપકવિ નિયોજાયલા હોય તેટલું તે કાળે એ કાર્યમાં તેજ. પિંગળ, કાવ્યશાસ્ત્ર, આદિ વિષયો ચર્ચવાની હામ ભીડે તે વ્યુત્પન્ન વિદ્વાનની સાથે ઉપકવિ પણ હોવા જ જોઇયે એમાંના કોઇ કોઇ રાઘવભટ્ટ જેવા કાલિદાસની કવિતામાં પણ સકારણ સુધારા સૂચવવાના સામર્થ્યવાળા પાકે. કવિતાના પાઠશોધન અને અનુવાદ જેવાં કાર્યોને માટે તો વળી જેટલી ઊંચી વિદ્વત્તા અને કવિત્વશક્તિનો સમન્વય મળી આવે, તેટલો સાહિત્યને લાભ જ થવાનો. એકલી વિદ્વત્તા કે એકલી કવિત્વશક્તિનું એ કામ જ નથી.

× શીઘ્રકવિ કહેવાય છે તેમની હાથોટી વળી જુદી તરેહની હોય છે. તત્ક્ષણ જરા ચોટ જેવી અસર કરે છે અને પછી પ્રસંગની સાથે એ કૃતિ પણ ભુલાઇ જાય અને ભુલવા જ યોગ્ય, એવી એ "કવિતા"માંની ઘણીખરી હોય છે. તુરત ફુરચારેકી પાદપૂર્તિ કે અન્યોક્તિ મુક્તકકાવ્ય તરીકે ભાષામાં કાયમનું સ્થાન મેળવે એવી તો અત્યંત વિરલ. અમારા ભરૂચાઓમાં ધીરજકાકા એ ટુંકાં નામે બે ત્રણ દાયકા સારી પેઠે જાણીતા થયેલા સ્વ. ધીરજરામ પુરાણી સારા શીઘ્રકવિ હતા. બીડી, રાંટો ઘેરો, નવી બંગિયણ, ફાળુયલી દાળ, સાસુવહુના અણબનાવ, કજોડાંનાં દુઃખ, દશી ભીયાંભાઇ, અમદાવાદી બગલા, સુરતી શોખ, બોડબેરાઇ તોરૂ, ચરબુઓની અરસિકતા, સાહેબલોકના કાચા કાન, આદિ ચાલો તે બધોક તરંગલોકના વિષય ઉપર એમના હાસ્ય અને ચાતુર્ય અને કટાક્ષની ધારા ચોટવાળા છંદોમાં વહેતી. આપણે કૃત્રિમ મધપૂડા ખરીદીને તેને જયે તે સ્થળે ગમે તે ઋતુમાં માંડી તેમાં મધમાખ વગાડીને યથેચ્છ મધ મેળવી શકિયે છિયે, અમુક જાતીની મર્યાદાઓની અંદર.' ધીરજકાકાનું નિતનંત્ર આવા બનાવટી મધપૂડા જેવું હતું. હાલની જમાતોએ આવા શીઘ્રકવિઓની વેલ જડમૂળથી ઉખેડી નાખી છે, જેમાં કવિતાને હાનિ થઇ નથી ચાર ઘડિના મિત્રમંડળી વિનોદને મોટી ખોટ ગઇ છે.

કરીને અભ્યાસ કરો, તેમાં ગુણ કયા, શા કારણથી તે ગુણ ગણાય, ક્યાં અને શી રીતે સાધ્યા છે, એ સર્વ વિષયમાં વિહરીને વિવેકબુદ્ધિ અને રસેંદ્રિયોને કેળવો, દરેક સાચી કવિતામાં કવિનું પ્રધાન વક્તવ્ય જે એનું "દર્શન", તેની રેખાઓ મૂલ પ્રમાણે જ ત્હમારી કલ્પનામાં છપાય એને માટે ત્હમારી શક્તિઓનો પૂરેપૂરો ઉપયોગ કરી કરી કરીને મથો; **घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगंधम्**-તેમ આવું વારંવાર બુદ્ધિઘર્ષણ ઠીક ઠીક સહન કરી શકે, અને ઘર્ષણે ઘર્ષણે નવા બુટ્ટા, નવા ફુવારા, નવી જ્યોત, નવી છટા અનુભવાય, તેને જ સારી કવિતા માનો, ન ઇતરને. વળી જ્ઞાન ચોતરફ વધારો, સારૂં ગદ્ય લખવાનો મ્હાવરો પાડો, ભાષાશક્તિ મેળવો અને ખીલવો; એ માર્ગ જ આ પ્રકારનો શક્તિવિકાસ મેળવવાને માટે સાચા ભક્તનો રાજમાર્ગ છે. એમ કરતાં કરતાં પ્રેરણા જાગશે અને યોગ્ય વિષય જડશે અને ખીલવી શકશો, તો ત્હમે પણ કવિ થશો, કેમ નહીં? હાલના સમયના-કોઇ પણ સમયના-મોટા ગણાતા કવિ અને વિદ્વાન અને વિવેચક અનુદાર અને મત્સરી પણ હશે. ભણે રહ્યા! પ્રતિભા ઇશ્વરના આલમનૂરનો કિરણ છે. ત્હમારી કોઈ કોઇ કૃતિમાં એ જરા પણ ચમકશે, તો ઝમાનો અને ઝમાનાના આગવા ઝખ મારે છે. ત્હમે પોતે ત્હમારી કૃતિઓના નિખાલસ અને ઊંડામાં ઊંડા ટીકાકાર બનો. ત્હમને જે દોષ જણાય તેને બીજાઓ ગુણ ગણે તોપણ દોષ જ ગણો; અને તે સુધારી-સુધારીને આપપ્રયાસે જાતિબળે ઊંચા ચ્હડો. સાહિત્ય ગિરિરાજનો ચ્હડાવ આ રીતે જ ચ્હડવાનો છે. ભાષામાતા ત્હમને કેડે બેસાડીને ચ્હડાવવાની નથી.

<u>પ્રકરણ ૨: અનુવાદો.</u>

હવે અનુવાદો જોઇશું. સારા એટલે મૂલની ખૂબી ઝીલેલી હોય અને સાથે ગુજરાતી સ્વતંત્ર લખાણના ગુણ હોય એવા અનુવાદો જેમ વાધારે થાય તેમ ભાષાસમૃદ્ધિ વધે છે, ભાષાની શક્તિ પણ ખીલે છે, જિજ્ઞાસુને મૂલ ભાષા શીખે તો જ અમુક કૃતિના રસ જ્ઞાન ભાવના પ્રાપ્ત થાય એ પરવશતા ઘટે છે, અને દેશની સંસ્કૃતિમા અવનવા તંતુ વણાતા આવે છે. સારા અનુવાદ લખવા એ નથી સહેલુ કામ ને નથી હલકું. વિદ્વત્તા અને કવિત્વશક્તિ બંને એક સાથે સારા પ્રમાણમાં હોય તેવા લેખકથી જ સારા અનુવાદ રચી શકાય છે. અને કવિતાના અનુવાદમાં કેટલેક સ્થળે ભલભલા પણ હારી જ જાય. મૂલમાં જ્યાં અમર રચના સધાઇ હોય, ત્યાં અનુવાદક બીચારો પોતાની ભાષાના અનેકાનેક બીબાં ગોઠવી ગોઠવીને પાછાં વીંખે છે, અને છેવટે જે કંઇ ઘાટ રાખે છે તે મૂલ કર્તાને હાથ જોડીને પોતાની અશક્તિ સહી જવાની દીન વિનતિ સાથે જ રાખે છે. કોઇક સ્થલે મૂલ કરતાં વધારે સારો ઘાટ સ્વાઇ આવે છે, તો તે પણ અનુવાદકનો દોષ લેખાય છે. શબ્દશઃ અનુવાદમાં પણ કઇ ને કઈં વધઘટ આવી જાય તે ચલાવી લેવી પડે છે, કેટલીક જાણીને કરવી પ્રાપ્ત થાય છે, અને કેટલેક સ્થલે દેશકાલભાષા આદિના ભેદને લઇને મૂલનો ભાવ આણવાને માટે અનુકૃતિ જ કરવી બેહતર હોય છે. આ સર્વમા કસાયલી વિવેકશક્તિ એટલી તો જોઇયે છે, કે સામાન્ય વાચનાર તેનો ખ્યાલ જ બાંધી શકે નહીં, તો પછી તેની પરખ અને કદર કરવાનું બંધુકાર્ય થોડા સમભાવી વિદ્વાનોને માથે જ પડે છે, અને વિદ્વાનોમા વિદ્યા અને ઉદારતાનો સંયોગ કઇ જનતનો હોય છે એ તો જાણીતું છે. ભેલા-

ટીઓમા હરીફના દીસી આવે એના ગુણ હોય તેની જાતે આગળ પડીને યોગ્ય પ્રશસા કરવા કરાવવામા ભૂષણ મનાય છે ખેલાડીપણા ( sportmanship ) ની આ ઉદાર ભાવના નર્મદ અને નવલરામ લખતા અટકયા તે પછી આપણા વિદ્વાનોમાથી ઉડી જ ગયેલી જણાય છે

દરેક ભાષાના ઇતિહાસમા અનુવાદના યુગ-યુગો આવે છે અને આવના જ જોઇયે કોઇ પ્રજામા પ્રતિભાનો દાન પુષ્કળ આવે અને તેનુ સાહિત્ય એકદમ નવો પ્રકાશ પ્રસારે, કે તેના કિરણ વત્તાઓછા પ્રમાણમા ઘણી ખેડાયની ભાષાઓ અને સજીવન પ્રજાઓ ઝીલે છે જ ભાષા-પ્રજા વધારે સમૃદ્ધ સજીવન અને ખેડાયલા હોય તેમનામા જિજ્ઞાસા અને તે તૃપ્ત કરવાની શક્તિ બે ય સારા વિકસેલા હોય છે, અને એવા સાહિત્ય અને પ્રજામા અનુવાદો વ્હેલા સખ્યાબધ અને સારા થાય છે એથી ઉલટુ, જે સાહિત્ય અને જે પ્રજા હજી નબળા છે, તેને પારકાની બ્હીક લાગે પરાયાથી તે અભડાતા હોય એવુ વલણ દેખાડે અને લાભ લે તે પણ છાનોછૂપો, તેમ રખે ને કોઇ અમારી સ્વતત્ર શક્તિ વિશે અવજ્ઞા ધારે એવા સ્પષ્ટાસ્પષ્ટ સકોચથી —આવા દાયકા પણ સાહિત્ય અને પ્રજાના ઇતિહાસમા આવે છે, આવે છે અને વહી જાય છે અને એના દાયકાઓના પ્રચ્છન્નપ્રકટ અનુવાદોથી મળેલો લાભ પછીના કાળમા ખુલ્લો સ્વીકારવામા આવે છે

અત્યારે હિન્દની બધી ભાષાઓ ઉપર સૌથી વધારે બળવાન અને મર્માન્તરમા ઉતરી જતી અસર ઇંગ્રેજી ભાષા અને ઇંગ્રેજી સાહિત્યની છે આપણું મન અને આપણી વાચા પણ સૌથી વધારે એથી જ પોષાઇ રહ્યા છે નર્મદ-દલપતરામથી માંડીને આપણા સાહિત્યમા જે અનેકાનેક નવા વિષય નવા દૃષ્ટિબિન્દુ નવી ભાવના નવા હાર, અને નવા કલાધારો દાખલ થયા છે અને વધતા જાય છે, તે ઘણા મોટા પ્રમાણમા ઇંગ્રેજીમાથી જ આવેલા છે ઇંગ્રેજીના સસ્કાર ઓછા એવા દલપતરામ અમૃતલાલ સુન્દરજી પઢિયાર, અને રા રા દામોદર બોટાદકર જેવા લેખકોમા પણ ઇંગ્રેજીની અસર સ્થલે સ્થલે દેખાઇ આવે છે ઇંગ્રેજીની એ કરતા પણ વ્યાપક અસર આપણી ભાષામા વાકયબધારણ, અને વાકયસમૂહના* વલણ અને પ્રવાહીપણા ઉપર થયેલી છે સરલ પ્રવાહની સાથે મરોડદાર અને ઠ્હેરે ઠ્હેરે ગાભીર્ય અને તેજ અને પ્રભાવની સાથે ગતિમા છટાવાળુ ઇંગ્રેજીનુ જે મહાવાકય-Period તેને અપનાવી લેવામા બગાળી, હિન્દી અને મરાઠી ભાષાઓ જ્યારે હજી સુધી નથી ફાવી શકી, ત્યારે આપણી ભાષામા તો નર્મદના અનુયાયીઓએ નર્મદનો આપેલો વારસો કેળવી કેળવીને એને પોતીકી મતા બનાવી લીધી છે અને કોઇ પણ સામાન્ય લખક જરા સભાળ લે તો તેને સાધી શકે એટલુ ચલણી એ થઇ ગયુ છે કાદમ્બરીવાકયથી મોહિત થયેલા ગોવર્ધનરામ+ અને દોલતરામ બાણશાઇ સમાસપનરણ ગોઠવના ગોઠવતા યે ઇંગ્રેજી મહા સામ્યના ઢાળામા વ્યવસ્થિત અન્યોન્યપૂરક વિવિધતાવાળો વડે સધાતા મધુર પ્રવાહ, મનભર સવાદ અને ધ્વનિ । સ્વયભ વૈભવના જાણ્યે અજાણ્યે સેવક બન્યા અને એ બરાબર છતા

---

* Paragraph

\+ લીલાવતી જીવનકલા અને માધવ જીવનમા ગો મા ત્રિ ની શૈલી અને સામ્યરસના મરસ્વતીચદ્રના રતા જુદી પડે છે, તેમા મુ । ાસ્ય વિ॥ ાના નર॥ ાના મનના ા

સુરેખ ઘાટની નક્લ ઉતારી શક્યા, તેટલી જ સિદ્ધિ ખાટી શક્યા છે. અર્વાચીન રીતે કહેવાના અર્વાચીન વક્તવ્યમાં કાદમ્બરીવાક્યની સમાસપલટણુનો જૂનો પુરાણો ઘાટ અતિવિરલ સંજોગોમાં જ બંધ બેસતો આવે. રતે રતે અરણ્ય આખું યે ફરી જાય; વાઙ્મયનો આખો બંગ યુગે યુગે પલટાય.+

લાયલાં વલણને ગણું છું. અમુક પદાર્થને ઉત્કૃષ્ટ રીતે એક જ શબ્દ કહે એવા વીણી વીણીને વાપરેલા શબ્દમૌક્તિકોની મિતાક્ષરતામાં જ શૈલી અને કલાની લીલાઓ ખીલે. પરંતુ એ મિતાક્ષરતા સામાન્ય વાંચનારને તો આકર્ષવાને બદલે ઉલટી આઘા હડસેલે છે. એવી બીતિમાથી ગો. મા. ત્રિ. ની ઉત્તર કાલની ઇબારત જન્મેલી લાગે છે.

અતિસંસ્કૃત લખાણ શાસ્રીઓને જેમ વધારે રુચે તેમ સામાન્ય વાચનારને ઉલટુ આઘા હડસેલે છે, એટલું તો હું ધારૂં છું કે સૌ સ્વીકારશે. અમુક સ્થાને સૌથી વધારે સામર્થ્યવાળો શબ્દ –શબ્દમૌક્તિક–સંસ્કૃત જ, શાસ્રીય જ, અપરિચિત જ, જે લખાણમા વારંવાર આવે, તેવા લખાણને હું અતિસંસ્કૃત અને પંડિતભોગ્ય ગણું છું આવી શૈલી બેશક ત્યાજ્ય છે પરંતુ, તો લીલાવતીજીવનકલા અને સાક્ષરજીવનમાંની અણઘડ વાક્યો અને પુનરુક્તિઓ વાળી રીતે જ લખવુ પડે,–એમ ફલિત નથી થતુ. સરલતા અને પ્રૌઢિ, તળપદા શબ્દમૌક્તિક, સચોટતા અને મહાવાક્યવિલાસ, શબ્દો અને વલણોમાં નવીનતાની સાથે દર્શકતા, પ્રકાશ અને જુસ્સો, ઋજુતા અને વક્રત્વ–આ પરસ્પર વિરોધિ જેવા દેખાતા ગુણો એક સાથે યથાયોગ્ય આવે તેનું નામ જ ભાષા ઉપર કાબુ

+ ગુજરાતી કવિતામાં મહાવાક્ય હજી અતિવિરલ છે. મહાવાક્યોની ગુંથણીમા જ યથાયોગ્ય કહેવાય એવું વક્તવ્ય હોય તો તેને માટે શબ્દપ્રવાહ આપણી રૂઢ પદ્યરચનાના યતિ અને વિરામોને હઠાવતી નવી પદ્યરચનામાં જ રેલાવવો ઘટે. આવી પદ્યરચના બે પ્રકારની સંભવે બંને ગુજરાતીમા હજી પ્રયોગદશામાં છે: (૧) ગો. મા. ત્રિ નો કટાવ, રા. મનહરરામનો રામછંદ, ન્હાનાલાલની ડોલનશૈલી, મ્હારો લગોપજાતિ,–એવી; આમાં વિરામ (મોટે ભાગે) પંક્તિને છેડે, અને પંક્તિઓની લંબાઇ અને સંખ્યા અનિયમિત, (૨) મ્હારા સળંગ અગેય પૃથ્વી છંદ જેવી રા. રા. ન્હાનાલાલ કવિ છંદ માત્રને કુછંદ અને બેડીઓ કહે છે, જે અર્થહીન છે આપણા રૂઢ છંદોમા બંધનો અને બેડીઓ છે,–ગેયતાના. ગેયતાની બેડીઓમા જકડાયેલી છંદરચનામા જેટલી શક્ય છે તેથી વધારે અને જુદી જાતની પ્રવાહિતા આણવા માટે પ્રયોગો તો ઘણાંયે થયા છે અને થાય છે. સૌથી વધારે જાણીતામાં અભ્યસ્ત (વિલંબિ, પરંપરિત, દૃઢોડવેલ) શિખરિણી, મંદાક્રાંતા, માલિની, હરિણી, સ્રગ્ધરા. મિશ્ર હરિગીત, પ્રવાહી તોટક, લાવણ્યમયી, નવા નવા ઉપજાતિ, વગેરે ઘણા ગણાવી શકાય. પરંતુ ઇષ્ટ પ્રવાહિતા માટેનું એ બધાનું સામર્થ્ય અહીં પ્રથમ ગણાવેલા ચારને મુકાબલે છેક ઓછું છે. આવા કોઇ એક મિશ્રણની કડી સાધીને પછી તેને જ વળગી રહેવામા આવે, તો તુરત માલુમ પડે છે કે આ તો ગેય છંદનો જ એક નવો પ્રકાર સધાયો, અને મહાવાક્ય કવવાની અશક્તિ જેટલી આપણા જૂના છંદોમા છે, લગભગ તેટલી જ આ પ્રકારોમા પાછી અનુભવાય છે, જો કે જરા જુદી જાતની, જો કે જરા નવતર. તોપણ એ તો પાછી ગયતાની જ બેડીઓના ખખડાટની પુનરાવૃત્તિઓ કાનને વેઠવાની રહે છે

નવી તરેહ રચિયે તેની નવીનતાનો **અનિયમિતપણું**–અર્થ માગી લે તે પ્રમાણે જ્યાં જેટલો જરૂર પડે તેટલો લાભ લેવામા આવે. તો તેટલે અંશે ગેયતાની આણ તુટે છે, અને અર્થાનુસારી પ્રવાહિતા તેનું સ્થાન મેળવી શકે છે આ બીજા પ્રયોગોથી ગો મા ત્રિ નો કટાવ, મનહરરામનો રામછંદ, અને મ્હારો લગોપજાતિ, પ્રવાહિતા આણવાના સામર્થ્યમા ચ્હડિયાતા છે આ તેમની અનિયમિતતાના કારણથી જો કે એ ત્રણેનુ સામર્થ્ય પણ સળંગ અગેય પૃથ્વી કરતા ઘણું ઉતરે. (આ વિશે આગળ પણ જુવો, કે ચો કવિના અનુવાદોની ચર્ચાના આરંભમાં.)

ગુજરાતી ભાષા અને સાહિત્ય ઉપર સંસ્કૃતની અસર પણ હજી ઘણી, વિધ વિધ પ્રકારની, અને જીવન્ત છે; પરંતુ સંસ્કૃતનું બલ ઈંગ્રેજી બલ કરતાં ઉતરતા દરજ્જાનું થઈ ચૂક્યું છે અથવા તો થોડા વિશેષ સમયમાં નિઃસંશય થશે." ઉર્દૂ ફારસી અને અરબીનું બલ પણ આપણી ગુજરાતીને વિશેષ પોષવું થાય એમ હું તો ઇચ્છું છું. પરંતુ આપણા પારસી અને મુસ્લિમ બાઇબ્હેનો સ્વ. બેહરામજી મલબારી, તાલેયારખાન, અને હાજી મહંમદ, અને રા. રા. અરદેશર ખબરદાર, 'પીજમ,' અને રુસ્તમજી પેશુતનજી મસાણીના જેવું રૂઢ ગુજરાતી લખતાં થાય, તો જ તેમને વાહન તરીકે વાપરીને ગુજરાતીમાં ઉર્દૂ વગેરેનું બલ કંઇયે આવી શકે. આ લાભ મેળવવાને માટે બીજો એટલો સંભવિત માર્ગ અત્યારે તો દેખાતો નથી.

ફ્રેંચ, જર્મન, લટિન, અને ગ્રીક, એ યુરોપીય ભાષા અને સાહિત્યોનાં બલ આપણને પણ મળતાં થાય, એવી ઇચ્છા સ્વપ્નપ્રદેશમાંની ઇચ્છા જેવી લાગે છે. ફ્રેંચ અને લૅટિનમા ઊંચી ડિગ્રી ( degree ) મેળવેલી એવા ગુજરાતી પદવીધરો ગુજરાતમાં નથી એમ નથી, ફ્રાન્સ અને જર્મનીમાં જાણુ જેવો નિવાસ કરી રહેલા ગુજરાતીઓ પણ છેક નથી એમ નથી; પરંતુ ગુજરાતી લખતાં જ શીખેલા ન હોય, અથવા તો પદવી ભલે મેળવી લીધી પણ સાહિત્ય અને કલાની રસિકતા ઉદ્‌ભવેલી જ ન હોય, એવા ગુજરાતીઓ બીજી ભાષા અને સંસ્કૃતિનો લાભ પોતાના દેશબંધુઓને આપવા અસમર્થ નીવડે છે.

બેશક, લખાણમાં જેમ કલામયતા વિશેષ તેમ તેનો અનુવાદ કરવો અઘરો, તેમ સારામાં સારો અનુવાદ પણ મૂલનું બિંબ આછું જ ઝીલી શકે. કલામય ગદ્ય કરતાં પદ્યમાં કલા વધુ સમાહિત હોવાથી પદ્યાનુવાદ ગદ્યાનુવાદ જેવો બંધબેસતો ના જ થાય. શૈલી ઉપર પણ આધાર છે. બાણ અને ભવભૂતિના કાલિદાસ અને ભાસના અનુવાદો જેવા ન જ થાય. અને કાલિદાસમા પણ કાવ્યોના અનુવાદ નાટકોના અનુવાદો જેવા ન થઇ શકે. કોઇ પણ વિષયમા મગરૂર ઉપગત આશા ગખવી, એવું વલણ અશાસ્ત્રીય અને ત્યાજ્ય છે. અનુવાદોના ગુણદોષ વિચારતા શાના અને સાફ દિલના ટીકાકાર આવા આવા વિવેકબંધનો ડગલે ડગલે સ્વીકારીને મન બાંધે છે અને ચર્ચા કરે છે.

આટલા સામાન્ય વિવેચન પછી આપણે પાછા આપણા નમૂનાઓ ચૂંથવાનું અપ્રિય પણ આવશ્યક કાર્ય લઇ બેસિયે. પ્રથમ ઈંગ્રેજી ગીતાંજલિના પ્હેલા પદના બે અનુવાદો

---

આ પ્રવાહિતા અથવા અર્થને વાકે વાકે વલણ લેતુ અર્થાનુસારી વચણ તે શું, એનો જ્યારે કોઇને ખ્યાલ જ ન હતો, ત્યારે તેનો નમૂનો પાડવાના જ હેતુથી ઘણા વર્ષો ઉપર એક "પ્રવાહી તોટક" લખ્યો હતો, તે નમૂના રત્નને અંતે ૭મા દાખલા તરીકે છાપ્યો છે એ પ્રવાહી તોટક હવે તો નવીન પણ ના ગણાય મણિશંકર, કવાપિ, ચનરના એ છંદમા રચાયેલા ઉત્તમ ઊર્મિગીતો (lyrics) સારી પેઠે લોકપ્રિય થઇ ચૂક્યા છે Lyric "સ્વાનુભવરસિક" કાવ્ય, "આત્મલક્ષી" કાવ્ય, વગેરે શબ્દો સ્વ નવલરામ, રા. બ. રમણભાઇ, આદિએ યોજ્યા છે પારિભાષિક શબ્દમા પદાર્થની મુખ્ય વિશિષ્ટતાનું સ્પષ્ટ કથન, સરલતા, અને લાઘવ ત્રણે હોય તે. સારુ. એવી બુદ્ધિથી આ નવો શબ્દ ઘડ્યો છે

* આ વિષયની વિશેષ ચર્ચા માટે જુવો ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના વડોદરે ભરેલા અધિવેશનના "ન્હેનાલાલ ના નિબંધસંગ્રહ" એ પુસ્તકમા મ્હારૂ વ્યાખ્યાન

જોઇશું: રા. રા. રામચંદ્ર અધ્વર્યુનો અને સ્વ. ભાવનગર મહારાણી સાહેબ નન્દકુંવરબાનો ( એટલે કે સ્વ. મણિશંકરનો. )

**તેં મને અમર બનાવ્યો** **ઉઠાવી ગયેલ છે**

–એ નન્દકુંવરબાના પાઠ બરાબર નથી; અને **બરૂની વાંસળી, હાથ ઉપર, ને હજી પણ ભરાવાનું સ્થાન છે,** એ તરજુમા છે અનુવાદ નથી, એટલે કે એમાં શબ્દોને જ વળગી રહેવાયું છે. આ પાંચે સ્થલે રા. રામચંદ્રનો અનુવાદ સ્હડે છે, તો એમાં Ages pass and still એ અંશ ટૂંકાવી નાખ્યો છે, **અવિરમ** શબ્દ વાપર્યો છે તેને ગુજરાતી શબ્દ ભાગ્યે ગણી શકાય, અને **તે દ્વારે નિત નવલા સુસ્વર તેં** ગાયા કહું છંદ, એ પંક્તિ નબળી છે. રા. રામચંદ્રની કૃતિ મગીનદષ્ટિએ પણ સારી હોવાથી વધારે અસરકારક છે, અને તેથી જ, છેલ્લી કડીનો ભાવ મૂલના જેવી સચોટતાથી કર્તા નથી કથી શક્યા, તે વધારે ખૂંચે છે.

ગીતાજલિના બીજા બે અનુવાદ પણ જાણીતા છે, અને હવે ૫કીના ત્રણ દાખલા નમૂનાઓમાં ઉતાર્યા વગર જોઇશુ, તેમા એ ચારેનો મુકાબલો કરીશુ.

ગીતાંજલિના દશ પદમા Honour it with a touch of pain from Thy hand and pluck it, એ નાજુક ભિક્ષાના અનુવાદમા આપણા બને કર્તા તેમ સ્વ. કનુબ્હેન દવે પણ હાર્યા છે; વળી આ ત્રીજામા **કરકમલ,** તો રા. રા. મણિભાઇ હરિભાઇ દેસાઇના અનુવાદમા **પવિત્ર હસ્ત** એમ અનુચિત ઉમેરીને લખ્યું છે.

**૧૦** મા પદનો રા. રામચંદ્રનો અનુવાદ નકામો છે. The poorest and the lowliest and the lost જેમ ઇંગ્રેજીમા દરેક કડીમા આવે છે, તેમ અનુવાદમા ય તે ને તે શબ્દો ફરી ફરીને આવવા જોઇયે; એક ને એક બિંદુએ ઘા ફરી ફરીને પડતા જે પ્રગુણિત ( cumulative ) અસર થાય, તે ઇષ્ટ હોવાથી. રા. દેસાઇને શબ્દવૈવિધ્યમા જ સત્ત્વ ય કલા વસતી લાગે છે. વળી પ્રથમ વાક્યનો અર્થ એમણે ખોટો કર્યો છે, તો સ્વ. કનુબ્હેને છેલ્લા વાક્યનો ખોટો કર્યો છે પણ એકંદરે મૂલની કંઇ યે છાયા એમના અને સ્વ. નન્દકુંવરબાના અનુવાદોમા છે.

એક વધારે દાખલો જોઇયે; ૩૫મું, અતલ વિચાર ગાભીર્યનું, પદ પદ્ય અને ગદ્યનો અપ્રમેય તફાવત ધ્યાનમા રાખિયે તો રાણીશ્રીનો રવીન્દ્રનાથ ઠાકુરના આ શ્રેષ્ઠ પદ્યોમાના એકનો અનુવાદ, આરસી જેમ બધી જ રેખા ઝીલે એવો, સર્વાંગશુદ્ધ છે. અમર પદ્યરચનામા જે અક્ષરે અક્ષરની અવિચલતા હોય છે, તે અપદ્યાગદ્ય કે ગદ્યમા સંભવે નહીં, એટલે બીજા ગદ્ય અનુવાદો, જો કે જુદા શબ્દોમા તથાપિ એવા ને એવા સારા, સંભવે ખરા, એટલી જ એમા ઊણપ છે. સ્વ કનુબ્હેનનો અનુવાદ નબળો છે રા. દેસાઇ અને રામચંદ્રના અનુવાદ એટલા નિષ્ફળ નથી લાગતા.

આ સર્વ દાખલાઓનું ઝીણું નિરીક્ષણ જિજ્ઞાસુને સોપી હવે આપણે શ્રીમદ્ભગવદ્ગીતાના આપણા બે જાણીતા અનુવાદ બોલિયે ગટુલાલજીના અનુવાદને નમૂનાપદમા ગ

સંજ્ઞા આપી છે, રા. રા ન્હાનાલાલ દલપતરામ કવિના અનુવાદને ન્હા સંજ્ઞા આપી છે.

कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्

એ શ્લોકાર્ધના બંનેના અનુવાદ દુષ્ટ છે. ગમાં **વિષાદી, પરમ, કૃપા આવિષ્ટ,** એકે ઠીક નથી; ન્હામાં **પરા**નો અર્થ **પરમ** કરી તેનું વળી **પરમ્** કરી નાખ્યું છે, ગુજરાતીમાં કૃપાનો સામાન્ય અર્થ જુદો છે તે વીસરાયું છે, **आविष्टने** માટે **ભર્યો** લખ્યું છે. પરંતુ આમ એક લીટીને પકડવી અને ક્રૂર શિકારી પ્રાણીની માફક તેને રીંખવી, એ પદ્ધતિ સારી નથી ઓગણીશે શ્લોકનો આખો વિભાગ જોઇયે.

બંને અનુવાદને સાથે સાથે વાચી જતા સરખામણીકાર્યની એક નવી સુરેખી દેખા દે છે. ગની ભાષા મુકાબલે જૂની છે, ઓછી ખીલેલી છે; ન્હાના એટલે કે આપણા સમયની ભાષાના જેટલા છૂટ અને પ્રવાહીપણું એમાં નથી ગ અંત્યાનુપ્રાસ આવશ્યક ગણે છે, એ વગરના અનુષ્ટુપ ગુજરાતીમાં કોઇ વાંચશે જ નહીં એવી માન્યતા જે દાયકામાં ખોટી ન હતી તે દાયકામાં એમણે અનુવાદ લખ્યો છે; અને અંત પ્રાસથી ભગવદ્ગીતા જેવા વિષયમા લાભ ક્વચિત જ, ઘણે ભાગે તો એ બંધન જ નીવડે છે. ગ અંત્ય લઘુ વાળી પંક્તિઓ પણ ન છૂટકે રહેવા દે છે. પદ્યરચનાથી આગળ વધી વ્યાકરણ અને વાક્યરચના જુવો. હણ્યે જેવું રૂપ; **સ્હામા-ન-થનાર**ને જેવો સમાસ; **પ યે** એ શબ્દો; શું શબ્દના **किं फलं, कस्मात्, किं,** એ ત્રણે અર્થમા વિકારી અવિકારી બંને રૂપમાં યથેચ્છ પ્રયોગ; જો કે, જાણે કે, અને કેના ઉપયોગ, છેલ્લાનો અત્યંત છૂટથી; વિભક્તિ પ્રત્યયોનો છૂટથી લોપ; ક્રિયાપદના સહ્યભેદ અને પ્રેરકભેદનાં રૂપ; વગેરે વગેરેના લાભ ન્હાને મળે છે. વળી ગની પદ્ધતિ પણ જૂની છે. એ દરેક રૂપને વળગી રહે છે, કૃષ્ણનું જે ઠેકાણે જે નામ મૂલમા આવે છે તે જ એમને વાપરવું છે, જે જે સ્થલે નામ આવે છે તે દરેક સ્થલે અનુવાદમા પણ એમને એ રાખવું છે,—કેમ જાણે અનુવાદ વાંચતાં વાંચતાં પણ શ્રીકૃષ્ણનું નામ જેટલી વાર ઉચ્ચારાય તેટલું રોકડ પુણ્ય વાચનારને પ્રાપ્ત થાય! આ પ્રમાણે હોવાથી કુદરતી જ છે કે ગ અનુવાદ કરે છે પંક્તિએ પંક્તિએ. આખું વાક્ય, આખો પ્રસંગ, ગુજરાતીમા વધારે સારી રીતે ઉતારવાને કાજે કંઇક જતું કરવું પડે તે જતું કરિયે, કંઇ ટૂંકાવિયે, કંઇ લંબાવિયે, કંઇ પુનરુક્તિઓ છાંટી નાખિયે, જરા જરા જ; અને એ પ્રમાણે સમગ્ર સિદ્ધિ વિશેષ મળતી હોય તો શબ્દશુદ્ધિ કોઇ કોઇ બિંદુએ ભલે ને ચૌદ જ આના આવેઃ—આ એમનો આદર્શ જ નહીં. સમશ્લોકીપણામાં પણ અપવાદ નામે એમને અમાલ; એવા એવા વિચાર જ એમના રૂઢિજડ મગજમાં અસ્થાને. છેલ્લા શ્લોકમા ઉપજાતિ ખીલી આવે છે, અને ક્રમભંગ પણ રસપોષક અસરકારક બની શકે, તથા ઉક્તિનો અંત દર્શાવે છે એટલો તો ઉચિત છે, એવી દશી ગ્રીયુનટ આપણા શાસ્ત્રીઓની ક્વામાં ન મળે.

ભાષા અને સાહિત્યનો વિકાસ આવા મહત્ત્વના લાભ અમુક સમયે લેખકને આપે છે, તે સાથે વત્તાઓછા ગેરલાભ પણ જોડાયા હોય છે. છૂટ અને અતિછૂટ વચ્ચેની સીમા કોઇ કાળે કોઇ વિષયમાં દૃઢ હોતી નથી. છૂટનો ઉપયોગ લેનારા અસાધારણ સંયમી ન હોય, તો અતિછૂટમા ય જઈ પડે. સામા-ન-થનારને નો દાખલો ઉપર આવી ગયો છે.

એથી ઉત્કટ બીજો દાખલો જુવોઃ કુલનાશી-દર્પા-દ્વેષ-પેખનારે-અમારે. આવી રચના વાળી ભાષા છૂટી ભાષા ન કહેવાય, મરડી મચડી નાખેલી ભાષા જ કહેવાય. વળી બીજી જાતનો એક દાખલો જુવોઃ

જાણે કે મનડું ભમે.

વક્તા અર્જુન છે તથાપિ તેના મુખમાં પોતાના મનને માટે મનડું શબ્દ મુકતાં રા. ન્હાનાલાલને રસહ્રાસ ન લાગ્યો. ન લાગે. ન્હાનાલાલ, લલિત, અને એમના જેવાઓને ના લાગે. ભાર ડુ ઉપર જ પડે છે-ડું-શી વળી આ પાદની વિશેષ ખૂબી! ( આ વિશે આગળ પણ જુવો, આ પ્રકરણને અંતે. )

બારીક વિગતો જવા જ દઇયે. રા. ન્હાનાલાલનો અનુવાદ વધારે પ્રવાહી છે. ભાષા વધારે પ્રવાહી અને સમૃદ્ધ બની છે, પદ્ધતિ વધારે ઉદાર, યુક્તિ પ્રયુક્તિ વાળી, અને પુષ્ટ બની છે, તેનો લાભ એમને મળ્યો છે. ઝમાને ઝમાને અને કેટલીક વાર તો દાયકે દાયકે શિષ્ટ સર્વહૃદ્ય કૃતિઓના નવા અનુવાદ થાય છે અને થવા જોઇયે, તેનો એક ખુલાસો આ પ્રકારનો છે. સંસ્કૃત ભાષા અને ઉપનિષદ્‌ની ફિલસુફીનો સારો વિદ્વાન હોય, ગુજરાતી ભાષા અને પદ્યરચના ઉપર હાથ બેઠો હોય, તથા રા. ન્હાનાલાલને પ્રિય અતિછૂટમાં સરી ન પડે એટલો સંયમી અને વિવેકી હોય, એવા લેખકને હાથે ભગવદ્‌-ગીતાનો નવો જીવન્ત અનુવાદ થવાની ખરેખરી જરૂર છે.

પણ પ્રાચીન ઉપનિષદો અને પુરાણોના પ્રાચીન ભાગના અનુવાદ કરવા મુકાબલે રહેલા છે, તેમ તેમનામાંથી સાહિત્યને લગતી ચર્ચા માટે વિશેષ મળે એમ હોતું નથી. હવે જરા ઊંચું નિશાન તાકિયે. અનુવાદચર્ચાના છેલ્લા નમૂના તરીકે કાલિદાસ વિરચિત વિક્રમોર્વશીય નાટકના રા. રા. કેશવ હર્ષદ ધ્રુવ અને સ્વ. દિલાભાઇ ઘનશ્યામ ભટ્ટ એ પંડિતોના જાણીતા અનુવાદોમાથી પાચમા અંકના શ્લોક સરખાવી જોઇયે. પ્હેલા માટે કે અને બીજા માટે દિ સંજ્ઞા રાખીશું. સ્થલ અને સમય પૂરતા ન હોવાથી પ્હેલા દશ શ્લોક જ લઇશું. આ બે દાખલા પ્રથમ પદ્યરચનાદષ્ટિએ, પછી ભાષાદષ્ટિએ, અને ત્યાંથી આગળ વધીને અર્થની દૃષ્ટિએ તપાસિયે. સાથેસાથે મેં પણ એમાના આઠ શ્લોકના અનુવાદ નમૂનાપટની છેલ્લી હારમા મુકયા છે (બ), માત્ર શીખાઉની સેવા કરવાના હેતુથી, તે ઉપરે નઝર જશે.

હું સળંગ પદ્યરચનાનું કુદરતી વાહન માગું છું એ જાણીતું છેઃ કુદરતી એટલે સંગીતના બંધનોથી વિમુકત; વકતવ્ય અર્થ અને ભાવનો જે વેગ, જે મરોડ, જે તેમા વિરામો ( અલ્પ, અર્ધ, અર્ધાધિક, પૂર્ણ ), તે સર્વ તેને આપે, જ્યાં જે જેટલું જોઇયે તેટલું અને તેવું, ન જાદું, ન વત્તુંઓછું, ન વ્હેલુંમોડું, વળી ગદ્ય જાતે ખડબચડ, બેડોળ, અનલંકૃત, સીધુ વ્યવહારૂ, ત્યારે આ તો પદ્ય, એટલી એમાં કૃત્રિમતા ખરી, પરંતુ તેનો બદલો પદાવલિને સુંદરતા અને અવિચલતા અને અપૂર્વ અર્થદ્યોતકતા અર્પીને અપ્રમેય વાળી આપે એવું. ઇંગ્રેજી બ્લૅન્ક વર્સ ( Blank verse ) તે આ. મહાવાકય ગ્રથિત સુંદર વસ્તુને કથનાં તેની સુંદરતાને સંગીતના આશ્રય વગર ખીલવી આપે

તેવી પદ્યરચના આ. જ. સંગીતકાવ્યથી ભિન્ન જાતિનું વ્યવસ્થિત વાણીમાધુર્ય તે આ; ઊંચામાં ઊંચા સંગીતને રસજમાવટ તથા ભાવનોદ્‌બોધનમાં નીચું નેવડાવે એવું: કારણ એ કે આમાં તો વિચારસામર્થ્ય અને કલ્પનાકૌતુક પણ ભળેલાં. ટૂંકામાં, કવિતાની કલાદેવીને તેના હક્કની ખુરસી અપાવનારી પદ્યરચના તે આ. હિંદની સંસ્કૃતોત્થ ભાષાઓમા કવિતાનું સ્થાન સંગીતની ભાર્યા કે કિંકરીના જેવું થઇ ગયું છે. પ્રજામાનસનાં આંદોલનો અને ઊર્મિઓ, મંથનો અને એષણાઓ, ઉલ્લાસો અને વિષાદોમાંથી અમુકનું જ અમુક માત્રામાં જ આપણી હાલ સુધીની કવિતા વાહન બની શકે છે. કવિતાના વિષય અને કવિતાની ચોટનું વર્તુલ આવું સંકુચિત હોય, તે પ્રજાની એક ભારે અશક્તિ છે. બ્લેન્ક વર્સ માટે માંગણી, ગેયછંદરચનાથી અતૃપ્તિ, ઇંગ્રેજી બ્લેન્ક વર્સનું સામર્થ્ય સમજનાર વર્ગમાં આજ દાયકાઓથી પ્રવર્તે છે, અને અપદ્યાગદ્ય જેવી બ્લેન્ક વર્સની ડોળઘાલુ વિકૃતિઓ પણ થોડો વખત આદર પામે છે, તેનું મોટું સજીવન કારણ આ છે. આ વિચારગુચ્છ, આ દૃષ્ટિબિંદુ, અને આ પ્રયાસોનો માત્ર નવીનતાની લાલસાથી ઉદ્‌ભવ માનનારા, અને તેમને " અડપલા, " " વિલાયતી " " સૌંદર્યદ્રોહી, " જેવા સુમનો વડે વધાવનારા, વિષયનું વ્યાપક, ગંભીર, અને પ્રૌઢ સ્વરૂપ જ જોઇ શકતા નથી

સળંગ પદ્યના પ્રયોજકોને સંગીત અળખામણું છે કે ગેય છંદો સાથે વાંકડું છે, એમ ગણવાનું નથી. સંગીતને ફેંકી દેવા કે ગેય છંદોને તોડવા તે માગતા નથી. પરંતુ સંગીતનો આત્મા જુદો છે, કવિતાનો આત્મા જુદો છે, તે ભેદના કથન સળંગપદ્યવાંછુઓને કરવાં અનિવાર્ય છે, અને એવાં કથનોને મોડીમચડીને ઉપર પ્રમાણે અર્થ કરવામાં આવે છે, જે સત્ય અને ન્યાયથી વેગળા છે; અને વળી આ વિષયમાં જે સામા જવાબો દેવામાં આવે છે, તે ઘણા ખરા આવા અનર્થના જ રદિયા હોઇને અપ્રસ્તુત અને અસંબદ્ધ અને નકામા હોય છે. ( જરા આગળ પણ જુવો, આર્યાગીતિને લગતી ચર્ચામાં. )

તથાપિ, આ તો ખુલ્લું છે કે અત્યારે આપણે તપાસવાને હાથમાં લઇયે છિયે તેવા સમશ્લોકી અનુવાદોમાં તે ડગલે ડગલે એક કે બે કે બહુ જ થોડા શ્લોક રચવાના, મૂલના કે તેને મળતા જ છંદોમાં, તેમાં આવી સળંગ પદ્યરચનાના મોટા અને જુદા ધોરણને અવકાશ જ નથી. જે છંદ જ્યાં પસંદ કરિયે તેમાં મૂલના અર્થ ભાવ આદિ શુદ્ધ અને અસરકારકતાથી કથાય-કવાય, તે જ ભાષાંતરની શુભવત્તા. પૂર્વાર્ધમાંથી ઉભરાઇને વકનવ્યનો કોઇ અંશ ઉત્તરાર્ધમાં જગા લે, તે આવી રચનાઓમાં દોષ, ગમે તેવો ઝીણો તોપણ. આ દૃષ્ટિએ કેના શ્લોક* ૧, ૨, ૮ કિના શ્લોકો જોડે સરખાવો; એ શ્લોકોમાં કિની પદ્યરચના ચ્હડે.

---

* કેના નમૂના એમના અનુવાદની ૨જી આવૃત્તિમાંથી ઉતાર્યા છે. એ પછી આવૃત્તિઓ થઇ તેની મ્હને ખબર નહીં. પછી ગયા માસમાં અમદાવાદમાં સાંભળ્યું કે નવી આવૃત્તિ બ્હાર પડવામાં છે અને હું જાણું, જે કેની પોતાના કામમાં કર્તવ્યનિષ્ઠા છે, આપણા જમાનાના વિદ્વાનોમાં કોઇની કર્તવ્યનિષ્ઠા એમનાથી ન ચ્હડે એટલી; જેનું એક પરિણામ આ, કે એમની દરેક આવૃત્તિ ઘણા ફેરફાર અને સુધારા સાથે જ બ્હાર પડે. એટલે આ (૧લી) આવૃત્તિ બ્હાર પડી અને તુરત તેની નકલ લેઇ છે, તેમાંના આ શ્લોકો અહીંના દાખલાઓ સાથે સરખાવ્યા છે ૯ માંથી એક શ્લોક જ

લઘુગુરુની બાબત જુવો. કેટલેક ઠેકાણે સારામાં સારા પદ્યકારો પણ યથેચ્છ ફેરફારો કરે છે; સૌથી ઓછી છૂટ લેનાર, કડકમાં કડક ધોરણ પાળનાર, આપણા ઝમાનામાં, મ્હારી જાણ પ્રમાણે, સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ હતા. પણ–

બનિ ગતિ (કે ૮)!

ચળવીચળ (કે ૯)!

આવું બીજા કોઈના લખાણમાં હોય તો એ પોતે જ ન કહે વારુ કે પદ્ય અને ભાષાનું ખૂન થાય છે!

વર્ણસગાઇ જુવો. ગુચ્છનૂં છોગૂં (કે ૩) અને ધારી ધરાય નહિ ધીરજ (કિ ૯) રમ્ય છે. બનિ ગતિ કાંતિ વળી (કે ૮), એ મુજ પિતા હું સુત એનો (કિ ૧૦), રાજે રેણે અરુણો (કે ૪), તેણે કરિને મણિ એ (કે ૫)–જાણે ઢોલક વાગી! કેટલાકને આવી રચનાઓ ખૂબીદાર લાગે છે. યોગ્ય પ્રસંગે સૌને સારી લાગે. પણ કર્ણપ્રિયતાનો વિષય રુચિ રુચિ પ્રમાણેના મતભેદનો છે; એ સદા યાદ રાખવાનું છે જે ચાર આઠ કાનની સત્તા તળે આખી ગુજરાતી પદ્ય પ્રવૃત્તિ જો આવી જશે, તો તે તે દરેક સમયમાં એ પદ્યપ્રવૃત્તિ નિર્જીવ જ હોવાની. ગમે તેવા સર્વમાન્ય લેખકને પણ આવી બાબતમાં પોતાનું જ ટટ્ટુ આગળ કરવાનો હક નથી. દરેક પોતાનો ખરો મત સ્પષ્ટતાથી અને મીઠાશથી જણાવવો અને વાત જતી કરવી.

આર્યાગીતિના માપનો વિષય અહીં જાણીને છેલ્લો રાખ્યો છે. આ મોટા સૂક્ષ્મ અને રસિક વિષયમાં જિજ્ઞાસુને રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયાએ આખું પિંગલ સાહિત્ય મથીને વસન્ત માસિકના કેટલાક અંકોમાં થોડાં વર્ષ ઉપર દાખલાઓની ચર્ચાથી ભરેલો વિદ્વાન નિબંધ પ્રકટ કરેલો છે, તે ધ્યાનપૂર્વક ભણી જવાની ભલામણ કરૂં છું. મેં એમાથી જે સારબોધ ખેંચ્યો, તે, પછી તુરત, એ જ માસિકમા મેં એક ટૂંકા લેખ દ્વારા અને અભિ·

---

ફેરફાર વગરનો છે (પમો); નજીવો ફેરફાર બીજા એકમા જ છે (દશમો, જે એમની ગણતરીએ ૯મો). ફેરફારોમાંના ઘણા સુધારા જ છે એમ ઉમેરતા આનંદ થાય છે.

આ બનાવથી મ્હારા ટીકાકાર્યમાં અનાયાસે સરલતા થઇ ગઇ છે. મ્હારા ઉતારાઓમાંના જે અંશ આ ૬ ઠી આવૃત્તિમા પણ છે, તે ઉપરની મ્હારી ટીકા જ રા. રા કેશવલાલને કર્તા તરીકે સીધી અને પૂરી સ્પર્શે છે; જે ઘણા અંશ આ નવી આવૃત્તિમાં નથી તે ઉપરની મ્હારી ટીકા રા. કેશવલાલે પોતે ત્યજી દીધેલી પદાવલિઓ ઉપર છે; તે પદાવલિઓ વિશે એઓ પણ હવે મ્હારી માફક તટસ્થ છે, એટલુંજ નહીં પણ તે એમને પણ એમના પોતાના સ્વતંત્ર વિચારને પરિણામે દોષવાળી જણાઇ, એટલી મ્હારી એમની એકમતિ છે, પછી ભલે એમને એક દોષ ખૂચેલો હોય અને મ્હને બીજો અને વળી એ પદાવલિઓને એમણે હવે પોતાના અનુવાદમાથી કહાડી નાખેલી છે, તેથી કરીને કવિતાશિક્ષણ અંગે ચલાવવાની ગુણદોષચર્ચા માટે તેમની દૃષ્ટાન્ત તરીકે યોગ્યતા જરા યે ઓછી થતી નથી.

જિજ્ઞાસુ વાચનારે છ યે આવૃત્તિ સરખાવવી, અને ઝીણામોટા દરેક ફેરફારનાં કારણ વિચારવા. કવિ ઉપકવિ કર્તવ્યનિષ્ઠ હોય તેનું કારખાનું કવિતાશિક્ષણ મેળવવા માટેની કુદરતી શાળા તરીકે ઘણું કીંમતી છે, અને આવા વિદ્વાન કર્તવ્યનિષ્ઠ લેખકે ફરીફરીને કરેલા–દરેક આવૃત્તિમાં નોંધાઇ રહેલા ફેરફારો જોવાવિચારવાનો લાભ એના કારખાનામાં પણ ક્વચિત જ મળે છે (૧–૬ ૧૯૨૮)

જ્ઞાનશકુન્તલા નાટકના મ્હારા અનુવાદમાંની આર્યાગીતિ આદિના દાખલા સાથે પ્રકટ કરેલો છે. ( વસંત, ચૈત્ર ૧૯૭૮) *

હું પદ્યરચનામાં ઘણી છૂટ લઉં છું, કવિતા નિયમોને માટે નથી, નિયમો કવિતાને માટે જ હોય શકે એ સૂત્રનો યાવદ્દાયુ અને બંડખોરોની હારમાં ઊભનારો હિમાયતી છું, ગુજરાતી પદ્યરચનાને ચોતરફ ખીલવવા અને જડ બંધોમાંથી વિમુક્ત કરવાને યથામતિ મથું છું, અને કાલિદાસ જેવાની વાણી આ વિષયમાં ઘટાવીને કહેતો આવ્યો છું જે—

| | |
|---|---|
| पुराणमित्येव न साधु सर्वं | પ્રાચીન પ્રાચીન ન સાધુ તેથી, |
| न चापि वृत्तं नवमित्य वद्यं । | નવીન હો વૃત્ત ન નિંદ્ય તેથી: |
| सन्तः परीक्ष्यान्यतर द्भजंते | જાતે જુવે છે કસ કોઈ સંત, |
| मूढः परप्रत्ययनेयबुद्धिः ॥ | ચીલે વહે, ભાખ્યું ભણે અનંત.× |

અને તો પણ આ ઝુંડા તળે હું પ્રથમ આવી રહ્યો તે જ ક્ષણથી સ્વીકારેલું પણ છે, જે "સંસ્કૃતિના સૈકાઓથી રૂઢ થઇ ગયેલાં રૂપોમાં સુધારો કરવાનું કામ, સંસારસુધારાના કામ જેટલું જ, રાજકીય કે આર્થિક સુધારાના કરતાં વધારે દુર્ઘટ છે. દલીલો અને શાસ્ત્રીય ચર્ચા માત્ર આપણા બુદ્ધિ આચરણની સપાટીને સ્પર્શી રહે. લાગણીઓ, રસેંદ્રિયો, ભાવનાઓ જેમ જેમ ભેદાય અને ફરતી આવે તેમ તેમ જ આવા સુધારા થઇ શકે."+ स्व प्रत्यय મા વિશ્વાસ જેનો હાથ પદ્યરચનામાં બેઠો હોય અને ભાષાને ઘડતાં ઘડતાં ઘડાયો હોય તેવાને છાજે. વળી એવા આત્મવિશ્વાસુએ પણ જાહેર ટીકા અને શિક્ષણના સાહસમા ઝંપલાવતા ઘણુંઘણું સમાલવું પડે. વિચારશુદ્ધિ, પદશુદ્ધિ, પદલાલિત્ય, અને સંગીત, ચારેની બાજુ વિષય અને કૃતિના ડૉળ પ્રમાણે સમાલવી પડે; કવિતાવિકાસ પદ્યવિકાસ આદિની ઐતિહાસિક દૃષ્ટિ કેળવવી પડે; અને છકડ મારે તે છક્કડ ખાય પણ, એ ન્યાયે આવી પડતી સર્વે અવસ્થામા પોતાની જવાબદારી તલના તેત્રીશમા ભાગ સુધી સમજવી પડે. અને વળી સુજનતાનો વિનય તો પળ્યે જ છૂટકો. અર્થના અનર્થ કરે, મનામણાં માગે, તોબરો તાણે, ગાળ દઇ બેસે, 'એક મ્હારૂં ઊદું'-એ કોઈનો આશ્રય લે, તે ગમે તેવા માનલાયક સાક્ષર હોય, તથાપિ સર્વના સમાન હક્કના અને જાહેર ચર્ચા વડે લોકમત કેળવીને સત્યસમર્થનના આ પ્રજાશાસક ઝમાનામા, તેમનું વક્તવ્ય મુદ્દે સાચું હોય તથાપિ ન યે સંભળાય.

---

* રા. રા. દીવટિયાનો નિબંધ—"ગીતિનું સ્વરૂપ"-વસંત માસિકના ૧૬ મા વર્ષના આરંભથી શરૂ થાય છે અને ૧૭ મા વર્ષના ફાગણના અંકમા પૂરો થાય છે

× માલવિકાગ્નિમિત્ર નાટક. वृत्त શબ્દ મ્હારા છે, વળી वृत्त અને ભણે એ બે ય શબ્દ બે અર્થમા લેવાના છે. કાલિદાસે मूढः શબ્દ વાપરીને આળ જ દીધી છે, તો મ્હારે પણ અત્યંત કચવાતે મને—અનુવાદશુદ્ધિ જાળવવાને માટે–તેમ કરવું પડે છે. वृत्त શબ્દના બે અર્થ પ્રમાણેના સંત શબ્દના પણ બે કરી લેવા: (૧) સાચો વિદ્વાન, (૨) સાધુ પુરૂષ જેમ સાધુ પુરુષ તાબોમા એ, તેમ અનંત ચોપડિયા પંડિતોમાં જાતે કસ લેનારો સાચો વિદ્વાન અતિ વિરલ

+ બળવંતરાય ઠાકોર (નોંધ) પદ્યનો નિબંધ પૃ (૨૪)

માટે જે વર્ગને ખાસ ધ્યાનમાં રાખીને આ નિબંધ લખું છું તે ઉછરતા લેખકોને સ્પષ્ટ જણાવીશ કે-ભાઇઓ, ત્હમે પદ્યરચનામાં એકદમ મ્હારી કે રા. રા. ખબરદારની કે રા. રા. ન્હાનાલાલની નકલ કરવા ન જશો. અને કદાચ અમારે પગથિયે મ્હડવાનો ત્હમે નિશ્ચય જ કરો, તો તે પ્હેલાં જરા વધારે તૈયારી કરો તો સારૂં. પ્રથમ ત્હમે રૂઢ નિયમો પાળી પાળીને હાથ બેસાડો. એ નિયમોને પાળતાં પાળતાં તે પાછળના સત્ત્વની ઝાંખી કરતા થાઓ. પર-પ્રત્યય ને ડગલે ડગલે પૂરા વિશ્વાસથી અનન્ય વફાદારીથી ચાલનાર સૈનિકની ગૂઢતામાં જ પારંગત થાઓ. એમ કરતાં કરતાં, ખાતરી આપું છું કે, લાયક હશો તો ત્હમારૂં પોતાનું નેત્ર ઊઘડશે, ત્હમારો પોતાનો કાન સૂક્ષ્મતર થશે. આ પ્રમાણે સ્વતંત્રતાને યોગ્ય થયા પછી સ્વતંત્રતા લેવા માંડજો. અમારે પ્હેલ કહાડી નવી પગથી પાડવાની પાળી માથે પડી, તે અપૂર્વ ફરજના એ ગેબી અણસારને અમે દીઠો, વધાવી લીધો, અને ઝંપલાવ્યું. અને અમારૂં જે થવાનું હતું તે થયું: જે થયું તે નથયું થનાર નથી, અને અમને કોઇ વાતે અતૃપ્તિ યે નથી. અને તોપણુ ત્હમને અમારા અભૂતપૂર્વ અનુભવમાંથી ઉગારવાની અને ત્હમારી પ્રગતિ સમતોલ થાય અને વધુ ફલદાયી નીવડે એવી હિતબુદ્ધિથી સલાહ આપવામાં આવે છે, જે સ્વતંત્રતા લેવા માંડો તે પ્હેલાં સ્વતંત્રતાને યોગ્ય બનવાને અમારા કરતાં વધારે સંગીન મથન કરજો. જે ઝમાનામાં સાહિત્યમાં બંડખોર વૃત્તિ સામાન્ય થઇ જાય, તે સાહિત્યમાં બે ત્રણ દાયકા તો અનવસ્થા જ પ્રવર્તે, અને એવી અનવસ્થા દરમિયાન સમતોલ પ્રગતિ અને કુદરતી વિવૃદ્ધિ અશકય બને છે, ભલે પછીના દાયકાઓમાં બંડોમાંના સત્ત્વને લીધે જ ફલવત્તા વધેલી જણાય. વળી બે ત્રણ દાયકા એટલે શું, તેનો પણ જરા વ્યવહારૂ ખયાલ મગજમાં બાંધો. એવી એવી બાબતો તેના નિયત મૂર્ત સ્વરૂપમાં જોઇ લેવાની શક્તિ કેળવો. બે ત્રણ દાયકા એટલે કેટલાક અત્યંત આશાજનક કિશોરોનું આખું જીવન અને અથેતિ કૃતિસંપદ! શ્રી ગણેશાય નમઃ થી માંડીને અચ્યુતં કેશવં લગીની આખી જીવનકથા એ બે ત્રણ દાયકાની અવધમાં ખલાસ! પછીના સમયમાં સાહિત્યક્ષેત્રમાં કલદ્રુપતા વિવિધતા શક્તિ પ્રકાશ આદિ ગમે તેટલાં વધવા પામે, પરંતુ તેથી એ બાપડા જે પ્હેલાં જ હોમાઇ ગયા તેઓનું શું વળે?*

---

* આ નિબંધ લખાઇ ગયા પછી રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિનું અમદાવાદ કલા-પ્રદર્શન આરંભે કરેલું વ્યાખ્યાન જોવામાં આવ્યું; તેમાં નીચેનો ભાગ ઉપલીજ વાતને સ્વતંત્ર રીતે ટેકો આપે છે, માટે અહીં ઉમેરી લેતા આનંદ થાય છે. એમાં કોઇ કોઇ શબ્દનો અર્થ સ્પષ્ટ નથી, ત્યાં ત્યાં હું જે અર્થ કરૂં છું તે કોંસમાં જણાવું છું

"સૌંદર્ય અને કલાનો પરમ નિયમ સમપ્રમાણતાનો છે, ભાવના અને દર્શન (ideal અને real)ની સમતુલાનો છે. વીશમી સદીમાં જગતની પ્રજાઓનાં નાવ ઝોલે ચ્હડયાં છે, ને આપણું ય જહાજ આજ ભરદરિયે ઝોલા ખાય છે. સંસારની રાજ્યની પ્રેમની પુણ્યપાપની ભાવનાઓની તેમ જ આનંદ સૌંદર્ય અદ્ભુતત્વ (romance)ની, જૂની નિયમાવલિઓ ઉપરથી આપણી શ્રદ્ધા ઉડી ગઈ છે; શુદ્ધ શંકાઓ જન્મી છે; મહા અશ્રદ્ધાઓ ઉગી છે. એમાંની કેટલીક નિયમાવલિઓ તુટી છે, કેટલીક તુટે છે, કેટલીક તુટશે નવી નિયમાવલિઓ કઇ અને કેવી રચાશે? સૌંદર્યભાવનાઓની એ ભાંગફોડમાં-રસશાસ્ત્રની સંક્રાંતિમાં, મ્હારી યે જવાબદારી છે: છંદોની નિયમાવલિઓનો સાર્વભૌમ અખંડ સનાતન ન્હારે ય તોડવો પડયો છે છતાં પણ ઊંચે સ્વરે ઉચ્ચારૂં

નિ. ઠ. પ.

દાખલા (૧૪) બ માં દશે શ્લોક છે તે દુહોડવેલી ગીતિ છે. દુહોડવેલ આર્યા, ગીતિ, સોરઠા ઈ. જ કોઇક વેળા લખું છું; બીજા કોઇની એવી એકે રચના હજી સુધી જોવામાં આવી નથી. દુહોડવેલ એટલે અહીં એક પાદ વધારે. ઉક્ત શ્લોકમાં ૧૨ માત્રાના બેને ઠેકાણે ત્રણ પાદ છે.

જણાય પેરા અંતરીક્ષ–આરે ( બ ૪ ), મૌલિરત્નસહ જાલિમ ગગનેથી ( બ ૬ ), એ રચનાઓ રૂઢ નિયમોના નમૂના નથી. પહેલીને માટે મ્હને ય આગ્રહ નથી; પણ બીજી ઉપર તો આસન વાળીને બેઠો છું. પદ્યશાસ્ત્રીઓની એ સામે અરુચિ કાયમની નીવડે, તો મ્હારી એમની વચ્ચે એટલો રુચિભેદ રહેવાનો. પદ્યશાસ્ત્રીઓના રૂઢ નિયમો શા છે, તે ઉપર્યુક્ત રા. દીવટિયાના નિબંધમાં સારી રીતે નોંધેલા અને ચર્ચેલા છે, અને હું તે નિયમોને કયા અર્થમાં કઇ દૃષ્ટિએ તોડતા ય સાધુ છે, તે મ્હારા ઉપર્યુક્ત સારગ્રાહી લેખમાં જણાવેલું છે, એટલે અહીં પુનરુક્તિની જરૂર નથી.

મણિ એ ખગના મુખમાં ( ક ૪ ), લવલીદલશી મુખની ( ક ૮ ), એ રચનાઓ નિયમ પ્રમાણેની છે, તથાપિ મ્હને એ ⏑ ⏑ — ની ત્રિપુટી ઉપર ભાવ નથી.

આર્યાગીતિ આદિ રચનાઓ ગુજરાતીમાં ઓછી થઇ ગઇ છે, તે એક દુર્ભાગ્ય લાગે છે. એ પદ્યબંધ, આખી પંક્તિનો સંવાદ જાળવીને અંદરનાં ચતુષ્કલ એકમોને માટે પૂરેપૂરી

હું કે ઉચ્છેદ એ કલાકારનો પરમ કલાધર્મ નથી, સૃજન એ જ પરમ કલાધર્મ છે સંસારમાં રાજ્યમાં રસપ્રદેશમાં પ્રણાલિકાઓ અખંડ રહે ને ન બદલાય, એ અશક્ય છે..... જગતની જાહ્નવી વહે નહીં, થંભી જાય, એ બ્રહ્માંડનિયમનના ઉત્ક્રાન્તિવાદ ( evolutionary principle in the universe નિયમનમાંના ઉત્ક્રાન્તિતત્વ ) થી વિરુદ્ધ છે... . સંસારના ધર્મના રાજ્યના કવિતાના નવીન કલાવિધાયકોએ આ સંક્રાન્તિયુગમાં ન વીસરવાનું તો એક જ મહાસૂત્ર છે; કે પોતે ઉચ્છેદ છે વધારે કે સૃજે છે વધારે ?.. ......નકાર કે ઉચ્છેદ કલાકારોની ભાવના ન હોય. નવવિધાનની સ્થાપના એ જ કલાવિધાયકોનું કલાધ્યેય હોય ઇતિહાસની–પ્રાચીનતાની–ભૂમિકા ઉપર નવવિધાનના સંસારમ્હેલો સ્થાપવા એ જ કલાનું પરમ લક્ષ્ય. " I come not to destroy but to fulfil." પયગમ્બરનો, સંસારશાસ્ત્રીનો ( શાસનકાર–કાયદા ઘડનાર–સ્મૃતિ બાંધનારનો ) મહાકવિનો, એ જ મંત્રોચ્ચાર હોય........આરસની શિલાનો ભાંગીને ભૂકો કરવો એમાં કલાધર્મ ( કલા કે કલાધર્મ પ્રમાણેનું આચરણ એક ) નથી આરસની શિલાને છોલી સમારી એ અણઘડ અસંસ્કારી ઘાટ (જડ વસ્તુ માત્ર ) ને ઘડી સંસ્કાર આપી સજીવન કરવી: રસના કે સંસારના કે બ્રહ્માંડના મહાકલાવિધાયકનો સજીવારોપણ ( જડમાં પ્રાણ ફુંકવો ) એ જ પરમ કલાધર્મ છે..... ...ન્નતિ પ્રગતિ અવનતિનો–સંક્રાન્તિયુગ ( ની સામસામે ઝવડતી ઢીલચાલો ) નો–સરવાળો સારવનાર બ્રહ્મર્ષિ ( ઉદાર સમભાવી અપક્ષ ન્યાયમૂર્તિ ) એ સર્વદૃષ્ટાની ( ના જેવી ) દૃષ્ટિથી એ જ સારવવાનું છે, કે લોક કલ્યાણમાર્ગે સંચરે છે કે અકલ્યાણને ? "

રા. ન્હાનાલાલની શબ્દપુષ્કળતા ( verbosity ), એમની શૈલીનો આડંબર, સ્પષ્ટ બાબતને વધુ પડતા દૃષ્ટાંત રૂપક સૂચનાદિ વડે ઉકડી–છાશમા પાણી નાખનાખ કરીને–પાતળી પાડી નાખવાની એમની રીત, પસંદ હો તેને હો, મ્હને તો નથી પસંદ પરંતુ આ અવતરણમાંનું તત્વ મુદ્દે સાચું છે. અને શૈલીના કોઇ કોઇ દોષથી છેડાઇ પડીને લેખકના સત્યને પણ આપણે જોઇ ન શકિયે, તો તો આપણને થોડું જ સત્ય પ્રાપ્ત થવાનું એ નિઃસંદેહ, કેમ કે દોષરહિત શૈલી તો દેવને પણ દુર્લભ છે જેમ દોષરહિત ચારિત્ર્ય

છૂટ રાખના અને વૈવિધ્ય ખીલવના, અર્ધગંગીત અથવા રેસિટેશન ( recitation ) ની રીતે વાંચતાં અને ઉચ્ચારતાં જેટલો અસરકારક છે તેટલો વિવિધસૂર અને સ્વતંત્ર છે. દોહરા, ચોપાઇ, અનુષ્ટુપ, વસંતતિલકા, ઉપજાતિ, રોળા, લાવણી, સવૈયા, શાર્દૂલવિક્રીડિત, જેવાની લાંબી ધારા વહે તેટલી એની પણ રેલાવવા જઇયે તો એકસૂરી કંટાળો લાગે એ જુદી વાત, પરંતુ ટૂંકા વિષય માટેના પદ્યબંધ લેખે એનો વધારે ઉપયોગ થવો ઘટે છે. ઊર્મિગીતો માટે એ વપરાશમાં નથી તેનું મુખ્ય કારણ આપણા લેખકોનું એ બંધના નાજુક વિવિધ સામર્થ્ય વિશેનું અજ્ઞાન જ હશે.

હવે આપણા નમૂનાઓની ભાષા ઉપર આવિયે.

સંસ્કૃત નાટકોની રૂઢિ પ્રમાણે રાજા એ તો ઉત્તમ પાત્ર. તેના મુખમાં સઉ મોર ( કે ૧ ) જેવી ગ્રામ્યના ન શોભે. કિ ૩ મા સોતા શબ્દ છે તે પણ આ ટીકાને પાત્ર છે. સુહવે શકે ( કે ૩ ) જેવી રચના વખાણી શકાતી નથી લોચનિયાં ભિંજાયે ( કે ૯ )–મીરાં, કવિ દયારામના પદ અને ગીતગોવિંદ જેવા સાહિત્યમા જે દૂષણ નહીં એટલું જ નહીં પણ ઉચિત, કેમ જે વિષય, ભાવ, પ્રસંગ, પાત્ર અને વાતાવરણને બંધબેસતું, તેને અવિચારીપણે ઢેર ઢેર વાપરવાની ફેશન ( fashion ) ફેલાવવાના સાહિત્યપાતકને માટે આ ઝમાનાના વિદ્વાન લેખકો અને ભાષાનો મરોડ ઉપજાવનારાઓમા આગેવાન લેખે રા. રા. કેશવલાલની જવાબદારી ઓછી નથી. [ જુવો આગળ, પ્રકરણને અંતે. ] કિ ૧ માં માત્ર વિહગ છે તે કરતાં ગુજરાતી સાહિત્યમા એ પંખીને માટે સાચાણો નિંદાશબ્દ તરીકે રૂઢ છે, તે વધારે સારો છે ( કે ૧ ). કિ ૨ મા મુખ છે, તે કરતા કેનો વધારે સ્પષ્ટ ચાંચ શબ્દ સ્હડે. કિ ૯ ના જેવો સારો શ્લોક કેના આ ભાગમા એકે જણાતો નથી.

અર્થના પેટાભાગ ઉપર પાછુ કઈક લંબાણ થશે. મૂલના બીજા અને ત્રીજા શ્લોકને સાથે ધ્યાનમાં લ્યો. બંને અનુવાદકો આ શ્લોકયુગલના મુખ્ય અર્થને કથવામા હાર્યા છે. પંખી પાસે હતો ત્યાંસુધી લટકતા મણિના જે કુંડાળા તેજકુંડાળા લાગતા હતા, તે હવે *મણિના કિરણપરિવેશ જેવાં જ જણાય છે અને આગો ગયો મણિ ઉતરો મોટો થયો* હોય એવી ભ્રાંતિ થાય છે. કાલિદાસના अलातचक्रप्रतिमं रागरेखावलय (૨) અને "પ્રભાપલ્લવિત મણિ" (૩) એ બેમા, એ બેના સાનિધ્યમા આ અર્થવિશેષ અનુક્ત છતા સ્પષ્ટોક્ત છે. એવી અનુક્તોક્તિમા વિશેષ સુંદરતા છે, તન્તાલાયકને માટેનો એક આવશ્યક ગુણ—દરેક ગતિ વક્તા જુવે તેવી સુસ્પષ્ટ શ્રોતાઓ પણ જોઈ શકે એવાં જ વર્ણન વક્તામુખે કરાવવાનો ગુણ, આમ જ સધાય છે; ભવભૂતિ જેવાના આગળી કરીકરીને દેખાડવા મથતાં પીંજણ શા વર્ણનો વડે નહીં. અને આ મત સ્વીકારી લેતા ખંચાય તેઓ પણ કબૂલ કરશે, જે કાલિદાસ તો અનેકાનેક વાર આમજ કરે છે: ગતિ વગરનો એના પ્રવેશોમા ભાગ કોઇક જ અને તેમાં -પણ આવા ગતિવર્ણન ખરા; પ્રવેશમાના પાત્રોની ગતિ દોડી હોય, ત્યાપણ તેઓ બીજાઓને વધારે ગતિમાં મુકતા હોય, અથવા તો તેમની આંખ આગળ બીજાઓની વધારે ગતિ હોય, જેનડે કાર્યનુ એક આવશ્યક પગથિયુ સ્હડાતું કે ઉતરાતું જ હોય. કાલિદાસ એટલે જ આંખે ઉડીને વળગે એવી સુંદરતાની મૂર્તિ. પંક્તિએ

પ્રક્તિએ ચિત્ર દોરી શકો એવી સ્પષ્ટ સુરેખના આખી દુનિયાના સાહિત્યમાં એનાથી વિશેષ નહીં જડે. અને એના અનુવાદ કરવા નીકળિયે છીયે—હું જેવા ચશ્મેધબ! દુનિયાનો ન્યાય, દુનિયાની ગ્રાહકતા, દુનિયાની રસિકતા, દુનિયાની અમરતા, એવી જ. અને દિવસો અને રાત્રિઓના પરિશીલન પછી એ અગાધ રૂપસાગર અગાધ છે એટલું પણ જોવાઇ જાય છે અને પાછું ભૂલી જવાય છે, તો અમારા વાચનારા, અમે પ્હેરાવિયે તે ચશ્મા પ્હેરીને જોનારા, કેટલું જોઈ શકવાના!

ટીકાકાર, અનુવાદક, અને સ્વતંત્ર લખનાર, જે કથવા માગતા હો તે અર્થને તમે પોતે સ્પષ્ટ જુવોઃ જોઈ જોઇને મનન કરો, જે એ અર્થમા બીજ, થડ, પાન, પુષ્પ, ફલ, ક્યાં ક્યાં ક્યાં ક્યાં. એની અંદર જે એક સરખો રસ વહે છે તે જાતે પામો, અને વાંચનારને પમાડવા મથો. આખો વૃક્ષ બાહ્યાતર સ્વરૂપમા, તેની શક્તિ–અશક્તિ, તેજ–છાયા, ઊંચાઇ ઊંડાઇમાં; અને તેના કુદરતી ઉપવન વા વનમાં પ્રથમ જાતે નિહાળો, અને પછી તે દર્શનને આલેખવા મથો. આલેખતાં આલેખતા અનેક ચિત્ર ફાડવાં પડશે, એમ કરતાં કરતાં જ ચિતારા બની શકશો, રેખા રંગ અને ખાલી ભોયના અન્યોન્યપૂરક અર્થવાળું ચિતાર કલાતંત્ર શીખી શકશો, અને રસવાહક છવંત ચિત્ર સાધી શકશો, ન અન્યથા.

આ સધાય તેનું નામ perspicuity, વિશદતા, પ્રસાદ. ખરો પાકા રંગનો અમર પ્રસાદ આ જ. સાહિત્યકૃતિનું,

कुसुममिव लोभनीयं यौवनमंगेषु संनद्धं
( નવયૌવનનો ખીલ્યો ફુલફુલ શો બ્હાર અંગાંગે )*

તે આ. પદલાલિત્યનો પ્રસાદ તો માત્ર પરિમિત વિચારશક્તિના બાલકોને રમવાનો ઘૂઘરો અને કૃત્રિમ કવિતામય પદાવલિ ( poetic diction ) એ તો પ્રસાદ નહીં એટલું જ નહીં પરંતુ તેની છવલેણ શોક્ય. તમે ખરી ખરી રાણીને ચાહો છો કે શોક્યને, તે લખવા માડો તેના આરંભમાથી જ નિશ્ચય કરી રાખજો. કેમ કે પડી ગયેલી ટેવો અને જામવા પામેલા રાગાપરાગમાથી પછી આખ ઉઘડ્યે પણ મુક્ત થવું વિષમ છે.

સ્થાયી અસરકારકતાનું સાચું સાધન આ પ્રસાદ છે. ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિઓની અપ્સરા જેવી અમરતા અને મોહકતા આને આભારી છે. રસ કેટલો આછો કે ઘેરો, શબ્દ કેટલો આકરો કે મૃદુ, વાક્યરચનામા કર્તાક્રિયાપદવિશેષણવ્યવસ્થા અને ભારવ્યવસ્થા, એ તમામ

* કાલિદાસ, અભિજ્ઞાનશકુંતલા નાટક. અનુવાદ ટાંમમા મુક્યો છે, સંસ્કૃતમાની નાન્યતર જાતિ અને અનુવાદમાની નરજાતિ એ બેની વાક્યમા ટક્કર થાય તે ન થવા દેવાને ઉપર ટાંકવામાં આવેલો વસંત માસિક, ચૈત્ર ૧૯૭૪ ના અંકમાનો મ્હારો નિબંધ જોશો. તો તેમાં આ પક્તિનો અનુવાદ જુદા શબ્દોમાં, **लोभनीयं** શબ્દને વળગી રહીને કરેલો જોવામા આવશેઃ **ને ખીલ્યૂં અંગાંગે નવજોબન ફુલસમાન લોભવતૂ. ને ખીલ્યૂં અંગાંગે**, આખો પાદ ગુરુઓનો, એવી પદરચના ચલાવી લેવાય કોઇ કોઈ સ્થલે જ. વળી **ફુલસમાન** એમા **कुसुममिव**નો માત્ર શબ્દાર્થ છે. ફુલથી કબરાઇ જતા જોબનવાળી લતાનો બ્હાર જેની આખ આગળ હોય, તેને રહારો એ તેનો અનુવાદ ફીકો પડે

અંગના યથાયોગ્ય સૌષ્ઠવમા જ આખા શરીરની કાન્તિ જેવો પ્રસાદ વસે-લસે છે. પદ-
લાલિત્ય કે અલંકરણ કે શબ્દશુદ્ધિ કે વિચારગોઠવણી કે પ્રવાહિતા કે લાઘવ કે સરલતા કે
સુકુમારતા કે ચોટ કે એવા કોઇ એક જ ગુણમાં એનો અધ્યારોપ કરનારા કાણા છે.
સાહિત્યક્ષેત્રમાં આવો અંધહસ્તિન્યાય ઘણો ચાલે છે માટે ખાસ ચેતતા રહેવાનું છે.
સપાટીથી તલ સુધી જે કૃતિમાં પારદર્શક વિચારશુદ્ધિ નહીં તેમાં પ્રસાદ હોય જ ક્યાંથી ?

બીજો શ્લોક ફરીને જુવો. કાલિદાસ ઉપમા વડે તાદૃશ ચિત્ર કલ્પનામાં પાડે છે,
ત્યાં અનેરૂં (કે) શું ? શા માટે ? મ્હને અહીં મ્હારા કેટલાક કેળવાયલા પણ ગુજરાતી
શબ્દભંડોળમાં ભીખારી મિત્રો સાંભરે છે. એઓ વાતચિતમાં જ્યાં બંધબેસતા શબ્દ જોઇયે
ત્યાં ઘણી વાર ઇંગ્રેજી શબ્દો વાપરે છે, જ્યાં ઇંગ્રેજી ના વપરાય એવા સંજોગમાં સપડાય,
કે "પેલું-પેલું" એમ ફાંફાં મારે છે. 'જેની જોડ વા ઉપમા નથી' એવો સ્પષ્ટ અર્થ
ના હોય છતાં "અનેરૂં" શબ્દ વપરાયો હોય, એવે સ્થળે તે અજુગતો છે. શબ્દબાહુલ્ય
ગદ્યપદ્યની કેટલીક શૈલીઓમા ચાલે બલ્કે આવશ્યક છે, અને ઠીક સધાયુ હોય ત્યાં ભૂષણરૂપ
છે. પરંતુ કાલિદાસના અનુવાદમાં અને આવે સ્થલે ' મ્હારાથી ન ખમાય, ખાસ કરીને
રા. કેશવલાલ જેવાના લખાણમા તો ન જ ખમાય, કેમ જે ગુજરાતી શબ્દભંડોળમાં
રા. કેશવલાલ જેવા માતબર આ ઝમાનામા કોઇક જ હશે, તે સારી રીતે જાણું છુ.

એ જ શ્લોકમાં **અંગારક** શબ્દ વાપરીને એઓ શ્લેષ વડે **મંગલ** ગ્રહનું સૂચન
અંદર આણે છે * એ પણ અસહ્ય છે. કાલિદાસમા આ સ્થલે એવો શ્લેષ નથી, એટલું
જ નહીં પણ ૪થા શ્લોકમા તેણે **મંગલને** જે રીતે ઉપમાનપદે આણ્યો છે તેથી સ્પષ્ટ
છે કે તે પ્હેલાંના કોઇ પણ નજીક સ્થલે **મંગલનું** સૂચન પણ અનિષ્ટ છે. બધી કલાનું એક
આવશ્યક તત્ત્વ આ છે, કે જે રંગ, જે ચિત્ર, જે અસર, જે ચોટ અમુક બિંદુએ
મુકેલ હોય, તે તે જ બિંદુએ રાખવાનું છે.

૬ઠા શ્લોકમાં બંને અનુવાદક કંચુકી જેવા પ્રિયંવદ દરબારીના

**रोपेण ते मार्गणतां गतेन अनेन निर्भिन्नतनुः**

એ શબ્દોને ઉતારવામા હાર્યા છે. બંનેએ શ્લોકમા ગાઠનુ પણ ઉમેર્યુ છે. કિં ઉમેરે છે
,**ભિન્ન તંબુનિ પાસ;** કે ઉમેરે છે **વાભી;** કયું ઉમેરણ વધારે ખરાબ ?

બ ૮માં **વિશેષ તેજસ્વી** એ ઉમેરણ છે. કાલિદાસની કૃતિઓમા બીજાં આવા
સ્થલો જુવો અને એ ઉમેરણ વિશે ઠીક લાગે તે મત બાંધો. વળી આ આઠમા શ્લોકમા
આપણા બને અનુવાદકોની કૃતિ મ્હને તો મૂલ કરતા વધારે ઘેરા રંગે ચિતરીને સુંદર
વસ્તુને ઓછી સુંદર કરીને દેખાડનારી લાગે છે, સારા ચિત્રોને જેમ છાપખાનું પ્રતિકૃતિઓની
હજારો નકલ કહાડી આપે છે એ સેવા બજાવતાં, મૂલ જેવા નાજુક રંગ કે રંગમિશ્રણ
પોતાથી ન જ બને એટલે જેવું બને તેવું કરી આપે છે, તે પ્રમાણે.

આ દોષ કે ૯મા વળી વિશેષ ઘેરો જણાય છે.

* જુનો ચોપડીને અંતે એમનો શબ્દકોષ (૨જી આવૃત્તિ, ૧૯૧૨ મા પ્રકટ થયેલી).

ભચડી ભુજજુગ્મમાંહે
આલિંગવા જ ચળવીચળ અંગ થાયે !

આ વિશે શું કહું ? શૈલીના એમના આદર્શ મ્હાગ આદર્શથી કોઇ તે કોઇ અંશમા અત્યંત તાત્યત ભિન્ન હોવા જોઇયે,–બીજુ તો શું કહી શકું ? વાત્સલ્યની પરાકાષ્ઠામાં ય પ્રધાન લાગણી આનંદની પ્રસન્નતા રહે છે. શૃંગારની પરાકાષ્ઠાનું જુદુ લક્ષણ છે. પુત્રને ભેટવાના પ્રસંગમા આના ઉત્કટ શબ્દોને વેડફી મારે, તે લેખક લાંબા વિરહને અંતે ફરી મળતી પ્રિયાને ભેટવાના પ્રસંગમા તીક્ષ્ણતર શબ્દો બેશક જોઇયે, તે ક્યાથી કહાડશે ? અથવા તો

આલિંગવા જ ભચડી ભુજજુગ્મમાહે
અંગે અધીર કંઇ નર્ત્તતિયાં નચાવે !—

એમ નથી લખ્યુ એટલો એમનો પાડ જ માનવો ઘટે ! લોચનિયાં અને નર્ત્તનિયાં સાથે આણનારી આવી કહીને હાલના ઉપકવિ–અપકવિઓની એક ટુકડી આપણી કવિતામા લલિત માર્દવના અનેરા નમૂના તરીકે ઠેર ઠેર ગાઈ બતાવત, અને તેમા 'ચાંચાંચા ભિંજાવે,' "ઊઊઊભરાવે," "ચાંચાંચા નચાવે," ગવાતા, કંઠ અને હાથના અનેક લહેકાઓની સાથે મંજિરાની રમઝટ પણ વનમન સંગીતની વેચાણ ગુલામડી જેવી ગરીબ બીચારી ગુજરાતી કવિતા !

*Valabhjee Ramjee*

પ્રકરણ ૩ અનુકૃતિઓ

હવે આપણો વિષયાનુક્રમ આપણી આગળ અનુકૃતિઓને આણી મુકે છે. અનુકૃતિ શબ્દને જરા તાણિયે, તો દુનિયાનુ ઘણુ સાહિત્ય એ વર્ગમા પડે એ જાણીતું છે માણસ અનુકરણશીલ પ્રાણી છે અનુકરણ કરતા કરતા પ્રયાસમા સર્ગશક્તિ પણ ભળે છે, અને એમ બાલક વધી વધીને માણસ થતામા વાચા અને રીતભાત, હુન્નર અને કલા શીખે છે અને ખિલવે છે હોમરના જેવા મહાકાવ્ય લેટિનમા કેમ નહી, લાવ હુ જ રચી જોઉં, એ મહાકાંક્ષાએ વર્જિલ પ્રેરાયો હોમર અને વર્જિલ જેવા મહાકાવ્યો પોતપોતાની ભાષામા વિરચવાની મહાકાંક્ષા ડેન્ટી, ટૅસ્સો, સ્પેન્સર, મિલ્ટન, માઇકેલ મધુસૂદન દત્ત, આદિને સ્ફુરી મિલ્ટને વિષયો પસંદ કરેલા તેમા, કેટલાક એની પ્હેલાના કવિઓની યાદીમા તેમ એની યાદીમા પણ "રાજા આર્થર અને એના ગોળ ટેબલ ઉપર વિરાજતુ એના વીર સાથીઓનુ બંધુમંડલ" એ વિષય, પૌરાણિક ઇતિહાસની પદ્ધતિએ, મહાકાવ્ય રચવાને માટે હતો આ વિષય મિલ્ટન પછી પણ ઘણા કવિકુંદોને આકર્ષતો રહ્યો, અને ઓગણીશમી સદીમા "કવિતાયોગ્ય વિષયના અભાવવાળા ખાલી ઝમાનાના ગાયકગણો" – જાણે એના ઉપર, અને એને મળતા નૉર્વીજિયન, જર્મન, આઇસલૅન્ડિક, આઇરિશ, ફ્રેંચ અને ફારસી રાસાઓ ( sagas ) ઉપર તુટી જ પડ્યા સ્કૉટે ધિ લે ઑફ્ ધિ લાસ્ટ મિન્સ્ટ્રલ ( "છેલ્લા ભારોટનો પ્રબંધ" ) એ કાવ્ય લખ્યુ તે વખણાયુ, એટલે એણે

"The idle singers of an empty day."

W Morris.

પોતે અને પછી બીજાઓએ એવી અનેક પદ્યનવલિકાઓ રચીઃ ઊર્મિગીત (lyric), મહાકાવ્ય (epic), નાટક (drama) ત્રણેનાં તત્ત્વોનું નવું મિશ્રણ કરીને, અને આખો રંગભંગ ભવ્યને બદલે જનસ્વભાવ તથા અનુભવની સામાન્ય કોટિને છાજે એવો રચીને. સ્કોટની જ પ્હેલી ગદ્ય નવલમાંથી ઐતિહાસિક નવલની નવી કલાજાતિ ઉદ્‌ભવી, અને એ વટવૃક્ષ આખી દુનિયામાં વડવાઇઓ નાખે છે. ઉ-વૉલ્ટ વિહ્‌ટ્‌માને અપદ્યાગદ્ય આરંભ્યું, એટલે કે એ વિશિષ્ટ રચનામાં સમકાલિક સમર્થ લેખક તરીકે ઘણા લોકોનું ધ્યાન પ્હેલું એણે આકર્ષ્યું, અને એ ક્રૂચાપ્રધાન બીજ ગુજરાતીમાં ય વવાયું છે. * કાવ્ય એટલે મર્યાદાઓ વડે સ્પષ્ટ અંકિત પટ્ટ વા દેહવાળી, એકપુદ્‌ગલ-એટલે વ્યક્તિત્વ વા આત્મા વાળી છે એવી છાપ પાડવાની શક્તિવાળી, કલ્પના અને કલાના સહધર્મચારે સાધેલી, વિશિષ્ટ શૈલીતંતુઓ વડે સ્રજાયલી, દર્શને દર્શને દિદૃક્ષા વધતી જાય એવા ચમત્કાર વાળી, સહૃદયના સ્મરણો અને સ્વપ્નોમાં ય વણાઇ જાય ને **किमपि द्रव्यं** બને એવી, સુંદરતામૂર્તિ. + કવિહૃદય એવી મૂર્તિ જ્યાં જ્યાં જુવે છે, ત્યાંથી પોતાને હાથે પોતાની વાણીમા એવી પણ નવી રચવા

---

* આગળ અપાઇ ગયેલ એક અવતરણમાં રા. રા. ન્હાનાલાલ લખે છે, "છંદોની નિયમાવલિઓનો **સાર્વભૌમ અખંડ સત્તાવાદ** ક્યારે ય તોડવો પડશે છે." આમા **અખંડ** શબ્દ તેના પૂરા-'નિરપવાદ' એ-અર્થમા લઇયે તો ઉક્તિ ખોટી થઇ જાય, એટલે એને rhetorical flourish તરીકે જ લેવાનો છે. અપદ્યાગદ્ય જેનાં "સાર્વભૌમ" નામ versliber, free verse, વગેરે છે, તે વસ્તુતાએ તો ઉવૉલ્ટ વિહ્‌ટ્‌માનથી યે ઘેણું જૂનું છે. એ (કવિતાને બદલે ફરીફરીને rhetoric મા જઇ પડનાર) વાહનનાં પ્રથમ દર્શન બાઇબલના પૂર્વાર્ધ-"જૂના કરાર"-માંના કેટલાક જૂના ભાગોમાં થાય છે. અથવા તો તેની ઉત્પત્તિ એથી પણ જૂની લાગે છે. કેમકે આપણી વેદત્રયીમાંના પણ કેટલાક ભાગનું બંધારણ અપદ્યાગદ્યના જેવું અતિશિથિલ જ જણાય છે.

માનસશાસ્ત્ર (psychology) ની દૃષ્ટિએ જોતા, રા. રા. ન્હાહાલાલના છંદો સામેના વિરોધનું સૂક્ષ્મ બીજ, ફ. દ. ડા. ના ઉપયોગને માટે અંદર કાણાની બે હાર પાડીને દોરીઓ બાધીને રાખવામાં આવતી પાટીઓ હશે એમ લાગે છે,-જેમાંની કેટલી યે બાલક ન્હાનાલાલની બાલચેષ્ટાએ ફૂટી ગઇ હશે, અને તેથી એ તેજ બાલકને મોટેરાઓને હાથે કંઇ કંઇ ખમવું પડેલું હશે.

એમણે અપદ્યાગદ્ય ગુજરાતીમા ઉતાર્યું તેનું સૂક્ષ્મ બીજ **સામવેદી શ્રી**માળી કુલોત્થ બાલકના કાનમાં છેક બચપણથી **સામગાન**નું "ટોલન" અનેકાનેક વાર ઉતરેલું હોવું જોઇયે, તે હકીકત હશે.

બેશક આ પ્રમાણે તો અપંગ વડીલ માટેની પાટીઓ ફોડનાર બાલક અક્ષરશઃ જ બનવો જોઇયે, વળી બીજી દલીલ પ્રમાણે તો દરેક **શ્રી**માળી બાલક અપદ્યાગદ્ય રચનાર જન્મવો જોઇયે, માટે ઉપલા બંને તર્ક દુષ્ટ (absurd) અગર દૂરાકૃષ્ટ (far-fetched) અને ફેંકી દેવાના, એવી સામી દલીલ પણ થઇ શકે છે-માનસશાસ્ત્રી તર્ક અને ગાણિતિક દલીલ વચ્ચેનો મોટો તફાવત ન જાણનારાથી જ. લાખોમાથી એક બાલકનો પણ માનસવિકાસ આવું વલણ પકડે, તો જ્ઞાત ફલના સૂક્ષ્મ બીજોમાંનું એક, ઉકત પ્રકારનું કોઇ બચપણમાં પ્રવર્તેલું vera causa **વાસ્તવિક કારણ** હોવું છેક અસંભવિત નથી, એટલો-તથાપિ સારી રીતે સૂચક-આવા તર્કોનો અર્થ હોય છે.

\+ આપણી જાણીતી વ્યાખ્યાઓ अदोषौ शब्दार्थौ...,रसात्मकं वाक्यं...,रमणीयार्थ प्रतिपादकः शब्दः...આદિ મ્હારા જેવા અપંડિતને મુક્તક કાવ્યને જ વિષયવતુંલના મધ્યબિંદુએ રાખીને રચાયલી જણાય છે. પણ આવો વિષય આમ ટિપ્પણમાં તો-બહુ મોટો, એક ઐતિહાસિક નિબંધ તો શું પણ આખો ગ્રંથ માગે એટલો મોટો છે, એમ કહીને પડતો મુકવો જ પડે છે.

પ્રાણ પાયરે છે, અને કલ્પનાકલ્પિત, ભાવસમુલ્લસિત, વિચારપોષિત, ભાવનારલના નવા નવા ફાલ આપીઆપીને જીવનનું ઉદ્દભાવન કરનારી સાહિત્યવાડી વધે છે.

નર્મકવિતામાંનાં ટિપ્પણો અને કલાપીના કાવ્યો જુવો: શેલિ, બાઇરન, વર્ડ્સ્વર્થ, ટેનિસન, સ્કૉટ, આદિમાથી એઓએ કેટકેટલું અનુકરવા પ્રયાસ કરેલા, અને સરવાળે કેટલું થોડું લઇ શક્યા છે. પૅગ્રેવ ગોલ્ડન ટ્રેઝરી (Polgrave: Golden Treasury of Songs and Lyrics) પાઠ્યપુસ્તક લેખે વિદ્યાપીઠમા દાખલ થઇ, અને વીશથી વધારે વર્ષ ચાલી સહૃદય પ્રોફેસરોને હાથે શીખવાઇ, તે દરમિયાન આપણી આર્ટ્સ કૉલેજોમા ઇંગ્રેજી કવિતા ભણતા ઘણા ય ગુજરાતી કિશોરોનું ઇંગ્રેજી લિરિક (lyric ઊર્મિગીત), આઇડિલ (idyll), ઓડ (ode) વગેરેએ કેટલું બધું આકર્ષણ કરેલું, તે જાણીતું છે. હરિલાલ હર્ષદરાય ધ્રુવ, મણિલાલ નભુભાઇ, ગોવર્દ્ધનરામ, મણિશંકર, રા. રા. નરસિંહરાવ, સર મનુભાઇ નંદશંકર, રા. બ. રમણભાઇ, રા. ગ. આનંદશંકર, રા. રા. ન્હાનાલાલ સર્વ એ શિક્ષણના બાળકો છે. એ ઝમાનાની કૃતિઓમાં વર્ડ્સ્વર્થ, શેલિ, બાઇરન, ગોલ્ડન ટ્રેઝરી, આદિના અનુકરણો છે, તે નવાઇ નથી, એવા અનુકરણો ના જ હોય તો તે નવાઇ ખરી.

પરંતુ અનુકૃતિ શબ્દને આવા વિશાળ અર્થમા અહીં હુ યોજવા ઇચ્છતો નથી અર્વાચીન ગુજરાતી સાહિત્યની કૃતિઓમાંથી કેટકેટલી કયા અર્થમા શેની શેની અનુકૃતિઓ છે, એવું મોટુ પર્યેષક સંશોધન અહીં ઉપાડવાનો મ્હારો ઇરાદો નથી. મ્હારે અહીં બે ત્રણ બીજા નમૂના લઇને તેમની જ વત્તીઓછી અને માર્ગદર્શક ટીકા કરવી છે, અને તે માટે પ્રથમ તો અનુકૃતિ શબ્દની સકુચિત અને વિશિષ્ટ વ્યાખ્યા બાધવી પ્રાપ્ત થાય છે. ગ. રા નરસિંહરાવની ચંદા શેલિના મેઘની અને પ્રોમીથિયસ અન બાઉન્ડ (Prometheus Unbound) માના કેટલાક અંશની, મ્હારી પ્રેમનો દિવસ એ ઊર્મિગીતમાલામાના કેટલાક ખડો બ્રાઉનિંગના ડ્રામટિક લિરિકોની (dramatic lyric), અનુકૃતિઓ ગણવી હોય તો બેશક ગણી શકાય, અનુકૃતિ શબ્દને પૂરતો વિસ્તાર આપી લઇયે તો. પણ એવો વિશાલ અર્થ સાહિત્યચર્ચામા થોડો જ ઉપયોગી છે. અનુકૃતિઓ કહેવાય છે વા કહી શકાય તેવી ઘણી કૃતિઓ બહુ તો તે તે માતા–માતાઓની પુત્રીઓ છે, તે તે જાતની કૃતિઓ છે, અનુકૃતિઓ નથી. માતાનું હાર્દ પુત્રીમા એકબે મુખ્ય અંશમા ખરું, તથાપિ એ જાતે સ્વતંત્ર વ્યક્તિ હોય છે, વિશિષ્ટ લક્ષણો વાળી, માતાની છાયા માત્ર નહીં. રા. રા. કનૈયાલાલ મુનશીની નવલ–નવલોમાના કોઇ અંશ ડૂમા (Dumas) ની કોઇ નવલ–નવલોમાથી ઓધે ઉતરી આવેલા કે ચોક્ખા અનુકરેલા હશે; કરણ ઘેલાના કેટલાક ગુણ અને દોષ સ્કૉટની નવલ–નવલોમાથી ઓધે ઉતરી આવેલા કે ચોક્ખા અનુકરેલા હશે પરંતુ એટલા ઉપરથી પછીની કૃતિને આગલી કૃતિ–કૃતિઓની અનુકૃતિ કહીને વિષયને પડતો ના મુકાય. પછીના કર્તાને ન્યાયની ખાતર, તેની કૃતિની સ્વતંત્રતા પણ જેટલી જેવી હોય તેવી તેટલી બતાવવી પડે માટે પરિભાષાની ચોક્કસાઇ પણ અનુકૃતિ શબ્દનો કંઇક પરિમિત અર્થ માગે છે અમુક કૃતિને પ્હેલાની કોઇ કૃતિ સાથે આદિથી અંત સુધી સરખાવતા, તે મોટે ભાગે એ પ્હેલી કૃતિના પ્રતિબિંબ જેવી લાગે, અને પ્રતિકૃતિ છે એમ ઠરાવવા જેટલી બન્નેની નિકટતા તો ના હોય, ત્યારે એ બેઉકામા મોડી તે પ્હેલાની નકલ વા અનુકૃતિ

અનુવાદ અથવા લગભગ પૂરી પ્રતિકૃતિ નહીં, તેમ સ્વતંત્ર પુત્રી ગણાવા જેટલી ભિન્ન પણ નહીં, માટે તે અનુકૃતિ.

•

રા. રા. નરસિંહરાવની ચંદા ત્હમે વાચી હશે; સ્વ. કલાપીની કમલિની ત્હમે વાંચી હશે. બંને સાથે કોઇ વાર વાચી છે ? વાચી જુવોઃ એ જ છંદ, એ જ લંબાઈ, એ જ રમતિયાળ લલિત દશ્યોનું લાલિત્ય લડાવનાર શૈલીઃ કમલિની ચંદાની અનુકૃતિ છે; બંને રમકડા સુંદર વિનોદવસ્તુઓ છે. ચંદા પૂરતી લોકપ્રિય છે. કમલિની એટલી જાણીતી નથી. ગુજરાતને હજી સૌંદર્યની જાતપરખ નજેવી છે. કોઇ ને કોઇએ ગુજરાતી સૌંદર્યને પણ ગુજરાતને બતાવી આપવાની મેવા બજાવવી પડે છે. કમલિની તરફ આ નિબંધ વડે ધ્યાન ખેંચતા આનંદ થાય છે. *

બેમા કઇ કૃતિ ચ્હડે ? આવા સવાલ સાહિત્યક્ષેત્રમા શિખાઉઓ જ પૂછે. દરેક સારી કૃતિમાં વિશિષ્ટતા હોય છે. અને ઘણી વિશિષ્ટતાઓ એકબીજાથી અપરિમેય હોય છે. મોતી ચ્હડે કે રત્ન ? સ્ત્રી ચ્હડે કે પુરુષ ? કવિતા ચ્હડે કે સંગીત કે ચિત્રકલા ?

આવા સામા સવાલ બેમાથી કયા કવિ ચ્હડે એવા પ્રશ્નને ઉડાવવાને જેટલા વાજબી ગણાય, તેટલા તે એક જ જાતની બે કૃતિઓની સરખામણીમાથી છટકવાને માટે ઉપયોગી નથી. તોપણ આટલું તો એવી સરખામણીમા ય ઘણી વાર વીસરાય છે, કે પ્રસ્તુત બે કૃતિ એક જાતની છતાં પણ બે જુદા કર્તાની છે, અને દરેક સારા કર્તાની દરેક સારી સધાયલી કૃતિમા કઇને કઇં લાક્ષણિક અંશ હોય જ વળી વિષય જુદા જુદા, તેનો ય ફેર પડે. કમલિનીનો વિષય ચંદાના જેટલો આકર્ષક ન જ હોઇ શકે, કવિએ તે સાધવામાં ઘણી વધારે ફત્તેહ મેળવી હોય તો પણ. ચંદાના વિષયમા વ્યોમ, મેઘ, સિંધુ, સંધ્યા, શુક, ઝાડ તળેનાં ચાદરણાથી માંડીને ગ્રહઉપગ્રહોના વિશ્વભ્રમણ સુધીના પેટાવિષયો કુદરતી રીતે આવે, એટલું જ નહીં પણ એ દિવ્ય ગોળાઓનું સ્વર્લોકસંગીત (કડી ૯) પણ આવે કમલિનીમા પણ કવિએ વિષયોની લગભગ ચંદાના જેટલી રસિક પરંપરા યોજી છે, તે એના વિજયને માટે વિચારશીલ વાચનાર એના કલાચાતુર્યને ઊંચું ગણવાને પણ લલચાય અને, ઉલટ પક્ષે, વિષય જાતે લોકપ્રિય બને તેવો હોય, પરંતુ તેને યોગ્ય રસ એક સરખો સધાય છે, તો જ તે લોકપ્રિય બને છે. આ વિષયમા ચંદાને મુગ્ધ કુમારિકાવસ્થામા દાખલ થતી, પણ બાલિકાનું રમતિયાળપણું હજી એવું ને એવું ટકેલું છે, એ પ્રકારની વર્ણવી છે,—કિશોરાવસ્થાની કોઇ અપ્સરાપુત્રી જેવી. આમા એના રસની લોકપ્રિયતા છે. અને કેટલીક નબળી કડીઓ છે, તોપણ એકંદરે આ રસ એકસરખો સધાયો છે ને કલાવિજય, કલાપીનો કમલિનીમા છેક જુદી જાતનો કલાવિજય છે, તેનાથી ઉતરતો ગણવો કે ચ્હડતો, એ વિશે જુદા જુદા અધિકારી નિરીક્ષકો રુચિ પ્રમાણે જુદા જુદા મત આપે, એવું પણ બનવા જોગ છે.

---

* હૃદય ત્રિપુટી વિશેના મ્હારા વ્યાખ્યાન માટે જુઓ 'હિન્દુસ્થાન' પત્રનો ઈ. સ. ૧૯૨૨ ની દીવાળીનો અંક

દરેક કર્તામા વિશિષ્ટતા હોય છે એ હમણા જ આવી ગયું. આવી વિશિષ્ટતાઓનાં વર્ગમા તેના લાક્ષણિક દોષો પણ આવે છે. આ દિવ્ય ગોળાઓના સ્વર્લોકસંગીત ( the music of the heavenly spheres. ) ની કડી જુવો:—

એવાં મેઘનાં રેત સરસ નાવ મુજ ઘસડાય જ્યાં,
મધુરા રસીલા મંદ ઝીણા સુંદરા સુર થાય ત્યાં;
માત્ર દિવ્યજનો સુણે એ મીઠું ગાન મનોહરૂં,
ને સુણે હરણું માહરૂં, ને ઊંઘ મીઠી લે ખરૂં.

આ દિવ્યસંગીત અમુક સ્થલોમા અમુક સંજોગોમા અમુક ક્ષણોમા જ થાય છે ? ના: એ થાય છે તે જો સત્ય હોય, તો તો એ નિરંતર ચાલી રહે છે, ચાલી રહેલું જ છે. આ દૃષ્ટિએ જોતા, કડી ૭ ૮ અને ૯ ને સાથે લઇને તેમનો એકંદર અર્થ કર્તાને બનતો લાભ મળે એમ કરિયે; વળી કવિને ઘણી વાર અછડતું દર્શન જ કરાવવું પડે, જે વિષયો કવિ છેડે અથવા તેના વર્ણન અલંકાર આક્ષેપ આદિમાથી સૂચિત થાય, તે સર્વનું સંપૂર્ણ દર્શન અશક્ય, એ બધું યે સ્વીકારિયે: તથાપિ જેટલુ અંશદર્શન કવિતામા આવે તેટલું પૂરા સત્યની સાથે રમ્ય રીતે બંધબેસતું તો હોવું જોઇયે. અને તે અહીં કવિથી સધાયું નથી: રોમેન્ટિક શૈલી ઘણી યે વાર સાધી શકતી જ નથી.

બીજી રીતે જુવો આ નવમી કડીમા ૪ થી ૫ કિતનો શો અર્થ ? કર્તા કે તેના અનન્ય ભક્ત કોઇયે કહી શકશે ખરા ? હરિગીતના ઘૂઘરામા રમતિયાળ રમ્ય શબ્દો વગાડતા વગાડતા આ ચોથી લીટી પણ વગાડી લેવી; એટલી વાર વાચનારે પોતાની બુદ્ધિને, કવિના કે ચંદાના મૃગલાની માફકજ, મીઠી ઊંઘ લેવા દેવી. આ કવિતા એટલે કે વિચારપ્રવાહ છે, એ તેટલી વાર વીસરી જવું; સ્વર વ્યંજનની રમ્ય આનુપૂર્વીના લયમા જ લીન થવુ.

વિચારમા કઈ ઉતરતા (અથવા રહડતા) જે ભાગજડો આવે છે, જે ઉડવા ન દેવી અથવા તો તેની નિરાકૃતિ સાધવી એમા જ વિચાર અને કલાનો વિજય છે, તેવી આ પ્રમાણે રા. રા. નરસિંહરાવની સારામા સારી કવિતામા પ એમ ને એમ પડી રહેલી દેખાય છે. એ સપાટી ઉપર વિહરતી કવિતા એવું કશું જોતીજ નથી. જેને જેને ગૂચો ખટકે તે તે તેટલા એ નૃત્યલીન કવિતાને માટે અપાત્ર ! લોકો પણ મોટે ભાગે સપાટી જોઇનેજ મોહનારા, એટલે આ ગૂચો અને આવા દોષો તેમને જણાયે નહીં.

કલાપીના દોષ જુદી તરેહના છે. એ ધુનિ વિધાયક જે છંદ કરવા માડે છે તે અધીર ઝડપે ઘડી નાખે છે. એટલે બેપરવાઇમા કોઇ ઠેકાણે અનુચિત શબ્દ, સૂચન, આદિ રહી જાય છે. કમલિનીની ૭ મી કડીમા **શાંત** રસ એ શબ્દો વિચારો વિચારતા જ જોશો જે અહીં **શાંત** વિશેષણ બેસતું નથી; કયું વધારે બંધબેસતું, તે પણ એકાએક સુઝે એમ નથી

કલાપીએ કમલિનીનો જે અંત યોજ્યો છે, તે આ મોટે ભાગે આછા રંગનો રહેવો જોઇયે એવા વિષયને માટે જરા ઘેરો પડી જાય એવો છે. એક બાજુએ આવો વિખવાદ ચંદામા નથી, તો બીજી બાજુએ—

આગિયાનું નીલવર્ણું તેજ ( કમલિની, કડી ૨ ),
ચંદ્રલાંછનનું તલ ભ્રૂકમાન અને કાજળ-આંજેલ આંખ રૂપે સૂચન ( કડી ૪ ),
પતંગિયાનું અપ્સરા રૂપે વર્ણન ( કડી ૧૫ ),
હંસલાની ડોલરમાલા સમી ડોક ( કડી ૨૦ ),
સંધ્યાના આરંભના રંગની કોકિલની કીકી જેવા દ્રાક્ષરસ સાથે સરખામણી ( કડી ૨૯ ),
રાત્રિમા સિંહની અંગાર જેવી આંખ ( કડી ૨૭ ),
—એવી એવી વર્ણનખૂબી પણ ચંદ્રામાં મળે એમ નથી.

જે કવિ વા કૃતિ પાસેથી મળી શકે તે લેવું અને તે પૂરતો તેને વખાણવો. મગદૂર ઉપરાતની માગણીઓ કરી અગર આશા રાખી રાખીને તે મળે નહીં માટે અસંતુષ્ટ થવું, એમા સમભાવની વૃત્તિ નથી. વિવેકી સહૃદયતા કે શાણી ન્યાયવૃત્તિથી યે એવો અસંતોષ વેગળો છે. જે હાટમા જે સોદો જ ન હોય,—જેમ કે ટૂંકી વાર્તામા પાત્રોનો ચારિત્ર્ય-વિકાસ,—તેને માટે ત્યા ઊભા ઊભા વાણોતરને જીભનો સ્વાદ ચખાડવો, એમા વ્યવહારુતા પણ નથી. મીઠાશથી વદાય થઇ બીજું હાટ શોધવું

મતલબ કે સાહિત્યચર્ચા મોટે ભાગે ગુણદર્શી અને ગુણદર્શક હોવી જોઇયે. ઝમાને ઝમાને કવિઓ, ટીકાકારો, પર્યેષકો, અને વિદ્વાનોમાથી સમર્શી હોય છે તે આ ધોરણ ધરી ધરીને પોતાને આવડે તે બધા ય સૂરમાં પોકાર્યા કરે છે, અને ઓપ્યા કરે છે. તથાપિ સાહિત્યચર્ચામાથી દોષદર્શિતા અને દોષદર્શકતાની નિંદ્ય પ્રવૃત્તિઓ ઓછી થતી નથી. આનું સ્થલી કારણ જનસ્વભાવ છે. વિચિત્રતાપૂજકો, પોતાના સાકડા વર્તુલ બ્હારનાને વખાણી ન શકનાર ધૂમાવિષ્ટ નિંદકો, અને એવા એવા આ ક્ષેત્રમા પોતાનું ટટ્ટુ હાકયે જ રાખે છે, અને પરપ્રત્યયનેય તેમ જ્ઞાનલવદુર્વિદગ્ધ લોકના દોડાદોડ અને શોરબકોરને લીધે, શાત સ્વભાવના અને સ્વતંત્ર મત બાધવાની શક્તિવાળા ઘણા કવિતાભક્તો મતામતિના ખંડનમંડનમા પડતા જ નથી. કવિ અને કૃતિ માટે જે સત્તા ધીમેધીમે છેવટનો નિર્ણય આપે છે, તે આ રૂપપ્યાસી, સમદર્શી, મૌન લોકમનની સત્તા છે, છાપે ચ્હડતા અને વાદવિવાદનું ધાંધલ મચાવતા લોકમતની સત્તા નથી.

રા. રા નરસિંહરાવની કવિતાને સપાટી પર પ્રકાશવતી કહું છું, તે એકંદરે લેવાતું છે. એમના કવિતાસંગ્રહમા અપવાદ રૂપે કેટલુક ઊંડું અને સૂક્ષ્મ પણ છે જ. આપણા આ અનુકૃતિપ્રકરણમા લઇ શકિયે એવો આનો એક ઊંચો દાખલો એમની કૃતિઓમા મળી આવે છે. કમલિની મૂળનાથી લગભગ સ્વતંત્ર જેવી અનુકૃતિ છે, તો અનુકૃતિનો આ નવો દાખલો મૂલના લગભગ અનુવાદ જેવો છે. વસંત માસિકના ગોવર્દ્ધનસ્મારક અંક (અધિક ચૈત્ર, ૧૯૬૩ )મા રા. નરસિંહરાવના—"સ્વ ગોવર્દ્ધનભાઇનાં છૂટક સ્મરણો" એ ગદ્યલેખનો અંતભાગ જુવો. અને સાથેસાથે સમાલોચક ત્રિમાસિકના ગોવર્દ્ધનસ્મારકઅંક (અષાઢ ૧૯૬૩) મા એમની જ " ગોવર્દ્ધનભાઇ " એ પદ્યકૃતિ જુવો ગદ્યકૃતિ ૧૯૦૭ના પ્હેલા અને પદ્યકૃતિ બીજા માસમા લખાયલી છે. બંનેને સરખાવો. પદ્યકૃતિ [illegible] છે (પૃ ૯૩-૪), અને એ પ્હેલાના ઉપલા ગદ્યલેખનો [illegible] એ જ ચોપડીના ટિપ્પણમાં [illegible] ફરી છાપેલો છે (પૃ ૨૮૫)

ગદ્યમાં—પ્રભાતના અંધકારમાં મ્હેરાં પ્રભાતિયાં ગાતો,
રાત્રિના ચમકતા અંધકારમાં ઉંચા ભાવ ઉદ્દીપતો, સાગર,—એમ
વિકલ્પ છે; અનુકૃતિમાંથી એ વિકલ્પ ઉડી ગયો છે. આને લાભ ગણીશું કે હાનિ?

ગદ્યમાં–તારાજડિત આકાશથી તે ફૉસ્ફરસના પ્રકાશથી ચમકતા તરંગના ફેન સુધી સર્વત્ર એકાકાર કારમીર સંવેદના સ્ફુરાવનારૂં શાંતિનું પૂર–છે. આ પણ અનુકૃતિમાં આછું જ જણાય છે.

અનુકૃતિમા એક વિશેષતા આ છે,—

ઉદધિસુરનાં આછાં બિંબો બની નભતારકા
ધ્વનિત કરતા એ ગાનોને શું વ્યોમગુહા વિશે!

આ કલ્પના કુદરતી કે લલિત ગણી શકાય એવી નથી, વિચિત્ર અને દુરૂહ (conceit) છે. એનો આટલો બચાવ થઇ શકે ખરો જે કરુણ રસમા અને ખાસ કરીને વિરહકાવ્યમાં કદીને કદી કન્સીટ ( conceit ) આવી જાય, એ અકુદરતી નથી. વિરહીના મગજમાં લાગણીપૂરના ઉછાળાઓ પ્રમાણે છેક ઘેલછાના સીમાડા સુધીની કન્સીટો ( conceits ) ચક્રો વમળો અને બુદ્બુદોના જેવી ફુટ્યા કરે છે. અથવા તો આ બે પંક્તિઓને ઉપલા ગદ્યભાગનું પ્રતિબિંબ પણ ગણી લેવાય.

અને ગદ્યમાં માત્ર વસ્તુકથન છે. કેટલીકવાર નર્યું કથન જાતે ઊંચી અમર કવિતા હોય છેઃ જુવો—

આ સમયે આ દેખાવમાં પ્રતિબિંબિત થઇને એ પ્રેમેલ મૂર્તિ, એ મિત્રનો મધુર આત્મા, જાણે મ્હને વીંટી વળે છે.

અહિં આ સમયે ઉંડી શાંતિ ફરે,
તહિં એ મુજ મિત્રનિ મૂર્તિ તરે.

અનુકૃતિમાં કર્તા એની "કવિતા" કરવા ગયા છે. અને મ્હારા નમ્ર મતે ફાવ્યા નથી. છેલ્લી કડી તો–લખાઇ ભલે, તથાપિ પાછી–છેકી નાખવી જોઇતી હતી. જે આવશ્યક નહીં તે બધુ યે કલામા નકામુ બલ્કે હાનિકારક, એ કલાલાઘવનો નિયમ ભયભલાને પણ અતિ-કઠક પડે છે. આની સામે બચાવમા એટલું જ સુઝે છે કે વિગ્રહકાવ્યમાં, વિરહકાવ્ય જો જરા યે લાગુ હોય તો, પુનરુક્તિ, નબળી ઉક્તિ, અસ્પષ્ટતા આદિ પણ હોય અથવા, જે પદ્ય-લેખકો સંગીતપ્રધાન અને લાગણીપ્રધાન શૈલીઓને વશ થઇ ગયા હોય, તેમની કૃતિઓ બુદ્ધિની તાવણીને ઠીક સહન કરી શકે અને તેમાથી શુદ્ધ ઉતરે, એવું ભાગ્યે જ બને છે.

આ પ્રમાણે આપણી સરખામણી પૂરી થાય છે, અને, બેશક, એમાં પહેલી લખેલી ગદ્યકૃતિ બીજી જે પદ્યકૃતિ અને અનુકૃતિ છે તેના કરતા ચ્હડે.

* કારમી એટલે? અનુકૃતિમા પણ એ જ શબ્દ વાપર્યો છે (કડી ૨) નર્મકોષમાં "ચમત્કારિક, અદ્ભુત, મારકણુ, સુંદર" એમ અર્થ આપ્યા છે. Penetrating yet ineffable એવો અર્થ વધારે લાગે છે, અને તો તેને માટે કારમી શબ્દ ઠીક નથી, પછી એ આપણા એક ભાષાશાસ્ત્રી આ શબ્દ વિશે જે નવો પ્રકાશ નાખે તે ખરા

પરંતુ આટલી ચર્ચાથી સંતોષ માનીને આપણા વિષયના બીજા વિભાગને ઉપાડવાનું હજી બની શકે તેમ નથી. સ્વર્લોકસંગીતની ચર્ચામાં આપણે જોયું, તેમ અહીં પણ, કૃતિ-ચર્ચામાંથી કૃતિમાં આલેખેલા વિષય ઉપર જવું પડે એમ છે. સાહિત્યચર્ચામા આમ ઘણી વાર બને છે. અને પ્રસ્તુત કૃતિમાનો એ વિષય જેમ આપણા જીવનને અને આપણા ઝમાનાને માટે વધારે મહત્ત્વનો લાગે તેમ તેનામાં આપણને પોતા ભણી ખેંચી લેવાનું બળ વિશેષ હોય છે. આ કૃતિયુગલમાં આલેખાયલું સ્વ. ગોવર્દ્ધનરામનું ચિત્ર આ પ્રકારનો વિષય છે. એ ચિત્ર પ્રમાણે સરસ્વતીચદ્ર, સાક્ષરજીવન, અને સ્નેહમુદ્રાના કર્તામા ગાન ખરૂં, શાંતિ ખરી, વિશાલતા ખરી; અપૂર્વતા, મહત્તા, ભવ્યતા ખરી; પણ–પણ–પ્રકાશની આછી સુરખી કે તારાટપકી જ, અને તે પણ ધૂમસરજના વ્યાપક પડદા આડે જે કંઇ દેખાય તેટલી જ! ગો. મા. ત્રિ.નું એમનું ચિત્ર–આ!

આ ચિત્ર વિશે શું ધારવું? એને સત્ય ગણવું? સત્ય એટલે? મ્હારા ચિદાકાશમાં ગોવર્દ્ધનરામની છાપ આથી જુદી, અત્યંત જુદી, ત્હમારા ચિદાકાશમાંની એથી ય જુદી;– તે ભલે. રા. નરસિંહરાવના મગજ, હૃદય, કલ્પના, આદિ આખા ચિત્-તંત્રમાં તો એમના ગોવર્દ્ધનરામ આ. તેઓની સાથે લાંબો મિત્રતાસબંધ કબૂલ, તેમનું માધુર્ય, તેમની કોમલતા, એ બધું યે કબૂલ: પરંતુ એ અંગત અને સ્થૂલાવિષ્ટ અનુભવોને અલગ રાખીને ગોવર્દ્ધનરામને એક બુદ્ધિમત્ત્વ તરીકે આપણા કર્તા આ પ્રકારના જ જુવે છે, અને માને છે; અને એમની સત્યવાદિની કલા, માલેકની દૃષ્ટિ અને પ્રતીતિનું પ્રતિબિંબ પાકા રંગ અને અમર રેખાઓમાં આલેખી આપે છે. ગદ્ય જેને પ્રિયતર તેને માટે કર્તાએ એ ચિત્ર ગદ્યમાં આલેખ્યું છે, પદ્ય જેને પ્રિયતર તેને માટે એ જ ચિત્ર એમણે તેમા આલેખ્યું છે. ધારો કે એ ચિત્ર ત્હમને ખૂંચે છે. પરંતુ તેમા એમનો શો દોષ વારુ? સૌને પોતપોતાના દર્શનમંતવ્યને વળગવાનો અને આગળ કરવાનો અને તેને યથાશક્તિ દીર્ઘાયુ અને વ્યાપક બનાવવાનો એકસરખો હક્ક છે. અને અગર જો કે છેલ્લે સરવાળે ત્હમારૂં, એમનું અને આપણ દરેકનું માપ, પોતપોતાના (આવા આવા) દર્શન, મંતવ્ય, લેખ, વર્તન આદિ સમગ્ર કૃતિકલાપમાના સત્યાસત્ય, હાર્દ, અને ચારિત્ર્યલક્ષણો પરથી નીકળવાનું એ સિદ્ધ, તથાપિ એ છેલ્લો સરવાળો શો આવશે તે આગળથી જાણવાની શક્તિ કોઇ જ ધરાવતું ન હોવાથી, એ જે આવશે તે "મ્હારા" લાભનો જ આવવાનો, એવી શ્રદ્ધા અને આશા રાખવાનો આપણ દરેકે દરેકને નિર્વિશેષ હક્ક છે ત્હમને એ હક્ક ખરો, તો રા. નરસિંહરાવને પણ તેટલે જ દરજ્જે ખરો. પરમતસહનના સમભાવને સાહિત્યમા પણ સ્થાન છે.

સાહિત્યચર્ચામા સ્થળેસ્થળે ફૂટી નીકળતા અભાવ, ટીકા, નિંદા–અથવા સામી બાજુએ અતિપ્રશંસા આદિના ફુવારા, ચર્ચાબિંદુ કૃતિના પોતાના સાહિત્યલક્ષ ગુણદોષ વિશે જેટલા નથી ઉડતા, તેટલા તે એ કૃતિમા મૂર્ત થતા, સૂચવતા, કે સ્પર્શતા વિષય-વિષયોને લગતા અનેક ન્હાનામોટા મનભેદને લઇને ઉડે છે. સાહિત્યકૃતિ પોતે બાપડી રહી જાય છે બાજુએ, પોતાના નાજુક અંગોને જેમતેમ સંકોરતી; ધર્મ, નીતિ, સમાજ, રાજ્ય આદિના હઠીલા ઝગડા સાહિત્યની શુદ્ધ ચર્ચા ચોડી થતા નથાતામા અહીં પણ કૂદી પડે છે, અને સામ સામે આથડે છે. મણિલાલ નભુભાઇ જેવા સનાતની નરસિંહરાવ જેવા સુધારકની કુસુમ-

માલાને, વળોટે જ રમણભાઇ જેવા નવલોહિયા તરુણ સામે ઉતરીને એ જ કુસુમમાલાને, ગુજરાતી કવિતામહેલના ઉંચામા ઊંચા કળશ ઉપર–પ્રેમાનંદથી યે ઊંચી ટોચે, એક વાર તો મુકે જ તરુણ મલ્લ ઠેકડો મારે તે ગગનચુમ્બિ ના હોય તો તે તરુણ જ શેનો !

જીવનચરિત, ઇતિહાસ, ઐતિહાસિક નવલ અને નાટક અને કાવ્ય, એવા સાહિત્યને વળી બીજી જાતના વમળ પણ નડે છે. પ્રજાસ્મિતાના હોડા જોરથી ઉછળતા હોય એવા સમયમા આવી કૃતિઓની સાચી સુંદરતા ન જોવાય એટલુ જ નહીં પણ તેમાના જે અંશ અસ્મિતાપોષક વા અસ્મિતાવિઘાતક માની લેવાય, તેમના ઉપર લોકમતની ઇમારત ચણાય છે ઔરંગઝેબ અને શિવાજી પાત્રો હોય તેવા ઇતિહાસ, નવલ, નાટક, કે કાવ્યમા એકને રાક્ષસ જેવો અમાનુષ અને બીજાને દેવ જેવો અમાનુષ આલેખ્યો હોય, એ ગંભીર આલેખનદોષો જ એ કૃતિના મોટા ગુણ તરીકે ગવાઇ રહે છે, અને લોકપ્રિયતાની પ્યાસી કલમો એવી એવી વસ્તુના અનેકાનેક અપચિત્રો ચિત્રે છે, અને ફુલાઇ ફુલાઇને સાહિત્યવ્યોમને ટેકાવનાર થાબલા પોતે જ હોય, એમ અક્કડ ને અક્કડ ઊભી રહે છે વળી તે પોતાના મગતિયા વાદિત્રો આદિને આગળ પાડે છે, સાચા સાહિત્યચંદ્રો સામે ગહુની જેમ વર્તે છે, અને ઉજળા ઉજળા માનસસરને પણ વંટોળી વલોવીને ડહોળી નાખે છે.

રાજ્ય સમાજ આદિમા હોડા અને વમળો ચાલ્યા જ કરવાના. એ પરિસ્થિતિ એ હવામા ઊભેલા આપણે પરિસ્થિતિ અને હવાના દોષોને સ્થિરબુદ્ધિએ દોષો જ માની શકીશુ, એવા દોષો અતિ ઉપર જતા અટકે અને વળી ઘટતા આવે એમ આપણા આખા મનોબળ વડે ઇચ્છી શકીશુ, અને તે માટેના સજીવન ઉપાયો અવિરતોદ્યોગે શોધીશુ, તો સત્ય અને સૌંદર્યની સેવા અને લગનીનો એક જ ઉપાય સૌથી ઊજળો અને સૌમા શ્રેષ્ઠ છે, એમ આપણી નિ સશય ખાતરી થઇ જશે આ સેવા અને લગની જેમ વધારે શુદ્ધ, વધારે આગ્રહી, વધારે એકમાર્ગી, વધારે વ્યાપક, તેમ તેમ તેની પ્રેરણાશક્તિ અને કાર્યસિદ્ધિ આવી ભક્તિને પ્રગટાવવી, ઉત્તેજવી અને જ્વલંત રાખવી, તે સંસ્કૃતિશિક્ષણના સીધા આડકતરા, મોટા ન્હાના, સંસ્થાબદ્ધ અને અંતરે અંતરે ચોકો કાન ફરીફરીને કરવામા આવતા, તમામ પ્રયાસોનું ઊંચામા ઊંચુ લક્ષ્ય ગણાવુ ઘટે છે

પરમનસહનની આવશ્યકતા જોતા જોતા જરા આગળ નીકળી ગયા નિબંધ પણ લાંબો થઇ ગયો છે એટલે હવે આપણે અનુકૃતિનો બીજો એક જ દાખલો જોઇ શકીશુ.

કલાપીનો વૃદ્ધ ટેલિયો વર્ડ્સ્વર્થ વિલિયમ 'એક્સકર્શન ( Excursion ) એ કાવ્યના પ્રથમ સર્ગ 'ધિ વૉન્ડરર (The Wanderer)' એને વટેમાર્ગુની ટૂંકાવેલી અનુકૃતિ છે માર્ગરેટ ( Margaret )ના જીવનની વાત અથેતિ કહેનાર 'વટેમાર્ગુ' નો શ્રોતા (કવિ પોતે) સાથેનો સબંધ કેવો હતો અને કેમ બંધાયો, વગેરે વર્ણન અને ઇતિહાસથી વર્ડ્સ્વર્થ પોતાનો સર્ગ આરંભે છે એ આખો વિષય કલાપીએ છોડી દીધો છે તેમાથી થોડીક જ વિગત લઇને તેમા આપણા દેશકાળને બંધ બેસતી કલ્પિત વિગત સાંધીને કલાપી મૂળ કવિના વટેમાર્ગુમાથી પોતાનો ટેલિયો ભિખારી ઘડે છે અને તે કથાનાયિકાની ઓળખ કરનાર વચ્ચે ટૂંકામ જ પોતાના વિશેનું કરી લે છે, એમ કથાનકની સળંગતા પણ

જળવાય છે. નયિકા બાલાંના જીવનને લગતી વિગતો કલાપિ મૂલમાં વર્ડ્સ્વર્થે માર્ગરેટની ચિત્રી છે તે જ રાખે છે. અને એ મુખ્ય વર્ણન પણ ટૂંકાવીને કલાપિ વિષયને ઘટતી લંબાઇનો જ રાખી રસની જે પાકી માત્રા સધાય તે સાધે છે; અને આ રીતે ગુજરાતી કવિતામાં સાદી ભાષા, સાદી કડી. સાદી વિગત, સાદાઇ નરી, એ સાધનો વડે જ મર્મભેદક કરુણ રસનો એક ઉત્તમ નમૂનો સર્જે છે.

વર્ડ્સ્વર્થનું કાવ્ય લાંબું છે તે સાથે તેનો ઉદ્દેશ અને પદ્ધતિ બંને જુદાં છે. એ મહાકવિની વિશિષ્ટ કૃતિઓમાં શાંત રસ પ્રધાન હોય છે, અને કુદરતનાં વર્ણનો માનવ બનાવો અને વીતકોનાં કરતાં ઉતરતી અગત્યતાનાં હોતાં નથી. એની કાવ્યકલામાં, ટૂંકામાં કહિયે તો, માનવ પાત્રો કુદરતની સજીવન અનંતતામા વ્હેંતિયા જીવ કે તેથી યે ક્ષુદ્ર જંતુ જેવાં, આંબાજાંબુડા ઉપરનાં કીડીમંકોડી જેવાં હોય છે. શ્રદ્ધા અને શાંતિ, પ્રકાશ અને આત્મા પણ વર્ડ્સ્વર્થના કલાપટમા કુદરત મહામૈયાના હોય છે. કુદરતના અતિવિશાળ ઉછંગોદરમાં મનુજપંખી ઉડે છે, અને થોડું મ્હાલે છે તો થોડું સહન કરે છે, અને વીતકથી ગાંડું થઇ જાય છે, તો વળી કુદરતની અજબ અમીથી દર્દની ખટક ધીમે ધીમે સહ્ય પણ બને છે. મધ્યાહ્નના સૂર્ય પછી જેમ સંધ્યાની પરિણામરમણીયતા કુદરતી રીતે જ આવે છે, તેમ વર્ડ્સ્વર્થના આઇડીલો ( idyls ) માં અવસાન શાંત તેજોમય સમતામાં આવે છે. કુદરત માણસને આ પ્રમાણે ઘડે છે, પશુનો 'દ્વિજ' બનાવે છે; કુદરતથી માણસ આ પામે છેઃ એ સત્ય રૂપસુંદર અને મનોવેધક રીતે શીખવનાર કવિ-ગુરુ અથવા ઋષિ ( prophet ) તે વર્ડ્સ્વર્થ.

આ પ્રમાણે ઘડાઇ ઘડાઇને વૃદ્ધ થઇ ગયેલો તથાપિ અંગે અને બુદ્ધિમાં સશક્ત રહેલો જેવો વર્ડ્સ્વર્થનો 'વટેમાર્ગુ' છે, તેવો જ કલાપીનો ટેલિયો છે. માર્ગરેટ-બાલાંના જીવનની અતિકરુણ ઘટનાને માટે એના હૃદયમાં દર્દ થઇ થઇ થઇને એ આખો ઇતિહાસ એને દુઃખરસનો ભરેલો તો એવોને એવો રહ્યો છે, પણ તે દુઃખરસમા હવે ખટક નથી; બીચારીને અહોહો! જુવોને માથે દુઃખના ઝાડ ઊગ્યા, એ પ્રમાણેની અનુકંપા ખટકનું સ્થાન લે છે; અને તીવ્ર ખટકને બદલે આ સરલ અને શાત અને મૃદુલ વ્હેતી અનુકંપા સરિત વર્ણનને સુંદરતા અર્પે છે. વળી વિધિનો ખેલ એવો! – એ પ્રકારની દૃષ્ટિનો કોમલ પ્રકાશ એ અનુકંપાસરિતા ઉપર એક સરખો પડે છે. પરંતુ કલાની આવી નાજુક સર્જકતા આગળ પૃથકરણ અને સમજુતી વૃથા કાલક્ષેપ છે. ટેલિયાના કેટલાક ઉદ્ગાર જાતે જ જુવોઃ—

> બોલ્યો ધીમે, અરે બાપૂ! * દુઃખીનાં દુઃખ કાં પુછો ?
> ન જાણે તે ન જાણે છે વાતોથી દુઃખિના દુઃખો. ૮
>
> × × ×
>
> રે મ્હેરબાન! નકિ મૃત્યુ બલાનું વ્હેલૂં
> ને શુષ્કને સળગવા બહુ કાળ લાંબો' ૧૭

* મુલમાં શ્લોકો વર્ડસ્વર્થે તેમ આ અનુકૃતિમાં કલાપી પોતે, જમણી બાજુએ મૂકેલા આંક ને તે શ્લોકનું આખા કાવ્યમાંનું સ્થાન જણાવે છે.

આ નેત્ર કૈં નિરખતા અહિં આસપાસ
જેનૂં કશૂ નયન જોઇ શકે ન ત્હારા;
આ સ્થાનમા સમયના પલટા કઈ છે,
રે! સ્થૂલ ભૂમિ પણુ કૈ પલટા સહેતી! ૧૮

રે ભાઇ! આખર બધા ય મરી જવાના,
લેતૂં ન મૃત્યુ વળિ આપણુ એકલાને,
જે જે પદાર્થ પર પ્રેમ જનો કરે છે,
તે તે પદાર્થ પણુ તે જન સાથ જાતા! ૧૯

તે વ્હાલની અગર ચીજ ફરી જતી સૌ,
વીતેલની પ્રિતિતણૂ ફરતૂં બધૂ યે,
હા! તુર્ત સુદર સહ ય કુરૂપ થાતૂં,
વીતેલની રહિ શકે ન નિશાનિ યે કો! ૨૦

× × ×

'જે સર્વને જગતમા નવ તે મ્હને છે,
જે ના મ્હને વળિ ત્હને ય રહ્યૂ નહીં એ,'
એવી જ નિત્ય કંઇ વાત અમે કરીને
ના જાણુતા હૃદયમા ગળતૂ હતૂં શૂં! ૨૮

'જે અન્યને જગતમા નવ તે મ્હને છે,'
એ લાગણી ઉપર વિશ્વ બધૂ ફરે આ,
એ લાગણી નરક સ્વર્ગ તણી જનેતા,
ને એ વતી જ અમ ઊર ઢળ્યા પ્રભૂમા. ૨૯

× × ×

અરેરે! હર્ષની લ્હેરી સંકોચાતી વહે નકી!
અરેરે! કષ્ટની રેલો વધે છે કાલ આજથી! ૪૭

× × ×

ગમે તે અલ્પના સાગે, ગમે તે દુષ્ટની બાણી,
કૃતઘ્ની ને મહાપાપી તિરસ્કારનિ દૃષ્ટિ છે! ૫૧

× × ×

સહેવાનૂં સહી નાખ્યૂ બાકી આજ નથી કશૂં,
કપાનૂં આયુ કષ્ટોથી, મ્હારૂં તો દીર્ઘ છે થયૂ. ૫૭

દમે, બાપ! દમે, બાપ! દુખી હૂ નવ લેશ છું,
જીવતા હૂ નથી થાકો મોતથી ય નહી ડરૂં. ૫૮

× × ×

જિજ્ઞાસાકાજ દર્દીની વાતો ના સુણવી ઘટે,
ઇચ્છા એવી મરેલાંમાં રાખતાં ઠપકો ઘટે. ૬૧

કોઇનાં ય દુખોમાં છે યોગ્ય ના સુખ પામવું;
મરેલાં તો પ્રભૂનાં છે, તેનું માન જ રાખવું. ૬૨

પરંતૂ આપણે સર્વે જાણતાં ય નકી જ કે
દર્દીનાં દર્દની વાતે આપણું મિત્ર કો વસે. ૬૩

દર્દથી જે મળે તે કૈં દર્દની વાતથી મળે,
દર્દીની કો કથામાં તો દર્શનો પ્રભુનાં જડે ! ૬૪

દુનિયામા સદા વીતે તેની આ સુજ વાત છે;
કલા છે ના, નવું છે ના, રસીલું ય નહીં કશું. ૬૫

× × ×

અહીં મધ્યાન્હે આ જગત સઘળું ગાઢ સુખમાં
દિસે લેતું ઝોલા, સહુ ગમ બધું શાંત સરખું.
દિસે છે અત્યારે જગતપર આરામનિ ઘડી,
અને ના સૂતું તે રમણિય બધું હર્ષમય છે. ૮૬
અહીં જન્તટોળા ગણુ ગણુ ઉડે વૃક્ષવિટપે,
બધાં યે શાન્તીથી મધુર સુરિલો મેળ રચતા;
અરે ! ત્યારે કાં આ ગમગિન રહે વૃદ્ધ નયનો ?
ઘટે ના આ દેવા રુદન કરવા આપણુ ઉરો. ૮૭
પરે વ્હોરી લેવી નહિજ નબળાઇ જનતણી
ગયા સ્વર્ગે તેના દરદ બહુ જૂના સ્મરિ સ્મરી;
મરેલાંના સત્યો મરણ સુધિ ના ના મળિ શકે,
અને રાહા જોવી, વધુ પણુ કશું ના થઇ શકે. ૮૮
પ્રભૂના આરામો ઉપર નયનો બંધ કરતાં
ઘટે ન્હાની વાતો ઉપર નવ આસૂ ટપકવા;
અહીં ઘોળી કાંઇ દુખમય બિચારો હૃદયમા
અરેરે ! શાને કૈં દખલ કરવી આ કુદરતે ? ૮૯

અંજલી ગમગીનીની સદા યે અરપ્યા થકી
પ્રભુની પામવા પ્રીતી બિન્દુ દર્દતણું વધુ. ૯૦

× × ×

એ તો બિચારી દશ વર્ષ આમ
ઝૂરી, અહો ! ને દશ વર્ષ પૂરા

કેવા હશે એ બડકા દુખોના ?
—તોબા પ્રભુ! —એનિ કળા જ ન્યારી ! ૧૬૩

× × ×

* અત્યારે એ મુખ નયનની આગળે—આ તરે છે !
ઓહો ! કેવૂં દુખમય, છતા શાંતિમા વાસ એનો !
રે ! અત્યારે પગ ડગુ ડગુ ચાલતા એ હશે શું ?
કે કૈલાસે પ્રભુપદ કને શાંતિમાં મ્હાલતા શું ? ૧૬૮

જ્યાં હો ત્યાં હો, પણ સુખિ હશે શાંત આત્મા નકી એ:
જ્યાં હો ત્યા હો, પણ હૃદય કૈં બોધ દેતું હશે એ:
શ્રીમંતોને ગરિબ દિલની વારતા શીખવીને
જ્યાં હો ત્યા હો, પણ પ્રભુ કને દોસ્તૂં કૈં હશે એ. ૧૬૯

કલાકારની સ્વતંત્રતાનું માપ આંકતાં એક મુશ્કેલી એ આવે છે કે કલામા પસંદગીની શક્તિ જેટલી નવું યોજવામાં જોઇયે, તેટલી જ જુદે જુદે સ્થલથી બીજાના અંશો પોતાના કરવામાં જોઇયે, અને તેટલી જ, પસંદ કરેલ અંશોમાંથી પણ ઘણું ત્યજવામાં જોઇયે. સામાન્ય દુનિયા માત્ર ત્યજી દીધું છે, માત્ર પસંદ કર્યું છે, એમ કહી એ બંને પ્રવૃત્તિઓ ઉપર પોતાના હલકા અભિપ્રાયની છાપ ઠોકે છે; અને, એથી ઉલટું, નવું યોજ્યું હોય તે પ્રવૃત્તિને હદથી વધારે માન આપે છે. નવું જોડેલુ, નવું જોડાયું તેથી વખાણ લાયક નથી હોતું, યોગ્ય જોડાયું હોય તો જ વખાણ લાયક હોય છે; અને યોગ્યાયોગ્ય વિવેચકશક્તિ બીજી બે પ્રવૃત્તિઓમાં ય એટલી જ મહત્વની છે.

વર્ડ્સવર્થ સાથે ઉપર ટાંકેલી પંક્તિઓ જ નહીં પણ આખી કૃતિ મેળવી જોતાં, મૂલમાં નથી એવું ટેલિયામાં ભાગ્યે કંઇ પણ મળી આવે. અને આ હકીકતનું મૂલ્ય વધારે આંકવું યોગ્ય ગણે તેવો વિવેચક ઘણું કરીને ટેલિયાને અનુકૃતિ કરતાં ટૂંકાવેલો અનુવાદ જ ગણે. સામી બાજુએ, કલાપીએ એટલુ તો ટૂંકાવ્યું છે, અને જે થોડો ભાગ શબ્દશઃ અનુવાદ જેવો છે તે પણ એવો અસરકારક છે, તથા એકંદરે લેતાં કૃતિ-એવી તો હૃદયની ઊર્મિમાથી ઉદ્ભવેલી અને ઐક્યવાળી છે, કે એને અનુવાદના વર્ગમા મુકવી અશક્ય લાગે છે.

કલાપીને પોતાને આ કાવ્યના ગુણ વિશે શંકા રહેતી, તેનાં બે કારણ છે. કોઇ પણ સાચા કવિને પોતાની કૃતિથી પ્રસન્નતા અને પૂર્ણ સંતોષનો અનુભવ છેક વિરલ હોય છે. સુંદરતા અને કલારૂપ ઇંદ્રલોકની અપ્સરાની જે આંખને ખરે જ ઝાંખી થઇ હોય છે, તે પોતાની ઘણીખરી કૃતિઓ વિશે અસંતુષ્ટ હોય જ હોય. લોકો જ્યારે માત્ર તેની કૃતિ જુવે, ત્યારે તે તો પોતે જે અનિર્વચનીય વસ્તુ ગ્રજવા મથેલો, અને બદલે પામ્યો ત્યારે આ યત્કિંચિત્, તે પોતાના ચિદાકાશમાનો કિરણ પણ સાથે સાથે જુવે છે, એટલે કૃતિ તેને મુકાબલે ઝાંખી લાગે તેમા શી નવાઇ! ઝાંખી ન લાગે તો તે નવાઇ

* છેલ્લા બે શ્લોક ટેલિયા વિના '[illegible]' કોઇ કવિની કૃતિ છે

ખરી વળી જેમ તેનો હાથ બેસતો જાય છે જેમ જેમ માન સ્વવ્યંજનમાંથી કલાનો જાદુ શું ને શું સજીવન કરી આપે છે તે અનુભવ મળતો જાય છે, તેમ તેમ તેની પોતાની સૌંદર્યતૃષા વધતી જ જાય છે, અને તે પ્રયોગો કરવામાં પણ વધારે સાહસ ખેડતો જાય છે મોટા અને દીર્ઘાયુ કલાકારોની આ પ્રમાણે થતાં થતાં દિશા જ બદલાઈ ગયેલી આપણે જોઈએ છિયે–શેકસ્પીયર અને ગ–અ–થમાં તો વળી આવો મહાપરિવર્ત્ત એકથી વધારે વાર બનેલો સુસ્પષ્ટ છે પ્રગતિ એક સરખી ચાલેલી ન હોય, એક કે વધારે લાંબા ટૂંકા ગાળા પડી ગયેલા હોય એવા દાખલાઓમાં પણ પછીની શરૂઆત–શરૂઆતોમાં કંઈને કંઈ નવીનતા જોવામાં આવે છે.

કલાપીને ટેનિયાથી અસંતોષ રહેતો તેનું વિશેષ કારણ એની પોતાની વર્ડ્સ્વર્થ ઉપરની આસક્તિ તેણે વર્ડ્સ્વર્થનો એવો તો અભ્યાસ કરેલો, કે તેનો એ અભ્યાસીમાંથી ભક્ત બની ગયો હતો, અને એને તો એ "ગુરુવર્ય"–એ 'મહાકવિ,' એ "ઋષિ" ની કોઇ કૃતિ લે, તો તેનો સંપૂર્ણ સળંગ અનુવાદ કરી શકે મૂળ જેવી જ સારી ભવ્ય ભાષામાં, મૂળ જેટલો મર્મવિધક, તો જ સંતોષ વળે એમ હતું

પણ ટેનિયાના મૂળનો એવો સંપૂર્ણ સળંગ અનુવાદ કર્ત્તાને પોતાને ગમે તેવો પ્રિય થઇ પડત, તથાપિ ગુજરાતી કવિતામાં તો બહુ નીચું સ્થાન લેત એમાં શક નથી ઘણી વિગત જતી કરી છે, કુદરતના વર્ણનો ઘણાં છોડી દીધાં છે, વગેરે જે જે કલાપીને પોતાને અસંતોષનું કારણ હતી તે ક્રિયાઓ વડે જ આ કૃતિમાં કરુણ રસ અને ઐક્ય સુરેખતા અને મર્મવિધકતા, ઉત્તમ સધાયાં છે

એમ વધારે અનુકૃતિ તપાસવા ઇચ્છા હતી પરંતુ સ્થળસંકોચને લીધે તે માંડી વાળવી પડે છે અને અનુકૃતિપ્રકરણ પછી વિચારક્રમ પ્રમાણે સ્વતંત્ર કૃતિઓ આવે જે વિષય નવેસર આરંભ કરીને જુદી રીતે ખીલવવો વધારે અનુકૂલ પડે એમ લાગે છે વળી સમય પણ છેક ભરાઇ ગયો છે, અને આવશ્યક કામના ભારે બોજાના દબાણમાં યેન કેન પ્રકારે વખત કઢાડીને આ જેવું તેવું યે આટલું પણ બની આવ્યું છે જો છેક અસંબદ્ધ નથી લાગતું, તો અનુકૃતિ–પ્રકરણની સાથે નિબંધ આખો અહીં જ સમાપ્ત કરૂં છું. આ ત્રણ પ્રકરણમાં જે જે કૃતિઓ અને કર્તાઓ વિશે લખ્યું છે, તેમાંના એક પણ શબ્દથી કોઇને કદાચ માઠું લાગી જાય તો વિષય આરંભતાં જ કહેલું છે તે પુનરપિ કહેવા રજા લઉં છું જે કોઇને પણ માઠું લગાડવાનો મ્હારો આશય છે નહીં

પૂના, બુધવાર, માઘ શુદ વિ સં ૧૯૮૦ તા૦ ૨૦–૨–૧૯૨૪.

---

કાવ્યના કાગળો વા ૧ રૂપગ ર ન્હયરા ર ઓગાના 'કાવ્ય સાગરવ્હન એ નિબંધમાં વ અર્થ વિશેના ફ ત

# પરિશિષ્ટ

## નમૂનો ૧ લો

### દાખલો ૧.

### અસ્પષ્ટ દર્શન

જાગ્યો ત્યજી શયન આજ સખિ, પ્રભાતે,
પૂર્ણ કર્યાં સકલ કાર્ય સવારના મેં;
ચાલ્યો પછી ગૃહ થકી ધરિ વસ્ત્ર સર્વે,
ઠંડી અતી શિશિરની નવ લેખવી તે ૧

દ્રષ્ટી ન દેખિ શકતી કંઇ માર્ગમાં તો,
ઘેર્યો મને ધુમસ કોટ થકી ઘણે જે;
હાર્યો ન હું તદપિ શાંતિ ન સ્હેજ છાંડી,
પ્રાસાદ પંક્તિ મુકિ આગળ મીટ માંડી ૨

સામે અસીમ રણ જેવું કંઈ જણાયું,
ઊભો રહ્યો ઘડિક સ્તબ્ધ બની જ ત્યાં હું;
આ શું હશે ? કુદરતી નવ ખેલ આશો ?
કોદી ન મેં જિવન માંહિ દિઠેલ એવો ? ૩

દેખ્યું સરોવર ભર્યું ગત રાત્રિએ જ્યાં
આજે નિહાળું રણ શુષ્ક વિશાળ હું ત્યાં,
કિન્તુ રહ્યો ક્ષણિક ભાસ, પછી દિઠું મેં
પાછું સરોવર યથાસ્થિત ત્યાં ઉભું જે ૪

માયા તણા પડળ આવરિ ચક્ષુ લે જો,
ના સત્ય વસ્તુ કદિ ભાસતિ દ્રષ્ટિએ તો,
યાચું પ્રભો તુંથિ હું સત્યનું જ્ઞાન થાવા,
ખેલો યદા પ્રકૃતિ ખેલ વિચિત્ર આવા ૫

### દાખલો ૨.

### પ્રાર્થના

ઊઠ્યો ત્યજી શયન આજ, સખિ, પ્રભાતે,
ચાલ્યો અને તુરત ધૂન ભર્યો અકેલો,
ચાલ્યો દિશા વગર લક્ષ્ય વિના જ ઘેલો,
ઠંડી અતી શિશિરની, નવ લેખવી તે. ૧

બાજાર ને સરનદાર રહયા પછાડી,
ચાગો વદગો જ ઝડપે ધુનમાં અગાડી;
ઘેરી લીધો અજબ ત્યાંજ વિચિત્ર દશ્યેઃ–
ગૂંથેલું ધૂળ રવિ ઝાકળમાથી ઈશે ૨

ચોપાસ શો ધુમમ કોટ રહયો રચાઇ,
ને જ્યા હતું મગ વિશાળ મનોજ્ઞ સામે,
ત્યાં તો દિઠૂં રણ અગાધ ધગંતું ઝાળે,
ઊભો છબી નિરખિ એ, નકાળું જ કાઇ. ૩

આ શું હશે ? કુદરતી નવ ખેલ કેવો–
દીઠો ન ક્યાહિ નહિ વા કલપેલ એવો ?
છે છે સરોવર વિશાળ મનોહરૂ જ્યા,
આશી નિહાળું રણઝાળ બિહામણી ત્યા ? ૪

ત્યાં ઊતર્યું અજબ અંશુ સવીતૃકેરૂં.
ગોરંભ એ તિમિર ધૂળ તણો જ તૂટયો,
તે કારમો રણ તણો પણ જાદુ ફીટયો,
દીઠૂં દિઠૂં જ ફરિ તે સર સ્વચ્છ મીઠૂં. ૫

માયાવિ વ્હેમ-ભય નેન મહીં ભરાય.
મીઠા સજીવ ધ્રુવ સત્ય અદશ્ય થાય,
માગૂં પ્રભો સદય સદ્ય ત્યહા મ્હને તૂં
લેજે ઉગારિ, દઇ અંશુ સવીતૃ કેરૂં. ૬

## નમૂનો ૨ જો

### દાખલો ૩.

#### જાદુઈ વદન

રાત્રી અને દિન સચિન્ત, સખી, વિતાવ્યા,
નાના પ્રકાર, દુખ શોક વિશે ઘડાયા;
આવી પળો કંઇક ધૈર્ય સહ ગળ્યૂ જ્યા,
આશ્વાસતું વદન એકલ તાહરૂં ત્યા. ૧

દુ:ખો મહી થઇ નિમગ્ન રહ્યો હતો જ્યા.
હૈયૂં કઠોર દુખથી જડ આ હિમે જ્યા,
અશ્રુય એક ન ખરી દુખ કૈંય શામે,
સુધા ઝરંત દગને, સખિ, ત્યા તું હાજે ૨

એ દૃષ્ટિએ હૃદયસાગર ભર્તિ આવે,
કે મોહની મહિં વિષાદ તણાઇ જાયે;
અ સ્ફુરતી પ્રણય ધૈર્યનિ લાગણી ત્યાં;
ઉત્સાહ ઔર વળિ યુક્તિ નવી સુઝે ત્યાં. ૩

હાયેં યદા જગતના ઉર મસ્ત થાતું
ત્યાં ઊર સ્નેહ કવિતા પણ ભૂલિ જાતું,
વેરાનના વસનિ જ્યાં ઉરમાંહિ ત્યારે
એ દૃષ્ટિચંદ્ર કિરણે દ્રવી ઊર જાયે. ૪

હૈયા તણા, સખિ, સુકોમળ ભાવ સારા,
મુખે અહો તરવરંત નિહાળું ત્હારા,
ભાવીય સારું તુજ ભાવ વિશે વિલોકું,
સામર્થ્ય મુજ સહુ કેન્દ્રિત ત્યાંજ દેખું ૫

એવું અહો વદનમાં તુજ જાદુ શું કે
જ્યાં ગાઢ શોક દુખ યે સખિ માર્ગ મૂકે,
ક્યાંથી શિખ્યા પ્રિયતમે મધુરી પ્રભુતા
વીસંવદન્ત ફુલકોમલ દેહથી આ? ૬

રહેજો સખી તમ અખંડ વિદગ્ધતા એ,
વાધો સદાય તમ આત્મિક દ્રવ્ય, બાલે!
સૌભાગ્ય રહો અમર જે સખિદેહરૂપે
ત્યાં દેહવંત વિભુનેહ વસ્યો સમીપે. ૭

---

## દાખલો ૪.

### જીવનસખી

રાત્રી અને દિન સચિન્ત, સખી, વટાવ્યા,
શોકાગ્નિની વિવિધ ભટ્ઠિ મહીં તવાયા,
આવી પળો વિષમ ધૈર્ય ગયાં ગળી જ્યાં
મુદ્રાજ એક કુમળી તુજ ઠારતી ત્યાં ૧

દિગ્મૂઢ બુદ્ધિ જગમાર્ગ તજેજ જ્યારે,
નિશ્ચેષ્ટ, ને વમળફંદક હૈયું જ્યારે,
કે આંસુયે ખુટિ વસુકી જતાંજ જ્યારે,
આધાર ત્યાં, સખિ, ત્વદક્ષિસુધાજ મ્હારે. ૨

ને જ્યાં કદીક સુખનેહ તણો પ્રકાશ
આવી ઉરે પ્રકટતો જ ઉમંગ આશ,
ખીલે અહો હૃદય શું સખિરી ત્હમારું—
ચિંતા કયહાં ગમ કયહાં ઉડિ જાય વારુ? ૩

એ નેત્ર વક્ત્ર હૃદયે કંઇ બંધ બાધ્યા
તે સ્નેહ તે પ્રગતિ તે દ્યુતિનાજ મીઠા;
બાવીય મ્હારું દયિતે તુજમા વિશેષૂં
સામર્થ્ય જે મુજ કંઇ, સખિ સર્વ તે તૂં. ૪

રૂહેજ્જેજ, જીવનસખી તમ સૌ કલા એ,
વાધો સદૈવ તમ આત્મિક સત્ત્વ બાલે;
મૂર્તા વિભૂ પ્રણયની જ ખરે, સખી, છો
છાજો ભવોભવજ આ તવ દાસને જો. ૫



## નમૂનો ૩ જો

### દાખલો ૫.

### ઇંદુ

(ગુજરાત માસિક, માઘ ૧૯૮૦ નો અંક)

અંધારે વ્યોમ રેખાશી લગે છે વ્યોમ દીપિકા
ઝૂમો મ્હડેલ હૈયાની એવી એ પંથ દર્શિકા. ૧

જ્યારે મળૂં દગ મહીં તુજને ભરૂં હૂં;
સંસારના સુખ ભુલી તુજને સ્મરૂં હૂં;
ગૂંથી વળી ઉર થકી ઉર તે બિછાવૂં
વાત્સલ્યમૂર્તિ પ્રભુને ચરણે ધરાવું ૨

ઉગાળે જૂજવા ભાવો તાહરું દૃષ્ટિ સ્પર્શન,
અને મેં ત્યાહરે કીધા સ્નેહમા બ્રહ્મદર્શન, ૩

માન્યૂ હતું જગત તો જડ છેક છે આ,
આત્મા તાણૂં જિવન શૂ કઇ સામ્ય છે ના,
ત્હારા વડે પ્રથમ મે પ્રભુતા પ્રમાણી,
આ વિશ્વને જિવનની ગુઢ ગ્રંથિ જાણી. ૪

ઉકેલે મૃદુ બોલોથી હૈયાની ઘડિઓ કુંળી,
ઉજાળે કંઇ આત્માની દિશાઓ સર્વ ધૂંધળી. ૫

કાર્યો કરું પ્રથમ સૌ બહુ હેત ભાવે
સૌભાગ્યવંતિ શકુનો લઇ સામિ આવે;
અંગૂલિ કુંકુમ ભિની કરિને કપાળે
ચાલ્લો કરી ઉમળકે શુભ ભાગ્ય ભાસે. ૬

ભાઇને ભગિની સાચા ઉરતંરી જગાડજો
ગેરવા પાઇને પીને સોહમ ત્રો ગજાવજો. ૭

ચિંતા સુંદરી ધગધગે દિલમાંહિ જ્યારે,
વીણા લઇ રસભર્યાં ગિત ગાઇ ત્યારે,
ડોકે શશી નભ મહીં રજની ઉજાળે,
આત્મા બની સ્થલનણે રિઝિને રિઝાને. ૮

( બીજા ૭ શ્લોક )

---

દાખલો ૬.

છાનાં આંસુ

( સાહિત્ય માસિક, ડિસેમ્બર ૧૯૨૩ નો અંક )

એ આંસુડા કોણે જોયાં ? એ આંસુડા કોણે લ્હોયાં ?
વણુ જોયાં વણુ લોયાં આસૂ ક્યારે સુકાયાં ? ૧

પાપણના યુગ્મોએ જોયાં, પાલવને છેડે તે લ્હોયાં,
પાંપણુ પાલવ વિણુ કો જાણે આંસૂ શા ઉના ! ૨

( બીજી ચાર કડી )

ઉપલી એને ઠેકાણે નીચે મુજબ વાંચો અને
સરખાવોઃ—

આર્ય ગૃહિણીનાં આંસુ

એ આસડા કોણે જોયાં ? એ આંસડાં કોણે લોલાં ?
વણુ જોયા વણુ લોલા આસૂ—ક્હેતા યે લાજે ! ૧

પાપણના યુગ્મો પલ દેખે, પલ પાલવ પરસેઇ રેખે,
ત્યાંનો પાલવ પાપણુ ટેકે—સકૈ બને લાજે
ટેકે ને લાજે ! ૨

---

દાખલો ૭.

કરતાજ હતા કંઇ વાત નવીન
રસે વદનો ભરપૂર હતા;
વચમા વચમાં તરુઘુમ્મટલીનજ
યુગ્મ ખગે દગ ભીર જતા,
મૃદુ મંદ સુવાસિત શીત સમીરણુ
વીજનથી પુલકંત થતા;
દરિયાળિ મહીં સરતા ઝરતા
દડતા બટકંત
તરંગ સગા ચલકંત હતા. ૧

× × ×

# નમૂનો ૪ થો

---

## ઇંગ્રેજી ગીતાંજલિનું પદ ૧ લું

(રા. રા. રામચંદ્ર અધ્વર્યુંનો અનુવાદ)

### દાખલો ૮.

એ ત્હારો આનંદ, મુજને કીધ અનંત, એ ત્હા૦
વાર વાર ભંગુર ભાજન આ પ્યાલી તુંહી કરંત,
અભિનવ જીવનથી વળિ એને તુંજ સદૈવ ભરંત એ૦
કે ગિરિકંદર ન્હાનકડી આ વાસલડી વહિં સંગ,
તે દ્વારે નિત નવલા સુરવર તેં ગાયા કે છંદ એ૦
તવકર કેરા સ્પર્શ અમરથી નિજ મર્યાદ ત્યજંત,
આહ્‌લાદે બહુ અંતર મ્હારૂં ઉદિરણ અકથ સૃજંત એ૦
વામન સમ ટૂંકા કર મ્હારા તુજ પ્રદાન નિરંત,
અવિરમ કંઇ જુગથી વરષાવે ઊણા હજિય રહંત એ૦

---

### દાખલો ૯.

(સ્વ. નંદકુંવરબા, ભાવનગર મહારાણી સાહેબ, નો અનુવાદ)

ત્હેં મ્હને અમર બનાવ્યો છે એવી ત્હારી લીલા છે આ ભાગી જાય તેવા પાત્રને તું ફરીફરીને ખાલી કરે છે, અને નિરંતર નવા જીવનથી ભર્યા કરે છે.

આ બરૂની ન્હાની વાસળીને તું ટેકરીઓ તેંથા ખીણોની ઉપર ઉઠાવી ગયેલ છે. અને તેના દ્વારા નવા નવા ગાન તેં ઉડાવ્યા છે.

ત્હારા હાથના અમૃત સ્પર્શથી મ્હારૂં નાનુ હૃદય હર્ષમા પોતાની સીમાઓને ભૂલી જાય છે, અને અવાચ્ય વાણીને જન્મ આપે છે.

ત્હારી અનંત બક્ષેસો આ મ્હારા બહુ ન્હાના હાથ ઉપરજ આવે છે; યુગો ચાલ્યા જાય છે, અને છતા તું વરસાવ્યા કરે છે, અને હજી પણ ભરાવાનું સ્થાન છે.

---

(મૂલને ઇંગ્રેજી પુસ્તકમાથી જોઇ લેવું આ પછી બીજાં થોડા પદોના ચારે ગુજરાતી અનુવાદોની નિબંધમા ઉઠતી સરખામણી કરેલી છે તે સર્વ પણ તે તે પુસ્તકમાથી જોઇ લેવા.)

## નમૂનો ૫ મો

શ્રીમદ્ ભગવદ્ ગીતા. અધ્યાય ૧ શ્લોક ૨૮ થી ૪૬

( વિદ્યાર્થીઓ મૂલ સંસ્કૃત શ્લોકો પણ જોવા. )

---

### દાખલો ૧૦ ગ.

વિષાદી આમ પરમ કૃપા આવિષ્ટ જ્યારે:
દેખીઆ સ્વજનો, કૃષ્ણ, આવિયા યુદ્ધ-આદરે,
મારાં ઢીલાં પડે અંગો, મુખ સર્વ સુકાય છે.
મારા શરીરમાં કંપ, રોમાંચ પણ થાય છે.
હાથમાંથી ધનુ પડે, ચામડી સઘળી બળે,
ન શકું હું સ્થિર રહી, મારૂં હૃદય શું ચળે!
નિમિત્તો પણ દેખું છુ ઊંધાં કેશવ આ હવે,
પછી શ્રેય નથી જોતો હણી સ્વજન આહવે.
કૃષ્ણ ઇચ્છું ન વિજય, નહિ રાજ્ય સુખો અને,
ગોવિંદ, અમને રાજ્યે, ભોગે શું ફળ જીવને,—
રાજ્ય ભોગ અને સૌખ્ય જે અર્થે ઇચ્છીયાં હમે
પ્રાણ ધનો તજી તે આ, ઉભા છે રણ ઉદ્યમે.
( એક શ્લોક અહિં છોડી દીધો છે )
હણતા પણ એઓને, ઇચ્છુ ન હણવા જરી,
ત્રૈલોક્ય રાજ્યાર્થે પણ, શુ મહી-અર્થ મધ્વરિ!
ધાર્તરાષ્ટ્રો હણી હર્ષ, જનાર્દન, થશે કિયો?
અમોને પાપજ થશે હણી એ આતતાયિઓ.
અમે ન મારવા યોગ્ય ધાર્તરાષ્ટ્ર સ્વબાધવ,
થઇએ સ્વજનો મારી સુખિયા કેમ માધવ?
એ જો પણ નથી જોતા, કુલક્ષયજ દોષને,
ને મિત્રદ્રોહમાં પણ, ભરી ચિત્તે અતોષને,
અમે ન ધારવું કેમ આ પાપથી નિવર્ત્તન,
કુલ ક્ષય થકી દોષ જોનારાએ જનાર્દન?
કુલક્ષયે નાશ પામે કુલધર્મો અનાદિ જે,
પરાભવે ધર્મનાશે, અધર્મ કુલ સર્વને.
તેથી કુલસ્ત્રીઓ કૃષ્ણ કુલકી થાય દૂષણે,
વાર્ષ્ણેય, દૂષિત વધૂ વર્ણસંકરને જણે.
કુલને ને કુલઘ્નોને, નાખે નરક તે નકી.
પડે છે પિતરો જેના હીન પિંડજલો થકી

આ દોષો કુલઘ્નોના વર્ણસંકર-સાધન,
જાતિના કુલના ધર્મો જાય તેથી સનાતન;
કુલધર્મો જે જનોના જનાર્દન નહી કદા,
વૃદ્ધોથી સુણિયો વાસ, તેઓનો નરકે સદા.
અહો ! અરે ! અમે ધારી મહાપ કરવા મળ્યા–
જે રાજ્ય સુખના લોભે સ્વજનો મારવા વળ્યા.
અયુદ્ધ નિઃશસ્ત્ર મને જો શસ્ત્રધર મારશે,
ધાર્તરાષ્ટ્રો રણે, મારું અધિક ક્ષેમ તે થશે !

---

## દાખલો ૧૧ મો.

(રા. ગ. ન્હાનાલાલ દલપતરામ કવિનો અનુવાદ)

પરમ કૃપા ભર્યો આમ ખેદવન્તો વદ્યો ત્યદાઃ
દેખી આ સ્વજનો કૃષ્ણ ઉભેલા યુદ્ધ વાંછતા,
ગળે છે ગાત્ર સૌ મ્હારાં, ને મો સુકાઇ જાય છે;
કંપારી કાયને છૂટે, અને રોમાંચ થાય છે;
સરે ગાંડીવ હાથેથી, ને દાઝે છે બધી ત્વચા;
નથી શક્તિ ઉભા રહેવા, જાણે કે મનડું ભમે !
ને નિમિત્તોજ પેખું છું સૌ અવળાજ કેશવ !
નથી જોતો કંઇ શ્રેય, યુદ્ધમા સ્વજનો હણ્યે.
ન વાંછું જય, ગોવિંદ, રાજ્ય કે સુખ ઇચ્છું ના,
અમારે, કૃષ્ણ, શું રાજ્યે શું ભોગે કે શું જીવિતે–
વાંછીયે જેમને કાજે, રાજ્ય ને ભોગને સુખો,
તે ઉભા રણ રોપી આ, તજીને પ્રાણ ને ધન !
(એક શ્લોક અહિં છોડી દીધો છે.)
એમને હું હણાતાયે, ન ઇચ્છું હણવા પ્રભો !
ન ત્રિલોકરાજ્યાર્થેયે, તો પૃથ્વી એક કાજશું !
હણીને કૌરવો, કૃષ્ણ, અમારે હર્ષ હોય શો ?
પાપજ અમને લાગે, હણ્યે યે આતતાયી તે,
માટે નથી અમે યોગ્ય મારવા ભાઇ કૌરવોઃ
સ્વજનોજ હણી કેમ પામિયે સુખ, માધવ !
કુલનાશે કર્યા દોષ, મિત્રદ્રોહનું પાતક,
લોભમૂર્છિત હૈયાના, જો કે તે લેખતા નથી.
કુલનાશે કર્યા દોષ, પેખનારે જનાર્દન
માટે પા [illegible] વિરા [illegible]

કુલનાશે નાશ પામે કુલધર્મો સનાતન,
ધર્મ નાશે કુલે આખે આણુ વર્તે અધર્મની
અધર્મે ઘેરતા થાય દુષ્ટાચારી કુલસ્ત્રીઓ.
સ્ત્રીઓ દુષ્ટ થતા, કૃષ્ણ, જન્મે છે વર્ણસંકર
કુલને કુલઘાતીને નાખે સંકર નર્કમા
પડેજ તેમના પિત્રી લોપાતા પિંડતર્પણ
વર્ણસંકરકારી આ દોષથી કુલઘાતિના,
ડુબે છે જાતિધર્મો ને કુળધર્મોય શાશ્વત
કુલધર્મો ડુબ્યા જેના તે જનોના જનાર્દન,
સદાનો નર્કમા વાસ થાય, એમ સુણેલુ છે.
અરેરે ! હા ! મહાપાપ, ખેડવા નીકળ્યા હમે,
કે રાજ્ય સુખના લોભે, સ્વજનો હણવા ઉઠ્યા !

( ઉપજાતિ )

અશસ્ત્ર સામાનથનારને મ્હને,
આવી અહિ જો કર શસ્ત્ર ધારિને,
હણે રણે કૌરવ બધુ માહરા,
તો ક્ષેમ મ્હારૂ વધુ થાય, હે હરિ !

## નમૂનો ૬ ઠો

કાલિદાસ વિરચિત વિક્રમોર્વશીય અંક ૫ શ્લોક પહેલા ૧

---

દાખલો ૧૮ કે.

( ગ રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ કૃત અનુવાદ )

૨ જી આવૃત્તિ ૧૯૧૨

કયા છે એ મોત માગતો સીચાણો ચોર જેહણે
સહુ મોગ કરી ચોરી મદિરે જ મહીપને

સુવર્ણસૂત્રે મણિ ચાચ માહે
ગ્રહી, લઇ ચક્કર વેગમા એ
ઉડત અગારકશુ અનેરૂ,
દોરે રૂડૂ વર્તુલ તેજકેરુ,

કિરણે કરિ મોટેરા મણિરૂપે દિશા સુખે,
અશોકગુચ્છનુ છોગુ ગીધ એ સુહવે શકે !
ગાજે રેણે અરુણો મંગલ કાળા ઘન ટિકે જેવો
મણિએ ખગના મખમા આપે આને પણ તેવો

હું એ સંગમનીયે પામ્યો સંગમ પ્રિયા તણો કરિને
તેણે કરિને મણિએ મુજને પ્રિય છે, ન મણિ કરિને ૫
એ વધ્ય આ બાણ મિજેજ આપે
હણાઇ પૃથ્વીપતિના પ્રતાપે
સજ્જ ગુન્હાની ભરિપૂરિ પામી
મુવો પડી ભૂ પર રત્ન વાગી. ૬
( ૭ મો શ્લોક કેમાં નથી. )
સામળિ પડિ'તી કુચની
દીટડિ, ને આંખડી જતી'તિ ઢળી
લવલીદલશી મુખની
પીળચટી બનિ'તિ કાન્તિવળી. ૮
જોતા કરે હૃદય લોચનિયા ભિંજાયે,
વાત્સલ્યભાવ ઉરમા વળિ ઊભરાયે,
ને ધૈર્ય ખોઇ ભચડી ભુજજુગ્મમાહે.
આલિંગવાજ ચલવીચલ અંગ થાયે. ૯
એહ પિતાને સુત હું લહતા ઉભરાય ભાવ જો આવો,
તો અંકે ઉછર્યાનો નેહ વડિલ શું હશે કેવો ' ૧૦

---

## દાખલો ૧૩ ડિ.

( સ્વ. કિલાભાઇ ધનશ્યામ ભટ્ટકૃત અનુવાદ )

માગતો મૃત્યુ પોતાનું ક્યા છે વિહગતસ્કર ?
પહેલી ચોરી કરી જેણે નિજ રક્ષક મંદિર ૧
મણી પરોવેલ સુવર્ણ સૂત્રે
ગ્રહી મુખે ગોળ ઉડે સપાટે
તે રંગરેખાથિ અલાત ચક્ર
સમા કુંડાળા કરતો વિહંગ ૨
પ્રભાથી પથ્થરો મોતા મણિથી કરતો ખગ
અશોક ગુચ્છના જેવો દિશાનો અવતંસક ૩
મંગળ ઘાડા ઘનના વાદળ પાસે નિશાસમે જેમ
શોભે એહ મણી આ ખગથી દુર લઇ જવાયલો તેમ ૪
રત્નજ છે તે માટે એ મણી ઉપર નથી પ્રેમ મ્હારો
પણ એ સંગમનિયથી સખે સમાગમ થયેલ છે મ્હારો ૫
આ મારવા યોગ્ય બળે હમારે
વીંધાયેલો બાણ તણે સપાટે
આકાશથી રત્નની સાથ પક્ષી

ઉર્વશી માહિ જન્મેલા ઇલાના ધન્વિ પુત્રથી
કુમાર આયુનો બાણુ લે શત્રુ પ્રાણુ જે હરી ૭
કાળી સ્તન દીટડિએ લવલીદલશી ફિક્કીવદન કાંતી
આંખો ભારે ભારે તેવામા લાગતી હતી એની. ૮
આસુ ભરાય નયને નિરખ્યાથિ એને
વાત્સલ્યભાવ ઉપજે મન મોદ પામે
ધારી ધરાય નહિં ધીરજ અંગ કંપે
આવે મને ઉમળકો જઇ ભેટવાને ૯
ઉપજે આવી પ્રીતિ સુણુતા એ મુજપિતા હુ સુત એનો
તો ગુરૂજન પર કેવો પ્રેમ હશે હાથના ફિઠેર તણો.

---

૭૫

( વિદ્યાર્થી સરખામણી કરી શકે માટે સૂચવેલા અનુવાદ ૫૬ )

કયા છે એ મોત માગતો સીચાણો ચોર માહરો
પહેલી ચોરીજ કીધી છે જેણે રક્ષકમંદિરે. ૧

પંખી અતીવ દુરે જણાય ઘેરા અન્તરીક્ષ આરે
મણિ ને પંખી જાણે રાતે મંગલ જલદશિખા કોરે ૪

સંગમનીયે સંગમ મ્હારો પુનરપિ પ્રિયાસહે સાધ્યો
તે કારણથી પ્રિય એ નહિ કેવલ રત્ન છે માટે ૫

નૃપવર, દંડ ઉચાર્યો
રોષે, તે બાણુકાય આપ સજી,
ધાઇ તસ્કર પુકે,—
આ એણે જ પછાડયો
મૌલિરત્ન સહ જાલિમ ગગનેથી. ૬

ઉર્વશિ અપ્સરા માતા સુધન્વી ઐલ નાનના
આયુ કુમારનો બાણુ શત્રુનો કાળ જાણુને. ૭
મુદ્રા લગીર પાંડુર લવલીદલથી વિશેષ તેજસ્વી
નયનો લગીર મંથર અને કુચાગ્રો જરા કાળા. ૮

ભીની ભિની સુખ નિહાળિ નિહાળી આંખો,
વાત્સલ્ય ચિત્ત ઉપને, મન મોદ પામે,
થાઉં અધીર રહી ઉંમાજ અંગ
આવે અને ઉમળકો લઇ ભેટવાને ૯
ઉરોર્મિ ઉપજે આવી, માત્ર જાણુનાં પિતાજી આ મ્હારા
તો અંકે ઉછર્યનો વડીલ શું હેત તો કેવા ' ૧૦

# ૩ લિપિનો ઇતિહાસ.

**(લેખકઃ–રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા.)**

પુરાણવસ્તુશાસ્ત્રના થોડાંક વર્ષોના અભ્યાસથી મને પ્રાચીન લિપિશાસ્ત્રનો અભ્યાસ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો. એવામાં આપણી પરિષદના મંડળે 'અશોકના શિલાલેખો'નો ઇનામી નિબંધ જાહેર કર્યો. આથી મારા લિપિશાસ્ત્રના અભ્યાસને જોર મળ્યું, અને મેં સદરહુ નિબંધ લખ્યો. સદ્‌ભાગ્યે મારો નિબંધ મંજુર થયો, ને મને ઇનામ મળ્યું. આ નિબંધ લખતી વખતે પ્રાચીન લિપિનો વિશેષ અભ્યાસ કરવો પડયો, અને તેના પરિણામમાં ગુજરાતી લિપિનો ઇતિહાસ લખવાનો વિચાર થયો. અત્યાર સુધીમાં લિપિને લગતું પુસ્તક તો માત્ર શ્રી. ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ જ લખેલું જાણવામાં છે. પરંતુ તેમાં આખા હિન્દુસ્તાનની બધી લિપિઓનો સમાવેશ કરેલો હોવાથી પ્રત્યેક લિપિની વિગતમાં ઉતરવાનું બની શકયું નથી. આથી મેં વિગતવાર "ગુજરાતી લિપિનો ઇતિહાસ" તૈયાર કરવા માંડયો છે સદર ગ્રંથનો મોટો ભાગ તૈયાર થઇ ગયો છે. આ લેખમાં લિપિશાસ્ત્રના ઇતિહાસનું ટુંકું દિગ્દર્શન કરવાનું ધાર્યું છે.

પ્રાચીન લોકોએ ખીલવેલી કળાઓ પૈકી લેખનકળા બહુ મહત્ત્વની છે. એ કળાએ અનેક પ્રકારના જ્ઞાનને દૃષ્ટિગોચર બનાવી ચિરસ્થાયી કર્યું છે. બોલાતી ભાષામાં જે જુદા જુદા અવાજ સંભળાતા હોય તે બધા અવાજોનું પૃથક્કરણ કરીને પ્રાચીન મનુષ્યોએ દરેક અવાજનો એકેક વર્ણ નક્કી કરવાનો પ્રયત્ન કર્યો. તેના પરિણામમાં આખી વર્ણમાળા ઉત્પન્ન થવા પામી. આટલી અવસ્થાએ આવી પહોંચતા પણ તેમને અનેક સદીઓ લાગી હોવી જોઇએ. પણ તેના ઇતિહાસમાં ઉતરવાની જરૂર અહીં આપણને નથી.

આપણી લેખનકળા આપણે જ શોધી કાઢી છે, એમ અત્યારે તો ચોક્કસપણે કહી શકાતું નથી. તેમ છતા પણ આપણી લેખનકળા ઘણી જૂની છે, એ તો નિઃસંદેહ વાત છે. આપણી લેખનકળા ચિત્રલિપિમાંથી ઉદ્‌ભવી છે કે કેમ, એ મોટો સવાલ છે. એનો નિર્ણય હજી થયો નથી, પણ મને લાગે છે કે, આપણે છેક શરૂઆતમાં ચિત્રલિપિ વાપરતા હોઇશું ખરા. ચિત્રલિપિ બે પ્રકારની હોઇ શકેઃ-(૧) વિચારવ્યંજક અને (૨) વસ્તુવ્યંજક. સૂક્ષ્મનું દર્શન વિચારવ્યંજક ચિત્રલિપિ કરાવે, અને સ્થૂલનું દર્શન વસ્તુવ્યંજક ચિત્રલિપિ કરાવે. આ રીતે મોટા ભાગના પ્રાથમિક જ્ઞાનને લેખરૂપે ઊતારી શકાય. આથી કરીને આપણા પૂર્વજોએ ચિત્રલિપિથી લેખનકળાની શરૂઆત કરી હોય એ બનવાજોગ છે. આ વાતના પુરાવા આજે આપી ન શકાય; કેમ કે. હજારો સદીઓ વીતી ગએલી હોવાથી તે કાળના કોઇ અવશેષો મોજુદ નથી. પણ તુલનાત્મક દૃષ્ટિએ આવી કલ્પના કરવામાં કાંઇ હરકત નથી.

પ્રાચીનમાં પ્રાચીન ગુફાવાસી મનુષ્યોને પોતાના મનના સૂક્ષ્મ વિચારને સ્થૂલ સ્વરૂપ આપવાની જરૂર જણાઇ હશે, અને તેથી તેમણે ચિત્રોનો ઉપયોગ કરવાનો ઠરાવ કર્યો હશે. શરૂઆતમાં તેઓ જુદી જુદી ચીજોની ઉપર માણસોના અને પશુઓનાં ચિત્રો

કોતરવા લાગ્યા હશે. પણ તેમ કરવાથી તો માત્ર તે તે માણસોની કે પશુઓની કલ્પના જ વ્યક્ત થતી તેમને લાગી હશે, અને તેથી તેમાનું અધૂરાપણું તેમને તુરત જ સમજાઇ આવ્યું હશે. આથી કરીને પોતાની આ કલ્પના–દર્શક લિપિમાં કાંઇક સુધારો કરવાની જરૂર તેમને જણાઇ હશે. દરેક પદાર્થનું વિશિષ્ટપણું પણ તુરત તેમના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ હોય; અને તેથી આવાં ચિત્રો કોતરતી વખતે દરેક ચિત્રના વસ્તુને લગતા અમુક ખાસ ગુણ પણ તે ચિત્રદ્વારા વ્યક્ત કરવાનું તેમને સૂઝયું હોવું જોઇએ. પછીથી તેમને બીજો નવો વિચાર સૂઝયો હશે. દરેક માણસ બોલે છે ત્યારે તેના ઉચ્ચારણના પરિણામમાં કઠોર અને નરમ, ઊંચા અને નીચા વગેરે જુદા જુદા પ્રકારના અવાજ નીકળે છે. આની તરફ પ્રાચીન લોકોનું ધ્યાન ગયું હશે, અને તેથી આવા થોડાક અવાજને પણ મૂર્ત સ્વરૂપ આપવાનો વિચાર તેમને થઇ આવ્યો હશે. આના પરિણામમાં જે લિપિ તેમણે યોજી હશે તે લિપિને આપણે "ધ્વનિદર્શક લિપિ" તરીકે ઓળખીએ તો ચાલે.

આ જાતની લિપિનું સ્વરૂપ કેવું હશે? દરેક અવાજનું સ્વતંત્ર ચિહ્ન યોજાએલું હોવાથી એકંદરે સંખ્યાબંધ ચિહ્નોનો સમાવેશ એમાં થતો હશે. એક વ્યંજન અને એક સ્વર, એક સ્વર અને એક વ્યંજન, અથવા બે વ્યંજનો અને એક સ્વર મળીને જેટલા ઉચ્ચાર તૈયાર થઇ શકે તે પૈકીના દરેક ઉચ્ચારને લગતું એકેક સ્વતંત્ર ચિહ્ન યોજાયું હોવું જોઇએ. પણ તેમાંનાં ઘણાં ચિહ્નો તો બાતલ પણ થયાં હોવા જોઇએ; કારણ કે, રોજના વ્યવહારમા કાઇ બધા જ અવાજોના બનેલા શબ્દો વપરાતા નથી. આપણી હાલની લિપિમાં 'ક્' થી 'ળ્' સુધીના ૩૪ વ્યંજનો છે. તેમાં 'અ' થી 'અઃ' સુધીના ૧૬ સ્વરો મેળવ્યાથી પૂર્ણ ઉચ્ચાર થઇ શકે છે. આ પ્રમાણે સ્વરસંયોગથી આ ૩૪ વ્યંજનો ૫૪૪ ( ૩૪×૧૬ ) વિવિધ અવાજ વ્યક્ત કરી શકે છે. આમાં સ્વરના બીજા ૧૬ અવાજ ભેળવતાં એકંદરે ૫૬૦ અવાજ બનવા પામે છે. આમાંના કેટલાક અવાજ તો આપણા વ્યવહારમા હયાતી ધરાવતા જ નથી. એટલે આશરે ૪૦૦ કે ૪૫૦ ધ્વનિ આપણને પરિચિત છે, એમ ગણીએ તો ચાલે. ૩૪ વ્યંજન અને ૧૬ સ્વર ગણીને બનેલી આપણી ૫૦ વર્ણની વર્ણમાળામાંથી બબ્બે વ્યંજનો અને એકેક સ્વર લઇને જોડાક્ષરો બનાવીએ તો તે કેટલા બધા થવા પામે? આ બધા સ્વતંત્ર અવાજ જ છે. તે જ પ્રમાણે વ્યંજન, સ્વર અને વ્યંજન મળીને જે રૂપો બને તે પણ સ્વતંત્ર ધ્વનિ જ ગણાય. પણ આ બધા પ્રકારના અવાજમાથી વ્યવહારમાં ન આવતા ધ્વનિ બાદ કરતાં ધ્વનિદર્શક લિપિમા ૪૦૦ કે ૪૫૦ ધ્વનિઓ સહેજે રહેવા પામે છે.

આ ધ્વનિદર્શક લિપિના ધ્વનિઓનો બારીક અભ્યાસ કરીને પછી સંક્ષિપ્ત સ્વરચિહ્નોનો અને વ્યંજનચિહ્નોનો ઉપયોગ કરીને વર્ણલિપિ બનાવવામાં આવી હશે આમ વ્યંજનની કલ્પના મનમા બરાબર ઠસી જતાની સાથે ધ્વનિદર્શક લિપિને તિલાંજલિ મળી હોવી જોઇએ.

આ પ્રમાણે ચિત્રલિપિમાથી ધ્વનિદર્શક લિપિ ઉત્પન્ન કરીને પછી શબ્દોના અવયવોનું પૃથક્કરણ કરીને ફિનિશિયાના લોકોએ ઇસ્વી સનની પૂર્વે આશરે દશમી સદીના અરસામા સ્વર અને વ્યંજન નક્કી કર્યાં. યુરોપીય પુરાતત્ત્વશાસ્ત્રીઓ કહે છે કે, પ્રાચીન

મીસરી ચિત્રલિપિમાંથી નીકળેલી ' હીઅરેટિક ' વર્ણલિપિમાંથી ઉત્પન્ન થએલી ' ફિનિશિયન ' વર્ણલિપિમાંથી આપણા દેશની વર્ણલિપિ ઉત્પન્ન થવા પામી છે. પ્રથમ દર્શને જ આ વાત અસંભવિત લાગ્યા વિના નહિ રહે. હિમાલયના માર્ગે અને વાયવ્યકોણના માર્ગે હિન્દુસ્તાનમાં દાખલ થએલા આપણા પ્રાચીન આર્યો કાંઇ આજથી ત્રણ હજાર વર્ષો પૂર્વે જ અહીં આવેલા નહિ. વેદકાલીન આર્યોનો વખત નક્કી થઇ શકે એમ નથી. પણ વેદકાલીન અને વેદોત્તરકાલીન આર્યોને લિપિજ્ઞાન ન હતું એમ માનવાને કારણ નથી.

આપણા પ્રાચીન પૂર્વજો એમ માનતા કે, બ્રહ્મદેવમાંથી લેખનકળા ઉત્પન્ન થઇ છે. ' અગ્નિહોત્રતત્ત્વ,' ' જ્યોતિસ્તત્ત્વ,' ' નારદસ્મૃતિ ' વગેરે આ વાતની સાક્ષી પૂરે છે. હુએનત્સંગ પણ કહી ગયો છે કે, " ભરતખંડમાંની વર્ણમાલાની ઉત્પત્તિ બ્રહ્મદેવમાંથી થઇ છે, અને તે ત્યારથી આજ સુધી હિન્દુસ્તાનમાં ચાલતી આવેલી છે. " પણ મૅકડોનેલના મતે ઇ. સ. પૂ. ચોથી સદી પહલાં, બર્નેલના મતે ઇ. સ. પૂ. પાંચમી સદી પહેલાં, અને બ્યૂહ્લરના મતે ઇ. સ. પૂ. દશમી સદી પહેલાં હિન્દુસ્તાનમાં લિપિજ્ઞાન હયાત નહિ હોય.

પ્રાચીન લિપિનો કાળ જાણવાના હેતુથી આપણે આપણું પ્રાચીન સાહિત્ય તપાસવું જોઇએ. મૅકડોનેલ સાહેબને આપણા પ્રાચીન વ્યાકરણકાર પાણિનિની પરિભાષામાં લેખનકળાસૂચક એક શબ્દ પણ જડેલો નહિ, એ બહુ નવાઇની વાત છે. પાણિનિએ તો ' લિપિ, ' ' લિબિ, ' ' લિપિકાર ' અને ' યવનાની ' શબ્દ તૈયાર કરવાના કામે ઉપયોગમાં લેવાના નિયમો આપેલા છે. તે પૈકીના ૩-૨-૨૧ વાળા સૂત્રમાં ' લિપિ ' અને ' લિબિ ' શબ્દનો અર્થ ' લેખન ' થાય છે. વળી ૪-૧-૪૯ વાળા સૂત્રમાં ' યવનાની ' શબ્દ છે તેનો અર્થ કાત્યાયને અને પતંજલિએ ' યવનલિપિ ' કર્યો છે. વળી પાણિનિએ અનેક ગ્રંથોનો પરિચય કરાવ્યો છે તે પણ લેખનકળાનો પુરાવો આપે છે. તેના વખતમાં ' કૃત ' ' પ્રોક્ત ' અને ' ઉપજ્ઞાત ' નામના ત્રણ પ્રકારના ગ્રંથ હયાત હતા. તેના ૧-૩-૭૫ વાળા સૂત્રમાં ' અગ્રંથ ' શબ્દ છે, અને ૪-૩-૮૭ વાળા તથા ૪-૩-૧૧૬ વાળા સૂત્રમાં ' કૃત ' એટલે રચેલા ગ્રંથોનો ઉલ્લેખ કરેલો છે. ૪-૩-૧૦૧ વાળા સૂત્રમાં તેણે વેદોની શાખાઓને ' પ્રોક્ત ' કહી છે. ૪-૩-૧૧૫ વાળા સૂત્રમાં તેણે નવા વિષયના સંબંધમાં લખેલા ગ્રંથને ' ઉપજ્ઞાત ' કહ્યો છે. ૪-૩-૮૮ વાળા સૂત્રમા તેણે પોતાના વખતના કેટલાક ગ્રંથોને લગતું અને તેમના વિષયોને લગતું પોતાનું જ્ઞાન બતાવી આપ્યું છે. ૪-૩-૧૧૦ વાળું સૂત્ર બતાવી આપે છે કે, ' ભિક્ષુસૂત્ર ' અને ' નટસૂત્ર ' નામના બે સૂત્રાત્મક ગ્રંથ તેના વખતમાં હયાત હતા. ૬-૨-૩૮ વાળા સૂત્રમાં તેણે મહાભારતની હયાતી પણ જણાવી છે. વળી, તૈટીકિ, ઔદુંબરાયણ, કાશ્યપ, શાકપૂણિ, કૌત્સ, શાકટાયન, સેનક, આપિશલિ, સ્ફોટાયન, આગ્રવર્મણ, ગાલવ, ઔપમન્યવ, ઔર્ણવાભ, વાર્ષ્યાયણિ, ભારદ્વાજ, શાકલ્ય, ક્રોષ્ટુકી, શતબલાક્ષ, કાત્થક્ય, ચર્મશિરસ્, મૌદ્ગલ્ય, સ્થૌલાષ્ઠીવી, આગ્રાયણ અને ગાર્ગ્ય નામના વ્યાકરણકારોનાં તથા નિરુક્તકારોનાં નામ તથા મત પણ તેણે પ્રસંગોપાત્ત પોતાની અષ્ટાધ્યાયીમા આપેલાં છે.

પાણિનિની સૂત્રાત્મક અષ્ટાધ્યાયીનું સ્વરૂપ બરાબર ધ્યાનમા લઇએ તો તુરત જણાઇ આવે કે, લેખનકળાના અભાવે આવો ગ્રંથ તૈયાર થઇ શકે જ નહિ અષ્ટાધ્યાયીના જેવો સૂત્રાત્મક ગ્રંથ તો શુ પણ વ્યાકરણશાસ્ત્રને લગતો કોઇ પણ ગ્રંથ લેખનકળાના અભાવે તૈયાર થઇ શકે જ નહિ. કોઈ પણ ભાષાનું વ્યાકરણ લખતા પહેલા તેવી ભાષાનુ લિખિત સાહિત્ય હયાત હોવુ જોઇએ સાહિત્યના અભ્યાસ વગર વ્યાકરણના નિયમ ઘડી શકાય જ નહિ

વ્યાકરણશાસ્ત્રના પારિભાષિક શબ્દો ઉપનિષદ્થી માંડીને વેદસહિતા સુધીના બધા ગ્રંથોમા વચ્ચે વચ્ચે દૃગ્ગોચર થાય છે છાંદોગ્યોપનિષદ્મા અક્ષર, ઇકાર ઉકાર, એકાર સ્વર, ઊષ્મન્ અને સ્પર્શવર્ણ દૃષ્ટિએ પડે છે તૈત્તિરીયોપનિષદ્મા વર્ણ અને માત્રા નજરે પડે છે ઐતરેયારણ્યકમા ઊષ્મન્, સ્પર્શ, સ્વર, અતસ્થ, વ્યજન અને ઘોષ જણાવ્યા ઉપરાત નકારની અને ણકારની તથા સકારની અને ષકારની વચ્ચે રહેલો ભેદ બતાવેલો છે તેમ જ 'સધિ' શબ્દનું વિવેચન કરેલુ છે શાખાયનારણ્યકમા પણ આમાની ઘણીખરી બાબતો જોવામા આવે છે શતપથ બ્રાહ્મણમા એકવચનની અને બહુવચનની વચ્ચેનો ભેદ બતાવ્યો છે, અને ત્રણે લિંગોનો ઉલ્લેખ પણ કરેલો છે વળી 'નિરુક્ત' અને 'નિર્વચન' શબ્દ યોજીને ભાષાનું વ્યાકરણ કર્યાની વાત પણ આમા આપેલી છે તૈત્તિરીયસહિતામા પણ ભાષાનું વ્યાકરણ કર્યાનું જણાવેલું છે ઐતરેયબ્રાહ્મણમા કહ્યુ છે કે, અકાર, ઉકાર અને મકાર મળીને 'ૐ' અક્ષર બનેલો છે કૌશીતકી બ્રાહ્મણમા અને આશ્વલાયનશ્રૌતસૂત્રમા પણ આવુ જ કહ્યુ છે આ બધાની ઉપરથી આપણે એટલુ જ કહી શકીએ કે, આપણા વૈદકાલીન પૂર્વજો લેખનકળા જાણતા જ હતા

વ્યાકરણની વાત બાજી મુકીને છદશાસ્ત્રની વાત હાથમા લઇએ તો પણ વેદના વારા સુધી વાત જાય છે ઋગ્વેદમા ગાયત્રી અનુષ્ટુપ બૃહતી, વિરાજ, ત્રિષ્ટુભ અને જગતી છદના નામ આપેલા છે વાજસનેયી સહિતામા આના ઉપરાત પક્તિછદનુ નામ પણ મળી આવે છે, અને દ્વિપદા ત્રિપદા ચતુષ્પદા, ષટ્પદા તથા કકુભ્ વગેરે છદોની વચ્ચેનો ભેદ બતાવેલો છે અથર્વવેદમા જુદા જુદા છદોના નામ આપેલા છે, અને એકંદર તો એકદર ૧૧ છદ હોવાની બાબતમા ઉલ્લેખ કરેલો છે શતપથબ્રાહ્મણમા મુખ્ય છદ ૮ કહ્યા છે તૈત્તિરીયસહિતા, મૈત્રાયણીસહિતા, કાઠકસહિતા અને શતપથ બ્રાહ્મણ જોતા તેમા કેટલાક છદોમાના અક્ષરોની સખ્યા આપેલી જોવામા આવે છે તેમ જ તેમના દરેક પાદમા કેટકેટલા અક્ષર હોય છે તે પણ બતાવ્યુ છે આમ બ્રાહ્મણોમા તથા વેદોમા જુદા જુદા છદોના નામ તથા તેમનામાના અક્ષરોની સખ્યા પણ આપેલા છે એ વાતની ઉપરથી આપણે એમ જ કહી શકીએ કે, તે વખતે આપણા દેશમા લેખનકળા સારી પરિણતાવસ્થામા હતી

આ જ રીતે આપણા પ્રાચીન સાહિત્યમાથી આપણા પ્રાચીનકાળના અક્ષરજ્ઞાનની સાબીતી આપી શકાય તેમ છે, પણ સ્થળના અભાવે આપણે અહી તેની વિગતમા નહિ ઊતરીએ આપણે માત્ર એટલુ જ નોંધીશુ કે ગણિતને લગતુ આપણુ જે જ્ઞાન આપણા પ્રાચીન સાહિત્યમા વ્યક્ત થાય છે તે લેખનકળાના અભાવે થવુ અશક્ય જ ગણી શકાય

શુક્લયજુર્વેદસંહિતામાં 'અક્ષર' શબ્દ અનેક સ્થળે વાપરેલો જોવામાં આવે છે વાજસનેયી સંહિતામાં "अक्षरपंक्तिश्छन्द" એમ પણ કહ્યું છે અર્થાત્ શુક્લયજુર્વેદ મંત્રકારને અકારાદિ વર્ણનું જ્ઞાન હતું એટલું જ નહિ, પણ જુદા જુદા છંદોમાં કેટકેટલા અક્ષરો હોય છે તેનું તેમ જ ૭૬ અક્ષરોવાળા 'અતિધૃતિ' છંદનું પણ જ્ઞાન હતું અને 'છંદ' એટલે 'અક્ષરપંક્તિ' એમ પણ તેના જાણવામાં હતું. તૈત્તિરીયસંહિતામાં 'લિખ્' ધાતુનો ઉપયોગ 'परिलिखितम्' 'व्यालिखिता' અને 'प्रलिखिते' એ સ્વરૂપે કરેલો છે. વળી એ જ સંહિતાના તેમ જ વાજસનેયી સંહિતાના અશ્વમેધ પ્રકરણમાં કહ્યું છે કે, ઘોડાના શરીરની ઉપર જે ઠેકાણે તરવારનો ઘા કરવાનો હોય તે જગ્યાએ યજમાનની ત્રણ રાણીઓએ 'સૂચિ' ની મદદથી રેખા દોરવી જોઇએ. એ જ સંહિતાઓમાં 'અક્ષર' નો અને 'અક્ષરપંક્તિ' નો ઉલ્લેખ પણ કરેલો છે.

ઋગ્વેદમાં 'લિખ્' ધાતુનો ઉપયોગ થએલો જોવામાં આવતો નથી; પણ 'અક્ષર' શબ્દ અનેક જગ્યાએ વપરાએલો જોવામાં આવે છે. ૭-૧૫-૯, ૭-૧-૧૪, ૧-૧૬૪-૩૯ વગેરે ઘણી ઋચાઓ આ વાતની સાક્ષી પૂરે છે ઉપર અશ્વમેધ પ્રકરણના સંબંધમાં તૈત્તિરીયસંહિતામાંથી અને વાજસનેયી સંહિતામાંથી ઉલ્લેખ આપ્યો છે તેવો જ ઉલ્લેખ ઋગ્વેદમાં પણ છે 'अक्राः सूनाः परिभूपन्त्यश्वम्' (૧-૧૬૨-૧૩) એ ઋચા ભાગમાં જે 'અંક' શબ્દ છે તેનો અર્થ સાયણાચાર્યે "हृदयाद्यवयवांकनसाधनाः वेतसशाखा" એવો કર્યો છે ૧૦-૭૧-૪ વાળી ઋચામાં કહ્યું છે કે, 'उतत्वः पश्यन्त ददर्श वाचं । उत त्वः शृण्वन्न शृणोत्येनाम् ॥ અહીં સાયણાચાર્ય કહે છે કે, 'अनेन अर्थेन अविद्वान् अभिहित એવો અર્થ છે. જે માણસ વાણીને જોતો હોવા છતાં પણ જોતો નથી અને સાંભળતો હોવા છતાં પણ સાંભળતો નથી તે (નિરક્ષર અર્થાત્ અભણ) માણસને લખેલો લેખ દેખાતો હોવા છતાં પણ ઉપયોગનો નથી, એવો આનો ભાવાર્થ છે અહીં 'वाचं पश्यन' શબ્દો **લખેલા** અક્ષરોને ઉદ્દેશીને જ વાપરેલા છે, એ સ્પષ્ટ છે

અથર્વવેદમાંથી 'લિખ્' ધાતુનો ઉપયોગ મળી આવે છે ૧૨-૩-૨૨ વાળી અને ૨૦-૧૩૨-૮ ઋચામાં એ ધાતુ વપરાયો છે વળી ઋગ્વેદમાં જોવામાં આવતા અક્ષર સંબંધી ઉલ્લેખ પણ અથર્વવેદમાં જોવામાં આવે છે અહીં 'અક્ષર' નો વર્ણાર્થ સૂચવાયો છે. જે ખરી ન જાય તે અક્ષર કહેવાય બોલાએલી વાણી લુપ્ત થાય છે, પણ જે વાણી સ્થાયી રહે છે તે 'અક્ષર' શબ્દથી અહીં સૂચવાઈ છે. આથી એમ જ સાબીત થાય છે કે, જે વાણીને લેખરૂપે કાયમનું સ્વરૂપ અપાયું હોય તેને જ 'અક્ષર' કહી શકાય એ રીતે જોતાં, વેદકાળમાં લેખનકળા સંપૂર્ણ પરિણતાવસ્થામાં હયાતી ધરાવતી હતી, એમ જ કહી શકાય છે.

વેદો કેવળ શ્રોતવ્ય ન હતા પણ લિખિત હતા, એ બતાવવાને અવકાશના અભાવે માત્ર એક જ પ્રમાણ આપીને અહીં તો સંતોષ માનવો પડે છે વેદના પ્રાતિશાખ્ય પાણિનિની પહેલાં રચાયાં હતાં વેદની જુદી જુદી શાખાઓના પઠનપાઠનમાં જે કાંઇ

વ્યતિક્રમની સંભાવના થતી હતી તેને લગના દોષને દૂર કરવાના હેતુથી પ્રાતિશાખ્યની રચના થવા પામેલી પાણિનિએ પોતાના ૧–૧–૬૦ વાળા સૂત્રમાં કહ્યું છે કે, કોઇ અક્ષરનું અદર્શન હોય ત્યાં તેનો લોપ થયો કહેવાય. આ લોપના સંબંધમાં સુપ્રાચીન પ્રાતિશાખ્યમાંથી પણ ઘણાં સૂત્રો મળી આવે છે. "**लोप उद्‌स्यास्तम्भोः सकारस्य ॥**" "**अन्तस्थोष्मसु लोपः ॥**" વગેરે. વેદ કેવળ શ્રોતવ્ય હોત તો લોપની સાર્થકતા કદિ પણ ન રહેત. એની પછી રેફનો પ્રયોગ થાય છે. ઋક્, યજુર્, અથર્વ વગેરે બધાં પ્રાતિશાખ્યોમાં રેફનો નિયોગ અને રેફવાળા વ્યંજનનું દ્વિત્વવિધાન બતાવેલાં છે; પુષ્પઋષિએ રચેલા સામપ્રાતિશાખ્યમાં પણ લોપની, રેફની અને અવગ્રહની વાત આપેલી છે. અર્થાત્ વેદ કેવળ શ્રોતવ્ય હોત તો, વેદમાં રેફનો અને અવગ્રહનો પ્રયોગ અને લોપ કયાં થશે અને દ્વિત્વ કયાં કરવામાં આવશે, એ બાબતના નિયમ જણાવવાની કાંઇ જરૂર જ ન રહેત. ટુંકામાં, વેદકાળમાં આપણા લોકો લેખનકળાથી પૂરેપૂરા માહિતગાર હતા.

પરંતુ તે કાળમા વપરાતી લિપિ કયા નામથી ઓળખાતી હતી, એ આટલી સદીઓની પછી કહી શકાતું નથી. તે કાળના કોઇ અવશેષો મોજુદ ન હોવાથી તે કાળની લિપિની વર્ણમાલા તથા તેનું નામ અત્યારે આપણા જાણવામાં નથી. પુરાણવસ્તુશાસ્ત્રીઓની શોધખોળના પરિણામમાં અશોકના અનેક શિલાલેખો આખા હિન્દુસ્તાનમાંથી ઠેરઠેર મળી આવેલા છે તે અત્યારે તો આપણી પ્રાચીન લિપિના લેખી અવશેષ તરીકે મોજુદ છે. અશોકના પહેલાંના કાળમાં વપરાતી લિપિ 'બ્રાહ્મી' લિપિ કહેવાતી હતી તેથી અશોકના પોતાના કાળની લિપિને પણ બ્રાહ્મી લિપિ કહેવામાં આવે છે. જૈન લોકોના 'સમવાયાંગ' અને 'પન્નવણા' સૂત્રમા જે ૧૮ લિપિઓનાં નામ આપેલા છે તેમાં 'બંભી' ( બ્રાહ્મી ) લિપિને અગ્રસ્થાન આપેલું છે. 'ભગવતી' સૂત્રનો આરંભ જ '**नमो बंभीए लिविए**' અર્થાત્ 'બ્રાહ્મી લિપિને નમસ્કાર' કરીને કરેલો છે. બૌદ્ધ લોકોના 'લલિતવિસ્તર' નામક ગ્રંથમા ૬૪ લિપિઓના નામ આપેલાં છે તેમાં પણ બ્રાહ્મી લિપિને અગ્રસ્થાન અપાએલું છે.

બ્રાહ્મી લિપિનું મૂળ શોધવાના કામે અનેક વિદ્વાન્ લોકોએ મહેનત કરેલી છે. અંગ્રેજ વિદ્વાનો પૈકી આલ્ફ્રેડ મ્યુલર, પ્રિન્સેપ, સેનાર્ત, કસ્ટ, રૅપ્સન, વિલ્સન, સ્ટીવન્સન, પોલ ગોલ્ડસ્મીથ, ઇ. મ્યુલર, બર્નેલ, ટેઇલર, લેનોર્મોંત, ક્લૉડ, હ્રાઇસ ડેવિડ્ઝ, વેબર, જોન્સ મેક્સમુલર, મૅકડોનેલ, વિટની, હૅલેવે, બ્યૂહ્લર, બાર્નેટ, ઠીક વગેરે વિદ્વાનોએ જુદા જુદા અભિપ્રાય દર્શાવેલા છે. એ બધાની વિગતમા અહીં ઊતરવાનું બની શકે એમ નથી. ટુંકામાં કહીએ તો, એડવર્ડ થોમસ, કનિંગહામ, ડૉસન, લૅસન વગેરે ચાર પાચ પરદેશી વિદ્વાનો સિવાયના બધા વિદ્વાનો તો એમ જ માની બેઠા છે કે, બ્રાહ્મી લિપિનું મૂળ પરદેશી છે, સ્વદેશી નથી. પરંતુ અત્યાર સુધીમાં આપણે તેના સ્વદેશીપણાની શક્યતાની બાબતમા કાંઇક ઝાંખી કરી ગયા છીએ. આથી સ્થળના અભાવે આ બાબતની લાંબી ચર્ચામાં આપણે અહીં તો નહિ ઊતરીએ

અશોકના શિલાલેખોનો અભ્યાસ કરતા જણાય છે કે, ઇ. સ. પૃ. ચોથી સદીના અરસામાં આપણા દેશમા બીજી નાની લિપિઓના ઉપરાંત બે જાતની લિપિ પ્રચારમાં હતી.

ડાબી તરફથી જમણી તરફ લખાતી લિપિ 'બ્રાહ્મી' લિપિ તરીકે ઓળખાય છે, અને જમણી તરફથી ડાબી તરફ લખાતી લિપિ 'ખરોષ્ઠી' લિપિ કહેવાય છે. અશોકના માત્ર બે જ શિલાલેખો ખરોષ્ઠી લિપિમાં કોતરેલા છેઃ-(૧) શાહબાઝગઢીનો શિલાલેખ, અને (૨) મનશહરનો શિલાલેખ, આ બન્ને શિલાલેખો આપણા દેશના વાયવ્ય-ખૂણામાંથી મળી આવ્યા હતા. તે દેશભાગના લોકો ખરોષ્ઠી લિપિ વાંચી શકતા હશે તેથી અશોકે પોતાનાં શાસનો એ લિપિમાં ત્યાં કોતરાવ્યાં હશે. ઇ. સ. પૂ. આશરે પાંચમી સદીમાં એ દેશભાગમાં ઉદ્ભવેલી આ લિપિ બ્રાહ્મી લિપિના સહેલાપણાને લઇને જીવવા પામી નહિ. સં. ૩૮૪ ના આંકડાવાળો એક લેખ પેશાવર જિલ્લાના ચારસદા તહસીલમાંના હસીનગરમાંથી મળી આવ્યો છે તે ખરોષ્ઠી લિપિનો છેલ્લામાં છેલ્લો લેખ જણાયો છે. આથી એમ અનુમાન થઇ શકે છે કે, અશોકના કાળની પછી તુરત જ ખરોષ્ઠી લિપિ આ દેશમાંથી લુપ્ત થઇ હશે. હિન્દુકુશ પર્વતની ઉત્તરે આવેલા મુલકમાં અને ચીની તુર્કસ્તાનમાં બૌદ્ધ પંથનો અને આપણી સંસ્કૃતિનો પ્રસાર થએલો હોવાથી તે ભાગમાં પાછળથી થોડા વખત સુધી ખરોષ્ઠી લિપિ હયાત રહી હશે. ડૉ. સર ઑરેલ સ્ટાઇને ચીની તુર્કસ્તાન વગેરે દેશમાંથી કેટલીક પ્રાચીન વસ્તુઓ ભેગી કરી છે તેમાં ખરોષ્ઠી લિપિમાં લખેલ પુસ્તકો અને લાકડાની પટ્ટીઓ પણ તેને મળી આવેલ છે. આ પ્રમાણે અલ્પાયુ ખરોષ્ઠી લિપિનો વિચાર કરતા આપણે ચિરાયુ બ્રાહ્મી લિપિનો વિચાર કરવાને પ્રવૃત્ત થઇ શકીએ છીએ.

સારામા સારી લિપિમાં બે ગુણ હોવા જોઇએઃ-(૧) આપણે જેમ બોલીએ તેમ લખી પણ શકીએ એવો અસંદિગ્ધ સંકેત દરેક ઉચ્ચારના સંબંધમાં હોવો જોઇએ; અને (૨) આપણે જે લખ્યું હોય તે બીજો કોઇ ઇસમ વાંચે તો તેના બોલવામાં અને આપણે જે બોલેલા હોઇએ તેમા બીલકુલ ફેર પડવો જોઇએ નહિ આ કસોટી બ્રાહ્મી લિપિને લાગૂ પાડતા તે સારામા સારી લિપિ ઠર્યા વગર રહેતી નથી. બ્રાહ્મી લિપિના સ્વરોની અને વ્યંજનોની સંખ્યા પૂર્ણ છે, અને હ્રસ્વદીર્ઘના અને અનુસ્વાર વિસર્ગના જુદાં જુદાં ચિન્હો પણ તેમાં છે. દરેક વ્યંજનનો ઉચ્ચાર કયા સ્વરથી થાય છે તે જોઇ તપાસીને શાસ્ત્રીય ક્રમથી બ્રાહ્મી લિપિની ગોઠવણ થઇ છે. બ્રાહ્મી લિપિથી માત્ર સંસ્કૃત ભાષાના જ નહિ પણ બીજી કોઇ પણ આર્ય ભાષાના ધ્વનિ વ્યક્ત કરી બતાવી શકાય છે. વ્યંજનોને સ્વરચિન્હો જોડવાની બાબતમા બ્રાહ્મી લિપિમા જે સવડ છે તે સવડ દુનિયામાની બીજી કોઇ પણ લિપિમાં ભાગ્યે જ હશે. તેમ છતાં પણ ફારસી, અંગ્રેજી વગેરે પરભાષાઓના સંસર્ગથી કેટલાક ધ્વનિ આપણે નવેસર શીખ્યા છીએ તેમના ઉચ્ચાર આપણી લિપિમાં ઊતારતાં મુશ્કેલી નડતી જણાય છે. દાખલા તરીકે, અંગ્રેજી 'ઇઝ' શબ્દમા 'ઝ' અક્ષરનો જે ધ્વનિ નીકળે છે તેને આપણી લિપિમા બરાબર ઊતારી શકાતો નથી. આ બાબતમાં 'ઝ' ની નીચે ટપકું મુકવાને લગતી હિમાયત અગાઉ કરવામા આવેલી છે, પણ કોઇએ તેનો સ્વીકાર કર્યો નથી. મને લાગે છે કે, આ પ્રમાણે નવા વર્ણો ઊમેરવાની જરૂર પણ નથી. નવા વર્ણો વગર આપણો વ્યવહાર ખુશીથી ચાલી શકે તેમ છે. જેમ અંગ્રેજી ભાષામાં એકેક વર્ણના અનેક ઉચ્ચાર જુદા જુદા સ્થળે કરવા પડે છે તેમ છતા પણ એ ભાષામા વ્યવહાર ચાલી શકે છે તેમ આપણી ભાષામાં પણ થઇ શકે તેમ છે.

આથી નવા વર્ણો ઊમેરવાની જરૂર રહેતી નથી. આ પ્રમાણે બ્રાહ્મી લિપિ આપણા વ્યવહારમાંના બધા ધ્વનિઓ વ્યક્ત કરનારી સંપૂર્ણ લિપિ છે, એમ ગણી શકાય છે

બ્રાહ્મીલિપિનું મૂળ શોધવું તદ્દન અશક્ય છે, એ વાત અગાઉ આવી ગઇ છે આ બાબતમા કેટલાક વિદ્વાનોનું એવું ધારવુ છે કે, દેવતાઓની મૂર્તિઓ બની તેના પહેલા હિન્દુઓ કેટલાક સાંકેતિક ચિહ્નોના દ્વારે એ દેવતાઓની ઉપાસના કરતા, અને ત્રિકોણ, ગોળ વગેરે આકૃતિઓથી તૈયાર કરેલા "દેવનગર" નામના યન્ત્રમા આ ચિહ્નો કાઢવામા આવતા. દેવનગરમા લખવામા આવતા આ સાંકેતિક ચિન્હો કાલાંતરે તે તે દેવતાઓના નામના પહેલા અક્ષર મનાવા લાગ્યા, અને તે શરૂઆતમા દેવનગરમા કઢાતા તેથી "દેવનાગરી" નામ તેમને આપવામાં આવ્યુ. આ માત્ર કલ્પના છે તેમા ખરાપણું કેટલું છે તે અત્યારે કહી શકાય તેમ નથી પણ આપણે એટલુ તો કહીશુ કે, આપણી લિપિને 'દેવનાગરી' નામ તો બહુ પાછળથી અપાયુ છે બ્રાહ્મી લિપિની પહેલા પણ દેવનાગરી લિપિ હયાતી ધરાવતી હતી, એ વાત હજી સુધી તો બહાર આવી નથી અશોકના શાસનોની લિપિના પહેલાની લિપિનું દર્શન કપિલવસ્તુ (વિપ્રાવા)માંથી મળેલા પાત્રની ઉપર આપણને થાય છે પણ બ્રાહ્મી લિપિની પહેલા દેવનાગરી લિપિ હયાત હતી, એમ તો હજી સુધી કોઈ જાણતુ નથી અહીં સાથે સાથે એટલુ જણાવી દઇશુ કે, રાજશાસનો કોતરાવવાની શરૂઆત અશોકે જ કરી હતી, એવી જે માન્યતા છે તે ભૂલભરેલી છે. યાજ્ઞવલ્કય, વસિષ્ઠ, વ્યાસ, બૃહસ્પતિ, કાત્યાયન વગેરે બધા ધર્મશાસ્ત્રકારોએ રાજલેખોનો અને રાજાનુશાસન લિપિનો ઉલ્લેખ કરેલો છે યાજ્ઞવલ્કયે કહ્યુ છે કે,

> दत्वा भूमिं निबध वा कृत्वा लेख्य तु कारयेत्।
> आगामिभद्रनृपतिपरिज्ञानाय पार्थिवः॥
> पटे वा ताम्रपट्टे वा स्वमुद्रोपरिचिह्नितम्।
> अभिलेख्यात्मनो वश्यानात्मनश्च महीपति ॥
> प्रतिग्रहपरिमाण दानच्छेदोपवर्णनम्।
> स्वहस्तकालसपन्नं शासनं कारयेत् स्थिरम्॥ (१-३१७-३१९)

વેદાંગના બીજા શિક્ષાગ્રંથમા લખ્યુ છે કે, શંભુના મતે પ્રાકૃત અને સંસ્કૃત ભાષામા યથાક્રમ ૬૩ કે ૬૪ અક્ષર પ્રસિદ્ધ છે. તેમા સ્વરાક્ષર ૨૧ છે, સ્પર્શાક્ષર અર્થાત્ 'ક'થી 'મ' સુધીના વર્ણના અક્ષર ૨૫ છે, યાદાક્ષર અર્થાત્ ય,વ,ર,લ,શ,ષ,સ,હ એ ૮ અક્ષર છે, અને યમ અથવા યુગ્માક્ષર ૪ છે. તેના ઉપરાંત અનુસ્વાર, વિસર્ગ, જિહ્વામૂલીય, ઉપધ્માનીય, દુસ્પૃષ્ટ, ળૃકાર અને પ્લુત મળીને એકંદરે ૬૪ અક્ષરો થાય છે વેદકાળના આ અક્ષરો પૈકીના કેટલાકનો ઉપયોગ લૌકિક ભાષામાં ન રહ્યો તેથી પાછળથી બુદ્ધકાળમા ૪૫ અક્ષરો રહેવા પામ્યા હશે 'લલિતવિસ્તર'ના દશમા અધ્યાયમા નીચેના ૪૫ અક્ષરો ગણાવ્યા છે —

અ, આ ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અ
ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ,

ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન,
પ, ફ, બ, ભ, મ, ય, ર, વ, શ, ષ, સ, હ, ક્ષ

તેનમાં ૫૦ માતૃકાલિપિનો અને ૪૨ ભૂતલિપિનો ઉલ્લેખ કરેલો છે–

**द्विचत्वारिंशदिति भूललिपिमंत्रमयी, पंचाशदिति मातृकालिपि ॥**

અશોકકાળની પહેલા અઢાર લિપિઓ પ્રચલિત હતી, એમ આપણે જાણીએ છીએ તે વખતે પણ મગધલિપિ, શકલિપિ વગેરે જુદા જુદા નામો જુદા જુદા સ્થાનની લિપિઓને અપાયા ન હતા. પણ પછીથી ગામ, જાતિ, વ્યક્તિ વગેરેને ઉદ્દેશીને જુદી જુદી લિપિને જુદા જુદા નામ અપાવા લાગ્યા. ઇ સ ની પાંચમી સદીમા લખાએલા જૈનગ્રંથ ' નંદીસૂત્ર "મા છત્રીશ જાતની લિપિઓનો ઉલ્લેખ કરેલો છે, જેમ કે, હંસ, રાક્ષસ, માલવી, નાગરી, પારસી, ચાણક્યી, લાટી, કાનડી, ગુર્જરી, સોરઠી, માગધી વગેરે વગેરે. ઇ સ ની બારમી સદીમા શેષકૃષ્ણે ૬ મૂળ પ્રાકૃત અને ૨૭ અપભ્રંશ ભાષાઓનો ઉલ્લેખ કરેલો છે. તેણે પોતાના "પ્રાકૃતચંદ્રિકા" નામના ગ્રંથમા ૩૩ લિપિઓના નામ આપેલા છે, જેમ કે, માગધી, શૌરસેની, મહારાષ્ટ્રી, લાટ, વૈદર્ભી, ઉડ્ર, સૈંહલ, પ્રાચ્ય, ગૌર્જર વગેરે વગેરે. પરંતુ આ બધી લિપિઓના સ્વરૂપની વિગતમા ઊતરવાને અહીં સમય ને સ્થાન નથી માત્ર એટલુ જ અહી તો નોંધીશુ કે, અશોકકાળની લિપિમાથી અને અન્ય રીતે ઉતરી આવેલી નીચે જણાવેલી મુખ્ય મુખ્ય લિપિઓ આપણા દેશમા પ્રચારમા છે–

અરીગ, અસમીઆ, ઉડીઆ, ઓઝા, કણાડી, કરાડી, કાયથી, ગૂજરાતી, ગુરુમુખી. ગ્રંથ, તામિલ તુલૂ, તેલગુ, થલ, દોગરી, દેવનાગરી, નિમારી, નેપાલી, પરાચી, પહાડી, બણિયા, બગાલી, બિસાતી, બડિયા, ભાવલપુરી, મણિપુરી, મલયાલમ, મગરી, મારવાડી, મુલતાની, મૈથિની, મોડી, રેરી, લામાનાસી, લુંડી, શરાફી અથવા શ્રાવકી, શિકારપુરી, માંરિકા, સૈસી, સિંહલી અને સિંધી વળી બર્મી, સ્યામ, લેપચ, કાબોજી, પેગુયવની, યવદ્વીપી, ફિલિપાઇની, ફારસી, અંગ્રેજી વગેરે જુદી જુદી જાતની બીજી લિપિઓ પણ વ્યવહારમા પ્રચલિત છે આ બધી લિપિઓ પૈકીની માત્ર ગૂજરાતી લિપિની સાથે અત્યારે તો આપણે વિશેષ પરિચય રાખીશુ

લિપિશાસ્ત્રની દૃષ્ટિએ પણ હુ તો ગૂર્જરગતને નંદનવન ગણુ છુ હાલનો ગૂજરાત-કાઠીઆવાડનો પ્રદેશ પ્રાચીન કાળથી પરદેશીઓનુ ધ્યાન ખેંચતો આવેલો છે આથી કરીને જે જે પરદેશીઓ અથવા પરપ્રાંતીઓ આપણા વિભાગમા વખતો વખત આવેલા તે તે તમામ પોતાની લેખનકળાના અંશો આપણા દેશભાગમા સ્વાભાવિક રીતે પોતાની પાછળ મુકતા ગએલા, એમ કહેવામા કાંઈ પણ અતિશયોક્તિ નથી ગિરનારની શિલાની ઉપર ઈ સ. પૂર્વેની ત્રીજી સદીની મગધલિપિ મોજુદ છે વળી ઈ. સ ની બીજી સદીની લિપિ પણ ત્યા જ ક્ષત્રપરાજી રુદ્રદામાના લેખમા મોજુદ છે તે જ પ્રમાણે ઇ સ. ની પાંચમી સદીની લિપિ પણ એ જ શિલાની ઉપર સ્કન્દગુપ્તના લેખમા મોજુદ છે. ઇ સ ની દશમી સદીની લિપિ જાઇમ્દેવ।। મોરબીના દાનપત્રમા મોજુદ છે આ દાખલા તો માત્ર નમૂના

તરીકે ગણાવ્યા છે. બીજા પણ પુરાવા આપણા દેશભાગમાં મોજુદ છે. દેવનાગરી લિપિ અને ગૂજરાતી લિપિ તો અલબત્ત, બધાં સ્થળે હયાત છે. એટલે, કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે, આપણા ગૂજરાતમાંથી જ પ્રાચીન કાળથી અર્વાચીન કાળ સુધીની જુદી જુદી લિપિના નમૂનાઓ મળી શકે તેમ છે. અલબત્ત, આ કામે વિશેષ શોધખોળ કરવાને માર્ગ રહે છે ખરો. પણ તે કોણ કરે?

આપણી ગૂજરાતી લિપિ કયારે ને કેવી રીતે શરૂ થઇ છે, એ વિષય મહત્ત્વનો છે. ઇ. સ. ની દશમી–અગીઆરમી સદી સુધી તો આપણા આ દેશભાગમા પણ મોટા ભાગે દેવનાગરી લિપિનો જ પ્રચાર હતો, એમ અત્યારે તો કહી શકાય છે. મને અત્યાર સુધીમાં જૂનામાં જૂના ગૂજરાતી લિપિના નમૂના સં. ૧૬૫૧ ના એટલે ઇ. સ. ૧૫૯૪–૯૫ ના વર્ષના અમદાવાદના એક ખતમા જેવા મળેલા છે. આનાથી પણ જૂના ગૂજરાતી લિપિના નમૂના મળી આવવાનો સંભવ છે. આથી એવું અનુમાન કરી શકાય કે, આશરે ઈ. સ. ની તેરમી–ચૌદમી સદીમાં આપણી ગૂજરાતી લિપિના વલણની શરૂઆત થઇ હશે. અલબત્ત, શરૂઆતમાં તો દેવનાગરી લિપિની સાથે સાથે જ ગૂજરાતી લિપિ વિકસતી હતી. મુખ્યત્વે કરીને આપણા વણિક લોકોએ ઝપાટાબંધ લખવાની પદ્ધતિ શરૂ કરી તેના પરિણામમાં ગૂજરાતી લિપિનો જુદો મરોડ ઊભો થવા પામ્યો હશે, એમ મને તો લાગે છે. ઝપાટાભેર લખવાની લિપિમાં આપણે જ અગ્રસ્થાન ભોગવતા હોઇશું, એમ પણ લાગે છે. મરાઠાઓએ દેવનાગરી લિપિમાંથી હેમાડપંતી મોડી લિપિ બહુ પાછળથી વિકસાવી છે. બંગાળીઓએ આપણી પહેલાં નહિ તો કદાચ આપણી સાથે સાથે અથવા તો આપણી પછી તુરતમા જ ઝપાટાભેર લખવાની બંગાળી લિપિ કદાચ વિકસાવી હશે. પણ એ સૌમા આપણી લિપિ સહેલામા સહેલી છે, એમ તો અન્ય સૌ પણ કબૂલે છે.

ઇ. સ. પૂર્વની મગધલિપિનો વિકાસ થતા થતા દશ–બાર સદી વીતતાં સુધીમાં દેવનાગરી લિપિએ પોતાનું રૂપ પકડવા માંડયુ, અને ઇ. સ. ની દશમી સદીના અરસામાં સંપૂર્ણ દેવનાગરી લિપિ વિકસી ગઇ, એમ કહી શકાય છે. ત્યાર પછી આપણા દેશભાગમા મુસલમાનોનાં આક્રમણો થવા લાગ્યાં. એ ઇતિહાસ ભાગની વિગતમાં અહીં આપણે નહિ ઊતરીએ. અહીં માત્ર એટલું જ કહીશું કે, આ અરસામાં આપણા પ્રાંતના વણિક લોકોને વ્યવહાર પરત્વે વધારે ઝડપવાળી અને સહેલી લિપિમા લખાણ કરવાની સૂઝ પડી હશે, અને તેના પરિણામમા આશરે ઇ. સ. ની તેરમી–ચૌદમી સદી સુધીમા દેવનાગરી લિપિની વર્ણમાળા પૈકીના ક, ખ, ચ, જ, ઝ, ણ, દ, ફ, બ, ભ, લ, શ, ળ અને તેર વ્યંજનોનો અને તમામ સ્વરોનો મરોડ હાલની ગૂજરાતી લિપિના રૂપમાં તેમણે ફેરવી નાખવા માંડયો હશે. તેમ છતાં પણ શરૂઆતમાં તો આ મરોડનું વલણ પણ દેવનાગરી લિપિના મરોડની તરફ વધારે ઝુકતું રહેતું હતું, અને લેખકનો હાથ ઠરેલો રહેતો ન હતો. તે જ પ્રમાણે દેવનાગરી લિપિમાં દરેક અક્ષરની ઉપર જે આડી લીટી દોરવામાં આવે છે તે ધીમે ધીમે ગૂજરાતી લિપિમાથી નાબૂદ થઇ ગઇ તેમ છતા પણ, ગૂજરાતી અક્ષરોની ઉપર જ નહિ પણ વિસર્ગના ચિહ્નની ઉપર પણ માત્ર મોહની ખાતર આડી લીટી લોકો દોરતા, એમ કહી શકાય છે; કેમ કે, એવા બેએક અપ્રસિદ્ધ શિલાલેખો મારા જેવામા આવેલા છે

સ્વરો પૈકીના જે સ્વરો ઓછા વપરાસમા આવતા હતા તેમને આપણા લોકોએ છોડયા નહિ. તેના પરિણામમા ઋ અને ॠ કાયમ જેવા જ રહ્યા. તેમ છતા પણ આજના કેળવણીના જમાનામા 'રૂષી,' 'રૂતુ,' 'નૈરૂત્ય' વગેરે ખોટા શબ્દો લખાઇને 'ઋ' ને પણ તિલાંજલિ અપાતી ચાલી છે, એ જોઇને કોને ખેદ ન થાય? વળી એ જ રીતે હ્રસ્વ 'ઇ' નો અને દીર્ઘ 'ઊ' નો પણ ક્રમશ લોપ થતો જાય છે, એ પણ કેટલી ખેદજનક વાત છે? 'સ્થીતી' 'ઉતરવું,' વગેરે અનેક દાખલા આ બાબતમા ટાંચી શકાય તેમ છે. ખરૂ પૂછો તો, આજકાલ શબ્દકોષોમા હ્રસ્વ 'ઉ' ના વિભાગમા વધારે શબ્દો દાખલ થએલા હોય છે તે દીર્ઘ 'ઊ' મા દાખલ થએલા હોવા જોઇએ આના વિશેષ વિવેચનને અત્રે સ્થાન અને સમય નથી.

જે સ્વરોનો વાપર વધારે રહ્યો તે સ્વરોના રૂપમા આપણા લોકોએ વિકૃતિ કરી, અને 'અ' 'આ,' 'ઇ,' 'ઈ,' 'ઉ,' 'ઊ,' 'ઓ,' 'ઔ,' 'અં' અને 'અઃ' એવા વિકૃત રૂપો ઊભા થયા. 'એ' અને 'ઐ' તો નવેસર જ ઊપજાવી કાઢવામા આવ્યા દેવનાગરીના 'ए' અને 'ऐ' ક્યા? અને આપણા 'એ' અને 'ઐ' ક્યા? સંવત ૧૬૮૪ ના એક ખતમા તો 'ए' તેમ જ 'ઍ' એમ બન્ને રૂપો જોવામા આવે છે

વ્યંજનો પૈકીના જે વ્યંજનો સહેલાઇથી લખી શકાય એવા હતા તે મૂળ દેવનાગરીના જ લગભગ કાયમ રહ્યા દાખલા તરીકે, ગ, ઘ, ઙ, છ ઞ, ટ, ઠ, ડ, ઢ, ત, થ, ધ, ન, પ, મ, ય, ર, વ, ષ, સ, અને હ જોડાક્ષરોની બાબતમા પણ એવુ જ બન્યુ છે મગધલિપિમા હમેશા જોડાક્ષરો એકબીજાની નીચે લખાતા હતા દાખલા તરીકે[1] ષ્સ, ન્છ, ત્ય, ન્હ વગેરે દેવનાગરી લિપિમા એ પૈકીના કેટલાક જોડાક્ષરો એકબીજાની પાસે પાસે અડોઅડ લખાતા થયા અને તેના પરિણામમા આગલા વ્યંજનને તોડી નાખવાની પ્રથા ચાલૂ થઇ. દાખલા તરીકે, क्त, रूय, ग्घ, च्य, ज्य, ण्य, त्व, थ्य, ध्म, प्त, વગેરે વગેરે તેમ છતા પણ એમા યે ખાસ કરીને છ, ટ, ઠ, ડ, ઢ, ૬ વ્યંજનો જોડાક્ષરોમા તૂટયા નહિ પણ એમ ને એમ ચાલૂ રહ્યા 'ટ્ટ' 'ડ્ડ' વગેરે કેટલાક જોડાક્ષરો એકબીજાની નીચે જ હજી સુધી લખાતા રહે છે. પણ 'द' ની સાથેના અમુક જોડાક્ષરોમા દેવનાગરી લિપિમા ફેરફાર થયો ખરો મગધલિપિમા એકબીજાની નીચે અક્ષરો જોડાતા તેમ દેવનાગરી લિપિમા એ જોડાક્ષરો 'द्य' અને 'द्ध' મૂળ રીતે લખાતા રહ્યા ત્યારે 'द' ની સાથે તેના પેટામા અમુક વ્યંજનો જોડાવા લાગ્યા, જેમ કે, द्र, द्व, અને द्द.

રફેની વાત તો વેદના પ્રાતિશાખ્યોમા પણ આપેલી છે પણ તેનું રેફી રૂપ ઇ સ પૂ ની બીજી સદીના અરસામા જોવામા આવ્યુ છે એ પુરોગામી 'ર્'ના ચિહ્નમા સહેજ ફેરફાર થયો. અને દેવનાગરીમા 'ँ' આવુ રૂપ તેણે લીધુ તે ગુજરાતીમા પણ એમ જ ચાલૂ રહ્યું છે તે જ પ્રમાણે અનુગામી 'ર્' એ પણ ઇ સ પૂ. ની બીજી સદીના અરસામા જે રૂપ લીધેલુ

---

[1] ષ્સ=ષ્સ; ન્છ=ન્છ. ત્ય=ત્ય, ન્હ=ન્હ.

તેમા થોડાક ફેરફાર થયો, અને વ્યજનના પેટામા આડી લીટીના રૂપે તે દેવનાગરી લિપિમા જોડાવા લાગ્યો આપણે પણ તે જ રૂપ કાયમ રાખ્યુ. માત્ર છ, જ, ઝ, ટ, ઠ, ડ, ઢ, વ્યજનની જોડે 'ર્' કાકપાદના રૂપે '્' આમ લખાતો થયો તે આપણે પણ ચાલુ રાખ્યો, કેવળ 'ર'ના પેટામા 'ર્' જોડાવાનો પ્રસગ ન આવ્યો

તદ્દન સ્વચ્છદી જાડાક્ષરો 'ક્ષ' અને 'ज्ञ' છે મગધલિપિમા[1] 'ક' ની નીચે 'ષ' જોડાતો. ઇ સ ૯૦૪ ના જાઇક્કદેવના મોરબીના દાનપત્રમા જે 'ક્ષ'[2] જોવામા આવે છે, તેમાથી દેવનાગરીનો 'क्ष' ક્રમેક્રમે વિકસ્યો અને આપણે તે જ ચાલૂ રાખ્યો તે જ પ્રમાણે 'ज्ञ'નુ પણ બન્યુ છે ગિરનારની શિલાની ઉપરના રૂદ્રદામાના લેખમા આવો[3] 'ज्ञ' જોવામા આવે છે અર્થાત્ 'જ' ની નીચે 'ञ' જોડવામા આવતો ઇ સ ૮૫૯ ના પ્રતિહાર વિજયપાળના અલવરના લેખમા આવો[4] 'ज्ञ' જોવામા આવે છે ઇ સ ૮૯૨ના છિંદવંશી લલ્લના દેવળના લેખમા આવો[5] 'ज्ञा' જોવામા આવે છે. તેમાથી ક્રમે ક્રમે દેવનાગરીનો 'ज्ञ' વિકસ્યો અને આપણે પણ તે જ 'ज्ञ' ચાલૂ રાખ્યો

આ ઠેકાણે હાલના કેટલાક વર્તમાનપત્રોમા જોડણીના સબધમા દેખાતી બેદરકારીનો ઉલ્લેખ કરવાની જરૂર જણાય છે કેટલાક પત્રકારો 'ઉદ્યોગ' 'રહ્યા,' વગેરે જોડાક્ષરોને તોડી પાડીને હાસ્યજનક લખાણુ કરી રહ્યા છે. તેઓ સમજીને અટકશે? અને ગૂજરાતી લિપિને અવનત થતી અટકાવશે? આ સ્થળે બીબા પાડનારા મડળોને પણ વિનતિ કરવાની છે કે, તેઓ ખાસ કરીને જોડાક્ષરો વધારે પ્રમાણમા તૈયાર કરતા રહેશે? તેમના તરફથી ઓછા પ્રમાણમા જોડાક્ષરો મળતા હોવાથી છાપખાનાવાળાઓ ઓછી સખ્યામા આવા અક્ષરો રાખે છે, અને તેના પરિણામમા છાપખાનાવાળાઓ આવા ગોટાળા કરી મુકે છે

આ વાતને આટલેથી પડતી મુકીને આપણે સ્વરચિહ્નોનો વિચાર કરી લઇએ ઓછા વપરાતા સ્વરો કાલક્રમે ગત થતા અત્યારે આપણને બારાખડીના બાર સ્વરો અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અ અને અ જાણીતા છે, અને તેના ઉપરાત ક્વચિત્ વપરાતો ઋ પણ આપણને પરિચિત છે આ સ્વરોને વ્યંજનની સાથે જોડવાની જરૂર જણાઇ તેથી સ્વરચિન્હો યોજવાની જરૂર પડી મગધલિપિમા નીચેના મુખ્ય મુખ્ય સ્વરચિન્હો જોવામા આવે છે—

---

[1] [illegible]

[2] [illegible]

[3] [illegible]

[4] [illegible]

[5] ज्ञा

| | | | |
|---|---|---|---|
| આ | ^ — | એ | — |
| ઇ | ˇ ‿ | ઐ | = |
| ઈ | ᶜ | ઓ | — = |
| ઉ | – ˇ । ˘ —. | ઔ | ~ |
| ઊ | = ॥ | અં | ° |
| ઋ | ɔ | અઃ | ⁚ |

અલબત્ત, આમા અનેક સ્થળે અનેક વિકાર થએલા જોવામા આવે છે પરતુ તે વિકૃત રૂપોની વિગતમા ઉતરવાને અહીં જગ્યા નથી વળી આ પ્રાચીન રૂપોમાથી અર્વાચીન રૂપો કેવી રીતે વિકસ્યા તે પણ અત્રે બનાવી શકાય એમ નથી એ બધી વિગતો મારા પુસ્તકમા આવશે

લિપિના સબધમા છેક ઉપરછલ્લો વિચાર સ્થળના અભાવે આ પ્રમાણે અહીં પૂરો કરીશુ

લિપિનો અભ્યાસ કાઇ નજીવો નથી આપણી લિપિનો ઇતિહાસ હજી સુધી લખાયો નથી, એ બહુ નવાઇ ઉપજાવનારી વાત છે આ ખોટ પૂરી પાડવાના હેતુથી મે આપણી લિપિનો ઇતિહાસ લખવા માડેલો છે, અને ઇશ્વિરકૃપા હશે તો થોડા વખતમા તે આપની સેવામા રજૂ પણ થશે. પરતુ આ વિષય એવો છે કે, ફરી ફરીને કોઇ આવુ પુસ્તક લખવાનું કામ હાથે ધરી શકે નહિ આથી કરીને જે પુસ્તક પ્રથમ પ્રસિદ્ધ થાય તે બનતા સુધી સપૂર્ણ હોવુ જોઇએ આમ હોવાથી આપ સૌને મારી વિનતિ છે કે, ખાસ કરીને ગૂજરાતી લિપિમા લખાએલા જૂનામા જૂના તામ્રપત્રો, ખતો, ચોપડા, રોજમેળ, હસ્તલિખિત પુસ્તકો, શિલાલેખો વગેરે વગેરે જે કાઇ જે કોઇના જાણવામા કે કમજામા હોય તેના ખબર તેવા ગૃહસ્થની તરફથી મને મળશે તો એ સૌનો યોગ્ય ઉપયોગ મારા પુસ્તકમા કરી લેવાને હુ શક્તિમાન્ થઇશ, ને તેટલા અશે મારૂ પુસ્તક સપૂર્ણ થશે રા. બ કેશવલાલભાઇએ પોતાની કનેના જૂના ખતો મને વાપરવા આપીને મારી ઉપર ઉપકાર કર્યો છે, તે જ પ્રમાણે અન્ય ગૃહસ્થો પણ કરીને મને ઉપકૃત કરશે એવી આશા દર્શાવીને હુ બેસી જવાની રજા લઉ છુ

Valabhji Ramji

# ૪ લલિત કલા

લેખિકા–સૌ. બ્હેન ચૈતન્યમાળા મંજુલાલ મજમુંદાર.

**કલા એટલે શું.** સુંદરતાની ભાવનાને ગમે તે પ્રકારે જીવનમા પ્રત્યક્ષ કરી અનુભવવી અને ત્હેનાથી આનંદ પામવો એનું નામ કલા અથવા કલા એટલે મનુષ્યના આત્મામા વસેલા સૌદર્યભાવોનું મૂર્તિવિધાન–એ મૂર્તિવિધાન, શબ્દમા, વાણીમા, રંગમા કે સ્વરૂપમાયે હોય.

મનુષ્ય જાતમા સૌદર્યની ભાવના બધા કાળમા અને બધા પ્રદેશોમા રહેલી છે જંગલી દશામા અથવા તો કેળવાયલી સંસ્કારી દશામા પણ આ ભાવના જોઇ શકાય છે જંગલી લોકો છુદણા છુદાવી, પીંછા ખોશી, નાચ કરી, ગાઇને આનંદ મેળવે છે. સુધરેલી પ્રજા સંસ્કારી રીતે આવો આનંદ મેળવે છે. આમ માણસના હૃદયમા સૌદર્યનું ભાન કરાવનાર વૃત્તિ તે કલા

એકલું સૌદર્ય તે કાઇ કલા નથી, પણ તે સાથે આનંદ અને સુખ આપવાનો ગુણ તે કલામા હોવો જોઇએ. કોઇ વસ્તુમા સુખ આપવાનો ગુણ હોવાથી તે સુંદર છે એમ પણ ક્હેવાય નહિ. ચંદનના લેપથી સુખ થાય છે પરંતુ તેમા સુંદરતાનો અંશ નથી રહેલો, તેવી રીતે ચંદ્રને જોવાથી આનંદ થાય છે, પરંતુ તેથી તેમાં હંમેશાં સૌંદર્યનો ગુણ હોતો નથી.

શોભીતી ઘણી વસ્તુઓની આકર્ષકતાનું કારણ તેમનો આનંદ આપવાનો ગુણ છે, તેનું હરહમેશનું સૌદર્ય તે નથી કલા એ નિરાકાર વસ્તુને સાકાર અને વિરૂપ વસ્તુને સુરૂપ કરવાની ક્રિયા છે. સૌદર્ય એટલે મનુષ્યના હૃદયને આકર્ષવાની શક્તિ, એને આકર્ષણશક્તિ કહો અથવા મોહનશક્તિ કહો, તેનેજ કલામયતા કહી શકાય. કોઇ સુંદર ચિત્ર, મધુર રાગ કે ઉત્તમ બાધકામ દેખી મન પ્રસન્ન થાય તે તેમા રહેલી કલાની કલામયતા છે.

**કલા એટલે ગોઠવણી.** એકલી સુંદરતા કાઇ કલા નથી. એકલી સુંદરતા આકસ્મિક છે, જ્યારે કલા સંયોજીત છે કલા તે મનુષ્યની પ્રવૃત્તિ છે. કલાકાર પોતાના સાધનોને તે જૂદા જૂદા હોય તેમાથી પ્રમાણસર લઇ તેની ગોઠવણી કરે તે કલા. કલાકાર કાઇ નવી સામગ્રી બનાવતો નથી. એ તો જે સાધનો અસ્તિત્વમા હોય છે તેની રમ્ય ગોઠવણી કરે છે, અને એ ગોઠવણીમાથીજ કલાનો જન્મ છે

દિવાળીના દિવસોમા દીવા હારબંધ ગોઠવેલા હોય તો તે જોતા સામાન્ય આનંદ થાય છે ખરો, પણ જો તે દીપમાળમા કમાન કરી ગોઠવેલા હોય તો તેમાં અવનવો આનંદ લાગે છે. અને તે આનંદ કલાનો છે પહેલો આનંદ સ્થૂલ છે બીજો સૂક્ષ્મ છે.

કોઇ પણ વસ્તુને કુશલતાથી ગોઠવી ત્હેનો ઉપયોગ કરવો એ પણ એક કલા છે. અનુકરણ શક્તિ, કલ્પના અને લાગણીઓ એ બધું એકઠું કરી મનુષ્ય આવી કલા ઉપજાવે છે. આમ કલા એ સૌંદર્ય પામવાની વિધિ છે.

કલા એ મનુષ્યલીલાને પુનર્જીવન આપનાર અથવા અમર કરનાર છે. કલા ન હોય તો મનુષ્ય પોતાનું મનુષ્યત્વ ખોઇ બેસે. જીવન કલામય છે અને

**જીવનમાં કલાની જરૂર.** કલા જીવનમય છે.

આ કલાનો પ્રદેશ સાંકડો નથી, જ્યાં જ્યાં મનુષ્યના હૃદયાલાપ છે ત્યાં ત્યાં કલા છે. મનુષ્યના ઝુંપડાંથી માંડીને ભવ્ય તાજમહેલ સુધી, પારણામાં ઝુલતા કિશોર બાળકના મીઠા કીલકીલાટથી માંડીને રવિન્દ્રનાથ ટાગોરની ગીતાંજલિ સુધી, અને કોઇ રંક ઓસરીમાં ચિતરાયલા સાથીઆથી માંડીને આર્ટ ગેલેરી સુધી કલાનો પ્રદેશ પથરાએલો છે. જેમ મનુષ્યની લાગણીઓ અમર્યાદ છે તેમ કલાનો પ્રદેશ પણ અમર્યાદ છે.

કલા અને જીવન વચ્ચે અંતર પડવાથીજ જીવન શુષ્ક, રસ વગરનું, જડ અને પાપી બને છે. કલાને જીવનમાંથી દેશવટો મળ્યો છે, તેથીજ આપણે જાડી જીંદગી ગુજારીએ છીએ. કલા એ જીવનનું પ્રતિબિંબ છે, યુગયુગની કળા જુઓ એટલે એ કલાના પોષકોનો ઇતિહાસ જણાશે. કલાની અવનતિ પાછળ સમાજની અવનતિ ઉભી જ હોય છે.

જેમ કુદરતની લીલા એકલી લીલા જ નથી પણ તેમાં કોઇ દૈવી હેતુ છે, તેમ કલાની ખાતર એકલી કલા નથી, પરંતુ જીવનના ઉત્કર્ષની ખાતર કલા છે;

**કલાનો હેતુ:** કારણ કે મનુષ્યજીવન તેના ઉત્કર્ષને માટે છે.

મનુષ્યજીવનના ઉચ્ચ અંશોને ઉચ્ચતર બનાવવા એ કલાનો ઉદ્દેશ અને સંદેશ છે. પ્રત્યેક મનુષ્યમાં કલાને સ્હમજવાની અને અનુભવવાની શક્તિ રહેલી છે. તે સ્હમજવાને ઉંડા શાસ્ત્રીય જ્ઞાનની જરૂર નથી પડતી.

ઉત્તમ કલા આનંદ-સ્વરૂપ છે અને અમુક રમ્ય ચિત્ર કે ભાવ નિહાળતાં જીવ આનંદમાં તરબોળ થાય છે; ત્યારેજ કલાની સાર્થકતા જન્મી શકે. પરંતુ કલાને આભૂષણરૂપ અથવા એકલા આનંદનું સાધન માનવાથી કેટલીક કળાઓ હલકી પડી ગઇ છે, ગાયન અને નૃત્ય અનીતિ ફેલાવનાર અને હલકા ગણવામાં આવે છે; પણ ખરૂં જોતાં તે કલામાં અનીતિ નથી. તેનો એવો હલકો ઉપયોગ કરનાર અનીતિવાળા છે.

સાચી કલા તો તે જ કે જે ચિરંજીવ અને લોકમાન્ય થાય. જે કલાથી આનંદ, સુખ અને સૌંદર્ય માટે પ્રેમ જાગે, જે કલાથી લોકો સાત્વિક અને પવિત્ર જીંદગી ગાળવાને દોરાય. તે જ સાચી કલાનો હેતુ હોઇ શકે; નહિ તો એકલા વિલાસ અને સૌંદર્યની ઉપાસનાથી ગ્રીસ અને રોમના મહારાજ્યોની પેઠે પ્રજાની અવનતિ થાય છે.

કારીગર જે ચીજ બનાવે છે તે તેના ઉપયોગ પૂરતિજ સારી બનાવતો નથી. પણ તે કે રીતે આકર્ષક બને એ ઉપર ખાસ લક્ષ આપે છે

કેટલાક દેશોની હુન્નર કલા ઘણી વખણાય છે તેથી જાણે એ દેશ અને તેન હુન્નરનુ લોકોમા અમૃત મનાય છે હિંદુસ્થાન એની સપૂર્ણ જાહોજલાલીના સમયમા ઘણુ ઘણી વસ્તુઓ માટે ઠેઠ યુરોપ અને બીજા દરીયાપારના દેશો સુધી પ્રખ્યાત હતુ હિંદુસ્થાન અને મુખ્યત્વે કરીને ગુજરાતની વસ્તુઓને કવીશ્વર દલપતરામે એક કવિતામા ગણી બતાવે છે તે લીટીઓ આ પ્રસગે સભારવા જેવી છે 'પાટણે જઇને પટોળા રગદાર રખાવજો' 'સમશેર તો શીરોહીની પ્રતિમા ભલી ડુગર પરી' 'કપડવજ઼ી કાચ સાણુ' 'નાશક તણુ જળપાત્ર' 'બુરાનપુરી શેલા મરસ, પણ પેઠણી પાઘડી ચઢે' 'શુભ શાલ તો કાશ મીરની' 'ધોતી જોટા નાગપુરી' 'જુઓ ચિત્ર જયપુર'–વગેરે લીટીઓમા હુન્નર કલાનો ઇતિહાસ લખાયલો છે

આ બધી હુન્નર કલામા લાલિત્યનો ગુણ અવશ્ય હોય છે જ તો પછી ઉપયોગી અને લલિત કલા એવા બે વિભાગ પાડવા એ નકામા છે, તે એક બીજાના વિરોધી નથી પણ જાણે એક જ વેલના બે ફુલ છે "કાપડમા પોત અને ભાત બન્નેયે પારખૂઓ તો પારખે છે પ્રજાજીવનનુ એ પોત એટલે હુન્નર ઉદ્યોગ, અને એ ભાત એટલે સૌંદર્ય ને કલા"

લલિત કલાઓમા એ કલાનુ વત્તું ઓછુ પ્રમાણુ હોય છે જે કલામા જડ પદાર્થોની ગોઠવણુ હોય તે ઉતરતી કલા ગણાય છે અને ઉપયોગો માટે

**બાંધકામ-સ્થાપત્ય**

જે મકાનો મનુષ્ય બાધે છે, તેમને શણગારવામા જે કલા રહેલી છે તે સ્થાપત્ય કલા કહેવાય છે ફક્ત રહેવાના ઉપયોગ કરતા એમા કઇક વિશેષ કરવામા આવે છે કહે છે "સ્થાપત્યશાસ્ત્રી શિલ્પી સ્થૂલમા ચેતનના ફુવારા મારે છે"

જાણીતી જડ વસ્તુઓના એકીકરણમાથી મનુષ્ય આવી કલા ઉપજાવે છે તાજમહેલ માટે એક કવિએ લખ્યુ છે કે "રહેના પત્થરમાયે લાગણી મૂકનાર શિલ્પીની કલા અજબ છે. એ તાજમહેલ પત્થર વડે લખેલું એક સ્નેહ અને રોકનું કાવ્ય છે" પત્થરમાયે ઇતિહાસને કોતરી રાખનારી કલા શિલ્પીની છે કવિ ન્હાનાલાલના 'ગિરનારને ચરણે' નામના કાવ્યમા 'ગિરિકણ' અને 'સ્થૂલની શિલા' મા રહેલુ ઉંડુ ઉંડુ અને અદ્ભુત રહસ્ય બતાવ્યુ છે કવિ લખે છે —

> "તે એક શૈલી–કણુના ઉગ્માદિ જોતા,
> ઇતિહાસવાળી લીધ દર્શન ત્યા પ્રભુના"

શિલ્પ કલામા વધારે ઝીણવટ હોય છે તેમા લાગણી અને ભાવનું આલેખન કરવામા આવે છે હથોડી અને ટાકણાથી શિલ્પી પોતાના હૃદયનો ભાવ અને

**શિલ્પ**

કલ્પના પત્થ[illegible] ઉપર ઉતારે છે, કેટલાક મનમોહક પૂતળા [illegible]

હમણા બોલી ઉઠશે એવો ભાસ જોનારને થાય છે ત્યારે તેમા સાચી કલા રહેલી છે એમ કહેવું પડે છે.

પ્રાચીન શિલ્પકલામા બૌદ્ધ લોકે સ્તૂપો બનાવી, ગ્રીકોએ સ્તંભો બનાવી અને રોમનોએ ગોલખંડ બનાવી નામના મેળવી છે. ઇલોરા, કાર્લા, કેનેરી અને અજંટાની ગુફાઓમાના ચમત્કારી ચિત્રોના નમૂના આજે પણ તેવાને તેવાજ મનમોહક રંગ તથા રાગથી આપણું મન આકર્ષે છે. આ ગુફાઓમા બૌદ્ધ તથા હિંદુધર્મની છાયાવાળા શિલ્પના નમૂના આજે પણ મોજૂદ છે.

તાડવ નૃત્ય કરતા શંકરની મૂર્તિ, મહિષાસુરમર્દિની, હરિહર, અર્ધનારીશ્વર, રાવણ તથા કૈલાસના ચિત્રો વગેરે જોતા તે કાલની શિલ્પ તથા ચિત્રકલા ઘણી ઉન્નતિએ પ્હોચેલી હોય એમ લાગે છે

હિંદુઓ મૂર્તિપૂજક હોવાથી શિલ્પ તેમ જ ચિત્રકલાને ઉત્તેજન મળતું હતું. પરંતુ મુસલમાનોના વખતમા મૂર્તિપૂજા ન હોવાથી ચિત્રકલાની અવનતિ થઇ અને મૂર્તિ બનાવવાનુ શિલ્પ પણ અવમાન પામ્યુ. પરંતુ તે કલામકાન બાધવાના શિલ્પમા તેટલા જ જુસ્સાથી વિકાસ પામી. એક દિશામા દાબી દીધેલો ઉત્સાહ બીજી દિશામા મસ્જીદો અને મ્હેલો બાધવાની શિલ્પ કલામા સ્ફુરી નિકળ્યો, ત્હેના ફળ તરિકે તાજમહેલ, કુતુબ મિનાર, દિવાન–એ–આમ, મોતી મસ્જીદ, વિજાપુરનો ઘુમ્મટ વગેરે નમૂના આપણી પાસે પ્રત્યક્ષ છે

અંગ્રેજોના આવ્યા પછી આર્ય–શિલ્પ અથવા મુસલમાની–શિલ્પના શુદ્ધ નમૂના દેખાતા બંધ થયા છે. આજે તો ઘણે ઠેકાણે ચાર પાચ પ્રકારની પદ્ધતિઓની ભેળસેળવાળા મકાનો બંધાય છે. કલાનું તત્ત્વ આથી કંઇક અંશે ઓછુ થયુ છે એમ તેથી કેટલાક માને છે

**ચિત્ર.** શિલ્પતાથી કંઇક વધારે સૂક્ષ્મ કલા ચિત્રકામની છે. એમા જડ પદાર્થ સાથેનો સંબંધ બહુ જ ઓછો થતો જાય છે, ફક્ત કાગળ, પીંછી અને રંગમાથી જ એ કલાનો સાક્ષાત્કાર થાય છે. "ચિત્રકાર રંગ અને રેખાઓ દ્વારા અદ્ભુતતાના અમ્મર આકડા આલેખે છે." ચિતારો એક પીંછીના ફેરવવાથી કાઇ કાઇ લાગણીઓ અને ભાવો એક ઘડીમા લાવી શકે છે. નાટકના પડદાનો દેખાવ આવો આબેહૂબ લાગે છે તે તેમા રહેલી કલાને લીધે જ.

પ્રાચીન કાળમા આપણી ચિત્રકલા પોષાયલી હોવાના ઘણા ઉદાહરણો આપણા સંસ્કૃત કાવ્યો તથા નાટકોમાથી મળી આવે છે. કાલિદાસના નાટકોમા તેમજ ભવભૂતિના નાટકોમા ચિત્રકલાનુ ગૌરવ પાત્રો દ્વારા બતાવેલુ છે

ગજવંશીઓમા પણ ચિત્રકલા સારા પ્રમાણમા હાથ કરાતી હતી. શાકુન્તલના છઠ્ઠા અંકમા મોહસંભ્રમ થવાથી શકુન્તલાને ભલી જઇ દુષ્યન્ત તેનો તિરસ્કાર કરે છે, અને

**કલાની અસર**

દરેક કલાના કાર્યમાં રસિકોને અસર કરવાની શક્તિ હોવી જોઇએ કે ઇ માણસ કલાકારનો ભાવ અનાયાસે સમજી શકે અને તેની સાથે એમના અનુભવી શકે તો તે કાર્ય કલામય છે એમ કહી શકાય કોઇ પણ કાર્ય જોતા ભોક્તાને એમ જ લાગે કે આ મારા જ વિચાર છે પણ હું તે બતાવી શકુ તેના કરતા વધારે સરસ રીતે અહિ બનાવવામા આવ્યા છે, તો ત્યા સાચી કલા રહેલી છે એમ કહી શકાય

આ પ્રમાણે એક ખરી કલાના કાર્યથી કર્તા અને ભોક્તા વચ્ચે અદ્વૈત ઉત્પન્ન થાય છે ભેદભાવ ભૂલી જઇ ખરું અદ્વૈત જોડવુ એ જ ખરી કલાનુ મુખ્ય લક્ષણ અને આદર્શ છે કલાપીએ કહ્યુ છે —

" કલા છે ભોજ્ય મીઠી તે, ભોક્તા વિણ કલા નહિ
કલાવાન કલા સાથે, ભોક્તા વિણ મઝે નહિ "

આમ જણાશે કે કલાવાન સ્વાર્થી નથી પોતાને જ માટે માત્ર રાંધનાર નથી પરંતુ પોતે જમી એ જગતને જમાડે છે કલાનો આનંદ પોતે અનુભવી બીજાને અનુભવવાનો છે કલાકારનો હેતુ માત્ર વર્તમાનને કાજે કલા સર્જવાનો નથી હોતો એ તો યુગયુગને કાજે સૌંદર્યના બગીચા સર્જે છે

**ધર્મમાં કલાનું તત્ત્વ.**

કલા ભક્તિભાવનું મુખ્ય સાધન મનાયલી છે ઘણા પ્રાચીન સમયમા આર્યોની પ્રવૃત્તિ કેવળ ધર્મની આરાધના કરવામા જ રહેતી હતી

વૈદિકકાળમા ઉષાદેવી, ગાયત્રીદેવી સૂર્ય દેવ વગેરેને મૂર્તિરૂપે પ્રત્યક્ષ કરી આરાધના કરનાર આર્ય પૂર્વજોની કલા કેટની રસ ભરેલી હશે ? રામાયણ મહાભારત અને બીજા ધર્મશાસ્ત્રો પરથી જણાય છે કે પ્રાચીનકાળના પુરુષોએ ચિત્ર તથા શિલ્પમા કુશલતા મેળવી હતી તેમા પણ ઇશ્વર પૂજનનો જ ભાવ હતો,

આર્ય ચિત્રકારને ચિત્રકલા એ ઇશ્વરની ઉપાસના હતી અને શિલ્પકના પણ ધર્મની સ્થાપના, રક્ષા અને ફેલાવવાનુ સાધન હતી ચોસઠ કલાની વિદ્યા પરમેશ્વરની કૃપા વધારનારી છે એટલે ઇશ્વરને માટે જ ભણવી જોઈએ વળી તેનો પૂજન, અર્ચન અને વ્રતોદ્યાપનમા ઘણો ઉપયોગ થાય છે એટલે ધર્મભાવના અનાયાસે જાગે છે દરેક મંદિરમા અને વૈષ્ણવોના ઘરમા આવી ધર્મને-અર્થે કલાઓ વખતો વખત જોઇ શકાય છે

દિવાળીમા ખાંડના રમકડા, હોળીમા હોળાયાના હારડા નાગપાંચમે નાગના ચિત્ર અને વ્રતોદ્યાપનમા મંડળ પુરવા માટીના પાર્થીવ બનાવી પૂજા કરવી વગેરે સામાજિક ધાર્મિક કલાઓ છે અને તેમા કલા સાથે ધાર્મિક ભાવ સમાએલો છે

**આર્ય અને પાશ્ચાત્ય કલા.**

દેશદેશના આદર્શો જુદા હોય છે કોઇ જડને પૂજે છે કોઇ જડમા રહેલા ચેતનને પૂજે છે પાશ્ચાત્ય કલાની સાર્થકતા મનુષ્યનું અને કુદરતનું બાહ્ય સ્વરૂપ આમેહુબ બનાવવામા રહેલી છે સૂક્ષ્મ દૃષ્ટિ સાથે તેમને કાંઇ સંબંધ નથી જ્યારે આર્ય કલાકાર બાહ્ય સ્વરૂપ ન જોતા આંતર

ષ્ટિથી વિચારી પોતાના મનોગત ભાવોને મૂર્તિરૂપે ઝળકાવે છે.

પાશ્ચાત્યોમાં દષ્ટિ-અવલોકન પ્રધાન છે. જ્યારે આર્યોમા ધર્મભાવના પ્રધાન છે
ન્નેનું દષ્ટિબિંદુ જૂદું છે અને આશયો પણ જૂદા છે. આર્યોએ ઇશ્વરભક્તિની ભાવનાથી
મેરાઈ ઉત્તમ શિલ્પ, ચિત્ર વગેરેમા કૌશલ્ય બતાવ્યું હતું. પરંતુ હાલ પાશ્ચાત્ય કલાના પવને
ખરી કલાને બાહ્ય આડંબરના સ્વરૂપમા ફેરવી નાખી છે.

આર્યોની દષ્ટિએ " કલા જડવાદ નથીઃ કલાની ઉપાસના એ સ્થૂલ પૂજા નથી; બ્રહ્મા-
ડવાસીની બ્રહ્મપૂજા છે. કલા મિથ્યાસાર નથી; કલા પુણ્ય છે કલાનો રસ એ મદિરા નથી,
અમૃત છે. એ રસની ઊર્મિઓ કેફની નથી પણ પરમ આનંદની છે.

કલા એટલે શું તેનો કંઇક ખ્યાલ આવ્યા પછી ' લલિત ' કલા કોને કહેવી તેનો
વિચાર કરીએ. જે કલામા લાલિત્ય એટલે ઉંચા પ્રકારનો આનંદ

**લલિત-કલા**

આપવાની શક્તિ છે તે લલિત કલા કહી શકાય. અંગ્રેજીમાં તેને
Fine Arts કહે છે. એકલા સૂક્ષ્મ આનંદ આપવાના ગુણ સાથે
ઉપયોગી થવાનો ગુણ પણ કલામા હોય છે. કારીગરની કલા અને કલાવિધાયકની કલા વચ્ચે
ફક્ત કલાતત્ત્વના પ્રમાણનો ફરક છે. જેમ કલા જાડી તેમ તેના પદાર્થો જાડા અને કારીગર
પણ જાડા. સૂક્ષ્મ કલામા સૌંદર્યનો, ઝીણવટનો, અને કલ્પનાનો ગુણ વધારે હોય છે.

રઘુવંશમા ઇન્દુમતી માટે અજ વિલાપ કરે છે ત્યા—

" **ગૃહિણી સચિવઃ સખિ મિથઃ । પ્રિયશિષ્યા લલિતે કલાવિધૌ** "

( ગૃહિણી, ઘરની પ્રધાનને, પ્રિય શિષ્યા મધુરી કલાની તું ' ) એ લીંટીમા લલિત
કલાનો ઉલ્લેખ કર્યો છે.

શાસ્ત્રમા સામાન્ય રીતે ચોસઠ કલાઓ ગણાવી છે. તે કલામાથી બધી કલાઓને
લલિત કહીએ એમ નથી. છતા કલાનો વ્યાપક અર્થ લઇએ તો બધા હુન્નર ઉદ્યોગમા
બતાવાતું કૌશલ્ય પણ કલા કહેવું જોઇએ; અને આવી કલામા લાલિત્ય-મનોરંજન કર-
વાનો ગુણ હોય તો તે બધાયે લલિત કલાઓ જ છે. કેટલાક લોકો કલાના લલિત કલા,
ઉપયોગી કલા, અને ગૂઢ કલા એવા ભેદ પાડે છે.

કોઇ પણ કલાની કૃતિમા ઉપયોગી થવાનો ગુણ આગળ પડતો હોય છે. અને
લાલિત્ય ગૌણ હોય છે, ત્યારે એ કલા હુન્નર કલાને નામે

**ઉપયોગી કલા-હુન્નર**

ઓળખાય છે, હુન્નર કલામા સુતાર, સોની, કંસારા, કુંભાર
વગેરે કારીગર લોકોની કલાઓનો સમાવેશ થાય છે. એમના
હુન્નરની કલા ઉપયોગી છે. ફરનીચર, ઘરેણા, વાસણ વગેરે વ્યવહારની વસ્તુઓ ઉપયોગની
છે. છતા તે ચિત્રકલા કે સંગીતના જેટલી આકર્ષક નથી; તેથી તેની, કલામા ગણના
નથી કરાતી. છતા કહેવું જોઇએ કે આવી ઉપયોગની કલા પણ લલિત જ છે કારણ કે
પોતાના કોઇ પણ કાર્યમા જ્યારે મનુષ્ય, માત્ર ઉપયોગ પૂરતિજ મર્યાદી દષ્ટિ છોડી દઇ
આનંદ ઉત્પન્ન કરવા તરફ લક્ષ આપે છે, ત્યારે તેના કાર્યને કલાનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે.

કારીગર જે ચીજ બનાવે છે તે તેના ઉપયોગ પૂરતિજ સારી બનાવતો નથી. પણ તે કેવી રીતે આકર્ષક બને એ ઉપર ખાસ લક્ષ આપે છે

કેટલાક દેશોની હુન્નર કલા ઘણી વખણાય છે તેથી જાણે એ દેશ અને તેના હુન્નરનું લોકોમા અદ્ભૂત મનાય છે. હિંદુસ્થાન એની સંપૂર્ણ જાહોજલાલીના સમયમા ઘણી ઘણી વસ્તુઓ માટે ઠેઠ યુરોપ અને બીજા દરીયાપારના દેશો સુધી પ્રખ્યાત હતુ. હિંદુસ્થાન અને મુખ્યત્વે કરીને ગુજરાતની વસ્તુઓને કવીશ્વર દલપતરામે એક કવિતામા ગણી બતાવી છે. તે લીટીઓ આ પ્રસગે સંભારવા જેવી છે. 'પાટણે જઇને પટોળા રંગદાર રખાવજો' 'સમશેર તો શીરોહીની પ્રતિમા બની ડુંગર પરી' 'કપડવંજી કાચ સાણુ' 'નાશક તણા જળપાત્ર' 'બુરાનપુરી શેલા મરસ, પણ પેંઠણી પાઘડી ચડે' 'શુભ શાલ તો કાશ મીરની' 'ધોતી જોટા નાગપુરી' 'જુઓ ચિત્ર જયપુર'–વગેરે લીટીઓમા હુન્નર કલાનો ઇતિહાસ લખાયલો છે.

આ બધી હુન્નર કલામા લાલિત્યનો ગુણ અવશ્ય હોય છે જ તો પછી ઉપયોગી અને લલિત કલા એવા બે વિભાગ પાડવા એ નકામા છે, તે એક બીજાના વિરોધી નથી પણ જાણે એક જ વેલના બે ફુલ છે "કાપડમા પોત અને ભાત બન્નેયે પારખૂઓ તો પારખે છે. પ્રજાજીવનનુ એ પોત એટલે હુન્નર ઉદ્યોગ, અને એ ભાત એટલે સાંદર્ય ને કલા"

લલિત કલાઓમા એ કલાનું વધું ઓછુ પ્રમાણ હોય છે જે કલામા જડ પદાર્થોની ગોઠવણ હોય તે ઉતરતી કલા ગણાય છે અને ઉપયોગો માટે

**બાંધકામ–સ્થાપત્ય**

જે મકાનો મનુષ્ય બાંધે છે, તેમને શણગારવામા જે કલા રહેલી છે તે સ્થાપત્ય કલા કહેવાય છે. ફક્ત રહેવાના ઉપયોગ કરતા એમા કઇક વિશેષ કરવામા આવે છે કહે છે "સ્થાપત્યશાસ્ત્રી શિલ્પી સ્થૂલમા ચેતનના ફુવારા માડે છે"

જાણીતી જડ વસ્તુઓના એકીકરણમાથી મનુષ્ય આવી કલા ઉપજાવે છે. તાજમહેલ માટે એક કવિએ લખ્યુ છે કે "હેના પત્થરમાયે લાગણી મૂકનાર શિલ્પીની કલા અજબ છે. એ તાજમહેલ પત્થર વડે લખેલ એક સ્નેહ અને શોકનુ કાવ્ય છે" પત્થરમાયે ઇતિહાસને કોતરી રાખનારી કલા શિલ્પીની છે. કવિ ન્હાનાલાલના 'ગિરનારને ચરણે' નામના કાવ્યમા 'ગિરિકણ' અને 'સ્થૂલની શિલા'મા રહેલું ઉંડુ ઉંડુ અને અદ્ભુત રહસ્ય બતાવ્યુ છે. કવિ લખે છે —

"તે એક રૈવી–કણના ઉરમાહિ જોતા,
ઇતિહાસવાડી લીધ દર્શન ત્યા પ્રભુના"

શિલ્પ કલામા વધારે ઝીણવટ હોય છે. તેમા લાગણી અને ભાવનું આલેખન કરવામા આવે છે હથોડી અને ટાંકણાથી શિલ્પી પોતાના હૃદયનો ભાવ અને

**શિલ્પ**

કલ્પના પત્થર ઉપર આલપે છે, કેટલાક મનમોહક પૂતળાં જોઇને

હમણા બોલી ઉઠશે એવો ભાસ જોનારને થાય છે ત્યારે તેમા સાચી કલા રહેલી છે એમ કહેવુ પડે છે.

પ્રાચીન શિલ્પકલામા બૌદ્ધ લોકે સ્તૂપો બનાવી, ગ્રીકોએ સ્તભો બનાવી અને રોમ નોએ ગોળખડ બનાવી નામના મેળવી છે. ઇલોરા, કાર્લી, કેનેરી અને અજટાની ગુફાઓ માના ચમત્કારી ચિત્રોના નમૂના આજે પણ તેનાને તેવાજ મનમોહક રગ તથા રાગથી આપણુ મન આકર્ષે છે. આ ગુફાઓમા બૌદ્ધ તથા હિદુધર્મની છાયાવાળા શિલ્પના નમૂના આજે પણ મોજૂદ છે.

તાડવ નૃત્ય કરતા શકરની મૂર્તિ, મહિષાસુરમર્દિની, હરિહર, અર્ધનારીશ્વર, રાવણ તથા કૈલાસના ચિત્રો વગેરે જોતા તે કાલની શિલ્પ તથા ચિત્રકલા ઘણી ઉન્નતિએ પ્હોચેની હોય એમ લાગે છે

હિદુઓ મૂર્તિપૂજક હોવાથી શિલ્પ તેમ જ ચિત્રકલાને ઉત્તેજન મળતું હતુ પરતુ મુસલમાનોના વખતમા મૂર્તિપૂજા ન હોવાથી ચિત્રકલાની અવનતિ થઇ અને મૂર્તિ બનાવ વાનુ શિલ્પ પણ અવમાન પામ્યુ પરતુ તે કલામકાન બાધવાના શિલ્પમા તેટલા જ જુસ્સાથી વિકાસ પામી એક દિશામા દાખી દીધેનો ઉત્સાહ બીજી દિશામા મસ્જીદો અને મ્હેલો બાધવાની શિલ્પ કલામા સ્ફુરી નિકળ્યો ત્હેના ફળ તરિકે તાજમહેલ, કુતુબ મિનાર, દિવાન–એ–આમ, મોતી મસ્જીદ, વિજાપુરનો ઘુમ્મટ વગેરે નમૂના આપણી પાસે પ્રત્યક્ષ છે

અગ્રેજોના આવ્યા પછી આર્ય–શિલ્પ અથવા મુસલમાની–શિલ્પના શુદ્ધ નમૂના દેખાતા બધ થયા છે આજે તો ઘણે ઠેકાણે ચાર પાચ પ્રકારની પદ્ધતિઓની ભેળસેળ-વાળા નમૂના બધાય છે કલાનુ તત્ત્વ આથી કઇક અંશે ઓછુ થયુ છે એમ તેથી કેટલાક માને છે

**ચિત્ર.** શિલ્પતાથી કઇક વધારે સૂક્ષ્મ કલા ચિત્રકામની છે એમા જડ પદાર્થ સાથેનો સબધ બહુ જ ઓછો થતો જાય છે ફક્ત કાગળ, પીંછી અને રગમાથી જ એ કલાનો સાક્ષાત્કાર થાય છે “ચિત્રકાર રંગ અને રેખાઓ દ્વારા અદ્ભુતતાના અમ્મર આકડા આલેખે છે ’ ચિતારો એક પીંછીના ફેરવવાથી કાઇ કાઇ લાગણીઓ અને ભાવો એક ઘડીમા લાવી શકે છે નાટકના પડદાનો દેખાવ આવો આબેહૂબ લાગે છે તે તેમા ત્હેની કલાને લીધે જ

પ્રાચીન કાળમા આપણી ચિત્રકલા પોષાયલી હોવાના ઘણા ઉદાહરણો આપણા સસ્કૃત કાવ્યો તથા નાટકોમાથી મળી આવે છે કાલિદાસના નાટકોમા તેમજ ભવભૂતિના નાટકોમા ચિત્રકલાનુ ગૌરવ પાત્રો દ્વારા બતાવેલુ છે

રાજવશીઓમા પણ ચિત્રકલા મોટા પ્રમાણમા હાથ કરાતી હતી શાકુન્તલના છઠ્ઠા અકમા મોહભ્રમ થવાથી શકુન્તલાને નહી જાણે દુષ્યન્ત તેનો તિરસ્કાર કરે છે, અને

શકુન્તલા આકાશમાં ઉડી જાય છે. પછી પસ્તાવો પામી મુનિના આશ્રમનું ચિત્ર દુષ્યન્ત કાઢે છે. ત્યાં પાદડાના પડીયામા દુષ્યંત શકુન્તલાના પાળેલા હરણને પાણી આપે છે. પણ અજાણ્યું લાગવાથી તે પીતું નથી, અને શકુન્તલાને હાથે તે પીએ છે. એ આશ્રમનું ચિત્ર દોરતા દુષ્યંત અનુપમ કલ્પનાશક્તિ બતાવે છે તે કલાનું સારૂ ભાન આપણને મહાકવિ કાલિદાસ કરાવે છે.

ભવભૂતિના ઉત્તર-રામ-ચરિતમા ચિત્રદર્શન નામનો વેધક પ્રસંગ કોને અજાણ્યો છે? "ગિરિથી ઝમઝમ ઝરણો વહી જાય, પ્રિયે રે! તે તે કયમ વિસરાય" એ કાવ્યોમાં કેટલી રસિકતાથી ચિત્રકલાનું રહસ્ય અને સામર્થ્ય પ્રગટ કર્યું છે તે સૌને અજાણ્યું નથી. સીતા ચિત્રપટમા પંચવટીનો પ્રસંગ જુવે છે ને હબકી જાય છે કે "ફરીથી આર્યપુત્ર રામનો વિયોગ કેમ ખમાશે!" અહીં ચિત્રકારની ખરી સફલતા છે; અને તે જ હેની કલામયતા છે.

**સંગીત.** આખને રીઝવનાર શિલ્પ તેમ જ ચિત્રકલાઓથી એક પગથીયું ઉંચે જનાર સંગીતની કલા છે. સંગીતમા ગાયન, વાદન અને નૃત્યનો સમાવેશ થાય છે. આખ બંધ કરીને બેસી રહીએ તોપણ ઉંડાણમાથી આવતો મધુર અવાજ કાનથી આપણે જાણે પી શકીએ છીએ.

સંગીતમા એકાગ્રતા લાવવાનો ગુણ છે, તેથી ભક્તિ કરવા માટે તેની ખાસ મદદ લેવાય છે. સંગીતના સૂરની લ્હેરમા માણસ જાણે ઉંચો ઉડતો જાય છે; આ દુનિઆથી દૂર જઇ બેસે છે. ઇશ્વિરપૂજનમા વૃત્તિને તદાકાર કરવા માટે પ્રાર્થનાઓમાં સંગીતની મદદ લેવાય છે.

કાદંબરીમાં મહાદેવના મંદિરમા બેઠેલી મહાશ્વેતા જ્યારે સુંદર વીણા વગાડે છે, ત્યારે એના સ્વરથી જ ખેંચાઇને ચંદ્રાપીડ ત્યા જઇ પહોંચે છે. શરદપૂનમનો રાસ રમતા શ્રીકૃષ્ણ મોરલી વગાડે છે. તે મોરલીના સૂર એવા નીકળે છે કે તેથી—

"જાતા વળતા થભીઆ, નદીઓ કેરા નીર,
વચ્છ ને બાળ વીલંબીઆ, પીતા પીતા ખીર.
ખગ મૃગ શ્રવણ કરી રહ્યા, તૃણ ન વદે ગાય;
ઢારો દાર ઢરી રહ્યા, તૃણ ચાગ મુખમાય.
પવન રહ્યા મુરછાઇને, મુનિવર ચુકયા ધ્યાન;
વળી રહ્યા વિલંબાઇને, વન ઉપર વૈમાન
એ મોરલીના તાનમા, વ્યાકુલ થઇ વ્રજનાર;
એક એકની સાનમા, તીંડીઓ હારોહાર."

આવું વર્ણન એક કવિએ કર્યું છે. સંગીતમાં રહેલી શક્તિઓનો ચિતાર આથી બીજા કયા શબ્દોમા આપી શકાય?

"હાવભાવથી, અંગોના વિલાસથી અભિનયની મૂક વાણીથી, કવિતામાનું અને નૃત્ય-અભિનય. સંગીતમાનું અગોચર સૌંદર્ય નટરાજ બનાવે છે."

હાલમાં નૃત્ય અને સંગીત બન્ને કલાઓ અધમ સ્ત્રીઓના હાથમા જવાથી એ કલાઓનું અધઃપતન થયું. કલા નીતિનું પોષણ કરવાને બદલે અનીતિનું વાતાવરણુ પેદા કરે ત્યારે તેમાંથી લાલિત્ય એટલે ઊંચા પ્રકારનો આનન્દ આપવાનો ગુણ જતો રહે છે. બાકી ભક્તિ ઉપાસનામાં ષોડશોપચારમાં નૃત્ય એ એક અંગ મનાયું છે.

'મહાભારતમાં' વિરાટને ત્યાં અર્જુન સ્ત્રી-વેષે રહ્યો હતો, ત્યારે વિરાટ-પુત્રી ઉત્તરાને તેણે નૃત્યકલા શીખવી હતી. નૃત્ય રાજ્યકુમારીઓને પહેલાં આવશ્યક ગણાતું. નૃત્યમાં અભિનય અને શરીરના વિધવિધ અવયવોનું હલનચલન નૃત્યના તાલ સહિત થવામાં કલા રહેલી છે. ગુજરાતના ઇતિહાસમાં મિનળદેવીની વાત નૃત્યના પ્રસંગમા સંભારવા જેવી છે.

પાટણના રાજા કર્ણદેવને મિનળદેવી સાથે લગ્ન કર્યાં પછી તેનો મોહ ઉતરી ગયો, ત્યારે મિનળદેવીએ નૃત્યકલાથી જ તેને પ્રસન્ન કર્યો હતો એમ ઇતિહાસ કહે છે. ગુજરાતી કવિઓમાં કવિ પ્રેમાનન્દના આખ્યાનોમા અને સામળભટની વાર્તાઓમા તેમનાં સ્ત્રીપાત્રોને નૃત્યકલા શીખવ્યાના ઘણા દાખલા છે.

**કવિતા.** આ બધીથી એ કલાનો અંશ જેમા વધારે છે તે તો કવિતા જ. શિલ્પી પોતાની હથોડી અને ટાંકણાથી પત્થરમા ભાવ મૂકે છે, ચિતારો પીંછી અને રંગથી વસ્તુભાવ અને લાગણીઓ ચિતરે છે, કવિ ફક્ત થોડાક શબ્દોમાં અથવા તો બેચાર લીટીઓમાં આખું ચિત્ર આંખ આગળ ખડું કરે છે. આવા શબ્દ-ચિત્રો ઉત્તમ કવિઓની કવિતામા ઘણાં નજરે પડે છે.

મહાકવિ પ્રેમાનંદની કવિતામાંથી આવું એક શબ્દ-ચિત્ર નમૂના દાખલ આપીએ છીએ. નળાખ્યાનમાં હંસ દમયંતી આગળ નળનાં વખાણ કરવાને આવે છે, તે વખતનું વર્ણન ખરો ચિતાર આપણી આખ સમક્ષ ખડો કરે છે:

" અબળા હેઠી ઉતરી, ઝાઝર કાઢ્યા તત્કાળ,
હંસે દીઠી કામની ત્યારે બેઠો નીચી ડાળ.
દોડે આડી અવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાથી હંસ નાહાસે, ચપળ નવ ઝલાય "

આમાંથી દમયંતીની હેઠળ ઉતારવાની ક્રિયા, પગના ઝાઝર કાઢવાની ઉતાવળ, હંસનું નીચા ડાળે આવીને બેસવું, દમયંતીનું તેને ઝાલવા જવું, હંસની ચોતરફ ઉડાઉડ, આખર હંસ ન ઝલાયાથી ઓશીયાળી જણાતી દમયંતી, એ બધું આખ આગળ કેવું તરવરી રહે છે!

રાજવી—કવિ કલાપી "વીણાના મૃગ" માં ફુવારાનું વર્ણન પણ એટલું જ આબેહુબ આપે છેઃ—

" ઉડી રહ્યો છે જલનો ફુવારો,
હોજે તરે રંગીન માછલીઓ;
ત્યાં કાન માંડી મૃગ તે ઢળે છે,
જરા નમીને જલ એ પીએ છે, "

આ ચાર ટુકી લીટીઓમાંથી ખડુ થતું ચિત્ર એકદમ કલ્પી શકાય તેવું જ છે. આમાં જ કવિની કલાનું સામર્થ્ય રહેલું છે.

કેટલીક કવિતાને ' શબ્દ-ચિત્ર ' કહેવાની યથાર્થતા એટલા ઉપરથી જણાય છે કે કેટલાક શિષ્ટ અને સંસ્કારી ચિત્રકારો આવા સમર્થ કવિઓનાં કાવ્ય વાંચી તેનો ભાવ હૃદયમા ઉતારી એ કાવ્ય-પ્રસંગ ઉપરથી ચિત્રો દોરે છે. આવાં ચિત્રોનો પ્રસંગ જાણીતો હોવાથી તે વધારે લોકપ્રિય બને છે. પ્રસિદ્ધ ચિત્રકાર રાજા રવિવર્માએ સંસ્કૃત કાવ્ય અને નાટકો ઉપરથી આર્ય સંસારનાં દોરેલાં ઘણાં ચિત્રો શબ્દચિત્રોનો જ નવો અવતાર છે.

**ગૃહ કલા.** શાસ્ત્રમાં ગણાવાતી ચોસઠ કલાઓમાંથી કેટલીક કલાઓ ખાસ કરીને સ્ત્રીઓની જ કલા કહેવાય છે. આવી કલાઓ ' ગૃહ કલા ' કહેવાય છે. ગૃહ કલા એટલે ઘરને શોભાવવાની કલા. ઘર એટલે ઈંટ માટીનું ઘર નહિ, પરંતુ કુટુંબનું વિશ્રાંતિસ્થાનઃ ધરતીનો છેડો. આ ઘરને ઉપયોગી થનાર અને આનંદ આપનાર કલાઓમા ગાવું, વગાડવું, ફુલના શણગાર બનાવવા, વેણી ગૂંથવી, રસોઇ બનાવવી, શીવવું, ભરવું, ગૂંથવું, સાથીયા ને વેલ કાઢવી, તુલસી વીગેરેના છોડ વાવી બાગ બનાવવા, ઝીણું સુતર કાંતવું વગેરે કલાઓનો સમાવેશ થાય છે.

આ બધી કલાઓ પ્રાચીન સમયમા હિંદુસંસારમા ઘણી જ પ્રચારમાં હતી એમ લાગે છે ઘણે ભાગે ગૃહ કલાઓ ઘરતી દેવીઓની-સ્ત્રીઓની જ છે, તો કન્યાશાળાઓમાં આ કલાઓનો વિકાસ રહેજ વધારે પ્રમાણમાં ધ્યાનમા લેવાય તો કન્યાઓને તે બાબતમાં રસ પડે અને ઉત્સાહ વધે જેથી તેઓ પોતાનો સંસાર સંસ્કારી અને સુખી બનાવી શકે.

**પાક શાસ્ત્ર** કાવ્યના જેમ નવ રસ કહ્યા છે, તેમ જીભના પડ્રસ કહેવાય છે. એ રસની રમ્ય મિલાવટ કરવામાં ખાસ કલા રહેલી છે. જૂદા જૂદા રસની વાની બનાવવાની રાધણ કલાને તેથી " શાસ્ત્ર " કહેવામા આવે છે. તે કલા રોજ આનંદ આપનારી અને ઉપયોગમા આવનારી છે. એ કલા સ્ત્રીઓને શીખ્યા વગર છુટકો નથી, રસોઇમા હથોટી બેસવી એ પણ એક કલા છે.

પુરુષોને એ કલા ન આવડે અથવા આવડતી નથી એમ કહેવાય નહીં. નળાખ્યાનમા મહાકવિ પ્રેમાનંદ નળને ઋતુવર્ણના સારથી તરીકે બાહુક વેષે વર્ણવે છે, ત્યા દમયંતીના ફરી સ્વયંવરના પ્રસંગ ઉપર " એતોભીયા છે આત્મનિવેદી " એમ જણાવે છે: નળ સરસ પાક બનાવે છે ને હાથે રાધીને જમે છે

નંદબત્રીશીમા શામળભટે પ્રધાનની રાણીને ભાત ભાતની રસોઇ બનાવવામા કુશલ વર્ણવી છે.

' પ્રમદા મંદિરમાં પરવરી, શાક પાક સામગ્રી કરી.
કરવા માડયા ઉત્તમ પાક, રસોઇ બત્રીશી સુંદર શાક.
મીઠા મધુરા શુભ સેલરા, ખાટા તીખા અથાણાં ખરા,
વાર ન લાગી એકે ઘડી, જુગતે કરી રસોઇ ત્રેવડી;

હાલમા તો સ્ત્રીઓને "પાકશાસ્ત્ર" અને "પકવાનપોથી" જેવી ચોપડીઓની મદદ લેવા છતાએ રાધણકળા બરોબર આવડતી નથી

વૈષ્ણવ મંદિરોમા કલા ખીલવવાનો હેતુ ધર્મભાવનાની સાથે જ ખીલેલો હોય છે. ઠાકોર સેવામા છપ્પનભોગ અને અન્નકૂટથી પાકશાસ્ત્ર પૂર્ણપણે ખીલે છે અને સાથે ધર્મ-ભાવના પણ જાગૃત થાય છે અન્નકૂટમા દરેક પ્રકારના શાક, અથાણા, ગાઠીયા, ભજીઆ અને બત્રીસી રસોઇ કરી ઠાકોરજીને ધરાવાય છે. છપ્પનભોગમા પણ એ જ પ્રમાણે થાય છે

**ભરત-ગૂંથણ-સીવણ.**

ભરત ગુંથણ ઘણી જાતનુ થાય છે છુટી છુટી વિખરાયલી વસ્તુઓને આકૃતિમા ગોઠવવામા, અથવા તો જાતજાતના ચિત્રો પાડવામા કલા રહેલી છે કાચના મોતી મણકા વગેરેના તોરણો અને પડદા ભરવામા અવનવિ આકૃતિઓ અને નમૂના ઉતારી શકાય છે. પડદામા મોર, પોપટ વગેરે આકૃતિઓ ઉતારવામા તો રંગની મિલાવટ પણ ધ્યાનમા લેવી પડે છે

રંગબેરંગી કોડીયા વડે ઝાડ, ઉઢાણી, કોથળીઓ, કલમ, ખડીઆ વગેરે ગૂંથવામા જૂદી જ રીતો હોય છે.

ભરતકામમા દોરાવડે તેમ જ ઉનવડે ઝભલા, ટોપી, ગલપટા, મોજા, સપાટ, તોરણ, ચંદરવા વગેરે ઘણી સરસ રીતે ભરાય છે, અને વળી તે સાથે છોકરાને તે ઘણા જ ઉપયોગમા આવે છે ઉપયોગી સાથે આનંદ આપનારી આ લલિત કલા ઘણી જ પ્રચારમા આવવી જોઇએ.

મખમલ ઉપર ઝીકનુ તથા સુતરાઉ કે રેશમી કપડા ઉપર આરીનું ભરત પણ ભરી શકાય છે. હાલમા મખમલનુ સ્થાન ખાદીએ લીધુ છે તે સ્વદેશી કલાના હિમાયતીઓને હરખાવા જેવુ છે. તેમા વધારે સાજ વાપરી પુષ્કળ ભરવા કરતા સાદા પણ સુંદર નમૂના બનાવવામા વધારે કલા રહેલી છે.

સીવણ કામમા મનપસંદ કામ કાઢી મનગમતુ શીવી પહેરવામા ખરી કુશલતા રહેલી છે. કપડામા પણ જાતજાતની ઢબ આવતી જાય છે યુગે યુગે એમા ફેરફાર થતો જાય છે અને પ્રાન્ત પ્રાન્તની ઢબમાયે ભિન્નતા ઓછી હોતી નથી રસિકતા અને કલાનો ઇતિહાસ આ સીવણની સમયસમયની ઢબમા સમાએલો છે પહેલા લાબી બાયના તથા ફુલેલી બાયના પોલકા પહેરવામા ફેશન મનાતી હતી આજે સાદી બાય પસંદ કરવામા આવે છે

ચણીયામા પણ જૂદી જૂદી જાતો હોય છે મારવાડી લોકોના ઘાઘરા પુષ્કળ ઘેરવાળા હોય છે ગુજરાતીઓમા ચણીઆને ઝાલર મૂકેલી હોય છે, અથવા સાદી પટી નાખી રીબીનની ફેશન કરેલી હોય છે સરાદડાર કામ કાઢી બધ બેસતુ અને શોભતુ કપડુ શીવી યોગ્ય વખતને અનુસરીને પહેરવામા સીવણકામની સફળતા રહેલી છે ઉપયોગ સાથે રસિકતા અને કલાની દ્રષ્ટિએ સીવણકામમા ફેરફાર થતા જાય તો તેમા વિશેષ આનંદ છે.

**વસ્ત્રાભૂષણ.** વસ્ત્ર અને આભૂષણ, ઋતુ, વય, રંગ અને સ્થિતિને અનુસરીને સાદાં આછાં અને શોભતાં સજવામાં કલા રહેલી છે. શીયાળામાં ઉનનાં ગરમ કપડાં અને સોનાના શણગાર શોભે છે, ઉનાળામાં આછાં ઝીણાં મલમલનાં કપડાં અને મોતીનાં આભૂષણો વધારે રુચિકર થઇ પડે છે. ચોમાસામાં સામાન્ય રીતે જાડાં કપડાં વપરાય છે.

દેશ દેશના પહેરવેશ જુદા હોય છે. તે ત્યાંની ઋતુને અનુસરીને જ નક્કી કરવામાં આવે છે. તેમાં સુંદરતા, લાજ, મર્યાદા તથા સગવડ ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. આભૂષણ પણ સાદા અને આછાં શોભીને પહેરવાં જોઇએ, જેટલાં હોય તેટલાં પહેર્યાથી તેમાં કાંઇ ચમત્કૃતિ આવતી નથી. સો મણ સોનાનો ભાર વહેતી મારવાડણ જેવાં ધરેણાં ખડકવા કરતાં, આછાં અને શોભતાં વસ્ત્ર અને આભૂષણ પહેરવાથી શોભા વધારે દીપે છે.

શાસ્ત્રમાં સૌભાગ્યવતીના સોળ શણગાર ગણાવ્યા છે. હિંદુ સંસારમાં આદર્શ સ્ત્રીપુરુષ રાધા અને કૃષ્ણ કહેવાય છે. રાધાના શણગારમાં, અણવટ–વીંછીઆ, બે નેપૂર, કટિમેખલા, મંગલસૂત્ર, કાંઠીયાસેર, બે બાજુબંધ, બે પહોંચી, વીંટી, નથવેસર, શિશફુલ, બે કર્ણફુલ અને ટીલડી એમ સોળ શણગાર ગણાવ્યા છે. કૃષ્ણના શણગારમાં બે નેપૂર, કટિમેખલા, વૈજયંતિ અને વનમાળા, બે બાજુબંધ, બે કંકણ, બે પહોંચી, નથવેસર, કુંડલ, મોરમુકુટ એમ સોળ શણગાર ગણાવ્યા છે.

“ગુર્જર સુંદરીઓનો પોષાક, સગવડ, સૌંદર્ય, અને લાજ મર્યાદાને માટે બેનમૂન છે. મદ્રાસમાં, મહારાષ્ટ્રમાં, બંગાળામાં, ઘણી નવ સુંદરીઓ ગુજરાતના પોષાક ઉપર મોહી પડી છે ને તે ધારણ કીધો છે.” ગુજરાતણ એટલે—

“ચોળી ચણીયો, પાટલીનો ઘેર;
સેંથલે સાળુની સોનલ સેર,
છેડલે આચ્છાદી ઉર ભાવ;
લલિત લજ્જાનો વદન જમાવ,
અંગ આખેયે નિજ અલબેલ,
સાળુમાં ઢાંકતી રૂપની વેલ.”

આ લીટીઓમાં વર્ણવેલી આર્ય સુંદરી: અને તેના શણગાર એટલે,

“ભાલ કુંકુમ, કર કંકણ સાર;
કન્યના સજ્યા તે જ શણગાર.”

શણગાર એટલા સોના, રૂપા અને હીરા મોતીના જ નથી હોતા. ફુલના શણગારની શોભા તો કોઇ રસિક જ મૂલવી શકે.

સામાન્ય રીતે આવા શણગાર વપરાશમાં જોવામાં આવતા નથી. એ તો દેવમંદિરમાં જ હોય છે. ફુલના હિંડોળામાં ઝીણી ઝીણી કળીઓની ગોઠવણીથી આબેહુબ ચિત્રો પાડેલાં હોય છે.

સામાન્ય વપરાશમાં તો ફુલના ગજરા, વેણી વગેરે જોવામાં આવે છે, તેમાયે માથે ફુલની વાડી ભરવાનો રિવાજ કેટલેક સ્થળે જોવામાં આવે છે, તેમાં વધારે કલા વપરાયલી હોય છે. પરીઓની વાતોમાં પણ ફુલની ચાદર ગૂંથી, ઓરાડયાનું સાંભળવામાં આવે છે.

ઠાકોરજીને ઉન્હાળામાં બધા ફુલના શણગાર ધરાવવામાં આવે છે. તેમા મુકુટથી ઝાંઝર સુધીના શણગાર ફુલના જ હોય છે એમ વર્ણન ઉપરથી અને પ્રત્યક્ષ રીતે પણ જોઇ શકાય છે. વલ્લભ અને સ્વામીનારાયણ સંપ્રદાયનાં મંદિરોમાં ફુલ-મંડળીઓ ભરાય છે, ફુવારા ગોઠવાય છે, આસોપાલવની કુંજો રચાય છે, હિંડોળા ભરાય છે: એ બધામાં કલાવિધાન બહુ ઉંચા પ્રકારનું બનાવાય છે, એની કોણ ના પાડશે? ભક્ત કવિ મુક્તાનંદ, પોતાના રસિક પ્રભુને નખશિખ ફુલથી શણગારે છે ને એનો આનંદ વર્ણવે છે:—

ફુલના પેરી રે, જામા ફુલના પેરી,
ફુલ્યો રસિક સુજાણ જામા ફુલના પેરી.
ફુલનો મુકુટ, કુંડળ ફુલના છે કાન;
ઓઢી ઉપરણી ફુલની શોભે-વાલો બીને વાન—ફુલના૦
સુગંધી ફુલોના શોભે, હૈડે સુંદર હાર,
માથે ફુલના તોરા અંગે તેજનો અંબાર—ફુલના૦
ફુલડાંના ગજરા, બાજુ ફુલની છડી;
કરે ઈંદ્ર ઉપરથી ફુલની ઝડી—ફુલના૦
ફુલડાંના ઝાંઝર ચરણે, પેરી સુંદર સ્યામ;
મુક્તાનંદને વાલે કીધું, ઘેલું ગોકુળ ગામ—ફુલના૦

કેશરચના એ પણ એક કલા છે. એ કલા આવશ્યક અને આકર્ષક બંને છે.

**કેશની શોભા.** જંગલી દશામા વાળ વધારવાનો રિવાજ હતો, ત્યાર પછી માથામાં જંતુઓ ન પડે માટે વાળ ઓળવાની જરૂર જણાઇ અને ત્યાર પછી મોહકતા તરફ દૃષ્ટિ ખેંચાઇ

કેશ સમારવાની કલામા કુશલ ગણાવાને સ્ત્રીઓ અતિશય આતુર હોય છે. પહેલા સીધી સેંથી અને સાદો અંબોડો વખણાતો; હવે વાંકી સેંથી વધારે રુચિકર લાગે છે. નાના છોકરાંને એક સેર કે બે સેર ગૂંથી જલેબી ચોટલા, ઉંડેણી ઘાટ, સરાઇદાર ગાંઠ, અંબોડા વાળવો, મોટાએ સાદું ઓળવું વગેરે વયને અને સમયને અનુસરી કુશલતા વાપરવી એ પણ એક ખાસ કલા જ કહી શકાય.

યૂરોપમા પણ તેલ, સેન્ટ, મીણ, વેસેલાઇન આદિ ચીકણા અને પોમેટમ વગેરે ખુશબોદાર પદાર્થોથી ચોટલા અને લટોને સજ્જ કરવાનો રિવાજ છે.

કેટલીક વખત કોઇ ઠેકાણે કૃત્રિમ ચોટલા, અંબોડા, વેણીઓ ઉપસાવેલી અથવા છાબડી ઘાટની-વગેરે માથે બંધ બેસતી વેચાતી લઇ પહેરવાનો રીવાજ છે; છતાં કહેવું જોઇએ કે કૃત્રિમ વસ્તુ સુંદર નથી જ દેખાતી.

કેશ રચનાની રુચિ કેવળ સ્ત્રીઓમાં જ પડેલી હતી એમ ન હતું પુરુષોમાં પણ તે પ્રધાન અંશે હતી રુદ્રને જટાધારી કહીને સ્તુતિ થાય છે. બાલ કૃષ્ણના ખીટલીઆળા કેશની શોભા ઉપર ગોપીઓ વારી જતી પુરુષો પણ અંબોડા વાળતા–બંગાળા, મદ્રાસ, ઉત્તર હિંદ, ગુજરાત વગેરે ભાગોમાં હજી પણ કેટલાક પુરુષો મોટા ચોટલા રાખે છે, અને તેલ કે સુગંધી પદાર્થો નાખી ટોળે છે. તોપણ હવે એ રીવાજ પાશ્ચાત્ય સુધારાથી ઓછો થઇ ગયો છે અસ્તવ્યસ્ત કેશને સમારીને ગૂંથવાથી રસિકતા વધે છે.

**સાથીયા વેલ.** ચિત્રકલાથી સ્ત્રીઓનો ધીમાશ અને સ્વચ્છતા ગખવાનો ગુણ કેળવાય છે આ સ્ત્રીઓની ચિત્રકલા એટલે ગૃહસ્થાશ્રમીના રોજના વ્યવહારમાં આવતા ધાર્મિક અને સામાજિક પ્રસંગોમાં બનાવવાનું સાધારણ ચિત્ર કામ પરંતુ પ્રાચીન આર્યસુંદરીઓનો ઇતિહાસ વાચતાં સ્ત્રીઓ આથી વધારે પ્રમાણમાં ચિત્રકળાને ખીલવતી હતી, એમ જણાય છે

ઉષાએ અનિરુદ્ધને સ્વપ્નમાં જોએલા વરને ચિતરી બતાવવા પોતાની સખી ચિત્રલેખાને કહ્યું. ચિત્રલેખાએ દેશ દેશના રાજવીઓના ચિત્ર દોરી બતાવ્યા છેવટે જ્યારે—

" ચિત્રલેખાએ લખીને દેખાડયો અનિરુદ્ધ,
મુગટ ભમર પગ વદન સુધાકર નેત્ર બે અંબુજ,
ઘેની થઇ ઓખા ધાઇને બેગી, કાગળને ભરીબૂજ,
ના, ના, બોરો મારા સમ છે લાજો છો શામાટે,
ચિત્રલેખા કહે ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે, "

અહિં પ્રધાન પુત્રી ચિત્રલેખાની ચિત્રકલા કેટલી બધી સાચી અને આબેહૂબ છે, તે મહાકવિ પ્રેમાનંદે સુંદર રીતે બતાવ્યું છે

આટલે દરજ્જે ચિત્રકલા નહિ તો પણ સાથીઆ પૂરવા, રંગોળી પૂરવી, નાગ કાઢવા, વેલો કાઢવી એટલું તો ખાસ સ્ત્રીઓએ જાણવું જરૂરનું છે. લગ્નજોઇમાં ગણેશ કાઢવા, નવરાત્રિમાં ભીંતો ઉપર વેલો કાઢવી, નાગપાચમ ઉપર નાગ દેવતા ચીતરવા, આગણામાં રંગબેરંગી રંગપૂરી રંગોળી, સાથીઆની મનોહર આકૃતિ કાઢવી વગેરેમાં સ્ત્રીઓની કલાઓનો ઠાવ તો સમાવેશ થાય છે છતાં સ્ત્રીઓનો સંસાર રસિક અને રળી આમણો બનાવવા માટે એટલું ક્ષેત્ર કાંઇ ઓછું નથી ભોજન વખતે પાટલા આગળ રંગોળી પૂરે છે, તેમાં પવિત્ર વિચાર આવી મલિનતા દૂર થાય અને ચિત્તશુદ્ધિ સાથે ઉલ્લાસ થાય એ હેતુ છે

આગણું સવારમાં વાળીને સમાયું હોય, આછો આછો છંટકાવ કર્યો હોય અને પછી રંગોળીના સુંદર ચિત્રો હાથથી દોરેલા હોય ત્યારે જાણે કેવું બધે રળીઆમણું રળીઆમણું લાગે અને મન ઉલ્લાસમાં આવી જાય છે ?

સાથીઆને માટે સાધનસામગ્રીમાં ચોકખાઇ પહેલી જોઇએ, નહિ તો જે ઘરના આગણામાં કચરો પડયો હોય, આગણું સ્વચ્છ ન હોય, તે ઘરમાંથી લક્ષ્મી પગ કરે છે

એમ કહેવાય છે. સ્વચ્છતા તે દિવ્યતા છે અને દિવ્યતામાં દેવોનો વાસ છે. નાનાં છોકરાં ગાય છે કેઃ—

" ચોખ્ખું મારૂં આંગણું ચોખ્ખો ઘરનો ચોક,
ચોખ્ખાં લુગડાં જોઇને, ચોખ્ખું કહે સૌ લોક;
ચોખ્ખો મારો ઓટલો, ચોખ્ખા મારા હાથ;
ચોખ્ખા મારા દીલમાં, રહે જગતનો નાથ. "

સાદાઇમાં સંસ્કાર લાવનારી, અને રજકણમાંથી રત્ન બનાવનારી ગૃહિણીની સરલ રહેણીકરણીમાં ડગલે ડગલે કલાનાં દર્શન થાય છે.

### ગરબા.

સ્ત્રીઓની ગૃહ કલાને અંગે સંગીત એટલે શાસ્ત્રીય ઉસ્તાદી સંગીત એમ નહિ. ઉસ્તાદી પદ્ધતિસર સંગીતની તાલીમ મેળવવી એ તો હાલના વખતમાં સામાન્ય રીતે અપવાદ રૂપે ગણી શકાય. છતાં સ્ત્રીઓના કંઠમાંની કુદરતી મીઠાશ આવી કેળવણી લીધા વગર પણ ઓછો આનંદ આપતી નથી.

ગરબા, રાસડા, ગરબીઓ અને ધોળ એ સ્ત્રી–સંગીતનો ભાગ છે. એ સ્ત્રીઓનો જ વારસો છે. હિંદુસ્થાનમાં ગરબા ગરબીઓનો ચાલ અને તે ગાવાની પદ્ધતિ ગુજરાત સિવાય બીજે કોઇ સ્થળે જોવામાં આવતી નથી; ગુજરાતી ગરબીના ઢાળ પ્રમાણે મરાઠીમાં કેટલાક ગરબા રચાએલા જોવામાં આવે છે; પરંતુ તે જૂજ પ્રમાણમાં. ફરતાં જઇ તાળી પાડતાં જવું ને ગાવું એવા એવા ગરબા તો માત્ર ગુજરાતમાં જ છે.

આ પદ્ધતિ સુંદર અને મનોરંજક છે તોપણ તેમા સહજ ફેરફાર કરવાથી તેની સુંદરતા અને ચિત્તાકર્ષક શક્તિ વધી શકે છે. દરેક ગરબા એક સરખા તાલના હોય છે. એક જ તાળી પાડવાથી અને એક જ ઢબથી ગોળ ફરવાથી એકતાનતા આવી જાય છે અને ઘણો વખત સુધી એ જોવાથી એમા રસહીનતા લાગે છે. સાખીવાળા ગરબામા સાખી વખતે ફરવાનું તથા તાળી વગાડવાનું કાર્ય બંધ રહે છે, તેથી તેમાં એકતાનતાનો ભંગ થઇ આનંદકારક થાય છે. ગુજરાતી સાહિત્યમા વલ્લભના ગરબા પ્રસિદ્ધ છે. ગરબાથી વિશેષ મીઠી ગરબીઓ છે. દયારામભાઇ, એ ગરબીઓના ખાસ કવિ કહેવાયા છે. સ્ત્રીઓને તે ઘણી પ્રિય છે. સોરઠીઆણી અને હાલારની કોકિલકંઠીના ગરબા વખણાય છે. સોરઠ માટે તો કહેવાય છે કે " સોરઠ મીઠી રાગણી. "

એક જ ઢબની તાળી અને ગોળાકારમા ફરવા કરતાં ગરબીના અર્થને અનુસરીને તાળી પાડવી અને ફરવું વધારે ચિત્તાકર્ષક નીવડે છે. એકને બદલે ત્રણ, પાંચ, સાત તાળીઓ જ્યાં યોગ્ય લાગે ત્યા વગાડવાની અને ફરવામા ત્વરિત અથવા મંદ ગતિ અને યોગ્ય સ્થળે વિશ્રામ કરવામા આવે તો કાવ્યની ખુબી વધારે ઝળકી ઉઠે અને આનંદ થાય છે. કાઠીઆવાડી રાસડામાં આ પ્રમાણે ત્રણ તાળીના ગરબા જોવામા આવે છે અને ઝડપથી ફરવાનો રીવાજ છે. ગુજરાતમાં માથે લોટા મૂકી અથવા હાથમા દાંડીયા

વઇ વિવિધ હાવભાવ સાથે ગાવાના રાસ પ્રચારમાં એ
પ્રાચીન સમયથી જ આ કળા પ્રચારમાં હશે એમ રાસો
ઉપરથી આપણે જાણી શકીએ છીએ.'

સ્ત્રીઓના સંગીતમાં હાલરડાં પણ એક સંગીત જ છે. હુ; પુરુષોમાં પણ

**હાલરડાં.**

સ્વરથી 'હાલોરે હાલો બાઇને હીંચકો આના ખીટલીઆળા સાંભળતાં જ શાંત થઇ જઇ સાંભળી રહે છે બંગાળા, મદ્રાસ, જાય છે. રાખે છે, અને

મધુરતા, કોમળતા, સુંદરતા વગેરે ગુણો સ્વભાવથી જ સ્ત્રીઓમાં રહેલ થી ઓછો પોષક અને પ્રકાશક તત્ત્વ સંગીત છે. રસને રેડનારૂં તત્ત્વ સંગીત છે અને તે રસરાણી–સ્ત્રીઓને પરમ વહાલું છે. આ
/.

સંગીતની અસર અજબ છે. દીપક રાગ ગવાય છે ત્યારે દીવાનાં અખંડ અજવાળ પ્રગટી રહે છે એમ કહેવાય છે. મલ્હાર રાગથી વરસાદ પડે છે. કુંવરબાઇને સાસ "મહેતાજીને ન્હાવાને અર્થે જળ મેલ્યું કકળતુંરે" ત્યારે "ઉષ્ણોદક ઉનું દેખીને મેહતે, માગ્યું ટાઢું પાણીરે." એટલે નાગરી નાતે નરસિંહ મહેતાને કહ્યું "માગ્યા મેહ વરસે મહેતાજી તો અમ પાસે શું માગો રે." એટલે મેહતે "આલાપ્યો રાગ મલાર" અને વૃષ્ટિ થઇ એ બધી વાત "મામેરૂં" વાંચનારને નવી નથી.

સાપ પણ મોરલીના નાદથી નાચે છે ને હરણ સંગીત સાંભળતાં સ્થંભી જાય છે. નારદજીની વીણાના સૂરથી ભગવાન પણ સ્થિર થઇ જાય છે તો સંગીતના ઘેનથી છોકરૂં ઉંઘી જાય તેમાં શું નવાઇ?

'કેટલીક વખત આવાં હાલરડાં છોકરાં કરતાં તેની માને સંભળાવવાને માટે પણ ગાય છે; છતાં 'છોકરૂં તો સંગીત જાણી ઉંઘી જ જાય છે.' 'ગલફીનાં ફુલ છે રાતાં, બાઇનાં મોસાળીયાંરે માતાં' 'માતાં કરીને શું કર્યું, બાઇને આંગલા ટોપી બહુ કર્યું,' વગેરે.

ઉપર કહી તે બધી લલિત કલાઓ મનુષ્યો ધરે છે એ ખરૂં; પણ વિશ્વનો સૌથી

**કલા–પરમેશ્વરનું અનુકરણ.**

સારામાં સારો કલાધર તો સર્વ શક્તિમાન પ્રભુ છે. ઉગતા અને આથમતા સૂર્ય અને ચંદ્રની શોભા, અંધારી રાતે આકાશમાં દેખાતાં કોટિ નક્ષત્રોની અદ્દભુત રચના, મહાન સમુદ્રોની અગાધતા, પૃથ્વીના પટમાં તેમ જ સપાટી ઉપર વસી રહેલાં જૂદી જૂદી જાત, ભાત, રંગ અને વર્ણનાં પ્રાણીઓની વિચિત્રતા, મનુષ્યશરીરની અદ્દભુત રચના એ બધું રચનાર પ્રભુ જ મ્હોટો કલાવંત છે. આપણે તો એનાં સૌ રમકડાં છીએ; અને એક જાદુગરનાં પૂતળાં જેમ સોંપેલું અને શિખવાડેલું કામ કરે તેમ આપણે કરનારાં છીએ. આમ કુદરતની સુંદર રચના કરનાર પરમેશ્વર સૌથી મોટો કલાવિધાયક છે, અને મનુષ્ય પણ તો ફક્ત એનું કંઇક અનુકરણ કરી ગૌરવ માને છે.

—:o:—

મ કહેવાય છે રચના તો

# સાહિત્યનો વિકાસક્રમ.

ગામ છ કે —

" ચોખ્ખુ ર-ગ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી. )

ચોખ્ખ શબ્દ હતો શબ્દ ઈશ્વરની સાથે હતો શબ્દ તે જ ઈશ્વર હતો એણે ચો અને એના વિના સૃષ્ટિ અણસરજી રહી જીવન એમા જ સમાયુ ચે આધ શિષ્યે આ સૂત્ર ઉચ્ચાર્યાં હતા અને તે સૂત્રોનું રહસ્ય ઉચ્ચારનારે

સાદાઈમા થી પણ વિશેષ ઉડુ છે એમ લાગ્યા વિના રહેતું નથી કારણ કે પ્રારભમા હેણીમરણીમદ હતો ને આજે પણ શબ્દ સર્વવ્યાપી છે પ્રારભમા પણ શબ્દે સૃષ્ટિને જીવનની પ ફગાવી, ને આજે પણ એના વિના આચાર કે વિચાર, ભાવ કે ભાવના શક્ય નથી શબ્દો અધકારનો વિનાશ કરે છે, સસાર સાધે છે ને તોડે છે, હૃદયો ભાગે છે ને ભેગા કરે છે, પ્રેમ ને ઉલ્લાસનો સ્વાદ ચખાડે છે તે વિચારની ગહનતા માપે છે ને આચારની પ્રણાલિકા નક્કી કરે છે શબ્દજાળે રચેના કરાર પર વ્યવહારુ જીવન ટકી રહે છે. શબ્દરચનાથી ઘડેલા કાનુનો ગજ્યો ગખી રહે છે ને ઉથલાવે છે શબ્દરૂપે પ્રગટેની ભાવના સમગ્ર જીવન પર સત્તા ચલાવે છે, જનતાને જીતે છે, સસ્કાર જગવે છે અને પ્રગતિ ને મોક્ષ સાધે છે સેટ જોન કહે છે તે ખરુ છે જીવન એમા જ સમાયુ છે શબ્દબ્રહ્મ સર્વવ્યાપી છે અને સર્વ સત્તાનું મૂલ છે

આ શબ્દબ્રહ્મની પૂજા એ મનુષ્યનો આદ્ય ધર્મ છે પશુમાથી મનુષ્ય થવા મથતા પ્રાણીનો પ્રથમ પ્રયાસ સમજાય એવા નાદસમૂહથી અ તરાત્મા વ્યક્ત કરવાનો હતો અને જે જુદાજુદા નાદસમૂહમા વ્યક્ત કરવાની શક્તિ હતી તેને સમારી, સુધારી, ગોઠવી, તેમાથી નવા નવા ચમકારા કાઢવામા તેણે હજારો વર્ષો ગાળ્યા સસ્કૃતિની શરુઆતથી જ જગલી માણસ શબ્દરચના પર ધ્યાન આપે છે, કારણ કે સસ્કાર શબ્દોમા મઢાય તો જ અમર થાય છે કલાની ટોચે ચઢેલા ગ્રીકોએ શબ્દવ્યૂહની અપૂર્વતા સાધવામા જ જીવનનું સાફલ્ય માન્યુ હતુ શબ્દની ધારા અખડ રાખવા હીંદુ સસ્કૃતિએ વિશુદ્ધ ને ભાવનાશીલ બ્રાહ્મણોનુ વર્ણશાસન અમર કર્યું અને આજના વ્યવહારયુગમા પણ સાહિત્ય દરેક સ્વરૂપે જનતાની ભક્તિ ને બુદ્ધિશાલીની સેવાને પાત્ર થાય છે અને જ્યા હોય ત્યા એ બ્રહ્મનો ઉપાસક ને એની પૂજાનો પ્રચાલક સાહિત્યક—વકીલ, ધર્મગુરુ, પડિત કે કવિરૂપે—અર્ધ્ય પામે છે

પણ સાહિત્યપૂજાનુ વર્ણન જેટલુ સહેલુ છે તેટલુ જ અઘરુ કામ તેનો ઈતિહાસ શોધવાનુ અને તેની રૂપરેખા દોરવાનું છે કોઈપણ મનુષ્યજાતિના ઈતિહાસના મૂલ નખાયા તે પહેલા આ શરુ થઈ ચુકયો હતો અને છેલ્લા દશ હજાર વર્ષનું જે સાહિત્ય હાલ હાથ લાગે છે તે આ ઈતિહાસના માત્ર છેલ્લા પ્રકરણો જ પુરા પાડે છે આર્યોએ વેદ ઉચ્ચાર્યા કે મીસરવાસીઓએ ચિત્રાક્ષરી ( hieroglyphics ) લખવા માડી તે માત્ર આરભના જ પ્રયત્નો નથી પણ હજારો વર્ષોના પુરોગામી પ્રયત્નોના સાફલ્યરૂપી સુદર પરિણામ છે પણ આપણે સદ્ભાગ્યે જનતાના જુદાજુદા વિભાગો સમર્થસ્કારી

નથી પચીસો વર્ષ પર પાણિનિએ વ્યાકરણના નિયમો નિશ્ચલ કર્યા છતા પણ આજે દુનીઆની કેટલીક જંગલી જાતિઓ અસ્પષ્ટ ઉચ્ચારણની આરંભદશામા છે; અને તેવી જુદીજુદી જાતિના સસ્કૃતિ, ભાષા ને જીવનની સરખામણીથી એ ઇતિહાસના આગલા કેટલાક પ્રકરણોની સામગ્રી મળે છે.

જાનવરો પોતાના ભાવો માત્ર અસંબદ્ધ અવાજ કાઢી દર્શાવે છે અને તે દશા પુરી થઇ ત્યારથી શબ્દનો ઇતિહાસ શરુ થએલો લાગે છે. દરેક શબ્દ ખાઇને પણ વ્યક્ત કરવાનો પ્રયત્ન રહેલો છે અને વ્યક્ત કરવાના સાધન પ્રમાણે એ ઇતિહાસના સીમાચિહ્નો ગોઠવી શકાય. એ પ્રમાણે સાહિત્ય-વિકાસનો ક્રમ પાડી શકાય —

૧. શબ્દનું ઉચ્ચારણ શરુ થયુ ત્યારથી શરુ થયલો વિભાગ
૨ સંબદ્ધ ભાષાનો વિભાગ.
૩. પદ્યરચના શરુ થઇ તે વિભાગ.
૪. લેખનકલા શરુ થઇ તે વિભાગ
૫. છાપવાની કલા શરુ થઇ ત્યાર પછીનો વિભાગ

પ્રાણીઓની માફક અસબદ્ધ અવાજથી લાગણી દર્શાવવી એ સ્થિતિ અને શબ્દના ઉચ્ચારણથી વસ્તુ કે ક્રિયા દર્શાવવી એ સ્થિતિ વચ્ચે સમય અને સસ્કારનુ ઘણુજ મોટુ અંતર રહ્યુ છે અમુક વસ્તુ અમુક જ અવાજે ઓળખાવવી, અમુક ક્રિયા અમુક જ ફેરફારથી સૂચવવી, બે વસ્તુ વચ્ચેનો એક પ્રકારનો સંબધ એક જ રીતે દેખાડવો; એક વસ્તુની ઉપમા બીજીને આપી તેનાથી થતી અસર દેખાડવી—આ ક્રિયાઓને પેઢીધર કેળવેલા સંસ્કારથી સહેલી કરી, શબ્દના ઉચ્ચારણો સરજાવવામા મનુષ્યજાતિના કેટલા યુગો ગયા હશે? બાળકને જે શક્તિ થોડા મહીનામા આવે છે તે માટે મનુષ્ય જાતિને શતાબ્દિ-પરંપરા સુધી પ્રયત્ન કરવો પડ્યો છે.

ત્યાર પછી સંબદ્ધ ભાષાનો યુગ આવતા પણ ઘણો સમય થયો હશે શબ્દ ઉચ્ચારવા એ એક વાત પણ શબ્દોના સબંધથી વસ્તુ કે ભાવને સ્પષ્ટ કરવા એ બીજી વાત છે આ બીજા યુગમા વ્યાકરણમા સમાયલા બુદ્ધિના સનાતન નિયમોનુ દર્શન થયુ તેની મદદથી ભાષા જન્મી અને અંતરને વ્યક્ત કરવાના પ્રયત્નો વધારે સરલ થવા લાગ્યા

આ યુગમા માત્ર વસ્તુના કથનથી માણસે સતોષ માન્યો નહીં. તેણે કલ્પનાની મદદથી વસ્તુ વસ્તુ વચ્ચે સંબધ ઉપજાવ્યો અને અલંકારને જન્મ આપ્યો તેણે શબ્દ-રચનાથી વિચાર સ્પષ્ટ કરવા માંડ્યા, વિચારેલા સિદ્ધાંતોને નવા શબ્દમા જડી માનસિક વિકાસના સીમાચિહ્નો મુકવા માંડ્યા ને કાર્યકારણના સબધનો ખ્યાલ તેણે શબ્દરૂપે બહાર પાડવા માંડ્યો. વર્ણનો શરુ થયા, વાતચીત શરુ થઇ, સ્પષ્ટ વિચાર શરુ થયો. માત્ર કથનથી માણસે સંતોષ ન માન્યો, પણ કથનને અસરકારક બનાવવાનો પ્રયાસ કર્યો. વાણીમા ભાવ આપ્યો અને હાથચાળાને તેને અનુરૂપ બનાવ્યા અને પરિણામે વાચા માત્ર અંતરને વ્યક્ત કરવાનું એક સાધન ન રહી, પણ સાંભળનાર પર સત્તા ચલાવવાનું શસ્ત્ર બની બેઠી. શબ્દોચ્ચારણે સાહિત્યનુ સ્વરૂપ લેવા માંડ્યુ.

વાચાદ્વારા અસરકારક રીતે ભાવોને પ્રદર્શિત કરવા જતા પદ્યનો જન્મ થયો અને નવો યુગ શરુ થયો. પદ્યની શરુઆત સાહિત્યની પ્રગતિમાં અગત્યનું ડગલું છે. પદ્ય થતાં ભાષા વધારે અસરકારક અને સુંદર બની; એક નીરાળી ને પ્રતાપી પ્રવૃત્તિ તરીકે સાહિત્યને મનુષ્યજીવનમાં સ્થાન મળ્યું; અને વાચાદેવીના ઉપાસક તરીકે સાહિત્યકની કીંમત વધવા લાગી. ભાવ ને કલ્પનાની પાંખે ચઢી પદ્યે અણદીઠી સૃષ્ટિઓ જોવા ને જોવડાવવા માંડી. પદ્યની ધુનમાં ભાવના ઉંચે ને ઉંચે ચઢવા લાગી અને એ પદ્યનો રચનાર મનુષ્ય મટી દૈવી મંત્રદ્રષ્ટા લેખાવા લાગ્યો.

મનુષ્યની બધી જાતિઓમા આર્યોએ આ યુગ સહુથી પહેલાં આરંભ્યો હોય એમ લાગે છે. જ્યારે બીજી જાતિઓ શબ્દોચ્ચારણની દશામા હતી ત્યારે આર્ય મંત્રદ્રષ્ટાઓએ ઉત્કૃષ્ટ ભાવ અને અદ્ભુત ભાવનાઓને ગૌરવશીલ અને સુંદર પદ્યમા અમર કરી. સંસ્કૃતિના આદિ યુગથી જ શબ્દબ્રહ્મની સેવા આર્યત્વનું અંગ બની ગઇ; અને આર્યસમાજમા એ બ્રહ્મના ઉપાસકની પદવી, બારોટ, રાજ્યકવિ કે પ્રશંસકની નહીં પણ બધી પદવીથી નીરાળી ને શ્રેષ્ઠ એવી મહર્ષિની થઇ આ પદવીધર મનુષ્ય મટી દેવોનો મિત્ર થઇ રહ્યો. " विदुष्टे तस्य मेधिरा: "[1] મંત્રદ્રષ્ટા મધુચ્છંદાનો પુત્ર જેતા ઇંદ્રને કહે છે. અને આવા 'મેધિરા' વિશ્વામિત્રો ને વસિષ્ઠોને રાજાઓના ગુરુ, સંસ્કૃતિઓના સ્થાપક અને ભાવિના વિધાતાઓનાં પદ મળ્યા. અને જ્યા જ્યા આર્યત્વ પ્રસર્યું છે ત્યા ત્યા સાહિત્ય ને સાહિત્યકનું સ્થાન સર્વોત્તમ અને અસ્પર્શ્ય બની રહ્યું છે અને આજે આર્યજીવનના અધિષ્ઠાતાપદે વિશ્વામિત્ર, વ્યાસ, વાલ્મીકિ અને પાણિનિ, હોમર, કાલિદાસ ને ડેમોસ્થનીસ; શેક્સપીઅર અને ગીટી જેવા શબ્દબ્રહ્મની સિદ્ધિ પામેલા મંત્રદ્રષ્ટા, 'Sayers'–કથનકાર–ભોગવે છે.

પદ્યયુગ પછીના યુગની શરુઆત અનાર્યોએ કરી એ તો સ્પષ્ટ વાત છે. પરાધીનતા તરફ દ્વેષથી જોનાર આર્યોએ તો સાહિત્યને સ્મરણશક્તિ દ્વારાજ અમર કર્યું, પણ લેખનકલાની શોધ સેમીટીક જાતિએ કરી અને અક્ષરાવલિ શોધવાનો યશ ફીનીસ્યનોને અપાય છે. એસીરીઆના અસલ વતની સુમેરીઅનો કે ફીનીશ્યનો અને આર્યો વચ્ચે ગમે તે સંબંધ હોય, પણ આર્યો જ્યારે વરુણના યશોગાન જ્વલંત પદ્યમા ગાતો અને પર્ણકુટિમાં રહી સાદું ને સરલ જીવન ગાળતા, ત્યારે સેમીટીક અનાર્યો ગગનભેદી પ્રાસાદો બાંધતા, સુદર શિલ્પકામ કરતા અને ચિત્ર–અક્ષરોથી નજીવા સાહિત્યને ચિરસ્થાયી વસ્તુઓ પર કોતરી અમર કરતા. આથી આર્ય અને સેમીટીક દૃષ્ટિબિંદુ વચ્ચેનો વિરોધ સ્પષ્ટ થાય છે. આર્ય શબ્દથી આત્માને વ્યક્ત કરતો; સેમીટીક સ્થાપત્ય, કોતરકામ ને ચિત્રથી આત્માને વ્યક્ત કરતો. સેમીટીકે ચિત્રદ્વારા આત્મા વ્યક્ત કરવા જતા ભાષાનું સ્થાન ચિત્રને આપ્યું અને ચિત્ર–અક્ષરોનો જન્મ થયો.

જેમ શબ્દ ઉચ્ચારણની દશા પ્રાપ્ત કરવા જતા સાહિત્યનો જન્મ થયો તેમ લેખનકલા શોધવા જતાં સાહિત્યની વૃત્તિ સુદૃઢ અને સતેજ થઇ. પહેલાં એક સામાન્ય વસ્તુ દર્શા-

---

૧ "મને -વેગો પીવાડે છે" ઋગ્વેદ મ ૧ અ ૩ ગુ ૧૧.

વવા કોઇએ તેનુ ચિત્ર દોર્યું, પછી કાલ્પનિક વસ્તુઓ અને ક્રિયા રૂઢ ચિત્રથી દર્શા પછી વસ્તુનું નામ જે વ્યંજનથી શરુ થાય તે વ્યંજનના ઉચ્ચારણ માટે તે વસ્તુ વપરાઇ ગઇ. આમ ધીમે ધીમે ચિત્ર–અક્ષરી પેદા થઇ ગીસરવાસીઓની ચિત્ર–અક્ષરી એ લેખનની પદ્ધતિ સ્થાપવાનો પ્રથમ પ્રયાસ નહોતો, પણ હજારો વર્ષના વિકાસથી રચાયલી લેખનકલાને પરિપાકરૂપ તે હતી.

પછી ચિત્રના ચિહ્ન થઇ ગયા અને ચિહ્ન ઉચ્ચારણ દર્શાવવા વપરાવા માડ્યા. ગ્રીક કલ્પનાસૃષ્ટિના પ્રોમેથીઅસ સમા કોઇ મહાન્ શોધકે 'સરસ્વતી દેવીના બ્રહ્માસ્ત્ર તે સૃષ્ટિભરના સ્મરણચિહ્ન'[1] સમા સ્વર અને વ્યજન શોધ્યા અને આખી અક્ષરાવલિની પદ્ધતિ હાથ લાગી. સાહિત્ય માત્ર ઉચ્ચારાતું મટી ગયુ, લખાતું પણ થયુ. વ્યક્ત કરવાની બે પદ્ધતિ એક થઇ ગઇ. પરિણામે સાહિત્ય ચિરસ્થાયી બન્યુ, વધારે અસરકારક બન્યુ અને તેમા સૌંદર્ય સીંચવાનો પ્રયોગ વધારે સફલ થયો. સરસ સાહિત્ય ચિરજીવી થવાથી આદર્શ વધ્યો અને વધેલો આદર્શ ઝપાટાબંધ સસ્કારને વિકસાવવા અને વિચારને ઉત્તેજવા લાગ્યો.

શોફનહોર[2] લેખકના બે વિભાગ પાડે છે, વસ્તુ માટે લખે તે અને લખવા માટે લખે તે. ખરુ જોતા, લેખનકલા શરુ થતા સાહિત્યકોના બે પ્રકાર થયા, એક પોતે શુ ધારે છે કે કેવે સ્વરૂપે વસ્તુ જુએ છે તે કહેનાર, અને બીજો પુરોગામી સાહિત્યકો કહી ગયા છે તે વડે વસ્તુ જોનાર ને કહેનાર જેમ પદ્યયુગમા મત્રદ્રષ્ટા–સાહિત્ય ઉચ્ચારનાર–નો વર્ગ થયો તેમ લેખનપદ્ધતિએ પડિતવર્ગ પેદા કર્યો પડિતની પ્રેરણા પુસ્તકો છે, તેની શક્તિ પુસ્તકોદ્વારા મેળવેલી છે, તેની મહત્તા પુસ્તકો રચવાની શક્તિમા છે. મત્રદ્રષ્ટા આત્મામા ડુબકી મારે છે. પ્રકૃતિને તીક્ષ્ણ દૃષ્ટિએ નીરખે છે અને એ બે ક્રિયાઓથી નીપજેલો અનુભવ વ્યક્ત કરે છે પડિત બીજાએ રચેલા સાહિત્યમા મચ્યો રહે છે, તેની દૃષ્ટિ જ્ઞાનનું પ્રદર્શન જોઇજ રાચે છે, અને આ પ્રકારની મહેનતથી કરેલા જ્ઞાનસચયને વ્યકત કરવા તે મથે છે દ્રષ્ટાને નિયમ માત્ર પોતાનાજ ને પોતાની રસદૃષ્ટિના, પડિતના નિયમો ભેગા કરેલા જ્ઞાનમાથી નીતરતા સિદ્ધાતો. જેમ જ્ઞાનનો સચય થતો ગયો તેમ વિદ્વત્તાના આદર્શો પ્રગટ્યા અને દ્રષ્ટાએ વિદ્વત્તાને એક માત્ર સાધનરૂપ બનાવી, પડિતે તેને પ્રયત્નનું મૂલ ને લક્ષ્ય બને લેખ્યા. જેમ સાગરમા દેખાતા પર્વતશૃગનું પ્રતિબિબ ખરા પર્વતથી પણ સરસ ને મનોહર હોય છે તેમ દ્રષ્ટાના કથનમા માત્ર કરેલી વસ્તુ સરસ નથી હોતી, પણ કહેનારનું વ્યક્તિત્વ ને દૃષ્ટિબિંદુ વધારે સરસ હોય છે આથી દ્રષ્ટાના કથનમા માનવના વધારે દેખાય છે અને તેથી તે ચિરંજીવ થાય છે પડિતના કથનમા માનવના કરતા મહેનત વધારે હોય છે અને તે મહેનતની મદદથી થનાર પડિત વધારે સમૃદ્ધિના ભાર નીચે પડેલાનું કથન દાબી નાખે છે આ મૂલ ભેદે સાહિત્યના વિકાસના દરેક યુગમા જુદા જુદા તરગો ઉપજાવ્યા છે.

લેખનકલાના વિકાસથી સાહિત્યના ભડારીઓ પડિતો થયા લખવું એ અઘરું કામ હતું અને લખેલા પુસ્તકો ભેગા કરવા એ તેથીએ અઘરું હતું, એટલે સાહિત્યનું જ્ઞાન દુષ્પ્રાપ્ય

---

1 પ્રોમેથીઅસ બાઉડઃ એસ્કાઇલીસ ( Prometheus Bound–Aeschyles.)

2 'લેખનકલા' શોફનહોર ( Authorship–Schopenhaur).

ડતો થઇ શકતા. થોડાકજ પંડિતાઇના પાઠ શીખવી શકતા અને થોડાકજ
ા કરી શકતા, પંડિત વિદ્વત્તા મેળવતો, સાહિત્યના આદર્શો શોધવાનો
સાહિત્યની પ્રણાલિકાઓ સરજાવતો અને પંડિતોના અભિપ્રાય પ્રમાણે પોતાનું
હતો: હીંદમાં લેખનકલાએ સ્મરણશક્તિનું સ્થાન ક્યાં સુધી લીધુંજ નહીં; અને
આધાર ખાસ કેળવેલી સ્મરણશક્તિ પર રહ્યા કર્યો,

લેખનયુગમાં સાહિત્યનું ક્ષેત્ર ઘણુંજ સંકુચિત છતા ઘણુંજ નિર્મલ રહ્યું. સાહિત્યની થોડાક સાહિત્યકોએ વિશુદ્ધ કરી ને શિષ્ટ સાહિત્યની અને સાહિત્યના ક્ષેત્રની સીમા કરી. આલમ આજે અપૂર્વ શિષ્ટતાના સાધક તરીકે જે સાહિત્યકોને પૂજે છે એ પૂજા યુ આ યુગમા શરૂ થઇ.

પંદરમી સદીમાં નવા યુગમાં બીજ રોપાયાં. ગટનબર્ગે જર્મનીમાં, કોસ્ટરે હોલાંડમા અને કેક્સટને ઈંગ્લાંડમાં છાપવાની કલા સરલ કરી. તે સમયમાં કાગળ બનાવવાનું પણ સહેલ થઇ ગયું. જે પંડિતોનો ઇજારો હતો તે સમગ્ર લોકની મીલકત બની. સાહિત્યમાં લોકશાસન સ્થપાયું અને સાહિત્યનો આસ્વાદ લેવાનો અધિકાર આખી જનતાએ પ્રાપ્ત કર્યો. પંડિતોની સંખ્યા વધી ખરી પણ પરીક્ષકોની સંખ્યા અગણિત થઇ ગઇ. દ્રષ્ટાઓને શુષ્ક જ્ઞાન મેળવી પંડિતોની કસોટીએ ચઢવાની જરૂર ન રહી. સાહિત્યકને પંડિતની લેખિનીની પરવા વગર ચિરંજીવી બની, ભવિષ્યની પ્રજાના સ્વીકાર માટે '**कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी**' એ માન્યતા આદરવાનું સરલ થઇ પડયુ. કૃત્રિમ પંડિતાઇ વિના હૃદયને વ્યક્ત કરવાનો અધિકાર મનુષ્યમાત્રને પ્રાપ્ત થયો અને સાહિત્યના આદર્શોમા સ્વાભાવિકતા અને વૈવિધ્ય આવ્યાં.

યુરોપમાં છાપવાની કલા જેમ વધતી ગઇ તેમ સાહિત્ય ને સાહિત્યક બંનેમા ફેરફાર થયો. મનુષ્યના મને સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. મનુષ્યના આચરણને સ્વતંત્ર કરવાના પ્રયાસો શરુ થયા. ધાર્મિક સ્વાતંત્ર્ય માટે યુદ્ધ શરુ થયુ અને ભૂતકાલના સાહિત્યની ભાવનાઓ જીવનનો પુનરુદ્ધાર કરવા મંડી ગઇ. લ્યુથર, ડાટે ને શેક્સપીઅરમા છુટાછવાયા મૂર્તિમાન્ થયેલા બલો આખરે આ સાહિત્યયુગના પયગંબર રુસોમા એકઠા મળ્યાં એણે રાજકીય સત્તા સામે બળવો કર્યો; સ્વાતંત્ર્યના સિદ્ધાતો શોધ્યા ને ફ્રેંચ ઉત્ક્રાંતિની આગ ચેતાવી. એણે અર્વાચીન યુગના શ્રેષ્ઠ સાહિત્ય સ્વરૂપ નવલકથાને વિકસાવી. એણે આત્માના સર્વદેશીય ઉચ્ચારણોને સાહિત્યમા મઢાવવાનો હક સિદ્ધ કર્યો. પંડિતો ગુંચવાયા અને તેમને ભુવનત્રય તુટતા લાગ્યા. પુરાણી માનવસૃષ્ટિ પર તાંડવ કરતા રુસોએ નવસૃષ્ટિ સરજાવી કહીએ તો ચાલે. એના આત્મકથનો ને નવલકથાઓ સાહિત્યની આ સૃષ્ટિના આદર્શો થઇ રહ્યા. અને સાહિત્યકો—બાયરન, શેલી, ગીટી, હ્યુગો, ઇબ્સન, ક્રાસ અને કલાપીઓ—આ સૃષ્ટિની રચના સંપૂર્ણ કરવા મથી રહ્યા. સાહિત્યના સામ્રાજ્યની સીમા ફરીથી નક્કી થઇ. સાહિત્ય એટલે સમસ્ત જીવનનાં અંગોના દરેક સ્વરૂપનું કથન—એમ સ્વીકારાયું, અને સાહિત્યકોને જીવનમાં બધા તત્ત્વો ભેળવવાનો અને કલાનું દરેક સ્વરૂપ સરજાવવાનો પરવાનો મળ્યો. પરિણામે લેખનયુગે નિર્ણિત કરેલી શિષ્ટતાનું ધોરણ અદ્રષ્ટ થઇ ગયું. જીવન અને સાહિત્ય સમવિસ્તારી થયા.

આ પ્રમાણે સાહિત્યના આદર્શો અને પ્રગતિ જુદાજુદા યુગ પ્રમાણે બદલાતા આવ્યા છે.

# વલ્લભ ફાંકડો.

(લેખક-રા. રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.)

"યુધિષ્ઠિર કહે ભાઇ....................
"તોય કરવી ન નિન્દા, ધૂળ હોય ધાણીમાં."
(કુન્તીપ્રસન્નાખ્યાન.)

બુદ્ધધર્મના પ્રચારની શરૂઆતમાં મહાત્મા બુદ્ધને એના શિષ્ય આનન્દે પૂછ્યું કે સ્ત્રીઓ પ્રતિ મારે કેવી રીતે વર્તવું. તેના ઉત્તરમાં બુદ્ધે કહ્યું:

"તેના તરફ જોવું સુદ્ધાં નહિ; જો જોવું, એ જરૂરનું હોય, તો તેની સાથે બોલવું નહિ; જો બોલવું, એ જરૂરનું હોય, તો બહુ જ સાવધાન રહેવું."

કંઇક આવી જ દશા આપણી બધાની આપણી ગુર્જરી સરસ્વતીના પ્રતિ થઇ પડી છે. આપણી આધુનિક કેળવણી આપણને કીટ્સ ને શેલી, ને બાયરન ને વર્ડ્ઝવર્થ વગેરેનું નિરીક્ષણ, નિરીક્ષણ માત્ર શું પણ ધ્યાન ને સમ્યગ્ધ્યાન ને નિદિધ્યાસન કરવાની ફરજ પાડે છે, અને તે ઇચ્છવાજોગ છે; છતાં નરસિંહ ને મીરાંબાઇ, કે અખો ને પ્રેમાનંદ, કે વલ્લભ ને સામળ તરફ જોવું સુદ્ધાં નહિ, એમ ફરજ પાડે છે, અને તે બિલકુલ ઇચ્છવાજોગ નથી. છેક બી. એ. ને એમ. એ. નો અભ્યાસ કરવાનો વખત આવે ત્યારે તેના અભ્યાસક્રમના મન્દિરની બાજુમાંની એકાદ નાની જાળીમાંથી વિદ્યાર્થી પોતાની ભાષાનું ને તેના સાહિત્યનું સહેજસાજ દર્શન કરી શકે. અને ખરે તે માત્ર દર્શન જ હોઇ શકે છે. "જો જોવું, એ જરૂરનું હોય, તો તેની સાથે બોલવું નહિ; જો બોલવું, એ જરૂરનું હોય, તો બહુ જ સાવધાન રહેવું." યુનિવર્સિટિના અભ્યાસક્રમોની યોજના દેશી ભાષાઓ તરફ આપણે ત્યાં બરાબર આવી જ ફરજ પાડે છે. જેઓ ખાસ એ વિષયના વિદ્યાર્થીઓ હોય છે તેમને પણ શિક્ષણક્રમ આમ 'અ-દેખાં' ને અબોલાં ને 'સાવધાનાં' પળાવે છે, તો બીજાઓનું તો પૂછવું જ શું? તેમને તો પૂરેપૂરાં 'નિરવધાનાં' પાળવાં પડ્યાં હોય છે.

આવી સ્થિતિમાં ગુજરાતમાં સ્વ. ગોવર્ધનરામ ને સ્વ. મનસુખરામ, પ્રો. આનંદશંકર ને રા. બા. કેશવલાલભાઇ, રા. બા. રમણભાઇ ને રા. નરસિંહરાવ, રા નાનાલાલ ને ગ. ખબરદાર, રા. કૃષ્ણલાલ ઝવેરી ને પ્રો ઠાકોર, રા. કનૈયાલાલ મુનશી ને રા. મોહનલાલ દવે, રા. ચંદ્રશંકર ને રા. વિભાકર જેવા સાહિત્યશોખીનો ને સાહિત્યસેવકો ઉદ્ભવી શક્યા એ ખરેખર ઘણું આનંદપ્રદ ને આશા ઉત્પન્ન કરનારૂં છે: એ એમની કેળવણીની વ્યવસ્થાને જેટલું શરમાવનારૂં છે, તેટલું વા તેથી ઘણું વધારે આપણા સાહિત્યવિલાસીઓના હૃદયને ગર્વથી ફુલાવનારૂં છે

અંગ્રેજી કેળવણીને પ્રતાપે જેમ અન્ય ઘણી દેશી વસ્તુઓ તરફ તેમ આપણા સાહિત્ય ને આપણી ભાષા તરફ પણ આપણે અસત્કાર કરતા શીખ્યા હોઇએ છીએ મિત્ર મિત્રની

જોડે વાત કરશે તેમા, કે ભાઇ બહેનની જોડે વાત કરશે તેમા, કે પુત્ર પિતાની સાથે વાત કરશે તેમા, કે પતિ પત્ની તરફ વાત કરશે તેમા આપણે ત્યા શુદ્ધ દેશી ભાષાનો ઉપયોગ હાલ કેટલો બધો થોડો જોવામા આવશે ? એક વાકયમા બે શબ્દ અગ્રેજી નહિ ઘુસે તો નસીબ, અરે, શબ્દ તો શુ પણ અન્વય પણ અડધો અગ્રેજી નહિ હોય તો નસીબ' આ શોચનીય છે, આ અક્ષતવ્ય છે, આ અનાડી છે, જો કે આ ટીકા વખતે મારે પોતાને પણ માથુ નીચુ કરવું પડે છે, કારણ મને પોતાને પણ ખેદ સાથે ભાન થાય છે કે હુ જાતે આવું ઘણી વાર કરૂ છુ. ભાષાના જ્ઞાનની દુર્દશા છે તેથી પણ વધારે દુર્દશા સાહિત્યના જ્ઞાનની છે. સાહિત્યપ્રેમ તો આપણો ખીલતો જ નથી આમ તેમ થોડા ઘણા માસિકોમા સહેજ સાજ ડોકીઆ કર્યા ને ભાષાની અનેક ભૂલો ને છાપની અનેક અશુદ્ધિઓ સાથે મળતી એકાદબે વાતો કે ચર્ચાના ચૂથણા જોયા કે આપણામાના ઘણા ભાવી લેખકો કટિબદ્ધ થઇ જાય છે, ને સાહી ને કાગળનો છૂટથી ઉપયોગ વા દુરુપયોગ કરે છે. આ પણ શોચનીય છે, અક્ષતવ્ય છે, અનાડી છે, અને આમ કહેતી વખતે મને સહર્ષ ગર્વ થાય છે કે આવી લાલસામા લપટાતા હજી સુધી હું દૂર રહ્યો છુ

મારૂ નઠારૂં, ઉત્તમ અધમ, જેવું હોય તેવુ આપણું પોતાનું સાહિત્ય આપણે બને તેટલુ જોવુ જોઇએ તે આપણી પ્રથમ ફરજ છે આપણી સાહિત્યવાડી ખિલવનારા અનેક માળીઓમાના એકનું ઓળખાણ તાજુ કરાવવુ, એ આજનો મારો વિષય છે, અને આ પ્રયત્નથી જો વલ્લભના અથવા બીજા આપણા આગલા કવિઓના કાવ્યો ને આખ્યાનો જોવા તરફ કેટલાકનુ મન દોરવાશે તો હું તેને સફળ થયો ગણીશ

વલ્લભ, જે જાતે જેવો હતો તેવો 'ફક્કડ,' એ વિશેષણ વડે પોતાને વિશેષ્ય બનાવે છે. તે પ્રેમાનંદનો જ્યેષ્ઠ પુત્ર હતો. એની માતાનુ નામ હરકોર હતુ, ને પ્રેમાનંદનું ને એનુ–વડોદરાની મહમદવાડી–એનુ નિવાસસ્થાન હતું ઇ સ ૧૬૪૦ પૂર્વે એકાદ બે વર્ષ પહેલા એ જન્મ્યો હોવો જોઇએ

પ્રેમાનદને માધવ નામે ગૃહસ્થની મૈત્રી ને તેનો આશ્રય હતા. વલ્લભે પોતાના કવિમદિરનુ પ્રથમ સોપાન માધવકાવ્ય નામે કાવ્ય રચી, પોતાના પિતાના મિત્ર ને પોતાના સ્વાભાવિક રીતે જ મમતા ને સ્નેહ દર્શાવનાર સદ્‌ગૃહસ્થની પ્રશસા કરી પ્રેમાનદને વલ્લભના આભારપણા માટે તિરસ્કાર ઉત્પન્ન થયો, ને વલ્લભને મોએ એના કાવ્યને એણે ત્રબોડી કાઢયુ. પ્રેમાનદે પુત્રને શિખામણ દીધી કે કોઇનુ પણ ગુણગાન કરવુ નહિ વલ્લભે ખિજવાટમા આવી માધવકાવ્યનો નાશ કર્યો, અને પિતાની શિખામણ ભવિષ્યમા હદપાર અમલમા મૂકી, એટલે સુધી કે પોતાના પિતા સિવાય બીજા કોઇને એ સારા કવિ તરીકે જોઇ શકયો નહિ "કુતીપ્રસન્નાખ્યાન" મા વલ્લભ ચદ જેવા તેજદાર ને વિખ્યાત કવિને મદ ગણી પ્રેમાનદને ઉત્તમતા અર્પે છે વલ્લભ કહે છે—

"ચંદે છદબદ્ધ રચ્યો, રાસ આશ આણી ઉર
"પ્રેમાનંદ આગે મદ, ગતિ તેની લેખિએ

અર્થાત્, ચંદે મનમા અનેક આશાઓ આણી છંદબદ્ધ રાસો રચ્યો, પણ પ્રેમાનંદ આગળ તે મંદ પડે છે.

" ભારત સમુ પ્રમાણ, રાસાના તમાસા બાળો,
" કર્યાં ભારત બે ત્રણ, આરત ઉવેખિયે.

એ ચંદના રાસાના તમાસા તો બાળો. તેનું પ્રમાણ, અર્થાત્ માપ ભારત જેટલું છે, જ્યારે પ્રેમાનંદે તો બે ત્રણ ભારત જેટલું લખ્યું છે. તેથી ચંદની આરતને, અર્થાત્ ઇચ્છાને, કીર્તિની આશાને ઉવેખીએ છીએ, દરી દાટીએ છીએ.

" પૃથ્વીશ પ્રશંસા કથી, માન શેનું મોઘું તેમા ?
" પ્રેમાનંદની કવિતા, સવિતાશી પેખિયે.
" બ્રાહ્મણથી ભાટ થયા, વંશજ વિધિના આ તો;
" કવીશ્વરના પિતાથી, ચંદ મંદ દેખિયે.

ચંદે તો રાજાની સ્તુતિ કરી પોતાની કવિતાને મલિન બનાવી, પ્રેમાનંદે તેમ થવા દીધું નથી પ્રેમાનંદ તો બ્રાહ્મણ, ને ચંદ તો ભાટ, બ્રાહ્મણ વિધિમાથી–બ્રહ્મામાથી ઉત્પન્ન થયા, ને ભાટ તો બ્રાહ્મણમાથી, એટલે ભાટ ઊતરતા, ને કવીશ્વરના પિતાથી, મારા પોતાના પિતાથી ચદને મદ દેખું છુ; અર્થાત્ પ્રેમાનંદ કરતા ચદને હું ઊતરતો ગણું છુ.

" બિચારો બરદિયો, જે દેવીભક્ત દુનિયા કે',
" ભોગ આપે અજા કેરો, ડરે શાર્દૂલથી
" મંદિરામા મસ્ત બન્યા, જો જો ચંદજી ચતુર,
" લાછન લગાડી લઇ, રીઝયા રક્ત ફૂલથી;
" આડ કરી અદો કહ્યું, દેવીએ સંકટ દહ્યું,
" પ્રસન્ન થૈ પૂરેપૂરી, વેધી અંગશૂળથી,
" પત રાખી બાંના કેરી, બર્દિયો ત્યારે બનાવ્યો,
" ભારતીના ભક્તને તે, મળે ક્રિયા મૂળથી !

¹ ચદે દેવીની આરાધના કરી, હીજડાની માફક 'અદો બનાની' કહ્યું ને અંગને શૂળથી વીંધ્યું ત્યારે દેવી પ્રસન્ન થઇ, ને એને દેવીએ બર્દિયો ('ચદ બરદાઇ',) અર્થાત્ ભાટ (વક્રોક્તિથી બળદીઓ) બનાવ્યો. આવો જે ચંદ તે પ્રેમાનંદ જેવા સરસ્વતીના ઉપાસકની સાથે કયાથી બરાબરી કરી શકે ?

જેટલી વલ્લભની નિષ્કારણ તિરસ્કારબુદ્ધિ, શા માટે નિષ્કારણ ? ઇર્ષ્યાજનિત તિરસ્કાર વૃત્તિથી આપણને કંટાળો ઉત્પન્ન થાય છે, તેટલી એની રોળ કરવાની શક્તિને માટે અજાયબ દષ્ટિ ઉત્પન્ન થાય છે. રોળ કરવામા તો આપણે જાણીએ છીએ કે સાક્ષર શ્રી નરસિંહરાવભાઇ ઘણી અજબ શક્તિ ધરાવે છે પણ જો વલ્લભ ને નરસિંહરાવભાઇની આ શક્તિની તુલના કરી હોય, તો અને લાગે છે વલ્લભ આખાદ ચઢી જાય

પ્રેમાનંદ ને સામળ સમકાલીન હતા. બને કવિ, ને બંને સારા કવિ કોણ જાણે કેમ પણ વિદ્વાનોમા ઇર્ષ્યાનો દોષ પ્રબળ હોય છે. આ સંસારને જુઓ માયારૂપ કહે છે

ને બુદ્ધિથી સમજે છે, તેઓ બધા જ કંઈ હૃદયથી તેમ સ્વીકારતા નથી. સામાન્ય માણસો કરતાં ભણેલાઓ, પ્રાકૃત કરતાં શિષ્ટજનો કેટલીક વાર સામાન્ય દોષના ભોગ વધારે થઇ પડે છે, ને તેમનું નૈતિક સ્ખલન જેમ ભયંકર વધુ તેમ રસિક પણ વધુ હોય છે; ભયંકરતા ને રસિકતાને કંઇ ખાસ વિરોધ હોતો નથી. વિદ્વાનોમાં બુદ્ધિને ને નીતિને વેર હોય છે તેના કરતાં પણ ઘણું વધારે વેર કેટલીક વાર કવિઓમાં હોય છે. કેટલાક કવિઓમાં ઈર્ષ્યા વધારે હોય છે, કેટલાકમાં ક્રોધ વધારે હોય છે, કેટલાકમાં નિરંકુશપણું, સામાજિક કે ધાર્મિક ઘણું વધારે હોય છે, અને તેનો પ્રાદુર્ભાવ જ્યાં રસિક રીતે કવિતાની બાનીમાં ઝમ્યો હોય, ત્યાં પછી પૂછવું જ શું? લડનારા લડી મરે, જોનારને તો આનંદ જ મળે. તેટલા જ માટે હાલના સાહિત્યમાં પણ ચર્ચાઓ ને આક્ષેપો, ને વાદવિવાદ ને વિતંડાવાદ સૌ કોઇને વિશેષ મઝા આપે છે. "સાહિત્ય" ને આખું વાંચી જવાની જેમને નવરાશ નહિ હોય કે રસ નહિ હોય, તેવાઓ પણ બે ઘડી "ચર્ચાપત્રો" પર તો નજર ફેરવી જ જશે. મનુષ્ય ટીકાખોર વૃત્તિ સબળ પ્રમાણમાં ધરાવે છે; ને ટીકા કરવી ને ટીકા જાણવી એમાં તેને અનહદ આનંદ મળે છે. જયા ભાષા હાથમા હોય ત્યાં ટીકા કરવાનું કામ જેમ સરળ તેમ જ આનંદપ્રદ હોય છે. આવું કામ વલ્લભે છૂટથી કર્યું હતું. પ્રેમાનંદમતે પુરાતન કથા પર કવિતા કરવી એ ઇષ્ટ હતું, ને સામળમતે કલ્પિત કથાઓ રચી કવિતા કરવી એ ઇષ્ટ હતું. એ બે વચ્ચે આ તકરારનો વિષય હતો. તેમા વલ્લભે પ્રેમાનંદના બચાવ માટે ઘણું લખ્યું છે. સામળ પર ટીકા કરતાં વલ્લભ અંગત હુમલાનો પણ ઉપયોગ ચૂકતો નથી; સામળનો પુત્ર બાડો હતો, તે સંબંધમાં વલ્લભ કહે છે કે પ્રેમાનંદનો બચાવ કરનારા હું પોતે ને જીવણરામ, એ બે સપુત છીએ, તો તેને તું, સામળ તે શું જીતી શકશે? તારો પુત્ર તો બાડો છે.

વળી, વીરજીની પણ એવી જ અંગત ટીકા વલ્લભ નિડરપણે કરે છે. પ્રેમાનંદે પોતાના શિષ્ય વીરજીને સામળ જેવી કવિતા કરવાનું કામ સોંપ્યું હતું. વીરજીએ 'સુરેખાહરણ' લખી એવો પ્રયત્ન કર્યો. પરંતુ 'સુરેખાહરણ' સામળની પદ્માવતીની વાર્તાની કવિતાની બરાબરી કરી શક્યું નહિ. તેનું ટીખળ કરતાં વલ્લભ કહે છે કે તું તો વીર–જી, એટલે કે સ્ત્રી; એવા સ્ત્રૈણ માણસથી સામળની બરાબરી ક્યાંથી થાય? બરાબરી તો મારા જેવાથી થાય. એમ કહી એણે સામળની 'અંગદવિષ્ટિ' થી ચઢી જાય એવું 'કૃષ્ણ વિષ્ટિ' બનાવ્યું.

'કૃષ્ણ વિષ્ટિ' થી પ્રેમાનંદ પ્રસન્ન થયા. આ કાવ્ય વલ્લભે હિંદી કાવ્યોને ટક્કર મારે એવું ઉત્તમ બનાવ્યું હતું, ને પોતાના શિષ્યોમાં વલ્લભ પોતાને ખુશ કરે એવો નીવડયો તે પરથી પ્રેમાનંદે તેને કહ્યું કે હું આ કાવ્યથી ઘણો પ્રસન્ન થયો છું, તું જે માગે તે હું તને આપું. વલ્લભે માગણી કરી કે તમારી પ્રતિજ્ઞા હવે સિદ્ધ થઇ ને આજથી હવે પાઘડી તમે પહેરતા થાઓ. પ્રેમાનંદે પાઘડી પહેરી, પણ પાછળથી પોતાની ભાષા ખેડવા સંબંધી પ્રતિજ્ઞા પરિપૂર્ણ રીતે સિદ્ધ હજી થઇ નથી એમ વિચારતાં, પાઘડી પહેરવાનું પાછું બંધ કર્યું. પ્રેમાનંદની પાઘડીની પ્રતિજ્ઞા કાવ્યક્ષેત્રમાં વીરત્વનું સ્થાન પ્રેમાનંદને અપાવે છે. કાર્લાઇલ કહે છે કે અભિનિવેશ, એ વીરત્વનું લક્ષણ છે. પ્રેમાનંદની પ્રતિજ્ઞા

એ પ્રેમાનંદના અભિનિવેશનું ફળ હતું. એ અભિનિવેશ, એ પ્રતિજ્ઞા, જેમ પ્રેમાનંદ પ્રતિ આપણામાં વીરપૂજાની વૃત્તિનું ઉદ્દીપન કરે છે, તેમ વલ્લભ ધાંકડાની આ ઉપર દર્શાવ્યા મુજબની ધાંકડાઇ પણ આનંદ સાથે એક જાતનું ઉચ્ચ ભાન ઉત્પન્ન કરે છે. " સામળની બરાબરી ? બસ ન શું થાય ? તારા જેવા બાયલાથી ન થાય, છૂટી ન થાય (વિરછ) ફરી બનાવું ત્યારેજ હું ખરો " ખરેખર 'ધક્કડ' ખરેખર ધાંકડો કવિ.

વલ્લભના ગ્રંથોમાં "દુઃશાસન રધિરપાનાખ્યાન" (લ. સા. ઇ. સ. ૧૭૨૪) "કુંતીપ્રસન્નાખ્યાન" (લ. સા. ઇ. સ. ૧૭૨૧) "યક્ષપ્રશ્નોત્તર" (લ. સા. ઇ. સ. ૧૭૨૫) "કૃષ્ણ વિષ્ટિ" (લ. સા. અપ્રસિદ્ધ ને અજ્ઞાત) "પ્રેમાનંદ કથા" (લ. સા. અપ્રસિદ્ધ ને અજ્ઞાત) "મિત્ર ધર્માખ્યાન" (લ. સા. ઇ. સ. ૧૭૫૪) "યુધિષ્ઠિરવૃકોદરાખ્યાન" ને કેટલાક અધૂરા રહેલા ગ્રંથો છે.

વલ્લભ નિડર હતો. વલ્લભ 'ધક્કડ' હતો. વલ્લભ અક્કડ હતો. એ સ્વતંત્ર હતો. એ દૃઢ હતો. એ અભિનિવેશવાળો હતો. નવે રસ ખેડવા એની ઉમેદ હતી; ને તે સફળ કરવા એણે સબળ પ્રયત્ન કર્યા હતા. એનામાં ભાષા પર કાબુ છે, જો કે કેટલીક વાર એ ક્લિષ્ટતામાં સંડોવાય છે. એનામાં મનરંજન કરવાની વૃત્તિ છે, ને તેથીએ વધારે શક્તિ છે. એનાં કાવ્યોમાંથી થોડુંક થોડુંક જોયાથી એનું વધારે સારૂં પિછાન થશે.

**"દુઃશાસન રુધિરપાન આખ્યાન:"**—દ્રૌપદીના વસ્ત્રાંહરણ ને કૌરવોની ભર સભામાં થએલા અપમાનને લીધે ભીમે દુઃશાસનનું વેર લેવા પ્રતિજ્ઞા લીધી હતી, તે પ્રતિજ્ઞાની સિદ્ધિ આ આખ્યાનનું વસ્તુ છે. એમા વીર રસની જમાવટ છે. વસ્તુ વીર રસને માટે યોગ્યજ છે, ને તે રસ આખા કાવ્યમા સર્વત્ર વલ્લભ આબાદ જમાવી શક્યો છે.

મંગલાચરણમા નમ્ર થવા સામે પોતાનો વાંધો વલ્લભ દર્શાવે છે, તે એનો સ્વભાવ બતાવી આપે છે.

" વળી વાર વાર વાંલ, આણી આફળે છે,
" ગ્રંથ લખી નમ્ર થાવ, એ તે કયાંનો ન્યાય છે;
" ગુરુતા ગુમાવવાનો, મારગ માનીઓ મોહે,
" પરીક્ષિત જેવા શ્રોતા, તેવા દાસ થાય છે:
" વક્તા શુક જેવા નહિ, કથ્યું કાંઇ જાણે નહિ,
" લખ્યું લાખ મોરે વર્ણ,' [તોય] શન્ય સમજાય છે;
" ચૂઆ જેમ ચારૂ ચીર, અર્થ વિના નાશ કરે,
" તેવા અર્ધદગ્ધ શ્રોતા, વક્તા વખણાય છે.
" કે'છે નમસ્કાર લખો, ખર જેવે સ્વરે ગાય,
" હાળમાં ઉંચેથી હળે, નમુ હુંય તેમને ?
" છંદ દેખી છળી જાય, ભૂત વળગ્યા શું ગાય
" જૂતી પાયતણી માથ, નમો નમો એમને !

" વાંચી જાણે ભાખી જાણે, સુણી જાણે તેદ સારા,
" ઉચ્છિષ્ટ કવિનું ખાય, નમું તેવાને મને ?
" ફક્કડ વલ્લભ નામ, નમે નહિ ઠામ ઠામ,
" કવીશ્વર ઈશ્વર શો, નમું આપને તને.

અર્થાત્, શ્રોતાઓ પ્રતિ નમ્ર થવાનો ન્યાય મને માન્ય નથી. ઉંદર જેમ સુંદર ચીરનો નાશ કરે, તેવા આજના શ્રોતા ને વક્તા છે; તેને વળી નમસ્કાર કેવા ? તેને તે હું નમું ? તેમને માથે તો મારા પાયની જૂતી નમો ! બીજાઓનું ગાએલું ગાય, શું તેવાને નમું ? નહિ, નહિ; આ ફક્કડ વલ્લભ તો આપને, પ્રેમાનંદને જ નમસ્કાર કરશે.

શ્રી કૃષ્ણે સુઝાડેલી યુક્તિ પ્રમાણે દ્રૌપદી ભીમનો ક્રોધ કેવો ઉદ્દીપ્ત કરે છે ને એણે લીધેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કેવું સચોટ કરાવી આપે છે, તે વિષે નીચેની પંક્તિઓ સચોટ છે.

" આ પ્રિય કસ્તુરી આ પ્રિય અત્તર,
" આજ ગુલાબતણે જળ રાજી,
" લાવું હું અંગે ઉમંગ અથાગથી,
" રે સ્મરી રે સ્મરી, રે પ્રિય લાજી.

હે પ્રિય ! આ કસ્તુરી, અત્તર, ગુલાબજળ હું અંગે લગાડું છું; પણ, રે' હાં, મને સાંભર્યું, મને સાંભર્યું, રે' હું તેથી લજ્જાઉં છું. શાથી ? તો કે—

" આપ સભા બિચ બોલિ ગયા પતિ,
" કે સર્વો દ્રૌપદી અંગ અનેરે,
" જે કર દુષ્ટ દુઃશાસનનો અડ-
" ક્યો લવિયો કરૂં વ્યર્થજ ફેરે;
" લોહી ઉનું વદને કરીને પીવું,
" બીઉં નહી બકરીજ વધેરે,
" તે રુધિરે ખરડાઇ મળું સતી,
" તો પતિ ભીમ ભણોજ અજે રે.
" ત્યાં વળી આપ બજેથકી તો કથિ-
" યા મમ સામું નિહાળી નિહાળી,
" આજથી અંગ સુરંગ ન દ્રૌપદી,
" લાવીશ લોહી દુઃશાસન ટાળી;
" એ પતિ આપ ધર્યું પણ વ્યર્થજ,
" જાય હું અંગ સુરંગજ બાળી,
" દાસની દાસ ઉભી તમ આધીન,
" વલ્લભ પાણી જશે વહી કાળી.

ઇત્યાદિ, ઇત્યાદિ ક્રોધ ને વૈરબુદ્ધિથી ભરેલી દ્રૌપદીને મુખે નીકળવાં જોઇતા વચનો કઢાવી વલ્લભ બરાબર રસ આણી શકે છે. ભીમ બરાબર ક્રોધમા સંડોવાય છે, તે ઉત્તર આપે છેઃ—

" અરે ! નારી નીચ વેણ, કથી કેમ દુષ્ટ દેણ,
" વીતે શું આજની રેણ, દુઃશાસન જીવ જાય;
" સાથે શ્યામ તુંય જાય, બોલતાં નહિ લજાય,
" નિંદાકારને સજાય, કરૂં શેણે શિવ થાય;
" મોપાળિયા પોળિયા તું, આવ આવ પૈસો આવ,
" લાવ લાવ ગદા લાવ, ખાંતે ખાંડું ક્ષીવ રાય;
" કાળી બાળી સોત ટાળી, એના રુધિરમાં માં'લી,
" લગાવું સુઅંગ રાગ, વલ્લભ જો નીવ ના'ય.
" ને'ય ને'ય નારી ધર્મ, ભીમ ભીષણો છે પર્મ,
" નિંદા કેરા પાપો કર્મ, વીણી વીણી હાથમાંય;
" એમ વદી ત્રાડ પાડી, ગર્જના આબાદ ધાડી,
" દ્રૌપદી શું દીધ ગાડી, કંપ કંપ સાથ માંય;
" આંખ લાલચોળ ભાળી, પાંખ શું ગરૂડ ટાળી,
" ધાંખ [=જો] આજ તું કરાળી, કાસજોજ હાથમાંય (હૌત્રતમાં)
"વલ્લભેશ્વરા કવીશ, વલ્લભા ડરાવે ઈશ,
" પોળિયા પરોઢ થાય, કાઢું વંક માથ માંય.

હે દુષ્ટ નારી ! આજની રાત પૂરી ન થતાં દુઃશાસનનો જીવ જાય, અને બોલતાં લજાતી નથી તેથી સાથે તુંએ જાય. હે મોપાળિયા, પોળિયા! ગદા લાવ કે એ દુષ્ટ રાજાને મારી નાંખું. હે નારી ! મને ધર્મરાય જેવો ન સમજતી; હું તો પરમ ભીષણ છું. એમ કહી ચીસ પાડી તેથી દ્રૌપદી ત્રાસી ને સર્વે સાથમાં કંપ વછૂટ્યો.

જો કે બાબત સાધારણ અનુભવમાં આવે એવી છે, છતાં તેનું વર્ણન ખરેખર ઘણું રસિક રીતે કરવામાં આવ્યું છે. એટલુંજ ઉપરની લીટીઓમાં શબ્દભંડોળ પણ ઘણું સારૂં છે એમ સ્પષ્ટ માલમ પડશે. સારા શબ્દભંડોળ વગર વર્ણનની જમાવટ બરાબર ખીલી શકતી નથી, ને શબ્દભંડોળ સરખામણીમાં જૂના કવિઓ સારો ધરાવતા; વલ્લભ પાસે પણ તે ઘણો અચ્છો હતો. યુદ્ધનું વર્ણન, કર્ણ-ભીમનું ને દુઃશાસન-ભીમનું અને રુધિરપાનનું વર્ણન વાચનારને તાદૃશ ચિત્ર આપે એવાં છે. નીચેની પંક્તિઓ તરફ ધ્યાન ખેંચી એ વિષે સંતોષ માનીશું.

" દ્રૌપદી કેશ ગ્રહ્યા મતિમૂઢ તું,
" ભર્તૃપરાઙ્મુખ તેં કરી દુષ્ટન,
" જે નિરપ્રાધી રજસ્વલ તો હતી
" વસ્ત્ર અપાહર તું કર પુષ્ટન;
"એમ વદી ઘૃત હોમ જશો બની.
" જાતવક્ષરૂપ હવો અતિ રૂષ્ટન,
" કર્ણ જુએ નૃપ અશ્વ નિહાળત,
" બાળત ગોપન. અંગ સુકષ્ટન.

× × ×

" જો વીર માન ફૂંખે કરી જન્મજ
" તો અટકાવ કરોજ ભર્ણ હર,
" રક્ષક થાવ સમક્ષ ઉભા સહુ
" પક્ષ અધક્ષ કરો મૂંકીને ડર.
" કર્ણ કરે કરીને શર જોકત,
" શિથિલ પારથ ભીમથકી અતિ,
" વાધ વિકાળ થયો પછી મારત,
" વેગ વધે તિમ તો ચલવી મતિ;
" બાળ બિચે હૃદયે શર લાગત,
" ઝાળત ઝાળ ઝગે અતિને અતિ,
" મારૂં છું મારૂં છુ મારૂં છું વલ્લભ,
" કર્ણ નિહાળ તું ચઢંતી વતી.
" એમ વદી હરિ જેમ ગ્રહે કરિ,
" નિગ્રહ તેમ દુ:શાસનનો કરી;
" ચક્ષ ધરીજ નિશાન કરી ઝટ.
" તીક્ષણ ધારવતી અસિને ધરી,
" કંપવતી ગ્રીવ ભીચ ધરી પગ,
" ભાખત મૂઢ ગણે નવ તું જરી,
" આજ થતો નવ દીન મતિ વિણ,
" વસ્ત્ર ધરો ઉધરો ઉધરો કરી.

દુ:શાસનને બરાબર દાવમા લીધો, ને પછી ભીમ બોલ્યો હે મૂઢ' તું કોઇને ગણકારતો નહોતો આજે મતિહીન ને દીન ન થતો, આજે હવે વસ્ત્ર પકડ, ને ખેંચી કાઢ

**કુંતીપ્રસન્નાખ્યાન:**—આ અદ્દ્ભુત રસનો ગ્રંથ છે, વલ્લભે એમા અદ્દ્ભુત રસ આદિથી અંત સુધી ખિલવ્યો છે. આ આખ્યાનનુ વસ્તુ મહાભારતમા જોવામા આવતું નથી, ને તેથી 'ગ્રંથ વિવેચન' મા પ્રાચીન કાવ્યમાળાના સંશોધનકર્તા કહે છે કે કવિના આ કાવ્યનું 'વસ્તુ' ને 'કલ્પના' બને સરખી રીતે અદ્દ્ભુત છે. મયદાનવે પાડવોને માટે વિસ્મયકારક સભામંડપ રચ્યો, તે એવો અદ્દ્ભુત હતો કે તેમા જોનારને જળને સ્થળે સ્થળ જણાય ને સ્થળને ઠેકાણે જળ ભાસે. એ સ્થળે ઐરાવતનુ પ્રતિબિમ્બ કુન્તીએ જોયું, ને તે જોતા જ એને સાક્ષાત્ મૂળ ઐરાવતને જોવાની તીવ્ર ઇચ્છા થઇ. તે ઇચ્છા એટલી પ્રબળ થઇ કે તે ક્રમ ક્રમ આગ્રહમા પરિપાક પામી, ને તેથી આગળ જઇ દુરાગ્રહમાં અવનતિ પામી

કવિ કહે છે:—

" પ્રભાકર ઉગે અને, ઝાકળનું જગ ગ્રહે,

' કદાપિ એ બને જાણો, તથાપિ ન ઝીવે કુંતી,
" શકનાગ જુએ નહિ, અગ્નિ દેહ બારને

હવે સ્વર્ગમાથી ઐરાવતને ભુમિપર કેમ લાવવો, એ પાડવોને ચિંતા થઇ પડી એ ચિતાનુ નિરાકરણ તેમને ઇન્દ્રના તુબુરૂ નામના ગધર્વની મદદથી નવ્યુ તેણે તેમને વાકે ફગારી આપીને અર્જુને ઐરાવત મેળવવા માટે ઇન્દ્રને બાણુપર લખેલો પત્ર મોકલ્યો. તેમા ઐરાવતની માગણી કરી તે પત્ર દેવોની સભામા વાદવિવાદનુ મુખ્ય કારણ થઇ પડયુ. જેવી એ હાથી માટે ઇચ્છા અદ્ભુત તેવી આ પત્રની વાત અદ્ભુત ઇન્દ્રે ઉત્તર મોકલ્યો કે હાથી સ્વર્ગમા આવીને લઇ જાઓ જવાબમા અર્જુને બાણુસેતુ રચ્યો ને તે પર ભીમ ને અર્જુન સ્વર્ગમા ગયા. ત્યા તેમને દેવોએ બ્હાવા માડ્યા, પણ જ્યારે તેમ ન ફાવ્યા ત્યારે તેમણે છેવટે ઐરાવતને ગાડો બનાવી છોડી દીધો, ને પકડી લેવા ફરમાવ્યુ, ઐરાવતને ભીમ ને અર્જુને હગાવ્યો, ને છેવટે દેવોએ તે હાથીને ભુલોકમા મોકલવા કબુલ્યુ ભીમ ને અર્જુને ઐરાવતને નીચે આણ્યો ને કુન્તીની કુતૂહલવૃત્તિને સતોષી આ વાતમા દરેકે દરેક બાબત અદ્ભુતતાથી ભરપૂર છે

શર મારફતે અર્જુન ઇન્દ્રને સદેશો પત્રથી મોકલે છે, તે ઘણું અદ્ભુત રસમા લીન કરે એવુ વર્ણન છે વલભ કહે છે—

' શક્રાસન મધ્ય બેઠો, શચી સહ શચીનાથ,
" શર સુસવાટ કરી, આવતુ ઉતાવળુ
' જોઇ ઝગ વજ્ર સાંધ્યુ, એવે નમ્યુ દ્વાર આવી,
" પ્રણામ ત્યા પચ કીધા, કરીશ કે' સાભળુ '
" વિસ્મય હૃદય શર, વિબુધો ત્યા જોઇ હવા,
" પત્ર મુખ પર બાધ્યો કીર્તિ નવ હું કળુ
" તે શર ઇન્દ્રાગ્ર પગ, આવી પડયુ જોત જોતે,
' છોડયો પત્ર તર્ત ત્યાહી, દેવ દૈન્યમા વળુ '
" ગજબ ગજબ આ શો શિલીમુખ સાથ પત્ર,
" નેહથી નમન કરે, પ્રત્યુત્તર માગતું
' કોનો પત્ર આ યો આ ? આ શરસધાણ કોનુ ?
" વિષય શો સમાયો છે ? મન અનુરાગતું ?
" વાચો દેવાચાર્ય વેગે અવનવુ આ તો અતિ
' જોયુ નહિ જાણ્યુ નહિ, અરૂ ઊભુ જાગતું
' બૃહસ્પતિ ગુરૂએ ત્યા, પ્રકટ પત્રિકા વાચી,
' અર્જુનનું નામ સુણી, વેણ બાણ વાગતુ

કલ્પનાને બદલે અદ્ભુતતાની જમાવટમા મિલ્ટન જેવો કવિ પણ આ પ્રસગ ખિલવવો હોય તો આથી વધુ શુ કરી શકે ? કલ્પના અહીં તો કમાલ કરી ગઇ છે જ્યા ન પહોચે રવિ ત્યા પહોચે કવિ—એ આબાદ જ કથન છે

આ આખ્યાનમા એકેએક પ્રસંગના વર્ણનમા વાચકને આનદ આપી શકવાની ખુબી માલમ પડી આવે છે આખ્યાન વાચવાનુ શરૂ કર્યુ કે એકી બેઠકે તેના અન્ત સુધી જવાનું

સૌ કોઇને મન થાય તેવું છે. અને જેમ શુક્લ પક્ષમા ચંદ્રની કલા દિન પર દિન વૃદ્ધિંગત જ થતી જાય છે તેમ જેમ જેમ આગળ જઇએ છીએ તેમ તેમ આખ્યાનના પ્રસંગોના ચિત્રની અદ્દભુતતા વૃદ્ધિંગત થતી જાય છે. મયરચિત સભાનું વર્ણન, કુંતીએ તેનું દર્શન કર્યાથી તેને થએલી કામનાનું વર્ણન, શક્રસભામા શરપતનનું ચિત્રલેખન, ભીમ અને ઐરાવતનું યુદ્ધ, ભીમાર્જુનના ભૂમિ પર આગમન સમયે લોકોના રસિક તર્કવિતર્ક, ઐરાવતદર્શન થતાં ઊછળેલી અદ્દભુતતાની ઊર્મિઓ–હાથી સ્વર્ગથી આવ્યો જાણી પંડિતો ને પુરાણીઓ પણ સભામાં દોડી આવે છે તેનું ચિત્ર,

" કવીશ્વર આવ્યા એક, તેમણે કવિત કર્યું,
" શુભ્ર અભ્ર આ તે હશે, અંબાડી કે વીજળી,
" ઘંટ કેરા ઘોર થાય, ચડવા એ લાગ્યો મેઘ,
" આભૂષણ ઝૂલ એ તો, રંગની રેખાવલી,

અહીં **વિક્રમોર્વશીય**ના પ્રખ્યાત સંદેહાલંકારના શ્લોકો સરખામણીમા સ્મૃતિપટ પર તરવરી રહી આનંદની વૃદ્ધિ કરે છે; કવિ કહે છે કે આ તે ધોળો હાથી કે ધોળું વાદળું? આ ઘંટનો અવાજ છે કે મેઘનો? આ આભૂષણ કે રંગની રેખાઓ?

" હસ્ત્યારોહ આ તો નોય, ધન અટકાવનાર,
" શુભ્ર અભ્ર કરનાર, શંકા થઇ ને ટળી,
" કવન કવિનું સુણી, નૃપ દેવા લાગ્યો દ્રવ્ય,
" જોઇએ ન જંઇ મારે, વિત્ત કવિના કળી'

મને શંકા થઇ પણ ખરી ને તે ગઇ પણ ખરી: એ સાભળી નૃપ, યુધિષ્ઠિર દ્રવ્ય આપવા મંડયો, ત્યારે કવિ ના પાડે છે ને કહે છે કે કવિતા કંઇ વિત્ત તુલ્ય છે? નહિજ; અને પછીની લીટીઓમા એક ભાટની મનોદશાના વર્ણનમા સામળભટ પર શ્લિષ્ટ આક્ષેપ કર્યો છે, તે બધુ––,

આ તમામ વિગતોનું કવન કલ્પનાવિમુખ જડ પ્રાકૃત વાચકનું પણ જાડય ઉડાવી દે, એના બુદ્ધિજાડયને ગુલાટ ખવડાવી દે ને કંઇક અંતક્ષોભ આપી શકે એવું અલૌકિક છે. દુઃશાસનરુધિરપાનાખ્યાનમાં તો કદાચ ભાષા સ્થળે સ્થળે ક્લિષ્ટ પડે તેવી માલમ પડશે; પણ " કુન્તીપ્રસન્નાખ્યાનમા તો ભાષા પણ અનહદ સરળ છે

**" યક્ષપ્રશ્નોત્તર"**:—આ કરણરસપ્રધાન કાવ્ય છે. પાડવો વનમા હતા તે વખતે એક બ્રાહ્મણે આવીને યુધિષ્ઠિરને અરજ કરી કે એક હરણ તેને શિંગડે ભેરવી મારૂં અગ્નિમંથનકાષ્ટ લઇ ગયુ છે, તે મને આણી આપો. આ પરથી યુધિષ્ઠિર ને બીજા ચારે પાડવો તે હરણની શોધમા ગયા. તેઓ ઘણા રખડયા ને તૃષાર્ત થયા. પાણીની શોધ કરતાં તેમને દૂર એક સરોવર દેખાયું. તેમાંથી પાણી લાવવા એક પછી એક પાંડવો જાય છે. પરંતુ સરોવરનો રક્ષક એક યક્ષ હતો, તેણે દરેકને કહ્યું, 'મારા પ્રશ્નના ઉત્તર આપીને પાણી પી, નહિ તો મરી જઇશ.' આ શરત પાળ્યા વિના યુધિષ્ઠિર સિવાયના એક પછી

એક ચાર પાંડવો મૃત્યુવશ થયા. યુધિષ્ઠિર શોધમાં ગયો, તો તેને પણ યક્ષે એ જ પ્રમાણે કહ્યું. બીજી તરફથી તે બધાને પાછા આવતા વાર થઇ એટલે દ્રૌપદીને ફિકર થઇ. એ તે બધાની શોધમાં ગઇ. એણે સરોવર આગળ પાંચેનાં શબ જોયાં ને એના શોકની સીમા ન રહી. વસ્તુતઃ યુધિષ્ઠિર બેભાન હતો; ભાઇઓના પીધા વિના મારે જળ ન પીવું, એવા ધર્મને એ સાચવી રહ્યો હતો. એ જાગ્રત્ થયો ને એને યક્ષ સાથે વાત થઇ. યક્ષે એને બનેલી વાત કહી, ને યુધિષ્ઠિરે યક્ષના પ્રશ્નોના ઉત્તર દીધા તે પરથી યક્ષે પ્રસન્ન થઇ ચારે પાંડવોને જીવિતદાન આપ્યું. વાતનો આટલો સાર છે.

કરુણરસ વલ્લભના સ્વભાવથી તદ્દન ઉલટો હતો. 'અરરર,' 'હાય હાય'—એવું જેમાં વર્ણવવું પડે એ એને મહા દુઃખ હતું. પરંતુ કરુણરસ પણ ઝમાવતાં આવડે છે એટલું બતાવવા ખાતર વલ્લભ આ કાવ્ય લખે છે. વાચકને સ્પષ્ટ માલમ પડશે કે વલ્લભ 'કુન્તીપ્રસન્નાખ્યાન'માં જે ખીલ્યો છે, ને તેથી કંઇક ઊતરતો જે 'દુઃશાસન-રુધિરપાનાખ્યાન'મા ખીલ્યો છે, તેવો 'યક્ષપ્રશ્નોત્તર'મા ખીલી શક્યો નથી. અલબત એણે એનું બનતું કર્યું છે, પણ એનાં ચિત્રોથી આપણો હૃદયક્ષોભ બરાબર થતો નથી. એના દુઃખના વર્ણનમાં આપણને કૃત્રિમતા માલમ પડે છે; લાગણીઓને ઉશ્કેરે એવું એમા કશું નથી. બૌદ્ધિક પૃથક્કરણથી કંઈ કારુણ્ય ઉદ્દીપ્ત થતું નથી. હૃદયમાથી નીકળેલી વાત હૃદયને ન કોરે ત્યાંસુધી કરુણરસ માટે આશા રાખવી એ વેવલા વીણવા જેવું છે. વલ્લભ તો બુદ્ધિથી ચિત્ર વિચારી થંડે પેટે એક પછી એક વિગતનું કંટાળો આવે એવા વિસ્તારથી વર્ણન કરે છે. છતાં યુધિષ્ઠિરની દશા ને દ્રૌપદીની દશાના એના ચિત્રાલેખનમા કોઇ કોઇ ઠેકાણે કરુણરસ ઝામે છે.

આ સ્થિતિમાં વલ્લભની પોતાની શક્તિમા વલ્લભની શ્રદ્ધા જોઇને વાચકને હસવું આવે એવું જ છે, અર્થાત્ એની બાલિશતા, એના ખોટા ગર્વને વિષે.

રસ ઉત્પન્ન કરે એવી, આ કાવ્યમા નીચેની થોડીક પંક્તિઓ તરફ ધ્યાન ખેંચું છું.

બ્રાહ્મણ પાડવો પાસે જઇને પોતાનું દુઃખ યુધિષ્ઠિરને કહે છે ને આકળો ને ક્રુદ્ધ બને છે; તેના તામસિક સ્વભાવનું વલ્લભ રમુજી ચિત્ર આપે છે. તે વખતે યુધિષ્ઠિર કેવો થંડો રહે છે તે પણ ઠીક દર્શાવાયું છે.

"ચંદનને આગ લાગે, તવ તે સુગધ આપે,
"તપાવે કનકને તો, કાંતિ કરે કારમી;
"વીંધે જ્યારે મૌક્તિકને, મૌલ્ય તે અપાર આપે,
"ઘસે ખૂબ વજ્રને તો, હદેમા રહે રમી;
"જેમ જેમ ચોળે અને, ચુથે મલ્લિકાને કોઇ,
"વાસ ને સુવાસ ભલો, અર્પતી દેહે દળી;
"તેમ સજ્જન તમામ, કસોટીએ કસ આપે,
"વલ્લભ કે' આ તો હતો, સજ્જનમાં ધાર્મી.
"એવે સુણી દ્વિજવાણી, કે ઊઠીને ઊભો થયો,
"ગયો પાસ ઝાલી ઝટ, ધૌમ્યને ગમ્યુ નહિ;

" બીજા મહામુનિઓને અવિનય આવ્યો ઉર,
" ભીમ ભડ આંખ કાઢે, નૃપ શું કરે જઇ;
" નમી દ્વિજવરને તે, કહે ભાઈ શાંત થાઓ,
" આશ્રમમાં બેસો અમે, આવું કાષ્ઠને લઇ;
" રીઝે ગુરૂજી તમારા, યજ્ઞકેરૂં કર્મ થાય,
" એવું કરૂં આજ, મૃગની પૂંઠે ધઇ.
" વિપ્ર કહે ડાહી ડાહી, વાતો શી કરો છો તમે,
" મૃગલો તો નાઠો જાય, મરવા દીજે મને.
" કહે યુધિષ્ઠિરરાય, રથમાંહી બેસી અમો,
" સત્વર સાહીશું તેહ, ભલે રખડે વને;
" વિપ્ર કહે નહિ આવે હાથ મુને મરવા દે,
" થાય ન કારજ મારૂં, નિશ્ચે કર્યો છે મને;
" અર્જુન કે' શાંત થાવ, કાષ્ઠ સહ મૃગ આણું,
" અધીરપણું શું ધરો, ચિંતા નથી એમને.
" દ્વિજ કહે તારી નથી, વાચના મેં કરી કાંઇ,
" ધૂરકીને ધાંટા કાઢે, તેહ નહિ સાભળું;
" (એના) પરિયાને પરવડે, કરે તેણે કાજ મારૂં,
" ના કરે તો અહિં મરૂં, પાર્થ કે' સારે વળ્યું.
" ભીમ કહે કારજ એ, કરવાને ઊભા થયા,
" પછે આમ શેના લઢો, મન માન્યું તો મળ્યું;
" બ્રાહ્મણ કે' ભડ પડો, અદાતાની પાસ આવ્યો,
" ખીજી ખીજી ખુંદી નાખે, દુઃખ તો નહિ ટળ્યું.
" નકુલ ને સહદેવ, કરે પાત્ર આણી સેવ,
" તેને કહે દ્વિજ દેવ, પૂજા નથી જોઇતી;
" ન કરવું કારજ તો, કહી દે અલ્યા તું રાય,
" આમ સમજાવે શેણે, મતિ હીણ હોઇતી;
" ધૌમ્ય કહે જોડાય છે, રથ ઋષિરાજ મોટા,
" કહો તમે શાપતણી, સિદ્ધિ કયહા ખોઇતી,
" કહે માગણ તે વાર, જરઠ તું બેશી રહે,
" તારે બાપે ધર્મ કેરી, કોઇ તુંબી બોઇતી ?
" અર્જુન કે' વધુ નવ, બોલવું મા'રાજ આજ,
" થશે કારજ તમારૂં, જુઓ રાયની દશા;
" ઊભા સારથીની પાસ. કેટલી ત્વરા કરે એ,
" અમને ન સોંપે કાજ, તમે મનમા વસ્યા;
" ધૌમ્ય કહે દ્વિજરાજ, કેટલું શીખ્યા છો તમે ?
" મમય છે માટે કહો, હય જુઓ એ હસ્યા,

" દ્વિજે કૂટયું માથું, કૂટયું કરમ કે આવ્યો અહીં,
" ધરમ તે જોઇ ત્યાંથી, આવિયા ધરયાભરયા;
" વંદી વિપ્રવરને કે', વાર નથી હવે વધુ,
" બધું આ તૈયાર થયું, ગયું દુઃખ દૂર તો;
" વિપ્ર કહે મરૂં નિશ્ચે, કારજ ન થાય તુંથી,
" પંથ છે વિશાળ તેને, ( તું ) એક્લો શું પૂરતો;
" મૃગ જાય આમ ત્યારે, તું તો ધાઇ મરૂં આમ,'
" કથળે છે કાજ મારૂં, ચિત્ત રહે ચૂર તો;
" કહે ધર્મસૂનુ તદા, પંચ બંધુ અમે દ્વિજ,
" ચાર દિશે ચાર જાઉં, મધ્યે રહે શૂર તો
" ધૌમ્ય કહે કાષ્ઠ એને, બીજું અમે આણી દઉં;
" પંચને જવા ન દેઉં, દ્રૌપદી ધરી અહીં;
" જયદ્રથ જેવો કોઇ, અન્યાય આવી કરે તો,
" કાષ્ઠમાં ગયું શું એનું, બકે છે કંઇ કંઇ;
" દ્વિજ કહે નથી મારે, ખપ બીજાનો લગાર,
" બ્રહ્મહત્યા દેઉં તને, આજ તો અહીં સહી;
" અજાતશત્રુ કહે છે, શાંત થાવ દ્વિજરાજ,
" સર્વસ્વ જો જાય મારૂં, તોય ના કહું નાહ.
" ના કહી નહિ તેમાં શું, કારજ થયું અમારૂં,
" શાપ ગુરૂદેવ કેરો, ટળશે એના થકી ?
" મરૂં છું મરૂં છું કહે, હસ્ત ઝાલે રાય તેનો,
" વારવાર વારે તેમ, વધારે જાપે બકી;
" એવો ન વિચાર કાંઇ, ધરમનંદન કરે,
" શાંત થાવ શાંત થાવ, કારજ કરૂં નકી;
" ટાટો પાડી આડો દ્વિજ, રથારૂઢ રાય થગો,
" કે આજ્ઞાનુસાર ચાર, રહ્યા રથમાં દડી.

આ વર્ણનમાં વલ્લભે કમાલ કરી છે. આકળા બ્રાહ્મણનું આકળાપણું, એનો વધતો જતો ક્રોધ, ને ધર્મરાયનું ધીરાપણું આમાં વર્ણવાયાં છે તેથી વધુ સારી રીતે વર્ણવી શકાય, એ અશક્ય છે.

કૃષ્ણાવિલાપ, ને વૃકોદરવિલાપ ને એવા વિલાપનાં ચિત્રો માત્ર થંડા પેટ કરેલા આલાપ જેવાં લાગે છે. તેથી તે તરફ ખાસ ધ્યાન ખેંચવાની જરૂર નથી. વલ્લભ તે તે પ્રસંગોમાં નિરાંતો કૃત્રિમ બને છે; એના 'લલિતો'માં લાલિત્ય ને કારુણ્ય ભાગ્યેજ જણાય છે. આ પરથી એટલુંજ કે કરુણરસને માટે વલ્લભ નાલાયક નીવડયો.

" મિત્રધર્માખ્યાન.:—" આમાં દદુ ને મિંદુ, બે મિત્રની વાત છે. દદુ વિદ્વાન્ છે, મિંદુ મૂઢ છે; દદુ ઉપકારક વૃત્તિનો છે, મિંદુ અપકારકનો દદુને મિંદુ અદેખાઇને લીધે

અત્યંત પજવે છે, એનું લગભગ ખૂન પણ કરે છે, પણ તે છતાં ઇંદુ બિંદુનું હમેશાં ભલુંજ કરે છે. આ ટૂંકી વાતનો અનેક પ્રસંગોમાં વાણો તાણો નાખી કવિ આખ્યાન લખાવે છે. એ આખ્યાન ઘણું સરળ શૈલીમાં છે ને એકંદરે આનંદ આપે તેવું છે. તેમાં કવિત્વના ઉચ્ચ ઝળકાટ જેવું કશું છે નહિં; છતાં તે સાદ્યંત આહ્લાદક છે.

આ આખ્યાનમાં લૂટારાઓની રીતનું અચ્છું ચિત્ર દોરવામાં આવ્યું છે. નીચેની લીટીઓમાં તેનો ખ્યાલ આવશે.

"આડફેટો ગયો ચાલી, સીધો માર્ગ મૂકી કરી,
"સમી સાંજ થવા આવી, વાટમાં તેને વળી;
"વાંકો વળી ચાલ્યો ત્યારે, ચોર ભામા ચાર જોતા,
"પૂઠે પડયા તેહ તર્ત, કજા કાંક તો કળી;
"ભારે પગ ભલા એના, ચાલો કરી લેગે કાજ,
"એમ કહી પડયા પૂઠે, વાડયમા વાંકા વળી;
"ઉતાવળો હતો એક, તેહ બોલી ઉઠયો તર્ત,
"અલ્યો રે' છ ઊભો કે ન, દાણે નાંછિયે દળી?
' વિકરાળ વેણ સુણી, આમ તેમ જોઇ ઝટ,
"ઉપાન કરમા ગ્રહી, નાસવા તે લાગિયો;
"હરણની દોટય જેમ, વસમી ન વ્યાધ્ર આગે,
"તેમ ચૌર થકી બિંદુ, ભાગ્ય વિના ભાગિયો;
"શ્વાસ લીધા વિણ નાસે, જાણે છેટું પડયું ઘણું,
' નાશ નાશ કરે તોય, અતિ અનુરાગિયો;
"એવે ચારમાંના દ્વય, વળ્યા જેહ વાંકી વાટય,
"વાડય કૂદી વેગે આવ્યા, કે જુલમ જાગિયો!
"ઊભોરે' ધરૂડા (બ્રાહ્મણ) અલ્યો, એમ કહી સાથા કાન
"અડબોટ મૂકી ચાર, વધા કેમ નાસે છે?
"બાપનો થિયો' તો માલ, મુંક બાધી નાહીં જાહ.
"મુચ્ય મુચ્ય વે'લો મુચ્ય, બિંદુ અતિ ત્રાસે છે,
"એવે મળી આવ્યા બેય, વધા મારો ધરૂડાને
"વાજ એણે આણ્યા ઘણા, ચ્યાંકણે એ વાસે છે!
"વહી એમ ઠોંસા તર્ત, ચાર પાંચ મારતા તે,
"પોટહું પડાવી લીધું; ઓરશિયો ઘાસે છે!!

ખરેખર, ઓરશિયો કંઇ ઘસાય છે? એ તો સુખડજ ઘસાય. તેમ ચોરને કંઇ ખો- વાનું હોય છે? એ તો વટેમાર્ગુંજ ખોય. આ આબેહૂબ ને રમુજી ચિત્ર છે.

"યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન:—આ આખ્યાનમાં કવિ રૌદ્રરસ પૂર બહારમાં ઝળાવે છે. ચીડાએલી દ્રૌપદી ને ક્રુદ્ધ થએલો ભીમ, એક પછી એક યુધિષ્ઠિર સાથે પોતાના

આવેશનું પ્રદર્શન કરે છે ને યુધિષ્ઠિર ધીરજથી સાંભળ્યા કરે છે. તેનું ચિત્ર તે તે વ્યક્તિઓના સ્વભાવનો સુંદર ખ્યાલ કરાવે છે; એટલુંજ નહિ પણ આખ્યાન વાંચતી વખતે વાચકને એમજ લાગે છે કે એ જાણે ત્યાં સંવાદ આગળ હાજર જ ન હોય. દ્રૌપદીની મનોદશા ને ભીમની મનોદશાની સાથે બે ઘડી વાચકની સંપૂર્ણ સમભાવના થઇ જાય છે. એ આ સંવાદની ઉત્તમતા દર્શાવે છે. "કુંતીપ્રસન્નાખ્યાન" માં વલ્લભ જેમ અદ્ભુતરસ ખિલવવામાં કમાલ કરે છે. તેમ આ આખ્યાનમાં રૌદ્રરસ ખિલવવામાં કમાલ કરે છે; જેમ તેમાં તેમ આમાં કવિનો ભાષા પર કાબુ ને એની ભાષાની સરળતા મનમોહક બને છે.

મંગળાચરણમા વલ્લભ ગુર્જરી ભાષાની યોગ્ય પ્રશંસા કરી પોતાનો ભાષાપ્રેમ પ્રગટ કરે છે. એ લીટીઓ ભાષાપ્રેમીના પ્રેમને અભિમાન વા યોગ્ય ગર્વના પાયા પર મુકાવવા પ્રેરે એવી છે.

" એવે મળી આવ્યા સિદ્ધ, પૃથ્વીમાં પ્રસિદ્ધ પૂરા,
" નમી પૂછ્યું તેમને મેં, ભલો ત્યારે ભાવિયા.
" નિષ્કલંકી ભાષા કોઇ, બતાવીએ નરવર !
" પૂજક હું થાઉં તેનો, વ્યગ્ર મન અતિ છે.
× × ×
" યોગીરાજ ઇશ્વિરશા વધા વેણુ ત્યારે તર્ત,
" અલ્યા ! કયી જાત તારી, પૃછ્યું એમ તેમણે;
" મેં કહ્યું હું ગૂજરાતી, મૂલ્યવાળો શું શાં વિષે,
" શુદ્ધ ભાષા જેવી મારે, મૂલ્ય કર્યું એમણે;
" ઉમર મૂકી અને તું, ડુંગરને પૂજે કેમ ?
" ગોદમાનો સુત ભૂલે, જાણ્યું નહિ જેમણે;
" તારી ભાષા છેજ તેવી, જાણ્યું નવ તેં જરૂર,
" વિચારી જો વાર વાર, ગુણથી ઘટે ગણે !
" કોમળના કમળથી, અધિક દેખાય જેમા,
" મધુ સુધા મિષ્ટપણે, હારી હારી જાય છે;
" અમલના એના જેવી, નથી કોઇ ભાષા મધ્ય,
" પ્રાચીનપણું તો જેનું, મોટેરૂં મનાય છે;
" નવરસની નાયકા, સુખદાયકા છે સિદ્ધ,
" જાણે નહિ તેહ એના, ખોટા ગુણ ગાય છે;
" કર્ઠકણાપણું કે' છે, નથી એના મહીં ગજ,
" વીર મંથ ભાળ્યા નહિ, ખત્તા તેણે ખાય છે.
" પોતે પોતાકેરી કરે, અથવા પોતાના તણી,
" પ્રશંસા તો પેર પેર, તે માંહી તે આલશો ?
" પ્રશંસનીય જો પૂરા, તોય નૂર ઘટે તેમા,
" તેણે વધુ બોલું નહિ, રૂપીઓ છે ગળગો;

"રૂપીઓ છે રાળશો; સત્તર આના ને ઉપર પણ, એમ કહેવામાં જેટલો સંતોષ થાય તેટલો અહીં દર્શાવાયો છે. રૂપીઓ છે રાળશો; ગુર્જરી ભાષારૂપી રૂપીઓ રાળશો, સવા બે રૂપીઆની કિમ્મતનો સિક્કો, સંસ્કૃત ભાષારૂપી ચઢીઆતી ભાષાના જેવીજ છે, તેથી ઊતરતી નથી એમ કહેવાનો સાર છે.

"ગુજરી ગિરાની તુલ્ય, ઉપમા ઉર્વીમાં નથી,
"સર્વ ગુણસંપન્ન છે, ઉચ્ચાર રસાળશો,
"એમ સમજાવી મને, સારે પંથે વાળ્યો સિદ્ધ,
"અનુભવ્યે ખરૂં લાગ્યું, ટળ્યો નાના બાળશો!

હવે આખ્યાનમાંથી દ્રૌપદીના ક્રોધનું ચિત્ર ને ભીમના ક્રોધનું ચિત્ર દર્શાવે એવી થોડી થોડી લીટીઓ જોવાથી વલ્લભની રૌદ્રરસ ઝમાવવાની ઉસ્તાદી વિષે ખ્યાલ કરી કરી શકાશે.

"તનયા હું નૃપ તણી, પત્ની છું પૃથ્વીશ કેરી,
"જોયું જાણ્યું ઘણું જાતે, માટે વદું વારતા,
"કપટ કપટી કેરૂં, જોઇ કપટી થવાનું,
"વિચારી જે જાય તે ના, ખોટું ધ્યાન ધારતા,
× × ×
"દયાળુ થવું હતું જો, તો થયા શે ભૂપ મોટા?
"વિચારીને વાત જુઓ, સર્વતો સાક્ષાત છે'
"ધર્મ જ્યારે ધારવો'તો તો તજ્યું કૌશિકે રાજ્ય,
"ગજ થઇ દ્વિજધર્મ-ધાર્યે પૂરો પાન છે'
× × ×
"જો સ્વભાવ શાંત હતો, તો તો ઇંદ્રપ્રસ્થ એક,
"જે મળ્યું હતું તે સ્વામી, લેઇ સુખી થાવું'તું;
"કહો એમ કર્યું પ્રભુ; શાથી નવ તેમ કર્યું,
"રાજસૂય આરંભીને, પાપમાં શે જાવું'તું?
"ક્ષત્રી કુળધર્મ ધર્યો, માટે કર્યાં કૂડા કષ્ટ,
"થયા હોત તપસી જો, કેરૂં ક્યાં ત્યાં ગાવું'તું?
× × ×
"નાખીને નિશ્વાસ વળી, વામા વદી વેણુ આગે,
"કરો કૈંક તો વિચાર, થયું જોવા જેટલું,
"સતધર્મી હતા જ્યારે, ત્યારે પેલી ભીલડીને,
"બળાવા દીધી શે તમે, તાન તજો તેટલું.
× × ×
"વરસાદ ઉખરમાં, વા'લ વાયુ ભૂખરમાં,
"દુખ નહિ સુખરમાં, ઉપદેશ વ્યર્થ છે,
"વિચારી જુઓને વાત, દાનેશ્વરી! દાન કેરો,
"દેતા દ્વિજને તમે તે, ગણાતો શું ગર્થ છે!

" હેમપાટ તેવાં પાત્ર, દ્વિજને ભોજન દેવા,
" બાજરો ન મળે આજે, જીવ્યામાં શો અર્થ છે!
" નામ સુણી નૃપાળનું, કંપતા અરિ તમામ,
" આજ કાયા આજ કંપે, કોણ કે' સમર્થ છે?
" ચાર ભ્રાત તમારા જે, અને પાંચમી હું નાર,
" સુતાદિક સર્વ ગ્રહો, સુખિયાં વિચારીને;
" દુઃખિયાં તે સર્વ થયા, દીન જેવી દશા થઇ,
" ઇજ્જત ગોરીની ગઇ, ધ્યાને જુઓ ધારીને.

× × ×

" દુશ્મન જો શિર પર, પાદ ધરી ઊભા રહે,
" કંટક લાગ્યા તે કહો, આપ તો અનુપ છો!
" રોગીને ઔષધ અને, ભોગીને તો દુઃખ ભોગ,
" લાગે છે સમાન વા'લાં, કદર્દાન રૂપ છો;
" કરવું ન પોતે કાંઇ, કરવા ન કોને દેવું,
" ધન્ય ધન્ય ધૈર્યવાન, દુઃખના સ્વરૂપ છો!

× × ×

આગળ જતાં તો મેણા ને ક્રોધ ખરેખર જ આખર કરી નાખે છે.—

" કર જોડી નમુ નાથ, આ વિદ્યા શીખાવો મને,
" ભવોભવ ભૂલું નવ, અર્પું કશું બદલે?
" અલંકાર એક નહિ, વસ્ત્ર પણ લાધે નહિ,
" અર્થ મારો સાધે નહિ, આ વિદ્યા કયાથી મળે?
" ફૂલ નહિ ત્યારે પ્રભુ, પાખડી હું અર્પું તેની,
" સ્વીકારી શીખવો વિદ્યા, રંક આવું કયા રળે?
" કપાળમા કંકુ કેરો, ચાંદલોય નથી મારે,
" કાજળની કાળી રેખા, તેય પણ ન કળે!'

હે નાથ મને તમારી ક્ષમાની વિદ્યા શીખવો! પણ, હા, હું તમને ગુરુદક્ષિણા શું આપીશ? મારી પાસે કંઇ પણ અલંકાર નથી, એવી દશા તમે કરી મૂકી છે. કપાળમાં કંકુએ નથી કે તે આપું અને કાજળની રેખા વિષે—

" કંકુના કરાય નવ, મેંશ મેં અર્પાય નવ,
" શીર્ષમાથી સ્નેહ કાઢી, અરપી વિદ્યા ગ્રહું;
" અરેરે! નથી શુ સ્નેહ! સંતાયો હૃદયમાં શું?
' હવે અર્પું કશું સ્વામી' વિદ્યાવતી શું રહું?'

× × ×

" બોલો બોલો જુઓ ઉંચું, સમાધાન કરો સર્વ,
" અકૃત્ય આનું શુ કર્યું, થઈ મૂઢ મતિ છે.

× × ×

" વદી એમ કૃષ્ણા પછે, અતિશે નિશ્વાસ નાખે,
" યુધિષ્ઠિર નીચે થકી, ઉંચું નવ ભાળતા.
" દ્રૌપદી કને જઇ કે', સ્કંધ હલાવી હલાવી,
" ઉત્તર ન આપો એ શું, રૂડેરી છે રાવતા ?
" ' કંઇ નહિ ' કહ્યું ધર્મ, તારૂં કે'વું સહુ સત્ય,
" ઉપાય છે હવે કંઇ, ફેલ કરો ફાવતા !

આ સંવાદ કોના હૃદય પર અસર કર્યા વિના રહે એવો છે ?

લંબાણને લીધે ખંચાતા છતા પણ ભીમનો ક્રોધ બતાવનારી લીટીઓ તરફ ધ્યાન ખેંચવું ઉચિત ધારૂં છું. એ પણ ઠીક રસ ઉત્પન્ન કરે તેવી છે.

" અરે મૂઢ યુધિષ્ઠિર, સૂર્યે સૂર્યપણું તજ્યું,
" તથાપિ વદે ન મુખ, ધ્યાનમાં ધિક્કાર છે,
" શીતળ અગ્નિ જણાયો, કોમળ જણાયો કાળ,
" તથાપિ ન રીઝયો રજ, સાર કે અસાર છે;
" દુષ્ટ કર્મ માફ કરી, હૃદયને સાફ કરી,
" તેડવાને આવ્યો યમ, ન જાણે ગમાર છે,
" શનિશ્ચરાદિક ગ્રહ, વાંકી વેળા સીધા થયા,
" મગરૂરી કરી ત્યારે, ખાતે કહે ખાર છે.
" બોલતો નથી શું અલ્યા, બહુ ધ્યાની થઇ બેઠો,
" પ્રાણ લેઉં પે'લા તારા, પછે આપું આ તને;
" હજીએ ન બોલતો શું, ભોબડો થઇને બેઠો,
" ભવોભવ રે'જે એવો, મૂર્ખ લેખિયો મને !
" સો કરી મેં સીધી વાત, ઉત્તર ન એક કેરો,
" આપિયો અલ્યા તેં આજ, જાણીતો થયો જને;
" રક્ષા મધ્ય ઢંકાયલો, પ્રલયકારી પાવક,
" જાણો અને નાણો નર, રણે જાઓ કોકને ' !
" વરસે મૂશળધાર, વરસાદ વાર વાર,
" ગિરિ કાંઈ ગણે તેને, તેમ તુંએ ત્યા કર્યું !
" છિલ્લર છલાઇ જાય, જળ આવી મળે જ્યારે,
" અબ્ધિને શાનો વિચાર, રૂપ ગંભીર ધર્યું;
" એવી વાત જાણે કદા, તદા ભીમ ભડ શાનો,
" સદા ક્રોધ કેરો સેવી, ક્રોધને જાણે વર્યું,
" ખૂસટ ' ન બોલે હજી, બુદ્ધિહીન ' બેશી રહ્યો,
" અવજ્ઞા કરે શું અ'યા ' નીચપણું આ નર્યું '

ગુર્જર કવિમંડળમા વલ્લભનુ સ્થાન ઊંચુ છે, ને ઊંચુ જ રહેશે. પ્રેમાનંદમા જે પ્રસાદ છે, તે વલ્લભમા કેટલીક વાર નથી જોવામા આવતો. સામળમા જે વાર્તારસ જમાવવાની ખૂબી છે, તે વલ્લભમા કેટલીક વાર નથી જોવામા આવતી. દયારામમા જે મૃદુતા છે, તે વલ્લભમા નથી જોવામા આવતી. નર્મદમા જે મસ્તપણું છે, તે વલ્લભમા નથી જોવામા આવતું. દલપતરામમાં જે સભારંજની ઢબ છે, તે વલ્લભમા નથી જોવામા આવતી. પણ વલ્લભમા જે અક્કડપણું ને ફાંકડાપણું છે, તે આ કોઇમા નથી જોવામા આવતું. વલ્લભ તે તો વલ્લભ જ છે; એનું વૈયક્તિક વૈલક્ષણ્ય, એની રોફની, ભભકાની, તેજદાર ઢબમા સમાએલુ છે. એની મમરૂખીના પ્રમાણમા એની સફળતા જણાતી નથી; કારણ કે જો કે એને દરેક રસ પર જૂદું જૂદુ લખી, પોતાની શક્તિ સ્થાપિત કરવા ઉમેદ હતી, છતા એ શક્તિ વાપરવા જતા કરુણરસની જમાવટમા તો એણે મારા માનવા મુજબ છક્કડ જ ખાધી છે. એના સ્વભાવથી એ વિરુદ્ધ રસ હતો. એના કરુણમા સ્પષ્ટ કૃત્રિમતા માલમ પડશે. નવલરામભાઇ કહે છે તેમ "તાક્યુ તીર મારનાર તો પ્રેમાનંદ જ"–એની બરાબરી આપણા જૂના કવિઓમા કોઇથી થઇ શકે તેમ નથી જ. અને એટલુ એ ખરૂં છે કે કોઇ કોઇ સ્થળે વલ્લભ ક્લિષ્ટતામા ને કૃત્રિમતામા ને કંટાળો આપે તેવા નાહક લબાણની શૈલીમા સડોવાય છે, છતા તેથી કંઇ એની કવિ તરીકેની કિંમત નાબૂદ થતી નથી–એની ઉત્તમતાને પણ કંઇ ડાઘ લાગતો નથી. એના પોતાના જ, "કુંતીપ્રસન્નાખ્યાન" ના શબ્દોમા

"યુધિષ્ઠિર કહે બાઇ.. ......
"તોય કરવી ન નિન્દા, ધૂળ હોય ધાણીમા

—હોય, ધાણીમા પણ ધૂળ હોય છે, તેથી કઇ ધાણી ફેકી દઇએ છીએ? નહિ જ. તે જ રીતે કાવ્યના સબધમા પણ આપણે સમજી લેવાનુ છે.

અંગ્રેજી વિદ્યાના ચશ્માથી જોતા આપણને જૂના કવિઓની કૃતિઓમા નૈરાશ્ય ઉત્પન્ન થાય છે પરતુ કોઇ પણ કૃતિની પરીક્ષા જે દૃષ્ટિબિન્દુએ તે રચાઇ હોય, જે સમાજને માટે તેનો ઉપયોગ ધારવામા આવ્યો હોય, જે સમકાલીન સંજોગોમા તે અસ્તિત્વમા આવી હોય, તે ધ્યાનમા લઇને જ કરવી જોઇએ. તે રીતે જોતા વલ્લભનું સ્થાન ગુર્જર કાવ્યોદ્યાનમા સદાને માટે સ્મરણીય રહેશે. એ ઉદ્યાનમા વિહરનાર ભાગ્યે જ કોઇ એમ કહી શકશે કે મને–

*આ ક્યારામાંથી સુવાસ ન આવી*

જરૂરનુ માત્ર એટલુ જ છે કે એ ઉદ્યાનમા છૂટથી વિહરવુ જોઇએ. તેમ ન કરતા વિલાયત જઇએ ઇન્ગ્લડ કે અમેરિકાના ઉદ્યાનમા, ને પછી આપણને આપણા ઉદ્યાનમાની સૌરભ ન આવે, તો તેમા વાક શુ આપણા ઉદ્યાનનો છે?

નહિ જ.



# ૭ લોકસાહિત્ય.



(લેખકઃ—રા. ગીરજાશંકર ભગવાનજી બધેકા.)

એક જમાનો એનસીબ આવી ગયો. અંગ્રેજી ભણતર ભણવા સાથે માણસ લોકનો મટી-સ્વાભાવિક મટી—કૃત્રિમ થઇ ગયો. મુસલમાની સલ્તનત લોકજીવનને ભેદી શકી ન હતી. એ સલ્તનતના ઉગ્રપણાને લીધે જ આપણે આપણો લોકપ્રાણ રક્ષી શકયા હતા. અંગ્રેજી ભણતર, રાજનીતિ, કળા વીગેરે આપણા જીવનમાં એવી સફાઇથી, એવી છળપ્રધાન ચાલાકીથી પેસી ગયાં કે ઘણે લાંબે વખતે—લગભગ મૃત્યુશય્યા ઉપર આપણે પડયા ત્યારેજ—એ ઝેરને આપણે પારખી શકયા. અંગ્રેજી જમાનામાં નવા ભણેલા માણસે લોકપ્રાણને ભારે નુકશાન પહોંચાડયું છે. જે વસ્તુઓ વર્ષોથી આપણા લોહીમાં પડી રહી હતી તે આ નવા ભણેલાએ વગર વિચારે ફેંકી દીધી. જ્યાં જ્યાં તેનાથી એ વસ્તુઓ ફેંકી દઇ શકાય નહીં ત્યાં ત્યાં તેણે તેને દાબી દેવાનો કે કચરી દેવાનો ભારેમાં ભારે અને વિકૃતમા વિકૃત પ્રયત્ન કર્યો. પરાણે પરાણે તેણે કહેવાતું શિષ્ટ જીવન જીવવાની અને તેમાં રસ લેવાની અસાધારણ જહેમત ઉઠાવી. જે સાહિત્યમાં પોતાના દેશનો અને આત્માનો સુવાસ હતો, જે સાહિત્યમાં પોતાના પૂર્વજોના ઇતિહાસ, ધર્મ, કલા અને સમૃદ્ધિ હતાં તે સાહિત્ય તેને છીછરૂં, ગ્રામ્ય અને હાસ્યપદ લાગ્યું. તે સાહિત્ય તેને અવાસ્તવિક લાગ્યું. પારણામાં ઝુલતાં ઝુલતાં જે ગીતો સાંભળીને મીઠી નિદ્રાના ખોળે ઢળી પડાતું, શીયાળુ લાંબી રાતના પાછલા પહોરે ઘંટી ધમકાવતી માતાનાં જે ગીતો સાંભળીને આંખના કોમળ પોપચાં વધારેને વધારે ભારે બનતા ને બીડાઇ જતાં, જે ઉપનયન અને લગ્નગીતોના શ્રવણથી જીવનમાં નવસંચાર થતો, ને જે રાંદલ માતાનાં ગીતો સાંભળવાથી અજાણ્યે પણ કઇ કઇ લાગણીઓ હલી જતી તે બધા ગીતો ભણતર ભણ્યા પછી આ ભાઇને શુષ્ક, જંગલી, અને અર્થ વિનાના લાગવા માંડયાં. નવા ભણતરથી એટલું સાહિત્ય જ જંગલી લાગવા માંડયું એમ નહીં, પણ સાહિત્યની સાથે તેમાં રાચનારા ને તેમાં જીવનનો આનંદ અને વિશ્રામ લેવાવાળા પણ જંગલી લાગવા માંડયા. વહેલી સવારે રેલાઇ રહેલું કોઇ પ્રભાતીયું કે પદ તેને નિદ્રાવિક્ષેપક લાગ્યાં. તુલસીને કયારે પાણી રેડતી માતાના કંઠસ્થસ્તોત્રો તેને મેળ વિનાનો ગણગણાટ ભાસ્યો, રૂપાળી રાતે શેરીમાં રમતી નાની નાની કુમારીકાઓનો 'અચકો મચકો કારેલી' અથવા 'મોર મોર કયાં થઇને જઇશ ઢળાએલ મોરલો રે' એ વગેરે રમત ગીતો સાંભળવાને તે ભાઇ ઉભો સરખો પણ ન રહ્યો. કોઈ અજવાળી રાતે જ્યારે ઘરની ધણીઆણી અને એની બેનપણીઓ આખા વાતાવરણને લોકસંગીતથી ભરી દેતાં હોય ત્યારે ભાઇને એ સંગીતરવ આધુનિક ગુજરાતી અને અંગ્રેજી કાવ્યના અભ્યાસમાં બાધારૂપ જણાતો. નાનાં નાનાં ભાંડુઓ સાથે વૃદ્ધ માજી 'અડકણુ દડકણુ' ની રમત રમે તે જોઇને મહેરબાનને હસવું આવતું. તેણે માજીને એટલુંયે પૂછવાની તસ્દી લીધેલી નહીં કે "માજી હું નાનપણમાં આવી રમતો રમતો કે નહિ? માજી મારે નાનપણ આવેલું ખરૂં કે?" લફલરીયા ચોરણાવાળા કણબીઓ ઉંચો સાદ કાઢી—હિ, શરદ

પુનમની રાતડી ને કાંઈ સાંદો સડયો અકાશરે આવેલ આશા ભર્યા રે ' એ રાસડો ગાતા ત્યારે આ ભણેલ ભાઇ અભણ ગામડીઆઓની અશુદ્ધ ભાષા ઉપર પોતાની અશુદ્ધ અંગ્રેજી બોલીમાં ટીકા કરતા. પોતાને એ રાસડામાં ઉતરવું તો કોરે રહ્યું પણ ઉલટું રાસડામાં ઉતરેલા બધાને અસંસ્કૃત અને જડસા જેવા ગણવાનું તેને સૂઝતું. કોઇ કોઇ વાર શેરીઓની સ્ત્રીઓના સુકંઠોમાંથી મીઠો લોકગીતનો પ્રવાહ પૂનમની ચાંદની જેમ ચોમેર ફેલાઇ રહેતો ત્યારે આ ભાઇ કાંતો ન્હાનાલાલના નાના નાના રાસનો રસ લુંટવા દીવાબત્તી પાસે બેસી વૃથા પ્રયત્ન કરતા, અથવા તો એકાદ નરસિંહરાવનું કોયલનું ગીત કે લલિતનું લલિત કાવ્ય ગાતા ને સ્ત્રીઓને જાણે ગરબડ કરતા. બધા ભણેલાઓની આ સ્થિતિ હતી. જ્યાં જુઓ ત્યાં તેઓ જુદા ને જુદા, અતડા ને અતડા. કદાચ કોઇ વાર તેઓ ઉપકાર કરી બેસતા તો કહેતા કે જુઓ જુઓ આ વાર્તા અને પેલી જાપાની વાર્તાને સંબંધ છે, આ કવિતા અને પેલી અંગ્રેજી કવિતામાં સામ્ય છે. છતાં મહિમા તો તેને પરદેશી વસ્તુઓનો જ ભાસતો. છતાં આવા ભણેલાઓ પોતાનો અંતર પ્રાણ છુપાવી શકેલા નહિં–છુપાવી શકતા નહિં. તેઓ લોકગીત અને લોક સંગીતનો પુરાણો પ્રવાહ એકદમ કયાં સમાવી શકે? પ્રાર્થના સમાજના મંદિરમાં છેવટે કવિતા ગાઇને—પ્રાર્થના કરીને—એ લોકો પોતાના ગાનપ્રિય આત્માની સહાજિક ભૂખ ભાંગતા કે કેટલાએક શોખીલા સુંદરીસુબોધવાળાની જેમ ગરબા પાર્ટીઓ રચતા. ભણેલા જુવાનીઆઓ મુંબઇના માળાની પોત પોતાની ઓરડીઓ બંધ કરી નાનાલાલના રાસ નવી નવી આવેલી સહચરી પાસે ગવરાવતા તેમાં કાંઇ લોકગીત ગાવાની ભુખ મરે ખરી કે? આ વખતમાં લોકવાર્તાનો લોકોનો પ્રેમ ક્ષુદ્ર નવલકથાઓ તરફ વળતો જતો હતો, અને ઘરમાંથી હાલરડાં અને શેરીઓમાંથી બાળખેલ ધીરેધીરે રજા લેતા હતા. નવું, એટલે કૃત્રિમ, જીવન અને લોકજીવન આમ આસ્તે આસ્તે વિખુટું પડતું જતું હતું. ભણેલાઓ અભણને અસ્પૃશ્ય લેખવા લાગી ચૂકયા હતા; ને અભણ ભણેલાઓથી દૂર રહેતા, બ્હીતા થઇ ગયા હતા. આ ભયંકર સ્થિતિનો કયાં અંત આવત તેની કલ્પના થઇ શકતી નથી, પણ સદ્‌ભાગ્યે લોકજીવનનો નવો યુગ બેઠો છે. આ યુગ તે રાષ્ટ્રીય ઉત્થાનનો છે. રાષ્ટ્રીય ઉત્થાન એટલી રાજદ્વારી લડત અને પ્રતેહથી અસંભવિત છ. પ્રજાજીવનના સર્વાંગસુંદર વિકાસમાં રાષ્ટ્રીય ઉત્કર્ષની આશા છે. બગડી ગયેલા રાષ્ટ્રજીવનની પુનર્ઘટનાથી જ રાષ્ટ્ર સ્વસ્થિતિ પ્રાપ્ત કરી શકવાનો છે. એ પુનર્ઘટનાનો પ્રદેશ વિશાળ છે. કેળવણીમાં નવી દષ્ટિ, સમાજજીવનમાં નવી દિશા, રાજકીય જીવનમાં નવી ભાવના, નીતિજીવનમાં નવી કેડી, નવજીવનના પાયા છે. જેમ અંગ્રેજી ભણેલાઓમાંથી લોકહૃદય ભુંસાઇ ગયું છે તેમ તેમના સાહિત્યમાંથી લોકપ્રાણ ઉડી ગયેલો છે; લોકોનો પ્રાણ પારખ્યા પછી જ લોકજીવનનું સંસ્કરણ શકય છે, પણ આજે તે શહેરોના ગુંગળાના ધુમાડાથી ગુંગળાઇને નાસી છૂટેલો છે. કલબના ઢોંગી જીવનને તેણે છોડી દીધેલું છે. ડ્રામડન અને શેલીમાં જ, કાવ્ય માત્રની પરિસમાપ્તિ છે એવું માનનારા કવિબુદ્ધિવાળા જનોને તેણે નમસ્કાર કર્યા છે. જે ઘરમાં નાનાં નાનાં છોકરાં સાંજે તારા ઉગે છે ત્યારે:—

Little baby lay your head,
On your pretty cradle red

હાલરડાં રૂપે ગાય છે તે અંગ્રેજી ઘરોમાંથી લોકપ્રાણ પ્રાણ લઇને ભાગી છુટયા છે. જ્યાં

જ્યાં અત્યારે પણ લોકપ્રાણ વસે છે ત્યા ત્યાં તો કોઇની નજરે જતી નથી. ત્યાં ત્યાં તો ભણેલાઓને જંગલીપણું, ગરીબાઇ, ગંદકી, ગ્રામ્યતા અને છીછરાપણું ભાસે છે. આવી આપણી ભયંકર સ્થિતિથી આપણે હમણા જાણીતા થયા છીએ. રાષ્ટ્ર ઉન્નતિના નવા પેગામનું આ પણ એક સુફળ આવ્યું છે જ. આપણે સ્થિતિ જાણી છે અને આપણને તે અસહ્ય લાગી છે. કોલણો અને ખવાસણોને, ભરવાડો અને રબારીઓને, ભજનમંડળીઓ અને ભરથરીવાળાને આપણે છોડી દઇએ. આપણે આપણા મધ્યમ અને શિષ્ટ વર્ગ તરફ જોઇએ. જાગરણની રાતે વાણીયા બ્રાહ્મણની સ્ત્રીઓ લોકગીત ગાવાને બદલે ઘરમાં સોગઠે રમે છે. કોઇ કોઇ વાર કોઇ સ્વદેશપ્રેમી જોડકણાં, કવિએ જોડેલા રાસડા ભલીભલી વાણીયણો ગાય છે તો નથી તેમના પગમાં જોર, નથી તેમના ગળામા હલક કે કંઠમાં રાગ કે નથી હાથમાં તાળી આપવાનું જોમ. પગમાં જોર વિનાની, ગળામાં કંઠ વિનાની, મોમા લોકગીત વિનાની કાઠિયાવાડી વાણીયણ–બ્રાહ્મણીને જોતા આપણે કેમ શરમાતા નથી? શું આપણે ભણ્યા એમા જ, અને એમને ભણાવી એમા જ આ સ્થિતિ નથી આવી? ગઇ કાલે નર્મદા બેને શેરીની સ્ત્રીઓને 'કાન તારી મોરલીએ જીરે ગરબો ઘેલો કીધો' એ ગીત ગવરાવ્યું. આ ગીત ગાવા શેરીની નાની મોટી સ્ત્રીઓ એકઠી મળી. હિંચનો તાલ દેતાં એ સ્ત્રીઓએ કુદી કુદીને આ લોકગીત ગાયું. જાણે કાઇ નવું નવું જાણ્યુ હોય, નવું નવું અનુભવ્યું હોય એમ એમને થઇ ગયું. ગીતની ધૂનમાં ને ધૂનમા તેઓ ડોલતે હૈયે ઘેર ગઇ. 'જેમ વાછડું ગાયને કુદરતી રીતે ઓળખે છે' તેમ લોકગીતોને સ્ત્રીઓ કુદરતી રીતે ઓળખે છે, કેમકે તે ગીતો એક વાર એમની જ કુખે જન્મેલા છે. ઘણા લાંબા વખતે પણ લોકગીતનો મેળાપ થતાં શેરીની સ્ત્રીઓનાં હૈયા હીલોળે ચડયાં. આનું નામ તે લોકગીત અને લોકગીતનો મહીમા. દરિયામાં મીઠી વીરડી જેમ ખવાસણના ગીતોની આટલી નાની શી પ્રસાદી શેર-ડીપીઠની બ્હેનોને તો એક ઉત્તમ પ્રકારની ઉજાણી થઇ પડી. આ બતાવે છે કે આપણને લોકગીતોની ભૂખ છે; આ બતાવે છે કે આપણો લોકપ્રાણ હવે છેક ભૂખે મરે છે. પણ હવે લોકપ્રાણની પુનઃસ્થાપનાનો સૂર્યોદય થઇ ચૂકયો છે. આજે આપણે લોકસાહિત્ય એકઠું કરવાની ખૂબ વાતો કરી રહ્યા છીએ. અત્યારે સ્વ૦ રણજીતરામભાઇ અને બીજા સમાજને અજાણ્યા લોકોના પ્રયાસથી કેટલુંએક લોકસાહિત્ય બહાર પણ પડી ચૂકયું છે. વળી અત્યારે તો આપણા લોકસાહિત્યને શિક્ષણમા સ્થાન આપવાની અને તેનો વિશાળ પ્રચાર કરવાની હીમાયત કરી રહ્યા છીએ. ભણેલા લોકો એક વાર નવલકથામા જ તલ્લીન રહેતા તેને બદલે તેઓ આજે બાલવાર્તા અને લોકવાર્તાઓ પ્રેમપૂર્વક વાચવા લાગ્યા છે. છંદબદ્ધ કવિતા કરવાવાળાઓ આજે લોકરાહમા પોતાના કવિત્વને વેગ આપી રહ્યાના દાખલા હાજર છે. લોકસાહિત્ય કયાં છે, તે કેવી રીતે મેળવી શકાય, તેનો આસ્વાદ કેમ લઇ શકાય એવા પ્રશ્નો આજે ભણેલા લોકોમા પૂછાવા લાગ્યા છે. થોડા જ વખતથી ઉત્પન્ન થયેલી આ વૃત્તિ પ્રાણવાન અને તેજસ્વી તો છે જ.

## (૨)

આવે વખતે આપણે જાણવું જોઇએ કે લોકસાહિત્ય એટલે શું? જીવનની પુનઃઘટનામા એનું સ્થાન કેટલું?

સાદી વ્યાખ્યા આપીએ તો કહી શકીએ કે લોકસાહિત્ય એટલે જમાનાના જમાનાથી, પેઢી દર પેઢી ઉતરતું આવેલું ને અભણ લોકોને કંઠે સચવાઇ રહેલું સાહિત્ય તે લોકસાહિત્ય. લોકસાહિત્ય છાપખાનાના યુગની અને લેખન-વાંચનના યુગની પહેલાંનું છે. લોકસાહિત્યનો જન્મ લોકો પોતાના વિચારો પત્થર ઉપર અને ઝાડની છાલરૂપ ચિત્રરૂપે અને બીજી રીતે નોંધવા લાગ્યા તે પહેલાંનો છે. એ સાહિત્ય તો સમાજપુરાણું જૂનું છે. ઘણું ખરૂં લોકજીવન અને લોકસાહિત્યની ઉત્પત્તિ એક સાથે જ થયાં છે ને વધ્યાં છે. આજે આ દુનિયા આપણને જેટલી અરસિક અને સામાન્ય છે તેટલી એ જુના લોકોને મન અરસિક અને સામાન્ય ન હતી. કંઇક અદ્‌ભુત, કંઇક અસાધારણ, કંઇક અગમ્ય, કંઇક ચમત્કારિક તો એ દૂરદૂરના દિવસોમાં હતું કે જ્યારે આજનું વિજ્ઞાન લોકોના સ્વપ્નમાંયે ન હતું. તે દિવસે રેલ્વે અને કારખાનાંઓ માટે મોટાં અને ભવ્ય જંગલો કપાઇ ગએલાં ન હતાં. તે દિવસે ધર્માન્ધ શ્રીમન્તોએ આરસનાં દેરાંઓ બાંધીને કે વિલાસી તવંગર મનુષ્યોએ ગ્રીષ્મગૃહો બાંધીને પર્વત અને વનની શ્રીને વિકૃત કરી નાખી ન હતી. કુદરતની અનુપમ અને પ્રભુની મહાન કૃતિરૂપ મોટા મોટા પહાડોને રેલ્વેની ટનલો માટે અને સ્ટેશનો કે મુસાફરોની હોટલો માટે વીંધી નાખ્યા ન હતા. એ દિવસોમાં શીકારી લોકોનાં ટોળે ટોળાં સિંહો અને બીજાં હિંસક પ્રાણીઓને નિર્મૂળ કરવામાં પોતાના શૌર્યને દાખવવા નીકળી પડયા ન હતાં, તેમ જ કોઇ પણ કુદરતના દ્રોહીએ ખુલ્લા અફાટ આકાશ તળે વહી જતી નદીનાં નીરને વીજળી ઉત્પન્ન કરવા માટે વાળીને નદીની શોભાને હણી લીધી ન હતી. એ દિવસો જુદા હતા. એ જુનાં જંગલો, એ પુરાણા જલધોધો ને જલપ્રવાહો, એ ઉંડી ઉંડી ખીણો અને ઉંચી ઉંચી પર્વતોની ટોચો, એ તો ગયાં તે ગયા જ. આજે તો એને લોકવાર્તામાં સાંભળવાં, કે સમણું આવે તો સમણામાં જોવાં કે કેળવણીથી કલ્પનાશક્તિનો વિનાશ ન થયો હોય તો કલ્પનાની પાંખે ઉડી તેને કલ્પનામાં જ જોવાનું રહ્યું છે. એ જમાનાની ખુલ્લી તથા ભેદી કુદરત ગામડીયાને મન મોટો ચમત્કાર હતો. એક અણઉકલ્યો કોયડો હતો. જે જંગલો અને વનોમાં પોતાનાં ઢોરો અને કોઇ વાર તો પોતે જ ગુમ થઇ જતો તે જંગલો અને વનો તેને જાદુઇ દેશ ભાસતો. તેને વીજળી કે મેઘ ગર્જના કોઇ કોઇ દેવકૃત્ય સમજાતું. બીજા દેશના વિચિત્ર પહેરવેશવાળા અને વિચિત્ર રીતરિવાજવાળા લોકો તેને કામરૂદેશના લોકો લાગતા. જેની ઉપર કાબુ મેળવી ન શકાય, જેની ઉપર વિજય ન મેળવી શકાય, જે એકદમ નવું, અત્યન્ત મોટું, જે અગમ્ય ને અવર્ણનીય તે બધું આ જગતના પહેલા અને જુના વતનીને મન ચમત્કારિક, ભેદિ ને કાવ્યમય ભાસતું. એ વખતનો જગતનો વતની પોતાની જાતને રોજ ને રોજ સંભાળીને આગળ ને આગળ નવા નવા પ્રદેશમાં લઈ જતો. પોતાને જે નહિ સમજાતું તેનો તેમ જ કુદરતના જે અગમ્ય અને અસંબદ્ધ દેખાતા બનાવોનો તેને વારંવાર પોતાની રીતે કંઇને કંઇ ખુલાસો આપવો પડતો, ખુલાસો જોડી કાઢવો પડતો. પોતાને જે સઘળું ભય રૂપ લાગતું ને જેના કારણો પોતે શોધી શકતો નહિ તે તેને કાંતો દૈવી કે કાંતો રાક્ષસી લાગતું. જે કાંઇ અચાનક અને અણધાર્યું બનતું તેમાં તેને ભૂત પ્રેત કે પરીઓનો હાથ લાગતો. એ લોકોની તે વખતની દુનિયા ટુંકી હતી પણ તેમની માન્યતા વિશાળ હતી. પોતે જે ખુલાસા આપતા, કે પોતે જે માન્યતા ધરાવતા કે પોતે જે નવું નવું જોતા અને સમજતા નહિ તે તેઓ

કોઇ કોઇ વાર સુંદર રીતે ગુંથીને એક બીજાને કહી સંભળાવતા. એ જુના પુરાણા કથનો તે આપણી આજની પૌરાણીક વાર્તા અથવા લોકવાર્તાઓ છે. ભયભીત રહેનારા ગામડીયાઓએ કલ્પિત દેવદેવીઓના ભયમાંથી ઉગરી જવા જે જે કર્યું તેને આજે આપણે વ્હેમ તરીકે ઓળખીએ છીએ. તે વખતના કુદરતના ખોળે રમતા બાળકોએ કુદરતના નિરંકુશ અને નિર્મળ વર્તનમાંથી જે રમતો શોધી કાઢી, તેમજ ઢંગધડા વિનાના કુદરતી અવાજોમાંથી જે વિચિત્ર જોડકણાં જોડી કાઢ્યાં તેને આજે આપણે લોકરમતો—અને બાલકાવ્યા કે જોડકણાં કે વરતો ઉખાણા તરીકે ઓળખીએ છીએ. એ જોડકણાં તે વખતે જેવાં અગમ્ય હતાં તેવાં આજે પણ અગમ્ય છે. લોકોએ ભવ્ય અને રમ્ય ઉભયને વંદન કર્યું. વંદન કરતાં કરતાં તેમના હૃદયમાંથી તેમને માટે સહજ નિંદા અને સ્તુતિ સરી પડયાં. એ જમાનો છંદ અને વ્યાકરણ કાળથીએ જુનો હતો. એ નિંદા અને સ્તુતિનાં કાવ્યો તે જ સાચાં લોકકાવ્યો હતાં. તેમાંથી જ બધાં લોકકાવ્યો જન્મ પામ્યાં છે. એ લોકકાવ્યોને વ્યાકરણ કે છંદની પરવા ન હતી. એવી દરકાર લોકકાવ્યને કદી પણ રહી નથી ને રહી શકે પણ નહિ. એ ગીતો લોકહૃદયનો આવેશ અને આવેગ હતો. સરિતા જેમ કાંઠાની મર્યાદાનો વિચાર કર્યા વિનાજ, અને મર્યાદાથી નિબંધ રહીને જ વહે છે તેમ લોકગીતનો સ્વભાવજ છે કે તે વ્યાકરણ અને છંદની દીવાલોની ઉપર થઇને જ ચાલે છે. લોકોના આ આદિ કાવ્યો તે જ દુનિયાને ભારતવર્ષે આપેલા ઉપનિષદો, અને ગાથા છે તે જ યુરોપે આપેલા સગાઓ છે. આદિ કવિ વાલ્મીકિનું ગાન ખરેખર સંસ્કૃત ભાષાનું આદિ લોકગીત કહીએ તો શું ખોટું ? નિરન્તરની લડાઇઓ અને જીવનની અસ્થિરતાના એ દિવસોમાં માતાઓને બાલકો, પત્નિઓને પતિઓ વધારે વ્હાલાં ને મોંઘા હતાં. અભણ માતાને ઘરનું કામકાજ એક વ્યવસાય હતો, ને બાલકનું પાલન એક આનંદ હતો. એ સાદા જમાનામાં ઝાઝા વ્યવસાયો ન હતા, તેમ ન હતા ઝાઝા આનંદોની કૃત્રિમ જમાવટો. પ્રેમોદ્રેક થતા જેમ તંદુરસ્ત માતાના સ્તનમાંથી દૂધની શેડો છૂટી નીકળે તેમ પ્રેમઘેલી માતાના હૃદયમાંથી બાલકવિતાઓ, બાલગાણાઓ, હાલરડાં સરી પડતાં. હાલરડામાં ભોળી માતા પોતાનાં બાલકને કોઇ પીશાચોથી રક્ષણ ઇચ્છતી, તંદુરસ્તી ઇચ્છતી, ને સુખશાન્તિ પણ ઇચ્છતી. આ ગીતો તે આપણાં હાલરડાંના આદિ માતપિતાઓ. અજ્ઞાન માતપિતાઓ જેમ પ્રેમી હોય તેમ પ્રેમાન્ધ પણ હોય. બહાદૂર લોકો જેમ શૂરાતન ભર્યા હોય તેમ શંકાશીલ પણ હોય. મનુષ્યના આ સ્વભાવમાંથી વ્હેમોને જીવન મળ્યું. ત્યાંથી વ્હેમોનું શાસ્ત્ર અને જડતા ઉભા થયા. જીવનમા જે અપસવ્ય જે અમંગળ ગણાય તેનું કોઇ પણ ચિહ્‌ન માણસને બીજે કોઇ પણ સમયે ગમે નહિ એ સ્વાભાવિક છે. અપ્રિયની સ્મૃતિ કોને પ્રિય લાગે ? આ વૃત્તિમાંથી વ્હેમો ઉત્પન્ન થયા. લાકડાથી આખરે માણસને બાળવામાં આવે છે માટે લાકડાનું શુકન માણસને અપશુકન લાગ્યું. શબ ફરતો આગ્ન ત્રણ વાર ફેરવવામા આવ્યા પછી તેને અગ્નિદાહ મૂકવાની ક્રિયા થાય છે તેથી કોઇ પણ માણસ ઉપરથી અગ્નિ ને છેવટે દીવો લઇ જવો અપશુકન ગણાયું. એવીજ રીતે જે કેટલાએક નિયમો જુના લોકોએ સગવડની ખાતર સ્વીકાર્યા તે જાતે દહાડે વ્હેમ થઇ પડયા. કારણ કાર્યનો સબંધે સમજાતો બંધ થઇ જાય છે ત્યારે બધી વસ્તુઓ નિર્મળ વ્હેમો થઇને ઉભી રહે છે એ દેખીતું છે. આ રીતે લોકવાર્તાઓ, બાલવાર્તાઓ, લોકગીતો વ્હેમો વગેરે લોકજીવનમાં પેઠા. આ બધું તે લોકસાહિત્ય. બહુજ વિશાળતાથી બોલીએ તો કહી શકાય કે જે સઘળું લોકોની વાણીના વિષયરૂપે લોકોમાં પેઢી દર પેઢી ઉતરતું આવ્યું છે તે લોકસાહિત્ય છે.

# ૮ દ્રૌપદી.

(લેખિકા-સૌ. બ્હેન લીલાવતી.)

હઝારો વર્ષો થયા આર્યાવર્તમા સ્ત્રીત્વનો આદર્શ ઘણું ખરૂં એક જ પ્રકારનો કલ્પાય છે આર્યાવર્તની આદર્શ સ્ત્રી એટલે જુની અને માન્ય ઋષિઓની ઉપમાઓમા સમાય તેવી સુદર, ગમે તેવા પતિને દેવ માનનારી પતિવ્રતા, યુગોથી ચાલી આવેલી માન્યતાઓને સત્કારે તેવી આર્યા, અને તે વિધિઓને સદૈવ આચરવામા તત્પર એવી ગૃહિણી, દુખો સહવામા શૂર સહચરી અને ભર્તાને પ્રસન્ન કરે તેવી ભાર્યા ઓછે કે વધતે અંશે આટલા લક્ષણો શોભાવે તે સ્ત્રી આદર્શ સ્ત્રી થઇ શકે છે આથી વધારે ગુણોની આવશ્યકતા સ્ત્રીઓને હોઇ શકે નહીં એમ માનવામા આવ્યુ હોય તેથી, કે એવી સ્ત્રીઓ તરફ શકાની દૃષ્ટિએ જોવાતું હશે તેથી જ્વલત અને પ્રતાપી સ્ત્રીત્વના ઉદાહરણો માત્ર અપવાદરૂપે જ પૌરાણિક સાહિત્યમા દૃષ્ટિએ પડે છે.

દ્રૌપદી એ આવો એક અપવાદ સીતાદેવીના દૈવી આત્મામાથી સર્વસ્વ સમર્પણ કરતી ભક્તિ ઉભરાય છે શકુતલાના મૃદુ અતરમાથી નમ્રતા અને પ્રેમ ઝરે છે ઉમા દેવીના ભીના હૃદયમાથી માતૃત્વનો રસ વહે છે પણ શક્તિ અને પ્રેરણાની અધિષ્ઠાત્રી તો દ્રૌપદી એકલી જ છે સોળ હઝાર પટરાણીઓના સ્વામી શ્રીકૃષ્ણ વાસુદેવના સખીપદને લાયક તો માત્ર દ્રૌપદી જ છે મહાભારતના યુદ્ધને જીતનારી અને પાડવોના હૃદયબળની રખેવાળ એ પણ માત્ર દ્રૌપદી એકલી જ છે

અગ્નિસમી જાજ્વલ્યમાન અને પ્રદિપ્ત આ સ્ત્રીનો જન્મ અગ્નિકુડમાથી જ થયો એમ મનાય છે પાચાલ દેશના પ્રતાપી દ્રુપદ રાજાની તે પુત્રી હતી કૌરવોના રાજ્યગુરુ દ્રોણને મારવાને નિર્માણ થએલા ધૃષ્ટદ્યુમ્નની તે ભગિની હતી સ્વરૂપે શ્યામ છતા અદ્ભુત રૂપવતી તે મનાતી કદાચ એનું સ્વરૂપ દૃષ્ટિને આકર્ષે તેવુ નહી પણ દૃષ્ટિને ઠરવા ન દે તેવુ હશે

એના સમગ્ર જીવનને અદ્ભુતતા, સાહસ અને અસામાન્યતાની પરપરા રૂપે જ વિલોકી શકાય અકસ્માતથી અથવા એ અકસ્માતોને એ પ્રેરનારી હોય તેથી પૌરાણિક સ્ત્રીસૃષ્ટિમા એનું સ્થાન અને એનુ વ્યક્તિત્વ સૌથી નીરાળા જ પડી આવે છે. પ્રાચીન આર્યાવર્તમા એ એક જ સ્ત્રી એવી છે કે જે પોતાના સદ્ગુણો કરતા વ્યક્તિત્વને લીધે વધારે માન્ય થઇ હોય એનામાયે સદ્ગુણો છે તો ખરા જ, પણ સાધારણ સ્ત્રીઓ કરતા એની શક્તિઓને વાપરવાનુ ક્ષેત્ર વિશાળ હતું અને તેથી એના સદ્ગુણોને પ્રણાલિકાના સાકડા ચીલામા સમાઇ રહેવાનુ શક્ય નહોતું અને કદાચ સદ્ગુણોની વ્યાખ્યા આપણે કરીએ છીએ તેટલી સખત તે સમયમા હતી પણ નહિ

આપણામા એમ પ્રકારની એવી માન્યતા આવી ગઇ છે કે અસતના વખતમા સદ્ગુણો અને સમાજવ્યવસ્થા બન્ને આપણા કરતા વધારે સુદર અને ચઢીઆતા હતા અસ

ગ્નની સમાજવ્યવસ્થામા સ્ત્રીઓનું સ્થાન શુ હતું એનાં કાલ્પનિક ચિત્રો દોરવા કરતા પુરાવા અને હકીકતોનો જરાક આધાર લઇએ તો એ ચિત્રો એટલા જ સુંદર બની શકે ખરા? માત્ર મહાભારતના ગ્રંથને જ શ્રદ્ધા કરતા ઐતિહાસિક દૃષ્ટિએ વધારે વાચવામાં આવે, અને એમા આવતી અસંગત અને વિચિત્ર વાતોમા જરાક ઉંડી ડુબકી મારવામાં આવે તોયે એ દૃષ્ટિપાળ વધારે ટકી શકે ખરા? તે વખતમા સમાજમા નીતિની વ્યાખ્યા આપણા કરતા જુદી હતી એ તો ચોક્કસ પાછળથી જેમ જેમ એ વ્યાખ્યાનું સ્વરૂપ બદલાતું ગયું તેમ તેમ તેને અનુકૂળ કરવાને એ શાસ્ત્રીય ગ્રંથ પર ઘણા પ્રયોગો કરવામા આવ્યા. એમા રહેલી સત્ય હકીકતોને મરડી મરડીને એનું સ્વરૂપ બદલવાનો પ્રયત્ન થયો. પરિણામે નથી એનું મુળ સ્વરૂપ રહ્યું કે ન નવું સ્વરૂપ બન્યું. પણ છતાયે એની આસપાસ ઉગેલા નવા વેલાઓને દૂર કરવાની જરાક મહેનત લઇએ તો એના મુળ સ્વરૂપની ઝૈક ઝાખી થયા વિના રહેતી નથી

દ્રૌપદીના લગ્ન એ આવા જ એક વિવાદનો વિષય. એક સ્ત્રીને પાચ પતિઓ પરણે છતા એ સતી ગણી શકાય કે કેમ, અને ગણી શકાય તો હાલની નૈતિક ભાવના સાથે એનો મેળ રહી શકે ખરો? ન રહે તો પણ શાસ્ત્રકારોએ તો એને સતી ગણેલી જ છે એનો શો ખુલાસો હોઇ શકે? આવી ઘણી પ્રશ્નપરંપરા એ વિષયમા થયા વિના રહેતી નથી.

માત્ર શારીરિક પવિત્રતાના એક જ દૃષ્ટિબિંદુથી આ પ્રશ્નપરંપરા પુરી થતી નથી આપણામા તો સતીત્વ મનસા, વચસા અને કર્મણા એ ત્રણ પ્રકારે પાળવાનું હોય છે. ભાવ અને લાગણીઓને બીજા સર્વ વિષયોમા તીવ્રરૂપે અનુભવનારી આ સ્ત્રીનો અંતરાત્મા હૃદય અને જીવનના આવા ઉત્કૃષ્ટ પ્રશ્નમા નિર્લેપ રહી શકતો હશે? એના હૃદયમા શુ એવા જુદા જુદા ખાના પડી ગયા હશે કે જેથી એના જુદા જુદા અનુભવોનું મિશ્રણ એનામા કદીએ નહીં થતું હોય? મહાબાહુ અર્જુન અને શક્તિશાળી ભીમ સાથે સ્વરૂપવાન નકુળ અને જ્યોતિષી સહદેવ એક જ હારમા ઉભા રહી શકતા હશે? સામર્થ્ય અને શક્તિનાં સર્વ કાર્યો વખતે એને સદા પ્રિયપતિ ભીમાર્જુન જ સાભરે છે એ શુ માત્ર એક અકસ્માત જ કહી શકાય? માનસશાસ્ત્ર એ કોયડો એ રીતે ઉકેલવા ના પાડે છે, અને મહાભારતકારે પણ દ્રૌપદીના અપક્ષપાતના દૃષ્ટાંતો આપવામા બહુ દરકાર રાખી નથી.

પણ છતા દ્રૌપદી સતી ગણાય છે એ શાથી? પ્રણાલિકા દ્વારા એ વાત એ રીતે માન્ય છતા મહાભારતને પણ એનો બચાવ કરવાની જરૂર તો જણાઇ છે, અને તેથી તપસ્વિની તરીકેના એના પૂર્વજન્મની વાત તથા મહાદેવે એને વર આપ્યો હતો તે વાત એના બચાવ તરીકે એમા ઉમેરવી પડી છે. પણ તેથી આપણી દૃષ્ટિએ એનું સમાધાન થતું નથી.

એનો ખુલાસો માત્ર એક જ રીતે થઇ શકે લગ્નની પવિત્રતાનો સ્વીકાર એ જ સતીત્વનું લક્ષણ. લગ્ન જેટલાની અથવા જેની સાથે થયા હોય તે સિવાય બીજાનો વિચાર

ન કરવો ત્યા જ પવિત્રતાની મર્યાદા. તે વખતમા સ્ત્રીઓથી એક કરતા વધારે પતિઓને પરણી શકાતુ હશે એ તો સ્પષ્ટ લાગે છે. હાલ પણ હિમાલયના પ્રદેશમા અને ટોડા વિગેરે કેટલીક અનાર્ય જાતિઓમા આ પ્રથા ચાલુ છે પતિના જીવતા અથવા પતિ ન હોય ત્યારે પુત્ર માટે પણ સ્ત્રીઓને કેટલાક પ્રકારની છુટ અપાતી. કુતિના પુત્રો પાડવો અને વિચિત્ર વીર્યની રાણીઓના પુત્રો ધૃતરાષ્ટ્ર, પાડુ અને વિદુર આના જીવંત ઉદાહરણો છે મહાભારતના ઘણા મહાન માણસોની ઉત્પત્તિની કથાઓ તે વખતની નીતિનો સ્પષ્ટ ખ્યાલ આપે છે.

દ્રૌપદીને સતી ગણવાનુ એક બીજુ પણ કારણ છે આર્ય સમાજમા સ્ત્રીઓની મહત્તા માપવાની સતી સિવાય બીજી એકે પદ્દી નથી સતી ન હોય એવી રાણી કે વીરાંગના કે વિદુષીનો હિસાબ હિન્દુ જનસમાજે કદી ગણ્યો નથી અને જે સ્ત્રીને એના સમયના નીતિના ધોરણ પ્રમાણે સતી ગણવામા બાધ ન નડતો હોય તેના અવગણી ન શકાય એવા વ્યક્તિત્વને ન્યાય આપતા તે વખતના શાસ્ત્રકારોને સકોચ નહીં નડયો હોય? પણ એને માટે ખુલાસો આપવાનો પ્રયત્ન તો જેમ જેમ નીતિનું ધોરણ બદલાતુ ગયુ તેમ તેમ પાછળથી જ થતો ગયો એમ લાગે છે મહાભારતનો ગ્રંથ હાલ જે સ્વરૂપમા આપણી પાસે છે તે તેનું મુળ સ્વરૂપ ન હતું એમ માનવાને ઘણા કારણો મળે છે. સમયને અનુસરતા ફેરફારો અને માન્યતાઓ તેમા દાખલ કરવામા આવ્યા હોય તો ના ન કહેવાય.

આ એક અગત્યના પ્રશ્ન વીશે આ રીતે આપણા મનનું સમાધાન કર્યા પછી દ્રૌપદીના શક્તિશાળી વ્યક્તિત્વને વધારે સરળતાથી આપણે પ્રશસી શકીએ છીએ એના જીવનના દરેક પ્રસંગમા એનામા કૈં ને કૈં નૂતનતા જડયા વિના રહેતી નથી અને એ સર્વ પ્રસગોમા શક્તિના દર્શન એ એના વ્યક્તિત્વની ખાસ લાક્ષણિકતા છે.

એના સતીત્વમા મોહકતા છે અને બુદ્ધિના ઓજસથી એ ઝળહળે છે. સપત્તિકાળમા એને પ્રસાદ અને અકૃપા બન્ને દેખાડતા સરસ આવડે છે ગર્વભરી એ માનિની દુર્યોધનના અજ્ઞાન પર હસી શકે છે, પણ કુતિજીની સેવા કરતા નમ્રતા એને છોડતી નથી જુદા જુદા તત્ત્વોના પ્રતિનિધિ હોય એવા સર્વ પાડવોની એ પ્રિયતમા થઇ શકે છે, અને છતા બધુઓના ઐક્યમા એના નિમિત્તે કદીએ વિક્ષેપ નડતો નથી. એ સર્વદા ઉત્સાહ પ્રેરે છે, અને કદી નિરાશ થતી નથી પણ ઘણી વાર બધા એની મોહકતા કરતા શક્તિને વધારે નમતા હોય એમ લાગે છે.

દ્રૌપદીના વ્યક્તિત્વને જુદા જુદા દૃષ્ટિકોણથી જોતા એનામા જુદા જુદા પ્રકારના કિરણો દેખાય છે. આપણે એ સૌને સાથે ન જોતા એક પછી એકની તપાસ લઇશું

સૌથી પ્રથમ બુદ્ધિ અને શક્તિનો પ્રભાવ દેખાડતી કૌરવોની રાજસભામા એને આપણે જોઇએ. બુદ્ધિનો પ્રભાવ દેખાડી પ્રથમ એ જીતવા પ્રયાસ કરે છે, અને જ્યારે પ્રતિકામી દુર્યોધનની આજ્ઞાથી એને સભામા લઇ આવવા જાય છે તે પ્રસંગ મેઘાવિની દ્રૌપદીના આત્મભાનનો સરસ ખ્યાલ આપે છે સભાપર્વમાથી એક નહાનું અવતરણ છેક અસ્થાને નહીં ગણાય.

પ્રતિકામી જ્યારે એને "યુધિષ્ઠિર તમને દ્યુતમાં હારી ગયા છે અને દુર્યોધન તમને દાસી તરીકે બોલાવે છે" એમ કહે છે ત્યારે દ્રૌપદી એને પુછે છે કે,

"હે પ્રતિકામી! આવી રીતે કેમ બોલે છે? એવો કોણ રાજાનો પુત્ર છે કે પોતાની સ્ત્રીનું 'પણ' મુકીને જુગટું રમે? જુગારના નીશાથી વિવેક વિસરી ગએલા રાજા યુધિષ્ઠિર મને હારી બેઠા, ત્યારે શું મારા વિના બીજું કંઈપણ મુકવાનું ન હતું.?"

પ્રતિકામી જવાબમાં કહે છે કે, "રાજા યુધિષ્ઠિર પોતાના ભાઇઓને અને પોતાની જાતને પણ જુગારમાં મુકી ચુક્યા, અને છેવટે કૈં બાકી ન રહ્યું ત્યારે તમને 'પણ' મુકીને હારી ગયા છે," ત્યારે ઉશ્કેરાયલી દ્રૌપદી પોતાનું માનસિક સ્વાસ્થ્ય ન ખોતાં ફરી કહે છે કે,

"હે સુતના છોકરા! તું સભામા જઇ યુધિષ્ઠિર રાજાને પુછી આવ કે પ્રથમ તમે તમારા આત્માને હાર્યા છો કે મને?" (સભાપર્વ-અ. ૬૭.)

દ્રૌપદીના આ પ્રશ્નનો ઉત્તર યુધિષ્ઠિરથી કૈં અપાતો નથી અને દ્રૌપદીને ફરીથી સભામાં તેડવા મોકલે છે. ફરી એનો એ જ પ્રશ્ન દ્રૌપદી સભાના મહાત્મા સભાસદોને પુછાવે છે, પણ દુર્યોધનના ભયથી કોઇ કાંઇ ઉત્તર આપતું નથી. છેવટે દુરાત્મા દુઃશાસન એને સભામાં અમર્યાદ રીતે ખેંચી આણે છે, ત્યારે એનો ક્રોધ સમાતો નથી. દુર્યોધન, દુઃશાસન, કર્ણ અને શકુનિ સિવાય બીજા સર્વનાં અંતર આ દશ્યથી વિંધાય છે, અને ભીષ્મપિતામહ, દ્રૌપદીના ન્યાયયુક્ત પ્રશ્નનો, અડધા શરમાતા, ગોળગોળ જવાબ આપે છે કે,

"હે દ્રૌપદી! સ્વામી દાસ થયો એટલે તેની સ્ત્રી દાસી ગણાય, અને યુધિષ્ઠિરનું વશપણું જોઇને તથા પરવશ અને અશક્ત બનેલો સ્વામી બીજાના દ્રવ્યનું 'પણ' મુકવા સમર્થ નથી, એ સર્વ જોતાં ધર્મની વાત ઘણી સૂક્ષ્મ છે, તેથી તારા ખરા પ્રશ્નનો બરાબર ઉત્તર કરી શકાતો નથી. હે દ્રૌપદી! સમૃદ્ધિવાળી સઘળી પૃથ્વીને રાજાએ મેલી દીધી પણ પોતે ધર્મને મેલ્યો નહીં, અને યુધિષ્ઠિરે હું હારી ગયો એવું કહ્યું, માટે પોતે હાર્યા પણ સ્ત્રી હારી એમ ગણાય નહીં; તેથી તારા પ્રશ્નનો બરાબર ઉત્તર કરી શકાતો નથી. વળી દ્યુત રમવામાં હોંશિયાર શકુનિએ પરાજય કર્યો તેથી યુધિષ્ઠિર રાજાએ કૈં ખરાબ જાણ્યું નહી, તેથી પણ તારા પ્રશ્નનો બરાબર ઉત્તર થઇ શકતો નથી."

તે સાંભળી દ્રૌપદી બોલ્યાં કે, "જુગટામાં રાજી થનાર ભુંડા કામ કરનાર મૂર્ખ, છોકરા જેવા અને દુષ્ટ મનવાળાને બોલાવી અભ્યાસ વગરના મારા સ્વામી સાથે રમાડ્યા તેથી તે હાર્યા એમ કેમ કહેવાય? કૌરવો અને પાંડવોના મુખી અને જુગટામાં અજાણ્યા રાજાને બધા કપટી અને દુષ્ટ કામ કરનારાઓએ છળીને જીતી લીધા. પાછળથી કપટ કર્યું માટે તે હાર્યા ન કહેવાય. આ સભામાં વહુ દીકરાવાળા વૃદ્ધ કૌરવો બેઠા છે. તે આવો અન્યાય જોઇ તથા મારાં વાક્યો સાંભળી તેનો ખરેખરો ઉત્તર આપો." (સભા પર્વ. અ. ૬૭.)

*દ્રૌપદીની આ તેજસ્વી વાણીએ આખી સભામાં ખળભળાટ મચાવી મુક્યો લાગે છે.* ભીમસેન પણ દ્રૌપદીની આ વાણીથી એકદમ આવેશમાં આવે છે, અને ધૃતરાષ્ટ્રનો પુત્ર

વિકર્ણ દ્રૌપદીનો પક્ષ લઇ આખી સભા પાસેથી ન્યાય માગે છે, અને ફરી ફરી દ્રૌપદી જીતાયાં ગણાય કે નહીં, તેમ જ યુધિષ્ઠિરને સર્વસ્વ હારી ગયા પછી દ્રૌપદીને 'હોડ'માં મુકવાનો હક હતો કે નહીં એ સવાલનો જવાબ માગે છે. સભામાં ઘોંઘાટ થઇ રહે છે. કર્ણ તે વખતે દુર્યોધનની વતી બોલવા ઉઠે છે, અને તે વખતે પણ સ્હામી દલીલ એવી લાવે છે કે, "ઇશ્વરે સ્ત્રી જાતિને માટે એક પતિ નિર્માણ કરેલો છે, અને આને તો પાંચ પતિ છે. માટે તે......જેવી સ્ત્રીને આ સભામાં લાવવાને હરકત નથી." (સભા પર્વ. અ. ૬૮.) પાંજરામાં પુરાયલી સિંહણને આ અપમાન કેટલું સાલ્યું હશે?

પણ જે કાર્ય બુદ્ધિ ન કરી શકી તે દ્રૌપદીના પાછળ રહેલા બળતા ખ્યાલે કર્યું. મહાત્મા અને ધર્માત્મા પુરુષોની સભામાં, અબળાના વસ્ત્રપર હાથ લગાડતાં, કુળધર્મની મર્યાદા, પુરુષત્વનો ખ્યાલ, નિર્બળને રક્ષવાનો ક્ષાત્રધર્મ, કે નિરાધાર સ્ત્રીના ધર્મ અને માનની રક્ષાનો પુરાણો આચાર, એ કશુંએ કામ નહીં આવ્યું, ત્યાં અસહાય જણાતી દ્રુપદની એ પુત્રીની પાછળ યાદવોના નાથ અને આર્યોના સૌથી સમર્થ પુરુષનું સમગ્ર બળ એને બચાવવાને તત્પર હતું–એ ભાને કૃષ્ણાનાં ખેંચાતાં વસ્ત્રો અખ્યાં. વસ્ત્રહરણના પ્રસંગમાં ચમત્કાર કરતા કૃષ્ણને નામે યુદ્ધનું આહ્વાહન આપતી પાંચાલીના આત્મબળથી જ એ ભયંકર અપમાનમાથી એ રક્ષાઇ. જુલ્મગારો જ વધારે કાયરો હોઇ શકે છે.

પણ જે યુગ અને સમાજમાં સ્ત્રીજાતિનું આવું ભયંકર અપમાન શક્ય હોઇ શકે છે તેની નીતિની ભાવના માટે શું કહેવું? દ્રૌપદી જેવી પ્રતાપી અને બળવાન સ્ત્રીની આ દશા જ્યાં થઇ શકે ત્યાં બીજી નિર્બળ સ્ત્રીઓની રક્ષા કેવી રીતે થતી હશે તે વિશે પણ શું ધારવું? સંસ્કારિતાના કેન્દ્રસ્થાન કુરુકુળમાં જે વડીલોને હિન્દુઓ આજ સુધી પૂજતા આવ્યા છે તેમની સમક્ષ પાંચાલ દેશના શક્તિશાળી રાજાની પુત્રીનું આ અપમાન, એ એ યુગની સ્ત્રી–સન્માનની ભાવનાનું અનેરૂં ચિત્ર પુરૂં પાડે છે, અને એ સુવર્ણયુગમાં સ્ત્રીજાતિની અતિ ઉત્તમ મનાતી દશાનું ભાન કરાવે છે.

પણ હજી દ્રૌપદીના સભામાં થતા અપમાનનો અંત આવ્યો નથી. કાયરો ભય પામે અને દબાય ત્યારે પણ સ્વભાવની નીચતા દર્શાવ્યા વિના રહેતા નથી. સભામા ઘોંઘાટ ચાલુ જ રહે છે, અને સૂર્યચંદ્ર પણ જેને જોવાને ભાગ્યશાળી નહોતા થતા એવી દ્રૌપદીને ઘણા ઘણા દષ્ટિપાતો અને ઘણાં ઘણાં વચનબાણો સહેવાં પડે છે. છેવટે કપટી ધૃતરાષ્ટ્ર એમની હંમેશની રીત પ્રમાણે દ્રૌપદીને મીઠે વચને વરદાનો માગવાનું કહે છે, અને દ્રૌપદી પાંડવોને એ વરદાનો દ્વારા છોડાવે છે. ધૃતરાષ્ટ્ર પાંડવોને રાજ્યપાટ પાછાં આપે છે, પણ ફરી દ્યુત રમી હરી લેવા માટે. પાંડવોનું ફરી હારી જવું, બાર વર્ષ વનમાં તથા એક વર્ષ ગુપ્તવાસમા રહેવું એ શરતે સ્વીકારેલો વનવાસ અને દ્રૌપદીનું સાથે જવું, એ સર્વ કથા તો અત્રે અપ્રાસંગિક જ ગણાય. પણ વૃદ્ધ કુંતાજીને પણ દ્રૌપદી પાંડવોની સાથે છે એ વિચારે કૈંક આશ્વાસન મળતું લાગે છે.

દ્રૌપદીના માની સ્વભાવને આ અપમાનનું દુઃખ કેટલું સાલે છે, એ વનપર્વમાં વર્ણવેલા કેટલાક પ્રસંગોમા બહુ સુન્દર રીતે વર્ણવેલું છે. દ્રૌપદીના પોતાના જ શબ્દો એનો બરાબર ખ્યાલ આપી શકશે.

શ્રી કૃષ્ણ પાંડવોને વનવાસ ગયેલા જાણી ત્યાં એમને મળવા આવે છે. તે પ્રસંગે પ્રથમ શ્રી કૃષ્ણની સ્તુતિ કર્યા પછી દ્રૌપદી કહે છે કે, "હે ઇશ્વર! તમે સર્વ મનુષ્યો તથા સ્વર્ગમાં રહેનાર દેવતાઓ રૂપ છો, વાસ્તે નમ્રતાથી તમને હું મારાં દુઃખ કહું તે સાંભળો. હે શ્રી કૃષ્ણ! પાંડવોની સ્ત્રી, તમારી સખી અને ધૃષ્ટદ્યુમ્નની હું બ્હેન છું. તેને કોઇ ખેંચી શકે નહીં, પણ કૌરવોની સભામાં રજસ્વલા, એક વસ્ત્ર પહેરેલી થરથર કંપતી અને દુઃખવાળી એવી મને દુઃશાસને ખેંચી. વળી રાજાઓના સમાજમાં પાપયુક્ત મનવાળા ધૃતરાષ્ટ્રના પુત્રો મને જોઇને હસ્યા. હે મધુસૂદન! પાંચ પાંડવો પુત્રો સહિત પાંચાલ દેશના રાજા દ્રુપદ તથા સર્વ વૃષ્ણીકુળ જીવતાં છતાં કૌરવો મને દાસીપણાથી ભોગવવાની ઇચ્છા કરવા લાગ્યા, અને તેઓએ બળાત્કારથી ભીષ્મપિતામહ તથા ધૃતરાષ્ટ્રની ધર્મેકરી હું વહુ થાઉં તેને દાસી કહી. માટે હે જનાર્દન! હું યુદ્ધ કરનાર પુરુષોમાં શ્રેષ્ઠ તથા મહાબળવાન પાંડવોની નિંદા કરૂં છું; કારણ કે તેઓ પતિવ્રતા ધર્મવાળી અને જગતમાં યશવાળી મને કૌરવોથી દુઃખ પામતી જોઇ રહ્યા. હે સંહારકર્તા! ભીમસેન તથા અર્જુને અલ્પ પરાક્રમી કૌરવોએ મને દુઃખ આપ્યું તે સહન કર્યું. વાસ્તે ભીમસેનના બળને અને અર્જુનના ગાંડીવ ધનુષ્યને ધિક્કાર છે......હે શ્રી કૃષ્ણ! આ પાંડવો પોતાને શરણે આવેલા હરેકની રક્ષા કરે છે, છતાં મારી રક્ષા કરવામાં કેં પણ દયાયુક્ત થયા નહીં. હે વાસુદેવ! આ પાંચ પતિથી મને જે પાંચ પુત્રો ઉત્પન્ન થયા છે તેમની ઉપર નજર રાખીને મારી રક્ષા કરવી યોગ્ય હતી. વળી હે શ્રી કૃષ્ણ! ધનુષ્ય ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અને યુદ્ધમાં શત્રુથી નહીં જીતાય એવા આ પાંડવો બળ વગરના ધૃતરાષ્ટ્રના પુત્રોનો અપરાધ કેમ સહન કરે છે?" આ જાતના ને આવાં ઘણાં વચનો દ્રૌપદી શ્રી કૃષ્ણને કહે છે, અને છેવટે તેમને ઉપાલમ્ભ આપતાં કહે છે કે, "હે મધુસૂદન! પતિ, પુત્ર, સગા, સંબંધીઓ, ભાઇઓ, પિતા અને તમે કોઇ મારા નથી, કારણ કે જ્યારે અલ્પ પરાક્રમવાળા કૌરવોએ મારો પરાભવ કર્યો ત્યારે શોક વગરના પુરુષ સરખા થઇને કોઇએ પણ મારી સહાયતા કરી નહીં. તે વખતે કર્ણે જે મારો ઉપહાસ કર્યો છે તે દુઃખ મને શમતું નથી. હે કેશવ! તમારે મારી રક્ષા સંબંધભાવથી, અથવા હું અગ્નિના કુંડમા ઉત્પન્ન થઇ છું તે માટે, વા સખાપણાથી અથવા ઇશ્વરભાવથી કરવી હતી." (વનપર્વ. અ. ૧૨). આ વચનોમા કેટલો ઉગ્ર રોષ રહલો છે તે સહેજ દેખાઇ આવે છે, અને શ્રી કૃષ્ણ આશ્વાસન આપે છે તેમા પણ દ્રૌપદી પ્રત્યે રહેલો ઉંડો ભાવ દેખાઇ આવ્યા વિના રહેતો નથી. કોઇ વાર તો એમ પણ પ્રશ્ન થાય છે કે શ્રી કૃષ્ણ પાંડવોના વધારે મિત્ર હતા કે દ્રૌપદીના?

પાડવો કૌરવો સાથે દ્યુત રમ્યા તે પ્રસંગે શ્રી કૃષ્ણ દ્વારકામાં ન હતા, પણ સૌભ શહેરના શાલ્વ રાજાનો નાશ કરવા ગયા હતા, તેથીજ પાંડવો આવું મૂર્ખકૃત્ય કરી શકયા. યુદ્ધમાંથી પાછા ફરતાં વાત સાંભળી શ્રી કૃષ્ણ તરતજ હસ્તિનાપુર આવી પહોંચ્યા, પણ ત્યારે તો ઘણું મોડું થઇ ચુક્યું હતું, અને પાંડવો વનમાં પણ સિધાવ્યા હતા. શ્રી કૃષ્ણ ત્યાંથી તરતજ પાંડવોને મળવા આવ્યા અને દ્રૌપદી સહ પાડવોને આશ્વાસન આપ્યું.

વનપર્વમાંનો એક બીજો પ્રસંગ પણ ક્રેક અસ્થાને નહીં ગણાય.

દ્રૌપદીના અભિપ્રાય પ્રમાણે તો બળવાન ક્ષત્રિયોએ આ જાતના અપમાનને સહન કરવું એ નિર્બળતાની નિશાની રૂપ જ હતું, અને તેથી એનાથી પરિતાપ કર્યા વિના રહેવા નથી. ધર્મરાજાને ઉપાલમ્ભ આપતાં પહેલાંની અને હાલની સ્થિતિ એનાથી સરખાવ્યા વિના એ રહેવાતું નથી. એના જેવી અભિમાની સ્ત્રીને ક્ષણે ક્ષણે પોતાની દુરાવસ્થા અને શત્રુઓનો આનંદ સાલે છે. એ તો યુધિષ્ઠિરને ચોકખું કહી સંભળાવે છે કે, "હે ભરતકુળમાં શ્રેષ્ઠ! તમને વનવાસના દુઃખો યુક્ત તમારા ભાઇઓ તથા મને જોઇને ક્રોધ ઉત્પન્ન થતો નથી, માટે હું એમ માનું છું કે, તમારામાં કે પણ ક્રોધનો અંશ નથી. હે રાજન! જે ક્ષત્રિયને ક્રોધ હોતો નથી એને જગતમાં 'આ ક્ષત્રિય છે' એમ કોઇ કહેતું નથી. તેમ આજ હું તમને ક્ષત્રિયપણા વગરના જોઉં છું. હે યુધિષ્ઠિર! ક્ષત્રિય સમય આવ્યે પોતાનું પરાક્રમ ન દેખાડે તો તેનો સર્વભૂત પ્રાણી પરાભવ કરે છે, માટે તમારે શત્રુપર ક્ષમા રાખવી યોગ્ય નથી." (વનપર્વ. અ. ૨૭.)

જ્યારે આ વચનોથી યુધિષ્ઠિર ઉત્તેજાતા નથી ત્યારે દ્રૌપદી બુદ્ધિવાદમાં ઉતરે છે, અને શરૂઆતમા બલિ વૈરોચનનો સંવાદ કહે છે. બલિરાજા પ્રશ્ન પુછે છે કે, "હે પિતામહ! મનુષ્યનું કલ્યાણ શાથી થાય? ક્ષમા રાખવાથી કે ક્રોધ કરવાથી? એ વીશે મને સંદેહ થયો છે." ત્યારે પ્રહ્‌લાદજી એનો ઉત્તર આપે છે કે, "હે પુત્ર! મનુષ્યનું સદૈવ ક્ષમા રાખવાથી અથવા ક્રોધ કરવાથી કલ્યાણ થતું નથી. વખતસર બેઉ રાખવાથી કલ્યાણ થાય છે, એમ તું જાણ. પછી ક્ષમા અને ક્રાધ કયે પ્રસંગે કરવો એ વિશે ઉપદેશ કરે છે." (વન પર્વ. અ. ૨૮) યુધિષ્ઠિર રાજા ક્રોધની સામે જુની પુરાણી દલીલો ઉત્તરમાં કહી સંભળાવે છે, ત્યારે દ્રૌપદી છંછેડાઇને કહે છે કે, "હે યુધિષ્ઠિર! ઇશ્વર તથા પૂર્વના કર્મ જે તમને મોહ પ્રાપ્ત કરાવે છે તેને હું નમસ્કાર કરૂં છુ. તમારે તો તમારા પિતા અને પિતામહો બળે કરી રાજ્યગ્રહણ કરવા રૂપ ધર્મમા વર્તતા હતા તેવી રીતે વર્તવું જોઇએ. તેમા તમને અવળી મતિ પ્રાપ્ત થઇ ગઇ છે.........તમને જીવવાથી પણ ધર્મ પ્રિય છે, તો તે ધર્મનું પાલન કરવા સારૂ મારા સહિત ભીમસેન, અર્જુન, સહદેવ, નકુલનો પણ ત્યાગ કરો. હે ભરતવંશમા શ્રેષ્ઠ! ધર્મ પોતાનું સેવન કરનાર રાજાની રક્ષા કરે છે, એમ મેં મહાપુરુષોથી સાભળ્યું છે; પણ તમારી રક્ષા કરતો નથી. તમને ધર્મમાં નિરંતર એકાગ્ર બુદ્ધિ રહેલી છે, તેથી તમે તમારા સમોવડિયા કે તમારાથી કમી પુરુષોનું અપમાન કરતા નથી, તો તમારાથી શ્રેષ્ઠ પુરુષનું તો શાનું જ કરો? કોઇનું અપમાન કરવું એ અભિમાન વગર થતું નથી, અને તે તો તમને રાજ્ય હતું ત્યારે પણ નહોતું... .........પણ તમે સદા ધર્મનું જ સેવન કર્યું છે ત્યારે તમને અધર્મરૂપ દ્યુત રમવાની બુદ્ધિ કેમ પ્રાપ્ત થઇ? જે દ્યુતથી તમે રાજ્ય, દ્રવ્ય, આયુધો, પોતાના ભાઇઓ તથા મને પણ હારી ગયા, તેથી તથા આપણને થતા વનવાસના દુઃખો જોતા મને મોટા મોહ ઉત્પન્ન થાય છે.

હે રાજન! સર્વ જીવ ઇશ્વરને વશ છે, પોતાને વશ નથી.........હે યુધિષ્ઠિર! ઇશ્વરની માયાનુ બળ તો જુઓ કે જે ઇશ્વર પોતાની માયાએ કરી લિંગ શરીરાભિમાન જીવને જડરૂપ સ્થુલ શરીરમા આત્મબુદ્ધિ કરાવીને પરસ્પર નાશ કરાવે છે...........જેમ

માતાપિતા પોતાના સંતાનોનું પ્રિય કરે છે તેમ ઇશ્વર પ્રિય કરતા નથી, ને ક્રોધથી બીજા મનુષ્યોની પેઠે કોઇને સુખ કોઇને દુઃખ પ્રાપ્ત કરાવે છે; તે ઇશ્વર દયાળુ નથી. વળી ઇશ્વર ધર્મમાં વર્તનારાને દુઃખ પ્રાપ્ત કરાવે છે અને અધર્મીઓને સુખ પ્રાપ્ત કરાવે છે એમ મને જણાય છે. હું ધર્મમાં વર્તનાર તમને આવી આપત્તિ તથા અધર્મી દુર્યોધનને આવી રાજ્ય-સમૃદ્ધિ જોઉં છું, માટે તેની (ઇશ્વરની) નિંદા કરૂં છું. હે શ્રેષ્ઠ રાજન્! ધર્મશાસ્ત્રની મર્યાદાથી ઉલટો ચાલનાર ક્રૂર, લોભી તથા અધર્મી દુર્યોધનને સમૃદ્ધિ આપી તેથી તેને શું ફળ પ્રાપ્ત થયું હશે? હે યુધિષ્ઠિર! તમે જીવને કર્મ પ્રમાણે ફળ મળે છે એમ કહેશો, તો કર્મ કરવામાં પ્રેરણા કરનાર ઇશ્વિર છે, માટે તેને ફળ મળવું જોઇએ, પણ જીવને મળવું જોઇએ નહીં. જો જીવે હરેક કામમાં કરેલું પાપ ને કરાવનાર ઇશ્વરને પ્રાપ્ત થતું નથી, તો તેમાં ઇશ્વરનું બળ જ કારણ છે, માટે બળ વગરના જીવો માટે હું અફસોસ કરૂં છું." (વનપર્વ. અ. ૩૦.) કોણ કહેશે કે આવું કહી શકે તે સ્ત્રી આજથી ત્રણ હજાર વર્ષ પૂર્વે જન્મી હતી?

પણ ધર્મના અવતાર રૂપ યુધિષ્ઠિરને આવા નાસ્તિક વચનો કેમ રુચે? એમના મત પ્રમાણે દ્રૌપદીના અજ્ઞાનરૂપ વાદળને વીખેરવા તરતજ ધર્મ અને કર્મ ફલ વિશેનો ઉપદેશ શરૂ કરે છે, અને ફરીથી આવી નાસ્તિક બુદ્ધિ ન કરવા માટે દ્રૌપદીને વિનવે છે. દ્રૌપદીને તરતજ લાગે છે કે આ પાસો બરાબર નથી પડ્યો, એટલે તરતજ નમ્રતા ધારણ કરી યુધિષ્ઠિર રાજાને ખાત્રી આપે છે કે એનો ઇરાદો ધર્મની નિંદા કરવાનો ન હતો, પણ વનવાસના દુઃખોએ જ એને અકળાવી મુકી હતી. પણ આટલુ કહીને એ વિરામ પામતી નથી. સાથે સાથે ઉદ્યોગનું માહાત્મ્ય તો એ વર્ણવે જ છે. એ કહે છે કે, "જેમ તલમા તેલ, ગાયોમા દુધ, અને કાષ્ઠમાં અગ્નિ રહ્યો છે, પણ તે ઉદ્યોગ કર્યા વિના હાથમા નથી આવતાં, તેમ કર્મફલ પર આધાર રાખ્યાથી ગએલું રાજ્ય પણ પાછુ ન આવે; અને રાજ્ય ન આવે તો એનો અર્થ એ થશે કે આપણા અદૃષ્ટમાં રાજ્ય છે જ નહીં. ખેડુત ખેતી કરે પછી વરસાદ ન આવે તો દૈવનો દોષ, પણ તેમાં ઉદ્યોગ ન કર્યાનો અસંતોષ તો રહેતો નથી. હું ઉદ્યોગ કરૂં અને ફલસિદ્ધિ ન થાય તો?—એ વિચારે પુરુષાર્થીઓએ બેસી રહેવું યોગ્ય નથી, કારણ કે તેથી પોતાના પરાક્રમની પુરુષને ખબર પડતી નથી. સામ, દામ, ભેદ, કે દંડ એ હરેક ઉપાયથી અર્થસિદ્ધિ કરવી એ જ પરાક્રમી પુરુષને ધર્મરૂપ છે." (વનપર્વ. અ. ૩૨.) આવા અર્થનાં ઘણા વાક્યો દ્રૌપદી યુધિષ્ઠિરને સંભળાવે છે. ભીમસેનનું અંતર તો દ્રૌપદીના આ શબ્દોથી એકદમ ઉકળે છે, અને તે પણ ઉછળતા અંતરે મોટાભાઇને ઘણા વચનો સંભળાવે છે. ત્યારે પ્રથમ તો ધર્મરાજ એને ધર્મબોધથી શાંત કરવાનો યત્ન આદરે છે, પણ છેવટે ભીમ-સેન નથી જ સમજતો ત્યારે એક બીજુ અત્યાર સુધી ન કહેલુ કારણ દર્શાવે છે. "હે ભરત કુળમા ઉત્પન્ન થએલા ભીમસેન! જે પુરુષ સાહસથી પાપરૂપ કામ કરવાનો આરંભ કરે છે તેને તે કામ દુઃખ આપનાર થાય છે. વાસ્તે હું કહું તે તું સાભળ! ભૂરીશ્રવા, શલ્ય, જરાસંધ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા તથા દુર્યોધનાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો સૌ કુશળ અને મોટા ધનુર્ધારીઓ છે. જે રાજાઓને આપણે તાપ પમાડેલા છે તે સૌ કૌરવ પક્ષનો આશ્રય કરનાર તથા દુર્યોધનના સ્નેહને લીધે તેનું હિત ઇચ્છનાર છે. માટે તેઓ મોટા ધનવાન હોવાને લીધે યુદ્ધમાં ખુબ યત્ન કરશે. તેઓને દુર્યોધન મોટા સન્માનથી અનેક

તરેહનાં સાહિત્યો તથા ખાનપાનાદિ આપશે. પુત્રો તથા પ્રધાનાદિ સહિત તેઓ યુદ્ધમા પોતાના પ્રાણત્યાગ કરશે એમ મને નિશ્ચય છે. વળી ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યને આપણમા તથા કૌરવોમાં સરખી પ્રીતિ છે, તો પણ તેઓ દુર્યોધનનું અન્ન ખાય છે, માટે તેનો પક્ષ કરીને યુદ્ધમા પોતાના પ્રાણનો ત્યાગ કરશે. હે ભીમસેન ! તેઓ સર્વશ્રેષ્ઠ અસ્ત્રવિદ્યામાં કુશળ, સ્વધર્મપરાયણ, અને યુદ્ધમાં દેવતા તથા દૈત્યોથી પણ ન જીતાય એવા છે. વળી તેઓમા મહારથિ, સર્વ અસ્ત્રવિદ્યામા કુશળ કોઇથી પરાભવ પામે નહીં એવો તથા કોઇથી પણ ન ભેદાય એવું કવચ ધારણ કરનાર કર્ણ આપણી ઉપર નિરંતર દ્વેષ રાખે છે. માટે એ સર્વને જીત્યા વગર તારાથી દુર્યોધનને જીતવો ઘણો મુશ્કેલ છે, એવા વિચારથી મને રાત્રિ દિવસ નિદ્રા પણ પ્રાપ્ત થતી નથી." (વનપર્વ અ. ૩૬) ધર્મરાજાના હૃદયમા ધર્મથીએ ઉંડું આવી શંકાઓનું શલ્ય ખુચતું હશે કે નહીં ? આ શંકાઓથી દુ:ખી થએલા યુધિષ્ઠિર મહાબાહુ અર્જુનને અજેય્ય જોવા ઇચ્છે છે, અને તેથી તેને ઇન્દ્ર પાસે દિવ્યાસ્ત્રો લેવા મોકલે છે. ગાંધીજીની માફક ધર્મરાજાનો ધર્મ પણ એમની વ્યવહાર બુદ્ધિને ઠીક મદદ રૂપ થનો લાગે છે એવો નાસ્તિક વિચાર કોઇ વાર આપણા અંતરમાં આવે તો એ માનુષી નિર્બળતા ક્ષમ્ય કરવા યોગ્ય છે.

દ્રૌપદીની પ્રીતિ અર્જુનપર સૌથી વિશેષ હતી એ તો ઘણે ઠેકાણે દેખાય છે. દ્રૌપદીના રસિક અને વીર હૃદયને સંતોષે એવો એ માત્ર અર્જુન એક જ છે એ પણ કૈંક લાગ્યા વિના રહેતું નથી. સહદેવ અને નકુળને દ્રૌપદી કદી ભુલતી નથી, પણ કોઇ પણ ઠેકાણે એમની પાસે સીધી યાચના કરતી કે એમના પરાક્રમમા ખાસ ગર્વ લેતી કદીએ દેખાતી નથી. ભીમસેનના તરત ઉશ્કેરાય એવા સ્વભાવનો એ પ્રસંગસર ઉપયોગ કરે છે, અને યુધિષ્ઠિરના શાંત હૃદયમાં એ વેગ આણે એવી ચાવી તો એ એક જ છે. એને ધમકાવતા અને મીઠાસથી સમજાવતાં આવડે છે. જરૂર પડે ત્યારે એ દલીલોમા ઉતરી શકે છે. એ સ્ત્રી છે પણ સત્તાધારી થવાને એ વધારે યોગ્ય છે. કીચકને ભોળવતા કે ભીષ્મને છેતરી વરદાન લેતા—એ કપટ કરવાની જરૂર પડે તો તે કરતા પણ તે અચકાતી નથી, અને છતા સત્યભામાને ઉપદેશ આપતા સ્ત્રીધર્મની પ્રણેતા એ થઇ શકે છે. નમ્રતા એના સ્વભાવમા નથી પણ તેનાએ ડોળ કરવો હોય તો તે તેને પુરેપુરો આવડે છે. માનવી વિકારોને એ વશ થતી નથી પણ એનું પ્રદર્શન એ પોતાને અનુકૂળ વખતે ધ્યેય સાધવાને કરે છે. અર્જુન સુભદ્રાને પરણી આવે છે ત્યારે 'સુભદ્રા પાસે જાઓ' એમ કહેતી આ અપૂર્વ સ્ત્રી માત્ર સ્ત્રી સ્વભાવને સુલભ ઇર્ષ્યા દાખવે છે કે એ રીતે અર્જુનને વધારે ખેંચે છે એ કોણ કહી શકે ?

પાડવોનો દ્રૌપદી પ્રત્યેનો ભાવ તો એ એને પૂજ્ય કુલદેવના માનતા હોય કે પાંચ ઇંદ્રિયો જેવા પાડવો આત્માસમી દ્રૌપદીને વશવર્તી થઇ ચાલતા હોય એવો કૈંક છે. દરેક એનાપર સ્નેહ રાખે છે, અને છતા દરેકપર એનો તાપ પડતો હોય એવું લાગે છે. એનામા કૈંક એવું આકર્ષણ છે કે એની અતિ તેજસ્વીતાનો જુલમ કોઇક વખત એમને લાગતો હશે તોયે એનાથી દૂર ખસવાનું મન કોઇને થતું નથી. માતાની માફક એ એમની સંભાળ રાખે છે અને પત્ની - થઇ એ એમને રીઝવે છે. દ્રૌપદીની મહત્વાકાક્ષાને ન સંતોષવાની હોત તો પાડવો આટલાં પરાક્રમ કરત ખરા ?

પણ દ્રૌપદીમા સુકુમારતા નહોતી એમ નહીં. દુખ પડે ત્યારે અશ્રુના પુર એના નયનો-માથી સદાય ઉભરાતા, પણ એના અશ્રુનું મૂલ્ય ઘણુ મોઘુ પડતું એટલે જ એનામા ફેર. એના સુકોમલ દેહને દુઃખ થતું ત્યારે એ અશ્રુ પડાવતો. એ દેહમા વસતો બલવાન આત્મા ઘવાતો ત્યારે તેમાથી નિશ્ચયની ઉગ્ર જ્વાલાઓ નીકળતી. આ સ્ત્રીના કાતો મિત્ર ગ્હી શકાય કે શત્રુ થઇ શકાય. શત્રુ કે મિત્ર એ બેમાથી એકે હારમા ન આવે એવી કોઇ પદવી જ આની સાથેના સંબંધમા શક્ય નહોતી

અને તોય આ સ્ત્રી કોડીલી હતી, પણ સાહસ વિનાના કોડ એને સંતોષતા નહીં. ગધમાદન વનમાથી સહસ્રદલ કમલ લેવા એ ભીમને મોકલે છે, ત્યારે ગક્ષસોથી ભરપૂર વનમા ભીમને એકલો મોકલતા એને સંકોચ કે ગભરામણ થતી નથી, ને અરણ્યમા યે એ રાણીના જ તોરથી રહે છે. જયદ્રથે મોકલેલા કોટિકને જવાબ દેતા ને જયદ્રથને સત્કાર માટે નિમંત્રણ કરતા મોટા ઘરની એ કુલવધૂ એની મોટાઇને યોગ્ય જ જવાબ દે છે, ને જયદ્રથનું સ્વાગત કરતાએ સમ્રાજ્ઞીનુ ગૌરવ એને છોડતુ નથી.

જયદ્રથ દ્રૌપદીનુ હરણ કરે છે તે પ્રસગે પણ દ્રૌપદીનો પ્રભાવ દેખાયા વિના રહેતો નથી. અબળા અને એકલી તેથી તેનું જોર ન ચાલ્યું એ ખરૂં, પણ ગર્વ અને પ્રતિભા તો એની વાણીમાથી ત્યારે પણ ઝરે છે એના તિરસ્કારમા એક પ્રકારની ઉગ્ર જ્વાળા છે, અને જેના પર એ છુટે છે તેને એ બાળ્યા વિના રહેતી નથી

યુધિષ્ઠિરના ઠંડા અને ધીમા સ્વભાવથી કોઇ વાર એ પોતાના સ્વભાવપરનો કાબુ ખુએ છે, પણ બનતા સુંધી એમના તરફની માનવૃત્તિને જરાએ હાની ન પહોચે એ દેખા-ડવા એ પ્રયત્ન કરે છે. જયદ્રથને ન મારવાનો આદેશ જ્યારે યુધિષ્ઠિર કરે છે ત્યારે આકુળવ્યાકુળ થએલી દ્રૌપદીથી, "જો તમારે મારૂ પ્રિય કરવું હોય તો જયદ્રથને માર્યા વિના છોડવો નહીં" એવુ ભીમાર્જુનને કહ્યા વિના રહેવાતું નથી પણ જ્યારે એને પકડી લાવે છે અને યુધિષ્ઠિર એને મુકી દેવાનું કહે છે ત્યારે ભીમ કહે છે કે, "આને દ્રૌપદી કહે તો મુકી દઉં." યુધિષ્ઠિર ફરી ભીમને એને મુકી દેવાનુ કહે છે અને દ્રૌપદી પણ યુધિષ્ઠિરનો મનોભાવ જાણી વગર કહ્યે એ જ આજ્ઞા કરે છે. આ પ્રસંગમા ગમે તેટલો ક્રોધ ચઢ્યો હોય છતા યુધિષ્ઠિરની મહત્તા ન ઘટાડવાની એની ચિંતા દેખાયા વિના રહેતી નથી.

ગુપ્તવાસનો સમય હવે પાસે આવતો જાય છે જન્મથી જેણે કં કામ કર્યું નથી એવી દ્રૌપદી કયુ કાર્ય સ્વીકારશે એની પાડવોને ફીકર થાય છે પણ સમયને ઓળખનારી આ માની સ્ત્રી જરાએ સંકોચ વિના સૈરન્ધ્રિનું કાર્ય સ્વીકારે છે, અને પાડવો વિરાટનગર પ્રતિ જાય છે. રાણી સુદેષ્ણાને દ્રૌપદીને જોતા થયેલી શકા કે "આને જોઇને રાજા કદાચ મને મુકી દેશે" એ કોણ કહેશે કે અસ્થાને હતી? દ્રૌપદી ઇચ્છે તો એની શક્તિપાશમા ન સપડાય એવો નર વસુંધરાના છેડા પર કોઇ વસતો ન હતો. એ ન ઇચ્છે તો શક્રનું સામર્થ્ય પણ એને મોહ ઉપજાવવાને સમર્થ ન હતું દ્રૌપદી "પાચ ગાધર્વો મારા પતિ છે

અને મારી રક્ષા કરે છે," એમ કહી ત્યા રહે છે રાણી સુદેષ્ણાએ જરા ભોળી તો ખરી કે દ્રૌપદીને આ રીતે ઓળખતી નથી.

સુરક્ષિત સૌંદર્ય પ્રેરણા અર્પે છે. અરક્ષિત સૌંદર્ય જોઇ માનવની પાશવવૃત્તિ ઉશ્કેરાય છે અગ્નિની માફક સૌન્દર્ય પણ સુખ અને દુ ખ બન્ને લાવે છે જે સૌંદર્ય દ્રૌપદીની સમ્રાજ્ઞી તરીકેની શોભામા વધારો કરતું તે તેની અસહાય અવસ્થામા ને દાસીપદમા એના કષ્ટો વધારવાનુ સાધનભૂત થયું. ગમે તેવી બળવાન હોય તોયે સ્ત્રી જાત. તેની પાછળ કોઇ પુરુષનું રક્ષકબળ ન દેખાય તો તેને સન્માનવાનો ધર્મ કોણ જાણે કેમ ઘણી વાર પુરુષજાતિ ભુલી જાય છે અસહાય અને અરક્ષિત દેખાતી દ્રૌપદીને પણ તેમ જ થયું. એને જોઇને કીચકની પાશવવૃત્તિ જાગી. રાણી સુદેષ્ણાએ ભાઇનો પક્ષ લઇ તેનું દુ:ખ નીવારવા દ્રૌપદીને મદિરા લેવાને બહાને મોકલી. દ્રૌપદી તેનો તિરસ્કાર કરી સભામા દોડતી ફરીઆદ કરવા આવી, પણ રાજાના દેખતા કીચકે દ્રૌપદીને કેશ પકડી મારી. દ્રૌપદીનો ક્રોધ આ વખતે સમાતો નથી. યુધિષ્ઠિર અને ભીમ બન્ને ત્યા હાજર હતા પણ કંઇ કરી શકતા નથી રાજા અસહાય સ્ત્રીનો પક્ષ લઇ ન્યાય આપવાને બદલે બળવાન કીચકને કે પણ કહેવા અસમર્થ થાય છે. દાસદાસીઓની નીતિ અનીતિની કીંમત તો અત્યારે પણ ક્યા અંકાય છે? ઇન્દ્રપ્રસ્થની મહારાણી આ અપમાનને કેમ સહી શકી હશે તે તો તેનો અતરાત્મા જ જાણે "

દ્રૌપદીને પાડવોની નિર્બળતા આ વખતે ઘણી જ સાલે છે. એ જાણે છે કે શાતિના અવતાર યુધિષ્ઠિર કે ગણત્રીબાજ અર્જુન આ વખતે ઉશ્કેરાઇ એની વહારે ચઢવા કે વેર લેવા નીકળવાના નથી, અને કીચક જીવે તો એના સળગતા આત્માને એક ક્ષણની શાતિ પણ મળવાની નથી. બળવાન ભીમના સ્વભાવ અને બળ બન્ને પર શ્રદ્ધા રાખી એને સુતેલાને ને એના સુતેલા સ્વભાવને તે જગાડે છે દ્રૌપદીનો એ વખતનો શોક ખરેખર હૃદયને હલાવે એવો છે.

ભીમને હાથે કીચકો મરાયાની કથાનો સબધ દ્રૌપદીના કોઇ વિશિષ્ટ ગુણ સાથે સબધ ધરાવતો નથી એટલે એ વીશે વધારે વિગતમા આપણે નહી ઉતરીએ.

રાણી સુદેષ્ણાના અતપુરમા સૈરન્ધ્રિનું સ્થાન સામાન્ય દાસીઓ કરતા ઘણુ ઉચ્ચ પ્રકારનુ હોવુ જોઇએ ઉત્તરકુમાર "સારથિ વગર યુદ્ધે કેમ ચ્હડાય" એમ વિમાસણમા પડે છે, ત્યારે અર્જુનના સૂચવ્યાથી દ્રૌપદી એને બૃહન્નલાને સારથિ તરીકે લઇ જવા ભલામણ કરે છે એના કટોકટીના સમયમા જેના અભિપ્રાયની ભાગ્યે જ કીંમત હોય એવી દાસીની સલાહ ઉત્તરકુમાર માન્ય રાખે ખરો? અને તે પણ બૃહન્નલાનું અર્જુન તરીકેનું ઓળખાણ તો ઉત્તરકુમારને પછીથી થાય છે. દ્રૌપદીની કહેવાની રીતમા પણ દાસત્વનો અશ પણ જણાતો નથી.

આ પ્રસગ પછી દ્રૌપદી ઉદ્યોગપર્વમા કૃષ્ણ વિષ્ટિનું કહેણુ લઇ જાય છે ત્યા દેખાય છે સહદેવ સિવાય સર્વ પાડવો–ભીમ અને અર્જુન સુદ્ધાત બનતા સુધી શાતિ કરાવવાનો

આગ્રહ શ્રીકૃષ્ણને કરે છે. ભીમના નિર્બળ વચનો સાભળીને તો શ્રીકૃષ્ણને પણ આશ્ચર્ય થાય છે. પણ માત્ર દ્રૌપદી જ યુદ્ધની ખરેખરી આતુરતા દેખાડે છે. આ પ્રસંગે ખરેખર એમ લાગ્યા વિના નથી રહેતું કે આ સ્ત્રી ન હોત તો મહાભારતનું યુદ્ધ મંડાત નહીં, અને મંડાત તો જીતાત નહીં. શોકયુક્ત થએલી દ્રૌપદી ભીમસેનને અત્યંત શાંત થએલો જોઇ આંખમાં આંસુ આણીને કહે છે કે, "હે મધુસૂદન ! જે રીતે છળ કરી અમાત્ય સહિત ધૃતરાષ્ટ્રના પુત્રે પાંડવોને રાજ્યભ્રષ્ટ કર્યાં છે તે બધું તમે જાણો છો......યુધિષ્ઠિરે 'પાચ ગામ અમને આપો' એમ દુર્યોધનને તથા તેના સંબંધીઓને કહેવરાવ્યું પણ હે શ્રીકૃષ્ણ ! સંધિને ઇચ્છનાર યુધિષ્ઠિરનું વાકય સાંભળીને પણ દુર્યોધને તેમ કર્યું નહીં. માટે હે શ્રીકૃષ્ણ ! રાજ્ય આપ્યા વગર કદી દુર્યોધન સંધિ કરવા ઇચ્છે તો તેમ તમારે ત્યાં જઇ કયારેય કરવું નહીં. હે મહાબાહો ! સંજય સહિત પાડવો કોપેલા ભયંકર દુર્યોધનના સૈન્ય સામા ઉભા રહેવા સમર્થ થશે. તેમને વીશે સામ તથા દામે કરી કોઇ પણ અર્થ સિદ્ધ કરી શકાય તેમ નથી, માટે તેમને વીશે તમારે દયા કરવી નહીં. જે શત્રુઓ સામ તથા દામે કરી શાંતિ ન પામે તેમને વીશે તો દંડનો જ ઉપાય કરવો."........વળી કહે છે કે, "હે કેશવ ! મારા સરખી સ્ત્રી પૃથ્વીમા કોણ છે? દ્રુપદની કન્યા વેદિના મધ્યમાં ઉત્પન્ન થએલી ધૃષ્ટદ્યુમ્નની બહેન, તમારી પ્રિય સખી અજમીઢના કુળમા પ્રાપ્ત થએલી, મહાત્મા પાંડુરાજાની પુત્રવધુ અને તેજે કરી પાચ ઇન્દ્ર સરખા પાચ પાડવોની પત્ની, એવી હું છું. તે પાંડવો દેખતે છતે અને તમે વિદ્યમાન છતે મારા કેશ તણાયા, અને સભાના મધ્યમા કલેશ પામી. પાંચાલ રાજાઓ, વૃષ્ણિઓ અને પાડવો જીવતે પાપિષ્ટોની દાસી થઇ સભામા હું ઉભી.... ......હે કૃષ્ણ ! ભીમના બળને અને અર્જુનના ધનુષ્ય ધરવાને ધિક્કાર છે, નહીં તો એવું કામ કરી દુર્યોધન બે ઘડી પણ જીવે ? હે કૃષ્ણ ! હું તમારે અનુગ્રહ કરવા લાયક હોઉં અને મારા વીશે તમને દયા હોય, તો ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર તમારે પૂર્ણ ક્રોધ કરવો." જરા વારે ફરી દ્રૌપદી પોતાના સુંદર કેશપાસને હાથમા લઇ શ્રીકૃષ્ણને દેખાડતા આંખમા આંસુ આણી કહે છે કે, "હે પુંડરીકાક્ષ ! દુઃશાસનને હાથે ખેંચાયલો આ કેશપાશ તમે જુઓ. તેણે કેવો ખેંચ્યો છે ? સંધિની ઇચ્છાવાળા તમારે સર્વ કાર્યને વીશે એને પણ યાદ રાખવો. હે શ્રીકૃષ્ણ ! કદી ભીમ અને અર્જુન કૃપણતાને લીધે સંધિની ઇચ્છા રાખતા હોય તો મહારથિ પુત્રો સહિત વૃદ્ધ એવો મારો પિતા, અને અભિમન્યુને આગળ કરી મારા મહા પરાક્રમી પાંચ પુત્રો કૌરવો સાથે યુદ્ધ કરશે. હે શ્રીકૃષ્ણ ! જ્યાં સુધી પાપી દુઃશાસનનો હાથ સારી રીતે કપાયલો તથા રજથી ભરેલો હું ન જોઉં, ત્યા સુધી મારા હૃદયને કેમ શાંતિ વળે ? પ્રદિપ્ત અગ્નિની માફક હૃદયમા ક્રોધ રાખી વાટ જોતા અને તેર વર્ષ વીતી ગયા. તમે આ ટાણે ધર્મ વિચારવા જાઓ છો ખરા, પણ તેમના વચનશલ્યથી પીડા પામતું મારૂં હૃદય ચીરાઇ જાય છે." કાયરના હૃદયમાંએ શૌર્યની છોળો ઉછાળે એવાં દ્રૌપદીનાં આ વચનો સાંભળતા એના પ્રિયસખા શ્રીકૃષ્ણના અંતરમા શું થયું હશે ? આ પ્રતાપી સ્ત્રીના વેગ આગળ પાડવો પણ નિરુત્સાહી જેવા જણાય છે. માત્ર શ્રીકૃષ્ણ સરખા પુરુષોત્તમ જ એને તો ધૈર્ય આપી શકે છે.

શ્રીકૃષ્ણ રડતી દ્રૌપદીને કહે છે કે, "હે ! દ્રૌપદી ! થોડા વખતમા તું કૌરવોની સ્ત્રીઓને રડતી દેખીશ. હે ભીરૂ ! જેમની ઉપર તું ક્રોધી થએલી છે તેમની

સ્ત્રીઓ પોતાના બંધુઓ મરવાથી જે રીતે તું રડે છે તે જ રીતે થોડા વખતમાં રોશે. હું પોતે યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમ, અર્જુન, નકુળ, સહદેવ સહિત એ કામ કરીશ. કાળે કરી થાકી રહેલા ધૃતરાષ્ટ્રના પુત્રો જો મારાં વચનો નહીં સાંભળે તો નાશ પામી પૃથ્વી ઉપર શયન કરશે, અને શ્વાન અને શૃગાલો તેમને ખાશે. હિમવાન્ પર્વત ચલાયમાન થાય, પૃથ્વીના શત કટકા થાય, કે કદી નક્ષત્ર સહિત સ્વર્ગ પડે તોપણ મારું વચન મિથ્યા થાય નહીં. હું આ સત્ય પ્રતિજ્ઞા કરું છું માટે હવે તું રડતી માં. શત્રુ રહિત થએલા લક્ષ્મીયુક્ત પતિને તું થોડા વખતમાં દેખીશ." (ઉદ્યોગ પર્વ–અ–૮૨) શ્રીકૃષ્ણ વિના આટલા વિશ્વાસથી આવું આશ્વાસન આપવાની બીજાની છાતી ચાલે નહી અને દ્રૌપદી વિના માત્ર સખાભાવથી આટલો હક્ક શ્રીકૃષ્ણ ઉપર બીજી કોઇ સ્ત્રીથી થાય નહીં.

દ્રૌપદી અને કૃષ્ણ વચ્ચે એક પ્રકારના–જેને અંગ્રેજીમાં 'Comeraderi' કહીએ તેવા સાહચર્યની ભાવના છે, અને તે બન્નેમાં પુરુષત્વ અને સ્ત્રીત્વ જેને આપણે 'Superman' અને 'Superwoman' કહીએ તેવું–લોકોત્તર પ્રકારનું છે. સાધુતા અને અસાધુતા માપવાનું નીતિનું સામાન્ય ધોરણ એ બન્નેને માપવાને માટે નકામું થઇ પડે છે. એ બન્ને કાયદામા બંધાએલા નથી, પણ કાયદાઓને બનાવનારા છે. બન્ને લોકમતના વ્હેણમાં દોડતાં નથી પણ તેને દોરે છે. એ બન્નેનું વ્યક્તિત્વ સૌથી પ્રથમ સ્થાન ન મળે એવી કોઇ પણ સ્થિતિ કે પદવી સ્વીકારવાની ના પાડે છે. પરસ્પરની આવી સામાન્ય વિશિષ્ટતાઓથી જ બન્ને પરસ્પરને આકર્ષે છે.

ગોપીઓની ભક્તિમાં પ્રેમ અને ભક્તિ છે, પણ સમાનતા નથી. દ્રૌપદી સાથેના શ્રીકૃષ્ણના સંબંધમા સખ્યભાવની સમાનતા છે. શ્રીકૃષ્ણ જેવા પુરુષનું હૃદય પ્રિયતમાઓના મનોરથો પુરવા સદા તત્પર રહે છે, પણ આદેશ અને પ્રેરણાની આકાક્ષા તો એ સદા દ્રૌપદી જેવા જ્વલંત સ્ત્રીત્વ પાસેથી જ કરે છે. પત્નીઓની ઇચ્છા પુરવામા તેને ભર્તાનો આનંદ દેખાય છે, પણ સખીના આદેશ ઝીલવા અને તેની સાથે સ્વપ્નાં જોવાની તેના હૃદયની ઉંડી અભિલાષા સ્પષ્ટ જણાય છે. બહારની દુનીઆ માટે સ્નેહ કે સત્તાના રાખેલા બખ્તર વિના એને એના સ્વરૂપે જુએ અને ઓળખે, એની મહત્ત્વાકાંક્ષાઓને વિજયગીતથી ઉત્સાહ અર્પે અને એની નિર્બળતાઓને એ નિર્બળતા ખાતર જ ચાહે અને ભાવભીના હૃદયના લાડથી પંપાળે એવી સખી પામવાની આકાક્ષા કયા સાચા પુરુષને નથી થતી, અને કયું સાચું સ્ત્રીહૃદય એવા પુરુષની મૈત્રી પામવા તલસતું નથી ?

એક પ્રશ્ન કદી આપણને બહુ આર્ય નહીં લાગે એવો છતાયે થયા વિના રહેતો નથી. દ્રૌપદી અને શ્રીકૃષ્ણ પરણ્યા હોત તો ? શ્રીકૃષ્ણની મહત્તા આજ છે એથી કદાચ વધત નહીં, પણ વૃષ્ણિઓના અને કુરુકુળના વિનાશક ભાવિને બદલે મહાભારતની કથા કૈં જુદી જ રીતે લખાત નહીં ? એ બન્ને વિનાશના દૂતોને બદલે ભારતવર્ષને વધારે બળવાન અને વધારે સુગઠિત મુકી જવામાં શક્તિમાન થાત નહીં ? 'હોત તો' એ શબ્દમાં જગતની શી શી અણુસરજી ભાવનાઓ અને બીનાઓનો ટંકાર ગ્યો છે એ કોણ કહી શકે ?

પાડવો પાગે આ કુળનાશક યુદ્ધ કરાવવું યોગ્ય હતું કે નહીં એ એક બીજો પ્રશ્ન છે. કુરુઓના અપમાનનો બદલો લેવાને ઇચ્છતા પાચાલ દેશના દ્રુપદ રાજાની તે પુત્રી હતી અપમાન પામેલા પાડવોની તે પત્ની હતી અગત અપમાનથી દુભાયલી તે સ્ત્રી હતી. ભારતવર્ષના ચક્રવર્તીપદની આકાક્ષા ધરાવનાર રાજાઓને વિજય ન મળવા દેવાની દૃઢ ઇચ્છાવાળા રાજ્યદ્વારી નીતિનિપુણ શ્રી કૃષ્ણની તે સખી હતી, અને કાયરતા જેના સ્વભાવમા ન હતી –એવી દ્રૌપદી યુદ્ધની ઇચ્છા ન ગણે તો શાની રાખે ? એના જન્મ, સંસ્કાર અને સ્વભાવ ત્રણેથી એ યુદ્ધની દેવી જ નિર્માણ થઈ હતી એના જેવા સંયોગોમા, એના જેવી સ્ત્રી બીજી સલાહ આપી જ કેમ શકે ?

આ પછી તો ઘણા બનાવો બને છે. કૃષ્ણ વિષ્ટિ લઇને જાય છે અને નિષ્ફળ થઈને પાછા આવે છે, અને મહાભારતના યુદ્ધના મોરચા મડાય છે. અઢાર દિવસ સુધી લોહીની ધાર અવિરતપણે કુરુક્ષેત્રમા વહે છે આ બધામા દ્રૌપદીની સીધી હાજરી કોઇ સ્થળે દેખાતી નથી, પણ છતા એનુ વ્યક્તિત્વ અદૃશ્ય રહી એ બધાને વીંટતું હોય એવું ભાન સદાયે રહ્યા જ કરે છે આખા મહાભારતમા શ્રી કૃષ્ણ અને દ્રૌપદી એ બન્ને જ એવી શક્તિઓ છે કે જેમની ઇચ્છાશક્તિ કશાથી ને ક્યારેયે થાકતી નથી પોતાનુ સાધ્ય સાધવાને એ ગમે તેવા સાધન વાપરતા અચકાતી નથી એ બન્ને માત્ર એમના ધ્યેયને જ જુવે છે. એ ધ્યેયને પ્રાપ્ત કરવામા નડતી ન્હાની મ્હોટી કોઇ આડખીલીઓની એમને દરકાર નથી, અને સાધનો શુદ્ધ જ હોવા જોઇએ એવીએ એમને પરવા નથી

યુદ્ધ દરમ્યાન દ્રૌપદીની હાજરી બહુ ન લાવવામા કવિએ પણ એક પ્રકારનું ઔચિત્ય જ વાપર્યું છે. ગમે તેવી સબલ સ્ત્રી જાતનેયે યુદ્ધ જેવા અમાનુષી કાર્યની વચ્ચે આણતા કે સાક્ષીભૂત બનાવતા રસવૃત્તિનો ક્ષય થાય છે, અજેય ઇચ્છાશક્તિવાળી દ્રૌપદીના અતરનો કોમળ ભાગ, યુદ્ધને આવશ્યક અને ધર્મ્ય માન્યા છતાયે, સંહારને જોતા જરૂર કમકમ્યો હશે એમ આપણને માનવાનું મન થયા વિના રહેતુ નથી

યુદ્ધ પછી અશ્વત્થામાએ કરેલા રાત્રિસંહાર વખતે જ દ્રૌપદીથી આ પડદો પળાતો નથી. પુત્રો અને સ્વજનોનો ક્ષાત્ર ધર્મ વિરુદ્ધ થએલો સહાર જોઇ એનો અતરાત્મા કકળી ઉઠે છે, અને એ અશ્વત્થામાને મરેલો જોયા વિના અન્ન ન ખાવાની પ્રતિજ્ઞા કરે છે આવેશથી ધર્મરાજાને મહેણુ માર્યા વિનાયે એનાથી રહેવાતુ નથી કે, "હવે પુત્રો વગર તમે રાજ્ય ભોગવી સુખી થાઓ" આ વખતે પણ ભીમ અને કૃષ્ણથી પ્રેરાએલો અર્જુન એની સહાયતા કરે છે અને અશ્વત્થામા સાથે ઘોર યુદ્ધ કરી એના માથાનો મણિ લઇ આવે છે. આ બધામા કૃષ્ણની એક ખુમી દેખાયા વિના રહેતી નથી દ્રૌપદીનુ પ્રિય કાર્ય કરવાનુ હોય ત્યારે શ્રી કૃષ્ણ બનતા સુધી તો અર્જુન કે ભીમ પાસેજ કરાવે છે, અથવા કરાવ્યાનો દેખાવ કરે છે. એમનાથી ન બને ત્યારે ન છુટકે જ એ સીધી રીતે કાર્યમા એકલા ઉતરે છે સ્ત્રીના મિત્ર થવા ઇચ્છનાર પુરુષે તે સ્ત્રીના પતિના મિત્ર થવાની સભાળ પ્રથમ લેવી એ સૂત્ર કૃષ્ણ જેવા ચતુર નરને અજ્ઞાત કેમ હોઇ શકે ?

યુદ્ધ પછી દ્રૌપદીનુ સૂચન બહુ થોડા જ પ્રસગોમા મહાભારતકાર કરે છે. કર્ણના મૃત્યુથી યુધિષ્ઠિરને થએલા સ્મશાનવૈરાગ્ય વખતે યુધિષ્ઠિર સન્યાસ લેવાનો નિશ્ચય કરે છે

ત્યારે સર્વની સાથે દ્રૌપદી પણ તેમ ન કરવા તેમને વિનવે છે. અશ્વમેધ યજ્ઞ કરતી વખતે પાંડવોની સહધર્મિણી રૂપે અને ઐશ્વર્યનું દર્શન કરાવતી એને આપણે જોઇએ છીએ, અને ઉત્તરાની ગર્ભરક્ષા કરવા મધુસૂદનને એ પ્રાર્થે છે.

દ્રૌપદીનું છેલ્લું દર્શન પાંડવોની સાથે હિમાલયમાં તપ કરવા જતાં થાય છે. અર્જુન પર એનો વધારે પક્ષપાત હતો એ વાત મહાભારતકારને છેટલે સુધી ખટકતી લાગે છે, અને એ પાપને સારૂ સર્વથી પહેલાં એનો દેહ પડે છે એમ ધર્મરાજાને મુખે એ કહેવરાવે છે. પુરુષહૃદયની ઇર્ષ્યાનો એમાં અંશ હશે ખરો ?

આ અદ્દ્ભુત સ્ત્રીનો જન્મ અને મૃત્યુ બન્ને એના વ્યક્તિત્વની માફક સૌથી જુદી રીતેજ થયાં. એનામા શૌર્ય હતું ને શકિતની વાછના હતી, એનામા બળ હતું ને બળવાનને આકર્ષવાની શક્તિ હતી, એનામાં ગર્વ હતો અને ગર્વને સંતોષવાની તાકાત હતી, એનામા બુદ્ધિ હતી અને તેનો ઉપયોગ કરવાની આવડત હતી, એનામા સૌંદર્ય હતું ને તેને શણગારવાની એનામાં કળા હતી.

એને સમય ઓળખતા ને રાહ જોતા આવડતું. એને ધીરજ રાખતાં ને બદલો વાળતાં આવડતું. એને સ્વાશ્રયી થતા ને પ્રસંગ ઓળખતાં આવડતું, એને સેવા સ્વીકારતાં ને સંભારી રાખતા આવડતું.

બલ એ એનો મહામંત્ર હતો. તેજસ્વિતા એના સ્વભાવમાં હતી. શક્તિ એના હૃદયમાં હતી. મદ એની દૃષ્ટિમા હતો.

મહાન પદને માટે એ સર્જાઇ હતી; મહાજનોની એ મિત્ર હતી; એના સંબંધથી મહત્તા પમાતી; એના સંગથી મહત્તા કેળવાતી.

જુની આર્યાવર્તની સ્ત્રીસૃષ્ટિમા જ્યોતિર્માળામાં સવિતા સરખી જ્વલંત અને તેજસ્વી એ સદાયે પ્રકાશશે.

# ૯ કાવ્યકળા.

(લેખકઃ—રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે.)

'निरंकुशाः कवयः।' એવું જે ઘણી વાર કહેવામાં આવે છે તે જો સર્વથા સાચું હોય તો તો કાવ્યવિષયક પ્રવૃત્તિને કળાનું નામ આપવું અને કળા તરીકે એ વિષયની ચર્ચા કરવી એ ઉભય અસ્થાને છે; કારણ કે અમુક નિયમો જ્યાં સચવાતા નથી, અમુક ધોરણ જ્યાં સ્વીકારાતું નથી, અમુક આદર્શ જ્યાં લક્ષમાં રખાતો નથી, ત્યાં કળા નામને શોભે એવી રચના હોતી નથી; ત્યાં કળારસિક સજ્જનોની ગુણદોષ પરીક્ષણશક્તિને માટે અવકાશ હોતો નથી; ત્યાં કળાજન્ય લોકોત્તર આનન્દની પ્રાપ્તિનો સંભવ હોતો નથી. કવિઓની પ્રવૃત્તિમાં જો કેવળ નિરંકુશતા જ સમાતી હોત, તો કાવ્યની કૃતિઓને કદી કળાની કૃતિઓ ગણવામાં આવત નહીં અને કાવ્યની કળા સમ્બન્ધી કોઇ પણ પ્રકારના વિવેચનને માટે અવકાશ રહેત નહીં.

ત્યારે "निरंकुशाः कवयः।" એ વચનમા કંઇ પણ સત્ય સમાયલું છે કે નહીં, અને હોય તો તે શું છે તેનું આપણે અન્વેષણ કરીએ. એ તો ઉઘાડી વાત છે કે નિત્યના લૌકિક વ્યવહારમાં આપણે જે જે પ્રવૃત્તિ આદરીએ છિયે તે તે પ્રવૃત્તિમાં આપણને અમુક મર્યાદામાં રહેવું પડે છે. એ વ્યવહારને અંગે જે જે વિચારો આપણા હૃદયમાં ઉત્પન્ન થાય છે તે તે આપણી તથા ઇતર જનોની પ્રવૃત્તિઓના પરિણામ રૂપ અને તત્તત્પ્રવૃત્તિના સ્થૂલ ઇન્દ્રિયો દ્વારા થયલા સુખદુઃખાદિ અનુભવના ફળ રૂપ હોય છે. એ વિચારો આપણા લૌકિક લાભાલાભની ક્ષુદ્ર ગણનાઓથી દૂષિત થયલા હોય છે. એ વિચારો આ વિશાળ વિશ્વના અમુક સાંકડા પ્રદેશના અલયઝલય થયલા દર્શનથી જ બંધાયા હોય છે. એ વિચારો જગતમાં સર્વત્ર પથરાઇ રહેલી પ્રભુની સુન્દરતાને આપણી આગળ કોઇ અલૌકિક પ્રભાવથી રજુ કરનારા ફિરસ્તાને અભાવે વસ્તુ માત્રનું ઉંડું અને સાચું દર્શન કરાયા વગરના ઘડાયા હોય છે. એ વિચારોમા રૂંધાઇ રહેલા આત્માને ચિરકાલીન આનન્દની પ્રાપ્તિ થઇ શકતી નથી. એ વિચારોના વમળમાથી આઘા ખસીને કોઇ દૂર દૂરના ઉજ્જ્વળ પ્રદેશ તરફ જવાને એ તલસે છે. એ વિચારોના ગુંગળાવી નાંખતા વાતાવરણથી વેગળા જઇને, સઘળી દુનિયાદારીની ખટપટોને તિલાઞ્જલિ આપીને કોઇ વધારે વિશાળ, કોઇ વધારે તેજસ્વી, કોઇ વધારે પવિત્ર, કોઇ વધારે ખુલ્લી ભૂમિઓમા સ્વતંત્રપણે વિહરવાને એ તલ્પી રહે છે. એ દિવ્ય ભૂમિઓના અલૌકિક દર્શન કરાવનાર સ્વર્ગીય ફિરસ્તો તે કળાવાન્.

કવિ તરીકે, ચિત્રકાર તરીકે, ગવૈયા તરીકે, શિલ્પી તરીકે એમ અનેક સ્વરૂપે એ સ્વર્ગીય ફિરસ્તો આપણી આગળ આવીને ઊભો રહે છે, અને દુન્યવી વ્યવહારનાં જડ બન્ધનોમાં જકડાઇ ગયલા આપણા આત્માને આસપાસના ગોઝારા વાતાવરણથી છૂટો કરી, પોતાની કલ્પના રૂપી બહુરંગી પાંખો પરે ઉંચે ને ઉંચે ઊડતો એ ફિરસ્તો આપણને કોઇ

નના અને રળિયામણા પ્રદેશોમા લઇ જાય છે અને આપણને અલૌકિક આનન્દનો આસ્વાદ કરાવે છે એ આસ્વાદ આપવાની શક્તિ કળાવાનમા એની ' નિરકુશતા ' ને લીધે આવે છે, વિશ્વને સત્ય સ્વરૂપે નિહાળવામા અતરાયરૂપ થઇ પડનારા જગતના કૃત્રિમ વ્યવહારોની જાળમાથી છૂટીને કલ્પનાના બળ વડે કરીને ઉન્નત પ્રદેશોમા વિહરવાની અને વસ્તુનું યથાર્થ દર્શન જાતે કરીને અન્યને કરાવવાની કળાવાનોની જે અદ્દભુત શક્તિ તે જ તેઓની ' નિરકુશતા '

આ અર્થમા જ निरङ्कुशा: कवय: એવા વચનો આપણે વાપરી શકીએ. આ દૃષ્ટિથી જ 'જ્યા ન પહોચે રવિ ત્યા પહોચે કવિ' એ કહેવતની યથાર્થતા આપણે સમજી શકીએ આ વિચારથી જ કળાવાનના વ્યાપારમા કલ્પનાની શક્તિ કેવો આગળ પડતો ભાગ ભજવે છે તે આપણે સમજી શકીએ કાવ્ય કળાના ઉપાસકની કૃતિમા કલ્પનાનું જે બળ સગીન અને સર્વવ્યાપક હોય છે તેના વિષે જગદ્દ્મશહૂર કવિ શેકસપિયરે પોતાના એક નાટકમા એક પાત્રને મુખેથી નીચે પ્રમાણેના ઉદ્દગારો કઢાવ્યા છે –

" The poet's eye, in a fine frenzy rolling
Doth glance from heaven to earth, from earth to heaven,
And as imagination bodies forth
The forms of things unknown, the poet's pen
Turns them to shapes and gives to airy nothing
A local habitation and a name "

( પ્રેરણા વડે દેદીપ્યમાન થતી કવિની દૃષ્ટિ આકાશથી પૃથ્વી સુધી, પૃથ્વીથી આકાશ સુધી ફરી વળે છે અને જે વસ્તુઓ અજ્ઞાત છે તેને કલ્પના જેમ જેમ ઘાટ આપતી જાય છે તેમ તેમ કવિની કલમ તેને મૂર્ત સ્વરૂપમ રજુ કરે છે અને જે કેવળ હવાઇ શૂન્યતા છે તેને અમુક સ્થાનિક નિવાસ અને અમુક નામની પ્રાપ્તિ કરાવે છે )

આ પક્તિઓ વડે સચોટ શૈલીમા કવિના કલ્પનાવ્યાપાર વિષે સૂચન કરવામા આવ્યુ છે પણ તેની સાથે ધ્યાનમા રાખવુ જરૂરનુ છે કે એક પાત્રને મુખે તેના સ્વભાવને અનુકૂળ ઉદ્દગારો કવિએ કઢાવ્યા છે તેમા કવિના પોતાના વિચારોનુ જ પ્રતિબિમ્બ પડેલુ છે એવુ માનવાની સામાન્ય છતા ગભીર ભૂલ આપણે કરવી જોઇએ નહીં ' જે વસ્તુઓ અજ્ઞાત છે,' ' જે કેવળ હવાઇ શૂન્યતા છે ' તે કવિના કલ્પનાવ્યાપારનો વિષય છે એ વિચાર શેકસપિયર, જેની કૃતિઓમા કુદરતની સત્ય વસ્તુઓનુ જ યથાર્થ પ્રતિબિમ્બ પડેલુ જોવામા આવે છે અને જેણે શૂન્યતા ઉપર પોતાનો કલ્પનાવ્યાપાર ચલાવ્યો છે એવુ કદી કહી શકાય તેમ નથી, તેનો પોતાનો હોય એવો સભવ નથી

સૌન્દર્યમૂર્તિ પ્રભુની રચેલી આ સૃષ્ટિમા સ્થળે સ્થળે જે સૌન્દર્ય પ્રસરી રહ્યુ છે તે જ કાવ્યકળા અને ઇતર કળાઓના ઉપાસકોનો વિષય છે સત્ય, સાધુતા, અને સૌન્દર્ય એ માનવહૃદયના ઉંડામા ઉંડા ભાવો છે વિશ્વના પટ ઉપર પથરાઇ રહેલા અને વેદની વાણી સમા એ અચળ અને શાશ્વત ભાવો સર્વત્ર પોતાની સૌરભ ફેલાવી રહ્યા છે એ ભાવોને

કળાવાન્ પોતાની કલ્પનાશીલ દૃષ્ટિથી જોઇ શકે છે, એ ભાવોને પોતાના સ્ફટિકસમા નિર્મળ હૃદય વડે એ ઝીલી શકે છે, એ ભાવોને મૂર્તિમત સ્વરૂપ આપીને જગતના જડ નયનોની આગળ એ ધરી શકે છે એ ભાવોમા "શૂન્યતા" નથી. એ ભાવોમા ઉપલકિયાપણું નથી એ ભાવોમા હવાઇ સ્વપ્ના નથી, પણ એમા પરમાર્થ સમાયલો છે કુશળ કળાનાનો એ પરમાર્થને પ્રકટ કરનારા છે, અને એમા જ તેઓનુ ગૌરવ સમાયલુ છે 'કુસુમમાળા'ની

'અરે વ્હાલા! સ્વપ્ના, સકળ તુજ એ તો કવિપણા"

એ પંક્તિમા દર્શાવાયલો વિચાર 'કવિત્વને ભ્રમાત્મક માનનાર' પ્રાકૃતજનનો છે, વિદ્વાનો કે કળારસિકોનો નથી "ઉચા પ્રકારનુ સત્ય જોનાર તથા દેખાડનાર" કવિઓ અને ઇતર કળાવાનોનો કળાવ્યાપાર અસત્ય ઉપર, 'સ્વપ્નાઓ' ઉપર, કે 'શૂન્યતા' ઉપર ચાલતો નથી, પણ સત્ય એ જ એઓની પ્રવૃત્તિનો વિષય છે જે સત્ય પ્રાકૃત જનોની સ્થૂલ દૃષ્ટિએ જોઇ શકાતું નથી, જે સૌન્દર્ય દુનિયાદારીની ખટપટોમા ગુચવાઇ ગયેલા પામર પ્રાણીઓથી નિહાળી શકાતુ નથી, તે સત્ય અને તે સૌન્દર્ય કાવ્યકળા અને ઇતર કળાઓના ઉપાસકો પોતાની કલ્પનાના બળ વડે તીક્ષ્ણ થયની દૃષ્ટિથી જાતે જોઇ શકે છે અને અન્યને જોવડાવી શકે છે

આ પ્રમાણે કળાવાન્‌ની કલ્પનાનો વ્યાપાર અસત્યવિષયક, ભ્રમાત્મક, કે સ્વપ્નસદૃશ નથી, પણ સત્યવિષયક, યથાર્થ જ્ઞાન આપનારો, અને પરમ તત્ત્વનુ દર્શન કરાવનારો છે કલ્પના એટલે ખોટી બનાવટ કરવાની શક્તિ નહી, પણ વિશ્વનુ સાચુ સૌન્દર્ય નિહાળીને તે અન્યને નિહાળાવવાની શક્તિ કોઇ કોઇ વખત કળાવાન્ પોતાની એ કલ્પનાશક્તિ વડે આ વિશ્વમા કયાઇ પણ ન જણાતી એવી નવીન સૃષ્ટિ પણ ઉભી કરે છે, પરન્તુ તે જવ લ્લે જ, અને એવી નવીન સૃષ્ટિ એ જ્યારે ઉભી કરે છે ત્યારે પણ ઇશ્વરની રચેલી સૃષ્ટિથી એ કદી વિમુખ થતો નથી એ સૃષ્ટિને એ પોતાના નમૂના તરીકે સ્વીકારે છે, એ સૃષ્ટિનુ એ પોતાની કૃતિમા અનુકરણ કરે છે, એ સૃષ્ટિમા પળાતા કુદરતી નિયમોને એ ધ્યાનમા રાખે છે, અને પોતાની રચેલી નવીન સૃષ્ટિમા પણ તેને અનુસરતા નિયમો ઘડવાની એ ખાસ કાળજી રાખે છે આ પ્રમાણે કળાવાન્‌ની કળાપ્રવૃત્તિમા કુદરતનુ અનુકરણ કરવામા આવતું હોવાને લીધે એની કૃતિઓ વિદ્વજ્જનોને અને કળારસિકોને ક્ષોભનુ કારણ આપે એવા અસભ્યના દોષમાથી મુક્ત રહે છે

આ પ્રમાણે કળાઓ, જે માનવીના હૃદયમા રહેલી સૌન્દર્યની ભાવનાને મૂર્તિમત સ્વરૂપ આપનારી પ્રવૃત્તિઓ છે, તેમા કુદરતનુ અનુકરણ કરવામા આવતું હોવાથી એ કોઇ વેળા 'અનુકરણ કરનારી કળાઓ' પણ કહેવામા આવે છે પરન્તુ ધ્યાનમા રાખવુ જરૂરનુ છે કે જેને તે વસ્તુ લઇ તેનું અનુકરણ મા ત્ર કરવુ એ કઇ કળાનો વ્યાપાર નથી

અમુક વસ્તુના પૃથક્ પૃથક્ અવયવો લઇને તેનું સવિસ્તાર વર્ણન આપવુ, અમુક વૃત્તાન્તની ઝીણામા ઝીણી વિગતો યથાર્થ નોધવી અમુક વ્યક્તિના સૂક્ષ્મમા સૂક્ષ્મ લક્ષણો આપવા એવા વ્યાપારમાત્રથી કઇ કળાની કૃતિ નિષ્પન્ન થતી નથી પણ વસ્તુના અન્તસ્તત્ત્વને

નિહાળવું, વૃત્તાન્તના ઊંડા રહસ્યને સમજવું, વ્યક્તિના ખાસ સ્વભાવને ઓળખવો અને તેનું એવું પ્રભાવશાળી નિરૂપણ કરવું કે જેથી તાદૃશ ચિત્ર ખડું થાય, યથાર્થ બોધ મળે, વિશ્વના સાચા સૌન્દર્યનું ભાન થાય, હૃદયને લોકોત્તર આનન્દની પ્રાપ્તિ થાય, અને એ પ્રમાણે ઊંચા અને નિર્મળ વાતાવરણમા રહેવાથી આત્માની શુદ્ધિ તથા ઉન્નતિ સધાય એ જ કળાવાનોની કળાનો સાચો વ્યાપાર છે.

કાર્લાઇલે ' ફ્રેંચ રેવોલ્યૂશન ' એ નામનો ગ્રન્થ લખ્યો છે તેમા વર્ણવેલી કેટલીક સૂક્ષ્મ વિગતો યથાર્થ નથી એમ કેટલાક સંશોધકોએ બતાવી આપ્યું છે. દાખલા તરીકે લુઇને જે ગાડીમા લઇ જવાનો પ્રયત્ન કરવામા આવ્યો હતો તેનો રંગ કાર્લાઇલે વર્ણવ્યો છે તેવો નહીં પણ જુદો હતો એમ એ સંશોધકો કહે છે. સૂક્ષ્મ વિગતોની આવી ઝીણી ઝીણી ભૂલો હોવા છતા જે સમયનું નિરૂપણ કરવાનું કામ એ સમર્થ લેખકે પોતાને માથે લીધુ હતું તે એણે પોતાની કલ્પનાના પ્રભાવથી એવી સચોટ રીતે કીધું છે કે તેને લીધે, એ ગ્રન્થ ગદ્યમા હોવા છતા આપણા હૃદય ઉપર કાવ્યના જેવી ઊંડી અસર કરી શકે છે. બાણની ' કાદંબરી ' પણ ગદ્યમા હોવા છતા કાવ્યની કીર્તિ સંપાદન કરી શક્યું છે તે એ કલ્પનાના પ્રભાવથી જ. કાલિદાસની રચનાઓના જે આબેહૂબ વર્ણનો જોવામાં આવે છે તે પણ એ કલ્પનાના પ્રભાવની જ સાક્ષી પૂરે છે, અને વસ્તુનું યથાર્થ દર્શન કરીને અન્યને એ દર્શન કરાવવાની એની ઉત્કંઠાને લીધે જ એ પ્રતિભાસંપન્ન કવિએ ઉપમાઓનો પોતાની કૃતિઓમા છૂટથી ઉપયોગ કર્યો છે. સૌન્દર્યની ઊંડી ભાવનાથી પ્રેરાઇને વસ્તુનું સાચું સૌન્દર્ય જાતે નિહાળીને અન્યને નિહાળાવવું એ કામ વર્ણનનો વિષય બનેલી વસ્તુને તેનાથી ભિન્ન પણ તેની સાથે અમુક અંશે સાધર્મ્ય ધરાવતી વસ્તુ જોડે સરખાવવાથી જ વધારે સચોટ રીતે થઇ શકે છે. આ ફળની સિદ્ધિને અર્થે જ એની કૃતિઓમાં ઉપમા આદિ અલંકારોનું પ્રાચુર્ય આપણા જોવામા આવે છે, અને તેને લીધે એ મહાકવિએ એવો યશ પ્રાપ્ત કીધો છે કે ઉપમા તો કાલિદાસની જ ( उपमा कालिदासस्य ) એ વચન એક સામાન્ય કહેતી રૂપ થઇ પડયુ છે.

ઉપરના લખાણ પરથી સમજાશે કે કળાવાન્ થવા માટે આપણી પાસે કળાવાન્‌ની દૃષ્ટિ પ્રથમ હોવી જોઇએ એ દૃષ્ટિ પુસ્તકિયા જ્ઞાનથી નથી આવતી, એ દૃષ્ટિ દરેક વસ્તુનું ઝીણવટથી નિરીક્ષણ કરીને તેની બારીક નોંધ રાખવાની ટેવ પાડવાથી નથી આવતી, એ દૃષ્ટિ કોયલ, કે ચન્દ્ર, કે ભ્રમર કે પુષ્પની કળી વિષેના અન્ય કવિઓના ઉદ્‌ગારોને સ્મરણમા રાખવાથી નથી આવતી. એ દૃષ્ટિ પ્રભુની કુદરતી બક્ષીસ છે. એ દૃષ્ટિ જેનામા હોય તેને આપણે પ્રતિભાસંપન્ન કહીએ છિયે. એ દૃષ્ટિ વિના રચાયલી કવિતા તે કવિતા નહીં, પણ માત્ર જોડકણા સમજવા

કલાપી પોતાના એક કાવ્યમા કહે છે

' અરે ! આ સૃષ્ટિને કવિનયનથી જો પધિક તું. '

ઘણા વર્ષ ઉપર એ પંક્તિ વાંચતા મ્હને વિચાર આવેલો કે કાવ્યની ઉત્પત્તિનું ખરું કારણ કવિના નયન કે કવિનું હૃદય ? કવિતા એ હૃદયની લાગણીનો આવિર્ભાવ છે, કવિતા

એ અંતઃક્ષોભનું પરિણામ છે, કવિનું હૃદય એ કવિતાની ઉત્પત્તિનું સ્થાન છે એવું ઘણી વાર કહેવામાં આવે છે. ત્યારે કાવ્યની ઉત્પત્તિનું ખરૂં કારણ કયું? કવિનું મન કે કવિનાં લોચન? આ 'લોચન મનનો ઝગડો' ક્ષણ વાર કદાચ કોઇને ગુંચવે, પણ એ ઝગડો ગંભીર નથી. એ લોચન મનનો વિરોધ સાચો વિરોધ નથી, પણ વિરોધનો આભાસ માત્ર છે, કારણ કે કવિની દૃષ્ટિથી વિશ્વને નિહાળવું અને અંતઃક્ષોભ પામે એવા કોમળ હૃદયથી સંપન્ન હોવું એ બે વસ્તુતઃ એક જ છે. કવિની દૃષ્ટિથી વિશ્વ તરફ જોવામાં આવે ત્યાં અંતઃક્ષોભ હોય જ.

આ અંતઃક્ષોભ કાવ્યકળાની કૃતિઓ નિષ્પન્ન થાય તે વખતે જ હોય છે એમ નથી, પણ દરેક કળાની કૃતિઓને સફળ કરવાને માટે એ અંતઃક્ષોભ જરૂરનો છે. જે હૃદયના ઉંડાણમાંથી નીકળ્યું હોય તે જ હૃદયના ઉંડાણ સુધી પ્હોંચી શકે છે. ઉત્તમ કવિઓની રચનાને તપાસો, ઉત્તમ ચિત્રકારોની છબીઓને નિહાળો. જ્યાં અંતઃક્ષોભનો અનુભવ નથી ત્યાં સત્યનું દર્શન નથી, ત્યાં લાગણીનો રણકો નથી, ત્યાં કળાની નિષ્પત્તિ નથી.

આત્મલક્ષી કાવ્યોમા એ અંતઃક્ષોભ સૌથી વધારે ઊંડો અને ઉત્કટ જણાઇ આવે છે, તેથી જ એ કાવ્યો વાચક હૃદયના ઉંડાણ સુધી વધારે સ્હેલાઇથી પ્હોંચી જાય છે અને ચિરકાળ સુધી ટકી રહે એવી અસર ઉપજાવે છે. એથી ઉલટું જ્યાં ઋતુઓનાં કે અન્ય વર્ણનોમાં ઝીણી ઝીણી વિગતોની નોંધ કરવામા આવી હોય, જ્યા પૃથક્કરણની રીતિ સ્વીકારાઇ હોય, જ્યાં શૃંખલાબદ્ધ દલીલો આપવાનો પરિશ્રમ લેવાયો હોય, ત્યાં હૃદયના ઉંડાણનો ક્ષોભ હોતો નથી, ત્યા કળાવાનનો કુદરતી કળાવ્યાપાર દૃષ્ટિગોચર થતો નથી, ત્યાં કળાવાનની રચનાના સંસ્કાર બુદ્ધિના ઉપલકિયા પ્રદેશો સુધી જ ફરીને પાછા વળે છે, પણ હૃદયના ઉંડાણ સુધી પ્હોંચતા નથી, હૃદયમા સચોટ છાપ પાડતા નથી, હૃદયને અવનવો આનન્દ આપતા નથી.

માનવીને માનવીમા જેટલો આનન્દ મળે છે તેટલો બીજા કશામાં નથી મળતો, એ પણ આત્મલક્ષી કાવ્યોની વિશેષ સફળતાનું એક અગત્યનું કારણ છે. કાવ્યકળાની એ કૃતિઓમાં કળાવાનના હૃદયની સૌથી વધારે સમીપમાં જવાનું વાચકથી બની શકે છે તેથી જ એ પ્રકારની કૃતિઓ તરફ એ વિશેષ લલચાય છે અને એ કૃતિઓ એને વધારે આકર્ષક લાગે છે. કુદરતનાં વર્ણન માત્ર એટલા આકર્ષક નથી લાગતા, પણ એ જ કુદરતનો માનવ હૃદયની સાથેનો ગાઢો અને ગૂઢ સમ્બન્ધ કવિ પોતાનાં આત્મલક્ષી કાવ્યોમાં પોતાના હૃદયના ઉભરા કાઢીને જ્યારે વાચકને દૃષ્ટિગોચર કરાવે છે, ત્યારે એની રચનામાં અનેરી મિઠાશ આવે છે અને એની કાવ્યકળાનો વ્યાપાર સફળ થાય છે.

ખરેખર, કવિઓ અને અન્ય કળાવાનોનો ઉત્કર્ષ જ એ છે કે પોતાની કૃતિઓ ઉપર તેઓ પોતાના વ્યક્તિત્વની સચોટ છાપ પાડી શકે છે. આ વસ્તુસ્થિતિને લીધે જ વર્ડ્ઝવર્થની કવિતા, શેલિની કવિતા, કાલિદાસની કવિતા, પ્રેમાનંદની કવિતા, એવી રીતે અમુક વ્યક્તિઓની સાથે અમુક કવિતાપ્રકારને આપણે જોડી શકીએ છિયે, અને અમુક રચનાને નિહાળતાં તે રચનાની પાછળ રહેલા અમર આત્માનાં આપણે દર્શન કરી શકીએ

છિયે વિજ્ઞાનના સત્યોનું જ્યારે આપણે જ્ઞાન મેળવીએ છિયે, ત્યારે એ સત્યો માત્ર બુદ્ધિગમ્ય હોવાથી તે આપણા હૃદયમા અમુક વ્યક્તિ–વિષયક કુતૂહલ ઉત્પન્ન કરતા નથી, પણ કાવ્ય વગેરે રચનાઓ તો કળાવાનના આત્માનો આવિર્ભાવ કરે છે તેથી એ રચનાઓ અને તેના રચનારને, કવિ અને તેની કવિતાને આપણે છૂટા પાડી શકતા નથી.

કળાની રચના ઉપર કળાવાનના વ્યક્તિત્વની આમ સચોટ છાપ પડતી હોવાને લીધે કળાવાનના સ્વતંત્ર વ્યાપારને આપણે સખ્ત બંધનોની બેડીથી જકડી લઇએ એ આપણને પાલવે નહીં, કારણ કે સાહિત્યના નિયામકોના રચેલા એવા આકરા કાયદાઓ આત્માના આવિર્ભાવને અટકાવનારા છે. સંસ્કૃતમા કાવ્યરચનાને માટે અમુક આકરા નિયમો જ્યારે ઘડવામા આવ્યા, ત્યારે તેનું પરિણામ એ જ આવ્યું કે કવિઓની કવિત્વશક્તિ અમુક અંશે કુંઠિત થઇ ગઇ અને તેઓની રચનાઓ બુદ્ધિના પ્રભાવથી યુક્ત હોવા છતા સાદાઇ અને સરળતાને સ્થાને કૃત્રિમતા અને ક્લિષ્ટતા, આડંબર અને અક્કડાઇ તેમા વધારે આવી ગઇ

છતા પણ, કળાવાનની પ્રત્યેક કળાના વિશિષ્ટ સ્વરૂપને લીધે વિષયની પસંદગીમા, નિરૂપણ કરવાની શૈલીમા, અંતિમ સાધ્યના નિશ્ચયમા દરેક કળાવાને અમુક નિયમોને તો આપોઆપ વશ રહેવું જ પડે છે એવા કેટલાક નિયમોનું સૂચન કરીને હું આ લઘુ લેખ સમાપ્ત કરીશ

કાવ્યકળાનો ઉપાસક વાણીદ્વારા પોતાની સૌન્દર્ય ભાવનાને પ્રકટ કરે છે, ત્યારે ચિત્રકળાનો ઉપાસક અમુક આકૃતિદ્વારા એ ભાવનાને પ્રકટ કરે છે. આને પરિણામે કવિ પોતાની એક જ કૃતિમા અમુક વૃત્તાન્તનુ આદિથી તે અન્ત સુધીનું વર્ણન કરી શકે છે, પણ ચિત્રકારથી એક જ કૃતિ વડે એવો વૃત્તાન્ત સવિસ્તર આલેખી શકાતો નથી. પોતાની એક કૃતિ વડે તો વૃત્તાન્તનો અમુક એક જ ભાગ તે રજુ કરી શકે છે આદિથી તે અન્ત સુધીનો વૃત્તાન્ત આલેખવાને તો અનેક ચિત્રો એને ચીતરવા પડે. એવા અનેક ચિત્રો કદાચ ચીતરવામા આવે તોપણ તેને એક બીજાની સાથે સમ્બન્ધમા આણી શકાતા નથી એક ચિત્રમા તો ચિત્રકાર અમુક દેખાવનુ એક ક્ષણનું જ ચિત્ર ચીતરી શકે આ કારણથી ચિત્રકારને પોતાના કલાવ્યાપારને અનુકૂળ જે એક ક્ષણની પસંદગી કરવાની છે તેમા તેણે ઘણું સાવધ રહેવાનું છે ક્ષણ એવી હોવી જોઇએ કે જેની સ્થિતિનું આલેખન જોનારના હૃદય ઉપર સૌથી વધારે ઊંડી અસર કરે. આ દૃષ્ટિથી જોતા જે ચિત્ર જોનારની કલ્પનાને ઉત્તેજિત કરે; એ કલ્પનાને આગળ વધવાને માટે જે ચિત્ર પૂરતો અવકાશ આપે, લાગણીની અન્તિમ દશાનુ દર્શન કરાવીને જે ચિત્ર જોનારની કલ્પનાની પાંખોને કાપી ન નાખે તે જ સૌથી વધારે અસરકારક થઇ શકે. એવુ ચિત્ર જેમ જેમ આપણે વધારે ને વધારે નિરખીએ તેમ તેમ તે આપણી કલ્પનાબુદ્ધિને સતેજ કરતું જાય, આપણને નવા નવા વિચારો સુઝાડતું જાય, આપણને ચિત્રદર્શનના ખરા રૂપે અધિક ને અધિક આનન્દ આપતું જાય.

વળી ધ્યાનમા રાખવાનુ છે કે જે ક્ષણનુ ચિત્ર કળાવાન પોતાની કળા વડે ચીતરે છે તે ક્ષણને એ કળાવ્યાપારને પરિણામે સ્થાયી સ્વરૂપ પ્રાપ્ત થાય છે એ ક્ષણનુ કળાવાનનુ ચિત્ર

લાબા વખત સુધી એના ચિત્રપટ ઉપર જળવાયલુ રહે છે એ ચિત્ર દીર્ઘકાળ સુધી જોનાર જોયા જ કરે એવુ બને છે આવી રીતે કળાવાન્ એક ક્ષણ જેટલા ટુકા સમયને પોતાની કળા વડે લબાવી શકે છે આ કારણથી સઘળા ક્ષણિક લાગે એવા ભાવો, ક્ષણ વાર જ ટકી શકે એવા સઘળા બનાવો, અલપઝલપ જ જેના દર્શન થાય એવા સઘળા દેખાવો ચિત્રકળાના વ્યાપારને માટે પ્રતિકૂળ છે, માટે એવા વિષયો ચિત્રકારે પોતાની કળાપ્રવૃત્તિને માટે પસદ કરવા ન જોઇએ એવા ક્ષણિક દશ્યોને જો ચિત્રકારે પોતાની કળા વડે સ્થાયી સ્વરૂપ આપ્યુ હોય, તો તેનુ પરિણામ એ થાય છે કે એવા ચિત્રો તરફ આપણે જેમ જેમ વધારે જોઇએ તેમ તેમ તેના સસ્કાર વધારે નબળા પડતા જાય છે અને આખરે તેનો આપણને કટાળો આવવા માડે છે "કોઇ ફિલસુફનુ મ્હો હસતું ચીતરવામા આવ્યુ હોય, તો પહેલી વખતે જોઇએ તે વખતે જરા ઠીક લાગે, પણ જેમ વધારે વખત જોઇએ તેમ તેની રમણીયતા આપણને ઓછી થતી જણાય પ્રથમ જે ફિલસુફ જેવો જણાતો તે આખરે મૂર્ખ જણાય, પ્રથમ જે હસતો જણાતો તે આખરે દાતિયા કાઢતો જણાય"

ચિત્રકારને આવી રીતે પોતાના કળા-વ્યાપારની મુશ્કેલીને લીધે વિષયની પસદગી કરવામા ખાસ સભાળ રાખવી પડે છે કવિને આવી મુશ્કેલી પોતાના કળાવ્યાપારમા ઓછી નડતી હોવાને લીધે તેને માટે વિષયની પસદગીનુ વધારે વિશાળ ક્ષેત્ર ખુલ્લું રહે છે તો પણ જે તે વિષય ઉપર જોડકણા જોડવા એને કંઇ કળાનો વ્યાપાર આપણે કહી શકીએ નહીં તત્ત્વજ્ઞાનના શુષ્ક વિચારોને આપણે છન્દોબદ્ધ રચનામા મૂકીએ તેથી કઇ તે કાવ્ય બની જાય નહીં નિત્યના વ્યવહારના ઝીણા ઝીણા પ્રસગોને આપણે કવિતાના લેબાશમા રજુ કરીએ તેથી કઇ તે કવિતા કહેવાય નહી જે વસ્તુમા કઇક અનેરૂ સૌન્દર્ય હોય, જે વસ્તુ આપણા હૃદયને હલાવે, આપણી કલ્પનાને જાગ્રત કરે, આપણી દૃષ્ટિને પોતાના અંતસ્તત્ત્વનું નિરીક્ષણ કરવાને ખેચી લઇ જાય તે જ કવિકળાના ઉપાસકોને પોતાના કળાવ્યાપારને અનુકૂળ વિષય પૂરો પાડી શકે.

એ કળાવ્યાપારમા ગુથાતા પ્હેલા દરેક કળાવાને પોતાની કળાની શક્તિમર્યાદા પણ ધ્યાનમા રાખવી જોઇએ એક પ્રકારની કળામા જે ફળસિદ્ધિની અપેક્ષા આપણે રાખી શકીએ તે અન્ય પ્રકારની કળામા આપણાથી ન જ રાખી શકાય ચિત્રકાર પોતાની કળાવડે સૌન્દર્યનિરૂપણ કરીને ક્ષણમાત્રમા જે સચોટ છાપ પાડી શકે તે કવિ પોતાના લાબા લાબા વર્ણનોથી પણ ન જ કરી શકે 'કુમારસંભવ' મા કાળિદાસે પાર્વતીના સ્વરૂપનુ વર્ણન આપવામા, 'નળાખ્યાન' મા પ્રેમાનન્દે દમયન્તીના સ્વરૂપનું વર્ણન આપવામા કશી કમીના રાખી નથી બન્ને કવિઓએ સમર્થ કવિઓને સુલભ એવી સઘળી રસસામગ્રીનો છૂટથી ઉપયોગ કરીને પૃથક્ પૃથ અવયવોના ઘણા ઝીણવટભર્યા વર્ણનો આપ્યા છે એ વર્ણનો ઘણા રસ આપે એવા છે, છતા પાર્વતી કે દમયન્તીના સૌન્દર્યનો સાક્ષાત્કાર કરાવવાનું કામ એક ચિત્રકાર જેટલી સ્હેલાઇથી અને જેટલી સચોટતાથી કરી શકે તેટલુ એ કવિઓ નથી કરી શકયા એમ આપણે વગર સકોચે કહી શકીએ તેનું કારણ એ છે કે એ ફળસિદ્ધિને માટે જે અનુકૂળતા ચિત્રકારને પોતાની કળાના વિશિષ્ટ સ્વરૂપને લીધે પ્રાપ્ત

થયેલી હોય છે તે કવિને હોતી નથી યોગ્ય પ્રમાણમા એ ફળસિદ્ધિ પ્રાપ્ત થવાની અશક્યતાના તીવ્ર ભાનને લીધે જ કેટલાક કવિવરોએ સુન્દરીઓના પૃથક્ પૃથક્ અવયવોના વિસ્તૃત વર્ણન આપીને સૌન્દર્યનો સાક્ષાત્કાર કરાવવાનો મિથ્યા લોભ ન રાખતાં બે ચાર બોલવડે સૌન્દર્યનું માત્ર સૂચન કરીને જ સન્તોષ માન્યો છે, અને જે વસ્તુ કાવ્યકળાને સુસાધ્ય નથી તેને ગ્રાઝી ન છેડતા વાચકની કલ્પનાને જ સ્વચ્છન્દ વિહરવાને માટે વિશાળ ક્ષેત્ર ખુલ્લું રહેવા દઇને તેઓએ પોતાનું કળા-કૌશલ્ય દાખવ્યુ છે.

કાવ્યકળાના ઉપાસકની કૃતિનું બાહ્ય સ્વરૂપ કેવુ હોવું જોઇએ, કવિની વાણી કેવા પ્રકારની હોવી જોઇએ, છન્દોબદ્ધ રચના એ કવિની કવિતાનું આવશ્યક અગ છે કે નહીં એ પ્રશ્નના સમ્બન્ધમા આપણા સાહિત્યમા કઇ થોડી ચર્ચાઓ થઇ નથી, એટલે એવી ચર્ચામા આ પ્રસગે હુ ન ઉતરૂં તો તે ક્ષમ્ય ગણાશે હું એટલું જ કહીને સન્તોષ માનીશ કે વિચાર અને વાણી એના બે ભાગ પાડીને વિદ્વાનો ભલે તેની ચર્ચા કરે, પણ એ બે એકબીજાની સાથે એવા આન્તર સમ્બન્ધથી સંકળાયલા છે કે તેને ખરેખર આપણે કદી છૂટા પાડી ન શકીએ. ઊંડા ભાવો જે હૃદયમા પ્રકટ થાય તે હૃદયને એ ભાવોને અનુકૂળ વાણીની શોધમા નીકળવુ પડતું નથી, એ વાણી તે હૃદયને આપોઆપ મળી આવે છે છન્દોબદ્ધ રચના જો ભાવનુ વહન કરવાને અનુકૂળ બનતી હોય, તો એ હૃદયથી એ રચનાનો આપોઆપ સ્વીકાર થઇ જાય છે, જો તે પ્રતિબન્ધક થતી હોય તો કળાવાન્ ઉચ્છેદક બનીને એ શૃખલાઓ તોડી નાખે છે અને તેને દૂર ફેંકી દે છે. એના વિષયમા સાચા કળાવાનોને તો ‘ સહજ ઉપલબ્ધિ હૃદયની ’ એ જ પ્રમાણ છે.

# ૧૦ રાસપંચાધ્યાયીનો વાચ્યાર્થ.

( લેખકઃ—રા. રા. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ. )

**અર્થાન્વયનું બીજ.**

ગોપાલોત્તર તાપિની[1] ઉપનિષદ્‌માં એક અદ્ભુત પ્રસંગનું વર્ણન આપણને શ્રુતિભગવતીના અનુગ્રહરૂપે–ઉપહારરૂપે–પ્રાપ્ત થાય છે. વ્રજની સ્ત્રીઓ સર્વેશ્વર શ્રી કૃષ્ણને પૂછે છે કે 'અમારે કોઇ બ્રાહ્મણને ભિક્ષા આપવી છે તે કોને આપીએ ?' 'દુર્વાસાને આપો'–એમ ઉત્તર મળતાં વ્રજાંગનાઓ પૂછે છે કે 'યમુનાનું જળ તરીને અમે શી રીતે જઇએ ?' પ્રભુએ ઉત્તર આપ્યો. 'કૃષ્ણ બ્રહ્મચારી' એમ કહેવેથી યમુના તમને માર્ગ આપશે. એ રીતે ગોપીઓએ કર્યું અને તેઓને યમુનાએ માર્ગ આપ્યો. આ વૃત્તાન્તમા અત્ર વિવક્ષિત અને પ્રસ્તાવિત અર્થસંબંધનું બીજ વિલસે છે.

**સમાલોચનાનું દૃષ્ટિબિન્દુ.**

આનંદકંદ રસરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માના પુનિત જીવનની સમાલોચના અને યશોગાન કરવા એ શ્રદ્ધાન્વિત વૈષ્ણવોનો તો પરિચિત પાઠ જ હોય છે. શ્રીકૃષ્ણ ભગવાનનું ચરિત્ર કોને અપરિચિત છે ? આ ભારતભૂમિ ઉપર આશરે ૫૦૦૦ વર્ષ પ્હેલા—'મલયગિરિમા જેમ ચંદન ઉત્પન્ન થાય' તેમ ભૂમિપરનો પાપનો ભાર ઉતારવા સારૂ, અવિદ્યાદિકથી ઘેરાયેલાં મનુષ્યોને સ્મરવા યોગ્ય કાર્યો વડે તેમનો જાણે અનુગ્રહ કરવા અજન્મા ભગવાન શ્રીકૃષ્ણરૂપે અવતારિત થયા હતા. જેના એક દેશ માત્રમા કલ્પિત થયેલી માયાશક્તિ વડે આ અપ્રમેય વિશ્વ ઉત્પન્ન થયું છે તેના ગુણ કર્મોને કઇ બુદ્ધિ માપમા લઇ શકે ? આપણો સર્વ વાગ્વિલાસ તેની આરાધનામાં યોજાઇને જ સફળ થાય છે એવા પરમવિનમ્ર ભાવથી જ સર્વાધિષ્ઠાભૂતત નારાયણની અવતાર કથાઓનુ આપણે અવલોકન કરી શકીયે.

**પ્રચલિત અર્થાન્વયો.**

શ્રી કૃષ્ણચંદ્રનું પતિતપાવન ચરિત્ર ભગવાન વેદવ્યાસની સમાધિભાષારૂપ શ્રીમદ્ ભાગવતમા વિશેષતઃ દશમ સ્કંધમા અને એમનો જગદુદ્ધારક અંતિમ સંદેશ એકાદશ સ્કંધમા અપૂર્વ વાગ્વૈભવ સમેત વિસ્તરે છે. એ ભક્તિભાવથી ઉભરાઇ જતી સંહિતાના દશમ સ્કંધમાં શ્રીકૃષ્ણ ચરિતામૃત સરિતાના ૨૯ થી ૩૩ અધ્યાય સુધીનો જે રસસમૂહ રાસપંચાધ્યાયીને નામે વિખ્યાત છે તેમા વર્ણવેલી રાસલીલાનો વિષય અનેક દૃષ્ટિબિન્દુઓથી અવલોકન કરાયો છે. કેટલાક શ્રી કૃષ્ણચરિતનો આ ભાગ મહાભારતમા દૃષ્ટિગોચર નથી થતો કહી તેને વિસરાવવા યત્ન કરે છે.[2] કેટલાક તેનો પરિચિત વાચ્યાર્થ રુચિકર ન જણાતાં લક્ષ્યાર્થની કલ્પના કરે છે. કેટલાક શ્રદ્ધાસમેત ઇશ્વરના કાર્યોની તુલનાના પરિશ્રમને

---

[1] गोपाञ्जीवानात्मत्वेन सृष्टिपर्यन्तमालाति स गोपालः । ( गो. उ. )

[2] જુઓ રા. બ. લાલા બૈજનાથનું હિન્દુ ધર્મ ઉપરનું પુસ્તક

નિવારી પ્રચલિત વાચ્યાર્થને અનુસરે છે. અને કેટલાક ઐકાન્તિક ભક્તિપુરઃસર આ રાસના ધ્યાનવડે વૈકુંઠના અખંડ રાસમાં નિમગ્ન થાય છે. કેટલાક તેને ઉડુગણોના રાસ, કેટલાક જીવનની જીવનક્રિયાઓનો રાસ, કેટલાક જડ અને ચેતનનો રાસ, કેટલાક આત્માનો ઇન્દ્રિયો સાથેનો રાસ અને કેટલાક તેને ઇશ્વરના છવો સાથેના અનંત રાસ ઇત્યાદિના રૂપક તરીકે કલ્પે છે.

આ ભિન્નતાનું એક કારણ એ છે કે શ્રી કૃષ્ણચંદ્રના આદર્શ ક્ષત્રિયજીવનમાં આવા પ્રકારનું દેખાતું કાલુષ્ય કેટલાકને ખુંચે છે. શ્રી કૃષ્ણભગવાનની ગોપી-

**જુગુપ્સિત કર્મ ?**

વસ્ત્રહરણ લીલામાં બાળચેષ્ટા સુસ્પષ્ટ સમજાય એમ છે; કુબ્જા જોડેનો પ્રસંગ પણ અવિવાહિતા સુન્દરી જોડેના ગાંધર્વ વિવાહ સંબંધરૂપે સહજ અનવદ્ય સમજી શકાય તેવો છે. ૧૬૧૦૮ સ્ત્રીઓ સાથે લગ્નમાં શ્રીકૃષ્ણ-ભગવાનનો ઐશ્વર્ય-વૈભવ જ વિલસે છે, જે વૈભવને જોઇને દેવર્ષિ નારદ મોહ પામ્યા હતા. આ રાસલીલાના પ્રસંગ વિષે મને લાગે છે કે વાચ્યાર્થના યથાવિધ સંઘટન વડે શ્રુતિભગવતીના વાક્યની પરિપુષ્ટિ થઇ શકે, ને તે વડે શ્રીકૃષ્ણ બ્રહ્મચારી એ સત્યનું યાથાતથ્ય આપણા હૃદયમંદિરમા નિવાસ કરે.

બન્ધુઓ, શ્રીમદ્ ભાગવતનો એક અન્ય પ્રસંગ આપની સ્મૃતિમાં લાવું છું. ભગવદ્-ભક્ત અક્રૂરજી ગોકુલપ્રિય નંદનંદનને સાથે લઇ મથુરા જતાં રસ્તામાં

**અક્રૂરનું બ્રહ્મલોક દર્શન.**

યમુનામાં સ્નાન કરવા ગયા તે સમયે તેમણે જળમાં શ્રી શેષશાયી નારાયણ ભગવાનને જોયા; અને આશ્ચર્યસમેત શ્રી નારાયણ અને શ્રી કૃષ્ણના મુખની એકરૂપતા દીઠી. આ દિવ્ય દર્શન થતા તેમણે પ્રભુની સ્તુતિ કરી. 'થોડી વારે બ્હાર રથ પાસે આવ્યા, ત્યારે પ્રભુએ પૂછ્યું, 'કેમ કંઇ અદ્‌ભુત જોઇ આવ્યા હો એવા દેખાઓ છો ?' અક્રૂરજીએ સાનમાં પ્રભુને કાકુપ્રશ્નથી ઉત્તર આપ્યો કે 'પૃથ્વી, જળ અને આકાશનાં સર્વ આશ્ચર્યોના સ્થાન રૂપ તમને વિશ્વાત્માને જોયા પછી બીજું શું આશ્ચર્ય મ્હેં આ દુનિયામાં જોયું હોય ?' ભગવાને જ અક્રૂરની શાન્તિ અને અનુગ્રહને અર્થે એમને અજ્ઞાનથી પર એવું પોતાનું ધામ જેને ગોલોક, વૈકુંઠ, બ્રહ્મલોક ઇત્યાદિ શબ્દો વડે વાણી લક્ષિત કરવાને મથે છે, તે ધામ બતાવ્યું હતું. એ જ ધામ શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના ભક્ત નન્દાદિક ગોપગોપીઓને પણ બતાવ્યું હતું એમ શ્રીમદ્ ભાગવતમાં ઉલ્લેખ છે અને તે જ આધિદૈવિક ધામમા યોગમાયા વડે પ્રભુએ ગોપીઓની સાથે બ્રહ્મરાત્રિમાં રાસલીલા વિસ્તારી હતી. આ અર્થ-સંકલના અને વિવક્ષિત છે અને વાચ્યાર્થના આવા સમન્વયની યોજના આપણે વિચારીશું.

પ્રચલિત માન્યતા શ્રીકૃષ્ણ ભગવાનની રાસલીલાને આ ભૂમિ ઉપરના એટલે આધિ-ભૌતિક ગોકુળ ગ્રામ પાસેના વ્રજવનમાં સ્થાન આપે છે. સ્વાભાવિક

**વિવક્ષિત અર્થાન્વય.**

રીતે જ શ્રદ્ધાન્વિત જનોને સર્વાત્મા ભગવાનના ગોપીઓ સાથેના રાસમાં પ્રભુની આ વિશ્વરૂપિણી માયા કરતાં કોઇ વિશેષ ગુંચવણ જણાતી નથી. તથાપિ અનેક રીતે જોતા જોતાં આ રાસલીલાનું

સ્થાન ગોલોક છે[1] એવી માન્યતામાં અર્થાન્વય અને પૂર્વાપરનો વિચાર પણ આપણને સહાયભૂત થાય છે. તર્કની અપ્રતિષ્ઠા ભગવાન વેદવ્યાસ સૂત્ર ગ્રથિત કરે છે અને તેથી શાસ્ત્રને અનુકૂળ તર્ક વડે સત્યનું સમર્થન જ આપણને અભીષ્ટ છે.

**કૃષ્ણોપનિષદ્‌નો પ્રસંગ.**

કૃષ્ણોપનિષદ્‌માં વર્ણવેલો એક બીજો પ્રસંગ જરા અવલોકીએ. સર્વાંગ સુન્દર શ્રીરામચન્દ્રને શ્રી વિષ્ણુરૂપ જાણીને મુનિયોને તેમને પ્રત્યક્ષ રીતે આલિંગન કરવાની ઇચ્છા થઇ; એટલા સારૂ કે તે વડે તેમનો ભૂમિ ઉપરનો જન્મ શ્રેષ્ઠ ગણાય. પ્રભુએ તેમને કૃષ્ણાવતારમાં ગોપીઓ થઇ આલિંગન કરવા કહ્યું. મુનિઓએ ઉત્તર આપ્યો તેમાં કહ્યું કે 'અમને તમારી સ્ત્રીઓ કરો'. પ્રભુએ મનનશીલ રૂદ્રાદિક દેવોને તેમનો અંગસંગ કરવાનું ને તેમનું વાક્ય સત્ય કરવાનું વચન આપ્યું. આ વરને રાસલીલાના પ્રસંગ સાથે કેટલાક વિદ્વાનો યોજે છે. તથાપિ તે જ ઉપનિષદ્‌માં અવતારિત થયેલી ૧૬૧૦૮ સ્ત્રીઓ સૂચિત કરી છે તે સંખ્યા શ્રીકૃષ્ણચંદ્રની ધર્મપત્નીઓની સંખ્યા સુવિદિત છે. વળી અત્ર સંકલ્પ ભગવાનનો વરરૂપે છે, દેવમુનિઓની તો યાચના છે. તથાપિ વેદની ગૂઢ અને ગંભીર કામહુકનો આવો સમન્વય આપણા વિવક્ષિતાર્થને બાધક નથી; એક રીતે ઉપકારક જ છે; કેમકે ૨૮ મા અધ્યાયમાં ગોપવૃન્દને ગોલોકનું દર્શન કરાવવાના પ્રભુના હેતુ સંબંધે મહાત્મા શુકદેવ કહે છે કે 'તેમના સંકલ્પની સિદ્ધિને અર્થે પ્રભુએ આમ વિચાર્યું' એટલે તે વિચારનું નિર્વહણ એ ગોલોકમાં અંગસ્પર્શના વિવરણ વિના અપૂર્ણ રહે. તથાપિ સંભવિત એમ લાગે છે કે કાત્યાયની વ્રત[2] પ્રસંગનો ગોપીઓના જીવાત્માઓનો પ્રભુને વરવાનો સંકલ્પ પ્રસિદ્ધ છે તેનું અહીં સૂચન છે.

**વિષ્ણુનો અવતાર.**

આમ ગ્રંથોવડે આપણને વિદિત થાય છે કે ભૌતિક જળથી પર એવા 'નાર' થી પૂર્ણ ક્ષીરોદધિમાં વિરાજતા મહાપુરુષ પાસે ઉપસ્થાન કરીને દેવોએ પૃથ્વીની રક્ષાને અર્થે ભગવાનને પ્રાર્થના કરી, અને તેનો સ્વીકાર કરી પ્રભુએ અવતાર લીધો. અન્ય દેવો પણ એમની પ્રેરણાનુસાર આ આર્યોની કર્મભૂમિમા વિવિધરૂપે પ્રકટયા. આવી દૈવી શક્તિઓના ભૌતિક દેહ ધારણ કરવાના પ્રસંગો દુનિયાના ઇતિહાસમા વિરલ હોય છે અને પ્રકૃતિના સામંજસ્યથી તેમનાં નામો પણ યથાગુણ સ્ફુરિત થયેલાં આપણે જોઇએ છીએ. નામોની સુયોગ્યતા એ આવા વૃત્તાન્તોમાં કૃત્રિમતાની વિભાવક નહિ પણ પ્રકૃતિસ્વભાવની સંવાદક છે. ગોકુળ, યમુના, વૃન્દાવન, કૃષ્ણ, નંદ, યશોદા ઇ૦ નામો પ્રકૃતિના નિયમો વડે પદાર્થોને સ્વભાવતઃ સુપ્રાપ્ય થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. ગંગા, યમુના, નર્મદા, બ્રહ્માવર્ત, હરિદ્વાર એ નામો કવિની મનોહર કલ્પનાશક્તિના વિલાસો પણ બની શકે; તથાપિ એ તત્તદ્ગુણાન્વિત ભૌતિક નદીઓ અને સ્થાનો છે.

---

૧ આ અર્થાન્વય ઇ. સ ૧૯૧૯ મા વિદ્વાન પૈરાણિક બ્રહ્મનિષ્ઠ ભટ્ટ શ્રી ગંગારામજી પાસે મેં પ્રથમ સૂચિત કર્યો હતો.

૨ જુઓ શ્રી ભાગવત ૧૦-૨૨-૮ અને ૧૦-૨૨-૨૫.

શ્રીકૃષ્ણચંદ્ર ગોકુલમા પ્રકટ થયા તે પછી દશ અગીયાર વર્ષની વયમા તો તેમણે પોતાના અમાનુષી પરાક્રમોથી પોતાનું ઐશ્વર્ય જણાવી દીધુ હતુ પૂતનાવધ વડે, મૃત્તિકા ખાદન પ્રસગે, અસુરોના વિનાશ વડે, કાલીયદમન વડે, દાવાગ્નિનિવારણ વડે અને ગોવર્દ્ધન ધારણ ઇત્યાદિ લીલાઓ વડે વિરોધી અને અવિરોધી જનોને શ્રીકૃષ્ણ એ ઇશ્વરાવતાર છે એમ ગોકુલમા સુજ્ઞાત થઇ ગયુ હતું ગોવિંદના સૌંદર્યથી, પરાક્રમથી અને મનોહરતાથી

**શ્રીકૃષ્ણનાં અમાનુષી પરાક્રમો**

ગોપગોપીઓ સર્વ તેમના ઉપર મોહિત થઇ જાય એમા શુ આશ્ચર્ય? અને શ્રીકૃષ્ણ એ ઇશ્વરાવતાર છે એ જ્ઞાન સર્વ ગોપવૃન્દનું તેમના તરફનું દૃષ્ટિબિન્દુ બદલી નાખે એમા શી નવાઇ? આ દૃષ્ટિબિંદુથી તેઓનુ વર્તન ઘણે અગે નિર્ણિત થતુ હતુ એ સ્મૃતિ અનેક સંદેહોના સમાધાન માટે ઉપકારક થઇ પડે એમ છે

**દિવ્ય પ્રસંગનો આરંભ.**

શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના ૨૮ મા અધ્યાયમા નન્દરાયને યમુના નદીમા તળીયા નીચે વરુણ દેવના અનુચરો લઇ જાય છે. શ્રીકૃષ્ણ યમુનાજીમા પડીને તેમને વરુણ પાસેથી લઇ આવે છે. નન્દરાયજી બ્હાર આવીને એ અતીન્દ્રિય વરુણલોકનું અને ત્યા શ્રીકૃષ્ણ પ્રત્યે વરુણે દેખાડેલા પૂજ્ય ભાવનુ વિસ્મયસમેત પોતાના જ્ઞાતિજન પાસે વર્ણન કરે છે આ ઉપરથી ઇશ્વરાવતાર શ્રીકૃષ્ણનો આત્મવૈભવ જોવાની સૌએ ઉત્કંઠા દેખાડી અને ભગવાને તેમને પોતાના જાણી તેમના પૂર્વ સંકલ્પની સિદ્ધિને અર્થે કૃપા કરીને તમસ્થી પર એવા પોતાનો ગોલોક તેમને દેખાડ્યો ભગવદનુગ્રહથી યોગમાયા વડે બ્રહ્મહ્રદમા[1] લઇ જવાયેલા, તેમા લીન થયેલા, અને ઉદ્ધાર પામેલા ગોપજનોએ "બ્રહ્મલોકને જોયો કે જ્યા અક્રૂર ગયા હતા." તે બ્રહ્મલોકને જોઇને નન્દાદિ સર્વ ગોપવૃંદ પરમ આનન્દની શાન્તિને પ્રાપ્ત થયા, અને ત્યા સાક્ષાત્ શ્રુતિયોને શ્રીકૃષ્ણની સ્તુતિ કરતી જોઇને વિસ્મય પામ્યા આટલેથી ૨૮ મો અધ્યાય પૂરો થાય છે પણ વિષય પૂરો થતો નથી, પૂરો થવાના ચિહ્ન નથી, અને આવુ પુણ્યદર્શન–અદ્ભુત દર્શન–ત્રણ શ્લોકમા ભગવત્ સ્તુતિ વિના આમ ટુકેથી એકાએક સંપૂર્ણ થતું જણાતુ પણ નથી કેમકે ૨૯ મા અધ્યાયનો પ્હેલો જ શ્લોક જાણે પૂર્વકથાનાં અનુસંધાનમા શરૂ થાય છે –

> भगवानपि ता रात्री शरदोत्फुल्लमल्लिका ।
> वीक्ष्य रन्तु मनश्चक्रे योगमाया मुपाश्रित ॥

યોગમાયાનો જેણે આશ્રય લીધો હતો એવા ભગવાને પણ તે રાત્રિઓને[2] શરદથી ખીલેલા મલ્લિકા પુષ્પોવાળી જોઇને રમવાનો વિચાર કર્યો યોગમાયા વડે ગોલોક દેખાડતા શ્રીકૃષ્ણ પરમાત્માની ગોલોકની પ્રધાન લીલાનું વર્ણન અહીંથી શરૂ થાય છે अपि અને ता એ બે શબ્દો પૂર્વ સંબંધના સ્પષ્ટરીતે દ્યોતક છે આ ગોલોકનું વર્ણન વિસ્તારપૂર્વક આદિ-

---

૧ હ્રદ એ સરોવર, શુન્ય અથવા કિરણના અર્થમા વપરાય છે

૨ ઘણુ કરીને માર્કંડેય પુરાણમા કહેલી कालरात्रि महारात्रि मोहरात्रिश्च दारुणा, જે પ્રથા ાામા દૃશ્યમાન પતા ન ાાયમુનાના શ્વેતકૃષ્ણ પ્રવાહ સ ા સહમાર સમેત બ્રહ્મલોક ાા અનુક્રમે ાાય થી હતી

પુરાણમા છે, અને પ્રદેશમાત્ર સૂચન શ્રીભાગવતના ત્રીજા સ્કંધના ૧૪ મા અધ્યાયમા છે. એ ગોલોકમાં ઇંદિરા, રાધિકા આદિ દેવીઓ મૂર્તિમતી થઇને રહે છે. આ ગોલોકમા શ્રીકૃષ્ણ ગોકુલ, વૃન્દાવન, વ્રજ, યમુના, ઇત્યાદિ, દિવ્ય સત્ત્વો રૂપે વિરાજે છે; અને તેમા અનેક વિષ્ણુભક્તો ગોપગોપીઓ રૂપે વિચરે છે.

**યોગયામિક સ્વપ્ન.**

એ તો સ્પષ્ટ છે કે ૧૧–૧૨ વર્ષના સામાન્ય બાળકની યુવાવસ્થા ગણાય જ નહિ. એટલે આપણા વિદ્વાન પંડિતો આ રાસક્રીડાને યુક્તિપૂર્વક અનવદ્ય ગણે છે. તથાપિ રાસપંચાધ્યાયીમા કામકેલિનો ઉલ્લેખ સ્પષ્ટ છે, અને થોડા જ સમયમા વક્રાંગસુન્દરી કુબ્જા જોડે વિહારની કથા આપણે વાંચીએ છીએ. એટલે આ રીતે પણ આ રાસક્રીડા ગોલોકમા પૂર્ણ કલાધર શ્રીકૃષ્ણચંદ્ર સાથેની દિવ્ય રાસલીલા–વાગ્વિલાસ–રૂપ છે એ અર્થાન્વય સહજ ઘટી શકે છે. આ પ્રમાણે સમજતા શ્રીકૃષ્ણની યોગમાયા વડે ગોપ ગોપીઓના આત્માઓ જાણે એક અદ્ભુત સ્વપ્નનો અનુભવ કરે છે. એ યોગસ્વપ્નમા સામાન્ય સ્વપ્નની પેઠે જ કંઇક પૂર્વસ્મૃતિ, કંઇક પૂર્વભાવનાસિદ્ધિ અને કંઇક નવીન દર્શનની અવર્ણ્ય રસગુંથણી થાય છે.

**રાસલીલાનું પુણ્ય વાતાવરણ.**

શ્રીકૃષ્ણ ભગવાન્ ગોલોકના વૃન્દાવનમા પોતાનુ સંગીત શરૂ કરે છે. ગોપીઓ ઉત્સુક થાય છે, અને પોતાની સામાન્ય ક્રિયાઓ છોડી દઇ પોતાને પ્રભુ પાસે જતી અનુભવે છે વળી કોઇક તો આ બ્રહ્મરાત્રિમા પતિ પિતા કે બન્ધુથી જવાની મના થતા આખ મીચી દઇને ધ્યાનમા જ પ્રભુના આશ્લેષના આનંદ વડે અક્ષય મંગલને[1] પ્રાપ્ત થતી પોતાના ગુણમય શરીરનો ત્યાગ કરી સર્વબંધનથી મુક્ત થાય છે. રાજા પરીક્ષિત્‌ના સંદેહનો પરિહાર કરતા શુકદેવ કહે છે કે જે કોઈ અનન્ય ભાવથી પ્રભુને ભજે–ભલે પછી તે ભાવ હરકોઇ પ્રકારનો હોય તોપણ–તે શ્રીહરિની સાથે તન્મયતાને પ્રાપ્ત થાય એમા કાઇ આશ્ચર્ય નથી. દૃષ્ટિસૃષ્ટિવાદના અનુગ્રહ વડે આ વિશ્વને જોનારા વિવેકીઓને આ સમાધાન સુલભ છે અને જીવની અવિદ્યાના વિજૃંભણ રૂપે વિશ્વને અનુભવતા બ્રહ્મનિષ્ઠ મહાત્માઓને 'લોક' એટલે દૃષ્ટિગોચર થતું કંઇક–એ શબ્દની યોગ્યતા સુપરિચિત છે એ કહેવાની ભાગ્યે જ આવશ્યકતા રહે છે. પોતાની સમીપ આવેલી ગોપીઓને ભગવાન પ્રથમ તો પ્રશ્ન પૂછી તેમના અંતઃકરણની પરીક્ષા કરે છે. પ્રભુ ગોપીઓને આદરથી કહે છે કે ' તમે આવી રાત્રે અહીં કેમ આવ્યા છો ? મ્હારા ઉપર સ્નેહથી તમે આવ્યા હો તથાપિ તમારે તમારા પતિની સેવા નિષ્કપટ ભાવથી કરવી એ જ તમારૂં કર્તવ્ય છે, ' વળી ભવિષ્યમા ભૌતિક ગોકુલમા જઇને શુ કરવું એની જાણે વ્યંજના કરતા પ્રભુ કહે છે કે ' મ્હારા શ્રવણ, દર્શન, ધ્યાન અને કીર્તનથી મ્હારામા જે ભાવ જણાય છે તે મ્હારા સંગથી નથી થતો માટે ગૃહ પ્રત્યે જાઓ. ગોપીઓ હતાશ થઇ આસુઓ ઢોળતી. ઢોળતી પોતાના હાર્દિક ભાવ પ્રકટ કરતી સંસારના સર્વ કાલુષ્યથી વીતરાગ થયેલી પ્રસાદવતી વાણીમાં વદે છે કે ' હે વિભો, આપનો ઉપદેશ સત્ય હો. પણ આપ તો દેહધારીઓના પ્રિયતમ'–અથવા વિદ્યારણ્ય મુનિની ભાષામા પરમપ્રેમાસ્પદ–

---

1 *નિર્ગુન્યા ક્ષીણમંગલાઃ* ને સ્થાને *નિર્ગુન્યાऽક્ષીણમંગલાઃ* વધારે સુઘટિત જણાય છે

'આત્મા છો સંસારના સંબધોથી શું છે ?' આવો સંસાર પ્રત્યેનો તેમનો વિરાગ અને તેમની નૈષ્ઠિક ભક્તિ જોઇને ભગવાન તેમની આનંદની સ્થૂલ ભાવનાને સિદ્ધ કરવા કહો કે શાન્ત કરવા ઉદ્યુક્ત થયા; અને નિજ સ્વરૂપમાં જ નિત્યતૃપ્ત શ્રી હરિ જેમ વિશ્વલીલાને વિસ્તારે છે તેમ આત્મારામ શ્રી કૃષ્ણ પ્રભુએ ગોપીઓ સાથે ક્રીડા કરી. ગોપીઓની એ સૌભાગ્ય દશાને આપણા કવિવરોએ પોતાની વિશદ, પ્રાસાદિક, ઓજસ્વિની અને મધુર–, વળી રાગવતી છતાં પણ વિરાગવતી વાણીમાં ગાય છે. ગોપીઓની સાથે થોડી વાર રમીને પોતાના ભક્તોના સૌભાગ્યમદ રૂપી સાત્ત્વિક અભિમાનને પણ નિયંત્રિત કરનાર શ્રીકૃષ્ણ ભગવાન અંતર્ધાન થાય છે. ગોપીઓ વિહ્વલ થાય છે અને પછી તેમનું અમર કરુણગીત ગાય છે. એમા પણ સૂચક વાક્યો નજરે પડે છે. 'આ વ્રજમાં ઇન્દિરા હમેશાં નિવાસ કરે છે' 'તમે ગોપિકાનન્દન નથી પણ અખિલ દેહીઓના અંતરાત્મા દ્રષ્ટા છો! ઇત્યાદિ વાક્યો ગોલોકની ક્રીડાને સૂચવે છે. રુદનને અંતે પ્રભુ સ્મિતવદને તેમની પાસે આવિર્ભૂત[1] થાય છે અને લોકોત્તર સુકોમળ વાણી વડે તેમનું સાન્ત્વન કરે છે. છેલ્લા એટલે ૩૩ મા અધ્યાયમા અનેક કૃષ્ણ રૂપોની રાસલીલાનું વર્ણન છે. અને રાજાની શંકાનું યથોચિત સમાધાન કરી શુકયોગેશ્વર બ્રહ્મરાત્રની રાસલીલાનો પ્રસંગ ફલશ્રુતિના અનુસધાન સમેત સમાપ્ત કરે છે.

**ગોપીઓનું સૌભાગ્ય.** શ્રીકૃષ્ણચંદ્ર, જેમનું અંગ શ્રીનું સાક્ષાત્ ધામ હતું, તેમના અતુલ સૌંદર્યથી અને ઐશ્વર્ય પ્રભાવથી ગોપીઓ મોહિત થઇ હતી એ તો સુપ્રસિદ્ધ જ છે. તેમની ક્રિયાની નૈતિક સમાલોચના અત્ર વિવક્ષિત નથી તેમના જીવનની સૌભાગ્ય ધન્યતા તો ઇશ્વરના પરમ પ્રસાદમા જ લીન થતી, માનુષી સંદેહો પ્રત્યે મંદ સ્મિત કરતી વિચરે છે. જેને શ્રીકૃષ્ણના ઐશ્વર્યનો અનુભવ થઇ ગયો હતો, જેના પૂર્વ સંસ્કાર જાગ્રત અને પરિપક્વ થયા હતા એવી ગોપિકાઓ પોતાના સંસારના સર્વસ્વનો ત્યાગ કરી સર્વાન્તર્યામી સર્વ દેહીઓના પતિ શ્રીકૃષ્ણમા પોતાના સર્વ પ્રેમની અને સમગ્ર જીવનની આહુતિ આપે એમાં શું આશ્ચર્ય છે ?

**શ્રીકૃષ્ણની અસંગતા.** તથાપિ શ્રીકૃષ્ણને વિષે શ્રદ્ધાન્વિત જનોને સ્વાભાવિક રીતે થતી શંકા પરીક્ષિત્ મહારાજ શ્રી શુકદેવને નિવેદન કરે છે. 'ભગવાન ધર્મસંસ્થાપનને અર્થે અવતર્યા હતા તેમણે આવો પરદારસંબંધ કેમ કર્યો? તે તો આપ્તકામ હતા.' શુક યોગેશ્વર તેમને અનેક દૃષ્ટિબિન્દુઓથી ઉત્તર આપે છે. તેનું તાત્પર્ય એ છે કે પ્રથમ તો તેજ[2]રૂપ દેવોના કાર્યો લૌકિક મનુષ્યોના કાર્યોની પેઠે દોષપાત્ર નથી કારણ કે તે સ્થૂલ ક્રિયાઓ જ નથી. બીજી તરફથી અનુકરણનો તો પ્રશ્ન જ ન હોય ઐશ્વર્યવાન દેવોના જેવું આચરણ તેવી યોગ્યતાવાળો જ કરી શકે, નહિ તો તેને પોતાના વિનાશનો વખત આવે. વિશ્વોપાધિવાળા જ્ઞાનમય ઇશ્વરની ક્રિયાઓમા અહંકાર કે સ્વાર્થનું વાસનાબીજ હોતું નથી, એટલે બાળકની ચેષ્ટાની પેઠે તે દોષારોપણને

---

૧ જુઓ મૂળ. તેષામાવિરભૂત શૌરિઃ અને સરખાવો યત્રાક્રરો ડ ધ્યગાત્પુરા શ્રી ભાગવત ૧૦=૨૮-૧૬.

૨ જુઓ મૂળ તેજીયસા ન દોષાય. તેજ[m] એ અભિધાન સ્વપ્ન દશાના અભિમાની જીવનું છે તે પણ સૂચક છે.

સારૂ અયોગ્ય છે-લીલા માત્ર છે. ઇશ્વરની પાદરજને શિરોવંદ્ય ગણનારા કર્મબંધથી મુક્ત થાય છે, તો પછી ઇશ્વરની પોતાની શી વાત ? શ્રીકૃષ્ણ ગોપીઓના, તેમના પતિઓના, અને સર્વ દેહીઓના અંતરાત્મા જ હતા. તેમણે પ્રાણીઓના અનુગ્રહને અર્થે માનુષી લીલા કરી હતી, કે જેનું વર્ણન સાંભળી મનુષ્ય ભક્તિમાં પ્રેરાય. આ બધું કહીને છેવટે કહે છે કે કૃષ્ણની માયાથી મોહિત થયેલા ગોપજનો પોતપોતાની સ્ત્રીને પોતાની પાસેજ જાણતા હતા, અને તેથી શ્રીકૃષ્ણ પ્રત્યે તેમને અસૂયા થઇ નહોતી, અને તેમજ સ્વાભાવિક હતું. કેમકે આ યોગસ્વપ્નમાં સર્વ ગોપગોપીઓ પોતપોતાના આનંદને જ અનુભવતાં હતાં. તે પછી બ્રાહ્મીરાત્રિનું આવરણ સંકેલાઇ જતાં વાસુદેવથી અનુમોદિત ગોપસ્ત્રીઓ યમુના તટેથી પોતાના ગૃહ પ્રત્યે ગઇ.

**કૃષ્ણ-ગોપીઓનો સંબંધ.**

જેમ બ્રહ્મવિદ્‌ને સાક્ષાત્કારની ખુમારી રહે છે તેમ ગોપીઓને આ પરમ અદ્‌ભુત અનુભવની સદા ખુમારી રહેતી હતી. અને તેઓ ભૌતિક ગોકુલમાં પ્રત્યક્ષ થતા બાલગોપાળના દર્શન, કીર્તન અને ધ્યાનથી પોતાને કૃતકૃત્ય સમજતી હતી. પવિત્ર ભક્તિભાવના જ એમના હૃદયમા વિલસતી હતી. તેને જ અનુસરીને ઉદ્ધવ દ્વારા પ્રભુનો અને ઉત્તરમાં ગોપીઓનો સંદેશ આપણે સરલતાથી સમજી શકીએ છીએ. ભગવાનનો સંદેશ એ ઇશ્વરાવતારનોજ સંદેશ છે. તેમાં ભૌતિક વિષયોનો લેશ પણ ગન્ધ નથી. આત્મજ્ઞાનની જ લ્હાણી છે. કહેવામાં આવે છે કે મહાભારતમા આ રાસક્રીડાનો પ્રસંગ નથી. શી રીતે હોય ? જેવો યશોદા માતને મુખમાં વિશ્વદર્શન કરાવ્યાનો પ્રસંગ, અક્રૂરને શેષશાયી નારાયણનું દર્શન કરાવ્યાનો પ્રસંગ, અર્જુનને વિરાટરૂપ દેખાડયાનો પ્રસંગ, તેવોજ આ ગોપગોપીઓને ગોલોક દર્શાવ્યાનો પ્રસંગ હતો. તે તે પ્રસંગો બાહ્ય જગતને ભાગ્યે જ દષ્ટિગોચર પણ થયા હશે, પણ તદ્દ્તદ્દ વ્યક્તિઓની જીવન ભાવનાઓના તો તે નિયામક બની ગયા હતા એ સમજવું કઠિન નથી. એટલે જ આપણે જોઇએ છીએ કે શ્રીકૃષ્ણનો વૈરી શિશુપાલ શ્રીકૃષ્ણની નિન્દા કરે છે ત્યા આ પ્રકારનો કોઇ આરોપ નથી.[૧]

**વાચ્યાર્થની અભીષ્ટ સિદ્ધિ.**

વાચ્યાર્થ બાધ હોય ત્યા જ લક્ષણાનો આશ્રય લેવો યોગ્ય ગણાય છે. વળી એ પણ ધ્યાનમા રાખવા જેવું છે કે જે અજ્ઞાત હોય તે અસ્તિત્વમા ન હોય એવો કંઇ નિયમ નથી. પરમાત્માની આ અપાર સૃષ્ટિમા આપણને અપરિચિત અનેક તત્ત્વો અને અનુભવો સંભવે છે. રસની સંપૂર્ણ સંસિદ્ધિ રસરૂપ પરમાત્માના ધામમા હોય એમા શુ આશ્ચર્ય છે ? આવી રસસિદ્ધિનું સ્વરૂપ તત્ત્વમાં આધ્યાત્મિક, ઉપાધિમાં આધિદૈવિક, અને કથનમાત્રમાં આધિભૌતિક હોય એ સહજ સમજાય એવું છે. જે વૈકુંઠમાં પરમાત્મા સાથે અખંડ રસમા લીન થઇ જવાની અનેક ભક્તોની ઉદાર આંતરભાવના છે તે વૈકુંઠમાં પ્રભુ સાથેના રાસની સમાલોચના ક્યા તત્ત્વવિચારક વૈષ્ણવને પ્રિય, પૂજ્ય અને પુણ્યરૂપ થયા વિના રહે ? અહીં અનાસ્થાને સ્થાન નથી. અનીતિનો ગંધ નથી; અને કામધેનુ રૂપ શબ્દની અભિધા, લક્ષણા અને વ્યંજના સર્વ શક્તિઓ શરદ્‌ની કુંજોની પેઠે ફલવતી થાય છે.

---

૧ જુઓ સભાપર્વ ૪૧ ઇત્યાદિ.

**પુરાણ ગ્રંથોની વંદના.**

આપણા પુરાણ ગ્રંથો સમગ્ર જગતના આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક ઇતિહાસનું, જીવનના ચતુર્વિધ પુરુષાર્થની યથોચિત સિદ્ધિને અર્થે વિહંગાવલોકન કરે છે. ભગવાન વેદવ્યાસે પોતાની વ્યવધાન રહિત દિવ્ય દૃષ્ટિ વડે કરેલી એ સમાલોચના સર્વ પ્રકારના મનુષ્યોને અનેક રૂપે ઉપકારક છે. દૈવી સૃષ્ટિ મનુષ્યને સામાન્યત બહુધા અવિદિત, અનવગત હોય છે તેનું ગીર્વાણ ભાષામા યથાતથ્ય વડે વિવેચન કરનાર પુણ્ય ગ્રંથોની પ્રતિભા યથાયોગ્ય પરિશીલનની જ પ્રતીક્ષા કરે છે. અને મ્હને તો લાગે છે કે એ ગ્રંથોના પુણ્ય પરિશીલનમા ભારતના ભાવિ ઉદયના જ નહિ પણ સમગ્ર માનવજાતિના કલ્યાણના અનેક બીજો વિરાજે છે.



# ૧૧ ગુજરાતના શિષ્ટ સંવાદો.

( લેખકઃ–રા. રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય. )

૧.

જીનવભરના કોઇ ગદ્ય લેખકને જ્યારે એક જણે ભાન કરાવ્યું કે તેં આજ સુધી વાતચીત પણ ગદ્યમાં જ કરી છે ત્યારે તેને અચરજ થયું. આપણુંને પણ જો કોઇ સૂચવે, કે આપણું જીવતર સંવાદ કરવામાં જ જાય છે, તો એ સાદી વાત પણ એવી જ રીતે નવાઇ ઉપજાવે. અને છતાં એ ખરું છે. માણસને મળે ત્યારે હંમેશાં સંવાદ થયા વિના રહેતો નથી. અધિપતિ ઉગતા લેખકને શિખામણ આપે ત્યારે સંવાદ શરુ થાય છે, યુવક યુવતીનાં પ્રેમગોષ્ઠી કે પ્રેમકલહ સંવાદનું રૂપ ધર્યાં વિના રહેતા નથી; શેઠ તામસી વાણોતરને વઢે કે પિતાપુત્ર વચ્ચે કમનસીબ વિગ્રહ જાગે ત્યારે ઉગ્ર સંવાદ આરંભાય છે; સહકારીને અસહકારીનો મેળાપ એ આ સમયમા સંવાદની કલાનો વિકસવાનો પરમ પ્રસંગ બને છે. સંવાદ આ રીતે આહારનિદ્રા અને ભય જેટલો જ માણસને અનિવાર્ય અને સ્વાભાવિક છે.

જીવનમા જે વસ્તુ આટલી વ્યાપક છે તેણે સાહિત્યમા એટલુ જ વિશાળ રૂપ લીધુ નથી એ વાત ખાસ નોધવા જેવી છે. સાહિત્યના પ્રકાર તરીકે સંવાદના સૌથી ઉચ્ચ અને કલાત્મક નમુના સર્વ દેશકાલમા બહુ જુજ મળે છે. યુરપના લગભગ બે હજાર વર્ષના સાહિત્યમા સંવાદશ્રેષ્ઠ લેખકો પુરા પાચ પણ નથી. પ્રાચીન ગ્રીસમા પ્લેટો અને કટાક્ષની મોહક કલાનો સ્વામી લુશીઅન, અઢારમી સદીના ફ્રાંસમાં 'ડાયલોગઝ ઑફ ધ ડેડ' ને લખનાર ફ્રોન્ટનૅલ, અને સંવાદ લેખનમા કેટલાક અપૂર્વ તત્ત્વો ગયા શતકમા ઉમેરનાર પ્રસિદ્ધ ઇંગ્લિશ સાહિત્યકાર વૉલ્ટર સૅવેજ લૅન્ડોર; આટલા નામ ગણાવ્યા એટલે સંવાદસાહિત્યના સૌથી સમર્થ યુરોપી વિધાયકો ગણાવાઇ રહે છે. જે દેવીએ આટલી કાળજી અને કસરથી પોતાના રહસ્ય કૃપાપાત્રોને દર્શાવ્યા તેના આતર બાહ્ય સ્વરૂપનું થોડું નિરીક્ષણ આવશ્યક છે

"બે અથવા વધુ માણસોની લેખરૂપે વાતચીત': આની સંવાદની વ્યાખ્યા આપીને મી. એડમંડ ગોસ ઉમેરે છે કે, 'સંવાદ એટલે નાટકશાળા વિનાનું નાનકડું નાટક."[૧] આ બંનેની પૂર્તિમા મી. હેવલોક એલીસનો મત ધ્યાનમા લેવા જેવો છે; "સંવાદ એટલે ગતિમય ( dynamic ) નહીં પણ સ્થિર ( static ) નાટક."[૨] સંવાદનું નાટક સાથેનું આ સામ્ય તેનાં શાસ્ત્ર અને ઇતિહાસને સમજવામા ઘણું સહાયકર્તા થાય તેમ છે. આદ્ય પ્રણેતા પ્લેટોએ બે અતિપ્રાચીન સીસીલીઅન કવિઓના 'માઇમ' ( mime ) જાતનાં, બે જ પાત્રોના વાર્તાલાપવાળાં, નાટકોને આધારે પોતાની કૃતિઓ રચી અને 'સીમ્પોશી-

૧ 'ઍનસાઇકલોપીડીઆ બ્રીટાનીકા'માનો લેખ, 'ડાયલોગ.'
૨ 'સ્કૉટ લાઇબ્રેરી'માંના લેન્ડોરના સંવાદસંગ્રહનો ઉપોદ્ઘાત.

અમ' તથા 'ફીડો' મા તેનો સપૂર્ણ ઉલ્લાસ સાધ્યો પણ તેણે 'માઇમ' માનું નાટ્ય તત્ત્વ વધારે વિકસાવવાને બદલે પોતાના સવાદોને ચર્ચાત્મક વધુ અશે બનાવ્યા જ્ઞાનનિધિ સોક્રેટીસની અકળ વિભૂતિની આસપાસ ગુંથાયલી એ અનુપમ કૃતિઓનો આત્મા તત્ત્વ વિચાર છે, તેનુ વાતાવરણ અખડ કટાક્ષમયતાનુ છે અને પુરાતન એથેન્સની સસ્કૃતિનુ તાદશ ને તેજસ્વી પ્રતિબિબ તેમા પડે છે તે પ્રત્યેકને પૃષ્ઠે પૃષ્ઠે રસ અને વાણીસૌન્દર્ય અસ્ખલિત વહે છે એટલે, કેવળ તત્ત્વચિ તનના જ શોખીન હોય તેવા સસ્કારી વાચકોને પણ તે આકર્ષી શકે છે.

આ પદ્ધતિના સવાદો પ્લેટોના મર્ન અનુગામીઓએ રચ્યા પણ લેંડોર સુધી કોઇને તેમા નાટ્યતત્ત્વનો દૃષ્ટિથી ઉપયોગ કરવાનુ સૂઝ્યુ નહીં તે પણ લાબા સવાદોમા તો, જે મહાન્ ગ્રીક ફીલસુફને પોતે વખતે ને કવખતે ઉપહાસના બાણે વીંધતો તેને જ અનુસરે છે, ને પાત્રોને મુખે સાહિત્ય, રાજકારણ, ઇતિહાસ ને ધર્મ વીશે ચર્ચાઓ કરાવે છે પણ તેની મસ્તકલ્પના આટલાથી જ સતોષાય એમ નહોતું. સાહિત્ય ને ઇતિહાસના સતત અભ્યાસથી સમૃદ્ધ ને ઉત્તેજિત બનેલી એ કલ્પનાને અભિલાષ જાગ્યા કે ઐતિહાસિક પાત્રોની જ અપૂર્વ સૃષ્ટિ રચવી—તેના ઉર્ભાવોને મૂર્ત કરવામા સ્વપ્રતિભાનો આહ્લાદક સાક્ષાત્કાર અનુભવવો આ મનોરથ પુરવાનો એણે આરભ કર્યો ચર્ચાનો શુષ્ક માર્ગ અળગો કરીને તેણે પાત્રોના સ્વભાવને અનુરૂપ નાના વાર્તાલાપો ગોઠવ્યા. તેમા બહુરૂપી માનવ મૂર્તિઓના વિધાન હતા ધર્મના ઝનૂન કે રાજસત્તાના કેફથી ઉન્મત્ત થએલા જાલીમો અને તેમના ભોગ બનેલા નિરાધાર જીવો, નિર્મલ હૃદયનો ભગવદ્ભક્ત અને મલિનતામા રાચતો સસારકીટ, પ્રજાદ્રોહી ઉમરાવ અને તેની પ્રજાસેવી અર્ધાંગના પ્રફુલ્લ હૈયાનો કવિ અને તેનો વેદિઆ ઢોર સમો વિદ્વાન મિત્ર—આવા આવા અનેક વિરોધી જોડકાની લાગણીઓને લડાવવામા તે આજન્મ કલાધર તલ્લીન બનતો તેનામા પાત્રોના પ્રાણ જ જાણે અવતરતા—અને તે એટલે સુધી કે, સર્વશ્રેષ્ઠ સાહિત્યકારોની માફક, તેવા અનુભવોની સૌથી પ્રબળ ક્ષણોમા તે પોતે તેમના સુખદુખ, આવેશો ને સાહસોનો કલ્પનાપ્રભાવથી સહભાગી થઇ રહેતો પાત્રોનો વિજય તેને મુખે સ્મિત ફરકાવતો અને તેમની આફતો તેની આખને ભીની કરતી સવાદ લખતા લખતા તે પોતે જ વાગ્ફુરતી પાત્રો સાથે વાતચીતમા પડી જતો ને કલામવેદનના રોમ્યા રોકાય નહીં તેવા પ્રવાહમા નિરકુશ વિહરતો—આવા સુહાગી અનુભવોના પરિણામરૂપ ઉચી કોટિના સવાદોથી લેખનકલાના એ પ્રકારને સર્જનાત્મક સાહિત્યની પ્રથમ પક્તિમા સ્થાન અપાવવાનો અને તે ક્ષેત્રમા અપ્રતિમ ચિરજીવ કાર્ય કરી જવાનો યશ લેંડોરને છે તેટલો બીજા એકે સવાદ લેખકને નથી

૨.

ગુજરાતનું સવાદસાહિત્ય બીજની દશામા છે પ્રાચીન કવિઓમાના કોઇ કોઇએ—ભાલણ, શામળ અને દયારામે, તથા પાછળથી દલપતરામે—આ રૂપમા કેટલીક રચનાઓ કરી છ ને પ્રત્યેકમા આપણી જુની કવિતાના ગુણ જતા રહ્યા ।નારે છે રસ રૂપોના

નીરસ પ્રશ્નોત્તરોના એ સમૂહને સંવાદ નામ શિષ્ટાચારને ખાતર આપીએ એટલું જ. આમ હોવાથી, તેની પરીક્ષા કરવા રોકાવાની જરૂર નથી અર્વાચીન યુગમા સ્વ. 'કાંત', 'કલાપી' આદિ શિષ્ટ લેખકોએ કરેલી શરુઆત પછી આપણે ત્યા આ પ્રકાર પોતાના સ્વાભાવિક વાતાવરણમા પોષાવા લાગ્યો છે. ઉપર જે બે યુરોપી સાહિત્યકારોની કૃતિઓની આપણે પીછાન કરી તેની હારમા મુકાય તેવું તો નહીં જ, પણ તેમની સાથે સરખાવી શકાય તેવું પણ આપણે ત્યા અત્યારે બહુ થોડુ છે. તો પણ, એ બંનેનો અભ્યાસ અહીં ઠીક પ્રમાણમા થયો છે એટલે પ્લેટોની ચર્ચાપ્રધાન અને લેંડોરની ભાવપ્રધાન શૈલીના કેટલાક અંગો આપણા સારા સંવાદોમા—જેમાના ઘણાખરા 'સંવાદમાલા' નામના નવીન સંગ્રહમા જ છે તેમા—નજરે પડે છે.

એ આપણા શિષ્ટ સંવાદોનુ વિવેચન શરૂ કર્યા પહેલા ગુજરાતી સંવાદોના વિષય સંબંધી બે બોલ લખવા અસ્થાને નથી.

એક વખત મીસીસ એની બેસટે કહ્યુ હતુ કે રેલ્વે ટ્રેનમા બે યુરોપીયનો સાથે મુસાફરી કરતા હોય ત્યારે તેઓ હવા કે રમત ગમત વીશે વાતો કર્યા કરે છે, પણ તેવે વખતે બે હીંદીઓ તો અદ્વૈત મતના સિદ્ધાતોની મીમાસા કરી રહ્યા હોય છે. કર્કશ અને અખંડ ઘર્ષણથી વિશ્વમાના દ્વૈતનુ જ ભાન કરાવતી આગગાડીમા અદ્વૈતની ચર્ચા કર્યાથી તેનો મહિમા વધે છે કે કેમ તે અમારી જાણ બહાર છે, તેમ જ અદ્વૈતસ્વરૂપ છતા દ્વૈતભાવી, સર્વવ્યાપી બ્રહ્મનો આવિર્ભાવ હવા કે રમતગમત રૂપે થાય તેમા બ્રહ્મભાવનાના તે મહાપ્રચારકને શું ન ગમ્યુ તે પણ સમજાતું નથી. પરંતુ તેમણે દર્શાવેલા ભેદમા સત્ય છે. એમનું કથન હિંદવાસીઓની વૈવિધ્ય વિનાની ચીલાવશ મનોદશા ને તેમના તેવા જીવનનું સચોટ ચિત્ર આલેખે છે એ જીવનનુ પ્રતિબિંબ ધારતું આપણું સાહિત્ય, જેમાં જોગણ વિના નાટક નહી, અવધના અન્વેષક વિના વાર્તા નહીં, અને અભેદના રાજ વિના કવિતા નહીં, તેણે સંવાદના વિષયો પણ પોતાની પૂજ્ય પરંપરાને અનુસરીને જ ઉકેલવા ઉચિત ધાર્યા છે. સાહિત્યમા સંવાદલેખન એ એક જ પ્રકાર એવો છે જ્યા સૌથી પરિમિત ક્ષેત્રમા, સૌથી ઉંડી ને એકાગ્ર, સૌથી વિવિધ અને તીવ્ર લાગણીઓનું આલેખન વૈભવવતી કલાને રૂપે સાધી શકાય છે. તેવી સિદ્ધિ માટે વિષય વત્તે ઓછે અંશે ધર્મના કે નીતિના ભલે લેવાય–'મૈનાવતી ને ગોપીચંદ,' 'શાલિભદ્ર અને માતાભદ્રા' કે 'અશોક અને સપુષ્ટાચાર્ય'–પણ તેની રચના જ્યારે ઉપદેશક કે અંપરસિક શૈલીમા થાય ત્યારે તેવા સંવાદોને સાહિત્યની કક્ષામા મહા મહેનતે પછી જ મૂકી શકાય છે આથી, વિષયની દૃષ્ટિએ આપણે પસંદ કરેલા સંવાદસંગ્રહને અવલોકતા આ અનુમાન અનિવાર્ય બને છે કે તેના ઉત્તમ પ્રતિના છત્રીસ સંવાદોમાના પચાસ ટકા વધુના લેખકોએ મીસીસ બેસટના પ્રમાણપત્ર માટે પોતે હરીફાઈમા ઉતર્યા હોય તેવા ભાવથી ને તેવી રીતે પોતપોતાની કૃતિઓ રચી છે

૩

પણ એ મર્યાદા એકેએક સંવાદોને રુધતી નથી એ સંતોષ લેવા જેવુ છે ગુજરાતી ભાષાના કેટલાક સર્વોત્તમ સવાદો સંગ્રહમા જોવામા આવે છે તેમાના 'જેસલ અને તોળલ' (કલાપી) 'હલદીઘાટ' (ન નાનાલાલ કવિ),' શિવાજી અને તાનાજી', (સાગર) 'પ્રતાપ અને ભામાશા' (રા કેશવ હ શેઠ), તથા 'સિદ્ધરાજ અને જસમા' (ધૂમકેતુ) એટલા નાટ્યતત્ત્વ ધારનાર ભાવાત્મક શૈલીના છે, અને 'સિદ્ધાર્થ અને રાહુલ' તેમજ 'ગણિકાઓ અને ભીમ' (સ્વ 'કાંત'), 'પુરુરવ અને ઉર્વશી' (રા નરસિહરાવ), તથા 'વર અને વહુ' (પ્રો ઠાકોર) એ ચાર મુખ્યત ચર્ચાત્મક શૈલીના છે ગુજરાતી સવાદોનું સ્વરૂપ બરાબર સમજવા માટે આ પ્રતિનિધિ રૂપ નમુનાઓ પર હવે સક્ષેપમા કેટલુંક વિવેચન કરીશું.

મર્જનાત્મક સાહિત્યના કેટનાક મહત્ત્વના ગુણો 'જેસલ અને તોળલ'[1] મા છે જનમ ભરના લુટારાના પશ્ચાત્તાપ અને સતી તોળલને હાથે તેનો ક્રમશ આત્મવિકાસ ને ઉદ્ધાર એ તેનો વિષય છે સામાન્ય લેખકના હાથમા એ જ ધર્મનીતિનો વિષય સહેલાઇથી શુષ્ક અને નિર્જીવ થઇ ગયો હોત કલાપીની તેજસ્વી કલ્પના હૃદયના અમૂર્ત ભાવોને પણ ચૈતન્યમય અક્ષર મૂર્તિને રૂપે અવતારીને વાચકના આત્માને પાત્રો સાથે અદ્‌ભુત તન્મયતા સધાવી શકે છે આ વિધાનકલા કવિમા એટની તો સુવિકસિત છે કે ઘણી વાર તો જેસલના અતરના ઉદ્‌ગારોમા નથી તે કવિના તોળલના ઉપદેશવાક્યોને વરી શકી છે

પ્રભુની મહાન યોજનાના મેળમા તારો સીનાર મેળવી દે, તેનાથી જુદુ તે બધુ બસરુ જ છે

"પહેલી જ ગતે પાપનો સાદ તને મીઠો લાગે તો બહેતર છે કે અસારે પણ તુ લુટારો જ રહે"

"ભરવાડ આખા ટોળાને છોડીને જેમ ખોવાએલા મેઢાને શોધે છે તેમ પાપમા ખો વાએલાને પ્રભુનો સ્નેહ શોધી રહ્યો છે"

'આપણા પાપ અને આપણા પુણ્ય પણ તે [ પ્રભુ ]જ માફ કરે છે. તો જ આપણને આશા છે નહીં તો એવુ કયુ પુણ્ય માનવીમા છે જે તેને તારી જાય છે?"

અપૂર્વ વિચારોના આવા ચમત્કાર તથા અલકાર ને દૃષ્ટાંતોની આ વ્યાપકતા, ઉત્તમ સવાદોના અશ તરીકે, બ્રાઉનિંગના અમર કૃતિઓની કંઈક ઝાંખી ગુજરાતી વાંચકોને કરાવે છે, તેમજ કુદરતના પ્રતિપન પલટાતા રગોને પશ્ચાદ્‌ભૂમિ તરીકે સ્વીકારવાની પદ્ધતિ તેના 'રીંદ્રસ'ના આરભભાગની યાદ આપ્યા વિના રહેતી નથી આ ગુણો વધુ ઓછે અંશે કલાપીના સર્વ સંવાદોમા છે પણ આપણા સવાદસાહિત્યમા અગ્રપદે શોભના 'જેસલ અને તોળલ'ની પરિપક્વતા કે પ્રબળ ઊર્મિઓનું આલેખન તેમા તેટલા જ પ્રમાણમા નથી

હલદીઘાટના ચિરયશસ્વી સમર્પણ પછી કર્તવ્ય ભાનના ઢીમેતો સગરસિંહ ફરીથી રાણા પ્રતાપના સગમા ભળે છે, એ પ્રસગ ન નાનાલાલના સવાદમા ગુથાયો છે એ

1 આ બ પાત્રો સબધી વધુ વિગત માટે ઉત્સાહુએ 'રણછતકૃતિસગ્રહ'ની છેલ્લી વાર્તા લેવી

શૌર્યવાર્તા કવિતા કરતા વાગ્મિતા ( rhetoric ) ની પોષક વધુ અંશે છે અને વિધિએ અનુકૂળ આલેખકના હાથમાં તે સોંપી જણાય છે. કવિતાનો આત્મ રસ છે; વાગ્મિતાનો અલંકાર. કવિ સત્ય અને સૌંદર્યનો અંતર્દષ્ટિથી સાક્ષાત્કાર કરીને કૃતિ રચે છે; વક્તા સત્યના અમુક જ સ્વરૂપને, આવેશ ને છટાની મદદથી, મનગોહક વાણીમા મૂર્ત કરે છે. આવી વાણીના સુંદર તેમજ સાધારણ નમુના રા. કવિની બીજી રચનાઓમાં તેમ 'હલદીઘાટ'મા નજરે પડે છે. તેમાં અપાર્થિવ ઊર્મિઓનાં સંવેદન કે સાચો રસવૈભવ નથી. વાચકને તે વાચતા ઉષ્મા કરતા ઉષ્ણતાનો અનુભવ વધારે થાય છે, અને 'મૃત્યુની તો ક્ષત્રિયો માળા પહેરીને ફરે છે' 'આપની ક્યાં ઓછપ છે?' 'ઉકતા લોહીના ભડકા' આવા, વાગ્મિતાની કલાનો પણ અતિરેક જ સાધતા, શબ્દપ્રયોગો વસ્તુના ગૌરવને નાટકી ઢબથી રજુ કરતા હોય તેમ સૂક્ષ્મ રસજ્ઞોને લાગ્યા વિના રહેતું નથી. આ સ્ખલનને છાયામા નાખી દે તેવા સબળ પાત્રાલેખન, ભાવોદ્રેક કે કાર્યપ્રકાશ પણ આ સંવાદમા કે એ જ લેખકના 'મીરાબાઇ' માં હોત તો એમના આશાભર્યા વાચકોને ઠરવાનું ઠામ મળી શકત; પણ તેમ બનતુ નથી.

'પ્રતાપ અને ભામાશા' તથા 'શિવજી અને તાનાજી' એ બે સંવાદ કલાના સારા નમુના બનતા સહેજમા બચી ગયા છે. પ્રત્યેક લેખક વિષયના આકર્ષણથી મુગ્ધ થયા છે તેટલા જ વિધાનકૌશલની આવશ્યકતાથી થયા હોત તો બીજી પંક્તિમા ઉંચે સ્થાને શોભે તેવું તેમનું કાર્ય થાત. પહેલા સંવાદમા તો પ્રતાપની પાસે આવેલો ભિક્ષુક ખરી રીતે ભામાશા છે એ વાત મથાળામા જ સૂચવી દઇને લેખકે રસપ્રવાહને નકામો ખાળ્યો છે. બાકી, એ સંવાદ ટુંકો અને રસભર્યો છે તથા એ જ લેખકના અતિ વિસ્તારવાળા 'અશોક અને સંપુષ્યાચાર્ય' થી ગુણવત્તાની દૃષ્ટિએ પણ, જુદો પડી આવે છે નિષ્પ્રયોજન અતિ વિસ્તારનું, અને તે વિસ્તારમા પણ રૂઢ અને રસહીણા ઉપદેશ આપવાનું દૂષણ શિવાજીવાળા સંવાદને પણ તેવીજ રીતે નીચી કોટિમા ઉતારે છે. વળી, અસંખ્ય સશસ્ત્ર યુદ્ધોના યોધ અને તેમા જ જીવનભર રાચનાર શિવાજી મહારાજને મુખે અહિંસાત્મક અસહકારની ભવિષ્યવાણી કેવીક શોભે તેનો વિચાર પણ થવો જોઇતો હતો.

ભાવાત્મક શૈલીના આપણા છેલ્લા દૃષ્ટાંત 'સિદ્ધરાજ અને જસમા' મા ઉત્તમ અંશો એટલા છે અને સારા સંવાદની અણુવિકસી શકયતા પણ તેમા એટલી બધી વરતાય છે કે તેના નાના નાના દોષો—કહીંક અણઘાટીલું વાક્ય, કહીંક ઉદ્‌ગારવચનના અતિરેક—તરફ ધ્યાન દોરવાનું મન ન થાય. 'ધૂમકેતુ' સંજ્ઞાથી લખનાર પ્રાસાદિક લેખનની એ કૃતિ, આ પ્રકારના સંવાદોમા 'જેસલ અને તોળલ' પછી તુરતજ, બીજે સ્થાને, વગર સંકોચે મુકાય તેવી છે. રસમય પ્રસંગને આલેખકે સજીવ પાત્રો ને શુદ્ધ કવિત્વ દ્વારા જાણે નવેજ અવતારે સરજ્યો છે.

બે લાક્ષણિક અવતરણથી આ વાત વધારે સ્પષ્ટ થઇ શકશે.

"મહારાજ '......માળવાનું સિંહાસન લુંટાય તો માળવી સૈન્ય કોઇક દિવસ અપયશ લુંછી શકે, પરંતુ માળવાની સ્ત્રી વેચાય તો માળવી સ્ત્રીઓનું સૌંદર્ય વેચાય છે. ગઇ કીર્તિ મળે છે, પણ ગયુ સૌંદર્ય મળતુ નથી, કીર્તિ તો મનુષ્યનો માની લીધેલો સિક્કો છે, સૌંદર્ય ઇશ્વરદત્ત બક્ષીસ છે, નીતિનું અંતિમ પરિણામ છે, અનેક જીવનનો અમર સંસ્કાર છે,...'

"જસમા ! આ બાલની છટા ! પેલા સુંદર ગંભીર ચળકતા નયનો ! આ શરીરસામર્થ્ય અને સમૃદ્ધિ–એના પર ચાલ્યો જતો સૌંદર્યનો પ્રવાહ ! અને એ બધા પર તારું સ્પષ્ટ વ્યક્તિત્વ, મદભર્યું માન, માનિની ! સિદ્ધરાજ તારું જ કાવ્ય કરે છે, તારું જ ચિત્ર દોરે છે, તનેજ જુએ છે........."

આવાંજ તેજસ્વી રત્નોથી આખોય સંવાદ ભરચક છે.

૪

ચર્ચાત્મક શૈલીના સંવાદમાં પાત્રનાં સ્વભાવ ને ઊર્મિઓનું આલેખન સંવાદકારનું લક્ષ્યબિંદુ મટીને ગૌણ બને છે. તેમાં બે પાત્રો વચ્ચે વિવાદ કરાવીને જ તે સંતોષ માને છે. વળી તેમાં વિવાદનો વિષય જેમ મતભેદને વધારે ઉશ્કેરનારો, તેમ સંવાદ વધારે રસભર બને છે. પણ આ શૈલીની એક ખામી પણ ગંભીર છે; તેમાં રચનારના અંગત અભિપ્રાયો ઘણી વાર પેઠા વિના રહેતા નથી. પરિણામે, કલાકૃતિ તરીકે આ સંવાદોનું મૂલ્ય ઓછું જ આંકી શકાય. ચિંતનાત્મક સાહિત્યના નમુના તરીકે તે સત્કારપાત્ર હોય છે, પણ પ્લેટો જેવા અતિવિરલ અપવાદ શિવાય, તેમાં સર્ગશક્તિનો નજીવો જ આવિર્ભાવ નજરે પડે છે.

'સંવાદમાલા'માં આવા વિચારપ્રધાન સંવાદો પણ કેટલાક મુકાયા છે. સ્વ. 'કાંત' કૃત 'સિદ્ધાર્થ અને રાહુલ,' ને 'રાણો કુંભો તથા મીરાં' તેમજ રા. નરસિંહરાવનો 'પ્રેમ-રહસ્ય' આ પ્રકારના નમુના રૂપ છે. પ્રત્યેકની ધીરગંભીર, સ્વલ્પલંકાર વાળી ને ગૌરવાન્વિત શૈલીનું બનેમાં પ્રતિબિંબ છે. એ સંવાદો જીવનરસિક કરતાં પાંડિત્યરસિક સ્વભાવના વાચકોને વધુ ગમશે. તે વાંચતા વાંચનાર, સ્વત્વ ભુલાવતા અદ્‌ભુત અનુભવોની સૃષ્ટિમાં વિહરતો નથી, પણ બુદ્ધિવિલાસના પ્રશાંત ને સૂક્ષ્મ વાતાવરણની રમ્યતા ભોગવે છે. રા. બલવંતરાય ઠાકોરનો 'વર અને વહુ' પણ આ જ કોટિમાં આવે છે. તેમાં નિરાડંબર કલાથી ઍબલાર્ડ અને એલોઇસની કવિ પ્રિય અમર પ્રેમકથા વર્ણવવા–ચર્ચવાનો યત્ન છે; અને ચર્ચાત્મક શૈલીની આ સર્વ કૃતિઓની સર્વસામાન્ય મર્યાદા તેને પણ બંધાઇ છે; જીવતાં કે ઇતિહાસમાંથી જગાડેલા પાત્રોની વાતચીતમાં 'નિરપેક્ષ' 'લાઘવ' 'અસ્થિ' 'સૂક્ષ્માત્મા' 'ધર્મ્ય' 'વર્ન્ય' 'ચેષ્ટિત' 'શારીર' ને 'રસાસ્વાદ' જેવા શબ્દપ્રયોગો કૈંક અસ્વાભાવિકતાનું વાતાવરણ ઉત્પન્ન કરતા નથી ?–એમ વાચકે પુછવું પડે છે. કદાચ વિવાદ અને ઝીણાવટભરી મીમાંસાઓ માટે એ જરૂરના હશે. પણ રસજ્ઞોને તે ખુંચે તો છે જ.

સ્થલકાલનાં બંધન કેટલીક વસ્તુઓને બાંધી શકતાં નથી, તેમ વર્ગીકરણના બંધન 'ચાર મુરખાઓ સાથે મસલત' (રા. અનિસુખશંકર ત્રિવેદી) એ નામવાળા સંવાદોના ઝુમખાને બાંધી શકતાં નથી. પણ તેની નોંધ તો લેવાવી જોઇએ. ઉપર જે બે પ્રકાર આપણે દર્શાવ્યા તે દરેકનાં ગૌણ લક્ષણ આમા અમુક પ્રમાણમાં દેખાય છે. તે શિષ્ટ કરતાં સામાન્ય વાચકને વધુ આકર્ષશે કેમકે તેમાં કલાનત્વ નહીં જેવું છે અને નિત્યજીવનમાં બહુસાધારણ એવા સવાલ જવાબોને લીધે જ એ ધ્યાન રોકી શકે છે. પ્રાથમિક હાસ્યરસના એ સારા નમુના છે અને આ આખા સંગ્રહમાં હાસ્ય ઉપજાવનાર તે સંવાદો એકલા જ છે. એ તેમની વિશેષતા છે.

યુગબળોને પ્રભાવે આજે ગુજરાતનુ સાહિત્ય નવો અવતાર પામી રહ્યું છે. પારકા સાહિત્યોના નબળા સબળા પડઘા પાડવાને બદલે નવા સાહિત્યકારો તે સાહિત્યોના અભ્યાસ પરથી ફક્ત માર્ગદર્શન શોધે છે, પણ પ્રેરણા તો ગુજરાતની ભૂમિ અને ગુજરાતીઓના જીવનમાથી જ સાપડે એ તેઓ સમજ્યા છે. આ મનોદશાની અસર સંવાદલેખન પર પણ થશે ત્યારે તે નવીન વિષયો અને અપૂર્વ કલાવિધાનથી પ્રકાશવા લાગશે–ત્યારે પશ્ચિમના પ્રખ્યાત તેમજ કેટલાક અલ્પપરિચિત સંવાદોની–એક સ્પેનીશ લેખકના 'ચિત્રકલા', ડ્રાયડનના 'નાટ્યકલા', ફ્રેડરિક હેરીસનના 'સંસ્કારિતા' કે વાઈલ્ડના 'વિવેચક કલાસ્વામી તરીકે' જેવા સંવાદોની–ઝાખી આપણા સંવાદોમા પણ નવનવા રંગો પુરશે, તેને અમર આકર્ષણ અર્પશે અને અદ્ભુત રસવૈભવથી તેને વિભૂષિત કરશે



# ૧૨ અખો અને તેની કવિતા.

( લેખકઃ—રા. રા. વિઠ્ઠલદાસ ખીમજી પટેલ. )

કોઇ પણ ભાષામાં ગદ્ય કરતાં પદ્યનો પ્રારંભ પ્રથમ થએલો હોય છે. તદનુસાર આપણી ગુજરાતી ભાષામા પણ કાવ્યોનો પ્રારંભ પ્રથમ થએલો છે. ગુજરાતી કાવ્યના વિકાસક્રમના પાચ પગથીઆ છે. (૧) પ્રાચીન યુગઃ-તેમા ઇસ્વી સનના આઠમા-નવમા શતકથી આરંભી ચૌદમા શતક સુધીના કાળનો સમાવેશ થાય છે. આને અપભ્રંશ અને જૂની ગુજરાતીનો કાળ કહી શકાય. આ કાળમા કવિતાના ક્ષેત્રમાં મુખ્ય ફાલ લેનાર જૈન કવિઓ છે. (૨) બીજા યુગમા પંદરમા તથા સોળામા સૈકાનો સમાવેશ થાય છે. આ યુગનો મુખ્ય કવિ નરસિંહ મ્હેતો છે. તે અર્વાચીન ગુજરાતીનો પિતા ગણાય છે; તેને આદિ કવિ પણ કહેવામા આવે છે. નરસિંહ મ્હેતા ઉપરાત ભક્ત કવિ વિષ્ણુદાસ, ભાલણ, પદ્મનાભ, વસ્તો આદિ કેટલાક કવિઓ આ યુગમા થઇ ગયા છે. પ્રસિદ્ધ ભક્ત કવયિત્રી મીરાંબાઇ પણ આ યુગમા થઇ ગઇ છે. (૩) ત્રીજો યુગ—આ યુગમાં સત્તરમા તથા અઢારમા સૈકાઓનો સમાવેશ થાય છે આ યુગમાં ભાષાપ્રેમી કવિ પ્રેમાનન્દ પ્રથમ પંક્તિના કવિઓમાં અગ્રગણ્ય છે; તેથી તેને પ્રેમાનન્દનો યુગ કહી શકાય. આ યુગમા પ્રથમ પંક્તિના બીજા કવિઓમાં તત્ત્વજ્ઞ વેદાન્તી અખો અને કથાનિપુણ શામળ પ્રેમાનન્દથી ઉતરતું સ્થાન ભોગવે છે. એ સિવાય વલ્લભ, નાકર, વીરજી રત્નેશ્વર આદિ ઉતરતી પંક્તિના બીજા ઘણા કવિઓ આ યુગને શોભાવે છે. (૪) ચોથો યુગઃ-આમા ઓગણીસમા શતકના પૂર્વાર્દ્ધનો સમાવેશ થાય છે. આ યુગાકાશમા પ્રથમ પંક્તિના તારા તરીકે શૃંગારરસિક દયારામ પૂર્ણ કળાથી પ્રકાશે છે; તેથી તેને દયારામનો યુગ કહી શકાય. તે સિવાય ભોજો, ધીરો, પ્રીતમ, મનહર, ગિરધર, નિષ્કુળાનંદ વગેરે વત્તાઓછા પ્રસિદ્ધ કવિઓ આ યુગમા થઇ ગયા છે. (૫) અર્વાચીન યુગઃ-આ યુગનો આરંભ "સભારંજની બાની" વાળા કવિ દલપતરામથી થાય છે. આ છેલ્લા યુગમા પ્રાશ્ચિમાત્ય સંસ્કૃતિની છાયા આપણા સાહિત્ય ઉપર પડેલી જોવામા આવે છે, તેની સાથે આપણી ભાષામાં સંસ્કૃત સાહિત્યના અભ્યાસના પરિણામ રૂપે વાણીની વિશુદ્ધતાએ પણ અધિકાશે પ્રવેશ કર્યો છે આ સમયના નર્મદાશંકર આદિ કેટલાક અતિ તેજસ્વી તારાઓ સાહિત્યાકાશમાં અદૃશ્ય થએલા છે, કેટલાક હજુ ઝાખા પ્રકાશથી તેમજ કેટલાક પ્રચંડ પ્રકાશથી ઝળક્યા કરે છે.

વેદાન્તી કવિ અખો ઉપર જણાવ્યું તેમ ત્રીજા યુગમાં થઇ ગયો છે. જેમ અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમા સત્તરમું શતક "ઓગસ્ટન" યુગ તરીકે અતિ ઉજ્જવલ પ્રકાશથી ઝળહળી રહ્યું છે, તેમ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા પણ સત્તરમુ શતક "સુવર્ણ" યુગ તરીકે તેટલા જ તેજથી પ્રકાશી રહ્યું છે. આદિ કવિ નરસિંહ મહેતા, ભાલણ વગેરેના વિયોગથી શોકને વશ થએ ગુર્જરગિરાએ દ્વિતીય યુગમાં અરસિકના ધારણ કરી. ગોવર્ધનરામ- ... કહે છે તેમ "કવિના રચવાનું કાર્ય ધર્મગરૂઓ અને વલ્લભમતાનુયાયીઓના હાથમા

છળતા હૃદયે, રસિક કવિ પ્રેમાનન્દે ગુર્જરગિરાને પુનઃ રસિકતા ધારણ કરાવી અને સુંદર તથા મનોહારી પ્રભાથી ગુર્જરગિરા પ્રકાશવા લાગી. સત્તરમા સૈકાનો આ પ્રતિભાવાન સૂર્ય ઉદય પામી ધીમા, મંદ, રમણીય બાળકિરણોથી લોકોને વ્યાપી મધ્યાહ્ન થતા પૂર્ણ પ્રતાપથી પ્રકાશી એ આનંદમા વૃદ્ધિ કરે એ પહેલા અખા ગુણે માર્મિક અને કડક વાણીમા, બહુ ઉંચા, ઊંડા, ઠોક મારતા, ચિત્તવેધક વિચા ળમા શતકની રાત્રિમા વ્યાપી રહેલા દંભ, પ્રપંચ અને સ્વાર્થરૂપી અંધકારનો આરંભ્યો

આ સૈકામા મુખ્ય કવિઓ ત્રણ થયા છે-અખો, પ્રેમાનંદ અને શામળ તેઓમા પ્રથમ અખાએ પોતાનુ કાર્ય આરંભ્યુ. દરેકે સ્વતંત્ર રીતે પોતપોતાનું કાર્યક્ષેત્ર ર્યું, અને બીજાઓની મદદની અપેક્ષા વિના જ પોતાના લક્ષ્ય તરફ કાર્યનૌકા હંકા- રેકે આગળ ધપાવ્યુ. દરેકે સ્વાભાવિક રીતે જ એક બીજાના કાર્યક્ષેત્રમા જે ઉણપ ! કોઇના જાણુનામા ન આવે તેવી રીતે સુંદરતાથી પૂરી દરેકે આ પ્રમાણે સમાજની { કાર્ય પોતપોતાની શક્તિ પ્રમાણે ઉપાડી લઇ પોતાના કાર્યક્ષેત્રમા કાવ્યરૂપી ઉત્તમ ઉત્પન્ન કરીને સાહિત્ય કોઠારમા ઘણો સારો વધારો કર્યો અત્યાર સુધી ભક્તિના પદો શુષ્ક કથા વર્ણનોમા કાવ્યની ઇતિકર્તવ્યતા પૂર્ણ થતી હતી હવે સુંદર નૈસર્ગિક !, મનુષ્ય સ્વભાવનુ બારીક અવલોકન, ચારિત્ર્યનુ અને કાવ્યના જૂદા જૂદા અંગોનું ધાનકની દૃષ્ટિથી સવર્દ્ધન, પરિપાક આદિને કવિતામા સ્થાન મળ્યુ કાવ્યસરિતામા નવુ ભળ્યુ અત્યાર સુધી નાના નાના ખાબોચીઆમા ભરાઇ રહેલા ભક્તિના પાણી લાંબા સુધી સ્થિતિસ્થાપક દશામા રહેલા, તેથી તેમા કાઇક ખારાશ આવેલી, તે આ , રસાળ, પ્રબોધક જળથી દૂર થઇ અને કાવ્યસરિતા પુન નિર્મળતાથી વહેવા લાગી.

જનસમાજને પ્રબુદ્ધ કરવાનો ઉચ્ચ અને ઉન્નત આશય, આ કવિઓની સમક્ષ ર્થરૂપ થયો ગુજરાતી સાહિત્યમા નવનવા રસ લાવવા, અને લોકોને અવનવો આનંદ ના પ્રેમાનન્દ તથા તેના શિષ્યમંડળે કાવ્યો રચ્યા શામળે સમાજના વાસ્તવ સ્વરૂપને નાનો ઓપ આપી તેને નવીન રૂપમા લોકો સમક્ષ ખડું કર્યું અખાએ સમાજના દોષો ડા પાડી, તેનો ખળભળાટ દૂર કરી તેમા વેદાન્તવિચારથી શાન્તિ આણી આ પ્રમાણે ભાષાને ઉન્નત કરવાને, સમાજને સુધારવાને તેઓ સાભિમાન પ્રયત્નશીલ થયા

ગુજરાતી કવિતાએ ક્રમે ક્રમે કેવુ રૂપ ધારણ કર્યું તે આપણે ટુંકામા જોઇ ગયા. અખાના સમયની કેવા પ્રકારની પરિસ્થિતિ હતી, અને એ પરિસ્થિતિએ તેને કેવા કારની કવિતા કરવા પ્રેર્યો તે જાણવા સારૂ કવિના જીવનનુ અવલોકન કરીએ.

અખાનો જન્મ કયારે અને કયી સાલમા થયો તેને માટે સપ્રમાણ હકીકત કોઈ થળેથી મળી આવતી નથી. તેના જીવન સબંધી વિગતવાર અહેવાલ હજુ પ્રકાશમા આવ્યો નથી. કવિએ પોતે પોતાના ગ્રંથમા જ્ઞાતિ કે કુલ વિશે કાઇ ઉલ્લેખ કર્યો હોય એમ લાગતું નથી, કોઇ કોઇ સ્થળે અખાએ પોતાના જીવન સબંધી ઉદ્ગારો કહાડેલા છે, તે દ્વારા તથા કવિના સબંધી આખ્યાયિકાઓ પ્રચલિત છે તે ઉપરથી ભાગ્યે તદ્રુપ જત્તાત ઉપજાવી શકાય

"અખે ગીતા" સંવત્ ૧૭૦૫ ના ચૈત્ર માસના શુક્લપક્ષની નવમી અને સોમવારે પૂરી થઇ એમ તેના અંતમાં લખેલું છે. એ સમયના તેના જ્ઞાન તથા અનુભવનો અને એ અગાઉના ગુરુપ્રાપ્તિ માટેના ભ્રમણના વર્ષોનો વિચાર કરતાં એમ અનુમાન થઇ શકે કે એ કાવ્ય ૩૫-૪૦ વર્ષના જીવનના પરિપક્વ અનુભવનું ફળ છે. આ ઉપરથી અખાનો જન્મ કયી સાલમાં થયો એ ચોક્કસ રીતે કહી શકાય નહિ, તથાપિ એવું અનુમાન તો કરી શકાય કે તેનો જન્મ સંવત્ ૧૬૬૫ ના અરસામાં થયો હોવો જોઇએ. (રા. નર્મદાશંકર તથા રા ઇચ્છારામભાઇના લખવા મુજબ) તે વ્યવહાર-કુટિલ ગણાતી સોની જ્ઞાતિનો હતો. કેટલાકની એવી માન્યતા છે કે તે બાલ્યકાલથી જ અમદાવાદમા ખાડીઆની પોળમાં રહેતો હતો, કેટલાક એમ કહે છે કે તેણે પોતાનું બાળપણ અમદાવાદથી થોડે દૂર આવેલા જેતલપુરમા ગાળ્યું હતું, અને જેતલપુરથી પંદર સોળ વર્ષની વયે તેના બાપની સાથે અમદાવાદમાં આવી તેણે નિવાસ કર્યો હતો. એની વીસ વર્ષની વય પહેલા એના પિતાનો સ્વર્ગવાસ થયો. થોડા જ વખતમા એની એકની એક બ્હેન જેના ઉપર તેનો અતિ ગાઢ સ્નેહ હતો તેણે પણ દેવલોકમા વાસ કર્યો. બાળલગ્નથી પ્રાપ્ત થએલી યુવાન સ્ત્રી પણ એ જ સમયમાં એને એકલો મૂકીને મૃત્યુ પામી. ઉપરાઉપરી આવા ઘણા અનિષ્ટ પ્રસંગો તેના ઉપર આવી પડયા. આથી તેને સંસાર ઉપર તિરસ્કાર છૂટયો. તેના ચિત્તમાં વૈરાગ્યનું બીજ રોપાયું. એણે સાધુસંતોનો સમાગમ કરવા માંડયો. આ સાધુઓમાં ઘણા ખરા ભાંગ, ગાંજો વગેરે વ્યસનોમાં મશગૂલ હોવાથી તથા અન્ય રીતે પણ માયાના પાસમાં લપટાએલા હોવાથી, કનક અને કાન્તામા મોહિત થએલા હોવાથી તેમના જ્ઞાન તથા વૈરાગ્ય તરફ, તેમના દંભ તથા ઢોળ તરફ તેને તિરસ્કાર તથા ધિક્કાર છૂટયો; ખરા જ્ઞાન તથા વૈરાગ્ય ઉપર પ્રીતિ પેદા થઇ, અને તેની શોધમા એનું મન ગુંથાયું; તેનો વૈરાગ્ય અંકુરિત થયો.

અખાનું મન સંસારમાથી ઉઠી ગયું. માયાના પાશમાથી તે ધીમે ધીમે મુક્ત થતો ગયો માયાની મિથ્યા પ્રાપંચિક જાળ તોડીને જગતમા દૃશ્યમાન થતા દ્વૈતભાવનો નાશ કરી સચ્ચિદાનંદ સ્વરૂપની પ્રાપ્તિ કેવી રીતે થાય એ જાણવા તરફ તેનું લક્ષ્ય દોરાયું, અને તે મેળવવાની અભિલાષા તેને ઉત્પન્ન થઇ. તેના વૈરાગ્યમા તીવ્રતા આવી. થોડા જ વખતમા એ વૈરાગ્ય ફલિત થવાના કારણો તેને મળ્યાં. એક બાઇ હતી, તેના ઉપર કવિ સગી બ્હેનના જેટલું હેત રાખતા. આ બાઇ પાસે આશરે ત્રણસેં રૂપીઆનું સોનું હતું, તેની કંઠી બનાવવાનુ કામ તેણે અખાને સુપ્રત કર્યું. તે બાઇ ઉપરના પોતાના હેતને લીધે-ભગિની તરીકે તેને ગુપ્ત રીતે વીરપસલી આપવાની ઇચ્છાને લીધે કવિએ એમા એક સો રૂપીઆનું સોનું ઉમેરીને ચારસો રૂપીઆની કંઠી કરી આપી. "સોની તો સગી માનો ય સાલ્લો કાઢી લેય" એવી કહેવત સર્વત્ર સુપ્રસિદ્ધ છે, અને અખો પણ સોની હોવાથી પેલી બાઇને તેના ઉપર અવિશ્વાસ ઉત્પન્ન થયો. તે બાઇએ પોતાના શંકા દૂર કરવાને તથા અખાની કસોટી કરવાને તે કંઠીની કિંમત પોતાના ઓળખીતા ચોકસી પાસે અંકાવી, ચોકસીએ તેના ઉપર કાપ મૂકયો અને તપાસ કરીને કંઠીની કિંમત ચારસોની આંકી. બાઇને ખોટય લાગી. પછી તે કંઠી પાછી સમી કરાવવા માટે અખા પાસે તે ગઇ, અને વહેમની વાત છૂપાવવા માટે ઉંદરે તે કાપી ખાધી એમ તેણે જણાવ્યું. કંઠીને જોતાંમેંતજ અખાને શંકા થઇ, તેથી યુક્તિપુરઃસર ખરી હકીકત તે બાઇ પાસેથી જાણી લીધી. આથી

અખાને બહુ સંતાપ અને પરિતાપ થયો. સંસારીઓના જૂઠા સંબંધની અને તેમના સ્નેહમાં રહેલી મમતા અને સ્વાર્થની અખાને વિશેષ પ્રતીતિ થઇ. આ દુનિયામાં કોઇ કોઇનું સગું નથી, સઘળા માણસો પ્રપંચી અને ઠગારા છે એમ તેનો દૃઢ અભિપ્રાય બંધાયો.

આ પછી બીજો પણ એવો જ વિષમ પ્રસંગ બન્યો કે જેથી અખાના વૈરાગ્યમાં તીવ્રતા-ઉગ્રતા આવી. એમ કહેવાય છે કે એ અમદાવાદની ટંકશાળામાં ઉપરી અધિકારી તરીકે કામ કરતો હતો; તેથી તેની જ જ્ઞાતિના અદેખાઇથી બળેલા કોઇ બીજા સોનીએ બાદશાહને એમ કહ્યું કે તે ચાંદી-સોનાના સિક્કામાં હલકી ધાતુનો ભેગ કરીને નિમકહરામી કરે છે, માટે તેની તપાસ થવી જોઇએ. બાદશાહે તત્કાળ ગુસ્સાના આવેશમાં અખાને પકડી મંગાવી કેદમાં નાંખ્યો; પછી તે વિષે તપાસ કરાવી. અખો આ પરીક્ષામાં પ્રમાણિક ઠર્યો, અને તેના દુશ્મનો માનભંગ થયા. અખાનો કોઇ પણ જાતનો પ્રપંચ માલૂમ પડયો નહિ, અને તે નિર્દોષ સિદ્ધ થયો. પરંતુ આ બનાવથી તેના હૃદયમાં વૈરાગ્યે એવી તો ઉંડી જડ ઘાલી કે તેણે નોકરી મૂકી દીધી, અને વૈરાગ્ય તરફ મનોવૃત્તિ પ્રેરાયાથી તેણે પોતાના સોનીના ધંધાનાં તમામ ઓજારો કુવામાં ફેંકી દીધાં; માલમતા વેચી નાંખી પૈસો ગાંઠે કર્યો અને સંસારનો ત્યાગ કરી સંતસાધુઓના સત્સંગમાં સત્પદાર્થની શોધમાં નીકળી પડયો. તે સમયથી તેના આત્મમંથનનો કાળ શરૂ થયો. સંબંધીઓનો વિયોગ, સ્નેહીઓનો અવિશ્વાસ, અને જગતના કાવાદાવાએ તેના ચિત્તમાં વૈરાગ્યને પલ્લવિત કર્યો. તે સદ્‌ગુરુને હુંઢવા નીકળી પડયો. અમદાવાદમાં અનેક મહાત્માઓ-સાધુપુરુષો સાથે સત્ય પદાર્થની પ્રાપ્તિના સાધનની તે ચર્ચા કર્યા કરતો. પરંતુ આમાંના કોઇ પણ મહાત્માથી તેને સંતોષ મળ્યો નહિ, તેની શંકાઓનું સમાધાન થયું નહિ. ચિત્તની શાન્તિ દૂરની દૂર જ રહી. તેથી તે કાશી-પ્રયાગ જવાનો નિશ્ચય કરી અમદાવાદ છોડીને નીકળ્યો. અખો વલ્લભ સંપ્રદાયના મતનો હતો; તેથી માર્ગમાં તેને ગોસ્વામી વલ્લભાચાર્યના કુળના બાળકોનાં દર્શન કરવાની ઇચ્છા થવાથી તે જયપુર ગયો. અહિં તે મહારાજશ્રીને શરણે થોડો સમય રહ્યો. અખા પાસે ઘણું દ્રવ્ય હોવાથી ગોસાંઇ મહારાજે તેનો સારો સત્કાર કર્યો. ત્યાં તેણે ગુરુદીક્ષા લીધી હોય એમ તેના "ગુરુ કીધા મેં ગોકુલ નાથ" એ કથન ઉપરથી અનુમાન થઇ શકે છે. અહિંઆ તેને હમેશાં જમવામાં સારા સારા મિષ્ટાન્ન મળવા લાગ્યા; પરંતુ ઉપદેશની વાત જ ન મળે. જે હેતુને માટે તે અહિં રહ્યો હતો તે નિષ્ફળ ગયો. તેની જ્ઞાનની ભૂખ ન ભાગી. હમેશાં પોતાનો સમય મોજમજામાં ગાળનાર ગુરુ ઉપર તેને તિરસ્કાર આવ્યો. જે ગુરુ પોતાના આત્માનું શ્રેય શામાં રહેલું છે તે ન સમજતો હોય એવો ગુરુ પોતાના શિષ્યોને તો જ્ઞાનમાર્ગ બતાવી જ ક્યાં શકે? આવા દંભી ગુરુને તેણે ઘણા સખ્ત ચાબખા માર્યા છેઃ-

"ગુરૂ થઇ બેઠો હોંસે કરી, કંઠે પથાણ શકે કેમ તરી;
નાર નાનકડી હવું પ્રસન્ન, વળતી વાધે નહિ અદ્‌ભુત."

× × × ×

"પોતે હરિ નહિ જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ;

સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ;
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવ પાર."

(ગુરુઅંગ.)

છેવટે એ સાના જીવનથી કંટાળી ગયો, તેથી મહારાજશ્રીને ભેટ દક્ષિણા આપી, વિદાયગીરી લઇ ત્યાંથી અખો ચાલી નીકળ્યો; એ પછી તે ગોકુળ મથુરા ગયો.

"દર્શન વેષ જોઇ બહુ રહ્યો, પછે ગુરુ કરવાને ગોકુળ ગયો."

(પ્રપંચઅંગ.)

અહિંયા પણ તેને કોઇ સંત પુરુષથી સંતોષ ન થયો; ઉલટું આવાં પુણ્યસ્થળોમા થતા અધર્મ કૃત્યોથી તેના મનને ઘણો ખેદ થયો. જે તીર્થસ્થળોમાં અનેક પ્રકારનાં પાપકર્મો થતા હોય છતા પવિત્ર માનવામા આવે, તેવાં સ્થાનોમા ભટકવાથી જ—ફરવાથી દેહનું કલ્યાણ થાય છે એમ માનવાનું નથી; જો અંતઃકરણ નિર્મળ, પવિત્ર, મલિન વાસના રહિત અને શુદ્ધ વિચારોથી ઉન્નત હોય, તો ઘેર બેઠાં પણ ભક્તિથી પ્રભુની પ્રાપ્તિ થાય છે. તે માટે અખો કહે છે કેઃ—

"રામ રડવડતાં કહેને મળ્યો, ઘેલો તે ઘરે સુખથી ટળ્યો;
હું મારૂં ખોયાશું કામ, મળે અખા ઘર બેઠા રામ;
હરિ વિણ જાણે ક્ષેપણ કાળ, ધોયે હિર ન થાયે વાળ"

(તીર્થઅંગ.)

કોઈ સ્થળે સદ્‌ગુરુ નહિ મળવાથી છેવટે તે કાશી ગયો.

કાશી મોક્ષનું ધામ મનાય છે; તેના તીર્થ પ્રદેશમા પુણ્ય સલિલ પતિતપાવની ગંગાનું નિર્મળ જળ શાંત અને ગંભીર રીતે વહન કરે છે. અનેક ગગનચુંબિત મંદિરોથી આ દેવનગરી મંડિત છે. અહિં અનેક મઠો અને આશ્રમો જોવામાં આવે છે. વિવિધ ધર્મના અનેક સાધુઓ અને પંડિતોનું તે નિવાસસ્થાન છે. છતાં તે માટે એવી લોકોક્તિ છે કે "રાંડ, સાંઢ અને સંન્યાસી, ને તેથી વસે છે કાશી." અર્થાત્ અહિં વેશ્યા, સાંઢ, અને સાધુઓ—એ ત્રણેનું અતિ પ્રાબલ્ય છે "કાંચન અને કામિનીની મોહજાળમાં ન ફસાય અને માયાથી નિર્લિપ્ત રહી કેવળ જ્ઞાનયજ્ઞરૂપે જ લોકહિતમાં નિરત રહે એ જ જીવનમુક્ત સાચા સંત કહેવાય." આ સત્યોક્તિની અખાના હૃદય ઉપર ઉંડી છાપ પડી હતી, તેથી એવા સાચા સંતની શોધમાં અખો કાશીમાં બધા સ્થળોએ ફર્યો. અને જયપુરવાળા ગોકુળનાથના થએલા અનુભવથી એ જે જે મહાત્માઓનાં સમાગમમાં આવતો તેમની પરીક્ષા કરતો, જ્ઞાનગોષ્ટિના પ્રસંગ કાઢી એમની સત્યનિષ્ઠા, વિદ્વત્તા અને નિર્મળ મનોભાવની કસોટી કરતો, એમના તપોબળને તાવતો, અને એમની જીવન લીલા નિહાળતો; પરંતુ કામિની તથા કાંચનથી ન ચળે એવો કોઇ સાધુ પુરુષ તેના જોવામાં આવ્યો નહિ આ પ્રમાણે સંત પુરુષની શોધમા તે રાત્રિદિવસ ફર્યા કરતો હતો, તેવામાં તેને છેવટે એક સમર્થ જ્ઞાની મહાત્માનો સમાગમ થયો. આ મહાત્મા તેની કસોટીમાથી સંપૂર્ણ રીતે વિશુદ્ધ નીવડ્યા; અને અખાએ તેમની પાસેથી સાચો બ્રહ્મ ઉપદેશ પ્રાપ્ત કર્યો

"ચરણુ ચિંતવી સ્તુતિ કરું, ચિદ્ શકિત બ્રહ્માનન્દની" 'અખે ગીતા'ના મંગળાચરણુમાં આ પ્રમાણે તે પોતાના ગુરુના નામનો ઉલ્લેખ કરે છે.

આ મહાત્માનો સમાગમ અખાને અદ્ભુત રીતે થયો. તે પ્રસંગ નીચે પ્રમાણે છે. બન્યું એમ કે ભટકતાં ભટકતાં એક વખત અખાએ આ બ્રહ્માનન્દજી મહાત્માને મણિકર્ણિકાના પવિત્ર ઘાટ પાસે એક ન્હાની પર્ણકુટિમાં પોતાના એક શિષ્યને વેદાન્તનો ઉપદેશ આપતા સાંભળ્યા કાશીમા જ્યા પ્રત્યેક મઠમાં અસંખ્ય વિદ્યાર્થીઓ ઉભરાતા હોય, અને જ્યાં અપ્રસિદ્ધ ગુરુની પાસે પણુ સો જેટલા શિષ્યો નિત્ય કથા શ્રવણુ કરવા આવતા હોય તેવે સ્થળે આ એકાંત પર્ણકુટિમાં માત્ર એક જ શિષ્યને ગુરુ ઉપદેશ આપે એ અખાને જરા વિસ્મયજનક લાગ્યું. અખાએ ગુપ્ત રીતે આ ઉપદેશ સાભળ્યો; તેને તે રુચ્યો, તેથી તે પર્ણકુટિની પછીત પછવાડે ઉભા રહી નિત્ય કથા શ્રવણુ કરવા લાગ્યો. આ ઉપરથી તે મહાત્મા પવિત્ર સત્પુરુષ અને પૂર્ણજ્ઞાની છે તથા તેમના શિષ્ય થવું સર્વથા યોગ્ય જ થશે એમ અખાની પ્રતીતિ થઇ. પરંતુ મહાત્માઓની પરીક્ષા કરવાની તેની ટેવ હજી ગઇ ન હતી, તેથી એ દ્રવ્યથી કે સ્ત્રીથી ચલાયમાન થાય છે કે નહિ તેની કસોટી કરવાના હેતુથી દિવસના તેમની પાસે જઇને દ્રવ્યાદિકનો મોહ લગાડ્યો; પણુ તે સંતપુરુષ એથી જરાય ચલિત થયા નહિ; તેમને સંસાર ઉપર પૂર્ણ વિરાગ હતો. તેમણે વાસનાદેહને જીતી અક્ષય દેહની પ્રાપ્તિ કરી હતી; તેથી અખાની કસોટીમા તે વિજયી નીવડયા; અને અખાની આસ્થા તેમના ઉપર ચ્હોંટી. અખાના હૃદયમા તેમને માટે આદર અને ભક્તિભાવ ઉત્પન્ન થયા. આ મહાત્માના ઉપદેશમા તેને રસ પડવા લાગ્યો. મનમા તેણે મહાત્માને પોતાના સદ્ગુરુ માની લીધા, અને પ્રથમની જેમ છુપી રીતે કથાશ્રવણનું કાર્ય ચાલુ રાખ્યુ એકાદ વર્ષ સુધી એમ બહાર બેસીને જ તેણે કથા શ્રવણુનો લાભ લીધો. એવામા એક દિવસ કથા સાંભળનાર શિષ્યને ઝોકું આવ્યું, અને કથા પ્રસંગમા હોકારો ન દેવાયો. હોકારો નહિ આપવાથી બ્રહ્માનન્દજી ઉપદેશ આપતા અટકી પડશે એમ માનીને અખાએ બહાર બેઠા બેઠાં હોકારો આપ્યો. રાત્રિના સમયે કોઇએ બહારથી હોકારો આપ્યો એ સાભળીને બ્રહ્માનન્દજીને આશ્ચર્ય થયું, અને કોણે એ હોંકારો આપ્યો તે જાણવાની મનોવૃત્તિ થતા તેમણે બહાર જઇને તપાસ કરી, તો અખો બેઠેલો દેખાયો. એણે જ હોકારો દીધો હશે એમ માનીને તે કોણ છે, ક્યાથી આવ્યો છે, ઇત્યાદિ તેનાં નામ ઠામ વગેરે હકીકત પૂછતા અખાએ પોતાનો સર્વ વૃત્તાત સવિસ્તર નિવેદન કર્યો, તથા પોતે એકાદ વર્ષથી કથાશ્રવણનો લાભ લે છે, અને પોતાને કથાશ્રવણુ કરવાની આજ્ઞા મળે કે ન મળે, તેથી છુપી રીતે બહાર બેસીને જ તે કથા શ્રવણુ કરતો હતો એ વાત પણુ અખાએ નિવેદન કરી. બ્રહ્માનન્દજી સ્વામીને અખો મુમુક્ષુ જણાયો, તેથી તેને કથા સાભળવા બેસવા દીધો આ પછી અખો લગભગ ત્રણેક વર્ષ કાશીમાં રહ્યો. આ મુદત દરમિયાન તેણે બ્રહ્માનન્દજી પાસે પંચદશી, અધ્યાત્મ રામાયણુ, ભગવદ્ગીતા, યોગવાસિષ્ઠ રામાયણુ વગેરે વેદાન્તના ગ્રન્થોનો અભ્યાસ કર્યો.

આ પ્રમાણે ચાર વર્ષ કાશીમા રહી અખો પાછો ગુજરાતમા આવી રહ્યો. પાછા આવતા તે પુનઃ જયપુર ગયો. આ વખતે તે પ્રથમના જેવો દ્રવ્યવાન ન હતો. કારણુ કે તેની પાસે જે થોડુ ઘણું દ્રવ્ય હતું તે તેણે પોતાના કાશીનિવાસ દરમિયાન સાધુ સંતોને

દાનમાં આપી દીધું હતું. વળી પ્રાપંચિક વસ્તુઓ ઉપરનો તેનો મોહ નાશ પામી તેનું મન ગંગાજલ જેવું સ્વચ્છ અને નિર્મળ થયું હતું. તેનો અહંભાવ જ્ઞાનમાં ગળી ગયો હતો. તેનામાં આડંબર, ડોળ, દંભ બિલકુલ ન હતાં. તેને જયપુરમાં આવ્યા પછી પોતાના મૂળ ગુરુ ગોકુલનાથની પરીક્ષા કરવાની ઇચ્છા થઇ આવી. પોતે દ્રવ્યવાન્ હતો તે વખતે પોતાને જે સત્કાર આદર મળ્યો હતો, તેવોજ સત્કાર અને આદર નિર્ધન દશામાં મળે છે કે નહિ તે જાણવાની તેને અભિલાષા થઇ આવી. તેણે ધાર્યું હતું તે પ્રમાણે જ થયું. દ્વારપાલે તેને ઓળખ્યો નહિ, અને અંદર જતો અટકાવ્યો. જ્યાં દ્રવ્યનો જ સત્કાર થતો હતો એવા મંદિરમાં "અખો આવો ભિખારી ન હતો. એ તો બડો દ્રવ્યવાન શેઠીયો હતો" એ શબ્દો દ્વારપાલને મુખે તેણે સાંભળ્યા. પોતાનું નામ મહારાજશ્રીને પહોંચાડવાને તેણે દ્વારપાલને કહ્યું, દ્વારપાલે તેમ કરવાની ના પાડી. આ પ્રમાણે ગડબડ થતી સાંભળીને મહારાજે મેડી પરથી બારીમાથી ડોકીયું કર્યું, અને અખાને ઓળખ્યા છતાં તેનો તિરસ્કાર કર્યો. આથી અખાને ઘણું દુઃખ લાગ્યું. પોતાનો નહિ પરંતુ પોતાના દ્રવ્યનો જ મહારાજે અગાઉ સત્કાર કર્યો હતો એ જાણીને તેને એવા સ્વાર્થપટુ, દંભી અને લંપટ ગુરુ ઉપર ધિક્કાર ઉપજ્યો. તેણે કહ્યું, "આ સંસારમાં જો કોઇ વસ્તુ આ અધર્મીઓને મહત્ત્વની લાગતી હોય તો તે દ્રવ્ય જ છે. આ સઘળા ધનના જ સગા છે, નિર્ધનના નહિ, માટે ધિક્કાર હો તમને!" આ પ્રસંગના સ્મરણમાં તેણે લખ્યું છેઃ—

"ઘણાં કૃત્ય કર્યા મેં બાહ્ય, તોય ન ભાગી મનની દાઝ;
દર્શન વેશ બહુ જોઇ રહ્યો, પછી ગુરુ કરવાને ગોકુળ ગયો;
ગુરુ કર્યા મેં ગોકુળનાથ, ગુરુએ મુજને ઘાલી નાથ."

(પ્રપંચ અંગ.)

"પ્રાપ્ત રામ કહે તે ગુરુ, બીજા ગુરુ તે લાગ્યા વરૂ;
ધન હરે ધોખો નહિ હરે, સંબંધ સંસારી સાચો કરે;"

(જડભક્તિ અંગ.)

એને ત્યા આવો અનુભવ થયો હતો, એમ તે સ્પષ્ટ કહે છે. એણે આ પહેલાં અમદાવાદ અને અન્ય સ્થળોએ રહીને બાવા, વૈરાગી, સાધુ વગેરેના જીવનનો—આચરણોનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો હતો, અને તેમના અનીતિમય, તથા ભોગી જીવનથી તેને એટલો તો તિરસ્કાર ઉપજ્યો હતો, કે તેણે આવા ડોળઘાલુ, વિષયી, લાલચુ અને કાંચનને જ સર્વસ્વ માનનારા સાધુઓને ઉઘાડા પાડવામાં પોતાનું જીવન ગાળવાનો નિશ્ચય કર્યો. તેને જે જે સાધુ સંતોનો સમાગમ થયો હતો તેઓ બધા આ કોટિના જ હતા એમ ન હતું. તેમા કેટલાક સારા, સત્યનિષ્ઠ અને નિર્મળ જીવન ગાળનારા સાધુઓ પણ તેના જોવામાં આવ્યા હતા. અને આવા સત્યપ્રેમી, શુદ્ધ જીવન જીવનારા સંત મહાત્માઓની પ્રશંસા તે પોતાના ગ્રંથોમાં કેટલેક ઠેકાણે કરવાને ચુક્યો નથી. તો પણ એટલું તો ખરૂં કે તેના ગ્રંથોમાં ઢોંગી, દંભી, છેતરપિંડી કરનારા સાધુઓને સખ્ત ચાબખા તેણે માર્યા હોય એવા પ્રસંગો ઘણા વધારે જોવામાં આવે છે.

અખો પ્રથમ વલ્લભમતાનુયાયી હતો; પરંતુ એ સંપ્રદાયના આચાર્યોના વર્તનથી તેને એ ધર્મ ઉપર કંટાળો ઉપજ્યો હતો; વળી તેઓ તેની જ્ઞાનની ભૂખ ભાગી શક્યા ન હતા;

ત્યારે તે અગાઉ કહી ગયા પ્રમાણે વેદાન્તનિષ્ઠ બ્રહ્માનન્દજીને શરણે ગયો અને તેમની પાસેથી વેદાન્તરહસ્ય પ્રાપ્ત કર્યું, ત્યારથી તે શાંકરમતાવલંબી થયો હતો.

અખાએ ૭૪૬ છપ્પા, અને ૬૦ પદો લખેલાં છે. આ છપ્પાઓને વ્યવસ્થા પૂર્વક ગોઠવવાનો પ્રયત્ન તેણે કર્યો નથી. આથાક મહેનતને અને દીર્ઘ કાળના ભ્રમણ પછી સંત પુરુષની અને સત્યની તેને જે અલભ્ય પ્રાપ્તિ થઈ હતી તેનો લાભ જેમણે અધિકાર પ્રાપ્ત કર્યો નથી એવા જિજ્ઞાસુ ધર્મનિરત સામાન્ય કોટિના લોકોને આપવા માટે, તથા તેઓ ચોમેર જોવામાં આવતા પાખંડ, અધર્મ અને અનીતિથી સાવચેત રહે એટલા માટે તેણે આ છપ્પાઓ બનાવેલા છે. આ છપ્પાઓ તેનાં વેદાન્તના બીજા ગ્રન્થોની જેમ શુષ્ક તથા નીરસ લાગતા નથી. આ છપ્પાઓ વાંચનારને તરતજ માલૂમ પડશે કે તે બધા લોકોને ઉદ્દેશીને જ લખાયેલા છે. એ લખવા માટે પોતાની નિન્દા થાય કે પ્રશંસા થાય તેની દરકાર તેણે કરી નથી. આ છપ્પાઓમાં તેણે દાંભિક વ્યવહાર અને તેમાં દૃષ્ટિગોચર થતી કુટિલતા એ બન્નેને નીડરતાથી અને ખુલ્લી રીતે ઉઘાડા પાડયા છે. આ છપ્પાઓમાં તેણે અનીતિને માર્ગે ચાલનારા લોકોને, ટીલાં ટપકાં, પાઠપૂજા વગેરે બાહ્યાચારને જ માન આપનારાઓ, પરંતુ આંતર ગુહામાં નિગૂઢ રહેલા આત્માના અવાજને તરછોડનાર જુદા જુદા પંથ વાળાઓને; મોજ શોખમાં રચીપચી રહેલા, ધનની લોલુપતા વાળા. ભ્રષ્ટાચારથી પતિત થયેલા ઢોંગી ધર્મગુરુઓને; માયાની મોહિનીમા મસ્ત રહેલા સાધુસંતોને ઘણા આકરા શબ્દોમાં ચાબખા માર્યા છે. દ્રવ્ય, સ્ત્રી, માબાપ, છૈયાંછોકરા, ભાઇ બ્હેન, સગાં વ્હાલાં, મિત્ર, ચાકર નોકર—આ બધા જ્યાં સુધી પોતાનો સ્વાર્થ સચવાય ત્યાં સુધી જ સંબંધ રાખે છે. જ્યાં સુધી કોઇ માણસ પાસે દ્રવ્ય હોય છે ત્યાં સુધી જ એ બધા તેના ઉપર હેત રાખશે; જેમ પુષ્પમાંથી ભમરો મધ ચૂસી લઇ મધ ખૂટી જાય ત્યારે તેનો ત્યાગ કરીને ઉડી જાય છે, તેમ કોઇ માણસ પાસે દ્રવ્ય હશે ત્યાં સુધી એ બધા તેને ફોલી ફોલીને ખાશે; અને તે દ્રવ્યહીન થયો કે તરત જ તેને છોડી દેશે માટે વસ્તુતઃ આ દુનિયામાં કોઇ કોઇનું નથી; સંસાર અને તેમાં રહેલી સર્વ વસ્તુઓ મિથ્યા છે, અસત્ય છે; વ્યવહાર દુઃખનું કારણ છે; સાધુઓ, સંન્યાસીઓ, ગુરુઓ, આચાર્યો—એ સર્વ આડે માર્ગે દોરનારા છે; તેથી ભૂલ્યેચૂક્યે તમે એમના ઉપર ભરોંસો રાખશો મા. જો તમે ભરોસો રાખ્યો તો તમારૂં વહાણ મધ્ય દરીએ ડૂબવાનું. તેથી માત્ર સચ્ચિદાનંદ સ્વરૂપ પરબ્રહ્મ ઉપર જ ભરોસો રાખશો, તેને તમારો હમેશનો સાથી ગણશો તો તમે સહજ આ અનીશ્વર જગતની પેલી પાર તરી જશો, અને પરમ પદને પામશો. આ અનિત્ય જગત્ તો માત્ર નિત્ય સ્વરૂપ બ્રહ્મની લીલા જ છે, તેથી તે અસત્ય-અનિત્ય લીલાનો ત્યાગ કરી સત્ય નિત્ય પદાર્થની પ્રાપ્તિ માટે કટિબદ્ધ થાઓ વગેરે વગેરે ઘણીય અનુભવસિદ્ધ વાતો અખાએ અનેક દૃષ્ટાન્તોથી અતિ જુસ્સાદાર બાનીમાં આ છપ્પાઓમાં પ્રતિપાદિત કરી છે.

આ છપ્પાઓ ઉપરાંત નીચે જણાવેલા તેના ગ્રન્થો પ્રસિદ્ધ છે. અખેગીતા, ચિત્ત વિચાર સંવાદ. પંચીકરણ, ગુરુ શિષ્ય સંવાદ, અનુભવ બિંદુ, કૈવલ્ય ગીતા, બ્રહ્મ લીલા (હિંદુસ્તાનીમાં), પરમપદપ્રાપ્તિ અને પંચદશી તાત્પર્ય. આ બધા વેદાન્ત ઉપર લખાયેલા ગ્રન્થો છે. અખો વેદાન્ત દર્શનમાં કેટલો નિપુણ હતો તે જાણવાને ઉપરોક્ત પ્રથમના ચાર

ગ્રંથો બસ છે. આ ગ્રન્થોમાં દર્શન રહસ્ય એટલું ગૂઢ રહેલું છે કે વેદાન્ત દર્શનમાં માત્ર યત્કિંચિત્ પ્રવેશ હોય એવા સામાન્ય અભ્યાસકને તેનો અર્થ સહેલાઇથી સમજાશે નહિ. તેણે આ બધા ગ્રન્થો લોકોને ઉદ્દેશીને લખ્યા હતા એ ખરૂં, પરંતુ પોતે પરબ્રહ્મ–પરમ સત્યની શોધમા જેટલો ઉંડો ઉતરી શકયો હતો, તેટલા ઉંડા સામાન્ય લોકો ન ઉતરી શકે એ વાત તેના સ્મરણમા ન રહી હોય એમ લાગે છે. તેણે તે વેદાન્ત દર્શનના સિદ્ધાન્તોનો જેટલો સૂક્ષ્મ અભ્યાસ કર્યો હતો, તેને કૈવલ્ય જ્ઞાનનું જેટલું રહસ્ય હાથ લાગ્યું હતું, તેટલે દરજ્જે સામાન્ય લોકોએ અભ્યાસ ન કર્યો હોય, તેમજ રહસ્યસિદ્ધિ પ્રાપ્ત ન કરી હોય એ વાત ઉપર તેણે દુર્લક્ષ્ય આપ્યું હોય એમ લાગે છે. વળી તત્ત્વજ્ઞાનને કવિતામાં ઉતારવું એ કાર્ય અતિ વિકટ છે; તો પછી શાકર દર્શન જેવા વેદાન્તના રહસ્યપૂર્ણ ગ્રંથમા રહેલા ઉંડા, ગૂઢ, કઠિન, સહેલાઇથી સમજી ન શકાય એવા તત્ત્વજ્ઞાનને કવિતામા ઉતારવું એ કેટલું વધારે મુશ્કેલ કાર્ય હોવું જોઇએ તેનો ખ્યાલ વાચકને સહજ આવશે. આવા વિષયને કવિતામાં ઉતારવાથી તે આકર્ષક ન બને એમા કાઇ નવાઇ નહિ. આ કારણને લીધેજ અખાના છપ્પા જેટલા પ્રમાણમા વંચાય છે, તેટલા પ્રમાણમા તેના ઉપરોક્ત વેદાન્ત ગ્રંથો વંચાતા નથી.



અખાને કવિ ગણવો કે નહિ એ પ્રશ્ન અહિં ઉપસ્થિત થાય છે. આ સંબંધી બે પક્ષ છે. એક પક્ષ અખાને કવિ ગણવાની સાફ ના પાડે છે, કારણ કે તેમના મંતવ્ય પ્રમાણે શબ્દ, ચાતુરી, ઝડઝમક, અલંકાર ઇત્યાદિ કવિતાના આવશ્યક ગણાતાં અંગ તેની કવિતામા જોવામા નથી આવતા. શબ્દરચના, પદલાલિત્ય, અલંકાર ઇત્યાદિમા જ કાવ્યનો આત્મા આવી રહેલો છે એમ તેઓ માને છે, તેથી તેમને મન અખો કવિ નથી લાગતો. બીજો પક્ષ **रसात्मकं काव्यम्** એવી કાવ્યની વ્યાખ્યાને સ્વીકારે છે, તેથી તેમને તો અખો નિ:સંશય કવિરૂપે ભાસવાનો. આ પક્ષને મન શબ્દરચના, ઝડઝમક વગેરે કાવ્યના આવશ્યક અંગ નથી, પરંતુ ઉપકારક અંગ છે. કોઇ પણ અંગીરસની નિષ્પત્તિ કરવામા જ કવિતાનું રહસ્ય રહેલું છે, એમ તેઓ માને છે. અખાને પોતાને પણ રૂઢ અર્થમા ગણાતા કવિ તરીકે ગણાવાની વૃત્તિ ન હતી તે "કવિ અંગ" મા કહે છે.

"જ્ઞાનીની કવિતા ન ગણીશ, કિરણ સૂર્યના કેમ વરણીશ."

અખાનું દૃષ્ટિબિંદુ કવિતા રચી તે દ્વારા પ્રસિદ્ધ થવાનું હતું જ નહિ, તેથી અમુક પ્રકારની કવિતામા જ કવિત્વ રહેલું છે, બીજામા નહિ એવા મતાગ્રહને "આત્મ લક્ષ અંગ" માં તે નિંદે છે. તેને મન તો જે શબ્દરચનાથી અખંડ પરમાત્મ તત્ત્વ સમજાય તે શબ્દ રચનામાંજ કવિત્વ રહેલું હતું.

"અખો શું કવિતાપણું કરે, જો વાત કશી ન પહોચે શરે;
કે લેવું કે મૂક્વું કહે, તે તો ત્યાં આઘેરૂં રહે;
એવું કવતા આવે લાજ, સમજ્યા સરખો છે મહારાજ."
"ઉકેલ પડે તે જોડયુ ખરૂં, જેણે જીવપણું જાયે પરૂં;
બાકી સઘળો મોહ જોડાય, મનનું ગમતું સૌ કો ગાય,
અખા અર્થરહિત કહેજો વાન, નાચે પૂત તવ લાજે તાન"

ઉપરના છપ્પામા ઘણું ઉંડું રહસ્ય રહેલું છે. જે કાવ્યથી વાચકના હૃદય ઉપર બોધની છાયા પડતી નથી, તે કાવ્ય પ્રજાની નૈતિક ઉન્નતિ સાધવામા જરાય ઉપયોગી નથી. જે કાવ્ય વાચવાથી વાચકના હૃદયની સંસ્કારિતા જાગ્રત થતી નથી, જે કાવ્યથી હૃદયના ઉંડાણુમાં આત્માનો ગુંજારવ થતો નથી, જે કાવ્ય તલસ્પર્શી નથી તે કાવ્યને અલંકારોથી ગમે તેટલું વિભૂષિત કર્યું હોય તો પણ તે ચિરંજીવ નીવડવાનું નહિ. શબ્દ તથા અલંકારમા કાવ્યનું કાવ્યત્વ નથી, પણ શબ્દાર્થની પાછળ રહેલા ધ્વનિમા, બોધમય રસમા કાવ્યત્વ છે; જેમ કોઇ સ્ત્રીએ ખૂબ આભૂષણો તથા સુંદર વસ્ત્રો ધારણ કર્યા હોય તથાપિ તેનામાં સૌંદર્ય ન હોય તો એ વસ્ત્રો અલંકારો તેણે શરીર ઉપર ધારણ કર્યાં હોય ત્યા સુધીજ પ્રેક્ષકને મોહ પમાડવાની શક્તિ તેનામા રહે છે; પરંતુ વસ્ત્રાલંકારો તેણે દૂર કર્યા કે તરત તેની મોહકતા નાશ પામે છે. તેનીજ સ્થિતિ અલંકારયુક્ત પરંતુ રસવિહીન કાવ્યની છે. કાવ્યના પ્રયોજનનું વર્ણન કરતા મમ્મટાચાર્ય कान्तासमित तयोपदेशयुजे। એમ કહી કાવ્ય સ્ત્રીની જેમ મધુર ઉપદેશ આપે છે એવો સિદ્ધાન્ત પ્રતિપાદિત કરે છે. કાવ્યની આ વ્યાખ્યા સ્વીકારીએ તો અખાની ગણના કવિમા કરવી જ જોઇએ. તેના છપ્પામા કવિતારસ થોડે ઘણે અંશે રહેલો છે, તેથી તેની ગણના કવિમા કરવામા આવે છે, તથાપિ એનામા કવિના કરતા જ્ઞાનીના લક્ષણો જ વિશેષ હતા તેથી એને કવિ નહિ પરંતુ જ્ઞાની કવિ કહેવામા બાધ નથી.

અખાનો ઉદ્દેશ પોતાને કવિ તરીકે ગણાવવાનો ન હતો, તો પછી ગદ્યમા લખતા પદ્યમા તેણે શા માટે લખ્યું એવી શંકા કદાપિ થાય તો તેના ઉત્તરમા એટલું જ કહેવાનું કે અખાના સમયમા ગ્રંથો ગદ્યમા લખવાનો રિવાજ ન હતો. વળી ગદ્યના વાચન કરતાં પદ્યના વાચનથી લોકો ઉપર અસર ઘણી વહેલી થાય છે. પદ્યમા વિચારો સંક્ષેપમા દર્શાવેલા હોય છે, તેથી તાત્પર્ય સહેલાઇથી અને ત્વરાથી સમજી શકાય છે. કદાચિત્ અખાનો આવો ઉદ્દેશ હોય.

અખાએ જીવનમુક્તિ પ્રાપ્ત કરી હતી. તે સંસારના બંધનથી અળગો થઇ ગયો હતો. તેને બંધનો પ્રિય ન હતા; તેથી વેદાન્ત જેવા ગહન વિષય માટે તેણે કાવ્ય કરવામા સંસ્કૃતને બદલે પ્રાકૃત ભાષા પસંદ કરી હતી. અમુક ભાષામાજ લખવું અથવા બોલવું એવો આગ્રહ તેને ન હતો.

"સસ્કૃત બોલે તે શું થયુ, કાંઇ પ્રાકૃતથી નાસી ગયુ ?"

તેનો હેતુ લોકોને ઉપદેશ આપવાનો હતો, તેમના મૂર્ખતા ભરેલા કૃત્યો તરફ તેમની આખ ઉઘાડવાનો હતો, તેથી તેણે પ્રાકૃતમા જ-લોકોની ભાષામા જ કવિતા કરી છે લેખકે અમુક ભાષા માટે આગ્રહ ન રાખવો જોઇએ, જે ભાષાથી પોતાનો ઉદ્દેશ સિદ્ધ થતો હોય તે ભાષામા તેણે પોતાના વિચાર પ્રકટ કરવા. તે કહે છે,

"ભાષાને શું વળગે ભૂર, જે રણમા જીતે તે શૂર."

પંડિતોએ, વિદ્વાનોએ અમુક વિષયો દેવભાષા સંસ્કૃતમા જ લખવા જોઇએ એ આગ્રહ મૂકી દેવો જોઇએ. પ્રાકૃતથી જો કામ સરતુ હોય તો બીજી ભાષા ઉપર એટલો બધો મોહ શુ કામ રાખવો ? આ હેતુથી જ અખાએ પોતાની માતૃભાષામા-પોતે જેવી ભાષા બોલતો હતો તેની ભાષામા પોતાના ઉદ્‌ગારોનો ધોધ વહેવડાવ્યો છે

છપ્પામાં દર્શાવેલા વિચારોથી સાર જણાય છે કે તેણે બહુ જોયેલું, બહુ સાંભળેલું, બહુ વેઠેલું; તેથી એમાં રહેલા વિચારોમાં કૃત્રિમતા બિલકુલ નથી. એ જ તેની કવિ તરીકેની ખુબી છે. ( તેનો કોઇ પણ છપ્પો પિંગળશાસ્ત્રના નિયમ મુજબ રચાયો નથી. અખાએ છંદશાસ્ત્રનો અભ્યાસ કર્યો હશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. ) કવિએ ઝડઝમક, અલંકારાદિ કાવ્યના બાહ્ય સ્વરૂપ ઉપર લક્ષ આપ્યું જણાતું નથી. કવિ પોતે જ " અખેગીતા "માં કહે છે. કે હું " મગણ, જગણ " જાણતો નથી, ચાતુરી, ઝડઝમકાદિ હું કાવ્યમાં લાવી શકતો નથી.

" તેણે ગ્રંથ પહેલું એમ જાણવું, અમો મગણ જગણ નથી જાણતા;
તુક, ચોક, ચાતુરી, ઝડઝમકો, અમો લહ્યા વિના નથી આણતા "

અલંકારપ્રયોગ જ્ઞાનનાં મૂળ તત્ત્વ સમજવામાં આડખીલી રૂપ થાય છે એવી કવિની માન્યતા હોવાને લીધે આલંકારિક ભાષા તરફ તેને સ્વાભાવિક અપ્રીતિ હતી. કવિ એ વિશે " પ્રપંચ અંગ " છપ્પામાં કહે છે.

" શ્લોક સુભાષિત મીઠી વાણ્ય, તેણે મોહ્યા કવિ અજાણ."
× × ×
" કવિએ શક્ય જણાવા કાજ, ગાજે જેમ રોહિણીનો ગાજ;
વૃષ્ટિ થવાને નવ ગડગડે, સામો અવધ્યયો પાછો પડે;
પૂજાવા મનમાં બહુ કોડ, શબ્દ તણા જોડે છે જોડ."
× × ×
" કવિ થઇને અધિકું શું કર્યું, જોતા નહી બ્રહ્મ અણચર્યું:
રાગદ્વેષની પુંજી કરી, કવિ વ્યાપાર બેઠો આદરી.
તેમાં અખા શું પામે લાભ, વાએ ગયો જેમ ઓને ગાભ."

" જડ ભક્તિ " અંગ છપ્પામાં પણ કહે છે કે;

" શબ્દજાળ કર્મના ગ્રંથ,. એમાં સાર ન લીધે અંત,
સાચું સાધન જે કો કરો, વાગવિલાસ સકળ પરહરો."
× × ×
" શબ્દજાળ માયાનું કુડ, ત્યાં નર પશુ પડે મતિમૂઢ;
શણગારી વાણી સૌ ગાય, મોહ્યા જીવ સાંભળવા જાય;
અખા શું વાચ્યું સમજ્યો કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યુ."

વળી " કુટકળ અંગ " છપ્પામા પણ કહે છે કે,

" વાચક જાળમા ગુંચવી મરે, અખા જ્ઞાનીનું કહ્યું કેમ કરે; "
× × ×
" પંડિત પંડિતાઇનું જોર, પણ અંતઃકરણમા અંધારૂં ઘોર;
અખા તે થકી પ્રાકૃત ભલા, જો આવે સમજ્યાની કળા."

✓ તેની ભાષા તેના જીવનની પેઠે આડંબર વિનાની અને સરળ છે. કવિમા ગણના કરાવવાની મહદિચ્છા તેને ન હતી, તેથી શબ્દરચના અને પદલાલિત્ય ઇત્યાદિ તરફ તેણે અપેક્ષા

રાખી છે, તેમજ છંદની માત્રા તરફ પણ તેણે યથોચિત લક્ષ આપ્યું નથી. તેણે ભાષાની ખુબીઓ ઉપર લક્ષ ન આપતાં વિચારસંકલના ઉપર વિશેષ ધ્યાન આપ્યું છે. વેદાન્ત જેવો કઠિન અને ગહન વિષય હોવાથી તથા વિચારોને સંક્ષેપમાં દર્શાવવાની વૃત્તિ હોવાથી તેની કવિતામાં કેટલેક ઠેકાણે અર્થ જોઇએ તેટલો સ્પષ્ટ થઈ શક્યો નથી. શબ્દપ્રયોગોમાં પણ કોઇ ઠેકાણે અશુદ્ધતા અને ક્લિષ્ટતા જોવામાં આવે છે. વાક્યરચના પણ ક્રિયાપદ આદિ આવશ્યક અંગો અધ્યાહૃત રહેવાથી કઠિન બની છે. તેથી ઉપર જણાવ્યું તેમ અખાની કવિતા આડંબર રહિત અને સરળ છે તથાપિ કેટલેક ઠેકાણે અપરિચિત, કઠિન, ક્લિષ્ટ થઇ પડી છે.

પરંતુ અખાના વેદાન્તના પદો જોતાં તેમા જોસ અને સરળતા દૃષ્ટિગોચર થયા વગર રહેશે નહિ. તેમાં રસની જમાવટ સારી રીતે થયેલી હોવાથી વાચનારને એ વાચતાં ઘડી ભર તો આનંદ થવાનો જ. વિવિધ દૃષ્ટાન્તોથી વિષય સારી રીતે સમજાવ્યો છે. ભાષાની ક્લિષ્ટતા તેમા કેટલેક અંશે ઓછી જોવામા આવે છે. પદોમાં નૈસર્ગિક સરળતા તરી આવવાને લીધે કવિતાનો પ્રવાહ પણ અખંડ, અસ્ખલિત વહે છે. દૃષ્ટાંત તરીકે "અક્ષય લીલા" નું નીચેનું પદ—

"સંતોરે વનસ્પતિ ફુલી, માયા કેરા ધામમા;
ઘર ગયો છે ભૂલી, સંતોરે વનસ્પતિ ફુલી.
વણ ખેડુ વન વરખડો, જઇ ગગનમાહે મોર્યો,
ફાલ્યો ફુલ્યો બહુ ફળ્યો, ત્રિલોકમા ફેર્યો સંતો રે.
પગ વિના પગ કાઢવો, વણુ વાટે દીવો બાળો;
જે ઘર જાવું મુખા પછી, તે ઘર જીવતા નિહાળો." સંતો રે.

વળી જુઓ "અનુભવબિંદુ" નું નીચેનુ પદ,

"જેમ વર્ષા ઋતુ જાય, શરદ્ ઋતુ રૂડી દીસે;
દામિની દોડી પળાય, વાય મન હળવા હીસે.
ચોદિશ ચળકે ચંદ, દ્વંદ્વ બહુ મનનો ભાગે,
તેમ ભાગે ભવ ભ્રાંતિ, કાન્તિ જેમ દ્વિતીયા આગે.
વિમળ વપુ હોય વારિ, ચતુર લિંગ દેખી લહે;
ચિદાકાશ ચિન્મય અખો, ધ્યાતા ધ્યેય સમરસ રહે."

અખાની કવિતા એના અનુભવના ઉદ્ગાર રૂપે છે, તેથી એની કવિતામાં ગંભીરતા, ડહાપણ તથા અર્થસૂચકતા રહેલી છે. એની કવિતા જિજ્ઞાસાને જાગ્રત કરી આત્માને મોહજાળમાથી છોડાવી વૈરાગ્ય તરફ પ્રેરવા માટે સજ્જડ મેણા મારી સત્યને પ્રકટ કરનારી અને સાત્ત્વિક શ્રદ્ધા ઉત્પન્ન કરનારી છે. એણે જ્યા ત્યા પ્રપંચ, દંભ, અને અનાચાર જોયા હતા અનુભવ્યા હતા, એણે પ્રજાને વ્હેમ અને અજ્ઞાનમા ડુબેલી જ જોઇ હતી; તેથી તેણે એ વ્હેમ અને અજ્ઞાનને દૂર કરવામા, પ્રપંચ અને દંભને ઉઘાડા પાડવામા કવિતામુદ્ગરના જે

છપ્પામાં દર્શાવેલા વિચારોથી સાફ જણાય છે કે તેણે બહુ જોયેલું, બહુ સાંભળેલું, બહુ વેઠેલું; તેથી એમાં રહેલા વિચારોમા કૃત્રિમતા બિલકુલ નથી. એ જ તેની કવિ તરીકેની ખુબી છે. (તેનો કોઇ પણ છપ્પો પિંગળશાસ્ત્રના નિયમ મુજબ રચાયો નથી. અખાએ છંદશાસ્ત્રનો અભ્યાસ કર્યો હશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે.) કવિએ ઝડઝમક, અલંકારાદિ કાવ્યના બાહ્ય સ્વરૂપ ઉપર લક્ષ આપ્યું જણાતું નથી. તે પોતે જ "અખેગીતા"માં કહે છે. કે હું "મગણ, જગણ" જાણતો નથી, ચાતુરી, ઝડઝમકાદિ હું કાવ્યમા લાવી શકતો નથી.

"તેણે ગ્રંથ પહેલું એમ જાણવું, અમો મગણ જગણ નથી જાણતા;
તુક, શ્લોક, ચાતુરી, ઝડઝમકો, અમો લક્ષ વિના નથી આણતા"

અલંકારપ્રયોગ જ્ઞાનનાં મૂળ તત્ત્વ સમજવામાં આડખીલી રૂપ થાય છે એવી કવિની માન્યતા હોવાને લીધે આલંકારિક ભાષા તરફ તેને સ્વાભાવિક અપ્રીતિ હતી. કવિ એ વિશે "પ્રપંચ અંગ" છપ્પામા કહે છે.

"શ્લોક સુભાષિત મીઠી વાણ્ય, તેણે મોહ્યા કવિ અજાણ."

× × ×

"કવિએ શક્ય જણાવા કાજ, ગાજે જેમ રોહિણીનો ગાજ;
વૃષ્ટિ થવાને નવ ગડગડે, સામો અવળ્યથો પાછો પડે;
પૂજાવા મનમાં બહુ કોડ, શબ્દ તણા જોડે છે જોડ."

× × ×

"કવિ થઇને અધિકું શું કહ્યું, જોતા નહી બ્રહ્મ અણચવ્યું:
રાગદ્વેષની પુંજી કરી, કવિ વ્યાપાર બેઠો આદરી.
તેમાં અખા શું પામે લાભ, વાએ ગયો જેમ ઔને ગાભ."

"જડ ભક્તિ" અંગ છપ્પામાં પણ કહે છે કે;

"શબ્દજાળ કર્મના ગ્રંથ, એમા સાર ન લીધે અંત;
સાચું સાધન જે કો કરો, વાગવિલાસ સકળ પરહરો."

× × ×

"શબ્દજાળ માયાનું કુડ, ત્યાં નર પશુ પડે મતિમૂઢ,
શણગારી વાણી સૌ ગાય, મોહ્યા જીવ સાંભળવા જાય;
અખા શું વાચ્યું સમજ્યો કશું, આખનું કાજળ ગાલે ઘસ્યુ."

વળી "કુટકળ અંગ" છપ્પામા પણ કહે છે કે,

"વાચક જાળમા ગુંચવી મરે, અખા જ્ઞાનીનું કહ્યું કેમ કરે;"

× × ×

"પંડિત પંડિતાઇનું જોર, પણ અંતઃકરણમાં અંધારૂં ઘોર;
અખા તે થકી પ્રાકૃત ભલા, જો આવે સમજ્યાની કળા."

તેની ભાષા તેના જીવનની પેઠે આડંબર વિનાની અને સરળ છે. કવિમાં ગણના કરાવવાની મહદિચ્છા તેને ન હતી, તેથી શબ્દરચના અને પદલાલિત્ય ઇત્યાદિ તરફ તેણે અપેક્ષા

રાખી છે, તેમજ છંદની માત્રા તરફ પણ તેણે યથોચિત લક્ષ આપ્યું નથી. તેણે ભાષાની ખુબીઓ ઉપર લક્ષ ન આપતાં વિચારસંકલના ઉપર વિશેષ ધ્યાન આપ્યું છે. વેદાન્ત જેવા કઠિન અને ગહન વિષય હોવાથી તથા વિચારોને સંક્ષેપમાં દર્શાવવાની વૃત્તિ હોવાથી તેની કવિતામાં કેટલેક ઠેકાણે અર્થ જોઇએ તેટલો સ્પષ્ટ થઈ શક્યો નથી. શબ્દપ્રયોગોમા પણ કોઇ ઠેકાણે અશુદ્ધતા અને ક્લિષ્ટતા જોવામાં આવે છે. વાક્યરચના પણ ક્રિયાપદ આદિ આવશ્યક અંગો અધ્યાહૃત રહેવાથી કઠિન બની છે. તેથી ઉપર જણાવ્યું તેમ અખાની કવિતા આડંબર રહિત અને સરળ છે તથાપિ કેટલેક ઠેકાણે અપરિચિત, કઠિન, ક્લિષ્ટ થઇ પડી છે.

પરંતુ અખાનાં વેદાન્તનાં પદો જોતાં તેમાં જોસ અને સરળતા દૃષ્ટિગોચર થયા વગર રહેશે નહિ. તેમાં રસની જમાવટ સારી રીતે થયેલી હોવાથી વાંચનારને એ વાચતાં ઘડી-ભર તો આનંદ થવાનો જ. વિવિધ દૃષ્ટાન્તોથી વિષય સારી રીતે સમજાવ્યો છે. ભાષાની ક્લિષ્ટતા તેમાં કેટલેક અંશે ઓછી જોવામા આવે છે. પદોમા નૈસર્ગિક સરળતા તરી આવ-વાને લીધે કવિતાનો પ્રવાહ પણ અખંડ, અસ્ખલિત વહે છે. દૃષ્ટાંત તરીકે "અક્ષય લીલા" નું નીચેનું પદ—

"સંતોરે વનસ્પતિ ફુલી, માયા કેરા ધામમા;
ઘર ગયો છે ભૂલી, સંતોરે વનસ્પતિ ફુલી.
વણુ ખેડુ વન વરખડો, જઇ ગગનમાહે મોર્યો,
ફાલ્યો ફુલ્યો બહુ ફળ્યો, ત્રિલોકમા ફેર્યો. સંતો રે.
પગ વિના પગ કાઢવો, વણુ વાટે દીવો બાળો;
જે ઘર જાવું મુઆ પછી, તે ઘર જીવતા નિહાળો." સંતો રે.

વળી જુઓ "અનુભવબિંદુ" નું નીચેનું પદ,

"જેમ વર્ષા ઋતુ જાય, શરદ ઋતુ રૂડી દીસે;
દામિની દોડી પળાય, વાય મન હળવા હીસે.
ચોદિશ ચળકે ચંદ, દ્વંદ્વ બહુ મનનો ભાગે,
તેમ ભાગે ભવ ભ્રાંતિ, કાન્તિ જેમ દ્વિતીયા આગે.
વિમળ વપુ હોય વારિ, ચતુર લિંગ દેખી લહે;
ચિદાકાશ ચિન્મય અખો, ધ્યાતા ધ્યેય સમરસ રહે."

અખાની કવિતા એના અનુભવના ઉદ્ગાર રૂપે છે, તેથી એની કવિતામાં ગંભીરતા, ડહાપણ તથા અર્થસૂચકતા રહેલી છે. એની કવિતા જિજ્ઞાસાને જાગ્રત કરી આત્માને મોહ-જાળમાથી છોડાવી વૈરાગ્ય તરફ પ્રેરવા માટે સજ્જડ મેણા મારી સત્યને પ્રકટ કરનારી અને સાત્ત્વિક શ્રદ્ધા ઉત્પન્ન કરનારી છે. એણે જ્યા ત્યા પ્રપંચ, દંભ, અને અનાચાર જોયા હતા અનુભવ્યા હતા, એણે પ્રજાને વ્હેમ અને અજ્ઞાનમા ડૂબેલી જ જોઇ હતી; તેથી તેણે એ વ્હેમ અને અજ્ઞાનને દૂર કરવામા, પ્રપંચ અને દંભને ઉઘાડા પાડવામા કવિતામુદ્ગરના જે

પ્રહારો કર્યા તે તે સમયની પરિસ્થિતિને સર્વથા યોગ્ય જ હતા. અખાની બાની સત્ય રૂપી તલવારની ધાર જેવી તીક્ષ્ણ છે; અહંભાવ અને અધ્યાસનો નાશ કરવામાં ઉપયોગી છે. અખો સોની હતો, અનીતિમય–અધર્મપૂર્ણ વ્યવહારને ગાળીને તથા કસોટીએ ચઢાવીને તેમાંથી "નગદ ધર્મનું" સંશોધન કરવું એ તેને મન પરમ કર્તવ્ય હતું. તે સમયની પરિસ્થિતિનો યથાર્થ અભ્યાસ કરનારને વિદિત થશે કે અખાની પ્રૌઢ ગૂઢ અને માર્મિક કાવ્યકૃતિની તે સમયે કેટલી ઉપયોગિતા હતી.

આ કવિતા લખવામા અખાનો હેતુ પાખંડ–અનીતિ–અધર્મનો ઉચ્છેદ કરવાનો અને તેને બદલે આત્મજ્ઞાનને જાગ્રત કરી સાચા ધર્મનું–સત્યનું સંસ્થાપન અને સંરક્ષણ કરવાનો હતો; તેથી તેના છપ્પાઓ ઘણા અંશે તત્ત્વજ્ઞાનના ઉદયમાં વિઘ્ન નાંખનાર બાહ્યાચાર, દંભ અભિમાન ઇત્યાદિના પરિત્યાગ માટે લખાયેલા છે. કવિનો આશય સત્ય વસ્તુનું સંશોધન કરવાનો અને તે દ્વારા આત્મકલ્યાણ સાધવાનો હતો. આ હેતુમાં દંભ છળ આદિ જે જે વસ્તુઓ અંતરાયરૂપ નીવડે તે સર્વનો નાશ કરવામાં તેણે પોતાના જ્ઞાન તથા અનુભવનો ઉપયોગ કર્યો છે.

કેવળ વિનાશક પક્ષને અનુસરી જ અખો વિરમ્યો નથી, પરંતુ **ધર્મસંસ્થાપનાર્થાય** એણે વેદાન્તના ગ્રન્થો પણ રચ્યા છે. શ્રીમદ્ શંકરાચાર્ય પ્રતિપાદિત કેવલાદ્વૈત અખાએ સ્વીકાર્યું હતું. એ વેદાન્ત તેણે પોતાના ગ્રન્થોમાં સ્પષ્ટ રીતે સરળ ભાષામાં સમજાવ્યું છે.

એણે સમજણ વિના ધર્મના આચાર માત્રને વળગી રહેનાર મનુષ્યો તરફ સખ્ત પ્રહાર કર્યા છે, તથાપિ સાથે સાથે એ સર્વને અંતઃકરણની વિચારની શુદ્ધિ કરવા માટે વારંવાર પ્રતિબોધ આપે છે. અખો આચારને નિરર્થક ગણતો નથી; તે આચારની આવશ્યકતા સ્વીકારે છે, તથાપિ વ્હેમથી નિર્મુક્ત, શુદ્ધ આચારની, દાંભિક આચારની નહિ. તે "આભડછેટ" અંગ છપ્પામાં કહે છે કે,

"ઇશ્વિર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર;
મીઠા મહુડા માન્યાં દ્રાખ, અન્ન નો'ય અન્નમાંની રાખ;
સોનામુખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વા'ણું વાય".

તેણે લોભી–દંભી ગુરુની નિંદા કરી છે, પરંતુ સાથે સાથે જ્ઞાનના ઉદય માટે સદ્‌ગુરુની આવશ્યકતા સ્વીકારી છે, તથા સદ્‌ગુરુ કેવો હોવો જોઇએ તે પણ સમજાવ્યું છે. સદ્‌ગુરુની આવશ્યક્તા વિશે તે "અખેગીતા" માં કહે છે,

"જેમ સુવર્ણ કેરી મોહર માહે, અન્ય મુદ્રા છે અતિ ઘણી;
તેમ ગુરુભજનમાં સર્વ આવે, જો મન વળે ગુરુચરણ ભણી.
જેમ બધિર ન જાણે નાદ સુખને, સ્વાદ નોહે રસના વિના;
તેમ ગુરુ વિના હરિ નવ મળે, જેમ ભોગ ન પામે નિર્ધના.
કહે અખો સહુ કો સુણો, જો ટાળવા હીંડો જંતને;
એ આગ્નત શું ઉરમાં ધરો, સેવો તે હરિગુરુ સંતને.

'સાચા ગુરુ'નાં લક્ષણ કહે છે,

"સાચો ગુરુ કેને નવ ભજે, જાુઠાથી કાંઇ નવ નીપજે".

× × ×

"સાચો ગુર જાણી જે જકન, કનક કામિની નોહે અસક્ત."

× × ×

"તે આદર કેનો નવ કરે, મે'જ ઐશ્વર્ય અખા તે ધરે".

(વિપવિચારઅંગ).

"પરાત્પર પર બ્રહ્મ જે, તે મન વાણીને અગમ્ય;
તેનો લક્ષ આપી શકે, તે માટે ગુરુ તે બ્રહ્મ;
શ્વાન, શુકર, બિડાલ, ખર, તેનાં ટોળાંનો જે જંત;
તેને મૂકે હરિ કરી, જેને મળે સદ્‌ગુરુ સંત.
જેમ રવિ દેખાડે રવિધામને, તેમ ગુરુ દેખાડે રામ".

(અખેગીતા.)

"બ્રીછે તો ગુણ પારે રહે, ગુણમાં આવે તેને કહે;
જે ઉડયો જાયે આકાશ, તે નોહે પૃથ્વીની પાસ.
અખા એમ સમજ્યો તે હરિ, તેને સરખી વરી સુંદરી."

(વિચાર અંગ.)

વળી જડ ભક્તિને અખો નિંદે છે, પરંતુ તેની સાથે નિર્ગુણ પરામાત્મા પ્રતિની ભક્તિનો તેને ઘણો આદર છે.

ઉપરોક્ત પ્રકારનાં વિનાશક અને સંસ્થાપક વિચારોને સ્પષ્ટ અને સુદૃઢ કરવાને અખાએ ઠેકઠેકાણે દૃષ્ટાન્તોનો ઉપયોગ છૂટથી કર્યો છે. દૃષ્ટાન્ત એકલું નિરુપયોગી છે એ ખરૂં, પરંતુ યોગ્ય રીતે તેનો ઉપયોગ કરવામાં આવે તો દૃષ્ટાન્ત એવું પ્રબલ શાસ્ત્ર છે કે તેથી સિદ્ધાન્ત સારી રીતે પ્રતિપાદિત થાય છે એટલુંજ નહિ પરંતુ પ્રતિપક્ષીના મન ઉપર પણ તે ઉંડી અસર કરે છે. વળી સાધારણ બુદ્ધિના મનુષ્યના હૃદયમાં ધારેલી અસર કરવામાં સરસ અને સરળ દૃષ્ટાન્ત શુષ્ક તર્ક કરતાં ઘણે અંશે ફળીભૂત થાય છે.

ઉપરોક્ત હેતુ સિદ્ધ કરવા માટે અખાએ વિષયની સ્પષ્ટતા તથા સરળતા સારૂ દૃષ્ટાન્તના તીક્ષ્ણ શાસ્ત્રનો ઉપયોગ કર્યો છે એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. કુશળ બાણાવલીની પેઠે અખો દૃષ્ટાન્ત વડે પોતાના લક્ષ્યને સચોટ વીંધે છે. દૃષ્ટાન્તો એવા તો માર્મિક છે કે વિરોધીને તેનાથી જે ઘા થાય છે તેની અસર લાંબા સમય સુધી રહે છે, અને એની વેદના એટલી તો અસહ્ય થઇ પડે છે કે તે ટાળવાને માટે હૃદયની શાંતિના—મનની પવિત્રતાના—ઉપાયો યોજવાની તેને ફરજ પડે છે. કેટલાક દૃષ્ટાન્તો તો ઘરગથ્થુ કહેવતરૂપ થઇ પડયાં છે. એમાંનાં કેટલાક દૃષ્ટાન્તો નીચે આપ્યાં છેઃ—

"તિલક કરતાં ત્રેપન વહ્યાં. જપમાળાનાં નાકાં ગયાં;
તીર્થ ફરી ફરી થાક્યા ચર્ણ, તોય ન પહોંતા હરિને ચર્ણ;
કથા સુણી સુણી ફૂટયા કાન, અખા નાવ્યું તોય બ્રહ્મજ્ઞાન."

"એક મૂર્ખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ;
પાણીને દેખી કરે સ્નાન, તુળશી દેખી તોડે પાન,
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર ક્યાંની વાત."

× × ×

"આંધળો સસરો ને શણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઇ ને સમજ્યા કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શિખ્યું સાભળ્યું સર્વે ફોક.

× × ×

"જ્યાં જોઇએ ત્યા કૂડેકૂડ, સામે સામા બેઠાં ઘૂડ".
(કૂટકળ અંગ.)

× × ×

"ઓછું પાત્રને અદકું ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો;
મારકણો સાંઢ ચોમાસું મહાલ્યો, કરડકણો કુતરાને હડકવા ચાલ્યો;
મરકત ને વળી મદિરા પીએ, અખા એથી સહુકો બીએ.

× × ×

"સાખી, કથની કરતા જાય, ઉંદર અર્થ કરે અન્યાય;
વૃદ્ધ થયો વંઠયું મન તન, ઉપાય ટળ્યો ને ખૂટયું ધન."

હવે આપણે અખાની કવિતામાં રહેલા વિચારરહસ્યનું દર્શન કરશું, અખાના વિચાર સંબંધી કાવ્યદોહન ભા ૧ લા માં નીચે પ્રમાણે જણાવ્યું છે; "કવિ તરીકે એનું કાવ્ય જુદા જ પ્રકારનો ભાસ ઉત્પન્ન કરે તેવું છે. કવિતા તરફ કે રચના અને કાવ્યચાતુર્ય પર એનું લક્ષ જણાતું નથી. એણે તો માત્ર પોતાના વિચાર દર્શાવવા તરફ જ લક્ષ દીધું છે. એના જ્ઞાનના વિચાર બહુ ઉંચા, ઠોક મારતા, ચિત્તવેધક છે, તેમજ બોધક, શોધક, પૃચ્છક અને મનન કરવા યોગ્ય છે. વિચાર એટલા બધા પ્રૌઢ છે કે સહજમા સમજાય નહિ અને તેમાં પંડિતો પણ હાર પામી જાય. જે જે ઉંચા વિચારો અભકભરી વાણીમાં એણે દર્શાવ્યા છે તે સાધારણ સમજમાં ઉતરી શકે નહિ એવા છે."

**ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरं ॥ अहं ब्रह्मास्मि ॥ तथा तत्त्वमसि ॥** વેદાન્તના આં મહાકાવ્યોમાં રહેલું ખરું રહસ્ય અખાના અનુભવમાં આવેલું એવું તેની કવિતામાથી સ્પષ્ટ સમજાઇ આવે છે. બ્રહ્મની સાથેના જીવના ઐક્યનું તેને પૂર્ણ જ્ઞાન થયું હતું. તેણે શાસ્ત્રમાં જેને જીવન્મુક્તની દશા કહેવામાં આવે છે તેવી દશા પ્રાપ્ત કરી હતી. તેનો જીવભાવ ગળી ગયો હતો, તેનામાં હુંપણાનો ઉચ્છેદ થયો હતો અને તે બ્રહ્મસ્વરૂપ થયો હતો. તેણે એક ઠેકાણે કહ્યું છે કે:—

હરિ પામવા સૌ તપ કરે, અખો હરિમાં મેળે ફરે.

મોક્ષ પ્રાપ્ત કરવાના અધિકાર માટે વેદાન્તશાસ્ત્રમાં વિવેક, ષટ્સંપત્તિ આદિ જે ચાર સાધનો આવશ્યક ગણ્યાં છે, તે અખાને પણ માન્ય છે; તથાપિ તેની સાથે નિર્ગુણ બ્રહ્મની ભક્તિનો અખાને ઘણો આદર છે. જડભક્તિ તરફ અખાને મોહ નથી; કેમકે પોતાના સમયમાં આ જડભક્તિનાં માઠાં પરિણામ તેણે જાતે અનુભવ્યાં હતાં. સામાન્યકોટિના આત્માઓ માટે સગુણ-સાકાર પરમેશ્વરની ભક્તિ આવશ્યક છે; પાઠપૂજા કરવી, દેવદર્શને જવું, કથા-વાર્તા સાંભળવી એ બધું અંતઃકરણની શુદ્ધિ માટે જરૂરનું છે: પણ તે સદ્વિચારયુક્ત હોય તો જ. આ પ્રકારની ભક્તિ જ નિર્ગુણની ઉપાસનામાં ઉપકારક છે, પરંતુ જો એ ભક્તિ સદ્વિચારવિહીન હોય તો તે જડતાની જ ઉત્પાદક થાય છે. વળી પરમાત્મ તત્ત્વના સામાન્ય સ્વરૂપને જાણ્યા વિના તેના ઉપર પ્રીતિ-ભક્તિ બંધાતી નથી, તેથીજ અખો કહે છેઃ—

**સાધનસંપત્તિ**

**નિર્ગુણ બ્રહ્મઉપાસનામાં ભક્તિનું સ્થાન.**

હરિ જાણી હેત કરે સકલમાં, પહેલા જે ઉવેખતો;
હરિ જાણે થકે ભક્તિ થાએ, તેજ ભક્તિ જાણો ખરી.

(અખેગીતા.)

પ્રીછીને હરિભક્તિ આદરે, તો અંત્યે સહુ પડે વરે;
હું તે કોણ હરિ શી વસ્ત, જે જાણી ગ્રહે જઇ હસ્ત;
એમ જાણી જપે મળે ભગવાન, નહિ તો અખા વરવોણી જાન.
સદ્વિચાર તે સાચી ભક્તિ, જેણે જીવ શિવની લહીએ વ્યક્તિ.

અર્થાત્ પરમાત્માના અને પોતાના વાસ્તવ અભેદને જ્ઞાનથી જાણી એ પરમ તત્ત્વ બ્રહ્મ તરફ અગાધ ભક્તિના પ્રવાહને વહેવડાવવો એ જ સાચી ભક્તિ છે.

જ્યાં સેવ્યસેવકના ભેદભાવથી ભજન થાય છે, ત્યાં પ્રેમની પરાકાષ્ઠા નથી. આવો પ્રેમ સમર્યાદ અને સહેતુક હોય છે. વળી તે પોતાની મેળે સ્ફુરતો નથી; કારણ કે તે કામનાને અવલંબીને રહ્યો હોય છે. આવો પ્રેમ કામનાની સિદ્ધિ થયે નિવૃત્ત થાય છે. પરમેશ્વર આપણા વાસ્તવ આત્મા છે, એ સર્વનો આધાર છે, સર્વમાં અનુસ્યૂત છે, માટે બીજા આત્માઓ તરફ ભક્તિભાવ-પ્રેમ દેખાડીયે તે આપણા આત્મા તરફ દેખાડવા બરાબર છે, તે પરમેશ્વર તરફ પ્રેમ દેખાડયા બરાબર છે,-આવી ભાવનાથી ઉદય પામેલો પ્રેમ સ્વાભાવિક છે અને તે જ્ઞાનથી જ ઉદય પામે છે. આવી ભાવનાવાળો મનુષ્ય સર્વત્ર બ્રહ્મને જ જુએ છે, તેને બ્રહ્મ વિનાનું એક પણ સ્થળ દેખાતું નથી. તે વિશે અખો કહે છેઃ—

દેખે નેત્ર પરબ્રહ્મના પરબ્રહ્મના કર્ણ માત્ર;
પાદપાણી પરબ્રહ્મના, પરબ્રહ્મ દાતાને પાત્ર
જલે પરબ્રહ્મ, સ્થળે પરબ્રહ્મ, સ્વર્ગ મૃત્યુ પાતાલ,
ગિરિ ગહ્વર વન વાટિકા, પરબ્રહ્મ જાળ ને માળ,

પરબ્રહ્મ વિના નહિ દામ ઠાલું, એમ દેખે ભરપૂર;
જિહાં તિહાં દેખે હરિભાઇ, જેના પડળ થયા દૂર.

(અખેગીતા.)

જે પરમ તત્ત્વને જ્ઞાનથી ઓળખી તે પ્રતિ અગાધ ભક્તિનો અખંડિત પ્રવાહ રેલાવવાનું અખાએ પ્રેષ્ઠ ગણ્યું છે તેનું સ્વરૂપ અખાએ કેવું બાંધ્યું છે તે અવશ્ય આપણે જાણવું જોઇએ. આ પરમ તત્ત્વ બ્રહ્મ જગતના અધિષ્ઠાનરૂપે છે અને તેના વડેજ જગત સ્ફુરાયમાન થાય છે.

પ્રપંચ પારે રહે છે રામ, સદા સર્વદા ન્યારૂં ધામ,
તે વડે ચાલે આ સંસાર, આગમાપાયિ તે નિરધાર;
અખે રામ ઓળખીઓ તેહ, ઉદર આભ્યંતર નાવે જેહ.

વળી આ બ્રહ્મ ઇંદ્રિયગ્રાહ્ય નથી, મન વાણીથી અગમ્ય છે. તે સાધકના અંતરાત્મારૂપ છે. તે અરૂપી છે, અવિકારી છે, નિત્ય છે, છતાં તેમાથી આ અનિત્ય, અસત્ય જગત ઉત્પન્ન થયું છે.

ઇન્દ્રિય ગ્રાહ્ય પરમેશ્વર નથી, ભરમે કોઇ ન મરશો મથી;

× × ×

પરબ્રહ્મને જોવાને મન, બહુ ભાતના કરે જતન;
પુતળીને કેમ જુએ ચક્ષ, દેખણહાર પુતળી છે મુખ્ય.
દરપણ માડી જોવા જાય, તે અખા નિજ છાયા પ્રાય.

× × ×

જેહને વર્ણ વેષ ન રૂપ મુદ્રા, તેહ તણા સર્વ રંગ,
છાયા માયા નહિ જેહને, તેહના જાણો સર્વ ઢંગ,
વાણી માહે જેહ ન આવે, તેહ તણી સર્વ વાણ્ય;
નેતિ નેતિ કરી સો કહીયે, તેહની જાણે સર્વ જાણ્ય.
કૂટસ્થ આત્મા બ્રહ્મ કૈવલ્ય, તેહનો સર્વ પ્રસાર;
જેહને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યો સંસાર.
જે કહેવો એ કહેવાય નહિ, શબ્દાતીત સદાય,
અનિર્વચનીય વચન બોલે, તે નાવે વાણી માય.

(અખેગીતા.)

આ તત્ત્વ સર્વવ્યાપક છે, છતા ન્યૂનાધિક નથી.

શ્વાન શ્વપચ ગૌબ્રાહ્મણ જોય, રામથકી અળગો નહિ હોય;
તત્ત્વ એકને ચેતન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક,
આપે અખા ચલાવે ખેલ, એમ સમજતા પડે ઉકેલ.
ઉંચ ખરા તે ઉંચ ન જાણ, નીચ તે નોહે નીચ નિર્વાણ,
ઉંચમાં રામ બમણો નથી ભર્યો, નીચ પીડ ઠાલો નથી કર્યો;

કહે અખો સ્વપ્નામાં બકયો, જેમ છે તેમ જોઇ નવ શકયો.
સ્વામી મારો રહ્યો સભળે, અહર્નિશ ચિંતન એમ કરે;
ભુવન ત્રણમાં રહ્યો પૂરી, પૂરણ રવે પરમાત્મા.

(અખેગીતા.)

આ સર્વોપાસ્ય પરમ તત્ત્વ એક જ છે, અને તે સર્વ ઉપાધિથી અબાધિત છે, પર છે, તેને આદિ નથી, અંત નથી, તે દેશકાલાતીત છે.

× × ×

અમલ આત્મા એક પૂરણ, અખંડિત અવિનાશ;
અજર અમર અનામ અવ્યય, પૂરણ જ્યોતિ પ્રકાશ.
તેને આદ્ય અંત ને મધ્ય નહિ, નહિ જેહને દેશકાળ,
છાયા માયા વપુ વર્જિત, માપ રહિત વિશાળ.

× × ×

બાલ યૌવન વૃદ્ધ નહિ, તે વડે સર્વ ભાસ.

× × ×

સર્વ માહિ ને સર્વ રહિત, નહિ ઉત્પત્તિ નહિ નાશ.

(અખેગીતા.)

અખા એ મોટો ઉત્પાત, ઘણા પરમેશ્વર કયાની વાત.

× × ×

**જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યની એકતા.**

આ બ્રહ્મની અભેદ ભાવે ભક્તિ કરવા અખાએ સચોટ ભાષામા લોકોને બોધ કર્યો છે. અખાની માન્યતા પ્રમાણે જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય અન્યોન્યના ઉપકારક છે. ભક્તિ પંખિણીની જ્ઞાન અને વૈરાગ્ય બે પાખો છે, અને આ પાખો મજબુત હોય તો પરમેશ્વરનો સાક્ષાત્કાર સુગમ થઇ પડે છે. પરમાત્મા સ્વરૂપને યથાર્થ નહિ સમજનારા અને સંપ્રદાયના સંકુચિત ધર્મમા જ રમી રહેલા દુરાગ્રહી આચાર્યોએ અને મહંતોએ આ ત્રણ સાધનોનો વિરોધ ઉપજાવી સામાન્ય બુદ્ધિવાળા લોકોને સુમાર્ગે જવામાં ઘણી આડખીલીઓ ઉભી કરી છે. સંસારનો મોહ છૂટયા વિના, સ્ત્રી પુત્રો, સગા સંબંધીઓ તરફનો મોહ છૂટયા વિના, પૂર્ણ નિર્વેદ સંભવતો નથી, અને પૂર્ણ નિર્વેદ ન હોય, નીરથી વિખુટું પડેલ માછલાની જેમ તીવ્ર આતુરતા ન હોય તો અન્તર્યામિ પ્રભુ તરફ અખંડ પ્રેમનો અસ્ખલિત ધોધ વહન કરે એ સંભવતું નથી. વળી પ્રભુનું ખરૂં સ્વરૂપ ન જાણવામા આવે તો ભક્તવત્સલ પ્રભુ તરફ પ્રેમાકુરો સ્ફુરે એ પણ અસભવિત છે; આ પ્રમાણે ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય પરસ્પરના ઉપકારક છે. તેથી અખો કહે છે—

બાઇ ભક્તિ જેવી પંખિણી, જેહને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાખ છે.

(અખેગીતા)

ભકિત જ્ઞાન અને વૈરાગ્ય, પદાર્થ એક, ત્રણ નામ વિભાગ;
તેને અજાણ્યો કહે જુજવા, સમજીને તે એક જ હુવા;

અનુભવતા જાણી જે ભેદ, ભક્તિ જ્ઞાન અખા નિર્વેદ.
જગતભાવ હ્રદેથી ગયો, ત્યારે ત્યાં વૈરાગ્ય જ થયો,
જ્યા જુવે ત્યા હરિ દષ્ટ પડે, ત્યારે ભક્તિ શરાઢે ચઢે,
દ્વૈત ભાવ અખા જ્યારે ગયું, ત્રણ પ્રકારે જ્ઞાન જ થયુ.

આ ત્રણે સાધનોના સમ્યક્ પાલનથી પરમાત્મસ્વરૂપનો યથાર્થ અનુભવ થાય છે: અને તદનન્તર એ મુક્તાત્મા પરમાત્માના યશોગાન કરવારૂપ

**જીવન્મુક્ત દશા.**

પ્રવૃત્તિને જ સેવે છે સસારથી તેનું ચિત્ત તદ્દન વિરક્ત રહે છે, અને દિવસ અને રાત તે પોતાનો સમય હરિભક્તિમા જ વ્યતીત કરે છે. જેમ અભિસારિકાનું ચિત્ત તેના પ્રિયના રટણમા જ મગ્ન થયુ હોય છે અને તેને ગૃહના કાર્યો તરફ લક્ષ્ય રહેતું નથી, તેમ જેણે મુક્તિ પ્રાપ્ત કરી છે એવા ભક્તનું ચિત્ત પરમાત્માના ધ્યાનમા જ એકતાન થયેલું હોય છે, તેને સંસાર ઝેર સમાન લાગે છે.

ગદ્ગદ કંઠે ગાતે થકે રોમાંચિત હોય ગાત્ર,
હર્ષ આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરૂં તે પાત્ર.
ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ,
વેધ્યુ મન રહે તેહનું, શિથિલ સંસારી કામ
જેમ જારે લુબધી યુવતી, તેનું મન રહે પ્રીતમ પાસ,
અહર્નિશ ગ્હે આલોચ્તી, ભાઇ એહવુ મન હરિદાસ.

(અખેગીતા.)

આ સાધનત્રયીથી હુંપણું ગળી જાય છે, કામક્રોધાદિ વિકારોનું દહન થાય છે, સર્વ ઇન્દ્રિયો અને વૃત્તિઓ અન્તર્મુખ થાય છે, અતઃકરણરૂપ આદર્શ નિર્મળ થાય છે, સર્વત્ર સમભાવ થાય છે, બુદ્ધિ પરમ શુદ્ધિ પ્રાપ્ત કરે છે તેથી સર્વ વસ્તુનું યથાર્થ પ્રતિબિંબિત સ્વરૂપ ગ્રહી શકાય છે જી1, ઇશ્વર તથા જગતના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રકટે છે, જગતવૃત્તિ નાશ પામે છે અને જીવ શિવ સ્વરૂપ પ્રાપ્ત કરે છે.

આ પ્રકારના **તત્ત્વજ્ઞાનમાં વિઘ્ન નાંખનાર** માયા-જન્ય સસાર અને તેની વિવિધ પ્રવૃત્તિઓનો મિથ્યા મોહ છે એ મોહ વિવેકશૂન્ય બાહ્યાચાર, દાંભિક વર્તન, પાંડિત્યનો આડબર અને અસદ્ ગુરુ એ ચાર દોષોથી દઢીભુત થાય છે એ પ્રત્યેક દોષ મનુષ્યને અધર્મને પથે વાળવાને સમર્થ છે તો જ્યા એ ચારે દોષો એકત્રિત થયા હોય તેની અધમ દશાને માટે તો પૂછવુ જ શુ ?

ધર્મના આચારને સમજ્યા વિના વળગી રહેનાર મનુષ્યો તરફ અખાએ સખ્ત ચાબખા માર્યા છે. સ્પર્શાસ્પર્શને તે બહુ વખોડી કાઢે છે. "હાડ ચામડા" ને ધોવામા જ આચાર રહ્યો નથી કેવળ શરીરની બાહ્ય શુદ્ધતા જાળવવાથી અતરની શુદ્ધિ જળવાય છે એ માન્યતા ખોટી છે. "હાડ ચામડાં" ધોનાર મનુષ્યો પોતાનુ અતઃકરણ કેટલું મલિન અને દુર્ગંધયુક્ત છે તે આતર દૃષ્ટિથી તપાસે તો તેને તરતજ માલૂમ પડશે કે તેની અને પરમેશ્વરની વચ્ચે ઘણું અંતર રહેલું છે. બ્રહ્મના યથાર્થ સ્વરૂપને નહિ ઓળખવાથી

મનુષ્ય આ સર્વ બાહ્યાચારોને જ પરમ સત્ય માનીને તેમાં રચ્યોપચ્યો રહે છે. પરિણામ એ આવે છે કે તે જે હેતુને માટે આટલી મહેનત ઉઠાવે છે, તે હેતુ તો સિદ્ધ થતો નથી, અર્થાત્ બ્રહ્મથી તે વેગળો જ રહે છે. અખો એ વિશે કહે છે:—

આભડછેડ અંત્યજની જાણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી.
\+ ÷ + +
પોતાનાં પડખાં નવ જુએ, હાડ ચામડાં મૂરખ ધુએ;
શુદ્ધ થાય કયમ જો ચામડું, મોહું માંહે એ વાંકડું.
હરિ જાણ્યા વિના ભૂલ્યા તમે, અખા પાર ન પામે કયમે.
(આભડછેડ અંગ)

સાથે એમ પણ કહેવું જોઇએ કે અખો આચારને મિથ્યા માનતો નથી; તેનું કહેવું એટલું જ છે કે મનુષ્ય ભલે આચાર પાળે, ભલે તે શરીરને શુદ્ધ રાખે–શરીરની શુદ્ધિ પણ જરૂરની છે; પરંતુ સાથે સાથે તેણે અંતઃકરણ પણ શુદ્ધ કરવું જોઇએ; વિચારો અને કાર્યોને પવિત્ર બનાવવાં જોઇએ. જ્યા સુધી વિચારો અને કાર્યોમાં મલિનતા રહેશે ત્યાં સુધી શરીર ગમે તેટલું ચોખ્ખું હશે તોપણ તે નિષ્પ્રયોજન નીવડશે. આચારનું ખરૂં સ્વરૂપ કેવું હોવું જોઇએ તે વિશે અખો કહે છે:—

ઇશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર;
મીઠાં મહુડાં માન્યાં દ્રાખ, અન્ન નોય અન્નમાંની રાખ.
સોનામુખી સોનું નવ થાય, અખા આંધળાને પાથરતા વહાણું વાય.
(આભડછેડ અંગ)

આંતરશુદ્ધિ વિનાનો બાહ્યાચાર માત્ર જેમ નિરર્થક છે, તેમજ તીર્થાટન, વ્રતાદિ પણ જો છળ, નિંદા વગેરેનો ત્યાગ ન કર્યો હોય તો મિથ્યા છે. સચ્ચિદાનંદ પરમાત્મા પ્રત્યેક મનુષ્યના હૃદયમાં વિરાજી રહેલ છે, તો પછી તેને શરીરની બહાર શોધવાની જરૂર નથી. નકામું બહાર ભટકવાથી માણસ ઉલટો ઘરના સુખથી વિમુખ થાય છે. સ્નાન માત્રથી પાવન થવાય છે એ માન્યતા ખોટી છે. કારણ કેવળ બહારના સ્નાનાદિ ઉપચારોથી અંતરની શુદ્ધિ થતી નથી; એટલે એ સર્વ વેઠ થઇ પડે છે. ખરૂં કામ તો કામક્રોધાદિ ષડ્રિપુઓને જીતી અહંતાને વેગળી કરવી એ છે, અને એ તો ઘેર બેઠા પણ સાધી શકાય છે.

જો મુક્તિ વાછે માનવી, તો એ કાશી એ જાન્હવી;
પ્રગટ મુક્તિ આપે હરિદાસ, હરિ દેખાડે સર્વાવાસ;
અખા નહિ ઉધારે પડી, હરિજન મુક્તિ આપે રોકડી.
રામ રઝવડતા કેને મળ્યો, ઘેલો તો ઘર સુખથી ટળ્યો;
હું માઇ ઓયા શું કામ, મળે અખા ઘર બેઠા રામ.
છળ નિંદા જો નવ વિસરે, ખડીયો કાંધે શું નિસરે.
મન જાણે હું પાવન થયો, પણ ખરે દોષ પેલો નવ ગયો.
અખા પછી એ સઘળી વેઠ, જ્યા નહિ લાધી હરિની પેઠ
(તીર્થ અંગ)

વળી બ્રહ્મપ્રાપ્તિમાં દેહદમન તપવ્રતાદિ પણ આવશ્યક નથી. અલબત્ત તપવ્રતાદિ અંતઃશુદ્ધિને ઉપકારક છે, તથાપિ તે એકલાથી જ ઇષ્ટસિદ્ધિ શક્ય નથી. એ વિશે અખો કહે છે:—

દેહદમન મુંડાનું કર્મ, મૂર્ખે જાણ્યો માંડ્યો મર્મ;
પીડે પિંડને તે પેટને કાજ, કાયા કષ્ટી જાગે મહારાજ;
વિષે વળુંભ્યો વ્યસની થયો, અખા આત્મપરિચય ગયો.
ખરી વગુતા પંડિત જાણ, કર્મતણું બાંધ્યું બંધાણ;
ભણી ગણી થઇ બેઠા પૂજ, પણ અગમ્યું રહ્યું આત્માનું ગુઝ;
ભેદ ન લહ્યો વાચ્યાં શાકડાં, કાળે અખા ફેરવ્યાં ગાંકડા.

(ગુરુ ઉપર અંગ)

તપ તીરથ દેહ દમવા કાજ, જાણી ઉન્મત્ત આવે ગાજ.

(દંભભક્તિ અંગ)

તપ તીરથ દાન વ્રત નેમ, ઘર બેઠાં તે પામે એમ,
સદ્વિચાર થઇ જેણે મથ્યું, તેને શાખા પત બાકી નવ રહ્યું;
સદ્વિચાર વિણુ જે ઘણું; તે ધૂળ ઉપર અખા લીંપણું
રહેણી વિના કહેણી જે કથે, મહિ વિના પાણી જે મથે.
લક્ષ વિના કહેણી જોઇ અખે, ભક્તિ દંભ કુતર્ક જ્ઞાન લખે.

(આત્મા અંગ)

પરબ્રહ્મ પ્રત્યેક જીવમા રહેલ છે ને હુંપણું ગાળી નાંખતાં તે પ્રત્યક્ષ થઇ શકે એમ છે, છતાં પણ મનુષ્ય તો તેને પોતાની બહાર જ શોધ્યા કરે છે.

હરિ કરે પોતાને અમુલ, તે પડયો જાણી બહાર ખોળે ધૂળ;
કર્મ કાયની કણિકા જહીં, વ્યસને લાગ્યો કાઢે કહી.

નિર્દંભિક રહેવાને માટે પણ અખો એટલો જ આગ્રહ કરે છે. જેવી રીતે વિચારરહિત આચાર નિરુપયોગી છે તેવી રીતે દંભ તથા અભિમાનયુક્ત તત્ત્વવિચાર પણ નિષ્પ્રયોજન છે. અભિમાન જ્ઞાનનું વિરોધી છે, માટે મોક્ષપ્રાપ્તિમા તેના ત્યાગની જરૂર છે. અભિમાનને લીધે મનુષ્ય પોતે વિશુદ્ધ–સિદ્ધ–મહાત્મા છે એમ જગતને ઠસાવવા અનેક દંભપ્રપંચ યુક્ત પ્રયત્નો આદરે છે; અને અસત્ ક્રિયાઓ કરે છે.

કોઈ આળસ કોઇ ક્રોધે થયો, વાટે વેશ પહેરીને ગયો;
નહિ મહેનત વેડે નહિ સાથ, વદે વિશ્વ એ ફળ મહીમાય,
હરિને અર્થે અખા એક વિચાર, પછે સામુ પડે તેમ રહે સંસાર.
ડહાપણુ ભોળપણુ છાંડી રહે, આડ કરે હરિ મારગ એ;
ભોળાને અસૂઝની આડ, વિચક્ષણ પડયો ચતુરાઇની ખાડ
અખા તરવું તેને માથે ભાર, હીરા છાર બે નાખે પાર.

(વિભ્રમ અંગ)

આવા ડહાપણના દરીયામા ડુબેલા પંડિતોના હૃદયમા જ્ઞાનરવિનો પ્રકાશ હોતો નથી; એવા જનોનો ઉપહાસ કરતા અખો કહે છે.—

જ્યાં જોઇએ ત્યાં ફરેકૂડ, સામે સામાં બેઠાં ધૂડ;
કોઇ વાત આવી સૂરજની કરે, તે આગળ જઇ ચાંગ ધરે;
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા;
અખા મોટાનો તો એવી જાણ, ગુફી હીરો ઉપાડયો પાણ.

આંતર વિકારોના નાશ વિના તીર્થાટન, દેહદમન, આદિ નિષ્પ્રયોજન નીવડે છે.

વળી તત્ત્વશોધકને સત્ય વસ્તુનું જ્ઞાન મેળવવા સાથે કામ છે, તેને પાંડિત્યની જરૂર નથી. સત્ય જ્ઞાન સમજ્યા પછી જેને સાચી પ્રીત હશે, જેણે आत्मवत्सर्वभूतेषु यः पश्यति सः पश्यति ગીતાના મહાવાકયનો અનુભવ કર્યો હશે તે જ મોક્ષપ્રાપ્તિને માટે અધિકારી રહેશે.

પંડિતને પંડિતાઇનું જોર, પણ અંતઃકરણ અંધારૂં ઘોર,
અખા તેથી પ્રાકૃત ભલા, જો આવે સમજ્યાની કળા.
શબરી શું સંસ્કૃત ભણી હતી બાઇ, દયા વેદ વાંચ્યા કર્માબાઇ;
વ્યાધ તે શું ભણ્યો હતો વેદ, ગણિકા શું ભણી હતી ભેદ,
વળી શ્વપચની સમજ્યો રીત, અખા હરિ તેના જેની સાચી પ્રીત.

આ સત્ય જ્ઞાન સદ્‌ગુરુની કૃપા વિના થવાનો સંભવ નથી. જગતમાં ઘણાય દંભી, પાખંડી ગુરુઓ મળશે, જેઓ ભોળા હૃદયના સ્ત્રીપુરુષોને ભરમાવીને પોતાનો સ્વાર્થ સાધવામાં જ તત્પર હોય છે. પોતાના અંતરનો મેલ ધોવાયો ન હોય એવો ગુરુશિષ્યને મુક્તિ ક્યાંથી અપાવવાનો હતો. દંભી ગુરુ સાપના જેવો છે. એવા ગુરુ પાસે જનારા શિષ્યો ખરૂં જ્ઞાન મેળવ્યા વિના માત્ર દંભ, પાખંડ અને પંડિતાઇનો મિથ્યા આડંબર શીખીને જ આવે છે. એવા ગુરુઓ શિષ્યોને સંસારની પાર લઇ જઇ શક્તા નથી.

પોતે હરિ જાણે નહિ લેશ, કાઢી બેઠો ગુરનો વેશ;
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ઘેર ચાલ્યો સાપ,
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવ પાર,
(ગુરૂ અંગ)

સદ્‌ગુરુનું વર્તન એથી ઉલટું જ હોય છે; તે આચારમા તેમજ વિચારમાં શુદ્ધ, પવિત્ર હોય છે. તે હમેશાં શિષ્યનું કલ્યાણ કેવી રીતે થાય, તે જોઇ તથા વિચારીને જ તેને યોગ્ય ઉપદેશ આપે છે. સદ્‌ગુરુ માયાથી પર છે, સંસારનો મોહ તેને જરાય અસર કરી શકતો નથી, તેનું મન હમેશા હરિના ધ્યાનમા જ હોય છે. સાચા ગુરુનાં લક્ષણ અખો કહે છેઃ—

સાચો ગુરુ કેને નવ ભજે, જુગથી કાઇ નવ નીપજે;
+ + +
સાચો ગુરુ જાણી જે જકત, કનક કામિની નોહે આસક્ત.
+ + +
તે આદર કેનો નવ કરે, સેજ ઐશ્વર્ય અખા તે ધરે.
(વેષવિચાર અંગ)

એ પ્રમાણે અખાના જીવનનું અને તેની કવિતાનુ રહસ્ય, વાચક! તેં જાણ્યુ. તને તેની કંઇ પણ અસર થશે અને તારૂં મન સદ્વર્તન પ્રતિ પ્રેરાશે, તો મારો શ્રમ સફળ થયો ગણીશ.

# ૧૩ રસસમાધિના શ્લોકો*

— ❧ —

૧

( લેખિકાઃ—સૌ. જયમન્ વ્યોમેશ પાઠકજી, સુરત. )

આકાશે ઝરતી સુધા શરદની દૈવી ગીરી ચાંદની,
કોકિલા ટહુકાર કંઠમૃદુથી દેગે ત્વરા પ્રેરતી;
આવ્યો કાંત સુણી હતં. શરદથી શોભા વધુ અંતરે,
દેખું સ્નેહસુધા વધુ વરસતું, ઝાંખો કરે ચંદ્રને.

૨

( કર્તા—રા. ગજેન્દ્રરાય ગુલાબરાય બુચ, બી. એ. જુનાગઢ. )

આવ્યો એ રસરાજ કે અજબ કૈં આકર્ષણે ઉભરી,
કાન્તા કૌમુદીમાં મ કાન્તમિલને એ બ્હાવરી નીસરી;
દોડે, જેમ ચકોરી ચંદ્ર છુપતાં વ્યોમે ભમે આતુરી—
"એની ભાન વિનાની ચાલ નિરખી ચંદ્રે ચુકયો ચાતુરી."

---

* તા. ૧૯-૪-૨૪, શનીવારની પરિષદ્‌ની બેઠકમાં, એક મુંબાઇના રસિક સદ્‌ગૃહસ્થે **ઉત્તમોત્તમ શીઘ્ર પાદપૂર્તિ** કાવ્ય રચી આપનારને રૂ. ૨૫ )નું ઇનામ આપવાની ઇચ્છા દર્શાવી હતી. વડોદરામાં પાદપૂર્તિનો રસિક પ્રસંગ હજી કેટલાકના મનમાં સતેજ હતો; તે પ્રસંગે રા. કેશવલાલ ધ્રુવે-'અંગુલી અધરે અશાડી ચતુરા જો આ મૃગાક્ષી ઉભી"-એ મનોહર પંક્તિ એટલી રસજ્ઞતા અને અત્યંત સુંદર અભિનયયુક્ત ઉચ્ચારી હતી કે વિસરી શકાય નહિં. આથી આ પ્રસંગે ભાવનગરમાં પણ તે જ સાક્ષરરત્નને નાનકડી રસમીમાંસા રચી પાદપૂર્તિની પંક્તિ પરિષદ્ સમક્ષ રજુ કરવા વિનતિ કરવામાં આવી. પોતાનું ચિત્ત કંઇક વ્યગ્ર હતું છતાં તેમણે શરદઋતુનું વર્ણન કવિને યોગ્ય સરસ શબ્દોમાં કર્યું હતું ને લેખકને **રસ સમાધિમાં** અડધો કલાક મગ્ન થવા સૂચન કર્યું હતું **શરદ્‌ઋતુમાં સયોગ શૃંગારનો** શ્લોક રચવાનો હતો.

**" એની ભાન વિનાની ચાલ નિરખી-ચન્દ્રે ચૂકયો ચાતુરી**
**-ચન્દ્રે મૂકી ચાતુરી**
**-મોરે મૂકી ચાતુરી. "**

—એ પદની **પાદપૂર્તિ** રચવાની પણ ઈચ્છા હોય તેને છૂટ હતી.

આ ઉપરથી જુદાં જુદાં ૩૬ કાવ્યો રચાઇ આવ્યાં હતા. રા. કેશવલાલભાઇ, પ્રમુખ મહાશય તથા રા. રમણભાઇની સમિતિએ પરીક્ષા કરી છેવટ **પ્રથમ બે શ્લોકો—સૌ. બ્હેન જયમનનો તથા રા. ગજેન્દ્રરાય બુચનો—ઉત્તમ ઠરાવી** તે બન્ને એક સરખા ગણવાનો અભિપ્રાય આપ્યો. આથી આ પ્રત્યેક વ્યક્તિને ૧૨-૮-૦ મુજબ ઇનામ આપવાનું જાહેર થયું હતું...આ બન્ને શ્લોકો સિવાય બીજા **નવ શ્લોકો** વિવિધ દષ્ટિથી સુંદર ને ભાવયુક્ત જણાયા હોવાથી વાચકના રસ-વિલાસ માટે અમે છાપ્યા છે તે લોકપ્રિય થશે એવી આશા છે.

(૩)

કર્તા:—રા. મંજુલાલ મજમુંદાર, વડોદરા.

ઘેલા મોર ચકોર કંઇક ઉડતા, આછી ખીલી ચાંદની
જાતી કોડ ભરી, પિયેર મૂકતાં, હૈયે થતી આતુરીઃ
"આવ્યા નાથ ખરે!" અધીર નયને પ્રીતી સુધા માધુરી
ચાલી ભાન વિનાની એવી નિરખી ચંદ્રે ચૂકયો ચાતુરી.

(૪)

કર્તા:—રા. જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે.

કાળાં નીર સમા પડેલ વાદળ વિષે, મન્દાકિનીને ઉરે
મોંઘા, ઉજ્જ્વળ, રમ્ય કો કુમુદશો, ઉગ્યો રસેન્દુ નભે;
આઘે કો શમણે ઢળ્યો મયૂર, ને ઉડે ચકોરો નભે,
ત્યાં શાન્તિ મહિં ભાત પાડતી જતી મુગ્ધા પતિના ગૃહે.

(૫)

કર્તા:—રા. નંદલાલ મગનલાલ મહેતા, બી એ;

આછાં વાદળમાં સુધાંશુ વિલસે, કેકા મયૂરો કરે,
વૃક્ષો પીયૂષસીંચને લસી રહી આનંદ રાસે રમે;
એવે એક વિચાર મગ્ન લલના ચાલી જતી એકલી,
દેખે કાંઇ ન, દષ્ટિ એક હૃદયે સંધાઇ છે કાંતથી.

(૬)

કર્તા—રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ.

આકાશે શરદભ્રછાય નિરખી ને દર્શનેચ્છા થતા;
સૂરો ચાતક મોરના વળિ સુણી અંગો પીડા પામતાં
ચાલે વેગવતી, પિયુ નિરખવા, જે દીર્ઘ વાટે ઝુરી
તેની ચાલ નિહાળીને તુરત ત્યાં ચંદ્રે મુકી ચાતુરી

(૭)

કર્તા:—રા. પાદરાકર.

શીળી રમ્ય સુચાંદની ચમકતી આછી નિશા ઓપતી,
મીઠા મોર ટ્હુકથી મલપતી, શાણી પ્રકૃતિ સતિ;
આવ્યા નાથ વિદેશથી મિલનની આશા ઉરે ધારતી,
વ્યાકુળ ચિત્ત વિયોગિની ઝડપથી સ્વામિ ગૃહે આ જતી.

(૮)

કર્તા:—રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય, બી. એ.

ઋતુફેર, પ્રકાશધાર શશિની, ટૂહૌકો મયૂરે કર્યો,
સર્વે જાદુ નિસર્ગનાં અફળ છે-પ્રાણેશ હૈયે ર્હ્યા.
સૃષ્ટિનાં જડ દર્શનો મનુજને નિત્યે ન આકર્ષતાં;
આત્માનું પૂર એક સદ્ય વહતું સંવેદનો હર્ષ જ્યાં.

(૯)

કર્તા:—રા. મણિશંકર વ્યાસ (પ્રવાસી)

"આવ્યા નાથ!" કહી રસિકહૃદયા રામા જુઓ ધાય છે,
દેખી ચન્દ્ર ચકોરી આજ વિયતે, ઉડી ઉડી ગાય છે;
આપો મત્ત મયૂરની ઘડી ઘડી, ઘેરાય છે ઘેનથી;
ત્હેની ભાન વિનાની ચાલ, નિરખી ભોળો ભૂલ્યો ચાતુરી.

(૧૦)

કર્તા:—રા. છોટાલાલ ભાઈલાલ વ્યાસ વસો.

ચાલી જયા વિરહીણી એ પિયરથી, ઉતાવળી બ્હાવરી,
મીઠી લ્હેર અનીલની વહી રહી, અભ્રે ચઢી વાદળી.
ટુહુ મોર કરી રહ્યો તહિં અને ખાલી હતી ચાદની;
એની ભાન વિનાની ચાલ નિરખી, ચંદ્રે મુકી ચાતુરી.

(૧૧)

કર્તા—રા. લલિત.

ઉગ્યો એ વિજયેન્દુ જ્યા ગગનમાં લીલા ભર્યો લાડિલો—
લંકામાં ટૂહુકયો અશોક વનનો, સીતાજીનો મોરલો;
સુણી એ સતીનો પતિ, શરણમાં ટાપી રહ્યો ઝૂકવા—
ને જ્યાં રામ ઉરે ઝૂલ્યા સતી જ ત્યાં લાવણ્યની ધન્યતા!

# ૧૪ ભર્તૃહરિના વૈરાગ્યશતકના કેટલાક શ્લોકોનું ભાષાન્તર.



ભાષાન્તર કરનારઃ—મે. કાવસજી જમસેદજી સંજાણા
ભાવનગર-સામલદાસ કોલેજના માજીપ્રિન્સીપાલ સાહેબ.

દિક કાલોપાધિથી મુક્ત, આત્મજ્ઞાન પ્રમાણુ જે,
ચિત્સ્વરૂપ, અનાદ્યન્ત—તે નમું શાન્ત તેજને. ૧

તારૂં ચિન્તન હું કરૂં સતત ને તું મદ્વિરક્તા બને,
ઇચ્છે પૂરુષ અન્ય; તે રમણ તો આસક્ત છે જેહને
તે બીજી; વળી ઇશ્કથી મુજ ઝુરે ત્રીજી સ્વકાજે મને;-
ધિક તેને, દુજને, મને મદનને, એને જ સંસારને. ૨*

આ બાળા મુજને પ્રહાર કરતી ઇન્દીવર જ્યોતિની
આંખ્યોના સતતે કટાક્ષથી હદે ધારે છે, શું કામિની ?
મ્હારો મોહ ગયો મટી, મદનના શલ્યો તણા ઘાવના
દાહો શાન્ત થયા,—તથાપિ વિરમે કાંઇ વરાકીજના. ૩

ગોટા માંસ ભરી સ્તનો—કળશ તે સૌવર્ણ કહેવાય છે;
શ્લેષ્માનું ઘર મ્હોં—સુધાકર વળી ચન્દ્રેજ તોલાય છે;
મૂત્રઆવર્થી મેલી જાંઘ—કરિની સૂંઢો ગણે તેહને;
ભૂંડું કેવળ-રૂપકોથી કવિના સ્ત્રી રૂપ મ્હોટું બને, ૪×

બુઢ્ઢો, દુર્બળ પુચ્છકર્ણવિણ ને કાણો, લૂલો લંગડો,
દુર્ગંધી પરુથી, વ્રણાંકિત, ધરે દેહે કૃમિના પરો.
પીડાએ ભુખથી, ગળે લઇ ફરે કાઠો તુટા ઠામનો,—
તે એ શ્વાન શુની પુઠે જ ! મૃત—ને મારો પડે કામનો. ૫×

કાંરે ચિત્ત! ભમે વૃથા દશ દિશે ? કાંઇક વિશ્રામ લે;
જે થાવાનું અવશ્ય તે ત્યમ થશે, ના અન્યથા થાય તે;
કાંઇ ના કરીં ભૂતના સ્મરણ ને સંકલ્પ તો ભાવિના,
આવે જાય ન લક્ષ દે—અનુભવી ભોગો જ લે અહિંના. ૬

ગંગાના સુપવિત્ર નીરકણથી છે શીત જેનાં સ્થળો,
જેનાં ચારુ શિલાતળો પર વસે તેજસ્વી વિદ્યાધરો.
તેવા શું હિમવાન અદ્રિવરના નષ્ટ પ્રદેશો થયા ?—
કે લોકો પર સાવમાનદીધ કૈં પિણ્ડે રતિ લૈ ગયા. ૭

* આ શ્લોક રાજા ભર્તૃહરિએ પોતા મેલ્યેતા રાણી પિંગળાના વર્તનને અનુલક્ષીને રચ્યો છે. ભાષાંતરમાં 'તું' શબ્દથી સંબોધ્ય પિંગળા છે.

× આ શ્લોકો કાંઇક અશ્લિલાર્થ સૂચક છે. માત્ર નમુના દાખલ મુકવામાં આવ્યા છે.

કીધી ક્ષાતિ નહીં ક્ષમા; ગૃહ સુખો છોડયાં, નહીં ત્યાગથી;
વેઠયાં દુસહ તાપને હિમ, તપો માંડયાં ન વૈરાગ્યથી;
દીધું ધ્યાન ધને અહર્નિશ, નહીં શંભુપદે નિર્મળ;
કીધાં સર્વજ કર્મ જે મુનિ કરે—તે તે ગયાં નિષ્ફળ. ૮

હાહાકારથી ક્યાંક થાય રુદનો, હાસ્યો મધુરાં કહીં;
મૂર્ખોના અહિંયા મદાન્ધ કલહો, વિદ્વાનવાદો અહીં;
દીસે સુંદરી કુરૂપ જર્જર ક્વચિત્ રામા ક્વચિત્ ભામિની;—
ના જાણું દુનિયા બની અમૃતની વા કે બની વિષની ૯

સૂરજના ઉદયાસ્તથી દિન દિને સંક્ષીણ આયુર્ બને;
કાર્યોના ગુરભાર સંતત થકી ના કાળ જાતો કળે;
જોઇ જન્મ-વિપત્તિ-મૃત્યુ વર્ણોના થાએ વ્યથા લેશ;—હા!
પીને મોહમયી પ્રમાદ મદિરા ઘેલી બની દુનિયા. ૧૦

ધ્યાને નાજ ધર્યા મહેશ પદ જે સંસારના તારણ,
સંપાદ્યો નહિં ધર્મ જેથી ઉઘડે સ્વર્દ્વાર તો તત્ક્ષણ;
નારીના કુચ પીન ઊરુ ઘન તો પીડયા ન આલિંગને.
માતૃયૌવનવૃક્ષ છેદ કરતા કુઠાર તે આપણે. ૧૧*

આશા સત્ય નદી, મનોરથ જળો તેના, તરંગો તૃષા,
કામ ક્રોધ ભયાદિ ગ્રાહ મગરો, પક્ષી વિતર્કો વૃથા;
તેના મોહ સુદુસ્તર ભ્રમ થકી ઉત્તુંગ ચિન્તાતટે
જે પારંગત શુદ્ધ માનસ જનો—પામ્યા ચિદાનન્દ તે. ૧૨

સેવીને ખળ લોકને કયમ કરી સાખ્યાં કુવેણો કટુ;
મ્હોટાને રિઝવી, હસી શૂન્ય મને, આંસુય રોક્યાં બહુ;
હૈયું તો વળી રાખીને દૃઢ ધરી હા! અંજળી દુષ્ટને;—
રે આશા! તુજ યત્ન વ્યર્થજ બધા તોએ નચાવે મ્હને. ૧૩

ખોદી કૈં નિધિ કાજ પૃથ્વી, ગિરિની ફુંકીજ કૈં ધાતુઓ;
રીઝાવ્યા બહુ યત્નથી નૃપતિઓ, મ્હોટા તર્યા સિન્ધુઓ;
મન્ત્રોથી ધન સાધવા વળી નિશા કહાડી સ્મશાને ઘણી;—
ફૂટી કોડી ન મેળવી અહહ! રે તૃષ્ણા હવે છોડની. ૧૪

ભૂમિ રમ્યજ નીલકાન્તિ વનની, શીતાંશુ શોભા ભલી;
સાધુની બહુ રમ્ય સંગતિ, કથા શૃંગાર કાવ્યો તણી;
કાન્તાવક્ત્ર સુરમ્ય તે તરળ છે જે વ્યાજકોપાશ્રુથી,
સર્વે રમ્ય—અનિત્યતા ભય વસે ત્યા રમ્ય કાંઇ નથી. ૧૫

---

* આ શ્લોક કાંઇક અશ્લીલાર્થ સૂચક છે. માત્ર નમુના દાખલ મુકવામાં આવ્યો છે.

પ્રાણો ભંગુર ગ્રસ્ત છે જન્મ થકી, વૃદ્ધત્વથી યૌવન;
સન્તુષ્ટિ ધનલુબ્ધના ગ્રહીજ લે, શાન્તિ રમાલોચન,
ઘેરાયા સુજનોય મત્સર થકી, સદ્‌ભૂપ દુર્મન્ત્રથી,
અસ્થૈર્યે ગ્રહી સંપદા,–જગતમા નું ગ્રસ્ત શાથી નથી. ૧૬

ભોગીને ભય રોગ, ભ્રંશ કુળને: ભીતિ નૃપોથી ધને;
માનીને ભય દૈન્ય, શત્રુ બળને; ભય વૃદ્ધતા રૂપને,
શાસ્ત્રો વાદથી ભીત, દુષ્ટથી ગુણો, મૃત્યુ થકી કાય છે,
સંસારે નરનું ભયાન્વિત બધું;–નિર્ભય વૈરાગ્ય છે. ૧૭

બાઇ કઇ અહો ! મહા નૃપતિ તે, તેના બલી સામતો.
મન્ત્રીમંડળ તેનું તે ચતુર ને ચંદ્રાનના તે સ્ત્રીઓ,
માનોન્મત્તજ રાજપુત્રગણ તે, બન્દીજનો તે કયા,–
એ જેથી સ્મૃતિમાત્ર રહી થઇ રહ્યું તે કાળ વન્દો મહા. ૧૮

જ્યા કોઇ ઘરમા અનેક વસતા ત્યા એક બાકી દીસે;
જ્યાતો એક અનેક થાય પછી, ત્યા અન્તે ન એકે રહે,—
આ પેરે દિન રાત્રિ ખડખડ કરી પાસા જ બે ફેંકતા
કાળી કાળ રમે, કળાથી બહુને છે પ્રાણીઓ સોકટા. ૧૯*

તૃષ્ણા ભોગ તણી શમી, ઘટી ગયું સન્માન આ લોકમા;
મિત્રો પ્રાણ સમાન જે સમવયો બેઠા જ સ્વર્લોકમા;
યષ્ટિથી હળવે ઉઠાય, નયનો ગાઢાન્ધકારે તરે,—
હા ! નિર્લજ્જ શરીર તોય મરણત્રાસે વૃથા થરથરે. ૨૦

પ્હેલા બાળકવેષ લૈ પછી ઘડી કામી યુવા તે બને,
દેખાએ ક્ષણમાત્ર નિર્ધન, ક્ષણે સમ્પૂર્ણ કૈં વૈભવે;
બુઢ્ઢો ક્ષીણ બને ઘડી,–નટપડે લ્યા માનવી તો ભમે:
પેસીને યમરાજધાનીપટમા અન્તે પછી નિષ્ક્રમે. ૨૧

આશા જીર્ણ થઇ ઉરે ઉર તણી, આવી ઉભી વૃદ્ધતા;
અંગે જે કઇ સદ્‌ગુણો વિફળતા પામ્યા ગુણજ્ઞો વિના;
આવે નિષ્ઠુર ક્રુદ્ધ આ યમ તણા દૂતો મહા વેગથી,–
ગૌરીનાથપદામ્બુજે વિણ રહી મ્હારી ન અન્યા ગતિ. ૨૨

"આ તે વખ્ત કયો ? રહસ્ય હમણા, ઊંઘી ગયા નાથ, જો
જાગી જોઇ જશે બહુજ બઢશે"–વાણી વદે જ્યા જનો
એવી તે ઘર છાડી ચાલ મનડા વિશ્વેશને મન્દિરે,—
ત્યા શબ્દો કટુ દ્વારપાળ ન કહે, ત્યા હર્ષ નિ સીમ છે ૨૩

* આ શ્લોક ચોપાટની બે પાસાની રમતને ઉદ્દેશીને લખાએલો છે.

કાશી તીર્થ પવિત્રમા સુરનદી તીરે નિવાસી બની,
લંગોટી ભર્વી માર્ગીને નિજ શીરે કેં અંજલી તો ધરી,
" ગૌરીનાથ, પુરારિ, શમ્ભુ, શિવ હો ! કરજો દયા મુજને "
હોકારી બહુ હર્ષથી નિમિષમા ગાળીશ આયુષ્યને. ૨૪

ટંકારોથી ધનુષ્યના તું કરને કા કામ ! પીડા કરે ?
કારે કોકિલ ! કોમળા કલરવો ગાઓ વૃથા સુસ્વરે ?
કે કે કામિની ! હા વિદગ્ધ, મધુરા, સ્નેહાર્દ્ર નયનો જ શુ ?-
ચિત્તે ચુમ્બી મહેશના ચરણ હુ ધ્યાનાર્ણવે મગ્ન છુ. ૨૫

હે માઇ પૃથવી, પિતા પવન હે, બાઇ પ્રભા તું બની,
બાઇ અમ્બર, મિત્ર વારિ ! તમને છેલ્લી પ્રણામાંજલી,
પુણ્યો પ્રાપ્ત અતીવ સંગ તમથી-જેના પ્રભાવે બની
જ્ઞાની નિર્મળ, તોડી મોહ મહિમા, જાણીં પરે બ્રહ્મણિ. ૨૬



આ શ્લોકો લખી કાઢવામા અને થોડીક સૂચના કરવામા શાસ્ત્રીજી ગિરિજાશંકર ગૌરીશંકરે મને સહાયતા આપી છે તેની નોધ અને લઉ છુ

# ૧૫ રસિકતા



(લેખકઃ-મનહરરામ હરિહરરામ મહેતા.)

દરેક દેશના ઉત્કર્ષનો આધાર તેના સાહિત્ય પર છે. સાહિત્યના પ્રકારનો આધાર જનની રસિકતા પર છે. એટલા વાસ્તે રસિકતા શું છે, તે કેવી રીતે અને કેટલે સુધી ળવાય અને તેનાં અંતિમ ધ્યેય-આદર્શ શો હોવો જોઇએ તે સંબંધી અત્રે આપણે ચાર કરીશું.

કલાની કૃતિમાં રસ હોય તેનો આસ્વાદ લઇ આનંદ પ્રાપ્ત કરવાની શક્તિ તે રસિકતા .થવા તો કલાની કૃતિ એટલે કવિતા, ચિત્ર, મૂર્તિ, ગાયન કે સ્થાપત્યકામ સરસ છે કે રસ છે-સારૂં છે કે નરસું છે તે પીછાનવાની શક્તિ તે રસિકતા.

આ ગુણ સર્વમા હોતો નથી. સ્વાદના સંબંધમાં આપણે જાણીએ છીએ કે કેટલા-ક લોકો સ્વાદશૂન્ય હોય છે તે પ્રમાણે રસિકતાના સંબંધમા પણ સમજવું. ઘણાઓનાં દય એવાં હોય છે કે તે ઉત્તમ કવિતાથી પણ દ્રવતા નથી. ઘણાઓની કર્ણેંદ્રિય એવી હોય છે કે સંગીતના સ્વરભેદ તેઓ પીછાની શકતા નથી; તેમ ઘણાઓની દૃષ્ટિ એવી હોય છે કે તેઓ રંગની છાયાઓ તો રહી પણ મૂલ રંગના ભેદ પણ જોઇ શકતા નથી.

આમ છતાં પણ આ ગુણ જેઓમાં હોય છે તેઓમા તો તે પ્રકૃતિજન્યજ હોય છે. બાલકો હાલરડાંથી રીઝે છે છોકરાઓ રમકડા, ચિત્રો, સૃષ્ટિના સુંદર દેખાવો વગેરે જોઇ આનંદ પામે છે, વાર્તાઓમાં રસ લે છે અને તાલ સંગીત સાભળી નાચવા મંડી જાય છે.

આ ગુણની તીવ્રતા પણ સર્વમા સમાન હોતી નથી. કાલિદાસની કૃતિનો આસ્વાદ જેટલો મલ્લીનાથ કે રવીંદ્રનાથ લઇ શકે તેટલો કદાચ તમે ન લઇ શકો અને તમે લઈ શકો તેટલો હું ન લઇ શકું. તાનસેન ગાતો હોય તો પ્યારા સાહેબ જેટલી એની પીછાન કરી શકે તેટલી બીજો ન કરી શકે અને બીજો કરી શકે એટલી ત્રીજો ન કરી શકેઃ કોઇ માત્ર સાદાં ગાયનોથી તૃપ્ત થતો હોય તેને સર્વ નીરસ લાગે.

વળી આસ્વાદની તીવ્રતા ઉંચા પ્રકારની હોય છતાં તે એકદેશીય કે અપૂર્ણ હોઇ શકે. આ વાત નીચેના ઉદાહરણથી સ્પષ્ટ થશે. બાદશાહ પાસે એક અત્તારી નવું અત્તર લઇને આવ્યો. બે પરીક્ષકોએ પરીક્ષા કરી. એકે કહ્યું કે ગુલાબ, હેના, મોગરો અને જુઈ એમ ચાર અત્તર એકઠા કરી આ નવું અત્તર બનાવવામા આવ્યું છે. બીજાએ કહ્યું કે ચાર અત્તર તો ખરાં પણ જુઇ નહીં પણ જાઇ છે. અત્તારીને પુછતાં તેણે જણાવ્યું કે ચાર નહીં પણ ગુલાબ, હેના, મોગરો જુઇ અને જાઇ એમ પાચ અત્તરનું મિશ્રણ છે. આ ઉપરથી સહજ સમજાશે કે બન્નેની ઘ્રાણેંદ્રિય ઘણી તીવ્ર પણ એકદેશીય-અપૂર્ણ. જેનામાં તે સંપૂર્ણ હોય તે પાંચે પાંચ પારખી શકે. આ જ પ્રમાણે રસિકતાના સંબંધમા સમજવું.

આ પ્રમાણે સામાન્ય ભેદ ગણ્યા, પણ તે ઉપરાંત દેશ, કાળ, સંસ્કાર, અવસ્થા વગેરે કારણોને લીધે વિશેષ ભેદ ઉત્પન્ન થાય છે. અંગ્રેજી અને દેશી સંગીત વચ્ચેનો ભેદ આ પ્રકારનો છે. અંગ્રેજી સગીત આપણને ન રુચે કે આપણું સગીત અગ્રેજોને ન રુચે માટે બન્ને નીરસ એવું કંઈ નહીં. આપણે પોપટીઆ નાકની પ્રશંસા કરીએ છીએ રોમન લોકો પણ તેમજ કરતા હતા. પણ ચીનાઓ અને હબશીઓની રસિકતા કંઈ અન્યજ પ્રકારની છે. ગ્રીક લોકોએ મનુષ્યની મૂર્તિ ઘડવાની કલાને સંપૂર્ણતાના શિખરે ચઢાવી આનંદ માન્યો ત્યારે મુસલમાન લોકોએ તેનું ખંડન કરીને તૃપ્તિ મેળવી. આપણામા એક વખતના લોકપ્રશસ્ત આંખના અંજન અને સેથાના સિંદુર ગયા અને નાકપર ચશ્મા અને વાલના જુલ્ફાં આવ્યા. યુવકોને શૃંગાર ગમે છે અને ડાહ્યાપણ અને જ્ઞાનની વાતોમા ટાહેલુ લાગે છે, જ્યારે પીઢ માણસોની રુચી તેથી ઉલટી હોય છે. વળી કોઈને કવિતા ગમે છે, કોઈને નાટક ગમે છે અને કોઈને નવલકથાપર જ વિશેષ ભાવ હોય છે કોઈ વળી સાહિત્યના શોખીન નથી હોતા પણ માત્ર સગીતના જ ભોગી હોય છે અને કેઈ વળી માત્ર ચિત્રમા જ રસ લે છે. કોઈને સાદુ પ્રિય હોય છે ને કોઈને અલકૃત પ્રિય હોય છે. કોઈને એક રંગ તરફ પક્ષપાત હોય છે અને કોઈને બીજા રંગ તરફ પક્ષપાત હોય છે. આ પ્રમાણે દેશ, કાળ આદિ કારણો મેળવીને રુચિ વૈવિધ્ય ઉત્પન્ન થાય છે.

ઉત્તમ રસિકને માટે તીવ્ર અને સંપૂર્ણ એટલે ઉચ્ચ આસ્વાદની જેટલી આવશ્યકતા છે તેટલી જ આવશ્યકતા અશક્તિને અંકુશમા રાખી તેને વાસ્તવિક ઉપયોગમા લેવાને માટે ઉગ્ર બુદ્ધિની છે. રસિક જ્યારે પરીક્ષા કરવા બેસે ત્યારે પ્રથમ તો એણે પોતાનું હૃદય શુદ્ધ–પક્ષપાત રહિત રાખવુ જોઈએ, કે જેથી કરીને કોઈ પણ કૃતિને વિના કારણે અન્યાય ન થાય, કોઈ પણ અંકુર ઉગતું જ દગ્ધ ન થાય, કોઈ પણ રત્ન બાહ્યાવરણને લઈને શુભ હોવાના કારણે બહિષ્કૃત ન થાય અમુક લેખકનું માટે નિર્માલ્ય, ઉધરતા લેખકનું એટલે કચરા જેવુ, નવિન ચિત્રકારનું માટે દમ વગરનું આ પ્રકારની ભ્રમણાથી તેણે મુક્ત રહેવુ જોઈએ. રુચિભેદ તેના લક્ષ બહાર ન રહેવા જોઈએ કલાકારની વૃત્તિ સમજવી જોઈએ અને કોને ઉદ્દેશીને કૃતિની રચના થઈ છે તે તેણે ધ્યાનમા રાખવુ જોઈએ કલાકારની ધારણા શી હતી અને તે તેણે કેવી રીતે સિદ્ધ કરી તે તેણે પીછાનવુ જોઈએ કૃતિમા પ્રાણ છે કે નહીં અને તેના અવયવો પ્રમાણસર, રોગરહિત અને બલવાન છે કે નહીં તેની તેણે પરીક્ષા કરવી જોઈએ પાત્રોની અવાસ્તવિક્તા, ભાવની કૃત્રિમતા અને શૈલીનો આડંબર તેણે પકડી પાડવો જોઈએ આ પ્રકારના કાર્યને માટે ઉચ્ચ બુદ્ધિની ઉત્તમ રસિકને કેટલી આવશ્યકતા છે તે સહજ સમજાશે.

આ ઈશ્વરદત્ત શક્તિઓને પછી ઉત્તમ બનાવવા માટે અભ્યાસથી કેળવવાની પરમ આવશ્યકતા છે અભ્યાસનો અભાવ ઘણી વખત સગીતના જલસાઓમા સ્પષ્ટપણે તરી આવે છે તરતજ ગાઈ ગયેલા રાગની ફરમાએશ જે ઘણી વખત જોવામા આવે છે એ શ્રોતાના અનાભ્યાસનું જ પરિણામ છે સુભાગ્યે જે ઇંદ્રિયો દ્વારા આ શક્તિ કેળવાય છે તે એવા પ્રકારની છે કે તે અભ્યાસથી ક્ષીણ થવાને બદલે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી જાય છે નજરી ઝવેરીઓ અભ્યાસથી સૂક્ષ્મમા સૂક્ષ્મ ભેદ પારખતા થાય છે તે એટલે સુધી કે દસ વર્ષ

અગાઉ જોયલું રત્ન તેઓ ઓળખી કાઢે છે. તે જ પ્રમાણે ચોકસીઓ પણ સોનાની કસોટી કરી શકે છે. ગવૈયાઓ સ્વરના અને ચિત્રકારો રંગના સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભેદો પારખી શકે છે. આવી સ્થિતિએ પહોંચવાને વાસ્તે તેઓને કેટલો ઉદ્યમ અને કેટલો અભ્યાસ કરવો પડ્યો હશે અને કેટલો અનુભવ લેવો પડ્યો હશે તે સહજ ધ્યાનમાં આવશે. તે જ પ્રમાણે ઉત્તમ રસિક થવાને માટે દેશદેશની કૃતિઓ જોવી જોઇએ, સમજવી જોઇએ, સરખાવવી જોઇએ, એટલી એક અનેક વખતે અનેક દષ્ટિબિંદુએ ઉથલાવવી જોઇએ. આ પ્રમાણે કર્યું હોય તો જ યોગ્ય પરીક્ષક થવાય: તો જ ઉત્તમ કૃતિની સરસતાનાં સૂક્ષ્મમા સૂક્ષ્મ તત્ત્વોની લહેજત લેવાય: તો જ તેના દરેકે દરેક અંગમાં રહેલા રસિક તત્ત્વનો ઉપભોગ થઇ શકે: તો જ નીરસ કૃતિના બાહ્યસ્વરૂપના ઝગઝગાટથી અંજાઇ ન જતાં તેના ગુણદોષની યોગ્ય પરીક્ષા થાય અને વિશ્વાસપૂર્વક અભિપ્રાય આપી શકાય.

આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે ઉત્તમોત્તમ રસિક થવાને સારુ ઉચ્ચ આસ્વાદ અને ઉચ્ચ બુદ્ધિ આવશ્યક છે એટલું જ નહીં પણ તેને અભ્યાસ અને અનુભવથી કેળવવાં જોઇએ. એ પ્રમાણે કર્યું હોય તો જ કલાની કૃતિમાના રસનું યોગ્ય ગ્રહણ થાય, ગુણક્ષેત્રનું યોગ્ય પરીક્ષણ થાય અને સત્ય આદરણીય અભિપ્રાય અપાય.

ત્યારે પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે આ સ્થિતિએ હું પહોંચું ત્યા સુધી શું મારે બેસી રહેવું? કલાની કૃતિની શું મારે પરીક્ષા ન કરવી? મારે શું અભિપ્રાય બાંધવા કે ઉચ્ચારવા નહીં? શું મારી શક્તિનો વિકાસ નિઃસીમ છે? હું ગમે તેટલી કસરત કરું તો પણ રામમૂર્તિ જેવો બળવાન થઇ શકું ખરો? હું ગમે તેટલા પ્રયત્નો કરું છતા સુરેંદ્રનાથ જેવો વક્તા બની શકું ખરો? પોખરાજને ગમે તેટલો ઓપ ચઢાવીએ તો પણ તેનામા હીરા જેટલો ઝગઝગાટ આવે ખરો? એમ જો ન થાય તો શું મારે માટે કંઈ ઉપાય જ નથી? શું એવું કોઇ પ્રમાણ નથી કે જે વડે કલાની કૃતિનું માપ લઇ શકાય? એવો કોઇ કાંટો નથી કે જેવડે કલાની કૃતિનું તોલ કરી શકાય? શું એવો કોઇ સિદ્ધાંત નથી કે જે વડે જુદા જુદા અભિપ્રાયોનું સમાધાન કરી નિશ્ચિત નિર્ણય પર આવી શકાય?

આના ઉત્તરમાં કહેવાનું કે એક એવું માપ, એવો કાંટો, એવો સિદ્ધાંત છે કે જે વડે કલાની કૃતિની પરીક્ષા થઇ શકે. લોકમત એમ કહે છે કે સાકર મીઠી છે તો તે સત્ય છે ને કોઇ એવો નીકળે કે જેને સાકર મીઠી ન લાગે તો તે સ્વાદશૂન્ય કે સ્વાદભ્રષ્ટ. એ ન્યાયે જે કૃતિઓની સમસ્ત જગત્ પ્રાચીન કાળથી પ્રશંસા કરતી આવી છે તે સત્ય હોવી જોઈએ અને તેથી એવી કૃતિઓ તપાસતા આપણને જે પ્રમાણ, જે કાંટો, જે સિદ્ધાંત હાથ આવે તે સત્ય એમાં કંઇ શંકાસ્પદ હોય જ નહીં. આ પ્રમાણે વેદ, મહાભારત, રામાયણ, ઇલીઅડ, પેરેડાઇસ લોસ્ટ તેમજ શેકસ્પીઅર, ડેન્ટી, પ્લેટો, એરીસ્ટોટલ વગેરે મહાન લેખકોની ઉત્તમ કૃતિઓ, ઉપરાંત તાજમહેલ સરખી આરામગાહો, દેલવાડા વગેરે સ્થલનાં મંદિરો, એલીફન્ટાની ગુફામાના યુરોપીય ચિત્રકારોના જગપ્રસિદ્ધ ચિત્રો, લોકપ્રશસ્ત મૂર્તિઓ, ગાયનો વગેરે કૃતિઓનું અવલોકન કરતાં આપણે શા સિદ્ધાંત પર આવીએ છીએ તે જોઇએ.

આ આધિ, વ્યાધિ અને ઉપાધિ મુક્ત જગતથી અને તેના નૈતિક શાસનથી ત્રાસ પામી, પરમકૃપાળુ અને ન્યાયાસક્ત વૃત્તિ પર શ્રદ્ધા રાખતો મનુષ્ય જ્યારથી સમજણો થયો ત્યારથી એમ માનતો આવ્યો છે કે એક અજાણ્યે સ્થળે એક એવું જગત છે કે જે સર્વાંશે પરિપૂર્ણ છે અને ત્યાં સતત શાંતિ, નિર્મળ સુખ અને અખંડ આનંદ લુંટવાનો છે. આ ભૂમિને સ્વર્ભૂમિ, સ્વર્ગ, અમરભૂમિ, પ્રભુભૂમિ, દિવ્યભૂમિ, વૈકુંઠ, કૈલાસ, બેહીસ્ત, હેવન વગેરે નામથી ઓળખાવવામાં આવે છે. ત્યાંના કાળને સત્યયુગ, કૃતયુગ, ગોલ્ડન એઈજ વગેરે નામથી જણાવવામાં આવે છે. આ ભૂમિનું નૈતિક શાસન પણ સંતોષકારક છે. પ્રાકૃત સૃષ્ટિમાં સાધુ અગ્નિથી બળે છે પણ પેલી દિવ્ય સૃષ્ટિમાં તપ્ત લોખંડના સ્તંભને બાઝતાં કે ઉકળતા તેલની કઢામાં નખાતાં છતાં તેને ઉણી આંચ આવતી નથી. પણ આ ભુમિનું હું વર્ણન કરું તેના કરતાં જગન્માન્ય કવિઓએ કરેલાં વર્ણન ટાંકું તો વધારે યોગ્ય થશે.

વાલ્મીકિ કહે છે–

" સહુ તુષ્ટ પુષ્ટ પ્રહૃષ્ટ ધાર્મિક સુદિત એના રાજમાં,
દુર્ભિક્ષ ભય વર્જિત સદા નિશ્ચિંત સર્વ સમાજમાં;
રોગો રહિત સહુ પુરુષ કદિ નવ પુત્ર મૃત્યુ દેખતા,
સૌભાગ્ય ભોગવતી અખંડ વસે સતી સુપતિવ્રતા;
જળઅનળ કે વાયુ બળ કો લોકને પીડતા નહીં,
મળતા ન કોઇ ક્ષુધાને કે તસ્કર ન કો વસતા તહીં;
એ નગર ને વળી રાષ્ટ્ર છે સંપૂર્ણ શુભ ધનધાન્યથી,
કૃતયુગ સમા વસતા સહુ સુખમાં સદા આનંદથી."

કાલિદાસ મેઘદૂતમા આ ભૂમિનું અદ્‌ભુત દર્શન કરાવે છે. એમાંથી બે શ્લોકો તો ટાંક્યા વગર નથી જ રહેવાતું.

જ્યાં માતેલા મધુકરતણા વૃંદથી ગાજી રેતાં–
આપે વૃક્ષો સકળ ઋતુમા, પુષ્પ તાજાં ખીલેલાં;
હંસ શ્રેણીતણી ઝળકતી મેખલાથી સુહાતી,
અર્પે છે જ્યાં કમલિની રુડાં પદ્મ નિત્યે વિકાસી.

કેકા શબ્દો કરી કરી કળા ધારી નાચે મયૂરો,
જ્યાં જ્યોત્સ્નાથી તમ ટળી જતા રમ્ય લાગે પ્રદોષો.

આનંદાશ્રુ વગર નયને આંસુ હોયે ન બીજાં,
બીજો તાપ સ્મરવીણુ નથી જે શમે પ્રેમી જોતા;
જ્યાં છે માત્ર પ્રણયકલહે રુસણામાં વિયોગ,
યક્ષોને જ્યાં નથી વય બીજું માત્ર તારુણ્ય એક.

તુલસીદાસજી આ ભૂમિને નીચેના સ્વરૂપમાં જોય છેઃ–

દૈહિક દૈવિક ભૌતિક તાપા। રામરાજ નહિં કાહુ હિવ્યાપા ॥

સબનર કરહિં પરસ્પર પ્રીતિ। ચલહિં સ્વધર્મ નિરત શ્રુતિ નીતિ ॥
ચારિઉ ચરત ધરમ જગમાહીં। પૂરિ રહા સપનહુ અધનાહીં ॥
રામ ભગતિરત નર અરનારી। સકલ પરમગતિ કે અધિકારી ॥
અલ્પ મૃત્યુ નહીં કવન ઉપીરા। સબ સુંદર સબ બિરુજ શરીરા ॥
નહિં દરિદ્ર કોઉ દુઃખી ન દીના। નહિં કોઉ અબુધ ન લચ્છનહીના ॥

× × ×

ફૂલહિં ફરહિં સદા તરુ કાનન। રહહિં એક સંગ ગજ પંચાનન ॥
ખગમૃગ સહજ બયરુ વિસરાઇ। સબન્હિ પરસ્પર પ્રીતિ બઢાઇ ॥

+ + + +

લતા વિટપ માગે મધુ ચવહીં। મન ભાવે તો ધેનુ પરશ્રવહીં ॥
શશસંપન્ન સદા રહ ધરતી। ત્રેતા ભઇ કૃતિયુગકી કરની ॥

+ + + +

આ પ્રકારનાં કથનો જગતના દરેક મહાન કવિઓની કૃતિઓમા જોવામા આવે છે. પ્રખ્યાત અંગ્રેજ કવિ કીટસનું એક કાવ્ય ઉતારશુ.

Bards of passion and of mirth
You have left your souls on earth!
Have you souls in heaven too,
Double-lived in region new?

Yes and those of heaven commune
With the sphere of sun and moon;
With the noise of fountains wonderous
And the parle of voices thunderous,
With the whisper of heaven's trees
And one another, in soft ease
Seated on Elysian lawns,
Browsed by none but Dian's fawns;
Underneath large blue-bells tented
Where the daisies are rose-scented,
And the rose herself has got
Perfume which on earth is not,
Where the nightingale doth sing
Not a senseless, tranced thing,
But divine melodious truth,
Philosophic numbers smooth;

Tales and golden histories
Of heaven and it smysteries

Thus ye live on high and then
On the earth ye live again :
And the souls ye left behind you
Teach us, here, the way to find you
Where your other souls are joying.
Never slambered, never cloying.

ગુજરાતી કવિઓની વાણીમા પણ આ ભૂમિ "વસે સૂર્ય જેમા સદૈવ–આનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્યા હોય દૈવ" તેના ઉલ્લેખ ઓછા નથી "બીજી ધરા છે નથી મૃત્તિકા જ્યા," "એ દ્વીપ અલૌકિક રસ ભરીઓ, અનેક ત્યા પડી અમરનગરીઓ, સુંદરતાના સરોવરો એ વાસમા રે" "શાંત સદા જ્યા નીર, નહીં જ્યા વાદળ ધાંધળ; એવો ને વળી અમર, સદા આનંદ સ્વરૂપે"–આવા આવા કેટલાએ વચનોથી ગુજરાતી વાચક અજાણ્યો નહીં હોય.

આ અમર ભૂમિમા પહોચી સતત શાંતિ, નિર્ભેળ સુખ અને અખંડ આનંદ–પરમ આનંદ ભોગવવાની મનુષ્ય આશા રાખે છે તે સમજે છે કે પ્રભુએ પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા માટે તેને ત્રણ શક્તિઓ આપી છે–બુદ્ધિ, ક્રિયાશક્તિ, અને લાગણી. આ પ્રત્યેક ત્રિશક્તિને સિદ્ધ કરનાર તે "Knower" (જ્ઞાન યોગી) "Doer" (કર્મયોગી) અને "Sayer" (કથનકાર–કલાકાર–કવિ–ભક્તિયોગી), આ ત્રણેમા પ્રત્યેકના ગુણ ગૌણાશે તો રહે જ છે પણ તેનો પોતાનો ગુણ પ્રધાનાશે હોય છે. જ્ઞાનયોગી બુદ્ધિને કેળવી અજ્ઞાનનો પટ ભેદી જ્ઞાન દ્વારા પ્રભુના સત્ય સ્વરૂપનું દર્શન કરે છેઃ કર્મયોગી નિષ્કામ કર્તવ્ય કરતો કામાસક્તિના બંધન તોડી પ્રભુના ચિદ્રૂપનો સાક્ષાત્કાર કરે છે અને કથનકાર–કલાકાર–કવિ–ભક્તિ યોગી ઉપાસના કરતો માયાનું આવરણ છેદી રસિકતા દ્વારા પ્રભુના આનંદમય સ્વરૂપનું દર્શન કરે છે. કવિ એ સર્વદ્રષ્ટા છે. "માનવ હૃદયના અને સૃષ્ટિના ઉંડાણો અને સંચલનો" મા તે ઉતરી શકે છે એટલુ જ નહીં પણ સચરાચર જગતની પેલી તરફ જે એક ગૂઢ તત્ત્વ રહેલું છે તે એ જાણે છે. સૂર્ય–આનંદ રવિ પોતાનાં કિરણો સમેટી લઈ તેની પછાડી રહેલું પોતાનું કલ્યાણતમ–મંગલતમ–પરમ આનંદયુક્ત સ્વરૂપ તેને દર્શાવે છે. હિરણ્યમય પાત્રના આવરણ નીચે ઢંકાયલું સત્યનું–આભ સ્વરૂપનું–બ્રહ્મના આનંદ સ્વરૂપનું એ દર્શન કરે છે. પ્રભુની સર્વ વિભૂતિઓમા બ્રાહ્મગુણ છે, જે એક વિશ્વવ્યાપી તત્ત્વ છે, જે પ્રકૃતિનો આત્મા છે, જે પરમાત્માનું કલ્યાણ સ્વરૂપ રહેલું છે તે તેને વ્યક્ત થાય છે. નમેરી છાયાનો વિકટ ઘેરો ઘટ થતા પણ તે મણિમય પ્રીતિપંથ જોય છે. પુત્રમૃત્યુ સંસારની જંજાળમાથી મુક્તિ આપનાર તરીકે તેને ભલું લાગે છે. આથી બાહ્ય વિષયોમા આસક્તિ વિનાનો તે આત્મામા જે સુખ છે તેને અનુભવે છે. તે જોય છે, અનુભવે છે અને વ્યક્ત કરે છે. એને સત્યામૃતના દર્શન થાય છે તેનું તે પાન કરે છે ને કરાવે છે, આનંદ લુટે છે અને લુટાવે છે. આ આનંદ શુદ્ધ છે, નિર્મળ છે, અનંત છે, સત્ય છે,

નિત્ય છે. ઐહિક આનંદની પેઠેમ ઉપભોગ કરતા તે ક્ષીણ થતો નથી, પણ તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો ભોક્તાનો આસ્વાદ કેળવી સૂક્ષ્મતમ રૂપનો અનુભવ લેવાનો અધિકાર પ્રાપ્ત કરાવે છે. ભર્તૃહરિ કહે છે કે આ અનિર્વાચ્ય સર્વોત્કૃષ્ટ આનંદના ભોક્તાને ઇંદ્રાદિક દેવતાઓ પણ તૃણવત્ લાગે છે અને ત્રૈલોક્યનું રાજ્ય પણ તેને વિરસ લાગે છે.

એટલા સારૂ મનુષ્યે એક એવી સંસ્થાની યોજના કરી છે કે જ્યા સર્વ નાની મોટી કલાઓનો સંયોગ થાય છે. આ સ્થાન દેવાલય છે. ત્યા સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર, કવિતા, સંગીત, નૃત્ય, અભિનય, અલંકાર, પુષ્પગુંથન વગેરે વગેરે અનેક નાની મોટી કલાઓની કૃતિઓ એકત્ર કરવામાં આવી છે. ત્યા ગયલો મનુષ્ય પોતાનો અધિકાર કેળવતો આ મર્ત્ય ભૂમિથી ઉંચો ચઢી અમરભૂમિમાં પહોચી છેવટે પ્રભુના આનંદમય સ્વરૂપનું દર્શન કરી પરમ આનંદનું પાન કરે છે.

આ પ્રમાણે રસિકતાનું અંતિમ ધ્યેય પરમ આનંદની પ્રાપ્તિ છે. કલા આ રસિકતા કેળવી પરમ આનંદની પ્રાપ્તિનું સાધન છે, તેથી કલાનો આદર્શ પણ પરમ આનંદ છે. અને જે કલાની કૃતિ આપણને ઉદ્વેગ વખતે શાંતિ આપે, શોક સમયે આશ્વાસન આપે, દુઃખને પ્રસંગે સહાયો આપે, વિપત્તિ કાળમા હૃદયબળ આપે, ભાવોની શુદ્ધિ કરે, આદર્શોને ઉંચા કરે, સન્માર્ગની પ્રેરણા કરે, સત્ય પ્રતિ આગ્રહ ઉત્પન્ન કરે, પ્રેમ અને શ્રદ્ધાનો વિકાસ કરે અને અંતમા આપણી આંખો પરના પડળનું નિવારણ કરી પ્રભુના આનંદ સ્વરૂપનું દર્શન કરાવી, પરમ આનંદનું પાન કરાવી આપણું જીવન સદા દુ ખમુક્ત નથી પણ સદા આનંદમય જ છે એવી આપણને પ્રતીતિ કરી આપે, અર્થાત્ આપણા પરમ મિત્ર અને ગુરુ તરીકે વર્તે તે કૃતિ ઉત્તમોત્તમ. આદર્શ જેટલા પુરતો સધાય તેટલા પુરતી કલાની કૃતિ સફલ અને આ આદર્શ જે કલાકાર જેટલા પુરતો અપૂર્વ સાધનો વડે સાધે તેટલા પુરતો તે અપૂર્વ.

અંતમા આપણે પ્રભુ પ્રત્યે એવી પ્રાર્થના કરીશુ કે ગુજરાતમા તે એવા કલાકારો ઉત્પન્ન કરે કે જે

* * to our high-raised phantasy present.
That undisturbed song of pure concent,
Aye sung before the saphire-coloured throne
To him that sits thereon,
With saintly shout and solemn jubilee,
Where the bright seraphim in burning row
Their loud uplifted angel-trumpets blow,
And the cherubic host in thousand quires
Touch their immortal harps of golden wires,
With those just spirits that wear victorious palms,
Hymns devout and holy psalms

Singing ever-lastingly ;
That we on earth with undiscording voice
May rightly answer the melodious noise;

+ + + +

And keep in tune with heaven till God ere long
To his celestial concert us unite,
To live with Him, and sing in endless morn of light.

( *Milton* )



# ૧૯ કાઠીયાવાડનું લોકસાહિત્ય

( લેખક—રા. રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા )

સેંકડો વર્ષોથી અણખોલ્યા ખજાના દટાઇ રહ્યા હોય તેવી સ્થિતિ કાઠીયાવાડના લોકસાહિત્યની છે. હમણાં હમણાં એ ખજાનો બહાર લાવવાના કંઇક પ્રયત્નો ચાલુ થયા છે, છતાં હજુ સુધી એ ખજાનાનો ઘણો ભાગ અપ્રાપ્ય રહ્યો છે. સોરઠ, હાલાર, ઝાલાવાડ, એ સર્વ પ્રદેશમાં ભિન્ન ભિન્ન પ્રકારનું એ લોકસાહિત્ય મળી આવે છે. સામાજિક રિવાજો, ઐતિહાસિક માહિતીઓ, શૌર્યભર્યા પ્રસંગો, અને પ્રજાશરીરને નવપલ્લવિત કરનાર વિવિધ પ્રકારની સાહિત્યસામગ્રી એ લોકસાહિત્ય દ્વારા પ્રાપ્ત થઇ શકે તેમ છે. કાઠીયાવાડની રજપુત, ખવાસ, મેર, આહિર, રબારી, મૈયા, હાટી, કાઠી—એ સર્વ જાતો પાસેથી એ લોકસાહિત્યના જૂદાં જૂદાં અંગો સમજી શકાય છે.

આ લોકસાહિત્ય કંઠસ્થ છે, એમાંનું કેટલું મરનારની સાથે મરી ગયું અને કેટલું જીવતું છે તે આજે કલ્પી શકાતું નથી, કહી શકાતું નથી. હવે તો જેટલું જીવતું છે તેટલું મરી ન જાય એની સર્વ જોખમદારી ગુજરાતના સાહિત્યરસિક વર્ગ ઉપર અને વિશેષે સાહિત્યની એકપૂરી સંસ્થા સાહિત્ય પરિષદ ઉપર છે. કેટલેક સ્થળેથી એ કંઠસ્થ સાહિત્ય પ્રકટ કરવાના ઠીક ઠીક પ્રયત્નો થયા છે પણ એ તદ્દન પુરતા છે એમ તો લોકસાહિત્યનો કોઇ પણ અભ્યાસી કહી ન જ શકે.

આ કંઠસ્થ લોકસાહિત્યમાં દુહા—સોરઠા, લોકગીતો અને લોકવાર્તાઓ એ મુખ્ય છે. દુહા ઘણે ભાગે કરુણરસ અને પ્રેમના પ્રસંગો ચિતરવામા સફળ દેખાય છે.

દુહા ગાનાર જે હલકથી એના સૂર આપે છે તે દિશાઓમાં—વાતાવરણમાં રસની અજબ જમાવટ કરે છે. પાદપૂર્તિના પ્રયોગોમાં કવિઓ જે રમઝટ આણી ન શકે તે રમઝટ દુહાનો લલકારનાર આણી શકે છે. જે પ્રસંગને લગતો દુહો એક જણ બોલે તેનો જવાબ તે જ પ્રસંગમાં સ્હામેનો જણ આપે. એમા જેટલી ત્રુટી તેટલી કલાની ખામી. એક બોલનાર જો આશક તરીકે દુહા લલકારતો હોય, તો જવાબ આપનારાએ માશુકના ભાવ પ્રકટ કરવા જ જોઇએ. એક પક્ષ તરફથી પતિનો ભાગ દુહા દ્વારા રજુ થાય તો બીજા પક્ષે પત્ની તરીકે જ જવાબ આપવો જોઇએ. આ રીતે આ રમઝટ જામે છે. સોરઠમાં ખાસ કરીને રામનવમીને પ્રસંગે માધવપુર ગામે એક મ્હોટો લોકમેળો ભરાય છે. કાઠીયાવાડમાં ભરાતા સર્વ લોકમેળાઓમા આ સોરઠી મેળો અગ્રસ્થાન ભોગવે છે. હજારોની સંખ્યામાં લોકો લગભગ આઠ દસ દિવસ સુધી આ મેળામા રસભર્યો ભાગ લેય છે. આ મેળાનું સાહિત્યની દૃષ્ટિયે જો ખાસ આકર્ષણ હોય તો તે આ દુહા—સોરઠામાં જ છે. અજવાળી રાત્રીના ચાંદનીના રંગમંડપમા મેર, રબારી, આહિર અને બીજી લોકજાતોના જુવાનો એકઠા થઇ જૂદા જૂદા ટોળામાં વ્હેચાઇ જાય છે. ટોળાનો એક એક અગ્રનાયક હોય છે. તે દુહા

બોલવાની શરૂઆત કરે છે. આ દૂહાના લલકારનું ગુંજ એવું તો જામે છે કે જે કલાકોના કલાકો અખંડ ચાલે છે. બોલનાર, સાંભળનાર અને સર્વ દિશાઓ એ રણકારમા તન્મય થઇ એક રસ થઈ જાય છે. લોકસાહિત્યની ખરી ઝલક આ પ્રસંગે દેખાઇ આવે છે.

લોકગીતોનું સાહિત્ય તો એથી યે અજબ છે. ગજપુતાણીઓ, ખવાસણો, આહિરણો, અને ખાસ કરીને કોકીલકંઠી મેરાણીઓના રાસ એટલે લોકગીતની અવધી. હ્હેમની હલક અને હીંચ, હ્હેમના કંઠના માધુર્યભર્યા લલકાર, હ્હેમના શરીરના આકર્ષક મરોડ, હ્હેમના તાલની સુંદર જમાવટ, એ સર્વ આ લોકગીતો દ્વારા સચવાઇ રહ્યું છે. લોકગીતોને જેમ એ વર્ગે જીવતા રાખ્યા છે તેમ એ વર્ગના જીવનની મીઠાશ આ લોકગીતોએ ટકાવી છે. એ પ્રજાના જીવનમા આપણા વર્તમાન સાહિત્યે જરાય પ્રવેશ નથી કર્યો ત્યા નથી પહોંચ્યા નરસિંહરાવ, ન્હાનાલાલ કે રમણભાઇ અને આનંદશંકર; ત્યા નથી પ્રવેશ્યા કલાપી અને સાગર કે બલવંતરાય અને હરિ હર્ષદ. એટલે એ પ્રજાના લોકજીવનને નવપલ્લવિત કરનાર તો એકજ સાધન છે અને તે તેઓનું લોકસાહિત્ય.

ખાસ કરીને મેર જાતી કે જે હાલારના બરડા પ્રદેશની પડોસમા રહે છે એ પ્રજાનાં લોકગીતો સાભળવા જેવાં છે. કવિ ન્હાનાલાલે યથાર્થ ગાયું છે કે,

અમૃત શા મીઠા બોલ પણ ત્રાને અધુરી,
ઓ કોકિલકંઠી નાર હાલારની મધુરી,

આ મેરાણીઓના કોકિલ કંઠથી ગવાતા રાસડા અદ્વિતીય છે. એક તાલ, બે તાલ, અને ત્રિતાલ અને હીંચ અને હલક સાથે ગવાતા આ લોકગીતો સાહિત્ય પરિષદના કેટલા ચાલકોએ કેટલા ભક્તોએ સાભળ્યા છે ? એ લોકગીતોમા કદાચ શબ્દલાલિત્ય ન હોય, કદાચ ઝડઝમક ન હોય, કદાચ પ્રાસાનુપ્રાસ યથાર્થ ન હોય છતા તેમા રસ તો નિતરે છે જ અને એ જ એની ખુબી છે. આ લોકગીતોનો એક પણ સંગ્રહ પ્રકટ થયો હોય તો તે મ્હારી જાણમા નથી: એટલે આ લોકગીતોનું સાહિત્ય એકઠું કરી પ્રજાશરીરના વિવિધ પ્રસંગો આલેખતી સાહિત્યની એ રસસામગ્રી જાળવી રાખવાના પ્રયત્નો કરવાની હવે ખાસ જરૂર છે. એ ગીતોના થોડાક નમુના આપવા જેવા લાગે છે છતા એક સૂચના કરવી પડે છે કે એ ગીતોની ખરી ખુબી કોઇ કોકિલકંઠી સુન્દરી ગાતી હોય ત્યારેજ જાણી શકાય.

( ૧ )

રાજલ પાણી ગીઆતા અમે સહિયર પાણી ગીઆતા,
માધવપુરનો મારગ અમને વેરી થઇને લાગ્યો.
વેરી થઇને લાગ્યો અમને ઝેરી કાંટો વાગ્યો,
માધવપુરનો મારગ અમને વેરી થઇને લાગ્યો.

ત્હારા નાકડીયાની દાંડી રાજલ નાકડીયાની દાંડી,
જાણે દિવડાયે સગ માંડી રાજલ દિવડાયે સગ માંડી.

ત્હારા માથાનો અંબોડો રાજલ માથાનો અંબોડો,
જાણે છૂટો તેજણ ઘોડો રાજલ છૂટો તેજણ ઘોડો.

ત્હારા વાંસાનો વળોટો રાજલ વાંસાનો વળોટો,
જાણે સરપનો સરેટો રાજલ સરપનો સરેટો.

ત્હારા હાથની આંગળીયું રાજલ હાથની આંગળીયું,
જાણે ચોખા મગની ફળીયું રાજલ ચોખા મગની ફળીયું.

ત્હારા પેટડીયાનો ફાંદો રાજલ પેટડીયાનો ફાંદો,
જાણે પૂનમ કેરો ચાંદો રાજલ પૂનમ કેરો ચાંદો.

... ... ... ... ... ...

( ૨ )

હાકેમ ! રહેજો અમારી બાગમાં,
છડીદાર ! રહેજો અમારી બાગમાં.

અમારી બાગમાં એલચીનાં ઝાડ છે
ત્યાં ઉતારા કરજો હો !
હાકેમ ! રહેજો અમારી બાગમાં.

અમારી બાગમાં આંબા ને આંબલી
ત્યાં દાતણીયાં કરજો હો !
છડીદાર ! રહેજો અમારી બાગમાં.

અમારી બાગમાં ગોરી ગાવડીયું,
ત્યા દૂધલડાં પીજો હો !
હાકેમ ! રહેજો અમારી બાગમાં.

અમારી બાગમાં લીંબુનાં ઝાડ છે,
ત્યાં રસ ઘૂંટડા પીજો હો !
છડીદાર ! રહેજો અમારી બાગમાં.

અમારી બાગમાં નદિયુંનાં નીર છે,
ત્યાં નાવણિયા કરજો હો !
હાકેમ ! રહેજો અમારી બાગમા.

અમારી બાગમા ગોળ નાધેરી,
ત્યાં ભોજનીયાં કરજો હો !
છડીદાર ! રહેજો અમારી બાગમાં.

અમારી બાગે નાગરવેલ પાન છે,
ત્યાં મુખવાસીયાં કરજો હો !
હાકેમ ! રહેજો અમારી બાગમા.

અમારી બાગમાં ચંપો ચંબેલી,
ત્યા સુગંધી લેજો હો !
છડીદાર ! રહેજો અમારી બાગમાં.

અમારી બાગમાં હિંડોળાખાટ છે,
ત્યાં પોઢણીયાં કરજો હો !
હાકેમ ! રહેજો અમારી બાગમાં.

આ લેખકને જનસેવાના વિવિધ પ્રસંગોએ કાઠીયાવાડનાં ગામડાંઓમાં જ્યહારે જ્યહારે જવાનું થાય છે ત્યારે આ લોકગીતો શોધી એકઠાં કરવાનું કાર્ય ચાલુ છે અને લેખકને અભિલાષ છે કે એ લોકગીતોની એક ગીતમાળા ગુર્જર સાહિત્ય દેવીને ચરણે ધરી એ જૂનું સાહિત્ય જાળવી રાખવું.

જેમ લોકગીતો લોકસાહિત્યમાં અગ્રસ્થાન લેય છે તેમ લોકકથાઓનું પણ સારૂં સ્થાન છે. કાઠીયાવાડની લોકવાર્તા એટલે ભુલાતા ઇતિહાસનો એક અદ્દભુત પ્રસંગ, કાઠીયાવાડની લોકવાર્તા એટલે શૂરી પ્રજાની શૌર્ય ભરી લોકકથા. વિશુદ્ધ પ્રેમને માટે પ્રાણાર્પણ, દેશને માટે મરી ફીટવાની હોંસ; પ્રજાને માટે રાજાઓની ધગશ; બુદ્ધિ અને ચાતુર્યની પરિસીમા—આ અને એવા પ્રસંગો એ લોકવાર્તાઓનું પ્રાધાન્ય વસ્તુ હોય છે. રાજપુતો કે કાઠીઓના દાયરામાં, રબારી કે ચારણના નેસડામાં, આહિર કે મેરના ચોરામા આ લોકકથાઓ આપણી આધુનિક નવલકથાઓ કરતા હજુ સુધી સારૂં સ્થાન ભોગવી રહી છે. જૂદી જૂદી પ્રજાઓની પ્રેરણા સરીખું એ લોકકથાનું કંઠસ્થ સાહિત્ય કંઠમાં જ રહી ન જાય એ માટે પણ સાહિત્ય પરિષદે સાવચેત થવું જોઇએ.

ઓખામંડળના વાઘેરોની વાતો કહેનાર એક કાઠીયાવાડીને મ્હેં જ્યારે સાંભળ્યા ત્યારે એ વાતોનું ખરૂં જોમ મ્હને જણાયું. વાર્તા કહેનાર શૌર્યરસમાં એટલો બધો ગુલતાન થઇ જતો કે વાર્તા કહેતાં કહેતાં તે પોતે શરીરનું ભાન ભૂલી જતો.

ન છડીયા હથિયાર,
સુળુભા !
ન છડીયાં તલવાર—

જો છડી દિયાં તલવાર,
તો માથે કુલાય ઉપાડયો ભાર !
સુળભા !
ન છડીયાં હથિયાર—

આ કડીયો લલકારતાં એ વાર્તા કહેનાર પોતે જાણે કેમ વાઘેરોનો શૌર્યમણી "દેવુમાણેક" હોય ! આ વાઘેરોની કથા શૌર્યરસ જમાવવામાં અદ્દભુત કામ કરે છે. સાહિત્ય પરિષદે પોતાના કાર્યક્રમમાં આવી લોકકથા સંભળાવવાના પ્રસંગો યોજવા માટે શું શું કર્યું છે ?

કાઠીયાવાડના લોકસાહિત્યની અત્રે માત્ર એક રૂપરેખા જ આલેખી છે. સાહિત્યપરિષદ્ જેવી સંસ્થાએ સાહિત્યના આ એક રસપૂર્ણ અંગને ચિરંજીવ રાખી વિકસાવવાની ખાસ

આવશ્યક્તા છે આ સાહિત્ય એકઠું કરવામાં કેટલીક મુશ્કેલીઓ પણ છે. રબારીના અને ચારણોના નેસડામાં મેર, આહિરના કુટુંબમાં અને રાજપુતોના રણવાસમાં આ સાહિત્ય સમાયુ છે. જો સાહિત્ય પરિષદ આ ઉપયોગી કાર્ય માટે બેથી ચાર સાહિત્યરસિક સાહિત્ય-સેવકને પોતા તરફથી એને માટે યોજે તો મ્હારી ખાત્રી છે કે પરિષદ રસસાહિત્યના એક અંગને ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા જરૂર સાચવી રાખશે.

" આનંદ ભુવન "
ચોરવાડ—
૨૭-૩-૨૪

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

# ૧૭ ઓખા મંડળનું ભાષા–વૈશિષ્ટ્ય

( લેખક—રા. રા. કલ્યાણરાય નથુભાઇ જોષી )

કાઠીઆવાડના પશ્ચિમ છેડા પર આવેલ દ્વારકાની આસપાસના પ્રદેશને "ઓખા મંડળ" નામથી ઓળખવામાં આવે છે. એ પ્રદેશ ભૌગોલિક દૃષ્ટિએ કાઠીઆવાડનો ભાગ ગણાય છે; પરંતુ તેમા કાઠીઆવાડીપણું–વાઘેર લોકના શરીરના મજબુત બાંધા સિવાય –બીજું કંઇ પણ નથી. ઓખા મંડળમા વસતા માણસો પોતાને કાઠીઆવાડીથી જુદા ગણે છે. પોતાની ભાષાને કાઠીઆવાડી ભાષાથી જુદી ગણે છે. મનુષ્યના જીવન–વ્યવહારની દૃષ્ટિએ ઓખામંડળનો સંબંધ અત્યાર સુધી કચ્છ પ્રદેશ સાથે વિશેષ હતો. તેથી જીવનના ઘણા ખરા ખાતામા કચ્છી તત્ત્વ બારીકાઇથી અવલોકન કરનારને ઓખામંડળમાં જણાયા વિના રહે તેમ નથી ઓખામંડળ એ "હાલાર" વિભાગનો છેડો ગણી શકાય. એ રીતે હાલારી રૂઢિ, હાલારી લ્હેકો, હાલારી કહેવતો અને હાલારી ઢબછબ ઓખામંડળની ભાષામા ખાસ હોય છે. છતાં ઓખામંડળની ભાષા એ રાજકોટની કે જામનગરની ભાષા નથી.

ઇતિહાસ એવો છે કે ઓખામંડળ પ્રદેશ ઉપર જામનગરની સંસ્કૃતિનો ઉપકાર બહોળા પ્રમાણમા છે. અસલના વખતમા જામનગરી બ્રાહ્મણો ઓખાના પંડ્યા ( મ્હેતાજી )નું વૈદ્ય શાસ્ત્રીનુ, અને મુત્સદ્દી વર્ગનું કામ કરતા હતા. જામનગરી નાણું જ ઓખામા ચાલતું હતું; જામનગરી શિલ્પી જ ઓખામા મોટા મકાન બાંધતા, જામનગરી રંગારા અને જામનગરી સોની અને જડીઆ ઓખાની પ્રજાના રસિક કોડ પૂરા પાડતા. આ રીતે ઓખાની સંસ્કારી ભાષાનું મૂળ અંગ શુદ્ધ "હાલારી ભાષા" કહી શકાય. "હાલારી ભાષા" આખા કાઠીઆવાડમા (કદાચ સોરઠ જ બાદ કરીએ તો) વધારેમા વધારે સંસ્કારી અને ઉચ્ચારની અશુદ્ધિથી વધારે મુક્ત ગણાય તેવી છે. અત્યાર સુધી પણ શુદ્ધ કાઠીઆવાડ જેતપુરની ભાષામાં, ભાવનગરી ભાષામા, લીંબડી વઢવાણની ઝાલાવાડી ભાષામાં પ્રાંતિક ઉચ્ચાર અને પ્રાંતિક લ્હેકો સુસ્પષ્ટ જણાઇ આવે છે. જામનગર, રાજકોટ, જુનાગઢ અને પોરબંદરની ભાષામા એવી ઉચ્ચારની અશુદ્ધિ કે લ્હેકાનું વૈચિત્ર્ય જણાતું નથી.

ઓખામંડળની ભાષા આ રીતે હાલારના શુદ્ધ ગુજરાતી ખોખામાથી વિકસિત થઇ છે, હાલારી ભાષા ઉપર વાઘેર લોકની કચ્છી અને સિંધી ભાષાનો પાસ બેસતો ગયો. ઘણી સુઘટિત રચના, સુંદર રૂઢ વાક્યો, મજાની મર્મ વાળી કહેવતો અને અર્થપ્રચૂર શબ્દો ઓખામંડળે કચ્છી અને સિંધી ભાષામાથી લીધા છે એ અત્યારની દ્વારકાની સંસ્કારી ભાષાના અભ્યાસીને જણાયા વિના રહે તેવું નથી. બીજી સાહિત્ય પરિષદ્‌ના ઉપસંહારના ભાષણમાં પ્રમુખ સાહેબ સાક્ષરવર્ય કેશવલાલ ભાઇએ "મોઢે બરો મૂતર્યો છે" એ વાક્યની વ્યુત્પત્તિ સમજાવી સભામા જે સંસ્કારી આનંદ આપ્યો હતો તે આનંદ આપનાર "બરો" શબ્દ ઓખામા તાવ (જ્વર) ના અર્થમા વપરાય છે. અને "બરો મુઠી ઉતરીયો" એ રૂઢ વાક્ય ગુજરાતમા "બરો મૂતર્યો" એ સ્વરૂપમા પહોંચાડવાની સેવામા

ઓખામંડળના વાઘર લોકોનો હિસ્સો હોય એવું માનવાનું સબળ કારણ છે. એ " બરો " શબ્દ ઓખામાં અને તેની મારફત હાલારે અને તે દ્વારા કાઠીઆવાડે બહુ સુંદર રૂપમા રૂઢ વાકયમાં વાપરી ભાષાની એક સારી કહેતી બનાવી છે. દૃષ્ટાંત તરીકે ગર્વથી ભરપૂર સ્ત્રીને તેની પાડોશણ કહે છે કે " ઓય, બાઇ, તારો બરો તો કયાય સમાતો નથી." " ઓય તારો બરો !" " એનો બરો ભગવાન ઉતારશે." ( આનું નામ તે કચ્છી પાસ ) કચ્છી ભાષાની બીજી એક અસરનો દાખલો વાચી તે સિદ્ધાન્તની પૂર્ણ પ્રતીતિ વાચકને થશેજ. ગુજરાતી ભાષામા શબ્દને બેવડાવવાની જે રીત છે તેનું સુંદર સ્વરૂપ કચ્છમાં જ છે. જેમકે આપણે " ખીચડી બીચડી " " કાગળ–બાગળ " " ઝાડ–બાડ "–વગેરે જોડકામા બીજો શબ્દ અર્થ વગરનો વાપરીએ છીએ–તેને ઠેકાણે કચ્છી ભાષામા એવા ઘણા અર્થ સૂચક જોડકા પ્રચલિત છે કે જેનો ઉપયોગ ઓખામંડળમા સારી પેઠે થાય છે. જેમકે ઠામ ઠીકરૂ ( વાસણ કુસણ ) સામાન સતરા ( ઘરની સતરા–ઘરનું રાચ રચીલું ) અસૂર–અસૂર્ય અંધારે–મ્હોડું વ્હેલું ) જણુસ બાબ, ( ચીજ વસત ), રાત વરત, ઢોર ઢાખર, અણુક ઝણુક, વાર પરબ, ( વાર પર્વ ) આવ્યો ગયો, અને અવાર નવાર ( વખતો વખત ) આ ઉપરાત કચ્છી રૂઢ વાકયો અને શબ્દો ઓખામંડળની ભાષામા સારી પેઠે ઓતપ્રોત થયા છે.

**સિંધી અસર.**

ઓખા મંડળની ભાષા ઉપર બહુ જૂના વખતમા સિંધી ભાષાની પણ અસર સારી રીતે થયેલી છે. હાલમા પણ ઓખામંડળનો વેપારનો સીધો સંબંધ કરાચી સાથે છે તેટલો સંબંધ બીજા કોઇ શહેર સાથે છે નહિ. ભૂતકાળમા સિંધથી આવનારી લશ્કરી ચઢાઇ સાથે કેટલાક માણસો પણ આવ્યા હશે કે જેમણે પોતાનો વાસ ઓખામંડળમાં રાખવા પસદ કર્યું હોય. ઓખામંડળમા લોહાણા વેપારીના નામ કેવળ સિંધી ઢબથી જ રાખવામા આવતા હતા. લગભગ છેલ્લા ૨૫ વરસથી એ નામ વિસારે પડતા જાય છે. સિંધમા જેમ **ગીડવાની, મલકાની, વસ્વાની**–વગેરે " આની " અંત્યાક્ષરવાળા નામ હોય છે તેમ ઓખામંડળમાં પણ અસાર સુધી માવજી જે **માવાણી**, ભોજરાજ જે **ભોજાણી**, પ્રધાન જે **પીધાની** નારાયણજી જે **નાયાંણી**, ગોકલદાસ જે **ગોકાણી**, લક્ષ્મીદાસ જે **લાખાણી**–કહેવાની રીત પ્રચલિત હતી. ઓખામંડળમા વસતા ગુગલી બ્રાહ્મણમા " **ઇસરાણી** "નો એક ડહેલો છે. ઘણા ગુગલી ભાઇઓને જ એ નામ મુસલમાન જેવું લાગે છે, પણ તેમને કયા ખબર છે કે એ તો " ઈશ્વર " " **ઇશ્વરાણી.** " " **ઇસરાણી** "–જેવું સુંદર બ્રાહ્મણને છાજે તેવું સિંધી છાપવાળું નામ છે ! આ રીતે કંઇક અંશે ઓખામડળના વાઘેરો મારફત અને મોટે અંશે સિંધમાથી મહમદ કાસમની ચઢાઇ વખતે બેટ દ્વારકામા આવેલા વટલેલા મુસલમાન (ભડેલા) મારફત ઓખામડળની ભાષા ઉપર સિંધી અસર ઘણી જ મુલાયમ રીતે થઈ ગઇ છે.

**હીંદી અસર.**

ઓખામંડળમા દ્વારકા એ યાત્રાનું ધામ હોવાથી અનેક દેશના માણસો યાત્રાર્થે ત્યાં આવે છે. બેટના મંદિરોમા અને દ્વારકાના નાના મદિરોમા ઘણા સાધુ વેરાગી કેવળ વિરક્ત ભાવથી પોતાનો પ્રાંત છોડી આવીને વસતા હતા. તેમની પ્રતિભાવાળી છાપથી તથા હાલ પણ ચાલુ રીતે

આવ્યા કરે છે તે બધા હિંદી ભાષા જાણનાર યાત્રાળુઓની અસરથી ઓખામંડળની ભાષા ઉપર હિંદીની છાપ પણ પડયા વિના રહી નથી જેમ મદ્રાસ ઇલાકામા હિંદી જાણનાર ગણ્યાગાઠયા હોય છે તેમ ઓખામંડળમા હિંદી ન જાણનાર ગણ્યાગાઠયા હોય છે. વૈષ્ણવ ધર્મની વલ્લભાચાર્યની પ્રણાલિકાનો પ્રચાર બેટ દ્વારકામા સારો હોવાથી એ પંથના આચાર્યો અત્રે વખતોવખત પધારે ત્યારે વ્રજ ભાષામા જ બોધ આપતા હોય છે તેથી વળી હિંદીની છાપ ઓખામંડળની ભાષા ઉપર વધારે પાકી પડતી જાય છે કોઇ માણસને ધમકાવતી વેળા આ વાકય ઓખામંડળમા વપરાય છે-" અરે, બેસ, હવે ઝાઝી **તીનપાત** ન કર " ( **તીનપાત=તીનપાંચ** હિંદી ) અગર-" આવ્યો મોટો **તીસમારખાં** " બીજાની ચીજ ઉચાપત કરવાના અર્થમા " પાઇ જવુ " શબ્દ ઓખામા વપરાય છે. [ હિન્દી " **પાઇ** જવુ " = ખાઇ જવુ ] " દાદ દેવી " ના કહ્યામા રહેવુ-કોઇને કોઠુ આપવુ- અહિં " દાદ " શબ્દ હિંદી ભાષાના " દાદ ફરીઆદ " માથી લેવામા આવેલ છે. તેની જ રીતે ' ખોપરી " શબ્દ હિંદી ભાષામાથી ઓખાની ભાષામા દાખલ થયેલ છે " ઉંધી ખોપરીના માણસ " " તારી ખોપરી તોડી નાખવામા આવશે. "-આ પ્રમાણે ઓખામંડળની ભાષા ઉપર હીંદી ભાષાની અસર પણ જોઇ શકાય તેવી છે

**મરાઠી અસર**

ઓખામંડળ વડોદરા સરકારને તાબે હોવાથી ઘણા દક્ષણી બ્રાહ્મણો અને મરાઠા ગૃહસ્થો સરકારી નોકરીને લીધે અસલથી દ્વારકા બેટમા રહેતા હતા તેથી મરાઠી ભાષાની કેટલીક અસર ઓખામંડળની ભાષા ઉપર થવા પામી હતી. મરાઠીમા લોટને **પીઠ** કહે છે ચણાના લોટના શાકને-પીઠ ઉપરથી **પીઠલુ** કહે છે. ઓખામા પીઠલુ ને બદલે **પીઠીઉ** વપરાય છે કાઠીઆવાડમા પણ એ શબ્દ પ્રચલિત છે ' માહિતી " " સોઇસ્કર " " પ્રકૃતિ ' (તબીયત), " તીખટ, " " રેણુગી, " " વર્ગણી, " " પૂર્તતા કરવી, " વગેરે કેટલાક મરાઠી શબ્દો ઓખામંડળમા સરકારી કચેરીના દક્ષણી કારકુન વર્ગના પરિચયથી ચાલુ થઇ ગયા છે

**વહાણવટાંની અસર**

ઓખામંડળની ભાષાના ઘડતરમા તે દેશની પરિસ્થિતિએ પણ બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે એ દેશ દરીઆ કિનારે આવેલો હોવાથી લોકોનો વ્યવહાર વહાણ અને આગબોટ સાથે હોવાથી લોકોએ પોતાની ભાષામા વહાણવટાની ભાષાના કેટલાક શબ્દો, અને વાક્યો સુંદર રીતે રૂઢ બનાવી લીધા છે ઉદાહરણ તરીકે-

કાઠે ( બંદરે ) બંધાયેલા વહાણનો દોરડાનો છેડો જ્યારે છોડવામા આવે ત્યારે તે વહાણ કિનારેથી દરીઆમા ચાલતું થઇ શકે જ્યા સુધી છેડો ન છૂટે ત્યા સુધી વહાણ હંકાર્યું ગણાય નહિં. તેના ઉપરથી ઓખાની ભાષામા-કોઇ પણ માણસના કામનો નીકાલ કરવાનો હોય ત્યારે-તે માણસનો છેડો છાડવો-એમ રૂઢ વાકય ઉમેરાયુ છે

તેવી રીતે " સોડ પડવું, " " સોડે પડવું "-ની સાથે સબંધ જોડવો (વહાણ કુરજા ઉપર આવી કુરજાની સાથે અડીને ઉભું રહે છે ત્યારે વહાણ કુરજાની ગોડે પડ્યુ કહેવાય છે આગમોટને જ્યા સુધી મછવા અડકે નહિં ત્યા સુધી મછવા આગમોટને સોડ

ચડયા કહેવાય નહિ.) "ખબરદાર, એ રેઢીઆરને સોડે ચડયો છે તો તારા છોતરા પણ ઉડી જશે"

**સુકાન વગરનો માણસ**=ચોક્કસ સિદ્ધાન્ત વગરનો માણસ, ફાવે તે વિચાર પર દોરવાઇ જાય તેવો (સુકાન એ વહાણને કબજે રાખનાર ભાગ છે.)

**કોઇના દોરડાં ખેંચવા**=કોઇના કામમા મદદ રૂપ બનવું (વહાણમા ખલાસી ઉપરાત ઉતારૂ ચડયા હોય તે ઘણી વાર વહાણ ચલાવવામા **દોરડાં ખેંચી** મદદ રૂપ થાય છે)

**બાપનું વહાણ અને બેસવાની તાણ**=કોઇ પણ કાર્ય પોતાની સીધી દેખરેખ નીચે થતું હોય છતા તેમાથી પોતે અંગત લાભ નથી મેળવી શકતો ત્યારે માણસ આ કહેવતનો ઉપયોગ કરે છે. આ કહેવતમા "તાણ" શબ્દનો અર્થ "તંગી" "તગાશ" એવો થાય છે.

પ્રેમશી એટલી બધી વગવાળો માણસ છે કે ટાણું આવશે ત્યારે **સૌ એના વહાણમાં બેસી જશે**=આ વાક્યમા "વહાણમા બેસવુ" એટલે "ના પક્ષમા મળવું" એવો અર્થ થાય છે સરખાવો-કાઠીઆવાડનુ રૂઢ વાક્ય "**ગરીબને ગાડે કોઈ બેસવાનું નથી**"-(ગાડાને બદલે ઓખામડળમા વહાણ મૂકાયુ છે)

**સુકાની**=આગેવાન. જેમ વહાણમા કામ કરનારામા મુખ્ય માણસ સુકાન સભાળનાર સુકાની હોય છે તેમ ઓખામડળમા કોઇ પણ હીલચાલનો આગેવાન "સુકાની" કહેવાય છે. કોઇ માણસ બહુ જ મુશ્કેલીમા હોય અગર કોઇ માણસની ગભીર માદગી હોય ત્યારે ઓખામડળમા એમ કહેવાય છે કે "હમણા એ માણસ **મધ્ય દરીએ** છે, ઇશ્વર લાજ રાખે તો ભલે"

**કડે ચડી જવું, છીતી રહેવું, છીપી રહેવુ, ખરાબે ચડવું**—વગેરે શબ્દોનો ઉપયોગ મુશ્કેલીમા આવી ગયેલા માણસ માટે વપરાય છે. "એનુ વહાણ હમણા **કડે ચડી ગયું** છે," "છીપી રહ્યુ છે" કે "ખરાબે ચડયુ છે." માટે તમારા જેવા કુશલ **માલમ** (નાવિક) ની મદદ વિના એનું કામ પાર પડશે નહિ."

"**દરીઆમાં રહેવું અને મગર સાથે વેર રાખવું કેમ પાલવે?**"=આ કહેવતનો અર્થ એવો છે કે સમાન ધધાવાળા વચ્ચે કે સહવાસીઓ વચ્ચે સપ ન હોય તો ફાવતું જ નથી. રાત દિવસ જેની સાથે કામ હોય તેની સાથે મીઠાશનો સબધ હોય તો જ લાભ રહે છે.

આવી રીતે સમુદ્રને લગતી ભાષાએ ઓખામડળની ભાષામા સારી પેઠે સુધારો વધારો કર્યો છે.

**ખેતીની અસર.** ઓખામડળ ખેતીનો પ્રદેશ નથી, છતા આ ગામડાનો મુખ્ય ઉદ્યોગ તો ખેતી જ હોવાથી ઓખામડળની ભાષામા ખેતીની દૃષ્ટિથી અને ખેડુતોની હોશીઆરીથી કેટલાક સુંદર પ્રયોગો દાખલ થવા પામ્યા છે. જેમાથી કેટલાક પ્રયોગ દૃષ્ટાત રૂપે અત્રે આપવામા આવે છે

**તેણે સેઢે આવી શીરામણ** માગ્યું=કોઇ કામ લગભગ સંપૂર્ણ થઇ ગયું હોય ત્યારે તે કામ કરનાર અટકી પડે, તો તેના માટે આ કહેતી વપરાય છે. ( અહિં "સેઢો" શબ્દ ખેતરની છેલ્લી હદના અર્થમાં વપરાય છે. બે ખેતરના સેઢા બાજુ બાજુએ આવે છે. ગામમાંથી ખેતરે કામ કરાવવા સારૂ મજુરોને ખેડુત લઇ જતો હોય અને છેક ખેતર નજીક આવી મજુર શીરામણની માગણી કરે તે અજુક્તું ગણાય. તેના ઉપરથી આ કહેવત પ્રચલિત થઇ ગઇ છે. )

"**કુવામાં હોય તો અવાડામાં આવે**"=મુખ્ય સ્થળે વસ્તુની છત હોય તો પેટા સ્થળે તે વસ્તુ પોતાની મેળે પહોચે. ( આ કહેવત કેવળ ખેતીકારોની જ ભાષામાંથી ઉદ્ભવેલી છે. )

"પટેલની નોકરી એ **બકરીનું દુઝાણુ છે**"=પટેલની નોકરીમાં દેખીતો લાભ ઓછો છે પણ ઝીણા ઝીણા લાભ ન દેખાય તેવા ઘણા છે. ( બકરીનું દુઝાણું ભેંસના દુઝાણા જેવું મોટું લાગતું નથી; પણ જ્યારે જોઇએ ત્યારે થોડું થોડું દૂધ બકરી આપે છે. તે ઉપરથી આ કહેવત ઘડાઇ છે. બકરીને બદલે બાકરી પણ બોલાય છે. )

મને કંઇ ઉકાશેઠનું **થોડું દુઝાણુ છે** કે હું તેનું ઉપરાણું કરૂં=મને ઉકા શેઠ તરફથી કોઇ જાતનો લાભ મળતો નથી કે જેથી હું તેનો પક્ષ ખેંચું-અહિં "દુઝાણુ હોવું," એટલે કંઇક "લાભ મેળવવો" "લાભ હોવો" એવો અર્થ થાય છે.

**ખાલી મોટા પૂળા વાળવાથી શું થશે?**—ફોકટ મોટી વાતો કરવી નકામી છે.

**ધોયેલ મૂળા જેવો**=એકલો હાથપગ હલાવતો. નિરુપયોગી થઈ પડે તેવી સ્થિતિમા આવેલા માણસને કહેવાય છે કે "ધોયેલ મૂળા જેવો શું આવ્યો છે?"

**તેં સુઆંગ ( સ્વાંગ ) કોસ જોડી દીધો** એટલે હવે બીજાના મનની વાત તું કેવી રીતે જાણે?=સુઆંગ કોસ જોડવો-એટલે બીજા કોઇને બોલવા ન દેતાં પોતે જ બોલ્યા કરવું તે સ્થિતિ. આ કેવળ ખેતીકારનો જ પ્રયોગ સામાન્ય ભાષામાં ઉતરેલો છે.

**મૂળ, મૂળગા, સમૂળગા**=આ શબ્દો ઝાડના કે રોપાના મૂળમાંથી ખેતીકારોએ ભાષામાં દાખલ કરેલ છે. જ્યારે તાવ જરા પણ ઉતરતો ન હોય ત્યારે એમ બોલાય કે "દરદીને મૂળે તાવ ઉતરતો નથી." ( મૂળ=બીલકુલ ) વેપારીએ માલ લાવવામાં જેટલા નાણાં ખર્ચ્યા હોય તેટલી જ કીમતે તે માલ વેચાય ત્યારે તે એમ કહે છે કે "માંડ માંડ મૂળગા નાણા થયાં" ( નફો મળ્યો નહિ ) "વ્યાજ તો બાજુએ રહ્યું પણ મારા **મૂળગાં** નાણાં પણ પાછાં મળે તો હું તમારો ઉપકાર માનીશ" આ બીજો પ્રયોગ–જ્યારથી તેના બાપને અમારે ત્યાંથી રજા આપી ત્યારથી એ ભાઇ પોતે સમૂળગો આવતો જ નથી. આ પ્રયોગ ઓખાની ભાષામાં સારી પેઠે પચી ગયો છે. છોકરાનું વેશવાળ કરવાના અર્થમાં "**છોકરાને નાથવો**"-એ પ્રયોગ વપરાય છે. બળદના નાકમાંથી દોરડું કાઢી તેને નાથ પહેરાવે ત્યારે બળદને નાથ્યો કહેવાય છે તેના ઉપરથી "છોકરાને નાથવાનો" પ્રયોગ સૂચિત થયો છે. એ કેવળ ખેતીકારની જ ભાષા પર થયેલી અસર કહેવાય. જે માણસ પોતાની વાત ઝટ પૂરી ન કરે તે જ "**ગોઝડીઆની ઝડ**" કહેવાય છે, ગોઝડીઆના કાંટા જલદી ઉખડી શકતા નથી.

આ સિવાય ઘણા છૂટા શબ્દો ખેડુત વર્ગ પાસેથી ઓખામંડળની ભાષામાં મળેલા છે તે છેવટે આપેલી યાદી પરથી જણાશે

દ્વારકા એ તીર્થનું સ્થળ હોવાથી ત્યાં બ્રાહ્મણો સ્વાભાવિક રીતે વધારે વસે છે. તેમની દિનચર્યાની છાપ ઓખા મંડળની ભાષા પર પડયા વિના કેમ રહે?

**બ્રાહ્મણોની અસર.** ઘણા રૂઢ વાકયો ઓખામંડળમાં બ્રાહ્મણોના જીવનક્રમ ઉપરથી ઘડાયા છે, તેમાંથી થોડાક અત્રે ઉતારવામાં આવે છે.—

**ભૂરશી** આપવી=કોઇને લાંચ આપવી

**દરભની પથારી** કરાવી દીધી=વેપારીને તદ્દન દેવાળીઓ બનાવી દીધો

**કંકુના** (પગલાં) કરો=રવાના થઇ જાઓ. ચાલ્યા જાઓ. ફોજદાર સાહેબના **નૈવેદ્ય** (નિવેદ) થશે કે ઉમ?=ફોજદાર સાહેબને તેમાંથી કંઇ મળશે કે કેમ?

**પારકે ભાણે મોટા લાડુ**=બીજાને વધારે લાભ થયો છે એમ સમજવું

આજે તો રામજી સુતારને **આશીર્વાદ દીધા**=એટલે કે રામજી સુતાર પાસેથી આજનું કામ ઠગવી લીધું

અમને એ બાબતમાં **સ્નાન કે સૂતક** કંઇ નથી લાગતું=એ બાબત સાથે અમારે જરા પણ લાગતું વળગતું નથી

યજમાનનું ઘી વપરાશે તેમાં તારે કયાં **ન્હાવા જવું પડે તેમ છે?**=યજમાનનું ઘી વધારે વપરાશે તેમાં તને શી ખોટ જવાની હતી?

**ફુલ તુલસી છાંટવા.** જો તે બાઇને ખોટું લાગતું હોય તો તું કાલે થોડાં **ફુલ તુલસી છાંટી** આવજે=મીઠાં વચનો સંભળાવવાં.

**લાડુ લાફસી પીરસવાં**=પોતાનું કામ સાધી લેવા તે તો બહુ લાડુ લાફસી પીરસશે (ખોટા સાચા લાભ બતાવશે)

હમણાં જે કારકુન આવ્યા છે તે જ્યાં ત્યાંથી **આરોગ્યા જ કરે** છે=અયોગ્ય રીતે ખાઇ જવું—આરોગવું.

હમણાં જો બાપ બધું નાણું વાપરી નાખશે તો દીકરો પાછળથી **શું ઠીકરો વગાડશે?** ભિક્ષુકની સ્થિતિમાં રહેશે?

**શંખ ફુંકવો**=લાચારીની સ્થિતિ સૂચવવા શંખ ફૂંકવો—(સાધુ, બાવાનું એ સૂચક ચિન્હ છે)

**મુંડી લેવું, કોઇની મુંડ કરવી**=તીર્થ કાંઠે મુંડણ કરવાનો રીવાજ હોય છે તેના ઉપરથી આ પ્રયોગ દાખલ થયો છે. **મુંડી લેવું**=છેતરી લેવું અમુક માણસ મુંડાયો=છેતરાયો ઠગાયો

આવી રીતે દ્વારકા તીર્થના સંસ્કાર ઓખામંડળની ભાષા ઉપર સારી રીતે પડયા છે

ઓખા મંડળની ભાષાનો અભ્યાસ કરનારને એક તબક્કો દ્વારકાની ગુગળી બ્રાહ્મણની બાઇડીઓમાંથી તથા ગામડાના લોહાણા જ્ઞાતિની બાઇડીઓમાંથી પ્રાપ્ત થાય તેમ છે તેમની વઢવાની રીત ગાળો દેવાની રીત, મેણા ટોણા આપવાની રીત, મંભરામણી કરવાની રીત, અને મશ્કરી કરવાની રીત ઓખામંડળની ભાષાનું ખાસ લક્ષ બતાવનાર એક ખાતું છે.

ન ભાઇ, નપીરી ( પીર=માવિત્ર, સાસરીયાથી વિરુદ્ધ ) બહાલા મુઓ, ધા કાઢુ ( સ્વાર્થ સાધનાર ) નખોદીઓ. નખોદ નીકળવું, જીભ ખેંચી લેવી, ચીરીને મીઠું ભરવું, તેલ કાઢવું આંખ કાઢી લેવી, ચામડું ફાડી નાખવું, સોબડામાં દેવી, સોઇ ઝાટકીને દેવી ( તમાચો મારવો) મેથી પાક ચખાડવો, શંખ ચંદ્ર ધરાવવાં ( માર મારવો ) શીંગડી ઝાલીને રમરમાવવી; ટાંગો ઝાલીને પછાડવી; ટાંગો વાઢવો ( ટાંગો એટલે પગ )-વગેરે પ્રયોગો વઢવામા સારી પેઠે વપરાય છે.

ખાંડ ખાવી. ( ધૂળ ફાકવી ) વાસર ફુંકવો, મોઢું ધોઇને આવવું, દાઢીમા હાથ નાખવો ( ખુશામત કરવી ) ભાઈ બાપુ કરવું, બાપુ બચ્ચા કરવું ( લાડ કરવા ) વેંચી દાણુ ન દેવું ( હોશીઆરીથી છેતરવું ) સૂતા વેચવું ( છેતરવું ) કોઇને તાગવું ( મનની વાત જાણવી ) કોઇનું પેટ લેવું. ( મનની વાત જાણવી ) મોઢું તોડી લેવું (અવિનયી બની જવાબ આપવો) ફીફા ખાડવાં, પાણી વલોવવું ( ફોકટ યત્ન કરવો ) કોઇને માથે છાણા થાપવાં ( ની આજ્ઞા ન માનવી ) ધણીને પી જવું, વરનો જરા પણ ડર ન હોવો, બીજાના હાથ સાજા કરવા ( બીજાને લાભ અપાવો ) પાતીએ પાતીએ તેલ નાખવું, ( પ્રત્યેક વાતમાં મેણા આપવા ) ત્યા શો ડાબલો ( દાબડો ) દાટયો હતો ? કયી હૂંડી વટાવવા ગયા હતા ?--આવા આવા અનેક મર્મવાળા વાકયો ઓખામંડળમા પ્રચલિત થઇ ગયા છે એટલુંજ નહિ પરંતુ તે ઓખામંડળની ભાષામાં પચી ગયા છે.

**—ઓખા મંડળની ભાષાના ખાસ વ્યાકરણના પ્રયોગ—**ઓખામંડળની ભાષાની વિશિષ્ટતા બતાવવા કેટલાક ખાસ વ્યાકરણના પ્રયોગો નોંધવા જેવા છે; જેમાંના કેટલાક કચ્છમા અને કેટલાક કાઠીઆવાડમાં પ્રચલિત છે.

(૧) નારી જાતિના નામનું બહુ-વચન " ઓ " ને બદલે " ઉ " કે " યું " પ્રત્યયથી કરવામા આવે છે

| એક વચન | બહુ વચન. |
|---|---|
| છોકરી | છોકરીયું. |
| ગાય | ગાયું. |
| ભેંસ | ભેંસું |
| વાત | વાતું |
| કીડી | કીડીઉં |

(૨) દર્શક સર્વનામ, સંબંધી સર્વનામ, પુરુષ સર્વનામ-વગેરે સર્વનામના છેડાના " એ " ને સ્થળે " ઇ " વપરાય છે.

જે ને બદલે જી ...જી દેવું હોય તી દઇ નાખો.

**તે** ને બદલે **તી**

એ ને બદલે ઇ ...ઇ તો વાતું છે ભાઇ, ઝીણીઉં રે.

(૩) કૃદંત ને છેડે યો, યી, યું આવે છે તે શબ્દમાં ઓખામંડળમા " યો, યી, યું " ને બદલે " ણો, ણી, ણું " વપરાય છે.

શહાબુદ્દીન મરાયો—શહાબુદ્દીન મરાણો.
પાઠ વંચાયા નથી.—પાઠ વંચાણા નથી.
મારાથી આખો લાડુ ખવાયો નહિ—મારાથી આખો લાડુ ખવાણો નહિ.

(૪) ભવિષ્ય કૃદંત-" નાર " અંત વાળાં હોય છે તેવાં કૃદંતને છેડે ઓખામાં " તલ " લગાડવામાં આવે છે.

કહેનાર બાળા અને સુણનાર પણ બાળા
ને બદલે કહેતલ બાળા અને સુણતલ પણ બાળા
તારી પાસેથી ગાડું માગનાર કોણ છે ?
ને બદલે તારી પાસેથી ગાડું માગતલ કોણ છે ?

(૫) દેવું—ધાતુ ઓખામંડળમાં ત્રણ અર્થમા વપરાય છે

(૧) દેવું=આપવું-આલવું, ઓખામંડળમા " આપવું " ક્રિયાપદ બહુજ થોડું વપરાય છે. સીપાઇ પૈસા આપી આવ્યો—ને બદલે સીપાઇ પૈસા દઇ આવ્યો.

તારે આપવાનું હોય તે આપી દે. તે બદલે તારે દેવાનું હોય તે દઇ દે.

(૨) દેવું=કૃદંતપૂર્ણ તરીકે.

પુસ્તક ઝટ ફેંકી દે

પારકા પાસેથી ઉછીના લીધેલા નાણા આપી દેવાં જોઇએ.

(૩) દેવું=બંધ કરવું-વાસવું.

બારણા બંધ કરો-ને બદલે બારણા દઇ દો.

કમાડ વાસ્યાં-ને બદલે કમાડ દીધા.

(૬) " જવું "—ક્રિયાપદના રૂપમા ' જ 'ને લંબાવી " જા " કરવામા આવે છે.

જતો હતો ને બદલે જાતો હતો.
જવા માંડ ને બદલે જાવા માડ.

(૭) " જોઇએ "—ના રૂપોમાં 'ઇ' નો લોપ કરી નાખવામા આવે છે.

મને શાક જોઈતું હતું
ને બદલે મને શાક જોતું હતું.
તમારે શાળામા આવવું જોઇશે
ને બદલે તમારે શાળામા આવવું જોશે
જોઇતી ચીજ મંગાવજે
ને બદલે જોતી ચીજ મંગાવજે

(૮) " કોર " શબ્દ તરફના અર્થમા ઓખા માંડળમાં વપરાય છે.
મેં ઘોડાને નિશાળ તરફ જતા જોયો—ને બદલે મેં ઘોડાને નિશાળ કોર જતાં જોયાં.
તારો બાપ તારી તરફ છે કે તારા ભાઇ તરફ ?— ને બદલે
તારો બાપ તારી કોર છે કે તારા ભાઇ કોર ?

(અ) ઓખામંડળમા "ળ" ને બદલે "ર" કે "ડ" અણુસમજુ લોકો બહુ વાપરે છે. એ દોષ સર્વસામાન્ય છે તેથી બહારથી આવનાર સંસ્કારી માણસોને ઓખામંડળના માણુસોની ભાષા પણ બહુ અશુદ્ધ હોવાનો ભાસ થઇ આવે છે, કારણ કે 'થાળી' ને બદલે "થારી," ધોળું ને બદલે "ધોરૂ" તેમજ

| | | |
|---|---|---|
| બાળવું | ને બદલે | બારવું |
| ગાળવું | ,, | ગારવું |
| ગળી જવું | ,, | ગરી જવું |
| મળવું | ,, | મરવું |
| સાંભળવું | ,, | સાભરવું |
| નળ | ,, | નડ |
| મૂળગા | ,, | મુડગા—જેવા ઉચ્ચારથી |

ભાષા કેટલી બધી કર્કશ અને અશુદ્ધ જણાઇ આવે તે કલ્પી શકાય તેવું છે.

(બ) બીજો દોષ ઓખામંડળમા—શ, ષ, સ નો ભેદ ઉચ્ચારમા ન રાખવાથી થાય છે. એ દોષને લીધે પણ સંસ્કારી જનને ઓખામંડળની ભાષા બહુ અશુદ્ધ ભાસી આવે છે.

પરંતુ આ બે દોષને જો કોરે મૂકીએ તો ઓખામંડળની ભાષા જામનગર અને રાજકોટની મીઠી ભાષા કરતા પણ વધારે મીઠી અને વધારે મુલાયમ માલુમ પડે તેવી છે. અલબત્ત તે સાક્ષરોની કે મુત્સદ્દી વર્ગની ભાષા નથી, પરંતુ સદા ભીડમા—સંકટમા—રહેલા સાદા પણ સાહસિક લોકોની ખેડાયેલી બોલી છે તે બોલીમા માણસના મનના બધા ભાવ ઉતરેલા છે; અને ભવિષ્યમા નવા સંજોગથી મનના ભાવ વધે તેને ઉતારવાની સવડ પણ એ બોલીમા છે ઓખાની ભાષાનો અભ્યાસ કોઇ ભાષાશાસ્ત્રી કે વૈયાકરણી કરે તો ઘણી નવીન ખોળ તેમની ચીવટ અને ચતુરાઇથી થઈ શકે તેમ છે. ગુજરાતી ભાષાના મૂળ સાથે સંબંધ ધરાવનાર કંઇક છાલછોતરાં ઓખામડળની ભાષામાથી મળવાનો સંભવ સારી રીતે જોઇ શકાય છે; કારણ કે તે ભાષા કંઇ કોળીભીલની નથી, તેમ નથી દુબળા નાયકડાની. તે ભાષામા હાલની પ્રચલિત ગુજરાતી ભાષા કરતા સંસ્કૃત ભાષાનો વધારે પાસ દેખાય છે.

આટલું ઓખામંડળની ભાષા વિષે રજુ કરી કેટલાક શબ્દો, કહેવતો, પ્રયોગો—પરિશિષ્ટ તરીકે કોઇ પણ પ્રકારના વર્ગીકરણના નિયમ વગર અત્રે જોડવામા આવ્યા છે. આશા છે કે કોઇ ભાષાશાસ્ત્રીને તે યાદી કોઇ કાળે ઉપકારક થશે

*Valabhjee Ramjee*



# પરિશિષ્ટ



ઓખામંડળની ગુજરાતી ભાષામાં વપરાતા જાણવા જોગ શબ્દોની અને રૂઢ વાક્યોની યાદી—

અલખો—અલખું=અઘરો, અઘરૂં, કપરૂં.
સલખો, સલખું=સહેલું, સહેલો, સરળ.
ઓઝો=કઠણ, અઘરો.
સગડ=પગલાં.
સગડ મેલવો=જતો કરવો; કેડો છોડવો;
મોળો=(સ્વભાવમા) ઠંડો; (જોરમાં) ઢીલો; ઉતરતો;
પીત્તળીઆ=સોનાનાં પાતળા ઘરેણાં.
આટીકુટી=પુંજી.
પાંકડા ઢોર=જે દૂઝણા ન હોય તેવા ઢોર.
વસુકી જવું=દૂધ દેતાં બંધ થવું.
ગાય ભળે છે=ગાય દૂધ આપે છે.
ગોઇડીઆની ઝડ=ગોઇડીઆ નામના ઝાંખરાના ઝાડના કાંટા ચોટયા પછી જલદી છૂટા થઇ શકતા નથી, માટે વાતો કરતાં જલદી અંત ન આવે તેવા માણસને "ગોઇડીઆની ઝડ" કહેવાય છે.
ભૂરશી આપવી=(દક્ષણા) લાંચ આપવી.
ઉંઠાં ભણાવવાં=બનાવી જવું; છેતરવું.
બીનું સંકેલવું=મોઘમ વાત રાખી ખુલાસો કરી લેવો.
ઢંકુના કરવાં=વિદાય થવું.
માથાના હોવું=બીજાને પહોચે તેવા થવું.
સનસ (સણસ) રાખવી=પરવા રાખવી.
હડી કાઢવી, પટ્ટી કાઢવી=દોટ મેલવી.
નામુ મંડાઇ ગયું=તે બધી રીતે હારી ગયો.
પાઇ જવું=ખાઇ જવું, ઉડાવી જવું.
નૈવેદ્ય ધરી જવું=ઉચાપત કરી જવું.
કોઇના નિવેદ થવા=કોઇને રૂશ્વત આપવાની સવડ થવી.
—નું ટાળી નાખવું } નો સ્વાર્થ ભૂંસી નાખવો.
—નું વાટી નાખવું }
નભાઇ=ભાઇ વગરની.
નપીરી=માવિત્ર વગરની સ્ત્રી.
વ્હાલા મુઇ=વ્હાલા સગા મરી ગયા હોય તેવી.
ઓસોટવું—જમવું=ખાવું.
આશીર્વાદ દેવા=પેટ પુરતું ન જમતા એક બે કોળીઆ ખાઇ ઉઠી જવું તે.
મ્હો કે માથું સુઝતું નથી=આ વાતમાં કશી ખબર પડતી નથી કે આદિ કોણ અને અંત કોણ.
મોથ મારવી=ઉંચુ કર્તવ્ય બજાવવું.
મુડસાઇ=અભિમાન.
મુડસાયો=મીજાજી.
પડલાનુ હોવું=પડલાનો સાલ્લો એકજ રાખવાનો હોય છે. તેથી ઘરમાં જે કંઇ ચીજ શોભાની એકજ રાખી હોય છે તેને માટે એમ કહેવાય છે કે "તેની પાસે એકજ પડલાની પાઘડી છે."
રગ=નસ.
રગત્રગ થઇ જવી=નસતું ખસી જવું
રગ પારખવી=મનની પરીક્ષા કરવી.
રગાવવું=બ્હાના આપી વાત લંબાણમા નાંખવી.
પીટ દેવી, પીટ કાઢવી=માર મારવો.

(૯) "સાટે" શબ્દનો પ્રયોગ બદલાના અર્થમા થવા ઉપરાત ઉભયાન્વયી અવ્યય તરીકે "On the contrary"ના અર્થમા થાય છે તે ઓખા મ ડળની ભાષાનુ ખાસ લક્ષણ છે ઉદાહરણ-

આ છોકરાનો બાપ ઘણો પ્રેમાળ છે પણ સાટે તેની મા બહુ ખરાબ છે.

ભાગ વર્ગના વિદ્યાર્થીઓ ઘણા ચાલાક છે પણ સાટે તેમની હાજરી બીલકુલ નિયમિત હોતી નથી

(૧૦) ઓખા મ ડળમા સામાસિક શબ્દો સારા પ્રમાણમા જોવામા આવે છે એ વાત એ ભાષાનુ પ્રાગ લ્ભ્ય સૂચવે છે

કેટલાક ઉદાહરણ-

| | | |
|---|---|---|
| માલધણી, | આવ્યો ગયો, | ઘી ચોપડ, |
| વાભીનું (થોડુ ભીનું), | ધણીમારો, | કાનફટો, |
| ઉંચકનો (ઉચા કાનવાળો) | મ્હોસુજણું | પગરખુ, |
| માથાબધણ, | અણસરજી, | અણઆથમ્યુ, |
| અણઘડ, | નોધારો (અધાર વગરનો) | સુકલકડી, |
| કાટારખા, | ઢોરખેદો (જનાવર) | બોરખેતરી, |
| ત્રવાટો, | ઘરણઘેલો, | કાછડીછૂટો, |
| નાકાતૂટ, | હરફર | ચડઉતર, |
| ઉધખોપીઓ, | મખ્ખીચુસ, | લેણદેણ, |
| નપાણીઉ (ગામ) | હયાફૂટી | વિધાભૂલી, |
| છમાસી, | ત્રિપક્ષી | માનમોધો, |
| મીઠાબોલી, | નમાલી, | વ્હાલાસુઇ, |
| બહુબોનો | હરખપદુડી | બાપનખશો, |

(૧૧) ઓખા મ ડળમા માણસોને નામથી બોલાવતી વેળા બહુ વચનથી સંબોધવાનો રીવાજ બહુ કમી હતો એટલુજ નહિ પરતુ પ્રેમનો પ્રસાર વિશેષ હોવાથી બધા નામના તોછડા નામો સુદર રીતે ઘડાઇ ગયા છે, એ ઓખાની અને કચ્છની ખાસ વિશિષ્ટતા છે એવા ટુકાવેલા નામ પૈકી થોડા અત્રે આપ્યા છે

| મૂળનામ | ટુકા નામ |
|---|---|
| રઘુનાથ | રઘો |
| ગોકલદાસ | ગોકો, ગોકનીઓ |
| લક્ષ્મીદાસ | લખુ, લખીઓ, લખુરો |
| કલ્યાણજી | કલીઓ, કલુ |
| પ્રેમજી | પ્રેમો, પ્રેમલો |
| પરમાણદ | પમો, પમતો |
| ગોરધનદાસ | ગોધુ, ગોધીઓ |
| ચુનીલાલ | ચુનીઓ, ચીનો, ચીનકો |
| મગનજી | મકુડો, મકનો |
| તુલસીદાસ | તુલીઓ |

| | |
|---|---|
| જયકૃષ્ણ | જેકો. |
| સુરારજી | મલીઓ, મલુ. |
| સુંદરજી | સુદીઓ, સુદો. |
| આણુંદજી | આંદુ, આણુદો. |

આ સિવાય કેટલાંક નામો તો કેવળ નવીન જ બનેલા છે. તે કયા નામના ટુંકાવેલાં સ્વરૂપ છે તે જાણી પણ નથી શકતું ઉદાહરણ.

ટીટીઓ, બલુ, ગલુ, ગગલ, ભભલ, રાઠીઓ, તેતર, હાપ્પો, હુચો, ભાચરો, ફતુ, ટકુ, ઉકો, ઢબી, ફોદીઓ, બોઘો, અને ઉતીઓ.

(૧૨) ઓખા મંડળની ભાષામા-કાઠીઆવાડની ભાષા પેઠે એક મૂળ શબ્દ ઉપરથી નવીન શબ્દો ઘડી કાઢવાની રીત બહુ સુંદર રૂપમા જોવામાં આવે છે. કેટલાક ઉદાહરણ.

| મૂળ શબ્દ | બનાવેલા શબ્દો |
|---|---|
| વઘારવું | વઘાર, ( શાકનો રસો. ) વઘારણી ( હિંગ ) |
| ભરવું | ભરણુ ( આંખમા ભરવાનું ઓસડ ) ભરાવો ભરપાઇ; |
| સુંઘવું | સુઘણી ( તપખીર ) |
| રાધવું | રાધણું ( ભાત ખીચડી ), રાધણીઉં ( રસોડું ) |
| દહોવું | દહોણું. દહોણી, |
| જોવું | જોણું ( તમાસો ) |
| ધીરે | ધીરપ, |
| સારૂં | સારપ |
| માંઠું | મઠાર |
| માદુ | માદપ, મંદવાડ. |
| આળસ | આળસી જવું ( બંધ થવું, બંધ કરવું, અટકવું ) અળસાવી દેવું ( અટકાવવું ) |
| મોળું | મોળાટી જવું |
| ધોળું | ધોળકાય છે. ( સરખાવો " હીરકાય છે. " ) |
| સુગ | સુગામણું |
| કામ | કામોરા ( સરકારી કામ કરનાર અમલદાર ) કામઠો, ( કામમા મચી રહેલો ) કામગરી ( કામગીરી ) |
| માખવું (ચોપડવું) | માખણ ( મસ્કો ) મખ ( ચોપડવાનો રંગ રોગળ ) |
| ઉપર | ઉપરાણું ( પક્ષ લેવો તે ) |

## ઓખામંડળની ભાષાના પ્રાંતિક દોષ.

આ પ્રદેશની ભાષામાં એક બે અક્ષરના અશુદ્ધ ઉચ્ચાર સિવાય કોઇ પણ પ્રકારના પ્રાંતિક દોષ હોય તેવું જણાતું નથી.

(અ) ઓખામંડળમા "ળ" ને બદલે "ર" કે "ડ" અણુસમજુ લોકો બહુ વાપરે છે એ દોષ સર્વસામાન્ય છે તેથી બહારથી આવનાર સસ્કારી માણસોને ઓખામંડળના માણુસોની ભાષા પણ બહુ અશુદ્ધ હોવાનો ભાસ થઇ આવે છે, કારણ કે 'થાળી' ને બદલે "થારી," ધોળું ને બદલે "ધોરૂ" તેમજ

| | | |
|---|---|---|
| બાળવું | ને બદલે | બારવુ |
| ગાળવુ | ,, | ગારવું |
| ગળી જવું | ,, | ગરી જવું |
| મળવું | ,, | મરવું |
| સાભળવુ | ,, | સાભરવું |
| નળ | ,, | નડ |
| મૂળગા | ,, | મુડગા—જેવા ઉચ્ચારથી |

ભાષા કેટલી બધી કર્કશ અને અશુદ્ધ જણાઇ આવે તે કલ્પી શકાય તેવું છે.

(બ) બીજો દોષ ઓખામડળમા–શ, ષ, સ નો ભેદ ઉચ્ચારમા ન રાખવાથી થાય છે. એ દોષને લીધે પણ સંસ્કારી જનને ઓખામંડળની ભાષા બહુ અશુદ્ધ ભાસી આવે છે.

પરતુ આ બે દોષને જો કોરે મૂકીએ તો ઓખામંડળની ભાષા જામનગર અને રાજકોટની મીઠી ભાષા કરતા પણ વધારે મીઠી અને વધારે મુલાયમ માલુમ પડે તેવી છે. અલબત્ત તે સાક્ષરોની કે મુત્સદી વર્ગની ભાષા નથી, પરતુ સદા ભીડમા–સકટમા–રહેલા સાદા પણ સાહસિક લોકોની બેડાયેથી બોલી છે તે બોલીમા માણસના મનના બધા ભાવ ઉતરેલા છે, અને ભવિષ્યમા નવા સજોગથી મનના ભાર વધે તેને ઉતારવાની સવડ પણ એ બોલીમા છે ઓખાની ભાષાનો અભ્યાસ કોઇ ભાષાશાસ્ત્રી કે વૈયાકરણી કરે તો ઘણી નવીન ખોળ તેમની ચીવટ અને ચતુરાઇથી થઈ શકે તેમ છે ગુજરાતી ભાષાના મૂળ સાથે સબંધ ધરાવનાર કઇક છાલછોતરા ઓખામડળની ભાષામાથી મળવાનો સભવ સારી રીતે જોઇ શકાય છે; કારણ કે તે ભાષા કઇ કોળીભીલની નથી, તેમ નથી દૂબળા નાયકડાની. તે ભાષામા હાલની પ્રચલિત ગુજરાતી ભાષા કરતા સસ્કૃત ભાષાનો વધારે ભાસ દેખાય છે.

આટલુ ઓખામડળની ભાષા વિષે રજુ કરી કેટલાક શબ્દો, કહેવતો, પ્રયોગો–પરિશિષ્ટ તરીકે કોઇ પણ પ્રકારના વર્ગીકરણના નિયમ વગર અત્રે જોડવામા આવ્યા છે. આશા છે કે કોઇ ભાષાશાસ્ત્રીને તે યાદી કોઇ કાળે ઉપકારક થશે

Valabhjee Ramjee



# પરિશિષ્ટ

ઓખામંડળની ગુજરાતી ભાષામાં વપરાતા જાણવા જોગ શબ્દોની અને રૂઢ વાક્યોની યાદી—

અલખો—અલખું=અઘરો, અઘરૂં, કપરૂં.
સલખો, સલખું=સહેલું, સહેલો, સરળ.
ઓંક્રો=કઠણ, અઘરો.
સગડ=પગલાં.
સગડ મેલવો=જતો કરવો; કેડો છોડવો;
મોળો=(સ્વભાવમાં) ઠંડો; (જોરમાં) ઢીલો; ઉતરતો;
પીત્તળીઆં=સોનાનાં પાતળા ઘરેણાં.
આટીકુટી=પુંજી.
પાંકડા ઢોર=જે દૂઝણા ન હોય તેવાં ઢોર.
વસુકી જવું=દૂધ દેતાં બંધ થવું.
ગાય ભળે છે=ગાય દૂધ આપે છે.
ગોઇંડીઆની ઝડ=ગોઇંડીઆ નામના ઝાંખરાના ઝાડના કાંટા ચોટયા પછી જલદી છૂટા થઇ શકતા નથી, માટે વાતો કરતાં જલદી અંત ન આવે તેવા માણસને "ગોઇંડીઆની ઝડ" કહેવાય છે.
ભૂરશી આપવી=(દક્ષણા) લાંચ આપવી.
ઉંઠાં ભણાવવાં=બનાવી જવું; છેતરવું.
બીનું સંકેલવું=ભોઘમ વાત રાખી ખુલાસો કરી લેવો.
ટંકુના કરવાં=વિદાય થવું.
માથાના હોવું=બીજાને પહોચે તેવા થવું.
સનસ (સણુસ) રાખવી=પરવા રાખવી.
હડી કાઢવી, પટ્ટી કાઢવી=દોટ મેલવી.
નામુ મંડાઇ ગયું=તે બધી રીતે હારી ગયો.
પાઇ જવું=ખાઇ જવું, ઉડાવી જવું.
નૈવેદ્ય ધરી જવું=ઉચાપત કરી જવું.
કોઇના નિવેદ થવા=કોઇને રૂશ્વત આપવાની સવડ થવી.
—નું ટાળી નાખવું } નો સ્વાર્થ ભૂંસી નાંખવો
—નું વાટી નાખવું }
નભાઇ=ભાઇ વગરની.
નપીરી=માવિત્ર વગરની સ્ત્રી.
વ્હાલા મુઇ=વ્હાલા સગા મરી ગયા હોય તેવી.
ઝોસોટવું=જમવું=ખાવું.
આશીર્વાદ દેવા=પેટ પુરતું ન જમતાં એક બે કોળીઆ ખાઇ ઉઠી જવું તે.
મ્હો કે માથું સુઝતું નથી=આ વાતમાં કશી ખબર પડતી નથી કે આદિ કોણ અને અંત કોણ.
ગોથ મારવી=ઊંચુ કર્તવ્ય બજાવવું.
મુડસાઇ=અભિમાન.
મુડસાયો=મીજાજી.
પડલાનું હોવું=પડલાનો સાલ્લો એકજ રાખવાનો હોય છે. તેથી ઘરમાં જે કંઇ ચીજ શોભાની એકજ રાખી હોય છે તેને માટે એમ કહેવાય છે કે "તેની પાસે એકજ પડલાની પાઘડી છે."
રગ=નસ.
રગનગ થઇ જવી=નસનું ખરી જવું.
રગ પારખવી=મનની પરીક્ષા કરવી.
રગાવવું=બ્હાના આપી વાત લંબાણમાં નાંખવી.
પીટ દેવી, પીટ કાઢવી=માર મારવો.

બે છાણાની થવા દેવી=હોળી થવા દેવી, કજીઓ ઊભો કરવો.
હોળી સામે ઢાઢણુ=જેનાની સામે તેવા થવું.
કાંકરો કાઢી નાંખવો=માણસની કીંમત ઉતારી નાંખવી.
વકર વગરનો=માલ વગરનો (જેનો "વિક્રય" થાય નહિ તે)
રાત લઇને ભાગી જવું=છૂપી રીતે પલાયન કરવું.
ધામો નાંખવો=કોઇને ઘેર સામટા માણસ જઇ તેના પર ભારરૂપે પડવું.
ધા કડુ=સ્વાર્થ સાધક.
પરબાઈ ને પોણાબાઈ=પારકાને ખર્ચે લાભ લેવાની રીત.
નોકરોનું તેલ કાઢવું=નોકરોને ત્રાસ આપવો.
નાકા તૂટ=ચારિત્ર્યશૂન્ય માણસ, વ્યભિચારી.

| | |
|---|---|
| ધરવલી<br>સાસરાવલી<br>માવલી<br>બાપવલી | જેને ઘર, સાસરાં, મા, કે બાપ વ્હાલા છે તે ધરવ્હાલી. |

ગાયના બકરી હેડ અને બકરીના ગાય હેડ=ખટપટ કરવી; ઉંધાંચત્તાં કરવાં.
આકાઇ=કુટુંબ, એકજ વંશના માણસોનો સમૂહ.
સંભળામણી કરવી=મર્મના વાક્યો સંભળાવવાં.
બત્રીસીએ ચડવું=લોકનિંદાએ ચડવું.
સાગમટે=જવું=સહકુટુંબ જવું.
સાવ=તદન સપુચુ.
સોય=હાર, ઓળ.
ઓથ=આશ્રય, છાંયો.

| | |
|---|---|
| વટીઆ<br>સમોવટીઆ. | =દરીદ; સરખેસરખા. |

| | |
|---|---|
| ભરાવવું<br>ચસ દેવો | =ખોટી રીતે મન પર ઠસાવવું. |

ચડસ હોવો, અથવા
ચડસ લાગવો
ચડસા ચડસી=હરીફાઇ.
વેન લેવું=ને માટે આગ્રહ રાખી કજીએ ચડવું.
વેને ચડી જવું=ને માટે આગ્રહ પકડી રાખવો.
રાતવરત=મ્હોડું વ્હેલું.
સગાંસાઇ=કુટુંબ કબીલા.
ઢોરઢાંખર

| | |
|---|---|
| બાઇ બેસાડવી<br>દી દેવા. | = ખોટ આપવી; નુકસાની બેસાડવી. |

નરવાઇ=તંદુરસ્તી. રોગમાંથી મુક્ત હોવું.
શરીરે કસર જણાય છે=માંદગી.
ફૂલ તુલસી છાંટવાં=ખુશામત કરવી.
વીંઝણો=પંખો.
વાસર નાંખવો=પવન ઢોળવો.
વાવડો=પવન.
આખા બોલો=કડક શબ્દમાં સાચી વાત કહેનાર
આરોગી જવું=ઉચાપત કરી જવું.
ટાણું=સમય.
હુંગો=નાસ્તો
સેઢે આવી શીરામણ માગવું
સુંધણી=તપખીર.
વધારણી=હીંગ.

| | |
|---|---|
| હેડે કરવું<br>વગોવવું | =ની ટીકા કરવી. |

| | |
|---|---|
| સારમાણસાઇ<br>ભલમનસાઇ | =સદ્‌ગૃહસ્થાઇ. Gentlemanliness. |

ઘરઘવું=નાતરૂં કરવું.
ઘરઘરણું=નાતરૂં કરવું.

| | |
|---|---|
| ટાકરો વગાડવો<br>શંખ ફુંકવો | =ખાલી ફોટક ફાંફાં મારવાં. |

ધીંગાણું=તોફાન, ઝપાઝપી.
ધીંગો=જાડો
ધડકી=ગોદડી
ઘોડાને ધડકી લઇ પાછળ પડવું=કોઇ વાતનો અંત લેવા પ્રયત્નશીલ થવું.
ઠામડાં=વાસણ.
ઠામઠીકરાં=વાસણકુસણ.
લોડકો=ભજવાળો=નાણાવાળો.
લોણકએ=બજાતકારે, ફરજીઆત રીતે.

સોબડામાં દેવી=મોઢા પર લગાવવી.
સુબી=છબી, મોઢું.
કોણી કોણી જેવડાં ( લીંડાં ) મૂકવાં=ડરકણુ હોવું
આવગું=સ્વતંત્ર, એકલાનું જ.
સુઆંગ ( સ્વાંગ ) કોસ જોડવો=કોઇને બોલવા ન દેતાં એકલાએ જ વાતો કર્યા જવું તે.

દાળીઉં } = પંચીઉં.
આડીઉં

બાબ=ઘરેણાં, જણુસ.
જણુસ બાબ=ચીજ, વસ્તુ.
સાચાં લૂગડાં=રેશમી લૂગડાં.
ખોટાં લૂગડાં=સૂતરાઉ લૂગડાં
વતું કરવું=હજામત કરવી
રેજડીઓ=છૂટક વેપાર કરનાર
રેજકી સામાન=કચરા તરીકે રહેલો છેલ્લો સામાન
ધરેણે મૂકવું
બાપનું વહાણુ અને બેસવાનું તાણુ
ખાટલે મોટી ખોટ કે પ્રથમ પાયોજ નથી
મોજમાં હોવું, મોજ પડવી=આનંદમા હોવું
ટાઢા પહોરના ગપાટા
ટાંગ, ટાંગો, ટંગડી=પગ.
ટાંગો વાઢવો=માર્મિક કહેતી.
ટાંગ ઝાલી ફેંકવું
બરો=તાવ, ગરમી, મીજાજ
પાલવવું=પોસાવું
ઠેકડી=મશ્કરી
ફૂંગા=આસું, ફૂંગારો=રડારડ
માંદપ=માંદગી
ખપવાળો=ઉપયોગી
બેકી મુંઝાઇ જવી=અકળાઇ જવું
છોછડો=એકલો
ક્જા=અસીલ, ઘરાક
માયાવાળો } = ધનવાન
જીવવાળો

અવાર નવાર=વખતો વખત
આજુકે વરસ } = આ વરસ
ઓણુકે વાસ
પરવા=ગયે વરસે ( પર વર્ષે. )
મઠાર=મંદી [ માઠું=નરમ ]
ઘરાર આવીશ=ના કહેવા છતાં આવીશ.
પકતું, પકતાણુ=પહોળું, પહોળાઇ.
સોઢવું=સાથે આવવા તૈયાર થવું.
સોઢાડવું=આવવા તૈયાર કરવું.
ત્રેવડ=સવડ.
તાગ લેવો=મન ચકાસવું; નું તળીઉં તપાસવું ( Sound )
દાણો દબાવી જોવો=ઉપલક પરીક્ષા કરવી.
ખીચડી લેવી=ઉપરની દલાલી રૂપે રૂશ્વત લેવી.
મુસી રહેવું=ફસાઇ જવું [ મુષ્=ચોરવું ]
મુસાડી દેવું=નુકસાનીમાં ઉતારવું.
કીટ=હોશીઆર
ટોપી પહેરાવવી=નુકસાનીમા ઉતારવું.
દાણીગણુ=કરજ
ધમક=સુગંધ.
સો બસોની ઉઠી=સો બસોનું નુકસાન ગયું.
કજા=નુકસાની ( વેપારની )
પચ્ચાસનો ચાકલો ચોંટયો=નુકસાન થયું.
મગજમા રાઈ ચડવી=ચીડાવું.
ધણીપત=માલીકી.
ધણીઆતી=કોઇના કબજા વાળી
નધણીઆતી=માલિક વગરની-રેઢી;
ભોયો=ભોલીઓ.
અમોયો=અજાણ્યો.
કામઢો=ઉદ્યોગી.
બેઠાહુ=આળસુ-બેસી રહે તેવો.
મોઢી શણુગારવી=મુખ શણુગારવું.
કાકું=શરીરનો બાંધો (૨) કલમ માટે બરુ.
માખવું=ચોપડવું.
મખ=ચોપડવાની વસ્તુ.
માખણ=( ચોપડવા યોગ્ય ) મસ્કો.

ભીંઢો
મુંઢ માર=શરીર પર જે મારની નિશાની ન દેખાય તેવો માર.
ધુમત, ધુસ્તો, ઠોસો=મુક્કી.
ઓજરૂં=પેટ.
મ્હોં સુજણું=પ્રભાત
દીવા ટાણું=સંધ્યા, સાંજ.
વક વગરનો લોટ=ચીકાસ વગરનો લોટ.
વળે ભરાવવું
દાઢીઆરો=પુરુષ.
ટોપીઆરો=યુરોપીઅન.
રવદ મારવી=સરત બકવી
ઓગણુ જવું=તળાવ છલી જવું.
ચાગલો=લાડકો.
ચાગનો ધુધરો=લાડમાં ઉછરેલ.
બોડો=બ્હેરો.
આગોતરો=અગાઉનો (સરખાવો "અગ્રતર")
પાછતરો=પાછળથી આવેલો.
સથવારો=સંધાત (સાર્થવાહ)
વેળાવો=રસ્તે જતાં ચોકી કરવા લીધેલો માણસ.
ખેપ=કાસદની મજુરી.
ખેપીઓ=કાસદ
ધગવું=બળવું, તપવું.
ધગશ=તાપ.
વેતરણુ રાખવી=સવડ રાખવી.
રવાડી=પાલખી.
સુખી=બ્હાનાના પૈસા (ગાડીવાળા પાસેથી લેવાના)
ઉકાસ=સવડ.
હારક, હારકો=ટાઢક.
'સા'=સુગંધ.
સોગાન=ભેટ.
ચોલકી=ટોપલી (ઘાસની)
છલ્લી=મોટી ટોપલી (ઘાસની)
સુંડો, સુંડલી=ટોપલી (વાંસની)
સાવરણી=ઝાડુ.
મોલાચો=કામચલાઉ ઇંઢોણી.
સીંચણીઉ=દોરડું (પાણી ખેંચવાનું)
રાંધણીઉં=રસોડું.
નાવણી=ન્હાવાની ઓરડી.
ઢીંચણીઉ=જમતી વખતે ઢીંચણ આગળ રાખવાનું સાધન.
ઢગ=બહુ, ઘણું.
ઉખલું=પહોળું.
ઉખલાણ=પકતાણ, પહોળાઇ, મોકળાશ.
વખાના માર્યા=દુઃખને લીધે, સંકટને કારણે.
નખોદ=(એક જાતની ગાળ)
પાંપરાં=ચાળા કરવા.
આફેડો=પોતાની મેળે.
ધોખો કરવો=ખોટું લાગવું.
ગોકીરો=શોર બકોર.
—ને મોઢે થઇ આવવું=—તે મળી આવવું.
મ્હોં ભેળા થવું=રૂબરૂ મળવું.
મ્હોં સુધી જઇ આવવું=રૂબરૂ મળવા જવું.
મોર, મોરથી=અગાઉથી, આગળ-પહેલાંથી.
વીયા=બચ્ચાં, છોકરાં.
દવલાં=વ્હાલાં નહિ તે
રજળુ=રખડેલ
હાબડ, અડબાઉ=કુમળો નહિ તે, ડફર, પાકેલ, જંગલી.
વાઘ=બકરાનું ટોળું.
ખાડું=ભેંસનું ટોળું.
બાળદું=બળદનું ટોળું.
ખોબરવું=ઉભા રહેવું, થોભવું.
રોંગો=ખાલી, ફોક્ટ.
ધૂન=પસંદગી.
ડારો દેવો=ધમકાવવું.
ડારો ડફારો કરવો=ધમકી આપવી.
વહાવું=પસાર થવું (વ્યતીત)
ભર=બસે, ઠો.
બગાવવું
ગુંડા વાળવો=કોઇના મરણ પછી રડવા જવું.

ગુડા=ગોઠણ (લાડુ દેખી ગુડા ભાંગે)
ખરખરો=મરણ પછી કોઇને મોઢે શોક પ્રદર્શિત કરવો.
વકાડ } =ઠરાવ.
વડાડ }
-નો વાદ કરવો=-નેં પ્રમાણે હોવાનો હઠ લેવો.
મૂલ=મજુરી.
મૂલી } =મજુર.
મૂલણુ }
મૂલે જવું=મજુરીએ જવું.
ઉછલ પાનીઉ=ગાંડો, ચક્રમ.
આછો=પાતળો, ધોળો (રંગે)
પાંખો=પાતળો (રંગ)
ઠુંબા ખાવા=મેણા સહન કરવાં, ધમકીઓ સહન કરવી.
મોરીઓ=ઘડો (માટીનો)
કુરડો } =માટીના લોટા.
ચરવો }
રામ વાટકા }
રામ બટેરા } =માટીના વાટકા.
રામ પાતર }
આપઠી લેવું=પહોચી જવું; પકડી પાડવું.
પુગવું=પહોંચવું.
નરસું=ખરાબ.
લકાઈ જવું } =સંતાઈ જવું
લકાડી દેવુ }
સોણું=સ્વપ્નું.
મોણું લાધવું=સ્વપ્નું આવવું.
લાધવું=જડવું.
લેસાવવું=ચીડાવવું.
ખદડો=હીજડો.
દાખડો=મહેનત-પ્રયત્ન.
કારસો=યુક્તિ
સાદ પાડવો=બોલાવવું.
બરકવું=બોલાવવું
સઇ, સુઇ=દરજી.
સાગો=મુરખ, ભોળા માણુસ માટે-બરવાડનું નામ-(સાગો બોડકે જઇ આવ્યો=હરીભટ્ટ વડોદરે કરી આવ્યો.)
સાગા બોડકું કરવું=મુર્ખાઇ ભરેલી રીતે ગોટાળો કરવો.

અચી કરવી } =રમવામાં ખોટું બોલવું, ખોટી રીતે વર્તવું.
કુડ કરવું }
આડાં દોઢા કરવાં } =ખટપટ કરવી.
આઘાં પાછા કરવાં }
ધરવ=તૃપ્તિ (ધરાવું ઉપરથી)
વંઝી=આંખુની ખપાટ.
પરોણો=વાસની આંખી લાકડી.
રૂવા કરવું=હેરાન કરવું.
ઉધરાવો હોવો=ચિંતા હોવી.
લાળહું=મિત્રતાનો સંબંધ.
રોનક=ખૂબી.
રોનકદાર=ખૂબીવાળો.
ધરધરાઉ=બજારમાં જતા પહેલાં મળેલો માલ.
ખાટવું=જીતવું.
ખાટ=જીત.
ખટાવવું=વેપારીને લાભ કરાવવો.
પૂળા વાળવા } =ખોટી સાચી વાતથી ભોળવવું
લાડુ પીરસવા }
આકરૂં=કડક, તીખું, ગરમ.
કઢારા નાણા=કછીના લીધેલા નાણાં.
અણુઝ=મૂરખ.
લાસામા લોટી જવું=સહેલાઇથી કામ પાર પાડવું
બોકાસા=બૂમો.
ઉપાડો=જોર.
ઉપાડ-માલ દુકાનેથી લેવો તે.
ઉતરેલ-હલકી (ગાળ)
ખોપ ખટપટ.
ખોપીયો-ખટપટી.
ખોટી કરવું-રોકી રાખવું.
ખોટીપો-વખતનું રોકાણ.
ખોટકો-ત્રુટી-ખામી.
ખાણ-બળદ ગાયને ઘાસ સિવાય કપાસીઆ, બાજરી, અડદ વગેરે ખવરાવવાની ચીજ.
ખાણીઉ-ખાણ ખાનાર ગાય કે ભેંસનું ઘી "ખાણીઉ" કહેવાય.
ઢગો-મોટા બળદ જેવડો.
પોરો-વીસામો.
તગડવું-દોડાવવું.
ઓછ હોવું-દરજ સુકન થવું.

# ૧૮ ભવાઈનું ગુજરાતી રંગભૂમિમાં સ્થાન.

(લેખક—રા. રા. રૂસ્તમજી નાનાભાઇ રાણીના.)

"જ્ઞાન-પ્રસારક મંડળી" જેવી મુંબાઇની છેક જૂની અને વિખ્યાતિ પામેલી સંસ્થાના પ્રતિનિધિ દાખલ અત્રે હાજર થવાનું જેમ મારે મનથી હું અનુપમ માન સમજું છું, તેમ આવા સાહિત્યના સાચા સેવકો તથા સાક્ષરોના સમુદાય સન્મુખ ઉભા રહેવાની મળેલી આ તકથી હું પોતાને બહુ ભાગ્યશાળી માની લઉં છું જ્યારે મને અત્રે આવવાની ફરમાશ થઇ ત્યારે મને આગ્રહપૂર્વક કહેવામા આવેલ કે મારે કોઇ વિષય ઉપર લેખ લખવો અને પરિષદ પાસે તે રજુ કરવો એ વાત ઉપર વિચાર કરતા મારા પૂજ્ય ગુરુ સમાન, વિદ્વાન મિત્ર સ્વર્ગસ્થ રણછોડભાઇનું મને સ્મરણ થયુ કેમકે તેમના દુખદાયક મરણની થોડો જ વખત આગમચ જ્યારે તેઓ ગુજરાતી રંગભૂમિના ઇતિહાસની કંઇક વિગતો ભેગી કરવામા રોકાયલા હતા, ત્યારે તે સંબંધે કેટલીક તપસીલોની છણાછણી અમે સાથે બેસી કરી ચુક્યા હતા. તેમાની કોઇ હાથ ધરી એક લેખ ઉપજાવી કાઢવાનો મે ઠરાવ કર્યો, કે જેથી મારા મગજમા તરબતર થઇ ગયલો વિષય મને સંતોષ થાય તેવી રીતે લખીને વિદ્વાન ભાઇઓ સામે રજુ કરી શકુ. નાટકમા મને ચેટક લાગેલ તે ફક્ત ગુજરાતી કે હિંદી કે ઉર્દુ સાહિત્યને લગતુ જ અને તે વિષે મરહુમ રણછોડભાઇ સાથે ઠીક વારવાર ચર્ચા થતી હવે હાલના નાટકની અગાઉ ભવાઇના વેષો ભજવાતા તેને લગતું કંઇક લખાય તે નવી બાબત ગણી શકાય એવા લોભથી આવા વિદ્વાનોના મેળાવડામા મારો રૈસાલો મૂકુ છુ કે જેથી મારૂં અનુમાન કેટલે ભાગે પાકુ અને ખરૂ છે તેને લગતી ચર્ચા કરાય તો છેવટ કાઇ નિર્ણય ઉપર આવી શકાય

નાટક એ શેકસપીઅરના શબ્દોમા જગતની ચર્ચાનુ ભાન કરાવે છે. કુદરતમા ન્હાના મ્હોટા જીવો બધાનો કોલાહલ થયા કરે છે તેમાથી મનુષ્યજાતિની ક્રિયાઓમા જે કાઇ ખાસ જાણવા જેવુ હોય, ચમત્કાર ઉત્પન્ન કરવા સમર્થ હોય, મનને ખુશી રાખવાને લાયક હોય ઇત્યાદિ અનેક તરેહની લાગણીઓ પેદા કરીને ચિત્રરૂપે વિચિત્રતા દેખાડવાની હોય, તે કૃત્રિમ રીતે બનાવવી, અને એક યુગ એટલે એક જમાનામા જે જે જીવનના ભાગો ભજવાઈ ગયા તે તે ભાગો ફરીથી ભૂતકાળના પડદામાથી બહાર વર્તમાન કાળના રંગમા ચિત્રીને રંગભૂમિપર દેખાડવાનુ કામ નાટકનું છે રંગભૂમિ તે પ્રદર્શન કરવાનુ સ્થાન અને ચાલુ જમાનાના નરનારી પ્રદર્શન ગામા લાગેલિયત ધરાવીને જીવનના અમુક અમુક તમાશાઓ રજુ કરે છે તે તે તખ્તાઓમાથી વળી સસારની જાળમા રમાતા માણસોને આડકત્રી રીતે સલાહ આપે છે તથા નીતિનો બોધ કરાવે છે—આવુ આવું પ્રયોજન અનેક પ્રકારનુ નાટકનુ માનવામા આવે છે

તે મુજબ પૂર્વની આર્યપ્રજા પગપૂર્વથી ભૂતકાળની પૂજારી છે એમ ઘણે ઠેકાણે કહેવામા આવે છે વર્તમાનકાળમા ભૂતકાળની મદદવડે જે કાઇ ફળની પ્રાપ્તિ થાય તેમા

પણ પૂર્વકાળની ભકિત ફળે એ માન્યતા ઘણે ભાગે રહેલી છે આપણે ગુજરાતમાં ઘણા લાબા વખતથી ઘણી પ્રથાઓ અને ઘણી સંસ્થાઓ ચાલી આવેલી જોઇએ છીએ કે જેમા પૂજારીપણું પ્રકટ થાય છે. ગુજરાતી સમાજ–જ્ઞાતિઓનો ભેદ રાખ્યા વિના–અગાઉના રાજ્યોમા કેળવણી આપવા માટે પોતે જાતે ખંત વડે, પૈસાવડે અને યુકિતવડે મહેનત કરતો હતો. મુસલમાની રાજ્યોના સમયમાં એટલે લગભગ છ સૈકાઓની દરમિયાન હાલના વખતની સુધરેલી પ્રજાઓને લાયક માનસિક વિકાસની કેળવણી આપવામાં આવતી નહિ. બલકે તે વખતે તો હિંદુ ધર્મવાળાઓને હિંદુ શાસ્ત્રોનો અભ્યાસ કરવામાં પણ મુશ્કેલી પડતી હોય તો તેમા કાઈ નવાઇ જેવું નથી જ્યારે બુદ્ધ ધર્મના ફેલાવાને લીધે સંસ્કૃત ભાષા નિસ્તેજ બની, પછી ધીમે ધીમે, બોલાતી ભાષા તરીકે તેનું મરણ થવાનો સમય આવ્યો, ત્યારે સહજ ભાગ્યા તુટ્યા પ્રયત્નો વડે નાટક મારફતે લોકોને કંઇ કંઇ કેળવણી લઈ શકાય તેમ કરવામા આવતું હતું. પરતુ જ્યારે મુસલમાની રાજ્યો થયા ત્યારે નાટક–ચેટક વગેરે ધીમે ધીમે અસ્ત થવા માડયું; અને ગુજરાતની તો દુર્દશા વધારે મ્હોટે ભાગે થયલી હતી, ત્યા કેળવણીના પ્રયોગો અવિચ્છિન્ન થઈ શકતા ન હોય એમ માનવામા આવે છે.

**પ્રજાકીય કેળવણીની પદ્ધતિ** (૧) હિંદુઓમા તે વેળાએ કેટલીક રીતિયો અને રિવાજો એવા હતા કે તેમાથી સંસાર સંબંધે જ્ઞાન મળી શકતું પહેલું તો વેદનું જ્ઞાન લેવા માટે મોટી સંખ્યામા માણસોને એકઠા કરીને વેદનું પારાયણ કરનાર બ્રાહ્મણ–અથવા બ્રાહ્મણો–બેસી જતા અને ચોકસ વખતે પારાયણ દરમિયાન વેદ મ્હોએ બોલવામા તે બ્રાહ્મણો ઉપરાત એકઠા મળેલા શ્રોતાજનો પણ મદદ કરતા. ઉપરાત વળી આઠ દશ દિવસ પારાયણ ચાલે તેમા વેદના મત્રોનુ પ્રવચન કરવામા આવે, જેથી વેદને લગતું જરૂર જોગું જ્ઞાન સજીવન રહી શકતું.

(૨) કથાભટ્ટ–એટલે હરીની કથા કરનારાઓ શ્રી કૃષ્ણના ચરિતો કથા તરીકે માણસોના મ્હોટા મંડળોની સામા બેસીને કહી જતા; અને તેઓ શ્રીમદ્ ભાગવતના ટુંકા ટુંકા આખ્યાનો એટલે વાર્તાઓ ગાયન અને વાજાં સાથે સંભળાવતા હતા આ બન્ને સંસ્થાઓ એવી હતા કે તેમાથી બોધ લઇ શકાતો, અને તેની સાથે ધર્મશાસ્ત્રોનું જ્ઞાન કરાતું; તે ઉપરાત તે પવિત્ર વાતાવરણમા અને તે કાળની સૃષ્ટિમા જે કાઇ ચારિત્ર્ય, નવા નવા વર્તનો વગેરે સૌન્દર્યની બાબતો, મનના વિકારો, વિચારોની પરંપરાઓ ઇત્યાદિનું ભાન થતું હતું. શાસ્ત્ર માહેના તૈયાર વચનો ગદ્ય–પદ્ય બન્ને રીતે બોલવાનુ એ બન્ને સંસ્થાઓમા હતું. પણ જુદા જુદા સ્વાગો ભજવવા માટે કંઇ ક્રિયા નહતી, અને કોઇ પણ પ્રકારે તે તરફ મન જતું નહિ.

(૩) માણભટ્ટ એ તાબા કે પિત્તળની માણ માટીને–ખાલી વાસણો મૂકીને તેને પોતે પહેરેલી લોઢાની વીટી કે છવીંટીઆ વડે વગાડતા જઇને કથા કહેનાર એક બ્રાહ્મણ એકઠા મળેલા ટોળાબધ શ્રોતાજનોને બોધ કરતો, તેમા પણ ગદ્યપદ્યાત્મક બાબતો સમાયલી રહેતી. ઓખાહરણનો દાખલો લઇને હજી પણ કોઇને આ માણભટ્ટની કથા સાભળવાની ઇચ્છા હોય તો સુરત કે વડોદરામા ચોકસ મોસમમા જઇ તપાસ કરે તો કદાચ તે ત્યા સાભળ

વામાં આવે. ટુંકામાં માણભટ્ટ બેઠે બેઠે કે ફરતાં ફરતાં પોતાની વાર્તા કે આખ્યાન કહી જતો અને કથાભટ્ટ જે ભાગવત વાચનાર અથવા વેદ પારાયણ કરનાર તે બેસીને જ પ્રવચન કર્યા કરે; પણ હરિદાસની કથા કરનાર ભટ્ટ બેઠે બેઠે ક્વચિત્ 'વ્યાખ્યાન' કરતો; તેને તો ખાસ હાવભાવ બતાવવા માટે ફરવું જ પડે; કદાચ કોઇ કોઇ કાબેલ ભટ્ટ હોય, તો તે આકાર અને ઇંગિત વડે પણ પોતાનું પ્રવચન જોવા લાયક અને સાભળવા લાયક રસીલુ કરી દેતો, ટુંકામાં, નાટકનો ચિતાર ખડો કરી શકતો. પણ ઘણે દરજ્જે ખામીવાળો તે ચિતાર રહેતો તે પણ સમજી શકાશે.

આ ત્રણ રાષ્ટ્રીય કેળવણીના સાધનો અને અંગો તરીકે પસંદ કરવામા આવ્યાં હતાં. વીરરસ, શૃંગારરસ, હાસ્યરસ, કરુણરસ અને જે મરજીમા આવે તેવો રસ ઉત્પન્ન કરવાની શકિત અમુક દરજ્જે હરિદાસમા અને માણભટ્ટમા હતી, પારાયણભટ્ટ તો કેવળ શાંતરસ ઉત્પન્ન કરી શકે તે પણ સમજી શકાય તેવી બાબત છે. આ બધા ત્રણે પ્રકારની કથા કહેનારાઓ એક જગ્યાપરથી બીજી જગ્યાપર જઇ જઇને પોતાનું કામ કરતા હતા અને તેથી તેઓ "ભટકતા રામ" કરી ઓળખવામાં આવતા. તેઓ પૈસા પણ સારા પેદા કરી શકતા; અને મોસમે મોસમે પોતાની કમાણી જોઇતી હોય તેટલી થઇ શકતી. જેમ હાલના સુધરેલા જમાનામા સુધરેલા નાટકો જોવાને પરિણામે અમુક સંખ્યામા નાટકવાળાઓ કમાણી કરે છે, અને હરસ્તે મ્હોએ લોકો પૈસા આપે છે, તેવી રીતે તે સમયે પણ બનતું હતું. તે ત્રણે જાતના ભટ્ટો સ્વચ્છ આચાર વિચાર, ઉંચી જાતની નીતિ અને શાસ્ત્રનું જ્ઞાન શિખવવા માટે લોકોની માગણી બનતી રીતે પુરી કરતા હતા. આ ત્રણે સંસ્થાવાળાઓ દેવમંદિરની નજદીક અથવા દેવમંદિરમા પોતાનું કામ કરતા હતા.

"ભવાઇ"ની સંસ્થા કંઇક અંશે એના જેવીજ ગણી શકાય ઉપરની ત્રણ સંસ્થાઓની સાથે આ ચોથી ભવાઇની સંસ્થા મૂકી શકાય. ભવાઇ કરનારાને સંબંધે વધારે એટલું ધ્યાનમા રાખવાનું છે કે તેઓનો વિષય–વસ્તુ એટલે વણું (plot)–ગમે તે જાતની લોકમા ચાલુ, દંતકથામા ગવાતી, સાધારણ લોકના હૃદયમાં જલદી અસર કરે તેવી વાર્તા હોય, અને ધર્મશાસ્ત્રની ન હોય તે પણ સમજાય તેવું છે, કેમકે તે સમયના રાજ્યને કારણે ધર્મશાસ્ત્રનો લોપ થઈ જવા જેટલી સ્થિતિપર વાત આવી હતી ઉંચી કેળવણી લેનારા થોડા હતા; અને તેની સાથે જે હતા તે આખા હિંદુસ્થાન જેવા મ્હોટા દેશમા છુટા છવાયા ખૂણે ખોચરે ર્‌હેતા હતા. ભવાયા લોકો સામાન્ય લોકોની પેઠે કેળવણી લીધેલા હોય કે ન હોય તે અલગ વાત છે; પણ તેઓ સાધારણ રીતે લોકોને બોધ કરવા માટે સમર્થ હતા. ભવાઇમા સ્વાગ બજાવવાની ખાસ બાબત વધારે છે; કે જે ઉપલી ત્રણે સંખ્યાઓમાં લગભગ બિલકુલ નહતી. હાલના નાટકોની જેમ દરેક જાતની નાટક જેવી વ્યવસ્થા નહતી તે તો સત્ય છે; પણ મોંઢા ઉપર નાખવા માટે બચ્ચાના ખેલ જેવા અનેક પદાર્થોમાથી બનાવી કાઢેલા મ્હોં–ઢાંકણો ( masques ) રાખીને અને સ્ત્રીઓને માટે બુરખા જેવાં કપડાં આડાં ધરાય તેમ શરીર ઉપર પહેરીને જુદા જુદા સ્વાગો રચવામા આવતા હતા. ભવાયાઓમા સ્ત્રીઓ પણ ભાગ લેતી; પણ પુરુષોને સ્ત્રી જેવા ગણાવા માટે વાંધો નહતો. ભવાયા લોકોની જ્ઞાતિ અલગ છે; અને તેઓનો આ એક ધંધો હતો. તેઓ દેવીના ભક્ત; અને દેવીની સામે સ્ત્રી

જાતિ તરીકે દરેક ભવાયાને વર્તવું પડતું. ભવાઇ નવરાત્રી દરમિયાન ભજવાતી; અને દેવીના માહાત્મ્ય અને કીર્તિના ગાન ગાવા માટે પ્રથમ ભવાઇની બાબતો રમાતી હતી. ભવાઇ કરવી એટલે સ્ત્રીજાતિ બની-વેષ બદલી-ને દેવીના કીર્તન કરવા. ધીમે ધીમે ભવાઇમા વેષો ઘણા બદલવા પડતા તેથી પડદાઓ આડા બાંધી એકઠા થયલા શ્રોતાજનોની સામે પડદામાથી એક પછી એક સ્વાગ ભજવવાની શરૂઆત થઇ. વખત જતે જતે માત્ર દેવીનું કીર્તિગાન ગાવાની જગ્યામા બીજી હરકોઈ નીતિની વાર્તા લઈને તેને સ્હેજ નાટકના ભાગ્યા તૂટ્યા સ્વરૂપમા મૂકીને જુદા જુદા પાત્રો એક ખેલ તરીકે રચી દેતા થયા. આ પ્રમાણેની ક્રિયા કરવામા વેષ કાઢવા માટે જે જે સાધનો અને ચીજોની જરૂર પડે તે સઘળા ભવાયાની ટોળીઓ પોતાની સાથે રાખતી. એક સ્થળથી બીજે સ્થળે એક જ ટોળી નવરાત્રીના દશ કે પંદર દિવસમા ન જઇ શકે માટે જુદી જુદી ટોળીઓ ભવાઇમા કુશળતા ધરાવીને હાલની જુદી જુદી નાટક કપનીઓની પેઠે ફર્યા કરતી હતી, અને ધધા તરીકે તે લોકો પાસે આ એક ધર્મ હતો એમ કહી શકાય.

ભવાઇ વિષે દેવીના ચરિત્ર સાથે સંબંધ બતાવીને કહેવાની અહિ કાઇ જરૂર નથી. વળી આવા સાહિત્યના રસિક અને સાહિત્યના વિષયોની ચર્ચામા કાબેલ ગૃહસ્થો સનમુખ જે હકીકત સહુ કોઇના જાણવામા છે તે રજુ કરીને ચાવેલુ ફરી ચાવ્યાનો દોષ વ્હોરી લેવાને બદલે ફક્ત જે જાણવાજોગ બાબત છે તેનીજ નોધ લેવી વાજબી લાગે છે. ભવાયા લોકોની ઉત્પત્તિ વડનગર પાસે બહુચરાજી તથા અંબાજી માતાના હાલના ધામમા થયેલી, અને ભવાયા લોકો તથા માતાજીનો સંબંધ એ વગેરે હકીકત ભવાઇ વિષેના વિવેચનોમા ઘણી જગ્યાએ વાચવામા આવે છે, જેથી મૂળ સ્વરૂપમા વધારે ઉંડા ઉતરવાની અગત્ય નથી. બીજી વાત એ છે કે "નાટક" શબ્દનો અર્થ અને નાટકની ખરી વ્યાખ્યા પણ આ સાહિત્ય બનાવનારાઓ, સાહિત્ય ઝીલનારાઓ અને સાહિત્યમા રસ લેનારા તથા ગુણ દોષ જોઇ શકનારા વિવેચકો પાસે રજુ કરવાનો અવિવેક મારે કરવો ન જોઇએ. પરંતુ 'ભવાયા અથવા 'ભવાઇ' એ શબ્દનો મૂળ અર્થ કોઇ બીજી જગ્યામા હજી વાચવામા ન આવ્યો હોય એમ માની રજુ કરવો ઘટે છે 'ભવ' એટલે જીવન-સસારમા ભટકનાર તથા તેનું દર્શન કરાવી અમુક અમુક દિશાઓમા અનુભવ કરાવનારાઓ તે ભવાયા કહી શકાય ખરા

ભવાઇમા ઘણે ઘણે સ્થળે સારા નીતિના, ધર્મના અને સામાન્ય રીતે દુનીઆનું જ્ઞાન કરાવનારા વચનો હોય છે તેના દાખલા નીચે મુજબ થોડા છે:–

"સાભળ સાભળ ફૂલનો ચોટો કહું ફૂલે ચ પોગચ, તેને જાઇ જુઈ પટરાણી."

"અબે દાબલા ટંટાકી બાત જાને દે, બંદગી કર."

"જટ બંધાએ ખુદા મીલે તો બડ પોચે સબ ભરત."

"બંદા બાજી જૂઠ હેં, મન સાચી કર માન, કહા બીરબલ ગંગ હે, કહા અકબરખાન." વગેરે વગેરે

આ લેખને માટે વધારે લાબું કોઇ પણ પેટાવિષયમા લખવાની જરૂર લાગતી નથી, તોપણ એટલુ તો કહેવુ પડશે કે મુસલમાની વખતમા દેશમા જીવન સુધારવા માટે કેળવ-

ણીનો પ્રકાર આ પસંદ કરવો પડ્યો હશે. બીજું, ભવાયા લોકોની ભવાઇ માંહે વપરાયેલી ભાષામાં પણ મુસલમાની બોલીની અસર છે, તેની સાથે તે સમયના બાદશાહોની કીર્ત પણ ગાવામાં આવી છે. ત્રીજું મારવાડની ભાષાશૈલી ભેળ થયલી ગુજરાતી ભાષા છે, તે પણ જાણવા લાયક વાત છે. એવી રીતે ઘણાં ઘણા તત્ત્વો ભવાઇમાંથી બારીક નજર કરવાથી જણાઇ આવશે; પરંતુ એ બધી બાબત ભવાઇ વિષેનું વિવેચન કરનારને જોવાની છે.

હવે થોડો વખત આપણે પશ્ચિમ તરફની નાટકની સંસ્થાનાં શરૂઆતનાં બીજોને તપાસીએ-નાટકો હયાતીમાં આવ્યાં તે પહેલાં દેવમંદિરના આશ્રય તળે અને અંકુશ નીચે હૃદયનું રંજન કરવા માટે જે પ્રયાસો થયા હતા તે ખાસ જાણવાજોગ છે. ભટકતા ભવાયાઓની માફક પોતાનો ધંધો કરીને બેઠેલા એવા કેટલાક રંગભૂમિપર ખેલ ભજવવામાં કુશળ માણસોની ટોળી આ કામ કરવામાં મશગુલ રહેતી. ઈંગ્રેજ લોકોને તહેવારનો ઉપભોગ કરવા માટે અને રમતગમત કરવા માટેની શક્તિ તથા મનની વૃત્તિ ઘણી તીવ્ર હોય છે અને બધી પશ્ચિમ તરફની તથા પૂર્વ તરફની પ્રજાઓ માહે તે લોકોની આ લાગણી ખાસ બહાર પડતી છે એમ ઘણા લેખકો કહી ગયા છે; તે જ રીતે હાલ પ્રત્યક્ષ જોઇ પણ શકાય છે. બીજી તરફ ઇટલી અને ફ્રાન્સ કે જ્યાં સુધારો ઈંગ્લાંડની માફક અસરકારક રીતે પ્રવેશ કરી શક્યો ન હતો, તે બે સ્થળોમાં ક્ષુલ્લક જેવી એટલે હલકી જાતની મઝાહ મારવાની વૃત્તિ વધારે બહાર પડતી થઇ હતી. જૂના ગ્રીસ અને રોમના સાહિત્યનો વારસો પ્રથમ દરજ્જે અગર જો કે ઇટલી અને ફ્રાન્સને મળ્યો હતો, છતાં તે વારસો જેટલો ઈંગ્લાંડમાં થોડે અંશે મળ્યો તેટલે અંશે પાછો તેને સંગીન બનાવવા માટે પુષ્ટિનાં બીજાં તત્ત્વો તેમાં ઉમેરવામાં આવ્યાં હતાં. આ સંયોગો કે જેનું નામ મધ્ય યુગના અંધકારનો સમય એવું આપવામાં આવ્યું છે તે શેક્સપીઅર વગેરે નાટકકારોની પહેલાનો સમય છે.

Pastoral Drama અને Mask-masque-એ નામથી પ્રખ્યાત તે સમયનું ભવાઇને મળતું આવતું નાટકનું સ્વરૂપ હતું. આ રચવામાં પણ જુદા જુદા માણસોની મનની પ્રતિમા કામે લાગેલી હોય એમ અનુમાન કરી શકાય છે; અને તે રીતે ઘણે ભાગે ભવાઇઓનું પણ સમજવાનું છે; વળી ભવાઇની માફક તેમાં વેષ ભજવવા જતાં કૃત્રિમતા ઠેકઠેકાણે જણાઈ આવતી. મારકમા સંવાદો, ગાયનો, નાચવાનું અને પડદાઓ તથા વેષ બદલીને ખેંચાણ કરવાનું કામ પણ ભવાઇમા હતું તેવી રીતિનું હતું એમ સરખાવી શકાય. જેમ ભવાઈ વાળી વળે તેવી એટલે જે રીતે ઇચ્છા મુજબ ફેરફાર કરી શકાય તેમ સ્વાંગ વગેરે ઘણીખરી બાબતોમા ફેરફાર મારકમાં પણ કરી શકાતો, અને તે રસીલા કરવા માટે ગમે તે સ્વરૂપમાં ભજવાતાં અભિનય કળાનું સ્વચ્છ, શુદ્ધ અને ઉંચી પ્રતિનું સ્વરૂપ જેમ ભવાઇમાં નથી, તેમ મારકમા પણ ન હતું. પાત્રોમાં ભેદ નાયક, નાયિકા અને સૂત્રધાર એ થોડે ઘણે દરજ્જે નાટકને મળતાં આવતાં હોય તેવું ભાન બન્નેના સંબંધમાં થાય છે; પરંતુ વસ્તુનું ઐક્ય ( unity of plot ) એ ચોકસ ભાગે ભંગ થયલું બન્નેમા જોવામા આવે છે, એમ કહેવામાં વાંધો નથી. સાહિત્ય ઉંચું અને ગદ્ય તો ઠીક પરંતુ પદ્ય તો બિલકુલ સાધારણ પ્રકારનું અને સાધારણ લોકોના શબ્દોમા ઘડાયેલું, સાધારણ લોકોના બોધને માટે નિર્માણ થયેલું, સાધારણ લોકોની વચ્ચે ચાલી શકે તેવું બંનેમાં હતું, એમ કહી શકાય. રાજ દર-

બારમાં અને દેવમંદિરની સમક્ષ જેમ ભવાઇ કરવામા આવતી તેવું જ મારકને માટે પણ હતું. રાણી એલીઝાબેથ અને પહેલા જેમ્સના રાજમહેલમાં મારક ભજવાયાનું લખાણ છે, તેવી રીતે ભવાઇઓ કાઠીઆવાડના રજવાડામાં પચાસ વર્ષો પહેલાં ભજવાતી કોઇ કોઇએ જોયેલ હશે. મઝાહ, ગમ્મત એ બધું બન્નેમાંથી મળતું; પરંતુ દિવ્યદર્શનોથી દિવ્ય રસનું પોષણ અને હૃદયની તથા અંતરાત્માની અલૌકિક શાતી-સૌખ્ય જેવાં નાટકો-કે જે પૂર્વ અને પશ્ચિમમાં પાછળથી થયા તેમાંથી મળે છે, તે મળી શકતા નહિ, એ તો નિર્વિવાદ વાત છે. મધ્ય યુગના અંધકારના સમયમાં જેમ ધર્મને લગતા જ મારકો વગેરે રચાયાં છે, તે જ રીતે ભવાઇઓ પણ ધર્મનો બોધ કરવા માટે પહેલા રચાઇ હોય એમ માનવું ખોટું નહિ ગણાય; પરંતુ સ્વચ્છ અને નિર્મળ ધર્મનું સ્વરૂપ ભવાઇમાં નથી. ઉપર કહ્યું તેમ ભવાઇમા નીતિના પાઠો છે ખરા તેમ જ ગજતંત્રશાસ્ત્ર વગેરે પણ કોઇ કોઇ પ્રસંગે જોવામાં આવે છે.

તે ઉપરાંત Mysteries એટલે ગુપ્ત ખેલો કરવામા આવતા હતા, અને એ સ્વરૂપ પણ નાટકોની પહેલાનું હતું. તે ઉપરાત જે બીજાં બે હતા તે Miracles એટલે ચમત્કારિક ખેલો, અને Morality plays એટલે નીતિના ખેલો પણ સાહિત્યના પ્રદેશમા ધુમનારાઓના જાણવામા હોવા જોઇએ. આમા ગુપ્ત ખેલોમા વસ્તુ (plot)–વિષય (subject) ધર્મને સંબંધ ધરાવનારો હતો; એટલે કે જેમ અમુક ભવાઇમા ગુહ્ય ભેદોવડે કૃષ્ણની લીલા વગેરે બતાવવા માટે ભાગવતમા પ્રયાસો કરવામા આવ્યા છે તેવી રીતે બહુચરાજી અને અંબાજી માતા-યાને દેવીના પરાક્રમ અને સંસારના રૈટમાળને લગતા થોડાક ખેલો જોવામા આવે છે, તેમ ક્રાઇસ્ટના ગુપ્ત ભેદો અને ગુહ્ય ચારિત્રોની સાથે જગતના ઉદ્ધાર (redemption) વગેરેની બાબતો mysteries મા જોવામા આવે છે. પરમાત્માની ઉચ્ચ શકિત તે દેવીને લગતી હકીકતો તેમજ પશ્ચિમમા ક્રાઇસ્તને લગતી કેટલીક બાબતો એમ મુકાબલો કરી શકાય. 'મીરેકલ્સ' મા ચમત્કારો એટલે મહાન યોગી કે સાધુઓના ચમત્કારો-જેવા કે રાઇનો પર્વત—એ ભવાઇમાં કોઇ કોઇ જગ્યામા બારીકાઇથી જોતા માલમ પડશે. નીતિના ખેલોમા તો સદ્‌ગુણને સજીવારોપણની ક્રિયા ( personification ) વડે મ્હલાવવામાં આવે છે, અને તે સદ્‌ગુણના ઉંચાં સ્વરૂપો બતાવીને તેની જગતમાં ફતેહ બતાવવામા આવે છે, તેવી રીતે ભવાઇમા પણ થોડે ઘણે દરજ્જે કરવામા આવેલું છે.

હવે ભવાઇને લગતા એક પેટા વિષયમા ઉંડા ઉતરવા જતા Passion-play મનોવિકારો ઉપર અસર અથવા લાગણીઓના ખેલો જુદા જુદા રંગના અને જુદા જુદા તબક્કાઓમા કેવી રીતે, કેટલે દરજ્જે અને કેવા હેતુથી રચાય અને ભજવવામા આવે, તે બાબતો ઉપર ટુંકમા પણ બે બોલો લખવા પડે; અને તેમ કરવા જતા નાટ્ય શાસ્ત્ર (dramaturgy) અથવા નાટકની કળાના પ્રદેશમા ઝંપલાવાનું બની જાય, અને તેમા ઘણી જગ્યા રોકવી પડે અને આ પરિષદ્‌ના બીજા મ્હોટા વિદ્વાન ભાઇઓ કે જેમની પાસેથી ઘણું અમૂલ્ય જાણવાનું બને છે તેઓના વખત ઉપર તરાપ મારવાનું આડકત્રી રીતે થઇ પડે તેથી એક બે વાક્યોમાં જ આરોપી દઇશું. કોણ નહિ જાણતું હોય કે મનના વિચારો; અંદરના વિકારો; સારી કે માઠી, ઉંચી કે નીચી લાગણીઓ, તરંગો, ખ્યાલો અને કલ્પનાઓને આધારે નાટક બને છે ? વળી ઉચી ભાવનાઓ, ઉચા આદર્શો, ઉંચા સંસ્કારવાળા

ભાવો તથા રસો નાટક જોનારા અને સાંભળનારાઓમાં પેદા થાય તેવા પ્રયાસો ચાલુ હતા અને છે એ પણ જાણીતી વાત છે. ભવાઈમાં પણ આ સઘળું હતું; પણ દરજ્જાનો ફેર, તેમ વળી રીતનો ફેર. ભવાઇ સાધારણ લોકોએ રચેલી; ભવાઇના વેષ ભજવનારા પણ સામાન્ય લોકો. નાટક બનાવનાર સકાઇદાર ઉંચા સંસ્કારવાળા લેખકો; અને ભજવનારા પણ શરૂઆતના જમાનામાં તો છેક કાઢી નાખવા જેવા લોકો નહિ. પણ જોવાનું તો એટલું જ રહે છે કે લોકોના મન ઉપર અમુક નાટક કે અમુક ભવાઇની અસર કેવી થઇ. હાલ તો કદાચ પૈસા આ નાટકથી વધારે કમાશું કે પેલી ભવાઇથી?—એમ પણ ખ્યાલ કેટલેક દરજ્જે કરતા હોય; પણ અસલના જમાનામાં તો એટલું જ કે કયા પાત્રની સારી છાપ પડી ? કયા ભાવની નીતિની ઉંચી અસર થઇ શકી ? ઇત્યાદિ.

જેમ જેમ દેવ મંદિરમાં અહિંની ભવાઇઓ અને પશ્ચિમના ત્રણ ચાર સ્વરૂપો ભજવાતે ભજવાતે શ્રોતા અને દ્રષ્ટા જનોની સંખ્યા વધારે ને વધારે થતી ગઇ તેમ તેમ મંદિરની બહાર કે ચોકે વધુ દૂરની જગ્યામાં તે ભજવાતાં થયા, કે જ્યાં લોકો કોઇ પણ રીતના અંકુશ વિના બેસીને આનંદ કરી શકે; અને તેમ તેમ ગમે તેવાં સ્વરૂપો ધારણ કરવા તરફ ખરાબી તથા નીચી પાયરી પર જવાનું તે બધાં માટે બન્યું. હલકી ભાષા, જેવા તેવા વેષો, જેટલી મળે તેટલી સાધન-સામગ્રીઓ, એ બધું પૂર્વ અને પશ્ચિમમાં એક સરખી રીતે આવી લાગ્યું. દેવમંદિર તથા રાજદરબારના સંબંધથી ઉજળા દેખાતા ભવાયા અને મીરતરી તથા મીરેફલના ખેલાડીઓ નબળા થવા લાગ્યા. લોકોનાં મનને વશ કરી લીધેલાં હતાં તેથી સાધારણ લોકો તો તે જોવા માટે આગ્રહપૂર્વક ઇંતેજારી ધરાવતા હતા તેમાં ફેર પડયો નહતો. દેવીનું અને શંકરનું "તાડવ નૃત્ય" ભજવવામાં ભવાયાઓ કુશળતા પકડતા ગયા; અને જેમ જેમ નાચવા સાથે ગાયન અને બજાવવાનો ભાગ વધતો ગયો તેમ તેમ લોકોનાં મન વધારે ખુશી થતાં ગયા, અને તેની સાથે ભવાયાઓને જુદી જુદી રીતે લોકોને રીઝવવા તરફ મરજી થતી ચાલી.

અસલમાં ભવાઇઓની સંખ્યા ઓછી હશે; અને જમાના જમાનાની તાસીર જાળવી રાખવાના હેતુથી વધારે ઉમેરો મૂળમાં થયો હશે એમ માની શકાય. કેટલીક ઘણી જૂની અને કેટલીક પાછળથી લખાયલી હશે એમ લાગે છે. પ્રેમાનંદના સમયમાં તે જ મહા ઉત્તમ પ્રથકારે નાટકનું ખરું શુદ્ધ સ્વરૂપ હયાતીમાં મૂક્યું; તે પહેલાં ભવાઇ હશે કે કેમ તે મુકરરપણે કહી શકાતું નથી. પ્રેમાનંદ કવિ તેને વિષે કાંઇ ઇસારો પણ કરતા નથી. વલ્લભ કવિ જેણે માતાના ગરબાઓ રચ્યા છે ( અને પ્રેમાનંદનો દિકરો તે વલ્લભ નહિ ) તેણે પણ ભવાઇ વિષે કશું કહ્યું નથી. બહુચરાજીની સ્તુતિ કરવાનું, અંબાજીના ગરબા ગાવાનું અને તત્ત્વજ્ઞાનની નજરે બધું દેવીનું કીર્તન કરવાનું કેળવાયલા લોકોનું જ કામ હશે; અને સામાન્ય લોકો જેને કેળવણી ઓછી અથવા બિલકુલ નહિ તેઓને ભવાઇમાંથી શિક્ષણ સાથે આનંદ લેવાનું બનતું હશે. ભવાયા લોકો વેષ ભજવવામાં કાબેલ હોય છે અને તે જાણે ઓધે ઉતરેલો કસબ હોય તેમ હાલની નાટક કંપનીઓમાં પણ કેટલાક ભવાયાનાં પાત્રો સારાં વખણાય છે.

પાછળથી રચાયલી ભવાઇઓ સાથે ગણતાં તેની સંખ્યા સારી હોવી જોઇએ. સ્વર્ગવાસી રાવસાહેબ મહિપતરામ ભાઇએ લગભગ વીશનો ઉદ્ધાર કર્યો છે. એટલી પણ જુદા

જુદા સમયે રચાઇ હોય એમ જણાય છે. ' ભાવનગર ' શબ્દ " કંસારાના વેષ " માં વપરાયલો છે તે જોતાં કેટલીક ભવાઇઓ મૂળ હશે, અને મજકુર ભવાઇ અઢાર–ઓગણીસમા સૈકા પછી લખાઇ હોય. કારણ કે ભાવનગર નામ જ એ સૈકામાં ધારણ થયું:— " અજીહો ભાવનગર ખુબ, ઉસમે મિનારા ચાર; ઉવાં બેડે ગુનીજન ફકીરો, અખાડા મૈલા હકારે. " બીજી બાબત એથી વધારે અગત્યની છે, તે " પાંચ ચોરના વેષ " માંથી મળે છે. તેમાં " ટોપીવાળે સમન્સ કરીને બોલાવ્યા " વગેરે શબ્દો આવે છે તે જોતાં યૂરોપની પ્રજાનો વસવાટ જ નહિ પણ અંગ્રેજી રાજ્યના ધારા ધોરણ મુજબ સ્થાપવામાં આવેલી ન્યાયની અદાલતો હૈયાતીમાં આવેલ હોવી જોઇએ, એ વખતનું બયાન છે. તે જ ભવાઇમાં કારકુનનો વેષ આવે છે, તેમાં ' બેલીફ, રેજીસ્ટ્રાર, જેલર, માજીસ્ટ્રેટ '—વગેરે ઇલ્કાબો અને દરજાઓનાં શુદ્ધ નામો છે, જે ઉપરથી અનુમાન કરી શકાય કે અંગ્રેજોનું રાજ્ય ફુલફુલાં જામ્યું તે વખત સુધી પણ નાટકો હયાતીમાં નહતાં. છેવટ સાર એ કે પ્રેમાનંદે ત્રણ નાટકો ગુજરાતીમાં રચ્યાં તે પહેલા સંસ્કૃતના નાટક રચવાના પ્રયાસો છૂટા છવાયા ક્યાંક ક્યાંક થયા હતા; પણ ગુજરાતી ભાષામાં પ્રેમાનંદના કાળમા સંસ્કૃતની ઝાંખી થાય તેવો અનુભવ ત્રણ નાટકોએ આબેહુબ કરાવ્યો. હવે પ્રેમાનંદ પહેલો જ નાટકનો કર્તા; અને ભજવવામા તે પણાં અઘરાં અને અગવડ ભર્યાં છે; તે જોતાં એમ લાગે છે કે તે લોકપ્રિય કદાચ નહિ બન્યાં હોય. સાકળના અંકોડા તૂટયા વગર ' નાટક ' ને સંસ્કૃતમાંથી ગુજરાતીમા એમ લાવી શકાય તેમ નથી; કારણ કે મધ્યયુગમા સંસ્કૃત નાટકોનો પણ ચોકસ સૈકાઓ દરમિયાન લોપ થયો હતો; તેની સાથે હાલ આપણને સંબંધ નથી. ફક્ત પ્રેમાનંદના વખત પછી તે હાલના જમાનામા અંગ્રેજી કેળવણીના પ્રસારને લીધે જે જે નાટકો ગુજરાતીમા લખાયાં અને ભજવાયા તેની પહેલા ભવાઇનું પરિબળ હતું, અને ભવાઇઓ વડે લોકપ્રિય ભાષામાં લોકોને કેળવણી આપવા માટે પ્રયત્નો કરવામા આવતા હતા તેમાં શક નથી. આ લેખમાં તેની એક ઉડતી તપાસ સિવાય વધારે કાંઇ કરી શકાય નહિ; વિગતોને બારીકાઇથી તપાસીને પાકા અનુમાન ઉપર આવવા માટે વળી વધારે સારો પ્રયત્ન વધારે મોટા વિદ્વાન કરી શકે, અને વધારે ખંત અને શોધક બુદ્ધિના બળવડે તેવો પ્રયત્ન સરળ કરી શકે. આ દરીઓ ઉંડો છે; તેને ડહોળી તે માહેથી અમૂલ્ય પદાર્થો બહાર લાવવાનું કામ ઉંચી મગજશક્તિનું છે; એટલે બધી રીતે જોતાં આ લેખનો અંત એટલેથી લાવવો વાજબી ગણાશે.

# ૧૯ લલિત વાઙ્મય અને તેની સમાજ ઉપર અસર

( લેખક. રા. રા. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ. )

આજકાલ દર વરસે અનેક પુસ્તકો બહાર પડે છે અને તેમાં એક સરખી યોજના કે એક સરખા વિચાર હોતા નથી. દવાઓનાં કે બીજી જાતનાં સૂચી પત્રો, કાયદાનાં પુસ્તકો અને રેલ્વેગાડીના ડબામા વેચાતાં રંગબેરંગી ભાતભાતના પુસ્તકો એ તમામનો સાહિત્યમાં સમાવેશ થતો નથી. સાહિત્ય એટલે મનુષ્યના વિચાર, અનુભવ અને લાગણીઓની સહૃદય નોધપોથી. આજકાલ ગુજરાતી ભાષામા અંગ્રેજી, સંસ્કૃત, બંગાળી વગેરે ભાષામાંથી અનુવાદો થઈ રહ્યા છે એનાથી જ માત્ર સાહિત્યનું કામ સરતું નથી. જો આપણે સ્વતંત્ર જ થવું હોય તો આપણું સાહિત્ય પણ સ્વતંત્ર જ થવું જોઇએ. તે માટે કવિઓએ અને કલાકારોએ પણ પોતાનું જીવન સ્વતંત્ર બનાવવું જોઇએ.

આપણે કેટલીક વાર એવું સાભળીએ છીએ કે સાક્ષર અને સમાજનું જીવન ભિન્ન ભિન્ન પડી જાય છે. આપણી પાસે લોકસાહિત્ય નથી. આપણાં લોક ગીત અને આપણા જુના ગુજરાતી અને કાઠીયાવાડી સાહિત્યને ભેગું કરવાને જોઇએ તેટલો પ્રયાસ થતો નથી, આપણા જુના સાહિત્યમા જે ભાવનાત્મકપણું romanticism જોવામાં આવે છે તે આજ કાલના ચોમાસાના જંતુ માફક ઉભરાતા સાહિત્યમા જોવામાં નથી આવતું. વિદ્વાનોએ સમાજમા ભળી જવું જોઇએ એટલુંજ નહિ પણ તેમણે ખેતરે ખેતરે અને ઝુંપડે ઝુપડે તેમની અસર ફેલાવવી જોઇએ. સમાજ, ધર્મ, રાજ્ય, અને વ્યકિતની સ્વતંત્રતાના વિચારો આપવા જોઇએ. ખુશામત અને અવનતિ ફેલાઇ હોય ત્યાં પોતાનો દંડ પ્રહાર કરીને કાશ્મીરથી કેપ કોમોરિન સુધી પોતાનો દિગ્વિજય ફેલાવવો જોઇએ. જગતનાં સુખદુઃખ પોતાની નજરે જોઇને તે પોતાના આદર્શો સાથે ગૂંથવા જોઇએ. તો જ સાક્ષરો અને સમાજ એકબીજા સાથે સહકાર કરતા થઇ જાય. હાલ તો બન્ને અસહકારીઓ છે.

કુદરત એ ઇશ્વરની કળા છે. પ્રેમ એ જગતનું બંધારણ છે. સત્ય ઉપર સર્વ કંઇ ટકી રહેલું છે. જ્ઞાન અને અનુભવથી બધે ચેતન પ્રસરી રહ્યું છે. એમર્સન કહે છે કે સાહિત્ય એટલે મનુષ્યના ઉંડામા ઉંડા ભાવ. ચિત્ર, કાવ્ય, સંગીત સ્થાપત્ય એ સર્વથી સૌંદર્યનો સાક્ષાત્કાર થાય છે, અને એવું સાહિત્ય એટલે લલિત વાઙ્મય. ગ્રીસનો સુવિખ્યાત ફિલસુફ પ્લેટો લલિતકળાઓને નકામી માને છે. કેમકે તે છુપો આનંદ આપનારી છે અને અનુભવથી દૂર છે. તેમ છતાં લલિત કળા એ કંઇ રમત નથી. લલિત કળાથી મનુષ્યનું જીવન ઉન્નત બને છે. કવિ શિલર કહે છે કે વિષયસૃષ્ટિ અને મનઃસૃષ્ટિનો વિરોધ મટાડનાર લલિત કળા છે. એ ઉચ્ચ પ્રકારનો આનંદ આપનાર છે.

જેટલું સુંદર એટલું પ્રભુને વહાલું છે. કેટલાક કહે છે " જેટલું સુંદર એટલું ઉપયોગી, અને જેટલું ઉપયોગી એટલું સુદર છે." એમર્સન એ બે વચ્ચેનો ભેદ સ્વીકારે છે.

મમ્મટે, સાહિત્ય-દર્પણકાર અને પ્રાચીન અલંકાર શાસ્ત્રીઓ " આનંદ " અને " લોકોત્તર આનંદ " એ બન્નેને જુદા માને છે. સાધારણ આનંદ એ હૃદયનો આનંદ નથી. હૃદયનો આનંદ તો હૃદયના ઉંડા ભાવમા સમાયલો છે. તે સારાં વસ્ત્રાભૂષણ કે ભોજન માત્રથી જ મળતો નથી. એ ઉંચા ભાવ લલિતકળાઓ આપી શકે છે.

લલિત વાઙ્મયમાં કાવ્યો, નાટકો, નૉવેલો અને સંવાદોનો સમાવેશ થાય છે. એ બધાનો હેતુ એ હોય છે કે સત્યને બરાબર ઓળખાવવું. ઘણી વાર હેતુ સમાવવામા નથી આવતો, પણ માત્ર સૂચન જ હોય છે. દેહ અને આત્મા જુદાં છે, જેટલા જાયાં તેટલા જરૂર જવાનાં છે, ભાવિ હમેશાં સર્વોપરિ છે, એ બધું મનુષ્યોની આગળ સાહિત્ય દ્વારા રજુ કરવામાં આવે છે. લેખકની શકિત પ્રમાણે સાહિત્યને રંગ મળે છે. જીવનના વિકટ પ્રસંગોમાં ઉચ્ચારેલા શબ્દો સાહિત્ય બને છે. નવલકથા ઇતિહાસ કરતાં એક બાબતમાં ચડી જાય છે;–કોઈ વાર ઇતિહાસના બનાવો ખોટા ઠરે છે, જ્યારે નવલકથાને પ્રથમથી જ સત્યની દૃષ્ટિથી જ ગુંથેલી હોય છે. લેખકે પોતાની કળા સાથે ઉપદેશ પણ આપવો જ જોઇએ એવો કંઇ નિયમ નથી. લેખકની શકિત અને કળાનો આધાર તે વાચક ઉપર કેટલી અસર કરી શકે છે તે ઉપર રહે છે. ઇંગ્લાંડમાં હાલમાં ઇબ્સન, બ્યુન્સર્ન, બર્નાર્ડ શૉ વગેરે લેખકોએ ઘણી અસર કરી મુકેલી છે.

સાહિત્યમાંથી દૂધ અને પાણી જુદું પાડવાને કટીબદ્ધ થઇ રહેવું જોઇએ. મૂર્તિકાર, નટ, ચિત્રકાર, ગાયક અને કવિને પોતાના ગુણ પ્રમાણે માન મળે છે. સાત્વિક આનંદ એ જ લલિત વાઙ્મયનો હેતુ છે. સુંદર ચિત્રો અને મધુર સંગીતથી જડમાં જડ પશુ ઉપર પણ અસર થાય છે તો મનુષ્યના હૃદયને તે સ્પર્શ કરે તેમાં શી નવાઇ? એક સારો લેખક પોતાના જમાનાનો ઉત્પાદક છે. તે પોતાના આદર્શો આપે છે. લોકોની ખામીઓ જુએ છે ને આખો સમાજ બદલી શકે છે.

કાળચક્રના પરિવર્તન અનુસાર સમાજ, પ્રજા અને રાજા પણ બદલાય તેમા શી નવાઇ? ગુજરાતી સાહિત્યમાં પણ પરિવર્તન થયું છે. પુસ્તકો અને ચોપાનીયાનો વધારો દર વરસે થયા કરે છે. આ વખતે ટીકાકારોએ પણ પોતાના હૃદયના ઉદ્‌ગારો બહાર કહાડવાની જરૂર રહે છે. "નરસિંહ મહેતા" થી માંડીને "મણીકાંત કાવ્ય માળા" સુધીનાં કાવ્યોની સમાલોચના ભલે થાવ; શાકુંતલ, માલતી માધવની રંગભૂમિ ઉપર શું સ્થિતિ છે તે ભલે સમજાવો; નંદશંકર, મહીપતરામ, ગોવર્ધનરામ પછીથી લખાયેલી નવલકથાઓને ભલે સરખાવાય. તો જ સમાજનું સાહિત્ય સુધરશે. તો જ સમાજની સ્થિતિ પણ સુધરશે. હિંદુ સમાજને સડો લાગ્યો હોય તો સુધારાની યોજનાઓ હોવી જ જોઇએ. શૃંગારિક વાર્તાઓ કે ચિત્રોથી શોભા આપનારૂં સાહિત્ય સંગીન બનાવવાની જરૂર છે, અને તે કામની શરૂઆત લલિત વાઙ્મયથી થવી જોઇએ. તે માટે લલિત કળાઓને પણ ખીલવવી જોઇએ.

લલિત વાઙ્મય જ્ઞાન સાથે ગમ્મત આપે છે. બેચાર માસ્તરો, બે ત્રણ વકીલો, એક બે દાકતરો ફુરસદે જે કંઇ લખે તેનાથી કંઇ સાહિત્યનો શુક્રવાર વળે નહિ. તેમાં તો કળાની જરૂર છે. અને કળા માટે વધારે મહેનતની અને બુદ્ધિની પણ જરૂર છે. નડીયાદના સાક્ષરો

અને સૌરાષ્ટ્રના નાટકકારો અને કલાકારોએ સાહિત્યના ક્ષેત્રમાં પોતાનો ઠીક ઠીક હિસ્સો આપ્યો છે. જ્યાં સાહિત્ય આજીવિકાનું જ સાધન મનાતું હોય, જ્યાં સાહિત્ય કેવળ વિલાસ માટે જ વપરાતું હોય તે ઉંચી સ્થિતિએ શી રીતે પહોંચે?

જગતમાં આપણો દેશ કેળવણીમાં પછાત ગણાય છે. વાંચી લખી જાણનારા કરતાં અભણની સંખ્યા આપણા દેશમાં વધારે છે. ત્યાં આગળ કાળીદાસ, કે ભવભૂતિનાં નાટકો કે કાવ્યો વધારે અસર નહિ કરી શકે. ગંભીર લેખોની ત્યાં કંઇ પણ અસર નહિ હોય. સાહિત્ય, બાળસાહિત્ય, ગ્રામ્યસાહિત્યની ત્યાં વધારે જરૂર પડશે. આજકાલ ઇંગ્લાંડ અમેરિકા દેશો આટલા સુધરેલા ને કેળવાયલા મનાના છતાં ત્યાં ગંભીર લેખો કરતાં તેવું સાહિત્ય વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. ત્યાંનો સમાજ પણ મોટે ભાગે ગંભીર લેખોને સમજી શકતો નથી. એવા લેખો કરતાં એક વાર્તા કે કવિતા વાંચવાથી અપૂર્વ આનંદ મળે છે. આજના જીવનકલહમાં જડ લેખો વાંચીને વિચાર કરવાનો ઘણો જ થોડો વખત મળે છે. જો રા. ગોવર્ધનરામે સરસ્વતિચંદ્રને બદલે તે જ બાબતોને નિબંધરૂપે પ્રગટ કરી હોત તો તે કેટલાને પ્રિય થઈ હોત?

આંગ્લ ફિલસુફ કાર્લાઇલ કહે છે કે લલિત વાઙ્મય એ આબાલવૃદ્ધનું એક વિદ્યાપીઠ છે. તે લોક શિક્ષણની પવિત્ર ફરજ બજાવે છે. તે મારફતે લોક મત સારી રીતે કેળવી શકાય છે તથા નવા વિચાર આપી શકાય છે. કોલંબસ માફક જે કોઇ નવો માર્ગ શોધે છે તે જગતનો મહાન ઉપકારી માણસ છે. આપણું સાહિત્ય સ્વતંત્ર થતું જશે તેમ તેમ ગરીબ ભાષાંતરો પણ ઓછાં થશે; તો જ તે વિદ્યા-પીઠનો હેતુ સચવાશે.

ગુજરાતમાં હાલ કેવા સાહિત્યની જરૂર છે તે આજ સુધીના સાહિત્યની અસરો જોવાથી દીવા જેવું સ્પષ્ટ જણાય છે. રા. નવલરામભાઇના શબ્દોમાં કહીએ તો "તાકયું તીર માનનારો તો પ્રેમાનંદ". એના જ વખતમાં-તે જ સૈકામાં ગુજરાતના ઘણાખરા મોટા કવિઓ થઇ ગયા. શામળે વાર્તા રૂપે ગુજરાતનાં સંસાર ચિત્રો પહેલ વહેલાં આપવા માંડયાં, અખો પોતાના હથોડાથી લોકોના સોના સરખા વહેમ તોડવા મંડી ગયો, વલ્લભ તાળી પાડીને બહુચરાજીની વીરરસની ભક્તિ ગાવા લાગ્યો અને ખેડાનું નાનકડું રત્ન કોમળ શૃંગારના ઝળકારા મારી રહ્યું.

પણ, પ્રેમાનંદમાં જનસમાજનું ઉંડું જ્ઞાન હતું. કયાં કેટલો રસ મુકવો તે તે બરાબર સમજતો. અને એ ગુણોથી જ તે જન-સમાજમાં લોકપ્રિય થયો છે. કુંવરબાઇના મામેરામાં તે ઝડપથી કલમ ચલાવી રહ્યો છે. તેમાં સ્ત્રીઓના વર્ણનમાં લાલિત્ય અને આનંદમય ચિત્ર છે એવું જ લાલિત્ય આપણા સાહિત્યમાં જોઇએ. રા. રણછોડભાઈ પછી આપણા જુના સાહિત્યમાંનું ભાવનામય લાલિત્ય એકઠું કરનારની ખોટ પડી છે.

દયારામમાં પરકીયાનું વર્ણન છે. એમની ગરબીઓ સુંદર છે, જ્યારે કવિ નર્મદ સ્વકીયાનું વર્ણન આપે છે. કવિ દલપતરામ માટે એમ કહેવાય છે કે તે પોતાનાં કાવ્યો લખીને એક નાના મંડળમાં ગાઇ સંભળાવતા. જો તે મંડળમાં તે પ્રિય થતાં તો જ તે પ્રસિદ્ધ કરતા.

આજકાલ વધારે કેળવણીથી બુદ્ધિવાદ વધી ગયો છે. કાવ્યોનો જમાનો ગયો છે. "કોણ, કેમ અને શાથી ?" પૂછતા તમામ સૌન્દર્ય, તમામ કળાનો લોપ થયો છે બુદ્ધિવાદ સાથે ભાવનાઓને સ્થાન મળે તો જ સાહિત્ય ઉચ્ચ બને. ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનના સૂકા અને લુખ્ખા લેખોથી બુદ્ધિ ખીલે છે પણ ભાવનાને પોષણ મળતું નથી.

લેખક બંધુઓ—એ ભાવનાઓને પોષો. જનસમાજનું જીવન ઉન્નત બનાવો. બીજા દેશો માફક આપણે પણ સાહિત્યમા જ્ઞાન સાથે ગમ્મત આપનારૂ અપૂટ સાધન તૈયાર કરો. લલિત કળાઓમા બીજાઓને રસ લેતા કરો. હુન્નર અને કળાના સગ્રહસ્થાનોમા મોટી મોટી ફી રાખવાની જરૂર નથી. આપણે તો તમામ જનસમાજને એક સરખો લાભ આપવાની જરૂર છે. લોકોમા જો પ્રથમ રુચી ઉત્પન્ન થશે તો ધીમે ધીમે ભાવનાઓ પણ જાગૃત થશે. સાહિત્યમા કોમળતા અને ઉંચા ભાવ આવશે.

માણસ માત્રની રસ શક્તિમા વારંવાર ફેરફારો થાય છે આપણે આજે ગમે તેટલી જાડી બુદ્ધિના હઇશું તોપણ કાલે સ્હેજ કોમળ બનીશું. ધીમે ધીમે સર્વ રીતે કોમળ બનીશું. જ્યા સુધી આપણી દૃષ્ટિ ટુંકી જ રહે છે, જ્યા સુધી આપણા અંત કરણમા પ્રેમ ઉત્તેજિત થયો નથી ત્યા સુધી ઉંચા પ્રકારનો પ્રેમ અનુભવાતો નથી જ્યા સુધી આપણે સ્હેજ આનંદ મેળવ્યો નથી ત્યા સુધી ઉચા પ્રકારનો આનંદ આપણી પાસે આવી શકતો નથી

લલિતકળાઓ એ જ ઉંચી ભાવનાઓ માટે મજબુત સાધન છે. ઉંચી ભાવનાઓ એ જ ઉચું જીવન છે હજી રામાયણ, મહાભારત, હિતોપદેશ ને ઇસપની નીતિના ઉંડા સસ્કારો હિંદુસમાજના મન ઉપર રમી રહ્યા છે. એક આદર્શ રાજા, એક આદર્શ પિતા, એક આદર્શ માતા, એક આદર્શ ભાઈ–બ્હેન–લેખક બંધુઓ–ભાવના સૃષ્ટિમા પ્રગટવો હજી પણ.



# ૨૦ ભારતવર્ષમાં ભાષાઓનો સવાલ.*

( લેખકઃ-એરચ જાંહગીર સોરાબજી તારાપોરવાલા )

જ્યારે એક પ્રજામાં નવજીવન સ્ફુરે છે ત્યારે અનેક પ્રકારનાં ઐક્યનાં ચિહ્નો પ્રજામાં પ્રગટી નિકળે છે, અને એવાં ચિન્હોમાં ભાષાની એકતા મુખ્ય ગણી શકાય. પ્રાચીન સમયમાં પણ એ જ ભાવ સ્પષ્ટ દેખાય છે. પ્રાચીન પ્રજાઓમાં પોતાની ભાષા બોલી ન શકે એવી અન્ય પ્રજાઓની અવગણના થતી. ગ્રીક લોકો અન્ય પ્રજાઓને "બાર્બારોઇ" (Barbaroi) ને નામે ઓળખતા, એ નામનો અર્થ "બર્બર કરનારા" અથવા "ન સમજ પડે તેવું બબડનાર" થાય છે. સામાન્ય પ્રજાજીવનમાં ભાષા મુખ્ય સ્થાન ધરાવે છે. ભાષાની એકતા હોય તો જ પ્રજા પરસ્પર નિકટ મંબંધમા આવી શકે, તો જ પ્રજા પોતાનું ઐક્ય સમજી તેમ જ સાધી શકે.

પરંતુ આપણે આપણા ઉત્સાહને કારણે એમ પણ ન સમજવું જે પ્રજાનું ઐક્ય સાધવામાં ભાષા એકમાત્ર સાધન છે. ભારતવર્ષના આપણા કેટલાક "શુભેચ્છકો"–જેઓ આપણું આ નવું ભારતવર્ષ જોવા રાજી નથી તેઓ–આપણને વારંવાર યાદ આપે છે જે "ભારત એક કેમ થઇ શકે? તમારા દેશમાં તો સેંકડો ભાષાઓ બોલાય છે!" આ સવાલની લગાર ઉંડી તપાસ આપણે ઘટતે સ્થાને કરીશું. માત્ર આરંભમાં એક વાત મનમાં ઠસાવવી અવસ્યની છે. તે એ કે યદ્યપિ ભાષા ઐક્ય સાધવાનાં સાધનો પૈકી એક મુખ્ય સાધન લેખાય, છતા એ સર્વોપરિ ન ગણાય અને એવું એકલું જ સાધન તો ન જ લેખાય. પૂર્વકાળના મહાન્ સામ્રાજ્યો માત્ર ભાષાના ઐક્ય પર જ રચાયાં ન હતા. "ભાષાભેદ હોય તો દ્વેષભાવ પણ હોય જ" એવું સૂત્ર ગ્રહણ કરી શકાય નહી. તેમ જ તેથી ઉલટું સૂત્ર કે "ભાષાના ઐક્યથી પ્રજાનું ઐક્ય થાય જ" એ પણ ન સ્વીકારી શકાય. આપણા દેશનું જ દૃષ્ટાન્ત લઇએ. હીંદુ પ્રજામાં જે ધર્મની તેમ જ આચાર-વિચાર ઇત્યાદી સંસ્કારોની જે એકતા છે તે ભાષાભેદને નહી ગણકારતા સમસ્ત હીંદુ પ્રજાને એક વ્યક્તિરૂપે જોડે છે. એથી ઉલટું ઇંગ્લાડ અને આયર્લંડની પ્રજાઓ એક જ ભાષા બોલે છે, છતાએ તેઓનો પરસ્પર વિરોધ એવડો મોટો છે જે ભાષા તે દૂર કરવા કેવળ અશક્ત થઇ છે. એથી આપણે ઉલટા બે સૂત્રો છોડી એક, નવું જ સૂત્ર સ્વીકારવું જોઇએ કે "પ્રજા જીવનની એકતા સાધવા માટેના ઉપાયોમા ભાષાને પણ કાંઇક અગ્રસ્થાન મળવું જોઇએ." બીજાં સાધનો ( ધર્મ આચાર વિચાર ઇત્યાદિ ) જો ઐક્ય પ્રેરતા હોય તો ભાષા એમને બહુ જ સમર્થ ટેકો આપી શકે.

હાલના સમયમાં "India is a mere geographical expression" (ભારતવર્ષની એકતા માત્ર ભૂગોળના પુસ્તકોમાં જ સાંપડે ) એવા સૂત્રનુ ખંડન કરવાની અગત્ય

* આ લેખ ઇ. સ. ૧૯૧૯ મા અંગ્રેજીમાં પ્રકટ થયો હતો અત્રે ગુજરાતી અનુવાદ થોડાક ફેરફાર સાથે કીધો છે.

નથી. જ્યારે આપણી પ્રજા અર્ધનિદ્રાની અવસ્થામા પડી હતી, ત્યારે એ સૂત્રમા કાઇક સત્ય હતું; પણ મહાત્મા ગાધીના યુગમાં તો આપણે એટલું શીખ્યા છીએ કે ગમે તેવા પરિવર્તનો છતાએ આ ભૂમિની બધી કહેવાતી "ભિન્ન ભિન્ન પ્રજાઓ" એક જ મૂળમાથી નીકળી છે. વૃક્ષ બહુ મોટું વધવાથી શાખાઓ એકમેકથી દૂર દૂર ફેલાઇ ગઇ છે, પણ મૂળ એક જ છે, અને પ્રત્યેક શાખા એક જ મૂળમાથી પોતાનું પોષણ મેળવે છે આ ઐક્ય કોઇ અસહકારી અથવા "હોમ રૂલ" ના મગજનો ધખારો નથી પણ ઇતિહાસે પુરવાર કરેલ સત્ય છે. જ્યારથી આર્ય પ્રજા આ પવિત્ર ભૂમિમા આવી વસી ત્યારથી આર્ય સસ્કારની એકતા આપણા દેશના સેકડો હજારો વરસના ઇતિહાસમા સ્પષ્ટ દેખાય છે. એ જ ઐક્યને લઇને આપણી પ્રજાની હસ્તી છે. એનો પ્રત્યક્ષ પુરાવો આપણા દેશના પાચ સર્વોપરિ તીર્થસ્થળો છે. ઉત્તરે કેદારનાથ, પૂર્વે પુરી, દક્ષિણે રામેશ્વરમ, પશ્ચિમે દ્વારકા અને મધ્યમા કાશી, એ પાચ પવિત્ર તીર્થો આ ભૂમીને ચાર ખુણે ગોઠવાયલા છે અને એકતા સાધવામા એ મુખ્ય ભાગ ભજવે છે. એ પાચ સ્થળોમા ભારત નિવાસીઓની ભિન્નતા તેમ જ એકતા પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે.

ઉર્દૂના જાણીતા કવિ શેખ ( સર ) મહમદ ઇકબાલે કહ્યુ છે:—

યૂનાનો મિસ્રો રોમા સબ મિટ ગયે જહાંસે
બાકી હય લેકિન અબતક નામો નિશા હમારા,
*કુછ બાત હય કે હસ્તી મિટતી નહીં હમારી*
સદિયો રહા હૈ દુશ્મન દૌરે ઝમા હમારા

—સદીઓ સુધી "ઝમાનાનો દૌર" અમારો દુશ્મન રહ્યો છતા અમારી હસ્તી રહી છે જ્યારે આપણી ભારતભૂમિના સમકાલીન યૂનાન, મિસ્ર, રોમનુ નામ માત્ર રહ્યુ છે એમા ઇશ્વરની કાઇક ગૂઢ "વાત" જણાય છે હજી આપણી પ્રજાનુ અસ્તિત્વ જળવાઇ રહ્યું છે, એ જ આપણી આશાઓ સજીવન કરે છે, અને અત્યારે જ્યારે દેશમા નવજીવનની ઉર્મિઓ ચોતરફ ઉછળી રહી છે, ત્યારે આ ઐક્યનુ ખરૂ રહસ્ય સમજાવા મારે છે. ઇશ્વરની સૃષ્ટિમા આ પવિત્ર ભૂમિનું કાર્ય હજી પુરૂં થયુ નથી. પૂર્વકાળમા બ્રહ્મજ્ઞાન આ જ દેશે જગતને આપ્યુ હતું અને ભવિષ્યમા પણ સમસ્ત સંસારના ધર્મગુરુ થવાનું આ જ દેશને નિર્માણ થયલું છે. આર્ય પ્રજા પૂર્વકાળમા પૃથ્વી પર અગ્ર પ્રજા ગણાતી અને ફરી એક વાર એ પ્રજાએ પોતાનું ઉચ્ચ પદ—મનુષ્ય માત્રના નેતા તરીકે—ગ્રહણ કરવુ છે આર્યજાતિના પુનરુદ્ધાર માટે જ, આ સદીઓના અધઃપાત છતા, હજારો વર્ષોના "ઝમાનાના દૌર" છતા, આ પ્રજાને હજીએ ઇશ્વરે જીવિત રાખી છે. એ ઇશ્વરનિર્મિત કાર્ય આરંભવાનો સમય નિકટ આવ્યો છે અને આર્ય સસ્કૃતિના નવા દિવસનો અરુણોદય થઇ રહ્યો છે. થોડા જ વખતમા સૂર્ય પુર તેજમા પ્રગટશે.

ઉપર જે ઉપમા આપી એ તે યોગ્ય જ છે કેમકે છેલ્લા હજાર, દોઢ હજાર વર્ષથી આ દેશ અધકારમા જાણે સ્વપ્નાવસ્થામા પડયો હતો. સાધારણ દૃષ્ટિએ પ્રજાના અનેક વિભાગ થયલા દેખાય છે અને પ્રત્યેક વિભાગની સસ્કૃતિ તથા ઇતિહાસ નિરાળા જણાય

છે. પણ એ બધા ભિન્ન ભિન્ન ખંડોમાં આર્ય સંસ્કૃતિની એકતા જળવાઇ રહેલી છે. એ જાણે જુદાં જુદા રત્નોને સોનેરી તારમા પરોવીને હાર બનાવેલો છે, એ હાર આપણા પરમપૂજ્ય ભારતમાતાને ગળામાં આરોપવો છે. પ્રત્યેક રત્ન શુદ્ધ જોઇએ અને એકે મૂકી દેવાય નહિ. પ્રત્યેક રત્ન જુદું છે પણ હાર તો એક જ છે, રચના પણ એક જ છે. એ જુદાં જુદા રત્નો તે જુદા જુદા વિભાગોની સંસ્કૃતિ સમજો. એ સંસ્કૃતિ ભાષા દ્વારા પ્રતિબિમ્બત થાય છે માટે આપણે આપણા વિષયની દૃષ્ટિથી એ રત્નોને ભાષાઓ જ સમજીએ તો ખોટું ગણાશે નહી. આપણા દેશનું નવજીવન શોભાવવા દરેક ભાષા રત્નનું તેજ પૂરૂં પ્રકાશવું જોઇએ. રત્નની કીંમત માત્ર તેના પોતાના તેજ પરથી થતી નથી, પણ તે હારમા કયું સ્થાન ધરાવે છે તે પરથી થાય છે એટલે આપણા દેશની દરેક ભાષાની ઉન્નતિ માત્ર એક પ્રાંત માટે જ નહી પણ સમસ્ત દેશને કાજ થવી જોઇએ. પણ એમ પ્રત્યેક ભાષાની ઉન્નતિ તરફ લક્ષ આપતા આખા ભારતવર્ષની ઉન્નતિ ભુલાવી જોઇતી નથી. એક પ્રજા, એક દેશ હોય તો એક રાષ્ટ્રીય ભાષા પણ હોવી જ જોઇએ. એટલે આપણા વિષયની ચર્ચા બે ભાગમા વહેંચાઇ જાય છે–૧. પ્રાંતિક ( provincial ) અને ૨. રાષ્ટ્રીય ( national ).

આપણી ઉન્નતિના પક્ષકારો તેમ જ વિરોધીઓ જ્યારે આ દેશની ભાષાઓ માટે ચર્ચા કરે છે ત્યારે તેમની સંખ્યા જોતા અવાક્ થઇ જવાય છે. બધાનાં મનમાં એમ કે "આટલી બધી ભાષાઓ હોય તો દેશની એકતા કેમ સાધવી ?" આપણે એ સવાલ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ તપાસીયે.

ભાષાશાસ્ત્રમા "ભાષા" (language) અને "બોલી" (dialect) એવા બેમાં ભેદ ગણવામા આવે છે. આપણામા કહેતી છે જે "બાર ગાઉએ બોલી બદલાય." અને એ કહેતી તદ્દન ખરી ગણાય, કારણ કે "બોલી" ( dialect ) એ જ પ્રમાણે દર ગામડાની જુદી હોઇ શકે એ રીતે જો "બોલી" ને "ભાષા" બંનેને ભેળી નાખી કહીએ તો પૃથ્વીના કોઇ પણ દેશમા અનેક ભાષાઓ ગણાય. પણ ખરી રીતે "ભાષા" શબ્દનો અર્થ આપણે કાંઇક સંકુચિત કરવો જોઇએ. આપણા વિષયની દ્રષ્ટિએ આપણે "ભાષા" મા બે વાત અવશ્ય જોવી જોઇએ. એક તો સાહિત્ય. વસ્તુતઃ આ અવશ્ય ન જ ગણાય પણ આપણા આ વિષય માટે એની અગત્યતા સ્વીકારવી પડશે. બીજી વાત એ જે અશિક્ષિત વર્ગને પરસ્પર જ્યા લગણ સમજ પડી શકે ત્યાં લગણ "બોલી" ગણાય; ન સમજાય તો જુદી "ભાષા" ગણાય જેમકે કાઠયાવાડનો કોઇ ગામડિયો સુરત, ભરૂચ અથવા નડીયાદના ગામડિયાની વાત કેટલેક અંશે સમજી શકે તેથી એ બધી એક જ "ભાષા" ની "બોલીઓ" ગણેલી જોઇએ. પરંતુ એ જ કાઠયાવાડી ગામડિયો પુના અથવા નાસિકના ગામડિયાની વાત જરાએ સમજી ન શકે, કારણ એ જુદી "ભાષા" ની "બોલીઓ" છે. આ રીતે "બોલી" તથા "ભાષા" નો જે ફેર દેખાડયો છે તે સાધારણ માણસને સમજમાં આવે તેવો છે, પણ એ વિષે વિવિધ પ્રકારના મત હોય છે એ તો કબુલ કરવું જ જોઇએ. એ રીતે જો આપણે સમજીએ તો હિંદુસ્તાનમા સાહિત્ય ધરાવનાર નીચલી ૧૭ ભાષાઓ ગણી શકાય.

**આર્ય ભાષાઓ :** ૧. આસામી; ૨. બંગાળી; ૩. ઉડીઆ; ૪. બીહારી; ૫. હિંદી; ૬. ઉર્દુ; ૭. બ્રજ; ૮. પંજાબી; ૯. સિંધી; ૧૦. રાજસ્થાની (અથવા મારવાડી); ૧૧. ગુજરાતી, ૧૨. મરાઠી; ૧૩. કાશ્મીરી.

**દ્રાવિડી ભાષાઓ :** ૧. તામીલ; ૨. તેલંગી; ૩. કનાડી; ૪. મળયાલમ.

આપણા જેવા મોટા દેશ માટે એટલી ભાષા ઘણી ન જ કહેવાય. એટલા જ વિસ્તારનો દુનિયાનો કોઇ પણ પ્રદેશ લઇએ તો એટલી જ અથવા એથી વધુ ભાષાઓ ગણી શકાય. યુરોપ ખંડમાં રૂશીઆ છોડી દઇએ તો હિંદુસ્તાન જેટલો વિસ્તાર થાય. અને તેમાં નીચલી ૨૧ ભાષાઓ પ્રચલિત છે.

**ઇંડો-યુરોપીય ગોત્રની :** ૧. ઇંગ્લીશ; ૨. ડચ; ૩. ઉચ્ચ (High) જરમન; ૪. ડેનીશ; ૫. સ્વીડીશ; ૬. ફ્રેન્ચ; ૭. ઇટાલયન; ૯. સ્પેનીશ; ૧૦ પોર્ટુગીઝ; ૧૧. રૂમાનયન; ૧૨. પોલીશ; ૧૩. સર્વીઅન; ૧૪. બલગેરયન; ૧૫. ચેખ ( અથવા બોહીમીઅન ); ૧૬. ગ્રીક; ૧૭. આઇરિશ; ૧૮. વેલ્શ.

**બીજા ગોત્રની :** ૧. ટુર્કીશ; ૨. હંગેરયન; ૩. ફીનીશ.

એમાં નાની ભાષાઓ (જેવી કે, લીથુએન્યન, નીચ-જરમન (Low-German); સ્કોચ, ઇત્યાદિ ) જે પણ સારૂં સાહિત્ય ધરાવે છે તે તો ગણી નથી. યુરોપમાં એ બોલીઓ ગણો તો ઇંગ્લંડમા જ ૫૦ ઉપર બોલીઓ ગણી શકાય. માત્ર લંડન શહેરમા જ ઓછામાં ઓછી પાંચ-૭ બોલીઓ બોલાતી હશે.

આવડા મોટા વિસ્તારમા એક જ ભાષા હોઇ શકે જ નહી. પણ સંસ્કૃતિ એક હોય, ઇતિહાસ એક હોય, ભાવના એક હોય, લક્ષ્ય એક હોય. અને આપણા દેશમા એ બધી પ્રકારની એકતા જડે છે અને ભાષાઓ ભિન્ન હોવા છતાએ તે પણ આપણા દેશની એકતાનું એક સ્વરૂપ જ લેખી શકાય. કારણ આપણા દેશની આર્ય ભાષાઓમા જે મેળ તથા સમાનતા છે તે બીજા કોઈ પણ દેશની ભાષાઓમા જડશે નહી. જેટલો ઘાડો સંબંધ આપણી આર્ય ભાષાઓ પરસ્પર ધરાવે છે તેટલો ઘાડો સંબંધ યુરોપની કોઇ પણ બે ભાષા વચ્ચે જડશે નહી. ગુજરાતી જાણનાર બે માસમાં આપણા દેશની કોઇ પણ ભાષા શીખી શકે. આપણા સાહિત્યમા મીરાનો જ દાખલો જુઓ-તે ગુજરાતી તેમજ રાજસ્થાની સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે, અને એ સીવાય એ ભાષાઓના સાહિત્ય તપાસો તો સઘળે એક જ આર્ય સંસ્કૃતિના પાયા પર રચાયલું સાહિત્ય મળશે. ટુંકમાં આપણી આર્ય ભાષાઓ ભિન્ન છતાએ દેશના જુદા જુદા ભાગોને જોડે છે.

કદાચ કોઈ એમ પુછે જે " દ્રાવિડી ભાષાઓનું કેમ ? " તે પણ આર્ય સંસ્કૃતિ માંજ સમાઇ જશે. કેટલાંક વર્ષ પર **દેવનાગર** નામે માસિક છપાતું હતું, તેમાં આપણા દેશની દરેક ભાષામાં લેખો છપાતા. માત્ર બધા વાચી શકે તેટલા કાજે દેવનાગરી ( બાળબોધ ) લીપીમાં છપાતા. તેમાં દ્રાવિડી લેખોનું તાત્પર્ય ભાષા ન જાણવા છતાંએ ઘણીવાર સમજાતું, કારણ કે એ ભાષાઓ પર સંસ્કૃતની છાપ બહુ જ ઉંડી પડી છે. વળી આપણે એ

પણ જોઇએ છીએ જે આપણા દેશમા મોટા શહેરોમા ઘણે ભાગે બે ભાષાઓ સાધારણ પ્રચલિત છે. જેમ કે મુમ્બાઈમા ગુજરાતી ને મરાઠી, મદ્રાસમા તામીલને તેલંગી, કલકત્તામા બંગાળી ને હિંદી

ત્યારે એ ભાષાઓને ખીલવવી અને તેમની ઉન્નતિના માર્ગ શોધવા એ આપણુ પ્રથમ કર્તવ્ય છે. એ માટે સૌથી પહેલા માતૃભાષાની સેવા થવી જોઇએ દરેક સુશિક્ષિત ભારતવાસીએ પોતાની માતૃભાષાનો ઉંડો અભ્યાસ કરેલો હોવો જોઇએ દુર્ભાગ્યે આપણા દેશમા હજીએ ઘણાકો પડેલા છે જેમને પોતાની માતૃભાષા જરાએ આવડતી નથી એટલું જ નહી પણ તે ન જાણવાનો તેમને ગર્વ રહે છે વર્ષો સુધી આપણે (આ લેખકના સમકાલીન ભાઇઓએ) અગ્રેજીનો અભ્યાસ કર્યો, તેને અંગે આપણને અગ્રેજીમા લખવું બોલવુ સુગમ થઇ પડયુ છે પણ તેથી એમ ન જાણવુ જે માતૃભાષા દ્વારા કાઇ ન જ થઇ શકે મને એકાદ બેવાર એક અદ્‌ભૂત દશ્ય નજરે પડયુ હતું તે એ કે બે ગુજરાતી ભાષાના પ્રોફેસરો પરસ્પર અગ્રેજીમા વાતો ચલાવતા હતા! આ બાબતમા આપણા બગાળી ભાઇઓ આપણાથી ઘણા ચઢે છે તેઓ પોતાની માતૃભાષામા બોલવાને કદી ચુકતા નથી. અને તેઓ માને છે કે મનુષ્યના હૃદયનો કોઇપણ ભાવ એવો ન હોય જે માતૃભાષા દ્વારા પ્રકાશ ન પામી શકે. માતૃભાષાની સેવા એ આપણુ પ્રથમ કર્તવ્ય છે માત્ર પ્રાથમિક જ નહી પણ ઉચ્ચ શિક્ષણ પણ માતૃભાષા દ્વારા જ હોય એવુ બધા દેશભક્તોના હૃદયમા વસવુ જોઇએ. આજના જમાનાના નવા નવા શાસ્ત્રો જેવા કે આરોગ્યશાસ્ત્ર (Hygiene), અર્થશાસ્ત્ર (Politics and economics) ઈત્યાદિ માતૃભાષાદ્વારા કેમ થાય તે બાબે કેટલાકના મનને સંદેહ હોય પણ આપણા દેશમા શુ સસ્કૃત, ફારસી, અરબી જાણનારા વિદ્વાનોનો એટલો ટોટો છે જે તેઓ એ શાસ્ત્રોને બધબેસ્તા શબ્દો શોધી ન શકે? એ શાસ્ત્રો શુ આ વીસમી સદીમા જ નીકળ્યા છે ને આપણા વડવાઓ એ બધાથી કેવળ અજ્ઞાન જ હતા? અને એમ પણ હોય તોએ આપણને બને ત્યા સુધી આપણા સ્વદેશી શબ્દો બનાવતા કેટલી વાર?

મારે એટલુ તો ખુલાસાથી કહેવુ જોઇએ જે કેટલાક વિજ્ઞાનના શબ્દો સર્વ દેશમા પ્રચલિત છે તેવા શબ્દોનો અનુવાદ કરવો ઠીક પડે નહી જેમકે રસાયણમા Oxygen, Nitrogen, Chlorine એજ રૂપમા રહે તો હરકત નહી પણ Gold ને જગે "સોનું", Iron એટલે "લોઢુ" એ મુજબ અનુવાદ થવો જોઇએ ટુકમા એ જ જે અનુવાદ એવો જોઇએ કે સાધારણ માણસ ઝટ સમજી શકે. જેમકે Hydrogen gas નો અનુવાદ "ઉદ્રજનક વાયુ" કર્યે તો સમજતા તેમ જ યાદ રાખતા કાઇંક વિલંબ થાય તે જ મુજબ હેડ માસ્તરને ઠેકાણે "પ્રથમાધ્યક્ષ" કરવુ માત્ર પાંડિત્ય દેખાડવુ જ ગણાય.* સામાન્ય લોકોને શિક્ષણ મળે અને તેથી ઝટ સમજી શકાય એવી ભાષામા વિજ્ઞાનના બધા વિષયો લખાવા જોઇશે. અને એવા લેખોમા લખનાર કરતા વાચનારનુ હિત આગળ પડતુ લેખાવુ જોઇએ

માતૃભાષાની ખરી ખુબીઓ બીજી ભાષા સાથે તુલના થવાથી જ માલમ પડે માટે માતૃભાષાનું શિક્ષણ "તુલનાત્મક" હોવું જ જોઇએ એમ કર્યાથી આ દેશની ભાષાઓમા

પણ જે ઐક્ય છે તે વધુ સ્પષ્ટ થશે અને દેશની એકતા સાધવાને માતૃભાષાનો ઊંડો અભ્યાસ બહુ જ ઉત્તમ સાધન થઇ પડશે. માતૃભાષા શીખ્યાથી એક બીજો મોટો ફાયદો થાય છે તે એ કે આપણું સ્વમાન ને આપણા દેશ પ્રત્યે પ્રીતિ વધે છે. નરસિંહ મહેતા, ભાલણ, અખો અને પ્રેમાનંદ **આપણી** ભાષા બોલતા હતા એ જ જાણવે આપણું હૈયું કેટલું ઊંચે આવે છે! માટે માતૃભાષાની સેવા તે દેશસેવાનું પહેલું પગલું.

હવે આપણે હિંદ માટેની રાષ્ટ્રીય ભાષા કઇ થાય તે પ્રશ્નની ચર્ચા કરીએ. આ સંબંધે યાદ રાખવું જે એ રાષ્ટ્રીય ભાષા માતૃભાષાના સ્થાને નહી, પણ આ દેશના પ્રત્યેક પ્રાંતો વચ્ચે વ્યવહારના સાધન રૂપ **બીજી ભાષા** તરીકે ગણાવી જોઇએ. બહુ જ નિકટ ભવિષ્યમાં આપણો દેશ પોતાનું પુરાતન ઉચ્ચ સ્થાન આર્ય પ્રજાઓના શિરોમણિ થઇ ફરી એક વાર ગ્રહણ કરશે, તે સમયે આ નવ્ય ભારતની એકતાના બાહ્ય સ્વરૂપ જેવી એક ભાષા પણ જોઇશે જ. એ પરથી એમ અનુમાન તો ન જ નીકળે કે પ્રત્યેક ભારતવાસી બે ભાષા જાણતો અને બોલતો થશે આપણી અસંખ્ય વસ્તી માટે આ બનવું અશક્ય જ ગણાય. છતાંએ એમ તો આપણે જરૂર જ સ્વીકારવું જોઇએ કે પ્રત્યેક પ્રાંતના નેતાગણ રાષ્ટ્રિય જીવનકાજે, રાષ્ટ્રીય પ્રગતિમાં પરસ્પર સહાનુભૂતિ કે વિરોધ દર્શાવવા માટે એક જ સામાન્ય ભાષાનો ઉપયોગ કરશે. એ ભાષા આપણા દેશની જ ભાષાઓ પૈકી એક હોવી જ જોઇએ, કારણ કે રાષ્ટ્રીય ભાષા એવી જોઇએ જેના મૂળ આપણી જ ભૂમિમાં ગૂઢ રહેલાં હોય, તથા જેમાં આપણા હૃદયની સર્વ ભાવનાઓ, આપણી સંસ્કૃતિ, આપણો ધર્મ જરાએ અચકયા વિના પ્રગટ કરી શકયે.

એ જ કારણથી અંગ્રેજી ભાષા એ સ્થાન ગ્રહણ કરી શકે નહી. યદ્યપિ આપણે એ પણ કબુલ રાખીયે જે આ દેશની હાલની સઘળી ભાષાઓ કરતાં અંગ્રેજી ભાષા ઘણી આગળ વધેલી છે, એનું સાહિત્ય આપણી બધી ભાષાઓના સાહિત્યો સાથે મળે તે કરતાં-એ ઘણું વિશાળ છે, તો પણ. એ બધું છતાએ, અંગ્રેજી ભાષામાં આપણા મનના ભાવો આપણા હૃદયની ઉચ્ચ ભાવનાઓ, આપણી વાછનાઓ સ્પષ્ટ અને સચોટ રૂપે પ્રગટ કરી શકાય નહી. તેનું એક જ કારણ છે તે એ જે અંગ્રેજી ભાષાનું મૂલ ભારતભૂમિમાં નથી. એનો વિકાસ આ પુણ્ય ભૂમિમા થયો નથી. એથી એ ગમે તેવી ઉચ્ચ સ્થાને બીરાજતી હોય છતાં આપણાં હૃદયને સ્પર્શ કરી શકે નહિ. એ સાભળતા આપણને આપણા પૂર્વજોની કીર્તિની ઝાંખીએ થાય નહીં. કેટલાંક ઉદાહરણ લઇએ-"અહિંસા" શબ્દથી જે બુદ્ધદેવ અને જીન પ્રભુના સ્મરણો આપણા મનમાં સ્ફુરે છે તે શું "non-killing"માં સમાઇ શકશે. આપણે ગુજરાતીઓ "બાપુ ગાંધી" કહી આપણા મહાન્ નેતાને સંબોધીયે છીએ એ "બાપુ" શબ્દનો અંગ્રેજીમાં એવો કોઇ અનુવાદ થઇ શકે જે આપણને તેટલો જ પ્રિય તેટલો જ હૃદરસ્પર્શી હોય? પ્રત્યેક દેશની ભાષામાં દરેક શબ્દની સાથે તેનો

(જુઓ પૃ ૨૩૨) * આજ કારણથી ઘણાક સારા સાક્ષરોના લખાણો બહુ જ થોડાઓ વાંચી તથા સમજી શકે છે. આપણા ગુજરાતી વાંચનારાઓ મોટે ભાગે "પારસી સાહિત્ય" વાંચે છે તેનું પણ આજ કારણ છે અસ્તુ-એ જુદો જ વિષય છે.

ઇતિહાસ જોડાયલો રહે છે એ જ તે શબ્દની " શક્તિ " છે આપણે બીજી ભાષામા માત્ર શબ્દાર્થ આપી શકીયે પણ શક્તિ આપવી એ લગભગ અસંભવ વાત છે, અને જ્યારે પ્રજાના વ્યક્તિગત જીવનનો સવાલ ઉભો થાય ત્યારે તો એ પ્રકારનો અનુવાદ તદ્દન જ લુખો ને ભાવહીન જણાવો જ જોઇએ

અલબત અત્યારે આપણું રાષ્ટ્રીય જીવન મોટે ભાગે પાશ્ચાત્ય ભાવનાઓથી ભરપુર છે અને તેથી અત્યારે આપણને લાગે કે અગ્રેજી ભાષા જ આપણા દેશની સામાન્ય ભાષા તરીકે કામ આવી શકે. પણ એકવાર આપણા દેશને સપૂર્ણ સ્વરાજ મેળવવા દ્યો, એક વાર આપણા ભારતનું વ્યક્તિત્ન પ્રકાશવા દ્યો, ને પછી જુઓ કે અગ્રેજી ભાષા આપણે માટે કેટલી અધુરી પડશે આપણા દેશનુ સૌથી મોટું કાર્ય આપણા આર્ય આદર્શો સમસ્ત જગતમા ફેલાવવાનું છે ઉપનિષદ્ તથા ગીતા, વેદ તથા વેદાત આપણે ભાનભુલા પશ્ચાત્ય દેશોને શીખવાડવા છે શુ એ **राजविद्या राजगुह्यम्** માત્ર શબ્દશ અનુવાદ કર્યે શીખવાડી શકાય ? અને આપણે આપણા જ દેશમા પાશ્ચાત્ય ભાષાદ્વારા એ **राजविद्या** પાછી સજીવન કરી શકીયે ખરા ? અત્યારે જે અગ્રેજી ભાષાનો મોહ લાગ્યો છે તેનુ એક જ સબળ કારણ છે. અત્યારે આપણા રાષ્ટ્રીય જીવન ( national ) મા માત્ર " કાઉન્સીલો " અને " મહાસભા "ની ચળવળો સમાય છે. આપણું રાષ્ટ્રીય જીવન ( national life ) કેવળ શાસન પદ્ધતિ ( politics ) અને અર્થશાસ્ત્ર ( economics ) મા જ સકોચાઇ રહ્યુ છે પણ સ્વરાજ્ય મળતા જ એ જીવનમા બધી દિશાએ વિકાસ થવો જ જોઇએ, અને મનુષ્ય હૃદયની બધી ભાવનાઓ " રાષ્ટ્રીય જીવન "મા સમાશે, ત્યારે જ અગ્રેજી ભાષા કેટલી સકુચિત છે તેનો ખ્યાલ આવશે એ ભાષામા આપણા દેશના આદર્શો આપણી ભાવનાઓ આપણે માટે પ્રગટ કરવા માટે સમર્થ શબ્દો નથી તો પછી એ ભાષા કેવી રીતે આપણી રાષ્ટ્રીય ભાષા થઇ શકે ?

હવે સવાલ ઉઠે કે ભારતીય ભાષાઓ પૈકી કઇ ભાષા આ ઉચ્ચ સ્થાન ભોગવવા યોગ્ય છે. એનો નિર્ણય તો ક્યારનો થઇ ચુક્યો છે વિવાદ કરવાની જરૂર છે જ નહી હિંદી ને પ્રજાએ પોતે એ સ્થાન આપ્યુ છે અને એ સ્થાન આજકાલનું નથી પણ અનેક સૈકાઓથી ચાલ્યુ આવેલુ છે આપણા દેશમા કોઇપણ પ્રાત એવો નહી હશે જ્યા એ ભાષા જાણનારા અને સમજનારાઓ સારા પ્રમાણમા વસતા ન હોય* મદ્રાસમા પણ હિંદીનો પ્રચાર આજકાલ વિશેષ ઉત્સાહ પૂર્વક થઇ રહ્યો છે દ્રાવિડી ભાષાઓ મૂળમા આર્યભાષાઓથી ઘણી જુદી પડે છે છતાએ આર્ય સંસ્કૃતિ તથા આર્ય ધર્મની છાયા એ ભાષાઓ પર પણ મજબુત પડી છે તે કારણે દ્રાવિડી બોલનારને પણ હિંદી શીખતા ઝાઝો વિલબ તો થવો ન જોઇએ અને ગમે તેમ હોય પણ આપણા દેશના દેશીઓ માટે અંગ્રેજી કરતા હિંદી ઘણી વધારે સહેલી થઇ પડે એ તો નિર્વિવાદ છે વળી દ્રાવિડી ભાષાઓ અને આર્ય ભાષાઓની પરસ્પર ઘણીક અસરો થઇ છે, જે ધીમે ધીમે વિદ્વાનો

*વસ્તીની ગણત્રીના રીપોર્ટ ( Census Report ) મા અગ્રેજી વાચી લખી શકે તેમના વિગતવાર આકડાઓ અપાય છે આપણે હિંદી બોલી તથા સમજી શકે તેઓની ગણત્રી ન કરી શકીયે ?

અને ભાષાશાસ્ત્રીઓ ઉકેલી રહ્યા છે અને તે પરથી એ બે ભાષા-ગોત્રમાં સાધારણ ધાર-
વામાં આવે છે તે કરતાં ઘણુંક વધારે સામ્ય જણાય છે.

એક બીજો પ્રશ્ન હવે સૂઝે છે-"હિંદી કે ઉર્દૂ?" આપણા રાજ્યકર્તાઓ અને
બીજા કેટલાક લોકોનું કહેવું એ છે કે એ બંને ભાષાઓના પરસ્પર વિરોધ અને સ્પર્ધા
એટલાં છે જે રાષ્ટ્રીય ભાષા માટે બીજાં કારણોને લીધે હિંદી ભલે લાયક હોય છતાંએ
એનો નિર્ણય સંતોષકારક થઇ શકે જ નહી. એના મૂળમા આપણો જુનો હિંદુ-મુસલીમ
ઝગડો છે. ઉર્દૂનો ઇતિહાસ જરા તપાસયે. એ ભાષા દીલ્હીના તુઘલક વંશના મમયથી (૧૪મા
સૈકાથી) જણાયલી છે. જે મુસલમાનોની માતૃભાષા ફારસી હતી તેઓ જ્યારે આ
દેશમાં આવી વસ્યા ત્યારે એ લોકોને દેશીઓ સાથે બોલચાલ કરવા માટે એક પ્રકારની
"ખચડી"* ભાષાનો ઉપયોગ કરવા માંડયો. પરદેશીઓ જ્યારે આ દેશની ભાષા બોલે
ત્યારે અનેક પ્રકારનું મિશ્રણ તો થાય જ તેમજ તેમાં રસ પણ કાંઇક વધુ પડે. પણ શાહન-
શાહ અકબરના સમયમાં ઉર્દૂ ભાષાની ખરેખરી ઉન્નતિ થઇ. એ શાહનશાહે એ ભાષાનું
સ્થાન સ્વીકાર્યું. એનું નામ "ઉર્દૂ" (અર્થાત્-"લશ્કરી છાવણીની બોલી") સ્વીકાર્યું,
અને એની ઉન્નતિ માટે અનેક પ્રયત્નો કર્યો. તે સમયે મુસલમાન સામ્રાજ્ય અને ઇસ્લામી
સંસ્કૃતિનું પ્રાબલ્ય હતું તેથી ઉર્દૂનો વિકાસ બહુ ઝડપથી થયો અને લોકો ઘણા ઉમંગથી
એ શીખવા લાગ્યા. જ્યારે અંગ્રેજો આવ્યા ત્યારે એ ભાષાએ દેશમાં પોતાનું સ્થાન પૂરું
જમાવ્યું હતું એટલે એઓએ પણ આવતાં સાથ જ એ ભાષાને આ દેશની મુખ્ય (અથવા
રાષ્ટ્રીય) ભાષા તરીકે સ્વીકારી.

વાસ્તવિક રીતે જોતાં ઉર્દૂ અને હિંદી વચ્ચે ફેર માત્ર શબ્દ કોષનો જ છે, વ્યાકર-
ણનો નહી. ઉર્દૂમા બહુ મોટા પ્રમાણમા ફારસી અરબી શબ્દો ઘુસી ગયા છે અને હિંદીમા
દેશીય અથવા સંસ્કૃત શબ્દો મુખ્ય ભાગે છે. એ જ રીતે હાલની આપણી ભાષાઓમાં
અંગ્રેજી શબ્દોનું કેટલું પ્રમાણ છે તે તપાસીએ તો ઉર્દૂમા ફારસી શબ્દો કેમ આવ્યા તે
ઝટ સમજાશે.

આપણા દેશના ઉદ્ધાર માટે આપણા પરમપૂજ્ય બાપુજીએ આપણને એક મહામંત્ર
શીખવ્યો છે-**હિંદુ-મુસ્લીમ** ઐક્ય અને એ ઐક્ય સાધીયે તો જ સ્વરાજ્ય મળે,
તો જ સ્વરાજ્યને લાયક આપણે ગણાઇએ, એવું એઓશ્રીએ કહ્યું છે, અને એકતાનું
બાહ્ય સ્વરૂપ આપણી ભાવિ રાષ્ટ્રીય ભાષા છે. એ હિંદીએ નહી, ઉર્દૂએ નહી, પણ એ
બંને એક થઇ બનેલી **હિંદુસ્તાની** ભાષા થશે. અત્યારે જગેજગ જે હિંદીનો પ્રચાર થઇ
રહ્યો છે તે બહુ જ ઇચ્છવા જોગ છે છતાંએ જાણ્યે અજાણ્યે એમાં આપણા મુસલમાન
ભાઇઓ તરફ વિરોધ હોવાનો ભાસ થાય છે. સાધારણ રીતે જે હિંદીનો પ્રચાર કરવા
કેટલાક મથે છે તે એટલી તો સંસ્કૃતમય છે કે સંસ્કૃત ન જાણનારને તે સમજમાં આવે
જ નહી. એનું એક રમુજી ઉદાહરણ આપું. આસરે દશેક વર્ષ પર હું કાશીની સેન્ટ્રલ હિંદુ
કોલીજીએટ સ્કુલનો હેડમાસ્તર હતો ત્યારે વિદ્યાર્થીઓ માટે કેટલાક નિયમો મેં અંગ્રેજીમાં

* આ શબ્દ માત્ર મિશ્રણને (જે રીતે ખીચડીમાં થાય છે તેનું) અર્થે જ લીધો છે. એમાં
જરાએ કટાક્ષ કરવાનો મારો હેતુ નથી. મને ઉર્દૂ ભાષા અને સાહિત્ય પ્રત્યે ઉંડો પ્રેમ છે.

લખી કઢાડયા (તે સમયે હું હિંદી ઝાઝી જાણતો ન હતો) પછી મે મારા હિંદી પંડિતજીને કહ્યું જે "નાના છોકરાઓને એ સમજવું મુશ્કેલ પડશે માટે તમો એ હિંદીમા લખી આપો." બીજે દિવસે પંડિતજી હિંદી નિયમો લઈ આવ્યા તે છપાવીને નાના છોકરાઓમા વહેચાવ્યા ત્યાર પછી બધા નાના છોકરાઓ મારી પાસે અંગ્રેજી નિયમો માગવા આવ્યા, કારણ કે તેમને પોતાની માતૃભાષામા લખાયલા નિયમો કરતા અંગ્રેજી નિયમો સમજવા વધુ સહેલ માલમ પડયા! એમા હિંદીનો વાક ન કહેવાય પણ સંસ્કૃત વિશેષ પ્રમાણમા ભેળાયલું હોવાથી આવી સ્થિતિ વારવાર ઉપસ્થિત થાય છે સંસ્કૃત ભણેલા પંડિતોની સભામા એ પ્રકારની ભાષા ચાલી શકે, પણ સાધારણ માણસને એ ન ખપે ખાસ કરી આપણા મુસલમાન ભાઇઓ એ પ્રકારની હિંદી લગારે સમજી શકે નહી × એથી ઉલટુ લખનૌના મોલવી સાહેબો જ્યારે બારોબાર અરબીને ફારસી શબ્દોથી મંડિત ઉર્દૂ બોલે ત્યારે માત્ર મુસલમાનો અને અરબી ફારસી ભણેલા ઉમરાઓ જ તે સમજી શકે એ બને પ્રકારની ભાષા રાષ્ટ્રીય ભાષા હોઇ શકે જ નહી એટલે કે શુદ્ધ હિંદી અને શુદ્ધ ઉર્દૂ કદી પણ આ દેશમા અત્યારે આવી શકે જ નહી આપણી રાષ્ટ્રીય ભાષા માત્ર સંસ્કૃત જાણનારા પંડિતો માટે અથવા અરબી જાણનારા મોલવીઓ માટે નથી પણ સામાન્ય જનસમાજ માટે છે, અને એ સાધારણ માણસ સમજી શકે તેવી સહેલ ભાષા પોતાની મેળે જ ઉત્પન્ન થશે કોઇપણ સમાજ અથવા સંસદના ઠરાવ પસાર કરવાથી ભાષાઓની ઉત્પત્તિ થતી નથી, પણ સાધારણ જનસમાજની વપરાશથી ભાષાઓ બને છે જેટલા પ્રમાણમા આ દેશના સાધારણ માણસો એ ભાષા સમજી શકે તેટલા જ પ્રમાણમા એ ભાષાનો વિકાસ થાય એટલે શુદ્ધ સંસ્કૃતમય હિંદી અથવા શુદ્ધ ફારસી અરબીથી ભરપુર ઉર્દૂને માટે એમા સ્થાન જ નથી એથી આ આપણી રાષ્ટ્રિય ભાષાને "હિંદુસ્તાની" કહેવી જેથી હિંદી-ઉર્દૂનો કૃત્રિમ ઝગડો મટે અને આપણા દેશનુ નામ પણ એ ભાષાના નામમા જળવાયલુ રહે

અત્યાર સુધી આપણે જોયુ જે આપણા દેશમા દરેક પ્રાંત માટે તે પ્રાતની દેશી ભાષા પહેલા ખીલવવી જોઇએ અને સામાન્ય રાષ્ટ્રીય ભાષા તરીકે "હિંદુસ્તાની" ખીલતી રહી છે પણ હજી એક બીજો સવાલ ઉભો થાય છે. આ દેશને પૃથ્વીનો ઉદ્ધાર કરવાનું કાર્ય નિર્માણ થયલુ છે મનુષ્યે ઇશ્વર કેમ થવુ—એ આપણે સમસ્ત સંસારને શીખાડવુ છે અને એ પાઠ શીખવાડવા તેમજ પૃથ્વીના બીજા દેશો સાથે અનેક પ્રકારના સબધો જોડવા કાજે આપણને એક એવી ભાષાની અગત્ય છે જે સમસ્ત ભૂમંડળમા પ્રચલિત હોય અને જેમા જોઇતુ સામર્થ્ય પણ હોય એવી માત્ર એક જ ભાષા આપણને પૃથ્વીમા જડે છે તે અંગ્રેજી ભાષા છે* અગ્રેજી સામ્રાજ્યનો વિસ્તાર અગ્રેજ પ્રજાનો વ્યાપારવણજ, અગ્રેજી ભાષાનુ વિશાળ સાહિત્ય, અને એ સાથે અગ્રેજોની પોતાની ભાષા પ્રત્યે પ્રીતિ અને બીજી ભાષા શીખવા તરફ ઉદાસીનતા એ બધા કારણો ભેગા મળીને અગ્રેજી ભાષાને

× પારસીઓનુ તો પુછવુ જ શું?

* એ બાબે કલકત્તામા પ્રગટ થતા 'નવરોઝ' પત્રના છેલ્લા દીપોત્સવ અંક (તા૦ ૯-૧૧-૨૩) મા મારો લેખ (The Problem of a world-language) જુઓ આ લેખનો ગુજરાતી અનુવાદ થોડા સમય પછી 'ગુજરાત' મા હું મોકલવા ધારુ છું ત્યા સુધી વાચકગણ કૃપા કરી આ વાતનો સ્વીકાર કરે એ વિનતી છે \

"જગત્‌-ભાષા" (world-language) નું પદ પ્રાપ્ત થઈ રહ્યું છે. અનેક વિદ્વાનોએ કૃત્રિમ ભાષાઓ રચવાના પ્રયાસો કર્યા છે જેમાં એસ્પેરાન્ટો" (Esperanto) ની કૃતિ ઘણી જ જાણવા જોગ છે.+ પણ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં કોઇ પણ કૃત્રિમ ભાષાનો સ્વીકાર સામાન્ય જનસમાજ કદી કરે નહી. એ રીતે જોતા "કુદરતી ભાષાઓ" (Natural languages) માં માત્ર અંગ્રેજી જ આ મહાન્ પદ પર બીરાજવા લાયક છે. આપણે કદાચ આપણા સ્વદેશ પ્રેમથી દોરવાઇ પુછીયે કે આપણી હિંદુસ્તાની જ કાં નહી. તેનો જવાબ માત્ર એક જ છે કે આપણા દેશનું સ્થાન વિદેશમાં હજી એટલું ઉચ્ચ ગણાતું નથી, જેથી કરી આપણી ભાષાનો પરદેશીઓ સ્વીકાર કરે. અને આપણી દેશી ભાષા સમસ્ત ભૂમંડળમાં સ્વીકારાય ત્યાં સુધી થોભી જવાનો આ સમય નથી. ઇશ્વરે આપણા દેશને ઇંગ્લેન્ડ સાથે આવા ગાઢા સંબંધે જોડયો છે તેનું કારણ એ જ કે એક દેશ પોતાની **राजविद्या** આપે અને બીજો પોતાની ભાષા આપે. અંગ્રેજી ભાષામા આ વિષય માટે યોગ્ય શબ્દો નથી એ ખરી વાત, માટે આપણને ઘણાક શબ્દો આપણા પોતાના જ રાખી પરિભાષા આપવી પડશે-જેમકે **आत्मा, धर्म, कर्म, योग,** ઇત્યાદિ એ શબ્દો તો અત્યારથી જ પાશ્ચાત્ય ભાષાઓમાં પ્રચલિત થઇ ચુકયા છે અને હવે તે માટે આપણને જરાએ સંદેહ રાખવાની જરૂરત નથી. ઇશ્વરનિર્મિત કાર્ય પરિપૂર્ણ થાય માટે જ ભારતવર્ષને સ્વરાજ્ય જોઇએ છે, અને એ માટે જ ગાંધીજી જેવા વીર આપણા દેશમા જન્મ્યા છે. આપણા આર્ય આદર્શોને જ અનુસરી આપણે સ્વરાજ્ય મેળવીશું તો જ આપણી પોતાની ભાવનાઓમા અડગ શ્રદ્ધા થશે, તો જ આપણે આપણા આદર્શો આખા જગતને શીખવી શકીશું.

સારાંશ એ જ કે દરેક શિષ્ટ સજ્જન ભારતવાસીએ પહેલી સેવા પોતાની માતૃભાષા દ્વારા કરવી. ત્યાર પછી સમસ્ત દેશની સેવા હિંદુસ્તાની દ્વારા કરવી અને છેવટે જનસેવા અંગ્રેજી દ્વારા કરવી. મારા ધારવા મુજબ આપણા દેશમા અત્યારે જે "ભાષાઓનો ગરબડગોટો" જણાય છે તેમાથી છુટવાનો માર્ગ આવા જ કોઈ પ્રકારે જડશે.



+ એ ભાષાનો મને જાતે પુરો અનુભવ થયો છે.

# ૨૧ વલ્લભીય સંપ્રદાયનું મુદ્રિત સંસ્કૃત સાહિત્ય



( લેખક—રા. રા. જેઠાલાલ ગોવર્ધન શાહ. )

ભારતવર્ષનો અત્યાર સુધીનો ધાર્મિક ઇતિહાસ અવલોકીશુ તો આપણને માલૂમ પડશે કે વૈષ્ણવ ધર્મે આ દેશને અપૂર્વ સાહિત્ય આપ્યું છે. રામાનુજ, નિંબાર્ક, મધ્વ, ચૈતન્ય ઇત્યાદિ ધર્મપ્રવર્તક કે વૈષ્ણવ આચાર્યોએ આ દેશના સાહિત્યને ઘણું જ ઉન્નત બનાવ્યું છે પણ આ દિશામા સર્વેથી વિશેષ સેવા કોઇ પણ સંપ્રદાયે અથાગ પરિશ્રમ ઉઠાવીને કરી હોય તો તે શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો પુષ્ટિમાર્ગ છે. આ સંપ્રદાયમા ઘણા આચાર્યોની પરંપરા થઇ ગઇ છે કે જેમણે ઘણીજ સાવધાનતાથી વિદ્વત્તા, રસિકતા તથા સુંદરતા યુક્ત સાહિત્ય પ્રકટ કર્યું છે.

શ્રી વલ્લભાચાર્ય, તેમના પુત્ર વિટ્ઠલનાથ, શ્રી ગોકુળનાથજી, શ્રી દેવકીનંદજી, શ્રી હરિરાયજી, શ્રી પુરુષોત્તમજી, શ્રી ગોપીનાથજી, શ્રી કૃષ્ણચંદ્ર ઇત્યાદિ આચાર્યો તરફથી, તથા તેમના આશ્રિતભટ્ટો તથા પટ્ટ શિષ્યો તરફથી ઘણા જ ગૂઢાભિનિવેશ યુક્ત, તથા ભવ્ય તત્ત્વ જ્ઞાનવાળા ગ્રથો ભારતવર્ષને મળેલા છે, અને તેમણે આ દેશના સાહિત્યની ખરી કિંમત અંકાવી છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ શ્રી વલ્લભાચાર્યનો માર્ગ શુદ્ધાદ્વૈત ગણાય છે. શ્રી વલ્લભાચાર્યના સેવકો ભારતવર્ષના એક ખૂણાથી બીજા ખૂણા સુધી પથરાયલા છે. વાસ્તવિક રીતે વૈષ્ણવ ધર્મે ભારતવર્ષને જે રસિકતા આપી છે તે અન્ય ધર્મે આપી નથી. એ ઉક્તિમા કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ નથી. અન્ય ધર્મોના સાહિત્યમા જ્ઞાન અને વૈરાગ્યની ભાવનાઓ ઉત્કટ રીતે વર્ણવેલી આપણે વાચીએ છીએ પણ તે ભાવનાઓ સાથે રસિકતા આપણે ભાગ્યેજ જોઈ શકીએ છીએ, અને તેથી જ શંકરાચાર્ય જેવા મહાસમર્થ ધર્માચાર્યોના સિદ્ધાન્તોની અસર સમાજના સર્વ ભાગમા જેવી થવી જોઇએ તે થઇ શકી નથી. જનતા સર્વદા રસિકતાને ચાહે છે જ્ઞાન ઉપરાંત તેમના જીવનને અલૌકિક પંથે વાળી શકે એવી અપૂર્વ અને અવનવી સામગ્રી તે વૈષ્ણવ ધર્મના સાહિત્યમા હોવાથી, તે ધર્મની પ્રબળ અસર સર્વ ઉપર રહેલાથી થઇ શકી. આ વૈષ્ણવ ધર્મના એક અંગરૂપ પુષ્ટિમાર્ગનું સાહિત્ય કેટલું વિપુલ છે તે માત્ર જણાવવાનો અહિયા ઉદ્દેશ છે.

આજથી કેટલાક વર્ષ ઉપરાત પુષ્ટિ માર્ગમા સમર્થ વિદ્વાનોના અભાવે, તેમા વિદ્યમાન હસ્તલિખિત સસ્કૃત સાહિત્યના મુદ્રણ વિષયક કોઇ પણ પ્રવૃત્તિઓ હાથમા ધરવામાં આવી નહોતી. પણ આજથી ૨૧ વર્ષ પૂર્વે સંપ્રદાયના અગ્રણી ગણાતા પ્રો૦ મગનલાલ શાસ્ત્રીના મનમા શ્રીમદ્ વૈષ્ણવ પરિષદ્ જેવી એકાદ સંસ્થા સ્થાપવાનો વિચાર સ્ફુર્યો. આ સમયે નડિઆદમા સ્વર્ગસ્થ લલુભાઇ પ્રાણવલ્લવદાસ, સ્મોલકોજ કોર્ટના જજ તથા હાલમા મોરબી સ્ટેટના દિવાન સાહેબ રા. રણછોડલાલ વૃંદાવનદાસ પટવારી તથા વડોદરાવાળા ચીમનલાલ શ્યામળ બ્રેચરવાળાના મનમા આવો જ વિચાર ઉદ્ભવ્યો. આ વ્યક્તિઓના વિચારબળે કરીને વૈષ્ણવ પરિષદ્ની સ્થાપના થઇ. આ પરિષદ્ની પ્રથમ બેઠક વડોદરામા ભરવામા

આવી હતી, ત્યાર પછી પાટણ નંદુરબાર, સુરત અને પુના એમ જુદા જુદા સ્થળે ભરવામાં આવી હતી. આવી રીતે પરિષદ્‌ની સ્થાપનાથી, વૈષ્ણવોમાં એકાએક જાગૃતિ થઇ. જો કે આ પરિષદ્‌ના કાર્યમાં કેટલોક વિક્ષેપ તો પડ્યો હતો કારણ કે કેટલાંક કારણોને લીધે નિયમિત રીતે તેનાં અધિવેશનો ભરાતાં નહોતાં; છતા પણ આ પરિષદ્‌થી વૈષ્ણવ-સૃષ્ટિમાં ઘણી જ જાગૃતિ આવી ગઇ એની કોઇ પણ ના કહી શકશે નહિ. વૈષ્ણવ પરિષદે પ્રથમ અગત્યનું કાર્ય એ કર્યું કે જે જે સ્થળે સાંપ્રદાયિક સાહિત્ય જે સ્થિતિમા હોય તેને પરિષદ્‌ની ઓફીસમા એકત્ર કરવું. મુંબઇમાં ભારતમાર્તણ્ડ પણ્ડિત ગટ્ટુલાલાના પુસ્તકાલયમા તથા સંપ્રદાયના મંદિરોના સરસ્વતી ભણ્ડારોમાં અસંખ્ય હસ્તલિખિત ગ્રંથોની પ્રતિઓ બિરાજતી હતી તે સર્વને સંગૃહીત કરવાનું કાર્ય પરિષદ્‌નાં અગ્રણીઓએ આરંભ્યું. પ્રો૦ મગનલાલ શાસ્રી, રા. વાડીલાલ નગીનદાસ શાહ, રા૦ તેલીવાળા મૂળચંદ તુલસીદાસ, રા. ધીરજભાઇ સાકળીયા, રા. રણછોડલાલ પટવારી, ઇત્યાદિ વિદ્વાનો ઘણા ઉત્સાહપૂર્વક પુસ્તકોને સંગૃહીત કરવાના તથા તેને મુદ્રિત કરવાના કાર્યમા રસ લેવા લાગ્યા. એઓના એકત્રિત પ્રયાસના પરિણામે અત્યારે અલ્પ સમયમાં અનેક સાપ્રદાયિક ગ્રંથો પ્રકાશમા આવ્યા છે, અને તેથી સંપ્રદાયમાં પૂર્વે જે સુષુપ્તિ તથા અજ્ઞાનની દશા સર્વત્ર જોવામાં આવતી હતી તે હવે ધીમે ધીમે પલટાઇ ગઇ છે.

હવે આપણે આ સંપ્રદાય તરફથી કયા કયા ગ્રંથો સમાજની સમક્ષ મૂકવામા આવ્યા છે તેની ટુંકમા સમીક્ષા કરીશું.

વૈષ્ણવ પરિષદ્‌ની સ્થાપનાની પૂર્વે મી. ગ્રીફીથ અને ડૉ. થીબોની વ્યવસ્થા નીચે કાશીથી કેટલાક સંસ્કૃત ગ્રંથો પ્રકાશિત થતા હતા. આ પુસ્તક પ્રકાશન સમિતિની આજ્ઞાથી રત્નગોપાલ ભટ્ટ નામના પણ્ડિત તરફથી શ્રીમદણુભાષ્ય તથા અન્ય ગ્રંથો પ્રકટ કરવામાં આવ્યા હતા.

શ્રીમદણુભાષ્ય એ શ્રી વલ્લભાચાર્યજીનો તત્ત્વજ્ઞાન વિષયક ગ્રંથ છે એમા શુદ્ધાદ્વૈતમતાનુસાર બાદરાયણ વ્યાસનાં બ્રહ્મસૂત્રો ઉપર સ્વતંત્ર ભાષ્ય કરવામા આવ્યુ છે. શંકરાચાર્ય, રામાનુજ, મધ્વ, નિંબાર્ક વગેરેએ, સ્વસ્વમતાનુસાર, બ્રહ્મસૂત્રો ઉપર પોતાના ભાષ્યો યોજ્યાં છે પણ તે સર્વ સૂત્રાનુસાર યથાર્થ નથી. પણ Dr. Bhandarkar ના મતે "શ્રી વલ્લભાચાર્ય જ બાદરાયણને અનુસરે છે. ભાષ્યની વ્યાખ્યા શ્રી વલ્લભાચાર્યજીએ એવી આપી છે કે–

सूत्रार्थो वर्ण्यते यत्र वाक्यैः सूत्रानुसारिभिः
स्वपदानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः ॥

અર્થાત્—જે ભાષ્યમાં સૂત્રને અનુસરતારાં વાક્યોવડે સૂત્રાર્થ વર્ણવામાં આવે છે અને પદોનું પણ વર્ણન કરવામા આવે તેવા ભાષ્યને જ્ઞાતાઓ ભાષ્ય તરીકે ઓળખે છે. યુક્તિથી અને તર્કથી રમણીય અન્ય બીજાં ભાષ્યો છે પણ સૂત્રના મૂળ અર્થને કિંચિત્ પણ બાધ કર્યા વગર યથાર્થ રીતે કોઇ પણ ભાષ્ય લખાયું હોય તો તે આ જ છે. શ્રી વલ્લભાચાર્ય સર્વ આચાર્યોના કરતાં પછી પ્રકટ થયા છે અને તેથી સર્વ આચાર્યોનાં ભાષ્યોનું તુલનાત્મક નિરીક્ષણ તેમણે આ ગ્રંથમા કર્યું છે. **અણુભાષ્ય** એ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ હોવાથી તથા તેમાં

નવીન શુદ્ધ દ્વૈતમતનું પ્રતિપાદન કરેલું હોવાથી, લોકને તે સુગમ્ય બનાવવાને શ્રી વલ્લભાચાર્યજી પછી બીજા એમના અનુયાયીઓએ જુદી જુદી ટીકાઓ લખેલી છે. આ ટીકાઓમાં નીચેની ટીકાઓ સુપ્રસિદ્ધ થઇ છે:—

+૧ શ્રી બાલકૃષ્ણજી "વાગીશપ્રસાદ" નામક ભાષ્ય ટીકા
૨ શ્રી મથુરાનાથજીકૃત "પ્રકાશ" નામક ટીકા
૩ શ્રી પુરુષોત્તમજીકૃત "પ્રકાશ" સંજ્ઞક ટીકા.
૪ શ્રી ગિરિધરજીકૃત "વિવરણાખ્ય" ટીકા.
૫ શ્રી મુરલીધરજીકૃત ટીકા
૬ શ્રી વલ્લભજીકૃત ટીકા
૭ શ્રી વ્રજનાથકૃત ટીકા
૮ શ્રી લાલુભટ્ટજીકૃત ટીકા
૯ શ્રી ઇચ્છારામજીકૃત "પ્રદીપ" ટીકા.

પંડિત રત્નગોપાલ ભટ્ટે પ્રકટ કરેલા અણુભાષ્યમા શ્રી પુરુષોત્તમકૃત "પ્રકાશ" નામની ટીકા પણ મુદ્રિત થઇ છે. આ "પ્રકાશ" નું કદ ઘણું જ વિપુલ છે. દશદિગન્તવિજયી પુરુષોત્તમજીએ સંપ્રદાયના સાહિત્યમાં નવલાખ શ્લોકપૂર જેટલું સાહિત્ય અર્પ્યું છે. "પ્રકાશ"માં તેમની અપૂર્વ વિદ્વત્તા દૃષ્ટિગોચર થાય છે. એમા અણુભાષ્યના અર્થ ઉપરાંત અન્ય ભાષ્યકારોના મતનો પણ ઉપન્યાસ કરવામા આવ્યો છે. આજકાલ તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરનારાઓ એવો આક્ષેપ કરે છે કે શાસ્ત્રીઓ અગર પંડિતો એ દૃષ્ટિથી અભ્યાસ કરતા નથી, પણ આ કથન પુરુષોત્તમજીના "પ્રકાશ"થી અસત્ય પડે છે. પૂર્વના દરેક ભાષ્યકારોના મતનો અવિકલ અનુવાદ કરીને, તેની યોગ્ય સમીક્ષા કરીને, શ્રીમદણુભાષ્યનું સૂત્રાનુસારિત્વ પ્રકટ કરીને, ગ્રન્થ ગૌરવનું વિશદીકરણ "પ્રકાશ" અદ્ભુત રીતે કરે છે. પણ આ "પ્રકાશ" ટીકાની દુર્ગમતાને લીધે ભક્તિમાર્તણ્ડના કર્તા પંડિત ગજેન્દ્ર શ્રી યોગિ ગોપેશ્વરજી મહારાજે એક "રશ્મિ" નામની ટીકા લખી છે. એનું પૂર પચાસ હજાર શ્લોકનું છે. આ "રશ્મિ" ગ્રંથની પ્રતિ સુરતના મહારાજશ્રીના મંદિરમાં બિરાજે છે.

શ્રી ઇચ્છારામજી જેમણે "પ્રદીપ" નામની ટીકા અણુભાષ્ય ઉપર લખી છે તે જાતે શ્રીમાળી બ્રાહ્મણ હતા, અને પેટલાદના રહીશ હતા. તે શ્રી વલ્લભાચાર્યજીના પુષ્ટિમાર્ગમા આવ્યા પછી તેમને અણુભાષ્ય ઇત્યાદિ માર્ગીય ગ્રંથો વાચવાનો ઘણો શોખ થયો. તેઓ પોતે એક પ્રખર પંડિત હતા અને તેમનુ સંસ્કૃત ભાષાનું જ્ઞાન અપૂર્વ હતું. તેમના સહવાસથી ગુર્જર કવિ દયારામમાં પણ પુષ્ટિમાર્ગીય ધર્મના સંસ્કારો સ્થાપિત થયા હતા. આ ઇચ્છારામજીનો "પ્રદીપ" પ્રો૦ મગનલાલના પ્રયાસથી વૈષ્ણવ પરિષદ તરફથી બે અધ્યાય સુધી બહાર પાડવામાં આવ્યો છે.

મુંબઇના શ્રી ગોકુળનાથજી મહારાજ તરફથી તેમના શાસ્ત્રી રમાનાથે પણ શ્રી અણુભાષ્યની ત્રિસૂત્રી સપ્ત ટીકાઓ સહિત પ્રકટ કરી છે. આ ગ્રંથ ઘણો જ સુંદર અને આક-

+ વૈષ્ણવ ધર્મપતાકા માસિક પુસ્તક. ૨, અંક. ૧ ઉપરથી.

ર્ધક બન્યો છે વળી મુબઇ સરકારના ગવર્નમેન્ટ પ્રેસ તરફથી, ડેક્કન કૉલેજના પ્રો૦ શાસ્ત્રી પાઠકે આખું અણુભાષ્ય, ઉપોદ્ઘાતસહ પ્રકાશિત કર્યું છે. આ ગ્રંથ બીજા કરતા સસ્તો થયો છે. મી૦ પાઠક બીજા ભાગમા આ ગ્રંથ ઉપર પોતાની બાલબોધિની નામની ટીકા પ્રકાશિત કરવાના છે. એમ એ. ની પરીક્ષામા અણુભાષ્ય લેનારાઓને માટે આ પુસ્તક ઉપયોગી થઇ પડે એમ છે.

ઉપર જણાવેલી ટીકાઓ ઉપરાત (૧) શ્રી કૃષ્ણચંદ્રકૃત " ભાવપ્રકાશિકા વૃત્તિ (એક અધ્યાય છપાયો છે ) (૨) શ્રી વ્રજનાથજીકૃત " મરીચિકાવૃત્તિ " (૩) શ્રી પુરુષોત્તમ પ્રણીત " અધિકરણમાળા " અને (૪) શ્રી નિર્ભયરામ ભટ્ટકૃત "અધિકરણ સંગ્રહ" પણ છે અને તે મુદ્રિત થયા છે. અણુભાષ્યના મુખ્ય ચાર અધ્યાય છે, અને તેના અધ્યાય પણ ચાર છે– સમન્વયાધ્યાય ( સ્વરૂપ વિચાર ), અવિરોધાધ્યાય ( મતાન્તર નિરાકરણ ), સાધનવિચાર ફ્લાધ્યાય. સમન્વયાધ્યાયના ચાર પાદ છે અને તેમા અનુક્રમે કાર્યપ્રતિપાદક, અન્તર્યામિ પ્રતિપાદક, ઉપાસ્યસ્વરૂપપ્રતિપાદક, અને પ્રકીર્ણ એમ ચાર પાદો છે. અવિરોધાધ્યાયમા શ્રુતિવિપ્રતિષેધપરિહાર, સ્વાતન્ત્ર્યેણ પરમતનિરાકરણ, જડજીવવિરુદ્ધાશનિરાકરણ, જીવ શરીરવત્યન્તર્બહિરિન્દ્રિયવિચાર, એ પ્રમાણે પાદો છે. સાધનાધ્યાયમા અધિકારિજન્મ નિર્ધાર, જીવમુક્તિયોગ્યતાવિચાર, બ્રહ્મગુણોપસંહાર, કર્મોપસંહાર એ વિષયો છે અને ફ્લાધ્યાયમા અન્તરંગસાધનવિચાર, સૂક્ષ્મશરીરાદિલયવિચાર, ક્રમમુક્તિમાર્ગવિચાર, પુષ્ટિમર્યાદાફલવિમર્શનપૂર્વક લીલાનિત્યત્વવિચાર. આ ગ્રથમા મુખ્યત્વે કરીને, નીચેના શુદ્ધાદ્વૈતતત્ત્વજ્ઞાનના સિદ્ધાતો શ્રી વલ્લભાચાર્યજીએ દર્શાવ્યા છે.

૧ બ્રહ્મ નિર્ગુણ તથા સગુણ ઉભયરૂપ છે.

૨ બ્રહ્મ વિરુદ્ધ ધર્માશ્રયી છે

૩ બ્રહ્મ એ જગતનુ સમવાયી તથા નિમિત્ત કારણ છે

૪ જગત્ બ્રહ્મનું કાર્ય હોવાથી સત્ય છે

૫ જગત્ અને સંસાર એ ભિન્ન છે. સંસાર અહંતામમતાત્મક જીવની અવિદ્યાએ કલ્પેલો હોવાથી મિથ્યા છે.

૬ કર્મ, જ્ઞાન અને ભક્તિમા, ભક્તિ એ જ પરમ સાધન છે. ભક્તિમા પણ પ્રેમલક્ષણા ભક્તિ એ જ ખરૂ સાધન છે.

૭ જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, ચૈતન્યયુક્ત છે સ્વત વ્યાપક નથી.

૮ કૃષ્ણ એ જ પરબ્રહ્મ છે.

૯ **रसो वै सः** એ શ્રુતિ પરબ્રહ્મની રસાત્મકતાનું વર્ણન કરે છે

૧૦ પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનુ ધામ અક્ષરબ્રહ્મ એ ગણિતાનંદ છે ઇત્યાદિ

અણુભાષ્યના આ અધ્યાય સુધીનો જ ભાગ શ્રી વલ્લભાચાર્યે રચ્યો છે. બાકીનો અવશિષ્ટ ભાગ તેમના દ્વિતીય પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીએ લખેલો છે, એવું ભાષાના આધારે તથા બીજા આન્તરપ્રમાણોથી સિદ્ધ થઇ શકે છે

અણુભાષ્યની માફક શ્રીજૈમિનિસૂત્રભાષ્ય પણ શ્રી વલ્લભાચાર્યે રચ્યું છે. પ્રથમ આ ભાષ્યનું મુદ્રણ પુષ્ટિભક્તિ સુધા નામના માસિકમાં શાસ્ત્રી મગનલાલે કર્યું હતું. પણ પછીથી તેને સ્વતંત્ર પુસ્તકના રૂપમાં વૈષ્ણવ પરિષદ્ તરફથી પ્રકટ કરવામાં આવ્યું હતું. આ સૂત્રો ઉપરની સ્વવિરચિત કારિકા પણ એ જ માસિકમાં મુદ્રિત થઇ હતી.

**તત્ત્વદીપનિબંધ.** આ ગ્રંથ પણ શ્રી વલ્લભાચાર્યજીએ રચલો છે. તેના શાસ્ત્રાર્થ પ્રકરણ, સર્વનિર્ણય, અને ભાગવતાર્થ પ્રકરણ એમ ત્રણ ભાગ છે. આ આખો ગ્રન્થ ફક્ત નિબંધની કારિકાઓ તથા પ્રકાશસહ પંડિત ગટુલાલા તરફથી મુદ્રિત કરવામાં આવ્યો હતો. તેમ જ શ્રી પુરુષોત્તમજીના "આવરણ ભંગ" વાળી વિદ્વત્તાભરેલી ટીકા સહ પંડિત રત્નભટ્ટજીએ Benares Sanskrit Series તરફથી પ્રકાશિત કર્યું હતું. પણ કોટાનિવાસી પણ્ડિત ગોકુલદાસે બે ભાગમાં પ્રસિદ્ધ કર્યો છે તે કંઇક ઠીક છે, કારણ કે તેમાં અસલ સંસ્કૃત ટીકાનો ભાવાર્થ વ્રજભાષામા પણ આપવામાં પણ આવ્યો છે. પણ આ ગ્રંથના સર્વનિર્ણય ભાગ સુધીજ તે પ્રકટ થયા છે. સ્વ. લલ્લુભાઇ વૈષ્ણવ સાહિત્યના ઘણાજ અભ્યાસી હતા. તેમણે પણ શાસ્ત્રાર્થ પ્રકરણનું ગુજરાતી સરલ શૈલીમા ભાષાતર છપાવ્યું છે. રા. તેલીવાળા "સર્વનિર્ણય" વિભાગનું સરલ ગુજરાતી ભાષાતર "વેણુનાદ" નામના સાપ્રદાયિક માસિકમા પ્રકટ કરે છે.

"પત્રાવલંબન" ગ્રંથ. શ્રીમદ્ વલ્લભાચાર્ય જ્યારે કાશી પાસે ચરણાદ્રિમાં રહેતા હતા ત્યારે એમણે ભક્તિમાર્ગના પ્રચારમા ઉપયોગી ઉત્તર મીમાસાના ભાષ્યનો બ્રહ્મવાદથી વિચાર કર્યો હતો; અને જ્ઞાન અને કર્મના સમુચ્ચયના ઉપયોગને માટે પૂર્વ મીમાસાના ભાષ્યથી ધર્માદિનો વિચાર કર્યો હતો. આ સમયે માયાવાદ અને ભાટ્ટ મતના પંડિતો વિવાદ કરવાની ઇચ્છાથી કાશીથી ચરણાદ્રિ આવ્યા. તે વખતે તેમની સાથે ચરણાદ્રિમા વિવાદ કરવાથી ભગવત્સેવામા પ્રતિબંધ થાય તેથી તેની નિવૃત્તિ માટે પોતે કાશી પધાર્યા અને એક પત્રમાં મર્યાદામત લખીને કાશી વિશ્વેશ્વરના દેવાલયના બારણા વિષે સ્થાપન કર્યો, માટે આ ગ્રંથનું નામ પત્રાવલંબન કહેવાય છે. આ ગ્રંથની પ્રસિદ્ધિથી સર્વ પણ્ડિતો વિવાદમા હારી ગયા હતા. આ ગ્રંથ સમજવો ઘણો જ દુર્બોધ છે. એમા જૈમિનિ પ્રતિપાદિત ધર્મતત્ત્વની સમીક્ષા બહુજ સૂક્ષ્મ રીતે કરવામા આવી છે. આ ગ્રંથે રા. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીએ, શાસ્ત્રી મોહનલાલ કાશીરામ પાસે શોધન કરાવી ગુજરાતી અનુવાદ સહિત પ્રસિદ્ધ કર્યો છે. એની સાથે શ્રી પુરુષોત્તમજીકૃત ટીકા પણ છે.

શ્રી વલ્લભાચાર્યજીએ ન્હાના મોટા ૮૪ ગ્રંથો સંસ્કૃતમા લખ્યા છે શ્રીમદ્ભાગવત ઉપર એમણે ઘણું જ સાહિત્ય લખેલું છે. એમની સુબોધિનીજી નામની ટીકા ઘણીજ પ્રસિદ્ધ છે આ સુબોધિનીજી જો કે શ્રીમદ્ભાગવતના ગૂઢાશયને પ્રકટ કરે છે છતા પણ તે સમજવા ઘણા કઠણ છે અને તેથી તે ઉપર ઘણીજ સાપ્રદાયિક સંસ્કૃત ટીકાઓ થઇ છે. આ સર્વ ટીકાઓ સહિત સુબોધિનીજીનું મુદ્રણ કરવું ઘણું મુશ્કેલ છે કારણકે તેમાં દ્રવ્યનો મ્હોટો પ્રશ્ન છે. તો પણ હાલમા સુભાગ્યે સંપ્રદાયના મહારાજોની શુભેચ્છાથી આખા સુબોધિનીજીના જુદા જુદા ભાગો જુદે જુદે સ્થળથી પ્રકટ થયા છે, અને હજુ પણ બીજા ભાગોનું મુદ્રણ ચાલી જ રહ્યું છે; ભાગવતના પ્રથમ સ્કંધ અને દ્વિતીય સ્કંધનું સુબોધિનીજી

સહ મુદ્રણ મુંબઇના ગોસ્વામી ગોકુળનાથજીની આજ્ઞાથી પણ્ડિત બલભદ્ર શર્માએ કર્યું હતું. હાલમાં દશમ સ્કંધનું કામ આરંભાયું છે. પ્રથમ તો પ્રો. મગનલાલે "શ્રી સુબોધિનીજી" નામનું માસિક ચાલુ કર્યું હતું અને તેમાં સર્વ ટીકાઓ તથા ગુજરાતી અનુવાદ સહિત સુબોધિનીજીનું મુદ્રણ થતું હતું, પણ કેટલાક સંજોગોને લીધે તેમને તે કાર્ય બંધ કરવું પડ્યું હતું. પણ તેમના પાછીથી શેઠ ભીમજીની મદદથી કોટાવાળા પણ્ડિત મુખ્યાજી ગોકળદાસે કેટલોક વખત ચાલુ રાખ્યું, પણ તેમાં જન્મપ્રકરણ સુધી ગતિ કરવું તે માસિક બંધ થયું. હમણાં જ પોરબંદરવાળા જીવનેશજી મહારાજશ્રીની ઉદાર મદદથી તેમના શાસ્ત્રી તરફથી "જન્મ પ્રકરણ" સર્વ સાહિત્યસહ મુદ્રિત થાય છે. રા. તેલીવાળાએ પણ "રાજસ પ્રકરણ" ઘણી જ સારી રીતે પ્રકાશિત કર્યું છે, અને બીજું "રાસ પંચાધ્યાયી તથા ભ્રમર ગીત" ઇત્યાદિ ભાગો પણ અલ્પ સમયમાં તૈયાર થવાની વકી છે. સુબોધિનીજી ઉપર સંપ્રદાયમાં શ્રી ગુસાંઇજીની ટિપ્પણી, શ્રી પુરુષોત્તમજીનો પ્રકાશ, વલ્લભજીનો "લેખ" તથા લાલૂભટ્ટની "યોજના" વગેરે ઘણી જ સુંદર અને માર્મિક ટીકાઓ છે. દશમસ્કંધ ઉપરનાં ટિપ્પણીનું મુદ્રણ પણ સુરતના મહારાજ વ્રજરત્નની સહાયથી રા. તેલીવાળા તથા સાંકળીઆએ કર્યું છે. શ્રીમદ્‌ભાગવત ઉપર વલ્લભાચાર્યજીની સૂક્ષ્મ ટીકા પણ જૂદી છે અને તેનો અલ્પ ભાગ "પુષ્ટિભક્ત સુધા"માં પ્રો. મગનલાલે છપાવ્યો હતો.

"**भागवतार्थ प्रकरण**" તત્ત્વદીપ નિબંધના ભાગ તરીકે પણ પ્રથમ બે સ્કંધ સુધીનો શ્રીનાથદ્વારના શ્રી ગોપેશ્વરલાલજીની અર્થસાહાય્યથી રા. તેલીવાળા તથા શાસ્ત્રી વસંતરામે પ્રકટ કર્યો છે. વલ્લભાચાર્યજીએ શ્રીમદ્‌ભાગવતના અર્થ સાત પ્રકારે કરી બતાવ્યા છે. આ વિષે પોતે જ તત્ત્વદીપ નિબંધમા આમ આજ્ઞા કરે છે.

शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे।
एकार्थं सप्तधा जानन्नविरोधेन मुच्यते ॥

આ ઉપરાંત ભાગવત ઉપરથી તેમણે પુરુષોત્તમની લીલાનાં બોધક સહસ્ત્ર નામ તારવી કાઢ્યાં છે. તેમાં દરેક અધ્યાયના સંક્ષિપ્ત સારનો પણ બોધ થઇ શકે છે. આ ગ્રંથ "પુરુષોત્તમ સહસ્ત્ર નામ" તરિકે અમદાવાદના રા. લલ્લુભાઇ છગનદાસે છપાવ્યો છે. વળી **त्रिविधनामावली** નામનો ગ્રંથ વલ્લભાચાર્યજીએ નિજ તનુજ શ્રી ગોપીનાથજીને શ્રીમદ્‌ભાગવતનો પાઠ સહજમાં થઇ જાય એ હેતુથી પ્રકટ કર્યો છે એવી કિંવદન્તી સંપ્રદાયમાં દષ્ટિગોચર થાય છે. આ ગ્રંથમાં કૃષ્ણના લીલાબોધક નામો ઉદ્ધૃત કરવામાં આવ્યાં છે. કૃષ્ણની બાલલીલા, પ્રૌઢલીલા અને રાજલીલા એમ ત્રિવિધ લીલાનો બોધ થવાને કૃષ્ણનાં ત્રિવિધ નામો યોજ્યાં છે. બાલલીલાના નામથી પ્રભુમાં પ્રેમ, પ્રૌઢના પાઠથી આસક્તિ અને રાજલીલાના નામપાઠથી વ્યસન, સિદ્ધ થશે એમ ગ્રંથાન્તે ફલશ્રુતિ છે. આ ગ્રંથનું મુદ્રણ ગોકુલોત્સવકૃત "નિવૃત્તિ"સહ નડિઆદ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના એક વખતના મંત્રી ત્રિભુવનદાસ પીતાંબરદાસ શાહ તથા રા. તેલીવાળા તેમજ રા. સાંકળીઆએ સંશોધન કરીને છપાવ્યું છે.

"**श्री फलप्रकरण सुबोधिनी**" એ નામનો ગ્રંથ સ્વર્ગસ્થ હરજીવનદાસ પુરુષોત્તમદાસના ફંડની મદદથી અમદાવાદના હરિદાસ ઝવેરદાસ તથા દલાલ મનમોહનદાસ તેમજ

શાસ્ત્રી વસંતરામે સંશોધન કરીને છપાવ્યો હતો. **गामपञ्चाध्यायी प्रकाश** નામની સ્વતંત્ર પીતામ્બરજી પ્રણીત ટીકાગ્રંથ પણ મી. તેલીવાળાએ છપાવ્યો છે. આ પ્રમાણે ભાગવત ઉપરનું વિશાલ સાંપ્રદાયિક સાહિત્ય એક પછી એક પ્રકટ થતું જાય છે.

**श्रीमद्गायत्रीभाष्यम्** " ગાયત્રી એ વેદબીજરૂપ ગણાય છે. સંપ્રદાયના ગ્રંથોમાં એવું લખેલું છે કે ગાયત્રી એ બીજ છે, અને વેદાદિ શાસ્ત્રો તેમાંથી પ્રકટ ગયેલુ કલ્પવૃક્ષ છે અને શ્રીમદ્‌ભાગવત એ તેનું ફળ છે. ગાયત્રી મંત્ર લગભગ દરેક હિંદુ સંપ્રદાયમા મનાય છે પણ કેટલાક સૂર્યને તેના અધિષ્ઠાતા કહે છે તો કોઇ રુદ્રને કહે છે. પણ શ્રી વલ્લભાચાર્યજીએ આ ભાષ્યમાં પોતાની કમનીય ભાષામા, આ મંત્રના અધિષ્ઠાતા તે રસાત્મક બ્રહ્મ જ હોઇ શકે અન્ય કોઈ નહિ એમ સિદ્ધ કરી આપ્યું છે. શ્રી વલ્લભાચાર્યજીના ભાષ્ય ઉપર શ્રી ગોકુલેશ્વરે સ્વતંત્ર ગાયત્રીનો અર્થ કર્યો છે. વિઠ્ઠલનાથજીએ લગભગ ૩૫ કારિકાઓમા ગાયત્રીની વ્યાખ્યા આપી છે, અને પુરુષોત્તમજીએ તેના ઉપર લાબુ વિવરણ કર્યું છે. વળી શ્રી મહેશેન્દ્રિરેશે પણ આ અર્થનું વિવરણ કર્યું છે. તેમ જ ભારતમાર્તણ્ડ વેદાન્ત ભટ્ટાચાર્ય ગોવર્ધનભટ્ટે પણ એક ટીકા લખી છે. આ સર્વ ટીકાનો આશય ગાયત્રી મંત્રના અધિષ્ઠાતા રસાત્મક કૃષ્ણ છે એવો ફલિત થાય છે. આ સર્વ ટીકાઓ સહિત **श्री गायत्रीभाष्य** નામનો ગ્રંથ, ગુજરાતીમા "દ્વિજરાજસુધા" નામના અનુવાદ સાથે પ્રો. મગનલાલે છપાવ્યો છે.

**न्यासादेश** નામનો પણ એક લઘુ ગ્રંથ વલ્લભાચાર્યજીનો લખેલો છે તેની ઉપર વિઠ્ઠલનાથજીનું વિવરણ છે. આ ઉભયનું મુદ્રણ ગુજરાતી ભાષાન્તર સહિત મુંબઇનાં ગોકુલનાથજી મહારાજની આજ્ઞાથી ભટ્ટ શ્રી રમાનાથજીએ કર્યું છે.

"**सन्यासनिर्णयः**" નામના શ્રી વલ્લભાચાર્યજીના ગ્રંથ ઉપર શ્રી ગોકુલનાથ; શ્રી રઘુનાથ, શ્રી ગોકુલોત્સવ, ચાચા શ્રી ગોપેશ્વર, શ્રી પુરુષોત્તમજી, કાકા શ્રી વલ્લભજી, તથા ચાચા શ્રી ગોપેશની ઘણી જ સુંદર ટીકાઓ છે. અને તે સર્વ સહિત તથા ગુજરાતી અનુવાદ સાથે આ ગ્રંથની પ્રસિદ્ધિ રા. તેલીવાળા તથા રા. સાકળીઆએ પોરબંદરના મહારાજશ્રીની આર્થિક સાહાય્યથી કરી છે. આ ગ્રંથમા ખરો સન્યાસ કોને કહેવાય અને એ સન્યાસનું અધિકારી કોણ છે અને શા માટે તથા કયા કાળમા તે અંગીકાર કરવો જોઇએ તે સર્વનું નિરૂપણ છે. માત્ર પ્રભુના વિરહના અનુભવ માટે જ સન્યાસનું ગ્રહણ કરવાનું છે અને તે કર્મ કે જ્ઞાન માર્ગમા નહિ પણ ભક્તિ માર્ગમા અને તે વળી પ્રેમલક્ષણા સ્થિતિમા જ ગ્રહણ કરવાનો છે એવો પરમ બોધ આ ગ્રંથમા છે.

**मधुराष्टक** ગ્રંથમા ભગવાનના સૌંદર્યનું નિરૂપણ કરવામા આવ્યું છે. તેમાં જો કે ફક્ત આઠ જ શ્લોકો છે, પણ તે ઘણા જ ઉત્તમ છે. આ ગ્રંથનું રહસ્ય સ્ફુટ કરવા શ્રી વિઠ્ઠલનાથજી, ઘનશ્યામજી, બાલકૃષ્ણ, વલ્લભ, રઘુનાથ, તથા શ્રી હરિરાયજીએ સંસ્કૃતમા ટીકાઓ લખી છે. તે સર્વને જુદી જુદી પ્રતિ ઉપરથી સંશોધક મી. તેલીવાળાએ પુસ્તકાકારમા પ્રકટ કર્યા છે.

**निरोधलक्षण** આ ગ્રંથ પણ શ્રી વલ્લભાચાર્યજીનો બનાવેલો છે આની ઉપર ચાચાશ્રી ગોપેશ, કાકાશ્રી વલ્લભ, શ્રી હરિરાયન, શ્રી વલ્લભ, શ્રી પુરુષોત્તમજી તથા શ્રી

મજરત્નજીની ટીકાઓ છે. તે સર્વ સહિત આ ગ્રંથનું મુદ્રણ મી. તેલીવાળાએ તથા મી. સાંકળીઆએ કર્યું છે. નિરોધ એટલે પ્રપંચની વિસ્મૃતિ પૂર્વક ભગવચ્ચરણસરોજમાં આસક્તિ, નિરોધ સિદ્ધ થવાને માટે ઇંદ્રિયોનું દમન તથા વિષયોનો ત્યાગ થવો જોઇએ. આને માટે શ્રી વલ્લભાચાર્યજી જુદી જુદી ઇન્દ્રિયોનો ભગવત્સેવામાં કેવી રીતે વિનિયોગ કરવો જોઇએ તે દર્શાવે છે.

"**बालबोध**" આ ગ્રંથ ભક્તિમાર્ગની પ્રવેશિકા જેવી છે. ભક્તિમાર્ગ એ શું છે અને બ્રહ્મ એ શું વસ્તુ છે તેનું જ્ઞાન આ ગ્રંથમાં કરાવવામાં આવ્યું છે. એમાં ચાર પુરુષાર્થો (ધર્મ, અર્થ કામ અને મોક્ષ) ઇશ્વરપ્રોક્ત અને ઋષિપ્રોક્ત એમ ઉભય પ્રકારના જણાવ્યા છે. ઇશ્વરપ્રોક્ત વેદની શ્રુતિઓનો વિષય છે. લૌકિક પુરુષાર્થો સ્મૃતિઓમાં ઋષિઓએ કહેલા છે. તેમાં ધર્મ, અર્થ અને કામ માટે જુદા જુદા ગ્રંથો છે તે ઉપરથી તે કેવા પ્રકારના હોય છે અને હોવા જોઇએ તેનો નિર્ણય થઇ શકે છે. પણ મોક્ષને માટે ભિન્નભિન્ન વિચાર જણાવવામાં આવ્યા છે. સાંખ્ય અને યોગ સ્વતોમોક્ષ માને છે પણ સાંખ્ય તેને માટે ત્યાગને સાધનરૂપ ગણે છે, યોગ માત્ર માનસિક ત્યાગને સાધન ગણે છે. પરતોમોક્ષ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ દેવો તરફથી મળે છે. આ પછી વિષ્ણુ એ જ મોક્ષના દાતા છે એ સિદ્ધાન્ત આ ગ્રંથમાં જણાવ્યો છે. પણ વિષ્ણુનું ખરૂં સ્વરૂપ કયું તે **सिद्धान्तरहस्य** નામના બીજા ગ્રંથમાં છે. આ બાળબોધ ગ્રંથ ઉપર દેવકીનંદજીની તથા શ્રી પુરુષોત્તમજીની ટીકાઓ છે તે બન્ને ટીકાવાળા ગ્રંથો સંસ્કૃતમાં સાહિત્યાચાર્ય ભટ્ટ બાળભટ્ટે પ્રકટ કર્યા છે. વળી નડિઆદના શ્રી વલ્લભીય ગ્રંથ પ્રકાશક ફંડ તરફથી પણ આ ગ્રંથનો ગુજરાતી અનુવાદ થયો છે.

**श्रीमद्वल्लभाचार्यचरितम्** આ ગ્રંથ શ્રી મુરલીધરદાસજીએ બનાવેલો છે. તેમાં શ્રી વલ્લભાચાર્યજીનું જીવનચરિત્ર સંક્ષેપમાં ઘણી સુંદર ભાષામાં કરેલું છે. આ ગ્રંથને વાડીલાલ નગીનદાસ શાહ તથા શાસ્ત્રી વસંતરામે મુદ્રિત કર્યો છે. વળી **श्रीवल्लभदिग्विजय** નામનો સંસ્કૃત ગ્રંથ શ્રી નાથદ્વારના વિદ્યાવિભાગ તરફથી સંસ્કૃતમા પ્રસિદ્ધ થયો છે, એમાં પણ શ્રી વલ્લભાચાર્યજીનું જીવનચરિત્ર આપેલું છે.

**श्री परिवृढाष्टक** તથા **कृष्णप्रेमामृत**. આ બન્ને ગ્રંથો એક પુસ્તકમાં રા. તેલીવાળાએ છપાવ્યા છેઃ **कृष्णप्रेमामृत** ઉપર શ્રી વિઠ્ઠલનાથજીની ઘણી જ પાણ્ડિત્યથી ઝળકતી ટીકા છે. **श्री परिवृढाष्टक** વલ્લભાચાર્યજીનો બનાવેલો છે. તેમાં દરેક શ્લોકને અન્તે **रतिप्रादुर्भावो भवतु सततं श्री परिवृढे** (પરબ્રહ્મ કૃષ્ણમા મારી રતિનો પ્રાદુર્ભાવ થાવ. એમ પોતે ઇચ્છે છે)

શ્રી વલ્લભાચાર્ય વિરચિત **सेवाफल** ઉપર બાર વિવરણો છે. વલ્લભાચાર્યનું પોતાનું, તે ઉપરાંત કલ્યાણરાયજી, ચાચા શ્રી ગોપેશ, શ્રી દેવકીનંદનનું, શ્રી હરિચરણનું, શ્રી વલ્લભનું, શ્રી પુરુષોત્તમજીનું, તથા તેમને અનુસરનાર એક જણનું, લાલૂભટ્ટ, જયગોપાલભટ્ટ, લક્ષ્મણભટ્ટ વગેરેનાં છે. આ સર્વનું મુદ્રણ રા તેલીવાળાએ પોરબંદરના મહારાજશ્રીના અર્થ સાહાય્યથી કર્યું છેઃ આમાં સેવાનાં ત્રણ ફલ, અલૌકિક સામર્થ્ય, સાયુજ્ય, વૈકુણ્ઠાદિમાં સેવોપયોગી

દેહની પ્રાપ્તિ, આપેલાં છે. ઉદ્વેગ, પ્રતિબંધ તથા ભોગ એ સેવાના પ્રતિબંધક છે. લૌકિક ભોગ ત્યાજ્ય છે અને અલૌકિક ગ્રાહ્ય છે. સાધારણ પ્રતિબંધ ત્યાજ્ય છે પણ ભગવત્કૃત અત્યાજ્ય છે. એવો સિદ્ધાન્ત દર્શાવ્યો છે.

" **श्री यमुनाष्टक** " આ શ્લોકબદ્ધ ગ્રંથ વલ્લભાચાર્યજીએ રચ્યો છે. તેના ઉપર શ્રી વિઠ્ઠલનાથજી, પુરુષોત્તમજી તથા હરિરાયજીની ટીકાઓ છે. આ ગ્રંથને ભટ્ટ બલદેવ શર્માએ છપાવ્યો. યમુનાજી સર્વ સિદ્ધિના દાતા છે એમ કહ્યું છે. પુરુષોત્તમજીની ટીકા પ્રમાણ શૈલીને અનુસરે છે જ્યારે હરિરાયજીની ભાવાત્મક છે.

વલ્લભાચાર્યજીનો **भक्तिवर्धिनी** ગ્રંથ ૧૪ ટીકાઓ સહિત છપાયો છે.

**श्री सर्वोत्तमस्तोत्र** તથા **श्रीमद्वल्लभाष्टक**. આ બન્ને શ્લોકબદ્ધ ગ્રંથો શ્રી વિઠ્ઠલનાથજીએ બનાવ્યા છે. પ્રથમમાં વલ્લભાચાર્યજીના ૧૦૮ નામો છે અને બીજામાં તેમના સ્વરૂપનું વર્ણન કર્યું છે. પ્રથમ ઉપર ગોકુળનાથજીની બે ટીકાઓ છે. હાલમા લઘુ ટીકા સહિત એ પુસ્તક નડિઆદના શા. ત્રિભોવનદાસે પ્રકટ કર્યું છે. ગોકુળનાથજીની બીજી ટીકાનું પૂર ૧૨૦૦૦ શ્લોક જેટલું છે, તે હજુ મુદ્રિત થઇ નથી. " શ્રી વલ્લભાષ્ટક " ઉપર શ્રી ગોકુળનાથજી, શ્રી પુરુષોત્તમજી, શ્રી રઘુનાથજી, તથા શ્રી ગોકુલેશની ટીકાઓ છે. કાવ્યની દૃષ્ટિએ આ ગ્રંથ ઘણો જ રસિક છે. સંપ્રદાયમાં વૈષ્ણવો આ બન્ને ગ્રંથોનો ઘણા જ ભાવ પૂર્વક નિત્ય પાઠ કરે છે. **वल्लभाष्टक**નો સર્વ ટીકાઓ સહ ગુજરાતી અનુવાદ અમદાવાદના લલ્લુભાઇ છગનદાસે પ્રકાશિત કર્યો છે.

" **भक्तिहंस** " એ શ્રી વિઠ્ઠલનાથજીએ રચેલો છે. એની ઉપર શ્રી રઘુનાથજીની **भक्तितरंगिणी** નામની ટીકા છે; તેમ શ્રી પુરુષોત્તમજીએ **तीर्थ** તથા **विवेक** એમ બે ટીકાઓ કરી છે. આ ગ્રંથ અને તેની ટીકાઓને સંસ્કૃતમાં શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત કાર્યાલય તરફથી ભટ્ટ બળદેવે છપાવ્યો છે. પણ તેનો ગુજરાતી અનુવાદ રા. તેલીવાલાએ પુષ્ટિભક્તિ સુધા નામના માસિકમાં કર્યો છે. આ ગ્રંથમાં ભક્તિ એટલે શું? કર્મ તથા જ્ઞાન કરતાં ભક્તિનું આધિક્ય શાથી છે? નવધા અગર સાધનરૂપા ભક્તિ અને પ્રેમલક્ષણા અગર સાધ્યરૂપા ભક્તિ એમની વચ્ચે શું તારતમ્ય છે એ સઘળા વિષયોની સૂક્ષ્મ ચર્ચા શ્રુતિ તથા ભાગવતાદિ ગ્રંથોને આધારે કરી છે. **भक्तिहेतु** તથા **भक्तिनिर्णय** ગ્રંથો પણ ભક્તિ તત્ત્વને સમજાવનારા પ્રકટ થયા છે. શ્રી ગોપેશ્વરજી મહારાજે પણ **भक्तिमार्तण्ड** નામનો મહાન્ અપૂર્વ ગ્રંથ રચેલો છે. આ ગ્રંથનું મુદ્રણ Benares Sanskrit Series માં પણ્ડિત રત્ન ગોપાલ ભટ્ટે કર્યું છે. આનો થોડોક અનુવાદ શાસ્ત્રી ચિમનલાલે " પુષ્ટિ ભક્તિ સુધા "મા કર્યો છે.

**विद्वन्मण्डन**—આ તત્ત્વજ્ઞાનનો મહાન ગ્રંથ શ્રી વિઠ્ઠલનાથજીએ બનાવેલો છે. પ્રથમ આ પુસ્તક સંજીવિની ટીકા સહિત કાશીથી પંડિત રત્ન ગોપાલ ભટ્ટે પ્રકટ કર્યું હતું. પણ સુવર્ણ સૂત્ર તથા શક્તિ ઇત્યાદિ ટીકાઓ સહ તેનું પુનર્મુદ્રણ હાલમાં શ્રી દેવકીનંદજીના શ્રી વલ્લભલાલજીના વિદ્યાવિભાગ તરફથી શરૂ થાય છે તે થોડા વખતમાં પ્રકટ થશે. આ

ગ્રંથનો ગુજરાતી અનુવાદ પુરુષોત્તમજીના "સુવર્ણ સૂત્ર" તથા શ્રી ગિરધરજીની "વિવૃતિ-વિણી" ટીકાને આધારે ઘણી જ સરલ શૈલીમાં મી. નાનુભાઇ નારણદાસ ગાંધીએ કર્યું છે.

"शृंगाररसमण्डन" આ એક ભક્તિમાર્ગીય કાવ્યગ્રંથ છે. એમાં કૃષ્ણની લીલાનું વર્ણન છે. જયદેવના ગીતગોવિંદનું કંઇક અંશે અનુકરણ છે. સંપ્રદાયમાં કૃષ્ણની સાથેની પરમપ્રેમ-લક્ષણભક્તિ એજ શૃંગારરસ કહેવાય છે. તેનું બીજું નામ મધુરરસ છે. એનો લૌકિક કામ સાથે બિલકુલ સંભ્રમ* કરવાનો નથી. વિઠ્ઠલનાથજીએ રસાત્મક, આનંદઘન કૃષ્ણની લીલાનું વર્ણન રસિક રીતિએ કર્યું છે. આ ગ્રંથ સંસ્કૃતાભિજ્ઞ વૈષ્ણવ વર્ગને ઘણો જ સત્કારને પાત્ર થયો છે. શ્રી વિઠ્ઠલનાથજીને મતે અને સંપ્રદાયના સિદ્ધાન્તાનુસાર ખરો પ્રેમ અગર રસ તે પ્રભુ સંબંધીનો જ હોય છે. તદ્વ્યતિરિક્ત માત્ર આભાસ જ છે. આ ગ્રંથનું ગુજરાતી સમશ્લોકી ભાષાન્તર ખંભાતના શાસ્ત્રી ભદ્રશંકરે કર્યું છે અને તેનું પ્રસ્તાવના સહિત મુદ્રણ રા. તેલીવાળાએ કર્યું છે.

शाण्डिल्यभक्तिसूत्रभाष्यम् આ ગ્રંથ શાણ્ડિલ્ય મુનિના ભક્તિસૂત્રો ઉપર ભાષ્ય રૂપે છે. આના વિરચયિતા શ્રી વિઠ્ઠલનાથજીના અન્તેવાસિ શ્રી મુરલીધરદાસજી છે. વૈષ્ણવ પરિષત્ તરફથી રા. શાહ વાડીલાલે તથા શાસ્ત્રી વસંતરામે એને પ્રકટ કર્યો છે. સાથે ગુજરાતી અનુવાદ પણ છે.

प्रस्थानरत्नाकरः-શ્રી પુરુષોત્તમજીએ અનેક અપ્રતિમ વિદ્વતાપૂર્ણ ગ્રંથો લખેલા છે. એમના જેટલી સાહિત્ય પ્રવૃત્તિ અન્ય કોઇ વિદ્વાનની અત્યાર સુધી થઇ હોય એમ ભાગ્યે જ જાણવામાં આવે છે. વેદાદિના ભાષ્યકાર સાયણાચાર્ય તથા જૈનોના હેમાચાર્યની માફક એઓ પણ અસાધારણ બુદ્ધિબળ ધરાવતા. વિદ્યાના તે ઘણા જ રસિક હતા. આ ગ્રંથ પણ તેમણે રચેલો છે. એક રીતે આ તર્કશાસ્ત્રનો ગ્રંથ છે. આમાં આ શાસ્ત્રના કોઇપણ તત્ત્વ સંબંધી જુદા જુદા આચાર્યોમાં જે ભેદ હોય તે તુલનાત્મક દૃષ્ટિએ સમજાવ્યો છે. મીમાંસકો, વૈશેષિક, પાર્થસારથિમિશ્ર, શ્રી હર્ષમિશ્ર, માયાવાદિ, બૌદ્ધો, વિજ્ઞાનવાદિ, સાંખ્યો-ઇત્યાદિ સર્વના મતોનો નિર્દેશ કર્યો છે. આ ગ્રંથમાં પ્રમાણપરિચ્છેદ તથા પ્રમેયપરિચ્છેદ એમ બે મુખ્ય વિભાગ છે. પ્રમાણપરિચ્છેદ અંગમા-પ્રમાણનિરૂપણ તથા કરણનિરૂપણ નામના ભાવવ્યુત્પન્નપ્રમાણનિરૂપણ, વિષય તથા શબ્દ, પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ, ઐતિહ્યાદિ, લોકવેદપ્રામાણ્ય વિવેક વગેરેનો વિચાર કર્યો છે. કરણોમાં શબ્દને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. પ્રમેયકોટિમાં સ્વરૂપકોટિ, રત્નતત્ત્વો તથા કાર્યકોટિનો વિચાર કર્યો છે. આ ગ્રંથનું પ્રકાશન પ્રો મગનલાલ શાસ્ત્રીએ કર્યું છે.

तैत्तिरीयोपनिषद्-આ ઉપનિષદ ઉપરના બ્રહ્માનંદવલ્લી જેમાં બ્રહ્મરસ સ્વરૂપે વર્ણન છે, તે વિભાગ ઉપર મઠપતિ શ્રી જયગોપાલ ભટ્ટકૃતભાષ્ય છે ભાષ્યસહ તથા ઉપોદ્ઘાતમાં એના ગુજરાતી અનુવાદસહ, આ ગ્રંથનું મુદ્રણ રા. તેલીવાલાએ કર્યું છે

मनोदूतकाव्यम् તથા हृदयदूतकाव्यम्-આ કાવ્યોમાં કાલીદાસના મેઘદૂતનું અનુકરણ છે. અહિં કાલીદાસના મેઘદૂતમાં જેમ યક્ષ મેઘદ્વારા પોતાની પત્નીને સંદેશો

* ! [illegible] !

મોકલે છે તેમ અહિંઆ ભક્ત પોતાના મન અગર હૃદયદ્વારા પ્રભુને સંદેશા મોકલે છે. મનોદૂતમાં ચિત્તને ગોકુળ જ્યા નિત્ય કૃષ્ણુવિહાર કરી રહ્યા છે તે સ્થળે મોકલે છે અને હૃદયદૂતમા હૃદયને શ્રી નાથદ્વારમા બિરાજતા પ્રભુ શ્રી ગોવર્ધનધર પાસે મોકલે છે. मनोदूतकाव्यના પ્રણેતા મહેશ-ઇન્દિરેશ ભટ્ટ છે અને हृदयदूतकाव्यના દેવર્ષિભટ્ટ હરિહર છે. हृदयदूतનું મુદ્રણુ પ્રથમ પંડિત ગટુલાલજીએ કર્યું હતું. પણ પુનઃ રા. પટવારી રણછોડદાસના દ્રવ્ય સાહાય્યથી રા. તેલીવાલાએ તેના ગુર્જર-અનુવાદ ( શ્લોકબદ્ધ ) સહ મુદ્રણુ કર્યું છે.

વળી શ્રી લાલૂભટ્ટોપનામક શ્રી બાલકૃષ્ણુભટ્ટ વિરચિત " ख्यातिविवेक " શ્રી પુરુષોત્તમ વિરચિત " भेदाभेद स्वरूपनिर्णयः " "भगवत्प्रकृति पूजनवाद." " सृष्टिभेदवादः ", " ख्यातिवादः " " मूर्तिपूजनवाद." "नामवादः" "सलालपनध्वंसवादः " " भक्त्युत्कर्षवाद." "प्रतिबिम्बवादः" " आविर्भावतिरोभाववादः " " जीवप्रतिबिम्बत्वखडनवादः " " ब्रह्मणत्वाब्धिदेवतावादः " શ્રી પીતાબર પ્રણીત 'भक्तिरसत्ववादः", શ્રી ગોપેશ્વરવિરચિત आत्मवादः, શ્રી ગિરધરજી વિરચિત " प्रपञ्चवाद," શ્રી વલ્લભજી વિરચિત प्रपञ्चससारभेदः ઇત્યાદિ અનેક વાદના ગ્રંથો, वादावली નામના પુસ્તકમા સંગૃહીત કરીને ભટ્ટ રમાનાથે, શ્રી વ્રજરત્નલાલજીની આર્થિક સાહાય્યથી શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત કાર્યાલય તરફથી પ્રકટ કર્યા છે.

પંડિત ગટુલાલજીના સ્વતંત્ર ગ્રંથોમા सत्सिद्धांत मार्तण्ड प्राभंजन, वेदान्तचिन्तामणि એટલા સસ્કૃતમા મુખ્યત્વે કરીને પ્રસિદ્ધ થયા છે. શ્રી પુરુષોત્તમજીનો प्रस्थानरत्नाकर તથા द्रव्यशुद्धिः તેમ જ उत्सवप्रतानः સ્વતંત્ર રીતે પ્રકટ કરવામા આવ્યા છે

શ્રી ગિરધરજીનો शुद्धाद्वैत मार्तण्ड વિદ્વાનોમા ઘણો જ આદર પામ્યો છે પ્રથમ પંડિત રત્નભટ્ટે કાશીથી પ્રકટ કર્યો હતો, પણ શાસ્ત્રીજી મગનલાલના શુદ્ધાદ્વૈતસિદ્ધાન્ત પ્રદીપ સહિત અનુવાદવાળો આ ગ્રંથ જ્યારે પ્રકટ થયો ત્યારે તે ઘણો જ પ્રશંસનીય બન્યો હતો. લાલૂભટ્ટનો प्रमेयरत्नार्णव નામનો ગ્રથ એક અન્ય शुद्धाद्वैत मार्तण्डની આવૃત્તિ ભેગો છપાયો છે.

तत्त्वदीप सहिता श्रीमद्भगवद्गीता તથા શ્રી વ્રજરાયકૃત श्रीगीतामृततरंगिणी સ્વતંત્ર રીતે છપાયા છે. તેમ જ ગુજરાતીમા પણ ઉક્ત ટીકાને આધારે એક ગીતાનું પુસ્તક અમદાવાદવાળા લલ્લુભાઇ છગનદાસે છપાવ્યું છે.

શ્રી હરિરાયજી વિરચિત ब्रह्मवाद ગ્રથ સંસ્કૃતમા છપાયો છે, તેનો ગુજરાતી તથા અંગ્રેજી અનુવાદ સ્વર્ગસ્થ લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખે કર્યો હતો.

શ્રી હરિરાયજી કૃત शिक्षापत्र દરરોજ એતન્માર્ગીય વૈષ્ણવ વાચે છે. ભાગ્યે જ કોઇ વૈષ્ણવ એવો હશે કે જે આ ગ્રંથથી અજ્ઞાન હોય ? સ્વામીનારાયણ સંપ્રદાયની શીક્ષાપત્રીની માફક આ ગ્રંથ ઘણો જ પ્રસિદ્ધ છે. દરરોજ ભગવન્મંડળીમા વાર્તા પ્રસંગે આ ગ્રંથ

વંચાય છે. અત્યાર સુધી આ ગ્રંથ મૂળ સંસ્કૃતમાં તથા તેની ઉપરની વ્રજ ભાષાની ટીકામાં જ મળતું હતું, પણ હાલમાં લલ્લુભાઇ છગનદાસે શા. સુંદરલાલ બી. એ. પાસે એની ટીકાને ગુજરાતીમાં કરાવીને છપાવ્યું છે.

આ ઉપરાંત બીજા અનેક ગ્રંથો બૃહત્સ્તોત્રરત્નાકરમાં પ્રસિદ્ધ થયા છે અને હજુ ઘણાએ અપ્રસિદ્ધ હસ્તલિખિત પ્રતિઓમાં સાંપ્રદાયિક સરસ્વતી ભંડારોમાં બિરાજી રહ્યા છે. આ ઉપરથી વૈષ્ણવ સાહિત્ય કેટલું વિશાળ છે તેનો કંઇક ખ્યાલ સર્વ કોઇને આવશે? છપાવવાના ઘણા જ ગ્રંથો હજુ એમના એમ પડી રહ્યા છે, તેમ જ રા. તેલીવાળા જેવા વિદ્વાનો પણ ઘણા ઉત્સાહથી એ દિશામાં કાર્ય કરવાની ધગશ જણાવે છે, પણ તે સર્વ ગ્રંથોને પ્રકાશમાં લાવવાને જે દ્રવ્યની સહાય જોઇએ તે હજુ વૈષ્ણવો તરફથી જોઇએ તે પ્રમાણમાં મળતી નથી, આથી તે ગ્રંથો અપ્રકટિત દશામાં પડી રહ્યા છે; વળી અત્યાર સુધી મુદ્રિત થયેલા સાહિત્ય ઉપર. દૃષ્ટિપાત કરતાં જણાશે કે આ ઘણું ખરું સાહિત્ય સંસ્કૃતમાં જ છપાય છે, તો જનસમાજ કેવી રીતે તેના તરફ આકર્ષાશે? સમાજમાં ઘણો ભાગ તો એ ભાષાથી અજ્ઞાત છે? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે સર્વ કોઇને થાય જ. પણ અત્યારે તો સંપ્રદાયના વિદ્વાનોનું લક્ષ્યબિન્દુ આ સાહિત્યનો નાશ થતાં અટકાવવા તરફ છે. જો કે આ સર્વ જ્ઞાનને લોકપ્રચલિત ભાષામાં ગમ્ય કરવાની ઘણી જ જરૂર જણાય છે. ગુજરાતી સાહિત્યમાં કાવ્ય, નવલકથા, ઇત્યાદિ બીજા અનેક વિષયનું સાહિત્ય છે પણ ધાર્મિક સાહિત્યની ઘણી જ ઉણપ છે. જો સાહિત્યપ્રિય ગુજરાતનું લક્ષ વૈષ્ણવ સંપ્રદાયના આ સાહિત્ય તરફ આકર્ષાય તો જરૂર તેઓ આ ગીર્વાણ સાહિત્યને ગુર્જર ભાષામાં અલ્પ સમયમાં ઉતારી શકે અને તેને સમૃદ્ધ કરી શકે.

મુંબઇનું શુદ્ધાદ્વૈત સિદ્ધાંત કાર્યાલય, નડિઆદની શ્રી વલ્લભીય પુસ્તક પ્રચારક સંસ્થા, અમદાવાદની પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા, તેમ જ રા. તેલીવાળા રા. પટવારી, રા. લલ્લુભાઇ છગનદાસ દેસાઇ, રા. મગનલાલ શાસ્ત્રી, રા. વસંતરામ શાસ્ત્રી ઇત્યાદિ જો આ કાર્યમાં વિશેષ ધ્યાન આપે તો આ ધાર્મિક સાહિત્યનો બહોળો ફેલાવો થઇ શકે.

પુષ્ટિમાર્ગીય સંપ્રદાયના સરસ્વતી ભંડારોમા અનેક ગ્રંથરત્નો વિદ્યમાન છે. જેટલું સંસ્કૃત સાહિત્ય અતિ વિપુલ છે તેટલું જ ભાષામા અર્થાત્ વ્રજ તથા ગુજરાતીમાં પણ ઘણું જ છે. સંસ્કૃત ગ્રંથોની સંપૂર્ણ યાદી વૈષ્ણવ પરિષદ્ તરફથી એક વખત છપાઇ છે. હાલમાં તે ગ્રંથો સંબંધી કોઇ પણ માહિતી રા. વાડીલાલ નગીનદાસ શાહ તથા શાસ્ત્રીજી મગનલાલ ગણપતિરામ અગર રા. મૂળચંદ તુલસીદાસ તેલીવાળાને પૂછવાથી ખબર મળી શકશે. ગુજરાતી પુસ્તકોનો કેટલોક સંગ્રહ શાસ્ત્રી વસંતરામે કર્યો છે. આ સર્વ સાહિત્ય સમયની તથા દ્રવ્યની અનુકૂળતાએ પ્રકટ થશે. જ્યારે આ અખિલ સાહિત્ય પ્રકાશમાં આવશે ત્યારે જ સમાજ જોઇ શકશે કે વૈષ્ણવ સંપ્રદાયનું સાહિત્ય કેટલું અમૂલ્ય છે. અત્યારે તો લોકોની અજ્ઞાનતા તથા નિરવધીનતાને લીધે આ સંપ્રદાય આક્ષેપને પાત્ર બન્યો છે. જેમ

સ્વર્ગસ્થ લલ્લુભાઇએ તન, મન અને ધનથી સંપ્રદાયના સાહિત્યનો ઉદ્ધાર કરવાને પ્રયાસ કર્યો હતો તેવો જો કે અત્યારે કેટલાક વિદ્વાનો કરે છે, છતાં પણ તે સંખ્યા ઘણી જ જૂજ છે. આશા છે કે સંપ્રદાયનો ધનિક વર્ગ આ વિદ્વાનોની સેવાની કદર કરીને સાહિત્યના મુદ્રણ માટે પ્રથાશક્તિ આર્થિક સાહાય્ય કરશે તથા સંપ્રદાયની લુપ્ત વિદ્યાનો પ્રચાર સમાજમા બહોળા પ્રમાણમા થાય તેમ કરશે. અત્યારે અમદાવાદમાં પુષ્ટિ માર્ગીય વૈષ્ણવ મહાસભા સ્થપાઇ છે અને તે લોકમતને આ દિશામા વ્યાખ્યાનો દ્વારા કેળવવાનું કરી રહી છે, તેવી જ રીતે જુદા જુદા સ્થળે સભાઓ સ્થપાય અને આ કાર્ય ઉપાડી લેશે, તો આ બાબતમાં જલદીથી સરલતા પ્રાપ્ત થશે.



# ૨૨ કવીશ્વર શ્રી પ્રેમાનંદનાં ત્રણ નાટકોનું સૂક્ષ્મ નિરીક્ષણ.



( લેખકઃ—ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા. એમ. એ. )

**આ લેખનું પ્રયોજન.**

સત્યભામાખ્યાન, પાંચાલી પ્રસન્નાખ્યાન અને તપત્યાખાન આ ત્રણ નાટકો પ્રેમાનંદનાં કહેવાય છે. એ નાટકો મહાકવિ પ્રેમાનંદનાં છે, કે કોઇ ગુમાનંદનાં છે, એ જ પ્રશ્નનું નિરાકરણ કરવાનો અમારો ઉદ્દેશ નથી. જો કે એ પ્રશ્નને અંગે અમારી કેટલીક શંકાઓ લેખના અંત્ય ભાગમાં દર્શાવવામાં આવશે. જેટલું પ્રેમાનંદે લખ્યું, કે પ્રેમાનંદના નામનો લાભ લઇ જેટલું લખાયું તે સર્વ અતિ ઉત્તમ અને રસપૂર્ણ જ છે એવી કટક દૃષ્ટિ અમને ઠીક ન લાગવાથી આ પ્રસ્તુત લેખ લખવા વિચાર થયો. પ્રેમાનંદના નિબંધમાં સાક્ષર શ્રી કેશવલાલ લખે છે, " જે વખતે સંસ્કૃતમાં પણ પંડિત કવિઓને હાથે સારાં નાટકો લખાતાં બંધ પડયાં હતાં, તથા હિન્દુસ્થાની કે મરાઠીમાં નાટક મૂળમાં લખાયાં જ ન હતાં, તે વખતે કાલિદાસ, ભવભૂતિ, વિશાખદત્ત, હર્ષદેવ, શુદ્રક અને નારાયણે મળી જેટલાં નાટકો લખ્યાં છે, તેટલાં પ્રેમાનંદે એકલે લખ્યાં......સંસ્કૃતમાં કાળીદાસ અને ભવભૂતિની કૃતિ બાજુ ઉપર રાખીયે તો બીજાં જે નાટકો રચાં તેથી એ ઉતરે એવાં કહી શકાય નહિઃ " તેમજ પ્રાચીન કાવ્યમાળાવાળા તપત્યાખ્યાનની પ્રસ્તાવનામાં લખે છે. " પ્રેમાનંદ કવિની કવિ તરીકેની પ્રૌઢતા અને કવિત્વનો પરિપાક આમાં સ્થળે સ્થળે આપણા જોવામાં આવે છે. " (પા. ૧.) વળી " રોષદર્શિકા નાટકનો ઉત્તમ ગ્રંથ છે ને આ ( પાંચાલી પ્રસન્નાખ્યાન ) તેના કરતાં કોઇ પણ રીતે ઉતરતો નથી. " બન્ને સાક્ષરોને આ નાટકોમાં કંઇ દોષ દેખાતા જ નથી. રા. કેશવલાલને રૂક્મિણી–સત્યભામાનાં કંકાસ દશ્યથી જરા ગ્લાનિ થાય છે ત્યારે પ્રાચીન કાવ્યમાળાવાળાઓને તો કોઇ જાતનો દોષ દેખાતો નથી. અમને પણ કવિ શ્રી પ્રેમાનંદને માટે ઘણું માન છે; પરન્તુ પ્રેમાનંદનું નામ આવ્યું એટલે દોષ જોવા જ નહિ, અથવા તો જે ગ્રંથની ટીકા કરવા બેઠા તેમાં દોષ જ નથી એમ માની લખવું અમને યોગ્ય લાગતું નથી. એટલે પ્રથમ આ ત્રણે નાટકના ગુણ દોષનું નિરૂપણ કરવા પ્રયાસ કરીશું.

ભરતનાટ્યશાસ્ત્રના નિયમો કેવી રીતે અને ક્યાં જળવાયા છે, કયે સ્થળે કયું અંગ વર્ણાયું છે, તેમ જ વસ્તુસંકલનાના આધારભૂત ભાગો કયા છે તેનું ઘણું જ સારૂં નિરૂપણ પ્રાચીન કાવ્યમાળાની પ્રસ્તાવનામાં થયું હોવાથી અહિં તે કરતા નથી.

**રોષદર્શિકાખ્યાનમાં સત્યભામા–રોષદર્શનનું એક જ સૂત્ર છે.**

પ્રથમ પ્રસિદ્ધ થયેલું નાટક " રોષદર્શિકા સત્યભામાખ્યાન " છે. એની પ્રશંસા કરતાં પ્રાચીનકાવ્યમાળાની પ્રસ્તાવનામાં ટીકાકારો લખે છે, " એક રીતે જોતાં અહિં નાટિકા સમાપ્ત થાય છે. કેમકે નાટિકામાં જોઇતા ચાર અંક પૂરા થાય છે, તથા અનુરાગ બીજનું ફળ પણ મળી ચૂકે છે....એમ છતાં કાંતો નાટકની પેઠે સપ્તાંકી કરવાને, અથવા સત્ય-

ભામાનો રોષ ઉત્પન્ન કરી તે દેખાડવાને, અથવા તો સ્ત્રીઓનું કેવું દુ:ખ છે તે બતાવી આપવાને કે ગમે તે કારણથી કવિએ વસ્તુને લંબાવી છે." (પાનું-૧૫ મું.) વળી તેઓ બીજું પણ કારણ બતાવે છે. "રોષદર્શિકા સત્યભામાખ્યાન" એ નામ ઉપરથી તો જાણે પાછલા ત્રણ અંક જ નાટકને માટે બસ છે; પણ તેમ થાય તો ઘણું નાનું થાય, તથા નાટિકાનાં બધા લક્ષણ તેટલામાં આવી શકે નહિ, માટે સત્યભામાનો પરિણય એમાં ઉમેરીને કવિએ આખું નાટક ઘડયું હોય એમ લાગે છે." (પાનું ૩ જું.)

આ પ્રમાણે પહેલા ચાર અને પછીના ત્રણ અંકોનું સમાધાન કરે છે.

આ સમાધાની અમને ગ્રાહ્ય લાગતી નથી. કારણ કે આ નાટકમા મુખ્ય ઉદ્દેશ સત્યભામાનું રોષદર્શન કરાવવાનો જ છે. પરિણયનો નહિ. સત્યભામા રૂક્મિણી બન્ને દિવ્ય અંશાત્માઓ કે આત્માઓ છે. પણ તેમને તેનું ભાન નથી. ભવિષ્યમાં સત્યભામા અને રૂક્મિણીનો કલહ દર્શાવવાનો છે, અને તેને માટે સત્યભામા અને રૂક્મિણીનો પરસ્પર ઈર્ષ્યાભાવ ઉત્પન્ન થવાનાં સબળ કારણો દર્શાવવા જોઇએ, નહિ તો પાત્રોના આલેખનમાં દોષ આવે. આટલા પૂરતું જ પ્રથમ ચાર અંકમા તે બતાવ્યું છે. પણ ખાસ પરિણય બતાવવા પૂરતા પ્રથમ ચાર અંકો નથી. જુઓ. સત્યભામાને પરણે તો મણિ ચોર્યાના આળમાથી કૃષ્ણ મુક્ત થાય, એ ઇરાદાથી શ્રીદામો તે સંબંધ જોડવા તત્પર થાય છે. પરન્તુ રૂક્મિણીનો સપત્નીમૂલક ઇર્ષ્યાભાવ ઉત્પન્ન થાય છે અને પોતાનો વિરોધ બતાવે છે. સત્યભામા અને કૃષ્ણ એક એકને જોઇ ગાઢ પ્રેમી બને તે માટે સુવર્ણ સરોજિકામાં મળવાનો તાલ કરે છે. રૂક્મિણી અહિં પણ આડે આવે છે. જ્યાં સત્યભામા પ્રેમીના પ્રેમદર્શનામૃતનું પાન કરી રહી છે, તે જ વખતે રંગમાં ભંગ કરી સત્રાજિત્ તેને ઉપાડી જાય છે, અને રૂક્મિણી પ્રવેશ કરી, સત્યભામાને બચાવના જતા કૃષ્ણને વારે છે. આ અસહ્ય ઘા સત્યભામાના હૃદયમા રૂઝાય ખરો ? આગળ જતાં સત્યભામાને પરણનારા ઉમેદવારોમાના એકને-કૃતવર્માને-આડકતરી રીતે શતધન્વાના નામે કૃષ્ણની સામા ઉશ્કેરે છે. બીજી બાજુ સત્યભામા પ્રેમી તેમ જ સખીના વિરહે ટળવળે છે તેનું કારણ પણ રૂક્મિણી. પોતાના પ્રિયતમ પાસેથી પોતે ચિતરેલી ચિત્રપાટિકા પણ ખુંચવી લે છે રૂક્મિણી મહોત્સવમાં એક પાસથી શતધન્વા, બીજી પાસથી કૃતવર્મા, ત્રીજી પાસથી સત્રાજિત, ચોથી પાસથી રૂક્મિણીની સખીઓ અને સશસ્ત્ર સ્ત્રી સૈનિકોથી રક્ષાતી કેદીની સ્થિતિ ભોગવે છે એનું કારણ પણ રૂક્મિણી આ પ્રમાણે ભાવી કલહ સમુચિત દેખાય, એવા ઇરાદાથી કવિએ પ્રથમથી જ આવા ઇર્ષ્યાબીજો વાવ્યા છે. અને સત્યભામા જેને નાયિકા કલ્પી છે તેનું પાત્ર સાચવવા આમ સ્વાભાવિક દ્વેષભાવ ઉત્પન્ન કર્યો છે. જ્યારથી તે કૃષ્ણની દૃષ્ટિએ પડે છે ત્યારથી તે મુગ્ધા, શરમાળ, સરળ અને નિખાલસ જણાય છે. એનામા રૂક્મિણી માટે કોઇ પણ જાતનો દ્વેષભાવ હોય એમ દેખાતું નથી. સ્ત્રીસ્વભાવ જ એવો છે કે એક વાર મનમાં ગુંચ પડી તો તે છૂટવાની જ નહિ, અને 'તે ગુંચ પડી જીવનનો પ્રથમ પ્રણય લ્હાવ લેવાની મળેલી અલભ્ય તકે, જ્યારે તે કંઇ નવી જ સૃષ્ટિના દૃશ્યનો આનંદ લઇ રહી હતી અને જેમાથી ભવિષ્યનું અમૂલ્ય સુખ પ્રાપ્ત થવાનું હતું આ સર્વ ધ્યાનમા રાખી, લગ્ન થયા બાદ જ્યારે કૃષ્ણ, સામેથી આવતી રૂક્મિણીને પગે લાગવાનું સત્યભામાને કહે છે, ત્યારે તે બોલે છે-આર્ય પુત્ર ! એ મહાદેવી છે,

તો એને પગે લાગવા કોઇ મહાદેવ જોઇએ. હજી એના વેરેલા કાંટા મારા હૈડામાં **ભરોભર વાગ્યાં કરે છે. અંતરના ઉમળકા વિના તો મારાથી એમાંનું કશુંયે થાય નહિ."** આ બળતા હૃદયના ઉદ્દગારો છે અને તેથી પોતે તેને સમાન કોટીપર ગણે છે. અને તેથી પગે ન લાગતાં કહે છે. " શું મારા કોટની વરમાળ એને કાજે કાઢી નાખું ? મહારાજ ! આશા તો સર્વને સરખી જ હોય." આ ઉપરથી જણાશે કે જો પહેલા ચાર અંકો ન હોય તો સત્યભામાનું રોષદર્શન અસંબદ્ધ અને અસ્વાભાવિક દેખાય.

અત્ર જો કોઇ પ્રશ્ન કરે કે કવિનો જો આ વિચાર હતો તો જેમ જેમ રૂકિમણી કાંટા વેરે છે તેમ તેમ સત્યભામાનો ઇર્ષ્યાભાવ કવિ કેમ બતાવતા નથી ? એનો ઉત્તર એટલો જ કે રૂકિમણીના કૃત્યોથી જે અસર વાચક ને શ્રોતા વર્ગપર થાય છે તેટલી પૂરતી સબળ છે. વળી સત્યભામાને કૃષ્ણપર પ્રીતિ પહેલેથી ન હતી. *અમુક પ્રસંગે દર્શન માત્રથી જ થાય* છે, અને સ્નેહપાશથી બદ્ધ થતી પરણવા તૈયાર થાય છે. એના મુખમાં ઇર્ષ્યાના ઉદ્દગારો મૂકે તો તેનામાં સ્વાભાવિક ઇર્ષ્યા છે એમ દોષ આવે, અને " અહા ! આ બિચારી કેવી શુદ્ધ હૃદયની પ્રેમાળ સ્ત્રી છે, છતાં તેને રૂકિમણી પરણવા દેતી નથી " એમ પ્રેક્ષક કે વાચક વર્ગની સહાનુભૂતિ રહે નહિ. એવી સહાનુભૂતિ રાખવાની ખાસ જરૂર છે. નહિ તો વાચક વર્ગ ભવિષ્યમાં કંકાસ કરતી સત્યભામાને દેખી એમ જ કહે કે " છે એ તો એવી જ અદેખી છે." એટલે સત્યભામાની નિર્દોષતા બતાવવા, વાચકવર્ગની સહાનુભૂતિ ઉત્પન્ન કરવા, અને ભાવી કંકાસને રૂકિમણીના આ વર્તનથી મજબૂત ટેકો આપવા આ ચાર અંકો લખાયા છે. જો કે કવિએ તેનો પૂરતો લાભ લઇ પોતાની કવિતા શક્તિ બતાવી છે એ વાત ખરી, પણ સત્યભામાપરિણયનો મુખ્ય ઉદ્દેશ નથી. પૂર્વોક્ત સત્યભામાની નિર્દોષતા અને સરળતા કવિએ પાછલા અંકોમાં પણ જાળવી, બળતું હૃદય જે કૃષ્ણના પ્રેમચાતુર્યથી ઢંકું પડતું હતું, તેમાં પુષ્પના પ્રસંગથી ઘી હોમ્યું ને અગ્નિ પ્રજ્વલિત કર્યો અહિં પણ રૂકિમણીએ પૂર્વે વેરેલા કાંટાઓને ઉદ્દેશી સત્યભામા રૂકિમણીને કહે છે–" તમે તમારા ભારમાં રહેજો. જેને તમારી ગરજ હશે તે સાંખી રહેશે. હું તો કાળજું કપાઈ જાય એવા મો'ર મો'રના ઉત્તર આપીશ." આ ઉપરથી પૂર્વોક્ત ઉપસંહાર યોગ્ય જ લાગશે.

**આ નાટકમાં બેવડી વસ્તુ-સંકલના નથી.**

પંદરમા પાનાં ઉપરની ટીકા આગળ ચલાવતાં પ્રાચીનકાવ્યમાળાવાળા લખે છે. " વસ્તુ લંબાવવાનો વિચાર કવિને પાછળથી નથી થયો પણ નાટક શરૂ કરતાં પહેલાં જ તેણે આવી બેવડી રચના કરવાનું ધાર્યું છે, એમ તો બીજા અંકમાં નારદનો પ્રવેશ મૂકીને જ બતાવ્યું છે." આ ટીકા યોગ્ય નથી. કેમકે એનું નિરાકરણ તે જ પ્રવેશમાં કૃષ્ણ નારદને ઉત્તર આપે છે તેમાં જ થઇ જાય છે. કૃષ્ણ–".મહર્ષિ ! શક્રસૂચના મારે શિરસા-માન્ય છે. મારા પ્રણામપૂર્વક કહેજો કે હું એ જ ઉદ્યોગમાં છું " એ ઉદ્યોગ કયો ! સત્યભામા પૃથ્વીનો અવતાર છે. પૃથ્વીનો પુત્ર ભૌમાસુર છે. તેનો વધ, તેની માતા પૃથ્વી એટલે સત્યભામા કહે તો જ થઇ શકે, અને તેથી કૃષ્ણ અને સત્યભામાનો પરિણય થવો જોઇએ. પરિણય થાય પણ યુદ્ધમાં સાથે આવે તો જ " આ દુષ્ટને મારી નાંખો." એવા ઉદ્દગાર કાઢવાનો પ્રસંગ પ્રાપ્ત થાય. તેમ જ યુદ્ધમાં આવવા પૂરતું કંઇ સબળ કારણ હોવું

જોઇએ અને તે એવું કે જેથી મનોવૃત્તિ પુત્રપ્રેમના ઉમળકાને ઘણીવાર વિસરી જાય આ કારણોથી પરિણય થતા પૂર્વે ઇર્ષ્યા ભાવની ઉત્પત્તિ, પરિણય બાદ સત્યભામાનું પુષ્પ માટે રૂક્મિણીએ કરેલું અપમાન, અને તેથી સત્યભામાનો આક્રોશ વર્ણવવો પડ્યો છે. એટલે ભૌમાસુરનો વધ કરવાનો ઉદ્યોગ, સત્યભામાપરિણય અને તેનું પારિજાતકક્ષાર્થે જતા યુદ્ધમા આકસ્મિક આવવું એ જ હોઇ શકે. એટલે કવિએ સામાન્ય દષ્ટિએ પરિણયથી મણિ ચોર્યાનું આળ દૂર કરવા બતાવ્યું. કવિ દષ્ટિએ દઢાનુરાગ દર્શાવવા પ્રથમ દર્શનથી ઉત્પન્ન થતો પ્રેમ બતાવ્યો, જ્યારે કૃષ્ણના દૈવી અંશપર ધ્યાન ખેંચી રૂક્મિણીનો લગ્ન પ્રતિ વિરોધ બતાવી, ભવિષ્યમા સર્વ બીજો પરિપાક પામે, એવી સંકલના કરી એટલે ભૌમાસુરવધ કરવાનું કૃષ્ણના ધ્યાનમા હતું જ; પરન્તુ યોગ્ય સમય અને સંજોગની રાહ જોતા હતા, જ્યારે દેવો ઉતાવળા થઇ કાર્ય કરવા પ્રેરણા કરતા ભૌમાસુરવધ સત્યભામા રોશદર્શનનું આકસ્મિક પરિણામ છે એમ નાટક વાચતા થઈ જાય છે, પણ તેમ નથી. એને અંગે આ પરિણયને કલહ છે એમ સૂક્ષ્મ દષ્ટિથી જોતા જણાશે જ એટલે આ નાટકમાં બેવડી વસ્તુસંકલના નથી આ પ્રવેશથી વાચકોને કૃષ્ણના દૈવી અંશનું ભાન થાય, કૃષ્ણની અકળિત ગતિ, નારદ જે એનું મન છે તે જાણી શકે નહિ તો બાપડા દેવો તે શુ જાણે એ બતાવવા, તેમજ સ્પષ્ટ ભાન કરાવવા ગર્ભાંક મૂક્યો એટલે ખરૂં જોતા નાટકમા ફલાપ્તિ ભૌમાસુરનો વધ છે, પરન્તુ તેમા મુખ્ય કારણ કલહ છે, એથી એને આખા નાટકના આધાર રૂપ માની "રોષદર્શિકા સત્યભામાખ્યાન" એવુ નામ આપ્યુ.

**કૃષ્ણના પાત્રમાં દૈવી અંશ જાગૃત છે કે નહિ ?**

નાટકમા બેવડી રચના નથી, એ પ્રતીતિ કૃષ્ણના પાત્રમા કૃષ્ણનો દૈવી અંશ કેટલે સુધી જાગૃત છે એનો વિચાર કરવાથી પણ થશે દૈવી અંશ જાગૃત નથી એમ લાગવાનું કારણ શુ ? કારણ એ જ કે કૃષ્ણનું વર્તન કેટલીકવાર સામાન્ય મનુષ્ય જેવુ છે. ચોરીનું આળ દૂર કરવા જાતે પરિશ્રમ લીધો છતા દૂર થયુ નહિ, તેથી દિલગિરી થાય છે. શ્રીદામો સત્યભામાને પરણી તે આળ દૂર કરવાની યુક્તિ બતાવે છે ત્યારે કૃષ્ણ કહે છે-સખા ! શ્યામાની જીજ્ઞાસા વિના તે બને નહિ. આ વખતે કૃષ્ણને વિચાર આવતો નથી કે સત્યભામા પૃથ્વીનો અવતાર છે. વળી સત્યભામાને ઓળખ્યા વિના એના પ્રેમમા પડી મુગ્ધ થાય છે. દેવો અને નારદો વારવાર સૂચવે છે છતા કૃષ્ણ કાર્ય પરત્વે કંઇ કરતા જણાતા નથી, ઉલટા રાધિકાની પ્રેમપ્રતિજ્ઞાથી માયાની જાળમા ફસાતા દેખાય છે નારદ દેવોનું કષ્ટ શુ છે તે વર્ણવે છે ત્યારે કૃષ્ણ કહે છે, "પદ્મયોનિજ ! પ્રારબ્ધ અન્યથા કેમ થાય કે સુખ દુખાદિનો નિર્મિત કાળ શી રીતે મિથ્યા કરાય ? " તેમ જ ગર્ભાંકમાં અદીતિ કુંડલા હરણ નાટકનો પ્રયોગ જોઇ સત્યભામાનું હૃદય દ્રવે છે ત્યારે એવો કરુણમય પ્રયોગ કરાવવા વિષે કૃષ્ણ શ્રીદામાને ઠપકો આપે છે. સત્યભામા કંકાસ કરે છે ત્યારે બે સ્ત્રી કરનાર ધણી જે દુઃખ પામે તે દુખના ભાવો અને ઉદ્‌ગારો કૃષ્ણના મુખમા મૂકયા છે. ઇત્યાદિ પ્રમાણોથી એમ બતાવવા પ્રયાસ કરાય કે કૃષ્ણના પાત્રમા દૈવી અંશ ગુપ્ત છે

અત્ર કહેવાનું કે દૈવી અંશ જાગૃત છે અને કૃષ્ણની એ અકળિત ગતિ બતાવવા પૂરતું જ. કવિએ સ્પષ્ટ ઉલ્લેખ કરી વાચક કે પ્રેક્ષકવર્ગનું ધ્યાન ખેંચ્યુ નથી "હું એ જ ઉદ્યોગમા છુ"

એ શબ્દોથી કૃષ્ણના દૈવી અંશ કાર્યકર્તા છે એમ સૂચન થાય છે. તેમજ ઇન્દ્રાદિ દેવોએ, અને નારદે પણ પ્રેરણા કરી છતાં તે વખતે ભૌમાસુરનો વધ કરવા ગયા નહિ, પણ સત્યભામાની પારિજાતક વૃક્ષ મેળવવાની પ્રબળ હઠને વશ થાય છે. ગરૂડને બોલાવી સીધા સ્વર્ગમાં ન જતા ભૌમાસુર સાથે યુદ્ધ કરવા જવું છે એમ ગરૂડને કહે છે. એ ઉપરથી કૃષ્ણ આજ અવસરનું પ્રતિપાલન કરતા હતા એ સ્પષ્ટ થાય છે. વળી સત્યભામાને સત્રાજીત્ ઉઠાવી જાય છે તે વખતે રૂક્મિણીના આગમથી અને રોષયુક્ત શબ્દોથી તેનું હરણ કૃષ્ણ થવા દે છે. જો માનુષિક અંશનો જ ખ્યાલ રાખ્યો હોત, તો કોઇ પણ ક્ષત્રિય રાજા એ પ્રમાણે થવા દે નહિ. એટલે દૈવી અંશ જાગૃત હતો એમ સિદ્ધ થાય છે. એટલે કૃષ્ણનું શ્રીદામા સમક્ષ વર્તન, નારદ અને ઇન્દ્રાદિ દેવોના પ્રયત્નો પ્રતિ નિરપેક્ષ રહેવું, સત્યભામાના કલહ પ્રસંગે દુઃખી થવાના ઉદ્‌ગારો કાઢવા, આદિ માનુષિક વર્તન કાર્યાપેક્ષાને લીધે ઇચ્છિત હતું, સ્વાભાવિક નહિ. તેમજ કલહથી કંટાળી કૃષ્ણ બોલે છે:—

માયાયે કરિયો મને ક્યમ કરી અદ્વૈતવાદી અહા,
રે અદ્વૈત ગયું થયું દુઃખ મને માયા! ન કાયા વહી;
જાણીજા જીવો તો જરૂર સુખ છે અદ્વૈત ધર્મે નહી,
બ્હેલો થા વચળે ચલે ચપળતા કામે ન કાચું અહા!

આ ઉદ્‌ગાર કેવળ સત્યભામાને ઉશ્કેરવા પુરતા છે. કેમકે હજી એટલી પરાકાષ્ટા આવી નથી કે સત્યભામા પારિજાતક વૃક્ષ લેવા પોતાની સાથે આવવા તૈયાર થાય. એ માનુષિક વર્તન રાખ્યું છે એટલા પૂરતું. બાકીનો સર્વત્ર દૈવી અંશ ચિનગારી રૂપે રહી ધારેલું કામ કર્યો જાય છે. જ્યારે તે સર્વ કાર્યો અને ઉદ્‌ગારો ઉપલક દૃષ્ટિએ માનુષિક દેખાય છે. પણ જ્યારે કૃષ્ણ એકલા હોય છે ને હૃદયના ઉદ્‌ગારો કાઢે છે (ત્રીજો અંક.) સત્યાભામાની પ્રતિમા શ્રીદામો આપી જાય છે તે પહેલાં કૃષ્ણ વિરહપીડિત સ્થિતિમાં કહે છે–" હે મકરધ્વજ! તારાં કમળ જેવાં કોમળ શર મારાથી સહન થતાં નથી. " વખતે પોતાની આ સ્થિતિ શ્રીદામાને બતાવી પોતાનું કાર્ય–અને ઉદ્યોગ જલદી પૂરૂં કરવા કૃષ્ણનો પ્રયાસ હોય, તોપણ રાધિકાની પ્રેમ પત્રિકા પોતે એકલા વાંચે છે અને પ્રેમપીડાથી પીડાય છે " (પ્રેમપત્રિકા ઉકેલતાં) હે હૃદય! (ઘણો ભાગ કોરો જોઇ) આથી તારે પણ સમજવાનું છે કે તારો ઘણો ભાગ આમ કોરોકટ થઇ પડયો છે. (બે લીટી કાળા રંગે લખેલી જોઈ) આહા! હૈડા તું સમજ કે જે તારામાં કિંચિત્ રંગાયલું છે તે કૃષ્ણ રંગવાળું જ છે. " ઇત્યાદિ આ ઉપરથી સાર જણાય છે કે એ દૈવી અંશ કામદેવના બળથી દબાઇ જતો હતો એમ કવિ બતાવવા ઇચ્છે છે.

અહિ કોઇ એવું કહે કે નારદ અને ઇન્દ્રાદિ દેવોએ તેમ જ ઉગ્રસેન આદિ મહરાજ અને મંત્રીમંડળે વારંવાર પ્રેરણા કર્યાથી જ અને તેમા નારદની પારિજાતક પુષ્પની યુક્તિથી જ કૃષ્ણનો દૈવી અંશ જાગૃત થાય છે. દૈવી અંશ પૃથ્વીમા અવતાર લે એટલે માયાની જાળમા લપટાય, અને તેથી તેને કરવાના કાર્ય માટે પુનઃ પુનઃ પ્રતિબોધ કરવો પડે આ મત કૃષ્ણના પાત્ર વિષે યોગ્ય લાગતો નથી. કારણ કે ઉપર બતાવ્યું તેમ ઉત્કંઠિત હૃદયે, કોઇ વસ્તુ મેળવવાની અતિ તીવ્ર અભિલાષાથી સત્યભામા કૃષ્ણની સાથે જાય, અને યુદ્ધનો પ્રસંગ એક આકસ્મિક બને, એવી વસ્તુસ્થિતિ આવે એવી જ કૃષ્ણ રાહ જોતા હતા અને તેથી

જ જો કે ભૌમાસુરવધ એ આ નાટકનું મુખ્ય કાર્ય છે છતા તે કેવળ આકસ્મિક અને ફળરૂપ બતાવાયુ છે

પ્રસંગવશાત્ સત્યભામા અને રૂક્મિણીમા દૈવી અંશ કેટલે અંશે જાગૃત રહે છે એનો વિચાર કરીશુ. સત્યભામાના સ્વભાવમા દૈવી અંશ ઉપર પ્રમાણે જાગૃત નથી માયાના આવરણમા એટલો બધો ઢંકાયલો છે કે ભૌમાસુર મરી ગયા પછીથી જ તેને એ પોતાનો પુત્ર હોવાનું સ્મરણ થાય છે. માયાના આવરણથી નહિ, પણ ઉપર કહ્યુ તેમ પારિજાતકવૃક્ષ મેળવવાની લાલસામા એ વિસ્મૃતિ થઇ, એમ કોઇ કહે તો, ઇર્ષ્યાભાવ, કંકાસઆદિ કરવાની વૃત્તિ, એ સર્વ માયાના આવરણને લીધે થાય છે. તેમ જ નારદનો સ્વભાવ સમજવાની શક્તિ પણ સત્યભામામા નથી. એ સમજ પણ કૃષ્ણે આપી છે. પાચમો અંક–સત્યભામા–હલા નાગરિકે ? નારદજીનું કહેવું સાચે સાચું લાગે છે......પણ સખિ ! નારદજીની વાત સાચી હશે કે જુઠી ?......નારદમુનિએ ધાર્યું હશે કે વગર પૈસાની લડાઇ જોવાનો આ ઠીક લાગ છે. મને બ્રહ્મપુત્રના સ્વભાવ વિષે આર્યપુત્રે રજેરજની સમજણ પાડી મૂકી છે.

**સત્યભામા અને રૂક્મિણીમાં દૈવી અંશ જાગૃત નથી.**

રૂક્મિણીનો સ્વભાવ પણ એ જ પ્રમાણે આલેખાયો છે.' પણ કોઇ કહેશે કે કૃષ્ણનું કાર્ય સુગમતાથી થાય, કલહ કરવાથી સત્યભામા વૃક્ષ લાવવા હઠ લે, એ વિચારોથી જ રૂક્મિણીએ સત્યભામાના માર્ગમા કાટા વેરી ઇર્ષ્યાળુ બનાવી. જો એમ હોય તો પારિજાતક વૃક્ષ આણ્યા પછી રૂક્મિણીનું વર્તન દૈવી અંશનું નથી પણ ઇર્ષ્યાવાળી સ્ત્રીનું છે. એ એના શબ્દો સ્પષ્ટ બતાવે છે. રૂક્મિણી–" મારાય ગ્રહ ગામ ગયા નથી કે એક વાર વઢવા આવી સોળસહસ્ર સાલ વેરાવ્યા અને બીજી વાર લડવા આવી કઇનું કઇ કરાવું. આ તો તું જ્યારે ઝાડ દેખાડવાને એક પગે થઇ રહી હતી ત્યારે જે બે ખરા બોલ હતા તે કહેવા પડયા ! ( એવે આઘે ઘણી સ્ત્રીઓ આવતી જોઇ ) લે બેન ! આ તારા આણેલા ફૂલો કાલ્યા ! હવે સુંઘાય તેટલા સુંઘ " ઇત્યાદિ

જો આ પ્રમાણે રૂક્મિણીના પ્રત્યેક કાર્યમા માયાનું પ્રાધાન્ય વધારે દેખાય છે, તો પછી સત્યભામાપરિણયનો એ વિરોધ કરે છે તે શાથી ? કેવળ સપત્ની પ્રતિ ઇર્ષ્યાભાવે, કે કૃષ્ણદેવ માટે એ અજુગતું છે તેથી ?– રૂક્મિણી મણિ ચોર શબ્દ સાભળી ૭ છેડાયલી આવે છે. શ્રીદામો કૃષ્ણને લગ્ન કરવાની યુક્તિ બતાવે છે. તે સાભળી રૂક્મિણી સ્વગત બોલે છે–" અરે દુષ્ટ ગોપ ! દેવને અવળે માર્ગે ચઢાવવાનુ તને જ છાજે " આ ઉપરથી એમ સમજાય છે કે કૃષ્ણ વિનયપથની બહાર જાય છે તેને અટકાવના પ્રયાસ કરે છે, સત્યભામા પ્રતિ ઇર્ષ્યાભાવથી નહિ. પરન્તુ જ્યારે કૃષ્ણ તેને મનાવવાનુ કરે છે ત્યારે રૂક્મિણીનો ઇર્ષ્યાભાવ પણ જણાઇ આવે છે. કૃષ્ણ–" પણ તેના પર તમારૂં સ્વામિત્વ છેને !" રૂક્મિણી–"દેવ સ્વામિત્વ માને છે અને આટલા મોના મીઠડા પણ કરે છે, તે વડે હું તો ધન્યતા જ માનું છું " પણ આ ઇર્ષ્યાભાવ પ્રાસંગિક ઉત્પન્ન થાય છે સ્વાભાવિક નથી કારણ કે રૂક્મિણી કનક માલિકાને કહે છે. " તે ( શ્રીદામો ) દેવને લાગેલું

**રૂક્મિણી શા માટે સત્યભામા અને કૃષ્ણના પરિણયની વિરુદ્ધ આચરે છે ?**

કલંક ભુંસવાને ખોટામા ખોટી શીખવણી કરતો હતો. માગથી ખમાયું નહિ અને મેં એને અને દેવને ફડકાર્યા " એટલે કૃષ્ણના લપસણા સ્વભાવને શ્રીદામો ટેકો આપે છે, તેથી રૂક્મિણીના મનમા સપત્ની ઈર્ષ્યાભાવ ઉત્પન્ન થાય છે. બાકી સત્યભામા પોતાની સપત્ની થવા યોગ્ય છે અને કંઇ લગ્ન ઇચ્છવા યોગ્ય છે એમ રૂક્મિણી પોતે જ કહે છે. કૃષ્ણની વિરહાવસ્થા દેખે છે ને વિવાહ અટકાવવા યોજના કરે છે તો પણ જે એને સત્ય લાગે છે તેનો પણ વિચાર એને આવે છે ખરો. રૂક્મિણી–" હવા કનકમાલિકે ? આર્યપુત્રને આમ દુભવવા ઠીક લાગતું નથી. તેમ એ સત્યભામા મારી સપત્ની થવા યોગ્ય છે. વળી મારાં સાસુજીની પણ મોટામા મોટી ઇચ્છા છે......માટે પેગી કર્યું કે આર્યપુત્ર અહિં પધારે તે સમયે પ્રાણપતિ સત્યભામાને પણ અહિં જુએ. પછી આપણે ઘટિત લાગશે તે કરશું " આ પરથી રૂક્મિણી ઇર્ષ્યાભાવથી જ દોરાય છે એમ નથી વળી એક બીજું પણ કારણ અહિં જણાય છે. રૂક્મિણીને પૂછીને કે સલાહ લઇને જો કૃષ્ણે પરણવા ઇચ્છયુ હોત, તો તે આમ વિરોધ કરત નહિ અને તેથી કૃષ્ણ એને પડતી મૂકી શ્રીદામા દ્વારા એ કામ સાધે છે તે પણ એનાથી ખમાતું નથી. રૂક્મિણી–"જે વાત દેવે ગોપ બન્ધુને કહેવા યોગ્ય માની અને અમે તેથી અયોગ્ય કર્યા—ઇ."

આ દૈવી અંશથી પ્રેરાયલા કાર્ય નથી એમ સ્પષ્ટ થાય છે. જો એમ હોય તો એ દૈવી અંશ વચ્ચે આવા ઉદ્ગારો નીકળે નહિ. તેમ જ કૃષ્ણ પુષ્પ લઇ સત્યભામાને મંદિરે જાય છે તે દિવસે એ પુષ્પ પર ખરો અધિકાર સત્યભામાનો હતો, કેમકે કૃષ્ણ તેને મંદિરે જવાના હતા છતા પોતાપણું સાબીત કરવા રૂક્મિણી અયોગ્ય આચારણ આચરી કૃષ્ણને પોતાને મંદિરે લઇ જઇ પુષ્પ પડાવી લે છે અને સત્યભામાના પ્રેમમા પૂળો મૂકે છે. આ કંઇ દૈવી અંશનું કાર્ય નથી પણ નારદના કહેવાથી મહાદેવી પત્નીની સત્તા ભોગવવાનું પરિણામ છે.

**નાટકનું નામ ભૌમાસુરવધ એમ કાં ન આપ્યુ ?**

આ પ્રમાણે કૃષ્ણના દૈવી અંશનો, રૂક્મિણી અને સત્યભામાના માનવ અંશનો વિચાર કરી નાટકનુ અવલોકન કરીયે તો જણાશે કે શ્રીદામો ચોરીનું આળ દૂર કરવા લગ્ન માટે મરી મથે છે એમ બતાવી, ખરી પરિસ્થિતિ રૂક્મિણી અને સત્યભામા વચ્ચે સપત્નીભાવે દ્વેષ ઉત્પન્ન કરાવી, રોષ દર્શનના પરિણામે ભૌમાસુરનો વધ કરાવવાની છે એટલે આ નાટકની રચના એક વૃક્ષ જેવી છે. ભૌમાસુરના વધ માટે દેવોની આ કાક્ષા, મણિ ચોર્યાનુ આળ, રૂક્મિણીનો પરિણય માટે વિરોધ, એ એક બીજામાથી ફુટેલા મૂળો અતિ ઉંડા ગયા છે, જેના ઉપર સત્યભામાપરિણયનું થડ બંધાતા રોષદર્શનની શાખા ફુટે છે, જેમાથી ફળરૂપે ભૌમાસુરનો વધ થાય છે આ પ્રકારની રચના શ્રી હર્ષદેવના નાગાનંદના નાટકમા જણાય છે ત્યા પણ કેટલાક વિદ્વાનો–આખા નાટકમા જુદા જુદા પ્રસંગો ભેગા કરી ગોઠવી દીધાનું કહે છે, કારણકે ' નાગાનન્દ ' નાટકનુ નામ છે અને છેલ્લા એ અંકમા તેનો વિષય આવે છે જ્યારે પહેલા ત્રણ અંકમા મલયવતી અને જીમૂત–વાહનનો પરિણય વર્ણ્યો છે. અહિ વિદ્વાનો ભૂલ ખાય છે કેમકે કવિએ નાટકનુ નામ નાગાનન્દ આપ્યુ, પરિણામ એટલે ફલાપ્તિ ઉપરથી પણ બઇ જોતા એ હેતુ નાટક લખવાનો ન હતો

એ સૂત્રધારના મુખમાં મુકેલા શ્લોકથી–નાન્દીના અને પ્રસ્તાવનાના શ્લોકથી સિદ્ધ થાય છે. ખરો હેતુ તો સિદ્ધરાજનું ચરિત્ર વર્ણવવાનો હતો. **लोके हारि सिद्धराजचरितं नाटये च दक्षा वयम्।** અને તે દૃષ્ટિયે જો જોઇએ તો આખું નાટક સુસંગત અને સુસંબદ્ધ લાગે. એ વાત ખરી છે કે વિટ આદિના પ્રસંગો કેવળ નકામા છે, નાટકને પોષનારા નથી. તેવી રીતે જો આ રોપદર્શિકાખ્યાનને જોવામા આવે તો આ નાટકમાં એવડી રચના નથી. પણ જે વૃત્તાંત ઉપરથી ફલાપ્તિ થાય છે તે વૃત્તાંત ઉપર કવિએ નાટકનું નામ આપ્યું. વધ રંગભૂમિપર બતાવાય નહિ એટલે યુદ્ધ પણ બતાવવું બંધ રાખ્યું, અને માત્ર પ્રવેશકથી ભૌમાસુર વધ સૂચવ્યો, અને એ મુખ્ય વિષયને પ્રાસંગિક કરી દીધો. એટલે જેવી રીતે, અભિજ્ઞાન શાકુન્તલમાં શકુન્તલા મુદ્રિકા પ્રાપ્ત થવાથી મળી, અને મુદ્રિકાને લીધે વિસ્મૃતિ થઇ અને અભિજ્ઞાન થયું, તેથી કવિએ એ મુખ્ય પ્રસંગ ઉપર અભિજ્ઞાનશાકુન્તલ એ નામ આપ્યું; જેવી રીતે મુદ્રાના જોરે રાક્ષસ જીતાયો છે, તેથી મુદ્રારાક્ષસ નામ પડયું; જેવી રીતે પરાક્રમથી ઉર્વશી મળી, માટે વિક્રમોર્વશીય નામ પડયું, તેવી જ રીતે સત્યભામાનાં રોપદર્શનને લીધે ભૌમાસુર વધ થયો, માટે રોપદર્શિકાસત્યભામાખ્યાન એ નામ પડયું. પુષ્પનો પ્રસંગ કલહ ઉપજાવે છે એ વાત ખરી પણ તે પ્રાસંગિક છે. કારણ કે સત્યભામાના પહેલેથી બળી રહેલા હૃદયમાં એથી ઘી હોમાય છે. એટલે પ્રાસંગિક પ્રસંગ ઉપર નામ ન આપ્યું, અને તેથી નાન્દીમાં રોપદર્શન વિષે ઉપક્ષેપ છે તેમ જ પુષ્પ વિષે પણ છે.

**સત્યભામા રૂક્મિણીનો કલહ ગ્રામ્ય છે? સ્થાને છે કે અસ્થાને? કવિની નિર્બળતા બતાવે છે કે કળાકૌશલ્ય?**

સાક્ષર શ્રી કેશવલાલ નાટકોની પ્રશંસા કરતાં લખે છે. "એમ ગીર્વાણ નાટય સાહિત્યની સુન્દર છાયા પ્રેમાનંદનાં નાટકોમા સંક્રાંત થઇ તેને શોભા આપનાર બની છે; ત્યારે સમકાલીન ભવાઇની ગ્રામ્યતાની છાપ પણ તેના પર પડયા વિના રહી નથી...આ ગ્રામ્યતા શોકયોની ઉક્તિમા આગળ પડતી જોવામાં આવે છે. કૃષ્ણ ભગવાનના અન્તઃપુરમા સ્ત્રીઓને ન છાજે એવી ગ્રામ્ય ગાળાગાળી સાંભળીયે છીએ." (પાનું ૨૬ પ્રેમાનંદ) આગળ ટીકા કરતાં જણાવે છે કે 'પ્રેમાનંદના મનની નિર્બળતાને લીધે અથવા તો શ્રોતાને રાજી કરવા, એવા પ્રસંગો આણ્યા.' આ ટીકા યોગ્ય નથી. આ પ્રવેશોથી કવિના મનની નિર્બળતા સાબીત થતી નથી. તેમ જ તે સમયના ભવાઇના ખેલોની છાપ પણ નથી. સત્યભામાનું રોપદર્શન એ નાટકનો મુખ્ય વિષય છે. એટલે એ પ્રસંગમાં કવિએ પરાકાષ્ઠા લાવવી જ જોઇએ. એ પરાકાષ્ઠા કુદરતી છે કે નહિ તેટલુ જોઇને પછી અંતર્ગત વિષયનું નિરૂપણ કરીશું. સત્યભામાને પ્રત્યક્ષ અનુભવ થયો છે કે રૂક્મિણીએ તેના પ્રેમ માર્ગમા કાંટા વેર્યા છે અને તેથી તે બળી રહી છે. એટલે સુધી કે રૂક્મિણીને તે પગે લાગતી નથી. પગે લાગવાનું કહેનાર કૃષ્ણને તે તરછોડે છે. તેમજ પોતાની મા પણ તેને પગે લાગવાનું કહે છે ત્યારે પણ તે તેમજ કહે છે–"હવે તો હું છું ને એ છે. થઇ હબધું હશે તો ડાળા પાખડા જખ મારે છે. માડી ' તું જો તો ખરી ' હવે તો એ જ મને પગે લાગતી આવશે." સત્યભામા મૂળથી છોકરવાદ અને ચઢાઉ તો છે જ. તેમાં પોતાને કેદ થવાનો પ્રસંગ લાવનાર રૂક્મિણી પર હૃદય બળ્યું બળ્યુ રહે એમાં નવાઇ નથી. મહારાણીપદ ભોગવતી રૂક્મિણી સંપૂર્ણ વિઘ્નો નાખે, જરા મોટું મન ન રાખે તો સત્યભામાનું

અંગ ભડભડાટ કાં નબળે? શું બધી જ સ્ત્રીઓ શાંત અને સહનશીલ હોય છે? છતાં કૃષ્ણના ચાતુર્યથી તે બે વચ્ચે વઢવાડ થતી નથી. બન્ને સાથે બેસી નાટક જોય છે. શ્રીદામો સત્યભામાને " લેવું દેવું " કહી સંબોધે છે ને તે ખીજાય છે છતાં મર્યાદામાં રહી છે, જેથી સાબીત થાય છે કે રૂક્મિણીનું મહાદેવી પદ પોતે સ્વીકાર્યું છે. એનું સરળ અને સદય હૃદય કૃષ્ણના હૃદયને વશ થયું છે, અને કૃષ્ણના પ્રેમસાગરમાં ડૂબકી મારી કલ્લોલ કરી રહ્યું છે, ને પાછલી વાત ભૂલવા માંડી છે. કૃષ્ણને રાધિકાનો પત્ર આવ્યો છે, છતાં પોતે કૃષ્ણથી વિખુટી રહી ન શકવાથી રથ છોડવી નાખ્યો, તેને વ્રજ જતા અટકાવ્યા, ને તેના પ્રેમના અણમૂલ આનંદ લેવા તેની માર્ગપ્રતીક્ષા કરતી બેઠી છે. હવણાં પ્રિયતમ આવશે -એમ ઉત્સુક્તાથી રાહ જોય છે. તે જ પ્રસંગે ને તે જ દિવસે, જ્યારે પોતાનો વારો ન હતો, ને જેના ઉપર પોતાનો અધિકાર ન હતો એવાં પુષ્પને કાજે કૃષ્ણને અટકાવી, રૂક્મિણી પોતાને મંદિરે લઇ જાય છે. આ બાજુ સત્યભામા રાહ જોયાં જ કરે છે. નારદ આવી સ્પષ્ટ કથન કરે છે, સત્યભામાને ચઢાવે છે, છતાં નારદના ટીખળી સ્વભાવથી ચેતેલી સત્યભામા ન માનતાં પોતાની મેળે ખાત્રી કરવા જાય છે. વિચાર કરો, કે જેણે પ્રેમનું અણમૂલ સુખ ભોગવવા કૃષ્ણને વ્રજ જતા અટકાવ્યા છે, ( પા. ૨૨૪ ) જે તેની પ્રતિક્ષણ માર્ગપ્રતીક્ષા કરતી બેઠી છે, પોતાને પુષ્પ ભોગવવાનો અધિકાર બીજીએ છીનવી લીધો છે, એમ સાંભળ્યું છે, છતાં પ્રેમાવેશથી માન્યું નથી, કૃષ્ણ તેને વધારે પ્રેમથી ચાહે છે એમ હૃદયની ખાત્રી હતી, તે સ્ત્રી હૃદયના આવેશમાં ખાત્રી કરવા જાય છે. જેણે આટલા સમય સુધી રૂક્મિણીએ વેરેલા કાંટાનાં દુઃખ ભોગવ્યાં હતાં અને જેના પડેલા ઘા રૂઝાવા આવ્યા હતા, તે સ્ત્રી જ્યારે પોતાની સપત્નીને પોતાના નામથી પ્રિય પતિને સોગન લેવડાવતી સાંભળે છે અને દેખે છે, પોતાના પર પૂર્ણ પ્રેમવાળો પતિ તેનું માની તેવા સોગન લે છે, આ સમયે એવી કઇ સ્ત્રી સહનશક્તિવાળી હોય કે હૃદયની સર્વ બળતરાથી ક્રોધને વશ ન થાય! અને પ્રેમમાં પૂળો મૂકાતો ન દેખે? સર્વને વિદિત છે કે ક્રોધ મનુષ્યને આંધળો બનાવે છે. મોટા મોટા ઋષિઓ ક્રોધને વશ થતાં પોતાનું ભાન ભૂલે છે, દેવોને હાથે ન કરવાનાં કાર્યો થાય છે. તો માયામાં લપટાયલો બળબળ થઇ રહેલો આ દેવી અંશ ભાન ભૂલે એમાં શી નવાઇ! " ખાવાને જગલો ને કુટવાને ભગલો. છે કંઇ લેવા દેવા! સોંઘી ને સફરી સત્રાજિત સુતા ભલી જડી છે. પણ હું તો રગે રગે રઇ ચોપડું તેવી છું." આવા ઉદ્દ્‌ગાર કોણ ન કાઢે? એક વાર મગજ પરથી કાબુ ગયો તે શું ન કરે? રાજરજવાડાઓમાં શું નથી થતું? જ્યાં સુધી રાજાઓના અંતઃપુરની સ્થિતિ આપણે જોઇ નથી ત્યાં સુધી જ આ સર્વ વિચિત્ર લાગે છે. કેળવાયલી સપત્નીઓના તો દાખલા નજરે જોયા નથી એટલે શું પરિણામ કલ્પી શકાય! પણ જ્યાં કેળવાયલાં નણંદ ભોજાઇઓ હોય છે ત્યાં આવાં મજબૂત કારણો નથી હોતાં તો પણ ઘર ગાજતાં સંભળાય છે, તો આ સપત્નીઓના સ્વભાવના આલેખનમાં દોષ જોવો શા માટે? તેમ નાટકમાં અતિશયોક્તિ હોય તો જ રંગ ઝામે છે ને અસર થાય છે. વળી અહિં તો કલહ કરાવનાર નારદ છે. જે પોતાની નારદવિદ્યા કે નારદવેડા માટે સુપ્રખ્યાત છે. સર્વત્ર એના પાસા પધ્યા છે. કલહનું બી એક વાર રોપતા નથી પણ બરાબર પરિપાક થાય તે માટે રૂક્મિણી અને સત્યભામાને ચડાવે છે, એટલું જ નહિ, પણ રૂક્મિણીને ત્યાં સત્યભામાને મોકલે છે. આથી સત્યભામા જેને કૃષ્ણ

સામાન્ય પુષ્પ આપી ઠગતા હતા તે પારિજાતક પુષ્પ જુએ છે ને કંકાસ વધી પડે છે. અહિં રૂકિમણી અને સત્યભામા વચ્ચે બોલાચાલી થાય છે. સત્યભામા જો કે ક્રુદ્ધ થયલી છતાં રૂકિમણી સાથે મર્યાદાથી વાત કરે છે પણ રૂકિમણીના દરેક શબ્દો તેનામાં આગઆગ પ્રેરે છે ને સત્યભામા મર્યાદા મૂકે છે. દોષ સત્યભામાનો નથી પણ રૂકિમણીનો છે. પાત્ર દોષિત થાય છે તે રૂકિમણીનું સત્યભામાનું નહિ. પણ જો આ પ્રકારે પરાકાષ્ઠા ન આવે તો પારિજાતકનું વૃક્ષ માગવા જેટલું જોર સત્યભામામાં આવે નહિ અને તેથી યુદ્ધમાં જવાનો પ્રસંગ ઉપસ્થિત થાય નહિ એ વિચાર બાજુએ રાખીએ તો પણ આ જે તકરાર ઉભી થાય છે તે તકરાર આધુનિક કે તે સમયમાં થતી શોક્યોની તકરાર જેવી નથી. ભરેલી સાડી, કે નવીન અલંકારો કે હાલનાં ફેશનેબલ બ્લાઉઝ કે સિફોનની તકરાર નથી, પણ પુષ્પ ને તે દૈવી પારિજાતક પુષ્પ જેની સુગન્ધિ અને ઉપભોગ માટે હરકોઇ તકરાર કરે એવું એ પુષ્પ છે. જો સામાન્ય શોક્યોનો પ્રસંગ બનાવવો હોત તો હજી ઘણી પુષ્પાંજલીઓનો વર્ષાદ. દરેક જણી વર્ષાવી શકતે; તે ઉપરાંત મારામારી, વાળની સામસામી ખેંચાખેંચી સુધી કામ પહોંચી શકતે. આ નાટક લખનાર કવિની મનની નબળાઇ નથી પણ આ પ્રસંગ આમ આલેખ્યા વિના એને છૂટકો જ નથી. તેમ તે વખતની ભવાઇની છાયા નથી. સ્વાભાવિક થવું જોઇએ તે જ બન્યું છે અને તેથી પારિજાતકના વૃક્ષની માંગણી સ્વીકારાઇ છે. તેમ લેખકે મર્યાદા તજી નથી. જે લખ્યું છે તે આવેશમાં આંધળા બનીને લખ્યું નથી, પણ યુક્તિપૂર્વક ધારેલો અંત આણવાને જ આ પ્રસંગ આમ ગોઠવ્યો અને ચિતર્યો, એમાં કવિનો કોઇ પણ પ્રકારનો દોષ અમને દેખાતો નથી. આ પ્રસંગ જેટલો વાચતાં અસર કરે છે તેટલી અસર રંગભૂમિ પર ભજવાતા નહિ કરે. કારણ કે રંગભૂમિને લાયક આ પ્રસંગ નથી. રંગભૂમિ પર લાંબું પિંગળ જ લાગે, એમ રંગભૂમિના કંઇક અનુભવથી અમારે માનવું પડે છે. છતાં જો આ પ્રવેશો સાક્ષરશ્રીને પ્રેમાનંદની કલમને કલંક લગાડનારા લાગતા હોય, તો એ મતે કંઇક જુદું જ ફળ દેખાય. પ્રેમાનંદ કોઇ દિવસ આવા ગ્રામ્ય પ્રસંગો ચિતરે નહિ કારણ કે એ દૃઢ મનનો, વિચારશીલ, જમાનાથી દોરાઇ ન જાય એવો અને પુરાણીઓને સુધારવા પ્રયાસ કરનારો કવિ હતો. તેથી એ મતે આ નાટક એનું જ લખેલું હશે કે કેમ એ વિષે શંકા-સ્થાન ઉત્પન્ન થવા સંભવ રહે છે.

**ગર્ભાંકનું શું પ્રયોજન ?**

કોઇ પ્રશ્ન કરશે કે જે કાર્ય પુષ્પથી થયું તેને માટે ગર્ભાંક પણ મૂકી નકામો અંક વધારવાની શી જરૂર હતી? એ પ્રમાણે તો અનેક પ્રસંગો ઉભા કરી શકાય. આનો ઉત્તર એ કે ઇન્દ્રાદિ દેવો અને નારદ જે નારાયણ આગળ કશા લેખામા નથી ( નારદના જ શબ્દો, જ્યારે કૃષ્ણ સત્યભામાને મનાવવા પાછળ દોડે છે. પા. ૨૩૭) તે એમ માને છે કે કૃષ્ણ માયામા લપટાયા છે તેને પ્રતિબોધ કરવો– નારદ–"મને શક્રે પ્રથમથી જ કહ્યું હતું કે અમે સર્વેએ મળી અદીતિકુંડલાહરણનો કરુણમય પ્રયોગ કરી બતાવ્યો તેમાં દયાળનું માનસ દયાર્દ્ર ભાવવાળું થયું, તથાપિ અંજસા કોઇ વ્રજ આહિર આવ્યો, તેણે ફરી અવિનાશી પૂર્વ અજ્યાના આવરણમા આવી પડયા.'' પણ ગર્ભાંકનું કવિના વિચાર પ્રમાણે કંઇ જુદુંજ પ્રયોજન દેખાય છે. સત્યભામા આ દશ્ય જોય તો તેનામાં સંપૂર્ણ

દયાભાવ ઉદ્દ્ભવે અને તેને અંગે જ્યારે યુદ્ધમાં જાય ત્યારે સોળસહસ્ત્ર સુન્દરીના દુઃખની સાથે સ્વર્ગના દેવોનું દુઃખ અને ખાસ કરીને શચીનું દુઃખ નિવારવા ભૌમાસુરને મારી નાખવા કૃષ્ણને કહી શકે. આથી જ કવિ સત્યભામાના મુખમાં શબ્દો મૂકે છે–" આર્યપુત્ર ! તમે શૂર-મણિ કહેવાવ છો તો પછી આ બિચારા સૂરને પડતું કષ્ટ કેમ ટાળતા નથી? મહારાજ એ જોરાળાપણું અને ગર્વ શા કામનાં કે જે જોર અને ગર્વથી કોઇનેય લાભ કરી શકાયો નહિ? હાં–હાં દેવ ! હું તો તમારા બળ વિશેની ભોમિયણ જ છું પણ હે આર્યપુત્ર ? તમે બિચારી શચીના કષ્ટ સામું જુઓ તો તો બહુ મારૂં ! બહુ સારૂં" બીજો હેતુ કૃષ્ણ કહે છે તેમ કેવળ આનંદ માટે. કૃષ્ણ–"વયસ્ય! એમાં તારોજ વાંક છે. આવો કરુણમય પ્રયોગ તેં શા માટે કરાવ્યો કે સર્વેનાં મન આનંદયુકત થવાને બદલે શોકયુકત થયા ? "

**રાધિકાના પત્રનું શું પ્રયોજન છે?**

ગર્ભાંક આ પ્રમાણે સયુક્તિક છે તો પછી રાધિકાનો પ્રણયપત્ર દાખલ કરવાની શી જરૂર છે ? એથી શું કાર્ય સધાય છે ? આ પ્રસંગ સત્યભામાને ઉશ્કેરવા પૂરતો છે. અદીતિકુંડલાદરણનો પ્રયોગ જોવાથી સત્યભામાનું હૃદય દુઃખી થયુ છે ને દયાભાવ ઉપજ્યો છે. આ પ્રસંગમા સત્યભામા કૃષ્ણની સાથે રહે તો શાંતિ પામી આનદયુક્ત રહે. પણ જો કૃષ્ણ વ્રજમાં જવા તૈયાર થાય તો સત્યભામા વિરુદ્ધ પડે અને જવા ન દે અને સત્યભામા તેમજ કરે છે તે પણ રીસાઇ જઇને જ. સત્યભામા નાગરિકાને કહે છે. "મેં જો આટલો રૂમાડો કર્યો ન હોત તો તો સવારમા ઉઠીને ક્યારના વ્રજમા ચાલ્યા ગયા હોત." માડ માંડ કૃષ્ણને રાખે છે, એવામા રૂક્મિણી પોતાને મદિરે આવતા કૃષ્ણને અધવચ ખાળે છે એટલે સત્યભામાની જે યુક્તિથી ને પરિશ્રમથી કૃષ્ણ વ્રજમા ગયા નથી તે યુક્તિ અને પરિશ્રમ મિથ્યા થાય છે. એટલે રાધિકાની પ્રેમપત્રિકા સત્યભામાને ક્રુદ્ધ થવાનું કારણ આપે છે. સ્વગત પત્રિકા વાચી પ્રેમના ઉભળકા બહાર કઢાવવામા તો કવિનો ઉદ્દેશ એક જ માલમ પડે છે માયાનિર્લેપ પણ કામબાણથી મુક્ત નથી એવું ભાન કરાવવુ.

**કેટલાક નકામા લાગતા પ્રવેશો.**

આ નાટકમા આ પ્રમાણે યોજના અમને માલમ પડે છે. પરન્તુ કવિએ હિમતીનું પાત્ર શા કાજે આણ્યુ ? જે ખબર હિમતી આપે છે તે જ ખબર અથવા તેનાથી સારી ખબર રૂક્મિણીની બે દાસીમાની ગમે તે એક લાવી શકત. એટલે હિમતીનુ પાત્ર નિરર્થક છે. એથી કંઇક નવીનતા દેખાય છે ને કવિને પોતે નવી યોજેલી ભાષા વાપરવાની તક મળે છે એ સિવાય બીજું કંઇ અમને દેખાતું નથી.

તેમજ પહેલા અંકનો છેલ્લો પ્રવેશ જેમા હિમતી પાસેથી રૂક્મિણી બાળ મેળવે છે તે પણ નિરર્થક છે. એ પ્રવેશથી કંઇ નવુ જાણવાનું મળતું નથી, કે નવો રસ ઉત્પન્ન થતો નથી, કે નવો પ્રસંગ ઉભો થતો નથી ફક્ત રૂક્મિણીને શ્રીદામાની હિલચાલની બાળ મળે છે. પરન્તુ તે બાળની તો બીજા અંકમા શરૂઆતમા પ્રવેશકથી ખબર પડી જાત. તેમજ જો આ પ્રવેશ આ સ્થળે ન મૂકાયો હોત તો અંકનો અંત પ્રાચીન રૂઢિ પ્રમાણે સ્વાભાવિક આવી જાત, કે કૃષ્ણદેવને મધ્યાહ્ન થવાની ખબર પડી ને તે ગયા. એટલુ છે કે એ

પ્રવેશથી રૂક્મિણી શુ કરવા માગે છે અને કનકમાલિકા અને પદ્મપ્રભા એ જણીઓ સહાય કરવા તત્પર થઇ છે, એ ખબર પડે છે. એટલે આ પ્રવેશ જો રાખવો હોય તો છેલ્લાની પહેલો રખાય ને કૃષ્ણશ્રીદામાવાળો છેલ્લો રખાય તો યોગ્ય આવી રહે

બીજા અંકના બીજા પ્રવેશમા જેમ કનકમાલિકા સત્યભામા અને નાગરિકાની ખબર લાવે છે તેમ પદ્મપ્રભા કૃષ્ણ અને સુદામા સુવર્ણસરોજીકા જવા તૈયાર થયા છે એમ ખબર લાવતી હોત તો કનકમાલિકાના અનુમાનપર રૂક્મિણીને અવલંબન કરવું પડત નહિ.

ત્રીજા અંકનો પ્રથમ પ્રવેશ પણ જરૂરનો નથી એ સર્વ બીના ચારૂમતીના બે ત્રણ વાક્યમા પછીના પ્રવેશમા બતાવી શકાતે. કુંચીની અને સત્યભામા કેદ થયાની વાત તો નાગરિકાને શ્રીદામાની વાતચિતપરથી સ્પષ્ટ જ થાય છે. સત્રાજિત્ લગ્ન વિરુદ્ધ છે એ તો સુવર્ણસરોજિકાના પ્રસંગ ઉપરથી વિદિત થાય છે જ. તેમજ ચારૂમતી સત્યભામાનુ લગ્ન ઇચ્છે છે એ જોશીબુઆના પ્રવેશથી સિદ્ધ થાય છે. એટલે આ પ્રવેશ મહત્ત્વનો નથી.

આખા નાટકમા પાત્ર દોષિત હોય તો તે રૂક્મિણીનું છે એ અમે ઉપર બતાવ્યું છે. ખાસ ધ્યાન ખેંચનારૂ પાત્ર શ્રીદામાનું છે. એની એક જ સૂચના પર, કહીયે તો આખું નાટક ઘડાયુ છે, એ પહેલા અંકના પહેલા પ્રવેશ ઉપરથી જ સિદ્ધ થાય છે શ્રીદામાની જે જે યુક્તિઓ છે તે તે યુક્તિઓ ઘણી જ સબળ છે અને વિરોધ કરનારી કનકમાલિકા અને રૂક્મિણી પણ પહોચી શકતી નથી આખું નાટક વાચતા સહજ પ્રતીત થશે કે શ્રીદામો કેવળ વિદૂષકની મારફત ગમેતેમ બોલી, વિચિત્ર ચાળા કરી હાસ્ય જ ઉત્પન્ન કરતો નથી પણ નાટકની પરાકાષ્ઠા આણવામા પણ સારૂ કામ કરે છે.

## પાંચાલી પ્રસન્નાખ્યાન

પ્રેમાનંદનુ બીજુ નાટક પાચાલી પ્રસન્નાખ્યાન છે નામ ઉપરથી જ ઉપરના નાટક પ્રમાણે મુખ્ય વિષયની પ્રતીતિ થાય છે રોષદર્શિકાસત્યભામાખ્યાન કરતા આ નાટક અમને ઘણું જ ઉતરતું લાગ્યુ. વસ્તુસંકલના, પાત્રોનું આલેખન, મુખ્ય વિષય, પ્રસગોની ચુંટણી વગેરે ઘણા નબળા પડે છે, જોરદાર નથી આશ્ચર્ય એ જ થાય છે કે પ્રાચીન કાવ્યમાળાના ટીકાકારો આ નાટકમા એ વસ્તુ છે એ જોઇ શકતા નથી. જુનુ તેટલું સોનું, ખરૂ યા ખોટું એ સર્વ સુસંગત અને સુસબદ્ધ માનવું, સારા લેખકનું લખેલુ કે તેના નામની છાયા નીચે પ્રગટ થતું સર્વ પ્રશસાને યોગ્ય જ માનવું એવી એમની રૂઢિ જણાય છે

**વસ્તુસંકલના એવડી છે.**

આ નાટકમા વાચકો જોશે કે પ્રથમ બે અકે એક વિષય પૂરો થાય છે. છેલ્લા ત્રણ અંકનો વિષય તદ્દન જુદો જ દેખાય છે. પ્રથમ બે અંક મંત્રાનંદ ગર્વમોચન અને પછીના ત્રણ અકોમા પાચાલી પ્રસન્નકરણ એમ બે ભાગ દેખીતા જ છે. આનો બચાવ પ્રાચીન કાવ્યમાળાવાળાએ કર્યો છે. "ભીમ આવડુ મોટું સાહસ કેવળ કમળ ખેંચી લાવવા માટે સે એટલો ધૈર્યવાન્ હતો કે નહિ, તથા દ્રૌપદી પ્રતિ બીજા પાડવો કરતા ભીમની વિશેષ પ્રીતિ

હતી કે નહિ, એ વાત કવિએ પ્રથમ બતાવી આપવી જોઇએ. કેમકે જો ભીમ પાસે એકાદ રાક્ષસનો વધ કરાવી તેના ઉદ્ધત બળની અસર કવિ શ્રોતાના મન પર ન બેસાડે, તેમ દ્રૌપદી સાથે તેનો સહવાસ વર્ણવી દ્રૌપદી પરની તેમની ગાઢ પ્રીતિ પણ પ્રથમ ન બતાવે, તો આ નાટકના પાછલા અંકોમાં વર્ણવાયલું ભીમનું જીવસાટાનું સાહસ, અને તેને હાથે થતું કુબેરાદિના અનુચરો આદિકનું મરણ સુઘટિત થાય નહિ. " મહાકવિ પ્રેમાનંદના લક્ષ્યમાં પણ આ વાત હતી, એમ તેની નાટકની વસ્તુસંકલના પરથી જણાઈ આવે છે. " કેવળ બચાવ કરવાની દૃષ્ટિએ આ પ્રમાણો આપી શકાય. પરંતુ જે ઉદ્દેશથી પહેલા અંક લખાવવા જોઇએ તે ઉદ્દેશ સાધી શકાતો નથી. જટાસુર નામે રાક્ષસ પાંડવો પર વેર લેવા યુક્તિથી મંત્રાનંદ નામના બ્રાહ્મણ તરીકે ઠસી જાય છે; કપટથી દ્રૌપદીનું હરણ કરે છે, ને છેવટે ભીમને હાથે મરે છે. આ પહેલા બે અંકનું વસ્તુ, પાંચાલીને પ્રસન્ન કરવા કમળનો જે પ્રસંગ ઉભો થાય છે તેને કોઇ રીતે પોષક થતું નથી. એ વૃત્તાંત અને કમળના વૃત્તાંતને કોઇ જાતનો સંબંધ નથી. ભીમની કાર્યદક્ષતાની પ્રતીતિ કરાવવા પૂરતું જ જો બે અંકનું પ્રયોજન હોત તો તે પ્રયોજન બીજી કોઇ પ્રસંગની ગુંથણીથી સાધી શકાત, જેથી બે અંકનું છેલ્લા ત્રણ અંક સાથે મજબૂત સંધાણ થાત. પ્રથમથી જ દ્રૌપદીને ( મંત્રાનંદની યુક્તિદ્વારા ) કમળ મળ્યું હોત, અને એવાં સહસ્ર કમળની પ્રાપ્તિ કરવા અભિલાષા થઇ હોત, અને પ્રસંગોપાત્ત ભીમને દૂર કરવાની ઇચ્છાવાળા મંત્રાનંદની પ્રેરણાથી એ અભિલાષાને ટેકો મળ્યો હોત, અને ભીમ દૂર થતાં જ કપટી મંત્રાનંદે દ્રૌપદીનું હરણ કર્યું હોત, અને મંત્રાનંદની કપટજાળ તે વખતે દ્રૌપદીને સમજાઈ હોત, તો રસ વધારે જામી શકત અને શ્રોતા કે વાચકવર્ગના મન પર સારી અસર થઇ શકત. દ્રૌપદીની ડગમગતી સ્થિતિ, કષ્ટમય અવસ્થા, મંત્રાનંદની માયા, ને દ્રૌપદીને કુંજિકા ગુપ્ત રીતે સહાય કરતી હોત, બન્નેયે મળી સમય લંબાવવા યુક્તિ કરી હોત, યુધિષ્ઠિરાદિની લાચાર સ્થિતિમાં ક્રોધાદિનો ઉદ્‌ભવ બતાવાતો હોત, એ જ અરસામાં બીજી બાજુ ભીમના વીરરસના પ્રસંગો બતાવાતા હોત, કમળની પ્રાપ્તિ થતા સહદેવાદિને કોઇ તરફથી દ્રૌપદીઆદિની દશાની ખબર મળી હોત ને જટાસુરનો વધ થયો હોત તો રસ ઘણો સારો જામી શકતે. પ્રસ્તુત નાટકમાં કવિએ બે અંકનું સંધાણ રાખવા કંઇક પ્રયાસ તો કર્યો છે. જટાસુર એ વનદેવતા નત્રમલ્લિનો ભક્ત હતો એમ સંધાણ બતાવ્યું છે. તેમજ આ બે અંકમા મંત્રાનંદને સ્મરવર્ધકનું કામ સોંપાવી પાંચાલીએ પ્રસન્નતા મેળવી છે એમ બતાવ્યું છે. પરન્તુ આ બન્ને પ્રસંગો નાટકના મુખ્ય ઉદ્દેશને પુષ્ટિકર નથી. ઉલટા ઝાંખા પડે છે. ત્રીજા અંકથી નવું જ નાટક શરૂ થાય છે એમ લાગે છે. જટાસુરના મૃત્યુ સિવાય બીજા કોઇ પણ પ્રસંગનો ઉલ્લેખ નથી. તેમ બીજા કોઇ પણ પ્રસંગના ફળરૂપ કોઇ પણ પ્રસંગ આલેખાયો નથી.

**પહેલા બે અંકો.** હવે પહેલા બે અંકનું અવલોકન કરીયે. પહેલો અંક બીજા અંકનો પોષક છે એ ખરૂં, પણ એ પોષકતા સબળ નથી. સ્મરવર્ધકનું સ્થાન મંત્રાનંદને મળે, દ્રૌપદીની પ્રીતિ મંત્રાનંદ પર વિશેષ રહે, યુધિષ્ઠિર એને સંશયરહિત દૃષ્ટિયે જુએ, એમાં મંત્રાનંદની કઇ કાર્યસફલતા થાય છે? અગ્ન્યાદિ ચોરી જવાનું કાર્ય તો પોતે માયાબળથી કરી શકે છે. એટલું કહી શકાય કે એનો કપટી સ્વભાવ સાબીત થવાથી બીજા અંકમાં જે જે કાર્યો તે કરે છે તેને સારી પુષ્ટિ

મળે છે, અને વાચક વર્ગ મંત્રાનંદ કપટી છે એમ જાણતા સર્વને છેતરતો ફરે છે, ઓળખાઇ જવાની બ્હીકે ગભરાય છે તેથી તેની અસર સારી થાય છે. પણ તેથી દ્રૌપદી આદિનું હરણ કરી જવાના કાર્યમા પુષ્ટિ થતી નથી. અમારૂં એમ માનવું છે કે શરૂઆતમાં મંત્રાનંદ રૂપે જટાસુર પાસે સ્વગતોક્તિ દ્વારા એના કપટી અર્થનું ભાન કરાવ્યું હોત–બકરાક્ષસનું વેર લેવા તલપી રહ્યો છે, દ્રૌપદીનું હરણ કરવા મથી રહ્યો છે, પ્રથમ ચાર પાંડવોનો કપટથી ઘાત કરી પછીથી ભીમનો કરીશ એવું સૂચવતો હોત, એવામા યજ્ઞમંડપમાં તે નથી, તેથી તેને શોધતી દ્રૌપદી આવી હોત, જેથી દ્રૌપદીની એનાપર મીઠી નજર છે એમ દેખાઇ આવત અને તે વખતે મંત્રાનંદ યુધિષ્ઠિરની શંકા વિષે ફરિયાદ કરતો હોત, દ્રૌપદી ભીમ આદિ સર્વે એના કપટમા ફસાતા હોત, તો રંગ સારો જામતે. ભીમના જવાની મંત્રાનંદ રાહ જુએ છે એવો સ્પષ્ટ ઉલ્લેખ એના મુખથી થવો જોઇએ; એના જવાથી જટાસુર ઘણો જ આનંદિત થઇ કાર્યમા વ્યગ્ર થઈ જાય છે એમ સૂચન થવું જોઇએ.

બીજા અંકમા દ્રૌપદીને યુધિષ્ઠિર વગેરે મંત્રાનંદના મંદિરમાથી લઇ જાય છે. અને ભીમ દ્રૌપદીનું દિવ્ય વસ્ત્ર ઓઢી સ્ત્રી-પાત્રનું અનુકરણ કરે છે. આ પ્રસંગની પ્રશંસા કરતાં પ્રાચીન કાવ્યમાળાવાળા તેને કીચક વધના પ્રસંગ સાથે સરખાવે છે. " કીચકનો વધ સાભળવાના પ્રસંગમાં જે ગમ્મત પડે છે તેવીજ કાઇક અહિં ગણાય છે." પા. ૧૬. આ યોગ્ય નથી. કીચકના વધના પ્રસંગમા તો પાંડવોને ગુપ્ત રહેવાનું હતું. ભીમે ગુપ્તપણે કીચકને મારવાનો હતો ગુપ્તપણે દ્રૌપદીનુ દુઃખ મટાડવાનું હતું. અને તેથી જ અર્થ સાધવાનો છે, કે જેથી ભીમને સ્ત્રી વેશ ઓઢવાની જરૂર પડી ? કાવ્યમાળા વાળા લખે છે. " સ્ત્રી-લોભી મૂઢ રાક્ષસ ભીમને સ્ત્રી જાણી કેવો ઠગાય છે, એ ગમ્મત બતાવવાને કવિયે બે ડગલા આગળ ચલાવી રાક્ષસને તેને ઘેર પહોચાડયો છે " પા. ૧૬. અમારૂં એમ માનવું છે કે કવિનો ઇરાદો ગમ્મત બતાવવાનો નથી. અને તેમ હોય તો તેણે આ પ્રસંગ ચિતરવામાં ભૂલ કરી છે. ભીમ તો ક્રોધાવિષ્ટ બની તેનો નાશ કરવા જાય છે, તેવી રીતે તેનો પ્રવેશ થવો જોઇએ. દૂરથી રાક્ષસને દેખતા જ વીરરસનો સંપૂર્ણ આવેશ તેનામા હોવો જોઇએ. અને જે ગદાથી તે તેનો ઘાત કરવા તલપતો હતો તે ગદા ઉછળતી જોઇએ. અહિં તો ભીમ જે ગદાને હાથમા તાળી તેને સંબોધે છે તેનું પ્રયોજન પણ રહેતું નથી વીરત્વના આવેશને બદલે કૃત્રિમતાથી જટાસુર પર જીત મેળવવા જાય છે એ ભીમના સ્વભાવના આલેખનમા દોષ છે. એવો દોષ ઉત્પન્ન કરી શ્રોતાજનોને ગમ્મત આપવી એનો નાટકમા કોઇ પણ સિદ્ધાંત હોવો ન જોઇએ. એટલે ભીમ સ્ત્રીવેશ પરિધાન કરે છે તે કેવળ અસ્વાભાવિક છે. આખા દશ્યનું આથી ખૂન થાય છે અને રામના રંગમા ભંગ પડે છે. કોઇ એમ કહે કે સ્ત્રીવેશ પરિધાન કરવાથી જટાસુર તેને દ્રૌપદી માની છેડછાડ કરવામા રોકાય, તેટલા સમયમાં યુધિષ્ઠિરાદિ દ્રૌપદીને નસાડી લઇ જઇ શકે તો પણ ભીમના પરાક્રમમાં દોષ આવે કેમકે એ કોઇ રાક્ષસથી બીહતો નહતો. એણે અનેક પ્રસંગોમાં દ્રૌપદીની સમક્ષ રાક્ષસોને માર્યા છે. જે જટાસુર પ્રથમથી જ ભીમથી ગભરાતો હતો અને કપટથી જીતવા ગયો, હાથમા તાળી લેવા જેનો હાથ ધ્રુજી પડે છે તે જટાસુરથી ભીમને શું ડરવાનું હતું કે સ્ત્રીવેશ ધરી હાસ્યરસ કરાવે ! કાર્ય કરવા બાહુબળપર જ આધાર રાખે એવો જે ભીમનો સાહસિક સ્વભાવ છે,

તે જો આ યુક્તિ કરે તો શુ રસક્ષતિ ન થાય! જટાસુરને પારકી સ્ત્રીને છેડવાનો પાઠ શીખવવાનો ભીમને આ સમયે હેતુ ન હોય. જો એમ હોય તો જટાસુર આલિંગન કરવા જાય તે જ વખતે પોતાનુ રૂપ બતાવી યુદ્ધ કરે અને ફળ ચખાડે. રાક્ષસની માયાથી બ્હીને ભીમે આ વેશ ધારણ કર્યો એમ માનવું પણ યોગ્ય નથી. કેમકે પછીથી જે કાર્યો એ કરે છે તે માયાથી ભય રાખ્યા વિના કરે છે. ( અંક ત્રીજો અને ચોથો ) અને ભીમ કદી માયાથી બીન્યો નથી કામપીડિત દૃષ્ટિ હોવાથી ભીમને સ્ત્રીવેશમા ઓળખી ન શક્યો અને મુખ ઢાકવા કરે છે તેથી ભીમે ત્યા ઘુમટા પદ્ધતિનુ અનુકરણ કર્યું એમ સમજાય છે. એમ ભલે હોય પણ આ સ્થળે ભીમને આ પ્રમાણે આનંદ કરવાનું સ્થળ નથી. અને તેમ કર વાથી ભીમના પાત્રમા દોષ આવે છે ને રસક્ષતિ થાય છે, ભલે પછી બીજો રસ હાસ્યનો કે ગમ્મતનો ઉત્પન્ન થતો હોય કોઇ કહે કે ભીમ યુદ્ધ કરે તો રંગભૂમિપર વધ થાય અને તે નાટ્યશાસ્ત્રની વિરુદ્ધ જાય છે. તો અમે કહીશુ કે બન્ને વચ્ચે કેટલીક તકરાર થતા ગદા ઉછળતી હોત કે સપાટામા જ તેને પકડી રંગભૂમિપરથી ઘસડી ગયો હોત તો વધ થાત નહિ ને મૂળ મુદ્દો જળવાત. યુદ્ધ ન થાય પણ યુદ્ધના ચિહ્નો બતાવી શકાય, તેથી શાસ્ત્રની વિરુદ્ધ વર્તન થયુ કહેવાય નહિ

**ત્રીજો અંક.**

ત્રીજા અંકમા દ્રૌપદી ભીમને પુષ્પ લાવવા ઉશ્કેરે છે અને પ્રતિજ્ઞા લેવડાવે છે. અહિં પણ કવિની કલમ નબળી પડે છે. પ્રસગ, તેની લખાવટ, અને ખી- લવણી અસરકારક નથી. કમળની મોહિની દ્રૌપદીને લાગે છે, પણ તે એટલી સબળ કવિયે દર્શાવી નથી કે જેના જોરે તે ભીમને લેવા મોકલે કવિયે તેને એટલી ઉત્કંઠિ બતાવી નથી કે જેથી તે જે યુકિત કરે છે તે યોગ્ય સ્થાને દેખાય. સીતા સુવર્ણ મૃગને જોઇ તેની કચુકી પહેરવાની માગણી કરે છે રામ ના પાડે છે તેમ તેમ તે વધુ હઠ લે છે રેવતદર્શિકામા પુષ્પને માટે તીવ્ર આકાક્ષા સત્યભામાના મનમા નારદ ઉત્પન્ન કરે છે ત્યારે અહિં દ્રૌપદીને પ્રથમ અલૌકિક સુગન્ધ આવે છે ને પછી કમળ દેખાય છે એટલે મનમા કોઇક યુકિત ઘડી કાઢે છે પણ કોઈ જાતની પ્રબળ ઉત્કંઠા ઉત્પન્ન થતી બતાવાઇ નથી તેમ એવા કમળની તે ઘેલી હોય એવો ઉન્માદ પણ વર્ણવાયો નથી તેમ એ કમળની સુગન્ધિથી ઉત્પન્ન થતો કામાવેશ પણ બતાવાયો નથી, જેથી દ્રૌપદીને પ્રબળ અભિલાષા થાય વળી ભીમ કમળ આણી આપે તેને માટે દ્રૌપદી નૃત્ય કરે છે, એ યુક્તિ પણ જોરદાર નથી, તેમ સ્વાભાવિક પણ નથી. દ્રૌપદી ભીમ પાસે કમળની શય્યા પર શયન કરવા કમળની માગણી કરે છે. ભીમ કહે છે કે એ દૈવી કમળ દુર્લભ છે તે વખતે કવિ નૃત્યનુ અનુસધાન કેવી રીતે કરે છે તે જુઓ પાચાલી–" પ્રિય પતિ ' આમ સૈજ વાત કરતામા ચઢી શેના જાવ છો તે ' જો તમે મારે કાજે, આવતો સુવાસ લઇ કમળ લાવવાની ઇચ્છા કરી તો હુ પણ આર્યપુત્રની અભિરુચિ હોય તો મુનિ કુમારિકાઓ એક વનમા મન પ્રસન્ન થાય એવું નૃત્ય કરે છે તે કરી બતાવું," પછી વરદાન માગતા દ્રૌપદી સહસ્ર કમળ માગે છે ભીમ ચીડાય છે ને પછી હા કહે છે કે લાવી આપું છું અહિ દ્રૌપદીયે કંઇ યુકિત કરવી જોઇએ તેટલા પૂરતો આ પ્રસગ આવ્યો આવો જ પ્રસગ વલ્લભના દુશાસન રુધિરપાનાખ્યાનમા છે. ત્યા કૃષ્ણને ચિંતા થાય છે કે દુશા સનનું રુધિર પીવાની ભીમે પ્રતિજ્ઞા કરી છે તે કેમ પૂરી કરવી ? ભીમ જ્યારે અનુરાગવશ

થતો દ્રૌપદી સાથે વિલાસ કરવા તત્પર થાય છે, ત્યારે દ્રૌપદીને કૃષ્ણ સખીવેશે બોલાવી તેના કાન ફુંકે છે તે અનુસાર દ્રૌપદી ભીમને ઉશ્કેરે છે. એટલે સુધી કે ભીમના ક્રોધથી પોતે પણ કંપી ઉઠે છે, ને છેવટે ભીમ રાતોરાત દુઃશાસનનો નાશ કરવા જાય છે. કુન્તીપ્રસન્નાખ્યાનમાં પણ કુન્તી બનાવટી ઐરાવત જુએ છે, તે ઉપરથી સાક્ષાત્ ઇન્દ્રના ઐરાવતને જોવાની હઠ લે છે. એ કાર્ય તો આ કમળ કરતાં વધુ દુર્ઘટ છે. ઉપલા બન્ને પ્રસંગમાં કવિની કલમ જોર કરી રહી છે. આવો નૃત્ય જેવો નિર્માલ્ય પ્રસંગ આણવો પડયો નથી. એ વાત ખરી છે કે ઉપલાં બે કાવ્યની કોટીમાં આવે છે જ્યારે આ નાટક છે. છતાં પણ નાટકને શોભે એવી ખીલવણી કરવામાં આવી હોત તો ઘણો જ ઉત્તમ પ્રસંગ બીતરાત.* ત્રીજા અંકમાં (કવિની વસ્તુસંકલનાને અનુસરીને ફેરફાર સૂચવીયે તો) ભીમે અને દ્રૌપદીએ જલક્રીડા કરવાનું ગોઠવ્યું છે, તે સમયે જલસ્થાન અને વિહાર કરવાની પુષ્પાદિની સામગ્રીનું વર્ણન કરતો ભીમ આવે અને તેની સાથે આવેલી દ્રૌપદી તે વર્ણનથી ઉન્માદિત થાય; ભીમ ક્રીડા કરવા જવા વિનવે તે પ્રસંગે વાયુબળે ઉત્તમ સુગન્ધ આવવાથી ક્રીડા કરવા જતી દ્રૌપદી અટકી જઇ આશ્ચર્ય પામતી મુગ્ધ બનતી ભીમને એ સુગન્ધ ક્યાંથી આવી તે વિષે પૂછે; ભીમ તે દિવ્ય સ્થાનનું શ્રુતિ પરંપરા સાભળેલું અલૌકિક વર્ણન કરે, પરન્તુ દુર્લભ છે એમ જણાવે નહિ; એવામાં કમળ ત્યાં ઉડી આવી પડે. દ્રૌપદી મુગ્ધ બની તેની અપૂર્વ આમોદ અને ચિત્તાકર્ષક–ઉન્દમાક સૌન્દર્યથી વધુ ઉન્માદ પામે અને વિહારાર્થે આણેલાં પુષ્પોની તુલના કરતાં એવાં કમળોથી વિહાર કરવાનું સૂચવે; ભીમ મર્યાદિત રીતે ના કહે અને તેથી વાંકું પાડી દ્રૌપદી રીસાય, વાંકા વચનો બોલે અને ભીમના પરાક્રમ વિષે તોણાં મારી મર્યાદિત સ્ત્રી–હઠ લે. આ સર્વ લખાણ શૃંગારાદિના રસ ન તજતાં થવું જોઇએ. અને દ્રૌપદીના મ્હેણાથી ભીમ ક્રોધે ભરાઇ તે લેવા જાય. અને દ્રૌપદી મનમાં રાજી થતી રહે આ પ્રસંગ આણવામાં કવિની કલ્પનાશક્તિને, સ્ત્રીઓની હઠવિધાને, તેમજ પુરુષોને ઉશ્કેરી કામ કઢાવી લેવાની સ્ત્રીઓની સ્ત્રીશક્તિને સંપૂર્ણ અવકાશ મળશે. અને જ્યારે આગળ ભીમ કયાં ગયો તે વિષે યુધિષ્ઠિર પ્રશ્ન પૂછે છે તે સમયે આ પ્રસંગ આમ ચિતરાવાથી દ્રૌપદીને પોતાની સ્થિતિ વિષે બરાબર ભાન થાત, તેનો ગભરાટ મુઝવણ આદિનો ખ્યાલ આપવામા કવિની શક્તિ સંપૂર્ણ ખીલી શકત અને તે પ્રવેશ ઘણો સુન્દર લખી શકાત. આમ કરવાથી વખતે ભીમ ધીરોદ્ધત નાયકની કોટીમાં ગણાય પરન્તુ જરા ભીમનો ક્રોધ યુક્તિપૂર્વક વર્ણવાય તો આ ખામી ઘણે અંશે દૂર થઇ શકે.

ચોથા અંક. — ચોથા અંકનો પહેલો પ્રવેશ હનુમાનના પ્રવેશ સાથે જોડી દેવાયો હોય તો સારૂં; કેમકે નવમલ્લિ અને વકવલ્લિની વાતચિત ઉપરથી સમજાય છે કે ખરો રસ્તો તેઓ પૂરી નાખનાર છે; એટલે વાયુદેવ તે જ ચિન્તા કરતા પ્રવેશે અને યુક્તિ શોધી કાઢતા હનુમાનને બોલાવે તે ઠીક છે.

---

* પ્રાચીન કાવ્યમાળાવાળાઓનો તોડ અમને ઠીક લાગતો નથી. એઓ લખે છે. "આખા નાટકમાં એક પણ નૃત્યનો દેખાવ નહિ તેથી કવિએ નૃત્યની યોજના કરી લાગે છે." જાણે કે નૃત્ય હાલના નાટકોની પેઠે, પ્રેમાનન્દના વખતમા એક આવશ્યક વિભાગ હોય. વખતે આ ટીકા તપત્યાખ્યાનના વેલિકાના પણ આવા અપ્રાસંગિક નૃત્યને ઉદ્દેશી હોય માલવિકાગ્નિમિત્રમાં તો નૃત્યકળા શીખવાની છે એટલે એ કંઇ પ્રાચીન રૂઢિ ન કહેવાય.

છે તે ખોટું નથી પણ એમ છૂટું પાડવાથી જાણે એક ભવિષ્યમા આવનાર પ્રવેશનું બી વવાતું હોય તેમ જુદું પડી જાય છે. ઉપલી રીતિએ સંધાણ સારૂં રહેશે.

**પાંચમો અંક.** પાચમા અંકમા યુધિષ્ઠિર દ્રૌપદીની ચિન્તા વિષે પ્રશ્ન કરે છે ને ધૌમ્ય આવી અપશુકન સૂચવે છે, ત્યારે તેમને ભીમ નથી તેનું ભાન થાય છે. આખો આ પ્રસગ અહિં યોગ્ય સ્થળે નથી. ચોથા અંકમા કોઈ સ્થળે વર્ણવ્યો હોત તો એથી ઘણું સચવાઈ જાત. ભીમને ગયે સમય થયો છે, એ તો ત્રીજા અંકના અંતભાગમા જણાય છે. ચોથા અંકની શરૂઆતમા આ પ્રવેશ મૂકાયો હોત અને ભીમનું કંઈ જરૂરી કામ આવી પડવાથી યુધિષ્ઠિરાદિ તેને શોધતા આવ્યા હોત, અને રાક્ષસો અને વનદેવતાઓ સાથે થવાના ઉત્પાતના ચિહ્નો સૂચવતા હોત, તેથી દ્રૌપદી મુઝાતી હોત, ગભરાટ વધતો હોત, યુધિષ્ઠિરાદિ પણ ગુસ્સે થવા જેટલી દશા પર આવી જાત ને દ્રૌપદી શોક કરતી કમળનું વૃત્તાત કહેતી હોત અને સર્વ ગભરાતા ત્યા દોડી જાત. આનું અનુસંધાન પાચમા અંકમા આવી શકત. જ્યા આ પ્રવેશ છે ત્યાજ ભીમના પરાક્રમના ચિહ્નો જોતા સર્વે આવે, ગભરાતા યુધિષ્ઠિરને નકુલ, સહદેવ ધૌમ્યાદિ એનું વર્ણન કરતા જાય, તો આ સ્થળે કવિની કલ્પનાને ઘણું જ ઉત્તમ સ્થાન મળી જાય, તેમજ કવિની પૂર્વ રચના પ્રમાણે રાખીયે તો જે સમયમા યુધિષ્ઠિરાદિ ભીમને પકડી પાડે છે તે સમય પુરતો નથી. ઘટોત્કચ આદિ રાક્ષસોની ગતિને લીધે વ્હેલા જઈ પહોચે એ વાત ખરી, પણ તેથી ભવ્યતા કાયમ રહેતી નથી આથી વાચકના મન ખેંચાતા રહેતા નથી. જ્યારે ઉપર પ્રમાણે પ્રવેશ દાખલ થવાથી ભવ્યતા વધે, મન ખેંચાયલા રહે, અને ભીમના પરાક્રમનું ભાન પૂરેપુરૂં થાય, અને પ્રાચીન કવિઓની રૂઢિ પ્રમાણેનું લખાણ થવાથી એ ઢબના નાટકની ખુબીમા ઓર વધારો થાય અને દેશ અને કાલની સુસગતિ કાયમ રહે.

વળી પાચમા અંકમા જે યુદ્ધપ્રસંગના શુકનો બતાવાયા છે તે પણ યોગ્ય લાગતા નથી. એ અપશુકનોથી ખરૂં જોતા વનદેવતાઆદિના પ્રસગો સૂચવાય છે. ભીમના પરાક્રમથી એ ઉત્પાત થવા લાગે છે. કેમકે જો યક્ષો સાથેના ભાવી સગ્રામનું સૂચન કરતા હોય તો તે પ્રસગ શરૂ થઈ ગયેલો હોવો જોઇએ કે જેની અસર વાતાવરણમા ઉત્પન્ન થતા વીચિ દ્વારા હૃદયમા થાય, અને પક્ષીઆદિઓની ન્હાસભાગ પૃથ્વીઆદિનું ચલાયમાન થવું ઇત્યાદિ દર્શનોથી પોતાને પણ ભાવી દુ:ખ કે યુદ્ધ પ્રસંગ આવી પડશે એમ માન્યતા થાય. જ્યારે ધૌમ્ય ગુરુના વચનોથી ટીકાકારો કહે છે તેમ તલવાડી પાસે યક્ષ સાથેનો ભાવી સંગ્રામ સૂચવાય છે (પા. ૩૨. પ્રસ્તાવના) એ બંધબેસ્તું આવતું નથી કેમકે યક્ષાદિ સાથેનો પ્રસંગ તો હજી થવાનો છે ભીમ હજી ત્યા સુધી પહોંચ્યો નથી અને જે યુદ્ધ થાય છે તે તો ઘટોત્કચાદિ ત્યાં પહોચે છે એટલે થાય છે ને તે એવું ભયાનક યુદ્ધ નથી કેવળ શંખનાદથી જ પક્ષો તરફડી મરે છે જ્યારે અપશુકન દર્શાવાતા શ્લોકોથી તો કંઇ જુદો જ ચિતાર મન પર ખડો થાય છે. જો અપશુકનના શ્લોકો સ્થાને ગણીયે અને તે શ્લોકોથી યક્ષો સાથેનું યુદ્ધ સૂચવાતુ માનીયે તો યુધિષ્ઠિરાદિના પ્રવેશ પછી લાગલો આ જ પ્રવેશ આવવો જોઇએ. અને એમ થાય તો ઘરાસુરનો વધ થઇ શકતો નથી, અને જે માર્ગ કાપતા ભીમને આટલો બધો વખત લાગ્યો, તે માર્ગ યુધિષ્ઠિરાદિ નિમિષ માત્રમા કાપી શક્યા

(વખતે રાક્ષસોના માયાબળથી) આમ વિચાર કરવાથી અજુગતું ઘણું છે, અને ઘણા પ્રશ્નોના કવિયે વિચાર કર્યો નથી.

**ભારતવાક્ય.**

વળી નાટકની સમાપ્તિ વખતે ભીમ અર્જુનને મળે છે. ભીમ સહસ્ત્ર પુષ્પ લઇ કુબેરને નમે છે. અહો સર્વ જણાં અહિં આવ્યાં છો ? તેના ઉત્તરમા દ્રૌપદી કહે છે-જ્યાં ધનેશ્વરનાં અનાયાસે દર્શન થવાનાં હોય, જ્યાં પ્રિયઆર્ય પધારવાના હોય; અને જ્યાં સ્વેચ્છિત મળવાનું હોય ત્યાં કોણ ના આવે ? અને પછી ધૌમ્યગુરુના પ્રશ્નાનુસાર યુધિષ્ઠિરના ભરતવાક્યથી નાટક પૂરૂં થાય છે. અહિં એટલુંજ કહેવાનું કે ભીમે દૂર રહીને જ દ્રૌપદીને પ્રસન્ન કરી. એને કમળ આપ્યાં નથી. આપ્યાં એવું માની લેવાનું જ રાખ્યું. વિક્રમોર્વશીયઆદિ નાટકોમાં કાર્યની સમાપ્તિ થયા બાદ ભરતવાક્ય આવે છે; ને ખરૂં જોતાં જેના કાર્યની સમાપ્તિ થઇ હોય તેને પૂછાય છે ને વાક્ય બોલાય છે. અહિં એવું નથી. સમય એવો છે કે કુબેર ગુસ્સે થયા નથી. ભીમ પર પ્રસન્ન છે. તેમણે કહેવું જોઇએ કે હે ભીમ! તું સહસ્ત્ર કમળ સ્વહસ્તે મેળવી શક્યો, તારી પ્રિયતમાને રીઝવી શક્યો ને મૃત્યુ પામેલા સર્વ યક્ષો પુનઃ સજીવન થયા છે તો કહે આથી તારૂં બીજું શું પ્રિય કરૂં ? અથવા તો ભીમ દ્રૌપદીને કહે કે-હે પ્રિયે! જે કમળને માટે તું અતિ ઉત્કંઠિત હતી તે મેં તને આપ્યાં છે. હવે કહે બીજું શું તારૂં પ્રિય કરૂં! અથવા તો જો કે યુધિષ્ઠિરને મુખે ભરતવાક્ય બોલાવવાની જરૂર નથી, છતાં પણ જો તેને જ આગળ રાખવા વિચાર હોય તો એટલું જ કહી શકાય-હે અજાતશત્રુ! તું જે ભીમને માટે ઉત્કંઠિત હતો, તેવા વિજયી ભીમ સાથે મેં તને પુનઃ મેળવ્યો. હવે કહે બીજું શું અધિક પ્રિય કરૂં! આમ કરવાથી ધૌમ્યાદિ જે અપશુકન સૂચવી યુધિષ્ઠિરને ભીમની પાછળ જવા પ્રેરે છે તેનો સંબંધ જળવાત. પણ જે છે તે પ્રમાણે જોઇએ તો લોમશ પ્રિય કર્યાનું કહે છે તેનો વિચાર કરવો જોઇએ. અજાતશત્રુ ! મેં મઘવાના કહેવાથી આ પ્રમાણે તારૂં પ્રિય કર્યું છે. શ્રવણ કર્ય–

તીર્થ મહીનાં સઘળાં, આ'ત્મ્ય મુનિનાં પ્રણામ સહભાખ્યાં;
દિવ્ય કમળ આ મળિયાં, પ્રિયસુરદર્શન કુકષ્ટ નવ રાખ્યાં.

તથાપિ હે ધર્માત્મા તું કે' કે' કે આથી પણ હું તારૂં શું અધિક પ્રિય કરૂં. ?'

હવે અહિં ઉપલાં બે પાદમા જે જે સૂચવાયું છે તે વિષેનું આ નાટકમાં કાંઇ પણ સૂચન નથી. દિવ્ય કમળ મળવામા યુધિષ્ઠિરને કંઇ કહેવાનું નથી. ભીમ અને દ્રૌપદીને ઉદ્દેશી તે પ્રસંગ બને છે તેમ પ્રિય અને સુરનાં દર્શન કરાવવાનાં હતાં તે વિષે પણ નાટકમાં ઉલ્લેખ નથી. એટલે લોમશે પ્રિય કર્યાનું આ સ્થળ યોગ્ય નથી. શાકુન્તલ, વિક્રમોર્વશીય, મુદ્રારાક્ષસ આદિ નાટકોમાં જો ભરતવાક્યનાં અનુસંધાન જોવાશે તો થયલાં કાર્યને ઉદ્દેશી કહેવાય છે કે આ પ્રમાણે કર્યું હવે બીજું શું પ્રિય કરૂં ! એમાં જેનું કાર્ય કરવાનું હોય તેને જ ઉદ્દેશીને બોલાય છે. મુદ્રારાક્ષસમા ચાણક્ય પોતાની પ્રતિજ્ઞા પુરી કર્યા વિષે શ્લોક બોલી પૂછે છે કે આટલું કીધું, હવે ચંદ્રગુપ્ત અને અમાત્ય રાક્ષસ બોલો બીજું શું પ્રિય કરૂં ! તે જ પ્રમાણે શાકુન્તલમા મારીચ ઋષિ રાજા દુષ્યન્તને પોતાના નગરમાં જવાનું કહી આશીર્વાદ આપે છે. તે પ્રમાણે રાજા કરવાનું કબુલ કરે છે ત્યારે મારીચ કહે છે કે હવે

તારૂં બીજુ શું પ્રિય કરૂં ? માલતીમાધવમા પણ વસ્તુને ઉદ્દેશીને જ પૂછાય છે. કામન્દકી શ્લોકમા પૂછે છે કે તમારી અનેક મનોરથવાળી ઇચ્છાઓ પૂર્ણ થઇ ને મારા શિષ્યોયે લીધેલો પરિશ્રમ પણ સફળ થયો ઇત્યાદિ. તો હે રાજપુત્રો હવે જે બીજું પ્રેય કરવાનું હોય તે બોલો, અને પછી ભરતવાક્ય આવે છે તેમજ રોષદર્શિકામા નારદ, દ્વારકામા વ્રજનું ભાન કરાવાય છે એટયે સત્યભામા, રૂક્મિણી અને સોળ સહસ્ર સુંદરી આદિને ઉદ્દેશી બોલે છે અને કૃષ્ણદેવ નારદજીની કૃપાદષ્ટિનું પરિણામ સૂચવે છે ત્યારે નારદ કહે છે કે વાસુદેવ! કહો શું તમારૂ એથી અધિક શ્રેય કરૂં ' એ જ પ્રમાણે તપત્યાખ્યાનમા કુલપતિ શ્લોકોદ્વારા-વૃષ્ટિ થવાનું, તપતી મળ્યાનું, વિયોગ મટવાનું આદિ જે જે વિષયો નાટકમા રાજાને લગતા ઉપસ્થિત થયા છે તેનો ઉપસંહાર કરી તે પ્રાપ્ત થયાનું સૂચવે છે અને કહે છે—

" વાચ્છો શું પ્રિય આજ રાજ અમથી, કેવું ન કૈં કાનમા."

આ પ્રમાણે ઉપર બતાવ્યુ તેમ લોમશનું વાક્ય બરાબર નથી અને તેથી આખા નાટકની જે સમાપ્તિનો ભાગ છે તે ખૂબીથી ચિતરાયો નથી અને અતડો લાગે છે.

આખા નાટકમા જે જે પાત્રો ચિતરાયા છે તેમા ધ્યાન ખેંચનારૂં પાત્ર ભીમનું છે. બાકી બધા પાત્રો ઠંડા લાગે છે. જટાસુરનુ પાત્ર એ અંકે ખતમ થાય છે. એટલે ભીમના પ્રતિનાયક તરીકે સારી અસર કરી શકતું નથી.

**નાટકનાં પાત્રો.**

સ્મરવર્ધક શ્રીદામાના જેવું હાસ્યોત્પાદક પાત્ર છે. પરન્તુ જે ધ્યાન શ્રીદામો ખેચે છે, કાર્યની ઝમાવટ આણવા જે જે ચાતુર્યભરી યુક્તિઓ શ્રીદામો કરે છે, તે સર્વનો વિચાર કરતા સ્મરવર્ધકનું પાત્ર ફીકકું લાગે છે અને જો ખાસ વિચાર કરીયે તો નકામા જેવું પાત્ર છે. ફક્ત હાસ્ય ઉત્પન્ન કરે છે એટલુ જ અને તે પણ પહેલા અંકમા અને સ્હેજસાજ છેલ્લા અંકમા. બાકી તો એનું જે કાર્ય છે તે કોઈ સામાન્ય નોકર આદમી કે બ્રાહ્મણ પણ કરી શકે એમ છે. એનું સ્થાન કંઇ એટલું ઉત્તમ નથી કે જે મત્રાનન્દને મળવાથી તેનુ કાર્ય સફળ થઇ પડે તેમ જે હાસ્ય એ પાત્ર તરફથી પહેલો અંક વાચતા અપેક્ષિત રહે છે, તેમા આપણે કેવળ નિરાશા જ રહે છે. શ્રીદામા વિના રોષદર્શિકાખ્યાન લુલુ થઇ જાય છે, અને રાજા વનમા એકલો રહે એના કરતા વસંતક સાથે હોય એ સ્વભાવિક છે, કેમકે એ એનો સલાહકાર છે, તેમજ વસંતકની સૂચનાથી જ રાજાને કુલપતિનું સ્મરણ થાય છે ને વસિષ્ઠ પધારે છે, ને તપતી મળે છે, અને પહેલેથી ઠેઠ સુધી કાયમ રહે છે સ્મરવર્ધકને હાથે એવું કઇ મોટું કાર્ય પણ થઇ શકતું નથી ફક્ત બધા બ્રાહ્મણો દોડા દોડ કરે છે ત્યારે સ્મરવર્ધક વસંતિકાનો આર્તનાદ સાભળે છે અને તે કયા પડી છે તે બધાને બતાવે છે વળી તે દ્રૌપદીનો પ્રીતિપાત્ર મટી જાય છે, જ્યારે શ્રીદામો રૂક્મિણીની પ્રીતિ તત્કાળ સંપાદન કરી શકે છે, અને ખટપટી માણસ છે એ બતાવાય છે. જો કે તે પણ પાછના અંકોમા નબળો પડે છે. પણ દારૂકનો રથ છોડાવી નાખવામા અને સત્યભામાને મનાવવા જવામા તે ફરીથી સહાય કરનારો થઇ પડે છે. ત્યારે સ્મરર્ધકથી કઇ સહાય થઇ શકતી નથી

આ નાટકમા નવા નવા પાત્રો આવ્યા જાય છે. એક ભીમ નાયકની આસપાસ અનેક નવા નવા પાત્રો રૂપી વિવિધ પુષ્પો ગુંથાયા છે. ત્યારે રોષદર્શિકામા પાત્રો છે તેથી જ

સુસંગત માળા ગુંથાઇ છે. પાચાલીપ્રસન્નાખ્યાનના પ્રસંગો છૂટા છૂટા દેખાય છે, ને અનુસંધાનને યોગ્ય નથી, ત્યારે રોષદર્શિકામા એક એકના પરિણામ રૂપ દષ્ટિગોચર થાય છે.

યજ્ઞવિધિનો પ્રસંગ, જટાસુરવધ પ્રસંગ, ભીમ અને ભૂતોના પ્રસંગ, હનુમાન ભીમનો પ્રસંગ, ભીમ અને યક્ષોના પ્રસંગ ખરેખર છુટા છુટા લેતા અસરકારક છે. પોતે પોતાની અસર ઠીક કરે છે, પરન્તુ આખુ નાટક એક દષ્ટિએ જોતા કોઇ મુખ્ય અર્થ સર્વે પોષતા હોય એમ દેખાતું નથી વસ્તુસંકલના, પ્રસંગોની ગોઠવણ અને લખાવટ ચાતુરીભરી નથી, એટલે તે ફીકકુ લાગે છે છતા દસ્ય નાટકની દષ્ટિએ ન જોઇએ તો વાચના કંટાળો આવતો નથી પણ આનંદ આવે છે અને રસ પણ ઠીક પરે છે

## તપત્યાખ્યાન

પ્રેમાનંદનું ત્રીજુ નાટક તપત્યાખ્યાન છે.* આ નાટકમાં વસ્તુસંકલના પાચાલી પ્રસન્નાખ્યાન કરતા ઠીક વિચારપૂર્વક કરવામા આવી છે શરૂઆતથી જ રાજા કોઇ બીજીને પરણશે એવી શંકા બતાવતી રાણી દેખાય છે પુત્રકામેષ્ટિ યજ્ઞની નિષ્ફળતા સૂચવી છે, પરન્તુ રાજા વ્યાઘ્રનો શિકાર કરવા જાય છે પછી પુન તે યજ્ઞારંભ થાય છે અને રાણીને ગર્ભ રહો છે, એવું વર્ણન ગૂઢ શબ્દોમા સૂચન માત્ર થાય છે. તેમા રાજાએ તપતીને મળવુ અને પટરાણી પદ આપવાની ઇચ્છા દર્શાવવી અને ઘણા સમય પછી ગર્ભવતી થયેલી રાણીએ જાણવી અને એથી રાજાની કફોડી સ્થિતિ થવી અને તેનો કુલપતિએ ન્યાયપૂર્વક તોડ કાઢવો ઇત્યાદિ પ્રસંગોની ગુંથણી સારી થઇ છે રાજા વનવાસ કરી રહ્યા છે ત્યારે રાજા વિના દેશની દશા કેવી થાય છે, પ્રજાને કેટલા પ્રકારના દુ ખ પડે છે, સારા પ્રધાન અને સારા વહિવટદારો ન હોય તો પ્રજાની શી દશા થાય, પ્રધાન ચુંટવા તો કેવા પ્રકારના ચુંટવા, દુષ્કાળના સમયમા કેવી રીતે પ્રજાને પાળી તેનું રક્ષણ કરવુ શત્રુઓથી કેવી રીતે ચેતતા રહેવું, રાજનીતિના અંગો કેમ યોજવા આદિ વિષયોની ચર્ચા સારી કરાઇ છે નૈતિક રાજનૈતિક અને ઉપદેશક તત્ત્વોનુ કોકડુ સારૂં ગુંથાયુ છે. સત્યભામાખ્યાનમા બે સ્ત્રી હોવાથી પતિની કેવી દશા થાય છે તેનું ભાન કરાવાય છે, દૈવની અકળિત ગતીનો ખ્યાલ અપાય છે પાચાલી

* આ નાટક ઉપરથી મુબઇમા આર્ય નૈતિક નાટક કંપનીમા "સૂર્ય કુમારી" નામે ખેલ મૂકાયો છે ઘણો ફેરફાર થયો છે પરન્તુ એ પરથી એટલુ જણાશે કે હાલની રંગ ભૂમીપર આ નાટકો આવા ને આવા સ્વરૂપમા મુકાય એમ નથી ઘણો ફેરફાર કરવો પડે "સૂર્ય કુમારી' ઘણુ પકાયુ છે છતા તે નિર્દોષ ને ઉત્તમ છે એમ અમારૂ કહેવુ નથી ઘણા દોષો માલ્હ રહેલા છે અસંગતતા ઘણી છે તેમજ વલ્લભના દુ શાસન રૂધિરપાનમાથી એક ભાગ દ્રૌપદી જ્યારે ભીમને દુ શાસન વધ કરવા ઉશ્કેરે છે તે ભાગ 'સતી દ્રૌપદી ના ખેલમા આવી ગયો છે કેટલાક વાકયો તો વલ્લભમાનાજ છે વળી થોડા વખત ઉપર મુબઇમા રૂક્મણી સ્વયવરનુ નાટક ભજવાયુ હતુ તેમા સત્યભામારોષદર્શિંત નાટકમાના બીજા અંકમા કૃષ્ણ સત્યભામાના મેળાપ વખતે ચદ્ર અને બળદ વાળી યુક્તિનુ અનુકરણ કરવામા આવ્યુ છે તેમજ રોષદર્શન અને પારિજાતક વૃક્ષનો વિભાગ ઉપર્યુક્ત ' સતી દ્રૌપદીમા ' ( દેશી નાટક સમાજમા ) ફેરફાર સાથે મુકવામા આવેલ છે.

પ્રસન્નાખ્યાનમાં કપટ અને અભિમાનની પડતી વાચકનુ ધ્યાન ખેંચી રહી છે, પરન્તુ જન સમાજને હિતકર ઉપદેશો તો તપત્યાખ્યાનમા જ મળે છે. જેવી રીતે સત્યભામા અને કૃષ્ણનો મેળાપ શ્રીદામા અને નાગરીકાની યુક્તિથી થાય છે, તેવી રીતે તપતી અને સંવરણનો મેળાપ તપતીની બે સખીઓથી થાય છે. ત્યાં કૃષ્ણની સંમતિ છે તો અહીં તપતીની છે. ત્યાં કૃષ્ણ યુક્તિ કરી સત્યભામાને આકર્ષે છે, અહિ તપતી વ્યાઘ્રાદીની યુક્તિથી સંવરણને આકર્ષે છે, સત્યભામા સ્વાભાવિક રીતે કૃષ્ણ પ્રતિ ખેંચાઇ હતી, તેમ તપતી પણ ખેંચાય છે. સત્યભામાંના મેળાપ વખતે રૂકિમણી વિઘ્ન કર્તા થાય છે, તેમ અહિં સુલોચના રાજાની ખરી સ્થિતિ જોગણને વેશે જાણી જઇ વિઘ્ન નાખવા જાય છે, ને રીસાય છે. શ્રીદામાની યુક્તિથી વસ્તુ વિસ્તાર પામે છે, તો અહિં વસંતકના દોષથી રાણી આગળ ઘટસ્ફોટ થાય છે, પણ તેથી વધુ વિસ્તાર થતો નથી.

આ જ પ્રમાણે પાચાલીપ્રસન્નાખ્યાનમા કમળનો પ્રસંગ, સત્યભામાખ્યાનમાં પારિજાતક પુષ્પના પ્રસંગ જેવો છે. ત્યાં દૈવી પુષ્પ છે, તો પાચાલીપ્રસન્નાખ્યાનમા દૈવી કમળ છે. ત્યા સત્યભામા અને કૃષ્ણ દેવને દૈવી પુષ્પની અપ્રાપ્ય સ્થિતિ વિષે કલહ થાય છે, તેમ અહિ દૈવી કમળ વિશે કલહ થાય છે. ત્યા કંઇક ગ્રામ્યતા પ્રસંગવશાત્ સૂચવાય છે તો અહિં જુદાજ પ્રકારની પ્રગતિ સૂચવાય છે.

આ પ્રમાણે ઉપર્યુક્ત નાટકોમા કંઇક સમતા દેખાય છે. પરન્તુ તપત્યાખ્યાન અને પાચાલીપ્રસન્નાખ્યાનમાં તેવી સમતા દેખાતી નથી કંઇક દેખાય તો એટલી જ કે ભીમના ત્રાસથી વનદેવતાઓ અને યક્ષના અનુચરો કંપી ગયા છે, ને રક્ષણ કરવામા નિષ્ફળ થાય છે, ત્યારે તપત્યાખ્યાનમાં રાજાની ગેરહાજરીથી દુષ્કાળથી પ્રજા અતિ પીડાય છે અને કાર્યદક્ષ વહિવટદારો પણ રક્ષણ કરતા મુઝાય છે. મંત્રાનંદ પોતાની માયાથી દ્રૌપદીનું હરણ કરે છે, ત્યારે અહિ તપતી માયાથી વ્યાઘ્રરૂપ ધારા સખીઓ દ્વારા સંવરણને આકર્ષે છે. ભીમ વિના પાડવો પીડાય છે તો અહિં રાજા વિના પ્રજા પીડાય છે.

**વસ્તુ સૂચન.** પ્રાચીન કાવ્યમાળામા બતાવ્યું છે વમ કવિ સવિતાનારાયણના સંસ્કૃત કવિ શ્રીનિવાસના તપતીસંવરણનાં નાટકના ભાષાતરને વિસ્તૃત સ્વરૂપમા આ નાટક મૂકાયું હશે. અમને એ નાટક મળી શક્યું નહિ એટલે કંઇ કહી શકતા નથી. પણ સંસ્કૃતમા ત્રિવેન્દ્રમ સંસ્કૃત સીરીઝમા મહાકવિ શ્રી કુલશેખરવર્માનું તપતીસંવરણનું નાટક અમારા જોવામાં આવ્યું. બન્નેની વસ્તુસંકલના અને પ્રસંગો તદ્દન જુદા છે. શરૂઆતમા રાજાને છોકરા ન હોવાથી તે દુઃખી સ્થિતિમાં દેખાય છે. રાણી પુત્રપ્રાપ્તિ માટે ઘણા નિયમો અને ઉપવાસો કર્યા કરે છે. રાણીને મળવા રાજા જાય છે ત્યા એના પ્રેમમા પડેલી તપતીનું કર્ણપૂર મળી આવે છે, જે ઉપરથી તેને જોઇ નથી છતા રાજા તેના મોહમા પડે છે. બીજા અંકમા મદન પીડિત થયથી તપતીને રાજા પ્રત્યક્ષ જુએ છે. સખીઓના પરસ્પર થતા સંલાપથી રાજા તપતીની સ્થિતિ કળી જાય છે, ને સંપૂર્ણ મોહવશ થાય છે. ત્રીજા અંકમા સૂર્યની ઉપાસના કરવાથી તપતી મળશે એમ મેનકા રાજાને કહે છે તેથી તે તીન તપ આદરે છે. ચોથા અંકમા સૂર્યના પ્રસાદથી તપતી સાથે લગ્ન થઈ ગયા છે, અને તપતીને પુત્ર પ્રસવ થાય છે, પણ

રંભાની માયાથી તે સ્વપ્ન હોય એમ લાગે છે. એવામા મોહિનિકા નામની રાક્ષસીના રાજાએ સો પુત્રો મારી નાખ્યા હોવાથી રાજાને છેતરવા તે માયા રચે છે. પાચમા અંકમાં સૂર્યની આજ્ઞાથી તપતીને સૂર્યલોકમા જવું પડે છે. રાજા તેને શોધતો ફરે છે એવામાં દુકાળ પડયાના વર્તમાન પ્રધાન લાવે છે, તેથી રથારૂઢ થઇ તેની નિવૃત્તિ કરવા જાય છે. છઠ્ઠા અંકમાં મોહિનિકા રંભાના રૂપે રાજાને તપતી મરી ગયાના સમાચાર કહે છે, અને તપતીને મેનકાના રૂપમાં રાજા મરી ગયાના સમાચાર કહે છે. તેની સખીઓને પણ તેવું જ કહે છે એથી બધાં મરવા તૈયાર થતા અકસ્માત એક એકને મળી જાય છે. અહિ વસિષ્ઠ મુનિ તપતીના પુત્ર સાથે આવે છે, મોહિનિકાને ક્ષમા અપાય છે ને તપતી પુત્રને ઓળખે છે ને સર્વ સારૂં થાય છે.

આ નાટક ઉપલા ત્રણે તપતીસંવરણના નાટકોથી જુદું જ પડે છે એ સહજ દેખાશે. જો કે થોડુંક આરંભમા સામ્ય છે ખરૂં.

પ્રસ્તુત નાટકમા કવિ પ્રસગો સામસામા તોળતા હોય એમ લાગે છે એક બાજુ દેશની દુઃખદ સ્થિતિમા પ્રધાનની મુઝવણ છતા કાર્યદક્ષતા. બીજી બાજુ રાજાની કામપીડિત દુઃખપૂર્ણ સ્થિતિ ને તેમા વિદૂષકની મૂર્ખતા એક બાજુ પુત્રેષ્ટિયજ્ઞની નિષ્ફળતા ને રાણીના માનસિક દુઃખ અને રાજાના પરિણય વિષે શંકા. બીજી બાજુ તપોવનના ઋષિઓનો ત્રાસ ને તેમના દુઃખ. એક પાસ પ્રધાને દેશની સ્થિતિ સુધારવા તીવ્ર પ્રયાસો કરવા, બીજી બાજુએ રાજાએ તપતીને પ્રાપ્ત કરવામા આખું માનસિક બળ અજમાવી દેહને કષ્ટવો, એક બાજુ તપતીની વિરહવેદના બીજી બાજુ રાજાની. આ પ્રમાણે પ્રસગોનું નિરીક્ષણ કરતા નાટકમા ઘણું વિચારીને મનન કરવા જેવું છે એ સાફ દેખાય છે.

છતાં નાટક દોષ રહિત નથી. જેમ નવીનતા અને નવીન પ્રસંગો છે, તેમ પ્રવેશો, વિચારો અને લખાણમા પિષ્ટપેષણ અને પુનરુક્તિ પણ ઘણી છે.

અંક ૧ લો. પહેલા અંકમાં પ્રેક્ષક કે વાચક વર્ગ આગળ પુત્રેષ્ટિ યજ્ઞની નિષ્ફલતા બતાવી છે. તે જ નિષ્ફલતાનું વિવેચન પાછું બીજા પ્રવેશમાં વસંતકને મોઢે રાજા આગળ થાય છે. સર્વે એમ માની જ શકે કે આ બાબતની રાજાને ખબર પડી છે નથી પડી એમ બતાવવાથી કંઇ નવીન પ્રસંગ ઉભો થતો નથી, કે કંઇ નવું તત્ત્વ સાધવાનું નથી. નાટકમાં આવા કેટલાક વૃત્તાંતો તો પ્રેક્ષક કે વાચક વર્ગને સમજી જ લેવાનાં હોય છે. નહિ તો નકામા પિષ્ટપેષણથી કંટાળો આવે. ફક્ત આ પુનરુક્તિથી વિદૂષકનો સ્વભાવ બતાવાય છે, તે તો બીજી કોઇ રીતે બતાવી શકાય. પછીના બે પ્રવેશો પણ નિરર્થક છે. પહેલો જેમા માલતી વલ્લિકા અને માધવી આવી લપેડ કરે છે, અને પછીથી સુલોચના આગળ જાહેર થાય છે. આમા બે જ નવી વાત છે. એક તો પુત્રકામેષ્ટિયજ્ઞની રુદન લંબાઇ છે.* અને બીજું રાજમાતાએ રાજાનું બીજું લગ્ન કરવા પ્રયાસ કર્યો છે તે આ બન્ને વાતો એવી છે કે પહેલા જ પ્રવેશમા કુલપતિ ગયા પછી તરત જ સુચવી દેવાય. અથવા તો તે હોય ને સૂચવાય. છે તેમ રાખવાથી કોઇ જાતનો અર્થ સચવાતો

* શા માટે? મુહર્ત નથી તેથી-કવિએ શા કારણથી લબાવ્યો હશે તેનું કારણ નથી આપ્યું લંબાવ્યો ન હોય તો રાણી સગર્ભા વ્હેલી થાય અને તેવાં ચિહ્ન સંપૂર્ણ દેખાયા હોય તો રાજમાતા તેને વનમાં જવા ન દે

નથી ને રસ સ્થાપિત થતો નથી. ફકત સ્ત્રીઓની ભાષા આલેખવાની તક કવિને મળે છે. વળી જે પ્રસંગમાંથી બીજો પ્રસંગ ખીલે નહિ અથવા તો રસ જામે નહિ તેવા પ્રસંગની આવશ્યકતા નથી.

છેવટનો ભાગ જ્યાંથી તપોવનનો ગભરાટ અને તપતીનો પ્રવેશ થાય છે, એ બન્ને પ્રવેશો સારા ચિતરાયા છે તેમજ અસર સારી કરી શકે છે. રંગભુમિની દૃષ્ટિયે તેની અસર એટલી બધી નથી, પરન્તુ મંવરણ વાઘણને મારવા જાય છે ત્યારથી પછીની સિપાઇઓની લપેડ નકામી છે. ઉલટું રક્ષણાર્થે આવેલા સિપાઇઓની નબળાઇ બતાવી ખોટી છાપ વાચક ને શ્રોના વર્ગ પર પડે છે. તેમ જ વસંતક અને સમરસિંહના પ્રવેશથી ખાસ કંઇ ફલિત થતું નથી. કેવળ નિરર્થક ગભરાટનો સંચાર થાય છે. ખાસ પ્રયોજન કંઇ સચવાતું નથી, તેમજ પછીના અંકમાં કોઇ પ્રવેશ સાથે તેનું અનુસંધાન નથી.

અહિ એક પ્રશ્ન થાય છે કે મૂળ મહાભારતના ઇતિહાસને ફેરવી, તપતી શા કાજે માયાવી વ્યાઘ્ર અને વાઘણની સહાય લે છે? રાજાને જોવા ઇચ્છતી હતી તો દૈવી શકિતવાળી હોઇ રાજાને તેના અંતઃપુરમા જોઇ શકત, નહિ તો મૃગયા કરવા જાત ત્યારે જોઇ શકત. છતાં તેમ ન કરતાં નિર્દોષ મુનિઓના લોહી ઉકળાવે છે તે શું પાપ નથી? હોય; પણ અમે ધારીયે છીએ તેમ તપતી પ્રેમાવેશમા એ મર્યાદા ઓળંગી જાય છે, તેમજ પોતાના પ્રિયમાં કેટલી નિડરતા છે, પરાક્રમ કેવું છે તે સ્વતઃ જોઇ શકે. તેમજ એની શૌર્યમયી મૂર્તિમાંથી પ્રતિક્ષણ સ્ફુરતી સુન્દરતાનો નયનથી ઉપભોગ કરી શકે, જે દૃશ્ય અન્તઃપુરમાં જોવાનું મળી ન શકે. તેમ જ ત્યા રાણી સ્વતઃ હોય એટલે રાજાનું મન પોતાના પર પ્રેમમગ્ન લાગે નહિ. છતાં અહિં એક નવીન અનુમાન થઇ શકે છે કે આ પ્રસંગ પ્રાચીન પદ્ધતિનો નથી લાગતો. હાલનાં નાટકો જે રંગભૂમિ ઉપર ભજવાય છે ને જ્યાં આવા શિકારનાં દૃશ્યો ભજવાય છે તેની અસરનો છે. કાવ્યમાં ભલે શિકારને મૃગયાનું વર્ણન આપી શકે, પણ નાટકમાં તો એ દૃશ્ય લાવવાને રંગભૂમિ પરનો થોડો ઘણો પણ અનુભવ ન હોય ત્યાં સુધી તે ન આપી શકે. અમે આગળ બતાવીશું તેમ આ નાટક પડદા આદિની કલ્પિત ગોઠવણ વિના લખી શકાય તેવું જ છે નહિ; અને તેને માટે અધકચરો પણ નાટક જોવાથી અનુભવ મળેલો હોવો જ જોઇએ.

અંક ૨ જો — બીજા અંકમાં તપનદેવ અને ધન્વંતરી તપતીની તબિયત જોય છે, કે તરત કંચુકી ઇન્દ્રનો સંદેશો લાવે છે. તેમા સંવરણના યજ્ઞાદિ બંધ થવાથી તે સંબંધી વિચાર કરવાનું સૂચવાય છે, આથી ફક્ત સંવરણના રાજ્યમા ભાવી દુષ્કાળનું સૂચન થાય છે. પરન્તુ એવું મુખ્ય અનુસંધાન કવિના ધ્યાનમાં રહ્યું નથી. દેવલોકની કોઇ વ્યક્તિ મનુષ્યલોકમાં પરણે તેને માટે ઇન્દ્રાદિ દેવોની અનુમતિ ઠીક દેખાય. ઇન્દ્રાદિ દેવો જ તપનદેવને કહે કે તમે તપતીનાં સંવરણ સાથે લગ્ન કરો. તેમ થાય તો સંવરણ રાજ્યમાં જાય ને યજ્ઞાદિ થવાથી આપણે રહીયે. આ બાબતનું સૂચન ચોથા અંકમાં વસિષ્ઠની આગળ તપનદેવે કર્યું હોત તો ઠીક થાત. નહિ તો સૂર્યદેવ ઇન્દ્રસભામા ગયા ને શું કર્યું? ઇન્દ્રસભામાં બોલાવવાનું પ્રયોજન

સચવાતું નથી અને તેથી કંચુકીનો પ્રવેશ નિરર્થક થાય છે. કેમકે એ બાબત તો પ્રધાનાદિના પ્રવેશ ઉપરથી સમજાય છે.

અહિં કોઇ એવો પ્રશ્ન કરે કે ધન્વંતરીના નિદાન બાદ તપનદેવે તપતીને સંવરણ સાથે તરત કેમ ન પરણાવી ! એટલો જ ઉત્તર આપી શકાય કે બન્નેના પ્રેમની પરાકાષ્ઠા જોવાની છે. એક માનવી અને બીજું દૈવી. બન્નેનો પ્રેમ હૃદયનો છે એવું સમજાય ત્યાર પછી તેની અનુમતિ અપાય. તેમ જ સંવરણ માનવી હોવાથી તે તપતીની માગણી કરે, અને વસિષ્ઠ જેવા મહામુનિ તે અર્થે આવે તો ના પાડી શકાય નહિ. બાકી દેવની પુત્રી માનવ સાથે પરણે એ અઘટિત દેખાય.

બીજો પ્રવેશ જે દુઃખથી પીડાતા પદાતિનો છે તેમાં લપેડ ઘણી છે ને મહત્વ ઘણું ઓછું છે.

ત્રીજા પ્રવેશમા રાજા એકદમ વસંતકને બોલાવી પ્રેમગાથા કહી દે છે એ સ્વાભાવિક નથી. સુષેણાદિને તે હમણાં જ દેખે છે. વસંતકને બોલાવે છે તો એ સર્વને મોકલી દીધા બાદ રાજા વસંતકને કહે અથવા વસંતક રાજાની સ્થિતિ જોઇને પ્રશ્ન પૂછે ને રાજા તેને ઉત્તર આપે એ વધારે સ્વાભાવિક દેખાય. રાજા વસંતકને કહેવા આતુર ભલે હોય પણ પરિજનના દેખતાં તે તેને કાનમાં કહે ને પરિજન ખસી જાય, એ યુક્તિ ઠીક નથી લાગતી. વળી તરત દૂત આવે છે અને વસંતકને સુષેણ બોલાવે છે ને પૂછે છે, ને જાણે વસંતક સુષેણનો જાસુસ હોય તેમ બધું તેને કહી દે છે. યુક્તિપૂર્વક સુષેણ કઢાવતો હોય તો ઠીક અસર થાય. આ તો મનમાં આવ્યું તે પ્રમાણે કવિએ ગોઠવી દીધું લાગે છે. સ્વાભાવિક દેખાય એવું નથી.

ત્રીજા અંકમાં વેણિકા નાયકાનું ખાસ પ્રયોજન નથી. એટલું જ સમજાય છે કે રાજા નથી છતાં પણ રાજા વિનાનું બધું અંધેર, એવું ગામમાં ન ચર્ચાય અને સચિવ તેની કેટલી સંભાળ રાખે છે, તે બતાવવા પૂરતું છે. બાકી તો જેમ પ્રાચીન કાવ્યમાળાવાળા પાંચાલીપ્રસન્નાખ્યાનમાં

**અંક ત્રીજો**

દ્રૌપદીના નાચ વિષે ટીકા કરે છે કે "આખા નાટકમાં નૃત્યનો એક પણ દેખાવ નહિ તે કવિને ઠીક નહિ લાગ્યું હોય તેથી તેણે દ્રૌપદી પાસે નૃત્ય કરાવવાની યોજના કરી હોય એમ લાગે છે", તેમ તેમના મતાનુસારે લોકોને રીઝવવા હાલ નાટકોમાં જેમ પગો નપગો નાચ ગોઠવવામા આવે છે તેમ આ નાટકમાં કર્યું હોય. પણ જો એમ હોય તો સત્યભામાખ્યાનમાં કેમ નાચ ન મૂકયો ને જો મૂકવો એવી ધારણા હોય તો પ્રેમાનંદના વખતમાં આવા નાટકોમા નાચ થતો હતો ? અમને તો એમ લાગે છે કે કવિ એમ બનાવવા ઇચ્છે છે કે રાજરહસ્ય સાચવવા પુરતાં કેટલીક વાર ઘણા ખોટાં ખરચ પણ કરવાં પડે છે.

શિવાનંદ અને બ્રહ્માનંદનો પ્રવેશ નિરર્થક છે. કારણકે ગત બે પ્રવેશથી જ સૂચવાઇ ગયું છે કે સુલોચના અમુક કાર્યદક્ષ રક્ષકો સાથે વનમાં રાજાને ઢુંડતી આવી છે. એટલે શિવાનંદ અને બ્રહ્માનંદ દ્વારા એ અર્થ સ્ફુટ કરવા જરૂર રહેતી નથી. સાથે આવેલા મનુષ્યો કોણ હતા, તે પણ સૂચવાયલું છે, પ્રત્યક્ષ દેખાડવાનું છે અને વાતચિતપરથી સમજાવવાનું

છે એટલે તેની પણ જરૂર નથી. એટલે આ પ્રવેશ પિષ્ટપેષણ કરે છે અને નકામો છે. વળી માધવી, માલતી અને સુકેશીની વાતચિતમા જોગી વેશ લેવાની યુક્તિ બતાવી છે, એટલે તે અર્થનું આથી પોષણ કરવાની જરૂર નથી. રાજા ધ્યાનમસ્ત દેખાય ત્યા જ ત્રણે જણીઓ આવે અને તેમના પ્રથમ બે ત્રણ વાક્યો ઉપરથી તેઓ કોણ છે અને શા કાજે આવી છે તે સમજાય એટલે જુદા પ્રવેશની જરૂર રહેતી નથી.

**ચોથો અંક**

ચોથા અંકમાં રામસિંહ, રણજીતસિંહ અને માધવીની વાતો નકામી છે રાજાના મુખમાથી રાણી ધીચ ઝાડીમા અલોપ થઇ ગયાનું સ્પષ્ટ છે, તે જ વાત ફરીથી માધવી કરે છે. રાજાને મળે છે ત્યારે ફરીથી તે જ વાત ચર્ચાય છે વળી માધવી ક્રોધ કરીને જોગી વેશમા જાય છે તેથી પણ કાંઇ ફલિત થતું નથી. તેમ જ કોઇ પ્રસંગ સ્થાપિત થતો નથી. ફક્ત સાથે રહેલા સરદારોની જરા સુઝવણ દેખાડે છે. પણ તેથી કંઇ પ્રયોજન સચવાતું નથી, તેમ જ એ લોકો રાજાને આવી મળે છે તેથી કંઈ ઝાઝો અર્થ સચવાતો નથી. સૈનિકો રાણીને ખોળી કાઢશે એટલી રાજાને ચિન્તા ઓછી થાય છે એટલુ એમ ન થયુ હોત તો રાજાના પ્રેમની પરાકાષ્ઠા વધારે સારી રીતે બતાવી શકાત

**પાંચમો અંક**

પાચમો અંક સવરણ અને તપતીના શૃંગારથી શરૂ થાય છે. એ દશ્ય મૂકવાનું શુ પ્રયોજન છે? રાજાને તરછોડી રાણી ગઇ પછી તેનું શુ થયું તે જ ચર્ચવાનું બાકી રહ્યુ છે અને તે કુમારના પ્રવેશથી જણાઇ આવે છે. અમારે કહેવું પડશે કે આ પ્રવેશો લખવામા કવિએ થાપ જ ખાધી છે. રાણી રાજાને તરછોડી ત્રીજા અંકને છેડે જાય છે ત્યાર પછી ચોથા અંક અને ત્રીજા અંક વચ્ચે કોઇ પણ રીતે અમુક માસનો ગાળો કલ્પી શકાય તેમ નથી કારણકે માધવી સમરસિંહ રાજાની આગળ વાત કરે છે તે પરથી એમ સમજાય છે. ગમસિંહનો પ્રવેશ થતા જ જે વાક્યો છે તે પરથી જ એવી પ્રતીતિ થાય છે. રાણીની તપાસ કરતા તે ન મળ્યાની ખબર સુષેણને વીરકેતુ આપે છે તે પરથી પણ સમજાય છે કે તે વાતને વખત બહુ થયો જ નથી પણ ઘણા થોડા દિવસની વાતો છે. ત્યાર પછીથી તપતીના લગ્ન થાય છે તેટલા સમયમા બેથી ત્રણ વર્ષ વીતી ગયા એ માની શકાતું નથી, તેમ કોઇ પણ ઠેકાણે એવું સૂચન કરવામા આવ્યુ જણાતું નથી વળી રાજા ધ્યાન ધરી બેસવાના છે, ને તેમા સૂર્યદેવનું અને કામદેવનું સૂચન તો અંકની શરૂઆતમા જ તપતીના ગયા પછી થાય છે, અને તે ધ્યાનમા પણ રાજાનુ ચિત્ત ચોટતું નથી, એટલે વસિષ્ઠમુનિ રાજાની સમક્ષ પધારે છે તે પ્રવેશ પણ તરતનો જ સમય સૂચવે છે વળી પછીના પ્રવેશમા વસિષ્ઠ મુનિ તપનદેવના લોકમા જાય છે તેને પણ દૈવી શક્તિ પ્રાપ્ત થઇ હોવાથી સમય ઘણો જ થોડો લાગે. એટલે રાણી ગુમ થયા પછીથી રાજા અને તપતીના લગ્ન થાય છે તે સમય ઘણો નથી. વધારેમા વધારે એક જ માસ મૂકી શકાય હવે પાચમા અંકમા જે પ્રથમ પ્રવેશમા રાજા અને તપતીનો શૃગાર છે, તેમા રાજાના અતિ ઉન્માદભર્યા વર્તનથી એમજ માની શકાય છે કે તે પ્રસંગ પણ લગ્ન થયા પછી તરતનો જ છે. વસંતક જ્યારે ગભરાય છે અને તપતી જડતી નથી તેને માટે શંકા કરે છે કે તે સૂર્યલોકમા ચાલી ગઇ હોય, તેની શંકા નિવારવા તમાલિકા કહે છે કે "ભાઇ વસંતક[1] નરેન્દ્રવધૂ થતા જ

તેની ઉર્ધ્વ ગતિનો અવરોધ થયો છે," આ શબ્દો તો માત્ર સૂચવે છે કે લગ્ન થયે સમય ઘણો જ અલ્પ થયો છે. વળી તપતીને રાજા ગાઢાલિંગન આપે છે ત્યારે જાણે તમાલિકાને છેલ્લી મળવા ઇચ્છતી હોય તેમ કહે છે–" એક વાર મને તમાલિકાને મળી લેવા દો." અને તેના ઉત્તરમાં રાજા કહે છે કે " તમાલિકાને આજ સુધી મળી તોએ તૃપ્ત ન થઇ?" આ પરથી પણ સાફ જણાય છે કે આ પ્રસંગ લગ્ન પછીનો તાજો જ છે. વળી તરલિકા અને તમાલિકાને પણ પૃથ્વીપર તપતીનાં લગ્ન બાદ વધુ વખત રહેવાની જરૂર નથી. કારણકે તેઓ દૈવી છે. સેવા કરવા રહી શકે એમ મનાતું નથી. જેમકે વિક્રમોર્વશીયમાં ઉર્વશી પુરૂરવાને પ્રાપ્ત થયા પછી ચિત્રલેખા ત્યાં રહેતી નથી તેમ જ રાજાના શબ્દો " નવોઢા તું જેવી, કદિક પતિથી જો ડર તજે" એ જ સૂચવે છે. લગ્ન થયા બાદ તપોવનમાં બે વર્ષ ગુમાવાનું કારણ? કવિએ સુલોચનાને શોધવાનું કે વનમાં વિહાર કરવાનું બનાવ્યું નથી. ઉલટું પ્રજા પીડાય છે, દુષ્કાળ છે માટે વ્હેલા જ જવું જોઇએ, એટલે આ પ્રસંગ લગ્ન પછી તરત જ ઉભો થાય છે. આ પ્રસંગ પછી તરતનો પ્રસંગ કુમારનો છે. કુમાર બોલે છે, ચાલે છે, તોફાન કરે છે તે ઉપરથી તે આશરે ઓછામાં ઓછો ત્રણ વર્ષનો હોઇ શકે. જ્યારે ઉપર બતાવ્યું તેમ વિચાર કરીયે તો, રાણી જે ગર્ભવતી હતી અને જેને પૂરા માસ થયા નહોતા ( થયા હોત તો રાજ્યમાતા તેને વનમાં ન જવા દેત્ર માટે એક કારણ રૂપ ગણત ) તેને પુત્ર પ્રસવ થયો અને તે ત્રણ વર્ષ જેટલો મોટો થયો, એમ માનવું યોગ્ય નથા અને તેથી સમયની વિચારણામાં કવિયે ભુલ કરી છે. જો એમ કહીયે કે પછીના પ્રવેશો ઘણા આવે છે તેથી રંગભુમિ ઉપર કે શ્રોતાના કે વાચક વર્ગના મન પર તેટલા સમયની છાપ પડી શકે છે, અને નાટકનો સમય ત્રણ વર્ષનો સૂચવાય છે, તો એનો જવાબ એટલો જ કે કેટલાક પ્રવેશો એવા પ્રકારના આવવા જોઇએ કે જે મોટા અન્તરે થયા હોય. જ્યારે અહિં બનતા પ્રસંગો થોડા જ વખતમા બની ગયા છે એમ પ્રસંગોના અનુસંધાન ઉપરથી સ્પષ્ટ જણાય છે. પછી કવિએ ખુલ્લો ઉલ્લેખ કર્યો હોય તો પણ નકામું અને તેટલા પ્રવેશો આલેખવામાં તેની ખામી. આ ઉપરથી એમ પ્રતીત થશે કે કુમારનો પ્રવેશ તદ્દન અજુગતો છે. કવિએ એવી બારી રાખવી જોઇએ, એવાં વાક્યો પાત્રોના મુખમા યોગ્ય અવસરે મૂકવાં જોઇએ કે તે જેટલા સમયનું અન્તર કલ્પવા ઇચ્છે તેટલા સમયનું અંતર સુસંગત દેખાય. શાકુન્તલમા શકુન્તલા ગર્ભવતી છે અને તેને રાજા પાસે મોકલાઇ છે, રાજા તિરસ્કારે છે અને મેનકા લઇ જાય છે, પછી વીંટી મળવાથી રાજાને તેની સ્મૃતિ થાય છે. આટલો ભાગ વાંચવાથી વાચકના મન પર અસર થાય છે કે શકુન્તલાના નવ માસ પુરા થવા આવ્યા છે. પછી રાજા ખિન્ન થાય છે, ઇન્દ્રનું તેડું આવે છે, યુદ્ધ કરવા જાય છે ને યુદ્ધમાં જીતીને આવે છે, ઇન્દ્રરાજાને ત્યાં રહે છે, માન પામે છે, પાછો આવે છે તેટલો સમય એ ત્રણ વર્ષનો કલ્પી શકવામાં કોઇ જાતનો વાંધો આવતો નથી. કેમકે યુદ્ધ તો ઘણાં વર્ષ ચાલે. એ તો દેખીતું જ છે કે તપત્યાખ્યાનમાં રાણી ગર્ભવતી થઇ રાજા પાસે જાય છે તે ભાગ અને પછી જે કુમારની ચેષ્ટાઓ બનાવાય છે તે ભાગ, ખાસ કરીને પાછલો ભાગ શાકુન્તલના એ ભાગોના અનુકરણ રૂપે છે.* ફક્ત રચના જુદી છે.

*તેમ જ, ત્યાં મરીચિ ઋષિનો આશ્રમ છે, અહિં વસિષ્ઠના શિષ્યનો છે. ત્યાં પણ પુત્રદ્વારા શકુન્તલાનો મેળાપ થાય છે, તેમ અહિં પણ પુત્રદ્વારા મેળાપ થાય છે. એમ જોઇએ તો ઘણા ભાગોનું અનુકરણ છે.

કુમારના પ્રવેશમાં કવિયે કોઇ જાતનું ચાતુર્ય બતાવ્યું નથી. ફક્ત શાકુન્તલમાંના સર્વદમનના પાત્રનું અનુકરણ કરી આ બાળકના મુખમાં બાળકોની ભાષા મૂકી છે. બાકી એથી કંઇ છાપ પડતી નથી. ત્યારે પાંચમાં અંકમાં ખાસ પ્રયોજન શું ! એટલું જ કે પટરાણી કોણ થાય! સુલોચના કે તપતી? સુલોચના ક્રોધથી રાજાને તરછોડી ગઇ છે. કેમકે તેણે તપતીને તે પદ આપવા જણાવ્યું છે, ને પાંચમાં અંકમાં તપતી તે પદની માગણી કરે છે. તેનો તોડ વસિષ્ઠ મુનિ કરે છે એટલે નિકાલ થાય છે. અમે તો એમ માનીયે છીએ કે સંવરણ અને તપતીનો શૃંગાર વર્ણવાનો અવસર મળે, કુમારની બાલ્યભાષા લખવાનો પ્રસંગ મળે માટે પાંચમો અંક લખ્યો ને તેથી નાટકની ગણતીમાં આવે એમ કર્યું. બાકી તો ચોથે અંકે જ નાટક પૂરૂં થાય છે. પાંચમા અંકના શૃંગારના દરયથી કાંઇ બે ત્રણ વર્ષની મુદત બતાવી શકાતી નથી, એટલે યુક્તિપૂર્વક સુલોચનાનો મેળાપ વસિષ્ઠમુનિ કરાવી શકત. કેમકે સુલોચના પોતાના શિષ્યના આશ્રમમાં જ હતી તેમ જ સુવેણાદિ સર્વ ત્યાં આવી શકત. આથી અમે એમ કહીએ છીએ કે પાચમો અંક લખવા માટે લખ્યો. તેનાં પોષક તત્વ રૂપે જે બીજે મૂકામાં છે તે સબળ નથી. કારણ કે સમયનું અન્તર બતાવનારા યોગ્ય પ્રવેશો નથી.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે કવિની શક્તિ વિષે અમને હલકો અભિપ્રાય છે. અથવા તો કવિના દોષ જ જોવાની કે છીંડાં ખોળવાની અમને ઇચ્છા થઇ છે. ત્રણે નાટકો વાંચતાં પ્રથમ માન અમને કવિની ભાષા માટે થયું છે. કવિનો પ્રયાસ સ્તુત્ય છે. પરન્તુ પ્રાચીન કવિઓની પદ્ધતિ પૂરેપુરી જાળવી શક્યા નથી, અને લખાણમાં ઘણે સ્થળે શક્તિ મન્દ પડે છે. આ પ્રમાણે કવિનાં નાટકો વાંચતાં જે જે અમને લાગ્યું તે તે લખ્યું છે. સુજ્ઞ જનો અમારી ચૂક થતી બતાવશે તો કૃપા હશે.

**નાટકો ભજવાય ખરાં ? ભજવાયાં હશે ?**

હવે આ નાટકો હાલ ભજવવાની સ્થિતિમાં છે કે કેમ? પ્રેમાનંદના સમયમાં તે ભજવવા જેવાં હતાં કે નહિ?—એ પ્રશ્નનો વિચાર કરવા પ્રયાસ કરીએ. આધુનિક રંગભૂમિને યોગ્ય આ નાટકો છે કે નહિ એ પ્રશ્નનો ઉત્તર આપવામાં રંગભૂમિપર શોભે એવાં નાટકો લખવામાં કેટલાં દૃષ્ટિબિન્દુઓ ધ્યાનમાં રાખવા પડે છે તેનો વિચાર કરવો પડે. સ્થળસંકોચને લીધે મુખ્ય બે ચાર મુદ્દાઓ તપાસીશું. કોઇ મહા વિદ્વાન હોય, કલ્પનાઓ પ્રેરણાઓ અને આવેશથી ઉભરાતો હોય, વસ્તુસંકલનામા ચતુર હોય, પાત્રો આલેખવામાં કુશળ હોય, પ્રસંગ આણવામા કળાવાળો હોય, છતાં પણ જ્યાં સુધી તેણે રંગભૂમિપર ભજવાતાં નાટકોનું નિરીક્ષણ કર્યું ન હોય, ત્યાં સુધી નાટકમાં વપરાતી ભાષા અને લખાણ હાથ આવવું મુશ્કેલ છે. આધુનિક રંગભૂમિમાં લેખકનો મુખ્ય ગુણ એ જ હોવો જોઇએ. નાટકની ભાષા અને લખાણ એટલે શું ? એનું વિવેચન કરવા એક જુદું જ પુસ્તક લખવું યોગ્ય લાગે છે. છતાં એટલું ધ્યાનમા રાખવાનું કે જે જે ભાવો, અભિનયથી અને મુખપર હૃદયોર્મિને લીધે કે કોઇ કળાથી તેનો આવિર્ભાવ કરવાથી સમજાતા હોય તેને શબ્દમાં મૂકવાની જરૂર નથી. કોઇ વાર અસંગત તેમ કરવું પડે એ જુદી વાત છે. કોઇ પણ વાતનું પિષ્ટપેષણ થવું ન જોઇએ. ભાષામા નકામા શબ્દો ન જોઇએ. જેમ ઓછા શબ્દો વાપરવાથી અર્થ સૂચવાય તેવી વાક્યરચના કરવા જરૂર છે.

ઉપર બતાવ્યું તે પ્રમાણે તપત્યાખ્યાનમાં અનેક વાર પિષ્ટપેષણ થયાં છે. ચુંથણા અને ટાયલાં પણ ઘણા છે. ભાષા નાટકને લાયક નથી. જો કે ઘરગથુ વપરાતી ભાષાથી વાંચવામાં ઘણી મઝા પડે છે. ભાષા નાટકની નથી તો તેની કેવી રીતે થાય એનો ખ્યાલ ઉદાહરણથી આપીશું. તપત્યાખ્યાનમા પ્રેમાનંદના પ્રથમ પ્રવેશને આ પ્રમાણે ગોઠવી શકીએ.

સુલોચના—સખી ! મદનમંજરી તો ગઇ તે ગઇ. પુત્રેષ્ટિયજ્ઞ થયો કે નહિ તે જાણવા કુલપતિને તેડવા મોકલી છે. સવારના આર્યપુત્રયે ગયા છે, તેનીયે ભાળ નથી. ઓ સખી ! શું કરૂં ?

સુકેશી—મદનમંજરી હવણાં આવશે. ને મહારાજ તો તારા વિના અન્ન જળ પણ લે એવા નથી. પછી ચિન્તા કા કરે !

સુલોચના—હું સંતાનહીન છું તેથી સાસુજી આર્યપુત્રને એક બે નવીન કન્યા પરણાવવા ઇચ્છે છે. સખી ! તું જાણે છે ને કે ભાયડાને ભમરા બેય સરખા. ભમરો એક વેલીને વળગી રહે નહિ ને ભાયડા એક પત્નીમા બધાઇ રહે નહિ.

( દ્વારપાલિકા× આવી નમન કરે છે. )

દ્વાર—દેવી ! કુલપતિ પધારે છે.

( મદનમંજરી ને કુલપતિ આવે છે ને પાદપ્રક્ષાલન કરે છે )

વસિષ્ઠ—વત્સા ! તારૂં કલ્યાણ થાવ

કીર્તિ લક્ષ્મી અને કાંતિ, સ્વામી સુખાદિ સૌ મળો,
સ્વેછા સફળ તો થાશે, શાંતિરૂપે ધને રળો;

સુલોચના—( વિધિપુરઃસર મન્માન કરીને ) મહારાજ ! બિરાજો.

( આસન બતાવે છે. )

વસિષ્ઠ—શું બિરાજું ! તને પુત્રપ્રાપ્તિ થાય તે માટે યજ્ઞ કર્યો પણ—

યજ્ઞારંભ કર્યો પૂંઠે મનગમી, વાતો સહુ તો બની,
ઇચ્છા પૂર્ણ થઇ, ગઇ દુઃખ વ્યથા, ધાર્યું બન્યા સૌ ધની.
પૂર્ણાહુતિ હતી તદા થઇ પીડા, કર્મે લખ્યું કો કળે ?
પુરોડાશ અશુચિ શુનીથી થયો, હા ! વિધિ કેવો ફળે ! !

સુલોચના—અરેરે ! શું એમ બન્યુ ! ઓ ભગવાન્ ! મને દૈવે પણ દગો દીધો !

વશિષ્ઠ—દેવી ! એ તો આપણાં પ્રારબ્ધ.

કરમતણું ન કાઇ કાર્ય સીધે,
પુરુષપ્રયત્નથી કર્મ કંપી બીધે.
પુનરપિ કરૂં યજ્ઞ સર્વથા હું,
દુઃખ દૂર થાય તજો ન વ્યથા તું.

( સુલોચના પ્રણામ કરી નમે છે. )

દ્વાર—( આવીને ) મહાદેવી ! રાજમાતા કંઇ કામસર આપને સત્વર બોલાવે છે.

---

× દ્વારપાલિકા સાથેની સુલોચનાની તકરાર નકામી છે

વસિષ્ઠ—વત્સે ! સત્વર જા. તારી મનકામના પૂર્ણ કરવા હું પણ બનતી કોશીશ કરીશ.
સુલોચના—મહર્ષિની કૃપા

આ નાટકની ભાષા થઈ. જે છે તે સ્થિતિમાં જ જો સઘળા પ્રવેશો ભજવાય તો શ્રોતાજનોને સાંભળતાં કંટાળો આવે, અને જે કંઇ નાટકની ખૂબી છે તે મારી જાય. એ વાત ખરી છે કે જેવું ઘરમાં કે રાજમંદિરમાં બને છે, જેવી વાતચિત થાય છે, તેવું જ કવિએ બરાબર બતાવ્યું છે. પરન્તુ તે રંગભૂમિને યોગ્ય નથી. એટલે કે આ નાટકની પદ્ધતિ શ્રાવ્ય કાવ્યની છે, અથવા તો નવલકથામાં જે વાતચિતના પ્રસંગો લખાયા હોય છે તેવી છે. ફેર એટલો જ દેખાય છે, કે અહિં પ્રસંગો નાટકની ઢબપર મૂકી ચર્ચાય છે, જ્યારે નવલકથામા તેમ નથી થતું. ત્યાં આખી વાર્તા કથનરૂપે કથાય છે. જો કે આ નાટકમાં કેટલાક પ્રસંગો એવા છે કે તેને નાટકી ઢબમાં લખેલા કહી શકાય, તો પણ તેમાં કેટલાક શબ્દો અને વાક્યો કાઢી નાખી, ટુંકાં અર્થમય વાક્યો લખવાની જરૂર છે.

પાંચાલીપ્રસન્નાખ્યાનમાં આવી પદ્ધતિ છે ખરી, પણ લખાવટ નાટકની નથી. તેમજ કેટલાક પ્રસંગો નાટકના લગતા નથી જેમકે પહેલા અંકનો પહેલો પ્રવેશ. આ પ્રસંગ અમે બતાવ્યું તેમ જુદી જ રીતે ઉપસ્થિત થવો જોઇએ, ને લખાણ જુદા જ પ્રકારનું થવું જોઇએ. જેમ છે તેમ રંગભૂમિપર અસર કરી શકે નહિ પણ મોળું પડી જાય. તેમ જ યજ્ઞનો પ્રસંગ છે તે સ્થિતિમાં રંગભૂમિપર ઝામી શકતો નથી આખો પ્રસંગ જુદી જ રીતે ફેરવી નવી જ લખાવટથી લખાવો જોઇએ. એ વિષે અમે ઉપર સૂચન કરી ગયા છીએ.

પ્રથમ પ્રવેશનું નાટકને યોગ્ય લખાણ નીચે મુજબ થઈ શકે.

મંત્રાનંદ—( આવે છે ) વેર, વેરની આગથી બળી રહ્યો છું. મંત્રાનંદ રૂપ ધારી જટાસુર ! બ્રાહ્મણ વેશમાં રહ્યો છતા શું ઓળખાઇ ગયો ! મારી માયા કંઇ કરી શકી નહિ ? ના, ના હવે જાળ પાથરી હું એવું કરીશ કે આ દ્રૌપદીનો વિશ્વાસ મેળવી પાંચે પાંડવોનો નાશ કરીશ ને દ્રૌપદીને સાથે લઇ જઇશ. એક વાર દ્રૌપદીને જો અનાયાસે મળું— ( સામેથી દ્રૌપદી આવે છે ને તેને જોઇ દુઃખી થતો દીન બની ઉભો રહે છે ને નિશ્વાસ નાખે છે. )

દ્રૌપદી—અરે ! આ કોણ ? ભૂદેવ ! યજ્ઞ ત્યાં થાય છે ને તમે અહિ !

મંત્રાનંદ—દેવી ! હું બ્રાહ્મણ છું એમ કોણ માને છે ?
દ્રૌપદી—શું મારા પતિ-મહારાજ યુધિષ્ઠિર છતા આમ બોલો છો !
મંત્રા—હું દેવી ! મારા મંત્રના જોરે હું સર્વનાં હૃદય પારખું છુ. છતા શુ બન્યું તે સાભળ.

ભૂસર પાર વિના મળીયા, યશ ગાય ઘણા મન આશ વધારી,
દાન સુમાન સમાન ગણી કરી, દે મતિમાન સુકીર્તિ પ્રસારી.
માન્નિક માનિની ! તેં થકી મેં નવ, પાડવ અગ્રથી દષ્ટિ નિવારી,
વૈમ પડ્યો નૃપના મનમા અતિ, તે ભુલ ભામિનિ ! છે જ અમારી.

એટલે અજાતશત્રુએ મહર્ષિ લોમશનું ધ્યાન ખેંચ્યુ, એમણે મને અનેક પ્રશ્નો પૂછ્યા, બીમે ટીકા કરી, એટલે ઘટોત્કચ મને પકડવા આવ્યો. મહારાજ ધર્મરાજે એને ખાળ્યો.

મારૂં સન્માન કર્યું. છતાં હજી ધરોાંકય મને શંકાભરી દૃષ્ટિથી જોય છે એટલે મારૂં હૃદય અતિ ખિન્ન થાય છે. તેથી અહિ આવ્યો છું.

આ પ્રમાણે આ પ્રવેશ આગળ લખી શકાય. તેમજ રૈવદર્શિંકાસસભામાખ્યાન માટે સમજવું. અત્ર વિસ્તાર ઘણો થાય એ ભયથી વધુ ટિપ્પણ કરતા નથી. કેવળ પહેલા અંકના બીજા પ્રવેશનું જરા નિરીક્ષણ કરીશું.

કૃષ્ણદેવ—શ્રીદામા! સ્યમંતક મણિએ તો મને બાલ્યાવસ્થા પ્રાપ્ત કરાવી અને કાંચનપુરીને વેલીવાળું વ્રજ બનાવ્યું. અરેરે-સખા! મારો પરિશ્રમ પણ સિદ્ધિપ્રદ થયો નહિ!

શ્રીદામો—શેનો થાય! વ્રજવનિતાની આંતરડી કકળાવી અહિ આવી વસો, એટલે એના નિસાસા કેમ ન નડે! (બાજુમાંથી રૂક્મિણી જાય છે.)

કૃષ્ણ—અરે! શ્રીદામા! કોઇ જન આમ ગયું એમ મને લાગે છે.

શ્રીદામો—દેવ! અહિં તો કોઇએ નથી. હાં-હાં. સમજ્યો આપના જેવાને તો એમજ થાય.

કૃષ્ણ—શું ત્યારે હું ચોર છું?

શ્રીદામો—લોકો કહે છે. હું નહિ. Valabhjee Ramjee

કૃષ્ણ—તો તેમની પ્રતીતિ કર કે એમ નથી.

રૂક્મિણી—(સ્વ) પ્રસંગ તો મણિનો જ નીકળ્યો લાગે છે. ગુપ્ત રહી સાંભળું તો ખરી.

શ્રીદામો—મહારાજ! વ્રજમા તો રાધિકાના કૃપાકટાક્ષને લીધે ચોરીના આળમાથી છૂટતા, તેમ અહિં જો કોઇના કૃપાકટાક્ષ મળે તો.

કૃષ્ણ—હા-સખા! સત્ય કહ્યું-કેમકે

કૃપાકટાક્ષથી સખા ખરા તથાપિ છૂટતા,
નથી કૃપાકટાક્ષ તેથી જાડૂ માહિ લૂંટતા,
કરે કૃપાકટાક્ષ કો હું મુક્ત કારણે ભિયા!
ખરા કર્યાતણા લહો કહો ઉપાય છે કિયા!

રૂક્મિણી—અરે! દેવ આ મૂઢ ગોવાળીયાની સલાહ માને છે શું?

શ્રીદામો—મહારાજ! એવાં કૃપાકટાક્ષ, તો સત્રાજિતસુતા સત્યભામા સાથે પરિણય થવાથી મળે તેમ છે.

—ઇત્યાદિ

આ ઉપરથી સમજાશે કે આ નાટકો હાલની રંગભૂમિને માટે યોગ્ય નથી. ઘણી વાર વિદ્વત્તાભર્યો સરળ ને સારાં લખાણો રંગભૂમિ પર નકામાં જાય છે, એનું કારણ એટલું જ કે રંગભૂમિની ભાષા અને લખાવટનુ લેખકોને પૂરતું ભાન હોતું નથી. લોકો સમજતા નથી એમ નથી, પરન્તુ રંગભૂમિ ઉપર તે ફિક્કું અને મોળું પડે છે. જ્યારે પુસ્તકમાં વાંચનાં તે આકર્ષક હોય છે.

હવે આ નાટક અને પ્રાચીન સંસ્કૃત નાટકોની લખાવટનું અવલોકન કરીયે.

સાક્ષરશ્રી કેશવલાલ પ્રો. કા. ટીકાકારોના મતને મળતા થઈ લખે છે, "સંસ્કૃતમાં કાલિદાસ અને ભવભૂતિને બાજુએ મૂકીયે તો બીજાં જે નાટકો રહ્યા, એનાથી એ ઉતરે એવા કહી શકાય નહિ." (પ્રેમાનંદ પા. ૨૧) આ પક્ષપાતી દષ્ટિબિન્દુથી પ્રેરાયલું વાક્ય છે. આ ત્રણે નાટકો માં ફક્ત રોપદર્શિકાસત્યભામાખ્યાન જ એક નાટક છે જે કેટલેક અંશે વિશાખદત્તના મુદ્રારાક્ષસને અને શુદ્રકના મૃચ્છકટિકને તોલ

**આ નાટકો અને પ્રાચીન સંસ્કૃત નાટકો**

આવી શકે. બાકીનાં નાટકો કવિ હર્ષદેવના નાટકો કરતા ફક્ત પ્રસંગ અને વસ્તુસંકલનામાં જ કંઇક ચડે એમ છે. કવિતા અને લખાવટમાં તેનાથી ઉતરતાં છે એમ અમારૂં માનવું છે. જે ખીલવટ, રસની જમાવટ,ને લખાણની કળા ઉપલાં નાટકોમાં જોવામાં આવે છે તે આમાં નથી, વસ્તુસંકલનામાં પાંચાલીપ્રસન્નાખ્યાનમાં પણ કવિએ થાપ ખાધી છે, એ અમે ઉપર બતાવ્યું છે. પ્રસંગની ખીલવટમાં બીજા અંક સિવાય અન્ય સ્થળે કવિની કલમ લથડી છે એ પણ બતાવ્યું છે. સંસ્કૃત નાટકોમાં જે નાટકની ભાષા જોવામા આવે છે તેવી ભાષા તપત્યાખ્યાનમા નથી. એ ઉપરિ ઉક્ત કવિઓના નાટકોની ભાષા તપાસતા સહજ જણાશે. એ કવિઓનાં કોઇ પણ નાટકમા પિષ્ટપેષણ–વિચારોની પુનરુક્તિ, ભાષાનું લંબાણ, વાતચિતના નકામાં ચુંથણા, નકામા પ્રવેશો જોવામાં આવતા નથી. તેમ જ શ્લોકો પર ધ્યાન આપતા કલ્પનાઓ જે સંસ્કૃત કવિઓનું કવિત્વશક્તિનું મુખ્ય ક્ષેત્ર છે તેમાં આ નાટકોની કવિતાની કલ્પનાઓ ઘણી જ ઉતરતી છે. રોપદર્શિકાસત્યભામાખ્યાનમાં પાત્રો પણ જોરદાર છે ને કવિતામા કંઇક સારી કલ્પનાઓ છે. તેમ જ મુખ્ય બે પ્રસંગો સત્યભામાનો કૃષ્ણ સાથે મેળાપ અને સત્યભામાનું રોપદર્શન જોરદાર છે, જો કે લખાવટ તેમાયે કંઇક નરમ પડે છે. ભાસના નાટકો કરતા આ નાટકો ચડે કે નહિ તે વિચારવા જેવું છે. એટલું તો કહીશુ જ કે લખાવટ અને નાટકો ભાષામાં તો ઉતરતાં છે જ. પ્રસંગ અને વસ્તુસંકલનામા ચડે. પરન્તુ તે વખતે નાટકો ઘણા જ થોડાં, નહિ જેવા, એ કળા પણ ખીલેલી નહિ. આ વાતનું સ્પષ્ટીકરણ તો સંસ્કૃતનાટકોના પ્રવેશો લઈ આ નાટકના પ્રવેશો સાથે મૂકી સરખાવીયે ત્યારે થાય. અહિ સ્થળસંકોચને લીધે તે વાચકવર્ગને માટે જ રાખીયે છીએ. સામાન્ય દષ્ટિએ જોઇએ તો સંસ્કૃત કવિઓને કલ્પનાના ઉદ્દગાર કાઢવા શ્લોકો લખવાના અનેક સ્થળ મળે છે, ત્યારે આ નાટકોના લેખકને તે બહુધા પ્રાપ્ત થતા નથી. આ લેખકનું ધ્યાન યમક અને પ્રાસ મેળવવામા જ ગુંથાયું છે, ત્યારે સંસ્કૃત કવિઓ કલ્પનામાં જ આનંદ મેળવી રહ્યા છે. સંસ્કૃત કવિઓ આખા અંકમા એક જ રસ મુખ્ય ને કોઇ વખત તેને પોષક બીજા અંગીભૂત રસો જમાવે છે, જ્યારે આ નાટકોમાં મોટે ભાગે રસ જમાવી શકાતો નથી. કારણ એટલું જ લાગે છે કે આ નાટકોના લેખકે પ્રવેશોની ગુંથણી હાલના રંગભૂમિ પર ભજવાતાં નાટકોને અનુસરતી કરેલી છે. રંગભૂમિનો પૂરો અનુભવ નહિ એટલે એમા ઉપર બતાવ્યું તેમ કવિએ છક્કડ ખાધી છે. ત્યારે કેટલાક પ્રવેશો બાદ કરીયે તો પ્રાચીન સંસ્કૃત નાટકો કરતાં આ નાટકોના અંક ઉતરતા દેખાઇ જ આવશે પાત્રાલેખનમા પણ ચંદ્રગુપ્ત, ચાણક્ય, રાક્ષસ વગેરે પાત્રો મુદ્રારાક્ષસમા; વસન્તસેના, ચારદત્ત, શકાર આદિના પાત્રો મૃચ્છકટિકમા જીમૂતવાહન નાગાનન્દમા, વત્સરાજ, સાગરિકા અને વાસવદત્તા રત્નાવલિમા, દુર્યોધન, ભાનુ

ગતિ અને બીજ વેણીસંહારમાં: વાસવદત્તા અને પદ્માવતી સ્વપ્નવાસવદત્તમાં; એમ જોતાં તપત્યાખ્યાન અને પાંચાલીપ્રસન્નાખ્યાનનાં પાત્રો કરતાં તે ચઢીઆતાં ખરાં જ. કોઇ કહેશે કે પાત્રોની સરખામણી થઇ શકે તેમ નથી. તો એટલો જ ઉત્તર કે પાત્રોનાં આલેખન કરવાની શક્તિનો ખ્યાલ સહજ આવી શકશે. પ્રસંગો અને વસ્તુસંકલનાની ખૂબીમાં મુદ્રારાક્ષસ મૃચ્છકટિકથી આ નાટકો ઉતરતા છે એ પણ સહજ જણાશે. આ પ્રમાણે જો તપાસીયે તો સાક્ષરશ્રી અને પ્રા. દા. ટીકાકારોના મતથી અમારે વિરુદ્ધ પડવું પડે છે.

આ નાટકોનો સમય વિચારતા પોતે લખે છે, "જે વખતે સંસ્કૃતમાં પણ પંડિત કવિઓને હાથે સારાં નાટકો લખાતા બંધ પડયાં હતાં, અને હિન્દુસ્થાની કે મરાઠીમાં નાટક મૂળમાં લખાયાં જ ન હતાં, તે વખતે કાલિદાસ, ભવભૂતિ, વિશાખદત્ત, હર્ષદેવ, શુદ્રક અને નારાયણે મળી જેટલાં નાટકો લખ્યાં છે, તેટલા પ્રેમાનંદે એકલે લખ્યાં" ત્યાં પ્રેમાનંદનાં ફક્ત ત્રણ જ નાટકો બહાર પડયાં છે અને બીજાંનો તો હજી પત્તો જ નથી, અને જે છે તે ઉપરિ ઉક્ત કવિના નાટકોની તુલનામાં એકદમ આવી શકે તેમ નથી (રોપદર્શિકા બાદ કરીશું) ત્યાં તો ઉપલી ટીકા થાય છે. ભાવ એવો ધ્વનિત કરવામાં આવે છે કે નાટકો લખ્યાં ને વળી ઉત્તમ લખ્યાં, એટલે લેખકની શક્તિ ઉપરિ ઉક્ત કવિઓ કરતાં વધારે! જે સમયે સંસ્કૃત નાટકો લખાતા બંધ પડયાં હતાં એ સમયની મગરૂરી લેવા જેવું નથી. કેમકે પ્રસિદ્ધિ પામેલા કવિઓના નાટકના સંસ્કાર સારા જ હતા. વળી તે વખતમાં સંસ્કૃત નાટકો લખાતા બંધ પડયાં હતા એ શા પરથી જાણ્યું? લખાયલા સારા નાટકો કાં હજી અમુદ્રિત ન હોય! શું બધાં નાટકની હસ્તલિખિત પ્રતો એમણે વાંચી છે? વળી તેઓ લખે છે "કે ગુજરાતીમાં અત્યાર સુધીમાં રચાયલા બીજાં બધાં નાટકોથી આ નાટકો ચઢીઆતાં છે." પ્રા. દા. ટીકાકારો પણ આવી જ ટીકા પ્રયોજે છે. પ્રથમ તો ઉપર બતાવ્યું તે પ્રમાણે આ નાટકો ભજવવા જેવી સ્થિતિનાં નથી. વળી જે આધુનિક નાટકો લખાય છે, તે રંગભૂમિને માટે જ લખાય છે. તેમાં ભાવનાઓ ઉંચી આવી શકે, પરન્તુ ઉંચી કલ્પનાઓને સ્થાન નથી કારણ કે પ્રેક્ષક વર્ગમા એટલી ગ્રહણશક્તિ નથી. એ વાત ખરી છે કે પાત્રાલેખનમાં ઘણા નાટકો સત્યભામાખ્યાનના પાત્રો કરતા ઉતરે છે. પરન્તુ, આ નાટકો ભજવવા યોગ્ય હોઇ, તેની સાથે આ નાટકો જે ભજવવા યોગ્ય નથી તેની સરખામણી કરવી નિરર્થક છે. રણછોડભાઇ ઉદયરામનાં નાટકોનો મોટો ભાગ રંગભૂમિને માટે જ લખાયલો હતો અને તે પણ સમયના લોકોની ગ્રહણશક્તિને અનુસરતો જ. મણિલાલ નભુભાઇના નાટકો પણ રંગભૂમિને ઉદ્દેશીને લખાયલા. દોલતરામ કૃપારામનું અમરસત્ર નાટક જુદા પ્રકારનું છે. એટલે આ નાટકોની સરખામણી ઉપરિ ઉક્ત નાટકો સાથે કરવી યોગ્ય નથી.

**નાટક લખાયાં તે સમય.**

હવે મૂળ બાબતનો વિચાર કરીએ. પ્રેમાનંદે નાટકો લખ્યાં માની તે લખાવાનો સમય વિચારીએ. આ નાટકોમા વ્રજવાસી, મહારાણી અને ગુર્જરાણાં મુખં ભ્રષ્ટમ્ બોલનારાઓના મુખમાં ધૂળ નાખવાનો પ્રયાસ કરવામા આવ્યો છે. ત્યારે જે મહાન્ વિગ્રહ પુરાણીઓ સાથે થયો તેનું સૂચન માત્ર પણ નથી. અહિં તો ભાષા પરત્વે ઉપલો ઉપક્ષેપ છે એમ માનીયે, તોપણ એ કલહ ચાલતો હતો, તો તેની આખા નાટકમા કોઇ સ્થળે પણ છાયા આવવાનો

સભવ છે. કારણ કે જે વાતાવરણમા કઇ લખાયુ હોય તેમા તે વાતાવરણના પરમાણુઓ પ્રવેશે, એ સ્વાભાવિક છે કેમકે એની અસર મનપર ઘણી રીતે પડેલી હોય છે, ને પ્રેમાનદના વિષયમા તો તેમ હતું જ. એટલે આ નાટકો કલહ થયા પૂર્વે કે પછી લખાયા હોય એમ માનવું સુયોગ્ય છે વળી પ્રકાશકો લખે છે કે તેમને મળેલી પ્રત પ્રેમાનદના શિષ્ય વીરજીને હાથે લખાયલી છે. એનો વિચાર કરીએ તે સમયમા આવા નાટકો કેવળ નવીનતા રૂપ હોવાથી જોનાર અને લખનાર એની પ્રશમા કરે એ સ્વાભાવિક છે. વીરજી પ્રેમાનદનો એક વિશિષ્ટ શિષ્ય હતો. તેણે આ પ્રત લખી હોય તો પોતાના કોઇ કાવ્યમા પોતાના ગુરુના તદ્દન નવીન પ્રયાસની પ્રશસા કરવાનુ મન થાય અને તેમ કરે. એના બીજા કાવ્યોનુ ભલે સૂચન ન હોય, પણ આનું સૂચન થવા સપૂર્ણ સભવ છે કેમકે ગુર્જર સાહિત્યમા આ નવો ને પ્રથમ જ સ્તુત્ય પ્રયાસ છે વીરજીનો કવનકાળ વિ સ ૧૭૨૦ થી વિ સં ૧૭૪૨ નો ગણાય છે એટલે ૧૭૪૨ પછી પ્રેમાનદે નાટક લખ્યા એમ ધારી શકાયે. અને સ. ૧૭૪૮ ના અરસામા પુરાણીઓનો કલહ શાત પડયો હોય તો સ. ૧૭૫૦ કે તે પછી નાટકો લખાયા એમ માનવાને હરકત નથી

**નાટકો ભજવાયાં હશે?**

હવે એ સમયે નાટક ભજવાયા હશે? આ પ્રશ્નનો ઉકેલ ઘણો મુશ્કેલ છે છતા વિચાર કરીએ પ્રેમાનદે ગુર્જર ભાષાની અધોગતિ દેખેની, સાહિત્ય ઘણુંજ નબળુ દેખેલુ અને તેથી આવેશમા આવી ગુર્જર સાહિત્યનો અને ગુર્જર ભાષાનો ઉત્કર્ષ કરવા એક દીલથી મડયા એ સર્વમાન્ય છે. પુરાણીઓ સાથે કલહ થયશે. તેમા પુરાણીઓ કેટલોક સમય ફાવેલ અને લોકોને તે વખતે પુરાણીઓ પ્રિય હતા તેઓનું પુરાણ છેક સાદી, સરળ અને સહેલી ભાષામા થતું. પ્રેમાનદના ભગીરથ પ્રયાસે વાતાવરણ ફેરવ્યુ અને લોકોને પોતાની તરફ આકર્ષ્યા. પ્રેમાનંદના બે ચાર કાવ્યો બાદ કરીએ તો બીજા કાવ્યો સાદી અને સરળ ભાષામા જ લખાયા છે. આ ઉપરથી એમ માનવુ થાય છે કે શ્રોતા વર્ગ ઘણો કેળવાયલો ન હતો. ભાષાજ્ઞાન, ઉચ્ચ ભાવનાની પ્રશસાશકિત, કવિત્વશકિતમા આહ્લાદન કરવાની ઊનતા એ સમયના લોકોમા હોવાનો સપૂર્ણ સભવ છે જ્યા સુધી બીજા નાટકો આ નાટકોની પૂર્વે હતા એમ સિદ્ધ થયુ નથી ત્યા સુધી તો આ જ નાટકો પ્રથમ લખાયા એમ માનવુ પડે છે. તેમજ પૂર્વે બીજા ગુજરાતી નાટકો ન હોવાનો સભવ સપૂર્ણ રહે છે. હોત તો વ્રજવાસી કે મહારાષ્ટ્રી કે બગવાસી તેવા પ્રયોગોનો પણ ઉપહાસ કરે છે એમ સૂચવ્યુ હોત તેમજ પ્રેમાનદે પણ તેવા નાટકનો ઉલ્લેખ કર્યો હોત પ્રેમાનદને તેવા નાટકોની ખબર ન હોય એવો સભવ ઓછો છે, કેમકે જે મનુષ્ય પ્રથમ નાટક લખવુ શરૂ કરે તે સ્વભાવીય બીજા નાટકો કેવા લખાયા છે તે જોવાનો પ્રયાસ કરે જ અને ભજવાતા નાટકનો ઉલ્લેખ કરે. એણે પ્રયાસ કર્યો ને ન મળ્યા, એટલે સુધી જવુ એનો અર્થ એ જ કે હવે પણ નહિ મળે એટલે આ નાટકો પ્રથમ જ લખાયલા એટલે આવા ભવાઇ આદિ કરતા ઘણી ઊચી પકતીના નાટકો તે વખતે જનસમૂહ આગળ ભજવાતા નહિ તેમજ ઉપર અનુમાનથી માન્યું તેમ તે સમયના જનસમાજનો મોટો ભાગ પણ કેળવાયલો નહિ અને ખાસ સાહિત્યરસિક પણ નહિ કેવળ પુરાણીઓના પુરાણ સાભળવામા, રાસનીના કે ભવાઇ કે જાત્રા આદિ ભજવાતા જોવામા આનદ લેનાર હતો. એટલે એવા જનસમૂહ આગળ કૃષ્ણ આદિની ઉચ્ચ સસ્કૃતમય ભાષાવાળા નાટકો

ભજવાયાં હોય એમ અમને લાગતું નથી. અને ભજવાયાં હોય તો લોકપ્રિય થયા નથી એ દેખીતું જ છે. એટલે જેવી રીતે શેક્સપીયરના સમયમાં શેક્સપીયરનાં નાટકો વખણાયાં નહિ, મિલ્ટનને પંદર પૌંડ માટે અમૂલ્ય પુસ્તક વેંચવું પડ્યું, શેલી અને કીટસની ખૂબીઓ હવણાં જ જણાવા માંડી છે તેમ પ્રેમાનંદના નાટકોનું થયું એમ માનવું પડે.

**પ્રેમાનંદનાં નાટકો વિશે શંકા.**

પ્રેમાનંદે આ નાટકો લખ્યાં તો ત્યાર પછીનાં આશરે બસો વર્ષમાં એનું અનુકરણ કરનાર કોઇ પણ ન નીકળ્યું ? એના આટલા બધા શિષ્યોમાથી નાટકો લખવામાં એણે કોઇને પણ પ્રોત્સાહન ન આપ્યું ? (વલ્લભે લખ્યાં કહેવાય છે. પણ કહેવાય છે એટલું જ) ને આપ્યું ને લખાવ્યાં તો તે પણ હજી ગુપ્ત જ રહ્યાં ? ત્યારપછીના સમયમાં નાટકો લખાયાં હોય તો તે બધા જ ગુપ્ત રહ્યા ? ગદ્યસાહિત્યની તે વખતે નવીનતા હોવાથી શું એમાં કોઇએ ફાળો ન જ આપ્યો ? જો આપ્યો હોય તો એ નવીનતા હોવાને લીધે તેનો વધુ ફેલાવો થવા સંભવ છે નાશ થવાનો નહિ. જ્યારે નાના મોટા કવિઓની કવિતાના ગ્રંથો હજી અમુદ્રિત મળે છે, તો આવાં નાટકો જે કેવળ તે વખતે ગદ્યસાહિત્યમાં નવીનતા રૂપ જ હતાં, તે સાચવી અને જાળવી રાખવા પ્રયાસ ન થાય અને ન મળે એ સંભવતું નથી. હસ્તલિખિત પ્રતોની નામાવલિ કરવાના પ્રયાસો ઘણા થાય છે અને નામાવલિઓ થઇ છે, છતાં હજુ સુધી ગદ્યસાહિત્ય તરીકે કોઇ પણ આવો ગ્રંથ પ્રકાશમાં આવેલ નથી. દૈવ યોગે કોઇ ખુણેખાચરે પડી રહ્યા હોય તો તે પ્રભુ જાણે. પણ જ્યાસુધી એવા ગ્રંથોની પ્રાપ્તિ નથી ત્યાંસુધી ગદ્યગ્રંથો લખાયા છે એમ માનવું, એના કરતાં નથી લખાયા એમ માનવું એ વધારે સુશ્લિષ્ટ લાગે છે. કેમકે હોવાનો સંભવ અમને તો દેખાતો નથી. તેમજ પ્રેમાનંદના સમયમાં ગદ્યસાહિત્ય લખવાનો પ્રચાર નહતો એમ અમારૂં માનવું થાય છે. કેમકે હોય તો બસો વર્ષ સુધી તે ખીલે જ નહિ, કોઇપણ લેખક તેવા ગ્રંથ લખવા પ્રેરાય નહિ, અને લખાયા તો બધા જ ગુમ થયા એટલે સુધી માનવા જવું એ કેવળ પક્ષપાતી દૃષ્ટિ છે. સાહિત્યમા નવીનતારૂપ હોવાથી તે નવીનતા કોઇ પણ પ્રકારે જળવાઇ રહેવા સંભવ છે. જો આમ માનીયે તો આ ગદ્યગ્રંથો પ્રેમાનંદે લખ્યા એમ માનતાં અચકાવવું પડે છે. કેમકે તે વખતે અને ત્યાર પછી ગદ્યગ્રંથોનો પ્રચાર હજી સુધી જોવામા આવતો નથી. પ્રેમાનંદે કર્ણ-ચરિત્ર લખ્યાનો ઉલ્લેખ વલ્લભે કર્યો છે છતાં તે મળતું નથી. એથી રા. અંબાલાલદાસ કહે છે તેમ પ્રેમાનંદે એ નથી લખ્યુ એમ સિદ્ધ થતું નથી. પરન્તુ એ કાવ્ય હતું અને એવાં કાવ્યો પ્રેમાનંદે ઘણાં લખ્યાં છે તેને આધારે મનાય કે કર્ણચરિત્ર લખ્યું હતું. પરન્તુ આ તો નવીનતા, ગદ્યસાહિત્યના પાયારૂપ ગ્રંથો, જેઓ સાહિત્યમાં તદ્દન નવીન હતા છતાં જેને માટે કોઇ પણ જાતનો કોઇ પણ કવિઓના ગ્રંથમાં ઉલ્લેખ નથી ! તે પ્રેમાનંદના જ છે કેમકે પ્રેમાનંદનું નામ એમાં છે એમ માનવું ઠીક લાગતું નથી. નવીન પ્રયાસ હોવાથી, તેની ઘણી નકલો હોવાનો સંપૂર્ણ સંભવ છે. છતાં એક જ પ્રત મળે અને તે પણ વીરજીની જ એથી નવાઇ લાગે જ. કાવ્યો સહેલાઇથી યાદ રહે એથી લોકપ્રિય થાય એ વાત ખરી. પરન્તુ આ તો નવીન-ગદ્યસાહિત્ય, અને તે પણ નાટકો જેમાં કૃષ્ણ પાંડવો આદિની જાણીતી કથાઓનાં દૃશ્યો લખેલાં, તેવા ગ્રંથોના અનેક ઉતારા થવા સંભવ વધારે અને તેથી તે મળવાના સંભવ વધારે અને મળવા જ જોઇએ એ મળતા નથી. વીરજીની એકની એક

પ્રત આટઆટલી તકરાર થયા છતા જનસમાજને બતાવાઇ નથી, એટલે મનુષ્ય એ જ અનુમાન કરવા દોરાય કે એ પ્રતમાં ઘોટાળો છે કે બનાવટી છે. જો પ્રેમાનંદના સમયની હોય તો તો તેમ તરત જ જણાઇ આવે, પરન્તુ આધુનિક હોય તો કંઇક જુદાં અનુમાનો થવા સંભવ રહે, અને તેવા ભયને આધારે તે પ્રત નથી બતાવાઇ એમ માનવુ જ પડે. તેમ જ જ્યારે નાટકોના કર્તૃત્વ વિષે ચર્ચા આટલી લંબાઇ છે, ત્યારે સંદેહ દૂર કરવા પ્રકાશનું આહ્વાહન શામાટે કરતા નથી, કે જેને પ્રેમાનંદના કર્તૃત્વ વિષે સંદેહ હોય તે જાતે આવી મળેલી પ્રત જોઇ જાઓ? તેઓ મુગા કાં રહ્યા છે? પ્રત સંબધી કંઇ ઘોટાળો નથી જ તો તેમણે બીજા કોઇને માટે નહિ તો કવિશ્રી પ્રેમાનંદને માટે જ આ પ્રતનો સંદેહ દૂર કરવાની જરૂર છે. નકામી પ્રમાણોની આપ્રે કરાવી, વ્યર્થ પરિશ્રમ કરાવી શું તેઓ લેખકોની વિચારશક્તિનું માપ લેવા ઇચ્છે છે? કે બેકન શેક્સ્પીયરના વિવાદ પેઠે ગુર્જર સાહિત્યમાં પણ વિવાદ થયા છે એમ બતાવી ગુર્જર સાહિત્યનું મહત્ત્વ વધારવા ઇચ્છે છે? કે પ્રતો નવી હોઇ જુની થવાના કાલનું પ્રતિપાલન કરે છે? કે જુની હોવા છતા તે કોઇને ન બતાવવી એવા શપથ લેવા પડયા છે? કે અનેક મનુષ્યોના જોવામા આવવાથી ફાટી જવાનો ભય રહે છે? એટલે રા. નરસિંહરાવભાઇની શંકા અમને રા. અંબાઇદાસની પેઠે નિર્માલ્ય લાગતી નથી પણ યોગ્ય લાગે છે

૨. પોતાના કાવ્યોમા વલ્લભે પ્રેમાનંદના નાટકો વિષે મૌન રાખ્યું છે, તે પ્રસંગમાં રા. અંબાઇદાસનું કહેવું અમને યોગ્ય લાગતું નથી. એ વાત કબૂલ કરીયે કે "કવિતોમાં પ્રેમાનંદની કૃતિઓ ગણાવી વલ્લભે તેની શ્રેષ્ઠતા સાબીત કરી નથી." પરન્તુ ચંદ કરતાં કવિ પ્રેમાનંદ ચઢે એ વાત તો સિદ્ધ કરવા માગે છે. અને તેથી કર્ણચરિત્ર જે કાવ્ય વર્ગમાંનું એક છે તેનો ઉલ્લેખ કર્યો, અને બીજાં કાવ્યો ઓખાહરણઆદિનો ન કર્યો; કેમકે કર્ણચરિત્રથી તે કાવ્યવર્ગ સૂચવાયો. પણ નાટકો તો કેવળ નવીનતા હતી. વળી ગદ્યસાહિત્યમાં તે પ્રથમ જ હતું અને હિન્દીમા તેવું ઉપલબ્ધ નહતું. એટલે ભરભડીયો ફક્કડ વલ્લભ કદી આ દૃષ્ટિબિન્દુ ચૂકે નહિ ને એમ જ લખે કે તારા રાસાથી ચઢે એવું કર્ણનું ચરિત્ર જો. તેં તો ફકત રાસા ઘસડી કાઢયા ને કર્ણચરિત્ર જેવા કાવ્યથી હેઠો પડયો, પણ મારા પિતાની શકિત જો. તેમણે તો સંસ્કૃત પદ્ધતિ અનુસાર કેવા સુન્દર નાટકો લખ્યા છે? તેં તો પદ્યક્ષેત્રમા હાર ખાધી ત્યારે મારા પિતાએ તેમા વિજય મેળવી ગદ્યક્ષેત્રમાં પણ નામના કરી છે. તેમ જ "શું શા પૈસે ચાર" શબ્દ બોલનારને પણ તોણા કા ન મારે? નાટકોમા વપરાયલી ભાષા એટલી તો ચમકવાળી છે કે તેના ઉદાહરણ મૂકે અને તે નહિ તો સૂચન માત્ર પણ કરી ગુર્જરભાષાની ઉત્કટતા કાં સાબીત ન કરી?

વળી તેઓ લખે છે કે "કુંન્તીપ્રસન્નાખ્યાન વલ્લભે સંવત્ ૧૭૭૭ મા લખ્યું છે. પ્રેમાનંદનું મરણ સંવત્ ૧૭૯૦ માં થયેલું માનવામા આવે છે. એટલે કુન્તીપ્રસન્નાખ્યાન લખાયા પછી આ નાટકો પ્રેમાનંદે લખ્યાં હોય, એ વાત અસંભવિત નથી" અત્ર કહેવાનું કે આ નાટકોની પ્રત વીરજીને હાથે ઉતારેલી છે એમ પ્રાચીન કાવ્યમાળાવાળા સાફ લખે છે. તો પછી વીરજી પણ સંવત્ ૧૭૮૦ મા જીવતો હોવો જોઇએ, કેમકે સં. ૧૭૭૭ પછી આ નાટકો વીરજીએ લખ્યા. વીરજીની સાહિત્યપ્રવૃત્તિ સંવત્ ૧૭૪૨ થી બંધ થયેલી

સાફ જણાય છે, તો સંવત્ ૧૭૪૨ અને સંવત્ ૧૭૮૦ વચ્ચે પ્રેમાનંદના વિશિષ્ટ શિષ્યોમાના એક શિષ્યની અઠ્ઠાવીશ વર્ષના ગાળામા કાઇ પણ પ્રવૃત્તિ ન થઇ? થઇને તે કાવ્યો ગુપ્ત રહ્યાં છે એમ રા. અંબાઇદાસની પદ્ધતિ પ્રમાણે માનવું? એ કેટલું અસંગત લાગશે?

ધારો કે નાટકો કુન્તીપ્રસન્નાખ્યાન પછી લખાયાં તો વલ્લભના બે કાવ્યો, એક દુઃશાસનરુધિરપાનાખ્યાન જે સંવત્ ૧૭૮૦ મા લખાયુ. અને બીજું યક્ષ પ્રશ્નોત્તર જે ૧૭૮૧ મા લખાયુ તેમા પણ તેનો ઉલ્લેખ નથી. દુઃશાસનરુધિરપાનાખ્યાનમા તો એ ઉલ્લેખ થવાનું સ્થાન દેખીતું જ છે. જુઓ કવિત ૧૧ ને ૧૨ જ્યાં કાવ્યને કાવ્ય ન કહેવુ પણ આખ્યાન નામ આપી નમ્ર થવા પ્રેમાનંદનો ઉપદેશ હતો એમ વલ્લભ જાહેર કરે છે અને તે પ્રમાણે પોતે વર્તન રાખ્યું છે એમ કહે છે.

નામ કાવ્ય રાખી કે'તું, આ તો મારૂં કાવ્ય કાવ્ય,
એ તો રૂપ સાકરનું, લઇ કીર્તિ ગાળી છે.
મહાકાવ્ય મહાકાવ્ય, લખ્યા લખ્યા મહાકાવ્ય;
મુખ્યથી જણાવે મૂઢ, શોભા તો ગુમાવી છે.
**નાટકનાં ચેટક તો, લાગે ખેટક શો થયો;**
**ભલે દેવગિરા હોય, મહત્તા ગુમાવી છે.**
પારસ વિના ઉચ્ચાર, અડકી સુવર્ણ કરે,
મનશીખ એહ ધારી, કવિતા ફુલાવી છે.
જો વાલ્મીકિ રામાયણ, લખી નામ સાદું રાખ્યું,
તત્ત્વ હતું માંહિ આદિ, કાવ્ય તે ઠેરાવી છે. ઇત્યાદિ.

આ સ્થળે "નાટકના ચેટક તો" ઇત્યાદિ ટીકા કરી છે ત્યા વલ્લભને જણાવવાનું સ્થળ છે કે મારા પિતાએ પણ નાટકો લખ્યા છે, છતા નાટક નામ ન આપતા તેને કેવળ આખ્યાન નામ આપ્યું છે એ તેમની નમ્રતા છે. એ જ રૂઢિને અનુસરી હું પણ આ ગ્રંથને કાવ્ય નામ ન આપતા આખ્યાન નામ આપુ છુ જેવી રીતે એ નાટકોની પરીક્ષા કરી તેને યોગ્ય નામ જનસમાજ આપશે તેમ આ આખ્યાનની પરીક્ષા કરી તેને પણ કાવ્ય નામ આપશે. આ પ્રકારનો ઉલ્લેખ આગળ ૧૩ મા કવિતમા આવી શકે.

નથી નામ રાખ્યા એણે ઉપદેશ્યો એણે વેણે,
વલ્લભે આખ્યાન નામ દાખ્યું શીખ ભાવી છે.
હશે મણિ પ્રકાશીને, ઓળખ કરશે રૂડી,
મુઠી ક્યાહી છુપી રહે, ડાટી બાર આપી છે.

આની ઉપરના કવિતમા તો પ્રેમાનંદનો ઉપદેશ છે એમ માનીયે તો પ્રેમાનંદ પોતે જ ઉલ્લેખ કરે એમ સંભવ છે, કે મેં પણ મારા નાટકોને નાટક નામ ન આપતા આખ્યાન નામ આપ્યું છે તેમ તું પણ કર આ જ સમયમા આ નાટકો લખાયા એમ માનવાથી, તેમ જ નાટકોને આખ્યાનનું નામ આપવાથી અને તે નવીનતા હોવાથી આ ઉલ્લેખ સંપૂર્ણ સંભવે છે. વલ્લભ જાણતો હોય છતા ઉલ્લેખ ન કરે એ કલ્પનાશક્તિની બહાર છે. કાવ્ય

અને આખ્યાનની ચર્ચામાં નાટકનો પ્રશ્ન કેમ સંભવે, એમ કોઈ કહે તો ઉપર બતાવ્યું તેમ આખ્યાન નામ શામાટે રાખ્યું એની ચર્ચામાં નાટકને બદલે પણ આખ્યાન નામ રખાયું છે એવો ઉલ્લેખ સંપૂર્ણ સંભવે.

યક્ષપ્રશ્નોત્તર જે સંવત્ ૧૭૮૧ માં લખાયું તેમા પણ "કવિ કેવો જોઇએ" એ પ્રશ્ન યક્ષ પાસે કવિ પૂછાવે છે તેમાં નાટકનો ઉલ્લેખ કરી શકાય. સારાંશ કે આ સમયમાં નાટકો લખાયાં હોય તો ઉલ્લેખ હોવો જોઇએ. કેમકે એ ગદ્યસાહિત્યનો વિભાગ હોવાથી પ્રેમાનંદની ઉચ્ચ શક્તિની પ્રશંસા અર્થે, તેમ જ ગદ્ય લખાણના પ્રથમ નમુના તરીકે તેનો ઉલ્લેખ હોય. અને કૃષ્ણ વલ્લભ તો કર્યા વગર રહે જ નહિ. કાવ્યોનો ન હોય કેમકે તે તો પ્રચલિત હતાં જ અને તેની પ્રશંસા ફેલાતી જ હતી અને એમા કાઇ નવીનતા ન હતી. જ્યારે આ ગદ્યવગંથી તો પ્રેમાનંદની કીર્તિ ફેલાવવાની હતી.

૩. રોષદર્શિકાસત્યભામાખ્યાનમા ઉપર બતાવ્યું તેમ કૃષ્ણદેવનું પાત્ર ઘણી જ ખૂબીથી ચિતરાયું છે. એનો દૈવી અંશ જળવાયો છે. રૂક્મિણી અને સત્યભામાના પાત્રોમાં માનુ-ષિકતા સંપૂર્ણ બતાવાઇ છે. અને દૈવી અંશ માયાની જાળમા છવાઇ ગયા છે. સુદામા ચરિત્રમા કૃષ્ણનો આ જ દૈવી અંશ કાયમ છે. પરન્તુ રૂક્મિણીનો દૈવી અંશ આ નાટકમાં જેમ સંપૂર્ણ માયાના આવરણમા છે તેમ ત્યાં નથી. ત્યા તેનો દૈવી અંશ સંપૂર્ણ જાગ્રત છે. અને સુદામાને સર્વ આપી દેવા ભરાતી તાન્દુલની બીજી ત્રીજી મુઠ્ઠીઓ રૂક્મિણી લઇ લે છે અને સર્વને વેંચી અપાય છે. કૃષ્ણ સુદામાને કઇ પણ આપ્યા વિના મોકલે છે તેનો અર્થ સત્યભામા સમજી શકતી નથી, તેમ જ રૂક્મિણી પ્રતિ માનની દૃષ્ટિએ જોય છે. ત્યારે અહિ તો બન્ને એક એકની સામા કટાક્ષભર્યાં વાક્ય વિનિમય કર્યાં જાય છે. તેમ જ આ નાટકમાં રૂક્મિણી કૃષ્ણનું એક પણ પગલું સમજી શકતી હોય એવું સૂચન માત્ર પણ કોઇ સ્થળે થતું નથી. જે કવિએ સુદામા ચરિત્ર લખ્યું તે જ કવિએ આ નાટક લખ્યું હોય તો રૂક્મિણીનો દૈવી અંશ છેક નમાલો રહી જાય નહિ. અને કિંચિત્ કિંચિત્ પણ જાગ્રત રાખી તેની પાસે આનું આ જ વર્તન કરાવે.* એ બનવા જોગ છે કે કોઇ કવિ પ્રસંગવશાત્ પાત્રોની જુદે જુદે સ્થળે બે બાજુ ચિતરે પણ પાત્ર છેક હલકું પરે અને મહત્ત્વ ખૂટે એ ઠીક લાગતું નથી. આ પ્રમાણે એકનું એક પાત્ર જુદી રીતે ચિતરવાથી લેખક વિષે સંશય પડે છે અને પ્રેમાનંદ આ નાટકના કર્તા હશે કે નહિ તેનો સંદેહ વધુ દૃઢ થાય છે.

તેમ જ પાંચાલીપ્રસન્નાખ્યાનમા દ્રૌપદીનું પાત્ર નબળું પડે છે. સુભદ્રાહરણમાં વગે-રેમા જોઇશું તો આ પાત્ર અને એ પાત્ર ચિતરવામા જુદા જ મગજે કામ કર્યું લાગે છે.

૪ તપત્યાખ્યાનનો અમર્યાદિત શૃંગાર જેને સંયોગશૃંગારનું નામ અપાયું છે. તે શૃંગારની સાથે ઋષ્યશૃંગાખ્યાનનો ધાર્મિક કાવ્યનો શૃંગાર સરખાવવામા આવે છે. રા. અંબાઇદાસ

* પ્રેમાનંદના અભિમન્યુ આખ્યાનમા રૂક્મિણી સામાન્ય સ્ત્રીની માફક વર્તતી દેખાય છે. પરન્તુ તેનું નિરાકરણ કવિ ઉપરના કડવામાં કરે છે.

"પટપુછ એની નવ કરે, મૂક સુભદ્રાને ઘેર
મનની વાત કોને નવ ન્હી, આગળ વાધશે છે વેર

લખે છે, "ઋષ્યશૃંગાખ્યાન શ્રોતાઓને આગળ સાભળવાનું ધાર્મિક આખ્યાન હોવાથી,' તે નાટકોના ગ્રામ્ય શૃંગાર કરતા અશ્લીલતાની કોટીમાં વધારે આવી શકે છે." હવે કોઇ પણ વાચકવર્ગ જોશે તો જણાશે કે ઋષ્યશૃંગાખ્યાનમાં કવિને છૂટકો જ નથી. જે શૃંગીઋષિને કામદેવ તે શું ? સ્ત્રીઓ તે શું ? સ્ત્રીની ઉત્પત્તિ શામાટે ? કામાવેશ તે શું ? વિલાસ તે શું ? આદિ વિષયોની ઝાખી પણ નથી તેને વિલાસી કરવો એ કામ સહેલ ન હતું. જેણે એક વાર વિલાસનો સ્વાદ ચાખ્યો હોય એવાને જપ તપ તજાવી વિલાસી કરવો સહેલ છે. તેમ જ જે ચેષ્ટાઓ વર્ણાઇ છે તે મોહલેખાની છે જે વારાગના છે. તેમ જ એ ચેષ્ટાઓ ન કરે તો એને સોપવામા આવેલું કામ ઘણું કપરૂ હતું તે કેવી રીતે થયુ એવો સંશય શ્રોતાના મન ઉપર રહી જ જાય. તેમ જ ઋષિની કંઇ જે ચેષ્ટાઓ થાય છે તે મોહલેખાને સ્ત્રી સમજીને નહિ પણ ઋષિ સમજીને. તેમ જ અન્યત્ર તો કલ્પનામિશ્ર શૃંગાર છે. આ સિવાયનાં બીજાં અનેક સ્થળો છે જ્યા કવિને ટેવ જ હોત તો ત્યાં આવા શૃંગારો લખી શકત પણ લખ્યા નથી. એક જ કાવ્યમા ને તે પણ પ્રસંગવશાત. જ્યારે તપત્યાખ્યાનમા આવા શૃંગારને સ્થાન નથી, આવો પ્રસંગ નથી, ત્યા આવા પ્રસંગો ચિતરાય એથી કર્તૃત્વ વિષે સંશય ઉત્પન્ન થાય જ ને થવો જ જોઇએ. આ નાટક નરસિંહ મહેતાએ કે દયારામે લખ્યુ એમ હોત તો માની શકાતે, કેમકે એ કવિઓના શૃંગાર સર્વ વિદિત છે. જ્યારે પ્રેમાનંદમાં તેમ નથી છતા આ નાટકમા છે એટલે સંશય પડે. તેમ જ આ નાટક સંસ્કૃત નાટકોની પદ્ધતિ પર લખાયેલું છે, ખાસ કરીને પ્રસગો. પ્રેમાનંદે જો લખ્યુ હોય તો સંસ્કૃત પદ્ધતિ અનુસાર આવો શૃંગાર વર્ણવે જ નહિ, તેમ જ જે રચના પ્રવેશોની કરી છે તે કરે જ નહિ. કેમકે તે પ્રાચીન કવિઓને અનુસરીને જ ચાલે અને તે જ સંભવ છે. કેમકે 'ગુર્જર નાટક સાહિત્ય તે વખતે વિસ્તૃત થયું ન હતું બલ્કે ભાગ્યે જ હતુ. એટલે પ્રાચીન પદ્ધતિથી ઉલટું પ્રેમાનંદ ચાલે એમ મનાતું જ નથી. નાટક ભજવવા પૂરતું ન હોય તો વાચી જવાને બાધ ન આવે, પરન્તુ વાચનારને તો ચેષ્ટા વર્ણવવી પડે અને આખ્યાનમા વર્ણવી હોય તેવી જ અસર કરે. ભજવાયું હોય તો વધારે ખરાબ અસર થાય. ધાર્મિક આખ્યાનમા તો વાધો ન જ આવે કેમકે નરસિંહ મહેતા, ભાલણ, મીરા આદિની ભક્તિશૃંગારની કવિતાઓથી લોકો ટેવાયલા હતા. જ્યારે આ નૂતન પ્રકારનું સાહિત્ય હોવાથી કંઇક વિચિત્ર અસર કરે. તેમ જ આ પ્રવેશ જ અસ્થાને છે અને ચેષ્ટાઓ પણ અસ્થાને છે. લખવા પૂરતું જ દશ્ય લખાયુ છે. તેમ જ ભવાઇ આદિના પરિણામરૂપ આ પ્રસંગ હોઇ શકે જ નહિ. જનસમાજને સુધારવા પ્રેમાનંદ પ્રયાસ કરે બગાડવા નહિ. નાટક ભજવવાના ઉદ્દેશથી લખાયા ન હોય, તો પણ લખનાર માણસ જે ચેષ્ટા આદિ કલ્પે તેનો ખ્યાલ તો તેના'મનમા હોવો જ જોઇએ. શી ચેષ્ટા કરી તે ચોકખા શબ્દોમા લખી છે તો પછી શૃંગારની અશ્લીલતા ધ્યાનમા ન રહે એવું તો રા. અંબાઇદાસ જ માની શકે.

૫. આ નાટકોમા પ્રવેશોની ગોઠવણ પ્રાચીન સંસ્કૃત નાટકોની ગોઠવણ કરતા ઘણી જ જુદી છે, અને હાલની રંગભૂમિપર ભજવાતા નાટકોના પ્રવેશની ગોઠવણીને ઘણી જ મળતી આવે છે અને તેનું ભાન ટીકાકારોને પણ થયું છે. પ્રાચીન પદ્ધતિ પ્રમાણે એક દશ્યમા અનેક પ્રવેશો થાય, અને એક જ રસના અંગીભૂત રસો આછા આવે ( જરૂર હોય

તો જઇ) અને એક અંક પૂરો થાય. ત્યારે આ નાટકોમાં એથી જુદું છે. સત્યભામાખ્યાન અંક-૧-લો-પહેલો પ્રવેશ રૂક્મિણી અને સત્યભામાનો છે અને બીજો સ્થાયી દશ્યનો પડદાપર ન ભજવાય તેવો છે, કેમકે રંગમહાલ છે. પડદા ઉપર માનીયે તો પણ અહિ બીજો પડદો આવે, પછી શ્રીદામો અને હિમતી એ સ્થાન કનકપ્રાસાદની પાસેનું છે. અહિ પણ ત્રીજો પડદો જોઇએ, પછી કૃષ્ણદેવ અને શ્રીદામાનો પ્રવેશ અને તે કનક પ્રાસાદમાંનો લાગે છે, એટલે અહિં ચોથો પડદો જોઇએ અને પછી રૂક્મિણીનું મન્દિર હોવું જોઇએ કેમકે એ પોતાના ખાનગી વિચાર દર્શાવે છે. આ ઉપરથી એમ દેખાય છે કે પાંચ જુદા જુદા પડદા જોઇએ અને તેમ નહિ તો હાલ થતા "ટ્રાન્સફર સીન" સંક્રામ્ય દશ્યો જેવા છે. હાલની નાટ્ય દષ્ટિએ, સંસ્કૃત નાટકોના પ્રવેશો રંગભૂમિ પર આણી શકાય એવી રીતિએ ગોઠવાય એવા નથી. જેમ કે 'મુદ્રારાક્ષસમાં ચંદ્રગુપ્ત કૌમુદી મહોત્સવ બંધ કોણે કર્યો એ પૂછે છે અને ચાણક્યને તેડવા મોકલે છે. પછી ચાણક્યના મંદિરનો દેખાવ છે. ત્યાથી તરત પાછો ચંદ્રગુપ્તના મંદિરનો દેખાવ છે. તો કંચુકી ચાણક્યને તેડવા જાય ને પડદો પડે ? ને ચાણક્ય ત્યાં બાજઠ પર ઘસડાઇ આવે ? તેમજ કુંચુકી પણ ચાણક્યના ગૃહમા જાય છે તે કેવી રીતે જાય છે તે પણ દેખાડવાનું છે. તેમ જ ઘણી વાર સંસ્કૃત નાટકોમા રાજા રસ્તો પૂછે છે અને કંચુકી બતાવે છે કે મહારાજ આ આપનો મહેલ, પધારો; અને રાજા પધારે છે. મહેલનાં પગથીયા ચઢે છે અંદર જાય છે છતા પાછા દેખાય છે. ઇત્યાદિ સૂક્ષ્મ દષ્ટિએ જોતાં આધુનિક રંગભૂમિ પર એ નાટકો મૂકતા, દશ્યો આણતા, મહામહેનત પડે એમ છે. ત્યારે આ નાટકકર્તાએ એ બાબતનો સંપૂર્ણ વિચાર કર્યો છે. તેમજ એના વખતમા નાટકો એટલી સ્થિતિએ પહોચ્યાં હશે કે જેથી ઉપલી બાબતેનો નિકાલ થઇ ગયો હશે. અને તે સ્થિતિ છેલ્લાં ૭૦-૮૦ વર્ષ ઉપર હોય એમ લાગતું નથી. જો એમ હોય તો અત્યાર સુધીમાં ઘણોજ મોટો ફેરફાર નાટ્યશાળામા જોવામા આવે. ખાસ કરીને ૬ ઠ્ઠા અંકનો રોષદર્શનનો અંક વિચારવા જેવો છે. પ્રાચીન પદ્ધતિ પ્રમાણે એ પ્રવેશો જ ગોઠવાયા નથી પણ આધુનિક પદ્ધતિ પ્રમાણે ગોઠવાર્યા છે. રોષદર્શનના પ્રવેશમા સત્યભામાની પાછળ કૃષ્ણ તેને મનાવવા જાય છે અને પછી નારદ આવી તે જોય છે અને પછી રૂક્મિણીને ત્યા જાય છે એટલે પડદો પડવો જોઇએ. એ પ્રવેશ પછી પડદો ઉંચકાય અને સત્યભામાને મનાવતા કૃષ્ણદેવ પધારે. પણ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે સત્યભામા અને કૃષ્ણનો વિખવાદ સંપૂર્ણ ચાલી રહ્યો હોય, અને સત્યભામા કૃષ્ણની જાળમા સપડાતી હોય, તેવામા નારદ આવે અને કૃષ્ણની લાચાર સ્થિતિ દેખી રૂક્મિણીને ત્યા જાય, ( દશ્ય એ જ કાયમ રહે ) અને રૂક્મિણી સાથે વાતચિત થાય, તેને તેડી લાવે, અને પાછો કલહ પ્રસંગ જામે. આ ઉપરથી સિદ્ધ થશે કે કવિએ નાટક પ્રસંગો જોયલા અને પ્રવેશો ગોઠવવાની પદ્ધતિમા પણ સુધારા સંપૂર્ણ દેખેલા અને તેની મજબૂત અસર મન પર થવાથી પ્રવેશની ગોઠવણો આમ થયેલી. નાટકની ભાષા અને પ્રસંગોની ખીલવટ અને નાટકની લખાવટની સંપૂર્ણ અસર થયલી નહિ અથવા તો એના સમયમા નાટકી લખાવટ આધુનિક પદ્ધતિએ પહોચેલી નહિ. અને એ સમય આધુનિક કંપનીના સૂત્રધારો

સાથેની વાતચિત પરથી માલમ થશે કે વધારેમાં વધારે ૭૦-૮૦ વર્ષનો હોઇ શકે. એટલે પ્રેમાનંદના સમયમાં જો આટલો સુધારો થયો હોય, તો પછીનાં ૧૫૦-૨૦૦ વર્ષમાં ઘણો વધારે જ ફેરફાર થયો હોવો જોઇએ અને ઘણાં નાટકો થયાં હોવાં જોઇએ જેમાંનું એક પણ મળતું નથી. ભજવાયલાં બધાં જ નાટકો ગુમ થયાં એ માની શકાતું નથી. એટલે પ્રેમાનંદના કર્તૃત્વ વિષે શંકા પ્રબળ થાય છે.

૬. વળી ત્રણે નાટકોની પ્રસ્તાવના જોઇએ તો તે એક જ અર્થનું પોષણ કરી રહી છે અને એનો એ જ અર્થ ભરતવાક્યમાં છે-ગુર્જરભાષાની ઉન્નતિ. જાણે કે આ ત્રણે નાટકો એટલા પુરતાં જ લખાયાં છે. ગુર્જર સાહિત્યની ઉન્નતિ કરવા કવિએ તીવ્ર પ્રયાસ કરેલો એ સર્વને વિદિત છે. છતાં તેણે આમ ઉઘાડી રીતે ગુર્જર ભાષાપ્રતિ પક્ષપાત કોઇ પણ સ્થળે બતાવ્યો નથી. ગુર્જર સાહિત્યને ઉત્કૃષ્ટ કરવાની પ્રબળ ઉત્કંઠા એને હતી; છતાં કોઇ પણ સ્થળે એણે એ વિષે ઉદ્‌ગાર કાઢ્યા નથી પણ કાર્ય જ કરી બતાવ્યું છે. એટલે ભાષાની ઝમક અને ઉત્કટતા બતાવવા એ આમ બોલી પ્રયાસ કરે એ સંભવતું નથી. ભાષા ઉત્તમ છે, પૂર્ણ સંસ્કારવાળી છે એ બતાવવાનો પ્રયાસ તો પરદેશીઓની સાથે કઇ ભાષા સારી છે એની તકરારમાં થાય. એ તકરાર પ્રેમાનંદે કોઇ સ્થળે બતાવી નથી. કેવળ વલ્લભના યુધિષ્ઠિર-વૃકોદર સંવાદાખ્યાનના મંગલાચરણપરથી સમજાય છે. ત્યાં **गुर्जराणां मुखम् भ्रष्टम्** નથી પણ "શું શા પૈસા ચાર" એના પર તકરાર છે અને તે બોલનાર હિન્દુસ્થાની છે, બંગવાસી નથી. જુઓ.

કવિત ૮ મું. અબે તબે અડેકડે ઇકડં ને તિકડં એ,
શું શાં થકી ચઢે કેમ ! જુઠી જેની વાત છે.

ત્યારપછીના કવિતમાં પ્રેમાનંદે સર્વ ભાષા જોઇ. ઉત્તમ ભાષાની શોધ કરતાં ગુર્જરભાષા જ પ્રાપ્ત થઇ એમ લખ્યું છે. એટલે જો **गुर्जराणां मुखं भ्रष्टम्** વિષેનો ઉલ્લેખ વલ્લભે સાંભળ્યો હોય તો આ સ્થળે એ બોલનાર કવિની ઝાટકણી ન કાઢે એ નવાઇ છે. વલ્લભ આ વિષે અજ્ઞાત હતો એમ કેવી રીતે મનાય? કંકાસ થયાનો પૂરો ઇતિહાસ એણે આપ્યો છે તો આ મહત્ત્વનું વાક્ય શા માટે તજે? એટલે એ પદનો પ્રયોગ પ્રેમાનંદ સમક્ષ થયલો નહિ એમ અમારૂં માનવું છે.* તેમ જ ગુર્જરભાષાની ઉન્નતિ કરવા પ્રયાસ કરી રહ્યો છું એવું લખાણ પ્રેમાનંદ કરે એ સંભવતું નથી. કેમકે એવી આત્મશ્લાઘા એમને રુચતી જ નહિ. અને તે ઉપલાં વાક્યથી થાય છે. તેમ જ ત્રણે નાટકમાં ગુર્જરભાષા ઉન્નત થાય એવું લખાણ પ્રસ્તાવના અને ભરતવાક્યોમા કરવું એ પ્રેમાનન્દીય નથી. કરે તો હજી એકલા ભરતવાક્યમાં કે કોઇ એક પ્રસ્તાવનામાં આડકતરી રીતે. બાકી તો પ્રસ્તાવનામાં આખા નાટકને સૂચવતી કે કોઇ પાત્રનો પ્રવેશ કરાવતી જ વાતચિત થાય છે કે જેની છાયાથી લોકો નાટક પ્રતિ ખેંચાય, જ્યારે તપત્યાખ્યાનમાં તો ભાષાભક્તિ સંપૂર્ણ ચર્ચાઇ છે. આવી પદ્ધતિ સંસ્કૃત નાટકોમાં નથી. ઘણો ઉત્સાહ હતો તેથી એમ કર્યું અને આ નાટકોની પ્રસ્તાવના એ જ યોગ્ય સ્થળ છે, તો કહીશું કે ભરતવાક્યોનું સ્થળ એથી વધારે સુસંગત છે. અને તેથી અર્થ સરે એમ

* એ શ્લોક કઇ સાલમાં લખાયો છે એની શોધ થાય તો નાટકની પ્રાચીનતા પર ઘણો પ્રકાશ પડે.

છે એ પ્રેમાનંદ જોઈ શકે એમ છે એટલે કોઈએ પ્રેમાનંદનો ભાષા પરત્વેના પક્ષપાતનો લાભ લઈ, આ પ્રેમાનંદના જ નાટકો છે એમ છાપ પાડવા, ત્રણે નાટકો અને તેના ભરત વાક્યોમા પુનરુક્તિ કરી છે એવી શંકા થાય છે. બીજા કોઈ પણ કાવ્યોમા આ અભિલાષા બતાવાઈ નથી એટલે તે કાયમ રહે છે.

૭. વળી નાન્દીના શ્લોકોમા કવિ શંકરનુ સ્મરણ કરે છે ત્રણે નાટકોમા એમ છે, જ્યારે એના કાવ્યો તપાસીએ છીએ તો દરેકમા ગણપતિ, ગજાનન, લંબોદર કે શારદા, સરસ્વતી અને અમ્બાની પ્રાર્થના છે, શંકરની નથી ફક્ત દ્રૌપદીહરણમા આમુખ શંકર અને વિષ્ણુના મેલાપનુ છે ત્યા પણ પ્રથમ સ્તવન તો ગણપતિ ને સરસ્વતીનુ જ. આ નાટકોમા એમ કેમ ન કર્યું ? સરસ્વતી કે ગણપતિના સ્તવનથી પણ પ્રેક્ષક કે વાચકોનુ કલ્યાણ સૂચવી શકાત ? કાળીદાસ શંકરની જ સ્તુતિ રઘુવંશમા તેમ જ નાટકોમા કરે છે. બે ભિન્ન દેવો નથી કોઈ કહેશે કે કાળીદાસ તો દેવીભક્ત હતો, છતા જેમ શંકરની સ્તુતિ કરે છે તેમ અહિ પ્રેમાનંદે કર્યું, તો એટલુ જ કહેવાનુ કે એના કાવ્યોમા એમ નથી, એટલે કાલિદાસના કાવ્યોમા દેવીનુ સ્તુતિવચન નથી, શંકરનું જ છે અને તે જ મુખ્ય છે, જ્યારે પ્રેમાનંદમા સર્વત્ર ગણપતિ અને સરસ્વતિ અને અમ્બાનુ છે શંકરનુ નથી.

પ્રેમાનંદની ગદ્યભાષામા યમકઆદિ હોવાનો બચાવ ઘરગથુ ભાષામા વપરાતા શબ્દો 'ખીચડી બીચડી', 'રૂમઝુમ', 'કપટનું ચપટ' ઇત્યાદિ શબ્દોથી થાય છે તેમ જ ફારસી ગદ્યનો સંપર્ક બતાવાય છે આ તો ખાલી બચાવ કરવા જ લખાયલુ છે. અમુક ફારસી શબ્દો આવે, ફારસી વાક્યો આવે તેથી હાલના નાટકોમા આવી સ્વાભાવિક ગદ્યાન્તર યમકની રૂઢિ દાખલ થઈ જાય એ માનવામા આવતુ નથી અંગ્રેજી ભાષાનો આટલો બધો પ્રચાર થયો ત્યારે "તમે કેમ છો" ( How are you ) ઇત્યાદિ અંગ્રેજી પ્રવેશો ઘુસ્યા, 'ડાયરેકટ' અને 'ઇનડાયરેકટ' રચનાઓ ધપવા માંડી, અને કાવ્યોમા અંગ્રેજી પદ્ધતિ પ્રવેશી તે વખતે અંગ્રેજીના જેટલો ફારસી સંપર્ક હતો એ માનવુ યોગ્ય નથી કપટનું ચપટ ઇત્યાદિ પ્રયોગો તો સામાન્ય થઈ ગયા છે, ફક્ત બોલવામા, અને ગદ્ય સાહિત્ય તો મોડુ શરૂ થયુ. પ્રેમાનંદના કાવ્યમા એવા યમક રૂપ ભલે હોય, પણ તેથી ગદ્યમા પણ હોવા જોઈએ એમ સાબીત થતું નથી ગદ્ય સાહિત્યની શરૂઆતમા આવી રૂઢિ એકદમ ઘુસી જાય એ પણ સંભવિત નથી તેમ જ જે યમકો નાટકોમા વપરાયા છે તે માંઈ "ખીચડી બીચડી" જેવા રૂઢ યમકો નથી * તેમ જ પ્રેમાનંદના કાવ્યોના યમકો વાપરવા પૂરતા જ લખાયા છે એવુ નથી કાવ્યમા તો સ્વાભાવિક આવી જ જાય છે પણ ગદ્યમા તો પ્રયાસ વગર અર્થયુક્ત યમકો આવવા મુશ્કેલ છે અને તેમા પણ એ વપરાશના અભ્યાસની જરૂર છે ને તેથી જે અવતરણો ગ. નરસિંહરાવે આપ્યા છે, તેમા તો યમક આણવાનો ખાસ પ્રયાસ જ દેખાઈ આવે છે. એ કંઈ સ્વાભાવિક કાવ્યપ્રવાહના પરિણામ રૂપ નથી.

નીચેના અવતરણો તો ખાસ આધુનિક પદ્ધતિના જ દેખાય છે –

* "રૂમતગમત," "બડાઈબાઈ" ઇત્યાદિ મળે છે

શ્રીદામો-જો ભૂલી ગયા હો તો કરે મને ગુરૂ એટલે રહેશે નહિ કંઇ અધૂરૂં (રોપદર્શિકા)
કૃષ્ણ-અરે પ્રિયા ! કોપક્રિયા ! (રોપદર્શિકા)
મંત્રાનંદ-અર્પુ આનંદ, આ ચારે કરૂં મંદ, (પાંચાલીપ્રસન્નાખ્યાન)
પાંચાલી-અરે દૈવ ! આ પર્ણકુટીમાં પડયા રહ્યાં છીએ. વનચર જેવાં થયાં છીએ અને પ્રેમીજનનાં વિયોગવાળાં છીએ ઇત્યાદિ દુઃખ તને અલ્પ જ ભાસે છે કેમ ?

યમકના લોભે કેટલાક વિચિત્ર વાક્યો પણ લખાયાં છે–

સંવરણ-જેમ મેં માજીને હા કહ્યું છે, તેમ જ તે કાર્ય ધીમે ધીમે કરવા સચિવને સમજાવ્યું છે.......તને મારા સમ જો તું તારા જીવને સંતાપ કરે તો.

સંવરણ-મુનિશાર્દૂલ ! મારો એવો શો અપરાધ થયો છે કે આપ પુજાદિ ગ્રહણ કરતા નથી કે સ્થિર ચિત્તે બેસતા પણ નથી.

નારદ-એ સ્રીએ પારિજાતક પુષ્પ નિહાળી જોયું નથી, કે મારાથી તે પૃથ્વીમાં થતું નથી એમ જ સમજાવાયું નથી.

પ્રાસાન્તવાળી કહેવતો ઉપરથી પ્રાસ દાખલ થયા કે યમક પ્રેરાયા એ માનવું ઠીક નથી, કેમકે તે ઉપરથી તો એવી ઢબનાં વાક્યો યોજાય. કોઇ કોઇ વાર તો આ નાટકમાં હાલની નાટકની ઢબનાં પદ્યાત્મક શૈલીનાં વાક્ય પણ છે.

રૂક્મિણી-એવી વિચિત્ર વાણીથી રીઝે તારા દેવ. પા. ૩૮
શ્રીદામા-શું ત્યારે અમો રાહુ ! લ્યો રહ્યા અમારે ઘેર સંતાઓ ચંદ્ર અને વાટ જુઓ ચંદ્રિકા. —૪૨
નાગરિકા-વળી જો રૂક્મિણીદેવી કે સત્રાજિત જાણે તો થાય તારી ને મારી વેતરણ. —૪૮
શ્રીદામો-જો તારામા હિમ્મત હોય તો બેસાડી પાડીયે ચોકઠું. પછે થાય સત્યભામા પટરાણી અને તું થઇ પડય તેની સખી. જેણે કરી વધે તારો ને મારો ભાવ.
શ્રીદામો-તું છું નાગરિકા ને હું છું શ્રીદામો......માટે આપ્ય વચન અને પછી બાંધીયે કેડ. —૪૯
માધવી-ત્યારે જુઓ છો શું. ચડો ટેકરી પર. —૧૦૦
વસંતક-ભાઇ ! અમારા ભોગ લાગ્યા કે તમને બોલાવ્યા ! ભોગીના જોગી જેવા થઇ આવું દુઃખ વેઠયા સતા ના ગુણ કે પાડ. —૧૦૦
વસંતક-એ તે તમને કરો છો તેવો સો વર્ષ બડબડાટ કર્યા સતાં કદીએ કેનાર છે કે ચાલો મારી પાસે. —૧૧૧
સુલોચના-આ ઉજ્વળ કુળમાં ભ્રષ્ટતા ! ધિક્કાર છે ધરણી પતિપદને !! તારા મનમાં રમી રહેલીને જો કે હું વાં'લી નાગણ્ં, તથાપિ પરમાર્થ-કાજે તે જો મારા જોવામાં આવે તો તેને કહું કે જેવી એકની વલે તેવી બીજીની.
સંવરણ-કોણ દેવી !
સુલોચના-નાના જેને મેત્રી છે તે. —૧૧૨
વસંતિકા-એમા કિયાને વખોડે ને કિયાને વખાણે ! જા તું તારે જતો હોય ત્યાં. —૧૨૫
સ્મરવર્ધક-હું મુનિમહારાજને કહું છું કે ધૂનને કેડાણે પય ચાલશે. પણ મહારાજ ! મારૂં માને છે કોણ ! ઇત્યાદિ–

આ ઉપરથી અમારી શંકા તાજી જ રહે છે.

તેમ જ પ્રેમાનંદને યમક અને પદોની અંદર પ્રાસો વાપરવાનો શોખ નથી. એવી રીતે પ્રાસાદિ યોજવાં એ એની શૈલી જ નથી. છતાં આપણે જોઇશું તો તેવા પ્રાસાદિ વાપરવાના ઘણા જ પ્રયાસ થયા છે અને તેથી કેટલીક વાર અર્થ સમજવા પણ દુર્લભ થઇ પડે છે.

પાંચાલી પ્રસન્નાખ્યાન અંક ૧ લો શ્લોક ૮, ૧૦, ૧૨, ૧૪, ૧૬ ૨૨ ઇત્યાદિ. અંક ૨ જો ૧, ૪, ૬, ૧૩, ૧૭, ૧૮, ૨૧-ઇત્યાદિ. આગળ ઘણા મળી આવશે.

તપત્યાખ્યાન અંક ૧ લો ૧૩, ૧૪, ૧૯, ૨૦, ૨૧, ઇત્યાદિ.

સત્યભામાખ્યાન અંક ૧ લો ૯ અંક ૨ જો ૧, છેલ્લા અંકમાં ગુર્જરી રાગનું ગાયન, તેમ જ નટીનું પ્રસ્તાવનામાં. આ સિવાય બીજાંયે મળશે.

પ્રેમાનંદનાં કાવ્યોમાં મોટે ભાગે આ રૂઢિ છે નહિ, જ્યારે આ નાટકોના શ્લોકોમાં તો તે આંખ આગળ તરી આવે છે એટલે પણ શંકાને સ્થાન રહે છે.

૮. આહીરી અને રાક્ષસી બોલીઓ ઘડી કાઢેલી છે એ તો સિદ્ધ જ છે. કપોલ-કલ્પિત એટલે મગજમાંથી જ નવી ઉપજાવી કાઢી છે એમ નથી. પરન્તુ ગુજરાતી ભાષાને પ્રાકૃતના નિયમો કોઇ કોઇ ઠેકાણે લગાડી જુદું સ્વરૂપ આપી દીધું છે.

જેમકે સુવર્ણ ઉપરથી સુવ્વણ-અહિ ઉંધો નિયમ લગાડયો છે. 'કર્મ' ઉપરથી 'કમ્મ' તેમ 'સુવર્ણ' ઉપરથી 'સુવણ્ણ' થવું જોઇએ તેને બદલે 'સુવ્વણ' કર્યું એટલે 'ણ'ને બદલે 'વ'ને બેવડો કર્યો, તેને આધારે 'કુવ્વણ' કર્યું. 'અનઇ' 'અને' 'એ'માંથી 'અ' અને 'ઇ' જુદો પાડવાથી ગુજરાતીનો આભાસ મટી જાય છે, જેમ 'ઢોરાં' 'બેનરાં' તેમ "આહિરાં" "વસ્સ" "વાસ" ઉપર્યુક્ત નિયમ. 'મિલઇ' "મિલે" કે મૌલિક્તિ સંસ્કૃત ઉપરથી. એમ જોવા જઇશું તો નિયમો જડશે. પરન્તુ નિયમો એક નિયમને આધારે લાગ્યા નથી. *એમ કર્યું હોત તો અપભ્રંશનું સ્વરૂપ આવી જાત એટલે રબારી* આદિની ભાષાના, ખેડૂતોના વગેરેના કેટલાક શબ્દો લઇ પ્રાકૃતના નિયમો પ્રમાણે ફેરફાર પણ કોઇ કોઇ જગાએ કરી આ ભાષા યોજી જણાય છે. એટલે એવા નિયમો જાણવાની પણ અપેક્ષા છે. નહિતો આ ભાષા આમ ઘડી કઢાય જ નહિ. આ ભાષા ઘડનારના મનપર નિયમોની સંપૂર્ણ છાયા તો હોવી જ જોઇએ. પ્રેમાનંદને એટલું બધું સ્વભાષા માટે કરવાનું હતું કે પ્રાકૃતનો અભ્યાસ કરવા વખત મળ્યો હશે કે નહિ એ પણ વિચાર કરવા જેવું છે. આ ભાષા લખવા પૂરતો વખત કાઢયો એમ માનીયે તો પણ આ આહીરી અને રાક્ષસી ભાષા નાટકમા નવીન હોવાથી કોઇનું પણ ધ્યાન ખેંચે, ખાસ કરીને વલ્લભનું. અને પ્રેમા-નંદના ભાષાભિમાનનાં વખાણ કરતાં કહે પણ ખરો કે જુઓ ગુજરાતીએ સંસ્કૃતનું સ્થાન લેવા માંડ્યું અને પ્રાકૃતો પણ મોજાઇ. વળી પ્રેમાનંદ તો કુદરતને અનુસરનાર કવિ હતા. તે આહીરનું ચિત્ર તાદૃશ્ય ખડું કરવા ગોકુળ મથુરામાં જઇ ચોખાજી પાસેથી એમની ભાષા શીખી લાવી એ ભાષાનો ઉપયોગ કરે એ વધારે સુસંબદ્ધ છે. જે ચેષ્ટાઓ (business)

કૌંસમાં સૂચવાઇ છે તેમાં પણ એ પ્રસંગોમાં એ જ ભાષા વપરાઇ છે તેથી અમને એમ લાગે છે કે લેખકે પોતાની યોજક શક્તિનો વધુ ખ્યાલ આપવો ધાર્યો હશે.

ઉપરના પ્રમાણોથી કોઇ એમ પણ કહે કે પ્રેમાનંદે રાક્ષસોની ભાષા વાપરવા માટે રાક્ષસો શોધવા હતા કે ભીલો શોધવા હતા એમ કેમ નથી કહેતા? તો એનો જવાબ એટલો જ કે એ વાત બને કે ન બને પણ પ્રેમાનંદ તો મુસાફરી કરવા ગયલા એટલે ચોખાજીની ભાષા સાંભળી શીખી શકે એ પ્રસંગવશાત્ બની જાત, જ્યારે ભીલ આદિ તો તે વખતે લુટારૂ જેવા હતા એટલે ભાગ્યે જ ત્યાં જવા ઇચ્છા થાય.

૯. તપત્યાખ્યાન અને પાંચાલીપ્રસન્નાખ્યાનનો નૃત્ય પ્રયોગ પણ આધુનિક છાયા બતાવે છે. તે વખતે નૃત્ય નહોતું એમ કહેવાનો ભાવાર્થ નથી, પરન્તુ જે પ્રસંગોમાં નૃત્ય કરાવાય છે તે પ્રસંગોમાંનું સ્થળ તેને યોગ્ય નથી. નૃત્ય કરાવવા પૂરતું નૃત્ય થાય છે એમ તો પ્રા. કા. ના ટીકાકારો પણ માને છે, અને તેની યોગ્યતા ઘટાવવા પ્રયાસ કર્યો છે. છતાં છાયા રહી જાય છે કે એ યોગ્ય સ્થળે નથી. પરન્તુ આધુનિક નાટકોમાં નાચમુજરા તો થવા જ જોઇએ એવી પદ્ધતિ ઘુસી ગઇ છે તેને અનુસરીને હોય. માલવિકાગ્નિમિત્રમાં નૃત્ય થાય છે પરન્તુ તે પ્રાચીન પદ્ધતિ બતાવતું નથી. છોકરીઓ નૃત્ય શીખે છે તેની પરીક્ષા છે. ત્યારે તપત્યાખ્યાનમાં "ઠીક ત્યારે કંઇ રંગરાગ ચાલવા દો અથવા દેવશ્રી આવે ત્યારે રાખજો." ઇત્યાદિ ઢબથી શરૂ થાય છે. એ ઢંગ આધુનિક પદ્ધતિને ઘણી મળતી આવે છે તેમજ આ નૃત્યથી કંઇ ખાસ અર્થ સધાતો નથી એ તો ઉપર અમે બતાવ્યું જ છે. તેમજ પાંચાલી-પ્રસન્નાખ્યાનમાં એ જ પ્રસંગની ટીકા કરી છે તે ઉપરથી જણાશે કે એ પ્રસંગ પણ ઘુસાડવા પૂરતો જ ઘુસાડયો છે. આથી પણ શંકા વધે છે.

આ પ્રમાણે અમારી શંકાઓ છે. આથી એમ માનવાનું નથી કે અમે આ નાટકોને પ્રેમાનંદની કૃતિ માનતા જ નથી. પણ એ તો ખરૂંજ કે મન સંશયસ્થ રહે છે. અને એ સંશય કાઢવા પૂરતો એક જ રસ્તો છે કે એ નાટકોની પ્રતો જનસમાજ સમક્ષ મૂકાય અથવા તો વડોદરા પુસ્તકાલયમાં મૂકાય કે જેથી સર્વના સંશય ટળે અને પ્રેમાનંદની પ્રથમ નાટકકાર તરીકેની કીર્તિ સુસ્થાપિત રહે. આઘો દેખાતો સ્થાણુ છે કે પુરુષ એવો સંદેહ થાય છે. તે સ્થાણુ છે એટલું જ આપ્ત જનના વાક્યથી મન સંશય ટાળી શકતું નથી. એને નજરે જઇને જોય ત્યારે જ તે સંદેહમુક્ત થઇ વસ્તુનું ખરૂં સ્વરૂપ સમજી શકે. અમને તો આ નાટક વિષે કેટલાક પ્રશ્નો ઉદ્ભવ્યા તેના ઉત્તર આપ્યા છે. અને કેટલીક કર્તૃત્વ વિષે શંકા ઉપજી છે તે આગળ કરી છે. એમાં અમારી ચૂક હશે ને કોઇ પણ વિદ્વાન તેના પ્રતિ અમારૂં ધ્યાન ખેંચશે તો ઉપકૃત થઇશું. ઇતિ અલમ્.

# ૧ ગીર્વાણકવિ જયદેવના સત્કર્ત્તો.

( લેખકઃ-રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ )

### કેંદુલીનો ગહોત્સવ.

બંગાળાના વીરભૂમિ જિલ્લામાં કેંદુલી નામે ગામ છે. તે અજયા નદીને તીરે આવેલું છે. એ ગામમાં પ્રતિવર્ષ મેળો ભરાય છે, અને એક ભક્તકવિના મહિમાનો ઉત્સવ ઊજવાય છે. કહે છે કે તે તિથિએ ભગવતી ગંગા એ ભક્તકવિની ખાતર અજયા નદીમાં પૂર્વે પધાર્યાં હતાં અને કવિનો વિશ્ણુલોકે વાસ થયા પછી તેના પવિત્ર નામની ખાતર પ્રતિવર્ષ પધારે છે.[૧] એ કવિને માટે આખો દેશ અભિમાન ધરાવે છે. આઠસેં વરસ વીતતાં એ બંગાળી બંધુઓ એને સંભારે છે. વંગ સાહિત્યના અરુણોદય પહેલાના બ્રાહ્મ મુહૂર્તનો એ ગીર્વાણકવિ તે **गीतगोविन्द**નો રચનાર જયદેવ.

### કેંદુલીના સેન રાજા

કેંદુલી ગામ અષ્ટપદીના કર્તાની જન્મભૂમિ છે.[૨] ઇસવી બારમા સૈકામા ત્યાં [૩]ચંદ્રવંશી સેન રાજાઓની આણ ફરતી હતી. [૪]અરિરાજ વિજયસેન સૈકાના આરંભમાં પશ્ચિમ બંગાળનો રાજા હતો. બહોળા નૌકાસૈન્યના બળથી ગંગાકાંઠાના મુલકને નમ્યું આપવાની તેણે ફરજ પાડી. પ્રદ્યુમ્નેશ્વરપ્રશસ્તિમા એ રાજાએ રાઘવ, વીર, વર્ધન અને નાન્યને હરાવી કેદ કર્યાનો ઉલ્લેખ છે. તેમાનો રાઘવ તે ગૌડ દેશનો રાજા રામપાલ ( [૫]ઇ. સ. ૧૦૬૯–૧૧૧૧ ) હોય એમ હું માનું છું. એને બારમી સદીના પહેલા દસકામા વિજયસેને હરાવ્યો સંભવે છે. ગૌડ ઉપરાત કલિંગ અને કામરૂપના રાજાઓનો પણ સેન રાજાએ પરાભવ કર્યાનું પ્રશસ્તિમા છે. કદાચ વીર અને વર્ધન તે આ દેશના જ રાજાઓ હશે. એમની સાથેના વિગ્રહનો સમય ચોકસ જાણવામા આવ્યો નથી. છેલ્લો નાન્ય કિંવા નાન્યદેવ મિથિલાનો રાજા હતો.[૬] તેનું રાજ્ય યુવરાજ વલ્લાલસેને ઇ. સ. ૧૧૧૯ મા જીતી

---

૧ જુઓ સદ્ગત વિજયચંદ્ર મજમુદારે છપાવેલા બંગાળી ગીતગોવિંદની ભૂમિકા. ૨ જુઓ **गीतगोविन्द । ३ । १० ।**. એમા કહેલું કેંદુબિલ્વ તે જ કેંદુલી. ૩ જુઓ લક્ષ્મણસેનકૃત **अद्भुतसागर ।** શ્લોક ૪ । **भुवः...भर्ताजनि विजयसेनः शशिकुले ।**. જુઓ વળી **प्राचीनलेखमाला । २ ।** પ્રદ્યુમ્નેશ્વરપ્રશસ્તિ, શ્લોક ૩–૫ । **जगत्यसाचरमो राजा सुधादीधितिः ॥ वंशे तस्य......सेनान्ववाये...सामन्तसेनः ।** રાજકુમાર કેશવસેન પણ પોતાના મૂળપુરુષરૂપે ચંદ્રને સ્તવે છે; જુઓ **सदुक्तिकर्णामृत । १ । ७२ । ५ । जयति भुजभुवां वंशकन्दः सुधांशुः ।**. અબુલફઝલ સેન રાજાઓને વૈદ્યવંશીય કહે છે તે ભૂલ છે. ખુલાસા માટે જુઓ પંડિત વિશ્વનાથ રેઉ કૃત **भारतके प्राचीन राजवंश ( प्रथम भाग ) । पृ. २९८.** ૪ વિજયસેનનું બિરુદ. ૫ રામપાલના રાજ્યના આરંભ અને અંતના વર્ષ Indian Antiquary, 1922, July–August માંથી ઊતાર્યાં છે. ૬ **भा. प्रा. रा. । १ ।** માં કર્ણાટકના નાન્યદેવે શક ૮૧૧ (ઇ.

લીધું. એ જ મંધિમાં યુવરાજને મહેલે કુમાર લક્ષ્મણસેન પધાર્યાની વધામણી પણ આવી. રાજ્યની અને વંશની વૃદ્ધિનું આ વર્ષ વિજયસેને નવો લક્ષ્મણસેનસંવત સ્થાપી અમર કર્યું.[7] સેન વંશનો એ પહેલો પ્રતાપી રાજા હતો. એણે ઇ. સ. ૧૦૯૬ થી ઇ. સ ૧૧૫૭ સુધી રાજ્ય કર્યું[8].

વિજયસેન પછી વલ્લાલસેન ગાદીએ આવ્યો. આ વખતે તેની ઉમ્મર ઓગણસાઠ વરસની હતી. એનું ઘડપણ જોઇ ઇ. સ. ૧૧૬૫ ના અરસામાં ગૌડ દેશના રાજાએ વિગ્રહ માંડ્યો. પરંતુ કુમાર લક્ષ્મણસેન પિતાના જેવો જ પરાક્રમી હતો. તેણે ગૌડ રાજાને હરાવી કેદ કર્યો અને તેના રાજ્યનો મોટો ભાગ જીતી લેઇ **ગૌડેશ્વર** બિરુદ પ્રાપ્ત કર્યું[9]. સમર્થ યુવરાજને રાજ્યની ચિંતા સોંપી વૃદ્ધ રાજા સરસ્વતીની આરાધનામાં ગૂંથાયો. બદરિકાશ્રમવાસી સાધુ સિંહગિરિના ઉપદેશથી તાન્ત્રિક બૌદ્ધ ધર્મ તજી તેણે શૈવ ધર્મ સ્વીકાર્યો હતો. અનેક રાજપંડિતના સમાગમમા તેણે **प्रतिष्ठासागर** અને **आचारसागर** રચી[10] **दानसागर** અને **अद्भुतसागर** આરંભ્યા. આ બે પૈકી પહેલો ગ્રંથ ઇ. સ. ૧૧૬૯–૭૦ માં પૂરો થયો. બીજો ગ્રંથ તેણે ઇ. સ. ૧૧૬૮–૬૯ માં રચવો શરૂ કર્યો હતો, તેમાં પછી તેણે ચિત્ત પરોવ્યું. પરંતુ તેનું શરીર વરસ જતા કરી બહુ ખખળી ગયું હતું. તેથી અધૂરો ગ્રંથ મરણોત્તર પૂરો કરાવવાની આજ્ઞા આપી તેણે એંશી વર્ષની વયે ઇ. સ. ૧૧૭૮ માં તીર્થરાજ પ્રયાગ આગળ ગંગા અને યમુનાના સંગમમાં નવી રાણી સાથે જળપ્રવેશ કર્યો.[11].

વલ્લાલ સેન વંશનો બીજો પ્રતાપી રાજા હતો. એનું રાજ્ય રાઢ કિંવા પશ્ચિમ બંગાળમાં, વરેન્દ્ર કિંવા પૂર્વ બંગાળમા, વંગ કિંવા ઉત્તર બંગાળમા, વાગડી કિંવા ગંગાનાં મુખ વચ્ચેના દક્ષિણ બંગાળમા તથા મિથિલામા પસર્યું હતું[12]. વર્ણમર્યાદા પળાવવામાં અને શાંતિ જાળવવામા તે બહુ કડક અને જાગ્રત હતો. બ્રાહ્મણોને સંતાપનાર સોનીવાણિયાના તેણે જનોઇ ઉતરાવી લીધાં. વરેંદ્રના માછી બહુ તોફાની હતા, તેમને એ નીતિનિપુણ રાજાએ યુક્તિથી વિખેરી નાખી પ્રજાનો ત્રાસ ટાળ્યો. સચ્છૂદ્રમાં દાખલ કરી તેણે એમને ઘરકામની નોકરીનાં દ્વાર ઊઘાડી આપ્યાં, એટલે એ આપોઆપ નોકરીના લોભમાં ચારેકોર દૂર દૂર વેરાઇ ગયા. કૂંભાર માળી વગેરેની પણ સચ્છૂદ્રમા ગણતરી કરી બહોળા

---

કીલહૉર્નના મત પ્રમાણે શક ૮૮૯ ) મા નેપાળ જીત્યો એમ કહ્યું છે. એ જ નાન્યદેવને પંડિતજી વિજયસેન સાથે સંઘર્ષમા આણે છે. પરંતુ નેપાળના જીતનાર નાન્યદેવનો અને વિજયસેનનો રાજ્યકાળ, એ પરસ્પર બંધ બેસતા નથી. આથી વલ્લાલસેને કેદ કરેલા નાન્યને નેપાળ જીતનાર નાન્યદેવથી હું ભિન્ન ગણું છું. ૭ લક્ષ્મણસેનસંવતના આરંભ બાબત બહુ બહુ વાતો ચાલે છે, જુઓ भा. प्रा. रा. । १ । વગેરે. એ બધી પાછળથી ઘડી કાઢેલી લાગે છે. ૮ વિજયસેન; વલ્લાલસેન અને લક્ષ્મણસેનના રાજ્યના આરંભ અને અંતના વરસ Indian Antiquary, 1922, July–August ને અનુસરીને આપ્યાં છે. ૯ જુઓ Madhainagar Plate:–**आसीद् गौडेश्वरश्रीहठहरणकरी यस्य कौमारलीला।** આ ગૌડ રાજા કદાચ ગોપાલ હશે. ૧૦ આ માહીતી Ind. Ant. 1922, July–August માંથી મેળવી છે. જુઓ 'भा. प्रा. रा. । १ ।. ૧૧ આ વૃત્તાંત भा. प्रा. रा. । १ । માંથી લીધો છે. ૧૨. જુઓ भा. प्रा. रा. । १ ।.

વિચારના રાજાએ ઘરકામના નોકર મેળવવાની હાડમારી ટાળી, અને હલકા વર્ણનો ઉદ્ધાર કરનાર તરીકે તેનું નામ યાવચ્ચંદ્ર અમર કર્યું.

વલ્લાલસેનની સભામાં અનિરુદ્ધ, શ્રીનિવાસ આદિ પંડિતો અને ગોવર્ધન શરણ આદિ કવિઓ વિરાજતા હતા. અનિરુદ્ધ[13] ઉત્તર બંગાળાનો વતની હતો. તેણે **दानसागर** રચવામાં વિદ્યાવિલાસી રાજાને સારી મદદ કરી હતી. **अद्भुतसागर**નું મંડાણ [14]શ્રીનિવાસની સહાયતાથી થયું હતું, અને એ અધૂરો ગ્રંથ રાજાના મરણ પછી એ ગણિત તથા જ્યોતિષમાં કુશળ પંડિતે જ પૂરો કર્યો સંભવે છે. આચાર્ય ગોવર્ધને **आर्यासप्तशती** અને ભટ્ટ શરણે **वल्लालचरित** રચ્યા, તે વલ્લાલસેનના રાજ્યકાળમાં. પહેલા પુસ્તકમાં **प्रतिष्ठासागर आचारसागर** વગેરે પ્રબંધકર્તા પ્રગટાવનાર તરીકે એ ચંદ્રનશી રાજાની પ્રશંસા છે[15]. બીજાની માહીતી ઇ. સ. ૧૫૧૧ મા અનંત ભટ્ટે રચેલું નવું [16]**वल्लालचरित** માત્ર આપે છે[17].

લક્ષ્મણસેન જ્યારે ગાદીએ બેઠો, ત્યારે તેની ઉમ્મર પણ ઓગણસાઠ વરસની હતી. તે પિતાના જેવો વિદ્યાવિલાસી અને તેના જેવો જ પરાક્રમી હતો. ગૌડ ઉપરાંત કાશી કલિંગ તથા કામરૂપના રાજાઓને તેણે જીત્યા હતા[18], અને પ્રયાગ વારાણસી તથા પુરીમા રોપેલા કીર્તિસ્તંભ તેનો જશ ગાતા હતા[19]. રાજ્યરૂઢ થતાં તેણે મોટી ઉમ્મરના કુમાર માધવસેન તથા કેશવસેનને રાજ્યકારભારમાં જોડ્યા[20]. ત્રિકૂટાચળની શીતળ છાયામાં દસ વરસ ઉપદ્રવ રહિત આનંદમાં પસાર થયા. તેટલામાં બે જબરા શિખર તૂટી પડ્યા. પહેલો માધવસેન ગુજરી ગયો ને પછી કેશવસેન પણ ગત થયો[21]. ન્હાનો કુમાર વિશ્વરૂપસેન, તે જ વૃદ્ધની લાકડીરૂપ રહ્યો. એવામાં તોફાનનું ભારે વાદળ ચડી આવ્યું, તેણે પડોશનું પાલરાજ્ય પાયમાલ કર્યું. ગુલામવંશના દિલ્હીના સુલતાનના સરદાર બખ્તિયાર ખિલજીએ

१३ **हारलता, चम्पाद्वितीया** વગેરેનો કર્તા. १४ **गणितचूडामणि**નો કર્તા. १५ જુઓ **आर्यासप्तशती । ३९ । सकलकला कल्पयितुं प्रभुः प्रबन्धस्य कुमुदबन्धोश्च । सेनकुलतिलकभूपतिरेको राकाप्रदोषश्च ॥** પંડિત વિશ્વનાથ રેઉ પણ આ શ્લોકમાં વલ્લાલસેન અભિપ્રેત સમજે છે, જુઓ **भा. प्रा. रा. । १ ।** પૃ. २१८–२१९. १६ ગોપાલભટ્ટે વૈદ્ય જાગીરદાર શિષ્ય વલ્લાલસેનનું જીવનચરિત લખ્યું છે, તેનું નામ પણ **वल्लालचरित** છે, તેનાથી શરણનું અને અનંત ભટ્ટનું **वल्लालचरित** ભિન્ન સમજવું. વૈદ્ય જાગીરદાર સેન રાજા પછી અઢીસે વરસ મોડો થયો હતો. १७ જુઓ **भा. प्रा. रा. । १ ।** १८ જુઓ Lakshmanasena's Madhainagar Plate १९ જુઓ Visvarupasena's Madanpada Plate २० **सदुक्ति । १ । ६४, ६५, ७२ । ५, २, ५ ।** આ કેશવસેનના નામ પૂર્વે **श्रीमत्** વિશેષણ મૂક્યું છે અને એ ત્રણ શ્લોક પૈકી વચલાને અંતે નામ પાછળ **देव** ઉપપદ જોડ્યું છે, તે ઉપરથી તેને રાજ્યાધિકાર ભોગવતો મેં માન્યો છે. એ ઉપરથી મોટા રાજકુમાર માધવસેનનો રાજ્યાધિકાર અર્થાપન્ન છે. २१ અબુલફજલ માધવસેનનો રાજ્યકાળ દસ અને કેશવસેનનો પંદર વરસ આપે છે, તે મેં સ્વીકાર્યો છે. પરંતુ એ બે રાજકુમાર લક્ષ્મણસેન પછી ગાદીએ આવ્યાનું આઇને અકબરીમાં લખ્યું છે તે માન્ય નથી. *Madanpada Plate* માં વિશ્વરૂપસેન પોતાને લક્ષ્મણસેનનો ઉત્તરાધિકારી કહે છે. એથી માધવસેન તથા કેશવસેનને પિતાના પૂર્વે ગત

ઇ. સ. ૧૧૯૭ મા છેલ્લા ગૌડ રાજા ગોવિંદપાલને હરાવી તેની રાજધાની ઔદંતપુરી ઉજ્જડ કરી. એ કાળા નાગના ફૂંફાડાથી ભય પામી લક્ષ્મણસેનની પ્રજાએ નાસભાગ કરી મૂકી. કેટલાંક માણસ કામરૂપ તરફ, તો બીજાં પુરી તરફ સિધાવી ગયાં. પણ શૂરો વૃદ્ધ રાજા ડગ્યો નહિ. સામે મ્હોએ લડી પિતાપુત્ર ધર્મયુદ્ધમા વિજયની કે સ્વર્ગની આશા રાખતા હતા, તેવામા લશ્કરને પાછળ મૂકી એંશી જ સવારથી આગળ વધી માજી સુલતાન શહાબુદ્દીન ગોરીનો ગુલામ રાજધાની નવદ્વીપમા એકાએક દાખલ થયો. વસતીમા કોઇને પણ ન છેડતાં તેણે પાંશરો રાજમહેલનો રસ્તો લીધો. લોક સમજ્યા, કે આ કોઇ ઘોડાનો સોદાગર છે તે દરબારમા ઘોડા વેચવા જાય છે. જેવો ખિલજી દરબારગઢે પ્હોચ્યો, તેવો જ તેણે જોસ ભેર હુમલો કર્યો; અને જે સામા થયા તેમને દમસ્કની તીખી તરવારે કાપી નાંખ્યા. એ અવસરે રાજા ભોજનશાળામા જમવા બેઠા હતો, તે ભાણા ઉપરથી ઉઠી પાછલે બારણેથી રવાને થઇ ગયો. ઇસ્લામી ફોજ આવી પ્હોચી, તેણે લૂંટ ચલાવી આગ લગાડી નવદ્વીપનો નાશ કર્યો. પછી ખિલજી સરદાર લક્ષ્મણસેને વસાવેલી લક્ષ્મણાવતીએ ગયો. આસપાસનો પ્રદેશ કબજે કરી ત્યા તેણે રાજગાદી સ્થાપી. નવદ્વીપની લૂંટનો મોટો ભાગ તેણે સુલતાન કુતુબુદ્દીનને દિલ્હી ભેટ મોકલ્યો. પોતાના માલિકના ગુલામને સુલતાને મહેરબાનીમા લક્ષ્મણાવતીની જાગીરનો પટો કરી આપ્યો; ઇ. સ. ૧૧૯૯[૨૨].

આ તરફ નિરુપાય સ્થિતિમા ચાલી નીકળેલો એંશી વરસનો સેન રાજા સહીસલામત પૂર્વ બંગાળમા પ્હોચી ગયો. ખિલજીના છળથી પશ્ચિમ બંગાળ ખોયો તે ખોયો: બાકી બીજું બધું રાજ્ય તો લક્ષ્મણસેનના સ્વામિત્વમા જ હતું. વિરેંદ્ર વિભાગના વિક્રમપુરમાં રાજધાની ઠરાવી ધર્મમૂર્તિ સેન રાજાએ સાત વરસ શાંતિથી રાજ્ય કર્યું[૨૩]. પિતા અને પિતામહની આયુર્મર્યાદાએ ઇ. સ ૧૨૦૬ મા કુમાર વિશ્વરૂપસેનને રાજ્ય સોપી એ સ્વર્ગવાસી થયો[૨૪]. એનો પ્રતિપક્ષી અધર્મની જાગીર ૭ વરસ ભોગવી ઇ. સ. ૧૨૦૫ માં

થયા મેં કહ્યા છે, અને એમનો રાજ્યકાળ પિતાના રાજ્યકાળમા સમાવ્યો છે, બખ્તિયાર ખિલજીના ઉપદ્રવ પહેલા તે મેં કલ્પ્યો છે. ૨૨ બખ્તિયાર ખિલજીના ઉપદ્રવની હકીકત **भा. प्रा. रा.** । १ । ના આધારે આપી છે. ૨૩ અબુલ્ફજલે લક્ષ્મણસેનનો રાજ્યકાળ સાત વરસનો આપ્યો છે, તે હું વિક્રમપુરની ગાદીનો સમજું છું. આઇને અકબરીમા નવદ્વીપની ગાદીનો રાજ્યકાળ ગણતરીમા લેવો જ રહી ગયો છે. એથી ઉલટું તબકાતે નાસિરીમાં વિક્રમપુરની ગાદીના સાત વરસ લેખામા લેવાયા નથી; અને રાજગાદી મળતા પહેલાનાં ઓગણસાઠ વરસ નવદ્વીપની ગાદીના એકવીસ વરસમા ખોટા ઉમેરાયાં છે. લક્ષ્મણસેનસંવતની ઘટનામા પણ આવી જ વિવિધતા છે. એ વિવિધતા વિક્રમપુરની ગાદીનો સાત વરસનો ગાળો ગણતરીમાં લેવાથી અને મૂકી દેવાથી ઉત્પન્ન થઇ છે, એમ મારૂં માનવું છે. અકબરનામાના લક્ષ્મણસેનસંવતમા એ ગાળો ગણતરીમા લેવાઇ ગયેલો છે. તિરહુતના રાજા શિવસિંહના દાનપત્રના સેનસંવતમા એ પડેલો મૂકાયેલો જણાય છે. મિથિલાના પંચાગમા ભુલથી એ દુપટ પડતો મૂકાયલો છે ૨૪ વિશ્વરૂપસેન સંજ્ઞાને બદલે ટૂંકી વિશ્વસેન સંજ્ઞા પણ વપરાતી હશે. એ ટૂંકી સંજ્ઞાનો પર્યાય સદાસેન પણ પ્રચારમા હશે. આ માન્યતાથી આઇને અકબરીના સદાસેનને હું વિશ્વરૂપસેન જ સમજું છું.

કામરૂપ ઉપરની સવારીમાં માર ખાઇ પાછો વળતાં એના જ અમીર અલીમરદાનના હાથે વગર મોતે મુઓ.

લક્ષ્મણસેન બહુ બહાદુર અને હિમ્મતવાન રાજા હતો. એના પરાક્રમની નોંધ અનેક તામ્રપત્રોમાં જળવાઇ રહી છે. બખ્તિયાર ખિલજીએ નવદ્વીપ છળથી લીધું તે ખરેઃ એનાથી વિક્રમપુર ઉપર સવારી લેઈ જવાઇ નહિ. પિતાની આજ્ઞા પાળી લક્ષ્મણસેને અધૂરો अद्‌भुतसागर પૂરો કરાવ્યો. એટલું જ નહિ, પણ તેમના વાગના પંડિત અને કવિઓને પોષ્યા. વલ્લાલસેનને હાથે ઉત્તમ કેળવણી પામેલા રાજાએ રાજકુમારોને પણ ઊંચા પ્રકારની કેળવણી આપી. લક્ષ્મણસેન કવિ હતો તેમ કેશવસેન પણ કવિ હતો. सदुक्तिकर्णामृतના દેવપ્રવાહની પાસઠમી વીચીનો બીજો શ્લોક વાંચી લક્ષ્મીસ્વયંવર ઉપર રાજકુમારે સંસ્કૃત કાવ્ય રચ્યાનું અનુમાન નીકળે છે. સેન રાજાના પ્રીતિપાત્ર મહાસામંત વટુદાસના પુત્ર મહામંડળેશ્વર શ્રીધરદાસે ઇ. સ. ૧૨૦૫ માં सदुक्तिकर्णामृत રચ્યું છે તેમા રાજાનાં, રાજકુમારનાં અને રાજકવિઓનાં અનેક સુભાષિત મળી આવે છે. એવા શૂરવીર, ચારિત્રવાન્, પ્રતિભાશાળી, રસિક રાજાનો શક ચાલ્યો. તે યોગ્ય જ થયું.

### સેન રાજાઓના પંચરત્ન.

જંગલીપણામાં અને ઝનૂનમાં નવદ્વીપનો નાશ કરી બખ્તિયાર ખિલજીએ અને થાનેશ્વરનો નાશ કરી મહંમદ ગિઝનવીએ રાજમહેલ અને દેવસ્થાનની સાથે ઇતિહાસનાં અમૂલ્ય સાધનનો પણ નાશ કર્યો છે. અનેક લેખો, અનેક કીર્તિસ્તંભો અદશ્ય થઇ ગયા છે. શિલ્પ કળા અને સંસ્કૃતિનાં અભિજ્ઞાન લુપ્ત થયા છે. ગિઝનવીએ કરેલા કેરમાંથી બચ્યું છે એકલું મહારાજા હર્ષની રાજધાનીનું નામ; અને ખિલજીએ વર્તાવેલા વિનાશમાંથી ઊગર્યો છે એકલો સભામંડપના શિરોલેખનો શ્લોક[૨૫]. એમાં નવદ્વીપની રાજસભાનાં પાંચ રત્ન ગણાવ્યાં છેઃ–ગોવર્ધન, શરણ, જયદેવ, ઉમાપતિ અને કવિરાજ. આચાર્ય ગોવર્ધન અને ભટ્ટ શરણ વિશે પૂર્વે કહેવામાં આવ્યું છે. आर्यासप्तशतीમાં ધ્વની આદિ કાવ્યના પદાર્થ શાસ્ત્રીય રીતે નિદર્શિત કર્યા છે, તેને લીધે ગોવર્ધનને સેન રાજા તરફથી આચાર્યની માનવંત પદવિ મળી લાગે છે. सदुक्तिकर्णामृतના પહેલા પ્રવાહની ચોત્રીસમી વીચીના પાંચમા શ્લોક નીચે आर्याविलासस्य એવી મુદ્રા છે; એ નામથી કદાચ આચાર્ય ગોવર્ધન જ અભિપ્રેત હોય. શરણ ભટ્ટે શ્રીકૃષ્ણને નાયક કલ્પી કોઇ સંસ્કૃત કાવ્ય લખ્યું હતું એવી પ્રતીતિ એ જ સુભાષિતસંગ્રહના પહેલા પ્રવાહની એકસઠમી વીચીના ત્રીજા શ્લોકથી ઊપજે છે. આ એ કવિ સાથે બાકીના ત્રણ પણ વલ્લાલસેનની સભા શોભાવતા હતા, એમ પ્રસ્તુત શ્લોકને અંતે આવેલો સમુચ્ચયવાચક च અવ્યય સૂચવે છે. समितौ लक्ष्मणस्य च એ શબ્દો કહી આપે છે કે એ કવિઓ વલ્લાલની તેમ જ લક્ષ્મણની સભાનાં પંચરત્ન હતાં; અર્થાત્ પાંચે કવિને બંને સેન રાજાનો આશ્રય હતો.

---

૨૫ જુઓ आर्यासप्तशतीના આરંભે સદ્‌ગત પંડિત દુર્ગાપ્રસાદે આપેલી ટિપ્પણીઃ– ' गोवर्धनश्च शरणो जयदेव उमापतिः । कविराजश्च रत्नानि समितौ लक्ष्मणस्य च ॥ ' इत्ययं श्लोको लक्ष्मणसेनसभागृहद्वारोपरि शिलायामुत्कीर्ण आसीत् ।

સભામંડપના શ્લોકમાનો **कविराजः** તે, **गीतगोविन्द**ના આરંભે આપેલા ક્ષેપક સુભાષિતમાં **धोयी कविक्ष्मापतिः** કહ્યો છે તે જ સમજવાનો છે. ધોયી કે ધોઇ તેનું વિશેષ નામ હતું અને **कविक्ष्मापति** એટલે **कविराज** ઉપનામ હતું. આ તેને **पवनदूत**[26] કાવ્ય લખવાથી લક્ષ્મણસેન તરફથી મળ્યું હશે. તેમા દિગ્વિજયે નીકળેલા એ સેન રાજાને જોઇ મોહિત થયેલી મલયાચળની ગંધર્વકન્યા કુવલયવતીએ પવન દ્વારા કહાવેલો સંદેશે સમાવ્યો છે. એ શતશ્લોકીના ઉત્તર ભાગમાં સુહ્મ અને ગૌડનું વર્ણન છે તે બહુ રમણીય છે[27]. ભૌગોલિક સ્ખલનોની ઉપેક્ષા કરિયે, તો **पवनदूत** મહાકવિ કાલિદાસના **मेघदूत**ની નહિ જેવી છાયા લેઇ રચાયલું વૈદર્ભી રીતિનું સુંદર કાવ્ય છે. ગાદીએ બેઠા પછી રાજા વિજયયાત્રાએ નીકળ્યાનો આચાર કરે છે તે સંપ્રદાય ઉપર ભાર મૂકિયે, તો એ પ્રાસંગિક કાવ્ય ઇ. સ. ૧૧૭૮ મા રચાયું હશે એમ કહી શકાય. પંચરત્નમાંના ઉમાપતિને અને **गीतगोविन्द**માના ક્ષેપક સુભાષિતના ઉમાપતિધરને પણ હું અભિન્ન માનું છું. **प्रबन्धचिन्तामणि**મા ઉમાપતિધરને લક્ષ્મણસેનનો અમાત્ય કહ્યો છે[28]. પિતાના વારાના રાજપંડિત [29]હલાયુધને જેણે પોતાનો મંત્રી અને ધર્માધિકારી બનાવ્યો[30], તે લક્ષ્મણસેને તેમના વારાના રાજકવિ ઉમાપતિધરને અમાત્ય નીમ્યો હોય એ સંભાવ્ય છે. **गीतगोविन्द** ઉપરની **बालबोधिनी, सञ्जीवनी, रसमञ्जरी** આદિ ટીકા એ સંભાવનાનું સમર્થન કરે છે. **भागवत**ની **भावार्थदीपिका** ઉપરથી **वैष्णवतोषिणी** ટીકા તેથી આગળ વધી એને જયદેવનો મિત્ર પણ કહે છે[31]. **सदुक्तिकर्णामृत**માં શ્રીધરદાસે ઉમાપતિધરના પુષ્કળ શ્લોક લીધા છે. એના પહેલા પ્રવાહની છટ્ટી વીચીનો ચોથો શ્લોક વિચારતાં પ્રસ્તુત કવિએ શિવપાર્વતીને નાયકનાયિકા કલ્પી કોઇ કાવ્ય રચ્યું હોય એવું અનુમાન બંધાય છે. [32]ઉમાપતિ કિંવા ઉમાપતિધરની કવિતામાં અલંકારની ધમક આગળ પડતી છે. જયદેવનાં સુભાષિત પણ **सदुक्तिकर्णामृत**ની પુષ્ટિ કરે છે. એનો જન્મ ભોજદેવ અને વામાદેવીથી થયો હતો. કવિ બહુ કોમળ અને પ્રેમાળ મનનો હતો. એને પદ્માવતી નામે સુશીલ પત્ની હતી, તેને એ અત્યંત ચ્હાતો હતો. કવિનો પ્રેમ પરાશર આદિ બંધુ પ્રત્યે પણ હેતો હતો; તે પણ એને બહુ પ્રિય હતા[33]. દૃઢ વિષ્ણુભક્ત છતાં શંકરની સ્તુતિના શ્લોક પણ એના રચેલા મળી આવે છે[34]. એના હૃદયની વિશાળતા બુદ્ધ ભગવાનની પ્રશંસામાં દૃષ્ટિગોચર થાય છે[35].

---

૨૬ વાદિચંદ્રકૃત **वातदूत**ને પણ **पवनदूत** કહે છે, તે ધોયીના **पवनदूत**થી ભિન્ન. ૨૭ આ સાર વંગીય **साहित्यपरिषत्पत्रिका**માં હરપ્રસાદ શાસ્ત્રીએ આપેલા **धायी कविर पवनदूत** એ મથાળાવાળા લેખમાથી લીધો છે. ૨૮ જુઓ **लक्ष्मणसेनोमापतिधरयोः प्रबन्धः** ।. ૨૯ **ब्राह्मणसर्वस्व** આદિ અનેક ગ્રંથનો કર્તા. ૩૦ જુઓ भा. प्रा. रा. । १ । पृ. २१९ ।. ૩૧ જુઓ भा. प्रा. रा. । १ । पृ. २१७ ।. ૩૨ **प्रद्युम्नेश्वर**ની પ્રશસ્તિનો કર્તા ઉમાપતિધર પંચરત્નમાના ઉમાપતિધરથી ભિન્ન કે અભિન્ન, તેનો નિર્ણય કરવાનાં પૂરા સાધન નથી. **सदुक्ति.** । १ । ११, ७३ ।३, १ । નો કર્તા ઉમાપતિ તો ભિન્ન જણાય છે. ૩૩ જુઓ **गीतगोविन्द**ના ઉપોદ્ઘાત અને સમાપ્તિ. ૩૪ જુઓ **सदुक्ति०** ।१।४४।४। ૩૫ જુઓ **गीतगोविन्द**ની દશાવતારસ્તુતિની

રાજસભાના આ પંચરત્નની પ્રત્યેકની ખુબી નોખી હતી[૩૬] ઉમાપતિધરની વાણીમા કોઇ અનેરી પ્રૌઢિ હતી. શરણ ભટ્ટની કવિતા વીજળીના ચમકારા જેવી ચાકત કરનારી હતી. ગોવર્ધન એક એક આર્યામા શૃંગારનું સર્વસ્વ સમાવી સૌના ચિત્ત હરી લેતો હતો. ધોયી તેની વિદ્વત્તાને લીધે શ્રુતધર ઉપનામથી ઓળખાતો હતો જયદેવ સાહિત્ય અને સગીતના સ્પૃહણીય યોગમા ઝળકતી પ્રબંધમાધુરીને માટે વખણાતો હતો વિશેષમા ઉમાપતિધરની પ્રૌઢિ શરણની ગહનતા, ગોવર્ધનની રસચ્છટા અને ધોયીની વિદ્વત્તા **गीतगोविन्द** મા મળી એકરસ થાય છે તેથી જ મર્મજ્ઞ સેન રાજાએ જયદેવને **पण्डितकवि** અને **कविराजराज** બિરુદ આપ્યા હતા[૩૭]. **आर्यासप्तशती** કે **पवनदूत** જયદેવની અષ્ટપદીની તોલે આવે નહિ[૩૮]



---

અષ્ટપદી. ૩૬ જુઓ ગીતગોવિન્દમાનૂ ક્ષેપક સુભાષિત **वाचः पल्लवयत्युमापतिधर संदर्भशुद्धिं गिरां जानीते जयदेव एव शरणः श्लाघ्यो दुरूहद्रुतौ। शृंगारोत्तर सत्प्रमेयरचनैराचार्यगोवर्धनस्पर्धी कोऽपि न विश्रुत श्रुतधरो धोयी कविक्ष्मापति ॥** કોઇએ આ શ્લોક ખાસ જયદેવની પ્રશંસાનો માની ગીતગોવિન્દમા ઘુસાડી દીધો છે. ખરૂં જોતા એમા પંચરત્નની વિશિષ્ટતા જ નિરૂપિત છે ૩૭ જુઓ **गीतगोविन्द । ११. १२ । २१, २८ ।** ૩૮ આ લેખમા ગમપાલ, નાન્યદેવ, વીર અને વર્ધન વિશેનૂ, લક્ષ્મણસેનસંવતની સ્થાપના વિશેનૂ, તેની વિવિધ ઘટનાના સમાધાન વિશેનૂ, અદ્ભુતસારની શેષપૂર્તિ વિશેનૂ, સેન રાજાઓના વિશેષલક્ષણ વિશેનૂ, રાજકુમાર માધવસેન તથા કેશવસેનના રાજ્યભારભાર વિશેનૂ, વિશ્વરૂપસેન અને મહાસેનની ઓળખા વિશેનૂ, કેશવસેનની કવિ તરીકેની ગણના વિશેનૂ અને પંચરત્ન તથા તેમની કૃતિ વિશેનૂ સમસ્ત કથન મારૂં પોતાનૂ છે આધાર નથી ટાક્યા તે તે બધી બાબતનો જવાબદાર જાતે જ છું.

# ૨ કેટલાક અપ્રસિદ્ધ જૂના લેખો.

સંપાદક–શ્રીયુત રા. રા. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

૧

શ્રી ફોર્બ્સ ગુજરાતી સભાના સંગ્રહમાં કેટલીક જૂની ફારસી સનદો અને કેટલાક જૂના બાદશાહી ફરમાનો છે. એ સનદો તથા ફરમાનોની સંખ્યા મ્હોટી નથી. પરંતુ જે છે તે કેટલેક ભાગે ગુજરાતના ઇતિહાસને ઉપયોગી છે. એ સંગ્રહમાંથી એક ફારસી લેખનું ભાષાન્તર થોડા વખત પર "ગુજરાતી" ના દિવાળીના અંકમાં "પેશ્વા સાથનો એક કરાર" એ મથાળા હેઠળ પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું ગુજરાતની અર્વાચીન સ્થિતિને લગતો એ કરાર હતો એ સ્થિતિ જોડે સંબંધ રાખતો એક બીજો લેખ એ સંગ્રહમાંથી મળી આવ્યો છે. જે વખતે જનરલ ગોડાર્ડ (General Goddard) ના હાથમાં અમદાવાદ આવ્યું તે વખતે એણે એક જાહેરનામું પ્રસિદ્ધ કરેલું, તે જાહેરનામાની ખરી નકલ ગોડાર્ડની મહોર સાથની એ સંગ્રહમાંથી મળી આવી છે. દરેક વિજયી સેનાપતિ એવી રીતના જાહેરનામાં કે ઢંઢેરા પોતાના તાબામાં આવેલી રૈયતના સાંત્વન અર્થે બહાર પાડતા, અને હજી પણ પાડે છે છેલ્લી મ્હોટી લડાઇ વખતે જર્મનો પણ એવા જાહેરનામાં ઠેર ઠેર બ્હાર પાડતા હતા. આ જાહેરનામું ટુંકું પણ સુંદર છે.

| |
|---|
| શાહ આલમ બાદશાહ ગાઝી<br>અમીરૂદૃદૌલા જનરલ<br>ગોડાર્ડ બહાદુર ફતેહ<br>જંગ ફીદવી સને<br>૧૧૯૪ |

અસલ મુજબ નકલ —

નથુ (નાનુ) શંકર સુભા વગેરે અમદાવાદની રૈયત, એ શહેરના વતનીઓ તથા ત્યાં રહેનારા અને વસનારા સઘળાને માલૂમ થાય

એમ થાઓ કે હવે સૌ લોકોએ ખાતર જમા રાખી પોતાના મકાનમાં રહેવું, અને કોઇ પણ રીતનો અંદેશો કે ડર પોતાની હમેશની રહેણી કરણી સબંધે ન રાખતા રોજના કામકાજમાં મશગૂલ રહ્યા જવું, કારણ કોઇ પણ માણસ તેમને કોઇ રીતની અડચણ કે

અટકાવ કરશે નહિ. આ બાબત તેમણે ખાત્રી રાખવી, અને આમાં લખ્યા મુજબ હેમણે વર્તવું. લખ્યું ' તારીખ ૫ મહીનો સફર હી. સ. ૧૧૯૪ તે ગાદીએ બેઠાનો સને ૩૫.

(અંગ્રેજીમાં સહી) *Thomas Goddard.*

## ૨

જહાંગીર અને શાહજહાન બાદશાહના વખતમાં અમદાવાદનો જૈન વેપારી, ઝવેરી શાંતિદાસ ( કે સતિદાસ ) બહુ વગવાળો માણસ થઇ ગયો હોય એમ જણાય છે. એ બાદશાહોના તરફથી એને ઘણાં ફરમાનો મળ્યાં હોય એમ લાગે છે, અને તે સર્વે જૈન ધર્મના સિદ્ધાંતોને અનુસરી ચાલનારાઓને દરેક રીતે અડચણમાંથી મુક્ત રાખવાને માટે એણે કઢાવ્યાં છે. જીવહિંસાની મના, શિકારનો પ્રતિબંધ, જૈન દેરાસર તથા ધર્મશાળાઓ વગેરેના ઉપયોગમા પરધર્મીઓ તરફથી થતી અડચણોનો અટકાવ, એ આ ફરમાનોની મુખ્ય મતલબ છે. પોતાની હિંદુ રૈયતને હેનો ધર્મ, હેની મરજી મુજબ અબાધિત રીતે પાળવા દેવા માટે હેમાં દરેક રીતે કાળજી દર્શાવવામાં આવી છે. શેત્રુંજાની આસપાસ જાનવરોની કતલ કે હેનો શિકાર ન થાય તથા ત્યાં માછલાં મારવાં કે પકડવાં નહિ, એવો કોઇ ફરમાનથી હુકમ થયો છે, તો કોઇ બીજા ફરમાનથી હિંદુઓની ધર્મની જગા પાસે કોઇ એક મુસલમાન ફકીર ગેરકાયદે દરગાહ બનાવી બેઠો હતો હેને એકદમ ખસી જવાની આજ્ઞા થઇ છે. આ ફરમાનોની ભાષા ને મજકૂરમાં અપક્ષપાતપણું લીટીએ લીટીએ તરી આવે છે. ધર્મ બંબંધી છૂટ હેમાં વાક્યે વાક્યે દેખાઇ આવે છે. એ ફરમાનોમાંથી થોડાક નમૂના રૂપે આપ્યાં છે.

### (અ)

સોરઠ સરકારમાં હાલમાં કામ કરતા તથા ભવિષ્યમાં થનાર અમલદારો જેઓ સુલ્તાનની મહેરબાનીની આશા રાખે છે, તથા તે મહેરબાનીને યોગ્ય ગણાવા માગે છે હેમને માલૂમ થાય કે ઝૂબ્દે ઉલ્ અકરાન ( એક ખેતાબ છે ) શાંતિદાસ ઝવેરીએ, સ્વર્ગસમાન હમારી દરબારમાં એક અરજદાર તરીકે, અરજ કરી જણાવ્યું કે સદરહુ સરકારના તાબાના પરગણામાં મોજે પાલીતાણા નામે એક ગામ આવેલું છે હેમાં હિંદુઓની પૂજાનું એક સ્થાન જેને શેત્રુંજો કહે છે તે આવેલું છે અને ત્યાં આસપાસના માણસોની તીર્થ માટે-જાત્રા કરવા-આવજાવ થયા કરે છે તેથી ઉંચા દરજ્જા અને ઉમદા પદ્વીવાલા ( બાદશાહ ) નો હુકમ કાઢવા, તથા પ્રદર્શિત કરવામાં આવે છે કે પાનખર ઋતુની શરૂઆતથી ( પીચીઇલ મહીનાથી ) મજકુર મોજે (ગામ) ઉપર જણાવેલા ઝૂબ્દે ઉલ્ અકરાનને હમે મહેરબાનીની રાહે ઇનામમાં આપીએ છીએ, અને તેથી સૌની ફરજ છે કે, એ ઇનામ હેમણે કબજ રાખી કોઇ પણ રીતે તેને હરકત કરવી નહિ, અને આસપાસના માણસો ત્યાં નિશ્ચિંતપણે તીર્થ કરવા આવે જાય, હેમને આ હુકમની રૂયે કોઇ પણ રીતે હરકત હલ્લો કરવો નહિ. લખ્યું તારીખ ૨૯, મોહોરમ ઉલ્ હરામ મહીનો. ગાદીએ બેસવાનું વરસ ત્રીજું.

આ સનદના ઉપરના ભાગમાં શાહજહાન બાદશાહનાં મહોર ને સિક્કો છે, અને કોઇ અલી તકીખાન મારફત એ મોકલવામાં આવી છે એવું લખ્યું છે.

( ખ )

આ ફરમાન પણ ગુજરાત (શેહેર) ના હાકેમ તથા અમલદારોના ઉપર કાઢવામાં આવ્યું છે.

સદરહુ શેહેરમાં રહેતા મહાજનોમા લોકા નામની એક કોમ વસે છે તે કોમ હમારા દરબારમા આવી, ને ત્હેણે હમારી મદદ માટે અરજ ગુજારી કે શાંતિદાસ, સુરદાસ વગેરે મહાજનો હમારી જોડે ખાનપાનનો તથા સગપણનો વ્યવહાર રાખતા નથી. આ ઉપરથી આફતાબ જેવી પ્રકાશિત દરબારમાથી એવો હુકમ કાઢવામા આવે છે કે ઉંચા દરજ્જાના શરીઅત તથા દેદિપ્યમાન એવા (હમારા) ધર્મ પ્રમાણે પરસ્પર ખાવા પીવાનો કે સગપણનો વ્યવહાર રાખવો એ બંને પક્ષની રાજીખુશી તથા રઝામંદી (ઇચ્છા) ઉપર આધાર રાખે છે, તેથી જો એમની તે બાબતની ઇચ્છા હોય તો હેમણે એક બીજા જોડે સગપણનો વ્યવહાર બાધવો તથા પરસ્પર જમવા ખાવાની છૂટ રાખવી; પણ જો તેમ ઇચ્છા ન હોય તો કોઇ પણ શખસે કોઇ બીજાને તે બાબત અડચણ કરવી નહિ અને એને સંબધે કોઇએ કોઇને હેરાન કરવું નહિ. તેમ છતા જો કોઈ કોઇને હેરાન કરશે તો (હમારા) ધર્મ પ્રમાણે ત્હેનો ન્યાય થશે, તેથી કોઇએ હમારા ફરમાનથી વિરુદ્ધ વર્તવું નહિ. લખ્યું તારીખ ૨૭ માહે રજબ્ ઉલ્ મુરજ્જબ્. ગાદીએ બેઠાનું વરસ ૧૮ મુ તે હીજરી સને ૧૦૩૪.

આ લેખના ઉપરના ભાગમા એક મ્હોટી ચોરસ મહોર છે, તેમ એક વર્તૂલ આકારની મહોર છે, તે વર્તૂલની આસપાસ નવ ગોળાકાર મહોર છે, અને તે દરેકમા બાદશાહના વડવાઓના તૈમૂર સુધીના નામ છે. પાછળ મહમદ દારા શકુહની મહોર છે, અને ઇસ્લામખાન મારફત એ સનદ નીકળી છે એમ લખ્યું છે.

( ક )

[ ગુજરાતના સૂબા તથા અમલદારોના અંગે જે ખેતાબો વગેરે વાપર્યા છે તેનો અત્રે અનુવાદ કર્યો નથી. ]

ગુજરાતના હાલના તથા હવે પછીના સૂબાઓને માલૂમ થાય કે અગાઉ પહેલા ઝૂબ્દે ઉલ્ અકરાન્ શાંતિદાસ ઝવેરીના દેરાસરની બાબતમા ઉમ્દત ઉલ્ મુલ્ક્ શાયસ્તખાનના નામ પર ફરમાન નીકળ્યું હતું કે શાહજાદા સુલતાન ઔરંગઝેબ બહાદૂરે ત્યા થોડા મેહેરાબ (કમાનો) બનાવી તેને મસ્જિદનું નામ આપેલું, અને ત્યાર બાદ મુલ્લા અબ્દુલ હકીમે અરજ કરી જણાવ્યું કે એ મકાન પર બીજો માણસ પોતાનો હક હોવાનો દાવો કરે છે, તેથી આપણા પાક ધર્મ મુજબ એ મકાન મસ્જિદ ગણાય નહિ. આ ઉપરથી બાદશાહી હુકમ નીકળ્યો હતો કે એ મકાન સતિદાસ (શાંતિદાસ) ની મીલકત જોડે તાલૂક (સંબંધ) ધરાવે છે અને નામદાર શાહજાદાએ મેહેરાબની શિકલવાળા મકાનનો ત્યા પાયો નાખ્યો છે, તેથી તેને કોઇ રીતે હરકત થવી જોઇએ નહિ, તેથી એ મેહેરાબને ત્યાથી ખસેડી નાખવો, અને મજકુર મકાન તેને હવાલે કરી દેવું, હવે આ બાબતમા આખી દુનિયા જેને તાબે છે એવા બાદશાહનો એવો હુકમ નીકળ્યો છે કે ઉંચા દરજ્જાના નામદાર શાહજાદાએ જે મેહેરાબ બનાવ્યો છે તે કાયમ રાખવો અને દેરાસર અને મેહેરાબની વચમા ગેહેરાબની

પાસેથી એક દીવાલ ચણી લેવી કે જેથી એ બે વચ્ચે એક પડદો થાય. એટલા માટે હુકમ કરવામાં આવે છે કે ઉંચા દરજ્જાના બાદશાહના બંદાઓએ જ્યારે મજકુર સતિદાસ (શાંતિદાસ) ને એ દેરાસર મહેરબાનીની રાહે બક્ષિસ જ આપ્યું છે,' ત્યારે આગળની રીત મુજબ તે તેનો કબજો લઇ લે, અને પોતાના ધરમ મુજબ જેમ ચાહે તેમ તેમાં પૂજા કરે અને કોઇ પણ માણસ તેમાં તેને હરકત કે અટકાવ કરી શકે નહિ, અને વળી કેટલાએક ફકીરો જેઓ ત્યાં મુકામ કરી પડયા છે તેમને ત્યાંથી ખસેડી સતિદાસને તેમના તરફથી થતી અડચણ તથા તેમના તરફથી ઉભા થતા કજીઆમાંથી મુક્ત કરવો, અને વળી હમને એવું પણ જણાવવામાં આવ્યું છે કે બાવરી જાતના કેટલાકએક માણસોએ દેરાસરની ઇમારતનો મમાલો ફુપાડી લૂંટી ગયા છે. તો ગમે તે પ્રકારે પણ એ મમાલો પાછો મેળવી મજકુર શખ્સને આપવો, અને જો તે લોકોએ તે વાપરી નાંખ્યો હોય તો તેમની પાસથી હેની કીંમત લઇને સતિદાસને આપવી. આ બાબત આ બાદશાહી ફરમાન છે એમ ગણી તેનાથી વિરુદ્ધ યા ઉલટું કોઇએ ચાલવું નહિ. લખ્યું તારીખ ૨૧ મહીનો જમાદી ઉલ્ સાની સને (હી) ૧૦૮૧.

મથાળે મહોર સીકકો. શાહજહાનના પુત્ર મહમદ દારા શકુહનો છે.

(૬)

ગુજરાત સુબાના હાકેમને માલૂમ થાય કે સતિદાસ ઝવેરી અરજ કરે છે કે આલી દરજ્જાના બાદશાહના હુકમ મુજબ મજકુર શેહેરમા તેની માલેકીની હવેલીઓ, દુકાનો, બીજી મીલકત તથા બાગબગીચા છે. આ ઉપરથી હુકમ કરવામા આવે છે કે જહાનપનાહ બાદશાહની કચેરીનો એ ઝવેરી તથા ખેરખાહ વેપારી છે. તેથી કોઇ પણ માણસ એ હવેલીમા જઇ ઉતારો કરે નહિ એવો મનાઇ હુકમ કાઢવો અને એ દુકાનોનું એ ભાડું ઉઘરાવે હેમાં એને કોઇએ અડચણ કરવી નહિ, અને બાદશાહી ફરમાન મુજબ જે બાગબગીચા એને મળેલા છે તે બાબતમા કોઇએ કાઇ દખલ કરવી નહિ. વળી વિશેષ હુકમ કરવામાં આવે છે કે એ સુબાના અમલદારોમાંથી કોઇ પણ માણસે કોઇ પણ રીતના કાયદાનું બહાનું કાઢી એની માલ મિલકત લઇ લેવાનો પ્રયત્ન એના પ્રત્યે યા એના ફરજંદો પ્રત્યે કરવો નહિ, કે જેથી એ તથા એના ફરજંદો નિશ્ચિંતપણે પોતાના વતનમા આબાદ થઇ હમારી પાદશાહત હમેશ ચાલુ રહે એવી દુઆ ખુદા પાસે કરતા રહે. હમારા આ હુકમથી વિરુદ્ધ યા ઉલટું કોઇએ વર્તવું નહિ. લખ્યું તારીખ ૨ જી નૂર માહ ઇલાહી સને ૮ મો.

લેખની ઉપરના ભાગમાં મહોર સિક્કો શાહજહાન બાદશાહનો છે, અને બીજો સિક્કો દારા શકુહનો છે. (હી. સ. ૧૦૪૫)

(૭)

આ નીચેનું ફરમાન જહાંગીર બાદશાહ તરફથી નીકળેલું છે. એની નકલમાં કંઇક અક્ષરો પડેલા છે. અને લખ્યા સાલ વગેરે કેટલીક બાબત તેમા ઉતારી નથી, છતાં પણ પોતાની રૈયતમાં શ્રાવક કોમ પ્રત્યે બાદશાહની કેટલી લાગણી હતી, તે એમાથી ખુલ્લી રીતે દેખાઇ આવે છે.

આ ફરમાન પોતાના કુલ રાજની અંદર નીમાએલા હાકેમો, અમલદારો, જાગીરદારો, કરોરીઓ, મુત્સદ્દીઓ, અને આખી ગુજરાતના સૂબા પર કાઢવામાં આવ્યું છે. એમા તેમને જણાવ્યું છે કે પરમેશ્વરની પ્રીતિ ત્યારે જ મેળવી શકાય છે કે જ્યારે રાજમા રહેતી દરેક જાત યા કોમની રૈયતના મનને આસુદગી અને નિશ્ચિંતપણું રહેલું હોય. હાલમાં શ્રાવક હરખા પરમાનંદજીએ જહાનપનાહની દરબારમાં આવી અમલદારો મારફતે અરજ કરી કે વિજયસેનસૂરી, વિજયદેવસૂરી, અને ખુશ ફહમ નંદજી (?) એઓ હમારા આચાર્યો છે, અને ઠેક ઠેકાણે તેમના દેરાં ને ધરમશાળા છે, અને તેઓ હમેશાં પવિત્ર-ધાર્મિક-કામમાં, સેવા પુજામાં, અને ઈશ્વરને યાદ કરવામાં મશગૂલ રહે છે, અને ખરેખર હમને મજકુર શ્રાવક હરખા પરમાનંદજીની વફાદારીની ખબર છે કે એ હમારૂં શ્રેય ચાહનાર, વફાદાર માણસ છે, તેથી હમારી-જહાનપનાહની-દરબારમાથી હુકમ કાઢવામાં આવે છે કે એ કોમની ધરમશાળા કે તેમના દેરામા કોઈએ મુકામ કરવો નહિ અને તેની નઝદીકમાં પણ કોઇ રીતની દખલગીરી ન કરવી, અને તેઓ ત્હેને ફરીથી નવા બનાવવા માગે તો તેમા પણ અડચણ ન કરવી. વળી ત્હેમના શિષ્યોના મકાનમા પણ કોઈએ ઉતારો રાખવો નહિ; અને તેઓ જો સોરઠના મુલકમા શેત્રુંજે જાત્રા કરવા જાય તો કોઇએ તેમની પાસે કશું માગવું નહિ. વળી એ જ માણસની માગણી અને અરજ ઉપરથી હુકમ કરવામા આવે છે કે દરેક અઠવાડીઆમાં, બે વાર-દિવસ-એટલે રવિ તથા ગુરુવારે, દર મહીને તે મહીનાને પહેલે દહાડે, તેમજ ઇદ (તહેવાર)ને દહાડે, તેમજ દર વરસે પૂર માસમા,...............(?) તેમજ હમારી ઉમરનાં જેટલા વર્ષ ગયા છે તે વર્ષ ગણી દર વર્ષે એક દીવસ એ પ્રમાણે, હમારા આખા રાજમા કોઇ પણ જાનવરને કતલ કરવું નહિ, તેમજ તેનો શિકાર કરવો નહિ, તેમજ પક્ષી, માછલા, વગેરે જીવોને પકડવાં નહિ યા મારવાં નહિ. આ હુકમ પ્રમાણે ચાલવાને સૌએ કોશિશ કરવી. એનાથી વિરુદ્ધ વર્તવાને કોઇને અવકાશ જ નથી.

આ ફરમાન ખાનજહાન મારફત નીકળેલું.



# ૩ ગુજરાતના ધાર્મિક ઇતિહાસની રૂપરેખા.

## પૂર્વાર્ધ-પ્રાચીનકાળથી ઇ. સ ૧૩૦૦ સુધી

લેખક-દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસકળકર.

કોઇ પણ દેશનો ખરો ઇતિહાસ તેમા કોણ કોણ રાજાઓ ક્યારે થઇ ગયા, તેઓએ કોની સાથે લડાઇઓ કરી, તેઓના કોણ કોણ અધિકારીઓ કયા કયા પ્રાત ઉપર અધિકાર ચલાવતા હતા આની કેવળ રાજકીય માહિતીથી જ પુરો થતો નથી તે દેશની ધાર્મિક આર્થિક, સામાજિક, વિગેરે વિષયોની પણ યોગ્ય માહિતિ તેની સાથે આપવી જોઇએ રાજ કીય ઇતિહાસનુ ધાર્મિક ઇતિહાસ વિગેરે કરતા અનેક દષ્ટિઓથી આર્થિક મહત્ત્વ હોવાથી તે જાણવા માટે લોકો વધારે પ્રયાસ કરે છે તે યોગ્ય જ છે, અને તે જ કારણથી અમુક દેશનો ઇતિહાસ એટલે તે દેશનો કેવળ રાજકરણનો ઇતિહાસ આવી સમજ થાય છે. તથાપિ અન્યવિષયક ઇતિહાસનુ પણ યોગ્ય મહત્ત્વ છે એ થોડા વિચારાતે માલુમ પડશે

ગુજરાત દેશનો પ્રાચીનકાળથી આજ સુધીનો રાજકીય ઇતિહાસ તૈયાર કરવાના કામમા જેમ ઉત્કીર્ણ લેખોનો અત્યત ઉપયોગ થાય છે, તેમ જ તેનો ધાર્મિક ઇતિહાસ, વાઙ્મયાત્મક ઇતિહાસ, આર્થિક ઇતિહાસ, વિગેરે તૈયાર કરવા માટે પણ થાય છે. ઉત્કીર્ણ લેખો તે તે કાળના વસ્તુસ્થિતિનિદર્શક હોવાથી તેઓનું મહત્ત્વ ઇતિહાસના સાધનોમા ઘણી વખત મુખ્ય માનવામા આવે છે છેલ્લા પાચ વરસમા ગુજરાતના સેકડો પ્રકટ અને અપ્રકટ ઉત્કીર્ણ લેખોના અધ્યયનથી મને જે ગુજરાતના જુદા જુદા કાળની ધાર્મિક સ્થિતિ સબધી માહિતિ થઇ છે તે પ્રસ્તુત લેખમા આપુ છુ, તે સર્વથા પરિપૂર્ણ અને બરોબર છે આવો દાવો હુ ધારતો નથી તેમા ન્યૂનાધિક અને યોગ્ય દુરસ્તીઓ કરવા માટે સૂચનાઓ કરવાનો અધિકાર તજ્જ્ઞ પડિતોનો છે

સમ્રાટ અશોક પહેલા એટલે ઇ સ પૂર્વે ત્રીજી શતાબ્દીના પહેલા ગુજરાતમા સર્વત્ર વૈદિક ધર્મનો અને તેના અતર્ગત કૃષ્ણ અને તથા શિવસપ્રદાયનો પ્રચાર હતો એમ આપણે દ્વારકા અને સોમનાથ વિષેની અનેક પૌરાણિક કથાઓ વિગેરે ઉપરથી જાણી શકીએ અશોક પહેલા મહાવીર અને ગૌતમબુદ્ધના વખતથી એટલે ઇ સ પહેલા છઠ્ઠી શતાબ્દીના વખતથી મગધ દેશમા જૈન ધર્મનો તથા બૌદ્ધ ધર્મનો થોડો થોડો પ્રસાર થવા લાગ્યો હતો. અશોકનો પિતામહ મહાસમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્ય પોતાના આખરના આયુષ કાળમા સામ્રાજ્ય ત્યાગ કરી અને જૈનધર્મની દીક્ષા લઇ ભદ્રબાહુ નામના જૈન સાધુ સાથે ઠેઠ દક્ષિણમા મહિષમણ્ડલ ( મૈસુર ) મા શ્રવણબેળગોળામા તપ કરવા ગયા હતા એમ આપણને જૈન કથાઓ ઉપરથી જણાય છે આ વાતમા યદિ સત્યતા હશે તો તે વખત બહારદેશની બહારના પણ કોઇ લોકો જૈન મતાનુયાયી થયા હશે તથાપિ આપણા ગુજરાત દેશમા જૈનધર્મનો પ્રવેશ તે વખતે તો થયેલો દેખાતો નથી જ પણ-હુ આગળ બતાવુ છુ તે પ્રમાણે-સેકડો વરસ સુધી થયો ન હતો

તથાપિ બુદ્ધધર્મનો પ્રચાર મગધ પ્રાંતની બહાર ગુજરાતમાં જ કેવળ નહિ પણ સર્વત્ર ભારતવર્ષમાં અને તેની બહાર પણ જે થવા લાગ્યો તે અશોકના વખતથી જ. તે પહેલા તે ધર્મના થોડા જ અનુયાયીઓ હતા, અને તેઓ પણ બહાર પ્રાંતની અંદર જ હતા એમ આપણે માની શકીએ. પોતે બનાવેલા ધર્મશાસનો લોકોને સમજાવવા માટે અશોકે ઠેકઠેકાણે પત્થર ઉપર તથા સ્તંભ ઉપર કોતરાવેલા કેટલાક લેખો હિંદુસ્થાનમાં મળી આવ્યા છે. તેઓમાંનો એક આપણા પ્રાંતમાં જુનાગઢમાંથી પણ મળી આવ્યો છે. જો કે અશોકે બુદ્ધધર્મના પ્રસાર માટે તે બોધવચનો લોકો સામે મુક્યા છે તો પણ તે અમુક એક વિશિષ્ટ ધર્મના મતો અથવા વચનો તરીકે નથી. હરએક માનવી પ્રાણિએ સન્માર્ગથી કેવી રીતે ચાલવું-પોતાનો 'ધર્મ' પાળવાની તેને કેટલી આવશ્યકતા છે એ બતાવનારા તે અબાધિત અને વિશિષ્ટધર્મમતમાત્ર નીતિવચનો છે. આવા બોધવચનો આપવાનું કારણ અશોકની બુદ્ધધર્મ ઉપર નિસ્સીમ આસ્થા હતી એમ નિર્વિવાદ છે. તે બોધવચનો લોકોને વાચવા માટે પત્થર ઉપર લખાવી રાખી અશોક સ્વસ્થ બેઠો નથી. તેણે તે બોધવચનોની લોકોના મન ઉપર વિશેષ અસર કરવા માટે ચારે તરફ પ્રચારકો મોકલ્યા હતા. અપરાંતકમાં પશ્ચિમ કિનારાના દેશોમાં ધર્મપ્રચાર કરવાનું કામ ધર્મરક્ષિત નામના એક યવનને સોંપાવ્યુ હતુ. ગુજરાતમાં સાહજિક રીતે તે જ ગૃહસ્થધર્મ પ્રચાર કરતો હતો. આવા અનેક કારણોને લીધે તે વખતે અશોકે પોતે જ એક લેખમાં કહ્યા પ્રમાણે ઘણા લોકોને બુદ્ધધર્મ માટે લાગણી ઉત્પન્ન થઇ અને કેટલાક તો તે ધર્મના અનુયાયી પણ થયા

અશોક પછીના અઢીસો ત્રણસો વર્ષના કાળના શિલાલેખો વિગેરે ગુજરાતમાંથી ન મળવાથી તે વખતનો ધાર્મિક ઇતિહાસ તો શું પણ રાજકીય ઇતિહાસ જાણવો મુશ્કેલ છે. તે કાળમાં કોઇ પરદેશી ગ્રીક પાર્થિયન વિગેરે રાજાઓનો થોડોઘણો અમલ ગુજરાત ઉપર હશે એમ તેઓના સિક્કાઓ અહીંઆ મળી આવે છે તેના ઉપરથી તેમ જ કેટલાક ગ્રીક ઇતિહાસકારોના કહેવા ઉપરથી અનુમાન થાય છે પરંતુ તે રાજાઓ સંબંધી માહિતિ અસત અસ્પષ્ટ અને અધુરી છે. તેઓ કયા ધર્મના હતા એ ચોક્કસ કહી શકાતું નથી. પરંતુ તે વખતનો વૈદિક ધર્મ અને બૌદ્ધધર્મ પરધર્મવાળા લોકોને સ્વધર્મમાં જરાય સંકોચ વિના દાખલ કરતા હતા એ ઉપરથી એમ કહી શકાય છે કે તેઓ હિંદુ થઇ ગયા હતા, અને વૈદિક ધર્મ તથા બૌદ્ધ ધર્મ બનેને માન આપતા હતા. કેમકે તેઓને બન્ને ધર્મો પાળતી પ્રજામાં લોકપ્રિયતા મેળવવાની જરૂર હતી

ક્ષત્રપ કાળના જે કોઇ લેખો મળ્યા છે તેઓમાંથી બ્રાહ્મણધર્મ કે બૌદ્ધધર્મ વિષે કાંઇ વિશેષ માહિતિ ન મળવાથી અશોકના કાળમાં બૌદ્ધધર્મના પ્રસારનું જે કામ શરૂ થયુ તે એક સરખુ ચાલતું હતું કે નહિ તે કહેવા માટે આપણી પાસે સ્પષ્ટ આધાર નથી એમ કહેવુ પડે છે. ગ્રીક રાજાઓ સબંધમાં ઉપર કહ્યા પ્રમાણે ક્ષત્રપ રાજાઓ પણ મૂળ હિંદુસ્થાન બહારના અને પરધર્મના હતા પણ થોડા જ કાળમાં હિંદુ થઇ ગયા હતા

ગુપ્તકાળથી એટલે લગભગ ઇ સ. ની ચોથી શતાબ્દીથી વૈદિક ધર્મનું તેમ જ તેની સાથે સબંધ ધરાવનારી કેટલીક વિદ્યાઓનુ સારી પેઠે પુનરુજ્જીવન થવા લાગ્યું તથાપિ તે વખતે પણ બૌદ્ધધર્મને માનનારા કેટલાક માણસો હતા એમ હિંદુસ્થાનના તે કાળના

ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે. તે કાળની ધર્મસ્થિતિ સંબંધી માહિતિ આપે આવો ગુજરાતમાં તત્કાલીન એક પણ લેખ મળતો નથી. ગુપ્તવંશકાલીન ફક્ત સ્કન્દગુપ્તનો એક જ લેખ મળ્યો છે. પરંતુ તેમાં તત્કાલીન ધર્મસ્થિતિ સંબંધી કાંઇ પણ માહિતિ આપેલી નથી.

• ગુપ્તકાળ પછી વલભી કાળ આવ્યો. તે વખતે લગભગ ઇ. સ. ૪૭૫ થી ૭૭૫ સુધી ગુજરાતના મોટા ભાગ ઉપર વલભીના મૈત્રક રાજાઓ અમલ ચલાવતા હતા. તે રાજાઓનાં ઘણાં તામ્રપત્રો-લગભગ ૯૦-મળી આવ્યાં છે અને તેમાંથી તત્કાલીન ધર્મસ્થિતિ સંબંધી સ્હેજે સારી માહિતિ મળી આવે છે. વલભીના રાજાઓના કુલદેવ શિવ હતા એમ તેઓના પ્રત્યેક તામ્રશાસન સાથે જોડેલી રાજમુદ્રા ઉપરથી જણાય છે. કારણ કે તે મુદ્રા ઉપર શિવના વાહન પોઠિયાનું ચિહ્ન હોય છે. વલભીના મૈત્રક વંશમાં કુલ ૧૯ રાજાઓ થઇ ગયા. તેઓમાંથી ત્રણ સિવાય બાકી બધા પોતાને પરમમાહેશ્વર એટલે મોટા શિવભક્ત કહેતા હતા. ફક્ત ધ્રુવસેન પહેલો પોતાને પરમભાગવત એટલે મોટો વિષ્ણુભક્ત અને તેનો ભાઇ અને ઉત્તરાધિકારી ધરપટ્ટ પોતાને પરમાદિત્યભક્ત એટલે મોટો સૂર્યભક્ત કહેતા હતા. ઓગણીસ રાજાઓમાં કેવળ એક જ રાજા પોતાના રાજ્યકાળની આખરના વરસોમાં બ્રાહ્મણધર્મ એટલે શિવની ઉપાસના છોડી બુદ્ધની ઉપાસના કરવા લાગ્યો, એમ તેના બે ત્રણ તામ્રપત્રોમાં તેણે પોતાને પરમોપાસક એટલે મોટો બુદ્ધભક્ત પદ લગાડેલ છે, તે ઉપરથી દેખાય છે. તથાપિ ઘણાખરા વલભીના રાજાઓ વૈદિક ધર્મી અને શિવભક્ત હતા. એકંદર રીતે જોતાં તે કાળમાં સર્વત્ર શિવપૂજાનો પ્રચાર હતો એમ કહેવામાં કાંઇ વાંધો નથી.

ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીના મત પ્રમાણે વલભીકાળમાં જ સોમનાથની પ્રખ્યાતિ વિશેષ થઇ એમ માની શકાય. ગુજરાતમા તે વખતનું એક પણ મંદિર-શંકરનું કે બીજા દેવનું-હાલમાં દેખાતું નથી. અગર તે સંબંધનો એક પણ શિલાલેખ મળતો નથી. તથાપિ ખાસ વલભીમાં કેટલાક મોટાં મોટા શિવ મંદિરો પ્રાયે કરીને મૈત્રક રાજાઓએ બાંધેલા હતા એમા કાંઇ શંકા નથી. કેમકે હાલના વળા ગામ પાસે-જ્યાં જુના વખતનું પ્રખ્યાત વલભીનગર હતું-ત્યાં કેટલાંક બહુ જ મોટાં શિવલિંગો અને સ્વાભાવિક આકારના તથા તે કરતાં મોટા અને નાના આકારના પત્થરના પોઠિયાઓ જમીનમાં દટાઇ ગયેલા મળી આવે છે. તે જ પ્રમાણે વલભીમાં વિષ્ણુનું તથા સૂર્યનું મંદિર હશે એમ આપણે ઉપર આપ્યા પ્રમાણે પરમભાગવત અને પરમાદિત્યભક્ત આ બે રાજાઓનાં ઉપપદો ઉપરથી માની શકીએ. દેવીનાં મંદિર વિષે વલભીનાં બે તામ્રપત્રોમાં ઉલ્લેખ છે. બ્રાહ્મણ ધર્મના બીજા દેવો સંબંધમાં આપણે કાંઇ જાણી શકતા નથી.

યદ્યપિ વલભીના રાજાઓ બ્રાહ્મણધર્મના ચુસ્ત અનુયાયીઓ હતા તો પણ હિંદુ રાજાને સ્વાભાવિક એવું માન તેઓ પરધર્મને આપતા હતા. ગુપ્તકાળથી બ્રાહ્મણધર્મનું જોરથી સર્વાંગી પુનરુજ્જીવન થવા લાગ્યું તેથી હિંદુસ્થાનમાં સર્વત્ર બૌદ્ધધર્મની પડતી થવા લાગી. તે એટલી કે પ્રસિદ્ધ ચિની પ્રવાસી હ્યુએનત્સંગ (ઇ. સ. ૬૩૦ થી ૬૪૫) હિંદુસ્થાનમાં ફરતા હતા ત્યારે તેને તે સ્થિતિ સારી રીતે માલુમ પડી. તથાપિ સૌરાષ્ટ્રમાં બૌદ્ધધર્મનું માન બહુ ઓછું થયું એમ લાગતું નથી. વલભીના રાજદરબારમાં તેને સારૂં માન મળે એવી તેની યોગ્યતા તે વખતે હતી એમ આપણને વલભીનાં તામ્રપત્રો ઉપરથી માલમ પડે છે.

વલભીના રાજાઓ બૌદ્ધધર્માનુયાયીઓને સારો આશ્રય આપતા હતા એટલું જ નહિ પણ ઉપર કહ્યા પ્રમાણે તેઓમાથી એક રાજાએ બૌદ્ધધર્મની દીક્ષા લીધી હતી. તેમ જ રાજવંશની એક સ્ત્રીએ પણ બુદ્ધધર્મ સ્વીકાર્યો હતો અને પોતે વલભીમાં એક મોટો બૌદ્ધ વિહાર બાંધી તેને કાયમનું માનનીય સ્થાન આપ્યું હતું. તે રાજકન્યાના–તેનું નામ દુડ્ડા હતું–આશ્રયથી અને અતીવ લાગણીથી હજારો બુદ્ધભિક્ષુઓ પરદેશથી આવી ત્યા બુદ્ધધર્મના અભ્યાસ કરવા રહેતા હતા. વલભીમા દુડ્ડાનો વિહાર બહુ જ મોટો હતો. બીજી પણ એક સ્ત્રીએ, જેનો સંબંધ ઘણું કરીને રાજવંશ સાથે હતો, વલભીમા સ્વતંત્ર વિહાર બંધાવ્યો હતો, રાજ્યના કોઇ અધિકારીઓએ પણ બુદ્ધધર્મ સ્વીકારી દુડ્ડાવિહાર પાસે પોતાના વિહારો બંધાવ્યા હતા. એક રાજાએ પણ એક વિહાર બંધાવ્યાનો પ્રત્યક્ષ ઉલ્લેખ છે. આ વિહારોમા પ્રત્યેક બૌદ્ધ ભિક્ષુની જમવાની, કદાચ માંદો પડે તો તેને ઔષધપાણી આપવાની વિગેરે હરએક પ્રકારની સગવડ કરવામા આવતી હતી. વિહારોમા ધાર્મિક પુસ્તકોનો પણ સંગ્રહ કરવામાં આવતો હતો, એ વાત ધ્યાનમા લેવાલાયક છે. આવા એકાધિક કારણોને લીધે દેશદેશના મોટા મોટા બૌદ્ધ ભિક્ષુઓ ત્યા અધ્યયન નિમિત્તે રહેવા આવતા હતા. તે કાળમા વલભી બુદ્ધધર્મને લગતી વિદ્યાઓનું એક મહાન્ વિદ્યાપીઠ હતું. હ્યુએનત્સંગ પછી થોડા જ વરસમા હિંદુસ્તાનમાં આવેલો બીજો બૌદ્ધ પ્રવાસી ઇત્સિંગ લખે છે ‘ હિંદુસ્થાનમા બે મોટી વિદ્યાપીઠો છે. એક બિહાર પ્રાંતમા નાલંદા અને બીજું સોરાષ્ટ્રમા વલભી. ચીન દેશમા જે મોટી મોટી વિદ્યાપીઠો છે તેઓના જેવી જ આ છે અને ત્યા આસ્થાવાળા વિદ્યાર્થિઓ દૂરદૂરથી આવી બબ્બે ત્રણત્રણ વરસ સુધી રહી બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો એક નિષ્ઠાથી અભ્યાસ કરે છે.’ વલભીના વિદ્યાપીઠની કીર્તિ ચીન દેશ સુધી એટલી ગઇ હતી કે ઇ સ. ની છઠ્ઠી શતાબ્દીના પ્રારંભમા થઇ ગયેલો બૌદ્ધ પંડિત સ્થિરમતિ અને તે જ સદીની આખરમા થયેલો બૌદ્ધ પંડિત ગુણમતિ આ બન્નેને ચીનમા બહુમાન સાથે બોલાવવામા આવ્યા હતા

વલભીરાજ્ય સાથે જ વલભીનગરનો તેના મોટા મોટા બૌદ્ધ વિહારોનો તેમ જ બૌદ્ધ ધર્મનો નાશ થયો ત્યાર પછી કયાય પણ શિલાલેખમા કે તામ્રપત્રમા તે ધર્મનું નામ પણ આવતું નથી અપવાદ તરીકે ગુજરાતમા આવેલ અડાલજમા જમીનમાથી મળી આવેલી એક બુદ્ધની મૂર્તિના બેસણી ઉપરનો બે લીટીવાળો એક લેખ રા. બ. કેશવલાલભાઇને મળ્યો હતો તેમા ફક્ત બુદ્ધધર્મનું ‘ देयधर्मोऽयं... ’ આ પ્રસિદ્ધ વાક્ય કોતરેલું છે. તેમાના અક્ષરો લગભગ આઠમી શતાબ્દીના છે. એ લેખ બુદ્ધધર્મની ગુજરાતમાથી મળેલી છેલ્લી નિશાની છે.

ગુજરાતમાથી બૌદ્ધધર્મનો નાશ કેવી રીતે અને બરાબર કયારે થયો તે કહેવાનું કામ બહુ જ અઘરૂં છે. અરબ લોકોએ આક્રમણ કરી વલભીનો–અને બુદ્ધધર્મને માન આપનારા મૈત્રક રાજ્યવંશનો–નાશ કર્યો તે પછી તે ધર્મને આશ્રય આપનારો કોઈ રહ્યો ન હતો લગભગ તે જ અરસામા કુમારિલ ભટ્ટ અને આદ્યશંકરાચાર્યે ધર્મ સબંધમા આખા હિંદુસ્તાનમા જે ક્રાંતિ કરી તેના પરિણામમા બુદ્ધધર્મના જે કોઇ થોડા અનુયાયીઓ રહ્યા હશે તેઓ બ્રાહ્મણધર્મમા પાછા દાખલ થયા અને પશ્ચિમમા દ્વારકામા પોતાનો એક મઠ સ્થાપી શંકરાચાર્યે પહેલેથી ચાલતા આવેલા શિવસંપ્રદાયને અપૂર્વ પુષ્ટિ આપી.

આ સંબંધમાં એક વિશેષ વાતની નોંધ કરવી પડે છે તે એ કે ગુજરાતમાં ચૌલુક્ય કાળ સુધી એટલે ઇ. સ. ૧૦૦૦ પહેલાના જૈનધર્મ સંબંધી ઉત્કીર્ણ લેખોમાં ક્યાંય પણ ઉલ્લેખ મળતો નથી.

હિંદુસ્થાનના બીજા પ્રાંતમાં અને ખાસ કરી મથુરામાં તે ધર્મ સંબંધના કેટલાક શિલાલેખો ઇ. સ. ની શરૂઆતના એક બે સૈકાના મળ્યા છે. પરંતુ ગુજરાતમાં તો બિલકુલ જ નથી.

વલભીકાળ ગુજરાતમા ઘણો જ શાંતિવાળો અને આબાદ હતો એમ દેખાય છે. તે વખતના શત્રુંજય માહાત્મ્ય નામના જૈન લોકોના એક ગ્રંથમા એમ લખ્યું છે કે તેનો કર્તા ધનેશ્વર વલભીના રાજા શિલાદિત્યનો ગુરુ હતો. તેણે સં. ૪૭૭ માં વલભીમા જૈનસૂત્રો લખાણમાં મુકવા માટે જૈન આચાર્યોની એક પરિષદ ભરી હતી. બીજા એક જૈન લોકોના કલ્પમત્ર નામના પુસ્તકમાં એમ લખ્યું છે કે વલભીમાં ધ્રુવસેનના વખતમા વીરસંવત ૯૮૦ મા એક જૈન પરિષદ ભરી હતી અને તે વખતે લોહિત્યસૂરીના શિષ્ય દેવર્ધિગણિક્ષમા શ્રમણે સિદ્ધાંતો લખી કાઢયા· આની જ ત્રીજી એક દંતકથા છે કે આનંદપુરના ધ્રુવસેનની સામે વિ. સં. ૯૯૩ માં જૈનધર્મ સંબંધમા પ્રવચનો થતા હતાં. આવી અનેક દંતકથાઓ જૈન લોકોમા છે પરંતુ તેઓ વિશ્વાસપાત્ર નથી એમ જણાય છે. કેમકે દાખલા તરીકે પહેલી દંતકથા સંબંધમા કહીએ તો આપણને એમ માલુમ પડે છે કે વિક્રમ સંવત્ ૪૭૭ એટલે ઇ. સ. ૪૨૧ મા ધ્રુવસેનનું હોવાનું જ અશક્ય છે. કેમકે તે વખતે વલભી રાજ્યની જ શરૂઆત થઇ હતી કે નહિ તેમા સંશય છે. બીજી અને ત્રીજી દંતકથાઓ સબધમાં આટલી અસંભવનીયતા આવતી નથી, તોપણ તે બન્ને કાળ અને રાજાના નામ સંબધી બરાબર બંધબેસતી નથી.

બીજું એ જોવું જોઇએ કે વલભીના રાજાઓના ઉપર કહ્યા પ્રમાણે ૯૦ તામ્રશાસનો અત્યાર સુધી મળ્યા છે. તે બ્રાહ્મણોને તથા બુદ્ધસંઘોને દાનાર્થ આપેલા છે. તે વખતે વલભીમા જો જૈન ધર્માનુયાયીઓ હોત અને તેઓ પણ ઉપર બતાવ્યા પ્રમાણે રાજા સાથે વિશેષ પરિચય ધરાવનારા હોત તો જૈનધર્મ સંબંધનું એક પણ તામ્રશાસન કે લેખ કેમ ન મળે?

વઢવાણ શહેર વર્ધમાન સ્વામીના નામથી વસેલું હતું. ત્યા સં. ૩૧૯ નો એક લેખ છે-આવો તે વખતે જૈન ધર્મનું અસ્તિત્વ બતાવવા માટે કોઇ માણસ કદાચ આક્ષેપ મુકશે, તો તે સંબંધમા એટલું જ કહેવાનું છે કે, વર્ધમાન સ્વામી મગધ પ્રાંતમાં થઇ ગયા હતા. તેના નામનું વસેલુ વર્ધમાનપુર ત્યા છે. વઢવાણ સાથે તેનો કાંઇ પણ સંબંધ દેખાતો નથી. બીજું સં. ૩૧૯ નો જે શિલાલેખ કહેવામા આવે છે તેના અક્ષરો વિગેરે જોતા એમ જ નિશ્ચિત થાય છે કે, તે સં. ૧૩૧૯ નો હશે અને કોતરનારની ભૂલથી અથવા હજારનો આંકડો ન આપવાના એક રિવાજ પ્રમાણે તે સંવતમાનો પ્રથમનો અંક રહી ગયો છે.

આવા અનેક કારણોને લીધે એમ જ માનવું પડે છે કે તે વખત વલભીમા તો શું, પણ ગુજરાતમા જૈન ધર્માનુયાયીઓ બહુ જ થોડા, અને વિશેષ મહત્ત્વના ન હતા. ઇ. સ.

ની દશમી શતાબ્દીની શરૂઆતના કોઇ લેખો પડિહાર સમ્રાટોના વખતના કાઠિયાવાડમાંથી મળી આવ્યા છે. તેઓ પણ જૈનધર્મ સંબંધી કાઇ પણ માહિતિ ન આપતાં ઉલટી રીતે સૂર્યોપાસના શિવોપાસના તે વખત કાઠિયાવાડમાં ચાલતી હતી એમ બતાવે છે. આ બધા વિવેચનથી એમ જ કહેવું પડે છે કે ગુજરાતમાં સૌથી પહેલા જૈન લેખ ચૌલુક્યકાલીન જ છે. તે પહેલાં જૈન ધર્મનું કાંઇ પણ ચિહ્ન મળતું નથી. આ સંબંધમાં પ્રસિદ્ધ વિદ્વાન્ મુનિ જિનવિજયજીનાં વાક્યો ખાસ ધ્યાનમાં લેવા લાયક છે:

"ભારતના ઇતિહાસમાં જેને 'મધ્ય યુગ' (એટલે ઇ. સ. ૫૦૦ થી ૧૦૦૦ સુધી) કહેવામાં આવે છે, તે યુગના જૈન લેખો ભાગ્યે જ મળી આવે છે. જૈન ઇતિહાસ માટે આ એક ખાસ વિચારણીય પ્રશ્ન છે. કેવળ લેખોની દૃષ્ટિએ જ નહિ, પરંતુ સમુચ્ચય જૈન સાહિત્યની દૃષ્ટિએ પણ આ પ્રશ્ન વિચારવા જેવો છે. શ્વેતાંબરીય સૂત્ર સાહિત્યને બાદ કરતાં, બીજું સાહિત્ય પણ એ યુગમાં જૈનોના હાથે વધારે લખાયું નથી. તેમજ સ્થાપત્ય પણ જાણવા જેવું કે નોંધવા જેવું મંડાયું નથી. હિંદુસ્થાનના રાષ્ટ્રીય ઇતિહાસની દૃષ્ટિએ પૂર્ણ જાહોજલાલીવાળો ગણાતો એ કાળ જૈન ઇતિહાસની દૃષ્ટિએ બહુજ અપ્રકાશિત દેખાય છે. લગભગ ૪૦૦–૫૦૦ વર્ષ જેટલા એ 'મધ્ય યુગમા' જૈન ધર્મની અને તેમાં ખાસ કરીને શ્વેતાંબર સંપ્રદાયની શી સ્થિતિ હતી, તે જાણવા માટે કાંઇ પણ ઉલ્લેખયોગ્ય પુરાવાઓ અદ્યાપિ મળ્યા નથી. એ યુગનો મહાન ચિની મુસાફર હુએનત્સંગ આખા હિંદુસ્થાનમા મુસાફરી કરી ગયો હતો અને બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મના અનેકાનેક સંપ્રદાયોનો વિસ્તૃત અહેવાલ તે પોતાની નોંધવહીમા લખી ગયો હતો. પરંતુ તેની એ વિશાળ નોંધમાં, હિંદુસ્થાનની છેક દક્ષિણે રહેતા થોડાક દિગંબરોની સૂચના સિવાય જૈનસમાજ, જૈનસાહિત્ય, જૈનસ્થાપત્ય, કે જૈન સાધુઓના સંબંધમાં એક પૂરી લીટી પણ લખાએલી જડતી નથી"+

ચૌલુક્યકાળ ગુજરાતમાં એક ઉત્કૃષ્ટ કાળ હતો; તે કાળમાં જ જૈનધર્મનું નામ ગુજરાતમાં પ્રથમ સ્પષ્ટરીતે જણાવવામાં આવ્યું, અને તે કાળમાં જ જૈનધર્મની મહત્તા અતીવ વધી ગઇ. જૈનધર્મની ઉન્નતિ એટલે બ્રાહ્મણધર્મની પડતી હોવી જ જોઇએ એવું કાંઇ નથી. તે ધર્મની સ્થિતિ પણ તે વખતે સારી જ હતી. તે કાળમા જેમ હેમચંદ્ર, અરિસિંહ, અમરચંદ્ર, માણિક્યચંદ્ર, મલ્લિષેણ જેવા મોટા મોટા જૈન પંડિતો થઇ ગયા, તેમ જ ઉવ્વટ, દ્યાદ્વિવેદ, વિષ્ણુ, વાગ્ભટ, સુભટ, નાનક, એવા વિદ્વાન બ્રાહ્મણો પણ થઇ ગયા. ચૌલુક્ય રાજાઓ ઘણા ખરા બ્રાહ્મણધર્મી જ હતા, અને તેઓના કુલદેવ શિવ હતા, એમ તેઓના અનેક શિલાલેખો, તામ્રપત્રો, વિગેરે ઉપરથી દેખાય છે. ચૌલુક્ય વંશનો પ્રસ્થાપક મૂળરાજ શૈવ હતો અને તેણે અણહિલવાડપાટણમાં, અને બીજા કેટલાક ઠેકાણે ત્રિપુરુષપ્રાસાદ, મૂલેશ્વર, વિગેરે શિવાલયો બંધાવ્યાં. પ્રબંધચિંતામણિ જેવા જૈનગ્રંથમા યદ્યપિ મૂળરાજે કોઇ જૈન મંદિરો બંધાવ્યાનું કહ્યું છે, તથાપિ તેનો અર્થ એટલો જ કે મૂળરાજ હિંદુરાજાની હમેશની પદ્ધતિ પ્રમાણે, તે વખતમા ઘણા લોકોમાં માન્યતા પામેલા જૈનધર્મ વિષે પ્રેમ રાખતો હતો, અને તેના અનુયાયીઓને સારો આશ્રય આપતો હતો. તથાપિ એ પણ

+ જુઓ મુનિ જિનવિજયજીકૃત પ્રાચીન જૈન લેખ સંગ્રહ પા. ૧૧.

ધ્યાનમા રાખવુ જોઇએ કે ચૌલુક્ય રાજાઓના અત્યારસુધી જેટલા તામ્રપત્રો મળી આવ્યા છે તેઓમા એક પણ જૈન સાધુને કે મદિરને આપેલુ મળતુ નથી.

એક વાત બ્રાહ્મણો સબધમા ધ્યાનમા રાખવા લાયક છે ગુજરાતના બ્રાહ્મણોમા ઔદીચ્ય બ્રાહ્મણ નામનો જે એક મોટો વર્ગ છે, તે પોતાના સબધમા એવી દતકથા કહે છે કે તેઓને સોળકી વશના પ્રસ્થાપક મૂળરાજે ઉત્તરહિંદુસ્તાનમા આવેલ કુરુક્ષેત્રમાથી બોલાવ્યા અને મોટા માન સાથે સારો આશ્રય આપ્યો તે જ પ્રમાણે તેના વશજ સિદ્ધરાજ જયસિંહે કેટલાક ઔદીચ્ય બ્રાહ્મણોને સિદ્ધપુરમા, કેટલાકને હળવદમા કેટલાકને સિહોરમા, અને કેટલાકને વળામા ગરાસો કરી આપ્યા પરતુ દુર્દૈવની-અથવા ખરૂં કહીએ તો નવાઇની વાત એ છે કે અત્યાર સુધીમા તે સબધનો એક પણ વિશ્વાસ રાખવા લાયક લેખ કે તામ્રપત્ર ઉપલબ્ધ થયુ નથી તેથી તે બ્રાહ્મણોનુ ઔદીચ્ય નામ નથી શા ઉપરથી પડ્યુ, તેમ જ તેઓ ગુજરાતમા ક્યા પ્રસગે આવ્યા, તે સબધમા નિશ્ચયાત્મક કાઇ પણ કહી શકાતું નથી* ગુજરાતની એકદર લોકવસ્તીમા, તેમ જ બ્રાહ્મણજ્ઞાતિની લોકવસ્તીમા, ઔદીચ્ય બ્રાહ્મણોનો વર્ગ એટલો મોટો છે, તેમ જ બ્રાહ્મણેતર જ્ઞાતિઓ સાથે ધાર્મિક વિગેરે બાબતોમા, તેઓનો એટલો નજીકનો સબધ છે કે તેમના સબધી ઉપર આપવામા આવેલી માહિતી પુરી અને સમાધાનકારક નથી સાથે સાથે એમ પણ ધ્યાનમા રાખવુ જોઇએ કે ઔદીચ્ય બ્રાહ્મણોનો વર્ગ ચૌલુક્યકાળમા પણ વિદ્વત્તા રાજકારણ વિગેરે દૃષ્ટિથી ખાસ મહત્ત્વનો ન હતો એમ દેખાય છે. તેઓમાથી એકાદો બ્રાહ્મણ કદાચ વિદ્વાન્ થયો હશે, અને તેને એકાદ ચૌલુક્ય રાજાએ એકાદુ તામ્રપત્ર આપ્યુ હશે, તેમ જ એકાદ બ્રાહ્મણે રાજકારણમા પ્રવીણતા બતાવી કોઇ પ્રસગે મોટી જગ્યા મેળવી હશે એટલુ જ બાકી તેઓની દતકથા પ્રમાણે તેઓનુ મહત્ત્વ ઇતિહાસમા દેખાતુ નથી.

ચૌલુક્યોના વખતમા વિદ્વત્તા અને રાજકારણમા નાગર બ્રાહ્મણો જ અગ્રેસર હતા, એ વાત તેઓએ બનાવેલા ગ્રથો, તેઓને ચૌલુક્ય રાજાઓએ આપેલા દાનપત્રો તેમ જ તેઓને રાજ્યમા મળેલી મોટી મોટી જગ્યાઓ વિગેરે ઉપરથી સ્પષ્ટ થાય છે. વલભીકાળથી નાગર બ્રાહ્મણો મહત્ત્વનુ સ્થાન ભોગવે છે, એ વલભીના વખતના તેઓના અનેક તામ્રપત્રો ઉપરથી, તેમ જ અણહિલવાડ પાટણના વખતના ઉપર બતાવેલા સાધનો ઉપરથી દેખાય છે ચૌલુક્ય કાળમા નાગર બ્રાહ્મણોનુ મુખ્ય સ્થાન આનદપુર અથવા વડનગર ખરેખર વૈદિક વિદ્યાઓનુ કેન્દ્ર હતુ, અને ચૌલુક્ય રાજાઓએ યદિ કોઈ બ્રાહ્મણોને સારો આશ્રય આપ્યો હશે તો તે નાગર બ્રાહ્મણોને જ ઔદીચ્ય, શ્રીમાળિ, શ્રીગૌડ, વિગેરે બ્રાહ્મણોને તેઓએ બોલાવ્યા એમ કહેવા કરતા ગુર્જર પ્રતિહાર સમ્રાટોની અવનત દશાની વખતે, તેઓ આશ્રયાર્થ આવ્યા એમ કહેવુ અધિક સયુક્તિક દેખાય છે મારા આ કથનને પુષ્ટિ આપે એવા ફક્ત બે જ દાખલાઓ અહીં આ આપુ છુ

સોમેશ્વરદેવ કૃત સુરથોત્સવ નામના કાવ્યના પદરમા સર્ગમા તે કવિએ પોતાના પૂર્વ-

---

*પાટણના મહારાજ સિદ્ધરાજ જયસિંહ મોઢકાએ હળવદના બ્રાહ્મણોને તે ગામ દાન કરી આપ્યુ, આના મતલબનુ સ. ૧૧૬૯ માઘ શુદ ૫ વાળુ, એ તામ્રપત્ર ઔદીચ્ય બ્રાહ્મણો તરફથી બતાવવામા આવે છે પરતુ તે અનેક કારણોથી તદ્દન ખોટુ છે

જેની સારી હકીકત આપેલી છે. તેમા તે લખે છે કે તેના 'સોલ' નામના એક પૂર્વજને, મૂળરાજ સોળકીએ પોતાનું પુરોહિતપણું વંશપરંપરાથી આપ્યુ. તે પ્રમાણે સોમેશ્વરદેવ સુધી, એટલે ચૌલુક્ય રાજા બીજા ભીમદેવ સુધી, તેઓનું રાજપુરોહિતપણું અબાધિત ચાલતું આવ્યુ. એ વંશ 'નાગર' ના એટલે વડનગરના રહેનાર વસિષ્ઠ ગોત્રી, અને ગુલેચા નામવાળો હતો, તેથી તેઓ નાગર બ્રાહ્મણ હતા તે સંબંધમા કાઇ પણ શંકા નથી. મૂળરાજે ઔદીચ્ય બ્રાહ્મણોને બોલાવ્યા હોત તો આ પુરોહિતની જગ્યા નાગર બ્રાહ્મણને ન મળત. હાલમા માત્ર પ્રત્યેક રાજાનો પુરોહિત ઔદીચ્ય બ્રાહ્મણ જ દેખાય છે. હવે બીજા પુરાવાથી રાજકારણમા પણ નાગર બ્રાહ્મણોને માન હતું તેમ દેખાય છે. પ્રભાસપાટણમા સં. ૧૨૭૨ નો ચૌલુક્ય રાજા બીજા ભીમદેવના વખતનો એક બહુ જ ઉપયોગી લેખ મળ્યો છે તેમા તેણે પોતાના મંત્રી શ્રીધર નામના નાગર બ્રાહ્મણ મારફત પ્રભાસપાટણમા મેઘધ્વનિ નામે સોમનાથનો મંડપ બનાવ્યાનું લખ્યુ છે આ લેખમા મૂળરાજથી બીજા ભીમદેવ સુધી, ચૌલુક્ય રાજાની વંશાવળી આપી છે અને તે રાજાઓના મંત્રી તરીકે કામ કરનાર શાંડિલ્ય ગોત્રી, વસ્ત્રાકુલ અવટંકવાળા—જેને હાલમા વસ્તા કહેવામા આવે છે—બીજા એક નાગર બ્રાહ્મણના વંશની, પહેલા પ્રમાણે જ લાબી અને અવિચ્છિન્ન વંશાવળી આપી છે. આ બે નાગર વંશોની વંશાવળીઓ નાગરોના ઇતિહાસ માટે અત્યંત ઉપયોગી છે જ એટલુ જ નહિ પણ તે ગુજરાતના ચૌલુક્ય રાજાઓના ઇતિહાસ માટે ઉપયોગી છે. કેમકે ચૌલુક્ય રાજવંશ, ગુલેચા પુરોહિત વંશ, અને વસ્તા મંત્રીવંશ, એ ત્રણે વંશોનો અઢીસો વરસના લાબા કાળ સુધી અને કેટલીક પેઢીઓ સુધી પરસ્પર નજીકનો સંબંધ હતો એમ તેઓ ઉપરથી દેખાય છે. તે વખતના નાગર બ્રાહ્મણો પણ વલભી કાળ પ્રમાણે વેદવિદ્યા વિગેરેમા, તેમ જ રાજકારણમા સારી રીતે નિષ્ણાત હતા, એમ કેટલાક શિલાલેખો વિગેરે ઉપરથી દેખાય છે તે વખતના મોટા મોટા સુન્દર અને વિદ્વત્તા સાથે રચાયેલા શિલાલેખો નાગર બ્રાહ્મણોએ જ લખેલા હતા, એમ ઘણી વખત લેખની નીચે આવનાર, તેઓના નામ ઉપરથી જણાય છે. એટલું જ નહિ પણ જૈન લોકોના મોટા મોટા લેખો પણ નાગર બ્રાહ્મણોએ જ લગાવેલા હતા. ચૌલુક્ય કાળની શરૂઆતથી આખર સુધી, એટલે લગભગ વિ. સં. ૧૦૦૦ થી ૧૨૫૦ સુધી, જેમ મોટા મોટા પંડિતો અને કવિઓમા, નાગર બ્રાહ્મણો તથા જૈનોના નામો આવે છે તેમ ઔદીચ્ય બ્રાહ્મણોના નામો વિશેષ મળતા નથી. જેઓના 'નાગરત્વ' સંબંધના સ્પષ્ટ ઉલ્લેખો છે, એવા ઉવ્વટ, ધાહિલેશ, સોમેશ્વરદેવ, નાનક વિગેરે મોટા મોટા વૈદિક પંડિતો અને કવિઓ ચૌલુક્ય કાળમા થઇ ગયા એકંદર રીતે જોતા એમ કહી શકાય કે વિદ્વત્તા અને રાજકારણમા નાગર બ્રાહ્મણ અને જૈન જ્ઞાતિઓ બહુ જ ઉચ્ચે દરજ્જે પહોચેલી હતી, અને તેઓની જ સ્પર્ધા ચાલતી હતી નાગર બ્રાહ્મણો સંબંધી મારે અહીંઆ એક નોધ કરવાની છે કે હાલમા નાગર અને બ્રાહ્મણ એના જે બે સ્પષ્ટ વિભાગો દેખાય છે તેવા તે વખતે ન હતા હાલના નાગરોને પોતાના નામ સાથે બ્રાહ્મણ શબ્દ લગાડવામા સંકોચ લાગે છે. તેઓ બ્રાહ્મણ શબ્દનો ભિક્ષુકશબ્દના અર્થમા ઉપયોગ કરે છે તથાપિ પૂર્વકાળમા સર્વ નાગર જ્ઞાતિ પોતાને 'નાગર બ્રાહ્મણ' પદ મોટા અભિમાન સાથે લગાડતી હતી એમ માલુમ પડે છે. ચૌલુક્ય રાજાઓના ધર્મ સંબંધી ઉપર કરેલા લાબા વિવેચનથી વાચકના મન ઉપર મારે આટલી જ વાત ઠસાવવાની છે કે ચૌલુક્ય કાળમા મોટા મોટા

જૈન શ્રેષ્ઠીઓએ અનેક મંદિરો બનાવેલા માલુમ પડે છે; ઘણી વખત ચૌલુક્ય રાજાઓના મુખ્ય મંત્રીઓ જૈનધર્માનુયાયી હતા, એવા અનેક કારણોથી ચૌલુક્ય રાજાઓ જૈન મતાનુયાયી થયા હતા વિગેરે કહેવામા આવે છે. તો પણ તેમા બહુ સત્ય નથી. ખાસ જૈનધર્મ ઉપર આસ્થાવાળા અનુયાયી તરીકે કુમારપાળ રાજાનુ નામ લેવામા આવે છે આ એક રાજા સિવાય બાકી બધા ચૌલુક્ય રાજાઓ, બ્રાહ્મણ ધર્મના અનુયાયીઓ હતા એમ શિલાલેખો વિગેરે ઉપરથી જણાય છે. માત્ર તેઓ પરધર્માસહિષ્ણુ ન હતા અને જૈન ધર્મને પણ સારૂ માન આપતા હતા એટલુ જ.

યદ્યપિ ચૌલુક્યોના વખતમા જૈનધર્મના ઘણા લેખો મળી આવે છે, અને બ્રાહ્મણ ધર્માનુયાયીના તે કરતા ઓછા મળી આવે છે, તથાપિ જે કોઇ મળી આવે છે તેમના ઉપરથી એટલું ચોક્કસ થાય છે કે તે વખતના રાજાઓની, તેમ જ ઘણા ખરા લોકોની શિવ સંપ્રદાય માટે લાગણી બહુ જ હતી. ચૌલુક્ય રાજાઓએ, તેઓના માડલિક રાજાઓએ, તેઓના અધિકારીઓએ, તેમ જ કેટલાક ખાનગી ગૃહસ્થોએ બધાવેલા કેટલાક અતિવિશાળ અને સુંદર શિવમંદિરો ખંડિત સ્થિતિમા અત્યારે પણ જોવામા આવે છે યદ્યપિ કુમારપાળ રાજા જૈન મતાનુયાયી થયા હતા, તથાપિ ગુજરાત દેશના અંદરના તેમ જ ગુજરાતની બહારના માળવા, રજપુતાના, વિગેરે સ્થળોના માડલિક રાજાઓએ, અને પ્રાતાધિકારીઓએ સર્વત્ર શિવમંદિરો બધાવ્યાના ઉલ્લેખો મળી આવે છે. પાટણના સોમનાથની મહત્તા વલભીના રાજાઓએ કરી હશે, અને તેમા આદ્યશંકરાચાર્યે વૃદ્ધિ કરી હશે, પરંતુ એટલું સ્પષ્ટ હતુ કે ચૌલુક્ય રાજાઓના વખતમા સોમનાથની મહત્તા બહુ જ વધી ગઇ હતી. કોઇ ચૌલુક્ય રાજાઓ અને તેઓના માડલિકો પોતે સોમનાથની પૂજા કરવા માટે, ત્યા જતા હતા, એમ શિલાલેખો બતાવે છે. સ્વાભાવિક રીતે જ, ઘણા લોકોમા પણ તેની ભક્તિ વધી ગઇ. આ કારણને લીધે સોમનાથના મંદિરમા અપાર સંપત્તિ દટાદટ ભરાઇ ગઇ હતી. ગિઝનીના મહમદને સોમનાથના ઉપર હલ્લો કરવાનુ એક કારણ, હિંદુધર્મ ઉપર પ્રહાર કરવાનુ, અને બીજું સોમનાથ ઉપર પ્રહાર કરી, ત્યાની અપરપાર સંપત્તિ લુટી લઇ જવાનું હતું મોટી નવાઇની વાત એ છે કે, આ હકીકત સંબંધી ગુજરાતના શિલાલેખોમા જરા પણ ( passing ) ઉલ્લેખ નથી, તો પછી બીજા પ્રાંતના શિલાલેખો સબંધી શી વાત કરવી? તેમ જ એક પણ જૈન કે બ્રાહ્મણ ગ્રથમા તેનો ઉલ્લેખ નથી. તથાપિ મુસલમાની તવારિખોનો તે સબધનો એટલો બારી પુરાવો છે કે તે વિષે શકા લેવાનું કાંઇ પણ કારણ નથી

જો કે મહમદ સોમનાથનું મંદિર તોડી અને મૂર્તિ ફોડી અપૂર સંપત્તિ લઇ ગયો તો પણ સોમનાથ વિષેનું માહાત્મ્ય તે કાળમા કિંચિત પણ ઓછુ થયુ નહોતું એટલુ જ નહિ પણ સોમનાથપાટણમા જે ઘણા-મોટા મોટા અને સારા શિલાલેખો મળી આવે છે, તે બધા મહમદ પછીના કાળના છે, અને તેઓમા સોમનાથનુ મંદિર ફરીથી બનાવ્યાના તથા તેની નજીકમા જ કેટલાક બીજા મંદિરો, જલાશયો, વિગેરે મોટા મોટા મકાનો બધાવ્યાના ઉલ્લેખો મળી આવ્યા છે. તે કાળના લોકોમા શિવસંપ્રદાય માટે અને વિશેષ કરીને સોમનાથ માટે અત્યંત ભક્તિ હતી એમ તેથી સ્પષ્ટ દેખાય છે. તથાપિ સોમનાથનું મંદિર

મદમદે તોડ્યા પછી, એક કે બે વખત નહી પણ ત્રણ વખત ફરીફરીથી મુસલમાનોએ તોડ્યું એમ શિલાલેખો વિગેરે ઉપરથી જોવાથી ગુજરાતના ધર્માભિમાન, અને ક્ષાત્રતેજને કોઇ પણ વખત ન ધોવાય તેવું કલંક લાગ્યું એ વાત કોઇથી નાકબુલ ન થઇ શકે.

શૈવ સંપ્રદાયાન્તર્ગત લકુલીશ પાશુપત નામના એક પંથનો પ્રચાર ગુજરાતમાં ચૌલુક્ય કાળમાં હતો તે વિષે થોડી માહિતિ આપું છું, કેમકે તેની માહિતિ લોકોને ક્વચિત જ હોય છે. આ પંથની માહિતિ આપણને માધવાચાર્યકૃત સર્વદર્શન સંગ્રહ, વિષ્ણુપુરાણ એવા ગ્રંથો, અને હિંદુસ્થાનમાં કોઇ કોઇ ઠેકાણે મળી આવેલા શિલાલેખો ઉપરથી જ કેવળ મળી આવે છે. હાલમા આ પંથના અનુયાયીઓ કોઇ મળતા નથી. પરંતુ પ્રાચીન કાળમાં તેઓ ગુજરાત, રાજપુતાના, માળવા, દક્ષિણ, બંગાલ, વિગેરેમાં સર્વત્ર હતા, એમ દેખાય છે. લકુલીશની મૂર્તિઓ હાલમાં પણ ઘણે ઠેકાણે મળી આવે છે. વડોદરાથી દક્ષિણ દિશામાં પંદર માઇલ ઉપર 'કારવાન' કરીને જે મુસલમાનોએ ઉધ્વસ્ત કરી નાંખેલું ગામ છે, ત્યાં પ્રાચીનકાળમાં ભગવાન શંકરે લકુલીશ નામનો અઢારમો અવતાર લીધો હતો એમ માનવામાં આવતું હતું. લકુલીશ અથવા લકુટીશ શબ્દ લકુટ એટલે દંડ ઉપરથી થયો છે, અને લકુલીશની મૂર્તિના એક હાથમાં દંડ હોય છે. તે પદ્માસન કરી બેઠેલી હોવાથી કેટલાક તે મૂર્તિને જૈન અથવા બૌદ્ધ મૂર્તિ માને છે, પરંતુ તે ભૂલ છે. તે શિવના એક અવતારની મૂર્તિ છે. લકુલીશ ઉર્ધ્વરેતા (જેનું વીર્ય કોઇ વખત સ્ખલિત થતું નથી) માનવામાં આવે છે, તેથી તેવું ચિહ્ન (ઉર્ધ્વલિંગ) મૂર્તિ ઉપર દેખાય છે. આ પંથના આચાર્યો યોગાદિ વિદ્યાઓમા પ્રવીણ હતા. તેઓના નામની આખરે રાશિપદ હોય છે જેમકે ત્રૈલોક્યરાશિ, ધર્મરાશિ, વીરભદ્રરાશિ. આ પંથનો સોમનાથપાટણમાં એક બહુ મોટો મઠ હતો એમ શિલાલેખો બતાવે છે. ચૌલુક્યકાળ પછી એટલે ઇ. સ. ની ચૌદમી શતાબ્દી પછી આ પંથનો ગુજરાતમાંથી અસ્ત થઇ ગયો એમ દેખાય છે.

ચૌલુક્ય કાળમાં બ્રાહ્મણધર્મના શિવ સિવાય બીજા કયા દેવતાઓની ભક્તિનો લોકોમાં પ્રચાર હતો, તે વિષે હવે થોડું લખું છું. તે વખત બુદ્ધધર્મ તદ્દન નષ્ટ થયો હતો, એ કહેવાની જરૂર નથી. જૈનધર્મના કોઇ અનુયાયી સિવાય બાકી રહેલા જૈન સમૂહનો મોટો ભાગ શિવસંપ્રદાયી હતો એમ ઉપરના વિવેચનથી દેખાઇ આવશે. બાકી રહેલા લોકો, કોઇ વિષ્ણુની, કોઇ સૂર્યની, આવી રીતે ઉપાસના કરતા હતા. શિવ પછી વિષ્ણુની ઉપાસના કરનાર માણસો ઘણા હશે એમ અનુમાન કરવામાં આપણને વાંધો નથી પરંતુ તે સંબંધના તત્કાલીન શિલાલેખો કે મંદિરો બહુ જ ઓછાં મળી આવે છે, એમ પણ કહેવું જોઇએ. હાલનો વલભાચાર્યનો વૈષ્ણવ સંપ્રદાય બહુ આધુનિક છે.

સૂર્યની ઉપાસના વિષે માત્ર બહુ ઉપયોગી માહિતિ મળી આવે છે. વલભીના એક રાજા ધરપટ્ટે પોતાને માટે, પરમાદિત્યભક્ત એવું વિશેષણ લગાડ્યું હતું, એમ ઉપર એક ઠેકાણે કહેવામાં આવ્યું છે, તે ઉપરથી એમ લાગે છે કે તે વખત કોઈ કોઇ લોકો સૂર્યની ઉપાસના કરતા હતા. તેઓએ ઘણું કરીને સૂર્યનું એકાદું મંદિર પણ વલભીમાં બનાવેલું હશે. ગુજરાતમા સૂર્યપૂજાનો તે પ્રથમનો જ ઉલ્લેખ વલભીકાળ-પછી પડિહારકાળમાં-ઇ. સ. ની દશમી સદીના આરંભના જ લેખોમાં સૂર્યપૂજા સંબંધના મળ્યાં છે તે ઉપર કહેવામાં

આવ્યુ છે. દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓના લગભગ તે જ કાળના જે તામ્રશાસનો લાગમાથી મળ્યા છે તેઓમાથી કોઇમા સૂર્યપૂજાનો ઉલ્લેખ છે તથાપિ ચૌલુક્ય કાળમા સૂર્ય પૂજાનો પ્રચાર બતાવનારા શિલાલેખો અને મદિરો વધારે સખ્યામા જોવામા મળે છે તેમ જ તે લેખો અને મદિરો બહુ જ સુન્દર છે સૂર્યપૂજા માટે આપેલુ ચૌલુક્ય કાળનુ તામ્રશાસન માત્ર મારા જોવામા આવ્યુ નથી દુર્ભાગ્યવશાત્ સૂર્યપૂજાનો પ્રચાર ગુજરાતમાથી નિકળી ગયેલો હોવાથી સૂર્યનુ નવુ મદિર તો જોવામા આવતું જ નથી, અને જુના મદિરો મુસલ્માનોના નિર્દયી દંડાથી અને કાળના પરિણામથી અત્યારે બહુ જ ખરાબ સ્થિતિમા છે

ચૌલુક્ય સિદ્ધરાજ જયસિહનો ધ્રાંગધ્રા સસ્થાનમા ગાળા નામના ગામમા એક સ ૧૧૯૩ નો ઉલ્લેખ મળ્યો છે તેમા દેવી અને વિનાયકનુ મદિર બનાવ્યાનો ઉલ્લેખ છે. ઘણા શિલાલેખોમા જૈન લોકોના લેખોમા પણ આરભમા જ ગણપતિને નમન કરવાનો રિવાજ ઘણા પ્રાચીનકાળથી જોવામા આવે છે તથાપિ પ્રસ્તુત લેખના વખત સુધી ગણપતિના મદિર વિષે એક પણ શિલાલેખમાથી માહિતિ મળતી નથી અણહિલપાટણમા એક ગણપતિની મૂર્તિ નીચે સ. ૮૦૨ વાળો લેખ છે પરતુ અક્ષરો વિગેરે ઉપરથી તે લેખ સ. ૮૦૨ નો નથી પણ ઉપર બતાવેલા સિદ્ધરાજના લેખ કરતા પણ તે આધુનિક છે એમ માનવુ સકારણ છે દક્ષિણ દેશમા જેમ ગણપતિનુ સ્વતત્ર મદિર બનાવવાનો પ્રચાર છે તેવો ગુજરાતમા નથી કાઠિયાવાડમા ધારીમા ગણપતિનું સ્વતત્ર મદિર જોવામા આવ્યુ છે પરતુ તે આધુનિક કાળનું અને કોઇ દક્ષિણી ગૃહસ્થે બનાવેલુ છે દક્ષિણમા જેમ એકાદો 'ગાણપત્ય' હોય છે તેવો ગુજરાતમા થયેલો લાગતો નથી

ʻ નાગર લોકો જેઓનુ પ્રાબલ્ય ચૌલુક્ય કાળમા સારૂ હતુ તેઓ શિવભક્ત તથા દેવીભક્ત હોય છે તેથી દેવીના મદિરો તે વખત મોટી સખ્યામા હોવા જોઇએ પરતુ તે ક્વચિત જ જોવામા આવે છે, અને તે સબંધનો લેખ તો મારા જોવામા આવ્યો જ નથી

કાઠિયાવાડમા દક્ષિણ ભાગમા સમુદ્ર કિનારે પરનાવડા નામના ગામમા એક ગાયત્રીનુ મદિર છે અદ્યપિ ત્યા શિલાલેખ નથી તોપણ તે મદિર ચૌલુક્ય કાળનુ હોવાનું અનુમાનનીય છે ગાયત્રીના મદિરો ગુજરાતમા તો શુ પણ હિંદુસ્થાનમા ક્વચિત જ જોવામા આવે છે ગુજરાતમા તે એમ જ છે એમ મારી માન્યતા છે અને તે કદાચ અજમેર નજીકના પુષ્કર તીર્થમાથી જે બ્રાહ્મણો ગુજરાત કાઠિયાવાડમા આવી વસ્યા તેઓના ઉપક્રમથી બનાવવામા આવ્યુ હશે

તે જ પ્રમાણે બ્રહ્મદેવના મદિરો પણ ક્વચિત જ જોવા મળે છે ગુમડ્યાગામ (જુના ગઢ સસ્થાનના ઉના મહાલના તાબે) એક બ્રહ્મદેવની મૂર્તિ ઉત્તર ગુજરાતમાથી આવેની ગજકોટના મ્યુઝીયમમા સગ્રહિત કરેલી છે બાકી તે દેવના ગુજરાતમા મદિરો મારા જોવામા કે સાભળવામા આવેલા નથી બ્રહ્મદેવ સૃષ્ટિકર્તા છે આવી કલ્પના કેટલાક શિલાલેખોમા ખાસ કરીને લાટ દેશના ચૌલુક્ય રાજાના કીર્તિ રાજના તામ્રશાસનમા આવેલી છે બ્રહ્મદેવના ચુલુકમાથી એટલે અજલિમાથી ચૌલુક્ય નામનો વીર ઉત્પન્ન થયો આવી માન્યતા ગુજરાતના ચૌલુક્યોના કેટલાક લેખોમા તો છે જ, પણ ગુજરાત બહારના લેખોમા

પણ છે. તથાપિ સ્વતંત્ર મંદિરો બંધાવી બ્રહ્મદેવની પૂજા કરવાનો રિવાજ ગુજરાતમાં ન હતો એમ કહેવામાં વાંધો નથી.

રામનાં તથા સ્વતંત્ર હનુમાનનાં મંદિરો ગુજરાતમાં ઓછાં જ જોવા મળે છે. શિલાલેખોમાં તે સંબંધનો ઉલ્લેખ મારા જાણવામાં આવ્યો નથી. મને એમ લાગે છે કે હિંદુસ્થાનમાં આવાં મંદિરોનો પ્રચાર આધુનિક કાળમાં જ થયેલો છે. હાલમાં માત્ર દક્ષિણમાં જેમ પ્રત્યેક ગામના સિમાડા ઉપર હનુમાનનું મંદિર અવશ્ય હોય છે તેવો રિવાજ ગુજરાતમાં હાલમાં વિશેષ દેખાતો નથી. રામનાં અને હનુમાનનાં મંદિરો ગુજરાતમાં બહુ થોડાં છે.

દત્તાત્રેયની પૂજા કરવાનો ગુજરાતમાં રિવાજ જણાતો નથી. ગિરનાર ઉપર જે દત્તાત્રેયનાં પગલાં માનવામા આવે છે તે સંબંધી શંકા લેવાનું કારણ છે. કેમકે તે પાદુકાની પાછળના ભાગમાં એક જૈન મુર્તિ કોતરેલી દેખાય છે અને નીચે એક અસ્પષ્ટ અક્ષરોવાળો કદાચ ચૌલુક્યકાલીન લેખ દેખાય છે. બીજું કારણ એ છે કે ગુજરાતમાં અન્યત્ર દત્તાત્રેયનું સ્થાન ક્યાંય જોવામાં આવતું નથી.

બાકી બ્રાહ્મણધર્માન્તર્ગત દેવતાઓ સંબંધના લેખો કે મંદિરો જાણવામાં આવતા નથી. શૂદ્ર, અતિશૂદ્ર, વિગેરે હલકી કોમવાળા લોકો તે વખત બ્રાહ્મણોના શંકર વિષ્ણુ વિગેરે સિવાય કયા દેવતાઓની પૂજા કરતા હતા, તે જાણવા માટે સાધનો નથી. કેમકે તે સંબંધી જાણવા માટે જે આધાર શિલાલેખો છે તે તો આ અભણ માણસો લખી શકતા નહિ. તે કામ બ્રાહ્મણ જેવા ઉચ્ચ વર્ણના લોકોનું જ હતું.

હવે ચૌલુક્યકાલીન શિલાલેખો ઉપરથી જૈનધર્મ વિષે આપણને શું માહિતિ મળે છે તે આપણે જોશું. મેં ઉપર કહ્યું છે કે ગુજરાતમાં ચૌલુક્ય કાળથી જ જૈનધર્મનો વિશેષ પ્રચાર થયો અને રાજાશ્રય અને તે કરતાં પણ ધનાઢ્ય વૈશ્ય લોકોના મુક્તહસ્ત આશ્રયને લીધે તે એટલો વધી ગયો કે, તે સંબંધના અસંખ્ય શિલાલેખો મળી આવે છે. એક માણસે સહજ વિનોદ કરવાના હેતુથી ઉદ્‌ગારો કાઢ્યા કે જૈન મૂર્તિઓ એટલી છે કે તેઓની સંખ્યા ખાસ જૈન લોકોની સંખ્યા કરતાં પણ મોટી છે. આ વાતમાં કદાચ અતિશયોક્તિ હશે. પરંતુ એટલું તો ખરૂં કે ગુજરાતમાં જૈન મૂર્તિઓ બહુ જ છે. તથાપિ સાથે સાથે એમ પણ કહેવું જોઇએ કે જૈન લોકોની બીજા ધર્મીઓ કરતાં આ એક વિશેષતા છે કે તેઓ જે જે મૂર્તિની સ્થાપના કરે છે, જે જે મંદિરો બંધાવે છે તેમાં તે સબંધી લેખ જરૂર રાખે છે. એટલે જૈન શિલાલેખોની સંખ્યા પણ ગુજરાતમા બહુ જ છે. જૈન લોકોનો આ ગુણ કહો કે વ્યસન કહો પણ તેઓના શિલાલેખો આપણા દેશનો પ્રાચીન ઇતિહાસ તૈયાર કરવાના કામમાં ઘણા જ ઉપયોગી થાય છે, એ વાત કબૂલ કરવી પડે છે. ઘણાખરા જૈન લેખો એકાદા તીર્થંકરની મૂર્તિ સ્થાપ્યા સંબંધના હોય છે, અને તેમાં સંવત્, મૂર્તિ સ્થાપનારનું નામ, જેના શ્રેય માટે મૂર્તિની સ્થાપના કરવામાં આવી હતી એવા પોતાના માતાપિતા વિગેરે વડિલોનું નામ, તેમ જ તે મૂર્તિની પ્રતિષ્ઠા કરનાર જૈન સૂરિનું નામ, તેનો ગચ્છ, ગુરુપરંપરા વિગેરે માહિતિ આપેલી હોય છે. ઘણી વખત આ મૂર્તિનું ચોવીસ

તીર્થંકરોમાથી એક તીર્થંકરના 'બિંબનુ' નામ પણ આપેલુ હોય છે. મૂર્તિની સ્થાપના કરનારો માણસ કદિ સાધારણ હોય અને તેનો તત્કાલીન રાજકારણ સાથે કાઇ પણ સબધ ન હોય, ત્યારે ઘણી વખતે તેનો શિલાલેખ ઐતિહાસિક બાબતો જાણવાના કામમા વિશેષ ઉપયોગી થઇ શકતો નથી. આવા લેખો જૈન સાધુઓની પરંપરા, તથા તેઓના ગચ્છો, વિગેરે જૈન ધર્મના ઇતિહાસની ઉપયોગી માહિતી મેળવવા માટે માત્ર ઉપયોગી થાય છે. હમેશ કાઇને કાઇ ઉપયોગી બાબતની નોંધ કરવાની જૈન લોકોની—વ્યાપારી લોકોની—સાહજિક જ વૃત્તિ હોવાથી કોઇ વખત જૈન લેખો ઉપરથી આપણને તત્કાલીન ઐતિહાસિક માહિતિ સાથે, આર્થિક, સામાજિક, ભૌગોલિક, વિગેરે માહિતિ પણ મળી આવે છે. જે સ્થળમા જૈન 'બિબ' સ્થપાયુ તે સ્થળનો અધિકારી, તેની નિમણુક કરનાર રાજાનુ નામ, તે રાજા યદિ કાઇ સાર્વભૌમ રાજાનો માડલિક હોય તો તેનુ નામ વિગેરે માહિતિ જૈન લેખોમા કોઇ વખત મોટી કાળજીથી આપેલી હોય છે.

ગુજરાતમા જૈન લોકોના સૌથી પ્રસિદ્ધ તીર્થસ્થાનો બે છે. એક શત્રુંજય અને બીજુ ગિરનાર, શિલાલેખો વિગેરે ઉપરથી અબુ પર્વત આ બે સ્થાન કરતા પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે, પરંતુ તે રાજપુતાનામા હોવાથી આપણા લેખની મર્યાદામા આવતો નથી શત્રુંજયના મુખ્ય દેવ પ્હેલા તીર્થંકર આદિનાથ છે, અને ગિરનાર ઉપરના મુખ્ય દેવ બાવીસમા તીર્થંકર નેમિનાથ છે શત્રુંજયનુ માન મોટુ છે તથાપિ ગિરનાર પર્વત ઉપર લેખો બહુ જુના, મહત્ત્વના, અને પુષ્કળ છે. શત્રુંજય પર્વત ઉપરના ચૌલુક્યકાલીન લેખો બહુ જ થોડા છે, આધુનિક કાળના—વિશેષ કરી અકબર પછીના કાળના—વધારે છે. યદ્યાપિ આ કાળમા ગુજરાતમા જગાએ જગાએ સેકડો જૈન મદિરો બધાવવામા આવ્યા, તીર્થંકરોની હજારો મૂર્તિઓ સ્થપાઇ, અને તે માટે લાખો—કરોડો કહીએ તો કાઇ વાધો આવે એવુ નથી—રૂપીયા ખર્ચ થયુ, તથાપિ તેમાનો મોટો ભાગ ગિરનાર અને શત્રુંજય ઉપર જ ખરચાયો એમ જોવામા આવે છે. ત્યાના શિલાલેખોની સખ્યા સાહજિક રીતે જ મોટી અને મહત્ત્વની છે તથાપિ હમણા જ કહ્યા પ્રમાણે ખાસ કુમારપાળના વખત સુધીના જૈન લેખો ગિરનારમા પણ બહુ ઓછા મળે છે, અને શત્રુંજય ઉપર તો મળતા જ નથી ચૌલુક્ય રાજા બીજા ભીમદેવના વખતમા તેના માડલિક લવણપ્રસાદના કારભારીઓ વસ્તુપાળ અને તેજપાળ, નામના બે ભાઇઓ હતા તેઓ પહેલેથી જ વ્યાપારને લીધે ધનાઢ્ય થયા હતા પછી કારભારીનુ પદ હાથ આવ્યુ તે ભાઇઓ મોટા ગુણી અને ધાર્મિક પણ હતા. તેઓએ કેટલીક વખત સઘપતિ થઇ ગિરનાર અને શત્રુંજયની મોટી મોટી યાત્રાઓ કરી એમ આપણને ત્યાના કેટલાક લેખો ઉપરથી તેમ જ એકાધિક ગ્રથો ઉપરથી માલુમ પડે છે. ત્યાર પછી તે સ્થાનોનો—વિશેષ કરી ગિરનારનો મહિમા બહુ જ વધી ગયો, અને મોટા મોટા જૈન શ્રાવિક વ્યાપારીઓને ગિરનારની યાત્રા કરી ત્યા કાઇ ધર્મકૃત્ય કરવાની પદ્ધતિ જ પડી ગઇ. ગિરનાર ઉપર નેમિનાથાદિ તીર્થંકરોના બહુ વિશાળ અને સુન્દર મદિરોનો જીર્ણોદ્ધાર તથા વસ્તુપાળ તેજપાળના સ્મરણાર્થે નવા મદિરોની બાધણી તથા મૂર્તિઓની પ્રતિષ્ઠાપના કરવામા આવી હતી અને તે તે પ્રસગે શિલાલેખો કોતરી રાખવાનો પ્રઘાત જ પડ્યો

---

પણ છે. તથાપિ સ્વતંત્ર મંદિરો બંધાવી બ્રહ્મદેવની પૂજા કરવાનો રિવાજ ગુજરાતમાં ન હતો એમ કહેવામાં વાંધો નથી.

રામનાં તથા સ્વતંત્ર હનુમાનનાં મંદિરો ગુજરાતમાં ઓછાં જ જોવા મળે છે. શિલાલેખોમાં તે સંબંધનો ઉલ્લેખ મારા જાણવામાં આવ્યો નથી. મને એમ લાગે છે કે હિંદુસ્થાનમાં આવાં મંદિરોનો પ્રચાર આધુનિક કાળમાં જ થયેલો છે. હાલમાં માત્ર દક્ષિણમાં જેમ પ્રત્યેક ગામના સિમાડા ઉપર હનુમાનનું મંદિર અવશ્ય હોય છે તેવો રિવાજ ગુજરાતમાં હાલમાં વિશેષ દેખાતો નથી. રામનાં અને હનુમાનનાં મંદિરો ગુજરાતમાં બહુ થોડાં છે.

દત્તાત્રેયની પૂજા કરવાનો ગુજરાતમાં રિવાજ જણાતો નથી. ગિરનાર ઉપર જે દત્તાત્રેયનાં પગલા માનવામા આવે છે તે સંબંધી શંકા લેવાનું કારણ છે. કેમકે તે પાદુકાની પાછળના ભાગમાં એક જૈન મુર્તિ કોતરેલી દેખાય છે અને નીચે એક અસ્પષ્ટ અક્ષરોવાળો કદાચ ચૌલુક્યકાલીન લેખ દેખાય છે. બીજું કારણ એ છે કે ગુજરાતમાં અન્યત્ર દત્તાત્રેયનું સ્થાન ક્યાંય જોવામાં આવતું નથી.

બાકી બ્રાહ્મણધર્માન્તર્ગત દેવતાઓ સંબંધના લેખો કે મંદિરો જાણવામાં આવતા નથી. શૂદ્ર, અતિશૂદ્ર, વિગેરે હલકી કોમવાળા લોકો તે વખત બ્રાહ્મણોના શંકર વિષ્ણુ વિગેરે સિવાય કયા દેવતાઓની પૂજા કરતા હતા, તે જાણવા માટે સાધનો નથી. કેમકે તે સંબંધી જાણવા માટે જે આધાર શિલાલેખો છે તે તો આ અભણ માણસો લખી શક્તા નહિ. તે કામ બ્રાહ્મણ જેવા ઉચ્ચ વર્ણના લોકોનું જ હતું.

હવે ચૌલુક્યકાલીન શિલાલેખો ઉપરથી જૈનધર્મ વિષે આપણને શું માહિતિ મળે છે તે આપણે જોઈશું. મેં ઉપર કહ્યું છે કે ગુજરાતમાં ચૌલુક્ય કાળથી જ જૈનધર્મનો વિશેષ પ્રચાર થયો અને રાજાશ્રય અને તે કરતાં પણ ધનાઢ્ય વૈશ્ય લોકોના મુક્તહસ્ત આશ્રયને લીધે તે એટલો વધી ગયો કે, તે સંબંધના અસંખ્ય શિલાલેખો મળી આવે છે. એક માણસે સહજ વિનોદ કરવાના હેતુથી ઉદ્‌ગારો કાઢ્યા કે જૈન મૂર્તિઓ એટલી છે કે તેઓની સંખ્યા ખાસ જૈન લોકોની સંખ્યા કરતાં પણ મોટી છે. આ વાતમાં કદાચ અતિશયોક્તિ હશે. પરંતુ એટલું તો ખરૂં કે ગુજરાતમાં જૈન મૂર્તિઓ બહુ જ છે. તથાપિ સાથે સાથે એમ પણ કહેવું જોઇએ કે જૈન લોકોની બીજા ધર્મીઓ કરતાં આ એક વિશેષતા છે કે તેઓ જે જે મૂર્તિની સ્થાપના કરે છે, જે જે મંદિરો બંધાવે છે તેમાં તે સબંધી લેખ જરૂર રાખે છે. એટલે જૈન શિલાલેખોની સંખ્યા પણ ગુજરાતમા બહુ જ છે. જૈન લોકોનો આ ગુણ કહો કે વ્યસન કહો પણ તેઓના શિલાલેખો આપણા દેશનો પ્રાચીન ઇતિહાસ તૈયાર કરવાના કામમાં ઘણા જ ઉપયોગી થાય છે, એ વાત કબૂલ કરવી પડે છે. ઘણાખરા જૈન લેખો એટલા તીર્થંકરની મૂર્તિ સ્થાપ્યા સંબંધના હોય છે, અને તેમાં સંવત્, મૂર્તિ સ્થાપનારનું નામ, જેના શ્રેય માટે મૂર્તિની સ્થાપના કરવામાં આવી હતી એવા પોતાના માતાપિતા વિગેરે વડિલોનું નામ, તેમ જ તે મૂર્તિની પ્રતિષ્ઠા કરનાર જૈન સૂરિનું નામ, તેનો ગચ્છ, ગુરુપરંપરા વિગેરે માહિતિ આપેલી હોય છે. ઘણી વખત આ મૂર્તિનું-ચોવીસ

તીર્થંકરોમાંથી એક તીર્થંકરના 'બિંબનું' નામ પણ આપેલું હોય છે. મૂર્તિની સ્થાપના કરનારો માણસ કદિ સાધારણ હોય અને તેનો તત્કાલીન રાજકારણ સાથે કાંઇ પણ સંબંધ ન હોય, ત્યારે ઘણી વખતે તેનો શિલાલેખ ઐતિહાસિક બાબતો જાણવાના કામમાં વિશેષ ઉપયોગી થઇ શકતો નથી. આવા લેખો જૈન સાધુઓની પરંપરા, તથા તેઓના ગચ્છો, વિગેરે જૈન ધર્મના ઇતિહાસની ઉપયોગી માહિતી મેળવવા માટે માત્ર ઉપયોગી થાય છે. હમેશ કાંઇને કાંઇ ઉપયોગી બાબતની નોંધ કરવાની જૈન લોકોની-વ્યાપારી લોકોની-સાહજિક જ વૃત્તિ હોવાથી કોઇ વખત જૈન લેખો ઉપરથી આપણને તત્કાલીન ઐતિહાસિક માહિતિ સાથે, આર્થિક, સામાજિક, ભૌગોલિક, વિગેરે માહિતિ પણ મળી આવે છે. જે સ્થળમા જૈન 'બિંબ' સ્થપાયું તે સ્થળનો અધિકારી, તેની નિમણુક કરનાર રાજાનું નામ, તે રાજા યદિ કાંઇ સાર્વભૌમ રાજાનો માડલિક હોય તો તેનુ નામ વિગેરે માહિતિ જૈન લેખોમા કોઇ વખત મોટી કાળજીથી આપેલી હોય છે.

ગુજરાતમાં જૈન લોકોના સૌથી પ્રસિદ્ધ તીર્થસ્થાનો બે છે. એક શત્રુંજય અને બીજું ગિરનાર, શિલાલેખો વિગેરે ઉપરથી અબુ પર્વત આ બે સ્થાન કરતા પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે, પરંતુ તે રાજપુતાનામા હોવાથી આપણા લેખની મર્યાદામા આવતો નથી. શત્રુંજયના મુખ્ય દેવ પ્હેલા તીર્થંકર આદિનાથ છે, અને ગિરનાર ઉપરના મુખ્ય દેવ બાવીસમા તીર્થંકર નેમિનાથ છે. શત્રુંજયનું માન મોટું છે. તથાપિ ગિરનાર પર્વત ઉપર લેખો બહુ જુના, મહત્વના, અને પુષ્કળ છે. શત્રુંજય પર્વત ઉપરના ચૌલુક્યકાલીન લેખો બહુ જ થોડા છે, આધુનિક કાળના-વિશેષ કરી અકબર પછીના કાળના-વધારે છે. યદ્યપિ આ કાળમા ગુજરાતમા જગાએ જગાએ સેંકડો જૈન મંદિરો બંધાવવામા આવ્યા, તીર્થંકરોની હજારો મૂર્તિઓ સ્થપાઇ, અને તે માટે લાખો-કરોડો કહીએ તો કાંઇ વાંધો આવે એવું નથી-રૂપીયા ખર્ચ થયું, તથાપિ તેમાનો મોટો ભાગ ગિરનાર અને શત્રુંજય ઉપર જ ખરચાયો એમ જોવામા આવે છે. ત્યાના શિલાલેખોની સંખ્યા સાહજિક રીતે જ મોટી અને મહત્વની છે તથાપિ હમણા જ કહ્યા પ્રમાણે ખાસ કુમારપાળના વખત સુધીના જૈન લેખો ગિરનારમા પણ બહુ ઓછા મળે છે, અને શત્રુંજય ઉપર તો મળતા જ નથી. ચૌલુક્ય રાજા બીજા ભીમદેવના વખતમા તેના માડલિક લવણપ્રસાદના કારભારીઓ વસ્તુપાળ અને તેજપાળ, નામના બે ભાઇઓ હતા. તેઓ પહેલેથી જ વ્યાપારને લીધે ધનાઢ્ય થયા હતા. પછી કારભારીનું પદ હાથ આવ્યું. તે ભાઇઓ મોટા ગુણી અને ધાર્મિક પણ હતા. તેઓએ કેટલીક વખત સંઘપતિ થઇ ગિરનાર અને શત્રુંજયની મોટી મોટી યાત્રાઓ કરી એમ આપણને ત્યાના કેટલાક લેખો ઉપરથી તેમ જ એકાધિક ગ્રંથો ઉપરથી માલુમ પડે છે. ત્યાર પછી તે સ્થાનોનો-વિશેષ કરી ગિરનારનો મહિમા બહુ જ વધી ગયો, અને મોટા મોટા જૈન ભાવિક વ્યાપારીઓને ગિરનારની યાત્રા કરી ત્યા કાંઇ ધર્મકૃત્ય કરવાની પદ્ધતિ જ પડી ગઇ. ગિરનાર ઉપર નેમિનાથાદિ તીર્થંકરોના બહુ વિશાળ અને સુંદર મંદિરોનો જીર્ણોદ્ધાર તથા વસ્તુપાળ તેજપાળના સ્મરણાર્થે નવા મંદિરોની બાંધણી તથા મૂર્તિઓની પ્રતિષ્ઠાપના કરવામા આવી હતી અને તે તે પ્રસંગે શિલાલેખો કોતરી રાખવાનો પ્રચારજ પડ્યો.

---

# ૪ ચાવડાઓની વંશાવળી.

( લેખક, રામલાલ ચુનીલાલ મોદી. )

## સાધનો.

ચાવડાઓનો ઇતિહાસ ઘણું કરીને પાટણની સ્થાપનાથી શરૂ થાય છે. એ પહેલાં [1]પંચાસરમા ચાવડાઓનું રાજ્ય હતું ખરૂં, પણ ત્યાના માત્ર એક જ રાજા–જયશેખર સંબંધી કંઇક હકીકત મળે છે.[2] એ સિવાયના બીજા રાજાઓનો ઇતિહાસ હજી અંધારામા જ છે.

પાટણના ચાવડાઓની પણ જે હકીકત મળે છે તે બહુ જુજ છે. તેમાં પણ, એ એટલી તો પરસ્પર વિરુદ્ધ, સંશયયુક્ત અને ગોટાળાભરેલી છે કે માત્ર થોડીક જ વિના-સંકોચે ઇતિહાસ રૂપે ગ્રાહ્ય થઇ શકે. સૌથી વધારે ગુંચો તો એ રાજાઓની વંશાવળી વિષે છે. એ ગુંચો ઉકેલવાનો પ્રયત્ન આ લેખમા કર્યો છે.

ચાવડાઓની વંશાવળી ઉપર પ્રકાશ નાખે એવા શિલાલેખો કે તામ્રપત્રો મળ્યાં નથી.[3] માત્ર જે કાંઇ છે તે જુદા જુદા ગ્રંથોમા આપેલી છૂટક છૂટક હકીકત. આ ગ્રંથો પણ તત્કાલીન રચાયેલા નથી, પરંતુ ઘણાખરા વાઘેલા વંશમા રચાયેલા છે–એટલે ચાવડા-વંશની સ્થાપના પછી સુમારે પાંચસે વર્ષે અને તેના અંત પછી સુમારે ત્રણસેં વર્ષે. કેટલાક ઇતિહાસના ગ્રંથો જેવા કે द्व्याश्रय, कीर्तिकौमुदी આદિમા તો સોલંકી વંશથી જ આરંભ કરેલો છે. આવી સ્થિતિમાં ચાવડાવંશના ઇતિહાસની બાબતમાં મતભેદને અવકાશ જરૂર રહેવાનો

જે ગ્રંથોમા ચાવડાઓની હકીકત છે તેનાં નામ આ પ્રમાણે:—

૧ सुकृतसंकीर्तन ( સં. ૧૨૮૫ સુમારે ). ૨ सुकृतकीर्तिकल्लोलिनी ( સં. ૧૨૯૦

---

૧ જુઓ જનાશ્રય પુલકેશીનું તામ્રપત્ર, Bombay Gaz. Vol I. pt. I. p. 109.

૨ જુઓ रत्नमाल. प्रबन्धचिंतामणि મા પંચાસરનું નામ આપ્યુ છે, પણ જયશેખરનું નામ તો માત્ર એક रत्नमाल મા જ છે.

૩ કેટલાક છે, પણ વંશાવળીમા ઉપયોગી નથી ઉપર્યુક્ત પુલકેશીનું તામ્રપત્ર ચાવડાનું માત્ર અસ્તિત્વ સિદ્ધ કરે છે. ( સં. ૭૯૪–૫ મા ) હડ્ડાળાના તામ્રપત્રમા ( પુરાતત્વ, ૨, ૧ ) સં. ૧૦૦૫ માં થયેલા કોઇ યોગરાજનું નામ છે પણ તે ચાવડો હોવાનું સિદ્ધ થતુ નથી. 'બુદ્ધિપ્રકાશ' ૧૮૮૧, નવેમ્બરના અંકમા વનરાજનું સં. ૮૦૨ નું તામ્રપત્ર પ્રસિદ્ધ થયુ છે, પરન્તુ એ બનાવટી મનાય છે અને તેનાથીએ ચાવડાની વંશાવળી ઉપર કંઇ પ્રકાશ પડતો નથી પાટણના ગણપતિના મંદિરમા ઉમામાહેશ્વરની મૂર્તિ નીચે પાટણ સ્થપાયાની તિથિ ( સં ૮૦૨, ચૈત્ર સુદ ૨ શુક્રવાર ) સંબંધી લેખ છે. તે પણ પાછળથી કોરેલો જણાય છે. પાટણના પંચાસરના મંદિરમાં એક લેખ વનરાજગુરુ શીલગુણસૂરિના શિષ્ય દેવચંદ્રસૂરિની મૂર્તિનો અને બીજો સં. ૧૩૦૧ નો વનરાજવિહાર બંધાવ્યા સંબંધીનો છે, પરન્તુ તે પણ આપણા વિષય માટે બહુ કામના નથી.

સુમારે ). **प्रबन्धचिंतामणि** ( સં. ૧૩૬૧ ). ૪ **विचारश्रेणि**. ૫. **कुमारपालप्रबंध** ( સં. ૧૪૯૨ ). ૬. **धर्मारण्य**. ૭ **रत्नमाल**. ૮ મિરાતે અહમદી. એ ઉપરાંત ભાટ-ચારણોના ચોપડા, કવિતાઓ, પટ્ટાવલીઓ વગેરે.[૪]

૧ પુસ્તક અરિસિંહનું રચેલું છે. તેમાં વસ્તુપાલનું ચરિત્ર છે. તેના પહેલા સર્ગમાં ચાવડા વંશના રાજાઓનાં નામ છે. તે તેના અનુક્રમ માટે ઉપયોગી છે. ભાવનગરની આત્માનંદ સભા તરફથી પ્રકટ થયેલું છે.

૨ આ પણ વસ્તુપાલની પ્રશસ્તિ છે. તે ઉદયપ્રભસૂરિની રચેલી છે. તેના આરંભના શ્લોકોમાં ચાવડા વંશના રાજાઓનાં નામ છે. તે પણ રાજાઓના અનુક્રમ માટે ઉપયોગી છે. એ ગાયકવાડ ગ્રાચ્યમાલામાં **हम्मीरमदमर्दनम्** નાટકના પરિશિષ્ટમાં છપાયું છે.

૩ આ ગ્રંથ મેરુતુંગનો રચેલો છે. તેમાં ઐતિહાસિક રાજાઓ સંબંધી પ્રબંધો છે. તેમાં **वनराजप्रबंध**માં ચાવડા સંબંધી હકીકત છે. આ ગ્રંથ પંડિત દિનાનાથે ઇ. સ. ૧૮૮૮ માં પ્રકટ કર્યો હતો. હાલ તે દુષ્પ્રાપ્ય છે.

૪ આ પણ મેરુતુંગનો રચેલો છે. તેમાં રાજાઓનાં રાજ્યકાલનાં વર્ષો ફક્ત આપેલાં છે. તે અપ્રકટ છે. તેની પ્રતો પુનાના ભાંડારકર ઇન્સ્ટીટ્યુટમા, મુંબઇની એસીયાટીક સોસાઇટીમાં અને રાજકોટના વોટસન મ્યુઝીયમમાં છે. મુંબાઇની અને પુનાની પ્રતો બહુ અશુદ્ધ જણાય છે.[૫]

૫ આ જિનમંડનનો રચેલો ગ્રંથ છે. તેમાં આરંભમાં ચાવડાવંશની નામાવલિ અને રાજ્યકાલનાં વર્ષ છે.

૬ આ મોઢજ્ઞાતિનું પુરાણ છે. તેનાં છેલ્લાં પ્રકરણોમા ચાવડા વંશ સંબંધી હકીકત છે. તે સંવતના પંદરમા સૈકામાં રચાયો હશે એમ હું માનું છું.

૭ આ હિંદી કવિતાનો ગ્રંથ છે. તે પૂરો પ્રાપ્ત થયો નથી. ૭ રત્નપૂરાં અને ૮ મું અધુરૂં છે. એ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રકટ થયો છે. તે કૃષ્ણદાસનો રચેલો છે.

૮ આ ફારસી ઇતિહાસનો ગ્રંથ છે. તેમા આરંભમાં હિંદુ રાજાઓની હકીકત છે. એનો આધાર પ્ર. ચિં. જણાય છે.

### રાજાઓનો અનુક્રમ.

ચાવડાવંશના રાજાઓની સંખ્યા અને તે કયા ક્રમમાં થઇ ગયા તે વિષે પણ પ્રાચીન ગ્રંથો સહમત નથી. મુખ્ય રીતે બે ક્રમ નજરે પડે છે:—

---

૪ આમાની કેટલીક હકીકત ફાર્બસસભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તાર નામાવલિમા છે.

૫ રાજકોટની અને પુનાની પ્રતોના હતારા શ્રીયુત દ. બા. ડિસ્કળકરે અને મુંબાઇની પ્રતનો હતારો મિ. મં. પે. ખરેઘાટે મોકલ્યો હતો, તેથી તેમનો આભારી છું. મિ. ખરેઘાટે તો પુષ્કળ મહેનત લઇને તિથિવારોની જ્યોતિષ ગણત્રી પણ કરી આપી છે.

| ૧ | ૨ |
| --- | --- |
| વનરાજ, યોગરાજ, ક્ષેમરાજ, ભૂવડ, વૈરિસિંહ, રત્નાદિત્ય, સામંતસિંહ. | વનરાજ, યોગરાજ, રત્નાદિત્ય, વૈરિસિંહ, ક્ષેમરાજ, ચામુંડ, રાહડ (આકડ, આહડ, ઉપડ, ધાધડ) ભૂવડ ( ભૂયટ, ભભટ, સામંતસિંહ ). |

રાહડના બીજાં જે ચાર નામો છે તે જુદા જુદા ગ્રંથમાં જુદાં છે, પરંતુ જેમ સંસ્કૃત **भूभट** ઉપરથી ભૂવડ કે ભયડ થયેલું હોવું જોઇએ, તેમ સં. **राजभट** ઉપરથી રાહડ થયેલુ હું માનું છું અને તે યોગ્યતમ છે. એ નામ **सुकृतसंकीर्तन**મા છે. 'સામંતસિંહ' ભૂવડનું બિરૂદ હશે એમ જણાય છે.

પહેલો અનુક્રમ માત્ર **कु. प्र., र. मा.** અને મિરાતે અહમદીને સંમત છે, જ્યારે બીજો તે સિવાય બધા ગ્રંથોમા આપેલો છે. **प्र. चिं.** ના બે ભિન્ન સંસ્કરણ હશે એમ જણાય છે. પંડિત દિનાનાથે પ્રકટ કરેલી સંસ્કૃત આવૃત્તિમા મુખ્ય ભાગમાં બીજો અનુક્રમ છે; જ્યારે પરિશિષ્ટના પાઠાંતરો અને તેના ગુજરાતી ભાષાતરમાં પ્રથમનો અનુક્રમ છે. આથી એમ તર્ક કરીએ તો ખોટું નથી કે મેરુતુંગે પ્રથમ પહેલા અનુક્રમવાળું સંસ્કરણ તૈયાર કર્યું હશે અને પાછળથી તેને વિશેષ સંશોધનના અંતે બીજો ક્રમ વધારે યોગ્ય લાગ્યો હશે, તે તેણે **वि. श्रे.** મા અને બીજા સંસ્કરણમા દાખલ કર્યો હશે. **कु. प्र, र. मा.** અને મિરાતે અહમદીના કર્તાઓએ પોતાના ગ્રંથો **प्र. चिं.** ના આધારે રચેલા જણાય છે અને તેમની પાસે તેનું પ્રથમ સંસ્કરણ હોવાથી તેમણે એ ક્રમ પોતાના ગ્રંથોમા દાખલ કર્યો હશે. ગેઝેટીયર અને રાસમાળાના લેખકો પાસે પણ એના પ્રથમ સંસ્કરણવાળી પ્રતો હોવી જોઇએ, એમ તે વાચતા જણાય આવે છે, આ રીતે જોતા માત્ર એક જ ગ્રંથમાં ( **प्र. चिं.** ) પ્રથમ અનુક્રમ ગણી શકાય–અને તે પણ તેના કર્તાએ પાછળથી બે વખત ફેરવ્યો છે,– જ્યારે બાકીના ગ્રંથોને બીજો ક્રમ સંમત છે. જૈનેતર બ્રાહ્મણ ગ્રંથ **धर्मारण्य** પણ એ બાબતમાં પુષ્ટિ આપે છે, તેથી એ ક્રમ જ વિશેષ યોગ્ય જણાય છે.

## રાજાઓના પરસ્પર સંબંધ.

યોગરાજ વનરાજનો પુત્ર હતો, એ સર્વસંમત છે, તેમજ ક્ષેમરાજનો પુત્ર ચામુડ અને ત્યાર પછીના દરેક એક એકના પુત્રો છે, એમા પણ મતભેદ નથી. મતભેદ માત્ર રત્નાદિત્ય, વૈરસિંહ અને ક્ષેમરાજના સંબંધમાં છે **प्र. चिं.** મા લખ્યું છે કે યોગરાજને ત્રણ પુત્રો હતા, જેમાંના એકનું નામ ક્ષેમરાજ હતું. આ ઉપરથી ગેઝેટીયરના લેખકે એ ત્રણેને યોગરાજના પુત્રો લખ્યા છે. **धमारण्य**મા તો એ ત્રણે એક બીજાના પુત્ર હતા એમ છે. રત્નાદિત્યનો ટુંકો રાજ્યકાલ જોતા વૈરિસિંહ એનો પુત્ર નહિં પણ પૌત્ર હશે એમ લાગે છે. પરંતુ ક્ષેમરાજને પણ ભાઇ ગણવાનું કશું કારણ નથી. **प्र. चिं.** મા ક્ષેમરાજને યોગરાજનો કુમાર કહેલ છે, પરન્તુ પૌત્રને પણ કુમાર કહી શકાય. **वि. श्रे.** માં વૈરિસિંહનો ક્ષેમરાજ પુત્ર હતો એમ સ્પષ્ટ કહ્યું છે. **तत सं ९८५ उप० तत्सुत क्षेमराजस्य राज्य.** આથી ક્ષેમરાજ વૈરસિંહનો પુત્ર જ હતો

રાહડ પછી થયેલા રાજાનું નામ ગેઝેટીઅરના લેખકે આપ્યું નથી અને લખ્યું છે કે તેનું નામ જણાયું નથી—' Unknown ' છે. પરંતુ સર્વ ગ્રંથોમાં ભૂવડ છે. (આગળ જણાવ્યા પ્રમાણે ભૂભટ અને ભુવડ એક જ નામ છે અને સામંતસિંહ બિરૂદ છે.) ગેઝેટીઅરમાં આમ જણાવવાનું કારણ તેના લેખકની પાસે વિ. શ્રે. ની બ્રષ્ટ પાઠ વાળી પ્રત હોવી જોઇએ. રોયલ એશીયાટીક સોસાયટીની પ્રત બહુ અશુદ્ધ છે. તેમાં એ નામ રહી ગયું છે. એમાં પાઠ ૧૯૮ वर्षे पिविसुतप्रराज्यं च ॥ ९ એમ છે. આ પાઠ દેખીતો જ અશુદ્ધ છે. વોટસન મ્યુઝીયમની પ્રતમાં શુદ્ધ પાઠ ૧૯૮ वर्षोपविष्टसुत सामंतसिंह राज्यं वर्ष १९ એમ છે. આથી છેલ્લારાજાનું નામ અજાણ્યું નથી.

ગેઝેટીઅરના લખાણના આધારે શ્રીયુત દત્તાત્રેય બાળકૃષ્ણ દિસ્કળકરે હરસોલના તામ્રપત્રના આધારે એ છેલ્લા ચાવડાનું નામ યોગરાજ કલ્પ્યું છે.[6] પરંતુ मूलम् नास्ति એ ન્યાયે એ કલ્પના નિરર્થક છે. ગેઝેટીઅરની કલ્પનાજ નિર્મૂલ છે, તો તેના આધારે કરેલો તર્ક નિર્બળ જ હોઇ શકે. વળી હરસોલના લેખમાં જે યોગરાજનું નામ છે તે ચાવડો હતો કે પાટણનો રાજા હતો એવો તેમાં લેશ માત્ર પણ ઉલ્લેખ નથી. વખતે એ કનોજના મહેન્દ્રપાલનો સામન્ત બીજો અવનિવર્મા હોય કે જેનું અપર નામ યોગવર્મા હતું.[7]

મૂળરાજને સામંતસિંહનો દૌહિત્ર વિ. શ્રે. માં કહ્યો છે. પરન્તુ બીજા બધા ગ્રંથમાં ભાણેજ કહ્યો છે, તેથી વિ. શ્રે. ની હકીકત બરોબર જણાતી નથી.

### કેટલોક નવો પ્રકાશ.

મૂળરાજે તેના મામાને કપટથી મારીને રાજ્ય લીધું કે, તેના સ્વાભાવિક મરણ પછી તે ગાદીએ આવ્યો, અગર તેને હરાવીને રાજ્ય લીધું. એ સંબંધી સ્પષ્ટ માહીતી નથી. પ્ર. ચિં. અને બારોટના ચોપડા સિવાયના કોઇ ગ્રંથમાં મૂળરાજે મામાને માર્યાનું વિધાન નથી એ ખરૂં છે, પરન્તુ બીજી કેટલીક હકીકત મૂળરાજના વિરુદ્ધમા જાય છે. रत्नमाल મૂળરાજને કપટી, સ્વાર્થી અને વિશ્વાસઘાતી કહે છે. વળી धर्मारण्यમાં તો એને માર્યાનું સ્પષ્ટ કથન છે.[9] વડનગરની પ્રશસ્તિની નીચેની પંક્તિ તેણે એના મામાને હરાવીને ગાદી લીધી હતી, એના સમર્થનમાં ટાંકવામાં આવે છે[10]

---

૬. પુરાતત્વ, પુ. ૨, અંક ૧.

૭. ઊનાનું સં. ૯૫૬નું તામ્રપત્ર. શ્રી દિસ્કળકરનો અપ્રકટ લેખ "ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં ઉમેરવાનું એક પ્રકરણ."

૮. तदनु संवत १०१७ वर्षे चौलुक्य वंशोपविष्टस्य दौहित्र मूलराज राज्यं वर्ष ३५

९ कस्मिन्मासे च पक्षे च सभामंडलसंस्थितः । मूलडो भागिनेयश्च सोलंकीदुःखहारकः ॥ ९६ ॥ मूलडेन हतो राजा निर्वंशो भूपतिश्च स । पश्चान्मूलडनामाऽसौ राजाभत्पट्टने पुरे ॥ ९७-अ० ६६ ॥

૧૦. "૫ મો શ્લોક મૂળરાજે ગુજરાત ચાવડાઓના હાથમાંથી છત્યાનું જણાવે છે, જ્યારે પ્રબંધો તેણે છળકપટથી પોતાના મામાને મારીને ગુજરાત મેળવ્યાનું જણાવે છે" (ફાર્બસ સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ પ ૯૫.)

यश्चापोत्कटराजराज्यकमलां स्वच्छंदवंदीकृतां ।

અર્થાત મૂળરાજે ચાવડા રાજાની રાજ્યલક્ષ્મીને સ્વચ્છંદ રીતે કેદ કરી હતી. આમાં તેણે યુદ્ધ કરીને રાજ્ય લીધું હતું એવો અર્થ ક્યાંથી નીકળે છે ? રાજ્યલક્ષ્મીને કેદ કરી, એનો અર્થ ગમે તે રીતે રાજ્ય લીધું એમ થાય; ખાસ યુદ્ધનો અર્થ વિવક્ષિત છે એમ કહી શકાય નહિં. ઉલટું સ્વચ્છંદ શબ્દ એ અર્થની વિરુદ્ધ જાય છે અને રાજ્ય પચાવી પડયો એને પુષ્ટિ આપે છે.

જો એમ કહેવામાં આવે કે મૂળરાજે મામાને કપટથી માર્યો એ વાત ખરી હોય તો ચાવડા વંશના સરદારો અને પ્રજા તેની વિરુદ્ધ કેમ ન પડ્યાં ? એનું કારણ સામંતસિંહની વર્ણકમાં જણાય છે. **रत्नमाल** તેને અવિવેકી અને સારાસારનો વિચાર ન જાણનાર લખે છે. એ ઉપરાંત **धर्मारण्य**થી તો વિશેષ પ્રકાશ પડે છે. તેમાં તેને વિષયી, જીભના સ્વાદવાળો અને અંતઃપુરમાં જ ભરાઇ રહેનાર રહ્યો છે.

राजा भूवड नाम्ना च तत्सुतो राज्यशासने।
बहुमोदकभक्षी च कामी कामकलाबुधः ॥
आसक्तो योषितां वृन्दे करिण्यां गजराडिव ।
अंतःपुरे वसन्नित्यं कामसेवापरायणः ॥

આ પ્રમાણે તે વિષયી હોવાથી સરદારો અને પ્રજા તેના વિરુદ્ધ હોય અને જેમ કર્ણ વાઘેલાને કોઇએ મદદ ન કરી, તેમ તેને પણ મૂળરાજ વિરુદ્ધ કોઇએ મદદ ન કરી હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

કોઇ કહે છે કે ભૂવડને છોકરૂં ન હતું, તો તેના પછી મૂળરાજનો હક્ક હતો, તો તે શાથી મામાને મારે ? એનો ઉત્તર એ કે રાજ્યલોભ એટલી ધીરજ ખમી શકતો નથી. તેમજ ભૂવડને પાછળથી છોકરૂં થાય અથવા બીજાને દત્તક લે એ પણ સંભવિત હતું. વળી ભાટ ચારણોના કહેવા પ્રમાણે ભૂવડને અહિપત નામે કુંવર બાર માસનો હતો, તે લઇને તેની મા તણોત જતી હતી અને પછી તે કુંવર કચ્છના લાખા ફુલાણીના શરણે ગયો હતો.[૧૧] ભૂવડને કુંવર થયા પછી મૂળરાજને રાજ્ય મળવાની આશા ન રહી હોય, તેથી પણ તેણે મામાનું ખુન કર્યું હોય.

આથી **प्र. चिं.** અને **धर्मारण्य**નું કથન યોગ્ય જણાય છે. **धर्मारण्य**થી બીજી એક બાબત ઉપર પણ પ્રકાશ પડે છે. વનરાજને ઉછેરવામાં જૈન આચાર્ય શીલગુણસૂરીએ

गुर्जराणा मिदं राज्यं वनराजात्प्रभृत्यपि ।
जैनैस्तु स्थापितं मन्त्रै स्तद्द्वेषी नैव मन्यते ॥

---

૧૧ જુઓ 'રાસમાળા' (ગુ. ભા. ત્રીજી આ.) પૃ. ૫૪, ફુટનોટ ૧.
મદદ કરી હતી એમ **प्र. चिं.** જણાવે છે પરન્તુ એ વાત સર્વમાન્ય નહોતી એમ એ ગ્રંથમાંજ ઇશારો છે.

એટલે સંવત ૧૭૬૧ માં પણ આ સંબંધી મતભેદ હતો. ત્યારે વનરાજને આશ્રય ...ના તરફથી મળ્યો હતો[?] ધર્મારણ્યમાં જણાવ્યું છે કે મોઢેરાના મોઢ બ્રાહ્મણોએ આશ્રય આપ્યો હતો અને તે ત્યાંજ ઉછર્યો હતો.

## પાટણની સ્થાપના.

ચાવડાઓની વંશાવળીનો આરંભ ક્યાંથી ગણવો એ વિષે મતભેદ છે. પાટણની સ્થાપનાનું અને ચાવડાઓના રાજ્યારંભનું વર્ષ એક જ છે. તેથી પાટણની સ્થાપના ક્યારે થઇ એનો પ્રથમ વિચાર કરીશું, वि. श्रे. સિવાયના બધા ગ્રંથોમાં સંવત ૮૦૨ છે. જનશ્રુતિ પણ એ જ વર્ષ જણાવે છે. प्र. चिं. અને वि. श्रे. એ બન્ને ગ્રંથોમાં વાર, તિથિ અને માસ એક જ છે. વૈશાખ સુદ ૨ ને સોમવાર સં. ૮૦૨ મા આવે છે. ( ૨૮ માર્ચ ૭૪૬ ઇ. સ. ), ૮૨૧ મા નહિ. એ વર્ષમા તો સદર માસની સદર તિથિએ ગુરુવાર હતો. ( ૨૮ માર્ચ ૭૬૫ ઇ. સ. ) આથી સંવત ૮૦૨ જ ખરૂં વર્ષ જણાય છે.

## વનરાજનો જન્મ.

વનરાજના જન્મ વિષે એ કરતા પણ વધારે મતભેદ છે. प्र. चिं. પ્રમાણે વનરાજે ૫૯ વર્ષ, ૨ માસ અને ૧ દિવસ[૧૨]રાજ્ય કર્યું હતું. તેનું રાજ્યારોહણ સં. ૮૦૨, વૈશાખ સુદ ૨ ગણતા, મરણ સં. ૮૬૧ આષાઢ સુદ ૩ ના દિવસે થયું હશે. એની ઉમર ઉક્ત ગ્રંથમાં ૧૦૯ વર્ષ, ૨ માસ અને ૨ દીવસ[૧૩] છે એટલે એનો જન્મ સં. ૭૫૨ વૈશાખ શુદ ૧૫ ના દિવસે હોવો જોઇએ. ગણત્રીથી આ તિથિ આપણે કાઢી તે બરોબર છે, કેમકે रत्नमालમાં પણ એ જ આપેલી છે. જુઓઃ—

> विक्रमाजीत शक वर्ष जान, शतसप्तदोहपंचासमान ।
> ऋतु तब वसंत सबसुखराशि, वैशाख मास तिथि पूर्नमासि ॥ ८, ३१.

આ પ્રમાણે વનરાજના જન્મનુ વર્ષ સં. ૭૫૨ કરે છે. પરન્તુ ગેઝેટિયરના લખનારે વનરાજના જન્મની સાલ સં. ૭૭૬ ( ઇ. સ. ૭૨૦ ) માની છે.[૧૪] એના કારણમાં લખ્યું છે કે એ એકસો નવ વર્ષ જીવ્યો હોય અને મોટી ઉમરે ગાદીએ બેઠા પછી એણે એટલું લાંબુ રાજ્ય ભોગવ્યું હોય એ સંભવિત નથી. બીજું કારણ અને વધારે મહત્વનું એ જણાવવામા આવ્યું છે કે સિન્ધના આરબોએ ઇ. સ. ૭૨૦ ના અરસામા ગુજરાત

૧૨ છપાયેલી પ્રતમા ૨૧ દીવસ છે, પણ એ ભૂલ જણાય છે. યોગરાજના રાજ્યારોહણની તિથિ આષાઢ સુદ ૩ આપી છે, એટલે એક દિવસ થાય ૮૬૨ ની સાલ મૂળમા છે એ પણ ખોટી છે. વનરાજના રાજ્યકાળના ૫૯ વર્ષ ગણતાં સં. ૮૬૧ જોઇએ. ( ૮૦૨+૫૯ )

૧૩ મૂળમાં અહિ પણ ૨૧ દીવસ છે, પણ ખરી રીતે ૨ લઇએ તો જ વૈશાખ સુદ ૧૫ આવે. એક દિવસનો ફેર રહે છે, પરન્તુ એ નજીવો છે. પૂનમ ઉપર પડવે હોય તો ગમે તે તિથિ ગણી શકાય.

૧૪ Bombay Gazetteer vol. I. pt. I. p. 150.

ઉપર આક્રમણ કર્યું હતું તે વખતે વનરાજના બાપના રાજ્યનો નાશ થયેલો હોવો જોઇએ. તેથી એ જ વર્ષ વનરાજના જન્મનું ગણી શકાય.

આમાંથી પ્રથમનું કારણ બહુ વજનદાર નથી, કેમકે તે વખતે જીંદગીનું પ્રમાણ હાલ કરતાં વિશેષ હતું એ સહુ કોઇ કબુલ કરશે. વનરાજના વખતમાં ૮૯–૯૦ વર્ષનું આયુષ્ય સાધારણ હોય એમાં શક નથી. કુમારપાલ ૮૨ વર્ષની ઉમરે અને ભીમ બીજો પણ લગભગ તેટલી ઉમરે મરણ પામ્યો હતો. આ પ્રમાણે તે વખતે આયુર્મર્યાદા ૮૦–૯૦ ની સાધારણ હોય તો કોઇની અપવાદરૂપ ૧૦૮–૧૦ ની હોય એમાં આશ્ચર્ય નથી. મહાભારતના કાળમાં આયુર્મર્યાદા સાધારણ રીતે ૧૨૫ વર્ષની હતી. છતાં પણ ૧૫૦–૧૭૫ વર્ષ જીવ્યાના દાખલા છે. દાખલા તરીકે ભીષ્મની ઉમર ૧૭૦ અને વ્યાસની ૧૫૭ હતી, અને જે મરાયા તેમના જીવનનો અંત પણ કુદરતી ન કહેવાય, કારણ કે તે લઢતાં મરાયા હતા. હાલ આયુર્મર્યાદા સાધારણ રીતે ૪૦–૫૦ ની ગણાય છે, તો પણ ઘણા લોકો અપવાદ રૂપે ૭૦–૮૦ અને તે કરતાં પણ વધારે વર્ષ સુધી જીવે છે. તો વનરાજનું આયુષ્ય એટલું લાંબું કેમ ન હોય તે સમજાતું નથી. વળી, એની બાલ્યાવસ્થા તો જંગલમાં ખુલ્લી હવામાં ગઇ હતી અને તેણે ભીલ લોકોની સોબતમાં શિકારમાં પોતાનું શરીર કસ્યું હતું. વનરાજે ૬૦ વર્ષ રાજ્ય કર્યું એમા પણ અસંભવિત જેવું શું છે? ગુજરાતના ઇતિહાસમાથી જ તેટલાં વર્ષ રાજ્ય કર્યાનાં ઉદાહરણો નીકળે એમ છે. સિદ્ધરાજે ૪૯ વર્ષ અને બીજા ભીમે ૬૩ વર્ષ રાજ્ય કર્યું હતું.

બીજું કારણ જરા વિચારવા જેવું છે. **रत्नमाल** નો કર્તા લખે છે કે વનરાજના બાપ જયશેખરને કલ્યાણના રાજા ભુવડે હરાવ્યો હતો. હવે કલ્યાણ કટકના રાજા વિજયાદિત્યનું અપર નામ ભુવનાશ્રય હતું અને તેનો સમય સંવત ૭૫૨ થી ૭૮૯ નો હતો આથી તેણે સં. ૭૫૨ મા જયશેખરને હરાવ્યો હોય તો કંઇ અસંભવિત નથી.

પરન્તુ ગેઝેટીઅરના લેખકે વનરાજના જન્મનું વર્ષ સં. ૭૭૬ (ઇ. સ. ૭૨૦) માનવાનું બીજું કારણ એ આપ્યું છે કે પંચાસર ઉપર આરબોએ હુમલો એ અરસામા કર્યો હતો અને એ રાજ્યનો ભૂવડે નહિ પણ આરબોએ નાશ કર્યો હશે. પુલકેશી જનાશ્રયના સં. ૭૯૪ ના તામ્રપત્રમા આરબોએ ચાવડાનું રાજ્ય નાશ કર્યાનું લખ્યું છે.[૧૬] આ વિશે જરા ઉંડા ઉતરવું પડશે. પ્રથમ એ કે સિન્ધના આરબોની તવારીખમાં પંચાસરના ચાવડાને હરાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ નથી, માત્ર 'જુઝર' એમ મોઘમ છે. જુઓ:—

"This is the time of khalif Hasha'm (H. 105-125, A. D. 724-743) whose Sindh Governor Junaid is recorded to have sent expeditions against Marmad (Marwad), Manddi, Dalmaj (Kamleji) Barus (Bharuch) Uzain, Malida (Malwa) and Juzr (Gurjar.)"[૧૭]

---

૧૬-૧૭ Bombay Gaz. Vol. I. pt. p. 109.

-આમાં અગત્યની બાબત એ છે કે આ હુમલા જુનૈદના વખતમાં એટલે ૭૨૪-૭૪૩ ઈ. સ. સુધીમાં થયા હોવા જોઇએ. તો ઇ. સ. ૭૨૦ ની સાલ શી રીતે આવે? વનરાજનો જન્મ એ સાલમાં માન્યો છે. તો શું એના જન્મ પછી ૪-૫ વર્ષે જયશેખરે રાજ્ય ખોયું? તેમ હોય તો વનરાજ વનમાં જનમ્યાની હકીકત ખોટી માનવી પડે. પુલકેશીના તામ્રપત્રમં ચાવટક ( ચાવડા ) ઉપર તાજીકોએ ( આરબોએ ) હુમલો કર્યાનું લખ્યું છે. પણ એ તામ્રપત્રનું વર્ષ સં. ૭૯૪ છે. તેમાં આરબોના હરાવવાનો ઉલ્લેખ છે. હવે જો તેણે સ. ૭૭૬ ( ઇ. સ. ૭૨૦ ) મા આરબોને હરાવ્યા હોય તો તેનો કીર્તિ લેખ એટલો બધો મોડો શું કરવા કોતરાવે?

પરન્તુ ખરી રીતે આરબોનો હુમલો ગુજરાત ઉપર સં. ૭૯૦ ( ઈ. સ. ૭૩૪ ) માં થયેલો હોવો જોઇએ. અને તે વનરાજના વખતમાં, નહિં કે તેના બાપના વખતમાં. એનાં કારણો આ પ્રમાણે છે. (૧) પ્રથમ તો એ સાલ આરબ તવારીખ અને પુલકેશીના તામ્રપત્ર પ્રમાણે બંધ બેસતી છે. (૨) વનરાજને અને કલ્યાણના રાજાને સંધિ થઇ હતી, એમ પ્ર. ચિં. માં જણાવ્યું છે. કેમકે એને ખંડણી ઉઘરાવવાને સેલ્લભૂત નીમ્યો હતો.[૧૮] હવે જો સંધિ થઈ હોય તો તેને એના બાપનું રાજ્ય પાછું મળે એમાં નવાઇ નથી. (૩) પંચાસર હતું છતાં નવું શહેર વસાવાનું કારણ આરબોના હુમલાનું છે. આરબોએ પંચાસરનો એવો નાશ કર્યો હશે કે જે રહેવા લાયક રહ્યું નહિ હોય તેથી તેણે ફરી વસાવ્યું હશે. આ પ્રમાણે વનરાજનો જન્મ સં. ૭૫૨, પંચાસરનો નાશ સં. ૭૯૦, અને પાટણની સ્થાપના સં. ૮૦૨ ઠરે છે. વનરાજને પંચાસરનું રાજ્ય સંધિને રૂઇએ મળેલું હોવું જોઇએ અને ત્યા કેટલાંક વર્ષ રાજ્ય પણ કર્યું હશે, એમ હું ધારૂં છું.

## સાલવારી.

હવે આપણે ચાવડા વંશના રાજાઓની સાલવારી હાથમાં લઇશું અને જૂદા જૂદા ગ્રંથમા આપેલી સરખાવીશું. પરન્તુ એમ કરતા પહેલા પ્ર. ચિં. મા થયેલી લહીઆની કેટલીક ભૂલો સુધારવા પ્રયત્ન કરીએ. પ્રથમ તેમા આપેલી સાલવારી યથાસ્થિત ઉતારૂં છું:--

" સંવત ૮૦૨ વૈશાખ સુદિ ૨ સોમે નગરમા પ્રવેશ કર્યો. વનરાજે વર્ષ ૫૯, માસ ૨, દિન ૨૧ રાજ્ય કર્યું. વનરાજનું આયુષ્ય ૧૦૯ વર્ષ, માસ ૨, દિન ૨૧ નું હતું. સં. ૮૬૨ વર્ષે આષાઢ સુદિ ૩ ગુરવારે અશ્વિન નક્ષત્રમાં સિંહ લગ્નમા વનરાજના સુત યોગરાજનો રાજ્યાભિષેક થયો. × × × × યોગરાજે સં. ૮૭૮ ના શ્રાવણ સુદિ ૪ સુધી વર્ષ ૧૭ માસ ૧ દિન ૧ રાજ્ય કર્યું. સં. ૮૭૮ શ્રાવણ સુદિ ૫ ઉત્તરાષાઢા નક્ષત્રે ધનુ લંગ્નમાં રત્નાદિત્યનો રાજ્યાભિષેક થયો. આ રાજાએ સં. ૮૮૧ કાર્તિક સુદિ ૯ સુધી ૨ વર્ષ, ૩ માસ, (?) દિવસ રાજ્ય કર્યું. સં. ૮૯૮ જેઠ સુદિ ૧૩, શનિવારે હસ્ત નક્ષત્રમ સિંહ લગ્ને ક્ષેમરાજનો રાજ્યાભિષેક થયો. સં. ૯૨૨ ભાદરવા સુદિ ૧૫ રવિવાર સુધી ૩૮ વર્ષ ૩ માસ, ૧૦ દીવસ આ રાજાનો રાજ્યકાળ હતો સં. ૯૩૫ આસો સુદિ ૧

૧૮ પ્રબન્ધ ચિંતામણિ પૃ. ૨૩.

સોમવારે રોહિણી નક્ષત્રમાં કુંભ લગ્ને ચામુંડરાજદેવનો પટ્ટાભિષેક થયો. સં. ૯૩૮ મહા વદિ ૩ સોમવાર સુધી ૧૩ વર્ષ, ૪ માસ અને ૧૬ દિવસ આ રાજાએ રાજ્ય કર્યું. સં. ૯૩૮ મહા વદિ ૧૪, મંગળવારે સ્વાતિ નક્ષત્રમાં સિંહ લગ્ને શ્રી આકડદેવ ગાદીએ બેઠો. × × × × × × તેણે સં. ૯૬૫, પોષ સુદિ ૯, બુધવાર સુધી ૨૧ વર્ષ, માસ ૧, દિવસ ૨૦ સુધી રાજ્ય કર્યું. સં. ૯૭૦, પોષ સુદિ ૧૦ ગુરુવારે આર્દ્રા નક્ષત્રમાં કુંભ લગ્ને ભૂયગડ દેવ પાટે બેઠો. આ રાજાએ સં. ૯૯૧ આષાઢ, સુદિ ૧૫ સુધી ૨૭ વર્ષ, માસ ૬, દિવસ ૫૦ સુધી રાજ્ય કર્યું. આ પ્રમાણે ચાવડા વંશમાં ૭ પુરુષ થયા અને ૧૯૦ વર્ષ, માસ ૨, દિન ૭ તે વંશનું રાજ્ય ચાલ્યું × × × × × સં. ૯૯૩, આષાઢ સુદિ ૧૫, ગુરુવારે અશ્વિન નક્ષત્રમાં સિંહલગ્ને રાત્રિના બે પહોર વખતે જન્મથી એકવીસમા વર્ષે મૂળરાજનો રાજ્યાભિષેક થયો." ( प्र. चिं. ૩૫-૪૦ ).

આમાં કેટલીક દેખીતી ભૂલો છે, જે કદાચ લહીઆના પ્રમાદથી થયેલી હશે, તે સુધારી લઇએ.

૧ વનરાજે ૫૯ વર્ષ રાજ્ય કર્યું છે. એટલે યોગરાજના રાજ્યાભિષેકનું વર્ષ ૮૬૨ નહિ, પણ ૮૬૧ હોવું જોઇએ. તેમ જ પાછળ લખ્યા પ્રમાણે યોગરાજે ૮૭૮ સુધી ૧૭ વર્ષ રાજ્ય કર્યું છે, એટલે પણ એ જ વર્ષ બરોબર છે.

૨ રત્નાદિત્યે સં. ૮૭૮ શ્રાવણ સુદ ૫ થી ૩ વર્ષ ૩ માસ ( ૪ દિવસ ) રાજ્ય કર્યું છે. તેથી તેના રાજ્યકાળનો અંત સં. ૮૮૧ માં નહિં, પણ ૮૮૨ માં ગણાય. ( કાર્તિક સુદ ૧૩ ).

૩ રત્નાદિત્યનો અંત સં. ૮૮૨ કાર્તિક સુદ ૯ ગણ્યો છે અને ક્ષેમરાજનો આરંભ સં. ૮૯૮ જેઠ સુદ ૧૩ ગણ્યો છે. તેથી વચમાં ૧૬ વર્ષનો ગાળો છે, એ રાજ્યકાળ વૈરિસિંહનો ગણાય. એનું નામ રહી ગયેલું જણાય છે.

૪ ક્ષેમરાજનો રાજ્યારંભ ૮૯૮ જેઠ સુદ ૧૩ અને અંત ૯૨૨ ભાદરવા સુદિ ૧૫ લખ્યો છે અને ચામુંડનો આરંભ ૯૩૫ આસો સુદ ૧ લખ્યો છે, તેથી ૯૯૨ નહિ પણ ૯૩૫ જોઇએ અને ભાદરવા સુદી ૧૫ નહિ, પણ ભાદરવા વદિ ૧૫ ( ०)) ) જોઇએ અને રાજ્યકાળના વર્ષ ૩૮-૩-૧૦ નહિં પણ ૩૭-૩-૧૭ જોઇએ.

૫ ચામુંડનો રાજ્યકાળ ૯૩૫ આસો સુદ ૧ થી ૯૩૮ મહા વદિ ૩ જણાવ્યો છે અને રાજ્યકાળનાં વર્ષ ૧૩-૪-૧૭ છે, પરન્તુ ૧૩ ને બદલે ૩ હશે, તેથી તેનો રાજ્યાંત ૯૩૯ મહા વદ ૩ ઠરે અને દિવસ ૧૬ નહિં પણ ૧૭.

૬ આથી આકડનાં ૨૬ નહિં, પણ ૨૫ ગણાય. અને તેના રાજ્યારંભની તિથિ મહા વદ ૧૪ નહિં પણ ૪ હશે. તેમજ તેના રાજ્યકાળમાં માસ ૧ નહિં, પણ ૧૧. ૯૩૯ મહા વદ ૪; વર્ષ ૨૫-૧૧-૨૦.

૭ આકડના રાજ્યાંતનું વર્ષ ૯૬૫ આપેલું છે, છતાં ભૂયડનો આરંભ ૯૯૦ છે એ દેખીતી ભૂલ જ છે. તે ૯૬૫ જોઇએ, એ સાલથી ગણીએ તોજ એનાં રાજ્યકાળના વર્ષ બરોબર બેસે, નહિં તો ૯૯૦ થી ૯૯૧ એક જ વર્ષ રહે. તેમજ એના રાજ્યકાળનાં વર્ષ ૨૭ આપ્યાં છે, તેથી એનો રાજ્યાંત ૯૯૧ માં નહિં, પણ ૯૯૨ માં ગણવો જોઇએ.

અને રાજ્યકાળના દિવસ ૫૦ નહિ પણ ૫ હોવા જોઇએ. બીજી ગણત્રીએ પણ ૯૯૨ બરોબર છે. ચાવડાઓનો રાજ્યકાળ ૧૯૦ વર્ષ ગણ્યો છે તેથી પણ એ સાલ જોઇએ (૮૦૨+૧૯૦=૯૯૨). એમા દિવસ ૧૭ છે તેને બદલે ૧૩ જોઇએ. વૈશાખ સુદ ૨ થી આષાઢ સુદ ૧૫ (૨ માસ, ૧૩ દિવસ).

ઉપર સંવતોની સાથે મેરુતુગે માસ, તિથિ, વાર, નક્ષત્ર અને યોગ આપ્યા છે. છતા પણ એમાથી ભાગ્યે જ કોઇનો મેળ મળે છે. નક્ષત્રો તો કોઇ જ ખરા નથી તિથિઓમા માત્ર બે જ ખરી છે. એક પહેલી અને બીજી છેલ્લી. દા. ૮૦૨ વૈશાખ સુદ ૨ સોમવાર અને ૯૯૨ અષાઢ સુદ ૧૫ ગુરુવાર બીજી એકમા માત્ર એક દિવસ ઓછો આવે છે. ચામુડનો રાજ્યારંભ ૯૭૫ આસો સુદ ૧ સોમવાર લખ્યો છે, પણ ખરી રીતે રવિવાર તે તિથિએ હતો

હવે આપણે જૂદા જૂદા ગ્રથોમા આપેલા રાજ્યકાળ પ્રમાણે બધા રાજાઓના આરંભ અને અંતના વર્ષો સાથે એક કોઠો બનાવીશુ એટલે સરખામણી કરવી ઠીક પડે, રાજાઓના અનુક્રમમા આપણે બીજો અનુક્રમ સ્વીકાર્યો છે. તેથી પ્રથમ અનુક્રમવાળા ગ્રથોમાથી માત્ર પ્રત્યેક રાજાના રાજ્યકાળના વર્ષો જ લેવા પડશે. એમના આરંભ અને અંતના વર્ષો ગણીને મૂકવાથી ગોટાળો થાય એમ છે.

## જૂદા જૂદા ગ્રંથોની વંશાવળીનો કોઠો.

| રાજાનું નામ. | प्रबंध चिंतामणि ( २ ) | | विचारश्रेणि | | धर्मारण्य. | | प्रबंधचिंतामणि (१) कुमारपाल प्रबंधरत्नमाल भिगतेअहरम | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ક્યાંથી ક્યાં સુધી | વર્ષ. | ક્યાંથી ક્યાં સુધી. | વર્ષ. | ક્યાંથી ક્યાં સુધી | વર્ષ. | ક્યાંથી ક્યાં સુધી | વર્ષ, |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| વનરાજ | ૮૦૨ થી ૮૬૧ | ૫૯ | ૮૨ થી ૮૬૨ | ૬૦ | ૮૦૨ થી ૮૬૨ | ૬૦ | ૮૦૨ થી ૮૬૨ | ૬૦ |
| યોગરાજ | ૮૬૧ થી ૮૭૮ | ૧૭ | ૮૮૧ થી ૮૯૧ | (૯) ૧૦ | ૮૬૨ થી ૮૭૧ | ૯ | ૮૬૨ થી ૮૯૭ | ૩૫ |
| રત્નાદિત્ય | ૮૭૮ થી ૮૮૨ | ૩ + ૧ | ૮૯૧ થી ૮૯૪ | ૩ | ૮૭૧ થી ૮૭૪ | ૩ | ૦ | ૧૫ |
| વૈરિસિંહ | ૮૮૨ થી ૮૯૮ | ૧૬ | ૮૯૪ થી ૯૦૫ | ૧૧ | ૮૭૪ થી ૮૮૪ | ૧૦ | ૦ | ૨૫ |
| ક્ષેમરાજ | ૮૯૮ થી ૯૩૦ | ૩૭ | ૯૦૫ થી ૯૪૪ | ૩૯ | ૮૮૪ થી ૯૧૩ | ૨૯ | ૦ | ૨૫ |
| ચામુંડ | ૯૩૫ થી ૯૩૯ | ૩ + ૧ | ૯૪૪ થી ૯૭૧ | ૨૭ | ૯૧૩ થી ૯૪૪ | ૩૧ | ૦ | ૦ |
| રાહડ | ૯૦૯ થી ૯૬૫ | ૨૬ | ૯૭૧ થી ૯૯૮ | ૨૭ | ૯૪૪ થી ૮૭૧ | ૨૭ | ૦ | ૨૯ |
| ભૂવડ | ૯૬૫ થી ૯૯૨ | ૨૭ | ૯૯૮ થી ૧૦૧૭ | ૧૯ | ૯૭૧ થી ૮૯૮ | (૨૭) | ૦ | ૭ |
| કુલ | | ૧૮૮ +૨ | | ૧૯૬ | | ૧૯૬ | | ૧૯૬ |

જૂદા જૂદા ગ્રંથોની સાલવારી મેળવતાં એટલું જણાય છે કે વિ. શ્રે. અને **ધર્મારણ્ય**નાં રાજ્યકાળનાં વર્ષો લગભગ સરખાં છે. આમ બે ભિન્ન ભિન્ન-જૈન અને બ્રાહ્મણ-ગ્રંથોની સાલવારીનાં વર્ષો મળતાં હોય એથી સ્પષ્ટ જણાય છે કે તે ખરાં હોવાં જોઈએ. પરન્તુ એ બંનેમાં રાજાઓનાં આરંભ અને અંતનાં વર્ષોમાં ફેર છે. આ ફેર ૧૯ વર્ષનો-સમજી શકાય તેવો છે. કેમકે **ધર્મારણ્ય** વનરાજના રાજ્યારંભનું વર્ષ ૮૦૨ ગણે છે, જ્યારે વિ. શ્રે. માં ૮૨૧ આપેલું છે. આથી ૧૯ વર્ષનો તફાવત મૂળનો કાયમ રહ્યો છે.

આ બેમાંથી કયું વર્ષ ખરૂં છે તે જોઇએ. ઉપર વનરાજનો આરંભકાળ ૮૦૨ થી હોવાનું બતાવ્યું છે. તે બીજી રીતે પણ તપાસીએ. પ્ર. ચિં. ના બીજા સંસ્કરણનો ભ્રષ્ટ પાઠ છોડી દઇએ તો ચાવડા વંશનાં એકંદર રાજ્યકાળનાં વર્ષો ૧૯૬ હોવા બાબતમાં લગભગ બધા ગ્રંથકારો સંમત છે. તેમ જ મૂળરાજનું મરણ ૧૦૫૨-૫૩ મા થયેલું એમાં પણ મતભેદ નથી. વિ. શ્રે. માં આરંભની સાલ ૮૨૧ આપી છે, તેથી ચાવડાઓનો અંત ૧૦૧૭ માં માન્યો છે અને તેથી મૂળરાજના ૫૫ ને બદલે ૩૫ રાજ્યકાળનાં વર્ષ ગણ્યાં છે. પણ મૂળરાજનો રાજ્યાભિષેક સં. ૧૦૧૭ મા ઠરી શકતો નથી. તેના બે કારણો છે. (૧) મૂળરાજના રાજ્યાભિષેકની તિથિ પ્ર. ચિં. મા આષાઢ સુદ ૧૫ ગુરુવાર આપી છે. તે સં. ૯૯૮ પ્રમાણે બરોબર મળે છે. (ઇ. સ. ૯૪૨, જુન ૩૦ ગુરુવાર), સં. ૧૦૧૭ પ્રમાણે મળતી નથી. તે વર્ષમાં તો એ તિથિએ **સોમવાર** હતો. (ઇ. સ. ૯૬૧. જુલાઇ ૧ સોમવાર) (૨) સિદ્ધપુરના રુદ્રમાળનું જુનું કવિત છે તેમાં મૂળરાજના રાજ્યાભિષેકનું વર્ષ સં. ૯૯૯ આપેલું છે.

સંવત નવ નવાણુંએ મૂળદેવ મહારાજ,
મૂળદેવ કુળ ચાવડો (?) પામ્યો પાટણ રાજ.[૧૯]

આ જોતાં મૂળરાજના રાજ્યાભિષેકનું વર્ષ સં. ૯૯૮ ગણવું જ બરોબર છે અને તેથી ચાવડા વંશનો આરંભ સં. ૮૦૨ થી જ ગણવો ઠીક છે (૯૯૮-૧૯૬=૮૦૨).

વનરાજે ૬૦ વર્ષ રાજ્ય કર્યાનું બધા ગ્રંથોમા છે, વિ. શ્રે. સુદ્ધા. પરન્તુ વખતે તેણે એટલા વર્ષ સુધી સક્રિય ભાગ નહિ લીધો હોય. યોગરાજનાં રાજ્યકાળનાં કેટલાક ૩૫ વર્ષ જણાવે છે અને બીજા ૯ વર્ષ. આથી ગેઝેટીયરના લેખકે ૨૬ વર્ષનો વચમા ગાળો ગણી તે રાજ્યકાળ વનરાજના બીજા કોઇ પુત્રનો હશે એમ અટકળ કરી છે. પણ ખરી રીતે તેમ ન હોવું જોઇએ. મારૂં અનુમાન તો એમ છે કે સં. ૮૬૧ સુધી વનરાજ જીવતો હશે, પરન્તુ યોગરાજે રાજસત્તા સં. ૮૩૫ મા હાથમા લીધી હશે. જેઓ તેનાં ૩૫ વર્ષ ગણે છે તે તેણે રાજસત્તા હાથમાં લીધી ત્યારથી ગણતા હશે, જ્યારે જેઓ તેનાં ૯ વર્ષ ગણે છે, એ વનરાજના મરણ પછીથી તેનો રાજ્યારંભ ગણતા હશે. પરન્તુ રાજાના મરણ સુધી સત્તા ગમે તેના હાથમાં હોય પણ આણ તો તેના નામની જ વર્તાય. આથી યોગરાજના ૯ વર્ષ જ ગણવા વધારે યોગ્ય છે

રત્નાદિત્યનો રાજ્યકાળ ૩ વર્ષનો હશે, એ ચોક્કસ છે, કેમકે ત્રણે ગ્રંથો એમાં સંમત છે. વૈરિસિંહનો રાજ્યકાળ વિ. શ્રે. માં આપેલો ૧૧ વર્ષનો યોગ્ય જણાય છે. **ધર્મારણ્ય**માં

૧૯ 'ગુજરાત' માસિકના સ. ૧૯૭૬ ના આસોના અંકમાં રા. ભરતરામનો લેખ.

એક જ વર્ષ ઓછું છે. ક્ષેમરાજ અને ચામુંડનો રાજ્યકાળ **ધર્મારણ્ય** પ્રમાણે લેવો ઠીક છે. ચામુંડનો કાળ પ્ર. ચિં. પ્રમાણે માત્ર ૩ વર્ષ છે, પરન્તુ એની આગળનો ૧ લુપ્ત થયો હોય એ પણ સંભવિત છે. રાહડનો રાજ્યકાળ વિ. શ્રે. અને **ધર્મારણ્ય**માં મળતો છે, તેથી એ લીધો છે, તેમ જ ભૂવડનો કાળ પ્ર. ચિં. અને **ધર્મારણ્ય**મા મળતો છે, તેથી પણ એ સ્વીકાર્યો છે.

ઉપર પ્રમાણે ભાગસાગ કરીને વંશાવળી ગોઠવીએ તો આ પ્રમાણે ગોઠવાય;—

| અંક. | રાજાનું નામ. | ક્યાંથી | ક્યાં સુધી | વર્ષ. |
|---|---|---|---|---|
| ૧ | વનરાજ | ૮૦૨ | ૮૬૧ | ૫૯ |
| ૨ | યોગરાજ | ૮૬૧ | ૮૭૦ | ૯ |
| ૩ | રત્નાદિત્ય | ૮૭૦ | ૮૭૩ | ૩ |
| ૪ | વૈરિસિંહ | ૮૭૩ | ૮૮૪ | ૧૧ |
| ૫ | ક્ષેમરાજ | ૮૮૪ | ૯૧૩ | ૨૯ |
| ૬ | ચામુંડ | ૯૧૩ | ૯૪૪ | ૩૧ |
| ૭ | રાહડ | ૯૪૪ | ૯૭૧ | ૨૭ |
| ૮ | ભૂવડ | ૯૭૧ | ૯૯૮ | ૨૭ |
| | | | કુલ | ૧૯૬ |

રાજાઓના પરસ્પર સંબંધનું વંશવૃક્ષ નીચે આપ્યું છે:—



# परिशिष्ट अ.

## અપ્રકટ ગ્રંથોમાંથી ઉતારા.

### १. विचार श्रेणि

( વૅાટસન મ્યુઝીઅમની પ્રત )

××× तदनु ८०२ वर्षे वैशाख शुदि २ सोमे चाउडा वंशोत्पन्नः श्री वनराज श्री अणहिलपुरं अस्थापयत् तत्र च ६० वर्षाणि राज्यमभुक्त तत्पुत्रेण योगराजेन वर्ष ९ राज्यं कृतं ततः संवत् ८९१ वर्षोपविष्ट श्री रत्नादित्येन वर्ष ३ राज्यं कृत ततो वैरसिंहस्य राज्य वर्ष ११ ततः सं. १०५ उप० तत्सुत क्षेमराजस्य राज्यं व० ३९ ततः ९४४ वर्षोपविष्ट सुत चामुंड राज व० २७ ततः संवत् ९७१ वर्षोप० सुत घाघडस्य राज्यं वर्ष २९।९९८ वर्षोपविष्टसुत सामंतसिंह राज्यं वर्ष १९ इत्यं एवं १०१७ इत्यं चावडावंशेऽष्टभि १९६ वर्ष राज्यं कृतं तदनु संवत् १०१७ वर्षे चौलुक्य वंशोपविष्टस्य दौहित्र श्री मूलराज राज्यं वर्ष. ३५ × × × × × × ×

### २. विचार श्रेणि.*

( મુંબાઇની રૉયલ એ. સોસાઇટીની પ્રત )

××× तदनु ८२१ वर्षे वैशाख डादि २ सोमे चाउडा वंशोत्पन्नः श्री वनराजः श्री अणहिलपुरं अस्थापय तत्र च ६८ वर्षाणि राज्यमभुक्त तत्पुत्रेण योगराजेन वर्ष ९ राज्यं कृतं। ततः सवत् ८९१ वर्षे पिविष्ट श्री रत्नादित्येन वर्ष ३ राज्यं कृतं। ततो वैरसिंहस्य राज्यं वर्ष ११ ततः संवत् १०५ उप० तत्सुत क्षेमराजस्य राज्यं च० ३९ ततः ९४४ वर्षेपिविष्ट सुत वामुंडराय २७ ततः स. ९७१ वर्षेपिप सुत घाघडस्य राज्यं च० ७। ९९८ वर्षेपिवि सुत मराज्यं च॥ ९ इछ एवं १०१७ इछं चावडा वंशे अष्टभिः १९६ वर्ष राज्यं कृत। तदनु सं. ९०१७ वर्षे घोलुक्य वंशोपविष्टस्या दौहित्र मूलराज्यं च ३५ × × × × ×

## ३ धर्मारण्य.

कृत्वा राज्यं षष्ठि वर्षं वनराजो दिवं गतः।
तत्सुतो योगराजश्री प्रजापालन तत्परः॥ ८७॥
वर्षाणां नवकं तेन कृतं राज्यं विजानता।
भुंक्त्वा भोगांश्च विविधान् पश्चात्सोऽपि दिवं गतः॥ ८८॥

*પુનાની પ્રત આને મળતી છે, પણ આનાથી એ વધારે અશુદ્ધ છે.

रत्नादित्येऽति नाम्नावै तत्सुतो राज्यशासने ।
वर्षत्रयं कृतं राज्यमल्पायु ष्टवान्मृतश्च सः ॥ ८९ ॥

तत्सुतो वीरसिंहश्च वर्षाणां दशकं तथा ।
त्रैविद्यानां कृता सेवा मनसा कर्मणा च वै ॥ ९० ॥

राजा कालवशो जात स्तत्सुतः क्षेमभूपतिः ।
एकोनत्रिंशता सोऽपि राज्यं कृत्वा दिवं गतः ॥ ९१ ॥

पश्चाद्राजा भवत्तस्य चामुंडाख्य सुतो बली ।
नेत्रभूमि मितैर्वर्षैः सोऽपि कालवशं गतः ॥ ९२ ॥

उधडस्तस्य दायादो वर्षाणां सप्तविंशतिः ।
राज्य चकार धर्मात्मा सोऽपि कालवशं गतः ॥ ९३ ॥

राजा भूवर्ड नाम्ना च तत्सुतो राज्यशासने ।

× × × × × × ×

# परिशिष्ट व.

## કેટલાક સંવતનાં તિથિ વાર અને ખ્રિસ્તિ તારીખો.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સં. ૮૦૨* | વૈશાખ | સુદ | ૨ | = | સોમવાર, | તા. | ૨૮ | માર્ચ | ઇ. સ. ૭૪૬ |
| ૨ | સં. ૮૨૧× | ,, | | | = | ગુરુવાર, | તા. | ૨૮ | માર્ચ | ઇ સ. ૭૬૫ |
| ૩ | સં. ૮૬૧ | આષાઢ | સુદ | ૩ | = | મંગવાર, | તા | ૩ | જુન | ઇ. સ. ૮૦૫ |
| ૪ | સ. ૮૬૨* | ,, | | | = | સોમવાર, | તા | ૨૨ | જુન | ઇ. સ ૮૦૬ |
| ૫ | સં. ૮૫૪ | ,, | | | = | ગુરુવાર, | તા | ૨૧ | જુન | ઇ. સ ૭૯૮ |
| ૬ | સં. ૮૬૪ | ,, | | | = | ગુરુવાર, | તા. | ૧ | જુન | ઇ. સ ૮૦૮ |
| ૭ | સં. ૮૯૮* | જેઠ | સુદ | ૧૩ | = | શુક્રવાર, | તા | ૨૬ | મે | ઇ. સ ૮૪૨ |
| ૮ | સ. ૮૮૬ | ,, | | | = | સોમવાર, | તા | ૯ | મે | ઇ સ ૮૩૦ |
| ૯ | સ. ૮૮૪ | ,, | | | = | શનિવાર, | તા. | ૩૦ | મે | ઇ સ. ૮૨૮ |
| ૧૦ | સં. ૯૨૨* | આશ્વિન | સુદ | ૧ | = | શુક્રવાર, | તા | ૧૩ | સપ્ટેમ્બર | ઇ. સ ૮૬૬ |
| ૧૧ | સં. ૯૨૪ | ,, | | | = | સોમવાર, | તા | ૨૧ | સપ્ટેમ્બર | ઇ. સ. ૮૬૮ |
| ૧૨ | સ. ૯૩૫* | ,, | | | = | રવિવાર, | તા | ૨૦ | સપ્ટેમ્બર | ઇ. સ. ૮૭૯ |
| ૧૩ | સ. ૯૩૮* | માહ | વદ | ૪ | = | શુક્રવાર, | તા | ૧૬ | જાનેવારી | ઇ. સ ૮૮૨ |
| ૧૪ | સ. ૯૪૩ | ,, | | | = | મંગળવાર | તા | ૧૭ | જાનેવારી | ઇ. સ. ૮૮૭ |
| ૧૫ | સ ૯૫૦ | ,, | | | = | મંગળવાર, | તા. | ૨૯ | જાનેવારી | ઇ સ ૮૯૪ |

* સવત, તિથિ, વાર, માસ प्रबन्धचिंतामणिमा આપ્યા છે

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬ સં. ૯૬૪ | પોષ સુદ ૧૦ | = ગુરુવાર, | તા. | ૧૭ | ડિસેંબર | ઇ. સ. | ૯૦૭ |
| ૧૭ સં. ૯૬૫* | ,, | = સોમવાર, | તા. | ૫ | ડિસેંબર | ઇ. સ. | ૯૦૮ |
| ૧૮ સં. ૯૭૧ | ,, | = ગુરુવાર, | તા. | ૨૯ | ડિસેંબર | ઇ. સ. | ૯૧૪ |
| ૧૯ સં. ૯૯૦ | ,, | = સોમવાર, | તા. | ૨૯ | ડિસેંબર | ઇ. સ. | ૯૩૩ |
| ૨૦ સં. ૯૯૧* | આષાઢ સુદ ૧૫ | = શુક્રવાર, | તા. | ૧૯ | જુન | ઇ. સ. | ૯૩૫ |
| ૨૧ સં. ૯૯૨ | ,, | = ગુરુવાર, | તા. | ૭ | જુલાઇ | ઇ. સ. | ૯૩૬ |
| ૨૨ સં. ૯૯૮ | ,, | = ગુરુવાર, | તા. | ૩૦ | જુન | ઇ. સ. | ૯૪૨ |
| ૨૩ સં. ૧૦૧૭ | ,, | = સોમવાર, | તા. | ૧ | જુલાઈ | ઇ. સ. | ૯૬૧ |

( આ તિથિઓની ગણત્રી કરી આપવા માટે હું મિ. મંચેરજી પેસ્તાનજી ખરેઘાટનો અત્યંત ઋણી છું ).

* તિથિઓની ગણત્રી વિચારશ્રેણિમા છે.

( આ બધામા માત્ર પહેલી તિથિજ ખરી છે. કેટલાક ગ્રંથોમા ચાવડાના અંતની તિથિ સં. ૯૯૨ કે ૯૯૮ આપેલી છે, તે પણ ખરી છે. )



# ૫ વઢવાણના કેટલાક શિલાલેખો.

**લેખક–ચુનીલાલ વર્ધમાન શાહ.**

**વઢવાણની પ્રાચીનતા.**

કાઠીયાવાડનાં જૂનામાં જૂનાં શહેરોમાંનું વઢવાણ પણ એક લેખાય છે અને જે વિગતો અત્યારે મળે છે તેને આધારે કેટલાકો તેને વલ્લભિપુરની સ્થાપનાના કાળનું પણ માને છે; પરન્તુ જેટલાં પ્રાચીન વલ્લભિપુરનાં અવશેષો માલૂમ પડયા છે, તેટલાં પ્રાચીન વઢવાણનાં ઉપલબ્ધ અવશેષો માલૂમ પડતા નથી. વઢવાણ એ વર્ધમાનપુર તરીકે પ્રાચીન કાળમા ઓળખાતું અને તેનો પુરાવો શિલાલેખો ઉપરથી મળે છે, પરન્તુ તેનું 'વર્ધમાનપુર' એવું નામ છેલ્લા જૈન તીર્થંકર મહાવીર સ્વામીનું નામ વર્ધમાન સ્વામી હતું, તે ઉપરથી પડયું હોવાનું જે કેટલાકો માને છે તે શોધખોળને આધારે યથોચિત માલૂમ પડતું નથી. જૈન સંશોધકો અને વિદ્વાનોએ જ ચર્ચાને અંતે સિદ્ધ કર્યું છે કે મહાવીર સ્વામી કોઇ વાર સૌરાષ્ટ્રના પ્રદેશમા આવ્યા જ નહોતા, એટલે શૂલપાણિ યક્ષને પ્રબોધીને મહાવીર સ્વામીએ તેનો ઉદ્ધાર કર્યો તે કાર્ય તેમણે વઢવાણની નદીને કાંઠે કર્યું હોય એ સંભવિત નથી. વઢવાણના ભોગાવાના કાંઠા પર આજે મહાવીર સ્વામીની દહેરી છે અને શૂલપાણિ યક્ષના પ્રસંગની જ તે યાદ આપે છે, પરન્તુ એ દહેરી ત્યા ઇતિહાસનો વિરોધ હોવા છતાં કેવી રીતે બંધાઈ તે વિષેનાં ચિત્ર-વિચિત્ર અનુમાનો કરીને જ આપણને ચલાવી લેવું પડે તેમ છે. મહાવીર સ્વામીએ શૂલપાણિ યક્ષને જે સ્થાને પ્રબોધ્યો હતો એ સ્થાન આજે એકલા વઢવાણને જ બતાવવામા આવતું નથી, પરંતુ એવા જ નામ વાળા બીજાં ગામો મારવાડ અને બિહારમા પણ બતાવવામાં આવે છે, જે સ્થાનોની પાસે નદીઓ છે અને એક સ્થળે તો મહાવીર સ્વામી અને શૂલપાણિ યક્ષના પ્રસંગને યાદ આપતી દહેરી પણ છે. આ ઉપરથી વઢવાણની પ્રાચીનતા મહાવીર સ્વામીના કાળ જેટલી દૂરની ઠરાવવા જેટલાં વિશ્વાસપાત્ર સાધનો આજે ઉપલબ્ધ થતાં નથી. સંવત્ ૧૩૦૧ નો એક શિલાલેખ એક દટાઇ ગએલી વાવમાંથી મળી આવેલો અને જે વઢવાણ શહેરની હકીકતના વઢવાણ રાજ્ય તરફથી ચાલીસેક વર્ષ પહેલા બહાર પડેલા પુસ્તકમા આપેલો છે તેમા "વર્ધમાન મંડળ" એ શબ્દો જણાય છે. તે પૂર્વેના શિલાલેખો પણ વઢવાણમાં છે અને તેમા સિદ્ધરાજના કાળના શિલાલેખો પણ છે, પરન્તુ તેના શિલાલેખોના જે કાંઈ ભાગો વાચી શકાયા છે તેમા વઢવાણના નામ સંબંધી કશા ઉલ્લેખો મળી આવતા નથી. ઉપર જણાવેલા સં. ૧૩૦૧ ના શિલાલેખમાંના ઉલ્લેખ ઉપરાંત સંવત ૧૬૧૩ નો એક શિલાલેખ છે તેમાં "વઢવાણ" તરીકે તેને ઓળખાવવામા આવ્યું છે. 'વર્ધમાન'નું નામ 'વઢવાણ' ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય સ્થપાયા પછી પ્રચલિત થયું હોય એમ તે ઉપરથી માલૂમ પડે છે.

વઢવાણમાં શહેરની મધ્યમાં આજે એક "પાડા-મસીદ" ને નામે ઓળખાતી મસ્જીદ છે અને તેની આસપાસ મોટું વેપારી ચોટું છે. ત્યાં આગળ પૂર્વે

**પાજા વસહિકાનો શિલાલેખ.** 'પાજાવસહિકા' નામનો લત્તો હતો. તે સંબંધે ચાલતી દંતકથા ઘણી વિચિત્ર છે. પાજો નામનો વાણીયો ઘી તેલનો વેપાર કરતો હતો, તેને ત્યાં વશી નામની ભરવાડણ ઘીનો ગાડવો વેચવા આવી હતી. પાજાએ તેનો ઘીનો ગાડવો અને તેની સાથેની ઈંઢોણી બધુંએ વેચાતું રાખ્યું. ઈંઢોણી અમરવેલની હતી એટલે તેના દિવ્ય પ્રભાવથી ઇંઢોણી ઉપરનો ગાડવો એ ઘીનું અક્ષયપાત્ર બની ગયું અને ઘી ગમે તેટલું વેચતાં છતાં તે ખૂટ્યું નહિ! એ અમરવેલની ઇંઢોણીના પ્રભાવથી પાજો ધનવાન થયો અને તે રીતે મેળવેલા ધનથી તેણે જૈન મંદિરો બંધાવ્યાં તથા તે મંદિરોને પોતાનું તથા પેલી ભરવાડણનું નામ આપી "પાજા-વશી" નાં મંદિરો ઠરાવ્યાં. પરન્તુ જે સ્થળે એ મંદિરો હતાં અને જ્યાં આજે ઉપર્યુક્ત મસ્જીદ આવેલી છે તે સ્થળેથી ભોંયમાંથી ખોદતાં હાથ લાગેલા એક શિલાલેખ ઉપરથી જણાય છે કે "પાજાવસહિકા" (પાજા વસહિકા) એવા નામે ઓળખાતા સ્થાનને "પાજા-વશી" જેવું બંધ બેસતું નામ લોકોક્તિમાં અપાઈ ગયું છે અને સદર્હુ ચમત્કારિક વાર્તાને 'પાજા-વસહિકા' સાથે કશો સંબંધ નથી. એ શિલાલેખ નીચે મુજબ વંચાય છે:—

**सं० १३९ वैशाख सुदा ३ मोढ वंशो श्र० पाजान्वये व्य० देदासुत व्य० मुंजालं भार्याये। व्य० रतनदिव्या आत्मश्रेयोऽर्थ श्री नेमीनाथ विंबं कारीतं प्रतीष्टीतं श्री जायोद्वर गच्छे श्री सर्वाणंदसुरी संताने श्री देवसुरो पदमूपण मणिप्रभु श्री हरीभद्रसुरी शोष्ये सुप्रहित नामभेय भट्टारक श्री चंद्रसिंह सुरी पद्दलं करणे। श्री विबुधप्रभसुरी श्री पाजावसहीकायां भद्रं भवतु ॥**

આ શિલાલેખ એટલું બતાવે છે કે **પાજા** અટકવાળા મોઢ વણિક દેદાના પુત્ર મુંજાલની પત્ની રતનદેવીના આત્મશ્રેયને અર્થે નેમીનાથ પ્રભુનું બિંબ જાલ્યોદ્ધર ગચ્છના વિબુધસુરિએ "**પાજાવસહિકા**"માં પ્રતિષ્ઠિત કરાવ્યું. જેને અર્થે એ મંદિર બંધાએલું તેનું નામ તેમા મળે છે, પરન્તુ જેણે એ મંદિર બંધાવેલું તેનું નામ મળતું નથી. સોલંકી રાજાઓના કાળમાં મોઢ વણિકો જૈન ધર્મ પાળતા હતા એવું તો ઇતિહાસ કહે છે, પરન્તુ આ શિલાલેખમાં જે મુંજાલની પત્ની રતનદેવીના નામનો ઉલ્લેખ છે, તે મુંજાલ કર્ણ સોલંકી અને સિદ્ધરાજના મંત્રીઓમાનો એક ઇતિહાસપ્રસિદ્ધ મુંજાલ હશે કે કેમ તેનો નિર્ણય કરી શકાતો નથી. આ નિર્ણય કરવા માટે સં. ૧૩૯ નું પરીક્ષણ કરવું પડશે આ શિલાલેખ એક જૈન ઉપાશ્રયમા દાટવામા આવેલો છે એટલે તે જોવા માટે મેળવી શકાયો નથી. પરંતુ આખો શિલાલેખ આદિથી અંત સુધી વંચાય છે અને તે વઢવાણ શહેરની હકીકતના પુસ્તકમા ઉતારવામા આવ્યો છે. જ્યા **પાજાવસહિકાનું** જૈન મંદિર હતું અને જ્યાં આજે પાડા મસ્જીદનો ભાગ આવેલો છે ત્યાનો લત્તો લોયરાળાને નામે ઓળખાય છે. ત્યા ખોદકામ કરતા એ શિલાલેખ જૈન મંદિરના અવશેષો સાથે દટાએલો મળી આવ્યો હતો. સં. ૧૩૯ ની પહેલાંનો કે પછીનો અંક ભુંસાઇ ગયો હોવાની શંકા એ લેખ વાચીને ઉતારી લેનાર વઢવાણના એક મર્હુમ વિદ્વાન્ ન્યાયાધીશ સ્વ. ઓડીદાસને પણ થઇ નથી. તેમની શંકા એવી છે કે કદાચ તેની પૂર્વેનો એક આંકડો છોડીને એટલે કે ૧૧૩૯ ને બદલે ૧૩૯ નો સંવત્સર શિલાલેખમાં દર્શાવવામાં આવ્યો હોય, જો એ સંવત્ ૧૧૩૯ હોય તો

ઇતિહાસપ્રસિદ્ધ મુંજાલની પત્નીના આત્મશ્રેયને અર્થે પાજાવસહિકાનું મંદિર બંધાયું હોય એ માનવા જોગ વાર્તા છે. પરંતુ શતકના બે અંક છોડીને એકમ-દશકના બે અંકોવાળા શિલાલેખો મળી આવે છે પણ એક અંક છોડીને લખેલા શિલાલેખો મળી આવતા નથી. એટલે એ લેખ સંવત્ ૧૧૩૯ નો હોવાનો સંભવ નથી. વળી એ શિલાલેખમાં જાલ્યોદ્ધર ગચ્છના સર્વાણંદ સૂરિના શિષ્ય શ્રી દેવપ્રભસૂરિ, તેમના શિષ્ય શ્રીહરિભદ્રસૂરિ, તેમના શિષ્ય શ્રી ચંદ્રસિંહસૂરિ અને તેમના ગુરુબંધુ શ્રી વિબુધપ્રભસૂરિએ એ મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા કરાવી હોય એવું જણાય છે. જાલ્યોદ્ધર ગચ્છનો એક બીજો શિલાલેખ "પ્રાચીન જૈન લેખ સંગ્રહ-ભાગ ૨ જા" માં શ્રી જિનવિજયજીએ ૪૮૪ મા નંબરનો આપ્યો છે. તેમાં શ્રી દેવસૂરિનું નામ આવે છે. આ લેખમાં પણ દેવસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિ અને તેમના શિષ્ય ભટ્ટારકશ્રી ચંદ્રસિંહસૂરિના ગુરુબંધુ વિબુધપ્રભસૂરિનું નામ આવે છે. એટલે હરિપ્રભ-સૂરિ, ચંદ્રસિંહસૂરિ અને અને વિબુધપ્રભસૂરિ સમકાલીન હોવા જોઇએ. ૪૮૪ નંબરનો "પ્રાચીન જૈન લેખ સંગ્રહ" માનો શિલાલેખ સંવત્ ૧૩૪૯ ની સાલનો છે અને વિબુ-ધપ્રભસૂરિવાળો પાજાવસહિકાનો શિલાલેખ ૧૧૩૯ ની સાલનો હોય તે ન માની શકાય તેવું છે. આ કારણથી આ ત્રણ અંકનો શિલાલેખ સિંહ સંવત્સરનો હોવો જોઇએ. સિંહ સંવત્સરના જે થોડા શિલાલેખો કાઠિયાવાડમાંથી મળેલા છે તે શિલાલેખોમાં સિંહ સંવત્ની સાથે વિક્રમ સંવત્ અને બીજા સંવત્ પણ દર્શાવેલા છે, પરન્તુ આ શિલાલેખને જો સિંહ સંવત્નો માનીએ તો કાઠિયાવાડમા એકલા સિંહ સંવત્ના શિલાલેખો પણ હોવા જોઇએ એમ માનવાનું કારણ મળે છે. સિંહ સંવત્ ૧૫૧ સુધીના બીજા લેખો મળ્યા છે તે જોતાં ૧૩૯ નો સિંહ સંવત્નો લેખ સંભવિત છે. ૧૩૯ + ૧૧૬૯ − ૧૧૭૦ = ૧૩૦૮-૯ ની સાલમાં ગુજરાતમાં વીસળદેવ વાઘેલાનું રાજ્ય હતું જે કાળ જૈનોની ચડતીનો હતો. વીર-ધવળ વાઘેલાના કાળમાં વસ્તુપાળ-તેજપાળ થયા અને તેમણે અનેક જૈન મંદિરો બંધાવ્યાં હતાં. તે જ કાળમાં આ પાજાવસહિકાનું જૈન મંદિર બંધાયું હોવું જોઇએ. આ ઉપરથી સમજી શકાશે કે કર્ણ અને સિદ્ધરાજ સોલંકીના કાળમાં થએલા મુંજાલની સાથે આ શિલાલેખમાંના મુંજાલને કશો સંબંધ નથી, પરન્તુ એ મુંજાલ કોઇ બીજી વ્યક્તિ હોવી જોઇએ. આ પાજાવસહિકાના મંદિરનો નાશ સંવત્ ૧૫૦૪ માં થયો હોય એમ જણાય છે. કારણકે એ વર્ષમાં જાણીતી પાડામસ્જીદ અસ્તિત્વમાં આવી હતી એવું એ મસ્જીદના શિલાલેખપરથી જણાય છે. માત્ર ૨૦૦ વર્ષ અસ્તિત્વમાં રહેલા મંદિરનો શિલાલેખ કે જે ત્યાર પછી ૪૫૦ વર્ષ સુધી જમીનમાં દટાએલો રહ્યો હતો તેમાં સંવત્ના આંકડાની સ્પષ્ટતા પરિપૂર્ણ હોય એ બનવા જોગ છે, તેમજ માનવા જોગ છે.

**સંવત ૧ નો પાળીયો.** સિંહ સંવત વઢવાણથી શરૂ થયો હોવાનું મનાવનારો એક પાળીયો પણ હાલમાં વઢવાણમાં જોવામાં આવ્યો છે. આ પાળીયો રાણકદેવીનાં સુપ્રસિદ્ધ મંદિરની પાસે દટાએલા તથા ઉભા સંખ્યાબંધ પાળીયાઓમાંનો એક છે. તેમાં શસ્ત્રધારી અશ્વારોહી સૈનિકની આકૃતિ હેઠળ નીચે પ્રમાણે ઉલ્લેખ છે.–

| | |
|---|---|
| સવન ૧ નવિરષે ફાં- | सवत १ नविरषे फां- |
| ગણ વદ નામ વાર દ- | गण वद नाम वार द- |

| | |
|---|---|
| રપાઅજી કામ આ- | रपाअजी काम आ- |
| વા છે. | वा छे. |

આ લેખમા સંવત ૧ નો આંકડો સ્પષ્ટ અને અસંદિગ્ધ છે કે તેના વિષે જરા પણ શંકાને સ્થાન રહેતું નથી. શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝા પોતાના ' ભારતીય પ્રાચીન લિપિમાલા ' એ ગ્રંથમાં સિંહ સંવત કોણે ચલાવ્યો તે વિષે કશો નિર્ણય કરતા નથી. કર્નલ જેમ્સ ટૉડ તેને ગોહીલ શિવસિંહનો ચલાવેલો સંવત માને છે. ભાવનગરના ભૂતપૂર્વ દીવાન શ્રી વિજયશંકર ઓઝા, પોરબંદરના એક લેખમા શ્રીસિંહ નામના સૌરાષ્ટ્રના મંડલેશ્વરનું નામ મળતું હોવાનું જણાવીને તેણે એ સંવત્ ચલાવ્યો હોય એવું અનુમાન કરે છે. પરન્તુ પોરબંદરનો એ લેખ પ્રસિદ્ધિમા આવ્યો નથી. ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી તેને સિદ્ધરાજ જયસિંહનો ચલાવેલો સંવત માને છે. જો સિદ્ધરાજે વિ. સં. ૧૧૬૯-૭૦ મા રાંખેંગાર ઉપર વિજય મેળવ્યો હતો એવું સિદ્ધ કરી શકાય તો એ ' સિંહ સંવત ' ' જયસિંહ સંવત 'ના ટૂંકા નામ તરીકે ઓળખાતો મનાય; પરન્તુ સિદ્ધરાજ જયસિંહના સૌરાષ્ટ્રના વિજયનું વર્ષ નક્કી કરી શકાતું નથી. ઉપર આપેલો સંવત ૧ નો શિલાલેખ જેની લિપિ વિક્રમના બારમા શતકના ગુજરાત-કાઠિયાવાડના શિલાલેખોને મળતી છે, તે સિંહ સંવત્સરનો જ હોવો જોઇએ એમ માનવાનું કારણ મળે છે. રાણકદેવીના મંદિરની પાસેના શિલાલેખોમાનો એ પાળીયો છે તે જોતા સિંહ સંવત વઢવાણથી જ સિદ્ધરાજે શરૂ કર્યો હોય એમ માનવાનું એક વિશેષ કારણ મળે છે. એ કાળના બીજા શિલાલેખોની લિપિ તો આ લેખની લિપિના જેવી જ જણાય છે. તેની પછીના ૧૦૦ વર્ષનો એટલે ભીમદેવ બીજાના કાળનો એક લેખ મુંબઇના મ્યુઝીયમમા છે અને તેની લિપિ આ લેખની લિપિને મળતી જ છે, પરન્તુ ઘણાખરા લેખો સંસ્કૃતમા મળી શકે છે અને આ લેખ ગુજરાતીમાં છે, તેમાનો ક્રિયાપદનો પ્રયોગ ' આવા છે ' સહજ શંકાશીલતા ઉપજાવે છે. પરંતુ શિલાલેખમાં ' છે ' અક્ષર ' છિ ' અથવા પ્રતિમાત્રાની રીતે વાચતા ' છૈ ' નું ભાન પણ કરાવે છે: એટલે એ લેખને જૂના કાળના ખરા લેખ તરીકે વાચવામા કશો વાધો હોય એમ હું માનતો નથી. વઢવાણના બીજા શિલાલેખોમા ' છે ' ક્રિયાપદ વિક્રમની ૧૫ મી સદીમા વપરાએલુ માલૂમ પડે છે. વચ્ચેના કાળના બીજા લેખો પુષ્કળ મળે છે, પરન્તુ તે સંસ્કૃત ભાષામા લખાએલા છે, ૧ આંકડાની પૂર્વેના કોઈ આકડા મૂકી દેવામાં આવ્યા હોય એવી શંકા પણ સ્વાભાવિક છે. બે અંકના સંવત્સરવાળા શિલાલેખો ઘણી વાર સિંહ સંવતનો ભ્રમ ઉપજાવે છે. કોઇ વાર વિક્રમ સંવતના એવા શિલાલેખોમા શતકના બે અંક છોડીને બે અંક છેલ્લા દર્શાવવામા આવેલા હોય છે, પરન્તુ એક કે ત્રણ આકડાના સંવતમાં એવો ભ્રમ ઉપજવાનું કશું કારણ રહેતું નથી, પરન્તુ તેને ખરેખર સિંહ સંવત માનવામા કાઇ વાધો જણાતો નથી

**માધાવાવનો શિલાલેખ.**

માધાવાવ સબંધી એક લોકગીત હાલમા વધારે પ્રસિદ્ધિમા આવ્યુ છે. એ ગીત કરુણારસથી ભરેલુ છે અને તેનો સાર એ છે કે માધાવાવ ગળાવતા બાર વર્ષ થયા અને વાવ બંધાઇને તૈયાર થઈ તોપણ તેમા પાણી આવતું નહોતું, તેથી તેને એક જીવતા દંપતીનો-એક ક્ષત્રીય યુવક તથા તેની પત્નીનો ભોગ આપવામા આવ્યો હતો અને તેથી માધા-

વાવમાં પાણી આવ્યું હતું. આવા વહેમો જૂના વખતમાં અસ્તિત્વ ધરાવતા હોય એ બનવા જોગ છે, એટલે વસ્તુતઃ એવો ભોગ આપવામાં આવ્યો પણ હોય, અથવા તો વાવ ગાળવામાં આવતી હોય ત્યારે તેમાં કોઇ દંપતી ડૂબીને કે અન્ય કોઇ રીતે મરણ પામ્યું હોય અને પાછળ એ કરુણારસભરિત બનાવ અતિશયોક્તિ સાથે દંતકથામાં અને લોકગીતમાં ગુંથાવા પામ્યો હોય.

આ વાવ અત્યારે માધાવાવને નામે ઓળખાય છે અને લોકકથની એવી છે કે તે કરણ વાઘેલાના પ્રધાન માધવે બંધાવી હતી. વઢવાણ શહેરની હકીકતનું જે પુસ્તક વઢવાણ રાજ્યે પ્રસિદ્ધ કર્યું છે તેમાં પણ એમ જ જણાવેલું છે, પરન્તુ એ વાવ માધવે બંધાવી હોવાનો પુરાવો તેની અંદરનો શિલાલેખ આપતો નથી. એ શિલાલેખમાં એક પુરુષ તથા એક સ્ત્રીની નાની મૂર્તિઓ કોતરવામાં આવી છે અને તેની હેઠળ નીચે મુજબ ઉલ્લેખો કરવામાં આવલા છેઃ—

(૧) સંવત ૧૩૫૦ વર્ષે કાતીક સુદ ૮ ગુરૌ
નાગર જ્ઞાતીય વ૦ શ્રી સોમ સુત મહં શ્રી સિંધૂ
(૨) નાગર જ્ઞાતીય મહં શ્રી સોઢલ સુતા મહંશ્રી તપમાદેવી.

નાગર જ્ઞાતિના કોઇ સિંધૂ તથા તેની સ્ત્રી તપમાદેવીએ આ વાવ બંધાવી હોય. એવું જણાય છે. 'માધાવાવ' જેવું પ્રચલિત નામ અને શિલાલેખની અંદરની 'નાગરજ્ઞાતિ' એ બે ઉપરથી ઇતિહાસ પ્રસિદ્ધ માધવ લોકોના ધ્યાનમા તુરત આવી જાય એ બનવા જોગ છે. પરન્તુ સંવત ૧૩૫૦ નો વિચાર કરતા માધવ એ વર્ષે વઢવાણમાં આવીને વાવ બંધાવે, એ શક્ય જણાતું નથી. મુસલમાનોએ સં. ૧૩૫૬ મા ગુજરાત સર કર્યું. તે પૂર્વે મુસલમાન સેના અલફખાંની સરદારી હેઠળ દિલ્હીમાંથી નીકળીને પાટણમાં આવી અને તેની પહેલાં માધવ ગુજરાતમાં લપાતો છુપાતો દીલ્હી ગયો હતો. દિલ્લી ગયા પૂર્વે તે કચ્છમાં ગુજરાતના રાજા માટે ઘોડાની ખરીદી કરવા ગયો હતો; એટલે ગુજરાત સર થયાની સાલ ૧૩૫૬ પહેલાં ૬ વર્ષે માધવ વઢવાણમાં માધાવાવ બંધાવવાનો વિચાર સરખોએ કરી શકે એ સંભવિત નથી. માધવે આવા કોઇ જાતના બીજાં લોકોપયોગી કાર્યો કરેલાં માલૂમ પડતાં નથી, એટલે ૧૩૫૦ ની સાલમાં નાગર જ્ઞાતિના કોઇ સિંધુએ બંધાવેલી વાવને માધવના નામ સાથે જોડવી એ ઇતિહાસથી તેમજ પુરાવાઓથી વિરુદ્ધ છે. લોકકથામાં હમેશાં સત્ય વસ્તુસ્થિતિ જ હોય છે એમ માનવાનું કારણ નથી. ઉપર પાજા-વશીની પ્રચલિત લોકકથા જણાવવામાં આવી છે અને 'પાજાવસહિકા' ઉપરથી પાજા વાણીયા તથા વશી બારવાડણની કથા જન્મી તો વઢવાણની ૩ વાવોમાંની સૌથી મોટી વાવને 'મહાવાવ' ને સ્થાને લોકો 'માધાવાવ' કહી ઇતિહાસપ્રસિદ્ધ માધવને તેની સાથે જોડી દે એ કાંઇ અશક્ય નથી.

વઢવાણ એક પ્રાચીન નગર છે એ જાણીતી વાત છે. ત્યાં બીજા અનેક શિલાલેખો જાહેર તેમજ છુપા પડ્યા છે પરન્તુ તેની શોધખોળ કરાવવામાં રાજકર્તાને કાંઇ રસ પડતો હોય એમ જણાયું નથી. ઉપર જણાવેલો સંવત ૧ નો શિલાલેખ જે થોડા માસ પહેલાં

જમીનમાં દાટેલો ઉભો હતો, તેને હાલમાં ખોદી કાઢીને સાધારણ પત્થરની દશામા રખડતો મૂકવામાં આવ્યો છે. આ લેખમાં માત્ર ઐતિહાસિક દૃષ્ટિએ પ્રકાશ પાડવા જોગ થોડા શિલાલેખો વિષેનું જ વિવેચન કરવાનું ઉચિત માન્યું છે; વઢવાણમા આવેલા બીજા શિલાલેખોની જો શોધખોળ કરવામાં આવે અને ખુલ્લા પડેલા શિલાલેખોનો અભ્યાસ કરવામા આવે તો ઇતિહાસને મદદગાર થાય તેવી નવી વિગતો ઉપલબ્ધ થવાનો સંભવ છે.

---

**તા૦ ક૦** આ લેખમાં દર્શાવેલા શિલાલેખોમાનો સંવત ૧ નો લેખ તથા માધાવાવનો શિલાલેખ એ બેઉના ફોટોગ્રાફો લેખકની પાસે છે.



# ૬. નાસિક પંચવટી

## ( ક્યાં આવી ? )

લેખકઃ—રા. રા. હનુમંતરાવ બળવંતરાવ ભીડે.

શ્રીરામ કથા અત્યંત પ્રાચીનકાળથી આપણા આબાલવૃદ્ધોને બહુ પ્રિય થઇ રહી છે. એનું એક પ્રમાણ સંસ્કૃતમાં અને માગધીમાં લખાએલા જુના ગ્રંથો એ છે. બીજું પ્રમાણ એ છે કે હિંદુસ્તાનના લગભગ દરએક પ્રાંતના લોકોમાં એવી શ્રદ્ધા છે કે આપણા પ્રાંતમાં શ્રીરામચંદ્ર આવી ગયા હતા; તેની નિશાની તરીકે ત્યાં ત્યાં શ્રીસીતારામના ચરણસ્પર્શથી પવિત્રિત તરીકે કેટલાક સ્થળો બતાવવામાં આવે છે. ગુજરાત–કાઠિઆવાડ આ એકજ એવો પ્રાંત છે કે જ્યાં શ્રીરામના આવી ગયાનાં સ્મરણચિન્હો જોવામાં આવતાં નથી. કોસલથી અતિ દૂર પંચજદ, ત્યાં પણ શ્રીરામના પુત્રની રાજધાની વસાવવામાં આવી હતી. અસ્તુ, લોકોની માન્યતા એ એક વસ્તુ છે; ઐતિહાસિક સત્ય એ બીજી વસ્તુ છે. લોકો માને છે અથવા યાત્રા કરવા જાય છે તેથી તે ક્ષેત્રમાં શ્રીરામ આવી ગયા હતા એમ માનવું સકારણ હોતું નથી. કોઇક વાર ઇતિહાસ તેથી ઉલટું બતાવે છે. આનું એક ઉદાહરણ આજે વિદ્વાનો આગળ મૂકવાની રજા લઉં છું.

રામાયણકાલીન હિંદુસ્તાનના ભૂગોલ વિશે હું કેટલાક દિવસથી વિચાર કરૂં છું. તેમાં નાસિક–પંચવટી બાબત લૌકિક શ્રદ્ધા અને ઐતિહાસિક સત્ય આ બેની વચ્ચે વિરોધ મને દૃશ્યમાન થવા લાગ્યો. વધારે વિચાર કરતા તે વિરોધમા મજબૂતી આવતી જાય છે.

અત્યારનું નાસિક સૌ કોઈ જાણે છે. તેના અક્ષાંશ ૨૦.૬° ઉ. અને રેખાંશ ૭૩.૫૪° પૂ. છે. નાસિકથી બે માઇલ પંચવટી છે. વનવાસી સીતા રામ લક્ષ્મણ ત્યા ઘણા દિવસ રહ્યા હતાં અને ત્યાથી રાવણે સીતાનું હરણ કર્યું એવી માન્યતા છે. શૂર્પણખાના નાસિકાછેદન ઉપરથી તે સ્થાને નાસિક નામ મેળવ્યું એવી પ્રથા છે. પ્રસ્તુતનું નાસિક ગોદાવરીના ઉગમથી બહુ દૂર નથી.

આપણી ચર્ચા માટે રામાયણ કથાની બીજી એક વિગત ધ્યાનમાં રાખવાની જરૂર છે. દંડકારણ્યમાં ફરતા ફરતાં શ્રીરામ અગસ્ત્યના આશ્રમે આવ્યા અને તે ઋષિના કહેવાથી જનસ્થાનગત પંચવટીમા રહેવા ગયા, એટલે જનસ્થાન, નાસિક, પંચવટી એ બધા સ્થળો અગસ્ત્યાશ્રમથી બહુ દૂર ન હતાં એમ માનવું સયુક્તિક છે.

એવી વિગતોનું વર્ણન જે સ્થાન સંબંધે આપણા પ્રાચીન ગ્રંથકારો કરે છે તે નાસિક–પંચવટી હોઇ શકે.

તે જાણવા બે જાતનો પુરાવો આપણી આગળ છે. મુખ્ય પુરાવો આર્ષ ઇતિહાસ રામાયણનો તે પહેલો. મહાભારત અને બીજા પુરાતન આર્ષ ગ્રંથો, તેનો પણ વિચાર સાથે સાથે કરી શકાય. બીજો, આનુશંગિક, એટલે આર્ષગ્રંથોના આધારે લખાયેલા કાવ્યનાટકાદિ સાહિત્યમાં મળી આવે તે. આ બેમાથી પહેલી જાતના પુરાવાનો વિચાર થોડો ઘણો થયેલો છે. પરંતુ કાવ્યનાટકોનો અભ્યાસ એ દૃષ્ટિથી કરેલો મારી જાણમાં તો નથી.

રામકથા વિષયક લલિતવાઙ્મય અલ્પ વા ઉપેક્ષણીય નથી. સંસ્કૃતમા તથા પ્રાકૃતમાં શ્રીરામના આખ્યાનોપાખ્યાનો ઉપર કાવ્યો તથા નાટકો પુષ્કળ છે. તેમનું પરિશીલન કરી, રામાયણકાલીન ભૂગોલ વિશે તે તે ગ્રંથકારનો શો અભિપ્રાય છે તેનો તુલનાત્મક અભ્યાસ કરવો એ બહુ મનોરંજક છે. રામાયણકાલીન ભૂગોલ એટલે સમગ્ર હિંદુસ્તાનનો ભૂગોલ. તેમાં સ્થલોનું નામાંતર, તેમ જ નામોનું સ્થલાંતર થયું છે. પ્રયાગ અલાહાબાદ થયું છે; કુંડિનપુરે મધ્ય હિંદુસ્તાનથી પશ્ચિમ હિંદુસ્તાન તરફ પ્રયાણ કર્યું છે. તેમ જ, નાસિક પંચવટીએ પણ ' પૂર્વાચલ 'નો ત્યાગ કરીને ' પશ્ચિમાચલ ' ઉપર નિવાસ કર્યો છે. આ નામાંતર-સ્થલાંતરનો ઇતિહાસ તપાસતાં આપણા પ્રાચીન ઇતિહાસનાં કેટલાંક અંગો ઉપર સારું અજવાળું પડે એવો સંભવ છે.

નાસિક-પંચવટી-જનસ્થાનની બાબતમાં પ્રાચીન સાહિત્ય-ગ્રંથોમા જે માહિતી મળે છે તેનું ટુંકમાં સંકલન કરવાનો પ્રસ્તુત નિબંધનો ઉદ્દેશ છે. અત્રે, ખ્રિસ્તની ૧૪ મી શતાબ્દી પહેલાં થયેલા ગ્રંથકારોનો વિચાર કર્યો છે. એ કાલમર્યાદા બાંધવાનાં કારણો બે છે. ૧૪ મી શતાબ્દી સુધી ગ્રંથરચના ઘણી ખરી સંસ્કૃતમા જ થઇ છે. દેશીભાષાના ગ્રંથો અપવાદાત્મક છે. ગુજરાતી, મરાઠી, બંગાલી વાઙ્મયનો વિસ્તાર ૧૪ મી શતાબ્દી પછી જ થયેલો જોવામાં આવે છે. સિવાય, પ્રાકૃતમાં થયેલી અને સસ્કૃતમા થતી હતી તે ગ્રંથરચના જુદી. એવા વિસ્તીર્ણ વાઙ્મય મહોદધિનું મંથન એકલાના જ હાથથી થવાનું લગભગ મુશ્કેલ છે. માટે, એક વિશિષ્ટ કાલ લઇ તેમા થયેલા ગ્રંથોની પ્રસ્તુત પ્રશ્નને લગતી વિચારણા કરવી તે વધારે ઉપયુક્ત ને સુસાધ્ય છે એમ માનીને એ અલ્પ પ્રયત્ન કરવામા આવ્યો છે. એ એક કારણ. બીજું કારણ આથી વધારે મહત્ત્વનું છે. જનસ્થાનના સ્થાન વિશે પ્રાચીન કલ્પના શી હતી તે જોવાનો આપણો પ્રધાન ઉદ્દેશ છે, માટે પ્રાચીન ગ્રંથોનો જ આધાર ગોતવો જોઇએ. ગ્રંથ જેટલો વધારે પ્રાચીન તેટલો તેનો મત વધારે વિચારણીય. નાસિક ક્યાં છે તે વિશેની ૧૪ મી શતાબ્દી પછીની લોકકથા અને અત્યારની સમજણ, એમાં બહુ અંતર છે એમ મને લાગતું નથી. આ બે કારણોથી, ૧૪ શ૰ પછીના ગ્રંથોનો વિચાર અહીંઆ કર્યો નથી.

આ લેખમાં ગ્રંથકારોનો નિર્દેશ કાલના ઉલટા અનુક્રમથી (વ્યુત્ક્રમથી) કરવામાં આવ્યો છે; એટલે, ૧૪ મી શતાબ્દીના જયદેવથી પ્રારંભ કરીને ખ્રિસ્તપૂર્વ થયેલા કાલિદાસ સુધીના ગ્રંથકારોની સાક્ષી લીધી છે. ગ્રંથકારોનો જે કાલ મેં દર્શાવ્યો છે તે બાબત કેટલેક ઠેકાણે મતભેદ થાય તે શક્ય છે ઉદાહરણ તરીકે કાલિદાસનો સમય, હું તેને ખ્રિસ્તપૂર્વ મૂકું, તો કેટલાક ઇતિહાસસંશોધકો તેને ખ્રિસ્તપશ્ચાત પાચમી અથવા છઠ્ઠી શતાબ્દીમા મૂકે છે પરંતુ એ કવિકાલ વિષયક મતભેદ અત્યારે ગૌણ ગણીએ તો ચાલે. કવિઓના ગ્રંથોમાથી જે વચનોનો આપણે વિચાર કરવાના છીએ તેમનું પ્રસ્તુત પ્રકરણ સંબંધીનું મહત્ત્વ ઓછું થતું નથી.

હવે આપણે, આપણા લીધેલા કાલમા સૌથી અર્વાચીન કવિ જયદેવ, તેને તપાસશું.

**જયદેવ**—જયદેવ નામના બે કવિઓ છે. એક ' ગીતગોવિંદ ' કાર અને બીજો ' પ્રસન્નરાઘવ ' કાર. આ બીજો આપણો જયદેવ. તેનો સમય લગભગ ખ્રિ૰ ૧૪ મુ શતક છે.

પ્રસન્નરાઘવના પાંચમા અંકમાં રામના વનપ્રવાસની હકીકત છે. અયોધ્યાથી નિકળીને ઋષ્યમૂક પર્વત પર આવ્યા પછી રામે સુગ્રીવ સાથે સખ્ય કર્યું ત્યાં સુધીના પ્રવાસનું વર્ણન વિવિધ પાત્રોના મુખથી કર્યું છે. પ્રથમ, ગંગા, યમુના અને સરયૂ પ્રવેશ કરે છે. અને રાવણકૃત સીતાહરણનો વૃત્તાંત કલહંસના મુખથી તેમના જાણવામાં આવે છે. આ સંભાષણમાંથી અમુક ભાગ પ્રસ્તુત પ્રકરણમાં બહુ અગત્યનો હોવાથી અહીંઆ ઉદ્ધૃત કરૂં છું.

सरयूः–कियतां पुनरह्नां परिवर्तेन रघुराष्ट्रमतिक्रान्तं वत्सेन ।

( ભાવાર્થ—સરયૂઃ–કેટલા દિવસોમાં રામ રઘુરાષ્ટ્રપાર ગયા ? )

कलहंसः—उत्तर कोसलास्तु त्रिचतुरैरेवाहोभिरतिक्रान्ताः अथ पुरमथन मौलिमालतीमाला मन्दाकिनीमतीत्य कालिन्दगिरिकरिकपोलमदवारिधारां कालिन्दीमप्यतिक्रान्तः।......ततः शबरशरदलितविन्ध्यकरिकुम्भतटी विमुक्त मुक्ताफलप्रकरकोरकिततीरलतावितानपरिच्छदां शर्मदां नर्मदामतीत्याचिरेण गोदावरीपरीसर प्रयाताः। ( तत्र शूर्पणखा ) सौमित्रिशरदलितनिर्जनासिका रुधिरसीधुरसमास्वादितवती ।

( ભાવાર્થઃ—ત્રણચાર દિવસોમા જ ઉત્તરકોસલ પાર થયા અને ગંગા, યમુના અને નર્મદા ઓળંગીને થોડા વખતમા ગોદાવરીતટે આવી પહોચ્યા. ત્યાં શૂર્પણખાએ સ્વનાસિકા રુધિરનો આસ્વાદ લીધો. )

પછી, જનસ્થાનનિવાસી નિશાચરો સાથે રામનું યુદ્ધ અને અંતે સીતાનું હરણ, એટલો વૃત્તાંત કલહંસ કહે છે.

પછી, સાગર અને ગોદાવરી પ્રવેશ કરે છે. તેઓ તરફથી ઉપરિનિર્દિષ્ટ ત્રણ નદીઓને જટાયુના વધનો સમાચાર મળે છે. છેવટમા તુંગભદ્રા આવે છે તે, વાલિનું મૃત્યુ, સુગ્રીવને વાનરચક્રવર્તિપદની પ્રાપ્તિ અને સીતાશુદ્ધ્યર્થ કપિઓનું પ્રયાણ, ત્યાંસુધીની હકીકત જણાવે છે; અને અંક પૂરો થાય છે.

સાતમા અંકમા, રામ લંકાથી અયોધ્યા પાછા આવે છે તે વખતના વર્ણનમાં નીચેનો શ્લોક છે.

रामः–एवमेतत् ।<br>
उल्लङ्घ्य नीरधिमतीत्य च दन्डकानि<br>
नद्यौ च मेकलकलिन्दसुते व्यतीत्य।<br>
प्राप्ताः शिखण्डिशतमाण्डितशाखिखण्ड–<br>
मेते वयं शिखरिणं ननु चित्रकूटम् ॥ ९८ ॥

( ભાવાર્થઃ—સમુદ્ર, દંડકારણ્ય, ગંગા ને યમુના ઓળંગીને આપણે ચિત્રકૂટ પર્વતે પહોચ્યા છીએ. )

એ વર્ણન ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે જયદેવના મત પ્રમાણે દંડકારણ્ય અને જનસ્થાન ( જેમાં નાસિક હોવું જોઇએ ) નર્મદાની દક્ષિણમા હતાં. થોડો સૂક્ષ્મ વિચાર કરીએ

તો આપણને લાગશે કે 'ગોદાવરી સહચર' સાગર અને તુંગભદ્રા એમના પ્રવેશો સાભિપ્રાય કરાયેલા છે. ગોદાવરી કાંઠે આવ્યા પછીનો વૃત્તાંત ગોદાવરી મારફત જ કહેવરાવવો તે સાહજિક અને મનોહર છે. તેમ જ એ વૃત્તાંતમાં સાગરના સાહચર્યનું વર્ણન છે; માટે તે હકીકત જ્યા બની તે સ્થાન એટલે જનસ્થાન–પંચવટી–નાસિક, સમુદ્રસમીપ હોવાનું–ગોદાવરી સમુદ્ર સંગમસમીપ હોવાનું–કવિ સૂચિત કહે છે એમ મને લાગે છે. એ અનુમાન નિર્દોષ હોય તો, જયદેવના મત પ્રમાણે જનસ્થાન–પંચવટી એટલે અત્યારનું નાસિક નહિ પરંતુ મદ્રાસ ઇલાખામા ગોદાવરીના મુખની પાસે કોઇ ઠેકાણે હોવું જોઇએ, એમ સિદ્ધ થાય છે. બીજા કેટલાક પ્રાચીન કવિઓનો મત પણ એવો જ છે એવો પુરાવો આગળ દાખલ કરવામાં આવશે.

એવા અનુમાનથી ઉપર ઉદ્ધૃત કરેલા ઉતારાના આધારે એમ કહી શકાય છે કે ઋષ્યમૂક અને કિષ્કિંધા તુંગભદ્રાની પાસે અથવા દક્ષિણમા હતા અને દંડકારણ્ય સમુદ્ર અને નર્મદા એ બેની વચ્ચે હતું.

આપણા અનુમાનને એક શબ્દનો વાંધો આવે તેમ છે. '**नर्मदामतीत्यचिरेण... गोगवरीपरिसरं प्रयाताः।** (નર્મદા ઓળગીને થોડા વખતમાં ગોદાવરી પાસેના પ્રદેશમા આવ્યા.) પશ્ચિમસમુદ્ર પાસેનું નાસિક અને નર્મદા વચ્ચેના અંતર કરતા પૂર્વસમુદ્ર પાસેનું નાસિક અને નર્મદા વચ્ચેનું અંતર પુષ્કળ મોટું છે અને તે થોડા વખતમાં કાપી શકાય એમ ન કહી શકાય. પશ્ચિમ કિનારા પાસેના નાસિક વિશે કદાચ તેમ કહી શકાય. પરંતુ એ શંકા અપરિહાર્ય નથી. એક તો એ કે તેને આપણે કવિકૃત કાલસંક્ષેપ–જેનો લાભ નાટકકારો ઘણી વાર લે છે અને જેને નાટ્યશાસ્ત્ર અનુમતિ આપે છે–માનવો જોઇએ. કારણ મૂળ રામાયણમાં તેનું વર્ણન નથી. દંડકારણ્યમા વિરાધવધ કર્યા પછી અગસ્ત્યાશ્રમ ને પંચવટી રામ ગયા ત્યાસુધી ઘણો સમય નવ દસ વર્ષો વીતી ગયો હતો એમ મૂળમા છે. કવિએ તેનો સંક્ષેપ કર્યો છે તે ગેરવ્યાજબી ન ગણાય. નાસિકનું સ્થલાતર થાય તો મૂળ વર્ણનને વિરોધ આવતો નથી; એટલે, તદનુસાર, 'અચિરેણ' ને કવિકલ્પિત કાલસંકોચ માનવો એજ યુક્ત છે. બીજું, ઉપર જે પ્રવેશસંગતિ બતાવી છે તેને અનુકૂલ 'અચિરેણ' નો અર્થ કરવો જોઇએ; માટે પણ તેનો કેવળ વાચ્યાર્થ લેવો એ ઠીક નથી. સાગરગોદાવરીના સાહચર્યને ઉપકારક એવા સ્થાનમા જનસ્થાન–પંચવટી હોવી જોઇએ. સહ્યાદ્રિ પાસેની પંચવટી એ પ્રકારની નથી; કારણ ત્યા ગોદાવરીનો ઉગમ છે, સમુદ્રસંગમની પાસે સાહચર્યનું વર્ણન યોગ્ય હોઇ શકે.

હવે બીજો કવિ.

**क्षेमेन्द्रः**—એ એક કાશ્મીરક કવિ છે. તેનો સમય ખ્રિ૦ સ૦ ૧૦૨૦–૧૦૮૦ છે. એના અનેક ગ્રંથો છે, તેમાથી રામાયણમંજરી નામક ગ્રંથમા રામાયણની કથા સારારૂપમા આપેલી છે. તેનો આધાર નીચેના મજકૂરને માટે લીધો છે.

ચિત્રકૂટ ઉપર ભરત સમાગમ થયા પછી રામાદિ ત્રિવર્ગ અત્રિઋષિના આશ્રમે આવ્યો, ત્યા એક રાત્ર રહીને બીજે દિવસે તેઓએ દંડકારણ્યમાં પ્રવેશ કર્યો. ત્યા વિરાધવધ કરીને

તે સ્થાનથી દોઢ યોજન ઉપર આવેલા શરભંગના આશ્રમે તે ગયા. ( અરણ્ય કાંડ, ૩૮૩ ) પછી સુતીક્ષ્ણાશ્રમ. ત્યાં પૂરા સાડા નવ વરસ નિવાસ કર્યો. ( चिरं तस्थौ ययुर्यावद्दने सार्धाः समा नव ॥ अरण्यकाण्ड, ४४२ ) પછી રામ અગસ્ત્યાશ્રમ પહોંચ્યા. અગસ્ત્ય-રામ સંવાદમાંથી નીચેના શ્લોકો મહત્ત્વના છે.

योजनार्धसहस्रेऽस्मिन्पादे विन्ध्यस्य दक्षिणे ।
पर्जन्या नैव वद्दपुर्ववुश्च न समीरणाः ॥
ततोऽहं सुरकार्यार्थी संघर्षे मेरुविन्ध्ययोः ।
हिमाद्रिशिखराच्छन्यां प्राप्तः श्वेतामिमां पुरीम् ॥
(अरण्य० ४७७-८.)

એ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે અગસ્ત્ય મુનિનો આશ્રમ વિંધ્યની દક્ષિણ બાજુમાં ઘણો દૂર—પાંચસો યોજન—હતો. અગસ્ત્યના કહેવાથી ગોદાતીર ઉપર આવેલી પંચવટી પ્રત્યે રઘુનંદન રહેવા આવ્યા ( અ૦ ૪૮૨ ). એટલે પંચવટી અગસ્ત્યાશ્રમ પાસે કોઇ ઠેકાણે હોવી જોઇએ. અત્યારની પંચવટીની આસપાસ અગસ્ત્યાશ્રમ હોવાની પ્રસિદ્ધિ નથી. અગસ્ત્યાશ્રમ પૂર્વ કિનારા પાસે આવેલો પ્રસિદ્ધ છે—જેનું વર્ણન પુરાણોમાં મળી આવે છે. માટે પંચવટી અગસ્ત્યાશ્રમ પાસેની, એટલે પૂર્વ તરફની હોવી જોઇએ. ક્ષેમેંદ્ર એમજ કહે છે, અગસ્ત્યાશ્રમથી રામ ગોદાવરી તીર ઉપરની પંચવટી પ્રત્યે ગયા ( अरण्य० ४८२ ) ત્યાં હેમંત ઋતુ વીતાડી. અહીંઆ ઋતુવર્ણનમાં એક શ્લોક એ છે—

લક્ષ્મણ રામને કહે છે—

यातास्त्रयोदशसमा वर्षशेषव्रतोऽधुना ।
मयूर इव पर्जन्यं भरतस्त्वां प्रतीक्षते ॥ ५७६ ॥

ઉપર કહ્યું છે કે સુતીક્ષ્ણાશ્રમ મૂક્યો તે વખતે સાડાનવ વરસ પૂરાં થતાં હતાં; પંચવટીમાં આવ્યા ત્યારે તેર વરસ પૂરાં થયા; અગસ્ત્યાશ્રમમાં રામચંદ્રે એક જ રાત્ર ગાળી હતી. એથી એવું અનુમાન કરવામા બાધ નથી કે સુતીક્ષ્ણાશ્રમથી પંચવટી આવતાં ત્રણ—સાડાત્રણ વરસનો સમય થયો હતો. એવું જો હોય તો સુતીક્ષ્ણાશ્રમથી અગસ્ત્યાશ્રમ અને પંચવટી ઘણાંજ દૂર હોવાં જોઇએ. કહેવાની મતલબ કે પૂર્વ તરફ આવેલા અગસ્ત્યાશ્રમ—પંચવટી વિશે એ કાલ પરિમાણ વધારે સુસંગત લાગે છે.

પછી, પંચવટીમાં બનેલી ઘટનાઓનું ક્રમવાર વર્ણન છે—શૂર્પણખાવિરૂપકરણ, ખરાદિવધ, સીતાહરણ અને જટાયુ-મરણ. કનકમૃગવધ પ્રસંગમાં રોહિણ પર્વતનો ઉલ્લેખ છે અને સીતાને રાવણ લઇ જતી વખતે માર્ગમાં ગોદાવરી નદીનો ઉલ્લેખ છે. ( अरण्य० ૭૩૯ અને ૮૬૦ ). ત્યારબાદ મતંગાશ્રમમાં શબરીને રામે દર્શન દીધું ને પછી દક્ષિણ તરફ આવેલા પંપાસરોવરે રામલક્ષ્મણ આવી પહોંચ્યા. ( यय ते दक्षिणः पन्था यत्र पम्पासरो महत् । अरण्य० ७०९२ ) પછી વાલિવધ અને સુગ્રીવાભિષેક, કિષ્કિધામાં. અહીંઆ એક મુદ્દો જોવા જેવો છે. પંચવટીથી પંપા-કિષ્કિંધા સુધીનો પ્રવાસ બહુ

થોડી મુદ્દતમાં થયો છે. પંચવટી કિષ્કિંધા પાસે હોય તોજ એમ બને. અત્યારની પંચવટી અને કિષ્કિંધા વચ્ચેનું અંતર ધ્યાનમાં લેતાં કોઇને પણ લાગશે કે રામાયણકાલીન પંચવટી બીજે સ્થળે હોવી જોઇએ. અત્યારે આગગાડીની સહાયથી પણ નાસિકથી કિષ્કિંધા જતાં રામે પગરસ્તે જે સમય લીધો તેથી વધારે આપણને જોઇએ. એટલો દૂરનો પ્રવાસ રામે કર્યો હોત તો તેનું સૂચક ચિહ્ન—વચલા પ્રદેશનું વર્ણન વિગેરે—રામાયણમાં અને ઇતર ગ્રંથોમાં આપણને અવશ્ય મળી આવત. તેના અભાવે આપણે માનવું જ જોઇએ કે પંચવટી કિષ્કિંધા પાસે—અત્યારના મદ્રાસ ઇલાખામાં કોઇ ઠેકાણે—હોવી જોઇએ. અસ્તુ.

કિષ્કિંધા સમીપ, માલ્યવાન્ પર્વત પાસે, પ્રસ્રવણગિરિ ઉપર વર્ષાકાલ રામે વ્યતીત કર્યો, અને સીતા શુદ્ધિનો પ્રયત્ન તહકૂબ રાખ્યો ( किष्किन्धा० ૨૬૨–૯ ) શરદૃતુ શરૂ થયા પછી વાનરોની ટુકડીઓ ચારે દિશા તરફ મોકલવામાં આવી. ચારે દિશામાં શોધ કરવાના સ્થળોનાં નામો સુગ્રીવે વાનરોને કહ્યા હતાં. દક્ષિણ તરફ જાંબવત્પ્રભુતિ જે વાનરો ગયા હતા તેઓને દીધેલી માહિતિ નીચે પ્રમાણે છે.

सोऽब्रवीज्जाम्बवन्मुख्यान्सनीलाङ्गदवायुजान् ।
भवद्भिर्दृश्यतामाशा दक्षिणा मम रक्षिणैः ॥
नर्मदालिङ्गितो विन्ध्यस्ततो वेगवती नदी ।
कृष्णवर्णा सवरदा देविका वायुमत्यपि ॥

( कृष्णा वेण्या ? )

मेकलोत्कालिका जम्बूर्वाहिनी वेत्रवत्यपि
दशार्णा निपधाद्याश्च देशाः पुण्ड्रककोसलाः॥
श्रीखण्डशैलो मलयः कावेरी वलयोचितः।
सपाण्ड्यविषयः श्रीमानगस्त्याश्रममण्डितः॥
ततो विधातुरादेशादतर महोदधिः।
हेमशृङ्गतटे यस्य महेन्द्रः शक्रसेवितः॥
समुद्रादुद्गतश्चान्यो गिरिश्चन्द्रार्कयोः सुहृत्।
यस्येन्दुः सेवते शृङ्ग रौप्य हैमं च भास्करः॥
पारे समुद्रं विद्युतान्विश्वकर्मकृतो गिरिः।
उशीरभोजनामा च ततोऽद्रिः काञ्चनद्रुमः॥
देहान्तकाले पश्यन्ति तान्वृक्षान्सर्वजन्तवः।
पितृलोकस्ततो घोरः कान्ता यमपुरी ततः॥

महर्षेः पुण्यतपस्तृणाङ्केराश्रमस्तत।
कल्पवृक्षैः परिवृतः स्वर्गेणोपेत्य सेवितः॥
विचिन्त्य ज्ञायतां तूर्णं देशेष्वेतेषु मैथिली।
अतःपरमनालोक्यमसूर्यमजनं नयत्॥

किष्किन्धा० २३२-२४१

આમાં એક વાત તો સ્પષ્ટ છે,—અગસ્ત્યાશ્રમ પાંડ્યદેશમાં છે, અર્થાત્ પંચવટી પણ તે તરફ હોવી જોઇએ. બાકી જે ભૌગોલિક માહિતિ છે તેમાં પૂર્વાપરવિરોધ છે. વિન્ધ્ય, નર્મદા કૃષ્ણુ વરદા નદીઓ કિષ્કિંધાથી દક્ષિણમા હોવાનું લખ્યું છે તે ઉપર ઉદ્ધૃત કરેલા શ્લો૦ ૪૭૮—૮૨ ની સાથે વિસંગત છે. તેમાં અગસ્ત્યાશ્રમ વિંધ્યાદ્રિના દક્ષિણપાદ ઉપર આવેલો જણાવ્યો છે. અગસ્ત્યના નિર્દેશથી રામ પંચવટી ગયા હતા તે વિંધ્ય ઓળંગીને ફરીથી ઉત્તરે આવ્યા હશે તે સંભવનીય નથી. ક્ષેમેંદ્રકૃત વર્ણનોમાં એવો પરસ્પર વિરોધ ઉત્તર કાંડમા પુનઃ આપણી નજરે આવે છે. લંકાથી અયોધ્યા પાછા જતાં રામે સીતાને પૂર્વ પરિચિત સ્થળોની ઓળખાણુ જે ક્રમથી કરાવી તે એ પ્રમાણે—( તે માટે જુઓ ઉત્તરકાંડ શ્લોકો ૧૪૧—૧૫૦ ) ૧ સમુદ્ર; ૨ સેતુ; ૩ વેલાવન; ૪ મહેંદ્રગિરિ; ૫ માલ્યવાન્ પર્વત—જ્યાં 'वानर राजजुषा राजधानी' છે, અને જ્યાં પ્રિયાવિયોગથી વિશેષ તાપદાયિ થયેલો વર્ષાસમય રામે વ્યતીત કર્યો હતો તે; ૬ પંપાસરોવર; ૭ જટાયુ મરણ સ્થાન; ૮ અગસ્ત્યાશ્રમ; ૯ અનંતર, અત્ર્યાશ્રમ વિગેરે. અહીંઆ કિષ્કિંધા, પંપા અને અગસ્ત્યાશ્રમ અનુક્રમથી પરસ્પર દક્ષિણે હોવાનું કહ્યું છે; એટલે કિષ્કિંધા સૌથી દક્ષિણે આવી. પરંતુ ઉપર આપેલા કિષ્કિંધા કાંડના શ્લોકોમા, કિષ્કિંધા સૌથી ઉત્તરે આવે છે. અરણ્ય-કાંડ અને ઉત્તરકાંડ એના વર્ણનોની પરસ્પર સંગતિ છે. પણ આ બન્નેનો કિષ્કિંધાકાડમાં આવેલા વર્ણન સાથે વિરોધ છે.

સાથે સાથે એ પણ નમૂદ કરવામા વાધો નથી કે રામાયણ મંજરીમાંનું ભૂગોલ વર્ણન ભારત મંજરીમાંના ભૂગોળ વર્ણન સાથે તુલના કરીને જોતા બેમાં પુષ્કળ વિરોધ દેખાશે. પરંતુ તે વિશે અત્રે વિસ્તાર કરવાની જરૂર નથી. આપણા પ્રસ્તુત પ્રશ્ન પૂરતું જોતાં તે વિરોધ આપણા અનુમાનને બહુ બાધક થાય તેવો નથી. પંચવટી કિષ્કિંધા નજદીક હોવી જોઇએ તદ્વિરુદ્ધ ક્ષેમેંદ્ર જતો નથી.

અરણ્યકાંડમાં 'રામ પ્રલાપ' નામક એક પ્રકરણ છે, તેમાં રામ લક્ષ્મણને કહે છેઃ—

व्रज जानीहि सौमित्रे यदि जीवति जानकी।
जलजाहरणे व्यग्रा जाह्नवीपुलिने स्थिता॥
इति तारमलापस्य लक्ष्मणस्तस्य शासनात्।
भ्रान्त्वा मन्दाकिनीकूले न सा दृष्टेत्युवाच तम्॥

रावणेन हृतां तस्मै सीतां शंसेति खेचरे:।
मेरिताऽपि न पौलस्त्यभयादूचे त्रिमार्गगा ॥

अरण्य० १०१६-१८

અહિંઆ જાહ્નવી, મંદાકિની, ત્રિમાર્ગગા આ શબ્દોથી તુંગભદ્રા નદી ઉદ્દિષ્ટ છે.+ પ્રસંગ સીતાહરણ પછી તરતજ છે, તુંગભદ્રાને તીરે સીતાનો શોધ કરવાને રામ લક્ષ્મણને કહે છે.

અહિંઆં 'દક્ષિણાપથજાહ્નવી' એટલે તુંગભદ્રા. રામ કહે છે કે જાનકી તુંગભદ્રા પુલિનમાં કમલો ભેગાં કરતી હોય તો હે લક્ષ્મણ જોઇ આવ. લક્ષ્મણ ગયો; પણ રાવણના ભયથી નદીએ કાંઇ પણ કહ્યું નહિ. એ ઉપરથી સ્પષ્ટ નથી થતું કે પંચવટીમાં રહેતી વખતે સીતા તુંગભદ્ર તીરે હંમેશ જતી હતી, જેથી ત્યાં તપાસ કરવાનું રામ કહે છે? એમ હોય તો, રામની પંચવટી તે અત્યારની પંચવટી ન હોઇ શકે.

સારાંશ ક્ષેમેંદ્રના મત પ્રમાણે નાસિક-પંચવટી જનસ્થાન હાલના મદ્રાસ ઇલાકામાં આવે છે.

**राजशेखर:**- આ કવિ ખ્રિ૦ નવમી શતાબ્દીના અંતે અને દસમીના આરંભમાં થઇ ગયો. એના પ્રબંધોમા એક **बालरामायणमहानाटक**-આપણા વિષય વિશે બહુ અગત્યનો છે.

બાલરામાયણના છટ્ઠા અંકમા રામે અયોધ્યાથી પ્રયાણ કર્યું ત્યાંથી સીતાહરણ, જટાયુવધ સુધીનો વૃત્તાંત છે. તેમા ભૂગોલવિષયક ઉપર્યુક્ત માહિતિ વિશેષ નથી. જરૂર જેટલો ભાગ એ છે.-

सुमन्त्र:-तादित्थं कतितिथे प्रयाणे
गिरिषु जयपताका विन्ध्यशैलस्य पाणि-
द्विपकुलनिचिताम्भाः प्रेयसी दक्षिणाब्धेः।
नयनपथमथागान्नर्मदा देव तेषां
शिशिरितजलमिन्दोश्चन्द्रिकेव प्रसूता ॥५२॥

दशरथ:-या किल भगवत्यार्यावर्तदक्षिणापथयोर्विभागरेखा........

सुमन्त्र:-ततोऽहं तानवलोकयन् अर्वाक्कूले एव तां रजनीमुषितस्ते तु परपारे। अथान्येद्युः........

---

+ પૂર્વ કાલમા તુંગભદ્રાને દક્ષિણગંગા કહેવામા આવતું. કેટલાક શિલાલેખોમાં એવું જોવામાં આવે છે તેમજ બિલ્હણકૃત વિક્રમાંકદેવચરિતમા આવેલો નીચેનો શ્લોક જુઓ:-

ततः कतिपयैरेव प्रयाणैः प्रणयिप्रियः।
तां क्षोणीपतिरद्राक्षीद्दक्षिणापथजाह्नवीम् ॥

४. ५२.

ते दिग्विभागं स्तिमितवचसो नर्मदायाः परस्तात्
लोपामुद्रापतितिलकितं देव गन्तुं प्रवृत्ताः ॥५५॥

દસમો અંક વધારે મહત્ત્વનો છે. તેમાં લંકાથી અયોધ્યામાં જતાં માર્ગમાં દેખાતા સ્થલાદિકનું વર્ણન છે.

સિંહલદ્વીપ છોડયા પછી પ્રથમ સમુદ્ર આવ્યો.* તે ઓળંગતા માલ્યવાન્ પર્વત રામે જોયો. (શ્લો० ૫૧) આગળ જતાં મલયપર્વત (શ્લો० ૫૪) મલય ઉપરથી રત્નપ્રસૂ તામ્રપર્ણી વહે છે. (શ્લો. ૫૬) પછી અગસ્ત્યાશ્રમ (શ્લો.૫૮–૬૧) ત્યાં વિમાનમાંથી ઉતરીને બધાએ અગસ્ત્ય–લોપામુદ્રાનું દર્શન કર્યું; અને ફરી વિમાનારૂઢ થઇ માર્ગનું આક્રમણ શરૂ કર્યું. ઉપર જતાં પહેલવહેલાં દ્રવિડદેશ રામની નજરમાં આવ્યો, (શ્લો० ૬૭). જમણી બાજુ આંધ્રદેશ. તે દેશમાં ભીમેશ્વર મહાદેવનું પ્રસિદ્ધ સ્થાન હતું. એ જ દેશમાં ગોદાવરી નદી સાત પ્રવાહમાં વિભક્ત થઇને સમુદ્રસંગમ કરે છે. એ વર્ણન જે શ્લોકમાં છે તે પ્રસ્તુતમાં અગત્યનો હોવાથી અને આગળમાં ફરીથી તેનો ઉલ્લેખ આવવાનો છે માટે અહિંઆ ઉતારી લઉં છું.

वाक्सत्त्वाङ्गसमुद्भवैरभिनयैर्नित्यं रसाल्लासतो
वामाङ्ग्यः प्रणयन्ति यत्र मदनक्रीडामहानाटकम्।
अत्रान्ध्रास्तव दक्षिणेन त इमे गोदावरीस्रोतसां
सप्तानामपि वार्निधिप्रणधिनां द्वीपान्तराणि श्रिताः ॥७०॥

સાથે કર્ણાટ દેશ પણ જોવામાં આવ્યો, જેમાંથી કાવેરી નદી વહે છે. (શ્લો. ૭૨)+ ત્યારબાદ આગળનો મહારાષ્ટ્ર દેશ. (सुग्रीवः–भरताग्रज अयमग्रे महाराष्ट्रविषयः। મહારાષ્ટ્રને વિદર્ભ એ બીજું નામ હતું (रामः—सोऽयं सुभ्रु पुरो विदर्भविषयः

* એ ઉપરથી સ્પષ્ટ છે કે નવમી શતાબ્દીને આખરે તો સિંહલદ્વીપ તે જ લંકા એવી સમજણ હતી.

+અહીંઆ રાજશેખરે આપેલી માહિતિમાં આપાતતઃ વિરોધ છે. કાવેરી નદી કર્નાટકમાં નથી. દ્રવિડ દેશમાં છે. રાજશેખરનો દ્રવિડ તે અત્યારનો કેરલ હોય તો તેનું વર્ણન અગસ્ત્યાશ્રમના પહેલાં આવવું જોઇએ. કવિએ નામકરણમાં ગોટાળો કર્યો લાગે છે. દેશોની યાદીમાં આ જે ક્રમ-ભંગરૂપ દોષ તેનો પરિહાર કદાચ એ પ્રમાણે કરી શકાય–અગસ્ત્યદર્શન કરી વિમાનમાં બેસીને ઉપર જતાંવહેંત બધાએ જ્યારે આજુબાજુ જોયું ત્યારે તેઓના નજરમાં આ ત્રણ દેશ આવ્યા. પ્રથમ ગોદાવરી કાંઠે આંધ્રદેશ જે સામેજ હતો; પછી બીજો આંધ્રની દક્ષિણે આવેલ દ્રવિડ દેશ, અને ત્રીજો દ્રવિડ પાસે છે તે કર્ણાટ દેશ. પરમપૂજ્ય અગસ્ત્યમુનિના આશ્રમે પ્રથમથીજ ધ્યાન ખેંચેલું હોવાથી તેની દક્ષિણે આવેલી કાવેરી તરફ દુર્લક્ષ થયું; પરંતુ પછી વિમાન ઉપર ચઢતાં તરત તે પ્રદેશ તરફ દૃષ્ટિ ગઇ હશે. અસ્તુ ગમેતેમ હોય; આપણે જે આગળ અનુમાન બાંધ્યું છે અગસ્ત્યાશ્રમ, જનસ્થાન પંચવટી, કિષ્કિંધા પૂર્વસમુદ્ર પાસે હોવાં જોઇએ તેને ઉપર દર્શાવેલો વિરોધ-બાધ કરતો નથી.

**सारस्वती जन्मभूः। શ્લો૦ ૭૪)** પછી નર્મદા નદી અને ડાબી બાજુ લાટ દેશ દેખાય છે. પછી અનુક્રમે, અવન્તિરાજધાની ઉજ્જયિની, માલવ દેશ, યમુના નદી, પાંચાલ દેશ વિગેરે.

એટલા સારાંશ ઉપરથી જનસ્થાન વિશે રાજશેખરનો અભિપ્રાય સ્પષ્ટ સમજી શકાય. જનસ્થાન નર્મદાની જ નહિ કિંતુ ગોદાવરીની પણ દક્ષિણમા હોવું જોઇએ; અને એ ગોદાવરી પ્રદેશ તે સાંપ્રતના નાસિક પાસેનો–ગોદાવરી ઉગમ પાસેનો–નહિ; પરંતુ જ્યાં ગોદાવરી સાત હાથથી સમુદ્રને ભેટે છે–જ્યાં ગોદાવરી–સમુદ્ર સંગમ છે–ત્યાંનો હોવો જોઇએ. હાલના નાસિક પાસે સંગમનું વર્ણન બિલકુલ અસ્થાને થાય. અગસ્ત્યાશ્રમનું વર્ણન ગોદાવરી પહેલાં આવેલું હોવાથી આશ્રમ નદીની દક્ષિણે અને તેની પાસે જનસ્થાન–પંચવટી હોવાં જોઇએ.

સારાંશ, રાજશેખરના અભિપ્રાય પ્રમાણે રામની નાસિક પંચવટી તે હાલની નહિ.

**मुरारिः**–આ કવિ નવમી શતાબ્દીના પ્રારંભે અથવા આઠમીના અંતે થઇ ગયો હશે તેનું **अनर्घराघव** નાટક પ્રસિદ્ધ છે તેના ત્રણ અંકો ચોથો પાંચમો અને છઠો, આપણા વિષયના સંબંધમાં મહત્વના છે.

વાલ્મીકિ રામાયણ કથામા મુરારિએ નાટકાનુરોધે કેટલાક ફેરફાર કર્યા છે; તેમાં તે એક ઠેકાણે એવી કલ્પના કરે છેઃ સુગ્રીવ જાંબવાન્ હનુમાન વિગેરે વાલિથી અસંતુષ્ટ હતા. તેમને સુગ્રીવને અભિષેક કરવો હતો અને તેમાં રામચંદ્રનું સાહાય્ય લેવું હતું. તે માટે તેઓએ એક કપટપ્રબંધ રચ્યો. મતંગાશ્રમમા રહેતી શ્રમણાનામક સિદ્ધશબરીને જાંબવાને કહ્યું 'તમે પરકાયપ્રવેશ વિદ્યા જાણો છો; તો હનુમાનના રક્ષણ નીચે અયોધ્યા જઇને જ કૈકેયીની દાસી જે મંથરા તેના શરીરમા પ્રવેશ કરે! અને રામ દંડકારણ્યમાં પિતૃનિર્દેશથી આવે એવી અમુક યુક્તિ કરો જેથી તેનું વાલિવધપૂર્વક સુગ્રીવ સાથે સખ્ય થાય.' એ વાત રાવણના એક પ્રધાન માલ્યવાન્‌ના કાને આવતા તેને પણ હર્ષ થયો કારણ રાવણનું વેર વાળવાનું હતું; ( *विराधप्रभृतिभिरधिष्ठितेषु विन्ध्यगिरिगह्वरेषु विहरतो* **रामस्य सुकरं कलत्रापहरणम्** । ) જનકે રાવણની માગણીનો અસ્વીકાર કરીને સીતા રામને આપી હતી. અસ્તુ. આ સંબંધમાં માલ્યવાન્ એક ઠેકાણે કહે છેઃ–**ततश्च सापि शबरयोगिनी सुग्रीवानुरोधेन सर्वमोमित्युरसिकृत्य तदैव विदेहाभिमुखी प्रस्थितेति मे जनस्थानविहारिभिर्निशाचरैरागत्य निवेदितम् ।"**

(ભાવાર્થ—શબરીએ વિદેહ તરફ પ્રયાણ કર્યું એમ મારા જનસ્થાનનિવાસી રાક્ષસોએ ખબર આપી છે ) એ કથાભાગ ઉપરથી સ્પષ્ટ થાય છે કે વાલિસુગ્રીવનું સ્થાન—કિષ્કિંધા, શબરીનું સ્થાન મતંગાશ્રમ અને નિશાચરોનું સ્થાન–જનસ્થાન, બધાં પરસ્પર સમીપ હોવાં જોઇએ. અત્યારના નાસિક–પંચવટી વિશે એવું કહેવું સુસંગત લાગતું નથી.

રામના અયોધ્યાનિર્ગમનથી સીતાહરણ સુધીનો વૃત્તાંત વિવિધ પાત્રોના મુખથી પાંચમા અંકમાં વર્ણવ્યો છે. વિષ્કંભકમાં શ્રમણા અને સુગ્રીવ સચિવ જાંબવાન્ એમનો

સંવાદ છે. ચિત્રકૂટથી ભરત નિવૃત્ત થયા પછી, જનસ્થાનવાસી ખરદૂષણાદિ રાક્ષસોએ મોકલેલા વિરાધનો વધ રામે ચિત્રકૂટમા કર્યો. પછી પિતાની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરીને દક્ષિણનો માર્ગ લીધો, અને

क्रमेणैव सुतीक्ष्णादीनुपस्थाय महामुनीन् ।
अगस्त्यशासनादास्ते पञ्चवट्यां रघूद्वहः ॥ ४ ॥

( ભાવાર્થઃ—અનુક્રમે સુતીક્ષ્ણાદિ મહા મુનિઓને વંદન કરી અગસ્ત્યની આજ્ઞાથી પંચવટીમા રામ હાલ રહે છે. ) એટલું સાભળતા જ જાંબવાન્ કહે છેઃ—**तर्हि हस्तगत एव अस्माकम् । कियदन्तरं ऋष्यमूकजनस्थानयोः ।** ( ભાવાર્થ-' એમ હોય તો રામ આપણા હાથમાં આવ્યો જ સમજવો, ઋષ્યમૂક જનસ્થાન વચ્ચે તો કેટલું અંતર છે ? ) આ ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે જનસ્થાન (એટલે નાસિક પંચવટી ) ઋષ્યમૂક પાસે જ હોવું જોઇએ. પછી શૂર્પણખાવિરૂપકરણ, ખરાદિવધ, એ કારણોથી રામનું રાવણ સાથે બંધાયેલુ શત્રુત્વ શ્રમણા જાંબવાનને નિવેદન કરે છે. એટલામાં રાવણ સીતાહરણ કરે છે અને તે જ વખતે મલય પર્વત તરફથી આવતા જટાયુ જાંબવાનને દેખાય છે. જટાયુ કહે છેઃ-**प्राप्तैवेयमस्माभिः पंचवटी । यदमूर्गोदावरीतरङ्गसीकरसेकसुकुमारमांसलपरिसरारण्यमालिन्यो जनस्थानसीमानः ।** સીતાને લઇ જતા રાવણને જોઇને જટાયુ તેની સાથે યુદ્ધ કરે છે અને તેમા મરણ પામે છે. અહીંઆ વિષ્કંભક પૂરો થઇ અંકની શરૂઆત થાય છે, અને રામ લક્ષ્મણ પ્રવેશ કરે છે. લક્ષ્મણ રામને કહે છેઃ-**इत इत आर्य मारीचमथन दृश्यन्तामभूरवाचीं ककुभमभिवर्धमाना विन्ध्यवनवीथिभूमयः ।** એમા વિન્ધ્યવન ભૂમિ દક્ષિણમા આવેલી લક્ષ્મણ કહે છે. આ અંકમા વિંધ્ય પર્વતનો ઉલ્લેખ આગળ પણ આવે છે. ( શ્લોક ૧૮, ૨૭ વિગેરે ). ત્યા નજીક માલ્યવાન્ પર્વત હતો (**लक्ष्मण-आर्य, अयमितो गिरिर्माल्यवान्** ) ( શ્લોક ૨૦, ૨૧ વિગેરે ). એ દંડકારણ્યનો એક ભાગ હતો ( **राम.—हा प्रिये दण्डकारण्यविहारसब्रह्मचारिणि** ) તે ઠેકાણે રામે દુંદુભીના અસ્થિકૂટનો પ્રક્ષેપ કર્યો, અને તન્નિમિત્ત વિગ્રહમા વાલિવધ કરીને સુગ્રીવને રાજ્યાભિષેક કર્યો.

गुहः–देव, दुन्दुभिं नाम दैत्येन्द्रं निष्पिपेष कपीश्वरः ।
तस्य कङ्कालकूटोऽयं कुमारेण विलोडितः ॥ १९ ॥
तन्निमित्तजन्मा संप्रति वालिनो महानभियोगः संभाव्यते ।..........
... ....गुहः–( ससंभ्रमम् ) कुमार पश्य पश्य
सप्ततालानयं भित्वा वालिमद्वर्णाङ्कितान्
हत्वा च वालिनं बाणो रामतूणीरमागतः ५१ ॥

અનર્ઘરાઘવના પાઠમા અંક ઉપરથી એક વાત સ્પષ્ટ છે. જનસ્થાન, પંચવટી, માલ્યવાન્ પર્વત અને કિષ્કિંધા, બધાં પરસ્પર સમીપ હોવા જોઇએ. અત્યારના નાસિક પંચવટી બહુ દૂર છે

આ અંકમાં એક વાત આપણા અનુમાનને વિરોધી છે. दृश्यन्तामम्रबार्चीं० આ વચનમાં કહ્યું છે તેમ વિંધ્ય વન દક્ષિણમાં આવે તો જનસ્થાન અને કિષ્કિંધા વિંધ્યની ઉત્તરે થાય. હિંદુસ્થાનનો ભૂગોલ જોતાં એ વર્ણન ભૂલભરેલું જ ગણવું જોઇએ; અથવા તે કવિનું ભૂગોલવિષયક અપૂર્ણ જ્ઞાન બતાવે. કદાચ આપણે એમ પણ માની શકીએ કે પૂર્વ સમુદ્ર તરફ જનસ્થાનમાં આવેલા પર્વતોને કવિએ વિંધ્યનો ભાગ ગણ્યો હોય. વિંધ્ય એટલે મેરુ હિમાલય જેવો મહાન્ પર્વત એવી જુની કલ્પના, અને કવિ ઉત્તરનો કાશ્મીર નિવાસી. તેથી, વિંધ્ય સમગ્ર દંડકારણ્ય વ્યાપી રહ્યો છે એમ કવિની કલ્પના થઇ હોય તો તેમાં અસંભવનીય કાંઇ નથી. પરંતુ એ ભૂલ જ છે એમ માનીને પણ, જનસ્થાન કિષ્કિંધા પાસે છે એવો જે કવિનો મત તે અગાહ્ય માનવાનું કારણ નથી.

હવે સાતમો અંક જોશું.

વિમાનમાં બેસીને લંકાથી નીકળ્યા પછી પ્રથમ સમુદ્રવર્ણન અને સેતુવર્ણન છે. પછી સીતાએ ઇચ્છા દર્શાવતાં વિમાન ચંદ્રમંડલ સુધી ઉન્નત થયું ત્યારે સર્વેનું ધ્યાન કર્પૂરગૌર હિમાલયે અને સુવર્ણમય મેરુએ ખેંચ્યું. થોડી વાર પછી વિમાન નીચું આવતી વખતે મરૂ દેશ દેખાય છે; ત્યાર બાદ વિમાન પૃથ્વીની સમીપથી ચાલવા માંડે છે, માર્ગમાં દેખાતા સ્થળોનો ક્રમ નીચે પ્રમાણે છેઃ-(૧) મૌક્તિકસંભૂતિ સિંહલ દ્વીપ; (૨) રોહણ-ગિરિ ઉપરનો અગસ્ત્યાશ્રમ; (૩) એક બાજુ (अन्यतः) મુક્તાખનિ તામ્રપર્ણી; (૪) બીજી બાજુ (अन्यतः) મલયાચલ; (૫) આગળ જતાં (अग्रे) બીજો અગસ્ત્યાશ્રમ (एतदपरं पुरो लोपामुद्रासहचरमुनेराश्रमपदम् । શ્લોક ૯૪) એ આશ્રમ પૂર્વ સમુદ્ર પાસેનો જ હોવો જોઇએ એ સ્પષ્ટ છે. એ ઠેકાણે સુગ્રીવ કહે છે-' अहो चिरेणाद्य चतुर्दशलोकैकदण्डधरे धर्मासनाधिकारिणि रामदेवे दण्डकारण्यगृहमेधिनां तपोधनानामृद्धयः।' એ ઉપરથી સમજાય છે કે આસમંતાત્ના પ્રદેશને દંડકારણ્ય એ નામ હતુ. ત્યાંથી વિમાન ઉપડતાં (૬) તે ' हिरण्यहरिणविहारकान्तारस्थली ' ઉપર આવ્યું; પાસે (૭) પંચવટી (શ્લોક ૯૭) અને (૮) પ્રસ્રવણ પર્વત (શ્લોક ૯૮) હતાં. તે જોઇને સીતાએ જનસ્થાનાધિષ્ઠાત્રી દેવતાઓને વંદન કર્યું (सीता कपोतहस्तं कृत्वा-भगवत्योजनस्थानदेवताः, एषा वः परिचारिका जानकी प्रणमति ) ત્યાં એક બાજુ (अन्यतः) (૯) ગોદાવરી નદી; બીજી બાજુ (परिवृत्यवलोकितेन) (૧૦) માલ્યવાન્ પર્વત (શ્લોક ૧૦૦); જ્યાં રામે સીતાવિરહ પછીનો વર્ષાકાલ વીતાડયો, વિમાન ચાલતાં આગળ (૧૧) મહારાષ્ટ્ર રાજધાની કુંડિન, નગર (इदमग्रे महाराष्ट्रमण्डलैकमण्डनं कुण्डिनं नाम नगरम्। મહારાષ્ટ્રને વિદર્ભ કહેતા હતા (શ્લોક ૧૦૧, ૧૦૨). (૧૨) તેની જમણી બાજુ, આંધ્ર દેશમાં સપ્તગોદાવર પાસે આવેલું ભીમેશ્વર મહાદેવનું સ્થાન (दक्षिणतः ' आन्ध्रविषयलक्ष्म्याः सप्तगोदावरहारकयालेकनायको भगवान् भीमेश्वरः), (૧૩) ત્યાં જ પાસે (अन्यतः) દ્રવિડરાજપુરી કાંચી (द्रविडमण्डलमौलिमण्डनमाणिक्यमणिस्तवकमिदं काञ्चीनामधेयमायतनं मीनकेतनस्य।); (૧૪) ડાબી બાજુ (वामतः) ઉજ્જયિનીઃ (૧૫) 'અન્યતઃ' ચેદિના કલચુરિઓની રાજધાની માહિષ્મતી (कलचुरिकुलनरेन्द्रसाधारणाग्रमहिषी माहिष्मतीनाम चेदिमण्डलमुण्डमाला

નગરી। ), વિમાન ચાલતાં આગળ ( ૧૬ ) યમુના, ( ૧૭ ) ગંગા નદીઓ ( ૧૮ ) વારાણસી, વિગેરે.

ઉપરની યાદીમાં એકાદ બે ઠેકાણે ભૂગોલવિષયક ભૂલો થયેલી લાગશે. પરંતુ આપણા પ્રશ્નને લગતું જોતાં, મુરારિનું પ્રામાણ્ય સ્વીકારવામાં બાધ આવે તેમ નથી. યાદીમાં અનુક્રમ સંખ્યા ૫ થી ૧૧ સુધીના સ્થળોના નામો જોતાં સિદ્ધ થાય છે કે અગસ્ત્યાશ્રમ, જનસ્થાન, પંચવટી નાસિક, બધાં સ્થળો પૂર્વ સમુદ્ર પાસે આવેલા હોવાં જોઇએ.

**अनर्घराघव** ઉપર **रुचिपति उपाध्याय**ની ટીકા છે. ટીકામાં એ ઠેકાણે તે કહે છે. '**जनस्थानं मलयाद्रिसमीपे रक्षोवासस्थानम्।**' બીજે એક ઠેકાણે પણ લખે છે— '**पञ्चवटी दण्डकारण्ये तपोवनम्।**' પંચવટી જનસ્થાનમાં હતી એ તો પ્રસિદ્ધ છે. તેથી, દંડકારણ્યની વ્યાપ્તિ દક્ષિણમાં મલયપર્વત સુધી હતી એવો રુચિપતિનો મત હતો એમ દેખાય છે. બીજું, જનસ્થાન મલયાદ્રિ પાસે હોવાનું તે જણાવે છે; તો પછી અત્યારનું નાસિક જનસ્થાન ન હોઇ શકે. સારાંશ, રુચિપતિના મત પ્રમાણે એટલે રુચિપતિના સમયના લોકમત પ્રમાણે—લગભગ ખ્રિ૦ ૧૩ મી શતાબ્દી સુધી—જનસ્થાન વિગેરેનું સ્થાન અત્યારે મનાય છે તેથી જુદું હતું—પૂર્વ સમુદ્ર પાસે હતું.

કાલિદાસના **रघुवंश** ઉપરથી પણ એવું જ અનુમાન નીકળે છે ' એમ આગળ બતાવવામાં આવશે.

**भवभूति**—એ પ્રસિદ્ધ નાટકકાર આઠમી શતાબ્દીની આરંભે થઇ ગયો. **महावीरचरित** અને **उत्तररामचरित** નામના બે પ્રબંધોમા સંપૂર્ણ રામચરિત તેણે નાટક રૂપમાં ગ્રથિત કર્યું છે. **महावीरचरित**મા રાવણવધ સુધીનો ઇતિહાસ છે તે પ્રથમ આપણે તપાસીશું.

કવિએ એવો પ્રસંગ કલ્પ્યો છે કે રામહસ્તથી શિવધનુર્ભંગ થયેલો સાંભળીને રાવણમાતામહ માલ્યવાને પરશુરામને રામશિક્ષાર્થ પ્રેરણા કરી. પરિણામે પરશુરામનો તેજોભંગ થયો ત્યારે પરશુરામે પોતાનું ધનુષ્ય રામને સોંપીને કહ્યું 'દંડકાવનમા પુણ્યનદીઓના કિનારે રહેતા તાપસોને લંકાવાસી રાક્ષસો તાપ દે છે તેમનું રક્ષણ કરવાનો અધિકાર આ ધનુષ્ય સાથે આપું છું.'

पुण्यानामृषयस्तटेषु सरितां ये दण्डकायां वने
भूयांसो निवसन्ति तेषु सततं लङ्कासदो राक्षसाः।
विध्वंसाय चरन्ति तत्प्रमथने यस्योपयोगो भवेत्
सम्प्रत्येव सतामुनैव धनुषा वत्सेऽधिकारः स्थितः॥

अङ्क ५। ३८.

ત્યારે રામચંદ્રને ચિંતા થઇ કે ક્યા ઉપાયથી હું દંડકામા જઇ શકું, ( यदपि नामान्येन केनचिदुपायेन दण्डकारण्यं प्रतिष्ठेयम्।

....न्यस्तशस्त्रे भृगुपेतो परतन्त्रे तथा मयि ।
कष्टमुत्सारिताः क्रूरैर्यातुधानैस्तपोधनाः ॥ ३९ ॥

એટલામાં મંથરા–જેના શરીરમાં માલ્યવાનના કહેવાથી શૂર્પણખાએ પ્રવેશ કર્યો હતો તે પ્રવેશ કરીને રામવનવાસ કરાવે છે. રામ લક્ષ્મણ સીતા જવા નિકળતી વખતે શૃંગવેરપુરથી ગુહ સંદેશ મોકલે છે કે તે પ્રદેશ સુધી વિરાધ રાક્ષસે તોફાન મચાવ્યું છે. (लक्ष्मणः–कथितमार्यस्य शृंगवेरपुरवास्तव्येन निषादपतिना गुहेन तत्प्रदेशपर्यन्तावस्कन्दिनो विराधराक्षस्य दुर्विलसितम् । ) ત્યારે રામચંદ્રે ઋષિરક્ષણ માટે દંડકામાં જનસ્થાને જવાનો નિશ્ચય કર્યો. ( रामः–तेन विराधहतकोन्मथनाय सन्निकृष्टप्रयागमनुपक्रमन्दाकिनीपवित्रमेखलं चित्रकूटं नामाचलमुपेत्य मुनिभिरुपजुष्टतीर्थं, रक्षांसि निहत्य दण्डकां प्राप्य, सन्निहितगृध्रराज क्रमेण यामो जनस्थानम् । ). રામને દંડકારણ્યમાં લાવવા માટે માલ્યવાને કરેલી કપટકૃતિ–જેથી પછી વિરાધદનુકબંધાદિ રાક્ષસોના હાથથી રામનો વધ કરાવવાનો તેનો વિચાર હતો–સફલ થઇ ( माल्यवान्–... ततोऽनेन योगाचारन्यायेन सुदूरमाकृष्य रक्षसामन्तिकमुपनीतस्य विन्ध्यकान्तारेषु अदेशज्ञस्य विचरतः सुकराण्यवस्कन्दनानि स्युः । विराधदनुकबन्धप्रभृतयो हि दण्डकारण्यसन्निषु तीक्ष्णाश्चरन्ति । ) એવી રીતે ચોથા અંકની સમાપ્તિ થાય છે.

પાંચમા અંકનો આરંભ મલયપર્વત ઉપર થાય છે. ત્યાં જટાયુના મોટા ભાઇ સંપાતિનો નિવાસ હતો. પર્વતની બાજુમાં કાવેરી નદી વહેતી હતી ( कावेरीवलयितमेखलस्यसानौ० શ્લોક ૩ ). અભિવાદનાર્થ આવેલા જટાયુને સંપાતિ રામની હકીકત પૂછે છે.—

सम्पाति –वत्स जटायो, आपि कालविप्रकर्षान्मन्दीभूतः पितृमरण शोको रामभद्रस्य ।

....तृप्तैर्विराधमांसानां गृध्रैरावेदितं हि मे ।
*चित्रकूटाद्यथा रामः शरभङ्गाश्रमं गतः ॥ ८ ॥*
तदा च शरभङ्गेन हव्यवोह हुता तनुः ।
अथोपसेदिवान्रामः सुतीक्ष्णादीन्मुनीनाथ ॥ ९ ॥

जटायुः–बाढम् । अधुना अगस्त्यवचनाद्राम· पञ्चवट्यां प्रतिवसति ।
सम्पातिः–(चिरात्स्मृत्वा) आः । अस्ति जनस्थाने पञ्चवटी नाम गोदावरीतटोद्देशः ।

પછી જટાયુએ શૂર્પણખાકર્ણનાસૌષ્ઠકર્તન, ખરાદિવધ વિગેરે વૃત્તાન્ત કહ્યો. સંપાતિએ જટાયુને સીતારામલક્ષ્મણનું રક્ષણ કરતા રહેવાનું કહ્યું. સંપાતિને વંદન કરીને પાછા વળતાં જટાયુ પંચવટી ઉપરથી જતા હતા તે સમયે સીતાને લઇ જતો રાવણ તેના જોવામાં આવ્યો.

( अयं...गोदावरीमुखरकन्दरः ... जनस्थानमध्यदेशगो गिरिः प्रस्रवणो नाम । इयं च पञ्चवटी । ).

પછી જટાયુમરણ અને રામનો પંચવટીત્યાગ. તે પ્રસંગે રામલક્ષ્મણનો સંવાદ આપણને મહત્ત્વનો છે.

लक्ष्मणः-एतानि......अरण्यानि दक्षिणां दिशमभिवर्तन्ते तदेभिरेव पथिभिर्भयावः ।

रामः-अदृष्टापूर्वाः खल्वमी जनस्थानविभागाः ।

लक्ष्मणः-ननु तदैव तातमारुणि गृध्रराजमग्निसात्कृत्य निर्गतयोः पञ्चवट्या-श्रमादावयोः कोऽपि कालो वर्तते, यदा दूरविच्छिन्नाः सम्प्रति जनस्थान-सीमानः । यथा चैतान्यग्रतः प्रतिभयजनजान्यरण्यानि तथा नूनमसौ जनस्थानपश्चिमः कुञ्जवान्नाम दनुकबन्धाधिष्ठितो दण्डकारण्यविभागः ।

પછી કબંધવધ; ત્યારબાદ ઋષ્યમૂકપર્વતપર રહેતા, સુગ્રીવનો મિત્ર બિભીષણ, તેના લેખહારિણી શ્રમણાનું દર્શન અને તેની સાથે કિષ્કંધા તરફ ગમન. રસ્તામા દુંદુભિનો અસ્થિસંચય દેખાયો. સમંતાદ્ભાગમા 'ઋષ્યમૂક પંપાપર્યન્ત ભૂમય' અને મતંગાશ્રમોપકંટ. અંતે વાલિવધ અને રામનો બિભીષણ સુગ્રીવ સાથે મૈત્રીધર્મનો સ્વીકાર. અહિંઆ પાંચમો અંક પૂરો થાય છે.

આ પ્રમાણે ચોથા અને પાચમા અંકમા ભૂગોલવિષયક માહીતી છે. તે ઉપરથી આપણે નીચેનાં અનુમાનો બાંધી શકીએ. (૧) માલ્યવાનના ભાષણ ઉપરથી દેખાય છે કે જે પ્રદેશમાં વિરાધદનુકબંધાદિ રાક્ષસોનું અધિષ્ઠાન હતું તે દંડકારણ્યનો જ ભાગ હતો. વિરાધનો ઉપદ્રવ ચિત્રકૂટ સુધી હતો, દનુકબંધનો પ્રસંગ રામે પંચવટી મૂકયા પછી બન્યો છે. તેથી એ સ્પષ્ટ છે કે ચિત્રકૂટથી જનસ્થાનપર્યંતના સર્વ પ્રદેશનું દંડકારણ્ય નામ હતું. (૨) જટાયુનો રાવણસાથે વિગ્રહ થયો તે જટાયુ મલયથી પાછા આવતા. જટાયુનું નિવાસસ્થાન સંપાતિના સ્થાનથી બહુ દૂર નહિ હોય. તે પ્રસ્રવણ ગિરિઉપર હતું એમ उत्तररामचरितમા સ્પષ્ટ કહ્યું છે ( अंक २-श्लो० १४, १९). પ્રસ્રવણ ગિરિ કિષ્કિંધા પાસે છે એમ રામાયણમાં છે ( किष्किन्धा० सर्ग १७ ). એ બધાનો સમન્વય કરતા આપણને કહેવું પડે છે કે જનસ્થાનમા આવેલો 'પંચવટી નામ ગોદાવરી તટોદ્દેશ' અત્યારના નાસિક પાસેનો નહિ કિંતુ, પૂર્વમા આવેલો, (૩) પંચવટી મૂકયા પછી રામલક્ષ્મણે જે માર્ગે ગમન કર્યું તે જુઓ. પ્રથમ તેઓ દક્ષિણમાં આવેલા અરણ્યમાંથી 'કોઽપિકાલઃ' સુધી વાટ ચાલીને પશ્ચિમ તરફ ચાલતા જનસ્થાનની સીમા ઓળંગીને કુંજવનમા આવી પહોચ્યા. તે દંડકારણ્યનો ભાગ હતો; તે જનસ્થાનની પશ્ચિમે હતો, અને ત્યાં દનુકબંધ રહેતો હતો. ત્યાં પાસે જ ઋષ્યમૂક, પંપા, મતંગાશ્રમ વિગેરે હતા, એ પ્રવાસમાર્ગ અત્યારની નાસિક પંચવટી સાથે બંધબેસતો નથી. રામે પંચવટીથી ઋષ્યમૂક જવામા વ્યતીત કરેલો સમય બહુ લાંબો તો નથી જ. અત્યારના નાસિકથી તેટલા સમયના પ્રવાસને અંતે ઋષ્યમૂક પહોચી શકાય તે બનવાજોગ નથી. અને બીજું, ઋષ્યમૂક અત્યારના નાસિકથી દક્ષિણ-પશ્ચિમ આવેલુ છે એમ પણ ન કહી શકાય. અને આથી પણ આપણું અનુમાન વધારે દૃઢ થાય છે.

હવે 'મહાવીર ચરિત'નો સાતમો અંક.

તેમાં નીચે લખેલાં સ્થળોનો ક્રમવાર નિર્દેશ કર્યો છે. (૧) સમુદ્ર, (૨) સેતુ; (૩) મલયાચલ; (૪) એક જીર્ણ કંદર—જ્યાં રામલક્ષ્મણોએ વર્ષાકાલમાંની એક રાત્ર કહાડી હતી (૫) કાવેરી તીર, (૬) દક્ષિણમાં થોડે અંતરે આવેલો અગસ્ત્યાશ્રમ. (૭) 'પંપાપર્યંત' પ્રદેશ—આ પ્રદેશોમાં સપ્તતાલવેધ, વાલિવધ, દુંદુભિકંકલક્ષેપણ, કબંધવધ અને સીતોત્તરીય લાભ એટલી ઘટનાઓ બની હતી; (૮) જટાયુ મરણ સ્થાન; (૯) દંડકાસીમા પરનો ખરાદિયુદ્ધપ્રદેશ; (૧૦) અત્યુચ્ચ સહ્ય સાનુમાન્.* એ પર્વત આર્યાવર્તની દક્ષિણ સીમા હોવાનું દેખાય છે કારણ કવિ કહે છે. **एनमतिक्रम्य गम्यते किलार्यावर्तः।**) (૧૧) તેનું અતિક્રમણ કરતાં મધ્યદેશ આવે છે. એથી વધારે માહિતિ ભવભૂતિ આપતા નથી.

આપણા અનુમાનને બાધક એવું સાતમા અંકમાં કાઇ નથી.

**उत्तरामचरित**માંથીય આપણા અનુમાનને પોષક પુરાવો પ્રાપ્ત થાય છે.

એક વાતનો ઉલ્લેખ ઉપર આવ્યો છે. ઉ. रा. ૨/૧૫ ઉપરથી સમજાય છે કે પ્રસ્રવણગિરિ જનસ્થાનના મધ્ય ભાગમાં હતો અને તેની પાસે પંચવટી હતી. તેમ જ શંબૂક જનસ્થાનનું વર્ણન કરતાં કહે છે-'**एतानि जनस्थानपर्यन्तदीर्घारण्यानि दक्षिणां दिशमभिवर्तन्ते।...अथैतानि...पश्यतु महाभागः प्रशान्तगम्भीराणि मध्यमारण्यकानि।**' એટલાપરથી અનુમાન કરી શકીએ કે પંચવટીમાંથી-જે જનસ્થાનના મધ્ય ભાગમાં હતી ત્યાંથી-દક્ષિણ સીમાસુધી આવેલા અરણ્યો શંબૂકે રામને દર્શાવ્યા. અત્યારનું નાસિક જનસ્થાનના મધ્ય ભાગમાં નથી, ઉત્તરસીમા ઉપર છે. ત્યાંથી 'જનસ્થાનપર્યન્ત દીર્ઘ' અરણ્યો જોવાં શકય નથી. ગોદાવરીના મુખ પાસેનું જનસ્થાન લઇએ તો એ અડચણ દૂર થાય છે.

એવી કલ્પના કરીએ તો ઉતરામચરિતમાં બીજી એક અસંગતિ જેવી દેખાય છે તેનો પણ પરિહાર થઇ શકે. શંબૂક રામને કહે છે.

**मेघमालेव यश्चायमारादिव विभाव्यते।**
**गिरिः प्रस्रवणः सोऽयं यत्र गोदावरी नदी॥**

અત્યારની નાસિક પંચવટી લઇએ તો ત્યાંથી પ્રસ્રવણ પર્વત દેખાય તે અસંભવિત છે. રામાયણમાં કિષ્કિંધા કાંડના ૨૭ મા સર્ગમાં કિષ્કિંધાની બહાર તે પાસે જ હતો એમ વર્ણન છે. હાલમાં નાસિકથી કિષ્કિંધા બહુજ દૂર છે. માટે માનવું પડે છે કે પંચવટી દક્ષિણમાં હોવી જોઇએ.

---

* એ ઠેકાણે 'સહ્ય' ને બદલે 'વિન્ધ્યઃ' એવું પાઠાન્તર જોઇએ એમ મને લાગે છે. વિન્ધ્ય પર્વત આર્યાવર્તની દક્ષિણ મર્યાદા રૂપે હતો એમ પ્રસિદ્ધિ છે. (ઉદાહરણ તરીકે જુઓ **मनुस्मृति** अ० २. श्लो० २२; अ० १० श्लो० ३४). સહ્ય પર્વતને માટે તેવી પ્રસિદ્ધિ નથી. સિવાય દક્ષિણથી ઉત્તરે જતી વખતે સહ્ય પર્વત ઓળંગવાની ખાસ આવશ્યકતા નથી. કારણ સહ્યપર્વતની હાર મુખ્યતઃ દક્ષિણોત્તર છે. એકાદ ભાગ પૂર્વ પશ્ચિમ કદાચ હશે; પરંતુ તે 'અત્યુચ્ચ' વિશેષણને લાયક હોવાનો સંભવ નથી એ સ્પષ્ટ છે.

આ મત સમર્થનાર્થે બીજો એક પુરાવો ઉત્તરરામ–ચરિતમાં જ છે. રામની રજા લેતા પહેલા શંબૂક કહે છે– 'यावत्पुराण ब्रह्मवादिनमगस्त्यमृषिमभिवाद्य शाश्वतं पदमनुप्रविशामि।' થોડા જ વખતમાં આશ્રમથી પાછા આવીને રામને અગસ્ત્યનો સંદેશ કહે છે. તે ઉપરથી પણ એવી કલ્પના કરવામાં બાધ નથી કે અગસ્ત્યાશ્રમથી પંચવટી દૂર નહોતી; નાસિક એટલું તો દૂર નજ હશે  અગસ્ત્યાશ્રમ ગોદાવરી મુખની દક્ષિણે કોઈ ઠેકાણે હોવાનું નાટકમાં છે તે ઉપર બતાવ્યું છે.

બીજો એક શ્લોક જુઓઃ—

एते ते कुहरेषु गद्गदनदद्गोदावरीवारयो
मेघालम्बितमौलिनीलशिखराः क्षोणीभृतो दक्षिणाः।
अन्योन्यप्रतिघातसंकुल चलत्कल्लोलकोलाहलै–
स्तालास्त इमे गभीरपयसः पुण्याः सरित्सङ्गमाः॥

જનસ્થાન તે અત્યારનું નાસિક સમજીએ તો, 'गद्गदनदद्गोदावरीवारयः' અને 'अन्योन्यप्रतिघातसंकुलचलत्कल्लोलकोलाहलैः' આ પદો અયુક્તાર્થક થાય છે. એ તો કવિકૃત વર્ણનની અતિશયોક્તિ સમજવી, એમ કદાચ કોઇ કહેશે. પરંતુ ઉપર સમર્થન કરવામાં આવેલું અનુમાન સાચું હોય તો એવા કલ્પનાગૌરવની અવશ્યકતા રહેતી નથી. કવિ યથાતથ વસ્તુસ્થિતિનું જ વર્ણન કરે છે એમ માનવું ઔચિત્ય ભરેલું છે. તેમજ, આ શ્લોકમાં संगमाः એ બહુ વચનાવાળું પદ છે. અત્યારની નાસિક પંચવટી લઇએ તો ત્રણ અથવા વધારે સંગમોના અભાવે, આ બહુ વચનવાળા પદનો પ્રયોગ ભૂલ ભરેલો અથવા અતિશયોક્તિપૂર્ણ માનવો પડશે. પરંતુ, ગોદાવરીના સાત મુખ પાસેની પંચવટી લઇએ તો બધું વર્ણન બંધ બેસતું આવે છે. ઉપર बालरामायणनो શ્લોક ( धावत्सप्तांग० વિગેરે अ १० श्लो० ७० ) અને अनर्घराघवनुं વચન ( आन्ध्र विषयलक्ष्म्याः० વિગેરે ) એ ટાંકયા છે તેમાં સ્પષ્ટ કહ્યું છે કે ગોદાવરીના સાત સમુદ્ર સંગમ છે. એવી રીતે આપણા અનુમાનના બળે गद्गदनदत् इत्यादि વર્ણન અને संगमा એ પદ સાર્થ થાય છે.

સારાંશ ભવભૂતિના મત પ્રમાણે જનસ્થાન, નાસિક–પંચવટી અત્યારે માનીએ તે નહિ કિંતુ તે ઠેકાણું ગોદાવરી–સમુદ્ર સંગમ પાસેના હોવા જોઇએ,

भट्टि–આ છઠ્ઠી શતાબ્દીનો કવિ છે; તેના કાવ્યનું નામ भट्टिकाव्य.

આ કવિએ ભૂગોલવિષય માહિતિ બહુ આપી નથી. ભરતનો મેળાપ થયા પછી રામ દંડકારણ્યમાં ગયા ત્યાં વિરાધવધ; પછી શરભંગ મુનિનું દર્શન કરી સુનીક્ષ્ણાશ્રમ પાસે એક પર્ણશાલામાં રામાદિ ત્રિવર્ગે ઘણા દિવસ નિવાસ કર્યો. પછી તે અરણ્યમાં ફરતાં ફરતાં અન્ય મુનિઓના સન્નિધ પર્ણશાલા કરીને તેઓ રહ્યા. ત્યાં શૂર્પણખાનો પ્રસંગ બન્યો. આગળમાં, ખરાદિવધ, માયામૃગ વિલોભન, સીતાપહાર, જટાયુવધ, રામવિલાપ, કબંધ વધ, ઋષ્યમૂક પર્વત પ્રત્યે પ્રયાણ અને શબરીદર્શન, એટલા વૃત્તાંત આવે છે. પંપાસરોવર

પાસે આવેલા રામલક્ષ્મણને જોઇને તેઓ વાલિના દૂત હશે એવી શંકા સુગ્રીવના મનમાં થઇ અને તેણે મલય પર્વતનો આશરો લીધો. ( સર્ગ ૧, શ્લોક ૮૯ ) પરંતુ હનુમાને સાચી બીના કહેતાં તે નિર્ભય થયો અને રામલક્ષ્મણ સાથે સખ્ય કર્યું. ત્યારબાદ, વાલિવધ અને કિષ્કિંધામા સુગ્રીવાભિષેક વિગેરે હકીકત છે. સીતાશુદ્ધિ માટે વાનરોની જે ટૂકડીઓ મોકલવામાં આવી હતી તેમાથી દક્ષિણની ટૂકડી વિંધ્ય પર્વત ઉપર આવે છે ( સ૦ ૭ શ્લોક૦ ૫૩, ૯૪ ) ત્યા સંપાતિ મળે છે અને તેના કહેવા ઉપરથી મારુતિ સમુદ્રલંઘન કરીને લંકા જાય છે. સીતાને રામવૃત્તાંત નિવેદન કરતી વખતે હનુમાન્ કહે છે–

विप्रकृष्टं महेन्द्रस्य न दूरं विन्ध्यपर्वतात् ।
नानभ्यासे समुद्रस्य तव माल्यवति प्रियः ॥

सर्ग ८, श्लोक १११

આ શ્લોકનો અર્થ ટીકાકારોએ બે પ્રકારે કર્યો છે. આમા જ્યાં રામ રહેતા હતા તે માલ્યવાન્ પર્વતનું મહેંદ્ર, વિંધ્ય અને સમુદ્ર, એથી અંતર કેટલું હતુ તે કહ્યું છે. ' મહેંદ્ર પર્વતથી દૂર, અને વિંધ્ય અને સમુદ્ર–એમની પાસે આવેલા માલ્યવાન્ પર્વત ઉપર તારો પ્રિય પતિ છે ' એવો એક ટીકાકારનો અર્થ છે ' મહેન્દ્ર, વિંધ્ય અને સમુદ્ર એમની પાસે આવેલા માલ્યવાન્ પર્વત ઉપર તારો પ્રિયપતિ છે ' એવો અર્થ બીજો ટીકાકાર કરે છે. ' મહેંદ્ર અને સમુદ્ર એમની પાસે અને વિંધ્યથી દૂર ' એવો પણ અર્થ પહેલા ત્રણ ચરણોનો થઇ શકે. કયો અર્થ કવિને અભિપ્રેત હશે તે કહેવું મુશ્કેલ છે. ત્રણે અર્થોનું એક એક દૃષ્ટિથી સમર્થન કરી શકાય. એવા સૂક્ષ્મ વિવાદમા ઉતરવાની હાલ જરૂર નથી. આપણે સારાંશ એટલો જ લઇશું કે શ્લોકનો અર્થ અનિશ્ચિત હોવાથી કોઇ પણ પક્ષને કેવળ સમર્થક તરીકે આ શ્લોકનો આધાર લઇ શકાય તેવો નથી.

એવી રીતે આ શ્લોક કામનો નથી; તોપણ સ૦ ૭।૫૩ અને ૭।૫૪ કહ્યું છે કે વિંધ્ય પર્વત કિષ્કિંધાથી દક્ષિણમાં હતો, તેથી જનસ્થાન અને કિષ્કિંધા વિંધ્યની ઉત્તરે હોવા જોઇએ એવું કોઇ અનુમાન કરશે. પણ તેમા એક વાંધો આવે તેમ છે. રામનું પંપાગમન અને સુગ્રીવનું મલયગમન એની બરાબર સંગતિ થતી નથી. બીજું ઉપર કહેવામાં આવ્યું છે કે મુરારિના મત પ્રમાણે સંપાતિનું નિવાસસ્થાન પણ મલય પર્વત ઉપર હતું. ભટ્ટિ કહે છે કે વિંધ્ય ઉપર સંપાતિ વાનરોને મળ્યો. એ ચિંત્ય છે. અસ્તુ. એવી રીતે, પંપા અને મલય એમની ભૂગોલ સ્થિતિ ૭।૫૩, ૫૪ સાથે બંધબેસતી આવતી નથી. પંપા નામનું અન્ય સરોવર અને મલય નામનો બીજો પર્વત વિંધ્યાદ્રિની ઉત્તરે હતો એમ માનવામાં સાહસ છે કારણ તેનો પુરાવો સબળ નથી. કવિની ભૂગોલવિષયક માહિતિ બહુ જ મર્યાદિત હોવાથી તેના લખવામા વિસંગતિ દોષ દેખાય છે એમ માનવું વધારે યુક્ત છે એમ મને લાગે છે.

कुमारदास—એ પણ છઠ્ઠી શતાબ્દીનો કવિ છે. એના કાવ્યનું નામ जानकीहरणम्.

જાનકીહરણમાં આપણે માટે ઉપયોગી એવું કાંઇ મળતું નથી. ચિત્રકૂટે ભરતમેળાપ પછી રામ પંચવટી તરફ આવ્યા. માર્ગમાં વિરાધનો પ્રસંગ બન્યો.

ततस्तं त्यजता शैलं विराधो रावणारिणा ।
दृष्टस्तनूनपादर्चिबभ्रुः पञ्चवटीपथे ॥

स० १०-६९.

ત્યાંથી પંચવટી; ત્યાં શૂર્પણખાવિરૂપકરણ, ખરાદિવધ, રાવણકૃત સીતાહરણ. અહીંઆ દશમસર્ગની સમાપ્તિ થાય છે. કાવ્ય અધૂરૂં રહિ ગયું છે કે કેમ તે કહી શકાતું નથી.

**વિમલસૂરિ**:—આ એક જૈન ગ્રંથકાર છે. તે ત્રીજી શતાબ્દીમાં થયા હશે એવું અનુમાન છે. તેણે 'પઉમચરિય (પદ્મચરિત) નામક પ્રાકૃત ગ્રંથ રચ્યો છે. તેમાં જૈનાગમાનુસાર રામચરિત્ર વર્ણવ્યું છે. આ જ ગ્રંથના આધારથી પ્રસિદ્ધ જૈન સાધુ હેમચંદ્રે 'જૈન રામાયણ' નામક સંસ્કૃત ગ્રંથ રચ્યો છે. પ્રસ્તુત વિષયના અંગે જરૂર જેટલા શ્લોકો હેમચંદ્રના સંસ્કૃત ગ્રંથમાથી આપ્યા છે. જ્યાં વિમલસૂરિ વધારે માહિતિ આપે છે ત્યાં પ્રાકૃત વચનો છાયાસહિત મૂકયા છે.+

અયોધ્યાથી નીકળ્યા પછી—

अथोग्रं श्वापदपदं निर्मनुष्यां घनद्रुमाम् ।
पारियात्राटवीं मापुर्जानकीरामलक्ष्मणाः ॥ ४९६ ॥
अभिधानेन गम्भीरां गम्भीरावर्तभीषणाम् ।
पृथुप्रवाहां पथि ते समीक्षाञ्चक्रिरे नदीम् ॥ ४९७ ॥
उत्ततार ततो रामो दुस्तरां तां तरङ्गिणीम् ।
ससीतालक्ष्मणः सास्रैः मेक्षितस्तैस्तटस्थितैः ॥ ५०१ ॥
कैकेयीभरतौ षड्भिः मापतुस्तद्वनं दिनैः ।
अपश्यतां द्रुमूले च जानकीरामलक्ष्मणान् ॥ ॥ ५११ ॥
रामः प्रणम्य कैकेयीं संभाष्य भरतं तथा ॥
विससर्ज मतस्थे च ककुभं दक्षिणा मति ॥ ५२७ ॥

सौमित्रिमैथिलसुतासहितोऽथ रामो
गच्छन्नतीत्य गिरिमध्वाजि चित्रकूटम् ।
आसादयत्कतिपयैर्दिवसैरवन्ति-
देशैकदेशमवनीस्थित देवदेश्यः ॥ ५३७ ॥

सर्ग ४.

+પ્રાકૃત શ્લોકોની છાયા અર્થ વિગેરે બાબતમાં પ્રસિદ્ધ જૈન પંડિત બેચરદાસે મને ઘણી મદદ કરી છે; તે વિશે હું તેમનો ઉપકાર માનું છું

મૂળ પ્રાકૃત ગ્રંથમાં એવું વર્ણન છે કે રામ ચિત્રકૂટથી ચાર મહિને અવન્તિ ગયા. પછી એક નિર્જન પ્રદેશનો ઇતિહાસ આપેલો છે. પછી રામ ઉજ્જયિની પહોંચ્યા.

रामस्तत्र निशां नीत्वा ससीतालक्ष्मणः प्रगे ।
गच्छन्क्रमेण सम्प्राप देशं कमपि निर्जलम् ॥ ७७ ॥

सर्ग ५.

પ્રાકૃતમાં નીચેના શ્લોકો છે તે ઉપરથી દેખાય છે કે તે દેશ નિર્જલ ન હતો અને તેનું નામ કૂપપદ્ર હતું.

एवं ते मन्दमन्दा दसरहतणया मेइणी सञ्चरन्ता
नाणागन्धाइपुण्णे तरुणतरुफले भुञ्जमाणा पभूए ।
पत्ता ते कूववद्दं वहुभवणमहावप्पवावीसमिद्धं
उज्जाणे संणिविट्ठा विमल कुसुमिए मत्तभिङ्गाणुगीए ॥ १४८ ॥

उद्देश ३३

छाया—एवं ते मन्दमन्दं दशरथतनयो मेदिनीं सञ्चरन्तौ
नानागन्धातिपुण्यानि तरुण तरुफलानि भुञ्जानौ प्रभूतानि ।
प्राप्तौ तौ कूपपद्रं वहुभवनमहावप्रवापीसमृद्धं
उद्याने सन्निविष्टौ विमल कुसुमिते मत्तभृङ्गानुगीते ॥

અસ્તુ આગળ ચાલતાં હેમચંદ્ર કહે છે:

........काकुत्स्थस्तस्थौ तत्र दिनत्रयम् ।
निशाशेषे सुप्तजने ससीता लक्ष्मणो ययौ ॥ ९९ ॥
प्राप क्रमेण रामोऽपि नर्मदामुत्ततार च ।
पथिकैर्वार्यमाणोऽपि विन्ध्याटव्यां विवेश च ॥ १०१ ॥
विन्ध्याटवीमतिक्रम्य प्राप तापीं महानदीम् ॥ १२३ ॥
तापीमुत्तीर्य च क्रामंस्तद्देशप्रान्तवर्तिनम् ।
अरुणग्राम नामानं रामो ग्राममथासदत् ॥ १२४ ॥
ते गच्छन्तः क्रमात्प्रापुररण्यमपरं महत् ।
कज्जलश्यामजलदः कालश्च समुपाययौ ॥ १३२ ॥
ततः प्रावृष्यतीतायां ................ ॥ १६३ ॥
ते क्रामन्तः प्रतिदिनं जानकीरामलक्ष्मणाः ।
त्यक्त्वारण्यानि विजयपुरं सन्ध्याक्षणे ययुः ॥ १६८ ॥

रात्रिशेषे ततो रामः ससीता लक्ष्मणोऽचलत् ।
क्रमाद्वनानि लङ्घिता प्राप क्षेमाञ्जलिं पुरीम् ॥ २४१ ॥
निशायां निर्ययौ रामः सायं प्राप च पत्तनम् ॥
वंशस्थलं नाम वंशस्थलास्त्यादि तटस्थितम् ॥ २५९ ॥
सर्ग ५.

વંશસ્થળ છોડયા પછી રામ દંડકારણ્યમાં આવેલી કર્ણરવા નામની નદી પાસે આવ્યા ત્યાં તે લક્ષ્મણને કહે છે:—

तत्थ समुद्दासन्ने काऊणं आलयं परिवसामो ।
भणिउ य लक्खणेमा जहाणवेसि त्ति एवेयम् ॥
उद्देश ४०-१४.

छाया—तत्र समुद्रासन्ने कृत्वा आलयं परिवसाम ।
भणित च लक्ष्मणे न यथाज्ञापयासि इत्येवेदम् ॥

ત્યાં અમુક કાલ રહ્યા પછી—

अथ ते वणतरुगहणं छड्घेऊणं च पव्वए वहवे ।
अब्भन्तर पविट्ठा तस्सारण्णस्स भयरहिया ॥ ४२ ५ ॥
छाया—अथ ते वनतरुगहनं लङ्घयित्वा च पर्वतान्वहून् ।
अभ्यंन्तरं प्रविष्टास्तस्यारण्यस्य भयरहिताः । ५

તે અરણ્યમાં ક્રૌંચરવા નદીને કાંઠે ત્રણ જણાએ વર્ષાકાલ વીતાડયો. (૪૨-૩૫) શ્લોકો આપીને વધારે જગ્યા રોકવાની ઇચ્છા નથી, માટે એટલું જ કહું છું કે આગળ અનુક્રમથી શૂર્પણખાવિરપકરણ, ખરદૂષણાદિવધ, સીતાહરણ, વાલિવધ, સુગ્રીવસખ્ય, ઇત્યાદિ પ્રસંગોનો ઇતિહાસ છે

અહીંઆ સુધી જોવામાં આવેલા સ્થળોનો ક્રમ આપણને બતાવે છે કે જનસ્થાન અને કિષ્કિંધા આ બન્ને સ્થળો દંડકારણ્યના આગ્નેય ખૂણે આવેલા સમુદ્રની પાસે અને કર્ણરવા નદીની પાર–એટલે દક્ષિણે હતા. વિમળસૂરિ એમ કહે છે કર્ણરવા અને ક્રૌંચરવા નદીઓ નર્મદા–તાપીથી દક્ષિણે જ હોવી જોઇએ. ત્યાંથીય દક્ષિણે જનસ્થાન–કિષ્કિંધા હતા. સ્થલાનુક્રમથી એમ લાગે છે કે કર્ણરવા તે ગોદાવરી હોવી જોઇએ અને ક્રૌંચરવા તે ગોદાવરીનું એકાદ મુખ હશે એક વાત તો સ્પષ્ટ જ છે, જનસ્થાન સમુદ્ર પાસે આવેલું હતું–વિમલસૂરીના મત પ્રમાણે–અને તે સમુદ્ર પૂર્વ સમુદ્ર જ હોઇ શકે. અર્થાત્ વિમળસૂરીનું જનસ્થાન અત્યારના નાસિક–જનસ્થાનથી ભિન્ન છે

પ્રવરસેન—એ રાજકવિ ભ્રિરત–શકના આરંભે થઇ ગયો છે. એમનું દશમુખવધ અથવા સેતુબન્ધ નામક પ્રાકૃત કાવ્ય પ્રસિદ્ધ છે.

કાવ્યના પ્રથમ આશ્વાસમાં કિષ્કિંધાથી રામપ્રયાણનું વર્ણન કરતી વખતે કવિએ ફક્ત ત્રણ જ પર્વતનો ઉલ્લેખ કર્યો છે. ૧ વિંધ્ય (૫૪); ૨ સહ્ય (૫૬); અને ગિરિ નદીઓનું ઉલ્લંઘન કરી (૫૫) ૩ મલય (૫૯).. છઠ્ઠા આશ્વાસમાં મહેંદ્ર પર્વતનો ઉલ્લેખ છે (૨૨) પરંતુ તે સામાન્ય સ્વરૂપનો હોવાથી પ્રસ્તુત પ્રકરણમા વિશેષ બોધ થતો નથી. મલયાચલથી લંકામાં આવેલ સુવેલ પર્વત સુધી બાંધેલું સેતુનું વિસ્તૃત વર્ણન સાતમાં આશ્વાસમા છે; પરંતુ તેનો અત્રે ઉપયોગ નથી. કિષ્કિંધા પછી માર્ગમા વિધ્યનો નિર્દેશ છે, તેથી કિષ્કિંધા અને અર્થાત્ જનસ્થાન અને પંચવટી વિંધ્યથી ઉત્તરમાં આવેલાં હોવાં જોઇએ એવો પ્રવરસેનનો અભિપ્રાય દેખાય છે. તે ભૂગોલવિષયક ઇતર માહિતી કાંઇ આપતા નથી માટે વધારે લખી શકાય તેમ નથી.

**कालिदासः**—આ કવિનું નામ સૌને જાણીતું છે. તેનો સમય ખ્રિસ્તપૂર્વ પ્રથમ શતાબ્દીનું દ્વિતીયાર્ધ એમ હું માનું છું. તેના **रघुवंश**ના આધારે નીચેની માહિતી આપવામાં આવે છે.

**रघुवंश**ના બારમા સર્ગમા રામના દક્ષિણના પ્રવાસની હકીકત આપેલી છે. ચિત્રકૂટથી નીકળ્યા પછીના સ્થલોનો અને વૃત્તાંતોનો અનુક્રમ નીચે પ્રમાણે છેઃ-(૧) અનસૂયા–અત્રિનો આશ્રમ; (૨) વિરાધવધ; (૩) પછી અગસ્ત્યાદેશથી પંચવટીનિવાસ; (૪) ત્યાં શૂર્પણખાવિરૂપકરણ, ખરાદિવધ અને સીતાહરણ; (૫) લૂનપક્ષ જટાયુનું દર્શન, (૬) કબંધવધ; (૭) સુગ્રીવ સખ્ય; (૮) અંતે સીતાશુદ્ધિ, પુષ્પક વિમાનમા બેસીને લંકાથી પાછાં આવતી વખતે રસ્તામા દેખાતા સ્થલોનું મનોહર વર્ણન તેરમા સર્ગમા છે. (૧) લંકા છોડતા સમુદ્રોલ્લંઘન પછી પ્રથમ જનસ્થાનનું વર્ણન છે. (૨) નંતર, માલ્યવાન્ પર્વત જ્યાં વિરહાવસ્થ રામ વર્ષાકાલમાં રહ્યા હતા (૩) પંપા સરોવર; (૪) ગોદાવરી નદી; (૫) 'અનુગોદ' (૬) અગસ્ત્યાશ્રમ, (૭) પંચાપ્સર સરોવર; (૮) સુતીક્ષ્ણાશ્રમ; (૯) શરભંગાશ્રમ; (૧૦) ચિત્રકૂટ; (૧૧) છેવટમાં ગંગા યમુના નદીઓ વિગેરે. આખા રઘુવંશમાં કિષ્કિંધાનું નામ નથી. જનસ્થાનનો ઉલ્લેખ ત્રણ સ્થળે છે. ૬/૨૬, ૧૨/૪૨ અને ૧૩/૨૨ મા. પંચવટીનો ઉલ્લેખ બે ઠેકાણે છે. ૧૩/૩૧ અને ૧૩/૩૪ મા. ગોદાવરીનો બે ઠેકાણે ૧૩/૩૩ અને ૧૩/૩૫ મા. વિંધ્ય પર્વતનો નિર્દેશ પાચ વાર છે. ૬/૬૧, ૧૩/૨૯, ૧૪/૮, ૧૬/૩૧, અને ૧૬/૩૨.

આ ઉપરથી શું અનુમાન કરી શકીએ? એક તો એ લંકાથી આવતા સમુદ્ર પછી તરતજ જનસ્થાન આવે છે એટલે તે અત્યારના નાસિક પાસેનું ન જ હોય. જનસ્થાન પછી પંપા–પંચવટી આવે છે; તે પણ તેમજ બતાવે છે. અત્યારનું નાસિક પંચવટીથી ઉત્તરમા બહુ દૂર આવેલું છે. બીજું એ કે અગસ્ત્યાશ્રમ પહેલા પંચવટીનો ઉલ્લેખ છે તેથી પંચવટી અગસ્ત્યાશ્રમથી દક્ષિણે હોવી જોઇએ. અગસ્ત્યાશ્રમ પૂર્વ સમુદ્રના કાંઠે હતો તે આપણે પૂર્વે જોયુ છે; ત્યારે પંચવટી પણ પૂર્વ સમુદ્ર પાસે ગોદાવરીની દક્ષિણે આવે છે. એટલે તે અત્યારની પંચવટી ન હોઇ શકે. ૧૩/૩૨ મા કહ્યું છે કે રામ અગસ્ત્યની આજ્ઞાથી પંચવટી રહેવા ગયા. તે આપણા અનુમાનને વધારે મજબૂત કરે છે.

**रघुवंश**ના છઠ્ઠા સર્ગમાં ઇંદુમતી સ્વયંવર વર્ણન છે. સ્વયંવર માટે આવેલા જુદા

જુદા રાજાઓની માહિતી સુનંદા ઇંદુમતીને આપે છે તે વખતે 'ઉરગપુરનાથ' પાંડ્ય રાજાનું વર્ણન કરતાં સુનંદા કહે છે–

> अस्त्रं हरादाप्तवता दुरापं येनेन्द्रलोकावजयाय दृप्तः ।
> पुरा जनस्थान विमर्दशङ्की संधाय लङ्काधिपतिः प्रतस्थे ॥६९१॥

ભાવાર્થ–આ પાંડ્ય રાજાને શંકર પાસેથી અસાધ્ય અસ્ત્રની પ્રાપ્તિ થઇ હતી; તેથી રાવણને બ્હીક લાગી કે સખ્યને અભાવે જનસ્થાન જે પ્રદેશ ખરદૂષણાદિ રાવણના બંધવોથી વ્યાપ્ત હતો તે–પાંડ્ય રાજા આક્રાંત કરશે. માટે પ્રથમ તેની સાથે સંધિ કરી પછી રાવણે ઇંદ્રલોક વિજયાર્થ પ્રમાણ કર્યું.

આથી આપણે અનુમાન કરી શકીયે કે જનસ્થાન પાંડ્ય દેશની પાસે અથવા પાંડ્ય દેશની સરહદ ઉપર આવેલું હોવું જોઇએ. નહિ તો રાવણને પાંડ્ય રાજાથી ડરવાનું કારણ ન હતું. આ પાંડ્ય દેશ કયો તેનો ખુલાસો ચોથા સર્ગમાં કર્યો છે. દિગ્વિજયાર્થ નીકળેલા રઘુએ દક્ષિણ તરફ જતા પ્રથમ કલિંગ પછી તરતજ પાંડ્ય દેશ જીત્યાનું વર્ણન કવિએ કર્યું છે. કલિંગ એટલે અત્યારનો ઓરિસા પ્રાંત અને ગોદાવરીથી ઉત્તર તરફનો મદ્રાસ ઇલાકાનો થોડો ભાગ. ગોદાવરીનો દક્ષિણ કાંઠો તે પાંડ્ય દેશની ઉત્તર સરહદ હશે. $\frac{६}{५९}$ ઉપરથી પણ તેમ લાગે છે. તેમાં પાંડ્યરાજાને 'ઉરગપુરનાથ' કહ્યો છે. ઉરગપુર તે અત્યારનું નાગાપટ્ટણ કદાચ હશે, જે રાજમહેંદ્રી પાસે છે. કાવેરી અને તામ્રપર્ણી નદીઓ પાંડ્ય દેશમાં હોવાનું $\frac{४}{४९}$ અને $\frac{६}{६०}$ માં સૂચવ્યું છે. તેથી સ્પષ્ટ દેખાય છે કે કાલિદાસના અભિપ્રાય પ્રમાણે, ગોદાવરી–કાવેરી વચ્ચેના પૂર્વસમુદ્રના કાંઠાપરના પ્રદેશનું પાંડ્ય નામ હતું. હમણાં જ આપણે જોયું કે જનસ્થાન પાંડ્યની સરહદપર આવવું જોઇએ. પૂર્વે અનર્ઘરાઘવના ટીકાકાર રુચિપતિનું એક વાક્ય મેં ઉદ્ધૃત કર્યું છે–'जनस्थानं मलयाद्रिसमीपे रक्षोवासस्थानम् ।' તેને માટે સબળ પ્રત્યંતર એવી રીતે રઘુવંશમાં જડી આવે છે. આ પ્રમાણે જનસ્થાન તે પાંડ્યદેશની પૂર્વ સીમા ઉપરનો પ્રદેશ એમ નિશ્ચિત થયા પછી, રામાયણ કાલીન પંચવટી અત્યારની નાસિક–પંચવટીથી જુદી હોવી જોઇએ એમ પણ નિશ્ચિત થાય છે.

નિષ્કર્ષ:—અત્યારસુધી આપણે દસ ગ્રંથકારોના ગ્રંથોનું ટુંકમાં પર્યાલોચન કર્યું તેનો સારાંશ જોતાં નીચે પ્રમાણે સ્થિતિ છે:–દસ કવિમાં એક કુમારદાસ કાંઇ માહિતી આપતા નથી; બે, પ્રવરસેન અને ભટ્ટિ થોડી આપે છે. તે આપણા અનુમાનને બાધક જેવી લાગે છે; પરંતુ તેઓનું ભૂગોલનું જ્ઞાન બહુજ અલ્પ દેખાય છે, અને તેઓએ આપેલું વર્ણન પણ સુસંગત નથી. માટે તેઓનો પુરાવો નિઃશંક રીતે ગ્રાહ્ય મનાય તેવો નથી. બાકી રહ્યા સાત કવિઓ. તેઓનો જનસ્થાનની બાબતમાં એક મત છે.–પૂર્વ કાંઠાપર, ગોદાવરી સમુદ્ર સંગમ નજદીક, અગસ્ત્યાશ્રમ પાસે નાસિક–પંચવટી–જનસ્થાન હોવાં જોઇએ. બીજી એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. આ સાત કવિઓમાં, કાલિદાસ સૌથી પૂર્વ, ખ્રિસ્ત પૂર્વ કાલમાં થઇ ગયો છે. જયદેવ, સૌથી છેલ્લો, ખ્રિસ્તની ૧૪ મી શતાબ્દીમાં થયો છે. તેથી એમ માનવામાં બાધ નથી કે લગભગ ૧૪૦૦–૧૫૦૦ વરસ સુધી રામાયણ કાલીન જન-

સ્થાન પૂર્વમાં હોવાની માન્યતા અપ્રતિહત ચાલતી આવી હતી. અત્યારની માન્યતાનો ઉગમ કેવી રીતે થયો હશે તેનું વિવેચન કરવાનું આ સ્થળ નથી.

આરંભમાં કહ્યું છે તેમ કાવ્યનાટકોના આનુષંગિક આધારપર આપણા અનુમાનની ઇમારત રચાઇ છે. રામાયણાદિ ઇતિહાસનો મૂળ આધાર છે કે નથી એવો પ્રશ્ન સાહજિક રીતે ઉદ્ભવશે. પણ તેની ચર્ચા અત્રે ન થઇ શકે. રામાયણાદિ ઇતિહાસનો અને પુરાણોનો આધાર મળે છે એટલુંજ ટુંકમા કહેવાની રજા લઇશ. બનશે તો તદ્વિષયક ચર્ચા બીજા એક નિબંધમા કરવાનો વિચાર છે.

બીજો એક ખુલાસો કરવો જોઇએ. નાસિક અને પંચવટી એ લગભગ પર્યાય શબ્દો તરીકે મેં વાપર્યા છે. વાસ્તવિક તેમ નથી. દંડકારણ્યનો એક વિભાગ જનસ્થાન; જનસ્થાનનો એક વિભાગ પંચવટી, પ્રાચીન ઇતિહાસમા નાસિકનો ઉલ્લેખ પંચવટી સાથે મળતો નથી. શૂર્પણખાનાસિકાનું છેદન ત્યા થયુ માટે રામની પંચવટીને જ નાસિક પ્રાચીન કાલમાં કહેવામા આવતું કે નહિ તે હું કહી શકતો નથી. તેમ હશે તો નાસિક નામના બે સ્થળો ગણવા જોઇએ; અને નાસિક પંચવટી એક થાય. તેમ ન હોય તો નાસિક અને રામની પંચવટી જુદાં સ્થાનો ગણવા જોઇએ. પરંતુ હાલમા નાસિક તે જ પંચવટી મનાય છે. તે રૂઢિને અનુસરીને મેં નાસિક પંચવટી એક ગણ્યા છે.



# ૭ ગુજરાતના પ્રાચીન ઈતિહાસમાં ઉમેરવાનું એક પ્રકરણ.

લેખક—રા. રા. દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસકળકર.

પ્રબંધચિંતામણિ, રત્નમાળા આદિ પ્રબંધો ઉપરથી જણાય છે કે ગુજરાત દેશમાથી કનોજના રાજાઓ ખંડણી લેતા હતા. એવીજ હકીકત ગુજરાતની ફારશી તવારીખ 'મિરાત ઇ. અહમદી'માં પણ લખેલી છે. પ્રબંધ ચિંતામણિમાં મેરુતુંગ[1] એમ પણ લખે છે કે કનોજના રાજા તરફથી ખંડણી લઇ જવાને જે લોક આવતા હતા તેઓને ખંડણી ઉઘરાવવામાં વનરાજ ચાવડો સાહાય્ય કરતો હતો અને જ્યારે એ લોકને લઇને સ્વદેશ જતા હતા ત્યારે વનરાજ તેઓની પાસેથી બધુ દ્રવ્ય પડાવી લેતો હતો. આવી રીતે વનરાજના ભાગ્યનો ઉદય થવા લાગ્યો.

એવા એવા વૃત્તાંત ગુજરાતના ઇતિહાસવિષયક ગ્રંથોમા ઇશારારૂપ મળે છે. પરંતુ કનોજના કોણ કોણ રાજાના તાબામા તે વખત ગુજરાત દેશ હતો એનું કાંઇ પણ શિલાશિલાબંધ પ્રમાણ મળતું નહતું. ગુજરાત અને કાઠિયાવાડના ગૅઝેટીયરો તથા બીજા ગુજરાતના ઇતિહાસને લગતા પુસ્તકોમા તે વિષે કાઇ પણ માહિતિ આપેલી નથી. તથાપિ થોડા વરસ પહેલાં ગુજરાત કાઠિયાવાડમા તેમજ અન્યત્ર જે કાઇ તામ્રપત્રો અને શિલાલેખો ઉપલબ્ધ થયા છે તે ઉપરથી કનોજમા એક વખત ગુર્જર પ્રતિહાર કરીને જે એક પ્રતાપી રાજવંશ રાજ્ય કરતો હતો તેમાના કોઇ રાજાઓનો અમલ ગુજરાત કાઠિયાવાડ ઉપર ચાલતો હતો એમ આપણે જાણી શકીએ છીએ. શોધખોળનો ઉપયોગ આપણા દેશનો પ્રાચીન ઇતિહાસ તૈયાર કરવાના કામમા કેટલો થાય છે તેનું આ એક સારૂં ઉદાહરણ છે. ગુર્જર પ્રતિહાર રાજાઓ વિષે જાણવા આપણે હવે જે સમર્થ થયા છીએ તે પ્રો. દેવદત્ત ભાંડારકર, ડૉ૦ ફ્લીટ, ડૉ૦ કિલહૉર્ન, પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝા જેવા પંડિતોના શ્રમનું ફળ છે. તેઓના લેખોના સાહાય્યથી તેમ જ અનેક ઉત્કીર્ણ લેખો ઉપરથી તે રાજવંશ સંબંધી મળેલી માહિતિ સંકલિત કરી નીચે આપવાનો પ્રયત્ન કર્યો છે.

ગુર્જર પ્રતિહાર રાજાઓ મૂળ ક્યાના, તેઓનું નામ શાઉપરથી પડ્યું, તેઓના વંશનો પ્રસ્થાપક કોણ વિગેરે સંબંધી વિશ્વાસલાયક કાઇ માહિતિ મળતી નથી. તથાપિ અનેક ઉલ્લેખો ઉપરથી એટલું માત્ર સ્પષ્ટ દેખાય છે કે ગુર્જર રાજાઓનો અમલ રાજપુતાનામા ઘણા પ્રાચીન કાળથી, એટલે ઓછામા ઓછા ઇ. સ ના છઠ્ઠી શતાબ્દીથી, ચાલતો હતો. ગુર્જર રાજાના મનમા પ્રભાવકવર્ધન (ઇ. સ. ૫૮૫) વિષે બહુ ભીતિ હતી આવો બાણ કવિના હર્ષચરિતમા ઉલ્લેખ છે. પ્રસિદ્ધ જ્યોતિષી બ્રહ્મગુપ્ત (ઇ. સ. ૬૨૮) ગુર્જરોની રાજધાની ભીલમાલનો રહીશ હતો એમ કહેવાય છે. ઇ. સ. ૬૩૪ના [2]આઇહોલેના શિલાલેખમાં ચાલુક્ય રાજા બીજા પુલકેશીએ ગુર્જરોનો પરાભવ કર્યો હતો એમ

---

૧ જુવો રામચંદ્ર દીનાનાથ સંપાદિત પ્રબંધચિંતામણિ, ગુજરાતી ભાષાંતર પા. ૬૯.
૨ એપિગ્રાફિઆ ઇંડિકા પુસ્તક ૬ પા ૧૧

લખ્યું છે. પ્રસિદ્ધ ચિની પ્રવાસી હ્યુએનત્સંગ ( ઈ. સ. ૬૪૦ ) ગુર્જર રાજધાની ભીલમાલમાં ગયો હતો એવું તેની નોંધપરથી જણાય છે. જનાશ્રય પુલકેશીના ઇ. સ. ૭૩૮ ના [3]તામ્રશાસન ઉપરથી એમ જણાય છે કે મુસલમાનોએ કચ્છ, ચાવોટક, ગુર્જર વિગેરે રાજાઓ જીત્યા હતા. આવા અનેક ઉલ્લેખો ઉપરથી ગુર્જર વંશના કોઇ રાજાઓ હતા એમ આપણે જાણી શકીએ. હવે નીચે આપેલા કાંઇ ઉલ્લેખો તેઓના દેશ સંબંધી માહિતિ આપે છે. [4]ઘટયાલમાં મળેલા એક શિલાલેખમાં ગુર્જર્ત્રા દેશ કકકુક નામના પ્રતિહાર રાજાના તાબામાં હતો એમ લખ્યું છે. સીવામાં મળેલા પ્રતિહાર રાજા ભોજના એક તામ્રશાસનમાં ગુર્જર્ત્રા 'ભૂમિમાં' અને ડેણ્ડવાનક 'વિષયમાં' સીમાગ્રામ હતું એમ લખ્યું છે. સીમાગ્રામ અને ડેણ્ડવાનક હાલના સીવા અને ડિડવાના છે અને તે જોધપૂર સંસ્થાનને તાબે છે. કાલંજરમાં મળેલા એક તામ્રશાસનમાં મંગલાનક ગ્રામ-જે હાલનું મંગલોના છે અને જોધપૂર સંસ્થાનને તાબે છે-તે ગુર્જર્ત્રા 'મંડલ'માં હતું એમ લખ્યું છે. આવા અનેક ઉલ્લેખો ઉપરથી ગુર્જર રાજાઓ હાલના રાજપુતાના ઉપર રાજ્ય કરતા હતા અને તેઓના તાબામાં ગુર્જર્ત્રા નામનો દેશ હતો એમ આપણે જાણી શકીએ. તેમ જ ઉપર બતાવેલા કોઇ ઉલ્લેખો તેઓની રાજધાની ભીલમાલ-જે ઉધ્વસ્ત સ્થિતિમાં હાલમાં જોધપૂર સંસ્થાનના દક્ષિણ ભાગમાં છે-તે હતી એમ દર્શાવે છે. હાલમાં રાજપુતાનાના દક્ષિણ દેશને, જ્યાં ગુજરાતી ભાષા બોલવામાં આવે છે, તેને જ ગુજરાત દેશ કહેવામાં આવે છે. પરંતુ પ્રાચીન કાળમાં એટલે ઇ. સ. ની દશમી શતાબ્દીના પહેલાના ઉત્કીર્ણ લેખોમાં ગુજરાત નામ હાલના ગુજરાત પ્રાંતને લગાડેલું દેખાતું નથી. હાલના ગુજરાતને તે વખત સાધારણ રીતે [5]લાટ નામ લગાડવામાં આવતું હતું. અને રાજપુતાનાના અમુક ભાગને ગુર્જર લોકોના વાસ્તવ્ય ઉપરથી ગુર્જર્ત્રા નામ લગાડવામાં આવતું હતું. ગુર્જરોનો અમલ તેઓના મૂળ રાજ્યના દક્ષિણ તરફ વધતો ગયો અને લાટ વિગેરે સર્વ પ્રાંત તેઓના તાબે થયો ત્યારથી તે દેશને પણ ગુર્જરોનો દેશ એમ સંબોધવામાં આવતું હશે. ગુર્જરોનો રાજકીય અમલ કાલાંતરે લાટ દેશ ઉપરથી નિકળી ગયો તો પણ એક વખત રૂઢ થયેલો શબ્દ તેઓના ઉત્તરાધિકારી ચૌલુક્ય રાજાઓના વખતમાં પણ વાપરવામાં આવ્યો અને એવી રીતે આપણા દેશને ગુજરાત નામ મળ્યું.

---

૩ ગુજરાત ગેઝેટીયર પા. ૧૦૯

૪ રૉયલ એશિયાટિક સોસાયટીનું જર્નલ સને ૧૮૯૫ પા. ૫૧૭, એપિગ્રાફિઆ ઇંડિકા પુસ્તક ૯, પા. ૨૭૭

૫ લાટ નામ ઘણું કરીને દક્ષિણ ગુજરાતને જ એટલે મહી અને તાપી નદીઓના વચલા પ્રદેશને જ લગાડવાનો ઘણા પ્રાચીન કાળથી આજસુધી પ્રચાર છે, અને કોઇ વખત ઉત્તર ગુજરાતને આનર્ત નામ લગાડવામાં આવતું હતું. પરંતુ ઉત્તર ગુજરાતમાં પણ મળેલા કેટલાક ઉત્કીર્ણ લેખો ઉપરથી એમ જણાય છે કે તે ભાગને પણ લાટ કહેવામાં આવતું હતું. એટલે સર્વ ગુજરાત દેશનો પણ નિદર્શક 'લાટ' શબ્દ હતો એમ દેખાય છે જુવો બૉંબે બ્રૅંચ રૉયલ એશિયાટિક સોસાયટીનું જર્નલ પુસ્તક ૨૧, પા ૪૧૩.

આપણા હાલના ગુજરાત ઉપર અથવા ઉપર બતાવ્યા પ્રમાણે પ્રાચીન કાળના લાટ દેશ ઉપર રાજ્ય કરનારો ગુર્જર પ્રતિહાર વંશનો પ્રથમ રાજા નાગભટ થયો. તેના વખતનું સં. ૮૧૩ નું એક તામ્રશાસન ભરૂચ જિલ્લા તાબે [૧]હાંસોટ ગામમાંથી મળ્યું છે. તેમા એમ લખ્યું છે કે નાગાવ લોક નામના મહારાજાના માંડલિક તરીકે ચાહુમાન વંશનો ભર્તૃવડ્ડ કરીને એક રાજા ભરૂચ પ્રાંત ઉપર રાજ્ય કરતો હતો. નાગભટે એક વખત મ્લેચ્છ જાતીના બલુચ લોકોનો પરાભવ કર્યો હતો. આ રાજાના વખતમાં કાઠિયાવાડ ઉપર વલભીના મૈત્રક રાજાઓનો અમલ હોવાથી તે પ્રાંત પ્રતિહાર રાજાના તાબામાં ન હતો એમ સ્પષ્ટ થાય છે. નાગાવલોકનું બીજું નામ નાગભટ હતું એમ જણાય છે.

તેના પછી તેનો ભત્રીજો કક્કુક અથવા કાકુસ્થ ગાદી ઉપર બેઠો. [૭]ઘટયાલમાં મળેલા તેના એક શિલાલેખમા એમ લખ્યું છે કે તેના તાબામાં મરૂમાડ (મેવાડ) [૮]વલ્લ, [૯]તમણિ, [૧૦]પરિયંકા, અને ગુર્જરત્રા પ્રાંતો હતા.

કક્કુક પછી તેનો નાનો ભાઇ દેવરાજ, જેને દેવશક્તિ પણ કહેવામાં આવતું હતું, તે બેઠો. આ રાજા વિષે કાઇ માહિતિ મળતી નથી.

દેવરાજ પછી તેનો ભૂયિકા દેવી નામની સ્રીથી થયેલો વત્સરાજ નામનો પુત્ર ગાદી ઉપર બેઠો. સં. ૮૪૦ મા લખાયેલા જિનસેનકૃત હરિવંશ [૧૧]પુરાણમા એમ લખેલુ છે કે ઉત્તરમા ઈન્દ્રાયુધ, પશ્ચિમમા વત્સરાજ અને દક્ષિણમા શ્રીવલ્લભ રાજાઓ રાજ્ય કરતા હતા. વત્સરાજે ગૌડ દેશના રાજા ઉપર જય મેળવ્યો હતો. પરંતુ દક્ષિણ દેશના રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવે તેના ઉપર સ્વારી કરી તેનો પરાભવ કર્યો; તેણે ગૌડ દેશના રાજા પાસેથી જે બે શ્વેતછત્રો પડાવી લીધા હતા તે તાબે કર્યાં, અને તેને મારવાડ તરફ નસાડી મુકયો, એમ રાષ્ટ્રકૂટ રાજાના કેટલાક [૧૨]તામ્રપત્રો ઉપરથી દેખાય છે. જીતેલા ગુજરાત દેશ ઉપર રાષ્ટ્રકૂટ ધ્રુવરાજે પોતાના પુત્ર ત્રીજા ગોવિંદને અમલ કરવા માટે નિમાવ્યો.

વત્સરાજને સુંદરીદેવીથી નાગભટ નામનો પુત્ર થયો. તે તેના પછી ગાદી ઉપર બેઠો. તેનું પણ બીજું નામ નાગાવલોક હતું. પોતાના બાપ કરતા તે વધારે પરાક્રમી હતો. તે નાહડરાવ પડિહાર નામથી અત્યારસુધી રાજપુતાનામા પ્રસિદ્ધ છે. તેણે કનોજ ઉપર સ્વારી કરી ત્યાના રાજા ચક્રાયુધનો સર્વસ્વ પરાભવ કરી તેનું રાજ્ય લઇ લીધુ, અને પોતાની રાજધાની મારવાડમા ભીનમાલમાથી બદલી કનોજ કરી. આ વિજયથી તેનુ મહત્ત્વ અત્યંત વધી ગયું. તેણે આન્ધ્ર, સૈંધવ, વિદર્ભ, કલિંગ, અને બંગાલ દેશના રાજાઓને જીત્યા અને આનર્ત્ત, માલવ, કિરાત, તુરુષ્ક, વત્સ, મત્સ્ય, આદિ દેશોના રાજાઓના કિલ્લાઓ તાબે કર્યા, એમ તેના સંબંધી લખવામા આવ્યું છે. તે ઉપરથી એમ દેખાય છે કે

---

૬ એપિગ્રાફિઆ ઇંડિકા પુસ્તક ૧૨ પા ૧૯૧.

૭ રૉયલ એશિયાટિક સોસાયટીનું જર્નલ ૧૮૯૫ પા. ૫૧૭, એ. ઇ પુ. ૯, પા. ૨૭૭.

૮–૧૦ આ દેશો કયા તે સમજાતું નથી.

૧૧ બૉમ્બે ગૅઝેટીયર પુસ્તક ૧ ભાગ ૨ પાન ૧૯૭; ઇંડિયન ઍંટીક્વરી પુસ્તક ૧૪ પા. ૧૪૧.

૧૨ ઇ. ઍ. ૧૧–૧૫૭ અને એ. ઇ. ૬–૨૪૩.

વત્સરાજના વખતમા ગુજરાતનો ભાગ, જે દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાએ તેના પિતા પાસેથી લીધો હતો તે પાછો મેળવવા માટે નાગભટે પ્રયત્ન કર્યો પરંતુ તે વખતે રાષ્ટ્રકૂટ રાજાઓનું જોર બહુ વધી ગયુ અને છેવટે તેઓના રાજા ત્રીજા ગોવિંદે, જે પહેલા પોતાના બાપના વખતમા ગુજરાત ઉપર અમલ ચલાવતો હતો, તેણે સ્વારી કરી પ્રતિહારોને ગુજરાતમાથી બહાર કાઢ્યા. આ લડાઇમા ગોવિંદના માડલિક કર્કરાજે તેને સારી મદદ કરી [13]હતી. ગોવિંદે પોતાના નાના ભાઇ ઇન્દ્રરાજને ગુજરાતનો રાજા બનાવ્યો. આ ઇન્દ્રરાજના વખતથી ગુજરાતના રાષ્ટ્રકૂટોનો એક સ્વતંત્ર જ વંશ શરૂ થયો આ હકીકત લગભગ સં. ૮૬૪ મા બની હતી નાગભટના વખતનો સં. ૮૭૨ નો એક લેખ [14]બુચકલામાથી મળ્યો છે. તે ઉપરથી એમ જણાય છે કે ચાહુમાન વંશનો ગુહક કરીને એક રાજા નાગાવલોકનો માડલિક હતો. [15]પ્રભાવકચરિત નામના એક જૈન ગ્રથમા એમ લખ્યું છે કે, ભોજનો પિતામહ કાન્યકુબ્જનો રાજા નાગાવલોક સં. ૮૯૦ મા મરણ પામ્યો. આપણો નાગભટ અને આ નાગાવલોક એક જ છે એમા શંકા નથી. નાગભટની સ્ત્રી ઇસટાદેવી હતી. તેનાથી તેને રામભદ્ર નામનો પુત્ર થયો તે પોતાના બાપ પછી ગાદી ઉપર બેઠો.

રામભદ્ર વિષે કાઇ માહિતિ મળતી નથી. અપ્પાદેવી નામની સ્ત્રીથી તેને ભોજદેવ નામનો પુત્ર થયો. તે તેના પછી ગાદી ઉપર આવ્યો.

ભોજદેવને આદિવરાહ અને મિહિર આ બે વધારે નામો હતા. તેણે લાબા કાળસુધી લગભગ સં. ૮૯૬ થી ૯૪૬ સુધી રાજ્ય કર્યું. તે બહુ પરાક્રમી હતો. તેના વખતમાં પ્રતિહાર રાજ્યનો વિસ્તાર વધી ગયો. ઉપર કહેવામા આવ્યું છે કે ઇન્દ્રરાજના વખતથી ગુજરાત ઉપર એક રાષ્ટ્રકૂટોની શાખા રાજ્ય કરતી હતી. પ્રતિહાર ભોજના વખતમા તે વંશનો રાજા બીજો ધ્રુવ અથવા ધારાવર્ષ રાજ્ય કરતો હતો તેના ઉપર મિહિર ભોજે સ્વારી કરી પરંતુ તેમા ભોજનો જ પરાભવ [16]થયો. અને ફરીથી ગુર્જરોને ગુજરાત માટે નિરાશ થવું પડયુ ભોજના વખતનું એક તામ્રશાસન સ. ૯૦૦ નું જોધપુર સંસ્થાનમાના સીવા ગામમાથી મળ્યું છે. તેમા તે જ સીવા ગામ એક બ્રાહ્મણને આપ્યાનો ઉલ્લેખ છે. આ રાજાના પાચ શિલાલેખો પણ મળ્યા છે. વિ સ. ૯૩૨, ૯૩૩, અને એક સંવત્ વિનાનો એમ ત્રણ લેખો ગ્વાલિયરમાથી મળ્યા છે અને પાચમો હર્ષ સંવત્ ૨૭૬ (વિ. સં. ૯૩૮) નો પજાબમા કર્નાલ જિલ્લા તાબે પેહેરા ગામમાથી મળ્યો છે. ભોજના રૂપાના તથા ત્રાબાના ઘણા સિક્કાઓ રજપુતાના અને ઉત્તર હિંદુસ્થાનમાથી મળ્યા છે. તેઓના ઉપર તેનું નામ આદિવરાહ લખેલું હોય છે. ભોજ રાજાને નાગભટ નામનો એક જ્યેષ્ઠ પુત્ર હતો એમ તેના ઉપર બતાવેલા તામ્રશાસન ઉપરથી માલુમ પડે છે. તથાપિ તે પોતાના પિતાની હયાતીમા જ મરણ પામ્યો એમ લાગે છે. કેમ કે ભોજ-

---

૧૩ ઇ. ઍ ૧૨ ૧૬૦; ૪૦ ૨૩૦

૧૪ એ. ઇ પુ ૯ પા ૧૯૮.

૧૫ એ ઇ ૧૪ ૧૭૬ પદટિપ્પ ૩

૧૬ ઇ ઍ. ૧૨ ૧૮૪ શ્લોક ૩૭-૪૧.

રાજ પછી તેનો બીજો પુત્ર મહેન્દ્રપાળ ગાદી ઉપર બેઠો, એમ ઉત્કીર્ણ લેખોમાં આપેલી વંશાવળી ઉપરથી સિદ્ધ થાય છે. મહેન્દ્રપાળની માતાનું નામ ચન્દ્રભટ્ટારિકાદેવી હતું.

મહેન્દ્રપાળના વખતનાં બે તામ્રશાસનો કાઠિયાવાડમાં ઉના ગામમાંથી મળ્યાં છે. તે ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે મિહિર ભોજે પોતાના રાજ્યકાળના આખરના વર્ષોમાં, અથવા મહેન્દ્રપાળે પોતાના રાજ્યકાળના આરંભમાં, કાઠિયાવાડ અને સ્હેજે ગુજરાત તાબે કર્યું. ઉપર કહેવામાં આવ્યું છે કે મિહિરભોજે ધ્રુવરાજ ઉપર સ્વારી કરી હતી, પરંતુ તેનો પરાભવ થયો. કદાચ ભોજે ફરીથી સ્વારી કરી હશે, અને તે વખતે તેને જય મળ્યો હશે અને તેણે ગુજરાત વિગેરે તાબે કર્યાં હશે. તેના એક તામ્રશાસનમા એમ લખ્યું છે કે ચાલુક્યવંશી અવનિવર્માનો પુત્ર બલવર્મા કનોજના પડિહાર સમ્રાટ ભોજદેવના પુત્ર મહેન્દ્રાયુધનો સામન્ત હતો. તેણે વલભી સંવત ૫૭૪ ( વિ. સં. ૯૫૦ ) માં નક્ષિમપૂર ચોરાશીમાં, જયપુર નામનું ગામ કર્ણવીચિકા નદીના તટ ઉપર તરુણાદિત્ય નામના સૂર્ય મંદીના ખરચ માટે અર્પણ કર્યું. બીજું તામ્રશાસન સં. ૯૫૬ નું છે. તેના ઉપરથી એમ જણાય છે કે સમ્રાટ ભોજના ઉત્તરાધિકારી ઉપર્યુક્ત મહેન્દ્રપાળનો સામન્ત, ઉપર્યુક્ત અવનિવર્માનો પૌત્ર અને બલવર્માનો પુત્ર બીજા અવનિવર્માએ—જેનું બીજું નામ યોગ [ વર્મા ] પણ હતું—ઉપર્યુક્ત સૂર્યમંદિરને અંબુલક નામનું ગામ અર્પણ કર્યું આ લેખમાજ અવનિવર્માના પૂર્વજોનાં પણ નામો આપેલા છે. સોલંકી વંશમા કલ્લ અને મહલ નામના બે ભાઇઓ મોટા રાજાઓ થઇ ગયા. કલ્લનો પુત્ર રાજેન્દ્ર હતો. તેનો પુત્ર બાહુક ધવલ હતો. [17]તેણે ધર્મ નામના રાજાનો પરાભવ કર્યો, રાજાધિરાજ પરમેશ્વર નામવાળા રાજાનો પરાભવ કર્યો અને [18]કર્ણાટકના સૈન્યને હરાવ્યું. તેનો પુત્ર અવનિવર્મા થયો. તેના પુત્ર બલવર્માએ [19]વિષઢનો પરાભવ કર્યો અને [20]જજ્જપ આદિ રાજાઓનો નાશ કરી, પૃથ્વી ઉપરથી હૂણ વંશને નષ્ટ કર્યો. તેણે ઉપર કહેલું વલભી સંવત્ ૫૭૪ નું દાનપત્ર આપ્યું. તેના પુત્ર અવનિવર્મા વિષે—જેણે ઉપર કહેલું બીજું તામ્રશાસન સં. ૯૫૬ નું આપ્યું—એમ જણાવ્યું છે કે તેણે યક્ષદાસ આદિ રાજાઓના દેશ ઉપર આક્રમણ કરી, તેઓની સેનાનો પરાજય કર્યો, અને [21]ધરણીવરાહને પરાસ્ત કર્યું. આ તામ્રશાસનો ઉપરથી બીજું એમ દેખાય છે કે, લગભગ વિ. સં. ૮૨૬ માં વલભીના મૈત્રક વંશનો નાશ થયા પછી, કાઠિયાવાડમા સર્વત્ર અસ્વસ્થતા ચાલી રહી. તે વખતે દક્ષિણના ચાલુક્યોના, જઓનો રષ્ટ્રકૂટ રાજા આ પહેલા ગુજરાત ઉપર અમલ હતો. કાંઇ ભાયાતો નશીબ કાઢવા માટે કાઠિયાવાડમાં આવી વસ્યા, અને તેઓએ એક નાનું રાજ્ય ઉના તરફ સ્થાપ્યું. પ્રતિહાર ભોજે ઉપર કહ્યા પ્રમાણે જ્યારે કાઠિયાવાડ જીત્યું, ત્યારે તેઓએ તેનું માંડલિકત્વ સ્વીકાર્યું. કર્પૂરમંજરી, વિદ્ધશાલભંજિકા, બાલરામાયણ, બાલભારત, વિગેરે પુસ્તકોના કર્તા પ્રસિદ્ધ કવિ રાજશેખર આ મહેન્દ્રપાળનો ગુરુ હતો. તેણે પોતાનાં કાવ્યોમાં મહેન્દ્રપાળને રઘુકુલતિલક કહી ગુર્જ્જર રાજાઓનો સંબંધ રઘુવંશ સાથે બનાવ્યો છે.

૧૭ આ રાજા કોણ હતા તે સમજાતું નથી

૧૮ ઉપર કહ્યા પ્રમાણે યદિ મિહિરભોજે કાઠિયાવાડ તાબે કર્યું હશે તો આ સૈન્ય રાષ્ટ્રકૂટોનું હોવું જોઇએ. રાષ્ટ્રકૂટો સાથે પ્રતિહાર રાજાના માંડલિક તરીકે બાહુક લઢયો હશે.

૧૯–૨૦ આ રાજાઓ વિષે કાંઇ માહિતી મળતી નથી.

૨૧ ચાપ વંશનો એક રાજા. તેના વિષે વધારે માહિતી આગળ લેખમાં આવશે.

મહેન્દ્રપાળનો ઉત્તરાધિકારી તેનો પુત્ર ભોજદેવ (બીજો) થયો પરંતુ તેણે થોડા કાળ સુધી રાજ્ય કર્યું એમ દેખાય છે

તેના પછી તેનો નાનો ભાઇ મહીપાળ અથવા ક્ષિતિપાળ ગાદી ઉપર બેઠો. તેના વખતનું એક તામ્રશાસન શક સંવત્ [૨૨]૮૩૬ (વિ. સ ૯૭૧) નુ કાઠિયાવાડમા વઢવાણ પાસે હડાળા ગામમાથી મળ્યુ છે તેના ઉપરથી એમ દેખાય છે કે, કાઠિયાવાડમા 'વર્ધમાન નામા' (વઢવાણમા) ચાપ કરીને એક નાનો રાજવંશ રાજ્ય કરતો હતો તે વંશમા વિક્રમાર્ક, અડ્ડક, અને પુલકેશી રાજાઓ અનુક્રમે થઈ ગયા પુલકેશીને બે પુત્રો હતા, એક ધ્રુવભટ અને બીજો ધરણીવરાહ. આ ધરણીવરાહ મહારાજાધિરાજ મહીપાળદેવની કૃપાથી અમુક દેશ ઉપર રાજ્ય કરતો, તેણે વર્ધમાન ગામમાથી આમર્દક પંથના શિવદેવાચાર્યના પુત્ર માહેશ્વરાચાર્યને કચ્છિકા 'સ્થલી' મા વિંકલ નામનુ ગામ અર્પણ કર્યું. મહીપાળના વખતનો સ. ૯૭૪ નો એક [૨૩]શિલાલેખ પંજાબમા ફતેપૂર જિલ્લામા આસ્ની ગામમાથી મળ્યો છે. મહીપાળના વખતમા પણ ઉપર્યુક્ત રાજશેખર કવિ કનોજમા હતો તેણે મહીપાળ વિષે 'આર્યાવર્તનો મહારાજાધિરાજ અને મુરલ, મેકલ, કલિંગ, કેરલ, કુલૂત, કુન્તલ અને રમઠ દેશના રાજાઓનો પરાભવ કરનારો' એમ લખ્યુ [૨૪]છે. તથાપિ મહીપાળના વૈભવનો તેના જ વખતમા ઓટ આવ્યો એમ દેખાય છે કેમકે દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજા ત્રીજા ઇન્દ્રરાજે કનોજ ઉપર સ્વારી કરી, મહીપાળનો ભયકર રીતે પરાભવ કર્યો અને તેને બંગાલના ધર્મપાલ રાજાના શરણાર્થ નાસી જવુ પડ્યુ, એમ ઇન્દ્રરાજના કેટલાક તામ્રશાસનો ઉપરથી દેખાય [૨૫]છે ઇન્દ્રરાજને તેના ધારવાડ તરફના માંડલિક રાજા નરસિંહે આ યુદ્ધમા ઘણી મદદ કરી હતી. એમ નરસિંહના આશ્રિત પ્રસિદ્ધ કાનડી કવિ પમ્પના કહેવા ઉપરથી સ્પષ્ટ થાય [૨૬]છે મહીપાળના આ પરાભવથી કનોજના સામ્રાજ્યને જબરદસ્ત ધક્કો પહોચ્યો, તેના દૂરદૂરના માંડલિક રાજાઓ સ્વતંત્ર થવા લાગ્યા, અને આપણે એમ પણ માની શકીએ કે તેનો ગુજરાત કાઠિયાવાડ ઉપરનો કાબુ નિકળી ગયો

મહિપાળ પછી કનોજની ગાદી ઉપર વિનાયકપાળ, મહેન્દ્રપાળ (બીજો) દેવપાળ, મહીપાળ (બીજો), વિજયપાળ, રાજ્યપાળ, વિગેરે લગભગ આઠ રાજાઓ [૨૭]બેઠા. તેઓમાથી એકે રાજાના અમલ નીચે ગુજરાતનો ભાગ હતો એમ માનવા આપણી પાસે આધાર નથી. આ વચલા કાળમા કદાચિત્ દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓનો અમલ ગુજરાત ઉપર થોડો ઘણો હશે, તો તે પણ સ ૧૦૧૭ મા સોળંકીવંશના પ્રસ્થાપક મૂળરાજે પોતાની સ્વતંત્ર સત્તા ગુજરાત ઉપર સ્થાપિત કર્યા પહેલાજ નિકળી ગયો હતો એટલુ ચોક્કસ કહી શકાય છે મહીપાળ પછીના રાજાઓના જે કાઇ શિલાલેખો મળી આવ્યા છે તેમાથી એક પણ ગુજરાત સાથે સબંધ ધરાવનારો નથી

---

૨૨ ઇ ઍ ૧૨ ૧૯૦

૨૩ ઇ ઍ ૧૬-૧૭૩

૨૪ ઇ ઍ ૧૬-૧૭૭

૨૫ એ ઇ ૭-૩૨

૨૬ ગુજરાત ગેઝેટીયર પા ૪૬૬

૨૭ જુવો એ ઇ ૧૪-૧૦૯

ઉપરના વિવેચન ઉપરથી વાચકોના ધ્યાનમાં આવ્યું જ હશે કે, ઇ. સ. ની આઠમી શતાબ્દીની શરૂઆતથી દશમી શતાબ્દીની શરૂઆત સુધીનાં બસો વરસના કાળમાં ગુજરાત ઉપર સ્વામિત્વ કરવા માટે પ્રતિહાર અને રાષ્ટ્રકૂટ રાજાઓ વચ્ચે બહુ સખત ઝગડો ચાલતો હતો. એકંદર રીતે એમ કહી શકાય કે પ્રતિહાર રાજાઓના અમલ નીચે તે પ્રાંત વધારે સુખી હતો. પરંતુ તેઓનો અમલ મહેન્દ્રપાળ અને મહીપાળ આ બે રાજાઓ સિવાય બાકીના રાજાઓના વખતમાં સર્વદા નિર્વિવાદપણે ચાલતો હતો એમ માત્ર દેખાતું નથી. ઘણી વખત તેઓને રાષ્ટ્રકૂટ રાજાઓની સામે હાર ખાવી પડતી હતી, અને છેવટે પ્રતિહાર મહીપાળની આખરના કાળમાં, રાષ્ટ્રકૂટ રાજાઓનું જોર એટલે સુધી વધી ગયું કે તેઓએ પ્રતિહારોનો અમલ ગુજરાત ઉપરથી તો કાઢી નાંખ્યો એટલું જ નહિ, પણ ઉત્તર હિંદુસ્થાનમાં કનોજ ઉપરના તેઓના અમલને સંશયિત દશા પ્રાપ્ત કરાવી. તથાપિ આ બે પ્રબળ રાજવંશનો હમેશનો ઝગડો પરિણામે બન્નેને હાનિકારક નિવડયો અને એકેક સામન્ત પોતાની શક્તિ પ્રમાણે સ્વતંત્ર થવા લાગ્યો. ચૌલુક્ય રાજા મૂળરાજની નીચે ગુજરાત તદ્દન જ સ્વતંત્ર થયું એ સર્વ પ્રસિદ્ધ જ છે. બીજી એક વાત તરફ વાચકોનું લક્ષ ખેંચવાનું છે તે આ કે અદ્યાપિ વનરાજ ચાવડાના વખતમાં પ્રતિહાર રાજાઓનો કનોજ સાથે સંબંધ ન હતો તથાપિ પાછળના કાળના પ્રબંધકારોએ ગુજરાતમાથી ખંડણી લઇ જનારા રાજાઓ કનોજના હતા એમ માનવું સ્વાભાવિક છે.



# ૮ ચૂડાસમા રાજાઓના શિલાલેખો અને તેઓની વંશાવળી.

લેખકઃ—રા. રા. દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસકળકર.

જુનાગઢમાં ઘણા લાંબા કાળ સુધી-લગભગ વિ. સં. ૯૦૦ થી ૧૫૨૮ સુધી ઓછામાં ઓછાં છસો વરસ સુધી ચૂડાસમા નામનો એક રાજવંશ રાજ્ય કરતો હતો. જુનાગઢ ઉપર રાજ્ય કરનારો તે જ છેલ્લો હિંદુ રાજવંશ હતો. તે વંશનો ઇતિહાસ તૈયાર કરવાના હેતુથી હું જ્યારે તેનો અભ્યાસ કરવા લાગ્યો ત્યારે મને માલુમ પડ્યું કે તે કામ માટે ઐતિહાસિક સાધનો બહુ જ ઓછાં અને અલ્પ મહત્ત્વનાં છે. તે વંશમાં કયા રાજાએ કયારે રાજ્ય કર્યું એ તો શું, પણ તેમાં કેટલાક રાજાઓ કયા અનુક્રમથી ગાદી ઉપર બેઠા હતા એ પણ જાણવું અત્યંત મુશ્કેલ છે. આ વંશના રાજાઓ વિશે બારોટ ચારણ વિગેરેના ચોપડાઓમાથી જે હકીકત મળે છે વિસંગત અને ક્રમવિશ્વસનીય છે. આ વંશની કાંઇ માહિતિ આપનારો 'મંડલિક કાવ્ય' નામનો એક અમુદ્રિત કાવ્યગ્રંથ+ છે પરંતુ તે પણ ઇતિહાસને માટે બહુ ઉપયોગી નથી. જે કોઇ શિલાલેખોમાં તેઓની વંશાવળી આપી છે તેમાં એકવાક્યતા નથી. આવાં એકાધિક કારણોથી આ વંશની સમાધાનકારક માહિતિ કાઢવાનુ કામ અત્યંત ત્રાસદાયક થયું છે. ફૉર્બસ, બર્જેસ, પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝા વિગેરે વિદ્વાનોએ તેઓની વંશાવળી બેસાડવા માટે ઘણી મહેનત લીધી, પરંતુ તેઓને ઠીક યશ ન મળ્યો. મેં મનમાં ધાર્યું કે જ્યાંસુધી આ વંશના તત્કાલીન સંવતવાળા શિલાલેખો મળતા નથી ત્યાંસુધી આ બધો ગોટાળો દૂર થવાની આશા બહુ ઓછી છે. તે દિશામા કાર્ય કરવાથી સુભાગ્યે મને આ રાજવંશના નામે બનાવેલા કુલ એકત્રીસ *શિલાલેખો મળ્યા જેમાંથી ઘણાખરા અત્યારસુધી અમુદ્રિત છે. આ લેખોની સાહાય્યથી ચૂડાસમા રાજાઓની વંશાવળીનો ઉત્તરાર્ધ માત્ર સારી રીતે તૈયાર થઇ શકે છે. તથાપિ મળેલા શિલાલેખો જે મંડલિક નામના રાજાથી વંશાવળી આપવાનું શરૂ કરે છે તે પહેલાના કેટલાક રાજાઓ સંબંધી અત્યારે પણ કાંઇ વિશ્વસનીય માહિતિ મળતી નથી. આવી રીતે જ સંશોધન કરવાથી ભવિષ્યકાળમાં તે કામમાં કાંઇ યશ મળે તો પ્રભુ જાણે.

મહીપાળ—

૧ માંગરોળનો લેખ; સં. ૧૩૭૫ પોષ સુદિ ૧૫.
આમાં-મહીપાળદેવના રાજ્યકાળમાં સોઢલે એક વાવ બનાવ્યાનો ઉલ્લેખ છે.

---

+આ કાવ્યની માહિતી આપનારો તેમ જ ચૂડાસમા રાજાઓના ઇતિહાસ સંબંધી ચર્ચા કરનારો લાહોરના પંડિત જયચંદ્ર વિદ્યાલંકારજીનો એક સારો લેખ હિન્દી ત્રૈમાસિક નાગરિ પ્રચારિણી પત્રિકાના ભાગ ૪ અંક ૩ મા પ્રસિદ્ધ થયો છે.

* 'કાઠિયાવાડના સંકીર્ણ લેખો' નામના મેં બનાવેલા ગ્રંથમાં તે બધા થોડા કાળમાં છપાવવામાં આવશે.

૨ હાથસણીનો લેખ; સં. ૧૩૮૬.

( આ લેખ ઇંડિયન ઍંટીક્વરી સન ૧૮૮૬ પા. ૩૬ મા પ્રસિદ્ધ થયો છે. )
આમાં ઠેપકને-જેના નામથી સં. ૧૩૮૬ મા એક વાવ બનાવવામાં આવી હતી-
' મહીશ ' રાજાએ તાલધ્વજ ( તળાજા ) નો અધિકારી નિમ્યાનો ઉલ્લેખ છે. આ
મહીશ રાજા મહીપાળ જ હોવો જોઇએ. તેનું બીજું કારણ આ છે કે ઠેપકનો
પિતામહ નાગાર્જુન મહીપાળના પિતામહ મંડલીકનો સાહાયકારી હતો એમ લેખમાં
લખ્યું છે.

ખેંગાર—

૧ માગરોળનો લેખ; સં. ૧૪૦૨.
આમાં લખ્યું છે કે ખેંગારના રાજ્યકાળમાં અને તેના અધિકારી ઝાઝાના વખ-
તમાં સાહ૦ પદમાએ ચતુર્વિંશતિ પટ્ટની સ્થાપના કરી.
[ આ રાજાના સંબંધનો હિ. સં. ૭૫૦ ( વિ. સં. ૧૪૦૬ ) ફારશી તવારિખો
ઉપરથી માલુમ પડે છે. ]

મહીપાળ—

૧ ઓસાનો લેખ; સં. ૧૪૩૫ પૌષ સુદિ ૨ ગુરુવાર.
આ લેખ ઉપરથી એમ માલુમ પડે છે કે સં. ૧૪૩૫ માં મહારાજ શ્રી જય-
સિંહસુત રાઉલ મહીપાળદેવના વખતમાં ઉસા ગામમાં કાઠી લોકો સાથે ગાયોનું
સંરક્ષણ કરવા માટે કાહાનો દીકરો વણાલ લઢાઇમાં કામ આવ્યો.

૨ ? સં. ૧૪૩૭.
આ લેખ ઉપરથી એમ જણાય છે કે મહીપાળના વખતમાં સુદા નામના મંત્રીની
સ્ત્રીએ એક વાવ બનાવી.

મોકલસિંહ—

૧ મેસવાણનો લેખ; સં. ૧૪૪૪ માર્ગશીર્ષ કૃષ્ણ અમાવાસ્યા.
મોકલસિંહના રાજ્યકાળમાં મેસૂઆણ ગામમા ચાવડા ધાંગના મરણની નોંધ આ
લેખમાં કરી છે.

૨ ધંધુસરનો લેખ; સં. ૧૪૪૫.
( આ લેખ ઍંટીક્વેરીઅન રિમેન્સ ઇન ધી બૉંબે પ્રેસિડેન્સી નામના પુસ્તકમાં પા.
૨૪૫ ઉપર છપાવ્યો છે. )
આમાં પ્રથમ ખેંગારનું નામ આપ્યું છે; પછી તેનો પુત્ર જયસિંહ, ત્યાર પછી
તેના પુત્ર મહીપતિનું નામ આપ્યું છે; ત્યાર પછી મહીપતિના ભાઇ મોકલસિંહનું
નામ આપ્યું છે અને કહ્યું છે કે તેણે ધ્રુમલી ઉપર સ્વારી કરી શત્રુનો પરાભવ કર્યો.

૩ બગસરાનો લેખ; સં. ૧૪૪૮ ફાગણ સુદિ ૧ શુક્રદિને.
મોકલસિંહના રાજ્યકાળમાં નાયકિ નામની એક સ્ત્રીના સહગમનની નોંધ પ્રસ્તુત
લેખમાં કરી છે.

૪ ગોરેજનો લેખ, સં. ૧૪૫૦, શક ૧૩૧૬ ભાદ્રપદ કૃષ્ણ દ્વિતીયા સોમે
મોકલસિંહના રાજ્યકાળમા ગોરિજ ગામમા ભીમાક ગાયોનું સંરક્ષણ કરતાં મરણ એમ આ લેખ ઉપરથી જણાય છે.

મેલિગદેવ—

૧ થી ૫ વંથળીના લેખો, સં. ૧૪૬૯ જ્યેષ્ટ સુદિ ૭ રવૌ
એક જ વખતના આ પાચ લેખોમા વામનપુરમા મહારાણાશ્રી મોકલસિંહસુત મેલિગદેવના વખતમા તુરુષ્ક લોકો સાથે લઢાઇમા મરણ પામેલા કેટલાક યોદ્ધાઓના મૃત્યુની નોધ કરેલી છે.

૬ મેસવાણનો લેખ, સં. ૧૪૭૦ આષાઢ વદિ ૭ સોમે મહારાજા મેલિગના વખતમાં મેસુઆણા ગામમા ધણી આ આહીર વીતા લઢાઇમા મરણ પામ્યો એમ આ લેખ ઉપરથી જણાય છે.

૭-૮ વાઘેલાણાના લેખો; સં. ૧૪૭૧ ભાદ્રપદ કૃષ્ણ ૪ શનિ દિને વાઘેલાણા ગામમા મહારાણા મેલિગના રાજ્યકાળમા ધામલિઆ સાડાનો દિકરો મરણ પામ્યો અને તેની સ્ત્રીએ સહગમન કર્યું તે વિષેના આ બે લેખો છે.

૯ વંથળીનો લેખ, સ. ૧૪૭૨
આ લેખ ઘણોખરો ખંડિત છે પરંતુ સુદૈવે તેમા રાજાનું નામ અને સંવત્ સુરક્ષિત છે.

જયસિંહ—

૧ જુનાગઢ ( રૈવતી કુંડ ) નો લેખ, સં. ૧૪૭૩ જ્યેષ્ટ સુદિ ૫ ગુરુવાર ( આ લેખ ઍન્ટીક્વેરિયન રિમેન્સ ઇન ધી બૉમ્બે પ્રેસિડેન્સી નામના ગ્રંથમા પા. ૨૪૩ ઉપર છપાયો છે. )

આમાં એમ કહ્યું છે કે યદુવંશમા મંડલીક રાજા થયો. તેણે મુસલમાનોનો પરાભવ કર્યો હતો તેનો પુત્ર નવઘણ અને નવઘણનો પુત્ર ખેંગાર થયો. ખેંગારનો પુત્ર જયસિંહ અને જયસિંહનો પુત્ર મુક્તસિંહ હતો. મુક્તસિંહને મંડલીક નામનો પુત્ર થયો. તેનો નાનો ભાઇ મેલિગ હતો જેને જયસિંહ નામનો પુત્ર થયો. આ જયસિંહના સેનાપતિ દામોદરે ઝિંઝરકોટની લઢાઇમા મુસલમાનોનો પરાભવ કર્યો હતો. તેણે સ. ૧૪૭૩ મા લોકોપયોગાર્થે એક મઠ બંધાવ્યો

મહીપાળ—

૧ મેસવાણનો લેખ, સં. ૧૪૮૮ માગસર સુદિ ૫ બુધે.
આ લેખમા ધણાણીઆ આહીર પેવાનું મહારાજા મહીપાળદેવના વખતમા ગાયોનું સંરક્ષણ કરતા થયેલ મરણની નોધ છે.

૨ મેસવાણનો લેખ; સં. ૧૪૯૫ માઘ શુક્લ ૩ રવૌ.
આમા ગાયોનું સંરક્ષણ કરવામા ધણાણીઆ પૂંજાનું મૃત્યુ થયુ તેની નોધ કરી છે.

મંડલીક—

૧ જુનાગઢ ( ઉપરકોટ ) નો લેખ, સ. ૧૫૦૭
આ લેખ ઉપરથી એમ જણાય છે કે મંડલીક રાજાએ પોતાના રાજ્યાભિષેકને વખતે અમુક પ્રાણિઓની અમુક દિવસે હિંસા બંધ કરી હતી.

૨ જુનાગઢ–ગિરનારમાં નેમિનાથ મંદીરનો લેખ; સં. ? નષ્ટ થયો છે.

( આ લેખ ઍંટીક્વિટીઝ ઑફ્ કાઠિયાવાડ નામના પુસ્તકમા પા. ૧૫૯ ઉપર છપાવ્યો છે. )

આ લેખમાં ચૂડાસમા રાજાઓની વંશાવળી પ્રત્યેક રાજાના વર્ણન સાથે નીચે પ્રમાણે આપેલી છેઃ યદુવંશમાં મંડલીક નામનો રાજા થયો. તેણે નેમિનાથનું મંદિર બંધાવ્યું. તેનો પુત્ર નવઘણ થયો. ત્યારપછી નવઘણનો પુત્ર ( ૧ ) મહીપાળ થયો. તેણે પ્રભાસમાં સોમનાથનું મંદિર બંધાવ્યું. તેના પછી તેનો પુત્ર ખેંગાર ગાદી ઉપર બેઠો, ખેંગારનો પુત્ર જયસિંહ, જયસિંહનો પુત્ર મોકલસિંહ. તેનો પુત્ર *મેલિગ, તેનો મહીપાલ અને તેનો મંડલીક આ પ્રમાણે રાજાઓ થયા.*

( આ રાજાના જ વખતમાં સં. ૧૫૧૭ માં 'મંડલીક કાવ્ય' ગંગાધર કવિએ રચ્યું એમ તે કાવ્યની છેવટેનાં ध्वनिरससरिदिन्द्र શબ્દપ્રયોગ ઉપરથી લાગે છે. તથાપિ આ શબ્દોના મેં કરેલા અર્થ સંબંધી મને પોતાને જ શંકા છે. )

( આ રાજાના જ વખતમાં સં. ૧૫૨૫ મા જુનાગઢમા એક મહારુદ્રીના ગ્રંથની નકલ કરવામાં આવી હતી એમ નીચેના વાક્ય ઉપરથી જણાય છેઃ

**संवत् १५२५ कार्तिक-दि ३ बुधे सोराष्ट्रमंडले श्रीजीर्णदुर्गे महाराय श्री मंडलीकराज्ये दुवे भाण पतेषां पुस्तकं* ।** ]

હવે આ લેખો ઉપરથી આપણે નીચે બતાવ્યા પ્રમાણે વંશાવળી તૈયાર કરી શકીએ.




* આ ગ્રંથ મને જુનાગઢના આર્કિઓલૉજીકલ સોસાયટીના સંગ્રહના એક તખ્તામાંથી મળ્યો.

ઉપર બતાવેલા જે જે શિલાલેખોમાં આ વંશની જ્યાં જ્યાં થોડી ઘણી વંશાવળી આપવામાં આવી છે તેની પ્રસ્તુત વંશાવળી સાથે તુલના કરવાથી એમ દેખાય છે કે જુનાગઢનો રેવતીકુંડનો લેખ, ગિરનારનો નેમિનાથ મંદિરનો લેખ તથા ઉપર એક ઠેકાણે નિર્દિષ્ટ કરેલું મંડલિકકાવ્ય આ ત્રણેમાં ચૂડાસમા રાજાઓની વંશાવળી ફક્ત પુત્રપૌત્રાદિ અનુક્રમથી આપેલી છે. પ્રાચીન કાળમાં ઘણા લેખોમાં આવી રીતે જ વંશાવળી આપેલી જોવામાં આવે છે. રેવતીકુંડના લેખના પૂર્વાર્ધમાં પુત્રપૌત્રાદિ વંશાવળી જ આપી છે પરંતુ ઉત્તરાર્ધમાં ફક્ત મોકલસિંહ પછી જ્યેષ્ઠ પુત્ર મંડલીકનું નામ આપી ત્યાર પછી મંડલીકના નાનાભાઇ મેલિગનું નામ આપ્યું છે, અને આવી રીતે ઉત્તરાધિકારીનો અનુક્રમ રાખ્યો છે. નેમિનાથ મંદીરના લેખમાં પ્રથમ મંડલીક પછી જ્યેષ્ઠ પુત્ર અને ઉત્તરાધિકારી નવઘણનું નામ આપ્યું છે. ખરી રીતે જોતાં તે લેખમાં જે પુત્રપૌત્રાદિ અનુક્રમથી વંશાવળી આપી છે તેની સાથે આ વાત વિસંગત થાય છે. ખરી રીતે મંડલીક પછી તરત જ મહીપાળનું નામ આવવું જોઇએ. પરંતુ અહીંઆં આપણે એમ સમજી શકીએ કે આ લેખના લેખકને એટલું માલુમ હતું કે મંડલીક પછી નવઘણ રાજા થયો અને નવઘણ પછી મહીપાળ થયો, પરંતુ મહીપાળ નવઘણનો નાનો ભાઇ હતો, પુત્ર ન હતો. આ ઘણા જુના વખતની વાતની તેને ખબર નહતી ધંધુસરના હાનીવાવના લેખમા વંશાવળી ઉત્તરાધિકારીઓના અનુક્રમથી આપવામાં આવી છે. બાકીના લેખોમાં મોટી વંશાવળી આપેલી જ નથી.

નેમિનાથ મંદીરનો લેખ–જેમાંનો સંવત્ દુર્ભાગ્યથી નષ્ટ થયો છે તે છેલ્લા મંડલીકનો છે–જેના વખતનો સં. ૧૫૦૭ નો જુનાગઢનો લેખ અને ૧૫૧૭ (?) નું મંડલીકકાવ્ય છે એ કહેવાની જરૂર નથી. છેલ્લા મંડલીકને મેલિગ નામનો એક પુત્ર હતો એમ મંડલીક-કાવ્ય ઉપરથી માલુમ પડે છે.

ઉપર આપેલી વંશાવળીના પ્રથમ મંડલીકથી છેલ્લા મંડલીક સુધી ચૂડાસમા રાજાઓ કયા અનુક્રમથી ગાદી ઉપર બેઠા તથા તેઓએ ક્યાંથી ક્યાસુધી રાજ્ય કર્યું તે સાથે જોડેલા પત્રકમાં બતાવ્યું છે. બારોટ અને ચારણ લોકોના ચોપડાઓ વિગેરેના આધારથી રાસમાળા અને કાઠિયાવાડ ગૅઝેટીયરમાં પ્રત્યેક રાજાનો રાજ્યકાળ જે આપ્યો છે તેમાં આપણા શિલાલેખોની સાહાય્યથી યોગ્ય દુરસ્તીઓ કરી પ્રત્યેક રાજાના સંવતો મેં તેમાં આપેલા છે. દિવાન અમરજીએ તવારીખ ઇ. સોરઠમાં આપેલા આ વંશના બધા સંવતો ભૂલભરેલા છે એ અહીંયા કહેવું જોઇએ. લાહોરના પંડિત જયચંદ્ર વિદ્યાલંકારજીએ નાગરી પ્રચારિણી પત્રિકામાં પૂર્વના પંડિતોએ બનાવેલી વંશાવળીઓ જે આપી છે તે પણ હું તુલનામાટે પત્રકમાં દાખલ કરૂં છું. હું માનું છું કે હવે કેટલાક વાદગ્રસ્ત પ્રશ્નો સંબંધીનો વાદ સમાપ્ત થશે.

## ચૂડાસમા રાજાઓની વંશાવળી

| તવાખ ઘ. સોરઠ | ગાદી ઉપર બેસવાનો વિ. સં. | રાસમાળા | ગાદી ઉપર બેસવાનો વિ. સં. | ધંધુસરનો લેખ | જુનાગઢ રેવતી કુંડનો લેખ | જુનાગઢ નેમિનાથ મંદીરનો લેખ | મંડલીક કાવ્ય | ગૌરીશંકર ઓઝા | બર્જેસ | પ્રસ્તુત લેખ | ગાદી ઉપર બેસવાનો વિ. સં. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મંડલીક (૩) | ૧૨૭૦ | મંડલીક(૧) | ૧૩૧૬ | | મંડલીક | મંડલીક | | મંડલીક | મંડલીક | મંડલીક | ૧૩૧૬ |
| — | — | નોઘણ (૪) | ૧૩૬૨ | | — | નવઘણ | | નવઘણ | નવઘણ | નવઘણ | ૧૩૬૨ |
| મહીપાળદેવ | ૧૩૦૨ | મહીપાળ(૪) | ૧૩૬૪ | | (મં.નોપુત્ર) મહીપાળ | મહીપાળ | | મહીપાળ | મહીપાળદેવ | મહીપાળ | ૧૩૬૪ |
| ખેંગાર (૩) | ૧૩૩૬ | ખેંગાર (૪) | ૧૩૮૧ | ખેંગાર | ખેંગાર | ખેંગાર | ખેંગાર | ખેંગાર | ખેંગાર | ખેંગાર | ૧૩૮૧ |
| જયસિંહદેવ | ૧૩૬૦ | જયસિંહ(૨) | ૧૪૦૭ | જયસિંહ | જયસિંહ | જયસિંહ | જયસિંહ | જયસિંહ | જયસિંહ | જયસિંહ | ૧૪૦૭ |
| — | — | મહીપાળ(૫) | ૧૪૨૫ | મહીપતિ | — | — | — | — | — | મહીપાળ | ૧૪૨૫ |
| મોકલસિંહ | ૧૪૦૨ | મોકલસિંહ (મહી.નો)પુત્ર | ૧૪૨૯ | મોક.(જ.)નો પુત્ર ૧૪૪૫ | મુક્તસિંહ | મોકલસિંહ | મોકલસિંહ | મોકલસિંહ (મુ.) ૧૪૪૫ | મોક. (મુક્ત.) | મોકલસિંહ | ૧૪૪૦ |
| — | — | — | — | | — | મેલગદેવ | મેલગદેવ | — | મેલગ | \| | |
| મધુપન | ૧૪૧૨ | — | — | | મધુપ | મહીપાળ | મહીપાળ | — | મહીપાળ-મધુ | \| | |
| મંડલીક (૪) | ૧૪૨૧ | મંડલીક (૨) | ૧૪૫૩ | | મંડલીક | મંડલીક | મંડલીક | મંડલીક | મંડલીક | મંડલીક | ૧૪૫૨ |
| મેલગ (મંડલીકનો)ભાઇ | ૧૪૩૯ | મેલિગ (મંડ નો)ભાઇ | ૧૪૫૬ | | મેલિગ (મંડ.નો ભાઇ) | | | મેલિગ (મંડ નો) ભાઇ | — | મેલિગ | ૧૪૫૬ |
| જયસિંહદેવ (૨) | ૧૪૬૮ | જયસિંહ(૩) | ૧૪૭૧ | | જયસિંહ ૧૪૭૩ | | | જયસિંહ ૧૪૭૩ | જયસિંહ | જયસિંહ | ૧૪૭૨ |
| | | | | | | | | | | મહીપાળ | ૧૪૮૬ |
| | | | | | | | | | | મંડલીક (મેલિગ) | ૧૫૦૬ |

# ૯ સંશોધક દૃષ્ટિએ અફ્ઘાન અમલ ઉપર પ્રકાશ.

## ( કેટલુંક નવીન સ્પષ્ટીકરણ. )

લેખક:—રા. રા. કેશવલાલ હિંમતરાય કામદાર

### વિષયનું તારણ.

આરંભ—હિંદી ઇતિહાસના પાંચ મુખ્ય ભાગ.

( ૧ ) અફ્ઘાન સલ્તનત ઐતિહાસિક દૃષ્ટિવાળી હતી

( ૨ ) અફ્ઘાન ઇતિહાસકારો અતિશયોક્તિ કરતા,

( ૩ ) એક પક્ષી હતા, ને ઘણે ભાગે રાજકીય વૃત્તાંતો તરફ લક્ષ આપતા. કૈસરી તેમને વધારે પ્રિય હતી.

( ૪ ) અફ્ઘાનોની સ્વતંત્ર સત્તા ઉત્તર હિંદમાં જામવાથી હિંદુસ્તાન મોટે ભાગે વાયવ્ય કોણ તરફના હુમલાઓથી બચવા પામ્યું

( ૫ ) જંગલી મોગલોને હાંકી કાઢનાર અફ્ઘાન સુલતાનોએ સમગ્ર હિંદની સેવા કરી

( ૬ ) થોડા કાળમાં અફ્ઘાન લોકો હિંદને પોતાની માતૃભૂમિ ગણવા લાગ્યા.

( ૭ ) અફ્ઘાન અમલથી બૌદ્ધધર્મને નુકશાન થયું.

( ૮ ) અફ્ઘાન અમલથી હિંદુસ્તાન, ને ચીનના પરસ્પર સંબંધમાં ફાચર પડી ગઇ.

( ૯ ) અફ્ઘાન અમલ લશ્કરી સરદારો હસ્તુ હતો.

(૧૦) સુલતાન આ લશ્કરી મંડળનો ચુંટી કઢાએલો મુખ્ય અમલદાર ગણાતો.

(૧૧) અફ્ઘાન અમીરાત વ્યક્તિગત હતી

(૧૨) અફ્ઘાન કારકીર્દીથી શરૂઆતથી જ, હિંદમાં કેન્દ્રસ્થ વહિવટ વ્યક્તિગત બન્યો.

(૧૩) અને આર્યનીતિશાસ્ત્રમાં દર્શાવેલ પ્રધાનમંડળની વ્યવસ્થા નાશ પામી.

(૧૪) અફ્ઘાન અમલ લશ્કરી હતો, તેમાં સહૃદયતાની ખામી હતી.

(૫૫) તેઓ હિંદુઓ સાથે સહકાર કરી શક્યા ન હતા.

(૧૬) તે વખતે ગુલામોની સત્તા હદપાર હતી.

(૧૭) હિંદુઓએ અફ્ઘાનોને કિલ્લા, બાંધકામ, સ્થાપત્ય, ગજયુદ્ધકળા, વગેરે શીખવ્યાં.

(૧૮) અફ્ઘાન અમલ દરમ્યાન દક્ષિણ હિંદ સમૃદ્ધિમાન્ હતુ

આપણા દેશના ઇતિહાસના મુખ્યત્વે પાંચ ભાગ થઇ શકે છે. પહેલા ભાગમાં આર્ય સંસ્કૃતિનો આખા હિંદની ભૂમિમાં પ્રસાર થાય છે. આ વેળા આર્ય લોકોએ ધર્મ, સાહિત્ય, કળા વગેરેના પોષણ કરેલા. ઘણા લેખકો આ સંસ્કૃતિ કે ઇતિહાસને વેદના, ઉપનિષદ્‌ના, બૌદ્ધ, જૈન, સંસ્કૃત અને પૌરાણિક, એવા ભાગોમાં વિભક્તિ કરી નાંખે છે; પણ તે વિભાગ માત્ર લેખક કે વિચારકની અનુકૂળતાની ખાતર જ કરવામાં આવે છે. ખરી રીતે, તે આખી સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિ જ છે અને જે જે અભિઘાતો હિંદની બહારથી આ સંસ્કૃતિ ઉપર કરવામાં આવ્યા તે બધા અભિઘાતો આપણા ઇતિહાસના સાગરમાં સમાઇ ગયા અને અભિઘાત કરનારી બધી જાતિઓને આર્ય સંસ્કૃતિનાં મુળ-તત્ત્વો સ્વીકારવા પડ્યાં.

આપણા ઇતિહાસનો બીજો ભાગ અફઘાન કાળનો છે જે ટોળાઓ, પંજાબ, દિલ્હી, કનોજ, બહાર, બંગાળા, માળવા, ગુજરાત, વગેરે પ્રાંતોમા અફઘાનિસ્તાન તરફથી આપણા દેશ ઉપર વારવાર ધસી આવતા ને છેવટે ત્યા પોતે નિવાસ કર્યો, તે ટોળાઓનો ધર્મ આગળ ઉપર ધસી આવતા ટોળાઓના ધર્મથી તદ્દન ભિન્ન હતો તેઓના વડવાઓ ઇસ્લામમા થોડી મુદ્દત ઉપર જ ભળી ગયા હતા અને તેથી હિંદુસ્તાનમા જ્યારે તે બધા આવ્યા ત્યારે તેમની રાજ્યવ્યવસ્થા આપણી પુરાતન આર્ય વ્યવસ્થાથી તદ્દન ભિન્ન જ થઇ. તેઓ આપણી પુરાતન સસ્કૃતિના પોષક બનવાને બદલે તદ્દન વિઘાતક જ બન્યા અને તેથી આપણા ઇતિહાસનો આ સમય બીજા બધા સમય કરતા જુદો જ તરી આવે છે.

ત્રીજો કાળ મુગલાઇનો છે હિંદુ ધર્મ અને ઇસ્લામનું એકીકરણ આ કાળમા થાય છે હિંદુઓનું પ્રાંતિકપણું આ સમયમા વિલુપ્ત થાય છે અને લગભગ આખા દેશમા એક ચક્રી રાજ્ય ચાલે છે

ચોથો કાળ પાછો અધાધૂધીનો આવે છે મરાઠાઓ મુગલાઇની જગ્યા લેવા જતા પોતાની સત્તા ગુમાવી બેસે છે તે જ વખતમા ઇગ્રેજો વેપારી મટી રાજ્યકર્તાઓનો વેશ ધારણ કરે છે અને ઘણી નિષ્ફળતાઓ પછી તેઓ આપણા દેશમા મુગલાઇથી પણ ચડતી રાજ્યવ્યવસ્થા દાખલ કરે છે

પાચમો સમય આપણે હજુ હમણા જ શરૂ કર્યો છે. ઇંગ્રેજોના નોકરશાહી અમલથી હિંદની પ્રજાઓ કટાળી જતા તેઓ રાજ્ય કારભારની જવાબદારી પોતાને શિર લેવાની શરૂઆત કરી ચુકી છે આ કાળના લક્ષણો પણ નોધવા જેવા છે પ્રાચીન ઇતિહાસમા ઘણી વાર નોધાએલું એકચક્રી રાજ્ય, એક પ્રમાણીય રાજ્યવ્યવસ્થા લોકનિયુક્ત ધારાસભાઓ અને ધારાઓ, લોકમતને અનુસરતી રાજ્યનીતિ, અને જનતાની આર્થિક તેમ જ રાજકીય પ્રગતિઓ સાથેનો આપણો સહકાર—એ તુરત જ જણાઇ આવતા ખાસ લક્ષણો છે

આ નિબંધનું પ્રયોજન અફઘાન સમયના કેટલાક વિશિષ્ટ લક્ષણો નોધવાનું છે

મુસલમાની રિયાસતનું મુખ્ય લક્ષણ તે મુસ્લીમ ઐતિહાસિક દૃષ્ટિ છે એ સમયમા મુસલમાની રાજ્યોની સ્થિતિ આપણને સાધારણ રીતે પૂરતી મળી આવે છે અલબત્ત, મુસ્લીમ ઇતિહાસકારો આપણા સમયના જેવા હતા નહિ. તેમની ઐતિહાસિક વાસના બહુધા તેમના ધર્મ પરત્વે અને તેમના રાજ્ય વિપ્લવો પરત્વે રહેતી તેઓ રાજ્યવ્યવસ્થા કે શાસનપદ્ધતિઓ ઉપર ઘણો જ ઓછો ઉહાપોહ કરતા તેઓ દેશની આર્થિક સ્થિતિ ઉપર તેમના લખાણોમા ઝાઝું વર્ણન કદી આપતા નહિ એવી હકીકતો આપણે મુસલમાની ઇતિહાસકારોમા નહિ પણ મુસલમાની મુસાફરોના લખાણોમા જોઇ શકીએ છીએ છતા પણ તેમણે કરેલું સમકાલીન ઐતિહાસિક આલેખન આપણી રાજકીય વિકૃતિઓ સમજવાને માટે અત્યારે તો અમુક અંશે મુખ્ય ને પુષ્કળ સાધન કહી શકાય શાસ્ત્રીય ઇતિહાસ લેખનપદ્ધતિ માત્ર છેલ્લા સૈકામા જ વિકાસ પામી છે અને મુસલમાની ઇતિહાસકારો તે જ વખતના યુરોપના કે બીજા દેશના ઇતિહાસકારો કરતા જરા પણ ઉતરતા ન

હતા. એક પ્રજાના કે રાજ્યના ઇતિહાસમાંના ચિત્રમાં આર્થિક કે સામાજિક સ્થિતિની તેની પ્રગતિ ઉપરની કે સાહિત્યની ઇતિહાસના વિકાસ ઉપરની અસરોનું સિંહાવલોકન આવવું જોઇએ તે આપણો જ સમય સમજતા થયો છે.

ઘણી વાર આ મુસલમાની લેખકોનાં વચનો અતિશયોક્તિ ભરેલાં પણ જોવામાં આવે છે. ઇતિહાસકાર તેમ સાહિત્યકાર એ બન્નેનું ગૌરવ જળવાઇ રહે તેવો તેમનો પ્રયાસ જોઇ શકાય છે; પણ ઇતિહાસ ને સાહિત્યની ભિન્નતા આ સમયમાં આપણે અન્યત્ર પણ જોઇ શકતા નથી. આ કારણથી આ ઇતિહાસકારોમાં ઇતિહાસને અલંકારમય કરવાના પ્રપંચો આપણે ખાસ જોઇએ છીએ. તેમનું ધર્માંધપણું એ બીજું લક્ષણ છે. આ કારણથી આપણે તેમનાં લખાણોમાં બહુ વજન મૂકી શકીએ નહિ. સો હિંદુઓ માર્યા ગયા હોય ત્યાં તેમના લખાણોમાં હજારો હિંદુઓ માર્યા ગયાની બીનાઓ જાહેર કરેલી જોવામાં આવશે. દુર્ભાગ્યે હિંદુ તવારીખના અભાવે આ અતિશયોક્તિઓ આપણે દૂર કરી શકીએ તેમ નથી. છતાં એ અતિશયોક્તિઓ ન હોય તેમ માનવાનું કારણ પણ નથી.

કુતબુદ્દિન આઇબાકના વખતમાં ઉત્તર હિંદમાં મુસલમાની સ્વતંત્રતાનો પાયો નંખાયો. તે અગાઉ મુસલમાનો પંજાબ અને વર્તમાન સંયુક્ત પ્રાંતો, તથા ગુજરાત અને સિંધ ઉપર ચડી આવેલા; પણ પંજાબ ને સિંધ સિવાય તેઓએ આપણા દેશના કોઇ પણ ભાગમાં કાયમના થાણા નાખ્યા ન હતા. સિંધના મુસલમાનો આરબો હતા, અને કાળક્રમે તેઓ બીજી એશીયાની ઇસ્લામી રિયાસતો ને પ્રજાઓથી છૂટા થઇ ગયા. પંજાબનો પશ્ચિમનો ભાગ વચમાં મુસલમાની અમલ નીચે ગઝનીથી સ્વતંત્ર બનેલો પણ તે માટે થોડા વખત માટે જ શાહબુદ્દિન ઘોરીએ જેસલમેર, ઉપરા ઉપરી, પંજાબ ઉપર ધસારાઓ કર્યા તેનું પરિણામ હિંદુઓના પરાજયમાં આવ્યું અને મુસલમાનોએ ઇ. સ. ૧૨૦૬ માં દિલ્હીમાં પાયતખ્ત કર્યું. કુતબુદ્દિન પોતે ગુલામીથી સલ્તનત ઉપર આવેલો; પણ તેણે તખ્તનશીન થયા પછી તુરત જ ગઝનીથી સ્વતંત્રતા જાહેર કરી અને ઉત્તર હિંદુસ્તાનના મુસલમાનો હિંદીઓ તરીકે પોતાના દેશનો બચાવ કરવા લાગ્યા. આ વિશિષ્ટતા આપણે ખાસ નોંધવા જેવી છે. ઘણી વાર હિંદુસ્તાનના મુસલમાનોને હિંદની બીજી પ્રજાઓ વિરુદ્ધ ઉઠાવવા માટે તેમની વચ્ચેનો પરસ્પર કૃત્રિમ વિરોધ જાહેર કરવામાં આવે છે. અલબત, ધર્મનો વિરોધ બન્ને પ્રજા વચ્ચે જે હતો તે હજુ પણ ચાલુ છે, પણ ખાસ કરીને પરદેશી હુમલાઓ સામે ઘણી વાર મુસલમાનો અને હિંદુઓ બન્નેએ સાથે રહીને બચાવ કર્યો છે. અફઘાનોના અમલ વખતે ઘણી વાર મોગલોના ટોળેટોળાં તીડની માફક આપણા દેશ ઉપર ચડી આવેલા; તૈમુર એ ટોળાંનો પ્રચંડ સેનાની જગજાહેર છે. પણ દરેક વાર મુલતાન, સરહિંદ, આગ્રા. અને દિલ્હીના પ્રાંતોના હિંદુઓએ મુસલમાનોને મદદ કરેલી જોવામાં આવે છે. અફઘાન સલ્તનતની ગઝની પરત્વેની સ્વતંત્રતા એ આ સમયનું બીજું લક્ષણ છે.

આ લક્ષણનું સુંદર પરિણામ પણ જાણવા જોગ છે. એ સમયના મુસલમાની ઇતિહાસકારો ઘણી વાર પોતાના અસલ વતન તરફ અનુરાગ દર્શાવે તે સ્વાભાવિક છે. પણ હિંદ તેમની માતૃભૂમિ છે અને તેનાં યશોગાન કરવાનો તેમનો મુખ્ય ધર્મ છે તે પણ

એમાના કેટલાક લેખકો ભુલી જતા નથી. અમીર ખુશરૂ આવો એક લેખક હતો. તેનો જન્મ ઇ. સ. ૧૨૫૩ માં થયો હતો અને તે ઇ. સ. ૧૩૨૫ માં અવસાન પામ્યો. મુસલમાનો તેને હિંદનો પોપટ કહેતા. તેની દિવાનો હજુ પણ મશહુર છે. તે "આશિકા" નામના પોતાના ગ્રંથમાં લખી ગયો છે કે:–"પાંડિત્યમાં દિલ્હી બોખારા કરતાં કોઇ રીતે ઉતરતું નથી. ગંગા અને હિંદનો વતની ટાયિસ અને નીલના મુલકોના વતનીઓ સાથે ખુશીથી ટક્કર ઝીલી શકશે. જે માણસ માત્ર ચીનનું ભુલખુલ જ જુએ તેને હિંદુસ્તાનના સુકાની સુંદરતાનો ખ્યાલ કેમ આવી શકે? ખોરાસાનનો વતની દરેક હિંદને મૂર્ખ ગણે તો તે હિંદના પાનના બીડાની કીંમત કેમ કરી શકે? તે તો તેને મન ઘાસના જેટલું જ તુચ્છ લાગવાનું. પરદેશી અંજીર કરતાં હિંદનું આમ્રફળ કેટલું વધારે મધુર છે? હિંદ દેશ દુનીઆના બધા દેશો કરતા વધારે સમૃદ્ધિમાન્ ને વસ્તીવાળો છે. હિંદુસ્તાનને બધાએ સ્વર્ગસમાન લેખવો જોઇએ. જો હિંદુસ્તાન દેવભૂમિ ન હોત તો આદમે અને મયૂરે સ્વર્લોક પરથી અહિં હિંદમા વાસ કેમ કર્યો હશે?" મુસલમાની તખ્ત આપણા દેશમા કાયમ થયાં સો વર્ષ પણ હજુ થયા નથી ત્યાં જ આવા ઉદ્ગારો એક મુસ્લીમ રાજ્યકવિ અને રાજ્યલેખક કાઢે એ તે વખતના પરદેશી અફઘાનોનું સ્વદેશી હિંદીપણામા પરિવર્તન થવાનું અદ્‌ભુત પણ સ્વાભાવિક ઉદાહરણ છે.

અફઘાન સુલતાનો અને અમીરોએ જેવું ઉત્તર હિંદનું પરદેશીય હુમલાઓથી રક્ષણ કર્યું છે તેવું બીજી કોઇ હિંદની સત્તાએ કદાચિત્ નહિ કર્યું હોય. આપણે ઘણી વાર સાંભળીએ છીએ કે જો ઇગ્રેજો પોતાના હિંદી લશ્કરને સારા પાયા ઉપર ન રાખે તો અફઘાનો કે રૂશિઅનો ને સરહદ ઉપરની તોફાની ટોળીઓ આપણા ઉપર એકદમ ધસી આવે. તેથી ઇંગ્લંડે આપણું આગળ ઉપર કદી કોઇએ નહિ કરેલું એવું અદ્‌ભુત રક્ષણ કર્યું છે. ઇંગ્લંડની આ દલીલમા સ્વાર્થ કરતાયે અતિશયોક્તિ વધારે રહેલી છે. સીખ લોકોએ પંજાબનું કાબલીઓથી રક્ષણ કરેલું એટલું જ નહિ પણ કાબુલીઓને પંજાબમાથી તેઓએ હાકી કાઢેલા પણ ખરા. સ્વદેશ પ્રીતિથી ઉભરાઈ ઉઠતી હિંદની મોટી પ્રજા અત્યારે અફઘાનીસ્તાનની પ્રજા વિરુદ્ધ પોતાનો બચાવ કરી શકે નહિ તે માનવા જેવું નથી. છતા પણ અફઘાનોથી ઘણા વધારે જંગલી લોકો વિરુદ્ધ, અત્યારથી પણ વધારે, પરસ્પર લડી મરતા હિંદીઓએ અફઘાન સમયમા પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરેલું તે ભુલી જવું જોઇએ નહિ. ઇલ્તમ્સના વખતથી તે ઠેઠ તૈમુરના વખત સુધી, એટલે કે ઇ. સ. ૧૨૧૭ થી તે ઇ. સ. ૧૩૯૮ સુધી લગભગ ૧૮૬ વર્ષ સુધી મોગલો આપણા દેશના વાયવ્ય કોણ ઉપરથી ઘણી વાર ધસી આવેલા. ઇલ્તમ્સના વખતમા ચિંઘીસખાને ખીવાના સુલતાન જલ્લાલુદ્દિનને સિંધુ નદીના તીર ઉપર હરાવ્યો. મોગલોએ મુલતાનને ચાળીસ દિવસ સુધી ઘેર્યું. કુતબુદ્દીના વીર સરદાર નાસીરૂદ્દિને મુલતાનનો બહાદુરી ભરેલો બચાવ કર્યો. સુલ્તાન જલ્લાલુદ્દિનની નજર આ વાર દિલ્હી ઉપર હતી. પણ ઇલ્તમ્સ પોતે ઘણો જ બાહોશ સુલતાન હતો અને તેના લશ્કરી બળ આગળ પોતે નહિ ફાવે એમ ધારી જલ્લાલુદ્દિન સિંધ ને પછી સીસ્તાન તરફ ચાલ્યો ગયો. ઇલ્તમ્સ પછી બાલ્બન સુલતાને પણ પોતાના લશ્કરી બળથી મોગલોને હિંદ ઉપર આવતા અટકાવ્યા. એક યુદ્ધમા તેનો શાહજાદો મહમ્મુદ પોતાનો જાન પણ ખોઇ બેઠો. અલ્લાઉદ્દિનના વખતમાં પણ મોગલ લોકોનો ત્રાસ ઓછો ન હતો. તે સુલતાને

પણ મોગલોને ત્રાસ આપવામાં બાકી રાખી ન હતી. કેટલાક મોગલો દિલ્હીમાં આવીને વસ્યા તે સ્થળને, તેમના વસવાટને, મોગલપરા નામથી ઓળખવામાં આવ્યું. ઘણા મોગલો સુલતાની લશ્કરમાં દાખલ થયા. તેમાંના કેટલાક અમીરાતની જગ્યા ઉપર ચડયા. મહમ્મદ તઘલકના સમયમાં મોગલ અમીરોનો એક ખાસ પક્ષ જામ્યો હતો. અને તેમના ઉપર તે સુલતાનની પ્રીતિ પણ ઘણી હતી, કારણ કે અણીને પ્રસંગે તુર્ક બચ્ચા કે તુર્કી અમીરો અને હિંદુ સરદારોની સામે તે પક્ષનો ઉપયોગ થઇ શકે. આ મોગલ સવારીઓ છેલ્લી તૈમુરની સવારી જેવી ન હતી. તૈમુરના વખતના મોગલો ઇસ્લામી હતા અને ઇરાન, ગઝની, સમરકંદ, બોખારા, વગેરે સ્થળોની સંસ્કૃતિના પરિચયથી તેઓ સંસ્કારી બન્યા હતા. પણ ઇલ્તમ્સ, બાલ્બન, અને અલ્લાવદ્દિનના વખતના મોગલો રોમના સામ્રાજ્ય ઉપર ચડી આવેલા હુણો, જર્મનો, ગોથ, પિક્ટ ને સ્કોટ લોકોના જેવા હતા. અમીર ખુશરૂ આ લોકોનું આબેહુબ વર્ણન આપે છેઃ—આ મોગલો ઉંટ ઉપર સવારી કરતા. યુદ્ધ વેળા તેઓ મોટા સરદારો જેમ લડતા. તેમનાં શરીર વજ્ર જેવા હતાં. તેઓ ઘેટાંની ચામડીની ટોપીઓ પહેરતા. તેમના મોઢાનો રંગ દેવતાના અંગારા જેવો દેખાતો. તેમની આંખો એટલી બધી તો ઝીણી હતી ને તેમની દૃષ્ટિ એટલી બધી તો તીવ્ર હતી કે તેથી કોઇ વાસણમાં વીંધ પણ પડી શકે એમ બીક લાગતી. તેમનો દુર્વાસ તેમના શરીરના રંગથી પણ વધારે ભયાનક હતો. તેમની ડોક એટલી તો ટુંકી હતી કે માથું ને ધડ એકજ હોય એમ લાગતું. તેમના ગાલ પોચા ચામડાની કોથળીઓ જેવા હતા. તેમાં ઘણા ગાંઠાઓ અને કરચલીઓ નજરે આવતી. તેમનાં નાક એટલાં તો પહોળાં હતાં કે તેમનો વિસ્તાર એક ગાલથી બીજા ગાલ સુધી આવતો. તેમનાં મોઢાં પણ તેટલાં જ પહોળા હતાં. તેમનાં નસકોરા કોઇ જૂના ખંડેરની ગુફાઓ જેવાં દીસતાં ને તેમાંના વાળ ઠેઠ હોઠ સુધી જતા. તેમની મૂછો બહુ લાંબી હતી. દાઢી તો તેમને ઉગતી જ નહિ. તેમની છાતીનો રંગ અરધો કાળો ને અરધો સફેદ હતો ને તેના ઉપરની બેસુમાર લીંખ ને જૂઓ ખરાબ જમીન ઉપર ધોળા તલ વેરાણા હોય તેવો દેખાવ આપતી. તેમના આખા શરીર ઉપર આવી જીવાતો જોવામા આવતી. તેમની ચામડી જોડા કરવાના કાર્યમાં ખપ લાગે તેવી હતી. તેઓ કુતરા ને ડુક્કરો ખાઇ જતા. એકનું વમેલું બીજો ગળી જતો. ઇશ્વરે તેમને નરકમાથી જ ઉત્પન્ન કર્યા હોય તેમ જણાતું ને તેમનો દેખાવ સફેદ રાક્ષસો જેવો લાગતો."

આવા જંગલી લોકોએ ઇરાન, અફ્ઘાનિસ્તાન, ઇરાક, એશીઆ માઇનોર, હંગરિ, ચીન, ને રૂશીઆના પૂર્વ ભાગોમાં કાળો કેર વર્તાવેલો ને તેમણે સંસ્કૃતિનાં અનેક ચિહ્નોને ભોંભેગાં કરી દીધેલાં. હજુ પણ તેમની જુલમી મુસાફરીઓની અસરો તદ્દન ભુંસાઇ ગઇ નથી. આપણા દેશમાં પણ તેઓ મુસલમાનો કરતા પણ વધારે કેર આપણા પરાજયે વર્તાવત. ઉત્તર હિંદનાં મુસ્લીમ રાજ્યોએ દક્ષિણ, ગુજરાત, માળવા, રાજપુતસ્થાન અને બહાર તથા બંગાળાની પ્રજાઓનું આ જંગલી મનુષ્યસંહારકો સામે જીવના ભોગે પણ રક્ષણ કર્યું અને તેથી મુસ્લીમ તથા આર્ય સંસ્કૃતિઓને ધૂળ ભેગી થતી અટકાવી. અફ્ઘાન સલ્તનતોનું આ એક વિશિષ્ટ લક્ષણ આપણે લેખીશું. આપણા ઇતિહાસકારો બાલ્બન અને અલ્લાવદ્દિને મોગલો ઉપર વર્તાવેલ ત્રાસને વખોડતી વેળા તેમના અમલે કરેલી આપણા દેશની સેવા

તદ્દન ભૂલી જ જાય છે. ઇ. સ ૧૨૦૬ ની સાલ પછી તૈમુરના સિવાય અફઘાનિસ્તાનને માર્ગે કે આપણા વાયવ્ય કોણના માર્ગે બીજા કોઇ આવનાર લશ્કરે દિલ્હીની ગાદીનો પરાજય કર્યો નથી મુલતાન અને લાહોરના પ્રાંતો–March lands–સરહદ્ ઉપરના બચાવ માટેના પ્રાંતો તરીકે કામ કરતા હતા તેમના ઉપર હમેશા ચુન દા લશ્કરી સરદારો રાખવામા આવતા એ સરદારો મોગલો સામેના પોતાના વિજયી લશ્કરની મદદથી દિલ્હીની ગાદી પચાવી પાડતા જલાલુદ્દિન ખિલજીએ તેમ કરેલું, ખિઝરખા સૈયદે તેમ કરેલુ, ને બહિલ્લોલ લોદિએ દિલ્હીના તખ્તનો એમ જ માર્ગ કર્યો

જ્યારે ઉત્તર હિંદ મુસલમાનોના હાથમા ગયુ ત્યારે ત્યાના લોકો વેદ ધર્મમા માનતા અલબત, બૌદ્ધનું જોર હજુ હિંદુસ્તાનમા હતું પણ ક્રમક્રમે તે ક્ષીણ થતું જતું હતું. ઉત્તર હિંદનો કોઇ રાજા આ વખતે બૌદ્ધ નહતો. મુસલમાનોથી હાર ખાનારાઓ બૌધ્ધો નહિ પણ હિંદુઓ જ હતા પરંતુ બહાર અને બંગાળામા અને દક્ષિણ હિંદમા બૌધ્ધોને જૈનો હજુ છુટા છવાયા હતા મુસલમાની ઇતિહાસકારોના લખાણ ઉપરથી તથા બંગાળી સાહિત્ય ઉપરથી જણાય છે કે આપણા દેશના પૂર્વ ભાગમા હજુ પણ બૌદ્ધ મઠો નભી રહ્યા હતા આ બૌધ્ધો ચારિત્ર્યમા અને પાંડિત્યમા તેમના પૂર્વજોથી ઉતરતા હતા પણ મુસલમાની અમલ પછી ઉત્તર હિંદમા આપણે બૌદ્ધમત સબંધી કાઇ હજુ સુધી જોઇ શક્યા નથી. બૌદ્ધમતનો સદંતર વિનાશ હિંદમા કેમ થયો તેનો ખાસ અભ્યાસ કરવાની જરૂર છે પણ ઉત્તર હિંદમા મુસલમાનોનો પ્રવેશ એ પણ ઘણા કારણોમાનુ એક કારણ હોય તેમ જણાય છે જ્યારે બખ્તયાર ખીલજીનું લશ્કર બહાર ઉપર અકસ્માત ધસી પડ્યું ત્યારે તેણે ઘણા "બ્રાહ્મણો"નો વધ કર્યો તેમ ઇતિહાસકાર લખે છે તે જણાવે છે કે "તેમના માથા બોડેલા હતા અને તેમના વિહારોમા મોટી સખ્યામા પુસ્તકો મળી આવ્યા. જ્યારે મુસ્લીમોએ આ પુસ્તકો જોયા ત્યારે તેમણે કેટલાક લોકોને તેમનો અર્થ સમજાવવાને બોલાવ્યા, પણ તેમણે જવાબ આપ્યો કે અર્થ સમજાવનાર બધા વિદ્વાન્ પુરષોની કતલ થઇ ગઇ હતી તેથી તેમનામાથી કોઇ પણ અર્થ સમજાવવા શક્તિમાન્ નથી " મુસલમાની સરદારોને મન આ બધા મુસલમાનેતર હિંદુઓ જ હતા, તેમને મન બ્રાહ્મણ, બૌદ્ધ, અને જૈનનો ભેદ પ્રથમથી ભાગ્યે જ હોઇ શકે તેઓ અભ્યાસી તરીકે કે મુસાફર તરીકે નહિ પણ માત્ર સિપાહીઓ તરીકે હિંદમા આગળ વધતા. માળવા, બંગાળા, બહાર અને ઉત્તર હિંદમા તે વાર અસ્ત પામતા બૌદ્ધ મતનું ત્વરિત ખંડન કરવામા મુસલમાનો કેટલેક અંશે સહાયભૂત થયા છે એમ માનવામા કશી અતિશયોક્તિ નથી. ચંદ બારોટ પણ પોતાના "રાસા"મા પૃથ્વીરાજના નજીકના પૂર્વજો બૌદ્ધ મતના પક્ષપાતી હતા એમ જણાવે છે. શ્રીયુત વૈદ્ય આ આધારે બૌદ્ધમતના પ્રસારને અને સ્વીકારને હિંદના પરાજયના કારણ રૂપ માને છે. પણ તે માન્યતા અતિશયોક્તિ ભરેલી અને બૌધ્ધોને ને જૈનોને અન્યાય આપનારી છે. માત્ર અહીં એટલું જ કહેવાની જરૂર છે કે બૌધ્ધો કે જૈનો નહિ પણ હિંદુઓ મુસ્લીમો પાસે સ્વતંત્રતા ખોઇ બેઠા ઉત્તર હિંદના વૃદ્ધ, શિથિલ તથા નિર્બળ અને સખ્યાએ ક્ષીણ થતા જતા બૌદ્ધમતને સ્ટ્રોક જેવા પણ સદંતર મૃત્યુને વશ કરવામા હિંદુઓની પ્રતિસ્પર્ધા કરતા મુસલમાનોને હાથે થએલા બૌદ્ધ ભિક્ષુકોના વધ અને તેમણે બાળેલા કે તોડેલા બૌદ્ધ વિહારો અને તેમણે બરબાદ કરેલી બ બૌધ્ધોની અતિ ઉપયોગી

સાહિત્યસામગ્રી, એ બધાનો નાશ, એ વધારે જવાબદાર હતાં. છુટા છવાયા જૈનો ને બૌધ્ધોનું હિંદુ રાજાઓ ને સરદારો રક્ષણ ન કરી શકે તે કારણથી પણ પાછળથી બૌદ્ધ અને જૈન મતની ક્ષીણતા અને છેવટે બૌદ્ધ મતનો નાશ તે અફઘાનોના અમલનું વધારે વિશિષ્ટ લક્ષણ છે.

આ લક્ષણનું એક બીજું નોંધવા લાયક પરિણામ આ પર્યાલોચનમાં આપવું જોઇએ. બખત્યાર ખિલજીના વખતથી બંગાળા ને બહારમાં મુસ્લીમ અમલ સ્થપાયો. તે અમલ થોડા જ મુદ્દતમાં દિલ્હીથી સ્વતંત્ર થયો. તે સ્વતંત્રતા લગભગ ઠેઠ શેરશાહના વખત સુધી અને પાછી તાજી થઇને ઠેઠ અકબરના અમલના પહેલા વીશ વર્ષ સુધી ટકી રહી. બંગાળાના મુસ્લીમ સુલ્તાનોએ બંગીય સાહિત્યને સારૂં ઉત્તેજન આપેલું. પણ તે ઉત્તેજન હિંદુ સંસ્કૃતિને આપવામાં આવ્યું. અયોધ્યા, અને જમના ને ગંગા નદીની ઉત્તરના પ્રદેશો પણ મુસ્લીમ અમલ નીચે આવ્યા. અફઘાનીસ્તાન, કાશ્મીર, આગળ જતા ઑક્સસ ( અક્ષિ ) અને જેક્સાર્ટિસ નદીના ઉપરના મુલકો ઉપર પણ મુસ્લીમ સત્તા જામી પડી. આવી રીતે હિંદુસ્તાનની આર્ય સંસ્કૃતિને ઉત્તર, પૂર્વ અને પશ્ચિમથી મુસ્લીમ વિદ્યાએ ઘેરી લીધી. આગળના વખતમાં ચીનના બૌદ્ધ મુસાફરો પશ્ચિમ ને ઉત્તર માર્ગો દ્વારા બુદ્ધ ગયાજીના દર્શને આવતા. વળી દાર્જીલીંગ પાસે થઇ ચુમ્બીની ખીણમા થઇને બૌદ્ધ ભિક્ષુકો ટીબેટ અને ત્યાંથી ચીન પણ જતા. આમ આર્યાવર્ત અને ચીનને સૈકાંઓ થયા સંસ્કૃતિ અને વ્યાપારના ક્ષેત્રમાં નિકટ સંબંધ ટકી રહ્યો હતો. મુસ્લીમ અમલે ચીન અને ટીબેટની આ બાજુ ઉપર એક મોટી પ્રચંડ દીવાલ ઉભી કરી અને તે દીવાલને ભેદીને ચીન કે ટિબેટથી અહીં, તેમ અહીંથી ત્યાં, કોઈ જઇ કે આવી શકતું નહિ. બ્રહ્મદેશ સાથેનો પણ આપણો સંસ્કૃતિ સંબંધ આ કાળથી તૂટી પડ્યો. ઠેઠ આપણા વખત સુધી આ " ક્રૌંચમાં " કોઇ " પરશુરામે " એક " રન્ધ્ર " પણ પાડ્યું નહિ. એ મુસ્લીમ દીવાલ અભેદ્ય જ રહી.

પઠાણ સલ્તનતનું ઘણું જ રસિક લક્ષણ તેના સુલતાનની પદવી સંબંધીનું છે. કુતબુદ્દિનથી માંડીને તે ઠેઠ છેલ્લા ઇબ્રાહીમ લોદીના વખત સુધી એટલે કે લગભગ ૩૨૦ વર્ષ સુધી પઠાણોના સુલતાનોના ઇતિહાસમા સુલતાનનું પદ એકજ સ્થિતિમા રહ્યું હતું. પઠાણોનું અંતર્ગત બંધારણ આ કારણથી કેટલું દૃઢ હશે તે તુરતજ જણાઇ આવશે. સુલતાનની પદવી વંશપરંપરાગત નહતી. " ગુલામવંશ " નામાભિધાન જ જણાવી આવે છે કે તે પદવી ઉપર લશ્કરી મંડળમાથી સૌથી બાહોશ માણસની જ પસંદગી કરવામાં આવતી. કુતબુદ્દિન ને ઇલ્તમ્સ લશ્કરી સરદારો હતા. પ્રથમ તેઓ સુલતાનોના ગુલામો હતા. પછી રાજ્ય કુટુંબમા લગ્ન સંબંધે તેઓ જોડાયા. બાલ્બન પ્રથમ ગુલામ હતો. પછી અમીરને માલિક બન્યો ને છેવટે સુલતાન બન્યો.

એક સુલતાનના મરણ વખતે બધા સરદારો ભેગા મળી સૌથી લાયકને સુલતાન બનાવતા. બનતાં સુધી તેમની પસંદગી રાજ્ય કુટુંબમાથી જ થતી. પણ કોઈ કોઇ વાર તેમને રાજ્યકુટુંબની બહાર જવાનો પણ ચોખ્ખો હક હતો. કેટલીક તવારીખ ઉપરથી એમ પણ માલુમ પડે છે કે આ સરદારી મંડળ વ્યવસ્થિત મંડળ હતું. તેમની મિજલસને માટે પ્રમુખ વગેરે પણ હતા. દરેક મુસલમાની ઇતિહાસકાર દરેક સુલતાનના અમલનો અંત

લાવતી વખતે ચોખ્ખા શબ્દોમાં લખે છે કે ત્યાર પછી નવા સુલતાનની પસંદગી સરદારો, અમીરો. માલેકો, ખાનો, વગેરેએ મળી કરી અને બધાએ સાથે મળી નવા નિયત સુલતાનને ગાદી ઉપર બેસવા અરજ કરી. જ્યારે મહમ્મદ તઘલખ મોટી મોટી કૂચ કરી–તે સુલતાનની કૂચ આગળ નેપોલિયનની કૂચ ઉતરી પડશે–બળવાખોરોને હરાવતો હરાવતો, દેવગિરિ, તેલંગણુ, બેદર, માળવા, ગુજરાત, સૌરાષ્ટ્ર. કચ્છનું રણ, ને છેવટે, સિંધ થઇ, ઠઠ્ઠા પાસે આવી માંદગી ભોગવી મરી ગયો ત્યારે તેના ભત્રીજા ફિરોઝશાહ તઘલખને સરદારોએ તેની મરજી વિરુદ્ધ પણ સમગ્ર સલ્તનત એનાયત કરી અને દિલ્હીમા જ્યારે એ કાર્ય વિરુદ્ધ કેટલાક અમલદારો ને લોકો પડયા ત્યારે તે જ સરદારોએ તેને પુષ્કળ મદદ આપી. ફીરોઝશાહના વંશજો નબળા નીવડયા. તૈમુરે દિલ્હીના તખ્તને તોડી નાંખ્યું. ત્યાર પછી સરદારોનું જોર ઘણું જ વધી પડયું સૈયદો ને લોદીના વખતમા સુલતાનની પદવી નામની જ હતી. ઇબ્રાહિમ લોદીએ સરદારોનું બળ તોડવા જીવતોડ પ્રયત્નો કર્યા પણ તેથી તેને પોતાની ગાદી ગુમાવવી પડી ને પોતાનો જીવ પણ તેમા જ ખોયો. બાબરના વિજયનું એક મુખ્ય કારણ અફઘાન સરદારોનું વધી પડેલું જોર હતું. જ્યારે શેરશાહે હુમાયુને હરાવ્યો ત્યારે પાછું આવી વ્યવસ્થાનું જોર વધી પડયું. તે બળ ઠેઠ અકબરના અમલના અધવચ સુધી ચાલ્યુ. એ વખતના સરદારો બાદશાહના જેટલું ગુમાન ધરાવતા તારીખઇ-દાઉદીનો કર્તા અબ્દુલ્લા બહિલોલ લોદી વિષે લખી ગયો છે કે " તે સુલતાન કદિ પણ તખ્ત ઉપર બેસતો નહિ; પોતાની હાજરીમાં પણ અમીર ઉમરાવોને ઉભવા દેતો નહિ. ભર દરબારને વખતે પણ પોતે શેતરંજી ઉપર બેસતો; કોઇ ઉમરાવ પર ફરમાન મોકલતી વેળા તેને " મસ્નદઅલી " કહી સંબોધતો. જો કોઇ અમીર નારાજ થાય તો સુલતાન પોતે તેને ઘેર જાય; પોતાની તરવાર તેને ચરણે ધરે; કોઇ વાર પોતાનું તાજ પણ માથા પરથી લઇ લે; અને માફી માગે; એમ છતાં પણ જો સામા પક્ષનો ગુસ્સો ન શમે તો કહે કે "જો હું નાલાયક હોઉં તો મારી જગ્યાએ બીજા કોઇ વધારે યોગ્યતાવાળા માણસને મૂકો. " ખુદ સુલતાનના પદની સ્થિતિ આવી હોય ત્યા અરાજકતા વધે તેમા નવાઇ નથી. સૈયદો ને લોદીઓના સમયમા હિંદુ તથા મુસલમાન સરદારો કેટલા ફાટી ગયા હતા તેની સાક્ષી તે વારની તવારીખો પૂરે છે. મોગલ બાદશાહોને રાજ્યતંત્રને સારા પાયા ઉપર મૂકતાં કેટલી મુશ્કેલી પડી હશે તેનો આ ચિત્રથી તુરત જ ખ્યાલ આવી શકે તેવું છે. સુલતાનની જગ્યા કેની હોવી જોઇએ તેની આખી પદ્ધતિનો મૂળ પાયો જ તેમને નાખવાની જરૂર હતી. હુમાયુંને હિંદ છોડી જવું પડયું તે સમજવું આ હકીકતથી તુરત જ સરળ થઇ પડે છે. સુરવંશના હાથથી સલ્તનત કેમ ગઇ તેનું પણ એ જ મુખ્ય કારણ હતું. જો અકબરને હિંદુઓની મદદ ન હોત તો તેની ગાદી પણ સલામતી ભરેલી નીવડી ન હત. શાહજહાંના અમલમાં ખાનજહાં લોદીનો બળવો અફઘાન કે પઠાણ સરદારની સ્વતંત્રતાના પૂરનો છેલ્લો તણખો હતો. સુલતાનના પદની નિર્બળતા, સરદારોની સમાનતા, ને સુલતાનની પસંદગીમાં તેમની કુલ સત્તા, તે અફઘાન કે પઠાણ અમલનું એક વધારે વિશિષ્ટ લક્ષણ છે.

પ્રાચીન હિંદુ રાજાઓ નીતિશાસ્ત્ર પ્રમાણે એકલા રાજ્ય ચલાવતા નહિ. તેમના પ્રધાનમંડળમાં મુખ્ય પ્રધાન, અમાત્ય, સુમંત, મંત્રી, ન્યાયાધીશ, પુરોહિત, સેનાધિપતિ

વગેરે સભાસદો હતા તેમાના પ્રત્યેકને યોગ્ય ખાતાઓ સોપવામા આવતા. તે સિવાય મહલેશ્વર, માંડલિક, દંડનાયક, વગેરે લશ્કરી ને પોલિસ અમલદારોના નામ પણ વાચવામા આવે છે વિજયનગરનુ મહારાજ્ય મુસલમાનોનુ સમકાલીન હતુ. પણ અહીં પણ તેવા જ નામાભિધાનો જોવામા આવે છે ત્યાના મહારાજાઓએ પુરાતન શાસનપદ્ધતિ ચાલુ રાખી હોય તેમા કાઇ આશ્ચર્ય નથી જ્યારે શિવાજીએ મહારાષ્ટ્રમા "સ્વરાજ્ય" સ્થાપ્યુ ત્યારે તેણે પણ આ જ પ્રધાનમંડળની વ્યવસ્થા રાખી હતી પણ પાછળથી તેના વંશજોના વખતમા તે પદ્ધતિ નીકળી ગઇ અને તેમણે મુગલાઇ વ્યવસ્થા દાખલ કરી અફઘાન સુલતાનોએ પણ પોતાના કેંદ્રસ્થ રાજ્યતંત્રમા આ આર્યોની પુરાતન રીતને સ્થાન ન આપતા પોતાની જ વ્યવસ્થા કાયમ રાખી આ સમગ્ર કાળમા સુલતાનની પદવી પછી બે મોટા પદવીધરોના નામ નજરમા આવે છે એકને "નાઇબ" ના નામથી મુસ્લીમ લેખકો ઓળખાવે છે, બીજાને "વઝીર" ના નામથી તેઓ ઓળખાવે છે. મહમ્મદ તઘલખના વખતમા ઇબ્નબાતુના નામનો મૂર પણ આ પદ્ધતિનો ઉલ્લેખ કરે છે. દામારકસથી શાહબુદ્દિન ઓલઆબ્બાસ નામના લેખકે પણ સુલતાનના વખતની રાજ્યપદ્ધતિનુ આવુ જ વર્ણન આપ્યુ છે સુલતાનની ગેરહાજરીમા રાજ્યનો અમલ "નાઇબ" ના હાથમા રહેતો કેટલીક વાર આખા રાજ્યના ત્રણ કે ચાર ભાગો પાડી નાખવામા આવતા અને દરેક ભાગ ઉપર એકેક નાઇબ નીમવામા આવતો વઝીર સુલતાનનો અંગત સચિવ હોય એમ જણાય છે. બન્નેની પદવી સમાન ગણાતી રાજ્યના સરદારો, ખાન, માલિક, ને અમીર એમ ત્રણ શ્રેણિમા આવી જતા તેમની પાસે લશ્કરો રહેતા ને દરેમને પ્રાતો કે શહેરો આપવામા આવતા. નબળા સુલતાનોના વખતે આ લોકોની જોહુકમી વધી જતી બાલ્બન કે અલ્લાવદ્દિના વખતમા તેમના ઉપર પુષ્કળ અંકુશ રાખવામા આવતો ને લશ્કરની ભરતી સુલતાનના અંગત કાબુ નીચે થતી મુગલાઇ વખતમા પણ કેંદ્રસ્થ શાસન પદ્ધતિમાં આવા જ પ્રકારની વ્યવસ્થા હતી આ અમલદારોનો મોટો ભાગ મુસલમાનોનો બનેલો હતો. મુગલાઇના વખતમા પણ મોટી જગાઓ ઘણે ભાગે મુસલમાનોને આપવામા આવતી, જો કે તે વખતે ઘણા હિન્દુઓ સારા હોદ્દા ઉપર ચડ્યા હતા તે ભુલવું જોઇતું નથી આ જ પદ્ધતિ પાછળથી બધા હિંદુ રાજ્યોમા પ્રવેશ પામી જ્યારે ઇંગ્લંડની સત્તા અહીંઆ જામી ત્યારે પ્રધાનમંડળથી રાજ્યતંત્ર આગળ ઉપર ચાલતુ તે માત્ર ભૂતકાળની જ વાત બની ગઇ વ્યક્તિગત કેન્દ્રસ્થ રાજ્યપદ્ધતિ તે અફઘાન અમલનું એક વિશિષ્ટ અંગ ગણાય.

અફઘાનોની અમીરાત પણ વ્યક્તિગત હતી, વંશપરંપરાગત ન હતી મોગલોના મનસબદારો પણ વંશપરંપરાગત ન હતા અફઘાનોની શાસનવ્યવસ્થામા અરજી સાભળવા માટે, શિકાર માટે, જાહેર બાધકામો માટે, વાકેફ માટે, ધર્માની જગ્યા માટે કેળવણી માટે, આરોગ્ય માટે, શહેરોના બચાવ માટે, દેશની શાતિ માટે, ગુલામોના ખાતા ઉપર દેખરેખ રાખવા માટે, મ્હેસુલ માટે, ઇસ્લામના ફેલાવા માટે, એમ જુદા જુદા ખાતાઓ હતા ને તેમને માટે અધિકારીઓ હતા. તેમને જમીનો ખાપવામા આવતી અને તેઓ સુલતાનને જવાબદાર હતા

ઉપરની હકીકત ઉપરથી માલુમ પડશે કે અફઘાનોનું તંત્ર પદ્ધતિહીન ન હતું. તેઓ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે તેઓ પોતાની સાથે અમુક સંસ્થાઓ લેતા આવ્યા. તે સંસ્થાએ તેમણે આપણા દેશમાં ચાલુ રાખી. ધર્મના ઝનુનમાં તેઓએ હિંદુઓ પાસેથી ઝાઝું લીધું નહિ. તૈમુર પોતાના "સ્મરણો" મા કહે છે કે જ્યારે હિંદ ઉપર ચડાઇ કરવાની હતી ત્યારે તેણે પોતાના સરદારોની સલાહ લીધી. રાજ્યમા કાંઇક જોખમવાળું કામ કરતી વેળા અફઘાન સુલતાનો પણ પોતાના વઝીરની અને છેવટે સરદારોની મજલમની સલાહ પૂછતા. પણ આ રાજ્યપદ્ધતિથી હિંદુઓને ઘણું જ નુકશાન વેઠવું પડતું. તે વખતના સરદારોમા સહિષ્ણુતા ઝાઝી મળી આવતી નથી શેરશાહ સિવાય પઠાણ સુલતાનોમાંથી કોઇની પાસે અકબ્બરના જેવી ઉદાર રાજ્યનીતિનો એક અંકુર પણ તેમની તવારીખ ઉપરથી જોવામા આવતો નથી. ફિરોઝ તઘલખ પણ ઝનુની સુન્ની હતો ને સુફીઓનો કટ્ટો શત્રુ હતો. શેરશાહમાં પણ અકબ્બરના જેવી કલ્પના બુદ્ધિ કે દીર્ઘદૃષ્ટિ નહોતી. પ્રો. કાનુંગા શેરશાહને અકબ્બરથી વિશિષ્ટ માને છે પણ તે ચારિત્રલેખકની અતિ પક્ષપાતી દૃષ્ટિ છે. શેરશાહમા કારોબારી શક્તિ અકબ્બરના કરતા વધારે હતી ને સ્વામીભક્તિ ઉત્પન્ન કરવામા તે નિપુણ હશે, પણ અકબ્બરે મોગલાઇ તરફ હિંદી પ્રજાઓમા જે વફાદારીનાં અંકુરો મૂક્યા તે કોઇ પણ પઠાણ સુલતાન કરી શક્યો નથી. પઠાણ સલ્તનત મોટા સામ્રાજ્યનો ભાર કદી પણ ઉપાડી શકી નહિ. અલ્લાઉદ્દિન ખિલ્જીએ દક્ષિણમા પોતાનું આધિપત્ય સ્થાપ્યુ પણ તે ઝાઝું ટક્યુ નહિ. મહમ્મદ તઘલખે તેને સજીવિન કરવા પ્રયત્નો કર્યા પણ તે હારી બેઠો. પઠાણોનું રાજ્યતંત્ર શાહિનશાહી કદી હતું જ નહિ; તેઓનું રાજ્યતંત્ર જાતિબદ્ધ ( tribal ) હતું. તેથી તે કુસંપવાળું હતું. આ કારણથી તેઓ પોતાનું સર્વસ્વરાજ્ય ગુમાવી બેઠા.

હિંદુઓ તે વખતના મુસલમાનો કરતાં કેટલાક વિષયોમાં ઘણા આગળ હતા. દરેક મુસલમાની લેખક હિંદુઓની કિલ્લા બાંધવાની શક્તિના ઘણાં જ વખાણ કરે છે. અમીર ખુશરૂ તેલંગણના લશ્કરમા સાથે હતો. તેણે પ્રતાપરુદ્ર ને રુદ્રામ્માની રાજધાની વરંગુલના કિલ્લાનો અને તેની આસપાસનાં ઉપવનોનો સુંદર હેવાલ આપ્યો છે. પઠાણો આ બાબતમા નિપુણ ન હતા. સ્થાપત્યમા પણ પઠાણોને હિંદુઓની મદદ લેવી પડતી. તૈમુરે પણ દિલ્હીથી સમરકંદમાં જુમ્મા મસ્જિદ બાંધવા માટે ઘણા કારીગરોને સાથે લઇ લીધા હતા. હાથીઓથી યુદ્ધ કરવાની પદ્ધતિ પણ પઠાણો હિંદુ પાસેથી શીખ્યા. તે વેળા બંગાળામા હાથીનાં યૂથોનાં યૂથો મળતાં. દીર્ઘ દૃષ્ટિવાળા સુલતાનો ને અમલદારો હાથીના બળને લશ્કરના એક ઉપયોગી વિભાગ તરીકે માનતા. તૈમુરના લશ્કરને મહમ્મુદ સુલતાનના હાથીઓનો ઘણોજ ત્રાસ લાગતો હતો અને તેના સરદારોએ તેને હિંદ ઉપર ચડાઇ કરવા ના પાડી તેનું કારણ એ પણ હતું કે હિંદુસ્તાનના હાથીઓ હિંદની બહાર અજય્ય ગણાતા. પઠાણ સુલતાનોએ કેટલાક હિંદુ રાજાઓને પોતાના મિત્ર કર્યા હતા. અલ્લાઉદ્દિને રાજા રામદેવ જાદવને હરાવ્યો પણ તેણે તેને તેનું રાજ્ય લગભગ બધુ પાછું આપ્યું, ને તેની પાસેથી માત્ર મોટો દંડ તથા વરાડ પ્રાંતનો થોડો ભાગ લીધો. તે ઉપરાંત તે રાજાને તેણે "રાયરાયણ"નો ઇલકાબ આપ્યો હતો. પણ પાછળથી આવી જાતની વર્તણૂંક જોવામાં આવતી નથી. પઠાણ સુલતાનોએ જો ઉત્તરના રાજપૂતોની મિત્રતા કરી હત તો તેના સરદારો

બહુ જોરદાર નીવડત નહિ અને દક્ષિણમાં તેમનું બળ સારી રીતે જામી શકત પણ તેમના સરદારાજ આવી નીતિ પ્રસન્ન ન કરત; કારણ કે તે નીતિના સ્વીકારમા તેમનો પરાજય સમાયો હતો.

પઠાણોની કારકીર્દીમા ગુલામોનું કેટલું જોર હતું તે આપણે ઉપર જોયું. મુગલાઇમાં અને તેમા આ એક મોટો ફરક હતો. બીજો ફરક પણ આપણે હમણા જ જોઇ લેશું. બાલ્બનની તવારીખ લખતાં ઇતિહાસકાર જણાવે છે કે તેણે હિંદુઓને મુખ્ય હોદ્દાઓ ઉપર આવતા અટકાવ્યા. અલાઉદ્દિને હિંદુઓના ઉપર સખત દાબ રાખેલો. તેના મ્હેસુલી અધિકારીઓને બીચારાને ખાવા જેટલું પણ તે ન આપતો એમ બાર્ણી જણાવે છે. તેના પછી હિંદુઓ તુરત જ જોર ઉપર આવી ગયા. ઠેઠ ખુખરૂને મુસ્લીમ લેખકો ઘણો અન્યાય કરે છે પણ તેના સમયમા હિંદુઓનું પરિબળ ઘણું વધી પડયું તે ચોક્કસ બાબત છે. મહમ્મદ તઘલખના વખતના બધા બંડખોરો લગભગ મુસ્લીમ હતા. ફિરોઝ તઘલખને તેના એક હિંદુ સરદારે મોટા કાવત્રામાથી બચાવ્યો હતો. તેની મા દીપાલપુરના રાજા રણભટ્ટની રૂપવતી કન્યા હતી. તૈમુરના હુમલા પછી હિંદુ સરદારો દિલ્હીની રાજ્ય ખટપટમાં ઘણો જ અગત્યના ભાગ લેતા જોવામા આવે છે. સૈયદો અને લોદીઓના સમયમાં દીલ્હી મુકામે અને માળવામા પણ હિંદુઓ મુખ્ય સત્તા ઉપર જોવામા આવે છે. રાણા કુંભ. સંગ્રામ સિંહ, મેદનીરાય, વગેરે હિંદુ રાજાઓ અને સરદારો ઉત્તર હિંદમા મુસ્લીમ સત્તાનો અંત લાવવા મંથન કરે છે. જો બાબરે ફતેહપુરસિક્રિ પાસે સાંગારાણાને હરાવ્યો ન હત તો ફરીથી ઉત્તર હિંદમા હિંદુસામ્રાજ્ય જામી પડત અને પંજાબના શિખોની મદદથી તે સુખેથી મુસલમાનોને ફરીથી જામવા દેત નહિ.

તે વખતનો ઇતિહાસ વાચતા બીજી એક બાબત ધ્યાનમા આવે છે. ઉત્તર હિન્દ ધનાઢય હતું જ; પણ દક્ષિણ હિન્દ કાઇ ઓછું તાલેવંત નહતું. દક્ષિણમા બંદરોના અસ્તિત્વને લઇને જૂના કાળથી લાના લોકોનો ને બહારની દુનિયાનો સંબંધ ચાલ્યો આવે છે ને ગુજરાત તથા સાંગષ્ટના બંદરા ને બંગાળાના અખાતના બંદરો કાઢી નાખતા, આપણા દેશને બહારની દુનિયા દક્ષિણદ્વારા વધારે ઓળખતી થઇ છે, એમ કહીએ તો પણ કાંઇ અતિશયોક્તિ નથી. દક્ષિણની સમૃદ્ધિ તે વેળા ઘણી જ હતી. શાહરૂખનો વિજયનગરનો એલચી અબ્દર્ રઝાક, તથા ખ્રિસ્તી મુસાફરો, નાઇકોલો કૉન્ટિ, એનેયેશિયસ નિકિટિન અને સ્ટિફાનોના લખાણો આ વિષેની પૂરતી સાક્ષી પૂરે છે. અબ્દર્ રઝાકનું વિજયનગરનું વર્ણન તો અમરાવતીના વર્ણન એવુ લાગે છે. તે વારના કાલિકટના બંદર ઉપરની વ્યવસ્થા અત્યારે મુબઇના બારામા પણ જોવામા આવતી નથી. વિજયનગરના મહારાજ્યના લશ્કરી બળનું માપ પોર્ચુગીઝ મુસાફરોએ જે આપ્યુ હતું તે ઉપર ગણત્રી કરતા સેવેલ જણાવે છે કે તે વળા તે મહારાજ્યની વસ્તી ઘણી જ ગીચોગીચ હોવી જોઇએ.

પઠાણોએ સોરાષ્ટ્ર ઉપર અને ગુજરાત ઉપર ઘણા આક્રમણો કર્યાં. છતા ગુજરાત ને સૌરાષ્ટ્ર ગુજરાતપણું ને સોરાષ્ટ્રપણું જાળવી શકયા. મોગલોએ ને મરાઠાઓએ પણ આક્રમણો કર્યાં છે પણ આપણે આપણું વ્યક્તિત્વ ગુમાવ્યું નથી. ઘણા માંડલિક રાજ્યોનું અસ્તિત્વ જ હજુ પણ ગુજરાતીઓની અને કાઠીઆવાડીઓની સ્વતંત્રતા ઉપરની પ્રીતિ

સૂચવે છે ગુજરાતને પરાજિત દેશ કહેવો તે ગુજરાતને ને કાઠીઆવાડને ઐતિહાસિક અન્યાય થાય છે.

ઉપર પ્રમાણે આપણે ટૂંકામા પઠાણો કે અફઘાનોના અમલના વિશિષ્ટ લક્ષણો જોયા આ નિબંધમા તેનું સવિસ્તર વર્ણન આપવું યોગ્ય નથી ધાર્યું.

ગુજરાતી સાહિત્ય પરિષદે ઇતિહાસના સમર્થ અધ્યયન માટે સારો પ્રયાસ કરવો જોઇએ આ અધ્યયનને તેના સમર્થન માટે માત્ર સંસ્કૃત કે અરબી કે ફારસી ભાષાના જ્ઞાનની જરૂર નથી આ સમયમા ઇતિહાસના સમર્થન માટે સમગ્ર ઇતિહાસના જ્ઞાનની જરૂર છે ઇતિહાસ લખતા કે સ્પષ્ટ કરતા વર્તમાન કરતા ભવિષ્ય ઉપર દૃષ્ટિ રાખવી જોઇએ. જગતનો અને ખાસ કરીને અર્વાચીન જગતનો ઇતિહાસ જે ન જાણે તે પોતાના દેશના ઇતિહાસને ન્યાય નહિ આપી શકે

હિંદુસ્તાન તે દુનિયાની રંગભૂમિ છે તેના ઇતિહાસના સ્પષ્ટીકરણ માટે સમર્થ શક્તિ જોઇએ. સાહિત્ય સંમેલનોએ આ વિષય માટે સરલતા કરી આપવી જોઇએ અત્યાર સુધી આપણે ભાષાંતરાત્મક ઇતિહાસસાહિત્ય ઉત્પન્ન કર્યું છે હવે તે દિશા બદલવાની જરૂર છે

મહારાષ્ટ્રના ઇતિહાસનું ત્યાના સેવકોએ પુનઃ સ્થાપન કર્યું છે. ગુજરાતનો પ્રાચીન, અર્વાચીન અને સમકાલીન ઇતિહાસ ઓછો ઝળહળત નથી. માત્ર તે ભભકને જાહેર કરવા ઉત્સાહ ને સાહાય્યની જરૂર છે

ગુજરાતનો ઇતિહાસ ગુજરાતી દૃષ્ટિએ ગુજરાતીમા ને ઇંગ્રેજીમા કયારે લખાશે? હિંદનો ઇતિહાસ હિંદી દૃષ્ટિએ ગુજરાતીને હાથે ગુજરાતીમા જોવા ગુજરાત કયારે ભાગ્યશાળી બનશે?

છેવટે હિંદના ને ગુજરાતના ઇતિહાસના અભ્યાસીને પણ નર્મદાશંકર જેવું સ્વપ્ન ઘણી વાર કેમ ન આવે? આપણા દેશની અને પ્રાંતની ઐતિહાસિક "રાત્રી" નો કાળ ચાલી ગયો છે, "અરુણ પ્રભાત" પણ હવે પ્રસાર થતું જાય છે હવે 'મધ્યાહ્ન'નો કાળ નજીક આવતો જાય છે, જે વખતે

"ધ્વજ પ્રકાશશે ઝળળળ કુસુમી"

ને તે જ વેળા,

"પર્વત ઉપરથી વીર પૂર્વજો દે (શે)
આશિશ જયકાર જય —ં.

Valabhjee Ramjee

# સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

ભાવનગર.

## ભાગ ૫ મો.



# ૧ પ્રાચીન આર્યોનું ભૌતિક શાસ્ત્ર.



(લેખકઃ-રા. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજી.)

**સાક્ષર બંધુઓ અને બહેનો,**

આપણી સાતમી સાહિત્ય પરિષદ્‌ના અભીષ્ટ પ્રસંગે આર્યોની સાહિત્યસંપત્તિનો ખ્યાલ આપ સહુની સમક્ષ એક વિશેષ વખત રજુ કરવાની તક લેતાં મને અપૂર્વ આનંદ થાય છે. આપણી ગત પરિષદ્‌ના પ્રસંગમાં લલિતકળા પ્રદર્શન ખુલ્લું મુકતી વખતે આર્યોનાં પ્રાચીન કળાકૌશલ્ય વિષે મને મળેલી હકીકત આપ સહુની સમક્ષ રજુ કરવાની મેં તક લીધી હતી; અને તેમ કરવામાં પણ વિષયના વિસ્તારને લીધે મેં હિંદુસ્થાનની પ્રાચીન શિલ્પકળા અને ચિત્રકળા એ બે કળાઓનું જ માત્ર દિગ્દર્શન કરી સંતોષ માન્યો હતો. હું માનું છું કે ઉક્ત પ્રસંગે મેં રજુ કરેલી હકીકત ઉપરથી આપ સહુને ખાત્રી થઇ હશે કે શિલ્પકળા નકસીકળા કે ચિત્રકળાના રમ્ય અને ઉત્કર્ષક પ્રદેશોમાં હિંદુસ્થાનના વિશ્વ-કર્માઓ જે કામ કરી ગયા છે તે કામની કોટિએ દુનિયાના કોઇ દેશનો કોઇ શિલ્પકાર કે ચિત્રકાર અદ્યાપિ પર્યન્ત પહોંચી શકયો નથી. શિલ્પકળા અને ચિત્રકળાના પ્રદેશમાં પ્રાચીન કાળમાં હિંદુસ્થાન એક અદ્વિતીય પદવી ભોગવતું હતું એટલું જ નહિ, પરન્તુ તેના વિદ્યા-સંપન્ન બ્રહ્મર્ષિઓનાં બારણે શિક્ષણ લઇને ઇરાન, એશિયા માઇનર, ગ્રીસ, રોમ, બલ્કે સમસ્ત યુરોપ વિગેરે દેશો પણ કળાપ્રદેશમા વિહાર કરતા થયા હતા. ઉક્તપ્રસંગે મેં કહ્યું હતું તેમ અતિ પ્રાચીન કાળમાં હિંદમા જે વિદ્યા હતી તેનો દશાંશ પણ હજી યુરોપ કે અમેરિકામાં સંપાદિત થયેલો નથી. પ્રાચીન કાળના વિમાન શાસ્ત્રો, ભૌતિક શાસ્ત્રો, વૈદક શાસ્ત્રો, જ્યોતિષ શાસ્ત્રો, શિલ્પશાસ્ત્રો, વાયુશાસ્ત્રો, મેઘશાસ્ત્રો, વિગેરે આપણા જાણવામાં આવે છે ત્યારે આપણને સહજ પ્રતીતિ થાય છે કે પ્રાચીન કાળમાં આર્યોએ વિદ્યાનો જે સંચય કરેલો હતો તેટલો સંચય પાશ્ચાત્યો એક બે સૈકામાં પણ હજુ કરી શકશે કે નહિ તે શંકા છે. "હું જેમ જેમ કળાપ્રદેશમાં વિશાળ દૃષ્ટિથી જોઉં છું તેમ તેમ હિંદુસ્થાનનાં નૈસર્ગિક કળા–કૌશલ્યમાં મારી શ્રદ્ધા દૃઢ થતી આવે છે, અને ભૂતકાલનો ઇતિહાસ વધારે ઉત્સાહભેર બહાર લાવવાનું મને વધારે આવશ્યક જણાય છે. હિંદની પ્રાચીન વિદ્યાનું સત્યસ્વરૂપ સમજાય, હિંદના પ્રાચીન વિદ્યાભંડાર તરફ આશ્ચર્ય અને માનથી ઉત્કંઠ બની લોકો નજર કરતાં શીખે, હિંદના અનુકરણમાંથી ઉદ્ભવેલી વિદેશીય કળાને પરિપૂર્ણ માની તેને પૂજવાને બદલે આર્ય–પુત્રો હિંદની જ દિવ્ય કળાદેવીનું સત્ય સ્વરૂપ ઓળખી તેની આરાધના કરતાં શીખે, એવા હેતુથી મને પ્રાચીન શાસ્ત્રોનો જે કાંઇ લેશ મળી શકશે તે

આર્ય બંધુઓની જાણુ માટે થોડા વખતમા પ્રગટ કરવા ધારૂં છું અને મને ખાત્રી છે કે હિંદની વિદ્યા સંબંધમાં, ખરી હકીકત સમજાયા પછી, જે એકદેશીય મતો બંધાય છે તે બદલવાનો પ્રસંગ આવશે." મારી આ રજુઆતનાં અનુસંધાનમા અને સમર્થનમા આર્યોની પ્રાચીન વિદ્યાસંપત્તિની ખાણો તપાસતાં મને જે કાંઇ હકીકત મળેલી છે તે વિશેષ હકીકત હું આ પ્રસંગે આપ સહુની જાણુ માટે રજુ કરવાની તક લઇ કૃતાર્થ થાઉં છું.

ગત પ્રસંગે મેં હિંદુસ્થાનની પ્રાચીન કળા સંબંધે જ–અને તેમા પણ શિલ્પકળા અને ચિત્રકળા સંબંધે જ–સંક્ષેપમા હકીકત રજુ કરેલી હતી. આ પ્રસંગે હું એ પ્રદેશનું વિશેષ વિવેચન નહિ કરતા કંઇ જુદાજ વિદ્યાપ્રદેશનો ખ્યાલ આપની સમક્ષ આલેખવા માગું છું કે જે પ્રદેશમા અર્વાચીન દેશોની પ્રગતિ અદ્વિતીય અને અપૂર્વ હોય એમ પુનઃ પુનઃ પ્રતિપાદન કરવામા આવે છે. આ પ્રદેશ–કે જેને હું Natural Philosophy અથવા Physics and Mechanics અથવા ભૌતિક શાસ્ત્રોનો પ્રદેશ કહું છું અને જે મારા આ લેખનો મુખ્ય વિષય છે–તેમાં અર્વાચીન પાશ્ચાત્ય દેશોની ગયા એક બે સૈકાની સિદ્ધિઓ એટલી પ્રત્યક્ષ અલૌકિક અને અંજાવી નાખે તેવી દેખાય છે અને હિંદુસ્થાનની સિદ્ધિઓનો અભાવ અર્વાચીન કાળમા તો શું પરંતુ ગયા બે ત્રણ હજાર વર્ષોમા પણ એટલો સચોટ અને શૂન્ય દેખાય છે કે હિંદુસ્થાને આ પ્રદેશમા કંઇ સિદ્ધિઓ મેળવેલી હોય કે કંઇ વિદ્યાસંપાદન કરેલી હોય એમ રજુઆત કરવી એ પહેલી નજરે તો કેવળ મિથ્યાવાદ જેવું જ જણાય તેમ છે. વરાળની શોધ અને ઉપયોગને પરિણામે પશ્ચિમે પૂર્વની ઉપર એવી સર્વવ્યાપક સત્તા મેળવેલી છે કે પશ્ચિમની આસુરી શક્તિઓની જળહળતી જ્યોતમા અંજાઇ જઇ પૂર્વ, કેવળ આત્મશ્રદ્ધા કે શક્તિહીન થઇ ગયું છે અને પશ્ચિમની સિદ્ધિઓને દૈવી કે અલૌકિક માની લઇ હિંદના પ્રાચીન દિવ્ય ભંડારોનો ખ્યાલ સરખો પણ નહિ લેતા પશ્ચિમની જ સિદ્ધિઓના ગુણગાન કરવામાં મસ્ત બની ગયું હોય એમ દેખાય છે. પ્રાચીન હિંદુસ્થાનમા તત્ત્વજ્ઞાન હશે, પદ્યજ્ઞાન હશે, જ્યોતિષ કે વૈદક જ્ઞાન હશે, વખતે શિલ્પકળા કે ચિત્રકળાનું પણ જ્ઞાન હશે, એવું લખાણ કયાક કયાક દષ્ટિગોચર થાય છે. પરંતુ હિંદમા ભૌતિક શાસ્ત્રોનું જ્ઞાન હતું એવી હકીકત સામાન્ય રીતે ભાગ્યેજ દષ્ટિગોચર થાય છે. તો પછી એ જ્ઞાન અર્વાચીન દેશોના જ્ઞાનની સરખામણીમા ઉભી શકે તેવુ હતું એવી રજુઆત તો કયાથી જ મળી શકે? પરંતુ જ્યારે આર્યોની પ્રાચીન વિદ્યાની ખાણો તપાસવાનું આપણે શરૂ કરીએ છીએ અને તેમાથી એક પછી એક બેમૂલાં શાસ્ત્રરત્નો નીકળતા આવે છે, જ્યારે વિજળીના પ્રદેશમા કે જળના વિષયમા, આકાશયાનની બાબતમા કે જળગર્ભયાન સંબંધમા, વનસ્પતિ શાસ્ત્રમા કે ખનિજ શાસ્ત્રમા, ઔષધશાસ્ત્રમાં કે ધૂમ્રશાસ્ત્રમાં, આર્યોના જ્ઞાન અને સિદ્ધિઓનો વિસ્તાર અગાધ, અપરિમિત, પરિપૂર્ણ અને અપૂર્વ કે અકલ્પ્ય જોવામાં આવે છે, ત્યારે સ્વાભિમાન, આનંદ અને આશ્ચર્યથી આપણું અંતઃકરણ પ્રફુલ્લ થયા વિના રહેતું નથી. ભૌતિક શાસ્ત્રો જેવા ગહન વિષયમા પણ પ્રાચીન મહર્ષિઓએ શું વિદ્યા અને સિદ્ધિઓ મેળવેલી હતી તેનો કંઇક ખ્યાલ મારા આજના વિષયથી હું આપ સહુની સમક્ષ રજુ કરી શકીશ એવી આશા રાખું છું આ વિષય આપ સુજ્ઞ બંધુઓ સમક્ષ રજુ કરતાં, વિષયના અગાધ વિસ્તારને લીધે માત્ર

પ્રસ્તાવના રૂપેજ પ્રાચીન આર્ય સાહિત્ય સબંધે બે શબ્દો હું બોલી શકીશ એમ મને લાગે છે પ્રાચીન આર્ય સાહિત્ય ગ્રન્થમાળા હું થોડા વખતમા પ્રગટ કરવાની ઉમેદ રાખુ છુ, અને આ પ્રસગ તેની પ્રથમ પુષ્પાજલિ રૂપે સાક્ષર બધુઓને એ વિષયનો યત્કિચિત્ ખ્યાલ આપી શકશે એમ હું માનુ છુ. મજકુર ગ્રન્થમાળામા હાલ ઉપલબ્ધ કોઇ પણ ગ્રન્થમા ન મળી શકે એવા નવીન વિષયોનો સમાવેશ થાય છે કળા અને વિજ્ઞાનશાસ્ત્ર-સાહિત્યના ક્ષેત્રમા આર્ય પ્રગતિએ આપેલા પોતાના ફાળાને હુ હમેશા સતોષ અને મગરૂબીની નજરથી જોતો આવ્યો છુ, અને હું એમ ચોક્કસ માનુ છુ કે બીજા વિષયોની માફક આ વિભાગમા પણ તે વખતમા પ્રસિદ્ધ થયેલી દુનિયાના કોઇ પણ દેશો કરતા હિંદની પ્રગતિ ઘણી જ ઉચ્ચ કોટિએ પહોચેની હતી પરતુ અત્યાર સુધી મારા આ મતને પુષ્ટિ આપવા માટે સાહિત્ય સગ્રહમા પુરાવો ઉપલબ્ધ નહિ હોવાથી એ વિષયને લગતી ચર્ચામા કોઇ પણ સ્પષ્ટ સાબીતી આપવાને હુ શક્તિવાન થયો ન હતો આર્ય કળા અને વિજ્ઞાન શાસ્ત્રના પ્રેમીઓના સદ્ભાગ્યે આ જ વિષયને લગતુ તેમજ તેના પેટા વિષયોની સપૂર્ણ માહિતી આપનારૂ વિજ્ઞાનશાસ્ત્ર વિષયક સાહિત્ય હાલમા સારા જથ્થામા મને પ્રાપ્ત થયુ છે આ સાહિત્ય પ્રાચીન હિદની સસ્કૃતની પ્રગતિ ઉપર ઘણું જ સારૂ અજવાળુ પાડે છે, અને તદ્દન નવીન વિષયોનુ આપણને જ્ઞાન આપે છે એટલુજ નહિ પરતુ પ્રાચીન કાળમા સાહિત્ય અને કળાના પ્રદેશમા હિદુસ્થાને જે માનભર્યું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતુ તેને સુદૃઢ કરી તે પદ ચિરસ્થાયી બનાવે છે આ સાહિત્યની અંદર ચર્ચાયેલા વિષયોની મોટી સખ્યા તથા વિવિધતા જોતા, તેમજ ભૌતિક શાસ્ત્રો જેવા કઠિન વિષયોનુ વિવેચન કરવામા પણ નાનામા નાની વિગતોની સપૂર્ણ માહિતી આપવામા આવેની છે તે જોતા, તથા અદ્યાપિ પર્યંત જે વિષયો કેવળ અજ્ઞાત અથવા તો માત્ર પૌરાણી દતકથાઓમા જ રહેલા છે તેની શાસ્ત્રીય રીતે જે સપૂર્ણ ચર્ચા આપેની છે તથા તદ્વિષયક જ્ઞાનનો વ્યવહારમા કેવી રીતે ઉપયોગ કરી શકાય તે વિષે જે અદ્ભુત સમજુતિ આપેની છે તે જોતા એમ સહજ સિદ્ધાત સ્થાપી શકાય છે કે સસ્કૃતિ અને પ્રગતિમા પ્રાચીન હિદ એટલુ બધુ આગળ વધેલુ હતું કે અર્વાચીન સુધરેલા દેશો હજુ પણ એ સ્થાન પ્રાપ્ત કરી શક્યા નથી જે શાસ્ત્રો હુ પ્રગટ કરવાની ઉમેદ રાખુ છુ તે મને આર્ય શાસ્ત્રોમા અતીવ નિષ્ણાત, સમર્થ વિદ્વાન, મહાત્મા યોગી પાસેથી મળ્યા છે અને તેમણે તે શાસ્ત્રો જનસમાજના કલ્યાણાર્થે પ્રગટ કરવાની મને અનુજ્ઞા આપેલી છે તે શાસ્ત્રોની સખ્યા અગણિત હોઇ અને તેમનો વિસ્તાર અપરિમિત હોઇ, તેમા સમાયેલુ જ્ઞાન અપૂર્વ, અને અદ્ભુત હોવા છતા તે બધા પ્રગટ થઇ શકે તેવી અનુકૂળતા નહિ હોવાથી, તેમાના જેટલા આપણને વ્યવહારમા ઉપયોગી થઇ શકે તેટલાજ પ્રગટ કરવાનો મારો ઇરાદો છે આ પૂજ્યપાદ મહર્ષિ મહાત્મા, અનેકલ નિવમી પડિત શ્રી સુબ્રાય છે ઉપરોક્ત ભિન્ન ભિન્ન શાસ્ત્રોના સૂત્રો અને ટીકા પણ તેમણે સ્વમુખથી જ લખાવ્યા છે, અને તે કેવળ જનસમાજના કલ્યાણ માટેજ પ્રગટ કરવાની મને તેમણે રજા આપી છે. તેમની આ મહત્ કૃપાનો ઘટના શબ્દોમા ઉપકાર માનવાને હુ અશક્ત છુ, અને મારી માન્યતા પ્રમાણે સમસ્ત જગત્ તેમની આ કૃપા માટે ઋણી છે એમ કહીએ તોપણ ખોટુ નથી તેમની જીર્ણામથી વહેતી જ્ઞાનામૃતરસધારા જેવુજ અદ્ભુત તેઓશ્રીનુ જીવનવૃત્તાત છે, જે હું બીજી

તકે પ્રગટ કરવાની તક લઇશ. પરંતુ મને લાગે છે કે એટલું તો મારે અત્ર અવશ્ય જણાવવું જોઇએ કે તીવ્ર સ્મરણશક્તિ અને તે પણ સિત્તેર વર્ષની પાકટ વયે, આચારવિચારની ઉચ્ચતા, જીવનની સાદાઇ અને જ્ઞાનની વિશાળતા અને સંપૂર્ણતા તરફ જોતાં મારા નમ્ર મત પ્રમાણે બ્રહ્મર્ષિ સુબ્બાયા અત્યારનાં આપણાં સંસ્કૃતસાહિત્ય ક્ષેત્રમાં અદ્વિતીય છે. વેદ, પુરાણો, ધર્મશાસ્ત્રો, શ્રુતિ, સ્મૃતિ, અલંકાર શાસ્ત્ર, કાવ્ય, ન્યાય, વ્યાકરણ, શુદ્ધ લેખનવિદ્યા, જ્યોતિષ, વિદાંત, મીમાંસા, સાંખ્ય, અને યોગશાસ્ત્ર વિગેરે વિષયોનાં ઘણાં પુસ્તકો અસ્તિત્વમાં છે અને વિદ્વાનોએ સદીઓ પૂર્વે તેના ઉપર ટીકાઓ રચી સ્પષ્ટ બનાવ્યાં છે. પરંતુ હું જે શાસ્ત્રો પ્રગટ કરવાની ઉમેદ રાખું છું તે ઉપરોક્ત શાસ્ત્રોથી તદ્દન ભિન્ન પ્રકારનાં અને નવીન જ છે, અને મારી માન્યતા પ્રમાણે અદ્યાપિ પર્યંત ક્યાંય પણ પ્રગટ થયાં નથી, એટલું જ નહિ પરંતુ પ્રગટ થયેથી મજકુર શાસ્ત્રો તેમનાં વિષય–ગાંભીર્ય, ઉપયોગિતા અને અદ્ભુત જ્ઞાનથી અર્વાચીન સંસ્કૃત ભાષાના વિદ્વાનોને આશ્ચર્યમુગ્ધ બનાવી, પ્રાચીન મહાન્ મહર્ષિઓની શક્તિ તથા દૈવી જ્ઞાનનો તેમને સાક્ષાત્કાર કરાવશે અને અર્વાચીન શોધખોળના કાર્યમાં અતિ મહત્ત્વની અને અમૂલ્ય મદદ કરી શકશે એમ હું ખચિત માનું છું. પ્રાચીન મહર્ષિઓનું આ ઊંડું અને અદ્ભુત જ્ઞાનામૃત ભૌતિક શાસ્ત્રોને સૂત્રના રૂપમાં સમજાવે છે. "સૂત્ર" ની વ્યાખ્યા પ્રોફેસર દાસ ગુપ્તે પોતાના 'હિંદુ ફિલસુફી' નામના ગ્રન્થમાં બહુ સ્પષ્ટ સમજાય એવી રીતે આપેલી છે. તે કહે છે (પા. ૬૨) કે સુવ્યવસ્થિત શાસ્ત્રોને ટુંકાં અને બહુ અર્થગર્ભિત અર્ધ વાક્યોમાં આ (સૂત્રો) લખવામાં આવતા. આ સૂત્રો પ્રસ્તુત વિષયની ઝીણી વિગતો આપતાં નહિ, પરંતુ અર્થગંભીર મુખ્ય વિષયથી પરિચિત હોય તેવા વાચકોને તે વિષયને ટુંકામાં યાદ રાખવાને બહુ મદદરૂપ થઇ પડતા. આ ઉપરથી એમ અનુમાન કરી શકાય છે કે આ ગર્ભિત અર્થવાળાં અર્ધવાક્યો, વિષયની સંપૂર્ણ માહિતી જીહ્વાગ્રે ધરાવનારને અનુક્રમણિકાનો અર્થ સારતાં. હું જે શાસ્ત્રો પ્રગટ કરવાની ઉમેદ રાખું છું તે આવાં સૂત્રો તથા તેના ઉપરની પ્રખ્યાત મહર્ષિઓએ રચેલી ટીકાઓઓનાં રૂપમાં છે. મહર્ષિ ભરદ્વાજે "ભાષા પ્રકરણ"મા વર્ણવેલી ચાર રીતિઓમાની "બાલભાષા" અથવા તો શાસ્ત્રોથી અપરિચિત સામાન્ય જનસમાજથી પણ સમજી શકાય તેવી ભાષામાં આ શાસ્ત્રોનાં સૂત્રો રચવામા આવેલાં છે. આ ગ્રન્થ (ભાષાપ્રકરણ) માં સંસ્કૃત ભાષા લખવાની ચાર રીતિઓ કહેલી છે. જે ભાષા પહેલ વહેલી જ અસ્તિત્વમાં આવી તેનું નામ "માતૃભાષા" રાખવામાં આવેલું છે. પાછળથી "પ્રાકૃત" અને "પ્રત્યય" થી તેમાં સુધારોવધારો કરવામાં આવ્યો હતો; આમ થવાથી વૈદિક ભાષાને તે મળતી ભાષા બની. વાતચિતમાં છુટથી બોલી શકાય એવી અને વ્યવહાર ભાષા બની; આ પ્રમાણે જે ભાષાને ઉપર કહેલો 'સંસ્કાર' કરવામાં આવ્યો તે ભાષાનું નામ 'સંસ્કૃત' પડ્યું. આ સંસ્કૃત ભાષાના ચાર વિભાગ છે; દૈવ ભાષા, આર્ષ ભાષા, પૈશાચિક ભાષા, અને માનુષ ભાષા આમાંની પહેલી ત્રણ ભાષાઓના દરેકના ત્રણ વિભાગ અને ચોથી "માનુષ ભાષા" ના ચાર વિભાગ–પ્રાકૃત, વિકૃત, નાગારક અને બાલભાષા–પાડવામાં આવેલા છે. છેલ્લા વિભાગનું નામ 'બાલભાષા' એટલા માટે રાખવામાં આવ્યું છે કે, પંડિતોને બાદ કરતાં, બાળકથી તે વૃદ્ધ પર્યંત–એટલે કે જેઓનું ભાષાજ્ઞાન તદ્દન ઉતરતા દરજ્જાનું છે તેઓને પણ–સર્વને સમજવામાં સ્હેલ પડે તેવી ભાષા તે બાલભાષા કહેવાય છે. આપણે જે શાસ્ત્રોની વાત કરીએ છીએ તે ભૌતિક શાસ્ત્રો હોવાથી,

જો ભાષાજ્ઞાન અતિ કઠિન પ્રકારનુ હોય તો તે વિષય સમજવામા અને તેનો અભ્યાસ કરવામા મોટી અડચણ ઉપસ્થિત થાય આટલા માટે મહાર્ષિઓએ બધા–એકસો બત્રીસ–ભૌતિક શાસ્ત્રોને બાલભાષામા જ રચેલા છે જેથી તેઓ સમજવામા સ્હેલા થઇ પડે બીજા વિષયોની માફક આ પ્રાચીન આર્યશાસ્ત્રોનો ઇતિહાસ આપવો અશક્ય છે, પરન્તુ મહાકાવ્ય મહાભારતની પહેલાના વખતમા આ શાસ્ત્રો રચાયા હશે એમ માનવાને કારણો મળે છે મહાભારત પાચ હજાર વર્ષ ઉપર રચાયુ છે એમ બહુમત છે. આ સમયમા સસ્કૃતિ અને પ્રગતિમા હિંદ પોતાની સર્વોત્કૃષ્ટ મહત્તાએ પહોચ્યુ હશે એમ સહજ અનુમાન થઇ શકે છે કુરુક્ષેત્રના મહા યુદ્ધે હિંદની આ ઉત્કૃષ્ટતાને સજ્જડ અને પ્રાણઘાતક ફટકો માર્યો અને ત્યારથી આર્ય સસ્કૃતિની અવનતિની શરૂઆત થઇ આ મહાયુદ્ધની અદર ભાગ લેનારા અસંખ્ય રાજાઓ અને રાજકુટુબોનો નાશ થયો એટલુંજ નહિ પરન્તુ તે સાથે હજારો પ્રખ્યાત વિદ્વાનો, કારીગરો અને કળારસિકોનો પણ નાશ થયો. આ સમગ્ર મહાપ્રલયથી પ્રાચીન આર્યકળાઓ અને વિજ્ઞાન શાસ્ત્રોનો પણ એટલો સદતર નાશ થયો કે બિચારૂ હિંદ હજુ પણ એ વિનાશમાથી સજીવ થઇ શક્યુ નથી વિજ્ઞાન શાસ્ત્રો અને કળાઓનો અભ્યાસ અને પ્રગતિ સદતર બંધ થયા અને તે વખત પછી આ વિષયોના જ્ઞાનમા કંઇ પણ સુધારો થયો હોય એમ જણાતુ નથી, એટલે ભૌતિક શાસ્ત્રોના ક્ષેત્રમા હિદુસ્થાને જે કાઇ વિદ્યા અને સિદ્ધિઓ સપાદન કરેલા હતા તે માટે આ સમય પહેલાના સમયની પારસ્થિતિ એટલે કે પ્રાચીન કાળના ઇતિહાસને આપણે તપાસવો જોઇશે એમ સ્પષ્ટ જણાય છે. અર્વાચીન કાળમા તેમજ મધ્યમ યુગમા આ પ્રદેશમા હિદુસ્થાનની સિદ્ધિઓ એટલી નજીવી છે કે ઉક્ત કાળમા કાઇ પ્રગતિ થયેલી જ નથી, બલ્કે પ્રાચીન કાળમા થયેલી પ્રગતિની સર્વથા અવનતિ થયેલી છે એમ કહીએ તો ખોટુ નથી ગયા ત્રણ હજાર વર્ષોનો ઇતિહાસ તપાસીએ છીએ ત્યા પણ જણાય છે કે ન હતી હિદમા કંઇ ભૌતિક સિદ્ધિઓ કે ન હતુ તેનું સાહિત્ય, ન હતા તેના કાઇ પ્રગતિના પુરાવા કે ન હતી અવનતિની પણ પ્રત્યક્ષ નિશાનીઓ–પ્રાચીન કાળની અદ્ભુત સિદ્ધિઓનો નાશ એટલો સચોટ થયો કે તેના નામ નિશાનીઓ મેળવવા પણ અસભવિત થઇ પડયુ છે, અને તેથી હિદમા તેવી જાતની વિદ્યા અને સિદ્ધિઓ હતી એમ પ્રતિપાદન કરવુ એ પણ મુશ્કેલ થઇ પડે છે પ્રાચીન અવશેષો તથા શિલાલેખોના જે આધારો મળી આવ્યા છે તે ઉપરથી પુરાણ વસ્તુશાસ્ત્રવેત્તાઓ તથા પૌર્વાત્ય વિષયક પડિતોએ આર્ય સસ્કૃતિ કેટલે સુધી પહોચી હતી તે નક્કી કરવાનો પ્રયાસ કર્યો છે, પરન્તુ તે પ્રયાસ કેવળ પોતાની માની લીધેલી 'કલ્પના શ્રેણી' ના લુલા સમર્થન સિવાય વધારે નથી તેઓએ માનવા લાયક પ્રમાણોનો નિષ્પક્ષપાત, અને સ્વતત્ર રીતે ઉપયોગ કર્યો નથી અને વિષયો પર અજવાળુ પાડવાને બદલે વધારે ગુંચવણો ઊભી કરેલી છે

આધુનિક કાળમા કળા અને વિજ્ઞાન શાસ્ત્રની પ્રગતિ જોતા એમ સહજ અનુમાન થઇ શકે છે કે પ્રાચીનકાળમા દુનિયાના કોઇ પણ દેશો એ વિષયોમા જે સ્થાન પ્રાપ્ત કરી શકયા હશે તેના કરતા આધુનિક કાળમા પ્રગતિમાન્ દેશોએ ઉચ્ચતર સ્થાન મેળવ્યુ છે એટલું જ નહિ બલ્કે સર્વોત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત કરેલુ છે એમ કહીએ તોપણ સપ્રમાણ છે. પરન્તુ વિશેષ બારીકીથી તપાસતાં જણાય છે, કે આ સ્થાન ઐહિક વિષયો પુરતું જ છે. જ્યારે

અર્વાચીન કે મધ્યમ યુગમાં નહિ તો પ્રાચીનકાળમાં એક દેશ એવો હતો કે જેમાં એવી વિદ્યા સિદ્ધિ પામેલી હતી કે જે સમકાલીન પ્રગતિમાન્ દેશોમાં અદ્વિતીય હતી એટલું જ નહિ, પરંતુ જેની કોટીએ અર્વાચીન દેશો પણ બહુ અંગે પહોંચી શક્યા નથી. તત્વજ્ઞાન, માનસશાસ્ત્ર અને અધ્યાત્મ વિદ્યાના વિષયોમાં તો હિંદુસ્થાન અદ્યાપિ પર્યંત ઊંડું મનન, ન્યાયશાસ્ત્ર પુરઃસર વિષયોને તપાસવાની પદ્ધતિ, સંપૂર્ણ અભ્યાસ, અને વિષયોને ચર્ચવાની અદ્વિતીય સંપૂર્ણ રીતિમાં દુનિયાના સર્વ દેશોમાં ઉચ્ચતમ સ્થાન ભોગવતું આવ્યું છે અને હજી ભોગવે છે, એ સર્વમાન્ય હકીકત છે. પરંતુ ભૌતિક શાસ્ત્રોમાં હિંદુસ્થાને જે અલૌકિક વિદ્યા સંપાદન કરેલી હતી તેના કાંઇ પ્રત્યક્ષ પુરાવા ઉપલબ્ધ નહિ હોવાથી એ વિષયમાં હિંદુસ્થાને કાંઇ આકર્ષક સિદ્ધિઓ મેળવેલી ન હતી અને જે કાંઇ વિદ્યા હિંદુસ્થાનમાં જોવામાં આવે છે તે કેવળ પશ્ચિમને જ આભારી છે એવી સાંદસિક હકીકત સામાન્ય રીતે રજુ કરવામાં આવે છે. સત્ય હકીકત જુદી જ છે. પરંતુ એ સત્ય સ્થાપિત કરવા માટેના પુરાવા મળતા નહિ હોવાથી સત્ય અંધારામાં રહ્યું છે, અને પ્રત્યક્ષ દેખાતી અર્વાચીન સિદ્ધિઓએ પૂર્વ પરત્વે પશ્ચિમની કળાકૌશલ્યની કીર્તિનો વાવટો ફરકતો રાખ્યો છે. પ્રસ્તુત વિષયની ચર્ચા કરતાં એટલું તો સહજ કહી શકાય છે કે આપણો જમાનો કળાકૌશલ્ય અને હુન્નર ઉદ્યોગોનો છે, અને જ્ઞાનપ્રગતિના બીજાં ક્ષેત્રો કરતાં આ ક્ષેત્રમાં દુનિયાના કોઇ પણ દેશે કદી નહિ કરેલી પ્રગતિ હાલના પ્રગતિમાન્ દેશોએ ગયા બેત્રણ સૈકાઓમાં કરેલી છે. આપણને અત્યારે જે પ્રમાણો ઉપલબ્ધ છે તેને આધારે ઉપરનું કથન વાસ્તવિક નથી એમ સાબીત કરવું લગભગ અશક્ય છે; પરંતુ આ વિષયને લગતી વધુ માહિતીવિષયક શાસ્ત્રો હવે મળી આવવાથી અને જે શાસ્ત્રો હું પ્રગટ કરવાની ઉમેદ રાખું છું તે ઉપરથી ઉપરનાં કથનની વાસ્તવિકતાનું પ્રમાણ ઘણે અંશે નબળું પડશે એમ હું માનું છું. આધુનિક પ્રગતિમાન્ દેશો કરતા પ્રાચીન હિંદ ક્યા ક્યા વિષયો અને પેટાવિષયોમાં અને કેટલું પ્રગતિમાન્ અને આગળ વધેલું હતું તેનો તુલનાત્મક અભ્યાસ કરી પ્રાચીન હિંદનાં જ્ઞાનક્ષેત્રને તપાસવું એ અશક્ય અને બીનજરૂરી છે. પ્રોફેસર સરકારના મત પ્રમાણે વરાળની શોધ થઇ અને મોટા જથ્થામા માલ પેદા કરવામાં અને એકથી બીજી જગ્યાએ લઇ જવામાં એ વરાળનો ઉપયોગ કેમ કરવો તે જાણવામાં આવ્યું ત્યારથી આધુનિક કાળની પ્રગતિની પ્રત્યક્ષ શરૂઆત થઇ. વરાળયંત્રથી ઓગણીસમી સદીની શરૂઆતમાં એક મહાન્ ઔદ્યોગિક ક્રાંતિ થઇ, અને આ ક્રાંતિને લઇને જ ઔદ્યોગિક સંસ્થાઓ, વિજ્ઞાન-શાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનમાં કહેવાતી "આધુનિકતા" ઉત્પન્ન થઇ અને પૂર્વના દેશોપર પશ્ચિમનું આધિપત્ય સ્થપાયુ. અર્થાત ઔદ્યોગિક પ્રગતિને લીધે જ મુખ્યત્વે કરીને અર્વાચીન કાળની પ્રગતિ સિદ્ધ થાય છે એમ સ્પષ્ટ જણાય છે, એટલા માટે આધુનિક પ્રગતિમાન્ દેશોએ ઔદ્યોગિક ક્ષેત્રમા અપુર્વ પ્રગતિ સંપ્રાપ્ત કર્યાનું સામાન્ય રીતે કહેવામાં આવે છે તે ક્ષેત્ર તપાસી, મજકુર ઔદ્યોગિક ક્ષેત્રમાં પ્રાચીન કાળની પ્રગતિ અને સંસ્કૃતિના સમયમા હિંદુસ્થાન કેટલે સુધી આગળ વધેલું હતું તે જોઇ શું અને પ્રાચીન હિંદ અને આધુનિક પ્રગતિમાન્ દેશોની તુલનાત્મક સરખામણી કરી એ સરખામણીમાં પ્રાચીન હિંદ ક્યું સ્થાન પ્રાપ્ત કરે છે તે તપાસશું તો કળા અને ભૌતિકશાસ્ત્રોમા હિંદુસ્થાને શું પ્રગતિ કરેલી હતી તેનો આપણને ખરો ખ્યાલ આવી શકશે. મજકુર મુદ્દાનું સમર્થન કરવામા પ્રત્યક્ષ

પ્રમાણો મળી શકવાં કે નક્કી કરવાં અશક્ય હોવાથી, પ્રાચીન કાળમાં કળા અને ભૌતક શાસ્ત્રોની શુ શું કૃતિઓ પ્રત્યક્ષ થયેલી હતી, તે કેવી રીતે બનાવવામાં આવતી, શું શું હતી, અને કેવા પ્રકારની, કેવા પ્રમાણની, ને શું કોટિની હતી વિગેરે બાબતોને લગતું ઉપલબ્ધ સાહિત્ય તપાસવાનું રહે છે કે જે દ્વારા તે સમયની હિંદની ઔદ્યોગિક પરિસ્થિતિનો ખ્યાલ બાંધી શકાય. મને લાગે છે કે હું જે શાસ્ત્રો પ્રગટ કરવાની ઉમેદ રાખું છું તે ઉપરથી ઉપરોક્ત તુલનાત્મક પરીક્ષામાં પ્રાચીન હિંદ અર્વાચીન દેશો કરતાં ઔદ્યોગિક ક્ષેત્રમા ઘણું વધારે આગળ વધેલું હતું એમ ચોક્સ અનુમાન ઉપર આવી શકાશે. સૃષ્ટિ હમેશાં પ્રગતિમાન્ છે અને હાલના કરતાં ત્રણ હજાર વર્ષ પૂર્વે દુનિયા વધારે પ્રગતિમાન્ હતી એમ કહેવું એ સાહસિક રજુઆત કહેવાય, પરંતુ નીચે જણાવેલા પ્રમાણોથી આ રજુઆતનો જવાબ મળી શકશે એમ હું આશા રાખું છું.

પ્રાચીન હિંદનાં ભૌતિકશાસ્ત્રો અને તેમના ઐતિહાસિક સમય વિષે આપણને બહુ જ થોડી માહિતી મળી શકે છે. બાબુ બ્રજેન્દ્રનાથ સીલ પોતાના "પ્રાચીન હિંદનાં ભૌતિક શાસ્ત્રો" નામનાં પુસ્તકમાં કહે છે કે ગ્રીકોની માફક હિંદુઓએ પણ પદાર્થશાસ્ત્ર વિષયમા પદ્ધતિપુરઃસરના વિચારો અને રીતો જણાવવામા પોતાનો ફાળો આપેલો છે. હિંદુઓએ ભૌતિક બાબતો વિષે જ્ઞાનનો જથ્થો એકઠો કરવામા અને હુન્નરઉદ્યોગોમા તેમનો ઉપયોગ કરવામાં તેમ જ છેક સારાસાન સામ્રાજ્ય, ચીન, જાપાન, પશ્ચિમ દેશો અને પૂર્વ દેશોમાં ભૌતિકશાસ્ત્રોના સિદ્ધાંતોને અને તેને લગતી પદ્ધતિઓને અમૂલ્ય મદદ કરેલી છે. પરંતુ બાબુ સીલ આ પ્રાચીન હિંદુ ભૌતિકશાસ્ત્રોનો સમય ઇ. સ. પૂર્વે ૫૦૦ થી તે ઇ. સ. ૫૦૦ સુધીનો જણાવે છે. ભૌતિક ક્ષેત્રમા પ્રાચીન હિંદની પ્રગતિ જોતા આટલી મુદ્દત યથાર્થ જણાતી નથી, તેમ વળી મજકુર સમય હિંદના કળાકૌશલ્ય અને ઔદ્યોગિક પ્રગતિની અવનતિનો હતો. તોપણ અહીંઆં એટલું તો કહેવુંજ જોઇએ કે હાલમા મળેલી વિગતો જોતા બાબુ સીલનું પુસ્તક હિંદના ભૌતિક શાસ્ત્રો ઉપર ઘણું અજવાળું પાડનાર છે. તેમ આપણે એટલુ પણ યાદ રાખવું જોઇએ કે પ્રાચીન હિંદની પ્રગતિના ઐતિહાસિક સમય વિષે સ્પષ્ટ નિશ્ચયાત્મક ઉલ્લેખ થઇ શકવો તદ્દન અશક્ય છે. બાબુ બિનયકુમાર સરકાર પોતાના "વિજ્ઞાન શાસ્ત્રમા હિંદુઓએ મેળવેલી સિદ્ધિ" નામના પુસ્તકમા હિંદુઓ કયા કયા વિષયમાં ઊંડા ગયા હતા તેની ટુંકી નોંધ લે છે અને હિંદુઓએ સંપ્રાપ્ત કરેલી સિદ્ધિઓનો સમય વહેલો ઠરાવે છે. તેના મત પ્રમાણે આ સમય ઈ૦ સ૦ પૂર્વે ૮૦૦ થી તે ઈ૦ સ૦ ૧૩૫૦ સુધીનો છે. તેઓ એમ પ્રતિપાદન કરે છે કે જો કે હિંદુઓએ વિજ્ઞાનશાસ્ત્રના વિષયમા મહાન્ શોધો નથી કરી તોપણ ભૌતિક જ્ઞાન સંબધક વિષયો જેવા કે ઔષધશાસ્ત્ર, રોગચિકિત્સા, શારીરિક વિદ્યા, ગર્ભશાસ્ત્ર, ધાતુવિદ્યા, રસાયન શાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન અને વર્ણનાત્મક પશુવિદ્યામાં તેઓએ ઘણું સારૂં જ્ઞાન મેળવેલું હતું અને મધ્યકાલીન યુરોપીય કે ગ્રીક લોકોના કરતાં તેઓ કોઈ પણ પ્રકારે ઉતરતા નહતા, એટલું જ નહિ પરંતુ પૂર્વમા ચીન અને જાપાનને રસ્તે અને પશ્ચિમમા સારાસન લોકો મારફત સમસ્ત દુનિયાના મુખ્ય દેશોએ હિંદુસ્થાને પ્રાપ્ત કરેલ સિદ્ધિઓનો લાભ લીધેલો છે અને ખાસ કરીને ગણિતશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર અને ઔષધ શાસ્ત્રમા સારાસન લોકો મારફત આર્ય વિચારશ્રેણિ અને સિદ્ધાંતોની યુરોપીય

ભૌતિક શાસ્ત્રો ઉપર ઘણી જ અસર થયેલી છે. શુદ્ધ વ્યવસ્થાત્મક ભૌતિક શાસ્ત્રો હિંદુઓને માલુમ ન હતાં; પરંતુ તાપશાસ્ત્ર, દર્શનવિદ્યાશાસ્ત્ર, શ્રવણવિષયકશાસ્ત્ર, લોહચુંબકશાસ્ત્ર અને વિદ્યુતશાસ્ત્ર વિગેરેમાં હિંદુઓએ ઘણી પ્રશસ્ય સિદ્ધિ પ્રાપ્ત કરેલી હતી. વળી ચશ્મા બનાવવાનું કામ અને દર્પણોની પણ તેઓને માહિતી હતી અને કાચ બનાવવાનો અને પોલીશ કરવાનો ઉદ્યોગ પણ ખૂબ ચાલતો હતો. પ્લિની કહે છે તે પ્રમાણે હિંદુઓ ઉત્તમ પ્રકારનો કાચ બનાવતા. અવાજના તરંગો, વિદ્યુતવિષયક બનાવો અને હોકાયંત્રનું તેમને જ્ઞાન હતું. રસાયનનું જ્ઞાન ઘણું જ સારું હતું અને ધાતુવિદ્યા અને તેને લગતી કળાઓમાં રોમન લોકોમાં એક મહાન્ હુન્નરબાજ પ્રજા તરીકે હિંદુઓની ગણત્રી થતી. ઇ૦ સ૦ ના પહેલા સૈકામાં થઇ ગયેલો રોમન પ્લિની કહે છે કે હુન્નર ઉદ્યોગ અને વ્યાપારમાં હિંદુઓ તે વખતે આખી દુનયામાં શ્રેષ્ઠ હતા. વૈદકશાસ્ત્ર અને શસ્ત્રવિદ્યામાં તેઓ નિષ્ણાત હતા, અને તે ઉપરાંત તેઓએ સારી શોધો કરેલી છે. ક્રાઇસ્ટની પહેલાં, સદીઓ પૂર્વે આર્યોની વૈદક અને શસ્ત્રવિદ્યા યુરોપથી ઘણીજ આગળ વધેલી અને લોકોપયોગી હતી. "હિંદમાં એક જુદું જ, ખાસ વિજ્ઞાનશાસ્ત્ર વિષયોને લગતું જ સાહિત્ય, વિષયવાર, કોષો સહિત જન્મ પામ્યું. હિંદુઓનાં ભૌતિક શાસ્ત્રો તેમનાં નીતિશાસ્ત્રો કે અર્થશાસ્ત્રોથી ઉતરતા દરજ્જાના ન હતાં. વનસ્પતિશાસ્ત્ર, ધાતુવિદ્યા, રત્નપરીક્ષા, રસાયનશાસ્ત્ર, શસ્ત્રક્રિયા, ગર્ભવિદ્યા, શરીરશાસ્ત્ર, રોગચિકિત્સા, અંકગણિત, બીજગણિત, જ્યોતિષશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર, વિગેરે દરેક શાસ્ત્રનું આર્યોનાં જ્ઞાનક્ષેત્રમાં સ્વતંત્ર અને જુદું સ્થાન હતું. વળી પ્લિનીનાં "સ્થાવર જંગમ વિદ્યા" નામનાં પુસ્તકની માફક સંસ્કૃતમાં પણ "બૃહત્સંહિતા" (છઠ્ઠો સૈકો) જેવા વિશ્વ કોષો થયા છે. વિજ્ઞાનશાસ્ત્રની શોધો હિંદના અમુક ભાગમા, હિંદની અમુક પ્રજા કે અમુક જાતિમાં જ સમાયલી ન હતી. બુદ્ધિના વિકાસક્રમમાં એ એક સામાન્ય પ્રવૃત્તિ અને સમગ્ર પ્રયાસરૂપ હતી. અમુક મતવાદીઓ બીજાઓની શોધો ઉપર ટીકા કરતા." (બી. કે સરકાર). પરંતુ આટલું કહ્યા પછી "હિંદુઓની ભૌતિક શાસ્ત્રોમા સિદ્ધિઓ" ના અંતમાં પ્રોફેસર સરકાર કહે છે કે બીજી પ્રજાઓની માફક હિંદુઓની પદ્ધતિપુરઃસરની ભૌતિક શાસ્ત્રોની શોધોનો ઇતિહાસ, તેમની ટીકા કરવાની શક્તિનો અભાવ નાસ્તિકતા અને બુદ્ધિવાદમા પૂરો થાય છે. પ્રોફેસર સરકારના મત પ્રમાણે હિંદુઓના બધા શાસ્ત્રો વિજ્ઞાનશાસ્ત્રના ઇતિહાસ કાળની પૂર્વના વખતમા જાય છે. તે એમ જણાવે છે કે હિંદુ તત્ત્વવેત્તાઓની કારકીર્દિ તપાસતા તેમા આપણને અતીવ બુદ્ધિમત્તા, ઉપાયો શોધવાની અને એક બીજા સાથે તેમનો સંબંધ નક્કી કરવાની સૂક્ષ્મ ઝીણવટ, વ્યવસ્થા અને ચાતુર્ય માલુમ પડે છે; પરંતુ આ બધાંમાથી એક પણ પદાર્થશાસ્ત્રનો જન્મ થઇ શક્યો નહિ. આપણને ન્યાય અને આત્મવિદ્યા, ભૂમિતિ, અને બીજગણિત મળી શકે છે, પરંતુ આ સાધનોમાંથી આપણને રસાયનશાસ્ત્ર, જીવંત પ્રાણીશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર કે દર્શનવિદ્યા શાસ્ત્ર પ્રાપ્ત થઇ શકે નહિ.

પ્રાચીન અને મધ્યકાલીન હિંદનાં ભૌતિક શાસ્ત્રો" ના ઇતિહાસને લગતાં પુસ્તકોમાં પ્રોફેસર સરકારનો એક ઉત્તમ ગ્રન્થ છે. પરંતુ ઉક્ત વિદ્વાનને મજકુર પુસ્તક શરૂ કર્યા પહેલાં એ વિષયને લગતી સંપૂર્ણ માહિતી મળી હોત તો એ ઇતિહાસ તદ્દન જુદી જ રીતે લખાતે એમ નિઃસંદેહ જણાય છે. યુરોપીય લેખકોનું વલણ ખાસ કરીને ભૌતિકશાસ્ત્રોના

વિષયમાં હિંદુઓએ મેળવેલી સિદ્ધિઓને ઉતારી પાડવાનું જ છે; જો કે આર્યોની એ વિદ્યાનાં મૂળતત્ત્વો રોમ કે ગ્રીક સંસ્કૃતિને આભારી છે એમ પ્રતિપાદન કરવામાં તેઓ તદ્દન નાસિપાસ થયા છે. વરાળની શોધ અને તેને લઇને ઔદ્યોગિક ક્રાન્તિ થઇ તેનાં બાહ્ય તેજમાં પશ્ચિમે પૂર્વને આંજી નાખ્યું છે અને ઉદ્યોગની વૃદ્ધિ માટે સાધનો ઉત્પન્ન કરી આપવાથી અર્વાચીન પશ્ચિમ પ્રાચીન પૂર્વથી શ્રેષ્ઠ કહેવાય છે, જો કે પૂર્વનું કાર્યક્ષેત્ર તદ્દન જુદા જ પ્રકારનું હતું. સત્ય હકીકત તો એ છે કે પ્રાચીન હિંદુ સિદ્ધિઓનું સ્વતંત્ર પોતાનું સ્થાન હતું; તે વખતના પશ્ચિમના દેશો કરતાં હિંદ ઘણું જ આગળ વધેલું હતું એટલું જ નહિ પરંતુ યુરોપીય શોધખોળો પણ કેટલેક અંશે હિંદુઓની શોધખોળને આભારી છે અને ભૌતિકશાસ્ત્રનાં ક્ષેત્રમાં તો કેટલીક બાબતોમાં અત્યારનાં ભૌતિકશાસ્ત્રો કરતાં પણ પ્રાચીન હિંદ આગળ વધેલું હતું. અલબત્ત મારો એમ કહેવાનો હેતુ નથી કે પ્રાચીન આર્ય સંસ્કૃતિ અને પ્રગતિ હાલના જમાના કરતાં સર્વાંશે ઉચ્ચત્તર હતાં. પરંતુ હું એટલું જ પ્રતિપાદન કરવા માગું છું કે સાધનો અર્થાત્ પ્રત્યક્ષ પુરાવાની ખામીને લીધે પ્રાચીન હિંદુ ભૌતિક શાસ્ત્રોને બહુ જ ગૌણપદ આપવામા આવે છે તે યોગ્ય નથી. હિંદુ શાસ્ત્રો સ્વતંત્ર વિચાર પુરઃસર અને શાસ્ત્રીય રીતિ અનુસાર રચાયેલાં છે અને તે વિષયોમાં પશ્ચિમની પ્રજાઓ પાસેથી કાંઇ ભિક્ષા માગવાને બદલે અમુક બાબતોમા તેમને મદદરૂપ થયાં છે. ક્વચિત્ ક્વચિત્ હાલના જમાનાની શોધખોળ કરતાં પણ વિશેષ પ્રગતિ કરેલી હોય એમ નિર્વિવાદ માલુમ પડે છે. હિંદુસ્થાને શિલ્પકળા, કોતરકામ અને ચિત્રકામમાં દુનિયાની બીજી પ્રજાઓ કરતા શું અને કેટલી સર્વોપરી વિદ્યા અને સિદ્ધિ સંપાદન કરેલી હતી તેનું સવિસ્તર વિવેચન હું આપ સહુની સમક્ષ ગત પ્રસંગે કરી ગયો છું.

હિંદુ ભૌતિક શાસ્ત્રોની વિગતોને લગતું સાહિત્ય તપાસતા પ્રથમ આપણે હિંદુઓએ સંપાદન કરેલાં અદ્ભુત જ્ઞાન તરફ સહેજ દૃષ્ટિપાત કરીએ કે જેનાં માત્ર દિગ્દર્શન ઉપરથી આપણને સહજ ખ્યાલ આવી શકે છે કે પ્રાચીન કાળનાં હિંદુઓની વિદ્યા અને સિદ્ધિઓનું ક્ષેત્ર કેટલું વિશાળ હતું અને અર્વાચીન દેશોની કહેવાતી અપૂર્વ પ્રગતિનું ક્ષેત્ર એ ક્ષેત્રની તુલનામા કેટલું ગૌણસ્થાન લે છે.

**अनुकरण शब्द शास्त्र**—નાદનાં પ્રતિબિંબ અને પડઘાઓનું પૃથક્કરણ કરી, ચર્ચા કરી, નાદ ( Sound ) વિષે માહિતી આપે છે.

'**शकुनिशास्त्र**'—પક્ષિઓની ભાષા (બોલી), તેનું વર્ગીકરણ અને અનુસરણ શીખવે છે.

'**मालिनीशास्त्र**'—રૂપાંતર થવાની જુદી જુદી રીતો સંપૂર્ણ રીતે સમજાવે છે.

'**विषवादम्**'—આ જુદી જુદી જાતનાં વિષોનું, તેની ચિકિત્સાનું અને તેનાં ઉપાયોનું વર્ણન છે.

'**परकाय प्रवेश**'—સાબીત કરે છે કે પ્રાચીન આર્યો બીજાઓનાં શરીરમા પ્રવેશ કરી શકવાની વિદ્યા જાણતા હતા.

'**रत्नपरीक्षा**'—કિંમતી પત્થરોની કેમ પરીક્ષા કરવી તેનું સંપૂર્ણ વર્ણન કરે છે,

'**महेन्द्रजालम्**' મા માયા ઉત્પન્ન કરી અગ્નિમા અને ઊંડા જળમા કેમ પ્રવેશ કરવો એવું અને ઇજા પામ્યા વગર કેમ બહાર નીકળવું તે સમજાવ્યુ છે.

'**शक्तितन्त्रम्**' અને '**सौदामिनी कला**' માં વિદ્યુત, ચુંબકત્વ, આકાશતત્વ, તેમજ પૃથ્વી પરના અને આકાશમાંના પદાર્થોની છબીઓ કેમ પાડવી, તથા નાદનાં મોજાં અને આકાશતત્ત્વનો સંબંધ કેમ નક્કી કરવો અને તેનો ઉપયોગ કેમ કરવો વિગેરે બાબતોનું સંપૂર્ણ જ્ઞાન આપવામા આવેલું છે.

'**अंशुबोधिनी**' હવા અને પ્રકાશ, લાખે અંતરે પણ એક બીજા સાથે વાતચીત કરી શકાય તેવા યંત્રો, આકાશમા અદ્ધર ચાલવાનાં સાધનો–વિમાનો–વિગેરેનું સુંદર રીતે જ્ઞાન આપે છે.

'**कर्क प्रकरणम्**' વાદળાઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે અને કેમ કામ કરે છે તે સમજાવે છે અને,

'**मेघोत्पत्तिप्रकरणम्,**' જુદી જુદી જાતના વાદળા, વરસાદ, કરાનું પડવું, તોફાનો, કિંમતી પત્થરો વિગેરેનું પૃથક્કરણ કરી વર્ગીકરણ કરે છે.

'**यन्त्रसर्वस्वम्**' જુદી જુદી જાતના ચાળીસ જાતના વિમાનો, તેની રચના અને બનાવટ તથા સાધારણ રીતે યંત્રો કેમ બનાવવા અને તેમા કેમ ફેરફાર કે દુરસ્તી કરવી અને તેનો કેમ ઉપયોગ કરવો વિગેરેનું સંપૂર્ણ અને વિસ્તારપૂર્વક જ્ઞાન આપે છે.

'**वैश्वानरतन्त्रम्**' મા એકસો અઠ્ઠાવીસ જાતના અગ્નિ, તેના વર્ણ ગરમી વિગેરેનું વર્ણન છે.

'**धूम्रप्रकरणम्**' પુરાવા સાથે સાબીત કરે છે કે પ્રાચીન આર્યો જુદી જુદી જાતના ધર્મોનું પૃથક્કરણ કરી શકતા, તેની અસર નક્કી કરી શકતા, તેમા કઇ જાતનું ઝેર સમાયેલું છે તથા અગ્નિનું સ્વરૂપ અને અમુક પદાર્થ અમુકજ ધૂમ ઉત્પન્ન કરે છે વિગેરે બાબતો જાણતા હતા.

'**लोहतन्त्रम्**' ધાતુ અને ખનિજ પદાર્થોની જુદી જુદી જાતની ઉપયોગિતા, શુદ્ધિકરણ અને બનાવટની સમજુતી આપે છે.

'**अगतत्त्वलहरी**' વનસ્પતિ કેમ વાવવી, ઉગાડવી અને તેનો મનુષ્યના ખોરાકમાં કેમ ઉપયોગ કરવો વિગેરે બાબતોનું સારૂં પૃથક્કરણ કરે છે.

ઉપર જણાવેલી નોધ સંપૂર્ણ નથી પણ તે ઉપરથી એટલું સહજ સ્પષ્ટ થશે કે સામાન્ય રીતે માની લેવામા આવે છે તેમ પ્રાચીન આર્યો ભૌતિક શાસ્ત્રોના વિષયમા અજ્ઞાન નહતા. પ્રાચીન મહર્ષિઓ ભૌતિક શાસ્ત્રોમા ખૂબ આગળ વધેલા હતા પૃથક્કરણ કરવાની વિદ્યામા પારંગત હતા, અને પોતે સંપાદન કરેલી વિદ્યા પોતાના ચાલુ ઉપયોગમા વાપરતા. આર્ય લોકો વિદ્યુત, લોહચુંબકત્વ, આકાશતત્વ, ઉષ્મા, પ્રકાશ અને નાદની શક્તિઓનુ જ્ઞાન ધરાવતા હતા, અને તેનો ઉપયોગ જાણતા હતા; તેઓ ગ્રહો અને ગ્રહમંડળો, વાદળાંઓની

ઉત્પત્તિ, બંધારણ અને ઉપયોગિતા, વરસાદ, ગર્જના, વિજળી અને સૂર્ય તથા ચંદ્રનાં કિરણો વિગેરેનું ઉચ્ચા પ્રકારનું જ્ઞાન ધરાવતા. તેઓ જુદાં જુદાં અપ્ (જળ) તત્ત્વોની શક્તિ અને ઉપયોગ જાણતા હતા, અને પડઘા અને નાદનાં આંદોલનો, ધૂમો, અગ્નિ અને ખનિજ પદાર્થો અને વાતાવરણનાં દૃશ્યોને સમજી શકતા હતા; તેઓ સ્વરક્ષણાર્થે ખાઇઓ ખોદતા, કિલ્લાઓ બાંધી જાણતા, હથિયારો અને અસ્ત્રો બનાવતા એટલું જ નહિ પરંતુ વિમાનો અને જલાંતરગામી નૌકાઓ પણ બનાવતા અને વાપરતા અને તેને કેમ બનાવવાં, ચાલુ કરવાં અને દુરસ્ત કરવાં તે વિષયનું સંપૂર્ણ સાહિત્ય પાછળ મુકી ગયા છે. વિમાનોની મુસાફરીમાં કઇ જાતનાં કપડાં પહેરવાં, કેવો ખોરાક લેવો, વાતાવરણમાં નડતા ઝેરી પવનોથી કેમ બચવું વિગેરે બાબતનું સાહિત્ય ધરાવનાર આર્ય પ્રજાને માત્ર કલ્પનાશક્તિ અને શુષ્ક નિરુપયોગી તત્ત્વજ્ઞાનમાં જ આનંદ પામતી પ્રજા કહી શકાય તેમ નથી. ભૌતિક શાસ્ત્રોનાં તેઓનાં આ અદ્‌ભુત જ્ઞાનના દૃશ્ય નમુના આપણને સાબિતિ તરીકે મળતા નથી, પરંતુ સારે નસીબે આર્યો ભૌતિક શાસ્ત્રોનાં ક્ષેત્રની શોધમા કેટલા આગળ વધેલા હતા અને તેનો કેવો ઉપયોગ કરી શકતા તે દર્શાવતું સાહિત્ય સારા પ્રમાણમાં હમણાં આપણને મળી આવ્યું છે. આ વિષયને લગતાં મુખ્ય શાસ્ત્રોનું વર્ણન નીચે આપવામા આવેલું છે.



# શાસ્ત્રોનાં નામ અને વિષય

(૧) अक्षरलक्ष गणित शास्त्र—આ ગણિતશાસ્ત્ર છે અને વાલ્મીકિ ઋષિએ લખેલું છે.

(૨) अनुकरण शब्द शास्त्र કુડિક ઋષિએ રચેલ આ પુસ્તક નાદના પડઘા અને આંદોલનોનુ શાસ્ત્ર છે.

(૩) स्त्रीलक्षण शास्त्र-શાકનાયને લખેલું છે.

(૪) पुरुपलक्षण शास्त्र-જીવડાઓ સુદ્ધા સમસ્ત જીવંત સૃષ્ટિની નરજાતિ અને નારીજાતિ ઓળખવાની રીતિ દેખાડનારૂં આ શાસ્ત્ર બભ્રુ ઋષિએ રચેલું છે,

(૫) कन्यालक्षण शास्त्र-આ પણ બભ્રુ ઋષિએ રચેલું છે. આમા સ્ત્રીએ પુરુષ સગ કર્યો છે કે નહિ વગેરે મુદ્દાઓનો સ્વતનિર્ણય કરવાની રીતો આપેલી છે.

(૬) शकुनिशास्त्र-ગાર્ગ ઋષિએ લખેલુ છે. આમા પક્ષીઓના અવાજો અને બોલી ઉપરથી મનુષ્યોનુ શુભ અથવા અશુભ ભવિષ્ય પારખવાની રીતનું વર્ણન આપેલું છે.

(૭) शिल्पीशास्त्र-મયે રચેલુ છે. બત્રીસ જાતના શિલ્પ કામો તથા બીજા બાંધકામોનુ સુદર વિવેચન આ શાસ્ત્રમા આપેલું છે.

(૮) सूपशास्त्र-સુકેશે બનાવેલું છે આમા ઘણી ઉપયોગી અને ઘરગથુ બાબતો જેવી કે રસોઇ કેમ બનાવવી વિગેરે વિષે હકીકત આપેલી છે.

(૯) मालिनी शास्त्र-ઋષ્યશૃંગ મુનિએ બનાવેલું છે. આમા માયાથી રૂપાતર, અદશ્ય કેમ થવું વિગેરેનું વિવેચન આપેલુ છે.

(૧૦) प्रलय शास्त्र-વ્યાસ ઋષિએ રચેલું છે અને ચાર પ્રલયોની સમજણ અને બીજા ચોસઠ પ્રલયોનું વિવેચન તેમા કરેલું છે.

(૧૧) कलाशास्त्र-ષણ્મુખ ઋષિએ લખેલુ છે અને કળાઓના જુદા જુદા સમય, વંશાવળી અને ૬૪,૦૦૦ કળાપુરુષોનું વર્ણન તેમા કરેલું છે.

(૧૨) मायावाद शास्त्र-અંજનય ઋષિએ બનાવેલું છે.

(૧૩) धातुवादम्-અશ્વિનિકુમારે રચ્યું છે અને ખનિજ પદાર્થો, તેના સંમેલન વિગેરેનું સવિસ્તર વર્ણન તેમા કરેલુ છે.

(૧૪) विषवादम्-અશ્વિનિકુમારે રચેલ છે અને તેમા જુદી જુદી જાતના વિષો, તેની ચિકિત્સા વિગેરેનુ વિવેચન કરેલુ છે.

(૧૫) गारुडम्-વત્સે લખેલું છે. આમાં જાદુગરોના બત્રીસ ખેલો અને ઝેરી પ્રાણીઓના ડખના ઉપાયોનું વિવેચન આપેલું છે.

(૧૬) चित्रकर्म-ભીમ ઋષિએ રચેલું છે અને તેમા ચિત્રકળા અને છબી પાડવાની કળા-( ફોટોગ્રાફી )-નું સુંદર વિવેચન કરેલુ છે.

(૧૭) **मल्लशास्त्र**-મલ્લ ઋષિએ બનાવેલું છે અને તેમાં કુસ્તી કેમ કરવી તેની ભિન્ન ભિન્ન રીતો તથા કસરતોનો સમાવેશ થાય છે.

(૧૮) **भारतम्**-ગણપતિ ઋષિએ રચેલું છે અને તેમાં વાદ્યો સાથે સંગીત અને નૃત્યનું વિવેચન કરેલું છે.

(૧૯) **परकाय प्रवेश**-વાલખિલ્ય મુનિએ લખેલું છે અને બીજાનાં શરીરમાં કેમ પ્રવેશ કરવો તે વિષેનું જ્ઞાન તેમાં આપેલું છે.

(૨૦) **अश्वहृदयम्**-સુમીરે રચેલું છે; તેમાં અશ્વોની પરીક્ષા, સવારી કરવી, રથ હાંકવાની રીતો તેની પરીક્ષા કેમ કરવી વિગેરે બાબતોનો સમાવેશ થાય છે.

(૨૧) **गजहृदयम्**-કુમાર સ્વામીએ લખેલું છે; તેમાં હાથીઓને કેમ પાળવા કેળવવા વિગેરે સંબંધે હકીકત આપેલી છે.

(૨૨) **रत्नपरीक्षा** વાત્સાયન મુનિએ રચેલું છે; તેમાં રત્નો, ઝવેરાત વિગેરેની કેમ કસોટી કરવી તેનું બારીક જ્ઞાન આપેલું છે.

(૨૩) **इन्द्रजालम्** વીરબાહુ મુનિએ બનાવેલું છે; તેમાં જાદુના ખેલો, માયા કેમ ઉત્પન્ન કરવી, મંત્રથી નવી વસ્તુઓ કેમ પેદા કરવી વિગેરે સમજાવવામાં આવ્યું છે

.(૨૩) **महेन्द्रजालम्** વીરબાહુ મુનિએ રચેલું છે, તેમાં ૧૧૫ જાતનાં સ્તંભનો, જેવા કે અગ્નિસ્તંભન-અગ્નિમાં કુદવું, અગ્નિમા બેસી રહેવું અને તેમાંથી કાંઈ પણ ઇજા પામ્યા વગર બહાર નીકળવું, જલસ્તંભન—પાણીમાં પડવું, પાણીમાંથી સલામત બહાર નીકળવું વિગેરે માયાવી પ્રયોગો સમજાવેલા છે.

(૨૫) **अर्थशास्त्र** વ્યાસ મુનિએ લખેલ છે; અને તેમાં નીતિને રસ્તે ચાલી ધન કેમ પ્રાપ્ત કરવું તે વિષે સમજુતી આપવામાં આવેલી છે.

(૨૬) **शक्तितन्त्रम्** મહર્ષિ અગસ્ત્યે સુત્રોનાં રૂપમાં રચેલું છે. આમાં મૂલપ્રકૃતિ અથવા આદિ શક્તિમાથી શક્તિઓનું પેદા થવું, કેવી રીતે તેઓ બહાર નીકળે છે તે, તેઓ કયા પદાર્થની બનેલી છે તે, અને આ બત્રીસ શક્તિઓના કેટલા ઉપયોગ થઇ શકે તે, વિદ્યુત્, ચુંબકત્વ, આકાશતત્ત્વ, વિગેરેની સંપૂર્ણ અદ્દભુત રીતે માહિતી આપવામાં આવી છે

(૨૭) **सौदामिनीकला** મહર્ષિ માતંગે રચેલ છે; તેમાં પાર્થિવ અને આકાશસ્થ વસ્તુઓની છાયા (ફોટોગ્રાફ) કેમ લેવી અને આ દશ્યોનાં, નાદનાં આંદોલનોનો કેમ અભ્યાસ કરવો, પૃથક્કરણ કરવું અને ઉપયોગ કરવો વિગેરેની રીતોનું વર્ણન આપેલું છે.

(૨૮) **शुद्धविद्याकल्प** મહર્ષિ અશ્વલાયને બનાવેલું છે; તેમા સૃષ્ટિ અનાદિ કાળથી અસ્તિત્વ ધરાવે છે કે કોઇએ તે ઉત્પન્ન કરી છે? આ સૃષ્ટિ અને તેના સૃષ્ટાનો સંબંધ કેવી જાતનો છે? કેટલી જાતની સૃષ્ટિઓ છે વિગેરે સવાલેનો કાળજીપૂર્વક અભ્યાસ અને મનનપુરઃસર યોગ્ય નિર્ણયો આપવામાં આવ્યા છે.

(૨૯) **બ્રહ્માંડસારમ્** મહર્ષિ વ્યાસે રચેલું છે. આમા ઘણા બ્રહ્માંડોના ગુણો, તેઓમા કેટલી દુનિયાઓ આવેલી છે તે, તેમાના દરયો, તેઓમાં આવેલી સ્થાવર જંગમ વસ્તુઓ, નદીઓ, પર્વતો, પ્રાણી, વનસ્પતિ, કેવી જાતના મનુષ્યો તેમા વસે છે તે, અને સ્થૂલ સૂક્ષ્મ ઉપાયોથી આ બધુ કેમ શોધી કાઢવું તેની સમજણ આપેલી છે.

(૩૦) **અંશુબોધિની** મહર્ષિ ભરદ્વાજે રચેલ છે. આમા જુદા જુદા ગ્રહો, ગ્રહોની અંદર રહેલ અને બહાર નીકળતા તેજ અને ઉષ્મા, તેમની નિરીક્ષા કરવા માટે આવશ્યક યંત્રો અને સાહિત્યો. ગ્રહોની અંદર આવેલી શકિતઓ, વિદ્યુત્, રંગ, ગતિ, ઉષ્મા, અંધકાર કે પ્રકાશ વિગેરે જોવા અને તપાસવાના કાચો અને ગ્રહોની શકિતઓના ગુણ અને વેગ માપવાની રીતો બતાવેલી છે. સૂર્યના કિરણોને આકર્ષવાના, જુદાં પાડવાના યંત્રો બનાવવાની રીત, તેમજ જુદી જુદી શકિતઓને ભેગી કરી તેની મદદવડે અતિ દૂર રહેતા મનુષ્યો સાથે વાત કરવાની સગવડ આપનારા યંત્રો, આકાશમા અદ્દર લટકતા દોરડા મારફત સંદેશા મોકલવાની રીત, અને સૃષ્ટિના જુદા જુદા ભાગોમા જવા માટેના વિમાનો કેમ બનાવવા વિગેરે ઘણી જ મહત્ત્વની બાબતો સમજાવેલી છે.

(૩૧) **અંડકૌસ્તુભ** મહર્ષિ પરાશરે રચેલ છે. તેમા અંડો એટલે બ્રહ્માંડો, તેમને યોગ્ય સ્થાનમા રાખનાર વાતાવરણમય આવરણો, દરેક અંડના ગ્રહો, અંડનો વિસ્તાર, સ્વરૂપ અને માપ, અંડનું સ્થૂલ સ્વરૂપ, વેગ, વિગેરેનું તેમ જ તેની અંદર માલુમ પડતી વસ્તુઓનું અપૂર્વ વર્ણન આપવામા આવેલું છે

(૩૨) **કૌમુદી** સોમનાથ મુનીએ રચેલ છે અને તેમા દરેક અંડના ઉપગ્રહો, અંડની અંદર થતા ફેરફારો વિગેરે હકીકત આપી છે.

(૩૩) **કર્કપ્રકરણમ્** મહર્ષિ અંગીરસે રચેલ છે. તેમા વાદળાઓની અંદર સૂર્યનાં કિરણો પ્રવેશ કરે છે ત્યારે શું શું ક્રિયાઓ થાય છે તે, વાદળાની અંતર્ગત શકિઓ સાથે સૂર્યના કિરણોની શકિતનું સંમેલન થતા સ્વેદજ, ઉદ્‌ભિજ વિગેરે અંડોમા બીજ કેમ ઉત્પન્ન થાય છે તે, વનસ્પતિની ઉત્પત્તિ માટે આવશ્યક બીજો તથા પત્થર, રત્નો, શંખ, પરવાળા વિગેરેની ઉત્પત્તિ કેમ થાય છે વિગેરે અલૌકિક બાબતોનું, અગાધ જ્ઞાન સૂચવતું સાહિત્ય આપેલું છે

(૩૪) **મેઘોત્પત્તિ પ્રકરણમ્** મહર્ષિ અંગીરસે લખેલું છે. તેમા વાદળાઓની બાર જુદી જુદી જાતો, તેના નવ સ્વરૂપો, તેની ઉત્પત્તિ, સૃષ્ટિ કાર્યમાં તેમનું સ્થાન, બાર જાતના વરસાદ, ચોસઠ જાતની વિજળી, ગર્જનાના કારણો, બત્રીસ જાતની મેઘ ગર્જનાઓ, એકવીસ જાતના વિદ્યુપાત, કયારે અને કેવી રીતે વિદ્યુત્પાત થાય છે તેનું વિવેચન. આઠ જાતના કરાઓ, ધાતુઓ, અગ્નિમોતી પત્થર વિગેરેનું વર્ણન આપેલું છે.

(૩૫) अक्षशास्त्र મહર્ષિ ભરદ્વાજે રચેલું છે. તેમાં અક્ષ શબ્દની સમજૂતી, અક્ષોની સાત જાતો, અક્ષના વિભાગો, અક્ષશક્તિઓનાં સંમેલનસ્થાનો, વિવિધ પ્રકારનાં વાતાવરણમય આવરણો, તેનાં સ્થાનો અને તેની વચ્ચેનાં અંતરો, તેની અંદર આવેલી ઉષ્મા અને અગ્નિ, જે ગ્રહો, સ્થાનો અને પરિધિઓની અંદર ગ્રહો ભ્રમણ કરે છે તેનું વર્ણન, આકાશ પ્રદેશમાં આવેલાં જલમય આવરણો, નક્ષત્રગણો, અને વિભાગો, આ અક્ષપરિધિમાં આવેલી પૃથ્વીઓ, અક્ષોની ગતિ, તેનું ભ્રમણ, તેની શક્તિઓમાંથી ઉત્પન્ન થતાં મોજાંઓ અને તેની ગતિ વિગેરે અતિ રસમય બાબતોનું વિવેચન કરેલું છે.

(૩૬) लोकसंग्रहम् વિવરણાચાર્યે રચેલું છે. આમાં જીવંત પ્રાણીઓની જુદી જુદી બધી જાતિઓનું વર્ણન કરેલું છે. વળી મનુષ્યોની જુદી જુદી જાતો, તેની વચ્ચેના તફાવતો, રીતભાત અને રિવાજો, તેની ઉત્પત્તિ, વર્ણ, કદ, તેમનો ખોરાક, પહેરવેશ જીવનપદ્ધતિ અને બીજી રસમય તેમજ બોધક બાબતો પણ વર્ણવેલી છે. તેમાં ૧૭૧૪ જુદી જુદી ભાષાઓ કહી છે. આ બધી ભાષાઓની ઉત્પત્તિ, કાળ અને વિકાસનું વર્ણન તથા અમુક ભાષા કોણે પ્રથમ શોધી તે, કયે સમયે તે શોધાઇ તે, વિગેરે વિષયને લગતી તમામ બાબતોનું સુંદર વિવેચન કરેલું છે.

(૩૭) अग्नतत्त्वलहरी મહર્ષિ અશ્વલાયને બનાવેલ છે. અને તેમા વનસ્પતિઓનું વર્ણન હોઇ તે શાસ્ત્ર બહુ જ ઉપયોગી અને કિંમતી છે. વનસ્પતિશાસ્ત્રની સંપૂર્ણ માહિતી, જીવંત પ્રાણીઓ શરીરપોષણાર્થે વનસ્પતિને કેટલાં આભારી છે તે, વનસ્પતિનો સંપૂર્ણ વિકાસ સ્તેહમંદ રીતે કરવાની રીત વિગેરે ઉપયોગી હકીકત આમાં આપેલી છે.

(૩૮) प्रपंचलहरी મહર્ષિ વસિષ્ઠે લખેલું છે. આમા વિશ્વ રચનાત્મક અથવા નાશાત્મક પરમાણુઓની શક્તિથી બનેલું છે કે એક સત્તા-શક્તિથી ઉત્પન્ન થયેલું છે તે અગત્યનો સવાલ ઉત્તમ રીતે ચર્ચી નિર્ણય બાંધવામા આવ્યો છે.

(૩૯) यंत्रसर्वस्वम् મહર્ષિ ભરદ્વાજે રચેલું છે, આ ગ્રંથમા યંત્રો કેમ બનાવવાં તથા ચલાવવાં તે વિસ્તારપૂર્વક સમજાવવામા આવેલું છે, અને જો મજકુર શાસ્ત્રને સમજી ઉપયોગ કરવામાં આવે તો તે અતિ મહત્ત્વનો ગ્રંથ થઇ પડે તેમ છે. આ ગ્રંથમાં 'વિમાનાધિકરણમ્,' એ વિષયનો સમાવેશ થાય છે, એટલે કે વિમાનોની મદદથી આકાશ પ્રદેશમાં મુસાફરી કેમ કરી શકાય અને મરજીમા આવે ત્યાં એક સ્થળથી બીજાં સ્થળે અંતરિક્ષમાર્ગે કેમ જઇ શકાય તે સમજાવવામાં આવેલું છે. આ ગ્રંથના પાંચમા પ્રકરણમાં, આ વિષયનું વિવેચન કરવામા આવેલું છે. વિમાનોના ત્રણ પ્રકાર કહ્યા છેઃ (૧) મંત્રિક વિમાનો. (૨) તાન્ત્રિક વિમાનો, અને (૩) કૃતિક વિમાનો મંત્રિક વિમાનો મંત્રસિદ્ધિથી

ઉત્પન્ન કરવામા આવે છે અને ઘણે ભાગે દેવોજ તેનો ઉપયોગ કરી શકે છે. તાંત્રિક વિમાનો ૬૪ તંત્રશાસ્ત્રોમા કહેલી રીત પ્રમાણે બનાવવામાં આવે છે અને સિધ્ધો તેનો ઉપયોગ કરે છે. કૃત્તિક વિમાનો મનુષ્યબુદ્ધિથી બનાવવામાં આવે છે. કૃત્તિક વિમાનો ચાલીસ પ્રકારનાં છે, અને તેનાં સાધનો, તેને બનાવવાની તથા દુરસ્ત કરવાની તેમજ ચલાવવાની રીતો ઘણી જ બારીકીથી સવિસ્તર હકીકત આપી સમજાવવામાં આવેલાં છે. ગ્રંથ ઉપરથી સહજ સિદ્ધ થઇ શકે છે કે આ વિમાનોની બનાવટ અને ઉપયોગ એ પ્રાચીન કાળમાં માત્ર સાહિત્ય પ્રદેશમાંજ સમાયેલા નહતા, પરંતુ પ્રત્યક્ષ રીતે ઉપયોગમા હતાં. અર્વાચીન કાળમાં પણ, જરૂર જોઇતી બુદ્ધિ, મહેનત અને ખર્ચ કરવામાં આવે તો તે વિમાનો બનાવી તેમાં આકાશમાર્ગે મુસાફરી કરવાનું બની શકે તેમ છે. સાંપ્રત કાળમાં વિમાનોના પ્રકાર અને અચોકસ અજમાયશોનો ખ્યાલ કરતાં પ્રાચીન હિંદમા સંચાર કરતાં ચાલીસ જાતનાં વિમાનો, તેને બનાવવાની, ચલાવવાની અને દુરસ્ત કરવાની જુદી જુદી રીતો, તેમા લેવાનો ખોરાક, પહેરવાના કપડાં અને ઝેરી પવનથી બચવા સંબધે આપેલી બારીક સૂચનાઓ આપણને આજ પણ સહજ ખ્યાલ આપી શકે છે કે પ્રાચીન કાળમાં ભૌતિકવિદ્યાના ક્ષેત્રમા પણ આર્યાવર્ત કઇ કોટિએ પહોચ્યું હતું.

(૪૦) **लोहतन्त्रम्** મહર્ષિ શકતાયને રચેલું છે. આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે અને સ્પષ્ટ અને સરળ રીતે તેમા ખનીજ પદાર્થો અને ધાતુઓનું સંધારણ, વિકાસ અને પેદાશ સમજાવવામા આવ્યા છે.

(૪૧) **ज्योतिर्सर्वस्वम्** મહર્ષિ જૈમિનિએ બનાવેલું છે આમાં ગ્રહો, નક્ષત્રો, ધૂમકેતુ, ખરતા તારાઓ, ભ્રમણ પરિધિઓ વિગેરે બાબતો વિષે વિવેચન કરવામાં આવેલું છે.

(૪૨) **कर्माब्धिसारम्** મહર્ષિ આપસ્તંબે રચેલું છે. આનો વિષય મનુષ્યોથી કરાતાં કર્મો છે. દરેક વ્યક્તિએ કરવાનાં કર્મો, અમુક કર્મનું ફળ, કર્મો ક્યારે અને કેમ કરવા વિગેરે રહસ્યમય જ્ઞાન આમા આપવામાં આવ્યું છે.

(૪૩) **धातुसर्वस्वम** મહર્ષિ બોધાયને લખેલું છે. આમાં ખાણોમાથી નીકળતા ખનીજ પદાર્થોના સ્વરૂપ, તેમજ મનુષ્યોએ બનાવેલ ધાતુઓનું વર્ણન આપવામાં આવ્યું છે. વળી જુદા જુદા પ્રકારના વિષ, તેનો પ્રતીકાર, ધાતુ સંમેલન વિગેરે બાબતો પણ આમા ચર્ચેલી છે.

(૪૪) **ऋगहृदयम** મહર્ષિ અત્રિએ રચેલું છે. આ ગ્રંથમા રોગો પરમાત્માએ ઉત્પન્ન કર્યા છે કે મનુષ્યોના ખોરાક, હવાપાણી, કપડા અગર કર્મોમાં અનિયમિતતાનું પરિણામ છે એ સવાલ ઘણીજ ઉત્તમ રીતે ચર્ચવામાં આવ્યો છે. વિશેષ એમ સ્થાપિત કરવામા આવ્યું છે કે સઘપદાર્થો કે દરખોના બીજની માફક રોગનાં બીજ પણ પંચમહાભૂતમાંજ રહેલાં છે. જુદા જુદા રોગોના સ્વરૂપ, કેવી રીતે, ક્યારે

અને શા માટે રોગો જોર કરે છે. રોગના વધવાની જુદી જુદી નિશાનીઓ, તેનો પ્રતીકાર–દવાઓ, ચામડી, સ્નાયુઓ અને હાડકાઓપર શસ્ત્રક્રિયા કેમ કરવી, જુદા જુદા અવયવોને કેવી રીતે કાપીને સાંધી જોડવા, અને રોગોના શમનમા વરાળ, પાણી, અગ્નિ, હવા, વનસ્પતિ અને ખનિજ પદાર્થો, સૂર્ય તથા બીજા ગ્રહોના કિરણોનો કેમ ઉપયોગ કરવો વિગેરે વિગેરે ઘણી મહત્વની હકીકત આ ગ્રંથમા વિસ્તારપૂર્વક ચર્ચી બારીકીથી સમજાવવામાં આવેલી છે.

(૪૫) **नामार्थकल्पम्** મહર્ષિ અત્રિએ બનાવેલું છે. આમા કોઇ પણ વસ્તુનું નામ તે વસ્તુ ઉપરથી તેની ઉત્પત્તિ પછી પડયું કે પહેલાં હતું, અગર નામ અને પદાર્થ સાથેજ હસ્તિમાં આવ્યા વિગેરે બાબત ચર્ચેલી છે.

(૪૬) **यायोतत्वप्रकरणम** મહર્ષિ શાકતાયને રચેલુ છે. આ ગ્રથમા વાતાવરણુમય ૮૪,૦૦૦ જુદા જુદા આવરણો, પૃથ્વીની તદ્દન નજીકના આવરણોના સ્વરૂપ અને ગુણો અને વનસ્પતિ અગ્નિના ગુણ, રગ, સ્વાદ વિગેરેનુ વર્ણન આવે છે.

(૪૭) **वैश्वानरतन्त्रम्** મહર્ષિ નારદે રચેલુ છે. આ ગ્રથમા ૨૮ પ્રકારના અગ્નિ તેમના રંગ, સ્વરૂપ અને અંદર રહેલી ગરમીનું તુલનાત્મક પ્રમાણ વિગેરે વિષયો ચર્ચવામાં આવેલા છે.

(૪૮) **धूमप्रकरणम्** મહર્ષિ નારદે રચેલું છે. આમા ધૂમોની પૃથક પૃથક જાતોની પરીક્ષા કેમ કરવી તે સમજાવવામા આવ્યુ છે. આ કામને માટે ખાસ આરસીઓ બનાવવાની રીતો સમજાવવામા આવી છે, અને વિવિધ પ્રકારના અગ્નિઓના ધૂમોને મજકુર આરસીઓ પર લેવી એ અગ્નિઓના ગુણોની કેમ પરીક્ષા કરવી તે જણાવેલું છે. વળી મજકુર આરસીપર જામેલી મસને અમુક જાતના ઔષધોથી તપાસવામા આવે ત્યારે કયા પદાર્થ સળગવાથી ઉત્પન્ન થયેલા અગ્નિના ધૂમની એ મસ છે એ પણ શોધી શકાય છે. પછી તે પદાર્થનું પૃથક્કરણ કરી તેમા અમૃત કે વિષ કેટલા પ્રમાણમા છે તે શોધવામા આવે છે અને આ રીતે અમુક ધૂમ ઝેરી છે કે નહિ તે નક્કી કરવામા આવે છે. આ શાસ્ત્રના જ્ઞાનથી મનુષ્યો ઝેરી ધૂમોથી દૂર રહી શકે છે અને તંદુરસ્તી વધારનારા ધૂમો લઇ શકે છે.

(૪૯) **औषधिप्रकरणम्** મહર્ષિ અત્રિએ રચેલું છે. વનસ્પતિમાથી બનતી દવાઓને ઔષધિ કહેવામા આવે છે અને ઘણીજ સરળ અને સ્પષ્ટ રીતે આ ગ્રંથમા આ મહત્વનો વિષય સમજાવવામા આવ્યો છે.

સુજ્ઞ બન્ધુઓ અને બ્હેનો ! ઉપર જણાવેલી નોંધ તે આર્ય મહર્ષિઓના વિદ્યા–ભંડારમા નીપજેલા બધા શાસ્ત્રોનીજ નોંધ નથી, પરંતુ તેમાના કેવળ મુખ્ય શાસ્ત્રોનીજ નોંધ છે અને તે પણ આપ સહુને જણાયે તેમ એક માત્ર અનુક્રમણિકાનો અર્થ સારે તેવીજ નોંધ છે આ મુખ્ય શાસ્ત્રોનો પણ પુરેપુરો ખ્યાલ આપ સહુ સમક્ષ અત્રે રજુ કરવાને

હું શકત છું. પરંતુ હું આશા રાખું છુ કે આ ટૂંક નોંધથી પણ એટલુ સહજ સ્પષ્ટ થશે કે આપણી માતૃભૂમિ કે જે ભૌતિક વિદ્યા માટે પશ્ચિમ તરફ કેવળ આભાર અને આશ્ચર્યથી જોઇ રહી છે તેમાં એક વખત એવો કાળ હતો કે જ્યારે ભૌતિક વિદ્યાની સમગ્ર ઉપાસના અને સિદ્ધિ થયેલી હતી અને આર્ય મહર્ષિઓ તેમાં એટલા પારંગત થયેલા હતા કે જેની સરખાણીમાં અર્વાચીન એક પણ દેશ ઉભી શકે તેમ નથી. માત્ર આટલાં શાસ્ત્રો આટલો ખ્યાલ આપી શકે છે તો પછી કુલ શાસ્ત્રો કેટલાં હશે, એ અલૌકિક ભૌતિક વિદ્યા-વિસ્તાર શું હશે, આર્ય મહર્ષિઓ ભૌતિક શાસ્ત્રમાં અજ્ઞાન હોવાને બદલે કેટલા પારંગત હશે અને તેમની સિદ્ધિઓ કેટલી બહુદ્દેશીય, મહત્ત્વની અને બુદ્ધિપુરઃસરની હશે, અને આપણો આર્યાવર્ત પશ્ચિમને આભારી હોવાને બદલે આની સિદ્ધિઓથી સંપન્ન થઇ કેટલો રિદ્ધિસિદ્ધિથી ભરપૂર હશે તેનો ખ્યાલ હું આપ સહુને જ સોંપુ છું સામાન્ય રીતે કોઇ પણ કાર્યસિદ્ધિના આધારે તેને લગતું સાહિત્ય લખાય છે અને તેથી ભૌતિક વિદ્યાના ક્ષેત્રમા આર્યોની સિદ્ધિઓની શરૂઆત પ્રસ્તુત સાહિત્યની ઘણા વર્ષો પૂર્વે થયેલી હશે એમ સહજ અનુમાન થઇ શકે છે. જે સાહિત્ય ઉપલબ્ધ છે તે આર્યોની વિદ્યાની એટલી અદ્ભુત ઝાંખી કરાવે છે કે એટલી મહત્ત્વની સિદ્ધિઓ પ્રાપ્ત કરતા તેઓને સેંકડો વર્ષો થયા હોવા જોઇએ એમ માનવાનું દરેક કારણ મળે છે. એટલે પ્રસ્તુત સાહિત્યના સમયની પૂર્વે પણ ઘણા કાળ પહેલાં આર્ય મહર્ષિઓએ ભૌતિક ક્ષેત્રની શોધખોળ અને સિદ્ધિઓ હાથ કરેલી હશે એમ જણાય છે. જે યુગમાં આ શાસ્ત્રો લખાયેલાં જણાય છે તે યુગમા આધુનિક પ્રગતિમાન યુરોપમાં તો શું પરંતુ તેના પ્રાચીન કીર્તિના ગ્રીસ કે ઇટલી અથવા એસીરીઆ, પેલેસ્ટાઇન કે મિસર દેશમા પણ આવી જાતની કાંઇ સિદ્ધિઓ હોય અથવા તેને લગતું સાહિત્ય લખાયેલું હોય એવું કાંઇ સૂચન કે આધાર સરખો પણ મળતો નથી. એટલે આર્યોનું ભૌતિક શાસ્ત્ર સ્વતંત્ર રીતે રચાયેલું છે અને પશ્ચિમ પાસેથી લીધેલી ભીક્ષા હોવાને બદલે પશ્ચિમમા સારાસાન લોકો દ્વારા સમસ્ત યુરોપને અને પૂર્વમા ચીન જાપાનને મજકુર ક્ષેત્રમા માર્ગદર્શક થયેલું હશે એમ નિસંદેહ જણાય છે. એટલુંજ નહિ પરંતુ આપણને ઉપલબ્ધ શાસ્ત્રો ઉપરથી તેઓની સિદ્ધિઓ એટલી મહત્ત્વની અને બહુદ્દેશીય જણાય છે કે અર્વાચીન દેશો પણ તેનો મોટો ભાગ હજી જાણી કે મેળવી શક્યા નથી, તો પછી એ વિદ્યા અને સિદ્ધિઓ માટે હિંદુસ્થાન પશ્ચિમ દેશોને આભારી છે એમ સાર કાઢવો એ કેવળ સત્યની અજ્ઞાન સૂચવે છે. જે હિંદુસ્થાન શિલ્પકળા ચિત્રકળા અને કોતરકામના અવશેષ રહેલા જુજ નમુનાઓથી પણ અત્યારે સમસ્ત દુનીયાને તેના કળા–કૌશલ્ય માટે આશ્ચર્યમુગ્ધ બનાવી રહ્યુ છે, જે હિંદુસ્તાન તત્ત્વજ્ઞાન માનસશાસ્ત્ર અને આત્મવિદ્યાના અગાધ વિષયોમા પણ પારગત હોવાને માટે અમર કીર્તિ ભોગવી રહેલુ છે, તેજ હિંદુસ્તાનમા જ્યારે તેની સંપત્તિનો સૂર્ય ગગનમંડળ ઉપર ચમત્કાર કરી રહ્યો હતો ત્યારે એવી ભૌતિક વિદ્યા અને સિદ્ધિઓ હતી કે જેનો ખ્યાલ સરખો પણ અર્વાચીન કાળને આવી શકે તેમ નથી દુર્ભાગ્યે મજકુર વિદ્યા અને સિદ્ધિઓના કાંઇ આધાર ઉપલબ્ધ નહિ હોવાથી, આર્ય બધુઓનુ એ દિશા તરફ લક્ષ ખેંચાયુ નથી અને પરિણામે પાશ્ચાત્ય લોકોએ ઉપસ્થિત કરેલી ગુંચુઆતો ટકી રહેલી છે મ્હારા આ પ્રમગથી ઉક્ત વિષય ઉપર અજવાળું પડશે અને આર્ય બધુઓનું લક્ષ તે દિશા તરફ વળશે એમ હુ ઉમેદ રાખું છું અને મને ખાત્રી છે કે જો આર્ય વિદ્વાનો

આ દિશામાં પુરતો પ્રયાસ કરશે તો ઘણી અગત્યની વિગતો બહાર આવશે. મેં આ દિશામાં બનતો પ્રયાસ કરેલો છે અને યત્કિંચિત્ સેવા બજાવેલી છે અને બજાવતો રહીશ, અને આપણા વિદ્વાન બંધુઓ આ દિશામા યથેષ્ટ પ્રયાસ કરી હિંદુસ્તાનની ભૌતિક વિદ્યાનું અમૂલ્ય અને અદ્ભુત ક્ષેત્ર હાથ કરે અને એ રીતે એક અતિ કિંમતી દેશસેવા બજાવે એટલોજ મ્હારો આ પ્રસંગનો ઉદ્દેશ છે; અને એટલીજ આપ વિદ્વાન્ બંધુઓને મ્હારી પુનઃ પુનઃ વિનતિ છે.



# ૨ પ્રાચીન હિન્દમાં વિજ્ઞાન.



( લેખક—રા. રા. પોપટલાલ ગોવિન્દલાલ શાહ. )

પ્રાચીન હિન્દના ઋષિઓ અને બીજા વિદ્વાનો આપણને જ્ઞાનનો મ્હોટો વારસો મુકતા ગયા છે. તેમની માનસિક અને ધાર્મિક પ્રવૃત્તિએ જ્ઞાનના ક્ષેત્રોને રસાળ કર્યા છે. સાહિત્ય, કવિતા, તત્ત્વજ્ઞાન, ધર્મવિદ્યા એ સર્વે ક્ષેત્રોમાં તેમની માનસિક સમૃદ્ધિની કીર્તિ અમર છે. વિજ્ઞાનમાં પણ તે સમયમાં તેમણે ઉંચા પ્રકારની સમૃદ્ધિ સંપાદન કરેલી હતી. તેમની વિજ્ઞાનસૃષ્ટિ કેવા પ્રકારની હતી અને વિજ્ઞાનની વિવિધ શાખાઓમાં પ્રાચીન હિન્દનાં શું પરાક્રમો હતાં તેનો ખ્યાલ આપવાનો આ લેખમાં પ્રયત્ન કરીશ. વિષય કઠિન છે અને નિબંધની સીમાનું ઉલ્લંઘન થઇ જાય નહીં એ ભયથી ઘણુંખરૂં વિવેચન ટુંકાણમાંજ કરીશ.

શરૂઆતમાં આ વિષયના અભ્યાસની વિલક્ષણતા વિષે બે બોલ કહેવા જરૂરના છે. વિષય વિવાદગ્રસ્ત છે અને ઘણે સ્થળે મતભેદને સ્થાન રહે છે. પ્રાચીન હિન્દુઓનું સ્થાન જેટલું ઉંચે મુકાય તેટલું મુકવું એ આગ્રહ–દુરાગ્રહથી દૂર રહેવું એ મુશ્કેલ છે; તેવીજ રીતે એક સ્વતંત્ર ઇતિહાસકાર અને નિષ્પક્ષપાતી ટીકાકારના દૃષ્ટિબિન્દુમાંથી ચલિત ન થવું એ પણ મુશ્કેલ છે. હિન્દના ઇતિહાસમાં એક સમય એવો હતો કે હિન્દી પ્રજાને જેમ બને તેમ હલકી પાડવામાં અને તેમની શિષ્ટતાની નિન્દા કરવામાં જ યૂરોપીય વિદ્વાનો પોતાના કર્તવ્યનું સાફલ્ય સમજતા. એ સમય બદલાયો છે. હિન્દની પ્રાચીન શિષ્ટતાનું ઉંચું સ્થાન હવે સ્વીકારાયું છે–પ્રતિવર્ષે વધારે અંશમાં સ્વીકારાતું જાય છે. આવી સ્થિતિમાં અસત્ય કે અત્યુક્તિની આવશ્યકતા છે જ નહીં. પોતાના પૂર્વજોની અપૂર્ણતા, અને ખાસ કરીને પ્રાચીન સમયની ભિન્ન પરિસ્થિતિમા તેમના જ્ઞાનની અપૂર્ણતા કે વિલક્ષણતા સ્વીકારવાને કોઇ પણ અર્વાચીન પ્રજાએ ખચકાવું જોઇએ નહીં. આવી સત્યપ્રેમી માનસિક વૃત્તિ વિના આ વિષયનો વાસ્તવિક અભ્યાસ સંભવતો જ નથી.

પ્રાચીન સમયના હિન્દુઓના જ્ઞાનની શ્રેષ્ઠતા સરખાવવાને માટે તે સમયની બીજી પ્રજાઓના જ્ઞાનની સાથે તુલના કરવાને બદલે અર્વાચીન જ્ઞાનની સાથે તુલના કરવામાં ઘણી રીતે અયોગ્યતા સ્પષ્ટ થાય છે. પ્રાચીન હિન્દુઓના વિમાનોને અર્વાચીન યૂરોપીય કે અમેરીકન વિમાનોની સાથે સરખાવવા કરતા, પ્રાચીન સમયની પ્રજાઓની જ વિમાન તૈયાર કરવાની શક્તિ સાથે સરખાવવામાં વધારે વાસ્તવિકતા રહેલી છે. પ્રાચીન અને અર્વાચીન વિજ્ઞાન ભાગ્યેજ ત્રણસેં વર્ષનું બાળક ગણાય, પરંતુ યંત્રકળા અને છાપવાની કળાની શોધને લીધે આ ત્રણસેં વર્ષનો ઇતિહાસ લગભગ સંપૂર્ણ રીતે કાંઇ પણ ત્રુટિઓ સિવાય મોજુદ છે. પ્રાચીન હિન્દના વિજ્ઞાનનો ઇતિહાસ લગભગ ૨૦૦૦ થી પણ વધારે વર્ષ જેટલા કાળઉપર પથરાયેલો છે; તે સમયમાં મોઢે ગોખવાની મહેનત બચાવવાને માટે ટુંકા સૂત્રો બનાવવાની પદ્ધતિ પ્રચલિત હતી. તેમાં પણ લેખનકળા અને મુદ્રણકળાના અભાવને લીધે

આ જ્ઞાનનું સાતત્ય જોઇએ તેવી રીતે સાચવી શકાયું નથી. આવાં ટુંકાં સૂત્રો ઉપરથી અર્વાચીન વિજ્ઞાનનાં વિગતવાર વર્ણનોની સરખામણી થાય એવી વિગતો ઉપજાવી કાઢવી એ કેવળ તર્કનુંજ કામ ગણાય અને તેને ભાગ્યેજ વિજ્ઞાનનું નામ આપી શકાય.

વળી આપણે યાદ રાખવું જોઇએ કે પ્રાચીન હિન્દુઓના સૃષ્ટિજ્ઞાનના આધારરૂપ આધ્યાત્મિક જ્ઞાનને અર્વાચીન વિજ્ઞાનમાં સ્થાન છેજ નહીં. અર્વાચીન વિજ્ઞાનની બધી રચના અને વિચારસંકલના ઈશ્વરની કર્તૃત્વભાવના દૂર રાખીને ગોઠવવામાં આવે છે. સૃષ્ટિની ઘટનાના કાર્યકારણની શોધમાં આ કર્તૃત્વશક્તિનું સ્થાન રહેતું નથી. તેથી ઉલટું પ્રાચીન હિન્દમાં ધાર્મિક વિચારોનું પ્રાબલ્ય એટલું બધું હતું કે લગભગ દરેક ગ્રન્થની શરૂઆતમાં, પછી તે ગ્રંથ ગણિતવિદ્યાનો કે ઔષધવિદ્યા કે રસાયનવિદ્યાનો હોય—મંગળાચરણમાં ઈશ્વરનું કે કોઇપણ અધિષ્ઠાતા દેવ કે દેવીનું આવાહન તો હોયજ. તે છતા પણ મધ્યકાલીન યૂરોપની પેઠે પ્રાચીન હિન્દમાં રાજ્ય તરફથી અમુકજ મત ખરો છે એવું જુલમથી દબાણ કરવામાં આવતું નહીં; તેથી ધાર્મિક વિચાર અને તત્ત્વજ્ઞાનમા અપ્રતિમ સ્વતંત્રતા અને વિવિધતા જોવામાં આવે છે. વૈજ્ઞાનિક અન્વેષકો પણ આવી રીતે સ્વતંત્ર હતા; અને દરેક વિષયમાં પ્રવીણ શોધકો ( Specialists ) પોતપોતાનું કામ કરી શકતા. પરંતુ આખા સમાજનું બંધારણ આધ્યાત્મિક હોવાને લીધે અને બધા વિચારકોનુ અંતિમ ધ્યેય આધ્યાત્મિક હોવાને લીધે, પ્રાચીન હિન્દના વૈજ્ઞાનિકો પણ આવા વિચારની પ્રબળ અસર નીચે રહેતા; અને અમુક દર્શન, ધર્મ, કે અમુક સંપ્રદાયને અનુકૂલ થાય તેવાજ વિચારો અને પ્રમાણો તરફ તેમનું વલણ રહેતું. તેટલા અંશે વિજ્ઞાનની દરેક શાખાના આધારભૂત નિયમોના શોધનમા ખામી રહેતી: તેથી અર્વાચીન વિજ્ઞાનની નિયમશોધનની પદ્ધતિ પ્રાચીન હિન્દમાં બહુ પ્રચલિત નહોતી. ગુરુત્વાકર્ષણના નિયમો કે રાસાયનિક સંયોજનના નિયમો હિન્દમા નહીં શોધી કઢાવાનું એક કારણ આ ધાર્મિક ભાવનાની ધુંસરી હશે. બીજું કાઇ પણ કારણ હોય કે ન હોય તો પણ એટલું તો સ્પષ્ટ છે કે હિન્દના વિજ્ઞાન અને અર્વાચીન વિજ્ઞાનની પદ્ધતિ અને દૃષ્ટિબિંદુમા ઘણી ભિન્નતા છે.

પ્રાચીન હિન્દમાં વિજ્ઞાનનો પ્રચાર સારો હતો અને બીજી પ્રાચીન પ્રજાઓ કરતા તેમની સૃષ્ટિજ્ઞાનની સમૃદ્ધિ ઉંચા પ્રકારની હતી, એટલું સ્વીકાર્યા પછી, વેદમા બધું અર્વાચીન વિજ્ઞાન છે, વેદમાં જંતુવિદ્યા ( Bacteriology ) હાલના જેવાજ સ્વરૂપમા વર્ણવેલી છે, વેદમાં હાલના જેવાં વિમાનો બનાવવાનાં સૂચનો છે, પ્રાચીન કાળમાં રસાયનવિદ્યા કે ઔષધવિદ્યાનું જ્ઞાન સંપૂર્ણ હતું, વગેરે અત્યુક્તિઓથી દૂર રહેવું એ ઇષ્ટ છે. આવી અત્યુક્તિઓના ટેકામાં જે ખોટું પાંડિત્ય ખર્ચવામા આવે છે તેનો એક નમુનો અત્રે આપવો યોગ્ય ધારૂં છું વેદમા ઓક્સીજન અને હાયડ્રોજનથી પાણી બની શકે છે એવું લખેલું છે એ સિદ્ધ કરવાને માટે એક લેખકે નીચેની ઋચાનો ઉલ્લેખ કરતા તેનો ખાસ અર્થ કર્યો હતો:—

मित्र हुवे पूतदक्षं वरुण च रिशादस ।
धिय घृताचीं साधन्ता ॥ ऋग्वेद १. २. ७,

ખાસ અર્થ—બે વસ્તુઓમાંથી પાણી બનાવવાની ઇચ્છા રાખનારે શુદ્ધ અને ખુબ તપાવેલુ હાયડ્રોજન ( **पूतदक्षं मित्र** ) અને ખાઇ જવાની શક્તિવાળુ ઓકસીજન ( **रिशादस वरुणं** ) લેવું.

સાધારણ અર્થ—પવિત્ર અને દક્ષ ( ચતુર ) મિત્રદેવને, અને શત્રુઓને ખાઇ જનાર વરુણ દેવને ઘી ઝરતી ( ઉજ્જવળ ) બુદ્ધિ સાધનારા ( એ બેને ) નિમંતુ છુ.

ઉપરની ઋચાનો સાધારણ અર્થ ક્યા અને તેમાથી ખાસ કરીને હાયડ્રોજન (**मित्र**) અને ઓક્સીજન ( **वरुण** ) ની ઉપપત્તિ ક્યા ? અને તેની સાથે પાણી બનાવવાની ક્રિયાનો સબધ ક્યા ? અને ધારો કે કાઇ પણ સંબંધ હોય તો પણ પાણી બનાવવાની ક્રિયાની વિગતોના વર્ણન સિવાય અર્વાચીન શોધની સરખામણી કરવી એ કેટલી અનુચિત છે ? પરંતુ ધૃષ્ટતાની સીમા ભાગ્યેજ હોય છે। આનાથી આગળ વધીને **मित्रावरुणौ** એ સમાસમા હાઇડ્રોજન ( મિત્ર ) ના બે અણુઓ અને ઓક્સીજનના એક અણુનું સૂચન છે એમ કહીને આર્યસમાજી પંડિતો સિદ્ધ કરવા મથે છે કે પાણીના રાસાયનિક બંધારણનુ ચોકસ જ્ઞાન વેદમા છે।

પ્રાચીન હિન્દના ઇતિહાસનું વાસ્તવિક અભિમાન દરેક હિન્દીએ રાખવું જોઇએ. પરંતુ ખોટા અભિમાનના આડંબર નીચે અસત્યનો અથવા અત્યુક્તિનો આશ્રય લેવાની લાલચથી સાવધ રહેવું જોઇએ કારણ કે તેમ કરવાથી નથી વધતી પ્રાચીન હિન્દુઓની પ્રતિષ્ઠા અને નથી વધતું અર્વાચીન હિન્દુઓનું વાસ્તવિક ગૌરવ. જે પ્રાચીન જ્ઞાનનો વારસો આપણને મળ્યો છે તે ટકાવી રાખવાનો અને તેમા વૃદ્ધિ કરવાની આપણી લાયકાતનો આધાર આપણી મહેનત, ખંત, અભ્યાસ અને પરાક્રમ ઉપરજ રહેશે. ડૉ. પ્રફુલ્લચંદ્ર રૉય કે સદ્‌ગત પ્રો. ગજ્જર પ્રાચીન હિન્દુ રસાયનનો વિચાર માત્રજ કરીને બેસી રહ્યા હોત તો દેશને શો લાભ થયો હોત ? સ્વર્ગસ્થ રામાનુજમ્, સર જગદીશચંદ્ર બોસ અને ડૉ. રામન જેવા સમર્થ વિદ્વાનો અર્વાચીન સમયમા પૃથ્વીના અગ્રગણ્ય વૈજ્ઞાનિકોમા ( F. R. S. રૉયલ સોસાયટીના ફેલો તરીકે ) હિન્દનુ નામ શોભાવે છે. જે દેશના ઇતિહાસમા આવા ઉજ્જ્વળ પુત્રોના નામ ઝળકે છે અને જે પ્રજાના પૂર્વજોએ પણ પોતાના સમકાલીન વિદ્વાનોમા પોતાનુ અપ્રતિમ સ્થાન સ્થાપી તેને જાળવી રાખ્યુ હતું તે દેશના પ્રાચીન કે અર્વાચીન ગૌરવની રક્ષાને માટે સત્ય સિવાય બીજા કશાની જરૂર નથી.

હવે પ્રાચીન હિન્દમા વિજ્ઞાનની સ્થિતિ આપણે વિષયવાર તપાસીશુ મુખ્ય ૧૧ પેટા વિભાગો કરીને તેટલી શાખાઓનું ટુંકાણમા વર્ણન કરવામા આવશે. સ્થળસંકોચને લીધે વધારે વિગતો આપવામા આવી નથી, પરંતુ આટલું વાચવાથી વધારે વાચવાની ઇચ્છા ઉત્પન્ન થાય તો નીચેના પુસ્તકોનો અભ્યાસ કરવાથી કાઇક સંતોષ થશે એમ હુ માનું છુઃ—

| | |
|---|---|
| R. C. Dutt. | Civilisation in Ancient India |
| B. N. Seal. | Physical Sciences of the Hindus. (Panini Office.) |

B. N. Seal. Positive Sciences of the Ancient Hindus. (Longmans).
P. C. Ray. Hindu Chemistry 2. Vols
P. C. Ray. Essays and Discourses.
B. N. Sarkar. Hindu Achievement in Exact Sciences (Modern Review Vols. XXIII & XXIV.)
Har Bilas Sarda. Hindu Superiority.
Sumant Mehta. Ayurvedic Medicine.
Thakore Saheb of Gondal Hindu Medicine.

## ૧. અંકગણિત.

ગણિતવિદ્યા અને તેની શાખાઓમા પ્રાચીન હિન્દુઓમા મેળવેલી પ્રવીણતા વિષે કાઇ શંકા નથી. ગણિતવિદ્યાના ઇતિહાસકાર કેજોરીનો નીચેનો અભિપ્રાય પ્રમાણ રુપે ગણી શકાય:—

"આપણા સમયના વિજ્ઞાનમા હિન્દુ ગણિતવિદ્યા કેટલા અશે પ્રવેશ કરે છે તે નોધવા યોગ્ય છે. અર્વાચીન સમયના અકગણિત અને અક્ષરગણિતનું રૂપ અને ભાવ અને બંને વાસ્તવિક રીતે ગ્રીક નહીં પણ હિન્દુ શિષ્ટતાની પ્રસાદી છે. ગણિતના સાકેતિકોમા સર્વથી ઉત્તમ હિંદુ અંકપદ્ધતિનો, આપણા જેટલીજ સંપૂર્ણતાએ પહોચેલી હિન્દી અકગણિતની ક્રિયાઓનો, અને તેમની સુન્દર અક્ષરગણિતની રીતોનો વિચાર કરો અને પછી નિર્ણય કરો કે ગગાતટાનવાસી બ્રાહ્મણો કેટલી પ્રશંસાને પાત્ર છે આપણા દુર્ભાગ્યે indeterminate analysis અાનશ્રિત પરિમાણોના પૃથક્કરણના વિષયમા હિન્દુઓની કેટલીએક ઉત્તમ શોધો યુરોપમા ઘણીજ મોડી પહોચી—અને જો બે કે ત્રણ શતકો પહેલા તે પહોચી હોત તો વધારે ઉપયોગી થઇ પડત."

જ્યોતિર્વિદ્યા અને ખગોલવિદ્યામા વપરાતી ગણત્રીના અભ્યાસને લીધે પ્રાચીન હિન્દુઓ ગણત્રીમા એક્કા હતા સંખ્યાના ગુણાકાર ભાગાકાર, અને મૂલશોધનમા તેમણે પ્રવીણતા મેળવી હતી; વર્ગમૂલ અથવા ઘનમૂલ કાઢવું એ તો રમત વાત હતી. હજુ પણ દેશી આક અને દેશી લેખાની પદ્ધતિની સરળતા અને ઉપયોગ વિષે શકા નથી, દૈનિક વ્યવહારમા પણ દેશી "રામ" "પા" "સવાયા" "અઢીયા" "ઉઠા" વગેરે આકની પદ્ધતિથી અને લેખાની કુચીથી ઘણા મ્હોટા હિસાબ ટુકામા અને જલદીથી પતાવી શકાય છે. અંકગણિતના મુખ્ય પાયા રૂપ (૧) સંખ્યાવાચક અંકો-આકડાની અને (૨) દશાશની પદ્ધતિ એ બનેની શોધનું માન પ્રાચીન હિન્દુઓનેજ ઘટે છે. યુરોપીય ઇતિહાસકારો આ જ્ઞાનના આદ્ય સંપાકો તરીકે આરબો અને ગ્રીકોને પૂજે છે; પરંતુ પ્રાચીન આરબો અને ગ્રીકો હિન્દુઓ પાસેથી ઘણું શીખ્યા હતા; ઉત્તર યુરોપનો કેટલાએક પ્રદેશો સાથે હિન્દને સીધો સબધ નહીં

હોવાને લીધે પ્રાચીન હિન્દુ શિષ્ટતાનો પ્રચાર યુરોપમા તે સમયના આરબો ગ્રીક અને મિસર દેશના વેપારીઓની મારફત જ થયેલો હોવાથી તેવી ભ્રાન્તિ થાય એ સ્વાભાવિક છે.

અશોકના સમયના કીર્તિસ્તભોમા સંખ્યાવાચક અંકોનો ઉપયોગ થયેલો જોવામા આવે છે, એટલે ઇસ્વી સન પૂર્વે ત્રણસો વર્ષ પહેલા આ અંકો હિન્દમા પ્રચલિત હતા. આ અંકો હાલમા અંગ્રેજીમા "અરેબીક અંકો" તરીકે ઓળખાય છે, કારણ કે તેમની શોધ હિંદમાથી આરબ વિદ્વાનોની મારફત જ યુરોપીય પ્રજાને મળી હતી. રોમન સંખ્યાક કરતા આરબ ગણાતા સંખ્યાક વધારે સરળ અને સુગમ છે. તેથી યૂરોપના ઇતિહાસકો તેના ખૂબ વખાણ કરે છે, કારણ ચાલુ સાલ રોમન અંકોમા લખવી હોય તો MCMXXIV લખવું પડે અને આરબ ગણાતા હિન્દુ અકોમા લખવું હોય તો 1924 એમ ટુંકાણમા લખી શકાય. આર્યભટ (ઇ સ. ૪૭૬) બ્રહ્મગુપ્ત (ઇ. સ. ૫૯૮–૬૬૦) અને ભાસ્કરાચાર્ય (૧૧૧૪) વિગેરે વિદ્વાનોએ દશાશની રીત વર્ણવેલી છે. છઠ્ઠા સૈકામા રચાયેલા "વ્યાસભાષ્ય" નામના રાસાયનિક તત્રોમા રાસાયનિક રૂપાતરને એકડા ઉપર મીડા મુકવાથી થતા રૂપાતર અને સખ્યાતરની સાથે સરખાવવામા આવ્યુ છે, તેથી ડૉ. બ્રજેન્દ્રનાથ સીલ અનુમાન કરે છે કે આરબો, અથવા ગ્રીકો–સીરીયન પ્રજાઓના કરતા ઘણાજ પ્રાચીન સમયમા હિન્દુઓમા આ દશાશપદ્ધતિ પ્રચલિત હતી

આરબોએ અકપદ્ધતિ અને ગણનારીતિ વિષે હિન્દુઓ પાસેથી જ્ઞાન મેળવ્યુ હતું એ નિશંક છે, ખલીફ વાલીદ (ઇ. સ ૭૦૫–૭૧૫) ના સમય સુધી આરબોને સખ્યાવાચક અકોનુ જ્ઞાન નહોતું; અને તેઓ અંકોને બદલે મૂળાક્ષર વાપરતા. સિંધમાથી કેટલાએક હિન્દુ વિદ્વાનો ખલીફ મન્સુરના દરબારમા ગયા હતા (ઇ સ. ૭૭૩) અને હિન્દુ જ્યોતિષ અને ગણિતનું જ્ઞાન આરબોને આપ્યુ હતું. ખલિફ મામુન (ઇ. સ. ૮૧૩–૮૩૩) ના સમયમા પુસ્તકશાળાના ઉપરી મહમદ બીન મુસાએ બનાવેલા પુસ્તકનો આધાર લઇને કૅાલબ્રુકે અભિપ્રાય આપ્યો છે કે હિન્દુ ગણિતનો આરબોમા પ્રચાર થયો હતો. હિન્દુ અકને અરબી ભાષામા "હિન્દુસા" કહે છે અને અંકગણિતને "ઇલ્મે હિન્દુસા" કહે છે. આ ઉપરથી પણ આરબી અંકગણિત સાથે હિન્દુ વિદ્વાનો સબધ સ્પષ્ટ સમજાય છે. આ ઋણ સ્વીકારતા અલબેરુની (ઇ સ. ૧૦૩૩) નામના પ્રસિદ્ધ આરબ વિદ્વાને લખ્યુ હતું–" અમે જે સખ્યાવાચક સજ્ઞાઓ વાપરીએ છીએ તે હિન્દુઓમા વપરાતી સજ્ઞાઓના ઉત્તમ રૂપો ઉપરથી ઉપજાવી કાઢેલી છે." મુસાના પુસ્તકો ઉપરથી સ્પેન અને ઇટલીના વિદ્વાનોને સંખ્યા અને હિન્દુ અક્ષરગણિતનું જ્ઞાન થયુ હશે એમ ધારવાને સબળ કારણો છે ઇટાલીના લીઓનાર્ડો વીન્સી નામના વિદ્વાને અંકગણિત ઉપર ઇ. સ. ૧૨૦૨ મા પુસ્તક લખીને યુરોપમા અર્વાચીન અંકગણિતની શરૂઆત કરી. આ સર્વ પ્રચારમા ઇટાલીની પીસાની પાઠશાળા અને સ્પેનમા કૅાર્ડોવાની પાઠશાળાઓના મુસલમાન શિક્ષકો સહાયકારક થયા હતા. આ પ્રમાણે યુરોપમા અંકગણિતનો પ્રચાર આરબો અને મુસલમાનોની મારફત થયો હતો તે સત્ય છે, પરંતુ તેથી હિન્દુઓના અકગણિતના જ્ઞાનની શ્રેષ્ઠતા અને પ્રાચીનતા નષ્ટ થતી નથી.

## ૨. અક્ષરગણિત.

અક્ષરગણિત પણ એક પ્રાચીન હિન્દુવિદ્યા છે. ગ્રીક દેશનો આદ્ય અક્ષરગણિતવેત્તા ડાયોફેન્ટસ (ઇ. સ. ૩૬૦) હિન્દમાંથી આ વિદ્યા શિખ્યો હશે એવી શંકા કેજોરી દર્શાવે છે. હીથના અભિપ્રાય પ્રમાણે અક્ષરગણિતના સાંકેતિક રૂપમાં યુરોપીય પ્રજાના કરતાં હિન્દુઓ આગળ હતા. ખરી rational અને irrational સાંકેતિક સંખ્યાને અંકગણિતની રીતો લાગુ પાડવાની વિદ્યાને અક્ષરગણિતનું નામ આપી શકાય તો તેના મૂળ શોધકો હિન્દુઓ જ હતા એમ હેન્કલનો અભિપ્રાય છે.

પ્રાચીન હિન્દુઓનું અક્ષરગણિત સંબંધીનું છુટક જ્ઞાન વ્યવસ્થિત રૂપમાં મુકનાર અને તે નવી વિદ્યાના મૂળ સ્થાપક તરીકે નામ કાઢનાર ગણિતશાસ્ત્રી આર્યભટ પાટલીપુત્રમાં ઇ. સ. ૪૭૬ માં જન્મ્યો હતો. તેથી તેનો કાળ ડાયોફેન્ટસ કરતાં લગભગ સો વર્ષ જેટલો મોડો કહી શકાય; પરંતુ તેની પદ્ધતિ તેમજ પરાક્રમની વિચક્ષણતામાં આ ગ્રીક વિદ્વાનને હિન્દુ ગણિતશાસ્ત્રીનો ગુરુ કહી શકાય નહીં એમ સ્મીથે સિદ્ધ કર્યું છે. વળી ડીમૉર્ગનના મત પ્રમાણે જે અર્થમાં આ હિન્દુવિદ્યાને અક્ષરગણિતનું નામ આપી શકાય તે અર્થમાં ડાયાફેન્ટસના પુસ્તકને તે નામ આપી શકાય નહીં.

ઇ. સ. પાંચથી બારમા સૈકા સુધીમાં હિન્દુ અક્ષરગણિતમા ઘણો વિકાસ થવા પામ્યો હતો; હિંદુઓએ સંપાદન કરેલું જ્ઞાન યુરોપમા સત્તરમા અને અઢારમા સૈકા સુધી પ્રાપ્ત થયું નહોતું અને તે પણ એક જ વસ્તુને બીજી વાર શોધી કઢાઇ હતી એમ કહી શકાય. આ સમયનું હિન્દુ અક્ષરગણિત અંકગણિતની પેઠે યાકુબ અને મુસાના પુસ્તકોની મારફત આરબોમાં, અને તેમની મારફત મધ્યકાલીન યુરોપમાં પ્રસિદ્ધ થયું. ચીન અને જાપાનમાં પણ ત્યાંના ગણિતશાસ્ત્રીઓ હિન્દુ અક્ષરગણિતનો ઉપયોગ જાણતા હતા.

## ૩. ભૂમિતિ.

વૈદિક કાળમાં યજ્ઞની અને યજ્ઞકુંડ વગેરેની રચનાના વ્યાવહારિક જ્ઞાન ઉપરથી ભૂમિતિના સિદ્ધાંતોનું જ્ઞાન પ્રાચીન ઋષિઓને પ્રાપ્ત થયું હતું અને આ વિષયમાં સર્વથી પ્રથમ ઉલ્લેખ બૌધાયન અને આપસ્તમ્બનાં "શુલ્વસૂત્રો" માં મળી આવે છે. આ શુલ્વસૂત્રો ઇસ્વી સન પૂર્વે આઠમા સૈકા જેટલા પ્રાચીન છે; અને મિસર દેશના ભૂમિતિકારોની મદદ મળી હોય તેમ લાગતું નથી. તેમજ આ સમયની હિન્દુ ભૂમિતિમાં ગ્રીક શિષ્ટતાની અસર થવા પામી નહોતી એમ હીથનો અભિપ્રાય છે, તે છતાં પણ આ જ્ઞાન કેવળ વ્યાવહારિક નહોતું. પણ તે ઉપરાંત તેમની લગભગ બધી શોધોમાં તર્કબુદ્ધિ અને વિચાર શક્તિનો ઉપયોગ થયેલો છે એમ કેજોરીનો અભિપ્રાય છે.

પ્રાચીન હિન્દ ભૂમિતિકારોની સંખ્યા નાની નહોતી. લટ, આર્યભટ (૪૭૬. ઇ. સ.) લલ્લ (૪૯૯) વરાહમિહિર (૫૦૫) બ્રહ્મગુપ્ત, શ્રીધર મહાવીર (૮૫૦) નાનો આર્યભટ (૯૭૦) અને ઉત્પલ (૯૭૦) એ બધા આચાર્યોના ગ્રંથો ઉપરથી ભાસ્કરાચાર્યે (ઇ. સ. ૧૧૧૪) એક પુસ્તક લખેલું છે; તેમાં પ્રાચીન અન્વેષકોના જ્ઞાનને વ્યવ-

સ્થિત અને સારરૂપમા આણેલુ છે પાયથાગોરસના નામે ઓળખાતો એક સાધારણ સિદ્ધાન્ત –" કાટખુણાવાળા ત્રિકોણની સામેના ભુજનો વર્ગ કાટખુણાના બે ભુજના વર્ગના સરવાળાની બરોબર થાય છે "–ભાસ્કરાચાર્યે બે રીતે સિદ્ધ કર્યો છે, તે બેમાની એક રીત ઈ સ. ૧૬૧૬–૧૭૦૩ મા વૉલીસે શોધી કાઢી ત્યા સુધી યુરોપમા અજ્ઞાત હતી. ગ્રીક ગણિતશાસ્ત્રીઓના જેટલાજ પરિણામો અને સિદ્ધાન્તો લાવવા છતા એટલું કબૂલ કરવું પડશે કે ઇ. સ. પૂર્વે ૩૦૬–૨૮૩ ના સમયમા યુકલીડે જે પદ્ધતિ અને વ્યવસ્થા ભૂમિતિમા આણી હતી તે વ્યવસ્થા હિન્દુ ભૂમિતિમા જોવામા આવતી નથી. આનુ એક કારણ એ હોઇ શકે કે વૈદિક સમય પછી યજ્ઞોનો રીવાજ બધ થવાથી અને મૂર્તિપૂજા અને મદિરોની વ્યવસ્થા થવાથી ભૂમિતિ ભૂલાઇ ગઇ હતી.

## ૪. ત્રિકોણમિતિ.

ત્રિકોણમિતિના વિષયમા કેટલીએક દિશામા ગ્રીક કરતા હિન્દુ ગણિતશાસ્ત્રીઓ આગળ વધેલા હતા, અને બીજી કેટલીએક દિશામા અર્વાચીન ત્રિકોણમિતિમા અગ્રજ્ઞાન સપાદન કર્યુ હતું. " જ્યા " " કોટિજ્યા " અને " ઉત્ક્રમજ્યા " એ સર્વેના કોષ્ટકો બનાવવામા હિન્દુઓ પ્રથમ હતા જ્યાને માટે અંગ્રેજીમા વપરાતો " સાઇન " શબ્દ સસ્કૃત ઉપરથી આરબોએ કરેલા અપભ્રંશનું ફળ લાગે છે ગ્રીક ગણિતશાસ્ત્રીઓ જ્યાના ઉપયોગથી પરિચિત નહોતા તેઓ પૂર્ણજ્યા–ચાપકર્ણ–chord ની સહાયથી ગણત્રી કરતા હિન્દુ જ્યોતિષીઓના કોષ્ટકો ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે પ્રાચીન હિન્દુઓને ( plane ) તલ ત્રિકોણમિતિ ઉપરાત ગોલીય ( spherical ) ત્રિકોણમિતિનું જ્ઞાન હતું

## ૫. કલનવિદ્યા.

કલનવિદ્યા calculus અને ચલન–કલનવિદ્યા differential calculus તેમજ તેનો ખગોલશાસ્ત્ર અને જ્યોતિર્વિદ્યામા ઉપયોગ કરવામા ન્યુટન ( ૧૬૪૨–૧૭૨૭ ) કરતા ભાસ્કરાચાર્ય ( ૧૧૧૪ ) ની શોધ લગભગ પાચસે વર્ષ જેટલી પ્રાચીન હતી અર્વાચીન ખગોળવિદ્યામા ગ્રહના પરિણામ magnitude નું ચલન શોધવામા વપરાતું સૂત્ર અને તે સૂત્ર સિદ્ધ કરવાની પદ્ધતિ ભાસ્કરાચાર્યની રીતને લગભગ મળતી આવે છે. વ્રજેન્દ્રનાથ સીલના અભિપ્રાય પ્રમાણે આર્કીમીડીસ નામના ગ્રીક વિદ્વાનના કરતા ભાસ્કરાચાર્યની રીત અને પરિણામ અર્વાચીન પદ્ધતિને વધારે મળતી આવે છે અને તેથી તે વિષયમા ગ્રીક કરતા વધારે શ્રેષ્ઠતાનું માન ઘટે છે

## ૬. ખગોલવિદ્યા

મનુષ્યજાતિની દરેક પ્રાચીન પ્રજા પોતપોતાના નિરીક્ષણ અને અનુભવ પ્રમાણે ખગોલનું બધારણ રચે છે. પ્રાચીન સમયના ચાલ્ડીઅન–ખાલ્ડીઆની, મીસર દેશની, ચીન અને ગ્રીસ દેશની પ્રજાઓએ હિન્દુઓની માફક તારા, ગ્રહ અને સૂર્યની ગતિ સબધી થોડું ઘણુ વ્યવહારિક જ્ઞાન સપાદન કર્યુ હતુ. પરતુ કેવળ નિરીક્ષણ ઉપરાત વ્યવસ્થાપૂર્વક શો

વણુ અને વિચારપૂર્વક ચિંતનથી બીજી પ્રજાઓ કરતાં હિન્દુઓએ આ વિષયમાં વધારે પ્રવીણતા મેળવી હતી. હીપાર્કસ ( ઇ. સ. પૂર્વ ૧૫૦ ) અને ટૉલેમી ( ઇ. સ. ૧૩૯ ) એ બે યુનાની ખગોલવેત્તાઓના કરતાં હિન્દ ખગોલવેત્તાઓનું જ્ઞાન ઓછું નહોતું. તે છતાં પ્રાચીન હિન્દ ખગોલવેત્તાઓ બેબીલોનીઅનો પાસેથી ઘણું શીખ્યા હશે એમ મનાય છે. ખાસ કરીને રાશિચક્ર અને સત્તાવીસ નક્ષત્રોની વ્યવસ્થા તેમની તરફથી મેળવી હશે; પરંતુ કોલબ્રુક અને મેક્સમુલર એવો મત દર્શાવે છે કે આકાશના નિત્ય દર્શનથી અને ચંદ્રની ગતિના નિરીક્ષણથી આ પ્રમાણે આકાશનું વિભાજન કરવાનું હિન્દુઓને સ્વતઃ સુઝયું હોય.

હિન્દુરાશિચક્રની સંજ્ઞા યુનાની સંજ્ઞાઓના અર્થ અને મંજ્ઞાદર્શક પ્રાણીના આકારને મળતી આવે છે; આ સંજ્ઞાઓ આર્યભટ ( ઇ. સ. પૂર્વે ૪૭૬ ) ના પુસ્તકોમાં વપરાઇ છે. તેથી હિન્દ રાશિચક્ર બેબીલોનીયન નહીં પણ યુનાની પ્રજા તરફથી મળ્યું હશે એમ માનવું વધારે ઠીક છે. આરબોને તેમના અઠાવીસ " મન્ઝીલ " વિષે હિન્દુઓ પાસેથી આઠમા સૈકામાં જ્ઞાન પ્રાપ્ત થયું હતું તે વિષે શંકા રહેતી નથી.

પૃથ્વીની ધરી ઉપરની ગતિનું જ્ઞાન આર્યભટે ઇ. સ. પૂર્વે પાંચમા સૈકામાં મેળવ્યું હતું; અને સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણના ખરા કારણની સમજુતી તેણે આપી છે. આ ઉપરાંત હિન્દુ ખગોલવેત્તાઓ પૃથ્વીની સરખામણીમાં સૂર્ય અને ચંદ્રના કદ ( size ), ગ્રહના પરિક્રમણ કાળની ગણત્રી, *precession of the equinoxes* અયનાંશ, અને બીજી અનેક પ્રકારની ગ્રહ અને તારાઓની ગતિની ગણત્રીમાં મેળવેલી ચોકસાઇ વિષે તેમના સમયની બીજી પ્રજાઓનું જ્ઞાન જોતાં આપણને અભિમાન અને સંતોષ થાય છે.

યુનાની ખગોળવિદ્યા અને તેના ગુણદોષથી પ્રાચીન હિન્દુ ખગોલવેત્તાઓ પરિચિત હતા તે વિષે શંકા રહેતી નથી; કારણકે વરાહમિહિર ( ઇ. સ. ૫૮૭ ) યુનાની પ્રજામાં આ વિદ્યા સુવ્યવસ્થિત છે એમ સ્પષ્ટ રીતે ઉલ્લેખ કરે છે. પરંતુ આ બંને પ્રજાઓ તેથી કેટલા અંશે વિનિમય કરી શકી હતી તે વિષે શંકા રહે છે; બર્જેસના અભિપ્રાય પ્રમાણે હિન્દુ અને યુનાની પ્રજા વિષે પરસ્પર બહુ ઓછો વિનિમય થયો હતો, કારણ કે એ બે પ્રજાઓની ગણત્રીમાં અને પરિણામોમા કોઇ પણ સ્થળે સંપૂર્ણ સામ્ય મળતું નથી. હિન્દુઓએ યુનાની પ્રજાની પાસેથી જે કાંઇ લીધું હશે તેમાં હિન્દુ શિષ્ટતાના તત્ત્વો દાખલ થયા વિના રહ્યાં નથી. દાખલા તરીકે chord ચાપકર્ણને બદલે દરેક ઠેકાણે sines નો ઉપયોગ જોવામાં આવે છે અને ભૂમિતિના રૂપને બદલે અંકગણિતની રીત વાપરવામાં આવી છે.

ચીનમાં પણ હિન્દુ ખગોલવેત્તાઓની શ્રેષ્ઠતા સ્વીકારાઇ હતીઃ હિન્દુ વેદશાળાના ઉપકરણો ચીનમા દાખલ કરવામાં આવ્યાં હતાં એવું દેખાડનાર અવતરણો વગેરે બતાવ્યાં છે. મિકામીની માન્યતા પ્રમાણે ઇ. સ. સાતમા સૈકામાં અને ત્યાર પછી ચીનાઈ સરકારની નોકરીમાં હિન્દુ ખગોલવેત્તાઓ હતા; અને કેટલાએક સંસ્કૃત પુસ્તકોનો ચીનાઇ ભાષામાં તરજુમો કરવામાં આવ્યો હતો; ઇટ્સીંગ ( ૬૮૩-૭૨૭ ) અને બીજા ચીનાઇ વિદ્વાનોએ કરેલા ચીનાઇ પંચાંગના સુધારામાં હિન્દુ ખગોલવિદ્યાની અસર સ્પષ્ટ જોવામા આવે છે. તેવીજ રીતે આરબોમા આઠમા સૈકામાં હિન્દુ ખગોલવિદ્યાનો પ્રચાર થયો હતો.

તેમના બહોળા વ્યાપારને લીધે હિન્દુઓને નૌકાશાસ્ત્રનો સારો અનુભવ હતો અને તેને અગે તારા અને નક્ષત્રોની ગતિ વિષે સારૂં જ્ઞાન પ્રાપ્ત થયુ હતું. તારા, ગ્રહો અને નક્ષત્રોના નિરીક્ષણોને માટે પ્રાચીન સમયમા કેવી વેધશાળાઓ હતી તેનો ખ્યાલ જેપુરના મહારાજ જયસિંહે બાંધેલી વેધશાળાઓ ઉપરથી આવે છે ઉજ્જન, જયપુર, અને કાશીની હિન્દુ વેદશાળાના યત્રો અને ઉપયત્રો હિન્દુ પદ્ધતિની પ્રયોગાત્મક બાજુની સાક્ષી પુરે છે. તે છતા આપણને કબૂલ કરવુ પડશે કે પ્રાચીન હિદુઓના સમય પછી ખગોલવિદ્યામા, અને અવૈજ્ઞાનિક ગણાતી જ્યોતિર્વિદ્યામા પણ, અર્વાચીન સમયમા યુરોપના વિદ્વાનોએ આપણુ જ્ઞાન ઘણ વધાર્યું છે.

## ૭. ભૌતિક વિદ્યા.

પ્રોફેસર નામના અર્વાચીન ભૌતિકશાસ્ત્રના નીચેના વાક્યો ગ્રીક ભૌતિકવિદ્યાને માટે લખવામા આવ્યા હતા, પરતુ તે વાક્યો ભૌતિક વિદ્યામા પ્રાચીન હિન્દુઓના જ્ઞાન વિષે વાપરી શકાય —

" પ્રાચીન પ્રજાઓમા-ભૌતિકવિદ્યાની વાસ્તવિક પ્રદ્ધતિ પ્રચલિત હતી એમ કહી શકાય નહીં તે છતા તેમના પુસ્તકોમા અનેક ઉજ્જ્વલ વિચારો, કટલીએક સુભાગે ખરી કલ્પનાઓ અને અનેક દિશામા પ્રકાશના કિરણો જોવામા આવે છે "

યુનાની ભૌતિકવિદ્યાની પેઠે હિન્દુ ભૌતિકવિદ્યાના પરાક્રમોમા અને પદ્ધતિમા તે જ પ્રકારનું સામર્થ્ય અને તેવાજ પ્રકારની અપૂર્ણતા જોવામા આવે છે. તે છતા હિન્દુ ભૌતિ શાસ્ત્રના સિદ્ધાન્તો તે સમયની બીજી વિદ્યાઓના પરિણામની સાથે સમકક્ષી અને સમન્વિત હોવાને લીધે વધારે વસ્તુતાવાળા હતા અને વૈજ્ઞાનિક અન્વેષણની પદ્ધતિ જો કે બેકનના મતના જેટલી પ્રયોગપૂર્વક આગમન experimental induction ની નહોતી તે છતા એરીસ્ટોટલના કેવલ તર્કવાદ કરતા વધારે પ્રયોગાત્મક હતી.

પ્રાચીન હિન્દુઓના તત્ત્વજ્ઞાનની શ્રેષ્ઠતા સ્વીકારાઈ છે અને આધ્યાત્મિક જ્ઞાનની સાથે આધિભૌતિક સૃષ્ટિના નિરૂપણમા પણ તેઓ પછાત નહોતા "પુરુષ" અને "પ્રકૃતિ" અર્વાચીન ભૌતિકવિદ્યાના શક્તિ અને દ્રવ્ય ( Energy અને matter ) સાથે અમુક અશે સરખાવી શકાય અર્વાચીન જડવાદની મૂળ કલ્પના રૂપ અણવાદ અને પરમાણુ વાદ યુનાની પ્રજાઓના કરતા વધારે ઉત્તમ રીતે અને સપૂર્ણ રીતે હિંદમા સમજાવવામા આવ્યો હતો. હીસ્ટરનરી ઓક ફીલોસોફીમા આ વિષે લખનાર પ્રો ફ્લેમીગના અભિપ્રાય પ્રમાણે " આ અણવાદ યુનાનમા નહીં પણ પૂર્વના દેશોમા પ્રથમ ઉદ્ભવ્યો હતો. " કણાદનો વૈશેષિકવાદ અણવાદની અસખ્ય હિન્દુ કલ્પનાઓમાની એક જ છે. પરમાણુ એટલે દ્રવ્યના અવિભાજ્ય કણની કલ્પના અને અણુને અવિનાશી અને શાશ્વત ગણવાની પદ્ધતિ, પ્રાચીન સમયથી જ સૃષ્ટિરચનાના મૌલિક સિદ્ધાન્ત તરીકે સ્વીકારાય છે. જૈન મતમા પણ અણુઓને અતિસૂક્ષ્મ, શાશ્વત, અને અતિમ ગણવામા આવે છે, ઉમાસ્વાતિ ( ઇ સ ૫૦ ) નામના જૈન વિદ્વાને પરમાણુઓની સકલના, તેમનું પરસ્પર આકર્ષણ અને અપાકર્ષણ અને તેમાથી અણુઓનું બધારણ વગેરે વિષે સારી ચર્ચા કરી છે ડૅા

વ્રજેન્દ્રનાથ સીલના મત પ્રમાણે એકજ પ્રકારના પ્રાથમિક પરમાણુમાંથી જુદા જુદા પ્રકારનાં તત્ત્વોના પરમાણુ ઉત્ક્રાન્ત થવાની માન્યતા જૈનોમાં છે. જે બળથી પરમાણુઓની સંકલના થઇને અણુઓ બને છે તે જ પ્રકારનાં બળથી પરમાણુઓમાંથી તેમજ અણુઓમાંથી રાસાયનિક સંયોજનથી નવાં સમ્મેલનો–પદાર્થો બને છે. સૃષ્ટિમાં આ પરમાણુઓ સ્વતંત્ર અને અસંયોજીત દશામાં રહી શકે નહીં; અને તેથી ખાસ આવશ્યકતા અને નિયતિને લીધે સૃષ્ટિનું સર્જન, વર્ધન, અને રૂપાંતર થાય છે. આ વિચારથી જડવાદ અને નાસ્તિક્વાદને પોષણ મળે છે એ કહેવાની જરૂર નથી.

કણાદના વૈશેષિક સિદ્ધાન્તમાં, તેમજ જૈન અને બૌદ્ધ મતમાં, તેમજ બીજા તત્ત્વવેત્તાઓના મતમાં પણ દ્રવ્યના સાધારણ ગુણો વિષે વર્ણન જોવામાં આવે છે. સ્થિતિસ્થાપકતા, સંસક્તિ ( cohesiveness ), અભેદ્યતા ( impenetrability ), ચિક્કટતા ( viscosity ), પ્રવાહિતા ( fluidity ), છિદ્રમયતા ( porosity ) વગેરે દ્રવ્યના ગુણોનું પૃથક્કરણ કરવામાં આવ્યું હતું. વનસ્પતિમાં મૂળથી શાખા સુધી જીવનરસના ( sap ) ઉદ્‌ગમનથી, તેમજ છિદ્રમય વાસણોમાંથી પ્રવાહીઓના થતા વ્યાપન ( diffusion ), અભિસર્પણથી કેશીય ગતિ ( capillary motion ) સમજાવવામાં આવતી.

દ્રવ્ય અને શક્તિનાં સંરક્ષણ–Conservation of matter and energy ના સિદ્ધાન્તો પ્રાચીન હિન્દુભૌતિક વિદ્યામાં સ્વીકારાયેલા હતા. દ્રવ્ય અને શક્તિને અવિનાશી ગણવામાં આવતાં; તેમનામા વધઘટ થવા છતાં અને વૃદ્ધિ અને નાશ થવા છતાં પણ છેવટે તેમની એકંદર માત્રા Quantity સ્થિર રહે છે એમ ધારવામાં આવતું.

ગતિવિદ્યાના સૈદ્ધાન્તિક જ્ઞાનમા પ્રાચીન હિન્દુઓ પ્રવીણ હતા; પૃથ્વી, સૂર્ય, અને ગ્રહોની ગતિના વ્યવહારિક અનુભવ ઉપરથી તેમનું જ્ઞાન ફલિત થયુ હતું. ગતિમાન પદાર્થની ગતિનું કારણ ગુરુત્વાકર્ષણ છે એમ આર્યગુપ્ત, અને ભાસ્કરાચાર્યના જ્યોતિષના ગ્રંથોમાં મળી આવે છે; પરંતુ ન્યુટનના ગુરુત્વાકર્ષણના નિયમો તેમનાથી શોધી કઢાયા નહોતા. પ્રશસ્તપાદભાષ્યના કર્મગ્રન્થવિભાગમા કર્મ ( ગતિ ) નું પૃથક્કરણ અને નિરૂપણ કરવામાં આવ્યું છે. પરંતુ " કર્મ " અને " ગતિ " ના દાર્શનિક અને ભૌતિક અર્થમાં ગુંચવાડો અને સેળભેળ થવાથી અર્વાચીન દષ્ટિએ આ વિવેચન આપણને અત્યારે ઉપયોગી નથી, તે છતાં ગતિની વ્યાખ્યા, ગતિના[1] પ્રકારઃ ગતિનાં કારણ–બલ[2] ના પ્રકાર, અર્વાચીન momentum ની કલ્પનાના જેવી વેગસ્થ સંસ્કાર–ગતિના ખાસ કારણની કલ્પના હિન્દુ વિદ્વાનોની બુદ્ધિ અને તર્કશક્તિને શોભાવે તેવી છે. ગતિવિદ્યાના સૈદ્ધાન્તિક વિભાગ વિષે આપણને મળી આવતાં પુસ્તકો હજુ અપૂર્ણ હોય અને બીજાં પુસ્તકો અને લેખો મળી આવે તો એ વિષયપર હજુ વધારે પ્રકાશ પડી શકે. પરંતુ ગતિવિદ્યાનું પ્રયો-

---

૧. ભ્રમણ, ( ચકરવાળી ગોળ ગતિ ) સ્પન્દન ( vibratory ) કમ્પન, ગમન. ( curvilinear ) પતન ( downward motion ) સ્યન્દન ( current fluid ) અભિસર્પણ ( capillary motion ).

૨. નોદન pressure અભિઘાત impact સંસ્કાર momentum વેગસ્થ, અને સ્થિતિસ્થાપક ગુરુત્વ gravity દ્રવત્વ fluidity.

ગાત્મક અન્વેષણ અને ગેલીલીઓના જેવું પ્રત્યક્ષ નિરીક્ષણ અને માપન પ્રાચીન હિન્દુઓમાં થયું હોય એવી સાબિતી મળતી નથી એવો ડૉ. સીલનો અભિપ્રાય છે. તેવી જ રીતે ગતિવિદ્યાની સાથે સંબંધ ધરાવતી સ્થિતિવિદ્યા Statics, અને જલસ્થિતિવિદ્યા Hydrostatics તેમજ યંત્રવિદ્યા Engineering ના મૂળ સિદ્ધાન્તોનું અન્વેષણ થયું હોય એમ લાગતું નથી.

ભૌતિકવિદ્યાની દરેક શાખામાં હિન્દુઓ થોડુંઘણું જ્ઞાન મેળવી શક્યા હતા. **પ્રકાશ** અને **ઉષ્મા** એ બંને એક જ શક્તિનાં ભિન્ન સ્વરૂપ છે એમ કણાદની માન્યતા હતી; પૃથ્વી ઉપરની બધી ઉષ્માનું મૂળ સૂર્યમાં છે એમ ઉદયનાચાર્યે સિદ્ધ કર્યું હતું: પ્રકાશ અને ઉષ્માનાં કિરણો પ્રકાશિત અને ઉષ્ણ પદાર્થોમાંથી નીકળતા સૂક્ષ્મ અણુઓના બનેલા હોય છે એવી વાચસ્પતિ ( ઇ. સ. ૮૫૦ ) ની કલ્પના હતી; પાણીની ઉકળવાની ઘટના બાષ્પભવન અને પાણીની વરાળ થતા તેનું વજન હલકું થાય છે એ ઘટનાઓ શંકરમિશ્રે સારી રીતે સમજાવી છે. **પ્રકાશના** વિષયમા પણ પારદર્શક, અર્ધદર્શક, અને અપારદર્શક વસ્તુઓ અને તેમની છાયા વિષે ઉદ્યોતકરમાં વિવેચન જોવામા આવે છે; પ્રકાશનાં કિરણોમાં આવર્તન, અને પરાવર્તનનો કોણ સરખો રહે છે તે નિયમથી પ્રાચીન યુનાનીની પેઠે પ્રાચીન હિન્દુઓ પણ માહિત હતા, વક્રીભવનની ઘટના ઉદ્યોતકરે સમજાવી છે; અને પ્રકાશનાં કિરણોથી થતી રાસાયનિક ક્રિયાઓ વિષે જયન્તે ઉલ્લેખ કર્યો છેઃ કાચ, ત્રિપાર્શ્વ, ગોળ, અને ઇંડાકારના આયનાઓ પ્રયોગોમા વપરાતા હતા; અને લેન્સની મારફત ઘાસ અથવા રૂ બાળી શકાય છે એમ માહિતી હતી. કાચ બનાવવાનો હુન્નર તે વખતે સારી સ્થિતિમાં હતો. પ્લીનીના અભિપ્રાય પ્રમાણે સર્વોત્તમ કાચ તે સમયે હિન્દુઓ બનાવતા.

**નાદશાસ્ત્ર** accoustics વિષેનું પ્રાચીન હિન્દુઓનું જ્ઞાન જેવું તેવું નહોતું. સંગીતનો મૂળ પાયો નાદશાસ્ત્ર અને સ્વરજ્ઞાન ઉપર રચાયેલો છે; પ્રાચીન હિન્દુ સંગીતની નવીનતા અને સંપૂર્ણતા વિષે અર્વાચીન અભ્યાસકો પણ માનની દૃષ્ટિએ જુએ છે. ધ્વનિ, પ્રતિધ્વનિ, અને ધ્વનિનું વક્રીભવન, અને પરાવર્તન વગેરે વિષે સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું હતું. મીમાંસકો અને નૈયાયિકોમા પણ ધ્વનિનાં ભૌતિક કારણો વિષે વિવેચન જોવામાં આવે છે. નાદ, ધ્વનિ, અને સ્ફોટ એ ત્રણ તરંગોથી ઉત્પન્ન અને વ્યક્ત થાય છે એમ સ્વીકારાતું; કેટલાએકના મત પ્રમાણે આ તરંગો વાયુ-હવામા થાય છે, અને બીજા કેટલાએકના મત પ્રમાણે આ ether આકાશમાં થાય છે. શબ્દસંતાન-Sound waves ની કલ્પના અને વીચિતરંગ-પાણીના મોજાં સાથેનું સામ્ય અને શબ્દનાં તારમન્દાદિ ભેદ ( Pitch ), તીવ્રમન્દાદિ ભેદ ( intensity ) અને અસાધારણ ધર્મ ( quality ) એ સંબંધી નિરૂપણ, અને કમ્પમન્તાન સંસ્કાર momentum of vibration ની નિર્બળતાની સાથે ધ્વનિની થતી નિર્બળતા અને લયની સમજુતિ, શ્રુતિ અને સ્વરના સમ્બન્ધની સમજુતિ, અને સારંગદેવનાં સંગીતરત્નાકર ( ૧૨૩૦-૧૨૪૭ ) અને દામોદરના સંગીતદર્પણ ( ૧૫૬૦-૧૬૪૭ ) જેવાં પુસ્તકો, ઉપરથી પ્રાચીન હિન્દુઓની આ વિષયના જ્ઞાનની સમૃદ્ધિનો ખ્યાલ આવે છે.

અંબરથી ઘાસ વગેરે આકર્ષાય છે અને લોખંડની સોય ચુમ્બક તરફ આકર્ષાય છે એ વાત પ્રાચીન હિન્દુઓના જ્ઞાન બહાર નહોતી. હિન્દુ વહાણ બાંધનારાઓ દૂરના સમુદ્ર માટે બનાવવામાં આવતા વહાણમાં લોહચુમ્બક પત્થરોવાળા ડુંગરોથી હાનિ ન થાય તેટલા માટે લોખંડના ખીલાઓ વાપરતા નહીં. અર્વાચીન હોકાયંત્ર જેવું "મત્સ્યયંત્ર" પ્રાચીન નૌકાઓમાં વપરાતું; અને આજથી બે હજાર વર્ષ પહેલાં જાવા નજીકના બીજા પ્રદેશમાં જનારા હિન્દુ સંસ્થાનીઓ પાસે આવું એક મત્સ્યયંત્ર હતું એવું પ્રો. રાધાકમળ મુકરજીના પુસ્તકમાં વર્ણવેલું છેઃ આ મત્સ્યનું માથું અને આંખ ઉત્તર દિશા તરફ રહેતું. પરંતુ પ્રાચીન હિન્દુઓએ વિદ્યુતશાસ્ત્ર અને ચુમ્બકશાસ્ત્રમાં આ યંત્રથી વધારે પ્રગતિ કરી હોય એમ સચોટ સિદ્ધ થતું નથી.

## ૮. રસાયનવિદ્યા.

પ્રાચીન હિન્દુઓના રાસાયનિક જ્ઞાન સંબંધી પુષ્કળ લખાયું છે. ડૉ. પ્રફુલ્લચંદ્ર રૉયના બે પુસ્તકોનો અનુવાદ ગુજરાતીમાં રા. પર્જન્યરાય મેઢ પાસે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરાવેલો છે; તે ઉપરાંત ડૉ. રૉયે મદ્રાસ યુનિવર્સિટીમા આપેલાં બે ઉત્તમ ભાષણોનો અનુવાદ "વસન્ત" પુ. ૧૭ માં મારા હાથે થયેલો છે. તેથી આ વિષયમાં વધારે વિગતમાં ઉતરવાની જરૂર નથી.

બીજા દેશોની માફક હિન્દમાં પણ રસાયનવિદ્યા પ્રથમ તો આયુર્વેદનું—ઔષધવિદ્યાનુ અંગ હતું અને ઔષધના સંશોધન અને વિશોધનમાં રસાયનિકો મચ્યા રહેતા. યુરોપના મધ્યકાલીન રસાયનિકો પણ સોનું બનાવવા માટે પારસમણિની અને અમર થવાને માટે જીવનરસની શોધમાં મચ્યા રહેવાને લીધે જ અર્વાચીન રસાયનવિદ્યાનો પાયો નંખાયો હતો. કીમીઆગીરી અને રસસિદ્ધિ, એ પણ હિન્દમા ઘણા સમય સુધી રાસાયનિકોને ઉત્તેજક બળ આપતા. ઇ. સ. ૧૧ થી ૧૪ સૈકા સુધીનાં રસશાસ્ત્ર અને યોગસિદ્ધિ પણ સંબદ્ધ ગણાતાં. પતંજલિએ (ઇ. સ. પૂ. બીજા સૈકામા) મોક્ષનો એક માર્ગ રસાયન ગણાવ્યો છે, કારણ કે તેનાથી આયુષ્ય લંબાવી શકાય છે અને અમર થઇ શકાય છે અને અમર થયા પછી મોક્ષપ્રાપ્તિની તૈયારીનો અવકાશ મળી શકે છે.

આ પ્રમાણે આયુષ્ય લંબાવવાને માટે અનેક પ્રયત્નો કરતા ધાતુમય ઔષધોની શોધ થઇ હતી. આરબ અને યુનાની હકીમો આ ધાતુમય ઔષધોથી ઘણા ડરતા અને હિન્દુઓનો પારા અને બીજી ધાતુઓની ભસ્મોનો સંગ્રહ અપ્રતિમ ગણાતો એટલુંજ નહી પણ ધાતુવિદ્યા એટલે ખનિજ પદાર્થોમાથી ધાતુશુદ્ધિની ક્રિયામા હિન્દુઓએ ખાસ શ્રેષ્ઠતા મેળવી હતી. લોખંડ અને ગજવેલ પકવવામા તેમની કળાની ખ્યાતિ પશ્ચિમના બધા દેશોમાં પ્રસરેલી હતી. ડમાસ્કસની પ્રખ્યાત તરવારો બનાવવાનો હુન્નર ઇરાનીઓ હિન્દમાથી શીખ્યા હતા અને પાછળથી આરબો પણ શીખ્યા હતા. દીલ્હીના કુતુબમિનારાની નજીકનો દોઢ હજાર વર્ષ જેટલો પ્રાચીન લોખંડનો સ્તંભ, જગન્નાથપુરીના મ્હોટી લોખંડની પીઢોના આડસરો (ગર્ડરો), સોમનાથના પ્રાચીન મંદિરના નકશીવાળા દરવાજા, તરવારની મ્હોટી તોપો,—એ સર્વે પ્રાચીન સમયની ધાતુવિદ્યામા મેળવેલી પ્રવીણતાની નિર્ણયાત્મક સાક્ષી પુરે છે.

## ૯. ઔષધવિદ્યા.

પ્રાચીન સમયની વિવિધ પ્રજાઓને ઔષધિના શોધન અને તેમના ઉપયોગ વિષે હિન્દુઓ પાસેથી તેમજ આરબો અને યુનાની હકીમો પાસેથી ઘણું શીખવાનું મળ્યુ હતું યુરોપમા અર્વાચીન ઔષધવિદ્યા, અને વૈદ્યવિદ્યા ફક્ત ત્રણસે વર્ષ જેટલી જુની ગણી શકાય તે પહેલા યુરોપના લગભગ બધા પ્રદેશોમા ઔષધોની સાથે તાવીજો, દોરાઓ, અને બીજી વહેમી પદ્ધતિ પ્રચલિત હતી કોલમ્બસના અમેરિકાથી પાછા આવ્યા પછી સ્પેનની પ્રજામા વિસ્ફોટક વગેરે રોગો લગભગ આખી પ્રજામા ફુટી નીકળ્યા હતા. આ રોગને ઇશ્વરી કોપ માનવામા આવતો અને પ્રાર્થના અને દાન વગેરેથી કોપની શાતિ કરવાના પ્રયત્ન થતા હતા વહેમ, અજ્ઞાન, અને અનિશ્ચિતતાના આ સમયમા હિન્દુઓનું આયુર્વેદ અને ઔષધવિદ્યાનું જ્ઞાન અનેક રીતે શ્રેષ્ઠ હતું એમ સ્વીકારાય છે. હિન્દુ આયુર્વેદનું જ્ઞાન આરબ અને યુનાની પ્રજાઓની મારફત યુરોપમા પ્રસરવા પામ્યુ હતું અને અર્વાચીન વૈદકશાસ્ત્રના ઉદ્ભવમા આ પ્રાચીન જ્ઞાન ઉપયોગી થઇ પડ્યુ હતું અને તેથી ઐતિહાસિક અને તુલનાત્મક દૃષ્ટિથી પણ પ્રાચીન હિન્દુઓના આ પરાક્રમો માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આયુર્વેદના મૂળ ગ્રંથકારો ચરક અને સુશ્રુત લગભગ અઢીહજાર વર્ષ જેટલા પ્રાચીન છે ચરક ( ઇ સ ૧ ૫૦૦ ) ઔષધ સગ્રહ માટે વિખ્યાત છે અને સુશ્રુત ( ઇ સ ૧૦૦ ) શસ્ત્રવૈદ્ય તરીકે પ્રસિદ્ધ છે પરતુ તે બંને જણ કોઇ નવા શોધકો નહોતા ફક્ત તેમના પૂર્વના સમયમા સગ્રહ થયેલા જ્ઞાનભડારને મૂર્તિમત સ્વરૂપ આપનારા હતા. તેમના પુસ્તકોમા મળી આવતા વનસ્પતિ અને ઔષધના વર્ણનો, અને રોગોની ચિકિત્સા ઉપરથી તેમની પ્રત્યક્ષ નિરીક્ષણ કરવાની ટેવ માટે આપણને આશ્ચર્ય અને અભિમાન ઉત્પન્ન થયા વિના રહેતું નથી જે સમયમા ગૅલેન નામના પ્રાચીન ગ્રીક વિદ્વાનની ખોટી માન્યતાઓના અંધકારમા યુરોપના વૈદ્યો ગોથા મારતા હતા તે સમયમા ( ઇસ્વી પહેલા અને બીજા સૈકામા ) રોગચિકિત્સા અને ઔષધનિદાનમા હિન્દુ વૈદ્યો પ્રવીણ હતા તેમણે શસ્ત્રવિદ્યામા પણ નિપુણતા પ્રાપ્ત કરી હતી અને તે સમયના પુસ્તકોમા ૧૨૭ જાતના શસ્ત્રોનુ વર્ણન કરેલુ છે

ઔષધશાળા અને રોગગ્રહોની પ્રણાલિકા ઇ સ પૂ ત્રીજા સૈકાના સમયથી બધાયેલી છે અશોકના સમયના સ્તભ લેખોમા ઢોર અને મનુષ્યના રોગનિવારણને માટે ઔષધોનુ વર્ણન જોવામા આવે છે, ત્યારે યુરોપમા સાતસો વર્ષ પછી જ પહેલી ઇસાઇ ઇસ્પિતાલ ઇ સ્વી ચોથા સૈકામા કોન્સ્ટન્ટાઇને બધાવી હતી યુરોપમા નવી ગણાતી કેટલીએક ઔષધિઓ પ્રાચીન કાળથી હિન્દમા વપરાય છે ધાતુઓ અને તેમની ભસ્મો પણ પહેલી હિન્દમા ઔષધ તરીકે વપરાતી શરૂ થઇ હતી. પ્રાચીન ગ્રીક અને રોમન પ્રજાઓમા ધાતુમય ઔષધો બાહ્યોપચાર તરીકે વપરાતા પરતુ પારા અને બીજી ધાતુઓના ઔષધોની શોધ પહેલા હિન્દમા થઇ હતી. ઇસ્વી સાતમા સૈકામા વરાહમિહિરે પારા અને લોહની ભસ્મોનો ઉલ્લેખ કર્યો છે, તે પહેલાંના સમયના ગ્રથોમા ધાતુમય ઔષધોનુ વર્ણન છે, આ બધા ગ્રથોના આરબોએ તરજુમા કરીને સ્પેન દ્વારા યુરોપમા પ્રસિદ્ધ કર્યા હતા યુરોપમા ધાતુમય ઔષધોનો ઉપયોગ પૅરેસેલ્સસના સમય પછી જ સોળમા સૈકામાં થયો હતો. બારમા સૈકાના ગ્રીક હકીમોને પણ ત્રિફળા જેવી પ્રાચીન હિન્દ ઔષધિનુ જ્ઞાન હતું; ઍક્ચુએરી

અસ નામના એક ગ્રીક વૈદ્યે ત્રિફળાનું નામ "ત્રિફેરા પાર્વા" આપ્યું હતું. હિન્દુ વૈદકમાં સોમલ, લોહ, અને રસ (પારા) નો ઉપયોગ જોઇને આરબ અને યુનાની હકીમો વિસ્મય પામતા; હજુ આયુર્વેદ કરતાં યુનાની દવાઓમાં આ ધાતુઓ અને તેમની ભસ્મો ઘણાજ ઓછા અંશે જોવામાં આવે છે.

વૈદકની સાથે પ્રાચીન હિન્દુઓમાં શસ્ત્રવિદ્યા સારી રીતે ખીલવેલી હતી. શરૂઆતમાં તો યુદ્ધમાં, ખેતીમાં, અને શિકારમાં થતા અકસ્માતમાં તેનો ઉપયોગ સારો થવા પામ્યો હતો; અને તે સમયમાં તીર, કાંટા, શલ્ય, વગેરે શરીરમાં દાખલ થયેલા અનિષ્ટ પદાર્થોને દૂર કાઢવાનું કામ પ્રાથમિક હશે; અને તે સમયમાં આ શસ્ત્રવિદ્યાને શલ્યવિદ્યા કહેવામાં આવતી.

સુશ્રુત (ઇ. સ. ૧૦૦) ના સમય પહેલાં આ શસ્ત્રવિદ્યા સારી સ્થિતિએ પહોંચી હતી; મૃત અને જીવંત પ્રાણીઓને ચીરીને તેમની અંદરની રચના જોવાને તેમજ, જીવંત પ્રાણીઓ ઉપર શસ્ત્રક્રિયા કરવામાં તે સમયે ખાસ નવીનતા ગણાતી નહી. તે સમયમાં બૌદ્ધ અને જૈન અહિંસાનો અંધ મત હાલના જેટલો પ્રચલિત થયો નહીં હોય એમ લાગે છે. પરંતુ પાછળથી તે મતની અસરને લીધે આ શસ્ત્રવિદ્યામાં આગળ પ્રગતિ થઇ નહોતી. ઇ. સ. પહેલા સૈકામાં શસ્ત્રવિદ્યાનું જ્ઞાન હિન્દમાં સારી રીતે પ્રસરેલું હતું અને તે સમયના એક વિદ્વાન્ શસ્ત્રવૈદ્યનું નીચેનું વાક્ય એક અર્વાચીન શસ્ત્રવૈદ્યને શોભાવે તેવું છેઃ—

"વૈદકમાં શસ્ત્રવિદ્યા સર્વોત્તમ અને શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે, કારણ કે તેમાં તર્ક અને બુદ્ધિના દોષ રહી શકતા નથી—અને શુદ્ધ હોવાથી તેનો ઉપયોગ શાશ્વત રહે છે, તે સ્વર્ગની ઉત્તમ બક્ષીસ છે અને કીર્તિ સંપાદન કરવાનું નિશ્ચિત સ્થાન છે."

હિન્દુ શસ્ત્રવિદ્યામાં ૧૨૭ જાતનાં શસ્ત્રોનું વર્ણન છે; અને તેનો ઉપયોગ કરવાને માટે વિદ્યાર્થીઓને ભીણ, દુધી, કાકડી, વગેરે ફલો આપવામા આવતાં. આ પ્રમાણે અનુભવ પ્રાપ્ત થયા પછીજ જીવન્ત અને મૃત પ્રાણીઓ ઉપર પ્રયોગ કરવા દેવામાં આવતા. પાટા બાંધવાને માટે મનુષ્યના શરીરના વળી શકે તેવા નમુના ઉપર પ્રેકટીસ (મ્હાવરો) કરાવતા.

યુરોપમાં સોળમા અને સત્તરમા સૈકા સુધી આ હુન્નર હજામોના હાથમાં હતો. તેના કરતાં પ્રાચીન હિન્દુ શસ્ત્રવૈદ્યો પોતાની વિદ્યામાં સારી પ્રગતિ કરી શકયા હતા એ નિઃશંક છે: પ્રાચીન ગ્રીક પ્રજામાં મૃત શરીરની વહેમપૂર્વક પૂજા થતી હતી અને તેથી તેની ઉપર શસ્ત્રવિદ્યાના પ્રયોગના પ્રસંગો ભાગ્યેજ મળતા; અને તેથી ગ્રીક વૈદકના પિતા હિપોક્રેટસનું શરીર રચના અને શરીરવ્યાપાર સંબંધીનું જ્ઞાન ઘણું અપૂર્ણ હતું. પરંતુ તે સમયના હિન્દુ વૈદ્યોનું જ્ઞાન, તેમનું નિરીક્ષણ, અવલોકન અને વર્ણન કરવાની ચોકસાઇ વિસ્મયકારક છે. તેમણે ૫૦૦ પેશીઓનું વર્ણન આપેલું છેઃ તેમાથી ૪૦૦ હાથ અને પગ, હથેલી, અને આગળામાં, ૬૬ શરીર trunk માં અને ૩૪ ખભાની ઉપરના ભાગમાં દર્શાવેલા છે. તેમની અસ્થિની ગણત્રી અને વર્ણન, તેમના સમય અને તેમની વર્ણનની વિલક્ષણ પદ્ધતિ જોતાં, અર્વાચીન અસ્થિવિદ્યા કરતા ઓછી ચોકસ ગણી શકાય નહી. હાલમાં મનુષ્યના શરીરની મુખ્ય અસ્થિની સંખ્યા આશરે બસેં ગણાય છે; અને ચરકમા ૩૬૦ અને સુશ્રુતમાં ૩૦૦ વર્ણવેલી છે. ચરકે દાંતના મૂળ sockets બત્રીસ અને ૨૦

નખને હાડકા અસ્થિ તરીકે ગણ્યા હતા તેથી તેની સખ્યા ૬૦ જેટલી વધારે હતી. હાલની સંખ્યા કરતા સુશ્રુતની સંખ્યા એકસો જેટલી વધારે હોવાનું કારણ એમ દર્શાવાય છે કે તેણે અસ્થિઓના ટેકા, અને Cartilage ને અસ્થિમા ગણ્યા હતા.

પાચન–અન્નપાચન–નું વર્ણન પ્રાચીન હિન્દુ વૈદકમા આપેલુ છે, આમાશય Stomach મા ખોરાક પહેલા ગળપણવાળા કફથી મિશ્રિત થાય છે અને ત્યાર પછી તેમાથી અમ્લ રસના સયોગથી તેનું પાચન થાય છે તેની ઉપર પિત્તના કાર્યથી રસ થાય છે આ રસનો સ્વાદ કડુ લાગે છે. આ રસના સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે ભાગ બને છે. સ્થૂલ ભાગ ધમનીઓ મારફત વ્યાન વાયુથી આખા શરીરમા પ્રસરે છે અને સૂક્ષ્મ ભાગ બીજી ધમનીઓ મારફત હૃદય ( જેને રસનો ભંડાર ગણવામા આવે છે ) યકૃત્ ( Liver ) અને પ્લીહા ( Spleen ) મા જાય છે અને ત્યા રક્તત્વ પ્રાપ્ત કરે છે. સ્થૂલ રસમાથી વાયુ અને માંસાગ્નિની મદદથી પૃથ્વીમય તત્ત્વોમાથી માસ બધાય છે, અન્નના પૃથ્વી અને આપમય તત્ત્વોમાથી દેહમાથી વાયુની મદદથી મેદ–ચરબી–બને છે, આ મેદ સૂક્ષ્મ અશો માથી પૃથ્વી, વાયુ, અને તેજના સઘાતથી શ્લેષ્મના આવરણમા કઠિન હાડકા અસ્થિ બધાય છે, આ અસ્થિના પોલાણમા મેદ રહે છે અને તે મેદમાથી શુક્ર બંધાય છે આ વર્ણનમા અપૂર્ણતા અને અચોકસાઇ ઘણી છે અને અર્વાચીન જ્ઞાનની સાથે તેને સરખાવી શકાય નહીં

રસપરિક્રમણના આ જ્ઞાન ઉપરથી એટલુ તો ફલિત થાય છે કે રક્તપરિક્રમણની ગતિ વિષે પ્રાચીન હિન્દુઓને શકા નહોતી. રસની અને રક્તની ગતિનુ કેન્દ્રસ્થાન હૃદય છે એ વાત સ્વીકારાઇ હતી રક્ત હૃદયમા શિરાઓ વાટે જાય છે અને તેમાથી ધમની વાટે શરીરમા પ્રસરે છે એટલી સાધારણ વાત તો તેમની સમજમા હતી પરતુ તે સિવાય *રક્તશુદ્ધિમાં હવા અને ફેફસાના ઉપયોગ સબધી તેમનુ જ્ઞાન અપૂર્ણ હતું તે છતા પણ* તે સમયની બીજી પ્રાચીન પ્રજા કરતા ઉતરે તેમ ન હતું તે કહેવામા અત્યુક્તિ નથી હૃદયને અગત્યનું સ્થાન આપવામા પ્રાચીન ગ્રીકોની પેઠે પ્રાચીન હિન્દુઓએ પણ ભુલ કરી હતી હૃદયને ફક્ત રક્તાશય તરીકે નહીં પણ પાચન થયેલા રસનો ભડાર ગણવામા આવતું અને તેની સાથે ચેતનનુ પણ સ્થાન ગણવામા આવતુ આથી Nervous system નું જ્ઞાન પ્રાચીન વિદ્યામા વાસ્તવિક રીતે ખરૂં નહોતું

ચરક અને સુશ્રુતમા હૃદયને મુખ્ય ઇંદ્રિય અને ચેતનનું સ્થાન કહેવામા આવ્યુ છે, પરંતુ તે સમય પછીના તાત્રિક પુસ્તકોમા મગજ, અથવા તો બ્રહ્મરધ્રને મુખ્ય સ્થાન આપવામા આવ્યુ છે, તેની સાથે જ્ઞાનતતુઓ, નાડીઓ ( Nerves ) અને જ્ઞાનતંતુચક્રોનું અને તે દરેકની માનસિક સ્થિતિ અને વિચારની સાથેના સબંધનું વર્ણન મળે છે યૌગિક સપ્રદાય પ્રમાણે જીવ–આત્મા મગજના બ્રહ્મરંધ્ર વિભાગમા ( મગજની મધ્યરેખા અને Munroe s foramen ની વચ્ચેના સ્થાનમા ) રહે છે અને તેમાથી બ્રહ્મદડ ( કરોડના હાડકા–મેરૂ ) મા, બ્રહ્મનાડી, સુષુમ્ના નાડી, અને મનોવહા નાડીમા રમે છે સુષુમ્ણાના મધ્ય રજ્જુમાથી "ઇડા' અને ' પિંગલા નામની નાડીઓ ( જ્ઞાનતતુઓ ) નીકળે છે તે વર્ણનના દસ ચક્રોમાથી ત્રણ ચક્રો ખાસ અગત્યના છે એક તો આજ્ઞાચક્રમાથી

ગતિ અને ચલનના ઉપર કાબુ મેળવી શકાય છે; બીજું મનશ્ચક્ર જેમાં જ્ઞાનેંદ્રિયનાં તંતુઓ—ગંધવહા, રૂપવહા, શબ્દવહા, રસવહા, અને સ્પર્શવહા નાડીઓ એકઠી થાય છે. મનશ્ચક્ર મનોવહા નાડીથી જીવની સાથે સંયુક્ત થાય છે ત્યારે જ સવિકલ્પ જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ જ્ઞાનતંતુઓની સંખ્યા એકંદર માતસો ઉપરની ગણવામાં આવે છે. આ વર્ણન અર્વાચીન જ્ઞાનતંતુસંસ્થાનના વર્ણનની સાથે સદંતર મળતું આવતું નથી. તો પણ તેનો કેટલોએક ભાગ ખરો પડે છે એ માટે તે કાળના હિન્દુઓને ધન્યવાદ ઘટે છે. સાધારણ વૈદકવિદ્યા માટે આ જ્ઞાન ઉપયોગી નહીં હોય પરંતુ યોગીઓ અને યોગના ઉપાસકો હજુ પણ એ વિચારપ્રણાલિકાને સત્ય સમજીને ચાલે છે.

પ્રાચીન હિન્દુઓ ગર્ભવિદ્યા, ગર્ભપોષણ અને ગર્ભવૃદ્ધિ વિષે સારૂં જાણતા હતાઃ મડદાં ચીરીને અથવા તો બીજી રીતે પ્રત્યક્ષ નિરીક્ષણ અને અવલોકનથી પ્રાપ્ત કરેલું તેમનું જ્ઞાન અર્વાચીન સમયમાં પણ બહુ અશુદ્ધ ગણી શકાય નહીં. સુપ્રજનનવિદ્યા અને અન્વય Heredity નાં તત્ત્વો પણ તેઓ સારી રીતે સમજ્યા હતા. જાતિની શુદ્ધિ જાળવવા માટે અને વિદેશી અને અનાર્ય પ્રજાઓને દૂર રાખવાને માટે જ્ઞાતિસંસ્થા ઘણી ઉપયોગી થઇ પડી હશે; અનુલોમ અને પ્રતિલોમ લગ્નના સિદ્ધાન્ત નીચે સુપ્રજનન વિદ્યાનાં તત્ત્વોનો ભાસ થાય છે. તે ઉપરાંત બીજા રીવાજો, અને પ્રણાલિકા ગર્ભરક્ષણ અને સુપ્રજાની ઉત્પત્તિ માટે અનેક રીતે અનુકૂલ હતા. આ રીવાજો સાંપ્રત કાળમા કેટલે અંશે ઉપયોગી છે એ વિવાદગ્રસ્ત વિષયમા ન ઉતરતાં આપણે એટલું તો કહી શકીશુ કે પ્રાચીન સમયની બીજી પ્રજાઓ કરતાં હિન્દુ વિદ્વાનોનું આ વિષયનું જ્ઞાન વધારે ઉત્તમ પ્રકારનું હતું.

## ૧૦. વનસ્પતિ વિદ્યા.

ઔષધને માટે આવશ્યક વસ્તુઓને સ્વહસ્તે એકઠી કરવાની પદ્ધતિને લીધે પ્રાચીન હિન્દ વૈદ્યોનું વનસ્પતિ વિદ્યાનું જ્ઞાન તે સમયમાં ઉચ્ચ પ્રકારનું હતું. વનસ્પતિઓનું ચરકમાં અને ચક્રપાણિમા નીચે પ્રમાણે વર્ગીકરણ કરવામા આવ્યું હતું.



વૈશેષિક સપ્રદાયના પ્રશસ્તિપાદ નીચે પ્રમાણે વર્ગીકરણ કરે છે—

(૧) તૃણ—ઘાસ (૨) ઔષધિ—ફૂલ થયા પછી સુકાઇ જનારા (૩) લતા—વેલાઓ (૪) અવતાન—બાગના ઝાડો અને છોડવા. (૫) વૃક્ષો—ફુલ અને ફલ ધારણ કરનાર (૬) વનસ્પતિ—ફુલ વગર ફલ ધારણ કરનાર

ઉદયન ( ઇ. સ ૯૭૫ ), વૃક્ષ અને વનસ્પતિમા જીવન, મરણ, ઉંઘ, જાગરણ, રોગ, દવાની અસર, બીજમાથી સજાતી અનુબન્ધ, અનુકૂલ પદાર્થ તરફની ગતિ અને પ્રતિકૂલ પદાર્થથી દૂર જવુ વિગેરે ગુણોનુ વર્ણન કરે છે. સૂર્યમુખી ફુલની સૂર્ય તરફની ગતિના વિચાર ઉપરથી ઉપજતી કવિતા અને બીજી અનેક કલ્પનાઓ સસ્કૃત સાહિત્યમા પ્રસિદ્ધ છે સૂર્યની શક્તિ વનસ્પતિઓમા એકત્રિત થાય છે અને મૃત વૃક્ષોને બળતણ તરીકે વાપરતા આ સૂર્યશક્તિનો જ ઉપયોગ થાય છે.

વનસ્પતિમા જીવ હોઇ શકે અને તેમનામા પ્રાણીજીવનનુ સાદૃશ્ય પ્રાપ્ત થઇ શકે એ વિચાર અર્વાચીન વનસ્પતિવેત્તાઓને કબુલ કરાવવાને માટે સર જગદીશ ચદ્ર બોસને વીસ વર્ષ લાગ્યા પરતુ પ્રાચીન હિન્દુઓને લજ્જાવતી—લજામણીમા "સકોચાદિ **परिस्फुटी क्रिया**" નુ જ્ઞાન હતુ વનસ્પતિ જીવનના લક્ષણોનું વર્ણન કરતા ગુણરત્નાકર નામના જૈન ગ્રથમા વનસ્પતિમા ( ૧ ) બાલ્યાવસ્થા, યુવાવસ્થા, અને વૃદ્ધાવસ્થા ( ૨ ) નિયમિત વૃદ્ધિ ( ૩ ) નિદ્રા, જાગ્રદવસ્થા, ( ૪ ) સ્પર્શથી સકોચ અને વિકાસ, અને આધાર ( ટેકા ) તરફની ગતિ ( ૫ ) ઘા વાગવાથી અને છોલાવાથી સુકાઇ જવુ, ( ૬ ) આહારની અનુકૂલતા અને પ્રતિકૂલતાની સાથે તેમની વૃદ્ધિ અને મરણ, વ્યાધિ રોગનિદાન, અને વૃક્ષાયુર્વેદ, વગેરેનું વર્ણન જોવામા આવે છે. વૃક્ષો અને વનસ્પતિમા ચેતના અને અતસજ્ઞા હોય છે એ તો હિન્દુ શાસ્ત્રોમા સ્વીકારાય છે તેમનામા સુખદુઃખ અનુભવવાની શક્તિ હોય છે પણ તે અતિમદ અને ગુપ્ત હોય છે **वृक्षास्तु चेतनावन्तोऽपि तमश्छन्नज्ञानतया शास्त्रोपदेशविषया एव** ।—ચક્રપાણિ પરતુ તેમની એ ચેતના મનુષ્ય જેવા પ્રાણીના મગજના વિચારો કરતા ભિન્ન પ્રકારની છે કે કેમ એ એક ઘણો ગૂઢ પ્રશ્ન છે મનુષ્ય થાકી જાય છે ત્યારે તેના જ્ઞાનતતુઓ અને મગજમા જે કાઇ ફેરફાર થાય છે, તેવો માનસિક વ્યવહાર હજુ સુધી સ્પષ્ટ રીતે વનસ્પતિઓમા જોવામા આવતો નથી સર જગદીશનું કામ આ દિશામા ચાલુ છે અને તેમાથી હજુ ઘણી આશા રખાય છે પરંતુ એક શકા—પ્રાણીઓ અને વનસ્પતિમા એક જ પ્રકારનુ જીવન હોય અને તેમની ઉત્ક્રાન્તિ સિદ્ધ થઇ શકતી હોય તો પછી સર્જન અને સૃષ્ટિકારની શી જરૂર ?

## ૧૧ પ્રાણીવિદ્યા.

વનસ્પતિ વર્ણનની સાથે પ્રાણી વર્ણન અને તેમના વર્ગીકરણમા પ્રાચીન હિન્દુઓ પ્રવીણ હતા યજ્ઞમા અપાતા પ્રાણીઓની આહુતિના રીવાજને લીધે, ખેતીમાં ઢોરના ઉપયોગને લીધે, અને યુદ્ધમા ઘોડાઓના અને હાથીના ઉપયોગને લીધે, તેમજ માસ મત્સ્યાદિના ખોરાકમા અથવા ઔષધમાં ઉપયોગને લીધે, પ્રાણીઓના બહારના વર્ણન અને તેમની અદરની રચના વગેરેનું જ્ઞાન તેમને સારી રીતે થવા પામ્યું હતું. દસ્વગ્રે આપેલુ હરણ અને

પક્ષિઓનું, તેમના બહારના દેખાવ અને વર્ણનું ચોકસ વર્ણન ઘણા અંશે ખરૂં છે. સુશ્રુતમાં ૭ જાતની કીડીઓ, (પિપીલિકા), ૭ જાતની માંખો, પાચ જાતનાં મચ્છર, આઠ જાતના કાનખજુરા, ત્રીસ જાતના વીંછી અને ૭ જાતના કરોળીઆનું વર્ણન છે. પ્રાણીઓના વર્ગીકરણમાં તેમની જન્મ અને ઉત્પત્તિ પ્રમાણે, અથવા તો તેમની Senses જ્ઞાનેંદ્રય, તેમનું વર્તન, અને તેમની મનુષ્યને ઉપયોગિતાના ઉપર આધાર રાખવામાં આવતો. ભવિષ્યપુરાણમાં નાગ અને સાપમાં કેવી રીતે પ્રજાની ઉત્પત્તિ થાય છે, કઇ ઋતુમાં ઈંડાં ઉત્પન્ન થાય છે અને કઇ ઋતુમાં ઇંડાનું નર અને માદા ભક્ષણ કરે છે વગેરેનું વર્ણન, ઈંડા પરિપકવ થતાં તેના લાલ રંગ ઉપરથી નર અને સોનેરી રંગ ઉપરથી સ્ત્રી સર્પની ઉત્પત્તિ થાય છે, જન્મ્યા પછી સાત દિવસમાં સાપનો રંગ ઘેરો થાય છે અને પંદર દિવસમાં દાંત આવે છે અને બાવીસ દીવસે દાંતમાં ઝેર ઉત્પંન્ન થાય છે અને પચીસમી રાત્રે આ ઝેર કાતીલ થાય છે, ૭ ૭ મહીને સાપ કાંચળી ઉતારે છે; મનુષ્ય, નોળીઓ, મોર, ચોર, બિલાડી, વીંછીથી સાપનું મોત થાય છે, પરંતુ તેમાંથી બચવા પામે તો તે ૧૨૦ વર્ષ જીવે છે—આ વર્ણન ઉપરથી પ્રાચીન હિન્દુઓનું સૃષ્ટિનું અવલોકન અને નિરીક્ષણ શક્તિનું આપણને ભાન થાય છે. પ્રાણીઓના વર્ગીકરણમાં સ્વેદજ (તાપ અને ભેજમાં ઉત્પન્ન થતા) અંડજ (ઇંડામાંથી ઉત્પન્ન થતા કૃમિ, કીટ, કીડી) ઉદ્‌ભિજ્જ (અવ્યક્ત રૂપમાં ઉત્પન્ન થતા) દેડકા [ प्रावृट्काले ततः ( महेश्वर शुक्रात् ) मण्डोदके जाताः ] અને જરાયુજ placental ગર્ભમાંથી ઉત્પન્ન થતા પ્રાણીઓ ચતુષ્પાદીઓ એ મુખ્ય હતા. આ પ્રાથમિક વર્ગીકરણના દાખલા ડૉ. વજેન્દ્રનાથ સીલે આપેલા છે. પરંતુ તે સઘળામાં બાહ્ય વર્ણન સિવાય અંદરની રચના અને અંદરની પ્રવૃત્તિનું વર્ણન આધારભૂત નહી હોવાથી વાસ્તવિક રીતે અર્વાચીન વિજ્ઞાનમા તે ઉપયોગી થઇ પડે તેમ નથી. તેથી પ્રાચીન હિન્દુઓને પ્રકૃતિ અધ્યયન, પ્રકૃતિ નિરીક્ષણ અને અવલોકન માટે આપણે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ધન્યવાદ તેમની પ્રાણીઓની અંતર રચના અને અંતર પ્રવૃત્તિના અભ્યાસને માટે આપી શકાય નહીં; તેનું એક કારણ એ કે તેમનું નિરીક્ષણ અને વર્ણન એકજ દૃષ્ટિથી કરવામાં આવ્યું હતું અને તે તત્ત્વજ્ઞાનની અને ધાર્મિક વિચારના સંઘટ્ટનની દૃષ્ટિથી. દરેક વિદ્યાને ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનથી તદ્દન છુટું પાડવાની હાલની પદ્ધતિ તે સમયમાં પ્રચલિત નહોતી.

## ઉપસંહાર.

ઉપરના વિવેચન ઉપરથી સ્પષ્ટ થયું હશે કે પ્રાચીન હિન્દુઓએ એકજ વિષયમાં નહીં પણ વિજ્ઞાનની લગભગ બધી શાખાઓમાં એક સરખા પ્રકારની પ્રવીણતા પ્રાપ્ત કરી હતી. તત્ત્વજ્ઞાન, ગણિતશાસ્ત્ર, અને આયુર્વેદનું તેમનું જ્ઞાન બીજી પ્રાચીન પ્રજાઓના કરતાં અપ્રતિમ હતું; અને પાછળથી આરબ, તુર્કી અને સ્પેનીશ પ્રજાઓ મારફત આ જ્ઞાન યુરોપને પહોચ્યું નહોત, તો મધ્યકાલીન યુરોપના અંધકારનો સમય વધારે લંબાયો હોત. વિજ્ઞાનની બધી શાખામાં મેળવેલી પ્રવીણતા ધ્યાનમા રાખીએ તો પછી ખાલ્ડીઅન, ઇજીપ્શીઅન, ગ્રીક, ફીનીસીઅન, કે સીરીયન પ્રજાઓના સંસર્ગથી જ હિન્દમાં વિજ્ઞાનનો પાયો

નખાયો હતો એ મત સ્વત તુગી જાય છે, કારણ કે તેથી એમ સિદ્ધ થાય છે કે હિન્દી વિદ્વાનો પોતાના સ્વત ત્ર અન્વેષણથી પ્રકૃતિના ગૂઢ સત્યો શોધી કાઢવાને સમર્થ હતા.

બીજુ એક યાદ રાખવાનુ છે કે હિદમા વિજ્ઞાનનો દીપ અમુક સમય સુધી ઝળકીને બુઝાઇ ગયો નહોતો. વૈદિક સમયથી પૌરાણિક કાળ સુધીના લગભગ ૨૫૦૦ વર્ષ સુધી અને ત્યાર પછી બીજા ૫દરસો વર્ષ સુધી પણ આ દીપની જ્યોતિનો પ્રકાશ દેશમા સર્વત્ર પથરાઇ રહ્યો હતો. દેશનો વિસ્તાર વિશાળ હોવા છતા પણ વિજ્ઞાનભક્તોને આ દીપનો પ્રકાશ બધે પહોચતો તેથી ફક્ત કાશી જેવા મ્હોટા શહેરોમાજ નહીં પણ પજાબમા તક્ષિલા, બગાલામા નાલન્દ, રજપુતાનામા ઉજ્જયિની અને તેમના જેવા બીજા અનેક સ્થળોમા વિદ્વાનો વૈજ્ઞાનિક અન્વેષણમા મચ્યા રહેતા હતા નાલન્દ, વિક્રમશીલા ઉદન્દપુરના મઠોમા દસ દસ હજાર વિદ્યાર્થીઓ ભણતા અને તેમને રસાયનશાસ્ત્ર શીખવવામા આવતું એ વિષે ડૉ રૉયે ઉલ્લેખ કર્યો છે. ચરક (ઇ સ પૂ ૬૦૦) પજાબનો રહેવાશી હતો, સુશ્રુત (આશરે ઇ. સ ૧૦૦) કાશીમા રહેતો હતો એમ ધારવામા આવે છે વાગ્ભટ (આશરે ઇ સ ૭૦૦)નુ નિવાસસ્થાન સિધમા હતું, ચક્રપાણિ (ઇ સ ૧૦૫૦) બગાલી હતો, આર્યભટ્ટ ઇ. સ ૪૭૬ મા પાટલીપુત્રમા જન્મ્યો હતો અને સારગધર (ઇ. સ ૧૩૫૦) રજપુતાનામા રહેતો તે ઉપરાત મગધ, ઓરીસા, નેપાલ, તિબેટ, દખ્ખણ કલિગ, અને કોકણ પ્રાતોમા થયેલા વૈજ્ઞાનિકોના નામ મળી આવે છે. આવા મ્હોટા વિસ્તાર ઉપર પથરાઇ ગયેલા વિદ્વાનમડળમા દૃષ્ટિબિદુ અને કાર્યક્રમની ભિન્નતા જોવામા આવે એ સ્વાભાવિક છે, પરતુ તેથી પ્રાપ્ત થતી વિવિધતા અને નવીનતા હિન્દુ પ્રાચીન વિજ્ઞાનનુ એક ખાસ લક્ષણ છે તેથી ઉલટુ વાસ્તવિક સહકાર ટીકા, અને વિવેચનના અભાવે અપૂર્ણતા વગેરે દોષો જોવામા આવે છે તે છતા તમારી ખાત્રી થઇ હશે કે પ્રાચીન હિન્દુઓનુ વિજ્ઞાન ઉચા પ્રકારનુ હતુ, અને આ વારસો મેળવવાને અને સાચવવાને માટે, અને તેને અર્વાચીન સમયને અનુકૂલ રૂપમા મુકવાને માટે ઘણી મહેનત અને ખતની જરૂર છે વનસ્પતિ વિદ્યાના એકજ નિયમની અર્વાચીન દૃષ્ટિએ સિદ્ધિ પ્રાપ્ત કરવામા સર જગદીશ બોસે પોતાનુ આખુ જીવન વ્યતીત કર્યું છે એવા અનેક વિદ્વાનો ગુજરાતમા નીપજે અને ગુજરાતના વિજ્ઞાનના સાહિત્યમા અભિવૃદ્ધિ કર અને હિન્દનુ પ્રાચીન ગૌરવ અર્વાચીન પદ્ધતિએ સિદ્ધ કરે એવી પ્રાર્થના સાથે વિરામશુ.

*Valabhjee Ramjee*

---

# ચરક સંહિતામાં દઢબલનો હાથ.



( લેખકઃ—રા. રા. દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી. )

આયુર્વેદના મૂળભૂત અને પરમ પ્રતિષ્ઠિત ગ્રન્થો ત્રણ; ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટ. આ ત્રણ ગ્રન્થોને માનથી વૃદ્ધત્રયી કહે છે. પણ આ ત્રણમાંયે ચરક અને સુશ્રુત વાગ્ભટ્ટ કરતાં ઘણા વધારે પ્રાચીન અને સ્વતંત્ર છે. વાગ્ભટ્ટે એ બેયનો ઘણો આધાર લીધો છે. ચરક સુશ્રુતમાં સુશ્રુત વધારે ચોક્કસ અને વધારે સર્વગ્રાહી છે ત્યારે ચરક વધારે પ્રાચીન છે. ટુંકામા આયુર્વેદનો જૂનામાં જૂનો ગ્રન્થ ચરકસંહિતા છે.

મૂળ પુનર્વસુ આત્રેયે ઉપદેશ કર્યો, એના શિષ્ય અગ્નિવેશે કાયચિકિત્સાનું તંત્ર રચ્યું, અને એમાં વિશાળ સુધારા વધારા કરી ચરકે એનો પ્રતિસંસ્કાર કર્યો. આનું નામ ચરકસંહિતા. અત્યારે તો આખો ગ્રન્થ ચરકસંહિતા નામથી જ પ્રખ્યાત થયો છે અને એમાં કાંઇ નવાઇ પણ નથી. હાલની ચરકસંહિતામા પુનર્વસુ આત્રેયનો કેટલો ભાગ છે? અગ્નિવેશે એમાં શું વધાર્યું છે?—કે ચરકે પ્રતિસંસ્કાર કરતા મૂળનું કેટલું એમ ને એમ રાખ્યું અને કેટલું પોતે નવું ઉમેર્યું એ કાંઇ સમજાતું નથી. એ નક્કી કરવાનું કાંઇ સાધન પણ નથી.

પ્રતિસંસ્કર્તાનું કર્તવ્યક્ષેત્ર પણ નાનું નથી. ચરકસંહિતામા જ લખ્યું છે કેઃ-

विस्तारयति लेशोक्तं संक्षिपत्यातिविस्तरम् ।
सस्कर्ता कुरुते तन्त्रं पुराण च पुनर्नवम् ॥ च. सि. अ. १२

અર્થ—" ટુંકામા કહ્યું હોય તેનો વિસ્તાર કરે, વધારે પડતું લાંબુ હોય ત્યા ટુંકું કરે; ટુંકામાં સંસ્કર્તા જૂના તંત્રને ફરી નવું કરે છે." આનો અર્થ સ્પષ્ટ છે. અગ્નિવેશ તંત્રના લખાણને ચરકે પોતાના દેશકાળના આયુર્વેદના જ્ઞાનની કક્ષામા મુકવાનો પ્રયત્ન કર્યો હોવો જોઇએ. આ રીતે જોતા આ ગ્રન્થ ચરકસંહિતા કહેવાય છે તે યોગ્ય જ છે. પણ ચરકાચાર્યે જે રૂપમા આ ગ્રન્થ એમના શિષ્યોને આપ્યો હશે તે રૂપમાં આજે આપણી પાસે નથી. ચરકે સપૂર્ણ કર્યો હતો કે નહિં તે પણ આપણે જાણતા નથી. પણ ઘણા વખત પહેલા ગ્રન્થ ત્રુટિત થઇ ગયો હતો અને પંચનદના દઢબલે ૪૩ અધ્યાયો ઉમેરી ગ્રન્થ સપૂર્ણ કર્યો, પણ નામ ચરકસહિતા જ રહેવા દીધું; તેણે પોતાની અનુપૂર્તિમા પણ અગ્નિવેશ પુનર્વસુ આત્રેયને પૂછે છે અને આત્રેય જવાબ આપે છે એ રીતનું લખાણ કર્યું છે. પણ ગ્રન્થમા પોતાની રચના વિશે બે સ્થળે ઉલ્લેખ કર્યો છે. ચિકિત્સાસ્થાનની સમાપ્તિમાં નીચે પ્રમાણે બે શ્લોકો છે.—

अस्मिन्सप्तदशाध्यायाः कल्पा सिद्धय एव च ।
नासाद्यन्तेऽग्निवेशस्य तन्त्रे चरकसंस्कृते ॥

तानेतान्कापिलबलः शेषान्दृढबलोऽकरोत् ।
तन्त्रस्यास्य महार्थस्य पूरणार्थं यथातथम् ॥
चरक. चि. अ. ३०

વળી આખા ગ્રન્થની સમાપ્તિમાં નીચેના શ્લોકો છે—

इदमन्यूनशब्दार्थं तन्त्रं दोषविवर्जितम् ।
अखण्डार्थं दृढबलो जातः पञ्चनदे पुरे ॥
कृत्वा बहुभ्यस्तन्त्रेभ्यो विशेषाच्च बलोच्चयम् ।
सप्तदशौषधाध्यायसिद्धिकल्पैरपूरयत् ॥
चरक. सि. अ. १२.

ભાવાર્થ—ચરકસંહિતામા ચિકિત્સાસ્થાનના ૧૭ અધ્યાયો, કલ્પસ્થાન અને સિદ્ધિસ્થાન એટલું મળતું ન હતું ( દૃઢબલના વખતમા ) તેથી ચરકસંહિતાને સંપૂર્ણ કરવા માટે બીજાં ઘણા તંત્રોમાથી વસ્તુ લઇને પંચનદ પુરમા ઉત્પન્ન થયેલા કાપિલબલ દૃઢબલે એટલો ભાગ ઉમેરીને ચરકસંહિતા સંપૂર્ણ કરી.

એક કાળે ચરકસંહિતા ચિકિત્સાસ્થાનના ૩૦ અધ્યાયો, કલ્પના ૧૨ અને સિદ્ધિ સ્થાનના ૧૨ અધ્યાયો સાથે સંપૂર્ણ હશે એમ માનવામા વાંધો નથી. દૃઢબલે એ પરંપરાને અનુસરીને જ આટલા અધ્યાયો ઉમેર્યા હશે. સૂત્ર સ્થાનના ૩૦ મા અધ્યાયમાં ચરકસંહિતાની અનુક્રમણિકા આપી છે પણ એ તો કદાચ દૃઢબલની લખેલી હોય અથવા એની પણ પછી કોઇ પંડિત વાચનારે લખેલી હોય. સૂત્રસ્થાનના ૩૦ મા અધ્યાયના ૩૦ મા શ્લોકથી એ અધ્યાયના અન્ત સુધીના શ્લોકો પાછળથી ઉમેરાયલા-હાલની ચરકસંહિતા સંપૂર્ણ થયા પછી લખાયેલા સ્પષ્ટ દેખાય છે. વધારે ખુબી તો એ છે કે ચરકસંહિતાનાં જુદા જુદા સંશોધનોમા આ શ્લોકોનો પાઠ જુદો જુદો મળે છે. ખાસ કરીને ચિકિત્સા-સ્થાનના અધ્યાયોના વર્ણનમા મોટો ફેર છે. ( સરખાવો નિર્ણયસાગરનો પટે શાસ્ત્રીએ સંશોધિત ગુટકો અને ચક્રપાણિદત્તની ટીકા સાથે નિર્ણયસાગરમાં છપાયેલ આવૃત્તિ. )

દૃઢબલને, ચરકસંહિતામા શું શું હતું તે વિશેની શ્રુતપરંપરા ઉપરાત પુનર્વસુ આત્રેયના ભેલ, જતુકર્ણ, પરાશર વગેરે શિષ્યોના તંત્રોની રચનામાથી પોતે કેવી રચના કરવી તે વિશે મદદ મળી હોય એ સંભવિત છે. વસ્તુ બીજા તંત્રોમાથી લીધું છે એમ તો એ પોતે જ કહે છે.

હવે દૃઢબલ વિશે બે શંકાસ્થાનો રહ્યા (૧) એનો સમય અને (૨) ચિકિત્સ્થાનના કયા કયા અધ્યાયો દૃઢબલના છે તે. ( કલ્પ ને સિદ્ધિસ્થાન માટે તો કાંઇ પ્રશ્ન જ નથી.)

દૃઢબલ વિશે બે માહિતી તો એ પોતે જ આપે છેઃ-એક તો પોતે કપિલબલના પુત્ર છે તે, અને બીજું પોતે પંચનદપુરમા જન્મ્યા છે તે. આ પંચનદપુર તે કયું સ્થાન એ વિશે ઘણા વિવાદો પ્રાચ્યતત્ત્વવેત્તાઓએ કર્યા છે. પંચનદ તે પંજાબ નહિં એ તો નિર્વિ-

વાદ લાગે છે કારણ કે દૃઢબલ પંચનદ નામના શહેરની વાત કરે છે. આ દેશમાં જૂના કાળમાં પંચનદ નામનાં અનેક સ્થાનો હતાં પણ ડા. હર્નલના મત પ્રમાણે કાશ્મીરમાં જે પન્ત્ઝીનોર નામનું ગામ છે, જેની પાસે પહેલા-કાશ્મીરના રાજા અવન્તિવર્માના વખતમાં જેલમ અને સિન્ધુનો સંગમ થતો હતો (જુઓ રાજતરંગિણી ૪-૨૪૮ તથા એ ઉપર આ સંગમના ફેરફાર વિશે ડા-સ્ટીનનું વિવરણ Vol II Pp. 239, 419), તે દૃઢબલનું પંચનદપુર. ચક્રપાણિદત્ત અને વિજયરક્ષિત ચરકસંહિતામાંથી ઉતારા કરતા કાશ્મીર પાઠનો કેટલીક વખત ઉલ્લેખ કરે છે (જુઓ ચ. ચિ. અ. ૧ ની ટીકા તથા मधुकोष अर्शचिकित्सा). અને જે અધ્યાયો દૃઢબલના પોતાના છે તેમાં દૃઢબલના નામથી ઉતારો કરે છે. અર્થાત ચરકસંહિતામાં ખૂટતા અધ્યાયો ઉમેરતી વખતે બાકીના ભાગનો દૃઢબલે જે પુનઃ સંસ્કાર કરેલો તેને આ ટીકાકારો કાશ્મીરપાઠ કહે છે. એટલે કે આ ટીકાકારોના વખતમાં ચરકસંહિતાની એક ત્રુટિત-દૃઢબલના હાથ વગરની દેશના બીજા ભાગમાં પ્રચલિત પ્રત હશે અને બીજી દૃઢબલના હાથવાળી પ્રત હોવી જોઈએ. આ કાશ્મીરમાં લખાયેલી પ્રતોમાં બીજા ભાગમાં પણ ક્વચિત્ પાઠાંતર નિવામર્તુ. ટૂંકામાં દૃઢબલનું મૂળ સ્થાન કાશ્મીરમાં માનવામાં હરકત નથી.

દૃઢબલના સમય માટે બહુ મતભેદ છે. કવિરાજ ગણનાથસેન વગેરે અત્રત્ય વિદ્વાનોનો મત એવો છે કે વાગ્ભટ ચરકના દૃઢબલે ઉમેરેલા ભાગમાંથી ઉતારા કરે છે. માટે એ વાગ્ભટ પહેલા ઘણે વખતે-લગભગ ઇ. સ. ૩૦૦ ની આસપાસમાં થઇ ગયા હોવા જોઇએ. આથી વિરુદ્ધ ડા. હર્નલનો એવો મત છે કે અષ્ટાંગ સંગ્રહકાર વૃદ્ધ વાગ્ભટ અને અષ્ટાંગ હૃદયકાર વાગ્ભટ બન્ને ભિન્ન છે. અને દૃઢબલ અષ્ટાંગ સંગ્રહકાર વાગ્ભટથી તથા નિદાનકાર માધવથી અર્વાચીન અને અષ્ટાંગહૃદયકાર વાગ્ભટથી પ્રાચીન છે.

ઐતિહાસિક વિચાર ન કરનારો આપણો જૂનો વૈદ્યવર્ગ તો સંગ્રહકાર, હૃદયકાર તથા રસરત્નસમુચ્ચયકાર ત્રણેયને એક જ માને છે. પણ રસરત્નસમુચ્ચયની અતિ અર્વાચીનતા-અષ્ટાંગહૃદય પછી રચાયેલા અનેક ગ્રન્થોમાંથી રસરત્નસમુચ્ચયમાં કરાયેલા અનેક ઉતારા વગેરે સ્પષ્ટ પ્રમાણોનું જોર જોઇને કવિરાજ ગણનાથસેન વગેરે રસરત્નસમુચ્ચયકારને તો જુદા સ્વીકારે છે. પણ સંગ્રહકાર અને હૃદયકારનો પ્રશ્ન હજી વિવાદગ્રસ્ત છે. માટે હર્નલની મુખ્ય દલીલોનો અહીં ટુંકામાં વિચાર કરવો ઠીક જણાય છે. (કવિરાજ ગણનાથસેને કે બીજાએ આ દલીલોનું ખંડન કરેલું જાણ્યું નથી.)

વૃદ્ધ વાગ્ભટનું સ્થાન નક્કી કરતાં હર્નલ કહે છે કે સંગ્રહકાર ચરક અને સુશ્રુત પછી થયા છે. આયુર્વેદની પરંપરા પણ ચરક, સુશ્રુત, વાગ્ભટ એ રીતે ચરક સુશ્રુત, પછી વાગ્ભટનું સ્થાન માને છે. સંગ્રહકાર પોતે ચરક સુશ્રુતનો નામથી ઉલ્લેખ કરે છે તથા એમાંથી કેટલીકવાર શબ્દશઃ ઉતારા કરે છે. એના વખતમાં ચરકસંહિતા અપૂર્ણ હતી પણ સુશ્રુતનું ઉત્તરસ્થાન રચાઇ ગયું હતું, એમ ડા. હર્નલ માને છે પણ નિસંદિગ્ધ રીતે નથી કહી શકતા કારણ કે વૃદ્ધ વાગ્ભટે કોઇ સ્થળે સુશ્રુતના ઉત્તરસ્થાનમાંથી સ્પષ્ટ ઉતારો કર્યો હોય એવું પ્રમાણ એમને મળ્યું નથી. પણ સુશ્રુતના ઉત્તરસ્થાન કરતાં અષ્ટાંગસંગ્રહની અર્વાચીનતાના અનેક આડકતરા પ્રમાણો છે. દાખલા તરીકે વૃદ્ધ વાગ્ભટનું અક્ષિરોગનું

પ્રકરણ. જો કે સામાન્ય રીતે સુશ્રુત ઉત્તરસ્થાનના તે પ્રકરણને મળતું છે; પણ સુશ્રુતની અક્ષિરોગોની ૭૬ સંખ્યા ગણવાની રીત વધારે સ્વાભાવિક અને વૃદ્ધ વાગ્ભટની, એને બદલે ૯૪ અક્ષિરોગો ગણવાની રીત વધારે કૃત્રિમ અને પંડિતાઇ ભરેલી લાગે છે. બીજી અનેક બાબતોમાં વૃદ્ધ વાગ્ભટનું સુશ્રુત ઉત્તરસ્થાનથી અર્વાચીનપણું દેખાય છે. સુશ્રુતનું ઉત્તરસ્થાન ઇ. સ. પહેલા શતકમાં રચાયું હોવાનો સંભવ છે. વૃદ્ધ વાગ્ભટનો સમય તે પછી ઘણે વખતે ઇ. સ. સાતમા શતકના આરંભમા મુકવા માટે ડા. હર્નલ નીચેનાં કારણો આપે છે. ચીનાઇ બૌદ્ધ પ્રવાસી ઇત્સીંગ જે ઇ. સ. ૬૭૫ થી ૬૮૫ સુધીના દશ વર્ષો નાલન્દાનાં શારદાપીઠમાં રહ્યા હતા; તે પોતાના Record of Buddhist Practices-પુસ્તકમા લખે છે:– Eight arts ( *i. e.* branches of medicine ) formerly existed in eight books, but lately a man epitomised them, and made them into one bundle ( or book ) અને ઉમેરે છે કે 'all physicians in the five parts of India (*i. e.* the whole of India) practise according to his book.'

'વૈદકવિદ્યાના આઠ અંગો માટે પહેલા આઠ જુદાં જુદા પુસ્તકો હતાં અને પાછળથી એક માણસે એ આઠેયનો એક પુસ્તકમા સંગ્રહ કર્યો છે અને હિન્દુસ્થાનના બધા ભાગના વૈદ્યો હવે એ પુસ્તક પ્રમાણે વૈદું કરે છે.' આ શબ્દો બહુ સ્પષ્ટ નથી. સંહિતાઓ પહેલા, સૂત્રગ્રંથો જુદા જુદાં દરેક અંગ ઉપર હતા એ વાત ખરી, પણ એ રીતે તો આ વાક્ય સુશ્રુતને પણ લાગુ પડે. પરંતુ ચીનાઇ પ્રવાસીના 'સંગ્રહ' શબ્દ ઉપર ઘણો ભાર મુકીને હર્નલ આ શબ્દો અષ્ટાગસંગ્રહને લાગુ પડે છે એમ ગણે છે. વળી પાછળથી (lately) શબ્દનો અર્થ ઇત્સીંગ આવ્યા પહેલા થોડા વખત ઉપર જ એવો કરીને વૃદ્ધ વાગ્ભટ ઇ. સ. ૬૨૫ ની આસપાસ થઇ ગયા હોવા જોઇએ એમ નિર્ણય કરે છે. (જુઓ Studies in the medicine of ancient India, Introduction, 10–11. ) આ વિષયમા જૉલી જેવા આયુર્વેદના પાશ્ચાત્ય જ્ઞાતાનો મતભેદ છે. તેઓ ઇત્સીંગના શબ્દો વૃદ્ધ વાગ્ભટને જ લાગુ પડે એવા છે એમ માનતા નથી. ( જુઓ Journal of the Ro-A. Society 1907, Pp. 172–175 ) હર્નલ બીજી વાત એ કરે છે કે સુશ્રુતના ઉત્તરસ્થાન પછી શારીર (anatomy) નું પ્રત્યક્ષ જ્ઞાન આ દેશના વૈદ્યોમાથી ઘટતું ગયું છે. આ શારીર જ્ઞાનની અવગતિના ક્રમની શરૂઆતમા જ વૃદ્ધ વાગ્ભટનું સ્થાન દેખાય છે. સુશ્રુતમા મનુષ્ય શરીરની રચના વિશે ઘણો સરસ પરિચય પગલે પગલે દેખાય છે. એથી ઉલટું વૃદ્ધ વાગ્ભટનું શારીરનું વર્ણન પરસ્પર વિરોધ અને દેખીના પ્રત્યક્ષ વિરોધવાળું ઘણે સ્થળે છે. અષ્ટાગહૃદયમા તો ૩૬૦ હાડકાનો અર્ધા શ્લોકમા ઉલ્લેખ માત્ર કર્યો છે. વળી આંખના મોતીઆ જેવા રોગની શસ્ત્ર ચિકિત્સાનું સુશ્રુત ઉત્તરસ્થાનમાં ઘણું વિસ્તૃત વિવેચન છે; જ્યારે વૃદ્ધ વાગ્ભટમાં ટુંકામા પતાવ્યું છે અને અષ્ટાંગ હૃદયમાં તથા ચરકની દૃઢબલની અનુપૂર્તિમા એ પ્રકરણ બીલકુલ નથી. ટુંકામાં આયુર્વેદિક સાહિત્યમાં વૃદ્ધ વાગ્ભટના સ્થાન ઉપરથી હર્નલ એવા નિર્ણય ઉપર આવે છે કે સુશ્રુત પછી ઝાઝે વખતે વૈદ્યોમાથી શારીરજ્ઞાન ક્રમે ક્રમે ઘટવાને લાગે એટલા વખતે અને માધવ, દૃઢબલ અને અષ્ટાંગ હૃદયકારની પહેલા વૃદ્ધ વાગ્ભટ થયા છે.

માધવ, દૃઢબલ અને વાગ્ભટ (અષ્ટાગહૃદયકાર) ના સમય માટે હર્નલનો એવો મત છે કે એ ત્રણેય વૃદ્ધ વાગ્ભટ પછી અને ચરકના ટીકાકાર ચક્રપાણિદત્તની પહેલાં થયા છે, અને ચક્રપાણિદત્ત ઇ. સ. ૧૦૬૦ ની આસપાસ થઇ ગયા છે. ચક્રપાણિદત્તના સમય માટે સંશય નથી, કારણ કે એણે પોતે જ સૂચન કર્યું છે. ચક્રપાણિદત્ત પહેલા માધવ, દૃઢબલ અને વાગ્ભટ થઇ ગયા છે એ બાબતમાં પણ મતભેદ નથી ચક્રપાણિદત્તે દૃઢબલનો સ્પષ્ટ ઉલ્લેખ અનેક વાર કર્યો છે, વાગ્ભટમાથી નામ સાથે ઉતારા કર્યા છે અને માધવ નિદાનના ક્રમને ચક્રસંગ્રહમાં અનુસરે છે. ચક્રદત્ત સ્પષ્ટ શબ્દોમાં વૃન્દને અનુસરે છે (यः सिद्धयोगलिखिताधिकमिद्धयोगान० એ ચક્રપાણિદત્તનું વચન સ્પષ્ટ છે) અને વૃન્દ તથા ચક્રપાણિ માધવ નિદાનનો ક્રમ સ્વીકારે છે. (गदविनिश्चयजक्रमेण-वृन्द) માટે ચક્રપાણિ પહેલા ૨૦૦ વર્ષે અર્થાત્ નવમા શતકમા વૃન્દ થઇ ગયા અને તે પહેલા બસો વર્ષે નિદાનકાર માધવ એમ કવિરાજ ગણનાથસેનનું માનવુ છે (જુઓ પ્રત્યક્ષ શારીરનો ઉપોદ્ઘાત.) આઠમા શતકના ખલીફ હરૂન અલરશીદના રાજ્યમા બીજા સાથે માધવના ગ્રન્થનું પણ અરબ્બીમા ભાષાતર થયું છે એ પુરાવાથી ઉપલા અનુમાનને ટેકો મળે છે. હર્નલ પણ માધવને સાતમા આઠમા શતકમા માને છે, પણ દૃઢબલ અને અષ્ટાગહૃદયકાર વાગ્ભટ બે માટે જ બધો મતભેદ છે ગણનાથસેનના મત પ્રમાણે વૃદ્ધ વાગ્ભટ અને અષ્ટાગહૃદયકાર એક જ છે. કારણ કે બેય ગ્રન્થોની ભાષા સરખી છે. પિતાના નામ સાથે ગ્રન્થકર્તાનું નામ એક છે (પણ એમ તો રસરત્નસમુચ્ચયમા પણ એ જ સ્થિતિ છે). સગ્રહ અને હૃદય વચ્ચે ક્યાય મતભેદ દેખાતો નથી. વાગ્ભટે અષ્ટાગસંગ્રહ નામનો મોટો ગ્રન્થ લખીને પછી એમાથી હૃદય જેવો નાનો પણ ઉપયોગી આ ગ્રન્થ રચ્યો છે એમ એમણે પોતે જ કહ્યું છે.

અષ્ટાગહૃદયના શબ્દો ખરેખર બહુ સ્પષ્ટ છે—

अष्टागवैद्यकमहोदधिमंथनेन
योऽष्टागसंग्रहमहामृतराशिराप्त
तस्मादनल्पफलमल्पसमुद्यमाना
प्रीत्यर्थमेतदुदितं पृथगेव तंत्रम् ॥

अ. हृ. ५. अ. ४०

"અષ્ટાગ વૈદ્યક રૂપ મહા સમુદ્રનુ મથન કરીને જે અષ્ટાગસંગ્રહ રૂપ મહા અમૃતરાશિ મળ્યો તેમાથી થોડી મહેનત કરી શકે એવા માણસોની પ્રીતિ માટે, મોટા ફળવાળું આ તંત્ર જુદું રચ્યું છે." આ શબ્દો તો સ્પષ્ટ રીતે સગ્રહકાર અને હૃદયકારને એક જ ઠરાવે છે. વળી દૃઢબલ વાગ્ભટ પહેલા થઇ ગયા છે કારણ કે વાગ્ભટ ચરકના દૃઢબલે રચેલા ભાગમાથી ઉતારા કરે છે, એમ કહી વાગ્ભટને પાચમા અને દૃઢબલને ત્રીજા શતકમા ગણનાથસેન મુકે છે. (જુઓ પ્રત્યક્ષ શારીરનો ઉપોદ્ઘાત)

આ વિષયમા હર્નલની વિચારપ્રણાલી નીચે ટુકામા બતાવી છે. એ કહે છે કે

માધવ વૃદ્ધ વાગ્ભટ્ટ પછી થયા છે, કારણ કે એ વાગ્ભટ્ટનું નામ લખે છે તથા એમાંથી નામ વગર ઉતારા કરે છે.*

વળી માધવ આંખના રોગો ૯૬ ગણે છે એ વૃદ્ધ વાગ્ભટ્ટની ૯૪ ની ગણતરીને અનુસરીને છે. માધવ, દ્દઢબલ અને અષ્ટાંગહૃદયકારના કાલાનુક્રમ માટે હર્નલ કહે છે કે જો કે ચોક્કસ કહી શકાતું નથી પણ પ્રમાણોનો ઝોક જોતાં નીચે પ્રમાણે સ્થિતિ લાગે છે. પહેલું તો માધવ દૃઢબલ પહેલાં થયા છે. આ બાબતમાં મુખ્ય બે દલીલો છે. એક તો આંખના રોગોની ગણતરી સંબંધી છે. સુશ્રુતે વિગતવાર વર્ણન આપી આંખના ૭૬ રોગો ગણ્યા છે. વૃદ્ધ વાગ્ભટ્ટે સુશ્રુતની ગણતરીથી જુદી રીતે ગણતરી કરીને ૯૪ રોગો ગણ્યા છે. માધવ પોતાની ગણતરીમાં સુશ્રુતને અનુસરે છે. પણ પાંપણના બે રોગો ઉમેરી કુલ આંખના રોગો ૭૮ ગણે છે. (કુંચન અને પક્ષ્મશાત સુશ્રુતમાં નથી અને માધવમાં છે.+) અષ્ટાંગહૃદયમાં તો અષ્ટાગ સંગ્રહનું જ અનુસરણ છે. જ્યારે દૃઢબલે બેયનો સમન્વય કરવાનો પ્રયાસ કરી આંખના રોગો ૯૬ ગણ્યા છે. દૃઢબલે ૯૬ કેવી રીતે ગણ્યા તે લખ્યું નથી તેમ આંખના રોગોની કાંઇ વિગત પણ આપી નથી.

ચરકસંહિતાની ઘણી છાપેલી આવૃત્તિઓમા **नेत्रामयाः षण्णवीतस्तु भेदात्** એ રીતે શબ્દો છે. માત્ર સેનભાઇઓએ કલકત્તામાં છપાવેલ ચરકસંહિતામાં ૭૬ રોગો કહ્યા છે, એ લોકોએ કવિરાજ ગંગાધરની બહેરામપોરની આવૃત્તિનું અનુસરણ કર્યું છે. અને કવિરાજ ગંગાધરે પોતની બુદ્ધિથી ચરકસંહિતાના પાઠમાં અનેક ઠેકાણે ફેરફારો કર્યા છે; જે હર્નલે સવિસ્તાર દર્શાવ્યા છે. વળી હર્નલે જોયેલ અનેક હસ્તલિખિત પ્રતોમાંથી કોઇમાં ૭૬ વાળો પાઠ નથી એમ એ કહે છે. ચક્રપાણિદત્તની ટીકા સાથે જે ચરકસંહિતા નિર્ણયસાગરમાં છપાયેલ છે. તેમા મૂળમાં: —

**षट्सप्ततिर्नेत्रगदास्तु भेदात्** એ રીતે પાઠ છપાયો છે. નિર્ણયસાગરની આવૃત્તિના સંશોધક પાસે હસ્તલિખિત પ્રતો વધારે ન હોવાથી કદાચ તેઓ કવિરાજ ગંગાધરને અનુસર્યા હોય. ટીકાકારે આ ટકો ટીકામાં ઉતાર્યો નથી એટલે વાત સંદિગ્ધ રહે છે. પણ એના શબ્દો આ વિષયમાં ઠીક અજવાળું પાડે છે. ચક્રપાણિદત્ત લખે છે કે:—

अनुक्तनेत्रामयेषु आचार्याणां विप्रतिपत्तिश्चेन्न । रोगाणां षट्सप्ततिः विदेह आह करालस्तुषण्णवतिः अशीति कौशीतकिः प्राह ।

ચક્રપાણિદત્તના શબ્દો સ્પષ્ટ છે. એ શબ્દો જોતાં મૂળમાં षण्णवतिः વાળો પાઠ હોવો જોઇએ એમ લાગે છે અને ચક્રપાણિદત્ત ચરક સુશ્રુત વચ્ચેનો વિરોધ શમાવતાં

---

* સિદ્ધયોગમાં વાગ્ભટ્ટનું નામ છે પણ સિદ્ધયોગના કર્તા એ જ માધવનિદાનના કર્તા હોવા બાબત શંકા છે. સિદ્ધયોગના કર્તા પોતાને વૃન્દ જ કહે છે. વળી વૃદ્ધ વાગ્ભટ્ટમાંથી જેમ માધવે નિદાનમાં ઉતારો કર્યો છે, તેમ જ નિદાનના શરુઆતના શ્લોકો **निदानं पूर्वरूपाणि** વગેરે અષ્ટાંગહૃદય (नि. अ. १) માંથી ઉતાર્યા છે.

+ હર્નલ ફુટનોટમાં પક્ષ્મકોપ અને પક્ષ્મશાત કહે છે તે તો ભૂલ છે. (જુઓ Studies in Medicine of Ancient India, Introduction N. 18.)

કહે છે કે વિદેહ ૭૬ રોગો માને છે, જેનુ અનુસરણ સુશ્રુતે કર્યુ છે અને કરાલ ૯૬ માને છે જેનું અનુસરણ ચરકે ( દ્રઢબલે ) કર્યુ છે આ ખુલાસો જો બરાબર હોય તો દ્રઢબલે વૃદ્ધ વાગ્ભટ્ટમાથી ૯૪ ની સખ્યા લીધી અને પછી માધવમાથી બે ઉમેરી ૯૬ કર્યા માટે દ્રઢબલ માધવ પછી એ હુર્નલીની દલીલનુ બળ તુટી જાય છે. ખરી રીતે સુશ્રુત, દ્રઢબલ, વાગ્ભટ્ટ અને માધવ બધાય એ વખતે વિદ્યમાન અને હવે લુપ્ત થઇ ગયેલા તંત્રોમાથી જુદા જુદા મતો ગ્રહણ કરે છે.

હુર્નલીની બીજી દલીલ એ છે કે માધવ નિદાનની ટીકામા વિજયરક્ષિત ઘણે સ્થળે મૂળથી જુદુ પાઠાતર કાશ્મીરપાઠ કહીને આપે છે. અર્થાત્ માધવ દ્રઢબલના પ્રતિસંસ્કાર વગરની ચરકસંહિતામાથી ઉતારો કરે છે અને એને દ્રઢબલના પ્રતિ સસ્કારની ખબર ન હોવી જોઇએ પણ આ દલીલમા કાઇ જોર નથી. વિજયરક્ષિત પોતે જ અન્યત્ર માધવ પહેલા દ્રઢબલને થઇ ગયેલા ગણે છે, ટુકામા વિજયરક્ષિતના શબ્દો ઉપરથી કોઇ જાતનો ઐતિહાસિક નિર્ણય થઇ શકે એમ નથી. હવે અષ્ટાગહૃદયકાર પહેલા દ્રઢબલ થઇ ગયા છે એનો પુરાવો આપતા હુર્નલી કહે છે કે અષ્ટાગ હૃદયકાર પોતાના ગ્રન્થની સમાપ્તિમા કહે છે કે ચરકે આખના રોગો વિશે ઘણી અપૂર્ણ માહિતી આપી છે ખરી રીતે આખના રોગોવાળો ત્રિમર્મીય ચિકિત્સિતનો ૨૬ મો અધ્યાય દ્રઢબલનો છે.× માટે અષ્ટાગહૃદયકાર દ્રઢબલ પછી થઇ ગયા. વળી વૃદ્ધ વાગ્ભટ્ટના ગદ્યનુ દ્રઢબલે કરેલુ પદ્યાત્મક રૂપાન્તર થોડા ફેરફાર સાથે અષ્ટાગહૃદયમા ઉતારેલુ ઘણી વાર દેખાય છે, દાખલા તરીકે વૃદ્ધ વાગ્ભટ્ટના ઉદરચિકિત્સિત નામના ૧૭ મા અધ્યાયના નીચેના ગદ્યનો દ્રઢબલે એક શ્લોકમા અને અષ્ટાગહૃદયે બે શ્લોકોમા અનુવાદ કર્યો છે એમ હુર્નલ કહે છે —

एवमनुपशाम्यत्यप्राप्तपित्तोल्बणं
वातकफोल्बणे गुल्मविविनाऽग्निकर्म
कुर्यात्पित्तोल्बणे तु जीवनीयघृतक्षीर-
बस्तिविरेचनानि प्रयुञ्जीत ॥

वृ. वा. चि. अ. १७.

---

× ખરી રીતે અષ્ટાગહૃદયમા શ્લોક આ પ્રમાણે છે —

यदि चरकमधीते तद्ध्रुवं सुश्रुतादि-
प्रणिगदितगदानां नाममात्रेऽपि बाह्यः ।

अ. हृ. उ. अ. ४० श्लो. ८३

આ શ્લોકમા માત્ર ચરક ભણનાર સુશ્રુત વગેરેએ કહેલ રોગોના નામ પણ નથી જાણી શકતો એટલુ જ કહ્યુ છે. અનન્ત ટીકાકારે સુશ્રુતાદિપ્રણિગદિતગદાનાં નો અર્થ આખના રોગો ઉદ્દિષ્ટ છે એવો કર્યો છે ખરો પણ આમાથી હુર્નલ ખેચે છે તેવું અનુમાન ખેચી શકાય એમ નથી.

આ ગદ્યનો દૃઢબળે નીચેના શ્લોકમા અનુવાદ કર્યો છે.

अग्निकर्म च कुर्वीत भिषक्वातकफोल्वणे ।
पैत्तिके जीवनीयानि सर्पींपि क्षीरबस्तयः ॥
च. चि अ. १८ श्लो. ८९.

અષ્ટાંગહૃદયમા નીચે પ્રમાણે શ્લોકો છે —

अशांता गुल्मविधिना योजयेदग्निकर्म च ।
अप्राप्तपिच्छासलिले प्लीह्नि वातकफोल्वणे ॥
पैत्तिके जीवनीयानि सर्पींपि क्षीरबस्तय.
अ. हृ. चि, अ. २५ श्लो. १२७,

અષ્ટાંગહૃદયના આ શ્લોકોમા પહેલા બે પદોમા વાગ્ભટ્ટનો સ્પષ્ટ અનુવાદ છે અને ત્રીજુ પદ દૃઢબલનુ જ છે. એ પહેલાના અષ્ટાંગહૃદયના ૯૩, ૯૪ શ્લોકો ચરક ચિ. અ. ૧૮ માથી ઉતાર્યા છે (જુઓ શ્લો. ૮૨, ૮૩). (આ શ્લોકોમા કહેલ રોહીતક ઘૃતમા ચરક અને વૃદ્ધ વાગ્ભટ્ટનો પાઠ એક હોવા છતા અષ્ટાંગહૃદયમા રોહીતકને બદલે હરીતકનો પાઠ છે તે ભૂલ લાગે છે.)

વળી અષ્ટાંગહૃદય શારીરસ્થાન અ. ૩ શ્લો ૬૨, ૬૩ ઉપર ટીકા કરતા અરુણદત્ત સ્પષ્ટ કહે છે **तथा चरकसंहितायां दृढबलोप्याह** અને પછી ચરકમાથી **रसाद्रक्तं** વગેરે શ્લોક ઉતાર્યો છે જે શબ્દશઃ અષ્ટાંગસંગ્રહના શારીરસ્થાનના અ. ૬ ઠ્ઠાના **रसस्य सारोरक्त** વગેરે વાક્યોનો દૃઢબળે **रसाद्रक्त** વગેરે શ્લોકોથી અનુવાદ કર્યો છે અને અષ્ટાંગહૃદયમા દૃઢબલમાથી ઉતારો કર્યો છે. ત્રણે ગ્રન્થોનો આ ભાગ સરખાવતા અષ્ટાંગહૃદયમા દૃઢબલનો ઉતારો છે એ તો નિ સદેહ દેખાય છે. બીજા અનેક સ્થળેથી આવા દાખલા આપી શકાય એમ છે, પણ દૃઢબલે વૃદ્ધ વાગ્ભટ્ટમાથી ઉતારો કર્યો છે એ હર્નલનું વિધાન એણે આપેલા કોઇ પણ દાખલાથી સિદ્ધ થાય છે એમ ગળે ઉતરતું નથી. વૃદ્ધ વાગ્ભટથી જુદી જ રીતે દૃઢબલે એ વિષય ચર્ચ્યો છે. ટુકામા અષ્ટાંગહૃદયમા દૃઢબલમાથી ઉતારો છે એ નિ સદિગ્ધ પણ માધવ અને અષ્ટાંગસગ્રહકાર દૃઢબલ પહેલા થઇ ગયા છે એમ સિદ્ધ કરવા માટે હર્નલની દલીલો નિર્ણયકારક નથી, અને એથી ઉલટો નિર્ણય કરવા માટે સબળ પુરાવા છે દાખલા તરીકે માધવે ગ્રહણી રોગના નિદાનમા ચરક ચિકિત્સાસ્થાનના દૃઢબલે રચેલા ગ્રહણી ચિકિત્સિત નામના અધ્યાયમાથી ત્રણ શ્લોક (૫૩ ૫૪ અને ૫૬) સુધી છૂટને બરાબર અનુક્રમે ૧૪ શ્લોકો ઉતાર્યા છે, અને આમા માધવે જ દૃઢબલમાથી ઉતારો કર્યો છે અને એથી ઉલટી સ્થિતિ નથી જ એમ સિદ્ધ કરવા માટે નીચેનો પુરાવો બસ છે.

ચરકમા ગ્રહણીચિકિત્સામા ૬૯-૭૦ મો શ્લોક નીચે પ્રમાણે છે —

... ...

पृथग्मानाद्रीनिर्दिष्टहेतुलिङ्गसमागमे ॥
त्रिदोष निर्दिशेन्तेषा भेषजं शृण्वत.परम । .
श्लो. ६९, ७०. . . .

આ શ્લોક માધવનિદાનની ગ્રહણી ચિકિત્સામાં ૧૭ મો છે માત્ર છેલ્લા પદમાં **तेषां वक्ष्यामि भेषजम्** એટલું પાઠાન્તર છે. હવે નિદાનના ગ્રન્થમાં "હવે તેની દવા બતાવું છું" એમ કહેવાનો શું અર્થ ? માધવ નિદાનમાં ચિકિત્સા તો છે જ નહિ. ટીકાકાર ખરો ખુલાસો કરે છે કે-**संपूर्णश्लोकानुरोधात् तेषां वक्ष्यामि भेषजम् इति लिखितम्** ચરકમાંથી આખો શ્લોક ઉતારેલો હોવાથી દવા કહું છું એ પદ લખેલું છે. માધવ પાસેની ચરકની પ્રતમાં આ શ્લોકમાં આ પ્રમાણે પાઠાન્તર હશે. માધવે દૃઢબલમાંથી ઉતારા કર્યાના બીજા પણ અનેક દાખલા આપી શકાય એમ છે. અષ્ટાંગહૃદયમાંથી માધવે શરૂઆતના શ્લોકો ઉતાર્યા છે એ તો ઉપર કહ્યું જ છે વળી માધવે અર્શોનિદાનમાં અષ્ટાંગહૃદયમાંથી ઉતારો કર્યો છે (જુઓ નિ. શ્લો ૧૦ થી ૨૭ अ. हृ. नि. अ. श्लो. ૨૮ થી ૪૫) અહીં પણ અષ્ટાંગહૃદયમાં સ્વાભાવિક ક્રમ છે-માધવે તો પહેલા ચરકમાંથી ઉતારો કર્યો છે અને ચરકમાં ગદ્ય આવ્યું એટલે અષ્ટાંગહૃદયમાંથી ઉતારો કર્યો છે. હૉર્નલની, માધવમાંથી અષ્ટાંગહૃદયકાર ઉતારા કરે છે એ વાત મેળની નથી.

આ રીતે માધવ અને અષ્ટાંગહૃદયનો નિર્ણય થઇ શકે છે પણ વૃદ્ધ વાગ્ભટનો પ્રશ્ન વધારે ગુંચવણવાળો છે વૃદ્ધ વાગ્ભટના ગદ્યમાંથી દૃઢબલે ઉતારો કર્યો છે એમ માનવા માટે તો સબળ પુરાવા નથી ખરી રીતે આજે ન મળતા કોઈ તન્ત્રોમાંથી વસ્તુ લઇને વૃદ્ધ વાગ્ભટે ગદ્યાત્મક રચના કરી છે અને એ જ મૂળમાંથી કે એને મળતા બીજા તન્ત્રમાંથી દૃઢબલે ઉતારો કર્યો છે એમ માનવું એ જ વધારે સયુક્તિક છે ચક્રપાણિદત્ત વગેરે ટીકાકારો એમ જ માનતા જણાય છે (જુઓ ઉદર આખના રોગનો દાખલો)

વૃદ્ધ વાગ્ભટ અને અષ્ટાંગહૃદયકાર એક જ છે કે જુદા જુદા એ પ્રશ્નનો ઉકેલ સહેલો નથી અષ્ટાંગહૃદયની સમાપ્તિનો ઉપર જે શ્લોક આપ્યો છે તેમાં તો બેયની એક્તા સ્પષ્ટ ઉદ્દિષ્ટ છે પણ બેય ગ્રન્થો વાચના વિચિત્રતા પણ ઘણી દેખાય છે અષ્ટાંગહૃદયમાં વ્યવસ્થા ઘણી વધારે છે, સંગ્રહમાં નથી સંગ્રહ ચરક પેઠે આડીઅવળી વાતો કરે છે. (જુઓ નિદાનસ્થાનનો પહેલો અધ્યાય નિદાનની વાત કરતા ચરકના વિમાનસ્થાન अ. ૩ માંથી ત્રુટિત અનુવાદ વગેરે) અષ્ટાંગહૃદયે સંગ્રહનો સાર ખેંચ્યો છે એમ માનવાથી પણ આ વાતનો ખુલાસો નથી થતો આમાં ઓછાવધુ વિસ્તારનો પ્રશ્ન જ નથી અવ્યવસ્થિત કે વ્યવસ્થિત રીતનો પ્રશ્ન છે. આયુર્વેદ વિશેની બધી વાતનો સંગ્રહ કરવો એવો અષ્ટાંગસંગ્રહનો ઉદ્દેશ દેખાય છે. એની રચનામાં વ્યવસ્થા નથી અલબત્ત સ્થાન અને અધ્યાયોનો ક્રમ તો અષ્ટાંગસંગ્રહ અને અષ્ટાંગહૃદય બન્નેનો એક જ. પણ નિશ્ચયપૂર્વક કહેવું મુશ્કેલ છે, કારણ કે અષ્ટાંગહૃદય અષ્ટાંગસંગ્રહનો સાર હોવા છતાં વારંવાર સંગ્રહને છોડીને વિરુદ્ધ જઈને ચરકના પાઠને અનુસરે છે (જુઓ ચિ સ્થાન શુભ અધ્યાય) છતાં બેય વાગ્ભટ એક હશે એમ માનીને દૃઢબલ અને વાગ્ભટનું પૌર્વાપર્ય વિચારીએ બેયને એક માનવાથી એની મેળે જ દૃઢબલ વૃદ્ધ વાગ્ભટ પહેલા ઠરે છે, અને ઉદરનિદાનમાં તો વૃદ્ધ વાગ્ભટે ચરકમાંથી સંગ્રહ શ્લોકો ઉતાર્યા છે.

દૃઢબલે વાગ્ભટમાંથી ઉતારો નથી કર્યો પણ વૃદ્ધ વાગ્ભટે જ દૃઢબલમાંથી ઉતારો કર્યો

છે એમ સાબીત કરે એવા ચરકચિકિત્સાસ્થાનના દૃઢબલના અધ્યાયોને વૃદ્ધ વાગ્ભટ્ટના તે તે અધ્યાયો સાથે સરખાવવાથી ઘણા પુરાવા મળી આવશે, પણ નીચે એક જ ટાંકયો છે.

ચરકચિકિત્સાસ્થાનનો ૧૬ મો પાંડુરોગાધ્યાય દૃઢબલનો છે, એ નિર્વિવાદ છે.

પાંડુરોગનું નિદાન કહેતાં ચરક લખે છે કેઃ—

समुदीर्णं यथापित्तं हृदये समुपास्थितम् ॥
वायुना बलिना क्षिप्त स्रोतोभिर्दशभिः सृतम् ।
प्रपन्नं केवलं देहं त्वङ्गमांसान्तरमाश्रितम् ॥
प्रदूष्य कफवातासृक्त्वङ्गमांसानि करोति तत् ।
वर्णान् हरितहारिद्रान् पाण्डून्बहुविधांस्त्वचि ॥
स पाण्डुरोग इत्युक्तः ... .... ....

**चरक चि. अ. १६ श्लो. ७ थी ९.**

હવે જુઓ વૃદ્ધ વાગ્ભટ્ટઃ—પહેલું તો ચરકે આરંભના ત્રણ શ્લોકોથી જેના પિત્તપ્રધાન દોષો કોપે તેના ધાતુઓ શિથિલ તથા ભારે થઇને એમાં વૈવર્ણ્ય કેવી રીતે આવે છે તે બતાવ્યું છે અને પછીના ત્રણ શ્લોકોથી ક્ષાર વગેરે ખોરાકથી તથા કામ ચિન્તા વગેરેથી પિત્ત કેવી રીતે ઉછળે છે તે દર્શાવ્યું છે. વૃદ્ધ વાગ્ભટ્ટે આ ભાગ છોડી દીધો છે, છતાં આરંભમાં લખ્યું છે કે—

पित्तप्रधानाः कुपिता यथोक्तैः कोपनैर्मलाः ।

વૃદ્ધ વાગ્ભટ્ટની આ પંક્તિ ચરકના

दोषाः पित्तप्रधानास्तु यस्य कुप्यन्ति धातुषु ।

એ પહેલા શ્લોકના પહેલા પદનો અનુવાદ છે પણ પછીની પંક્તિ ચરકના ૭ શ્લોક કૂદીને આઠમા શ્લોકના અનુવાદરૂપ છેઃ—

तत्रानिलेन बलिना क्षिप्त हृदि स्थितम् ॥

હવે પિત્ત સમુદીર્ણ કેવી રીતે થયું એ તો વૃદ્ધ વાગ્ભટ્ટે કહ્યું જ નથી એ યાદ રાખવાનું છે. વળી પહેલી પંક્તિમાં 'यथोक्तैः' એટલે શું ? અને પહેલી અને બીજી પંક્તિનો જાણે સંબંધ જ બેસતો નથી. પણ હવે આગળ ચાલોઃ—

धमनीर्दश मप्राप्य व्याप्नुवत्सकलं वपुः ।
श्लेष्मत्वगस्रक्मांसानि प्रदूष्यान्तरमाश्रितम् ॥
त्वङ्गमांसयोस्तत्कुरुते त्वचि वर्णान्पृथग्विधान्
पाण्डुहारिद्र हरितान् .... ...., ....

વૃદ્ધ વાગ્ભટ્ટના આ શ્લોકો ચરકના આઠમા અને નવમા શ્લોકોના અનુવાદરૂપ છે. વૃદ્ધ વાગ્ભટ્ટે કેટલાક શબ્દો ચરકના જ વાપર્યા છે, એ પણ જણાય છે. એથી વધી

સ્થિતિ નથી-અર્થાત્ વૃદ્ધ વાગ્ભટમાંથી ચરકે નથી લીધુ એમ તો આટલા વિવેચનથી જ દેખાશે. પણ ચરકનો નવમો શ્લોક ખાસ જોવા જેવો છે નવમા શ્લોકની બીજી પંક્તિ તો લગભગ વૃદ્ધ વાગ્ભટે પૂરેપૂરી લીધી છે આમઠીમા હરિત અને હરિદ્ર વર્ણ ઉત્પન્ન થાય છે એ વાત ચરકે જ લખી છે, સુશ્રુતે નથી લખી; સુશ્રુત તો સ્પષ્ટ લખે છે કે –

निषेवमाणस्य विदूष्य रक्तं
कुर्वन्ति दोषास्त्वचि पाण्डुभावम्

અર્થાત્ આ બાબત ચરકમાંથી જ વૃદ્ધ વાગ્ભટે લીધી છે. પણ વૃદ્ધ વાગ્ભટની આખી યોજના ચરક સુશ્રુતનો સમન્વય કરવાની હોવાથી પાણ્ડુ, હારિદ્ર અને હરિત વર્ણો ઉત્પન્ન કરે છે એમ કહી દીધા પછી સુશ્રુતનો વિચાર મેળવવા માટે વૃદ્ધ વાગ્ભટે ઉમેર્યું છે કે –

पाण्डुत्वं तेषु चाधिकं
यतोऽतः पाण्डुरित्युक्तः

આ શબ્દો પણ લગભગ સુશ્રુતમાંથી જ લીધા છે જુઓ —

सर्वेषु चैतेष्विह पाण्डुभावो
यतोऽधिकोऽतः स पाण्डु रोगः ॥

सु. उ. अ. ४४ श्लो, ४

જો દઢબલે વૃદ્ધ વાગ્ભટમાંથી ઉતારો કર્યો હોત, તો સુશ્રુતનો ઉપરનો સિદ્ધાન્ત ચરકમા આવી જાત, પણ અહીં તો વૃદ્ધ વાગ્ભટે થોડું ચરકમાંથી અને થોડું દઢબલમાંથી લીધુ છે એમ સ્પષ્ટ તરી આવે છે. વૃદ્ધ વાગ્ભટે ચરકમાંથી લેતા પણ આગળ પાછળ ક્રમ ફેરવીને ઉતારો કર્યો છે. પાણ્ડુરોગનું લક્ષણ કહ્યા પછી ચરકે આરંભમા કહેલ ધાતુઓની શિથિલતા અને ભારેપણુ થાય છે, એ વાત વૃદ્ધ વાગ્ભટ કહે છે

वातृना स्याच्च शैथिल्यमोजसश्च गुणक्षयः

ततोऽल्परक्तमेदस्को निःसारः स्याच्छ्लथेन्द्रियः

આ શ્લોકોની બીજી પંક્તિ શિથિલનો અર્થ કર્યો છે એટલા પાઠાંતર સાથે ચરકમાંથી જ છે. અને આ સ્થિતિને પાણ્ડુના લક્ષણ સાથે મેળવી દીધી છે અને લક્ષણો કહ્યા પછી ચરકને અનુસરી પાણ્ડુ પંચધાપણું કહીને પછી પૂર્વરૂપના ચિહ્નો આપ્યા છે

प्राग्रूपमस्य हृदयस्पन्दनं रूक्षता त्वचि ।
अरुचिः पीतमूत्रत्वं स्वेदाभावोऽल्पवह्निता ॥
सादः श्रमः .. ..

આમાના હૃદયસ્પંદન, રૂક્ષતા, સ્વેદાભાવ અને શ્રમ એ ચાર ચરકમાંથી લીધા છે અને પીતમૂત્રત્વ, સાદ અને અલ્પવહ્નિના એ સુશ્રુતમાંથી લીધા છે.

આગળ ચાલતાં માટી ખાવાથી થતા પાંડુરોગનું વર્ણન વૃદ્ધ વાગ્ભટ્ટે ચરક ( અ. ૧૬ શ્લો. ૨૫ થી ૨૮ ) માંથી લીધું છે. આ શ્લોકરચના જો કે વાગ્ભટ્ટની છે પણ વસ્તુ ચરકમાંથી લીધું છે. કવચિત્ ચરકના જ શબ્દો લીધા છે:—

कपाया मारुतं पित्तं उपरा मधुरा कफम् ॥

चरक.

मृत्कपायाऽनिल पित्तं उपरा मधुरा कफम् ।

वृद्ध वाग्भट्ट

સુશ્રુતે માટી ખાવાની ઇચ્છાને પાંડુના પૂર્વરૂપમા ગણેલ છે અને માટી ખાવાથી થતા પાંડુને જુદો ભેદ નથી માન્યો એ યાદ રાખવાનું છે.

વળી વૃદ્ધ વાગ્ભટ્ટે કામલા કુમ્ભકામલાનાં તથા હલીમકનાં લક્ષણો ચરકમાંથી લીધા છે અને ચરકમા ન કહેલ સુશ્રુતોક્ત અલસકને હલીમકનો પર્યાય ગણ્યો છે. ( ખરી રીતે ચરકમા પાંડુરોગની ચિકિત્સા કહી લીધા પછી જે હલીમકનું લક્ષણ આવે છે તે જ પાછળથી ઉમેરાયલું લાગે છે. )

આ જ પ્રમાણે ઉદરનિદાનમા વૃદ્ધ વાગ્ભટ્ટે ચરકમાંથી શબ્દશઃ શ્લોકો ઉતાર્યા છે તથા ચરકના ગદ્યનો પદ્યમા અનુવાદ કર્યો છે અને ઉદરચિકિત્સતમાં સુશ્રુત અને ચરક બેયની વાતોનો સરવાળો કર્યો છે.

વૃદ્ધ વાગ્ભટ્ટ દઢબલ પછી થયા છે એમ આ સરખામણીથી સ્પષ્ટ દેખાય છે. દઢબલ વૃદ્ધ વાગ્ભટ્ટ અને માધવ પછી થયા છે એમ સાબીત કરવા ડા. હર્નલે કરેલી દલીલો તથા આપેલા પુરાવા મેં વાચી વિચારી જોયા છે, પણ કોઇ સજ્જડ પુરાવો દેખાતો નથી અને એથી ઉલટી સ્થિતિ સાબીત કરે એવા પુરાવા વૃદ્ધ વાગ્ભટ્ટમાં સ્થળે સ્થળે દેખાય છે. ડા. હર્નલ કેમ આડે રસ્તે દોરવાઇ ગયા એ જ સમજાતું નથી.

ચરકમાં દઢબલનો કેટલો ભાગ છે એ હવે જોઇએ. ચિકિત્સાસ્થાનમા ૧૭ અધ્યાયો, કલ્પ અને સિદ્ધિ એટલુ પોતાનું છે એમ દઢબલ કહે છે. કલ્પ અને સિદ્ધિ માટે કાંઇ વિવાદ નથી પણ ચિકિત્સાસ્થાનના ૧૭ અધ્યાયો દઢબલના તે કયા કયા એ પ્રશ્ન છે; કારણ કે ચરકની છાપેલી આવૃત્તિઓમાં અધ્યાયોનો ક્રમ એક સરખો નથી. આ વિષયમાં બે પરંપરા મળે છે. કવિરાજ ગંગાધરની બ્રહ્મપોરની આવૃત્તિમા એક ક્રમ છે એ જ ક્રમ જૂનામાં જૂની હસ્તલિખિત પ્રત-નેપાળની ઇ. સ ૧૧૮૩ માં લખાયેલી પ્રત-માં છે. અને બીજી પરંપરા કલકત્તામા છપાયેલી જીવાનન્દની આવૃત્તિમા મળે છે. નિર્ણયસાગરમાં પહેલાં શાસ્ત્રીએ સંશોધિત ગુટકો જીવાનન્દની આવૃત્તિના ક્રમને અનુસરે છે અને હાલમા નિર્ણયસાગરમાં છપાયેલ સટીક આવૃત્તિ ગંગાધરના ક્રમને અનુસરે છે. હવે પહેલા આઠ અધ્યાયો તો નિર્વિવાદ રીતે મૂળ ચરકના જ છે. એ આઠ અધ્યાયોની બાબતમાં બેય પરંપરા એક છે; વળી એમાંના ૭ અધ્યાયો ચરક નિદાનસ્થાનના ક્રમને અનુસરે છે. એટલે ચરકના જ છે. અને ચિકિત્સાસ્થાનના છેલ્લા ૧૭ અધ્યાયો દઢબલના જ હોવા જોઇએ, કારણ કે

બે ય પરંપરામાં એ પાંચ અધ્યાયો છેલ્લા જ છે. વળી ૨૬, ૨૭ અને ૨૮ મા અધ્યાયોમાંથી ઉતારો કરતાં વિજયરક્ષિતે દઢબલનો ઉલ્લેખ કર્યો છે. હવે બાકીના ૧૭ અધ્યાયો માટે સંશય રહ્યો. એમાંથી તૃષ્ણારોગ ચિકિત્સિત અને વિષ ચિકિત્સિતના અધ્યાયો દઢબલના છે એમ વિજયરક્ષિત સૂચન કરે છે. ( જુઓ મા. નિ. ટીકા. **तृष्णानिदान** તથા **मूर्च्छादिनिदान** ). એ જ રીતે પાણ્ડુરોગ ચિકિત્સા અને હિક્કાશ્વાસ ચિકિત્સિત, દઢબલનાં છે એમ એ જ ટીકાકાર કહે છે ( જુઓ મા. નિ. તે તે રોગની ટીકા ) અને ગ્રહણીચિકિત્સિત અધ્યાય દઢબલનો છે એમ અષ્ટાંગહૃદયના ટીકાકાર અરુણદત્ત કહે છે. ( જુઓ अ. हृ. शा. अ. ३ ) આ રીતે બીજા પાંચ અધ્યાયો પણ નીકળી ગયા. હવે જે ૧૨ અધ્યાયો બાકી રહ્યા તેમાંથી કયા પાંચ મૂળ ચરકસંહિતાના ગણવા એટલો જ પ્રશ્ન બાકી રહ્યો.

અર્શ, અતિસાર, વિસર્પ, મદાત્યય, દ્વિવ્રણીય, ઉન્માદ, અપસ્માર, ક્ષતકાસ, શ્વયથુ, ઉદર, છર્દિ અને કાસ એ ૧૨ અધ્યાયો ઉપર કહ્યું તેમ સંદેહાસ્પદ છે. પણ કાસ અને છર્દિ વિશે બહુ શંકાનું કારણ નથી. કારણ કે એ બે ય અધ્યાયો બન્ને પરંપરામાં ૧૩ પછી આવે તે જીવાનન્દવાળી પરંપરામા ૨૨ મો અધ્યાય **कासचिकित्सित** અને ૨૩ મો **छर्दिचिकित्सित** છે. જ્યારે ગંગાધરવાળી પરંપરામાં કાસનો ૧૮ મો અને છર્દિનો ૨૦ મો છે. જો કે અહીં એક વાત સ્પષ્ટ કરવાની જરૂર છે કે પહેલા ૧૩ અધ્યાયો બરાબર હતા અને પછીના ૧૭ અનુક્રમમા નહોતા મળતા એમ દઢબલે સ્પષ્ટ કહ્યું નથી. પણ એમ હોવાનો સંભવ માનીને આપણે ચાલીએ છીએ. ત્યારે હવે બાકી ૧૦ અધ્યાયો રહ્યા. આ અધ્યાયો માટે જ મોટો વિવાદ છે. અર્શ, અતિસાર, વિસર્પ, મદાત્યય અને દ્વિવ્રણીયને જીવાનન્દની આવૃત્તિમા ૯-૧૦-૧૧-૧૨ અને ૧૩ અધ્યાયનો ક્રમ આપ્યો છે અને ગંગાધરની આવૃત્તિમાં એ જ ક્રમમાં ઉન્માદ (૯), અપસ્માર (૧૦), ક્ષતક્ષીણ (૧૧), શ્વયથુ (૧૨) અને ઉદર (૧૩) રોગની ચિકિત્સા કહી છે. આ વિરોધ ઘણો જુનો છે. જીવાનન્દ અને કવિરાજ ગંગાધરના વખતથી આ વિરોધ શરૂ થયો નથી. જુદી જુદી હસ્તલિખિત પ્રતોમાં આ વિરોધ છે. ચરકના મહાન ટીકાકાર ચક્રપાણિદત્તે તો ચિકિત્સાસ્થાનના ૩૦ મા અધ્યાયના દઢબલના વચનોની ટીકા કરતા સ્પષ્ટ લખ્યુ છે કે:—

सप्तदशाध्याय इति चिकित्सास्थाने सप्तदशा-यायान्ते यक्ष्मचिकित्सितांता अष्टौ अध्यायाः तथा अतीसारविसर्पद्विव्रणीयमदात्ययोक्ताः परिशिष्टसंस्कारस्य दृष्ट्वा अतिशयसंपादकत्वादात्मनो निर्दिष्टाः

આ વાક્ય અતિશય અશુદ્ધ છપાયું છે. એકાદી હસ્તલિખિત અને તે પણ ત્રુટિત પ્રત ઉપરથી નિર્ણયસાગરમા છપાયેલ ચરકની સટીક આવૃત્તિ ઘણે સ્થળે અશુદ્ધ છે. વળી સંશોધકે ચિકિત્સાસ્થાનનો ક્રમ ગંગાધરની આવૃત્તિને અનુસરીને રાખ્યો છે. પણ ઉપરના વાક્યને શુદ્ધ કરીને તથા **अतिसार** પહેલા પડી ગયેલ **अर्श** શબ્દ ઉમેરીને વાચીએ તો સ્પષ્ટ અર્થ સમજાય છે કે યક્ષ્મચિકિત્સિત સુધીના આઠ તથા અર્શ, અતિસાર, વિસર્પ દ્વિવ્રણીય અને મદાત્યય એ પાચ એમ કુલ ૧૩ સિવાયના ૧૭ અધ્યાયો

દઢબલના છે.* ચરકના ટીકાકર ચક્રપાણિદત્તના મતને માન્ય કરવા માટે એક એમનાથીએ ઘણા જૂના સમયનો આધાર છે.

નાવનીતક નામનો એક વૈદ્યનો સંસ્કૃત સંગ્રહ ગ્રન્થ ભૂર્જત્વક્ ઉપર ઇ સ. ચોથા શતકના ગુપ્ત અક્ષરોમાં લખાયેલો પૂર્વ તુર્કસ્તાનનાં ખંડેરોમાંથી મળી આવ્યો છે. જેને 'બોઅર મેન્યુસ્ક્રીપ્ટ' નામથી હુર્નલે સરકારી આર્ક્યોલૉજીકલ ખાતાં મારફત મૂળના તાદૃશ બ્લોક, નાગરી અક્ષરાન્તર અને ઇંગ્રેજી ભાષાંતર સાથે છપાવ્યો છે.

આ નાવનીતક ગ્રન્થ જો કે ત્રુટિત મળ્યો છે પણ આયુર્વેદના ઇતિહાસમાં એ અસાધારણ ઉપયોગી છે. આ ગ્રન્થ ઇ. સ. ૩૫૦ થી ૮૭૫ ની આસપાસ હિન્દુસ્થાનના વાયવ્ય પ્રાન્તમા લખાયો છે એમ એ ગ્રન્થના લખાણના અક્ષરોને ગુપ્ત સમયના અનેક લેખોના અક્ષરો સાથે મેળવીને હર્નલે નિઃસંદિગ્ધ સાબીત કર્યું છે. (જુઓ The Indian Antiquary 1914, pp XLV. અત્યારે બોઅર મેન્યુસ્ક્રીપ્ટ નામથી ઓળખાતી જે પ્રત નાવનીતકની મળી છે તે મૂળ લેખકની લખેલી નથી પણ કોઇએ મૂળમાંથી ઉતારેલી

*ચરકસંહિતાના ચિકિત્સાસ્થાનમાંથી દઢબલના અધ્યાયો જુદા પાડવા માટે ટીકાકારોએ ચરકના નામથી જે ઉતારાઓ કર્યા હોય તેને જુદા પાડવા એ પણ એક રસ્તો છે. ટીકાકારો ગ્રન્થકારના નામને પ્રથમા, તૃતીયા, ષષ્ઠિ કે સપ્તમી વિભક્તિ લગાડીને તેના ગ્રન્થમાંથી ઉતારો કરે છે. હવે चरकः, चरकस्य અથવા સમાસ રૂપે इति चरकवचनं એ રીતે જ્યાં ટીકાકારોએ પ્રયોગ કર્યો હોય ત્યાં આજે જેમ આખો ગ્રન્થ ચરકસંહિતા કહેવાય છે તેમ ત્યારે પણ આખો ગ્રન્થ ચરકસંહિતા કહેવાતો હોવાથી ગ્રન્થ જ ઉદ્દિષ્ટ હોય છે, અને દઢબલની રચના માટે પણ એ રીતે અનેક સ્થળે ટીકાકારોએ માત્ર ચરક નામથી ઉતારો કર્યાના દાખલા છે. પણ પ્રથમા કે તૃતીયા વાપરીને ઉતારો કરે ત્યાં ગ્રન્થકર્તા વિવક્ષિત હોઇને દઢબલની રચના માટે દઢબલનું અને ચરકની રચના માટે ચરકનું નામ લખેલું હોવું જોઇએ એમ આપણે માનીએ, તો અર્શ, અતિસાર, વિસર્પ, મદાત્યય અને ઉદર એ પાંચ અધ્યાયોમાંથી પાઠોદ્ધાર કરતા ટીકાકારો પ્રથમા કે તૃતીયા વિભક્તિ સાથે ચરકનું નામ લખે છે અને દઢબલનું લખતા નથી. એ ઉપરથી આ અધ્યાયો ચરકના ઠરે. આપણે ઉપર જે નિર્ણય કર્યો છે તેમાં અને આમાં માત્ર એક જ અધ્યાયનો તફાવત છે. આપણે દ્વિવ્રણીયને ચરકનો ઠરાવ્યો છે અને આ રીતે ઉદરચિકિત્સિત અધ્યાય ચરકનો ઠરે અને દ્વિવ્રણીય દઢબલનો ઠરે. પણ આ પ્રથમા, તૃતીયાના પ્રયોગ ઉપર પણ બહુ વિશ્વાસ રાખવા જેવું નથી. કારણ કે સુશ્રુતના ટીકાકાર ડલ્હણ વાતરક્તચિકિત્સિત નામના સર્વાનુમતે દઢબલના અધ્યાયમાંથી ઉતારો કરતા ચરકને પ્રથમા લગાડે છે જુઓ—

तथा वातरक्तेऽपि चरकः
औदकप्रशस्तवेशवारसुसंस्कृताः ।
जीवनीयौषधस्नेहयुक्ताः स्युरुपनाहने ॥ — — — — —

सु. चि. अ. ५ ની ટીકા

જુઓ ચરક ચિ. અ. ૨૯. શ્લો. ૧૩૫, ઉપરના શ્લોકનું પહેલું પદ ટીકામા ખોટું છપાયું છે. औदक प्रसहानुपवेशवाराः सुसंस्कृताः એમ જોઇએ.

નકલ છે એમ લહીઆની ભૂલો ઉપરથી સાબીત થાય છે. એટલે હૉર્નલના મત પ્રમાણે નાવનીતક ગ્રન્થ ઇ. સ. બીજા કે ત્રીજા શતકમા-મોડામા મોડો ઇ. સ. ૩૦૦ ની આસપાસમા રચાયો હોવો જોઇએ.૪ જો કે નાવનીતકના રચનારનું નામ મળતું નથી, કારણ કે ગ્રન્થનો અન્ત તથા છેલ્લું પ્રકરણ મળ્યા નથી, પણ નાવનીતકના આરંભમા જ કહ્યું છે.—

नमस्तथागतेभ्य. प्राक्प्रणीतैर्महर्षिणा
योगमुख्येस्समन्वितं वक्ष्येहं सिद्धसंकल्प
नाम्ना वै नावनीतकम् ॥

ભાગ બીજો પાનું પહેલુ

તેમ આ ગ્રન્થ પહેલના મહર્ષિઓએ બનાવેલા યોગોના સંગ્રહરૂપ છે વળી પહેલા ભાગની શરૂઆતમા મુનિ સભાનું નીચે પ્રમાણે વર્ણન છે

सर्वर्तुपुष्पफलवद्द्रुमरम्य
मानाविते विधुततमसो मुनयो वसन्ति ॥
आत्रेयहारितपराशरभेलगर्ग
शाबव्यमुश्रुतवासिष्ठकरालकाप्याः ।
सर्वौषधीरसगणाकृतिवीर्यनाम—
जिज्ञासव समुदिताः शतश प्रचेरु ॥
दृष्ट्वा पत्रैर्हरितहरितैरिन्द्रनीलप्रकाशै
कन्दै कुन्दस्फटिककुमुदेन्दुशशाखाभ्रशुभ्रै ।
उत्पन्नास्थो मुनिमुपगतः सुश्रुत. काशिराज
किन्वेतदस्याद्य स भगवानाह तस्मै यथावत् ॥

બોઅર મેન્યુસ્ક્રીપ્ટ ભાગ ૧ પા ૧

આ શ્લોકોથી સ્પષ્ટ દેખાય છે કે નાવનીતકના કર્તાને આયુર્વેદના આત્રેય, હારિત, પરાશર, ભેલ, કાશિરાજ, સુશ્રુત વગેરે આચાર્યોનો સારી રીતે પરિચય છે અને તેણે આ મહર્ષિઓના ગ્રન્થોમાથી જ યોગોનો સંગ્રહ કર્યો છે. આયુર્વેદના યોગ સંગ્રહોમા આ કદાચ જૂનામા જૂનો સંગ્રહ હશે.

આ નાવનીતકમા ચરક, સુશ્રુત, ભેલ વગેરેમાથી પુષ્કળ પાઠ ઉતાર્યા છે પણ નામ નામ્યે જ આપ્યુ છે. હૉર્નલે જે તારણ કર્યું છે તે પ્રમાણે ૧૨ પાઠો ભેલસંહિતામાથી

૪ પુરાતત્ત્વ વર્ષ બે અંક ત્રણમા નાવનીતકના લેખમા પાને ૨૮૭ મે ૧૧ મી પંક્તિમા ઇ સ. ૩૯૦ છપાયુ છે ત્યા ૩૦૦ જોઇએ. પાને ૨૮૭ મે નીચેથી ત્રીજી પંક્તિમા ઇ. સ. ૨૦૦ છે ત્યા ૩૦૦ જોઇએ અને પાને ૨૮૮ મે આઠમી પંક્તિ ઇ. સ. બીજા છે ત્યાં બીજા કે ત્રીજા એમ જોઇએ.

નાવનીતકમાં લીધા છે, અને જો કે અત્યારે મળેલી મુદ્રિત ભેલસંહિતામા નથી મળતા પણ બીજા ત્રણ પાઠો જેને યોગરત્નસમુચ્ચયના કર્તા ચન્દ્રટ ભેલના ગણે છે તે ઉમેરીએ તો ૧૫ પાઠો ભેલમાથી નાવનીતકે લીધા ઠરે. ચરકમાથી ૨૯ પાઠો નાવનીતકમાં લીધેલા દેખાય છે અને છ પાઠો સુશ્રુતમાંથી લીધા છે. વધારે ખુબી તો એ છે કે આમાતિસાર ઉપરના ત્રણ યોગો સુશ્રુતના ઉત્તર સ્થાનમાથી ભેલસંહિતામાં આવ્યા છે અને ભેલમાંથી નાવનીતકે ઉતાર્યા છે. કારણ કે નાવનીતકનો પાઠ ભેલના પાઠને વધારે મળતો છે. આ ઉપરથી એટલું સાબીત થાય છે કે નાવનીતક પહેલા ભેલસંહિતા રચાઈ છે અને તે પહેલા સુશ્રુતનું ઉત્તરસ્થાન રચાયું હોવું જોઇએ. હવે સુશ્રુતનું ઉત્તરસ્થાન વિદેહ વગેરેનાં શાલાકય તંત્રો તથા કાયચિકિત્સાના આગ્નિવેશ વગેરેનાં તંત્રો ઉપરથી સંગ્રહીત થયુ છે. અર્થાત્ અગ્નિવેશ વગેરેના કાયચિકિત્સા તંત્રો સુશ્રુત વગેરેનાં શલ્ય તંત્રો તથા વિદેહ વગેરેનાં શાલાકય તંત્રો સુશ્રુતના ઉત્તરસ્થાનથી પણ જૂના કાળમાં રચાયાં હોવાં જોઇએ, અને વર્તમાન ચરકસંહિતા, સુશ્રુતસંહિતા વગેરે તૈયાર થયા પછી ધીમે ધીમે મૂળ તંત્રો નષ્ટ થઇ ગયા. નાવનીતક લખાયું ત્યારે કદાચ એ જૂના તંત્રો હોય અને એમાંથી આજે જેનું મૂળ નથી મળતું એવા અનેક પાઠો નાવનીતકના સંગ્રહકારે લીધા હોય એ સંભવિત છે.

નાવનીતકના કર્તાએ વાગ્ભટ્ટ માધવ વગેરે પાછળના કોઇ ગ્રંથકારનું નામ લખ્યું નથી પણ અતિ જૂના કાંકાયન, નિમિ, સુપ્રભ, ઉશનાઃ, વાહ્લબલિ, બૃહસ્પતિ, અગસ્ત્ય ધન્વન્તરિ, જીવક, કાશ્યપ, આત્રેય અને અશ્વિનના નામથી પાઠો ઉતાર્યા છે. જેમાંનો મોટો ભાગ આજે કોઇ ગ્રન્થમા મળતો નથી

આત્રેયના નામથી છ પાઠો નાવનીતકમા મળે છે. હર્નલ તો ધારે છે કે આ પાઠો નાવનીતકના કર્તા પાસે જે ચરકસંહિતા અને ભેલસંહિતા હતી તેમા નહિ હોય, નહિ તો બીજા પાઠો નામ વગર ઉતાર્યા છે તેમ જ આ પણ ઉતારત. આત્રેયના છ પાઠોમાંથી એક બીજો કયાય મળતો નથી, બીજો વૃન્દના સિદ્ધયોગના અજીર્ણ પ્રકરણમા અગ્નિમુખચૂર્ણ નામથી મળે છે પણ રચનામા થોડો ફેર છે અને આત્રેયનું નામ સિદ્ધયોગમા નથી. ત્રીજો પાઠ ત્રુટિત છે અને બાકીના ત્રણ અમૃતપ્રાશઘૃત, મહા કલ્યાણક ઘૃત અને બલાતૈલ ચરકસંહિતા ચિકિત્સાસ્થાનના ક્ષતક્ષીણ, ઉન્માદ અને વાતવ્યાધિના અધ્યાયોમાં મળે છે.

નામ એક જ હોવા છતા, વસ્તુઓ પણ લગભગ એક જ હોવા છતાં નાવનીતકના અને ચરકસંહિતાના પાઠોની રચના તદ્દન જુદી છે. વળી ચરકસંહિતામા પહેલા બે પાઠોમા આત્રેયનું નામ નથી આપ્યું.

અર્થાત્ નાવનીતકના કર્તાએ તથા દઢબલે એમના વખતમા વિદ્યમાન કોઇ તંત્રમાથી આ પાઠો લીધા છે અને પાઠરચના જોતાં નાવનીતકનો પાઠ દઢબલના પાઠ કરતાં વધારે જુનો લાગે છે

હવે ચરક ચિ સ્થાનના રસાયન, વાજીકરણ, જ્વર, રક્તપિત્ત, ગુલ્મ, પ્રમેહ, કુષ્ઠ, યક્ષ્મ, અર્શ, અતિસાર, અને વિસર્પ એ ૧૧ અધ્યાયોમાથી નાવનીતકમા પાઠો ઉતારેલા છે. જીવાનન્દની આવૃત્તિના ૧૨ મા અને ૧૩ મા અધ્યાયોમાથી નાવનીતકમાં કોઇ પાઠ

મળતો નથી, અને ગંગાધરની આવૃત્તિના ૯ મા, થી ૧૩ સુધીના ઉન્માદ, અપસ્માર, ક્ષત ક્ષીણ શ્વયથુ અને ઉદરરોગમાથી કોઇ પાઠ મળતો નથી ઉલટુ ઉન્માદ, ક્ષતક્ષીણ અને વાત વ્યાધિના અમૃતપ્રાશવૃત વગેરે પાઠો વિશે ઉપર જે વિવેચન કર્યું છે તે ઉપરથી તો આ અધ્યાયો દૃઢબલના હોવાનો જ સભવ જણાય છે, અહીં જે નિર્ણય કર્યો છે તેની વિરુદ્ધ જાય એવી એક વાત ચરકસંહિતામા જ છે. ચરકસંહિતાના નિદાનસ્થાનનો ૭ મો અને આઠમો અધ્યાય ઉન્માદ અને અપસ્મારનો છે. ગંગાધરની આવૃત્તિમા ચિ. સ્થાનનો નવમો અને દશમો અધ્યાય ઉન્માદ અને અપસ્મારનો હોઇને ગંગાધરની આવૃત્તિ દશમા અધ્યાય સુધી નિદાનસ્થાનના ક્રમને અનુસરે છે ટુકામા ચરક ચિ સ્થાનમાથી દૃઢબલના અધ્યાયો જુદા તારવવામા મુશ્કેલી ઘણી છે. પ્રમાણો પરસ્પર વિરુદ્ધ મળે છે. પણ ચિકિત્સા-સ્થાન નિદાનના ક્રમને જ અનુસરે એવો દૃઢ નિયમ જૂની સંહિતાઓના દેખાતો નથી. સુશ્રુતના નિદાનસ્થાનમા ભગ્નનિદાનનો અધ્યાય ૧૫ મો છે, અને ચિકિત્સાસ્થાનમા ભગ્નચિકિત્સિતનો અધ્યાય ત્રીજો છે અલબત ચિકિત્સાસ્થાનનો ક્રમ વધારે સ્વાભાવિક છે. આ પ્રમાણે પ્રમાણોમા કઇક અંશે પરસ્પર વિરોધ હોવાથી દૃઢબલની રચના માટે નિ:સદિગ્ધ નિર્ણય થઇ શકતો નથી પણ દૃઢબલનુ કર્તૃત્વ આ ૪૩ અધ્યાયોમા જ સમાપ્ત થતુ નથી એ યાદ રાખવાનુ છે ચરકના પોતાના ગણાતા ભાગમા પણ દૃઢબલે ઘણો પ્રક્ષેપ કર્યો છે, એમ સ્પષ્ટ દેખાય છે સૂત્રસ્થાનનો છેલ્લો અધ્યાય તો કદાચ આખોય દૃઢબલે ફરી લખ્યો જણાય છે. અત્યારના સંશોધકો એમા ફેરફાર કરે છે તો દૃઢબલે કર્યો હોય એમા શુ આશ્ચર્ય ? સૂ. સ્થાનના ત્રીશમા અધ્યાયમા દૃઢબલના પોતાના અધ્યાયોનો પણ અનુક્રમ બરાબર બતાવ્યો છે તે દૃઢબલે ન લખ્યો હોય તો કોણે લખ્યો હોય ? પછી ચરકસંહિતાના નિદાનસ્થાનમા ગુલ્મનિદાનમ ૧૯ અને ૨૦ પેરેગ્રાફોમા ચિકિત્સાનું સૂચન છે. એ ત્યા કોણે મુક્યુ ? વળી ગુલ્મચિકિત્સાની શરૂઆતના ૧૭ શ્લોકોમા ફરી નિદાન પદ્યમા કર્યુ છે નિદાન સ્થાનમા જે વાત ગદ્યમા લખી છે તે જ વાત કેવલ ફેરફાર સાથે ચિ સ્થાનમા પદ્યમા કોણે લખી ? દૃઢબલ સિવાય બીજા કોઇ ન કહી શકાય છે વળી ચિ સ્થાનમા સ્થળે સ્થળે કલ્પ અને સિદ્ધિ સ્થાનમા કહેલી વાતનો હવાલો આપે છે ( જુઓ. च चि. अ ८ श्लो १६४ વગેરે વગેરે ) આવા શ્લોકો દૃઢબલના ન હોય ત્યારે કોના ? વળી સાધારણ રીતે ચરક શસ્ત્રચિકિત્સાની જરૂર હોય ત્યા શલ્યતત્ત્વવિદ્‌નો હવાલો આપી ચાલ્યા જાય છે, અને એથી વિરુદ્ધ અસબદ્ધ રીતે શલ્યચિકિત્સાનો વિષય ચરકમા દેખાય ત્યા એ ભાગ દૃઢબલે બીજા શલ્યતંત્રોમાથી લીધો હોવાનો સભવ માનવો પડશે. (જુઓ ગુલ્મચિકિત્સામા ૧૩૩ થી ૧૩૬ શ્લોકો ગુલ્મની આ રીતે ઘટકારા શસ્ત્રચિકિત્સા વૃદ્ધ વાગ્ભટમા પણ છે હર્નલ એ ઉપરથી દૃઢબલે વૃદ્ધ વાગ્ભટમાથી એટલો ભાગ ચરકમા દાખલ કર્યો એમ માને છે, પણ બન્નેયે કોઇ ત્રીજા આજે ન મળતા ગ્રન્થમાથી એ ભાગ લીધો હોય એ વધારે સભવિત છે )

ચરક સંહિતાનો બારીક અને સવિસ્તર અભ્યાસ કરીને, આત્રેયનો, અગ્નિવેશનો, ચરકનો તથા દૃઢબલનો અંશ કોઇએ જુદો પાડ્યો નથી અલબત્ત સપૂર્ણ રીતે આત્રેય વગેરેના અંશો આજ જુદા પડી શકે એ સભવિત નથી વળી આમા કલ્પનાનો ઘણો સભવ છે

પણ દૃઢબલનો અંશ લગભગ છુટો પડી શકે એવો છે અને પછી ચરકનો જે ભાગ રહે તેમાં આત્રેય અગ્નિવેશનો અતિ જૂનો દેખાતો ભાગ કેટલો હશે તે અટકળવાનું જ રહે છે.

**દૃઢબલનો સમય**—આટલા વિવેચનથી દૃઢબલનો સમય લગભગ નક્કી થઇ જાય છે ટુંકામાં ચરક નાવનીતક પહેલા અને કનિષ્કના સમકાલીન ચરક એ જ જો આ સંહિતાકાર હોય, તો તે ઇ. સ. પહેલા શતકમાં થઇ ગયા હોય. ગમે તેમ હોય તો પણ એ ઇ. સ. પૂર્વે બીજાથી ઇ. સ. પહેલા શતક સુધીમાં થયા હશે. ( કનિષ્કને કેટલાક હજી ઇ. સ. બીજા શતકમાં અને કેટલાક ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં મુકે છે ) અને દૃઢબલ નાવનીતક પછી અને વૃદ્ધ વાગ્ભટ્ટ પહેલા થયા હોય એમ માનીએ તો ઇ. સ. ત્રીજાથી ઇ. સ. પાંચમા શતક સુધીમાં થયા હોવા જોઇએ વૃદ્ધ વાગ્ભટ્ટ ચીનાઇ મુસાફર ઇત્સીંગ પહેલા થઇ ગયા છે એ તો કહ્યું છે પણ વરાહમિહિરની બૃહત્સંહિતામાં કાન્દર્પિક પ્રકરણમાં માક્ષિક વગેરેની એક શક્તિ આપનાર બનાવટ છે. એ બનાવટ મૂળ વૃદ્ધ વાગ્ભટ્ટ ( उ. अ. ४९, अ. हृ. उ अ ३१ ) માંથી લેવામાં આવી છે. ફલશ્રુતિ જોતા પણ સ્પષ્ટ રીતે બૃહત્સંહિતાએ વાગ્ભટ્ટમાંથી પાઠ લીધો દેખાય છે. ( જુઓ આયુર્વેદ વિજ્ઞાન પુ. ૩ પાનું. ૩૫૮, ૩૫૯ ). વરાહમિહિર ઇ.સ. છઠ્ઠા શતકમાં થઇ ગયા છે [૧]અર્થાત્ વૃદ્ધ વાગ્ભટ્ટ તે પહેલા કદાચ પાંચમા શતકમાં થયા હશે અને દૃઢબલ તેથીએ પૂર્વે થયા હોય તો એનો સમય ત્રીજું ચોથું શતક ઠરે વૃદ્ધ વાગ્ભટ્ટ તથા અષ્ટાંગહૃદયકાર એક કે જુદા એ પ્રશ્નનો કદાચ છેવટનો નિર્ણય નથી થઇ શકતો પણ દૃઢબલ અને વૃદ્ધ વાગ્ભટ્ટના સમયની મર્યાદા તો ઉપર આપી છે, તે લગભગ બરાબર લાગે છે.

ચરક પછી સુશ્રુતસંહિતાનું ઉત્તર સ્થાન, પછી નાવનીતક, નાવનીતક પછી દૃઢબલ અને તે પછી વાગ્ભટ્ટ એવો ક્રમ સ્પષ્ટ દેખાય છે દૃઢબલ તથા વાગ્ભટ્ટ નાવનીતક પહેલા થયા હોવાનું કંઇ કારણ દેખાતું નથી, જ્યારે નાવનીતક પછી થયા હોવાના ઘણા પ્રમાણો છે જેમ વરાહમિહિરે વૃદ્ધ વાગ્ભટ્ટનો પોતાનો રચેલો પાઠ ઉતાર્યો છે તેમ નાવનીતકે વૃદ્ધ વાગ્ભટ્ટનો કોઇ પાઠ ઉતાર્યો નથી. દૃઢબલ નાવનીતક પછી થયા હોવાના પ્રમાણો ઉપર દર્શાવ્યા જ છે.

આ વિચારસરણી બરાબર હોય તો દૃઢબલે પ્રતિસંસ્કૃત તથા પરિવર્ધિત વર્તમાન ચરકસંહિતા ઇ. સ. ત્રીજા ચોથા શતકમાં અને મૂળ દૃઢબળના સ્પર્શ વગરની ચરકસંહિતા ઇ. સ. પૂર્વે બીજાથી ઇ. સ. પહેલા શતક સુધીમાં તૈયાર થઇ હોવી જોઇએ.

---

૧ આ પુરાવા તરફ અત્યાર કે પાશ્ચાત્ય કોઇ પણ પ્રાચ્ય તત્ત્વવેત્તાનું ધ્યાન કેમ ખેંચાયું નથી એ સમજાતું નથી

# ૪ વિકાસવાદ THEORY OF EVOLUTION

( લેખકઃ–રા. રા. રેવાશંકર ઓઘડભાઇ સોમપુરા )

## (૧) ભૂમિકા

સૃષ્ટિમાં વિચિત્ર કાર્યો આપણી નજરે પડે છે. જીવનનિર્વાહને સારૂ એક બીજાનું કોઇ ને કોઇ રીતે હરણ થાય છે. કરોળીયો પેટ વાસ્તે જાળ બાંધે છે; બગલો એક પગે ઉભો રહે છે; પક્ષી પેટ વાસ્તે ઉડે છે. મોટું વૃક્ષ તે જ કારણસર નાનાને વધવા દેતું નથી. આ જીવનસંગ્રામ પેટ વાસ્તે વા જીવનની રક્ષા સારૂ થઇ રહેલો છે. વિવિધ પ્રકારનાં તથા વિચિત્ર પ્રાણીઓ તથા વનસ્પતિ આપણી નજરે પડે છે તે પરથી સહજ પ્રશ્ન થાય છે કે આ વિવિધતાનું કારણ શું?

મનુષ્ય, પશુ, પક્ષી, વનસ્પતિ–સર્વના શરીરમા છ બાબત આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ–ઉત્પત્તિ, વૃદ્ધિ, સ્થિતિ, ફેરફાર, ક્ષય અને છેવટ નાશ. દરેકમા આ જ ક્રમમા પૂર્વવત્ પરિવર્તન કે વિકાસક્રમ નજરે પડે છે. આ વિકાસના શા નિયમ છે તે બતાવવું એ વિકાસવાદનું એક લક્ષ્ય છે. તેના બધા નિયમ હજુ જ્ઞાત નથી.

## (૨) વિકાસવાદના અભ્યાસથી લાભ શું?

( अ ) મનુષ્ય સૃષ્ટિના ઇતિહાસનું જ્ઞાન થાય છે. ( ब ) પ્રકૃતિના કેટલાક નિયમ તથા મનુષ્યવ્યવહારની ઘટના તથા તેમનું જીવન જાણી શકાય છે. ( क ) વિકાસવાદના અભ્યાસનું ફળ જીવનરક્ષા, જીવનસુખ અને જીવનની મનોહરતા છે. ( ख ) વિકાસવાદથી સ્પષ્ટ થાય છે કે મનમુખીપણું તથા સ્વાર્થબુદ્ધિ વિકાસનાં ઘાતક છે તથા ઉંધે રસ્તે દોરે છે.

વિકાસવાદ એમ સિદ્ધ નથી કરતો કે 'જે યોગ્ય વ્યક્તિ–યોગ્ય જાતિ છે, તે જ જીવતી રહી છે, જીવતી છે અને જીવતી રહેશે', પણ એટલું તો સ્પષ્ટ બતાવે છે જ કે 'જેનામાં યોગ્યતા નથી, તે પરાધીન બની નષ્ટ થાય છે. તે ખરાબ સ્થિતિમા છે અને રહેશે.' જીવનસંગ્રામમાં "બળીયાના બે ભાગ"–'Might is right'નું રાજ્ય છે. સર્વને જીવનસંગ્રામમાં ઉતરવું પડે છે. प्रकृतिस्त्वाम् नियोक्ष्यति ( ગીતા વાક્ય. અ. ૧૮. ૫૯ ) બધું વિકાસવાદનું ક્ષેત્ર છે. વિકાસવાદ કલ્પના માત્ર નથી પણ કુદરતી સત્ય ઘટના છે. આ વાતો જે સંપૂર્ણ ન સમજે તે વિકાસવાદ પણ પુરો સમજી શકે નહિ. અહીં કુદરતી ઘટના તથા વિકાસક્રમ પર તથા તેના પ્રસિદ્ધ પરિણામ પર જ દૃષ્ટિ નાખવાની જરૂર છે. દર્શનકારની દુનિયા વિકાસવાદીની દુનિયાથી નિરાળી છે. કેમકે વિકાસવાદી જીવનની ઘટના પર જ વિચાર કરે છે.

## (૩) વિકાસવાદનો ઇતિહાસ

જનસમાજમાં વિકાસવાદના સિદ્ધાન્તનો શોધક ડાર્વિન મનાય છે, પણ તે સત્ય નથી. તે તો ઇ. સ. ૧૮૫૯ માં થયો. પણ તે અગાઉ આ સિદ્ધાન્તના સ્થાપકો થએલા છે. તેનો મૂળ શોધક એરિસ્ટોટલ ગણાય છે. આપણા ચાર્વાક પણ તેનાથી જાય તેમ નથી. ચાર્વાક-

જીનું આપુ અને વિકાસવાદીનું પ્રોટોપ્લેઝમ કેટલીક બાબતમા મળતા છે. એરિસ્ટોટલ પછી તેનો વિરોધી રેડી ઇસ્વી ૧૬૬૮ મા થયો. ત્યાર પછી વ્યહાલિસનેગ તથા બફન ઇત્યાદિ તેના સાધક થયા. પછી ૧૯ મી સદીમા આ વિદ્યાના પાચ શાસ્ત્રની શોધખોળ ડાર્વિને ૨૫ વર્ષ સુધી કરી, જેથી તેનું નામ લોકોમા પ્રસિદ્ધ થયુ હજુ આ બાબતની શોધ ચાલુ જ છે

## ( ૪ ) વિકાસવાદની પરિભાષા

અહીં કેટલાક ખાસ શબ્દો વપરાય છે, જેના આ વિધારે લગતા સપૂર્ણ અર્થ જાણુવાની દરેક વાચકને જરૂર છે —

( ૧ ) વિકાસ=જડચેતન પદાર્થોનું પૂર્વવત્ પરિવર્તન અથવા પરિસ્થિતિ અનુકૂળ ઉત્પત્તિ, એક જીવનું રૂપાન્તર થઇ બીજો જીવ થાય તે, નિર્જીવનો પરિસ્થિતિ દ્વારા વિકાસ. દા. ત પ્રથમ સૂર્યના તડકા પરથી અગર રાત્રે તારાઓના સ્થાન પરથી કાળ-વખત કહી શકતા, તે પછી સૂર્યના તાપનું ઘડીયત્ર, પછી જલયત્ર, પછી વાલુકાયત્ર-રેતી વાળની શીશી, પછી ક્લૉક ( મોટુ ઘડીયાળ ), પછી વૉચ ( નાનું ઘડીયાળ-ખીસાનુ ) પછી બોલતુ ઘડીયાળ-એ મુજબ ઘડીયાળના વિકાસને " વિકાસ " કહી શકાય

તે જ મુજબ જીવધારી પ્રાણીઓનો પણ વિકાસ થયો છે જેમ પ્રોટોપ્લેઝમથી એમીબારૂપ થવુ તે

ઉન્નતિક્રમ-ધારો કે એક પ એમીબાને ૧, ૨, ૩ સતાન થયા તેમાનુ ન. ૨ મૃત્યુ પામ્યુ ન. ૧ ને વૃદ્ધિની પરિસ્થિતિ ન મળવાથી પોતાના તથા પૂર્વજોના જેવા જ સતાન થતા ચાલ્યા ન. ૩ ને વૃદ્ધક પરિસ્થિતિ મળી જેથી તેના વશમા જુદા પ્રકારનું રૂપાન્તર થયુ હવે તે ન ૩ ને અ, બ, ક ત્રણ સંતાન થયા અ મૃત્યુ પામે છે ચ ને વૃદ્ધક પરિસ્થિતિ મળતી નથી, તેથી તેના જેવા જ સતાન થતા ચાલે છે ક ને વૃદ્ધક પરિસ્થિતિ મળવાથી તેનુ નવી જાતિમા પરિવર્તન થાય છે. ફરીથી ક ને ત્રણ સતાન થયા ને ઉપર મુજબ ક્રમ ચાલ્યો આ પ્રકારના વિકાસક્રમને ઉન્નતિક્રમ કહો છે એ ક્રમ મુજબ પ્રાણીઓની શ્રેણી, કક્ષા, જાતિ, ઉપજાતિ થઇ છે જેના વર્તમાનમા આપણે જુદા જુદા ભેદ જોઇએ છીએ

ઉપર કહેલ ઘડીયાળનો વિકાસ ચાલુ જ છે હવે ઘડીયાળનું કામ મન આપી શકે તેવુ બને ત્યારથી તેનો વિકાસ બંધ થાય ને બીજા રૂપનો વિકાસ થવા લાગે જેમ હાલ અમુક પશુઓનો વિકાસ બધ થયો છે ને તે સ્થાને મનુષ્ય નામના પ્રાણીનો વિકાસ જારી છે

વિકાસનો ૨ જો દાખલો-કોઇ જગલમા વાદરા રહેતા હતા ત્યા તેની વસ્તી ઘણી વધી ગઇ. તેથી જીવનસગ્રામને લઇ નિર્બળોને તે જગલ છોડી સપાટ પ્રદેશમા રહેવુ પડયુ બળવાન વાદરાઓના સતાન જગની રહ્યા નિર્બળોના સતાન સપાટ પ્રદેશમા રહેતા હોવાથી તેમનો કૂદવા ઠેકવાનો અભ્યાસ જતો રહ્યો અનુપયોગથી પૂછડુ પણ ઘસાઇ ગયુ કાકરા તથા પથ્થર ખુચવાથી લાકડા તથા પાદડા પર સૂવાનો અભ્યાસ થયો શરદી ગરમી લાગવાથી ગુફામા રહેવા લાગ્યા કોઇ વાદગ ચાલવાથી થાકી ગયા

ઘોડા, બળદ, પાડા ઇત્યાદિ પશુઓને જોઇ તેની પીઠ પર સ્વારી કરવા લાગ્યા, ને એ મુજબ અન્ય પશુઓને તાબે કરવાનો અભ્યાસ થયો ઇત્યાદિ પ્રકારે પરિસ્થિતિ તથા જરૂરતવશ શરીર અને મગજમા જે પરિવર્તન થયુ તેના સસ્કાર સતાનમા ઉતર્યા. એમ થતા થતા લાખો વર્ષે વાદર જગલી મનુષ્યના રૂપમા આવ્યા તે પછી ધીમે ધીમે સેંકડો વર્ષો પછી સભ્ય મનુષ્ય બન્યા આ પ્રકારે સર્વ પ્રાણીનો યથાયોગ્ય વિકાસ થયો છે આ પરિવર્તનનું નામ "વિકાસ" છે.

( ૨ ) પરિવર્તન=પૂર્વનુ રૂપ બદલી જવુ તે. તે ત્રણ પ્રકારનુ છે. ૧ પરિસ્થિતિરૂપ, ૨ કાર્ય રૂપ, ૩ પૈત્રિક સસ્કાર. પૈત્રિક સસ્કાર=અદષ્ટ અથવા પૂર્વના સંસ્કાર શરીરની સાથે પેદા થાય છે તે.

( ૩ ) પ્રોટોપ્લેઝમ=ચેતન ઉત્પાદક રસ. જીવરસ કે ચેતન કણ. તે ૧૨ કે ૧૬ જડ તત્ત્વોના મિશ્રણવાળો ઢીલો પદાર્થ છે. જીવનનો તે મૂળ આધાર છે, ચેતનતત્વનુ પહેલુ સાદુ સ્વરૂપ છે. જેમ ચાવી આપ્યા બાદ ઘડીયાળ આપોઆપ ચાલે છે તેવી શક્તિ તેમા ભરી છે તેમ આ શક્તિ પ્રાણીની ક્રિયા પર કામ કરે છે તે દરેક કોષ ( સેલ-બિદુ ) મા ભરી છે.

વૈજ્ઞાનિકો આવું જ જડ તત્ત્વોનુ કણ બનાવે છે. તેનું બાહ્ય રૂપ આ કુદરતી કણ જેવું જ થાય છે. પણ તેમા ઉત્પાદક વર્ધક શક્તિ હોતી નથી. માટે તે રસાયણીય સયોગજન્ય પદાર્થ નથી, પણ જરૂર તેની બનાવટમા કોઇ ગુપ્ત શક્તિ કામ કરી રહેલી છે એવું સમજાય છે

( ૪ ) સેલ=બિદુ=કોષ=ઉપરના પ્રોટોપ્લેઝમનો એક ભાગ તેનામા જીવનશક્તિ છે. સાધન મળતા પોતાના જેવુ નવીન સ્વરૂપ તે પેદા કરે છે.

( ૫ ) એમીબા=પ્રોટોપ્લેઝમનો એક કોષવાળો નાનામા નાનો જીવ.

( ૬ ) થર=ચટ્ટાન=પૃથ્વીની ગતિથી માટી વગેરેના જે થર જમીન પર જામી જાય છે તે કુદરતી થર, વર્ષાદ, નદી, બરફ દ્વારા પહાડ કે જમીન કોઇ જગાએ ઘસાઇ જઈ કાકરા, વેળુ કે પત્થરના જે થર જામે તે બનાવટી થર આવા એક પર એક પડ દર સાલ જામતા જાય છે. દરિયામા અનેક પદાર્થ વહી આવી ત્યા ઠરી જાય છે અને પડ ઉપર પડ ચડતા ખૂબ દમાણ થાય છે. શોધકોએ જમીન ખોદી ખોદીને જોયુ છે ને તે પરથી અજીવ, જીવ પ્રાણી તથા તેના શાસ્ત્રાદિનો ઇતિહાસ આપ્યો છે.

( ૭ ) સ્વતજનનવાદ=જીવ વિના જીવની સ્વત ઉત્પત્તિ થવી તે-નહિ કે કોઇ અગમ્ય શક્તિદ્વારા. આ વિકાસને સિદ્ધ કરનાર સિદ્ધાન્તને સ્વતજનનવાદ કહે છે આપણા આર્યાવર્તના ચાર્વાકનો તે પ્રાચીન સિદ્ધાન્ત છે. ગ્રીસમા તે પૂર્વથી પ્રચલિત છે.

## ( ૫ ) વિકાસવાદનો સિદ્ધાન્ત

જીવોની ઉત્પત્તિ કોઇ અગમ્ય શક્તિ-ઇશ્વર દ્વારા થઇ એવી ઇશ્વરવાદી લોકોની ( આપણી ઘણાખરાની ) માન્યતા છે કેટલાક વૈજ્ઞાનિકોને તે અસત્ય લાગે છે. પૂર્વે વર્તમાનની જેમ પરિવર્તન થતું ચાલ્યું છે, જે હાલ સ્થિતિએ પહોચ્યુ છે તેમા અગમ્ય

શક્તિ માનવાની જરૂર નથી. પૃથ્વિ પર વાયુ, વર્ષા, નદી ઇત્યાદિથી પરિવર્તન જારી જ છે તેનાથી વનસ્પતિ તથા જીવનું સ્વરૂપ બની પરિવર્તન થતું રહ્યું છે.

વિજ્ઞાનવાદ માને છે કે આ પહેલા પૃથ્વી મધ જેવી પાતળી હતી. તે અગાઉ વધુ ગરમ હતી. તે પહેલાં અતિ તપ્ત સૂરજથી જુદી નહોતી. જ્યારથી જુદી પડી ઠંડી થઇ ત્યારથી તેનું નામ પૃથ્વી પડ્યું. તેજ મુજબ શનિ, મંગળ વગેરે ગ્રહ બન્યા. સૂર્ય હજુ પૂર્વવત્ તપ્ત જ છે. સર્વ ગ્રહોની મધ્યમાં સૂર્ય છે. પૃથ્વી ઠંડી પડયા બાદ વનસ્પતિ ને તે પછી જીવોની ઉત્પત્તિ થવા લાગી તે જ દહાડાથી આ વિકાસનો આરંભ થયો, જેનું ફળ વર્તમાન સંસાર છે. આ વિકાસનું વર્ણન કરવું તે વિકાસવાદનું કામ છે. પૃથ્વી પર પહેલ વહેલાં વનસ્પતિ આપોઆપ બની, જેનું પરિણામ જીવ પ્રાણી છે.

પ્રોટોપ્લેઝમ-જીવનરસ-ચેતન કણ, જે વનસ્પતિનું પણ આદિ પિતા છે તે પ્રથમ ક્યાથી આવ્યું ? કેટલાક એમ માને છે કે કોઈ તારો તુટયો, તેનો જે ભાગ પૃથ્વી પર પડયો તેમાં એ પ્રોટોપ્લેઝમ પૃથ્વી પર આવી પડયું. બીજા એમ કહે છે કે એવી સ્થિતિમા એ કણ કાયમ ન રહી શકે. તેથી પૃથ્વી પર અનુકૂળ સ્થિતિ આવવાથી આપોઆપ તેનો આરંભ થયો; વૈજ્ઞાનિકો પ્રોટોપ્લેઝમ ઉત્પન્ન કરી શકતા નથી, કેમકે તે સજીવ પદાર્થ છે.

રસાયણીય પૃથક્કરણથી જાણવામા આવ્યું છે કે એ જીવનરસમા ૧૨ કે ૧૧ જડ તત્ત્વો છે-કાર્બન, ઑક્સીજન ( ઉદજન ), ગંધક, ફોસ્ફરસ, હાઇડ્રોજન, સોડીયમ, પારો ( હરિણ ), મૅગનેશિયમ, પોટેશિયમ તથા બે ચાર બીજાં જડ તત્ત્વ છે. આ ચેતન ઉત્પાદક રસ વધુ ઓછો થતો રહે છે. જડ પદાર્થનું પરિવર્તન જ આ ચેતનરસ છે. તે દીવાના પ્રકાશ જેવો વા દરિયાના મોજાં જેવો ક્ષણિક છે; પણ તેનું અસ્તિત્વ જણાય છે. કોઇ આ મિશ્રણને સ્વાભાવિક માને છે. કોઇ તેને ગુપ્ત મહાન શક્તિ-ઇશ્વર દ્વારા બને છે એમ માને છે. આ સજીવ રસના ભાગને સેલ ( બિંદુ-કોષ-કોથળી ) કહે છે જે સૂક્ષ્મદર્શકયંત્ર વિના દેખાતી નથી. આ કોષ્ટોના જમાવથી જ શરીરના ભાગ બને છે; જેનામા જીવનશક્તિ છે તેનું નામ બિંદુ કે કોષ છે. તે ગોળ ઇંડાકાર થાય છે. ઇંચના છ હજારમા ભાગ જેટલી નાની શી તે થાય છે. પાણીમાં તે પીગળતી નથી, ને તેની ઠશી રચના જાણી શકાતી નથી. તે પારદર્શક છે. જો તે યોગ્ય સ્થળમા હોય તો તેનું માપ વધે છે. બાહ્ય વસ્તુને લઇ પોતાનું રૂપ તેને અનુકૂળ કરી લે છે, અને આ ગુણ જીવનશક્તિમાં છે.-વાયુ, હવા, વિજળીમા નથી. તે જ બીજા હજારો કોષ્ટો ઉત્પન્ન કરે છે. ફરી તે પેદા થયેલ કોષ અન્ય હજારો પેદા કરે છે. જો દરરોજ શરીર એક ઇંચ વધતું હોય તો એમ માનવું કે આવા નવ અબજ કોષ પેદા થયા. ચામડી, લોહી, માસ ઇત્યાદિ સર્વ આના જ બનેલા છે. જીવનરસ આ સેલ-કોષ-બિંદુમા ગતિ કરે છે

નાનામા નાનું પ્રાણી-એમીબા જળચર છે. તે માત્ર એક જ સેલનું છે. તે સ્વયં ગતિ કરે છે. પોતાને મનગમતો ખોરાક લે છે. પોતામાથી જ પોતાના જેવા નવીન પ્રાણી પેદા કરે છે. જ્યારે અનુકૂળ ખોરાક પર તે બેસે છે ત્યારે તેમા છિદ્ર પડી જાય છે ને તેમાથી એ ખોરાક તે ખેંચી લે છે. એ એમીબાથી માડી ઠેઠ હાથી જેવા મ્હોટા પ્રાણીના

શરીરમા પણ ત્રણ બાબતો રસાયણશાસ્ત્રથી સિદ્ધ થઇ ચુકી છે-( ૧ ) બધા પ્રાણીના શરીરની રચના એક જ પ્રકારની છે તથા બધામા સર્વ તત્ત્વો સમાન પ્રમાણમાં છે. ( ૨ ) નાશ પામતી અવયવ શક્તિ અનુકૂળ ખોરાકથી પુનઃ પ્રાપ્ત કરી શકાય છે. ( ૩ ) એક પ્રાણીથી બીજા પ્રાણીની ઉત્પત્તિ થાય છે-અર્થાત્ ઉત્પાદન શક્તિ સર્વ ચેતન પદાર્થોમાં છે. પ્રાણીઓના શરીર ૧૨ કે ૧૬ જડ તત્ત્વોનાં બન્યા છે ને દરેકમા આઠ સ્થાન છે.-પોષણ, શ્વાસોચ્છ્વાસ, મળમુત્રવાહક, રક્તવાહક, પ્રેરક, આધાર, જ્ઞાનતંતુ અને પ્રસવ. આ આઠ પ્રબંધ નાના એમીબાથી તે હાથી જેવા મોટા પ્રાણીઓને કરવો જ પડે છે. પ્રાણી માત્રના દરેક અવયવ કોષ્ટોના સમૂહના બનેલા છે અને તે અવયવો વિવિધ પ્રકારના પણ સમાન હોય છે. જેમ ખેડુત, વણકર, લુહાર, સુથાર, કડીયો, દરજી, મોચી, વૈદ્ય, ન્યાયાધીશ, રાજાથી કોઇ એક નગરનુ કામ ચાલે છે, તેમ સર્વ સેલના જુદા જુદા કામથી શરીર ચાલે છે ને તે શક્તિ એક રૂપમા દેખાય છે. જો દરેકે દરેક કોષ્ટનો નાશ કરીએ તો સજીવ પ્રાણી મૃત્યુ પામે છે.

વનસ્પતિ પણ સજીવ પદાર્થ છે. તેમા પણ ચેતનોત્પાદક રસ-પ્રોટોપ્લાઝમની ધારા વહે છે.

## ( ૬ ) વિકાસવાદ સિદ્ધ કરનાર પાંચ શાસ્ત્રો.

### ( ૧ ) જાતિ વિભાગ શાસ્ત્ર.

જીવં પ્રાણી બે પ્રકારના છે—( ૧ ) સજીવ પ્રાણી ( ૨ ) વનસ્પતિ.

સજીવ પ્રાણી બે પ્રકારના છે—( ૧ ) બરડાની કરોડવાળા ( ૨ ) કરોડ વિનાના ( કીડી, મકોડા ઇત્યાદિ. ) પાછી આ બેની શ્રેણી, કક્ષા, જાતિ તથા ઉપજાતિ એમ ૪ વિભાગ છે.

### ( ૨ ) તુલનાત્મક શાસ્ત્ર.

કરોડવાળા સ્તનધારી શ્રેણીના પ્રાણી વ્હેલ માછલી, સીલ માછલી, માછલી, મગર, અને ગાય—આ પ્રાણીઓની શરીર રચના સમાન છે. પરિસ્થિતિવશ બાહ્યરૂપ જુદા જુદા પ્રકારનું થયું છે. આમ શરીરરચના પરથી તુલના કરી પ્રાણીઓના વિભાગ પાડવામા આવે છે તે શાસ્ત્રને તુલનાત્મક રચનાશાસ્ત્ર કહે છે.

### ( ૩ ) ગર્ભશાસ્ત્ર.

ગર્ભના આરંભથી પોતપોતાની સ્થિતિ પૂર્ણ થાય ત્યા સુધીમા જેટલું જેટલું પરિવર્તન થાય છે તેનું જ્ઞાન ગર્ભશોધનથી થયુ છે-થાય છે. આ પરિવર્તન સર્વ પ્રાણીમા સમાન માલમ પડે છે.

### (૪) લુપ્તજંતુ શાસ્ત્ર.

પ્રાણીઓની પરંપરા મેળવવાથી તેની સંતતિ ઉપસંતતિનો ઇતિહાસ મળે છે. પણ પૃથ્વીમા લાંબા કાળથી ફેરફાર થતો રહેવાથી કેટલીક વચલી કડીઓનો પત્તો મળતો નથી. અમુક જાતિ તથા પ્રકારના જંતુ નાશ પામ્યા છે. ભૂસ્તરવિદ્યાના થરોમા તેનાં ચિહ્ન મળતા નથી જેમ કે વનમાણસનું રૂપાન્તર મનુષ્યજાતિ છે. પણ એ

બન્નેની વચ્ચેની કડી–જાતિનો લોપ થયો છે. હજુ ગર્ભશાસ્ત્રમા એ લુપ્ત કડીનું ચિન્હ હોય એમ માની શકાય છે. પણ સ્પષ્ટ કહેવું મુશ્કેલ છે. કેટલાક કારણથી આ શાસ્ત્ર અપૂર્ણ છે, તો પણ વૈજ્ઞાનિકોની શોધ સારૂ ઘણીક સામગ્રી સંપાદન થયેલી છે.

(૫) ભૂગોલક શાસ્ત્ર.

આથી અમુક પ્રાણી અમુક જગાએ થયુ તે; તથા પાસે પાસેના દેશમાં રહેવાવાળા પ્રાણીઓનું સાધર્મ્ય જણાઇ આવે છે. જેથી વિકાસવાદને ઘણી મદદ મળી છે.

આર્ય ગ્રન્થમા—આપણા પુરાણોમા જે અવતારસંજ્ઞા છે તે વિકાસવાદ બતાવે છે. જેમકે મચ્છ ( જળચર ) પછી કચ્છ ( જળચર–સ્થળચર ), પછી વરાહ ( ભૂચર ), પછી નૃસિંહ ( વનચર ), પછી વામન ( લઘુ મનુષ્ય ), પછી પરશુરામ ( અર્ધ સભ્ય–લડાયક ), પછી રામ, કૃષ્ણ ( સભ્ય માનવ ), પછી બુદ્ધ, પછી કલ્કી. પણ આ સર્વ અવતારનું વર્ણન વૈજ્ઞાનિક રીતિએ આપવામા નથી આવ્યુ, જેથી જેવું જોઇએ તેવુ સંતોષકારક નથી.

ઉપરના શાસ્ત્રો દ્વારા એવી માન્યતા ધરાવવામા આવે છે કેઃ—

(૧) જેમ બીજથી થડ, શાખા, પત્ર, ઉપશાખા, ફુલ, ફળ થાય છે ને નષ્ટ થાય છે તેમ પ્રોટોપ્લેઝમ ( બીજ ), કોષ્ટ–તેમાથી એમીબા જંતુ, તેમાથી દેડકા, તેનું રૂપાન્તર કાનખજુરા, વગેરે કૃમિ; પછી કીડી, મકોડા, કાકીડા વગેરે કૃમિ; તે પછી તેનું રૂપાન્તર અરડાની કરોડવાળા પ્રાણી, જેના કે માછલી ઇત્યાદિ; તેમાથી દેડકા, સર્પ; તેમાથી પક્ષી, તેમાથી સ્તનધારી ચોપગા જાનવર; તેમાથી વાનર–વનમાણસ, તેનું રૂપાન્તર લુપ્ત કડી ( નથી જણાયુ તે ), એ લુપ્ત કડીનુ રૂપાન્તર જંગલી મનુષ્ય; તેનું રૂપાન્તર સભ્ય મનુષ્ય આ ક્રમ મુજબ પરિસ્થિતિ અને આવશ્યકતાને લીધે પરિવર્તન થયુ છે તેમા ઇશ્વરશક્તિ કે એવું કાઇ નિમિત્ત નથી

(૨) આરંભમા વનસ્પતિ પ્રોટોપ્લેઝમથી થઇ. તેનાથી ચેતન પ્રાણી થયુ આમ જડ ચેતનનો તફાવત તે માત્ર પરિવર્તન જ છે બધા પ્રકારના સજીવ પ્રાણી પૂર્વે એક જ જાતિમાથી થયા છે. વિકાસ માત્ર સ્વાભાવિક ઘટના છે. કોઇ ગુપ્ત શક્તિએ પ્રથમ નર માદા જાતિ બનાવ્યા એ માન્યતા યુક્તિ વિચાર ને પ્રમાણ રહિત છે. પરિસ્થિતિના કારણે જ સર્વ પ્રાણીઓએ જુદા જુદા રૂપ પકડયા છે. પ્રકૃતિના નિયમ સર્વને સમાન લાગુ પડે છે. તેનો એક નિયમ એ છે કે ઉદરપૂરણાર્થ દરેકને સંગ્રામ કરવો પડે છે–તેને જ જીવનસંગ્રામ કે જીવનકલહ કહે છે યોગ્ય–બળવાનનો જય થાય છે અયોગ્ય–નિર્બળનો નાશ થાય છે.

(૩) ઉપર જણાવ્યુ તેમ પ્રથમ ઉત્પત્તિ, બરડાની કરોડરહિત પ્રાણી–એમીબા, કીડા, મચ્છરાદિની થઇ, તેમાથી હાડકા વિનાના વીંછી, કીડા, કાનખજુરા, ટુકડા ટુકડા ભેગા મળી થયા ભમરા, માખી, તીડ, તનૈયા ઇત્યાદિ દરેકના દેખાવમા ભેદ છે પણ અસલમા સમાન છે, ત્યા સુધી કે નાનામા નાનો કીડો જે પત્થર સાથે એવો જકડી ચોંટી જાય છે કે પાણીના ભારે વેગથી પણ હાલતો નથી તેના શરીરની રચના પણ વીંછી જેવી જ છે.

પ્રોટોપ્લેઝમ પછી એમીબા થયું. તે એક કોષવાળું ઝીણામાઝીણું જંતુ છે. સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા તે દેખાય છે. જે બાજુ તેનો ખોરાક હોય તે તરફ વધે છે ને સામી બાજુ સંકોચાય છે, જે સ્વાભાવિક જ છે. જેમા ઇચ્છા કે ચેતનરૂપ ઇરાદો બીલકુલ નથી. તેની ખોરાક લેવાની એવી આશ્ચર્યકારક રીત છે કે તે પ્રથમ ખોરાકને ઢાંકી લે છે તે પછી તેના શરીરમાંના એક છિદ્ર દ્વારા તે ખોરાક અંદર લે છે. તેને મુખ, કાન, નાક ચક્ષુ કશું દેખી શકાતું નથી. પ્રોટોપ્લેઝમ જ તેનો આધાર છે. બીજાં પ્રાણી કરતા આમાં અંતર માત્ર એટલો જ છે કે બીજાં પ્રાણી અનેક કોષ્ટનાં છે, જ્યારે આમાં માત્ર એક જ કોષ્ટ છે. સંક્ષેપમા આ એમીબા તમામ જીવોનો પૂર્વજ-પિતા છે. તેનું રૂપાન્તર થતા થતાં આપણે સર્વ પ્રાણીઓ બન્યા છીએ. બાલ્ય, કિશોર, યુવાન, વૃદ્ધ-અવસ્થામાં પ્રાણીનું જેટલું પરિવર્તન થાય છે તેનાથી વિશેષ ગર્ભાવસ્થામાં થાય છે. રાઇના દાણાથી પણ નાના બીજમાથી મોટું વૃક્ષ ઉગી નીકળે છે. પક્ષી ઈંડું ફોડી બહાર નીકળ્યું કે થોડા વખતમા ઉડવા માંડે છે. દરેક પ્રાણીના ગર્ભનો ઇતિહાસ એમ બતાવે છે કે દરેકને પોતાની ઉન્નતિનો આખો ક્રમ એ અવસ્થામા ધુમવો પડે છે. મુરઘીના ગર્ભમા પ્રથમ એમીબા રૂપ, પછી તેનો વિકાસ-મીંડક રૂપ, પછી તેનો વિકાસ સર્પ જેવું, પછી તેનો વિકાસ પક્ષી રૂપ થાય છે. જ્યારે પક્ષી રૂપમા આવે છે ત્યારે ઇંડું ફુટે છે. સારાશ એ છે કે આપણને દરેકને ગર્ભમા આપણા પૂર્વજોનું સંક્ષેપમા અનુકરણ કરવું પડે છે, જેનું નામ વિકાસક્રમ છે. અંડજ પ્રાણીની માફક જ બિલાડી તથા કૂતરાના ગર્ભની પણ અવસ્થા છે. માસભક્ષક, તીક્ષ્ણદંતિ, નખોરીયાવાળા પ્રાણી એક જ કુળના સંતાન છે. અને હાડકા વિનાના પ્રાણીઓની ગર્ભાવસ્થા સમાન છે. ગર્ભાવસ્થામા જે પરિવર્તન થાય છે તેનો આધાર પરંપરાના તત્ત્વજન્ય બીજ ઉપર છે. પૂર્વજના સંસ્કારાનુસાર ગુણ ઉતરે છે. એ પરથી વિચારી લેવાનું છે કે આટલુ રૂપાન્તર ગર્ભકાળમા તથા જન્મ પછી થઇ જાય છે તો સેંકડો-હજારો-લાખો વર્ષોમા આન્તર બાહ્ય રૂપનો આવો ભારે વિકાસ થાય તે સ્વાભાવિક છે.

વિજ્ઞાનવાદ કહે છે કે સુર્યથી પૃથ્વી જ્યારે જુદી પડી ત્યાર પછી કેટલોક કાળ તપ્ત રહી. પછી ધીમે ધીમે ઠંડી પડી. પછી દ્રવ પદાર્થ, પછી પટકડી વગેરે કઠણ પદાર્થ થવા લાગ્યા. આ પછી આકર્ષણને લીધે પૃથ્વીમા ફાટો પડવા લાગી પૃથ્વીના કેટલાક ભાગ ખેંચાઇ ગયા કેટલાક ઉપસી આવ્યા. ઉપસેલા ભાગ પર્વત પહાડ ટેકરીઓ બની, ને ફાટો પડેલી પૃથ્વીની ખાઇઓ ને ખાડીઓ થઇ. તેમા વરસાદથી ફેરફાર થયો, અર્થાત્ પાણીના મારથી ખાઇઓ ને ખાડીઓ કેટલીક મોટી થતા તળાવો અને સમુદ્રો બન્યા પર્વત પર વાયુ, વર્ષા ને બરફના ઝપાટા લાગતા ઘસાઇ જે ચુર્ણ જમા થયું તેના કૃત્રિમ થર જામ્યા. પૃથ્વીની અંદરની ગરમી, જ્વાળામુખી તથા ધરતીકંપથી ઘણા પ્રકારના ફેરફાર થયા-જળ ત્યા સ્થળ, સ્થળ ત્યાં જળ થઇ ગયું. નદીના પ્રવાહથી ને પરિવર્તનથી થરના કેટલાક પડ કપાઇ ગયા, જેથી થરો દ્વારા પુરતો ઇતિહાસ મળી શકતો નથી. જે થર મળે છે તેમાં સૌથી નીચેનો પહેલો નિર્જીવનો, પછી પ્રાગીન, પછી પ્રાથમિક, પછી મધ્ય

કાળનો થર છે, જેમા પ્રાણીઓના હાડકાં મળે છે જેથી ક્રમ જણાય છે. થરોની શોધથી જણાયું છે કે પ્રથમ મત્સ્ય, પછી મીંડક, પછી સર્પ, પછી મગર, પછી છીપકલી (જેના મૃત દેહ ૮૦ ફુટ લાંબા ને ૫૦૦ મણ વજનના નીકળે છે તે), પછી ઉડનાર સર્પ, પછી સ્તનધારી પ્રાણીઓ થયા છે. આ થરોમા હાથી તથા ઘોડાનાં શરીરો પણ મળે છે.

આ થરોની શોધથી જ્ઞાત થયું છે કે આરંભમાં સીધી સાદી રચનાવાળાં પ્રાણી હતાં. પછી કાળ અને પરિસ્થિતિને અનુકૂળ જુદાં જુદા રૂપ થયાં. આ પ્રાણી ત્યાં ગયું; પેલું અહીં રહ્યું, કોઇ પાસેના દેશમા જઇ વસ્યું. એમ દેશાદિથી રૂપ બદલ્યા. વીંછી, વાઘ, સિંહ, હાથી ઇત્યાદિ ઇગ્લાંડમા નથી. જરાફ આફ્રિકામાં જ છે. ચાર પગવાળા સર્પ અમુક સ્થળે મળે છે. નજદીકના દેશવાળાઓમા સાધર્મ્ય અને સામ્ય દેખાય છે. પાસિફીક મહાસાગરમાં પ્રથમ મ્હોટો બેટ હતો, જેમાંથી હાલ કોઇ કોઇ ઠેકાણેજ ન્હાના ટાપુ રહ્યા છે. આ જોવાથી પણ વિકાસવાદને સહાયતા મળે છે, જેનો ભૂગોલક શાસ્ત્રમા સમાવેશ થાય છે.

કુદરતમાં ઉત્પત્તિ અનુસાર વૃદ્ધિ થતી નથી. જેટલા જીવ જન્મે છે તે સર્વ જીવતા રહે તો તે બધા માટે કુદરત પાસે પુરતો ખોરાક નથી. કોઇ નિર્મળનો સ્વભાવતઃ નાશ થાય છે; કોઇને જાનવર ખાઇ જાય છે, કોઇને પ્રતિપક્ષી મારે છે, કોઇ રોગથી મૃત્યુ પામે છે, કોઇ ઉત્પત્તિ વૃદ્ધિનું સ્થાન જ લઇ શકતા નથી, કોઇ હવા, વર્ષા, શરદી, ભૂકંપ, દરિયો કે અગ્નિના કારણથી નાશ પામે છે; અને કેટલાક જીવનસંગ્રામમાં નષ્ટ થઇ જાય છે. જીવનસંગ્રામને વાસ્તે સર્વને પરિશ્રમ તો વેઠવો જ પડે છે– એ પ્રકૃતિનો અટળ નિયમ છે, જેથી સ્પષ્ટ થાય છે કે તે જાતિ જીવી નહિ શકે કે જે અયોગ્ય છે અને બીજી જીવતી જાતિની હરીફાઇ કરી શકતી નથી. "બળીયાના બે ભાગ"–એ વાક્યનું આ વિવેચન છે. એકથી અધિક સંતાન કે બીજાની ઉત્પત્તિમા હેતુ એ છે કે નિર્બળનો નાશ થાય છતા જાતિ ચાલુ રહે. પણ દયા, સ્નેહ, માયા, પ્રેમ, સ્વાર્થ, ત્યાગ, આત્મસમર્પણ ઇત્યાદિ ગુણ મનુષ્ય જાતિમા પેદા થયા છે, જેથી તેમાં પશુવત્ વ્યવહાર કે જીવનસંગ્રામ નથી રહ્યો.

### માનવ જાતિ

મનુષ્ય જાતિ આરંભથી નથી પણ વિકાસક્રમ દ્વારા સ્તનધારી ચોપગા પ્રાણીનુ પરિવર્તન છે. કેમકે તેના શરીરની રચના બરાબર ત્યેવાળા સ્તનધારી પ્રાણીના જેવી છે, બીજાના શરીરની જેમ તેના શરીરના દરેક અવયવ અનેક કોષોના સમૂહથી બનેલ છે ને દરેક કોષમા ઉપર કહેલ પ્રોટોપ્લેઝમ છે. મનુષ્ય પ્રાણીનો સમાવેશ વાનર કક્ષામા થાય છે.

ગર્ભમાં મનુષ્યનું બાળક વનમાણસના શરીર જેવુંજ હોય છે પૂંછડાનું નિશાન પણ હોય છે. સ્તનધારી પ્રાણીના તથા મનુષ્યના ગર્ભનુ પરિવર્તન સમાન છે. પહેલા માછલી જેવું, પછી મીંડક જેવું, પછી સર્પ જેવું, પછી પક્ષી જેવુ, પછી વનમાણસના મનુષ્ય જેવુ, પછી ગર્ભમાંથી બહાર નીકળતા પહેલા થોડે વખતે મનુષ્યરૂપ થાય છે. જેણે ઘણા ગર્ભોની પરીક્ષા કરી છે તે આવો ઇતિહાસ આપે છે. વિજ્ઞાનવાદીઓએ પણ સિદ્ધ કર્યું છે કે દરેક પ્રાણી પ્રથમ એમીબારૂપ, પછી માછલી વગેરેના જેવું થાય છે–અર્થાત્ પોતાના પૂર્વજોના રૂપનું સંક્ષેપમા અનુકરણ કરી લે છે. હજુ સુધી વાદરા તથા મનુષ્યની દરમ્યાનની કડી જડી નથી, પણ ગર્ભશાસ્ત્રની સંકળનાથી ઉપલું અનુમાન કરી શકાય છે. વળી નીચેના

થરોમાં બધા પ્રાણીની ખોપરી મળે છે પણ મનુષ્યની નથી મળતી. ત્રીજા થરમાં તે મળે છે. તેથી મનુષ્ય છેલ્લેજ થએલું હોવું જોઇએ. ખસ, દાદર, વગેરેની દવા મનુષ્ય તથા અન્ય જાનવરોની સમાનજ છે ઇત્યાદિ શોધથી મનુષ્ય–વનમાણસ વાંદરાનું પરિવર્તન છે.

મનુષ્ય જાતિનો ઉદ્દભવ પ્રથમ કયા દેશમાં થયો તેમાં ત્રણ મતભેદ છે– (૧) કોઇ એશિયામાં, (૨) કોઇ એશિયા યા આફ્રિકાની મધ્યમાં જાવા પાસે (૩) કોઇ આફ્રિકામાં ઉદ્દભવ્યાનું કહે છે. પણ આફ્રિકામાં ઉદ્દભવી મનુષ્ય જાત અન્ય સ્થળે ગઇ એવો ઘણાનો મત છે.

મનુષ્ય પણ અન્ય પ્રાણીઓની જેમ વિકાસની શૃંખલામાં બદ્ધ છે. તેમનામા પણ જીવનસગ્રામ સિદ્ધ છે. તેઓ પણ ભૂખ, રોગ, ને લડાઇથી મરે છે. તેમના મગજની ઉન્નતિથી તન, ધન, અને યંત્રનું બળ પેદા થયું. ધીરે ધીરે તેમનામાં અગ્નિ, જળ, ભોજનના પદાર્થો તથા પહેરવાના વસ્ત્રોનું જ્ઞાન પેદા થયું. પત્થર ફેંકવા, નિશાન પાડવું, પત્થરના શસ્ત્રાદિ બનાવવાં વસ્ત્ર બનાવવા ઇત્યાદિ પ્રારંભિક કાર્યો પછી શનૈઃશનૈ મકાન બનાવવા, અને બીજ વાવી ખેતી કરવાનું જ્ઞાન પ્રાપ્ત થયું. પ્રથમ અંગચેષ્ટા, પછી ચિત્રમય સંકેત, ને પછી અક્ષરમય ચિહ્નથી પોતાના મનોભાવ બતાવવાની શૈલી મનુષ્યે શોધી કાઢી. વિચારશક્તિ વધવાથી અનેક સાધન એકત્ર થયાં. સોલસાદિનો મત છે કે મનુષ્યનો પ્રાદુર્ભાવ થયાને લગભગ આઠ લાખ વીસ હજાર વર્ષ થયા છે. ડાર્વિનશ્રીએ પ્રથમ વાંદરાનો મનુષ્યવત્ વ્યાપાર તે પછી પરિસ્થિતિને લીધે ઠેકવું કૂદવું છોડી દીધું તે, પછી અનુપયોગથી પૃચ્છડાનો અભાવ, અને એ મુજબ મનુષ્ય રૂપમા સર્વ પ્રકારની ઉન્નતિના ક્રમનું અચ્છું વર્ણન કર્યું છે.

ઇશ્વરે મનુષ્યને શક્તિ આપી છે એવું માની શકાતું નથી. કેમકે અન્ય સર્વ પ્રાણીઓમાં પણ શક્તિ છે. પ્રથમ માનસિક શક્તિ કેમ થઇ તે ચેતનોત્પત્તિ જેવોજ બહુ ભારે પ્રશ્ન છે. મનુષ્યના સમાન ઇન્દ્રિય, ઇચ્છા, ભાવ, સુખ, દુઃખ, શોક, સંશય, મત્સર, બદલો લેવાની બુદ્ધિ, આશ્ચર્ય, જીજ્ઞાસા, કૃતજ્ઞતા, હસવું, ઠઠ્ઠા મશ્કરી, નકલ ઉતારવી, એકાગ્રતા, સ્મૃતિ, થોડી કલ્પનાશકિત, ઇત્યાદિ ઓછાંવત્તા સર્વ પ્રાણીઓમા છે. માછલી, બીલાડી, કૂતરા, ઘોડા, રીંછ, હાથી, વાંદરા ઇત્યાદિ પ્રાણીઓના કામોની પરીક્ષા તથા કથાઓ પ્રસિદ્ધ છે. મનુષ્યના મગજનો વિકાસ અન્યથી ઘણો થયો છે તેથી તેનામાં કલ્પનાશક્તિ તથા કાર્યકારિણી વિચારશક્તિ બીજાથી વિશેષ છે. સંચા બનાવવા, પ્રાણી વશ કરવા, દ્રવ્ય સંગ્રહ, અગ્નિ ને હવા પાસેથી કામ લેવું, ભાષા, શોભા, અનુભવ, ઇશ્વર તત્ત્વબોધ, સદ્ અસદ્દના ભેદનું જ્ઞાન એ સર્વ ઉપર કહેલ બે શકિનાં જ પરિણામ માત્ર છે.

સર્વ સજીવ પદાર્થોના વિકાસનો સિદ્ધાન્ત વિકાસવાદીઓ ઉપર મુજબ આપે છે. આ સિદ્ધાન્તના કેટલાક અપવાદ આપણા આર્ય તથા પાશ્ચાત્ય વિદ્વાનો નીચે મુજબ આપે છે·—

અપવાદઃ—

(૧) સૂર્યથી પૃથ્વી સ્વતઃ ઉત્પન્ન થઈ એવું માની શકાય નહિ. કેમકે સૂર્ય સ્વતંત્ર નથી. તે કોઇને આશરે રહેલો છે,

(૨) એક પ્રોટોપ્લેઝમમાથી પ્રાણી માત્રનુ પરિવર્તન થયું છે એ માન્યતા ખરી નથી. કેમકે કોષ્ટની ઉત્પત્તિ અનેક દેશમાં થયલી હોવી જોઇએ. વળી જડ ચેતન થઇ શકે જ નહિ. કોઇ અન્ય ગ્રહમાથી તે અહીં આવી પડયું માનો તોપણ ત્યાં તે કેવી રીતે પેદા થયું ?

(૩) ઉપર કહેલ પાંચ શાસ્ત્રો સંપૂર્ણ નથી. તેમા પણ કેટલુંક સંશયાત્મક છે. દા. ત. જમીનના થર પરથી નક્કી થતો વિકાસક્રમ ગર્ભશાસ્ત્રથી નક્કી થતા ક્રમ મુજબ મળતો નથી. તેથી જેમ કેટલાક પંથવાળા શાસ્ત્રનો અમુક ભાગ ક્ષેપક કહે છે તેમ આ લોકો પણ કરે છે.

(૪) જડ સ્વયં ગતિ કરે ને પોતાના જેવું બીજાને બનાવી લે; તથા સ્વયં ઉત્પાદક વર્ધક થાય એવું પહેલ વહેલું બીજ બનાવવામા કોઇ અગમ્ય અચિન્ત્ય શક્તિની અપેક્ષા રહેલી છે.

(૫) બધાં બીજ સમાન હોઇ શકે નહિં. પૈત્રિક સસ્કાર તથા પરિસ્થિતિથી બીજમા અંતરભેદ થયો છે. પુરુષત્વ સ્ત્રીત્વનો ભેદ છે તે જ મૂળ બીજોની અસમાનતા બતાવે છે. આરંભમા નરમાદાનો ભેદ કેમ ઉત્પન્ન થયો તે વિકાસવાદ બતાવી શકતો નથી. આ ભેદ હોવાનું કોઇ અદષ્ટ કારણ હોવું જોઇએ. નરમાદાના રજવીર્યના પ્રોટોપ્લેઝમ સમાન હોય તો નરમાદાનું જુદું જુદું રૂપ ઉત્પન્નથવું જ અસંભવિત છે. કદાચ પરિસ્થિતિથી એ ભેદ ઉત્પન્ન થયો એમ માનો તો તેનો આરંભ ક્યારે થયો ?

પ્રોટોપ્લેઝમ તથા એમીબામા વાયુ જેવી અશુદ્ધા ગતિ છે કેમકે તે જડ છે પરંતુ વ્યવહારમા તમામ જંતુઓમાં શુદ્ધા ગતિ દેખાય છે, તેથી એમ જણાય છે કે તેમા કોઈ અન્ય અદષ્ટ વસ્તુ છે, જે અનાદિ પ્રવાહથી વિકાસ અવિકાસમા આવતી રહે છે. આ અદષ્ટ વસ્તુ તે અનેક સંસ્કારોવાળુ મન છે, જે વિકાસવાદીઓએ બીલકુલ લક્ષમા લીધુ જ નથી એના સ્વીકારથી તેમની કેટલીક મુશ્કેલીઓ દૂર થશે. એ મનથી જ સશુદ્ધા ગતિ થાય છે. એના સંસ્કાર અનુસાર જ પ્રોટોપ્લેઝમના અનેક પ્રકારના કોષ્ટો બની ઉપયોગ થાય છે.

(૬) હમેશા કેવળ શક્તિવાદ માની શકાય નહિ. જો સર્વથા શક્તિવાદ જ માનો તો મનુષ્યમંડળના ઉચ્ચ ગુણ સસ્કાર નિષ્ફળ થઇ જાય. સૃષ્ટિમા જીવવાનો સર્વને હક્ક છે. અન્યનું સુખ અમારા સુખદુ:ખ જેવું છે. દયા, ન્યાય, નીતિ, આત્મભોગ, સુધારણા ઇત્યાદિ ઉચ્ચ ગુણ છે. તે પ્રમાણે વર્તવાથી સર્વપર ઉપકાર તથા સુખપૂર્વક જીવન ચલાવવાની યોગ્યતા મળે છે. હવે જો કેવળ શક્તિવાદ માનીએ તો સર્વ ઉચ્ચ ગુણ નિષ્ફળ જાય. વળી મનુષ્ય વૃત્તિનુ અંતિમ સુખ શાન્તિ છે, જેથી હમેશ શક્તિવાદ ન મનાય. વળી તે સુખ ન્યાય, નીતિ, સદાચાર, સંપ, તથા પ્રેમાદિ વિના ન મળે જેથી જીવનસંગ્રામમા હમેશ શક્તિવાદ ન ચાલે. શક્તિવાન સમૃદ્ધમા એક જ હોય, દરેક ન હોય. સમાજમા સમૃદ્ધ પક્ષની જય થાય છે અને સમૃદ્ધનો પક્ષ જ ન્યાય નીતિ ગણાય છે.

(૭) વૃક્ષોનો ખોરાક પ્રાણનાશક વાયુ છે, જે પ્રાણીઓ આપે છે; ને પ્રાણીઓનો ખોરાક પ્રાણપ્રદ વાયુ છે, જે વૃક્ષો આપે છે. જેથી વૃક્ષો ને પ્રાણીઓની સંકળનાનો મેળ મળતો નથી. વનસ્પતિ કાપી નાંખવાથી તેના અંગની વૃદ્ધિ થાય છે પરંતુ પ્રાણીઓના અંગની વૃદ્ધિ તેમ થતી નથી. એમીબાના ટુકડા કરવાથી પણ તે જીવે છે માટે તે વૃક્ષોનું મૂળ હોવા સંભવ છે-પ્રાણીઓનું નહિ.

(૮) આર્ય પ્રજામાં આજ સુધી સૃષ્ટિની ઉત્પત્તિના વર્ષ ૧ અબજ, ૯૭ કરોડ, ૨૯ લાખને આશરે થયાં છે. અદર્ગણની ગણત્રીથી મેળવવાથી તે બરાબર થાય છે. ચીની સંવત દેશના પહેલા રાજાથી ચાલ્યો છે જે વર્તમાનમાં ૯ કરોડ, ૬૦ લાખને આશરે વર્ષ થયાં. તેથી જણાય છે કે મનુષ્ય પૂર્ણ જેવું જ છે.

વિકાસવાદી આરંભમાં સૃષ્ટિ અયોનિજ માને છે તેમ આર્ય પ્રજા ચીની પ્રજા પણ માને છે. વિકાસવાદી એક બીજ થયું કહે છે ત્યારે આર્યો જુદા જુદા પ્રકારનાં મૂળ બીજ કહે છે.

પૃથ્વી વનસ્પતિ તથા પ્રાણીના સ્થાન યોગ્ય થયાં ત્યારે અન્ય સ્થળથી તેમાં મૂળ બીજ આવ્યાં-પોતાની મેળે જ વનસ્પતિરૂપ કે પ્રાણીરૂપ થઇ ગઇ-એ વિકાસવાદીની માન્યતા અસંભવિત લાગે છે. તેમ પ્રારંભમાં મનુષ્યોત્પતિ પણ કોઇ શીતોષ્ણ દેશમાં થયેલ હોવી જોઇએ; તેવો ભાગ હિમાલયગત કૈલાસ, ટીબેટ, વા કોકેસસના અગ્નિખૂણાનો દેશ જણાય છે. અને આર્ય, ચીની તથા ઇરાની પ્રજા પણ આરંભિક ઉત્પત્તિ તે જ દેશમાં માને છે.

મનુષ્ય જાતિમાં શનૈઃ શનૈઃ ભાષા ઉત્પન્ન થઇ તે ડાર્વિનનું મંતવ્ય કેટલાક વૈજ્ઞાનિકો અસત્ય ઠેરવે છે. આર્યશાસ્ત્ર પણ આરંભકાળ વિષે ઇશ્વર પ્રેરિત વેદ દ્વારા વિશેષ જ્ઞાન મળેલું માને છે. તેમ જ ઇરાની, યહુદી પણ ઇશ્વરદત્ત સંસાર માને છે.

વિકાસવાદમાં ચેતન તથા પ્રોટોપ્લેઝમની વચ્ચેની કડી-સંસ્કારી મન (જીવવૃત્તિ) હાથ લાગે તો આ સિદ્ધાન્ત સત્ય સ્વરૂપમાં પ્રકટી ઉઠશે એમ લાગે છે.



# ૫ વિજ્ઞાન શું છે?

(લેખક' રા. રા. પેરજનરાય વૈકુંઠરાય મેઢ, ')

વિજ્ઞાનની ટુંકામા વ્યાખ્યા કરી શકાય એમ નથી

અવલોકન અને અનુભવનું જ્ઞાન, વ્યવસ્થાથી એકત્ર કરતા "વિજ્ઞાન" થાય છે અને તે એવુ જ્ઞાન છે કે જે કોઇ અભ્યાસી અવલોકન અને અનુભવવડે તેનો બારીકીથી અભ્યાસ કરે છે તેને તે સિદ્ધ થાય છે. આની રીતે વિજ્ઞાન પ્રમાણભૂત હોઈ સવાદશીલ છે તેમ જ વિકાર રહિત હોવાથી વ્યક્તિગત નથી જોકે તમામ પ્રકારનું વિજ્ઞાન આટલી ઉચી કોટીએ પહોચેલુ હોતુ નથી, દાખલા તરીકે ખગોળનું જ્ઞાન જેટલુ સ્વતત્ર છે તેટલુ નૃવશવિદ્યાનું (Anthropology) જ્ઞાન વ્યક્તિવાચક હોઇ સ્વતત્ર હોઇ શકતુ નથી.

વિજ્ઞાનનો ઉદ્દેશ.

સૃષ્ટિની અમુક વસ્તુની ચોક્કસ દશાનુ અનુભવ અને અવલોકન વડે જ્ઞાન મેળવી તેને એકત્ર કરી વ્યવસ્થિત કરવાથી તે વિષયનુ સ્વતત્ર વિજ્ઞાન થઈ શકે છે. જેમકે, એક ભૂસ્તરશાસ્ત્રી પૃથ્વી પરના પત્થરો-રેતી-માટી ધુળ વિગેરેનુ એક દિશામા જ્ઞાન મેળવી પૃથ્વીની ઉત્પત્તિ અને વિકાસનો અભ્યાસ કરે છે જ્યારે ખગોળશાસ્ત્રી આકાશના તારાઓ -ગ્રહો-ઉપગ્રહો અને ઉલ્કાઓની ગતિનું નિરીક્ષણ કરી વિશ્વની વ્યવસ્થિત દશા સિદ્ધ કરે છે. પરતુ આ અભ્યાસમા તે સૃષ્ટિસૌન્દર્ય અને વિશ્વનિરૂપણની અગાધ મનોદશામાથી વિરક્ત રહે છે. તેવી જ રીતે શરીરરચનાના શાસ્ત્રનો અભ્યાસ કરતા માનસિક દશાનો વિચાર કરી શકાતો નથી આ પ્રમાણે વિજ્ઞાનનો ઉદ્દેશ પ્રત્યેક જ્ઞાનને વ્યવસ્થિત કરી તેનુ ટુંકામા પણ ચોક્કસ રીતે સમજાય તેવુ "સૂત્ર" તૈયાર કરવાનો હોય છે. એટલે અસામ્ય વિચિત્રતામાથી એકરૂપતા શોધી કાઢવા વિજ્ઞાન પ્રેરે છે. અમુક બનાવ કેમ બન્યો તેનો ખુલાસો કરવા માટે તે બનાવ **કેવી રીતે** બન્યો તે તપાસવાથી આપણું જ્ઞાન નવીન જ દિશામા દોરાય છે અને તેનુ ઊંડુ' રહસ્ય સમજી શકે છે. ઝાડ ઉપરથી ફળ **કેમ** પડ્યુ તે જાણવા માટે ન્યુટન ફળ **કેવી રીતે** પૃથ્વી ઉપર પડે છે તેના વિચારમા લીન થયો અને ચંદ્રની ગતિનો અભ્યાસ કરી, જેવી રીતે ફળ પૃથ્વી પર પડે છે, તેવી રીતે ચદ્ર પણ પૃથ્વી તરફ પડે છે એમ સિદ્ધ કરી "ગુરુત્વાકર્ષણ" નુ મહાન સૂત્ર શોધી કાઢ્યુ. આ સૂત્રવડ એક પદાર્થ બીજા પદાર્થથી કેમ આકર્ષાય છે તેનો ખુલાસો થઇ શકતો નથી પણ તે **કેવી રીતે** આકર્ષાય છે તે ચોક્કસ રીતે સિદ્ધ કરી શકાય છે. આ સૂત્ર વડે પૃથ્વી પરના છેક નાનામા નાના પદાર્થથી માંડીને ઠેઠ આકાશના મોટામા મોટા તારાઓ અને સૂર્યમડળોની ગતિનો હિસાબ થઇ શકે છે આ પ્રમાણે આખુ ગતિનુ શાસ્ત્ર એક સાવ સાદા અને સરળ સૂત્રથી બધાએલું વિજ્ઞાન જ્યારે સિદ્ધ કરી આપે છે ત્યારે વિજ્ઞાનનો ખરો ઉદ્દેશ શુ છે તે સહજ સમજી શકાય છે વિજ્ઞાન "ગતિ" **શા માટે** થાય છે તે જાણવા કરતા **કેવી રીતે** થાય છે તે ચોક્કસાઇથી તપાસે છે, અને આ જ બાબતમા વિજ્ઞાનનો હેતુ "તત્ત્વજ્ઞાન" અને 'ઇશ્વરજ્ઞાન' થી જુદ

માલુમ પડી આવે છે અને તેને લઇને જ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનું અને વિજ્ઞાન અને ઇશ્વરજ્ઞાનનું વૈષમ્ય સામાન્ય નજરે જણાય છે; વિશ્વનું તંત્ર "**શા માટે**" ચાલે છે તેનો જવાબ વિજ્ઞાન કદી આપી શકશે નહિ પણ તે તંત્ર **કેવી રીતે** ચાલે છે તે જાણવા દિનપ્રતિદિન પ્રગતિ કર્યે જાય છે.

## વૈજ્ઞાનિક ચિત્તવૃત્તિ ( Scientific attitude. )

કોઇ પણ વિષયનો વૈજ્ઞાનિક અભ્યાસ કરવા માટે બુદ્ધિનો ઉપયોગ કરવો પડે છે, અને તે વડે ચિત્તવૃત્તિનો વિકાર થાય છે, તેટલા પરથી એમ કહી નહિ શકાય કે માત્ર વિજ્ઞાનથી જ ચિત્તવૃત્તિ કેળવાય છે. તે જ વિષયનું રસિક ભાવનાથી, કવિત્વની પ્રેરણાથી અગર બીજી કોઇ પણ શુદ્ધ વ્યવહારિક રીતે ધ્યાન થઇ શકે છે. અને વિજ્ઞાન આ દિશાઓના માર્ગમાં આવવા જરા પણ દાવો કરી શકે નહિ. એટલે જો કે વૈજ્ઞાનિક ચિત્તવૃત્તિ અને રસિકકલાત્મક ચિત્તવૃત્તિ એક બીજાથી સ્વતંત્ર છે તો પણ તે એક બીજાની હરીફ કે વિરોધી હોવાનો હક્ક કરી શકે નહિ અને તેને લઇને જ આ જ બન્ધુભાવનાથી આજે આપણે સાહિત્ય પરિષદ્‌માં વિજ્ઞાનનું વિવેચન કરીએ છીએ.

વૈજ્ઞાનિક વૃત્તિમા એક પ્રકારની જડ ભાવના રહેલી છે એવું હમેશા રસિક લોકોને લાગ્યા કરે છે, એનું કારણ એ છે કે વિજ્ઞાન હમેશાં શુષ્ક લાગતી વિગતો તપસ્યા કરે છે અને બહુ જ ચોક્સાઇથી સૂક્ષ્મમા સૂક્ષ્મ માપ લઈ વ્યક્તિભાવનો બને તેટલો ત્યાગ કરી વિગતનું સત્ય શોધવા મથે છે, અને આ વિગતો પરથી ઘણી જ કાળજીથી અનુમાન કરી એક સિદ્ધાંતના નિર્ણય પર આવે છે. અને હમેશા સંદેહાત્મક હોઇ તેનો નિર્ણય બને તેટલો વ્યક્તિભાવથી વિલુપ્ત હોય છે. વિજ્ઞાન વળી તેની વિગતોમા એટલી બધી સ્પષ્ટતા શોધવા માગે છે કે જેથી કરીને કોઇ પણ જાતની ગૂઢતા કે સંદિગ્ધતા અથવા શિથિલતાનો અવકાશ રહી શકતો નથી. વળી વિજ્ઞાન હમેશા આ વિગતો પરથી વસ્તુઓનો પરસ્પર સંબંધ એવો તો નિપજાવવા મથે છે કે જુદી જુદી જણાતી ગોચર વસ્તુઓ, એક સૃષ્ટિના જ અંગો હોય એવું એક તંત્ર આખા વિશ્વમા વ્યાપી રહ્યું છે એમ સિદ્ધ કરે છે. આવા પ્રકારની વૈજ્ઞાનિક વૃત્તિ જો કે રસિક નહિ હશે તો પણ તેનો અંતિમ હેતુ તો વિશ્વનું તંત્ર શું છે તે શોધવાનો છે.

## વિજ્ઞાનની પદ્ધતિ.

કોઇ પણ વૈજ્ઞાનિક તપાસ માટે પહેલા તો હકીકત એકત્ર કરવી પડે છે અને તે માટે ઘણી ચોકસાઇ, ખંત, બારીક તપાસ કરી અને ઇંદ્રિયદ્વારા કોઇ જાતનો પક્ષપાત થાય નહિ એવી વૃત્તિ ધારણ કરવી પડે છે અને આ ચોક્કસ હકીકતો ઉપરથી વિગતોની નોંધ લેવામાં આવે છે. આમ વિજ્ઞાનની શરૂઆત માપથી થાય છે. જેમ માપ ચોક્કસ અને બારીક તેમ વૈજ્ઞાનિક શોધ આગળ વધે છે. માપ ઉપરથી મળતી હકીકત સમજી શકાય તેવા રૂપમા ગોઠવવાથી, જેમકે કોઇ પણ વધઘટ થતી બીના સરખા માપમાં એક પાટમાં આલેખવાથી ઘણા ગુંચવાડાભરેલી હકીકતો પણ વધું સ્પષ્ટ રૂપ દેખાડી શકે

છે. આવી રીતે જુદી જુદી બીનાઓમાં એક સરખું સામ્ય જણાયાથી એક સિદ્ધાન્ત ઉપર આવી શકાય છે. કોઇક વાર જ તર્ક શક્તિથી ઘણી નવાઇભરેલી રીતે મોટું સત્ય જડી જાય છે. જેમકે ઝાડપરથી પડતા ફળની સાથે ચંદ્રને પૃથ્વી પર પડતી ગતિવાળો કલ્પવાની બુદ્ધિ તો ન્યુટન જેવી મહાન્ વ્યક્તિને જ સ્ફુરે ! પણ બીજા ઘણા સિદ્ધાંતો તો અનેક વિજ્ઞાનીઓના સતત પ્રયાસો વડે ઘણા કાળે જ નિર્માણ થાય છે. જેમકે હાલમા અણુ ( molecule ) પરમાણુ ( atom ) અને વિદ્યુતઅણુ ( Electron ) ની કલ્પના ધીમે ધીમે ઘણા પ્રયાસોથી વૃદ્ધિગત થઇ છે.

## વિજ્ઞાન કેવળ કલ્પના નથી.

વિજ્ઞાનના સિદ્ધાન્તો જો કે કુદરતના કાયદા તરીકે લેખાય છે તો પણ એક રીતે તો મનુષ્યની કલ્પનાઓ છે. મનુષ્ય જ્ઞાનના વિકાસ સાથે આ કહેવાતા કાયદાઓ પણ વિકાસ પામતા જાય છે. પ્રાણીશાસ્ત્રમા ઉત્ક્રાન્તિનો કાયદો મનુષ્યના વ્યવહારમાથી જ જાગ્રત થયો છે. વિજ્ઞાન આવી રીતે શુદ્ધ પદાર્થનિષ્ઠ જ હોવાનો ( objective ) દાવો કરી શકે નહિ. કેમકે તે મનુષ્ય પ્રકૃતિના વિષયને ઘણે અંશે આધીન રહે છે, તો પણ તે કેવળ મનુષ્યની એકલી કલ્પના ( બુટ્ટો ) નથી એ સિદ્ધ છે. કેમકે અમુક ધૂમકેતુ પાછો ક્યારે આવશે અને અમુક પ્રકારનું ગ્રહણ ક્યારે થશે તે ખગોળશાસ્ત્રથી ચોક્કસ ગણી શકાય છે તેમ જ પ્રાણીશાસ્ત્રી મેન્ડેલીયનના નિયમથી જુદા જુદા રંગના કુતરાઓની પ્રજા કીયા રંગની થશે તેનું ભવિષ્ય ભાખી શકે છે. આટલા ઉપરથી જ આપણી ખાત્રી થાય છે કે વિજ્ઞાન એ કંઇ કેવળ કલ્પના નથી પણ પદાર્થના નિયમોનુ ચોક્કસ જ્ઞાન છે.

## વિજ્ઞાનનું ક્ષેત્ર.

વિજ્ઞાનનું ક્ષેત્ર આખા વિશ્વમા વ્યાપેલું હોઇ ઘણું વિશાળ છે. એટલે વિશ્વના બાહ્ય દશ્યોના નિરીક્ષણથી માંડીને ઠેઠ પ્રાણીઓ અને મનુષ્યના બુદ્ધિમય રાજ્યતંત્ર સુધી તેનું ક્ષેત્ર ફેલાયલું છે. પદાર્થ અને શક્તિના ભૌતિક અને રસાયણશાસ્ત્રોથી જેટલા નિયમો ચોકસાઇથી આજસુધી માલૂમ પડયા છે તેટલા ચોક્કસ નિયમો હજી જીવ સૃષ્ટિ વિષે આપણે અત્યારે જાણતા નથી. એટલે પદાર્થશાસ્ત્ર ઘણું વ્યવસ્થિત અને નિયમબદ્ધ જેટલું વિજ્ઞાન દૃષ્ટિએ જણાય છે તેટલું ચોક્કસ જીવશાસ્ત્ર અત્યારે જણાતુ નથી. તોપણ આ વિષયમાં પણ જેમ જેમ બારીક નિરીક્ષણ થઇ અભિવૃદ્ધિ થતી જાય છે તેમ તેમ આ શાસ્ત્ર પણ વિશેષ નિયમિત જણાતું જાય છે. વિજ્ઞાનનું વિશાળ ક્ષેત્ર હજી ઘણું જ થોડું ખેડાયેલુ છે અને તેનો આપણી બુદ્ધિથી વિકાસ કરવામા તમામ કેળવાયેલી પ્રજ્ઞાની વૃત્તિ પ્રેરાયેલી હોય છે.

## વિજ્ઞાન અને ઈશ્વરભાવના.

વિજ્ઞાન આ પ્રમાણે હમેશા અજ્ઞાન ક્ષેત્રમા માથું મારે છે અને તેથી ઇશ્વરવાદીઓએ બંધ કરેલા બારણા ઉઘાડવા પ્રયત્ન કરતું સામાન્ય દૃષ્ટિએ જણાય છે અને તેને લઇ વિજ્ઞાન અને ઇશ્વરભાવનાનો વિરોધ દેખાય છે. ધાર્મિક ભાવના ઇશ્વરના અજ્ઞાત તત્ત્વવડે વિશ્વતંત્ર ચાલતું કલ્પી લે છે, જ્યારે વિજ્ઞાન આ અજ્ઞાન તત્ત્વને અજ્ઞેય માને છે. જેમ જેમ અજ્ઞાન

રતુ વિજ્ઞાનથી જ્ઞાત પ્રદેશમા આવતી જાય છે તેમ તેમ અજ્ઞાત ક્ષેત્ર વિશાળ થતું જાય ), અને અજ્ઞાતતત્ત્વ વિશેષ જ્ઞાન વડે જ્ઞેય થવાને બદલે વિશેષ અને વિશેષ અજ્ઞેય થતુ જાય છે. ઇશ્વરભાવના આ અજ્ઞાત તત્ત્વને સહજમા સમજાવવા યત્ન કરે છે પણ વિજ્ઞાન તો તેની ચોકસાઇ કરી અજ્ઞાતને બને તેટલું જ્ઞાત કરવા મથે છે. આ ઉપરથી સમજી શકાશે કે વિજ્ઞાન કંઇ ઇશ્વરભાવનાને તોડતું નથી પણ ઉલટું ઇશ્વરભાવનાને વધારે શુદ્ધ કરી વિશેષ જાગ્રત કરે છે. એટલે ઇશ્વરત્વ કોઇ રીતે જ્ઞાત થઇ શકતું નથી અને તે હમેશા અજ્ઞેય રહી આપણી દીનતા સ્પષ્ટ કરી આપે છે.

## વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન.

તત્ત્વજ્ઞાનની વૃત્તિ ઇશ્વરવાદીથી વળી નિરાળી જ છે તે તો હમેશા જ્ઞાત સૃષ્ટિનુ એકીકરણ કરી અજ્ઞાતને સમજવા યત્ન કરે છે. એટલે જ્યા વિજ્ઞાન અટકે છે ત્યાથી તેની પાર તત્ત્વજ્ઞાન વિજ્ઞાનના સિદ્ધાતોનુ તત્ત્વ જોવા યત્ન કરે છે આવી રીતે તત્ત્વજ્ઞાન જો કે વિજ્ઞાનના પાયા ઉપર ઉભુ રહે છે ખરૂં, તોપણ તેની કલ્પનાઓને અજ્ઞાત પ્રદેશમા એટલી તો ઊંચે લઇ જાય છે કે વિજ્ઞાનનો પાયો આ મોટી ઇમારતનો ભાર ઝીલી શકતો નથી અને તેટલા પુરતો જ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો વિરોધ દેખાય છે ટુંકામા કહીએ તો ઇશ્વરવાદી અજ્ઞેયવડે અજ્ઞાતને સમજી જાય છે અને તત્ત્વજ્ઞાની જ્ઞાતના તત્ત્વવડે અજ્ઞાતને સમજાવે છે. જ્યારે વૈજ્ઞાની અજ્ઞાત પ્રદેશને ધીમે ધીમે ચોકસ રીતે સમજવા માત્ર પ્રયત્ન કરે છે અને તેથી કરીને અજ્ઞેયથી તો દૂર દૂર હમેશા જતો જાય છે

## વિજ્ઞાન અને મનુષ્યજીવન.

વિજ્ઞાનનો ઉદ્દેશ પ્રત્યેક વસ્તુનુ રહસ્ય સમજવાનો છે અને એ જ્ઞાન મનુષ્યની મોટી શક્તિ થઇ પડે છે તમામ વિજ્ઞાનના શાસ્ત્રો મનુષ્યના જીવનના નિત્ય ક્રમના અનુભવોના મમવેત ( Concrete ) જ્ઞાનમાથી ઉદ્ભવેલા છે અને તેની કેવળ ( Abstract ) કલ્પનાઓ પરથી મનુષ્ય જીવનના અનેક સુખ સાધનોની શોધ થઇ રહે છે તાર વિનાના વિદ્યુતના સદેશાઓ આદોલનની કલ્પના ઉપરથી શોધાયા છે દૂરથી વાત કરવાના યત્રો શબ્દના આદોલનોને લેક્ચુ બકવડે વિદ્યુત પ્રવાહ લઇ જાય છે પ્રકાશ પૃથક્કરણ કરવાની વિદ્યાવડે દૂરના પદાર્થોનું સ્વરૂપ સમજાય છે અને વિદ્યુત પ્રવાહના ચોકમ X કિરણો વડે અપારદર્શક વસ્તુ પારદર્શક થઇ શકે છે. આ તમામ શોધો વિજ્ઞાનની કેવળ કલ્પનામાથી શોધાએલી આ જમાનાની નવાઇ થઇ રહી છે વિજ્ઞાન આવી રીતે મનુષ્યજીવનનુ ઉપયોગી સાધન થઇ પડ્યુ છે. તોપણ તેનો ઉદ્દેશ તો અજ્ઞાતનું કેવલ જ્ઞાન મેળાવાનો જ છે

વિજ્ઞાનના શુદ્ધ જ્ઞાનથી મનુષ્ય જીવનના એક પછી એક નવા સુખ સાધનો માટે નવો પ્રકાશ પડ્યા કરે છે. મન અને શરીરની તન્દુરસ્તીની વૃદ્ધિ કરવા માટે તેમજ કેળવણીના અને ખેતીના સાધનોની ઉત્પત્તિ માટે તેમજ માનસિક અને નૈતિક વિકાસ તરફ અને સૃષ્ટિના કુદરતી સાધનોનો વિવેકથી વિકાસ કરવા માટે વિજ્ઞાન વધારે ને વધારે પ્રેરણા

કર્યા કરે છે. વિજ્ઞાનનો શુદ્ધ હેતુ જો બરોબર સમજી સર્વ જ્ઞાનનું નિરીક્ષણ મનુષ્ય શુદ્ધ ભાવનાથી કર્યો જશે તો સત્ય અને ચિતનું પરમ તત્ત્વ સમજી અલૌકિક આનંદમાં મનુષ્ય જીવન કાળે કરી લીન થયા વિના રહેશે નહિ.

વિજ્ઞાનનો ઉદ્દેશ આ પ્રમાણે ઘણો સાત્વિક હોય તે સ્થૂલ દૃષ્ટિએ જો કે જડ ભાવના પ્રેરિત છે તોપણ તેનું ધ્યેય તો આધ્યાત્મિક અમૂર્ત તત્ત્વનું રહસ્ય ધીમે ધીમે સમજવા તરફ પ્રેરાયેલું છે.



# ૬ વિજ્ઞાન શાસ્ત્રનો પ્રસાર

## ( લેખકઃ–રા. રા. વિજેયલાલ કનૈયાલાલ ધ્રુવ )

ગુજરાતી સાહિત્યમાં વિજ્ઞાનનો પ્રસાર કરવા માટે વારંવાર પ્રયત્ન કરવામાં આવે છે. પણ આ સર્વ પ્રયત્નોમાં આપણને કંઇ યોજના જણાતી નથી. આ યોજના નક્કી થાય તો વિજ્ઞાનનો પ્રસાર વધારે સારી રીતે અને સરળતાથી કરી શકાય. દરેક પ્રયત્ન એ આ માળાનો એક મણકો છે. પણ આ પ્રયત્નનો પુરો લાભ પ્રજા લઇ શકે તો પ્રયત્ન કરનારને ઉત્સાહ રહે તેમજ વધારે ઉપયોગી અને સારૂં સાહિત્ય ઉત્પન્ન થાય. જેમ હાલના સમયમાં અંગ્રેજી ભાષાના થોડા જ્ઞાન વિના માણસ પોતાને શિક્ષિત માનતો નથી તેમ વિજ્ઞાનના જ્ઞાન વિના પણ શિક્ષિત સમજે નહિ એવું થવું જોઇએ.

વિજ્ઞાન શાસ્ત્ર શુદ્ધ જ્ઞાન હોવાથી કોઇ પણ પ્રજાને અથવા દેશને એનો સર્વ હક્ક સ્વાધીન થતા નથી, તેમ કોઇ પણ દેશનું જ્ઞાન પોતાના સાહિત્યમા ઉતારવા કંઇ પણ સંકોચ કરવો નહિ. બગદાદના ખલીફાએ આઠની સદીમા સુશ્રુત અને ચરકના ભાષાન્તર કરાવ્યાં તેમ યવન દેશોમાંથી ગ્રહોની ગણત્રી તેમ યન્ત્રો આપણા દેશમાં આવ્યા. હાલના સમયમા વિજ્ઞાન શાસ્ત્ર એ એક અદ્ભુત શાસ્ત્ર રહ્યું નથી. પણ માણસના સામાન્ય વ્યવહારમા એનો ઘણો ઉપયોગ થાય છે. અને હિંદુસ્થાનમા સર્વ સામાન્ય સ્થાન વ્યવહારમાં આચાર રૂપે ગણાતા ધર્મને આપવામા આવે છે, તે સ્થાન જો વિજ્ઞાનને મળે તો આપણા જીવનમાં ઘણો ફેરફાર થાય.

લોકોને વિજ્ઞાનનો રસ લાગવો જોઇએ. અત્યાર સુધી વિજ્ઞાન શાસ્ત્ર ત્રણ રીતે લોકોમાં ઓળખાય છે. લોકોપયોગી દવાઓ બનાવવાનું શાસ્ત્ર, ઔદ્યોગિક શાસ્ત્ર અને ત્રીજું આપણને ધર્મમાથી વિમુખ કરાવનાર વિષય. પણ વિજ્ઞાનને કુદરતમા બનતા બનાવો સમજવાના શાસ્ત્ર તરીકે લોકોમાં પ્રસિદ્ધ કરવા પ્રયાસ થવો જોઇએ. કયા પ્રદેશમા રાજ્યક્રાન્તિ થઈ તે જાણવાની જેટલી ઉત્કંઠા સામાન્ય વાચકને હોય છે તેટલી ઉત્કંઠા કુદરતના બનાવો જાણવાને થવી જોઇએ. ટાપુઓમાં થએલા ધરતીકંપથી થયેલું નુકશાન જાણવાની લોકોની વધારે ઉત્કંઠા હોય છે. પણ એ ધરતીકંપ શાથી થયો એ જાણવા કોઇ ઇંતેજાર હોતું નથી. હેલીનો ધૂમકેતુ જ્યારે દેખાયો અને થોડા દિવસમાં ધૂમકેતુની પુછડી ફરી ગઇ ત્યારે કોઇએ પણ આ બાબતમા લેખ લખ્યો હોય એમ જણાતું નથી. જ્યારે ગ્રહણ આવે છે ત્યારે તે વિષે ભાગ્યે એકે લેખ આપણે જોઇએ છીએ.

આપણો દેશ વિજ્ઞાનશાસ્ત્રમાં ઘણો પછાત છે. છુટી છુટી કોલેજોની પ્રયોગ શાળાઓમાં વિજ્ઞાનની નવી માહીતી ભેગી થતી હશે તે સર્વે વિજ્ઞાન શાસ્ત્રના કોષમા ચાલી જવાની. એમાં લોકોને રસ ઘણો જ ઓછો પડે: વિજ્ઞાન શાસ્ત્રને લોકમાં પ્રિય કરવા માટે એક એવી યોજના થવી જોઇએ કે લોકોને એમાં સ્વાભાવિક રસ પડે. અહીં એક બાબત યાદ રાખવાની છે. તે એ કે વિજ્ઞાનમાં જે વર્ગ વધારે શિક્ષિત છે તે પોતાને અનુકૂલ વિજ્ઞાન [illegible] અંગ્રેજી ભાષામા વાંચી લેવાના.

આપણામાં એવા કોઇ વિજ્ઞાનશાસ્ત્રી નથી કે ગુજરાતીમાં લખાયેલાં એમના પુસ્તકો કોઇ નવીન રસ અને ઉત્કંઠા ઉત્પન્ન કરે. દાખલા તરીખે આઇન સ્ટાઇને પોતાના સિદ્ધાંતો સહેલાઇથી સમજાવવા માટે અંગ્રેજીમાં જે પુસ્તક લખ્યું છે તે દરેક સુશિક્ષિત વાંચક વાંચી લેવાનો પણ એના ગુજરાતી ભાષાંતરનો ઉપયોગ પણ કરે નહિ.

જેમ આપણે રોમ ગ્રીસ અથવા યુરોપનો ઇતિહાસ શીખીએ છીએ અને એના ઉપર વિવેચનો કરીએ છીએ. તેવી રીતે હાલમાં વિજ્ઞાન શાસ્ત્ર શીખવામાં તેમ જ શીખવવામા આવે છે; જાણે કે એ સર્વ યુરોપની પ્રયોગ શાળાઓનો એક ઇતિહાસ હોય. આ વિચારો જેમ ઓછા થાય તેમ આપણે પ્રયત્ન કરવો જોઇએ અને આપણી આસપાસ બનતા કુદરતના નાના મોટા બનાવો વિજ્ઞાન શાસ્ત્રના મત પ્રમાણે સમજાય તો વિજ્ઞાન શાસ્ત્ર લોકપ્રિય ને લોકોપયોગી થાય. અંગ્રેજી ભાષામા પુસ્તકો દ્વારા તથા ચોપાનીઆંમાં આવતા લેખો દ્વારા વિજ્ઞાન શાસ્ત્રનો પ્રસાર કરવાના ઘણા પ્રયત્નો થાય છે એમાના એક પ્રયત્ન તરીકે R. P. A. Series ના પુસ્તકો સુપ્રસિદ્ધ છે. પણ ગુજરાતી સાહીત્યના હાલના સંજોગોમા આ પદ્ધતિના પુસ્તકો વિજ્ઞાન શાસ્ત્રોને લોકપ્રિય કરવામાં કામ આવે નહિ. બીજાં Popular sciences નામના પુસ્તકો છે. આ તરેહના પુસ્તકોની જરૂરીઆત આપણુ સાહિત્યમાં ઘણી છે અને એ યોજના પ્રમાણે જો પુસ્તકની માળા લખાય તો વધારે સારૂં. આપણો પ્રશ્ન બીજા દેશ કરતાં વધારે કઠણ છે. વિજ્ઞાન શાસ્ત્ર શું એનું પ્રજાને ભાન પણ નથી. એમને તો હજુ આપણા પુરાણોમાં આપેલી વાતો કબુલ કરવી છે.

આવાં પુસ્તકોની યોજનાનું અનુકરણ કરાય પણ અનુવાદ કરવો ઠીક નથી. દાખલા તરીકે Popular Science ના એક ગ્રંથમાં પૃથ્વીના પડમાં ચાક છે અને એનો હાલમાં શો ઉપયોગ થાય છે તે વિષે નિચે પ્રમાણે લખ્યું છે.-

Strange still that he should rub it on the top of a cue, in order to screw a ball made of tusk of an eliphant which is itself largely composed of Calcium.

બીલીઅર્ડનો બોલ રમતા ચાક લગાડવાની વાત લખી. આનું ભાષાંતર આપણી પ્રજાને કશુંએ કામ આવે નહિ. આરસપહાણને માટે કરારની ઇટાલીની સુપ્રસિદ્ધ ખાણોનું ચિત્ર અથવા વર્ણન આપણને શું કામ આવે ? આપણને તો જબલપુરના આરસપહાણ અથવા જેપુરની આરસની ખાણોનું વર્ણન વધારે જીજ્ઞાસા ઉત્પન્ન કરે. કબીરવડનું ચિત્ર આપી તેનું વર્ણન લખી એ કેવી રીતે વધ્યું અને એના થડ ઉપરથી અથવા આસ પાસના દેખાતા થડ ઉપરથી કબીરવડને કેટલાં વર્ષ થયાં હશે અને એ કેવી રીતે ગણાય તે સર્વ બાબતો કોઇ પણ સુશિક્ષિતની જીજ્ઞાસા ઉત્પન્ન કરે અને એના સબંધીના લેખમાં વનસ્પતિ શાસ્ત્રના સિદ્ધાન્તો સામાન્ય વાચકના મનમાં પણ સચોટ ચોંટી જાય.

લોકપ્રિય વિજ્ઞાન શાસ્ત્રના પુસ્તકોમાં હંમેશાં દેખાતા અને બનતા કુદરતના બનાવોનું વર્ણન આવવું જોઇએ. ઓરોરા બોરીઆલીસ એટલે ઉત્તર ધ્રુવ પ્રદેશમાં દેખાતી તેજની જ્યોત અથવા ગ્લેશીઅર્સ એટલે બરફની નદી વિગેરે ઉપરના લેખો સામાન્ય વાચકનું ધ્યાન ઝટ ખેંચી શકે નહિ પણ આપણા દેશનો મોટામાં મોટો કુદરતી બનાવ વર્ષા ઋતુનું આગ-

મન આપણે સમજાવીએ, તો તેમાં વાચકને વધારે રસ પડે. વિજળી, વાદળાં ગર્જના, મેઘધનુષ, પવનનું બદલાવું એ સર્વ બાબત તરફ આપણું લક્ષ ખેંચાયલું રહે છે, ને તે વિજ્ઞાનની દૃષ્ટિએ સમજાવવું જોઇએ. વૃત્રાસુર અને ઇંદ્રનું યુદ્ધ વિગેરે વર્ણનો આ વર્ષા ઋતુ સંબંધીનાં વર્ણનો છે એ આપણે જાણીએ છીએ; અને એ વર્ણનો વેદના સમયથી ચાલતાં આવે છે. આ ઉપરથી એક નવો વિષય સુઝે છે તેની અહીં સૂચના કરવામાં આવે છે. તે એ કે આપણાં પુરાણો વિગેરે જુના પુસ્તકોમા જણાવેલા બનાવો વિજ્ઞાન શાસ્ત્રના આધારે સમજવા પ્રયત્ન થવો જોઇએ. રામાયણની અંદર ત્રિશંખુ આખ્યાન જે આપેલું છે તે ઉપરથી આપણને લાગે છે કે વિશ્વામિત્ર અને એ બ્રાહ્મણોએ દક્ષિણ ધ્રુવ શોધી કાઢ્યો હશે. જે નવી દુનીઆ વિશ્વામિત્રે ઉત્પન્ન કરી કહેવાય છે તે દક્ષિણ ધ્રુવની અથવા તો દક્ષિણ ધ્રુવ આગળના નક્ષત્રોની દુનીઆ છે. બીજો દાખલો આપણે રામ-સેતુનો લઇએ. આ સેતુ એ હિંદુસ્થાન અને લંકા વચ્ચે રહેલી મોટી "કોરલ રીફ" નું વર્ણન છે અને હાલ એ ડુબી ગઇ છે. ધ્રુવાખ્યાનમાં આપેલા ૭ મહિને પ્રગટ થતા વિષ્ણુનું દર્શન ઉત્તર ધ્રુવ પ્રદેશમાં ૭ મહિને દેખાતા સુર્ય દર્શનનું વર્ણન છે.

જે જે પ્રદેશોમાં આકાશ નિર્મળ રહે છે ત્યા ખગોળવિદ્યાનું જ્ઞાન સહેલાઇથી વધે છે. આપણે ત્યાં પણ એમ જ છે. આપણું પંચાગ ચંદ્રની ગતિ ઉપર બનેલું છે. ખગોળ વિદ્યાએ આપણા જીવન ઉપર એટલી બધી ઉંડી અસર કરી છે અને કરે છે કે આપણાં સર્વ ધર્મકાર્યો તેમ જ વ્યવહારિક કાર્યો ચંદ્રની ગતિ અને એના આકાશમાં રહેલ સ્થાન ઉપર આધાર રાખે છે. ખગોળ વિદ્યાનું જ્ઞાન આપણે જેટલું ફેલાવીએ તેટલું ફેલાવી શકાય. લોકપ્રિય વિજ્ઞાન શાસ્ત્રની માળાની યોજનામા પ્રથમ સ્થાન ખગોળ વિદ્યાને આપવું જોઇએ. ત્યાર પછી ઋતુ વર્ણન અને ખાસ કરીને વર્ષા ઋતુ કેવી રીતે આવે છે તે પણ બતાવવું જોઇએ. આના પછી ભૂગોળને સ્થાન મળવું જોઇએ. આવી ભૂગોળમાં શહેરનાં વર્ણન અથવા કયો પર્વત કયા આવ્યો છે તેનું કાઇ કામ નથી, પણ મોટા ધોધો, મોટાં રણ, ઉના પાણીના ઝરાઓ, પાતાળ કુવાઓ વિગેરે જુદા જુદા સ્થાનોનું વર્ણન અને ચિત્ર આપવાં જોઇએ; અને આ કુદરતી બનાવો વિજ્ઞાન દૃષ્ટિએ સમજાવવા જોઇએ. આપણે જોઇએ છીએ કે આવાં ઘણા સ્થાનો આગળ એક નાનું મંદિર અથવા કંઇ બાધા આખડીનું સ્થાન હોય છે. પણ એને ધર્મના નામે ચાલતા વહેમમાથી બદલી ખરા વિજ્ઞાન શાસ્ત્ર સમજાવવાના કુદરતી બનાવ તરીકે ઓળખાવવા પ્રયત્ન થવો જોઇએ. આ વિષય જો બરાબર ખીલવવામાં આવે, તો ઘણો જ રસિક થઇ પડે તેમ છે. આ બધા બનાવો કુદરતી બનાવો છે એમ લોકો સમજતા થાય. આ કામમાં ઘણાઓની મદદની જરૂર પડે. જુદી જુદી જગ્યાઓનાં સાચાં વર્ણન, છબીઓ, વિગેરે ભેગાં કરી એને સામાન્ય વાચક સમજી શકે એવી રીતે ગોઠવવા જોઇએ. દાખલા તરીખે આબુની ટેકેરીમાં આવેલો અંબાજી પાસેનો ગબ્બર એ એક શાન્ત થએલો "જ્વાળામુખી" છે એમ હું માનું છું. ત્યાં દેખાતી સુવર્ણ રેત લોખંડ છે; પણ સોનું નથી. માતાના કોપથી નાશ થએલા કુભાળીઆના મંદિરો એ એક વખતના જ્વાળામુખી અથવા ધરતીકંપથી પડી ગએલા મંદિરોનું વર્ણન આપે છે. આબુ ઉપરનું નખી તળાવ એ શાન્ત થએલા જ્વાળામુખીના મુખમાં ભરાએલું પાણી છે. આવી રીતે ઘણા દાખલાઓ મળી રહે છે.

આ પછી વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્ર લેવાં જોઇએ. આપણો પ્રદેશ ઘણો જ સપાટ છે અને એથી વનસ્પતિમાં મોટા ફેરો દેખાતા નથી. છતાંએ મુંબઇથી ઉત્તરે આવતાં આપણને દરીયા કિનારાના તાડો દેખાય છે. અને ધીમે ધીમે તે તાડો દેખાતા બંધ થાય છે. પછી ગુજરાતના ઘટ છાયાનાં વૃક્ષો દેખાય છે. આગળ મુસાફરી કરીએ તો ઉત્તર હિંદુસ્થાનના એકદમ સીધા અને ઉંચા દેવદાર વગેરે ઝાડો દેખાય છે. એટલે વનસ્પતિમાં થતો પ્રદેશ વાર ફેરફાર દેખાડી શકાય; એટલે પ્રદેશ વાર વનસ્પતિમાં કેવો ફેરફાર થાય છે એ સમજાવી શકાય. આ ઉપરાંત ફુલોનાં વર્ણન, તેમના રંગ સુગંધ તેમ જ જળકમલો લીલ વિગેરેનાં સચિત્ર વર્ણનો આપી વનસ્પતિ ઉત્પત્તિ તેમ જ તેનો ફેલાવો કેવી રીતે થાય છે, ફળ શું છે, શા માટે રંગિત હોય છે, વિગેરે સમજાવાય. પપૈયા જેવા નરમાદા વૃક્ષોનું વર્ણન ધ્યાન ખેંચી શકે. આ ઉપરાંત કૃત્રિમ રીતે ફુલોના રંગો કેવી રીતે બદલાવાય તેમ જ એક ફુલના છોડ ઉપર બીજા છોડની કલમ કેવી રીતે થાય વિગેરે લોકોપયોગી બાગબગીચાને કામ લાગે એવા દાખલાઓ આપી વિષયને રસિક બનાવી શકાય. લજ્જામણીનો છોડ, અને તેના પાંદડાંનું બંધ થવું, સુર્યમુખી ફુલનું ફરવું, મોટાં ચદર જેવાં ઝાડોના પાંદડાના બીડાવાથી ઝાડોની નિદ્રા અવસ્થા પણ દેખાડી શકાય અને પ્રોફેસર બોઝ વિગેરે શાસ્ત્રીઓના પ્રયોગોનો પણ અહિં સારી રીતે ઉપયોગ થઇ શકે. જીવાત ઉપર રહેતા છોડ કે ઝાડ ગુજરાતમાં છે કે નહિ એની મને બરાબર ખબર નથી, પણ અમરવેલ કેવી રીતે બીજા ઝાડના રસનું શોષણ કરી પોતાનું પોષણ કરે છે અને તેથી તેને પાદડાંની જરૂર નથી વિગેરે બાબતો દર્શાવી વનસ્પતિ કેવી રીતે પોતાનો ખોરાક મેળવે છે એ વિષય આણી શકાય. પ્રાણીશાસ્ત્રમાં ગરોળી, મગર, કાચબો, દેડકો, ઉંટ, વિગેરે પ્રાણીઓનાં વર્ણન આપી શા માટે એ જનાવરો એવાં સ્થાનોમાં રહે છે, વિગેરે સમજાવી શકાય અને એ રીતે પરિસ્થિતિથી થતાં પરિણામોનો કંઇક અણસારો અપાય. અને મનુષ્યનું પ્રાણીમા શું સ્થાન છે એ જણાવી શકાય.

આપણા સામાન્ય વ્યવહારમા આવતા બનાવો ઉપરથી શક્તિ શાસ્ત્ર અને રસાયણ શાસ્ત્રનું જ્ઞાન આપવું જોઇએ. સહેલા દેખાતા બનાવો સમજવા અને સમજાવવા ઘણા કઠણ છે. પાણીમાં ખાંડ ઓગળે તો શું થાય છે, એ સમજાતું નથી. વસ્તુ પૃથ્વી ઉપર કેમ પડે છે એ સમજાવવું ઘણું જ કઠણ છે અને એ એટલો બધો હરહંમેશનો બનાવ થઇ ગયો છે કે એ તરફ માણસનું લક્ષ જાય નહિ. વિજ્ઞાનશાસ્ત્ર અથવા કોઇ પણ શાસ્ત્રનું જ્ઞાન મેળવવાને માણસે ઉત્સુક રહેવું જોઇએ. ટેલીફોન, તાર, મોટર, ગ્રામોફોન, છબીઓ, વીજળીના દીવા, વીજળીના પંખા, બલુન, એરોપ્લેન, એન્જીન આ બધાં કેવી રીતે ચાલે છે અને તેની યાન્ત્રિક રચનાઓ સમજાવી, તેમાં રહેલા વિજ્ઞાનશાસ્ત્રના નિયમો સહેલાઇથી સમજાવી શકાય. રસાયણશાસ્ત્રના આવા દાખલાઓ ઝટ મળતા નથી, અને તેથી રસાયણશાસ્ત્રને લોકપ્રિય ભાષામાં ઉતારતાં ઘણી મુશ્કેલીઓ નડે છે. દીવાસળી, ફટાકા, દીવો વિગેરે કેટલાં દષ્ટાંતો આપી થોડું ઘણું સમજાવી શકાય.

વિજ્ઞાન શાસ્ત્રની લોકપ્રિય માળા કેવી થવી જોઇએ અને સામાન્ય વાચકને રસિક થઇ પડે તેની યોજના ઉપર જણાવી છે. આ યોજના પૂર્ણ નથી પણ વ્યવહારૂ છે અને આવી એક યોજના નિશ્ચય કરી ઘડી કાઢવામા આવે અને તેને માટે વિષયો મેળવવાનો સતત

પ્રયાસ થાય તો ધીમે ધીમે ગુજરાતી સાહિત્યમાં વિજ્ઞાન શાસ્ત્રની લોકપ્રિય માળાઓ નીકળે. આપણા દેશમાંના ઉના પાણીના ઝરાઓ, જબલપુર માર્બલ રોકસ જેવા દેખાવો, રણના વર્ણનો વિગેરે વિષયો ઉપર છુટક છુટક નિબંધો મળી શકે અને તે ભેગા કરી તેનો ઉપયોગ આવી માળામા કરાય તો બસ છે. તાઢ કેમ પડે છે, શીયાળામા સુર્યનો તડકો કેમ ઝાંખો રહે છે, વાદળાઓ કેમ થાય છે, એવા પ્રશ્નો સમજાવતા વિજ્ઞાન શાસ્ત્રની માહીતી સારી અપાય અને પ્રજાનુ ધ્યાન વિજ્ઞાનશાસ્ત્રમા વધારે ને વધારે રહે.

કુદરતના આવા બનાવો કુદરતના નિયમના આધારે ચાલે છે અને એમા ઇશ્વર ઇચ્છા જેવું કાઇ નથી એવો પ્રજામત કેળવાય તો બસ. ઉપરાત કુદરતના નિયમો જાણવાથી કુદરતની શક્તિઓ આપણા કાબુમા આવે છે એ વાત લોકોને બરાબર સમજાવી શકીએ તો સારૂં. આ બધા ઉપરાન્ત સેંકડો વર્ષથી બંધ પડી ગએલી વિજ્ઞાનની ઉત્સુકતા જાગ્રત કરીએ અને કુદરતનું દીર્ઘ દર્શન કરતા લોકો શીખે તો લોકપ્રિય વિજ્ઞાન શાસ્ત્રના લેખોનું સાર્થક થાય અને પોતાના ખેતરમાથી જોતા એક ખરતા તારાને અપશુકન ન ગણતા એ ખરતો તારો કયા પડયો હશે તેનો વિચાર આપણા દરેક દેશબંધુને આવે ત્યારે જ વિજ્ઞાન લોકપ્રિય થયુ ગણાયુ.



# ૭ સમાજ-શાસ્ત્ર.

( લેખક-રા. રા. માધવપ્રસાદ નવીનતરાય મજમુદાર. )

## સમાજશાસ્ત્રનો ઉદ્દભવ.

સમાજશાસ્ત્રની વ્યાખ્યા આપવા કરતા વર્ણન આપવુ વધારે સહેલુ છે અને યોગ્ય થઇ પડશે, કારણ કે વિજ્ઞાન-મંડળમા છેલ્લી બે ત્રણ પેઢીથી સતત ઉમેદવારી કર્યા છતા આ શાસ્ત્રનો યથાર્થ ધર્મ કે ધ્યેય કે કાર્ય પ્રદેશ કે પદ્ધતિ શુ છે તે હજી વિવાદાત્મક છે. જેવી રીતે બીજાં વિજ્ઞાનોને પોતપોતાનું ક્ષેત્ર ( અભ્યાસ-વસ્તુ ) હોય છે તેમ સમાજ શાસ્ત્રનું અભ્યાસ ક્ષેત્ર સમાજ છે જો કે પદ્ધતિપુરઃસર વિજ્ઞાન તરીકે સમાજશાસ્ત્રની ગણના હાલ જ થવા માંડી છે, તો પણ સમાજની ઉત્પત્તિ, ઉત્ક્રાંતિ, ધર્મ અને ધ્યેય શુ છે તે સમજવા જૂના કાળથી વત્તા ઓછા અગત્યના પ્રયત્નો થયા વિના રહ્યા નથી. નવાઇની વાત એ છે કે પાશ્ચાત્ય દેશોમા સમાજ વિશે થયેલા સૌથી પ્રથમ નિરૂપણમા સૌથી ભવ્ય કલ્પના સમાયલી છે, અને આજના વિદ્વાન અને બાહોશ પંડિતો અને સંશોધકોથી થતા નિરૂપણમા પણ એટલી ભવ્ય કે આકર્ષક કલ્પના જોઇ શકાતી નથી, અથવા કેટલીક વખત એવી નવા જમાનાની કલ્પનામા જે કાઇ આકર્ષક કે પ્રૌઢ તત્ત્વ હોય છે તે એ આદિ નિરૂપણના પડઘારૂપ હોય છે. એ ભવ્ય કલ્પનાનો જનક ગ્રીક ફીલસુફ પ્લેટો ( Plato ) હતો. એના " રિપબ્લીક " નામના ગ્રંથમા, આદર્શ સમાજનું નિરૂપણ કરતા સમાજજીવનના પ્રત્યેક વિશેષ કાર્ય વિભાગથી અતીત થઇ સમસ્ત સમાજની સમાજ તરીકે ઉત્પત્તિ શી રીતે થઇ, તેના ધર્મો શુ છે, અને તેના ધ્યેયો શુ છે તે બતાવવા પ્લેટોએ ભવ્ય પ્રયાસ કર્યો છે સમાજની નૈતિક, આર્થિક અને રાજકીય પ્રવૃત્તિઓ એક બીજા સાથે કેવી રીતે સંકળાઇ રહેલી છે, સમાજ કેવી રીતે અવિભાજ્ય એકત્રરૂપ હોઇ તેના ખંડો પાડી શકાય નહિ કે પૃથક્ પૃથક્ સમજી શકાય નહિ, સમાજના જુદા જુદા વર્ગો કેટલે દરજ્જે અન્યોઅન્યને અવલંબીને સહકારથી વર્ગનું, વ્યક્તિનું અને સમાજનું અંતિમ હિત સાધી શકે છે, તે પ્લેટોના રિપબ્લીકમા ઘણું જ સુન્દર અને આકર્ષક અને અનુપમ રીતે ચર્ચાયુ છે સમાજના કેટલાક અગત્યના પ્રશ્નો, જેવા કે લગ્નનુ સ્વરૂપ અને ધર્મ, ગૃહ્યસંસ્થાનું સ્વરૂપ, સમાજજીવન માટે જોઇતી મજુરીની થતી જોઇતી વ્યવસ્થા વગેરે જે મુદ્દાઓ પ્લેટોએ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ ઉભા કર્યા હતા તેનો સંતોષકારક જવાબ હજીએ ફીલસુફોએ કે સુધારકોએ કે રાજ્ય-સત્સદ્દીઓએ આપ્યો નથી પ્લેટોનો પોતાનો જ પટ્ટ શિષ્ય એરિસ્ટોટલ પણ પ્લેટોની કલ્પનાની પૂર્ણ ભવ્યતા માપવી કે સમજી શક્યો નથી, અને સમાજજીવનની વ્યાપકતા ગ્રહણ કરવાને બદલે, જીવનના અનેક વિભાગો જ ધ્યાનમા રાખી રાજકીય પ્રવૃત્તિ, નૈતિક પ્રવૃત્તિ વગેરે સમાજજીવનના વિશેષ સ્વરૂપોનુ જ એ નિરૂપણ કરી નાખ્યો હતો. એરિસ્ટોટલ ફીલસુફ કરતા વિજ્ઞાન-પંડિત વધારે દરજ્જે હતો, એટલે એણે સમાજજીવનનુ વિભક્તિકરણ કરી નિરૂપણ કર્યુ એ સ્વાભાવિક છે એરિસ્ટોટલ પછી સમાજના પ્રશ્નોનુ સંશોધન કરનારાઓએ એ જ પદ્ધતિ પકડી સમાજજીવનના માત્ર અમુક વિશેષ સ્વરૂપ કે પક્ષ પર જ ધ્યાન આપ્યુ પ્રાચીન રોમના અનેક પંડિતોએ ધારાશાસ્ત્ર

અને રાજ્યવ્યવસ્થાને લગતો અભ્યાસ આગળ વધાર્યો અને "તમોયુગ" મા ચુસ્ત કાઇસ્ટ માર્ગની અંધ-શ્રદ્ધાથી ભરપૂર ધર્મભાવનામા આખુ યુરોપ તરબોળાઇ રહ્યુ હોવાથી ધર્મ સિવાય કોઇ પણ વિષયનો અભ્યાસ કે સંશોધન આગળ વધ્યા નહિ. આશરે સોળમી સદીથી યુરોપીય નવજીવન શરૂ થયુ તેની જોડે વિજ્ઞાન-ભાવના ફાટી નીકળી અને આગામી (વ્યાપ્તિ ન્યાય) પદ્ધતિએ અનેક વિષયોનો અભ્યાસ આગળ વધ્યો ભૌતિક શાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, જીવવિદ્યા–એમ એક પછી એક વિજ્ઞાનો ધર્મભાવનાની ગુલામીથી સ્વતંત્ર બની વિકાસ પામ્યા અને જોડે સમાજજીવનને લગતા કેટલાક વિશેષ-શાસ્ત્રો તરફ ધ્યાન અપાવા લાગ્યુ હૉબ્સ (Hobbes), હ્યૂમ (Hume), લૉક (Locke), કાન્ટ (Kant) વગેરે ફીલસુફોએ, રાજ્યશાસ્ત્ર નીતિશાસ્ત્ર, ધર્મમીમાંસા વગેરે સમાજ-જીવનના વિશેષ સ્વરૂપોને લગતા નિરૂપણો ઉપાડી લીધા અને અઢારમી સદીના મધ્ય ભાગમા *અર્થશાસ્ત્રના જનક ગણાતા ઍડામ સ્મિથે (Adam Smith) "રાષ્ટ્રોની સંપત્તિ"* (Wealth of Nations) નામના મશહૂર ગ્રંથમા સમાજશાસ્ત્રના અભ્યાસમા અત્યંત અગત્યના અર્થશાસ્ત્રના પ્રશ્નો ચર્ચવા ઉપરાત સમાજ વિકાસને લગતા કેટલાક પ્રશ્નો પર પણ કાઇક પ્રકાશ નાખ્યો. પણ પ્લેટો પછીના એ બધા પ્રયત્નોથી સમાજશાસ્ત્રની ઉત્પત્તિ થઇ કહી શકાય નહિ રાજ્યશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વગેરે સમાજજીવનના અમુક વિશેષ સ્વરૂપ ઉપર ધ્યાન આપતા વિજ્ઞાનો છે પરંતુ સમાજજીવનની વ્યાપકતા અને અવિભાજ્યતા સ્વીકારી તેનો અભ્યાસ કરવાની જરૂર રહી હતી. ઓગણીસમી સદીના મધ્ય ભાગમા સમાજશાસ્ત્રના જનક ગણાતા ફ્રેંચ વિદ્વાન ઑગસ્ટે કૉંતે (Auguste Comte), સમાજ એકરૂપ હોઇ તેની ઉત્પત્તિ અને તેમા થતા રૂપાતરો આગામી એટલે વ્યાપ્તિ ન્યાયની પદ્ધતિએ બીજા કુદરતી વિજ્ઞાનોની માફક થઇ શકે છે એ કલ્પના યુરોપના વિદ્વાન વર્ગ સમક્ષ મૂકી કૉંતને સમાજશાસ્ત્રનો જનક ગણવો કે કેમ તે કદાચ વિવાદાત્મક રહેશે પણ કૉંત "સોશીઑલૉજી (Sociology)" એ શબ્દનો પિતા છે એ નિર્વિવાદ છે ઇ સ. ૧૮૩૯ મા એ શબ્દ ("સોશીઑલૉજી") "સામાજિક દૃશ્યોને લગતા સર્વ મૂળભૂત નિયમોનો હકીકતની દૃષ્ટિએ અભ્યાસ' (Positive study of all the fundamental Laws proper to Social phenomena) એ અર્થમા વાપર્યો અને ત્યારથી સમાજ શાસ્ત્રના અભ્યાસ તરફ વધારે અને વધારે ધ્યાન ખેચાતુ જાય છે કૉંત માનતો કે જે રીતે આગામી પદ્ધતિથી સ્થૂલ સૃષ્ટિને લગતા નિયમોનુ કાર્યકારણ નિયમથી એકીકરણ કરવા ભૌતિકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, પ્રયત્ન કરે છે તે જ પ્રમાણે સામાજિક દૃશ્યોને જે નિયમો લાગુ પડે છે, તેનો પણ આગામી પદ્ધતિએ અભ્યાસ કરી શકાય અને એવા અભ્યાસને પરિણામે સમાજમા થનાર ભાવી ફેરફારોને આપણે આગળથી જ ચોક્કસ ગણત્રી કરી સમજી શકીએ. કૉંતનો આગ્રહ એ હતો કે જેમ ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કરતા કુદરતી નિયમો આપવામા આવે છે અને કુદરતના ક્રમથી અતીત પ્રકૃતિની કોઇ પણ ગુપ્ત શક્તિને માન વામા આવતી નથી તે જ પ્રમાણે સમાજશાસ્ત્રનો અભ્યાસ કરતા, આર્થિક રાજકીય અને
૧૦ ધાર્મિક બાબતોમા ઘણી વાર માનવામા આવે છે એવી અતીતધર્મી ગુપ્ત શક્તિઓ વિષેની માન્યતાનો બહિષ્કાર કરી બીજા વિષયગત (Objective) વિજ્ઞાનો માટે વાપરવામા આવે છે તે જ આગામી પદ્ધતિ વાપરવી જોઇએ.

કૉંટ પછી ૧૯ મી સદીના ઉત્ક્રાંતિવાદીઓએ, અને તેઓમા વિશેષ કરીને હર્બર્ટ સ્પેન્સરે સમાજશાસ્ત્રનો અભ્યાસ આગળ વધારી તેનો પ્રચાર કરવા બગીરથ પ્રયત્ન કર્યા છે. સ્પેન્સરના મત પ્રમાણે જે ઉત્ક્રાંતિ નિયમ સ્થૂલ પદાર્થો, વનસ્પતિઓ, સેંદ્રિય વસ્તુઓ ( Organisms ) અને આખા વિશ્વ ઉપર વ્યાપી રહ્યો છે તે જ નિયમથી સમાજમાં વિકાસ થતો જાય છે. ઉત્ક્રાંતિવાદમા સમાયલા " કુદરતી પસંદગી " ( Natural selection ) અને "પરિસ્થિતિ અનુસાર પરિવર્તન"( adjustment to environment ) ના નિયમો સમાજજીવનને પણ લાગુ પડે છે અને સમાજશાસ્ત્રી માત્ર કુદરતના કાર્ય-કારણ નિયમ અનુસાર જ સમાજનો યથાર્થ અભ્યાસ કરી શકે છે. એ મત કહે છે કે મનુષ્યસમાજમાં એવું કાંઇ પણ વિશેષ નથી કે જે મનુષ્ય સિવાયના બાકીના વિશ્વમા ન હોય, જેથી મનુષ્યસમાજનો અભ્યાસ વિશ્વવ્યાપક ઉત્ક્રાંતિ સિદ્ધાન્તને આધારે જ અને તેની પદ્ધતિએ જ થઇ શકે.

સ્પેન્સર પછી અનેક વિદ્વાનોએ સમાજશાસ્ત્રના યથાર્થ સ્વરૂપ સમજવા પ્રયત્ન કર્યા છે, જે બધા એક સરખા અગત્યના નથી. ચાલુ જમાનામા પ્રોફેસર વૉર્ડ અને પ્રોફેસર ગીડીંગ્સ ( Giddings ) શ્રેષ્ઠ સમાજશાસ્ત્ર-વિશારદો ગણાય છે. પ્રો. વૉર્ડ સમાજશાસ્ત્રના પિતા પ્રત્યે અત્યંત પૂજ્યભાવ ધરાવતા જણાય છે અને પોતાના ગુરુના સિદ્ધાન્તોનું ઘણી વિદ્વત્તાથી બને એટલું સમર્થન કરી રહ્યા છે. પ્રો. વૉર્ડ પણ કૉંતની માફક માને છે કે સમાજવિકાસના નિયમો આગામી પદ્ધતિએ સમજી શકાય અને એ નિયમના જ્ઞાનથી ભવિષ્યમા થનારા સામાજિક બનાવો આગળથી જાણી શકાય અને તેનું આપણા ધ્યેયો પ્રમાણે નિયંત્રણ પણ થઇ શકે. પ્રો. ગીડીંગ્સ એ સિદ્ધાન્તને સ્વીકારતા નથી અને બાહ્ય સૃષ્ટિમા વ્યાપી રહેલા કેટલાક નિયમો સમાજવિકાસને પણ લાગુ પડે છે એ સ્વીકાર્યા છતા કહે છે કે સામાજિક દશ્યોની વિશિષ્ટતા એ છે કે એની અંદર જાતિચેતના સમાયલી હોય છે અને એ જાતિચેતનાને લીધે જ બધી મુખ્ય સામાજિક પ્રવૃત્તિઓ ઉદ્‌ભવે છે. પ્રો. ગીડીંગ્ઝ કહે છે કે જાતિચેતના એવી વસ્તુ છે કે સ્થૂલ સૃષ્ટિના નિયમો કે ઉત્ક્રાંત નિયમને તે તાબે થતી નથી, પણ સ્વતંત્ર ધોરણે ઉદ્‌ભવે છે અને વિકાસે છે જાતિચેતનાથી ઉદ્‌ભવતી પ્રવૃત્તિઓનો સ્થૂલ સૃષ્ટિના રૂપાંતરો માફક, માત્ર આગામી પદ્ધતિએ અભ્યાસ થઇ શકે નહિ માટે સમાજશાસ્ત્રને તત્ત્વજ્ઞાનની માફક માત્ર કલ્પનાત્મક તર્ક ( Speculation ) વિના ચાલે એમ નથી.

<u>વિજ્ઞાનોનું હકીકત દૃષ્ટિએ અભ્યાસને ધોરણે કૉંતે કરેલું વર્ગીકરણ.</u>

આ રીતે સમાજશાસ્ત્ર નામનું જે નવુ વિજ્ઞાન ઉભું થયું છે તેને વિજ્ઞાન-મંડળમાં ચોક્કસ કયે દરજ્જે સ્થાન છે તે નક્કી કરવા ઘણા પ્રયત્ન થયા છે. કૉંતે વિજ્ઞાનોનું વર્ગીકરણ કરી તેમાં સમાજશાસ્ત્રને જે સ્થાન આપ્યુ તે બાબત ઘણી ચર્ચાઓ થઇ છે. કૉંતે કહ્યું છે કે જ્ઞાનપ્રગતિ માટે પ્રયત્ન કરતા વિજ્ઞાનો અંતર્મુખદૃષ્ટિની પદ્ધતિએ અથવા અતીતાત્મક તત્ત્વજ્ઞાનની માફક કલ્પનાત્મક તર્ક (Speculation) થી આગળ વધી શકે નહિ, પણ એના વિજ્ઞાનોએ કુદરતી દશ્યોના અવલોકન ઉપરથી આગામી (વ્યાપ્તિન્યાયી) પદ્ધતિથી

વ્યાપક નિયમો શોધી કાઢવા જોઇએ અને જરૂર પડે તો એ વ્યાપક નિયમો ઉપરથી જે અનુમાનો સપ્રમાણ મળી શકે તેનો ઉપયોગ કરવો જોઇએ કાત કબૂલ કરે છે કે એ પદ્ધતિએ મનુષ્યની જ્ઞાનમર્યાદા અંકાઇ જાય છે અને માણસની બુદ્ધિની અલ્પતા તથા વિશ્વની મહત્તા કે અનતતાને લીધે એ પદ્ધતિથી મળતુ બૌદ્ધિક (Rational) જ્ઞાન અપૂર્ણ જ હોય છતા પણ કોંત કહે છે કે સભાળથી અને શ્રમથી કુદરતી વિજ્ઞાનોને ધોરણે અને પદ્ધતિએ જ્ઞાનપ્રગતિ સારી રીતે સાધી શકાય અને વધારે અને વધારે વ્યાપક કુદરતી નિયમોનુ સશોધન કરી ઉત્તરોત્તર વિશાળ વિજ્ઞાનોની શ્રેણિ રચી શકાય કોંત કહે છે તે આગામી પદ્ધતિની વિશિષ્ટતા એ છે કે એની મદથી જે નિયમોનુ જ્ઞાન સપાદન થઇ શકે તે કલ્પના દૃષ્ટિએ નહિ પણ ચોક્કસ દૃષ્ટિએ (Positive) વિગતોની સાથે યથાર્થ અર્થાત્ સપ્રમાણ ( Verified ) હોય છે આગામી પદ્ધતિએ સ્થાપવામા આવેલા વિજ્ઞાનોમા વધતે ઓછે અશે રહેલા એ હકીકતસિદ્ધતાના ગુણને આધારે કોંત એવા વિજ્ઞાનોની ક્રમપરપરા ગોઠવવા પ્રયત્ન કરે છે. સૌથી વધારે પ્રમાણીકૃત અને હકીકતસિદ્ધ વ્યાપ્તિઓ ગણિતશાસ્ત્રમા સમાયલી છે તેથી ગણિતશાસ્ત્રને બીજા બધા હકીકત-આત્મકવિજ્ઞાનોની તુલના કરવા ધોરણરૂપ ગણી, કોંતે બધા વિજ્ઞાનોને નીચેના ક્રમમા ગોઠવ્યા

| | |
|---|---|
| ધોરણ ગણિતશાસ્ત્ર— | ખગોળશાસ્ત્ર Astronomy |
| | ભૌતિકશાસ્ત્ર Physics |
| | રસાયનશાસ્ત્ર Chemistry |
| હકીકત દૃષ્ટિએ અભ્યાસનુ | જીવ વિદ્યા Biology |
| | સમાજશાસ્ત્ર Sociology |

વિજ્ઞાનોની એ ક્રમપરંપરા ગોઠવવામા કોંતનો શુ આશય હતો તે સમજવાની જરૂર છે (૧) હકીકતસિદ્ધતા અને પ્રમાણીકરણની દૃષ્ટિએ ખગોળશાસ્ત્ર જેટલી હકીકતસિદ્ધતા ભૌતિકશાસ્ત્રમા નથી અને ભૌતિકશાસ્ત્ર જેટલી રસાયનશાસ્ત્રમા નથી એ રીતે જણાઇ આવે છે કે આ ક્રમમા જેમ પરપરા આગળ વધતી જાય છે તેમ હકીકતસિદ્ધતા ઓછી અને અચોક્કસ થતી જાય છે (૨) એ પરંપરામા ગોઠવેલા વિજ્ઞાનો જનક-જાત ક્રમ ( order of filiation or genetic order ) મા ગોઠવાયેલા છે, એટલે કે, જે શાસ્ત્રના વ્યાપક નિયમોમાથી બીજુ શાસ્ત્ર ઉદ્ભવે તેવા ઉત્પાદક શાસ્ત્રને પ્રથમ ગોઠવી તેમાથી ઉદ્ભવતુ શાસ્ત્ર, તેની પછી જ ગોઠવવામા આવ્યુ છે ગણિતશાસ્ત્રના વ્યાપક નિયમોમાથી ખગોળશાસ્ત્ર ઉદ્ભવે છે, અને ખગોળશાસ્ત્રના વ્યાપક નિયમોમાથી ભૌતિકશાસ્ત્ર ઉદ્ભવે છે અને તે જ પ્રમાણે આખી પરપરા હકીકતસિદ્ધતા ઉપરાત જનક-જાત સબધ પ્રમાણે રચાઇ રહી છે જેમ વશાવળીમા બાપના નામ નીચે તેના છોકરાનુ નામ આવે છે તેમ આ પરપરામા ઉત્પાદક વિજ્ઞાનની નીચે તેમાથી ઉત્પન્ન થતુ વિજ્ઞાન ગોઠવાયેલુ છે એમ કોંત કહે છે અલબત્ત, કોંતના કહેવાનો આશય એ ન હતો કે આ પરપરામા ગોઠવેલા વિજ્ઞાનોમા જનક વિજ્ઞાન એક ખંડ તરીકે એની હેઠળ ગોઠવેલ જાત વિજ્ઞાનોમા રહેવુ જોઇએ ખગોળશાસ્ત્ર જો કે ગણિત શાસ્ત્રમાથી ઉદ્ભવે છે તો પણ ગણિતશાસ્ત્રનો વિભાગ નથી, તેમ ભૌતિકશાસ્ત્ર પણ ખગોળશાસ્ત્રનો વિભાગ નથી, અને સમાજશાસ્ત્ર પણ જીવવિજ્ઞાનનો વિભાગ નથી ઉપરની ક્રમ

પરંપરા માત્ર વિજ્ઞાનોનો ઉત્પત્તિક્રમ સૂચવે છે અને એ ક્રમમાં જે વિજ્ઞાનો આગળ વધેલું સ્થાન ભોગવે છે તે વધારે સંકીર્ણ સ્વરૂપ પામ્યાં હોય છે. ખગોળશાસ્ત્ર કરતાં ભૌતિકશાસ્ત્ર વધારે ગુંફિત કે સંકીર્ણ અને તેના કરતાં રસાયનશાસ્ત્ર વધારે સંકીર્ણ છે. (૩) વળી; આ ક્રમમાં વિજ્ઞાનોનું વર્ગીકરણ કર્યાથી એમ નથી સમજવાનું કે એ સિવાય બીજાં કોઇ વિજ્ઞાનો છે જ નહિ. પણ એ વિજ્ઞાનોને જે જ્ઞાન પ્રદેશમાં નીસ્બત છે, તે પ્રદેશમાં આં વિજ્ઞાનો સૌથી વધારે વ્યાપક છે અને એવા પ્રદેશનાં બીજાં પેટા-વિજ્ઞાનો અને વિશેષ-વિજ્ઞાનો આ વ્યાપક વિજ્ઞાનોની તળે સમાવી શકાય છે. દાખલા તરીકે, આ વિજ્ઞાનક્રમમાં, ભૂગોળવિદ્યા, ભૂસ્તરવિદ્યા, અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર કે કેળવણીશાસ્ત્ર બતાવ્યાં હોય એમ લાગતું નથી. પણ ખરૂં જોતા, એ બધાને આ જ પરંપરામાં એક કે બીજા વ્યાપકવિજ્ઞાનના મથાળા હેઠળ ગોઠવી શકાય છે. ભૂગોળવિદ્યા અને ભૂસ્તરવિદ્યા ખગોળશાસ્ત્રના વર્ગમાં પડે છે, અને અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર અને કેળવણીશાસ્ત્ર એ બધાં સમાજશાસ્ત્રના વર્ગમાં પડે. એ રીતે બધાં જ અમૂર્ત વિજ્ઞાનોને ઉપલી પરંપરામાં સમાવી શકાય છે.

વિજ્ઞાનની હકીકતસિદ્ધતા કે પ્રમાણીકરણ બાબતનો કૉંતનો આ સિદ્ધાન્ત ઘણો ચર્ચાયો છે. અમેરિકાના પ્રો. વૉર્ડના મત પ્રમાણે કૉંતના આ સિદ્ધાંતમાં ઓગણી-સમી સદીની સૌથી વધારે ભવ્ય, રસાત્મક અને અગત્યની કલ્પના રહેલી છે. તેથી પ્રો. વૉર્ડ અને તેના સંપ્રદાયના અનુયાયીઓ કૉંતના સિદ્ધાંતને ઉત્સાહથી વધાવી લે છે.

પણ પ્રો. વૉર્ડના સંપ્રદાય સિવાય સમાજશાસ્ત્રના લગભગ બધા જ અભ્યાસકો કૉંતના ન્યાયે થયેલા વિજ્ઞાન-વર્ગીકરણને તિલાંજલિ જ આપવી યોગ્ય લેખે છે. કૉંત અને પ્રો. વૉર્ડ સમાજશાસ્ત્રને કુદરતી વિજ્ઞાનોની પંક્તિએ મુકી તેની જોડે વર્ગીકરણ કરે છે તેમા એક મૂળભૂત ભૂલ સમાયલી જણાય છે. સમાજજીવનના ઘણાક સૌથી વધારે અગત્યનાં દશ્યો, ભૌતિક દશ્યોની માફક કોઇ રીતે માપી શકાય એવાં હોતાં નથી અને ગણિતશાસ્ત્રના ન્યાયે સમજી શકાતા પણ નથી. કુદરતી વિજ્ઞાનોને કોઇ પણ ધ્યેય કે આદર્શ કે હેતુની દૃષ્ટિએ પોતાના પ્રદેશનાં દશ્યો સમજવાના હોતાં નથી, પણ સમાજનો અભ્યાસ કરતા એવા ધ્યેય, હેતુ કે આદર્શ ધ્યાનમાં લીધા વિના એક ડગલું પણ ભરવું અસંભવિત છે. સમાજજીવનનાં ઘણા દશ્યો નૈતિક અને અતીનાત્મક ધ્યેયોથી ઉદ્ભવે છે, અને કેટલીક વાર એવાં દશ્યો પોતે જ ધ્યેયરૂપ હોય છે. ખગોળશાસ્ત્રમાં એવા નૈતિક ધ્યેયને સ્થાન નથી. સૂર્ય, ચંદ્ર, તારા અને ગ્રહો વસ્તુતઃ શી રીતે વર્તે છે તે વિશે વિધિ-આત્મક અભ્યાસથી ખગોળશાસ્ત્રીને સંતોષ મેળવવો પડે છે. સૂર્ય મંડળના વર્તનની નૈતિક યથાર્થતા શી-એ પ્રશ્ન ઉદ્ભવતો જ નથી, અને એવી યથાર્થતાની તુલના કરવા કોઇ નૈતિક ધોરણ પણ નથી. તે જ પ્રમાણે ભૌતિકશાસ્ત્રમા, રસાયણશાસ્ત્રમા અને જીવવિદ્યામાં નથી નૈતિક ધોરણ કે નથી દશ્યોની યથાર્થતાની તુલના કરવાની આવશ્યકતા. પાણીના પ્યાલામાં રૂપીઓ નાખતા ગુરુત્વાકર્ષણ અને આર્કીમીડીસના નિયમ પ્રમાણે વસ્તુતઃ શું દશ્ય ઉદ્ભવશે, હાઇડ્રો-જનના બે પરમાણુઓનો ઑક્સીજનના પરમાણુ જોડે સંયોગ થવાથી વસ્તુતઃ શું દશ્ય ઉદ્ભવશે, વગેરે વિધિ-આત્મક જ્ઞાન આવાં કુદરતી વિજ્ઞાનોમાથી મળે પણ એ વિધિ-આત્મક સંશોધન જોડે યથાર્થતા કે આદર્શની તુલના કરવાની હોતી નથી. પણ મનુષ્યજીવનમાં

બાહ્ય સૃષ્ટિ કરતાં કાંઇક વિશેષ તત્ત્વો રહેલાં છે. મનુષ્યજીવન પ્રકટ કે અપ્રકટ ધ્યેયો અને આદર્શોથી જ આગળ વધે છે અને વિકસે છે અને વ્યક્તિ તરીકે અથવા સમાજ તરીકે મનુષ્યોનો અભ્યાસ કરતાં એમનું જીવનધ્યેય નિર્મિત છે એ વાત બાજુએ મુકાય નહિ. હકીકતસિદ્ધતાની દૃષ્ટિએ ગણિતશાસ્ત્ર કે ભૌતિકશાસ્ત્ર ભલે નમુનારૂપ હોય પણ એ બાબતમાં તેનું અનુકરણ કે હરીફાઇ કરવા સમાજશાસ્ત્રને કોઇ રીતે જરૂર નથી. મનુષ્યજીવનમાં સ્થૂલ સૃષ્ટિથી અતીત રહેલા જે ધર્મો સમાયલા છે તે વિશેષ માનુષી ધર્મોને જ બાજુએ મુકી, જડભરત પદ્ધતિએ સમાજશાસ્ત્રનો અભ્યાસ કરવો એ ભાગ્યે જ પ્રમાણિક જ્ઞાનભાવનાના ચિહ્નરૂપ લેખી શકાય. આદર્શો કાંઇ તેના કદ કે વજનના માપથી અંકાતા નથી પણ શીલસુંશીમય કલ્પનાથી અને અતીતાત્મક ધોરણે જ તે સમજી શકાય છે અને તેનું સમર્થન થઇ શકે. આદર્શો અમાપ્ય છે. સમાજની વસ્તીનાં માથા ગણ્યાથી કાંઇ તેના મનોમય જીવનની પ્રગતિ મપાતી કે સમજાતી નથી. જેમ એન્જીનની કાર્યશક્તિ (efficiency) "હૉર્સ-પાવર" (Horse-Power)માં આંકી શકાય છે તેમ વ્યક્તિઓ અને સમાજની કાર્યશક્તિ "હૉર્સ પાવર" ના અંકમાં માપી શકાય નહિ અને માપી શકાય તો તેથી તે શક્તિ સમાજના વિકાસ અને પ્રગતિને લગતા અભ્યાસ ઉપર કાંઇ પણ પ્રકાશ પાડે નહિ. કુદરતી વિજ્ઞાનો સ્થૂલ વસ્તુઓમાં થતાં રૂપાંતરોના નિયમોનું સંશોધન કરે છે, પણ સમાજશાસ્ત્રી તો સમાજમાં થતી પ્રગતિનો અભ્યાસ કરે છે. સ્થૂલ સૃષ્ટિના ફેરફારો કે રૂપાંતરો કોઇ ધ્યેય કે આદર્શ પ્રત્યે થતા નથી, પણ માનુષી અમુક આદર્શ કે આદર્શો પ્રત્યે જ અને આદર્શો પ્રમાણે જ થાય છે. માનુષી આદર્શો ગણિત-અંકમાં માપી શકતા નથી, માટે તેના ઉપર નિર્લક્ષ બની મનુષ્યજીવનનો અને પ્રગતિનો અભ્યાસ કરવો એ ગણિતના કોઇ અઘરા દાખલાનો થોડોક ભાગ ભુસી નાંખી તેને સહેલો કરવાના પ્રયત્નરૂપ છે. બીજી ઉપમાએ કહીએ તો જેમ શબ્દો અને વાક્યોના અર્થને બાજુએ મુકી અક્ષરોના ઘાટ અને કદનો અભ્યાસ કરનાર ભાષાશાસ્ત્રી ભાષા વિશે જ્ઞાન મેળવી શકતો નથી તેમ સમાજજીવનનાં ધ્યેયો અને હેતુઓને તિલાંજલિ આપી સમાજના માત્ર હકીકતસિદ્ધ દશ્યોનો જ અભ્યાસ કરનાર સમાજશાસ્ત્રી સમાજ વિષે યથાર્થ જ્ઞાન મેળવી શકતો નથી.

**સમાજશાસ્ત્રની આવશ્યકતા અને યથાર્થતા:—**

ઉપર કહી ગયા તેમ સમાજશાસ્ત્ર હજી તરુણાવસ્થામાં છે, અને તેથી એના ચોક્કસ ધર્મ અને કાર્ય ક્ષેત્રનું નિરૂપણ કરતાં વિદ્વાનો ઘણાં ગોથાં ખાતાં આવ્યાં છે. સમાજના સત્ય સ્વરૂપ બાબત અનેક વિરોધી-ધર્મીમતો બહાર પડયા છે અને વિદ્વાનોમાં રહેલા એવા મતભેદને લીધે શંકાવાદીઓ અને નિકંદતવાદીઓ સમાજશાસ્ત્રને હસી કાઢે છે. સમાજનો અભ્યાસ કરતાં હજી અલ્પમાત્ર પરિણામ આવ્યું છે, સમાજવિકાસનું અન્વેષણ કરતાં ગંભીર ભૂલો થઇ છે અને સંશોધકો એકમત થઈ શકયા નથી એ કબૂલ કરીએ છતાં, તેથી સમાજશાસ્ત્રના અભ્યાસની જરૂર નથી, સમાજશાસ્ત્રનો અભ્યાસ થઇ શકે એમ નથી અથવા સમાજ વિષે કાંઇ અભ્યાસ કરવા જેવું છે જ નહિ એવી માન્યતાઓ નોંધવાની જરૂર નથી. હજી તો સમાજશાસ્ત્રના પદ્ધતિપુરઃસર અભ્યાસને પુરાં સો વર્ષ થયાં નથી. જેમ ભૌતિકશાસ્ત્રી કે રસાયણશાસ્ત્રીનાં અન્વેષણો પ્રયોગશાળામાં થઈ શકે છે અને તેનાં ચોક્કસ પરિણામો નોંધી શકાય છે તેમ સમાજશાસ્ત્રીથી કાંઇ થઇ શકતું નથી. લાખો વર્ષ થયાં

મનુષ્યની ઉત્ક્રાંતિ અને વિકાસ થઇ રહ્યાં છે પણ માત્ર થોડીક પ્રજાઓના જુજ માત્ર કાળને લગતા ઇતિહાસ સિવાય સમાજના અભ્યાસમાં મદદરૂપ થાય એવો પુરાવો પણ આપણને મળી શકતો નથી. એ મુસીબતોને ધ્યાનમાં લઇ વિચાર કરતાં સમાજશાસ્ત્રની અપૂર્ણતા અને ખામીઓ ક્ષમ્ય જ ગણી શકાય. જેમ જેમ જૂની પ્રજાઓના જીવનને લગતી વધારે માહિતી મળતી જાય, અને સામાજિક સૃષ્ટિનાં જે જીવંત દશ્યોના અવલોકનથી સમાજશાસ્ત્રના અભ્યાસ ઉપર પડી શકે તેવાં દશ્યો વિવિધ પરિસ્થિતિમાં ઉદ્‌ભવતાં જાય તેમ તેમ સમાજવિકાસ વિશે વધારે અને વધારે દઢ અને વિશ્વાસપાત્ર જ્ઞાન પ્રાપ્ત થતું જશે. જે સ્થિતિ આજે સમાજશાસ્ત્રની છે તેને મળતી જ સ્થિતિ આગળ બીજાં શાસ્ત્રોને પણ હતી. દાખલા તરીકે, એક વખત રસાયણશાસ્ત્ર વિશ્વમાં માત્ર ચાર કે પાંચ મૂળતત્ત્વો (આકાશ, વાયુ, પાણી, અગ્નિ અને પૃથ્વી વગેરે) ગણાવતું. પણ આજે એ પાંચમાંથી એક પણ "તત્ત્વ' ગણાતું નથી અને પાંચને બદલે હવે લગભગ પંચોતેર તત્ત્વો ગણાવવામાં આવે છે. તે જ પ્રમાણે પૃથ્વીની આજુબાજુ સૂર્ય ફરે છે, પૃથ્વી ચપટ છે, ચંદ્ર પોતાના તેજથી પ્રકાશે છે, પૃથ્વીથી, સૂર્ય કરતાં, ચંદ્ર વધારે દૂર છે વગેરે માન્યતાઓ ખગોળશાસ્ત્રને અંગે પ્રચલિત હતી. પણ રાસાયણિક તત્ત્વો બાબત ખોટા સિદ્ધાન્તો પ્રચલિત થયાથી કાંઇ તે તત્ત્વોનો વિનાશ થતો નથી અને ખગોળના ગ્રહો વિશે ખોટા સિદ્ધાન્તો સ્થપાયાથી કાંઇ તે ગ્રહો કે તેમના વર્તનનું અસ્તિત્વ કે ધર્મ ખોટાં કરતાં નથી, તેમ જ સમાજ વિશે ખોટા સિદ્ધાંતો ચર્ચાયાથી કાંઇ સમાજના અસ્તિત્વ કે તેના જીવન અને વિકાસ પર આક્ષેપ પડતો નથી. સમાજને અસ્તિત્વ છે અને એનો વિકાસ પણ થાય છે માટે એનો પદ્ધતિપુરઃસર અભ્યાસ કરવા સમાજશાસ્ત્રદ્વારા પ્રયત્ન કરીએ તો યોગ્ય જ છે.

સમાજશાસ્ત્ર ઉપર બીજી દષ્ટિએ પણ આક્ષેપ નાંખવામાં આવે છે. એ જાતના ટીકાકારો કહે છે કે વિશેષ વર્ગનાં સામાજિક વિજ્ઞાનો (જેવાં કે અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, કેળવણીશાસ્ત્ર વગેરે) સમાજજીવનનાં દરેક સ્વરૂપનું નિરૂપણ કરી રહ્યાં છે અને એવો કોઇ પ્રદેશ રહી જતો જ નથી કે જેને માટે સમાજશાસ્ત્ર નામના એક જુદા શાસ્ત્રની જરૂર રહે. પણ એ જાતની ટીકામાં ગંભીર ભૂલ સમાયલી છે. જેને આપણે વિશેષ વર્ગનાં સામાજિક વિજ્ઞાનો કહીએ છીએ તે સમાજજીવનના પૃથક્ પૃથક્ સ્વરૂપો ઉપર લક્ષ ચોટવી તેવાં પ્રત્યેક સ્વરૂપમાત્રનું નિરનિરાળું અને એકપક્ષી જ્ઞાન મેળવી શકે છે. પણ એવા અનેક જ્ઞાનવિભાગનો સમૂહ કરવાથી આખી સમાજના એકત્ર જીવન બાબત કાંઇ જ્ઞાનપ્રગતિ થતી નથી. ૭ આંધળા આદમીઓ હાથીને તપાસવા જતાં, તેમાંનો એક આદમી પગ તપાસે, બીજો સુંઢ તપાસે, ત્રીજો પુંછડી તપાસે, ચોથો શરીર તપાસે, પાંચમો દાંત તપાસે અને છેલ્લો કાન તપાસે અને એ અવયવોનું સચોટ અવલોકન કરે છતાં, એ છમાંથી એકે પણ હાથી વિષે જ્ઞાન મેળવ્યું કહેવાય નહિ. તે જ પ્રમાણે વિશેષ વર્ગનાં વિજ્ઞાનો પોતાના પ્રદેશમાં સંપૂર્ણ અને અનુપમ હોવા છતાં પણ એવાં પ્રત્યેક વિજ્ઞાનો એકપક્ષી હોઇ સમાજજીવનના માત્ર અમુક અવયવો કે સ્વરૂપો જોઇ શકે છે, અને સમસ્ત સમાજજીવનનાં દશ્યો ગ્રહણ કરી શકતાં નથી. કેટલીક વાર એવું બને છે કે એકાદ એકપક્ષી અને વિશેષ વર્ગનું સામાજિક વિજ્ઞાન વિશાળ અને વ્યાપક હોવાનો દાવો કરી બેસે છે. પ્રાચીન ગ્રીસ અને રોમમાં રાજ્યશાસ્ત્રીએ અને અર્વાચીન કાળમાં (એડામ સ્મીથ, કાર્લ

માર્ક્સ વિગેરેના મતપ્રચારથી ) અર્થશાસ્ત્રીએ પોતાનો એકપક્ષી અને મર્યાદિત પ્રદેશ સ્વીકારવાને બદલે સમસ્ત સમાજજીવન ઉપર આક્રમણ કરવા પ્રયત્ન કર્યો છે. એવી સ્થિતિએ, વિશેષ વર્ગના વિજ્ઞાનો વ્યાપક શાસ્ત્રનું સ્થાન પચાવી પડતા જણાય છે પણ તે યથાર્થ નથી. મનુષ્યજીવન વિવિધ પ્રકારના હેતુઓ અને ધ્યેયોની પરંપરાથી આગળ વધે છે. એવા પ્રકીર્ણ હેતુઓ સાધતા જુદી જુદી વિશેષ ધર્મની સામાજિક સંસ્થાઓ ઉદ્‌ભવે છે અને એવી સામાજિક સંસ્થાઓનો અભ્યાસ કરતા વિશેષ વર્ગના સામાજિક વિજ્ઞાનોની જરૂર પડે છે. પણ તેની જોડે, એ બધા પ્રકીર્ણ ધ્યેયોનું એક ઇષ્ટ અને વ્યાપક ધ્યેયથી નિયંત્રણ થાય છે અને એવા ઇષ્ટ અને વ્યાપક ધ્યેયને અર્થે એક વ્યાપક રચના—**समाज**—ઘડાઇ રહે છે. એ સમસ્ત સમાજનો અભ્યાસ કરનાર વ્યાપકશાસ્ત્ર **समाजशास्त्र** માટે નિર્વિવાદ અવકાશ અને આવશ્યકતા છે



*Valabhjee Ramjee*

# ૮ કલાત્મક વિજ્ઞાન અને કેળવણી.



## Technical Science and Education

( લેખક· રા રા હરિલાલ મૂળશંકર મૂલાણી )

પ્રમુખ મહાશય અને બન્ધુઓ,

એક ન્હાના શા વ્યાખ્યાન માટે આટલો મોટો વિષય પસંદ કરવો એ ભૂલ ગણાય ખરી પણ જેટલો સમય મળે તેટલામાં–તક મળી છે ત્યારે તો–અત્યારે હિંદ સમક્ષ આવી ઉભેલા આવા અગત્યના પ્રશ્નને ચર્ચવાની ઇચ્છા સહજ થાય છે. છતા એ સાહસ માટે ક્ષમા યાચીને હું મારૂ વ્યાખ્યાન શરૂ કરીશ

બીજા દેશોમા ઘણુંખરૂ સામાન્ય પ્રજા વર્ગના પ્રયત્નથી ધંધાઓ શરૂ થયા છે, ખીલ્યા છે, વિસ્તર્યા છે અને પરદેશના ધધાઓ સામે ટક્કર ઝીલી શકાઇ છે એની સ્વયસિદ્ધિ પછી જ કેટલેક કાળે વિજ્ઞાને એમની સમાલોચના કરી છે, અને એ નવીન બળને પ્રતાપે એ ધધાઓની પ્રગતિ સહસ્ત્રગણી વધી ગઇ છે. એમ થતા વિજ્ઞાન અને કલાના પ્રયોગરૂપ કલાત્મક વિજ્ઞાન પણ એક અભ્યાસનો વિષય થઇ પડ્યો છે અને એના ઉપાસકોની કીમ્મત જનસમૂહમા અકાઇ છે

હિંદમા પરિસ્થિતિ કઇ જૂદી જ છે. એની પ્રાચીન કલાઓ વિજ્ઞાનના રસસિંચનને અભાવે અને પરદેશી રાજ્યના સહાનુભૂતિહીન પ્રખર તાપે સૂકાઇ, કરમાઇ ગઇ છે કોઇ કોઇ તો કેવળ મરીજ ગઇ છે, જ્યારે બીજી પણ મૃતપ્રાય થઇ ગઇ છે જે ગઇ છે તે અંધકારમા ક્યાય વિલીન થઇ ગઇ છે જે રહી છે તે પ્રગતિહીન–ગલહીન–તેજહીન–દશા અનુભવી રહી છે એ બે સિવાય એક ત્રીજા પ્રકારની કલા અહીં દાખલ થઇ છે તે વિદેશી કલા, જો કે એ કલા નવ કલારૂપે આવી છે કે કેવળ પરદેશીની નમ્નરૂપે એ સમજવું જરી કઠણ છે આમ કેમ થયુ એની ચર્ચામા નાહક કાનક્ષેપ આપણે નહીં કરીએ આપણે તો અત્યારે જે સ્થિતિ છે તેનો જ વિચાર કરવાનો છે

આગળ કહી ગયા તેમ બીજા દેશોની માફક ધધાઓના વિકાસ પછીજ આપણે આપણા શિક્ષણક્રમમા કલાત્મક વિજ્ઞાન દાખલ કરવુ કે પ્રથમ શિક્ષણ તો શરૂ કરીજ દેવુ એ પ્રશ્ન અત્યારે મહત્ત્વનો છે મહત્ત્વનો છે–કેમકે સકારણ છે કોઇ પણ શિક્ષણક્રમનો વિષય વિદ્યાર્થીને ભવિષ્યમા આજીવિકાનું સાધન બની રહે તેવો હોવો જોઇએ કલાત્મક વિજ્ઞાન શીખનારો વિદ્યાર્થી કલાભવનમાથી બહાર પડ્યા પછી એની કિમ્મત દેશમા અકાશે કે નહીં, એની માગ દેશમા થશે કે નહીં એ પ્રથમથી જ વિચારી જોવાનો ભાર ભવનના ચાલકોને શિર ઉપસ્થિત થાય છે. આ સબધમા ટેકનીકલ એજ્યુકેશન માટે નીમાયલા કમીશનનો રિપોર્ટ વાચવા લાયક છે. હિંદુસ્થાનના દરેક દરેક અગત્યના શહેરોમા ફરી ત્યાંની મીલો અને કારખાનાવાળાઓના મત પૂછી, પ્રાંતપ્રાંતના કલાભવનો તપાસ્યા પછી લખેલો

એ રિપૉર્ટ આપણને ઘણું જાણવા જેવું કહે છે. પ્રથમ તો કર્નલ એટકીન્સન અને મી. ડૉસનને ભય હતો કે કલાત્મક વિજ્ઞાનને માટે હજી આ દેશ તૈયાર જ નથી; એ શીખનાર વિદ્યાર્થીને માટે આ દેશમાં સ્થાન જ નથી. પણ તપાસને પરિણામે એ લોકોને સહર્ષ સમજાયું કે એવા વિદ્યાર્થીઓ યોગ્ય રીતે કેળવાયલા હોય તો તેમને માટે અહીં સ્થાન છે–અવકાશ છે.

આમાં "યોગ્ય રીતે" એટલે શું, એ સમજવાની જરૂર છે. સામાન્ય રીતે કલાભવનોમાંથી નીકળનાર વિદ્યાર્થીને માથે બે પ્રકારના દોષો મૂકવામાં આવે છેઃ

(૧) એમને-પ્રેક્ટીકલ–ક્રિયાત્મક-જ્ઞાન ઘણું ઓછું હોય છે.

(૨) એમનામાં મહેનત વેઠવાની વૃત્તિ મંદ હોય છે.

આ બેમાંથી પ્રથમ પ્રકારનો અપવાદ નિવારવાને માટે શિક્ષણક્રમમાં ક્રિયાત્મક જ્ઞાનને વિશેષ મહત્ત્વ અપાવું જોઇએ એ દેખીતું છે. પ્રથમ તો એ પ્રકારનું જ્ઞાન આપવાને, યોગ્ય અને અનુભવી અધ્યાપકો નીમવા જોઇએ, અને પછી તેમના હાથમા પૂરતી સામગ્રી આપવી જોઇએ. યોગ્ય અધ્યાપક અને પૂરતી સામગ્રી, આ બેમાથી એક પણ વસ્તુમાં ઊણપ રહે તો કલા શીખવવાનો યત્ન વૃથા જ નીવડે એમા કંઇ શક નથી. વળી, લૅબોરેટરીમાં કે નાના સંચાઓપર કામ કરતા વિદ્યાર્થીને પણ પ્રથમ મોટી મીલમાં કે કારખાનામાં જતાં નવું લાગવાનો સંભવ છે. એટલા માટે અઠવાડીઆમાં એક અથવા બે દિવસ કે વર્ષમાં અમુક મહીનાઓ એ વિદ્યાર્થીઓને કારખાનાનો અનુભવ મળે એવી વ્યવસ્થા હોવી જોઇએ. આટલી સગવડ અપાય તો કલાભવનમાંથી બહાર પડતો વિદ્યાર્થી અભણ પણ ધંધાના અનુભવથી જ ઉપર ચ્હડેલા કોઇ પણ માણસની સ્પર્ધામાં ટક્કર મારી શકે તેવો થાય જ એમાં શક નહીં. તેમ છતાં, એવા વિદ્યાર્થીએ પણ બહાર પડતા તુર્ત જ મોટી જગ્યા મેળવવાનો ખ્યાલ રાખવો ન જોઇએ. પ્રથમથી જ મેનેજર થઇ ખુરશીપર બેસનાર આદમી થવાની હોંસ એના મનમાં હોવી ન જોઇએ. કેળવણી જ એવા પ્રકારની જોઇએ કે ધંધાના અંગનું કોઇ પણ કામ કરતા તેને શરમ ન આવવી જોઇએ. કારખાનામા દાખલ થતાંજ હુકમો ચલાવવાનો પ્રયત્ન ન કરતાં જાતેજ કોટ કહાડી, ખમીસની બ્હાય ચડાવી, હાથો હાથ કામ કરનાર મનુષ્યને પેદા કરે તોજ કલાભવનના અભ્યાસક્રમની સાર્થકતા ગણાય. એવો વિદ્યાર્થી પ્રથમ પગલું ભલેને સીડીનાં છેક નીચેનાં પગથીઆં પર મૂકે; પણ થોડાજ વખતમાં, પોતે મેળવેલાં વૈજ્ઞાનિક શિક્ષણને બળે, આસપાસના ગમે તેવા હુશીઆર પણ બીન કેળવાયલા માણસોની સ્પર્ધામા સરસાઇ ભોગવશે, અને પોતાની લાયકાત સાબીત કરતો જતો, છેક ઉપરના પગથીઆં સુધી સપાટાબંધ ચડી જશે. ચીલા પરજ કામ કરી શકે તેવા તેના ધંધા–ભાઈઓની માફક ચીલો પૂરાઇ જતાં, કે લડાઇના વખતમાં ઉપજી હતી તેવી અણધારી અડચણ આવતાં એ બેસી નહીં રહે, પણ તુર્તજ પોતાનાં જ્ઞાનને બળે બીજો અને કદાચ વધારે સરળ માર્ગ શોધી કહાડશે અને ગાડું ગબડતું રાખશે. આપણે કેળવવા છે તે આવા યુવકો, અને એવા યુવકોને માટે માગણી છે અને રહેશે.

વધતીજ જશે એમ ખાતરી છે. એવા વિદ્યાર્થીને શરૂઆતમા આપણા બી. એ. કરતા કદાચ ઓછુ મળશે, પણ સમય જતા આગળ વધવાની તક એમને ઘણી રહેશે.

એ વિદ્યાર્થીઓની સામેનો બીજો આરોપ "કામમા આળસ" એ છે. એ નિવારવા માટે વિદ્યાર્થીને દાખલ કરતા પહેલા પ્રથમજ એનું શરીર કારખાનાની સખત મહેનત કરી શકે તેવું સુદૃઢ છે કે નહીં તે તપાસાવવુ જોઇએ. આનો અર્થ એમ નહીં કે જડબુદ્ધિવાળા પણ સુદૃઢ બાધાના વિદ્યાર્થીને લેવા પણ નબળા બાધાના યુવકોને માટે કારખાનાની સખત જીદગી નથી એ એમને અને એમના માબાપોને સમજાવી એમને અલગ રાખવા જોઇએ શિક્ષણનો ક્રમ પણ એટલો સખત હોવો જોઇએ કે ઇન્સ્ટીટયૂટમાથી નીકળનાર વિદ્યાર્થીને કારખાનાના કલાકો આકરા લાગે નહીં, અને આ માટે ભણાવનારા અધ્યાપકો પોતે પણ સખત મહેનત કરવાની અને કરાવવાની વૃત્તિવાળા હોવા જોઇએ, ફક્ત વ્યાખ્યાન આપનારા નહીં આટલુ જ નહીં પણ વિદ્યાર્થીઓના શરીરબળ વધારવાને ગમ્મત અને વ્યાયામની પણ યોગ્ય વ્યવસ્થા થવી જોઇએ. આટલી સાવચેતી રાખવાથી વિદ્યાર્થીનું શરીર શિક્ષણને અંતે કરમાઇ ન જતા કસાયલુ રહેશે અને આળસુ વૃત્તિ એનામા જણાશે નહીં. એવો વિદ્યાર્થી મજૂર વર્ગમા પોતાની કામ કરવાની વૃત્તિને લઇને–જેમ એક યુદ્ધવિશારદ સરદાર પોતાની ટુકડીના માણસોની પ્રીતિ અને માન પામે છે તેમ–પ્રીતિપાત્ર થઇ પડશે, અને એના હાથ નીચે કામ કરનારા એને માનની દૃષ્ટિએ જોઈ પોતાનુ કામ બરોબર બજાવશે

ઉપર કહી તે બધી બાબતો બની શકે તેવી છે માત્ર "કારખાનાના અનુભવી' ની વ્યવસ્થા કરવામા મુશ્કેલી નડવા સભવ છે. પણ એટલુ ધ્યાનમા રાખવું જોઇએ કે એની મુશ્કેલી કરતા પણ એની અગત્ય વિશેષ છે એટલે કોઇ પણ ભોગે એવી ગોઠવણ વિદ્યાર્થી માટે કરી આપવી એ એક ફર્જ થઇ પડે છે. આ સ્થળે એક વાત યાદ રાખવાની છે. ગવર્મેન્ટની સ્ટેટ ટેકનીકલ સ્કૉલર્શીપ લઇ વિલાયત જતા વિદ્યાર્થી માટે પણ કારખાનામા કામ કરવાની અનુકૂળતા–ઓછા વત્તી સતોષકારક પણ ગવર્મેન્ટ કરી આપે છે. પારકા દેશના કારખાનાઓ પોતાના દ્વાર આપણા વિદ્યાર્થીઓને માટે ખુલ્લા રાખે એમ આપણે ચાહીએ છીએ ત્યારે શુ આપણાજ દેશના કારખાનાઓ પોતાના દ્વાર આપણા જ વિદ્યાર્થીઓને માટે ખોલશે નહીં ? છતા વ્યાપારી વર્ગ એટલી ઉદારતા દાખવી ન જ શકે તો ગવર્મેન્ટ કે સ્ટેટ તરફથી એમને કઇક બદલો આપીને પણ એવી ગોઠવણ કરાવી જોઇએ. આ જાતની વ્યવસ્થા સયુક્ત પ્રાતના ટેકનોલૉજીકલ ઇન્સ્ટીટ્યુટના વિદ્યાર્થીઓ માટે સર હારકોર્ટ બટલર ગવર્નર હતા ત્યારે પ્રધાન મી. ચિંતામણી અને ડાયરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ મી વિનાયક નદકર ખેતાના વખતમા થયેલી, અને એવી ગોઠવણ બીજા પ્રાતોમા અથવા દેશી રાજ્યોમા પણ થઇ શકે એમા શક નથી માત્ર અહીં સવાલ વિદ્યાર્થીઓની સખ્યાનો આવશે કાનપુરના ઇન્સ્ટીટ્યુટમા ભણનારા વિદ્યાર્થીની સખ્યા એટલી થોડી લેવામા આવે છે કે એ લોકોને માટે સરળતાથી ગામમાંને ગામમા જ વ્યવસ્થા થઇ શકે છે. પણ જે ઇન્સ્ટીટ્યુટમા સેકડો બોકરા ભણતા હોય–જેમ કે વડોદરાના કલાભવનમા–તેમા દરેક વિદ્યાર્થીને માટે આટલો બદોબસ્ત થઇ ન શકે એ સ્વાભાવિક છે. અહીં વળી એ પ્રશ્ન ઉભો થશે કે થોડા વિદ્યાર્થીઓ લઇને આ પ્રકારની સપૂર્ણ કેળવણી અપાય તે ઠીક કે ઝાઝા વિદ્યાર્થીઓ

દાખલ કરી બધાને ઉપરછલ્લું અથવા કંઇક ઊણું જ્ઞાન અપાય તે ઠીક. હું તો એમ કહીશ કે કલાત્મક કેળવણીમાં ઉપરછલ્લું કે કેવળ વ્યાખ્યાનમય જ્ઞાન ચાલે નહીં. એવા સો વિદ્યાર્થી બહાર પડે તે કરતાં સંપૂર્ણ રીતે ઘડાયલા પાંચ-દસ વિદ્યાર્થી જ બહાર પડે તે દેશનું તેમજ પોતાનું વધારે કલ્યાણ કરી શકશે. છતાં સંયોગોને લઇને કે દબાણને લઇને વિદ્યાર્થીઓની મોટી સંખ્યાજ દાખલ કરવામાં આવે તો ત્યાં કર્નલ એટકીન્સન આદિની સૂચના પ્રમાણે ઇન્સ્ટીટયુટનો અભ્યાસક્રમ ઉત્તીર્ણ કર્યા પછી પણ બે વર્ષ સુધી વિદ્યાર્થીને સર્ટીફીકેટ ન આપવું; એ બે વર્ષ એ વિદ્યાર્થીએ કોઇ પણ કારખાનામાં આજીવિકાપૂરતા માત્ર નામનાજ પગારે-કે છેવટ મફત પણ-એપ્રેન્ટીસ તરીકે કામ કરવું, અને એ અનુભવ મેળવ્યા પછીજ એ વિદ્યાર્થીને સર્ટીફીકેટ આપવું. ટૂંકમાં એક રીતે નહીં તો બીજી રીતે પણ વિદ્યાર્થીને બહાર પડયા પહેલાં કારખાનાંનો અનુભવ ફરજીઆત અપાવવો એવો એમનો મત છે.

જે પ્રકારનાં કારખાના પોતાના પ્રાન્તમા હશે તેનો અનુભવ તો એ લોકો લઇ શકશે. જેમકે મુંબઇ ઇલાકામાં ઇજનેરી, સ્થાપત્ય, વણાટ, રંગાટ અને એવા વિષયોના વિદ્યાર્થી માટે કારખાનું શોધતાં અડચણ નહીં પડે. પણ બીજા કેટલાક ધંધાઓ એવા છે કે જે આપણા દેશમાં હજી ઉગતી અવસ્થામાંજ છે. તેલની મીલોની સંખ્યા હજી હમણાંજ વધી છે અને તેમાંની પણ કેટલીક અવનવાં કારણોને લઇને બંધ પડી છે. દર વર્ષે આપણા દેશમાં પચાસ લાખ ટન જેટલાં તેલનાં બીયા ઉપજે છે; અને તેલ, બીયાં અને ખોળ મળીને કુલ ૨૭ કરોડ રૂપીયાનો માલ પરદેશ ચડે છે. છતા એક સાબુ જેવી ચીજને માટે પણ હજી આપણે પરદેશ તરફ નજર નાખીએ છીએ અને લગભગ સવા કરોડનો સાબુ દર વર્ષે આપણા દેશમાં મગાવીએ છીએ. મહુડાના, ટોપરાના, અને બીજાં કેટલાક તેલોના ઉત્તમ સાબુ બની શકે તેમ હોવા છતાં આપણે વિલાયતથી ચરબીનો સાબુ આયાત કરવો પડે છે એ ઓછી શરમની વાત નથી. વળી દર વર્ષે બે થી ૭ કરોડ રૂપીઆનું અળસીનું તેલ અને તે ઉપરાંત બીયાં પરદેશ ચડે છે, અને ત્યાંથી બેલતેલ, વાર્નીશ, પેઇન્ટસ વિગેરે બનીને આવે છે. લેધર કલોથના હુન્નર માટેની બન્ને મૂળ વસ્તુ આપણે ત્યા છે· શણનું કાપડ બંગાળામાં બને છે અને સંયુક્ત પ્રાંતમાં અળસી પાકે છે. પણ લેધર કલોથ વિલાયતથી બનીને આવે છે. હજુ હમણાજ ગોદરેજવાળાએ આ સાહસ હાથમા લીધું છે પણ બીજે કયાંય હજી એ જાતનાં કારખાનાઓ ઉઘડયા નથી. પેઇન્ટ અને વાર્નીશ બનાવનારાં નાનાં મોટાં કારખાનાં છે પણ મીણબત્તી બનાવનારૂં કારખાનું માત્ર એકજ બીલીમોરામા છે. આમ જોઇશું તો કેટલાક ઉદ્યોગો, જેનો કાચો માલ આપણા દેશમાજ બને છે, તે હજી સૂધી માત્ર શરૂજ થયેલા હોઇને એ કારખાનાના અનુભવ આપણે વિદ્યાર્થીને કદાચ પૂરા પાડી ન શકીએ. પણ માટે એ વિષયો કાર્યક્રમમા ન લેવા એમ પણ બની ન શકે. બે પ્રકારના વિદ્યાર્થી ઘડાવા જોઇએ. એક તો અત્યારે જામી ગયેલા ધંધાઓમાં તુર્ત નોકરી મેળવી શકે એવા; અને બીજા ખીલતા અથવા નવા ઉદ્યોગો ચલાવી શકે તેવા અણખીલ્યા ધંધા સંબંધી જ્ઞાન વધારવાને માટે કલાભવનના અધ્યાપકોના હાથ નીચે શોધખોળ ચલાવવી જોઇએ અને દરેક વિદ્યાર્થી કોઇ પણ એક હુન્નરમાં પાવરધો થઇને બહાર પડે એમ કરવું જોઇએ. પણ કોઇ મોટો નવો હુન્નર શીખનાર વિદ્યાર્થી જાતે પૈસાદાર કુટુમ્બનો નહીં હોય તો ગમેતેવાં જ્ઞાન છતા તેના જીવનનાં પ્રથમ વર્ષો તો દુઃખમય જશે એમ સંભવ છે. આ સ્થિતિ પ્રજાની વૈજ્ઞાનિક

જાગ્રતિના અભાવને આભારી છે. આપણો પૈસો વેપારી વર્ગના હાથમાં છે અને એ વર્ગને વેપાર-માંથી જ પૈસો મેળવવાની આદત પડી ગયેલી હોઇને–વેપારમાં લાખ્ખોનું સાહસ ખેડવા છતાં–એક નવીન હુન્નર જમાવવાનું સાહસ ખેડવાની વૃત્તિ થતી નથી. નવા હુન્નરને માટે પૈસો મેળ-વવાનો પ્રયત્ન કરનાર વિદ્યાર્થીને આવી રીતે પૈસાદારની સહાનુભૂતિ અને મદદ મેળવતાં કેટલો સમય નીકળી જાય તે કહી શકાય નહીં. શું સ્થિતિ ઉભી થાય છે તેનો કંઇક ચિતાર આપવો ઉચિત ધારૂં છું. કંઇ નવું સાહસ સૂચવનારને ધનિક પૂછે છે કે "તમે એ કંઇક નાના પાયા પર પણ કરી જોયું છે? એમાં સફળતા મેળવી છે?" જેણે નાના પાયા પર કરી જોયું હોય તેને એમ પૂછાશે કે તેમાં ખર્ચ અને આવકનાં તારણ કહાડી નફો કેટલો થશે તે બતાવો. આમાં જો વ્યાજ કરતાં ઓછો નફો મળે તેમ લાગતું હોય તો એ સાહસ ખેડવાની વૃત્તિ વ્યાજની મીઠાશ ચાખેલ ધનિકને થાય નહીં એ સ્વાભાવિક છે. પણ કોઇ પણ નવા ઉદ્યોગમાં રોકેલાં નાણાંનું વ્યાજ શરૂઆતથી જ મળવા નથી માંડતું એ ઘણા શેઠીઆઓને સાલે છે. એમને તો પ્રથમ જ વર્ષે નફો જોઇએ, તે નવો સાહસિક ક્યાંથી કહાડે? બનાવટી ગળીની પાછળ બાર બાર વર્ષ સુધી લખલૂટ ખર્ચ કરનાર જર્મનોનું સાહસ ધૈર્ય અને શ્રદ્ધા ક્યા, અને છ મહીનામાં કે વરસ દિવસમાં નફો ન નીકળે તો નવા ઉદ્યોગને બંધ કરનાર આપણો વ્યાપારી વર્ગ ક્યાં? કુદરતનો નિયમ તો એવો છે કે તપ કરે તેનેજ ફળ મળે. શ્રમ વિના ફાયદો કહાડવાની વૃત્તિ આત્મઘાતક છે, એ સત્ય હવે ધીરે ધીરે સમજાવા માંડયું છે; અને લડાઇ વાળા દસકામાં ઉદ્યોગના ક્ષેત્રમાં પ્રગતિ ઘણી થઇ ગઇ છે એ ઓછા આનંદની વાત નથી. કાચા માલને પરદેશ ચડાવવા કરતાં અહીંજ તેનો ઉપયોગ કરવાની વૃત્તિ જાગ્રત થઇ છે અને દિવસે દિવસે વધતી જવાનો સંભવ છે. એટલે જો ખરેખર લાયકાતવાળા વિદ્યાર્થી તૈયાર કરવામાં આવે અને વ્યપારી વર્ગની એ લોકોમા શ્રદ્ધા ઉપજે તો અનેક હુન્નર ઉદ્યોગ ખીલી નીકળવાનો માર્ગ ઉઘડે એમાં શક નહીં. વિલાયત જઇ ધંધા સંબંધી શીખી આવેલા માણસો અલબત્ત વિશેષ આવકારદાયક થઇ પડે. પણ હજારે કેટલા વિલાયત જઇ શકે? વળી વિલાયત જઇ આવનારને કરેલા વ્યય અને શ્રમના પ્રમાણમાં વિશેષ બદલો મળવાની ઇચ્છા રહે એ સ્વાભાવિક છે. જ્યારે અહીંનાં કલાભવનોમાં ગરીબમાં ગરીબ વિદ્યાર્થી પણ શીખી શકે અને શરૂઆતમાં ઓછે પગારે કામ કરવા પણ ખુશી થાય. વિલા-યત જઇ આવનાર એક મોટા હોદ્દાપર કામ કરે ત્યારે એના હાથ નીચે જોઇના એસીસ્ટં-ટોની જગ્યા પૂરવાને તો આવા માણસોની જ જરૂર પડવાની.

અત્ર વ્યાપારી વર્ગને પણ એક વિનતી કરવાની અગત્ય જણાય છે. જે વ્યાપારીઓએ ઉદ્યોગ હુન્નર માટે કેમીસ્ટોને રોકવાનું ધન્ય પગલું ભર્યું છે, તેમાંના ઘણાને સમજાયું હશે કે એવો માણસ સમય જતા પોતાનું ખર્ચ કહાડવા ઉપરાંત વિશેષ લાભ માલેકોને અપાવે છે. આમ છતાં પણ કેટલાંક કારખાનાં વાળાઓએ, તે સારી રીતે ચાલતાં છતાં, પોતાના જૂના કેમીસ્ટોને જતા કર્યા છે એ શોકપ્રદ નથી? એક નવો ઉદ્યોગ ખીલવવામાં જેટલો ભાગ ધનનો છે તેટલો જ ભાગ કામ કરી તેને ચાલુ સ્થિતિએ મૂકવાનો છે. એક વખત કામ ચાલતું થયા પછી એના ચાલક વિના પણ કદાચ એ ચલાવી લેવાય; એટલે એ સ્થિતિમાં મોંઘા માણસને નકકામો શું કરવા રાખવો એમ ટૂંકી વિચારથી ઘણી વાર મળના ચાલકને

રજા આપવામાં આવે છે. આ કેટલો અન્યાય છે એ સહજ સમજી શકાશે. જે માણસ નવા સાહસને સારી રીતે ચાલુ કરી શકે છે તે કદી મોંઘો પડે જ નહીં એ ભૂલી જવું ન જોઇએ. એક તો એનોય એ ચાલુ કરેલા ધંધામાં ભાગ મેળવવાનો હક છે એ ભૂલી જવું ન જોઇએ. બીજું, એવો માણસ દિન પ્રતિદિન એ હુન્નરને વિશેષ ખીલવી શકે; અને ઉદ્યોગ માત્ર ચાલુ રાખે એટલું જ નહીં પણ એમાં નવી નવી પ્રગતિ કરી વધારે અને વિશેષ લાભ અપાવે. માટે એક વખત પોતાની શક્તિનો, પોતાનાં જ્ઞાનનો વ્યય જેણે એક ધંધામાં કર્યો છે તેને એ ધંધામાં આગ્રહથી રોકી રાખવો એમાં જ વ્યાપારી વર્ગનું પણ શ્રેય છે એમ સમજવું જોઇએ. પણ હું ધારૂં છું કે ચાલુ સમય અંગ્રેજીમાં જેને transition period કહે છે તેવો–સાન્ક્રાન્તિક–સમય છે. વ્યાપારી અને હુન્નરબાજ આ સમયમાં જે કંઇ અશ્રદ્ધાથી એક બીજાને જુએ છે તે થોડા વખત પછી દૂર થઇ જશે, એટલે કલાભવનના વિદ્યાર્થીઓને હાલ નોકરી મેળવતાં જે કંઇ મુશ્કેલી નડતી હશે તે ભવિષ્યમાં ઓછી થઇ જશે. આ મુશ્કેલી કંઇક અંશે ઓછી થવા માંડી જ છે એ વડોદરાનાં કલાભવન અને મુંબઇનાં વિક્ટોરીઆ જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટ્યૂટના છેલ્લાં વર્ષોના રેકૉર્ડ્ઝ પરથી જણાશે. બાકી રહ્યો સવાલ ગવર્મેન્ટમાં જગ્યાઓનો. ઉદ્યોગની ખીલવણી સાથે આ જરૂર ઓછી ને ઓછી જણાતી જશે; જ્યારે બીજી તરફથી, પ્રજાકીય રાજ્ય બંધારણમાં–અત્યારે પણ દેશનાં માણસોને ઉત્તેજન આપવાની પ્રથા દાખલ થઇ છે એટલે એ દિશામાં નોકરીની તક વધતી જ જશે.

આમ છતાં, ખાસ કરીને કલાત્મક રસાયણના વિદ્યાર્થીના હાથમાં કલાભવનનાં શિક્ષણ દરમીયાન કંઇ નહીં તો એક પણ એવો નાનો હુન્નર મૂકાવો જોઇએ કે જે ઓછી મૂડીમાં થઇ શકે, અને છતાં જે શરૂઆતમાં આજીવિકાનું સાધન બની શકે. નોકરી ન મળે તો પણ કલાભવનના વિદ્યાર્થીને લાચાર સ્થિતિ ભોગવવી ન પડે. જેના હાથમાં હુન્નર હોય તે લાચાર સ્થિતિ ભોગવે જ કેમ? કેવળ અભણ માણસો કેમીસ્ટો પાસેથી ફોર્મ્યુલાઓ મેળવી એવા નાના હુન્નર શરૂ કરી આજીવિકા ચલાવી લે છે. આવા અનેક દાખલાઓ, ખાસ કરીને વોરા લોકોમાં, જોવામાં આવે છે. આનું કંઇક કારણ નોકરી કરતાં ધંધા તરફની એ લોકોની વિશેષ પ્રીતિ પણ છે. કલાભવનના વિદ્યાર્થીઓ કેવળ નોકરીને જ ધ્યેય માનતા બંધ પડે તો કેટલું શ્રેય સાધી શકે?

કલાત્મક વિજ્ઞાનના વિદ્યાર્થીને ભવનમાંથી વિદાય દેતી વખતે એક સૂચના કરવી પડશે. "ગમે તે સ્થિતિમાં મૂકાઓ પણ મેળવેલું જ્ઞાન કટાવા ન દેશો." ચાલુ ધંધામાં કોઇ અમુક પદવી પર નીમાયા પછી અભ્યાસ છોડી દેવાની વૃત્તિ કદાચ થાય, પણ વિજ્ઞાનના ઉપાસકને એ પોસાય તેમ નથી. એમણે તો પોતાનું જ્ઞાન તલવારની ધાર જેવું સતેજ રાખવાની જરૂર છે, અને એ માટે પોતાના વિષયમાં દુનીયામાં થતી પ્રગતિનો અભ્યાસ એમણે સતત રાખવાની જરૂર છે. ભાઇ પ્રીતમરાયની સૂચના મુજબ સાયન્ટીફીટ એન્યુઅલ બહાર પાડવા લાગે તો આ બાબતમાં ઘણી અનુકૂળતા થાય એ દેખીતું છે.

હવે માત્ર એક જ બાબતનો ઉલ્લેખ કરી આ વિષય સમાપ્ત કરીશ. કલાત્મક વિજ્ઞાનનું શિક્ષણ કઇ ભાષામાં અપાવું જોઇએ? લેશ માત્ર સંકોચ વિના કહી શકાશે કે માતૃભાષામાં.

જ્યાં એક જ ભાષા બોલનારા વિદ્યાર્થીઓ હોય ત્યાં તો માતૃભાષામાં જ શિક્ષણ અપાવું જોઈએ. કેમકે ઉત્તેજન-ઉત્સાહ-એ સઘળું માતૃભાષામાંથી જેટલું વહે છે, તેટલું પરભાષામાંથી વહેતું નથી. આમાં મોટામાં મોટી અડચણ એ છે કે વિજ્ઞાનનું સાહિત્ય આપણી ભાષામાં નામ માત્ર જ છે; એટલે અભ્યાસ કરવાને માટે વિદ્યાર્થીને પૂરતાં પુસ્તકો મળે તેમ પણ નથી. આ મુશ્કેલીને લઈને શરૂઆતમાં કદાચ અંગ્રેજીમાં પણ શિક્ષણ આપવું પડે; અથવા કંઈ નહીં તો પોતાની મેળે અંગ્રેજી વાંચી શકે એવા વિદ્યાર્થીઓને જ દાખલ કરવા પડશે. સાથે સાથે દરેક વિષયમાં એક બે સ્ટેન્ડર્ડ પુસ્તકો લખવાં જોઈએ; અને તે પણ માત્ર ભાષાંતરો જ નહીં પણ હિંદની પરિસ્થિતિને ખ્યાલમાં રાખીને લખાયલાં હોવાં જોઈએ. ઇટાલીઅન ડૉક્ટર મૉન્ટીસૉરીનાં પુસ્તકોની પદ્ધતિનાં થોડાંક પુસ્તકો રચવામાં વડોદરા અને ભાવનગર જેવાં આગળ પડતાં રાજ્યો મદદ કરે એમ આશા છે.

વિજ્ઞાનના પારિભાષિક કોષ વિશે બોલવાનો અત્રે અવકાશ નથી. એ વિશે કંઈક વિચારો મેં લાહોરનાં Scientific World નામનાં માસિકમાં પ્રકટ કર્યા હતા; તેમાં હજી તો કંઈ ફેરફાર થયો નથી. મૂળ પદાર્થ—એલીમેન્ટ્સનાં સંસ્કૃત નામો આપણે દાખલ કરવાં કે જે નામો અને સંજ્ઞાઓ આખી દુનીયાં વાપરે છે તે જ સ્વીકારી લેવાં એ વિચારણીય છે. આપણે એવું કયું નવું એલીમેન્ટ શોધ્યું છે કે આપણે આપણાં નવાં નામો આપવાનો હક્ક પ્રાપ્ત થાય છે? અને ગમે તે નામો આપશું તે, આખી પૃથ્વી પર તો ઠીક, પણ ભારતવર્ષમાં પણ સર્વમાન્ય થશે કે નહીં એ સવાલ છે. તો વિદ્યાર્થીને માટે એ નવીન ક્લિષ્ટતા દાખલ કરવી કે નહીં એ પણ વિચાર કરી જોવો.

આ બધું, કંઈક વાંચનવડે, અને કંઈક અનુભવને અંગે ઉપજેલા વિચારો ગુજરાતના વિજ્ઞાનીઓ સમક્ષ મૂકવાનું મેં આજે સાહસ કર્યું છે. ખાસ કરીને ભાગનગરમાં અત્યારે નવું કલાભવન ઉઘડવાનું છે ત્યારે ભાવનગરમાં જ ભરાયલી પરિષદમાં આ ચર્ચા ઉપાડવી એ અસ્થાને તો નહીં જ ગણાય. વિષય એટલો ગંભીર છે કે એક નાનાં વ્યાખ્યાનમાં એનાં બધાં અંગો સમાવવાનો પ્રયત્ન કરવો નકામો છે. એટલે મેં માત્ર છૂટા છવાયા વિચારો ટાંકીને કેટલીક સૂચનાઓ આપ લોકો સમક્ષ મૂકી છે. એનો કંઇ પણ ઉપયોગ વ્યવહારમા થઇ શકશે તો હું મારા વ્યાખ્યાનની સફળતા માનીશ.



શ્રી ભાવનગરમાં ભરાયેલી સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં પંડિત સુખલાલજીએ કરેલું ભાષણ.

# જૈન ન્યાયનો ક્રમિક વિકાસ



**ન્યાય અને ન્યાયશાસ્ત્ર**—જે અનુમાન પ્રણાલિકાથી સંદિગ્ધ વસ્તુનો નિર્ણય કરી શકાય છે, તે અનુમાન પદ્ધતિને ન્યાય કહેવામાં આવે છે. જે શાસ્ત્રમાં આવી અનુમાન પદ્ધતિનો વિચાર મુખ્યપણે હોય છે; તે શાસ્ત્ર ન્યાય-સાહિત્યમાં સ્થાન લે છે. ન્યાય-શાસ્ત્રમાં માત્ર ન્યાયની અનુમાન પદ્ધતિનીજ ચર્ચા હોય તેમ કાંઈ નથી હોતું, તેમાં સમગ્ર પ્રમાણોનું નિરૂપણ હોય છે. એટલુંજ નહીં પણ તેમાં પ્રમેયોનું નિરૂપણ સુધાં હોય છે. છતાં એટલું ખરૂં કે તેવી જાતના સાહિત્યમાં પ્રમાણ નિરૂપણે અને તેમાંયે અનુમાન પદ્ધતિના નિરૂપણે મોટો ભાગ રોકેલો હોય છે, તેથીજ તેવી જાતનું સાહિત્ય "પ્રાધાન્યેન વ્યપદેશા ભવન્તિ" એ ન્યાયને અનુસરી ન્યાય સાહિત્ય કહેવાય છે.

ચેતન સૃષ્ટિમાં મનુષ્ય જાતિનું મહત્વ તેની બુદ્ધિને લીધે છે. તેની બુદ્ધિની મહત્તા વિચાર-સ્વતંત્રતાને લીધે છે. વિચાર-સ્વાતંત્ર્ય એ તર્ક અને જીજ્ઞાસા શક્તિનું પરિણામ છે. તેથી જ્યારે કોઈ બ્હારનું કે અંદરનું દબાણ ન હોય ત્યારે હરકોઇ મનુષ્યની બુદ્ધિ આપોઆપ શંકા અને તર્ક કર્યા કરે છે, અને તેમાંથી જ કલ્પના શક્તિ ખીલતાં ક્રમે અનુમાન પદ્ધતિ નિષ્પન્ન થાય છે. આ કારણથી ન્યાય એ કોઈ પણ દેશની કોઇ પણ મનુષ્ય જાતિની વિકસિત કે વિકાસ પામતી બુદ્ધિનું એક દશ્ય સ્વરૂપ છે. થોડામાં કહીએ તો મનુષ્ય જાતિની વિચાર-શક્તિ એ એક માત્ર ન્યાયશાસ્ત્રનું ઉદ્‌ગમ સ્થાન છે.

છતાં દેશભેદ કે સંપ્રદાય ભેદથી ન્યાયશાસ્ત્રના વિભાગ પડી જાય છે. જેમ કે—પશ્ચિમ ન્યાયશાસ્ત્ર, પૂર્વીય ન્યાયશાસ્ત્ર. પૂર્વના ન્યાયશાસ્ત્રમાં પણ વૈદિક, બૌદ્ધ અને જૈન એ મુખ્ય ભાગો છે.

**ત્રણ ભેદોનું પારસ્પરિક અંતર**—આવા ભાગો પડી જવાનું મુખ્ય કારણ સંપ્રદાય ભેદ એ તો છે જ, પણ બીજાંએ ખાસ કારણો છે. જેમકે ભાવા-ભેદ, નિરૂપણ પદ્ધતિની ભિન્નતા અને ખાસ કરી સાંપ્રદાયિક પ્રમેયોની અને માન્યતાઓની ભિન્નતાને લીધે ઉપસ્થિત થયેલો પ્રસ્થાન ભેદ. વૈદિક ન્યાયનું પ્રસ્થાન વેદને પ્રમાણ માની તેને અનુકૂળ ચાલવામાં છે. બૌદ્ધ ન્યાયનું પ્રસ્થાન વેદ કે અન્ય આગમ પ્રમાણને આશ્રિત ન રહી પ્રધાનપણે અનુભવને આધારે ચાલવામાં છે. જૈન ન્યાયનું પ્રસ્થાન વેદના પ્રામાણ્યનો સ્વીકાર ન કર્યા છતાં

પણ શબ્દનું પ્રામાણ્ય સ્વીકારી ચાલવામાં છે. તે ઉપરાંત આ ત્રણે મુખ્ય સંપ્રદાયના ન્યાયની ભિન્નતાનું એક બીજું પણ બીજ-કારણ છે અને તે વિષય ભેદ. વૈદિક ન્યાય કોઇ પણ તત્ત્વને સિદ્ધ કરતો હોય ત્યારે તે સાધ્ય તત્ત્વને અમુક એક રૂપેજ સિદ્ધ કરે છે. જેમકે આત્મા વગેરે તત્ત્વોને વ્યાપક અથવા નિત્ય રૂપેજ અને ઘટ આદિ પદાર્થોને અનિત્ય રૂપેજ. બૌદ્ધ ન્યાય આંતર કે બાહ્ય સમગ્ર તત્ત્વોને એકરૂપેજ સિદ્ધ કરે છે, પણ તે એકરૂપ માત્ર ક્ષણિકત્વ. તેમાં ક્ષણિકત્વના વિરૂદ્ધ પક્ષ સ્થાયિત્વને કે નિત્યત્વને બિલકુલ અવકાશ નથી. જૈન ન્યાય એ વૈદિક અને બૌદ્ધ ન્યાયની વચ્ચે રહી પ્રત્યેક સાધ્ય તત્ત્વને માત્ર એકરૂપે સિદ્ધ ન કરતાં અનેકરૂપે સિદ્ધ કરે છે. આ કારણથી જૈન ન્યાય બીજા ન્યાયો કરતાં જુદો પડે છે. સંક્ષેપમાં એમ કહી શકાય કે જે ન્યાય જૈનાચાર્યોએ રચેલો હોય, જે કેવળ પૌરૂષેય આગમનું પ્રામાણ્ય સ્વીકારી ચાલતો હોય અને કોઈ પણ તત્ત્વનું સાપેક્ષ દૃષ્ટિએ નિરૂપણ કરતો હોય તે જૈન ન્યાય.

**એક બીજાના પ્રભાવથી થયેલ વિચાર ક્રાંતિ**—એક સંપ્રદાય અમુક તત્ત્વો ઉપર વધારે ભાર આપતો હોય, ત્યારે જાણે કે અજાણે તેનો પ્રભાવ બીજા પાડોશી સંપ્રદાયો ઉપર અનિવાર્ય રીતે પડે છે. જો જૈન અને બૌદ્ધ સંપ્રદાયની અહિંસાનો પ્રભાવ વૈદક સંપ્રદાય ઉપર પડયાની વાત માની લેવા તૈયાર થઈએ તો સત્ય ખાતર એ પણ માની લેવું જોઇએ કે વૈદિક વિદ્વાનોની દાર્શનિક પદ્ધતિની અસર બીજા બે સંપ્રદાયો ઉપર પડી છે. જો કે સામાન્ય ન્યાયસાહિત્યના વિકાસમાં ત્રણે સંપ્રદાયોના વિદ્વાનોએ અને આચાર્યોએ ફાળો આપ્યો છે, છતાં પહેલેથી છેલ્લે સુધીનો ન્યાયસાહિત્યનો તથા પાઠન-પાઠનનો ઇતિહાસ જોતાં એવા નિર્ણય ઉપર આપોઆપ આવી જવાય છે કે ન્યાયના તત્ત્વોની વ્યવસ્થા કરવામાં પ્રધાનસ્થાન વૈદિક વિદ્વાનોનું છે. એ વિષયમાં તેઓનો પ્રભાવ સ્પષ્ટ છે અને આજ કારણથી ક્રમે ક્રમે બૌદ્ધ અને જૈન વિદ્વાનો પોતાની આગમમાન્ય પાલી અને પ્રાકૃત ભાષા છોડી વૈદિક સંપ્રદાયમાન્ય સંસ્કૃત ભાષામાં પોતાની પદ્ધતિએ ન્યાયના ગ્રંથો રચવા મંડી ગયેલા છે.

**જૈન સાહિત્યની પ્રધાન બે શાખાઓ**—ભગવાન્ મહાવીરના સમયમાં જૈન સંઘ પ્રધાનપણે મગધ અને તેના આસપાસના પ્રદેશોમાં હતો. પછી લગભગ એક સૈકા બાદ તે સંઘ બે દિશાઓમાં વહેંચાયો. એક ભાગ દક્ષિણમાં અને બીજો ઉત્તરમાં. ત્યાર બાદ થોડાક સૈકાઓ વ્યતીત થયા કે તે વહેંચાયેલ બે ભાગો સ્પષ્ટ રૂપે જુદા પડી ગયા. એક દિગંબર અને બીજો શ્વેતાંબર. દક્ષિણવર્તી શ્રમણ સંઘ પ્રધાનપણે દિગંબર સંપ્રદાયી થયો, અને ઉત્તરવર્તી શ્રમણ સંઘ પ્રધાનપણે શ્વેતાંબર સંપ્રદાયી થયો. આ રીતે વિભક્ત થયેલ શ્રમણ સંઘે જે સાહિત્ય રચ્યું તે પણ બે ભાગમાં આપોઆપ વહેંચાઇ

ગયું. પહેલું દિગંબરીય સાહિત્ય અને બીજું શ્વેતાંબરીય સાહિત્ય. મૂળમાં અવિભક્ત જૈન સાહિત્યના આ રીતે મુખ્ય બે ભાગલા પડી ગયા.

દિગંબરીય શ્રમણ સંઘનું પ્રાધાન્ય દક્ષિણમાં હોવાથી તે સંપ્રદાયનું મૌલિક સાહિત્ય ત્યાંજ ઉત્પન્ન થયું, પોષાયું, વિકાસ પામ્યું અને સંગ્રહાયું. તે સાહિત્યના રચયિતા પ્રધાન પ્રધાન આચાર્યો જેવા કે, કુંદકુંદ, સમંતભદ્ર વગેરે ત્યાં જ થયા. શ્વેતાંબર શ્રમણસંઘનું પ્રાધાન્ય પહેલાં તો ઉત્તર હિંદુસ્તાન ( રજપુતાના ) માં અને ક્રમે ક્રમે પશ્ચિમ હિંદુસ્થાન ( કાઠીયાવાડ, ગુજરાત ) માં વધતું ગયું. તેથી તે સંપ્રદાયનું સાહિત્ય ઉત્તર અને પશ્ચિમમાં ઉત્પન્ન થયું અને વિકસ્યું છે. તેમ જ તે સાહિત્યના રચયિતા આચાર્યો પણ તે જ પ્રદેશમાં થયેલા છે. ઉત્તર કરતાં પશ્ચિમ હિંદુસ્થાનમાં શ્વેતાંબર સંપ્રદાયની સત્તા વધેલી તેથી જ છેલ્લા-લગભગ પંદરસો વરસનું તે સંપ્રદાયનું સાહિત્ય પ્રધાનપણે કાઠિયાવાડમાં અને ગુજરાતમાં લખાયું, રચાયું, પોષાયું, વિકસિત થયું, અને સંગ્રહાયું છે. આ રીતે જૈન સાહિત્યની મુખ્ય બે શાખાઓ આપણી નજરે પડે છે.

**બન્ને શાખાઓના સાહિત્યમાં નવયુગ—** આ બન્ને શાખાઓના શરૂઆતના ગ્રંથો જોતાં એમ સ્પષ્ટ જણાય છે કે, તેની નિરૂપણ પદ્ધતિ માત્ર સિદ્ધાંત રૂપે હતી. તત્ત્વજ્ઞાન હોય કે આચાર હોય બન્નેનું નિરૂપણ ઉપનિષદ્ જેવી સરળ પ્રાચીન પદ્ધતિએ થતું, પણ પહેલાં કહેવામાં આવ્યું છે તેમ વૈદિક દર્શનોમાં ન્યાય દર્શને વિશિષ્ટ સ્થાન અને વિદ્વત્પ્રિયતા મેળવ્યા પછી જૈન સાહિત્યમાં પણ નવો યુગ દાખલ થયો. ન્યાયદર્શનની તર્કપદ્ધતિનો પ્રભાવ બૌદ્ધ સાહિત્ય ઉપર પ્રથમ પડ્યો. બૌદ્ધ સાહિત્ય અને વૈદિક સાહિત્ય એમ બન્નેની મિશ્રિત અસર જૈન વાઙ્મય ઉપર પણ થઈ. તેથી જૈન આચાર્યો પણ બૌદ્ધ આચાર્યોની પેઠે પોતાની આગમસિદ્ધ ભાષા ઉપરાંત સંસ્કૃત ભાષામાં ગ્રંથો રચવા લાગ્યા. આ પહેલાં જૈન સાહિત્યમાં સંસ્કૃત ભાષાને સ્થાન ન્હોતું એમ માનવાને કોઈ ખાસ પ્રમાણ નથી, પણ એટલું ખરું કે આ સંસ્કૃત યુગ પહેલાં જૈન સાહિત્યમાં પ્રાકૃત ભાષાનું સામ્રાજ્ય હતું. જૈન સાહિત્યમાં સંસ્કૃત ભાષાને અને તર્કપદ્ધતિને પ્રથમ પ્રતિષ્ઠિત કરનાર શ્વેતાંબર આચાર્ય કે દિગંબર આચાર્ય ? એ કહેવું કઠણ છે. પણ એમ કહી શકાય છે કે, બન્ને સંપ્રદાયના આ પરિવર્તન વચ્ચે વધારે અંતર ન હોવું જોઇએ.

**જૈન ન્યાયનું કાળમાન અને વિકાસની દૃષ્ટિએ તેના ચાર ભાગો—** શાસ્ત્રપ્રદેશમાં વિચારક્રાંતિ તથા ભાષા અને શૈલીભેદ થવાને પરિણામે જૈન સાહિત્યમાં સ્વતંત્ર ન્યાયપદ્ધતિ જન્મી. તેથી પ્રથમ એ જોવું જોઇએ કે આ જૈન ન્યાયનું વય-કાળમાન કેટલું છે અને તેના વિકાસ ક્રમને સમજવા માટે તેને કેટલા ભાગમાં વહેંચી શકીએ ?

પણ શબ્દનું પ્રામાણ્ય સ્વીકારી ચાલવામાં છે. તે ઉપરાંત ત્ર
દાયના ન્યાયની ભિન્નતાનું એક બીજું પણ બીજ-કારણ છે
વૈદિક ન્યાય કોઇ પણ તત્ત્વને સિદ્ધ કરતો હોય ત્યારે તે
એક રૂપેજ સિદ્ધ કરે છે. જેમકે આત્મા વગેરે તત્ત્વોને ૦
રૂપેજ અને ઘટ આદિ પદાર્થોને અનિત્ય રૂપેજ. બૌદ્ધ ન્યા
સમગ્ર તત્ત્વોને એકરૂપેજ સિદ્ધ કરે છે, પણ તે એ
તેમાં ક્ષણિકત્વના વિરૂદ્ધ પક્ષ સ્થાયિત્વને કે નિત્યત્વને f
જૈન ન્યાય એ વૈદિક અને બૌદ્ધ ન્યાયની વચ્ચે રહી :
એકરૂપે સિદ્ધ ન કરતાં અનેકરૂપે સિદ્ધ કરે છે. આ :
ન્યાયો કરતાં જુદો પડે છે. સંક્ષેપમાં એમ કહી શકા
રચેલો હોય, જે કેવળ પૌરૂષેય આગમનું પ્રામાણ્ય
કોઈ પણ તત્ત્વનું સાપેક્ષ દૃષ્ટિએ નિરૂપણ કરતો ?

**એક બીજાના પ્રભાવથી થયેલ વિચાર**

તત્ત્વો ઉપર વધારે ભાર આપતો હોય, ત્યાં
બીજા પાડોશી સમ્પ્રદાયો ઉપર અનિવાર્ય
સંપ્રદાયની અહિંસાનો પ્રભાવ વૈદક સંપ્રદા

આ બે આચાર્યોની વિશિષ્ટતા થોડામાં આ પ્રમાણે બતાવી શકાય. સમંતભદ્ર પોતાના દરેક ગ્રંથોમાં જૈન દર્શન, તેના પ્રણેતા અર્હન્ અને તેનો મુખ્ય સિદ્ધાંત અનેકાંત એટલાં તત્ત્વોની તર્કપદ્ધતિએ ઓજસ્વિની પ્રવાહબદ્ધ સંસ્કૃત ભાષામાં સૂક્ષ્મચર્ચા કરે છે અને સાથે સાથે અન્ય દર્શનો, તેના પ્રણેતાઓ અને એકાંતનો સોપહાસ પ્રતિવાદ કરે છે. તેઓની ઉપલબ્ધ કૃતિઓ જોતાં એમ જણાય છે કે, સમંતભદ્ર તર્કસિદ્ધ દાર્શનિક મીમાંસા કરવામાં સિદ્ધહસ્ત હતા. સિદ્ધસેન દિવાકરે પણ જૈન દર્શન, તેના પ્રણેતા તીર્થંકર અને સ્યાદ્વાદ એ વિષયોની તાર્કિક પદ્ધતિએ પ્રતિષ્ઠા કરવા સાથે અન્ય દર્શનોનો સપરિહાસ નિરાસ કર્યો છે. તેઓની મધુર અને પ્રાસાદિક સ્વતઃસિદ્ધ સંસ્કૃત ભાષાનો પદ્ય પ્રવાહ જોઇ આચાર્ય હેમચંદ્રે તેઓને કવિશ્રેષ્ઠ જણાવવા "**अनुसिद्धसेनं कवयः**" એ ઉદાહરણ ટાંક્યું છે. સિદ્ધસેને જૈન ન્યાયનું વ્યવસ્થિત સ્વરૂપ બાંધી તેનો સંક્ષેપમાં અભ્યાસ કરવા ઇચ્છનાર માટે ન્યાયાવતાર નામનો એક નાનકડો પદ્યમય ગ્રંથ રચ્યો છે. જેની મર્યાદાને આજ સુધીના સમગ્ર પ્રસિદ્ધ શ્વેતાંબર દિગંબર વિદ્વાનો અનુસર્યા છે. તે સિવાય તત્કાલીન સમગ્ર ભારતીય દર્શનોને સંક્ષેપમાં પણ મૌલિક અભ્યાસ કરવા ઇચ્છનાર માટે તે તે દર્શનનું યથાર્થ સ્વરૂપ બતાવનારા પદ્યમય ગ્રંથો રચ્યા છે અને તે રીતે આચાર્ય હરિભદ્રને ષડ્દર્શન સમુચ્ચય રચવાની અને માધવાચાર્યને સર્વદર્શન સંગ્રહ રચવાની કલ્પનાનો ખોરાક પૂરો પડ્યો છે. તત્કાલીન ભારતીય સમસ્ત દર્શનોનું નિરૂપણ કરનાર બીજી કોઇ કૃતિ તેનાથી પ્રાચીન ન મળે ત્યાં સુધી દર્શન સંગ્રહ કરવાનું પ્રાથમિક ગૌરવ સિદ્ધસેનને આપવું જોઇએ. સિદ્ધસેનની એક વેદવાદ દ્વાત્રિંશિકા જોતાં એમ તુરત ભાસે છે કે, તેમણે વેદ અને ઉપનિષદ્નો મૌલિક તેમજ તલસ્પર્શી અભ્યાસ કરેલો. સિદ્ધસેન દિવાકરનો પ્રસિદ્ધ ગ્રંથ સમ્મતિ તર્ક છે, જે પદ્યમય પ્રાકૃતમાં ત્રણ ભાગમાં કુંદકુંદના પ્રવચન સારની પેઠે પૂરો થયેલો છે. આ ગ્રંથ ઉપર શ્વેતાંબર અને દિગંબર એમ બન્ને આચાર્યોએ ટીકાઓ રચી છે. તેમાં વર્ણવેલા સિદ્ધાંતો એટલા સતર્ક અને હૃદયગ્રાહી છે કે, આગળના આચાર્યો પણ તેથી વધારે મૂળ વસ્તુ કહી શક્યા નથી. સમંતભદ્રની ઉપલબ્ધ કૃતિઓમાં સિદ્ધસેનના ન્યાયાવતાર જેવી કે વૈદિક છયે દર્શન અને બૌદ્ધ દર્શનનું નિરૂપણ કરનાર બત્રીશીઓ જેવી કોઇ કૃતિ નથી. વાચકોએ સિદ્ધસેનની ઉપલબ્ધ એકવીશ બત્રીશીઓ અને સમંતભદ્રની આપ્ત મીમાંસા, યુક્ત્યનુશાસન અને સ્વયંભૂસ્તોત્ર એ એક સાથે સામે રાખી અવલોકવાં જેથી બંનેનું પરસ્પર સાદૃશ્ય અને વિશેષતા આપોઆપ ધ્યાનમાં આવશે.

બીજા ભાગનું પલ્લવિત કાળ એ નામ રાખ્યું છે, તેનો અભિપ્રાય એટલો

જૈન ન્યાયના જન્મસમયની પૂર્વસીમા વધારેમાં વધારે વિક્રમના પહેલા સૈકાથી આગળ લંબાવી શકાતી નથી અને તેના વિકાસની ઉત્તર સીમા વિક્રમના અઢારમા સૈકાથી આગળ આવતી નથી. આ રીતે વધારેમાં વધારે જૈન ન્યાયનું કાળમાન અઢારસો વરસ જેટલું આંકી શકાય. પણ ઉત્તર સીમા નિશ્ચિત છતાં વિવાદાસ્પદ પૂર્વસીમાને ઓછામાં ઓછી પાંચમી શતાબ્દીથી શરૂ કરીએ તોયે તેનું કાળમાન તેરસો ચૌદસો વરસ જેટલું તો છે જ.

જૈન ન્યાયના વિકાસની ક્રમિક પાયરીઓના ભેદ સમજવા ખાતર તે કાળમાનને સ્થૂળ રીતે ચાર ભાગમાં વહેંચી શકાય છે. પહેલો ભાગ વિક્રમના પાંચમા સૈકા સુધીનો, બીજો છઠા સૈકાથી દશમા સુધીનો, ત્રીજો ભાગ અગીઆરથી તેરમા સુધીનો અને ચોથો ચૌદમાથી અઢારમા સુધીનો. આ ચાર ભાગને અનુક્રમે બીજારોપણ કાળ, પલ્લવિતકાળ, પુષ્પિત કાળ, અને ફળકાળના નામે ઓળખીએ તો જૈન ન્યાયના વિકાસને વૃક્ષના રૂપકથી સમજી શકીએ.

જૈન સાહિત્યમાં સંસ્કૃત ભાષાની પ્રતિષ્ઠા થતાં જ શરૂઆતમાં કયા વિષયો ઉપર ગ્રંથો લખાયા ? એ વિચાર પ્રસ્તુત નથી, પણ જૈન સાહિત્યમાં ન્યાયનો સન્નપાત કોણે અને ક્યારે કર્યો ? એટલું જ અહીં કહેવાનું છે. દિગંબર સાહિત્યમાં તર્કપદ્ધતિની સ્પષ્ટ પ્રતિષ્ઠા આચાર્ય સમંતભદ્રે અને શ્વેતાંબર સાહિત્યમાં તર્કપદ્ધતિની બલવતી પ્રતિષ્ઠા આચાર્ય સિદ્ધસેન દિવાકરે કરી. આ બંને આચાર્યમાં કોણ પૂર્વવર્તિ અને કોણ પશ્ચાત્વર્તિ એ હજી નિર્ણીત થયું નથી. પણ એ બે વચ્ચે વિશેષ અંતર ન હોવું જોઈએ એવી સંભાવના માટે પ્રમાણો છે. આ બે આચાર્યોના સમયની ઉત્તરસીમા ઇ. સ. પાંચમા સૈકાથી આગળ લંબાવી શકાય તેમ નથી અને પૂર્વસીમા લગભગ ઈ. સ. ના આરંભ પહેલાં નિર્દિષ્ટ કરી શકાય તેમ નથી.

સિદ્ધસેન અને સમંતભદ્ર એ બન્નેની કૃતિઓ-સંપ્રદાયો જુદા હોવા છતાંએ બન્નેનું એક એવું પરંપરાગત સામ્ય છે કે, જે તરફ ધ્યાન ગયા વિના રહેતું નથી. દિગંબર સંપ્રદાયમાં ગંધહસ્તિના નામથી સમંતભદ્ર પ્રસિદ્ધ છે. અને તત્ત્વાર્થ ઉપરની ગંધહસ્તિ મહાભાષ્ય ટીકા તેઓની કૃતિ તરીકે પ્રસિદ્ધ છે અને આજે ઉપલબ્ધ આપ્તમીમાંસા તે જ મહાભાષ્યનું મંગલ મનાય છે. શ્વેતાંબર સંપ્રદાયમાં સિદ્ધસેન દિવાકર ગંધહસ્તિ કહેવાય છે અને તત્ત્વાર્થ ઉપર તેઓએ ગંધહસ્તિ મહાભાષ્ય રચ્યું હતું એમ મનાય છે. બન્ને સંપ્રદાયની આ માન્યતાઓ નિરાધાર નથી, કારણ કે બન્ને સંપ્રદાયના ઘણા ગ્રંથોમાં તે બાબતના સૂચક ઉલ્લેખો મળી આવે છે.

આ બે આચાર્યોની વિશિષ્ટતા થોડામાં આ પ્રમાણે બતાવી શકાય. સમંતભદ્ર પોતાના દરેક ગ્રંથોમાં જૈન દર્શન, તેના પ્રણેતા અર્હન્ અને તેનો મુખ્ય સિદ્ધાંત અનેકાંત એટલાં તત્ત્વોની તર્કપદ્ધતિએ ઓજસ્વિની પ્રવાહબદ્ધ સંસ્કૃત ભાષામાં સૂક્ષ્મચર્ચા કરે છે અને સાથે સાથે અન્ય દર્શનો, તેના પ્રણેતાઓ અને એકાંતનો સોપહાસ પ્રતિવાદ કરે છે. તેઓની ઉપલબ્ધ કૃતિઓ જોતાં એમ જણાય છે કે, સમંતભદ્ર તર્કસિદ્ધ દાર્શનિક મીમાંસા કરવામાં સિદ્ધહસ્ત હતા. સિદ્ધસેન દિવાકરે પણ જૈન દર્શન, તેના પ્રણેતા તીર્થંકર અને સ્યાદ્વાદ એ વિષયોની તાર્કિક પદ્ધતિએ પ્રતિષ્ઠા કરવા સાથે અન્ય દર્શનોનો સપરિહાસ નિરાસ કર્યો છે. તેઓની મધુર અને પ્રાસાદિક સ્વતઃસિદ્ધ સંસ્કૃત ભાષાનો પદ્ય પ્રવાહ જોઇ આચાર્ય હેમચંદ્રે તેઓને કવિશ્રેષ્ઠ જણાવવા "अनुसिद्धसेनं कवयः" એ ઉદાહરણ ટાંક્યું છે. સિદ્ધસેને જૈન ન્યાયનું વ્યવસ્થિત સ્વરૂપ બાંધી તેનો સંક્ષેપમાં અભ્યાસ કરવા ઇચ્છનાર માટે ન્યાયાવતાર નામનો એક નાનકડો પદ્યમય ગ્રંથ રચ્યો છે. જેની મર્યાદાને આજ સુધીના સમગ્ર પ્રસિદ્ધ શ્વેતાંબર દિગંબર વિદ્વાનો અનુસર્યા છે. તે સિવાય તત્કાલીન સમગ્ર ભારતીય દર્શનોને સંક્ષેપમાં પણ મૌલિક અભ્યાસ કરવા ઇચ્છનાર માટે તે તે દર્શનનું યથાર્થ સ્વરૂપ બતાવનારા પદ્યમય ગ્રંથો રચ્યા છે અને તે રીતે આચાર્ય હરિભદ્રને ષડ્દર્શન સમુચ્ચય રચવાની અને માધવાચાર્યને સર્વદર્શન સંગ્રહ રચવાની કલ્પનાનો ખોરાક પૂરો પડ્યો છે. તત્કાલીન ભારતીય સમસ્ત દર્શનોનું નિરૂપણ કરનાર બીજી કોઇ કૃતિ તેનાથી પ્રાચીન ન મળે ત્યાં સુધી દર્શન સંગ્રહ કરવાનું પ્રાથમિક ગૌરવ સિદ્ધસેનને આપવું જોઇએ. સિદ્ધસેનની એક વેદવાદ દ્વાત્રિંશિકા જોતાં એમ તુરત ભાસે છે કે, તેમણે વેદ અને ઉપનિષદ્નો મૌલિક તેમજ તલસ્પર્શી અભ્યાસ કરેલો. સિદ્ધસેન દિવાકરનો પ્રસિદ્ધ ગ્રંથ સમ્મતિ તર્ક છે, જે પદ્યમય પ્રાકૃતમાં ત્રણ ભાગમાં કુંદકુંદના પ્રવચન સારની પેઠે પૂરો થયેલો છે. આ ગ્રંથ ઉપર શ્વેતાંબર અને દિગંબર એમ બન્ને આચાર્યોએ ટીકાઓ રચી છે. તેમાં વર્ણવેલા સિદ્ધાંતો એટલા મતર્ક અને હૃદયગ્રાહી છે કે, આગળના આચાર્યો પણ તેથી વધારે મૂળ વસ્તુ કહી શક્યા નથી. સમંતભદ્રની ઉપલબ્ધ કૃતિઓમાં સિદ્ધસેનના ન્યાયાવતાર જેવી કે વૈદિક છયે દર્શન અને બૌદ્ધ દર્શનનું નિરૂપણ કરનાર બત્રીશીઓ જેવી કોઇ કૃતિ નથી. વાચકોએ સિદ્ધસેનની ઉપલબ્ધ એકવીશ બત્રીશીઓ અને સમંતભદ્રની આપ્ત મીમાંસા, યુક્ત્યનુશાસન અને સ્વયંભૂસ્તોત્ર એ એક સાથે સામે રાખી અવલોકવાં જેથી બંનેનું પરસ્પર સાદૃશ્ય અને વિશેષતા આપોઆપ ધ્યાનમાં આવશે.

બીજા ભાગનું પલ્લવિત કાળ એ નામ રાખ્યું છે, તેનો અભિપ્રાય એટલો

છે કે, સિદ્ધસેન અને સમંતભદ્ર દ્વારા બંને સંપ્રદાયોમાં જે જૈન ન્યાયનું બીજારોપણ થયું, તેને જ આ યુગમાં પલ્લવિત કરવામાં આવ્યું છે. આ યુગ દિગંબર સંપ્રદાયમાં અનુક્રમે અકલંક, વિદ્યાનંદ અને પ્રભાચંદ્ર એ ત્રણ પ્રધાન આચાર્યોએ મુખ્યપણે જૈન ન્યાયને વિસ્તાર્યો અને વિશદ કર્યો છે. શ્વેતાંબર સંપ્રદાયમાં પણ પ્રધાનપણે ત્રણ આચાર્યોએ આ યુગમાં જૈન ન્યાયને વિસ્તૃત અને વિશદ બનાવ્યો છે. મલ્લવાદી, હરિભદ્ર અને રાજગચ્છીય અભયદેવ. એ ત્રણેએ અનુક્રમે કાંઈને કાંઇ વધારે વિશેષતા અર્પી છે. અકલંક આદિ ત્રણે દિગંબર આચાર્યોએ જૈન ન્યાયના સ્વતંત્ર ગ્રંથોયે લખ્યા છે અને સમંતભદ્ર આદિ પૂર્વાચાર્યોની ન્યાયવાણીને પલ્લવિત પણ કરી છે. તેવી જ રીતે મલ્લવાદી વગેરે આ યુગના શ્વેતાંબર આચાર્યોએ જૈન ન્યાય ઉપર સ્વતંત્ર ન્યાયના ગ્રંથો લખ્યા છે અને પોતપોતાના પહેલાંની તર્કવાણીને પલ્લવિત પણ કરી છે. ઉક્ત દિગંબર ત્રણ આચાર્યો અને ઉક્ત શ્વેતાંબર ત્રણ આચાર્યોની કૃતિઓ બરાબર સામે રાખી જોવામાં આવે તો એક બીજા ઉપર પડેલો પ્રભાવ, પરસ્પરનું સાદૃશ્ય અને વિશેષત્વ ધ્યાનમાં આવ્યા વિના રહે તેમ નથી.

ત્રીજા ભાગનું નામ પુષ્પિત કાળ છે. પુષ્પો કાંઇ સંખ્યામાં પલ્લવો જેટલાં નથી હોતાં. કદાચિત્ પુષ્પોનું પરિમાણ પલ્લવોથી નાનું પણ હોય છે, છતાં પુષ્પ એ પલ્લવોની ઉત્તર અવસ્થા હોઈ તેમાં એક જાતનો વિશિષ્ટ પરિપાક હોય છે. બીજા યુગમાં જૈન ન્યાયનો જે વિસ્તાર અને સ્પષ્ટીકરણ થયાં તેને પરિણામે ત્રીજો યુગ જન્મ્યો. આ યુગમાં અને આ પછીના ચોથા યુગમાં દિગંબર આચાર્યોએ ન્યાય વિષયક કેટલાક ગ્રંથો રચ્યા છે, પણ હજુ સુધી મારી નજરે એવો એકે ગ્રંથ નથી પડ્યો કે જેને લીધે જૈન ન્યાયના વિકાસમાં તેને સ્થાન આપી શકાય. ત્રીજા યુગના શ્વેતાંબર સંપ્રદાયમાં વાદીદેવસૂરિ અને હેમચંદ્ર એ બેનું મુખ્ય સ્થાન છે. એ ખરૂં કે આચાર્ય હેમચંદ્રની પરિચિત કૃતિઓમાં જૈન ન્યાય વિષયક બહુ કૃતિઓ નથી, તેમ પરિમાણમાં મોટી પણ નથી. છતાં તેઓની બે બત્રીશીઓ અને પ્રમાણ મીમાંસા જોનારને તેઓની વિશિષ્ટતા ધ્યાનમાં આવ્યા સિવાય નહીં રહે. અને એમ આપોઆપ જણાશે કે મોટા મોટાને લાંબા લાંબા ગ્રંથોથી કંટાળેલ અભ્યાસીઓ માટે સંક્ષેપમાં છતાં વિશેષતાવાળી રચનાઓ તેઓએ કરી અને ફુલનું સૌરભ તેમાં આણ્યું. વાદીદેવસૂરિ કાંઇ કંટાળે એવા ન હતા. તેઓએ તો રત્નાકરની સ્પર્ધા કરે એવો એક સ્યાદ્વાદ રત્નાકર ગ્રંથ રચ્યો અને કોઇ અભ્યાસીને જૈન ન્યાય માટે તેમજ દાર્શનિક ખંડન મંડન માટે બીજે ક્યાંય ન જવાની સગવડ કરી દીધી.

ચોથો ફળ કાળ—આ યુગમાં જે સાહિત્ય રચાયું, તે ફળરૂપ છે. ફળમાં બીજથી ફુલ સુધીના ઉત્તરોત્તર પરિપાકનો સાર આવી જાય છે. તેવી રીતે આ

યુગના સાહિત્યમાં પહેલા ત્રણે યુગના સાહિત્યમાં થયેલો પરિપાક એક સાથે આવી જાય છે. આ યુગમાં જે જૈન ન્યાય સાહિત્ય રચાયું છે. તે જ જૈન ન્યાયના વિકાસનું છેલ્લું પગથીયું છે. કારણકે, ત્યારબાદ તેમાં કોઇએ જરાયે ઉમેરો કર્યો નથી. મલ્લીષેણની સ્યાદ્વાદ મંજરી બાદ કરીને આ યુગના ફલાયમાન ન્યાય વિષયક ઉચ્ચ સાહિત્ય તરફ નજર કરીએ તો જણાશે કે તે અનેક વ્યક્તિઓના હાથે લખાયું નથી. તેના લેખક ફક્ત એક જ છે અને તે સત્તરમા અઢારમા સૈકામાં થયેલા, લગભગ સો શરદો સુધી મુખ્યપણે શાસ્ત્રયોગ સિદ્ધ કરનાર, સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી અને મારવાડી એ ચારે ભાષાઓમાં વિવિધ વિષયોની ચર્ચા કરનાર ઉપાધ્યાય યશોવિજયજી છે. ઉપાધ્યાયજીના જૈન તત્ત્વજ્ઞાન, આચાર, અલંકાર, છંદ વગેરે અન્ય વિષયોના ગ્રંથોને બાદ કરી માત્ર જૈન ન્યાય વિષયક ગ્રંથો ઉપર નજર નાખીએ તો એમ કહેવું પડે છે કે, સિદ્ધસેન ને સમંતભદ્રથી વાદિદેવસૂરિ, અને હેમચંદ્ર સુધીમાં જૈન ન્યાયનો આત્મા જેટલો વિકસીત થયો હતો, તે પૂરેપૂરો ઉપાધ્યાયજીના તર્ક ગ્રંથોમાં મૂર્તિમાન થાય છે. અને વધારામાં તે ઉપર એક કુશળ ચિત્રકારની પેઠે તેઓએ એવા સૂક્ષ્મતાના, સ્પષ્ટતાના અને સમન્વયના રંગો પૂર્યા છે, કે જેનાથી મુદિતમના થઇ આપોઆપ એમ કહેવાઇ જાય છે કે, પહેલા ત્રણ યુગનું બન્ને સંપ્રદાયનું જૈન ન્યાયવિષયક સાહિત્ય કદાચ ન હોય અને માત્ર ઉપાધ્યાયજીનું જૈન ન્યાય વિષયક સંપૂર્ણ સાહિત્ય ઉપલબ્ધ હોય તોયે જૈન વાઙ્મય કૃતકૃત્ય છે. ઉપાધ્યાયજીએ અધિકારી ભેદને ધ્યાનમાં રાખી, વિષયોની વહેંચણી કરી તે ઉપર .નાના મોટા અનેક જૈન ન્યાયના ગ્રંથો લખ્યા. તેઓએ જૈન તર્કપરિભાષા જેવો જૈન ન્યાય પ્રવેશ માટે લઘુ ગ્રંથ રચી, જૈન સાહિત્યમાં તર્કસંગ્રહ અને તર્કભાષાની ખોટ પૂરી પાડી. રહસ્ય પદાંકિત એકસો આઠ ગ્રંથો કે તેમાંના કેટલાક રચી જૈન ન્યાયવાઙ્મયમાં નૈયાયિકપ્રવર ગદાધર ભટ્ટાચાર્યના ગ્રંથોની ગરજ સારી. નયપ્રદીપ, નયરહસ્ય, નયામૃતતરંગિણી સહિત નયોપદેશ, સ્યાદ્વાદ કલ્પલતા, ન્યાયાલોક, ખંડન ખંડખાદ્ય, અષ્ટસહસ્રીટીકા આદિ ગ્રંથો રચી જૈન ન્યાય વાઙ્મયને ઉદયનાચાર્ય, ગંગેશ ઉપાધ્યાય, રઘુનાથ શિરોમણિ અને જગદીશની પ્રતિભાનું નૈવેદ્ય ધર્યું. અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ જેવા ગ્રંથોથી જૈન ન્યાય વાઙ્મયનો ગીતા, યોગવાસિષ્ટ આદિ વૈદિક ગ્રંથો સાથે સંબંધ જોડ્યો. થોડામાં એટલુંજ કહેવું બસ છે કે, વૈદિક અને બૌદ્ધ સાહિત્યે દાર્શનિક પ્રદેશમાં સત્તરમા સૈકા સુધીમાં જે ઉત્કર્ષ સાધ્યો હતો, લગભગ તે બધા ઉત્કર્ષનો આસ્વાદ જૈન વાઙ્મયને આપવા ઉપાધ્યાયજીએ પ્રામાણિકપણે આખું જીવન વ્યતિત કર્યું અને તેથી તેઓના એક તેજમાં જૈન ન્યાયનાં બીજાં બધાં તેજો લગભગ સમાઇ જાય છે; એમ કહેવું પડે છે.

ઉપસંહાર—આ લેખમાં જૈન ન્યાયના વિકાસક્રમનું માત્ર દિગ્દર્શન અને તે પણ અધુરી રીતે કરાવવામાં આવ્યું છે. આ સ્થળે જૈન ન્યાયના વિકાસક

તરીકે જે જે આચાર્યોનાં નામ લેવામાં આવ્યાં છે, તેઓનાં જીવન, તેઓના સમય, તેઓની કાર્યાવલિ વગેરેનો ઉલ્લેખ જરાયે નથી કર્યો. તેવીજ રીતે તેઓના સંબંધમાં જે કાંઈ થોડું ઘણું લખ્યું છે, તેની સાબીતી માટે ઉતારાઓ આપવાના લોભનું પણ નિયંત્રણ કર્યું છે, આ નિયંત્રણ કરવાનું કારણ જોઈતા અવકાશ અને સ્વાસ્થ્યનો અભાવ એ એકજ છે. આચાર્યોના જીવન આદિની વિગત એટલી બધી લાંબી છે કે, તે આપતાં વિષયાંતર થઇ જવાય. તેથી જેઓ તે વિષયના જિજ્ઞાસુ હોય તેઓની જાણ ખાતર એક છેવટે એવું પરિશિષ્ટ આપવામાં આવે છે કે, જેની અંદર ઉપર આવેલા આચાર્યોના સંબંધમાં માહિતી આપનાર ગ્રંથો નોંધેલા છે અને તેઓનું પ્રકાશિત થયેલું કેટલુંક સાહિત્ય નોંધેલું છે. એ સાહિત્ય અને એ ગ્રંથો જોવાથી તે તે આચાર્યોના સંબંધમાં મળતી આજ સુધીની માહિતી ઘણેભાગે કોઈપણ જાણી શકશે.

આ લેખમાં જૈન ન્યાયના પ્રણેતા અમુકજ વિદ્વાનોનો ઉલ્લેખ છે. બીજા ઘણાને છોડી દીધા છે. તેનું કારણ એ નથી કે, તેઓનો જૈન ન્યાયના વિકાસમાં સ્વલ્પ પણ હિસ્સો ન હોય; છતાં તેવા નાના મોટા દરેક ગ્રંથકારનો ઉલ્લેખ કરતાં લેખનું કલેવર કંટાળા ભરેલ રીતે વધી જાય તેથી જે વિદ્વાનોનું જૈન ન્યાયના વિકાસમાં થોડું છતાં વિશિષ્ટ સ્થાન મને જણાયું છે, તેઓનોજ ઉલ્લેખ કર્યો છે. બાકીનાઓના નામનું બીજું એક પરિશિષ્ટ અંતમાં આપી દેવામાં આવે છે.

આ લેખ સમાપ્ત કરતાં એક વાત તરફ વાચકોનું ધ્યાન ખેંચુ છું, તે આ—હિંદુસ્થાનના કે બ્હારના વિદ્વાનો ગુજરાતના સાક્ષરોને એમ પૂછે કે ગુજરાતના વિદ્વાનોએ દાર્શનિક સાહિત્ય રચ્યું છે ? અને રચ્યું હોય તો કેવું અને કેટલું ? આ પ્રશ્નનો કોઇ પણ સાક્ષર હામાં અને પ્રામાણિક ઉત્તર આપી ગુજરાતનું નાક રાખવા ઇચ્છે તો તેણે જૈન વાઙ્મય તરફ સપ્રેમ દૃષ્ટિપાત કરવો જ પડશે. એવી સ્થિતિમાં ગુજરાતના દાર્શનિક સાહિત્યનું મુખ ઉજ્જવલ કરવા ખાતર અને દાર્શનિક સાહિત્યની સેવામાં ગુજરાતનું વિશિષ્ટ સ્થાન જણાવવા માટે દરેક સાહિત્ય-પ્રેમી વિદ્વાનની એ ફરજ છે કે તેણે કેવળ સાહિત્યોપાસનાની શુદ્ધદૃષ્ટિથી જૈન ન્યાય સાહિત્યના ગુજરાતીમાં સરલ અને વ્યવસ્થિત અનુવાદો કરી સર્વસાધારણ સુધી તેનો બોધ પહોંચતો કરવો. જૈનોનું આ સંબંધમાં બેવડું કર્તવ્ય છે. તેઓએ તો સાંપ્રદાયિક મોહથી પણ પોતાના દાર્શનિક સાહિત્યને વિશિષ્ટ રૂપમાં અનુવાદિત કરી પ્રચારવાની આવશ્યકતા છે.

સુખલાલ સંઘવી.

ગુજરાત પુરાતત્ત્વ મંદિર—અમદાવાદ.

## પરિશિષ્ટ નં. ૧.

### ( क )

### નિબંધાંતર્ગત દાર્શનિકો

#### શ્વેતાંબરીય.

| નામ. | ન્યાય વિષયક કૃતિઓ. | તેમની માહિતીનાં સાધનો. |
|---|---|---|
| સિદ્ધસેન દિવાકર. | સમ્મતિતર્ક, ન્યાયાવતાર અને બત્રીશીઓ | પ્રભાવક-ચરિત, પ્રબંધ ચિંતામણિ, ચતુર્વિંશતિ પ્રબંધ, જૈન સાહિત્ય સંશોધક વર્ષ ૧ અંક ૧. ગુર્વાવલી, વીરવંશાવલી ( જૈન. સા. સ. વ. ૧ અ. ૩ ). |
| મલ્લવાદી. | દ્વાદશાર નયચક્ર, સમ્મતિ ટીકા. | પ્ર૦ ચ૦, પ્રબં૦ ચિં, ચતુ૦ પ્ર૦, ગુર્વાવલી, વીરવંશાવલી ( જૈન. સા૦ સ૦ વ૦ ૧, અં૦ ૩) |
| હરિભદ્ર. | અનેકાંતજયપતાકા, ષડ્દર્શન સમુચ્ચય, લલિતવિસ્તરા, ન્યાય પ્રવેશ-પ્રકરણ ઉપર ટીકા, શાસ્ત્રવાર્તા-સમુચ્ચય, લોકતત્ત્વનિર્ણય, ધર્મસંગ્રહણી અને ન્યાયાવતાર-વૃત્તિ. | પ્ર૦ ચ૦, ચતુ૦ પ્ર૦, શ્રી હરિભદ્રસૂરિ ચરિત્ર, જૈન દર્શન ( પ. બેચરદાસ કૃત )ની પ્રસ્તાવના, જૈન.સા૦ સં૦ વ૦, અં૦ ૧, વીરવંશાવલી, ધર્મસંગ્રહણિની પ્રસ્તાવના, ઉપમિતિ ભવપ્રપંચાની પ્રસ્તાવના, વગેરે. |
| અભયદેવ (રાજગચ્છીય) | સમ્મતિ ટીકા. | પીટર્સન રિપોર્ટ ૪ મા લેખકોની અનુક્રમણિકા. |
| વાદી દેવસૂરિ. | સ્યાદ્વાદ રત્નાકર. | પ્ર૦ ચ૦, પ્રબ૦ ચિ૦, વીરવંશાવલી, |
| આચાર્ય હેમચંદ્ર. | પ્રમાણ મીમાંસા, અન્ય યોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા. | પ્ર૦ ચ૦, પ્રબં૦ ચિં૦, ચતુ૦ પ્ર૦, કુમારપાળ પ્રતિબોધ, કુમારપાળ પ્રબંધ, કુમારપાળ ચરિત્ર, રાસમાળા વગેરે |

| | | |
|---|---|---|
| મલ્લિષેણ. | સ્યાદ્વાદ મંજરી. | |
| મહોપાધ્યાય યશોવિજયજી. | અધ્યાત્મમત પરીક્ષા સટીક, અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્, આધ્યાત્મિકમતદલન સટીક, અષ્ટસહસ્રી વિવરણ, ઉપદેશ રહસ્ય સટીક, જ્ઞાનબિંદુ, જૈનતર્કભાષા, દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા–સટીક, ધર્મ પરીક્ષા સટીક, નયપ્રદીપ, નયામૃત તરંગિણી, ન્યાય ખંડન ખાદ્ય–સટીક, ન્યાયાલોક, પાતંજળ યોગદર્શન વિવરણલેશ, ભાષારહસ્ય સટીક, શાસ્ત્રવાર્તા સમુચ્ચય, નયરહસ્ય, તત્ત્વાર્થસૂત્ર–વૃત્તિ. વગેરે | યશોવિજય જીવન–ચરિત્ર ( આ બુદ્ધિસાગરકૃત ), આનંદઘન પદ્ય રત્નાવલી પ્રસ્તાવના ( કાપડીયા કૃત ), આત્માનંદ પ્રકાશ પુ૦ ૧૩ અં. ૬, શાસ્ત્રવાર્તા સમુચ્ચયની પ્રસ્તાવના, ધર્મ સંગ્રહની પ્રસ્તાવના વગેરે. |

( ख )

## દિગંબરીય.

| | | |
|---|---|---|
| સમંતભદ્ર. | દેવાગમસ્તોત્ર, તત્ત્વાનુશાસન, યુક્ત્યનુશાસન; સ્વયંભૂ સ્તોત્ર | જૈન હિતેષી ભા૦ ૬–અં. ૨, ૩, ૪, વિદ્વદ્ રત્નમાલા ભા. ૧, અષ્ટસહસ્રીની પ્રસ્તાવના. |
| અકલંક. | રાજવાર્તિક, અષ્ટશતી, ન્યાયવિનિશ્ચય, લઘીયસ્ત્રયી. | લઘીયસ્ત્રયી આદિની પ્રસ્તાવના, વિદ્વદ્રત્નમાળા ભા. ૨, રાજવાર્તિકની પ્રસ્તાવના. |
| વિદ્યાનંદ. | પ્રમાણ પરીક્ષા, અષ્ટસહસ્રી, શ્લોકવાર્તિક, આપ્ત પરીક્ષા, પત્ર પરીક્ષા વગેરે. | જૈન હિતૈષી ભા. ૮ પૃ. ૪૩૯, યુક્ત્યનુશાસનની પ્ર૦, અષ્ટસહસ્રીની પ્ર૦ |
| પ્રભાચંદ્ર. | ન્યાય કુમુદ ચંદ્રોદય, પ્રમેય કમળ માર્તંડ. | વિદ્વદ્ રત્નમાલા ભા. ૨, પ્રમેય કમળ માર્તંડની પ્રસ્તાવના. |

નોંધ:—આ આચાર્યોએ અનેક વિષયો ઉપર અનેક ગ્રંથો લખ્યાના પ્રમાણો મળે છે, પણ અહીં ફક્ત તેઓના ન્યાયવિષયક સાહિત્યનો ઉલ્લેખ પ્રસ્તુત હોવાથી તે દરેક આચાર્યની ન્યાયવિષયક કૃતિઓનો ઉલ્લેખ કરેલો છે.

## परिशिष्ट नं. २

# નિબંધ બાહ્ય જૈનન્યાયના લેખકો.

(अ)

શ્વેતાંબરીય.

| અનુક્રમ. | નામ | ન્યાયવિષયક ગ્રંથો. |
|---|---|---|
| ૧ | શ્રી ગુણરત્નસૂરિ | ષડ્દર્શન સમુચ્ચય વૃત્તિ |
| ૨ | શ્રી ચંદ્રસેન | ઉત્પાદ સિદ્ધિપ્રકરણ |
| ૩ | શ્રી ચંદ્રપ્રભસૂરિ | પ્રમેયરત્નકોષ |
| ૪ | શ્રી દેવભદ્ર મલધારી | ન્યાયાવતાર ટિપ્પન |
| ૫ | શ્રી દેવચંદ્રજી | નયચક્ર |
| ૬ | શ્રી પદ્મસુંદર | પ્રમાણસુંદર |
| ૭ | શ્રી બુદ્ધિસાગર | પ્રમાણલક્ષ્યલક્ષણ |
| ૮ | શ્રી મુનિચંદ્ર | અનેકાંતજય પતાકા ટિપ્પન |
| ૯ | શ્રી રાજશેખર | સ્યાદ્વાદકલિકા, રત્નાકરાવતારિકા ટિપ્પન |
| ૧૦ | શ્રી રત્નપ્રભ | રત્નાકરાવતારિકા |
| ૧૧ | શ્રી શુભવિજય | સ્યાદ્વાદ ભાષા |
| ૧૨ | શ્રી શાંતિસૂરિ | પ્રમાણ પ્રમેયકલિકા વૃત્તિ |

દિગંબરીય.

( ब )

| અનુક્રમ | ગ્રંથકાર | ન્યાયવિષયક ગ્રંથો. |
|---|---|---|
| ૧ | અનંતાચાર્ય | ન્યાયવિનિશ્ચયાલંકારવૃત્તિ |
| ૨ | શ્રી સુમતિ | સિદ્ધસેનના સમ્મતિપર ટીકા, ઉલ્લેખ શ્રવણ બેલગુલાની મલ્લિષેણકૃત પ્રશસ્તિ તથા વાદીરાજ કૃત પાર્શ્વનાથ ચરિત્ર |
| ૩ | શ્રી દેવસેન | નયચક્ર, આલાપપ |
| ૪ | શ્રી ધર્મસાગર સ્વામી | નયચક્ર |

| | | |
|---|---|---|
| ૫ | શ્રી ધર્મભૂષણ | ન્યાયદીપિકા, પ્રમાણવિસ્તાર |
| ૬ | શ્રી પ્રભાદેવ સ્વામી | પ્રમિતિવાદ, મુક્તિવાદ, અવ્યાપ્તવાદ, તર્કવાદ, તથા નયવાદ |
| ૭ | શ્રી નરેન્દ્રસેન | પ્રમાણ પ્રમેય કલિકા |
| ૮ | શ્રી પંડિતાચાર્ય | પ્રમેયરત્નાલંકાર, પ્રમેયરત્નમાલિકા પ્રકાશિકા, સપ્તભંગી તરંગિણી ટીકા. |
| ૯ | શ્રી ભાવસેનાચાર્ય | ન્યાયદીપિકા |
| ૧૦ | શ્રી ભાવસેન કવિ | વિશ્વતત્વ પ્રકાશ |
| ૧૧ | શ્રી વાદીરાજ મુનિ | વાદમંજરી |
| ૧૨ | શ્રી વાદીસિંહ | પ્રમાણનૌકા, તર્કદીપિકા |
| ૧૩ | શ્રી વિમળદાસ | સપ્તભંગીતરંગિણી |
| ૧૪ | શ્રી શ્રુતસાગર સ્વામી | સંમતિ તર્ક |
| ૧૫ | શ્રી શ્રુતસાગર | તર્કદીપક |

## परिशिष्ट नं. ३

### જૈનેતર ન્યાય ઉપર લખનારા જૈનાચાર્યો.

### શ્વેતાંબરીય.

| ક્રમાંક | નામ. | ન્યાયવિષયક ગ્રંથો. |
|---|---|---|
| ૧ | શ્રી અભયતિલક | ન્યાયાલંકાર ટિપ્પન |
| ૨ | શ્રી ક્ષમાકલ્યાણ | તર્ક ફક્કિકા |
| ૩ | શ્રી ગુણરત્ન | તર્કરહસ્યદીપિકા |
| ૪ | શ્રી જયસિંહ | ન્યાયસારવૃત્તિ ( મૂળ ભા. સર્વજ્ઞ કૃત ) |
| ૫ | શ્રી જિનવર્ધન | સપ્તપદાર્થી–ટીકા |
| ૬ | શ્રી નરચંદ્રસૂરિ | કંદલી ટિપ્પન ( મૂળ શ્રીધર કૃત ) |
| ૭ | શ્રી મલ્લવાદી | ન્યાયબિંદુ વૃત્તિ ટિપ્પન (મૂળ વૃત્તિ ધર્મોત્તર રચિત) |
| ૮ | શ્રી ભુવનસુંદર | મહાવિદ્યા વિડંબનાવૃત્તિ |
| ૯ | શ્રી રત્નશેખર | સરજુ સંગ્રહ |
| ૧૦ | શ્રી રાજશેખર | કંદલિપંજિકા |
| ૧૧ | શ્રી શુભવિજય | તર્કભાષાવાર્તિક |
| ૧૨ | શ્રી હરિભદ્ર | ન્યાયપ્રવેશ પ્રકરણ–વૃત્તિ (મૂળ દિગ્નાગાચાર્ય રચિત) |

ભાવનગરમાં ભરાયેલી સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં
શાહ કુંવરજી આણંદજીએ વાંચેલું ભાષણ.



# કર્મ સંબંધી જૈન સાહિત્ય.



અનેક દર્શનોના પ્રાચીન અને અર્વાચીન તમામ સાહિત્ય તરફ દૃષ્ટિ કરતાં જૈન દર્શનમાં કર્મને લગતું જેટલું સાહિત્ય પૂર્વ પુરૂષોએ રચેલું છે અને જેટલું છપાયેલું છે તેટલું કોઇ પણ દર્શનમાં લખાયેલ કે છપાયેલ નથી. પ્રાયે એમ કહીએ તો ચાલી શકે કે એ વિષયમાં અન્ય દર્શનકાર ઉતરેલજ નથી. કર્મનો વિષય અતીંદ્રિય છે. તેથી તેના મુખ્ય પ્રણેતા સર્વજ્ઞજ હોઇ શકે; એમાં કલ્પના ચાલી શકતી નથી. એ કલ્પનાતીત વિષય છે. આ સંબંધમાં જૈન સાહિત્ય કેટલું છે ? તેની ટુંક નોંધ આ સાથે આપેલી છે તે ઉપરથી સમજી શકાશે કે એ વિષયમાં લાખો શ્લોકો જૈનાચાર્યોએ રચેલાં છે અને તેનો બહોળો ભાગ તેજ રૂપમાં ( પ્રાકૃત ને સંસ્કૃતમાં ) છપાયેલ છે, તેમજ ગુજરાતી ભાષાંતર સાથે પણ ઘણો ભાગ બહાર પડેલ છે ( છપાયેલનો નોંધ પણ આ સાથે આપેલ છે. )

જૈન દર્શન ખાસ **પુરૂષાર્થવાદી** છે; કારણ કે પુરૂષાર્થવડેજ આત્મા પૂર્વકૃત કર્મોનો નાશ કરીને શિવસ્થાન-નિરૂપદ્રવ સ્થાન-અપુનરાવૃત્તિવાળું સ્થાન મેળવી શકે છે, છતાં કર્મને લગતા શાસ્ત્રો તેમાં ઘણા હોવાથી તેમજ તે સંબંધમાં ઉપદેશ, ચર્ચા તેમજ તેનાથી ડરવાપણું વિશેષ હોવાથી જૈનોને **કર્મવાદી** કહેવામાં આવે છે. ખરો જૈન જેમ બને તેમ નવાં કર્મ ન બંધાય, ઓછા બંધાય, શુભ બંધાય તેને માટે પ્રયત્નશીલ હોય છે; કારણકે ઉપર જણાવેલા મોક્ષસ્થાનમાં જતાં રોકી રાખનાર કર્મોજ છે. તેથી વ્યવહાર વિચક્ષણ વણિક જેમ આવક વધારે ને ખર્ચ ઓછા કરી શ્રીમંત થાય તેમ ખરો જૈન પણ આત્મિક સંપત્તિ જેમ બને તેમ વધારે મેળવે-પ્રગટ કરે અને નવો કર્મબંધ રૂપ ખર્ચ ઓછો કરે, એમ કરીને સાચો શ્રીમંત બને.

કર્મ બે પ્રકારના છે-શુભ અને અશુભ. શુભ કર્મ સુખ આપે છે ત્યારે અશુભ કર્મ દુઃખ આપે છે. આ વિષય વધારે સમજવા માટે કર્મના મૂળ ૮ વિભાગ પાડવામાં આવ્યા છે, અને તેના ઉત્તર ભેદો ૧૫૮ પાડવામાં આવ્યા છે.

તે સંબંધી અહીં વધારે વિસ્તાર ન કરતાં માત્ર આઠ કર્મનીજ ટુંકી વ્યાખ્યા આપવામાં આવે છે.

૧ જ્ઞાનને આવરણ કરે-રોકે-ખરી સમજ પડવા ન દેય તે જ્ઞાનાવરણીય કર્મ.

૨ ઈંદ્રિયોથી ને આત્માથી જોવાતા વિષયને રોકે તે દર્શનાવરણીય કર્મ.

૩ સુખ અને દુઃખ આપે તે સાતા ને અસાતા રૂપ વેદનીય કર્મ.

૪ સંસારમાં મોહ પમાડે-મુંઝવે-અનેક પ્રકારની ખટપટમાં ઉતારે-સંસારમાં પરિભ્રમણ કરાવે-ખરી સમજ પડવા ન દેય, શુભાચરણ પણ થવા ન દેય તે મોહનીય કર્મ.

૫ ઉંચ અને નીચ જાતિમાં ઉત્પન્ન કરે-જન્મ આપે તે ગોત્ર કર્મ.

૬ દાન દેતાં, લાભ મેળવતાં, વસ્તુઓના ભોગ-ઉપભોગ લેતાં અટકાવે-તેમાં ખામી લાવે, આત્મવીર્ય કે શારીરિક બળ પૂરતું ફોરવવા ન દેય તે અંતરાય કર્મ.

૭ મનુષ્ય, તિર્યંચ, દેવાદિક ગતિ, એકેંદ્રિયાદિક જાતિ, શરીર, તેની આકૃતિ, તેમાં બળ ઇત્યાદિ અનેક બાબતો શુભ અને અશુભ-ઓછું ને વધતું આપનાર વિચિત્ર પ્રકારનું નામ કર્મ.

૮ મનુષ્યમાં કે દેવાદિક ગતિમાં એક ભવ આશ્રી અમુક વર્ષો સુધી રહેવા દેય-રાખે-રહેવું પડે તે આયુ કર્મ.

આ કર્મો બાંધવાના અનેક કારણો છે તે પૈકી ટુંકામાં નીચે જણાવેલા ચાર કારણો કહ્યાં છે તે ખાસ ધ્યાન આપવા લાયક છે. ૧ દેવગુરૂ ધર્મસંબંધી તેમજ જગતના અન્ય પદાર્થો સંબંધી ખોટી માન્યતા, ભૂલભરેલી માન્યતા અને તેનો આગ્રહ, તે મિથ્યાત્વ નામનું સૌથી પ્રબળ પ્રથમ કારણ ગણાય છે.

૨ હિંસાનો, અસત્યનો, ચોરીનો, પરસ્ત્રી સાથેના સંબંધનો અત્યાગ, પરિગ્રહ-દ્રવ્યાદિકની મૂર્છા ( તૃષ્ણા )નું અપરિમિતપણું તેમજ બીજી પણ અનેક બાબતોમાં અવિરતિ ભાવ ( અત્યાગ ભાવ ) એ કર્મબંધનું બીજું કારણ છે.

૩ કોઇની ઉપર ક્રોધ કરવો, અભિમાન કરવું, માયાકપટ કરવું, અતિશય લોભ કરવો, હાસ્યાદિક કરીને અન્યને દુઃખ ઉપજાવવું, ઇંદ્રિયજન્ય સુખની અત્યંત અભિલાષા ( વાંચ્છા ) કરવી એ કષાય નામનું કર્મબંધનું ત્રીજું કારણ છે.

૪ મન, વચન અને કાયાને અશુભ કાર્યમાં પ્રવર્તાવવાથી જે અધ્યવસાયની મલિનતા જણાય છે, તેથી કર્મબંધ થાય છે, તે યોગ નામનું કર્મબંધનું ચોથું કારણ છે.

આ ચારે કારણનું જૈનશાસ્ત્રોમાં ઘણું વિસ્તૃત વર્ણન છે, અને તે ખાસ ધ્યાન આપવા લાયક છે. તે ધ્યાનમાં લીધા પછી તે કારણોમાં આત્માને ન વર્તવા દેવો અને તેથી વિરૂદ્ધના શુભ કારણોમાં આત્માની પ્રવૃત્તિ કરવી તે શુભ બંધના અથવા કર્મની નિર્જરાના કારણો છે. એમાં પ્રગતિ કરતાં આ આત્મા છેવટે સર્વ કર્મથી વિમુક્ત થાય છે અને સર્વ ઉપદ્રવ રહિત મોક્ષસ્થાનને પામે છે. આ પ્રગતિને જૈનશાસ્ત્રકારોએ ગુણસ્થાન રૂપે ગુણસ્થાનના નામથી વર્ણવેલ છે. એવા ગુણસ્થાન મુખ્ય ૧૪ કહ્યા છે. તે દરેકના પણ તરતમતા યોગે અનેક ભેદો થાય છે. તેમાં છેવટના બે ગુણઠાણા તો તરતમ ભાવ વિનાના છે. એ સ્થાને પહોંચેલ સર્વ જીવો ( આત્માઓ ) સમાન હોય છે.

કર્મગ્રંથોની અંદર કર્મબંધના મુખ્ય ચાર પ્રકાર બતાવેલા છે. ૧ પ્રકૃતિ બંધ- ( કર્મોના સ્વભાવ ) આત્માને તે શું લાભ અથવા હાનિ કરે તે. ૨ સ્થિતિબંધ—બાંધેલ કર્મ કેટલા વખત સુધી ભોગવવું પડે તે. ૩ અનુભાગ બંધ-જેવા જેવા મંદ અથવા તીવ્ર શુભ કે અશુભ અધ્યવસાયથી કર્મ બાંધેલ હોય તેવો તેની અંદર તીવ્ર કે મંદ અથવા શુભ કે અશુભ રસ પડે,છે તે. અને ૪ પ્રદેશ બંધ-તે આત્માની સાથે કર્મના પ્રદેશોનું ચોંટવું-એકરૂપ થવું તે.

હવે 'આત્મા અરૂપી છે અને કર્મ રૂપી છે તો તે બન્નેનો સંયોગ સંબંધ શી રીતે થાય ?' એ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે-આત્મા અરૂપી છતાં તેને મદિરાપાનાદિ બેશુદ્ધ બનાવે છે, વિષભક્ષણાદિવડે દેહમાંથી નીકળવું પડે છે, વિષના પુદ્ગળો તેને શરીરમાંથી કાઢે છે-જુદો પાડે છે, તે રીતે કર્મ રૂપી છતાં પણ અરૂપી આત્માની ઉપર અસર કરી શકે છે, એમાં સંશય કરવા જેવું નથી.

કેટલાએક દર્શનકાર કર્મને અરૂપી માને છે પણ તે માન્યતા ભૂલભરેલી છે; કારણ કે જો કર્મ અરૂપી હોય તો અરૂપી આકાશ જેમ આત્માને ઉપઘાત કે અનુગ્રહ કરી શકતું નથી તેમ તે પણ કરી શકે નહીં.

આત્મા સાથે કર્મ અનંત કાળથી–અનાદિથી લાગેલા છે અને તે જુના છુટે, નવા ચોંટે એમ થયા કરે છે. પ્રવાહે અનાદિ છે. જો એમ ન હોય તો–અને

પ્રથમ કર્મરહિત આત્માને પછી કર્મ લાગ્યા એમ કહેવામાં આવે તો કર્મ-રહિત થયેલા-મુક્તિ પામેલા સિદ્ધના જીવોને પણ કર્મનો સંભવ થાય; પરંતુ કારણ વિના કાર્ય બનતું નથી તેમ જીવને પણ પૂર્વકર્મ કારણરૂપ છે અને તેથીજ નવા કર્મ બંધાય છે. કર્મરહિત હોય તો પૂર્વકર્મરૂપ કારણ વિના નવા કર્મ બંધાયજ નહીં. આ વાત ન્યાયથી પણ સિદ્ધ થાય તેવી છે.

આત્મા ( જીવ ) અને કર્મ બન્ને અનાદિ છે. તેની આદિ માનવાથી અનેક પ્રકારના દૂષણો પ્રાપ્ત થાય છે. તે અહીં વિષયાંતર થઇ જવાના કારણથી બતાવવામાં આવેલ નથી. બાકી તેના અનાદિપણાની સિદ્ધિ માટે જૈનશાસ્ત્રમાં ઘણું લખાયેલ છે.

આ જગતની જે રચના છે, જે વિચિત્રતા છે, પ્રાણી જે સુખ દુઃખ પામે છે, અનેક પ્રકારના ધાર્યા અણધાર્યા ફેરફારો થાય છે, તે બધા કર્મને આભારી છે. કર્મને લઇનેજ થાય છે. આ જીવ તેમજ સર્વ જીવો કોઇપણ યોનિમાં જન્મ ધારણ કરે છે ત્યારથી તેની જે પ્રગતિ થાય છે તેમાં ખાસ કારણ કર્મજ છે. કંઇપણ કર્મના કારણ સિવાય બનતુંજ નથી. કર્મની પ્રક્રિયાને જે બરાબર સમજે છે તેને એમાં કાંઇપણ આશ્ચર્ય થતું નથી. તેને તો સૂર્યના પ્રકાશની જેમ આત્મામાં એવો પ્રકાશ પડી જાય છે કે તેની અંદર બધી હકીકતનો અત્યંત સ્ફુટપણે ભાસ થાય છે.

કેટલાએક દર્શનકારો અથવા બીજાઓ કર્મનીજ આવશ્યકતા સ્વીકારતા નથી. તેમણે એજ વિચાર કરવાનો છે કે-જો કર્મ ન હોય અને તેનું શુભાશુભ પરિણામ ન હોય તો એક જીવ સુખી ને એક દુઃખી, એક ધનવાન ને એક નિર્ધન, એક રાજા ને એક રાંક, એક મનુષ્ય ને એક પશુ, એક સ્ત્રી ને એક પુરૂષ, એક રૂપવંત ને એક કુરૂપી, એક સદ્ગુણી ને એક દુર્ગુણી, એક બુદ્ધિશાળી ને એક મૂર્ખ, એક સન્માનપાત્ર અને એક નિર્ભ્રંછનાનું પાત્ર-ઇત્યાદિ અનેક પ્રકારનો દ્વિર્ભાવ દેખાય છે તે કેમ બની શકે ? તેમજ એક માણસ એક ક્ષણમાં સુખીનો દુઃખી થઇ જાય, નિરોગીનો રોગી થઇ જાય, બુદ્ધિમાન મટીને બેશુદ્ધ થઇ જાય ઇત્યાદિ આકસ્મિક ફેરફારો પણ કર્મ વિના સંભવેજ નહીં; માટે કર્મની અવસ્થિતિ માનવા યોગ્યજ છે.

દરેક દર્શનકાર એક કે બીજે રૂપે પણ કર્મને માને તો છે. તેને માન્યા વિના છુટકો થતો નથી. બૌદ્ધો કર્મને વાસનારૂપ માને છે, નૈયાયિક ને વૈશેષિક તેને આત્માના ગુણ ધર્મ અધર્મ રૂપે માને છે, સાંખ્યો કર્મને પ્રકૃતિ

રૂપ કહે છે, મિમાંસકો તેને **અપૂર્વ** કહે છે, વેદાંતી **માયા સ્વરૂપ** કહે છે, અને જૈનદર્શન તેને પુદ્‌ગળરૂપ માને છે. તે પુદ્‌ગળો **દ્રવ્યકર્મ** કહેવાય છે અને તેના ઉદયથી આત્માના જે શુભાશુભ પરિણામ થાય છે તે **ભાવકર્મ** કહેવાય છે. ભાવકર્મથી દ્રવ્યકર્મ બંધાય છે અને દ્રવ્યકર્મથી ભાવકર્મ થાય છે. આમ તે બન્ને પરસ્પર કાર્ય કારણભાવ ધરાવે છે. જેમ તેલાદિકથી સ્નિગ્ધ શરીર ઉપર ચારે તરફથી રજ ચોંટે છે તેમ શુભાશુભ અધ્યવસાયરૂપ ચીકાશથી દ્રવ્યકર્મ આત્માને ચોંટે છે અને ચીકાશના પ્રમાણમાં તીવ્ર કે મંદ એવા કર્મના ભેદ પડે છે.

જગતમાં રહેલા પુદ્‌ગળસમૂહની જૈનશાસ્ત્રકારોએ આઠ પ્રકારની વહેંચણ ( જુદાઈ ) બતાવી છે. તેને વર્ગણાઓ કહે છે. તે વર્ગણાઓ એક બીજા કરતાં સૂક્ષ્મ છે. કાર્મણ વર્ગણા સર્વ કરતાં સૂક્ષ્મ–આઠમી છે. એ વર્ગણાઓ અનંત પરમાણુઓના બનેલા અનંતા સ્કંધોની બનેલી હોય છે. તેવી વર્ગણાઓ પ્રતિસમય આ જીવ શુભાશુભ અધ્યવસાયવડે ગ્રહણ કરે છે; અને તે આત્માની સાથે ક્ષીરનીરની જેમ અથવા લોહ ને અગ્નિની જેમ એકરૂપ થઇ જાય છે; અને તે પોતપોતાના સ્વભાવ ( પ્રકૃતિ ) પ્રમાણે આત્માના જ્ઞાનાદિ ગુણોને હણે છે, રોકે છે, સુખ દુઃખ આપે છે અને સંસારમાં પરિભ્રમણ કરાવે છે. આ ચેતન અનંત શક્તિવાળો છે, છતાં કર્મના સંબંધથી તે કાયર થઇ ગયેલો છે. સદ્‌ગુરૂ યોગે તેનામાંથી કાયરતા જશે અને શૂરવીરતા પ્રગટ થશે ત્યારે તે કર્મોને હઠાવીને પોતાની સત્તાને–પોતાના ગુણોને પૂર્ણપણે પ્રગટ કરશે.

કર્મ મૂર્ત્ત હોવા છતાં જેમ અતિ સૂક્ષ્મ વસ્તુ આકાશમાં રહેલ હોય છતાં આપણે જોઇ શકતા નથી, તેમ તે અત્યંત સૂક્ષ્મ હોવાથી જોઈ શકાતા નથી. તેના ફળ તરીકે પ્રાપ્ત થયેલા ઓદારિક ને વૈક્રિય શરીરો વિગેરે જ દેખાય છે. મનુષ્ય અને તિર્યંચના શરીરો ઓદારિક કહેવાય છે અને દેવતા નારકીના શરીરો વૈક્રિય કહેવાય છે.

'આત્મા ને કર્મનો અનાદિ સંબંધ (સંયોગ) છે તો પછી તેનો વિયોગ કેમ થાય ?' એમ કોઈ શંકા કરે તો તેનો ખુલાસો એ છે કે–સુવર્ણ અને મૃત્તિકાનો અનાદિ સંબંધ છતાં પણ અગ્નિ વિગેરેના પ્રયોગથી તે બન્ને જુદા પડે છે તેમ આત્મા સાથે લાગેલા કર્મો પણ શુભધ્યાનરૂપ અગ્નિવડે જુદા પડી શકે છે, બીજી રીતે પણ જુદા પડે છે. વળી કર્મો પણ એકના એક કાયમ રહેતા નથી.

જુના ખરે છે ને નવા બંધાય છે. એમ પ્રવાહની અપેક્ષાએ જ તેનો અનાદિ[1] સંબંધ કહ્યો છે.

આઠે પ્રકારના કર્મ બાંધવાના જેમ ઉપર મિથ્યાત્વ અવિરતિ કષાય ને યોગ એ ચાર સામાન્ય હેતુ બતાવ્યા છે તેમ આઠે પ્રકારના કર્મના જુદા જુદા કારણો પણ બતાવવામાં આવ્યા છે. તે અહીં ટુંકામાં બતાવવામાં આવેલ છે.

## આઠ પ્રકારના કર્મબંધના વિશેષ હેતુ.

૧-૨ જ્ઞાન અને જ્ઞાનીઓનું પ્રત્યનિકપણું-શત્રુપણું કરનાર, ગુરૂને ઓળવનાર (તેનો છુપાવનાર), ઉપઘાત કરનાર (પીડા કરનાર), પ્રદ્વેષ કરનાર, અંતરાય કરનાર (વિઘ્ન કરનાર) તેમજ અત્યંત આશાતના કરનાર જ્ઞાનાવરણીય ને **દર્શનાવરણીય** કર્મ બાંધે છે. (આ બંને કર્મના બંધ હેતુ સરખાજ છે. કારણ કે દર્શન સામાન્ય ઉપયોગ છે અને જ્ઞાન વિશેષ ઉપયોગ છે.)

૩ ગુરૂમહારાજની, ધર્માચાર્યની તેમજ માતા પિતાની ભક્તિ કરવાથી, તેમનું બહુમાન કરવાથી, ક્ષમાથી, કરૂણાથી, વ્રત પાળવાથી, યોગની ક્રિયાથી, કષાયો ન કરવાથી અને દાનાદિક કરવાથી **શાતા વેદનીય** કર્મ બંધાય છે અને તેથી વિરૂદ્ધ વર્તન કરવાથી **અશાતા વેદનીય** કર્મ બંધાય છે.

૪ ઉન્માર્ગનો ઉપદેશ કરવાથી, સન્માર્ગનો નાશ કરવાથી, શુભ નિમિત્તે વાપરવાના દ્રવ્યોનો વિનાશ કરવાથી, તેમજ દેવ, ગુરૂ, દેવાયતન અને ધર્મારાધન કરનારાઓનું પ્રત્યનિકપણું કરવાથી, તેમની વિરૂદ્ધ વર્તન કરવાથી, દર્શન **મોહનીય** કર્મ બંધાય છે. અને ચાર કષાય (ક્રોધ, માન, માયા ને લોભ) હાસ્યાદિ ષટ્ક (હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક ને દુગંચ્છા), અને ત્રણ વેદ, (પુરૂષવેદ, સ્ત્રીવેદ, ને નપુંસક વેદ) થી વિવશ—પરવશ—તેને વશ મનવાળા જીવો **ચારિત્રમોહનીય** કર્મ બાંધે છે કે જે કર્મ સદાચરણ (ચારિત્ર) ને રોકનાર છે. તેમાં દૂષણ લગાડનાર છે.

૫ આયુ ચારે ગતિનું બાંધવાના કારણો જુદા જુદા છે.

૧ મહા આરંભના—મહા પાપના કર્મો કરનાર અને પરિગ્રહની અત્યંત તૃષ્ણાવાળો તેમજ ક્રૂર પરિણામવાળો જીવ **નરકનું** આયુ બાંધે છે.

---

૧ સુવર્ણ ને મૃત્તિકાનો અનાદિ સબંધ અપેક્ષાએ કહ્યો છે. કારણ કે તે સબંધ પણ આદિવાળો છે, પરતુ પ્રવાહે અનાદિ કહેવાય છે

૨ મહા કપટી, પ્રપંચી, મિષ્ટભાષી ને અંતઃકરણનો મહામલિન, શલ્યયુક્ત હૃદયવાળો, વ્રત નિયમમાં દોષ લગાડનારો તિર્યંચનું આયુષ્ય બાંધે છે.

૩ સ્વભાવેજ મંદ કષાય ( ક્રોધાદિ ) વાળો, દાન કરવાની રૂચિવાળો, અને મધ્યમ પ્રકારના ગુણોવાળો મનુષ્યનું આયુ બાંધે છે.

૪ અજ્ઞાન કષ્ટ કરનાર, દેહને બહુ દમનાર, કર્મની નિર્જરા કરનાર, વ્રતાદિકનું મધ્યમ પરિણામે સેવન કરનાર દેવગતિનું આયુ બાંધે છે.

( જે ગતિનું આયુ બાંધ્યું હોય તે ગતિમાં આ જીવ મરણ પામીને જાય છે. )

૬ માયા ( કપટ ) વિનાનો, સરલ સ્વભાવવાળો, ગર્વવિનાનો, સંસાર ભીરૂ ક્ષમામાર્દવાદિ ગુણવાળો શુભ નામકર્મ બાંધે છે અને તેથી વિરૂદ્ધ વર્તનવાળો અશુભ નામકર્મ બાંધે છે.

૭ ગુણગ્રાહી, મદવિનાનો, અધ્યયન ને અધ્યાપનમાં રૂચિવાળો, પરમાત્મા ઉપર ભક્તિવાળો, ગુરૂ વિગેરેનો ભક્ત--એવો જીવ ઉચ્ચગોત્ર બાંધે છે અને તેથી વિરૂદ્ધ વર્તનવાળો નીચગોત્ર બાંધે છે.

૮ પરમાત્માની તેમજ સદ્‌ગુરૂની ભક્તિમાં વિઘ્ન કરનારો, હિંસા, અસત્ય ચોરી, અબ્રહ્મચર્ય સેવવામાં અને પરિગ્રહ (દ્રવ્ય) મેળવવામાં અહર્નિશ તત્પર, કોઇને દાન કરતાં અટકાવનારો, લાભમાં વિઘ્ન કરનારો, કોઇની ભોગ ઉપભોગાદિક્ની વસ્તુનો નાશ કરનારો અને અન્યની શક્તિને હણનારો જીવ દાનાંતરાયાદિ પાંચે પ્રકારના અંતરાય કર્મ બાંધે છે.

કર્મના સંબંધમાં લખવા બેસીએ કે કહેવા માંડીએ તો ઘણું કહેવાનું ને લખવાનું લક્ષ્ય થઇ શકે તેમ છે, પરંતુ અહીં તો ટુંકામાં કર્મ એ શું વસ્તુ છે ? તે અને તેનું સ્વરૂપ બતાવવાને માટે જૈન સાહિત્યકારોએ કેટલો પ્રયાસ કરેલો છે તે બહુ ટુંકામાં બતાવવાનોજ ખાસ હેતુ છે; અને જૈન દર્શનની મહત્તાનું એ પણ એક ખાસ કારણ છે.

પ્રાચીન અને નવ્ય તેમજ સંસ્કૃત કર્મગ્રંથોમાં ખાસ કરીને કર્મના બંધ, ઉદય, ઉદીરણા ને સત્તાનો જ અધિકાર છે. કર્મ કેવી રીતે બંધાય છે ? અમુક અમુક ચડતી ચડતી હદવાળા ( ગુણઠાણાવાળા ) જીવો કયા કયા કર્મ બાંધે છે અને કયા બાંધતા નથી ? તે ( બંધ ) પ્રથમ બતાવવામાં આવેલ છે.

ત્યારપછી તે બાંધેલા કર્મ ક્યારે અને કેવી રીતે ક્યા સ્વરૂપમાં ઉદય આવે છે? તે બતાવ્યું છે. જેમ જેમ આત્મા ઉંચી હદે ચડતો જાય છે તેમ તેમ અશુભ કર્મો તેને ઉદયમાં આવી શકતા નથી. વળી કર્મ તો સમયે સમયે બંધાય છે, તે કાંઈ તરત ઉદયમાં આવતા નથી. અમુક કાળ જેને અબાધા કાળ કહે છે તે વ્યતીત થયા પછી ઉદય આવે છે. અત્યારે આપણે જે શુભ કે અશુભ કર્મ ભોગવીએ છીએ તે તો પૂર્વના બાંધેલા કર્મો ભોગવીએ છીએ. એટલું છે કે-अत्युग्रपुण्यपापानां इहैव फलमश्नुते=કોઈ અતિ ઉગ્ર પુણ્ય કે પાપ કરવામાં આવે તો તેના ફળ અહીં પણ ભોગવવા પડે છે. ઉદય પછી ઉદીરણા પ્રકરણ આવે છે. કેટલાક કર્મો ઉદીરણા કરીને તેની સ્થિતિ પાકયા અગાઉ પણ ભોગવવામાં આવે છે, તેનું એ પ્રકરણમાં સ્વરૂપ બતાવેલું છે.

ઉદયના બે પ્રકાર બતાવ્યા છે. ૧ પ્રદેશ ઉદય ને ૨ વિપાક ઉદય; એટલે કેટલાક કર્મો માત્ર પ્રદેશ ઉદયથીજ ભોગવાઇ જાય છે. તેનું ફળ કાંઇ આત્માને દેખાતું નથી અને કેટલાક કર્મ-પ્રાયે ઘણા કર્મ ભોગવવાથીજ છુટે છે તે વિપાક ઉદય કહેવાય છે. આમાં પણ એક કેદી, જેમ તેને સજા કરેલી પૂરી મુદતે છુટે છે અને એક કેદી સારી ચાલથી તેમજ કોઈ શુભ નિમિત્તથી ( રાજાને ત્યાં પુત્રજન્માદિ કારણથી ) વહેલો છુટી જાય છે, તેમ કર્મને માટે પણ બને છે. કેટલાંક કર્મ લાંબી સ્થિતિના બાંધ્યા હોય છતાં શુભ નિમિત્તો મળવાથી-શુભ અધ્યવસાયથી વહેલા પણ છુટી જાય છે.

કર્મનો બંધ થયા પછી જ્યાંસુધી ઉદયમાં ન આવે ત્યાંસુધી તે કર્મ આત્માની સાથે સત્તા તરીકે આત્માને ચોટેલા રહે છે. તે સંબંધી હકીકત સત્તા નામના ચોથા પ્રકરણમાં આવે છે.

કર્મપ્રકૃતિ ને પંચસંગ્રહ શિવાયના બાકીના કર્મ સંબંધી ગ્રંથોમાં ઉપર જણાવેલ ચાર બાબત ( બંધ, ઉદય, ઉદીરણા ને સત્તા ) નોજ વિસ્તાર છે. જ્ઞાનદૃષ્ટિએ તેનું જે જે પ્રકારનું જુદું જુદું સ્વરૂપ સમજવામાં આવ્યું તે સર્વજ્ઞોએ કહ્યું છે અને તેને ગણધરોએ તેમજ ત્યારપછીના પૂર્વાચાર્યોએ ગ્રંથરૂપે ગુંથ્યું છે. તે અત્યારે આપણને મહા ઉપકારક થઈ પડ્યું છે. તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે.

આઠ કર્મના ઘાતી ને અઘાતી એવા બે ભેદ પાડ્યા છે. ચાર ઘાતિ છે છે ને ચાર અઘાતી છે. ઘાતીકર્મો આત્માના જ્ઞાનાદિ ગુણોનો ઘાત કરે છે અને અઘાતી કર્મો આત્માના ગુણોનો ઘાત કરતા નથી, પણ તે કર્મો હોય ત્યાંસુધી

આ જીવને સંસારમાં રહેવું પડે છે. સર્વ કર્મનો ક્ષય થાય ત્યારેજ પ્રાણી મુક્તાવસ્થા-સિદ્ધાવસ્થા પામે છે.

કર્મપ્રકૃતિ--નામના ગ્રંથમાં આઠ કરણ ને ઉદય, સત્તા-એમ દશ પ્રકરણો છે. આઠ કરણ ખાસ જાણવા જેવા છે. તેના નામ-૧ બંધન, ૨ સંક્રમણ, ૩ ઉદીરણા, ૪ ઉપશમના, ૫ ઉદ્વર્ત્તના, ૬ અપવર્ત્તના, ૭ નિધત્તિ ને ૮ નિકાચના છે. આ આઠેનું સ્વરૂપ તે ગ્રંથમાં તો ઘણું વિસ્તારે આપેલું છે., અહીં તો માત્ર તેનું ટુંકું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે કે જે જાણવાથી વધારે જાણવાની અભિલાષા થાય તો તે ગ્રંથ વાંચવા પ્રયત્ન કરે.

૧ બંધન--જીવનું કર્મની સાથે બંધાવું-એકરૂપ થઇ જવું તે.

૨ સંક્રમણ--અધ્યવસાયના ફેરફારથી--શુભના અશુભ થઇ જવાથી અને અશુભના શુભ થઇ જવાથી પૂર્વે બાંધેલા શુભ કર્મો અશુભ કર્મપણે સંક્રમે છે અને અશુભ કર્મો શુભપણે સંક્રમે છે તે. ( બીજી રીતે બીજા કારણથી પણ કર્મોનું સંક્રમણ થાય છે. )

૩ ઉદીરણાનું લક્ષણ ઉપર બતાવેલું છે. અર્થાત્ ઉદયમાં આવવાની સ્થિતિ થયા અગાઉ ઉદીરણા કરીને કર્મોને વહેલા ઉદયમાં લાવવા તે.

૪ ઉપશમના--ઉદયમાં આવેલા કર્મોને પ્રદેશે વેદવા અને અનુદય કર્મને ઉદય આવતાં રોકવા તે ઉપશમના કહેવાય છે. જે કર્મપ્રકૃતિની ઉપશમના કરી હોય તે વિપાક ઉદયે વેદાતી નથી.

૫ ઉદ્વર્ત્તના--શુભ અથવા અશુભ અધ્યવસાયની તીવ્રતાથી પૂર્વબદ્ધ કર્મોના રસમાં ને સ્થિતિમાં વૃદ્ધિ થાય તે.

૬ અપવર્ત્તના--શુભ અથવા અશુભ અધ્યવસાયની તીવ્રતાથી પૂર્વબદ્ધ કર્મોના રસમાં ને સ્થિતિમાં હાનિ થાય--ઘટાડો થાય તે.

૭ નિધત્તિ--અધ્યવસાયની તીવ્રતાથી--પૂર્વે કરેલા શુભ અથવા અશુભ કાર્યની વધારે વધારે ચોળણા--પ્રતિચોળણા કરવાથી પૂર્વે બાંધેલા શુભ કે અશુભ કર્મોને વધારે દઢ--મજબુત કરવા તે.

૮ નિકાચના--ઉપર જણાવેલા કારણનીજ વધારે પુષ્ટતા કરવાથી પૂર્વે બાંધેલા કર્મો અવશ્ય ભોગવવાજ પડે ભોગવ્યા વિના છુટકોજ ન થાય એવા કરવા તે.

આ આઠ કરણ કહેવાય છે. તે ઉપરાંત કર્મપ્રકૃતિના ઉદય અને સત્તાની હકીકત પણ કર્મપ્રકૃતિમાં દાખલ કરેલ છે. કર્મગ્રંથો કરતાં આ કર્મપ્રકૃતિ ગ્રંથમાં ઘણી વિશેષ હકીકત છે. તેની ઉપર બે ટીકા છે. પ્રથમ ટીકાકાર મલયગિરિજી છે, બીજા ટીકાકાર યશોવિજયજી ઉપાધ્યાય છે. તેમણે મલયગિરિજીએ કહેલ તમામ હકીકત કહ્યા ઉપરાંત બીજી વધારે હકીકતો કર્મના અંગની દાખલ કરી છે. તેથી પ્રથમની ટીકા ૮૦૦૦ શ્લોક પ્રમાણ છે, ને બીજી ટીકા ૧૩૦૦૦ શ્લોક પ્રમાણ થઈ છે.

પંચ સંગ્રહ—આ ગ્રંથના બે વિભાગ છે. તેના પહેલા વિભાગમાં પાંચ અધિકારનો તેમજ બે ભાગમાં થઇને પાંચ ગ્રંથોનો સમાવેશ કરેલો છે. તે પાંચ ગ્રંથો પૈકી શતક, સપ્તતિકા ને કર્મપ્રકૃતિ લભ્ય છે અને સત્કર્મ તથા કષાય પ્રાભૃત નામના બે ગ્રંથ હાલ લભ્ય નથી. એ ગ્રંથના બીજા વિભાગમાં કર્મપ્રકૃતિ ગ્રંથનોજ બહોળો ભાગ અક્ષરશઃ દાખલ કરેલો છે.

કર્મ સંબંધી ગ્રંથોનું લીસ્ટ આ સાથે આપેલ છે, તેમાંથી બહોળો જરૂરી ભાગ છપાયેલો પણ છે, તેનું લીસ્ટ પણ તેની નીચે આપેલ છે. આ કાર્ય મુનિમહારાજની પૂરતી સહાયતાથી શ્રી જૈન ધર્મપ્રસારક સભા તથા શ્રી જૈન આત્માનંદ સભાએ વિશેષે કરેલ છે.

કર્મનો વિષય જેટલો ગુઢ છે, તેટલોજ જાણવાની જરૂરીયાતવાળો છે. જો આપણે જાણીએ કે અમુક જાતિનું સુખ કે દુઃખ આપણે અમુક કર્મપ્રકૃતિના ઉદયથી ભોગવીએ છીએ અને તે પ્રકૃતિનો બંધ અમુક કારણોથી થાય છે, તો કદી આપણે ઉદયને તો રોકી ન શકીએ પણ નવા બંધને તો રોકવા અવશ્ય પ્રયત્ન કરીએ કે જેથી ફરીને તેવો સંતાપકારી ઉદય ભોગવવો ન પડે. સુજ્ઞ મનુષ્યો આ હેતુને ધ્યાનમાં લઇને કર્મસંબંધી ગ્રંથોનો ગુરૂગમથી અભ્યાસ કરશે અને જેમ બને તેમ કર્મથી હલકા થવા તેમજ અશુભ કર્મબંધને રોકવા પ્રયત્ન કરશે એટલું ઇચ્છીને આ ટુંકો લેખ સમાપ્ત કરવામાં આવે છે.

આશા છે કે આ લેખનો અવશ્ય સદુપયોગ થશે.

કુંવરજી આણંદજી.



# કર્મના સંબંધમાં જૈન સાહિત્ય.*



## ( પ્રાકૃત અને સંસ્કૃતમાં )

૧ કર્મ પ્રકૃતિ ગ્રથ-મૂળ ગાથા ૪૭૫. શ્રી શિવશર્મસૂરિવિરચિત.
ચૂર્ણિ ૭૦૦૦ ટિપ્પન ૧૯૨૦ મુનિચંદ્રસૂરિ કૃત.
વૃત્તિ ૮૦૦૦ મલયગિરિજી કૃત ૧૩૦૦૦ યશોવિજયજી કૃત

૨ પંચ સંગ્રહ ગ્રથ— શ્રી ચંદ્રર્ષિ મહત્તર કૃત. ગાથા ૯૬૩
વૃત્તિ સ્વોપજ્ઞ[1] શ્લોક ૯૦૦૦
વૃત્તિ મલયગિરિજી કૃત ૧૮૮૫૦
દીપક જિનેશ્વરસૂરિ શિષ્ય વામદેવજી કૃત. શ્લોક ૨૫૦૦

૩ પ્રાચીન કર્મગ્રંથ. કુલગાથા ૫૬૭ ( છની )
કર્મગ્રંથ પહેલો ( કર્મ વિપાક ) ગાથા ૧૬૮ ગર્ગર્ષિકૃત.
„ વૃત્તિ પરમાનંદ કૃત ૯૨૨. ટિપ્પન ઉદયપ્રભ કૃત ૪૨
વ્યાખ્યા ( કર્ત્તાનું નામ નથી ) ૧૦૦૦
કર્મગ્રથ બીજો. ( કર્મ સ્તવ ) ગાથા ૫૭ ( કર્ત્તાનું નામ નથી )
„ ભાષ્ય. તાડપત્ર પર લખેલ છે. ગાથા ૨૪
„ વૃત્તિ. ગોવિંદાચાર્ય કૃત ૧૦૯૦ ટિપ્પન ઉદયપ્રભ કૃત ૨૯૨
કર્મગ્રંથ ત્રીજો ( બંધસ્વામિત્વ ) ગાથા ૫૪ ( કર્ત્તાનું નામ નથી. )
„ વૃત્તિ હરિભદ્રકૃત ૫૬૦
કર્મગ્રંથ ચોથો ( ષડશીતિ ) ગાથા ૮૬ શ્રી જિનવલ્લભકૃત
„ વૃત્તિ હરિભદ્ર કૃત ૮૫૦ રામદેવ કૃત ૮૦૫ પ્રાકૃત
„ મલયગિરિજી કૃત ૨૧૪૦ યશોભદ્ર કૃત ૧૬૩૦
„ અવચૂર્ણિ. ૭૦૦ ઉદ્ધાર ૧૬૦૦ વિવરણ-મેરૂવાચક કૃત
કર્મગ્રથ પાચમો ( શતક ) ગાથા ૧૧૧ શિવશર્મસૂરિ કૃત
„ લઘુ ભાષ્ય ગાથા ૨૪ બૃહદ્‌ભાષ્ય ચક્રેશ્વરસૂરિ કૃત ૧૪૧૩૦
„ ચૂર્ણિ ૨૩૮૦ વૃત્તિ ૩૭૪૦ મલધારી હેમચંદ્ર કૃત
„ ટિપ્પન ૯૭૪ ઉદયપ્રભ કૃત. અવચૂર્ણિ પત્ર ૨૫ ગુણરત્ન કૃત

---

* આમા જે સખ્યા આપેલ છે તે ૩૨ અક્ષરોનો એક શ્લોક ગણીને તેની શ્લોક સખ્યા સમજવી

1 પોતાની કરેલી ( ગ્રંથકર્તાએજ કરેલી )

૩ સૂક્ષ્માર્થ વિચાર સારોદ્ધાર સાર્ધશતક ( કર્મગ્રંથ. ) જિનવલ્લભસૂરિ કૃત. ગાથા ૧૫૨. ભાષ્ય ગાથા ૧૧૦
,, ચૂર્ણિ ૨૨૦૦ મુનિચંદ્ર કૃત. વૃત્તિ ૮૫૦ હરિભદ્ર કૃત.
,, વૃત્તિ ૩૭૦૦ ધનેશ્વરસૂરિ કૃત. ટિપ્પનક ૧૪૦૦ ( કર્તાનું નામ નથી)

૪ પાંચ નવ્ય કર્મગ્રંથ. કુલ ગાથા ૫૨૨. શ્રી દેવેંદ્રસૂરિ કૃત.
,, વૃત્તિ સ્વોપજ્ઞ. ૧૦૧૩૭. અવચૂરિ ૨૯૫૮ મુનિશેખર કૃત.
,, અવચૂરિ. ૫૪૦૭ ગુણરત્નકૃત. ( ૭ કર્મ ગ્રંથની ભેળી )

૫ સત્તરી ( સપ્તતિકા છઠ્ઠો કર્મગ્રંથ ) ગાથા. ૯૧ ચંદ્રર્ષિ મહત્તર કૃત.
,, ચૂર્ણિ. પત્ર ૧૩૨. કર્ત્તાનું નામ નથી.
,, વૃત્તિ સ્વોપજ્ઞ ૨૩૦૦. શ્રી મુનિશેખરસૂરિ કૃત ૪૧૫૦
,, મલયગિરિજી કૃત ૩૭૮. ટિપ્પનક ગાથા ૫૪૭ રામદેવ કૃત.
,, ભાષ્ય શ્રી અભયદેવ સૂરિકૃત ગાથા ૧૯૧ તેની ઉપર વૃત્તિ શ્રી મેરૂતુંગ આચાર્ય વિરચિત. ગ્રંથા ગ્ર. ૪૧૫૦

૬ સંસ્કૃત કર્મગ્રંથ ૪. શ્રી જયતિલકસૂરિ વિરચિત. શ્લોક ૫૬૯
૧ પ્રકૃતિવિચ્છેદ પ્રકરણ. ૧૩૯ ૨ સુક્ષ્માર્થસંગ્રહ પ્રકરણ. ૨૦૨
૩ પ્રકૃતિ સ્વરૂપ સંરૂપણ પ્રકરણ. ૧૮૧ ૪ બંધસ્વામીત્વ પ્રકરણ. ૪૭

૭ કર્મસ્તવ વિવરણ, કમળસંયમ ઉપાધ્યાય કૃત.

૮ કર્મ સંબંધી હકીકતવાળા ૫-૭ નાના નાના પ્રકરણો—સટીક છે.

## ગુજરાતી ભાષાંતર સાથે ( છપાયેલ. )

૧ પ્રકરણમાળામાં ૭ કર્મગ્રંથ અર્થ સહિત.
૨ મ્હેસાણા જૈન શ્રેયસ્કર મંડળ તરફથી ૭ કર્મગ્રંથ વિસ્તાર અર્થયુક્ત.
૩ પંડિત સુખલાલજી કૃત. હિંદી વિવેચન વાળા. ચાર કર્મગ્રંથ.
૪ પ્રથમ કર્મગ્રંથ વિવેચન સહિત. ( પંડિત ભગવાનદાસ હરખચંદ )
૫ કર્મપ્રકૃતિ ગ્રંથ સટીકનું ભાષાંતર. ( શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ )
૬ કર્મવિચાર ભાગ ૧ લો. ( પરભુદાસ બેચરદાસ પારેખ ) સ્વતંત્ર લેખ.
૭ યત્ન પૂર્વક કર્મગ્રંથાદિ વિચાર. ( શ્રી જૈન ધર્મ પ્રસારક સભા )
૮ કર્મબોધ પ્રભાકર. વાગરા નિવાસી વાજંગ સદાજી જૈન વિરચિત. ( બહુ ઉપયોગી સંગ્રહ )

## સંસ્કૃતમાં છપાયેલ.

૧ પ્રાચીન ચાર કર્મગ્રંથ સટીક. (શ્રી જૈન આત્માનંદ સભા)
૨ નવ્ય કર્મગ્રંથ પાંચ સટીક. ( શ્રી જૈન ધર્મ પ્રસારક સભા )
૩ સપ્તતિકા ( છઠ્ઠો ) કર્મગ્રંથ. મલયગિરિજીકૃત ટીકા યુક્ત „
૪ સંસ્કૃત ચાર કર્મગ્રંથ મૂળ. „
૫ સપ્તતિકા ભાષ્ય મેરૂતુંગસૂરિકૃત ટીકાયુક્ત „
૬ કર્મપ્રકૃતિ ટીકા મલયગિરિજી કૃત „
૭ „ ટીકા યશોવિજયજી કૃત „
૮ સૂક્ષ્માર્થ વિચાર સારોદ્ધાર સાર્ધશતક ટીકા સહિત „
૯ પંચસંગ્રહ સટીક. મલયગિરિજી કૃત. વિભાગ ૧ લો (શ્રી જૈન આત્માનંદ સભા)
૧૦ બીજા કર્મ સંબંધી વિવરણવાળા નાના નાના પ્રકરણો સટીક છપાયેલા છે.
( શ્રી જૈન આત્માનંદ સભા તરફથી. )



# કર્મ સંબંધી દિગંબરાય સાહિત્ય.



૧ મહાકર્મપ્રકૃતિ પ્રાભૃત. આચાર્ય પુષ્પદન્ત ને ભૂતબલિકૃત. ૭ ખંડ
શ્લોક સંખ્યા ૩૬૦૦૦

તેની ઉપર જુદી જુદી છ ટીકાઓ છે.

| | |
|---|---|
| ૧ પદ્મનંદી આચાર્ય કૃત. ત્રણ ખંડ ઉપર | ૧૨૦૦૦ |
| ૨ શામકુંડ આચાર્ય કૃત. પાંચ ખંડ ઉપર | ૬૦૦૦ |
| ૩ તુંબુલૂર આચાર્ય કૃત. કાનડીમાં પાંચ ખંડ ઉપર | ૫૪૦૦૦ |
| છઠ્ઠા ખંડ ઉપર પંજિકા | ૭૦૦૦ |
| ૪ સમંતભદ્રાચાર્ય કૃત. પાંચ ખંડ ઉપર | ૪૮૦૦૦ |
| ૫ બપ્પદેવગુરૂ કૃત. પ્રાકૃતમાં ( કર્મપ્રાભૃત ને કષાયપ્રાભૃત ઉપર ) | ૧૪૦૦૦ |
| ૬ વીરસેન આચાર્ય કૃત પ્રાકૃત, સંસ્કૃત ને કનડીમાં | ૭૨૦૦૦ |

| | | |
|---|---|---|
| ૨ કષાય પ્રાભૃત. ગુણધર આચાર્ય કૃત. ગાથા | | ૨૩૬ |
| | ૧ ચૂર્ણવૃત્તિ. યતિવૃષભાચાર્ય કૃત. | ૬૦૦૦ |
| | ૨ ઉચ્ચારણ વૃત્તિ ઉચ્ચારણાચાર્ય કૃત | ૧૨૦૦૦ |
| | ૩ શામકુંડ આચાર્ય કૃત. | ૬૦૦૦ |
| | ૪ તુંબુલૂરાચાર્ય કૃત ( કર્મપ્રાભૃતની આની મળીને ) | ૮૪૦૦૦ |
| | ૫ બપ્પદેવગુરૂ કૃત. પ્રાકૃતમાં | ૬૦૦૦૦ |
| | ૬ વીરસેન ને જિનસેન કૃત. જયધવળા નામની. પ્રાકૃત, સંસ્કૃત, કર્ણાટકી ભાષા મિશ્રિત. | ૬૦૦૦૦ |

આ ઉપર જણાવેલ ગ્રંથ કે ટીકા છપાયેલ નથી. લખેલ છે પણ દુર્લભ્ય છે.

૩ ગોમ્મટસાર–ગાથા ૧૭૦૫. નેમિચંદ્ર સિદ્ધાંતચક્રવર્તી કૃત. એમાં જીવકાન્ડ ગાથા ૭૩૩ માં ને કર્મકાંડ ગાથા ૯૭૨ માં છે. તેનું બીજું નામ પંચ સંગ્રહ પણ છે. તે જીવસ્થાન, ક્ષુદ્રબન્ધ, બંધસ્વામી, વેદનાખંડ ને વર્ગણાખંડ– એ પાંચ વિષય હોવાથી પડેલ છે. એની ઉપર કનડી, સંસ્કૃત ને હિંદીમાં ઘણી ટીકાઓ બનેલી છે. તેમાં મુખ્ય નીચે પ્રમાણે છે.

કર્ણાટકી ટીકા ચામુંડરાય કૃત. સંસ્કૃત ટીકા કેશવવર્ણી કૃત.
સંસ્કૃત ટીકા. બીજી. શ્રીમદભયચંદ્ર કૃત. હિંદી ટીકા ટોડરમલજી કૃત.
તે ભાષા ટીકા સાથે છપાયેલ પણ છે.

૪ લબ્ધિસાર–નેમિચંદ્રાચાર્ય કૃત.–એમાં પાંચ લબ્ધિઓ ને ઉપશમ તથા ક્ષપકશ્રેણિનું વર્ણન ગાથા ૬૫૦ માં છે.

૫ ક્ષપણાસાર–માધવચંદ્ર ત્રૈવિદ્યદેવકૃત સંસ્કૃત ગદ્યમાં છે. ટોડરમલજીએ કરેલી ગોમ્મટ સારની ભાષા ટીકામાં લબ્ધિસાર ને ક્ષપણાસાર બન્નેનો સમાવેશ કર્યો છે.

૬ પંચસંગ્રહ–અમિતગતિ વીતરાગ કૃત–સંસ્કૃત.



## જૈનહિતૈષી પુ. ૧૨ માના પૃષ્ટ ૩૭૪-૭૫ ઉપરથી શ્રીયુત્ મુનિ જિનવિજયજીના લેખમાંથી જરૂરી વિભાગ.

જૈનધર્મકા તત્ત્વજ્ઞાન 'કર્મવાદ' કે મૂલ સિદ્ધાન્ત પર રચા ગયા હૈ. કર્મવાદકો જૈનધર્મકા મુદ્રાલેખ માનના ચાહિએ, જિસ પ્રકાર શ્રીકૃષ્ણકા મુખ્ય પ્રબોધ નિષ્કામ કર્મયોગ, બુદ્ધદેવકા સમાનભાવ, પતંજલિકા રાજયોગ ઔર શંકરાચાર્યકા જ્ઞાનયોગકો પ્રકટ કરનેકે લીયે થા, વૈસે હી શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરકે ઉપદેશકા લક્ષ્ય-બિન્દુ કર્મવાદકો પ્રકાશિત કરનેકા થા. મહાવીર દેવને કર્મકે કુટિલ કાર્યોંકા ઔર કઠોર નિયમોંકા જૈસા ઉદ્ઘાટન કિયા હૈ વૈસા ઔરોંને નહીં કીયા. ભગવાન્ મહાવીરકા યહ કર્મવાદ અનુભવગમ્ય ઔર બુદ્ધિગ્રાહ્ય હોને પર ભી સ્વરૂપમેં અત્યન્ત સૂક્ષ્મ ઔર ગહન હૈ. ઇસકી મીમાંસા બહુત વિકટ ઔર રહસ્ય વિશેષ ગંભીર હૈ. ઇસ વિષયકા સમ્યગ્-અવગાહન કરનેકે લીયે શાસ્ત્રીય જ્ઞાન સમ્બન્ધી યોગ્યતાકી અપેક્ષાકે સિવા, ઇસ તત્ત્વકે ખાસ અનુભવી જ્ઞાતાકી ભી આવશ્યકતા રહતી હૈ. કેવલ પુસ્તકકે આધાર પર મનુષ્ય ઇસકે સ્વરૂપસે યથાર્થ પરિચિત નહીં હો સકતા. યહી કારણ હૈ કી બહુતસે વિદ્વાન્ જૈનધર્મકે સામાન્ય ઔર કુછ વિશેષ સિદ્ધાન્તોંકો જાનતે હુએ ભી કર્મવાદકે વિચારોંસે સર્વથા અપરિચિત હોતે હૈ. હમારે ઇસ કથનકી સત્યતાકે પ્રમાણમેં, યહી બાત કહી જા સકતી હૈ કિ આજપર્યંત અનેક જૈનેતર વિદ્વાનોંને જૈનધર્મકે ભિન્ન ભિન્ન વિચારોંકા આલોચન-પ્રત્યાલોચન કીયા હૈ, પરન્તુ ઇસ કર્મવાદકા કીસીને નામ તક ભી નહીં લીયા.

જૈનધર્મકા યહ કર્મવાદ સર્વથા ભિન્ન, અપૂર્વ ઔર નવીન હૈ. જિસ પ્રકાર જૈન, બૌદ્ધ ઔર વૈદિક ધર્મકે અન્યાન્ય તત્ત્વોંકા એક દુસરેકે સાહિત્યમેં પ્રતિબિમ્બ (છાયા) દૃષ્ટિગોચર હોતા હૈ વૈસા ઇસ કર્મવાદકે વિષયમેં નહીં પ્રતિત હોતા. યદ્યપિ—

पुण्यो वै पुण्येन कर्मणा भवति, पापः पापेन । (बृहदारण्यक)

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गति. ॥ (भगवद्गीता ४, ७.)

येषा ये यानि कर्माणि प्राक् सृष्ट्या प्रतिपेदिरे ।
तान्येव प्रतिपद्यन्ते सृज्यमाना पुन' पुन' ॥
(महाभारत, शान्ति० २३१, ४८.)

शुभाशुभफलं कर्म मनोवाग्देहसम्भवम् ।
कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमा ॥ (मनुस्मृति. १२, ३.)

ઇત્યાદિ કર્મતત્ત્વ પ્રતિપાદક વિચાર વૈદિક સાહિત્યમેં ઔર—

"कम्मस्स कोम्हि कम्मदायादो कम्मयोनि कम्मबन्धु कम्मपरिसरणो,
यं कम्मं करिस्सामि कल्याणं वा पापक वा तस्स दायादो भविस्सामि।"
( अंगुत्तरनिकाय तथा नेत्तिपकरण. )

'कम्मना वत्तती लोको कम्मना वत्ततीपजा।
कम्मनिबंधना सत्ता रथस्साणीव यायतो॥ ( सुत्तनिपात, वासेठ सुत्त, ६१. )

ઇસ પ્રકાર કર્મ--સત્તાકો પ્રદર્શિત કરનેવાલે ઉદ્ગાર બૌદ્ધ--સાહિત્યમેં અવશ્ય ઉપલબ્ધ હોતે હૈં; પરન્તુ જૈનધર્મકે કાર્મિક વિચારોંકે સાથ ઇનકા કોઇ સામ્ય નહીં. ભગવાન્ મહાવીરકે કાર્મિક વિચાર શ્રીકૃષ્ણ ઔર બુદ્ધદેવકે વિચારોંસે સર્વથા ભિન્ન સ્વરૂપ રખતે હૈ.

કિતને એક આધુનિક વિદ્વાનોં કે ઐસે વિચાર દૃષ્ટિગોચર હોતે હૈ કિ "જૈન ધર્મ ઔર બૌદ્ધધર્મ કોઈ સ્વતંત્ર મત નહીં હૈ, પરન્તુ વૈદિકધર્મ હીકે ભેદ વિશેષ હૈં. યે દોનોં ધર્મ વૈદિકધર્મહીકે અપને પિતાકે સમીપમે અપની આવશ્યકતાકે અનુસાર વિચાર--સંપત્તિકા હિસ્સા લેકર કીસી કારણવશ જુદા નિકલે હુએ પુત્ર સમાન હૈં, અર્થાત્ યે ધર્મ પરકીય--ભિન્નજાતિય ન હોકર ઇનકે પૂર્વવર્ત્તિ બ્રાહ્મણધર્મહીકી પૃથક્-ભૂત શાખાયેં હૈં." ઇન વિચારોંકી વિશેષ મીમાંસા કરનેકા યહ પ્રસંગ નહીં હૈ. યહા હમ કેવલ ઇતના હી કહ કર આગે બઢતે હૈં કિ યે વિચાર જૈનસિદ્ધાન્તોંકા સમ્યગ્ અભ્યાસ--વિશેષાવલોકન--કીયે બિના હી પ્રદર્શિત કીયે ગયે હૈં, અતએવ ઇનમેં સત્યકી માત્રા બહુત કમ હૈ. જૈનધર્મકે સ્યાદ્વાદ, જીવવાદ, કર્મવાદ ઔર પરમાણુવાદ આદિ અનેક પ્રૌઢ વિચાર--તત્ત્વ હૈં જિનકા વૈદિક--સાહિત્યમેં કહીંપર આભાસ ભી દૃષ્ટિગોચર નહીં હોતા. યદિ જૈનધર્મકે સિદ્ધાન્તોંકા મૂલસ્થાન વૈદિકધર્મ માના જાય, તો ભગવન્મહાવીર પ્રતિપાદિત જૈનતત્ત્વોંકા મૂલ સ્વરૂપ વૈદિકસાહિત્યમેં અવશ્ય ઉપલબ્ધ હોના ચાહીએ; પર વહાં ઉસકા કોઇ ચિહ્ન નહીં મીલતા. જૈનધર્મકે ઉપર્યુક્ત અનેક વાદોંકો છોડકર કેવલ અકેલે કર્મવાદહીકો લેકર વિચાર કીયા જાય, જો ઇસ લેખકા ઉદ્દિષ્ટ વિષય હૈ, તો પ્રતિત હોગા કી જો કર્મવાદવિષયક સાહિત્ય જૈન-સમાજમેં વિદ્યમાન હૈ ઔર ઉસમેં કર્મસંબંધી જિન હજારોં વિચારોંકા સંગ્રહ હૈ ઉસકે એક ભી અંશ યા વિચારકા સામ્ય કર સકે ઐસા કોઈ ઉલ્લેખ વૈદિક સાહિત્યમેં નજર નહીં આતા. હજારોં વર્ષોંકે પ્રચંડ આઘાત--પ્રત્યાઘાતોંકે કારણ કલિકાલકે કરાલ ગાલોંમેં વિલીન હોતે હોતે ભી જો કુછ અત્યલ્પ ભાગ, જૈનધર્મકે ઇસ કર્મવાદવિષયક સાહિત્યકા ઉપલબ્ધ હૈ ઉસકા ઠીક ઠીક અવલોકન કરનેસે હમારે ઇસ કથનકી સત્યતાકા અનુભવ હો સકતા હૈ. જો કુછ કાર્મિક--સાહિત્ય ઇસ સમય વિદ્યમાન હૈ વહ ભી ઇતના વિશાલ હૈ કી ઉસકા યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરનેકે લીયે મનુષ્યકો અપને આયુષ્યકા બહુત બડા ભાગ લગાના પડતા હૈ. ઐસી દશામેં, જૈનધર્મકે વિચારોં--સિદ્ધાન્તોંકા મૂલસ્થાન વૈદિક ધર્મ હૈ, યહ કથન કૈસે યુક્તિ--યુક્ત માના જા સકતા હૈ.

# ૩ પાશ્ચાત્ય વિદ્વાનો ને જૈન સાહિત્ય



( લેખક:—રા. રા. ફુલચંદ હરિચંદ શાહ. )

એક સમય એવો હતો જ્યારે જૈન ધર્મ-જૈન સાહિત્ય ને જૈન ઇતિહાસ વિષે પાશ્ચાત્ય તેમજ પૌર્વાત્ય વિદ્વાનોમા ભારે અજ્ઞાન હતું. જૈન ધર્મને નવો ધર્મ-જૈન સાહિત્યને કંટાળા ભરેલુ સાહિત્ય ને જૈન ઇતિહાસને અવ્યવસ્થિત માનવાની લાગણી ફેલાઇ રહી હતી.

ડૉ. હોપકિન્સે તો ત્યાંસુધી કહેવાની હિંમત કરી હતી કે "જે ધર્મ મનુષ્યને પૂજે છે ને કીડી મકોડીને પોષે છે તેને જગતમા જીવવાનો અધિકાર નથી." કેટલું બધું અજ્ઞાન ને અપમાન !

આજસુધી પણ અનેક વિદ્વાનોની માન્યતા ભૂલભરેલી છે. આ માન્યતાઓ એ છે કે ૧. જૈન ધર્મ બુદ્ધ ધર્મની શાખા છે ૨. મહાવીર તેના સ્થાપક છે, ૩. જૈન ધર્મ હિંદુ ધર્મમાથી ઉત્પન્ન થયેલ નવો ધર્મ છે ૪ જૈન ધર્મ નાસ્તિક ધર્મ છે કારણ કે તે ઇશ્વરને માનતો નથી. આ માન્યતાઓ મહાન વિદ્વાન ગણાતા ડૉ. વેબર, પ્રો. લાસેન, મી. બાર્થ, મી. વિલ્સન વગેરેની હતી. બુદ્ધધર્મની શાખા એ ઉપરથી કે શ્રી મહાવીર સ્વામી બુદ્ધ ભગવાનના સમકાલીન હતા, બન્ને ધર્મ યજ્ઞ-યાગાદિના વિરોધી હતા, બન્ને મહાન તપસ્વીઓ, અને અહિંસાના પ્રચારક હતા, તેમજ બન્ને ધર્મના સિદ્ધાંતોમા પણ કેટલુંક સામ્ય ઉપર ઉપરથી જણાઇ આવે છે મેજર-જનરલ ફોરલીંગે પણ પોતાના ( Rivers of Life ) પુસ્તકમાં જૈનધર્મને બુદ્ધધર્મની શાખા તરીકે ગણાવ્યો હતો પણ પાછળથી તેમણે જ ૧૭ વર્ષ આબુના મંદિરો ને પહાડોમા શોધખોળ કરી લખ્યુ કે " Jainism thus appears as the earliest faith in India. "-ભારતવર્ષમા જૈનધર્મ જુના કાળથી છે તેમ જણાય છે.

ડૉ. પેરરોલ્ડે પોતાના એક Comparative Science of Religions "તુલનાત્મક ધર્મ-શાસ્ત્ર" વિષેના ભાષણમા જૈનધર્મ વિષે જે કહ્યું છે તેમાંથી બે વાક્યો નીચે પ્રમાણે છે:—

" The Jain view of God is a very natural one for a thinking being. I am strongly opposed to those, who may call Jainism an *Atheism* and there-by deny its being a religion at all. "

અર્થાત્-એક વિચારક મનુષ્યને તો જૈનધર્મનો ઇશ્વર વિષેનો વિચાર ઘણો જ સ્વાભાવિક જણાય છે. જૈનધર્મને નાસ્તિક ધર્મ કહેનાર અને તેથી તેને ધર્મ તરીકે સ્વીકારવા ના કહેનારનો હું મજબૂત રીતે વિરોધ કરૂં છું.

" To make a final conclusion I venture to say, that the Jain religion is for the comparative Science of religion one of the

most important developed religions because of its advanced view of religious matter as well as of the methods."

અર્થાત્—છેવટે હું કહેવાને હિમત કરું છુ કે ધાર્મિક બાબતો અને પદ્ધતિઓમા તેના વિચારો આગળ પડતા હોવાથી જૈનધર્મ તુલનાત્મક ધર્મ–શાસ્ત્ર માટે વિકસિત ધર્મોમા અત્યંત ઉપયોગી છે.

આમ આજે અનેક વિદ્વાનોના પ્રયાસથી આ અજ્ઞાનનો નાશ થતો જાય છે. બૌદ્ધ સાહિત્યમા જૈનધર્મના ઉલ્લેખ છે તેમજ ડો. ફુહરે (Fuhrer) મથુરામા કરેલી શોધખોળના પરિણામે માલુમ પડ્યું છે કે મથુરા ક્રાઇસ્ટ પહેલા પહેલી બીજી સદીમા જૈનધર્મનું કેન્દ્ર હતું જે ત્યાથી કંકાલી ટીલામાથી નીકળેલ મૂર્તિઓ અને સ્તૂપના લેખોથી જણાય છે.

શ્રી ઋષભદેવ–જૈન ધર્મના પ્રથમ તીર્થંકરનું જીવન ને નામ ભાગવત પુરાણુમાં આવે છે તેથી સાબીત થાય છે કે જૈન ધર્મના સ્થાપક શ્રી મહાવીર નહિ પણ શ્રી ઋષભદેવ હતા અને શ્રી મહાવીર, શ્રી પાર્શ્વનાથ ત્યાર પછીના સુધારક ગણાયા છે. વિદ્વાનો પણ હવે ધીમે ધીમે આ માનવા લાગ્યા છે.

જૈન ધર્મ વિષે હજી આજે પણ દુનિયાના ઘણાખરા ભાગમા ભારે અજ્ઞાન છે એટલુ જ નહીં પણ આ દેશમા પણ તે માટે ગંભીર અજ્ઞાન ફેલાઇ રહ્યુ છે–જે લાલા લજપતરાયના ભારતવર્ષના ઇતિહાસમા જૈન ધર્મ વિષેની નોધથી–પંડિત શીવશંકર મિશ્રના ભારતના ધાર્મિક ઇતિહાસના જૈન ધર્મના ઉલ્લેખ ઉપરથી તથા–ડૉ બ્લુમ (અમેરિકા કોલમબીયા યુની) જે હમણા જ મુબઇ અને લાહોરમા ભાષણો આપી ગયા તેમણે જૈન ધર્મ વિષે બતાવેલ અજાનથી સાબીત થાય છે પાશ્ચાત્ય વિદ્વાનોમાં જૈન ધર્મ વિષેનું અજ્ઞાન દૂર કરવા માટે વિદ્વાન ડો યાકોબી જે વર્ષો થયા જૈન સાહિત્યના ઉડા અભ્યાસી છે તેમણે અથાગ પરિશ્રમ કર્યો છે અને ડો. બુલર તથા ડો. હોર્નલે અસંત ઉત્સાહથી આ વિદ્વાનને મદદ કરી છે. આજે જે ઘણા ખોટા ખ્યાલ નાશ પામ્યા છે તે તેઓને આભારી છે

પાશ્ચાત્ય પ્રદેશોમા જૈન ધર્મ ને જૈન ધર્મના પવિત્ર પુસ્તકો–સૂત્રોના અભ્યાસની–સશોધનની શરૂઆત કરનાર જર્મન પ્રો વેબર હતા તેઓજ જૈન ધર્મના અભ્યાસના પ્રથમ પ્રયોજક કહેવાય છે

પહેલ વહેલા–સને ૧૮૭૬ મા પ્રો. વેબરે હિન્દી સાહિત્યનો ઇતિહાસ લખ્યો તેમા જૈન ચરિત્ર વિષે ટુક નોધ તેમણે લખી હતી–તેમજ જૈન ધર્મના પવિત્ર પુસ્તકો વિષે ઉલ્લેખ કર્યો હતો અને જૈન સાહિત્યની અને તેમા પણ વ્યાકરણ અને કોષનું જૈન સાહિત્યમા શુ મહત્ત્વ છે તે તેઓશ્રીએ બતાવ્યુ હતું.

સને ૧૮૮૭ મા પ્રો. લીઓપોલ્ડ–ફોન–શ્રુડરે Literature and Culture of India મા માત્ર અર્ધા પાનામા જૈન જાતિનો ઉલ્લેખ કર્યો હતો–સન ૧૯૦૦ મા પ્રો. એ. મેકડોનેલે સંસ્કૃત વાઙ્મયના ઇતિહાસમા નહિ જેવો ઉલ્લેખ કર્યો હતો.

સને ૧૯૦૨ મા એ. બોમગાર્ટનરે તેના "Die-literaturen-Indiens und Ostasiens" મા ચાર પાનામા જૈનો અને તેના સાહિત્યનો ઉલ્લેખ કર્યો હતો. સને

૧૯૦૩ માં એચ. લીડનબર્ગે પોતાના Literature of Ancient India માં જૈનો વિષે ત્રણ લીટી જ લખી છે.

સને ૧૮૯૮ માં (P. W. Frazer) પી. ડબલ્યુ. ફ્રેઝરે પોતાના Literary History of India માં દ્રેવિડીયન સાહિત્યમાં જૈન ધર્મની ને જૈન સાહિત્યની મહાન અસર બતાવી છે અને કહ્યું છે કે:

" It was through the fostering care of the Jains, that the South first seems to have been inspired with new ideals and its literature enriched with new forms of expression.

" તે જૈનોની કાળજી ભરી સંભાળનું પરિણામ છે કે દક્ષિણમાં પહેલવહેલા નવા આદર્શોને ઉત્તેજના મળી અને તેનું સાહિત્ય નવીન પદ્ધતિથી સમૃદ્ધ બન્યું."

૨૫-૩૦ વર્ષ પહેલાં આ સ્થિતિ હતી તે આજે નથી-આજે યુરોપમા અનેક દિશામા પ્રયત્ન થાય છે. જૈન સાહિત્ય તરફ અભિરુચિ ને માન વધતું જાય છે. અભ્યાસકો ઉત્સાહ ને પ્રેમથી કામ કરી રહ્યા છે અને અનેક અંધારા ને અજ્ઞાનમાંથી પ્રકાશ થવા લાગ્યો છે. જ્યારે ૨૫ વર્ષ પહેલાં ગણ્યા ગાંઠ્યા જ વિદ્વાનો હતા ત્યારે આજે સ્થળે સ્થળે અનેક કામ થઇ રહ્યાં છે.

આ ઉપરાંત સૌ કહેવા લાગ્યા છે કે " જૈન ધર્મ પ્રાચીન ધર્મ છે-તુલનાત્મક Science of Riligion (ધર્મ-શાસ્ત્ર) માં જૈન ધર્મના સિદ્ધાતોએ ઉંચો ભાગ ભજવ્યો છે, જૈન સાહિત્ય સમૃદ્ધ, વિશાળ અને વ્યવસ્થિત છે. એવી એક પણ શાખા નથી જેમાં જૈન સાહિત્ય ન લખાયું હોય—

જૈન આગમોમાં દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ ને કથાનુયોગ એક સમૃદ્ધ સાહિત્યની સાક્ષી પૂરે છે. કોષ ને વ્યાકરણ ઉત્તમ કોટીનાં છે. ન્યાય, જ્યોતિષ, અધ્યાત્મ, વૈદક અને જંતુશાસ્ત્રમાં ઉચ્ચતમ ગ્રંથોનો ખજાનો છે ને જૈન ધર્મમાં મહાન પ્રચંડ વિદ્વાનો થઇ ગયા છે."

પ્રો. વીન્ટરનીટ્ઝે પોતાના Jains in the History of Indian Literature માં લખ્યું છે કે: " It would take a fairly big volume to give a History of all that the Jains have contributed to the treasures of Indian literature."

" Jains have contributed their full share to the Religious, ethical, poetical, and Scientific literatures of Ancient India.

" હિન્દી સાહિત્યના ખજાનામાં જૈનોએ જે સઘળો હિસ્સો આપ્યો છે તે બધાનો ઇતિહાસ આપવા જતાં એક મોટું પુસ્તક ભરાય. જૈનોએ પ્રાચીન હિંદી સાહિત્યમાં ધાર્મિક નૈતિક કાવ્ય સંબંધી અને વૈજ્ઞાનિક સાહિત્યનો સુંદર ને સંપૂર્ણ હિસ્સો આપ્યો છે."

પશ્ચિમમાં જૈન સાહિત્ય તત્ત્વજ્ઞાન ને સિદ્ધાંતોનો પ્રચાર કરવામા બે સમર્થ ધર્મ-વીર પુરુષોનાં નામ જૈન કોમ સદાને માટે યાદ કરશે. તેઓશ્રીની ઉદારતા, ધર્મ-પ્રેમ, સાહિત્ય-

સેવા અને પ્રચાર-કાર્ય જૈન સમાજ આજસુધી ભલે નથી પીછાણી શકી-પણ અનેક વિદ્વાનો-જૈન ધર્મના અભ્યાસકો તેઓના હમેશના ઋણી ને આભારી છે તેમા શક નથી. એક તો સ્વર્ગસ્થ પૂજ્યપાદ શ્રી આત્મારામજી ( વિજયાનંદ સૂરિ ) કે જે પ્રખર વિદ્વાન અને જૈન સમાજના તે વખતના નેતા ને આચાર્ય હતા-સને ૧૮૯૩ મા અમેરિકાના ચિકાગો શહેરમા "જગતની સર્વ ધર્મ-પરિષદ્"મા તેઓશ્રીને નિમંત્રણ કરવામા આવ્યું હતું. સાધુ હોઇને અને જૈન સાધુ સદાને માટે પગે ચાલીને ગામેગામ ને દેશેદેશ વિચરનાર અને દર ચોમાસામા એક જ સ્થાનમા રહેનાર તેમ જ ભિક્ષા લાવીને જીવન નિર્વાહ ચલાવનાર તે સત્ય-બ્રહ્મચર્ય-અહિંસા-અસ્તેય અને અપરિગ્રહના વ્રત વાળા હોઇને તેઓ ત્યાં જઇ શકે તેમ નહોતું, તેથી તેમણે મહુવાના વતની તે વખતના જૈન એસોસીએશનના મંત્રી રા વીરચંદભાઇ રાઘવજી ગાંધીને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલ્યા અને રા. વીરચંદ રાઘવજી ગાંધીએ પરિષદ્મા અત્યુત્તમ ભાષણ આપી જૈન ધર્મના ઉત્તમ સિદ્ધાંતોની ઝાંખી વિદ્વાનોને કરાવી. તેઓએ ત્યાર પછી અમેરિકા અને યૂરોપમા પ્રવાસ કરી સ્થળે સ્થળે ભાષણો આપી અનેક વિદ્વાનોને આકર્ષ્યા, કેટલાકને જૈન ધર્મનુ રહસ્ય સમજાવ્યું-શીખવ્યું અને ત્યારથી અનેક વિદ્વાનો આ દિશામા વળ્યા.

શ્રીયુત ગાંધીએ અનેક વિદ્વાનોને જૈન ધર્મ તરફ એટલા આકર્ષ્યા કે મી. હર્બર્ટ વોરન અને મી. એ ગોર્ડન જેવા વિદ્વાનોએ Jain તરીકે પોતાની સરનેઇમ રાખી અને જૈન કહેવડાવવાને તેઓ ગૌરવ માનવા લાગ્યા. મી. હર્બર્ટ-વોરન પોતાના પત્રમા લખે છે કે "મારી ૩૪ વર્ષની ઉમરે શ્રીયુત વીરચંદ ગાંધીના સહવાસથી ૧૯૦૦ ના માર્ચમા જૈનધર્મ વિષે મને પહેલો પરિચય થયો. આજે પણ લંડનમા તેઓ અને બીજા વિદ્વાનો "Jain Literature Society" ચલાવી રહ્યા છે.

ડૉ. હોર્નલ આચાર્યશ્રી આત્મારામજી મહારાજના આભારી હતા. તેમના ઘણા પ્રશ્નોના જવાબ તેઓશ્રીએ આપ્યા હતા. ડૉ. હોર્નલે તેમનું ઇંગ્રેજીમા તૈયાર કરેલું ઉવાસગદસાઓ સૂત્ર તેમણે આચાર્યશ્રીને અર્પણ કર્યું હતું.

બીજા વીર પુરુષ સ્વ. આચાર્યશ્રી વિજયધર્મસૂરિ હતા, જેઓએ દોઢ વર્ષ પહેલાં શિવપુરીમા સ્વર્ગવાસ કર્યો અને જેના સંસ્મરણો અનેક વિદ્વાનો અને તેમના યૂરોપીય શિષ્યોએ લખેલ હૃદયોદ્ગાર આજે પ્રેસમાથી બહાર પડી ચૂક્યા છે.

એ આચાર્યશ્રીએ પાશ્ચાત્ય વિદ્વાનોમા જેટલુ કામ કર્યું છે, જેટલો પ્રચાર ને પ્રયાસ કર્યો છે તેટલો કોઇ પણ વિદ્વાને નથી કર્યો તેમ તટસ્થ કહિએ પણ કહેવા મન થઇ જાય છે.

આચાર્યશ્રી પોતે પ્રખર વિદ્વાન અને સાહિત્યપ્રેમી હતા તેમણે અનેક કામો કરી-અનેક સંસ્થાઓ ખોલી-ગામેગામ ને દેશોદેશ ભ્રમણ કરી ધર્મ-વીર નામ સાર્થક કર્યું છે.

અનેક વિદ્વાનોના કાગળો ને પ્રશ્નો-આભારો ને અભિનંદનો-મારી સામે હું જોઇ રહ્યો છુ અને તે વાંચી તેમની ઉદારતા, વિદ્વાનોને અપનાવી લેવાની શક્તિ, પ્રચંડ ઓજસ્ ને અનેક યોજનાઓની ઝાંખી થાય છે.

કોઇને પત્રદ્વારા, કોઇને પ્રશ્નોના સમાધાન લખી, કોઇને સૂત્રના ને સલાહ આપી કોઇને હસ્તલિખિત પ્રતો જોવા અપાવી, કોઇને જૈન સાહિત્યના પુસ્તકોના મદદ મોકલી

કોઇને જરૂર પડ્યે ઉત્તેજનાર્થે કાંઇક મદદ અપાવી, કોઇને રૂબરૂ મળી અને કોઇને આમંત્રી અનેક વિદ્વાનોને અપનાવ્યા છે.

તેઓનું આ પ્રચારકાર્ય જો કે હજી જૈન સમાજની દૃષ્ટિપથની બહાર છે, પણ નજીકના ભવિષ્યમાં તેનુ રૂડું ફળ ને પરિણામ બહાર આવવા સંભવ છે.

તેમના યૂરોપીય શિષ્યોમા ડૉ. ઓટોસ્ટાઇન, ડૉ. વીન્ટરનીટઝ, ડૉ પેરરોલ્ડ, ડૉ. ફર્ડેગોન, ડૉ થોમસ, ડૉ હેલમાઉથ, ડૉ. શબ્રિંગ, ડૉ. ઝીયર, ડૉ. સ્ટેન કોનો, ડૉ. જીડુચી અને ડૉ. સીલ્વન લેવી વગેરે છે. આજે પણ તેઓશ્રીના વિદ્વાન શિષ્ય આચાર્યશ્રી વિજયેન્દ્ર સુરિ આ દિશામા કામ કરી રહ્યા છે અને તેને વ્યવસ્થિત કરવા ધારે છે.

આટલુ આવશ્યક અને ટુંકુ વિવેચન તે બે મહાન્ પુરુષોના પ્રચારકાર્ય સબંધી લખવાની જરૂરીયાત જણાયાથી લખ્યું છે તે સિવાય આ નિબધ અધૂરો જ ગણાત.

પચાસ વર્ષ પહેલા કોણ જાણતું હતું-કોની કલ્પનામા પણ હશે કે જૈન સૂત્રોના પ્રકાશનો જર્મન-યુરોપીયન વિદ્વાનો કરશે, તેના અનુવાદ અગ્રેજી અને જર્મનમા થતા જશે, એક બે કે પાયમાથી વધતા વધતા સો વિદ્વાનો આ દિશામા ઝૂકશે અને સ્વપ્નમા પણ કોને ખ્યાલ હતો કે મિસ ક્રાઉઝ જેવી જર્મન કુમારિકા Ph. D. થઇને હિંદી-ગુજરાતી-મારવાડી-સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી આપણા ધર્મ પુસ્તકોનું તેની ભાષામા ભાષાતર કરશે તેમ જ અમેરિકન કન્યા મિસ જોન્સન Ph. D. પણ મહાવીર ચરિત્રનું ભાષાતર કરશે !

આજે યુરોપમા શુ શુ કામ થઇ રહ્યું છે ? આજ સુધીમા કેટલુ થયું છે ? તેના સવિસ્તર સમાચાર હું અભ્યાસી ન આપી શકું અને આ ટુંક નિબંધમા તે આવી પણ ન શકે બની તેટલી હકીકતો મેળવી-વાચી-અભ્યાસની દૃષ્ટિએ આવડયુ તેમ-લખવા પ્રયાસ કર્યો છે. તોપણ-પશ્ચિમમા અને ખાસ કરી જર્મનીમા જૈન સાહિત્યના સબધમા જે કામ થઇ રહ્યું છે તે પ્રશંસનીય છે તેવા કામને ઉત્તેજન આપવામા આવે તો જૈન સાહિત્યનું પ્રકાશન કામ જલ્દી પ્રચાર પામ્યા વિના ન રહે

પાશ્ચાત્ય વિદ્વાનોએ જૈન સાહિત્ય સબંધી અનેક સંશોધન ભર્યા લેખો લખ્યા છે, અભ્યાસ દૃષ્ટિએ તુલનાત્મક દૃષ્ટિએ નિબધો લખ્યા છે, સૂત્રોના પ્રકાશન કર્યા છે, અનેક ભાષામા અનુવાદ કર્યા છે અને હજી તો કામ વધતુંજ જાય છે. આજે તો ઇટલી ને ઝેકો-સ્લાવીયા, જર્મની ને અમેરીકા, ઇગ્લાડ અને ફ્રાન્સ ચારે દિશામા-દેશેદેશમા વિદ્વાનો કામ કરી રહ્યા છે-અને જૈન ધર્મનો અભ્યાસ કરે છે, અનેક તુલનાત્મક નિબંધો લખે છે. અનેક સંસ્કૃત ગુજરાતી, હિન્દી, માગધી ભાષા શીખે છે તેથી એ દિવસ પણ આવશે કે જ્યારે જૈન ધર્મ સાહિત્યરસિક વિદ્વાનોના મગજમા ઉચ્ચ સ્થાન પામશે.

કેટકેટલા વિદ્વાનો કામ કરી રહ્યા તેની ચોકસ સખ્યા તો હું નથી મેળવી શક્યો પણ મળ્યા તેટલા નામ આ નીચે જણાવ્યા છે. ડૉ. ઓટોસ્ટાઇન ( પ્રાગ ), ડૉ જોન નોબલ ( બર્લીન ) ડૉ. ઓ. પેરરોડ ( પ્રાગ ) પ્રો.-મી-ફેર્ડેગોન ( હોલેન્ડ ) મી. એચ વારેન ( લડન ) ડૉ. હર્મન યાકોબી (જર્મની ), ડૉ. સ્ટેન કોનો ( ક્રીસ્ચીયાનીયા ) પ્રો, લ્યૂમન

( જર્મની ), ડૉ. વીન્ટરનીટ્ઝ ( પ્રાગ ), ડૉ હેલમાઉથ ( જર્મની ) ડૉ. કિરફેલ ( જર્મની ) ડૉ. મિસ-ક્રાઉઝ ( લીપઝીગ ) , ડૉ. પ્રો. ઝેચરીમ ( જર્મની ) ડૉ. શ્બ્રિંગ ( જર્મની ), ડૉ. ઝીમર ( જર્મની ) ડૉ. જોલી ( જર્મની ) ડૉ. જોન્સહર્ટલ, મી. એ. ગોર્ડન, ડૉ. બેલોની-ફીલીપ ( ઇટલી ) ડૉ. ગેરીનોટ ( પારિસ ) ડૉ. સિલ્વન લેવી ( ફ્રાન્સ ) ડૉ. જી. ટુચી ( ઇટલી ) ડૉ. મેસન ઓરસેલ ( ફ્રાન્સ ) ડૉ. થોમસ ( લંડન ) ડૉ. ફ્રેન્કલીન-મિસ. જોન્સ અમેરિકા—આ અને બીજા અનેક વિદ્વાનો કામ કરી રહ્યા છે. આ નિબંધને અંતે એક લીસ્ટ આપ્યું છે જેમાં બહાર પડેલ અને તૈયાર થતા પુસ્તકોનું સૂચીપત્ર આપ્યું છે, તેથી પણ ઘણું જાણવાનું મળશે.

જૈન સમાજમા આટલું પણ જાણવાની ઉત્કંઠા ધરાવનાર બહુ થોડા છે તો આવી પ્રવૃત્તિને પોષણ ને સિંચન આપવાની તો વાતજ ક્યા કરવી ?

જૈન સાહિત્યનો અપૂર ખજાનો સંભાળી રાખવો—તેનો પ્રચાર કરવો-તેનો વિકાસ કરવો-તેમા સંશોધન કરાવવું તે આજે જૈન શ્રીમંતોની પહેલી ફરજ છે.

આજે તો જૈન વિદ્વાનો આ દેશમા બહુજ ઓછા છે, જે છે તેને સમાજ અપનાવી નથી શકી, તેઓને ઉત્તેજન પ્રેરણા ને બળ આપનાર ઘણા થોડાજ છે અને તેથી વ્યવસ્થિત કાર્ય થવામા પણ સમય લાગશે, એમ જણાય છે.

આજની કેળવણી પદ્ધતિ તો એટલી દોષવાળી છે કે શ્રીમહાવીરના જીવન ઉપર યા કાઇ પણ તુલનાત્મક દૃષ્ટિએ નિબંધ લખવા માટે ઇનામ કાઢો તો પાચ આઠ લેખ સાધારણ લખાણના પણ ન આવી શકે. જૈન સાહિત્ય ઇતિહાસ ને તત્ત્વજ્ઞાનના અભ્યાસીને અભ્યાસ કરવા સ્થળ ને સાધનજ નથી. આ લેખ ધાર્યા કરતા મોટો થઇ ગયો છે, હવે થોડુંક ઉમેરવાની ઇચ્છા છતા મન ના કહે છે. તોપણ ભવિષ્યના પ્રચારકાર્ય માટે દિશાસૂચન કરી મારો નિબંધ પુરો કરીશ.

જૈન સાહિત્યના પ્રચાર માટે નીચે પ્રમાણે વ્યવસ્થિત કાર્ય હાથ ધરવાની પ્રથમ આવશ્યકતા મને લાગે છે. જૈન સમાજ દર વર્ષે લાખો રૂપીઆ ખર્ચે છે તેનો પ્યારો સદ્ ઉપયોગ વ્યવસ્થિત રીતે કરવા યુવકો ને શ્રીમંતો, મુનિમહારાજો ને વિદ્વાનો પ્રયાસ કરે તો થોડા વખતમા રૂડું પરિણામ આવેજ.

૧ * જૈન ડીરેક્ટરી કરવી કે જેમા પાશ્ચાત્ય તેમજ પૂર્વના વિદ્વાનોની કાર્ય દિશાની નોંધ આવી જાય.

૨ એક "જૈન ઇન્ફર્મેશન બ્યૂરો" સ્થાપવા પ્રયાસ કરવો કે જે પાશ્ચાત્ય જૈન વિદ્વાનોને આ દેશમા છપાતા પુસ્તકોની નોંધ ત્રીમાસિક મોકલે, જરૂરી પ્રશ્નોના

* જૈન ડીરેક્ટરી માટે મારા વિદ્વાન મિત્ર લાલા બનારસીદાસ જૈન એમ. એ. પંજાબ યુનિવર્સીટીની સાથે અમે કામ શરૂ કર્યું છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ ઠીક જવાબ આપ્યો છે પણ આ દેશના વિદ્વાનો તેમજ સાધુ-સાધ્વીએ મૌનજ સેવ્યું છે. એક પૂજ્ય મહારાજશ્રી કેશરવિજયજી ગણી સૂચવે છોતેમ એક મુસાફરી કર્યા પછી જોઇએ તે કામ થશે એમ ધારી તે માટે ઉત્તેજન મળ્યે વિચાર રાખ્યો છે

જવાબ વિદ્વાન વર્ગ કે મુખ્ય મહારાજો ને પૂછીને આપે, જરૂરી સહાય તેમના પુસ્તકપ્રકાશનમા આપે, તેઓના કાર્યની ત્રિમાસિક નોંધ આ દેશમાં ફેલાવે અને તેઓને જરૂરી પુસ્તકો વગેરે સાધનો મેળવી આપે.

૩ જ્યા જ્યા પુસ્તક-સંગ્રહ કે ભંડાર હોય તેનો જીર્ણોદ્ધાર થાય. કીડાના ઉદરમાં જતા હજારો ખજાનાના પુસ્તકો બચે ને સ્થળે સ્થળે જ્ઞાનમંદિર ખોલાય ને વ્યવસ્થિત થાય.

૪ જૈનસાહિત્યના અભ્યાસકો વધારવા-ઉત્તેજન ને ઇનામી નિબંધ-પત્રિકાઓ ને ટ્રેકટો દ્વારા પ્રવાસ કરવો.

૫ ઇતર દેશના જૈનસાહિત્યમાં રસ લેનાર વિદ્વાનોને પ્રસંગે પ્રસંગે આમંત્રણ કરી હિંદમા બોલાવવા ને ભાષણો અપાવવા.

૬ આ દેશના ઉત્સાહી જૈનસાહિત્યના અભ્યાસની આકાક્ષા રાખનાર વિદ્યાર્થીઓ-યુવકોને જર્મની કે અમેરિકા-ચીઠી ઘણી તાલીમ આપીને મોકલવા ને તેઓને સારી સ્કૉલરશીપ આપવી

૭ એક જૈન-વિદ્યાપીઠ સ્થાપવા પ્રયત્ન કરવો જેની દ્વારા જૈનસાહિત્યનો સ્વતંત્ર પ્રચાર થાય, વિદ્વાનોને કાર્ય કરવા ક્ષેત્ર મળે, સ્વતંત્ર શિક્ષણ અપાય અને તે અનેક સંસ્થાઓનું કેન્દ્ર બને.

## આજ સુધી થયેલા કામકાજની ટુંક નોંધ

૧ આચારાગ સૂત્ર ડૉ. યાકોબી, પાલી ટેક્સ્ટ સોસાયટી. લંડન ૧૮૮૨ ( મૂળ )

૨ આચારાગ સૂત્ર ડૉ. ડબ્લ્યુ શુબ્રીંગ, જર્મન ઓરીઅન્ટલ સોસાએટી લીપઝીગ ૧૯૧૦ પ્રથમ સૂર્યખન્ડ-પ્રાકૃત સસ્કૃત શબ્દકોષ સાથે.

૩ ભગવતી ( ખન્ડક કથા ) ડૉ. વેબર, બર્લીન ૧૮૬૬-૬૭.

૪ ન્યાયધર્મકથા પ્રો. સ્ટીનથલ, લીપઝીગ-૧૮૮૧ પ્રથમ પ્રકરણ.

૫ ઉપાસકદસાઓ ડૉ. હૉર્નેલ કલકત્તા ૧૮૮૮ મૂળ-ટીકા.

૬ અનુત્તરોપપાતિક સૂત્ર—એલ ડી. બારનેટ, લંડન ૧૯૦૭.

૭ ઔપપાતિક સૂત્ર ઇ. લ્યુમેન લીપઝીગ ૧૮૮૩ ( પ્રાકૃત સસ્કૃત શબ્દકોષ સાથે )

૮ નિરયાવલી સૂત્ર એસ. જે. વોરન આમ્સટરડામ ૧૮૭૯ ( પ્રા. સં. શબ્દકોસ ).

૯ કલ્પસૂત્ર ડૉ. યાકોબી લીપઝીગ. ૧૮૭૯ ( „ „ )

૧૦ દશવૈકાલિક ઈ. લ્યુમેન ૧૮૯૨ જર્મની

૧૧ ઉત્તરાધ્યયન સૂત્ર કારપેન્ટીયર ૧૯૨૧

૧૨ વ્યવહારમહાનિશીથ જર્મની.

## અંગ્રેજી-અનુવાદ

૧ આચારાંગ, કલ્પસૂત્ર, ઉત્તરાધ્યયન, સૂત્રકૃતાગ, ( ચાર )
હર્મન યાકોબી-Sacred Books of the East Series

૨ ઉવાસગદસાઓ-હોર્નલ-૧૮૫૨.

૩ અંતકૃત્સૂત્ર-અનુત્તરોપપાતિક સૂત્ર-એલ ડી. બેરનેટ-લંડન. ૧૯૦૭.

ડો. ફુહરરે મથુરામા શોધ ખોળ કરી છે. તે વિશે-વિન્સેન્ટ સ્મિથે-મથુરા-જૈન સ્તૂપ વિષે પુસ્તક લખ્યું છે.

ડો. એ. ગેરીનોટે ફ્રેન્ચ ભાષામા જીવવિચાર લખ્યો છે.
ડો. બેલોની ફીલીપીએ ઇટાલીઅન ભાષામા યોગશાસ્ત્ર પ્રકાશિત કર્યું છે.
એમ્બ્રોઝીયો—બેલીનીએ ઉપમિતીભવ-પ્રપચકથા ઇટાલીઅન ભાષામાં ઉતારી છે.
ડો. પીશેલે હેમચંદ્ર પ્રાકૃત વ્યાકરણનું જર્મન ભાષાતર કર્યું છે.
જૈન પ્રાકૃત વિષે ઇ. મૂલરે ( જર્મન ) નિબધ લખ્યો છે.
હિન્દી સાહિત્યનો ઇતિહાસ ( જર્મન ) ભાગ. ૨ વીન્ટરનીટ્ઝ.

મી પીટર્સન—ડો. કીલહોર્ન અને ડો વેબરે હસ્તલિખિત પુસ્તકોના કેટલોગના રીપોર્ટ સંશોધન કરી બહાર પાડયા છે તેમા જેપુર-ખંભાત ( ૧૮૮૨ ) અલવર ૧૮૮૩-૮૪, ખંભાત ૧૮૮૪-૮૬, પાટન-૧૮૮૭-૯૨-૯૫-૯૮-તેમ જ બર્લીનની રોયલ-લાયબ્રેરીના સસ્કૃત ને પ્રાકૃત હસ્તલિખિત પુસ્તકોના કેટલોગ પણ છે.

### આજે જે કામ થઇ રહ્યું છે તેની વિગત.

ડો ઓટો સ્ટાઇન-Ph. D. એ જૈન આગમોમાથી દુર્ગ, શહેરો, ગ્રામવ્યવસ્થા, ભૂગોળ, ન્યાય, નીતિ અને રાજ્ય વ્યવસ્થાના સૂત્રોનું સશોધન કર્યું છે.

પ્રો. ડો હેલમાઉથ- Ph.D. ( બર્લીન ) તેમણે ૫૦૦ પાનાનું " જૈન ધર્મ " નામનું જર્મન અને અંગ્રેજી ભાષામા પુસ્તક લખ્યું છે તે પ્રેસમા છે. તેમા નીચે પ્રમાણે પ્રકરણો રાખ્યાં છે.

ઇતિહાસ, સાહિત્ય, સિદ્ધાત, તત્ત્વજ્ઞાન, નીતિ, લોકપ્રકાશ, ચરિત્ર, સમાજ, ક્રિયાવાદ, કળા અને દુનિયામા જૈન ધર્મનું સ્થાન

મિસ-ક્રાઉઝ Ph. D. ( લીપઝીગ ) આચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીની ધર્મદેશનાનું જર્મન ભાષાંતર કરે છે

પ્રો. બ્લુમફીલ્ડ ( અમેરિકા ) Ph. D શાલીભદ્ર ચરિત્ર અંગ્રેજી ભાષામા તૈયાર કરી પ્રેસમાં મોકલ્યું છે.

મિસ. જોન્સન Ph. D. ( અમેરિકા ) મહાવીર ચરિત્ર દસમા પર્વના ૧૧ મા સર્ગનો અનુવાદ કરી ડો. બ્લુમફીલ્ડ પર છપાવા મોકલ્યો છે.

ડા. પેરરોલ્ડ "જૈનધર્મ" વિષે એક પુસ્તક લખી રહ્યા છે. મે માસમા બહાર પડશે.

આ ઉપરાત અનેક વિદ્વાનોએ નિબધો લખ્યા છે. તે પણ વિદ્વત્તા ભરેલા-સશોધન પૂર્વક લખેલા છે.

આ ઉપરાત અનેક વિદ્વાનો ડા. હેલમાઉથ-ડા ગ્લેરસેલ વગેરે પોતપોતાની વિદ્યા-પીઠમા ભાષણો આપી રહ્યા છે તે જુદું જ.

વાસ્તવિક જે કામ થઇ રહ્યુ છે, તેની આ ઝાખી રૂપરેખા માત્ર છે.

આટલાથી શુ જૈન સાહિત્ય-પ્રેમીને આનદ નહિ થાય? મારી દ્રઢ માન્યતા છે કે આ દિશામા કામ કરવા ક્ષેત્ર વિશાળ છે.

ઉત્તેજન—સાધન ને વ્યવસ્થિત કામ કરવાથી ભવિષ્યમા રૂડું ફળ મળશે પ્રેમી મહાવીરના સૂત્રો ને સિદ્ધાતોનો પ્રચાર અવશ્ય વિશેષ થશે. એક વિદ્વાને ઠીક જ કહ્યું છે કે—

The Spirit of Jainism is the Spirit of India

Valabhjee Ramjee



# ૪ જૈન કવિઓ

(લેખકઃ—આચાર્ય શ્રી મુનિ ન્યાયવિજયજી)

## પ્રસ્તાવના.

સુજ્ઞ પ્રમુખ સાહેબ, ભગિનીઓ અને ભાઇઓ,

મેં મારા આ નિબંધો સાહિત્ય પરિષદે નક્કી કરેલ નિબંધો પૈકી જૈન નિબંધમાંથી જૈનાચાર્યો જૈન રાજાઓ જૈન મંત્રીઓ અને જૈન દાનવીરો એ નિબંધ મારા વિષય તરીકે સ્વીકારી તે કામ મારી શક્તિ મુજબ કર્યું છે. જો કે આ કાર્ય મારા જેવા સામાન્ય અભ્યાસી કરતા કોઇ બીજા વિશેષ અભ્યાસી સહિત્યપ્રેમી મહાશયે બહુ સુંદર રીતે કર્યું હોત, તોપણ મહાપુરુષોના વચનાનુસાર એ મહાન્ નિયમને અનુસરી આ પ્રયત્ન કર્યો છે. હવે મે લીધેલા વિષયમાંથી કેટલીએક મહાન્ વ્યક્તિઓની ટુંકાણમાં ઓળખાણ કરાવીશ.

પ્રાચીન કાલમાં જૈન ધર્મ અને જૈન પ્રજા ભારતવર્ષના દરેક પ્રદેશમાં ઉચ્ચ સ્થાન ભોગવતી હતી. કર્નલ ટોડના કથન પ્રમાણે હિંદુસ્થાનના દરેક શહેરો પ્રાયઃ જૈન ધનાઢ્યો—શ્રાવકોથી ગૌરવ ભર્યા શોભી રહ્યા હતા. પૂર્વમાં બંગાલ અને ઓરિસાથી માંડી પશ્ચિમમાં ઠેઠ સમુદ્રના કાંઠા સુધી અને ઉત્તરમાં છેક હિમાલયથી માંડી દક્ષિણમાં છેક કન્યાકુમારી સુધી દરેક દેશો અને સુંદર સ્થાનો, પવિત્ર જૈન તીર્થો અને ગગનચુમ્બી ભવ્ય મંદિરોથી સુશોભિત હતા જૈન પ્રજાએ પોતાના તીર્થસ્થળો અને ભવ્ય મંદિરો બંધાવવામાં જે અગણિત દ્રવ્યનો વ્યય કર્યો છે તેનો નમુનો હિંદુસ્થાનના ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે બલ્કે અલભ્ય છે.

જૈનાચાર્યોના ઉપદેશથી જેવા ભવ્ય આદર્શ સ્થાનો ધનાઢ્ય ધર્મપ્રેમી જૈન ગૃહસ્થોએ બંધાવ્યા છે તેવા ભવ્ય આદર્શ સ્થળો હિંદુસ્થાનના મોટા મોટા રાજા મહારાજાઓ પણ નથી કરાવી શક્યા એમ કહેવામાં કઇ અતિશયોક્તિ નથી.

પ્રથમ જૈનાચાર્યોએ ભારતવર્ષમાં જે અગણિત ઉપકાર કર્યા છે તેની નોંધનો આ સમય નથી. જૈનાચાર્યોએ ભારતવર્ષના દરેક પ્રદેશોમાં વિચરી આપણા ધર્મનું મૂળ-શ્રદ્ધાને ટકાવી રાખવાનુ સતત કામ કર્યું છે. તેઓએ નિઃસ્પૃહપણે ઉઘાડે માથે અને ઉઘાડે પગે ભારતવર્ષના શહેરે શહેર અને ગામો ગામડામાં વિચરી અનેક મનુષ્યોને ન્યાય અને નીતિના સુંદર ઉપદેશો પોતાની મનોહર વાણીમાં આપ્યા છે-હતા. તેઓના ઉપદેશમાં ભારતવર્ષના અન્ય સાધુમહાત્માની પેઠે ભીક્ષા સિવાય કોઇ પણ જાતની સ્પૃહા-ઇચ્છા કર્યા સિવાય પોતાના ઉચ્ચ ચારિત્ર દ્વારા અનેક મનુષ્યોને ઉત્તમ ચારિત્રવાન કર્યા છે.

ભારતવર્ષને ઉજ્જ્વળ બનાવવામાં જૈનાચાર્યોએ અથાગ પ્રયત્ન સેવ્યો છે. જેવી રીતે હિંદુસ્થાનને ધર્મપ્રેમી અને દયા દેવીના પરમ ભક્ત બનાવવામાં તેમનો મુખ્ય હિસ્સો છે તેવીજ રીતે સંસ્કૃત, પ્રાકૃત, માગધી, સૌરશેની, પિશાચી, અપભ્રંશ, ગુજરાતી આદિ ભાષા સાહિત્યો.

ઘાનને સિંચી સિંચી નવવિકસિત બનાવવામા પણ તેઓએ નિર્જન વનોમા ગ્હીરહીને પણ અથાગ પ્રયત્ન સેવ્યો છે

મહાન્ પ્રખર નૈયાયિક આચાર્યવર્ય શ્રી સિદ્ધસેન દિવાકર ૧૪૪૪ ગ્રંથના પ્રણેતા, શ્રીહરિભદ્રસૂરિ, અને કલિકાલ સર્વજ્ઞ બાલબ્રહ્મચારિ પંડિતવર્ય શ્રીહેમચદ્રસૂરીશ્વર જેવા ધુરંધર આચાર્યોની અથાગ સેવાથી જૈન પ્રજાજ નહિ બ૯કે સમસ્ત આર્યાવર્ત ગર્વભર્યું હાસ્ય કરી ગયુ છે. તેમાથી સિદ્ધસેન દિવાકરે મહાન્ વીર વિક્રમની સભા શોભાવી હતી આચાર્ય શ્રીબપ્પભટ્ટ સૂરિએ ગોપુર (ગ્વાલિયર) ના મહારાજાની આમ સભા શોભાવી હતી નવાગીટીકાકાર શ્રીઅભયદેવસૂરિએ ગુજરાતના મહારાજા ભીમદેવની સભા શોભાવી હતી. તેમજ બાલબ્રહ્મચારિ શ્રીહેમચંદ્રસૂરિશ્વરે ચક્રવર્તી કુમારપાલની સભા શોભાવી હતી અને છેલ્લે જગદ્ગુરૂ શ્રીહીરવિજયસૂરીશ્વરે મોગલ કુલતિલક સમ્રાટ અકબર જેવા વિદેશી રાજ્યકર્તાની સભા શોભાવી અહિંસાના પવિત્ર મંત્રથી તેના હૃદયને કોમળ બનાવ્યુ હતુ

આ સિવાય ઘણા જૈન સાધુ મહાત્માઓએ ભારતવર્ષમા અહિંસાના પવિત્ર મંત્ર ફેલાવી ભારતવર્ષને નંદનવન બનાવવાનું મહત પુણ્ય ઉપાર્જન કરેલ છે જેમ તેમણે ભારતવર્ષની અથાગ સેવા કરી છે તેમ આપણા ભાષા સાહિત્યરૂપી બગીચાને પોતાની વાણી અને કલમ દ્વારા વિકસિત બનાવી સુંદર ફૂલોથી લચકતો બનાવ્યો છે

આવી રીતે જૈન કવિઓએ પણ પોતાની સુંદર કલમથી સુંદર કવનો કરી સાહિત્યને અપૂર્વ રીતે ખીલવ્યુ છે જો કદી સંસ્કૃત, પ્રાકૃત કે ગુજરાતી ભાષા સાહિત્યમાંથી જૈનોનો ફાળો બાદ કરવામા આવે તો બાકીનું સાહિત્ય નહિ જેવુજ થોડુંક જ રહેશે. ૧૪૪૪ ગ્રંથના પ્રણેતા, ષડ્દર્શન શાસ્ત્રવેત્તા શ્રીહરિભદ્રસૂરિશ્વર તથા શ્રીહેમચંદ્રસૂરિશ્વરને ખોઇને સસ્કૃત અને પ્રાકૃત સાહિત્ય રડે તેમ છે જૈન સાધુમહાત્માઓના સુંદર ફાળો ઘણો છે પરંતુ હું લાચાર છુ કે તેમાથી કોઇ પણ સાધુ મહાત્માનું જીવનચરિત્ર—તેમના જીવનના નામ નિશાન પણ નથી મેળવી શક્યો માત્ર પ્રખ્યાત કવિઓના પણ ક્વચિતજ જીવન ચરિત્ર મળી શકે છે કે જેમાના પ્રખ્યાત કવિઓમા, કવિ શિરોમણી શ્રીહેમચદ્રસૂરિશ્વર કે જેઓશ્રીના મહાકાવ્યો બે દ્વયાશ્રય, ત્રિષષ્ટિ તથા સાહિત્યમા કાવ્યપ્રકાશની કક્ષાનો કાવ્યાનુશાસન એક અદ્‌ભુત ગ્રંથ છે

આ સિવાય જયન્તવિજય કાવ્યના કર્ત્તા શ્રીઅભયદેવસૂરિ (બીજા) તથા શ્રીવર્ધમાન સૂરિ પણ મહાકવિ હતા કે જેમનુ અત્યારે પ્રખ્યાત વાસુપૂજ્ય ચરિત્ર કે જે ચરિત્ર કરતા મહાકાવ્યની ગણતરીમા પણ શ્રેષ્ઠ છે આ બન્ને મહાત્માના જીવનચરિત્ર મને નથી મળી શક્યા તેમજ શ્રીસોમપ્રભસૂરિ કે જેઓ મહાન્ ગ્રંથકાર, પ્રસિદ્ધ આચાર્ય અને મહા કવિ તરીકે સુપ્રસિદ્ધ છે. તેઓશ્રીની સૂક્તમુક્તાવલી, વૈરાગ્યતરંગિણી તેમજ પ્રાકૃતમા કુમારપાલ પ્રતિબોધ મહાકાવ્ય તરીકે પ્રસિદ્ધ છે, ગુ. વિ આ. શ્રીજિનવિજયજી તેમને છેલ્લા પ્રાકૃત કાવ્યના કર્તા તરીકે ઓળખાવે છે, તેમજ સપ્તસંધાન મહાકાવ્ય (કે જેમા એકી સાથે સાત મહાપુરુષોના જીવનચરિત્ર શરૂ થાય છે) ના કર્તા મહોપાધ્યાય શ્રીમેઘવિજયજી ગણી આ બંને મહાપુરુષોના જીવનચરિત્ર પ્રસિદ્ધ હોવાથી મે નથી આપ્યા હું કવિઓના જીવનચરિત્ર બહુ ઓછા મેળવી શક્યો છુ તેમા મુખ્ય દોષ મારો છે તો પણ ઘણા જૈન ગ્રંથકારો કે

કવિઓએ પોતાના જીવનની રૂપરેખા પણ નથી આપી. માત્ર પોતાના ગુરુની પરંપરા જ ઘણા આચાર્યોએ જણાવી છે કે જે પરંપરા ઉપરથી મૂળ વતન, માતપિતાનું નામ આદિ મેળવવામાં બહુ મુશ્કેલી પડે છે, બલ્કે ન મળી શકે એમ કહું તો પણ ચાલે. હવે માત્ર રહ્યા મહાકવિ ધનપાલ અને કવિ શિરોમણિ શ્રીશોભનાચાર્ય ( કે જેમનાં જીવનચરિત્ર ટુંકાણમાં મેં આપ્યાં છે ) કે જેઓ મહારાજા ભોજની સભાના પંડિતરત્ન હતા અને શોભનાચાર્ય તેના ગુરુ હતા. મહાકવિ ધનપાલની તિલકમંજરી કે જે " બાણની કાદમ્બરી જ્યારે રસિક વાચકભ્રમરોને લાંબા લાંબા સમાસો, લાંબાં લાંબાં વાક્યો અને અનૌચિત્ય વર્ણનોથી કંટક કંટાળો આપે છે " ત્યારે તિલકમંજરી રસલોલુપી રસિક વાચકભ્રમરોને ટુંકાં અને સરલ વાક્યો, ટુંકા સમાસો અને ઉચિત વર્ણનો સાથે થોડા પદ્યથી સુંદર મધુનો રસ આપે છે અને આ વિશેનો ટકોર પોતેજ પોતાની પ્રસ્તાવનામાં કરે છે. આ સિવાય ધનપાલ પંચાશિકા કે જેનાં વખાણ પ્રખર પંડિત હેમચંદ્રસૂરિશ્વરે પણ કર્યાં હતાં. આ સિવાય બીજી પણ કૃતિઓ હોવી જોઇએ. તેમજ તેમના લઘુબંધુ શ્રીશોભનાચાર્ય કે જેઓ મહાન્ શીઘ્ર કવિ હતા તેમણે ગોચરી જતા રસ્તામાં શોભનસ્તુતી બનાવી હતી કે જેના ૯૬ શ્લોક છે અને જે વર્ણાલંકાર શબ્દાલંકાર અને યમકથી ભરપુર છે. આવીજ રીતે સપ્તક્ષેત્રી રાસના કર્તા કે જેમને અત્યારે તો હું આદ્યકવિ તરીકે ઓળખાવું છું. તેમજ ગૌતમ રાસના કર્તા શ્રી ઉદયવંત કે જેમનું ચરિત્ર હું નથી મેળવી શક્યો, તેમજ પ્રખ્યાત મહા કવિ શ્રી લાવણ્ય-સમય કે જેમનાં કાવ્યો વિમલપ્રબંધ આદિ ગુજરાતી સાક્ષરોથી અજાણ નથી તેઓશ્રીનું જીવનચરિત્ર પ્રખ્યાત હોવાથી મેં નથી આપ્યું. ત્યાર પછી શ્રાવક કવિ શ્રીઋષભદાસ કે જેમનું જીવનચરિત્ર પાચમી સાહિત્ય પરિષદ ઉપર રા. મોહનલાલ દેશાઇએ રજુ કર્યું હતું. ત્યાર પછી મહોપાધ્યાય શ્રી યશોવિજયજી કે જેઓએ ગુજરાતી ભાષામાં બહુ સારાં કાવ્યો કર્યાં છે જેમા દ્રવ્યગુણપર્યાયનો રાસ, શ્રીપાલરાસો ઉત્તરાર્ધ આદિ પ્રસિદ્ધ છે, તેમની ઓળખાણ ટુંકાણમાં મેં કરાવી છે. તેમજ તેમના કાકાગુરુ મહોપાધ્યાય શ્રીવિનયવિજયજી પણ બહુ સારા કવિ હતા. તેઓશ્રીનો શ્રીપાલરાસ પૂર્વાર્ધ, વિનયવિલાસ આદિ પ્રસિદ્ધ છે. આ સિવાય મહાયોગીશ્વર આનંદઘનજી પણ બહુ સારા કવિ હતા. ત્યાર પછી છેલ્લા મહા-કવિ શ્રીવિરવીજયજી અને રૂપવિજયજી કે જેમાંના મહાકવિ શ્રીવીરવિજયજીની ઓળખાણ મેં કરાવી છે.

જૈન રાજાઓના વિષયમાં ચંપાપતિ શ્રેણીક અને વિશાલાનો મહારાજા ચેડા ( ચેટક ) કે જેઓ પરમ કૃપાળુ શ્રી મહાવીર સ્વામીના સમકાલીન હતા. તેઓ પહેલાં બૌદ્ધ ધર્મ પાળતા પરંતુ પાછળથી શ્રી મહાવીર સ્વામીના પરમ ભક્ત થયા હતા કે જેમની ઓળખાણ મેં કરાવી છે. આ સિવાય શ્રી મહાવીર સ્વામીના સમકાલીન ઘણા રાજાઓ હતા કે જેમા ચંપાપતિ અશોકચંદ્ર ( શ્રેણીકનો પુત્ર અજાતશત્રુકોણીક ) કાશી અને કૌશલના નવમલ્લીક અને નવલેચ્છીક રાજાઓ, પુલાશપુરનો વિજયરાજા, વિતભયપત્તનનો ઉદાયન જેણે મહા-વીર પ્રભુ પાસે દીક્ષા લીધી હતી અને જૈન ગ્રંથોમા જેને અંતિમ રાજર્ષિ તરીકે ઓળ-ખાવ્યો છે. કૌશામ્બીનો ઉદાયનવત્સ, ક્ષત્રિય કુંડનો રાજા નંદિવર્ધન ( શ્રી મહાવીર સ્વામીના મોટાભાઇ ) ઉજ્જયનનો ચંડપ્રદ્યોત, હિમાલયની ઉત્તરે પૃષ્ટચંપાના સ્વામી શાલ અને મહાશાલ, પોતનપુરનો પ્રસન્નચંદ્ર ( તેણે મહાવીર પ્રભુ પાસે દીક્ષા લીધી હતી અને તે પણ

રાજર્ષિ તરીકે ઓળખાય છે. ) હસ્તશીર્ષનો અદિનશત્રુ, ઋષભપુરનો ધનવાહ, વીરપુરનો વીરકૃષ્ણમિત્ર, વિજયપુરનો વાસવદત્ત, સૌગંધિકનો અપ્રતિહત, કનકપુરનો પ્રદીપચંદ્ર, મહાપુરનો બલ, સુઘોષપતિ અર્જુન, અને શાકેતપુરનો રાજા દત્ત ઇત્યાદિ અનેક રાજાઓ શ્રી મહાવીર પ્રભુના સમયમાં મહાવીર ભક્ત-ચુસ્ત જૈન હતા. આ બધા રાજાઓની ઓળખાણ જૈન સૂત્રમાં કરાવી છે પરંતુ મને તે જોવાનો સમય નહિ મળવાથી હું આ રાજાઓની ઓળખાણ નથી કરાવી શકયો. આ સિવાય ત્યાર પછી બૌદ્ધ સમ્રાટ્ અશોકનો પૌત્ર ચક્રવર્તિ સંપ્રતિ ( સંપઇ ) મહાન્ ચુસ્ત જૈન રાજા હતો. તેણે જૈન દર્શનની ઉન્નતિમાં બહુ કીંમતી મદદ આપી છે કે જેની ઓળખાણ મેં ટુંકાણમાં કરાવી છે. તેમ જ વીર વિક્રમ શ્રી સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી ચુસ્ત જૈન થયો હતો. ત્યાર પછી બપ્પભટ્ટ સૂરિના ઉપદેશથી ગ્વાલીયરનો આમરાજા જૈન થયો હતો. આ અને બીજા ઘણા જૈન રાજાઓ છે જેઓએ જૈન ધર્મની ઉન્નતિ પાછળ પોતાના રાજ્યની પણ દરકાર કર્યા સિવાય પુષ્કળ ફાળો આપ્યો છે. આ બધા મહારાજાનાં જીવન ચરિત્ર મને નથી મળ્યાં. સમય મળ્યે જૈન રાજાઓના જીવન ચરિત્ર આપવાની વૃત્તિ છે. છેલ્લો જૈન રાજા "મહારાજાધિરાજ પરમાર્હત" કુમારપાલ કે જે શ્રીહેમચંદ્રસૂરિશ્વરના ઉપદેશથી ચુસ્ત જૈન થયો હતો તે રાજર્ષિની મેં ઓળખાણ કરાવી છે.

જૈન મંત્રીઓમાં બુદ્ધિનિધાન શ્રી અભયકુમાર મંત્રી કે જેઓ શ્રી મહાવીર સ્વામીના પરમ ભક્ત હતા અને મહારાજા શ્રેણીકના મુખ્ય મંત્રી હતા, તેઓનું જીવન ચરિત્ર જૈન સમાજમાં બહુ હર્ષથી ગવાય છે. સમયે ગુર્જર સાક્ષરોને તેની ઓળખાણ કરાવીશ. આ સિવાય નવમા નંદના મહામાત્ય શકટાલ ( શકડાલ ) મંત્રી ( સ્થુલીભદ્રજીના પિતા ) અને તેમનો પુત્ર મહામંત્રી સિદ્ધિયક ( શ્રીયક ) તેમ જ ગુજરાતમા વનરાજથી માંડી ઠેઠ વીરધવલ સુધી ઓછાવત્તા પ્રમાણમાં જૈનોએ મંત્રીપણું ભોગવ્યું છે. તેમાં મુખ્ય મંત્રીઓમા વનરાજનો મંત્રી ચાંપો કે જેણે ગુજરાતની ગાદી સ્થાપવામાં વનરાજને અણમોલી મદદ કરી હતી. ત્યારપછી ઓસવાલકુલતિલક શ્રી વિમલમંત્રી કે જેમની ઓળખાણ મેં કરાવી છે અને જેણે માળવાના ભોજની પ્રતિસ્પર્દ્ધામાં ગુજરાતનો ગર્વ બહુ સારી રીતે સાચવ્યો હતો અને જેમણે આબુનાં જગપ્રસિદ્ધ જૈન મંદિરો બંધાવી ગુજરાતને બલ્કે હિંદુસ્તાનને ગૌરવવાન બનાવ્યું છે; તેમ જ ગુજરાતનો નાથ સિદ્ધરાજદેવના મહામાત્ય મુંજાલ કે જે પાકો મુસદ્દી અને મહાન્ યોદ્ધો હતો અને ચુસ્ત જૈન હતો. આ સિવાય ઉદાયનમંત્રી, સૌરાષ્ટ્રનો અધિપતિ સજ્જન તેમ જ તેનો પુત્ર પરશુરામ, સિદ્ધરાજનો ધર્મપુત્ર ચાહડ ( ઉદાયન મંત્રીનો પુત્ર ) આદિ ચુસ્ત જૈન હતા. તેઓ અહિંસાના પરમ ઉપાસક હતા છતા તીક્ષ્ણ કલમની માફક હાથમાં ઉઘાડી તરવાર લઇ રણાંગણમા વીર યોદ્ધાની માફક લડયા હતા અને ગુજરાતનું ગૌરવ સદાને માટે ટકાવ્યું હતું.

કુમારપાલનો મંત્રી વાગ્ભટ, બાહડ, આમ્રભટ આદિ પણ ચુસ્ત જૈન હતા. તેમણે શત્રુંજયતીર્થના મંદિરનો ઉદ્ધાર કરાવ્યો હતો. આ સિવાય વીરધવલના મંત્રી વસ્તુપાલ તેજપાલ પણ પ્રસિદ્ધ છે કે જેમની ઓળખાણ મેં ટુંકાણમાં કરાવી છે. તેઓએ ગુજરાતની ઓલવાઇ જતી વીરતાને સતેજ બનાવી હતી-કરી હતી. આ બન્ને ભાઇઓ

ચુસ્ત જૈન હતા અને યુદ્ધવિશારદ પણ હતા. તેમણે આબુમા લાખ્ખો રૂપિયા ખર્ચી હિંદુસ્તાનની શિલ્પકળામા શ્રેષ્ઠ મંદિરો કરાવ્યા છે આ સિવાય મોગલ સમ્રાટ અકબરના મંત્રી ટોડરમલ અને કર્માશાહ પણ પ્રસિદ્ધ છે જેમા ટોડરમલ મુસદ્દી મંત્રી અને વીર યોદ્ધો હતો. તેણે જ અકબરના સમયમાં ખેતરોની માપણી કાઢી હતી કે જે માપણી થોડા ઘણા ફેરફાર સાથે હજુ પણ ચાલુ છે. લંબાણના ભયથી હું બધા મંત્રીઓના જીવન નથી આપી શકયો. ધીમે ધીમે તેમની પણ ઓળખાણ કરાવીશ.

હવે છેલ્લે જૈન દાનવીરો સંબંધે ટુકાણમા કહી હુ વિરમીશ. જૈન દાનવીરોની ઓળખાણ કરાવવી એ તો સૂર્યને દીપકવડે ઓળખાવવા સરખુ છે.

જૈનોની દાનવીરતા ઘણે સ્થલે પ્રસિદ્ધ છે. જૈનધર્મના સિદ્ધાંતો જ એવા ઉદાર છે કે જેમા દરેક મનુષ્યોએ થોડે ઘણે અંગે ઉદાર બનવુ જ જોઇએ તેઓએ હરકોઇ રીતે શકિત પ્રમાણે દરરોજ થોડું ઘણું દાન આપવું જોઇએ. જૈન રાજાઓએ, મંત્રીઓએ અને જૈન શેઠીયાઓએ અનેક સ્થળે અઢળક પૈસો ખર્ચી પોતાની દાનવીરતા બતાવી છે. તેમાંય મંદિરો પાછળ, જૈન દર્શનની ઉન્નતિ પાછળ અને દેશના રક્ષણ માટે ભયંકર દુષ્કાળોમાં લગાર પણ આચકો ખાધા સિવાય પુષ્કળ પૈસો ખર્ચી પોતાની દાનવીરતા કાયમ રાખી છે. તેમાના ઐતિહાસિક દૃષ્ટિએ મહમ્મદ બેગડાના સમયમા ૧૩૧૫ ના ભયંકર દુષ્કાળમા ગુજરાતના દાનવીર શેઠ ખેમાહડાલીયે પોતાની ઉદારતાથી ગુજરાતમા દુષ્કાળને બદલે સુકાળ જેવું કરી પોતાના બીરૂદો સાચવ્યા હતા.

તેમજ કચ્છભદ્રેશ્વરના શેઠ જગડુશાહે (ગુજરાતના કુબેર ભંડારી) પણ ભયંકર દુષ્કાળના સમયમા આખા હિંદુસ્તાનને મદદ કરી કાળના મુખમાથી ઘણા મનુષ્યોને બચાવ્યા હતા તે વખતના હિંદના પ્રખ્યાત રાજા મહારાજાઓને પણ તેણે પૈસો અને દાણા આપી બહુ મદદ કરી હતી. આ ગુજરાતના કુબેર માટે ઘણું ઘણું કહેવાનું છે પરંતુ સમય ન હોવાથી વિશેષ કઇ નથી લખતો. તેને માટે કહેવાય છે કે જ્યારે આ દાનવીર શેઠ મરણ પામ્યો ત્યારે હિંદુસ્તાનની પ્રજાએ અને રાજા મહારાજાઓએ તેના ઉપકારો સંભારી ઘણા દિવસ સુધી શોક પાળી તેના મરણ પછી આજે ખરો કળીયુગ માન્યો હતો. અત્યારે પણ જૈનોની દાનવીરતા કઇ ઓછી નથી છેલ્લે થયેલા શાંતિદાસ, શેઠ પ્રેમચંદ રાયચંદ અને મોતીશા શેઠ આદિની દાનવીરતા કાંઇ અપ્રસિદ્ધ તેમ ઓછી નથી. તેમજ ૧૯૫૬ના દુકાળમા અને ૧૯૭૪-૭૫ ના ઇન્ફ્લ્યુએન્ઝામા પણ કંઇ જૈનોની સેવા કે દાનવીરતા ઓછી નહોતી. તેમ જ અત્યારે પણ કચ્છના એક ગૃહસ્થે કચ્છમા દુષ્કાળમા ૫૦૦૦૦ રૂ. જેટલી રકમની ઉદારતા બતાવી છે. ખરેખર એવા પ્રસિદ્ધ અપ્રસિદ્ધ દાનવીર ગૃહસ્થોને સદાને માટે અમારા અભિનંદન છે.

મેં આ નિબંધમા મુખ્યપણે નીચેના ગ્રંથોની મદદ લીધી છે. કલ્પસૂત્ર, ચતુર્વિંશતી પ્રબંધ, વિમલપ્રબંધ, પ્રબંધચિંતામણી, જૈનઐતિહાસિક રાસમાલા ભા. ૧, વીરવંશાવલી (જૈનસાહિત્ય સંશોધકમાથી), જૈન ધર્મનો ઇતિહાસ, તપગચ્છની પટ્ટાવલી, જૈન કોન્ફરન્સ હેરલ્ડનો દિવાળીનો અંક, પુરાતત્ત્વ અને આત્માનંદ પ્રકાશ માસિક આદિ ઘણા ગ્રંથો અને નિયતકાલિકોની મદદ લીધી છે, તેટલે અંશે તેમનો હુ આભારી છુ.

---

# મહાકવિ ધનપાલ

વિક્રમના તેરમા સૈકામાં જૈન સાહિત્યનો સૂર્ય ગગન મધ્યે ઉપર ચડયો. જૈન સમર્થ કવિઓ ભારતવર્ષના ભૂષણરૂપ વિદ્યમાન હતા. તેઓમાં મહાકવિ ધનપાળ અને શોભન મુખ્ય હતા. તેઓ બંને ભાઇ થતા હતા. તેઓ ઉદારચરિત ભોજ રાજાના સમયમાં થઈ ગયા. ધનપાળની કાવ્ય ચમત્કૃતિ અદ્દભુત હતી. તેણે જૈન ધર્મના ઘણા ગ્રંથો રચ્યા છે. તેના દરેક ગ્રંથમાં તેની બુદ્ધિનું ચમત્કાર ભરેલું ચાતુર્ય પ્રકાશી નીકળે છે. ધનપાળની કવિતામાં કોઇ અનેરો ઓજસ સ્થળે સ્થળે ઝળકી રહેલ છે. તેની અદ્દભુત પ્રતિભા, તેની લોકોત્તર કવિત્વશક્તિ આદી ગુણો તેના કાવ્યના વાચકોને રસમગ્ન બનાવી દે છે. ભોજરાજા સંસ્કૃત સાહિત્યનો અતિ પ્રેમી હતો. તે સ્વયં સારો કવિ પણ હતો. તેની સભામાં આર્યાવર્તના બધા ભાગોમાંથી કવિઓ અને વિદ્વાનો આવતા અને પોતાનું પાંડિત્ય પ્રદર્શન કરી રાજા અને સભાજનોનું ચિત્ત આકર્ષણ કરતા. રાજા પણ તેમને યોગ્ય સત્કાર આપી પ્રજાનું મનરંજન કરતો. તેના આશ્રય હેઠળ સંખ્યાબંધ કવિઓ વિદ્વાનો રહેતા અને સાહિત્યની સેવા કરી યશોરાશિને મેળવતા. મહાકવિ પદ્મનાભ વિદ્વાનોની સભાનો પ્રમુખ હતો અને ભોજનો ગાઢ પ્રેમી હતો. બાલ્યાવસ્થાથી ભોજ અને ધનપાલ મિત્ર હતા. ધનપાળના પ્રખર પાંડિત્ય ઉપર મુગ્ધ થઇ મુંજરાજે તેને જ "સરસ્વતી" નું ગૌરવસૂચક બિરૂદ આપ્યું હતું. ધનપાલ પ્રથમ વૈદીક ધર્માવલંબી હતો અને પાછળથી તે જૈન ધર્માવલંબી થયો હતો. તેનું જન્મ સ્થળ ધારાનગરી હતું. તેના પિતાનું નામ સર્વદેવ હતું અને તે પણ ચુસ્ત બ્રાહ્મણ હતો. એક વખતે ધારાનગરીમા પ્રસિદ્ધ વિદ્વાન શ્રી મહેન્દ્ર સૂરિ પધાર્યા અને તેમનો ઉપદેશ સાંભળવા સર્વદેવ દરરોજ આવતા[૧]. પછી અમુક કારણસર તેણે પોતાના પુત્ર શોભનને શ્રી મહેન્દ્ર સૂરિને વહોરાવ્યો. જો કે આ કામ શોભનની ઇચ્છાથી જ થયું હતું પરંતુ ધનપાલને ખોટું લાગવાથી તેણે ભોજરાજાને કહી ધારાનગરીમાં સાધુઓને આવવાનો રસ્તો જ લગભગ બંધ કરાવ્યો.

બીજી બાજુ ધનપાલના ભાઇ શોભન દીક્ષા લઇ પોતાના ગુરુ પાસે અભ્યાસ કરી પ્રખર વિદ્વાન થયા. તેમના ગુરુએ તેમની યોગ્યતા જોઇ આચાર્ય પદવી આપી. હવેથી શોભમુનિ શોભનાચાર્યના નામથી પ્રસિદ્ધ પામ્યા તેમની વક્તૃત્વ શક્તિ બહુ અસાધારણ હતી. તેમની શક્તિની કીર્તિ દેશોદેશ ફેલાવા લાગી. ધારાનગરીના જૈન સંઘે પણ તેમનો આ કિર્તિનાદ સાંભળ્યો. તેમને ઇચ્છા થઇ કે શોભનાચાર્ય અત્યારે પધારે તો સારૂં. તેમને વિનંતિ કરવાને માટે સંઘના શેઠીઆને તેની પાસે મોકલ્યા. શોભાનાચાર્ય ગુરુ આજ્ઞા લઇ ધીમે ધીમે ત્યાં આવ્યા. શોભન મુનિની અસાધારણ વક્તૃત્વ શક્તિથી ધારા-

૧ જૈન સમાજમાં આને માટે એક દંતકથા ચાલે છે પરંતુ મને તેમાં વજુદ નહિ લાગવાથી મેં સ્થાન નથી આપ્યું. કેટલાએક લોકો તેને મહત્વની ગણે છે પરંતુ કદાચ આમ પણ બન્યું હોય કે એક વાતમાં બીજી વાતનો સેળભેળ થઇ ગયો હોય કે જેથી વાચકને કે લેખકને માન્ય ન થાય.

નગરીની પ્રજામાં નવચેતન આવ્યું. એક વખતે તેમના શિષ્યો શ્રી ધનપાલને ત્યાં વ્હોરવા ગયા. ( ધનપાલને લાંબે વખતે દ્વેષ ઓછો થઇ ગયો હતો તેથી જ તેમના ભાઇ જૈનમુનિ ત્યાં આવી શકયા હતા ) ધનપાલ નહાતો હતો. ઘરમા તેની સ્ત્રીએ દહીં લાવી વહોરાવા માંડયું ત્યારે તેમણે પુછયું. કેટલા દિવસનું છે? ત્યારે તેણે કહ્યું કે ત્રણ દિવસનું દહીં છે. ત્યારે તેમણે કહ્યું કે સાધુને તે લેવું યોગ્ય નથી, કારણ કે તેમા જીવ પડી જાય છે. ધનપાલ આ સાંભળી કાઇક આશ્ચર્ય પામ્યો અને કાંઇક મશ્કરી જેવું લાગ્યું. તેણે કહ્યું કે આપ શા ઉપરથી એમ કહો છો? ત્યારે તેમણે કહ્યું કે તમને પ્રત્યક્ષ દેખાડીએ પછી વાંધો નથીને? તેમણે અળતાનો રંગ મંગાવી દહીંમાં નાંખ્યો કે જેથી અંદર રહેલા જીવો પ્રત્યક્ષ દેખાવા લાગ્યા. ધનપાળે આશ્ચર્ય સાથે પોતાની ભૂલ કબુલી મુનીઓને ભક્તિથી પુછયું કે આપના ગુરુ કોણ? ત્યારે તેમણે કહ્યું કે અમારા ગુરુ શ્રી શોભનાચાર્ય છે. બીજે દિવસે ધનપાલ તેમની પાસે આવ્યો શોભનાચાર્યને પૂર્વ ભ્રાતૃપ્રેમ એકદમ ઉભરી આવ્યો અને એકદમ ઉઠી તેને પ્રેમથી ભેટયા. ધનપાલની આંખમા હર્ષનાં આસુ આવ્યાં. પોતાની ભુલ માટે માફી માગી. ઉદાર દીલના શોભનાચાર્યે તેને માફી આપી. પછી બન્ને ભાઇએ ખુબ ધર્મચર્ચા કરી. અંતે ધનપાળે પોતાના ભાઇનાં વખાણ કરતાં કહ્યું કે ભાઇ તેં તારૂં સુધાર્યું. આવો પવિત્ર સત્ય સનાતન ધર્મ અંગીકાર કરી તારા જીવનને સાર્થક કર્યું અને આપણા કુળને તેં તાર્યું. ધનપાળને શોભનાચાર્ય ઉપર અનન્ય પ્રેમ ઉત્પન્ન થયો. ધીમે ધીમે તેણે જૈન સિદ્ધાંતોનો અભ્યાસ તેમની પાસે શરૂ કર્યો. તેણે સંસર્ગથી શ્રી મહેન્દ્ર સૂરી પાસે જૈન ગાર્હસ્થ્ય દીક્ષા અંગીકાર કરી. ધનપાળના આમ એકાએક ધર્મપરિવર્તનથી વૈદિક ધર્મમાં ચુસ્ત ભોજને કાઇક આશ્ચર્ય થયું અને વારંવાર ધનપાળ સાથે જૈન ધર્મ વિશે વાદવિવાદ કરતા. પરંતુ જૈન દર્શનમા નિષ્ણાત પામેલા ધનપાળની યુક્તિઓ સાંભળી મહારાજા ભોજને કાંઇક નમતું આપવું પડતું-બલ્કે નિરુતર થતો. વખતના વહેવા સાથે રાજાનો આગ્રહ કાઇક મંદ થયો. તે જૈન સાહિત્ય ઉપર સદભાવ ધરાવવા લાગ્યો. ધનપાલ પણ પોતાના ગુરુ શ્રી મહેન્દ્ર સૂરિ પાસે અભ્યાસ કરી જૈન દર્શનનો પારદૃશ્વા થયો. ભોજ-રાજા પણ સ્વયં પંડિત અને તત્ત્વજ્ઞ હોવાથી સ્વધર્મ–વૈદિક ધર્મમા નિષ્ણાત હતો. જૈન ધર્મના વિશેષ પરિચયના અભાવે જૈનના સ્યાદ્‌વાદથી તે અજાણ્યો હતો. હવે તેને તે જાણવાની રુચિ થઇ અને કવિએ તે ઇચ્છા પુરી પણ કરી છે. ( કવિએ તેની પ્રચ્છાથી પ્રેરાઇને જ તિલકમંજરીની અદ્‌ભુત કથા રચી હતી ) હવે આપણે તેમની કૃતિ તરફ વળીએ. કવિએ પોતાની પછવાડે અસાધારણ મૌલીકતાવાળાં ત્રણ રત્નો મુકયાં છે જે આઠ આઠ શતાબ્દિઓ થઇ ગઇ છે છતાં હજી જ્વલંત ભાવે શોભી રહેલ છે. તેમા તિલકમંજરી, ઋષભપંચાશિકા અને પાઇયલચ્છીનામમાલા ( કોશ, આ કોશ પ્રાકૃત છે ). શોભનસ્તુતિ ઉપર ટીકા પણ તેમણે રચી છે. તે બધામાં તિલકમંજરી એક અદ્‌ભુત ગદ્યમય મહાકાવ્ય છે. તેમા કવિનું અસાધારણ પાંડિત્ય સ્થળે સ્થળે પ્રકાશી રહેલ છે. તિલકમંજરીની રચના બાણની-કાદંબરી જેવી વિસ્તૃત આખ્યાયિકાના રૂપમા બનેલી છે પાત્ર અને વસ્તુ કવિએ કલ્પેલા હોવાથી તે સંસ્કૃત સાહિત્યનું અદ્‌ભુત પુસ્તક કહી શકાય. સુબંધુની વાસવદત્તા, દંડિનું દશકુમાર, વિક્રમની નલકથા અને બાણની કાદંબરીમાં ઘણો ફેર છે. ગુલાબના કંટક સમાન કાદંબરીનાં લાંબાં વાક્યો રસપ્રવાહમા આઘાત પહોંચાડે છે, ત્યારે ધનપાલની તિલકમંજરી કાવ્યમધુ લોલુપ રસિક ભ્રમરોના ચિત્તવિનોદ

માટે ઋતુના પુષ્પોથી સુગંધિત અને નવનવા રસથી પૂરિત કમનીય કાવ્ય છે.[1] સાથે વચ્ચે વચ્ચે ઉપયોગી શ્લોકો આપી તેની શોભામાં ઓર વધારો કર્યો છે

આ કવિને માટે પ્રભાવકચરિતકાર કહે છે કે **रसान् नय परांकोटिं प्रापिता कविचक्रीणा**. આમા સહૃદય વાચકોને અતિશયોક્તિનો લેશ પણ માલુમ નથી પડતો. શ્રી હેમચંદ્રાચાર્ય જેવા પ્રખર વિદ્વાન પણ ધનપાળની મુક્તકંઠે સ્તુતિ કરી તેનું ગૌરવ-મહત્તા બતાની ગયા છે. આવી રીતે કાવ્યાનંકાર આદિ ગ્રંથોમા ગદ્ય કાવ્યોના ગ્રન્થોના નામ આપતા પ્રથમ નામ ધનપાલની તિલકમંજરીનું છે ધનપાળની તિલકમંજરી જૈન શ્વેતામ્બર સાહિત્યસાગરમા એવું અદ્ભુત રત્ન છે કે જેની કીર્તિને અન્ય સંપ્રદાયના દિગંબર જેવા આગ્રહી સમાજના વિદ્વાનો પણ નમસ્કાર કરે છે અને તેની આવી અનન્ય કીર્તિ-અસાધારણ કીર્તિ જોઇ તેના ઉપર મુગ્ધ થઇ પોતાના મામાન્જિકોને લાભ આપવા પ્રશંશનીય પ્રયત્ન કરી તિલકમંજરી સાર પુસ્તક રચી (શ્વેતાંબરોમા પણ દિગંબરીનો તિલકમંજરી સાર જોઇ તિલકમંજરી સાર ગ્રંથ રચવામા આવ્યો છે, સ્પર્ધાથી પણ એક રીતે સાહિત્ય તો વધ્યુ જ) કર્તાના વિષયમા પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરી છે પ્રબંધચિંતામણીકાર કહે છે કે—

वचनं श्री धनपालस्य चंदनं मलयस्य च
सरसां हृदि विन्यस्य को भूतामनिर्वृति ॥

---

[1] તિલકમંજરીની ઉત્પત્તિ માટે જૈન સમાજમા એક દંતકથા પ્રચલિત છે અને તે બહુ રસિક હોવાથી તેને અહીં ટાંકવાની લાલસા હું રોકી શકતો નથી. આના સંબંધમા જૈન ઇતિહાસ લેખકો જણાવે છે કે-ભોજરાજાએ કેટલા દિવસ સુધી ધનપાલકવિને અનુપસ્થિત જોઇ એક દિવસ તેનું કારણ પુછતા કવિએ જણાવ્યુ કે હુ આજ કાલ એક તિલકમંજરી નામની અસાધારણ કથા રચુ છુ (આ ઠેકાણે **सम्यक्त्व सप्ततिका** ના લેખકે ભરતરાજકથાનું તથા ઉપદેશપ્રાસાદમા **युगादिचरित्र** નું નામ આપેલુ છે) તે કાર્યની અંદર વ્યગ્ર મનવાળો હોવાથી નિયમિત સમયે આપની સભામા હાજર થઇ શકતો નથી. રાજાએ વાત સાભળી પોતાને તે કથા સંભળાવવા કવિને આગ્રહ કર્યો. કવીશ્વરની વિનંતિથી રાજા નિરંતર પાછલી રાત્રીએ તે કથા સાભળતો (તે સમય બહુ રમણીય હોવાથીજ રાજા તેમ કરતો, નહિ કે રાજકાર્યના અભાવને લીધે એમ સમ્યક્ત્વ સપ્તતિકાકાર કહે છે) કથા સાભળતી વખતે રાજા કથાના પુસ્તક નીચે સુવર્ણ પાત્ર એવા આશયથી રાખતો કે રખેને કથામૃત વહી ન જાય સંપૂર્ણ કથા સાભળ્યા પછી રાજા અતિ આનંદિત થયો કથાની સર્વોત્કૃષ્ટતાએ રાજાનું મન બહુ આકર્ષ્યું. આ કથાની સાથે મારૂ નામ અંકિત થાય તો યાવચ્ચંદ્રદિવાકરૌ મારો યશ આર્યાવર્તની પવિત્ર ભૂમિપર અખંડિત રહે એવી અસદ્ અભિલાશાને વશ થઇ રાજા કવિને કહેવા લાગ્યા કે કથાના નાયકને સ્થાને મારૂ નામ, અયોધ્યા નગરીને ઠેકાણે અવંતીનુ નામ, એને શક્રાવતાર તીર્થને ઠેકાણે મહાકાલનું નામ દાખલ કરે તો બહુ માન, ધન, અને ઇચ્છિત વર પ્રદાન કરૂં રાજાની

વિં ૬. ૭.

# મહા કવિ શોભનાચાર્ય

જેમ ધનપાલ અસાધારણ કવિ હતા તેમ તેના નાનાભાઇ શોભનાચાર્ય પણ અસાધારણ કવિ હતા. તેઓશ્રી કૃત શોભનસ્તુતિ વિદ્યમાન છે. તે સ્તુતિ બહુ કઠણ છે. જો કદી તેની ટીકા યા ટીપ્પણ ન હોય તો તેનો અર્થ કરતાં વિદ્વાનોને લગાર વિચાર કરાવે તેવી છે. તેમાં તેમણે એક અદ્દભુત ખુબી કરી છે. દરેક શ્લોકનું બીજું અને ચોથું પદ સમાન છે. છતાં અર્થમાં અસાધારણ નવીનતા છે આપણે તેને માટે થોડા છુટા છુટા શ્લોકો જોઇશું તો અસ્થાને નહિ કહેવાય.

भव्यांभोजविबोधनैक तरणे विस्तारि कर्मावली
रंभा सामज नाभिनंदन महा-नष्टा पदा भासुरै।
भक्त्या वंदित पादपद्म विदुषां संपादय प्रोज्झिताम्
रंभासामजनाभिनंदन महानष्टा पदा भासुरै ॥

અર્થઃ—

ભવ્યાત્મારૂપી કમલોને વિકાસ પમાડવામાં સૂર્ય સમાન અને વિસ્તાર પામેલી કર્મની પંક્તિરૂપી કેળને માટે તો હસ્તિ સરખા ( હસ્તિને કેળ ભાગતાં જેટલી વાર લાગે તેટલી વારમાં કર્મના વિસ્તારને તેમણે હણ્યા-હઠાવ્યાં છે ) અને મોટી નાશ પામી ગઇ છે આપત્તિ-દુ ખ જેને અને કાન્તિના સમૂહવડે કરીને શોભતા, દેવોવડે કરીને પુજાયેલા છે ચરણ-કમળ જેના, એવા અને પ્રકર્ષ રીતે તજ્યા છે સાવદ્ય આરંભ ( સાવદ્ય એટલે પાપ સહિત

---

આ અનુચિત પ્રાર્થના સાંભળી કવીશ્વર બોલ્યો કે શ્રોત્રીઓના હાથમાં રહેલો અને પવિત્ર-જળથી ભરેલો પૂર્ણ કુંભ જેમ મદ્યના એક બિંદુથી અપવિત્ર થઇ જાય છે તેમ ઉપર્યુક્ત નામોના પરિવર્તનથી સંપૂર્ણ કથાનું પાવિત્ર્ય નષ્ટ થઇ જાય છે અને તેના પાતકથી કુલ, રાજ્ય અને રાષ્ટ્રનો નાશ થાય છે. માની રાજાએ આ ઉત્તર સાભળી ક્રુદ્ધ થઇ પાસે પડેલી ભડભડતી અંગારાની સગડીમાં મુર્ખતાને વશ થઇ તે પુસ્તક બાળી નાખ્યું. રાજાના એ દુષ્ટ કૃત્યથી કવીશ્વર બહુ ખિન્ન થયો. પોતાને સ્થાને આવી નિશ્વાસ નાખતો એક જુના ખાટલામા બેઠો. કવિને સાક્ષાત સરસ્વતી સરખી એક નવ વરસની તિલકમંજરી સુંદર બાળા હતી, તેણે પોતાને પિતાને કાર્યશૂન્ય, ખિન્નમનસ્ક જોઇ તેનું કારણ પુછ્યું. પુત્રીના અત્યાગ્રહને વશ થઇ કવિએ કથાના વિષયમા બનેલો સમગ્ર વૃત્તાંત સંભળાવ્યો. સાભળીને તે બાળા બોલી કે પિતાજી આપ ખેદ ન કરો. આપ સ્નાન પૂજન અને ભોજન કરી લ્યો મને તે કથા સંપૂર્ણ યાદ છે, તેથી હું આપને તે બધી ઉતરાવીશ. કવિ એ સાભળી હર્ષિત થયો અને પોતાનો નિત્ય નિયમ કરી પુત્રીના મુખકમળથી આખી કથા લખી, અને પોતાની પુત્રીનું નામ ચિરસ્મરણીય કરવાને માટે તેનું નામ તિલકમંજરી રાખ્યું. આ વૃત્તાંત સમ્યકત્વ સપ્તતિકામા આપેલું છે.

જો કે પ્રભાવકચરિત્રમા આ કથા થોડા ફેરફાર સાથે ઉપલબ્ધ છે પરંતુ લંબાણના ભયથી તેને હું સ્થાન આપવું ઉચિત ધારતો નથી ( આત્માનંદ, પુ ૧૭. અં. સાચ. પૃ ૧૫૮, ૧૫૯. ).

તન્મા છે વ્યાપાર જેમણે ) અને નથી રોગ જેમને એવા અને મનુષ્યોને આનંદ આપનાર એવા હે નાભિરાજાના પુત્ર ( આદિનાથ ) પંડિતોને ઉત્સવ-આનંદ આપ

આ શ્લોકમા નાભિરાજાના પુત્રનો સૂર્યની સાથે સમાન ભાવ કવિએ બનાવ્યો છે. હજી આગળ એક શ્લોકમા જૈન આગમ-સૂત્રનું વર્ણન કરતા કવિવર્ય લખે છે કે—

श्रान्तिच्छिदं जिनपरागममाश्रयार्य-
माराममानमलश तमसगमानाम् ।
धामाग्रीमम् भवसरित् पतिगशेतुमसी-
माराममानमलश तमसगमानाम् ॥

અર્થ—

શ્રમ-થાકને છેદવાવાળુ અને સાધુઓના આશ્રય માટે તો સુંદર બગીચા સરખુ ( ગૃહસ્થો તો બાગ બગિચામા નિરંતર ફરી ઇહ લોક સબધી આનંદ ભોગવે છે પરંતુ ત્યાગી સાધુઓ કે જેઓને માટે આ બાગ બગિચા નકામા છે તેમને માટે જૈન આગમો એક સુંદર બગિચા સરખા આનંદદાયક છે તેમાથી સાધુપણાને યોગ્ય જીવનના મનોહર સૂત્રો રૂપી સુગંધ સ્થળે સ્થળે બહેકી રહેલી-શોભી રહેલી છે. ) અને મોટા મોટા આલાવા ( પેરીગ્રાફ ) ના સ્થાન સરખુ અને આ ભવસાગર ઉતરવાને માટે પુલ સરખુ અને નાશ કર્યા છે કામ, રોગ, અહંકાર, પાપ, અને અજ્ઞાન જેણે એવા આગમને હે મનુષ્યો તમે નમસ્કાર કરો

આવી રીતે એક દેવીનુ સુંદર વર્ણન કરતા કવિવર્ય લખે છે કે—

સૂર્યનું પ્રતિસ્પર્ધા અને ( સૂર્ય કરતા પણ રત્નની કાન્તિ વધારે છે એમ કવિવર્યનો આશય છે. ) પાણિદાર રત્ન અને કાન્તિવડે અસ્ત કર્યો છે સૂર્યને જેણે એવી નવી તરવાર-ખડગને ધારણ કરતી અને હાથીઓનો શત્રુ-સિંહ તેના ઉપર બેઠેલી અને રણ-યુદ્ધ ક્ષેત્રના શબ્દથી ક્ષય પામેલી-ત્રાસ પામેલી શત્રુની પંક્તિને-સમૂહને નાશ કરતી એવી મહા માનસી દેવી ( મનુષ્યોને ) ઇચ્છિત આપ

આવી રીતે કવિએ ચોવીસ ભગવાનની સ્તુતિમા ૯૬ શ્લોકો બનાવ્યા છે અને દરેક શ્લોકોમા નવીન અર્થો અલંકારો અને રસો સ્થળે સ્થળે મુકયા છે કહે છે કે કવિવરે આ સ્તુતિ ગોચરી-મધુકરી જતા રસ્તામાજ બનાવી હતી આ ઉપરથી આપણને પ્રતીતિ થાય છે કે કવિમા કેવી અસાધારણ નૈસર્ગિક કવિત્વશક્તિ હશે!



# ગુજરાતી મહાકવિ શ્રી વીરવિજયજી

કવિવર્ય શ્રી વીરવિજયજી જૈન સમાજમાં એક મહા કવિ તરીકે સુપ્રસિદ્ધ છે. આ મહા કવિથી આબાલવૃદ્ધ ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. તેમણે ગુજરાતી ભાષામાં પૂજાઓ, સ્તવનો, ચોઢાળીયાં, રાસા આદી ગ્રંથો બનાવી પોતાનું નામ અમર કરેલ છે. ગુજરાતી ભાષાની પૂજામાં અસાધારણ ઝમક ભાવો અને જુદા જુદા રસો તેમણે યોજ્યા છે. તેમની પૂજાઓ જૈન દર્શનનો જ્ઞાતા એક બાળક પણ સહેલાઇથી—સરલતાથી ગાઇ શકે છે, સમજી શકે છે. તેમને જૈન સમાજમાં અંતિમ કવિ કહીએ તો પણ કાંઇ અતિશયોક્તિ ભરેલું નથી.

તેમનું જન્મ સ્થળ ગુજરાતનું પાટનગર અમદાવાદ છે. તેઓ જાતે ઔદીચ્ય બ્રાહ્મણ હતા. પિતાનું નામ જગતેશ્વર અને માતાનું નામ વીજકોરબાઇ હતું. તેમનો જન્મ ૧૮૨૯ માં વિજયા દશમીને દિન થયો હતો. તેમનું નામ કેશવરામ હતું. તેમને એક બ્હેન હતી. તેમનું નામ ગંગા હતું. કેશવરામનું ૧૮ વર્ષની ઉમરે દેહગામનાં રળીયાત બાઇ સાથે લગ્ન થયું હતું. ત્યાર પછી થોડા વખતમાં તેમના પિતા મરણ પામ્યા. પિતાના મરણ પછી કોઇ કારણસર તેમને તેમની માતા સાથે કજીયો થયો; પોતે રીસાઇ ઘર છોડી ચાલી નીકળ્યા. માતા તેમને શોધવાને માટે નીકળી પરંતુ પુત્રનો પતો ન લાગ્યો. પુત્રપ્રેમી માતાને બહુ આઘાત લાગ્યો અને પુત્રના શોકથી અંતે મૃત્યુ પામી. માતાનું મરણ અને ભાઇનો વિયોગ આ માઠા સમાચાર સાંભળી તેમની બેન ગંગા પણ મૃત્યુ પામી.

આ બાજુ કેશવરામ ત્યાંથી નીકળી જૈનોના પવિત્ર અને સૌરાષ્ટ્રના શિરતાજ શત્રુંજયની યાત્રા કરવા ગયા અને ત્યાં જૈન મુનિશ્રી શુભવિજયજીના સમાગમમાં આવ્યા ( ધોલેરા નજીક ભીમનાથ ગામમા મળ્યા એમ પણ છે. ) પાલીતાણે તેમની તબીયત લથડી અને ગુરુકૃપાથી શાંતી વળી તેથી તેમને તે ગુરુ ( શ્રી શુભવિજયજી ) ઉપર અનન્ય શ્રદ્ધા બેઠી. પછી ગુરુ સાથે ત્યાંથી વિહાર કરી ખંભાત તરફ નીકળ્યા. રસ્તામાં કેશવરામની ઇચ્છા દીક્ષા લેવાની થઇ. તેના ખુબ આગ્રહથી પ્રેરાઇ શ્રી શુભવિજયજીએ વીર સં. ૧૮૪૮ માં ખંભાત પાસેના કોઇ ગામડામાં દીક્ષા આપી. આ વાતની ખબર ખંભાતમાં શ્રાવકને પડી. તેઓ ત્યાં સામા આવ્યા અને ગુરુને બહુ ઠાઠમાઠથી પ્રવેશ કરાવ્યો.

શુભવિજયજીને શિષ્યને ભણાવવાની બહુ કાળજી હોય તેમ જણાય છે, કારણ કે દીક્ષા આપ્યા પછી તુરતજ ખંભાતમાં પાંચ વરસ સુધી તેમને ભણાવવાને ત્યાં રહ્યા અને શીષ્યને ખુબ કાળજી પૂર્વક ભણાવી પોતાના અમુલ્ય જ્ઞાનનો વારસો શીષ્યને આપ્યો ( આ ઉપરથી સમજી શકાશે કે આગળના સાધુઓ પોતાના શીષ્યોને પોતાના હાથેજ પઠન પાઠન કરાવતા હતા. અત્યારે આ પ્રવૃત્તિમાં ઘણીજ મંદતા આવી ગઇ છે. જો કે ક્યાંક ક્યાંક આ પ્રવૃત્તિ ચાલુ છે, પરંતુ પૂર્વની પ્રવૃત્તિ તો અત્યારે શિથિલ છે એમ કહ્યા સિવાય તો નહી ચાલે. )

ગુરુએ યોગ્યતા જોઇ શ્રીવીરવિજયજીને અમદાવાદમાં પન્યાસપદ—પંડિતપદ આપ્યું, અને ત્યાર પછી એટલે સં. ૧૮૬૭ માં ફાગણ વદી ૨ ના દિવસે વીરવિજયજીના ગુરુ શ્રી શુભ-

વિજયજી સ્વર્ગે સીધાવ્યા. વીરવિજયજીને ગુરુનો આ વિયોગ બહુ આકરો લાગ્યો. તેમને પોતાના' ગુરુપર બહુ પ્રેમ હતો. ગુરુએ તેમને સંસારસાગરમાંથી તાર્યા-બચાવ્યા અને વળી ઉંચી વિદ્યા આપી તેમને ઋણી બનાવ્યા હતા. શીષ્યે ગુરુની ભક્તિ કરી ઋણ પતાવવા કાંઇક પ્રયત્ન કર્યો હતો. પોતપોતાના ગુરુની સ્તુતિ કરતાં "શુભવેલી" માં કહ્યું છે કે ( આ શુભવેલી પોતાના ગુરુની હૈયાતીમાં સં. ૧૮૬૦માં લખી હતી–

એ ગુરુના ગુણ જલનિધિ, મુજ મતીએ ન કહાય
ગુણનિધિ જલનિધિ જલ ભર્યો, ગરગરીએ ન અપાય.

આ ઉપરથી જણાઇ આવે છે કે પોતાના ગુરુના ગુણ ઉપર તેમને કેટલાં અનહદ પ્રેમ-ભક્તિ હતાં. તેમણે દીક્ષા લીધા પછી તરત જ એટલે પાંચ વરસ પછી પોતાની કવિત્વ શક્તી ખીલવવા માંડી અને તેના પ્રથમ સુગંધી પુષ્પ તરીકે ગોડી પાર્શ્વનાથના ખનીયા સં. ૧૮૫૩ માં બનાવ્યા ત્યાર પછી સં. ૧૮૫૭ મા સુરસુંદરી રાસ અને પરમ કારુણિક શ્રી મહાવીર દેવની પાત્રીસ પ્રકારની વાણીના ગુણનું વર્ણન લખ્યું છે.

તેમની ઉપદેશક શક્તિ બહુ આકર્ષક હતી. તેમનો ઉપદેશ સાંભળવા મનુષ્યોની મેદની એટલી ભેગી થતી કે પોતે જ્યા હોય ત્યાં ઉપાશ્રય મનુષ્યોથી ચીકાર ભરાયેલો રહેતો તેઓ જેમ સારા ઉપદેશક હતા તેમ નીડર પણ હતા. તેમણે ઢુંઢકો અને શિથિલ યતીઓનું જોર તોડવા પોતાના ઉપદેશસાગરનો પ્રવાહ વાળ્યો હતો. તે વખતના ઘણા શિથિલ યતીઓ અને ઢુંઢકો તેમના આ સુંદર કાર્યથી બહુ નારાજ રહેતા. તેમણે પંડિતજી વીરવિજયજીને હેરાન કરવામાં કાંઇ મણા નથી રાખી. તેમણે વીરવિજયજીને કોર્ટે પણ ચડાવેલા, પરંતુ આપણો સનાતન સિદ્ધાંત—सत्यमेव जयते પ્રમાણે તેમનો કોઇથી પરાભવ નથી થયો. ન્યાયાધીશો પણ તેમનાં ત્યાગ તપસ્યા ઉચ્ચ ચારિત્ર અને અસાધારણ વક્તૃત્વ શક્તિ જોઇ તેમના પર મુગ્ધ થતા અને તેમને માનભેર નમસ્કાર વંદન કરી રજા આપતા.

તેઓને જૈનોના પરમપવિત્ર સૂત્રોનું જ્ઞાન બહુ ઉંચું હતું. તેનો પ્રજાને લાભ આપવા સ્થળે સ્થળે સૂત્રોના પાઠો સ્તવનો સઝ્ઝાયો–સ્વાધ્યાય રાસ તથા પૂજામાં મુક્યા છે તેને માટે તેમનો એક દુહો હું ટાંકું છું

ઉતરાધ્યયને સ્થીતી લગો, અંતર મૂર્ત કહાય;
પન્નપણામા બારતે, શાતા બંધ સંપ્રાય ॥ ૧ ॥
સાત વેદની બંધનું કારણ પ્રભુ પુર ધુપ,
મીશ્છત દુર્ગંધ દુર ટળે, પ્રગટે આત્મસ્વરૂપ, ॥ ૨ ॥

( વિવિધ પૂજાસંગ્રહ પૃષ્ટ ૨૬૭ )

આ દુહામા જૈનોના બે સૂત્રો ( ઉતરાધ્યયન અને પન્નવણા ) ના ભાગ છે. આવી રીતે ઘણેજ સ્થળે તેમણે સૂત્રોના પાઠ આપ્યા છે.

શ્રી વીરવિજયજીના ગ્રંથો જોવાથી તેમની અસાધારણ વિદ્વત્તા અને કવિત્વશક્તિ વાચકોને ખ્યાલ આપે છે. એમની કૃતિઓ ઘણે સ્થળે બહુ ઉંચું સ્થાન ભોગવે છે. ગમે

તે જૈન મંદિરમાં જ્યારે પૂજા ભણાવવી હોય ત્યારે પ્રથમ તેમની પૂજાઓ ભણાવવાનું સૂચવવામાં આવે એ જ તે પૂજાઓનું ગૌરવ બતાવવાને બસ છે. તેમની કવિતાઓ બહુ સરસ અને બાળક પણ સહેલાઇથી સમજી શકે તેવી છે. સાથે સાથે કવિએ પોતાનું પાંડિત્ય દેખાડવા કેટલાક સ્થળે ગહન અર્થો પણ મુક્યા છે. ભલભલા પંડીત પણ તેનો અર્થ કરતા મસ્તક નમાવ્યા સીવાય નહી રહે. તેમણે જૈન સાહિત્યોદ્યાન પોતાના નીર્મલ આત્મોદ્દગાર રૂપી નીર્મલ જલથી-અમૃતથી સીંચી ષડ્ ઋતુના નવનવા વિકસિત પુષ્પોથી સુગંધિત બનાવ્યું છે અને તે સાહિત્યોદ્યાનના મધુકરના સુંદર ગણગણાટનો રણકાર હજી સુધી સુંદર રીતે ગણગણી રહ્યો છે. જૈન ગુજરાતી સાહિત્યના આ મનુનું સ્થાન જૈન ઇતિહાસમાં ધ્રુવના તારાની પેઠે જ્વલંત ભાવે પ્રકાશશે-પ્રકાશી રહેશે.

તેમની અદ્દભુત કવિત્વશક્તિના થોડા દાખલા ટાંકીશ તો તે અસ્થાને નહી કહેવાય.

રૂડો માસ વસંત ફળી વનરાજીરે,  
રાયણને સહકારવાલા કેતકી જાયને માલતીરે,  
ભ્રમર કરે ઝંકાર વાલા, કોયલ મદભર ટહુક્તીરે,  
બેઠી આંબાડાળ વાલા, હંસ યુગલ જળ ઝીલતારે,  
વિમળ સરોવરપાળ વાલા, મંદ પવનની લહેરમારે.  
માતા, સુપન નિહાળ વાલા,  
... ... ... ... વિ. વિ. પુ. સં. પૃ. ૫૩૦

જીવહિંસાના પચ્ચખ્ખાણ, ગુલથી કરીયેરે,  
દુવિહતિવિહેણું પાઠ, સદા અનુસરિયેરે  
વાસિ બોળો વિદલનિશિ ભક્ષ, હિંસા ટાળું રે,  
સવા વિશ્વા કેરી જીવ, ધ્યાનિત્ય પાળુંરે.  
... ... ... વિ. વિ. પુ. સં. પૃ. ૧૦૪

બીજું વ્રત ધરી જુઠ ન બોલું, પણ અતિમારે ર્યો રે,  
વસુરાજા આસન સે પડીયો, નરકાવાસ જ્યો રે  
... ... ... વિ. વિ. પુ. સં. પૃ. ૧૦૫

શ્રી શુભવિજ્ય સુગુરુ નમી, માતપિતા સમજેહ,  
બાળપણ બતલાવિયો, આગમનિધિ ગુણગેહ  
ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂથી લહિયે નાણ,  
નાણ થકી જગ જાણીયે, મોહનીનાં અહિઠાણ.  
... ... ... વિ. વિ. પુ. સં. પૃ. ૧૭૪

કરપી ભુંડા સંસારમારે, જેમ કપિલા નાર,  
દાન ન દીધું મુનિરાજનેરે શ્રેણીકને દરબાર. ક૦ ૧.  
... ... ... વિ. વિ. પુ. સં. પૃ. ૨૨૧

મન મંદિર આવોરે, કહું એક વાતલડી,  
અજાની સંગેરે રમીયો રાતલડી. મન૦ ૧

વ્યાપાર કરે વારે, દેશ વિદેશ ચલે,
પરસેવા હેવારે, કોડી ન એક મળે. મન૦ ૨
... ... ... વિ. વિ. પુ. સં. પૃ. ૨૨૨
અખિયન મેં અવિકાર, જીણુંદ તેરી અખિયનમેં અવિકારા,
રાગ દોષ પરમાણુ નિપાયા સંસારી સવિકારા. જી૦
શાંત રુચિ પરમાણુ નિપાયા, તુજ મુદ્ર મનોહારા. જી૦ ૧
... ... ... વિ. વિ. પુ. સં. પૃ. ૨૨૭
વાહન વૈમાન નિવાસ, સંકીર્ણ થયું આકાશ,
કેઇ બોલે કરતા તાડા, સાંકડા ભાઇ પર્વના દહાડા. પ્રભુ૦ ૫
... ... ... વિ. વિ. પુ સં. પૃ. ૫૬
થયો કમઠ ભરી મેઘ માળી, આવ્યો વિભંગે નિહાળી,
ઉપસર્ગ કર્યા બહુ જાતિ, નિશ્ચલ દીઠી જીન છાતીરે, મન૦ ૫
ગગને જળ ભરી વાદળીયો વરસે ગાજે વીજળીયો,
પ્રભુનાસા ઉપર જળઆવે, ધરણેંદ્ર પ્રિયા સહ આવેરે મન૦ ૬
... ... ... વિ. વિ. પુ. સં. પૃ. ૬૨
શ્રી. વીરવિજયજી કૃત દ્વાદશવ્રત પૂજા પૃ. ૬૨.

મુબઇના દાનવીર શેઠ મોતીશાહે સત્રુંજય ઉપર અઢળક ધન ખર્ચી પોતાના નામની એક ભવ્ય ટુંક[1] (આ ટુંક મોતીશાહ શેઠની ટુંક તરીકે બહુ પ્રસિદ્ધ છે અને સત્રુંજય ઉપરના મોટા મોટા ગણાતાં મંદીરોમા પણ તેની ગણના થાય છે) બંધાવી ત્યારે અંજન સલાકાની શુભ ક્રિયા શ્રી વીરવિજયજીએ કરી હતી (નવી પ્રતિમા-ભગવાનમા જે પ્રભુત્વના ગુણોનું આરોપણ કરવાની ક્રિયા તેને જૈનો અંજનસલાકા કહે છે) અને અમદાવાદના શેઠ હઠીસંગ તરફથી દિલ્હી દરવાજા બહારની વાડીમા ભવ્ય મંદીર બંધાવ્યું ત્યારે પણ તેમણે અંજનસલાકાની શુભ ક્રિયા કરી હતી (આ બહારની વાડી હઠીસંગની વાડી તરીકે અમદાવાદમાં પ્રસિદ્ધ છે અને તેમા બધાવેલ ભવ્ય મંદીરના શિખરનો ઉજ્વલ સુવર્ણ કલશમાં તેના કર્તાનો સુંદર યશ પ્રકાશી રહ્યો છે. આ બન્ને શેઠના નામ અને ભવ્ય કામ અમર કરવા પંડિત શ્રી વીરવિજયજીએ તેના ઢાળીયા બનાવ્યા છે તે ઢાળીયા જૈન સમાજમા અત્યારે પણ બહુ હોંશથી ગવાય છે.

વિ. સં. ૧૯૦૫ અમદાવાદના નગર શેઠ પ્રેમાભાઇ હેમાભાઇએ સત્રુંજયનો મહાન સંઘ કાઢયો હતો અને તેમા કવિશ્રી વીરવિજયજી પણ સાથે હતા. કવિશ્રીએ આ સંઘનું વર્ણન બહુ સુંદર બાનીમા રચી તેનું નામ પણ અમર કર્યું છે. આ મહા કવિએ કદી કોઇના ખોટા કવન નથી કર્યા, તેમ કોઇની ખુશામત સરખી પણ નથી કરી. તેમણે માત્ર પ્રભુભક્તિ, ધાર્મિક કાર્યો અને આગળના મહા પુરુષ સાધુસતો અને ભૂતપૂર્વ થઈ ગયેલા જૈન રાજાઓ અને રાજર્ષિઓના યથાયોગ્ય રીતે સુંદર વર્ણન કર્યા છે. તેમના ગ્રંથોમાં ભક્તિરસ મુખ્ય ભાગ ભજવે છે

---

૧ ટુંકનો ટુંકો અર્થ એટલો થાય છે કે એક જ સ્થાને ઝાઝા મંદીરોનો સમૂહ.

# ૫ જૈન દાનવીરો



( લેખક-આચાર્યશ્રી મુનિ ન્યાયવિજયજી )

## ૧ ભવડશાહ

આ જૈન દાનવીર ગૃહસ્થ વિક્રમની પ્રથમ સદીમા વિદ્યમાન હતો, અત્યારે તેને શતાબ્દિઓ વહી ગયા છતા આ બહાદુર નરની કીર્તિ જૈન ઇતિહાસમા જ્વલંત ભાવે પ્રકાશી રહેલ છે જૈન ઇતિહાસકારો—ગ્રંથકારોની ભાવડના યશસ્વી કામોની નોંધે તેના યશને ચિરકાલીન બનાવ્યો છે. શત્રુંજયમાહાત્મ્યના કર્તા સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રી ધનેશ્વરસૂરિએ પોતાના ગ્રંથમા તેના યશોગાન બહુ લબાણપૂર્વક કથ્યા છે, અને ત્યાર પછીના બીજા ગ્રંથકારોએ પણ તે યશસ્વી પુરુષના યશ હર્ષભેર ગાયા છે જૈન ત્યાગી મુનિવરો કે જેઓએ કદી પણ કોઇના ખોટા કથન નથી કર્યા, તેઓ પણ જ્યારે એક ગૃહસ્થના આટલી હદે ગુણ ગાય એ જ તેની મહત્તા અને ગૌરવને માટે બસ છે

ભવડના પિતા ભાવડ મૂળ કાપિલ્યપુરમા રહેતા હતા. તેઓ પહેલા તો કોટયાધિપતિ શેઠ હતા અને તેમનું નામ કાપિલ્યપુરમા સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે પ્રસિદ્ધ હતું. ભાવડ વેપારમા બહુ સાહસિક ગૃહસ્થ હતો. તે દેશપરદેશમા વહાણો ભરી ભરી પોતાનો માલ મોકલતો અને બદલામા ધન લાવતો એક વખતે તે સાહસિક વેપારીએ પોતાની સઘળી મિલ્કતનો માલ લઇ વહાણો ભરી પરદેશ મોકલ્યા, પરંતુ તેનુ નસીબ વાકુ હોવાથી રસ્તામા જ તેના વહાણો સમુદ્રદેવને આધીન થયા ભવડ જેટલો તવગર હતો તેટલો જ ગરીબ થઇ ગયો પરંતુ "ભાગ્યું તોય ભરૂચ" એ હિસાબે તેની ખાનદાની અને તેની પ્રતિષ્ઠા કાઇ ઓછા નહોતા થયા પોતે ધીમે ધીમે વેપાર કરવા લાગ્યો અને બાકીનો સમય ધર્મકાર્યમા કહાડવા લાગ્યો. એક વખતે એક સાધુ તેને ત્યા "ગૌચરી" આવ્યા અને તેનું ભાગ્ય ચડતુ જોઇ મુનિવરે તેને કહ્યુ કે—મહાનુભવ કાલે તમારે ત્યા કોઇ ઘોડી લઇને આવે તો તમે તે ખરીદી લેજો, અને તેનું યોગ્ય લાલનપાલન કરજો. તમારો ભાગ્યરવિ હવે ઉદય થવાની તૈયારીમા છે. ભાવડ મુનિવર્યનું આ વચન સાભળી ખુશી થયો અને આ પરોપકારી મુનિશ્રીનો આભાર માન્યો.

બીજે દિવસે તેને ત્યાં એક વેપારી ઘોડી લઇને આવ્યો. ભાવડે મુનિશ્રીના વચન પ્રમાણે મોમાગ્યા દામ આપી તે ખરીદી લીધી તેણે તેનું યોગ્ય લાલનપાલન કરી મોટી કરી. તેણે એક વછેરાને જન્મ આપ્યો ભાગ્યનો જાણે કોઇ અદ્વિતીય રવિ હોય તેમ તેની અદ્ભુત કાન્તિ હતી આ સિવાય સૂર્યના કિરણો સરખા બીજા વછેરાનો તેએ જન્મ આપ્યો. ભાવડે તે બધા વછેરાને ખુબ ખવડાવી પીવડાવી પુષ્ટ કર્યા. જે પહેલુ બચ્ચું હતું તે તો એક અશ્વરત્ન હતું. તે સારા રાજવીને ત્યા શોભે તેવુ હતું આ અશ્વરત્નની કીર્તિ ચોતરફ ફેલાઇ અને ઘણા ઘણા રાજાઓએ તેના માગા કર્યા, પરંતુ તેણે કોઇને તે આપ્યો નહિ. એ વખતે તપન રાજાએ તે ઘોડાની કીર્તિ સાભળી અને તેનુ "માગુ કર્યુ

તેણે ત્રણ લાખ દ્રવ્યથી 'તે ઘોડો ખરીદી લીધો. ભાવડનું ભાગ્ય હવે બરાબર ઉદય થવા માંડ્યું. તેણે ઘોડીથી થયેલાં બીજા બચ્ચાં મહારાજા વિક્રમને ભેટ આપ્યાં. ઉદાર દિલના રાજાએ આના બદલામાં તેને મધુમતિ (મહુઆ) આદિ બાર ગામનો રાજા-સુબો નીમ્યો. ભાવડ ગરીબ મટી પહેલા કરતા પણ વધારે સુખી થયો. તેણે મધુમતિમાં ખુબ ઠાઠથી પ્રવેશ કર્યો અને પોતાનાં બાર ગામ સંભાળ્યાં. આગળના વાણીયા કેવા બુદ્ધિકુશળ હતા તેનો આ નમુનો છે. જે શેઠીઓ પહેલાં પોતાની કલમના બળથી વહીવટ ચલાવતો હતો તેણે હવે પોતાના બુદ્ધિબળથી રાજ્યવહીવટ ચલાવવા માંડયો. રાજાએ તેને રાજા બનાવ્યો કે તરત જ મારાથી રાજ્ય થશે કે કેમ તેનો વિચાર કર્યા સિવાય એકદમ બાર ગામ સંભાળ્યાં, અને એક સુનિપુણ રાજાની પેઠે પોતાનો રાજ વહીવટ દીપાવ્યો. ભાવડને અહિયાં તેની સ્ત્રી ભાવલાથી એક પુત્રરત્ન ઉત્પન્ન થયું.[૧]. અને તેનું નામ જાવડ (આ ચરિત્રનાયક) પાડયું. ભાવડે પોતાના પુત્રને યોગ્ય અવસ્થા થયા પછી યોગ્ય કેળવણી આપી તેનાં ઘેટીના શેઠની પુત્રી સુશિલા સાથે સ્વયંવરથી લગ્ન કર્યા.

થોડા વખત પછી વૃદ્ધ ભાવડ સ્વર્ગે ગયો અને તેના બહાદુર પુત્રે રાજકારભાર સંભાળ્યો. જાવડે પોતાના પિતાની પેઠે ન્યાય અને નીતિથી પ્રજાનું પાલન કર્યું. તેણે પોતાની પ્રજાના સુખને માટે વાવ, કુવા તળાવ આદિ સગવડો બનાવી પ્રજાના આશિર્વાદ મેળવ્યા.

એક વખતે અચાનક મોગલ સૈન્ય ત્યાં ચડી આવ્યું.[૨] મોગલ સૈનિકો સાથે જાવડ હાર્યો અને બાદશાહ તેને તથા બીજા ઘણા માણસોને પોતાની સાથે લઇ ગયો. પરંતુ ત્યા ગયા પછી મોગલ બાદશાહ તેની સાથે બહુ ઉદારતાથી વર્ત્યો હોય તેમ જણાય છે કારણ કે તે ત્યાં રહીને પણ પોતાના ધર્મની ક્રિયા ખુશીથી કરતો હતો. આને માટે રાસકાર લખે છે કે:-

આ રજ દેશ જેમ આપણા ન્યાતિ વસાવિસ્યે વાસ રે
તિહાપિણિ ચૈત્ય કરાવિસ્યે, મહારો ધર્મ અભ્યાસરે. ૬

આ. કા. મ. પૃ. ૬૬૧

જાવડ જ્યા રહેતો હતો ત્યા વિહાર કરતા જૈન મુનિઓ આવે છે. (આ ઉપરથી એમ લાગે છે કે આ નિસ્પૃહી મુનીશ્વરો ઉપદેશને માટે મ્લેચ્છ દેશમા પણ ફરતા હશે-હતા)

૧ આ પુત્ર કેવો થશે તેને માટે શત્રુંજય રાસના કર્તા કહે છે કે-

સૂરજ સોમ અશ્વે કરી, એક ભુવન દીપાવે તેહરો
એહનો સુત તિનલોકને કરિસ્યે ઉદ્યોત ગુણ ગેહરો.

આનંદકાવ્ય મહોદધિ પૃ. ૬૫૬

૨ આ મોગલ બાદશાહનું નામ નથી આપ્યું પરંતુ શત્રુંજય રાસના કર્તા તેનો ઉલ્લેખ આ પ્રમાણે કરે છેઃ-

દુખમ કાલના મહાત્મથી મુગલ તણા બલ જોર રે
સમુદ્રના પુર જેમ સહુ ધરા લેસ્યે પ્રાણુ જેમ બહુ ફેર રે

આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૩-૪ પૃ. ૬૬

અને શત્રુંજય માહાત્મ્ય ભાવડને સંભળાવે છે. ભાવડ તેમાં શત્રુંજય તીર્થના ઉદ્ધાર કરનાર તરીકે પોતાનું નામ સાભળી આશ્ચર્ય પામે છે અને ઉત્કંઠાસર પૂછે છે કે એ ભાવડ હું કે કોઇ બીજો. મુનિઓ પોતાના જ્ઞાનથી જોઇ તેને કહે છે કે તે ભાવડ તમે જ છો.

પછી ભાવડે તે મુનિઓના કહેવા પ્રમાણે ઘેર જઇ ઉપવાસ શરૂ કર્યા. ત્યાગ અને તપસ્યા એ આપણા આર્યાવર્તનું મુખ્ય શસ્ત્ર છે. તેના બળથી અને તેની શક્તિથી ગમે તેવા જાલિમને પણ નમાવવો સહેલ છે. આપણા પૂર્વના ઋષિમુનિઓએ ત્યાગ અને તપશ્ચર્યાના બળથી ઇંદ્રનાં ઇંદ્રાસન પણ ડોલાવ્યા છે. તો પછી ભાવડે એક માસના ઉપવાસ કર્યા તે તેને કેમ નિષ્ફળ જાય ? તેને દૈવી સહાય મળે તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી અને દૈવી સહાય માગી એટલે ચક્રેશ્વરી દેવી ત્યાં સાક્ષાત્ પધાર્યા અને તેને સહાય આપી. ભાવડ દેવીની સહાયતાથી તક્ષશિલાથી આદિનાથ પ્રભુની સુંદર પ્રતિમા લઇ તે સહિત વહાણમા બેસી મધુમતિ (મહુઆ) આવ્યો.

હવે ભાવડનો ભાગ્યરવિ મધ્યાહ્ન લગભગ આવી પહોચ્યો. પોતે મહુઆ આવ્યો કે થોડા દિવસ પછી તેના પહેલાના માલ ભરીને ગયેલા વહાણો પણ આવ્યાં. આ બાજુ જ્યારે કીમતી ભરેલા વહાણો આવ્યાં ત્યારે બીજી બાજુ બાલબ્રહ્મચારી પ્રખર વિદ્વાન આચાર્યવર્ય શ્રી વજ્રસ્વામી ત્યા પધાર્યા. વહાણ અને આચાર્ય આવ્યાની વધામણી એક સાથે તેની પાસે આવી. તેને વિચાર થયો કે પહેલા આચાર્ય પાસે જાઉં કે વહાણની ખબર કહાડવા જાઉં ? આ સંબંધે ખુદ રાસકાર બહુ સારી રીતે વર્ણન કરે છે તો તેમના શબ્દોમાજ જણાવું તે વધારે ઉચિત ગણાય.

બીજે દ્વાદશ વરસને, પ્રાન્તે આવ્યા પોત
કહિ આનંદ ઉપજાવિસ્યે, કનકધાતુ ભૃત ઓપ ૭
તીણે ચિત્ત ડોલાવિઓ તે ચિંતિવસ્યો એમ
પાપકર લક્ષ્મી કિહા, કિહા મુનિ પૂજ્ય સુપ્રેમ ૮

... ... ... ...

ચિંતે ભવડ મનમાહિરે, ધરમ તણી કરણી સારીઓ,
બીજો નહિ છે કોઇ રે
પહિલી નમિસ્યુ વજ્રમુનિને, સુણસુ તેહની વાણીરે,
તેહના દરસણથી તે આવસ્યે, લખ્મી પિણિ ખંચાણીરે ચિં ૨
એહવો ચિંતવી ઉત્તમ નરને, જંગમ તીરથ આવેરે
મહા મહોછવ લોક સઘાને, વાદિસી ભવડ ભાવેરે. ચિં. ૩

આવી રીતે તે લક્ષ્મીને તુચ્છ ગણી આચાર્યને વંદવા જાય છે અને ત્યારપછી વહાણ ઉતારવા જાય છે.

આચાર્યશ્રીએ તેને શત્રુંજય તીર્થના ઉદ્ધારમાટે ઉપદેશ આપ્યો. આચાર્યશ્રીના સચોટ ઉપદેશથી પ્રતિબોધ પામી મહાન્ સંઘ કહાડી આચાર્ય સહિત પોતે શત્રુંજય ગયો.

ત્યાં જઇ શત્રુંજય પર્વતને તેણે દૂધથી પખાળ્યો-ધોયો અને તે પવિત્ર થયેલા ડુંગર ઉપર પ્રતિમા સહિત ત્યાં ગયો. પરંતુ ત્યાંનો જુનો દેવ કે જે હિંસક થઇ ગયો હતો તેણે તેને નવી પ્રતિમા બેસાડવા ન દીધી અને ભવડે દિવસે પધરાવેલી પ્રતિમાને નીચે મુકી આવ્યો. જુના દેવે તેને આ પ્રમાણે એક વાર નહિ પરંતુ ઘણી વાર હેરાન કર્યો એટલે તેણે પોતાના ગુરુ આચાર્યવર્યશ્રી વજ્ર સ્વામીને[1] બધી બીના કહી.

વજસ્વામીએ તે દુષ્ટ દેવને શિક્ષા કરી નવા દેવને સ્થાપ્યો. આને માટે પણ રાસકાર કહે છે કે—

કેતલેકે અસુરે હો, વૃત દુધાનમા
અનરથ ઉપ્ન્ઠાઇ હો, તે અધમાધમા ૧૯
એભરપદ વર્યું હો, બાલ નૂતનમાં હે
થાપું કમચિંત વીરો, ઉધરસ્યે નાહે ૨૦ આ. કા. મ ૧ ૬૬૯
વજસ્વામી મંત્રે હો, સ્થંભ્યા અસુરસહુ
કરિ ન સકે ઉપદ્રવ હો, કરિસ્યે રાવ બહુ ૨૧
... ... ... ...
પૂરવયક્ષ બિહંતોરો, નાસી સમુદ્ર તટે
ચંદ્રપ્રભાસક્ષેત્રાતે હો, રહિસ્યે ગુપ્ત વટે ૨૬

આવી રીતે દુષ્ટ દેવને શિક્ષા કરી નવા દેવની સહાયથી નવા ગગનચુંબી ભવ્ય મંદિરમા શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમા બેસાડી. આ સમયનું વર્ણન પણ રાસકાર બહુ સુંદર રીતે આપે છે. પરંતુ લંબાણના ભયથી તેને સ્થાન નહિ આપ્યુ. હવે પ્રતિષ્ઠા પુરી થયા પછી ધ્વજા ચડાવવાનો દિવસ આવ્યો. તે દિવસે ખુબ હર્ષથી સારી પેઠે પૈસાનો વ્યય કરી ભવડ અને તેની સ્ત્રી સુશિલા ધ્વજા ચડાવવા શિખર ઉપર ચડયા અને ત્યા પોતાના આત્માને ધન્ય માનતો નીચે પ્રમાણે ભાવના કરવા લાગ્યો.

અદ્ભુત એહ પૂણ્ય મેં કીધો, વળી કર્મ વસિ પ્રાણી
આર્તરૌદ્ર ધ્યાનાદિક કરીને કલંકિત આતમ પ્રમાણીરે ૬૭૧

આ પ્રમાણે ભાવના કરતા હર્ષના અતિરેકથી ભવડ અને તેની સ્ત્રીનું હૃદય ફાટી ગયુ અને ત્યા મૃત્યુ પામી સ્વર્ગે ગયો.

એ સંસાર વાસ મુકીને, શ્રીજીન ધ્યાન સનાથે
કર્મ ખપાવો જો હું મ્હારા, સિદ્ધિ થાયે મુજ હાથે રે ૧૦
શેઠ શેઠાણી એમ ચિંતવતા આતમ ભાવ વસાવે
નિકલંક શુભ ધ્યાન ક્ષણિકમા, થાસ્યે આતમ ભાવે રે ૧૧

---

૧ આ વજસ્વામી બહુ પ્રતિભાસંપન્ન મહાપુરુષ હતા તેમણે દક્ષિણના તે વખતના પ્રસિદ્ધ બૌદ્ધ સમ્રાટને પ્રતિબોધી જૈન બનાવ્યો હતો. તેમને તેમની માતાએ ત્રણ વર્ષની નાની ઉમ્મરે તેમના પિતા-સાધુને વહેરાવી દીધા હતા એટલે તેમણે બહુ નાની ઉમ્મરે દીક્ષા લીધી હતી.

ઘણા વરસ આ ઉંખુ પાલી અંત સમય શુભ ભાવે
મરી ઉતર્યાં ચોથે સુર લોકે, બે જણ સુર સુખ પાવે રે ૧૨

શત્રુંજય ઉપર અઢળક દ્રવ્ય વાપરી જેમ પોતાની દાનવીરતા દેખાડી છે તેમ તે વખતે કવિઓને ભાટચારણોને યાચકોને અને ગરીબોને પુષ્કળ દ્રવ્યથી નવાજી પોતાની દાનવીરતા દેખાડવામાં તેણે કચાશ નથી રાખી.

---

## ૨ ખેમાદેરાણી.

મહમદ બેગડાના સમયમાં એક ભયંકર દુષ્કાલ સમયે એક વર્ષ સુધી દેશને મફત અન્ન પુરૂં પાડી વાણીયાઓની "શાહ" પદવી કાયમ રાખનાર હડાલાનો ખેમો શેઠ હતા. તેનો સંબંધ નીચે મુજબ છે.

ગુજરાતમા પવિત્ર પાવાગઢની તલેટીમા ચાપાનેર નગરમાં એક વખતે કેવી જાહોજલાલી હતી તે ઇતિહાસવાચકોથી અજાણ્યું નહિ હોય. મહાન વીજયી મહમદબેગડો[1] ગુજરાતમા રાજ્ય કરતો હતો ત્યારે તેનો માનીતો ઉમરાવ સાદુખાન ચાંપાનેરનો સુબો હતો તથા તે જ વખતે ચાંપાનેરનો નામીચો નગરશેઠ ચાંપશી મહેતો હતો. એક વખતે ચાંપાશી શેઠ સમસ્ત મહાજન સાથે રાજ દરબારમાં જતો હતો ત્યારે સાદુલખાનનો રસ્તામાં ભેટો થયો અને પછી બન્ને સાથે સાથે રાજમહેલ તરફ ચાલવા લાગ્યા. તે વખતે બોલવામા ચાલાક બંભા ભાટ બેઠો હતો. તેણે ઉભા થઇ સુબા સામે આવી પોતાના જાતિસ્વભાવ પ્રમાણે ઉમરાવનાં કેટલાક સામાન્ય વખાણ કર્યાં અને પછી મહાજનની સન્મુખ ઉભા રહી હાથ જોડી તેમનાં પણ કેટલાંક બીરદ ગાયા. તે મહાજનને ઉદેશીને બોલ્યો કે—

બરદ કહે દકાલ દોહથ્થ, રાપેં બંધ છોડણ સમથ્થ.
રાયેં થાપના આરજરૂપ જીવોજીવદયા પ્રતિભૂપ.
કરણિ કુબેર બરદ બહુધાર વડહથ જગડુ અવતરિ
બંભે કહી કીરત અત્ય ઘણી તવ તેં શ્રવણે ખાંને સુણી

આવી રીતે કરણીમા કુબેર સરખા અને જગડુના અવતાર સરખા ઇત્યાદિ વિશેષણો આપ્યા. સાદુલખાને આ વિશેષણો બાદશાહને કહી સંભળાવીને કાન ભંભેર્યા કે—જહાંપના આ ભીખારીની જાત તમારૂં ખાઇને વાણીયાને વખાણે છે. કાચા કાનના શાહે સહેજ પણ આડોઅવળો વિચાર કરવાની તસ્દી લીધા સિવાય જ બંભભાટને પકડી મંગાવવા હુકમ કર્યો, આથી સાદુલખાન ખુશી થયો. પરંતુ ચાપશી શેઠને ચિંતા થઇ કે "ભૂંડી થઇ—પણ હશે જે થવાનું હતું તે થયુ" થોડી વારમા તો ત્યા ભાટ આવ્યો તેને દેખી પાદશાહે પૂછ્યું કે—તમો મારૂં અન્ન ખાઇ બંકાલના ખોટા વખાણ કરો છો તે કેમ? બટાકબોલા નીડર

[1] કહેવાય છે કે તે ૧૭૦૦૦ ગુર્જરનો ધણી હતો. તેની પાસે ઉત્તમ સવા લાખ ઘોડા, દશ હજાર હાથી, સીત્તેર ખાન અને બહોંતેર ઉમરાવની સાહ્યબી હતી. બીજા ઘણાય રાવરાણા તેની તાબેદારી ઉઠાવતા-તેના કદમમાં શીર ઝુકાવતા હતા.

ભાટે ચોકખો ઉત્તર આપ્યો કે-હે પાદશાહ અમે વાણીયાની સ્તુતિ કરીયે છીએ તે ઠીક કરીએ છીએ. અમે તો માત્ર તેમનાં વડવાનાં જે બીરૂદો હતાં તે ગાઇયે છીએ. કરણીમાં કુબેર સરીખા અને દુકાળના દોહથ્થ વિગેરે બીરૂદાવલી તેમના સુવિખ્યાત દાનેશ્વરી વડવા જગડુથી તેમને પ્રાપ્ત થઇ છે. કારણ કે સંવત ૧૩૧૫માં દુકાલ પડયો જે પનરોત્તરા તરીકે હજી પણ પ્રખ્યાત છે, તે વખતે ભદ્રેશ્વરના જગડુશાહે રાવરાણા, રંક, જતી, સતી આદિ ઘણા જીવોને બચાવ્યા હતા. હજી પણ કહેવાય છે કે એવો મોટો દુકાળ હજીસુધી કોઇ પડયો નથી અને જગડુ જેવો દાતા કોઇ જન્મ્યો નથી. આ શબ્દ સાંભળતાં પાદશાહને પગથી માથા સુધી ઝાળ લાગી અને ક્રોધથી ધુંધવાતી આંખે તે ભાટ સામે જોઇ રહ્યો. બાદશાહે હૃદયમાં તે બીનાનો ડાઘ રાખી સભા બરખાસ્ત કરી મહેલનો રસ્તો પકડયો. આ તરફ નગર શેઠે બંભને કહ્યું કે—મોટા સામે વાદ કરવો નહીં તેમાં હાર્યા તોય નુકશાની છે અને જીત્યા તોય ગેરલાભ છે.

કહે શેઠ કીજે નહીં વડા સરીખું વાદ—
હારે જીતે રાણ હુઇ વાત વધે વિખવાદ

આથી ભાટ બોલ્યો કે—

શેઠ પ્રત્યે શું કવ્ય કહે એવો અમ આચાર,
બોલું બોલ ન પાલટું જો કોપ્યો કીરતાર;

એટલે—કદી પરમેશ્વર કોપે તો પણ બોલેલ બોલ ઉથ્થાપવાનો નથી.

કામર ખડગ ને કૃપણ વચન કાચબકોટ નિધાન
જ્ઞાની દાન ભટવચણ એ ગજદંત સમાન

આ સાંભળી શેઠ ચુપ થઇ ગયો. ભાટે વળી કહ્યું કે-
લોહા રસોઇજીને કવ્યજી આ મોલે નહોઇ મુલ,
દાતા જયમ રૈતો થકો ન ગણે પાત્ર કુપાત્ર;
બોલ્યું ભાટ ન સંસહે મરણ તૃણ્ણા માત્ર.

આ સાંભળી શેઠે કહ્યું-ફીકર કરશો નહિં. રાજા મુખેથી જે માગશે તે આપીશું. આમ કેટલીક મુદત ગયા પછી એક વરસ નરસું આવ્યું અને બીલકુલ વરસાદ પડયો નહિં, જેથી અન્ન પાણી વિના લોકો બહુ હેરાન થવા લાગ્યા. પિતા પુત્રને ન જોઇ શકે અને ભાઇ ભાઇને ન જોઇ શકે. આ પ્રમાણે પાદશાહે ઠેકાણે ઠેકાણે લોકોને દુઃખી થતા જોયા, દુર્બલોના દયાર્દ પોકાર સાંભળ્યા તથા દીવાન પાસેથી દુકાળની હકીકતના વાકેફગાર થઇ બંભ ભાટને બોલાવ્યો અને કહ્યું કે-તમો વાણીયાની વડાઇના બીરૂદ ગાતા હતા તેનો પ્રકટ દાખલો બેસાડો. જો વાણીયા દરેકને અન્ન આપે તો તેમનું બીરૂદ સાચું, નહીં તો ગાનાર અને ગવરાવનાર બન્ને ગુન્હેગાર છે. ભાટ ત્યાંથી ઉઠી શેઠ પાસે આવ્યો અને મહાજન ભેગું કરી તેમની બીરૂદાવળી બોલવા લાગ્યો.[1]

---

૧ મહાજન અસમેસમો કરે, કરે તે ઉત્તમ કાજ, આગળબુદ્ધી વાણીયા, સોમે દીઠા આ ૪૯
હીય દીગે સેંધે કરી લાખ કોટ ધન ધીર, વણીક સમો કો અવર નહી ભરણ ભૂપ મંગર ૫૧

બહુ બીરૂદાવલી કહ્યા પછી વળી પાછો ભાટ બોલ્યો—તમારાં બીરૂદ માટે બાદશાહ સાથે રોડ થઇ છે. બાદશાહ કહે છે કે કાંતો મહાજન અન્નદાન દઇ પોતાનું બીરૂદ ખરૂં કરી બતાવે અથવા તો તે બીરૂદ છોડી દે.

પછી મહાજનની સલાહ લઇને ભાટ બાદશાહ પાસે ગયો અને એક માસની મુદત માગી જણાવ્યું કે કાંતો મહાજન મહીનામાં અન્નદાન પુરૂં પાડવાના નિશ્ચય ઉપર આવશે અથવા તો પોતાનું બીરૂદ-નુર છોડી દેશે. બાદશાહે તે વાત કબુલ રાખી. હવે શું કરવું તેને માટે સમસ્ત મહાજન ભેગું થયું. (નાના મોટા બધાય મહાજન કહેવાય) મુખ્યમા નગરશેઠ ચાંપશી મહેતા અને તેમના ભાઇ કરમશી, કલ્યાણ, કમલશી, વેમલશી, તેરશી, પ્રતાપ, પદ્મશી[1]......માણેકચંદ, લાલજી, લક્ષ્મીચંદ આદી મહાજનસમસ્ત એકઠું થયું. ચાંપશી મહેતાએ કહ્યું કે એક દીવસ હું આપીશ. બીજા ચાર જણે મળી એક દીવસ લીધો. એમ એકંદર સર્વેના દીવસો મેળવતાં ચાર મહીના થયા. હવે બાકી રહેલા મહીનાનો ખર્ચ લેવા તે વખતના પ્રખ્યાત સમૃદ્ધિશાળી પાટણ તરફ તેમની નજર ગઇ અને તેઓ ત્યા જવા તૈયાર થયા. તેમા ખુદ નગરશેઠ પોતે જ ખાસ નીકળ્યા અને બીજા પણ સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થો નીકળ્યા. પાટણ નજીક તેઓ પહોંચ્યા ત્યારે પાટણના સમૃદ્ધિશાળી શેઠીઆઓએ ચાંપાનેરના મહાજનનું સારૂં સ્વાગત કર્યું. પાટણના મહાજને બે મહીના માથે લીધા એટલે તેઓ ત્યાંથી વેરાટ ગયા અને ત્યાથી દસ દીવસ લખી આવ્યા. પાટણ અને વેરાટ વચ્ચે વીસ દીવસ તો નીકળી ગયા. હવે એક મહીનામાથી માત્ર દસ દીવસ રહ્યા અને તેટલા દીવસમાં તો ચાંપાનેર જઇ પાદશાહને કહેવાનું રહ્યું. જો તેમ ન થાય તો પોતાની નેક અને-બીરૂદ જાય ને ભાટ પણ આપઘાત કરીને મરી જાય. મહાજનને આ ખરેખરી કસોટીનો સમય હતો. તોય મહાજન વેરાટ (ધંધુકા) થી ધોળકે જવા નીકળ્યા. રસ્તામા હડાળા ગામ આવ્યું. હડાળા નીવાસી ખેમાદેરાણીને ખબર પડી કે ચાંપાનેરનું મહાજન ગામની ભાગોળે થઇને જાય છે. એટલે એ મેલાં લુગડાંવાળો ખેમો શેઠ મહાજનની સામે ગયો અને કહેવા લાગ્યો કે મારી માગણી સ્વીકારો, અને એ પ્રમાણે વિનંતી કરવા લાગ્યો.

મેલાઘેલા કપડાવાળા આ વાણીયાની અસંત આજીજી ભરેલી વિનંતી સાંભળી નગરશેઠને વિચાર થયો કે—

મેં તો મન માહે વીચ્યારે ધન માગે મુઝ સહુ પાસે.

ત્યાર પછી શેઠે કહ્યું કે વીચારીને જે માગવું હોય તે ખુશીથી માગો. ત્યારે ખેમાએ કહ્યું કે મારે ઘેર છાસ (ભોજન) પીને જજો. ખેમાની આ વિનંતી સાંભળી ભોજનનું નોતરૂં પાછું ન ઠેલાય એમ વિચારી તેની વિનંતી સ્વીકારી મહાજન તેને ઘેર ગયું. ત્યાં ખેમાએ તેઓને બહુ સારી રીતે ભોજન કરાવ્યું અને તેનું ખરેખરૂં વર્ણન કાવ્યકાર પોતે જ બહુ સારી રીતે આપે છે.

માંડી થાળ અનોપમ લાવે સાકરનો શીરો પીસાવે
દાંત જોર કાંઇ ન કરાવે ઘરડા બુઢાં તેપણ ચાવે. ૯૫

૧ બીજાં નામો ઘણાં છે પરંતુ લંબાણના ભયથી નથી આપ્યાં.

સીયાલામાં ઘણેરો આવે તેનો ગુણ કહ્યો ન જાવે.
પાસે પાપડ વડી પીરસવે તે તો ફેર ફેરી અણાવે. ૯૬
મેલમલીઓ છે હુરમફેરો સર્વો રસ ઘૃત ઘણેરો.
સાકર પીરસી અતી ચતુરાઇ પ્રેમે ઘણી કીધી ભલાઇ. ૯૭

આવી સારી રીતે મહાજનની ભક્તિ કરી બધાને જાયફળ પાન સોપારી આદી મુખવાસ આપ્યા પછી બધા ડેરે ભેગા થયા. શેઠ પણ ત્યાં આવી બેઠા. એટલે ખેમે વિનયથી પુછ્યું કે મહાજન શા સારૂ બહાર નીકળ્યું છે તે મને કૃપા કરી જણાવો. ત્યારે ચાંપસી શેઠે ટીપના કાગળમાં ખેમાનું નામ લખી કાગળ આપ્યો અને અથથી ઇતી સુધી બધી બીના કહી સંભળાવી. ખેમો ટીપમાં પોતાનું નામ જોઇ રાજી થઇ કહેવા લાગ્યો કે સેવકને સંભાર્યો એ બહુ સારૂં કર્યું. અને મારે મારા પિતાને પુછી જવાબ આપવું છું. ખેમો પિતાને પુછવા ગયો ત્યારે તે રાજવી સરખા ઉદાર દિલના પિતાએ પુત્રને કહ્યું કે બેટા આવો અણમેલો સમય ફરીફરી નહી આવે. આતો ઘેર બેઠાં ગંગા આવી છે. તારાથી જેટલો લાભ લેવાય તેટલો લઇ લે.[1] ખેમા, જે મનુષ્ય સમયને જાણે તે જ બહુ ઉદાર નર છે, માટે આ પચીસમા તીર્થંકર સરખા સંઘનું માન તારાથી થાય તેટલું થોડું છે. પિતાનો આવો સચોટ ઉપદેશ સાંભળી ખેમો ઘણો રાજી થયો. જેના પિતા ઉદાર દિલના હોય તેનો પુત્ર પણ તેવો જ હોય તેમાં નવાઇ નથી. બસ થઇ ચુક્યું. પિતાની આજ્ઞા મળી ચુકી એમ સમજી ખેમો વાજતે ગાજતે સંઘ પાસે આવ્યો, અને તેમનાં વખાણ કરી પોતે જણાવ્યું કે સંઘે મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. હું સંઘનો બદલો આપવાને સમર્થ નથી પરંતુ મારી એટલી વિનંતી છે કે મારા ૩૬૦ દિવસો સ્વીકારો. મહાજન તો આ સાંભળી દીંગ થઇ ગયું. એક મેલાંઘેલાં કપડાંવાળો તેની આટલી બધી ઉદારતા, અરે સાથે તેનો વિનય અને ભક્તિ જોઇ કેટલાકને તો એમ લાગ્યું કે આ મોઢાની મીઠાશ લાગે છે. નહિતર આવો પૈસાદાર ગૃહસ્થ આવી સ્થિતિમાં કેમ સંભવી શકે? ત્યાં તો ચાંપશી મહેતો બોલ્યો—ખેમા, પોતાની શક્તિ હોય તેથી ચડયું બોલીયે તો ઠીક નહી, નહીંતર તેની કીંમત નથી રહેતી. માટે જે બોલવું હોય તે વીચારીને બોલો. ત્યારે ખેમો બોલ્યો—શેઠ મેં તો બહુ વિચાર કરીને અને મારી શક્તિથી હજી ઓછું બોલ્યો છું. શ્રીમંતાઇમાં ઉછરેલા અને શ્રીમંતાઇનો મોભો જાળવનાર ચાંપશી મહેતો તો આભો જ બની ગયો અને વિચાર કર્યો કે આની પાસે કંઇક હશે નહીંતર આટલી હીંમત ન ભીડે. પછી શેઠે ખેમાને કહ્યું શેઠ તમે તમારાં આ મેલાઘેલાં કપડાં ઉતારી નાઇ ધોઇ સારા કપડા પહેરો; ત્યારે તે ઉદાર દીલના ખેમે શેઠને વિનયથી કહ્યું કે–શેઠ

---

[1] ખેમા જાણ્યુ જે ઘર બેઠા આવી ગંગા વાહુણીરે,
ખેમા અવશે આચાર, ખેમા ભેદ રાખીશરે ૧૦૭
ખેમા પચવીસમો તીર્થંકર જીનેશરે ભાખીયોરે,
ખેમા ખરચે નહી ધન ધર્મ મતકો નર રૂડોરે. ૧૦૮
ખેમા હેમ ડુંગરી નવ્યનીધ્ય તે સાગરમા રહીરે,
ખેમા લો સરીની રીદ્ધ હતી તે ક્યા ગઇરે. ૧૧૦

અમે વીવા વાર તહેવાર સવાગ ન પાલરુરે,
નવી જાણું સાલ દુશાલ,........ . ૧૧૮
અમે ગામડીયા ગમાર, નગર ના જાણીયેરે,
અમે ગેલડીયા હીંગતોલ અમે તો વાણીયારે ૧૧૯

સ્નપ્નેય નહિ ધારેલો ખેમાનો ઉત્તર સાભળી શેઠ તો વિસ્મય પામી ગયા અને મનમા વિચાર કરવા લાગ્યા કે ધન્ય છે એની ઉદારતાને અને સત્યને શોભાવે તેવા તેના વિનયને. ચાપશી મહેતાએ ખેમાને કહ્યું કે શેઠ શ્રીમત કે દાતા તો તમે છો, અમે તો તમારા નોકર થવાને યોગ્ય છીએ. પછી મહાજન ખેમાને પાલખી[1]-મયાનામા બેસાડી ચાપાનેર લાવ્યા મહાજન તેને પાદશાહ પાસે લઇ ગયુ અને જણાવ્યુ કે પાદશાહ આ શેઠ ૩૬૦ દીવસે આપશે. પાદશાહ તો આ મેલા ઘેલા જાડા કપડા જોઇ આશ્ચર્ય પામતો તેને પુછવા લાગ્યો કે તમારે ઘેર કેટલા ગામ છે ત્યારે ખેમો બોલ્યો-મારે ઘેર બે ગામ છે પાદશાહે પુછ્યુ-કયા કયા બે ગામ છે? ત્યારે તેણે કહ્યુ પળી અને પાલી પની અને પાલી પાદશાહ આગળ મુકી કહ્યુ-આ બે ગામ છે પળી ભરીને આપુ છુ અને પાલી ભરીને લઉં છુ

તવ ખેમો બોલીયો મહારે છે બે ગામ,
સાહ કહે જો ગામ રે, દોનુ કયા કયા નામ ૧૨૯
મુકે તવ પાલી પળી મુખ આગલ સુલતાન,
દેઊ તેલ પલી ભરઇ પાલીયુ લેઉ ધાન. ૧૨૭

પાદશાહ આ સાભળી ઘણો ખુશ થયો અને વિચારવા લાગ્યો કે મારી પ્રજામા આવા ઉદારચરિત ભડવીર નરો વસે છે માટે મારે પણ ખુશી થવા જેવુ છે.

ત્યાર પછી પાદશાહે ખુશી થઇ મહાજનને પણ બીરૂદથી નવાજ્યા અને ત્યારથી એક શાહ વાણીયો અને બીજો શાહ બાદશાહ આ કહેવત બરાબર ચાલતી રહી

ખરેખર ધન્ય છે ખેમાની ઉદારતાને તેના વિનયને તેની સાદાઇને કે જે પાદશાહ એટલે તે વખતના મનાતા દેવસરખા પુરુષ પાસે જતા જેણે પોતાની સાદાઇ નમ્રતા ન છોડી. અંતે તેણે એક વરસ સુધી દુષ્કાળમા પુષ્કળ પસો ખર્ચી ગુજરાતને ઉગાર્યુ અને શાહની પદવી સાચવી અત્યારે તે રૈયત નથી છતા તેની ઉદારતા ગુજરાતીની સેવા તેનું ગાભીર્ય સાદાઇ આદી ગુણો તો અત્યારે પણ સૂર્યના પ્રકાશની જેમ ઝળહળી રહ્યા છે આવા ઉદાર અને દિલાવર દિલના ગૃહસ્થના ગુણને ધન્યવાદ સિવાય આપણાથી શુ બીજુ આપી શકાય તેમ છે? તે દુષ્કાલનું વર્ષ પુરૂ થયા પછી સપવિત્ર તીર્થ શ્રી શત્રુજ્યની યાત્રા કરી સ્વર્ગસ્થ થયો. તેવા સાધુપુરુષને આપણા કરોડવાર નમસ્કાર હો. સાથે અત્યારના આ ભારતવર્ષના સધમાથી કોઇક ખેમો પાકે એમ ઇચ્છી હું આગળ વધીશ.



૧ તે વખતના સમયમા પાલખીમા બેસવુ એ એક મહોટુ માન ગણવામા આવતું હોય તેમ જણાય છે

## ४ જગડુશાહ ( ગુજરાતનો કુબેર )

જે વખતે મહમદ બેગડો ગુજરાતમાં રાજ્ય કરતો હતો તે વખતે ૧૩૧૫ માં એક ભયંકર દુષ્કાળ પડયો હતો. એ દુષ્કાળ એકલા ગુજરાતમાં નહોતો પરંતુ કચ્છ, સીંધ, પંજાબ, દક્ષિણ આદિ દરેક દેશોમાં તેનું જોર સખત હતું. જેમ ગુજરાતમાં ખેમાદેરાણીએ તે વરસમાં લોકોને અન્નપાણી પુરાં પાડયાં હતાં તેની રીતેજ સીંધ, કચ્છ, માળવા, પંજાબ, દક્ષિણ આદિ દેશમાં જગડુશાહે અન્ન પાણી પુરાં પાડવાની ઉદારતા દર્શાવી પોતાના ધનનો સદુપયોગ કર્યો હતો. જગડુશાહ વિક્રમની ૧૪ મી સદીમાં વિદ્યમાન હતો. તેનો જન્મ કચ્છ-ભદ્રેશ્વરમાં થયો હતો. તેના પિતાનું નામ સોલ્હા—સોખા હતું અને માતાનું નામ ખેતી હતું. સોલ્હા પોતે બહુ ગરીબ હતો-એક વખતે અમુક નિમિત્તે તેને ખબર પડી કે તેના ઘરમાં ધન દાટેલું છે એટલે પોતે તે ધન કાઢી લીધું અને પોતાનો દારિદ્રયડુંગર ભેદી નાખ્યો. ત્યાર પછી થોડા સમયમાં ૧૩૧૫ માં ભયંકર દુષ્કાળ પડયો અને તેમાં અનેક મનુષ્ય અન્નપાણી વિના મોતને શરણ થતાં ગયાં. જગડુને આ દેખી દયા આવે એ બનવા જોગ છે. તે વખતે તેણે દરેક દેશના રાજાઓને પોતાની ખાણમાં ભરેલું અન્ન આપ્યું અને તેમાં સિંદ્રના રાજ હમીરને ૧૨૦૦૦ મુડા અનાજ આપ્યું; ઉર્જયનીના રાજા મદનવર્માને ૧૮૦૦૦ મુડા અનાજ આપ્યું; દીલ્હીના બાદશાહ મોજાઉદીનને ૨૧૦૦૦ મુડા અનાજ આપ્યું; પ્રતાપસીંહને ૩૨૦૦૦ મુડા અનાજ આપ્યું; કંદહારના મહારાજાને ૧૨૦૦૦ મુડા અને પાટણના રાજા વિમલદેવને ૮૦૦૦ મુડા ધાન્ય આપ્યું. આવી રીતે ૯૯૯૦૦૦—નવલાખ નવાણું હજાર મુડા ધાન્ય આપ્યું. તેની ઉદારતા હજી આટલેથી નથી અટકી. તેણે ૧૧૨ સાર્વજનિક દાનશાળા મંડાવી હતી. હરકોઇ આવે અને જમે. એમ કહેવાય છે કે દરરોજ લાખ મનુષ્યો આનો લાભ લેતા હતા. તેણે ૧૮ કરોડ દ્રમ્મ[1] યાચકોને ભેટ આપ્યા હતા. આવી રીતે તે ભયંકર દુષ્કાળમાં અનેક મનુષ્યોને કોઇ પણ જાતનો જાતિભેદ રાખ્યા સિવાય છુટે હાથે દાન આપી તેણે તે વખતના "કુબેર"નું યોગ્ય પદ મેળવ્યું હોય તેમાં નવાઇ નથી. આવી રીતે તેણે જૈન ધર્મને દીપાવવામાં પણ મણા નથી રાખી. તેણે ૧૦૮ જૈન મંદિર બંધાવ્યાં હતાં અને પવિત્ર તીર્થાધિરાજ સત્રુંજયના ત્રણ વખત મહાન સંઘ કહાડી યાત્રા કરી હતી. તેણે ભદ્રેશ્વરનું મહાન મંદિર પણ બંધાવ્યું હતું કે જેની કીર્તિ કલશને શોભાવી રહી છે. અત્યારે તો તે જગડુના ભદ્રેશ્વરનું જુનું નીશાન કે કંઇ પણ રહ્યું નથી. હજુ પણ કહેવાય છે કે નીચે ખોદતાં કેટલીક જુની હાથીદાંતની કારીગરી નીકળે છે. કાળની ગતિ વિષમ છે. ભલે જગડુ તો જીવતો નથી છતાં તેની કીર્તિ જ્વલંતભાવે પ્રકાશી રહી છે. ધન્ય છે જગડુ તને અને તારા દેશને કે જેણે પોતાના ભુગર્ભમાંથી તારા જેવાં નરરત્નો ઉત્પન્ન કર્યાં.

તા. ક. આ લેખ લખાઇ રહ્યા પછી મને જગડુશાહનું એક વધુ સાર્વજનિક ઉપયોગી કાર્ય-જેની નોંધ મને કાઠિયાવાડ સર્વસંગ્રહમાંથી મળી છે તે ખાસ ઉપયોગી અને તેના જીવનમાં નવો પ્રકાશ પાડનાર હોવાથી હું અક્ષરશઃ તેનો ઉતારો આપું છું.

---

૧ તે વખતનું ચલણી નાણું.

"ગાદવીની પાસે કેટલીક નાની નાની ડુંગરીઓ છે. તે કોયલાની ડુંગરીઓ કહેવાય છે. કહે છે કે પાર્વતીને શિવની સાથે કલહ થયો તેથી તેણે કોયલ સ્વરૂપ ધારણ કરી અહીં વાસ કર્યો હતો ત્યારથી એ ડુંગરીઓ કોયલા ડુંગરીઓ નામે ઓળખાતી આવી છે. ડુંગરીઓ નદીના તટ ઉપર જ આવેલી છે. એ ડુંગરી ઉપર હરસદ માતાનું ( મહાકાળીનું ) દહેરૂં છે; પણ ત્યા કોઇ રહેતું નથી તેમ કોઇ જતું પણ નથી હાલમા એ માતાનું દહેરૂં ડુંગરીની તળેટીમા આણેલું છે. દહેરૂં ડુંગરી પર હતું ત્યારે જે કોઇ વહાણની દૃષ્ટિએ તે પડતું તે જરૂર ભાગતું જ. આખરે કચ્છના એક વેપારી નામે જગડુશાહ જેના વહાણ અહીં ભાગ્યા હતા તેણે ઘોર તપ આચરી મહા મહા દેહકષ્ટથી માતાને પ્રસન્ન કર્યા ને તેમને ડુંગરીની તળેટીમા ઉતરી આવવા વિનંતી કરી. માતાએ કહ્યું પગલે પગલે એક એક પાડાનું બલિદાન આપે તો ઉતરૂં. જગડુશાહ કબુલ થયો પણ માતા એટલા ધીમે ધીમે ઉતર્યા કે તળેટીમા આવતા પહેલા જ ભોગ આપવા આણેલા સઘળા પાડાઓ ખપી ગયા ત્યારે જગડુશાહે પોતાની સ્ત્રીનો, છોકરાનો ને છેવટે પોતાનો ભોગ આપ્યો. જગડુશાહની ભક્તિથી માતા ઘણા તુષ્ટમાન થયાં ને તેને તથા તેની સ્ત્રી છોકરાને સજીવન કરી બોલ્યા 'પુત્ર, વર માગ.' વણિકે વર માગ્યો કે "મારો વંશ અક્ષય રહે" એટલે માતા 'તથાસ્તુ' બોલી અંતર્ધાન થયા ને ડુંગરીની તળેટીમા આવી વાસ કીધો. તે વખત પછી ત્યા આગળ વહાણો ભાગતાં પણ બંધ થયા. તળેટીમા તેનું દહેરૂં જગડુશાહ શેઠે બંધાવ્યું છે." ( કાઠિયાવાડ સર્વસંગ્રહ પૃ. ૭૪૫ ) આ તેના અદ્ભુત આત્મત્યાગથી વાચકો સમજી શકશે કે તેને દરેક મનુષ્ય ઉપર કેટલો પ્રેમ હતો. તેણે બેટને માટે બૈરી છોકરા અને અંતે પોતાનો આત્મા પણ આપ્યો. જૈનો પરોપકારી કાર્યોમા પણ કેવી રીતે મરી જાણે છે તેનું આ જ્વલંત દૃષ્ટાંત જગત આગળ ચિર કાલ સુધી રહેશે



# ૬ જૈન મંત્રીઓ

(લેખકઃ-આચાર્ય મુનિ ન્યાયવિજયજી)

## ૧ વિમલ મંત્રી.

ભીમ બાણાવળીનો મંત્રી વિમલમંત્રી ચુસ્ત જૈન, અને દયાધર્મ પાળનાર શ્રાવક હતો છતાં એક સારા યુદ્ધવિશારદ તરીકે એક સારા મુત્સદી તરીકે એક દાનવીર તરીકે તેની કીર્તિ તેનું નામ અને કામ ગુજરાતના ઇતિહાસમાં જ્વલંત ભાવે પ્રકાશી રહેલ છે.

વિમલનું જન્મસ્થળ પાટણ હતું. તેના પિતાનું નામ વીર અને માતાનું નામ વીરમતિ હતું. તેના દાદા (વીરના પિતા) ગુજરાતના પ્રથમ રાજા, ગુજરાતના રાજ્યના પ્રથમ સ્થાપક શ્રી વનરાજ ચાવડાના દંડનાયક હતા. "ગુજરાતની રાજ્ય ગાદીના મુળ પુરુષથી માંડી અંતિમ ચક્રના-સારંગદેવ સુધી જૈનોએ ઓછાવત્તા પ્રમાણમાં સત્તા ભોગવી છે." તેવી રીતે વિમલના દાદા લાહીર પણ વનરાજના દંડનાયક હતા. તેઓ બહુ પ્રતાપી અને મુત્સદી હતા. તેઓ પોરવાડ વંશના હતા કે જેના પૂર્વજો ક્ષત્રિય વંશના હતા. તે વખતે ઘણા રજપુતો જૈનો હતા. એટલે લાહીરના શરીરમાં પોતાના પૂર્વજ ક્ષત્રિયોનું લોહી પણ ફરતું હતું. વિમલનો પિતા વીર બહુ ધર્મચુસ્ત હતો અને પોતાની જીંદગીનો ઘણો ખરો વખત તેણે ધર્મકાર્યમાં જ ગાળ્યો હતો.

વિમલ દિવસે દિવસે બીજના ચંદ્રની જેમ વૃદ્ધિ પામવા લાગ્યો. તેના પિતાએ તેને પાંચ વર્ષની ઉંમરે નિશાળે મુક્યો. વિમલ પોતાની તીક્ષ્ણ બુદ્ધિના બળે બહુ થોડા વખતમાં જ્ઞાન સંપાદન કરી ભણવાનું[1] છોડી પોતાને ઘેર બેઠો. હવે પુત્રને યોગ્ય વયનો જાણી ધર્મી પિતાએ પુત્ર ઉપર ઘરનો બધો ભાર મુકી પોતે દીક્ષા લઇ ત્યાંથી ચાલી નીકળ્યો.

તેના પિતા દીક્ષા લઇને ગયા પછી તેની માતાને એમ લાગ્યું કે મારો પુત્ર નાની ઉંમરનો છે અને તેના દુશ્મનો રખેને તેને મારી નાખે એ ભયથી પોતાના પુત્રને લઇને રહેવાને પીયર ગઇ. વિમલ ગામડામાં ગ્રામ્ય અને સાદું જીવન ગાળતો અને ત્યાં તેણે બાણ ફેંકવાની કળામાં સારી પ્રવીણતા મેળવી. તેની આ અદ્ભુત બાણકળા અને બાહુબળની સર્વત્ર પ્રશંસા થવા લાગી.[2] અને આ પ્રશંસા સાભળી પાટણના નગરશેઠે લાહીર મંત્રીના પૌત્ર વિમલને પોતાની એકની એક કન્યા આપી.

શીલ લગઇ તૂઠી અંબિકા, ત્રિણિવર દીધા પોતિઇ થકા.
બાણ પ્રમાણ ગાઉ તે પંચ, હય લક્ષણના લક્ષ પ્રપંચ—૭૨.

---

૧. તે ભણી ઉતર્યો ત્યારનું તેનું રસમય વર્ણન કરતા કવિવર શ્રી લાવણ્યસમય વિમલની વિદ્યારંભની પ્રશંસા બહુ સારી રીતે કરે છે. લંબાણ માટે જુઓ વિમલપ્રબંધ પૃષ્ટ-૧૨૨.

૨. આને માટે કવિ લાવણ્યસમય વદે છે કે તેને અંબા માતાની કૃપા હતી. અને માતાએ તેને ત્રણ વરદાન આપ્યા હતાં. તેને માટે જુઓ વિમલપ્રબંધ પૃષ્ટ ૧૩૧.

નવ નવ રૂપ નિરતિઈં નિર્મલા, ત્રીજી અદ્દભુત અક્ષર કલા.
વર દેઈ દેવી સંચરી, વિમલ વધાવિઉ વિદ્યાધરી—૭૩.

વિમલનું મોસાળ બહુ ગરીબ હતું એટલે તેનાથી વિમલને પરણાવવાનું ખર્ચ થઇ શકે તેમ નહોતું. વિમલની માતાએ પણ કહ્યું કે પૈસા સિવાય હું વિમલનાં લગ્ન નહિ કરૂં. કારણ કે તેના દાદા લાહીર મંત્રી હતા માટે તેમના કુટુંબને છાજે તેમ તેના લગ્ન થવાં જોઇએ. આમ રકઝક કરતા એક વખતે વિમલને ખેતરમાંથી ખોદતાં પુષ્કળ ધન મળ્યું.[1] અને તે પૈસાથી તેના કુટુંબને છાજે તેવી સારી રીતે લગ્ન કરવામાં આવ્યાં. વિમલ હવે પાટણ રહેવા આવ્યો અને ત્યાં પોતાની અદ્દભુત બાણકળાનો પરિચય એક વખતે ગુર્જરેશ ભીમને કરાવ્યો.[2] ભીમે તેની બાણકળાથી ખુશી થઇ તેને મોટો સેનાધિપતિ નીમ્યો. વિમલ પોતાની ચતુરાઇથી ધીમે ધીમે આગળ વધ્યો અને ઠેઠ ગુર્જરેશનો મહામંત્રી પણ થયો.

વિમલની મંત્રી તરીકેની કારકીર્દી બહુ પ્રશસ્ય હતી. તે વખતના ગુજરાતના બધા ખંડીઆ રાજાઓ અને મંડલીકો તેનાથી બીતા હતા. તે વખતનો મરૂ ધરાધીશ ભોજને પણ તેણે હરાવ્યો હતો તથા ઠઠ્ઠાનો રાજા બંભણી-પંડીઆને પણ તેણે હરાવ્યો હતો. આ સિવાય બીજી મુખ્ય લડાઇ ક્યાંય થઇ નથી લાગતી. પરંતુ વિમલપ્રબંધકાર કહે છે કે પૂર્વના રોમનગરના બાર સુલતાનોને તેણે હરાવ્યા હતા. આને માટે અત્યારે તો વિશેષ પુરાવો મળવો મુશ્કેલ છે બલ્કે નથી. છતા રા. મણીલાલ વ્યાસ આ સંબંધી કાંઇક સમાધાન કરે છે તે આ પ્રમાણે છે. સંવત ૧૦૮૦ માં શહાબુદ્દીન ગોરીએ ગુજરાત ઉપર ચડાઇ કરી અને તેણે ગુજરાત જીત્યું. ગુર્જરેશ હાર્યો નાઠો અને કંથકોટના કિલ્લામા ભરાયો હતો. પછી સુલતાનનું વિજયી સૈન્ય પાછું જતું હતું તે વખતે વિમલે ત્યાં જઇ લાગ સાધી તેના પટાવતો ઉપર જીત મેળવી હોય અને જૈન સાધુઓએ પટાવતોને સુરતાણ નામથી ઓળખાવ્યા હોય તે હકીકત સંભવે છે. (રા. વ્યાસનું આ સમાધાન કંઇક અંશે ઠીક છે પરંતુ હજી વિશેષ માહીતીની જરૂર તો છે જ.) આ સિવાય વિમલે કઇ કઇ લડાઇ કરી તેનો કોઇ ખાસ ઉલ્લેખ નથી. પરંતુ જે હકીકત મળે છે તે ઉપરથી માલમ પડે છે કે "વિમલ એક બહાદુર યોદ્ધો હતો, પાકો મુત્સદી હતો તો તેણે

૧. કવિ કહે છે કે આ ધન મળ્યું તે પણ માતાના પ્રતાપથી જ.
જુઓ વિમલપ્રબંધ. પૃ. ૧૮૩.

૨. ઇમ કરતાં જુ તુમનિ કોડ, બાણ તણા દેખાડું મોડ
બાલ સુઆરી કર સાથરૂ, પેઢી પાન અઠોત્તર ધરૂ—૨૨
કુહુ લેતા વીંધ્યૂં મનરંગિ, બાણ ન લાગિ બાલક અંગિ
જુ અખિડું ઊઝી વીંધાઇ, તુ માયૂં અક્ષાઈ જાઇ—૨૩
કલા દિખાડું અવર પ્રકારિ, વિલોણઉં વિલોવઇ નારી.
ઝમકઇ વેધી જાઇ ઝાલિ, ધંપણ વસર ન લાગિ ગાલિ—૨૪
અર્થ સમજાય તેમ છે.

પોતાના શકંભરી ( અજમેર ) મરૂસ્થલી ( મારવાડ ) મેદપાટ ( મેવાડ ) જ્વાલાપુર વિગેરે સો રાજાને જીતીને **भूपालशतसेवितः** થયો હતો. ગુર્જરેશે પણ અંતે પોતાની ભુલ સ્વીકારી. અને તેને મનાવવા ખાતર છત્રચામર [૧] મોકલાવ્યાં. પોતાની ભુલને રાજાએ પશ્ચાતાપ કર્યો અને વિમલે પણ પોતાના રાજાની ભેટ સહર્ષ સ્વીકારી.

વિમલની કીર્તિ હવેથી એક રાજવી તરીકે પ્રસરી અને તે **चंद्रावतीश** અને ચંદ્રાવતીશ આદિ બીરૂદોથી પ્રસિદ્ધિ પામ્યો.

આવી રીતે વિમલ ચંદ્રાવતીમાં રહી રાજ્ય કરી રહ્યો હતો તેવામાં ત્યાં શ્રી ધર્મઘોષસૂરિ પધાર્યા. તેમણે ચંદ્રાવતીશને ખૂબ ઉપદેશ આપ્યો અને તેના આગ્રહથી તે ત્યાં ચોમાસું રહ્યા. સૂરીશ્વરના નિરંતર ઉપદેશથી વિમલને ધર્મ ઉપર અડગ શ્રદ્ધા બેઠી. ગુરુએ પણ તે શ્રદ્ધાનો બરાબર યોગ જોઇ લાભ લીધો અને વિમલને કહ્યું કે અત્યાર સુધીની આખી જીંદગી અર્થ અને કામમાં ગાળી છે માટે હવે કાંઇક ધર્મકાર્ય કરો, પરલોકને માટે કાંઇક ભાથું બાંધો. વિમલને પણ તે ગળે ઉતર્યું. જીંદગીનાં કામો તેને સાંભર્યા. તેણે કહ્યું, ગુરુદેવ આપ કહો તેમ કરવાને તૈયાર છું. ગુરુએ કહ્યું આબુ ઉપર આપણું એકે મંદિર નથી માટે ત્યાં મંદિર બંધાવો. વિમલે તે વાત ખુશીથી સ્વીકારી અને તે દ્વારા પોતાના પાપને ધોઇ નાખી–નિર્મળ થવા પ્રયત્ન આદર્યો.

વિમલે આબુ ઉપર જઇ યોગ્ય જગા જોઇ અને તેના પુજારીઓની પાસે જમીનની માગણી કરી, પરંતુ તેમાં કંઇ ફાવ્યો નહિ. પછી તેણે પોતાની સત્તાના બળે જમીન લીધી, પરંતુ પુજારીઓને ખૂબ સમજાવી પુજારીઓના કહેવા પ્રમાણે ન્યાયસર પોતાને જેટલી જમીન જોઇતી હતી તેટલી જમીન સુવર્ણ ટંકાથી પુરી વેચાતી લઇ મંદિર બંધાવવું શરૂ કર્યું. વિમલે તે મંદિરમાં અઢળક દ્રવ્ય વાપરી ઉત્તમ શિલ્પકળાના નમુના રૂપ ભવ્ય, મનોહર, વિશાળ, જિનચૈત્ય બંધાવ્યું. વિમલ ભલે અત્યારે જોતો નથી પરંતુ તેના નિર્મળ આત્મા સમું આ મંદિર તેની કીર્તિને હજી પણ જ્વલંત ભાવે પ્રકાશી રહેલ છે. તે મંદિરનાં ગગનચુંબિ શિખરો ઉપરની ધ્વજાઓ હજી પણ વિમલના યશઃપ્રવાહના ઝંકાર ફડફડાટ દ્વારા, જગતને સુણાવી રહેલ છે. અત્યારે વિમલનાં મંદિર જગપ્રસિદ્ધ છે. તેની ઉત્તમ શિલ્પકળાનો નમુનો ભારતવર્ષમાં બીજે મળવો અલભ્ય છે બલ્કે નહિ મળે. તે મંદિરમાં બેસાડવા માટે તેણે અઢાર ભાર પિત્તળની આદિનાથ પ્રભુની ( જૈનોના પ્રથમ તિર્થંકર-દેવ ) પ્રતિમા કરાવી, અને સં. ૧૦૮૮ માં પોતાના પરમ ગુરુ શ્રી ધર્મઘોષ સૂરી પાસે તેની પ્રતિષ્ઠા કરાવી. જ્યારે આબુ ઉપર મંદિર પૂર્ણ થયું અને પ્રભુને પધરાવી પ્રતિષ્ઠા–સ્થાપન કરાવી તે વખતે તેણે ભાટ ચારણોને પુષ્કળ દાન આપ્યું હતું. આ દાનનું મનોહર વર્ણન કવિ લાવણ્યસમય બહુ લંબાણથી આપે છે. પરંતુ તે જ ભયે એ અહીં નથી આપ્યું.

આવી રીતે જે નગરમા પોતે રહેતો હતો તેમાં પણ તેણે ઘણાં ભવ્ય અને ગગન-

---

૧ કથાકોષ, અને પ્રબંધસંગ્રહમા લખ્યું છે કે **विमलपत्तनेशभीमेन छत्रचामरादि दत्वा नृपति कृतः विमलः** જુઓ વિમલપ્રબંધ પૃષ્ટ ૬૭.

સુંખી જિન મંદિરો કરાવ્યાં હતાં. તે વખતે ચંદ્રાવતી[1] જૈનપુરી તરીકે પણ ઓળખાતી હતી આવી રીતે વિમલમંત્રીએ જેમ પોતાની પૂર્વ જીંદગી અર્થ અને કામમાં વાપરી, રાજાના મંત્રી તરીકે, એક યોદ્ધા તરીકે અને અંતે એક રાજા તરીકે જેમ પોતાની કીર્તિ તેણે મેળવી તેમ એક ધર્મી પુરૂષ, દાનેશ્વરી પુરૂષ, અને ગુજરાતને શોભાવનાર તરીકે પણ તેની કીર્તિ અખંડ રહેશે. અંતમાં આપણે તેની કીર્તિનું કવિવર શ્રી લાવણ્યસમયનું બનાવેલું એકાદ કવિત જોઇએ તો તે અસ્થાને નહિ કહેવાય.

आम किति किहां लगइ, जोइ उत्तर अणु उत्तर,
जाम किति किहां लगइ, पुव्वि नही निरति निरंतर,
आम किति किहां लगइ, पेक्खि पश्चम समुद्र पर.
आम किति किहां लगइ, देपि दक्षण दिगि अंतर,
पायालि किति पनंग करइ, उंची इंद्र सभा लगइ.
लावण्यसमय कहि विमल तूह, किति त्रिभोवनि झगमगइ,

જુઓ વિમલ પ્રબંધ પૃષ્ટ ૩૬૨, ૭૮

આ અર્થ સુગમ હોવાથી આપેલ નથી.

આવી રીતે વિમલની કીર્તિ ગુર્જરેશના મહામંત્રી તરીકે, એક સેનાધિપતિ તરીકે–ચંદ્રાવતીના–રાજા તરીકે, જગપ્રસિદ્ધ છે. પરંતુ એક વ્યાપારી તરીકે વિમલની કીર્તિ નથી પ્રસરી, છતાં પણ એક ગુજરાતી પંચાંગમાં વિમલમંત્રીને મંત્રીશ્વર તરીકે નહિ ઓળખાવતાં વેપારી તરીકે ઓળખાવવાની બાળચેષ્ટા થઇ હતી. આ ઉપરથી સુજ્ઞ વાચકો જોઇ શકશે કે વિમલની કીર્તિ મંત્રી તરીકે કેટલી પ્રસરી છે, અને વેપારી તરીકે કેટલી પ્રસરી છે ? તે વખતના બધા કવિઓ અને લેખકો જ્યારે વિમલને મંત્રી તરીકે ઓળખાવે છે ત્યારે એક કોઇ વિમલને વેપારી તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરી ન્યાય (!) નું દર્શન કરાવી રહ્યા છે તે કેટલું યોગ્ય છે.

આ જગપ્રસિદ્ધ આબુ ઉપરનાં મંદિર બંધાવ્યા પછી વિમલનો આત્મા આ ભૂલોક છોડી સ્વર્ગે સિધાવ્યો.



## ૨ મહામંત્રી વસ્તુપાલ.

ગુજરાતના મહારાણા વીરધવળના મહામંત્રી શ્રી વસ્તુપાળ અને તેજપાળનાં નામ અને કામથી ગુજરાત અજાણ્યું નથી. તે બન્ને મંત્રીઓની કીર્તિનો રણકાર હજી સુધી ભેરીની પેઠે મધુર અને આનંદદાયક રીતે વાગી રહેલ છે.

---

૧ કાળચક્રના ક્રમાનુસાર કોઇ પણ વસ્તુ અમર નથી અત્યારે કળીયુગના પરિબળે મોટા મોટાં નગરોનાં ખંડિએર થઈ ગયા છે. અરે તેના અસ્તિત્વની નીશાની સરખી પણ હાથ નથી આવતી. તેવી રીતે વિમલની એ રાજ્યધાનીચંદ્રાવતી પણ મુસલમાન રાજાઓની ક્રુરતાનો ભોગ થઇ પડી લાગે છે. અત્યારે ત્યાં પુરાતની નિશાની પણ નથી રહી.

## તેમનુ જન્મ સ્થળ.

આ બન્ને ભાઇઓનુ જન્મસ્થળ સુટાલક નગર હતું અને તેમના પિતા પ્રાગવાટ (પોરવાડ) વંશીય નામે અશ્વરાજ મંત્રી અને માતા સાહુરાજ મંત્રીની પુત્રી કુમારદેવી હતું. કુમારદેવીને ત્રણ પુત્રો હતા—નામે મલદેવ[1], વસ્તુપાળ, તેજપાળ અને ઝલ્હમા આદિ સાત બ્હેનો હતી. અશ્વરાજ મહારાણા વીરધવલની આજ્ઞાથી સુંટાલક નગરના મંત્રી તરીકે ત્યાંજ રહેતો હતો તેણે પોતાના પુત્રોને સારી રીતે વિધિ અભ્યાસ કરાવી પોતાનું સ્થાન સાચવે તેવી ઉત્તમ કેળવણી આપી હતી. આપણા ચરિતનાયક શ્રી વસ્તુપાળના સાક્ષાત લક્ષ્મી સરખી લીલાવતી નામે સ્ત્રી સાથે લગ્ન થયા હતા અને તેજપાળના સાક્ષાત્ સરસ્વતી સરખી અનોપમા દેવી સાથે લગ્ન થયા હતા. થોડા વખત પછી અશ્વરાજ મંત્રીનું મરણ થયુ એટલે માતાના આગ્રહથી ત્યાથી નીકળી માડલમા આવી વાસ કર્યો ત્યા તેઓ પોતાના દિવસો આનંદમા ગાળતા હતા. એક વખતે તેઓ માતાની સાથે યાત્રાએ નીકળ્યા. બધે સ્થાને યાત્રા કરી પાછા વળતા ધ્વલક્કપુર (ધોલકા) મા રાજ્ય પુરોહિત સોમેશ્વર ભટ્ટ સાથે તેમને મૈત્રી થઇ અને તેમના આગ્રહથી તેઓ ધોલકામા રહ્યા

તે વખતે ગુજરાતના રાણા વીરધવલને એક સારા મંત્રીની જરૂર હતી. તેને સામાન્ય રીતે તપાસ કરતા ખબર પડી કે તે પદવીને યોગ્ય વસ્તુપાળ અને તેજપાળ છે (વસ્તુપાળ ચરિત્રકાર કહે છે કે તેમને સ્વપ્નામા કોઇ દેવ આવી કહી ગયો હતો) બીજે દીવસે ખાનગીમા રાજાએ પુરોહિતને પુછયું અને તેમા તેણે ખાસ સંમતિ પૂર્વક કહ્યું કે તેમનાથી આપણા રાજ્યની આબાદી થશે કારણ કે એ સમયે ગુજરાતના ઘણાખરા રાજાઓના મંત્રીઓ વાણીયા જ હતા માટે તેમને તે પદવી ખાસ આપવી રાજાએ તે વખતે વસ્તુપાળ તેજપાળને બોલાવી મંત્રીપદ સ્વીકારવા આગ્રહ કર્યો વસ્તુપાળે એક સરત પૂર્વક[2] મંત્રીપદ સ્વીકાર્યું

વસ્તુપાલ હવે એક સામાન્ય મનુષ્ય મટી ગુજરાતનો માહાન મંત્રી થયો તેનું જીવન (૧) પ્રધાન તરીકે (૨) મહાન યોદ્ધા તરીકે (૩) પરદુખભંજન તરીકે (૪) કવિ તરીકે અને કવિના આશ્રયદાતા તરીકે અને (૫) ધર્મી તરીકે સંપૂર્ણ છે હવે આપણે ટુકાણમા તેના જીવનની કારકીર્દિ જોઇશુ.

### પ્રધાન તરીકે.

આપણે પ્રથમ તેની પ્રધાન તરીકેની કારકીર્દિ જોઇએ વસ્તુપાળચરિત્રકાર ટુકમા તેનું બહુ સારૂ ધ્યાન આપે છે તેનો સાર નીચે પ્રમાણે છે

---

૧ મલદેવ વસ્તુપાલનો મોટો ભાઇ છે છતા તેના જીવન સાથે અહી ,સંબંધ નહિ હોવાથી માત્ર નામથી જ ઓળખાણ કરાવી છે

૨ કે જ્યારે કોઇ ચાડીયો પુરુષ આપને અમારી વિરુદ્ધ ખોટુ ભરમાવી જાય અને આપને કોપ આવે ત્યારે તમારે અમારૂ અત્યારે જેટલુ દ્રવ્ય છે તે અને કુટુબ સહિત રજા આપવી

વસ્તુપાલે મંત્રીપદ લીધા પછી આખો રાજ્યકારભાર પોતાના કબજે કરી તેની બરાબર વ્યવસ્થા કરી. કારણ કે " પોતાના પગ નીચે બળતું પ્રથમ જોવું એ સજ્જન પુરુષનું કામ છે. " તેણે રાજ્યવ્યવસ્થા બરોબર કર્યા પછી પોતાની પ્રજાના ખાનગી સુખ દુઃખ નીહાળી તેમનાં દુઃખ દૂર કરવા પ્રયત્ન આદર્યો. તેણે ગુજરાતની પ્રજાને ફરીથી સિદ્ધરાજ અને કુમારપાળ આદિ રાજવીઓની યાદી કરાવી. તેણે સંત પુરુષોને માન અને ખલ પુરુષોને દંડ આપી રાજ્ય નિષ્કંટક બનાવ્યું. જુના મંત્રીના વખતના કેટલાએક નોકરો પાખંડ અને લાંચીયા થઇ ગયા હતા. તેમની પાસેથી લાચથી એકઠું કરેલું બધું ધન પાછું કઢાવી તે ધનથી તેણે સૈન્યમાં ભરતી કરી; અને જુના પૂજ્ય પુરુષનું પૂજન કરતા, વૃદ્ધોને તેમની યોગ્યતા પ્રમાણે માન આપી રાજ્ય ગુરુથી સોમેશ્વર દેવને પ્રસન્ન રાખતા, ગુણવંત જનોને બહુ માન આપતા, ધાર્મિક જનોને વધાવતા, પ્રવીણ જનોને અગ્રેસર કરતા અને દુષ્ટ જનોને ભય બતાવતા. રાજ હંસની પેઠે રાજાના ' માનસ " સરોવરમાં રમતાં યથાયોગ્ય રાજ્યવ્યવહાર કરતા અને દુર્જનોની તપાસ રાખતા. " સુમિત્રા " ને આનંદ આપનાર લક્ષ્મણની સાથે જેમ રામચંદ્રે સ્વકાર્યની સિદ્ધિ કરી તેમ પોતાના અનુજ બંધુ તેજપાલની સાથે વસ્તુપાલે પણ સ્વકાર્ય ( મંત્રીપદ ) ની સિદ્ધિ કરી. " તેના મનમાં એમજ હતું કે સજ્જનોનો સત્કાર કરવો અને દુર્જનોનો દંડ કરવો. ધન અને ધર્મની વૃદ્ધિ કરવી અને સર્વે લોકો ઉપર ઉપકાર કરવો એ રાજ્ય શાસનનો નિયમ છે." આ પ્રમાણે બીચારી પ્રજાને પીડનારા દુષ્ટ લક્ષ્મીથી મદોન્મત્ત બનેલા એવા અનેક પુરુષોનો મદ ઉતારી તેમને આમ્રવૃક્ષની પેઠે નમ્ર બનાવ્યા. આવી રીતે તે પ્રજાને સંતોષ પમાડવામાં કુશલ હતો તેમ પાકો મુત્સદ્દી પણ હતો. તેનું જ્વલંત ઉદાહરણ નીચે પ્રમાણે છે.

એક વખતે દીલ્હીના બાદશાહ મોજુદીનની માતા મક્કે હજ કરવા પોતાના રાજ્યમા થઇને ખાનગી રીતે જતી હતી અને તેની ખબર મંત્રીને પડી એટલે તેણે તરતજ પોતાના ચરપુરુષો પાસે લુંટાવી. આમ હેરાન થઈ માટે રાજમાતા ફરીયાદ લઇને વસ્તુપાલ પાસે ગઇ. મંત્રીએ જાણે કાંઇ બન્યુંજ નહોય તેમ ઠાવકાઇ રાખી તેની બધી બીના સાભળી લઇ તેને આશ્વાસન આપી પોતાને ત્યાં ઉતારો કરાવી લુંટનાર મનુષ્યોને પાસે બોલાવી ધધડાવી બધો માલ પાછો અપાવ્યો અને પછી પોતે પણ તેની સાથે ઠેઠ મક્કા યાત્રા કરવા ગયો અને ત્યાં જઇ કીંમતી મુક્તાફલનું એક તોરણ ચડાવ્યું. પછી તે રાજ્યમાતા સાથેજ પાછો આવ્યો અને તેમના આગ્રહથી ઠેઠ દીલ્લી ગયો. પછી જ્યારે રાજ્યમાતાના મુખથી બધા સમાચાર બાદશાહે સાભળ્યા ત્યારે તે બહુ ખુશી થયો અને વસ્તુપાલને એક ઉદાર અને પરોપકારી નર જાણી માન આપ્યું અને વસ્તુપાલ સાથે મૈત્રી બાધી. આવી રીતે એક વીરોધી મુસલમાન બાદશાહ સાથે એક રાજાના મંત્રી તરીકે મૈત્રી બાંધી પોતાના રાજ્યને નિષ્કંટક બનાવ્યું. ટુંકાણમા—એટલુંજ કે તેની મંત્રી તરીકેની કારકીર્દિ બહુ ઉત્તમ હતી. હવે આપણે તેનું યોદ્ધા તરીકેનું જીવન જોઇએ.

## યોદ્ધા તરીકેનું જીવન

તે વખતના સોરાષ્ટ્રના મદોન્મત્ત રાજવી સાગણ અને ચામુંડકે જેઓ વીરધવળના સાળા થતા હતા તે બન્ને જણાએ એક સંપ કરી ગુર્જરેશ્વરની આજ્ઞા સ્વીકારવાની નાપાડી. વીર-

ધવલે સલાહને માટે ઘણાં કહેણુ મોકલ્યાં. અંતે પોતાની સ્ત્રી સાંગણની બ્હેન જયલનાને પણ તેને સમજાવવા મોકલી. પરંતુ મદોન્મત્ત રાજવીએ તેનું માન્યું નહી અને ગુર્જરેશ્વરની પત્ની ( પોતાની બ્હેન ) નું અપમાન કર્યું. આનો બદલો લેવા વસ્તુપાલ મહારાણા વીરધવલ સહિત ત્યાં ગયો અને બહાદુરીથી લડી તે બન્ને ભાઇને માર્યા અને તેમના પુત્રોને ગાદીએ બેસાડી ગુર્જરેશ્વરનો ડંકો વગડાવ્યો. આવી રીતે ભદ્રેશ્વર ( કચ્છ ) ના મહારાણા ભીમસિંહે ગુર્જરેશ્વરની આજ્ઞાનો અનાદર કર્યો હતો વીરધવલે તેની પાસે ખંડણી માગી પરંતુ તેણે તે આપવાની ના પાડી તેનું મુખ્ય કારણ તો એમ હતું કે માળવાના રાજાના ત્રણ કુંવરો ત્યાંથી રીસાઇને પહેલાં ગુર્જરેશ્વર પાસે ગયા હતા અને ત્યાં નોકરીની માગણી કરી અને પગારમાં એક લાખ દ્રમ્મ માગ્યા. ગુર્જરેશ્વરે તેની ના પાડી જો કે ખરી રીતે આ ત્રણે ભાઇઓને રાખી લીધા હોત તો રાજ્ય દષ્ટિએ લાભ હતો, કારણ કે એ ત્રણે ભાઈ બહુ યુદ્ધકુશલ અને બલિષ્ટ હતા.

પછી ત્રણે ભાઇ ત્યાંથી નિરાશ થઇ ભદ્રેશ્વરમાં ગયા અને ત્યાંના ભીમસિંહે તેમને રાખી લીધા. એ ત્રણે ભાઇની યુદ્ધકુશલતા અને બહાદુરીના બલથી ભીમસિંહને ગર્વ ચડયો અને તેથીજ ગુર્જરેશ્વરની આજ્ઞાનો તેણે અનાદર કર્યો હતો. ગુર્જરેશ્વર પોતે ત્યા યુદ્ધ કરવા ગયો પરંતુ સૈન્ય થાકેલું હોવાથી પ્રથમ હાર ખાવી પડી. ત્યા તો વસ્તુપાલ બીજી બાજુથી સૈન્ય લઇ ત્યાં આવી ચડયો. વસ્તુપાલના યુદ્ધકૌશલ્યની અત્યારે ખરેખરી કસોટી હતી. ગુર્જરેશ્વર હતાશ થયો હતો. શત્રુ એ ત્રણે ભાઇઓના બળથી બહુ જોરમાં હતો અને વળી પેલા પણ શત્રુનાજ દેશમાં હતા. વસ્તુપાલે કપટથી સૈન્યને ચારે બાજુ વ્હેંચી નાંખી થોડા સૈન્ય સાથે યુદ્ધ આદર્યું. જ્યાં શત્રુ બરાબર મધ્યમાં આવ્યો કે તેની ચારે બાજુથી સૈન્યે મારો ચલાવ્યો. આ ચારે બાજુના મારે ભીમસિંહના સૈન્યમાં ભંગાણ પાડયું. અંતે ભીમસિંહ હાર્યો, મરાયો અને ગુર્જરેશ્વરનો વિજય થયો. તેના છોકરાને ગાદીએ બેસાડી ગુર્જરેશ્વરની આણ પ્રવર્તાવી ત્યાંથી વિજયલક્ષ્મી સહિત પાછો રાજ્યધાનીમાં આવ્યો.

હજી તો યુદ્ધમાંથી હમણાજ વસ્તુપાલ આવ્યો ત્યા તો ખબર સાભળી કે ગોધરાના રાજા ઘુઘુલે ગુર્જરેશ્વરની ધુંસરી ફેંકી દઇ સ્વતંત્ર રીતે પ્રજાને ત્રાસ આપવા માંડયો છે. ગુર્જરેશ્વરે નીતિ પ્રમાણે દૂતદ્વારા ખબર આપી પરંતુ તે મદોન્મત્ત બનેલા રાજવીએ કાંઇ માન્યું નહિ અને સાથે પોતાના દૂતદ્વારા કાજળ કાચળી અને સાડી ગુર્જરેશ્વરને માટે ભેટ મોકલી અને સાથે પત્ર લખી ગુર્જરેશ્વરનું આખી ગુજરાતનું સખ્ત અપમાન કર્યું. ગુર્જરેશ્વર આ જોઇ ચકિત થયો. તેની આંખમાથી અંગારા ઝરવા માડયા. તેણે પોતાની લાલચોળ આંખો સભામાં ફેરવી કે કોઇ વીર પુરુષ ઉઠે; પરંતુ તેની સભામાંથી તે મદોન્મત્ત બનેલા રાજવી સામે જવાની કોઇની હીંમત ન ચાલી ઘુઘુલની હાક આખા ગુજરાતમાં બહુ સખ્ત હતી. તેણે ફરી વાર સભામા જોયું પરંતુ કોઇ ન ઉઠયું. અંતે તેની નજર મંત્રી પર ઠરી. વસ્તુપાળ સમજી ગયો. તે બીડું ઝડપવા ઉઠયો અને તેણે હાકલ મારી તેનામા હજી પણ પોતાના પૂર્વજો (ક્ષત્રિઓ) નું લોહી ઉછળી રહ્યું હતું. તેની હાકલથી સભા ગાજી ઉઠી. પોતે બીડું સ્વીકારવાની હા પાડી. ત્યાં તો તેના નાનાભાઇ તેજપાલે તે

૧. વિ: ક. ૧૦

બીડું પોતાના ભાઇ પાસેથી ઝુટવી લઇ પોતે તેનો સ્વીકાર કર્યો. આખી સભાએ, ખુદ ગુર્જરેશ્વરે તેને ધન્યવાદ આપ્યો. બીજે દિવસે સવારે તે નવુ સૈન્ય લઇ ઘુઘુલ સામે ગયો. ઘુઘલ તેનું સ્વાગત કરવા પહેલેથી જ તૈયાર હતો. જો કે લડાઇના બહાનાની જરૂર નહોતી છતા તેજપાળે જતા વેંતજ તેનું અમૂલ્ય એવુ ગૌધનનું હરણ કર્યુ તેજપાળે સાપને ફરી છંછેડયો. લડાઇ શરૂ થઇ. ઘુઘલ બળવાન હતો. સૈન્યસામગ્રી પણ તેની પાસે જબરી હતી. યુદ્ધના પહેલા ઉફાળામા શત્રુ મદોન્મત્ત હોવાથી કઇક જીતતો જણાયો, પરતુ ઉફાળો તે ઉફાળો જ તેજપાળે પેના ઉફાળામાજ શત્રુનું બળ માપી લીધુ અને તેને નિર્બળ બનાવ્યો બીજે દિવસે તેજપાળે સૈન્ય ગોઠવી વ્યૂહ રચ્યો. ઘુઘલ તેમા સપડાયો અને અંતે જીવતો પકડાયો. તેજપાળે કાજલ કાચળી અને સાડી યાદ કરાવી તેને કાષ્ટના પીંજરમા પુર્યો આવી રીતે ગુર્જરેશ્વરની આજ્ઞા પ્રવર્તાવી તેજપાળ તેનો અખુટ ધનભંડાર લુંટી ફ્લોઇ થઇ શત્રુ સહિત રાજ્યધાનીમા આવ્યો ગુર્જરેશ્વરે તેને બહુ સન્માનપૂર્વક પુરપ્રવેશ કરાવ્યો અને સભામા પણ પુષ્કળ માન આપ્યું અને ઘુઘલને ગુર્જરેશ્વર માટે મોકલેલી કાજળ કાચળી અને સાડી ભર સભા વચ્ચે તેને પરાણે પહેરાવી. માની ઘુઘલને આ અપમાન • અસહ્ય લાગ્યું અને જીભ કરડી સભા વચ્ચે આપઘાત કરી મુવો. બીજા છુટક યુદ્ધો પણ તેણે ર્ક્યા હતા પરતુ તે એટલા બધા પ્રસિદ્ધ નથી સામતપાળ આદિના યુદ્ધો સામાન્ય છે એટલે તેનું વર્ણન હું નહી આપુ આવી રીતે સારા યુદ્ધવિશારદ તરીકે પણ તેની કીર્તિ બહુ સારી છે. તે ચુસ્ત જૈન ધર્મી હતો ( કે જેના દાખલા આગળ આવશે ) છતા તે કાયર કે નિર્બળ નહોતો અત્યારના કેટલાએક વાણીઆ ઓની દુર્બળતા જોઇ કોઇ કોઇ લેખક મહાશયો એમ દસાવવા માગે છે કે જૈનોએ હિંદુસ્તાનને અહિંસાનો ઉપદેશ આપી બાયલો કરી નાખ્યો છે પરતુ તે લેખક મહાશયો દીર્ઘદૃષ્ટિથી જોશે તો માલમ પડશે કે તેમના તે આક્ષેપમા કેટલુ સત્ય છે વસ્તુપાળ, તેજપાળ તથા આગળ થયેના સપ્રતિ, આમ, કુમારપાળ, આદિ રાજાઓ તથા અભયકુમાર, વિમલ, ઉદા, મુંજાલ, આદિ મત્રીઓના જ્વલંત ઉદાહરણ મોજુદ છે ઘણા ચુસ્ત વાણીઆઓએ પોતાના દેશ માટે પોતાના રાજા માટે અને સ્વરક્ષણ માટે કલમની પેઠે તીક્ષ્ણ પાણીદાર તરવાર પણ ઉપાડી છે માટે તેવો આક્ષેપ કરનાર લેખક મહાશયોને મારી નમ્ર પ્રાર્થના છે કે તેમણે આક્ષેપ કરતા પહેલા દીર્ઘદષ્ટિથી વિચાર કરવો આ જરા વિષયાતર થયુ. હવે મુળ બાબત ઉપર આવીને આપણે પરદુખભજન તરીકેની તેની કારકીર્દિ જોઇએ.

### પરદુખભજન તરીકે.

આપણે પ્રથમ જોઇ ગયા છીએ કે તેણે શઠ પુરુષોને શિક્ષા કરી સત પુરુષોને સુખી ર્ક્યા હતા બીજી રીતે પણ ઘણા મનુષ્યોને ગુપ્ત દાન આપી કાળના ગ્રાસમાથી બચાવી લીધા હતા તથા વાવ કુવા સરોવર તથા પરબ આદિ મડાવીને પણ પોતાની પરદુખભજકતા દેખાડી છે

એક વખત ખભાતમા આકાશના સૂર્ય સમાન અભિમાનનું પુતળુ અને સત્તાના અવતાર સરખા અને લક્ષ્મીના મદથી મદોન્મત બનેલા અને રણાગણમા વીરરત્ન સરખા સદીક નામના વેપારીએ ખભાતની પ્રજાને બહુ પીડા કરવા માડી તેની બીક્થી

પ્રજા ત્રાસી રહી હતી. ત્યા તો તેણે એક કરપીણ કામ કરી પ્રજાને દુ:ખનો એક વધારે પ્રસંગ ઉભો કર્યો. તેણે ત્યાના એક પ્રખ્યાત સમૃદ્ધિવાન્ અને પોતાના ભાગીદાર નગરશેઠને એક ક્ષુદ્ર ગુન્હા માટે તેનાં ઘરબાર લુંટી લઇ તેનું ખાનગીરીતે ખુન પણ કરાવ્યું પ્રજા આ સાંભળી ત્રાસી ગઇ આ દુ:ખદાયક બીના જણાવવાને તેનો પુત્ર રાજ્યધાનીમા ગયો અને ત્યા જઈ મંત્રીને અથ થી ઇતિ સુધી બધી બીના કહી સંભળાવી. મંત્રીને આ સાભળી ઘણો ખેદ થયો. તેને વિચાર થયો કે રાજ્યના એક પ્રતિષ્ઠિત અને ધનવાન ગ્રહસ્થને એકદમ હેરાન કરવો તેની લાજ લેવી તે ઉચિત નહી. તેથી તેણે તેને ખાનગી રીતે સમજાવવા પ્રયત્ન કર્યો, પોતે જાતે ત્યા ગયો તેને સમજાવ્યો. પરંતુ ધનથી મદોન્મત બનેલા સદીકે મંત્રીને યુદ્ધનું આવાહન આપ્યું. સદીકને સંખરાજાએ સૈન્યની મદદ આપી. યુદ્ધ શરૂ થયું. સંખરાજા પોતે પણ આવ્યો પરંતુ તે ટકી શક્યો નહિં. વસ્તુપાળે એક કાકરે બે ઘા માર્યા. એક રાજ્યદ્રારી શત્રુને માર્યો અને બીજા સદીકને પણ માર્યો. તેનું બધું ધન લુંટી લઇ રાજ્યધાનીમા પહોચતું કર્યું[1]. ગુર્જરેશ્વર આથી બહુ પ્રસન્ન થયો અને વસ્તુપાળને સભામા ત્રણ બીરૂદ આપ્યા (૧) સદીકકુલસંહારી (૨) સંખમાનમર્દન (૩) અને રાજેંદ્રસ્થાપનાચાર્ય. આવી રીતે પરદુ:ખભંજક તરીકે તેની કારકીર્દિ પુરી કરી કવિ તરીકેની તેની કારકીર્દિ તરફ વળીએ

## કવિ તરીકે.



કવિ તરીકેની વસ્તુપાળની ખ્યાતિ ઘણે સ્થળે મળી આવે છે. પોતે જ પોતાના કાવ્યમા પોતાને સરસ્વતી પુત્ર તરીકે ઓળખાવે છે. ગિરનારના એક મંદિરની એક પ્રશસ્તિમા પણ તેને કાવ્ય દેવીના પુત્ર તરીકે વર્ણવ્યો છે, તથા કવિચક્રવર્તી આદિ ઘણા બીરૂદોથી તે મહાકવિ વિભૂષિત હતો. સોમેશ્વર દેવ જેવા ચુસ્ત હીંદુઓ પણ તેને એક સારા કવિ તરીકે વર્ણવે છે અને તેણે વસ્તુપાળને આબુની પ્રશસ્તિમા પણ શ્રેષ્ઠ કવિ તરીકે વર્ણવ્યો છે. આવીજ રીતે અલંકારમહોદધિના કર્તા જણાવે છે કે કાવ્ય શાસ્ત્રની સુંદર રચના માટે વસ્તુપાળને પણ માન ઘટે છે. તેની કૃતિઓમા નરનારાયણાનંદ મહાકાવ્ય કે જે સોળ સર્ગનું છે અને તેમા કૃષ્ણ અને અર્જુનની મૈત્રી, તેમનો ગિરનાર ઉપર આનંદવિહાર, સુભદ્રાહરણ આદિ સુંદર રચના કરી છે. તે અને તેવા બીજાં વર્ણનો જેવા કે સૂર્યોદય, ચંદ્રોદય, શહેર, રૈવત, રાજા, પુષ્પાવચય, આદિવર્ણન બહુ સારી રીતે કર્યા છે. આ ઉપરાત તેની બનાવેલી સુક્તીઓ પણ બહુ વખણાય છે. તેની સુક્તીઓ છુટક છુટક ઘણા કાવ્યોમા આવે છે. આદિનાથ સ્તોત્ર પણ તેણે રચ્યુ[2] છે. આ મહાકવિની બીજી પણ કૃતિઓ હોય તો ના ન કહેવાય. વસ્તુપાળમા એક વિદ્વાન તટસ્થ ટીકાકાર તરીકે તથા કાવ્યોના ગુણદોષ પરિક્ષક તરીકે

---

૧ તેની સખ્યા આ પ્રમાણે છે. પાચ હજાર સુવર્ણની ઇંટો, ચૌદસો ઘોડી અને રત્નમાણેક અને મોતીના થાળ ભરી ભરી ધન હતુ.

૨ સીયાજીરાવ સીરીઝમા નરનારાયણાનંદ મહાકાવ્ય છપાયું છે અને તેમા તેની સુક્તીઓ આદિનાથ સ્તોત્ર તથા વસ્તુપાળકીર્તિ પ્રબંધોનો પણ સાર કહેલો છે.

અસાધારણ શક્તિ હતી. તે કાવ્યકળાનો બહુ પ્રશંસક હતો. તેને કવિઓ ઉપર બહુ માન હતું. પોતે કવિઓની કદર પણ સારી રીતે કરી જાણતો રાજ્ય કવિ હરિહરની ઈર્ષા સોમેશ્વર ઉપર ઝુઝુમની હોવા છતા જો સોમેશ્વર દરબારમા સ્થાન પામ્યો હોય તો તે કવિપૂજક વસ્તુપાળના જ રૂડા પ્રતાપ હતા

તેની કવિઓ તરફની દાનવીરતા એટની બધી પ્રસિદ્ધ હતી કે તે "લઘુ ભોજરાજા" નું બીરૂદ પામ્યો હતો. તેનું બીજું નામ વસતપાળ હતું કે જે નામ સોમેશ્વર અને હરિહરે આપ્યુ હતુ અને તેથી જ બાલચદ્ર કવિએ તેની પ્રશસારૂપે સુંદર કાવ્ય રચ્યુ હતું આવી રીતે જેમ તે કવિ તરીકે પ્રસિદ્ધ હતો તેમ કવિઓના આશ્રયદાતા તરીકે પણ તે પ્રસિદ્ધ હતો હરિહર, સોમેશ્વર, દામોદર, નાનક, જયદેવ, મદન, વીકળ, અને કૃષ્ણસીહ આદિ કવિઓનો તે આશ્રયદાતા હતો. આ સિવાય ઘણા કવિઓ અને ભાટ ચારણોનો પણ તે આશ્રયદાતા હતો તેણે તેમાના ઘણાને ધનવાન બનાવ્યા હતા. તેની આ દાનવીરતાને લીધેજ એક કે બીજે કોઇ પ્રસગ આવી પોતાના આશ્રયદાતાનું નામ અમર રાખતો તેની પ્રશસારૂપે ઘણા કાવ્યો રચાયા છે જેવા કે સોમેશ્વરની કીર્તિકૌમુદી વગેરે. બીજાં છુટા કાવ્યોમા તથા અરિસિંહના સુકૃતસકીર્તનમા તેની દાનવીરતા તથા અસાધારણ પરાક્રમનું વર્ણન આપ્યુ છે. એરીજ રીતે હમીરમદમર્દન તથા ઉદયપ્રભકૃત ધર્માભ્યુદય આદિ કાવ્યમા તેના આશ્રિતોએ કાવ્યો રચી પોતાનું ઋણ પતાવવા કાંઇક પ્રયત્ન કર્યો છે આવી રીતે કવિ તરીકે અને તટસ્થ ટીકાકાર તરીકે તથા કવિઓના આશ્રયદાતા તરીકે તેનો કીર્તિકળશ બહુ સારી રીતે શોભી રહ્યો છે. એક રાજ્યમત્રી તરીકે અહોનિશ કાર્યમા ગુથાઇ રહ્યા છતા તે એક મહા કવિ તરીકે પ્રશસા મેળવે અને તેમાય વળી તેના વિરોધીઓ સુદ્ધાત તેની મહાકવિ તરીકે પ્રશંસા કરે એ એક આશ્ચર્ય તો છે જ અને તો એમજ લાગે છે કે વસ્તુપાળ અદ્દભુત પ્રતિભાસપન્ન પુરુષ હોવો જોઇએ. નહિતર દરેક કાર્યોમા આટલી બધી પ્રશસા મેળવવી એ અશક્ય નહી તો મુશ્કેલ તો છેજ હવે આપણે તેની ધર્મી તરીકેની કારકીર્દિ જોઇએ.

## ધર્મી તરીકે

ધર્મી તરીકે તે ચુસ્ત શ્રાવક હતો તે શ્રાવકના બાર વ્રત તથા દરરોજ પ્રતિક્રમણ દેવપૂજા ગુરુપૂજા આદિ કાર્યો નિયમિત કરતો. તે સિવાય તે વખતના પ્રખર ધુરધર આચાર્યો પાસે પણ તે દરરોજ જતો અને ઉપદેશ સાભળતો તેના કુલકમાગત ગુરુ શ્રી જયસેનસૂરી તથા તે વખતના સમકાલીન આચાર્યો શ્રી દેવપ્રભસૂરી, શ્રી નરચંદ્રસૂરી આચાર્ય શ્રી દેવેદ્રસૂરી તથા નાગેદ્રસૂરી આદિ આચાર્યો પાસે ઘણી વખત ઉપદેશ સાભળવા જતો અને તેમના ઉપદેશથી તેણે ઘણા મદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો તથા આબુના જગપ્રસિદ્ધ મદિરોમા પણ અઢળક દ્રવ્ય વાપર્યુ હતું. બીજા પણ ઘણા નવા મદિરો કરાવ્યા હતા. તેણે મોટા બાર વાર મોટા સંઘ કાઢી સંઘપતિની પદવીયુક્ત યાત્રાઓ કરી હતી.[1] તપસ્યામા પચમી તપ, ચતુર્ની આદિ તપસ્યા

---

૧ છલી તેરમી યાત્રા કરવા જતા રસ્તામાં તે કાળધર્મ પામ્યો હતો એટલે બાર આખી અને તેરમી અર્ધી એમ થઇ સાડાબાર યાત્રા તેણે કરી હતી.

કરી તેનું ઉજમણું પણ બહુ સારી રીતે કરતો. તેણે ઉદયપ્રભસૂરિની આચાર્ય પદવીના સમારંભ ઉપર પણ બહુ સારૂં દ્રવ્ય ખરચ્યુ હતું અને તે વખતથી દર વરસે એક કરોડ દ્રમ્મ શ્રાવકોને આપવાનો તેણે નિયમ કર્યો હતો.

તે ધર્મી હતો છતા ધર્માંધ નહોતો. તેણે કોઇ પણ ધર્મ ઉપર અન્યાય થતો જોઇ યોગ્ય ઇન્સાફ આપ્યો છે તો પછી પોતે તો અન્યાય કરે જ 'શાનો ? તેણે અન્ય ધર્મીઓના મંદિરો પણ ઘણા બંધાવ્યા છે તેણે ૩૨૦૦૦ બીજા ધર્મવાળાના દેવગૃહ કરાવ્યા હતા અને સવા લાખ શિવલિંગ કરાવ્યા હતા, તથા ૭૫૦ બ્રહ્મશાળાઓ કરાવી હતી.

આવી રીતે જેણે અપૂર્વ પરાક્રમ કરી રાજ્ય કારભાર ચાણકયબુદ્ધિથી વહી ગુજરાતના રાણા વીરધવલના રાજ્યને મજબુત બનાવ્યું હતું તેની વિદ્વત્તા તેની સત્તા અને શકિત કેવા હતા તેનો ખ્યાલ તેના અપૂર્વ પરોપકારી સાર્વજનિક કાર્યોથી અને આબુ ઉપર બંધાવેલા જગવિખ્યાત મંદિરો જોવાથી આવે છે તે દરેક સંપ્રદાયના પક્ષમા સહાનુભૂતિ દર્શાવનો અને પ્રજાનું હૃદય આકર્ષવાને માટે તે કેટલો આતુર હતો તેનો ખ્યાલ તેણે મુસલમાનોને માટે બંધાવેલી મસીદો નીહાળતા આપણને આવે છે તેના કીર્તિલેખો, પરોપકારી કૃત્યો, અને સાર્વજનિક કાર્યો તથા અનેકવિધ પ્રશસ્તિઓ બસોથી અઢીસો શિલાલેખો ચતુર્વિંશતિ પ્રબંધ, પ્રબંધ ચિંતામણી, કીર્તિકૌમુદી, સુકૃતસંકીર્તન વગેરેમાના તેના કીર્તિ સ્તવનોએ તેને અમર કર્યો છે. વસ્તુપાળના અવસાન પછી વસ્તુપાલના પુત્રની અભિલાષાના અંગે બાલચંદ્ર મહાકવિએ વસંતવિલાસ રચી તેની કીર્તિ અમર કરી છે. તેમજ મુનિજિનહર્ષરચિત વસ્તુપાળ-ચરિત્ર આદિ સાહિત્ય જોવાથી તેના જીવનમા કોઇક અનેક ઓજસ ઝળહળી ઉઠે છે. હવે હું ટુંકાણમા તેણે કરેલા કાર્યોની નોધ લઇ વિરમીશ.

તેણે ૧૩૧૩ જિન ચૈત્ય નવા કરાવ્યાં તથા ૩૩૦૦ જિનમંદિરોનો ઉદ્ધાર કરાવ્યો હતો. સવાલાખ પ્રતિમા, એક લાખ શિવલિંગ, ૩૨૦૦ અન્ય ધર્મવાળાના મંદિરો, ૭૫૦ બ્રહ્મશાલાઓ, ૭૦૧ તપસ્વીઓને રહેવાના મઠ, ૭૦૦ દાનશાલાઓ, ૯૮૪ ઉપાશ્રયો તથા ૮૪ સુંદર સરોવરો, ૪૬૪ વાવ્યો, ૧૦૦ પુસ્તકાલયો[1] તથા ૧૦૦ તપસ્વીઓને માટે વરસાશન બાંધી આપ્યુ હતુ, ૩૦ નવા કીલ્લા બંધાવ્યા હતા અને ૬૩ યુદ્ધ કર્યા હતા. આવી રીતે ટુંકાણમા તેના કાર્યોની નોધ મે લીધી છે. જો કે આથી વધારે નોધ વસ્તુપાળચરિત્રમા મળે છે, પરંતુ લંબાણના ભયથી મે નથી ટાંકયુ. વસ્તુપાલનુ જીવન સુયોગ્ય મંત્રી તરીકે મહાન યુદ્ધવિશારદ તરીકે પરદુખભંજન તરીકે કવિ તરીકે અને સારા ધર્મી તરીકે સંપૂર્ણ છે.

આવા સુનિપુણ મનુષ્યોચિત જીવન પરિપૂર્ણ કરી પોતાની કીર્તિ રૂપી ગંગાને ત્રિલોકમા ભમાવાને જ્યારે પોતે છેલ્લીવાર યાત્રા કરવા સંઘ સહિત નીકળ્યો ત્યા રસ્તામાજ તેને વ્યાધિ થયો. અને તે વ્યાધિ પ્રાણઘાતક નીકળ્યો અને ત્યા તે સંવત ૧૨૯૮ મા સ્વર્ગે ગયો.

ભલે તેનો નાશવંત દેહ નાશ પામ્યો હોય પરંતુ તેના નિર્મળ આત્મોદ્ગાર તો નિર્મળ નભોમંડલના ચમકતા તારાની પેઠે જ્વલંત ભાવે પ્રકાશી રહેલ છે અને તેની કીર્તિ " અમરશ્રીના શુભ્ર પ્રવાહની જેમ " ચો તરફ ફેલાઇ અમરસ્થાન ભોગવી રહેલ છે—રહેશે.

---

૧ તેણે પોતાને ઘેર ખાનગી ત્રણ જબરજસ્ત પુસ્તકાલય કરાવ્યા હતા

# જૈન રાજાઓ.



( લેખક—આચાર્ય મુનિ ન્યાયવિજયજી )

## ૧ મહારાજા ચેટક—ચેડા.

જૈન સાહિત્યમા વૈશાળીનો ચેટક રાજા શ્રી મહાવીરસ્વામીના પરમ ભક્ત તરીકે બહુ પ્રસિદ્ધ છે તેવીજ રીતે વ્યવહારિક પ્રસંગોથી પણ તેની ખ્યાતિ પ્રસિદ્ધ છે. એ પ્રસિદ્ધિનું પ્રથમ કારણુ તો શ્રી મહાવીર સ્વામીની માતા ત્રિસલા ચેટકરાજાની બેન થતી હતી અને શ્રી મહાવીર સ્વામીના મોટાભાઇ નંદીવર્ધન સાથે ચેટકની વચલી પુત્રી-જ્યેષ્ઠાના લગ્ન થયા હતા જેમ મહાવીર સ્વામી સાથે તેને ધારો સંબંધ હતો તેમ ભારતના તે વખતના પ્રસિદ્ધ પ્રસિદ્ધ રાજાઓ સાથે પણુ તેને સારો સબંધ હતો

સિધુસૌવીરનો રાજા ઉદાયન, અવતિનો રાજા પ્રદ્યોત, કૌશબીનો રાજા શતાનિક, ચપાનો રાજા દધિવાહન, મગધનો રાજા અને રાજગૃહનો સમ્રાટ શ્રેણિક આદિ તેના જામાતા થતા હતા. તેમજ બૌદ્ધ અને જૈન સાહિત્યમા પ્રસિદ્ધિ પામેલ અજાતશત્રુ (કોણિક) તેનો દૌહિત્ર થતો હતો.

મહારાજા ચેટક બહુ ચુસ્ત જૈનધર્મી હતો અને તેણે પ્રતિજ્ઞા કરી હતી કે પોતાની પુત્રીઓનું કન્યાદાન જૈન રાજાઓ સિવાય બીજા કોઇને ન આપવુ તે પ્રતિજ્ઞા તેણે ઠેઠ સુધી પાળી હતી. તેણે શ્રેણીકને પોતાની પુત્રી ન આપવાથી શ્રેણીકે તે કન્યાનું હરણ કર્યું હતું અને પરણ્યો હતો. જૈન સૂત્રોમા ચેટક રાજા માટે છુટક છુટક ઉલ્લેખો ઘણે સ્થળે મળી આવે છે તેમાથી થોડા દાખલા અત્રે ટાકું છુ જૈનોના આગમમા ગણાતા આવશ્યક સૂત્રની ચૂર્ણીમા નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે—

**भगवतो मायात्ति चेडगस्सभगिनी, भो (जा) यीइ चेडगस्सधुया**

અર્થ—

"ભગવાન મહાવીર સ્વામીની માતા તે ચેટકની ભગિની હતા અને મહાવીર સ્વામીની ભોજાઇ તે ચેટકની પુત્રી હતી" આ ઉલ્લેખ ધ્યાનમા રાખીને ત્યાર પછીના બીજા ગ્રથકારોએ પણ ચેટકને મહાવીર સ્વામીના મામા તરીકે ઓળખાવ્યા છે જૈનોના પ્રથમ ગણાતા સૂત્ર આચારાગમા મહાવીર સ્વામીના જીવનની ઓળખાણુ આપતા નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલ છે—

**यथा-समणमम भगवओ महावीरसअमावासीट्ठसकुला तिसेणतिनि नामधिज्जा एव माही जन्ति. तन्जहा तिसला इवा विदेहदिन्ना इवा प्रिय-कारिणी इवा** ( આચારંગ સૂત્ર, આગમોદય સમિતિ દ્વારા પ્રકાશિત પૃ ૪૨૨ ).

અર્થ.—

સમણ ભગવાન શ્રી મહાવીર સ્વામીની માતા જેનું વાસિષ્ઠ ગોત્ર હતું તેના ત્રણ નામ હતા ત્રિસલાદેવી, વિદેહીદિન્ના, અને પ્રિયકારિણી

મહારાજા ચેટકને પોતાના પૌત્ર સમર્થ સમ્રાટ્ કોણીક સાથે એક ખુનખાર લડાઇ થઇ હતી તેનું મુખ્ય કારણ જૈન ગ્રંથકારો નીચે પ્રમાણે આપે છે.

શ્રેણીકને અમુક કારણસર કોઇક દેવે પ્રસન્ન થઈ અમુલ્ય કુંડલ અને એક ગંધ હસ્તી ભેટ આપ્યો શ્રેણીકે તે વસ્તુ પોતાની સ્ત્રીને આપી અને તેમણે પોતાના પુત્રને આપી.[૧] શ્રેણીકના મરણ પછી કોણીક ગાદી ઉપર આવ્યો અને તેણે સત્તાના મદથી પોતાના ભાઇ ઉપર હુકમ કર્યો કે હસ્તિ અને કુંડલ મને સ્વાધીન કરો ખરો હકદાર હુંજ છુ. બંને ભાઇઓએ રોકડુ પરખાવી દીધુ કે પિતાએ અમને હસ્તિ અને કુંડળ આપ્યા છે અને તમને રાજ્ય આપેલુ છે એટલે તે વસ્તુઓમા તમને કંઈ લાગે વળગે નહિ. આથી કોણીક ખીજાયો અને તેમને મારવા પ્રયત્ન કરવા માંડયો. બંને ભાઇ ત્યાંથી પોતાના માતામહ પાસે ગયા. ચેટકે પોતાના દૌહિત્રોને આશ્વાસન આપી પોતાના આશ્રિત તરીકે રાખ્યા કોણીકે પોતાના માતામહ પાસે ભાઇની માગણી કરી પણ બહાદુર ક્ષત્રિય રાજાએ જવાબ આપ્યો કે આશ્રિતોનું રક્ષણ કરવુ એ અમારી ફરજ છે. આ સાભળી કોણીકને ક્રોધ ચડયો અને મોટુ સૈન્ય લઇ ધુમતો યુદ્ધ કરવા આવ્યો. ચેટકને વિચાર થયો કે દૌહિત્રને મારીને રાજ્ય મેળવવુ એ પણ એક જાતનુ કલંક છે. અંતે તેણે લાચારીથી યુદ્ધ માંડયુ અને વચ્ચે ભયંકર યુદ્ધ થયુ. અને યુવાન રાજા કોણીકે કપટથી પોતાના માતામહને હરાવ્યો તેને છાતીમા બાણ મારી ભૂમિ ચાટતો કર્યો ચેટક રાજા દૌહિત્રના હાથે મરાયો[૨] કોણીકને આથી વિશેષ ધિક્કાર મળ્યો તેણે પિતાને માર્યો, માતામહને માર્યો અને અંતે ભાઇને પણ માર્યા

જૈન સૂત્ર ગ્રંથોમા ચેટક રાજા માટે છુટક છુટક ઘણા લેખો મળે છે પરંતુ આ મહાન રાજાને હિંદના ઐતિહાસિક રાજા તરીકેનું હજી સ્થાન પ્રાપ્ત થયુ નથી. કોઇ જૈન વિદ્વાન્ મહાશય આ રાજાને બહાર લાવવા શુભ પ્રયત્ન કરશે એમ આશા છે આ સિવાય બીજા ઘણા રાજાઓ છે કે જેમના નામ જૈન ઇતિહાસ સિવાય આપણે બીજે સ્થાને સાભળ્યા નથી

તા ક. ચેટક રાજા માટે સાહિત્યપ્રેમી આચાર્ય શ્રી જિનવિજયજી તરફથી "વૈશાલીનો ગણસત્તાક રાજ્યનો નાયક રાજા ચેટક" નામનો લેખ પુરાતત્ત્વમા શરૂ થયો છે. તેમા તેમણે તે રાજાને ઐતિહાસિક દૃષ્ટિએ સિદ્ધ કરવા બહુ સારો પ્રયત્ન કર્યો છે. આચાર્ય શ્રીને સાથે સાથે એટલી પણ વિશેષ વિનતી છે કે ક્રમશ બીજા જૈન રાજાઓના સંબંધમા કાઇક જાણવા જેવુ બહાર પાડે

---

૧ અથવા તો એમ પણ મળે છે કે પોતાના મોટા પુત્રને રાજ્ય અને નાના કુંવરને કુંડલ અને હસ્તિ આપ્યા

૨ ચેટક રાજા કોણીકથી મરાણા નથી. તેણે અનશન કરીને કુવામા પડતુ મુકયું હતું.

# મહારાજા ઉદાયન ( અન્તિમ જૈન રાજર્ષિ. )

સિંધુ સૌવીરના આ પ્રખ્યાત રાજાના સંબંધમાં જૈન સૂત્રોમા ઘણે સ્થળે ઉલ્લેખો મળે છે. આ રાજા અન્તિમ જૈન રાજર્ષિ તરીકે પ્રસિદ્ધ છે તેમજ મહારાજા ચેટકના જામાતા તરીકે પણ પ્રસિદ્ધ છે. આ રાજર્ષિ માટે જૈનોના અતિપવિત્ર આગમ–સૂત્ર શ્રી ભગવતીજીમાં નિચે પ્રમાણે ઉલ્લેખ મળે છેઃ—

तेणं कालेणं समयेणं सिंधुसेवीरेसु जणवएसु वीतीभए नाम नगरे होत्था। । तस्सणं वीतीभयस्स नगरस्स वहिया उत्तरपुरच्छिमे दिसीभाए पत्थणं मियवणं नामं उज्जाणे होत्था । तत्थणं वोतीभए नगरे उदायणे नामं राया होत्था...तस्स...रन्नो प्रभावती नामं देवी होत्था...तस्स णं उदायणस्स रन्नो पुत्ते प्रभावतीए देवीए अत्तए अभीति नामं कुमारे होत्था.।...तस्सणं उदायणस्स रन्नो नियए भायणेज्जे केसी नामं कुमारे होत्था।... से णं उदायणे राया सिंधु सेवीरप्पामेक्खाणं सोलसाण्हं जणवयाणं वीतीभय प्पामोक्खाणं तिण्हं ते सट्ठिणं नगरागर सयाणं महासेणप्पामोक्खाणं दसण्हं राइणं बद्ध भाउ डाणं विदिन्नछत्तचामरवालवीयाणं अन्नेसिं च बहूणं राईसरतलवर जावसत्थवाहप्पभिईणं आहेवच्चजाव कारेमाणे पालेमाणे समणोवासए अभिगयजीयाजीवे जावविहरइ । ( આગમોદય સમિતિદ્વારા પ્રકાશિત ભગવતી. પૃ. ૬૧૮.)

તે કાલ અને તે સમયમાં સિંધુસૌવીર નામના દેશમાં વીતિભય નામે એક શહેર હતું. તે શહેરની ઉત્તર–પૂર્વ બાજુએ મૃગવન નામે ઉદ્યાન હતું. તે વીતિભય શહેરમાં ઉદાયન નામે રાજા હતો. તે રાજાને પ્રભાવતી નામે પટરાણી હતી. તેને અભિત નામે પુત્ર હતો. તે ઉદાયન રાજાને કેસી નામે એક કુમાર ભાણેજ હતો. તે ઉદાયન રાજા સિંધુસૌવીર આદિ સોળ જનપદ, વીતિભય આદિ ત્રણસો ત્રેંસઠ નગર અને આકર (ખાણ) તથા મહાસેન આદિ દસ મોટા મુકુટબદ્ધ રાજાઓનો, તેમજ બીજા અનેક નગર રક્ષક, દણ્ડનાયક, શેઠ, સાર્થવાહ આદિ જનસમૂહનો સ્વામી હતો. એ શ્રમણોપાસક અર્થાત જૈન શ્રમણોનો ઉપાસક હતો, અને જૈન શાસ્ત્ર પ્રતિપાદિત જીવ અજીવ આદિતત્ત્વ–પદાર્થનો જાણકાર હતો ઇત્યાદિ.

આ સૂત્ર ઉપરથી સમજાય છે કે તે બહુ ધર્મચુસ્ત અને જૈન દર્શનનો યથાર્થ જ્ઞાતા હતો. આ સૂત્રમા લખ્યું છે કે તે મહાસેન પ્રમુખ દસ મુકુટબદ્ધ રાજાઓ તેના આજ્ઞાંકિત હતા. મહાસેન સિવાય બીજા નવ રાજાઓના નામ ક્યાય જોવામાં આવ્યા નથી. મહાસેન જેનું બીજું નામ ચંડપ્રદ્યોત છે તે તેનો આજ્ઞાંકિત કેવી રીતે બન્યો તેનો ઉલ્લેખ જૈન સૂત્રોમાથી નીચે પ્રમાણે મળે છે અને તેનો ઉલ્લેખ આચાર્ય શ્રી જિનવિજયજીએ પુરાતત્ત્વમા આપ્યો છે, તેનો ટુંકાણમા ઉતારો આપું છું.

" એક વખતે કેટલાએક મુસાફરો સમુદ્રની યાત્રા કરતા હતા ત્યાં રસ્તામા અચાનક તોફાન થવાથી તેમનાં વહાણ એક બાજુએ વળ્યાં અને કોઈ રીતે આગળ વધે નહિ તેથી

લોકો બહુ ગભરાયા. તેમની આ દશા નજીકના એક દેવના જોવામાં આવી. તેણે પોતાની શક્તિથી વહાણ બહાર કહાડ્યું અને તેણે લોકોને પોતે બનાવેલી એક ચંદનમય શ્રી મહાવીર દેવની પ્રતિમા લાકડાની એક પેટીમાં પેક કરીને આપી અને કહ્યું કે આ પેટીમાં દેવાધિદેવની મુર્તિ મુકેલી છે; એના માહાત્મ્યથી તમે સહિસલામત પાર ઉતરી જાઓ. થોડા દિવસમાં વહાણ સિંધુસૌવીરના કાંઠે આવ્યું અને અહીં તેમણે તે પેટી પ્રતિમા સહિત ઉતારી મુકી અને તે પ્રતિમાને ઉદાયનની રાણી પ્રભાવતીએ પોતે ઘેર એક ચૈત્ય બનાવી પધરાવી અને હંમેશાં તેની પૂજા કરવા લાગી.

રાજા જો કે પહેલાં તાપસધર્મી હતો પરંતુ પાછળથી જૈન થયો હતો અને ધીમે ધીમે આ નવી આવેલી પ્રતિમા ઉપર બહુ શ્રદ્ધાવાળો થતો ગયો. એક દિવસે રાણી નાચ કરતી હતી અને પોતે વીણા વગાડતો હતો તે વખતે રાજાની દૃષ્ટિમાં રાણીનું માથું દેખાયું નહિ તેથી રાજા બહુ ગભરાયો અને તેના હાથમાંથી વીણા વગાડવાનો ગજ સરકી પડયો. રાણીના તાલમાં ભંગ થવાથી ગુસ્સે થઇ બોલી કે સ્વામિન્ મારી કંઇ ભૂલ થઇ કે જેથી તમે એકદમ વીણા વગાડવી બંધ કરી દીધી? રાણીના આગ્રહથી રાજાએ બનેલી બીના કહી. આ સાંભળી રાણી સમજી ગઇ કે મારૂં આયુષ્ય થોડું છે માટે કંઇક આત્મસાધન કરવું એમ સમજી દીક્ષા લેવા માટે સ્વામીની રજા માગી, ત્યારે રાજાએ તું મરીને દેવી થા તો મને બોધ કરવા આવજે એમ કહી દીક્ષા લેવાની રજા આપી. રાણી દીક્ષા લઇ થોડા વખતમાં મૃત્યુ પામી સ્વર્ગલોકમાં ગઇ અને ત્યાં જઇ તેણે સ્વર્ગમાંથી આવીને રાજાને સદ્બોધ કર્યો અને રાજા ત્યારથી ધર્મ ઉપર વધારે દઢ મનનો થતો ગયો.

રાણીના મરણ પછી તે મુનિની પૂજા તેની એક વિશ્વાસુ કુબડી દાસી નિયમિત કરતી હતી. એક વખતે દર્શનને માટે આવેલા કોઇક દેવે પ્રસન્ન થઇ તેને એક સુવર્ણ ગુટિકા આપી અને તેના પ્રતાપથી તે કુબડી મટી સુડોળ અને કંચનવર્ણી કાયાવાળી થઇ. દાસીનાં રૂપનાં વખાણ ચોતરફ ફેલાયાં અને અવન્તિનાથ ચંડપ્રદ્યોતે પણ તે સાંભળ્યાં. દાસીનાં રૂપનાં વખાણ સાંભળી તેના રૂપ ઉપર તે મોહિત થયો અને તેને પરણવાને માટે પેરવી રચી. પછી એક દિવસે ખાનગી રીતે કુબડી દાસીના કહેવા પ્રમાણે એક નવી બનાવટી પ્રતિમા લઇ તે ત્યાં આવ્યો. દાસીએ પેલી નવી પ્રતિમા જુની પ્રતિમાને સ્થાને મુકી પેલી પ્રભાવશાળી જુની પ્રતિમા સાથે ઉપાડી લીધી. રાજાને આ વાતની ખબર બીજે દિવસે પડી કે પ્રતિમા સહિત દાસીનું ચંડપ્રદ્યોત રાજા હરણ કરી ગયો છે. તેણે ચંડપ્રદ્યોત પાસે તેની માગણી કરી પરંતુ ગર્વિષ્ટ અવન્તિનાથે તે આપી નહિ. ઉદાયને કહ્યું કે તું દાસીને લઇ ગયો તેની મને ચિન્તા ઓછી છે પણ પ્રતિમાને તું પાછી મોકલાવી દે. પરંતુ તેણે કંઇ માન્યું નહિ. પછી ઉદાયન રાજા પોતાના મોટા સૈન્ય સાથે લડાઇ કરવા તેની સામે ગયો. અવન્તિનાથ તેનું સન્માન કરવા તત્પરજ હતો. બે શત્રુ ભેગા મળ્યા. ઉદાયને અવન્તિનાથને કહ્યું કે સૈન્યોનો ઘાણ કહાડવા કરતાં આવી જાઓ આપણે બન્ને એકલા લડીએ. અવન્તિનાથે તે કબુલ કર્યું. બન્ને જણા રણાગણમાં આવ્યા પરંતુ થોડી વાર પછી તરતજ અવન્તિનાથ હાથી ઉપર બેસી ગયો અને લડાઇ કરવા માંડી. ઉદાયને જરા પણ વિચાર કર્યા સિવાય

ઉભાં ઉભાં લડવા માંડયું. તેણે પોતાના ભાલાથી શત્રુના ગજનાં કુંભસ્થલ ઉપર ભાલા માર્યા. હાથી હેઠો પડયો કે તરતજ ઉદાયને બહાદુરીથી શત્રુની અંબાડીમાં પેસી તેને જીવતો કેદ કર્યો. અવન્તિનાથ હાર્યો; તેના સૈનિકોએ નાસભાગ કરી પછી ઉદાયને શત્રુનું રાજ્ય સંભાળ્યું. અને રાજકેદી–ચંડપ્રદ્યોતને સાથે લઇ પોતાના દેશભણી આવવા નીકળ્યો. રસ્તામાં તેને ચોમાસું નડવાથી એક મોટા મેદાનમાંજ જુદા જુદા કીલ્લા બાંધી સૈન્ય વિશ્રાંત માટે રહ્યું.

ત્યાં પર્યુશણ પર્વ આવ્યાં. ઉદાયન રાજા ચુસ્ત જૈન હતો એટલે સંવત્સરી[1] ને દિવસે પોતાના શત્રુ રાજાને[2] પણ ઉદાર દિલથી માફી આપવા છોડી દીધો.

પોતે ઘેર આવ્યા પછી એક વખતે જગદ્દ્ધારક શ્રી વીરપ્રભુના ઉપદેશથી દીક્ષા લીધી અને પોતે ધીમે ધીમે ઉપદેશને માટે અન્ય સ્થળે વિહાર કરવા લાગ્યો. સાધુપણામાં નિરંતર તપસ્યાના કારણથી તેના કોમળ શરીરને વ્યાધિ થયો. વૈદ્યોએ તેને દહીં ખાવાનું કહ્યું અને તે વ્રજમાં રહ્યો. એક દિવસે પોતે પોતાની રાજધાનીમાં ગયો. ત્યાં તેના ભાણેજના મંત્રીઓએ તેના ભાણેજને ખોટું ભરમાવ્યું કે ઉદાયન દીક્ષાથી કંટાળી રાજ લેવા આવ્યો છે. તેના ભાણેજે પહેલાં તો કંઇ માન્યું નહિ પરંતુ તેઓએ તેને સમજાવ્યું કે તે વાત સાચી છે ત્યારે તેણે કહ્યું કે રાજ તેમનું છે ને લઇ લે તો કંઇ વાંધો નથી. તેઓએ કહ્યું કે રાજધર્મ એવો નથી. અને તેમણે એમ નક્કી કર્યું કે તેને વિષ આપવું પછી એક ગોવાલણ પાસે દહીંમા ઝેર અપાવ્યું. રાજા ત્યાંથી મૃત્યુ પામી સ્વર્ગે ગયો. રાજાના મૃત્યુથી ત્યાં નજીકના નગરદેવતા બહુ કુપિત થયા અને તેણે ધુળનો વરસાદ વરસાવી એક કુંભાર કે જે ઉદાયનની ભક્તિ કરતો હતો તેના સિવાય આખા ગામને દાટી દીધું. અત્યારે પણ તે ધુળનો ઢગલો મોજુદ છે.[3]

## ૨ મહારાજા શ્રેણીજી

મહારાજા શ્રેણીક અત્યારે જીવંત રૂપે નથી; તે તો આજથી ૨૫૦૦ વરસ પહેલાં થઇ ગયા, છતાં તેની કીર્તિ જૈન સમાજમા અત્યાર સુધી જ્વલંત ભાવે પ્રકાશી

---

૧ જૈનોનો અતિ પવિત્ર દિવસ મનાય છે. તે દિવસે લોકો પોતાનાં આખા વર્ષનાં પાપોનું પ્રાયશ્ચિત કરે છે અને જેની સાથે કંઇ પણ બોલાચાલી થઇ હોય તેને ખુલ્લા દિલથી ખમાવે છે–માફી માગે છે.

૨ જ્યારે ઉદાયને ચંડપ્રદ્યોતને હરાવ્યો ત્યારે "દાસીપતિ" શબ્દ કપાલમાં લખ્યા હતા, પરંતુ જ્યારે એક સધર્મી તરીકે તેને છોડયો ત્યારે તે શબ્દો ન દેખાય તેને માટે તેના કપાલમા એક પટ્ટબંધ બાંધ્યો હતો. ઉદાયને ચંડપ્રદ્યોતને એક સધર્મી બંધુ જાણી છોડી દીધો હતો અને તેનું મુખ્ય કારણ એમ હતું કે તેણે પણ સંવત્સરીને દિવસે ઉપવાસ કર્યો હતો.

૩ આ હકીકત માટે વધુ જાણવા ઇચ્છનાર મહાશયે આવશ્યક ચૂર્ણિ આદિ ગ્રંથો જોવા તસ્દી લેવી.

રહી છે. જૈનોના અંતિમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીના પરમ ભક્ત તરીકે એક ન્યાયી પ્રજાપાલ તરીકે અને યુદ્ધવિશારદ તરીકે તેનાં યશોગાન જૈન સૂત્રો અને ગ્રંથોમાંથી, હેમચંદ્રાચાર્યના પર્વમાં તથા શ્રેણીકચરિત્ર આદિ કથામાં જૈન ત્યાગી મુનીવરો—આચાર્યોએ આદરભાવથી ગાયાં છે એ જ તેની કારકીર્દિ જણાવવાને ખરાં સાધનભૂત છે.

હીંદના એક ઐતિહાસિક રાજા તરીકેની કીર્તિ તથા તેનું નામ જૈન ગ્રંથોમાં જેટલું પ્રસિદ્ધ છે તેટલું બૌદ્ધ ગ્રંથોમાં પણ અજાતશત્રુના પિતા તરીકે ઘણે સ્થળે મળી આવે છે. છતાં આ પુરુષ હીંદના પ્રાચીન રાજાઓના ગણમાં એટલો બધો પ્રસિદ્ધ નથી કે જેટલો જૈન અને બૌદ્ધ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. જો કે અત્યારે આ રાજાને ઐતિહાસિક દૃષ્ટિએ સિદ્ધ કરવાનો સમય નથી, એટલે હું અત્યારે તે સબંધી ચર્ચા કરવા નથી ઇચ્છતો, છતાં આ રાજાના એક નજીકના સગા મહારાજા ચેટક અને શ્રેણીકને શો સંબંધ હતો અને એ ચેટક કોણ હતો તેનું વર્ણન ટુંકાણમા આપીશ તો અસ્થાને નહિ ગણાય. મહારાજા ચેટક તે વખતનો એક સુપ્રસિદ્ધ રાજા હતો અને તેની રાજ્યધાનીનું મુખ્ય શહેર વિશાલ નગરી હતું. તેને સાત કુંવરી હતી તેમાં ચેલણા બધાથી નાની હતી. તેને આપણો ચરિત્રનાયક શ્રેણીક હરણ કરી પરણ્યો હતો, એટલે શ્રેણીક ચેટક રાજાનો જમાઇ થાય. તેની પોતાની પ્રથમ પુત્રી ઉદાયન સાથે પરણી હતી, બીજી ચંપાના દધિવાહનને, ત્રીજી મૃગાવતી કૌસંબીના સેનાનિકને, ચોથી ઉજ્જૈયનીના પ્રદ્યોતને પાંચમી કુંડગામમાં મહાવીર સ્વામીના મોટા ભાઇ નંદિવર્ધનને પરણાવી હતી. તેમાં છેલ્લીએ દીક્ષા લીધી હતી અને ચેલણાને શ્રેણીક રાજા હરણ કરી પરણ્યો હતો. આવી રીતે તે વખતના મુખ્ય મુખ્ય રાજા સાથે તેને સંબંધ હતો. ( વંશ માટે જુઓ ભારતીય પ્રાચીન રાજ્યવંશો ભાગ ૧ લો.)

મહારાજા શ્રેણીક સાહસિક અને ધૈર્યવાન હતો. તેના પિતાનું નામ પ્રસેનજીત હતું. શ્રેણીકને બત્રીસ ભાઇ હતા તેમા તેનો નંબર સૌથી છેલ્લો હતો. શ્રેણીકને એક ચક્રવર્તી રાજા થવાની યોગ્યતા હતી. તે નાનપણથી જ હોશીયાર હતો. તેના પિતાએ પુત્રની યોગ્યતા પહેલેથી જ જોઈ લીધી હતી. પિતાએ બધામાંથી રાજ્યને યોગ્ય કોણ છે તેની બારીક તપાસ કરવા માંડી. આપણે તેનાં થોડાંક દૃષ્ટાંતો જોઇશું તો અસ્થાને નહિ ગણાય. એક વખતે રાજ્યમહેલમા અગ્નિ દેવે કૃપા કરી બધી વસ્તુઓનું ભક્ષણ કરવા માંડ્યું. પિતાએ કહ્યુ કે આ અગ્નિ દેવના મુખમાથી જે મનુષ્ય જે વસ્તુ બચાવી લે તે વસ્તુ તેની. ઘણા મનુષ્યો આ લાભ લેવા જીવના જોખમે પણ ઝુકયા અને તેમાં રાજાના બત્રીસ કુંવરો પણ તે લોભ ન છોડી શકયા. કુમારોમાંથી કોઇએ નવલખો હાર તો કોઇ હીરા મોતીનો હાર, તો કોઇએ કિંમતી કુંડલ આદિ લઇ લીધા, પરંતુ શ્રેણીકે યુદ્ધની ભંભા લીધી.[1]

બધાએ શ્રેણીકની અમુલ્ય તથા તેમના મનથી તુચ્છ વસ્તુ માટે તેની ઠઠ્ઠા મશ્કરી કરી. આવીજ રીતે એક બીજી પરીક્ષા કરી તેમાં પણ શ્રેણીક પ્રથમ નંબરે ઉતર્યો છતાં તેના પિતાએ તો તેની ગૂઢ મશ્કરીજ કરી. તેણે બધા કુમારોને થોડા થોડા દેશના સુબા નીમ્યા પરંતુ શ્રેણીકને પોતાની રાજ્યધાનીમા જ રાખ્યો. જો કે પિતાની ઇચ્છા તો

૧ આ એક જાતનું યોદ્ધાઓને શૂર ચઢાવનાર વાજીંત્ર છે.

એવી હતી કે શ્રેણીક રાજા થવાને ભયે છે માટે તેને અહીંઆંજ રાખવો. શ્રેણીકને આ વાતની ખબર નહોતી એટલે અભિમાની શ્રેણીકને ઘણું ખોટું લાગ્યું અને પોતે પોતાનું ભંભા નામનું કીંમતી વાજીંત્ર લઇ ત્યાંથી છાનો માનો ચાલી નીકળ્યો. રસ્તામાં પોતાનું ક્ષાત્ર તેજ પ્રકાશતો તે રાજવી ત્યાંથી બેનાતીમાં ગયો અને ત્યા એક વણિકની દુકાને જઇ પોતાનો ઉતારો કર્યો તે ઉદાર દિલના વાણીઆએ અમુક નિમિત્તથી તેનું ભાગ્ય તપાસી પોતાને ઘેર ઉતારો આપ્યો અને તેને પોતાની કુંવરી પણ પરણાવી. હવે પોતે ત્યાં પોતાના ભાગ્યની પરિસીમાના બળથી એક રાજવી તરીકે સુખ ભોગવવા લાગ્યો.

હવે આ બાજુ તેના પિતાએ પણ શ્રેણીકની ઘણી તપાસ કરાવી. પહેલા તો તેનો પત્તો ન લાગ્યો વૃદ્ધ પિતાને પોતાની ભુલ ઉપર ઘણો પસ્તાવો થયો. અન્તે તપાસ કરતાં માલુમ પડયું કે શ્રેણીક ત્યાં બેનાતીમાં મજા ઉડાવે છે પછી પુત્રવત્સલ પિતાએ તેને એક માણસ દ્વારા એક ગુપ્ત શ્લોકથી ખબર આપી અને તેમા પોતે અંતમાં જણાવ્યું કે હવે હું છેલ્લી ઘડી તારૂં સુખ જોઉં કે જેથી મારા આત્માને શાંતિ મળે. પિતાપ્રેમી પુત્રને આ વાચી ઘણું દુઃખ થયું અને પોતાની ભુલ પોતે જાણી ઘણો પસ્તાવો કર્યો, અને તે જ સમયે પોતાની સ્ત્રી જેને ગર્ભ રહ્યો હતો તેને પોતાના સસરાના આશ્રયે મુકી તેની સપ્રેમ રજા લઇ પોતાના વતન તરફ રવાના થઇ ગયો.

ત્યાંથી મજલ દર મજલ કરતો જલ્દી તે પોતાના પિતા પાસે ગયો. જ્યારે તે તેના પિતાને મળ્યો તે વખતે તેના પિતા અંતિમ સ્થિતિએ હતા-મરવાની અણી પર હતા. તેણે પોતાના પુત્રનું સુખ જોઇ રાજી થઇ પોતાનું સમગ્ર રાજ્ય શ્રેણીકને આપ્યું અને સાથે સાથે કહ્યું કે તારા વડીલ ભાઇઓને પણ યોગ્ય મન્માનપૂર્વક સાચવજે. આવી ભલામણ કરી પુત્રને સુંખી સ્નેહાળ પિતા સ્વર્ગે સિધાવ્યો.

શ્રેણીકને કંઇક આશ્ચર્ય તો થયું કે હું તો એમ સમજતો હતો કે પિતાનો મારા ઉપર પ્રેમ નથી અને મને તો રાજ્ય આપ્યું. પરંતુ તેને પછી માલુમ પડયું કે પોતેજ સમજવામાં ભુલ કરી હતી પોતાને પોતાની ભૂલ અને પિતાના શોક માટે ઘણું ખોટું લાગ્યું અને અમુક દિવસ સુધી તો પોતે ઘરબહાર પણ ન નીકળ્યો. પછી મંત્રીઓએ ખુબ સમજાવી તેને રાજકારભાર સોંપ્યો. શ્રેણીકે પોતાના હાથમાં રાજકારભાર લઇ તેની બરાબર સંભાળ લીધી અને આખા રાજને સંતોષ પમાડયા પછી પોતે વિજયયાત્રા કરવા નીકળ્યો.

તેણે પિતાએ જીતેલા દેશો ઉપરાંત બીજા પણ કેટલાએક રાજાઓને જીત્યા હતા. પરંતુ તે વખતનો સુપ્રસિદ્ધ મહારાજા ચેટક તેની આજ્ઞા નહોતો માનતો. બે રાજાઓ અડગ, બળવાન, અને ધૈર્યમાં એક સરખા હતા એટલે બેમાથી કોઇ એક બીજાની આજ્ઞા નહોતો માનતો, તોપણ એ બન્ને મિત્રો તરીકે રહેતા હતા. આ સંબંધ શ્રેણીક સુધી જ ચાલ્યો હતો.

મહારાજા શ્રેણીક જેમ મારો યોદ્ધો હતો તેમ પંડિતો ઉપર પણ તેને મારો પ્રેમ હતો. તે પંડિતોને બહુ સારૂં માન આપતો અને પોતાના મંત્રીઓ તરીકે વિદ્વાન અને

ડાહ્યા પુરુષોને જ રાખતો. એમ કહેવાય છે કે તેને ૫૦૦ મંત્રીઓ હતા.[1] તેમાં પણ ૪૯૯ મંત્રીઓ કરતાં છેલ્લો મંત્રી શ્રી અભયકુમાર કોઈક અલૌકિક પ્રતિભાસંપન્ન પુરુષ હતો. તે મહારાજા શ્રેણીકનો મોટો છોકરો થતો હતો. મહારાજા શ્રેણીકે એક વખતે પોતાના પાડોશી અને મિત્રરાજા ચેટકની પુત્રી સુજેષ્ઠા કે જેના રૂપના વખાણ દેશોદેશમાં બહુ પ્રસરી રહ્યાં હતાં તેનું માગું કર્યું પરંતુ ચેટક રાજાને તે વાત પસંદ ન પડી અને તેણે તે માટે શ્રેણીકનું અપમાન કર્યું.

શ્રેણીકને ચેટકની મૈત્રી તોડવી ન ગમી પરંતુ તેને કન્યા ન મળી તેના કરતાં પણ અપમાનથી બહુ દુઃખ થયું. તેણે વિચાર કર્યો કે ગમે તેમ કરી અપમાનનો બદલો લેવો. તેનું શરીર ચિન્તામાં અને ચિન્તામાં ગળવા લાગ્યું. આ ખબર તેના પુત્ર અને મહામંત્રી અભયકુમારને મળ્યા. તેણે પિતાને કહ્યું કે હું ગમે તેમ કરી તમને ચેટકની પુત્રી મેળવી આપીશ આપ ચિન્તા ન કરો.

અભયકુમાર એક વેપારીનો વેશ લઈ શ્રેણીક રાજાની સુંદરમા સુંદર તાદશ છબી ચિતરાવી વિશાલા નગરીમા એક અત્તરના મહાન્ વેપારી તરીકે ગયો, અને રાજમંદિર પાસે પોતાનો વેપાર ચલાવ્યો. તેણે દુકાનોમા ચારે બાજુ બધી છબીઓ ગોઠવી અને વચમાં ચૂડામણિ સરખા શ્રેણીકની છબી મૂકી. પછી દરરોજ આ સુજેષ્ઠાની દાસી તેની પાસે તેલ અત્તર આદિ લેવા આવે ત્યારે પોતે તે છબીને પગે લાગે ફૂલ ચડાવે. દાસીએ પૂછ્યું કે આ છબીને તમે શું કરો છો ? એટલે તેણે કહ્યું કે એ અમારા રાજા શ્રેણીક છે. તે દાસીએ તે છબી જોવા માગી ત્યારે તેણે કહ્યું કે અમારા રાજાનું અપમાન ન થાય તેવી રીતે ખુશીથી લઈ જાવ. પછી દાસી તે છબી સુજેષ્ઠા પાસે લઇ ગઈ. સુજેષ્ઠા શ્રેણીકનું અદ્ભુત રૂપ જોઈ તેના ઉપર મુગ્ધ બની. તેને શ્રેણીકને પરણવાનું મન થયું અને પોતે પગે ચાલી અભયકુમાર પાસે આવી કહ્યું કે મને તમારા રાજાના ગુણ સાભળવાનું મન થયું છે. બુદ્ધિનિધાન અભયે તે યથાયોગ્ય વર્ણવી બતાવી આપ્યુ અને સુજેષ્ઠાને ખાતરી કરી કે આ મને લાયક વર છે. તેણે અભયને ખાનગીમાં કહ્યું કે મને શ્રેણીક પાસે લઈ જાવ. અભયકુમારે વિશાલા નગરીની બહાર ખંડેરથી માંડી ઠેઠ શ્રેણીકની રાજધાની રાજગૃહ સુધી મોટી સુરંગ ખોદાવી. શ્રેણીકને બોલાવ્યો. શ્રેણીક બત્રીસ સુભટો સહિત ત્યા ગયો અને સુરંગ બહાર જઇને જોયુ તો સુજેષ્ઠા અને ચેલણા બંને બહેનો ત્યા ઉભી હતી. શ્રેણીકને સુજેષ્ઠા પરણવી હતી, પરંતુ નાની બહેનને સુજેષ્ઠા પર બહુ હેત હોવાથી તેના આગ્રહથી તે ત્યા આવી હતી. શ્રેણીકે કહ્યું કે તમે રથમા બેસી જાવ; ત્યાં સુજેષ્ઠાને કંઈક સાભરી આવ્યું હોય તેમ તેણે કહ્યું કે હું ઘેર ઘરેણાનો કડીઓ ભુલી ગઈ છુ. માટે લઇ આવું ત્યાસુધી અહીં થોભો. સુજેષ્ઠા ઘેર ગઇ, પાછળ શ્રેણીકના સુભટોએ કહ્યું કે શત્રુરાજ્યમા નિર્ભય રીતે વધારે વખત રોકાવું ઠીક નથી માટે ચાલો. શ્રેણીક ચેલણાને લઈ ત્યાથી ચાલી નીકળ્યો. થોડી વારમા સુજેષ્ઠા પાછી આવી પરંતુ ત્યા

૧ તેને ૫૦૦ મંત્રીઓ હોય તે વાત લગાર અસંભવિત લાગે છે. પરંતુ એમ હોય ખરું કે તેની સભાના ૫૦૦ સભ્યો હોય અને તેઓ તેને રાજકાર્યમા મદદ આપતા હોય અને તેથી જ તેમને મંત્રી કહ્યા હોય તો તેમા કાંઈ અયોગ્ય નથી.

તો કોઇ ન હતું. તે ગભરાઈ ગઇ અને તેણે બુમ પાડી કે મારી બહેનને શ્રેણીક લઇ ગયો બહાદુર ચેટકરાજા આ સાભળી ત્યા આવ્યો. શ્રેણીક તો પોતાના સુભટોથી ઘણે આગળ નીકળી ગયો હતો તેને પછવાડે શુ થાય છે તેની ખબર ઘણી મોડી પડી. તેના સૈનિકો લડયા અને બહાદુર બત્રીસ સુભટો મરાયા. ત્યા રાજગૃહની હદ આવી એટલે ચેટકરાજા હાથ ઘસી પાછો વળ્યો

શ્રેણીકરાજા ચેલણાને પરણ્યો તે પહેલા બુદ્ધ ભગવાનનો પરમ ભક્ત હતો. પરતુ ચેલણા જૈન હતી અને તેના ઉપદેશથી તેને પરમ કારુણિક શ્રી મહાવીર સ્વામી ઉપર શ્રદ્ધા બેઠી અને તે તેમની પાસે ઉપદેશ સાભળવા જતો ધીમે ધીમે તે ચુસ્ત શ્રાવક થયો અને તેણે ગાર્હસ્થ દીક્ષા સ્વીકારી પોતાના રાજ્યમા પણ તેણે જૈન ધર્મનો ફેલાવો સારો કર્યો હતો. એ તો કહેવાય જ છે કે **यथा राजा तथा प्रजा** આ કથની બરાબર સાચી છે તેને જૈન સાધુઓ ઉપર એટલો બધો હાર્દિક પ્રેમ હતો કે કોઇ એક ખોટી રીતે એમ કહે કે અમુક સાધુની આ ભૂલ છે તોપણ તે માનતો નહિ, કારણ કે તેની ખાતરી હતી કે મહાવીર સ્વામીના શિષ્યમા ભુલ ન હોઇ શકે. જેના ગુરુ સર્વજ્ઞ છે તેમના શિષ્યો ભુલ કેમ કરી શકે?

શ્રેણીક રાજા બહુ ગુણગ્રાહી હતો એક વખતે પોતે પોતાના સૈનિકો સહિત શ્રી મહાવીર પ્રભુને વદવા જતો હતો ત્યા રસ્તામા એક કુતરાનુ મૃત શરીર પડયુ હતું. બધા સૈનિકો તેની તરફ થુક્યા અને ઘૃણાની નજરે જોઇ ચાલતા થયા. શ્રેણીકરાજા કુતરાને જોઇ બોલ્યા કે મડતોની દતપક્તિ કેવી સુદર અને ઉજ્વલ છે! આ સુંદર દાખલો તેની ગુણગ્રાહકતા માટે બસ થશે

શ્રેણીક રાજાને પોતાની વહાલી સ્રી ચેલણા રાણીથી કોણીક નામનો પુત્ર ઉત્પન્ન થયો. તે ગર્ભમા હતો ત્યારથી જ તેની માતાને પોતાના પતિનું માસ ખાવાની દુષ્ટ ઇચ્છા થઇ હતી પુત્ર જન્મ્યો કે તરત જ તેણે તે પુત્રને દાસી દ્વારા ઉકરડામા ફેંકાવી દીધો. શ્રેણીક આ ખબર સાભળી બોલ્યો કે પુત્રને પાછો બોલાવો દાસીએ તે પુત્રને પાછો આપ્યો ઉકરડામા છોકરાની આગળી કુકડે કરડી ખાધી અને તેમાથી લોહી નીકળતું હતું પુત્ર-વત્સલ શ્રેણીકે પુત્રની તે આગળી મુખમા નાખી તેને શાત કર્યો અને આજ પુત્ર અતે તેનો ઘાતક નિવડયો કોણીક લાલનપાલનથી ધીમે ધીમે મોટો થયો તે જેવો યોગ્ય અવસ્થાએ પહોચ્યો કે તરત જ તેને રાજ્ય મેળવવા ઉત્કઠા વધી રાજના લોભી પુત્રે અતે વૃદ્ધ પિતાને કેદ કર્યો અને વળી થોડું બાકી હોય તેમ તેણે પિતાને મીઠાના પાણીમા બોળેલ કોરડાનો માર મારવો શરૂ કર્યો અને ખોરાકમા પણ બહુ જ તુચ્છતા વાપરવા માડી કોણીકની માતા પતિની આ સ્થિતિ જોઇ ઘણી દિલગીર થઇ પરતુ પુત્ર પાસે તેનું કાઇ ચાલતું નહિ

એક વખતે કોણીક જમવા બેઠો હતો ત્યા તેનો નાનો બાળક આવ્યો અને મુતર્યો, છતા કોણીકને કઈ ઘૃણા ઉત્પન્ન ન થઇ અને પોતે ગર્વથી માતા પાસે બોલ્યો કે મારા જેવા કોઇને પુત્રપ્રેમ હશે ખરો? તેની માતાએ નિર્ભય પરતુ શાંત ચિત્તે કહ્યુ કે આથી પણ તારા ઉપર તારા પિતાનો ઘણો પ્રેમ હતો તું જન્મ્યો ત્યારે મે તને ઉકરડામા નાખી દીધો હતો છતા તેમણે તને પાછો મગાવી તારી લોહીવાળી આગળી મોમા નાખી તને રડતો છાનો

રાખ્યો હતો તેનો અત્યારે તો તુ તારા પિતા ઉપર પૂર્વનો કોઇ બદલો આપતો હોય તેમ જણાય છે કોણીક આ સાભળી શરમાયો અને પોતે પોતાના હાથમાં કુહાડી લઇ પિતાનું પીંજર તોડી નાખી છોડાવવા ઉઠયો. ગજેન્દ્રો શ્રેણીક કોણીકની આવી ક્રૂર અવસ્થા જોઇ બીનો કે રખે પુત્ર મને મારી નાખશે! શ્રેણીકને મૃત્યુનો ભય ન હતો છતા રખેને પુત્રને હાથે પિતૃહત્યા થાય તે તેને ઉચિત ન લાગ્યું એટલે પોતે પોતાના હાથે મરવું ઠીક ધારી પોતાની પાસે હાથમા રહેલ હીરાની વીંટી ચુસી મરી ગયો. કોણીકે જોયુ કે પરિણામ બહુ ખરાબ આવ્યુ. તેને પિતાનો પ્રેમ સાભરી આવ્યો અને તેણે ઘણું કલ્પાત કર્યું પરંતુ તે શડયા પછી ડહાપણ લાવવા જેવું હતું એટલે તેનું રુદન નિષ્ફળ ગયુ. કોણિક પિતૃહત્યાનો મહાન્ ભોગી થયો અને તેથી બૌદ્ધ અને જૈન ઇતિહાસમા તેને એક નૃશસ નર તરીકે આલેખ્યો છે આવી રીતે મહારાજા શ્રેણીકનું જીવન મેં ટુંકાણમા દેખાડયું છે. વિશેષ જોવા ઇચ્છનાર મહાશયે શ્રેણીકચરિત્ર તથા અભયકુમારચરિત્ર ઇત્યાદિનું અવલોકન કરવું.



## ૩ સમ્રાટ્ સંપ્રતિ

બૌદ્ધ સમ્રાટ્ અશોકના પૌત્ર સપ્રતિના નામથી જૈનસમાજમા શ્વેતામ્બર, દિગમ્બર, કે ઢુંઢક પથમા પણ કોઇ અજાણ્યો નહિ હોય. આ મહાન્ રાજાએ તો જૈન ધર્મને દિગતવ્યાપી કર્યો છે જેમ અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકારી તે ધર્મને તેણે રાજધર્મ કર્યો હતો તેમ તેના પૌત્ર સપ્રતિએ જૈન ધર્મ સ્વીકારી તેના સત્ય સનાતન સિદ્ધાતોને વિશ્વવ્યાપી બનાવી રાજધર્મ તરીકે ફેલાવ્યો હતો

### તેનું જન્મ સ્થલ.

મહારાજા સપ્રતિનો જન્મ મરૂ દેશ–મેવાડમા ઉજ્જયનીમા થયો હતો તેના પિતાનુ નામ કુણાલ કે જે સમ્રાટ્ અશોકનો પાટવી કુવર હતો. તે કમનસીબ કુણાલ પોતાના પિતાનું વિસ્તૃત રાજ્ય ભોગવવા ભાગ્યશાળી થયો નહોતો. જૈનસમાજમા આને માટે એક દંતકથા ચાલે છે તે નીચે પ્રમાણે છે.

મહારાજા સમ્રાટને તેમની પટરાણીથી કુણાલ નામનો મુખ્ય પુત્ર થયો હતો. તે જન્મ્યો ત્યારથી ઉજ્જયનીમા જ પોતાની માતા સાથે રહેતો, અને ત્યાજ ઉછરતો મોટો થયો ઉજ્જયનીના રાજા—સમ્રાટના સુબાએ અશોકને ખબર આપ્યા કે કુમારની ઉમ્મર ભણવા લાયક થઇ છે માટે તેનો યોગ્ય બદોબસ્ત થાય તો ઠીક. અશોક આ વાચી ઘણો ખુશી થયો અને તેણે એક પત્ર સુબા ઉપર લખ્યો તેમા લખ્યુ કે તેના ઉપર બરાબર ચોકસાઇ રાખી તેને ગન્યધર્મ બરાબર શીખવાડવો તેમજ બીજી પણ યોગ્ય સુચના તે પત્રમા લખી અને કુમારને પણ લખ્યુ કે कुमारेण अधीयतां ' ભણવાને માટે પ્રયત્ન કરજો. ' આ પ્રમાણે પત્ર લખી કવરમા બીડી તેને બરાબર મ્હોર છાપ માર્યા સિવાય પોતાને ઉતાવળ હોવાથી બીજા કાર્યમા ચાલ્યો ગયો. આ વાતની ખબર કુણાલની

ઓરમાન માતાને પડી. તેણે વિચાર્યું કે "યુવરાજ કુણાલ છે અને મારો પુત્ર યુવરાજ નથી માટે એવો ઉપાય કરું કે ભવિષ્યમાં મારો પુત્ર ગાદીએ બેસે અને હું રાજમાતા તરીકે પૂજાઉં." આ પ્રમાણે દ્વેષથી તેણીએ તે કવર ઉઘાડી પત્ર વાંચી જ્યાં **કુમારેણ અધીયતાં** લખ્યું હતું ત્યાં તેણીએ એક મીંડું વધારી **કુમારેણ અંધીયતાં** લખ્યું. થોડી વાર પછી સમ્રાટ આવ્યો અને તેણે તે પત્ર ફરી વાર વાંચ્યા સિવાય કવરને મજબુત પેક કરી ઉપર મ્હોર છાપ મારી એક ખેપીઆ સાથે જલ્દી રવાના કરી દીધું. ખેપીઆએ તે કવર જઇને ત્યાંના સુબાને આપ્યું. તેને આ પત્ર વાંચી ઘણો ખેદ થયો. તેણે પત્ર અડધો કરી કુમારને વંચાવ્યો, પરંતુ કુમારે આખો પત્ર વાંચવાની હઠ લીધી. અંતે બલાત્કારે તે પત્ર તેણે વાંચ્યો અને **કુમારેણ અંધીયતાં** તે પણ વાંચ્યું. વિનયી પુત્રે વિચાર્યું કે પિતાની આજ્ઞા મારાથી કેમ લોપાય? હિંદના રાજાઓ પણ જેની આજ્ઞા નથી લોપતા અને અમારા વંશમાં કોઇએ પણ પિતાની આજ્ઞાનો લોપ નથી કર્યો, તો પછી હું મારા પિતાની આજ્ઞાનો લોપ કેમ કરી શકું ? સુબાએ ઘણી ના પાડી, છતાં કુમારે લોઢના ઉંના ઉના સળીયા આંખમાં ચાંપી દીધા અને પિતાની આજ્ઞા પાળી—સાથે પોતાનું જ્વલંત દૃષ્ટાંત પણ જગત આગળ રજુ કર્યું. સમ્રાટ અશોકને આ સાંભળી ઘણું આશ્ચર્ય થયું અને પોતે વાંચ્યા વિના પત્ર મોકલ્યો માટે પોતાને ઘણો ખેદ થયો.

હવે કુણાલે અંધ અવસ્થામાં પોતાના પિતા પાસે જવું ઉચિત ન ધાર્યું. પોતે પોતાની દુઃખી જીંદગીના દિવસો ત્યાંજ ગાળવા લાગ્યો. ધીમે ધીમે તેને પોતાનું દુઃખ ઓછું થવા લાગ્યું. પછી તેણે સંગીતનો અભ્યાસ શરૂ કર્યો. ધીમે ધીમે તે સારા ગવૈયા તરીકે અને વિવિધ જાતનાં વાજીંત્ર વગાડનાર તરીકે તૈયાર થયો. તેણે દેશ દેશના સારા સંગીત-શાસ્ત્રીઓને બોલાવી તેમની પાસે જુદી જુદી જાતના ઘણા અનુભવો મેળવ્યા.

હવે તેણે દેશાન્તરમાં પોતાની કીર્તિનો વાવટો ફરકાવવા જુદા જુદા વેશે દેશાટન શરૂ કર્યું. બધે સ્થળે વિજય પામતો પોતાની વિજયપતાકા ફરકાવતો અશોકની રાજધાની પાટલી પુત્ર ( પટ્ના ) ગયો. સમ્રાટે તેને ઓળખ્યો નહિ, પરંતુ કુણાલનું એક સારા ગવૈયા તરીકે ખુબ સન્માન કર્યું. બીજે દિવસે કુણાલે રાજસભામાં પોતાના પિતાને મુખ દેખાડયા સિવાય લાલ પડદો નખાવી ગાવાનું શરૂ કર્યું. સમ્રાટ પોતાના મંત્રીઓ સેનાધિપતિ અને સારા શેઠીઆઓ સહિત ત્યાં હાજર હતો. કુણાલે એક પછી એક જુદી જુદી સુંદર ચીજો ગાઇ બતાવી. પછી જ્યારે બરાબર રંગ જામ્યો એટલે તેણે પોતાની આત્મકથા ગાઈ. સમ્રાટને પુત્ર સાંભર્યો. પુત્રની વાર્તા તાજી થઇ તેને એમ નક્કી લાગ્યું કે આ પોતાનો પુત્ર કુણાલ છે. પછી પોતે કહેવડાવ્યું કે પુત્રે પિતા પાસે હાજર થવું પરંતુ કુણાલે તે વાત સ્વીકારવા ના પાડી. પછી સમ્રાટે કહ્યું કે તમારી ધીરજ, શૌર્ય, પાંડિત્ય જોઇ હું ખુશી છું. મૌર્ય વંશના કુંવરને આવી જ ઉદારતા ઘટે. તમારે માગવું હોય તે ખુશીથી માગો. કુણાલે સમય જોઈ પિતાનું સિંહાસન અને તાજ માગ્યું. પિતાએ કહ્યું કે તમે અંધ છો પછી રાજ્ય કેવી રીતે કરશો? ત્યારે તેણે કહ્યું કે મારે એક નાનો પુત્ર છે તેને રાજ્ય આપો. તે રાજ્ય ચલાવશે. પછી સમ્રાટ અશોકે ખુશી થઇ તે બાળકને પોતાને હાથે રાજતિલક કર્યું. આ બાળકને નાનપણથી ભાદી મૂંગી એટલે તેનું નામ સંપ્રતિ પડ્યું.

હવે ધીમે ધીમે સમ્પ્રતિ ઉમ્મર લાયક થયો. તેનામા નાનપણથી રાજાને યોગ્ય ગુણો બહુ સારી રીતે ખીલ્યા હતા સમ્રાટ્ અશોકના મરણ પછી સમ્પ્રતિએ રાજ્યની લગામ હાથમા લીધી.

ગાદીએ બેઠા પછી થોડા સમયમા નિર્ગ્રંથ ગચ્છના મુકુટમણિ સરખા આચાર્યવર્ય શ્રીઆર્યસુહસ્તિ સૂરિનો તેને મેળાપ થયો. એક વખતે પાટલિપુત્રમાથી રથયાત્રાનો મહાન વરઘોડો નિકળતો હતો અને સંપ્રતિ પોતાના મહેલના ગોખમા બેઠો હતો તેને એ વરઘોડાની ભવ્યતા જોઈ ઘડીક વિચાર થયો. ત્યા તેણે પોતાના પૂર્વના ગુરુ જોયા તેને ખાત્રી થઈ કે એ મારા જ ગુરુ છે એટલે પોતે ગોખમાથી નીચે ઉતર્યો આચાર્ય શ્રી પાસે આવી વંદન કરી પુછ્યું કે–ગુરુદેવ મને ઓળખો છો ? ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો –મૌર્યવંશના મુકુટમણિ સરખા તને કોણ નથી ઓળખતું ? રાજાએ ફરી કહ્યું કે–પ્રભુ એમ નહિ આપ વિચાર કરો–ત્યા તો આચાર્યશ્રીએ જ્ઞાનબળથી તપાસી જોયું કે અરે, આ તો તે જ છે કે જેણે પૂર્વ ભવમા મારી પાસે દીક્ષા લીધી હતી અને લઈને એક દિવસમા મૃત્યુ પામ્યો હતો.[1] તે પછી રાજા પોતાના ઉપકારી ગુરુની સાથે વરઘોડામા ચાલ્યો અને સાથી ઉપાશ્રયે જઈ તેમની પાસેથી ઉપદેશ સાભળ્યો.

ઉપદેશ સાભળીને તેને ગુરુ પ્રત્યે પ્રેમ થયો અને તેમા પૂર્વ ભવના પ્રેમે વૃદ્ધિ કરી. ત્યાર પછી તેણે જૈન ધર્મ સ્વીકાર્યો અને પ્રજાને તેના પવિત્ર સિદ્ધાંતો પહોચાડયા અને પ્રજાએ પણ પ્રેમથી તેના પવિત્ર સિદ્ધાન્તોનો સ્વીકાર કર્યો.

ત્યાર પછી તે વિજયયાત્રા કરવા નીકળ્યો. તેની વિજયયાત્રાનું વર્ણન વિસ્તૃત રીતે ક્યાય મારા જોવામા આવ્યું નથી, પરંતુ એટલુ મળે છે કે તેણે આખા હીંદના રાજા મહારાજાઓને તાબે કરવા ઉપરાત મ્લેચ્છ દેશ જેવા કે અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, ઇરાન આદિ દેશોને પણ તેણે તાબે કર્યા હતા. પૂર્વમા બગાલ અને ઓરિસ્સાથી માડી પશ્ચિમમા ઠેઠ સમુદ્ર સુધી અને ઉત્તરમા છેક હિમાલયથી માડી દક્ષિણમા છેક કન્યાકુમારી સુધી દરેક દેશ તેના તાબામા હતો જો કે સમ્રાટ્ અશોકે પહેલેથી તેને માટે રાજ્ય સભાળી રાખ્યું હતું, છતા સ્વતંત્ર રીતે પોતાની આજ્ઞા મનાવવા તેણે વિજયયાત્રા કરી હતી. તેમા મુખ્ય મુખ્ય રાજાઓને હરાવ્યા એટલે નાના રાજાઓ તો એની મેળેજ તાબે થઈ ગયા. જૈન ગ્રંથકારો કહે છે કે તેણે ચક્રવર્તીની માફક આખા ભારતવર્ષમા પોતાની આણ ફેરવી હતી આવી રીતે વિજયયાત્રા કરીને આવ્યા પછી તેણે પોતાના ગુરુના ઉપદેશથી જૈન-ધર્મની ઉન્નતિના પગલા લેવા માંડયા તેમા તેણે પ્રથમ દેશોદેશમા અનેક સુંદર સ્થળે ભવ્ય જિન મંદિરો કરાવ્યા. તેના ગગનચુમ્બી ભવ્ય શિખરોના નામ નિશાન પણ અત્યારે તો હાથ નથી લાગતા; પરંતુ તેના એ ભવ્ય મંદિરો, તેની બાધણી અને શિલ્પકળાના નમુનાના ક્યાક ક્યાંક ભણકાર સભળાય છે તેના ઉપર જીર્ણોદ્ધાર થવાથી મુળ મંદિરની ભવ્યતા તથા

---

[1] આ રાજાના પૂર્વ ભવની કથા બહુ લાંબી છે. લબાણના ભયથી મે નથી આપી. વિશેષ જાણવા ઇચ્છનાર મહાશયને કલ્પસૂત્ર, પરિશિષ્ટ પર્વ, સંપ્રતિચરિત્ર વગેરે — જોવા ભલામણ છે.

સુંદરતા કંઇક ઓછાં થયાં છે. તે એકલાં જિન મંદિરો કરાવી શાંત નહોતો રહ્યો. પરંતુ જૈન ઉપદેશકો-સાધુ મહાત્માઓને દરેક જાતની અનુકૂળતા કરાવી દરેક સ્થળે-મ્લેચ્છ દેશમાં પણ—તેણે વિહાર ચાલુ કરાવ્યો હતો. તે વખતે જૈનધર્મ રવિનો મધ્યાહ્ન સમય હતો. તેનાં પ્રખરો કરણો ભારતવર્ષમાં અને તેની બહાર પણ ઘેર ઘેર તપી-શોભી રહ્યાં હતાં. તેણે જૈન મંદિરો, જિન પ્રતિમાઓ, સાધુઓ, પુસ્તકો અને શ્રાવકોની વૃદ્ધિ કરવા સારો પ્રયત્ન સેવ્યો હતો અને તેમાં સફળતા પામી તે બધાની ખુબ વૃદ્ધિ કરી હતી.

## ઐતિહાસિક નોંધ.

આ મહાન્ જૈન ચક્રવર્તિ રાજાની ઐતિહાસિક નોંધ જૈન સુત્રોમાં અને ખાસ કરી હેમચંદ્રાચાર્યકૃત પરિશિષ્ટ પર્વમાં છે.[1] બૌદ્ધ ગ્રંથોમાં પણ તેનું થોડું ઘણું વર્ણન કર્યું છે અને તેમાં તેને 'સંપઇ' તરીકે ઓળખાવ્યો છે. આ સિવાય સમ્રાટ અશોકની માફક તેના કીર્તિસ્તંભો, શિલાલેખો આજ્ઞાપત્રો કે તામ્રપત્રો કંઇ પણ મળી આવતું નથી. આ રાજાએ જૈનપ્રતિમાઓ ઘણી કરાવી છે કે જેની ભવ્યતા અને સુંદરતા બહુ અલૌકિક છે અને તેનો નમુનો બીજે મળવો મુશ્કેલ છે. અત્યારે અમદાવાદ, પાટણ, ખંભાત, પાલીતાણામાં શત્રુંજય ઉપર અને ગિરનાર જામનગર ઇ. માં તેની કરાવેલી પ્રતિમાઓ છે પરંતુ તે પ્રતિમાઓમાં ક્યાંય તેના નામના શિલાલેખો મળી આવતા નથી. કોઇ મહાશય તે બાબતમાં વિશેષ જાણવા જેવું બહાર પાડી તેની ઐતિહાસિક નોંધની ખોટને પુરી પાડે એમ હું ઇચ્છું છુ. આનું મુખ્ય કારણ મને એકજ લાગે છે તે એ જ કે આગલા સમયમાં પોતાની નામના કાઢવામા-બીજા શબ્દોમાં કહું તો આત્મપ્રશંસાના ભયથી ઘણા જણે પોતાનાં કાર્યોની નોધ કરાવવાનું મોકુફ રાખ્યું હોય અને તે જ કારણે સંપ્રતિએ પણ તેમ કર્યું હોય એ બનવા જોગ છે. આ સિવાય પુરાણ સમયમાં ઘણા રાજા મહારાજાઓએ કરાવેલી પ્રતિમાઓમાં ઘણે સ્થળે શિલાલેખો મળી આવતા નથી અને આધુનિક સમયમાં ક્યાંક ક્યાંક તેવું બને છે પણ ખરૂં જેથી મારા ઉપલા અનુમાનમાં કંઇક સત્ય હશે એમ માનવું પડે છે.

આ મહાન્ ચક્રવર્તિની ઐતિહાસિક દૃષ્ટિએ વિશેષ નોંધ નહિ મળી શકવાથી તેના જીવન સંબંધે વિશેષ લખવું મોકુફ રાખી તેનાં મળી આવતાં થોડાં સુકૃત્યોની નોધ અને તેણે પોતે જૈન ધર્મ સ્વીકારી પોતાના તાબાના રાજાઓને પણ ચુસ્ત જૈન કેવી રીતે કર્યા હતા તે સંબંધે મળી આવતા થોડા શ્લોકો ટાંકી વિરમીશ.

તેણે ગગનચુમ્બી ભવ્ય સવાલાખ નવાં જિન મંદિરો કરાવ્યાં હતાં અને મનોહર સવા-કરોડ નવી જિન પ્રતિમાઓ કરાવી હતી. ૩૬૦૦૦ હજાર મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને પંચાણુ હજાર પિત્તળની પ્રતિમાઓ કરાવી હતી. દીનદુઃખીને માટે અનેક સદાવ્રત તથા વાવ, કુવા, તળાવ, પરબ આદિ ઘણાં લોકોપયોગી કાર્યોની નોધ મળે છે. તેણે સવાલાખ જિનમંદિરો કરાવ્યાં હતાં એ ઉપરથી આપણે સમજી શકીશું કે તે કેટલો ધર્મચુસ્ત હતો છતાં તેણે ચક્રવર્તી રાજાની માફક એક સત્તાએ ભારતવર્ષમાં પોતાની આણ-

---

૧ આ પરિશિષ્ટ પર્વમાં જૈન સમાજના ઘણાખરા મહાપુરુષોના જીવનચરિત્રો સુંદર રીતે વર્ણવ્યાં છે.

આજ્ઞા મનાવી હતી-બેસાડી હતી. સંપ્રતિ ધર્મી હતો છતાં અશોક કે સિદ્ધરાજની જેમ ધર્માંધ નહોતો. તેણે ધર્મને માટે કદી તલવાર નથી ઉપાડી તેમજ કોઇ પણ ઇતર મંદિરોની ધજા પણ નથી ઉતરાવી. તેણે પ્રેમથી બીજા રાજાઓને અને પ્રજાને પણ જૈન ધર્મ સ્વીકારાવ્યો હતો. તેને માટે સંપ્રતિચરિત્રકાર નીચે પ્રમાણે લખે છે,

**महाप्रभावनां कुर्वंस्तमनुव्रज्य संप्रतिः तेषां राज्ञां विधिं सर्वं दर्शयित्वाऽगमत् गृहान् ॥ ४१४ ॥ ततः सर्वान् नृपान् स्माह न नः कार्यं धनेनेवः मन्यध्वे स्वामिनं चेन्मां, तद्‌भयन्तोऽवसंप्रतिः धर्मं प्रवर्तयन्त्वेनं, लोकद्वयसुखावहम् ॥४१५॥ स्वदेशेषु सर्वत्र प्रीतिरेवं यतो मम ॥ ४१६ ॥ ततस्तेऽपि गतास्तत्र जिनचैत्यान्यकारयन् कुर्वंते तत्रयात्राश्च, रथयात्रोत्सवोद्‌भूताः ॥ ४१७ ॥ सदैवोपासते साधुनमारिं घोषयन्ति च राजाननुवृत्यतत्रापि लोकोऽभूद्धर्मतत्परः ॥ ४१८ ॥**

ભાવાર્થ—" મહાપ્રભાવના ઉત્સવને કરતો અને તે રથની પછવાડે ચાલતો રાજા (સંપ્રતિ) બીજા બધા રાજાઓને એકઠા કરી તેમને સર્વ વિધિ દેખાડી પોતાને ઘેર ગયો.

ત્યાર પછી બધા રાજાઓને તેણે કહ્યું કે જો મને તમારો ઉપરી રાજા-સ્વામી માનતા હો તો મારૂં અનુકરણ કરો. મારે ધનથી કંઇ કામ નથી.

તમારા દેશમાં બધે ઠેકાણે ઇહલોક અને પરલોકના સુખના કારણભૂત ધર્મ (જૈનધર્મ) ને પ્રસરાવો-તેથી જ મને ખરેખરી પ્રીતિ થશે.

ત્યાર પછી બધા રાજાઓ ઘેર જઇને નવા જિન મંદિરો કરાવતા હતા અને મોટા ઉત્સવવાળી રથયાત્રા અને યાત્રાઓ કરતા હતા અને હમેશાં સાધુઓની સેવા કરતા. અમારિપટહુ (કોઇ પણ નિર્દોષ જીવની હિંસા ન કરે.) પણ વગડાવતા હતા, ત્યારે પ્રજા રાજાઓનું અનુકરણ કરી ધર્મ (જૈન ધર્મ) માં તત્પર બની. એ તો કહેવત છે કે "**यथा राजा तथा प्रजा**" યદિ રાજા ધર્મી અને ન્યાયી હોય તો પ્રજા પણ ધર્મી અને ન્યાયી બને એમાં કંઇ આશ્ચર્ય નથી.

હવે આગળ કલ્પસૂત્રકાર સંપ્રતિએ ક્યાં ક્યાં સારાં કાર્યો કરાવ્યાં તેની નોંધ નીચે પ્રમાણે આપે છે.

**" श्रेणीकसुतोदायि पट्टोचित नवनंदपट्टोद्‌भूतचंद्रगुप्त अशोक श्री सुतपुत्रः संप्रतिनामाभूत्, स च जातमात्र एव पितामहदत्तराज्ये रथयात्रा प्रवृत्त श्रीआर्यसुहस्तिदर्शनाज्जातजातिस्मृतिः सपाद लक्ष जिनालय सपाद कोटी नवीन बिंब षट्‌त्रिंशत् सहस्र जीर्णोद्धार पंचनवतिसहस्र पित्तलमय प्रतिमानेक शतसहस्र सत्रशालादिभिर्विभूषितां त्रिखंडामपि महीमकरोत्**

કલ્પસૂત્ર ટીકાકાર વિનયવિજયજી ઉપાધ્યાય. (અર્થ સુગમ છે માટે આપ્યો નથી.)

ઉપરના વચનો ઉપરથી આપણને જાણવાનું મળે છે કે તે બહુ ધર્મચુસ્ત ચક્રવર્તી રાજા હતો.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પરિશિષ્ટ પર્વમાં તેનાં વખાણ નીચે પ્રમાણે કરે છે.

अभ्यगृहीद्य नृपस्तद्व तदनुज्ञया अर्हन् देवो गुरु साधु प्रमाणं मे अर्हतो व चः ॥ ६१ ॥ अणुव्रतगुणव्रतशिक्षाव्रतपवित्रित प्रधान श्रावको जज्ञे सम्प्रति स्तत्प्रभृत्यपि ॥ ६२ ॥ त्रिसन्ध्यमप्यसौ वन्ध्य श्रीजिनर्चाम मर्चति स्म सः सा धर्मिकेषु वात्सल्य बन्धुष्विव चकार च ॥ ६३ ॥ आर्यैताढ्य प्रतापाढ्य स चकाराविकारधी त्रिखण्ड भरतक्षेत्र जिनायतनमण्डितम् ॥ ६४ ॥

ભાવાર્થ—તે ( સમ્પ્રતિ ) આચાર્યશ્રીની અનુજ્ઞા છે અર્હિત પ્રભુ મારા દેવ છે સુસાધુ ( કંચન કામિનીના ત્યાગી ) મારા ગુરુ છે અને અર્હિત પ્રભુનું વચન મને માન્ય છે એ પ્રમાણે સ્વીકારતો હતો ॥ ૬૧ ॥ ( સમ્યકત્વવ્રત ધારણ કર્યું ) અને ત્યારથી માંડી અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રતથી પવિત્ર એવો તે ચુસ્ત શ્રાવક થયો ॥ ૬૨ ॥ દાનાવળી લક્ષ્મી વાળો તે ત્રણકાલ જિનેશ્વર પ્રભુની પૂજા કરતો હતો અને પોતાના ભાઇઓની જેમ સ્વધર્મી તરફ વાત્સલ્ય કરતો હતો ॥ ૬૩ ॥ પ્રતાપથી યુક્ત અને અવિકારી બુદ્ધિવાળો સમ્પ્રતિ વૈતાઢ્યથી માંડી ત્રણ ખંડ ભરતક્ષેત્રને જિન ચૈત્યોથી યુક્ત કરાવતો હતો

આવી રીતે તે ચુસ્ત જૈનધર્મી મહાન્ રાજા હતો.

## ૪ " મહારાજાધિરાજ " કુમારપાલ

ગુજરાતનો આ મહાન્ વૈભવશાળી નૃપતિ ચૌલુક્યવંશચૂડામણિ, ગુજરાતની જયસિંહદેવની કીર્તિનો કળશ ચડાવનાર, ગુજરાતને સમૃદ્ધ તેમ જ શોભાવાન બનાવનાર " મહારાજાધિરાજ " પરમાર્હત કુમારપાલથી જૈન સાક્ષરો તથા ઇતર સાક્ષરો પણ અજાણ્ય નથી એટલું જ નહિ પરંતુ તેના જીવનથી પણ કેટલેક અંશે સુપરિચિત છે

કુમારપાલની આટલી પણ ઓળખાણ કરાવવી એ તો ભગવાન સવિતાનારાયણને દીપ કલિકાથી ઓળખાવવા બરાબર છે તેમને કેટલાએક પરમાર્હત તરીકે, ચક્રવર્તી તરીકે, મહારાજાધિરાજ તરીકે તો વળી કોઇક હિંદુસ્તાનના નાશનું પ્રથમ બીજ રોપનાર તરીકે, જયસિંહદેવની ભાવનાને નહિ પોષનાર તરીકે તથા અહિંસાનો પુજારી બની પોતે નિર્માલ્ય બનવા સાથે સારા ગુજરાતને પણ નિર્માલ્ય—નમાલું બનાવનાર તરિકે, તથા બીજા અવનવા વિશેષણોથી ગુજરાતના સાક્ષરો—ગુજરાતીઓ તેને ઓળખે છે આમાંથી કેટલાએક મહાશયો તેનું જીવન નિષ્પક્ષપાત રીતે તપાસ્યા વગર અને સાથે તેનું આંતરજીવન પણ તપાસ્યા સિવાય યોગ્ય ન્યાય ન આપી શકે—નથી આપી શકતા એ નિર્વિવાદ રીતે બનવા યોગ્ય છે—સંભવી શકે

[1] ભીમમાણાવળીનો પુત્ર ક્ષેમરાજ તેનો પુત્ર દેવપ્રસાદ અને તેનો પ્રતાપી પુત્ર ' સિદ્ધરાજદેવનો જમણો હાથ " ત્રિભોવનપાલ અને તેનો પુત્ર ' મહારાજાધિરાજ ' ચક્રવર્તી આદિ બીરુદધારી કુમારપાલદેવ આપણા વિષયનો મુખ્ય નાયક છે તેની માતાનું નામ કાશ્મીરદેવી હતું કે જે સિદ્ધરાજની માતા મીનલદેવીની ભત્રિજી થતી હતી તેને કુમારપાલ

---

૧ નીચે મુળરાજથી માંડી ઠેઠ કુમારપાલ સુધીનું વંશવૃક્ષ આપ્યું છે તે જોવા ભલામણ છે

સિવાય બે પુત્ર મહીપાલ, કીર્તિપાલ તથા બે પુત્રીઓ પ્રેમળદેવી અને દેવળદેવી હતી. તેમા પ્રથમ પુત્રી જયસિંહદેવના મુખ્ય સેનાધિપતિ કૃષ્ણસિંહ વેરે અને બીજી પુત્રી શાકભરીના રાજા સાથે પરણાવી હતી, અને કુમારપાલદેવની સ્ત્રીનું નામ ભોપાલદેવી હતું

ત્રિભોવનપાલને જયસિંહદેવની સભામા પાટણ ઘણી વખત આવવું પડતું અને તેની સાથે ગુજરાતનો ભાવિ બાલરાજા કુમારપાલ પણ ઘણી વખત આવતો. ત્રીભોવનપાલ પોતાના ચાલાક પુત્રને જયસિંહદેવની સભાનો બધો વૃત્તાંત કહેતો–કહી સભળાવતો. બાલરાજા એ વાતો સાભળી આશ્ચર્ય પામતો. તેને તે સમયે ખબર સરખીયે નહોતી કે પોતે ભવિષ્યમા જયસિંહદેવના સિંહાસને બેસી સભામા તે વાતોના કેન્દ્રરૂપ બનશે.

એક વખતે જયસિંહદેવની સાથે કુમારપાલને સાક્ષાત્ સરસ્વતીનો અવતાર, ધર્મની મૂર્તિ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય સાથે પરિચય થયો. કુમારપાલ તેમનુ બ્રહ્મતેજ જોઇ પ્રથમ ક્ષણેજ તેમના તરફ આકર્ષાયો અને વળી 'ગુજરાતનો નાથ' જયસિંહદેવ પણ જેને ઘણું સન્માન આપે છે તે જોઇ હેમાચાર્ય ઉપર વિશેષ માનની દૃષ્ટિથી જોવા લાગ્યો ત્યાર પછી તેણે સૂરિજીની બે ત્રણવાર મુલાકાત લીધી એક વખતે જયસિંહદેવ તેના મુખ્ય અમાત્યો,



અધિકારીઓ અને કુમારપાલ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનો ઉપદેશ સાંભળવા બેઠા હતા. સૂરિશ્વરજીને પૂછ્યું કે "બધા ગુણોમાં શ્રેષ્ઠ ગુણ કયો છે" ત્યારે આચાર્ય શ્રીએ કહ્યું કે— મહાનુભાવ, બધા ગુણોમાં "પરદારસહોદર્યયુક્ત સત્ત્વગુણ" શ્રેષ્ઠ છે. કારણ કે સત્ત્વગુણ બધા ગુણગણોમાં મસ્તકમણી "જયશ્રી" ને આપનાર અને સર્વ પદાર્થની સિદ્ધિ કરવામાં લોકોત્તર કામધેનુ સમાન છે. બત્રિસ લક્ષણોથી અધિક સલક્ષણ તરીકે સત્ત્વગુણ પ્રસિદ્ધ છે. સત્ત્વવાન પુરુષમાં ભલે બીજા ગુણો હોય યા ન હોય તો પણ તે શ્રેષ્ઠતમ છે. કહ્યું છે કે—

प्रयातु लक्ष्मीश्चपला स्वभावा गुणा विवेकप्रमुखाः प्रयान्तु
प्राणाश्चगच्छन्तु कृतप्रयाणा मा यातु सत्वन्तु नृणां कदाचित् ।

અર્થ "ચપળ સ્વભાવવાળી લક્ષ્મી જાઓ વિવેક પ્રમુખ ગુણ જાઓ અથવા પ્રયાણ કરેલા પ્રાણ જાઓ પરંતુ પુરુષોનું સત્ત્વ કદાપિ ન જાઓ" સકળ કાર્ય કરવામાં સમર્થ એવા એકજ પુત્રથી બસ છે વધારે સંતતિનું શું પ્રયોજન ? એકલો નિશાપતિ જ (ચંદ્ર) દિગ્વધુના મુખમંડળને પ્રકાશિત કરવા સમર્થ છે. બાકીનો તારાગણ તો ઉગ્યા છતા દિગ્વધુને પ્રકાશિત કરવા સમર્થ થતો નથી. સાત્ત્વિક શરીર આપણા હાથમાં છે અને રિદ્ધિ દૈવને આધીન છે માટે સત્ત્વ ન છોડવું. "જ્યાં સાહસ ત્યા સિદ્ધિ." જુઓ વૈભવમા અમરાપુરીને જીતે તેવી લંકા જીતવાની હતી અને મહાન રત્નાકર (સમુદ્ર) પગે ઉલ્લંઘવાનો હતો. જેનાથી દેવદાનવ અને મનુષ્યો કંપતા એવા રાક્ષસરાજ રાવણ જેવો મહાન પ્રતિસ્પર્ધી હતો અને કપિઓ પોતાના સહાયક હતા છતા ભગવાન રામચંદ્રે સત્ત્વથી જ રાક્ષસ સૈન્યનું દળ છિન્ન કરી રાવણનાં દશ મસ્તક રણમાં રગદોળ્યાં. મહા પુરુષોની કાર્યસિદ્ધિ તેમના સાહિત્યમાં નહિ પરંતુ તેમના સત્ત્વમાંજ રહેલી છે. અને તે સત્ત્વ પણ જ્યારે પરદારસહોદરવ્રતથી સંજીવિત હોય છે ત્યારેજ તે પુરુષને લોકોત્તર ફળ–પ્રતિષ્ઠાના કારણભૂત થાય છે.

વિવેક વિનાનું સત્ત્વ સિંહ કે વાઘની માફક ક્રૂરતાને ઉત્પન્ન કરવાનું સાધન બને છે. એટલે કે વિચાર વગરનું સત્ત્વ (સાહસ) જાનવરી જોરને ઉત્પન્ન કરનાર છે. માટે પ્રતિષ્ઠા કીર્તિ, ધર્મવિજય આદિની વૃદ્ધિ કરવા ઇચ્છનારે પરસ્ત્રીથી વિરક્ત રહેવું જોઇએ. કારણ કે—

तावल्लोक विलोचनामृतरसस्तावन्मनो वल्लभं
तावद्धर्ममहत्त्वसत्यविलसत्कीर्ति प्रतिष्ठापदं ।
तावद्भूमिपतिप्रसादभवनं तावच्च सौभाग्य भूः
यावन्नो परदारसंगरसिको लोकेऽभवन् मानवः ॥

"જ્યાં સુધી પુરુષ પરદારા સંગનો રસિક નથી થયો ત્યાં સુધીજ તેના ઉપર લોકોની અમી દૃષ્ટિ રહી તેનું ચિત્ત પ્રસન્ન રહે છે; અને પ્રતિષ્ઠાનું પાત્ર, રાજાના પ્રસાદનું ભવન અને સૌભાગ્યની ભૂમી બની રહે છે." માટે જો જીવિતને વલ્લભ ગણતા હો તો પરસ્ત્રીનો સંગ મુકી દો. એક મૃગલોચના સતી સીતાના નિમિત્તે જ રાક્ષસપતિ રાવણનાં મસ્તક રણમા રોળાયાં, ત્રિકુટ શિખર પર શોભી રહેલી અલકા સરખી લંકા જેની રાજ્યધાની હતી, ઘુઘવાટ કરતો સમુદ્રદેવ જે નગરની પરિખાઈ હતો, અનન્ય બલશાલી

કુંભકર્ણ જેનો બંધુ હતો, જગજ્જેતા અજેય ઇંદ્રજિત જેનો પુત્ર હતો અને પોતે કે જેના નામથી દુનીઆના વીર પુરુષો શડ નાખતા, અનેક દેવો જેના નોકરો હતા અને અદ્દભુત વિદ્યાઓ જેની જીવ્હાગ્રરૂપી રંગભૂમી ઉપર નાચ કરતી હતી એવો લંકેશ્વર પણ સતી સીતાની આકાંક્ષા કરવાથી વૈભવ અને પ્રતાપથી રહિત બની દીનદીન દશાને પામ્યો. સ્વસ્ત્રી સ્વાધિન હોવા છતાં નીચ પુરુષો જ પરસ્ત્રીની ઇચ્છા કરે છે." આવી રીતે કુમારપાલને ઉપદેશ આપ્યો. કુમારપાલે પણ એ પરમ યોગીશ્વરના મુખકમળમાંથી નીકળતી ગંગાના ધોધ સમાન નિર્મલ વાણી સાંભળી તેમના ઉપદેશથી પરનારીસહોદરવ્રત સ્વીકારી તેમની ગંગાના પ્રવાહ સમાન પવિત્ર વાણીમાં પોતાના આત્માને નવરાવી કૃતકૃત્ય-પવિત્ર બન્યો અને ત્યાંથી પોતાના પિતા સાથે દધિસ્થળી ગયો.

હવે જયસિંહદેવની અવસ્થા વધવા સાથે ગૃહસ્થ ધર્મના ફળ રૂપ પુત્રપ્રાપ્તિની ચિંતા પણ વધવા લાગી. તેને સદા એમ લાગ્યા કર્યું કે જો પિતૃદાન દેનાર એક પુત્ર થાય તો મારો જન્મ સફળ થયો ગણાય. પરંતુ વિધિ તેનાથી વાંકું હતું. 'સૂર્ય વિના આકાશ, ન્યાય વિના વિક્રમ, સિંહ વિના વન, ચંદ્ર વિના રાત્રી, બળ વિના પરાક્રમ, તેજ વિના લક્ષ્મી,' એ જેમ શોભતાં નથી તેમ પુત્ર વિના કુળ શોભતું નથી. તેણે પુત્રપ્રાપ્તિ માટે ઘણાં ઘણાં ફાંફાં માર્યા, અનેક કાળાં ધોળા કર્યા, અને અનેક જોગીઓનાં પડખાં સેવ્યાં; પરંતુ તેમાં તે નિષ્ફળ નિવડયો. તેણે અનેક જોશીઓને પૂછવા માંડયું પરંતુ તેમાંય તેને કયાંયથી સંતોષ ન મળ્યો. સાથે તેના કાને એમ પણ ભણકાર આવ્યા કે મારી પછી ત્રિભુવનપાલનો પનોતો પુત્ર કુમારપાલ ગાદીએ આવશે. તેને આ સાંભળી અસંતોષ વધતો ગયો; અને તે વાતને એકદમ તે સાચી પણ ન માનતો. એક વખતે પોતે સભા ભરી બેઠો હતો તે વખતે એક મહાન જ્યોતિષી પંડિત ત્યાં આવ્યો. સિદ્ધરાજે તેને પ્રશ્ન પુછયો; પંડિતે લગ્ન લઇ ચોકખો ઉત્તર આપ્યો કે "મહારાજા આપને કોઇ પણ પ્રકારે પુત્ર થશે નહિ અને આપની પછી ત્રિભુવનપાળનો વીર પુત્ર કુમારપાલ તમારી ગાદીએ આવી તમારી પેઠે ચક્રવર્તી થશે." પંડિત પાસે આવો ઉત્તર સાંભળી તેનું હૃદયમંદિર ભગ્ન થયું, તેને બહુ ખેદ થયો. તેણે આની આ વાત ફરીથી પોતાની સભાના પંડિત રત્ન બાલબ્રહ્મચારી, શ્રી હેમચંદ્રાચાર્યને પુછી. આચાર્યશ્રીએ પણ તે ને તે જ વાત ફરીથી કહી. તેણે જ્યારે પોતાના ગુરુશ્રી પાસેથી આ ઉત્તર સાભળ્યો ત્યારે તેને એમ ખાત્રી થઇ કે મારે પુત્ર નહિ થાય અને કુમારપાલ ગાદીનો અધિપતિ થશે. હવે સિદ્ધરાજને બીજો એક કુવિચાર થયો કે કુમારપાલને મારી નાખું તો મહાદેવજી મને પુત્ર આપે.

અંતે આ વિચારે તેના હૃદયમાં ઘર કર્યું અને તે કુવિચારને સફળ (!) કરવા પ્રયત્ન શરૂ કર્યો.

તેણે કુમારપાળને મારી નાખવા પહેલાં વિચાર કર્યો કે તેનો પ્રતાપી પિતા ત્રિભુવનપાળને માર્યા પહેલા-તેના દેહમા પ્રાણ છે ત્યા સુધી કુમારપાલનો વાળ ખેંચવાને હું સમર્થ નથી. માટે ત્રિભુવનપાળને કપટથી મારી નાખું તોજ મારી મુરાદ બર આવે તેમ છે. તેણે ત્રિભુવનપાળને મારી નાખવા 'રાજદ્વારી ખાનગી કામના બહાના હેઠે બાપ દિકરાને ગામ (પાટણ) બહાર મહાદેવના મંદિરમાં બોલાવ્યા. વિર ત્રિભુવન-

પાળ હોઇ પણ જાતના સંશય વગર પુત્ર સહિત મહાદેવના મંદિરમાં આવ્યો. સિદ્ધરાજ પણ શિકાર જાળમાં આવ્યાનું સમજી તેને ચારે બાજુથી ઘેરી લઇ મંદલાતે મ્હોં પોતાના ખાનગી ચરો સાથે મહાદેવના મંદિરમાં આવ્યો. પરંતુ ત્યાં તો ચાલાક ત્રિભુવનપાળને સિદ્ધરાજના કપટની અગાઉથી ખબર પડી ગઇ. તેણે બધો ખેલ જોઇ લીધો અને તે જ વખતે પોતાના પુત્રને દધિસ્થળી બીજા ખાનગી રસ્તે રવાના કરી દીધો હતો, અને પોતે ખુલ્લી તરવારે તેનું સ્વાગત કરવા તૈયાર થઇ ઉભો. જેવો સિદ્ધરાજ અંદર ગયો; તરતજ ત્રિભુવનપાળે ત્રાડ નાખતાં કહ્યું કે "પાપી કુત્તા ચલાવ તારી તલવાર" સિદ્ધરાજ ભોંઠો પડયો અને તેને ત્રિભુવનપાળના બધા પૂર્વના ઉપકારો, તેનો નિઃસ્વાર્થ ત્યાગ આદિ બધાં કામો સાંભરી આવ્યાં.

પરંતુ મનોબળ એકઠું કરી પોતાના સહચરોને કહ્યું કે-ઉભા છો શું? ચલાવો તમારી તલવાર. ત્યાં તો ત્રિભુવનપાલે તેને કહ્યું કે-જો તારામાં તાકાત હોય તો આવી જા આપણે બન્ને દ્વંદ્વ યુદ્ધ કરીએ. સિદ્ધરાજને ત્રિભુવનપાળના ભુજબળની ખબર હતી કે ત્રિભુવનપાળ પોતાને તો જેમ મદોન્મત્ત હાથી હરણિયાને ચગદી નાખે તેમ જરૂર દાબી દેશે. સિદ્ધરાજ મુંગો રહ્યો ત્યાં તો તેના સૈનિકોએ ત્રિભુવનપાળ ઉપર તલવાર ચલાવી. એકી સાથે તેના ઉપર પચાસેક તલવાર ઉપડી છે તેમ તેણે જોયું. તે બધાનું સ્વાગત કરવા કરવા તૈયાર હતો; તેણે તેમાંથી ઘણાનું સ્વાગત કરી દેવલોકમાં પહોંચાડયા; અંતે તેનું વૃદ્ધ શરીર થાક્યું. તેના શરીરમાંથીલે લ્હીની ધારા છુટવા માંડી. તેની નાડી તુટવા માંડી. તેને હવે લાગ્યું કે તે નહિ બચે, એટલે પોતે તરત જ સિદ્ધરાજ પાસે જઇ કહ્યું કે "પાપી કૃતઘ્ન અંતે તેં તારૂં કાળું કર્યું. પરંતુ ઠીક છે કે મહાદેવજીએ તારા પાપી લોહીમાંથી પુત્રરૂપી ફળ નથી આપ્યું. નહિતર તું શું ન કર એ હું નથી કહેતો."

એમ કહીને વીર પુરુષે પોતાના શરીર ઉપર તલવાર ચલાવી પોતાનું લોહીવાળું મસ્તક સિદ્ધરાજની ઉપર નાખી તેને લોહી છાંટયું. આ કમકમાટીભર્યો બનાવ જોઇ સિદ્ધરાજનું પાપી હૃદય પણ કંપ્યું, પરંતુ તે કમકમાટ વધુ ટકયો નહિ. તેણે કુમારપાલને શોધવા માંડયો; પરંતુ કુમારપાલ ત્યાં નહોતો. પછી તે દધિસ્થળી ઉપર હલ્લો લઇ ગયો. કુમારપાલ તેને સૈન્ય સહિત સામો મળ્યો. બન્ને સૈન્યનો ભેટો થયો. સિદ્ધરાજ પાસે સૈન્ય થોડું હતું અને કુમારપાલનું શૌર્ય વધારે હતું. પિતૃમરણે તેને ખુબ ઉશ્કેર્યો. સિદ્ધરાજે જોયું કે હવે નહિ ટકાય. અંતે બન્યું પણ તેમ જ. સિદ્ધરાજ તેની સામે ન ટકી શકયો અને ત્યાંથી પાટણ નાસી આવ્યો. ત્યાં આવ્યા પછી તેણે ગામમાં એવી વાત ફેલાવી કે "ત્રિભુવનપાળ લુંટારો હતો, તે પાટણ લુંટવા આવ્યો હતો." પરંતુ કૃતજ્ઞ પાટણની પ્રજાએ પોતાના એ ઉપકારી પુરુષને ચંદનની ચિતામાં બાળી તેની પછવાડે શોકના બે આંસુ ખેરવ્યા.

## કુમારપાલનું દેશાટન

હવે કુમારપાલ ઉપર સિદ્ધરાજનું વજ્ર અને શની ગ્રહ પડયાં. તેણે દધિસ્થળી છોડયું, અને બાવાને વેશે ગુજરાતના પથ્થરે પથ્થરે ભટકયો. વળી એક વખત મહાદેવના મંદિરનો પુજારી થયો; સિદ્ધરાજને તેની ખબર પડી એટલે આવ્યું. તેણે પુજારીઓને બ્રહ્મભોજન કુમારપાલ પણ ત્યાં ગયો પરંતુ એક કૃતજ્ઞ રજપુતની સંજ્ઞાથી-સંકેતથી ઉલ્ટીના બહાને નાસી

છૂટ્યો. સિદ્ધરાજને આ વાતની ખબર પડી કે તરતજ પોતાના માણસો તેની પછવાડે મોકલ્યા. કુમારપાલ ઉઘાડે શરીરે માત્ર એક અબોટીયાભેર જ હતો. તેણે પછવાડે ધૂળ ઉડતી જોઇ એટલે પોતે સંતાવાની જગ્યા શોધી. પાસેના ખેતરમાં એક ખેડુત વાડ કરતો હતો ત્યાં જઇ તેણે મદદ માગી. એ દયાળુ ખેડુતે તેને વાડમા સંતાડી તેના ઉપર કાંટાનાં ઝુંડ નાખ્યાં. સિદ્ધરાજના માણસોએ ઘણી શોધ કરી પણ અંતે તેઓ નિષ્ફળ નિવડયા અને વીલે મ્હોડે પાછા પાટણ ગયા. કુમારપાલ વાડમાંથી બહાર નીકળ્યો. તેના કોમળ શરીરમાંથી લોહી નીકળવા મંડયું એ જાણે કોઇ નવા પ્રકારના પરવાળાના અંકુર હોય તેવો ભાસ કરાવતું હતું. ત્યાંથી માંડ માંડ ચાલી તે દધિસ્થળી ગયો અને ત્યાંથી પોતાનું નામ બદલી ભીમસિંહ રાખ્યું અને વેશબદલો કરી વળી નીકળ્યો. રસ્તામાં તેણે ઝાડ નીચે એક ઉંદર પોતાના દરમાંથી રૂપીયા કહાડી બહાર લાવતો હતો તે જોઇ તે રૂપીયા લઇ લીધા. ઉંદર પોતાના રૂપિયા ગયા જોઇ માથું પટકી મરી ગયો. કુમારપાલે વિચાર્યું કે "મનુષ્ય તો ઠીક પરંતુ પશુ પંખી પણ અર્થની મોહનીમાં મુંઝાય છે."તે વખતે રસ્તામાં તેને ઉમરાગામના દેવસિંહ શેઠની પુત્રી દેવશ્રી પોતાના સાસરેથી પીયર જતી હતી તે મળી. તે ઉદાર દિલની દેવશ્રીએ કુમારપાલને ભૂખ્યો અને દુઃખી જાણી પોતાની પાસેનું ભાતું આપ્યુ. કુમારપાલે પણ બે દિવસનો ભુખ્યો હોવાથી સારી પેઠે ખાધું. પછી તે ઉદાર દિલની દેવશ્રીના કહેવાથી તેની ગાડીમાં બેસી વચ્ચે દધિસ્થળીને રસ્તે ઉતરી પડયો. જતી વખતે તેણે દેવશ્રીને કહ્યું કે "આજથી તું મારી ધર્મબહેન છો અને હું જ્યારે ગાદીએ બેસીશ ત્યારે તારી પાસે ભગિનીતિલક કરાવીશ" પછી દધિસ્થળી જઇ પહોંચ્યો ત્યાં તેણે જોયું કે સિદ્ધરાજ કુટુંબ ઉપર પણ કેર વરસાવી રહ્યો હતો. એટલે પોતાના **યથા નામ તથા ગુણા** એવા સજ્જન નામના મિત્રદ્વારા પોતાના કુટુંબને બીજે સ્થળે મોકલાવી પોતે વોસિરી નામના બ્રાહ્મણ મિત્રની સાથે ફરી વાર રખડપટ્ટી શરૂ કરી.

તે પ્રથમ ખંભાત ભણી ગયો. ત્યા ખંભાતની બહાર પરમ પ્રતાપી ગુરૂશ્રી હેમાચાર્ય તેને મળ્યા. પોતે તેમને એકદમ ન ઓળખી શકયો પરંતુ તેના ગુરુએ તો તેને ઓળખ્યો અને તેને પોતાની સાથે ઉપાશ્રયે લઇ જઇ સિદ્ધરાજના મહામાત્ય અને ખંભાતના સત્તાધીશ ઉદાયનને કુમારપાળની ભલામણ કરી. કુમારપાળ ઉદાયનને ઘેર શાંતિથી રહેતો હતો ત્યાં આ વાતની ખબર સિદ્ધરાજને પહોચી કે મારો શત્રુ મારા મહામંત્રીને ત્યાં છે એટલે તેણે ઉદાના પુત્ર ચાહડ કે જે પોતાનો ધર્મપુત્ર થતો હતો તેને કુમારપાળની શોધ કરવા મોકલ્યો. તેણે ખંભાત જઇ પોતાના ઘરમા કુમારપાલને ઘેર્યો પણ કુમારપાલ ત્યાંથી આબડની મદદથી રાતોરાત નાસી હેમચંદ્રાચાર્યના ઉપાશ્રયે ગયો. ત્યા પરમ કારુણિક શ્રી હેમચંદ્રાચાર્યે પણ તેને પોતાના પુસ્તક ભંડારમા સંતાડયો. બીજે દિવસે ચાહડે ઘરમા તપાસ કરી પણ ત્યા તેનો પત્તો ન ખાધો એટલે તે ઉપાશ્રયે આવ્યો અને ત્યા કુમારપાલની શોધ કરી. પરમ કારુણિક, યોગીશ્વર શ્રી હેમચંદ્રાચાર્યે ત્યા કુમારપાલના દેહનું બહુ યુક્તિ પૂર્વક રક્ષણ કર્યું. અંતે ચાહડ ત્યાથી પણ વીલે મ્હોડે ખાલી હાથે પાછો પાટણ ગયો.

હવે કુમારપાલ અહિં રહેવાનુ સલામત ન ધારી વડોદરે થઇ ભૃગુકચ્છ (ભરૂચ) ગયો; ત્યાથી કોલ્હાપુર ગયો અને ત્યા એક યોગીની સારી પેઠે સેવા કરી; યોગીએ તેની

સેવાથી પ્રસન્ન થઇ એક મંત્ર આપ્યો. પછી પોતે તે મંત્રને સાધી પોતાનું કાર્ય કરી વિવિધ દ્રવ્ય જોતો કાંતિપુરનગર ગયો; ત્યાં તેણે ઘણા ઘણા ચમત્કારો જોયા. ત્યાંથી તે મલ્લિનાથ દેશમાં કોલંબપટ્ટન ગયો. કહે છે કે કોલંબેશ્વરને મહાલક્ષ્મીજીએ એવું સ્વપ્ન આપ્યું હતું કે 'તારા રાજ્યમાં ગુજરાતનો નરેશ બાવાને વેશે આવે છે માટે તેનું સન્માન કરજે.' કોલંબેશ્વરે તેનું ખુબ સન્માન કરવા તેના નામના-છાપના સિક્કા પડાવ્યા. ત્યાંથી અનુક્રમે પેંઠ થઇ તે ઉજ્જયિની નગરીમાં આવ્યો. ત્યાં તેણે કુડંગેશ્વર મહાદેવના મંદિરમાં પાર્શ્વનાથ પ્રભુ[1]નાં દર્શન કર્યા અને ત્યાર પછી ત્યાં તેના જોવામાં એક શિલાલેખ આવ્યો. તેમાં તેણે નીચે પ્રમાણે વાંચ્યું કે—

पुण्णेवास सहस्से सयम्मि वरिसाण नय नवइकलिए।
होही कुमरनरिंदो तुह विक्कमराय सारिच्छो ॥

અર્થ—પવિત્ર અગિયારશો નવ્વાણુ વર્ષ વીત્યા પછી, હે વિક્રમરાજ તારા જેવો કુમારપાળ રાજા થશે. કુમારપાળ આ લેખમાં પોતાનું નામ જોઇ કંઇક આશ્ચર્ય પામ્યો. તેણે એક વિદ્વાનને બોલાવી પૂછ્યું તો તેણે કહ્યું કે "પૂર્વે અહિં શ્રી સિદ્ધસેન[2] દિવાકર નામે જૈન મતના પ્રખર પંડિત, આચાર્ય થઇ ગયા છે તેમણે સંસ્કૃત ભાષામાં દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા (બત્રીસ બત્રીસી) રચી અને શ્રી વીતરાગદેવની સ્તુતિ કરી[3] તેના પ્રભાવથી કુડંગેશ્વર મહાદેવનું લીંગ ફાટી અંદરથી શ્રી પાર્શ્વનાથ પ્રભુ નીકળ્યા. વિક્રમરાજા આ ચમત્કાર જોઇ આશ્ચર્ય પામ્યો અને તેમનો ભક્ત બન્યો અને ધીમે ધીમે તે ચુસ્ત જૈન-પરમાર્હત થયો. તે રાજાએ દાન વડે જગતને અનૃણુ બનાવી પોતાના નામનો સંવત્સર ચલાવ્યો. એક વખતે રાજાએ પોતાના ગુરુને પૂછ્યું કે મારી પછી કોઇ મહાન જૈન રાજા થશે?–ત્યારે સિદ્ધસેન દિવાકરે પોતાના જ્ઞાનના બળથી જણાવ્યું કે "તારી પછી મહારાજાધિરાજ ચક્રવર્તી કુમારપાલ પરમાર્હત થશે[4]" અને આ ગાથા પણ તેઓશ્રીએજ કહેલી છે. વીર વીક્રમે આ ગાથા શિલાલેખમાં ટંકાવી છે કે જે ગાથા તમે અત્યારે વાંચી." કુમારપાલ આ સાંભળી ઘણો આશ્ચર્ય પામ્યો અને સાથે સાથે આચાર્યશ્રીનું આવું અદ્દભુત જ્ઞાન જોઇ વિશેષ ખુશી થયો.

ઉજ્જયનિમાં તેનો મિત્ર સજ્જન અને પોતાનું કુટુંબ મળ્યું. પોતે બધાના કુશળ સમાચાર પૂછી કુટુંબને ત્યાં રાખી પોતાના મિત્ર વોસિરી નામના બ્રાહ્મણ સાથે

---

૧ જૈનોના ત્રેવીસમા તીર્થંકર.

૨ આ આચાર્યવર્યની વિશેષ માહિતી માટે જૂઓ મારો 'સિદ્ધસેન દિવાકર' નામનો નિબંધ.

૩ કલ્યાણ મંદિરસ્તોત્ર રચ્યું એમ પણ બીજે સ્થળે મળે છે. આ કલ્યાણ મંદિર સ્તોત્ર અત્યારે વિદ્યમાન છે કે જે અનેક મંત્રાક્ષરોથી ભરપુર છે.)

૪ આ ચમત્કારિક બીના કુમારપાલપ્રબંધ અને પ્રબંધચિંતામણીમાં વધુ વિસ્તારથી આપેલી છે.

દશપુર[1] થઇ ચિત્રકૂટ ( ચિતોડ ) ગયો. ત્યાં ઘણાં ઘણાં અવનવાં દશ્યો જોઈ અનુક્રમે કાશી થઇ પટ્ટના આવ્યો. ત્યાં તેણે નવનંદનો રાજવૈભવ સાંભળ્યો. ત્યાંથી રાજગૃહી[2] થઇ કામરૂપ દેશમાં ગયો. ત્યાં વિવિધ દશ્યો જોઇ ત્યાંથી નાગેંદ્રપત્તન ગયો; ત્યાં તેણે તે નગરની અજાયબ ભરી ઉત્પત્તિ સાંભળી; અહીં તેની મોજડી ફાટી જવાથી એક મોચીએ કુમારપાળને રેશમી મોજડી ભેટ આપી. કુમારપાળે તેને કહ્યું કે જ્યારે તું એમ સાંભળ કે ' કુમારપાલ ગુજરાતની ગાદીએ બેઠો છે ' ત્યારે તું ત્યાં આવજે. અહીં તેણે સિદ્ધરાજદેવના મરણ પથારીના ઉડતા ખબર સાંભળ્યા એટલે ત્યાંથી સીધો તે ઉજ્જયિની આવ્યો. ત્યાં તેને પાકેપાયે ખબર મળ્યા કે ગુજરાતનો નરેશ જયસિંહદેવ સ્વર્ગે ગયો છે અને તેમની ગાદીએ તેમના નામની પાદુકા સ્થાપી છે. કુમારપાળ આ ખબર સાંભળી કુટુંબને મળી પાટણ આવ્યો. પોતે જ્યારે પાટણ આવ્યો ત્યારે ખબર સાંભળ્યા કે ' આજેજ રાજતિલક કરવાનું મુહૂર્ત છે. ' કુમારપાલને બરાબર સમયે આવેલો જોઇ બધા મંત્રિઓ, ભાયાતો અને સામંતો આશ્ચર્ય પામ્યા. સિદ્ધરાજ મરતી વખતે પોતાના મંત્રીઓને કહી ગયો કે ' મારી પછી ધર્મચુસ્ત ઉદાયન મંત્રીનો પુત્ર ચાહડ મારી ગાદીએ આવે ' પરંતુ આ વાતમાં ઘણા મંત્રીઓ વિરુદ્ધ હતા, અને ખુદ ચાહડનો પિતા ઉદાયન મંત્રી પણ તેમાં વિરુદ્ધ હતો. એટલે કુમારપાળ જેવો આવ્યો કે તરતજ તેનો બનેવી કૃષ્ણસિંહ તેને પોતાને ઘેર લઇ ગયો અને ત્યાં સારી પેઠે ન્હવડાવી ધોવડાવી સારાં યોગ્ય કપડાં પહેરાવી તેને રાજસભામાં લઇ ગયો.

સભામાં ઘણી ઘણી વાટાઘાટ પછી અંતે એમ ઠર્યું કે ત્રિભુવનપાલના પુત્રને ગાદી આપવી કારણ કે ખરા હકદાર અને યોગ્ય તે છે. તેમાં પ્રથમ ત્રિભુવનપાલના મ્હોટા પુત્ર મહીપાળને ઉઠાડી પુછવામાં આવ્યું કે તમે રાજ્ય શી રીતે ચલાવશો, ત્યારે તેણે બરાબર ઉત્તર ન આપ્યો. ત્યાર પછી બીજા પુત્ર કીર્તિપાલને બોલાવ્યો ત્યારે તેણે પણ ગોટાળોજ વાળ્યો. અન્તે કુમારપાલને પૃછ્યું ત્યારે તેણે પોતાની વીરતાથી જવાબ આપ્યો કે " હું મારી આ સમશેરથી રાજ્ય ચલાવીશ. " મંત્રીઓએ તેને રાજ્યને યોગ્ય ધારી "૧૧૯૯ના માગશર વદી ૪ ને દીવસે પુષ્પ નક્ષત્ર, મીન લગ્ન અને બીજા પણ ઉચ્ચ ગ્રહો હતા ત્યારે તેનેજ ( કુમારપાલને ) રાજગાદીએ બેસાડી રાજતિલક કર્યું અને ' મહારાજાધિરાજ શ્રી કુમારપાલદેવ 'ના નામની આણ ફેરવી. "

ગુજરાત, લાટ, મહારાષ્ટ્ર, માળવા, મેવાડ, પૂર્વ દેશ આદિના પથ્થરે પથ્થર ભટકેલો, ત્યાં અનેકવિધ દશ્યો જોઇ અનુભવ પામેલો, અનેક કષ્ટો સહન કરી ઘડાએલો ઘણા ઘણા ડાહ્યા રાજવીઓની રાજનીતિ અનુભવી કુશળ મુસદી બનેલો અને સિદ્ધરાજને

---

૧ આ દશપુરને, અત્યારે ચન્દસોર કહે છે. આ સબંધી વિશેષ જોવા ઇચ્છનાર મહાશયે પુરાતત્ત્વમાં ગુજરાત વિદ્યાપીઠના આચાર્ય શ્રી જિનવિજયજીએ લખેલો વિશાલાના ગણસત્તાક રાજા ચેટક ( ચેડા ) નામનો લેખ જોવા તસ્દી લેવી.

૨ આ રાજગૃહી નગરી આજથી અઢી હજાર વર્ષ ઉપર થઇ ગયેલ જગદુદ્ધારક શ્રી મહાવીર સ્વામીના પરમભક્ત મહારાજા શ્રેણીકની મુખ્ય રાજધાનીનું નગર હતું. વિશેષ માટે જુઓ અભયકુમાર ચરિત્ર આદિ.

જસમાઓણુ અને રાણકદેવીનાં લાગેલા કલંકો ધોઇ નાખવા, ગુજરાતની ગાદીને જગપ્રસિદ્ધ બનાવવા અને ચૌલુક્ય વંશને કીર્તિનો કળશ ચડાવવા આ પરનારીસહોદર કુમારપાળ ગુજરાતની ગાદીએ આવ્યો. કુમારપાળ ગાદીએ આવ્યો ત્યારે આખું પાટણ કપટ અને કાટકૂટથી ભરેલું હતું. તેણે પ્રથમ પાટણને કપટની બળતી જ્વાળામાથી બહાર કહાડી શાંતિ અને વિશ્વાસના મંત્રો રૂપી જળ રેડી રાજનીતિ રૂપી અંકુશથી બધાને સીધા કરવા પ્રયત્ન કર્યો.

ગાદીએ બેઠા પછી તેણે કેવી રાજનીતિ ચલાવી તેને માટે કુમારપાલ–પ્રબંધકાર નીચે પ્રમાણે જણાવે છે " ગામ નગર દેશના રક્ષણ સારૂ યોદ્ધાઓનો સંગ્રહ કર્યો. કુનીતિનો નાશ કરી સુનીતિ ફેલાવી. વ્રતીઓ પર સમતા બતાવી. દેવળોમા મહા પૂજાઓ ચાલુ કરી. સત્પુરુષોને માન આપી દુર્જનોને દુર કર્યા. એ રીતે રાજ્યમા સર્વત્ર શાન્તિ પ્રસરે એવા ઉપાયો લેવા માંડયા. ભોપાલદેવીને પટ્ટરાણીની પદવી આપી અને પોતાને ઉપકાર કરનાર બીજા માણસોને બહુ માનથી બોલાવી યોગ્ય બદલો આપ્યો " " તેમજ ઉદાયન મંત્રીને મુખ્ય પ્રધાન નીમ્યો. તે પુરુષ સ્વામિભક્ત, ઉત્સાહી, કૃતજ્ઞ, ધાર્મિક, પવિત્ર, માયાળુ, કુલીન, શાસ્ત્રજ્ઞ, સત્યભાષિન, વિનીત, દીર્ઘદર્શી, નિર્વ્યસની, વૃદ્ધસેવક, ઉદાર, સાત્વિક, પ્રાજ્ઞ, શૂર અને ચપળ હતો. રાજા પ્રજા અને પિંડનું હિત તાકનાર હતો. નિસ્પૃહી અને સ્વભાવે શાંત હતો. તે બહુધા મિથ્યા વચન કાઢે તેવો નહોતો. સર્વ ધર્મોને માન આપી પાત્રની યોગ્યતા પ્રમાણે અધિકાર આપનાર હતો. ત્રણ વેદ, વાર્તા, દંડ અને નીતિમા તેણે સારો શ્રમ લીધો[1] હતો " તેના પુત્ર વાગ્ભટને સર્વરાજ્યકારભારમાં સહાયક નીમી " આલિંગ " પ્રધાનની ( મદદગાર પ્રધાન, નાયબ દિવાન ) પદવી આપી અને પોતાને દુઃખી અવસ્થામાં મદદ આપનાર બધા ઉપકારી મિત્રોને સંભારી તેમને નીચે પ્રમાણે યોગ્ય બદલો આપ્યો.

" આલિંગ ( સજ્જન ) કુમારને ચિત્રકૂટ ( ચિતોડ ) ની પટ્ટીકાનો સ્વામી બનાવ્યો કે જે પટ્ટિકા નીચે ૭૦૦ ગામો હતા. કુમારપાલપ્રબંધકાર કહે છે કે હજી પણ તેનો વંશ જોસગરા રજપુત તરીકે ઓળખાય છે. જે ખેડુતે પૂર્વે કાટાની વાડમા પોતાને સંતાડી રક્ષણ કર્યું હતું તે ખેડુતને પોતાનો અંગરક્ષક કર્યો અને પોતાના દુઃખના સહચારી વોસિરી બ્રાહ્મણને ( તેની માતાનું પહેલાનું મ્હેણું સંભારી. ) લાટદેશ આપ્યો અને રસ્તામા પોતાની ખરેખર દુખી અવસ્થામા ખાવાનું આપનાર, પોતાની ગાદીમા બેસાડનાર અને આર્થિક મદદ આપનાર ઉદાર દિલની શ્રીદેવીની પાસે રાજતિલક કરાવી તેને ધોળકા આપ્યુ અને ચણા આપનાર દુકાનદારને વટપદ્ર ( વડોદર ) આપ્યું આવી રીતે કુમારપાલપ્રબંધકાર કહે છે કે પોતાના અનેક ઉપકાર કરનાર મિત્રોને સારી પેઠે સભારી બધાને સંતોષ્યા.

આ બાજુ તે વખતના પ્રખર વિદ્વાન જૈનાચાર્ય શ્રી હેમચંદ્ર સૂરિશ્વરનું પણ તેને તે વખતે સ્મરણ થયું. તેણે પોતાના પરમ ઉપકારી, જીવનદાતા, ગુરુને પ્રેમપૂર્વક આમંત્રણ આપી તેમનું ખુબ સન્માન કરી, તેમને ચરણે આખું રાજ્ય ધરી દીધું. પરંતુ તે

---

૧ ઉદામન મંત્રીને, 'વ્યભિચારી, નિર્દય, કૃતઘ્ન, પાપી આદિ વિશેષણો લગાડનાર મહાશયો ઉપલા વાકયો જોશે એમ નમ્ર વિનંતી છે.'

નિસ્પૃહ જૈનાચાર્યે કુમારપાળને કહ્યું કે "અમારે કંચન અને કામિનીના ત્યાગીઓને તો રાજ્ય સુખને બદલે દુઃખપ્રદ છે માટે તેને તો તમેજ સંભાળો. હેમચંદ્રાચાર્ય સિદ્ધરાજદેવ કે કુમારપાળ દેવ બેમાંથી એકેના રાજગુરુ નહોતા થયા. એ નિસ્પૃહી પરમ યોગીશ્વર આચાર્ય શ્રી ગુજરાતના બન્ને રાજવીઓના ધર્મગુરુ તરીકે જ રહ્યા છે અને શોભ્યા છે. પણ માત્ર સિદ્ધરાજે તેમના પ્રત્યે કંઇક ઓછો ભક્તિભાવ દેખાડયો અને કુમારપાળે તેમના પ્રત્યે તેમના ધર્મ પ્રત્યે-શાસન પ્રત્યે વિશેષ પ્રેમ ભક્તિભાવ દેખાડયો છે એ મોટો ફેર છે. કુમારપાળ તેમનો ત્યાગ અને યોગ જોઇ તેમના ઉપર વિશેષ ભક્તિવાળો થયો અને તેમના ઉપદેશથી અહિંસાના પવિત્ર વ્રતો-મંત્રો પોતે સ્વીકારી પ્રજાને પહોંચાડી જૈન ધર્મ સ્વીકાર્યો.

કુમારપાળે ગાદીએ બેઠા પછી પોતાનો દિવસ અને રાતનો કાર્યક્રમ કેવી રીતે ગોઠવ્યો તેનું સુંદર ટાઇમટેબલ નીચે પ્રમાણે છે. "રાજાએ પ્રથમ દિવસના આઠ ભાગ કરી પ્રથમ ભાગમાં રક્ષા સારૂ ખર્ચનો વિચાર કરવો, બીજા ભાગમાં નગરના લોકોની રક્ષાનું ચિંતવન કરવું, ત્રીજા ભાગમાં દેવર્ચા કરી ભોજન કરવું, ચોથા ભાગમા ખજાનો તપાસવો, પાંચમા ભાગમાં બીજાં બધાં કામોમાથી નિવૃત્ત થઇ ચરોને પરદેશ મોકલવા, છઠ્ઠા ભાગમાં મરજી મુજબ ફરવા નીકળવું, સાતમા ભાગમા હાથી ઘોડા અને બાણ વગેરેની રચના કરવી-કરાવવી અને આઠમા ભાગમાં જય મેળવવા નવી સેનાની ગોઠવણ કરાવવી. તેવી જ રીતે રાત્રિના આઠ ભાગમા અનુક્રમે (૧) એકાતમાં મોટા આપ્ત માણસોની સાથે વાતચિત કરવી. (૨) સુખથી ગંભીર અર્થવાળા શાસ્ત્રનું સ્મરણ કરવું (૩) વાજીંત્ર સાભળી શયન કરવું (૪-૫) નિદ્રા લેવી (૬) વાદ્ય નાદથી જાગી મન વચન અને કાયાની એકાગ્રતાએ ધ્યાન કરવું (૭) મંત્રનો વિચાર કરવો અને (૮) માં બ્રાહ્મણોના આશીર્વાદ ગ્રહણ કરી વૈદ્યોની મુલાકાત લેવી."[1]

કુમારપાળ ગાદીએ આવ્યો એ તે વખતના કેટલાએક રાજવીઓને ન રુચ્યું. તેમાથી માળવાનો રાજા અને શાકંભરીનો અર્ણોરાજ ઘુમતા સૈન્ય સાથે કુમારપાળ ઉપર ચડી આવ્યા. કુમારપાળે સાંભળ્યું કે તેમા સિદ્ધરાજના ધર્મપુત્ર ચાહડનો મુખ્ય હાથ હતો અને તેની ઉશ્કેરણીથી જ તે રાજવીઓ ચઢી આવ્યા હતા. ચાહડે તેમને બધા ખાનગી રસ્તા બતાવવા ઉપરાત કુમારપાળના પરાભવની ચાવી પણ બતાવી હતી. પરંતુ વીર કુમારપાળ તેમનું સ્વાગત કરવા પહેલેથી સૈન્ય લઇ તેમની સામે ગયો. બંને પ્રતિસ્પર્ધીઓ સામસામા મળ્યા. થોડું ઘણું બાકી હતું તે પણ "ચાહડે કુમારપાળના મુખ્ય સેનાધિપતિ માલ્હણ આદિ બીજા સૈનિકોને દ્રવ્યદ્વારા ફોડી" પુરૂં કર્યું. આ વખતે આખું પાટણનું સૈન્ય કપટની જ્વાળામા પતંગીયાની માફક ઝુકવા તત્પર થઇ રહેલુ હતું. કુમારપાળને આ કપટની ખબર ઠેઠ સુધી ન પડી. બીજે દિવસે જ્યારે પોતે પોતાના કલહપંચાનન નામના હાથી ઉપર બેસી યુદ્ધ કરવા ગયો ત્યારે તેણે જોયું કે પાટણનું સૈન્ય ફૂટયુ છે. તેને લગાર વિમાસણ થઇ પરંતુ તેના સાહસે અને વીરતાએ તેને પાછો ન પાડયો. તેનામા

---

[1] *કુમારપાલપ્રબંધકારે આપેલો કુમારપાળનો કાર્યક્રમ વાંચી આ વૃદ્ધ રાજવીની આવી* નિયમસર દિનચર્યા જોઇ અત્યારના અમારા રાજવીઓ પોતાના સમયનો વિચાર કરશે?

કોઈક નવું દૈવી બળ આવ્યું હોય તેમ કલહપંચાનનના કાનમાં પોતાનો ખેસ ભરાવી[1] હાથીને આગળ ધપાવ્યો. કુમારપાળનું શૌર્ય, તેની ધીરતા અને વીરતાની ખરેખરી કસોટી આ વખતે હતી. તેને જગતને બતાવવું હતું કે ગુજરાતની ગાદીએ તો વીર પુરુષ જ આવ્યા છે. સારા યુદ્ધવિશારદને છાજે તેવી રીતે તેણે શૌર્યથી પોતાના કલહપંચાનનને અર્ણોરાજની સામે ધપાવી શિકાર બરાબર સામો આવ્યો જોઇ, લાગ શોધી વીર પુરુષની માફક હાથી ઉપરથી કુદકો મારી અર્ણોરાજની અંબાડીમાં જઇ તેને હેઠો પાડી કેદ કરી લીધો. ગુજરાતના સૈનિકો ભુલ્યા. તેમણે જોયું કે ગુજરાતનું નાક કુમારપાળે અખંડ રાખ્યું છે; પછી તો સૈનિકોએ કુમારપાળનું અનુકરણ કર્યું અને તેની મદદે જઇ પહોંચ્યા. અર્ણોરાજનું સૈન્ય ઉભી પુંછડીએ નાઠું. માળવાનો રાજા પણ આ ખબર સાંભળી પોબારા ગણી ગયો અને કુમારપાળની વીરતાનાં યશોગાન ચોતરફ ફેલાયાં. ત્યાંથી પાછા વળતાં વિક્રમસિંહને કેદ કરી તે પાટણ આવ્યો. ગુજરાતનો નરેશ વિજયયાત્રા કરી વિજયલક્ષ્મી મેળવી પાછો આવ્યો. ગુજરાતે, પાટણની યુવતિઓએ તેને ઉઘાડે મુખડે ફૂલ અને ચોખાથી વધાવ્યો અને તેનાં યશોગાન ગાયાં.

હજી તો વિજયયાત્રાનાં યશોગાન ગવાતાં હતાં ત્યા તો કોકણના મલ્લિકાર્જુનનું "રાજ્ય-પિતામહ" બીરૂદ કુમારપાલને ખુંચ્યું. તે વૃદ્ધ રાજવીને થાક ઉતારવાની જરૂર હતી છતાં તેનું વીર ક્ષત્રીય લોહી ઉછળી આવ્યું. તેણે તે જ વખતે યુદ્ધવિશારદ વાહડ–વાગ્ભટને સૈન્ય આપી મલ્લિકાર્જુન ઉપર મોકલ્યો પરંતુ પહેલી વાર તો વાહડનો પરાજય થયો. તે ચતુર સેનાપતિએ કાળા તંબુ સહિત પાછાં આવી પાટણ બહાર પડાવ નાખ્યો. કુમારપાલે ગામ બહાર કાળો તંબુ જોઇ તપાસ કરાવી તો તેને માલુમ પડ્યું કે વાગ્ભટ પરાજય પામી પાછો આવ્યો છે, એટલે તરત જ કુમારપાલ તેની પાસે ગયો અને પુષ્કળ સૈન્ય આપી પાછો મલ્લિકાર્જુન સામે મોકલ્યો. વાગ્ભટ બીજી વાર સાવચેતીપૂર્વક જઇ વ્યૂહ રચી તેની સામે યુદ્ધના મોરચા માડયા. આ બીજી વારના યુદ્ધમા વાહડ વિજયી થયો. તેણે તે યુદ્ધમાં "રાજપિતામહ" મલ્લિકાર્જુનને મારી નાખી તેની વિજયલક્ષ્મીને વર્યો. સાથે તેણે મલ્લિકાર્જુનની જે રાજલક્ષ્મી મેળવી તેમાં નીચેનાં મુખ્ય હતાં. "શૃંગારકોટી નામની સાડી, માણિક્ય નામનું વસ્ત્ર, પાપક્ષય હાર અને વિષાપહાર છીપ. એ સિવાય ૧૪ ભાર સોનાના ૩૨ કુભ–ચરૂ, ૬ મુડા મોતિ, ૧૪ કરોડ સોનૈયા, ૨૦૧૦ હજાર વાસણ, ચતુર્દંત હાથી અને સેદુક નામનો શ્વેત હાથી વગેરે ઘણી ચીજો સાથે લઈ વિજયયાત્રા કરી તે પાટણ પાછો આવ્યો. ગુજરાતના નરેશે તેને બહુ માનપૂર્વક પુરપ્રવેશ કરાવ્યો. તેણે સભામા જઇ કુમારપાલ સન્મુખ મલ્લિકાર્જુનનું માથું ધર્યું અને બધી રાજલક્ષ્મી સભામાં હાજર કરી. કુમારપાલે તેને ધન્યવાદ આપી મલ્લિકાર્જુનનું "રાજ-પિતામહ" બીરૂદ વાગ્ભટને આપી બીજું પણ સારૂં ઇનામ આપ્યું.

આ સિવાય સૌવીર, સૌરાષ્ટ્ર, સપાદલક્ષ, તેલંગ, કોકણ આદિ દેશોમાં વિજયયાત્રા કરી કુમારપાલ પાછો આવ્યો. ગુજરાતની સમસ્ત પ્રજાએ, તેની યુવતિઓએ આ પોતાના પરનારીસહોદર વિજેતા રાજવીને ઉઘાડે મુખડે દુઃખડાં લઇ ફૂલ અને ચોખાના સ્વસ્તિકથી

---

૧ વાજીંત્ર અને શંખનાદ સાભળી તે પાછો પડતો હતો એટલે તેણે તેના કાનમા ખેસ ભરાવ્યો કે જેથી તે શબ્દ સાંભળી ન શકે.

વધાર્યો. ગુજરાતની પ્રજાએ ફરી વાર વનરાજ, મુળરાજ અને સિદ્ધરાજને સંભાર્યા. સિદ્ધરાજ જે દેશોને વર્ષો સુધી પોતાના ત્રણ મહારથીઓથી ( ત્રિભુવનપાલ, મુંજાલ મંત્રી અને ઉદાયન મંત્રી તેના રણાંગણના ખેલાડીઓ, સુત્રધારો, અને મહારથીઓ હતા ) લડી લાંબે સમયે વિજયપતાકા પામ્યો હતો તેમાંના દરેક દેશમાં પોતાના ભુજબળથી વિજયપતાકા મેળવી ગુજરાતની વિજય કીર્તિના મંદિરને સુંદર કળશ ચડાવી તેની શોભામાં વધારો કરી, ગુજરાતનાં યશોગાન પોતાના ફડફડાટ દ્વારા ગાતી વિજયપતાકા તેના ઉપર ચડાવી.

હવે વિજયયાત્રા કરી આવેલા વૃદ્ધ રાજવીએ પરદેશની લક્ષ્મી અને બળથી ગુજરાતને સમૃદ્ધ બનાવી અનેકવિધ કળાઓ અને સુંદર ભવ્ય સ્થાનોથી શોભાવવા પ્રયત્ન આદર્યો. તેમાં તેણે સૌથી પ્રથમ આર્યાવર્તના સુધાસાગર સમા અહિંસાના પવિત્ર અને મીઠા મંત્રો ઘેર ઘેર પહોંચાડયા અને પોતાના તાબાના બીજા દેશોમાં પણ અહિંસાના સુમધુર નાદો પહોંચાડી પ્રજાને શાંતિસાગરમાં હિલોળા ખાતી બનાવી.

ત્યાર પછી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના ઉપદેશથી સોમનાથપટ્ટણના મહાન જીર્ણ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી અઢળક પૈસો ખર્ચી તેને વિવિધ શિલ્પથી શોભાવી મજબુત બનાવ્યું.[1] આ સિવાય તે પરમ યોગીશ્વરના ઉપદેશથી તેણે જ્યારથી તે મંદિરના જીર્ણોદ્ધારનું કામ આરંભ્યું હતું ત્યારથી તે પુરૂં થતાં સુધી બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા પાળી હતી. તેઓશ્રીના ઉપદેશથી 'કુમારપાલવિહાર' 'ઉદરવસહીકા' અને તારણ ( તારંગા હીલ ) પર્વત ઉપર ૨૪ હાથ ઉંચુ ભવ્ય જિન મંદિર કરાવ્યું કે જે ગગનચુંબી ભવ્ય પ્રાસાદની સુંદર પતાકા અત્યારે પણ પવનમાં હીલોળા ખાતી કુમારપાળનાં યશોગાન ગાઇ રહી છે. તે મંદિરની અંદર તેણે ૧૦૪ આંગળની અજીતનાથ પ્રભુ ( જૈનોના બીજા તીર્થંકર ) ની પ્રતિમા ભરાવી હતી. આ સિવાય 'આલોગ નામની વસતી' 'કુમારપાલવિહાર'[2] 'યુકા વિહાર' 'ઝોલીકા વિહાર' આદિ ઘણાં જિન મંદિરો તેમ જ બ્રાહ્મણોના ઘણાં મંદિરો નવાં કરાવ્યાં. આ ઉપરાંત અનેક કુવા, વાવ, તળાવ આદિ પ્રજાહિતનાં ઘણાં કામો કરાવ્યાં. તેમ જ પ્રજાને માટે સ્થળે સ્થળે જ્ઞાનભંડારો ( લાયબ્રેરીઓ ) પાઠશાળાઓ, નીશાળો આદિ પણ કરાવી. આવી રીતે ગુજરાતમાં કળિયુગમાં પણ તેણે સત્‌યુગ ફેલાવ્યો.

જ્યારે ગુજરાતમાં સત્‌યુગ પ્રવર્તી રહ્યો હતો તે સમયે ગુજરાતને કોઇક અનેરો વજ્રપાતનો ધ્રાસકો લાગ્યો. તે સત્‌યુગના વિધાતા, ગુજરાતના સુવર્ણાક્ષરના ઇતિહાસમાં **યાવત્‌ચંદ્રદિવાકરૌ** ઉચ્ચ સ્થાન ભોગવવાને લાયક શ્રીહેમચંદ્રાચાર્યની તબીયત લથડી. કાળ કોઇને છોડતો નથી. રાજામહારાજા ચક્રવર્તી કે તીર્થંકર દેવ જેવા અનેકને પણ દુષ્ટ કાળે પોતાના કોળીયા બનાવ્યા છે–તેમ તેણે તે ધર્મની

૧ જૈનેતર મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવવાનો ઉપદેશ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય આપે એ તો તેમનો નિષ્પક્ષપાત કે તટસ્થતા સિવાય બીજું કશું નથી. હજી આગળ વધીને કુમારપાલના આગ્રહથી હેમચંદ્રાચાર્ય મહાદેવનાં દર્શન કરવા સોમનાથપટ્ટણ પણ ગયા હતા અને ત્યાં જઇ મહાદેવાષ્ટક બનાવ્યું હતું.

૨ પહેલાં આ મંદિર વાગ્ભટે બંધાવ્યું હતું પરંતુ કુમારપાળના આગ્રહથી તેમને આપી તે મંદિરનું નામ કુમારપાળવિહાર રાખ્યું.

મૂર્તિ, સાક્ષાત્ સરસ્વતિના અવતાર સમા અને સત્‌યુગના વિધાતાને પોતાનું ભક્ષ્ય બનાવ્યું. ગુજરાત ઉપર વજ્રપાત કંપ થયો. આખું ગુજરાત તે સત્‌યુગના વિધાતાની પાછળ ગાંડુ બન્યું. રાજા અને પ્રજા બંનેએ તે ગુજરાતના ગર્ભમાંથી પાકેલા નરરત્નની કીમ્મત આંકી હતી એમ કહેવામાં લગારે અતિશયોક્તિ નથી. આખા ગુજરાતમાં તેના તાબાના રાજ્યોમાં બધે તે નરરત્નની ખોટ જણાઇ. તેનો શોક પ્રજાએ ઘેર ઘેર પાળ્યો. પાટણની પ્રજાએ અને રાજાએ તેમના દેહને ચંદનમલયાગરકર્પુરકુસુમ આદિ સુગંધી દ્રવ્યોથી બાળી તેમની પછવાડે ખુબ શોકનાં આંસુ સાર્યા.

હેમચંદ્રાચાર્યના સ્વર્ગવાસ પછી ૭ મહીને ગુર્જરેશ તેમને ( પોતાના ગુરુને ) મળવા માટે હોય તેમ સ્વર્ગને રસ્તે પ્રયાણની તૈયારી કરવા માંડી. ગુરુવિરહ અને રાજ્યમાતા ના ભત્રીજા અજયપાલની ખટપટથી ચિંતાએ તેના હૃદયમાં ઘર કર્યું. અંતે તે ચિંતા ચિતા સમાન નીવડી. અને કુમારપાળ સં. ૧૨૩૦ માં આ ભૂત દેહ છોડી સ્વર્ગે સીધાવ્યો. ગુજરાતની ગાદી ઉપર આ વીર, ધર્માત્મા અને મહાન વૈભવશાલિ નરેશ કુમારપાલ છેલ્લો જ હતો એમ કહું તેમાં લગારે અતિશયોક્તિ નથી.

કુમાળપાલની પછીના રાજાઓ એશઆરામી, આળસુ અને વિલાસી હતા. તેમણે રાજ્ય મંત્રીઓને સોપ્યું અને ધીમે ધીમે ગુજરાતની સમૃદ્ધિનો નાશ થવા માંડયો અને તેમાં ય કરણઘેલાના મંત્રી માધવે વિદેશીઓની સત્તાને પેસાડી ગુજરાતની લક્ષ્મી લુંટાવીને તેને પાયમાલ કરી અને ગુજરાતને વિદેશીઓની મજબુત બેડીઓથી જકડી તેને ગુલામ બનાવ્યાનું પાતક વ્હોર્યું.

કુમારપાલે ગાદીએ આવ્યા પછી અહિંસાના પવિત્ર મંત્રો સ્વીકારી પ્રજા પાસે સ્વીકારાવી શત્રુઓને પરાભવ પમાડી પોતાની પાછલી જીંદગી શાંતિમાં ગાળી ગુજરાતને સમૃદ્ધ બનાવવા પ્રયત્ન કર્યો છે.

## કુમારપાલની રાજ્ય વૃદ્ધિ.

કુમારપાળના સમયની રાજવૃદ્ધિ નીચે પ્રમાણે છે. રાજ્યમા અગીયારસો હાથી, પચાસ હજાર રથ, અગીયાર લાખ ઘોડા અને અઢાર લાખ પાયદળ હતું. બીજા દેશના રાજાઓ તેની આજ્ઞા પાળતા. તેની સભામા ૭૨ સામંતો ( નાના મોટા રાજાઓ ) તેની સેવા કરતા હતા. આ સિવાય તેણે ૧૪૪૪ નવા જિન મંદિરો કરાવ્યાં, ૧૬૦૦૦ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો તેમજ અનેક મહાદેવના મંદિરો પણ સમરાવ્યાં. તેમાં સોમનાથપટ્ટણનું ભવ્ય મંદિર મુખ્ય હતું. તેણે સંઘો કાઢી સંઘપતિની પદવી મેળવી સાત વાર મહાન્ યાત્રાઓ કરી હતી.[૧] આવી રીતે ગુજરાતને અનેક રીતે સમૃદ્ધ બનાવી તેણે બીજા ધર્મરાજનું બીરૂદ મેળવ્યું હતું.

૧ કુમારપાળે યાત્રા કેવી રીતે કરી હતી તેનું વિસ્તૃત વર્ણન સુંદર ભાષામા કુમારપાલપ્રબંધકાર નીચે પ્રમાણે આપે છે. કુમારપાળે પુછ્યું "મહારાજ સંઘપતિમાં કેવા ગુણ હોવા જોઇએ?" શ્રીહેમચંદ્રાચાર્ય બોલ્યા કે "સંઘપતિ માતપિતાનો ભક્ત અને સ્વજન પરજનને આનંદ આપનાર હોવો જોઇએ. તે શાંતિ, શ્રદ્ધા, શુદ્ધ બુદ્ધિ, દયા, દાન, અને શૌર્યથી ભૂષિત અને પરગુણના વૈભવના ઉત્કર્ષમા હર્ષ માને એવો જોઇએ. તેનામાં મદ અને

કુમારપાલને નીચે પ્રમાણે બીરૂદ મળ્યાં હતાં 'મહારાજાધિરાજ, ચક્રવર્તી, પરમાર્હત, પરદારસહોદર, વિચારચતુર્મુખ ¹(બ્રહ્મા) શરણાગત, વજ્રપંજર, રાજર્ષિ, જીવદાતા, મેઘવાહન, ગુજરાતનો વિક્રમ, બીજો ધર્મરાજા, સત્કૃત્યનો વિધાતા અને પ્રજાગુરુ.'

તેનો જન્મ ૧૧૪૯ માં લગભગ છે. તે ૫૦ વર્ષની ઉમ્મરે ૧૧૯૯ ના માગશર વદ ૪ ને દિવસે ગાદીએ બેઠો અને ૧૨૩૦ સુધી જીવી રાજગાદી ભોગવી. તેણે કુલ ૩૦ વર્ષ અને ૮ માસ રાજ ભોગવ્યું અને ૮૦ વર્ષનું દીર્ઘાયુ ભોગવી પ્રથમ અવસ્થામા દુઃખ ભોગવી છેલ્લી અવસ્થા શાંતિમા ગાળી એક પ્રજાપાલક રાજા તરીકે નામના મેળવી ગુજરાતને

---

કલહનો અભાવ હોઇ તે કોઇનાથી ક્ષોભ ન પામે. ટુંકામા સાક્ષાત્ દેવ સમાન મોક્ષગામી પુરુષ જ સંઘપતિના ઐશ્વર્યનો અધિકારી થાય. સંઘજાત્રાના ફળની ઇચ્છા રાખનાર સંઘપતિ મિથ્યાત્વનો સંગ છોડે એને તેવા વચન પર આદર ન કરે. યાત્રાળુઓને પોતાના બાંધવો કરતા પણ વધુ લેખે. સર્વ ઠેકાણે શક્તિથી અથવા ધનથી અમારિપટહ દેવડાવે. શ્રી અરિહંતનું ભજન રાખી નિરંતર સાધુ સાધ્વી અને સધર્મિકોને અન્નવસ્ત્રાદિનાં દાન અને પ્રણામ વડે પ્રસન્ન રાખે." એ પ્રકારે ગુરુનો ઉપદેશ સાંભળવાથી કુમારપાળના હૃદયમાં તીર્થયાત્રા કરવાના મનોરથનો અંકુર ફૂટયો, તેથી તેણે શુભ મુહૂર્ત જોવડાવી પ્રસ્થાન સારૂ સુવર્ણ અને રત્નથી જડિત પટ્ટ ગજ ઉપર સુવર્ણમય પ્રતિમાથી અલંકૃત દેરાસર પધરાવ્યું. સર્વ મંદિરોમા અઠ્ઠાઇ મહોત્સવ મંડાવ્યો, બધીવાનોને છોડાવ્યા અને બહુ ધામધુમ કરી. પછી વરઘોડામા સર્વથી આગળ રાજાનું દેરાસર પછી ૭૨ સામંતોનાં દેવાલય પછી ૨૪ વાગ્ભટ મંત્રીના અને તેની પાછળ અઢારસો શેઠીયાના દેરાસર એ રીતે મોટી હારની હાર મેઘાડબર અને છત્રચામરાદિથી શોભિત નીકળી.

સંઘનાં મુખ્ય માણસોની નોંધ આ પ્રમાણે છે. પહેલાં તેણે મોટો ઉત્સવ કરી સંઘયાત્રાનો ડંકો વગડાવ્યો અને પોતે મુખ્ય સેનાધિપતિ થયો. તે સંઘમા જવા સારૂ કુમારપાલના સામંતો, વાગ્ભટાદિ મંત્રીઓ રાજ્યમાન્ય નગરશેઠના પુત્ર આભડ, ષડભાષાચક્રવર્તી શ્રી દેવપાલ, કવિઓ અને દાનાઓમા અગ્રણી એવો સિદ્ધપાળ, પાલનપુરનો પહ્લાદ રાણો, નવ્વાણું લાખના મુડીવાળો–પુંજીવાળો છાડાશેઠ, રાજાનો ભાણેજ પ્રતાપમલ્લ, અઢારસો શાહુકારો, હેમચંદ્રાચાર્યાદિ મુનિઓ અને બીજા પણ છએ દર્શનના વેત્તાઓ તથા ગામ નગર અને સ્થાનના કરોડો લોકો તૈયાર થયા.

અગીયાર સો હાથી અગીયાર લાખ ઘોડા અને અઢાર લાખ પાયદળને સાથે લેવાનો હુકમ થયો અને અનેક યાચક લોકોના ટોળા પણ એકઠા થયા. બીજું વર્ણન લંબાણના ભયથી નથી આપતો.

૧ આ બીરૂદ વૃદ્ધાવસ્થામા સંસ્કૃત ભણી પ્રખર પંડિત થવાથી અને સારા કાવ્યકાર અને ટીકાકાર થવાથી પંડિતોએ તેને આપ્યુ હતું. કુમારપાળની કૃતિઓ પણ કેટલીએક મળી આવે છે કે જે સાર અર્થ અને ચમત્કારથી ભરપુર છે. સમયે ઓળખાણ કરાવીશ.

વિ. ૬. ૧૪. *Valabhjee Ramjee*

શોભાવી સિદ્ધરાજના જરમાએલણ અને રાણકદેવીનાં ક્વચે ધોઇ નાખી એ પરનારી-સહોદર સ્વર્ગે ગયો. તેની સ્તુતિરૂપ એક શ્લોક નીચે પ્રમાણે છે:—

कृत्यकृत्योऽसि भूपाल कलिकालेऽपि भूतले ।
आमन्त्रयति तेन त्वां विधिः स्वर्गे यथाविधि ॥ १ ॥

"હે રાજન કલિકાળને વિશે પણ ભૂતળને વિષે પણ આપ કૃતકૃત્ય થયા છો તેથી પ્રસન્ન થઇ વિધાતા આપને સ્વર્ગમા યથાવિધિ નિમંત્રણ કરે છે."

## ઉપસંહાર.

ઉપસંહારમા મારે કંઇ વિશેષ જણાવવાનું નથી, પરંતુ અત્યારના કેટલાએક મહાશયો રા. મુનશી આદિ કુમારપાળ અને તેના ગુરુ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય ઉપર અણછાજતા આક્ષેપો કરે છે. જો કે તેમના આ આક્ષેપોનો ઉત્તર આપવા હું નથી બેઠો અને અત્યારે તેનો સમય પણ નથી, પરંતુ તેઓના પ્રત્યે મારી એક નમ્ર વિનંતી છે કે તે મહાશય પોતાની વિયતવિહારી કલમ દ્વારા ઇતિહાસ ઉપર છીણી મુકવાનું જે પાતક વ્હોરી રહ્યા છે તેને આગળ વધતું અટકાવે. સાચો ઇતિહાસ નિષ્પક્ષપાતપણે તપાસી તટસ્થ ભાવે તેને બહાર લાવે તેમા જ તેમની કલ્પનામય કલમનું મહત્ત્વ છે. બીજાની ચોરી કરી બીજાને બનાવવા તેના કરતા તો બહેતર છે કે કલમને છોડી દેવી ભાઇ મુનશી આટલા શબ્દોમા જરૂર સમજી જઇ સત્યને ગ્રહણ કરશે એમ હું ઇચ્છુ છુ

હવે મેં 'મહારાજાધિરાજ' કુમારપાળના નિબંધમા જે જે ગ્રંથોની મદદ લીધી છે તેના લેખકો-આચાર્યશ્રીના ઉપકાર માની વિરમીશ

કુમારપાળનું જીવનચરિત્ર તેમના ગુરુશ્રી હેમચંદ્રાચાર્યે મહાવીર સ્વામીના જીવનચરિત્રમા ક્યાંક અને પ્રાકૃતદ્વાશ્રયમા વિસ્તારથી આપ્યુ છે અને તેઓશ્રીએ લખેલુ જીવનચરિત્ર ઐતિહાસિક દ્રષ્ટિથી બહુ મહત્ત્વનું છે. જો કે મને આ ગ્રંથોની મદદ નથી મળી માટે દિલગીર છુ. મેરુતુંગાચાર્યકૃત પ્રબંધચિંતામણી તથા જિનમંડણ ગણીકૃત કુમારપાળપ્રબંધની મદદ મે ખાસ લીધી છે; આ સિવાય જૈન સાહિત્ય સંશોધકમા આવેલ-શ્રી જિનવિજયજીએ લખેલ કુમારપાળ પ્રતિબોધની પ્રસ્તાવના આદિની મદદથી મે આ નિબંધ તૈયાર કર્યો છે.

જિનમંડણગણીએ કુમારપાલપ્રબંધમા ઘણી નવી વાતો લખી છે. મેં ખાસ આ ગ્રંથ ઉપરથી જ નિબંધ તૈયાર કર્યો છે માટે એ ગ્રંથકારનો ખાસ ઉપકાર માની વિરમુ છુ.



# ૮ જૈન રાસાઓ.

( લેખક -રા. રા ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ. )

અનેક જૈન કવિઓએ અનેક રાસો લખેલા છે. કવિતામા લખાયેલા અનેક મહાપુરુષોના ચરિત્રોના કથા રૂપ ગ્રથોને મુખ્યત્વે રાસ એવું નામ આપવામા આવે છે. આવા રાસોમા નીતિ અને ધર્મની જુદી જુદી વાતો સમજાવવા માટે ઉન્નત આત્માઓના જીવનચરિત્રો આપવામા આવેલ હોય છે. વૈષ્ણવ ધર્મમા પણ કેટલાક રાસો તે ધર્મના મહાપુરુષોએ રચ્યા છે. જૈન કવિના બનાવેલા રાસોમા જુદે જુદે સ્થળે દષ્ટિ કરતા તેમા નવરસયુક્ત વર્ણનો આવે છે. જૈન રાસો કેટલેક સ્થળે તો રસ અને અલંકારથી છલકાઇ જાય છે, તેટલુ જ નહીં પરતુ રસના આલંબન, ઉદ્દીપન, વગેરે વિભાવોનો જ્યા જેવો ઘટે તેવો ઉપયોગ કરી એ વર્ણનો વાચવામા આલ્હાદ થાય તેવા રસભરિત કર્યા છે તેથીજ આવી કૃતિને જૈન કવિઓએ રાસ એવું નામ આપેલ ઉચિત છે. કાવ્યનો આત્મા રસ છે, જેથી રસિક કાવ્યને રાસ એ નામ યોગ્ય રીતે અપાયેલ છે. આવા રાસોમાથી જેમ કેટલેક અંશે જૈન ઇતિહાસ દેખાય છે તેમ જુની ગુજરાતી ભાષા તે સમયે કેવી હતી તેનુ પણ ભાન થાય છે. વળી સાહિત્ય શબ્દનો ખરો અર્થ આપતી વેળા એક સસ્કૃત કોષમા દાખલા તરીકે "રસાલંકારાદિ" એવું લખેલ જાણવામા આવેલ છે, તો તે અર્થ લક્ષમા રાખવાથી સ્પષ્ટ જણાશે કે, જૈન કવિતાઓને ગુજરાતી ભાષાનું સાહિત્ય કહેવુ એ આવશ્યક છે કારણ સાહિત્યનો ખરો અર્થ તેમા સાર્થક થાય છે.

જૈન રાસોની કવિતા હાલના કવિઓની પેઠે વૃત્ત કે છંદમા લખવામા આવેલ નથી, પરતુ અમુક રાગ, મેળ અને તાલ સહિત ગવાય અને તેમા કોઇ રાગ રાગિણીની છાયા આવે એવી દેશીઓ ઢાળો, ગરબીઓ, વગેરેમા રચાયેલ છે કવિ શ્રી પ્રેમાનદે જેમ કડવા અને શ્રીયુત દયારામભાઇએ મીઠા એમ પોતાના કવિતાના ગ્રથોમા લખ્યુ છે તેમ જૈન કવિઓએ દેશીઓનુ નામ આપી ઉપર ઢાળ પહેલી ઢાળ બીજી એમ લખેલ છે અને કવિ પ્રેમાનંદની કવિતામા જેમ વલણ આવે છે તેમ જૈન કવિ રચિત રાસાઓમા ઢાળની પૂર્વે દૂહા-દોહરા કે સોરઠી દોહરા આપેલ હોય છે

જૈન કવિ વિરચિત રાસાઓમા પ્રથમ મંગળાચરણમા જિનેન્દ્રપ્રભુ-દેવની સ્તુતિ, પછી પોતાના ગુરુ અને સરસ્વતી દેવની સ્તુતિ કરેલી હોય છે, ત્યાર બાદ કયા પુરુષ માટે અને ધર્મના કયા સ્વરૂપ ઉપર રાસ લખ્યો છે તે જણાવવામા આવે છે દરેક રાસમા છેવટે પ્રશસ્તિ-રચનાર મહા પુરુષનું નામ, રચવાનો સમય, સ્થળ ( ગામ, સંવત, માસ વાર વગેરે ) તેમજ પોતાના ગુરુની પરપરા-પેઢીનામુ આપવામા આવતું હોવાથી તે ઐતિહાસિક સાહિત્યનું અગ પણ બને છે અને તેથી તેને સહાયરૂપ છે

મુસલમાની રાજ્યના આરંભનો કાળ ગુજરાતમા અધાધુંધીનો અને ત્રાસનો તેમજ કેટલેક અશે હિદુ મન્દિરો, અને સાહિત્યના વિધ્વસનો હતો આવા જુલમવાળા કાળમા

લોકો સંસ્કૃત માગધિ-પ્રાકૃતાદિ, ભાષાઓનો અભ્યાસ કરી ઉચ્ચું તત્વજ્ઞાન મેળવે એવી યોજના કે શાંતિ તે વખતે નહોતી, પરંતુ દરેક ધર્મ પુસ્તકોના ભંડારોનું રક્ષણ કરવું મુશ્કેલ થઇ પડતું હોવાના કારણે તે ભંડારો માહેના પુસ્તકોનો વિનાશ થવાના ભયે સંતાડી મુકવામાં આવતાં હતાં. તેવા સંયોગમાં તેમજ પ્રાકૃત અને સંસ્કૃત ભાષાના અજ્ઞ જીવો માટે-સામાન્ય મનુષ્યો માટે, તે વખતના લોકોની અભિરુચિ ઉપર લક્ષ આપી આવા રાસો રચવામાં આવેલ છે. આવા ત્રાસના વખતમા પણ જૈન મહાત્માઓ, ધર્મગુરુઓ જાગ્રત હતા. આવા રાસોની રચના જૈન ધર્મના આગમ-સૂત્રો ઉપરથી જ લીધેલી છે તે નિ:સંદેહ વાત છે. સામાન્ય મનુષ્ય પ્રાકૃત સંસ્કૃત ભાષાનું જ્ઞાન મેળવી ધર્મબોધ લઇ શકે એમ ન હોવાથી તે કાળમા ચાલતી સરલ-ગુજરાતી ભાષામાં કાવ્યરૂપે તેવા મનુષ્યો ધર્મ-બોધ પામી શકે, સરલતાથી સમજી શકે એવી સ્વ-પરહિત બુદ્ધિથી સંસારથી ત્યાગી થયેલા, સંયમી મહાન પુરુષોએ આગમ-સૂત્રો-સંસ્કૃત કાવ્યોનાંની આખ્યાયિકાઓને રાસરૂપે દેશી ભાષામા ઉતારી રચના કરી.

મુંબઇ યુનિવરસીટિની એમ. એ. ની પરીક્ષામા ગુજરાતી ભાષા લઇને પાસ થનારને પંડિત વર્યશ્રી નેમવિજયજી રચિત જે શીલવતીનો રાસ વાચવો પડે છે તે રાસ વડોદરા તરફથી પ્રાચીન કાવ્યમાળાના અંકમાં વિવેચન સહિત પ્રકટ થયેલ છે, તેમા રા૦ બા૦ શ્રીયુત હરગોવિંદદાસ કાંટાવાળાએ જણાવેલ છે કે "રાસાનો સામાન્ય અર્થ કહાણી થાય છે. તે ઉપરથી આવા કથાના ગ્રંથોને રાસો કહેવાનો પરિચય પડયો હશે. રાસામાં કથેલી કથાઓ કવિ કલ્પિત હશે કે મૂળ તેમાં કાઇ સત્ય હોઇ કવિની કલ્પનાએ વધારો કર્યો હશે તે વિશે અહીં વિવેચન કરતા નથી, પરંતુ આ કથા-ઓ ઘણી રસભરિત અને મનોરંજક હોય છે એમા તો સંશય નથી. અમારા જોવામાં જે જે રાસાઓ આવ્યા છે તે સઘળામા એક વાત અમે સામાન્ય રીતે જોઇ છે કે, તે બનાવામાં અદ્દભુત વાર્તા સર્વોપરી હોય છે. શ્રોતાના મનને ચમત્કાર ઉત્પન્ન કરવા માટે કવઓએ તે કાળમા લોકશ્રદ્ધાને અનુસરીને એવા અદ્દભુત કથન તેમાં દાખલ કર્યાં હશે એમ સમજાય છે. મંત્રસિદ્ધિ, સુવર્ણ સિદ્ધિ રત્નાદિકના ચમત્કારી ગુણો, ભુત પ્રેતાદિની અદ્દભુત ક્રિયાઓ, આકાશગમન, વૃક્ષાદિનું એક ઠામથી બીજે ઠામ ઉડી જવું ઇત્યાદિ અનેક કથાઓ એવા રાસાઓમા વર્ણવેલી હોય છે......ધર્મ અને સુનીતિને કેવો ગાઢ સંબંધ છે તે જૈન કવિઓના લખાયેલા રાસાઓ ઉપરથી સ્પષ્ટ માલમ પડી આવે છે."

ઉપર પ્રમાણે રા૦ બા૦ શ્રીયુત કાટાવાળાએ જૈન રાસોના સંબંધમાં તેમાંની કથા રસભરિત અને મનોરંજક હોય છે એમ જે કહ્યું છે તે અમારા અભિપ્રાયને મળતું છે. પરંતુ તે કલ્પિત છે કે કાઇ સત્યતાવાળી છે તેમાં તેઓશ્રી શંકાશીલ અથવા તે સત્ય છે જ એમ જે શ્રદ્ધાપૂર્વક માનતા નથી તે સંબધમા અમારે જણાવવું અસ્થાને નથી કે જેમ મીમાસક દર્શનના મુખ્ય શાસ્ત્ર ઇશ્વિરપ્રણિત હોઇ તે કે તેમા આવેલ કથાઓ સત્ય જ હોઇ શકે, તેમ જૈન ધર્મના મૂળ સૂત્રો આગમો કે જે તેમના ઇશ્વિરપ્રણિત-તીર્થંકર ભગવાને પ્રરૂપેલા હોઇ તેમા આવેલ વિષયો કે કથા સત્ય જ હોઇ શકે, તેથી અમોએ ઉપર જણાવેલ છે તેમ આ જૈન રાસો તે આગમોમાથી ઉદ્ધરેલ હોવાથી તે

માંહેની વાતો આ રાસોમાં પદ્ય રૂપે જણાવેલ હોવાથી તે કલ્પિત કે અપૂર્ણ સત્ય નથી પરંતુ ખરેખર બનેલી હકીકતોને જૈન કવિઓએ આકર્ષક ઘટનામાં ગોઠવેલી છે.

જૈન કવિઓએ જેમ જૈન રાસો ગુજરાતી ભાષામાં બનાવ્યા છે તેમ ગુજરાતી ભાષામાં સ્તવનો, સ્તુતિઓ અને સજ્ઝાયો-સામાજિક સર્વમાન્ય-ઉપદેશક પદો પણ બનાવેલાં છે. હાલમાં જાણવા પ્રમાણે ગુજરાતી ભાષામાં અંકિત થએલા તેવા રાસો સુમારે પોણા-ચારસેં તો હાથ આવ્યા છે, છતાં હજી બીજા રાસો પણ ભંડારોમાં પડેલા હોય અને પ્રસિદ્ધિમાં ન આવ્યા હોય તેમ બનવા જોગ છે. આ બધા રાસો પ્રકટ થાય તો અનેક કાવ્યદોહનનાં પુસ્તકો થાય !!!

જૈન ધર્મમાં શ્વેતાંબરી અને દિગંબરી એમ બે મુખ્ય ભેદો છે. શ્વેતાંબરીમાં મૂર્તિપૂજક અને સ્થાનકવાસી એમ ભેદો છે. સ્થાનકવાસી મૂર્તિને માનતા નથી. શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન મહાત્માઓની કૃતિના ઘણા રાસો છે, જ્યારે સ્થાનકવાસી જૈન મહાત્માના આંગળીના ટેરવે ગણાય તેટલા જ રાસો છે. સ્થાનકવાસી જૈન ધર્મગુરુઓ ધર્મસિંહજી, ધર્મદાસજી, ખોડીદાસજી, જેમલજી ઋષિ, તિલોક ઋષિ, જેઠમલજી અને હમણા થઇ ગયેલા શ્રી ઉમેદચંદજી ઇત્યાદિ મુનિઓએ જ માત્ર રાસો વગેરે લખી ગુજરાતી સાહિત્યવૃદ્ધિની દિશામાં કંઇક પ્રયત્ન કર્યો છે.

કવિતા જેવી ચીજ સારા રાગમાં ગવાતા ઘણા જીવોને પ્રિય થઇ પડે છે. ગાયનથી મનુષ્યો તેમ જ પશુઓનું પણ ચિત્ત લય પામે છે, જેથી કવિતા તરફ રુચિ કરાવી લોકોને નીતિના રસ્તે દોરવાનું કાર્ય આવા મનોરંજક રસભક્તિવાળા રાસો વડે ગુજરાતી ભાષામાં જૈન મહાત્માઓએ કરેલ છે તેમ ચોક્કસ જણાય છે.

શાસ્ત્રોના વાચનનું કામ બાળ જીવોને માટે કઠિન હોવાથી આવા રાસો વાચવાથી તે વધારે પ્રિય થઇ પડતાં જલદી બોધ પામી શકે છે. કેટલાક રાસો વાચતા તેના રચનાર મહા-પુરુષોએ તર્ક અને કવિત્વશક્તિને એટલી બધી સરાણે ચડાવી હોય છે કે તે વાચતા તે પુરુષોના બુદ્ધિબળની પ્રશંસા સ્વાભાવિક રીતે આપણાથી થઇ જાય છે.

દરેક રાસમા મુખ્ય પાત્રે સંસારને ત્યાગી સ્વર્ગ કે મોક્ષસુખની પ્રાપ્તિ કર્યાનું જણાય છે કે જે દરેક જીવને અંતે મેળવ્યા સિવાય છુટકો નથી. મોક્ષગામી ઉચ્ચ પાત્રને જ કવિશ્રી મૂળ ગ્રંથોમાથી મુખ્ય પાત્ર તરીકે રાસમા પસંદ કરે છે અને ખરેખરા સદ્વર્તનશાળી ઉચ્ચ કોટીના પાત્રને જનસમૂહ આગળ ખડા કરી તેના જીવનવૃત્તાંતથી શ્રોતાઓને-વાચકોને સદ્ગુણશાળી બનાવે છે. આત્માને મોક્ષ પ્રાપ્ત કરાવવાનો મહાપુરુષોનો-કવિઓનો આ શ્રમ સ્તુતિપાત્ર આવકારદાયક અને ઉપકારક છે

જૈન કવિઓના બનાવેલા અનેક રાસોમાથી કેટલાક જેવા કે વિમલમંત્રીશ્વરનો રાસ-કુમારપાળનો રાસ વગેરે વાચવાથી કેટલુંક ઐતિહાસિક જ્ઞાન પણ આપવાનો યોગ્ય પ્રયત્ન થયો છે, એટલે જૈન મહાત્માના રાસોમા માત્ર કવિતા, અને જીવનવૃત્તાંત છે તેટલું જ નહીં પરંતુ ઐતિહાસિક સાહિત્ય પણ આવેલું છે. આની સાથે શુદ્ધ વ્યવહારનું જ્ઞાન,

કેટલેક સ્થળે જ્યોતિષ તથા સામુદ્રિક શાસ્ત્રનુ જ્ઞાન પણ કિંચિતકિંચિત્ જણાય છે. વળી જૈન ધર્મના બાવીસમા જૈનેશ્વર શ્રી નેમિનાથના જે ભાઇ થતા હતા તે મહાત્મા શ્રીકૃષ્ણ જ. યાદવો વગેરે પણ જૈન ધર્મી હતા. વલ્લભીપુરના રાજા શિલાદિત્યના દરબારમા જૈન મહાત્માઓ ધર્મ સબધી સંવાદ લોકભાષામા કરતા હતા. વનરાજ ચાવડાથી માંડીને વિશળદેવ વાઘેલા અને રાજા કુમારપાળ સુધી જો ઇતિહાસ તપાસીએ તો તેમા પણ જૈન મુનિઓ અને જૈન મત્રીઓ દર્શન દેતા જણાય છે. જૈનોના સંપૂર્ણ ઉદયકાળમા બીજા મહાપુરુષો બીજાઓ તરફ ઉદાર ભાવથી વર્તતા હતા, એમ ગુજરાતનો જૈનોનો ઇતિહાસ અને આવા ગુજરાતી રાસો તપાસતા જણાય છે તેટલું જ નહીં પરંતુ જેમ જૈન મુનિઓએ રાસો, કાવ્યો, ઇતિહાસ અને ઉપદેશગ્રથો લખી ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ કરી છે તેમ જૈન ગૃહસ્થો વસ્તુપાળ જેવા અમાત્યો વગેરેએ પણ કાવ્યો વગેરે લખી સાહિત્યમા અભિવૃદ્ધિ કરી છે, જેથી જૈન ધર્મનો ઇતિહાસ તપાસતા એમ જણાય છે કે ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ માટે અને ધર્મનીતિના સિદ્ધાતોના જનસમાજમા પ્રસાર માટે જૈન કવિવરોએ અસાધારણ શ્રમ લઇ બીજાઓ માટે અનુકરણીય દૃષ્ટાંત મૂકયુ છે.

આ પ્રકારનું જે જૈન સાહિત્ય હજી પણ અપ્રકટ અવસ્થામા પ્રમાદ અને ઉધઇને લઇને નાશ પામે છે તેને જલદી બહાર લાવવું જોઇએ. અત્યારના બ્રીટીશ રાજ્યમા તે સરક્ષિત હોવાથી તેને પ્રકટ કરવાનું કાર્ય જૈનદર્શનના શ્રીમાનો જલદી સુપ્યત્વે હાથ ધરશે અને ગુજરાતી સાહિત્યમા પોતાનો ફાળો આપી તેમા અભિવૃદ્ધિ કરશે એમ અમે નમ્ર ભાવે સુચવીએ છીએ.

ઉપર જણાવેલ રાસાઓ ધર્મસ્થાનમા આજે પણ ચોમાસામા નિવૃત્તિના દિવસોમા તેમ જ કેટલેક સ્થળે ઉનાળાના લાંબા દિવસોમા પણ બપોરના વખતે ધર્મગુરુઓ અને જાણકાર ગૃહસ્થો વાચે છે ને અનેક શ્રોતાઓ શ્રવણ કરે છે. જૈનશાસ્ત્રો–આગમો વાચવા વિચારવા કે સમજવાનું સામાન્ય જીવો માટે મુશ્કેલ હોવાથી સર્વના લાભ માટે ધર્મ–નીતિનું સરલ રીતે શિક્ષણ આપનારા આવા રાસો દેશભાષામા રચનારા મહાપુરુષોએ છેલ્લા ચારસેં પાચસેં વર્ષનો ભૂતકાળ તપાસતા જનસમૂહ ઉપર મહદ્ ઉપકાર કર્યો છે એમ સહજ કબુલ કરવુ પડે છે. ગુર્જરી ભાષાના પ્રદેશમા જૈન કવિઓ સારી રીતે દીપી નીકળ્યા છે. આવા રાસોમા આવેલી તેમની કવિતાઓએ અનેક રંગો દેખાડયા છે. અનેક દાખલા, દૃષ્ટાંતો, ઉપનયો આપી દાન, શીલ, તપ, ભાવના, અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, સર્વ જીવ પ્રત્યે મૈત્રી, કરુણા, પ્રમોદ અને માધ્યસ્થપણું વગેરે બાબતોનો મહિમા બતાવવા જૈન કવિશ્રીઓએ સાચો શ્રમ લીધો છે અમુક દેવનુ, અમુક ધામનું કે અમુક અવતારનું જ વર્ણન માત્ર લઇ તે માટે રાસો બનાવ્યા છે એમ નથી, પરંતુ ધર્મનીતિના સિદ્ધાતો તરફ જ જનસમૂહને વાળી શકાય તેવા પાત્રો આગમ–મૂળ સૂત્રોમાથી પસંદ કરી તેમના વર્ણનો બનાવવાનો પ્રયત્ન આ રાસોમા કરવામા આવ્યો છે ગૌતમ સ્વામીજીનો રાસ કે જે તે જ વ્યક્તિ માટે લખાયેલ છે તેવા દાખલાઓ જુજ છે કોઇ પણ મહાશયે જૈન ગુજરાતી સાહિત્યને અત્યાર સુધી પુરતો ધ્યાન આપ્યો નથી તેથી તે તરફ જનસમાજનું લક્ષ જોઇએ તેવું ખેંચાયું નથી. જૈન કવિતાઓ ગુજરાતી ભાષા ગુજરાતમા જન્મ પામ્યાનુ બતાવી

આપે છે. તે ભાષાની કવિતામાં સવિ, નયરી વગેરે જુની ગુજરાતી ભાષાના શબ્દોનો ઉપયોગ થયેલો હોવાથી ગુજરાતી ભાષાના સાહિત્યમાંથી તેને ગૌણ કરવાનું કોઇ પણ રીતે વ્યાજબી નથી. જો કે આપણી આ ગુજરાતી સાહિત્ય પરિષદનું લક્ષ તેના ઉપર કેટલાક વખતથી ગયેલ હોવાથી જૈન સાહિત્યે ગુજરાતી સાહિત્યમાં પણ મ્હોટો ફાળો આપ્યો છે એમ હવે કેટલાક સાહિત્યપ્રેમી સાક્ષર બંધુઓને જણાયું છે તે ખુશી થવા જેવું છે.

હાલમાં માત્ર ગુજરાતી પાંચ ધોરણ ભણી ઇંગ્રેજી સ્કુલો અને આગળ કોલેજમા દાખલ થઇ અનેક ઉપાધિ મેળવનાર કેટલાક ગુજરાતી બંધુઓ કહે છે કે હાલના વિદ્વાનોની સંસ્કૃતમય ગુજરાતી ભાષા અમારાથી સમજાતી નથી, તેટલા ઉપરથી તેવા વિદ્વાનોની તેવી કૃતિઓથી દૂર રહેવાય નહીં, તો પછી જૈનોની ગુજરાતી ભાષાને પણ ગુજરાતી ભાષાસાહિત્યનું અંગ ન કહેવું એમ બને જ નહીં. પ્રથમથી જ જૈન સાહિત્ય તરફ બેદરકારી બતાવવામાં આવી ન હોત, તો ગુજરાતી સાહિત્યને પરિપુષ્ટ થવાની સારી જોગવાઇ ક્યારનીએ મળી ગઇ હોત, જો કે આમાં કેટલેક અંશે જૈન કોમ પણ પોતાના તેવા પ્રમાદ માટે ઠપકાપાત્ર છે.

કેટલાક વિદ્વાનો કહે છે કે જૈન ગદ્ય, પદ્ય સાહિત્ય તો માત્ર તેમના ધર્મને લગતું હોવાથી ભાષાના અભ્યાસીઓનું લક્ષ તેના તરફ ખેંચાયું નથી. અમો તે ના કહીએ છીએ, અને સાથે નમ્રતાપૂર્વક પુછવા માગીયે છીયે કે શું નરસિંહ મહેતાની કે શું પ્રેમાનંદની કે શું દયારામભાઈ કે ભાલણ કવિની કે બીજા કોઇ ગુજરાતી કવિની કવિતાઓ ધર્મ સિવાય બીજા વિષયની છે ? એક સામળભટ્ટ સિવાય બીજા જુના કવિઓની કવિતા પોતાના ધર્મને લગતી જ છે. પોતપોતાના અનેક ધર્મને લગતી કવિતાઓને ગુજરાતી ભાષાના સાહિત્યમાં સ્થાન મળે તો પછી જૈન કવિઓની કવિતાઓને પણ ગુજરાતી ભાષા સાહિત્યમાં સ્થાન મળવું જ જોઇએ.

ઘણું ખરૂં સંસ્કૃત કવિઓનું અનુકરણ કરી અસલના ગુજરાતી કવિઓ પોતાની કવિતાઓ રચી ગયા છે અને તેમા ઘણો ભાગ ધર્મ સંબંધી છે. આપણા ભારતવર્ષમાં ધર્મભાવનું, આત્મવાદનું પ્રાબલ્ય હોવાથી જેઓ ધર્મ સંબંધી કવિતા લખે છે, તે જ કવિતા, કથા કે રાસ આ દેશની પ્રજાને પછી તે પોતે ગમે તે ધર્મ માનતી હોય તેને પ્રિય તથા પૂજ્ય થઇ પડે છે અને તેઓ પરંપરાએ અમર થાય છે. જેથી આટલી હકીકત સ્પષ્ટ સમજાશે કે ધર્મ વિષયે લખાયેલી કવિતાઓ–રાસાઓ પણ ગુજરાતી સાહિત્યમાથી બાતલ કરી શકાય નહિ કારણ તે પણ ગુજરાતી સાહિત્યમાં અમુક સ્થાન ભોગવે છે અને ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિના અંગો પૈકીનું એક મુખ્ય અંગ છે.

---

# ૯ જૈન ભૂગોલ.



( લેખક—આચાર્ય શ્રી મુનિ ન્યાયવિજયજી. )

આધુનિક ભૂગોલના સંસર્ગમા પ્રાચીન ભૂગોલનું નિરીક્ષણ કરી તેને યથાર્થ રીતે વર્ણવવું તે સબંધે વિચાર ચર્ચા કરતાં આ નિબંધ લખવાનું બન્યું છે. પરંતુ પ્રાચીન ભૌગોલિક માન્યતા અને અર્વાચીન માન્યતા વચ્ચેનું સામ્ય આલેખવામા જે મુશ્કેલી છે તેની અપેક્ષાએ પરસ્પર પ્રાચીન ભૂગોલ વર્ણનની સરખામણી કરવામા અમુક અનુકૂળતા હોવાથી નમ્ર સત્યને પ્રકાશમા લાવવાની વૃત્તિને સ્વીકારી આ નિબંધ લખેલ છે.

પ્રાચીન કે અર્વાચીન દરેક વિદ્વાનો કબુલ રાખે છે કે આકાશ અનન્ત છે આ અનન્તાકાશના મધ્ય ભાગમા લોકાકાશ રહે છે. તે લોકાકાશ મનુષ્યાકારે છે. બન્ને હાથ કેડે મુકી ટટ્ટાર ઉભા રહેલ મનુષ્યની જે આકૃતિ થાય તેનીજ આકૃતિ આ લોકાકાશની છે. તેની પગથી માથા સુધીની લબાઇ ચૌદ રજ્જુ પ્રમાણ છે અને પહોળાઇ નીચેના ભાગમા સાત રાજ, નાભિના ભાગમા એક રાજ, છાતી તથા કોણીના ભાગમા પાચેક રાજ, અને શિખાના ભાગમા એક રાજ છે.

પુરુષાકૃતિ લોકના મધ્ય ભાગમા નાભિના સ્થાને મૃત્યુ લોક છે તેની નીચે અસુર સ્થાન (નાગ લોક) છે અને અનુક્રમે રત્ન પ્રભા, શર્કરા પ્રભા, વાલુકા પ્રભા, પંક પ્રભા, ધૂમ પ્રભા, તમ પ્રભા અને તમસ્તમ પ્રભા એમ સાત નરકસ્થાન છે. મૃત્યુ લોકની ઉપર ૭૯૦ થી ૯૦૦ યોજન સુધીમા જ્યોતિષ ચક્ર છે તેની ઉપર બાર દેવલોક અને નવ લોકાંતિક દેવોના નિવાસસ્થાનો છે. ગળાના ભાગમા ગૈવેયક દેવસ્થાનો છે મુખના ભાગમા પાચ અનુત્તર દેવસ્થાનો છે અને લલાટ શિખાના સ્થાને સિદ્ધ શિલા મોક્ષસ્થાન છે. મનુષ્યાકૃતિ લોકાકાશ આ પ્રમાણેના સ્થાનોમા વહેચાયેલ છે.

(સ્કં ૨ અધ્યાય ૫ શ્લોક ૩૪ થી ૪૨ )

જીવ ધર્માસ્તિકાય (ગમન સહાયક શક્તિ) અધર્માસ્તિકાય, ગતિ નિરોધક શક્તિ) પુદ્ગલ વિગેરે પદાર્થો લોકતાદર્શક પદાર્થો છે આ દ્રવ્યો આકાશના જેટલા ભાગમા પ્રસરાઇ રહેલ છે તે આકાશનું નામ લોકાકાશ છે અને બાકીનુ લોકતાદર્શક દ્રવ્યોથી રહિત અગુરુ લઘુ સ્વભાવવાળુ આકાશ તે અલોકાકાશ છે. આ બન્ને આકાશો માત્ર ઉપચાર ભેદથી જુદા પડે છે. જેમા લોકાકાશના પ્રદેશો અસખ્યાતા છે અને અલોકાકાશના પ્રદેશો અનતા છે.

પુરાણ ગ્રંથો પણ આકાશના લોકાકાશ અને મહાકાશ એવા બે ભેદો પાડે છે. વિદ્વાન ગાર્ગીએ કરેલ પ્રશ્નના ઉત્તરમા યાજ્ઞવલ્ક્ય જણાવે છે કે—" ઉપની નીચલી બધી જગા મહા-

૩૮૧૨૭૯૭૦ મણનો એક ભાર એવા એક હજાર ભારના તપેલા લોઢાના ગોળાને કોઇ સમર્થ દેવતા નીચે ફેંકે તે ગોલો ચંડ ગતિથી આવતાં આવતા ૬ માસ ૬ દિવસ ૬ પ્રહર અને ૬ ઘડીમા જેટલું અંતર કાપે તે અંતરની રજ્જુ કે રાજ એવી સંજ્ઞા છે.

કાશથી ઓતપ્રોત છે" એટલે મહાકાશના મધ્યમા લોકથી ભરેલું નાનું આકાશ છે. વળી લોકસ્થાપના માટે પુરાણુ ગ્રંથો કહે છે કે—પરમાત્મા કૃષ્ણુ ભગવાનમા સર્વ લોકનો સમાવેશ થાય છે, કેમકે ઉભા રહેલ પરમાત્માનું શરીર જ સર્વ પદાર્થોનું આધાર સ્થાન છે. આ બીનાનું સ્પષ્ટીકરણ કરતા ઉત્પત્તિના અધિકારમા ઋગ્વેદ જણાવે છે કે—"વિરાટ રૂપની નાભિથી આકાશ, મસ્તકથી સ્વર્ગ અને બે પગોથી ભૂમિ ઉત્પન્ન થતી હતી." આ સંક્ષેપ સુચનાનો વિસ્તાર ભાગવતમા નીચે પ્રમાણે કરેલ છે.

હજાર વર્ષ સુધી અંડ સુતું હતુ. કાલ કર્મ અને સ્વભાવમા રહેલો જીવ જીવને જીવાડતો હતો. તે હજાર પગ, હજાર ઉરૂ, હજાર હાથ અને હજાર નેત્ર વાળો થયો છતો અંડ ભેદી બહાર નીકળ્યો. જેના અવયવથી લોકકલ્પના છે, તેના કેડના ભાગમા મૃત્યુ લોક છે, ને કટી ઉપરના વિભાગમા જુદા જુદા દેવલોકો છે. જે પેંઢીમા નાભી ઉપર ભૂવ લોક (ગુહ્યાર) હૃદય ઉપર સ્વર્ગલોક, છાતી ઉપર મહમ્ ગ્રીવામા જન, સ્તનદ્વયમા તપો લોક અને માથા ઉપર સત્ય લોક છે અને તેની ઉપર સનાતન બ્રહ્મ છે. કેડથી નીચેના ભાગમા સાત તલ (નરક સ્થાન) છે કેટલેક ઠેકાણે આ સંખ્યાની નોધ એકવીસના આકથી પણ દેખાડેલ છે જ્યા સાત તલની યાદગીરી આ પ્રમાણે છે. કેડ નીચે અતલ, ઉરૂ (સાથલ) નીચે વિતલ, જાનુ નીચે સુતલ, જાઘ નીચે તલાતલ, ઘુટી નીચે મહાતલ, પગમા રસાતલ અને પગના તળીયા નીચે પાતાલ એમ જુદા જુદા સ્થાનો રહેલા છે. આ સિવાય બીજી રીતની કલ્પના પણ પ્રાપ્ત થઇ શકે છે જેમા કહે છે કે, ભૂલોક, ભુવર્લોક અને સ્વર્લોકના સ્થાને અનુક્રમે પગ, નાભિ અને મસ્તક છે. આથી સમજી શકાય છે કે લોકસ્થિતિના પુરાણુ સિદ્ધાતો પણ જૈન સિદ્ધાતની સમાન માન્યતાવાળા છે.

આ લોકાકાશના મધ્ય ભાગમા દર્શાવેલ મૃત્યુ લોક-ભૂલોક તેજ આપણી પૃથ્વી છે. આ પૃથ્વી તે માટીનો ઘટ્ટ સપાટ થર છે. 'બ્રહ્મા માટી પાથરીને તેને પાષાણુથી ટીપતો હવો.' (तैत्तिरीयोपनिषद्) તે સ્થિર છે.

અર્વાચીન કાલમા પૃથ્વી માટે ભ્રમણવાદની માન્યતા વિશ્વાસ પાત્ર બની છે પરંતુ દરેક પ્રાચીન ગ્રંથોમા તો પૃથ્વીને સ્થિર તરીકે ઓળખાવેલ છે. પૃથ્વી સ્થિર છે અને સૂર્ય ફરે છે. આ બાબતની નોધ લેવા પણ અહીં જરૂરી ધારૂં છુ.

જૈન ભૂગોલ શાસ્ત્ર-જંબુ દ્વીપ પ્રજ્ઞપ્તિ સૂર્ય પ્રજ્ઞપ્તિ છે. ભાષાની દૃષ્ટિથી જેનો રચના કાલ ૨૨૦૦ થી ૨૪૦૦ વર્ષ પૂર્વે છે તેમા લોકને અને પૃથ્વીને સ્થિર કહેલ છે.

ઋગ્વેદ અ૦ ૩ વ૦ ૬ મા લખે છે કે—વિશ્વ પ્રકાશી સૂર્ય સુવર્ણમય રથમા બેસીને આવે છે. તે પ્રવણવત્, ઉર્ધ્વ દેશ યુક્ત ઉર્ધ્વ ભાગમા થઇ પ્રવણ માર્ગના ભેદથી ગમનાગમન કરે છે પ્રણય જનકારક દેશમા શ્વેતાશ્વથી આવે છે.

ઋગ્વેદ અ૦ ૨ અ૦ ૧ વ૦ ૫—મા લખે છે કે સૂર્ય નિત્ય ૫૦૫૯ યોજન ચાલવા વડે મેરુને પ્રદક્ષિણા દે છે. આ પ્રદક્ષિણા દક્ષિણોપક્રમ જાણવી.

ઋગ્વેદ અ૦૨ અ૦ ૫ કા૦ ૨ अचरती अचले पर्वते द्यावापृथिव्यौ દ્યાવા અને પૃથ્વી અચર છે, અચલ છે.

પવિત્ર પુસ્તક બાઇબલમાં પણ એ જ માન્યતા પ્રકાશેલ છે. "પણ કાયમ છે. સર્વ આથમે છે" અને ઉગે છે ( સભા શિક્ષક ૧-૪ ) "તેણે પૃથ્વીનો પાયો નાખ્યો." (ગીત ૧૦૪-૫) "પૃથ્વી સ્થિર છે." ( ગીત ૧૦૯-૯૦) પૂર્વે ૨૦૦ વર્ષે થયેલ હીપારકસ પણ પૃથ્વીને સ્થિર કહેતો હતો. ટોલેમી અને કોપરર્નિ. મધ્ય ભાગમાં થયેલ કોથ્થાદ્રિયે પણ પૃથ્વી માટે સ્થિરતા જ કબુલ કરેલ છે. પણ તેની માન્યતા એ હતી કે-સૂર્ય અને ચંદ્ર પૃથ્વીને આંટા દે છે અને બીજા ગ્રહો સૂર્યની બાજુ ફરે છે અને અત્યારે પણ પૃથ્વી સ્થિર હોવાનો દાવો કરનાર ઘણાય પાશ્ચાત્ય પંડિતો છે. મેં સાંભળ્યું છે કે હમણાંજ એક પ્રોફેસરે નવીન શોધમાં પૃથ્વીને (૭ ખુણાવાળી અને) સ્થિર દર્શાવેલ છે. ઇ. સ. પૂર્વનું ગ્રીક જ્યોતિષ પણ પૃથ્વીને સ્થિર કહે છે એટલે પ્રાચીન કાલમાં સર્વાનુમતે એમ મનાતું કે પૃથ્વી સ્થિર છે.

આ પૃથ્વીના મધ્ય ભાગમાં (પ્રમાણાંગુલે) લાખ યોજન લાંબો પહોળો જંબુ વૃક્ષના નામથી પ્રસિદ્ધિ પામેલો જંબુ દ્વીપ છે. તેના મધ્ય ભાગમાં ૧૦૦૦૦ યોજન ભૂમિમાં પથરાયેલ લાખ યોજન ઉંચો મેરુ પર્વત છે. તેની ઉત્તરમાં અને દક્ષિણમાં ૨૫૦-૨૫૦ મળીને પાંચસો યોજન વિસ્તારવાળાં બે ભદ્ર શાળ વનો છે. મેરુ પર્વતની દક્ષિણના ભદ્ર શાળ વનની દક્ષિણે ૧૧૮૪૨૨/૧૯ યોજનનું દેવ કુરુક્ષેત્ર છે. તેથી દક્ષિણમાં ને દક્ષિણમાંજ અર્ધા અર્ધા માપવાલા ૧૬૮૪૨ યોજનનો નીષધ, ૮૪૨૧ યોજનનું હરિવર્ષ ક્ષેત્ર, ૪૨૧૦ યોજનનો મહા હેમવંતગિરિ, ૨૧૦૫ યોજન પ્રમાણુ હેમવંત ક્ષેત્ર, ૧૦૫૨ યોજનનો ચુલ હેમવંત ગિરિ, ૫૨૬ યોજનનું ભરત ક્ષેત્ર, એમ અનુક્રમે રહેલ છે.

આજ રીતિથી મેરુની ઉત્તરમાં ઉત્તર કુરુક્ષેત્ર છે, અને ત્યાર પછી ઉત્તર તરફ દક્ષિણની પેઠે અર્ધા અર્ધા માપવાળા નીલવંત પર્વત, રમ્યકક્ષેત્ર રૂપી પર્વત, હિરણ્યવંત ક્ષેત્ર, શિખરી પર્વત અને ઐરવત ક્ષેત્ર છે. ઉપરોક્ત દરેક ક્ષેત્રમાં મનુષ્યની વસ્તી છે. વળી નિષધ અને નીલવંત પર્વતની મધ્યે મેરુના પૂર્વ પશ્ચિમ ભાગમા મહાવિદેહ ક્ષેત્ર છે તેમાં પણ મનુષ્યો રહે છે. ઉત્તરનું ઐરાવત ક્ષેત્ર અને દક્ષિણનું ભરતક્ષેત્ર છે. તે બન્ને જંબુ દ્વીપના ૧૯૦ મા ભાગમાં પથરાયેલા અર્થાત્ ૫૨૬૬/૧૯ યોજન પ્રમાણવાળા છે. આ પ્રમાણે એક લાખ યોજનના જંબુદ્વીપની જૈન દર્શનની માન્યતા છે.

પુરાણોમાં પણ જંબુદ્વીપનું ઉપર લખ્યા પ્રમાણેજ સ્વરૂપ દર્શન કરાવ્યું છે. માત્ર કેટલાંક નામોમાં અને માપમાં થોડો ફરક છે જેથી પુરાણોમાં જંબુદ્વીપની રચના નીચે પ્રમાણે ખડી થાય છે.

લવણ સમુદ્રથી વીંટાયેલો ચક્ર જેવો લાખ યોજનનો જંબુદ્વીપ છે. ( વિષ્ણુ પુરાણ-નૃસિંહ પુરાણ ) તેના મધ્યમાં મેરુ પર્વત છે. મેરુની દક્ષિણે અને લવણોદધિની ઉત્તરે ભરતકિંપુરુષ અને હરિવર્ષ ક્ષેત્રો છે ને આંતરે એક એક પર્વત છે. તે જ પ્રમાણે મેરુની ઉત્તરમાં કરુ, હિરણ્ય અને રમ્યક એમ ત્રણ ક્ષેત્રો છે. મેરુની પૂર્વ પશ્ચિમે કેતુમાલ અને ભદ્રાશ્વવર્ષ છે. મેરુ તે લાખ યોજન ઉંચો સોનાનો પર્વત છે; જેનું ઇલાવર્ત નામે ક્ષેત્ર છે. આ ક્ષેત્રમાં સોનાના કાગડા હોય છે. આ મેરુને સૂર્ય ચંદ્ર નક્ષત્ર અને વાયુ દક્ષિણોપક્રમથી નિત્ય પ્રદક્ષિણા દે છે. આ ઉપરથી દિશા માટે એવી મર્યાદા બંધાય છે કે

ભૂમિ તે સમપ્રદેશોનું ઉત્તર સ્થાન છે અને સૂર્ય ઉગે તે દરેક પ્રદેશ માટે પૂર્વ તેથી **सर्वेषामुत्तरे मेरुः** આ માન્યતા સત્ય પાઠને ભજવે છે. ( मात्स्य० अ० મેરુના સ્વરૂપ માટે પુરાણમા જુદા જુદા મતો છે. જુઓ–મેરુ ગાયના પુચ્છ ... , ( વિષ્ણુ પુરાણ ). ધતુરાના ફુલ જેવો છે, ( પદ્મપુરાણ ). ચોખુટો છે, ( ભાગુરી ). ...ણુ છે, ( સાવરણ ). સાત ખુટો છે, ( અત્રિ ). સહસ્ત્ર ખુટો છે, ( ભૃગુ ) ગુંથેલા જેવો છે, ( ગાર્ગી ) ગોળ છે, ( અન્ય ). ચોખુટો છે, ( મત્સ્ય પુરાણ ).

ઇલાવર્ષમા ચાર દેવોદ્યાન છે. જેમા સિદ્ધ ચારણો વિચરે છે. આ દરેક ક્ષેત્રો ...ીના દક્ષિણ અને ઉત્તર બન્ને ક્ષેત્રો ધનુષ્ય કામઠીના આકારે છે. ( પદ્મપુરાણ ભૂમિખંડ અધ્યાય ૧૦૧. નૃસિંહપુરાણ કોષ અધ્યાય ૩૦ ) વહ્નિ પુરાણમા ક્ષેત્રોના નામો ઉપર પ્રમાણેજ દર્શાવ્યા છે—

**उत्तरा कुरवोरम्यं वर्षं हैमवत तथा भद्राश्व केतुमाल च तथा वर्ष-मिलावतं ॥ १ ॥ भारतं हरिवर्ष च तथा किंपुरुषावृतं एतान्यष्टौतु वर्षाणि पुण्यानि कथितानि तु ॥ २ ॥** તિલકકૃત મૃગશીર્ષમા પણ એ જ નામો મળે છે.

અર્વાચીન શોધકો પણ સમુચ્ચિતપણે ૪૯૩૨૦૦૦૦ માઇલ પૃથ્વી તથા તેથી ચાર ગણા સમુદ્ર હોવાનું કહે છે.

આ જંબુદ્વીપની ચોતરફ લપેટાયેલો ચુડીની જેવો બે લાખ યોજનનો ખારો લવણ સમુદ્ર છે તેમા મનુષ્ય નિવાસના ૫૬ દ્વીપો છે. લવણ સમુદ્રના કેટલાએક માછલાઓ રાક્ષસી કદનાં હોય છે.

લવણ સમુદ્રની ફરતો ચાર લાખ યોજનનો ધાતકી દ્વીપ છે. આ દ્વીપમા પણ પૂર્વ પશ્ચિમમા બે મેરુ પર્વત છે અને જંબુદ્વીપની પેઠે જ ઉત્તર દક્ષિણના વિભાગે બે મેરુના બબ્બે ક્ષેત્રો અને પર્વતો છે. તેમાના દરેક ક્ષેત્રોમા મનુષ્યો વસે છે.

ધાતકી દ્વીપની ફરતો આઠ લાખ યોજનનો કાલોદધિ સમુદ્ર છે, જ્યા તદ્દન કાળું પાણી હોય છે. તેની પેલીપાર ગોળ વીંટાયેલો પુષ્કરવર નામે દ્વીપ છે. જેની અધવચમાજ ફરતો ચક્રાકારે ૧૭૨૧ યોજન ઉંચો માનુષોત્તર પર્વત છે. આ કારણથી દ્વીપનો અર્ધ ભાગ પર્વતની બહાર અને અર્ધ ભાગ અંદર રહે છે. એટલે આ દ્વીપને અર્ધ પુષ્કરાવર્તના નામે ઓળખાવાય છે. આ દ્વીપનો અંદરનો અર્ધ ખંડ પૂર્વ પશ્ચિમના બે મેરુના ક્ષેત્રો, નદીઓ, પર્વતો અને મનુષ્યોથી વિભૂષિત છે. ઉપર પ્રમાણે માનુષોત્તર પર્વતના મધ્ય ભાગમા ૧ જંબુદ્વીપ ૧ ધાતકીખંડ અને ૦।। પુષ્કરવર એમ ૨।। દ્વીપ છે તેમા મનુષ્યો તથા તિર્યંચો જન્મે છે વસે છે અને મરે છે અને તેની ફરતા બીજા અસંખ્ય દ્વીપો છે. તેમા માત્ર તિર્યંચો હોય છે જેથી મનુષ્ય ક્ષેત્ર એ સંજ્ઞામા ૨।। દ્વીપનો સમાવેશ થાય છે.

પુષ્કરવર દ્વીપની ફરતો પુષ્કરવર સમુદ્ર છે અને તેને વીંટીને ચારે બાજુ વારુણી દ્વીપ રહેલ છે. આ પ્રમાણે બમણા બમણા પ્રમાણવાળા દ્વીપ. અને સમુદ્રો રહેલ છે જે પૈકીના અસારે છત્રીસ નામો મળી શકે છે તદ્દન છેલ્લો સ્વયંભૂરમણ સમુદ્ર છે. જે અર્ધ રાજલોકમા પથરાયેલ છે ને તેની પછી અલોકાકાશ છે.

પુરાણી ભૂગોળમા જંબુ દ્વીપની માન્યતામા જે સમાનતા છે તે સમાનત પછીના કથનમાં અલ્પાશે છે કેમકે પુરાણ ગ્રંથો પ્રમાણે એક પછીનો બીજો દ્વીપ બમ છે, જ્યારે આગમાનુસારે દ્વીપ પછીનો દ્વીપ ચાર ગણો થતો જોવાય છે વળી ગ્રંથોનો એવો સાર છે કે-ક્ષીરોદધિ, ઇક્ષુરસોદધિ, સુરોદધિ, ઘૃતોદધિ, ક્ષીરોદધિ, અને શુદ્ધોદધિ ( માર્કંડેય પુરાણ ) આ પ્રમાણે સાત સમુદ્રો છે અને ત્યાર પછી ત્તર પર્વત છે. મેરુ પર્વતથી આ માનુષોત્તર પર્વતની વચમા જેટલી પૃથ્વી છે તે માનુષી વસ્તીથી રહિત માનુષોત્તર પર્વતની બહાર બીજી પૃથ્વી છે. આ સમસ્ત પૃથ્વ વિસ્તાર ૫૦ કરોડ યોજન છે અને તેના ચોથા ભાગમાં લોકાલોકાચલ પર્વત છે. એ પુરાણ ગ્રંથ માન્યતાથી તૈત્તિરીય બ્રાહ્મણ ૨-૧૧-૧ વિશેષ અજવાળું પાડે છે જે વક્તવ્યતામા મૃત્યુલોકની વિશાલતા માનવાનો અવકાશ રહે છે. તે કહે છે કે વિશ્વ અનંત-અપાર છે.

જૈન શાસ્ત્ર કહે છે કે મનુષ્ય ક્ષેત્ર-અઢી દ્વીપ ૪૫ લાખ યોજનમા છે. પરંતુ મૃત્યુલોકનો વિસ્તાર એક રાજલોક અને ઉંચાઇ નીચે ૯૦૦ ને ઉપર ૯૦૦ મળીને ૧૮૦૦ યોજન છે.

આપણો હિંદુસ્થાન દક્ષિણ જંબુદ્વીપના ભારતક્ષેત્રનો એક વિભાગ છે. તેનું પ્રાચીન નામ ભરતખંડ હતું. આ નામ ઋષભદેવના પુત્ર ભરત ચક્રવર્તીના રાજ્ય સ્થાપનથી પ્રસિદ્ધ થએલ છે. ( માર્કન્ડેય૦ ) તેમજ તે અરસામાં ભરત ચક્રવર્તીના ભાઇઓના નામ ઉપરથી કચ્છ, મહાકચ્છ, સુદર્શન, કુરુપંચાલ, વિગેરે દરેક દેશોનાં નામ પડયાં હતા. અત્યારે તેમાના ઘણા નામોમા ફેરફાર થઇ ગયા છે. હિંદુસ્તાન આ સંજ્ઞા સિંધુવાસી લોકો માટે વપરાતી હતી. પરંતુ અત્યારે તો તે સંજ્ઞામા ભરતક્ષેત્રના મોટા વિભાગોનો સંગ્રહ જોવામા આવે છે. આજ પ્રમાણે કેટલાક દેશોને પણ રૂપાન્તર પામેલા નામોથી ઓળખીએ છીએ. તેમનાં પ્રાચીન નામો બીજાં હતા જેમ કે-હિંદુસ્તાનનાં તેલંગ, ઓરીસા, આસામ, આગ્રા પ્રાંત, મલબાર, અયોધ્યા, દક્ષિણ પંજાબ, મદ્રાસ, બંગાલા, કચ્છ, બ્રહ્મદેશ, મેવાડ, સુરત અને તીબેટને પ્રાચીન પ્રજા આંધ્ર, કલીંગ, કામરૂપ, કુરુ, કેરલ, કોશલ, જાલંધર, દ્રાવીલ, નૈષધ, ભોજકોટ, મગધ, મેદપાટ, સૌવીર અને દૂણના નામથી ઓળખતી હતી. તેમજ હિંદુ બહારના કાબુલ, રૂશિયા, ગ્રીસ, બલુચિસ્તાન, આફ્રીકા, અરબસ્તાન, મીસર અને સીલોન વિગેરે પ્રદેશો કૈકેય, રૂમ, યવન, પુલીંદ, બર્બર, બાલ્હિક, ભદ્ર અને સિંહદ્વીપ વિગેરે નામોથી પ્રસિદ્ધ હતા. આ પ્રમાણે તે અરસાના નામો જેમ રૂપાન્તર પામ્યા છે તેમ હિંદુસ્તાનને પણ ભરતખંડની નામના ટુંક મુદત થયા કેટલેક અંશે ભુંસાયેલ છે.

ભરતક્ષેત્રની ઉત્તરે ૧૦૦ યોજન ઉંચો હિમવાન પર્વત છે, તથા પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણે લવણોદધિ સમુદ્ર છે. ભરતક્ષેત્રની પહોળાઇ ૫૨૬ $\frac{6}{19}$ યોજન છે અને ઉત્તર દક્ષિણમાં સુતેલ ૫૦ યોજન પહોળા વૈતાઢયગિરિથી તે ક્ષેત્રના બે ભાગ પડે છે. વળી ઉત્તરમાથી નીકળી દક્ષિણમાં વહેતી ગંગા સિંધુના સંયોગથી ઉપરોક્ત બન્ને ભરતાર્દ્ધના ત્રણ ત્રણ વિભાગો થાય છે. આ પ્રમાણે ભરતક્ષેત્રના છ ખંડ થાય છે. તે છ ખંડમાથી દક્ષિણ ભરતાર્ધનો મધ્યમખંડ આર્યખંડ તરીકે ઓળખાતો હતો. આ ખંડો એટલા બધા વિશાલ છે

વસનારા મનુષ્યો કોઇ જાતનો પરસ્પર વ્યવહાર કરી શકતા નથી. અર્થાત્ એક
ી બીજા ખંડમાં જવામાં બહુ મુશ્કેલીઓ રહેલી છે—આર્યખંડના મધ્યમાં શાશ્વતા
મી ઉપર બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી વિનીતા નગરીનું સ્થાન છે
ત્તરમાં અષ્ટાપદ પર્વત છે. વિનીતા અને લવણ સમુદ્રના મધ્યમાં શત્રુંજય પર્વત છે
રતક્ષેત્રની દક્ષિણમાં ત્રણ તીર્થભૂમિઓ છે.

પુરાણ ગ્રંથો પણ જંબુદ્વીપના નવમા સ્થાનને પવિત્ર ભરત તરીકે ઓળખાવે છે
ુ તેનો વિસ્તાર નવ યોજન હોવાનું કહે છે. વિનીતા (પ્રાચીન અયોધ્યા) ની ઉત્ત-
માં રહેલા અષ્ટાપદ પર્વતનું પૌરાણીક નામ કૈલાસ પર્વત છે.

જૈન ભૂમિતિ ગણનામાં ત્રણ પ્રકારના યોજન કલ્પેલ છે. પ્રથમ ઉત્સેધાંગુલથી ગણતાં કોષ્ટકમાં આધુનિક માપને મળતું યોજનનું માપ છે. બીજા સ્વાત્માંગુલથી ગણાતા કોષ્ટકમાં વિવિધ મનુષ્યોમાં ઉંચાઇ નીચાઇનો ફેરફાર પડતો હોવાથી વિવિધ કાલનું માપ ઘડાય છે. અને ત્રીજા પ્રમાણાંગુલથી ગણાતા કોષ્ટકમાં ઉત્સેધાગુલથી કલ્પેલ યોજન કરતા લંબાઇમાં ચારસો ગણું અને પહોળાઇમા અઢી ગણું માપ આવે છે.

આ અંતિમ યોજનની લંબાઇથી કે પહોળાઇથી દ્વીપ ક્ષેત્રોની યોજન ગણના કરેલ છે. આ રીતિએ ગણના કરતા સમસ્ત દેશ પ્રદેશોનો સમાવેશ સુલભતાથી ભરત ક્ષેત્રમાં થઇ શકે એમ છે અને ભરત ક્ષેત્ર સિવાયની પૃથ્વીનું કેવું કદ છે તે પણ તુરત કલ્પનામાં આવી શકે તેમ છે. આ પ્રમાણે જૈન દર્શને દર્શાવેલ પૃથ્વીનું પ્રમાણ બહુ વિશાલ છે.

પુરાણ ગ્રંથો પણ ભરતખંડના બહુ દેશોનાં અને કેટલાક દ્વીપોનાં નામો તથા વર્ણનો સંક્ષેપમાં કરે છે છતા આ માન્યતા અલ્પાંશે જૈન દર્શનથી જુદી પડે છે.

આ લોકસ્થિતિ શાને આધારે છે, યાને આ પૃથ્વી કોની ઉપર સ્થિર છે તે વિષયમાં દીર્ઘદર્શી જૈન દર્શને અતિ સુક્ષ્મ દૃષ્ટિનો ઉપયોગ કર્યો છે. કેમકે પૃથ્વી મૂર્ત છે અને તેને ધારી રાખનાર પણ કોઇ તેવોજ મૂર્ત પદાર્થ હોય તો પછી તે પૃથ્વીના આધારભૂત પદાર્થને આકાશમા ટકાવી રાખનાર કોઇ ત્રીજો પદાર્થ પણ કલ્પવો પડે. પરંતુ આ પ્રમાણે અંતે અનવસ્થાદોષ આવે છે માટે અનવસ્થા દોષની અડચણ દૂર થાય તેવા માર્ગને અવલંબવા જૈન દર્શને અપૂર્વ યુક્તિ વાપરી છે.

આપણે જાણીએ છીએ કે આપણી પાસેનું વાતાવરણ બહુ પાતળું છે પણ જેમ જેમ ઉપર ઉંચે ચઢીએ છીએ તેમ તેમ ત્યા ઘટ્ટ વાતાવરણ જોઇ શકાય છે. ઉંચે અમુક હદે તો વાયુમાં પક્ષી કે વિમાનનો ભારને ઝીલી શકે તેવી નક્કરતા અનુભવાય છે. ગેલુસોક પોતાના ઇ સ. ૧૮૦૪ ના વર્ણનમા લખે છે કે સુમારે ચાર માઇલ ઉંચે જતા ઠંડી હવાના સબબે અમારી શાહી પણ સુકાઇ ગઇ હતી. વળી ત્યાં અમારૂં પક્ષી પણ ઉડી શક્યું નહીં. આથી વધારે આગળ જઇએ તો ફેફસા પણ ન સંગ્રહી શકે એવી હવા છે. સને ૧૮૬૨ માં ૭ માઇલ જતાં જર્મન વિદ્વાન ગ્લેશીયાને બેભાનની અસર થઇ હતી. ત્યા એવી હવા છે કે જેના આધારે વાદળાં અને પાણી સ્થિર રહી શકે છે. આપ્ત પુરૂષોના જ્ઞાનથી જૈન દર્શન આ જ બુદ્ધિનો સ્વીકાર કરી જણાવે છે કે તન વાયુ (પાતળો વાયુ) ની ઉપર ઘન વાયુ છે તે તેની ઉપર ઘનોદધિ બરફની જેવું ઘટ્ટ પાણી છે.

જેની ઉપર ગમે તેટલો ભાર નાખવા છતાં સ્થિર રહી શકે છે. આ કથન " બરફના પર્વતો જોવાથી વિશેષ પુરવાર થાય છે. :આ નિયમાનુસાર તનવાયુ, ઘનવાયુ ઘનોદધિ ઉપર આપણી પૃથ્વી સ્થિર રહેલ છે. સ્વર્ગાદિક સ્થાનો માટે આ ત્રણ સિવાયના બીજા કેટલાક આધાર છે. આ પ્રમાણે પૃથ્વીના આધારના સબંધે જૈન ગ્રન્થોમાં સુંદર વિવેચન મળી શકે છે.

હવે પ્રાચીન જૈનેતર દર્શનોમાં તપાસીએ તો આ વિષયની માન્યતા જુદી રીતે દર્શાવેલ છે. આ સબંધે બાઇબલમાં લખેલ કે-" આ પૃથ્વીનો પાયો સમુદ્રના પ્રવાહ પર સ્થાપેલ છે" " તે યહોવાહ પોતાના ઓરડાના ભારવટીયા પાણી ઉપર મુકે છે." એ શબ્દોથી પૃથ્વીની નીચે સમુદ્ર છે એવું બાઇબલકારનું મન્તવ્ય છે. કુરાને શરીફના ફરમાન પ્રમાણે " આ પૃથ્વી ગાયના શીંગડા પર છે " એમ સમજાય છે. ગુજરાતી પત્રના ચાલુ ૪૪ મા વર્ષના અઢારમા અંકમાં જગતના આધાર માટે પુરાણી માન્યતા દેખાડતા ઇસ્લામ લાલાજી નુરાજી લખે છે કે મુળ આધારભૂત તત્ત્વ " ધર્મ " છે. તેની ઉપર અનુક્રમે જુમ, નીર, શેષનાગ અને ધમાડોધોરી છે ( ત્યારપછી ) આ ધમડાધોરીના શૃંગ ( શીંગડાં ) ઉપર રાઇ અને રાઇ ઉપર સૃષ્ટિ છે.

કેટલાક ગ્રંથો માત્ર શેષનાગ ઉપર પૃથ્વી હોવાનું જણાવે છે પરંતુ તે કથનમાં એટલો સત્યાંશ રહેલો છે કે પૃથ્વીની નીચે શેષસ્થાન-નાગલોક અસુરોનું નિવાસસ્થાન છે.

વળી અમૃતસાગરના ગ્રંથકાર તો જણાવે છે કે હાથી, વૃષભ, કચ્છપ અને સર્પ ઉપર પૃથ્વી છે. અમુક અમુક સૂર્ય સંક્રાંત રાશીમાં તે રાશી સાથે સબંધ રાખનાર આધારમાંથી એક ચલાયમાન થવાથી ભૂકંપના પ્રસંગો બને છે.

તૈત્તિરીય બ્રા. ૧ અષ્ટક ૧ અધ્યાય ૧ માં લખે છે કે પાણીમાં કમલ છે અને તે કમલ ઉપર પૃથ્વી છે. આ પૃથ્વીને બ્રહ્માએ ટીપીને સીધી સપાટ કરેલ છે. વળી કેટલાંક પુરાણો કહે છે કે-પૃથ્વી લાંબી પહોળી ૫૦ કરોડ યોજન છે. તેના ચોથા ભાગમાં લોકાલોકાચલ પર્વત છે. તે ઉપર દિગ્ગજો રહીને સુંઢવડે પૃથ્વીને ધરી રાખે છે અને પૃથ્વીને તેમ ધરી રાખવામાં પોતાની બધી સેનાથી વીંટાએલા ભગવાન પણ પોતાના હાથોવડે સહાય કરે છે. ( પદ્મપુરાણના ભૂમિ ખંડમા ભૂમિવર્ણન અધ્યાય ૧૩૧ ).

આ ઉપલબ્ધ થતા પુરાવા ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે પૌરાણિક કાલમાં પૃથ્વીના આધારભૂત કયા કયા પદાર્થ છે તે માન્યતા વિવાદાસ્પદ હતી.

આ પ્રમાણે પ્રાચીન ભુગોલ વિષયમા બહુ અંશે જૈન માન્યતામાં અને બીજી માન્યતામાં કેટલું સામ્ય અને કેટલો ફરક હતો તે ઉપરના નિબંધમાં સમજાવવા પ્રયત્ન થએલ છે.

---

૧. આ નિબંધ પૂજ્યપાદ ગુરુવર્ય શ્રી દર્શનવિજયજીકૃત અપ્રકટ વિશ્વરચના પ્રબંધમાથી ઉધ્ધૃત કર્યો છે માટે આ લેખનું બધું માન તેઓશ્રીને જ ઘટે છે.

## ૧૦ મહોપાધ્યાય પંડિતપ્રવર જૈનકવિરત્ન

# શ્રીમદ્ દેવચંદ્રજી

## તેમનું જીવન અને ગુર્જર સાહિત્ય.

---

( લેખકઃ— મણિલાલ મોહનલાલ પાદરાકર પાદરા. )

"હોવત જો તનુ પાખડિ, આવત નાથ હજુર લાલરે।
જો હોતી ચિત્ત આખડિ, દેખત નિત્ય પ્રભુ નૂર લાલરે।"

શ્રી દેવજશા સ્તવન.

રાગ—

" આત્મ પ્રદેશ રંગથલ અનૂપમ,
સમ્યક્દર્શન રંગરે નિજ સુખ કે સધૈયા ॥
તું તો નિજ ગુણુ ખેલ વસંત રે॥ નિજ ॥'
પરપરિણતી ચિંતા તજી નિજમે,
જ્ઞાન સખાકે સંગરે ॥ નિજ ॥
વાસ બરાસ સુરુચિ કેશર ઘન,
છાટો પરમ પ્રમોદ રે।
આતમરમણ ગુલાલ કી લાલી,
સાધક શકિત વિનોદ રે ॥ નિજ ॥'

શ્રી મહાજસજિન સ્તવન

**શ્રીમદ્નુ જીવનચરિત્ર જાણવાનાં સાધન.**

શ્રી જૈન ધર્મના ખરતર ગચ્છીય અધ્યાત્મજ્ઞાનગગનદિનમણિ પંડિતપ્રવર શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજના જીવનચરિત્રની રૂપરેખા તેમના વર્તમાન કાળે ઉપલબ્ધ એવા અમૂલ્ય ગ્રંથોમાં શ્રીમદે કાઢેલા વાણીના ઉદ્ગારો પરથી દોરી શકાય છે તેઓશ્રી જૈન ધર્મના મહાન્ ઉપદેષ્ટા, અનન્ય આત્મજ્ઞાની જૈનધર્મરક્ષક, ગીતાર્થ અધ્યાત્મી મુનિવર હતા આ જૈન તત્ત્વજ્ઞાની, મહાન્ અલખમસ્ત કવિરત્નનું સાધંત જીવનચરિત્ર, સાહિત્ય, ધર્મ કે જ્ઞાનના અનન્ય ઉપાસક તરીકેનું વૃત્તાંત, કોઈ પણ ઠેકાણેથી જોઇએ તેવા સ્વરૂપમાં ઉપલબ્ધ થતું નથી એ જૈન ઇતિહાસના આલેખનના અભાવને આભારી અને શોચનીય છે તેમના સમકાલીન શ્રીમદ્ જ્ઞાનસાગરજી, મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી, શ્રીમદ્ જ્ઞાન વિમળસૂરિ, શ્રીમદ્, જિનવિજયજી, શ્રીમદ્ ઉત્તમવિજયજી, શ્રીમદ્ વિનયવિજયજી, શ્રીમદ્ ઉદયરત્નજી, શ્રીમદ્ મોહનવિજયજી આદિ મહાસમર્થ વિદ્વાનો, કવિઓ, પંડિતો અનેક ગ્રંથોના રચિયતા હતા, તેમ છતાં તેમનું જીવનચરિત્ર કોઇએ સાહિત્યમાં જળવાઇ રહે તેવા

પ્રબંધ તરીકે રચ્યું હોય તેમ અદ્યાપિ નિર્ણય થયો નથી, જૈન દર્શનના
પોતાનું ચરિત્ર પોતાની મેળે, આત્મ પ્રશંસાદિ કારણે, નહિં લખવાની પ્રણાલિકા
તેઓના જીવનની હકીકત, તેમના શ્રીમુખથી વા લેખિનીથી કથં પ્રકટી શકે ?
આચાર્ય પરંપરાની પાટ ઉપર થયા હોત, તો કેટલીક હકીકત, પટ્ટ પરંપરા
આચાર્યોની પેઠે જાણી શકાત વા તેમના શિષ્યો જ્ઞાની થયા હોત, તો તેઓએ
ગુરુનું જીવનચરિત્ર આલેખ્યું હોત જ. પણ તેમ બન્યું નથી. પૂર્વાચાર્યોની પાછળ
તેમના શિષ્યો વા તેમના ગુણાનુરાગીઓ, પૂર્વાચાર્યોનું ઐતિહાસિક સુદ્ધાં આદિથી
જીવનચરિત્ર લખી શકે છે પણ અસલીયાતમા અને કૃત્રિમતામા ભેદભાવ પ્રકટ જ રહે
શ્રીમદ્‌ના બનાવેલા અનેક અમૂલ્ય સંસ્કૃત પ્રાકૃત તથા ગુર્જર ભાષાના ગ્રંથોની પ્રશસ્તિ
પરથી શ્રીમદ્‌નું કેટલુંક જીવનચરિત્ર જાણી શકાય તેમ છે, અને તે પરથી તેમના હૃદય વિ-
રના અવલોકન દ્વારા, આચારાદિ બાહ્ય ચરિત્ર, અંતરંગ સ્થિતિ, અધ્યાત્મજ્ઞાનમસ્ત દ
ઉચ્ચ કવિત્વ-વક્તૃત્વ-લેખનશક્તિ અને તે પ્રસંગના કેટલાક બનાવોને આલેખી શકા
પણ તેમ કરવા માટે તેમના ગ્રંથોનું પૂર્ણતયા સતત પરિશીલન થવું જોઇએ.

**જીવનચરિત્ર માટે પત્ર વ્યવહાર અને શોધ ખોળ.**

શ્રીમદ્‌ના સંસ્કૃત પ્રાકૃત-વ્રજ-માગધી અને ગુર્જર ભાષાના ગ્રંથોની હસ્તલિખિ
દુર્મિળ પ્રતો મેળવવાનો પ્રયાસ, પ્રાતઃસ્મરણીય-અધ્યાત્મજ્ઞાની
વિદ્વાન કવિરત્ન શ્રીમદ્ આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી સૂરીશ્વરજ
એમના સદુપદેશથી, મારા અધ્યાત્મજ્ઞાનરસિક પૂજ્ય પિતાશ્રી
વકીલ મોહનલાલ હિમચંદ એમણે જાહેરખબરો વડે, તથા,
મારવાડ, મેવાડ, જોધપુર, બીકાનેર, જેસલમેર, કલકત્તા, અમ-
દાવાદ, સુરત, ભરૂચ, આદિ દૂર દૂરના પ્રદેશોમા માણસો મોકલી-પત્રવ્યવહાર કરી-ને ક્યાંક
ક્યાંક જાતે જઇ, દ્રવ્ય વ્યયથી, લાગવગથી, ઘણી મુશ્કેલીએ દીર્ઘ સમય પ્રયત્ન કરી, મોટો
સંગ્રહ મેળવ્યો. જૂદા જૂદા ભંડારોમાથી એકજ ગ્રંથની ભિન્ન ભિન્ન પ્રતો મેળવી, તે
શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજ પાસે સંશોધિત કરાવી, પોતાના અધ્યાત્મજ્ઞાનરસિક સહાધ્યા-
યીઓ સાથે છપાવવાનો પ્રબંધ કરી છપાવી, જે પરથી શ્રીમદ્‌નુ જીવનચરિત્ર તૈયાર કરવા
મને સારી અનુકૂળતા મળી ગઇ

**શ્રીમદ્‌ની જન્મભૂમિ.**

કેટલાક વૃદ્ધ પુરુષોના કહેવા પ્રમાણે શ્રીમદ્‌ની જન્મભૂમિ ગુર્જરરાષ્ટ્ર (ગુર્જરત્રા) છે
એમ જણાય છે. કારણ શ્રીમદ્‌ની સૌથી પ્રથમ કૃતિ સં. ૧૭૪૭
ની સાલમા ,બનેલી અષ્ટપ્રકારી અને એકવીસ પ્રકારી પૂજા
ઓમાં તે વખતની ઘરગતુ ગુર્જર ભાષા વપરાયલી જણાય છે.
ગુર્જર સિવાય અન્યદેશીય ગુજરાતી ભાષા શરૂઆતના ગ્રંથમાં આટલી સુંદર અને
પૂર્ણાશે ન હોય. ગુર્જર ભાષાના સાક્ષરો જો તે લક્ષ દઇને વાચશે તો શ્રીમદ્‌ની શરૂઆતની
કૃતિઓની ભાષામા છંટાઇ રહેલી ઘરગતુ ગુર્જર ભાષાની છાટ જણાઇ આવ્યા સિવાય રહેશે
નહીં. શ્રીમદ્‌ની ૨૧ પ્રકારી પૂજામાની ૧૭ મી પૂજાની ભાષા જુઓઃ—

ભંભા ભેરી મૃદંગ વર, તંત્રી તાલ કડુનાલ ।
ઝલ્લરિ દુંદુદિ શંખ ઇતિ, વાજિંત્ર પૂજ વિશાલ ॥

। જિમ જિમ વાજિત્ર વાજે, ગાજે અતિ ઘનઘોર ।
તિમ તિમ જિનગુણે રાચે, નાચે જ્યુ ઘનમોર ॥

૮ મી ગીતપૂજા—

ભૈરવ વિભાસ આશાવરી, ટોડી નટ્ટ કલ્યાણ ।
ધન્યાસિરિ પમુહે સ્તવે, પૂજાગીત પ્રમાણ ॥
ગુણ રાગે શુદ્ધ રાગે, જે કરે જિન ગાન ।
જાગે અનુભવ વાસના, માગે કેવળ જ્ઞાન ॥
તાન માન સ્વર ગામની, મુર્ચ્છના ભેદેભેદ ।
લય લાગે રુચિ જાગે, ત્યાગે મનના ખેદ ॥

૨૦ મી સ્તુતિપૂજા—

વ્યાકરણ કાવ્ય અલંકૃતિ, તર્ક છંદ અપભ્રંશ ।
દોષ ન દોષે સ્તુતિ કરે, સ્તુતિપૂજા ગુણ સત્ય ॥
સ્વર પદ વર્ણ વિરાજતી, ભાવતી ઉક્તિઅનૂપ ।
અતિશય ધારી ઉપગારી, અહ તસ શુદ્ધ સ્વરૂપ ॥

અષ્ટ પ્રકારી પૂજામા તૃતીય પુષ્પપૂજા—

શતપત્રી વરમોગરા, ચંપક જાઈ ગુલાબ ।
કેતકી દમણો બોલસિરિ, પૂજો જિન ભરી છાબ ॥
અમલ અખંડિત વિકસિત, શુભ સુમની ઘણી જાતે ।
લાખિણો ટોડર ઠવો, અંગિ રચી બહુ ભાતિ ॥
ગુણ કુસુમે નિજ આતમા, મંડિત કરવા ભવ્ય ।
ગુણ રાગી જડ ત્યાગી, પુષ્પ ચઢાવો નવ્ય ॥

આ ઉપરથી પ્રતીતિ થશે કે શ્રીમદ્દની વાણીમા ઘરગતુ ગુજરાતી ભાષા ચમકે છે ને તેથીજ શ્રીમદ્દનો જન્મ ગુર્જરરાષ્ટ્રમા હોવાનો પૂર્ણતયા સંભવ છે. તેમજ આ મહાપુરુષ રત્નનો જન્મ પણ બ્રાહ્મણ વણિક અગર ક્ષત્રિયના ઉચ્ચ કુળમાં થયો હોવો જોઇએ. તેમણે ગુજરાતમા મહાન અધ્યાત્મ જ્ઞાની ઉપાધ્યાયજી શ્રીમદ્ જ્ઞાનસાગરજી પાસે અભ્યાસ કરેલો હતો, તે વાત તેઓશ્રી પોતે ગુરુના ગુણગાનમા સ્પષ્ટ કર્યે છે કે —

" અગણિત ગુણગણ આગર, નાગર વંદિત પાય
શ્રુતધારી ઉપગારી, જ્ઞાનસાગર ઉવઝાય.
તાસ ચરણરજ સેવક, મધુકર પરે લયલીન '
શ્રી જિન પૂજા ગાઇ, જિનવાણી રસ પીન, "
" સંવત ગુણયુગ અચન ઇન્દુ ( ૧૭૪૩ )
હર્ષભર ગાઇઓ શ્રી જિનેંદુ,
લહો જ્ઞાન ઉદ્યોત મન શિવ નિશાની "

શ્રી જ્ઞાનસાગરજી પ્રાય અંચળ ગચ્છમા થયા જણાય છે જૈનોમા પૂર્વે ૮૪ ગચ્છો

**શ્રીમદ્‌નો જન્મઃ**

હતા. પણ હવે તો ૫-૭ ગચ્છો જ રહ્યા જણાય છે ને તેમાં પણ ઝાઝા ભેદભાવ નથી જણાતા. શ્રીમદ્ ખરતર ગચ્છના, તેમના વિદ્યાગુરુ અંચળ ગચ્છના, અને તેમણે તપાગચ્છના મહાન્ ધુરંધર પંડિતોને ભણાવ્યા છે. આ પરથી શ્રીમદ્‌ના ગચ્છભેદની બાબતના વિચારોની વિશાળતાની પ્રતીતિ થાય છે.

શ્રીમદે ૧૭૪૩ ની સાલમાં પ્રથમ ગ્રંથ લખ્યો ને એ ગ્રંથ તે અષ્ટપ્રકારી પૂજા. તે વખતે તેમની ઉમર ઓછામા ઓછી બાવીશ વર્ષની હોવી જોઇએ. એટલે તેમનો જન્મ સં. ૧૭૨૦ ની સાલ લગભગ સંભવે છે અને દીક્ષા સં. ૧૭૩૨ લગભગમા સંભવે છે. આ પ્રમાણે તો શ્રીમદ્ દીક્ષા લીધા બાદ ૧૧ વર્ષે અને જન્મથી ત્રેવિશ વર્ષે ગ્રંથ રચવાને સમર્થ થયેલા હોવા જોઇએ. તેમજ તેમનો ગ્રહસ્થાવાસ લગભગ ૧૨ વર્ષનો હોઇ શકે.

**દીક્ષા.**

શ્રીમદે ખરતર ગચ્છના પાઠક દીપચંદ્રજી પાસે દીક્ષા લીધી હતી. આ ગચ્છમાં મહાપ્રતાપી શ્રી જિનચંદ્રસૂરિ, તેમના શ્રી પુણ્યપ્રધાનોપાધ્યાય, તેમના સુમતિસાગરોપાધ્યાય, તેમના રાજસાગર, તેમના જ્ઞાનધર્મપાઠક થયા, અને તેમના શિષ્ય રાજહંસ અને દીપચંદ્રજી થયા. એ શ્રમાન્ ઉપાધ્યાયજી દીપચંદ્રજી પાસે શ્રી દેવચંદ્રજીએ દીક્ષા લીધી હતી.

**વિહાર.**

દીક્ષા લીધા બાદ તેઓશ્રી ગુજરાત, કાઠીયાવાડ અને મારવાડમા વિચર્યા હોય તેમ જણાય છે. શ્રીમદ્‌નો ગુર્જર ગિરાપરનો કાબુ ઘણો સારો હતો. સં. ૧૭૬૬ ની સાલમા તેઓએ પંજાબ (મુલતાન) મા ધ્યાનદીપિકાચતુષ્પદી બનાવી, તે પણ ગુજરાતીમાં જ બનાવી છે. એથી જણાઇ આવે છે કે શ્રીમદ્ ગુર્જરરાષ્ટ્રીય જ હોવા જોઇએ. ધ્યાનચતુષ્પદીની થોડીક વાનગીઃ—

"સંસ્કૃત વાણિ પંડિત જાણે, સરવ જીવ સુખદાણીજી ॥
જ્ઞાતા જનને હિતકર જાણી, ભાષારૂપ વખાણીજી ॥
સંવત લેશ્યા રસને વારો ( ૧૭૬૬ ) જ્ઞેય પદાર્થ વિચારોજી ॥
અનુપમ પરમાતમ પદ ધારો, માધવ માસ ઉદારોજી ॥
ખરતર આચારજ ગચ્છ ધારી, જિણચંદ્રસૂરિ જયકારીજી ॥
તસુ આદેશ લહી સુખકારી, શ્રી મુલતાન મઝારીજી ॥
ધ્યાનદીપિકા એહવો નામો, અરથ અછે અભિરામોજી ॥
રવિશશિ લગિ થિરના એ પામો, દેવચંદ્ર કહે આમોજી ॥

આ ભાષાપરથી સહજ પ્રતિત થાય છે કે શ્રીમદ્ લાંબો વખત ગુજરાતમા રહેલા, ગુજરાતમા જન્મેલા અને ગુર્જર ભાષા પર તેમનો કાબુ ઉત્તમ હોવા ઉપરાંત ભાષા ક્લિષ્ટતા-દોષના વિનાની, સરળ ને ભાવવાહી છે.

ગુજરાતમાથી વિહાર કરી શ્રીમદ્ મારવાડ ગયા. ત્યા તેઓએ ચાતુર્માસ કર્યું ને ત્યાંથી

જેસલમેર થઇ પંજાબ તરફ વિચર્યા હોય તેમ જણાય છે.

**શ્રીમદ્‌ની વ્રજને માગધી ભાષામાં પ્રવીણતા.**

પંજાબમાં તે વખતે જૈન વણિકોની ઘણી વસ્તી હોવી જોઇએ. ૧૭૬૬ ના વૈશાખ માસમાં ધ્યાનદીપિકા ચતુષ્પદી ( મુલતાનમાં ) અને ૧૭૬૬ ના પોષ માસમાં દ્રવ્યપ્રકાશ વ્રજ ભાષામાં બનાવ્યો. આ ગ્રંથ વિકાનેરમાં-સવૈયા છંદમાં રચ્યો છે. ધ્યાનદીપિકાની વાનગી તો આપણે જોઇ ગયા. હવે શ્રીમદ્‌ની વ્રજ ભાષાની બાની તરફ વળીયે—

### પરમાત્મ સ્વરૂપ કથન

સવૈયા.

શુદ્ધ બુદ્ધ ચિદાનંદ, નિરદ્વંદ્વ: મિમુકુંદ,
અફંદ અમોઘ કંદ, અનાદિ અનંત હે.
નિરમલ પરિગ્રહ પૂરન પરમજ્યોતિ,
પરમ અગમ અક્રીરિય મહાસંત હે.
અવિનાશી અજ, પરમાત્મા સુજાન.
જિન નિરંજન અમલાન સિદ્ધ ભગવંત હેઃ
એસો જીવ કર્મ સંગ, સંગ લગ્યો ગ્યાન ભુલી,
કસ્તુર મૃગ જ્યું, ભૂલતમેં રહેત હેઃ

### ગ્રંથ મહિમા વર્ણન

પરસુ પ્રતિત નાહિં, પૂણ્ય પાપ ભીતિ નાહિં,
રાગ દ્વેષ રીતિ નાહિ, આતમ વિલાસ હેઃ
સાધકકો સિદ્ધિ હે બુજવે કુબુદ્ધિ હે કી,
રીજવે કો રિદ્ધિ ગ્યાન, ભાનકો વિકાસ હેઃ
સજ્જન સુહાય દુજ, ચંદ જ્યું ચઢાવ હે કી,
ઉપસમ ભાવે યામે, અધિક ઉલ્લાસ હેઃ
અન્ય મત સૌ અફંદ, અંહત હે દેવચંદ,
એસે જૈન આગમમેં દ્રવ્યકોપ્રકાશ હેઃ

### સંવત કથન

બિક્રમ સંવત માનયહ. ભય લેસ્યાકે ભેદ
શુદ્ધ સંયમ અનુમોદિકે, કરી આસ્રવકો છેદ. ( ૧૬૬૭ )

આ ઉપરાંત શ્રીમદ્‌નો વિહાર પંજાબ અને સરહદ સુધી થયો હોવો જોઇએ. પંજાબ તરફથી વિહાર કરી, સિંધ વગેરે થઇ, મોટા કોટમરોટ ( મારવાડ ) માં તેઓએ ચાતુર્માસ કર્યું જણાય છે. અહિં તેમણે સં. ૧૭૭૬ ફાલ્ગુન માસમાં તેમના સહાયક મિત્ર દુર્ગાદાસના આત્મ કલ્યાણ અર્થે આગમસારોદ્ધારની રચના કરી છે. આગમસારોદ્ધારનો ઉપસંહાર કરતાં શ્રીમદ્ કહે છેઃ—

કર્મરોગ ઔષધ સમી, જ્ઞાનસુધા રસવૃષ્ટિ.
શિવ સુખામૃત સરોવરી, જય જય સમ્યગદૃષ્ટિ.
× × ×
તાસ શિષ્ય આગમ રુચિ જૈન ધર્મકો દાસ
દેવચંદ આનંદમે, કીનો ધર્મ પ્રકાશ,
આગમસારોદ્ધાર યહ પ્રાકૃત સંસ્કૃત રૂપ
ગ્રંથ કીનો દેવચંદ મુનિ, જ્ઞાનામૃત રસ કૂપ
કર્યો ઇહાં સહાય અતિ, દુર્ગાદાસ શુભ ચિત્ત
સમજાવન નિજ મિત્તકુ કીનો ગ્રંથ પવિત્ર
સંવત સિત્તર છિદ્દત્તરે, મન શુદ્ધ ફાગુન માસ,
મોટે કોટ મરોટમે, વસતાં સુખ ચોમાસ

મારવાડથી વિહાર કરીને તેઓ ગુજરાત તરફ આવ્યા જણાય છે સંવત ૧૭૮૬ મા જામનગર (નવાનગર) માં કાર્તિક શુદ એકમે વિચારસાર

**પ્રાકૃત-માગધી ભાષા.** નામે ગ્રંથ અને શુદી પંચમીએ જ્ઞાનમંજરી[1] પૂર્ણ કર્યા જણાય છે વિચારસાર માગધીમા-સંસ્કૃત ટીકા સાથે મહાન્ ગહન ગ્રંથ છે. તેના ઉપસંહારમા શ્રીમદ્ કયે છે કે—

जा जिणवाणी विजयइ, ताव थिर चिट्ठउइम वयणं।
नूतण पुरम्मिर इयं, देवचंदेण णाणट्ठ ॥
रसनिहीसजमवरिसे, सिरीगोयम केवलस्य वरदिवसे।
आयत्थ उद्धरियो, समय समुद्धाओरुद्दाओ ॥

રસ ૬ નિધિ ૯ સંયમ ૧૭ એટલે ૧૭૯૬ ના વરસે શ્રી ગૌતમ કેવળ જ્ઞાન પામ્યા. તે દિવસે એટલે કારતક શુદ-૧ ના રોજ આત્મબોધ અર્થે ઉદ્ધર્યો

મહામહોપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી મહારાજે શ્રી જ્ઞાનસાર સૂત્ર સંસ્કૃતમા બનાવ્યુ છે, જેનું નામજ જ્ઞાનસાર છે તે પરથી તેમા શુ ભર્યુ

**જ્ઞાનમંજરી ટીકા.** હશે એનો ખ્યાલ વિદ્વાન વાચકને સહેજે આવી શકશે જ આ જ્ઞાનસાર સૂત્ર અષ્ટક કહેવાય છે, કારણ તેના આઠ આઠ શ્લોકના ૩૨ વિભાગ પાડી જૂદા જૂદા જ્ઞાન વિષયક વિષયો દરેકમા અત્યંત ખૂબીથી ચર્ચ્યા છે આ ઘણો કઠિન વિષય હોઇ તેનાપર શ્રીમદે સંસ્કૃતમા જ ટીકા લખી છે, જેનું નામ જ્ઞાનમંજરી ટીકા રાખ્યું છે શ્રીમદ્‌ને શ્રીમદ્ યશોવિજયજી માટે કેટલું બધુ બહુમાન હશે, તેમજ ટીકાકાર તરીકેની તેમની કેટલી શક્તિ હશે એનો ખ્યાલ તો જ્ઞાનમંજરીનો જ્ઞાનાસ્વાદ લીધા સિવાય-કલમથી ભાગેજ વર્ણવી શકાય જેમ જ્ઞાનસારના ૨૫૬ શ્લોકોમા શ્લોકે શ્લોકે અદ્ભુત જ્ઞાન રસ ટપકે છે, તેથી પણ વધુ મસ્ત બનાવી નાખનાર આ જ્ઞાન મંજરીના પરિમળ છે નયનિક્ષેપભંગપ્રમાણ યુક્ત આ જ્ઞાનસાર અને મંજરીનો રસાસ્વાદ અક્ષય સુખ આપનાર હોવાથી વધુ સુન્દર અને અમૂલ્ય છે

[1] ૧. શ્રી યશોવિજયોપાધ્યાય વિરચિત જ્ઞાનસારની ટીકા

આથી જણાય છે કે શ્રીમદ્ સં. ૧૭૯૬ મા ગુજરાત તરફ આવેલા અને ગુર્જરાષ્ટ્રમા રહેલા. આ સમય દરમીયાન, એટલે ૧૭૭૦ પછી તેઓશ્રી પં. જિનવિજયજીને બણાવવા પાટણ આવ્યા. બાદ સં. ૧૭૭૫ પછી મોટા કોટમરોટ ગયેલા સંભવે છે.

**શ્રીમદે પં. જિનવિજયજી તથા પં. ઉત્તમવિજયજીને કરાવેલો અભ્યાસ.**

શ્રીમદ્ સિદ્ધાંતોના પારગામી, પરમ જ્ઞાતા, મહા પ્રખર પંડિત અને સમદષ્ટિવાળા હતા. પોતે ખરતર ગચ્છના હોવા છતા શ્રીમદ્ ખીમાવિજયજીએ જ્યારે પોતાના શિષ્ય જિનવિજયજીને વિશેષાવશ્યક ( એક ગહન તત્ત્વજ્ઞાનનો મહાન ગ્રંથ ) ભણાવવા માટે પાટણ આવવા આમંત્રણ કર્યું ત્યારે તેઓ તુર્તજ ત્યા ઉપકાર બુદ્ધિથી પ્રેરાઇને ગયા ( સં. ૧૭૭૦ થી ૧૭૭૫ સુધી ) તેની સાક્ષી આ પ્રમાણેઃ—

શ્રી જ્ઞાનવિમળસૂરિજી કન્હે, વાચી ભગવતિ ખાસ,<br>
મહાભાષ્ય અમૃત લહ્યો દેવચંદ ગણિ પાસ.

શ્રી જિનવિજયના શિષ્યરત્ન ઉત્તમવિજયે દીક્ષા લીધા બાદ તેમણે ગુરુ સાથે સંવત ૧૭૯૯ માં પાદરામા ( લેખકના ગામમા ) ચોમાસું કર્યું હતું અને એ જ સાલમા શ્રાવણ શુ. ૧૦ મે જિનવિજયજીએ ભગવતી સૂત્ર વાચતા વાચતા જ પાદરામા જ દેહોત્સર્ગ કર્યો હતા, અને જ્યા તેમને અગ્નિદાહ દીધેલો ત્યા તળાવ કાંઠે તેનો સ્મરણસ્તંભ (દેરી) અદ્યાપિ તેની સાક્ષી પુરી રહેલ છે. ત્યાર બાદ ગ્રામાનુગ્રામ વિહાર કરતા તેમણે ભાવનગરમાં ચોમાસું કર્યું જ્યા શ્રીમદ્‌ને અભ્યાસ કરાવવા બોલાવ્યા હતા—

ભાવનગર આદેશે રહ્યા, ભવિહિત કરે મારા લાલ.<br>
તેડાવ્યા દેવચંદ્રજીને, હવે આદરે મારા લાલ.<br>
વાચે શ્રી દેવચંદ્રજી પાસે, ભગવતી મારા લાલ;<br>
પન્નવણા અનુયોગદ્વાર, વળી શુભમતિ મારા લાલ<br>
સર્વ આગમની આજ્ઞા દીધી. દેવચંદ્રજી મારા લાલ;<br>
જાણી. યોગ્ય તથા ગુણગણના વૃંદજી મારા લાલ..

શ્રી ઉત્તમ વિજય નિર્વાણ રાસ.

૧૮૦૩ મા શ્રીમદ્ ભાવનગરમા હતા. તત્પશ્ચાત્ સુરત જઇ કચરા કીકાના શત્રુંજયના સંઘમા યાત્રાર્થે ગયા. ભાવનગરથી પં. ઉત્તમવિજયજી પણ એક સંઘમા શત્રુંજય યાત્રાર્થે આવ્યા. ૧૮૦૪ મા શ્રીમદે સંઘવીના સ્તવનમા લખ્યું છે કે —

સંવત અઢાર ચિડોતેર વરસે, સિત મૃગસિર તેરસીયે '<br>
શ્રી સુરતથી ભક્તિ હરખથી, સંઘ સહિત ઉલ્લસીયે !<br>
કચરા કીકા જિનવર ભક્તિ, રૂપચંદ ગુણવંતજીએ '<br>
શ્રી સંઘને પ્રભુજી ભેટાવ્યા, જગપતિ પ્રથમ જિણંદજીએ.<br>
જ્ઞાનાનન્દિત ત્રિભુવન વન્દિત, પરમેશ્વર ગુણભીના '<br>
દેવચંદ્ર પદ પામે અદ્ભુત, પરમ મંગળ લયલીના !

કર્મરોગ ઔષધ સમી, જ્ઞાનસુધા રસવૃષ્ટિ;
શિવ સુખામૃત સરોવરી, જય જય સમ્યગ્દષ્ટિ.
× × ×
તાસ શિષ્ય આગમ રુચિ જૈન ધર્મકો દાસ;
દેવચંદ આનંદમેં, કીનો ધર્મ પ્રકાશ,
આગમસારોદ્ધાર યહ પ્રાકૃત સંસ્કૃત રૂપ;
ગ્રંથ કીનો દેવચંદ મુનિ, જ્ઞાનામૃત રસ કૂપ;
કર્યો ઇહા સહાય અતિ, દુર્ગાદાસ શુભ ચિત્ત,
સમજાવન નિજ મિત્તકુ, કીનો ગ્રંથ પવિત્ર,
સંવત સિત્તર છિહત્તરે, મન શુદ્ધ ફાગુન માસ,
મોટે કોટ મરોટમેં, વસતા સુખ ચોમાસ

**પ્રાકૃત-માગધી ભાષા.** મારવાડથી વિહાર કરીને તેઓ ગુજરાત તરફ આવ્યા જણાય છે. સંવત ૧૭૯૬ મા જામનગર ( નવાનગર ) મા કાર્તિક શુદ એકમે વિચારસાર નામે ગ્રંથ અને શુદી પંચમીએ જ્ઞાનમંજરી[1] પૂર્ણ કર્યા જણાય છે. વિચારસાર માગધીમા-સંસ્કૃત ટીકા સાથે મહાન્ ગહન ગ્રંથ છે. તેના ઉપસંહારમા શ્રીમદ્ કથે છે કે.—

जा जिणवाणी विजयइ, ताय थिरं चिट्ठउइम वयण।
नूतण पूरम्मिर इय, देवचदेण नाणठू ॥
रसनिहीसंजमवरिसें, सिरीगोयम केवलस्य वरदिवसे।
आयरथ उद्धरियो, समय समुद्धाओरुद्दाओ ॥

રસ ૬ નિધિ ૯ સંયમ ૧૭ એટલે ૧૭૯૬ ના વરસે શ્રી ગૌતમ કેવળ જ્ઞાન પામ્યા તે દિવસે એટલે કારતક શુદ-૧ ના રોજ આત્મબોધ અર્થે ઉદ્ધર્યો

**જ્ઞાનમંજરી ટીકા.** મહામહોપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી મહારાજે શ્રી જ્ઞાનસાર સૂત્ર સંસ્કૃતમા બનાવ્યુ છે, જેનુ નામજ જ્ઞાનસાર છે. તે પરથી તેમા શુ ભર્યુ હશે એનો ખ્યાલ વિદ્વાન વાચકને સહેજે આવી શકશે જ. આ જ્ઞાનસાર સૂત્ર અષ્ટક કહેવાય છે, કારણ તેના આઠ આઠ શ્લોકના ૩૨ વિભાગ પાડી જૂદા જૂદા જ્ઞાન વિષયક વિષયો દરેકમા અત્યંત ખૂબીથી ચર્ચ્યા છે. આ ઘણો કઠિન વિષય હોઇ તેનાપર શ્રીમદે સંસ્કૃતમા જ ટીકા લખી છે, જેનું નામ જ્ઞાનમંજરી ટીકા રાખ્યું છે. શ્રીમદને શ્રીમદ્ યશોવિજયજી માટે કેટલું બધું બહુમાન હશે, તેમજ ટીકાકાર તરીકેની તેમની કેટલી શક્તિ હશે એનો ખ્યાલ તો જ્ઞાનમંજરીનો જ્ઞાનાસ્વાદ લીધા સિવાય-કલમથી ભાગ્યે જ વર્ણવી શકાય. જેમ જ્ઞાનસારના ૨૫૬ શ્લોકોમા શ્લોકે શ્લોકે અદ્ભુત જ્ઞાન રસ ટપકે છે, તેથી પણ વધુ મસ્ત બનાવી નાખનાર આ જ્ઞાનમંજરીના પરિમળ છે નયનિક્ષેપભંગપ્રમાણુ યુક્ત આ જ્ઞાનસાર અને મંજરીનો રસાસ્વાદ મનુષ્યને અક્ષય સુખ આપનાર હોવાથી વધુ સુન્દર અને અમૂલ્ય છે.

૧. શ્રી યશોવિજયોપાધ્યાય વિરચિત જ્ઞાનસારની ટીકા

આથી જણાય છે કે શ્રીમદ્ સં. ૧૭૬૬ માં ગુજરાત તરફ આવેલા અને ગુર્જરાષ્ટ્રમાં રહેલા. આ સમય દરમીયાન, એટલે ૧૭૭૦ પછી તેઓશ્રી પં. જિનવિજયજીને ભણાવવા પાટણ આવ્યા. બાદ સં. ૧૭૭૫ પછી મોટા કોટમરોટ ગયેલા સંભવે છે.

**શ્રીમદ્દે પં. જિનવિજયજી તથા પં. ઉત્તમવિજયજીને કરાવેલો અભ્યાસ.**

શ્રીમદ્ સિદ્ધાંતોના પારગામી, પરમ જ્ઞાતા, મહા પ્રખર પંડિત અને સમદષ્ટિવાળા હતા. પોતે ખરતર ગચ્છના હોવા છતાં શ્રીમદ્ ખીમાવિજયજીએ જ્યારે પોતાના શિષ્ય જિનવિજયજીને વિશેષાવશ્યક ( એક ગહન તત્ત્વજ્ઞાનનો મહાન ગ્રંથ ) ભણાવવા માટે પાટણ આવવા આમંત્રણ કર્યું ત્યારે તેઓ તુર્તજ ત્યાં ઉપકાર બુદ્ધિથી પ્રેરાઇને ગયા ( સં. ૧૭૭૦ થી ૧૭૭૫ સુધી ) તેની સાક્ષી આ પ્રમાણેઃ—

શ્રી જ્ઞાનવિમળસૂરિજી કન્હે, વાચી ભગવતિ ખાસ;
મહાભાષ્ય અમૃત લહ્યો દેવચંદ્ર ગણિ પાસ.

શ્રી જિનવિજયના શિષ્યરત્ન ઉત્તમવિજયે દીક્ષા લીધા બાદ તેમણે ગુરુ સાથે સંવત ૧૭૯૯ માં પાદરામાં ( લેખકના ગામમા ) ચોમાસું કર્યું હતું અને એ જ સાલમાં શ્રાવણ શુ. ૧૦ મે જિનવિજયજીએ ભગવતી સૂત્ર વાંચતાં વાંચતાં જ પાદરામાં જ દેહોત્સર્ગ કર્યો હતો, અને જ્યાં તેમને અગ્નિદાહ દીધેલો ત્યાં તળાવ કાંઠે તેનો સ્મરણસ્તંભ (દેરી) અદ્યાપિ તેની સાક્ષી પુરી રહેલ છે. ત્યાર બાદ ગ્રામાનુગ્રામ વિહાર કરતાં તેમણે ભાવનગરમાં ચોમાસું કર્યું જ્યાં શ્રીમદ્‌ને અભ્યાસ કરાવવા બોલાવ્યા હતા—

ભાવનગર આદેશે રહ્યા, ભવિહિત કરે મારા લાલ.
તેડાવ્યા દેવચંદ્રજીને, હવે આદરે મારા લાલ.
વાચે શ્રી દેવચંદ્રજી પાસે, ભગવતી મારા લાલ;
પન્નવણા અનુયોગદ્વાર, વળી શુભમતિ મારા લાલ.
સર્વ આગમની આજ્ઞા દીધી. દેવચંદ્રજી મારા લાલ;
જાણી યોગ્ય તથા ગુણગણના વૃંદજી મારા લાલ.

શ્રી ઉત્તમ વિજય નિર્વાણ રાસ.

૧૮૦૩ માં શ્રીમદ્ ભાવનગરમા હતા. તત્પશ્ચાત્ સુરત જઇ કચરા કીકાના શત્રુંજયના સંઘમાં યાત્રાર્થે ગયા. ભાવનગરથી પં. ઉત્તમવિજયજી પણ એક સંઘમાં શત્રુંજય યાત્રાર્થે આવ્યા. ૧૮૦૪ માં શ્રીમદે સંઘવીના સ્તવનમાં લખ્યું છે કેઃ—

સંવત અઢાર ચિડોતેર વરસે, સિત મૃગસિર તેરસીયે !
શ્રી સુરતથી ભક્તિ હરખથી, સંઘ સહિત ઉલ્લસીયે !
કચરા કીકા જિનવર ભક્તિ, રૂપચંદ ગુણવંતજીએ !
શ્રી સંઘને પ્રભુજી ભેટાવ્યા, જગપતિ પ્રથમ જિણંદજીએ.
જ્ઞાનાનન્દિત ત્રિભુવન વન્દિત, પરમેશ્વર ગુણભીના !
દેવચંદ્ર પદ પામે અદ્ભુત, પરમ મંગળ લયલીના !

આ પ્રમાણે શ્રીમદ્‌ના વિહાર ને ચાતુર્માસ ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ, લાટ, મારવાડ, સિંધ, પંજાબ આદિ દેશોમાં થયા હતા.

**પ્રતિષ્ઠાઓ.**

સં. ૧૭૭૪ માં શ્રીમદ્દે શત્રુંજય પર્વતપર પ્રતિષ્ઠા કરાવી છે એમ શિલાલેખ પરથી જણાયાનું શ્રીયુત મોહનલાલ દીલચંદ દેશાઇ જણાવે છે. તેમજ તેમના ગુરુની સાથે ૧૭૮૮ માં શત્રુંજય પર કુંથુ નાથજીની પ્રતિષ્ઠા વખતે શ્રીમદ્ હાજર હતા, તથા અમદાવાદમાં સહસ્ત્ર-ફણાની પ્રતિષ્ઠા વખતે તથા સમવસરણની પ્રતિષ્ઠા વખતે હાજર હતા. તેમજ લીમડીના દેરાસરના મૂલ નાયકની બે બાજુએ બે દેરીઓની પ્રતિષ્ઠા તેમણે કરાવી હતી. ઉપલબ્ધ સાહિત્ય આટલું જણાવે છે. બાકી અન્ય સ્થળની પ્રતિષ્ઠાઓ કે જે અપ્રકટ છે તેવી અપ્રસિદ્ધ અનેક હોવા સંભવ છે.

**શ્રીમદ્‌ની મહત્તા, પ્રતિષ્ઠા તથા વિદ્વત્તા.**

શ્રીમદ્ જૈન આગમોના પારગામી હતા. તેમણે અનેક સ્થળોના વિદ્વાન શ્રાવકોએ પુછેલા દ્રવ્યાનુયોગ જેવા ગહન વિષયોના પ્રશ્નોના ઉત્તરો સરલપણે સત્વર અને સંતોષકારક રીતે આપ્યા છે. પ્રશ્નોત્તર નામે શ્રીમદ્‌નો ગ્રંથ તેની સાક્ષી પૂરે છે. તે સમયના વિદ્વાનોમાં તેમની મહત્તા, પ્રતિષ્ઠા તથા વિદ્વત્તા ઘણી સારી રીતે વિસ્તરેલાં હતાં. ખરતર ગચ્છમાં તે વખતે તેમના સમાન કોઇ વિદ્વાન હોય, એમ તત્કાલીન ગ્રંથો અવલોકતાં અવબોધાતું નથી. તપાગચ્છના સંવેગી સાધુઓમાં પણ તેમની મહત્તા ઘણી હતી. તેમજ મહત્તામાં વૃદ્ધિ કરનાર આત્મગુણો વડે શ્રીમદ્ વિભૂષિત પણ હતા જ. તપાગચ્છના સંવેગી વિદ્વાનો પૈકી પં. જિનવિજયજી તથા પં. ઉત્તમવિજયજી જેવા પંડિતો-વિદ્વાનો-કવિઓ અને જ્ઞાનીઓના તેઓ વિદ્યાગુરુ હતા. તપાગચ્છ અને ખરતર તથા અંચળગચ્છના વિદ્વાન મુનિવરોમાં ઘણો પ્રેમભાવ હોઇ, શ્રીમદ્‌ની ગુણાનુરાગ-દ્રષ્ટિ-સમભાવ વિદ્વત્તા અને આત્મજ્ઞાનની અદ્દ્ભુતતાને લીધે સર્વે ગચ્છોના સાધુઓમાં તેમની મહત્તા. પ્રતિષ્ઠા અને વિદ્વત્તાની ખ્યાતિ તેમની હયાતીમાં જ ઘણાં વધ્યાં હતાં. શ્રીમાન પં. પદ્મવિજયજી કે જેઓ પંચાવન હજાર ગાથાના રચયિતા પદ્મદ્રહ તરીકે પ્રસિદ્ધ છે તે, શ્રી ઉત્તમવિજયજી નિર્વાણ રાસમા કથે છે કે:—

> ખરતર ગચ્છ માહે થયારે, નામે શ્રી દેવચંદરે !
> જૈન સિદ્ધાંત શિરોમણિરે લોલ !
> ધૈર્યાદિક ગુણવૃંદરે ! દેશના જાસ સ્વરૂપનીરે લોલ !

ઇત્યાદિથી શ્રીમદ્‌ની વિદ્વત્તાની તથા સાધુ તરીકેની મહત્તાની સ્તુતિ કરી છે. તપાગચ્છમાં શ્રી પદ્મવિજયજી પંન્યાસની પ્રતિષ્ઠા ઘણી છે. શ્રીમદ્‌નો તેમણે સંસારીપણામાં (રૂપાશા તરીકે) તથા સાધુપણામાં ઘણો સમાગમ કરેલો હતો. તેઓએ શ્રીમદ્‌નો સ્વાનુભવ કર્યા બાદ શ્રીમદ્‌ને જૈનસિદ્ધાંતશિરોમણિ એવા પદથી નિવાજ્યા છે તથા ધૈર્યાદિકગુણના વૃંદ તરીકે પ્રકાશી, તેમની દેશના (ઉપદેશ) સ્વ-રૂપની અર્થાત્ આત્મસ્વરૂપને પ્રકાશનારી છે, એમ પ્રતિપાદન કર્યું છે. સંવેગપક્ષિ મણિશેખર પં. પદ્મવિજયજી જેવા મહાન્ વિદ્વાન અને ગુણાનુરાગીએ શ્રીમદ્‌ની પ્રતિષ્ઠા-વિદ્વત્તા અને મહત્તાની આ રીતે વિશ્વમાં અમર સ્થિતિ કરી છે.

**એક પૂર્વનું જ્ઞાન.**

શ્રી જ્ઞાનસારજીએ સાધુપદ સજ્ઝાયના ટબામાં જણાવ્યું છે કે શ્રીમદ્‌ને એક પૂર્વનું જ્ઞાન ( અતિ ઉંચ કોટિનું-દિવ્ય જ્ઞાન ) હતું. આ પરથી શ્રીમદ્‌ની મહત્તા-પ્રતિષ્ઠા ને વિદ્વત્તા સર્વમાન્ય હતાં એ સ્પષ્ટ થાય છે.

**સમકાલીન જૈન સાક્ષર મુનિઓ.**

શ્રીમદ્‌ના સમકાલીન સાક્ષર કવિ પંડિત મુનિવરોમાં ભારતવર્ષના મહા સમર્થ વિદ્વાન મહામહોપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી, કે જેમના જેવા ભક્ત-કવિ-જ્ઞાની-કર્મયોગી મહાત્મા વિરલ જ થયા હશે, તેઓ મુખ્ય છે. તેઓ જૈન કોમમાં સર્વમાન્ય ધર્મધુરંધર અને સર્વ અનુયોગમાં ગીતાર્થ હતા ( જેમનું જીવન તથા ગુર્જર સાહિત્ય એ નિબંધ પ્રાતઃસ્મરણીય આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ શ્રી ચોથી ગુર્જર સાહિત્ય પરિષદમાં રજુ કર્યો હતો. ) તેમણે માત્ર ન્યાય એ વિષય ઉપર જ ૧૦૮ ગ્રંથો રચ્યા છે અને એકંદર બે લાખ શ્લોકના જે રચયિતા હતા. તદુપરાંત બીજા શ્રી જ્ઞાન-વિમળસૂરિ, જેમની અનેક કૃતિઓ વિદ્યમાન છે, તથા શ્રી જિનવિજયજી તથા શ્રી પદ્મવિજ-યજી તથા શ્રી વિનયવિજયજી જે શ્રીપાલ રાસ જેવા મહારાસના કર્તા, કલ્પસૂત્રની સુખ-બોધિકા ટીકાના રચયિતા, શત્રુંજયસ્તવન તથા શાંતસુધારસ ગ્રંથના પ્રણેતા; તથા ચંદરાજાના રાસના કર્તા શ્રી મોહનવિજયજી તેમ જ ઘણું કરીને મહાન્ આત્મજ્ઞાનદિવાકર શ્રી આનંદ-ઘનજી, તથા પંડિતપ્રવર કવિરત્ન ઉદયરત્નજી જેવા મહા પ્રખર સાક્ષર વિદ્વાનો શ્રીમદ્‌ના સમકાલીન હતા, જેમની અદ્ભુત કૃતિઓથી જૈન તેમ જ જૈનેતર સમાજ વર્તમાનકાળે પણ મુગ્ધ છે. આ પૈકી ઘણાખરાને શ્રીમદ્ સાથે બહુ સારો સમાગમ હતો એમ સંભવે છે, ને કેટલાક વિદ્વાનોને તો શ્રીમદે અધ્યયન કરાવેલ હતું.

શ્રીમદ્ અને સમકાલીન મુનિરત્નોએ ગુર્જર સાહિત્યને ઘણી જ સુંદર રીતે પોષ્યું છે. ગુર્જર ભાષામાં અનેક ચિરંજીવ અદ્ભુત રાસાઓ, ઢાળો, સ્તવનો, અધ્યાત્મજ્ઞાનના તથા વૈરાગ્યના રસિક ગ્રંથો તથા સંસ્કૃત માગધી ભાષાના ગ્રંથોપર સરળ વિવેચનો યા ભાષાંતરો કરી તથા લખી ગુર્જર સાહિત્યને ઘણું જ પોષ્યું છે, અને આ સત્ય ગુર્જરગિરાના ઉપાસકોથી અજ્ઞાત નથી જ, તે આ કૃતિઓ વાંચ્યાથી તે પ્રતીત પણ થશે.

**સમકાલીન વિદ્વાનોનાં મિલન.**

શ્રીમદ્ યશોવિજયજી મહારાજના સમાગમમાં શ્રીમદ્ આવ્યા હોય એમ ચોક્કસ લાગે છે. ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી સં. ૧૭૪૫ લગભગ સુધી જીવતા હતા અને શ્રીમદ્ તેઓશ્રીના સમાગમમાં આવ્યાથી તેમનું આત્મજ્ઞાન તરફ લક્ષ ગયું હોય એમ અનુમાન થાય છે અને તેથી જ તેમણે શ્રીમદ્ યશોવિજયજીકૃત જ્ઞાનસાર પર જ્ઞાનમંજરી ટીકા લખી હોય, ને શ્રી યશોવિજયજીની વિચારમાળાની પુષ્ટિ કરી હોય એમ સંભવે છે. પાટણમાં શ્રીમદ્ જ્ઞાનવિમલસૂરિ જોડે શ્રીમદ્‌નો સમાગમ થયેલો પ્રતિત થાય છે. પં. જિનવિજયજીને શ્રી જ્ઞાનવિમલસૂરિએ ભગવતી વંચાવ્યું હતું અને તે સાલ લગભગ શ્રી જિનવિજયજીને શ્રીમદે વિશેષાવશ્યક વંચાવ્યું હતું, તેથી પાટણમાં બન્ને વિદ્વાનોનો સમાગમ સંભવે છે. શ્રીમદ્ અને જ્ઞાનવિમલસૂરી બન્નેએ મળી આનંદઘન ચોવીશીનાં છેલ્લાં બે

સ્તવનો રચ્યાં હતાં. શ્રીમદ્ યશોવિજયને શ્રીમદ્ આનંદઘનજીનો સમાગમ થયો હતો. સંભવ છે કે શ્રીમદ્નો સમાગમ પણ આ દ્વારા શ્રીમદ્ આનંદઘનજી સાથે થયો હોય.

**શ્રીમદ્ની કૃતિઓ.** શ્રીમદ્ની અપૂર્વ રસસાગરથી છલકાતી અનેક કૃતિઓ વિશ્વમા વિદ્યમાન હશે, પણ આપણે તો ઉપલબ્ધ થયેલ કૃતિઓ સિવાય અન્ય કૃતિઓથી તદ્દન અજ્ઞાત જ ગણાઇએ. ઉપલબ્ધ થએલી ઉત્તમ કૃતિઓ નીચે પ્રમાણે છેઃ—

| પુસ્તકનું નામ. | રચ્યાનો સંવત | ક્યાં રચી. | પ્રત ક્યાંથી મળી. |
|---|---|---|---|
| ૧ અષ્ટ પ્રકારી પૂજા | ૧૭૪૩ | ... | પાદરા ભંડારમા |
| ૨ એકવીશ પ્રકારી પૂજા | ,, | ... | પાદરા ભંડારમા |
| ૩ ધ્યાનદીપિકાચતુષ્પદી | ૧૭૬૬ વૈ. વ. ૧૩ | મુલતાન (પંજાબ) | આચાર્ય શ્રી વિજયકમલ-સૂરિ (મૂ. મ.) ઘોરાજી ભંડાર. |
| ૪ દ્રવ્ય પ્રકાશ. | ૧૭૬૭ પો. વ. ૧૩ | વિકાનેર | અમદાવાદ વિદ્યાશાળા જ્ઞાન ભં. તથા પં. લા. વિ. |
| ૫ આગમસાર. | ૧૭૭૬ ફા. શુ ૩. | મોટા કોટમરોટ. | પાદરાના ભંડારમાંથી બે પ્રતો. સુરત શ્રી મોહનલાલજી મહારાજના ભંડારમાથી તથા મુનિલાભ વિ. |
| ૬ નયચક્ર | ... | ... | ...સુરત શ્રી મોહનલાલજીના ભંડારમાથી. |
| ૭ વિચાર સાર. | ૧૭૯૬ કા. શુ. ૧ | નવાનગર | (જામનગર) શ્રી અમરચંદજી બોથરા માર્ફતે શ્રી જિનયશસૂરિ પુ. ભંડાર. |
| ૮ જ્ઞાનમંજરી ટીકા. | ૧૭૯૬ કા. શુ. ૫ | નવાનગર | ,, |
| ૯ વિશવિહરમાન વીશી | ... ... | ... | પાલીતાણા |
| ૧૦ સિદ્ધાચળ સ્તવન. | ૧૮૦૪ મા. શુ ૧૩ | | ,, |
| ૧૧ ગુરુગુણષટ્‌ત્રિંશીનો ટબો | ... | ... | ... |
| ૧૨ પાંચ કર્મગ્રંથનો ટબો | ... | ... | |

(૮–૧૦ માટે:) જુની બે પ્રતો સુરત મોહન લાલજી ભંડાર. બીજી એક છપાયેલ પ્રત હમણાં જ મળી.

(૧૧–૧૨ માટે:) પં. શુ. વિ પાસે. ગિ. [illegible]

| | | | |
|---|---|---|---|
| ૧૩ વિચારરત્નસાર | ( પ્રશ્નોતર ૩૫ ) | | પ્રવર્તક શ્રી કાં. વિ. ૧. અમદાવાદ શાંતિ સાગરજી ભંડાર ૧ મુનિ. લા. વિ. |
| ૧૪ પ્રશ્નોતર | ... ... ... | ... | શ્રી કાંતિવિજય પાસેથી |
| ૧૫ કર્મ સંવેદ્ય | ... ... ... | | અમદાવાદ ડેહેલાના ઉપાશ્રયેથી જવેરી ભો. તા. |
| ૧૬ પ્રતિમા પુષ્પ પૂજા સિદ્ધિ | ... ... ... | ... | પાદરાના ભંડારમાથી તથા સુરતના ભંડારમાથી તથા લાભવિજયજી પાસેથી મળી. |
| ૧૭ ગુણસ્થાનક અધિકાર. | ... ... ... | ... | |
| ૧૮ અધ્યાત્મગીતા | ( પ્રાયઃ ૧૭૪૩ ) | લીંમડી. | ૨ પ્રતો સુરત મોહનલાલજી મહારાજના ભંડારમાથી. |
| ૧૯ વર્તમાન ચોવીશી. | ... ... | | પ્રવર્તક શ્રી કાં. વિ. |
| ૨૦ અતીત ચોવીશી પૈકી એકવીશી | ... ... | | ... |
| ૨૧ સ્નાત્રપૂજા. | ... ... | | પાદરા ભંડારમાથી |
| ૨૨ નવપદ પૂજા ઉલાળા | ... ... ... | | |
| ૨૩ વીર નિર્વાણનાં સ્તવનની ઢાળો. | | ભાવનગરમાં. | અમદાવાદ વિદ્યાશાળાના ભંડારમાથી ભો. ગિ. હે. |
| ૨૪ બાહુજિન સ્તવન અને ટબો. | ... ... | | અમદાવાદ ડેલાના ઉપાશ્રયેથી. |
| ૨૫ ભાવિ ચોવીશી પૈકી પદ્મનાભજિન સ્તવન | ... | | ...શ્રી. અમરચંદજી બોથરાજી તથા ભોજક ગિરધર હેમચંદજી. |
| ૨૬ શ્રી સીમંધર જિન સ્તવન. | ... ... | | ભોજક ગિ. હે. |
| ૨૭ દીવાળીનું સ્તવન લઘુ. | ... ... | | પાદરા ભંડારમાથી |
| ૨૮ નવાનગર આદિજિન સ્તવન. | ... ... | | |
| ૨૯ ધ્રૂ૦ પદ સ્તવન | ... ... ... | | |
| ૩૦ સમવસરણ સ્તવન | ... ... ... | | શ્રીમાન્ અમરચંદજી બોથરાજી. |
| ૩૧ કુંભ સ્થાપના | ... ... ... | | |
| ૩૨ સહસ્રકૂટ સ્તવન. | ... ... ... | | ભો. ગિ હે |
| ૩૩ અજિતનાથજિન હોરી. | ... ... | | હોરી સંગ્રહમા છપાયેલું. |
| ૩૪ પ્રભુ સ્તુતિ... | ... ... | | શ્રીયુત્ અમરચંદજી બોથરાજી તરફથી. |
| ૩૫ સિદ્ધાચળ સ્તુતિ | ... ... ... | | |
| ૩૬ ગિરનાર સ્તુતિ | ... ... ... | | |
| ૩૭ વિંશસ્થાનક સ્તુતિ | ... ... ... | | |
| ૩૮ જ્ઞાન બહુમાન સ્તુતિ | ... ... ... | | |

| | | |
|---|---|---|
| ૩૯ ૪૦ ૪૧ } સિદ્ધાચળ સ્તવન ... ... ... | | પાદરા ભંડારમ |
| ૪૨ બડી સાધુ વંદના ... ... ... | | શ્રીઅમરચંદજી બોથરા |
| ૪૩ અષ્ટપ્રવચનમાતાની સજ્ઝાય | જામનગર | છપાય છે. |
| ૪૪ પ્રભંજનાની સજ્ઝાય | લીમડી | |
| ૪૫ ઢંઢણ ઋષિની સજ્ઝાય ... ... | | |
| ૪૬ સમકિતની સજ્ઝાય ... ... ... | | |
| ૪૭ ગજસુકુમાળની સજ્ઝાય ... ... ... | | |
| ૪૮ પંચેદ્રિય વિષય ત્યાગ પદ ... ... | | શ્રીયુત્ અ. બોથરા |
| ૪૯ ૫૦ ૫૧ } ત્રણ કાગળ ( લખેલા પત્રો ) ... ... | | બે આત્માનંદ પ્ર મા છપાયેલા એક શ્રી કા. વિ. મહારાજ |
| ૫૨ સાધુ સ્વાધ્યાય તેના પર જ્ઞાનસારનો ટબો | | |
| ૫૩ સજ્ઝાય ... ... ... | | આચાર્યશ્રી અજીતસાગરજી |
| ૫૪ સાધુની પંચભાવના ... ... ... | | |

૫૫ શ્રીઆનંદઘનજી ચોવીશીમા જ્ઞાનવિમળજી અને શ્રીમદ્
ભેગા થઇ બનાવેલા ૨૩-૨૪ મા પ્રભુના સ્તવનો. જેસલમેર.
૫૬ આજકો લાહો લીજીયે ( પ્રાય શ્રીમદ્‌ની કૃતિ જણાય છે. )
૫૭ રત્નાકર પચ્ચીશીના અનુવાદરૂપ સ્તવન.

શ્રીમદ્‌ના વિશ્વોપકારક ગ્રંથો માટે યોગનિષ્ઠ અધ્યાત્મજ્ઞાનદિવાકર આચાર્યશ્રી શ્રીમદ્ બુદ્ધિસાગરજી ( વર્તમાન કાળે વિદ્યમાન ) સૂરીશ્વરજીની લાબી પ્રશસ્તિમાથી બે શ્લોકો અત્ર ટાકવા ઇષ્ટ છે

आत्मोद्गारामृत यस्य, स्तवनेषु प्रदृश्यते
त्रिविधतापतप्तानां, पूर्ण शांति प्रदायकम् ॥ ४ ॥
आत्मशमामृतास्वादी, शास्त्रोद्यान विहारवान्
यत्कृत शास्त्रपाथोधौ, स्नानं कुर्वन्ति सज्जनाः ॥ ६ ॥
देवचन्द्र कृत ग्रन्थान्, स्तुवेऽहं भक्तिभावतः
अमृतसागरा यत्र, विद्यन्ते सुखकारकाः ॥ ३३ ॥
आचार्य श्रीमद् बुद्धिसागरसूरि.

**શ્રીમદ્‌ની આત્મદશા.** શ્રીમદ્‌ના ગ્રંથો પરથી તેમની ઉચ્ચ પ્રકારની આત્મદશાની સહજ પ્રતીતિ થાય છે. તેઓ વ્યવહારમા સ્થિર હતા, તેમજ નિશ્ચયમા વિશેષ સ્થિર હતા તેમણે પોતાના સ્તવનોમાં પ્રભુભક્તિ પ્રસંગે અટલ-ઉભરાતી ભક્તિભર્યા ઉદ્‌ગારો કાઢ્યા છે. કોઇ પણ ભક્ત, હૃદયના ઉદ્‌ગારો, નિરંકુશ-સ્વતંત્ર રીત્યા વિશ્વસન્મુખ રજુ કરે છે. હૃદયના ઉદ્‌ગારોમાં કૃત્રિમતા હોતી નથી પરંતુ નૈસર્ગિક આત્મદશાનો ઉભરાઓ જ હોય છે. કવિતા એ કવિના હૃદયનો અરીસો છે.

ભક્તની સ્તવના એ જ ભક્તનું હૃદય છે, જ્ઞાનીના ગ્રંથો એ જ્ઞાનીનું અભ્યંતર જીવન છે. ભક્તિભર્યાં ઉદ્‌ગારો વહેવરાવતાં તેમાં આત્મદશાની ખરી ખુમારીની છાંટ છંટાયા સિવાય રહેતી નથી. આત્માના સુખનો અનુભવરસ પીધાથી તેમને બાહ્ય વિષયરસ તે રસ તરીકે ભાસતો જ નથી. આત્માને શુદ્ધાનુભવરૂપ આનંદ રસ પ્રાપ્ત થયા વિના અને બાહ્ય કામનો રસ નષ્ટ થયા વિના અંતર્મુખ વૃત્તિ થતી નથી. આત્મા પોતાના સ્વભાવમાં દેહાધ્યાસન નાશપૂર્વક પ્રવૃત્તિ કરે છે ત્યારે જ આત્મસુખનો અનુભવ થાય છે. શ્રીમદ્‌ને એવી ઉત્તમ જ્ઞાન દશા પ્રકટ થઇ હતી અને એવી દશામાં અવધૂત બનેલા હતા કે તે પ્રસંગે બહાર પડેલા ઉદ્‌ગારોમાં આત્મદશાની ખુમારી નીતરી રહી છે. તેઓ લીમડીના દેરાસરના ભોંયરામાં કલાકો પર્યંત ધ્યાનમગ્ન થઇને બેસી રહેતા. શુદ્ધોપયોગમાં તલ્લીન તેમ જ આત્મસમાધિમાં મગ્ન રહેતા. તેમણે સવિકલ્પ સમાધિ ઉપરાંત નિર્વિકલ્પ સમાધિનો અપૂર્વ રસ પણ ઝીલ્યો હતો, અને પોતે દેહાતીત દશામાં વર્તતા હતા. તેથીજ તેઓશ્રીએ શુદ્ધોપયોગના તાનમા સ્તવનોની અંદર આત્મદશાનો અમૂલો રસ રેલ્યો છે. જેટલા પ્રમાણમા આત્મદશા પ્રકટી હોય તેટલાજ પ્રમાણમાં ઉદ્‌ગારો પ્રકટે છે અને આમ છતાં પણ તેમની રચનામાં ગુર્જર સાહિત્યનો સરસર વહેતો વહેળીઓ વહ્યોજ જાય છે. શ્રીમદ્‌નું પુસ્તકોમાં ભરેલું સાહિત્ય એ જ તેમનું આતર જીવન છે.

શ્રીમદ્‌નાં પ્રભુસ્તવનોમા આત્મદશાના ઉદ્‌ગારોમાંથી થોડાક જોઇએ—

" આરોપિત સુખ ભ્રમ ટળ્યો રે, ભાસ્યો અવ્યાબાધ;
સમર્યો અભિલાશીપણો રે, કર્તા સાધન સાધ્ય ॥ આ૦ ॥
ગ્રાહકતા સ્વામિત્વતા રે, વ્યાપક ભોક્તા ભાવ;
કારણતા કારજ દશા રે, સકલ ગ્રહ્યું નિજ ભાવ, ॥ આ૦ ॥

\+ + +

તીનભુવન નાયક શુદ્ધાતમ, તત્ત્વામૃત રસ વુઠ્ઠરે,
સકલ ભવિક વસુધાની લાણી, મારૂં મન પીણુ તુઠ્ઠરે ॥ આ૦ ॥
મનમોહન જિનવરજી મુજને, અનુભવ પિયાલો દીધોરે;
પૂરણાનંદ અક્ષય અવિચલરસ, ભક્તિ પવિત્ર થઇ પીધોરે ॥ આ૦ ॥
જ્ઞાનસુધા લાલીની લ્હેરે, અનાદિ વિભાવ વિસાર્યો રે;
સમ્યગ્ જ્ઞાન સહજ અનુભવ રસ, શુચિ નિજ બોધ સમાર્યો રે ॥ આ૦ ॥
જિનગુણ રાગ પરાગથી રે, વાસિત મુજ પરિણામ રે;
તજશે દુષ્ટ વિભાવતા, સરશે આતમ કામ રે
જિન ભક્તિરત ચિત્તને રે, વેધક રસ ગુણ પ્રેમ રે,
સેવક જિનપદ પામશે રે, રસ વેધિત અય જેમ રે ॥

× × ×

ભાસ્યો આત્મ સ્વભાવ, અનાદિનો વિસર્યો હો લાલ;
સકલ વિભાવ ઉપાધિ થકી મન ઓસર્યો હો લાલ ॥

**શ્રીમદ્‌ની સંસ્કૃત તથા ગુર્જર ભાષાની વિદ્વત્તા**

શ્રીમદે સંસ્કૃત, પ્રાકૃત, ગુર્જર, તથા હિન્દી ભાષાના રચેલા ગ્રંથોપરથી તેમની ભાષા સંબંધી વિદ્વત્તાનો ખ્યાલ સહેજે આવે તેમ છે. બાળ જીવોને સમજાવવા માટે તેમણે સંસ્કૃત ભાષામાં બહુ સરળતાએ રચના કરી છે. જેમ બને તેમ ભાષામાં ક્લિષ્ટતા પ્રૌઢતા, દુરવગાહતા આવવા દીધી નથી. દ્રવ્યાનુયોગના વિષયમાં સામાન્ય સંસ્કૃત જાણનારાઓ પણ રસ લઇ શકે તેવો પ્રયત્ન તેમાં સ્પષ્ટ જણાય છે. જ્ઞાનમંજરી ટીકા તથા વિચારસાર ટીકાદિથી તેમણે સંસ્કૃત ભાષામાં ગ્રંથો રચવા માટે યથાયોગ્ય પ્રવૃત્તિ કરી જૈન કોમની અને સંસ્કૃત સાહિત્યની ભારે સેવા ઉઠાવી છે. કેટલાક આધુનિક સંસ્કૃત ભાષાજ્ઞ મુનિવરોનો એવો મત છે કે શ્રીમદ્ સંસ્કૃત ભાષાના પ્રૌઢ વિદ્વાન નહોતા પણ અમે એમા એટલું સુધારીશું કે-શ્રીમદે દ્રવ્યાનુયોગાદિ ગહન વિષયોને સાદી સંસ્કૃત ભાષામાં બાળજીવોને સમજાવવાપર ખાસ લક્ષ દીધું છે તેથીજ તેઓએ પ્રૌઢ સંસ્કૃત ભાષા વાપરી નથી. તેમજ ભાષા દ્વારા વિદ્વત્તા દેખાડવા તરફ તેમનું બીલકુલ લક્ષ નહોતું તેજ તેમાં કારણ છે. આત્મજ્ઞાની મહાત્માઓ ભાષાને શણગાર સજાવવા તરફ લક્ષ દેતા નથી. તેઓ તો ભાષા દ્વારા હૃદયના આત્મિક ભાવ જણાવે છે કવિમાં અને જ્ઞાની ભક્તમાં ભાષાના શણગાર પરત્વે તફાવત રહ્યાજ કરે છે. કવિ ભાષાને શણગાર સજાવવાની ઉપાસના કરે છે અને જ્ઞાની ભાવરસનો ભોગી હોવાથી તે પોતાનું વક્તવ્ય સાદા ભાષામાં જણાવે છે.

સંસ્કૃત ભાષાની પેઠે શ્રીમદે પ્રાકૃત ભાષામાં પણ વિચારસારાદિ ગ્રંથો રચ્યા છે.

શ્રીમદ્‌ના સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના ગ્રંથોની માફક ગુર્જર ભાષાના ગ્રંથો પણ ઘણો ઉંચો દરજ્જો ભોગવે છે. ગુર્જર ભાષા પર તેમનો કાબુ અદ્વિતીય હતો અને મારવાડ-કચ્છ-સિંધ-આદિ દેશોમાં વિહરવા છતા ગુર્જર ભાષાપરનો શ્રીમદ્‌નો કાબુ અને પ્રેમ તેવોજ હતો, અને ગમે તે દેશમાં પણ ગુર્જર ગિરાની તેમની ઉપાસના અખંડિતજ હતી. ગુર્જર સાહિત્યના બાગમાં તેમનો પુષ્ટિનો ફાળો ચાલુજ રહ્યો છે અને દ્રવ્યાનુયોગ જેવા અતિ ગહન વિષયોને તેમણે ચોવીશી વગેરે પદ્ય ગ્રંથોમાં એવી સાદી ને સુન્દર રીતે ગુંથ્યા છે કે જે વિષયો પહેલા ગુર્જર ભાષામાં કોઇએ ગુંથ્યા નહતા. શ્રીમદે ચોવીશી પર જાતેજ ટબો ભરીને દ્રવ્યાનુયોગના ગહન જ્ઞાનનો લાભ સરલતાથી જે જૈન કોમને આપ્યો છે તે અતિ ઉપકારક છે. એકંદર શ્રીમદે ગુર્જર ભાષામાં ગદ્યપદ્યમા જૈન તત્ત્વજ્ઞાનના ગહન ગ્રંથો લખીને ભાષાજ્ઞાનની વિદ્વત્તાની પણ મહત્તા જનસમાજને બતાવી આપી ગુર્જર સાહિત્યને પોષ્યું છે. ભાષાની-દૃષ્ટિએ વાચકો તેમાથી ભારે લાભ મેળવી શકશે. સંસ્કૃત પ્રાકૃત ભાષામાં ગ્રંથો રચીને શ્રીમદે વિશ્વના ભાષા સાહિત્યની વૃદ્ધિમાં સારો ફાળો આપ્યો છે.

**શ્રીમદ્‌ની કવિત્વશક્તિ.**

શ્રીમદે કવિત્વ શક્તિનો ભક્તિમાં વ્યય કર્યો છે. ભક્ત લોકો કવિત્વ શક્તિને ભક્તિના રૂપમાં પરિણમાવે છે. તેઓ અનેક રૂપોથી પ્રભુનું વર્ણન કરે છે. શ્રીમદે ઉપમાલંકારોને પ્રભુભક્તિના રૂપકોમા પરિણમાવ્યા છે. તેમણે આધ્યાત્મિક દૃષ્ટિએ મેઘને પ્રભુની ભક્તિમાં રૂપકથી પરિણમાવ્યો છે તે જોઇએઃ—

શ્રી નમિજિનવર સેવ, ઘનાઘન ઉનમ્યો રે ॥ ઘ૦ ॥
દીઠો મિથ્યા રોર, ભવિક ચિત્તથી ગયો રે ॥ ભ ॥
શુચિ આચરણા રીતિ તે, અભ્ર વધે વડાં રે ॥ અ ॥
આતમ પરિણતી શુદ્ધ, તે વીજ ઝબુકડા રે ॥ વી ॥ ૧

વાજે વાયુ, સુવાયુ, તે પાવન ભાવના રે ॥ પા ॥
ઇન્દ્ર ધનુષ ત્રિકયોગ, તે ભક્તિ એકમના રે ॥ ભ ॥
નિર્મળ પ્રભુસ્તવ ઘોષ, ધ્વની ઘન ગર્જના રે ॥ ધ્વ ॥
તૃષ્ણા ગ્રીષમ કાળ, તે તાપની તર્જના રે ॥ તા ॥ ૨

શુભ લેસ્યાની આલિ, તે બગ પંક્તિ બની ॥ બ ॥
શ્રેણિ સરોવર હંસ, વસે શુચિગુણ મુનિ ॥ વ ॥
ચઉગતિ મારગ બંધ, ભવિક નિજ ઘર રહ્યા રે ॥ ભ ॥
ચેતન સમતા સંગ, રંગમેં ઉમહ્યા રે ॥ રં ॥ ૩

સમ્યગ્દૃષ્ટિ મોર, તિહાં હરખે ઘણું રે ॥ હ ॥
દેખી અદ્ભુત રૂપ, પરમ જિનવરતણું રે ॥ ૫ ॥
પ્રભુ ગુણનો ઉપદેશ, તે જલધારા વહી રે ॥ જ ॥
ધર્મરુચિ ચિત્ત ભૂમિ, માંહે નિશ્ચળ રહી રે ॥ મા ॥ ૪

ચાતક શ્રમણ સમૂહ, કરે તવ પારણો રે ॥ ક ॥
અનુભવ રસ આસ્વાદ, સકલ દુખ વારણો રે ॥ સ ॥
અશુભાચાર નિવારણ, તૃણ અંકુરતા રે ॥ તૃ ॥
વિરતિ તણા પરિણામ, તે બીજની પૂરતા રે ॥ બી ॥ ૫

પંચ મહાવ્રત ધાન્ય, તણા કર્ષણ વધ્યા રે ॥ ત ॥
સાધ્ય ભાવ નિજ સ્થાપી, સાધનતાએ સધ્યા રે ॥ સા ॥
ક્ષાયિક દર્શન જ્ઞાન ચરણ ગુણ ઉપન્યા રે ॥ ચ ॥
આદિક બહુ ગુણ સસ્ય, આતમ ઘર નીપન્યા રે ॥ આ ॥ ૬

પ્રભુ દર્શન મહામેહ તણે પ્રવેશમેં રે ॥ ત ॥
પરમાનંદ સુભિક્ષ, થયો મુજ દેશમેં રે ॥ થ ॥
દેવચંદ્ર જિનચંદ્ર તણો અનુભવ કરો રે ॥ ત ॥
સાદિ અનંતો કાળ, આતમ સુખ અનુસરો રે ॥ આ ॥ ૭

શ્રીમદ્‌ની ઉપમા આપવાની આધ્યાત્મિક કાવ્યશક્તિ બહુ ઉત્તમ છે. બાહ્ય ભાવોને આધ્યાત્મિક રૂપમા ગોઠવીને જનસમાજને તે તરફ વાળવા તેમણે કાવ્યશક્તિનો ધર્મમાર્ગમા સદુપયોગ કર્યો છે. શ્રીમદે અલંકારી કાવ્યશક્તિનો આધ્યાત્મિક ભાવ પ્રકટ કરી દર્શાવ્યો છે. આવા અનેક સ્તવનો તથા કાવ્યો રૂપે શ્રીમદ્ એક ઉચ્ચ કોટિના ગુર્જર કવિ તરીકે સાહિત્ય સૃષ્ટિમા ઉભા રહે છે, તે પણ આધ્યાત્મજ્ઞાન જેવા મહા વિકટ ને ગહન વિષયમા, છતા રસની રેલો રેલાય ને જ્ઞાન પિપાસુઓ ઘન ઘટા જોઈ નાચના મયૂરોની માફક આ આસ્વાદી નાચી-ટહુકી ઉઠે એ આશ્ચર્યજનક છે।

**શ્રીમદ્‌ની વર્ણનશક્તિ.**

શ્રીમદ્ જ્યારે પ્રભુ ભક્તિમા લીન થઈ–મસ્ત બની જાય છે ત્યારે બાહ્ય ભાવો ભૂલી જાય છે અને પોતે દેહાતીત બની આત્મરમણતામા રર બસ બની રહે છે. છતા પ્રભુપ્રેમ ખુમારીના રસીયા એઓ જ્યારે આત્મપ્રદેશના રસાળ ક્ષેત્રના રૂપકોમા ક્યારે ક્યારે બમ ફરી જ્ઞાનપુષ્પો વીણતા અલખ મસ્તીમા મહાલે છે ત્યારે તેમના વચનોમા વર્ણનશક્તિને અદ્ભુત પ્રાદુર્ભાવ ઉદ્‌ભવે છે. એવા અનેક ઉદાહરણો પૈકી એક જોઈએ. આમા શ્રીમદ્ નિજાનંદ મસ્તીનો ફાગ ખેલે છે–ખેલાવે .છે:

રાગ ફાગ––

આતમ પ્રદેશ રંગ થલ અનોપમ, સમ્યગ્ દર્શન રંગરે ?
નિજ સુખકે સધઇયા, તુ તો નિજગુણ ખેલ વસંત રે ॥ નીજ, ॥
પરપરિણતી ચિંતા તજી નિજમે, ગ્યાન સખાકે સંગ રે ॥ ની. ॥ ૧ ॥
વાસ બરાસ સુરુચિ કેશર ઘન, છારો પરમ પ્રમોદ રે ॥ ની. ॥
આતમ રમણ ગુલાલકી લાલી, સાધક શક્તિ વિનોદ રે ॥ ની. ॥ ૨ ॥
ધ્યાન સુધારસ પાન મગનતા, ભોજન સહજ સ્વભોગ રે ॥ ની ॥
રિઝ એકત્વતા તાનમેં વાજે, વાજિત્ર સનમુખ યોગ રે ॥ ની. ॥ ૩ ॥
શુકલ ધ્યાન હોરીકી જ્વાલા, જાલે કર્મ કઠોર રે ॥ ની. ॥
શેષ પ્રકૃતિ દલ ક્ષિરણ નિર્જરા, ભસ્મ ખેલ અતિ જોર રે ॥ ની. ॥ ૪ ॥
સકલ અજોગ અલેશ અસગત, નાહિં હોવે સિદ્ધ રે ॥ ની. ॥
દેવચંદ્ર આણામેં ખેલે, ઉત્તમ સુંહિ પ્રસિદ્ધ રે ॥ ની. ॥ ૫ ॥

હવે બીજુ ઉદાહરણ—અષ્ટ પ્રકારી પૂજામા નૈવેધપૂજા—દોહા

સરસ શુચિ પકવાન ભર, શાલ દાલ ઘૃતપૂર ॥
ધરે નૈવેદ્ય જિન આગળે, ક્ષુધા દોષ તસુ દૂર ॥ ૧ ॥
ઢાલ–લપનશ્રી વરઘેવર, મૃદુતર મોતીચૂર ॥
સિંહ કેસરીયા સેવૈયા, દલિયા મોદકપૂર
સાકર દ્રાખ સિંગોડા, ભક્તવ્યંજન ઘૃતસઘ ॥ ૨ ॥
ધરો નૈવેદ્ય જિન આગળે, જીમ મિલે સુખ અનવદ્ય ॥ ૩ ॥
ચાલે–દોવના ભોજ્ય પરભાવ ત્યાગે, ભવિજન નિજગુણ ભોજ્ય માગે,
અક્ષ ભણી અક્ષતણો સરૂપ ભોજ્ય–આપશો તાતજી જગત્ પૂજ્ય ॥

**પ્રેમલક્ષણા ભક્તિમાં ભાષાપ્રભાવ.**

શ્રીમદ્‌ની પ્રેમલક્ષણા ભક્તિ ઉંચી કોટિની હતી, એ સાથે સાથેજ તેમનો ભાષા પ્રભાવ કેટલો ઉચ્ચ કોટિનો હતો તેની પ્રતીતિ માટે —

રાગ પરભાતી—

હું તો પ્રભુવારી છું પ્રભુ મુખની, હુ તો જિન બલિહારી પ્રભુ મુખની
સમતા અમૃતમય સુપ્રસન્નની, રેખ નહિં રાગ રૂખની ॥ ૬. ॥

ભ્રમર અધર શિવ ધનુહર કમલદલ, કીર હીર પુનમ શશિની ॥
શોભા તુચ્છ પ્રભુ દેખત થાકી, કાયર હાથે જીમ અસિની ॥ હું. ॥
મનમોહન તુમ સનમુખ નિરખત, આંખ ન તૃપતિ અમચિ ।
મોહ તિમિર રવિ હરચંદ્ર છબી, મૂરત એ ઉપશમચિ ॥ હું. ॥
મીન ચકોર મોર મતંગજ, જલશશિ ઘનની ચનથી ।
તિમ મો પ્રતિ સાહિબ સુરતથી, ઓન ન ચાહું મનથી ॥ હું. ॥
જ્ઞાનાનંદન જાયા નંદન, આશ દાસની યતની ।
દેવચંદ્ર સેવનમેં અહનિશ, રમજો પરિણુતી ચિતની ॥ હું. ॥

**શ્રીમદ્ની ભક્તિદશા.** શ્રીમદ્ પરમાત્માના જ્ઞાની ભક્ત હતા. તેમણે હૃદયના પૂર્ણ ભાવથી વાસ્તવિક પરમાત્માના ગુણોનુ વર્ણન કર્યું છે: તેમની ભક્તિમા લઘુતા અને પરમાત્માની પ્રભુતાનુ દરય છે. પ્રભુને મળવા માટે પોતે અનેક આશામય સુરમ્ય ભાવનાઓને હૃદય આગળ ખડી કરે છે. શ્રીમદ્ના ભક્તિરસના પદો જોઇએ.

હોવત જો તનું પાખડી, આવત નાથ હજુર લાલરે ।
જો હોતી ચિત્ત આખડી, દેખત નિત્ય પ્રભુ નૂર લાલ રે ॥ હે ॥

× × ×

મીઠી હો પ્રભુ મીઠી સુરત તુજ, દીઠી હો પ્રભુ દીઠી, રુચિ બહુ માનથી જી'
તુજ ગુણ હો પ્રભુ તુજ ગુણ ભાસન યુક્ત,
સેવે હો, પ્રભુ સેવે, તસુ ભવભય નથી જીઃ

× × ×

ભલુ થયુ મ્હેં પ્રભુગુણુ ગાયા, રસનાનો ફળ લીધો રે ।
દેવચંદ્ર કહે મ્હારા મનનો, સકલ મનોરથ સિધો રે ॥ ભ. ॥

× × ×

કડખાની દેશી.

તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી,
જગતમા એટલુ સુજશ લીજે!
દાસ અવગુણ ભર્યો જાણી પોતા તણો'
દયાનિધિ દીનપર કીજે ॥ તાર ॥
રાગ દ્વેશે ભર્યો-મોહવૈરી નડયો,
લોકની રીતિમા ઘણુંય રાતો,
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધગુણ નવી રમ્યો,
ભમ્યો ભવમાહિ હું વિષય માતો ॥ તાર ॥
જગતવત્સલ મહાવીર જિનવર સુણી,
ચિત્ત પ્રભૂ ચરણને શરણ વાસ્યો ॥
તારજો બાપજી બિરૂદ નિજ રાખવા.
દાસની સેવાના રખે જોશો ॥ તાર ॥

× ×

વદનપર વારી હો જશોધર! વદન પર વારી!
મોહ રહિત મોહન જયાકો, ઉપશમ રસ ક્યારી હો!
મોહ જીવ લોહકો કંચન, કરવે પારસ ભારી હો!
સમકીત સુરતરુ વન સેંચનકો, વર પુષ્કર જલધારી હો!

શ્રીમદ્ પ્રભુપ્રેમ ખુમારીમાં મસ્ત–લયલીન રહી ઝીલતા તેમના સ્તવનોમાં જણાય છે.

**શ્રીમદ્‌નો પ્રભુપ્રેમ**

એમનું ભક્ત હૃદય પ્રભુ પ્રેમ હિંચોળે હિંચતું તેમની કૃતિઓમાં સ્પષ્ટ તરે છેઃ—

રૂપભજીણંદશું પ્રીતડી, કીમ કીજે હો કરો ચતુર વિચાર;
પ્રભુજી જઈ અળગા વસ્યા, તિહાં કિણે નહિ હો કોઇ વચન ઉચ્ચાર ।૧।
કાગળ પણ પહોંચે નહિ, નવિ પોહોંચે હો તીહાં કો પરધાન,
જે પહોંચે તે તુમ સમો, નવિ ભાંખે હો કોઇનું વ્યવધાન ।૨।

× × ×

પ્રભુ જીવ જીવન ભવ્યના, પ્રભુ મુજ જીવન પ્રાણ!
તુંહારે દર્શન સુખ લહુ, તુંહિંજ ગતિ સ્થિતિ જાણું!

\+ + +

હું ઇન્દ્ર ચન્દ્ર નરેન્દ્રનો, પદ ન માગુ તિલમાત્ર
માગું પ્રભુ મુજ મન થકી, ન વિસરો ક્ષણમાત્ર ॥
જ્યાં પૂર્ણ શુદ્ધ સ્વભાવની, નવી કરી શકું મુજ ઋદ્ધિ।
તહાં ચરણ શરણ તુમારડી; એહિજ મુંજ નવનિદ્ધિ.

શરીરની તથા સંસારની અસારતાનું પૂર્ણ સ્વરૂપ જાણ્યા અને માણ્યા સિવાય શુદ્ધ આત્મસ્વરૂપની ઝાંખી ન જ થાય. આધ્યાત્મ જ્ઞાનીઓનાં

**સંસાર તથા શરીરની અસારતાના ઉદ્‌ગાર.**

શરીર બાહ્ય સંસારથી ક્યારનાંએ મરી પરવાર્યાં હોય છે અને એ શરીરનું ને બાહ્યસંસારનું મૃત્યુ શ્રીમદ્‌ના શબ્દોમાં ટપકતું આપણે જોઇએઃ—

ભાવો એકલ ભાવના, સંગ ન કોઇ સંસારો રે!
ઇન્દ્ર ચંદ્ર નાગેંદ્રકો, અંતે નહિ આધારો રે ॥ ૧ ॥

× × ×

એ સંસાર અસાર, સુર નર નાગકુમાર;
રહી ન શકે પલવાર, તુટે આયુ જિ વાર ॥
ભુવન યમ સાપે ડરપારે હાં, જીતા પુરુષ પ્રધાન;
દેવ ઉપાયે નહિં રહે રે હાં, તો નરકે દૈ દાન ॥
બાલ વૃદ્ધ ધન નિરધનીરે હાં! જીમ કાયર તિમ સુર;
મન્ત્રૌષધ સેના સહુરે હાં! જુઠી કાલ હજુર ॥
દરિદર હળધર રવિશશીરે હાં, દેવ મરન અહિનપિ;
ઇંત્યાદિક રાખે નહિં રે હાં! સાહે યમ યદિ હાથ ॥

નાસે મૃગલી ચેતતારે હાં! યમ કંઠીરવ નાદ;
તે તું રાખી શકે નહિંરે હાં! તો ભોગે કિશો સવાદ ॥
ઇમ અંતક નૃપ ધાડમેરે હાં, તિને લોક સમાય ।
કામ ભોગ લાલચ પડયા રે હાં! તે નર દુરગતિ જાય ॥

હવે શરીરની અસારતાના ઉદ્‌ગારઃ—

એહ શરીર જે આપડો રે, વિંટયાકુ ચર્મ ન હોઇ;
તો માખીકૃમીકતાથી રે, રાખી ન શકે કોઇ રે ॥ ૧ ॥
દેહ અશુચિ રોગે ભરી રે, પતન સરૂપ શરીર;
એહતો ફળ એહજ ગ્રહો રે, ધારો ધર્મ સધીરો રે ॥ ૨ ॥
કેશર અગર ને મૃગમદ રે, હરી ચંદન કર્પુર;
મઇલ ગ્રહે વપુ સંગથી રે, દેહ અશુચિ ભરપુર રે ॥ ૩ ॥
અસ્થિ ચરમ પંજર અછે રે, કુથિત મૃતક સમાન,
જે પામમ રોગાદિના રે, પ્રીતિ ધરે નહિતાસો રે ॥ ૪ ॥

શ્રીમદ્‌ની વૈરાગ્ય દશાના ઉદ્‌ગારોથી તો ગ્રંથોના ગ્રંથો ભર્યા પડ્યા છે. આપણે તેમાંની થોડીક વાનગી જોઇએઃ—

**વૈરાગ્ય દશાના ઉદ્‌ગાર**

"દીઠો સુવિધિ જિણંદ, સમાધિ રસ ભર્યો હો લાલ ।
ભાસ્યો આત્મ સરૂપ, અનાદિનો વિસર્યો હો લાલ ।
સકલ વિભાવ ઉપાધિ, થકી મન ઓસર્યો હો લાલ ।
× × ×
મોહાદિકની ઘુમિ, અનાદિની ઉતરે હો લાલ ।
અમલ અખંડ અલિપ્ત, સ્વભાવજ સાંભરે હો લાલ ।
તત્ત્વરમણ શુચિધ્યાન, ભણી જે આદરે હો લાલ ।
તે સમતા રસ ધામ, સ્વામિ મુદ્રાવરે હો લાલ ।
× × ×
રાગી સંગેરે રાગદશા વધે, થાયે તિણે સંસારોજી
નિરાગીથીરે રાગનું જોડવું, લહીયે ભવનો પારો રે! નેમિ.
× × ×
સહજ ગુણ આગરો, સ્વામિ સુખ સાગરો
જ્ઞાન વૈરાગરો પ્રભુ સવાયો,
શુદ્ધતા એકતા, તીક્ષ્ણતા ભાવથી
મોહ રિપુ જીતી જય પડહ વાયો.

શ્રીમદ્‌ના અંતરમાં વૈરાગ્ય તથા સાધુતા રગે રગે કેટલે દરજ્જે વ્યાપ્ત હશે તે તેઓની વાણી આપણને કહે છે જ. જ્યા દેહ છતાં દેહાતીત દશા વર્તે, જ્યાં બાહ્ય શરીરને બાહ્ય વિશ્વ ભરીજ જાય ત્યા સાધુને સાધુતા સિવાય શું રહ્યું? આવી સ્થિતિમાં રમતા શ્રીમદે સાધુ દશાની ઉત્કૃષ્ટતાના સ્વાનુભવના ઉદ્‌ગારો આ પ્રમાણે કાઢ્યા છેઃ—

**સાધુ દશાના ઉદ્‌ગાર**

"જગતમે, સદા સુખી મુનિરાજ, પરવિભાવ પરિણતી કે ત્યાગી.
જાગે આત્મ સ્વભાવ, નિજગુણ અનુભવ કે ઉપયોગી
જોગી ધ્યાન જહાજ ॥
નિર્ભય નિર્મળ ચિત્ત નિરાકુળ, વિલગે ધ્યાન અભ્યાસ.
દેહાદિક મમતા સવિ વારી, વિચરે સદા ઉદાસ. જ:
બાવે સાધન જે એક ચિત્તથીરે, ભાવ સાધન નિજ ભાવ ॥
ભાવસિદ્ધ સામગ્રી હેતુ તેરે, નિઃસંગી મુનિ ભાવ ॥ સાધક ॥
હેય ત્યાગથી ગ્રહણ સ્વધર્મનોરે, કરે ભોગવે સાધ્ય ॥
સ્વ સ્વભાવ રસીયા તે અનુભવેરે, નિજસુખ અવ્યાબાધ ॥ સાધક ॥
નિ:સ્પૃહ નિર્ભય નિર્મમ નિર્મલારે, કરતા નિજ સામ્રાજ ॥
દેવચંદ્ર આણાયે વિચરતારે, નમિયે તે મુનિરાજ ॥ સાધક ॥"

**સ્વસ્વરૂપ ઝાંખીના ઉદ્‌ગાર**

શ્રીમદ્‌ને સ્વસ્વરૂપની ઝાંખી અવશ્ય થઇ હતીજ, અને એ સત્ય તેમના શબ્દે શબ્દે બોલી ઉઠે છે. સ્વસ્વરૂપની ઝાંખી થયા સિવાય આટલો બધો નિજાનંદ મસ્તીનો ઉછાળો આવેજ નહીં. શ્રીમદ્‌ના આવી દશાના ઉદ્‌ગારો જોઇએઃ—

આત્મ ગુણ રક્ષણા તેહ ધર્મ, સ્વગુણ વિધ્વંસણા તે અધર્મ;
ભાવ અધ્યાત્મ અનુગત પ્રવૃત્તિ, તેહથી હોય સંસાર છિત્તિ.
જ્ઞાનની તીક્ષ્ણતા ચરણ તેહ, જ્ઞાન એકત્વતા ધ્યાન ગેહ;
આત્મ તાદાત્મ્યપૂર્ણ ભાવે, તદા નિર્મલાનંદ સંપૂર્ણ ભાવે.
વસ્તુ તત્ત્વે રમ્યા તે નિગ્રંથ, તત્ત્વ અભ્યાસ તિહાં સાધુ પંથ,
તિણે ગિતાર્થ ચરણે રહિજે, શુદ્ધ સિદ્ધાંત રસ તો લહિજે;
આત્મગુણ રમણ કરવા અભ્યાસે, શુદ્ધ સત્તા રસીને ઉલ્લાસે;
દેવચંદ્રે રચી અધ્યાત્મ ગીતા, આત્મરમણિ મુનિ સુપ્રતિતા.
—અધ્યાત્મગીતા.

દર્શન જ્ઞાનાદિક ગુણ આત્મનારે
પ્રભુ પ્રભુતા લયલીન.
શુદ્ધ સ્વરૂપી રૂપે તન્મયીરે!
તસુ આસ્વાદન પીનઃ પૂજના તો કીજેરે:
શુદ્ધ તત્ત્વ રસ રંગી ચેતનારે,
પામે આત્મ સ્વભાવ.
આત્માલંબી નિજ ગુણ સાધતોરે!
પ્રકટે પૂજ્ય સ્વભાવ પૂજનાતો કીજેરે'
જિનવર પૂજેરે તે જિન પૂજનારે'
પ્રકટે અન્વય શક્તિઃ
પરમાનન્દ વિલાસી અનુભવે રે!
દેવચંદ્ર પદ વ્યક્તિઃ
પૂજના તો કીજેરે!

**શ્રીમદ્દનું નિર્વાણ.**

સંવત ૧૮૦૫ સુધી તો શ્રીમદ્ હૈયાત હોઇ પોતાની અમૃત વાણી ને અમૂલ્ય બોધ વડે પૃથ્વિને પાવન કરી રહ્યા હતા, એમ તેમના બનાવેલા સિદ્ધાચળજીના સ્તવન પરથી જણાય છે. તે સમયે તેઓશ્રી લગભગ ૮૪ વર્ષની ઉમ્મરના હોવા જોઇએ. પછીથી સ્થિરતાવાસ સ્વીકારવો પડ્યો હોય એમ અનુમાન થાય છે. ૧૮૦૪ બાદ આ સ્થિરતાવાસ પાલીતાણે થયો સંભવે છે. સિદ્ધાચળ સમાન મહાતીર્થ સ્થાનમાં સમાધિ મરણ કયો સત્પુરુષ ન વાંચ્છે? ત્યાં અનેક મુનિઓએ અનશન કર્યાં છે. જ્યારે વૃદ્ધાવસ્થાનો પૂર્ણ અમલ શરીર પર થાય છે ત્યારે છેવટે પરમાત્માનું સ્મરણ ને આત્માના શુદ્ધોપયોગની રમણતા કરવી એ જ શ્રેય છે. શ્રીમદ્ આવીજ સ્થિતિમાં ધ્યાન રાખી શરીર, જાતિ નામ આદિ વિસારી આસક્તિ રહિત બન્યા હતા અને આત્માના શુદ્ધોપયોગના તારેતારમાં લયલીન રહેતા. **अंते समाधि मरणं अभव्यजीवा न पावंति ॥** અભવ્યોને મરણકાળે સમાધિ મરણ પ્રાપ્ત થતું નથી. જેમણે લગભગ ૭૫ વર્ષ જેટલો સમય આત્મજ્ઞાનોપયોગ, આત્મધ્યાન, આત્માનું ચિન્તન, મનન અને આત્મ સમાધિમાં ગાળ્યો હોય, તેને સમાધિમરણ–પંડિતમરણ સુખેથી સાંપડે એમાં સંશય શો? શ્રીમદે અનાદિ અનંત જ્ઞાનરૂપ આત્મજીવનમાં મનને લીન કર્યું હતું અને બાહ્ય દૃશ્ય પદાર્થોમાં રાગ દ્વેષ પરિણામથી મુક્ત થયા હતા. કર્મયોગી હોવાથી મરણ વખતે શારીરિક દુઃખ સહેવામા જરા માત્ર કાયર બન્યા ન હતા. પોતે બાળ બ્રહ્મચારી હતા તેથી તેમને આત્મ શુદ્ધોપયોગની રમણતામાં ન્યૂનતા આવતી નહોતી અને એમ આત્માની શુભ પરિણતિના એક ધ્યાનમાં, અરિહંત સિદ્ધ, સાધુ અને કેવળી શરણુ સ્વીકારીને પરમેષ્ઠી મહામંત્રના ધ્યાનમા બાહ્ય પ્રાણોનો ત્યાગ કરી શુભ ગતિ વિષે ચાલ્યા ગયા અને જૈન સમાજ અને ભારતવર્ષના એક મહાન ધર્મપ્રભાવક આત્મજ્ઞાની સાહિત્યરસિક કવિરત્નની ખોટ ભારતવર્ષને દેતા ગયા. તેઓ ગયા પણ તેમનો અક્ષર દેહ–તેમનાં પુસ્તકો સદ્ભાગ્યે વિદ્યમાન છે. ગુર્જર સાહિત્યના પરમ પોષકનાં એ અમોઘ તત્ત્વો અમને મુગ્ધ કરી મુકે છે તો તેઓ પોતે સદેહે કેવા હશે?

**શ્રીમદ્દનો મહાવિદેહ ક્ષેત્રમાં કેવળી તરીકે અવતાર**

શ્રીમદ્ અધ્યાત્મજ્ઞાની આત્મશુદ્ધોપયોગી દેવચંદ્રજી મહારાજ હાલમાં મહાવિદેહક્ષેત્રમાં કેવલી તરીકે વિચરે છે, એમ અનેક મનુષ્યોના મુખે કિંવદંતી તરીકે શ્રવણુ કર્યું છે. સાભળવા પ્રમાણે શ્રીમદ્ના રાગી એક અધ્યાત્મજ્ઞાની શ્રાવકે પારણમાં મહાન તપ કર્યું હતું; તે તપના પ્રભાવે ભુવનપતિ દેવે તેમને સાક્ષાત્ દર્શન આપ્યું હતું; તે વખતે તે શ્રાવકે ભુવનપતિ દેવને શ્રીમદ્ કઇ ગતિમાં ગયા એ પ્રશ્નના ઉત્તરમાં, દેવે કહ્યું કે "શ્રીદેવચંદ્રજી મહાવિદેહક્ષેત્રમા જન્મ્યા છે, અને હાલ કેવળજ્ઞાની તરીકે વિચરે છે અને અનેક ભવ્યજીવોને દેશના દઇને તારે છે." અમદાવાદમા સારંગપુર તળીયાની પોળમા આત્મજ્ઞાની ધ્યાની પરમ વૈરાગી **શ્રી મણિચન્દ્રજી** નામના યતિ સાધુ હતા. તેમણે 'આતમરામેરે મુનિરમે' વિગેરે અપૂર્વ વૈરાગ્યમય સજ્ઝાયો પદ રચ્યાં છે. તેઓ મહા તપસ્વી હતા. તેમના તપ પ્રભાવે તેમની પાસે ધરણેન્દ્રે સાક્ષાત દર્શન દીધું, અને **મણિચન્દ્રજીને** શાતા પુછી. **મણિચન્દ્રજીને** રક્તપીત્તનો મહા ભયંકર રોગ હતો, તે દર્દથી પીડાતા હતા. દેવ **મણિચન્દ્રજીને** વરદાન માગવાનું કહેતા–તેમણે કાંઇજ માગ્યું નહિ. દેવે તેમનો રોગ ટાળવા

વિનંતી કરી પણ તેમણે ના કહી, અને કહ્યું કે, તે રોગ ભોગવ્યા વિના છૂટકો નથી; કર્યાં કર્મ ઉદયમા આવે છે તેનું લ્હેણું રોગ ભોગવીને આપવું જોઇએ. પ્રારબ્ધ કર્મ તો શ્રી તીર્થંકર ભગવાનને પણ ભોગવવા પડે છે તો મારે પણ ભોગવવા જ જોઇએ, કે જેથી પરભવમા કર્મનું લ્હેણું દેણું રહે નહીં. શ્રી **મણિચન્દ્રજીએ** શ્રી ધરણેંદ્રને શ્રીમદની ગતિ વિષે પૂછતા ધરણેન્દ્રે કહ્યુ કે શ્રીમાન દેવચંદ્રજી હાલમા મહા વિદેહ ક્ષેત્રમા કેવલી તરીકે વિચરે છે, શ્રી આનંદઘનજીની ગતિ વિષે પુછતા, તેઓને એકાવતારી જણાવ્યા હતા અને શ્રીમદ્ યશોવિજયજીને પણ એકાવતારી જણાવ્યા હતા. એ વૃદ્ધ શ્રોતા શ્રાવકે અમને એ પ્રમાણે કિંવદન્તી પરપરાથી ચાલતી આવેલી કહી હતી તે અત્ર જણાવી છે. કલકત્તામાં રહેનાર આધ્યાત્મજ્ઞાની સુશ્રાવક હીરજીભાઇએ પણ ઉપરના ભાવવાળી કિંવદન્તી કહી હતી પણ વિસ્તારભયથી અત્ર આપી નથી.

**શ્રીમદ્‌નો ચમત્કાર**

શ્રીમદ્‌ના ચમત્કારો સંબંધી અનેક કિંવદન્તીઓ સાભળવામાં આવે છે. કાશીવાળા મંડળાચાર્ય શ્રી બાલચંદ્ર સૂરિ બહુ વિદ્વાન થઇ ગયા. તેમના સમયમા તેમની સાથે વિચરનાર ૮૦ વર્ષના એક વૃદ્ધ યતિજી (વિજાપુર તાલુકે આજોલમા) આ સંબંધી ઘણું જાણતા ને કહેતા જાણવામા આવ્યા છે. તેમના જણાવ્યા પ્રમાણે તેમના નેવું વર્ષના ગુરુજીના સ્વમુખે તેમણે બાલ્યાવસ્થામાં શ્રીમદ્ સંબધી ઘણી વાતો સાંભળી હતી. તે પૈકી કેટલીક અત્ર દર્શાવવામા આવે છે.—

શ્રીમદે જ્યારે દીક્ષા લીધી ત્યારે તેઓ બાલ્યાવસ્થામા હતા. તેઓશ્રી એક વખતે કાઉસ્સગમા હતા ત્યારે એક ભયંકર સર્પ આવ્યો ને શ્રીમદ્‌ના શરીરપર ચઢવા લાગ્યો, ને શ્રીમદ્‌ના ખોળામા બેઠો. આથી આજુબાજુના લોકો ગભરાવા લાગ્યા પણ શ્રીમદ્ યતકિંચિત પણ ચલાયમાન થયા નહિ. શ્રીમદે કાઉસ્સગ પાળ્યો સર્પ ફૂત્કાર કરતો ખોળામાથી ઉતરી સામે બેઠો. શ્રીમદે તેને શમતા ભાવનાં વચનો કહ્યા તે તેણે મસ્તક ડોલાવીને સાભળ્યા. આવી સ્થિતિ જોઇને અન્ય સાધુઓ શ્રીમદ્‌ને પ્રશંસી—ખરા હૃદયથી તેમના ધૈર્યને વખાણવા લાગ્યા તથા કહેવા લાગ્યા કે શ્રીમદ્‌મા આત્માની નિર્ભય દશા પ્રાપ્ત થઇ છે. શ્રીમદ્ બાલ્યાવસ્થામા એક દિવસમા બસો શ્લોક મુખપાઠ કરતા અને વિસરી જતા ન હતા.

**શ્રીધરણેંદ્રનું બ્રાહ્મણસ્વરૂપે વ્યાખ્યાન સાંભળવા માટે આવાગમન.**

શ્રીમદ્‌ના મોટાકોટમરોટ (મારવાડ) ના ચોમાસામા એક અપૂર્વ ઘટના બની હતી શ્રીમદ્‌ની દેશના (વ્યાખ્યાન શૈલી) અદ્‌ભુત અને આત્મસ્વરૂપની ચાલતી હતી. દરરોજ વ્યાખ્યાનમા સર્વ દર્શનના હજારો શ્રોતાઓ આવતા હતા તેમના વ્યાખ્યાનમા એક વૃદ્ધ બ્રાહ્મણ જેવો મનુષ્ય હમેશા આવતો હતો. તે કોણ હતો તેની કોઇને ખબર પડતી નહોતી શ્રીમદ્ મહામહોપાધ્યાયશ્રી યશોવિજયજી કૃત જ્ઞાનસારનું દરરોજ-વ્યાખ્યાન કરવામા આવતું હતું, અને શ્રીમદ્ તેનું અનુભવ પૂર્વક ઉંડા ઉતરીને વ્યાખ્યાન કરતા હતા. તેથી શ્રોતાઓના આત્માઓમા જ્ઞાનાનંદરસ છવાઇ જતો હતો પેલો વૃદ્ધ બ્રાહ્મણ પણ આનંદથી ઉલ્લસિત બની જતો હતો. તે બોલતો નહોતો તથા

વ્યાખ્યાન પૂર્ણ થયા બાદ ક્યા જતો તે કોઇ જાણી કે જોઇ શકતું નહતું. એક વખતે રાત્રે તે બ્રાહ્મણ ઉપાશ્રયમા આવ્યો ને શ્રીમદ્દને વંદના કરી બેઠો. તે વખતે અન્ય સાધુઓ પણ જાગતા હતા. વૃદ્ધ બ્રાહ્મણે જણાવ્યું કે ' હું ધરણેન્દ્ર છું, તમારી આત્મસ્વરૂપની દેશના મ્હેં ચાર માસ સુધી સાભળી છે. આ વખતે ભરત ક્ષેત્રમા તીર્થંકરની પેઠે આત્મસ્વરૂપની વ્યાખ્યા તમે કરો છો તેથી હું ઘણો પ્રસન્ન થયો છું. ધરણેન્દ્રે શ્રીમદ્દને કાઇક માગવાનું કહેતા શ્રીમદે અનત દુખનો નાશ કરનાર અને સુખને પ્રકટાવનાર આત્માના શુદ્ધોપયોગ વિના અન્ય વસ્તુની ચાહના રહી નથી એમ સ્પષ્ટ જણાવ્યુ આ સાભળી ધરણેન્દ્રે તેમને ધન્યવાદ આપ્યો. ધરણેન્દ્રે સર્વ સાધુને પોતાની પ્રતીતિ થવા માટે એકદમ ઉત્તર વૈક્રિય શરીર પ્રકટ કરી બતાવતા સર્વની આખો અજાઇ ગઇ. આથી સાધુઓને શ્રીમદ્ મહા પુરુષ છે અને તેમના વચન આરાધ્ય છે એવો નિશ્ચય થયો મહાત્માઓ દેવતાઓને આરાધતા નથી તોપણ તેમના જ્ઞાન-ગુણથી ખેચાઇ તેઓ સ્વયં તેમની પાસે આવે છે. આધ્યાત્મજ્ઞાની મહાત્માઓમા અનેક પ્રકારની લબ્ધિઓ ( સિદ્ધિઓ ) પ્રકટે છે તેમા કાઇ આશ્ચર્ય સરખું નથી.

**શ્રીમદ્દને શાંત થઇ પગે લાગેલો સિંહ.**

શ્રીમદ્ એક વખત પંજાબ તરફ વિહાર કરતા હતા. પર્વતની પાસે થઇને જવાનો રસ્તો હતો. પર્વતની નીચે એક સિંહ બેઠેલો હતો, ને ઘણી વખત ત્યાથી પસાર થનાર પ્રવાસીઓને તે ખાઇ જતો. શ્રીમદ્ ત્યાથી જવા લાગ્યા ત્યારે ઘણા લોકોએ તેમને ત્યા થઇને જવા ના કહી, પણ તેઓશ્રી પાછા વળ્યા નહિ અને જણાવ્યું કે ' મારે સમસ્ત વિશ્વના પ્રાણી માત્ર ઉપર મૈત્રીભાવ છે, માટે ભય શો ? ' તેઓ તત્પશ્ચાત જ્યા સિંહ બેઠો હતો ત્યા થઇને જવા લાગ્યા. આ વખતે આવો પ્રસંગ જોઇ ઘણા ગૃહસ્થો પણ સાથે જ રહ્યા હતા. પેલા સિંહ પાસે શ્રીમાન્ આવી પહોચ્યા ને તેમને જોઇ સિંહ બરાડી ઉઠ્યો અને શ્રીમદ્દની પાસે આવી તેમના પગે પડી સામે ઉભો રહ્યો શ્રીમદે તેને કરુણ-દ્દષ્ટિએ શાત કર્યો, તે પછી તે ચાલ્યો ગયો. પાછળ આવનાર ગૃહસ્થો આ દૃશ્ય જોઇ આશ્ચર્યચકિત થઇ ગયા. **अहिंसा धर्म प्रतिष्ठायां तत्सन्निधौ वैरत्याग** આ મહાન્ સૂત્ર સત્ય થયુ અને ખરેખર જ મહાનુભાવના વૈર રહિત અને વિરક્ત પણ કરુણાથી ભરેલા હૃદયની છાપ તેમના પ્રશાત મુખ પર છવાય છે ને સાત્વિક ભાવ ભર્યા મહાત્માઓની સાત્વિકતા-પવિત્રતાની પાસે આસુરી ભાવવાળા પ્રાણીઓ પણ સાત્વિક બની શાત થઇ જાય છે જ.

**જામનગર જૈન દેરાસરનાં તાળાં તુટયાં.**

પૂર્વે જામનગરમા મુસલમાનોનુ જોર ઘણુ વધી ગયું હતું અને તેથી ત્યાના એક જૈન દેરાસરનું ભોયરૂં ખોલી તેમા તમામ પ્રતિમાઓ ભંડારવામા આવી હતી. મુસલમાનોએ જબરીથી તે દેરાસરનો કબજો લઇ મસીદ તરીકે તેનો ઉપયોગ કરવા માડયો હતો. કેટલોક વખત વીત્યે મુસલમાનોનું જોર ઘટયે, અને હિન્દુ રાજ અમલમા જૈનોએ આ મંદિરનો કબજો મેળવવા રાજા પ્રત્યે ફરિયાદ કરતા કાઇ ન વળ્યુ. બાલુથી

ને અંદરથી આ જૈનમંદિર હતું એમ અહારે વર્ણ કબુલ કરતી હતી છતા ચમત્કાર વિના નમસ્કાર થાય તેમ ન હતું. એવામા શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજ ત્યાં આવી પહોચ્યા તેમણે રાજા સમક્ષ તે જૈન દેરાસર હતું એવું તથા મુસલમાનોએ મસીદ હોવાનું સાબીત કરવા પ્રયત્ન કર્યા છેવટે રાજાએ ઠરાવ કર્યો કે દેરાસરને તાળા લગાવવામા આવે અને જે પોતાના પ્રભુના નામે પ્રાર્થના કરી ઉઘાડી શકે તેને તેનો હક્ક આપવામા આવશે. ફકીરો પ્રથમ કુરાનાદિ પ્રાર્થનાથી મથ્યાં પણ કાંઇ ન વળ્યું. પછી શ્રીમદે જીનેંદ્ર ભગવાનની સ્તુતિ કરી કે તડાક દઇને તાળાં તુટી હેઠે પડયા અને વૃદ્ધ શ્રાવકોએ રાજાને તે દેરાસરના ગુપ્ત ભોંયરામાથી જૈન પ્રતિમાઓ બતાવવા શ્રીમદ્‌ને વિનતી કરી. ભોંયરાનાં તાળા પ્રભુસ્તુતિથી તુટતા—ઉઘડતા-ગડારેની સંખ્યાબંધ પ્રતિમાઓ બતાવી તત્પશ્ચાત તે મૂર્તિઓની પુનઃ તે દેરાસરમા વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરવામા આવી. શ્રીમદ્‌ના ચમત્કારો દેખીને જામનગરના રાજા તથા પ્રજા ખુશ થઇ ગયા તથા જૈનધર્મની પ્રસંશા સર્વત્ર પ્રસરી શ્રી કૃપાચંદ્રસૂરિજી તથા અન્ય સાધુઓ અને વૃદ્ધ શ્રાવકોના મુખથી આ વાર્તા જણાઇ છે. આત્માની અનંત શક્તિ છે, આત્માની જેઓ ઉપાસના કરે છે તેઓ પરમાત્માની પેઠે શક્તિઓ ફોરવી શકે છે. અરે જ્ઞાની ધ્યાની મહાત્માઓ સ્વયં ચમત્કાર રૂપજ છે ॥ **अहो अनंतवीर्योऽयमात्मा विश्वप्रकाशक । त्रैलोक्यं चालयत्येव ध्यानशक्तिप्रभावत. ॥ ज्ञानार्णव ॥** અનંત વિર્યરૂપ આત્મા છે, અને તે વિશ્વનો પ્રકાશક છે અને ધ્યાનશક્તિના પ્રભાવે ત્રણ લોકને ચલાયમાન કરવા તે શક્તિવાન છે

**સિદ્ધાચળપર કાગડા આવતા બંધ કર્યા.**

શ્રીમદે શ્રી સિદ્ધાચળજીની યાત્રા ઘણી વાર કરી છે. ત્યા શ્રીમદે વિહરમાન વીશી રચી હતી. 'રૂષભજીણંદશુ પ્રીતડી' એ સ્તવન કિંવદન્તી પ્રમાણે શ્રીમદે અહિંજ પ્રભુ પાસે રચ્યું હતું દુષમકાળ યોગે શ્રીસિદ્ધાચળજી પર કાગડાઓ આવવા લાગ્યા. કાગડાઓનું આ મહા તીર્થ પર આવવુ અનિષ્ટકારક ગણવામા આવે છે આ કાગડાઓનો ઉપદ્રવ બંધ કરાવવાના અન્ય અનેક પ્રયત્નો વ્યર્થ જતાં શ્રીમદે સં. ૧૮૦૪ મા જ્યારે પોતે શા કચરા કીકાના સંઘમા સિદ્ધાચળજી પધાર્યા ત્યારે શ્રીસંઘની વિનતીથી શાંતિસ્નાત્ર ભણાવી, પર્વતની ચારે બાજુ શાંતિજળની ધારા દેવરાવી કાગડાઓ આવતા બંધ કર્યા આ ચમત્કારથી સર્વત્ર આનંદ શાંતિ છવાયા. શ્રીમદ્ યશોવિજયજી તથા શ્રીજ્ઞાનવિમળસૂરિજીએ પણ પ્રસંગોપાત આવા ચમત્કારો કર્યા છે. પ્રસંગ વિના મહાત્માઓની શક્તિના દર્શન થતા નથી તેમજ જ્ઞાનીઓ વાદીની પેઠે જ્યા ત્યા ને જ્યારે ત્યારે પોતાની શક્તિઓનું પ્રદર્શન કરાવતા પણ નથી.

શ્રીમદે મારવાડમા સંઘ જમણ પ્રસંગે ગૌતમ સ્વામિના ધ્યાનથી એક હજાર શ્રાવકો જમે તેટલી રસોઇમા આઠ હજાર શ્રાવકોને જમાડવાની મંત્રશક્તિ વાપરી હતી વળી અનેક પ્રકારની અવધાનોની શક્તિ પણ શ્રીમદ્‌નામા ખીલી હતી પણ તેઓ પ્રસંગ વિના કોઇને તે જણાવતા નહિ હાલની પેઠે તે વખતે મહાત્માઓ અવધાનોના ખેલો કરતા ન હતા.

શ્રીમદ્ દેવચંદ્રજી ઉપાધ્યાયે આગમોમાંથી સારમાં સાર તત્ત્વ જે દ્રવ્યાનુયોગ કહેવાય છે, તેનો સારભાગ ખેંચીને ગ્રંથોની રચના કરી છે. દ્રવ્યાનુયોગ જ્ઞાન, અધ્યાત્મજ્ઞાન, શાંત અને વૈરાગ્ય રસ તો તેઓના ગ્રંથોમાંથી જ્યાં ત્યાં નીતર્યા જ કરે છે. તેઓના ગ્રંથોરૂપી સરોવરો ખરેખર તત્ત્વજ્ઞાનથી છલકાઇ જ જાય છે. તેમના ગ્રંથો પૈકી આગમસાર, નયચક્ર અને વિચારસાર એ ત્રણ ગ્રંથો તો ખાસ તત્ત્વજ્ઞાનથી ભરેલા છે. એ ત્રણ ગ્રંથોનો ગુરુગમપૂર્વક અભ્યાસ કરવાથી સર્વ આગમોમાં પ્રવેશ કરી શકાય છે, તે પાર પામી શકાય છે. અનંત જ્ઞાનસાગરનો પાર નથી, પણ તેમાં પ્રવેશ થવા માટે એ ત્રણ ગ્રંથો ઘણા જ ઉપયોગી છે. પ્રશ્નોત્તર નામનો શ્રીમદ્ કૃત ગ્રંથ ખરેખર અનુભવજ્ઞાનથી ભરપૂર છે. અનેક જૈનશાસ્ત્રો વાંચ્યા બાદ પ્રશ્નોત્તર ગ્રંથમાં કરેલા પ્રશ્નોના ઉત્તરાર્થનો અનુભવ થઇ શકે એમ છે. અધ્યાત્મજ્ઞાનમા ઉંડા ઉતરવા માટે શ્રીજ્ઞાનસાર પર કરેલી શ્રી જ્ઞાનમંજરી ટીકા અપૂર્વ છે. આત્મજ્ઞાન સંબંધી જૈનોમાં, ભગવદ્‌ગીતાથી પણ કોઇ મહાન્ સત્વપૂર્ણ ગ્રંથ હોય તો તે જ્ઞાનસાર ગ્રંથ છે. તેના પર શ્રીમદે ટીકા રચીને પોતાના અધ્યાત્મજ્ઞાન સંબંધી વિચારોને જીવતા મૂકી ગયા છે. અર્વાચીન કાળમાં જ્ઞાનસારની મહત્તા ઉપયોગિતા સર્વત્ર પ્રસાર ને પ્રચાર પામી છે. અધ્યાત્મ જ્ઞાનીઓનું જ્ઞાનસાર ગ્રંથ આનંદમય હૃદય છે અને તેના પર ટીકા રચીને શ્રીમદે જ્ઞાનસારની મહત્તામાં વૃદ્ધિનો પ્રકાશ પાડયો છે. શ્રીમદ્ ઉપાધ્યાય શિરોમણી શ્રીમદ્ યશોવિજયજીનો છેલ્લામાં છેલ્લો અધ્યાત્મ જીવનરસનો ઝરો જેમાં વહ્યો છે તે ગ્રંથ ખરેખર જ્ઞાનસાર છે અને શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજની છેલ્લી જીંદગીનો અધ્યાત્મજ્ઞાન રસનો જીવતો ઝરો તેમાં વહ્યો છે. પછી તેમાં રહેલા અધ્યાત્મજ્ઞાનાનંદરસની મીઠાશ સંબંધે શું પુછવું?

**શ્રીમદ્ રચિત ગ્રંથોનો સાર.**

શ્રીમદ્ રચિત ચોવીશીમા જ્ઞાન અને ભક્તિનો રસ છલકાઈ જાય છે. શ્રીમદ્‌ના ગ્રંથોમાં ષડ્દ્રવ્ય નવતત્ત્વ, કર્મવ્યાખ્યા, સાતનય, સપ્તભંગી અનેક પક્ષ, આગમ વ્યાખ્યાન, આત્મતત્ત્વસ્વરૂપદર્શન વિગેરે સર્વ બાબતોનું વિવેચન કરવામા આવ્યું છે. એકંદર રીત્યા તેમના ગ્રંથોમાં જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ, ઉપાસનાયોગ વિગેરે સર્વ યોગોનું સ્વરૂપ આવ્યું છે. શ્રીમદ્ સનાતન જૈનમાર્ગોપદેશક હતા. શ્રીમદે જિનેશ્વરની પ્રતિમાને પુષ્પો ચઢાવવાના પાઠોને આગમના આધારે દર્શાવ્યા છે. તેમા ખુબી એ છે કે તેમણે મગજની સમતોલતા ખોઇ નથી. તેમના શબ્દોમા મધુરતા, સ્નેહ ને આકર્ષકતા છે. દીર્ઘકાલીન જૈન તત્ત્વજ્ઞાનની દિશા દેખવી હોય તો, વા તેની ઝાંખી કરવી હોય તો તેમના ગ્રંથોનો ગુરુગમ પૂર્વક અભ્યાસ કરવાની જરૂર છે. પાકેલી કેરીનો કોઇ રસ કાઢી લે તેવી રીતે તેમણે જૈન શાસ્ત્રોમાથી રસ કાઢીને આગમસાર નયચક્ર-વિચારસારાદિ ગ્રંથો રચ્યા છે.

**શ્રીમદ્‌નો શિષ્યસમુદાય.**

શ્રીમદ્‌ના શિષ્યભૂત સાધુઓ અને સાધ્વીઓ હતાં કે નહિ તે હજી ચોક્કસ થતું નથી. મહા પ્રખ્યાત પુરુષોની પાછળની સંતતિ તેવા પ્રકારની હોતી નથી. કહેતો દેવતાની પાછળ કોલસા જેવું થાય છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની પાછળ તેમની સંતતિપરંપરા વહી નથી. શ્રીમદ્ યશોવિજયજીની પાછળ શિષ્યો હતા પણ તેમની પરંપર વહી

નથી શ્રીમદ્ આનદઘનજીની પાછળ સાધુ શિષ્યો જણાયા નથી. તેમની પાસે ઉપદેશ શ્રવણ કરનાર શ્રાવક શિષ્યો તો ઘણા હતા. શ્રીમદ્દનો પ્રતિબોધિત શ્રાવક સમુદાય તો અનેક દેશોમા હતો તેમના ભક્ત શ્રાવકોએ તેમની બનાવેલ અધ્યાત્મગીતાને સુવર્ણના અક્ષરે લખાવી હતી. શ્રીમદ્દની ચોવીશી વર્ષોપર એક જ હાથે લખાયલી સાર્થ–ઘણા સુન્દર સુવર્ણ ર ગોથી પરિપૂર્ણ સારી જળવાયેલી આ લેખકને ત્યા મોજૂદ છે તે જોઇ આફ્રીન બોલી જવાય છે ને તેમના ભક્તોની ભક્તિ ને ગુરુપ્રેમ માટે માન ને પૂજ્યભાવ પ્રકટે છે આવા જ ગુરુપ્રેમી ભક્ત શ્રાવકોએ શ્રીમદ્દના ગ્રંથોનો પ્રચાર સર્વ દેશોમા કરી દીધેલો હતો એ તેમની ગુરુભક્તિની ઉત્તમતા હતી શ્રીમદ્દના સાધુ શિષ્યો હોત તો તેઓ કોઇપણ ઠેકાણે કાઇપણ લખ્યા વિના રહ્યા ન હોત. આથી શ્રીમદ્દના શિષ્ય પરિવારમા કોઇ વિદ્વાન ઉદ્ભવ્યા જણાતા નથી.

**ઉપકાર પ્રદર્શન.** આ જીવન અને ગુર્જર સાહિત્ય વિષયક નિબધ પૂર્ણ કરતા પહેલા વાચક વર્ગ, વિદ્વાન વર્ગ અને જ્ઞાની પુરુષોની પાસે, લખાણમા રહી ગયેલા દોષો સ્ખલત અશુદ્ધિ વગેરે માટે બે હાથ જોડી ક્ષમા માગું છુ કારણ હું છદ્મસ્થ અને બાલજીવ છુ તો આ નિબધમા દ્રષ્ટિદોષથી વા મંદ બુદ્ધિને લઇ રહેલી અપૂર્ણતા ને ભૂલો માટે ક્ષમા યાચતા આ લખાણ માટે જો કોઇ પણ મારા મહાઉપકારક હોય તો તે પ્રાતસ્મરણીય આચાર્ય મહારાજજી કવિરત્ન–સમદ્રષ્ટિ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી જ છે. તેમની પૂર્ણ દયા પ્રયાસ અને સદ્બોધથી આ નિબધ હું લખી શક્યો છુ તથા મહારા અધ્યાત્મજ્ઞાનરસિક પૂજ્ય પિતાશ્રી જેઓ શ્રીમદ્ સૂરીશ્વરજીના અનન્ય ભક્ત અને અધ્યાત્મજ્ઞાનના અનન્ય જીજ્ઞાસુ છે તેમની પ્રોત્સાહન પૂર્ણ પ્રેરણા અને વાત્સલ્યપૂર્ણ સહાય વડે જ આ નિબંધ પૂર્ણતયા હું આલેખી શક્યો છુ માટે તેમનો અત્ર અતિ ભક્તિભાવે પૂજ્યભાવે ઉપકાર માનું છું ને જૈન સાહિત્યના પરમપ્રેમી ભાવનગર નિવાસી સુશ્રાવક શેઠ કુંવરજીભાઇ આણદજી કે જેમની પ્રેરણાથી આ નિબંધ પ્રચાર કરવામા મને સરળતા થઇ તથા પરિષદ્ કે જેના નિમિત્તે આવા અપૂર્વ નિબંધો પ્રકાશમા આવી શકે છે તેમનો અત્ર આભાર માનું છુ. આ નિબંધ વિશ્વના હિત ઉપકાર ને સદ્બોધ દ્વારા સૌના આત્મ કલ્યાણને અર્થે હો એમ ઇચ્છી પૂર્ણ કરી વિરમું છું



परिशिष्ट १

# महोपाध्याय श्रीमद् देवचन्द्रमहाराज अने तत्कृत पुस्तको.



ज्ञानदर्शनचारित्र–व्यक्तरूपाय योगिने
श्रीमते देवचन्द्राय, सयताय नमोनमः ॥ १ ॥
द्रव्यानुयोगगीतार्थो, व्रताचारप्रपालकः
देवचन्द्रसम साधुरर्वाचीनो न दृश्यते ॥ २ ॥
वाचकस्य महारागी, सर्वजैनोपकारकः
संप्रति यस्य सद्ग्रंथैस्तत्त्वबोध प्रजायते ॥ ३ ॥
आत्मोद्धारामृतं यस्य, स्तवनेषु प्रदृश्यते
विविधतापतप्ताना, पूर्णशान्तिप्रदायकम् ॥ ४ ॥
आनन्दघनगीतार्थ–पदरतवनपूजक
गच्छे खरतरे तस्य, समः कोऽपिनयोगिराद ॥ ५ ॥
आत्मशमामृतस्वादी, शास्त्रोद्यानविहारवान्
यत्कृतशास्त्रपाथोधौ स्नानं कुर्वन्ति सज्जना ॥ ६ ॥
सिद्धान्तपारदृष्य यो, गुणानुरागिशेखरः
माध्यस्थ्यं यस्य सचित्ते, तस्मै नित्यं नमोनमः ॥ ७ ॥
गुर्जरोर्व्यां च सौराष्ट्रे मेदपाट च मालवे
लाटदेशे च पञ्जावे, मरुदेशे स्वपादतः ॥ ८ ॥
विहाराश्चकृतानेके, लोकाना बोधहेतवे
ज्ञानिने देवचन्द्राय, पूर्णप्रेम्णा नमोनमः ॥ ९ ॥
संभूत अन्तरात्मा य, आत्मानुभववेदकः
अप्रमत्तदशायोगी, जिनेन्द्राणाममेचकः ॥ १० ॥
श्रुतागमप्रलीनाथ भक्ताय ब्रह्मरागिणे
चिदानन्दस्वरूपाय, सर्वसंघस्य रागिणे ॥ ११ ॥

ध्यानसमाधिरक्ताय, विश्ववन्द्यायसाधवे
श्रीमते देवचन्द्राय, पूर्णप्रीत्या नमोनमः ॥ १२ ॥
जैनसंघस्य सेवायै, सर्वस्वार्पणकारिणे
श्री ते देवचन्द्राय, शुद्धात्मने नमोनमः ॥ १३ ॥
भारत जैनसंघे यः, प्रादुर्भूतो महामुनिः
मोहतमाविनाशेन, देवचन्द्रो हि भास्करः ॥ १४ ॥
शीतलः सर्वलोकानामान्तरशान्तिकारकः
क्षमा पृथ्वीसमा यस्य, गाभीर्यं सागरोपमम् ॥ १५ ॥
धैर्यं मेरुसम यस्य, गंगावान्निर्मलं मनः
तस्मै श्रीदेवचन्द्राय पूर्णप्रीत्या नमोनम ॥ १६ ॥
कार्यो धर्ममयो यस्य, वचश्च विश्वपावकम्
मनआत्मनिसलग्नमात्मालनिः प्रभौसदा ॥ १७ ॥
तस्मै श्रीदेवचन्द्राय, त्यागिने धर्मरागिणे
नमः श्रीविश्वपूज्याय, विश्वकल्याणकारिणे ॥ १८ ॥
भावमेघस्वरूपाय विश्वोपग्रहकारिणे
नम श्रीदेवचन्द्राय सिद्धांतपारगामिने ॥ १९ ॥
सर्वगच्छेषु माध्यस्थ्यं, यस्य सत्यं प्रतिष्ठितम्
तस्मै श्रीदेवचन्द्राय, पूर्णप्रीत्या नमोनम ॥ २० ॥
स्वपरगच्छमाध्यस्थ्य, यस्य ज्ञानेन शोभते
सर्वं गच्छसम ! श्रीमद् ! देवचन्द्र नमोऽस्तुते ॥२१॥
तपागच्छीय साधुभिः सार्धं मैत्री प्रवर्तक
आदर्शो देवचन्द्रोऽभूत् सर्वसाधुशिरोमणि ॥ २२ ॥
देवचंदकृत ग्रन्थान्, स्तुवेऽह भक्तिभावतः
अमृतसागरा यत्र, विद्यन्ते सुखकारकाः ॥ २३ ॥
गुणानुरागयोगेन, देवचन्द्रमहामुनेः
स्तुतिःकृता तपागच्छे, बुद्धिसागरसूरिणा ॥ २४ ॥
गुणीनां गुणरागेण, व्यक्ताभवन्ति सद्गुणाः
दोषा स्त्याज्या गुणाःग्राह्या भाषते बुद्धिसागरः ॥२५॥

आचार्य श्री बुद्धिसागरजी सूरिश्वरजी.

# ૧૧ કવિવર સમયસુન્દર.



( લેખક: રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઈ. )

જૈન સાધુઓ ભારતની એક ધાર્મિક સંસ્થા છે અને પોતાના આચાર-નિયમ પ્રમાણે શ્રમણશીલ-પરિવ્રાજક છે. એક વર્ષમાં એકી સાથે ચાતુર્માસ એક સ્થળે ગાળવું તેમને અપરિહાર્ય છે, જ્યારે બાકીના આઠ માસમાં એક ગામથી બીજા ગામ અપ્રતિહત વિહાર કરી દરેક સ્થલે ઉપદેશ આપતા રહી વિહાર કર્યે જાય છે. લગભગ પચીસસો વર્ષ પહેલા થયેલા ધર્મ સંસ્થાપક શ્રી મહાવીરના અનુયાયી જૈન શ્રમણોની સંસ્કૃતિ સમયધર્મ પ્રમાણે અનેક ઉદય અને અસ્તના હિંડોળે હીંચીને હજુ સુધી પણ અખંડપણે ચાલી આવી છે. તે શ્રમણ-પંથે સ્થાપેલા દયા ધર્મની અસરથી ભારતમા હિંસક યજ્ઞયાગ બંધ પડયા એટલુ જ નહિ પણ જાતિભેદના જુલમને ત્રણ સૈકાઓ સુધી વિશેષ અવકાશ મળ્યો નહિ. વિશેષમા કાવ્ય, નાટક, કથા-ભાષા વગેરે સાહિત્ય પ્રદેશમા પણ તે શ્રમણોએ દરેક શતકમા-દરેક યુગમા અન્ય પંથોની સાથે સાથે પ્રબળ ફાળો આપ્યો છે, અને એ સત્યની પ્રતીતિ તેના સાહિત્યનો ઇતિહાસ લખાશે ત્યારે અતિ સ્પષ્ટ રીતે અને જરૂર થશે.

સંસારની ઉપાધિઓના બંધનથી મુક્ત એવા નિર્બંધ પંખીઓ પેઠે વિચરતા માત્ર ધર્મપરાયણ જીવન ગાળવા નિર્માએલા સાધુઓના સૂર વિશ્વબંધુ-ભાવના, પ્રભુભક્તિના, અને નીતિના ઉપદેશના ગીતો ગાવામા જ નીકળી શકે. પોતપોતાના જમાનાની ભાવનાઓને વ્યક્ત કરવી, પોતાના સમયના જૂદા જૂદા આદર્શોને અને નોખા નોખા વહેતા લાગણી-પ્રવાહોને એકત્ર કરી પયગમ્બરી વાણીમા તેનું ઉદ્બોધન કરવું એ કવિઓનું કર્તવ્ય છે. સામાન્ય લોકોના દિલમા જે સુન્દર ભાવો જાગે-પણ જે સમજવાની કે સમજાવવાની તેમનામા તાકાત નથી-તેમને ભાષા આપવી, તેમને અમર વાણીમા વ્યક્ત કરવા એ કવિઓનું કાર્ય છે. નિર્બંધ પંખીઓમા કોકિલા જેવું શ્રમણશાળી પંખી ભાગ્યે જ જોવામાં આવશે. આવા કવિપરભૃતો જૈન સાધુઓએ પ્રાન્ત પ્રાન્ત અને દેશેદેશ વિહાર કરી પોતાના કાવ્યનો ટહુકો લોકોને સંભળાવ્યો છે. આ પૈકી એક કવિપરભૃતનો પરિચય કરાવવાની આ નિબંધની ઉમેદ છે.

તેમનું નામ કવિવર સમયસુન્દર. તેમનો કાળ વિક્રમનો સત્તરમો શતાબ્દિ છે. તેમને સંવત્ ૧૬૪૯ મા વાચનાચાર્ય-ઉપાધ્યાય પદ લાહોરમા મળ્યુ હતું. એમનો પ્રથમનો ગ્રંથ 'ભાવશતક' સં૦ ૧૬૪૧ મા રચેલો મળી આવે છે, તેથી તે વખતે તેમની ઉમર ૨૧ વર્ષની ગણીએ તો તેમનો જન્મ સં૦ ૧૬૨૦ માં મૂકી શકાય કે જે વખતે તેમના દીક્ષા-ગુરુ સકલચંદ્ર ઉપાધ્યાયના દીક્ષાગુરુ જિનચંદ્રસૂરિને સૂરિપદ ( ૧૭ વર્ષની વયે, સંવત્ ૧૬૧૨ મા ) મળ્યાને આઠ વર્ષ થઇ ગયા હતા. તેમનો છેલ્લો ગ્રંથ સં૦ ૧૬૯૭ લગભગનો મળી આવે છે તેથી તેઓ સં૦ ૧૬૨૦ થી ૧૭૦૦ સુધી-૮૦ વર્ષ જેટલુ જીવન ગાળી શકયા હતા એ પ્રાયઃ નિશ્ચિત થાય છે.

- વિ. ૬ ૧૭.

## તત્કાલીન સ્થિતિ.

ખરતર ગચ્છ અને તપાગચ્છ વચ્ચે લાંબા વખતથી સ્પર્ધા અને વિખવાદ ચાલ્યા આવતા. એ વિખવાદ સત્તરમા શતકના પૂર્વાર્દ્ધમાં વધી પડયો હતો. શ્વેતામ્બરો અને દિગંબરો વચ્ચેનો વિરોધ તો બહુ જૂનો હતો પણ સં. ૧૧૭૬ માં સિદ્ધરાજના દરબારમાં વાદિદેવ નામના શ્વેતામ્બર સૂરિએ કુમુદચંદ્ર નામના દિગમ્બરાચાર્યને શાસ્ત્રાર્થમાં હરાવી દિગમ્બરોને ગૂજરાતના રાજ્યની હદપાર કરાવ્યા-તે પછી એ બંનેનાં કાર્ય કરવાનાં ક્ષેત્રો બહુધા જૂદા પડી ગયાં હતાં ને તેથી એમના વચ્ચેનો વિરોધ પણ મોળો પડી ગયો હતો. પણ બીજી બાજુએ શ્વેતામ્બર મૂર્તિપૂજકમાથી જુદા પડી લુંકામત અને બીજા મત નીકળ્યા પછી તેમની સાથેનો વિરોધ પ્રબળ થઇ પડયો હતો. શ્વેતામ્બર મતના ખરતર અને તપગચ્છ વચ્ચેની મતામતી પણ પ્રબળ થઇ પડી હતી અને તેમાં ધર્મસાગર ઉપાધ્યાયજી નામના તપગચ્છીય વિદ્વાન-પણ-ઉગ્રસ્વભાવી સાધુએ કુમતિકંદકુદ્દાલ ( યાને પ્રવચન પરીક્ષા ) નામનો ગ્રંથ બનાવી તપગચ્છ સિવાયના અન્ય સર્વ ગચ્છ અને મત સામે અનેક આક્ષેપો મૂક્યા. આથી તે સર્વ મતો ખળભળી ઉઠયા; અને તેનું જો સમાધાન ન થાય તો આખા જૈનસમાજમાં દાવાનળ અગ્નિ પ્રકટે. આ વખતે જોખમદાર આચાર્યોથી વચ્ચે પડયા વગર રહી શકાય નહિ, તેથી તપગચ્છાચાર્ય શ્રી વિજયદાનસૂરિએ ઉપરોક્ત ગ્રંથ પાણીમાં બોળાવી દીધો અને તેને અપ્રમાણ ઠેરવ્યો. તેમણે જાહેરનામું કાઢી 'સાત બોલ' ની આજ્ઞા કાઢી એક બીજા મતવાળાને વાદ-વિવાદની અથડામણ કરતા અટકાવ્યા, પણ આટલાથી વિરોધ જોઇએ તેવો ન શમ્યો તેથી વિજયદાનસૂરિ પછી આચાર્ય હીરવિજયસૂરિએ ઉક્ત 'સાત બોલ' એ નામની બાર આજ્ઞાઓ જાહેર કરી હતી. (સં૦ ૧૬૪૬.) આથી જૈન સમાજમાં ઘણી શાન્તિ આવી, અને ખરતર ગચ્છના અને તપગચ્છના આચાર્યો એક બીજાની નિન્દામા ન ઉતરતા જૈન ધર્મનો પ્રભાવ અન્ય સમાજમા અને રાજદ્વારમાં પાડવા માટે પ્રયત્નશીલ થયા.

વિક્રમનો સત્તરમો સૈકો જૈનો માટે ઘણો પ્રતાપી હતો. તે સદીમાં મહાન મોગલ સમ્રાટ અકબર, જહાંગીર અને શાહજહા ( સં૦ ૧૬૧૨ થી સં૦ ૧૭૧૪ ) એ ત્રણુ શહેનશાહોએ સમગ્ર ભારતવર્ષમા રાજ્યસત્તા જમાવી રાખી લોકોમાં આબાદી અને શાન્તિની સ્થિરતા કરી. અકબરે સ૦ ૧૬૨૪ મા ચિતોડ, ૧૬૨૫ મા રણથંભોર અને કાલંજરના કિલ્લા જીતી લીધા અને સં૦ ૧૬૨૯ મા અમદાવાદમા પોતાનો વાવટો ફરકાવ્યો. પછી વડોદરા, ચાપાનેર, સુરત એ સઘળો મિર્ઝાંઓએ કબજે કરેલો મુલક તેઓને હાંકી મેલી, પોતાના રાજ્ય તળે મૂકી અકબર આગ્રે આવ્યો. ત્યારપછીના ત્રણ વર્ષમા બિહાર અને બંગાલા હાથ કર્યાં. સામાન્યે સર્વ સ્થળે શાંતિ પ્રસરી. આ સૈકામા શ્વેતામ્બર જૈન સાધુઓ સંસ્કૃત પ્રાકૃત અને સ્વભાષા-લોકભાષામા સાહિત્ય વિશેષ વિશેષ ઉત્પન્ન કરવા લાગ્યા. તપગચ્છીય પ્રભાવક મહાપુરુષ હીરવિજયસૂરિએ તથા તેમના શિષ્ય ઉપાધ્યાય શાન્તિચંદ્ર આદિએ; ખરતર ગચ્છીય જિનચંદ્રસૂરિએ; અને નાગપુર તપગચ્છીય પદ્મસુંદર ઉપાધ્યાયે અકબર બાદશાહને જૈન ધર્મનું સ્વરૂપ સમજાવી તેની તેના પ્રત્યે સદ્ભાવના ખેચી અનેક જૈન તીર્થ સંબધી ફરમાનો, જીવ-વધ-બંધની આજ્ઞાઓ અને પુસ્તકો, સ્થાન વગેરેનાં ઇનામો પ્રાપ્ત કર્યાં. જહાંગીરે તપગચ્છી વિજયસેનસૂરિ અને ખરતરગચ્છી

જિનસિંહસૂરિને મોટા ધાર્મિક બિરૂદો આપ્યા, અને શહાજહાએ પણ સહાનુભૂતિ દાખવી. આ સામાન્ય રીતે શાંતિની શતવર્ષીમા અન્ય ધર્મોમા પણ ઘણી જાગૃતિ આવી અને સાહિત્યવૃદ્ધિ થઇ.

સં૦ ૧૬૦૦ મા તળ અમદાવાદમા જન્મનાર દાદુજીએ ત્યાગી ફકીર બની જયપુરમાના રાજ્યમા ઘણો જીવન-કાળ કાઢી ૧૬૪૨ મા અકબર સાથે ધર્માલાપ કર્યો વેદાન્તજ્ઞાન સામાન્ય મનુષ્યોને ગળે ઉતારવા સરલ રીતિથી લોક-ગમ્ય ભાષામા ઉપદેશ કર્યો મુખ્ય વાત એ હતી કે

આપા મટૈ, હરિ ભજૈ, તન મન તજૈ વિકાર,
નિર્વૈરી સબ જીવસો, દાદુ યહુ મત સાર.

એક પરમેશ્વર જગતનો સાર છે. તે પરબ્રહ્મ ઇષ્ટદેવ તે 'રામ' છે. તેની ઉપાસનાથી સુખની પ્રાપ્તિ થાય છે. જગતના સુખો તેની પાસે નિસાર છે. તે પરમ આનંદમય સુખ પ્રાપ્ત કરવા દાદુ દયાલે બીજા સાધન માર્ગોમા જણાતા બાહ્ય આડંબરી પ્રપંચ (જેવા કે રામાનુજ, વલ્લભાદિ સગુણ પૂજાઓમા), કોરી બદગી આદિને તુચ્છ બનાવ્યા. સર્વ સાથે દ્વેષ તજી હળી મળી રહેવું અને સર્વ જીવપર દયા દૃષ્ટિ રાખવાની તેણે આજ્ઞા કરી. આ પ્રમાણે એવા સાધનો તેણે બનાવ્યા કે ભિન્ન મતવાળા હિન્દુ મુસલમાન આદિ અવિરોધે આચરી શકે. તે સ૦ ૧૬૬૦ મા નારાયણ ગામમા (નારાણે) સ્વર્ગસ્થ થયા. તેના શિષ્ય સુન્દરદાસે (જન્મ સ૦ ૧૬૫૩, દાદુજી પાસે દીક્ષા સ૦ ૧૬૫૯, મરણ ૧૭૪૬) વેદાન્ત જ્ઞાનને સુમધુર સરલ અને ઉચ્ચ હિન્દી કાવ્યમા વિવિધ પ્રકારની રચના કરી. તેમણે અદ્વૈત બ્રહ્મવિદ્યાનો પ્રચાર કરવાથી અને તેઓ અતિ કુશલ વિદ્વાન્ હોવાથી તેમને દાદુપંથીઓ 'બીજા શંકરાચાર્ય' કહે છે [૧]

ગોસ્વામી તુલસીદાસ—(જન્મ સ૦ ૧૬૦૦, મરણ સ૦ ૧૬૮૦) આ હિન્દી સાહિત્યના અપ્રતિમ મહાકવિ છે તેમણે રામાયણ રચી તે એટલી બધી આજસુધી પ્રસિદ્ધ છે કે, તેનું વાચન દરેક હિન્દી કુટુમ્બમા થાય છે તેમજ તેમણે અનેક હિન્દી કાવ્યો રચ્યા છે તે અકબરના પ્રસિદ્ધ કવિ ગગના તથા અન્ય હિન્દી પ્રસિદ્ધ કવિ વિહારી તથા કેશવદાસના સમકાલીન છે.

મહારાષ્ટ્રમા અઢાર પર્વના મહાભારતને મરાઠીમા પહેલવહેલા અવતારનાર કવિ વિષ્ણુદાસ, અને મુક્તેશ્વર (જન્મ ૧૬૫૧, સ્વર્ગ૦ ૧૭૦૬) તેમજ પ્રસિદ્ધ સતકવિઓ એક

૧ રાઘવીય ભક્તમાલમા જણાવ્યુ છે કે 'શંકરાચાર્ય દૂસરો, દાદુ કે સુન્દર ભયો' આ સુન્દરદાસજીએ સં૦ ૧૬૬૩–૧૬૮૨ કાશીમા રહી વિદ્યા લઇ લોકોને આપી. પછી બહુ પર્યટન કર્યુ ગુજરાતમા પણ તે ઘણો કાળ રહ્યા હતા અને ગુજરાતી ભાષા પોતે શીખી લીધી હતી તેના અપ્રસિદ્ધ 'દશો દિશાકે સવૈયે' મા ગુજરાત સબધી લખ્યું છે કે—

'આભડછોત અતીત સૌ કીજિયે, બિલાઇ રૂ કૂકર ચાટત હાડી'

આ પરથી જણાય છે કે વૈષ્ણવ સંપ્રદાયની અસરથી ગુજરાતમા આભડછેટપર લોકોનું પણ ધ્યાન રહેતું હશે.

નાથ (જન્મ સં૦ ૧૬૦૫, સ્વ૦ ૧૬૫૧); તુકારામ (જન્મ સં૦ ૧૬૩૪ યા ૧૬૬૪-સ્વ૦ ૧૭૦૮), સમર્થ રામદાસ (જન્મ સં૦ ૧૬૬૫ સ્વ૦ ૧૭૩૮) આદિ થયા છે.

ગૂર્જર ભાષાના આ યુગ માટે એમ કહેવામાં આવે છે કે 'જે ભાષાના પ્રથમ યુગમાં–સાહિત્યના પ્રભાતમાં–નરસિંહ મહેતા જેવા ભક્ત કવિનાં પ્રભાતિયા ગાજી રહ્યાં હતાં તેના મધ્ય યુગમાં–સોળમા અને સત્તરમા શતકમાં–કવિનાનાં સ્વર્ગીય ગાનનો ધ્વનિ છેક મન્દ પડી ગયો'–આ વાત સત્ય નથી. જૈનેતર ગૂર્જર કવિઓ આ યુગમાં વધુ સંખ્યામાં મળી નથી આવ્યા તેથી તેવી વાત મૂકવામાં આવે તે સ્વાભાવિક છે, પણ મને ખાત્રી છે કે આ ઉન્નતિના અને જાગ્રતિના યુગમાં અનેક જૈનેતર ગૂર્જર કવિઓ થયા હોવા જોઇએ; અને તે શોધખોળ કરતાં સાંપડી શકશે. જ્યારે મધ્ય યુગમાં જૈન કવિઓ માટે તો નિર્વિવાદ રીતે સ્પષ્ટ કહી શકાય તેમ છે કે તેમણે સાહિત્યની ધારા અખંડ નિરાવરણ અને નિર્મલ રાખી, તેનામાં ઓજસ્વાળું પયઃ સિંચી તેને બલવતી, વેગવતી અને ઉજ્વલ બનાવી હતી.

આ સત્તરમા શતકમાં જેમ અંગ્રેજીમાં, રાણી એલિઝાબેથનો સમય (સં૦ ૧૬૧૫-૧૬૬૦) ઉક્ત ભાષા માટે એક મહાન્ ઉન્નતિનો છે, તેવો જ અકબરનો રાજત્વકાલ (સં૦ ૧૬૧૩-૧૬૬૨) સર્વ દેશી ભાષાઓ માટે વૃદ્ધિ અને ગૌરવનો યુગ થયો છે. બંને દેશોમાં આ સમૃદ્ધિશાલી સમયમાં અતિશય સંતોષજનક ઉન્નતિ થઇ છે અને સારા સારા કવિ અને લેખક પાક્યા છે. ઉર્દુ ભાષાની સ્થાપના–પ્રતિષ્ઠા મુખ્યપણે આ સમયમાં થઇ. હિંદી ભાષાના સમયવીર–મુખ્ય નાયક ગોસ્વામી તુલસીદાસ આ યુગમાં થયા કે જેમનો કવિતાકાલ (સં૦ ૧૬૩૧-સં૦ ૧૬૮૦) છે. તે મહાનુભાવ–મહાત્માએ રામાયણ આદિ રચી હિન્દીપર જેટલો ઉપકાર કર્યો છે તેવો કોઇએ કર્યો નથી; કવિપ્રિયા અને રસિકપ્રિયાના કર્તા હિન્દી કવિ કેશવદાસ (કવિતાકાલ સં૦ ૧૬૪૮-૧૬૬૮) એક પ્રતિષ્ઠિત નામી કવિ થયા; આ ઉપરાંત અકબરના દરબારમાના ગંગકવિ, બીરબલ ('બ્રહ્મ' ઉપનામથી) આદિ, તેમજ સેનાપતિ, દાદુ દયાલ, સુન્દરદાસ, બનારસીદાસ પ્રભૃતિ કવિઓ ઉદ્ભવ્યા. આ બૃહત્કાલમાં આની પહેલાં સૂરદાસ આદિએ વ્રજભાષાદ્વારા કૃષ્ણ કવિતાપર અધિક ધ્યાન આપ્યું હતું, જ્યારે તુલસીદાસના કાવ્યથી રામભક્તિની ધારા વહી અને પછી રામભક્તોએ કૃષ્ણની પેઠે રામનું પણ શૃંગારપૂર્ણ વર્ણન કર્યું. (આની અસર જૈન સાહિત્યમાં નેમિનાથ–રાજુલ અને સ્થુલિભદ્ર ને કોશ્યાના પ્રસંગો લઇ શૃંગારપર મર્યાદીત સ્વરૂપે ઉતરી વૈરાગ્ય પરિણામપર લાવવા જૈન કવિઓ પ્રેરાયા હોય એવું સંભવે છે) મહારાષ્ટ્રમા મહાભારત મરાઠીમા અવગત થયું અને તત્ત્વજ્ઞાનમય અભંગો–દાસબોધ જેવા તાત્વિક ઉપદેશો ભાષામાં ઉતરવા લાગ્યા. આવા પ્રતાપી–ઉત્સાહભર્યા શતકમાં ગૂજરાતી સાહિત્યમાં ગાનનો ધ્વનિ મદ પડે એ માનવાને આંચકો આવે.

### મધ્યયુગ ભાષા

ગૂર્જર પ્રાચીન સાહિત્યના ત્રણ યુગ નામે અપભ્રંશ યા પ્રાચીન ગુજરાતી યુગ, મધ્યકાલીન યુગ અને અર્વાચીન યુગ એમ પાડીએ, તો અપભ્રંશ યુગમાં 'અપભ્રંશ' કિંવા પ્રાચીન ગુજરાતીનાં વ્યાકરણ આદિપ્રવર્ત્તક અને પ્રાકૃત બોલીઓના પાણિની '–હેમાચાર્ય'

(વિ. સં૦ ૧૧૪૫ થી ૧૨૨૯), પ્રબંધચિંતામણિના કર્તા મેરુતુંગ (વિ૰ સં૰ ૧૩૬૧), કવિ ધનપાલ (ભવિષ્યદત્ત કથાના કર્તા) આદિ અનેક જૈન ગ્રંથકારોએ પ્રબલ સાહિત્ય-સેવા કરી છે. જૈન ભંડારોમાં અપભ્રંશના અનેક પુસ્તકો મળી શકે તેમ છે. એ સિદ્ધ વાત છે કે સંવત પંદરમા સૈકા સુધી સૌરાષ્ટ્ર, ગુજરાત અને રાજસ્થાન એ સર્વ પ્રદેશોમાં અપભ્રંશ ભાષા જ વ્યાપક ભાષા તરીકે પ્રવર્તતી હતી. સંવત્ ૧૩ મા સૈકાથી સં૦ ૧૫૫૦ સુધીની ભાષાને અન્તિમ અપભ્રંશ ભાષા ગણી શકીએ. આને ડા૦ ટેસીટેરી જૂની પશ્ચિમ રાજસ્થાની ભાષા કહે છે.

મધ્યકાલીન યુગ વિક્રમ પંદરમા શતકથી સત્તરમા શતકનો ગણીએ તો તેમાં પંદરમા શતકમાં થોડા, પણ સોળમા શતકમાં ઘણા વધુ, અને સત્તરમામા તો અતિ વિપુલ પ્રમાણમા જૈનકવિઓ અને ગ્રંથકારો મળી આવે તેમ છે. મધ્યકાલીન કે અર્વાચીન યુગમા એક પણ શતક જૈનોની ગૂર્જર સાહિત્યસેવા વગરનું રહ્યું નથી. જૈન સાધુઓએ ભંડારોદ્વારા આ સર્વ સાચવી રાખ્યું છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે, અને તેથી તે સર્વ સાહિત્યનો ઇતિહાસ અખંડ લખી શકાશે. તેમ થયે વિશેષ પ્રભાના દર્શન થશે.

રા. નરસિંહરાવે આઠેક ગૂજરાતી ભાષાના વિકાસક્રમની સમયરેખામા સં૦ ૧૬૫૦ થી ૧૭૫૦ સુધીની ભાષાને 'મધ્ય ગૂજરાતી' કહી છે. આ મધ્ય ગૂજરાતી કે ઉપર નિર્દેશેલ મધ્યકાલીન યુગમા પ્રસ્તુત કવિ (વિક્રમ સત્તરમો સૈકો) થયેલ છે. તે સૈકામાં અનેક સુંદર કૃતિઓ રચી પોતાને સિદ્ધહસ્ત આખ્યાન-કથા કવિ તરીકે સિદ્ધ કરનાર જૈન-કવિઓ નામે કુશલલાભ (કૃતિઓ સં૦ ૧૬૧૭ થી ૧૬૨૪), સોમવિમલસૂરિ (કૃતિ સં૦ ૧૬૧૫ થી ૧૬૩૩), નયસુંદર (કવિતાકાલ સં૦ ૧૬૩૨ થી ૧૬૬૯), પ્રસ્તુત કવિ સમયસુંદર (સં૦ ૧૬૫૮ થી ૧૭૦૦), અને શ્રાવક કવિ ઋષભદાસ (કવિતાકાલ સ૦ ૧૬૬૨ થી ૧૬૮૭) એ પાચ અગ્રભાગ લે છે. આ પૈકી ઋષભદાસ સંબધી લેખ પાચમી ગૂર્જર સાહિત્ય પરિષદ્‌મા મેં જરા વિસ્તારથી લખી મોકલ્યો હતો તે તેના રીપોર્ટમાં તેમજ અન્યત્ર છપાઇ ગયો છે, અને નયસુન્દર સબંધી મારો નિબંધ આનંદ કાવ્ય મહોદધિના છઠ્ઠા મૌક્તિકની પ્રસ્તાવનામા પ્રકટ થયો છે. આ લેખદ્વારા કવિવર સમયસુન્દર સંબંધી કંઇક હકીકત જણાવવા મેં પ્રયત્ન કર્યો છે.

## મધ્યયુગનું કથાસાહિત્ય

સં૦ સત્તરમા સૈકાના પ્રારંભથી લોકકથાઓને કાવ્યમા મુકવાના સુદર પ્રયાસો જૈન સાધુઓના હાથથી થઇ રહ્યા હતા. માત્ર પોતાના ધાર્મિક કથા સાહિત્યમાથી જ વસ્તુ લઇ જૈન સાધુઓએ પોતાનું-જૈન કાવ્ય સાહિત્ય અખંડપણે ઉત્પન્ન કર્યું છે (જેમ પ્રેમાનંદાદિએ કર્યું છે તેમ), એટલુજ નહિ, પણ તે ઉપરાત લોકકથાઓને પણ કાવ્યમાં (શામળદાસાદિની માફક) ઉતારી છે, વિશેષમા તેઓએ, એ બંને કવિઓ-પ્રેમાનંદ અને શામળભટ્ટ-ની અગાઉના સૈકામા એટલે સત્રંત સત્તરમા સૈકામા-તેના પ્રારંભથી ભાષામા અવતાર્યું છે

આના સમર્થનમાં કહીશું કે સં૦ ૧૫૬૦ મા સિંહકુશલે નંદબત્રીશી રચી, ઉદયભાનુએ વિ૦ સં૦ ૧૫૬૫ માં વિક્રમસેન ચોપાઇ રચી કે જેના માટે રા. મણિભાઇ બકોરભાઇએ

નોંધ કરી છે કે 'પાંચસે' છાસઠ ટુંકનો આ પ્રબંધ છે. દરેક રીતે તે શામળભટની વાતો સાથે હરીફાઇ કરે તેવો છે. આ પ્રબંધની રચના કોઇ પણ રીતે શામળભટ્ટની વાતોથી ઉતરતા પ્રકારની નથી'; ત્યારપછી[2] કુશલલાભે સં૦ ૧૬૧૬માં માધવ-કામકુંડલા પર રાસ, અને સં૦ ૧૬૧૭ માં મારૂઢોલા પર ચોપાઇ; [3]દેવશીલે સં૦ ૧૬૧૯ માં વેતાલ પચવીશી અને હેમાનંદે તે જ નામનો ગ્રંથ સં૦ ૧૬૪૬ મા; ગુણમેરુસૂરિ શિષ્ય રત્નસુંદર ઉપાધ્યાયે પંચોપાખ્યાન (પંચતંત્ર) ચતુષ્પદી સં૦ ૧૬૨૨ માં સાણંદમાં અને શુકબહોતરી ઉર્ફે રસમંજરી સં૦ ૧૬૩૮ માં ખંભાતમાં, [4]વચ્છરાજે નીતિશાસ્ત્ર પંચાખ્યાન (પંચતંત્ર) ચોપઇ સં૦ ૧૬૪૮ માં; [5]હીરકલશે સિંહાસનબત્રીશી સં૦ ૧૬૩૬ માં; [6]મંગલમાણેકે વિક્રમાદિત્ય અને ખાપરા ચોરનો રાસ સં૦ ૧૬૩૮ માં; નરપતિ કવિએ વિક્રમાદિત્ય ચોપઇ સં૦ ૧૬૪૯ માં અને નંદબત્રીશી; [7]હેમરત્ને ગોરાવાદલ પદમિણી કથા ચોપાઇ સં૦ ૧૬૬૦ માં; સારંગે ભોજપ્રબંધ ચોપાઇ સં૦ ૧૬૫૧ માં; અને બિલ્હિણ પંચાશિકા; અને કનકસુંદરે સં૦ ૧૬૬૭ માં સગાલશા રાસ; એમ અનેક કવિઓએ અનેક કૃતિઓ રચી છે. જૈનેતરમાં માત્ર એકાદ જેમકે સં૦ ૧૫૭૪ માં આમ્રપદ (આમોદ)ના કાયસ્થ કવિ નરસાસુત ગણપતિએ માધવાનળની કથા ગૂજરાતીમાં બનાવેલી લોકકથા મળી આવી છે અને શોધ કરતાં બીજી પણ થોડી ઘણી મળી આવે. જો કે સત્તરમા શતકના ઘણાખરા મળેલા ગ્રંથો ધાર્મિક છે, પણ તેમાં આ લોકકથાના ગ્રંથ મળવાથી તેમાંથી લૌકિક બાબતો ઘણી પ્રાપ્ત થઇ શકે તેમ છે.

---

૨ કુશલલાભ-ખરતર ગચ્છના અભયધર્મ ઉપાધ્યાયના શિષ્ય. તેમણે ઉક્ત બે કથાઓ ઉપરાંત તેજસાર રાસ, વીરમગામમાં સં૦ ૧૬૨૪ માં અગડદત્તરાસ, નવકાર છંદ, ગોડી પાર્શ્વનાથ છંદાદિ રચેલ છે.

૩ દેવશીલ-તપાગચ્છના સૌભાગ્યસૂરિ શિ૦ સોમવિમલસૂરિ શિ૦ લક્ષ્મીભદ્ર શિ૦ ઉદયશીલ શિ૦ ચારિત્રશીલ શિ૦ પ્રમોદશીલના શિષ્ય. તેની આ કૃતિ રા. જગજીવનદાસ દયાલજી મોદીએ વડોદરામાં પ્રસિદ્ધ કરી છે

૪ વચ્છરાજ-પાર્શ્વચંદ્રસૂરિ-સમરચંદ્રસૂરિ-રત્નચારિત્ર શિ૦ તેની અન્ય કૃતિઓ સં૦ ૧૬૪૨ મા ખંભાતમાં શાંતિનાથ ચરિત્ર.

૫ હીરકલશ-ખરતર દેવતિલક શિ૦ હર્ષપ્રભ શિ૦ અન્યકૃતિઓ સમ્યક્ત્વ કૌમુદી સં૦ ૧૬૨૪, કુમતિ વિધ્વંસ ચોપાઇ સં૦ ૧૬૦૭.

૬ મંગલમાણેક-આંચલિક ગચ્છના બિડાલંબ ગચ્છ, મુનિરત્નસૂરિ આનંદરત્નસૂરિ જ્ઞાનરત્ન ઉદયસાગર-ભાનુભટ્ટ શિ૦ તેણે વિશેષમાં અબંડ કથાનક ચોપાઇ સં. ૧૬૩૮ જેઠ શુદ ૧૫ ગુરુએ શરૂ કરી સં. ૧૬૩૯ માં કાર્તક શુદ ૧૩ ઉજ્જેણીમાં નિઝામનાં રાજ્યમાં પૂરી કરી છે.

૭ હેમરત્ન-પૌર્ણમિક ગચ્છ દેવતિક સૂરિ-જ્ઞાનતિલકસૂરિ-પદ્મરાજ ગણિ શિષ્ય. અન્ય કૃતિ શીલવતી કથા સં૦ ૧૬૭૩ પાલીમાં બનાવી.

આ બધા જૈન શ્વેતામ્બર સાધુઓ છે. ગૂજરાતના શ્વેતામ્બર સાધુઓએ કથામાહિત્ય માટે કેવી સેવા બજાવી છે તે માટે જર્મન ડૉક્ટર હર્ટેલકૃત " ઑન ધી લિટરેચર ઑફ ધી શ્વેતાંબરાસ્ ઑફ ગુજરાત." એ નામનું ચોપાનીયું અવલોકવું.

કેટલાકો એમ માનતા હતા અને માને છે કે ગૂજરાતીમાં વાર્તાઓ લખનાર મૂળ કવિ શામળભટ્ટ આદિ છે; પરંતુ તેમની પહેલાંના જૈન રાસાઓમાંથી અનેક રાસાઓ વાર્તાઓ રૂપે બનાવેલા મળી આવે છેઃ ઉપર એ વાત કર્તાઓ અને તેમની કૃતિઓનો નામ નિર્દેશ કરી જણાવી છે; તે પરથી શામળભટ્ટને વાર્તાઓના આદિરચયિતા નહિ કહી શકાય. વિશેષમાં એ પણ સંભવ છે કે ૧૮ મા શતકમા થયેલા શામળભટ્ટે પોતાની વાર્તાઓનાં મૂળ-વસ્તુ પણ પ્રાચીન જૈન કવિઓના વાર્તારૂપે લખાયેલ રાસાઓ પરથી પ્રાયઃ લીધેલાં હોય. સં૦ ૧૫૭૨ માં સિંહકુશલે નંદબત્રીશી રચી છે કે જે ટુંકી છે, તેની સાથે સરખાવો શામળભટ્ટની નંદબત્રીશી કે જે વિસ્તારવાળી થયેલી છે. ઉપરોક્ત કુશલલાભની માધવાનળ અને કામકુંડલાની કથા સાથે સરખાવો શામળભટ્ટે રચેલી બત્રીશ પુતળીની વાર્તામાની ૨૬ મી માધવાનળની વાર્તા, કે જે કેટલીક થોડી બાબતમાં જૂદી પડે છે; પણ તે શામળભટ્ટની કથા બહુ સંક્ષેપમાં છે અને ઝાઝા માલ વગરની છે.[૮] તેમ વૈતાળ પચીસી, સિંહાસન બત્રીશી, સુડાબહોતેરી વગેરે જેવી કૃતિઓ સાથે શામળભટ્ટની તે નામની કૃતિઓ સરખાવી શકાય. વખતે જૈન કવિઓએ જેમ લોકમાં પ્રચલિત કથાઓને એકત્રિત આકારમાં ગોઠવી સંગ્રહ કરી યા કોઇ અન્ય ભાષાના ગ્રંથોમાંથી સ્વ ભાષામાં ઉતારી હોય, તેવી રીતે શામળભટ્ટે પણ કર્યું હોય. લોકકથાના સાગર રૂપ કથાસરિત્સાગર, ક્ષેમંકર કૃત સિંહાસન દ્વાત્રિંશિકા અને સંસ્કૃત વેતાલ પંચવિંશતિ જૂની-પ્રાચીન કૃતિઓ છે.

કેટલાક એમ કહેતા હોય કે જૈન સાધુઓ શૃંગારરસથી યુક્ત કાવ્યને તે રચે યા રચવાનો દાવો કરે તો તે જૈન ધર્મનો દીક્ષિત યતિ જ ન કહેવાય[૯] તો આના ઉત્તરમાં જણાવવાનું કે ઉપરોક્ત કુશલલાભની માધવાનળની કથા શૃંગારરસથી ભરેલી ઉત્તમપ્રતિની વાર્તા છે, એ રા. હરગોવિન્દદાસ કાંટાવાળાએ સ્વીકાર્યું છે. જૈન કવિઓ અલબત ઉઘાડો અમર્યાદિત શૃંગાર નહિ મૂકે, કે જેથી જેમ શામળભટ્ટને માટે નર્મદ કવિને કહેવું પડયું કેઃ 'શામળભટ્ટે કેટલીક વાર્તાઓ ન લખી હોત તો સારૂં' તેમ જૈન કવિઓ માટે કહેવું નહિ જ પડે. "વિશેષમા જૈન સાધુઓ જેમ અમુક સદ્‌ગુણનું પ્રતિપાદન કરે છે, તેમ આ ( *માધવાનળની કથાના* ) *ગ્રંથમા શીળનો મહિમા બતાવ્યો છે, એટલે તે બાબતમાં તે* (જૈન કવિ) શામળભટ્ટ કરતા ચઢે છે......આ કૃતિ શામળભટ્ટની પૂર્વેના શતકમાં રચાઇ હતી." ( રા. હરગોવિન્દદાસ કાંટાવાળા )

આ કથા તેમ જ મારૂ ઢોલાની બંને જેસલમેરમા ત્યાના મહારાજા રાવળ માલદેવજીના પાટની કુમાર શ્રી હરરાજજી ( કે જેમણે વિ૦ સં૦ ૧૬૧૮ થી ૧૬૩૪ સુધી જેસલમેરનું રાજ્ય કર્યું ) ના કુતૂહલ અને વિનોદ અર્થે બનાવેલ છે. મારૂઢોલાની ચોપાઇ સંબંધી એવી વાત છે કે હરરાજજીએ સં૦ ૧૬૧૭ માં અકબરનું સ્વામીત્વ સ્વીકારી

૮ સ્વ. ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલનો માધવાનળ કામકુંડલાની લોક કથાપર 'સાહિત્ય' માં આવેલ લેખ.

૯ લખપતિ શૃંગાર એ મથાળાનો લેખ. સ્વ. કવિ જીવરામ અજરામર ગોર. ગુજરાતી દીવાળી અંક સં૦ ૧૯૬૭.

# ૨૩. સરસ્વતીચન્દ્ર.

## ત્હેની સમાલોચનામાં એક પ્રકરણ.

( લેખકઃ રા. રા. વિશ્નુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી )

ગોવર્ધનરમરણસ્તૂપ અવિચ્છિન્ન જ્વલંત જ્યોતિ જેવો આત્મા 'સરસ્વતીચન્દ્ર' છે દો પથ્થરના સ્મરણ સ્તૂપો શું સ્મરણ રાખશે ?

સમુદ્રશા પહેલા 'સરસ્વતીચન્દ્ર'ને, ત્હેને છાતા ગોવર્ધનરામને નહિં વિલોકાય તો યે "ફરી ફરી ખખડાવ્ય તું, છો એ કદી ઉઘડે નહિં" એ ન્યાયે સરસ્વતીચન્દ્રનું દ્વારજ ખખડાવશે તો યે ક્યહાં ?

'સરસ્વતીચન્દ્ર' અને 'કુસુમમાળાથી' ગુજરાતી સાહિત્યના નવયુગની વસન્ત બેઠી. દલપતરામ અને નર્મદાશંકર હવે ગયા યુગના થયા. ત્હેમની અને નવીન સાહિત્યની વચલી કડીઓ વિવેચક નવલરામ, 'પૃથુરાજરાસા'ના કર્તા ભીમરાવ, 'કુસુમાવલિ'ના લખનાર દોલતરામ પંડયા, 'રાણકદેવી' કાવ્ય લખનાર બાપાલાલ ભાઇશંકર ભટ્ટ, અને હરિલાલ હર્ષદરાય. એ વચલી કડીઓ પછી, એક મતે, 'નવીન યુગની વધારે સમીપ' જ ગોવર્ધનરામ અને મણિલાલ. તે મત પ્રમાણે શુદ્ધ નવીન યુગને આંકનાર 'કુસુમમાળા' આ મતને જરાક ફેરવવો પડશે. એક તો બેની વચ્ચે સમયનો બહુ ફેર નથી. 'કુસુમમાળા' અને 'સરસ્વતીચન્દ્ર'ની વ્યાપક અસર સરખાવિયે તો 'સરસ્વતીચન્દ્ર' સરોવરનાં અમૃત પી અમર થવા જનારની સંખ્યા ઘણી વધી જશે. ગુજરાતી સાહિત્ય આલમનું વિશિષ્ટ લક્ષણ થઇ પડેલી સ્નેહલગ્નની ભાવના 'સરસ્વતીચન્દ્ર'ની છે. 'સરસ્વતીચન્દ્ર'નો અભ્યાસ વધ્યો જાય છે, પણ ત્હેનાં પ્રેરણાં બીજ ખૂટયાં નથી. આ બધું જોતાં સાહિત્યમાં 'વસન્ત' પોકારનાર કોયલનું કામ 'કુસુમમાળા' નહિં પણ કુમુદ અને 'કુસુમ.' 'સરસ્વતીચન્દ્ર'જ નવીન ગુજરાતી સાહિત્યનો યુગ* આંકનાર છે.

પાનાં ને પાનાં અને પ્રકરણના પ્રકરણ રાજ્ય, સમાજ, ધર્મ કે તત્ત્વના ચિન્તનથી ભરેલાં છે. તેમજ મુખ્ય કથા અને આડ કથાઓનો, અગર નામ બદલી 'પંચ જૂટ જટાકલાપ'નો આડંબર ઘણો છે; એટલે યુરોપી આધુનિક નવલકથા કે અત્યારની ગુજરાતી નવલકથા જેવી આ નવલકથા નથી લાગતી એ દેખીતું છે. તેથી એ નવલકથા જ નથી એમ કોઇ કહે; તેથી એ નિષ્ફળ નવલકથા છે એમ પણ કોઇ કહે. આમ કહેવામાં જે તથ્ય છે ત્હેના જ્ઞાનથી 'સરસ્વતીચન્દ્ર'ને 'સરસ્વતીચન્દ્ર પુરાણ' નામ પ્રો. આનન્દશંકરે આપ્યું.

પણ કથા અને આડકથાઓનો આડંબર શી રીતે વધ્યો એ જરા જોવા જેવું છે. સરસ્વતીચન્દ્રને લીધે લક્ષ્મીનંદનની વાત હોયજ; અને ત્હેને લીધે ચન્દ્રકાન્તના ઘરની બે પાંચ કાગળમાં વર્ણવેલી સ્ત્રીઓને ગમે હેવી વાત આવે છે. સાધુ સરસ્વતીચન્દ્રને લીધે સાધુ-

---

* કવિ ન્હાનાલાલે કેકારવની પુરવણીની પ્રસ્તાવનામાં સ્વીકારેલી યુગ આંકવાની પદ્ધતિ, અને ગુજરાત સાહિત્ય સંસદે—અર્વાચીન સાહિત્ય પુરતી તો બેશક—સ્વીકારેલી યુગ આંકવાની પદ્ધતિ—એ બંન્ને પદ્ધતિ ઉતાવળી અને અશાસ્ત્રીય છે ?

એના સામાન્ય જીવનની કથા હોય એમા નવાઇ નહિ, પણ તે સાથે અમુક વ્યક્તિઓની જીવનકથા પણ આવે છે. "વસિષ્ઠ જેવા વિહાર પુરીજીના અરુન્ધતી જેવા ચન્દ્રાવલી" ની રસિક કથાઓ ન્હાની મ્હોટી છે. કુમુદની માતા ગુણસુંદરીના ગૃહજીવનની અને ત્હેના પિતા વિદ્યાચતુરના રાજ્યજીવનની કથા સ્વાભાવિક રીત્યે હોય. ગુણસુંદરી અને વિદ્યાચતુરની પાછળ તો જાણે અસંખ્ય મનુષ્યોના ઘરના પરોણા થઇ આવિયે છિયે. માનચતુર ને ગાનચતુરની જીવનકથા, દુઃખમા વિગેરેની જીવનકથા, વળી વિદ્યાચતુરની આગળ પાછળ મલ્લરાજ ને મણિરાજ ને ખાચરરાજનુ ટોળુ ઉભેલુ જ હોય કુમુદના પ્રથમ વિવાહે કથામા સરસ્વતીચન્દ્રનું ઘર સહળાયુ. બીજા વિવાહથી બુદ્ધિધનનુ ઘર સહળાયુ. બુદ્ધિધનની કથામા ત્હેની માતા અને વડીલોનું જીવન શઠરાયનું જીવન, ભૂપસિંહનું જીવન અને નરભેરામ જેવા ઊભેલા તે જુદા કુસુમના જીવનને આધારે બીજાં મનુષ્યોના જીવન લટકેલા છે, પણ ત્હેના જીવનવર્ણનને આધારે બીજા જીવનવર્ણનો લટકેલ નથી. કુસુમસુંદરી આખી કથાની સાક્ષી છે આમ એક કથામા અનેક કથાઓ કેટલીક કુદરતી રીત્યે, કેટલીક અમથી અને કેટલીક કૃત્રિમતાથી સંડોવાઇ છે.

આમ વાત પાછળ વાત અને ત્હેની પાછળ વાત એમ દૂર સુદૂર તણાયા જઇયે છિયે, એટલે કોઇ વખત રસક્ષતિ લાગે-રમતુ કેન્દ્ર સરસ્વતીચન્દ્ર, કુમુદ અને કુસુમ માનિયે તો. પરંતુ, તે રસક્ષતિ ન લાગે હેતુ પાત્રાલેખન અને પાત્રવૈવિધ્ય નજરે પડે છે તેથી આડકથાઓ દોષરૂપ ન બનતા આનંદને ગંભીર બનાવે છે અનંત આકાશના અનંત રંગો ચિતરવા ચિત્રકારને જુદા જુદા ચિત્રો ભલે ચિતરવા પડે, પરન્તુ, અનંત જીવનના અનંત દૃશ્યો એકજ નવલકથામા આલેખવામા આવ્યા હોય તો તે ઉચ્ચતમ પ્રતિભાની જ પ્રસાદી હોય ચિત્રકાર લીટી મારે ને 'ડીઝાઇન' પણ કાઢે કલાકાર મૂર્તિ ઘડે કે મહેલ બાધે ગોવર્ધનરામે લીટી દોરી નથી, 'ડીઝાઇન' કાઢ્યુ છે, ત્હેણે પૂતળુ ઘડ્યું નથી, પણ મહાન મંદિર બાધ્યુ છે ઉંચા પહોળા પગથિયા, આરસનું જડામણ, બાજુએ ત્રણ દરવાજા અને તત્ત્વચિન્તનના ઘટાટોપ નીચે વિલસતી મૂર્તિ, કુસુમની આરતી, કુમુદની ભક્તિ, વીણા સંગીત—"સરસ્વતીચન્દ્ર'—એક મહાન્ મંદિર નહિ તો બીજુ શુ?

દરેક વાર્તા એટલે કોઇ જીવન આલેખન હોતું નથી. ગમે તેમ કાર્યકારણનો સબધ બાધી 'સીનેમા' ના પ્રસંગો પેઠે પ્રસંગોનું ભડોળ કરી રેખા દોરતા હોઇયે એમ વાર્તા લખવી એ એક વસ્તુ છે, અને કુદરતી રીત્યે જાણે કાર્યકારણનો સબધ આવ્યો હોય અને પાત્રો ખરા મનુષ્ય-પછી તે પ્રાકૃત જન હો કે આદર્શ પુરુષ હો-લાગે, જીવન એ રેખા નહિં પણ કોઇ ઘન વસ્તુ લાગે, અને હેવા ઉદ્દેશથી વાર્તા લખાય એ જુદી વસ્તુ છે. સામાન્ય વાર્તાનો નાયક અકસ્માત આવી પડતા કે કૃત્રિમ રીત્યે ઉલાળેલા પરિણામ માટે નિર્મિત હોય એમ પહેલેથી લાગે છે. કારણ કે, એનું આખુ જીવન એ પરિણામને ઉદ્દેશીને જ આલેખનામા-લખવામા-આવે છે 'સરસ્વતીચન્દ્ર' જેવી નવલકથાનો નાયક કુટુમ્બ વ્યક્તિ, સમાજ વ્યક્તિ, અને રાજ્ય વ્યક્તિ હોઇ શકે છે, અને એક વિશ્વ વ્યક્તિ હોઇ જીવન-રણમા આત્મ તત્ત્વની છાયડી શોધનાર પંખી બને છે. શુદ્ધ કલાકાર માગે હેવી ઘટના "સરસ્વતીચન્દ્ર" મા નથી. બાકી જીવનમા ક્યાં કેન્દ્રિત ઘટના હોય છે? નવલકથા

એટલે જીવનનું સંકાલત અને રસભર્યું આલેખન; ત્હેનું કેન્દ્ર મ્હોટે ભાગે એક બે વ્યક્તિઓ; અને વાચકને ગૂઢ રહેતું, કુદરતી રીતે ફલિત થતું રસિક પરિણામ એ ત્હેનો નિરંતર જળવાતો ઉદ્દેશ. આ બધું ઘણે ભાગે "સરસ્વતીચન્દ્ર" માં છે, છતાં જો દૂર તળેટી પરથી "સરસ્વતીચન્દ્ર" પર્વત પરનો રસ્તો અહીં તહીં તૂટેલો લાગે, ઝાડ કે કવચિત્ ઝાંખરાંથી ભરાઇ ગયેલો લાગે, તો બ્રાઉનીંગ પેઠે કહીશું કે માનવીની આંખ્યને-હૃદયને-કેળવવાને જ એ રસ્તો અહીં તહીં તૂટેલો કેમ ન હોય?

કેંદ્રિત ઘટનાનું તો જાણે સ્હમજ્યા. પણ ચિન્તન ભર્યાં પ્રકરણોનું શું? ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં લેખક કહે છે: "This narrative still continues to be a mosaic or even blending of the actual and ideal aspects of our life in these days but the latter, henceforth begin to acquire a distinct predominance over the former." જીવન પાછળ જીવનતત્ત્વ બતાવવાની ગાઢ અભિલાષા એ ચિન્તનપ્રધાન પ્રકરણોનુ ખાસ કારણ છે. ત્રીજા અને ચોથા ભાગમાં જ્યહારે જ્યહારે ભાવનાસત્ય અને વાસ્તવિકતાનું અંતર વધી જાય છે, કવિતાનું તેજ આંખ્યને આનંદ આપવું છોડી ત્હેને આંજી દેવા માંડે છે, જ્યહારે વર્ડ્ઝવર્થનું ચંડોળ શૈલીનું ચંડોળ થવા જાય છે, જ્યહારે "નવલના ભૂલોકમાંથી" કર્તા 'પુરાણના ભુવર્લોક" તરફ વધારે ને વધારે તણાય છે, ત્હારે ગોવર્ધનરામની નવલકથા મટી નિબંધમાળા થઇ જાય છે; ત્હેમના લખાણમા પ્લેટોના સંવાદો, કે ફિલસૂફ, રાજપુરુષ, પક્ષવાદી નિબંધ લેખક કે પત્રકારના વ્યાખ્યાનો જેવા ભાગ વધતા જાય છે, એ સત્ય દીવા જેવું છે. અહીં તહીં દેખા દેતું ચિન્તન કોઇ નવલકથામા અસ્થાને નથી. વળી આ નવલકથાનો નાયક તત્ત્વચિન્તક કલ્પાયલો છે, એટલે કથાનું અંગ તત્ત્વચિન્તન ન થઇ પડે હેવો સંભવ નથી.

આમ છતાં, ત્રીજા ચોથા ભાગના કેટલાક પ્રકરણોનો નવલકથાની દૃષ્ટિથી બચાવ થઇ શકે એમ જ નથી. હેવો ચિન્તનપ્રધાન પ્રકરણોનો બચાવ ન હોય, પણ હાવા પુસ્તકમાં તે બધાં કેમ આવ્યા તે સ્હમજી શકાય હેવું છે.* એક કારણ તો, આગળ કહ્યું તેમ, જીવન તત્ત્વ બતાવવાની ગોવર્ધનરામની અભિલાષા, બીજું ભાવનાસત્ય તરફ લઇ જવાની ગોવર્ધનરામની અનિયંત્રિત વૃત્તિ અને પ્રતિહત શક્તિ. ત્રીજું અગત્યનું કારણ ગોવર્ધનરામની હાસ્ય રસિકતાની ઓછપ. હાવી નવલકથાનો ચિન્તનપ્રધાન અંશ તે સમયનું સ્વાભાવિક ફળ હતું. જે સમયમા આપણી જૂની દૃઢ ભાવનાઓ તરફ આપણે શંકાથી જોવા લાગ્યા, અને પ્રાશ્ચાત્ય પવનના ઝપાટા જોસભેર વાવા લાગ્યા, તે વખતે દરેક વિચારકને જુદા જુદા રાજકીય, ધર્મ વિષયક, અને સામાજિક પ્રશ્નો ઉપર વિચારો અનિવાર્ય થઇ પડે જ. જો કે કથામાં બતાવેલા ભિન્ન ભિન્ન વિચારોથી ગોવર્ધનરામના પોતાના વિચારો સ્પષ્ટ સ્વરૂપમાં જણાતા નથી. નવલકથામાં વિચારપ્રદર્શન ઓછું કરી આચારનું આલેખન જો વધારે કર્યું હોત, ને સમાજનીતિ, રાજનીતિ, અને ધર્મ સંબંધી જુદાજ પુસ્તક લખ્યાં હોત તો આ નવલ-

* આ સંબંધમાં સ્વ. ઉત્તમલાલનું લૂલા બચાવ રૂપે સ્મરણ રાખવા જેવું એક વાક્ય તે એ કે: "ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસીએ નૉવેલ લખવાનું શરૂ કર્યું માટેજ તે નૉવેલમાં ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના અંશો વધી ગયા છે."

કથાનું સ્વરૂપ હાલની નવલકથા જેવું થાત અને જનસમાજને જો કે વધારે લાભ થાત, તો પણ નવલના પાત્રમા પડેલા એ વિચાર સમુદ્રની હીંમત ગુજરાત શી ન આપે? વળી, મુંબાઈનું બહુ વખોડાયલું ધાંધલ છોડી નિવૃત્તિનો જે સ્વીકાર ગોવર્ધનરામે કર્યો તે આ સોના જેવા ભારને કેટલો જવાબદાર છે તે કોણ કહેશે?

એક જ રંગે રંગાયેલાં પણ ભિન્ન ભિન્ન મહત્તાવાળાં, અગર સંજોગોની સરખી ભૂમિકા ઉપર ઉભા રહેલાં પણ જુદાં જુદાં ઉચ્ચ ગ્રાહવાળાં કે ઉચ્ચ ગ્રાહશૂન્ય, એકદમ એક જ કોટિ ઉપર આવે હેવાં અને સંજોગો પણ સરખા પણ ભાગ્યદોરીથી જુદી જુદી દિશામાં તણાતા હેવાં ઘણાં પાત્રો 'સરસ્વતીચન્દ્ર' મા છે. એક પાત્રની છાયામાં બીજું પાત્ર કેવું લાગે છે, બન્ને પાત્રના સંબંધમાં આવેલું ત્રીજું પાત્ર કેવું દીપે છે, વગેરે, લાંબી સમાલોચના માટે બહુ રસિક થઇ પડે હેવું છે. ગુણસુંદરી અને સૌભાગ્યદેવી, બુદ્ધિધન અને વિદ્યાચતુર, ઉચ્ચ ગ્રાહવાળા મલ્લરાજ અને મણિરાજ સાથે ઉચ્ચ ગ્રાહ વિનાનો કેવળ પરિસ્થિતિમા તણાતો ભૂપસિંહ, સૌભાગ્યદેવી અને ગુણસુદરી અને પોતપોતાનાં બાળકો માટે ત્હેમની જવાબદારી, એક બાજુ ચન્દ્રકાન્ત અને બીજી બાજુ તરંગોથી ભરેલું 'સરસ્વતી ચન્દ્રનું મિત્રમંડળ; બિન્દુમતિ અને કુસુમ, કુસુમ અને કુમુદ;–અલક અને પ્રમાદધન; સરસ્વતીચન્દ્ર અને ચન્દ્રકાન્ત; સરસ્વતીચન્દ્ર અને વિષ્ણુદાસ બાવા; વગેરે પાત્રો; ત્હેમની પાછળ કાં તો મુબાઇની ધાંધલભૂમિ, કે મણિરાજનું મલ્લ મહાભવન, ભૂપસિંહનો દરબાર કે કલ્યાણગ્રામ, કે સમુદ્ર, નદી અને તાડના વન વગેરે જોતા અને નિરખતા આપણી આંખ્ય થાકી જાય એમ છે. કલાની દૃષ્ટિએ આમ તેજછાયાના સંમિશ્રણથી, કે પ્રમાણસર ઘટનાથી આખુંય ચિત્રમંદિર જોઇ શકાય; પરંતુ સૌન્દર્યની ખાતર સૌન્દર્ય, કે ઘટનાની ખાતર ઘટના 'સરસ્વતીચન્દ્ર'મા મ્હોટે ભાગે નથી. "આપણા સંસારમાં આધેડ ગૃહિણીની જરૂરીઆત અને કિમતી સહાયનું વ્યતિરેક દૃષ્ટાંત" શઠરાયનું કુટુંબ પૂરૂં પાડે છે. બુદ્ધિધનનું કુટુંબ નાયિકાની વધારે નજીક એટલે ત્હેની કથા પણ વિસ્તારવાળી છે. 'જૂના જમાનાના આર્ય સંસારના આ દમ્પતિએ માલ્થસની દલીલોને નિરપેક્ષ કરી હતી. પ્રમાદધન અને અલકનું જીવન સમૃદ્ધિમાં આળોટતા માબાપોનું ધ્યાન ખેંચે છે અને ખેંચશે. બુદ્ધિધન અને પ્રમાદધનમા કંઇ ભણતરમાં ફેર નહતો, પણ બુદ્ધિધન ગરીબાઇમા ઉછર્યો અને બહાદુર માતાના સંસ્કાર ત્હેના ઉપર પડ્યા અને પેઢીઓથી ઉતરી આવેલું કુટુંબભાન ત્હેનામા જાગ્યું અને વિકસ્યું. બુદ્ધિધનના ચારિત્ર્યનું મહત્ત્વ જગતરા પહેલેથી જણાય છે, પણ રાજકીય ગડમથલમાં એ બરોબર ખીલવા પામતું નથી. પરંતુ સૌભાગ્યદેવીના મૃત્યુ પછી તે ચારિત્ર્ય પૂર્ણાંશે ખીલી નીકળે છે. હેવા પિતાનો પુત્ર પ્રમાદધન થયો, ધર્માંધ માતા તે પ્રમાદને અટકાવી ન શકી; જે સ્ત્રીહૃદયની રહી ગયેલી કોમળતા અલકકિશોરીમા હતી તે પ્રમાદના પુરુષત્વમાં ન આવી, તેથી કુમુદ અલકને સુધારી શકી પણ પ્રમાદધન ઉપર વિજય મેળવી શકી નહિં. વળી બીજાં કારણથી પણ અલક પ્રમાદધન કરતા ઉંચી કોટિની છે. દુર્ગંધભર્યા દુર્ગુણોથી મોદ પામનાર પ્રમાદધન હતો. ગુણની પરીક્ષા કરવાની શક્તિ, પરીક્ષા કરી તેને વખાણવાની વૃત્તિ, અગર પરીક્ષા કર્યા વગર લાગણી માત્રથી જ ગુણ ઓળખી, ત્હેને વખાણી પોતાનામા ઉતારવાની શક્તિ અને વૃત્તિ પ્રમાદધનમા ઘણાં કમી હતાં. અલક સરસ્વતીચન્દ્ર જેવાના ગુણથીજ અંજાઇ ગઇ જેમ સેક્સપીઅરના

'Measure for Measure' માં એંજેલો આઇસાબેલાના ગુણથીજ અંજાઇ જાય છે તેમ.

ગુણસુંદરીની કુટુંબજાળમાં હિંદુ સંસારનું એકંદરે અચ્છું ચિત્ર આલેખાયું છે, છતાં અહીં તહીં રંગો વધી પડયા છે. "સુશિક્ષિત સ્ત્રીસ્વભાવનો ઉત્કર્ષ" આપણું ધ્યાન ખેંચે છે અને રોકી રાખે છે. "ગૃહપતિ કરતા ગૃહિણી ઉપર સંસારજીવનની ખુબીઓ અને ખામીઓનો આધાર છે." એ અહીં સ્પષ્ટ બને છે. ગુણસુંદરી જેવી ગૃહિણી અવિભક્ત ગૃહજીવનની હોડી બરાબર ચલાવી શકે એ જેટલું ચોક્ખું દેખાય છે તેટલુંજ સ્પષ્ટ આપણને જણાય છે કે સ્વાર્થ ત્યાગ, દીર્ઘ દષ્ટિ, ઉદ્યોગ અને સહનશીલતા એ ગુણો જે ગૃહિણીમા હોય તે જ ધરરખુ ગૃહિણી અવિભક્ત હિન્દુ ગૃહમા પોતાનું કર્તવ્ય બરાબર બજાવી શકે છે. વળી અવિભક્ત કુટુંબને જાળવવા ગુણસુંદરીને ઓછો ભોગ આપવો પડતો નથી. પહેલું બાળક કુસુમ જેવું ન બનતા કુમુદ જેવું બને છે એ અવિભક્ત કુટુંબજાળની સુંદર ટીકા છે.

સીમન્ત પછી ગુણસુદરી પિયેર કેમ ન ગઇ ત્હેનો ઉલ્લેખ નથી, તેથી સીમન્ત પછીનો પ્રસંગ અસ્વાભાવિક લાગે છે. અસ્વાભાવિક પ્રસંગનું આલેખન અતિશયોક્તિવાળું છે. વિદ્યાચતુર જેવાના કુટુંબમા નણંદ સાસુ આ કોમળ પ્રસગે એટલા બધાં નિષ્ઠુર હોય એમ ચિતરવામાં આવી સ્ત્રી–સમાજ ઉપર આક્ષેપ થયો છે. ગુણસુંદરીને આદર્શ સ્ત્રી આલેખવામાં બીચારી ધનલક્ષ્મીને પણ ક્રૂર અને બેદરકાર ચિતરવામા આવી છે. ગુણસુંદરીનો ઉત્કર્ષ અને ત્હેનું દુઃખ બતાવવામા વિદ્યાચતુરની પણ ઉપેક્ષા ચિતરાઇ છે. આમ આ ચિત્રમાં વિષમતા, ઘટનાદોષ, અતિશયોક્તિ અને અનૌચિત્ય છે.* છતા ત્હેમાં એક વસ્તુનું સુન્દર ભાન થાય છે.

"સ્થૂલ સંબંધથી શરૂ થતો પતિ પત્નીનો પ્રેમ ધીમે ધીમે વિશુદ્ધ થતાં સંસાર જીવનમા મનોમય એકતા કરવામા સમર્થ થાય છે." ઉમ્મર વધતા અને દુ:ખની બીજી ઝડી આવતા ગુણસુંદરીનું કાળજું અને ચારિત્ર્ય પોચુ પડી જાય છે. બાળકોના દુઃખ દેખતો વિદ્યાચતુર ચારિત્ર્યબળ વધારે વધારે બતાવતો જાય છે. "ભાવ કરતા બુદ્ધિના વિશેષ વૈભવવાળા વિદ્યાચતુરનું હૃદય જરા તો કઠણ છે.' પણ તે જ 'કઠણાઇ' બળને પોષવામાં કામ આવે છે. જે કઠણાઇથી, ભણતર ગણતર અને દુનીઆદારીના ડહાપણથી વિદ્યાચતુર પ્રમાદધનને કુમુદ સોપે છે–આપે છે, તેજ કઠણાઇથી વિદ્યાચતુર કુમુદ અને કુસુમના ઉચ્ચ ગ્રાહ પોષવા પોતાનું બધું હોમી દેવા તૈયાર થાય છે. જુવાનીમા જે બળ ગુણસુંદરી

* "કમાનાર ભાર વહેનાર દમ્પતિ વિદ્યાચતુર અને ગુણસુંદરી· અને વડીલો માનચતુર અને ધર્મલક્ષ્મી આમ બે જુદા હોવાથી હિંદુ અવિભક્ત કુટુંબની કેટલીક વિલક્ષણ મુશ્કેલીઓ ગોવર્ધનરામના ચિત્રમા સ્થાન પામી જ નથી." "વળી ગુણસુંદરીની કુટુંબજાળમાં સંયુક્ત કુટુંબના મ્હોટે ભાગે સંવાસના દુ:ખો છે." "માસારિક પ્રશ્નોમાં સ્થિતિરક્ષકનય જ રાખીને આપણી રૂઢિઓના શુદ્ધ રૂપનો બનતો પક્ષવાદ કરવો એ જ પોતાનો પોતાના જમાનામા મુખ્ય ધર્મ છે એવી દઢ પ્રતીતિવાળા કર્તાએ પણ આ ભાગમાં સંયુક્ત હિંદુ કુટુંબ સંસ્થામા દોષસ્થાનો ચિતરવામા મણા રાખી નથી. એ એમના કલ્પનાના વાસ્તવિકતાના ગુણનો મહિમા પ્રતિપક્ષીઓને પણ સ્વીકારવો પડે છે."

બતાવે છે તે કુમુદ અને કુસુમના ભવિષ્ય જોવામાં, વિચારવામા અને સાધવામાં કામ આવતું નથી. ગુણસુંદરી કથાના છેવટે સામાન્ય સ્ત્રી બની જાય છે, દુનીઆનું જ ડહાપણ સત્ય માને છે, કુસુમના ઉચ્ચ ગ્રાહ વિરુદ્ધ બદ્ધપરિકર થાય છે. ઘડીભર વિધુર બનેલા બુદ્ધિધન સાથે પરણાવવા અગર ચન્દ્રકાન્તને એક ઉપર બીજી આપવા હા ભણે છે. જગત્ કુમુદને કેમ જોશે એ વિચારી કુમુદ–પોતાના પ્રિય અને દુઃખી બાળક–તરફ ગુણસુંદરી, મીઠી નજર તો રહી, પણ તિરસ્કારની નજરે જૂએ છે, અરે તિરસ્કારથી તેને જોતી જ નથી. અને જે શુદ્ધ પ્રીતિ, વર્ડ્ઝવર્થના માઇકલ જેવો માનચતુર બતાવી શકે છે, ત્હેવી પ્રીતિજન્ય હિંમત કે હિંમતવાળી પ્રીતિ ગુણસુંદરી બતાવી શકતી નથી એ જ ગુણસુંદરીની નિર્બળતા. ચોથા ભાગની ગુણસુંદરી જોઇ બીજા ભાગની ગુણિયલનો ઉત્કર્ષ અતિશયોક્તિવાળો વધારે ને વધારે લાગે છે. ગુણસુંદરી પાત્રના નિરૂપણમાં વિષમતા તો છે જ. ચરિત્રવિકાસ માગી લે હેવી વિષમતા દરેક પાત્રમા હોય અને અહીં પણ વિષમતાનું કારણ સુખદુઃખના પ્રસંગો હશે. પણ તે કારણો એટલાં તો સબળ નથી જ કે " અહીં તહીં રંગો વધી પડયા છે," હેવા આપણા મતને બાધ આવે.

લક્ષ્મીનંદન જેવાના ઘરની સ્થિતિ બહુ પરિચિત છે તેથી મણિરાજ, મલ્લરાજ અને ભૂપસિંહના ગૃહજીવન સામાન્ય હિંદુને બહુ અપરિચિત છે તેથી, અને ઉન્નત સુન્દરગિરિના વસનારાંની જીવનવ્યવસ્થા સાંકેતિક વ્યવસ્થા કે ધર્મવ્યવસ્થા જેવી–એટલે આખાં કુટુંબો અને કુટુંબો હવે આપણે જોવાના નથી બુદ્ધિધન અને વિદ્યાચતુરનાં કુટુંબો ઉપર આછા આછા તેજઉજળા ધુમસ જેવો પડદો પડેલો બતાવી, ગોવર્ધનરામ રાજદ્વારી પુરુષોની કરુણ કથા આપણને પૂરી પાડે છે સરસ્વતીચન્દ્ર સાથે કુસુમના લગ્નથી વિદ્યાચતુરને આશ્વાસનનું અમૃત મળ્યું–પણ કપાળે લખેલું કુમુદનું ભાગ્ય એ જ રાજપુરુષ વિદ્યાચતુરની કરુણ કથા–પથ્થરો ભર્યા પર્વતોમાથી માર્ગ કાઢતો ઠેઠ સુધી વિદ્યાચતુર જણાય છે. એ જ હેની કરુણ કથા–જે કુમુદના ભાગ્યે વિદ્યાચતુરની કથા કરુણ બનાવી તે જ કુમુદના સરસ્વતીચન્દ્રને ન પરણવાના નિશ્ચયે બુદ્ધિધનને આશ્વાસનનું અમૃત પાયું. જ્યહાં સુવર્ણપુરમા લગભગ એકહથ્થુ રાજ્ય ભોગવવાનો અવસર આવ્યો ત્હાં પ્રમાદધને માની કુખ લજાવી હેવું કરુણ ભાન એ રાજદ્વારી પુરુષને થયું. કુમુદ નદીમાં પડી અને સૌભાગ્યદેવી મૃત્યુ પામી એ બુદ્ધિધનની કરુણ કથા. અપૂર્ણ રહેલા મનુષ્ય કર્તવ્યમા કે અસાધેલા ધ્યેયમા જે પ્રકૃતિ સ્વભાવ અને કરુણ રસ સમાયો છે તે કરુણ રસમા આસુ નહિ સારતી પણ અનિમિષ રહેતી આખ્યોથી આપણે ઝબકોળાઇએ છીયે.

એ રાજ્યદ્વારી પુરુષોની કથાથી આપણે સ્તબ્ધ માત્ર થઇયે છીયે; પણ જ્ઞાનની કરુણ કથા એટલે સરસ્વતીચન્દ્રની કથાથી આસુ સર્યે જાય અને શુદ્ધ પ્રેમ, સૌન્દર્ય, અને સાધુતાની કરુણ કથા એટલે કુમુદની જીવનકથાથી નિસીમ અરણ્યમા એકલા રખડનાર માનવીના એકનો એક–આધાર–ચોમેર અંધારું ને એક જ ઝીણું તેજ–જેમ જતું રહે ને માનવીના છેલ્લા આશાતન્તુ તૂટી જાય તેમ કુમુદની જીવનકથાથી હૃદયમાંથી આર્ત ચીસ નીકળી પડે છે.

કોમળ, સ્વસ્થ અને સલક્ષણા મનવાળો પિતૃભક્ત મનસ્વી આપણો પ્રિય સરસ્વતીચન્દ્ર

આપણને જ પ્રિય છે એમ નથી. નવલકથાના પ્રત્યેક સુજ્ઞ કે રસિક વ્યક્તિને તે પ્રિય થઇ પડયો છે. જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી જીવન ઉપર દૃષ્ટિ કરનાર તરંગશંકર, ઉદ્ધતલાલ, ચન્દ્રકાન્ત, અને વિદ્યાચતુર, સ્ત્રી તરીકે જુદી જુદી કક્ષાવાળા સૌભાગ્યદેવી, અલકકિશોરી, ગંગાભાભી, ગુણસુંદરી, કુમુદ, કુસુમ, ને ચન્દ્રાવલી–સર્વ ભિન્ન ભિન્ન મત તન્ત્રવાળાં કે ચિત્ર વિચિત્ર સ્વભાવવાળાં સરસ્વતીચન્દ્ર ઉપર ઓછો વત્તો શુદ્ધ સ્નેહ દાખવે છે. કાર્યદક્ષતા કે વ્યવહારમાં ઝીણી સૂઝ બાજુએ રાખીએ તો પણ કોઇ હેની વિદ્વત્તાથી, કોઇ સૌન્દર્યથી, કોઇ રસિકતાથી, તો કોઇ હેના વૈરાગ્યથી મધમાખી માફક તેની પાછળ ભમ્યા કરે છે. –આમ છતાં આ વ્યક્તિઓમાંની લગભગ દરેક નાયકના અનુભવની ન્યૂનતા તરફ આંગળી કરે છે. આ અનુભવન્યૂનતાની કીડીનો વાઘ કરી કોઇ વિદ્વાને સરસ્વતીચન્દ્રને 'philosophical vagabond કહ્યો; સરસ્વતીચન્દ્રે આત્મ પરીક્ષક થઇ પોતાને જ dreamy vagabond કહ્યો. સરસ્વતીચન્દ્ર મૂર્ખ છે, હેને કાર્યમા ઝીણી સૂઝ નથી, તે કાર્યદક્ષ નથી, હેનાં મનોરાજ્યમાં વિલસતા જ્ઞાન અને પ્રીતિ સંસારમાં ઘનાકારમાં ઉતારવાની હેનામાં જે વૃત્તિ છે તો શક્તિ અને ધૈર્ય નથી–હાવા આક્ષેપો philosophical vagabond કહેવામા સમાયા છે. અનુભવ-ન્યૂનતા અને મૂર્ખતા પર્યાય નથી–તત્ત્વચિન્તક ઘણી વખત પ્રકૃતિથી જ લશ્કરી કપ્તાન થઇ શકતો નથી. વ્યક્તિ માત્રને જીવનમા કપતાન થવાના ઘણા પ્રસંગો આવે છે. સ્વર્ગ અને નરક વચ્ચે સ્વીકાર કરવાના યુધિષ્ઠર પેઠે ઘણાને પ્રસંગ પ્રાપ્ત થાય છે. તેવે વખતે કલ્પનાશીલ વિચારક માથે હાથ મૂકી "To be or not to be" નો વિચાર કરવા બેસે તો પાલવે નહિં. સારા નરસાનો વિચાર કરવામાં થતા કાળક્ષેપથી જ હાવો વિચારક નરસું જ પ્રાપ્ત કરે ત્હાં માનવીનો પુરુષાર્થ શુ કામ આવે ?

આવાજ કોઇ અલૌકિક કારણોથી સરસ્વતીચન્દ્રને "દીધું વિધિએ તે પીવું" કરવું પડયું. ગૃહત્યાગ કર્યો એ અનુભવની ન્યૂનતા ખરી પણ મૂર્ખતા નહિં જ. "જે મૂર્ખતાએ ઘર છોડાવી અહીં આણ્યો તે જ મૂર્ખતાએ આજ એ દેશ-દશાનું દર્શન કરાવ્યુ." સરસ્વતીચન્દ્રે આમ અનુભવન્યૂનતાને મૂર્ખતા કહી એ તો હેની જાત્ય ઉપરની રીસ. વળી જ્યહારે કુમુદને પોતાના ગૃહત્યાગનું સમાધાન કથાના અંતમા સરસ્વતીચન્દ્ર આપે છે ત્યહારે એ મૂર્ખતા તો નહોતી જ એમ આપણને જણાય છે. સરસ્વતીચન્દ્ર કહે છે –

"મ્હેં આ શરીરના સર્વ સંબંધીઓનો, લક્ષ્મીનો, અને ગૃહનો પરમ ધર્મ રૂપ ત્યાગ કર્યો, અને કર્યો તે કર્યો. મ્હેં પ્રીતિ અપ્રીતિથી કાંઇ કર્યું નથી...સુભાઇમં તો એટલો જ વિચાર કર્યો હતો કે રત્ન નગરી જવું અને અજ્ઞાત રૂપે ત્હમારા મનની ઇચ્છા જાણી લેવી...સીતાને લેઇ રામ ગયા ને દમયન્તીને લેઈ નળ ગયો હતો તેમ હું ત્હમને સાથે લેઇ જાત...સમુદ્ર માર્ગે રત્ન નગરી આવતાં પ્રતિકૂળ પવનને લીધે દિવસ વીતી ગયા. ત્યાં આવ્યો ત્યારે તો ત્હમે સુવર્ણપુર ગયાં હતાં."

પ્રતિકૂળ પવનને લીધે વીતેલા જે થોડા દિવસ ત્હેમા જ વિદ્યાચતુર જેવો પિતા, અને ગુણસુંદરી જેવી માતા કુમુદ જેવી પુત્રીનો વિવાહ કરે એ જરા અસ્વાભાવિક લાગે છે, એ વાત ચર્ચવાનો આ પ્રસંગ નથી સરસ્વતીચન્દ્રનું પોતાના હૃદયનું પૃથક્કરણ મૂલ્ય ભરેલું હશે. પણ તે પિતા ઉપર રોષ કરી ત્યાગી ન હોતો થયો એ આટલા ઉપરથી જ સ્પષ્ટ બને છે.

કુમુદના વિવાદ પહેલાંની ચન્દ્રકાન્તને રદમજાયલી, નિગૂઢ રહી ધુંધવાઇ રહેલી સંન્યાસીની શુદ્ધ ભાવના પ્રસંગ મળતાં ભભૂકી હતી. કાચે તાંતણે બંધાયલી કુમુદ વિસરાઇ તો ન હોતી જ. સરસ્વતીચન્દ્રના આશ્રમમાં યાજ્ઞવલ્કયની મૈત્રેયી થવાનું કુમુદનું ભાગ્ય સરસ્વતીચન્દ્રના તે વખતના મનોરાજ્યમાં તો હતું. જગતમાં શુદ્ધ પેઠે વિચરવાનો અભિલાષ મૂર્ખતા નથી. કુમુદને સંન્યાસમાં પ્રિય શિષ્યા બનાવી દીક્ષા આપવી એ વ્યવહારિક નહિ તો ઉચ્ચ આદર્શ તો હતો જ. માત્ર ગૃહત્યાગથી "philosophical vagabond" ની ઉપાધિ આપણા નાયકને આપી શકાય એમ નથી. ગૃહત્યાગના વૈફલ્યમાં એક તત્ત્વચિન્તકની કાલવશતા જ જણાય છે.

જ્વાલામુખ સંન્યાસના છઠ્ઠા પાતાળમાં આવતા પહેલાનાં પાંચ પાતાળમાં ક્યહાં ક્યહાં સરસ્વતીચન્દ્રે ધૈર્ય, બાલિશતા નહિં પણ મનોબળ ને કાર્યદક્ષના દર્શાવી તે આપણે પણ સરસ્વતીચન્દ્ર જોડે યદુશૃંગ ઉપર ઉભા રહી વિલોકીયે. ઉંચા તાડનાં વચાળામાંથી છેટે સુવર્ણપુષ્પમાં કછોટો મારી પરસાળ પત્ની મેઠીના ઉપલા માળમાં દાખલ થનાર, "શીકર ન કરશો—મ્હેં નવીનચન્દ્રે બ્હેનને છોડવ્યાં છે," એમ બોલતો રાતના બે વાગ્યાના અંધકારમાં કટાર વાગવાથી બેશુદ્ધ પડેલો સરસ્વતીચન્દ્ર દેખાય છે. સુભદ્રા અને સમુદ્ર ઉપર થઇ દોરડાં વગરના તારથી "અલકબ્હેન, હું તો ત્હમારો ભાઇ થાઉં હો!" હેવા સ્વર પથરના તરંગે આવી આપણા હૃદયમાં સમાય છે. "જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન" સ્મરણમાંથી ક્યહાં સરી જાય એમ છે? હૃદયબળથી આંખ્યો ન ઉઘાડનાર સરસ્વતીચન્દ્રે પ્રસંગ બળે કુમુદની મસ્તકકળી ખોળામાં લીધી અને "આશ્વાસક હાથ મૂર્છિત મુખ ઉપર ફરવા ગયો પણ અટક્યો." જયવંત વિશુદ્ધિના આથી સ્ફુટતર પ્રસંગ હોઇ શકે? હથીયાર વિનાના સુકુમાર સરસ્વતીચન્દ્રે બ્હારવટિયા વચ્ચે વાણીયણને છોડાવી અને "બધી સ્ત્રીયોનું રક્ષણ થશે તે ભેગું ત્હમારૂં પણ થશે......પાછો આવું એટલામાં આ વાત ઉપર એક નિબંધ લખી ક્હાડજો," હેવો માનચતુરનો ચન્દ્રકાન્ત પરનો આક્ષેપ નિરર્થક કર્યો. કાળરાત્રિ જેવી ભયાનક રાત્રિયે, સ્મશાન જેવા જંગલમાં ધ્રુવ સમું ધૈર્ય દાખવી સંસારનું અવસાન નજીક દેખી મહામંગળ જેવા મરણ કામને વાસ્તે આંખ્યના પલકારા જેટલી વારમાં સજ્જ અને સાવધાન થઇ જનાર સરસ્વતીચન્દ્ર ઝાકળ જેવા તારાઓના તેજમાં ઓ...દેખાય!

આ બધાં કૃત્યો એ એક 'Philosophical vagabond નું જીવન નહિં; એ તો કોઇ સમાધિભ્રષ્ટ યોગીનું જીવન.

યદુશૃંગના વિષ્ણુદાસને પણ ઘડીભર આંજી નાખે હેવા સરસ્વતીચન્દ્ર માટે રખડેલ બીનઅનુભવી વિચારફોળી તરંગી નથી હેવો પક્ષવાદ કરવો પડે છે, એ જ પ્રથમ તો જ્ઞાનની કરુણ કથા છે. એક બાજુ કુમુદ તરફનો પ્રેમ સ્થાયી અને સત્ય સ્વીકાર્યા વિના છૂટકો નથી. જે કુમુદને માટે સંન્યાસની કથા આસુરીની થઇ ત્હેને માટે શુદ્ધ, અને જેની પાછળ પાછળ સરસ્વતીચન્દ્રનું હૃદય અને શરીર મુંબઇથી રત્નનગરી, અને રત્નનગરીથી સુવર્ણપુર ભટક્યું ત્હેને માટે સ્થાયી પ્રેમ સરસ્વતીચન્દ્રને ન હોય એમ કેમ બને? છતાં તે જ સરસ્વતીચન્દ્ર કુસુમના મ્હોડાની કે સાચી અનિચ્છા છતાં ત્હેને પરણે હેમાં ચિન્તનશીલ મનુષ્યની મ્હને તો કરુણ કથા લાગે છે. તે કરુણ કથાને અંગે સરસ્વતીચન્દ્ર ઉપર થતા બધા

આક્ષેપ આપણે ગમે તેટલું સ્હમજાવિયે અને કથાનો અંત સ્વાભાવિક છે એમ બતાવિયે તેમજ કુસુમ સાથે કુમુદના સ્મરણમાં સરસ્વતીચન્દ્રે "ખાધું પીધું અને મોજ કરી" એમ ગમે તેટલું ગણિયે પરંતુ તેથી મ્હારા અધીન મતે તે કરુણ કથા ઓછી કરુણ થતી નથી.

પહેલી તો કદાચ નબળામાં નબળી દલીલ, પણ હિંમતથી કરવી પડે એવી ઝડપથી ભૂલી જવા માટે કરી દેવી. કે પ્રેમ એ હેવી વસ્તુ નથી જેના તત્ત્વ માત્રથી હેવું પરિણામ આવે કે એક તરફ શુદ્ધ સાચી અને સ્થાયી લગની લાગ્યા પછી, તેવી જ અગર તેથી વધારે ઉંચી વ્યક્તિ તરફ તેટલી જ શુદ્ધ અને સ્થાયી લગની ન લાગે. બીજું, શરીરની વિગતો આ દુનિયામાં રહિયે ત્હાં સુંધી ખરી વિગતો છે, અને ત્હેની વહેવારુ ચોકી રાખવી એ મનુષ્યનું કર્તવ્ય છે. અનુભવ વગરના સરસ્વતીચન્દ્રે ગૃહત્યાગ કરતાં પહેલાં એમ હૃદયથી-પાછળથી પોતે સ્વીકારેલી-માનેલું કે લગ્ન એક જાતની મૈત્રી છે, અને પુરુષ પુરુષમાં પણ સંભવી શકે. અલક જોડે પડેલા પ્રસંગથી કુમુદની મસ્તકકળી ખોળામાં લેવી પડી ત્હારે, ચિરંજીવશૃંગમાં એક જ પાત્રમાં આહાર કર્યો ત્હારે, બેભાન કુમુદનાં વસ્ત્ર અને પવનની રમતમાં સરસ્વતીચન્દ્ર ન્હાઇ રહ્યો ત્હારે, અને બીજા કેટલાક પ્રસંગે, સરસ્વતીચન્દ્ર શરીરનો સ્વભાવ બરાબર સ્હમજ્યો. જો લગ્ન કરવું જ પડે તો કુમુદ સાથે કેમ ન કરવું?—આ પ્રશ્નનો જવાબ હકારમાં આપતી વખતે કુમુદની ઇચ્છા કે ત્હેની ઇચ્છાની પ્રમાણિકતા ઘણા જણ ભૂલી જાય છે. સરસ્વતીચન્દ્રે તો અનેક વખત કહેલું કે ત્હમને સુખ થાય એમ હોય તો હું ત્હમને પરણવા તૈયાર છું. નહિં કે ત્હમને પરણવાની વાસના છે; પણ તે પરણવું અને લોકની ટીકા સહન કરવી એ મ્હારા અઘોર કૃત્ય માટે પ્રાયશ્ચિત રૂપે સ્હમજીશ. પ્રાયશ્ચિતનો આદેશ દેનાર કુમુદ જ જાતે પરણવાની ઉછળતી વૃત્તિઓને દબાવી પ્રમાણિક નિશ્ચય બતાવી ના પાડે, તો પ્રાયશ્ચિત્ત રૂપે જ કુમુદને સરસ્વતીચન્દ્રથી ન પરણાય. વૃત્તિઓ દબાવી રાખી, સરસ્વતીચન્દ્ર લોકકલ્યાણ કરવા કેટલો સમર્થ છે એ જોઇ, ગુણસુન્દરી અને સુન્દરનું માનસિક વલણ પારખી, પ્રમાદધનના મૃત્યુની અસરથી, બુદ્ધિધનના દુઃખી જીવનમા હાથલાકડી થવાના ઉદ્દેશથી, સૌભાગ્ય દેવીના સ્મારકને ઉછેરવાની ઇચ્છાથી અને કુસુમનું શ્રેય સાધવાની વૃત્તિથી, ગમે તેથી, ગમે તેવા કારણથી, ગમે તેટલા સંકોચથી કુમુદે તો દૃઢ અને પ્રમાણિક નિશ્ચય કર્યો હશે એ અહીં જોવું વધારે પડતું છે. એ દૃઢ અને પ્રમાણિક નિશ્ચય જોઇ, બીજું કંઇ નહિં તો કુમુદ મારેના પોતાના પ્રેમની ખાતર ત્હેને ન પરણી શકે. કુમુદ તરફનો સ્થાયી અને સાચો પ્રેમ સંસારમાં ઉતારવાની શક્તિ સરસ્વતીચન્દ્રમાં હતી, પણ મરજી ન હતી, અને ઢીલીપોચી ગલીપચી કરતી મરજી હશે તો કુમુદના અચળ નિશ્ચયથી તે ઓસરી ગઇ.

યોગ્ય સ્ત્રીને પરણવું જરુરનું લાગ્યું ત્હેનું કારણ શરીરની નબળાઈ એકલી ન હતી; તે શરીરને નબળાઇ આવી જાય હેવા જગતમાં આત્માના અને ચિરંજીવોના આદેશથી સરસ્વતીચન્દ્રને કામ કરવાનું હતું. લોકકલ્યાણનો માર્ગ વિદુષી પત્ની હોય તો ઉજળો થતો હતો, પણ કુમુદ જેવી વિદુષી છતાં દહેવાતી વિધવા હોય તો ઘોર અંધકારમય થઇ જતો હતો. એટલે કોઇ કુસુમને પરણવું જરૂરનું હતું. કુસુમને પરણવું તે સરસ્વતીચન્દ્રને મન પ્રાયશ્ચિત્ત યજ્ઞની પૂર્ણાહુતિ બરોબર હતું.

કુસુમ જેવા સ્વતંત્ર પક્ષીને બંધનમાં નાખવાના વહેવારી કારણો સુન્દરની રસિક તોછડાઇભરી વાતોમાં ગોવર્ધનરામે સમાવ્યા છે. પણ એટલાથી સન્તોષ ન માની, આપણે કુસુમ અને સરસ્વતીચન્દ્રના બુદ્ધિમય જીવનની પરખ કરિયે તો એટલે સુધી કહેવાનું મન થાય છે કે કુમુદ કરતા કુસુમ પ્રકૃતિથી જ સરસ્વતીચન્દ્ર જેવાને માટે વધારે લાયક હતી. કુસુમ અને સરસ્વતીચન્દ્ર મિત્ર બન્યાં એ પ્રારબ્ધની વાત. સરસ્વતીચન્દ્ર અને કુસુમ, પ્રસંગ મળતાં એકદમ મિત્ર બની જાન એ તો રસ્તે દોડતા પણ વંચાય હેવું છે. પણ કલ્પનાના તરંગો મૂકી દઇ કથામાં જેટલું આવ્યુ છે તે જોઇયે તોય કુસુમ અને સરસ્વતીચન્દ્રના પ્રેમનું બીજ કર્તાએ આપેલું ચોકખું જણાય છે.

" કુસુમ સુન્દરીનો કુમારિકા રહેવાનો અભિલાષ રમણીય છે. તપોવનના હરિણના હૃદય પેઠે એનું હૃદય બાલભાવના ઉત્સાહથી ભરેલું છે, વ્યવહાર સૃષ્ટિની રચનાના ભયનો લેશ દેખી શકતું નથી, નિર્દોષ સ્વતંત્ર વિહારનાં સ્વપ્નથી મોહ પામે છે,...અવલોકન કરી નવા વેશ કહાડે એવી એ દક્ષ છે–અને–અને મ્હારા મિત્રને રમવાનું રમકડું થાય એવી એ રમતીયાળ છે. "

" Here is an angel that can shake to the roots the foundations of society in my beloved Bombay, and revolutionize the fortunes of her sex in that my City of Gods, if only He-He would stoop to conquer-her. "

કુસુમે બ્હેન ઉપર આવેલા કાગળ વાચ્યા હતા, એટલે સરસ્વતીચન્દ્રનું હૃદય કેવા પ્રેમથી દ્રવી શકે ત્હેનું હેને ભાન હતું. ત્હેનાં પુસ્તકો તે રસથી વાંચતી, ત્હેની રચેલી કવિતા ગાતી અને સ્હમજતી. " તું હવે નક્કી સરસ્વતીચન્દ્રને પરણવાની હેવાં મીઠાં સૂચન પણ થતાં." સ્વતંત્રતાની વાસના સરસ્વતીચન્દ્ર પાસેથી જ કુસુમે લીધી હતી કુસુમે સાંભળેલું એક સત્વનું ભાષણ આ વધારે સ્પષ્ટ રીતે જણાવે છે.

"સૌન્દર્ય ઉદ્યાનના સુન્દર કુસુમ! ત્હારૂં ભાગ્ય રાત્રિવિકાસી કુમુદ જેવું નથી. આ દેશકાળને અપરિચિત સ્વતંત્રતાની જે વાસના ત્હારામા જન્મી છે ત્હેનો પિતા હું છું. "

સરસ્વતીચન્દ્ર અને કુસુમનો જે ઉચ્ચગ્રાહ લગ્નના નામ માત્રથી ભડકતો હતો, તે જ ઉચ્ચ ગ્રાહે–એમાં એક જાતનો હોવાથી–એની વયની કડીનું સ્વરૂપ લીધું. ત્હેમાંથી લાગણી, પ્રેમ જન્મ્યા; કોમળ સૂચનોથી અને દલીલોની સ્હમજણથી તે ઉચ્ચ ગ્રાહ લગ્નમાં પરિણમ્યો.

કથાના અંતમા–કર્ત્તા સરસ્વતીચન્દ્રને કુસુમ સાથે પરણાવે છે એ ભાગમાં–પ્રસંગો એક ઉપર એક એમ હિમાલયના ખડકો પેઠે ગબડી પડયા છે. આમ આટલી ઉતાવળથી સરસ્વતીચન્દ્ર કુસુમને પરણશે એમ વાચકને લાગતું નથી. નવલકથાનાં પાત્રો પણ હેને માટે, તૈયાર ન હોય એમ લાગે છે, એક ચન્દ્રકાન્ત અને કુમુદ સિવાય. પણ આ પ્રશ્ન મુખ્યત્વે કલાવિધાનનો છે. પ્રેમબીજ અને ત્હેનો વિકાસ કર્તાએ આપેલો હોવાથી અશક્ય ઘટનાદોષ આવતો નથી, વળી એ પ્રશ્ન વિગતવાર અહિં ચર્ચવાનો નથી.

કુસુમ સાથે સરસ્વતીચન્દ્રને પરણાવવામાં કર્તા સરસ્વતીચન્દ્રને અન્યાય કરે છે, તે પ્રશ્ન ઉપલી ચર્ચાથી ચર્ચાઇ જાય છે. કથાના મ્હેં કહેલા કરુણ પર્યવસાનથી ગોવર્ધનરામને માથે આ દોષ આવી પડે છે. કુસુમને પરણ્યા પછી કુમુદ તરફ સરસ્વતીચન્દ્રનો પ્રેમ કાયમ રહે તો સરસ્વતીચન્દ્ર સંસારનો, વિષ્ણુદાસ બાવાનો અને ચન્દ્રાવળી મૈયાનો ગુનેહગાર કેમ નહિ? સરસ્વતીચન્દ્રના હોવા ગુનાહની કલ્પના કરવાનો વખત આવે છે તે જ સરસ્વતીચન્દ્રની કરુણ કથા. "He censures god who quarrels with the imperfections of man." એમ કહી આપણે સન્તોષ માનિયે. एम. ए. ઇત્યાદિ ઉપાધિધારી, ચિન્તક, લેખક, મનસ્વી પણ કર્તવ્યશીલ પુત્ર, પ્રેમી મિત્ર, સાધુ અને દેશભક્ત, હેવા સરસ્વતીચન્દ્રની કરુણ કથા એટલે જ્ઞાનમય જીવન કે બુદ્ધિમય જીવનની કરુણકથા! મહાન મંદિરનું દ્વાર હાલ તો આટલું જ ખખડાવીશું.



# ૨૪ એ ત્રણ નાટકો.

( લેખકઃ—રા. રા. ડોલરરાય રંગીલદાસ માંકડ )

ઈ. સ. ૧૮૯૧-૯૨ માં જ્યારે આ નાટકો પહેલાં પ્રસિદ્ધ થયાં ત્યારે તેના કર્તા તરીકે પ્રેમાનંદ કવિનું નામ પણ સાથે જ બહાર આવ્યું હતું. છતાં નાટકોની ભાષા, શૈલી વગેરે સાક્ષરોને પ્રેમાનંદ કરતાં જૂદાં જ લાગતાં અને સહુ પોતપોતાની રીતે તેના જવાબ આપતા. પણ આ બધી વાતો તો જાણે ભૂગર્ભમાં થતી.

આ સંબંધી પહેલું વિવેચન બહાર પાડનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ હતા. તેમણે ઇ. સ. ૧૯૦૯ માં, ત્રીજી સાહિત્ય પરિષદમાં, બધાને પહેલા તો ચમકાવે એવો 'પ્રેમાનન્દનાં નાટકો' વિશેનો પોતાનો નિબંધ રજુ કર્યો. તેમણે કહ્યું હતું કે નાટકો પ્રેમાનન્દનાં હોવાનો સંભવ નથી અને એની પુષ્ટિ માટે ઘણી જ સક્રમ અને સરસ દલીલો કરી હતી. છતાં તેમને જવાબ દેવાને પ્રયત્ન ન થયા એમ તો નહિ. પહેલાં તો તેમને ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદમાં રા. રા. અંબાઇદાસ કાળિદાસ પટેલે જવાબ આપ્યો. પણ બધા જોઇ શકે તેમ છે કે જવાબ ખાસ સંતોષકારક તો નહોતો જ. પછી છુટક, 'વસન્ત' માં રા. 'ન્હ' એ પણ રા. નરસિંહરાવભાઇને જવાબ આપવાનો પ્રયત્ન કર્યો હતો. તેમની દલીલો પણ રા. નરસિંહરાવની દલીલોને જડમૂળથી ઉખેડી નાખવાને બસ તો નહોતી જ. અને વળી આ બન્નેને રા. નરસિંહરાભાઇએ 'વસન્ત' માં જ 'પ્રેમાનન્દનાં નાટકના પક્ષકારો' નામનો લેખ લખી, જવાબ આપી દીધો હતો. આથી નાટકના કર્તા વિશે જેવી સ્થિતિ ત્રીજી સાહિત્ય પરિષદ પછી હતી તેવી જ લગભગ રહી અને બધાનો એકમત પણ ન થયો અને હમણાં તો આ ચર્ચા સાવ ભૂલાઇ ગઇ હોય એમ જ લાગે છે.

આ લેખમાં હું આ વિષયને, તેના ઉપર ચડેલી ધૂળ ખંખેરીને, હાથમાં લેવા ધારૂં છું અને કંઇક નવું જ કહેવા માગું છું. પણ મારે જે કહેવું છે તેમાં મારે રા. નરસિંહરાવભાઇની દલીલોનો જવાબ આપવો પડે તેમ છે એટલે પહેલાં હું તેમ કરીશ અને પછી મારી વાત મૂકીશ.

રંગભૂમિનાં અસ્તિત્વ સિવાય નાટકોનું અસ્તિત્વ ન સંભવે, એમ રા. નરસિંહરાવભાઇએ તે વખતે કહેલું અને તે માટે પ્રેમાનન્દના વખતમાં અત્યારના જેવી રંગભૂમિ હતી કે નહિં તે વિશે પણ ચર્ચા કરેલી. પરંતુ રંગભૂમિનાં અસ્તિત્વ વગર પણ પ્રેમાનન્દના જમાનામાં નાટકો લખી શકાય. આ ત્રણે નાટકો સંસ્કૃત નાટકોની જ શૈલીનાં છે અને તેની સાથે ઘણી રીતે સરખાવાય તેમ છે. કોઇએ આખું સંસ્કૃત નાટ્યસાહિત્ય સંભાળથી વાંચ્યું હોય તો તે નાટકો ભજવાતાં જોવાયા વગર પણ આવાં નાટકો લખી શકે. જન્મથી જ કોઇ માણસને એવી જગ્યાએ રાખવામાં આવે કે તે બહારની દુનિયામાં શું થાય છે તે જરા પણ જાણી ન શકે, પરંતુ તેને જોઇએ તેવી ચોપડીઓ વાંચવા મળતી હોય અને તેણે સંસ્કૃત નાટકો પણ વાંચ્યાં હોય, વળી કંઇક કુશાગ્ર બુદ્ધિનો હોય એટલે પોતે વિચારી

પણ શકનો હોય–એવા માણુસ જો એ નાટકોનું અનુકરણ કરી તેવું નાટક પોતાની ભાષામાં લખવા ઇચ્છે તો ન જ લખી શકે એમ કાંઇ નથી. વિક્રમ સંવતના અઢારમા સૈકામાં નાટકો ભજવાતા નહિ હોય એમ આપણે કબુલ કરીએ તોપણ આ નાટકોના કર્તાએ કાલિદાસ, ભવભૂતિ વગેરેના નાટકો વાચ્યા હોય એમ જણાય છે.[1] ત્યારે એ માણસે સંસ્કૃત નાટકો વાચી, વિચારી, પોતાના ગુજરાતી ભાષાના પ્રેમને લીધે[2] તેમ જ બીજી ભાષાઓને નીચું જોવરાવવા, ગુજરાતીમાં નાટકો લખવાનું ધારી, લખ્યાં હોય તો તે ન બની શકે તેવું તો નથી જ. નાટકની શૈલીથી તેમ જ જુસ્સાથી તો પ્રેમાનન્દના સમયના પંડિતો જાણીતા હતા જ એમ માનવાને કારણ મળે છે.[3] વળી, ખાસ ખાત્રી લાયક સાબીતી નથી છતાં પ્રેમાનન્દ, વલ્લભ અને દયારામે નાટકો લખ્યા છે એવું કહેવાય તો છે જ. પણ ખાસ તો સંસ્કૃત નાટ્યસાહિત્ય વાચીને, નાટકો ભજવાતા જોયા સિવાય પણ કોઇ *પ્રતિભાશાળી પુરુષ, એનું અનુકરણ કરીને ધારે તો અઢારમા સૈકામા પણ નાટકો* લખી શકે એમ મને લાગે છે; અને એટલા માટે જ આ ત્રણે નાટકો સંસ્કૃત નાટકોની સાથે કેવાં મળતા આવે છે તે બતાવવાનો હું યત્ન કરૂં છું. જૈન સાહિત્યકારો તો સંસ્કૃતમાં નાટકો ઘણે મોડે સુધી લખતા.

" તપત્યાખ્યાન " મા વાઘની જે વાત છે એ આગળ બતાવી મારે બીજું અનુમાન કરવું છે એટલે એ પ્રસંગ હમણા મૂકી દઉં છું બાકીનું આખું નાટક ભાસનાં **स्वप्नवास-वदत्तम्**, કાલિદાસના **मालविकाग्निमित्रम्**, તથા શ્રી હર્ષની **रत्नावलीनाटिका** ઉપરથી જ લખાણું હોય એમ લાગે છે. પ્રધાન[4] સુષેણની રાજ્ય ચલાવવાની પદ્ધતિનું વર્ણન, કાલિદાસનાં **शाकुन्तलम्** માંના તેવા પ્રસંગનું જ અનુકરણ હોય એમ સ્પષ્ટ લાગે છે. તેમજ છેલ્લે સુલોચનાના દીકરાની વાત છે તે વાચીને તો બધાને સર્વદમન યાદ આવે જ. એટલું ખરૂં કે દેશ, કાળ અને કર્તાની બુદ્ધિ પ્રમાણે છોકરા ઉપર જૂદા જ સંસ્કારો પડેલા દેખાય છે, અને સર્વદમનની આગળ આ કુમાર કોઇ હલકા વર્ણના છોકરા જેવો લાગે છે.[5]

અને આમ જ્યારે એક માણસ એક નાટક લખી શકયો એટલે બીજું નાટક પણ લખી શકે અને તેમા પોતાના ઘરનું પણ કંઇક ઉમેરી શકે " સત્યભામારોષદર્શિકાખ્યાન " ની અંદરનું આંતરનાટક તો આબેહુબ **उत्तररामचरित्र** માંના આંતર નાટકનું જ અનુકરણ છે. " પાંચાલીપ્રસન્નાખ્યાન " મા ભીમ અને હનુમાનના મેળાપના વર્ણનમા તો શબ્દો પણ મહાભારતમાથી લીધા છે. અને " રોષદર્શિકાસત્યભામાખ્યાન " માં ચિત્રપટની વાત છે તે તો સંસ્કૃત નાટકના અભ્યાસીઓને નવી નહિંજ લાગે

---

૧. જુઓ. સસ. પૃ. ૧૨.

૨. 'આ તે લલિત' વાળું સંગીત અને ભરતવાકયો વાચવાથીજ આની ખાત્રી થશે.

૩, નાટકોના કર્તાના નામ મળે છે તેટલા ઉપરથી.

૪. જુઓ આગળ.

૫. થોડા વખત પહેલાં 'સાહિત્ય'મા આવેલી આ પ્રશ્નની ચર્ચામા હું ઉતરવા માગતો નથી.

આમ છતાં કદાચ સંસ્કૃત નાટકના પ્રારંભકાળ માટે એમ કહી શકાય કે રંગભુમિની કે અભિનયકળાની આવશ્યકતા તેને માટે છે; પણ ગુજરાતી માટે આવી જરૂર લાગતી નથી. એક પ્રજામાં નાટયસાહિત્ય પહેલી જ વખત ઉભું થવામાં અભિનય વગેરેની જરૂર ખરી; પરંતુ જેમ ગ્રીક અને સંસ્કૃત ભાષાઓ નોખી હતી તેમ ગુજરાતી અને સંસ્કૃત ભાષા માટે નથી. રંગભૂમિ અને અભિનયકળા, એક દેશમાં, એક વખત દાખલ થઇ ગયાં અને તેને અનુસરી નાટકો લખાઇ ગયાં અને એમ નાટયસાહિત્ય ચાલુ થઇ ગયું પછી કદાચ તે લલિતકળાઓ દેશમાંથી સાવ અદૃશ્ય થઇ જાય તો પણ નાટકો લખવાનું તો ચાલુ જ રહે. એટલું ખરૂં કે આમ નાટકો લખાતાંજ હોય તો રંગભૂમિ પણ હોય; પણ અઢારમા સૈકામાં કદાચ કોઇ સ્વતંત્ર પુરુષે ગુજરાતમાં નાટકો લખવાનું યોગ્ય ધારી, લખ્યાં હોય અને પછી તેને કોઇ અનુસર્યું ન હોય તો તે ન ભજવાય એમ પણ બને.

[૬]નાટકોમાં રંગભૂમિ કલ્પી છે અને રંગભૂમિ હોય એવીરીતે નાટકો લખાયાં છે એમ પ્રકાશકોને લાગતું હોય તો ભલે; બાકી મને તો "શ્રીદામો કનકપ્રસાદ નિરખતો પ્રવેશ કરે છે" વગેરે ભજવનાર પાત્રો માટેની સૂચનાઓ પણ, નાટકમાં એવા પડદા ન હોય તોપણ, સંસ્કૃત વાકય ઉપરથી મૂકી શકાય એમ લાગે છે. જો ઉપરનાં વાકય ઉપરથી હાલનાં જેવાં ચિત્રપટની જરૂર જણાતી હોય તો નીચેના ફકરામા પણ તેવીજ જરૂર જણાશે.

रामः—किं नाम दण्डकेयम् ( सर्वतोऽवलोक्य ) हा कथम्
स्निग्धश्यामा क्वचिदपरतो भीषणाभोगरूक्षाः
स्थाने स्थाने मुखरककुभो झांकृतैर्निर्झराणाम् ।
एते तीर्थाश्रमगिरिसरिद्गर्तकान्तारमिश्राः
संदृश्यन्ते परिचितभुवो दण्डकारण्यभागाः ॥ १४ ॥
उत्तररामचरितम् । द्वितीयांकः ।

આમાં ( सर्वतोऽवलोक्य ) એ ભજવનાર પાત્ર માટેની સૂચના (Stage direction) છે, અને શ્લોકમાંના संदृश्यन्ते શબ્દ ઉપરથી તો એમ સ્પષ્ટ છે કે રંગભુમિ ઉપર જ આ દેખાવો જોવા જોઇએ. ભવભૂતિના વખતમા રંગભૂમિની આ સ્થિતિ હતી કે નહિં તેના અન્વેષણની વાત હું નથી કરતો. પણ ભવભૂતિનું આ નાટક વાંચી, વાંચનાર અઢારમા સૈકામાં તો શું પણ ગમે તે સૈકામાં તેવું લખી શકે.

"રેપદર્શિકા સત્યભામાખ્યાન" માંનાં "નાટકી લોકો નાટક કરતા હતા તેને રેવીની સખીએ પકડી આણ્યા" એ વાકયથી પણ રંગભૂમિ હોવીજ જોઇએ એવું સિદ્ધ નથી થતું. એટલું ખરૂં કે કર્તા એમ ધારે છે કે આ નાટક કયાંક ભજવાય એવું છે. પણ પોતે લખેલું નાટક ભજવાય એવું છે એમ ધારવામાં કાંઇ રંગભૂમિની જરૂર નથી જ. આમ આ નાટકોમાં કયાય એવું નથી લાગતું કે જેથી કર્તાએ નાટકો ભજવાતાં જોયાં હોવાં જોઇએ એવું માનવાની આપણને ફરજ પડે.

[૭]નાટકમાંની આહીરી અને રાક્ષસી બોલીઓ પ્રાકૃતના દરેક નિયમ પળાઇને તો નથી લખાઇ પણ અમુક શબ્દો એવા છે કે લખનારને પ્રાકૃતનું જ્ઞાન હોય એમ મનાય. આ વાત

૬. જુઓ રા. નરસિંહરાવભાઇનો 'કવિ પ્રેમાનન્દના નાટકો'નો નિબંધ, પૃ. ૧૨.
૭, આ વિશેની ચર્ચા માટે જુઓ રા. નરસિંહરાવભાઇનો નિબંધ પૃ. ૨૦.

કર્તાએ હેમાચાર્યના પ્રાકૃતપ્રકાર ની વાત કરી છે તેના ઉપરથી પણ મનાય. આ નામનો ગ્રંથ અત્યારે આપણે સાંભળ્યો નથી એ ખરૂ પણ બસો વર્ષ પર તે ગ્રંથ પ્રસિદ્ધ હોય પણ ખરો. આમ ન હોય તો પણ જૈન સાહિત્ય પ્રસિદ્ધ થયા પછી એક વાત તો પ્રકાશમા આવી છે કે જૈન મુનિઓ ઘણે મોડે સુધી—એટલે કે વિક્રમના ઓગણીસમા સૈકા સુધી અને કોઇક તો હજી પણ પ્રાકૃતના નિયમ પ્રમાણે અમુક રૂપો કરતા અને વાપરતા.[૮] પરિચય હોય તોપણ આમ બની શકે.[૯]

નાટકોમા[૧૦] શુદ્ધ છંદો છે તે ક્યાથી—તેના વિશે વલ્લભના "કુન્તીપ્રસન્નાખ્યાન"-માનું વાક્ય આધાર તરીકે મૂકી શકાય તેમ છે.

છંદ પ્રેમ કેરા ઘણા, પન્મા તો શેની મણા,
દુહા ને ચોપાઇ ઘણી, સાખબંધ જોઇએ

આમા એક વાત છે કે પ્રેમાનંદે છંદ વાપર્યાં હોય એવા કાવ્યો આપણને મળ્યા નથી એટલે એ વાત કેમ સંભવે ? પણ આપણા કરતા વલ્લભને વધારે ખબર હોય એ એક દલીલ છે.[૧૧]

[૧૨]વ્રજવાસી અને બંગવાસી ઉપહાસ કરે છે તેમ જ ગુર્જરદેશ આખ્યાન ભજવવાને યોગ્ય નથી એ વાક્યોમા પણ વિચારવા જેવુ છે. આ વાક્ય ઉપરથી બંગાળી વગેરે ભાષામા નાટકો હતા જ એવુ અનુમાન નથી નીકળતું તેઓના ઉપહાસનુ કારણ એમ પણ હોઇ શકે કે ગુજરાતી એવી ખરાબ છે કે તેમા નાટકો ન ભજવાય આથી એમ અનુમાન ન થાય કે બીજી ભાષામા સારા નાટકો છે એમ તેઓ કહેતા હોય, પરંતુ એટલુ જ અનુમાન થઇ શકે કે નાટકો હોય તો પણ જ્યારે તેમનો દેશ નાટક ભજવવાને લાયક છે ત્યારે ગુજરાત નથી પ્રશ્ન નાટક છે કે નહિ તેનો નથી પણ દેશ નાટક ભજવવા યોગ્ય છે કે નહિ તે છે દેશ રસિક નથી અથવા તો ભાષા જ ભાવ પ્રદર્શિત કરવા લાયક નથી અથવા તેમા એટલો જુસ્સો નથી એવો પણ અર્થ હોઇ શકે.

"તપત્યાખ્યાન"ની અશ્લીલ શૃંગારચેષ્ટાઓ માટે તો એક જવાબ એ છે કે ભવાઇ વગેરેમા અશ્લીલ દોષો કેવા હોય છે એ પ્રસિદ્ધ છે અને આની છાપ આમ આડકતરી રીતે નાટકો ઉપર પડી હોય બાકી પ્રેમાનન્દમા આવી ચેષ્ટાઓ બીજે નથી મળતી એમ તો મને પણ લાગે છે.[૧૪]

---

૮. જૈન રાસાઓ જોવાથી આ વાત તરત સમજાશે
૯. શામળ ઉપર તો જૈન અસર દેખાય છે
૧૦. જુઓ રા. નરસિંહરાવભાઇનો નિબંધ પૃ ૨૧
૧૧ વધારે વિવેચન માટે આગળ જુઓ.
૧૨. જુઓ રા. નરસિંહરાવભાઇનો નિબંધ પૃ ૩૯
૧૩ જુઓ રા નરસિંહરાવભાઇનો નિબંધ પૃ ૪૬
૧૪. વધુ માટે જુઓ આગળ.

હવે રા. નરસિંહરાવભાઇએ અમુક કહેવતો અંગ્રેજી ઉપરથી જ આવી છે. એમ જે કહ્યું છે[૧૫] તેને માટે થોડુંક લખું.

વાટ જોનારને વેળા લાંબી થાય.

આની સાથે-Time seems long to those that wait-એ વાક્ય સરખાવવા જેવું છે એ ખરૂં પણ તેનાથી પણ વધારે તો નીચેનું આજથી બસો વર્ષ પર લખાયેલ વલ્લભના ' યક્ષપ્રશ્નોત્તર ' માંનું વાક્ય સરખાવવા જેવું છે.

" વાટ જોઇ બેશી રહે તેને લાગે કાળ મોરા. "

યક્ષપ્રશ્નોત્તર-પૃ. ૧૨૦.

આમા જોવામાં આવશે કે અંગ્રેજી વાક્ય સાથે પહેલાં વાક્યનું જેટલું સામ્ય છે તેથી પણ વધારે બીજાનું છે. એટલે જો નાટકનો કર્તા પ્રેમાનન્દના સમયનો ન હોય તો ' યક્ષપ્રશ્નોત્તર ' નો કર્તા પણ ન હોય. પણ આ સ્વતંત્ર રીતે ઉદ્ભવ્યા એમ માન્યા પછી " એક કાંકરે અનેક પક્ષી પડે " એ વાક્ય ' To kill two birds with one stone ' એ વાક્યના જ્ઞાન પછી જ ગુજરાતીમા આવે એવો આગ્રહ નહિ રહે. વળી શિકાર ઉપરથી આપણે ત્યાં કહેવતો ન ઉપજતી એમ સાવ નથી.

' કોકિલા ઉપર બાજ '-યક્ષ. પૃ. ૫૮

આ કહેવત શિકાર ઉપરથી જ આવી હશે એમ દરેક સમજશે.

હવે અમુક શબ્દો કે જે પ્રાચીન કવિમાં અસ્થાને ગણાય તેમ જ અર્વાચીન સમયમા જ ઉપયોગમા આવતા થયા છે એમ રા. નરસિંહરાવભાઇએ કહ્યું છે તેને માટે પ્રાચીન કવિમાંથી જે દૃષ્ટાંત મળે છે તે નીચે લખું છું.

( ૧ ) શપથ.

તૃષ્ણા જાય તુટી મારી શપથ છે દેવના—યક્ષ. પૃ. ૨૫૦

શપથ ખાઇ હું આજ ભાખું છુ.—યક્ષ. પૃ. ૨૧૨.

( ૨ ) તૈયાર.

વાર વધુ કરો નહિ સર્વ,ત્યાં તૈયાર છે.—મિત્રધર્માખ્યાન. પૃ. ૭૦.

( ૩ ) મસ્ત.

એવે દોડી આવ્યા દાસ મસ્ત હાથી થયો મસ્ત-કુન્તી. પૃ. ૯૧.

માતંગને વધુ મસ્ત, કરતા મૂકી હડી. „ પૃ. ૯૨.

હસ્તી એમ મસ્તીવાળો, પકડી શકે ન વસ્તી „ પૃ. ૯૪.

( ૪ ) મરદ

મિંદુ મર્દ બની બોલ્યો, નીલાંબર કાઢ્યો ક્યાથી ?—મિત્ર. પૃ- ૩૨.

વાદ ને વિવાદ કરે મિંદુ મર્દ બની ઘણો. „ પૃ. ૧૯.

( ૫ ) શરમ.

---

૧૫. જુઓ રા. નરસિંહરાવભાઇનો નિબંધ પૃ ૪૭-૫૨.

આ શબ્દ 'પાંચાલીપ્રસન્નાખ્યાન' માં પાને ૧૭ મે તો નહિ પણ મારી પાસેની પ્રતમાં પાને ૧૪ મે મળે છે. તે આમ છે.

કરમ નામ છે, કર્મી તાહરૂં,
શરમ શેં હર્યું, ધર્મી માહરૂં;

પણ અહિં '**શરમ**' નો અર્થ સુખ થાય છે. '**શર્મ**' નો આવો ઉપયોગ વલ્લભમાં પણ મળે છે.

**શર્મ** ગ્રહો અર્પી .સહુને—યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન. પૃ. ૯૨.

આટલું છતાં 'શરમ' લજ્જાના અર્થમાં વપરાએલો પણ નાટકમાં દેખાય છે. અને વલ્લભનાં કાવ્યમાં પણ તે અર્થમાં તેનો ઉપયોગ મળે છે.

**શરમાઈ** ગયા તેહ પડ્યો નવ દાવ કંઈ.— મિત્ર. પૃ. ૨૧
તો પણ એ આંખ તણી **શરમ** ધરે છે સહુ.— યક્ષ. પૃ. ૧૬૫.
એવું છે તો પછે કેમ **શર્મ** વૈદ્ય ધર્મ કેરી
રાખી રહે સાંખી રહે-- યક્ષ. પૃ. ૩૨

( ૬ ) **ક્યાસ.**
કાંઇ કર્યું **ક્યાસ** રે. યક્ષ. પૃ. ૧૫૦

( ૭ ) **મશ્કરી.**
તે સહુ **મશ્કરી**માંય મિંદુ નમે મારણે. મિત્ર. પૃ. ૯૩

( ૮ ) **જરૂર.**
જુએ છે **જરૂર** પણ રૂઠી એની રીત છે. યુધિ. પૃ. ૩૦

( ૯ ) **પરવા.**
બેપર્વાઇ એવી ધરે ગાંડી તેની ગત્ય છે. યુધિ. પૃ. ૬૮

( ૧૦ ) **પિતાશ્રી.**
મંદિરમાં જઇ પે'લાં **પિતાશ્રી**ને નમ્યો પોતે. મિત્ર પૃ. ૧૦૦
શાંત કર્યા **પિતાશ્રી**ને બોલતા સહુ રહ્યા. ,, પૃ. ૧૦૨
પ્રતાપી **પિતાશ્રી**ને નમુ બલે મને થાપિયો. યુધિ. પૃ. ૧.
પેખી **પિતાશ્રી**ને પાસ નમન નેહેથી કર્યું. કુન્તી પૃ: ૧૧૧

( ૧૧ ) **સિધારવું.**
સમરે **સીધારી** કરી. યુધિ. પૃ. ૮૪.

( ૧૨ ) **રવાને થવું**
સ્વપક્ષ વધારવાને **થાય** નવ **રવાને**. યુધિ. પૃ. ૮૧

( ૧૩ ) **દગો.**
અતિ દુઃખી સુખી સમો દબાય ન દગાથી. યક્ષ પૃ. ૨૨૧.
'દગો' શબ્દ મળ્યો એટલે 'દગાબાજી' માટે ખાસ કહેવાનું નહિ રહે એમ ધારું છું.

(૧૪) લાગુ પડવું.

રોડખાનું ઉપનામ લાગુ પડયું હતું જાણ. મિત્ર.પૃ. ૫૨.

(૧૫) ખુશી.

આનો વિશેષણ તરીકેનો ખોટો ઉપયોગ પણ મળે છે.

જોઇ થતાં ખુશી ખુશી ચાર કંથ કામિની. યક્ષ. પૃ. ૨૩.

અતિ ખુશી થાય છે. મિત્ર પૃ. ૯૭

(૧૬) કહી શકાય. મિત્ર. પૃ. ૯૭.

પણ કોઇ પુછે ત્યારે કહી તો શકાય જાણ. યક્ષ.પૃ. ૯૯.

(૧૭) "ઊભવું."

કર જોડી ઇંદ્ર ઊભો. યક્ષ. પૃ. ૩૭.

પણ ઊભા ધર્મરાજ. ,, પૃ. ૪૫.

(૧૮) ધન્યવાદ આપવો.

પાવકને અષ્ટવસુ વળી બીજા સર્વ દેવ

ધન્યવાદ અર્પી કહે સત્યનું સ્વરૂપ છે. યક્ષ. પૃ. ૨૬૨.

(૧૯) અક્કલ.

દેવરૂપ દરિયાખ અક્કલ ઘણી અનૂપ.—વૈતાળપચ્ચીશી–શામળ બૃ. કા. દે. પૃ. ૬૧૧.

(૨૦) ગરક.

અજીત કામ જીતે કવણ માયામા સહુ ગરક. વૈતાળ. પૃ. ૬૦૭.

આટલામાં રા. રા. નરસિંહરાવભાઇના અમુક વાંધાઓનો જવાબ આપવા પ્રયત્ન કર્યો છે. બાકી રહ્યા તેના જવાબો આ નિબંધના બીજા ભાગમા આપીશ.

૨

દરેક પુસ્તકમાં–પછી તે ગમે તેવું હોય– તેના કર્તાનું વ્યક્તિત્વ ઓછા વધતા પ્રમાણમાં આવી જ જાય છે. તેમ જ તેના પોતાના વિચારો, રહેવાની શૈલી તથા માનસિક સ્વભાવ અને વર્તનની ઊંડી છાપ તેની કૃતિ ઉપર પડે જ છે. આ એક માનસશાસ્ત્રનું સત્ય (Psychological fact) છે. એટલે જ્યારે આપણે ગમે તે એક વ્યક્તિનું એક પુસ્તક વાચીએ ત્યારે કર્તાની શૈલી, વિચાર, વ્યક્તિત્વ વગેરે આપણને દેખાય જ; અને જો આમ વાચવાનો અભ્યાસ હોય તો તે જ કર્તાનાં બીજાં પુસ્તકો જ્યારે આપણે વાચીએ ત્યારે, તેમા નામ ન હોય તોપણુ, કર્તાનાં વ્યક્તિત્વ, વિચાર વગેરેને આપણે પકડી શકીએ જ. પણ આમ કરવામા પુસ્તકની આખી વિચારશ્રેણી, રચના, ભાષા, શૈલી અને બીજાં આંતરિક તેમ જ બાહ્ય લક્ષણો ખાસ ધ્યાનમાં રાખવાં જોઇએ.

પ્રકાશકો અને બીજા થોડાક જ સિવાય, બીજું કોઇ એમ નહિં જ માનતું હોય કે પ્રેમાનન્દના બીજાં કાવ્યમાં જે વ્યક્તિત્વ, જે વિચાર અને જે શૈલી દેખાય છે તે જ આ નાટકોમાં પણ દેખાય છે. રા. રા. કેશવલાલભાઇ પણ નાટકો પ્રેમાનન્દનાં માને છે છતાં ભાષા તો કૃત્રિમ જ કહે છે. આ સ્થિતિ વિચાર ઉત્પન્ન કરે એવી તો છે જ,

પણ હજી આથી પણ વધારે એક બાબતનો વિચાર કરીને પછી જ આપણે આપણા મુખ્ય વિષય ઉપર આવશું. પ્રાચીન ગુજરાતી સાહિત્ય પ્રસિદ્ધ કરવાની શૈલી શી છે તે આપણે જોઇ જઇએ. કોઇ પણ પ્રાચીન કાવ્ય હાથમાં આવ્યું એટલે પોતાની બુદ્ધિ પ્રમાણે સુધારા વધારા કરવાનું તો પ્રકાશકોને મન થાય જ; અને બધા કાંઇ રા. કેશવલાલભાઇ જેવા હોય પણ નહિ. પણ આમ સુધારા વધારાઓ કરવાથી એક જબરી હાનિ સાહિત્યને થાય છે તે પ્રકાશકો ભૂલી જતા હોય એમ લાગે છે.

પ્રાચીન કવિઓનાં કાવ્યોને પ્રકાશમાં લાવવાનું માન ખાસ કરીને સ્વ. ઇચ્છારામભાઇને તથા રા. બા. હરગોવિંદદાસભાઇને છે. હવે આ બન્નેએ કાવ્યો પ્રસિદ્ધ કરતી વખતે થોડા ઘણા પણ સુધારા તો કર્યા જ છે, તે આપણે જાણીએ છીએ; અને સ્વ. દલપતરામભાઇ જેવાએ 'જે ચક્રવાક' વાળો શ્લોક ભાવાંતર કરીને ઘુસાડયો તે પણ જાણીએ છીએ. એ ખરું કે આમ સુધારીને પસિદ્ધ કરવાથી પ્રજાને ઠીક પડે. ગમે તેમ હોય પણ એટલું તો નક્કી કે આમ થાય છે ખરૂં. વળી સ્વ. ઇચ્છારામભાઇએ જે સુધારા કર્યા હશે તે કરતાં રા. બા. હરગોવિંદદાસભાઇએ પ્રસિદ્ધ કરેલા કાવ્યોમા વધારે થયા હશે. કારણ સ્વ. ઇચ્છારામભાઇ જે પ્રસિદ્ધ કરતા તે પ્રત ઉપરથી, જ્યારે પ્રાચીન કાવ્યમાળામાં જે કાવ્ય પ્રસિદ્ધ થતાં તેમાં પહેલાં તો સ્વ. નાથાશંકર શાસ્ત્રી કાવ્યની પ્રત કયાંકથી ઉતારી આવતા તે વખતે તે પણ સુધારતા હશે. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટે ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં કહ્યું હતું–"તેમાં નાથાશંકરે પોતે કાંઇ પોતાનું પાંડિત્ય કર્યું હોય તેથી જો અર્વાચીનતા રૂપ વિસંગતતા દેખાતી હોય તો નાટકના પદાર્થમાત્રનું સ્ફોટન કરવા તરફ મુખ્ય દૃષ્ટિ હોવાથી તે કાંઇ મારી નજરે આવ્યું નથી." એટલે સ્વ. નાથાશંકરને "પોતાનું પાંડિત્ય ડહોળવાની ટેવ હતી એમ તો લાગે છે. અને દરેક વખતે પદ્ય મળતું હોય અને આ વખતે ગદ્ય મળ્યું હોય એટલે તેઓએ એમા ઘરનું ઉમેરવામા કાંઇ જ બાકી નહિ રાખ્યું હોય. આમ એક વખત તેઓ પુસ્તક સુધારી રા. બા. હરગોવિંદદાસ વગેરે પાસે લાવતા એટલે તેઓ પણ થોડું ઘણું તેમાં સુધારતા જ હશે. આમ એક પુસ્તક બે વાર સુધારાય એટલે તેની મૂળની ભાષા ઘણી જ ફેરવાઇ જાય એમા તો કોઇ ના નહિ પાડે. એટલા માટે અત્યારે જે સ્વરૂપમાં નાટકોની ભાષા આપણી પાસે છે તે ઉપરથી નિર્ણય કરવો એ બરાબર નહિં ગણાય. પણ સાથે એટલું પણ ધ્યાન રાખવાની જરૂર છે કે આમ ભાષા ફરે ત્યારે મૂળ લખનારનાં ભાવ, જુસ્સો, શૈલી વગેરે સચવાઇ રહે. એટલે ભાષામાં આધુનિક સ્વરૂપો વખતે ઘુસ્યાં હોય પણ વિચાર તો ન જ બદલાયા હોય. છતાં આવી શંકા આવે એવા શબ્દોમાંના અમુક ક્ષેપક છે એમ કહેવા જેટલી સ્થિતિ પણ અત્યારે રહી નથી. પણ અત્યાર સુધીમાં સંસ્કૃત ભાષામાં તેમ જ ગુજરાતી ભાષામા ઘણાંય પ્રાચીન પુસ્તકો બહાર આવ્યાં છે અને તે દરેકમા એક અક્ષર પણ ક્ષેપક નથી એમ કોઇ કહી શકશે નહિં. ત્યારે જો નાટકો કોઇ પ્રાચીન કવિનાં લખેલાં હોય અને તેની નકલ સ્વ. નાથાશંકરે ઉતારી હોય, તો તેમા એક પણ અક્ષર ક્ષેપક ન હોય એમ શું અત્યારે કોઇ પણ અભ્યાસકની બુદ્ધિ કબુલ કરશે કે?

આટલું કહ્યા પછી હું મારૂં કામ શરૂ કરીશ. નાટકો વાચ્યા પછી–તેના ઉપર વિચાર કર્યા પછી–ચોરે સમયે મને શંકા આવી કે નાટકોનો અને પ્રેમાનંદપુત્ર વલ્લભનાં કાવ્યોનો

કર્તા વખતે એક જ હોય. એટલે એ પ્રમાણે વાંચ્યું અને વિચાર્યું. તેમાં મને જે મળ્યું તે રજુ કરું છું.

પહેલાં 'પાંચાલીપ્રસન્નાખ્યાન' લઇએ. આ નાટકમાં પાંડવની વાત છે. પણ ભીમ, પાંચાલી, યુધિષ્ઠિર, તથા ધૌમ્યનાં પાત્રો મારી દષ્ટિ વધારે ખેંચે છે. ભીમની આવી રેખા બીજા કોઇએ આપી હોય એમ ધ્યાનમાં નથી. ખાસ કરીને ભીમ—પાંચલીનો સંયોગ—ને ધૌમ્યનું પાત્ર—આ બેનું આવું વર્ણન અથવા ચારિત્ર્ય કોઇએ ઘડયું નથી. ભીમ—દ્રૌપદી વચ્ચે આને કાઇક જ મળતા, આવા કે આથી ઉતરતા પ્રસંગોનું વર્ણન મહાભારતમાં કોઇક જગ્યાએ મળે છે. તેમ જ ભીમનું આને મળતું ચારિત્ર્યાલેખન ભાસનાં **मध्यमव्यायोग**-માં કંઇક અંશે દેખાય છે. [૧૧] પણ એ તો બહુ દૂરના સમયની વાત થઇ.

બાકી ધૌમ્યનું આવું ચિત્ર તો હજુ સુધી એક જગ્યા સિવાય મને કયાંય નથી મળ્યું. મહાભારતમાં દરેક પ્રસંગે અગત્ય લોમશને જ અપાય છે. ભીમ કમળ લેવા જાય છે ત્યારે કે જટાસુર પાંડવોને લઇ જાય છે ત્યારે, મહાભારતમાં તો ધૌમ્યનું નામ પણ નથી મળતું. પણ ધૌમ્યનું આના જેવું જ ચિત્ર વલ્લભના 'યક્ષપ્રશ્નોત્તર' માં મને મળી આવ્યું. હરણ કાષ્ઠ લઇ જાય છે અને શિષ્ય યુધિષ્ઠિર પાસે આવે છે તે વખતનું, અને દ્રૌપદી પોતાના પતિઓને શોધવા જાય છે તે વખતનું ધૌમ્યનું ચિત્ર ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. મહાભારતમાં આ જગ્યાએ પણ ધૌમ્યનું નામનિશાન નથી મળતું. આ દરેક પ્રસંગોએ જે જુસ્સાથી તેનું વર્ણન 'યક્ષપ્રશ્નોત્તર' માં કરાયું છે તે જ જુસ્સાથી 'પાંચાલીપ્રસન્નાખ્યાન' માં કરાયું છે. હવે જ્યારે મહાભારતમાં આ બન્ને પ્રસંગોએ ધૌમ્યનું નામ પણ મળતું નથી તેમ જ બીજે પ્રસંગે પણ ધૌમ્યની પાંડવો પ્રતિ આવી વૃત્તિ કયાંય દેખાતી નથી, અને આખા સાહિત્યક્ષેત્રમાં આ બે જ પુસ્તકમાં તેનું આવું ચારિત્ર્ય નજરે પડે છે, અને તેમાં પણ એકનો કર્તા વલ્લભ છે એમ આપણે જાણીએ છીએ, ત્યારે બીજાનો કર્તા કોણ હોય તે સહજ સમજાય તેવી વાત છે. એક જ માણસનું, એક જ જાતનું ચિત્ર, આવા પ્રસંગોએ તો એક જ માણસના મગજમાંથી નીકળે એમ મનાય અને બીજાં પ્રમાણો એ કલ્પનાને મળતાં હોય તો તો જરૂર એમ મનાય.

બીજી એક વાત તરફ મારે લક્ષ ખેંચવાનું છે તે એ છે કે ભીમ અને દ્રૌપદીના સહવાસના જે પ્રસંગો મહાભારતમા વર્ણવવામાં આવ્યા છે તેમાં જો કે સ્વાભાવિક રીતે જ દ્રૌપદીનો ભીમ તરફ પક્ષપાત દેખાય છે; છતાં 'પાંચાલીપ્રસન્નાખ્યાન' માં તો એથી પણ વિશેષ સાધારણ નાયકનાયિકા પ્રમાણે તેઓ ચિતરાયાં છે. ભીમ અને દ્રૌપદીના સહવાસનું આવું ચિત્ર વલ્લભનાં "દુઃશાસનરુધિરપાનાખ્યાન"માં મળે છે. તેમાં જ્યારે ભીમને ઉશ્કેરવા દ્રૌપદી જાય છે ત્યારે તે ભીમને રીઝવે છે તે જ રીત 'પાંચાલીપ્રસન્નાખ્યાન' માં પણ લેવાઇ છે. આ પ્રમાણે આ બનાવોનું સામ્ય પણ ધ્યાનમાં રાખવા જેવું છે.

---

૧૧. વલ્લભ ઉપર ભાસની અસર હોય એમ બીજી રીતે પણ લાગે છે. વલ્લભ જેમ દરેક કાવ્યને અંતે જૂદા જૂદા અવતારની સ્તુતિ કરે છે તેમ ભાસે પણ કેટલાંક નાટકમાં કર્યું છે. પણ વખતે આ અસર ભાસની ન પણ હોય. જયદેવની પણ અસર હોય. ગીતગોવિન્દમાં તેનું દશાવતારનું વર્ણન જાણીતું છે.

બીજી એક વાત 'પાંચાલીપ્રસન્નાખ્યાન' વિશે રા. નરસિંહરાવભાઇએ કહી છે.[૧૭] તેઓએ તેનાં નામનું 'કુન્તીપ્રસન્નાખ્યાન' સાથે સામ્ય સૂચવ્યું હતું; પણ તેઓને તો 'કુન્તીપ્રસન્નાખ્યાન' ઉપરથી જ અનુકરણ કરીને આ નામ અપાયું હોય એમ લાગે છે. પણ 'યક્ષપ્રશ્નોત્તર' એ પ્રાચીન કાવ્યમાળાનું એકવીસમું પુસ્તક છે. 'કુન્તીપ્રસન્નાખ્યાન' સત્તાવીસમું છે અને 'પાંચાલીપ્રસન્નાખ્યાન' ત્રીસમું છે. આ બધાં પુસ્તકો ઇ. સ. ૧૮૯૧-૯૨ માં જ, એટલે એક જ વર્ષમાં પ્રસિદ્ધ થયાં હતાં. અને જ્યારે 'કુન્તીપ્રસન્નાખ્યાન' પ્રસિદ્ધ થયું હશે ત્યારે 'પાંચાલીપ્રસન્નાખ્યાન' કાં તો છપાતું હશે કે છપાઇ રહ્યું હશે અને કાં તો બન્ને સાથે જ પ્રસિદ્ધ થયાં હશે. આવા સંયોગોમાં આધુનિક લેખક 'કુન્તીપ્રસન્નાખ્યાન' નામ જાણ્યા વગર જ તેનું અનુકરણ કેમ કરે તે ખરેખર ન સમજાય તેવી વાત છે. એ ખરૂં કે પ્રકાશકો ઉપર આપણે બહુજ અવિશ્વાસ રાખી શંકા કરીએ તો આનું સમાધાન થાય, પણ આ અનુમાન બહુ જ નિર્બળ અને શિથિલ હોવા ઉપરાંત પ્રકાશકોની પ્રમાણિકતા ઉપર જબરી તરાપ મારે છે. પ્રકાશકોની પ્રમાણિકતાની ખાત્રી તો તેઓની સત્યભામાની પ્રસ્તાવના ઉપરથી જ થાય છે. એટલો ઉત્સાહ એક સાવ જુદા માણસમાં હોય જ નહિં. ત્યારે જો બીજા કોઇને ખબર ન હોય તો એ નામ કયાંથી આવ્યું ? હા એક જ મગજમાંથી બે નામ નીકળે ખરાં.[૧૮]

એક 'તપત્યાખ્યાન' બાદ કરતાં, બાકીનાં બે નાટકોના બનાવો મહાભારતના સાવ ખૂણામાંથી શોધી કાઢેલા છે એ વાત પણ ધ્યાન ખેંચે એવી છે. પ્રસંગ અને વસ્તુ પસંદ કરવામાં પણ કર્તાનાં મનનાં વલણ ઉપર વધારે આધાર રહે છે. જેમ નાટકોમાં તેમ જ વલ્લભનાં કાવ્યોમાં વસ્તુ મહાભારતના ખૂણામાંથી જ લીધું છે. વલ્લભને આ ટેવ હતી એમ પ્રકાશકોને પણ લાગ્યું હતું. 'દુઃશાસનરુધિરપાનાખ્યાન'નાં ગ્રંથવિવેચનમાં તેઓ લખે છે કે "બીજા જૂના કવિઓ કરતાં તેનામા વિશેષ લક્ષણ એક જોવામા આવતું હતું કે તે જૂના સંસ્કૃતાદિ ગ્રંથોમાંથી કથાભાગ પસંદ કરવાને ઠામે કાંઇક નવીન યોજના જ પસંદ કરીને કાવ્ય કરતો હતો." આમ વલ્લભ ખૂણામાથી પ્રસગો શોધતો અને એવા પ્રસંગોને શણગારી તેમા જીવન રેડતો અને એ જ જાતનું સામ્ય નાટકના કર્તાના મનનાં વલણમાં દેખાય છે.

આના કરતાં પણ વધારે સબળ પ્રમાણ તો 'પાંચાલીપ્રસન્નાખ્યાન'માં કર્તાએ એક બે ફેર કર્યા છે તે છે. એક તો અર્જુન, ભીમ વગેરેને તેઓ કુબેરની તળાવડીમાં હોય છે સાંજ મળે છે તે-પણ મહાભારતમાં જેમ જટાસુરના વધ પછી પણ ઘણે વખતે મળે છે તેમ નહિં; અને બીજું, ભીમ જ્યારે હનુમાનને મળે છે ત્યારે તેની પાસે વર માગે છે તે આ બન્ને વાતમાં નાટકના કર્તાએ મહાભારતથી જૂદા પડીને ફેર કર્યો

૧૭. જુઓ રા. નરસિંહરાવભાઇનો નિબંધ પૃ. ૭.

૧૮. વલ્લભે 'કુન્તીપ્રસન્નાખ્યાન' ઉપરથી રાખ્યું હોય એમ કરી એ નાટક પ્રેમાનંદનું હોય એમ દલીલ થાય ખરી પણ મારાં બધા પ્રમાણોના પરસ્પર સંબંધ અને ટેકાને ખાતર મેં કરેલી કલ્પના જ મને સાચી લાગે છે.

છે, અને આવો જ ફેર આ જ બે વાતમા વલ્લભના ' યક્ષપ્રશ્નોત્તર ' મા મળે છે. વાત બહુ જ અગત્યની છે એટલે આખો ભાગ જ ઉતારૂ છુ.

કમળનયનીને કમળ જોઇ રાડ લાગી
ભીમ લેવા ગયો તેહ સે'વાયુ ન રાયથી
અર્જુનને કાજ તેણે વાનર રીઝાવ્યો વીર
કમળ લેવા તે ગયો કષ્ટ સહી કાયથી.
અપાર ત્યા યુદ્ધ થયુ યુધિષ્ઠિર દોડી આવ્યા
યક્ષ અનુચર નાઠા ધીટ ઘણા ઘાવથી
અજાતશત્રુનું ત્યાહી હરણ વનમા થયુ
ભીમ વ્યાઘ્ર ગયો દોડી નાહરને મારિયો
'હ' કાઢીને કરવુ છે વ્યાઘ્રે રાખ્યું માટે જાણ
નીકર હરણુ કેરો ભીમ છે વિદારિયો
એમ થાય અને જાય અકૃત્ય કૃત્ય થાય
કવીશ્વર અર્થ કહો હનુએ ન સારિયો ?
પચ કેરી આશ પૂર હકારને સૂણું પછે
ખરેખર કવીશ્વર કરુણથી હારિયો.
સર્વ આશ પૂરી કરી આવી મળ્યો અર્જુન તો,
જોઇ થતા ખુશી ખુશી ચાર કંથ કામની,
હળી મળી ચાલિયા તે રથ આદિ સર્વ લેઇ
એક પછી એક એમ વીતી ચાની જામની
શ્રોતા કહો સર્વ હવે કરુણ થયો ન પૂરો ?
ના કહો તો આપુ હવે પદવી હજામની
અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય જ્યાહી જ્યાહી ભાઇ
કરુણ તો ત્યાહી ત્યાહી થાય ન બહામની.
બહુ નહિ બહુ નહિ નટવાના વેશ એ તો
મૂગા મીઠા ઝાડ તણા કાઢવે શુ કાર્ય છે ?
વીરને રડાવે એવો પિના વિના હોય કોણ ?
ધિક ધિક આજ કું કરવા આચાર્ય છે
અષ્ટ રસ પૂર્ણ પ્યારા સગા ભાઇ અમારા
ઓરમાઇ કરુણ તો અપાર અનાર્ય છે
પ્રતિજ્ઞા કરો જે કોઇ સોઇ જોઇ સર્ફ કરો
ખોઇ બેસવુ ન નૂર વલ્લભ તો આર્ય છે

( યક્ષપ્રશ્નોત્તર. પૃ ૨૪.)

આ ઉપરના ઉતારા-પરથી બે ત્રણ બાબતો મારે બતાવવાની છે જેમણે 'પાચાલી પ્રસન્નાખ્યાન ' બરાબર વાચ્યુ હશે તેઓને તો ઉપરની લીટીઓમા તેનો સાર જ દેખાશે. આ ભાગ 'યક્ષપ્રશ્નોત્તર' મા આવે છે અને કાવ્ય જે બનાવથી શરૂ થાય છે ત્યાસુધીનો

—આગળનો—પાંડવોનો ઇતિહાસ શું છે તે ટુંકામાં આપણને કવિ કહી જાય છે. પાંડુને શાપ હતો અને પછી પુત્રો કેમ ઉત્પન્ન થયા ત્યાંથી માંડી ઠેઠ અર્જુન ઇંદ્ર પાસેથી આવીને મળ્યો ત્યાં સુધીના બનાવોની વાત કવિ પહેલાં કહી જાય છે. પછી સ્વર્ગમાં દેવસભા મળે છે તેની વાત શરુ થાય છે એટલે કે તેને તો કથા સાથે સંબંધ હોઈ, તે તો કથાનો એક ભાગ ગણાય. મેં ઉપર જે લીંટીઓ ઉતારીતી છે તે આ ટુંક સારની છેલ્લી જ લીંટીઓ છે. આ પછી પણ થોડીક વાતો રહી જાય છે કે જેના પછી ખરો કથાભાગ શરુ થાય છે. તે વાતો, ઇંદ્રસભાની વાત વચ્ચમાં કર્યા પછી, કવિ કરે છે. એટલે આમ ટુંક સાર આપતાં વચ્ચમાં દેવસભાવાળો ભાગ મૂકી, તે સારને બે ભાગમાં વ્હેંચવા જેવું કર્યું હોય એમ લાગે છે. જો કે બીજો ભાગ પ્રમાણમાં સાવ નાનો છે, છતાં બે ભાગ કરવાનો પ્રયત્ન લાગે છે, કાવ્યના કથનના સ્વાભાવિક પ્રવાહમાંથી કાંઇક ખંચાવું પડે છે, માટે આમ આ અર્જુન પાછો ફર્યો ત્યાં સુધીના ભાગને જૂદો પાડવામાં કાંઇક હેતુ હોવો જોઇએ. આ વાતનો નિકાલ બીજી એક વાતથી થાય છે. "પાંચાલીપ્રસન્નાખ્યાન" માં પણ આટલી જ વાત આવે છે. વલ્લભે 'યક્ષપ્રશ્નોત્તર' ખાસ કરુણ રસ જમાવવા લખ્યું છે તે તો પ્રસિદ્ધ છે. પણ કરુણ રસ વર્ણવવો તેને ગમતો નહિ એ વાતને પાયા તરીકે લઇ નીચેની કલ્પના ચર્ચું છું. કદાચ વલ્લભે "પાંચાલીપ્રસન્નાખ્યાન" નાટક લખ્યું હોય અને તેને જ કરુણ રસનાં કાવ્ય તરીકે ચલાવવાને તેની ઇચ્છા હોય, અને એમ ધારી, પોતાના પિતાને તે બતાવ્યું હોય, ત્યારે પ્રેમાનંદે તો તેમાં કરુણ ન જોઇને કહ્યું હોય કે "બદું નહિ બદું નહિ નટવાના વેશ એ તો." આથી વલ્લભને ન છૂટકે 'યક્ષપ્રશ્નોત્તર' લખવાની ફરજ પડી હોય. ઉપરનાં "બદું નહિ" વાળાં વાક્યનો સ્પષ્ટ અર્થ તો નટ લોકો નાચ કરતાં બોલે છે તે અર્થને અનુલક્ષીને છે, પણ ધ્વનિમાં કદાચ 'નટવાનો વેશ એ તો' એ શબ્દથી પોતે જે ગ્રંથ બાપને બતાવ્યો હતો તે નાટક હતું એમ પણ સૂચિત હોઇ શકે. આ કલ્પના છે એ ખરું; પણ જેમ વલ્લભને વાત શરુ કરતાં પહેલા આગળના બનાવોનો ટુંક સાર આપી જવાની ટેવ હતી તેમ જ તેને સીધી વાતમાં આડકતરી રીતે પોતાની કે પોતાના બાપની વાત કરવાની પણ ટેવ હતી. વળી "દુઃશાસન૦" માં પણ ટુંક સાર આપવામાં આપણે આ વાતની આશા રાખીએ પણ ત્યાં તો થોડા જ શબ્દોમાં આની વાત કરી તરત વાત શરુ કરે છે. આથી આમાં આ વાત ખાસ હેતુપૂર્વક વલ્લભે મૂકી હોય એમ લાગે છે. 'બદું નહિ' વગેરે પર પ્રકાશકોની ટીકા પણ "જ્યારે વલ્લભે૦ ગ્રંથ પ્રેમાનંદને બતાવ્યો ત્યારે તેણે તે કબુલ ન કર્યો" એવી કંઇક છે. હવે આ વાત વલ્લભ 'યક્ષપ્રશ્નોત્તર' લખવાની શરૂઆત કર્યા પહેલાં લખે છે; અને આમ જો કોઇ ગ્રંથ વલ્લભે પ્રેમાનંદને બતાવ્યો હોય તો તે "યક્ષ૦" તો ન જ હોય. કારણ તે તો હજી હવે લખાવાનો હતો. શેકસપીઅર પોતાનાં prologue પાછળથી લખતો એ સામ્ય લઇ આપણે એમ કહીએ કે આખું "યક્ષ૦" લખ્યા પછી વલ્લભે આ લીટીઓ લખી હશે. પણ આપણે ધ્યાન રાખવું જોઇએ કે આ કંઈ prologue નથી. આ તો કથાની શરૂઆત માટે, પરસ્પર સંબંધ સમાજવાને જરૂરનો ટુંક સાર છે અને તે કોઇ દિવસ પાછળથી લખે જ નહિ. એટલે જો એ ગ્રંથ "યક્ષ૦" ન હોય તો બીજો કયો હોય? મારો જવાબ તો એ જ છે કે તે "પાંચાલી૦" હોય અને આથી જ

એ નાટકનું તેમાં સૂચન લાગે છે. અને જ્યારે પ્રેમાનન્દે તે નાટકને કરુણ રસના ગ્રંથ તરીકે કબુલ ન કર્યું હોય ત્યારે વલ્લભે ખીજાઇને "મૂળ મીઠા ઝાડ તણાં કાઢવે શું કાર્ય છે?" વગેરે વચનો કહ્યા હોય!

દેખીતી રીતે "પાંચાલી૦" માં જે પ્રસંગો આવે છે તેમા કરુણ રસને પોષે એવું ઝાઝું નથી લાગતું. છતા વલ્લભે તેને કરુણ રસનો ગ્રંથ કેમ માન્યો હશે એ એક સવાલ જેવું થઇ પડે એ સાચું; પણ વલ્લભનો પોતાનો મત આપણે જોઈ ગયા. તે તો આ પ્રસંગોમા કરુણ રસ ખાસ આવ્યો છે એમ કહે છે અને આપણે જો તે કબુલ ન કરીએ તો આપણને એ "હજામની પદવી" આપવા તૈયાર થઇ જાય છે. એટલે પોતે એને કરુણ રસનો ગ્રંથ ગણ્યો હોય અને પિતાએ ના પાડી હોય એટલે ઉપલા વચનોથી વલ્લભે પોતાના મનનો ઉભરો કાઢ્યો હોય ગમે તેમ હોય પણ ઉપલા શબ્દોથી "પાંચલી૦" વલ્લભે રચ્યું હતું એમ માનવાને બહુ મન થાય છે. તેને બીજાં પ્રમાણો પોષે છે.

પણ હજી ખાસ અસંબદ્ધ લાગે એવું વાક્ય છે તે તો બીજું જ છે. ઉપર જે ધ્રુવકરો આપ્યો છે તેમાં ત્રીજી લીંટી

"અર્જુનને કાજ તેણે વાનર રીઝાવ્યો વીર"

એમ છે. આનો અર્થ મેં પહેલા વાચ્યું ત્યારે તો સમજાયો જ નહિં. મહાભારતમા વાત એમ છે કે ભીમ કમળ લેવા જાય છે ત્યારે હનુમાનને મળે છે; એટલે 'વાનર' કોણ તે તો સમજાયુ. પણ 'અર્જુનને કાજ' તેને ભીમે કેમ રીઝાવ્યો તે સમજાયું નહિં. એટલે એ ભાગ આખો મહાભારતમાથી વાચ્યો. ભીમને હનુમાને ખુશ થઇ, કંઇક માગવા કહ્યું ત્યાં આ બાબત હશે એમ ધાર્યું પણ ત્યા તો આમ છેઃ—

ભીમઃ—"હું તમારી પાસે માગું છું કે તમે મારા ઉપર પ્રસન્ન થાઓ. હે વીર્યવાન! તમે અમારા સ્વામી છો તેનાથી જ અમે સઘળા પાડવો ધણિયાતા થયા છીએ અને તમારા જ પ્રતાપથી અમે સર્વ શત્રુઓનો વિનાશ કરીશું."

હનુમાનઃ—"તું મારો બંધુ અને સુહૃદ થાય છે માટે હું તારૂં હિત કરૂં છું. હે મહા બળવાન! તું બાણોથી ને શક્તિથી આકુળ થઇ, શત્રુની સેનામા પ્રવેશ કરીને જ્યારે સિંહ પેઠે ગર્જના કરીશ, ત્યારે હું પણ અર્જુનની ધ્વજામા રહીને તારી ગર્જનાની પાછળ ગર્જના કરીને તારી ગર્જનામા વધારો કરીશ, અને શત્રુના પ્રાણનાશક દારૂણ નાદો કરીશ કે જે નાદો સાભળીને તું સહજમા શત્રુઓનો નાશ કરી શકીશ."[૧૯]

મહાભારતમાં આ વિશે આટલું જ છે. ખાસ "અર્જુનને કાજ" હનુમાનને રીઝાવવાનો પ્રયત્ન ભીમે કર્યો હોય તેવું આમા છે જ નહિ, અને "અર્જુનની ધ્વજામાં રહીને" એટલા ઉપરથી એવો ધ્વનિ પણ નથી નીકળતો. આમ જે વાત ક્યાય નથી એ વાત વલ્લભને ક્યાથી સુઝી એ મોટો પ્રશ્ન થઇ પડે. વખતે એમ હોય કે વલ્લભે મહાભારતની જે પ્રત વાચી હોય તેમા એવું હોય. પણ એમ ધારવાને આપણી પાસે કેવળ કલ્પના સિવાય બીજું કંઇ નથી. ત્યારે તો હવે એક જ વાત રહી કે વલ્લભને પોતાને એવો ફેર કરવા

---

૧૯. જુઓ ગુજરાતી પ્રેસનું મહાભારતનું ભાષાંતર.

ઇષ્ટ લાગ્યો હશે. પણુ સાથે જ એક બીજી વાત મળી આવે છે. "પાંચાલી૦" માં ભીમ હનુમાનને મળે છે અને હનુમાન પ્રસન્ન થઇ, તેને વર આપે છે ત્યારે જે વર માગે છે તે આ છેઃ—

ભીમઃ—"જ્યેષ્ઠ ભ્રાતા! જેમ મને વરદાન આપી પ્રસન્ન કર્યો, તેમ જ પાર્થને એક વાર દર્શન દઇ તેને સ્વેચ્છિત વરદાન આપવા કૃપા કરશો; અને દિવ્ય કમલ કિંકર જ પ્રાપ્ત કરી શકે એવા ઉપાયની યોજના કરશો."

પછી હનુમાન તેને એ વર આપે છે. આમાં પાર્થને દર્શન દઈ, તેને સ્વેચ્છિત આપવાનું વરદાન ભીમ માગે છે એટલે એ વાત ધ્યાનમાં રાખીએ તો 'અર્જુનને કાજ' ભીમે હનુમાનને રીઝાવ્યા એમ અર્થ બેસે. એટલે નાટકનો કર્તા તો એ ફેરથી જાણીતો હશે; અથવા તેણે પોતે આ ફેર કર્યો હોય; અને નાટક જો તેણે વાચ્યું હોય, તો વલ્લભને પણુ આ ફેરની ખબર હોય. પણુ એક નાટક વાંચતાં આવો નજીવો ફેર વલ્લભના ધ્યાનમાં આવી જાય અને જ્યાં મહાભારતના પ્રસંગોની તારવણી જ કરતો હોય ત્યાં વચ્ચમાં એ ફેર મૂકે એ કાંઇ ઠીક નથી લાગતું. પણુ જો વલ્લભે પોતે એ નાટક રચ્યું હોય અને "યક્ષ૦" માં મેં ઉપર કહ્યું તેમ, તે જગ્યાએ મહાભારતના બનાવોનો ટુંક-સાર આપતાં સાથે જ નાટકનું સૂચન કરવા ધાર્યું હોય તો તે એ ફેર ત્યાં કરે. આ વાત મને તો બહુ વજનદાર લાગે છે. જે માણસે "પાંચાલી૦" માં 'અર્જુનને કાજ' ભીમને મોઢે એવો વર મંગાવ્યો હોય તેના મનમાં તો એ વાત રમતી હોય અને સ્વાભાવિક રીતે જ તે નાટકનું સૂચન પણુ સાથે જ કરવાનો વિચાર હોય એટલે તે ત્યાં મૂકે. એકલા મહાભારતના બનાવોની જ યાદી આ-પવી હોય અને કાંઇ ગર્ભિત આશય ન હોય તો તે ત્યા આ ફેર ન મૂકે. આનાથી ઉપરની મારી પહેલી નિર્બળ કલ્પનાને મજબુત ટેકો મળે છે.

હવે એ ફકરા વિષે એક બાબત બાકી છે. મહાભારતમાંથી જ "પાંચાલી૦" નું વસ્તુ લીધું છે એમાં તો કાંઇ શક નથી. તેમા આ બનાવો નીચે પ્રમાણે છે. ભીમ કમળ લાવે છે, પછી જટાસુર યુધિષ્ઠિર વગેરેનું હરણ કરી જાય છે, ને તેઓને ભીમ પાછો લાવે છે. પછી પાંડવો અહિં તહિં ભટકે છે. ત્યાર પછી અમુક વખતે અર્જુન સ્વર્ગમાંથી પાછો આવી મળે છે. હવે જો કે ઉપલા ફકરામા વાત બરાબર આ જ ક્રમમાં કહેવાયેલી છે, પણુ અર્જુન પાછો આવ્યો અને મળ્યો તેના ઉપર ખાસ ભાર મૂકીને બધા બનાવો સાંધવા જેવું કર્યું છે. 'પાંચાલી૦' માં ભીમ વગેરેને અર્જુન તલાવડીમાં જ મળે છે. આવું ક્યાય મહાભારતમાં નથી. તો આ ફેર કરવાનું કર્તાને શું કારણ હોય એ વિચાર સહજ આવે તેવો છે. પણુ તેનો જવાબ ઝટ મળે તેમ નથી. ઘણા વિચાર પછી વલ્લભના 'યક્ષ૦' ના ઉપરના ફકરામાંથી જ એનો જવાબ મળે છે. તે ફકરામાથી એક વાત આપણુને મળે છે કે વલ્લભની એવી માન્યતા હતી કે અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ જ્યાં જ્યાં થાય, ત્યાં ત્યાં કરુણુ રસ પૂરો જામ્યો કહેવાય. હવે તે ફકરામાં 'આવી મળ્યોં અર્જુન તો' એ વાકય ઉપરથી કર્તાએ કેમ જાણે અર્જુનને ખાસ બીજા પાંડવો સાથે મેળવ્યો હોય એમ લાગે છે. એટલે આમ જો વલ્લભે પોતે એ નાટક લખ્યું હોય, અને તે કરુણુ રસનો ગ્રંથ ગણાશે એમ માન્યું હોય તો જ, દેખીતી રીતે આખા નાટકમાં કરુણુ રસને પોષે એવું ઝાઝું કશું નથી છ્તાં, ઉપરનો

ફેર કરી, અર્જુનનો યોગ કરાવી, કરણ રસ પૂરો જમાવે. વળી, ઉપલા ફકરામાં એ વાત એવા જુસ્સાથી લખાણી છે તે પણ નાટકનું ગર્ભિત સૂચન કરવું હોય તો જ લખે. આથી પણ ઉપરની કલ્પનાને ટેકો મળે છે.

ગમે તેમ હોય પણ એટલું તો ચોક્કસ છે કે ઉપરના બન્ને ફેરફાર આખા સાહિત્યનાં ક્ષેત્રમાં માત્ર "યક્ષ૦" અને "પાંચાલી૦" માં જ દેખાય છે. એટલે બીજી વાતો ન હોય તોપણ એમ શંકા આવે કે બન્નેનો કર્તા એક હશે. કારણ ફેર એવા નજીવા છે કે બીજો માણસ એકમાંથી દાખલો લઇ પોતે ફેર કરે એમ નથી લાગતું–બીજા માણસને એવી જરૂર પણ ન લાગે.

આટલું છતાં, હજી એક વાત આ જ ફકરામાં છે કે જેનું સમાધાન હું નથી કરી શકયો. મહાભારતમા બનાવો જે ક્રમમાં વર્ણવ્યા છે તે જ ક્રમ "યક્ષ૦" માં છે, જ્યારે "પાંચાલી૦" માં તે જ ક્રમ નથી. તેમાં તો પહેલાં જટાસુરવધની વાત અને પછી કમળની વાત છે. આ એક વાંધો છે ખરો પણ તે નજીવો છે. વળી, "યક્ષ૦"–માં તો વલ્લભને મહાભારતના બનાવોનો ટુંક સાર આપવાનો હતો એટલે ક્રમ તો મહાભારતનો રાખે તો જ ઠીક પડે. સાથે સાથે, એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે નાટકના કર્તાને તો પાંચાલીને ભીમે કેમ પ્રસન્ન કરી એ જ બતાવવાનું હતું અને એટલા માટે તેણે ઉપલી બે વાત પસંદ કરી લીધી હતી. એક તો મંત્રાનંદને પાંચાલીની મરજી પ્રમાણે માન અપાવ્યું અને તેનું જે પરિણામ આવ્યું તે–અને બીજું, પાંચાલીની કમળની ઇચ્છા પૂરી પાડી તે. આ બે બનાવો એક બીજાથી સ્વતંત્ર છે અને એક પહેલાં ને બીજો પછી એમ ખુશીથી ફેરવીને મૂકી શકાય.

પણ હજી આમા ય એક વાત છે કે પાંચાલીને પ્રસન્ન કરી એ જ વાત લખવી હતી તો પછી કર્તાએ બે પ્રસંગો શા હેતુથી મૂકયા હશે? એકથી ચાલત. પણ આ શંકાનું સમાધાન જો નાટક વલ્લભે લખ્યું હતું એમ માનીએ તો તરત થઇ જાય છે. તેને કરુણ રસ જમાવવો હતો માટે એકના કરતા બે ઠીક એમ ગણી બે ય પ્રસંગો મુકયા, અને બે ય પ્રસંગોમાં કરુણ કેમ આવે છે તે તો વલ્લભ પોતે જ ઉપલા ફકરામાં કહે છે. ગમે તેમ હોય પણ ઉપલા ફકરા ઉપરથી મને સુઝતા બધા પ્રમાણો મેં અહિં મૂકી દીધા છે. વલ્લભના એ ફકરામાં અને "પાંચાલી૦" નાં વસ્તુમાં, બીજે કયાંય નથી એવું સામ્ય છે અને આ વાત જ એટલી શંકા ઉપજાવે એવી છે.

આમ "પાંચાલી૦" ના બધા બનાવોનું વલ્લભમા કેવું સામ્ય મળી આવે છે તે આપણે જોયું અને એ એક નાટક વલ્લભનું માન્યું એટલે બીજાં નાટકોમાથી પણ અમુક બનાવો વલ્લભમાં મળી આવે છે તે હવે જોઇએ.

'તપત્યાખ્યાન'ને સંસ્કૃત નાટકો સાથે કેવો સંબંધ છે તે આગળ બતાવ્યું છે. આ આખ્યાન પણ મહાભારતમાથી જ લીધેલું છે. પ્રથમ તો મહાભારતમાં એમ છે કે સંવરણ મૃગયા રમવા ગયો, ત્યાં ભૂલો પડયો અને તપતીને દીઠી. 'તપત્યાખ્યાન' માં જરાક ફેર છે. ઋષિઓ વાઘથી રક્ષણ કરવાનું તેને કહેવાને આવ્યા. તે ગયો. વાઘ વાઘણ માયાવી

હતાં તેને મારવા જતાં તે અલોપ થયાં અને ત્યાં તેણે તપતીને જોઇ. આમ આટલો ફેર છે. આવો ફેર કેમ કર્યો હશે એ વિચારવા જેવું છે. પણ 'યક્ષ' માં વાત આમ શરૂ કરી છે. ઋષિકુમારનું કાષ્ઠ ખોવાય છે તે લઇ આવવા યુધિષ્ઠિર મૃગની પાછળ જાય છે. મૃગ માયાવી છે, અલોપ થાય છે અને અંતે તેઓ તળાવે પહોંચે છે. આ વાત તો મહાભારતમાં પણ આમ છે. પણ આ જ વાતનું અનુકરણ 'તપત્યાખ્યાન' માં થયું લાગે છે. માયાવી વાઘ કે હરણની વાત તો ઘણે ઠેકાણે આવે છે પણ આ બે વચ્ચેનું સામ્ય કંઇક દેખાય તેવું છે. તેમ જ અરસ્પરસ પ્રમાણો મળતાં જાય ત્યારે આપણને એ વાત ઉપર વિચાર પણ આવે. વલ્લભે 'યક્ષ' લખ્યું ત્યારે એ વાત એને ગમી હોય અને એવો ફેર પોતાનાં નાટકમાં કર્યો હોય તો ના નહિ.

આ સાથે આ પણ નોંધવા જેવું છે. 'તપત્યાખ્યાન' માં ઋષિકુમારો જ્યારે રાજાની મદદ માગવા જાય છે ત્યારે પૂજા વગેરે સ્વીકારતા નથી તેમ જ શાપ આપવાની બીક બતાવ્યા કરે છે. 'યક્ષ૦' મા પણ પેલો ઋષિકુમાર જ્યારે યુધિષ્ઠિર પાસે જાય છે ત્યારે નકુળની પૂજા સ્વીકારતો નથી અને શાપના બળ ઉપર ઝુમે છે. આ સામ્ય વિચારવા જેવું છે.

બીજી એક બાબત પણ વિચારવા જેવી છે. નાટકોના કર્તાનો હેતુ વેદિયા ઢોર જેવા પંડિતોને તથા ફક્ત ખાવામાં જ મશગુલ થઇ, પોતાનાં કર્મો ભૂલેલા બ્રાહ્મણોને બરાબર સમજાવવાનો હતો એમ તો બધાને દેખાશે જ. "પાચાલી૦" માં સ્મરવર્ધક, મોદકાનંદ, ભારતીભટ વગેરે મુનિઓ–'તપત્યાખ્યાન' માનો વસંતક સંસ્કૃત નાટકોના વિદૂષકનો જ નમુનો છે છતાં તેનામાં પણ અધઃપતન પામેલા બ્રાહ્મણોના દાખલ થયેલા ગુણો—અને 'સત્યભામા૦' માં નારદ જેવાને પણ 'જા જા જોગટા' જેવું વાકય કહેવા સત્યભામાની ધૃષ્ટતા—આ બધું કર્તાનો આવા નામના બ્રાહ્મણો તરફ ઘણો જ ધિક્કાર હતો તે બતાવે છે. આવા પ્રયત્નો પ્રેમાનંદમાં પણ મળશે ખરા; પણ વલ્લભના બિંદુ મહારાજને જોયા એટલે તો બધાને લાગશે જ કે તેનો ધિક્કાર તો એવા બ્રાહ્મણોનો સંહાર કરી નાખે એટલો ઉગ્ર હતો. તે ઉપરાંત, પેલા કાષ્ઠવાળા 'યક્ષપ્રશ્નોત્તર' માંના ઋષિકુમાર માટે

બ્રાહ્મણભાઇ બીચારા તેમાં વળી કર્મકાંડી
હારી છૂટયા નાસી છૂટયા એક મૃગલા થકી,

કહી, વલ્લભે એવા બ્રાહ્મણોની મશ્કરી કરવામાં બાકી રાખી નથી. તેમ જ વલ્લભનું ગમે તે કાવ્ય વાંચતાં—જ્યાં તેવી ટીકાનો અવકાશ હોય ત્યાં–તેનો આવા બ્રાહ્મણ તરફનો ખાસ ધિક્કાર અને તત્કાલીન તેમની અધોગતિ તરફનાં કટાક્ષો આપણને મળશે.

'તપત્યાખ્યાન' અને 'રોષદર્શિકા૦' બન્નેમાં મુખ્યત્વે કરીને સંસ્કૃત નાટકોની અસર વધારે લાગે છે. જ્યારે 'પાંચાલી૦' માં કાંઇક સ્વતંત્ર તત્ત્વ બન્યું લાગે છે. એટલે પહેલાં બે નાટકોમાં કર્તાની બીજી કૃતિઓ સાથે સામ્ય ન.મળે એ બને તેવું છે. વળી બીજી પણ વાત કે 'પાંચાલી૦' માં જે વિષય છે તેવા વિષય ઉપર જ વલ્લભનાં બીજાં કાવ્યો આપણને મળી આવ્યાં છે પણ બીજાં બે નાટકોનું સામ્ય શોધવા માટે આપણી પાસે એવું સાધન નથી.

એટલે હવે વસ્તુસામ્યની ચર્ચા અહિં જ સમાપ્ત કરશું.

રા. નરસિંહરાવભાઇએ એમ કહ્યું [20] છે કે નાટકમાં છંદો એ પ્રાચીન કવિમાં ન દેખાય-અને તેમાં પણ પ્રેમાનંદમાં તો નહિ જ-એવા છે. તેને માટે એક જવાબ તો મેં આગળ આપ્યો છે. બીજું, એ કે વલ્લભનાં કાવ્યોમાં તો છંદ પણ દેખાય છે. 'યક્ષ૦' માં 'લલિત છંદ' અને 'દુઃશાસન૦' મા 'શિખરિણી છંદ' અને 'ભુજંગી છંદ' લખનાર બીજા છંદ લખી પણ શકે. રત્નેશ્વરનો 'માલિની છંદ' તો સંપૂર્ણ જ ગણાય છે. વળી કાવ્યોમાં પ્રાચીન કવિઓ 'દેશી' વગેરે રાગ વાપરતા તેનું મૂળ આપણે જયદેવની અષ્ટપદીમાં કે જૈન રાસાઓમાં શોધી શકીએ. તેમાં પણ જયદેવની અષ્ટપદીએ તો નરસિંહ વગેરેનાં પદો પ્રેર્યાં છે, અને સંસ્કૃત કાવ્યોમાં એવા રાગ નથી એટલે આપણા કાવ્યોમાં રાગ દાખલ થવાનું મૂળ કારણ મને તો જૈન રાસાઓમાં જ જણાય છે. ગમે તેમ હોય પણ કાવ્યમાં રાગ વાપરવા એ કોઇ પ્રેમાનંદના જમાનાના પુરુષે શોધ્યું નહોતું. હવે જો નાટક પ્રેમાનંદના સમયમા લખાયાં હોય તો તે નાટકો સંસ્કૃત નાટકો ઉપરથી જ રચાયાં હશે. કોઇ પણ સંસ્કૃત નાટકમાં છંદ સિવાય બીજો રાગ નથી મળતો. હવે પોતાની પાસે નમૂના હોય તેવાં કોઈ પણ નાટકમાં રાગ ન હોય છતાં તેનાથી એટલો બધો જૂદો પડીને પ્રેમાનંદ નાટકમાં રાગ દાખલ કરે એ વાત ઝટ મનાય તેવી છે? ઉલટું, જો નાટકમાં રાગ હોત તો નાટકો અર્વાચીન છે એમ હું માનત. પ્રેમાનંદના સમયમા નાટક લખાયાં હોય તો તેમાં છંદની જ આશા રાખી શકાય. વળી છંદો, શુદ્ધ છંદોથી, પ્રેમાનંદના જમાનાનાં માણસો જાણીતા ન હોય તે પણ સંભવિત નથી. જે લોકો સંસ્કૃત નાટકો ને કાવ્યો વાચતા તથા ભણતા હોય તેઓ તેમાના છંદોની રચનાથી વાકેફ ન હોય તે વાત કેમ મનાય?

છતાં પ્રેમાનંદને નામે નાટકો ચડાવવામાં મને પણ બાધ આવે છે, વલ્લભ પોતે જ કહે છે કે પ્રેમાનંદને છંદ તરફ ભાવ નહોતો. જુઓઃ—

> કડવું ન લાગે કાંઇ, કવિતને લીજે સાંઇ,
> કડવું મીઠું [21] હું સોપુ, પ્રેમાનંદ બાપને;
> ઢાળ નહિં ઢાળો કોઇ, સવૈયે સવૈયા જોઇ,
> પવૈયા પુરુષ હોઇ, સુણી કેડે તોપને;
> વળણમાં વર્મો નહિં, ભજંગથી ભમો નહિં,
> શિખરિણી શમો નહિં, ધારી રૂડા માપને;
> વર્ણ એક વધે નહિં, વધઘટ સધે નહિં,
> એવા વૃત્ત માંહિ નાહિ ટાળિયે સંતાપને.
>
> "દુઃશાસન૦" પૃ. ૧૯૬.

ઉપરના ફકરાની છેલી બે લીટી ઉપરથી એક બીજી વાત પણ ફલિત થાય છે કે એક પણ વર્ણની વધઘટ વગરના વૃત્તો વલ્લભ બનાવી શકતો; એટલે વલ્લભ છંદ વાપરે તેમા તો

૨૦ જુઓ રા. નરસિંહરાવભાઇનો નિબંધ પૃ. ૨૧

૨૧ સરખાવો દયારામનું "મીઠું."

નવાઇ જ નહિં. વળી, 'છંદ દેખી છળી જાય' એવું વાક્ય પ્રેમાનંદ માટે વલ્લભ 'દુઃશાસન૦' માં છઠ્ઠે પાને મૂકે છે. એટલે પ્રેમાનન્દને છંદ તરફ કંટાળો હતો એમ સિદ્ધ થાય છે. છતાં વલ્લભનું 'કુન્તી૦' માંનું વાક્ય આની આડે આવે છે. વખતે પ્રેમાનંદે છંદ બહુ જ થોડા લખ્યા હોય પણ તે બધા બરાબર માપસર અને સુંદર હોય.

નાટકમાં એક ચર્ચા ખાસ ધ્યાન ખેંચે એવી છે. નાટકને નાટક શા માટે કહેવું નહિ અને આખ્યાન શા માટે કહેવું તે. તેને વિષે રા. નરસિંહરાવભાઇએ કહ્યું છે કે[૨૨] વખતે આ રાજશેખરનું અનુકરણ હોય. હવે આ બાબતમાં રાજશેખરનું અનુકરણ હોય તો પણ ખાસ વાંધા જેવું નથી. આપણને રાજશેખરની ખબર નહોતી એટલે પ્રેમાનંદના વખતમાં પણ ન હોય એમ માનવાને આપણી પાસે કાંઇ કારણ નથી. [૨૩]અને તેના વખતમાં રાજશેખરનો ઉલ્લેખ ક્યાં ય નથી મળતો એવી નિષેધક દલીલો ઉપર કાંઇ વજન ન મૂકાય. રા. નરસિંહરાવભાઇની ઘણીખરી દલીલો નિષેધક છે. રંગભૂમિની, નાટકો આગળ ક્યાં ય સાંભળ્યાં નથી તે–અમુક કહેવતો આગળ નથી વપરાઇ માટે આધુનિક હોય તે–આવી દલીલો નિષેધક જ છે. અને આવી દલીલો ઉપર રચેલાં અનુમાનો કોઈ નવી શોધ થતાં કેવાં ભાંગી પડે એ વિચારવા જેવી બાબત છે. છતાં આપણે તો રાજશેખરની વાત બાજુએ મૂકીને જ વાત કરીએ.

નામ કાવ્ય રાખી કે'વું, આ તો મારૂં કાવ્ય કાવ્ય,
એ તો રૂપ સાકરનું, લઇ કીર્તિ ગાવી છે;
મહાકાવ્ય મહાકાવ્ય, લખ્યાં લખ્યા મહાકાવ્ય,
મુખથી જણાવે મૂઢ, શોભા તો ગૂમાવી છે;
નાટકમાં ચેટક તો લાગે ખેટક શો થયો,
ભલે દેવગિરા હોય મહત્તા ગુમાવી છે.
+ + +
નથી નામ રાખ્યાં તેણે ઉપદેશ્યો એણે વેણે
વલ્લભે આખ્યાન નામ દાખ્યું શીખ ભાવી છે.

આમ આપણે વલ્લભમાં જ આખ્યાન નામ રાખવાનો આગ્રહ જોઇએ છીએ અને આ જોયું એટલે પછી રાજશેખર સુધી જવાની જરુર નહિં રહે. આ એક નાટકના કર્તા અને વલ્લભનાં મન વચ્ચે સામ્ય છે.

જેમ આખ્યાન નામ રાખવાની ચર્ચા એ નાટકોનું એક વિશિષ્ટ લક્ષણ છે તેમ જ હલકા પાત્ર પાસે હલકી બોલી બોલાવવી એ પણ એક વિશિષ્ટ અને ધ્યાન ખેંચે તેવું લક્ષણ છે. પ્રેમાનંદે નાટકો લખ્યાં હોય તો આહીરી વગેરે બોલી તેમાં વાપરવા ધારે તો

૨૨ જુઓ રા. નરસિંહરાવભાઇનો નિબંધ પૃ. ૭૩.

૨૩. ખરી રીતે પ્રેમાનંદના સમયમાં રાજશેખર ગુજરાતમાં જાણીતો હતો. જુઓ 'નાટક શકુંતલા મુમુરારિ, રાટક કર્પૂર-મંજરી ધારિ' વગેરે. રૂપચંદ કુંવરદાસ નયસુંદર, આનંદ કાવ્ય-મહોદધિ ભાગ ૫. આ રાસ ૧૬૩૭ માં પૂરો થયો હતો.

વાપરી શકે કે નહિ તેના માટે ચોકુંક-મેં આના પહેલા ભાગમાં જ લખ્યું છે. પણ વલ્લભને હલકા પાત્ર પાસે હલકી બોલી બોલાવવાની ટેવ જ હતી. મિત્રધર્માખ્યાનમાં ઇંદુ મિંદુ ગુરુને ત્યાંથી આવતાં, જ્યારે નદી ઉતરીને જળકૂંડ ગામ પાસે આવે છે ત્યારે કોળીના છોકરા તેને પૂછે છે કે—

"અલ્યો, બાંજ સે બાંજ તમારી યાંહે? દિયોને."

પછી,

"ઠાકોર વહેસ લઉ, કિમ અલ્યા પૂસે કેની
ધરોડા હું જાણું નહિં?" મિત્ર. પૃ. ૩૫.
"ઓલ્યા મોંદ'માંહે જઇ પડી રૈં ને પાધરો તુ" „ „ ૩૬.
"અલ્યા રૈંછ ઊભો કે ન દાણો નાછિયે દળી." „ „ ૬૦.
"બાપનો ચિયો તો માલ પુંક બાંધી નાહી જાહ
મુચ્ય મુચ્ય વે'લો મુચ્ય" „ „ ૬૦.
"વધો એમ માલ ઘણો મૂચિયે શી પેર મુછી
આપ લેઈ વે'ચી દીજ ઠીક સે મુખી કહે
મુખી કહે મોજી ખાજે અલ્યા એક વસ્તર દ્યો
ભલે સે એ ભરામણ દાન આપ્યું સો ચહે."

ઉપરના ફકરાઓ પરથી સમજાશે કે ગામડિયાની ભાષા વાપરવાનો વલ્લભને શોખ હતો અને તેથી નાટક જે તેણે જ લખ્યાં હોય, તો એક તો સંસ્કૃત નાટકોમાં પ્રાકૃત, માગધી વગેરે બોલીઓ જોઇ હોય અને બીજું પોતાને આવો શોખ હોય તો તે હલકા પાત્રની બોલી આની વાપર્યા વગર રહે નહિં. "પાંચાલી૦" માં અવગતિક, ઝાંપડા વગેરેની બોલી તો ઉપરની કોળાની બોલી જેવી જ છે, છતા દરેકની બોલી જેટલી જૂદી રીતે બોલાય છે તેટલે અંશે એક બીજાથી જૂદી પડે છે. ઉપલા ફકરાઓમાં જટાસુરની કે શ્રીદામાની વહુની બોલી જેવી બોલી નથી આવતી એ કબુલ, છતા "દુઃશાસન૦" માં અમિ, જિ, તિ, વગેરે રૂપો આવે છે એટલે જૂની ગુજરાતીથી વલ્લભ થોડો પણ જાણીતો હશે એમ આપણે કહી શકીએ. બીજું વલ્લભે કાલિદાસ, ભવભૂતિ વગેરેનાં સંસ્કૃત નાટકો વાંચ્યા હોય તો પ્રાકૃત, માગધી વગેરેના નિયમો ન જાણતો હોવાથી, તે વખતે બોલાતી કોળી વગેરેની બોલીઓનું તત્ત્વ મેળવીને જટાસુર વગેરેની બોલી તેણે બનાવી હોય. એ દૃષ્ટિએ વિચાર કરતાં લાગશે કે એવી બોલી માટે પ્રાકૃતના નિયમો તે ન જાણતો હોય તો જ તે તે લખી શકે એમ વધારે સંભવ છે. સંસ્કૃત નાટકોના સ્ત્રી પાત્ર વગેરેની બોલીનું અનુકરણ કરતા આવી અશુદ્ધ બોલી ઉત્પન્ન થઇ હોય તો તે ન બને તેવું જરા પ નથી. વળી પ્રેમાનંદ કરતાં વલ્લભને આમ નવીનતા કરવાનું બહુ ગમતું–એના મનનું વલણ જ એ પ્રકારનું હતું, એટલે નવીનતા શોધવી એ એનું કામ.

નાટકોની એક બીજી વિશિષ્ટતા એ છે કે તેમાં કહેવતો બહુ વપરાયેલી લાગે છે. આ પણ રા. નરસિંહરાવભાઇને રાજશેખરનું અનુકરણ લાગ્યું હતું.[૨૨] આનો જવાબ રા. અંબાઇદાસ પરેલે આપ્યો હતો, તે કેવો લુલો અને અસંબદ્ધ હતો તે તો આ ચર્ચાના

અભ્યાસી જાણતા જ હશે. 'માર્કંડેય પુરાણ' વિશે જ જ્યાં શંકા હોય ત્યાં તેમાં કહેવતો છે એમ દાખલો કેમ અપાય? અને 'મિત્રધર્માખ્યાન' માં ઘણી કહેવતો છે એમ કહેવાથી પ્રેમાનંદનું કર્તૃત્વ સાબીત થતું જ નથી. ઉલટું, 'મિત્ર૦' નો દાખલો આપવાથી તો મારી કલ્પનાને પુષ્ટિ મળે છે. પણ મારે જે કહેવાનું છે તે તો એ છે કે વલ્લભને પોતાને કહેવતો વાપરવાની બહુ ટેવ હતી. તેનાં દરેક પુસ્તકમાં કહેવતો ઘણી દેખાય છે, અને આનાં કરતાં પણ વધારે ધ્યાન ખેંચે એવી વાત તો એ છે કે નાટકમા જે કહેવતો વપરાઇ છે તેમાંની ઘણી તો વલ્લભમાં પણ મળે છે. બન્નેમાં વપરાએલી થોડીક કહેવત નીચે આપું છું.

(૧) માથે પડી વસંદેવા. તપત્યા૦. પૃ. ૯૯.
(૧) માથે પડી વસંદેવા એમ તો કૈંવાય છે. યક્ષ૦ પૃ. ૫૯.
(૨) વાળંદના વાંકા દહાડાની પેઠે કોથળીમાથી સાપ નીકળ્યો. તપત્યા. પૃ. ૧૧૩
(૨) વાંકા હોય વાળંદના દિવસ તો જ્યારે ત્યારે
કોથળી મધ્યેથી આવે સર્પ ચાલી રૂખમાં યક્ષ. પૃ. ૬૧.
(૩) તાણે તુટી જાય. પાંચાલી. પૃ. ૯૨.
(૩) તાણતે તણાયું છે. યક્ષ. પૃ. ૧૧૪.
(૪) વાટ જોનારને વેળા લાબી થાય. સત્યભામા૦
(૪) વાટ જોઇ બેશી રહે તેને લાગે કાગ મોટો. યક્ષ૦ પૃ. ૧૨૦.
(૫) ભાવતું'તું ને વૈદે કહ્યું. તપત્યા૦ પૃ. ૧૪૫. પાચાલી. પૃ. ૧૦૧
(૫) ભાવતું હતું અને ત્યા વૈદે અભિપ્રાય આપ્યો. સુધિ૦. પૃ. ૧૬.
(૬) शतं विहाय भोक्तव्यम् પાચાલી. પૃ. ૨૭.
(૬) શાસ્ત્રમાહી કહ્યું એમ શત કાર્ય મૂકી કરી
ભોજન કરવા જવું. મિત્ર. પૃ ૬૨.
(૭) પખાલીને વાકે પાડાને ડામવા જેવું છે. પાચાલી. પૃ. ૩૪.
(૭) પખાલીને વાકે ડામે પાડાને તો આડા લોક કુન્તી પૃ. ૭૭.
(૮) પ્રાઘૂર્ણ કને સર્પ શી રીતે મરાવાય? પાચાલી પૃ. ૨૦.
(૮) મરાવવો પ્રાઘૂર્ણથી નાગ ખોટું કામ છે. કુન્તી. પૃ. ૯૪.
(૯) માળાના મુળગા ગયા. તપત્યા૦ પૃ. ૧૧૫. ૧૧૭.
(૯) માળા તોડય મેરથી સુધિ. પૃ. ૧૧૨.
(૧૦) જ્ઞાતિ તો નાકકટ્ટાતણી વાધે તેમ વધારીએ. પાચાલી૦ પૃ ૧૦૪.
(૧૦) નાકકટ્ટાતણી નાત વધારવા ધારે આપ. દુઃશાસન૦. પૃ. ૪.
(૧૧) એકથી અનેક ભલા પાંચાલી પૃ. ૧૦૩
(૧૧) ભલા એક થકી બેય યક્ષ. પૃ. ૧૧૨.
(૧૨) જગત તો ઝવેરી છે. સત્ય૦ પૃ. ૨૭.
(૧૨) જગત છે ઝવેરી. કુન્તી. પૃ. ૮.
(૧૩) એ દૂધ પાઇને સાપ ઉછેરવા જેવું છે. સત્ય. ૪૮.
વિ. ૭. ૫

વાપરી શકે કે નહિ તેના માટે થોડુક મે આના પહેલા ભાગમા જ લખ્યું છે પણ વલ્લભને હલકા પાત્ર પાસે હલકી બોલી બોલાવવાની ટેવ જ હતી મિત્રધર્મ'ખ્યાનમા ઈદુ મિદુ ગુરુને ત્યાથી આવતા જ્યારે નદી ઉતરીને જળકૂઇ ગામ પાસે આવે છે ત્યારે કોળીના છોકરા તેને પૂછે છે કે—

" અલ્યો, બાજ સે બાજ તમારી પાહે ? દિયોને. "

પછી,

" દાકોર વહેસ હઉ, દિમ અત્યા પૂસે કેની
ધરોડા હુ જાણું નહિ ? " મિત્ર ૫ ૩૫
" ઓલ્યા મો'દ'માહે જઇ પડી રે ને પાધરો તુ " „ „ ૩૬
" અલ્યા રેછ ઊભો કે ન દાણો નાછિયે દળી " „ „ ૬૦
" બાપનો થિયો તો માલ પુ ક બાપી નાહી જાહ
મુચ્ય મુચ્ય વે'ક્ષો મુચ્ય " „ „ ૬૦
" વધો એમ માલ ઘણો મૂચિએ શી પેર મુછી
આપ લેઈ વેચી દીજ ઠીક સે મુખી કહે
મુખી કહે મોજી ખાજે અલ્યા એક વસ્તર ઘો
ભરે સે એ બરામણુ દાન આપ્યુ સો ગ્રહે "

ઉપરના ફકરાઓ પરથી સમજાશે કે ગામડિયાની ભાષા વાપરવાનો વલ્લભને શોખ હતો અને તેથી નાટક જો તેણે જ લખ્યા હોય, તો એમ તો સસ્કૃત નાટકોમા પ્રાકૃત, માગધી વગેરે બોલીઓ જોઇ હોય અને બીજુ પોતાને આવો શોખ હોય તો તે હલકા પાત્રની બોલી આણી વાપર્યા વગર રહે નહિ "પાચાલી૦" મા અવગતિક, ઝાપડા વગેરેની બોલી તો ઉપરની કોળીની બોલી જેવી જ છે, છતા દરેકની બોલી જેટલી જૂદી રીતે બોલાય છે તેટલે અ શે એક બીજાથી જૂદી પડે છે ઉપલા ફકરાઓમા જટાસુરની કે શ્રીદામાની વહુની બોલી જેવી બોલી નથી આવતી એ કબુલ, છતા " દુ શાસન૦ " મા અભિ, જિ, તિ, વગેરે રૂપો આવે છે એટલે જૂની ગુજરાતીથી વલ્લભ થોડો પણ જાણીતો હશે એમ આપણે કહી શકીએ બીજુ' વલ્લભે કાલિદાસ, ભવભૂતિ વગેરેના સસ્કૃત નાટકો વાચ્યા હોય તો પ્રાકૃત, માગધી વગેરેના નિયમો ન જાણતો હોવાથી, તે વખતે બોલાતી કોળી વગેરેની બોલીઓનું તત્ત્વ મેળવીને જટાસુર વગેરેની બોલી તેણે બનાવી હોય એ દૃષ્ટિએ વિચાર કરતા લાગશે કે એવી બોલી માટે પ્રાકૃતના નિયમો તે ન જાણતો હોય તો જ તે તે લખી શકે એમ વધારે સ'ભવ છે. સસ્કૃત નાટકોના સ્ત્રી પાત્ર વગેરેની બોલીનું અનુકરણ કરતા આવી અશુદ્ધ બોલી ઉત્પન્ન થઇ હોય તો તે ન બને તેવુ જરા ય નથી વળી પ્રેમાનદ કરતા વલ્લભને આમ નવીનતા કરવાનું બહુ ગમતું–એના મનનું વલણ જ એ પ્રકારનું હતુ, એટલે નવીનતા શોધવી એ એનું કામ

નાટકોની એક બીજી વિશિષ્ટતા એ છે કે તેમા કહેવતો બહુ વપરાયેલી લાગે છે આ પણ રા નરસિહરાવભાઇને રાજશેખરનું અનુકરણ લાગ્યુ હતુ [૨૨] આનો જવાબ રા. અબાલાલ પટેલે આપ્યો હતો, તે કેવો લુલો અને અસબદ્ધ હતો તે તો આ ચર્ચાના

અભ્યાસી જાણતા જ હશે. 'માર્કંડેય પુરાણ' વિશે જ જ્યાં શંકા હોય ત્યાં તેમાં કહેવતો છે એમ દાખલો કેમ અપાય? અને 'મિત્રધર્માખ્યાન' માં ઘણી કહેવતો છે એમ કહેવાથી પ્રેમાનંદનું કર્તૃત્વ સાબીત થતું જ નથી. ઉલટું, 'મિત્ર૦' નો દાખલો આપવાથી તો મારી કલ્પનાને પુષ્ટિ મળે છે. પણ મારે જે કહેવાનું છે તે તો એ છે કે વલ્લભને પોતાને કહેવતો વાપરવાની બહુ ટેવ હતી. તેનાં દરેક પુસ્તકમાં કહેવતો ઘણી દેખાય છે, અને આનાં કરતાં પણ વધારે ધ્યાન ખેંચે એવી વાત તો એ છે કે નાટકમાં જે કહેવતો વપરાઇ છે તેમાંની ઘણી તો વલ્લભમાં પણ મળે છે. બન્નેમાં વપરાએલી થોડીક કહેવત નીચે આપું છું.

(૧) માથે પડી વસંદેવા. તપત્યા૦. પૃ. ૯૯.
(૧) માથે પડી વસંદેવા એમ તો કે'વાય છે. યક્ષ૦ પૃ. ૫૯.
(૨) વાળંદના વાંકા દહાડાની પેઠે કોથળીમાંથી સાપ નીકળ્યો. તપત્યા. પૃ. ૧૧૩
(૨) વાંકા હોય વાળંદના દિવસ તો જ્યારે ત્યારે
કોથળી મધ્યેથી આવે સર્પ ચાલી રૂખમાં યક્ષ. પૃ. ૬૧.
(૩) તાણ્યે તુટી જાય. પાંચાલી. પૃ. ૯૨.
(૩) તાણતે તણાયું છે. યક્ષ. પૃ. ૧૧૪.
(૪) વાટ જોનારને વેળા લાંબી થાય. સત્યભામા૦
(૪) વાટ જોઇ બેશી રહે તેને લાગે કાળ મોટો. યક્ષ૦ પૃ. ૧૨૦.
(૫) ભાવતું'તું ને વૈદ્યે કહ્યું. તપત્યા૦ પૃ. ૧૪૫. પાચાલી. પૃ. ૧૦૧
(૫) ભાવતું હતું અને જ્યાં વૈદ્યે અભિપ્રાય આપ્યો. યુધિ૦. પૃ. ૧૬.
(૬) शतं विहाय भोक्तव्यम् પાચાલી. પૃ. ૨૭.
(૬) શાસ્ત્રમાંહી કહ્યું એમ શત કાર્ય મૂકી કરી
ભોજન કરવા જવું. મિત્ર. પૃ ૬૨.
(૭) પખાલીને વાંકે પાડાને ડામવા જેવું છે. પાચાલી. પૃ. ૩૪.
(૭) પખાલીને વાંકે ડામે પાડાને તો આડા લોક. કુન્તી. પૃ. ૭૭.
(૮) પ્રાઘૂર્ણ કને સર્પ શી રીતે મરાવાય? પાચાલી પૃ. ૨૦.
(૮) મરાવવો પ્રાઘૂર્ણથી નાગ ખોટું કામ છે. કુન્તી. પૃ. ૯૪.
(૯) માળાના મુળગા ગયા. તપત્યા૦ પૃ. ૧૧૫. ૧૧૭.
(૯) માળા તોડય મેરથી યુધિ. પૃ. ૧૧૨.
(૧૦) જ્ઞાતિ તો નાકકટ્ટાતણી વાધે તેમ વધારીએ. પાચાલી૦ પૃ ૧૦૪.
(૧૦) નાકકટ્ટાતણી નાત વધારવા ધારે આપ. દુ:શાસન૦. પૃ. ૪.
(૧૧) એકથી અનેક ભલા. પાંચાલી પૃ. ૧૦૩
(૧૧) ભલા એક થકી બેય. યક્ષ. પૃ. ૧૧૨.
(૧૨) જગત તો ઝવેરી છે. સત્ય૦ પૃ. ૨૭.
(૧૨) જગત છે ઝવેરી. કુન્તી. પૃ. ૮.
(૧૩) એ દૂધ પાઇને સાપ ઉછેરવા જેવું છે. સ ય. ૪૮.

વાપરી શકે કે નહિ તેના માટે થોડુંક મેં આના પહેલા ભાગમાં જ લખ્યું છે. પણ વલ્લભને હલકા પાત્ર પાસે હલકી બોલી બોલાવવાની ટેવ જ હતી. મિત્રધર્મઆખ્યાનમાં ઈંદુ મિંદુ ગુરુને ત્યાંથી આવતાં જ્યારે નદી ઉતરીને જળકૂઇ ગામ પાસે આવે છે ત્યારે કોળીના છોકરા તેને પૂછે છે કે—

"અલ્યો, ભાજ સે ભાંજ તમારી પાંહે ? દિયોને."

પછી,

"ઠાકોર વહેસ હઉ, કિમ અલ્યા પૂસે કેની
ધરોડા હું જાણું નહિં ?" મિત્ર. પૃ. ૩૫.
"ઓલ્યા મોંઈંમાંહે જઇ પડી રેં ને પાધરો તું" „ „ ૩૬.
"અલ્યા રેંછ ઊભો કે ન દાણો નાછિયે દળી." „ „ ૬૦.
"બાપનો થિયો તો માલ પુંક બાંધી નાહી જાદ
મુચ્ય મુચ્ય વેંશો મુચ્ય " „ „ ૬૦.
"વધો એમ માલ ધણો મૂચિએ શી પેર મુછી
આપ લેઈ વેંચી દીજ ઠીક સે સુખી કહે
મુખી કહે મોછી ખાજે અલ્યા એક વસ્તર લ્યો
ભલે સે એ ભરામણ દાન આપ્યું સો ગ્રહે."

ઉપરના ફકરાઓ પરથી સમજાશે કે ગામડિયાની ભાષા વાપરવાનો વલ્લભને શોખ હતો અને તેથી નાટક જો તેણે જ લખ્યાં હોય, તો એક તો સંસ્કૃત નાટકોમા પ્રાકૃત, માગધી વગેરે બોલીઓ જોઇ હોય અને બીજું પોતાને આવો શોખ હોય તો તે હલકા પાત્રની બોલી આવી વાપર્યા વગર રહે નહિં. "પાંચાલી૰" મા અવગતિક, ઝાપડા વગેરેની બોલી તો ઉપરની કોળીની બોલી જેવી જ છે, છતાં દરેકની બોલી જેટલી જૂદી રીતે બોલાય છે તેટલે અંશે એક બીજાથી જૂદી પડે છે. ઉપલા ફકરાઓમાં જટાસુરની કે શ્રીદામાની વહુની બોલી જેવી બોલી નથી આવતી એ કબુલ, છતા "દુઃશાસન૰" માં અમિ, જિ, તિ, વગેરે રૂપો આવે છે એટલે જૂની ગુજરાતીથી વલ્લભ થોડો પણ જાણીતો હશે એમ આપણે કહી શકીએ. બીજું વલ્લભે કાલિદાસ, ભવભૂતિ વગેરેનાં સંસ્કૃત નાટકો વાંચ્યા હોય તો પ્રાકૃત, માગધી વગેરેના નિયમો ન જાણતો હોવાથી, તે વખતે બોલાતી કોળી વગેરેની બોલીઓનું તત્ત્વ મેળવીને જટાસુર વગેરેની બોલી તેણે બનાવી હોય. એ દૃષ્ટિએ વિચાર કરતા લાગશે કે એવી બોલી માટે પ્રાકૃતના નિયમો તે ન જાણતો હોય તો જ તે તે લખી શકે એમ વધારે સંભવ છે. સંસ્કૃત નાટકોના સ્ત્રી પાત્ર વગેરેની બોલીનું અનુકરણ કરતા આવી અશુદ્ધ બોલી ઉત્પન્ન થઇ હોય તો તે ન બને તેવું જરા ય નથી. વળી પ્રેમાનંદ કરતાં વલ્લભને આમ નવીનતા કરવાનું બહુ ગમતું–એના મનનું વલણ જ એ પ્રકારનું હતું, એટલે નવીનતા શોધવી એ એનું કામ.

નાટકોની એક બીજી વિશિષ્ટતા એ છે કે તેમા કહેવતો બહુ વપરાયેલી લાગે છે. આ પણ રા. નરસિંહરાવભાઇને રાજશેખરનું અનુકરણ લાગ્યું હતું.[૨૨] આનો જવાબ રા. અંબાલાલ પરેખે આપ્યો હતો, તે કેવો લુલો અને અસંબદ્ધ હતો તે તો આ ચર્ચાના

અભ્યાસી જાણતા જ હશે. 'માર્કંડેય પુરાણ' વિશે જ જ્યાં શંકા હોય ત્યાં તેમાં કહેવતો છે એમ દાખલો કેમ અપાય ! અને 'મિત્રધર્માખ્યાન' માં ઘણી કહેવતો છે એમ કહેવાથી પ્રેમાનંદનું કર્તૃત્વ સાબીત થતું જ નથી. ઉલટું, 'મિત્ર૦' નો દાખલો આપવાથી તો મારી કલ્પનાને પુષ્ટિ મળે છે. પણ મારે જે કહેવાનું છે તે તો એ છે કે વલ્લભને પોતાને કહેવતો વાપરવાની બહુ ટેવ હતી. તેનાં દરેક પુસ્તકમાં કહેવતો ઘણી દેખાય છે, અને આનાં કરતાં પણ વધારે ધ્યાન ખેંચે એવી વાત તો એ છે કે નાટકમાં જે કહેવતો વપરાઇ છે તેમાંની ઘણી તો વલ્લભમાં પણ મળે છે. બન્નેમાં વપરાએલી થોડીક કહેવત નીચે આપું છું.

(૧) માથે પડી વસંદેવા. તપત્યા૦. પૃ. ૯૯.
(૧) માથે પડી વસંદેવા એમ તો કે'વાય છે. યક્ષ૦ પૃ. ૫૯.
(૨) વાળંદના વાંકા દહાડાની પેઠે કોથળીમાંથી સાપ નીકળ્યો. તપત્યા. પૃ. ૧૧૩
(૨) વાંકા હોય વાળંદના દિવસ તો જ્યારે ત્યારે
કોથળી મધ્યેથી આવે સર્પ ચાલી રૂખમાં  યક્ષ. પૃ. ૬૧.
(૩) તાણ્યે તુટી જાય.  પાંચાલી. પૃ. ૯૨.
(૩) તાણતે તણાયું છે.  યક્ષ. પૃ. ૧૧૪.
(૪) વાટ જોનારને વેળા લાબી થાય. સત્યભામા૦
(૪) વાટ જોઇ બેશી રહે તેને લાગે કાળ મોટો.  યક્ષ૦ પૃ. ૧૨૦.
(૫) ભાવતું'તું ને વૈદ્યે કહ્યું. તપત્યા૦ પૃ. ૧૪૫. પાંચાલી. પૃ. ૧૦૧
(૫) ભાવતું હતું અને જ્યાં વૈદ્યે અભિપ્રાય આપ્યો. સુધિ૦. પૃ. ૧૬.
(૬) शतं विहाय भोक्तव्यम् પાચાલી. પૃ. ૨૭.
(૬) શાસ્ત્રમાંહી કહ્યું એમ શત કાર્ય મૂકી કરી
ભોજન કરવા જવું.  મિત્ર. પૃ ૬૨.
(૭) પખાલીને વાંકે પાડાને ડામવા જેવું છે.  પાચાલી. પૃ. ૩૪.
(૭) પખાલીને વાંકે ડામે પાડાને તો આડા લોક.  કુન્તી. પૃ. ૭૭.
(૮) પ્રાઘૂર્ણ્ કને સર્પ શી રીતે મરાવાય ?  પાચાલી પૃ. ૨૦.
(૮) મરાવવો પ્રાઘૂર્ણથી નાગ ખોટું કામ છે.  કુન્તી. પૃ. ૯૪.
(૯) માળાના મુળગા ગયા.  તપત્યા૦ પૃ. ૧૧૫. ૧૧૭.
(૯) માળા તોડય મેરથી  સુધિ. પૃ. ૧૧૨.
(૧૦) જ્ઞાતિ તો નાકકટ્ટાતણી વાધે તેમ વધારીએ.  પાંચાલી૦ પૃ ૧૦૪.
(૧૦) નાકકટ્ટાતણી નાત વધારવા ધારે આપ.  દુઃશાસન૦. પૃ. ૪.
(૧૧) એકથી અનેક ભલા. પાંચાલી પૃ. ૧૦૩
(૧૧) ભલા એક થકી બેય. યક્ષ. પૃ. ૧૧૨.
(૧૨) જગત તો ઝવેરી છે.  સત્ય૦ પૃ. ૨૭.
(૧૨) જગત છે ઝવેરી.  કુન્તી. પૃ. ૮.
(૧૩) એ દૂધ પાઇને સાપ ઉછેરવા જેવું છે. સત્ય. ૪૮.

(૧૩) પણ પય પાઈ સાપ ઉછેરવો સાર એ. મિત્ર. પૃ. ૮૦
(૧૪) આપ તેની વાપ. સત્ય૦ પૃ. ૧૫૦.
(૧૪) આપ તેની વાપ. સુધિ. પૃ. ૧૩૦, ૧૧૯.

ઉપર જે કહેવતોનું સામ્ય મેં દર્શાવ્યું છે તે ફક્ત ખાસ અગત્યની કહેવતોનું જ છે. વલ્લભનાં કાવ્યોમાં કહેવતો તો ઘણી જ છે. ઉપરની કહેવતોમાં પણ ૧-૨-૪-૭-૮-૧૦-૧૪ આટલી કહેવતો તો ખાસ લક્ષ ખેંચે તેવી છે. વળી વલ્લભનાં કાવ્યોમાં કહેવતો જોઇ નાટકોના ગૂઢ કર્તાએ એ કહેવતો વાપરી હશે એમ પણ દલીલ મૂકી શકાશે નહિ. કારણ મેં આગળ કહ્યું છે તેમ નાટકો અને વલ્લભના કાવ્યો એક જ સાલમાં બહાર પડયાં છે, અને જ્યારે વલ્લભનું પહેલું કાવ્ય બહાર પડયું હશે ત્યારે ત્રણે નાટકો પ્રકાશકોને મળી જ ગયાં હશે.

પ્રેમાનંદ જેવો કવિ, નાટકમા દેખાય છે તેવી ગ્રામ્યતા અને કોઇક જગ્યાએ અશ્લીલતા વર્ણવે કે કેમ એ સંબંધે પહેલાં કંઇક કહ્યું છે, તે વિશે ખાસ કહેવાનું કે વલ્લભનાં કાવ્યોમાં તો આપણે એવું જોઇ શકીએ છીએ. એક તો તે જુસ્સાવાળો હતો અને પ્રવાહમા પડયો એટલે તેમાં તણાતો જ; પછી પોતાની શૈલીમાં શિથિલતા કે ગ્રામ્યતા આવે તે પણ તે ન જોતો. દાખલા તરીકેઃ—

એક ખત્તા બીજી ખત્તા, માને ત્રીજી ખત્તા માથ—
૨ બખત્તા બને નિશ્ચે. કુન્તી પૃ. ૫૬.

એ વાક્યમાં કાવ્યમાં ન લેવી જોઇએ તેવી છૂટ લેવાઇ છે અને આ બાબતમાં તો—નાટકનો કર્તા જો વલ્લભ હોય તો તે તપતીના જેવી શૃંગારચેષ્ટા વર્ણવે કે કેમ તેમાં તો—આટલું જ કહેવું બસ થશે. છતાં કુન્તીપ્રસન્નાખ્યાનમાં જ્યારે ભીમ અને અર્જુન ઇંદ્રને ત્યાં ઐરાવત લેવા જાય છે ત્યારે ઇંદ્ર ( અર્જુનનો બાપ ) તેને ( દીકરાને ) કેવી રીતે લલચાવે છે તે જરાક અહિં બતાવી આ વિશે મૌન જ પકડીશ.

અપ્સરાઓ આવી નવ સુખ કેરો સ્વાદ છે
કેંવાય ન મારા થકી અધિક હવે તો કાઇ
સ્વર્ગમાહિં લજ્જા કશી માનવ પ્રમાદ છે.

આવા નૈતિક વિચાર જે બહાર મૂકી શકતો હોય, જે લજ્જાને માત્ર 'માનવ પ્રમાદ' કહી શકતો હોય તે વલ્લભ તપતીની એવી શૃંગારચેષ્ટા વર્ણવે એમાં નવાઇ લાગતી નથી.

સાથે જ એક બીજી વાત લખવા જેવી છે. કૃષ્ણથી રીસાતી વખતની સત્યભામાની ગ્રામ્યતા પણ દરેક વાચનારને દેખાઇ આવે તેવી છે. પ્રેમાનંદ એવું ન કરે એ મનાય. જો કે રા. કેશવલાલભાઇ તો તેને પણ 'તત્કાલીન ભવાઇ' ની છાપમાથી મુક્ત ન માની એ વાતને પતાવે છે. પ્રેમાનંદમાં પણ 'સુભદ્રાહરણ' માં દ્રૌપદી જે રીતે ચિત્રાઈ છે તે રીત આપણી આર્ય લાગણીઓ દુભવે એવી છે જ. છતાં વલ્લભમાં પણ એવી ગ્રામ્યતા મળી આવે છે એટલું જ નહિ પણ એવાં વાક્યો પણ મળી આવે છે કે જેથી આપણને સત્યભામાનો કટ્ટાઓ યાદ આવે જ. 'કુન્તી૦' માં કુન્તી જ્યારે ઐરાવત માટે હઠ લે છે ત્યારે તે આવાં વચનો ઉચ્ચારે છેઃ—

સુત શ્યામા કેરા થશે, જાણી રદી જીવતી ના
મૂઢ મતિ છવી હું શેં, વ્યર્થ વારી મુજને. કુન્તી. પૃ. ૪૩.
ભલાં ભાગ્ય બાઇ તારાં મારાં કર્મનો હું દોષ. " " "

એ આખો પ્રસંગ આ દૃષ્ટિએ ખાસ વાંચવા જેવો છે. વળી યુધિ૦. માં ૧૧૩ મે પાને 'વાંલશેરી' જેવો શબ્દ પણ મળી આવે છે. ગમે તેમ હોય પણ જે ગ્રામ્યતાની છાપ નાટકના કર્તામાં દેખાય તે જ વલ્લભમાં પણ મળી આવે છે.

પ્રેમાનંદ વિશે દરેક ઠેકાણે—તેને ગુજરાતી માટે બહુ શોખ હતો—ગુજરાતીની તે બહુ સેવા કરતો—એવું કહેવાય છે, તે વિશે રા. નરસિંહરાવભાઇએ બતાવ્યું હતું કે [૨૩] વસ્તુસ્થિતિ ગમે તેવી હોય પણ પ્રેમાનન્દનાં પોતાનાં કાવ્યમાં તો ક્યાંય એવું દેખાતું નથી. પ્રેમાનંદ જબરો ભાષાભક્ત હતો એ ખરૂં પણ તેની તેણે એકે કાવ્યમાં વાત ન કરી અને નાટકમાં કરી એ જરા નવાઇ તો ખરી. પ્રેમાનંદમાં ભાષાભિમાન જ નહોતું એમ કહેવાની મારી મતલબ જ નથી. પણ તેને પોતાના કાવ્યોમાં પોતાના વિશે ગુણો ગાવાની અને બરાડા પાડવાની ટેવ નહોતી એટલું જ કહેવાનું છે. પણ વલ્લભને તો આ ટેવ હતી. તેનું દરેક કાવ્ય આ બાબતનો પૂરાવો છે. છતાં થોડાક ફકરાઓ નીચે આપું છું.

(૧) અમે તમે અડે કડે ઇકિડં ને તિકડં
શું શાં થકી ચડે કેમ જૂદી વાત જેની છે.

× × × ×

જાત જાત તણા ગ્રંથ વાક્ય શબ્દરચનાથી
સિદ્ધાંત સાચો કરાવું, અવદશા એની છે. યુધિ૦. પૃ. ૬.

(૨) કોમળતા કમળથી, અધિક દેખાય જેમાં
મધુ સુધા મિષ્ટપણે, હારી હારી જાય છે;
અમલતા એના જેવી નથી કોઇ ભાષા મધ્ય,
પ્રાચીનપણું તો જેનું મોટેરૂં મનાય છે
નવરસની નાયકા, સુખદાય છે સિદ્ધ
જાણે નહિ તેહ એના ખોટા ગુણ ગાય છે—વગેરે—
• યુધિ૦. પૃ. ૧૧

(૩) રે લાવ્ય તું બતાવ્ય તું ગુર્જરી શા ગ્રંથ ગૂઢ. યુધિ પૃ. ૧૨.

(૪) પિતા જેટલું આયુષ્ય સુત જો સપુત પામ્યો
તો ગિર્વાણ ગભરાશે શું હિંદી સ્વરૂપમ ।

(૫) વરિષ્ટમાં વરિષ્ટ જે કૃષ્ણ દેવ તારકા
ગુર્જર ગિરાની પેઠે અજાણ્યાના નવીન છે. યુધિ. પૃ ૧૬.

આ ઉપરના ફકરાઓમાં વલ્લભનો પૂરો જુસ્સો અને તે પોતે કેવા સ્વભાવનો હતો એ બધું બરાબર દેખાય છે. બીજો ફકરો તો "આ તે લલિત" વગેરે સાથે ખાસ સરખાવવા

૨૩. જુઓ. રા. નરસિંહરાવભાઇનો નિબંધ પૃ. ૧૯.

જેવા છે. વળી આના ઉપરથી જ એક બીજી વાત મને સુઝે છે. પ્રેમાનંદનો બાપા મારેનો ભાવ ઘણો હતો પણ તેની કામ કરવાની શૈલી શાન્ત હતી. તે ધાધલ કરે એ મને તો નવાઇ લાગે. પ્રેમાનંદનો એ સ્વભાવ જ નથી. જ્યારે ઉલટું, વલ્લભનું તો એ જ કામ હતું. હિન્દી તથા ઉર્દુની સાથે તો તેણે બાકીરીજ બાંધી હતી. ઉપરના ફકરાઓમાથી પહેલા અને ચોથા-માથી વલ્લભની ધારણાની કંઇક અંશે આપણને ખબર પડે છે. તેને જાતજાતના ગ્રંથ લખવાની ઇચ્છા હતી, એટલે વખતે નાટકો પણ લખ્યા હોય, કારણ તે તો ગિર્વાણને પણ ગભરાવવાના વિચાર કરતો. ગુજરાતી ભાષા માટે વલ્લભને પક્ષપાત હતો એટલુ જ નહિ પણ તેના માટે તે પોતાના કાવ્યમા ચર્ચા અને વિવાદ પણ કરતો, એટલું તો ઉપરની વાત ઉપરથી સિદ્ધ થાય છે

હવે આની સાથે જ એક વાત લખી દઉં છુ ઉપર આપેલા ફકરામાથી પહેલામા વલ્લભે હિન્દી, મારવાડી અને મરાઠી એ ત્રણેથી ગુજરાતી ચડી જાય એમ કહ્યુ છે. પ્રેમાનંદના વખતમા ગુજરાતને મરાઠાઓ સાથે સબધ હશે કે કેમ એ જૂદી વાત છે પણ વલ્લભ તો વિ. સ. ૧૭૮૦ મા એટલે ઇ સ. ૧૭૨૪ મા લખતો હતો. આ વખતે મરાઠા ગુજરાતમા ઠીક જામ્યા હશે. પણ આની ધારી લીધેલી અથવા અચોક્કસ દલીલ ઉપર આધાર ન મૂકાય.[૨૪].

અહિં જ નાટકના કર્તા ઉપર કાઠિયાવાડની અને ચરોતરની અસર હતી એમ જે રા. નરસિંહરાવભાઇએ બતાવ્યુ હતું [૨૫] તે વલ્લભની બાબતમા ઘટાવું છુ. કાઠિયાવાડી [૨૬] ક્રિયાપદ 'ઊભવું' વલ્લભમા મળે છે તે આપણે ઉપર જોઇ ગયા પ્રેમાનંદ જાત્રા કરવા ઘણા દેશોમા ગયો હતો એમ આપણને વલ્લભ જ કહે છે, એટલે દ્વારકા ગયો જ હશે એમ ધારાય તે દ્વારા પણ કાઠિયાવાડના સંસ્કારો વલ્લભ ઉપર પડયા હોય. વળી,

તરવાનો આરો નહિં ધારો પંથ ગિરનો—કુન્તી૦ પૃ. ૭૧

વાકયમા ગિરના ધાટા જંગલને ઉદ્દેશીને જ વાત છે. કદાચ એમ કહેવાય કે એ તો બહુ જાણીતી વાત છે, તો 'મીદડી' [૨૭]શબ્દ નાટકમા જે જગ્યાએ વપરાયો છે ત્યા કહેવતમા વપરાયો છે, અને કહેવત પણ જાણીતી હોય. હવે વલ્લભ ઉપર દેખાતી ચરોતરની અસર જોઇએ.

૨૪ અંગ્રેજોની અસર ગુજરાતમા સહુથી પહેલી થઇ હશે એટલુ ચોક્કસ છતા પ્રેમાનંદ કે શામળ ઉપર તેમની અસર હતી એમ ઝટ ન મનાય પરંતુ શામળની 'સુડાબહોતેરી' મા એવુ વચન આવે છે કે જે બધી નિષેધક દલીલોને તોડી નાખે. જુઓ. 'ઉત્તર પંથ અમેરિકા અધ' સુડાબહોતેરી વાર્તા ૧૩. આના ઉપરથી એકે જાતનું અનુમાન કરવુ તે જોખમ ભરેલું તો લાગે જ છે.

૨૫ જુઓ રા નરસિંહરાવભાઇનો નિબંધ પૃ. ૬૮.

૨૬ રા. નરસિંહરાવભાઇના મત પ્રમાણે.

ફેર ન પડે રઈ.  યક્ષ. પૃ. ૨૩૨.
અને પાણી પાવા માટ ચાર પડયા  છતા પાટ, યક્ષ. પૃ. ૧૪૪.
ખઉં સર્વ સાચા સમ.  યુધિ.
મૃગની પૂઠે ધઈ.  યક્ષ. પૃ. ૬૮.

આમાં 'રાઇ' ને બદલે 'રઈ'; 'ચતા' બદલે 'છતા'; 'ખાઉં' ને બદલે 'ખઉં' અને 'ધાઇ' ને બદલે 'ધઈ' છે. અને આ જ શબ્દો રા. નરસિંહરાવભાઇએ નાટકોમાંથી ચરોતરી પ્રયોગના નમૂના તરીકે શોધી કાઢયા છે. વલ્લભ ચરોતરી હતો કે નહિ એ સવાલને બાજુએ મૂકીએ તોપણ ચરોતરની અસર તેના ઉપર હતી એમ તો લાગે છે.

છેલ્લાં ભરતવાક્યો ઉપરથી રા. નરસિંહરાવભાઇએ નાટકોનો કર્તા કોઇ 'હરિ' હોય તો હોય એમ તર્ક બાંધ્યો હતો. મારે આ વિશે કાંઇ ખાસ તો કહેવાનું નથી પણ ત્યાં જે અર્થમાં 'હરિ' શબ્દ વપરાયો છે તે જ અર્થમાં તે વલ્લભમાં મળે છે એ બતાવવાનું છે.

સુખી તવ વદો ત્યાંહી, નૃપાળને નમી અતિ
મહીતીર એક ગામ, જમકઇ છે, હરિ !  મિત્ર. પૃ. ૧૧૦.

રાજાને પણ 'હરિ' કહી સંબોધ્યો છે. આવો જ ઉપયોગ 'તપત્યાખ્યાન'માં પાને ૩૨ મે મળે છે

તાપસી તર્ફડયા, હે હરિ, હર્બડયા.

આપ્ટેના શબ્દકોષમાં 'હરિ'ના અર્થ આમ પણ છે–'બ્રાહ્મણનું નામ' અને 'માણસ'. આમાંથી એકાદ અર્થ લઇ વસિષ્ઠ કે નારદને સંબોધી શકાય. વળી જેણે પોતાનું નામ બે નાટકોમાં અંતે સૂચવ્યું તે પાંચાલી૦ માં પણ શા માટે ન સૂચવે? જ્યારે કોઇ પણ કર્તાનું નામ આપણે શોધવું હોય ત્યારે આપણે કાં તો છેલ્લે અને કાં તો પહેલે જોઇએ. અને આ છતાં જે કર્તાને પોતાનું નામ ગૂઢ રાખવું હોય તે પોતાનું નામ છેલ્લે કેમ સૂચવે?

અહિં જ આગળ ચર્ચાયેલી [૨૮] એક વાતનો ઉલ્લેખ કરૂં છું.

વલ્લભ પ્રાણથકી પણ વલ્લભ સુલ્લભ પુત્ર પિતા શું કમાયો?
બાપ તને નવ તાપ કરે તન તાપ નિવારણ તે જ વ'વાયો.
આપથી આપ કરો જગ ભીતર ધન્ય પિતા સહુ ઠામ મનાયો,
બીયણુ ભીમ મા'વર મા'ભડ ધન્ય હું ધન્ય હું સુત સવાયો,
પંચાલી૦. અં. ૪. શ્લો. ૨.

આ શ્લોકની પહેલી બે લીટી તો વલ્લભની જ છે. પ્રેમાનંદ પોતે આમ બોલતો હોય એવો ધ્વનિ અને તો બરાબર ઠીક નથી લાગતો. તેનું કારણ પ્રેમાનંદને આમ પોતાને વિશે કે પોતાના દિકરા વિશે વચ્ચમાં બોલવાની ટેવ જ નહોતી, પણ વલ્લભની તો એ ખાસ ટેવ જ હતી. એટલા માટે જ આ શ્લોકમાં અા બાબત આકસ્મિક પ્રયોગ નથી પણ વલ્લભની ઘણા વખતની ટેવ પ્રમાણે આમાં પણ તેણે એમ લખ્યું છે. કબુલ કરૂં છું કે, આ કલ્પના નાટક વલ્લભનાં

૨૮. જુઓ રા. નરસિંહરાવભાનો નિબંધ પૃ. ૭૫.

છે એમ માનીએ ત્યારે આવે છે. એક લીટીમાં વલ્લભ, દુલ્લભ કે સુલ્લભનો આમ ઉપયોગ કરવો એ તો વલ્લભની જ ખાસ ટેવ છે. જુઓ,

વલ્લભ વલ્લભ ગાય ભાષા ભાવ ભાવ તો. દુઃશાસન૦ પૃ. ૨૦.
વલ્લભ વલ્લભ વલ્લભ જે અતિ
વલ્લભ મૃગમદ મેર દુઃશાસન.
વલ્લભ ગ્રંથતણો પથ વલ્લભ, વલ્લભ સાલ[૨૯] રસાલ વખાણ્યું. કુન્તી–છેલ્લે.

આના સિવાય પણ આવા દાખલા ઘણા મળશે. વળી,

સુત હું શેં થયો ઉત્પન્ન
નવ જનની કરી જ પ્રસન્ન
જનકે જાણિયો ના શર
જન કે' ગુમાવિયું સૌ નૂર. પાંચાલી૦ અં. ૫. શ્લોક ૧૦.

અને

શેં કાળ કરતા જ કાળ સા'ય
માગે કહો જ કિયે ઉપાય?
જો કાળ તે તણી સા'ય થાય
કો'ક્યમ કરી તે કરતા મનાય? પાંચાલી૦ અં ૫, શ્લો. ૧૧.

આ બે શ્લોકોમાં પણ ધ્વનિ વલ્લભને પોતાના બાપ સાથે કેવો સંબંધ હતો તે બતાવે છે. ખરૂં કે ધ્વનિ ઘણો ઝાંખો છે; પણ અનુમાનોથી જ વાતો સિદ્ધ કરવાની હોય, કોઇ પણ બાબતને નજીવી ગણી કાઢી ન નાખવી જોઇએ. પહેલા શ્લોકથી જરા દિલગીર થઇ બીજાથી તે કાંઇક દિલાસો મેળવે છે. વળી,

પ્રતાપી પિતાજી કુબેર સમાન
ક્ષમાધર યક્ષપતિ મતિમાન
સુતે કરિયા અપરાધ મહાન
પિતા ન ગણે ગણના ગુણવાન. પાંચાલી, અં ૫. શ્લો. ૧૨.

આ શ્લોકનો પ્રસંગ જ જો કે જૂદો છે અને કુબેરને પિતાની ઉપમા આપી યુધિષ્ઠિર તેની ક્ષમા યાચે છે–અને આ સ્વાભાવિક પણ છે, છતાં અહીં આ ધ્યાન રાખવા જેવું છે. કર્તાએ પહેલા બે શ્લોકમા પોતાને વિશે ધ્વનિત કાંઇક કહ્યું અને પછી પ્રસંગ ઉકલી ગયો તો પણ તેના મગજમા એ જ વિચારો ઘોળાયા કરે છે. આ એક માનસશાસ્ત્રનું સત્ય છે, એક વાત ઉપર આપણે વિચાર કરતા હોઇએ અને ત્યાર પછી વાતનો વિષય બદલાય તો તેમાં પણ આપણા મગજમાં રમી રહેલા વિચારો આવિર્ભૂત થાય છે. કર્તાના મગજમાં પણ આમ આત્મવૃત્તાંતનો રંગ (autobiographical touch) આપવાનું આવ્યું હશે

૨૯. પ્રેમાનંદના વખતમાં 'સાલ' જેવો શબ્દ ન વપરાય એમ નથી એનો આ દાખલો છે. નિષેધક દલીલના પ્રતાપે આ તેમ જ આવા બીજા શબ્દો (પહેલા ભાગમાં આવેલા) હું બતાવી શકો છું.

એટલે વિચારની પરંપરા તેમ ચાલી. વળી એ શ્લોકોનો ક્રમ પણ ધ્યાનમાં રાખવા જેવો છે. પરંતુ કબુલ કરું છું કે આવાં કલ્પિત અનુમાનો બીજાં પ્રમાણોની મદદ વગર બહુ મજબુત નથી હોતાં.

આ નિબંધમાં એક ખાસ સંભાળ રાખી છે તે એ છે કે રા. નરસિંહરાવભાઇના લગભગ બધા વાંધાભર્યા શબ્દો તથા વાક્યો વલ્લભમાં જ વપરાયા છે એમ બતાવ્યું છે. એક કૃતિ વિશે ઉઠાવેલા બધા વાંધાના જવાબ જો એક જ કવિમાંથી મળતા હોય તો બન્નેનો કર્તા એક હોય એવી શંકા તો થાય. નાટકના કર્તાનાં ખાસ વાક્યો–mannerisms–જેવાં વલ્લભમાં પણ દેખાય છે તે હવે બતાવું છું.

(૧) સુખ માય એવું માગ્યં તેવું દેવું આણી હું સતિ. પાંચલી. ૧. ૨.
આમાં 'સુખ માય એવું માગ્ય' એટલું વચન કાંઇક ધ્યાન ખેંચે છે. વલ્લભમાં પણ એવું મળે છે.
બીમ ભડ ભાખ્યો મોમાં માય એવું માગો. કુન્તી. પૃ. ૫૦.
માગ માગ મારા સુત સુખ માગ્યું આપું તને. યક્ષ. પૃ. ૨૬૫

(૨) માધવ રતિધવ યોગે ભ્રમરાજી આ પ્રફુલ્લ પેખાયે. સત્ય૦. પૃ. ૨૩૪.
'માધવ રતિધવ'નું જોડકું વલ્લભે પણ બનાવ્યું છે.
માધવ રતિધવ શા એવે મૂર્તિમાન દીઠા. કુન્તી૦. પૃ. ૧૧૭.

(૩) નારદ ધન્ય તું પારદ પૂરણ શારદ શુચિ ભય્ય ન ફાવી. સત્ય૦. પૃ. ૨૩૭.
નારદ શારદ માટે જુઓ—
નારદ શારદ શો પંડિત બનું હું પૂરો. મિત્ર. પૃ. ૫૦

(૪) સત્ય૦ માં 'આપણે' ને બદલે 'આપડે' ૫૭ અને ૭૭ મે પાને છે. તેમજ યક્ષ૦ માં ૬ અને ૧૨ મે માને છે.

(૫) પગ લખલખી જવા. તપત્યા૦ પૃ. ૫૨.
લખલખે પગ. યક્ષ. પૃ. ૧૦૦–૧૧૩.
લખલખે પગ અને ઢગ થઇ બેસુ એવું. કુન્તી૦. પૃ. ૧૧૩.

(૬) ઝાડખીડ. સત્ય૦ પૃ ૧૨. સુધિ. પૃ. ૫૨.
આ પણ મરાઠી અસર હોય એમ લાગે છે. આપણે ઝાડબાડ કહીએ પણ મરાઠીમાં જ ઝાડખીડ કહે છે. આ મરાઠી અસર જો નાટકના કર્તા ઉપર હતી તો વલ્લભ ઉપર પણ હતી.

(૭) "હાં! હાં!" એ નાટકના વાંચનારને આંખમાં ખૂંચે એવું છે. વલ્લભમાં પણ એવું છે—
હાં! હાં! હું સમજી ગઇ. સુધિ૦ પૃ. ૫૬.
હાં! હાં! કરો આ શું તમે? ,, ,, ૫૧.
હાં! હાં! હું સમજ્યો સર્વ. ,, ,, ૬૬.

(૮) ભીમ અને હનુમાનના મેળાપમાં 'મહાકાય' શબ્દ કાંઇક નવીન લાગે છે. તેવો જ 'અતિકાય' શબ્દ સુધિ૦ માં પૃ. ૭૧ મે છે.

(૯) "હાં ! હાં !" જેવો બીજો પ્રયોગ નાટકમા "શિવ ! શિવ !" નો છે. વલ્લભમાં પણ મળે છે—

શિવ ! શિવ ! કહી પડયો. યક્ષ. પૃ. ૭૫ ૧૪૮.

(૧૦) "હાં ! હાં !" કરતાં પણ વધારે ઉત્કટ ઉપયોગ 'અધુના' નો નાટકમા થયો છે. તેમ જ વલ્લભમાં પણ 'અધુના' જ્યા ત્યાં વપરાય છે.

હુ પાછુ આવ્યો છું એવી અધુના ખબર થશે. મિત્ર. પૃ. ૯૦

અધુના ન કાઇ બને. મિત્ર. પૃ. ૯૭ યક્ષ૦ પૃ ૧૭૨.

(૧૧) લાંગૂલ.–પાંચાલી૦ ભીમ અને હનુમાનનો મેળાપ.

લટકતું લાગૂલ આ લાલ તો દેખાય છે. કુન્તી૦ પૃ. ૧૧૭

(૧૨) ભીમને માટે 'વૃકોદર' શબ્દ જરા ધ્યાન ખેંચે છે. પાચાલી૦-માં ૬૧-૬૨-૬૩-૬૪-૬૫-૭૩-૮૬-૧૦૨-૧૧૩-૧૨૦ વગેરે પાનાપર વપરાય છે. કેમ જાણે નાટકના કર્તાને તે વાપરવાનું વ્યસન પડી ગયું હોય ? વલ્લભને શોખ હતો તે તો 'યુધિષ્ઠિર વૃકોદર૦' ના નામ ઉપરથી જ ખબર પડશે. એ કાવ્યમાં પણ 'વૃકોદર' ખૂબ વપરાયો છે.

(૧૩) જ્યારે જ્યારે મનુ વિશે કાંઇક કહેવું હોય ત્યારે ત્યારે જૂના-વખતના લોકો ઘણે ભાગે મનુ ભગવાન કે મનુ મહારાજ વાપરે છે. પણ નાટકમા જ્યાં જ્યાં મનુની વાત આવે છે ત્યા ત્યાં તેને મનુ જ કહ્યો છે (જુઓ તપત્યાખ્યાન પૃ. ૭૯) વલ્લભ પણ એમજ વાપરે છે.

કહી દાખું સુણો આજ મનુનું વચન છે. યુધિ૦ પૃ. ૧૧૭. યક્ષ. પૃ. ૨૩૩.

(૧૪) ભોગદારી– સત્ય૦ પૃ. ૨૬૯. યુધિ૦ પૃ ૫૦.

(૧૫) કંજારિ. સત્ય૦ પૃ. ૨૧૮

કમલારિ. ચંદ્રના અર્થમા યુધિ૦. પૃ.૪.

૧૬) 'સુણવું' ને બદલે 'શણવું'.

ભુજ આ સુંગદાથી બચ્યા ન શણ્યા. પાચાલી

કષ્ટ તો શિણી શિણી. યુધિ. પૃ. ૯૫.

આ ઉપરાત ભીમ ભડ-ભીષણ ભીમ, આંવર, વડ ભ્રાત, બેડશી, એવે, શે, શેણે વગેરેના સરખા ઉપયોગ નાટક તેમજ વલ્લભમા મળે છે.

આ સામ્યો ઉપરથી વલ્લભની અને નાટકના કર્તાની શૈલી મળતી આવે છે તે જણાશે.

[૩૦]આ ઉપરાત વલ્લભના કાવ્યમા પણ આધુનિક લાગતા કેટલાક રૂપો અને શબ્દો છે તે બતાવું છું.[૩૧]

( ૧ ) છૂટેલો ન જોયો તેહ. કુન્તી૦ પૃ. ૯૫.

પાપ કરતા જોએલું પાછુ કંઇ સુરભિએ યક્ષ૦ પૃ. ૪૧.

---

૩૦ આ ચર્ચા માટે જુઓ રા. નરસિંહરાવભાઇનો નિબંધ પૃ. ૬૨-૬૫.

૩૧ ચંદ્ર અને ચંદ્રિકાને પતિ પત્ની તરીકે ગણવાની કલ્પના આધુનિક નથી. જુઓ.

ज्योत्स्ना दुर्बलभर्तृकेव वनिता प्रोत्सार्य मेघैः हृता ॥ मृच्छकटिक ५. २०.

( ૨ ) ગંધર્વ એ ગાન ગર્વ તમારે ત્યાં આવે કદી. કુન્તી. પૃ. ૯૯.
( ૩ ) એમ જ્યાં અનુમોદન અજાતઅરિએ આપ્યું. કુન્તી. પૃ. ૬૪.
અનુમોદન આપવું.-to support ના અર્થમાં આધુનિક લાગે.
( ૪ ) એમ ઓળખાવા પડે કવિને તો રાજ્યભ્રષ્ટ. યક્ષ. પૃ. ૬૬.
( ૫ ) મહત્તાની આગમચ. યક્ષ. પૃ. ૧૦૦
( ૬ ) નમું એ મહંતને. કુન્તી૦ પૃ. ૨૭. મહાશય જેવા અર્થમાં.
( ૭ ) તકાવતો તીર શિર હારવા સારંગને. યક્ષ. પૃ. ૭૮
તકાવીને માર્યું તીર. સુધિ૦ પૃ. ૧૧૨.

આ બન્ને જગ્યાએ 'તાકતો' અને 'તાકીને' જોઇએ. નાટકમાં આવી અશુદ્ધિ છે તો વલ્લભમાં પણ છે; શુદ્ધિમાં સામ્ય છે એ તો ઠીક પણ અશુદ્ધિમાં યે સામ્ય છે.

( ૮ ) સંશય મિટાવી નાખો. સુધિ૦ પૃ. ૭.

હવે અમુક વિચારો અને કલ્પનાઓ જેમાં આધુનિક રણકારો લાગે છે તે બતાવું છું.

( ૧ ) યુગાંતે શું શોકપાળ પડયા તાણી સોડ આ. યક્ષ૦ પૃ ૧૩૧.
( ૨ ) નાશી છુટય નાશી છુટય નૃપતિમાં શોભે નહિ.
મોરલી સે મોંઘામૂલ ગાન ગા ગીડે રવે. સુધિ૦ પૃ. ૧૯.
( ૩ ) વદો વદો વેગે વીર ઉમંગ આ મનના. સુધિ૦ પૃ. ૮૫.
( ૪ ) એવો મિત્ર મળો સહુને પ્રેમના પ્રબાનમા. મિત્ર૦ પૃ, ૧૩

વલ્લભમાં ઉર્દૂ-ફારસી શબ્દો પણ ઘણા મળે છે. તેના કેટલાક ઉદાહરણ આપું છું.

( ૧ ) પૃથ્વીમાં પીર છો. યક્ષ. ૨૪૬. ( ૨ ) બાંકો. સુધિ. ૬. ( ૩ ) રંક પર રેંમ છે. સુધિ: ૨૫. ( ૪ ) બુલંદ. સુધિ. ૩૬. ( ૫ ) કદર્દાન રૂપ છો. સુધિ. ૨૫. ( ૬ ) સ્વધર્મથી ચોરી ફરી. સુધિ. ૮૪. ( ૭ ) બ્બાર કર્યા. સુધિ. ૧૩૬. ( ૮ ) રોફદાર રાજા હું તો. સુધિ. ૮૫. ( ૯ ) બયાન. સુધિ. ૪૭. ( ૧૦ ) ઇશારત. મિત્ર૦ ૧૦૮.

હવે વલ્લભમાં મળતા આનર્થમકના એક બે દાખલા આપુ છું.

( ૧ ) ગયા દૈવ જાણી ઝટ કટ આરંભાયો સેતુ. કુન્તી. ૮૯
( ૨ ) સીડી ભીડી નજો જય કીડી ચડી ચાલી જાય
ચીડી પેરપેર દેવ. કુન્તી૦ ૮૨.
( ૩ ) હસ્તી એક મસ્તીવાળો પકડી શકે ન વસ્તી. કુન્તી૦ ૯૪.
( ૪ ) તૃષા લાગી ઘણી ઘણી મૃષા નવ ભાણીએ. યક્ષ૦ ૨૫૦.

મને બરાબર ખબર છે કે હજી આટલું લખ્યા છતા પણ રા. નરસિંહરાવભાઇની ખાસ વજનદાર દલીલોનો જવાબ મેં આપ્યો નથી. આ દલીલો બીજી રીતે નજીવી પણ

ગણ્યા. 'ઉત્સર્ગમાળા' ના કહેવતો વિશેનો તેમનો વાંધો જબરો છે. પણ આ કહેવતોને ક્ષેપક ગણી કાઢી નાખીએ તો નાટકમાં જરાય ક્ષતિ નહિ થાય.

ચરોતર માટે કર્તાને કેમ પક્ષપાત હતો એ વિશે હું એક બે બાબતો જ રજુ કરીશ. એક તો ચરોતરમાં વડોદરા કે સુરત આવે કે નહિ? આવે કે ન આવે તે ગમે તે હો પણ કેટલાક કહે છે કે એમાંથી એક તો આવે. જો આવે તો તો સવાલ અહીં જ અટકે. કર્તાને ચરોતર માટે કેવી જાતનો પક્ષપાત હતો તેને માટે નીચેનું વાક્ય કંઇક અજવાળું પાડે છે.

"જેને બોલાવતી હશે તેનું તો ભાગ્ય ચરોતર ભૂમિના જન્મ જેવું જ માનવું જોઇએ." સત્ય. પૃ. ૧૯

આમા ચરોતરની ભૂમિનો જન્મ વખાણ્યો છે. એટલે કર્તાનો ચરોતર સાથે અંગત સંબંધ લાગે છે. આને માટે એક બે વાત વિચારવા જેવી છે. એક તો કર્તા ચરોતરનો જ રહેવાસી હોય. બીજું, તે ચરોતરનો રહેવાસી ન હોય પણ વખતે તે જન્મ્યો ત્યાં હોય. આ બને તેવું છે. જન્મ વખતે મા પિયર હોય અને પિયર ચરોતરમાં હોય તો જન્મ ચરોતરમાં ગણાય. કર્તાની બાબતમાં આવું કાંઇક પણ હોય. વડોદરા કે સુરત ચરોતરમાં હોય કે ન હોય તો પણ આટલી બીજી વાતોનો પણ એ બાબતમાં અવકાશ રહે છે અને વલ્લભના ઉપર ચરોતરની અસર છે તે આપણે જોઇ ગયા.

આ નાટકો પ્રેમાનંદને નામે જ પ્રસિદ્ધ થયાં છે. વાંધો લેવાયો છે તે એટલો જ છે કે તે પ્રેમાનન્દ જેટલાં જૂના હોઇ શકે નહિ; પણ કોઇ આધુનિક કવિએ-લખી, પ્રેમાનન્દને નામે ચડાવ્યાં હશે. હવે આજ હું એક બાજુથી કહું છું કે નાટકો પ્રેમાનંદ જેટલા જૂના કાળના હોય એ જ સંભવે છે ત્યારે બીજી બાજુથી એમ કહું છું કે તે પ્રેમાનંદનાં નહિ પણ વલ્લભના છે. આને માટે મને જેટલી દલીલો સુઝી તેટલી મેં અહીં મૂકી છે, તેમ જ જે અર્વાચીન અંશો આમાં દેખાય છે તે પણ પ્રાચીન કવિમાં સંભવે એમ મેં બતાવી દીધું છે. છતાં નાટક પ્રેમાનન્દનાં નહિ અને વલ્લભનાં છે એમ કહેવાનું મને મન થાય છે તેનું કારણ એટલું જ કે નાટકનાં ક્યાં ય પ્રેમાનન્દનો જુસ્સો કે શૈલી દેખાતાં જ નથી. હું એમ કહું છુ કે પ્રેમાનન્દે જો નાટક લખ્યું હોય તો પણ તે આવું ન લખે. વળી કોઇ આધુનિક માણસે લખી પ્રેમાનંદને નામે ચડાવ્યા હોય એવું આજના જમાનાનો લેખક ન કરે એ ઝટ માનવાનું મન થાય છે. જ્યારે નાટકો વલ્લભના હોય છતાં પ્રેમાનન્દને નામે ચડી જાય એવો દાખલો તો સાહિત્યના ઇતિહાસમા મળે છે. રત્નેશ્વરના એક કાવ્યને છેકે એક પ્રતમા તેનું નામ, એકમાં પ્રેમાનન્દનું, અને એકમા આધારભટ્ટનું નામ છે એ વાત બહાર આવી ગઇ છે. આ નાટકમાં પણ આમ બન્યું હોય તો અસંભવિત નથી અને આમ થયું હોય એમ માનીએ તો તો એમ પણ માનવું જોઇએ કે ભાષા પણ સાથે જ બદલાઇ હશે. અહીં આપણે નાટકની ભાષાની અર્વાચીનતા વિશે માત્ર એક જ વાત કરી લઇએ. અત્યારે જે ભાષા નાટકોમાં છે તેનું રૂપ તો આધુનિક જ લાગે છે. પણ સાથે સાથે એમ પણ લાગે છે કે મૂળ થર આધુનિક નથી. ભાષામાં ઘણો ફેર થઇ ગયો હોય એમ

સંભવે છે એમ મેં આગળ બતાવ્યું છે. પણ અહિં તો હું નાટકમાં દેખાતી જૂની ભાષાના એક બે દાખલા જ આપવા માગું છું. જટાસુર અને ભીમ જે દ્વિઅર્થી વાત ચલાવ્યે જાય છે તેમાંથી એકાદ દાખલો ગળે તેમ છે. આ ભાગ એવો છે કે પ્રકાશકો, અર્થને હાનિ પહોંચાડયા વગર ઝટ ફેરવી શકે નહિં. એટલે ન છૂટકે પ્રકાશકોને એ ભાગમાંથી પણ અમુક ભાગ તો એમ ને એમ રાખવો પડયો હશે. જુઓ--

"ભીમઃ—જેમ પ્રાઘૂર્ણ જવાની ઉતાવળ કરે છે તેમ મારૂં મુખ પણ ભીમપતિ તેમ કરે ત્યારે દેખાડવાનો ચાલ છે."

અને એક બીજું વાક્ય પણ છે કે જે જૂની ઢબનું છે.

"કૃષ્ણઃ-એમની જે રીસ તે કોના[૩૨] પર ?" સત્ય૦ પૃ ૧૮૮.

આ વાક્ય વાંચતાં સમજાશે કે મૂળ ઘર નાટકમાં જૂની ભાષાનો છે ખરો.

હવે મારી બધી દલીલો પૂરી થઇ છે. જેમ રા. નરસિંહરાવભાઇને નાટકો પ્રેમાનંદના ન હોય એમ કહેતાં જરા ક્ષોભ થયો હતો તેમ કે તેથી પણ વધારે ક્ષોભ મને નાટકો વલ્લભનાં છે એમ કહેવામાં થાય છે. આ નિબંધમાં મેં નાટકોનો કર્તા વલ્લભ હોવાનો ઘણો સંભવ છે એમ બતાવવાનો પ્રયત્ન કર્યો છે-માત્ર સમય જ તેની કસોટી કરશે. કંઇક ત્રુટીઓ અને અપૂર્ણ અભ્યાસને લઇને, અંદરની ઘણી દલીલો નિબળ ગણાઈ, કદાચ ભવિષ્યમાં નીકળી જાય-કદાચ મારો આ સુંદર લાગતો સપ્તરંગી પરપોટો, મને છેહ દઇને, ફૂટી જાય,-અને કદાચ મારી આ બધી મહેનત પાણીમાં જાય-એવી શંકાઓ મને ઘણી વાર થઇ છે. પણ એ બધાની વચ્ચમાં મને એક દિલાસો છે કે મેં લખ્યું છે તે, મારી બુદ્ધિને જે સત્ય સુઝયું તે મારે બતાવવું જોઇએ, એમ વિચારીને લખ્યું છે; નહિ કે સાહિત્યનાં ગુંચવાયેલા કોકડાંને વધુ ગુંચવવારૂપ એક તોફાન મચાવવા ખાતર.

---

૩૨ 'ઉપર' ને બદલે 'પર' આધુનિક લાગે છતાં વલ્લભમાં છે. જુઓ--
તેના પર ઘાવ થાય— , શુધિ૦ પૃ. ૧૧૩
ગિરિરાજ પર વૃષ્ટિ મેઘ કરે મંડી ઘણી. કુન્તી૦ પૃ. ૯૭

# ૨૫ રામાયણનું રહસ્ય.

( લેખક—રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર. )

**ઉપોદ્‌ઘાત.**

રામાયણ મહાભારત એ કેવળ આર્યોની લોકકથા કે લોકગીત નથી: એ તો સમગ્ર માનવ મહાકથાનાં મહાકાવ્યો છે: ચિત્રવિચિત્ર કથાઓના ચોપડા છે. એ કાવ્યોમા સદાચારનું મહા સંગીત ગુંજે છે; સન્ત જનોના સદ્‌બોધ એમા ભરેલા છે. તેથી જ એ કથાઓમાં મનુષ્ય જાતનું મહા આકર્ષણ છે; મહા કવિઓની પ્રેરણા છે, અખંડ કાવ્યરસનું ઉદ્દીપન છે.

નાખી નજર ન પહોંચે એવા પ્રાચીન યુગમા જે સમયે મંત્રદ્રષ્ટા ઋષિઓએ પ્રકૃતિની અસંખ્ય વિભુતિઓમા પ્રકાશના દિવ્ય સત્ત્વનો મહિમા ગાયો, જે સમયે ઉપનિષદ્ સાહિત્યની પરમોજ્જ્વલ બ્રહ્મભાવના પ્રકટી, જે સમયે ગાર્ગી જેવી મહિલાઓ પૂજાઇ, અને અરુન્ધતિ જેવી સપ્તર્ષિની પંક્તિમા માન્યપદ પામી, તે જમનાએ રામાયણ અને મહાભારત જેવી વિશ્વવિખ્યાત વીરસંહિતાઓને જન્મ આપ્યો.

પ્રાચીન આર્ય સંસ્કૃતિની એક ધારા યુરોપમા અને એક ધારા ભારતમા વહી છે. એ રસધારાનો પ્રવાહ ઝીલી પુરાણા આર્યવર્તે, પુરાણા ગ્રીસની જેમ બે વીર કથાઓને જન્માવી છે. જૂના કથાનકો અને એક મોટી ઇતિહાસપ્રસિદ્ધ યુદ્ધની લોકકથાઓના વસ્તુ ઉપર ગ્યાયલું મહાભારત હિંદનું 'ઇલીયડ' છે. પોતાના રાજ્યમાથી દેશવટો પામેલા એક રાજકુમારનો વનવાસ વર્ણવનાર, અને એના વીર પરાક્રમો ગાનાર રામાયણમા, 'ઓડીસી' સાથે તેટલા પૂરતું મળતાપણુ છે.

**"ઇતિહાસની આરસી"**

રામાયણ મહાભારત એકલા કાવ્ય નથી: ઇતિહાસ પણ છે. ભારતવર્ષનો ચિરકાલનો ઇતિહાસ એમા બોલે છે. એમા આર્યોની સાધના, આરાધના અને સંકલ્પના ઇતિહાસ આલેખાયા છે. આ બન્ને ઇતિહાસ મૂર્તિ સમા મહાકાવ્યો હિંદનું મોટું કાવ્યધન છે. પ્રાચીન આર્યાવર્તની સંસ્કૃતિ અને બુદ્ધિવિકાસ, સામાજિક અને રાજકીય જીવન, ધર્મ અને તત્ત્વજ્ઞાન–એ બધાના ભાવનાભર્યા પ્રતિબિંબો આ 'ઇતિહાસની આરસીમા" પડેલા જોઇ શકાય છે

ક્રોસ બેચનારથી માડી કેળવણી લેનાર ઊંચી વર્ણો સુધી એક સરખી અસર કરનાર મહાકાવ્યોમા આર્ય સંસ્કૃતિના સનાતન સત્યોનો ઇતિહાસ કોતરાઇ રહ્યો છે. તેથી સૈકા ઉપર સૈકા જાય છે 'ત્ના રામાયણ મહાભારતનો સ્રોત ભારતમા લેશમાત્ર ક્ષીણ થતો નથી.

હિંદુઓનાં આ મહાકાવ્યોને સમજવાં એ હિંદુઓને સમજી લીધા બરોબર છે; અને એ મહાકાવ્યોની અસર આર્યાવર્તના જીવન અને સંસ્કૃતિ ઉપર જોવાથી, તથા હાલની ભાષાઓ, સાહિત્ય અને ધાર્મિક ઉત્ક્રાન્તિ તે બધા ઉપર નજર કરવાથી ત્રણ હજાર વર્ષની અંદરનો પ્રજાનો ઇતિહાસ સમજી લેવા જેવું થાય છે.

આ કથામૃત બાળક માતાના દૂધની સાથે પીએ છે; વખતે માતાના દૂધની સાથે તે નથી મળતું તો પિતાની સાથે તેના ખોળામાં બેસી, જ્યારથી બાલક વાતો સાંભળવાનું રસીયું થાય છે, ત્યારથી તેના શિશુત્વનો મંગળ આરંભ આ પુણ્ય કથાઓથી થાય છે.

**લોકકથાઃ**

સાહિત્યનો ઉદય લોકગીતમાંથી થયો છે. દરેક પ્રજાનું સાહિત્ય પ્રથમ ગાથા અથવા ભજનોના રૂપમાં અવિર્ભાવ પામ્યું છે. સમાજસ્થિતિની ઝાંખી આવાં લોકગીતોમાંથી કરી શકાય છે. માનવીના હૃદયની વાછનાઓ અને આત્માની અભિલાષાઓ, તેની અભિરુચિ, લાગણી વગેરેનો સૂક્ષ્મ ઇતિહાસ આવી લોકકથામાં સાચવી રખાયલો હોય છે. મધ્ય યુગમાં રાસા, રાસડા, દુહા, સોરઠા, પવાડા વગેરે આવા ત્રુટક ઇતિહાસના માર્ગસૂચક સ્તંભોની હયાતી આ સત્યની સાક્ષી પૂરે છે.

લોકકથાના વિકાસનો ઇતિહાસ જાણવો એટલે પ્રજાના વિચાર, આચાર અને ઉલ્લાસના જૂદા જૂદા પ્રદેશોની ઝાંખી કરવા બરોબર છે. તેથી અહીં કહેવું જોઇએ કે આપણી લોકકથાઓની કિંમત ઇતિહાસના સાધન તરીકે, ઉદયમાર્ગના ભોમીઆ રૂપે, પ્રજાસમૂહના વિનોદ વિલાસના પ્રતિબિંબ તરીકે, અને વિચારશીલતાની મૂર્તિ લેખે અંકાવી જોઇએ. એ જગજૂની કથાઓ આપણા જીવનમાં અને વાણીમાં જૂનો ઉત્સાહ, દઢતા, વિનોદ, મીઠાશ, કલાવિધાન, રસપ્રિયતા, ભક્તિભાવ અને ઉલ્લાસ ભરવામા સાધનભૂત થાય છે અને થશે.

**સાહિત્યનાં મૂળ.**

આમ લોકકથાને દેવકથા કહો; પુરાણકથા કહો, દંતકથા કહો, ઇતિહાસ કહો—પરંતુ એ બધાનો સમુચ્ચય તે આપણી લોકકથા. કથા સાહિત્યનો 'પ્રાચીન ઇતિહાસ કહે છે કે લાખી મહાકથાઓની પહેલાં ટૂંકા પ્રસંગોની કથાઓ અસ્તિત્વમાં હોય છે. પ્રાચીન સંસ્કૃતિના અવશેષ રૂપ વેદના મંત્રોમાં પણ ટૂંકા આખ્યાનનો અંશ છે.

આ કથાઓ, રૂપકથાઓ અને આખ્યાનોના અંશો વડે પ્રાચીન કાવ્ય-સાહિત્યનો દેહ બંધાયો છે. કાળે કરીને, છૂટાં છવાયાં વાર્તાના રસળતા ઝરણનો ધોધ એકઠો થઇને મહાકાવ્યો રૂપે સાહિત્યભૂમિ ઉપર વહેવા માંડે છે; અને આમ લોકકથામાથી કાવ્ય સાહિત્યની ઉત્પત્તિ થઇ છે. રામાયણ, મહાભારત, કથા-સરિત્ સાગર, પંચતંત્ર આદિ કથા-સાહિત્યનો ઉદ્ભવ આ રીતનો છે.

આ મહાકથાઓની ભાષા પ્રથમ ભૂમિકામા સહેલી, સાદી અને રમતીઆળ પણ સ્વચ્છંદી અને અચોક્કસ હોય છે. વખત જતાં તેમાં મનોહરતા, રમ્યતા લાલિત્ય સચોટતા અને આકર્ષવાનો ગુણ પ્રતીત થાય છે. આ વસ્તુ ઉપરથી કાવ્ય નાટકની રચના થાય છે, અને તેમા કલા અને કલ્પનાની રમ્ય ગુંથણી ભળવાથી તેની ભાષા-શૈલીમા પ્રફુલ્લતા આવે છે,

પૃથ્વી ઉપરની સંસ્કારી પ્રજાઓના મહાકવિઓને માથે આ લોકકથાનું મહાત્મ્ય છે.

**દેશનાં મહાકાવ્યોઃ** જગતનાં મહાકાવ્યોમાં વાલ્મીકિ વ્યાસનાં રામાયણ મહાભારત સૌથી જૂનાં છે. ગ્રીક કવિ હોમરના 'ઇલીયડ' અને 'ઓડીસી'માં, રોમન 'ઇનીડ'માં, અંગ્રેજી કવિ ચોસરની 'કેન્ટરબરી'માં, મિલ્ટનના 'પેરેડાઇઝ લોસ્ટ'મા, અને ટેનીસનના 'આઇડીલ્સ ઓફ ધી કિન્ગ' ફારસી કવિ ફિરદોસીના 'શાહનામાહ'માં અને એવા બીજા કવિઓનાં કાવ્યોમાં—નાં કાવ્યો રચાતાં પહેલાં પ્રચલિત હતી એવી કેટલીક લોકકથાઓનો ઉપયોગ થયો છે.

ઊંડું જોવા જઇએ તો પહેલાં, જ્યારે લખવાની કલા વપરાશમાં નહોતી અને શ્રુતિ-રાથી લગભગ બધું કંઠસ્થ સાહિત્ય સચવાઇ રહેતું હતું અને યુગેયુગે એ મૂળ કથાઓમાં કારનું તત્ત્વ ભેળવાતું હતું, ત્યારે એવી કંઠસ્થ લોકકથાઓને મહાકવિઓએ પોતાનાં ામાં ગૂંથી લીધી, અને તેને ચિરંજીવ બનાવી. 'શ્રુતિ' નામથી સાર્થ થયેલા વેદનો ો આર્યોને એવીજ રીતે ઉતરી આવેલો છે.

આમ અમૂર્ત લોકકથાને મૂર્તરૂપ આપનાર મહાકાવ્યોના ખરા કવિઓ ફક્ત નિમિત્ત-

**વિ નિમિત્તમાત્રઃ** માત્ર થયા છે; કારણ કે તેમાનો ઇતિહાસ તો તેમનાથીયે પહેલાં અસ્તિત્વમાં હતો. રામાયણ મહાભારતની કથા જાણે જાહ્નવી અને હિમાલયની માફક અસલ ભારતની છે; વાલ્મીકિ ત નિમિત્તમાત્ર છે. પ્રાચીન ગ્રીસમાં 'ઇલીયડ' હતું તે સમસ્ત ગ્રીસના હૃદયમાંથી વેલું છે; અને ત્યાં વાસ કરી રહેલું છે. કવિ હોમરે બીજા મહાકવિઓની પેઠે ફક્ત ાના દેશકાલને ભાષાદાન કર્યું છે. આજે તે ભાષાનો ફુવારો દેશભરમાં ચિરકાલને માટે રહ્યો છે.

આધુનિક કોઇ કાવ્યમાં આ મહાકાવ્યો જેવી વ્યાપકતા આવવી અશક્ય જણાય ફક્ત સાહિત્યદૃષ્ટિએ અને કલાની દૃષ્ટિએ ચઢીઆતાં ગણીએ એવાં મહાકાવ્યો રચાયાં ખરાં. મિલ્ટનના 'પેરેડાઇઝ લોસ્ટ' જેવા કાવ્યમાં ભાષાનું ગાંભીર્ય, છંદનું માહાત્મ્ય રસની ગહનતા ગમે તેટલાં હોય, તથાપિ તે દેશનું ધન ગણાયાં નથી; ફક્ત એ સાહિ-ભૂષણ જેવાં છે. આથીજ કેટલાક કહે છે કે "પ્રાચીન કાવ્યને 'મહાકાવ્ય' કરતાં જૂદું નામ આપવું ઘટે છે, કારણ કે પ્રાચીન કાળના દેવો અને દાનવો જેવી આ યોની જાત હવે લુપ્ત થઈ છે."

કેટલાંક કાવ્યો એકલા કવિની કથા હોય છે, ત્યારે કેટલાંક મહાજનસમૂહની કથા હોય

**હાકવિ અને મહાકાવ્યઃ** છે. કવિની કથા એટલે રચનાર પોતાની પ્રતિભાથી ફક્ત પોતાનાં સુખ દુઃખ, પોતાની કલ્પના અને પોતાના જીવનની મર્મકથા ઉકેલે છે. આવી કવિતા સ્વાનુભવરસિક અથવા સ્વલક્ષી વાય છે.

મહાજનસમૂહની કથા કહેનાર કવિ પોતાની રચનાદ્વારા પોતાના હૃદયને અને પોતાના નુભવને વ્યક્ત કરી એક સમસ્ત દેશ–એક સમગ્ર યુગને મનુષ્ય માત્રની ચિરન્તન મિલકત

બનાવી દે છે. આ બીજા પ્રકારના સર્વાનુભવરસિક કવિ મહાકવિ કહેવાય છે. સમસ્ત દેશ વા સમગ્ર જાતિની સરસ્વતી તેમના દ્વારા પ્રગટ થાય છે. તેમની રચનામાં એક વિશિષ્ટ વ્યક્તિનો ભાસ થતો નથી. પરંતુ એમાં સમષ્ટિની કથા કહેવાયલી હોય છે.

સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાંથી એમ જણાય છે, કે સર્વાનુભવરસિક કવિતા સ્વાનુભવરસિક કરતાં આગળ જાય છે. છતાં વાલ્મીકિના આદિ–સ્વાનુભવરસિક શ્લોક ઉપરથી જણાય છે, કે એવા મહાકવિની વૃત્તિ પણ પ્રથમ સ્વાનુભવ ગાવાની હોય છે. સૌથી જૂની વેદની ઋચાઓ પણ સ્વાનુભવરસિક કવિતાના નમૂના છે. આમ સ્વાનુભવરસિક તે કવિઓનો કવિ; સર્વાનુભવરસિક તે લોકનો કવિ. મહાકવિમાં ઉભયનો રમ્ય સંયોગ હોય છે. તેથીજ વાલ્મીકિ આદિકવિ અને મહાકવિ બન્ને છે.

અખંડલહરીનાં કાવ્ય તે મહાકાવ્ય એમ નવલરામભાઇ એક ઠેકાણે લખે છે. સામાન્ય કવિની કવિતામાં અને એની બાનીમાં પ્રૌઢી હોતી નથી; એ વાંચનાં લહરીખંડન ડગલે થાય છે. તેથી એવી તૂટક કથાઓને ખંડલહરી કહી છે. અખંડલહરી કાવ્યમાં રસનું અખંડિત વહેવું થાય છે. વળી બધા કાળમાં સામાન્ય રીતે જે સર્વમાન્ય થાય તે જ ઉત્તમ કાવ્ય; કારણ કે એવાં કાવ્યોમાં સમય સમયનાં કાવ્યો કરતાં જનપ્રિયપણું વધારે હોય છે. રામાયણ અને મહાભારત એવાં લોકપ્રિય ( universal ) મહાકાવ્યો છે.

સંસ્કૃત આલંકારિકોએ મહાકાવ્યનું લક્ષણ એમ બાંધેલું છે, કે એમાં ઋતુવર્ણન, સૂર્યોદય ચંદ્રોદય, નદી, સાગર, પર્વત, નગર, વન, સૈન્યની છાવણી, રણપ્રયાણ વગેરેનાં વર્ણનો અવશ્ય આવવાં જોઇએ. સંસ્કૃતમાં 'પંચકાવ્ય' ને નામે ઓળખાતાં મહાકાવ્યો આ લક્ષણને ઝીણવટથી વળગીને લખાયલાં છે, છતાં એ મહાકાવ્યો તેમાં રહેલા કલ્પનાબાહુલ્ય અને કલાવિશેષને લીધે રામાયણથી જૂદાં પડી જાય છે.

દેશજય શત્રુવિનાશ, બે પ્રબળ વિરોધી પક્ષનો પ્રચંડ આઘાત પ્રત્યાઘાત, એ બધો વ્યાપાર મહાકાવ્યમાં આંદોલન, અને ઉદ્દીપનનો સંચાર કરે છે. રામાયણમાં આ બધાં વર્ણનો ઠેકઠેકાણે મૂકેલા છે, તેથી પછીના કવિઓને નમૂના તરીકે આ મહાકાવ્ય ઉપયોગી થયું છે.

સંસ્કૃત સાહિત્યમાં આદિકાવ્ય અને મહાકાવ્ય તરીકે રામાયણ ગણાતું આવ્યું છે.

Epic–વીરકથાઃ

અને જેમ પાશ્ચાત્ય કાવ્યરચનાના પંડિત Epic નું લક્ષણ 'ઇલીયડ ' માથી ઉપજાવી કાઢે છે, તેમ ભારતમાં મહાકાવ્યનું કાવ્યલક્ષણ સુદ્ધાત આ રામકથા ઉપરથી ઉપજેલું સંભવે છે. સામાન્ય રીતે પાશ્ચાત્ય Epic સંજ્ઞાથી રામાયણને કેટલાક ઓળખે છે; પરંતુ એમાં એ તત્ત્વોનો અભાવ છે.

Epic કાવ્ય બહુધા શ્રાવ્ય હોય છે, અને એનો વૃત્ત ગંભીર, કાવ્યવિસ્તાર ધીમો અને ગૌરવયુક્ત હોય છે. કાવ્યનાં વસ્તુ તરીકે એક ઉત્તમ નાયકની વીરતા મનુષ્યના હૃદયમાં પ્રશંસાવૃત્તિને સવિશેષ ઉત્તેજનાર છે: તેથી આવી વીરકથા લોકકથા બને છે. ધર્મની પ્રીતિ અને અધર્મનો દ્વેષ એ મનુષ્યની સામાન્ય પવિત્ર વૃત્તિ છે. આ વૃત્તિ વીરરસથી પોષાય છે.

વીરકથામા સાથે સાથે કથારસની અખડ માધુરી ભળેલી હોય છે, છતા કેટલીક વાર આવાં લાબા કાવ્યોનો વાર્તા-વિસ્તાર વિશાળ હોવાથી તેમા કળાવિધાન દાખવવા છતા અને અનેક રસનો જમાવ કરવા છતા કાવ્યનો વણાટ ઢીલો અને શીથીલ થઇ જાય છે

રામાયણ શ્રાવ્ય કરતા ગેય વધારે છે, અને તેથી તે Epic નથી. રામનું જીવન એવુ ઉદાત્ત છે કે તેથી ગેય કાવ્યને અનુકૂળ લાગણીનો સ્વાભાવિક ઉદ્રેક થયો છે ભક્તિ, નિષ્ઠા સ્નેહ અને વીરતા એ લાગણીઓ ઉપર ગેય કાવ્યની રચનાનો આધાર છે. કુમાર લવ અને કુશે રામસભામા એ કાવ્ય ગાયુ હતું, તેથી તેમના ઉપરથી ગાયન કરનાર માટે 'કુશિલવ' જેવો શબ્દ સસ્કૃતમા રૂઢ થયો છે

**સ્ત્રી કાજેના સગ્રામો:** જગતના ઇતિહાસમા સ્ત્રીને નિમિત્તે ત્રણ મોટા મહાભારતો અને પરિવર્તનો નોધાયા છે એક આર્યવર્તમા, બીજુ ગ્રીસમા અને ત્રીજુ રોમમા બીજા અનેક યુદ્ધો રજપૂત અને મુસલમાની ઇતિહાસમા થયા છે ખરા, પરતુ તેને નોધી રાખનાર કોઇ મહાકવિ થયો નથી તેથી ફક્ત ત્રણનો વિચાર કરીએ ઉપરના ત્રણે યુદ્ધ-પ્રસગોની યથાર્થ તુલના કરવાનું આ સ્થાન નથી પરતુ તે ઉપરથી સ્ત્રી જાતિની નીતિનું દર્શન કરાવવુ અહીં અપ્રસ્તુત નથી,

પચવટીમાથી રાવણ સીતાને હરી ગયો, પણ શત્રુઓની વચ્ચે છતા તે તેને વશ થઇ નહોતી, રાવણની સમૃદ્ધિની લાલચ અથવા તો બળ પરાક્રમની બીક સીતાને લાગી નહોતી યુદ્ધ પછી જ્યારે અગ્નિશુદ્ધિ વડે સીતાની પવિત્રતાની રામને ખાત્રી થઇ, ત્યારે રામે તેનો અગીકાર કર્યો

ગ્રીસમા ટ્રોજન લોકોનો રણજગ મડાયો હતો તેમા પેરીસ હેલનને હરી ગયો, પણ હેલન તેને પ્રેમથી ચાહતી હતી એ પેરીસ યુદ્ધમા પડયો, ત્યારે તે તેના ભાઇને પણ તેટલાજ પ્રેમથી વરી યુદ્ધ પુરૂ થયુ ત્યારે કાઇ પણ આશકા વગર મેનીલીયસ પાસે એ તેટલાજ પ્રેમથી ગઇ મેનીલીયસે પણ જરાયે સકોચ વગર હેલનનો સ્વીકાર કર્યો

રોમમા લુક્રેશીયા નિમિત્ત રણસ્થભ રોપાયો હતો ત્યાં લુક્રેશીયા પતિપરાયણા સાધ્વી હતી, પણ સાથે સૌદર્યવતી હતી સૌદર્યના શિકારી સેક્ટસની દાઢ સળકી રોમન રાજકુમાર સેક્સ્ટસે તેના ઉપર બળાત્કાર કર્યો પરાધીન લુક્રેશીયા તેને ન છૂટકે વશ થઇ ખરી પણ મહદુઃખથી આમ ભ્રષ્ટ થવાથી એવુ પાપી જીવન ગાળવા કરતા પેટમા કટાર ખાઇ એ મરી ગઇ. રોમન રાજકુલનું નિકદન ગયુ

આ ત્રણે દેશની સ્ત્રીઓની નવનવી જાતિની ભાવના ઉપરથી તે તે કાળની સસ્કૃતિ અને માનસિક વિકાસનો કઇક ખ્યાલ આવી શકે છે પ્રાચીન ગ્રીસ અને રોમમા ઉલ્લાસ, સૌદર્ય અને વિનાસ એ જીવનના આદર્શો હતા પ્રાચીન આર્યાવર્તમા ધર્મ-પરાયણતા, સહનશીલતા અને ભક્તિ એ ત્રણની એરણ ઉપર પ્રજાના ઉન્નત આદર્શો ઘડાતા હતા

હેલન અને લુક્રેશીયાની કથા એટલે એક સ્ત્રીના સૌદર્યની કથા-સ્ત્રીના સૌજન્યની કથા અને તેના ઉપર પાશ્ચાત્ય દુનિયા મોહ પામી સીતાની કથા એટલે એક સ્ત્રીની અડગ

પતિભક્તિ અને આત્મભોગની કથા ! તે કથા માટે હિંદુ આલમ આજે પણ ગાંડી ઘેલી થાય છે.

રામાયણ એટલે વીરરસ કથા નહીં પણ ગૃહકથા; કારણ કે વાલ્મીકિની ખાસ ખૂબી એ છે તેમણે એક ગૃહકથાને અત્યંત બૃહત્ બનાવી છે.

**ગૃહસ્થાશ્રમનું કાવ્ય:** પિતાપુત્ર, ભ્રાતાભ્રાતા, અને પતિપત્ની વચ્ચે ધર્મબંધન તથા પ્રીતિભક્તિનો સંબંધ તે મહાકાવ્યનો વિષય બન્યો છે. પિતા પ્રત્યે પુત્રનું આજ્ઞાપાલન ભ્રાતા માટે ભ્રાતાનો આત્મત્યાગ, પતિપત્ની વચ્ચે અન્યોન્યની નિષ્ઠા અને પ્રજા પ્રત્યે રાજાનું કર્તવ્ય કેટલે સુધી જઈ શકે છે તે રામાયણે દર્શાવ્યું. કૈકેયી મન્થરાના કૂડકપટના કઠિન આઘાતે અયોધ્યાના રાજગૃહને વિચ્છિન્ન કર્યા છતા પણ ગૃહ ધર્મની દુર્ભેદ્ય દૃઢતા રામાયણે પોકારીને બતાવી છે. આવા ગૃહસંબંધો કોઇ પણ દેશના મહાકાવ્યમા આવી રીતે વર્ણનને યોગ્ય વિષય મનાયા નથી.

રામાયણ તે ગૃહસ્થાશ્રમનું કાવ્ય છે. એ જ ગૃહસ્થાશ્રમ-ધર્મને પ્રતિકૂળ અવસ્થામા વનવાસ દુઃખની ઘટના તરીકે વર્ણવવાથી ગૌરવ આપ્યું છે. આ કાવ્યમાથી ગૃહ અને ગૃહ ધર્મ એ ભારતવર્ષને કેવા મહત્ત્વના છે તે સમજવા જેવું છે ગૃહસ્થાશ્રમ એકલો પોતાના સુખ અને સુગમતાના અર્થે નહોતો, પરંતુ ગૃહસ્થાશ્રમ સમસ્ત સમાજને ધારણ કરી રાખતો. આર્ય સમાજનો એ પાયો મનાયો છે.

આ ગૃહ-કથાના બધા પ્રસંગો એવા સચોટ, સાચા અને આંખ આગળ ખડા થાય એવા છે, કે શેક્સપીયર પણ મનુષ્ય-હૃદયમા થતું લાગણીઓનું ધમસાણ આટલી ખૂબીથી તદ્દશતાથી અને સ્વાભાવિક કલાથી ચીતરી શક્યો નથી. માનવહૃદયના મહાસંક્ષોભજનક વિચારો તાદૃશતા અને સચોટતાથી આલેખવામા રામાયણની વિશેષતા છે; વીરો અને વીરત્વયુક્ત પ્રસંગોના વર્ણન કરવામા નહીં.

રામાયણનો મહિમા રામ-યુદ્ધને અવલંબેલો નથી. એ યુદ્ધઘટના તો રામ અને સીતાની દામ્પત્ય પ્રીતિને જ ઉજ્જવળ કરી દેખાડવાનું નિમિત્ત માત્ર છે, બાહુ બળને નહીં. જિગીષાને નહીં, રાષ્ટ્રગૌરવને નહીં, પણ શાન્ત રસાસ્પદ ગૃહ—ધર્મને રામાયણે કરુણાના આંસુથી સીંચીને તેમા કાવ્યતત્ત્વની પ્રતિષ્ઠા કરી છે

કુટુંબની ઘટનાઓ અને કુટુંબમા દેખા દેતા કડવા મીઠા ભાવોનું આલેખન રાય અને રંક બંનેને સરખુ રુચે છે, અને તેથી બન્ને સરખુ પ્રિય લાગે છે, આવા આલેખનથી રામાયણ અનેકાનેક ભારતવાસીઓના હૈયામા સીધી સચોટ અસર કરે છે, અને સર્વ ઉપરાંત રામની સત્યનિષ્ઠ ભક્તિના અને સીતાના પતિવ્રત અને સ્નેહના જે બે સુવર્ણ તંતુઓ મહા કાવ્યના આખા પોતમા ગુંથાઇ રહ્યા છે, તેને લીધે તે ગ્રંથ હિંદુઓની દૃષ્ટિએ ઉન્નત અને પવિત્ર છે.

**રામાયણ-મહાભારત વસ્તુભેદ:** રામાયણ મહાભારત કરતા કેટલેક અંશે જુદું પડે છે ? કુરુ અને પંચાલના ઐતિહાસિક મહાયુદ્ધની લોકકથા અને દંતકથાઓમાથી મહાભારતનું કાવ્ય કલેવર ઘડાયુ છે, રામાયણનો ઉદ્ભવ કોસલ અને વિદેહના રાજાઓની જાહોજલાલીના વખતના સત્ય યુગના સંસ્મરણોને લીધે થયો છે- મહાભારતનો કવિ પરંપરાગત

ઉતરી આવેલી એક ઐતિહાસિક યુદ્ધની લોકકથાઓને સુંદર મહાકાવ્યમાં ગૂંથી લે છેઃ રામાયણનો કવિ સત્ય યુગના સ્મરણો તાજાં કરી નીતિ, ધર્મ અને સત્યના ઉદાત્ત આદર્શો ઘડે છે; અને કૌટુંબિક સ્નેહના રસભર્યા પ્રસંગોને નિઃસીમ કરુણા ભાવથી વર્ણવે છે

વીરરસ કાવ્ય તરીકે મહાભારતને વિશેષ ઊંચી કોટીએ મૂકાય છે. પરંતુ હમેશના સામાન્ય વ્યવહારમાં અનુભવાતી કોમળ લાગણીઓનું યુદ્ધ વર્ણવનારી રામાયણ કથાના મહા વડની વડવાઇઓ તો કરોડો હિંદુઓના હૃદય તલમાં મૂળ ઘાલી બેઠેલી છે. બીજાં સંસ્કૃત કાવ્યોની સરખામણીમાં લાગણી અને કલ્પનામાં જ રામાયણનું ઉત્કૃષ્ટપણું મનાયું છે.

મહાભારત સામાન્ય જીવનમાંથી બોધ શીખવે છે, રામાયણ એ જ સામાન્ય જીવનના આદર્શો દ્વારા અપરોક્ષ ઉપદેશ આગળ ધરે છે. એકમાં આ જીવતી જાગતી દુનિયાના દુઃખ અને ત્રાસ વર્ણવાયા છે; બીજામાં એક ઉચ્ચ જીવનના સુખ દુઃખની છાયડીના નિદર્શન છે. ટૂંકામાં જેને સાત્વિક, ઉદાત્ત, ઉત્સાહક અને દૃઢ ચરિત્રનું વર્ણન રુચે છે, તેને મન જગતમાંના બધા કાવ્યોમાં રામાયણી કથા એક અમૂલ્ય વસ્તુ છે

રામાયણમાં પ્રાચીન આર્યાવર્તના કૌટુંબિક જીવનની અને ધાર્મિક જીવનની ઝાંખી થાય છે; મહાભારતમાંથી રાજકીય જીવનને અંગે વીર્ય, પરાક્રમ, મહત્વાકાંક્ષાઓ અને ઉચ્ચ ક્ષાત્ર તેજના પ્રસંગોના વર્ણન છે એ બંને ચિત્રો એક બીજા વગર અધૂરા છે. બંનેના સંયુક્ત ચિત્રમાંથી પ્રાચીન આર્ય જીવન અને સંસ્કૃતિનાં સાચા અને આમેહુબ દર્શન થાય છે બીજી કોઇ પ્રજા પાસે પોતાના કીર્તિવંત ભૂતકાળનું આવું મિશ્ર ચિત્ર સંઘરેલું નથી.

મહાભારતની જેમ રામાયણનું વસ્તુ એટલું બધું ગુંચવાડા ભરેલું, ક્લિષ્ટ કે અવનવા પ્રસંગોથી ભરપૂર નથી. પાંડવોના જીવન જેટલો રામનો વનવાસ ઇતિહાસપૂર્ણ અને વિવિધ અવસ્થાભેદથી રંગાએલો નથી, છતાં આર્યાવર્તની પ્રજા જેને અવતાર ગણે છે, એવા સર્વ ઇતિહાસ પુરાણના પુરુષોમાં રામનું જીવન એકસરખું સાદુ અને પવિત્ર છે કોઇક પ્રસંગના અપવાદ સિવાય રામનું જીવન એટલું બધું વિશુદ્ધ રહી શક્યું છે, કે કોઇ એમના ચરિત્ર સામે આંગળી ચીંધી શકે એમ નથી રામની પવિત્રતા અને હૃદયની નિખાલસતાએ હિંદુઓના હૃદયકિલ્લાઓ સર કરી લીધા છે

મહાભારતના પાત્રો જીવતા જાગતા સામાન્ય મનુષ્યો છે, અને આ પાત્રોના આલેખન આપણી ઐતિહાસિક સૃષ્ટિમાં હોય છે તેવા સાહજિક ગુણ રામાયણ મહાભારત અને દોષોના સંમિશ્રણ રૂપ છે રામાયણના પાત્રો, ઘણું ખરું પાત્ર ભેદ. કૌટુમ્બિક જીવનના મળી આવતા સત્યના દૃઢાગ્રહી પુરુષો અને પતિપરાયણા સ્ત્રીઓના આદર્શો જેવા છે

મહાભારતની પેઠે રામાયણ પણ કરુણ-પર્યવસાયી મહાકાવ્ય છે, છતાં બંને કાવ્યોનાં પાત્રોની સપાટીમાં બહુ અન્તર છે વ્યાસના મહાકાવ્યના પાત્રો વ્યવહારમાં મળી આવે એવા સાચા લાગે છે રામાયણના પાત્રો હમેશા કંઇક ઉંચી કોટિના લાગતા ફરે છે, પૃથ્વી ઉપર એ પગ પણ મૂકતા હોય એમ જણાતું નથી એ જાણે અદ્ધર ફરતા લાગે છે મહાભારતના યુદ્ધમાં યુધિષ્ઠિરનો રથ પૃથ્વીથી બે આંગળ ઉંચો રહેતો, પરંતુ આખા જીવનમાં

એમના એક અસત્યકથન ( नरो वा कुंजरो वा ) ને લીધે એમનો રથ પૃથ્વીને અડકવા લાગ્યો એમ કહેવાયું છે પરંતુ આવા એક યુધિષ્ઠિરના જેવાં તો રામાયણનાં લગભગ બધાં પાત્રો આ પાર્થિવ જગતથી અદ્ધર વિહરતાં જણાય છે.

છતાં રામાયણનાં પાત્રો અતિપ્રાકૃત ( Supernatural ) લાગે એવાં નથી. પ્રાકૃત જગતમાં મળી આવતો જનસ્વભાવ ચીતરવાને બદલે એકલી કલ્પનાનું સુંદર ચિત્ર રામાયણમાં અપાયું હોત, અને આપણી સંસારસીમાની હદ એમાં બનાવી દીધી હોત તો રામ એક જ કાળે દેવ અને મનુષ્ય જેવા ન લાગત; તેમજ આપણી પ્રીતિ અને ભક્તિને એક સામટી અસર એ કાલ્પનિક ચિત્ર કરી ન શકત.

મહાભારતનાં પાત્રો ખરાં માનુષી પાત્રો છે; વાસ્તવ જગતમાં ધૂમતાં વીર પાત્રોના ગુણ અને દોષ તેમનામાં છે; રામાયણનાં પાત્રો વિશેષ અંશે પુરુષની સત્યપરાયણતાના અને ગૃહજીવનમાં સ્ત્રીના પાતિવ્રત્ય અને સ્નેહના પરમ આદર્શો આગળ ધરે છે. તેથી જ રામાયણમાં ભારતવર્ષને જે જોઈએ છે તે મળ્યું છે. તે કથામાંથી આબાલવૃદ્ધે બોધ અને આનંદ લીધો છે, અને તે કથા મસ્તક પર ચઢાવી છે, હૈયામાં સ્થાપી છે. તે એમનું ધર્મશાસ્ત્ર માત્ર નથી; તેમનું કાવ્ય પણ છે. તેથીજ ભારતવાસીઓને રામ, લક્ષ્મણ અને સીતા જેટલાં સત્ય લાગે છે, તેટલાં પોતાનાં ઘરનાં માણસો તેમને સત્ય લાગતા નથી.'

**રામાયણ મહાભારત સામ્ય.**

હવે બંને મહાકાવ્યોની ભિન્નતામાં સામ્ય બતાવવા એક સરખા ( parallel ) પ્રસંગો ગણાવીએ. વીર રસમાં સીતાસ્વયંવરનું વર્ણન છેક સાદું અને સાધારણ છે. દ્રૌપદીના સ્વયંવરમા રાજાઓનો ઉત્સાહ, 'પણ' પૂરું કરવાની સ્પર્ધા અને કસોટી અને યોદ્ધાની વર થવાની હોંસ–તે સીતાસ્વયંવરમાં નથી.

રામ અને રાવણ, લક્ષ્મણ અને ઇંદ્રજિત–એ દ્વંદ્વોને અર્જુન અને કર્ણ, ભીમ અને દુર્યોધન–એવાં જીવનભરના વૈરભાવ અને અદેખાઇવાળાં દ્વંદ્વો સાથે સરખાવતા છેક મોળાં પડે છે. રાવણ જ્યારે સીતાને હરી જાય છે, તે વખતનો સીતાનો વિલાપ, આક્રંદ અને તિરસ્કાર સભાની વચમાં અપમાનાતી દ્રૌપદીના ઉગ્ર સ્વરૂપ અને જોસભર્યા વિલાપ સાથે સરખાવતાં જુસ્સામાં અને ભાવમાં ઉતરતા છે.

રાવણ જે યુદ્ધ માટે સભા ( council of war ) ભરે છે, તે મત્સ્યરાજ યુધિષ્ઠિરે ભરેલી મંત્રસભાની સરખામણીમા એટલી બધી ઓજસ્વતી નથી; યુદ્ધનો નિશ્ચય થતાં વિભીષણે ભરેલી રાવણને છેલ્લી આજીજી, રાવણે કરેલો તેનો અનાદર અને તિરસ્કાર–તે પ્રસંગો સાથે અંધ કુરુપતિ ધૃતરાષ્ટ્રને ઘોર યુદ્ધમાંથી બચાવવા શ્રીકૃષ્ણે યુક્તિપુરઃસર કરેલી વિષ્ટિ, અને દુર્યોધને જાહેર કરેલો પોતાનો અડગ દુરાગ્રહ કે પાંચ ગામ તો શું પણ એક સોયના અગ્ર જેટલી પૃથ્વી પણ હું પાંડવોને આપનાર નથી–એ બધા પ્રદેશોમાં બન્ને કાવ્યો એકસરખા પ્રસંગો છેડે છે.

કર્ણ અને અર્જુન, ભીમ અને દુર્યોધન જેવાં પાત્રોમાં ઉગ્ર નિશ્ચય અને પ્રતિસ્પર્ધી માટે ઊંડાં વેર રહેલાં છે–તેવું એકે પાત્ર આખા રામાયણમા નથી. અભિમન્યુવધ, અર્જુને

ઉતરી આવેલી એક ઐતિહાસિક યુદ્ધની લોકકથાઓને સુંદર મહાકાવ્યમાં ગૂંથી લે છે: રામાયણનો કવિ સત્ય યુગનાં સ્મરણો તાજાં કરી નીતિ, ધર્મ અને સત્યના ઉદાત્ત આદર્શો ધરે છે; અને કૌટુંબિક સ્નેહના રસભર્યા પ્રસંગોને નિઃસીમ કરુણા ભાવથી વર્ણવે છે.

વીરરસ કાવ્ય તરીકે મહાભારતને વિશેષ ઊંચી કોટીએ મૂકાય છે. પરંતુ હમેશના સામાન્ય-વ્યવહારમાં અનુભવાતી કોમળ લાગણીઓનું યુદ્ધ વર્ણવનારી રામાયણ કથાના મહા વડની વડવાઇઓ તો કરોડો હિંદુઓનાં હૃદય તલમાં મૂળ ઘાલી બેઠેલી છે. બીજાં સંસ્કૃત કાવ્યોની સરખામણીમાં લાગણી અને કલ્પનામાં જ રામાયણનું ઉત્કૃષ્ટપણું મનાયું છે.

મહાભારત સામાન્ય જીવનમાંથી બોધ શીખવે છે; રામાયણ એ જ સામાન્ય જીવનના આદર્શો દ્વારા અપરોક્ષ ઉપદેશ આગળ ધરે છે. એકમાં આ જીવતી જાગતી દુનિયાનાં દુઃખ અને ત્રાસ વર્ણવ્યાં છે: બીજામાં એક ઉચ્ચ જીવનનાં સુખ દુઃખની છાપડીનાં નિદર્શન છે. ટૂંકામાં જેને સાત્ત્વિક, ઉદાત્ત, ઉત્સાહક અને દૃઢ ચરિત્રનું વર્ણન રુચે છે, તેને મન જગતમાંના બધાં કાવ્યોમાં રામાયણી કથા એક અમૂલ્ય વસ્તુ છે.

રામાયણમાં પ્રાચીન આર્યાવર્તના કૌટુંબિક જીવનની અને ધાર્મિક જીવનની ઝાંખી થાય છે: મહાભારતમાંથી રાજકીય જીવનને અંગે વીર્ય, પરાક્રમ, મહત્ત્વાકાંક્ષાઓ અને ઉચ્ચ ક્ષાત્ર તેજના પ્રસંગોના વર્ણન છે. એ બંને ચિત્રો એક બીજા વગર અધૂરાં છે. બંનેનાં સંયુક્ત ચિત્રમાથી પ્રાચીન આર્ય જીવન અને સંસ્કૃતિનાં સાચાં અને આબેહુબ દર્શન થાય છે. બીજી કોઇ પ્રજા પાસે પોતાના કીર્તિવંત ભૂતકાળનું આવું મિશ્ર ચિત્ર સંઘરેલું નથી.

મહાભારતની જેમ રામાયણનું વસ્તુ એટલું બધું ગુંચવાડા ભરેલું, ક્લિષ્ટ કે અવનવા પ્રસંગોથી ભરપૂર નથી. પાંડવોના જીવન જેટલો રામનો વનવાસ ઇતિહાસપૂર્ણ અને વિવિધ અવસ્થાભેદથી રંગાએલો નથી; છતાં આર્યાવર્તની પ્રજા જેને અવતાર ગણે છે, એવા સર્વ ઇતિહાસ પુરાણના પુરુષોમાં રામનું જીવન એકસરખું સાદું અને પવિત્ર છે. કોઇક પ્રસંગના અપવાદ સિવાય રામનું જીવન એટલું બધું વિશુદ્ધ રહી શક્યું છે, કે કોઇ એમના ચરિત્ર સામે આંગળી ચીંધી શકે એમ નથી. રામની પવિત્રતા અને હૃદયની નિખાલસતાએ હિંદુઓના હૃદયકિલ્લાઓ સર કરી લીધા છે.

મહાભારતના પાત્રો જીવતા જાગતાં સામાન્ય મનુષ્યો છે; અને આ પાત્રોનાં આલેખન આપણી ઐતિહાસિક સૃષ્ટિમાં હોય છે તેવાં સાહજિક ગુણ

રામાયણ મહાભારત અને દોષોના સંમિશ્રણ રૂપ છે રામાયણનાં પાત્રો, ઘણું ખરૂં

પાત્ર ભેદ. કૌટુમ્બિક જીવનેના મળી આવતા સત્યના દઢાગ્રહી પુરુષો અને પતિપરાયણા સ્ત્રીઓના આદર્શો જેવાં છે.

મહાભારતની પેઠે રામાયણ પણ કરુણ-પર્યવસાયી મહાકાવ્ય છે; છતાં બંને કાવ્યોના પાત્રોની સપાટીમા ઘણું અન્તર છે. વ્યાસનાં મહાકાવ્યના પાત્રો વ્યવહારમાં મળી આવે એવા સાચા લાગે છે રામાયણના પાત્રો હમેશાં કંઇક ઉંચી કોટિનાં લાગવા કરે છે; પૃથ્વી ઉપર એ પગ-પણ મૂકતા હોય એમ જણાતું નથી. એ જાણે અદ્ધર ફરતાં લાગે છે. મહાભારતના યુદ્ધમાં યુધિષ્ઠિરનો રથ પૃથ્વીથી બે આગળ ઉંચો રહેતો; પરંતુ આખા જીવનમા

એમના એક અસત્યકથન ( नरो वा कुंजरो वा ) ને લીધે એમનો રથ પૃથ્વીને અડકવા લાગ્યો એમ કહેવાયું છે પરંતુ આવા એક યુધિષ્ઠિરના જેવાં તો રામાયણનાં લગભગ બધાં પાત્રો આ પાર્થિવ જગતથી અદ્ધર વિહરતાં જણાય છે.

છતાં રામાયણનાં પાત્રો અતિપ્રાકૃત ( Supernatural ) લાગે એવાં નથી. પ્રાકૃત જગતમાં મળી આવતો જનસ્વભાવ ચીતરવાને બદલે એકલી કલ્પનાનું સુંદર ચિત્ર રામાયણમાં અપાયું હોત, અને આપણી સંસારસીમાની હદ એમાં બનાવી દીધી હોત તો રામ એક જ કાળે દેવ અને મનુષ્ય જેવા ન લાગત; તેમજ આપણી પ્રીતિ અને ભક્તિને એક સામટી અસર એ કાલ્પનિક ચિત્ર કરી ન શક્ત.

મહાભારતનાં પાત્રો ખરાં માનુષી પાત્રો છે; વાસ્તવ જગતમાં ઘૂમતાં વીર પાત્રોના ગુણ અને દોષ તેમનામાં છે; રામાયણનાં પાત્રો વિશેષ અંશે પુરુષની સત્યપરાયણતાના અને ગૃહજીવનમાં સ્ત્રીના પાતિવ્રત્ય અને સ્નેહના પરમ આદર્શો આગળ ધરે છે. તેથી જ રામાયણમાં ભારતવર્ષને જે જોઇએ છે તે મળ્યું છે. તે કથામાંથી આબાલવૃદ્ધે બોધ અને આનંદ લીધો છે; અને તે કથા મસ્તક પર ચઢાવી છે, હૈયામાં સ્થાપી છે. તે એમનું ધર્મશાસ્ત્ર માત્ર નથી; તેમનું કાવ્ય પણ છે. તેથીજ ભારતવાસીઓને રામ, લક્ષ્મણ અને સીતા જેટલાં સત્ય લાગે છે, તેટલાં પોતાનાં ઘરનાં માણસો તેમને સત્ય લાગતાં નથી.

હવે બંને મહાકાવ્યોની ભિન્નતામાં સામ્ય બનાવના એક સરખા ( parallel ) પ્રસંગો ગણાવીએ. વીર રસમાં સીતાસ્વયંવરનું વર્ણન છેક સાદું અને સાધારણ છે. દ્રૌપદીના સ્વયંવરમાં રાજાઓનો ઉત્સાહ, 'પણ' પૂરું કરવાની સ્પર્ધા અને કસોટી અને યોદ્ધાની વર થવાની હોંસ—તે સીતાસ્વયંવરમાં નથી.

**રામાયણ મહાભારત સામ્ય.**

રામ અને રાવણ, લક્ષ્મણ અને ઇંદ્રજિત—એ દ્વંદ્વોને અર્જુન અને કર્ણ, ભીમ અને દુર્યોધન—એવાં જીવનભરના વૈરભાવ અને અદેખાઇવાળાં દ્વંદ્વો સાથે સરખાવતાં છેક મોળાં પડે છે. રાવણ જ્યારે સીતાને હરી જાય છે, તે વખતનો સીતાનો વિલાપ, આક્રંદ અને તિરસ્કાર સભાની વચમાં અપમાનાતી દ્રૌપદીના ઉગ્ર સ્વરૂપ અને જોસભર્યાં વિલાપ સાથે સરખાવતાં જુસ્સામાં અને ભાવમાં ઉતરતાં છે.

રાવણ જે યુદ્ધ માટે સભા ('council of war ) ભરે છે, તે મત્સ્યરાજ યુધિષ્ઠિરે ભરેલી મંત્રસભાની સરખામણીમાં એટલી બધી ઓજસ્વતી નથી; યુદ્ધનો નિશ્ચય થતાં વિભીષણે ભરેલી રાવણને છેલ્લી આજીજી, રાવણે કરેલો તેનો અનાદર અને તિરસ્કાર—તે પ્રસંગો સાથે અંધ કુરુપતિ ધૃતરાષ્ટ્રને ઘોર યુદ્ધમાંથી બચાવવા શ્રીકૃષ્ણે યુક્તિપુરઃસર કરેલી વિષ્ટી, અને દુર્યોધને જાહેર કરેલો પોતાનો અડગ દુરાગ્રહ કે પાંચ ગામ તો શું પણ એક સોયના અગ્ર જેટલી પૃથ્વી પણ હું પાંડવોને આપનાર નથી—એ બધા પ્રદેશોમાં બન્ને કાવ્યો એકસરખા પ્રસંગો છેડે છે.

કર્ણ અને અર્જુન, ભીમ અને દુર્યોધન જેવાં પાત્રોમાં ઉગ્ર નિશ્ચય અને પ્રતિસ્પર્ધી માટે ઊંડાં વેર રહેલાં છે—તેવું એકે પાત્ર આખા રામાયણમાં નથી. અભિમન્યુવધ, અર્જુને

જયદ્રથ ઉપર લીધેલું વેર, અર્જુન અને કર્ણ વચ્ચેનું છેવટનું દ્વંદ્વયુદ્ધ અને ભીમ દુર્યોધનનું આખરનું ગદાયુદ્ધ–તેના જેવા ઉત્તેજક, આવેશપૂર્ણ અને રોમેરોમ' ખડા કરે તેવા પ્રસંગો રામાયણના યુદ્ધોમા ભાગ્યે દેખા દે છે.

**રામાયણ મહાભારત ઉપદેશ.**

રામાયણમા ગૃહધર્મ અને રાજધર્મનો ઉત્તમ ઉપદેશ છે. ઘરમા સૌ કુટુંબીઓએ પર સ્પર સ્પર કેવા સ્નેહથી વર્તવું જોઇએ એ જૂદા જૂદા દષ્ટાંતોથી બતાવ્યુ છે. પિતાના વચન ખાતર પુત્ર રામે વનવાસ સ્વીકાર્યો, પત્નીએ પતિના સુખે સુખી અને દુખે દુખી થવુ જોઇએ, તેથી સીતાજી રામ સાથે વનવાસમા ગયા. ભાઇ લક્ષ્મણે રામના વનવાસમા તેમજ રાવણ સામે યુદ્ધમા રામની સેવા કરી. બીજા ભાઈ ભરતે મોટા ભાઇનો હક વિચારી સામી આવતી લક્ષ્મીને ઠોકર મારી, નાના ભાઇ તરીકે પોતાની ફરજ હતી તેજ બજાવી. રાજા અધર્મને ઉત્તેજન આપે છે, એવી એક દુષ્ટ પ્રજાજનને શંકા થઇ, એ શંકાને પણ અવકાશ રહેવો ન જોઇએ તેટલા માટે રામે ઉંચ રાજધર્મ પાળ્યો અને સીતાનો ત્યાગ કર્યો, છતા પતિ તરીકે એમને સીતા ઉપર અવિચલ પ્રેમ હતો એ અશ્વમેધ યજ્ઞ વખતે ફરી ન પરણતા સીતાજીની સોનાની મૂર્તિ પાસે રાખીને પોતે ચલાવી લીધુ એ-ટલાથી જણાઈ આવ્યું રામની પિતૃભક્તિ અને રાજધર્મ, એમની કર્તવ્યનિષ્ઠા અને એક પત્નીવ્રત–હિંદુધર્મના ઇતિહાસમાથી કદિ ભૂલાવાના નથી.

મહાભારત જૂદી જ ઢબનો ગ્રંથ છે. એમા રામાયણ કરતા કુટુમ્બજાળ વિશેષ છે, અને કુટુમ્બીઓ સ્વાર્થને માટે કેવો અન્યાય કરે છે, ક્લહમા ઉતરે છે ઇત્યાદિ ઘરસંસારની કાળી બાજુ પુરેપુરી બતાવી છે તે સાથે એની ઉજળી બાજુ પણ બતાવવી બાકી રાખી નથી જૂદા જૂદા સ્વભાવના ભાઇઓ પણ સંપથી કેવા એકત્ર રહી શકે, અને પાસેના બીજા સગા સંબંધીઓ સાથે કેવો સ્નેહભર્યો સંબંધ રાખી શકે તે પાડવોના માહોમાહેના અને કૃષ્ણ સાથેના સંબંધથી બતાવ્યુ છે પણ તે સાથે આની મોટી ખૂબી એ છે કે દરેક મનુષ્યમા ગુણ અને દોષ કેવા ભળેલા હોય છે, અને તેથી મનુષ્યસ્વભાવના કેવા જૂદા જૂદા નમૂનાઓ બને છે એ એમા બહુ રસિક અને અદ્દભુત રીતે બતાવ્યું છે, અને આખી વાર્તામાથી એ સાર કાઢી આપ્યો છે કે '**યતો ધર્મસ્તતો જય ।**' બીજા આખ્યાનો અનેક છે, ધર્મરહસ્ય પણ એમા બહુ ભર્યુ છે અને તેથીજ મહાભારત માટે યોગ્ય કહેવાયુ છે, કે "જે આમા છે તેજ બીજે છે, અને જે આમા નથી તે બીજે કોઇ ઠેકાણે નથી"

**રામાયણનો કવિ**

રામાયણ ગ્રન્થના આદિ કવિ વાલ્મીકિ છે. એ વાલ્મીકિ રામના સમકાલીન હશે કે કેમ એ પ્રશ્ન પંડિતો પાસે ઉભો છે જો બાલકાંડના ઉપોદ્ઘાત જેવા પહેલા ચાર સર્ગમા આપેલી હકીકત માનીએ તો રામની કથા એમણે શ્રુતિપરંપરાથી સાભળી છે, કારણ કે નારદને ઋષિ પ્રશ્ન પૂછે છે એટલે ઉત્તમશ્લોક રામની કથા નારદ સંભળાવે છે, અને જો બીજો, લવકુશ કને રામસભામા પોતાનુ રામાયણ ગવરાવ્યાનો પ્રસંગ માનીએ તો વાલ્મીકિ સમકાલીન ઠરે ખરા. ગમે તેમ માનીએ તોપણ વાલ્મીકિ એમના વખતમ પ્રસિદ્ધ હશે. મહાભારતકાર વ્યાસ પણ પૂજ્ય ઋષિ તરીકે એમને સંભારે છે, અને એમણે રામાયણમાથી કેટ

લાક શ્લોક સાંગોપાગ પોતાના કાવ્યમાં ઉતારેલા જણાય છે. વાલ્મીકિ રામના રાજ્ય-કાળ-માં હતા ને તે મુનિ ત્રિકાળજ્ઞાની હતા એટલે રામ-ચરિત્ર તેમણે રામના જન્મ પૂર્વેજ રચ્યું હતું એમ પણ કર્ણ-પરંપરા છે. આમ રામાયણ, રામ અને વાલ્મીકિ એ ત્રણે એક જ સમયમાં હોય એમ સ્થાપવા પ્રયત્ન થાય છે.

કાલિદાસ જેવા મહા-કવિ વાલ્મીકિનાં વહેતા નિર્મળ કાવ્ય-ઝરણમાંથી પ્રેરણાજલ પી તૃપ્તિ પામ્યા છે; ભવભૂતિની સરસ્વતી પણ એમાંથી ઉદ્દભવી છે. રામાયણી કથાનો રસ ઝીલનાર બીજા અસંખ્ય કવિઓ અને નાટકકારો છે; પ્રાકૃત કવિઓ તો અનેક છે. તેથી પુરોગામી આદિ કવિને બધા આવું કંઇ વંદન કરે છે કે '**इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे।**'

કાવ્યના કરુણ પ્રસંગોમા સાક્ષાત્ કવિએ ભાગ ભજવેલો છે; તેથી રામાયણ એક ઐતિહાસિક કાવ્ય મનાયું છે. અને એમના સમકાલીન કવિ વાલ્મીકિએ એમનો ઇતિહાસ રચ્યો છે. એ જ વાલ્મીકિ રામે તજેલાં જાનકીને આશ્રય આપે છે, અને પછી લવ કુશને ઉછેરે છે. તે પછી તેમના જીવનના અસર કરે એવા પ્રસંગોનું એક કાવ્ય રચે છે; અને કુમારોને ગાતા શીખવે છે. એક યજ્ઞ વખતે રામ વાલ્મીકિને બોલાવે છે, ત્યારે રામ સમક્ષ પેલા કુમારો રામાયણ ગાય છે. આ ગાયનની અસર તથા પ્રસંગનું એકંદર પરિણામ બહુ દુઃખ અને શોકપૂર્ણ આવે છે. ધ્રૂજતી અને નિરાશામા ડુબેલી સીતા આગળ આવે છે; અને પ્રતિજ્ઞા લે છે–જો હું સાચેસાચી પવિત્ર હોઉં તો ઓ ધરતી માતા! તારા ઉદરમાં મને માગ આપ. ઉગ્ર પ્રતિજ્ઞાથી પૃથ્વી ફાટે છે. સિંહાસન ઉપર બેઠેલાં પૃથ્વી માતા ભૂમિમાંથી એકદમ નિકળે છે; અને પોતાની વહાલી પુત્રીને એકદમ ઉચકીને બેસાડે છે ને પાછાં સમાઇ જાય છે. રામ આ નાટકથી આભા બને છે ને બ્હેબાકળા થાય છે. પછી પોતાનો રાજ-દંડ લઇ નીચે ઉતરી પૃથ્વીમા સમાવા જાય છે; ઋષિઓ વારે છે. આખર બને પુત્રોનો રામ સ્વીકાર કરે છે, અને પોતાના શેષ દુખી જીવનમા એ દ્વારા કંઇક દિલાસો ખોળે છે.

આવી રીતે કાવ્યની ઉત્પત્તિનો ઇતિહાસ છે. બીજો આવોજ એક પ્રસંગ કાવ્યની શરૂઆતમાં કાવ્યની રચના સંબંધી આપેલો છે. વાલ્મીકિ

**રામાયણની ઉત્પત્તિઃ** વનમાં ફરતા હોય છે, ત્યા, તમસા નદીને કાંઠે એક પારધીને ક્રૌંચના જોડામાથી એકને મારતા એમણે જોયો. પક્ષીની મરતી વખતની ચીસ અને બીજા જીવતા રહેલાનું આક્રંદ સાભળી ઋષિને લાગણી થઇ. એ લાગણીના આવેશમા જે ઉદ્‌ગાર નિકળ્યા તે શ્લોકબદ્ધ નિકળ્યા. '**शोकः श्लोकत्वमागतः।**' એમ ઋષિને થયું.

ખરેખર કવિતાનો ઉદ્દભવ ચિત્ત-ક્ષોભથી છે. જેમ વેદની ઋચાઓમાં સૃષ્ટિના દેખાવ જોવાથી ચિત્તમા ઉઠેલી ઊર્મિઓનો આવિર્ભાવ છે, તેમ ચિત્તક્ષોભ થવાથી શોકાર્દ્ર હૃદય કવિની વાણી નિકળી કે

**मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः।**
**यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम्॥**

પારધી ' ક્રૌંચ પક્ષીના જોડામાંથી કામથી મોહિત થયેલા એકને માર્યું, તો તું કોઇ પણ કાળે પ્રતિષ્ઠા ન પામતો '* સંસ્કૃત ભાષામાં આ સૌથી પહેલો જ શ્લોક કહેવાય છે. આ શ્લોકમાં જાણે કવિતાના સર્વ વિષયનો ઉલ્લેખ થયો છે. પ્રથમ તો શોકની લાગણી આ કવિતાનું મૂળ છે, વળી કીર્તિ ( **प्रतिष्ठा** ) અનન્તતા ( **शाश्वती** ) કાળ ( **समा** ) પક્ષી, તેનું જોડું, મૃત્યુ ( **अवधी** ) કામ અને મોહ અંતર્ભાવની પ્રેરણાથી થયેલી કવિતા- ઓની ઘણીખરી કવિતા આ વિષયો ઉપર જ રચાઇ છે

ઋષિ શ્લોકથી પ્રસન્ન થયા, અને સાથે સાથે તેમના જ સમયમાં થએલો સીતાહરણનો પ્રસંગ તેમને સાંભરી આવ્યો. એગ્રે એમણે રામાયણનો પ્રસંગ, અને રામના પરાક્રમોને એ જ શ્લોકની ધાટી ઉપર રચીને વર્ણવવાનો સંકલ્પ કર્યો. આદિ કવિના આ પહેલા ઉદ્ગારને દેવો, ઋષિઓ અને બ્રહ્મદેવ સુદ્ધા વધાવી લે છે.

આ કથાનક ઉપરથી એટલું તો ખરું કે મદ્રાસસ્કૂનકાળના વેદના છંદોનો કાવ્ય સાહિત્યમાં પહેલવહેલો ઉપયોગ કરનાર તો વાલ્મીકિ જ. કારણ કે વેદના છંદોમાં એવું અચોક્કસપણું અને સાદાઇ હતાં કે પછીના ઋષિઓ અને આચાર્યોને એ છંદો ઉપરથી મોહ ઉતરતો ગયો, અને એમણે બ્રાહ્મણગ્રંથો તથા આરણ્યકોને સરળ અને સંક્ષિપ્ત ગદ્યમાં અને સૂત્રભાષામાં રચવાનો પ્રારંભ કર્યો આવા સમયમાં વાલ્મીકિએ એના એ જૂના વેદ કાળના છંદોનો જીર્ણોદ્ધાર કર્યો, અને અનુષ્ટુપને જરા નિયમિત અને ચોક્કસ બનાવી કવિતા લખવાની પ્રવૃત્તિને બળ આપ્યું. ત્રિષ્ટુભમાંથી ઉપેન્દ્રવજ્રા બન્યો આને લીધે કવિને 'આદિ કવિ' કહી બધા ઓળખે છે જેમ વૈદિક મંત્રોના આદિ કવિ બ્રહ્મા છે, તેમ સંસ્કૃત કાવ્યોના આદિ કવિ વાલ્મીકિ છે.

છંદ ભાષા

પ્રત્યેક ભાષાના સાહિત્યમાં સામાન્ય રીતે કવિતા પ્રથમ પ્રગટે છે, અને તે પણ સાદા અને સ્વાભાવિક સ્વરૂપમાં. તેમાં નથી દેખાતી અલંકારોની ટાપટીપ કે નથી જણાતો વાણી- વિનાસ અને ભાષાડંબર, નથી જામતી સૂક્ષ્મ રસવૃત્તિ કે નથી આજનું કૃત્રિમ રચનાબંધન, પરંતુ સહજ રીતે કવિનો અંતક્ષોભ અને મનોવૃત્તિનું પ્રતિબિંબ વસ્તુનું સાદું સ્વરૂપજ્ઞાન, સૃષ્ટિસૌન્દર્યની અદ્ભુત છાપથી ઉપજેલી મુગ્ધતા, જ્ઞાન અને તર્કશક્તિના કંઇક કંઇક ચમકારા, પ્રસન્ન અને જુસ્સાવાળી ગતિ—એ સર્વનો સરળ અને સુરસ આવિર્ભાવ કવિતામાં પ્રગટે છે આ અવસ્થામાં ભાષાને મધુરા, નાનકડા બાળકની ક્રીડાની ઉપમા આપી શકાય રામાયણની ભાષા આવા પ્રકારની છે.

---

*આ આદિ શ્લોકમાં કાવ્યનું બીજ અથવા મંગળાચરણ છે, એ શ્લોકના વાચ્યાર્થ ઉપરાંત બીજા બે અર્થ ટીકાકારોએ કર્યા છે—

( ૧ ) હે લક્ષ્મીપતિ ( રામચંદ્ર ) ! ગવણ મંદોદરી રૂપી ક્રૌંચ મિથુનમાંથી ( સીતા ઉપર ) કામ–મોહિત થએલા એક ( ગવણ )ને મારવાથી તમારી અનંતકાળ સુધી કીર્તિ રહો '

( ૨ ) હે રાક્ષસ પતિ રાવણ ! શ્રેષ્ઠ નરપતિના જોડામાંથી એક ( સીતા ) ને તે અત્યંત દુઃખ આપ્યું છે, માટે તારું કોઇ દિવસ સારું ન થાઓ '

મહાકાવ્ય માટે અંગ્રેજ કવિઓ બ્લૅંક વર્સ વાપરે છે. એમા સામાન્ય ગદ્યના વિષય થાય એવા સંવાદો અમુક પદ્ધતિવાળા રચનાબંધમા ગોઠવેલા હોય છે. સામાન્ય રીતે ગંભીરતા, ઓજસ્વિતા, સામર્થ્ય, ઋજુતા, પ્રસાદ અને ધારાવાહી વાણીનો પ્રવાહ–એ આ કાવ્યબંધના લક્ષણો છે. રામાયણનો અનુષ્ટુપ્ છંદ આવો જ સર્વવ્યાપક અને સર્વોપકારક છતા સરળ છે.

આ કાવ્યના સરલ અનુષ્ટુપમાં ભારતવર્ષનું હૃદય સહસ્ત્ર વર્ષ થયાં ધબકી રહ્યું છે. પરંતુ તે સાથે છંદની સરળ રચનાને લીધે ચોર કવિઓને પોતાનો ચળવળતો હાથ આ કાવ્ય ઉપર અજમાવતા જરા પણ મુશ્કેલી નડી નહીં. મૂળ કથામા સૈકે સૈકે ઉમેરા થવાનું મુખ્ય કારણ એ ઇતિહાસનો સરલ છંદ જ છે.

**કાવ્યનો રસ ?**

રામાયણમા ભક્તિ, નિષ્ઠા, સ્નેહ અને વીરતા એ લાગણીઓનું પૂર પ્રસંગે પ્રસંગે ઉછળી રહ્યુ છે ખરૂ; પરંતુ રામના સમગ્ર જીવનમા એ લાગણીઓને ઢાંકી દેનાર તો કરુણ રસની રેલ છે; કારણ કે રસનો ઉદ્રેક કરુણા અને અનુકમ્પામાથી થયો છે. તેથી ભવભૂતિએ કહ્યું છે કે 'एको रस करुण एव ।'–અને બીજા રસ એ જ રસના વિવર્ત જેવા છે. રામાયણના સર્વ રસમા કરણ રસ જ સ્થાયી છે, એમા બીજા રસના આલંબન નથી એમ નથી, છતા એકંદરે કરુણ રસની સઘન છાપ વાચનાર ઉપર પડ્યા વગર રહેતી નથી.

રામાયણના આખા કાવ્યનો પ્રવાહ શરદના નીતર્યા પાણી જેવો શાંત, સૌમ્ય, ધીરગભીર અને પવિત્ર છે: મહાભારતનો પ્રવાહ વર્ષાના પૂર જેવો જોસભેર વહેતો, ધસમસતો અને ડહોળાએલો છે. મહાભારતના લડાયક વીરરસના ઝબકારા રામાયણમા નથી; છતા આપણા હમેશના જીવનમા જે જે સનાતન લાગણીઓ આપણે મનુષ્ય તરીકે અનુભવીએ છીએ, તેવી લાગણીના સચોટ આલેખનમા તો તે ઘણું ચઢી જાય છે અને આ વર્ણનો ખાસ કરીને હિંદુસ્તાનના છે. તો પણ એમા રહેલુ સનાતન સત્ય એટલુ બધુ વ્યાપક છે, અને વર્ણનો એટલા બધા હૃદયસ્પર્શી અને સાચા છે કે પૃથ્વી ઉપરની ગમે તે ધર્મની પ્રજાને તે લાગુ પાડી શકાય એવા છે.

વીરરસપ્રધાન કાવ્યના દેશમા અને કાળમા વીરરસનું ગૌરવ સ્વીકારાયલું હોય છે, પરંતુ રામાયણનો કાળ એવો નહોતો. જો કે રામાયણમાયે યુદ્ધવ્યાપાર પુષ્કળ છે, રામનું બાહુબળ સામાન્ય નથી, તથાપિ રામાયણમા જે રસને સર્વના કરતા પ્રાધાન્ય મળ્યું છે, તે વીરરસ નથી. યુદ્ધ–પ્રસંગો અને બાહુબળના ગૌરવનો ઘોષ એ તેના મુખ્ય વર્ણનના વિષય નથી.

કરુણ રસનું આલેખન અને તેની જમાવટમા વાલ્મીકિ અદ્વિતીય છે કરુણરસ ભાગ્યેજ આટલી સચોટતા અને સાહજિકતાથી બીજા કોઇ કાવ્યની લીટીએ લીટીએ વહેતો મળી આવે છે. કરુણરસની કવિતા આપણી લાગણીને અને હૃદયને વિશુદ્ધ કરે છે. કરુણ દશ્યો પ્રત્યક્ષ જોવાથી આપણા અનુભવમા આવેલા સ્વાભાવિક પ્રસંગોથી હૃદય હલમલી ઉઠે છે. અને જાણે આપણી લાગણીઓનું નાટક આપણી આંખ સામે ભજવાતું જોઇએ છીએ કરુણ લાગણીથી ગદ્ગદ્ થવાનો આનંદ રસિક અને સૂક્ષ્મ છે.

રામના જીવનમાં સહનશીલતાનો ગુણ એવો દષ્ટિએ પડે છે, કે તેથી દયા અને અનુકંપાને બદલે આપણી પ્રશંસા અને સાથે સાથે દુઃખમા સમભાગ થવાની વૃત્તિ આપણને થાય છે. વિપત્તિઓથી ઘડાયલું રામનું શરીર એટલું દઢ હતું કે સામળભટની ચંદન મલયાગરીની વાતના દુહામા આવે છે તેમ 'જેમ જેમ પડે વિપત્તડી, તેમ તેમ સહે શરીર' એના જેવું લાગે છે. કરુણરસની સફળતા આને જ લીધે સધાઇ છે.

**કોસલ વિદેહનાં રાજ્યો-નો કાળ**

ઇ. સ. પૂર્વે લગભગ હજાર વર્ષ પહેલા ઉત્તર હિંદમા અયોધ્યાના કોસલ લોકો અને બિહારના વિદેહ લોકો બહુ સંસ્કાર પામેલા હતા. એમના કુલગુરુઓ શાખની પ્રખ્યાત શાખાઓના સ્થાપક હતા. તેમના દાનપુણ્યને લીધે દૂર દૂરથી લોકો ખેંચાઇ એમના તરફ આવતા. તેમની પરિષદમા ફરતા દેશોમાથી શિષ્યો આવી રહેતા. એમણે રચેલી વેદની ઋચાઓ હિંદના કેટલાક ભાગોમા ગવાતી. તેમના વિસ્તૃત બ્રાહ્મણ ગ્રંથો ગુરુપરંપરાથી ઉતરી આવતા એમના આત્મજ્ઞાન અને આત્માના અન્વેષણનાં રહસ્યો ઉપનિષદમા સાચવી રખાયાં છે. આ તત્ત્વજ્ઞાને જ એ પ્રજાને વેદાંતમા ઉંચું સ્થાન અપાવ્યું છે.

આ કોસલ વિદેહનાં રાજ્યોની જાહોજલાલીના કાળ પછી થોડાક સૈકામાં રામાયણનો ઇતિહાસ રચાયો હોય એમ સંભવે છે. આ ઇતિહાસશેષ થએલા યુગના એ ક્ષત્રીઓનું વીર્ય અને એમની વિદ્યાનું પુણ્ય સ્મરણ આર્યાવર્તમા તે વખતે પરંપરાગત લોકકથા દ્વારા થતું હતું. આવે વખતે મહાકવિએ પોતાની સંહિતા રચી અને એમની કીર્તિને અમરત્વ આપ્યું. વચમા ઘણા વર્ષોનો ગાળો પડવાથી આ સંસ્કારી પ્રજાની સંસ્કૃતિ માટે લોકોમા ઓર માન વધ્યું હતું. એમને મન જે યુગ વહી ગયો તે સત્યયુગ હતો. કવિની કલ્પનામા એ કોસલ અને વિદેહનો યુગ એટલે જે જે ઉદાત્ત અને યશસ્વી, સાત્વિક અને શુદ્ધ તેનોજ એ યુગ હતો.

અયોધ્યાનું વર્ણન એટલે સાત્વિકતાના ક્ષેત્રનું વર્ણન, અને દશરથ એટલે '**રાજા પ્રકૃતિરંજનાત**' એ સૂત્રનો જ અર્થાવતાર રામ એટલે એક આદર્શ રાજકુમાર, શૂરવીર અને સંસ્કારી, ધર્મમાં ધીંગો અને સાચનો સીપાઇ, જનક એટલે રાજયોગનો ઉપાસક રાજવી અને સાથે સાથે જીવન્મુક્ત સંન્યાસી, સીતા એટલે આદર્શ સતી અને ભક્તિપરાયણા સતી-આવા લોકોત્તર પાત્રાલેખન દ્વારા કવિની ભૂતકાળ હાજેના માનની લાગણી સ્પષ્ટ જોઇ શકાય છે.

**રામાયણનો રચના કાળ**

વાલ્મીકિ રામાયણ, પાણિનીની અષ્ટાધ્યાયી અને પતંજલિના મહાભાષ્યનો લોકોમાં સારી પેઠે પ્રચાર થયા પછી રચાયલું હોવું જોઇએ એમ માનવાને કારણ છે. વ્યાકરણસૂત્રોમા વ્યાસનું નામ ગણાવેલું છે, પરંતુ રામાયણ રચનાર વાલ્મીકિ કે ભાગવતકાર શુકદેવના નામો ગણાવ્યા નથી. મનુની સંહિતા પણ રામાયણ પહેલા રચાયલી છે ( જુઓ કિષ્કિન્ધાકાંડ સર્ગ ૧૮ ).

આ વાલ્મીકિ રામાયણ એટલે આધુનિક સાત કાંડવાળું રામાયણ, આધુનિક કહેવાનો અર્થ એટલોજ કે મૂળ કૃતિની રચના થયાને તો તે પહેલાં પાંચ સાત-સૈકા વહી ગયા

હતા. પરંતુ અસલ રામાયણની કથા એટલી બધી લોકપ્રિય થતી ગઇ કે સૈકે સૈકે તેમા વધારો થતો ગયો, છતા મહાભારતની પેઠે એમા નવા આખ્યાનો, નવી કથાઓ અને નવી વંશપરંપરાઓનો ઉમેરો થયો નથી આમા તો એનો એ કથા ભાગ અને એના એ પ્રસંગોના વર્ણનો નવેસર લખાયા છે નવા નવા કવિઓએ અને કથાકારોએ પોતાનો ચળવળતો હાથ તેના ઉપર અજમાવ્યો છે, આથી ઘણી પુનરુક્તિઓ અને કેટલાક અપ્રસ્તુત અને અસંગત વર્ણનો આજે એમા ઘુસાડેલા મળી, આવે છે.

કાવ્યના છેવટના ઉત્તરકાંડમા રામ અને બીજા ભાઇઓના વંશજોએ સ્થાપેલા નવા રાજ્યોનો ઇતિહાસ આપ્યો છે. એ ઇતિહાસ ઈ. સ પહેલા ચોથા અને પાચમા સૈકાનો છે તે ઉપરથી અનુમાની શકાય કે ઇ સ પૂર્વે ૧૦૦૦ વર્ષ ઉપર રામાયણ લખાવા માડયુ હશે, અને પછી ઇ. સ પહેલા થોડાક સૈકા ઉપર હાલના સ્વરૂપમા પરિણામ પામ્યુ હશે.

રામાયણને છેવટનુ સ્વરૂપ આપનાર લેખકનો સમય કેવળ ધર્મના રગે રગાયલા સાહિત્યનો હતો એ સમય એવો હતો કે જ્યારે સર્વ ઉપદેશ–સર્વ જ્ઞાન આપવાનું દ્વાર ધર્મ હતો પ્રતીતિ, શ્રદ્ધા અને પ્રેમ ઉપજાવનારો માર્ગ દેવકથા હતી રુચિ અને આદર પ્રગટાવવાનો પ્રકાર અદ્‌ભુત કથન હતું તેને લીધે જ નીતિનો બોધ દેનારા અનેક ઉપાખ્યાનો ઉદ્‌ભવ્યા જ્ઞાન અને નિર્વાણનો માર્ગ સર્વને માટે ખુલ્લો મૂકનાર ઐતિહાસિક મહાવીર સ્વામી અને ભગવાન બુદ્ધ ઈશ્વરાવતાર મનાયા જે કાળમા વ્યક્તિની સ્તુતિના રાસા અને પ્રબંધો ઈશ્વરાવતારની ભાવનાથી રચાતા હતા તે કાળ એ હતો

આમ એકંદર જનસ્થિતિના ચિત્ર તરીકે, ભૂગોળની દૃષ્ટિએ, તેમજ ધાર્મિક, સામાજિક અને નૈતિક પરિસ્થિતિનો વિચાર કરતા આધુનિક રામાયણ, બુદ્ધના ધર્મની અસર ( यथा हि चौर स तथा हि वौद्ध । જેવા વચનો ઉપરથી ) મોળી થયા પછીનું છે એ તો ચોક્કસ તેથી મહાભારતની શોધિતવર્ધિત આવૃત્તિ થયા પછી થોડાક કાળમા એટલે ઇ સ પૂર્વે નિદાન ૨૦૦ વર્ષ પહેલા રામાયણ આ છેવટના રૂપમા કાયમ થવુ હોવુ જોઇએ

**મહાભારત પહેલાં રચાયું?**

રામાયણનો કેટલોક ભાગ મહાભારતથી જૂનો છે એ વાત ખરી, છતા એકંદર રામાયણની છેવટની આવૃત્તિ, મહાભારતની નવી આવૃત્તિ થયા પછીની છે, અને તેના અનુકરણ રૂપ થએલી છે. કયા કયા નવા ઉમેરા આ અનુકરણને લીધે દાખલ થવા પામ્યા, તેનો વિચાર કરવાનુ આગળ ઉપર ગણી રામાયણનો રચના-કાળ મહાભારત પછી કેમ મૂકાય છે તે જોઇએ

મહાભારત એના અસલના સ્વરૂપમા ભારતના યુદ્ધનુ જ એક વર્ણન હતું, પણ એ અઢાર દિવસના યુદ્ધના લોક-પ્રસિદ્ધ લોક-ગીતાનો સંગ્રહ થયા પછી પ્રાચીન વંશવર્ણનો, જૂના ધર્મશાસ્ત્રો, નીતિ ગ્રંથો, જૂના કથાનકો અને તત્ત્વજ્ઞાનના રહસ્યો–એ બધાનો સમાસ મહાભારતમા બની ગયો આ બધા સાહિત્યની કોઠારી વ્યવસ્થા કરનાર–વહેંચી

નાખનાર–વ્યાસ હતા. આ પ્રમાણે મહાભારતનો ( પહેલા ' ભારત ' કહેવાતું ) ઉલ્લેખ તેના આધુનિક સ્વરૂપમા ભરતપુત્રોના યુદ્ધ પ્રસંગના કાવ્ય તરીકે આશ્વલાયન સૂત્રોમા એટલે બુદ્ધના જન્મ પહેલાં ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામા થયો છે

આર્યોની વર્ણવ્યવસ્થાના પ્રતિબિંબ તરીકે પણ રામાયણ, મહાભારત પછી લાબે સમયે થએલું છે. મહાભારતના ક્ષત્રીઓની ઉગ્ર હિંમત અને દૃઢ પ્રતિજ્ઞા આપણે રામાયણમા જોઇ શકતા નથી; અને આચાર્યવર્ણ ઉપર લોકોની આધીનતા રામાયણમાં વધારે સંપૂર્ણતાની હદ ઉપર આવે છે. જનક ક્ષાત્રવિદ્યાના અને અધિકારના પક્ષવાદી તરીકે નહીં પણ બ્રાહ્મણોના નમ્ર સેવક તરીકે વર્ણવાયા છે. સાક્ષાત્ રામ પણ એક બ્રાહ્મણ સુભટ પરશુરામની સન્મુખ આવી તેને હરાવે છે, છતા અત્યંત આજીજી અને યોગ્ય નમનતાપૂર્વક તેમ કરે છે. આ બ્રાહ્મણ–ક્ષત્રિયોની સ્પર્ધાનો ઇતિહાસ તેમના સમય ઉપર સારૂં અજવાળું પાડે છે.

મહાભારતમા આર્ય જનતાનું ધૈર્ય, શૌર્ય, યુદ્ધનો ઉત્સાહ વગેરે વર્ણવવામા સમય જતા, સમાજમા ધીમે ધીમે શાંતિ પ્રસરી અને યુદ્ધનો ઉત્સાહ કમી થયો. પછી જ્યારે સમાજમા યુદ્ધને બદલે નૈતિક આચરણનું મહત્ત્વ વધારે મનાવા લાગ્યુ, જ્યારે એક પત્નીવ્રત, બંધુપ્રેમ, સેવ્ય–સેવકભાવ, પતિવ્રતા–ધર્મ, સત્ય–વચન વગેરે નૈતિક ગુણોની મહત્તા સમાજમા વધવા લાગી, ત્યારે તે સમયમા વાલ્મીકિએ રામચરિત્ર લખી અમર કીર્તિ મેળવી. ભૂગોળની દૃષ્ટિએ રામરાજ્યનો વિસ્તાર વિચારતા, અને સામાજિક ઉત્ક્રાંતિના તત્ત્વ પ્રમાણે સમાજની નીતિમત્તા ધ્યાનમા લેતા કેટલાક એમ ઠરાવે છે, કે રામાયણ મહાભારત પછી રચાયું હોવુ જોઇએ.

**કાવ્યનું પૂરઃ** કાવ્યનું પૂર એટલે શ્લોક સંખ્યા અથવા કાવ્યનો વિસ્તાર તેને ચોક્કસ લખી રાખવાનો કવિઓનો સંપ્રદાય બીજા દેશોમા હશે કે કેમ તે જાણવું રસિક થઇ પડે. આપણા સંસ્કૃત તેમજ પ્રાકૃત કવિઓમા ઘણાની સંખ્યા તેમજ કેટલાકમા તો ગ્રંથની અનુક્રમણિકા પણ છેવટે આપેલી હોય છે. આ ઉપરથી લહીઆના લખાણમા કેટલોક ભાગ ઓછો થાય અથવા વધે તો તેને મેળવી જોવા આ કાવ્યનુ આપેલુ પૂર બહુ ઉપયોગી થઇ પડે છે.

રામાયણનુ પૂર બાલકાંડના ચોથા સર્ગમા, તેમજ ઉત્તરકાંડના ૯૪ મા સર્ગમા આપેલુ છે તેમા " ૫૦૦ સર્ગ, ૨૪૦૦૦ શ્લોક, અને ૧ થી ૬ કાંડ અને સાતમો ઉત્તરકાંડ " એમ ગણના આપેલી છે. આ કાવ્યવિસ્તાર છેક છેવટની ( બધા ઉમેરા થઇ રહ્યા પછીની ) ઉત્તરકાંડ સહિતની આવૃત્તિમા આપ્યો છે કાવ્યનુ પૂર આપવામા " પહેલેથી છ કાંડ અને સાતમો ઉત્તર " એમ લખેલું હોવાથી, ઉત્તરકાંડને છૂટો પાડી ગણાવવાનુ કંઇક કારણ છે કે કેમ તે હવે જોઇએ.

**ઉત્તરકાંડની રચના.** એમ લાગે છે કે રામાયણનું મૂળ કાવ્ય છઠ્ઠા કાંડમાથી જ પૂરૂ થાય છે, કારણ કે એ કાંડમા મુખ્ય નાયક, અયોધ્યામા પોતાના દેશમા અને પોતાની પ્રજા વચ્ચે પાછો આવી પહોચે છે, તેથી સાતમા કાંડને ઉત્તર એટલે પરિશિષ્ટ જેવો કહ્યો છે આમ વાલ્મિકપ્રણીત

૭ જ કાંડ છે અને સાતમો કોઇ પાછળથી થએલા કવિની કલ્પના અને રચના છે. વળી જાણવા જેવું છે કે પ્રાકૃત રામાયણ તુલસીદાસાદિકમાં આઠ કાંડ જોવામાં આવે છે. એ આઠમો કાંડ તે લવકુશ કાંડ.

ઉત્તરકાંડ પ્રમાણમાં આધુનિક છે છતાં તેની રચના રઘુવંશના ઉદ્દ્ગાતા કાલિદાસ પહેલાં, અને કવિ ગુણાઢ્યે રચેલી બૃહતકથાની પહેલાંની હોવી જોઇએ. કારણ કે રઘુવંશમાં જે સીતા–વનવાસ વર્ણવેલો છે તે વાલ્મીકિના રામાયણનો જ એક ભાગ છે. તેમજ કવિ ગુણાઢ્યે ઋષ્યમૂક પર્વત, સીતાનું હરણ, હનુમાન ચરિત આદિ જે વૃત્તાન્તો પોતાની બૃહત્કથામાં આપેલાં છે તે આ ઉત્તરકાંડ ઉપરથી જ હોય એમ માનવું પડે છે. તેથી ઉત્તરકાંડને આધુનિક માનીએ તોપણ ઇ. સ. પૂર્વે એ રચાયલો એટલું તો સ્વીકારવું પડશે.

આમ ઉત્તરકાંડ એ રામાયણના ૭ કાંડ લખાયા પછીનો એ સ્પષ્ટ છે. તેની ભાષા, વિચાર, પુરાતન લોકાચાર, ઐતિહાસિક વિષય અને તે કાલમાં પ્રચલિત રૂઢિ એટલા ઉપરથી નહીં, પણ ગ્રંથના અંતમાં લખાયલા છેલા સર્ગ ઉપરથી જ તેને માટે પૂર્ણ સંશય ઉપજે છે. યુદ્ધકાંડને છેડે આપેલું માહાત્મ્ય, અને ઉત્તરકાંડની અંતે આપેલું ગ્રંથફળ વહેમ પડતું છે. 'પ્રચેતાના પુત્ર મહર્ષિ વાલ્મીકિએ (कृत्वा प्रचेतसः पुत्रः) આ કથા કહી' એવો સ્પષ્ટ ઉલ્લેખ એમાં છે. વળી

एतावदेतदाख्यानं सोत्तरं ब्रह्मपूजितम् ।
रामायणमिति ख्यातं मुख्यं वाल्मीकिना कृतम् ॥ "

એ શ્લોક ઉપરથી પોતાના લેખ માટે સંશયવાળો ઉત્તરકાંડનો લેખક પ્રજા અને વિદ્વાનો પાસે એ કાંડને વાલ્મિકિનો છે એમ મનાવવાને આગ્રહ કરે છે, તે સ્પષ્ટ જણાઇ આવે છે.

**ઉત્તરકાંડનો કથા–ભાગઃ** ઉત્તરકાંડની રચના વાલ્મીકિના જેટલી પુરાણી નથી એમ બાહ્ય તેમજ આંતર પ્રમાણોથી ઠરે છે; છતાં એ કાંડમાંની મૂલકથા તો વાલ્મીકિની કલ્પનાની ન હોય એમ માનતાં અચકાવું પડે છે. યુદ્ધકાંડના છેવટમાં રામાયણ પૂરૂં થયું એવો ભાસ આપણને થાય છે; પણ વિચારવા જેવું છે કે રાવણના પૂર્વજન્મની કથા કહ્યા વગર રામાયણ અધૂરૂં નથી લાગતું? પ્રતિ–નાયક વગર રામનું શૌર્ય એટલું દીપી ઉઠત?–એ પ્રશ્નો અનુત્તર રહે છે. આકાશના દિનવર્ણા પટ ઉપર સૂર્ય શોભે છે તે કરતાં રજનીવર્ણા આકાશમાં સોળ કળાયલ ચંદ્ર ઓર ખીલે છે. નક્ષત્રો અને તારાગણના પ્રકાશ આગળ ચંદ્રના તેજનો પડછો પડે છે, તેમ રાવણના જન્મની કથા આપવાથી રામના મહિમાનો પ્રકાશ સોવસા ઓપે છે.

તે જ પ્રમાણે કુમાર લવકુશ યુદ્ધકાંડ સુધીનું રામાયણ રામ આગળ ગાય છે; તેથી વખતે યુદ્ધ પછીના પ્રસંગોને વાલ્મીકિએ જ ઉત્તરકાંડમાં કેમ સમાવ્યા ન હોય? આ જ કાંડમાં રામસભામાં રામાયણનું ગાન, તેથી થએલો પુત્ર અને સીતાનો સ્વીકાર, ફરી શુદ્ધિની માગણી, સીતાનું પૃથ્વીમાં સમાઇ જવું–એ બધા પ્રસંગોમાં કરુણભાવની એવી અરસ રેલ રેલી રહી છે, કે એ કથા મૂલ કથાનો જ ભાગ હોવો જોઇયે એમ લાગે છે.

તે ઉપરાત કાવ્યના પાત્રોના ભવિષ્યની કથા જાણવા સૌ ઉત્સુક હોય જ એવી જિજ્ઞાસા તૃપ્ત થવી જ જોઈએ તેથી રામ અને લવકુશ, લક્ષ્મણ ભરત, સુગ્રીવ અને હનુમાન–એ બધા પાત્રોનું પછી શુ થયુ એની જિજ્ઞાસા વાચનારને થાય છે જ ઇલીયડની કથા પછી જેમ ઓડીસીની કથા વાચવી એ એ જ કથાનો ઉત્તર ભાગ વાચવા જેવુ છે અને જેમ ઇલીયડમા ટ્રોય અને એના યોદ્ધાનું શુ થયુ–પેરીસ અને હેલનનું યુલીસીસ અને એગેમેમ્નનનું શુ થયુ–એ વાત જાણવાની ઉત્કંઠા રહે છે, તેમ યુદ્ધકાડ પછી કાવ્યના બધા પાત્રોનું શુ થયુ એ જાણવાનું રહે છે જ આમ ઉત્તરકાડ એ મૂળ કથાનુ જ સ્વાભાવિક ઉપાગ છે, છતા આ કથા ભાગ ઉપરાત પાત્રોના ભવિષ્યકથનમા દેખાતા નવા નવા ક્ષેપક ભાગો, અને રામાયણની છેલ્લી આવૃત્તિ કરનારના વખતમાની તાજી હકીકતોના ઉમેરા તો આર્ષ–ઋષિપ્રોક્ત કહી શકાય નહીં

**કથામાં નવા ઉમેરા**

સમાજમા રામને માટે જેમ જેમ પૂજ્યભાવ વધતો ગયો તેમ તેમ રામાયણની પુનરાવૃત્તિ કરનારાઓએ તેમા નવા પ્રસગોના ચમત્કાર ઉમેર્યા યુગે યુગે રામાયણી કથામા જે જે નવી માન્યતાઓ ઘર કરતી ગઈ, તે બધીનો ઉલ્લેખ કરવો આ લેખની મર્યાદાની બહાર છે તોપણ તેમાથી થોડીક માન્યતા અહીં ગણાવીએ છીએ

(૧) લોકમાન્યતામા સીતાનો સ્વયંવર એક મોટો સમારભ મનાય છે એમા ઘણા રાજાઓએ ભાગ લીધો હતો, રાવણ તેમાનો એક હતો તેણે શિવ ધનુષ્ય છાતી સુધી ઉચક્યુ, પણ બહુ ભાર લાગવાથી તે તેના હાથમાથી છટક્યુ રામે તે ઝાલી લઇ રાવણને બચાવ્યો. આ બધી વિગત આધુનિક રામાયણની આવૃત્તિમા કે કાલિદાસમા પણ નથી ઉલટુ જ્યારે રામે ધનુષ્ય ઉચક્યુ, અને નમચા ચઢાવી, ત્યારે બીજુ ત્યા કોઇ નહોતું

(૨) રામ રાવણનો નાશ કરે તેટલા સારૂ રામને અયોધ્યામા દડકારણ્યમા મોકલવા માટે મન્થરાને દેવોએ યોજી હતી, એ હકીકત પણ રામાયણમાથી ખોળી જડતી નથી

(૩) ઇન્દ્રજિત વધની વાતમા જ્યારે સુલોચનાના ખોળામા એકાએક ઇન્દ્રજિતનો હાથ અદ્ધર આવીને પડે છે, ત્યારેજ સુલોચનાને એ વાતની ખબર પડે છે આ વખતે હૃદયને વલોવી નાખે એવો એ વિલાપ કરે છે અને છેવટે એ સતી થાય છે એ વાત પણ નિરાધાર છે

(૪) અહિરાવણ મહિરાવણની કથામા મહિરાવણની પત્ની ચદ્રાવતીને રામ વચન આપે છે કે 'કૃષ્ણાવતારમા હું સત્યભામા તરીકે ત્હારી સાથે લગ્ન કરીશ'–તે કથા પણ પાછળનો ચમત્કાર છે

(૫) સામાન્ય માન્યતા પ્રમાણે ભવભૂતિના સમયથી અથવા તેથી યે પહેલાથી, કુશ અને લવને એકલી રામ કથાનું ગાયન કરનાર બાળકો જેવા વર્ણવ્યા નથી રામના અશ્વમેધના ઘોડાને દોરી જઇ બાધી રાખનાર, અને લક્ષ્મણ તથા ચદ્રકેતુ સહિત સૈન્યને હરાવનાર તરીકે એમને વર્ણવ્યા છે આ છેલ્લી પ્રચલિત માન્યતાએ રામયશને એક કરુણરસપૂર્ણ કાવ્યમાથી આનદ પર્યવસાયી કાવ્ય બનાવી દીધુ છે કારણ કે રામ આ પ્રસગ પછી

પ્રચલિત હશે એમ માનવું પડે છે. યજ્ઞ વખતે સીતાની મૂર્તિ પધરાવી હતી ( આ છેવટના લેખકનો ખુલાસો છે ), તે તો એટલા માટે કે યજ્ઞક્રિયાઓ વખતે અભિષિક્ત રાણીને જ એ ધાર્મિક ક્રિયાઓનો અધિકાર છે, પરંતુ અસલ વાલ્મીકિના રામાયણમાં એક પત્નીનો જ ઉલ્લેખ હશે; અને તેથી જ કાલિદાસ પણ ' अनन्यजानेः सैवासीद्यस्माज्जाया हिरण्मयी । એમ સ્પષ્ટ લખે છે. તેથીજ આ બીજી વાત વધારે માનવા જેવી છે.

( ૨ ) બીજો પ્રસંગ અહલ્યા–શાપોદ્ધારનો છે. મળી આવતા હાલના રામાયણમાં પણ અહલ્યાનું શાપથી શિલારૂપ થવું તથા રામના પાદસ્પર્શથી મૂળ સ્વરૂપને પામવું–એ વર્ણવેલું નથી. તેમાં ફક્ત ક્રુદ્ધ ગૌતમ અહલ્યાને શાપે છે, કે તું 'વાતભક્ષા,' 'નિરાહાર' અને તપ કરતી એવી પૂર્ણ પશ્ચાતાપ કરતી આ આશ્રમમા ખૂણે પડી રહેજે!" અહલ્યા એમ તપ કરીને શુદ્ધ થયેલી હોય છે; અને અકસ્માત રામ આશ્રમમાં આવી ચડેછે , એટલે અહલ્યા પોતે સામી જઇ તેમને પગે પડે છે. રામ પોતાનો પાદસ્પર્શ તેને કરતા નથી. આજે અહલ્યાનું તપ પૂરૂં થયું હશે, એટલે અતિથિ સત્કારનું ગૃહિણી–કર્તવ્ય બજાવવા અહલ્યા ભાગ્યશાળી થઇ હોય છે. આટલું એમાં વક્તવ્ય છે.

છતાં કાલિદાસ અને તેના યે પહેલાંના લોકો કેટલાક વર્ષોથી એમ માનતા ( જુઓ રઘુ. સર્ગ ૨ શ્લોક ૩૪, કે શિલામયી ગૌતમવધુ રામની ચરણરજથી શાપનો અનુગ્રહ પામી, અને એનું મૂળ સ્વરૂપ પામી. આ શ્લોક ઉપર ટીકા લખનાર ટીકાકારો પણ લખે છે કે પુરાણાદિમાં પ્રસિદ્ધ થયેલા શિલારૂપપ્રાપ્તિશાપનો અહીં ધ્વનિ છે. )

( ૩ ) ત્રીજો પ્રસંગ સાગર ઉપરના સેતુબંધનો છે. રામેશ્વર અને લંકા વચ્ચે તરતા પત્થરનો પૂલ બાંધ્યાની વાત રામાયણમાં નથી. એમાં ફક્ત એટલું જ આવે છે કે વાનરોએ મોટા મોટા પથ્થરોથી વચ્ચેની ખાઈ પૂરી દીધી અને ઓળંગવાનો રસ્તો કર્યો; છતાં સામાન્ય લોકોની આજે પણ માન્યતા છે કે રામ નામે પથ્થર તર્યા, ને સેતુ બંધાયો.

( ૪ ) સુવર્ણમૃગના વધના પ્રસંગમાં વાલ્મીકિમાં એમ આવે છે કે રામલક્ષ્મણ શિકારે ગયા હોય છેઃ સીતાના રક્ષણ માટે જટાયુ પર્ણકુટિમાં હોય છે; રાવણ આ ઘડીએ સંન્યાસી વેષે ભિક્ષા માગવા આવે છેઃ સીતા રામલક્ષ્મણના આવવાની વાટ જોવા એને કહે છે; અને આણેલા શિકારમાંથી ભિક્ષા આપી, સત્કાર કરવા કહે છે. હવે જો પ્રચલિત માન્યતા પ્રમાણે, કંચુકીને માટે સુવર્ણમૃગનું ચર્મ લેવા રામ ગયા હોત, અને લક્ષ્મણને પાછળથી ઠપકો આપી રામની વહારે મોકલ્યો હોત, તો ઉપર પ્રમાણે શાંત રીતે રાવણનો સત્કાર સીતા કરત નહીં; જટાયુએ સીતાનું રક્ષણ કરવાનું માથે લીધાથી જ રામ લક્ષ્મણ, ખરેખરી રીતે, બહાર ગયા હોય છે; અને આમ એકાંતનો લાભ લઈ રાવણ સીતાનું હરણ કરી જાય છે. આ મૂળ પ્રસંગને સંસ્કૃત કવિઓએ બહુ રસિક બનાવ્યો છે.

( ૫ ) વળી લક્ષ્મણના સંબંધમાં ઇંદ્રજિતને મારવા માટે પૂરતું તપ એકઠું કરવા વનવાસમાં લક્ષ્મણ ૧૪ વર્ષનો જે ઉગ્ર અપવાસ કરે છે, તેની વાત પણ એક રીતે માનતાં અચકાવું પડે છેઃ પરંતુ લક્ષ્મણને, છેલ્લી આવૃત્તિ કરનારે શેષનો અવતાર કહ્યાથી–( અને શેષનાગ તો વાયુનો આહાર કરીને રહી શકે છે. ) લક્ષ્મણ એટલો લાંબો અપવાસ કરી

શકે એમ સમાધાન આપ્યું છે. આ શેષાવતારની વાતને આપણા આધુનિક રામાયણમાં આધાર નથી. પદ્મપુરાણ વગેરેની રામકથાઓ આવા ચમત્કારથી ભરલી છે ખરી. વાલ્મીકિમાં તો ઉલટું, અયોધ્યાકાંડમાં શ્લોકો છે ત્યાં 'રામલક્ષ્મણને જમાડયા પછી સીતા જમતાં' એમ સ્પષ્ટ ઉલ્લેખ થયો છે.

આવા આવા મુખ્ય અને ગૌણ બધા વિરોધો ગણાવવા બેસીએ તો એક સ્વતંત્ર લેખ લખવો પડે, તેથી ફક્ત ખાસ મહત્ત્વના પ્રસંગોને સંભારીને અહીં મન વાળ્યું છે.

**આધુનિક રામાયણ: ચોથી આવૃત્તિ.**

ક્રૌંચવધના પ્રસંગથી અંતઃક્ષોભ થતાં વાલ્મીકિની સરસ્વતી ઉત્પન્ન થઇ; અને એ સરસ્વતીના પુણ્યજળથી એમણે રામાયણ ગાયું. એ રામકથાનું ઝરણ વહેતું વહેતું યુદ્ધકાંડ સુધી વહ્યું, અને તેમાંથી મોટી સરિતા વહી. રામસભામાં કુમાર લવકુશે એટલે સુધી રામાયણ ગાયું. એ ગાયનનું પરિણામ અણચિંતવ્યું થયું: છેવટે ઉત્તર ભાગ–સીતામિલનનો પ્રસંગ વાલ્મીકિએ ગાયો કે ન ગાયો એ વાત સંદિગ્ધ છે–આ રામાયણનો પ્રથમ જન્મ.

અત્યાર સુધી મુખપરંપરાથી કંઠસ્થ રહેલું અને ઉત્તરોત્તર ભણાવાતું ગમાયણ કાવ્ય જ્યારે પ્રથમ લખી લેવામાં આવ્યું, ત્યારે એ લખી લેનાર કવિએ બાળકાંડના પ્રથમ ચાર સર્ગ ઉપોદ્‌ઘાત તરીકે લખ્યા હોય એમ સંભવિત અનુમાન છે. નારદજીએ વાલ્મીકિને પૂછેલા પ્રશ્નનું નિરાકરણ, કાવ્યશક્તિની પ્રાપ્તિ, રામાયણ કેમ રચાયું, કેમ વિસ્તાર પામ્યું–આ પ્રસ્તાવનાના ચાર સર્ગ વાલ્મીકિના કોઇ શિષ્યે પાછળથી લખ્યા હશે, અને મૂળ સાથે મેળવી દીધા હશે એમ માનતાં અડચણ નથી.

અસલી રામાયણી કથાનાં મૂળ વસ્તુની ત્રીજી આવૃત્તિ કરનાર કવિએ ઋતુનાં વર્ણન, જનસ્થાન, લંકા વગેરેનું વર્ણન, રાવણના મહાલયનું વર્ણન, રામ સીતા, દશરથ કૌશલ્યા, તારા, મંદોદરી વગેરેના વિલાપ તથા કેટલાક સંવાદો ઉમેરીને મૂળ રામાયણનું કદ બેવડું વધારી મૂકયું. લગભગ આ અરસામાં મહાભારતની કથા નવેસર લખાઇ; અને એમાં ચમત્કાર, અવતાર, જ્ઞાન અને નીતિનો સંભાર ભરેલો જોઇ રામાયણની પણ આવી ધાટીથી નવી રચના થવાની જરૂર જણાઇ; પરિણામે ચોથી આવૃત્તિ પ્રચારમાં આવી.

આ ચોથી આવૃત્તિ વખતે, સીતામિલન અને તે પછીનો વૃત્તાંત આપતો ઉત્તરકાંડ મૂળ કાવ્ય સાથે ભેળવી દેવામા આવ્યો; આ છેવટના ભાગમાં આ છેલ્લી આવૃત્તિ કરનાર કવિના વખતમાંથી તાજી હકીકતો મેળવેલી છે, એ સ્પષ્ટ જોઇ શકાય છે. રામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન–એ ચારેના પુત્રોએ જે રાજ્યો સ્થાપ્યાં તેનું વર્ણન ઉમેર્યું છે. વખતે કેટલાક રાજાઓએ, આ લવકુશ વગેરેનાં વંશ–વર્ણન અપાવી પોતાનો સંબંધ સૂર્યવંશ સાથે જોડવાની યુક્તિ આ દ્વારા ન કરી હોય એમ પણ ન બનવા જેવું નથી. આ આવૃત્તિનો કાળ ઇ. સ. પૂર્વે બસેં વર્ષ ઉપરનો ગણાય છે.

કાલિદાસ અને ભવભૂતિના સમયમાં આ જ આવૃત્તિ પ્રચારમાં હશે એમ રઘુવંશ અને ઉત્તર રામચરિત વગેરે સાંપ્રત રામાયણ સાથે વાંચતાં જણાય છે. કાલિદાસમાં કેટલીક

વાર મૂળમાંના શબ્દો યે ( 'श्लोकत्वमापद्यत यस्य शोकः ।' 'अरावणमरामं वा ।' જેવા ) સાંગોપાંગ દેખાય છે. ભવભૂતિ લવકુશ કને વાલ્મીકિપ્રણીત રામાયણમાંથી ત્રણ શ્લોક સહેજ ફેરફાર સાથે બોલાવે છે. એ ત્રણ શ્લોક હાલના રામાયણમાં દેખાય છે, પરંતુ ભવભૂતિ કોઇ સર્ગબદ્ધ કાવ્યનો ઉલ્લેખ કરતો નથી. અમુક 'અધ્યાયો'માં વહેંચાયલા રામાયણમાંથી એ શ્લોકો છે એમ એ કહે છે. તેથી ભવભૂતિ પછી કાવ્યની સર્ગબદ્ધ રચના થઇ હશે એમ માની શકાય.

આમ સાંપ્રત રામાયણ એ ચોથી આવૃત્તિ છે. પ્રથમાવૃત્તિ વાલ્મીકિપ્રણીત લવકુશે રામસભામાં ગાયેલી, બીજી પ્રથમના ઉપોદ્ઘાત સાથેના ચાર સર્ગ સાથેની, ત્રીજી ઋતુ વગેરેના વર્ણનના વિસ્તારવાળી, અને છેલ્લી તે ઉત્તરકાંડ સાથેની.

**ચમત્કારનું તત્ત્વ:**

રામકથાના વર્ણનો અસંખ્ય થવાથી ધીમે ધીમે એમાં ચમત્કારનું તત્ત્વ વધારે પ્રમાણમાં દાખલ થતું ગયું, અને તેમાં પણ યુગેયુગે જૂના ચમત્કારોનો રંગ ફટકી ગયાથી નવા નવા ચમત્કારોના રંગ એમાં પૂરાતા ગયા. આવા ચમત્કારો દરેક અવતારી પુરુષના જીવનમાં ભળેલા હોય છે. એ ચમત્કારોની સત્યાસત્યતા તપાસવાનો ભક્તનો અધિકાર નથી; એવી વિતંડા કરવાની નાસ્તિકતા તે બતાવી શકે પણ નહિ. ભક્ત હૃદયની ભક્તિને સિદ્ધ કરનાર–સદૃઢ કરનાર આવા ચમત્કારો છે.

એક દૃષ્ટિએ આખું વિશ્વ પણ અદ્ભુત ચમત્કાર છે. નિયમિતપણે ઉગતા અને આથમતાં સૂર્ય અને ચંદ્ર, આકાશમાં કશાના ટેકા વગર અદ્ધર રહેલા કોટિ નક્ષત્રો, મહાન સમુદ્રો, પૃથ્વીના ઉદરમાં તેમ જ સપાટી ઉપર વસી રહેલા કોટ્યાવધિ પ્રાણીઓ, મનુષ્ય શરીરની અદ્ભુત યોજના–એ સૌ ચમત્કાર છે, અને આ સૌ જે પરમપૂજ્ય, સર્વશક્તિમાન પ્રભુએ ઉત્પન્ન કરેલું તે પ્રભુની શક્તિનો પાર પામવો અશક્ય છે. સૌ અવતારોમાં એ પ્રભુનો અંશ છે.

રામના ચરિત્રમાં આવા દિવ્ય અંશ તરીકે ગણીએ તો, રામે કિશોર વયમાં શિવ-કોદંડ ભાગ્યું; નક્ષત્રી પૃથ્વી કરનાર ભાર્ગવ પરશુરામનો તેજોવધ કર્યો, સુગ્રીવ સાથે પ્રસંગ પડતા એક જ બાણે ધાંડું વન ભેદ્યું ને સુગ્રીવને ચકિત કર્યો, શલ્યાની અહલ્યા કરી, શૂદ્ર શંબૂકને વર્ણાશ્રમનો ભંગ કરતો અટકાવી બ્રાહ્મણના મૃત પુત્રને સજીવન કર્યો, સમુદ્રને બાળી નાખવા બાણ સાધતા સમુદ્રને શરણે આણ્યો, પથ્થર તરાવી સેતુ બાંધ્યો, લોકરાવણ–ત્રિલોકને રડાવનાર દશકંધર રાવણને હણ્યો–એ બધા અંશોમાં ચમત્કારને વિસ્તારવાનો કવિઓને પુષ્કળ અવકાશ મળ્યો છે

આ ચમત્કારનું તત્ત્વ મૂળકથા સાથે સરખાવી જોતા એટલું બધું પેસી ગયેલું લાગે છે, કે કેટલાક અસંભવ અને કેટલાક અસત્ય કથન આ પાછળના રામાયણોમાં ઉમેરવામાં આવ્યા ન હોત તો કેવળ શ્રદ્ધાળુ સિવાયનો બીજો વર્ગ મૂળ રામકથાને એક ઇતિહાસ તરીકે માનતા અચકાય છે તેવું બનવા વખત ન આવત

આ ચમત્કારનું પહેલું વર્ણન કાલિદાસના સમયના કવિઓનું છે, બીજો વર્ણન-વિસ્તાર પદ્મપુરાણ અને અધ્યાત્મ રામાયણના કાળના પુરાણોમાં અંતર્ગત છે, અને ત્રીજું,

છેવટના ચમત્કારોના પૂર્ણ વિકાસ જેવો વિસ્તાર પ્રાકૃત કવિઓ તુલસીદાસ જેવાના "રામ ચરિત માનસમા" જોઇ શકાય છે.

**અવતાર કલ્પના.** રામનું લોકોત્તર ચરિત્ર દૈવી ચમત્કારથી ઓતપ્રોત થયું; અને સામાન્ય મનુષ્યના જીવનમા આવા ચમત્કારો થવા અશક્ય છે, તેથી રામ પુરુષોત્તમનું પૂર્ણ સ્વરૂપ મનાયા. રામ અને સીતા હિંદુઓને મન પૂર્ણ પુરુષ અને પૂર્ણ સ્ત્રીના આદર્શો છે. સંકટ અને પ્રલોભનના સમયે તેમની દૃઢતા, વિપત્તિમા તેમનુ ધૈર્ય અને ભાગ્યની સર્વ દશામાં તેમની કર્તવ્યપરાયણતા એ હિન્દુ દષ્ટિએ પૂર્ણ જીવનનો આદર્શ છે. આથી એ અવતાર તરીકે આદરભાવ પામ્યાં છે.

પરંતુ આ અવતારોમા દૈવી ચમત્કારો માનવા ઉપર અવતારનુ ખરૂ મહત્ત્વ ટકી રહેલું નથી; કારણ કે નહીં તો અર્વાચીન સમયમા મહાન શોધકોની શોધો ફોનોગ્રાફ, ટેલીગ્રાફ, વાયરલેસ, એરોપ્લેન, એક્સ રે વગેરેની શોધથી જગતને આશ્ચર્ય પમાડનાર મનુષ્યોની ગણના પણ અવતારમા જ થઈ હોત. અવતારનું ખરૂ મહત્ત્વ મનુષ્યોના સદ્વર્તન, ચારિત્ર અને નીતિ ઉપર જ આધાર રાખે છે. તેથી ફક્ત રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ક્રાઇસ્ટ, મહમદ વગેરેની અવતારમા ગણના થાય છે.

પરંતુ રામાયણ દેવતાની અવતાર લીલા ગાવાને રચાયું છે એમ નથી. કવિ આગળ રામ અવતાર હતા જ નહીં, મનુષ્ય હતા. જો રામને દેવ ગણીને કાવ્ય રચાયું હોત, તો કાવ્યના ગૌરવમા અને કાવ્યત્વમા ક્ષતિ આવત. રામચરિત્ર મનુષ્ય ચરિત્ર છે, માટે જ એ મહિમા પૂર્ણ છે. રામાયણ નરચંદ્રમાની કથા છે, દેવતાની નથી. એમા મનુષ્ય જ પોતાના ગુણે કરીને દેવતા થયો છે વાલ્મીકિનો હેતુ મનુષ્યનો અંતિમ આદર્શ સ્થાપવાનો છે, તેથી જ કવિએ રામના શૌર્ય, ધૈર્ય, એક પત્નીવ્રત વગેરે ગુણોનું વર્ણન કરીને ખૂબ બતાવ્યો છે. રામને પ્રાકૃત મનુષ્યની પેઠેજ દુઃખ, હર્ષ, શોક વગેરે થતા હતા, અને પોતાના મન ઉપર વિજય મેળવવા તેમને પણ બીજા માણસની મદદ લેવી પડી છે તે ઉપરથી જણાય છે કે રામને પરમેશ્વર ગણવાનો વાલ્મીકિનો વિચાર નથી.

**રામ અવતાર તરીકે:** રામકથા એટલી બધી ઉદાત્ત, મનમોહક અને પવિત્ર છે કે બૌદ્ધોએ એ રાષ્ટ્રવીરને પોતાના ધર્મ પક્ષમા લઇ લીધો,* અને એ કથાને પોતાની ધર્મ જાળમા ગૂંથી લીધી. પાલી ભાષામા રચેલા એમના "દશરથ જાતકમા" છેવટમા એમ બતાવ્યુ છે કે રામ એ બુદ્ધનો પૂર્વાવતાર હતો. બૌદ્ધોની અવતાર માટેની ઘેલાઇથી વેદધર્મીઓને પણ એવા અવતાર પોતાના ધર્મની કથામા જોવાની હોસ થઈ; તેથી યુગે યુગે પ્રભુનો અવતાર થવાની વાતમા બૌદ્ધોનું અનુકરણ એમણે કર્યું અને વાસુદેવને વિષ્ણુનો અવતાર ગણ્યો.

આ અવતારકથાના નવા સ્વરૂપને દાખલ કરતી વખતે મહાભારતના કવિએ પહેલાના રાષ્ટ્રવીરોને અવતારની કથામાં મૂકી દીધા. આને લીધેજ મહાભારતમાં વનપર્વમા "રામો.

વિ. ૭. ૯.

પાખ્યાન" દાખલ થવા પામ્યું, ત્યા રામને વિષ્ણુનો અવતાર કહ્યા છે. આ રામોપાખ્યાનના નવા રંગઢંગથી રામાયણની નવી આવૃત્તિ કરવાની પ્રેરણા જાગી, અને રામને અધર્મીઓનો નાશ કરનાર અવતાર તરીકે વર્ણવવામા આવ્યા.

છતા દશાવતાર અને ચોવીશ અવતારનો સિદ્ધાત—એ પુરાણોની કલ્પના છે. મહાભારત કે રામાયણમા એને માટે આધાર નથી. અહીં જાણવા જેવું છે કે બૌદ્ધો પણ બુદ્ધના ૨૪ અવતાર ગણે છે, અને જૈનો પણ ૨૪ તીર્થંકર થયા માને છે. રામાયણના કાળમા 'વરાહ' નો ઉલ્લેખ છે, પણ ત્યા વરાહની અવતાર તરીકે ગણના થઇ નથી, બ્રહ્મા જાતેજ વરાહ થઇને પૃથ્વીને ઉચી કરે છે. આ અવતારોની ક્રમવાર ગોઠવણી પુરાણોના વખતની છે. *

રામકથાનો ઉપયોગ જૈનોએ પણ આ અરસામા કર્યો છે વિક્રમ સ. ૬૦ (મહાવીર સં. ૫૩૦) મા પ્રાકૃત ગાથામા રચાયલા पउमचरियम् (पद्मचरित्रम्) નામના ગ્રથમા રામને 'પદ્મ' નામ આપીને આખી કથા વર્ણવી છે, અલબત્ત દષ્ટિબિંદુ અને કાવ્ય-વિસ્તાર જૈન ધર્મીઓના છે.

પાચમા સૈકામા થયેલો કાલિદાસ રામને વિષ્ણુનો અર્ધાશ કહે છે, ભરતને ચતુર્થાંશ અને લક્ષ્મણને બાકીનો અંશ વહેચી આપે છે પરતુ પુરાણના રચનારાઓને રામનો આટલો અંશાવતાર કહેવાય તે ગમ્યુ નહીં, તેથી પદ્મ પુરાણમા કથા આપી કે રામ વિષ્ણુના પૂર્ણાવતાર હતા, ભરત વિષ્ણુના પચજન્યનો અવતાર હતા લક્ષ્મણ શેષાવતાર, શત્રુઘ્ન સુદર્શનનો અવતાર અને સીતા લક્ષ્મીનો અવતાર હતા. આમ કાલિદાસના સમય પછી પણ પુરાણકારોએ રામકથામા પૂજ્ય બુદ્ધિ ઉપજાવનારો ઘટતો સુધારો કરી તક જવા દીધી નથી

આ અવતારકલ્પનાનો મોહ છેક આધુનિક મુસલમાનોને પણ લાગ્યો છે, એમ જાણતા આશ્ચર્ય થાય છે. વિધર્મી એવા ખોજાઓના 'સાહિત્યમા સતપંથ ગ્રંથ'મા ઇમામુદીન કૃત નારાયણનો દશ અવતારનો ગ્રન્થ છે તે ખાસ ધ્યાન ખેચે છે. એમા દશ અવતારમા હિંદુઓના મચ્છ, કચ્છ, વરાહ, આદી નવ અવતાર ગણાવી દશમો અવતાર અરબસ્તાનમા મહમદ પેગબરનો થયો એમ જણાવ્યુ છે +

**રામ યુગમાં ડોકીયું**

આ યુગમા ક્ષત્રિયોની શ્રેષ્ઠતા છતા બ્રાહ્મણોની મહત્તા સર્વથા સ્વીકારાઇ ગઇ, તેથી જ વિશ્વામિત્રે ઉદ્‌ગાર કાઢ્યા હતા કે धिग्बलं क्षत्रियबलं ब्रह्मतेजो बलं बलम् । યાજ્ઞવલ્ક્ય જેવા અનેક મુનિઓ જનક પાસેથી બ્રહ્મજ્ઞાન પામ્યા હતા છાદોગ્ય, કૌષીતકી અને બીજા ઉપનીષદોમા જુદા જુદા ક્ષત્રિય સામે બ્રાહ્મણો હાથ જોડીને કેવી બેસતા અને પરમાત્મ જ્ઞાન કેવી રીતે મેળવતા-તેનુ વર્ણન કરેલુ છે

---

* ગર્ગ સહિતાના પહેલા ખંડમા આ અવતારના છ પ્રકાર કહ્યા છે અંશ, અંશાશ, આવેશ, કલા, પૂર્ણ અને પરિપૂર્ણ, ઇશ્વરનુ નિયત કામ કરનાર અંશાવતાર બ્રહ્માદિનો છે અંશાશ અવતાર મરિચિ આદિ મુનિઓનો છે ભાર્ગવ પરશુરામાદિનો આવેશ અવતાર છેઃ યુગે યુગે થતો નૃસિંહ, વામન વગેરેનો કલા અવતાર છે, રામનો પૂર્ણાવતાર છે, અને કૃષ્ણનો પરિપૂર્ણ છે.

+ જુઓ છઠ્ઠી સાહિત્ય પરિષદ રિપોર્ટ પૃ ૫૦. પ્રમુખ રા. બ. હાટાવાળાનુ ભાષણ

સર્વ બ્રાહ્મણોને પરમ પૂજ્ય એવો ગાયત્રી મંત્ર વિશ્વામિત્રે રચેલો છે. આમ બ્રાહ્મણોને પવિત્ર મંત્રોપદેશ પણ ક્ષત્રિયો તરફથી મળ્યો છે. આ યુગના ક્ષત્રિઓ બ્રાહ્મણોને બ્રહ્મવિદ્યા શીખવી શકે એવા હતા. સહેજ જાણવા જેવું છે કે આર્ય ઇતિહાસમા મોટા મોટા જ્ઞાન અને ઉપદેશના સિદ્ધાંતો પ્રગટ કરનારા ક્ષત્રિય રાજવીઓ હતા. રામ, જનક, કૃષ્ણ, ભીષ્મ મહાવીર બુદ્ધ વગેરે ક્ષત્રિય હતા અવતારોની બાબતમા જોઇશુ તો પરશુરામ તથા વામનના બ્રાહ્મણ અવતાર રામ અને કૃષ્ણના ક્ષત્રિય અવતારો આગળ ઝાંખા પડી જાય છે યોગવાસિષ્ઠ માહેના રામના વિચારો અને ગીતા માહેનું કૃષ્ણનુ તત્ત્વજ્ઞાન આ બાબતની સાક્ષી પૂરે છે.

છતા રામાયણ કાળમા બ્રાહ્મણોનુ મહત્ત્વ બહુ વધ્યુ હતુ સૌ એમનો પડયો બોલ ઝીનતા જનક અને દશરથ એમના કુલગુરુઓને બહુ માન આપતા. પરશુરામ સાથે યુદ્ધ કરવાનો જ્યારે રામને પ્રસંગ આવ્યો, ત્યારે રામે ફક્ત બ્રાહ્મણ જાણીને તેની ક્ષમા માગી હતી આ પરશુરામ કથામા એક ઐતિહાસિક સત્ય સમાએલુ છે. રામચદ્ર વનવાસમા જવા નીકળ્યા ત્યારે તેમણે અને સીતાએ બ્રાહ્મણોને પોતાના અલકાર વહેંચી નાખ્યા હતા રામે લક્ષ્મણને કહ્યુ છે, "લક્ષ્મણ બ્રાહ્મણ અભ્યાસમા મગ્ન હોવાને લીધે પોતાના જીવન નિર્વાહની ફીકર રાખતા નથી, માટે તેમને દાન આપવુ એ કર્તવ્ય છે." આ વચનમા બ્રાહ્મણવર્ગ તરફની પૂજ્યબુદ્ધિનો રદીઓ મળે છે

મહાભારત કાળમા વસ્તુસ્થિતિ જૂદી હતી. ક્ષત્રિઓની શ્રેષ્ઠતા સર્વમાન્ય થઇ હતી ધર્મમાર્ગદર્શક તરીકે પણ તે કાળમા ક્ષત્રિયો હતા. શ્રી કૃષ્ણ, ભીષ્મ, ધર્મ વગેરે ક્ષત્રિઓએ જ ધર્મતત્ત્વનું વિવરણ કર્યું છે દ્રોણ જેવા બ્રાહ્મણો મહાભારતના કાળમા શસ્ત્ર સજીને ક્ષત્રિઓ સાથે લડતા હતા આમ રામાયણ મહાભારત કાળની સામાજિક સ્થિતિમા દેખીતો ફેરફાર એટલો જણાય છે, કે રામાયણમા બ્રહ્મતેજોબળ અને મહાભારતમા ક્ષાત્રબળને વિશેષ માન મળતું. રામાયણના કાળમા શૌર્ય કરતા સાત્ત્વિક ગુણોની મહત્તા વિશેષ હતી, તે માટેજ તે વખતના સમાજનુ ચિત્ર આલેખતી વખતે વાલ્મીકિએ સદાચાર, સત્ત્વસ્થ વૃત્તિ, ભૂતદયા વગેરે ગુણોની મહત્તા ગાએલી છે

**ધાર્મિક ઉત્ક્રાન્તિ અને રામાયણ**

રામચરિત્રમા અવતાર કલ્પનાનું માધુર્ય ભળ્યુ એટલે વિશુદ્ધ જીવનમા દેવભાવનાનો રમ્ય સયોગ થયો. તેથીજ રામકથા ધાર્મિક સુધારકો અને આચાર્યોને પ્રેરણા આપી રહી છે, અને અર્વાચીન પ્રજાના લોકમાન્ય ધર્મને વિશુદ્ધ બનાવતી ગઇ છે. બધા અવતારોમા રામ અને કૃષ્ણના અવતાર મુકુટ રૂપ ગણાયા છે.

એ અવતાર કથાના રહસ્યનો આધાર લઇ દક્ષિણમા આચાર્ય રામાનુજે ઇ સ. ના બારમા સૈકામા વિશિષ્ટાદ્વૈતને નામે ઓળખાતો એકેશ્વર વાદ ગાયો. તેરમા સૈકામા મધ્વાચાર્યે રામની ઈશ્વર તરીકે બાગ પૂકારી લગભગ તેરમા અને ચૌદમા સૈકામા રામાનંદે એ જ એકેશ્વરવાદનો પાયો ઉત્તરમા પાડયો તેના અનુયાયી સત કબીરે હિન્દુમુસલમાનને એકેશ્વરવાદમા આણ્યા, અને રામ-રહેમાનની એકતા ઉપદેશી. સોળમા સૈકામા બગાળામા ગૌરાગ પ્રભુ ચૈતન્યે અને ગુજરાતમા આચાર્ય વલ્લભે એ જ ઉચ્ચ એકેશ્વરવાદને શુદ્ધાદ્વૈત રૂપે પ્રજાને

શીખવાડ્યો; સુધારક નાનકે આ જ અરસામાં પંજાબમાં એ રામકૃષ્ણના બ્રહ્મવાદની ઘોષણા કરી. આજે પણ વિશ્વેશ્વરની વિભૂતિ જેવાં અનેક દેવ દેવીની ઉપાસના હિન્દુઓમાં પ્રચલિત છતાં લોકોમાં એકેશ્વરવાદનું સત્ય ઝાખું પડ્યું નથી અને રાષ્ટ્રકાવ્ય જેવાં મહાકાવ્યોના નાયકો રામ અને કૃષ્ણને વિષ્ણુના અવતાર તરીકેનું માન આજે પણ આપી રહ્યા છે.

રાષ્ટ્રકાવ્યોની સીધી અસર સમાજમાં થાય છે એમ વખતે કોઇ નહિ સ્વીકારે. પરંતુ તેનું અસ્તિત્વ સમાજને ઉપકારક થયા વગર રહેતું નથી એ ઇતિહાસમાંથી જ સિદ્ધ થઇ ચૂક્યું છે, કારણ કે કવિનું કવિત્વ રાષ્ટ્રત્વથી સ્વતંત્ર હોવા છતાં રાષ્ટ્રીયત્વને ઉપકારક થાય છે. હોમરનાં વીર પાત્રોનું બુદ્ધિપૂર્વક અનુકરણ કરીને એલેકઝેન્ડર જગવિજેતા થયો, અને ગ્રીક સંસ્કૃતિને એણે એશિયામાં વિસ્તારી; બંકીમચંદ્રના એક 'वन्दे मातरम्'ના કાવ્યે હિંદુસ્થાનને એકતાન કર્યું, અને સ્વદેશીનો મહામંત્ર પઢાવ્યો; તેમ શિવાજી અને રાજપૂતો રામાયણ અને મહાભારતની કથાના દૂધ ઉપર ઉછરી દેશનું સ્વાતંત્ર્ય ગ્રહી તથા ઉદ્ધારી શક્યા. આમ રામાયણની રાષ્ટ્રકાવ્ય તરીકે અને એક ધર્મગ્રંથ તરીકેની અસરનો ઇતિહાસ છે.

**રામ પૂજા ક્યારે શરૂ થઇ ?**

પુરાણોના કાળથી રામ અને કૃષ્ણ અવતાર ગણાવા માંડયા; અને લોકોએ પોતાની પૂજ્યબુદ્ધિ વ્યક્ત કરી. સૈકાઓથી આવી રીતે રામ તરફ લોકોની પૂજ્યબુદ્ધિ–અવતારભાવના હતી એ ખરૂં, પરંતુ હજી આ સમય સુધી રામકૃષ્ણની પૂજા થયાનો ઉલ્લેખ થયો હોય એમ ખબર નથી. અમરસિંહ પોતાના અમરકોષમાં (છઠ્ઠા સૈકામાં) દેવનાગ્રોનાં નામ ગણાવે છે, તેમાં રામનું નામ નથી. પરંતુ તે જ સમયમાં થએલા વરાહમિહિરે કૃષ્ણ, સૂર્ય, યમ, રામ વગેરેની મૂર્તિ શી રીતે બનાવવી તેની રીત બતાવેલી છે. આ ઉપરથી વરાહમિહિરના સમયમાં રામને અવતાર તરીકે માનતા હતા - ખરા, પણ પછીના પાંચ સાત સૈકા ઉપર જેમ થવા માંડયું તેમ તેની પૂજા અને તેના પાઠ અને કીર્તન તે સમયમાં ચાલતાં નહોતાં.

તેરમા સૈકામાં રામની ઉપાસના ચાલુ હતી. મધ્વ ઉર્ફે આનંદતીર્થે રામની મૂર્તિ બદ્રિકાશ્રમમાંથી આણી, અને જગન્નાથપુરીમાંથી રામ સીતાની મૂર્તિ લાવવાને એમણે ૧૨૬૪ માં નરહરિતીર્થને મોકલ્યો.* એ જ શતકમાં હેમાદ્રિએ લખેલા વ્રતખંડ નામના પુસ્તકમાં રામનો જન્મઉત્સવ કેમ ઉજવવો એ લખેલું છે.

રામાનંદ પછી તેમના બાર શિષ્યોમાંના કબીરે રામભક્તિનો મહિમા વધાર્યો. ઉત્તર હિંદુસ્થાનમાં ગોસ્વામી તુલસીદાસે રામાયણનાં પુણ્યસ્મરણ તાજાં કર્યાં; રામ ભક્તિની સંહિતા રચી રામજી મંદિરોની સ્થાપના કરાવી. દક્ષિણમાં રામદાસ સ્વામીને લીધે સત્તરમા સૈકામાં રામપૂજા શરૂ થઇ; અને રામ, સીતા, લક્ષ્મણ અને હનુમાનનાં મંદિરો સ્થપાયાં. આથી રામચંદ્રનો મહિમા આખા હિંદુસ્થાન ઉપર ફેલાયો.

---

* આર્યોના તહેવારોનો ઇતિહાસ–એ પુસ્તકમાથી રામનવમીનો ઉત્સવ જુઓ.

કેટલાક રામને કાલ્પનિક વ્યક્તિ કહે છે; એક અનુમાન કરે છે કે આ દેશના અસલ વતનીઓ સામે આર્યોનાં યુદ્ધ અને સુધારાના સ્થિતિદર્શનનું રામાયણ એ સાકેતિક ફળ છે. બીજા કહે છે કે બ્રાહ્મણધર્મ અને બૌદ્ધ ધર્મ વચ્ચે જે ધર્મયુદ્ધ ચાલતું હતું, તેનું એ નિદર્શન છે. ત્રીજા કહે છે કે કૃષિવિધાના સંબંધમાં એ એક રૂપક છે; અને ચોથા વળી રામાયણી કથામાં આધ્યાત્મિક અર્થ રહસ્યની ઘટના કરે છે.

**રામાયણ રૂપક છે?**

પહેલા લેખકો એમ કહે છે, કે રામના કાળમાં કહો કે વાલ્મીકિના કાળમાં કહો, ગંગાનો દક્ષિણનો પ્રદેશ વેરાન હતો. રાક્ષમ, તે સંસ્કાર વગરના માંસાહારી આર્યોને સંતાપનારા, સાધુ પીડા કરનારા, યજ્ઞો અને યજ્ઞો કરનાર ઋષિઓનો ધ્વંસ કરનારા અને કેવળ જંગલી હતા. આ જંગલી કરતા તે કાળના આર્યોની સ્થિતિ કેવી ઉત્તમ હતી તે બતાવવા રામાયણની રચના થઇ છે. રામે સ્પર્શથી શલ્યાની અહલ્યા કરી તે ઉપરથી તેઓ તર્ક કરે છે કે પહેલાં વિન્ધ્ય પર્વતની આપપાસનો મુલક ઉજ્જડ અને વેરાન હતો, ત્યાં આર્યોનાં પ્રવેશથી ખેતી વધી. આ સ્થિતિદર્શનનું રામાયણ એક રૂપક છે, એમ આ લોકો મનાવવા માગે છે.

બીજું અનુમાન કરનારાઓ 'બૌદ્ધો સામે વૈદિક બ્રાહ્મણોનો વિરોધ બતાવનારૂં કાવ્ય' એને કહે છે. રાક્ષસો તે બીજા કોઇ નહીં પણ વેદધર્મની આણમાંથી ખસેલા બૌદ્ધો; કારણ કે ગ્રંથના લેખકો બ્રાહ્મણ એટલે એમણે બૌદ્ધોને તિરસ્કારમાં રાક્ષસ તરીકે વર્ણવ્યા છે. વૈદિક અને વેદબાહ્ય ધર્મોના સિદ્ધાંતો વિપરીત હોવાથી બૌદ્ધ ધર્મીઓ બ્રાહ્મણોને કનડતા (સરખાવો જૈનોના રામાયણમા રાવણની કલ્પના, યજ્ઞોદ્વારા થતી હિંસાને અટકાવનાર રાવણ જૈન હતો.) તેથીજ રાવણને મુનિઓના યજ્ઞાદિ કર્મનો નાશ કરનારો લખ્યો છે. બૌદ્ધ ધર્મમાં યજ્ઞાદિ કર્મનો પ્રતિબંધ છે, તેથી તે અટકાવનાર રાવણને તિરસ્કારમાં રાક્ષસ લખ્યો છે.

**ધર્મ યુદ્ધનું રૂપક?**

બૌદ્ધ ધર્મનો જુવાળ વૈદિક ધર્મ ઉપર આવીને ફરી ગયો, અને સાથે કર્મકાંડ તથા વર્ણાશ્રમના સિદ્ધાંતોને ઘસડી ગયો. પરિણામે બ્રાહ્મણ બળ તુટયું પણ પુનઃ શંકરાચાર્યને હાથે બ્રાહ્મણ ધર્મ સ્થપાયો, અને બૌદ્ધોને તેમના ધર્મના ઉત્પત્તિ સ્થાનમાંથી–આર્યાવર્તમાંથી જ દેશવટો મળ્યો. આ બ્રાહ્મણ-ધર્મના વિજયની કથા રામાયણમાં ગવાઇ છે, એમ આ લોકો કહે છે.

ત્રીજા અનુમાનવાળા ફકત 'સીતા' શબ્દનો ઋગ્વેદમાં એક ઠેકાણે 'રૂપ રેખા— ખેડાયલી ભૂમિ' એવો અર્થ કરેલો જોઇ રામાયણને તે ઉપરથી કૃષિ વિદ્યાની ઉત્પત્તિનું રૂપક કલ્પે છે. સીતાની વેદમાં (ઋગ ૪, સૂક્ત ૫૮) કૃષિ દેવતા તરીકે સ્તુતિ કરેલી છે. રામાયણમાં એમ ઉલ્લેખ છે કે જમીનમાંથી સીતા મળ્યાં અને એ "અયોનિજા" છે. આ ઉપરથી વેદના વારાની સીતા રામાયણમા રામપત્ની થઇ. તેજ પ્રમાણે રામ એ ઇન્દ્ર, રાવણ એ વૃત્રાસુર, અને હનુમાન એ મરુત–ના સાકેતિક શબ્દો છે. રાવણે સીતાનું હરણ કર્યું;

**કૃષિ વિદ્યાનું રૂપક?**

અને રામ એટલે ઇન્દ્રે અસુરને હાર કરીને વૃષ્ટિ કરી–વર્ષાનો માર્ગ ખુલ્લો કર્યો અને બધાને સુખી કર્યા. એ રીતે આખું રૂપક ઘટાવવામાં આવે છે. અહલ્યોદ્ધારના પ્રસંગનો ખુલાસો પણ એ રૂપક દ્વારા અપાય છે. ઇંદ્ર એટલે સૂર્ય અને અહલ્યા તે રાત–એટલે અહલ્યારૂપી રાતની પાસે ઇંદ્રરૂપી સૂર્ય જતાજ તે નાશ પામી–ઉદ્ધાર પામી.

મેક્સમૂલરનો અભિપ્રાય છે કે, "સીતા અને હળની કોશને ઋગ્વેદના સમયથીજ દૈવી માન મળતું આવ્યું હતુ; અને તે દેવી તરીકે પૂજાઇ હતી. જ્યારે ખેતી ધીમે ધીમે દક્ષિણ આર્યાવર્ત તરફ ચાલી, ત્યારે "સીતા" ને દક્ષિણ તરફ લઇ ગયા. એવી કાવ્યમાં કલ્પના ઘડવી મુશ્કેલ ન પડી; અને જ્યારે મનુષ્ય કલ્પનાની આ ઉચ્ચ ભાવનારૂપ સ્ત્રી દેવીની સ્પષ્ટ અને લલિત વ્યક્તિ બંધાઇ, ત્યારે ઇતિહાસમાં અતિ પવિત્ર અને વિદ્વાન વિદેહના રાજા જનકની પુત્રી તરીકે જ તે સાધારણ રીતે વખણાઇ.

"ઉત્તરકાલીન પુરાણોમા રામને વિષ્ણુનો અવતાર કહ્યા છે; પણ વિષ્ણુની જ દેવતા તરીકેની પ્રસિદ્ધિ ત્યાર પછી થયેલી હતી. મહાભારતકાળના દેવોમા હજી ઇંદ્ર જ મુખ્ય સ્થાને હતો. (સરખાવો–શ્રીકૃષ્ણે કરાવેલી ગોવર્ધન પૂજા પહેલા ઇંદ્ર મહોત્સવ થતો હોવાની વાત ભાગવતમાં છે). પારસ્કર ગૃહ્યસૂત્ર (૨–૧૭–૯)માં દેવી સીતાને ઇંદ્રની પત્ની કહી છે; તેમ રામાયણનો નાયક રામ, અનાવૃષ્ટિના રાક્ષસોની સાથે યુદ્ધ કરનાર ઋગ્વેદના ઇંદ્રની જ પુનરાવૃત્તિ છે, એવી કલ્પના શું પાયા વગરની છે? આ રામની ઇંદ્ર કલ્પનારૂપક ભેગું આર્યાવર્તના ઐતિહાસિક વિજયનું વર્ણન ભેળવીને રામાયણ કાવ્ય ઉદ્દભવ્યું છે."

**અધ્યાત્મ રામાયણ**

અધ્યાત્મજ્ઞાનીઓ રામાયણને જૂદી દૃષ્ટિએ જુએ છે. જેને દશ ઇંદ્રિયો જોડાયલી છે એવો જીવાત્માનો દેહરૂપી રથ તે દશરથ; જીવાત્મા એ રામ, સદ્બુદ્ધિ એ સીતા, અવિદ્યા એ કૈકેયી, વૈરાગ્ય તે વન, વિવેક તે લક્ષ્મણ, પંચવટી એ યોગીની ધ્યાનસ્થિતિ, દેહાભિમાન એ રાવણ, સદ્ભાવ એ વિભીષણ, ભાવાર્થ એ જટાયુ–ભક્તિ એ એની પાંખો, યોગશાસ્ત્રોક્ત મનચક્ર અષ્ટદલ તે જ લંકા, અંજન એ જ અંજનાપુત્ર હનુમાન, નિષ્કામ એ સુગ્રીવ, સકામ એ વાલી, કપિ એટલે સમાધિ પ્રાપ્ત કરી લેવાનો માર્ગ–વગેરે રૂપકના અર્થ આપીને રામાયણના બધા પ્રસંગો સાથે અધ્યાત્મજ્ઞાનનો મેળ આ અધ્યાત્મજ્ઞાનીઓ બેસાડે છે.

પરંતુ રામકથાનું આવું આધ્યાત્મિક સ્વરૂપ કલ્પવાથી રામનું અસ્તિત્વ જ નાબૂદ કર્યા બરોબર થાય છે; અને અવતારમા બનાવેલો રામાવતાર થયો જ નથી એમ સાબીત થાય છે. આ વાત ધર્માભિમાનીઓએ ભૂલવા જેવી નથી; કારણ કે કેવળ આધ્યાત્મિક જ્ઞાનનો શબ્દાડંબર લોકો આગળ ધરવાથી જ્ઞાન ફક્ત શબ્દોના આડંબરમા સમાઇ જાય છે; એ જ્ઞાન હૃદયને સ્પર્શ કરતું નથી. તે કરતાં સાત્વિક, પ્રેમાળ અને ઉદાર રામચરિત્રને ઐતિહાસિક મહાકાવ્ય તરીકે અને પુરુષોત્તમના ચારિત્રકાવ્ય તરીકે વાચવાથી વધારે લાભ મળી શકે છે.

કોઇ પૂછશે, રામાયણની મહત્તા શેમા રહેલી છે, તો તેનો ઉત્તર ટૂંકો છે. એક વચન, એક પત્ની, એક બાણ*. રામ એ સાક્ષાત ધર્મમૂર્તિ છે;

* સરખાવો"–रामो द्विर्नाभिसंधत्ते रामो द्विर्नाभिभाषते।"

**રામાયણની મહત્તા** તેની ભાર્યા ધર્મશ્રદ્ધા છે, બન્ધુ સત્ય વેણ છે, સહોદર એકવચન છે, માતા ત્યાગબુદ્ધિ છે, અને મંત્રી વેદોક્ત વચનાનુસાર વર્તન છે ભગવાન રામચદ્રના ઇતિહાસ સાથે મ કળાયેલા ‘ રામબાણ ’, ‘ રામરાજ્ય ’ જેવા વચનો આજે યે આર્ય પ્રજામા સેકડો વર્ષ થયા ઘરગથ્થુ થઇ રહ્યા છે.

રામાયણ એ આર્યોની લગ્નભાવનાનુ જીવતું જાગતુ સ્મારક છે. પતિપત્નીતત્ની પુણ્ય ભાવના રામાયણે સરળ રીતે ગાઇ છે. એ પુણ્ય ભાવનાના પિંડમાથી લગ્નના રહસ્યનો હ્રસ પછીના યુગોમા ઉડી જવાથી રૂઢિનુ ખોખુ માત્ર પડી રહ્યુ છે રામાયણનો પ્રધાન હેતુ નીતિનુ સરક્ષણ, અધર્મી અને મદોન્મત્તનો વિનાશ, આજ્ઞાપાલન, ઋષિનુ માહાત્મ્ય,–એ સર્વનું આર્ય પ્રજાને નિર્દર્શન કરાવવાનો છે, અને છેવટ એક અંશાવતારી ભગવાનનુ ચિંતન કરાવી આર્ય પ્રજાને પાપરહિત કરવા, તેમજ તેનો ભક્તિભાવ વધારવા રામાયણનો હેતુ સિદ્ધ છે, અને તેમાજ તેની મહત્તા છે

રામાયણના કવિનું, સત્યયુગ જેવા શાસન વિદેહોના યુગને માટે ઉચ્ચુ અને પવિત્ર માન આખા ઇતિહાસમાથી શ્લોકે શ્લોકે જોઇ શકાય છે મનુષ્યના ચરિત્રને ઉન્નત ઘડવાના પ્રસંગોમા તેની પ્રશસાનો પાર નથી રામાયણમા ગૃહકુટુમ્બિક જીવન અને કુટુમ્બીઓના સદ્ગુણનુ આલેખન કોમળતા અને લાગણીથી એટલુ બધુ ઉભરાઇ જાય છે, કે એ બધો ઇતિહાસ હિન્દુસ્થાનના લોકોના હૃદયમા આજે પણ ઘર કરી રહ્યો છે નરદેહમાથી નારાયણ થવાના આદર્શો રામાયણે આપ્યા છે, અને પરિપૂર્ણતા તરફ પગલા ભરવાની ભારતવર્ષને જે ઉંડી આકાક્ષા છે તે તૃપ્ત કરીને રામાયણના કવિએ ભરતખંડના ભક્ત હૃદયને ચિરકાળ માટે જીતી લીધુ છે.

**શતકોટિ રામાયણ** વાલ્મીકિના આદિ કાવ્યના રચાયા પછી સસ્કૃતમા એને આધારે અનેક રામકથાઓ રચાઇ છે દરેક પુરાણ અને ઉપપુરાણમા એ કથાને માટે સ્થાન હોય છે. એ રીતે બહુ તો ૮૯ રામાયણ સસ્કૃતમા રચાયા છે * ગુજરાતી કવિ ગિરધર પોતાના રામાયણના પ્રારભમા ‘ શતકોટિ રામાયણ ’ + હોવાનુ જણાવે છે, તેને આધારે એણે પોતાનુ રામાયણ રચ્યુ છે. કોઇક ઠેકાણે ઉપકથા તરીકે, તો બીજે ઠેકાણે દૃષ્ટાન્ત તરીકે, ત્રીજે ઠેકાણે અવતારગણનામા તો ચોથે ઠેકાણે વશવર્ણનના ઇતિહાસ તરીકે–એમ વિવિધ ઠકાણે એકજ રામકથાના વર્ણન અને વિસ્તારમા સ્વાભાવિક રીતે મૂળ હકીકત કરતા ઘણો ફરક પડી ગયો છે. જે હેતુથી એક પુરાણી રામકથા કહે છે, તે હેતુથી વેદાન્તી અધ્યાત્મ રામાયણ કહેતો નથી. ઓમા રસ ઓછો વત્તો હોય, અને તે રીતે અનેક રામાયણો અસ્તિત્વમા આવ્યા છે.

એ બધી પુરાણાન્તર્ગત રામકથાઓનો હેતુ પ્રસગ અને હકીકત જાણવાથી પ્રત્યક્ષ

* નામ માટે જુઓ “ વાલ્મીકિ રામાયણ ’ ભાષાતર–ગુજરાતી પ્રેસ–પ્રસ્તાવના

\+ મહાકવિ પ્રેમાનદ પણ ‘ રણયજ્ઞ ’મા

‘ શતકોટિ રામાયણ વીના માહેથી સાર ગ્રહ્યુ છે થોડુ ’

એમ ઉલ્લેખ કરે છે

ફળ કંઇજ નથી. ફક્ત આવી બે મુખ્ય રામકથાઓનો ઉલ્લેખ અહીં કરવો ઇષ્ટ છે. મહાભારત વનપર્વમાં આપેલા રામોપાખ્યાનનો ઉલ્લેખ અમે કરી ગયા છીએ. મૂળ કથાના પ્રસંગોને ફરીથી કહેતા કેટલોક ફેરફાર જાણી જોઇને અને કેટલોક અજાણનાં થતો ગયો છે. પુરાણોમાં મહાપુરાણ ગણાતા શ્રીમદ્‌ભાગવતના નવમા સ્કંધમાં રામકથા આપેલી છે.

બૌદ્ધ ધર્મીઓ જાતકમાળામાં બુદ્ધના પૂર્વાવતારની કથાઓ કહે છે; એમાં આવતા "દશરથજાતક" મા રામાયણની કથા ટુંકામાં આપી છે: પરંતુ ત્યાં દષ્ટિબિંદુ બૌદ્ધોનું છે; ખાસ વિરોધ જેવી વાત એમાં એ આપી છે કે સીતા રામલક્ષ્મણની બ્હેન કહેવાઇ છે અને તે વનવાસમા સાથે જાય છે.

જૈનોએ પણ વેદધર્મીઓના કથાનકોનો ઉપયોગ પોતાના ધર્મની પ્રતિષ્ઠા લોકોમાં થાય તે હેતુથી કર્યો છે. મહાવીર સં. ૩૦ મા (વિક્રમ સં. ૬૦ માં) તેમના એક સાધુ વિમલસૂરિએ **पउमचरियम्** નામનું રામચરિત્ર પ્રાકૃત દશહજાર ગાથાના પૂરનું રચ્યું છે. એ ઉપરથી સં. ૭૯૫ મા રવિસેનાચાર્યે સંસ્કૃત **पद्मपुराण** લખ્યું છે. એ પ્રાકૃત અને સંસ્કૃત કાવ્યોને આધારે કલિકાલસર્વજ્ઞ સિદ્ધ હેમચંદ્રસૂરિએ સં. ૧૧૬૮ મા **त्रिपष्टीशलाकापुरुषचरित्र**ના સાતમા પર્વમાં રામાયણ ફરીથી સંસ્કૃતમાં લખ્યું છે. અહીં જૈનોની કથા કહેવાની રીત અને હેતુ વિપરીત હોવાથી રામાયણ કથાના આર્યત્વને ઓછી હાનિ પહોંચી નથી. આમ રામકથાનો સ્રોત ભારતવર્ષમાં શત શાખાઓ વિસ્તર્યો છે.

વાલ્મીકિની રામકથાનું મહાઋણ સંસ્કૃત તેમજ પ્રાકૃત બધા કવિઓને માથે ખડું છે.

**સંસ્કૃત કાવ્ય-નાટકો:** સંસ્કૃત કવિઓએ ઘણે ભાગે રામાયણ મહાભારત કથાના પ્રસંગો લઇ તેમાથી અનેક કાવ્યો અને નાટકો ઉપજાવી કાઢ્યાં છે. જો આર્યાવર્તમાં રામ અને કૃષ્ણ ન થયા હોત, તો આર્યપ્રજાના કવિઓ અને ઋષિઓ માટે કાવ્ય શાસ્ત્ર અને ધર્મ રહસ્યના ગ્રંથો ગૂથવાને બીજો કોઇ પણ ઉત્તમ નાયક નહોતો.

મહાકવિ કાલિદાસનું "**रघुवंश**" નું મહાકાવ્ય પાંચમાં સૈકામાં રચાયું છે, કાલિદાસ પછી કુમારદાસે '**जानकीहरण**' કાવ્ય રચ્યું છે. ભાસ કવિએ **प्रतिमादशरथम्** અને **रामाभिषेक** નાટક રચ્યા છે. ભવભૂતિએ છઠ્ઠા સૈકામા રામાયણના યુદ્ધકાંડ સુધીની કથા "**महावीरचरित**" નાટકમા ગૂથી છે, અને પછીનો સીતા-મિલનવાળો ભાગ "**उत्तररामचरित**" નાટકમા લીધો છે. આ "ઉત્તરરામ ચરિત"મા કવિએ પથ્થર જેવે આંસુ પડાવ્યા છે અને તેમાં કવિની વિશિષ્ટતા છે પંડિતો કહે છે "**उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते ।**"

ગુજરાતના પંડિત ભટ્ટીએ સાતમા શતકમાં "**रावणवध**" અથવા "**भट्टी काव्य**" ના નામથી પ્રસિદ્ધ મહાકાવ્યની રચના કરી છ. આ કાવ્યમાં પણ એક પક્ષે વ્યાકરણનાં સૂત્રોનો ઉપયોગ બતાવ્યો છે; બીજે પક્ષે રામાયણની કથા કવિએ કાવ્યમા ઘટાવી છે. નવમા શતકની શરૂઆતમા કવિરાજ નામના કવિએ **राघवपांडवीय** નામનું દ્વિઅર્થી કાવ્ય રચ્યું છે. રાજશેખરે દશમા શતકમા **बालरामायण** નાટક રચ્યુ છે. દસમા-અગીઆરમા

શતકમાં "हनुमन्नाटक" અથવા "महानाटक" આ રામાયણના વસ્તુ ઉપરજ રચાયું છે. ક્ષેમેન્દ્રે रामायण कथामंजरी અગીઆરમા શતકમાં રચી અને એ જ સૈકામાં ભોજ કવિએ रामायण चंपू રચ્યો છે.

જૈન લેખકોએ સંસ્કૃત કાવ્યો રચ્યા છે, તેમાં ચોદમા શતકમાં રચાયલું "अनर्घ्य-राघव" અથવા "पुरारिराघव" નું નાટક જિનહર્ષ ગણિએ રચેલું પ્રસિદ્ધ છે. એક સુભટ નામના કવિએ "દેવ કુમારપાળ દેવાના મેળામાં ભજવવા માટે મહારાજાધિરાજ ત્રિભુવનપાલની આજ્ઞાથી" 'दूताङ्गद' નામનું એકાંકી નાટક રચ્યું છે. હેમચંદ્ર સૂરિના શિષ્ય રામચંદ્ર સૂરિએ લગભગ આ અરસામાં 'रघुविलास' અને 'राघवाभ्युदय' (દશાંકી) નામનાં બે નાટકો રચ્યાં છે. આ ઉપરાંત 'राघवनैषधीय' જેવાં દ્વિઅર્થી કાવ્યોને ગણાવતાં બહુ વિસ્તાર થઇ જાય; તેથી ફક્ત પ્રસિદ્ધ કાવ્ય નાટકોનો ઉલ્લેખ અત્રે કરેલો છે.

**રામાયણનો પ્રાકૃત ભાષાવતાર.**

ઇ.સ. ના નવમા અને દસમા સૈકામા જ્યારે હાલમા બોલાતી પ્રાંતિક ભાષાઓ સંસ્કૃત અને પ્રાકૃતમાંથી અવતાર પામી, ત્યારે એ પ્રાકૃત કવિઓની કાવ્યજાહ્નવીઓ રામાયણની ગંગોત્રીમાંથી વહેવા માંડી. દક્ષિણે એ બાબતમા પહેલ કરી; અને તામિલ ભાષામાં પ્રથમ અવતરણ સં. ૧૬૫૬ માં થયું. ઉત્તર હિન્દુસ્થાન, બંગાળ મહારાષ્ટ્ર અને ગુજરાતમા તે પછી રામાયણ કથાની છાયા ઉતારવામાં આવી; છતાં લગભગ એક જ યુગની એ બધી પ્રવૃત્તિ છે.

જેમ સાહિત્ય પરિષદ્ કે સાહિત્ય સંમેલન ભરવાના પ્રથમ આહોવનો ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળા અને ઉત્તર હિન્દુસ્થાન જેવા દૂર પડેલા પ્રાન્તોમાં લગભગ એક સાથે પ્રવૃત્ત થયાં (પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ૧૯૦૫ માં, પહેલું મરાઠી સાહિત્ય સંમેલન ૧૯૦૫-૬મા, બંગીય સાહિત્ય સંમેલન ૧૯૦૭મા અને હિન્દી સાહિત્ય સંમેલન ૧૯૦૯-૧૦ મા) હતા, તેમ રામાયણના પ્રાન્તિક પ્રાકૃત ભાષામાં અવતરણો પણ લગભગ એક જ સૈકામા થયાં છે.

સંસ્કૃત કવિઓએ જ ફક્ત રામાયણના રસસાગરમા ચાંચ બોળી છે એમ નહીં. પ્રાન્ત પ્રાન્તના પ્રાકૃત કવિઓ પણ પોતાની કાવ્ય-પ્રેરણા આ રામાયણની વીર-કથામાંથી પામ્યા છે. તામિલ ભાષામા લખાયલા દ્રાવીડી રામાયણ ઉલ્લેખ થયો છે. બંગાળામા કૃત્તિવાસ કવિએ પંદરમા સૈકામાં રામાયણને સરળ પદ્યમા ઉતાર્યું. તુલસીદાસે "રામચરિતમાનસ" સોળમા સૈકામા હિન્દીમા રચ્યું. શ્રીધરે મરાઠીમા આ જ સમયમા "રામ-વિજયનો" ગ્રન્થ બનાવ્યો. ગુજરાતમાં કર્મણ મંત્રીએ સં. ૧૫૨૫ માં "સીતાહરણ" લખ્યું; વિષ્ણુદાસ અને ઉદ્ધવે સોળમો સૈકો ઉતરતા રામાયણના કાંડ લખ્યા. એક કહાન નામના કવિએ સં. ૧૬૨૭ માં રામાયણ રચ્યું છે *

* આ કવિનું 'રામાયણ' વડોદરા સેંટ્રલ લાયબ્રેરીના સંગ્રહમા છે; અત્રે તે અપ્રસિદ્ધ છે.

એકલા રામાયણ કાવ્ય સિવાય આધ્યાત્મ રામાયણ પણ પ્રાકૃતમા અસ્તિત્વમા આવ્યું. મરાઠીમા મોરોપંત અને એકનાથના ભાવાર્થ રામાયણ રચ્યા. ગુજરાતમા "અધ્યાત્મ રામાયણ" (અપ્રસિદ્ધ) એક હરિદાસે અઢારમા સૈકામા રચ્યુ છે, અને "યોગવાસિષ્ઠ" (અપ્રસિદ્ધ) રામભક્તે સં ૧૭.૭ મા રચ્યુ.

આમ રામાયણી કથાના પ્રાકૃત ભાષાન્તર સુધી રામાયણના રહસ્યનો ઇતિહાસ લાવી મૂકી આગળની હકીકત અહીં પડતી મૂકી છે. ગુજરાતી કવિઓએ સૈકે સૈકે રામાયણ કથામૃતમાથી અંજલી ભરીને પાન કર્યા કર્યું છે. તેનો સૈકાવાર ઇતિહાસ રજુ કરી રામકથાનું નવું નવું સ્વરૂપ સરખાવવાનું બીજા લેખ માટે રાખી આ લેખ આટલેથી સમાપ્ત કરૂ છું*

Valabhjee Ramjee

---

* આ લેખ લખવામાં નીચેના લેખો સાધનભૂત થયા છે—

(૧) રોમેશચંદ્ર દત્તકૃત "Epics of India" ની પ્રસ્તાવના
(૨) રા. બ. ચિંતામણરાવ વૈદ્ય એમ. એ કૃત "The Riddle of Ramayana"
(૩) બાલાસાહેબ પંત પ્રતિનિધિએ છાપેલા "ચિત્ર રામાયણ" ની પ્રસ્તાવના
(૪) રા. કૃષ્ણલાલ ઝવેરીનો "અમારૂ સાહિત્ય"નો બીજી પરિષદ વખતનો લેખ
(૫) સ્વર્ગસ્થ રણછોડરામ ઉદયરામના "લોકગીત" અને "લોકકથા" ના બે લેખઃ પહેલી સાહિત્ય પરિષદના રીપોર્ટમા છપાયલા લેખ
(૬) રા. ઋગ્વેદી કૃત "આર્યોના તહેવારોનો ઇતિહાસ" માથી રામનવમી ઉપરનો લેખ.
(૭) ગુજરાતી પ્રેસના વાલ્મીકિ રામાયણના ભાષાન્તરમા આપેલી પ્રસ્તાવના
(૮) દા. રવીન્દ્રનાથ ટાગોરના "પ્રાચીન સાહિત્ય" માથી 'રામાયણ'ના નિબંધ.
(૯) રા ચંદ્રશંકર શુક્લ કૃત "સીતાહરણ."
(૧૦) ઉદ્ધવ કવિકૃત 'રામાયણ'– રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાની આવૃત્તિ.
(૧૧) કવિ ગિરધરકૃત રામાયણ.
(૧૨) પં. કેશરાજકૃત "રામયશોરસાયનરાસ" આનન્દકાવ્યમહોદધિ, મૌક્તિક ૨ જું

# ૨૬. સૌ. કનુબ્હેનનું કવન.

લેખક રા. રા. શ્રી મંજીલાલ જથનાદાસ દવે

From the cold earth in earliest spring
A flower peeped out—dear fragrant thing'
Then sipped a bee, as half—afraid;
Sure each was for the other made.

Goethe

સત્ તણી જે અનુભવી,
જ્યોતિ-જોણહારી જે,
અમૃતમને પેખતી......

*  *  *

પૃથ્વી, પૃથ્વી પાર્થની,
સ્વર્ગને અંતરીક્ષની,
કથાઓ તેની ઉંડી
સૂક્ષ્મ તાત્ત્વિક અર્થની.

*  *  *

લલિતતા ઉપયોગિતા—
કલાના રસવર્ગ બે
પેખતી ને બોધતી ......
ને લલિતતા પર પ્રીતિ
ઉંડી ને અંતરવતી ......

સદતી ના આઘાત કો
આથી તે પર આવતા
વૃદ્ધિ ને ય વિકાસ તેના
ઇચ્છતી ઉર નિત્ય હા!
સત્ય ને સૌંદર્યમા,
વળી સામ્ય રૂપ નિષે,
યુવા વસન્ત અનન્તતાના
દેવ-સ્વરૂપો ન્યાળી રહે.

*  *  *

ચિકિત્સક રસદષ્ટિથી
પેખી અતર્મર્મને
સારૂં ને નરસું અહો !
પારખે એ તત્ક્ષણે.

*  *  *

શક્તિને, સંસિદ્ધિને,
પરમભાવી શિવત્વને
વાચતી જગમુખતર્યા
ને ગુંજતી આત્મારવે:
એજ કવિતાની કલા,
એજ આત્મમિહાશ હા:

વસુધૈવ-કુટુમ્બની
વીર-હાકલ એ સદા.
હંસી એ સોઽહમ્ તણી
અભય વાણી નિર્ઝરી:
હંસી એ પાર્થિવથી પર
મૌક્તિકોને ચરી રહી.

*  *  *

કવિતમૂર્તિ એ નરી:
કલાભાવની કોડીલી
સૂક્ષ્મ ને ગૂઢ મંત્રણા
પ્રેરતી ને પ્રકટતી.

*  *  *

(સમર્પણમ્).

"What a poet is here!—Watching, meditating brooding, creating!—Thackeray.

Poetry, at all events, exercises two distinct functions: it may reveal, it may unveil to every eye, the ideal aspects of common things, or it may actually add to the number of motives, poetic and uncommon in themselves, by the imaginative creation of things that are ideal from their very birth.

( Appreciations–Walter Peter )

ભગિની–બધુઓ!

ઉપલા સૌ અવતરણો- ગુજરાતી ને અંગ્રેજીને--અનુરૂપ-- અનુગુણ કવિજીવન જીવનાર ને જીતનાર એક આત્માનું 'કવન' પેખવા ને પારખવાનો આ યત્કિંચિત્ પ્રયાસ આરંભેલ છે. જેમાં લાંબી પ્રસ્તાવનાની જરૂર નહીં લેખીએ ને માત્ર સીધી વાર્તા જ લક્ષમાં ગ્રહીશું. "સૌ. કનુબ્હેનની સાક્ષરતાથી કોણ અજ્ઞાત હોય?"—એ રા. માનશંકરભાઇએ આલેખેલ ભાવમાત્રનેજ લક્ષમાં લઇ અત્યારે તો એ 'સાક્ષરતા' માં કિયું પરમ તત્ત્વ વિરાજમાન છે તેટલુંજ આપણે અવલોકવાનું ઉચિત ગણીશું—અને તે પણ તેમની પ્રસિદ્ધ થએલ કૃતિઓમાંથી. અલબત એ પ્રસિદ્ધ કૃતિઓના અર્થ—ઉકેલ ને અંતર્ગત ભાવપિછાનના સમર્થનમાં કોઇક કોઇક સ્થળે આપણે તેમની અપ્રસિદ્ધ ગદ્યકૃતિઓ—દૃષ્ટાંત તરીકે "જીવનસ્મૃતિ" તથા "મ્હારી નોંધ—પોથી—" માંથી ઉલ્લેખ આદરશું.

ખરેખર! કલાપી કહે છે તે સત્ય જ લાગે છે કે—

કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તાવિણ કલા નહિ!
કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહિં!

પણ દુનિયાનો સાક્ષર—ઇતિહાસ કબૂલે તેમ આ કલા ભિન્ન ભિન્ન કવિવર્ગોમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે માલૂમ પડી આવેલ છે. કેટલાક કવિઓ જન્મતઃ પરિપૂર્ણ છે, તો કેટલાકોમાં વૃદ્ધિ ને વિકાસ નજરે તરે છે. કેટલાકોની કૃતિઓ Classical ગણાએલ છે, તો કેટલાકોની Romantic, જે Walter Pater ના શબ્દોમા કહીએ તો પાછી Classical થવાને માટેજ. કેટલાક ડી ક્વીન્સી કહે છે તેમ શક્તિસમૃદ્ધ સાહિત્યના સ્રષ્ટા છે—Literature of Power, તો કેટલાક જ્ઞાનસમૃદ્ધ સાહિત્યના ઉત્પાદક રૂપે પ્રસિદ્ધ છે. કેટલાકો ભવ્યતાને ઉંડી જીજ્ઞાસુતાનાં પ્રકાશન નિજ નિજ કવિતા દ્વારા કરાવી રહેલ છે. તો કેટલાકો જે છે તે વસ્તુસ્થિતિને જ બદલાવવામાં કાવ્યાનંદની સાર્થકતા માને છે–મનાવે છે. કેટલાકોમાં Antiquarianism–પ્રાચીનતા પરનો પરમ પ્રેમ છલકાતો, ઉભરાતો માલુમ પડી આવે છે. તો કેટલાકોના કાવ્યો તે પ્રાચીનતાનાં બારોબાર સુવર્ણ ધારણ્યા છતાંય Convinced modern રૂપે પ્રકાશે છે. કવિતા રૂપી ભોજ્ય કલાના સાચા ભોક્તા થવા આ સર્વ તેના પ્રવાહો ન્યાળવાની ને સ્મરણમા રાખવાની કંઇ અંશે જરૂર તો છે જ.

સૌ. કનુબ્હેનની કવિતામાં ઉત્તરોત્તર થયેલ વૃદ્ધિ ને વિકાસ નજરે તરે છે જ અને છતાંય કવિત્વ બીજ તો તેમનામાં પ્રથમથી જ પરિપૂર્ણ વિલસતું માલૂમ પડી આવે છે. જે કાંઇ વૃદ્ધિ ને વિકાસ સમું જણાય છે તે ભાવનાઓના ઓછાવત્તા ઉદ્ઘાટનને અંગે છે એમ કહી શકાશે. ઉપરાન્ત કીટ્સની માફક ભમતાં 'Realms of gold' મા પ્રવાસ આદર્યો છતાં અને પ્રાચીન કૃતિઓનાં સંપૂર્ણ પાન પીધાં—ને પચવ્યાં છતાંય સૌ કનુબ્હેન, સાચી રીતે જણાવીએ તો, એક 'Convinced modern' રૂપે જ પ્રકાશે છે. તેઓ જાતે જ જણાવે છે કે "જૂનું ને નવું સહિત્ય ઉકલાયું. જુના સાહિત્યની કલાવિધાનની ઓછપ સાથે નવીન સાહિત્યની કલાવિધાનની સંપુર્ણ લીલા વિશેષ આકર્ષી રહી. છતાંય કેટલાક જુના ભાવોમાંનું બારોબારનું સુવર્ણ અજાણ્યું ન જ રહ્યું. તેવા ભાવો ચૂંટી લીધા—જીવનમાં વણી દીધા. આમ જૂના ને નવા સાહિત્ય—ઉભયની હું રસિયણ બની. પરંતુ વધુ છાપ નવાની ટકી ને તેમાથી ય વધુ નવાની" ...... ...રા બ. રમણભાઇના 'કવિતા ને સાહિત્ય' નામના અપૂર્વ ગ્રંથના અધ્યયને તેમને ચોક્કસ પ્રતીતિ થએલ કે કવિતા ધન્ય પલ વિના ન જ ઉદ્ભવી શકે, કવિ કરે—તે કવિતા, નહિં કે કવિતા કરે તે કવિ; અને કવિ ત્યારે જ કવિતા કરે—સર્જે જ્યારે તે અદ્દભુતવતી ધન્ય પલ તેને લાધે ત્યારે જ. ત્યા સુધીના—ને વિનાનાં કવનો કવનો નથી. કેવળ કથનો માત્ર છે, મિથ્યા જલ્પનો જ. 'મ્હારી નોંધ પોથી'મા તેઓ એક સ્થળે જણાવે છે:—"મને લાગે છે કે કવિતાના પરમ પ્રકાશનને માટે અમુક વયનો નિર્દેષ હોવો જોઇએ. જો કે મિલ્ટન ને વર્ડ્ઝવર્થ જેવા કોઇક અપવાદો નીકળશે, પરંતુ બહુધા તો યુવાવસ્થાજ કવિતા માટે સર્વથા સફળ ને અમોઘ વય જણાય છે. કુદરત, યૌવન ને કવિત્વ એ ત્રણ સુસુન્દર રીતે સંકળાયેલ છે. એ પછીના કાળની કવિતા શ્રમસાધ્ય હોય છે, નૈસર્ગિક ને સ્વયંસ્ફુરિત ચડોળના ગીત સમી નહિ. —ની કવિતા આજ આ પ્રકારની શ્રમસાધ્ય લાગે છે. એના આત્મા નથી વિહરતો. પરમ આન્દોલન વચ્ચું તે 'દિવ્ય' ઝરણું નથી લાગતું. પ્રથમના તેના કાવ્યોનું કાવ્યત્વ ને આજના—હરિયાદિમાં આસમાન જમીમનું અંતર લાગે છે.........કેટલાક દોષ છતાંય પ્હેલી કવિતા છે એવો પ્રસન્ન સાક્ષાત્કાર થઇ રહે છે, જ્યારે બીજામા શુષ્ક શબ્દાવલિ છે એવો ભાસ ઉઠે છે.........

*એમણે તો એક આર્જિસ્તાની 'કવિતાના કરનાર'ને પાછળથી આવતા ચોખ્ખું કહી દીધું* હતું કે 'ભાઇ, કવિતા લખવી તમે બંધ કરો તો શું ખોટું?'–અલબત, આ એમનું કથન તે ભાઇની કવિતામા જે આગળ પડતા સ્ત્રૈણ ભાવો–નમાલા ને નિરર્થક ભાવો–દેખાતા તેની ખાતર હતું. છતા પણ એના એ જ શબ્દો કદાચ —ને માટે અત્યારે કોઇ વાપરે તો ખોટું નહિ ગણાય. મારી મચડીને, તાણી તુશીને કવિતા ન લખાઇ તો શું થઇ ગયું? કવિપદને તેથી શી હાનિ થવાની છે? કલાપી તો બિચારો લખી ગયો છે કે એક પણ શબ્દ ઉંડેરા ભાવને વદતો લખાયો તો બસ છે.........

કુદરત ગઇ છે, યુવા ગઇ છે, મધુરતા ને કરુણતા વિરમ્યા છે; બાળ–વસંત આથમ્યો છે, કોમળતા ને બાલુડી કોયલના ટહુકવ–જગતના મધુ-ટપકતા શબ્દરવ—Still small voice–હાલ તે પ્રબ ધોમા નથી અને એ વિના કવિતા કેવી રીતે કહી શકાય?"......

એક બીજી જગાએ તેઓ જણાવે છે–વિશેષ કરીને અવલોકનકારની દષ્ટિથી–કે "રસ

ગીતો'નું* અવલોકન લોકો કેવી રીતે કરી રહ્યા છે? રસ શું? ગીતો કેમ કહ્યાં છે? આવું નામ કેમ આપી શકાય? પણ રસગીતોનું અન્દર ઉતરીને અવલોકન તો કોઇએ કર્યું જ નથી. માલ શું છે તે તો કોઇએ જોવાની તસ્દી મરણી જ નથી લીધી. શબ્દોની મારામારીમાં અર્થ ને ભાવની સુન્દરતમ ભીડારા અવલોકનકારો જોવાની જ વીસરી ગયા!

મેં તો એક જ લીટીમાંથી એ ગીતોનો રસ કહી જોયો અને એવા નિર્ણયપર આવી કે જે એક જ લીટી ઉત્તમ રીતે એ લખી શકે છે, તેને વધુ ને સુન્દર લખવાનો હક પ્રાપ્ત થઇ જ ગયો છે. 'કવિતા કરે તે કવિ નહિ, કવિ કરે તે કવિતા' એ સત્ય મને પરમપ્રિય થઇ પડેલ છે, ને તે દૃષ્ટિએ જોતાં ય 'રસગીતો' માં લહરતું ઉંડું કવિ-હૃદય હું જોઇ શકું છું. પ્રેમ અને ભક્તિ, બન્નેના રસતર ખિલાવ આદિથી અંત સુધી તેમાં પરમના માલુમ પડી આવે છે, અને આ પ્રેમ અને ભક્ત સામાન્ય તો નથી જ. પૃથ્વીથી પર કંઇનું,-ક્ષણભંગુર આ જીવનને તે પરમ ભોમનું ભાન કરાવતું-જે કાંઇ નાનું યા મોટું લખાય તે સર્વ કાંઇ મને પસંદ છે, ને તે નજરે જોતાં ય 'રસગીતો' ઓછાં ભવ્ય નથી......કાર્લાઇલ કહી ગયો છે કે—All po.try is m.sical thoug.t: અને આ music જે વિચારોમાં, ભાવનાઓમાં વિલસતું હોય ત્યાં ત્યાં તે વિચારો ભાવનાઓ અદ્‌ભુત કાવ્યો હોઇ શકે છે. અથવા એ કાવ્યો તે ગીતો ગણાઇ રહે છે-તેમને ગીતો કહેવામાં જરા ય બાધા ન આવવી જોઇએ. મને એ નામની સાર્થકતા-'રસગીતો' એ સત્ય નામની સત્યતા-પુરવાર કરવી પડે છે, તે જ વિસ્મયભર્યું લાગે છે! એ ગીતોમાં music તો સ્થળે સ્થળે વહી રહ્યું છે, અને તેના ઉદ્‌ગાતા તો કોઇક જ, તેની પ્રસ્તાવનામાં લખ્યા પ્રમાણે, 'અર્થસાધક સૃષ્ટિથી ઘણે દૂર' વસી રહેલ છે, જે તેને ગજવી રહે છે-રસસંતોત્સવની એ સમૃદ્ધિભરી શાશ્વતતા સદૈવ જીવી રહે છે ........"

વળી પોતે જ એક કાવ્યદ્વારા 'સખી કવિતાને' સંબોધી નીચે પ્રમાણે જણાવે છે.

### સખી કવિતાને.

( તોટક )

કયમ વ્હાલી રિસાઇ ગઇ તું કહે?
મમ કોમળ દિલ સખી! શું દહે?
વધી મૈત્રી ઘણી શું રિસાવું ધરે?
કહે શું કવિતા તુજ લક્ષણ એ?
ઝિલતા કવિ કોક મહાન હશે—
જઇ ત્યાં તું નિરંતર શું રમશે?
ભગિયો જહીં બુદ્ધિ તણોજ નિધિ,
ઉછળી રહી ઊર્મિ અખંડ મીઠી!—
જઇ ત્યાં વસશે તું સખી! શું મીઠી
તજી મૈત્રી તણી કરુણાજ બધી?

* રા. બટુભાઇ લાલભાઈ ઉમરવાડિવાનું એક પુસ્તક.

રૂસણા પછી કેમ કહી હું શકું—
મધુરી હૂંફ તુજ ન પામી શકુ ?
નવ હર્ષ હું તુ-વિણ માણી શકું,
બ્રમ આવ, તું આવ, તને વિનવું,
રસ-ભાવ ઝગતી કલા સમ તું
પ્રભુ-પ્રેરિત આવ, સખી ! વિનવું.

તા. ૩૧-૮—૧૬

છેલ્લી બે પંક્તિઓ તેમા વ્યક્ત થયેલ ભાવ સૌ કનુબ્હેનની કવિતાના નવીન અંશની સાક્ષી આપતા ઝગે છે. 'રસભાવ ઝગતી કલા' રૂપે, 'પ્રભુપ્રેરિત,' ધન્યપલના આવિર્ભાવ રૂપે, તેના મૃદુલ મધુર ઉદ્ઘાટન રૂપે, રિસાઇ ગયેન—મૈત્રિ વધી છતાય રિસાઇ ગયેલ—કવિતાને પુનઃ પામવાની, તેનુ રસસખ્ય અનુભવવાની, આ તેમની વીનવણી જરૂર તેમને નવીન કાવ્ય-શૈલી પ્રકટતા સ્ત્રી—કવિરૂપે આપણી સમક્ષ સ્થાપે છે.

આ સાથે તેઓ Romantic ભાવભર્યા કાવ્યો ઉતારી શકેલ છે નરી અદ્દભુતતા ઝગી ભાવનાઓને છેક ન્હાનપણથી જ વરેલુ ચિત્ત Romantic વૃત્તિ-શક્તિ વિના અન્ય શુ દાખવી રહે? Classical કાવ્યોમા ઝરતા, વૉલ્ટર પેટર જણાવે છે તેમ, Energy, freshness, અને orderly desposition, થકી પર જે Strangeness (અદ્દભુતતા) અને Curiosity (જીજ્ઞાસા) પૃથ્વી પાર્વતું, સ્વર્ગ ને અંતરીક્ષનુ જાણવાની 'વાસના' નહિ પણ 'ભાવના'—ખુ' પરમાત્માના હાથમાથી તેના પરાત્પર રસરહસ્યને પ્રાપ્ત કરવાની તેના એકકુસુમને ચુંટી લેવાની વાઞ્છના-સ્નેહન ને સુકોમળ વાઞ્છના-જે Romantic કાવ્યોને અનુરૂપ છે તે સૌ કનુબ્હેનમા છે નર્યાં વસ્તુવર્ણન વા સ્થળ કે માનવવર્ણન તેમણે નથી ચીતર્યાં કનિષ્ટ પાક્તના વર્ણનાત્મક કાવ્યો મહેકે તેમણે નથી જ લખ્યા એમ કહીશુ તોય હરકત નથી કવિતાને તેમણે ઉંડેરા ગાભીર્ય નર્યાં પ્રેરણાભાવે નિહાળી છે ને તેવી રીતે તેના સખ્યની આરાધના ઉચ્ચારી છે મૂલગત આત્મા જ તેમનો ભાવના-પ્રધાન છે, તેનુ ગુંજન રસધ્વનિ ને રાગ-ધ્વનિ કાવ્યોનુ જ ઉત્પાદક હોઇ શકે છે, અને તે ગુંજનમું જ અહીં થતા પામેલ છે. ઉપર જે અવલોકનદ્વારા જણાવેલ છે તે કાર્લાઇલનો-All poetry is musical thought એ નામક ભાવ સૌ કનુબ્હેનની કવનાએ આમાદ ઝીલ્યા છે 'વાક્યમ્ રસાત્મકમ્ કાવ્યમ્' સાથે 'વાક્યમ્ સંગીતાત્મકમ્ કાવ્યમ્' એ તેમની કૌશલમા ઉતરેલ છે, અને તેથી જે કંઇ મધુરકરુણ કૂજન તેમણે કૂજેલ છે, તે ઉંડેરા ભાવ, ઓજસ્ ને પ્રસાદ દાખતું પ્રકાશે છે—એટલુજ નહીં પણ તેમણે ઉભય પ્રકારના સાહિત્યને યથાશક્તિ પોષેલ છે—Literature of Power અને Literature of Knowledge ગદ્યદ્વારા બહુધા જ્ઞાનસમૃદ્ધ સાહિત્ય તેમણે ઉપજાવ્યુ છે જ્યારે પદ્યદ્વારા શક્તિસમૃદ્ધ-કલ્પના-ભાવના સામર્થ્યસમૃદ્ધ-સાહિત્ય તેમણે ખીલવ્યુ છે, અને તે ઉભયે Great and Good શૈલીદ્વારા-જે શૈલીમા એક પ્રકારનો શક્તિસમૃદ્ધ આત્મા વારંવાર પ્રત્યક્ષ થઇ રહે છે, અને જેનું વર્ણન કરતા વૉલ્ટર પેટર જણાવે છે કે—

"As a quality of style, at all events, soul is a fact, in certain writers–the way they have of absorbing language, of attracting into the peculiar spirit are of, with a subtlety which makes them, actual result seem like some *inexplicable inspiration* (Italics are ours)"

આ જ રીતે Great and Good શૈલીના–કવિત્વ કલાના પ્રકાશકના સબંધમા જ તે રીતીનો મ ય ઉસ્તાદ આ પ્રમાણે કહી રહે છે, અને તેમાનું ઘણો અંશે સૌ કનુબ્હેનની કલામા વ્યક્ત થયેલ છે —

It is on the quality of the matter it informs or controls, its compass, its variety, its alliance to great ends, or the depth of the note of revolt or the languages of hope in it that the greatness of literary art depends...... Then if it be denoted further the increases of men's happiness, to the redemption of the oppressed, or the enlargement of our sympathies with each other, or to such presentment of new or old truth about ourselves or our relation to the world as may ennoble and fortify us in our sojourn here, or immediately, as with Dante, to the glory of God, it will be also great art... If, one and above these qualities I summed up as mind and soul That colour and mystic perfume and that reasonable structure, it (the great art) has something of the structure, it has somethig of the soul of humanity in it, and finds its logical, its architectural place, in the great structure of human life.'

સૌ કનુભ્હેનની આ રીતની સાહિત્ય ઉપાસનાના, તેની સરસ શૈલીના અને તેમા નિવસતા–નિવસના રશ્મિમમૃદ્ધ•આત્માના ભાવ ઉપનક પિછાન પીધા પછી આપણે કેવળ હવે એક સકુચિત માર્ગ પ્રતિ વળીએ કીટ્સની માફક સૌ કનુભ્હેનના ભાવો ત્રણ ખડમા વ્હેચાયેલ માલૂમ પડી આવે છે ૧૯૧૪ થી ૧૭ સુધીમા લખાયેલ કાવ્યોનો પ્હેલો ખંડ, ૧૭ થી ૨૦ નાનો બીજો, અને ૨૦ પછીનાનો ત્રીજો આ ઉલ્લેખમા ઉતારેલ કાવ્યો ને ગીતો એ ત્રણે ખડમાથી છે–સિવાય કે ટાગોર–શૈલીના કાવ્યો છદ કે ગેયના દ્વારા આત્મ ગુંજન જ્યા પ્રદર્શિત નથી થઇ શકેલ ત્યાં ટાગોર–શૈલીનો ઉપયોગ કીધો છે ને તે દ્વારા મનોમસ્ત નિજ વિશાળ ભાવનાને ફુરચરી છે પણ તેમની મર્મની સમાલોચના અત્રે નથી કીધી—તેમનામા મર્મમા નીરનીરાળી રીતે વદના તત્ત્વની સમીક્ષા અને સ્થગમ કાયને લઇને થઇ શકે એવું ન જણાતા માત્ર ઉપના ત્રણ ખડોનાં કાવ્યો ને ગીતો માત્રને જ આ નિબધમાં સ્થાન આપેલ છે, તેમનો જ અતર્ગત મર્મ, તેમનુ જ વ્યાપક તત્ત્વ પિછાનવા

પ્રયાસ આદર્યો છે. એટલે સારૂં ય તેમનું "સાક્ષરજીવન" અહિં નથી ઉકેલાયું-કેવળ 'કવન' જ અને તે પે અમુક પ્રકારના કાવ્યો સિવાય.

**પ્રભુપ્રેમ.**

"*તુજ યશગાન ગાવા મ્હારૂં અહિં અવતરણ છે. આ વિશ્વમંદિરના એક ખૂણામા મ્હારૂં સ્થાન છે."* —ગીતાંજલિ, ગી. ૧૫.

"આ વિશ્વના આનંદ-ઉત્સવમા મને મ્હારૂં નિમંત્રણ પ્રાપ્ત થયું છે, ને એ પ્રકારે મ્હારૂં જીવન ધન્ય બન્યું છે. દૃષ્ટિશ્રુતિ મ્હારાં સરગ થયા છે.

"બંસી બજાવવાનું કાર્ય મને આ ઉત્સવમા, સોપ્યું હતુ, ને યથાશક્તિ મેં તે કર્યુ છે." ગીતાજલિ. ગી. ૧૬.

બસ, પ્રેમ-એ એક જ શબ્દમા સૌ. કનુબ્હેન દવેનાં સર્વ કાવ્યો ને ગીતોનું રસરહસ્ય પ્રતીત થઇ રહે છે. Love is her Alpha and Omega-Love transcendental love etherial. 'પરમ પ્રેમ પરબ્રહ્મ, માત પ્રેમ, તાત-પ્રેમ, ભગિની-પ્રેમ, બન્ધુ-પ્રેમ, દામ્પત્ય પ્રેમ અને અન્તે સન્વન્ન સારપ્રેમ' એ ગ. કવિની ઉત્તમ ગીતગાથાનો સર્વોત્કૃષ્ટ મંત્ર સૌ કનુબ્હેનના કાવ્યો ને ગીતોના પ્રત્યેક શબ્દમાથી સરી રહે છે. ભક્તિ, દયા, સન્માનભાવ એ સર્વ આ પ્રેમભાવનાના જ તેમના કવનમા દીપતા નીરનીરાળા આદર્શ માત્ર છે. આથીજ પરમ આર્તભરી ભક્તિસૌંદર્યે ઝરતા કાવ્યોથી માડીને તે મૂર્ક ને નિર્દોષ પ્રાણી પ્રત્યે પણ આ પ્રેમતત્ત્વનું સૂક્ષ્મ સ્વરૂપ દયા રૂપે, માયા રૂપે, સમભાવના રૂપે દૃષ્ટિગોચર થતુ તેમના કાવ્યોમા આપણે જોઇ શકીએ છીએ.

હા રે, કોક ઓથેથી વિશ્વને હુલાવતો,
જન્મ મૃત્યુનો ઝૂલો ઝુલાવતો.
હા રે, કોક ઓથેથી વિશ્વને હુલાવતો.
સ્નિગ્ધ સનાતન એક જીવનની
હોથે વીરહાક વગાડતો.
હા રે, કોક ઓથેથી વિશ્વને હુલાવતો,
વિજળી ચમકારા ને નવનપકારમાં
એક એ અવિનાશ વિરાજતો.
હા રે, કોક ઓથેથી વિશ્વને હુલાવતો
સ્થૂલ સૂક્ષ્મ જીવન જ્યાં એ અદ્ભુત કો છેડનો
આત્માન વિરલાં જગાડતો.
હા રે, કોક ઓથેથી વિશ્વને હુલાવતો

* જુવો સૌ કનુબ્હેનનો એક ઉત્તમ-'કવિતા ને કવિતા' નામનો સુમધુર એક ભાષણરૂપે વાચેલ તથા 'સમાલોચ' મા ૧૯૧૯ ના જાનેવારીના અંકમા પ્રસિદ્ધ થએલ-જે તેમના કવિતા વિષેના વિચારો સારી રીતે પ્રકટ કરી રહે છે.

વિ. ૭. ૧૧.

ભરતી ને ઓટ સમાં દ્વંદ્વમૂલ કારમાં
ત્યાં યે એ પ્રેમલ પ્રકાશતો:
હાં રે કોક ઓથેથી વિશ્વને હુલાવતો.
ગુણાતીત ગુણીયલ, વામન વિરાટ સમો
સચરાચર વ્યાપક વિલાસતો:
હાં રે કોક ઓથેથી વિશ્વને હુલાવતો.

આ ગીતદ્વારા પરમ પ્રેમવ્યાપક પરબ્રહ્મની ઉંડેરી ભાવના પ્રકટ થયેલ આપણને નજરે પડયા વિના નહિ રહે. ધીરા કવિનું નાનકડું પદ—

તરણા ઓથે ડુંગર રે:
ડુંગર કોઇ દેખે નહિ:
અજાજૂથમાંહે રે:
સમરથ ગાજે સંહી—

એ પદના સંસ્કાર 'હા રે, કોક ઓથેથી વિશ્વને હુલાવતો' મા વ્યક્ત થએલ સહજ માલુમ પડી આવે છે. પરન્તુ એટલેથી જ તે અટકતા નથી. ઓથેથી વિશ્વને હુલાવનાર, પ્રસન્નપ્રાણ તેને રમાડનાર, લીલા ને ખેલનભાવે તેને પ્રચંડ ક્રીડારૂપે લેખનાર, એ ગુણાતીત છતાં ગુણીયલ-નિર્ગુણ છતાં સગુણ, વામન છતાં વિરાટ, સાકારનિરાકાર Spirit-Person ચરાચર વ્યાપક કોક પરાત્પર પરબ્રહ્મ નાનકડાં વિધવિધ જન્મ મૃત્યુ સમાં દ્વંદ્વોમાં સળંગ સ્નિગ્ધ ને સનાતન એક અનંત અખંડ જીવનતત્ત્વની જ પ્રેરણા સ્થાપી રહેતો, તેના પ્રભાવ-પ્રતાપ ભણતો, અને એ દેખીતાં ભરતી ને ઓટ સમાં દ્વંદ્વમા ઉંડેરી પ્રેમલતાના ભવ્ય દિવ્ય પ્રકાશ પાડતો એ શ્રીકવિને મન વસેલ છે.

જર્મન-ફિલસુફીને વશવર્તી બનેલ કાર્લાઇલને મન જેમ સારૂં જ પ્રકૃતિતત્ત્વ કોક નિગૂઢ અંતર્ગત અદીઠ સ્વરૂપનું-Divine Idea નું પ્રકટીકરણ જણાય રહે છે, અને જેને ઉપનિષદ્કાર 'ઇશાવાસ્ય' ઇદં સર્વં યત્કિંચ જગત્યાં જગત્' એ રીતે વર્ણવે છે તેમ અહીં સૌ. કનુબ્હેનને ચિત્ત પ્રેમ-પરબ્રહ્મનો આ જીવંત સાક્ષાત્કાર થએલ જણાય આવે છે. એક બીજા કાવ્યમાં તેઓ જણાવે છે તેમ—

ઉજ્જ્વલ-રશ્મિનમાંઃ સમીરલ્હરીમાં
આંદોલન-અભિષેક:
ઝીલાયે:—
દૂર દૂરના સન્દેશ.

દેવભાવના આ પરમ આન્દોલનવાળા સંદેશ એ કોમલ હૃદયને વારંવાર સ્પર્શ કરી રહેતા માલુમ પડી રહે છે. શેલી લખે છે તેમ:-

That Light whose smile kindles the Universe,
That Beauty in which all things work and move,
That Benediction which the eclipsing curse
Of Birth can quench not, that *sustaining Love*

Which through the web of being blindly wore
By man and beast and earth and air and sea
Burns bright or dim as each are mirrors of
The fire for which all thirst; now beams on me,
*Consuming the last clouds of cold mortality.*—

તે પ્રકાશ, તે સૌંદર્ય, તે કલ્યાણતત્ત્વ, તે પ્રેમ-પરબ્રહ્મનાં આન્દોલન સૌ. કનુબ્હેન અહીં ઝીલી રહેલ છે. તેઓ આવા સમયે લખે છે કેઃ—

સ્મૃતિ અગોચર, લાધે અનંદનઃ
જયધ્વનિ ગર્જે વિશેષઃ
પ્રાણપ્રોયું મ્હારૂં પુષ્પ વિકસીયુંઃ
સુરભિ ચરાચર એકઃ

ઝીલાયે —

દૂર દૂરના સન્દેશ.

વર્ડ્ઝવર્થને મન કુદરતમાં order વ્યવસ્થા વ્યાપક દીસતી; અને શેલીને મન 'પ્રેમ' તત્ત્વ સર્વત્ર સચરાચર સભર ભર્યું ભાસતું. સૌ. કનુબ્હેનને ચિત્ત 'વિશ્વને ઓયેથી હુલવનાર' કોઈક અનિર્વાચ્ય અવિનાશ વ્યક્તાવ્યક્ત ભાવમાં કેવળ પ્રેમ-પરબ્રહ્મનુંજ પ્રકાશન થયેલ માલૂમ પડી આવે છે. એ જ એક તત્ત્વ ઉપનિષદ્કારની પરિભાષામાં 'નયન-પલકારમાં ને વીજળી ચમકારમાં' સ્પષ્ટ દીસી આવે છે, એ જ એક તત્ત્વ સ્થૂલસૂક્ષ્મ સર્વ કો જીવન તંત્રીને અદ્ભુત બજાવનાર તરીકે વિલસી રહેલ છે, એ જ એક તત્ત્વ માનવી માત્રમાં વિરલ બાત-બાતનું પ્રેરક તત્ત્વ છે-કવિઓનાં, પયગંબરોનાં, શસ્ત્રજ્ઞોનાં, કલા-વિનોદનાં, સન્તોનાં-સર્વ કોઇનાં 'હદ્દેશે' વિરલ આન્દોલન-પ્રભાવ પ્રકટ કરનાર તેજ એક અગોચર સત્ત્વ છે, તે જ સ્નિગ્ધ સનાતન એક જીવનની-સજીવ જીવનની-Life is all life-it can't be death -ની વીર હાક વગાડતું પરમ તત્ત્વ છે. એથીજ સૌ 'સંતોને' પ્રાર્થે છે કે આ સન્તના-તમારા વિશ્વ-આશ્રમને પ્રેમગૃહ, પ્રાર્થનગૃહ બનાવી રહો—

વિશ્વ-પ્રેમ સ્ફૂરે જહીં,
ભક્તિભાન જાગે જહીં,
**અભય શાન્તિ અનંદ લ્હાવો, હો સન્તો!**
પ્રાર્થનગૃહ વિશ્વને બનાવોઃ
દેવગૃહ વિશ્વને બનાવોઃ
* * *
જનતા જગની જહીં
ઝીલે આશ્વાસન;
પિતૃત્વ ઇશ્વરી પઢાવો; હો સન્તો!
માતૃત્વ પ્રકૃતિના ક્હાવો; હો સન્તો!
ભ્રાતૃત્વ પ્રાણીનાં સુણાવો; હો સન્તો!
પ્રાર્થનગૃહ વિશ્વને બનાવો.
* * *

પ્રાણે મહાપ્રાણ પમરાવો,
પિંડે બ્રહ્માંડ પ્રગટાવો;
અંત ગોકુલ બઢાવો, હો સન્તો!
પ્રાર્થનગૃહ વિશ્વને બનાવો,
જડભારી ભાવના ભગાવો, હો સન્તો!
મિથ્યા ભય વિભ્રમો હટાવો, હો સન્તો!
પ્રાર્થનગૃહ વિશ્વને બનાવો.

'હા રે, કોઈ એગેથી વિશ્વને ડુલાવતો' ખરેખર, અર્વાચીન ગુર્જરગાનમાં આવા અનુભવ ભાગ્યે જ કાવ્યો કદાચ થોડાંજ જન્મ્યાં છે. એમાં માધુર્ય, ઓજસ્, પ્રસાદ ને માધુર્ય પ્રત્યેક તેના ચરણમાં સુવ્યક્ત થઇ રહેલ છે. અદ્ભુત રસનું સમાર્જન આલેખન તેમાં થઇ રહેલ છે. અહીં ને એગેથી વિશ્વને ડુલાવનાર વિશે તો ગીગરાણી કહે છે તેમ 'અય રજ લીખીયો ન જાય'—એમજ અહીં થઇ રહેલ છે. નરી ફિલસુફી વા અગમ્ય ભાવના નહીં પણ કાવ્યમય ફિલસુફી-દુનિયાના અન્ય શાસ્ત્રોને અનુકૂલ અનુરૂપ ફિલસુફી પ્રસન્ન મન પથરાયેલી અહીં દૃષ્ટિએ પડે છે. શેલી લખે છે તેમ:—

He spoke of poetry, and how
Divine it was a light, a love—
A spirit which like wind doth blow
As it listeth, to and fro
A dew rained from God above,
A power which comes and goes like dream,
And which none can ever trace
Heaven's light on earth-truth's brightest beam

આવી ઉચ્ચતર શુદ્ધતર દિવ્યતર ભાવના સારા ય કાવ્યમાં ઈશ્વરી પ્રકાશને પૃથ્વીપર વેરતી, સર્વોત્કૃષ્ટ સત્યના ઉજ્જ્વલતમ કિરણને ગીતામાંથ્યા 'અનિત્યમ્ અસુખમ્ લોકમ્ પ્રદમ્' મા પ્રકટાવતી, સૌ. કનુબ્હેનની આ એકજ કાવ્યકૃતિ તેમને સાહિત્યમાં ઉંચું ને યોગ્ય સ્થાન અલંકૃત કરવાનો અધિકાર બક્ષી રહે છે.

કલાપી કહેતા કે જે કોઇ ઉન્નત ભાવનાવાહી એક જ પંક્તિ રચી રહે છે તેને કવિ તરીકે ઉભવાનો સારો ય અધિકાર પ્રાપ્ત થઇ રહેલ છે તેમનામાં Creative vision છે. Poetic Impulse છે, તેમ અહીં લક્ષ્યદૃષ્ટા આ સ્ત્રી કવિ સબંધી થઇ રહેલ છે. કવિને છાજતી Plato કહેતો તેમ Divinity થી ભરીભરી તેમની ચિત્તસ્થિતિ છે અને એ રીતે આ અણમૂલી ફિલસુફી દાખતા આ એકજ કાવ્યમાં આપણને તેમની સાક્ષરતાની પિછાન થઇ શકે છે.

ઇશ્વર ભાવી, પરમ પ્રેમાસ્પદ પરબ્રહ્મ ભાવી આવી અનન્ય ભાવનાને લીધે જ તેઓએ ટાગોરને ચિત્ત જે પ્રભુ પ્રેમના દિવ્ય સામ્રાજ્યનો, અનાદ્યનંત જીવનતત્ત્વનો, વિશ્વવ્યાપી

આનંદનો, અનાહત ઉન્નામનાદનો, જીવન ને શાશ્વત પ્રકાશનો, દેખીતા દ્વૈતમાં ચરાચર સભરભર્યા સંપૂર્ણ અદ્વૈતનો, માયામાં વસેલ માયાતીત પરબ્રહ્મનો, જે કાંઇ અમુલ્ય સાક્ષાત્કાર થવા પામેલ છે, અને જેને નિજ વૈખરી વાણી દ્વારા ટાગોરે ગીતાંજલિમાં ગુંથેલ છે, તે Book of Books નું ભાષાન્તર તેઓ આદરી શક્યા અને 'સારી દુનિયામાં ગાજતા અને ભરતખંડની કવિતાના કોકિલ ટહુકારનો મધુરો ટહુવર તેમના ભાષાન્તરમાં જે બોલી રહેલ,' રા કવિ જણાવે છે તેનું કારણ પણ ઉપની અપરિમિત પ્રીતિ ભક્તિ જ છે. અજબ શ્રદ્ધાના બળે કરીનેજ એ સંસ્કારી આર્યા આવા એક અપ્રતિમ ભાવનાભર્યા પુસ્તકનો અનુવાદ કરવા પ્રેરાયાં. અને એ પ્રભુશ્રદ્ધાને નિરંતર સતેજ રાખવા—કાર્લાઇલ કહે છે તેમ સદૈવ Everlasting Yea તરફ જ વળી રહેવા—તેમની આ પ્રાર્થના જ કાંઇ ઓછી સુન્દર નથી—

શ્રદ્ધાનો દીપક સતેજ
રહેજો મ્હારો—
શ્રદ્ધાનો દીપક સતેજ.
શંકા-અંધાર ઘેરી
ઉગજો ન આગળે
ઉજળો મુજ અંતરનો દેશ
રહેજો મ્હારો—
શ્રદ્ધાનો દીપક સતેજ
દેવાધિદેવના
દિદાર દીઠે આત્મન્
ઓપજો જી' નવલખ વેશ
રહેજો મ્હારો—
શ્રદ્ધાનો દીપક સતેજ.
આન્દોલન ઝીલતું
મુજ પ્રાણ કેરૂં પંખીડું,
પીજો એ અમૃત હમેશાં
રહેજો મ્હારો —
શ્રદ્ધાનો દીપક સતેજ

આમ આ અનુવાદ ઇશ્વરતત્ત્વપરના પરમ શ્રદ્ધાભાવે તથા અનન્ય પ્રીતિ ભક્તિને લઇનેજ થવા પામેલ છે એમાના પ્રેમભક્તિના સૌંદર્યે તેમને આંજી નાખેલ છે એમાનું વેદની ઋચાઓ સમી સરલ સૌમ્યતા તથા ઉપનિષદના મંત્રો સમી વિરલ ભવ્યતાનું સુરસિક ગુંથણ સૌ. કનુબ્હેનને અતિ આકર્ષક થઇ પડેલ છે, અને પ્રાર્થનભાવની પરિસ્થિતિનો નિત્ય અનુભવ કરનાર એ આત્માને 'ગીતાંજલિ' જેવા 'અશ્રુતપૂર્વ' પુસ્તકના ભાષાન્તરદ્વારા ઉરેરી કૃતકૃત્યતાના અહ્‌લાદ પ્રગટેલ એ જણાવવું ઓછું જ આવશ્યક થઇ પડે છે. એ પુસ્તકના ગીત ૧૮ ને ૧૯ એમને જે, અત્યંત પ્રિય હતા તે એ પરમ પ્રેમભાવનીજ વ્યંજના દાખવી રહે છે,—

Clouds heap upon clouds, and it darkens.

Ah love, why dost thou let me wait outside at the door all alone!..............

If thou showest me not thy face, if thou leavest me wholly aside, I know not how I am to pass these long rainy hours......

+ + + + +

If thou speakest not I will fill my heart with thy silence and endure it..............

અવગત આજ તો એ વિશ્વનાથ દેવાધિદેવનાં દ્વાર તેમને માટ ખૂલ્યાં છેઃ આજ પ્રતીક્ષા કરતી મટી ગઈ છે. આજ તો, તેઓ જણાવે છે તેમ—

કોમળ પ્રકાશ ચુમ્યા
આત્મના ઉઘાડમાં
વિરામે ઉરના ઉચાટ'
 લ્યો, લ્યો, ખુલતા આ દિવ્યતાના દ્વાર.

ઉભું નીરવ હું
અનંતતાને કાંઠડે
ઝીલન્તી વત્સલ દિદારઃ
 લ્યો, લ્યો, ખુલતા આ દિવ્યતાનાં દ્વારઃ

ભક્તિ ભાવભીની
મુજ દેહ કેરી દેહરી
પ્રસરે તેજરી પ્રભાવ'
 લ્યો, લ્યો, ખૂલતા આ દિવ્યતાના દ્વાર.

" અનરત બ્રહ્મ વસન્ત કેરા વિરલ ભાવ વિભાવ ત્યાં " તે અનંતતાને કાંઠડે ઉરના સૌ ઉચાટ શમવી Blessed Damozel જેવી અંશુમાળ ધારણ કરેલ " ન્હાની શી નારાયણી " જેવી આજ તો તે પ્રકાશે છે, ને અહીં જે 'ઓથેથી' વિશ્વને લુભવનાર કલ્પેલ તેના સન્મુખ પ્રકટ'વત્સલ દર્શન ઝીલી રહેલ છે.

સગુણ એ બ્રહ્મ સમા સાકાર'
 નમું મુજ માતતાતને પાય'

—' લલિત '

આ એકજ ભાવનાભર્યા અર્થાત્ પ્રેમ—તત્ત્વની અનેરી ઝાંખી ભર્યાં બીજાં પ્રેમ-દર સમા ગીતો ને કાવ્યો પ્રત્યે હવે, આપણે વળશું—પિતૃપ્રેમને ઉદ્‌બોધતાં માતા અને પિ બન્ને સૌ. કનુબ્હેનના છેક નાનપણમાંથી પરમાત્પદે ઢળેલ છે. એ બન્નેને શ્રાદ્ધાંજલિ અર્પ ને એ રીતે સાધુજીવનને છાજતા પિતૃધર્મનું પરમ ભાન કરાવી રહેતાં આ બે નીચલા તેમ ગીતો પણ તેટલાંજ સરસ ને ભાવભીનાં છે. કૈવલ્ય પામેલ સાધુ—પિતામાતાનું શ્રાદ્ધ, ગે

ર્ધનરામભાઇ કહે છે તેમ, પુત્રો તથા પુત્રીઓ તેમના ગુણકીર્તન ને જ્ઞાનોલ્લેખથી જ કરે છે. આ નીચનાં ઉભય કાવ્યોમાં પણ એ જ સરસ જ્ઞાનોલ્લેખ ને ગુણકીર્તન ગોચર થઇ રહેશેઃ —ઉપરાંત એટલું ધ્યાનમાં રાખવાનું છે કે :આ બંને ગીતો કવિ તરિકેની તેમની છેક ગતી અવસ્થાનાં છે અને તે રીતેજ તેમને અવલોકવાનાં છેઃ—

તાતને.

પુણ્યધામે મ્હારા તાત રે!
પ્રભુ, ત્હારા—
પુણ્યધામે મ્હારા તાત રે!
સેવા કરતા ને મીઠા મેવા આરોગતા,
હૈયામાં હરખ ન માય રે!
પ્રભુ, ત્હારા—
પુણ્ય ધામે મ્હારા તાત રે!
ર્ય શી કાન્તિ ને ચન્દ્ર શી શાન્તિઃધરી
ાપસી એ અણમુલા સુકન્ત રે!
પ્રભુ, ત્હારા—
પુણ્યધામે મ્હારા તાત રે!
વેણુ વાગે પ્રભુ, ત્હારી આકર્ષતી
થૈ થૈ થૈ એ નાચંત રે!
પ્રભુ, ત્હારા—
પુણ્યધામે મ્હારા તાત રે!
શાબ્દબ્રહ્મ ગાજે ને ચિતડાં નાચે,
કલ્યાણમંત્ર વદંત રે!
આંદોલનો એ અવનવાં કંઇ
અમ ચિર તોળે અનંત રે!
પ્રભુ, ત્હારા—
પુણ્યધામે મ્હારા તાત રે!

માતને

સ્નેહધામે મ્હારી માત રે!
વિભુ ત્હારા—
સ્નેહધામે મ્હારી માત રે!
શ્રદ્ધાળુ સોહાગણ, રસકેરી માલણ,
નિર્મળા વિલાસે મ્હાલંત રે!
નયન નયનમાં સન્દેશ કહાવે,
રજુ ત્હારી રસગંધ રે!
વિભુ ત્હારા—
સ્નેહધામે મ્હારી માત રે!
ઉષા શું તરતી ને ચંદા શું રમતી
તારલી શું રવની અતુલ રે!
કિરણ કિરણમાં આનંદ બહાવે
પ્રભુ! ત્હારી રસવેણુ રે!
વિભુ ત્હારા—
સ્નેહધામે મ્હારી માતરે!
વ્હાલનાં વ્હેણ ને અમીનાં ગોરસો
ઝરતી એ કલ્યાણ દૂધ રે!
ભવના બંધન ભાગી! છોડી દઇને
ઢળીએ પ્રભુ!—પાય રે?
વિભુ ત્હારા—
સ્નેહધામે મ્હારી માતરે!
માત ને તાત પ્રભુનૂં ત્હારા ચરણમાં
શાન્તિ પામો રસ લેર રે!
પૂર્ણાનંદે મ્હાલી હર્ષ કેરે આંસુડે
ભીંજી રહો અમારાં અંગ રે!
પ્રભુ ત્હારા!
પુણ્ય—સ્નેહ ધામે માત તાત રે!

પ્રભુના પુણ્ય ધામે પિતાની અને સ્નેહધામે માતાની પ્રતિષ્ઠા સ્થાપતાં આ કાવ્યદ્વય ગીતે અનેરા બાલભાવનું નિર્દોષ ને નિખાલસ ગુંજન વાચકને ચિત્ત પ્રેર્યા વિના નથી રહેતાં. તેમની 'અન્તરસ્મૃતિ' માં મ્હેનબ્હેનાજ આંકેલા ભાવ આ રીતે પ્રકટે છેઃ

" હું પણ્ીજ ન્હાની હતી ત્યારથી માતા કરતાં પિતા મ્હારાપર વિશેષ વ્હાલ રાખતા. માના કરતાં પિતા કનેજ હું વિશેષ ઉછરી હતી. પિતાની હું લાડકી પુત્રી હતી. પરંતુ માનાના ગુણોત્કર્ષ ધાવણમાંથી મને મળેલા તે હજુય તેમના તેમજ છે. મ્હારી માતા ગીતા-ઉપનિષદ્‌ના અભ્યાસી હતા; સાથે સાથે સમાધિ-યોગ પણ ધારતા. એમની મુદ્રા શાન્ત ને દીન હતી. અને તેવીજ મુદ્રા મ્હારી પર પણ પડી-છેક નાનપણથી પડી ને હજુય તે તેવીજ રહી. સમોન શાન્તિ મને સદાસર્વદા પ્રિય થઇ પડી છે, તે માતાનીજ. પિતા કનેથી હું મનોબલ શીખી છું. અને સંસારમાં મને તે સન્મિત્ર રૂપ નીવડયું છે. આજ અને સદાસર્વદા-શ્રદ્ધાભાવે પિતામાતા બન્નેનો મને મળ્યો છે. અને મ્હારા જીવનના જીવનમાં છેક ઉંડા તેના મૂળ પથરાયા છે. એ શ્રદ્ધાભાવે જીંદગી-અચલ જેવી જીંદગી-મે યત્કિંચિત્ સફલ કીધી છે-કરું છું.

માતપિતા પ્રત્યની મુખ્યત્વ આ સન્માનભાવી પૂજ્યબુદ્ધિમાં રા. બ. રમણભાઇ જણાવે છે તેમ નિસર્ગભાવી ' તેમની કલ્પનાપરાયણ પ્રકૃતિ સહાયભૂત થઇ ' અને આ કાવ્યોનો —ગીતોનો ઉદ્‌ભવ થઇ શકયો. એજ ' જીવનસ્મૃતિ ' ના ત્રીજા ખંડમાં તેઓ જણાવે છે કે —

" જન્મપ્રીત તો કંઇક હું ન્હાનપણથીજ હતી. ઉંડા ઉંડા સ્વપ્નો ને તરંગોમાં કેટલીક વખત હું પૂર્ણ ઘુમી રહેતી કેટલીક દીઠેલી તો કેટલીક નહિ દીઠેલી એવી વ્યક્ત, અવ્યક્ત મૂર્તિઓ સાથે વાર્તાલાપ કરતી, તેમના સન્દેશ સુણતી, તેમના ભાવાભાવ જાણી લેતી, ને મ્હારો જીવનપથ તે દ્વારા ઉજાળવા પ્રયત્ન કરતી. કોક કોક એ કલ્પિત મૂર્તિઓ તો જાણે મને આખુંય મ્હારૂં ભવિષ્ય કહી જતી સુખદુઃખ, સારૂં નરસું, જીવન મૃત્યુ ઇત્યાદિ દ્વંદ્વોના ભાન કરાવી જતી. હવે મ્હને લાગે છે કે તે મ્હારા દેવદૂતો તો કદાચ ન હોય જે હજુય મ્હારી સાથે વાતાવરણમાં, તો કદિક પ્રકટ, એમ લહેરે છે ને સત્ય વાણી સુણાવે છે. "

'જીવનસ્મૃતિ' માના બન્ને અવતરણો પરથી એટલું તો આપણે જાણી શકશું કે આ બન્ને કાવ્યો કેવળ બહિર શિક્ષણના અથવા કેવળ માના ધાવણમાંથી હિન્દમાં મળતા તેવા સંસ્કારોના પ્રતિબિમ્બ નથી પણ તેથી પર તેઓ કોક જીવન્ત સાક્ષાત્કારના—ધન્ય આહ્લાદનો—ઉછેલતી આત્માની કો ' દિવ્ય ' પર્યંભાવના તે ગીતો છે આજ તો એ પોતેજ લ્યા—એ પ્રભુની ધામમાં પરમ પ્રકારો છે—પૃથ્વીપરના નિજ માતાપિતાની સ્હોડયમાં અને સૌ બ્રહ્માંડના પરમ પિતાની પ્રેમળ પાંખમાં—એટલે જે સર્વત્ર અહીં આ કાવ્યો દ્વારા જગવેલ છે, તેનું પ્રકટ દર્શન તેઓ કરી રહેલ છે, સેવા કરતાં, અને મીઠા મેવા આરોગતા પિતા—અને 'શ્રદ્ધાનું સોહાગણ તથા રસકેરી માલણ' માતાના ભાવો તે તે કાવ્યો દ્વારાજ મઝેથી વ્યક્ત થએલ છે અલબત એ બાળભાવી શિશુપ્રેરણાભર્યા કાવ્યોમાં જે કોક કોક Unique word-જગન્નાથ જેને રમણીયાર્થ પ્રતિપાદક શબ્દ કહે છે તે વીહરતા માલુમ પડે છે, ત્યાંજ તેમની સંપૂર્ણ સાર્થકતા કાવ્ય તરીકની સાર્થકતા પ્રેરવાર થઇ રહે છે.

ગુસ્ટાવ ફ્લૉબર્ટની રસકલામાવીહર નું સૌદર્યતત્ત્વ શા વડે આટઆટલું દીપી રહે છે તેનું ભાન કરાવતી તેના 'પરના એક સર્વમાંરશીલ ટીકાકારનો' નીચેનો ઉલ્લેખ ઉપલી Unique word' ની સૌ. 'સુમન્હેનના કાવ્યોમાની 'યોજના' વિશેનો અંકોડો અનુભવ કરાવી રહેશે— [illegible]

Possessed of an absolute belief that there exists but one way of expressing one thing, one word to call it by, one adjective to qualify, one verb to animate it, he gave himself to superhuman labour for the discovery, in every phrase, of that word, that verb, that epithet. In this way, he believed in some *mysterious harmony of expression,* and when a true word seemed to him to lack euphony he still went on seeking another, with invincible patience, certain that he had not yet got hold of the unique word. Among all the expressions there is but one-one form, one mode to express what I want to say. વૅલ્ટર પેટર આના પર ટીકા કરતા લખે છે કે:—The one word for the one thing, the one thought, amid the multitude of words, terms that might just do, the problem of style was there !–the unique word, phrase, sentence, paragraph, essay or song, absolutely to the single mental presentation or vision within.

આ રીતે ઉપલા કાવ્યોની સમીક્ષા આદરતાં ઉચિત શબ્દોની–રસોત્પાદક શબ્દોની–રમણીય અર્થનું પ્રતિપાદન કરતા શબ્દોની–મૃદુલ–મધુર ખીલવટ જામેલ ત્યા જણાઈ આવશે:

'સૂર્યા શી કાન્તિ ને ચન્દ્ર શી શાન્તિ'–આ ભાવને દર્શાવવા ભાગ્યેજ બીજા ઉચિત શબ્દો ( Unique words ) ભાષામાં મળી આવે !

'શબ્દબ્રહ્મ ગાજે, ને ચિત્તડા નાચેઃ' આ ભાવનાવાહક રસોત્પાદક શબ્દો ભાગ્યે જ અન્ય મળી શકે !

'શ્રદ્ધાળુ સોહાગણ, રન કેરી માલણ'–ક્યિ અન્ય શબ્દો દ્વારા આમા ઓતપ્રોત થએલ ભાવ દર્શાવી શકાય તે કળવું મુશ્કેલ છે !

'ઉપાશુ તરતી ને ચન્દાશુ રમતી
તારલીશુ રવતી અતુલ રે !'—

કેવળ સુયોગ્ય ક્રિયાપદની જ રસિક ગુંથણી આ શિશુભાવી કલ્પનામા સર્વોપરિ ભાવ બજવી રહેલ કોને નહીં સમજાય ?

'વ્હાલના બ્હેન,' 'અમીના ગોરસા,' 'કલ્યાણું દૂધ'–એ બધાં આવા જ સુરસિક શબ્દપ્રયોગો યોજનાયોગ્ય છે અને તે પણ વિનાઆયાસેઃ સ્વયંસ્ફુરિત જ:

એક બે લીંટીઓની ગણનાજ કરવી ભૂલી ગયા' 'નયનનયનમા સંદેશ કહાવે'–કેટલુ સુમધુર ઉચ્ચારણ ! ને તેથી ઉપજતું કેટલું રસમધુ ભાવપ્રકાશન' અને તે જ પ્રમાણેઃ—

'કિરણુ કિરણમા આનંદ વ્હાવેઃ' .

બસ, વિશેષ ટીકા વા વિવેચનને હવે અવકાશ નથી ! માત્ર-એટલું જ જણાવવું ઉચિત થઇ પડશે કે આ ઉભય શિશુભાવી નિર્દોષ ને-નિખાલસ, 'કાવ્યોમા' જે અનન્ય પ્રેમતત્ત્વનુ

ભાન થઇ રહે છે તે પ્રથમ કહી ગયા તેમ સગુણ બ્રહ્મસમાં માતપિતાનાજ પ્રેમનું છે. અર્થાત્ માતપ્રેમ, તાતપ્રેમ દ્વારા પરમાવધિ પ્રભુપ્રેમ જ પ્રકટ થએલ છે.

### ૩ ભગિની પ્રેમ.

ભગિની-પ્રેમને પ્રકટતું આ એક કરણ કાવ્ય પણ જોઇએઃ—

દુઃખના ઓછાડ, મ્હારી બ્હેનડી !
જન્મી સખી ! સંસારમાં
ન મળી કદી સુખની ઘડિઃ
શાન્તિ ન ક્યાં, આનંદ નાઃ
આશા નિરાશામાં બળી !
દુઃખના ઓછાડ, મ્હારી બ્હેનડી !
ભાગ્ય ફેરવવા મથીઃ
પ્રારબ્ધ સાંમે યે ઝૂઝી !
પુરુષાર્થ સંધુ પ્રકટતી
લીલાકલા કાં આથમી ?
દુઃખના ઓછાડ, મ્હારી બ્હેનની :
અવ જોમ નાઃ ઉત્સાહ નાઃ
પૂર પ્રેમલ વહી ગયા !
હૃદય પટ આરિતકતાના
રંગ સૌ ઉપટી ગયા !
દુઃખના ઓછાડ, મ્હારી બ્હેનડી !
ગીત ગભીરાં વિરમ્યાંઃ
જીવન મૃત્યુમાં ભળ્યાં;
પ્રકાશના કિરણો મધુરા
અનંત અંધારે શમ્યાં !
દુઃખના ઓછાડ, મ્હારી બ્હેનડી !
રસ ગયાઃ રસધાર ખૂટીઃ
અંગ-સૌંદર્યે સર્યા !
ઉરનાં ઐશ્વર્ય ઉઠી
આલિંગને સંચર્યા !
દુઃખના ઓછાડ, મ્હારી બ્હેનડી !

‘ કારમો કરણરસ ’ તે આનું નામ ! પ્રત્યેક પંક્તિમાં આદિથી અંત સુધી આત્માનું ઉંડેરૂં રુદન શબ્દ રૂપે ચીતરાયું છે-અને છતાય પૂરપાકવત્ એ શોકછાયા છાયા રૂપેજ તેના પ્રખર કલ્પાન્તમાં પણ નજરે આવે છે.

સને ૧૯૧૫ માં સૌ. કનુબ્હેને સુરત સાહિત્ય પરિષદ માટે 'અકાળે કરમાયલી કળીઓ' નામનો એક નિબંધ લખેલ, જેમાં સૌ. સુમતિબ્હેન તથા સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી એ બન્ને અકાળે ધ્વસ્ત થયેલ સાહિત્યની ભાવી પ્રચંડ અભિલાષાઓ વિશે અતીવ કરુણ ઉલ્લેખ હતો. એમાં પણ ઉપલોજ એક ધ્વનિ પ્રકટ થતો હતો. પોતે એ બન્નેમાંથી એકપણના પરિચયમાં આવેલ નહિ, પરન્તુ શેલી જેમ કિટ્સ પ્રત્યે તેના અકાળ મૃત્યુના ક્રૂર કારણ વિશે જાણી Adonais રૂપી અતિ કરુણ ને મર્મવેધક કાવ્ય આલેખી શકેલ, તે જ રીતે સૌ. કનુબ્હેનને આ ઉભય નિજ પ્રાન્ત ભગિનીઓના અકાળ અવસાનના ક્રૂરતમ કારણની પિછાન થતાં તેમના ચિત્તને જબરજસ્ત આઘાત થયેલ ને તેને અનુસરીને તેમના શ્રાદ્ધ રૂપે એ નિબંધ તેમણે આલેખેલ. સૌ. સુમતિબ્હેનનાં 'હૃદય—ઝરણાં' નો નરસિંહરાવભાઇનો પુરઃસ્કરણ લેખ–*Foreword* તથા સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદીના પોતાના જીવનવૃત્તાંત સંબધીના સુંદરી સુબોધમાં પ્રકટ થએલ પત્રોએ સૌ. કનુબ્હેનના ચિત્તપર અતિ કારમી છાપ —ખાસ કરીને તેમાંના ગૃહજીવનના—પતિપત્નીના આન્તર જીવનના પ્રસંગોના ઉલ્લેખોએ — જે સૌનો ધ્વનિ ગોવર્ધનરામ ભાઇ જણાવે છે તેમ આ એક જ પ્રકટ થતો હતો કેઃ—

> સુજ દેશ વિષે રસમાળી વિના
> ફળ ફૂલ ધરે નહીં નારી લતા!'
> રસ શોધન સેચન ના જ બને !
> ધન રાશિ અચેતન સુજ રહે !

રસઐક્ય ને ઉર–ઐક્ય વિનાનાં લગ્નોમાં 'રસશોધન સેચન' કઇ રીતે થઇ શકે? અને એ રીતે Ruskin કહે છે તેમ દેશનું અણમૂલું નારીધન, અને તેના સર્વ કોઇ રસ-રાશિ કેવળ અચેતન—જડ જ રહે એમા શી નવાઇ! એક પાંખાળું આપણે અહીંનું પુરુષ-જીવન કેટલું ઉડી શકે?—અને તે ઉપરાંત કોક કોક જન્મસિદ્ધ સસ્કારી નારીલતાઓની અવગણના કરતું, તેમના સર્વ સંસ્કાર લૂંટી લેતું, અને તે દ્વારા તેમની અકાળે 'હિંસા' કરતું પુરુષ—જીવન દેશમસ્તનો શો અભ્યુદય સાધી શકશે ? કારણ સ્નેહના આઘાતે ઘવાયેલ સ્ત્રીહૃદય તો કુમુદસુંદરીની માફક દર્દભર્યું કેવળ 'ટટકયું ફટકયુંજ કરવાનું'! પ્રેમનાં પૂર વહી ગયા પછીનું ઉત્સાહશૂન્ય, સામર્થ્યશૂન્ય સ્ત્રી—જીવન મૃત્યુમાં મળ્યા વિના ન જ રહે ! ગભીર તેનાં સારાંય ગીત વીરમી જ જાય! પ્રકાશના બાલ્યકાળે ઝીલેલ ને યુવાને ઉમરે પગ માડતાં સ્વપ્નેલ મધુર કિરણજૂથ માત્ર અનંત અંધારમાં જ શમી રહે? કારણઃ—

> રસ ગયા !
> રસ-ધાર સૂકી !
> અંગ-સૌંદર્યે સર્યા !
> ઉરનાં ઐશ્વર્ય ઉડી
> આર્તિ–ગતે સંચર્યા !

આવું આર્તિ—આચ્છાદન ઓઢેલ હિન્દી લલના–ગુજરાતી યુવતીઓ શું ઓછી છે ? નિજ બ્હેનના એક વિલાપ—ગીતમાં, ગોવર્ધનગમભાઇએ નિજ પુત્રી 'લીલાવતીની જીવન-કલા' ની પ્રસ્તાવનામાં જણાવ્યું છે તેમ સૌ. કનુબ્હેને પણ અનેક નિજ દેશ—ભગિની-

આના પ્રેમ—ધ્વંસની અને તે સાથે સર્વસ્વના અવસાનની કરુણરસપ્રધાન ગાથા છેડેલ છે, મેરી કોરેલીના Murder of Delcia અને Innocent—Her fancy and His fact—નામનાં બન્ને નવલો જેણે જેણે ઉકેલ્યાં હશે, તેમને જરૂર સૌ.હનુબ્હેનના ઉપલા કાવ્યના પ્રત્યેક શબ્દ—મર્મનું રહસ્ય સમજાયા વિના નહીં રહે.

આજ બ્હેન વિષે ૧૯૨૧ માં 'મ્હારી નોંધ— પોથી'માં તેઓ નીચે પ્રમાણે લખી ગયાં છે:—

" માતૃજ્યોતિની જ્વલંત જ્વાલા !
મહીયરની યોગમાયા ! "

" કેવું મીઠું ને પ્રેમાલ અભિધાન ! પરમ વત્સલ માતૃજ્યોતિના તથા સાથે મ્હારી રસભીની બ્હેનનાં મને આજ સ્વપ્નદર્શન લાધ્યાં. તે સિદ્ધલોકમાં ઉભયે સંચાર કીધો છે, જ્યાં ગોવર્ધનરામે સૌભાગ્યદેવી ને ચંદ્રલક્ષ્મી સમા ઉજ્જવલ પાત્રોનો નિવાસ નિયોજ્યો છે. એની એ જ યોગવિલીનતા મ્હારાં માતાને મુખડે દેખાઇ: એની એ જ ચિન્તનરેખાઓ તેમને લલાટ કોરાયલી હતી: એની એ જ સુન્દરતા, એની એ જ શાન્તિ: એનાં એ જ સહનશીલતા ને ક્ષમાભાવ:—પણ અહીં તે સર્વ તેમના સપૂર્ણ સ્વરૂપમા જાજ્વલ્યમાન દીસતાં. સ્થૂલ વૃદ્ધિ માતાની તેમ બ્હેનની અટકી હતી, અને તેથીજ સૂક્ષ્મ સદ્‌ભાવનાઓનાં પ્રકાશન આટઆટલાં સતેજ ને સોહાગણાં દીસતાં.

" બ્હેનનાં ગંભીરતા, શાણપણ, સુશ્રુષા, હેતાળતા,—સૌ જ, પ્રત્યક્ષ થયાં. એમના ટુંકા આયુષ્યનું પૃથ્વી પરનું સૌ સહ્યું ઉંડી તપસિદ્ધિને દાખવી રહેલ મને જણાયું: ને ભગવદ્વાક્ય સાંભરી આવ્યું કે:—

नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति ।

ઉભયને નમન નમી રહી: ઉભયના આશીર્વાદ ઝીલી રહી: ને એ જ સિદ્ધપ્રદેશમાં હું ય ભવિષ્યમાં નિવસું એને માટ જોઇતી મારી તપસમૃદ્ધિની ગણત્રી ગણતી આ લોકમાં, આંખ ઉઘડતાં, પુનઃ પ્રવેશી રહી..."

ખરેખર ! આ ભવિષ્યવાણી સદ્દસાજ સાચી પડી ! જાનેવારી ૧૯૨૨ માં આ ૧૯૨૧ ના અક્ષરો સાવ લીલાજ હતા અને બરાબર સો વર્ષ પૂર્વે દૂરના એક દેશમાં જે ભાવ ભજવાએલ—શેલીએ ૧૮૨૧ માં કિટ્સની અવસાન ગીતામાં પોતા વિષે જે ભાવો સૂચિત કરેલ, અને બીજે જ વર્ષે જેમ તેનું અવસાન થવા પામેલ, તેવુંજ અહીં બની રહ્યું !

" The soft sky smiles,,—the low wind
whispers near:
'Tis Adonais calls ! oh, hasten thither.
No more let Life divide what Death can join together. "

* * * *

The soul of Adonais, like a star,
Beacons from the abode where the Eternals are.- Shelly

સિદ્ધલોકમાં વસવાટ કરવાની ને તેને સારૂ જોઇતી તપસમૃદ્ધિ પૂરેપૂરી છે કે નહીં તેની ણત્રી કરવાની અને હવે તે સાવ પૂરેપૂરી નીવડી તે પ્રત્યક્ષ કરવાની ઉમેદ સૌ. કનુબ્હેનની ાર પડી! તે સિદ્ધલોકનાં વસનારાંઓએ તેમની આંતરવાંછના જાણીને દૂરથી ગાયું:

Away away
Where the glittering planets whirl and swim
And the glory of the sun grows dim
Away Away!
To the regions of light and fire and air
Where the spirits of life are everywhere.
Come, oh come away!
Away, away!
Come, oh come! *we have waited long.*
*And we sing thee now a summoning song.*
Away, away!
Thou art freed from the world of the dreaming dead,
*And the splendours of Heaven are round thee spread.*
Come away!-away!

આ ગીતના સાદ તેમને સુણાયા-સ્વાગત ગીતાના નાદ સહસાજ તેમણે સુણ્યા ને તેઓ ઉડ્યા........

## ૪ સખિ-પ્રેમ.

નર જાત સુખી હશે અહીં કદી મહાલતી સ્વચ્છંદથી:
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઇ:

-ગોવર્ધનરામ

સખિ-પ્રેમનું પ્રકાશન કરતું આ એક બીજું કાવ્ય-તેટલુંજ કરુણરસપ્રધાન કાવ્ય -હવાં અવલોકીએઃ—

"સખિ! વ્હાલી! વ્હાલી! રુદન તવ સાલે જીગરમાં!
ઉંડા ચીરા પાડે કરુણ ધ્વનિ આ મુજ દિલમાં!
સખિ! છાની; ત્હારૂં રુદન નવ સ્હેવાય મુજથી:
વિધિનું નિર્મેલું નહીં કદી ફરે એ રુદનથી!

નથી જેમાં ધાર્યું મનુજ તણું થાતું પ્રિય, સખિ!
વૃથા ત્હોયે દેહ્યું નિશદિન બધું કાં રુદનથી?

મહન્તો ને સન્તો જગત સહુ મિથ્યા કહી ગયાઃ
ઋણાનુબંધે આ જગત તણી મૈત્રિ રહી, અહા!
વિયોગો સ્નેહીના ચિરસ્મરણ રાખે હૃદયમાં:
પછી શાને રોવું? સ્મરણ પણ સંયોગ નવ કાં?
વિયોગો નિર્માયા સ્થૂલ શરીર જાતાં, પ્રિયતમે!
પરંતુ આત્મા તો નહીં કદી વિયોગી થઇ શકે.”

૧૬-૮-૧૬

વાચક કલ્પી શકશે કે આ 'રુદનમય કરુણતમ ધ્વનિ' નું મૂળ સ્નેહાળ નિજ સખિના કારમા આ સંસારના કષ્ટ સિવાય અન્ય શું હોઇ શકે? સૌ. કનુબ્હેનની આ વિધવા સખિ આજ અહીં હયાત છે. તેમના પ્રત્યેનો તેમનો પ્રેમ કેટલો ગાઢ ને ભાવવાહી હતો તે આ 'મ્હારી નોંધ પોથી' ના તેમના ઉલ્લેખ પરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

"જીવનમાં મિત્ર તો થોડાજ હોઇ શકે છે—અલબત, સાચા મિત્ર કે સાચી સખી! દેવે મને એક આવી સાચી સખી આપી છે—છેક નાનપણથી તે અત્યારની ઘડી સુધી આ ગુણીયલ સખીની છાયામાં હું આનંદ અનુભવી રહી છું. તેનામાં ઉંડી સહૃદયતા છે; તેનામાં ભવ્ય નિખાલસતા છે; વ્હાલસહોઇ એ સખી આ જગતમાં દુઃખની પારવિનાની ઝડીઓના પ્રહાર સહન કરી રહી છે, છતાં મ્હારા પ્રત્યે તેનો ભાવ જરાય ઘટતો નથી.........

"તે દિવસે તેને હું મળી......મ્હારાથી તે ચિત્ર અતીવ કરુણતમ દુઃખ ભર્યું ચિત્ર—નજ જોવાયું. એણે મ્હારા હાથમાં દિનેશને મૂક્યો ને તે સાથેજ 'મ્હારૂં હૈયું હાથ ન રહ્યું....એ પછી અમે બન્ને એક મેકના ખોળામાં માથું નાંખી દઈ પુષ્કળ રડયાં......સારો ય સંસાર પ્રજળી રહ્યો ભાસ્યો ને તેની વચ્ચે આ એકલી મ્હારી સખીની નાજુક આત્મવેલી બળી ભસ્મ થઇ જતી હું નીરખી રહી!......

"હાય! દિનેશ ગયો! આંધળીની એ એક લાકડી ય જતી રહી! હવે આ કઠ્ઠુને ક્રૂર સંસારમાં તેના દિવસ કેવી રીતે વીતશે? આશાનાં સૌ કો કિરણ એનાં આથમી ગયાં, હવે એ આયુ કેમ ટકાવી રહેશે? અલબત્ત, હું માનું છું કે મ્હારા કરતાં એનામાં ધૈર્ય વિશેષ છે, ને તેથીજ તે આટલું ટકી રહી છે. પણ આ દુષ્ટ ઘા કઇ રીતે સહન થઇ શકે? કુદરતને ય દયા ન આવી! ઇશ્વરી-શિક્ષાને ય અવધિ ને મર્યાદા નથી હોતાં?—ન હોઇ શકે?......

"છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન! સૌભાગ્યથી કૈં!
"છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન! શૃંગારથી કૈં!

કલાપીના "વિધવા બ્હેન બાબાંને" પ્રયોજેલઃ—એ સમાશ્વાસક ભાવ સમોજ પરમ ભાવ અહીં ય સૌ. કનુબ્હેનના ગીતમાં કોઇ અન્ય રીતનો ગુંથાએલ છે. તેઓ કહે છે, "સ્મરણ પણ સંયોગ નવ કાં?" વ્હાલાનું સ્મરણ, પ્રિયજનનું—આપ્તજનનું સ્મરણ, સ્મૃતિઓમાં તેમની નિત્યનિરંતરની સ્થાપના ને પ્રતિષ્ઠા, એ તેમની અમરતા સિદ્ધ કરવા, તેમનો સંયોગ સતત સાચવી રાખવા પૂરતું નથી શું? કલાપી કહે છે તેમ—"આપણું તેનું સ્મરણ કરવું એય છે ઇષ્ટ મ્હાનું." અને તેથીજ સૌ. કનુબ્હેન લખે છે તેમ "સ્મરણ પણ સંયોગ

નવ ક્વાં ?" એ વધુ વ્યાજબી લાગે છે. અવસાન પામેલ પ્રિયજનોનો સ્મરણુઓમાં સદૈવ નિ-વાસ તે તેમના સતત સંયોગને જ પુરવાર કરી રહે છે. આને સાક્ષી આપનો મેટરલીંકનો આ નીચલો પ્રસન્નમન મંત્ર અજબ ભાવ જણી રહે છે.

—How can they be dead, when they *live* in your *memory*? ......Men do not know this secret, they know so little...*The dead who are remembered live as happily as though they were not dead.*

એ તો સૌ. કનુબ્હેન લખે છે તેમ:—

વિયોગો નિર્માયા સ્થૂલ શરીર જાતાં, પ્રિયતમે !
પરન્તુ આત્મા તો નહીં કદી વિયોગી થઇ શકે.

આ એકજ સાવ સાચું લાગે છે—સાચું અનુભવાય છે. પ્રિયજનનું અનન્ય આત્મ-ચિંતન પરમાત્માના આત્મચિંતન સમુંજ તેમને આપણી નિકટ આણી રહે છે. આપણાં 'યોગક્ષેમ' વહવા સતત પ્રેરી રહે છે. 'નવીન પ્રકાશ' નામના એક પુસ્તકમાંનો ઉલ્લેખ નીચે પ્રમાણે દાખવી રહે છે:-

મૃત્યુ—અને તેમાંયે પુણ્યપરિચિન પ્રિયજનનું મૃત્યુ પ્રત્યેક જ્ઞાનસંપન્ન મનુષ્યને આ પાર ને પેલી પારની વિચારણા આદરવા જરૂર ફરજ પાડયા વિના નથી રહેતું.

તે પછી શું ?—એ પ્રશ્ન અહીં રહેલાંઓ—પ્રિયજનને નિત્ય સ્મરણે સંઘરતાં પ્રેમાળા સંબંધીઓને ઉર જરૂર ઉત્પન્ન થયા વિના નથી રહેતો. અને તેના ઉદ્દઘાટન-કાજેજ તેઓ જીવનસનાતનનો, શાશ્વત વિશ્વશ્રેણિનો, પરમ પ્રેમાસ્પદ પરમાત્માની પરમ સૃષ્ટિ રચનામાં વિહરતી અનેરી કલાલીલાનો સાક્ષાત્કાર કરવા ઉદ્યુક્ત થાય છે. પરિણામ એ આવે છે કે ઉભય પારનો સંબંધ-એક અવિચ્છિન્ન સંબંધ-સધાય છે, ને તેના-તે સ્મરણવશ પરમ પ્રિય આત્મજનના "નિત્ય આગમન" ની પ્રતીતિ થઇ રહે છે. રવિ બાબુના આ પ્રસન્નમન ગીતના ગુંજન સમો તે જીવન્ત સાક્ષાત્કાર આત્માના તાર ઝણઝણાવી રહે છે:—

"શાન્ત એના પદરવ તમે નથી સુણ્યા ? એ આવે છે, એ આવે છે, એ આવે છે......

સૂર્યપ્રકાશ વિલસ્યા વસન્તના પરિમલિન દિને વનપથ વટાવી એ આવે છે, આવે છે, નિત્ય આવે છે............

વર્ષાભીની શ્રાવણી રાત્રીના અંધકારમાં ગર્જન્તા અભ્રરથપર એ આવે છે આવે છે, નિત્ય આવે છે............

એનાજ ચરણકમળ દુ:ખ ને ગ્લાનિમાં ઉરને આશ્વાસે છે, એનાજ પદારવિંદનો સુનેરી સ્પર્શ અમ આનંદને અજવાળે છે..........

(સૌ. કનુબ્હેન કૃત ગીતાંજલિના અનુવાદમાંથી)

પ્રશ્ન:— ને એ તે કોણ

ઉત્તર:—આ લોકમાંથી અમૃત થએલ તે દેવપ્રદેશ નિવાસી પ્રિયજન. આપણેજ સ્મરણે નિત્ય સંઘરેલ આત્મજન. *

* ટાગોરના 'પોસ્ટ ઓફીસ' નાટકના અમલ પાત્ર વિશે વિવેચના કરતી આ તેમની નોંધ પણ ઉપલા તેમના "સ્મરણ પણ સંયોગ નવ ક્વાં ?" ને સવિશેષ સ્પષ્ટ કરી રહે છે:-

બસ, "સ્મરણુ પણુ સંયોગ નત્ર કાં?" એ ૧૯૧૬ ના સૌ. કંતુબ્હેનના શબ્દો આજ ભવિષ્યમાંય પરમાવધિ સત્યસમા અનુભવાય છે.

હવે, જે સખિને માટે એમણે ઉપલી 'રુરુદિષા' આદરી છે તે સખિનો પ્રેમ પણ સૌ. કંતુબ્હેન પ્રત્યે કેટલો ઉચ્ચ ને અપાર્થીવ છે તે આ તેમના અવસાન સમાચાર સાંભળ્યા પછીનો એ પ્રિયતમ સખીનો મર્મવેધક કલ્પાન્ત દાખતો નીચેનો પત્ર કથી રહે છે. માત્ર કેટલાક extracts જ બસ થશે:—

......હમારો સ્નેહ કેવો ગાઢ હતો તે તમે જાણો છો. અમે વરસે કે બે વરસે મળતાં પણ હમારો સ્નેહ તો દિવસે દિવસે ગાઢોજ થયે જતો....મ્હારી વ્હાલી સખી મ્હારા સુખદુઃખની વિભાગી હતી. મ્હારા દુઃખની વાત, મ્હારા મનની મુંઝવણુ હું એને કહી શાન્તી મેળવતી. એને મળવાથી, એના પત્રથી મને જે અવર્ણ્યનીય આનંદ થતો તે એક પરમાત્માજ જાણે છે ......એના સદ્દગુણો પણુ એવાજ હતા કે એને જીવનભર વીસરી ન જ શકાય. મ્હારી સખિ તો દેવી સ્વરૂપ હતી. સંસારની બધી ફરજો એણે બજાવી છે. એના હૃદયની વિશાળતા, ઉદારતા તથા ક્ષમતા અપાર હતી. એ આત્મા શુદ્ધ સાત્ત્વિક, ધીર ગંભીર, શાન્ત ને પ્રેમથી પૂર્ણ હતો. એવા ઉચ્ચ ગુણોથી ઓપાયલો આત્મા પુણ્યશાલીજ હતો. એ પુણ્યમય જીવનને, કર્તવ્યનિષ્ઠ પ્રિયજનને જીવનભર કેમ વીસરાય?......

હવે તો એ બ્હેનને સમર્પણ કાવ્યની છેલ્લી બે પંક્તિઓમાં સમાયેલ આશ્વાસન ને સમાધાન શાન્તિ પામવા રહ્યાં. પતિ પુત્રને મિત્ર વિહોણી તેમની ખારી જીંદગીમાં સ્મરણના સંયોગજ તેમને અનુભવવા રહ્યા.

---

"......અમલનું અમરત્વ તો સુધા તેને ભૂલી નથી— તે સદાસર્વદા સુધાના સ્મરણમાં વસેલ છે-તે પરથીજ સિદ્ધ થઇ રહ્યું છે. પૃથ્વી પરના કોઇપણ વ્હાલા મૃતજનનાં સ્મરણજ તે સદૈવ જીવન્ત છે તેનું ભાન નથી કરાવતા? નહીં તો આપણી સ્મરણ ભોમમાં તેઓ કેવી રીતે વિરાજી રહે? આપણું સ્મરણ-આપણે એમને સ્મરીએ છીએ તે જ બતાવી આપે છે કે તેઓ મર્યાં નથી, તેઓ જીવતા છે, આપણી ઉંડેરી હૃદયગુહામાં તેમનો નિવાસ છે. સર્વભૂતોના હૃદયદેશમાં અર્જુનજી ને પરમાત્મા વિરાજે છે એ જાતનો જે ગીતાબોધ અપાયો, તે બીજું કાંઇજ નહિં, પરન્તુ સ્મરણે વિશ્વનાથ સચરાચર સભર ભરી રહેલ છે, તે અમર ને અવિનાશી છે, તે ઘટઘટ વ્યાપક છે, એટલુંજ સિદ્ધ કરી રહે છે.........

મૃતજનોનું મર્યા પછી અસ્તિત્વ છે કે નહિ એ પ્રશ્ન તો અહીં ઉદ્ભવતોજ નથી— એની તો નાની સુની શંકા નથી રહેતી. સ્મરણથી વિસાગે, ને વ્હાલામાં વ્હાલું તમારૂં મૃતજન જરૂર મરી ગયું છે, એમ ચોકસ જાણો. સ્મરણે તેને નંધરો અને સનાતન સંજીવન બોગવી રહ્યું છે એવો સાક્ષાત્કાર થશે. ઉંડી ને અસ્ખલિત તેની સ્મૃતિજ તેનું અમરત્વ સ્થાપી રહે છે—તેને અમર કરે છે. આ સ્મરણાંજલિ—નિત્ય નિરંતરનું તે પ્રિયજનનું સ્મરણજ તેનું 'શ્રાદ્ધ' છે.........

વ્હાલેરાની સંસ્મૃતિ તે જ તેમનું આનંદન શ્રાદ્ધ છે-અને અહીં તો સુધા-અમૃત અમલને નિષ્પાપને નહિ ભુલે એ ભાવજ અદ્ભુત શ્રદ્ધાંજલિ અર્પી રહો છે, અમલની અમરતા સિદ્ધ કરી રહો છે."

"વિયોગો નિર્માયા સ્થૂલ શરીર જતા પ્રિયતમે'
"પરંતુ આત્મા તો નહીં કરી વિયોગી થઇ શકે.

"It is only in this union of souls that death has no meaning.

"સૌન્દર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી"

## ૫ પુત્રી-પ્રેમ

(1) All mothers are rich when they love their children:—Maeterlinck

(2) Riddle of destiny, who can show
What this short visit meant, or know
What thy errand here below?—C Lamb.

પુત્રી-પ્રેમને પ્રકટતું આ કરુણકાવ્ય પણ તેટલું જ ભાવવાહી છે—
પ્રિય બાલ મ્હારી! તેં પ્રયાણ જ અહીં થકી શું આદર્યું!
અહીં ના રુચ્યું? કે શું જવા પ્રભુ સ્હોડમાં મન તેં કર્યું?
અમ સ્નેહ બાસ્યો શિથિલ? કે મૃગજલ દીઠી માયા બધી?
સંસારના સ્વાર્થી પરનને માનીઓ શું વિષમયી?
ક્યાંથી રુચે આ મૃતમયી મસાર અમૃતમયી-તને?
તો વિકસજે પ્રભુપાદ પંકજમાં ભલે તું વિરમીને
અમ હસ્તમાં રાજી નહીં સુકુમાર કલિકા તું સમી·
ઘડિ બે ઘડિ અરપી સુગંધી ને પછી કરમાઇ શી
અમ ઇચ્છશું કલ્યાણ ત્હારૂં અહીં થકી વિભુજી કને
શાન્તિ હજો, શાન્તિ હજો, શાન્તિ હજો તુજ આત્મને

પરમાત્મા, પ્રકૃતિતત્ત્વ, માનવ-આત્મા સૃષ્ટિતત્ત્વ, જગત્, અને તે સર્વના અન્યોન્ય સબંધ, તેમના મૂળ આદિ કારણ, તેમના લક્ષ્ય હેતુ ને ઉદ્દેશ—એ સર્વને ઉકેલના ઉપનિષદો લખાયા છે તેમ 'પ્રેમ'ના પરમાવધિ જગ બાસ્વરૂપ 'માતૃપ્રેમ' ના—ઉપનિષદ ઉચ્ચારાય તો તેમાં જરૂર આ કરુણ કાવ્ય ઉત્તમ પંક્તિએ વિરાજી રહે એ નિશંક છે ને તેનો ભવ્ય 'શાન્તિપાઠ' તેમાં સર્વોપરિ સ્થાન ભોગવી રહે તે તેટલુંજ સત્ય છે

સૌ. કનુબ્હેન આ પુત્રીને 'ગીતાપુત્રી' એ નામે બધાવતા તેનું કારણ જણાવતો આ 'મ્હારી નોંધપોથી' માંનો ઉલ્લેખ મનનીય થઇ પડશે—

ગીતાપુત્રી પરનો મ્હારો વ્હાલ આટઆટલો કેમ વધી શક્યો તે કદાચ તમને નહીં ખબર હોય. અગિયાર જ માસની એ બાળકી મ્હારૂં દિલ આટઆટલું કેવી રીતે જીતી રહી હશે એ તો એની પોતાની જ સદ્‌ગુણ પરંપરાને માલૂમ એ કાંઇક સ્વામળી હતી, પણ એ

શ્રીકૃષ્ણના ગીતામૃતની પીધેલી હતી. જ્યારે પિતાજી ગુજરી ગયા ને ગીતાના ગેબી રસધ્વનિ આપણુ જગવતાં તે કાળે આ તરતનું જ ચેતનદાન પામેલ, જીવનરસનો તાત્કાલિક અનુભવ કરેલ, આ બાળકી આપણા આત્માની અગોચર ઉચ્ચતા ને અધ્યાત્મિકતા અનુલક્ષતી. પ્રાણમાં મહાપ્રાણ સમાય તેમ તેના ફૂટતાં ચેતનમાં ગીતાગાનના અજબ રણકાર રણકી રહ્યા ને ગર્ભદર્શિકા તે અવતરી. આ પછી તેની તેજસ્વિતા કેટલી ભવ્ય ! પ્રભાતમા એ સૌ પ્હેલાં ઉઠતી ને નિજાનંદી સમી પારણામાં રૂમઝુમતી રમતી–એકલી જ આહ્લાદતી અને તમારા ' હરિ ૐ ' ના નાદે પૂર્વની કોઇ દિવ્ય સ્મૃતિ સાધતી હોય તેમ તે એક ધ્યાન થઇ જતી. રડવું તો તેણે કદી જાણ્યુ જ નથી. છેલ્લા બે માસની તેની ગંભીર માંદગીમાંય તે રડી નથી. પણ સૌ સહન કરતાં જ સંસારવાટેથી તે સંચરી હતી. નર્મદાનો પટ ઓળંગી તે માંદીને ખભે નાખી, વૈદ્યને ઘેર તેને ( આદોદ ) લઇ જતી તે કાળે વાટમાં એ અવાક બાળાના આત્માના સૂરો મને સંભળાતા. તે કહેતી, " બા ! શા માટે આવડો શ્રમ ઉઠાવી રહ્યાં છો ? મને આજ્ઞા મળી ચૂકી છે. જવાના સાદ થઇ રહ્યા છે. " આ તેના નિગૂઢ શબ્દોએ હું એકાકી રડતી ને નર્મદાની કોઇ કોઇ ભેખડોએ ઉન્હાં મુજ અંતરના આંસુ ઝીલી લેતી. ફરીથી તે કહેતી, " બા, ન રડતાઃ હું પુનઃ એક કાળે આવીશ; પણ તેમને બહુ દુઃખ થશે–તમે દુઃખી થશો." માદીકરી એકલાં જ અમે ઉપર આભ ને નીચે ધરતી–એમ ખરા બપોરે વૈદ્યને ત્યાં જતાં. ત્યાં તેની સારવાર થતી, ને મને સંતોષ થતો કે આ ફૂલ—આ કમળ—નિષ્પાપ આ પારેવું —*મૃત્યુને બિછાને પોઢે તે પ્હેલા મ્હારાથી તેની જેટલી સેવા બને તેટલી સૌ શ્રેયસ્કર છે.* કારણ હું માનતી કે જે દૃષ્ટિ તેને લાધી છે તે કોઇ અજબ છે મોક્ષદા દૃષ્ટિની જે અપૂર્વ બક્ષિસ તે પામી છે તેની તો બસ વાછનાજ રહી જાય એવું છે. યોગભ્રષ્ટ કોઈ મહાત્મા જ મ્હારે આંગણે પધારેલ ને તેની પળ આવી ત્યારે અવશિષ્ટ નિજ પૃથ્વીપરનું આયુષ્ય ભોગવી દેવદેશ તે પાછો ઉડી જાય છે ! પણ મ્હારો શોક—તેની પાછળનો મ્હારો તીવ્ર શોક તો અદ્યાપિ કાયમ જ છે. મને લાગ્યું કે આપણે રંક ઘર આ વિમળ ને તપસ્વિન્ રત્ન ન છાજ્યું—આપણે તેની જોઇતી દરકાર ન કરી. બી. એ. નું તમારૂં છેલ્લુ વર્ષ એટલે તેમાં તમે ગુંથાયા ને મ્હારાથી ય અનેકવિધ જંજાળમાં તેની સારવાર ન સધાઇ. આ રત્ન પોષાયું હોત તો હુ જરૂર માનું છું કે સંસાર કોઇ દૈવી સુવાસે જ તેણે સભર ભર્યો હોતઃ ને આપણી સર્વની તે તારિણી બની હોત "...

ઉપલું માતૃપ્રેમનું ઉજ્જ્વલ દૃષ્ટાંત મેટરલીંકના આ નીચલા શબ્દો સ્મરણે ભરી રહે છેઃ—

There are no poor mothers, no ugly ones, no old ones...... Their love is always the most beautiful of the joys. And when they seem most sad, it needs but a kiss which they receive or give to turn all their sorrows into joys. All mothers are rich when they love their children.

આખા ય ઉપલા કાવ્યમા પદગયલી ફિલસુફીભરી પ્રશ્નાવલી એટલી તો હૃદયભેદક છે કે તેનો અનુભવ 'માતાઓ' વિના અન્યને ન જ હોઇ શકે. પ્રત્યેક માતા પોતાના બાળક માટે

અને કોક કોક ગોવર્ધનરામભાઇ જેવા પિતાઓ પણ*-પરમ જ્ઞાનવન્તા માતાપિતાને ય આ દુઃખકર આઘાત ઉંડા શોક-અર્ણવમા ડૂબવવા પૂરતો છે. સૌ. કનુબ્હેન 'સુન્દરી સુબોધ' માં વર્ષો પૂર્વે પ્રસિદ્ધ થયેલ એક બીજાં કાવ્યમા જણાવે છે તેમ—

મન મોહને જીતી શકયું પણ શોક જીતી ના શકયું:
" એ શોકથી જલતા જીગરને કયાય શાન્તિ ના મળી.

અને બાળાને જેમ પ્રભુપાદપંકજમાં શાન્તિ મેળવવાની ભાવના ભાખી તેમ પોતે ય શોકભારવન્તા ચિત્તે એ જ કાવ્યમા ભાખે છેઃ—

---

* એક માતાપિતાના સહસાજ— જન્મતાં વારને જ—મૃત્યુખોળે બિરાજેલ બાળકને ઉદ્દેશીને લખાયેલ એક ગીતમાં ચાર્લ્સ લૅમ્બ આ પ્રકારની શીલસુરી ગુંથી આ ભાવના આલેખી રહે છે-

Riddle of destiny, who can show
What this short visit meant, or know
What thy errand here below?
Shall we say, that Nature blind
Checked her hand, and changed her mind
First when she had exactly wrought
A finished pattern without fault?
Could she flag, or could she tire,
*Or lacked she the Promethean fire;*
With her nine moon's long working sickened
That should thy little limbs have quickned?
* * * *
Or did the stern-eyed Fate descry,
That babe or mother, one must die;
So in mercy left the stock,
And cut the branch, to save the shock
Of young years widow'd and the pain
When Single State comes back again
To the lone man who, reft of wife
Thenceforward drags a maime'd life?
The economy of Heaven is dark,
And wisest clerks have missed the mark
Why human buds like this, should fall
*More brief than fly ephemeral*
That has his day..............etc

શાન્તિ અરે, શાન્તિ ક્હી હું ટેલતી થાકી ગઈ:
" થાક્યુ જીગર શાન્તિ પ્રભુવિણ મેળવે ક્હો, ક્યા જઈ:
અશરણ શરણ, અનાથન કે નાથ, પ્રભુવિણ શોકશમન-શાન્તિ-મળવી મુશ્કેલ જ છે.

* * * * *

ગીતાપુત્રી જ્યોતિની ભાવિ વાણી સાચી પડી ને ચિ. જ્યોત્સ્નાનો જન્મકાળ સૌ. કનુબ્હેને આ રીતે વધાવ્યો.—

પ્રકટી પરિમળ વિશેષ:
આજ મ્હારે આંગણે;—
પ્રકટી પરિમળ વિશેષ.
જીવન ઉજાસ સમી ઉજ્જવલી એ ઉગતી
અમૃતતા ગુંજતી વિશેષ:
આજ મ્હારે આંગણે—
પ્રકટી પરિમળ વિશેષ.

દેવના પ્રકાશચૂમી દેવપ્રભા દીઠડી
બાળરાજ ગૃહની પ્રાણેશ:
આજ મ્હારે આંગણે—
પ્રકટી પરિમળ વિશેષ.

ઐશ્વર્યે ઓપતી ને સૌન્દર્યે શોભતી,
અતિથિ કો અદ્દભુત વેશ;
આજ મ્હારે આંગણે
પ્રકટી પરિમળ વિશેષ.

લળી લળી પ્રસરૂં હું પ્રણમન-પ્રકાશન:
દેવજશ જગવું હમેશ:
આજ મ્હારે આંગણે —
પ્રકટી પરિમળ વિશેષ.

આ કાવ્ય લખાયું, તે કાળે મેટરલીંકના ' બ્લુ બર્ડ ' માનો ભવ્ય દિવ્ય અજન્મી બાળકોનો ભાવ સૌ. કનુબ્હેનને અંતર અજબ રસભરી અસર સાથે વ્યાપેલ હતો. તે બાલરાજગૃહની પરમ પ્રેરણા તેમને ચિત્ત મનહરણી ને પ્રેમલ ભાવનાભરી લાગી હતી. ત્યાંની જ ' દેવના પ્રકાશચૂમી દીઠડી દેવપ્રભા ' જ અહીં નિજ આંગણુ પ્રકટે છે એવું ઊંડું રમિક ભાન તેમને થએલ. તે Kingdom of the Future ના Azure Palace-માંના સારાંય રસચિત્ર ને તેનાં અનેરાં દર્શન સૌ. કનુબ્હેન વારંવાર નિજ ' કરુના પગાયણુ પ્રકૃતિ ' દ્વારા ઝીલતાં-અને એ સૌ આનંદન ભાવ અહીં વ્યક્ત થયા વિના નથી રહેલ. આ સાથે Eugenics ના સૌ. કનુબ્હેનનો અભ્યાસ વિરલ હતો. સંસાર માટે ' પશુનાના ખેલનથી ' પશુ-બાળકોનો ભાર ન ભરતાં ' પ્રાણખર્ચી ' પ્રાણભરપુર મહાભાગ કુમાર ને કુમારીઓ અર્જવા અને તેમનો જ્વલંત ને જીવન્ત ઉઠેર આદરવાનો એમનો ઉચ્ચ આદ

વારંવાર ' મ્હારી નોંધ-પોથી 'ના પાનાઓમાં તરી રહેતા માલુમ પડી આવે છે. Superman-ની એક અનિર્વચનીય ભાવના–ભાવિ પૃથ્વી પરના વસનારાઓની કોક સુમધુર કલ્પના-- સૌ. કનુબ્હેનને ચિત નિત્ય રમી રહેતી. જર્મન ફિલસુફ Nietzsche ની માફક-She too dreamt of a future race of men and women strong and handsome, straight-forward and courageous, heroes and heroines, in various walks of life, geniuses in all nobler arts. આટલા માટે તે ફિલસુફના જેમ She too advocated the elimination of the unfit by the legislation to prevent offspring in the case of the diseased, the weak, the ugly, and the criminal; અને પોતે ચોક્કસ માનતાં કે The Superman is the meaning of the earth.

આ સર્વ સિદ્ધાન્તોની ચર્ચા ને ઉહાપોહ જ્યારે તેઓ નિજ સંસ્કારી સખીમંડળીમાં આદરતાં ત્યારે તે સમયનું દૃશ્ય અણમૂલું ભાસ્યા વિના ન જ રહેતું. આ સાથે પુત્રપુત્રીઓ માતાપિતાનાં આમંત્રિત અતિથિઓ છે, અને એવા આમંત્રિત અતિથીઓને કાજ સર્વ કોઇ ભવ્યદિવ્ય સામગ્રી માતાપિતાની પાસે હોવીજ જોઇએ, જેથી તેઓના આત્મા, હૃદય, બુદ્ધિ ને શરીર એકસરખી કેળવણી–ખીલવણી પામી રહે-એ પ્રાચીન આર્ય ભાવ પણ તેમના ચિતમાં ઓતપ્રોત થએલ જોવામાં આવે છે.–પણ એમના એ અતિથિઓ, તે બાલ-રાજગૃહ ' Children's Palace 'માંથી આમંત્રેલા અતિથિઓ તેમની Superman ની ભાવના પુરતાર કરવા ન ટક્યા ! ' હાજી મહમદ સ્મારક ગ્રંથ ' ને પા. ૩૬૫ મે તેઓ લખે છે કે:--

*વિરૂપ વેરાનમાં—તે પ્રાસાદના ખંડિયેરોની સારી ય દિશાઓમાં–હવે તો શોધું છું* મ્હારા એ અંતર્ધાન અતિથિઓને. નથી રચના હવે એ વેરાનની વિરૂપતાનાં ભયંકર ખંડિયેરો. હું તો હૈયાસૂતી એ અતિથિઓને શોધું છું, ને જલ્પુ છું કે ક્યાં એ પ્રાસાદની મનોહર ભવ્યતા ને ક્યાં આ ખંડિયેરોની ભયંકરતા! ઓ આકાશ અને પૃથ્વી! ઓ સૂર્ય ને ચન્દ્ર ! બતાવો, મ્હારા એ અંતર્ધાન અતિથિઓને.........

હજીય મ્હને મ્હારા ખંડિયેર ને વેરાનમા અતિથિઓના ભણકારા વાગે છે. હું ને મ્હારી કોકિલ તેમની પદાવલિ મંદિર, મઢી, વનદેશ ને સંસારની ઝાડીમા પણ શોધી રહ્યાં છીએ: પણ નથી તેનો આદિ કે અંત. જો તે સ્વર્ગીય સ્મૃતિચિહ્ન લાધે તો આદરીએ તે પર આંસુના અભિષેક ને પુનર્જન્મે તે અતિથિઓનો પુણ્ય સંગમ ”......

૧૯૨૦ માં સુરતમાં આ ઉલ્લેખ આદરેલ અને ૧૯૨૧ માં ભાઇ રાવળને મોકલી આપેલ, તે કાજે "પુનર્જન્મે તે અતિથિઓના પુણ્ય સંગમ' પામવાની ભાવિ વાણી પોતે બે વર્ષ પછી અનન્ય બ્રહ્મજન્મ ગ્રહણ કરી સાચી પાડી ! હા-સાચીજ પાડી ! કારણ સર આર્થર કોનન ડોઇલ પોતાના Vital Message દ્વારા જણાવે છે:—

The child grows up to the normal, so that the mother who lost a babe of *two years old and dies herself twenty years* later finds a grown up daughter of twenty-two awaiting her coming.

સૌ. કનુબ્હેનને ય પોતાના અતિથિઓ એ પુનર્જન્મમા–નિજ સનાતન બ્રહ્મજન્મમાં તે સાકારનિરાકારની સમીપ લાધ્યા છે. માતાએ નિજબાળકોને પુનઃ ખોળામાં લીધાં છે ને અધુરા રહેલ માતૃપ્રેમના નિજ લ્હાવ ત્યાં તે અક્ષરધામમા–'જન્મમૃત્યુજયથીના' ધામમા—પોતે આદરી રહેલ છે! ૧૯૭૮ ના શ્રાવણના 'વસન્ત' મા પ્રસિદ્ધ થએલ અજબ ભાવના અને વાસ્તવિક્તાના અનુપમ સંમિશ્રણ–ગુંથણવતા એક જીવનપરજીવનવિષયક 'ભેદી જીવન' નામ નિજ કાવ્યમાં સૌ. કનુબ્હેન આ પ્રમાણે કહી રહે છેઃ—

ભેદી જગજીવન જીવાય છે!
હો રાજ! રાજ!
ભેદી જગજીવન જીવાય છે!
પળમા અનામી પરબ્રહ્મ સંગ વિહરૂં
પળમા રૂપનામ ભાન થાય છેઃ હો રાજ! રાજ! ...
પળમા અનામી બાલવૃન્દ સંગ ઘૂમુઃ
પળમા જગફૂલડાં ચૂમાય છે. હો રાજ! રાજ! ...
પળમાં શાશ્વતતીર અમૃતતા ભોગવું
પળમા ભવમૃત્યુ સૂણાય છેઃ હો રાજ! રાજ! ...
પળમાં તે પાર તણાં કીર્તિગાન ગજવું
પળમા આ પાર ઉજવાય છેઃ હો રાજ! રાજ! ...
વત્સલ અદ્વૈત કિન્તુ આપણાં પ્રતિપથ
ઉભય પાર એક સુહાય છે
હો રાજ! રાજ!
ભેદી જગજીવન જીવાય છે.

## ૬. દામ્પત્ય પ્રેમ

બસ. તો હવે દામ્પત્ય–પ્રેમના ઉભય પાર સુહાતા આ 'વત્સલ અદ્વૈત' વિષે તેમનાં અનેક ભાવભર્યાં કાવ્યો પ્રતિ વળીએઃ અને તેમના સુહામણા રસમંત્રો ઉકેલી રહીએ.

રસશક્તિ ને રસોદ્‌બોધકશક્તિ સમાં પતિપત્નીના પરમ ભાવવતાં 'વત્સલ અદ્વૈત' સંબંધીનો સૌ. કનુબ્હેનનો રસભાવ પ્રાચીન ને અર્વાચીન, પૂર્વ તેમ પશ્ચિમના અનેક રસચિંત્રોના મનન અને નિદિધ્યાસન પછી સમધુર રીતે પ્રકટ થએલ જણાઇ આવે છે.

"લગ્નની સંસ્થા દિવ્ય છે. તેમા સંલગ્ન થતા યુગલો પવિત્ર છે. લગ્નનું રહસ્ય શુદ્ધ છે, તેના અર્થમા પ્રભુમય અંશ છે. લગ્ન નામજ માનનીય છેઃ તેની ક્રિયા ધાર્મિક છે, મનુષ્યસમાજને લાભકારી છે અને પરમકૃપાળુ પરમાત્માની નજરમા લગ્નની પરમ પવિત્રતા પૂર્વથી મનાઇ છેઃ"–આ જાતનો ઉલ્લેખ–આત્મામાં વણી દીધેલ મુદ્રા–લેખ (Motto) સૌ. કનુબ્હેનના દામ્પત્ય–પ્રેમનો કર્ણધાર હતો.

છેક પહેલા ખંડમાનાં પ્હેલેરાં કાવ્યોમા ય લગ્ન–પ્રેમની એ મતિની નિજ 'રસમાગીને' આ પ્રમાણે નિજ ઉંડેરા આત્મ–ભાવ જણાવી રહે છે.

રસમાળી અહો ! રસસિંચનથી
મમ આત્મકલિ વિકસાવી જ શી !
મમ ઉરતણી હતી વાડી સૂકી
તહીં સ્નેહસલીલ સીંચી જ સીંચી
નવજીવન હૈં અરપી જ રહ્યો:
ઉરવલ્લરી તું વિકસાવી રહ્યો:
તુજ આત્મતણો મધુરો મધુરો
કંઇ પ્રેમપ્રકાશ ચૂમ્યો જ ચૂમ્યો:
કુમળાં ટશરો-ફૂટતી ઉરમાં
મૃદુ સ્નેહ સુવાસ ભરી પમરી
ઉપકાર ભૂલું ક્યમ એ તું કહે ?
ઉપકાર તણો બદલો શું ચહે ?
અહ ! એ બદલો કયમ વાળું, સખા !
ઉપકારનો ભાર સહું ન, સખા !
મુજ આત્મની પાખડી-પાખડી એ
ચરણે ધરૂં, ઓ રસમાળી ! તને
૨૩-૯-૧૬

આ ગીત લખાયા પૂર્વે એ 'રસમાળી' એ તો કયારનું ય નિજ પુષ્પ ઓળખી લીધું હતું: વડોદરા કૉલેજની મીસેલેનીમાનું તેનું એક કાવ્ય આ રીતે આરંભાએલ છે:—

મેં તો સુંઘ્યું મ્હારૂં ફૂલડું રે:
માહિ ગેબી હતી કો સુવાસ:
આત્માના ઓજે વધાતીયું રે:
માહિ પૂરી જીવનની મિઠાશ:
મેં તો સુંઘ્યુ મ્હારૂં ફૂલડું રે:—

"સ્વર્ગના અસંખ્ય ગુલ-પુષ્પોમાનું તે એક: અખંડ ને અમૃત-હા, એકજ-પણ સર્વશ્રેષ્ઠ ને સદાસર્વદાનું

નરનારીનાં લક્ષાવધિ પ્રેમસ્વરૂપમાનું તે એક: અખંડ ને અમૃત-હા, એક જ પણ સર્વશ્રેષ્ઠ ને અનંતકાળ સુધીનું.

કેટલો કાળ તે પુષ્પને પ્રફુલ્લ થતા વીતી ગયો ?—કેટલો કાળ તે પ્રેમને પરિપૂર્ણ પ્રગટ થતા વહી ગયો ?—દેવવરના લાડિલા જ એ તો જાણી-જણાવી શકે: ત્હારી મ્હારી જીવનનોંધ નોંધનારા જ એ તો ઉકેલી શકે

—બસ, એક જ વખત-સ્થળકાળના વિરાટ ઉપવનમા, વિશ્વની સુખકુંજમા, વિશ્વની-સંતોના આશ્રમ સમા વિશ્વની-સુખકુંજમા, એકજ વખત આવું સર્વોત્કૃષ્ટ ગુલ-પુષ્પ પ્રફુલ્લી રહે.

—બસ, એક જ વખત,-લોકલોકાન્તર ઝગ્યા બ્રહ્માંડભરમા, દેવદેવાધિદેવના અણુરણુ ઝગ્યા નિવાસસ્થાનમાં, એક જ વખત આવો વિરલ પ્રેમ અવિનાશ પ્રકાશી રહે.

સ્વર્ગનાં અસંખ્ય ગુલ-પુષ્પોમાંનું તે એકઃ અખંડ ને અમૃત-હા, એકજ, પણ સર્વશ્રેષ્ઠ ને સદાસર્વદાનુંઃ

નરનારીના લક્ષાવધિ પ્રેમસ્વરૂપમાંનું તે એકઃ અખંડ ને અમૃત-હા, એકજ, પણ સર્વશ્રેષ્ઠ ને અનંત કાળ સુધીનું."

—ઉપલા જ મીસેલેનીમાંના કાવ્યની ગદ્ય-નોટસ રૂપે એ જ રસમાળાનો આ ઉલ્લેખ તેની પ્રિયતમાને પદપદ્મે ઢળી રહેલ છે-સમર્પિત થઈ રહેલ છે.

'સુકાનીને' નામના એક બીજા તે જ અરસાના કાવ્યમાં એવો જ રસપ્રદ ઉલ્લેખ સૌ. કનુબ્હેને આદર્યો છેઃ—

ઝૂકાવ્યું નાવ ભરદરીએઃ
પ્રભુ! તું સ્હાય થાજે હો!
પ્રભુ, તું સ્હાય થાએ તો.
પછી ચિંતા મને શાની?
તુફાની વા ભલે વાયે,
ભલે ને આવતા ખડકો
કુશળ મ્હરો સુકાની તો
પછી ચિંતા મને શાની?
જીવનનૌકા ધીરી તુંને
બન્યો તું સ્નેહસુકાનીઃ
નિયંતા તું ચતુર નાવિક
પછી ચિંતા મને શાની?
સુકાની ઓ! ભલા બાપુ!
નિરંતર જાગતો રહેજેઃ
વમળમાં જાય ખેંચાઇ
ઉગારી નાવ ત્યાં લે જેઃ
કરાવીને જીવન-યાત્રા
પ્રભુ સામીપ્ય લઇ જાજે.
વિહરવું છે પ્રભુ ધામે
પછી ચિન્તા મને શાની?

"મ્હારો રસવીર નાવિક, મ્હારો આશાકેન્દ્ર હૃદયનાથ, મ્હારો પૃથ્વી પરનો પ્રભુ, અહોરાત્ર નમન નમવા, પ્રાણથાળ ભરી ભરી પૂજવા"-વિગેરે વિગેરે. રા. કવિએ ઇન્દુકુમારદ્વારા દાખવેલ ભાવો સૌ. કનુબ્હેનને ચિત્ત પ્રથમથી જ સ્ફુરેલા અને તેને અનુરૂપ કવન-દામ્પત્યપ્રેમના અગોચર અણમૂલા કવન-તેમણે કેવળ સ્વયંસ્ફુરિત જ આદરેલાં. અહીં પણ પ્રભુ ને પ્રભુ-સામીપ્યમાં સનાતન નિવાસ પામવાની 'દિવ્ય' રસ-વાંછના કંઈ ય તેમની શમી જ નથી. એ સહસા જણાઇ આવે છે, બાકી એમાં આદેશાએલ સુકાનીએ જાગ્રત રહી જીવન નાવ વમળમાં ખેંચાઇ ન જાય ને આબાદ ઉગરી રહે તે માટે કેવું

ને કેટલું કર્યું–ન કર્યું તે તો તેનો પોતાનો આત્મા જ કહી શકે. કારણ તે પૃથ્વીપરનો હતો, જ્યારે તેની પ્રતિની દેવભુવનની દેવલાડિલી રસઆલિકા હતી:–

" Slowly the great side-doors of the Cathedral swung back on their hinges, and out on their steps in a glorious blaze of sunlight came Poet and his Angel-companion together. The one, a man in the full prime of splendid and vigorous manhood —the other a woman, timid and sweet, robed in grey attire, with a posy of white flowers at her throat. A simple girl, and most distinctly human,—the fresh pure colour reddened in her cheeks, the soft spring-tide wind fanned her and the sunbeams seemed to dance about her in a bright revel of amaze and curiosity. Her *lustrous eyes dwelt on the busy Platz* below with a vaguely compassionate wonder—a look that suggested some far foreknowbdge of things that at the same time were strangely unfamiliar. Hand in hand with her companion she stood,—while he holding her fast, drank in the pureness of her beauty the love-light of her glance, the holy radiance of her smile, till every sense in him was *spiritualised* anew by the passionate faith and reverence in his heart, the marvell of glory that had fallen upon his heart, the nameless rapture that possessed his soul. To have knelt at her feet, and pewed his head before her in worshipping silence would have been to follow the strongest impulse in him.—but she had given him a higher duty than this. He was to " *lead her* "— lead her " into the world ! "—The dreary dark world so unfitted to receive such brightness,—she had come to him clad in all the sacred weakness of womanhood;—and it was his proud privilege to guard and shelter her from evil,—from the evil in others,– but chiefly from the evil in himself. No, tint must touch that spotless life which God had entrusted to him !—Sorrow might come, nay, *must* come, since as long as humanity errs, so long must angels grieve,—sorrow but not sin ! A grand, awed sense of responsibility filled him,—a responsibility that he accepted with passionate gratitude and joy,–he had attained a vaster dignity than *any king on any throne*,–and all the visible Universe was

transfigured into a Golden pageant, of loveliness and light, fairer than the fabled Valley of Aurhion !

And as he looked at her proudly, adoringly,—she raised her beautiful, innocent, questioning eyes to his.

" This is a city ? " she asked—" A city of man who labour for god and serve each other ?

" Alas; not so, my sweet ! " he answered, his voice trembling with its own infinite tenderness.

" There is no city on the sad Earth where men do not labour for mere vanity's sake, and oppose each other ! "

દિવ્ય આશીર્વાદની કલ્યાણધાર શિરપર વરસાવનારી આ દેવમાસિક ' સંસાર ' વાટે સંચરીઃ-એવા મહદ્ આશયથી કે અનિત્ય ને અસુખ સંસારના અંધારાં ઉલેચાય ને તેમાં પ્રકાશના સોજ્જ્વલ પૂર સભર વહી રહે! તેનામાં હિમ્મત હતી, બળ હતું, આગ્રહ હતો, ઉત્સાહ હતો. એકજ જન્મમા લક્ષ્ય સાધવાની બહાદૂરી ય હતી.........

દામ્પત્ય-પ્રેમનાં બીજાં અનેરાં કાવ્યો ને ગીતો ઉકેલીએ-

વર ને વનિતા બે એકઃ
      વિશ્વ વાટે—
વર ને વનિતા બે એકઃ
ઉંડેરા તપ કેરા ફલ રૂપ ઓપે
સજ્જનજૂનાં એ હમેશઃ
      વિશ્વ વાટે—
વર ને વનિતા બે એકઃ
મળતાં દષ્ટોદષ્ટ એકમેક ઓળખેઃ
વાંચે આત્માના ઉલ્લેખઃ
      વિશ્વ વાટે—
વર ને વનિતા બે એક
સાધતા સૈયારી સફર ભવભરદરિયે
સાથી સનાતન સ્નેહેલ.
      વિશ્વ વાટે—
વર ને વનિતા બે એક.

અહીં સ્વીડનબૉર્ગની અનેરી લગ્નભાવના "સંગે ઉંડેરા તપકેરા ફૂલ" ની પ્રાચીન આર્યભાવના ગુંથાઇ છે ને વળી પાછી પશ્ચિમના એ દષ્ટાની સુન્દરતમ સનાતન સાથની ઉત્કૃષ્ટ ભાવના પણ વ્યક્ત થએલ છે. સ્વ. કલાપી વિષેની એક રસભરી ચર્ચાનો ' મ્હારી નોધ-પોથી ' માં ઉલ્લેખ આદરતાં તેઓ જણાવે છે.-મ્હારૂં તો ચોક્કસ માનવું છે કે સૃષ્ટિ-

મંડાણ કોઇક અનિર્વાચ્ય ને અગમ્ય એવા કાનુન વડે જ નિર્માયું છે. અને આ કાનુન વડેજ મનુષ્યો મનુષ્યો વચ્ચે લગ્નસ્નેહ પણ જામી રહે છે. સ્વીડનબૉર્ગ લખે છે કે સૃષ્ટિપાર એકજ વનિતા એકજ વરને માટે નિર્માણ થઇ ચુકેલ છે ને તેને સાક્ષી આપનો મેટરલીંકનો 'બ્લુ બર્ડ' પછીનો ડ્રામા 'ધી બીટ્રોથલ' પણ એવું એ જ ભાખી રહે છે. કલાપી શોભના પ્રત્યે કેમ આકર્ષાયા અને તેને કેમ વર્યા, અને તે પણ અનેકશઃ સંકલ્પ વિકલ્પ પછી–એ સૌ વક્ર દૃષ્ટિથી જોવા કરતાં ગંભીર અને અભ્યસનીય દૃષ્ટિથી જોવા જેવું–વિચારવા જેવું મને તો પ્રથમથીજ લાગેલ. તેથી જ એ સંબંધીનો એક હરફ સુદ્ધાંતે મેં ઉચ્ચારેલ–નથી. મનુષ્યથી થઇ શકે તેટલા સૌ પ્રયત્નો તેણે કરી જોયાઃ બન્નેને સમાન દૃષ્ટિથી ચ્હાવાના સૌ પ્રયાસો તેણે યોજ્યા. પણ ત્યાં તે ભૂલ્નો હતો. કિરતારની કરૂણીથી વિરુદ્ધ વર્તતો હતો ને તે જ સંક્ષ્ટનો વિષય થયો. એક પાસ તમારો સમાજ ને બીજી પાસ અંતરનો અવાજઃ આ બેમાંથી તેણે કોને માન આપવું? અતિ વિકટ પ્રશ્નાવલિ ઉભી થઇ. ખરી રીતે તો તે સમાજનાં બંધનોને ઉવેખી શક્યો હોત અને અત્યારે તમે જે તેને 'નીતિભ્હાર' ગણી રહ્યા છો તેવો થવા પામ્યો ન હોત. સત્ય દૃષ્ટિથી તો 'નીતિભ્હાર' નથીજ; તે—ઇશ્વરી પયગામની દૃષ્ટિથી ને ગંભીર સાકેતિક દૃષ્ટિથી તો તે નીતિના–ધર્મના જ માર્ગમાં ઉગેલ છે, પણ આપણને તે ગૂઢ છે, અગમ્ય છે. આખો 'કેકારવ' આત્માનો ઊંડો કકળાટ –struggle–દાખવી રહે છે. તમે તેને માટે જે શબ્દો વાપરેલ છે તેજ સાચા ને–આપણા 'કેકારવ'ને મોખરે તમે એ શબ્દો ટાંકેલ છે ને મને તે પ્રિય થઇ પડયા છે.

### કલાપીનો કેકારવ.

Or

"A Declaration of the Rights of Feeling in opposition to the binding power of social relations" અહીં 'Rights of Feeling' –એટલે પ્રેરણા ને અંતરજ્ઞાનવડે જે લાગણી ઉદ્‌ભવે તેના અધિકાર એમ સમજવાનું છે. આને માટે હું તેના પ્રત્યેક પત્રને નિર્દેશી રહીશ. 'કેકારવ' માં ઉતારેલો પ્હેલોજ પત્ર ને તેનું પ્હેલું જ વાકય આ ઉંડેરી પ્રેરણા ( Instinct ) અને અંતર્જ્ઞાન ( Intuition ) ની સાબીતી આપી રહે છે......એ પત્રો થકી તો આપણે એક ગહનતપ પ્રશ્નને ઉકેલી શકવાનું સામર્થ્ય મેળવી શકીએ છીએ. આપણે સંસારે માનેલાં–મનાવેલાં સત્યોથી દૂર આત્માના અવાજને વશ વર્તી પરમ ભાવનાવંતાં સત્યોને ઉકેલી રહેવા શક્તિમાન થઇ રહીએ છીએ. એ પત્રો ન અપાયા હોત તો કવિની અંતર્દૃષ્ટિ કેટલી સતેજ છે, પ્રભુના માર્ગને કેટલી પિછાનતી છે, તે ભાગ્યેજ માલૂમ પડ્યું હોત." .........

અલબત, ગોવર્ધનરામભાઇ જણાવે છે તેમ 'સંસારી જનોમાં સંવનન અને પરિશીલન શૂન્ય થયાં છે'—પ્રિય ને પ્રિયાનાં રસનાં અને ઉરનાં ઐકય ઓળખવાનાં દ્વાર બંધ થયાં છે–છતાં ય સૌ. કનુબ્હેન એવા સંવનનશૂન્ય ને પરિશીલનશૂન્ય સંસારમાંય ક્યાંક કયાંક સાચા 'વર' ને સાચી 'વનિતા' નાં ઉચ્ચોચ્ચ દશ્ય નીરખી રહે છે. 'સજોડીલાં સાચાં સન્ત' સમાં કોઇક સાધુદમ્પતી 'અપરકાંત ને અગો ધાતુ પેરે' પરસ્પર જોડે ત્રસરેણુક અદ્વૈત પામેલ તેઓને જણાય છે. "અદ્દત સદ્દચારી આ દમ્પતી પરસ્પર સામર્થ્યથી, પરસ્પર સાહાય્યથી, પરસ્પર અભિલાષથી અને પરસ્પર પ્રવૃત્તિથી સર્વાંગી સૂક્ષ્મ અદ્વૈત યોગ

વડે એટલે ભવ્ય યજ્ઞ-સમારંભ આદરે છે-જે પ્રીતિયજ્ઞ છે-જે પ્રીતિયજ્ઞનાં યજમાન દમ્પતીનાં સૂક્ષ્મ શરીરના અમરયોગનો નાશ તો બ્રહ્મા પણ કરી શકે તેમ નથી; અને દમ્પતી જાતે પણ તેમ કરી શકે તેમ નથી. એમને તો માત્ર સ્થૂલ શરીરના વિયોગ કરવા કાળ આવે ને કોઇ મહા યજ્ઞને માટે તેમ કરવું યોગ્ય લગે તો ઉભયની અદ્વૈત ઇચ્છાથી તેમ કરતાં કાંઇ બાધ નથી. આવાં દમ્પતીનું તો સર્વત્ર યજમાનત્વ અદ્વૈત રૂપે છે."......આ ભાવવડે ઓતપ્રોત થઇ સૌ. હનુમેન આ એક નીચેનું ભવ્ય ગીત ગાય છે, જેમાં એક મૃત ને બીજું જીવન્ત બે અનંતની સફરમાં આત્માના તાને કરી તણાઇ રહ્યાં છે, ને તે રીતે દમ્પતીના ઉપરોક્ત ઉચ્ચારેલ 'વત્સલ અદ્વૈત' ના ભાવની સચોટ સાક્ષી આપી રહે છે: જોઇએ તે ગીત-

ભવ-ભવસાગરમાં નૌકા લ્હેરાય:
આત્માના તાને તણાય:
ભવ-ભવસાગરમાં નૌકા લ્હેરાય:
મૃત ને જીવન્ત બે
અનંત કેરી સફરે
અમૃત-આનંદ ન્હાય:
ભવ-ભવસાગરમાં નૌકા લ્હેરાય.

યોગ ને સંન્યાસ બે
સુરીલાં સુહાયે:
વિશ્વતેજ વિરલાં વેરાય.
ભવ-ભવસાગરમાં નૌકા લ્હેરાય.

સામેની પારે
બંસી ધીર બાજે:
ઓળખ અમુલખ થાય:
ભવ-ભવસાગરમા નૌકા લ્હેરાય.
આત્માના તાને તણાય.
ભવ-ભવસાગરમાં નૌકા લ્હેરાય.

આ આકર્ષણ ભવભૂતિ લખે છે તેમ કો આન્તર્હેતુથી ભરપૂર છે-બહિર્ ઉપાધી થકી નહીં. "પ્રેમનું કારણ પ્રેમ: પ્રેમીની લક્ષ્મી એ બધી" અને તેથી તજ્જન્ય ઓળખ પણ જેટલી સૂક્ષ્મ અને ઉંડી છે, તેટલી જ તે સ્થિર ને સનાતન છે. કારણ એ જ દામ્પત્યભાવનો પરમ સેવાનુભવી કવિ દાખવે છે તેમ આવી સૂક્ષ્મ પ્રીતિની જ્વાલા આમરણાંત જ્વલી રહે છે: (વસ્તુતઃ "સૌન્દર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી" એ ન્યાયે નિહાળતાં 'આમરણાન્ત' એ શબ્દ પ્રયોગનું સ્થાને 'નિરંત-અખંડ ને અનન્ત' જ્વલી રહે છે એ પ્રયોગ વધારે સયુક્તિક થઇ પડત.) સુખ-દુ:ખમાં અદ્વૈત રહે છે, સર્વાવસ્થામા અનુગુણ રહે છે, કાળ એને અસ્ત નથી કરતો; પણ એનાં આવરણનો નાશ કરે છે, વધારે કાળ જાય તેમ એ પ્રીતિ પ્રીતિના સાર રૂપે પરિણામ પામે છે-અને જરાવસ્થાથી, વૃદ્ધ વયની વિકલ-

તાથી તેનો રસ નષ્ટ થતો નથી. લગ્નનું આ ઉત્કૃષ્ટ સ્વર્ગ દાખવતાં નીચલાં બે દમ્પતીના અનન્ય આકર્ષણ-ઓળખનાં ગીતો અજબ ને મનોહારી છેઃ—

યુગયુગની ઓળખ અમારીઃ
હો સન્તજી!
યુગયુગની ઓળખ અમારી.

આધુનિક કવિગણોમાં તેમનું સ્થાન અમને તો આ તેમનાં રસગીતો વડેજ બહુધા તેમને મળી રહેશે એમ પ્રતીતી થયા વિના નથી રહેતી. બીજું ગીત જોઇએઃ—The Echoes of the Past,"—

ભૂત તણા ભણકારઃ
અહો હો!
ભૂત તણા ભણકાર.
પ્રિય પ્રેમામૃત સાર;
જાત ન પૂછું; નામ ન પૂછું;
આત્મ બને એકતારઃ
અહો હો!
ભૂત તણા ભણકાર.
પ્રિય પ્રેમામૃત-સાર.
આદિ સનાતન : અન્ત સનાતનઃ
પારખ એ નિરધારઃ
અહો હો!
ભૂત તણા ભણકાર;
પ્રિય પ્રેમામૃત-સાર.
તે રસ મન્મય : હું રસતન્મયઃ
વિરલા યોગ-વિહારઃ
અહો હો!
વિરલા બ્રહ્મ-વિહારઃ
પ્રિય પ્રેમામૃત-સાર......

સનાતન વૃદ્ધિ ને વિકાસ પામતા યોગ-વિહાર-બ્રહ્મવિહાર રૂપી લગ્ન-સ્વર્ગ હરકોઇ સાચાં દમ્પતી ધારે તો માણી શકે-અનુભવી શકે એમ સૌ. કનુબ્હેન સચોટ માનતાંઃ—

That state of perfect happiness—the immortal union of two souls in one, creatures of God's eternal light partaking each other's thoughts, bestowing upon each other the renewal of joy, and creating loveliness in form and action by their mutual sympathy and tenderness. Here in this Heaven of Marriage-age

cannot touch them, death has no meaning for them—life is their air and space and movement—life palpitates through them and warms them with colour and glory as the sunshine warms and reddens the petals of the rose—they grow beyond mortality and are immune from all disasters. These lovers of God are the beloved of God—their passion is divine, knowing no weariness, no satiety, no end !

દામ્પત્યભાવની પરાકાષ્ઠા દાખતી આ તેમની પ્રભુપ્રાર્થના તેટલી જ ગંભીર રીતે ઉપલા ભાવો મઝેથી વ્યક્ત કરી રહે છેઃ—

રક્ષોજી ! રક્ષો અમ બે હો !
વિભુ વર !
રક્ષોજી ! રક્ષો અમ બે હો !
સંગ સાયુજ્યનો સફળ કરાવોઃ
મોક્ષદ્વાર ગીઠવાં ઓર પ્રકટાવો;
ચિન્તન ક્રિયા બહલાવોઃ
વિભુ વર !
રક્ષોજી ! રક્ષો અમ બે હો !
અધ્યયન-ઓપનાં ઉભે વિકસાવોઃ
શાન્ત્યાનંદ માણનાં ઉભે વિલસાવોઃ
ઉજ્જ્વલ અમ ભાગ્યભાનુ સ્થાપોઃ
વિભુ વર !
રક્ષોજી ! રક્ષો અમ બે હો !

પ્રભાતે પ્રભાતે સંજીવન પામતાં પ્રત્યેક દમ્પતી નિજ લગ્નવ્રતની સરળતા ઉપરી પ્રાર્થનાના મન્ત્ર મંત્ર કરીને નિત્ય ઉજાળી રહે તો પૃથ્વી પર કલ્યાણની ઝડીઓ જ ઝડીઓ શું ન વર્ષી રહે ?

આજ રીતની પ્રત્યેક પોતાની લગ્નવ્રતિની દેશભગિનીને દીધેલ શુભાશીર્વાદની ગહાવાણ પણ અહીં ઉતારવી નિરર્થક નહિ જ ગણાય—

વ્રત લગ્ન તણું લીધું શાણી ! રેઃ †
પ્રેમમાં પ્રભુનાને પિછાણી રે·
સ્નેહ સ્વર્ગ છે એ સૂત્ર જાણી રેઃ
રૂડા પત્નીના ધર્મ પ્રમાણી રેઃ

† "મ્હારી સાર લેજો અવિનાશીરે !" એ રુક્મિણીગીતનો ઢાળ-જે સૌ. હનુ બ્હેનને અતિરુચિકર હતો. 'સાહિત્ય' માં આ ગીત પ્રસિદ્ધ થઇ ગયું છે.

લીધી દમ્પતી-ધર્મ-પ્રતિજ્ઞા રે
દાન આત્મ તણા દીધા-લીધા રે.
પરણી પ્રભુતામા પગના માડ્યા રે
સ્નેહ સદ્દરે સલુણા સુહાયા રે

દિવ્ય સ્નેહ તણા તપ તપજો રે
સીતા-અનસૂયાને અનુસરજો રે
દયા-ધર્મ-શ્રદ્ધા ઉર ભરજો રે
જહાજ જીવનનું પતિકર ધરજો રે

પ્રેમ-સરવરે કમલો ખીલજો રે:
રામ કૃષ્ણ ઇસુને ડુલવજો રે
સતી સાવિત્રી હિન્દમા ધરજો રે
શુદ્ધ સ્નેહના ફાલ ફુલજો રે *

---

* 'લગ્નન' ના સબધમા સૌ કનુબ્હેનને ચિત્તે પ્રાચીન આર્ય ભાવનાઓ અજબ અસર કરી રહેલ आत्मना आत्मानम् सदधामि प्राणैस्ते प्राणान्, અને તે જ રીતે મૅરી કોરેલીએ તેમના Mastor Christian મા દાખવેલ આ લગ્નભાવો પણ સુંદર પ્રભાવ પાડી રહેલ -પતિ પત્નિને કહે છે I swear *to devote myself to* her body and soul–to cherish her first and last of all human crea tures, to be true to her in thought, word and deed,–to care for her in sickness as in health, in age as in youth, to honour her as my chiefest *good*, and *to* die faithful *to her* in the world, hoping by the mercy of God to complete a more perfect union with her in the world to come! Amen–આજ રીતે પત્ની કહે છે –અને પતિ પત્નીને લગ્નમુદ્રિકા દેતા ભાખે છે –

" In the presence of you all, before God, I place this ring upon my wife's hand as a symbol of unbreaking faith and loyalty! I pledge my life to hers, and promise to defend her from all evil, to shelter her, to work for her, and to guard her with such tenderness as *shall not fail!* I swear *my* faith, and may God forsake me if I break my vow! અને પત્ની તે સ્નેહમુદ્રાનો સ્વીકાર કરતા કથે છે –

In the presence of you all and before God, I take this ring and wear it as a symbol of my husband's trust in me, and a token of his love! I pledge my life to his, and promise to uphold the honour of his name,–to obey him in every just and rightful wish,–to defend his additions, to *guard his home* in

'પગણતું એટલે પ્રભુનામા પગલા માંડવા'; 'અનુગુણ દમ્પતી રૂપે અન્યોન્યની ન્યૂનતા પૂરવી': વિશ્વતંત્રના પ્રભુજીએ જે અનન્ય કાનુનો નિર્મ્યા છે તેમા સક્રિય ને સુન્દર ભાગ ભજવી રહે એવાં રસભાળ-દેવભાગ પૃથ્વી પાટે નર્યા ચેતનના ફુવારા સમા મૂકવા—શરીર-આકર્ષણથી પર, સગવડના લગ્નોથી પર, કોઇ અનેરા આત્મસબંધના સહભાગી ને સહચારી થઇ રહેવું, મોહથી પર પરમ પ્રેમના પ્રકાશ જીવન ને પરજીવન-આ લોક ને પરલોક-એમ અખંડ અનંત પ્રકટવા ને પાથરવા—એવા એવા સુમધુર લગ્નભાવો સૌ કનુબ્હેનને ચિત્ત પ્રથમથી જ રમતા. એક કુમારીની તેમની ભાવનામાં વ્યક્ત કરેલ "હું સીતા ને એહ રામ" સમા પતિપત્નીએ ક્લવિષ્ણુ ને ગૃહલક્ષ્મી સમા ઓપવું, એ લગ્નામૃતસાર તેમણે ઝીલ્યો હતો ને તેથી જ તેમના તે વિષયક સર્વ કાવ્યોમા અજબ પ્રકારની જે મોહિની ને મિઠાશ, ભાવ-પ્રધાન કાવ્યત્વના જે રસિક ને સોહામણા ચમત્કાર જોવામા આવે છે, તે સર્વ પથરાઇ રહ્યા છે. સાચો દામ્પત્ય પ્રેમ જ ઇશ્વિર પ્રેમનું પ્રાકટ્ય કરાવી રહે છે એમ તેમનું સચોટ માનવું હતું સનાતન યુવા વસન્ત ને અનંતનાનાં ગાન ગજવી રહે છે, વર્તમાનમા તે ભવિષ્યની આશાભિલાષાઓ અનુભવી રહે છે. કશુ જ તેમને અશક્ય કે દુર્મિલ થતું કે નીવડતું જ નથી સર્વ કાર્ય પ્રાપ્ય-સરલતાથી પ્રાપ્ય થઇ રહે છે-એવી સર્વ Chivalrous ભાવનાઓ તેમને ચિત્ત ઉભરાતી તેઓ લખે છે: "લગ્ન ભાવની દિવ્યતા બહુ જ નાની હતી ત્યારથી મને આકર્ષતી. કેટલાક એવા જોડા જોતી ત્યા મને તાદાત્મ્યતા જણાતી પણ બહુ જ જુજ એવા જોડા જણાતા અને જ્યા તેમ થતું ત્યા એ 'સુભગ દર્શન' ઘડિકમા અસ્ત થતું "............ ...

કવિ ન્હાનાલાલ "ન્હાના ન્હાના રાસ" વિષે એક સુન્દરી સુગોધમા સૌ કનુબ્હેન ના પ્રસિદ્ધ થયેલ ઉલ્લેખના ભાવો તેમના દામ્પત્ય પ્રેમભાવને આ રીતે દાખવી રહે છે:—

'પ્રેમ-સરોવર' નો રાસ એમને રુચેલ છે, તેની મીઠી હલકે તેમને ડોલાવ્યા છે, તેટલા જ તેમના અંતરમા ભાવોએ તેમનાપર ખલવત્તર અસર કીધી છે

તેઓ લખે છે –

"ખાસ કરીને એ રાસ વધારે પ્રિય થઇ પડવાનું કારણું તેમા રહેલી પ્રેમ અને નીતિની ઉચ્ચતર ભાવના છે, જે પવિત્ર ને નિર્દોષ દમ્પતીને પ્રભુસામીપ્ય લઇ જતી હોય એમ લાગે છે આખાએ રાસની કલ્પના ઘણી મઝાની ગુંથાઇ છે, તેની રૂપક યોજના આથી જ રૂડી અને ઉંડી લાગે છે. સરોવર પ્રેમથી ભર્યું છે, જે કાઠે દેવફુલડા ઉગ્યા છે ખરેખર પ્રેમસરોવરને કાઠે તો દેવફુલડાં જ ઉગે ને? ઉપરાન્ત આ પક્તિઃ-કુંજની કુસુમન છાયમા રે. ભૂલશુ જગતપરિતાપ-આ એવા દેવકુસુમની છાયામા તો જગતના સર્વ પરિતાપ ભૂલાય જ ભૂલાય. જે જગતમા પ્રભુની દયારૂપી ઘટા આચ્છાદિત થઇ રહી છે ને જ્યાં નીતિની જ લતાઓ પથરાઇ રહી છે, ત્યા તો પુણ્યના જ પમરાટ પથરી રહે, આખ્ખા ય રાસમા દામ્પત્ય જીવનની વિશુદ્ધ પ્રેમમય ઝાખી થઇ રહે છે. અને છેવટે દામ્પત્યપ્રેમમાથી

---

peace and good report," and to surround him with such tenderness as shall not fail I I swear my faith; and may God forsake me, if I break my vow. "

ઇશ્વરપ્રેમનું પ્રાકટ્ય નજરે પડે છે, એ રાસ પ્રભુના પરમપદનું અમી પીતાં શીખવે છેઃ—
'પીશું પરમ પદનાં અમી રે"

બીજું તેમાંથી એ પણ સૂચન થઇ રહે છે કે દામ્પત્ય પ્રેમમાંથી વિશ્વવ્યાપી પ્રેમ પ્રસરાવી જનહિતાર્થે જીવન વહન કરવા પત્ની પોતાના પ્રિયતમને કહેતી જણાય છે.

" જગત્ જુવે ત્હારી વાટડી રેઃ
જીવનના જંત્ર જણાવઃ મ્હારા વ્હાલમા !

......પ્રેમરસ ને ભક્તિરસથી ઉભરાતો આ રાસ જાણે કોઇ સુવાવસ્થાના પુરમાં મદડોલતી યુવતી ગાતી ન હોય, અને છતાં ય વૈરાગ્યની નિવૃત્તિમય પ્રવૃત્તિની અજબ સુંદરતા પોતાના ચિત્તમાં ધારણ કરી રહી ન હોય અને સર્વ સંસારિક વિકારોને હડસેલી નાખી, પ્રેમભક્તિના શિખરપર નિરંકુશ વૃત્તિથી પોતાના પ્રિયતમ વ્હાલાને "પૃથ્વી ને નભોમંડળ ઓળંગાવી પ્રભુપદમાં ઉતારવા" ન મથતી હોય; કંથની પરમભાગ્યવતી વિધાત્રી રૂપે તેના લલાટ પ્રદેશમાં અદ્દભુત મંત્ર ન આલેખતી હોય એમ સહજ જણાઇ આવે છે, અને એ જ પ્રીતિ, નીતિમય પ્રીતિ, ભક્તિમય પ્રીતિ અને વિશુદ્ધિમય પ્રીતિ–આખા યે કાવ્યની પરમ ભાવના છે. અને એ પ્રીતિ કેવળ પતિપત્નીના જ સંતોષમાં પરિસમાપ્ત ન થતાં તેથી આગળ વધી ઊંડા કર્તવ્યનું ભાન, 'પ્રવૃત્તિનું મહાસૂત્ર,' દાખવી રહેતી જણાય છે....... યુવતીના આત્માના આભૂષણ જેવું, સમસ્ત સંલગ્ન સ્ત્રીસમાજના દામ્પત્ય ધર્મ–કર્મ–મર્મને ભાખતું આ કાવ્ય જેટલું તેના સુવાચ્ય શબ્દોમાં અને રસિક ભાવોમાં મીઠું ને મનહરણું છે, તેટલું જ તેના આધ્યાત્મિક રસમાં અને સાત્વિક તત્ત્વબોધમાં ચિત્તને પવિત્ર કરતું ને પ્રાણને પ્રકાશ આપતું જણાય છે......

### ૭. માનવ-પ્રેમ.

માનવ–પ્રેમનાં પરમ ગાન પણ સૌ. કનુબ્હેને ગાયેલ છે, તો તે તરફ હવે વળીએઃ—

જનતા–દુઃખ સર્વ નિવારણમાં
મમ આત્મ સમર્પી રહું હું સદાઃ
મમ બાંધુ–તણાં દુઃખ સંહરવા
નવ દેહ તણી મુજને જ સ્પૃહા.
ધનહીન અધીન અશાન્તિ ભર્યો
મુજ દેશ અરે ! અતિશે સહતોઃ
સહુ આધિ ઉપાધિ જ વ્યાધિ વડે.
વિપત્‌વાલ અનંત મહીં જળતો.

જહીં બાળક માતવિહોણું બનેઃ
જહીં ભાઇ ભગીનીથી દૂર બને;
જહીં પ્રેમની પાંખ્ય પિખાઇ જતીઃ
જહીં આજ–કલિ વિધુરી બનતી ?

સહુ ત્રાયની ચીસ પુકારી રહેઃ
વડવાનલ શો મુજ આત્મ જલેઃ
કહીં ક્લેશ કુસંપ તણા ભડકાઃ
કહીં ભૂખ-તૃષાતુર જો! રડતા.
સહુનીજ પીડા દૂર તે કરવા.
મમ આત્મ ધરો ઉંડી તત્પરતા.
ધરી પ્રેમ દયા મૃદુતા દઢતા
પ્રિય ભાંડુતણા કરૂં સાન્ત્વન શાં!
બનું બૌદ્ધ પરિવ્રજિકા સમ હું?
બનું પુત્રી દયાની પ્રભુપ્રિય હું?
ક્ષમતા શિવતા રતિભક્તિ વહુંઃ
સહુ સ્થાન શું મંત્ર-અમી વરસું.

શેલીની માફક સૌ. કનુબ્હેનને ચિત્ત પણ "a passion for reforming the world" જામેલ અહીં નજરે પડી આવે છે. મીસીસ શેલી જણાવે છે કેઃ—

To defecate life of its misery and its evil was the ruling passion of his (Shelly) soul; he dedicated to it every power of his mind, every pulsation of his heart. He looked on political freedom as the direct agent to effect the happiness of mankind; and thus any newsprung hope of liberty inspired a joy and exultation more intense and wild than he could have felt for any personal advantage. Those who have never experienced the workings of passion on general and unselfish subjects cannot understand this. He was generous to imprudence, devoted to heroism.

These characteristics breathe throughout his poetry. The struggle for human weal; the resolution firm to martyrdom the impetuous pursuit, the glad triumph in good, the determination not to despair; such were the features that marked those of his works which he regarded with most complacency, as sustained by a lofty subject and useful aim,"

આયર્લૅંડવાસીઓને મુક્ત કરવાની તેની બાલ-ભાવના પણ કેવળ સૌ. ક્નુબ્હેન લખે છે તેમ 'જનના દુઃખ સર્વ નિવારણાર્થ' જ ઉદ્દભવેલી.

'સરસ્વતીચંદ્ર' મા ઉતારેલું સર એડવીન આરનોલ્ડના Light of Asia પરથી સૂચિત બુદ્ધદેવનું ત્યાગગીત સૌ. કનુબ્હેનનું એક અતિ પ્રિય ગીત હતું. તેમ ભગવાન પ્રભુના સ્વાર્થત્યાગના કથનોય તેમણે "પવિત્ર પુસ્તક"માંથી મનનપૂર્વક વાંચેલ ને વિચારેલ.

"મુજ હૃદય પ્રીતિનાં અંગ તમે સૌ અંગ સર્વ છે મ્હારાં!
"જનપશુજગના કલ્યાણયજ્ઞ પર હોમું અંગ સહુ મ્હારાં.

આ પંક્તિઓ એમને અત્યંત રુચિકર થઇ પડેલ અને તે જ ભાવવાહી ઉપલું ગીત અને તેનાં છેલ્લાં ચરણો આપણુનેય મનનીય ને રુચિકર લાગ્યા વિના નહીં રહે.

એક સ્થળે તેઓ જણાવે છેઃ "હું જાણું છું કે નરી ભાવનાઓનેજ વધારી દેવી તે સંસારમાં સુખી થવાનો માર્ગ નથી. પરંતુ ભાવના ન હોય ને કેવળ જડ જેવુંજ પૃથ્વીને પાટલે વસવાનું હોય તો તે યે કેમ સહન થઇ શકે? ભાવના તો મનુષ્યને, ખુદ પરમાત્માનેય તેના સનાતન વૃદ્ધિ ને વિકાસ માટે-સારાયે વિશ્વતંત્રના વિકસન માટે-અત્યંત આવશ્યક છે. આ ભાવનાને તજી કેમ દેવાય? સર્વ કોઇ શુરાંઓ ભાવના પરજ ઝઝુમી રહ્યાં હતાં-છે. ધર્મ શું છે? સંસાર શું છે? રાજ્ય શું છે? કેવળ ભાવનાઓજ ને. સોક્રેટીસ ને પ્લેટો, લ્યુથર ને ટોલસ્ટોય, થેરો ને એમર્સન, કેવળ ભાવનાની જ મૂર્તિઓ નહીં તો બીજું શું? અને મ્હારા બુદ્ધદેવ!

આ રાત્રી ગાજતી આજઃ
મુજ મ્હેલતણી ચોપાસઃ
આ અંધકાર વીંટાયઃ
તે અંધકારની મધ્યઃ
"સુઇ રહ્યું પુત્ર-ગૃહ રત્નઃ

એ પ્રજા તાત ને પ્રિયા પુત્રઃ પ્રિતિરત્ન સર્વ મ્હારાં છે.

અલબત્ 'અંધકારની મધ્ય' સંસાર અંધકારની મધ્ય સર્વ સૂતેલ છે, તેમને તજી બુદ્ધ કોના આદેશને અનુસરી રહેલ છે? કોના આદેશે કરીને એ સૌને તે તજી રહેલ છે? દ્વાર ભણી જવા ચરણ ઉપડે છે, પણ હૃદયસૂત્ર તો જ્યાં સંસારી પ્રીતિવડે જડાયેલ છે ત્યાંજ વળે છે. પણ અન્તે તે ભાવનાનાં દોર્યાં મહેલ તજે છેઃ અંધકારમાંથી પ્રકાશમાં જાય છેઃ કેહિયુ તપ તપે છેઃ અને અન્તે નિર્વાણની તેમની શ્રદ્ધા-ભાવનાને પહોંચી રહેતા દીસે છે. આ આદેશ બુદ્ધ ન અનુસરે તેને સારૂ કેટલીય યુક્તિઓ રચાય હતીઃ પણ સૌ ફોકટઃ તેમનો સ્વભાવ જ તેમને 'તપસ્યા' ને શ્રેયસ્કર પંથ તરફ વાળી રહ્યો. અને એ સૌ કંઇ ભાવનાને કાજ?

જગદુદ્ધરણને કાજઃ
એ મહાધર્મને કાજ.

### ૮. પ્રાણી-પ્રેમ

"He prayeth well who loveth well.
Both man and bird and beast.
For the dear God who loveth us,
He made and loveth all.—Coleridge.

માનવ પ્રેમથી પર પણ આ શ્રી કવિનું દિલ દ્રવી રહ્યું છે. સારાય પ્રાણીમાત્ર પ્રત્યે દયા કરવા-કરાવવા તેનું ચિત્ત તલસે છે. અતિ જૂના "શીકારીને" નામના તેમના આ કાવ્યના મર્મો આ રીતના છેઃ—

શિકારી ! તું એ પંખીને માર્ય નાઃ
એ છે ત્હારૂં મીઠું ભોળું ભ્રાત જો.
એક પિતા પરમેશ્વર ત્હારો એહનો.
ત્યજ તેથી આ ક્રૂર અતિ સંહાર જો.
ના છે વાચા ગરિબ બિચારા પંખીનેઃ
મારીશ તું પણ એ નહી કેહ 'નવ માર્ય' જો !
આવે ગેલ કરન્તું પાસમા—
તરછોડી નવ મારીશ કુમળું છેક જો.
કુંજ મહીં બેસી આનંદે ખેલતું
એ આનંદે નવ પાડીશ તુ વિઘ્ન જો.
પંખી જાત એ નવ ભૂલશે ઉપકાર તુજ
કદી કદી હરશે ચિન્તા તારી એહ જો.
શીકારી તું એ પંખીને માર્ય ના
એ છે ત્હારૂં મીઠું ભોળું ભ્રાત જો.

કલાપી કહે છે તેમ "પશુ આ માનવી આ–એ કાંઇ ભેદ ન પ્રેમને" એ સાવ સાચું છે. સૌ. કનુબ્હેનની ઉત્તરોત્તર વધતી જતી પ્રેમભાવનાએ પંખી તથા માનવીનો ભેદ નહિવત્ કરી દીધો છે. ઉપરાત શીકારી-માનવીને તેનો ને તે વધ્ય પંખીનો એક જ પિતા પરમેશ્વર છે એવો બોધ આપેલ છે.

Glow worm અને Nightingale ના કવિ કાઉપરે ગુંથ્યા એક સંવાદ-કાવ્યમાં જે ભાવભાન રેલાઇ રલાઇ રહે છે તે અહીં પણ ઉપરની પંક્તિ "એક પિતા પરમેશ્વર ત્હારો એહનો" મા રેલાએલ છે. આજ રીતે પ્રભાકીટને મુખ કાઉપર બુલબુલને કહેવરાવે છે.—

It was the selfsame power divine
That taught you to sing and me to shine.

અને તે પછી કાવ્યને અંતે સર્વ કોઇ warring Sectaries ને-લડવાડીયા માનવ મંડળને-અજબ ભ્રાતૃભાવની મહત્તાવાળુ કાઉપર શીખવી રહે છે.

આ સાથે ઉપલા કાવ્યમા કલાપીના તેવાજ મથાળાના કાવ્યની છાયા પથરાયલી જણાઇ આવે છે.

"પક્ષી તેના પ્રભુ સાથે દૈવામા મગ્ન તને" એ પંક્તિના સહૃદય ને માર્મિક પડઘા સૌ. કનુબ્હેનના ઉપલા કાવ્યમા સ્પષ્ટ સણાઇ રહેલ છે.—

દયા છે ઇશ્વરી માયા આ બ્રહ્માંડ કરૂ મહીં,
દયામાં બ્રહ્મ પ્રીતિનું કંઇ ભાન જનો કરે,—

એ બીજી પંક્તિઓની છાયા પણ તેમના મનન ને નિદિધ્યાસનને પામેલ 'કેકારવ' ની છાપ પ્રકટ કરી રહે છે. એ સિવાય બાકીના વિચારો તો સ્વતંત્રજ છે-કવિ ચિત્તને પોતાની દયામય પ્રેમમય વૃત્તિનાજ તે પોષક ને પ્રવર્તક છે-તે જુદું જણાવવાની જરૂર નથી રહેતી.

'મ્હારી નોંધપોથી'માં તેઓ લખે છે કે "Modern civilization" માત્ર મનુષ્ય સુખનોજ શેં વિચાર કરી રહ્યું છે? તેને ચિત્ત ઇશ્વરે સરજેલાં અને માનવોને સુખપ્રદ થઇ રહેતાં અન્ય પ્રાણીઓની કિંમતજ જણાતી નથી એવું લાગે છે. અનેક સુસુન્દર પંખીઓનાં પીછાં-તેમને હણીને ગ્રહણકરેલ પીછાં-પ્હેરેલી યુરોપીય લલનાઓને જોઇએ છીએ ત્યારે ખરેખર હૈયામાં ઉંડો આઘાત થઇ રહે છે.

કવિઓનો યુગજ જાણે શમ્યો હોય, યુરોપના સારા યે ખંડમા જાણે દયાના ને પ્રેમનાં ભગવાન ઇસુએ ભાખેલ કવનોજ શાન્ત પડયા હોય, વર્ડ્ઝવર્થ જેમ કહેતા તેમ એક જડ-જીવનજ વ્હાલું, અતિ વ્હાલું થઇ રહ્યું હોય-એમ સહસા જણાઇ આવે છે. કુદરત સાથે એકતાનતા કરવી તો કોરણે રહી, પણ તેથી ઉલટું કુદરતના સૌન્દર્યનો ધ્વંસ કરવો એ જ એક આજ તે ખંડ પોતાના મહત્કાર્યરૂપે ગણી રહ્યો લાગે છે! સાયન્સના વધતા જતા બળનો આમાં હુ દોષ નથી કાઢતી. સાયન્સ ભલે વધો. જ્ઞાન ભલે વૃદ્ધિંગત થઇ રહો. તેની ના નથી. પણ ટેનિસન ઉચ્ચારે છે તેમ જ્ઞાન સાથે સન્માન પણ વધવું જોઇએ છે. નહિતર સન્માનવિહોણી સૌ Modern civilization ની ઉંચામાં ઉચી સાઠ સિત્તેર કે એંશી મજલા જેટલી બાંધેલ ઇમારત પણ એક ફુંકમા નીચે ગરી પડશે નષ્ટ થઇ જશે એ નિઃશંક છે.

બિચારાં નિર્દોષ પંખીઓને આ પ્રમાણે કનડવા એ તો કેવળ "stupid fancy" નહીં તો બીજું શું કહેવાય? અને આવી અમર્યાદ ને નિરંકુશ મોજીલી વૃત્તિ કદીય કોઇને હિતકર કે શ્રેયસ્કર નીવડી છે ખરી? "ગ્રીસે સૌન્દર્યને પૂજ્યું" છેલ્લે શરીર સૌન્દર્યને-અને તેનો અંત આવ્યો. "રોમે વિલાસને પૂજ્યો"-જડભાવી વિલાસને, ઇન્દ્રિય ને ઇન્દ્રિયાર્થના સર્વ કોઇ વિલાસમાત્રને-અને રોમ ભસ્મસાત થઇ ગયું. તેમ દેહનાં સૌન્દર્ય ઓપાવવાને, ક્રૂરતા ભરી રીતે તેમને વિલમાવવાની આ યોજના, હું તો કળી શકું છું ત્યાં સુધી, ને દુનિયાનો ઇતિહાસ સાચી સાક્ષી પૂરતો હોય તો તેનેય મ્હારી સાથે લઇ, હું પુકારી શકું છું કે આવું આ ચણતર લાંબો કાળ નહીંજ ટકે-નથીજ ટકવાનું."

અલબત એ તો સાચુંજ છે કે નવીન સંસ્કૃતિનું સારીય સૃષ્ટિભરીનું ચણતર આઓને હાથેજ થવાનું છે. લડાયક, હિંસક ને આસુરી સૌ ભાવોને જડમુળથી તેઓજ આ પૃથ્વીપરથી ભસ્મીભૂત કરી દેવાનાં છે. એવે કાળે ઉપલો 'અહિંસા'-વાચક ભાવ-સૌ. કનુબ્હેને પ્રદર્શિત કરેલ પ્રાણીમાત્રના સંરક્ષણનો ભાવ-જરિય અસ્થાને નહિ જ લખાય.

## ઉપસંહાર.

ભગિની-બંધુઓ !

આ પરથી ચોક્કસ જોઇ શકાશે કે સૌ. કનુબ્હેને ઉપજાવેલ કવિતા-સાહિત્ય કેવળ આત્મ-લક્ષી ( Literature of self-expression ) છે, જેમાં ભાવપ્રધાન રસધ્વનિ અને રાગધ્વનિ કાવ્યો ને ગીતો, ધ્યાનપ્રધાન પ્રાર્થન ગીતો અને કરૂણ પ્રશસ્તિઓ મુખ્યત્વે સમાયેલ છે. આ સર્વમા તે ઉપરાંત સાહિત્યને અનુરૂપ ચારે તત્વ-વિચાર, પ્રેરણા, કલ્પના ને સ્વરૂપતત્વ ( element of technicality ) સારી રીતે જળવાયેલ જણાઈ આવે છે. અને એ રીતે એમનું સાહિત્ય એમની આખીય Personality નું પ્રકટીકરણ-પ્રકાશન ને ઉચ્ચારણ આબાદ રીતે વ્યકત કરી રહેલ છે. કવિના મસ્તિષ્ક ને હૃદયમાંથી તેનો જન્મ થએલ છે, તેણે જાતેજ નિજ કવિતા પુસ્તકના પાનાપર પોતાને ઉતારેલ છે, તેનું સારૂંય વ્યક્તિત્વ તેમાં તરી રહેલ છે. સાચું સાહિત્ય તે જ કે જે તેના કર્તાની-ઉત્પાદકની સાચી ઓળખને પિછાન કરાવી રહે. તેના આત્માની ઉત્તરોત્તર વધતી જતી કલાલીલાનાં ઓળખ ને પિછાન, તેનામા રહેલ સામાન્ય દૃષ્ટિથી પરની આંતરદૃષ્ટિ (Insight) ને સામાન્ય વિચારણાથી પાર્યની અદ્દભુત ને અલૌકિક વિચારણાથી જાણુ આપી રહે. એક પ્રકારની કર્તાની સ્વતંત્ર કવનશક્તિની છાપ આધન્ત પડેલ દાખવી રહે. કાર્લાઇલ જેને ' genuine voices' કહે છે તે જાતના ધ્વનિ તેમા પ્રતિક્ષણ વાચકને સુણાવ્યા વિના ન જ રહે. I have read a new literature, not a reprint; nor a reflection of any other literature, but a new literature ' ઇત્યાદિ રીતનો સાક્ષાત્કાર વાંચકને ચિત્ત જામી રહે. આમ થવા અલબત જે sincerity જોઇએ તે સૌ. કનુબ્હેનના કાવ્યોમાં છે. તેમના જીવનની ઉત્તમોત્તમ પળોનાં ઉત્તમોત્તમ આન્દોલન પ્રવાહનાં તે અવતરણ માત્ર છે. તેમની ઉજ્જવલ પ્રતિભાપ્રભાથી તેઓ ઉજ્જવલ ને અનેરાં દીપી રહેલ છે. આ કાવ્યો ને ગીતો ઉકેલતાં આપણે એમના જીવનની, તેમાં નિવસતા પુણ્યાળુ આત્માની, અને અજબ નિર્દોષ ને નિખાલસ વ્યક્તિત્વની ઝાંખી કરી રહીએ છીએ.

આજ રીતે તેમની ભાષાશૈલીના સંબંધમાય તે વ્યક્તિત્વ કેવી અજબ મોહિની ભરી રીતે ભાત પાડી રહે છે તે એ જોવા જેવું છે. કલાપીની માફક ગદ્યમાં તેમણે એક પ્રકારની Conversational Style નો ઉપયોગ કીધો છે. ડા. જોન્સનને માટે કહેવાતું કે તે તેના મંડળમાં Great Talker તરિકે ઉમદા સ્થાન ભોગવી રહેતો. તે જ રીતે સૌ. કનુબ્હેને એમની ગદ્યશૈલીને ઉંડી ને ઉંડી Conversation ની ભાવનાથી ઓતપ્રેત કીધેલ હરકોઇને જણાઈ આવ્યા વિના નહિ રહે; જ્યારે પદ્યશૈલી અનુત્તમ ડોલન ભરી-તેના નાદ શમે છતાંય અનુપ અનુકંપ સ્મૃતિમાં જગાવ્યા વિના ન રહે-એવી સંગીતશૈલી તેમણે સર્જી છે. કેટલાંક એમના ગીતોના રણકારજ એટલા ભવ્ય છે, કેટલાકના ભાવોજ એટલા મનોહર છે, કેટલાકમાની કલ્પનાજ એટલી રસિક ને દૂરગામી છે, ને કેટલાકની પાછળ વિહરતી પ્રેરણા ને અંતરદૃષ્ટિની ઝળક એટલી પ્રબલ ને પ્રાણવાન છે કે એમનું હરકોઇ લખાણ એક પ્રકારની નીરાળી ભાત પાડયા વિના રહેતુંજ નથી. મેથ્યુ આર્નોલ્ડ જેને ઉચ્ચોચ્ચ સત્ય ને ઉચ્ચોચ્ચ ગાંભીર્ય કહે છે તેવા પ્રકારનું-તે સૌન્દર્ય ને સારપ ઝરતા રસ-અંશોનું ભર્યું પૂર્યું સાહિત્ય -આ સ્ત્રી-કવિએ આપણી સમક્ષ રજુ કર્યું છે; જેનો આત્મા 'પ્રેમ' છે.

છેક પરમાત્મ પ્રેમથી માંડીને તે તેનાં સરજેલાં સામાન્યમાં સામાન્ય પંખી પર્યન્ત પ્રેમની જીવન્ત જ્વલંત ભાવના સૌ. કનુબ્હેનનાં કાવ્યોમા તરી રહેલ જણાયા વિના નથી રહેતી. તેઓએ વર્ષો પૂર્વે લખેલ ' યુવતીનાં આભૂષણો ' નામના નિબંધનું પ્હેલુંજ વાક્ય આ પ્રમાણે ઉતારેલ સ્મરણમા છે. ' શાણાઓ સમજાવે છે કે પુરુષનું અવતરણ જ્ઞાન ફેલાવવા સારૂ, તથા સ્ત્રીનું સ્નેહ ફેલાવવા સારૂ છે, "—અહીં આપણને સચોટ પ્રતીતિ થઇ રહેશે કે જે શાણાઓ—ફિલસુફો, પયગંબરો, કવિવરો, ઋષિઓ ને મહન્તોની સમજુતી તેમણે ગ્રહણ કરી હતી, ઉરપ્રાણ જેને ઉતારી હતી, જીવનના પ્રત્યેક વાણા ને તાણામાં જેને વણી હતી, તે ' પ્રેમ-પ્રવર્તન '-એક સુભગા આર્યાને છાજતું ' પ્રેમ પ્રવર્તન ' એક પૃથ્વીપાટે અવતરેલ માનવી આદરે તેટલી મર્યાદા સુધીનું ' પ્રેમ-પ્રવર્તન ' તેમણે દાખવેલ છે. ઉપલાં કાવ્યોની–ગીતોની પ્રાણપ્રકાશિની અક્ષરમાળ તેની અજબ સાક્ષી ને સાબીતી આપતી આપણી સમક્ષ અક્ષર ઉભેલ છે.

પણ આટલા પ્રેમ થકીય એ રસિક સ્ત્રીકવિને સંતોષ નથી થયો. વધારે બલવત્તર સ્નેહની, વધારે દિવ્યતર પ્રેમની તેને ચિત્ત આકાક્ષા જન્મેલ છે. વેદની ઋચાઓ જેવી પ્રકાશ-પ્રાર્થનની આ નીચલી રસધાર કોક અનિર્વચનીય પ્રેમ-પ્રકાશનને માટે આરાધના ઉચ્ચારી રહેલ જણાય છેઃ—

પ્રકાશ દોઃ
પ્રકાશ દોઃ
પ્રકાશ દોઃ
અમે પ્રકાશ-ભૂખ્યા પધારીઆ આ દ્વાર;
પ્રકાશ દોઃ ( ૩ )

અમ આનંદ અધૂરા પ્રકાશતાઃ
અમ સૌન્દર્ય અધૂરા વિલાસતાંઃ
અમ સત્ય-સ્નેહ અધૂરા ઉલ્લાસતાઃ
પ્રકાશ દોઃ

પ્રકાશ દોઃ
પ્રકાશ દોઃ
અમે પ્રકાશ ભૂખ્યાં પધારીઆ આ દ્વારઃ

જગજૂની અમ પ્રાર્થના આ ગાજતીઃ
સૃષ્ટિસંગની અમ શોધ આ ચની રહીઃ
અમર આશ અમ હઇડે હજી ઝગીઃ
પ્રકાશ દો'
પ્રકાશ દોઃ
પ્રકાશ દોઃ
અમે પ્રકાશ ભૂખ્યાં પધારીયાં આ દ્વારઃ

કોક શાશ્વત રહસ્યો અમ પામીએ:
કોક ઉંડા આશ્વાસન અમ ઝીલીએ,
કોક અજરામર શાન્તિ પ્રમાણીએ.
પ્રકાશ દો'
પ્રકાશ દો'
પ્રકાશ દો:
અમે પ્રકાશ ભુખ્યા પધારીઆ આ દ્વાર.

આ પ્રાર્થના સૂણાય છે: સાચા અંત:કરણથી, ઉરપ્રાણ પાથરીને આદરેલી આરાધના ક્યારે ફોગટ જાય છે? અને 'જ્યોતિ ઝમકે' છે.

ઝમકી જ્યોતિ આત્માને આવાસ:
પ્રાણશું પ્રકટી એ ઉજ્જવલ ઉજાસ:
ઝમકી જ્યોતિ આત્માને આવાસ.
ઉલટી'તી આંધી કો શોક ઘેરી ઉરમાં:
ઉલટ્યા'તા ખારે મેઘ અશ્રુના પૂરમા:
પીમળી પરિમળ પ્રેમલ ઉજાસ
ઝમકી જ્યોતિ આત્માને આવાસ.
વિરમ્યા ઉચાટ ન્યાળી અંતરની આરસી
વિશમ્યા ઘનઘોર સ્વચ્છ શોભે નભ-પાટલી:
ઉઘડયા ઉરપ્રાણ કેરા ઉઘાડ'
ઝમકી જ્યોતિ આત્માને આવાસ:
નમ્રનત ઉભું હું પ્રણમન પ્રસારતી:
યશગીત ગુંજું હું ભક્તિભાવ ભાખતી:
વરશી શિરપર કલ્યાણધાર:
ઝમકી જ્યોતિ આત્માને આવાસ..

અલબત્, પ્રાર્થના સૂણાઇ, જ્યોતિ ઝમકી, અધૂરા કંઇક આનંદ, અધૂરા કંઇક સૌન્દર્ય, અધૂરા સત્ય, ને સ્નેહ, ઉલ્લસતા આડે છે, શાશ્વત રહસ્યોની કંઇક પિછાન થઇ રહે છે, ઉરના ઉચાટ સૌ શમે છે, શોક-વ્યાધિ ને માનવ વ્યથાના સૌ આર્ત નાદ વિરમે છે, અજરામર શાન્તિના ને અનુપમ જન-પશુ કલ્યાણના અનુભવની પગમ પલ ઉગે છે-એટલામા તો એ જ્યોતિની અહીની ઝનક-પૃથ્વી પરની તેની પ્રકાશરેખા-ઉડી જાય છે: અને

All God's angels say " Well done " !
" White and forgiven,
" Thou shall enter heaven,
" And pass unchallanged, the Golden gate,
" Where welcoming spirits watch and wait,
" To hail thy coming with sweet accord,
" To the Holy City of God the Lord. "



# ૨૭ ઈસ્માઈલી સાહિત્ય.



(લેખક.—રા. રા. ગુલામહુસેન અનિલ.)

**મહેરબાન પ્રમુખ સાહેબ, સાહિત્યપ્રેમી સજ્જનો અને સન્નારીઓ!**

અમારા ઇસ્માઇલી સાહિત્યથી આપ સુજ્ઞ મહાશયોને પરિચિત કરવાનો આજનો કિંમતી સમય અમોને પ્રાપ્ત થયો છે અને તેના માટે અમોને પરિષદ્‌ના કાર્યવાહકોએ જે સગવડ કરી આપી છે તે માટે એમનો ઉપકાર માનીએ છીએ.

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌મા અમારા ખોજા સાહિત્ય બાબતમા અમારૂં ધાર્મિક સાહિત્ય ૧૦૦ વર્ષ પૂર્વેનું નહિં હોવા સંબંધે તે વખતના પ્રમુખ સાહેબ રા. બા. કાટાવાળાએ અમારા ધાર્મિક સાહિત્યથી અજાણ હોવાને લીધે જે વિચારો જણાવેલ તે બાબત આજની આ છઠ્ઠી પરિષદ્‌મા અમારૂં સાહિત્ય સો વર્ષ જ પૂર્વેનું નહિ પણ ઘણી સદીઓથી ગુજરાતી સાહિત્યમા બહાર પડેલુ છે તેવું સાબિત કરી આપવા અમો જે કાંઇ રજુ કરીએ તે આપ શાંતિથી સાંભળશો એવી આશા છે.

(૧) મી. એદલજી ધનજી કાબા કે જેવણ પોતે અમારૂં સાહિત્ય સો વર્ષ પૂર્વેનું નહિં હોવા જણાવવાનુ રા. કાટાવાળા સાહેબ જણાવે છે તે જ મી. કાબાએ પોતાના શ્રી ઇસ્માઇલી મિશનપ્રયોગ નામના પુસ્તકની પ્રસ્તાવનામા ઇસ્માઇલી સાહિત્ય ઘણું જૂનું હોવાનો ઉલ્લેખ કર્યો છે.

(૨) અમારા મહાન બોધ ગુરુ પીર સદરૂદીનસાહેબ કે જેવણ અમારા ૩૦મા ઇમામ હક મૌલાના શાહ ઇસ્લામશાહના વખ્તમા તેવણ સાહેબના તરફથી હિંદુસ્થાનમા આજથી લગભગ ૫૦૦ વર્ષ પૂર્વે પધાર્યાનું ઘણી તવારીખોથી સાબિત છે તેમણે અહીંની ભાષાનો અભ્યાસ કરી વેદ વિગેરે પુસ્તકોનું અધ્યયન કરી કુરઆને શરીફ, અને વેદોમાના રહેલા તત્વોનો અમારા ધાર્મિક સાહિત્યમા પદ્યાત્મક ઉમેરો કરી ગયાનુ મુંબાઇની હાઇકોર્ટમા (બારાભાયા કેસ વખતે) બેરીસ્ટર ઇ. આય હાવર્ડે ૧૮૬૬ મા પોતાના ભાષણમા સિદ્ધ કરી બતાવેલું છે. (જુઓ સર જોસેફ આર્નોલ્ડના ચુકાદો.)

(૩) મુંબાઇ હાઇકોર્ટમા હાજી બીબી વિરુદ્ધ ના. આગાખાન વચ્ચે ચાલેલા કેસમા અમારા ધાર્મિક સાહિત્ય પૈકીના સંખ્યાબંધ ગ્રંથો જે આ કેસમા રજુ થયા હતા તેમાના કેટલાક ૪૫૦ અને તેથી પણ વધારે વર્ષ પહેલાના હસ્તલિખિત છે તેમ તે વખતના નીમાએલ કમીશને પણ જાહેર કરેલ છે ને તે સૌકોઇની જાણમા છે, કારણ કે તે કેસ જાહેર પેપરોમા પણ આવતો હતો.

તિ. ૭. ૧૬.

(૪) ઉપરાંત વોટસન્સ હિસ્ટરી ઓફ પરશીયા અને તવારીખે રસીદીના અંગ્રેજી ભાષાંતરમાં પણ આ બાબત ખુલ્લી જાહેર છે.

(૫) તેથી પણ વધારે પુરાવા રૂપે અમારા જમાયતખાનાઓમાં ઘણે ખરે ઠેકાણે લગભગ ૩ સદી પૂર્વેના હસ્તલિખિત ધાર્મિક ગ્રન્થો અત્યારે પણ મોજુદ છે ને વળી આજના પત્ર પ્રદર્શનમા પણ આપે અમારા ધાર્મિક ગ્રન્થો છપાએલા તેમજ હસ્તલિખિત જોયા હશે તે ઉપરથી પણ આપના જાણુવામા આવ્યું હશે કે અમારૂં ધાર્મિક સાહિત્ય નવું નથી, પરંતુ રસિલી રાગ રાગણીઓમાં આજે સદીઓ થયા ગુજરાતી ભાષામાં હસ્તી ધરાવે છે ને તેમાના થોડાજ ઉતારાઓ આપ સૌ સુજ્ઞ મહાશયોની સમક્ષ રજુ કરીશું તો અસ્થાને નહિંજ ગણાય.

હોજી રે મારા હંસા

કરણી કમાવો તો રબજી સું રાચો, આ તિરથ ત્રિવેણી આપ ચલણાજી

* * *

પીર સદરદીન બોલીયા કોઇ મન આપણું સમજાવે
કપડા ધોવે સો કયા હુવા દિલ ધોવે સો પાવે

* * *

હોજી રે વીરા

વિષય વાસના જ્યારે ટળે તારે મન થર થાયે
પીર સદરદીન એમ ભણે તારે નુરે નુર સમાયે

* * *

આ ઘટે સાસ ઉસાસ નિરંજન સત સ્વરૂપી આનંદ
આ ઘટે અનંત સુરત હંસ રૂપી તો આ ઘટે અનંત સૂરજ ને ચંદ

* * * * *

સખી કે'વા સરીખો નથી મારો સ્વામી, તે તો જોવા સરીખો છે કે અલખ અનામી

આવી આવી રીતે આધ્યાત્મિક બાબતોનું એવું તો વર્ણન કરેલ છે કે જેના વિગતવાર ઉતારા રજુ કરવા અમારૂં દિલ તલસી રહ્યું છે, છતા તે આપવા બેસીએ તો ઘણું જ લંબાણ થઇ જાય.

સર્વ મનુષ્યોએ સેવાધર્મ તો સ્વીકારવો જ જોઇએ અને તે મુજબ અમારા ધાર્મિક સાહિત્યમા અમારા બોધગુરુએ પણ અમને ચેતાવેલ છે કે

સેવા કારણ તમને સુના જગાડયા,
સેવક તે જે સેવા સાર

અમારા સાહિત્ય પ્રત્યેની અજ્ઞાનતાને લીધે કેટલાક ભાઇઓ અમારા ધાર્મિક સાહિત્ય વિરુદ્ધ નાપાયાદાર વાતો કર્યે જાય છે તેમના દિલમાનો શક દૂર કરવા અમારા પીર સાહેબોના ઉપદેશમાં જે જણાવેલું છે તેમાંના થોડાં ઉદાહરણો આપણે લઇએ.

સદ્દગુરુ કહે રે

કરમ તો સર્વે ઉતરે ન ઉતરે પર નિંદાનિ આળ
પરગમન ના ઉતરે ના ઉતરે આપ હત્યા ને બાળ

જેના હૃદય માંહે દયા નવ આવશે, કેની ધાંસ રેંસ નવ ખમશે લગાર.
જે દુબળા દેખી દયા નવ આણશે, તે આવશે નર્ક દુવાર.
માણુસ જન્મ માથે એટલું, જે કોઇ હોસે દુનિયામાં અવતાર,
બાર વર્ષ કેરે સૌ ઉપરે, ઇબાદત બંદગીની ફરજજ સાર.
હિન્દુ મુસલમાન સૌ ઉપરે, સૌને શિર છે એ ભાર.
તે માંહે જે જીવ ચુકશે, તે આવશે નર્ક મોઝારરે

જુઠી કરણીએથી કંઇ નહિ વળે, રહેણીએથી પામીએ પાર;
જે જુઠી કરણી કરી મોટા થાશે, તે આવશે કુંભિ નર્ક મોઝાર.
જુઠું બોલીને મોટા થાવસે, ને ધુતશે સર્વ સંસાર.
એક પોતાના પેટ કારણે, માથે લ્યે છે એ ભાર.

ઉપર પ્રમાણે અમારા પીર સાહેબોએ અમારી કોમને ઉપદેશ આપવા અર્થે દરેક મુદ્દાઓ કાવ્યથી ને ગુજરાતી ભાષાંમાં દાખલા દલીલોથી સચ્ચોટપણે સમજાવેલ છે.

મહાત્મા ગાંધીજી હિંદુમુસ્લીમ ઐક્ય સાધવાનું જે કાર્ય કરી રહ્યા છે તે કાર્ય આજથી ૫૦૦ વરસો પૂર્વે અમારા બોધગુરુ પીર સદરૂદીન સાહેબે પુરા તોરથી ઉપાડી લીધેલું અને ફતેહમંદી પણ મેળવેલી, તે સાક્ષર શ્રી ઓલીયા જેબીના હૃદયોદ્દગાર વાંચ્યે આપ સૌને ખાત્રી થશે. છતાં પીર સદરૂદીન સાહેબના શબ્દોમાં કહીએ.

ૐકાર મધ્યે શાહઅલી સ્હેજેથી ઊપન્યા, ઉણીયાદે આદ શાહના નામ ભણાયા.
હિન્દુ મુસલમાન શાહજીના જીવડા, કેની ભ્રાંત મ રાખોજી.

હમદિલ ખાલક અલ્લાંહ સોહિ વસે, જેણે કાયમ કુદરત ચલાઇ એબી અલ્લાહ;
સુનએ મુલ્લાં ! સુનએ કાજી! આ સૃષ્ટિ કેણે રચાઇ એબી અલ્લાહ.
ઇસરે માટીમાંથી સારી દુનીયા નીપાઇ, ઇસમે કોણ હિન્દુ કોણ મુસલમાન એબી, અ.

આવી રીતે હિન્દુ મુસલમાન એકતાની સાંકળ જડવા આજથી ૫૦૦ વરસ અગાઉ-થી જ અમારા બોધગુરુ સદરૂદીન સાહેબનો ઉદ્દેશ હતો.

આવી આવી અનેક બાબત તો અમારા ધાર્મિક સાહિત્યોમાં મળી આવે છે અને સઘળા વિષયો ઉપર અમારા પીરસાહેબોએ ઘણું ઘણું વર્ણન કરી સચોટપણે સમજાવેલ છે પરંતુ અહિં તો માત્ર નહિ જેવા જ દાખલા રજુ કર્યા છે.'

ઉપર મુજબ જુદી જુદી બાબતોના ૪૧ નાના મોટા ગ્રંથો ૧૦૨૭ પદો અત્યારે ઇસ્માઇલી ધાર્મિક સાહિત્યના ક્ષેત્રે અસ્તિત્વમાં છે જે વિષે વિશ્લેષણના સબબથી અહીં ઉલ્લેખ કરવો ઉચિત નથી. હવે અમારા ધાર્મિક સાહિત્યના મુખ્ય ઉત્પાદક પીરો પૈકી પીર શમ્સ તબ્રેઝ વિષે પણ થોડું વિવેચન રજુ કરતાં જણાવીશું કે તેવણ ભુઝર્ગ

એક મહાન સુરી હતા તેના માટે સ્વામી શ્રીરામતીર્થ તથા સ્વામી શ્રીવિવેકાનંદે યથેચ્છ વર્ણન કર્યું છે, જે મહાન નરે આકાશમાથી સૂર્યને પૃથ્વી પર આણ્યો, જેણે પોતાના શબ્દના ઉચ્ચાર માત્રથી મૃત દેહને સજીવન કીધો અને જે મહાન નરે સ્વહસ્તે પોતાના શરીરની ખાલ ઉતારી આપી તથા નાનાવિધ અસંખ્ય મોઅજીઝાઓ બનાવ્યા એ મહાન નરથી કોણ અજાણ્યુ હોય ?

આ સિવાય ઇસ્માઇલી ધાર્મિક સાહિત્યનો ઉર્દુ અને ફારસી ભાષામા ફેલાવો કરનાર મહાત્મા પીર શમ્સ તબ્રેઝ, મૌલાના જલાલુદ્દીન રૂમી, ઉમ્મર ખય્યામ અને શેખ ફરીદુદ્દીન અત્તાર ખાસ કરીને છે

વળી અહીં જગા એ ખુલાસો આપવો ઉચિત ગણાશે કે ગઇ કાલેજ સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી મારા વિદ્વાન મિત્ર શ્રીયુત અરદેસર ફરામજી ખબરદારે પોતાના શબ્દમા એક એવો ખેદ જાહેર કર્યો છે કે "શુદ્ધ મુસલમાનો તરફથી ગુજરાતી ભાષામા પુસ્તકો લખાયલા જ નથી" શુદ્ધ મુસલમાનોએ તો ઉર્દુજ પસદ કીધુ છે

અહીં પ્રશ્ન એ ખડો થાય છે કે શુદ્ધ મુસલમાનો કોણ ? જેમ બ્રહ્મ પિછાને સોહિ બ્રાહ્મણ તેવીજ રીતે "લા ઇલાહા મ્હમદ રસુલિલાહ" નો પવિત્ર કલ્મો પઢનાર શુદ્ધ મુસલમાન જ ગણાય અને પવિત્ર કુરાને શરીફ એ રીતે સઘળા મુસલમાનોને સમાન જ ગણે છે. એક વૈદકનો ધધો કરનારે સઘળા દર્દોથી જ્ઞાત રહેવાની અને વકીલાતનો ધધો કરનારે કાયદાથી જ્ઞાત રહેવાની જરૂર છે તેમ સાહિત્યની સમાલોચના કરનારાઓએ બધા પાસા તપાસવા જોઇએ ને પછી જ તેના વિષે પોતાનો મત રજુ કરવો જોઇએ આ ઊંડુ સત્ય ભુલી જવાયુ છે, તે શોચનીય છે. અમારા ધર્મગુરુનો ખાસ હેતુ હિન્દુ અને મુસલમાન સર્વે આલમને ઐક્યની સ્નેહભીની સાકળમા સગઠિત કરવાનો હોવાથી હિંદમા આવનાર અમારા પીરોએ હિન્દુ સમાજને તેમની જ ભાષામા તેમના શાસ્ત્રોમા રહેલ તત્ત્વો અને ઇસ્લામી ધર્મની મહાન ફીલોસોફી સમજાવવા એ પદ્ધતિ ગ્રહણ કરેલી હોવાથી—અમારા ધર્મનો મૂળ હેતુ ઇસ્લામ પાયો અને ઇસ્માઇલી ને ઉપરની ઇમારત હોવા છતાં અમારા સાહિત્યમા ગુજરાતી કવિવરોના જેવી રૂઢિથી પદ ભજન અને ગરબીઓ મારફતે સબોધીને વેદાતના રહસ્યો સમજાવેલા છે, જે લગભગ સઘળા ઇસ્માઇલી ભાઇઓને કંઠસ્થ હોય છે તેમાથી બે ચાર જરૂર જોગા મુદ્દાઓ રજુ કરીએ છીએ.

સખી ! સદગુરુ સતકારી જાણ, મહમદ રૂપેરે
આદ નિરંજન શામ સાચ, અલી રૂપેરે
સખી નાભકમળ ઘર માહે કે, સોહમ ઉઠેરે
ત્યા જાપ જપે છે દસ, તાર ન તુટેરે
સખી ઇગલા પીંગલા સાર, સુખમણા નાડીરે
ત્યા ચદ્ર સૂરજ મળી એક, મછા મારીરે

ગરબીનો નમુનો —

કરીયા પંજેતનના વખાણ, ઉપાવેણુ નુરનીરે લોલ
જ્યારે સીરજીયા કુતુબ તારાનુ નુર, તે પંજેતન પાકનારે લોલ.
તે તો સીતેર હજાર વરસ ઉગમતા સાર, ફરી અમ બોલતારે લોલ
તે તારો નબી મહમદ નામ, અલી શિર તાજમારે લોલ.
તેના હસ ગળામા ફાતમા (ઇ) નુર, ઝબુકે જેમ વિજળીરે લોલ
તેને બે પાસે ઇનામ હશન હુસેન, શમારે તેજ માહેરે લોલ

ઉપરની બાબતોથી જાણી શકાય છે કે, ઇસ્માઇલી ધાર્મિક સાહિત્યમા જે પદો ને ગરબીઓ બોલાય છે તે ઇસ્લામના તત્ત્વોથી ભરપુર છે છતા દરેક મુદ્દા અત્રેની પ્રજાને સચોટપણે સમજાવવા અત્રેની પ્રદ્ધતિને અનુકૂળ થઇ પડવા ખાતર માત્ર આ રીત અખત્યાર કરેલી છે ને તેવીજ રીતે અન્ય ઇસ્લામી પીરોએ અખત્યાર કર્યાનું પણ પ્રસિદ્ધ છે

## સાંસારિક સાહિત્ય

અત્યાર સુધીમા અમારી જ્ઞાતિમાથી ૧૭ વર્તમાન પત્રો બ્હાર પડયા છે પરતુ તેમાથી અત્યારે ત્રણ જ ચાલુ છે તે પૈકી પહેલુ "ધી ઇસ્માઇલી" નામક અઠવાડિક પત્ર છે જે વાર્ષિક રૂા બેના નજીવા લવાજમે (ભા૦ ખ૦ સિવાય) સરાસરી ૨૦ પાનાનું વાચન પુરૂ પાડી ગુજરાતી સાહિત્યની સેવા બજાવી રહ્યુ છે જે પત્ર સારી ગુજરાતી વાચનારી આલમ માટેનું છે

બીજુ અમારૂ પખવાડીક પત્ર ધી ઇસમાઇલી આફતાબ છે તે વાર્ષિક ત્રણ રૂપીઆના લવાજમે ઇસમાઇલી આલમ માટે સારી હકીકતો રજુ કરી ગુજરાતી ભાષાના સેવા બજાવી રહ્યુ છે. આ પત્ર અમારી જ્ઞાતિ માટેનું જ છે

ત્રીજુ અમારૂ માસિક સતપંથ-પ્રકાશ છે આ માસિક આઠ વર્ષ થયા બહાર પડે છે અને તેમા દિન પ્રતિદિન શુદ્ધ ગુજરાતી ભાષા વાપરવા અમારા ઉઠરતા કવિઓને ઘટતું ઉત્તેજન અને ઘટતી સૂચના આપી તેમને આગળ વધારવા ઉપર મહેનત કરી રહ્યુ છે તેની સાથે આ વર્ષથી ઇસ્માઇલી આલમને કળાકૌશલ્યનો પણ રસ ચખાડી રહ્યુ છે આપ જાણી શકયા હશો કે એ અમારી જ્ઞાતિ માટેનું પત્ર છે

કાવ્યો, વાર્તાઓ અને નિબધો વિગેરેના મળીને કુલ્લે ૧૮૧ ગ્રંથો અને ૭૨૩ પત્રિકાઓ બ્હાર પડેલ છે. અમારી જ્ઞાતિ રાજ્ય દરમારે માનપામેલા ૫ કવિઓ અને ૧૫૦ લેખકો તથા સાહિત્યની સેવા બજાવતા ૯ મડળો હસ્તી ધરાવે છે

ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાની મનજા ગુજરાતી ભાઇઓની ફરજ છે અને તદાનુસાર ઇસમાઇલી આલમે પણ ગુજરાતી સાહિત્યની અત્યાર સુધીમા સારી સેવા બજાવી છે છતા આટલુ તો કબુલ કરવુજ પડશે કે તે સેવા બજાવવામા અમારી થોડે ઘણે અંશે અર્ધદગ્ધ સ્થિતિ છે અને તેનું મુખ્ય કારણ અમારા કેટલાક વિદ્વાનોની આળસ અને સમસ્ત ગુજરાતી ભાષાના વિદ્વાનોનું અમારી તરફનું દુર્લક્ષ છે.

અમારા કેટલાક વિદ્વાન ભાઈઓ ગુજરાતી સાહિત્યની સેવા બજાવી રહ્યા છે અને ઘણા બજાવી પણ ગયા છે તેના ઉદાહરણાર્થે શ્રીયુત્ તનસુખરામ ત્રિપાઠીના શબ્દોમાં કહીશું કે—

"ગુજરાતીમાં પ્રથમ યોગવાસિષ્ઠના ઉત્પત્તિ પ્રકરણનું ભાષાંતર પ્રકટ કરનાર ખોજા ગૃહસ્થ હતા, અને વેદાંતના હિન્દી વિચાર સાગર આદિ પ્રસિદ્ધ ગ્રન્થોના પ્રથમ પ્રકાશક પણ ખોજા ગૃહસ્થ જ હતા અને નીતિ વૈરાગ્ય શાંતિમય પ્રસ્તુત કાવ્યના સંગ્રહ કર્તા પણ એ જ જ્ઞાતિના હતા." અહિં મને અત્યારે મળેલી સૂચના મુજબ—હું કહેવા ધારૂં છું કે શેઠ શરીફભાઇ સાલેમહમદ વેરાવળવાળાએ "પંચદશી" નામનો ગ્રન્થ બહાર પાડેલ છે.

આ સિવાય વર્તમાન પત્રના યુગ પૂર્વે પહેલ વહેલું "વેપાર સમાચાર" પત્ર કાઢનાર ખોજા-ભાઇ હતા. આવા તો અનેક દાખલાઓ અણુનોંધ્યા બસ્મિભૂત થયા છે.

અમારા બંધ પડી ગયેલા વર્તમાન પત્રોએ ગુજરાતી કળા અને સાહિત્યની જે જે અપૂર્વ સેવાઓ બજાવી છે તેનું સવિસ્તર વિવેચન કરતાં વિષય લંબાવાનો ભય રહે છે તેથી તે વળી કોઈ બીજા પ્રસંગે આપણે જાણીશું.

આજનું અમારૂં ભાષણ પૂરૂં કરતાં અમારે જણાવવું જોઇએ કે પ્રસ્તુત ભાષણમાં જો આત્મશ્લાઘા જેવો દોષ આપ સજ્જનો અને સન્નારીઓને જણાય તો ક્ષમા આપશો બાકી અમારો આશય તો સત્ય હકીકત રજુ કરવાનો અને તેમ કરી ગેરસમજ દુર કરાવવાનો જ છે.

અમારા સાહિત્ય પ્રત્યેની આપની મીઠી લાગણીઓમાં અભિવૃદ્ધિ થાય એવું ઇચ્છી અત્રેજ અટકીશું.